અરબી ભાષાની સૌથી પ્રાચીન • સાડા બાર સો વરસ પુરાની •
પ્રમાણભૂત • સદાબહાર સીરત-કૃતિ •

## ઇબ્ને હિશામની

# સીરતુન-નબી

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ

## ભાગ પહેલો


મૂળ લેખક

હઝરત અલ્લામા અબૂ મુહંમદ
અબ્દુલ-મલિક બિન હિશામ
(રહમતુલ્લાહિ અલૈહિ)

ઉર્દૂ તરજુમો

મવલાના અબ્દુલ
જલીલ સિદ્દીકી

ગુજરાતી તરજુમો

અહમદ મુહંમદ
હથુરણી



પ્રકાશક

મુહંમદ યૂસુફ સીદાત
ચાસાવાલા

અરબી ભાષાની સૌથી પ્રાચીન • સાડા બાર સો વરસ પુરાની •

• પ્રમાણભૂત • સદાબહાર સીરત-કૃતિ •

ઇબ્ને હિશામની

# સીરતુન-નબી

## સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ

(ભાગ પહેલો)

મૂળ લેખક

અલ્લામહ અબૂ મુહંમદ અબ્દુલ-માલિક બિન હિશામ

સંપાદક

અહમદ મુહંમદ હથુરણી

પ્રકાશક

મુહંમદ યૂસુફ સીદાત ચાસાવાલા

# સરવરે - કાએનાત, ફખ્રે-મવજૂદાત, રહમતે-દો આલમ
# સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના
# પવિત્ર જીવન ચરિત્ર પર

**અરબી ભાષાની સૌથી પ્રાચીન • સાડા બાર સો વરસ પુરાની**

**• પ્રમાણભૂત • સદાબહાર સીરત-કૃતિનો**

## ગુજરાતી તરજુમો


પુસ્તકનું નામ .................... ઈબ્ને હિશામની સીરતુન-નબી

મૂળ અરબી લેખક ................ અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ

ઉર્દૂ તરજુમો ...................... મવલાના અબ્દુલ-જલીલ સિદ્દીકી

ગુજરાતી તરજુમો................ અહમદ મુહંમદ હથુરાણી

પ્રકાશક .......................... મુહંમદ યૂસુફ સીદાત ચાસાવાલા

મુદ્રણાલય ....................... ઈઝી ઓફસેટ વર્કસ - સુરત- ગુજરાત (ઈન્ડિયા)

આવૃત્તિ........................... પહેલી

પ્રત ............................... બે હજાર (ભાગ-૧ અને ભાગ-૨)

હિજરી તારીખ................... ૩ ઝીલ-કઅદહ ૧૪૨૨ જુમઅહ

ઈસ્વી તારીખ ..................... ૧૮, જાન્યુઆરી - ૨૦૦૨

હદિયો ........................... રૂ.૭૫૦/= [redacted] /- (પોસ્ટેજ ચાર્જ અલગ)

પૃષ્ઠ સંખ્યા...................... ભાગ-૧ ૮૬૨ પાના અને રંગીન તસ્વીરોનાં પેજો

.................................... ભાગ-૨ ૯૧૦ પાના અને રંગીન તસ્વીરોનાં પેજો


આ કિતાબના હિન્દી અને અંગ્રેજી તરજુમા માટે એવા કલમકારની જરૂર છે જે ગુજરાતી ભાષાની સાથે હિન્દી અને અંગ્રેજી તરજુમાનો માહિર હોય. કામ બેશક બેહદ કઠિન છે પણ કેટલું ઊંચું છે તે જોતાં બીડું ઝડપી લેવા જેવું છે:

બ-હર કારે કે હિમ્મત બસ્તા ગરદદ<br>
અગર ખારે બુવદ ગુલદસ્તા ગરદદ

بسم الله الرحمن الرحيم

• અરબી ભાષાની સૌથી પ્રાચીન • સાડા બાર સો વરસ પુરાની
• પ્રમાણભૂત • સદાબહાર સીરત-કૃતિ

## ઇબ્ને હિશામની

# સીરતુન-નબી

## (ભાગ પહેલો)


મૂળ લેખક

હઝરત અલ્લામા અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ
(રહમતુલ્લાહિ અલૈહિ)

ઉર્દૂ તરજુમો

અલ્લામા અબ્દુલ-જલીલ સિદ્દીકી

ગુજરાતી તરજુમો

અહમદ મુહંમદ હથુરાણી


૧૬

મુહંમદ યૂસુફ સાંઠાત યાસાવાલા

# નઅત શરીફ

## યા મુહમ્મદ !

(સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)

અર્ઝ : જનાબ નસીમ મન્નાન સોલાપૂરી

કલી ચટકી તો બોલી, યા મુહમ્મદ !
ફઝા મહકી તો બોલી, યા મુહમ્મદ !
હવા કે લુમ્સ સે, ડાલી શજર કી,
ઝરા લચકી તો બોલી, યા મુહમ્મદ !
સહર નિકલી દુરૂદે-પાક પઢતી,
કિરન ચમકી તો બોલી, યા મુહમ્મદ !
હલીમા કી નઝર મઅસૂમ રૂખ પર,
પડી હલકી તો બોલી, યા મુહમ્મદ !
શબે-મિઅરાજ મેં, કવનો - મકાં કી,
પલક ઝબકી તો બોલી, યા મુહમ્મદ !
હિસારે-મુશ્ત મેં, હર કંકરી કી,
સદા ખનકી તો બોલી, યા મુહમ્મદ !
"નસીમ" એક અંજુમન, નૂરે-નબી સે,
સજી દિલ કી, તો બોલી, યા મુહમ્મદ !

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ

# نعت شریف

## یا محمد !

صلی اللہ علیہ و سلم

از : جناب نسیم منان سولاپوری

کلی چٹکی تو بولی یا محمد !
فضا مہکی تو بولی یا محمد !
ہوا کے لمس سے ڈالی شجر کی ،
ذرا لچکی تو بولی یا محمد !
سحر نکلی درودِ پاک پڑھتی ،
کرن چمکی تو بولی یا محمد !
حلیمہ کی نظر معصوم رُخ پر ،
پڑی ہلکی تو بولی یا محمد !
شبِ معراج میں کون ومکاں کی ،
پلک جھپکی تو بولی یا محمد !
حصارِ مُشت میں ہر کنکری کی ،
صدا کھنکی تو بولی یا محمد !
نسیم اک انجمن نورِ نبی سے ،
سجی دل کی تو بولی یا محمد !

صلی اللہ علیہ و سلم

| | | | | |
|---|---|---|---|---|
| કલી ચટકી | : | કળી ખીલી | રૂખ | : ચહેરો, મુખડો |
| ફઝા | : | વાતાવરણ | શબે-મિઅરાજ | : મિઅરાજની રાત |
| હવા કે લુમ્સ સે | : | વાયુના સ્પર્શથી | કવનો-મકાં | : દુનિયા, જગત, સકળ સંસાર |
| શજર | : | વૃક્ષ, ઝાડ | હિસારે-મુશ્તમેં | : બંધ મુઠ્ઠીમાં, મુઠ્ઠીના વર્તુળમાં |
| સહર | : | પ્રભાત, પરોઢ | સદા ખનકી | : અવાજ થયો, (મધુર ગુંજારવ) |

# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

## અલ્લાહના નૂરાની નામથી

# સીરતુન-નબીના મૂળ અરબી લેખક અલ્લામા ઇબ્ને ઇસ્હાકનો મુખ્તસર પરિચય

• ———————અહમદ મુહંમદ હથુરાણી

**અ**લ્લાહ તઆલાના આખેરી નબી, પયગમ્બરોના સરતાજ, આકાએ-નામદાર, ફખ્રે-મવજૂદાત, રહમતે-દો આલમ, સરકારે-મદીનહ, અહમદે-મુજતબા, મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત શરીફ પછી આપના નૂરાની જીવન-ચરિત્રને લગતાં જેટલાં પુસ્તકો પ્રગટ થયાં તેમાં બે સીરત-ગ્રંથોને અનુપમ સિધ્ધિ કે લા-જવાબ શુહરત મળવા પામી. અરબી ભાષામાં આજ સુધી પ્રગટ થયેલા સીરત-સાહિત્યમાં એ બંને સીરત-ગ્રંથોનો દરજ્જો સૌથી ઊંચો ગણાય છે. એમાંનો પહેલો સીરત-ગ્રંથ અલ્લામા ઇબ્ને ઇસ્હાક મુત્તલબી નામના વિદ્વાન આલિમે રચેલો છે જ્યારે બીજા સીરત-ગ્રંથના વિદ્વાન લેખક તરીકે અલ્લામા ઇબ્ને હિશામનું નામ ઇસ્લામી ઇતિહાસના પાને નોંધાયેલું છે.

અલ્લામા ઇબ્ને ઇસ્હાકે રચેલો મૂળ સીરત-ગ્રંથ હકીકતમાં આજે નાયાબ કે અપ્રાપ્ય છે. એ ગ્રંથની કોઇ પ્રત કે નકલ આજે જોવા મળતી નથી. કોઇ સંશોધકને સહેલાઇથી મળી શકે એમ પણ નથી. અલબત્ત એજ નૂરાની સીરત-ગ્રંથની યાદગાર તરીકે અલ્લામા ઇબ્ને હિશામે સંપાદન કરેલો ''સીરતે ઇબ્ને હિશામ'' નામે સીરત ગ્રંથ આજે કાયમ રહી ગયો છે. જે અત્યારે આપના હાથમાં છે. અલ્લામા ઇબ્ને હિશામે કાટછાંટની ખાસ કળાથી કામ લઇને સુધારા-વધારા સાથે ઇબ્ને ઇસ્હાકના સીરત-ગ્રંથનું નવેસરથી સંપાદન કર્યું અને તે પણ એવી ખૂબીથી કે મૂળ સીરત-ગ્રંથની કોઇ રિવાયત, કોઇ હદીસ, કોઇ પ્રસંગ કે બનાવ છૂટી જવા પામ્યો નહિ.

ઇબ્ને ઇસ્હાકના આ નૂરાની અને અભૂતપૂર્વ સીરત-ગ્રંથે પોતાના યુગમાં એટલી લોકપ્રિયતા મેળવી લીધી હતી કે તે સમયના સીરત-પ્રેમી શાઇરોએ એને કાવ્યકળામાં ગૂંથી લઇને શાઇરીના ગુલદસ્તા તરીકે પ્રસિધ્ધ કરાવ્યો હતો. એને કાવ્યશૈલીમાં ગૂંથનારા ચાર શાઇરોના નામોનો ઇતિહાસમાં ઉલ્લેખ થયેલો છે. તેઓ પૈકી છેલ્લા શાઇરનું નામ ફત્હુદ-દીન મુહંમદ બિન ઇબ્રાહીમ છે જેઓ ''ઇબ્નુશ-શહીદ''ના ઉપનામે પંકાયેલા હતા. એમણે શાઇરીની કળામાં રૂપાંતર કરેલા સીરત-ગ્રંથનું નામ ''ફત્હુલ-ગરીબ ફી સીરતિલ-હબીબ''હતું.

કહેવાય છે કે સીરતે-નબવીના આ કાવ્ય-ગુલદસ્તામાં દસ હજાર કાવ્ય-પંક્તિઓના સદાબહાર ફૂલોની ગૂંથણી કરી હતી. [1]

અલ્લામા ઈબ્ને ઈસ્હાકે વરસોની લાગલગાટ મેહનતથી લખેલા સીરત-ગ્રંથનું મુબારક નામ ''કિતાબુલ-મગાઝી વસ-સિયર'' હતું. અરબી સાહિત્યમાં સીરતે-નબવીના નૂરાની વિષય પર એ સૌથી પહેલો, અનોખો, અલબેલો અને પાયાનો ગ્રંથ હોવાથી આખા ઈસ્લામી આલમમાં એની ધૂમ મચી ગઈ. આથી પહેલાં કોઈ મુસ્લિમ સાહિત્યકારે આ પ્રકારનો ગ્રંથ લખીને પુસ્તક રૂપે પ્રગટ કરાવ્યો ન હતો. જેથી સામાન્ય મુસલમાનો ઉપરાંત ઇલ્મી વર્તુળમાં પણ એની ધૂમ મચી ગઈ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત શરીફ પછી આપના નૂરાની જીવન-ચરિત્રના નૂરાની વિષય પર, લેખિત સ્વરૂપે અને કિતાબી પોશાકે, ઈબ્ને ઈસ્હાકનું આ પુસ્તક દુનિયાનું સૌથી પહેલું પુસ્તક હતું જે સુંદર અક્ષરોએ લખનારા કાતિબોની કળામય કલમથી પ્રકાશન પામીને મુસલમાનોના ઘરોમાં પહોંચી ગયું અને તેણે ખાસો-આમમાં સરખી રીતે લોક-સરાહના મેળવી લીધી. એટલું જ નહિ, તે સમયના ઈસ્લામી ઉલૂમના વિદ્વાનોએ એના લેખક ઈબ્ને ઈસ્હાકને ''ફન્ને-મગાઝીના ઈમામ'' તરીકે સર્વાનુમતે બિરદાવી લીધા. એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનના તમામ બનાવો તથા આપના જિહાદી યુધ્ધોની સૌથી વધારે માહિતી ધરાવનારા ઈમામ. એમના પછીના ઈતિહાસકારો અને સીરત-લેખકોએ ઈબ્ને ઈસ્હાકના આ સીરત-ગ્રંથની રોશનીમાં સીરત-લેખનની પ્રવૃત્તિને ગતિભેર આગળ વધારી દીધી.

અલ્લામા ઈબ્ને ઈસ્હાકનો આ નૂરાની સીરત-ગ્રંથ એમના યુગમાં અને એ પછીના વરસોમાં મુદ્દત સુધી પ્રકાશન પામીને મુસલમાનોના ઘરોમાં વંચાતો રહ્યો અને લોકો પોતાનું ઈમાન તાઝું કરતા રહ્યા. એ પછી અલ્લામા ઈબ્ને હિશામ નામના વિદ્વાન લેખકે પોતાની કળામય કલમથી ઈબ્ને ઈસ્હાકના આ સીરત-ગ્રંથનું સંસ્કરણ કે શુધ્ધિકરણ કરીને તેને નવતર આવૃત્તિના રૂપમાં ચમકાવી દીધું. નવી આવૃત્તિના સંપાદનમાં ઈબ્ને હિશામે સુધારા-વધારા સાથે કાટછાંટની ખાસ કળાથી કામ લીધેલું હોવાથી એ વધારે દિલચસ્પ, વધારે આકર્ષક, વધારે લોકપ્રિય બની ગયું. ઈબ્ને હિશામની ભાષાશૈલી અને વાણીપ્રવાહે લોકોના દિલોમાં એવું આકર્ષણ જમાવ્યું કે તેઓ ઈબ્ને ઈસ્હાકના અસલ સીરત-ગ્રંથથી લાપરવા થઈ ગયા. જેના નતીજારૂપે સમયના પ્રવાહની સાથે ઈબ્ને ઈસ્હાકનો મૂળ સીરત-ગ્રંથ નાયાબ કે અલભ્ય થતાં-થતાં છેવટે બિલકુલ અપ્રાપ્ય બની ગયો. હવે કોઈ પ્રાચીન લાયબ્રેરી કે ઐતિહાસિક કુતુબખાનામાં કદાચ જ એની કોઈ પ્રત મળી આવે !

અલ્લામા ઈબ્ને ઈસ્હાકનું પૈદાઈશી અને ખાનદાની નામ મુહંમદ છે. એમના માનવંતા પિતાજીનું નામ ઈસ્હાક બિન યસાર છે. અરબના બનૂ મુત્તલિબના વંશમાંથી હોવાથી મુત્તલબી કહેવાય છે. અલ્લામા ઈબ્ને ઈસ્હાક પોતાના પૈદાઈશી મુહંમદ નામને બદલે ''બાપના બેટા''ને નામે એટલે ઈબ્ને ઈસ્હાક તરીકે ઈતિહાસમાં જાણીતા થયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મદીનહ મુનવ્વરહ શહેરમાં જન્મ પામ્યા. હિજરી સન ૮૫ ——ઈસવી સન ૭૦૪ ——— એમની પૈદાઈશનું વરસ ગણાય છે. બીજા શબ્દોમાં કહીએ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત શરીફના બત્રીસેક વરસ પછી જન્મ પામ્યા. પોતે ''તાબિઈ''હોવાનું અનુપમ માન ધરાવે છે. જેના અર્થ આ થયા કે ઈબ્ને ઈસ્હાકે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના

૧. અલ્લામા શિબ્લી નૂઅમાની કૃત સીરતુન-નબી જિલ્દ : પાનું ૨૫ ''હ''

માનવંતા સહાબામાંથી અમુક બુઝુર્ગ હસ્તીઓના પોતાની આંખે દીદાર કર્યા. અને એ મહાન બુઝુર્ગોની બા-બરકત સંગતમાં રહીને તેઓના મુખેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનની માહિતીઓ મેળવવા ભાગ્યશાળી થયા.

---

## અલ્લામા ઇબ્ને હિશામનો મુખ્તસર પરિચય

અલ્લામા ઇબ્ને હિશામનું પૂરૂં નામ અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ બિન ઐયૂબ અલ-હિમ્યરી અલ-મઆફિરી છે. એમનો ખાનદાની સિલસિલો મુલ્કે-યમનના મશહૂર હિમ્યર કબીલાની શાખ મઆફિર સાથે હતો. હિમ્યર કબીલામાં ઘણા બાદશાહો થઇ ગયા છે જેથી ઇબ્ને હિશામે હિમ્યર વંશના બાદશાહોનો ઇતિહાસ લખ્યો જે આજે પણ મવજૂદ છે. હિમ્યર કબીલાની મઆફિર શાખ, મઆફિર બિન યઅફ્ર નામે શખ્સથી શરૂ થઇ હતી. મઆફિર ખાનદાનના લોકો કોઇ કારણે પોતાની જન્મભૂમિનો ત્યાગ કરીને મિસર ચાલ્યા ગયા હતા. બાદમાં ત્યાં જ ઠરીઠામ થઇને મિસરના વતની બની ગયા હતા.

અલ્લામા ઇબ્ને હિશામનું જન્મ-સ્થળ બસરા શહેર છે. કિશોર વયમાં જ પોતાના વડીલો સાથે બસરાથી હિજરત કરીને મિસર ચાલ્યા ગયા જ્યાં એમના મઆફિર કબીલાના લોકો મુદ્દતથી વસેલા હતા. ખાનદાની શરાફત, ઉચ્ચ સંસ્કાર અને સદાચારી જીવનને ધોરણે આ કબીલો મિસરભરમાં માનઆબરૂનું વિશિષ્ટ સ્થાન ધરાવતો હતો. ઇબ્ને હિશામે પોતાના જીવનમાં અવનવા અનુભવો મેળવવા અનેક મુલ્કો શહેરો અને જોવાં જેવાં સ્થળોની સહેલયાત્રા કરેલી હોવાનું અનુમાન છે પણ ઇતિહાસકારોમાંથી કોઇએ તેની વિગતો દર્શાવેલી નથી.

અલ્લામા ઇબ્ને હિશામની જન્મ તારીખ અંગે પણ તવારીખના પાનાંઓમાં કોઇ રિવાયત કે ઉલ્લેખ મળતો નથી. એમની વફાતની તારીખ અંગે પણ ઇતિહાસકારોમાં મતભેદ પ્રવર્તે છે. કેટલાકના મંતવ્ય મુજબ હિજરી સન ૨૧૩————ઇસ્વી સન ૮૨૮————એમની વફાતનું વરસ છે. અમુકના મત મુજબ હિજરી સન ૨૧૮————ઇસ્વી સન ૮૩૩————માં એમની વફાત થઇ. મુલ્કે-મિસરના "ફુસ્તાત" નામે મશહૂર શહેરના કબ્રસ્તાનમાં દફન થયા. આ શહેર મિસરના નામચીન વિજેતા હઝરત અમ્ર બિન આસ રદિયલ્લાહુ અન્હુએ વસાવ્યું હતું અને આજે તે મિસરના પાટનગર કાહિરહનો એક લત્તો ગણાય છે.

અલ્લામા ઇબ્ને હિશામે મુલ્કે-મિસરને જ પોતાનું વતન બનાવીને તે સમયના પંકાયેલા આલિમો, મુફસ્સિરો, મુહદ્દિસો, ભાષા-નિષ્ણાતો અને વિદ્વાન કેળવણીકારોની સેવામાં રહીને દીની અને દુન્યવી ઉલૂમનું સંપાદન કર્યું. ઇલ્મુલ-અન્સાબ એટલે ખાનદાનોની વંશાવળીના જ્ઞાનમાં તથા ઇલ્મે-તવારીખ એટલે ઇતિહાસના જ્ઞાનમાં ઇબ્ને હિશામે નામના મેળવી હતી. ભાષાવિજ્ઞાન, સાહિત્યકલા, વ્યાકરણશાસ્ત્ર અને કુર્આન તથા હદીસના ઉલૂમમાં ઇમામ હોવાનો દરજ્જો ધરાવતા હતા.

આ બધું છતાં જે વસ્તુએ ઇબ્ને હિશામને જગતભરમાં ખ્યાતનામ કરી દીધા તે એમની લાજવાબ સીરત-કૃતિ એટલે આપણા આકા અને મવલા, અલ્લાહના અંતિમ નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર જીવન-ચરિત્ર અંગે રચેલો એમનો સીરત-ગ્રંથ છે જેનું નામ "સીરતે-ઇબ્ને હિશામ" છે. અને જે અત્યારે આપના હાથમાં છે. સીરતે-નબવીની આ અનુપમ કૃતિએ ઇબ્ને હિશામની કીર્તિને ચાર ચાંદ લગાડી

દીધા.

ઇબ્ને હિશામના એક ઉસ્તાદનું નામ ઝિયાદ બિન અબ્દુલ્લાહ બિન તુફૈલ હતું જેઓ ઇલ્મી વર્તુળમાં "અલ-બુક્કાઇ"ના નામે પંકાયેલા હતા. ઉસ્તાદ અને શાગિર્દ બંને ઇશ્કે-નબીમાં તરબોળ હતા. બંનેને સીરતે-નબવીની માહિતીઓ એકઠી કરવાની ધૂન લાગેલી હતી. એજ ધૂનમાં એક દિવસે બંનેએ પોતાના ઘરબાર વેચી નાખ્યાં. દુનિયાના કામધંધા સંકેલી લીધા અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનની માહિતીઓ એકઠી કરવાના હેતુએ અલ્લાહનું નામ લઇને વતનથી નીકળી પડયા. વરસો સુધી દેશ પરદેશની ખાક છાનતા રહ્યા. આજે આ શહેરમાં તો કાલે પેલા શહેરમાં, જાણકારો અને માહિતગારોને મળીમળીને પ્રમાણભૂત માહિતીઓ મેળવતા રહ્યા. છેવટે પોતાના મહબૂબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનને લગતી ઘણીખરી માહિતીઓ જાણકારો પાસેથી મેળવી લેવામાં સફળ થયા.

એ પછી ઇબ્ને હિશામે ઇબ્ને ઇસ્હાકના સીરત-ગ્રંથને નજર સામે રાખીને બેહદ ઝીણવટથી તેની ચકાસણી કરી અને ભારે કુશળતા તથા સાવચેતીથી પોતે મેળવેલી માહિતીઓની રોશનીમાં તેનું સંસ્કરણ અને શુધ્ધિકરણ કર્યું. આ કામ નવું પુસ્તક લખવાથી પણ વધારે અઘરૂં હતું છતાં ઇબ્ને હિશામ ડગ્યા નહિ અને વરસોની મેહનતથી તેમણે ઇબ્ને ઇસ્હાકના પુસ્તકને સોળે કળાથી શણગારીને નવું રૂપ આપી દીધું. પુસ્તકના શણગારમાં ઝિયાદ બિન અબ્દુલ્લાહ અલ-બુક્કાઇનો પણ મોટો ફાળો હતો જેથી ઇબ્ને હિશામના સીરત-પુસ્તકમાં જેટલા ગૃહસ્થોની રિવાયતો આવેલી છે તેમાં અલ-બુક્કાઇનું નામ વારંવાર આવતું રહે છે. અલ-બુક્કાઇ સાહેબ ઇબ્ને હિશામના ઉસ્તાદ હતા પણ ઇબ્ને ઇસ્હાકના શાગિર્દ હતા.[૧]

અલ્લામા ઇબ્ને હિશામે ઇશ્કે-નબીમાં ગરકાવ થઇને કંઇ એવી તો અકીદતથી ઇબ્ને ઇસ્હાકની સીરત-કૃતિનું સંસ્કરણ કર્યું કે બારગાહે-ઇલાહીથી તેની મકબૂલિયતનો તેમને પરવાનો મળી ગયો. ઇબ્ને ઇસ્હાકની અસલ કિતાબ ઓથામાં ચાલી ગઇ અને તેના નવતર રૂપ સાથે ઇબ્ને હિશામનું નામ જોડાઇ ગયું અને કૃતિની સાથે તેનો કર્તા પણ કાયમ માટે અમર થઇ ગયો. આજે સીરતે-નબવીના વિષય પર કલમ ઉપાડનાર કોઇ લેખક પોતાના પુસ્તકમાં ઇબ્ને હિશામની કિતાબનો હવાલો ટાંકવા માગે તો તે આમ નથી લખતો કે, ઇબ્ને હિશામની સીરતુન-નબી, બલકે ફકત "ઇબ્ને હિશામ" લખીને ટૂંકમાં પતાવી દે છે.

---

## ઇબ્ને હિશામના ઉર્દૂ તરજુમા

સીરતે-ઇબ્ને હિશામની મકબૂલિયતનો પુરાવો આ છે કે અરબી ભાષામાં એની સંખ્યાબંધ આવૃત્તિઓ છપાઇને હાથોહાથ નીકળી ચૂકી છે. દુનિયાની જુદી-જુદી ભાષાઓમાં એના ભાષાન્તરો પ્રગટ થઇને, અને ખાસો-આમની મકબૂલિયત મેળવીને ઇલ્મી વર્તુળોની પ્રશંસાની [illegible]ી મેળવી ચૂકી છે. જર્મન, ફ્રેન્ચ અને અંગ્રેજી ભાષાઓમાં એના તરજુમા મવજૂદ છે. ફારસી ભાષામાં પણ એનો તરજુમો કરવામાં આવ્યો છે. જેમકે અલ્લામા શિબ્લી નુઅમાની સાહેબે એના ફારસી તરજુમાની એક [illegible]લિખિત પ્રત અલ્લાહાબાદની લાયબ્રેરીમાં જોઇ હતી. હઝરત શેખ સઅદી શીરાઝીના યુગમાં ઇરાનના બાદશાહ અબૂબક્ર સઅદ ઝન્ગીના શાહી આદેશથી એનું ફારસી ભાષાન્તર કરવામાં આવ્યું હતું.[૨]

---

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૩૧

૨. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૨૪

ઉર્દૂ ભાષામાં પણ એના અનેક તરજુમા છપાઈને બહાર પડી ચૂકયા છે. અમારી જાણ અને માહિતી મુજબ ઉર્દૂ ભાષામાં આજ સુધી આ અઝીમુશ-શાન સીરત-ગ્રંથના જુદા-જુદા પાંચ તરજુમા છપાઈને બહાર પડી ચૂકયા છે જેની ટૂંક ઓળખ આ છે :

**પહેલો તરજુમો**————સીરતે-ઈબ્ને હિશામનો પહેલો ઉર્દૂ તરજુમો લાહોરના તે સમયના ''અખબારે-વતન''ના માનવંતા તંત્રી મોલવી ઈન્શાઅલ્લાહ ખાન સાહેબે પોતાના સહતંત્રી મોલવી અબ્દુલ-હલીમ રોદલ્વી સાહેબના સહકારથી અંજામે પહોંચાડયો. એનું ઉર્દૂ નામ ''સીરતુર-રસૂલ'' રાખવામાં આવ્યું. આ કિતાબ ઈસ્વી સન ૧૯૧૪ માં ત્રણ જિલ્દોમાં લાહોરના હમીદિયા પ્રેસમાં છપાઈને બહાર પડી. આજે અપ્રાપ્ય છે. મોટી લાઈબ્રેરીઓમાં એની પ્રતો જોવામાં આવે છે.

**બીજો તરજુમો**————સીરતે-ઈબ્ને હિશામનો બીજો ઉર્દૂ તરજુમો અલ્લાહના મહાન વલી હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા રહમતુલ્લાહિ અલૈહના માનવંતા ભાણેજ સૈયિદ યાસીન અલી હસની નિઝામી દહેલ્વી સાહેબે કર્યો અને તેનું નામ ''સીરતુન-નબી ઈબ્ને હિશામ'' રાખ્યું. પણ કોઈ કારણસર પાંચ વરસ સુધી તેને છપાવી શકયા નહિ. છેવટે ઈ.સ. ૧૯૧૫ માં એના બંને ભાગો એક જિલ્દમાં લાહોરના પ્રકાશક અબ્દુર-રહીમ એન્ડ બ્રધર્સ તાજિરાને-કુતુબ તરફથી લાહોરના રિફાહે-આમ સ્ટીમ પ્રેસમાં છપાઈને બહાર પડયા. આજે આ પુસ્તક પણ નાયાબ છે અને મોટી લાઈબ્રેરીઓ સિવાય કયાં યે જોવામાં નથી આવતું.

(નોટ : સૈયિદ યાસીન અલી નિઝામીનું આ પુસ્તક ઈદારએ-ઈસ્લામિયાત ૧૯૦ અનારકલી લાહોરની પેઢી તરફથી સપ્ટેમ્બર ૧૯૮૯ માં બે પાકી સુંદર જિલ્દોમાં છપાઈને બહાર પડી ચૂકયું છે. બંને જિલ્દોની ભેગી કિંમત ૩૬૦ રૂપિયા છે. ''હ'')

**ત્રીજો તરજુમો**————યાદરઘાટ કોલેજ હયદરાબાદ-દક્કનના લેકચરર મોલવી કુત્બુદ્દીન અહમદ મહમૂદી સાહેબે આ ગ્રંથનો ''સીરતુન-નબી ઈબ્ને હિશામ'' નામે ઉર્દૂ તરજુમો કરીને હયદરાબાદના ઉસ્માનિયા પ્રેસમાં ઈ.સ. ૧૯૧૪-૧૯૧૫ માં છપાવ્યો હતો. પુસ્તક બે જિલ્દોમાં હતું અને ઉસ્માનિયા યૂનિવર્સિટીના અભ્યાસક્રમમાં દાખલ હતું. એના થોડાક પ્રકરણોનો તરજુમો અધૂરો રહી ગયો હતો. આજે આ તરજુમો અપ્રાપ્ય છે.

(નોટ : મોલવી કુત્બુદ્દીન અહમદનો આ તરજુમો હાલમાં જ કરાંચીના મુહંમદ અલી દીવાન સાહેબે બે પાકી સુંદર જિલ્દોમાં, કારખાના ઈસ્લામી કુતુબ, દુકાન નંબર ૨, ગિડવાની બિલ્ડીંગ, ઉર્દૂ બાઝાર કરાંચીથી પ્રગટ કરાવ્યો છે. બંને જિલ્દોની કિંમત ૩૩૦ રૂપિયા છે. ''હ'')

**ચોથો તરજુમો**————સીરતે-ઈબ્ને હિશામનો ચોથો મુકમ્મલ ઉર્દૂ તરજુમો સરલ શૈલીમાં મવલાના અબ્દુલ-જલીલ સિદ્દીકી સાહેબે કર્યો છે જેને મવલાના ગુલામ રસૂલ ''મિહર''સાહેબની ચકાસણી અને અવલોકન બાદ, બે દળદાર પાકી જિલ્દોમાં, લાહોરની શેખ ગુલામ અલી એન્ડ સન્સની પેઢીએ ઈ.સ. ૧૯૬૨ માં, ચોક અનારકલી લાહોરથી પ્રગટ કરાવ્યો. પહેલી જિલ્દના ૮૪૫ પાનાં છે. બીજી જિલ્દ ૧૯૬૪ માં પ્રગટ થઈ જેના [illegible] પાનાં છે. બંને જિલ્દોની ભેગી કિંમત તે વેળા ફકત ૩૨ રૂપિયા હતી. આજે તેની નવી આવૃત્તિનું મૂલ્ય ૪[illegible] રૂપિયા છે. સીરતે-ઈબ્ને હિશામના એજ ઉર્દૂ તરજુમાનો આ ગુજરાતી તરજુમો આપના હાથમાં છે.

**પાંચમો તરજુમો**————અલ્લામા ઈબ્ને હિશામના આ નૂરાની સીરત-ગ્રંથનો પાંચમો ઉર્દૂ તરજુમો

પણ પ્રગટ થઈને લોકચાહના મેળવી ચૂકયો છે. એના ભાષાન્તરકાર મવલાના શૈખ મુહંમદ ઇસ્માઇલ પાનીપતી સાહેબ છે. મકબૂલ અકાદમી, શાહ આલમ મારકિટ લાહોરની પેઢીના માલિક મકબૂલ અહમદ સાહેબે એની બીજી આવૃત્તિ ૧૯૬૫ માં લાહોરના અશરફ પ્રેસમાં છપાવીને પ્રગટ કરી છે. કિંમત ૧૫ રૂપિયા છે. અરબીના અસલ નામે એનું નામ પણ સીરતે-ઇબ્ને હિશામ છે. એ મૂળ અરબી કિતાબનો મુકમ્મલ તરજુમો નથી બલ્કે તેની "તલખીસ" છે એટલે કાટછાંટની ખાસ કળાથી શણગારીને રજૂ કરેલો ખુલાસો છે.

## ઇબ્ને હિશામનો આ ગુજરાતી તરજુમો

અમારી જાણ અને માહિતી મુજબ કોઇ મુસ્લિમ-ગુજરાતી લેખકે આજ સુધી સીરતે-ઇબ્ને હિશામનો ગુજરાતી ભાષામાં તરજુમો કર્યો નથી. અગર કર્યો હોય તો તેને પુસ્તકરૂપે છપાવીને પ્રગટ કરાવ્યો હોય તેવું પણ અમારી જાણમાં નથી. અમારી માન્યતા કે અનુમાન મુજબ પ્રથમવાર અમે સીરત-સાહિત્યના આ બેનમૂન અને અનમોલ સીરતગ્રંથનો ગુજરાતી તરજુમો કરીને એને પુસ્તકાકારે પ્રગટ કરાવવાનું માન મેળવીએ છીએ. આ સઆદત કે સદ્‌ભાગ્ય મેળવવા બદલ અમે બારગાહે-ઇલાહીમાં નમ્રતાનું મસ્તક નમાવીને તે માલિકના અગણિત ઉપકારોનો અંતઃકરણથી આભાર માનીએ છીએ.

ઉર્દૂ ભાષામાં અલ્લામા ઇબ્ને હિશામની સીરતુન-નબીના જે અનેક તરજુમા છપાઇને બહાર પડી ચૂકયા છે એ બધામાં, અરબી-ઉર્દૂ સાહિત્યના જાણીતા અદીબ મવલાના અબ્દુલ-જલીલ સિદ્દીકી સાહેબે, મવલાના ગુલામ રસૂલ મિહરના સહકારથી જે તરજુમો કર્યો છે એ, મૂળ અરબી ગ્રંથનો સૌથી સુંદર, મુકમ્મલ અને સર્વસ્વીકૃત તરજુમો છે. એજ ઉર્દૂ તરજુમાનો અમે મુકમ્મલ ગુજરાતી તરજુમો કર્યો છે.

આ ગુજરાતી તરજુમાના સંપાદન અને સજાવટમાં જે વાતોનો ખાસ ખિયાલ રાખવામાં આવ્યો છે તેની ટૂંક વિગત આ છે :

૧————આ ગુજરાતી તરજુમો મવલાના અબ્દુલ-જલીલવાળા ઉર્દૂ તરજુમાની ઉર્દૂ ઇબારતનો લફઝી કે શાબ્દિક તરજુમો નથી. બલકે તરજુમાની ગુજરાતી ભાષા તદ્દન સાદી, સરલ કે આમ-ફહમ રાખી છે. અઘરા શબ્દો- જટિલ વાકયો અને ગુંચવાડાભરી જોડણીના પ્રયોગથી બચવાની બનતી કોશિશ કરી છે. હેતુ આટલો જ કે સાધારણ ગુજરાતી ભણેલા ભાઇ-બહેનો પણ આસાનીથી એનો લાભ લઇ શકે. ઉર્દૂના તરજુમામાં આવેલી અરબી ભાષાની ઇસ્તેલાહો કે સાંકેતિક પરિભાષાના શબ્દો લખવાની જરૂર પડી તો બ્રીકેટ કે હાશિયામાં તેના અર્થ કે ભાવાર્થની ચોખવટ કરી દીધી છે. એવી જ રીતે ઉર્દૂના કોઇ વાકય કે શેઅરના તરજુમામાં ઉલઝન જેવું લાગતાં અમે તેને બીજા તરજુમાઓની મદદથી સુલઝાવવાની કોશિશ કરી છે.

૨————ગુજરાતી તરજુમામાં મૂળ ગ્રંથના કોઇ મામૂલી બનાવને પણ જતો કર્યો નથી. જવલ્લે જ કોઇ એવો બનાવ હશે જે સીરતના વિષય સાથે તદ્દન અસંગત હોવાથી તેને બિનજરૂરી સમજીને જતો કરવામાં આવ્યો હોય. અલબત્ત જે જે પ્રકરણોમાં કુર્આને-મજીદની સંખ્યાબંધ આયતો ટાંકીને તેનું લંબાણ વિવેચન કરવામાં આવ્યું છે ત્યાં તેને ટૂંકાવીને બે ચાર આયતો તેના તરજુમા સહિત લખી દીધી છે. કેટલીક જગાએ આયતના શરૂઆતના શબ્દો લખીને પૂરી આયતનો તરજુમો લખી દીધો છે અને હાશિયામાં આયતનો હવાલો આપી દીધો છે કે ફલાણા પારહમાં ફલાણી સૂરતની ફલાણા નંબરની આયત છે. કેટલીક જગાએ આયતો લખવાને બદલે ફકત તેનો તરજુમો લખી દીધો છે. પુસ્તકનું દળ ઓછું કરવાના હેતુએ.

૩————ગુજરાતી તરજુમામાં જયાં જયાં કુર્આને-મજીદની આયતો ગુજરાતી લિપિમાં લખેલી છે ત્યાં આ વાતની ખાસ કાળજી રાખેલી છે કે, વાંચક એ આયતોને વાંચવામાં શબ્દોના તલફ્ફુઝ એટલે શબ્દોના ઉચ્ચારણની ભૂલ નહિ કરે બલકે આયતને તેના સહીહ ઉચ્ચાર સાથે વાંચી શકે. એ માટે આયતના જોડાક્ષરોને છૂટા પાડીને અલગ-અલગ જોડાણીથી લખી દીધા છે. આ રીતે કાળજીથી વાંચનારા ભાઇ-બહેનો કુર્આને-કરીમની આયતોના ગલત ઉચ્ચારથી બચી જશે.

૪————એ ઉપરાંત કુર્આને-મજીદની આયતોના ગુજરાતી તરજુમાની ખાસ ખૂબી એ છે કે અર્ધી લાઇનમાં આયતના જેટલા શબ્દો આવેલા હોય તેટલા જ શબ્દોનો, તેની સામે તેનો ગુજરાતી તરજુમો લખવામાં આવ્યો છે.

૫————કિતાબના ઉર્દૂ તરજુમામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની અનેક હદીસો અરબી લિપિમાં જ લખેલી છે અને પછી તેનો ઉર્દૂ તરજુમો લખેલો છે. એના અનુસરણમાં અમે પણ હદીસોની અરબી ઇબારત ગુજરાતી લિપિમાં લખી દીધી છે. અહીં પણ હદીસના જેટલા શબ્દો અર્ધી લાઇનમાં આવેલા હોય તેટલા જ શબ્દોનો, તેની સામે ગુજરાતી તરજુમો લખી દીધો છે.

૬————મૂળ અરબી ગ્રંથમાં તે સમયના અરબ શાઇરોએ પ્રસંગોપાત રચેલા લાંબા-લાંબા કસીદા-કાવ્યો અને મરસિયા-કાવ્યોની ભરમાર થયેલી છે. તેના ઉર્દૂ તરજુમાના ગ્રંથમાં પણ એ કાવ્યોને સાંગોપાંગ ઉતારી લેવામાં આવ્યાં છે. કેટલાક આખે આખા પ્રકરણોમાં ફકત કાવ્યો જ તેના તરજુમા સાથે ટાંકેલાં છે.

તે સમયે અરબ સમાજમાં શાઇરીનું ખાસ મહત્વ અને મૂલ્ય હતું. એનો લાભ એ હતો કે સર્જાયેલી મહત્વની ઘટનાને શાઇરીમાં ગૂંથી લેવાથી ઘટનાનું મૂલ્ય અંકાતુ હતું અને તેની સચ્ચાઇની વધુથી વધુ ખાતરી થઇ જતી હતી. વળી શાઇરે રચેલા શેઅરો આસાનીથી જીભે ચઢી જતા હોવાથી મૂળ બનાવ કાયમ માટે સ્મરણ-પટ પર કોતરાઇ જવાની શકયતા હતી. તે સમયે અરબ સમાજમાં શાઇરીનું તેજ મહત્વ અને મૂલ્ય હતું જે આજે અખબારો, રેડિઓ અને બીજા પ્રચાર માધ્યમોનું છે. આપણા જમાનામાં આજે શાઇરીનું તે યુગ જેવું મહત્વ રહ્યું નથી કેમકે એનું સ્થાન બીજા પ્રચાર સાધનોએ લઇ લીધું છે. આ કારણે અમે એ કસીદાઓ અને મરસિયાઓમાંથી ઘણા ખરાને બિનજરૂરી સમજીને કમી કરી નાખ્યા છે. એથી સીરતે-નબવીના મૂળ વિષયમાં કે ધારાપ્રવાહમાં કશી ખામી આવી નથી. અલબત્ત એ કાવ્યોમાંથી વાજબી લાગ્યું ત્યાં પ્રસંગને બંધબેસતા અને ઘટનાને નક્કર બનાવતા ચુનંદા શેઅરો પસંદ કરીને તેના ગુજરાતી તરજુમા સાથે લખી દીધા છે. આ છણાંટણીથી પુસ્તકના દળમાં અમુક અંશે ઘટાડો થયો છે.

૭————સીરતે ઇબ્ને હિશામના બીજા ભાગના છેલ્લા પ્રકરણમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પર હઝરત હસ્સાન બિન સાબિત રદિયલ્લાહુ અન્હુએ રચેલા ચાર દર્દનાક મરસિયાઓ એટલે શોકકાવ્યોના બધા શેઅરો તેના ગુજરાતી તરજુમા સાથે શામિલ કરી લીધા છે.

૮————ઇબ્ને હિશામના અસલ ગ્રંથમાં સીરતને લગતા કેટલાક મહત્વના બનાવોને છેક ટૂંકાણમાં એવી રીતે સંકેલી લેવામાં આવ્યા છે કે વાંચકના દિલમાં તે બનાવની વધુ વિગત જાણવાની ઉત્કંઠા જાગે છે. વાંચકની એ ઉત્કંઠાને સંતોષવા, એ બનાવને અમે સીરતના બીજા સનદી ગ્રંથોને આધારે વિગતથી ટાંકીને તે ગ્રંથનો હવાલો પણ લખી દીધો છે. આવા સ્થળે ''ગુજરાતી સંપાદકનો વધારો'' કે ''નોંધ'' જેવા શબ્દો લખી દીધા છે કે જેથી વાંચક જાણી લે કે એ ઇબ્ને હિશામના ગ્રંથનું લખાણ નથી.

એવી જ રીતે અમુક પ્રકરણોમાં ઈસ્લામના દુશ્મનો સાથેની લડાઇનું વિગતવાર વર્ણન તો થયેલું છે પણ એ લડાઇ કેમ લડવી પડી તેનું કારણ દર્શાવેલું નથી. એવા સ્થળે અમે એ પ્રકરણની શરૂઆતમાં ''સંપાદકની નોંધ''ના મથાળે તેનું કારણ સનદી સીરત-ગ્રંથોને આધારે ટૂંકમાં દર્શાવી દીધું છે.

૯----------ઉર્દૂ તરજુમાના કેટલાક પ્રકરણોના મુખ્ય મથાળાં કે પેટા મથાળાં કંઇક ઉલઝનભર્યાં લાગવાથી અમે તેમાં ફેરફાર કરીને તેની જગાએ તેવા જ ભાવાર્થના આસાન અને બંધ બેસતા મથાળાં ગોઠવી દીધા છે. કેટલીક જગાએ નવા પેટા-મથાળાં ઉમેરી દીધાં છે કે જેથી ઘટનાની પરંપરા જળવાઇ રહે અને વાત આસાનીથી ધ્યાનમાં આવી જાય.

૧૦----------ગુજરાતી તરજુમામાં જ્યાં જ્યાં અલ્લાહના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક નામ મુહંમદ અથવા રસૂલુલ્લાહના શબ્દો આવેલા છે, ત્યાં-ત્યાં દુરૂદ શરીફના પૂરા શબ્દો લખી દીધા છે. એ શબ્દો છે : ''સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.''

એના અર્થ છે : ''અલ્લાહના સલામ, અલ્લાહની રહમતો, અલ્લાહની કૃપાઓ હો આપની ઉપર!'' સામાન્ય રીતે આ શબ્દોનું ટૂંકું રૂપ (સલ.) અથવા (સ.અ.વ.) અથવા (સલઅમ) તરીકે લખવામાં આવે છે. અમે એ પ્રથા જતી કરીને દુરૂદ શરીફના પૂરા શબ્દો લખી દીધા છે કે જેથી વાંચકો પુરૂં દુરૂદ પઢવાના સવાબથી મહરૂમ ન રહે. આમ છતાં કોઇક જગાએ એનું ટૂંકું રૂપ લખાયું હોય કે પછી પૂરા શબ્દો છૂટી ગયા હોય તો ત્યાં એ પૂરૂં દુરૂદ વાંચવાની માનવંતા વાંચકોને વિનંતી છે. હકીમુલ-ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી રહમતુલ્લાહિ અલૈહિ ફરમાવે છે :

> ''દુરૂદ શરીફ હમેશા અલ્લાહની બારગાહમાં મકબૂલ હોય છે. એનું રહસ્ય આ છે કે બીજી ઈબાદતો તો કદી કબૂલ થાય છે કદી કબૂલ નથી થતી. પણ દુરૂદ શરીફ એવી ઈબાદત છે જે હંમેશા મકબૂલે-બારગાહે-ઈલાહી હોય છે. મારી માન્યતામાં એનો ભેદ આ છે કે, અલ્લાહ તઆલા પોતે ચાહે છે કે મારા બંદાઓ, મારા મહબૂબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર દુરૂદ પઢતા રહે અને મારી રહમતો, મારી બરકતો, મારી કૃપાઓ, મારા સલામોનો આ સિલસિલો મારા મહબૂબ પર લગાતાર ચાલુ રહે અને એનો તાર તૂટવા નહિ પામે !
>
> એજ કારણ છે કે અલ્લાહ તઆલા પોતે અને તેના ફરિશ્તા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર દુરૂદ મોકલતા રહે છે જેનું બયાન કુર્આનમાં પણ થયેલું છે. તો મુસલમાનોમાંથી અલ્લાહનો જે બંદો કે જે બંદી અલ્લાહની બારગાહમાં એવી દરખાસ્ત રજૂ કરે કે :
>
> ''હે અલ્લાહ ! તારા હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર તારી રહમતો, તારી કૃપાઓ, તારી બરકતો, તારા સલામો મોકલાવતો રહેજે અને તારી કૃપાથી મારી આ દરખાસ્ત કબૂલ કરજે !'' તો અલ્લાહ તઆલા તેની આ દરખાસ્ત જરૂર કબૂલ કરી લે છે. કેમકે અલ્લાહ પોતે પણ એવું જ ચાહે છે. હદીસમાં છે :

| | |
|---|---|
| મન સલ્લ અલૈય વાહિ-દતન | જે કોઇ દુરૂદ મોકલે મુજ પર એક વાર |
| સલ્લલ્લાહુ અલૈહિ અશ્રન. | અલ્લાહ દુરૂદ મોકલશે તેની ઉપર દસ વાર.'' |

૧૧————એવી જ રીતે અલ્લાહના માનવંતા પયગમ્બરોમાંથી એક નામ આવે તો ત્યાં અલૈહિસ-સલામ વાંચવું. બે નામો આવે તો અલૈહિમસ-સલામ અને બેથી વધુ નામો હોય તો અલૈહિમુસ-સલામ અને હઝરત બીબી મરયમ કે હઝરત બીબી હાજિરહનું મુબારક નામ આવે તો અલૈહસ-સલામ વાંચવું.

માનવંતા સહાબામાંથી એક સહાબીના નામ સાથે રદિયલ્લાહુ અન્હુ વાંચવું. બે નામો સાથે રદિયલ્લાહુ અન્હુમા અને બેથી વધારે નામો સાથે રદિયલ્લાહુ અન્હુમ કહેવું. ખાતૂન સહાબિયહના નામ સાથે રદિયલ્લાહુ અન્હા અને બેથી વધારે હોય તો રદિયલ્લાહુ અન્હુન્ન કહેવું.

એવી જ રીતે તાબિઇન, તબ્એ-તાબિઇન અને બુઝુર્ગાને-દીનના નામો સાથે એક હોય તો રહમતુલ્લાહિ અલૈહ અને બેથી વધારે હોય તો રહમતુલ્લાહિ અલૈહિમ કહેવું.

૧૨————ગુજરાતી તરજુમામાં માનવંતા સહાબાના મુબારક નામો, રાવીઓના નામો, અરબના કબીલાઓના નામો તેમજ અરબના શહેરો, કસબાઓ, ગામો, પહાડો, જંગલો, ખીણો, કૂવાઓ, ઝરણાઓ અને સ્થળો વગેરેના નામોની ખરી જોડણી માટેની ખાસ કાળજી લેવામાં આવી છે. નામો અને શબ્દોના ખરા ઉચ્ચારણ માટે વપરાતા ''એઅરાબ'' કે સ્વર-સંજ્ઞાઓ એટલે ઝબર- ઝેર, પેશનો ઉર્દૂના તમામ તરજુમાઓમાં કોઇએ પણ ખાસ ખિયાલ રાખ્યો નથી. એની તહકીક માટે અમે અન્ય સીરત-ગ્રંથો ઉપરાંત અરબીના લુગાત-ગ્રંથોની પણ મદદ લીધી છે. પૂરી ખાતરી કર્યા પછી જ નામોને ખરી જોડણી સાથે લખ્યાં છે. આમ છતાં કોઇ નામની જોડણીમાં ભૂલ થઇ હોય તે બનવા જોગ છે.

૧૩————ઇબ્ને હિશામમાં કેટલાક પ્રકરણોમાં, તેમાં દર્શાવેલી ઘટનાઓ સાથે સંકળાયેલી વ્યકિતઓના નામોની સાથે તેઓના પૂર્વજોના નામોની પણ લાંબીચોડી વંશાવળી ટાંકેલી છે. ગુજરાતી તરજુમામાં ઘણી જગાએ અમે પુસ્તકનું દળ હળવું કરવા, એ લાંબી વંશાવળીમાંથી શરૂઆતના થોડાંક નામો લખીને બાકીના નામો જતાં કર્યા છે.

૧૪————ગુજરાતી તરજુમામાં કોઇ ગુજરાતી શબ્દની ગલત જોડણી નહિં લખાય જાય તેની પણ કાળજી લેવામાં આવી છે. એ માટે અહમદાબાદની ગુજરાત વિદ્યાપીઠ તરફથી પ્રગટ થયેલા ''સાર્થ ગુજરાતી જોડણીકોશ'' નો અમે લાભ લીધો છે. ૧૯૬૭ ના એપ્રિલમાં છપાયેલી એની પાંચમી આવૃત્તિ અમારી નજર સામે છે. આ જોડણીકોશની એક ખાસ ખૂબી આ છે કે એને મહાત્મા ગાંધીજી સાહેબના હસ્તાક્ષરની સાથે તેમના અંતઃકરણના આશીર્વાદ મળેલા છે. ગુજરાતી શબ્દોની જોડણીનું જ્ઞાન કાચું હોવાથી અમે વારંવાર એનો લાભ લીધો છે. અલબત્ત આ જોડણીકોશમાંથી ગુજરાતીમાં વપરાતા અરબી ભાષાના કેટલાક શબ્દોની જોડણી અમે બાદ કરી છે જેમકે : કુરાન, મસીદ, હજરત, મહમદ, મજહબ, અજાન, નિમાજ, જકાત, રમજાન, રોજો, જિન્નત, દોજખ, જનાજો, કાબા, જિયારત વગેરે.

૧૫————ગુજરાત વિદ્યાપીઠ અહમદાબાદના આ જોડણીકોશમાં અરબીના ઘણાખરા શબ્દોની ખરી જોડણી અને તેના ખરા અર્થ લખવાની કાળજી લેવામાં આવી નથી. કેટલીક જગાએ તો અર્થના અનર્થ કરી નાખીને મોટી દોરવણી કરવામાં આવી છે. દાખલા તરીકે અરબી ભાષાનો ''દીન'' શબ્દ કુર્આને-મજીદ માં ઘણી જગાએ આવેલો છે. હકીકતમાં એ બહુ વિશાળઅર્થી શબ્દ છે અને સંજોગ કે પ્રસંગ મુજબ એના જુદા જુદા અર્થ થાય છે.

ગુજરાત વિદ્યાપીઠના આ ગુજરાતી જોડણીકોશમાં પેજ નંબર ૫૪૪ પર ''દીન'' શબ્દના નીચે મુજબ

અર્થ દર્શાવેલા છે.

દીન : મુસલમાની ધર્મ———મઝહબ

(૨) કોઈ પણ ધર્મ (ઊઠવું——જાગવું——

મુસલમાનોએ ધર્મને નામે હુલ્લડ મચાવવું.

દીન ! દીન ! ——મુસલમાનોનો યુધ્ધ પોકાર.

———— હુલ્લડ જગાવવું.)

અખિલ જગતના સર્જનહાર અને હિન્દુ-મુસ્લિમ સૌના પાલનહાર અલ્લાહ વહદહુ લા શરીકની આકાશી કિતાબ કુર્આને-મજીદનો આ ''દીન''શબ્દ ન તો હુલ્લડ મચાવવા માટેનો જંગી નઅરો છે ન રમખાણ જગાવવાનો યુધ્ધ-પોકાર છે. બલકે એ તો જગતમાં શાંતિ, સલામતી, પ્રેમભાવના અને ભાઈચારાની સ્થાપના માટેનો આકાશથી ઊતરેલો જન્નતી શબ્દ છે. ''કામૂસુલ-કુર્આન'' એટલે કુર્આની ડિક્ષનરીના પેજ ૨૨૧ માં દીન શબ્દના આ અર્થ દર્શાવેલા છે.

દીન : મઝહબ, ધર્મ, ઈતાઅત, તાબેદારી, જઝા, બદલો, શરીઅત, ઈસ્લામી બંધારણ, કિયામતનો દિવસ, બદલાનો દિવસ, કરણીના ફળનો દિવસ વગેરે.

•———— કુર્આને-મજીદમાં છે : ''ઈન્નદ-દીન ઈન્દલ - લાહિલ-ઈસ્લામ.'' એટલે અલ્લાહ કને સ્વીકારપાત્ર દીન માત્ર ઈસ્લામ છે. મતલબ આ કે અલ્લાહના દરબારમાં ઈસ્લામ વગર બીજા કોઈ ધર્મનું ચલણ નથી અને બારગાહે-ઈલાહીમાં ઈસ્લામ વગર બીજો કોઈ મઝહબ કાબિલે-કબૂલ નથી. અહીં દીન શબ્દ ઈસ્લામી શરીઅત એટલે ઈસ્લામી બંધારણના અર્થમાં આવેલો છે. જે લોકો દીનના આ બંધારણને નહિ માને તેઓને કહી દેવામાં આવ્યું : ''લકુમ દીનુકુમ વલિ-ય દીન.'' એટલે તમારો દીન તમારા માટે અને મારો દીન મારા માટે. તમે તમારા રસ્તે હું મારા રસ્તે.

•———— બીજી આયતમાં છે : ''વ અખ્લસૂ દીન-હુમ લિલ્લાહિ.'' એટલે તેઓએ વિશુધ્ધ કરી લીધી પોતાની તાબેદારી ફકત અલ્લાહને માટે. મતલબ આ કે એવા નિખાલસ મનના લોકો જેઓએ જગતની માયા અને દુનિયાના સ્વાર્થો જતા કરીને વિશુધ્ધ દિલથી અલ્લાહની તાબેદારી કબૂલ કરી લીધી. અહીં દીન શબ્દ નિઃસ્વાર્થ તાબેદારીના અર્થમાં આવેલો છે.

•———— બીજી આયતમાં ફરમાવ્યું : ''વ મંય યબતગિ ગયરલ ઈસ્લામ દીનન ફલંય યુકબલ મિન્હુ.'' એટલે જે માણસ ઈસ્લામ વગર બીજો ધર્મ ઢૂંઢશે, હરગિઝ તેને કબૂલ નહિ કરવામાં આવશે. અહીં દીન શબ્દ મઝહબ અને ધર્મના અર્થમાં આવેલો છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે જે ઈન્સાન મારા દરબારમાં ઈસ્લામ વગર બીજો ધર્મ લઈને આવશે તેને હરગિઝ હું કબૂલ કરવાનો નથી.

એનું કારણ આ છે કે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ફકત મુસલમાનો માટે જ પયગમ્બર બનાવીને મોકલ્યા નથી બલકે ખ્રિસ્તી, યહૂદી, હિન્દુ, પારસી, સિખ, બૌધ્ધ, કાદયાની, રાફઝી, શીઆ વગેરે જગતમાં વસનારા તમામ ઈન્સાનો માટે પયગમ્બર બનાવીને મોકલ્યા છે જેમકે ફરમાવ્યું છે : ''વ મા અરસલ્નાક ઈલ્લા કાફ્ફતલ લિન્નાસ.''એટલે હે મુહંમદ ! અમે આપને જગતના તમામ ઈન્સાનો માટે પયગમ્બર બનાવીને મોકલ્યા છે.

એની સાથે જ આ ચેતવણી પણ આપી દીધી : ''ફ-મન શાઅ ફલ-યુઅમિન-વ-મન શાઅ ફલ-યકફુર.'' એટલે જેની ઈચ્છા હોય તે ઈમાન લાવીને મુસલમાન બને અને જેની ઈચ્છા હોય તે કુફ્ર કરતો રહે.

એટલે એક અલ્લાહને છોડીને ભલે પથ્થરની મૂર્તિઓને પૂજતો રહે કે પછી હઝરત ઇસા અને બીબી મરયમના પૂતળાંઓને પગે લાગતો રહે.

જુઓ શિર્ક તે વસ્તુ છે જેના વિષે કુર્આને ચોખ્ખા શબ્દોમાં ફરમાવી દીધું છે : "ઇન્નશ-શિર્ક લ-ઝુલ્મુન અઝીમ." એટલે શિર્ક એક મહાન ઝુલ્મ છે. ઝુલ્મ તે શબ્દ છે જેને ગુજરાતી ભાષામાં "જુલમ" કહે છે. મતલબ આ કે જગતના એકમાત્ર સર્જનહાર અને પાલનહાર અલ્લાહને છોડીને બનાવટી ભગવાનોની બંદગી કરવી તે એક ઝુલ્મ અથવા જુલમ છે અને જુલમ પણ કેવો ? "ઝુલ્મુન અઝીમ" એટલે મહાન જુલમ, ભયંકર જુલમ, ભીષણ જુલમ.

આ જુલમ ઇન્સાન કોઇ બીજા પર નહિ, ખુદ પોતાની જ જાત પર અને પોતાની જ જાન પર ગુજારી રહેલો હોય છે. જેના નતીજા રૂપે તે કાયમ માટે જહન્નમમાં જવાનો હકદાર ઠરી જાય છે. દરગાહો અને કબરો પર સિજદા કરવાનો પણ એજ હુકમ છે.

માલૂમ પડયું આ દુનિયામાં ફકત એક જ એવું પાપ છે જેને માફ નહિ કરવાનું અલ્લાહ તઆલાએ વચન આપી દીધું છે. અને એ છે શિર્ક.

---

અંતમાં આટલું જ કહેવાનું કે અમારાથી બન્યું ત્યાં સુધી અમે અલ્લામા ઇબ્ને હિશામના આ અઝીમુશ-શાન સીરત-ગ્રંથને શુધ્ધ અને સુંદર સ્વરૂપે રજૂ કરવાની કોશિશ કરી છે. આમ છતાં ભૂલો થવી માનવ પ્રકૃતિને છાજે તેવી વાત છે. માણસ માત્ર ભૂલને પાત્રના સૂત્ર અનુસાર વાંચકવર્ગને વિનંતી છે કે પુસ્તકમાં કોઇપણ પ્રકારની ભૂલ જોવામાં આવે તો કૃપારાહે અમને તેની જાણ કરે. આપના આભાર સહિત બીજી આવૃત્તિમાં એ ભૂલને અમે સુધારી લઇશું.

આશા છે કે દીનપ્રેમી ભાઇબહેનો અને સત્યના શોધકો વધુથી વધુ આ નૂરાની સીરતગ્રંથનો લાભ લઇને બંને જહાનની સઆદત હાસિલ કરશે. અને અલ્લાહના પ્યારા હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નકશે-કદમ પર ચાલીને પોતાને બંને જહાનમાં પાર ઉતારી લેવાની કોશિશ કરશે. અલ્લાહ તઆલા આપણને બધાને આપણા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નકશે-કદમ પર ચાલવાની તવફીક અતા કરે!

બંને જગતની તમામ ભલાઇઓ, સારાયે જહાનની તમામ ખૂબીઓ, નેકીઓ અને કમાલો અલ્લાહ તઆલાએ પોતાના હબીબે પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની સીનામાં ભરી દીધાં હતાં. આપ તમામ સદ્ગુણો, સંસ્કારો, રહમતો, બરકતો અને સઆદતોના ભંડાર હતા. આપ દયા, માયા, શાંતિ, સલામતી અને દરિયાદિલીના સાગર હતા. આપના પછી ન કોઇ પયગમ્બર પધાર્યા છે ન પધારવાના છે અને કુર્આન પછી આસમાનથી ન કોઇ કિતાબ ઊતરી છે ન ઊતરવાની છે. આપની પેરવી, આપની તાબેદારી, આપની ગુલામી વગર ન આ જીવનમાં કામયાબી મળી શકે છે ન મરણ પછીના જીવનમાં. હઝરત શેખ સઅદીનો શેઅર છે:

ખિલાફે-પયમ્બર કસે રાહ ગુઝીદ • કે હરગિઝ બ - મનઝિલ ન ખાહદ રસીદ.

અહમદ મુહંમદ હથુરણી

૧૩ સફર ૧૪૨૧ હિજરી.

૧૮ મે ૨૦૦૦ ઇસ્વી.

---

નહ-મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ-કરીમ

# ઇબ્ને હિશામની સીરતુન-નબી

## સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની

## પ્રસ્તાવના

●——————— મુહંમદ યૂસુફ સીદાત ચાસાવાલા

(અસલ કિતાબનું વાંચન શરૂ કરવા પહેલાં આ પ્રસ્તાવના વાંચી લેવાની ખાસ ભલામણ છે. એમાં કુર્આને-કરીમ, અહાદીસે-રસૂલ અને સીરતે-નબવીના ઝરણાઓની સનદી માહિતી પ્રમાણભૂત દાખલાઓ સાથે દિલચસ્પ વાણીમાં પીરસવામાં આવી છે.)

**અ**લ્લાહના આખેરી નબી, રહમતે-દો આલમ, સરવરે-કાએનાત, ફખ્રે-મવજૂદાત, અહમદે-મુજતબા, મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનને લગતું જેટલું સાહિત્ય દુનિયાની વિવિધ ભાષાઓમાં પીરસાયું અને ખડકાયું છે, વિના સંકોચે કહી શકાય કે કોઈ સંશોધક તેને ગણવા માગે તોય ગણી નહિ શકે. જગતના મંડાણથી લઈને આજ સુધી અલ્લાહના કોઈ પયગમ્બર, કોઈ વલી, કોઈ સંતસૂફી, કોઈ ધર્માત્મા કે મહાત્માના જીવનને લગતું એટલું સાહિત્ય પ્રકાશન નથી પામ્યું જેટલું અલ્લાહના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવન વિષે પ્રકાશન પામ્યું છે.

દાવાપૂર્વક કહી શકાય કે દુનિયાના મુસ્લિમ અને બિનમુસ્લિમ કલમકારો, પ્રવચનકારો, શાઈરો કે સાહિત્યકારોએ પોતાના કોઈ મોટાથી મોટા ધર્મગુરૂ કે ધર્મનેતાના એટલાં વખાણ નથી કર્યાં જેટલાં અલ્લાહના આખેરી નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની અઝીમુશ-શાન શખસિયતના વખાણ કર્યાં છે.

આપના મુબારક જન્મ વેળા દાદાજી અબ્દુલ-મુત્તલિબે આપનું મુહંમદ નામ રાખ્યું તો મક્કહના મોવડીઓ આ અજીબ નામ સાંભળીને હેરત પામી ગયા. તઅજ્જુબથી બોલ્યા, "અબ્દુલ-મુત્તલિબ ! આ કેવું નામ? કુરૈશમાં તો આવા નામનું ચલણ નથી. શા આધારે તમે આ નામ પસંદ કર્યું ?"

"સાહેબો ! મારી એક તમન્ના છે." અબ્દુલ-મુત્તલિબ ગંભીર સ્વરે બોલ્યા, "હું ચાહું છું કે મારો યતીમ પૌત્ર જગતભરની પ્રશંસાઓને પાત્ર ઠરે. મોટો થઈને એ સકળ સંસારને પોતાના સંસ્કારની ખુશ્બૂથી મઘમઘાવી દે. એવી કમાલિયત કેળવે કે ધરતીના ખૂણેખૂણામાં એનું નામ ગાજતું થાય અને લોકો એના વખાણો

કરતા નહિ થાકે !''

અને પછી જ્યારે સમય આવ્યો તો દુનિયાના લોકોએ પોતાની આંખે જોઇ લીધું કે મક્કહના સરદાર હઝરત અબ્દુલ-મુત્તલિબના આ યતીમ પૌત્રે જગતના ચોકમાં પોતાના અનુપમ સંસ્કારની એવી જ્યોત જલાવી કે કુફ્રો-શિર્કના ઘટાટોપ વાદળાં વિખેરાય ગયાં. અજ્ઞાનતાના અંધારાં ચીરાય ગયાં. મૂર્તિઓના મંદિરો ઇમાન અને તવહીદના નૂરથી પ્રકાશી ઊઠયાં. શયતાન અને તેના ચેલાઓ ભાગતા નજર આવ્યા. હુબલ ભગવાનના જયજયકારા ગજાવનારા ''અલ્લાહુ અકબર''ના નઅરા ગજાવવા લાગ્યા. લાત અને ઉઝ્ઝાના પૂજારીઓ એકમાત્ર અલ્લાહના પૂજારી બની ગયા. પથ્થરની બેજાન મૂર્તિઓના ચરણોમાં સિજદા મારનારા એક જ માલિકની બારગાહમાં સિજદા કરવા લાગ્યા. પોતાના જ જેવા ઇન્સાનોની ગુલામગીરી કરનારા ગુલામો, એક જ અલ્લાહના આઝાદ બંદા બની ગયા. મરેલાં ઢોરોનું નાપાક માંસ ખાનારા હવે સ્વચ્છ, પાકીઝા અને હલાલ રોજી ખાનારા બની ગયા.

શરાબ, કબાબ, વ્યાજ, જુગાર અને વ્યભિચારમાં ગળાંડૂબ રહેનારા પોતાના એક જ પાલનહારના નેક બંદા બની ગયા. ગઇકાલ સુધી જેઓ જંગલી કે વહશી ગણાતા હતા હવે સંસ્કારી અને આબરૂદાર શહેરી બની ગયા. બીજાઓની બહેન-બેટીઓની આબરૂના ભક્ષકો હવે પોતાની અને લોકોની બહેન-બેટીઓની આબરૂના રક્ષકો બની ગયા. અબળાજાતિને પોતાની ગુલામડી કે પગની જૂતી સમજનારા અબળાજાતિના તારણહાર બની ગયા. નવજાત બાળકીને જીવતી જમીનમાં દાટી દેનારા હવે દીકરીને વહાલનો દરિયો સમજીને તેની ઉપર વહાલનો ધોધ વહાવવા લાગ્યા.

મતલબ કે ગઇકાલ સુધી જેઓ ઊંટો અને ઘેટાં-બકરાંના રખેવાળ હતા હવે ઇન્સાનોના રખેવાળ બની ગયા અને જંગલી કે વહશી ગણાતા લોકો હવે માનવજાતિના તારણહાર બનીને દુનિયાના ઇમામ બની ગયા.

આ રીતે દાદાજીના દિલની તમન્ના, યતીમ પૌત્રના હકમાં એટલી આનબાન અને શાનથી ફળવા પામી કે દુનિયા તેનો દાખલો રજૂ કરવાથી લાચાર છે. એટલે જ ફારસીના શાઇરે આપની શાનમાં કહ્યું છે.

**બ-રફ્તાર સેહરા ગુલિસ્તાં કુની, • બ-ગુફ્તાર કાફિર મુસલમાં કુની.**

---

મતલબ કે અલ્લાહના આખેરી નબી, રહમતે-દો આલમ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદાજી હઝરત અબ્દુલ-મુત્તલિબની તમન્ના એવી રીતે પૂરી થઇ કે ધરતીથી લઇને આસમાનોમાં વસનારી મખ્લૂકાત ઉપરાંત ખુદ અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તા પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વખાણ કરે છે અને આપ પર દુરૂદ મોકલે છે.

હકીકત આ છે કે અલ્લાહ તઆલાએ પોતાની તમામ મખ્લૂકાતમાં પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એટલો ઊંચો મરતબો આપ્યો છે કે આપણે તેની કલ્પના પણ કરી શકતા નથી. કોઇ ઇન્સાનની તાકત નથી કે તે પોતાની જીભ અને કલમથી રસૂલેપાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વખાણોનો હક અદા કરી શકે.

અરબી-ફારસીના ખ્યાતનામ આલિમ અને શાઇર હઝરત મવલાના અબ્દુર્રહમાન ''જામી'' સાહેબે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં અનેક નઅતો લખી છે. પોતાની એક મશહૂર નઅતમાં હઝરત ''જામી'' સાહેબે આમ કહીને પોતાની પાણીદાર કલમની લાચારીની જાહેરાત પોકારી દીધીઃ

**લા યુમ-કિનુસ્‌ - સ્‌નાઅ કમા કાના હક્કહૂ • બઅદ અઝ ખુદા બુઝુર્ગ તૂઈ કિસ્સા મુખ્તસર.**

શેઅરના અર્થ આ છે : યા રસૂલલ્લાહ ! આપની શાનને છાજે તેવા વખાણોનો જે હક છે તેવો હક અદા કરવો મારા માટે ના-મુમકિન છે. બસ આટલું કહીને કિસ્સો ટૂંકાવું છું કે મહાન ખુદા પછી આપ જ સૌથી મહાન છો.

શાઈરીના શહેનશાહ મિરઝા ''ગાલિબ''દહેલ્વી સાહેબે પોતાની બેનમૂન કલમથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં જે લાજવાબ નઅત ફારસી ભાષામાં લખેલી છે. તેના મકતઅ એટલે છેલ્લા શેઅરમાં તેમણે આમ કહીને કલમ ઉપાડી લીધી છે :

**''ગાલિબ'' સ્‌નાએ-ખાજા બ-યઝદાં ગુઝાશ્તમ, • કાં ઝાતે-પાક મરતબા-દાને મુહમ્મદસ્ત.**

ગાલિબ કહે છે : મેં મારા ખ્વાજા એટલે મારા આકા હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વખાણનું કામ અલ્લાહ પર છોડી દીધું છે. કેમકે આપનો મરતબો કેટલો ઊંચો છે તે અલ્લાહ તઆલા સિવાય કોઇ જાણતું નથી.

---

# સીરત-સાહિત્યના ઝરણા

હવે આપણે જોઇશું કે અલ્લાહના લાડલા અને પ્યારા અને આખેરી નબી, મુસલમાનોના આકા અને મવલા હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ૬૩ વરસના નૂરાની જીવનને લગતું જે સીરત-સાહિત્ય આપણા સુધી પરંપરાગત પહોંચ્યું તેના અસલી ઝરણાં કયાં છે ? તે કેવાં સાધનો છે જેની મારફતે આપણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પયગમ્બરી જીવનનો આ મૂલ્યવાન ઇલ્મી વારસો મેળવવા ભાગ્યશાળી થયા.

સીરત-સાહિત્યનું સૌથી પહેલું, સૌથી અસલી, સનદી અને મૂળભૂત ઝરણું અલ્લાહની આકાશી કિતાબ કુર્આને-મજીદ છે. કુર્આનનો કોઇ વિભાગ કે કોઇ પ્રકરણ એવું નથી જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનનું વર્ણન ન કરવામાં આવ્યું હોય. અગર અમે એમ કહીએ કે પૂરૂં કુર્આન આપના નૂરાની જીવનના બનાવોથી ભરેલું છે તો એમાં લેશ પણ મુબાલિગો નથી. કલામે-પાકની સંખ્યાબંધ આયતો અમારા દાવાની સચ્ચાઇનું સમર્થન કરે છે. એક આયતમાં અલ્લાહ તઆલા ફરમાવે છેઃ "લકદ કાના લકુમ ફી રસૂલિલ્લાહિ ઉસ્વતુન હસનહ." અર્થાત : હે મુસલમાનો ! બેશક ખરેખર તમારા માટે રસૂલુલ્લાહના જીવનમાં અમલ કરવા માટેના ઉત્તમ નમૂના છે. એ ઉત્તમ નમૂના શું છે અને કેવા છે તેનું વિગતવાર બયાન અલ્લાહના કલામમાં મવજૂદ છે. બીજી આયતમાં ફરમાવ્યું છે : "ઇન્નક લ-અલા ખુલુકીન અઝીમ."

અર્થાત્ : હે નબીજી ! બેશક આપ તો અખ્લાક એટલે સદાચાર, સંસ્કાર અને નીતિમત્તાના સૌથી ઊંચા આસને બિરાજેલા છો. એક શખ્સે મુસલમાનોના માનવંતા અમ્માંજી હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાને પૂછયું, "અમ્માંજી ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અખ્લાક કેવા હતા ?" અમ્માંજીએ ફરમાવ્યું, "હે ભાઇ ! શું તમે કુર્આન નથી પઢતા ? પૂરૂં કુર્આન રસૂલુલ્લાહના અખ્લાકથી ભરેલું છે."

ચઉદ સો વરસના વહાણા વીતી જવા છતાં અલ્લાહની આ આકાશી કિતાબ આજે પણ તેટલી જ અણીશુધ્ધ અને તેવી જ અસલી છે જેવી આજથી ચઉદ સો વરસ પહેલાં હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ મારફતે આકાશથી નાઝિલ થઇ હતી. એના નુઝૂલના આરંભકાળથી લઇને આજ સુધી એના એક શબ્દમાં તો શું, એક અક્ષરમાં પણ કમી કે બેશી થવા પામી નથી. જે આકારે અને જે સ્વરૂપે એ, હઝરત જિબ્રીલ મારફતે આકાશથી ઊતરી હતી, આબેહૂબ એજ આકારે અને એજ સ્વરૂપે એક અક્ષર કે કાના-માત્રાના ફેરફાર વિના આજે પણ આપણા હાથમાં મવજૂદ છે.

દુનિયાનો દરેક મુસલમાન અને ઇસ્લામી મદરસાઓમાં શિક્ષણ લેનારાં બાળકો સુધ્ધાં જાણે છે કે અલ્લાહના પયગમ્બરો પર આકાશથી ઊતરેલી મશહૂર કિતાબો ચાર છે : તવરાત, ઝબૂર, ઇન્જીલ અને કુર્આન. એમાંની પહેલી ત્રણ કિતાબો, ખુદ કુર્આને આપેલ માહિતી મુજબ આજે તેના મૂળ આકાશી સ્વરૂપે સલામત રહેવા

પામી નથી. ત્રણેની અસલિયત, નૂરાનિયત અને પાકીઝગીનું ખૂન કરી નાખવામાં આવ્યું છે. જે કંઇ રહી ગયું છે તેમાં મઝહબી ઠેકેદારોના મનઘડત અકીદાઓ અને અંગત સ્વાર્થોનો ઉમેરો કરી દેવામાં આવ્યો છે. અલ્લાહના પયગમ્બરોની વફાત પછી દુનિયાના લોભી અને તકસાધુ ધર્મગુરૂઓએ, સમય અને સંજોગને ફિટ થાય તેવા ધરમૂળના ફેરફારો ત્રણે કિતાબોમાં કરી નાખ્યા છે. એથી વિરૂધ્ધ અલ્લાહનું આકાશી કલામ કુર્આને-મજીદ આજે પણ જેમનું તેમ તેના અસલી આકાશી સ્વરૂપે, આપણા એટલે દુનિયાના તમામ મુસલમાનોના હાથોમાં મવજૂદ છે. વિચાર કરો, આમ કેવી રીતે બનવા પામ્યું ?

આમ એવી રીતે બનવા પામ્યું કે ખુદ અલ્લાહ તઆલાએ પોતે જ પોતાના કલામે-પાકની હિફાઝતનું વચન આપી દીધું છે અને કુર્આનમાં જ ફરમાવી દીધું છેઃ "ઈન્ના નહનુ નઝઝલ-નઝ-ઝિક્ર વ ઈન્ના લહૂ લ-હાફિઝૂન." એટલે બેશક અમે જ ઉતાર્યું છે આ કુર્આન અને બેશક અમે જ ખરેખર એની હિફાઝત કરનારા છીએ.

બતાવો અલ્લાહ તઆલાથી વધારે સાચો અને પોતાનું વચન પાળનારો આ જગતમાં બીજો કોણ હોય શકે ? જ્યારે તેણે જ પોતાના કલામે-પાકની હિફાઝતનું વચન આપી દીધું તો કુર્આનના કોઈ દુશ્મનની મજાલ છે કે તેમાં કાના-માત્રાનો પણ ફેરફાર કરી શકે ?

આ કુર્આને-મજીદ અલ્લાહ તઆલાએ પોતાના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ત્રેવીસ વરસોના લાંબા ગાળામાં થોડું-થોડું કરીને ઉતાર્યું છે અને એજ કુર્આને-મજીદ આપના ૬૩ વરસોના નૂરાની જીવનની માહિતીઓ મેળવવાનું સૌથી પહેલું ઝરણું છે. બીજું ઝરણું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પવિત્ર હદીસો છે.

## કુર્આને મજીદની મુખ્તસર તારીખ

અલ્લાહના પયગમ્બર હઝરત મૂસા અલૈહિસ-સલામ પર ઊતરેલી આકાશી કિતાબ તવરાત વિષે યહૂદીઓનો દાવો છે કે અલ્લાહ તઆલાએ તવરાતને, આકાશી તખતીઓ પર પોતાના હાથે લખીને એકી વેળા મૂસા (અલ.) પયગમ્બરને આપી દીધી હતી. એથી વિરૂધ્ધ કુર્આને-મજીદ આપણા આકા અને મવલા હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર થોડું-થોડું કરીને ૨૩ વરસ સુધી જરૂરત મુજબ ઊતરતું રહ્યું.

કુર્આનના નુઝૂલની શરૂઆત ઈસ્વી સન ૬૧૦ ના રમઝાન મહિનામાં થવા પામી. તે વળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબરક ઉંમર ૪૦ વરસની હતી. આપ પોતાના રોજના નિયમ મુજબ મક્કહથી દૂ. "ગારે-હિરા"ના એકાંતમાં જ્ઞાન-ધ્યાનમાં લીન હતા. રાતનો સમય હતો. કાળી રાતનું અંધારૂં ફેલાયેલું ... ચારે તરફ ચુપકીદીનો સન્નાટો છવાયેલો હતો. અચાનક વીજળી ઝબૂકી ઊઠી અને રોશનીનો ચમકાર ... ગયો. ગારે-હિરાનું વાતાવરણ દિવ્ય નૂરથી પ્રકાશી ઊઠ્યું. અ... ...ના ફરિશ્તા હઝરત જિ...લ નૂરાની ...રૂપે પ્રગટ થયા. આપના માટે તેઓ અલ્લાહનો સંદેશો લઇને પધાર્યા હતા.

"હે મુહંમદ ! હું જિબ્રીલ છું અલ્લાહનો સંદેશવાહક ફરિશ્તો અને તમે અલ્લાહના પયગમ્બર છો. ...ો !"

"શું પઢું ? હું પઢેલો નથી." હયરતથી તઅજ્જુબથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ ... ...

જિબ્રીલને તાકી રહ્યા.

"પઢો તમારા પાલનહારના નામથી આ પ્રમાણે : ઈકરઅ બિસ્મે રબ-બિકલ-લઝી ખલક: પઢો હે નબી ! તમારા તે પાલનહારના નામથી જેણે આખા જગતનું સર્જન કર્યું.

ખ-લ-કલ ઈન્સાન મિન અલક : જેણે ઈન્સાનને માંસના લોથડાથી પૈદા કર્યો.

ઈકરઅ વ રબ્બુકલ-અકરમ: પઢો હે નબી ! અને તમારો પાલનહાર સૌથી વધુ, ઉદારશીલ, સૌથી વધુ ગૌરવશીલ છે.

અલ-લઝી અલ્લમ બિલ-કલમ: જેણે જ્ઞાન આપ્યું ઈન્સાનને કલમ વડે.

અલ્લમલ-ઈન્સાન મા-લમ યઅલમ: જેણે જ્ઞાન આપ્યું ઈન્સાનને એવી વાતોનું જેને તે જાણતો ન હતો.

સૌથી પહેલા આકાશી સંદેશામાં પયગમ્બરીની પદવિ સાથે કુર્આનની પાંચ આયતો નાઝિલ કરવામાં આવી જેમાં સૌથી પહેલો શબ્દ "ઈકરઅ" છે. ઈકરઅના અર્થ છે : પઢો ! અલ્લાહ તઆલાએ આપને પઢવાનો હુકમ ફરમાવ્યો, જ્યારે કે આપ તો બિલકુલ ઉમ્મી એટલે અનપઢ હતા. પઢવા-ભણવાનું કે લખવા-વાંચવાનું મુદ્દલ જાણતા ન હતા. તે સમયે મક્કહમાં પઢવા-ભણવાનો રિવાજ જ ક્યાં હતો ? મક્કહ તો શું, આજુબાજુના શહેરોમાં પણ સ્કૂલ, મદરસા કે પાઠશાળાઓનું નામો-નિશાન ન હતું. દૂર-દૂર સુધી ન કોઈ શાળા હતી ન શિક્ષક હતો. ન મદરસો હતો ન કોઈ ઉસ્તાદ હતો. બધેબધ જહાલત એટલે અજ્ઞાનતાનો અંધકાર પથરાયેલો હતો.

## કુર્આનમાં કલમના વખાણ

**અલ્લાહના આકાશી સંદેશાનો પહેલો શબ્દ છે ઈકરઅ: એટલે પઢો. અલ્લાહ તઆલાએ પોતાના ઉમ્મી** કે અનપઢ પયગમ્બરને સૌથી પહેલો જે હુકમ ફરમાવ્યો તે પઢવાનો હુકમ હતો. મગર કોના નામથી પઢવાનો હુકમ હતો—————?

ફરમાવ્યું : બિસ્મે રબ-બિક એટલે તમારા પાલનહારના નામથી પઢો અને તમારો પાલનહાર તે છે જેણે આસમાન-જમીન, સુરજ-ચાંદ, પહાડ-દરિયા અને આખા જગતનું સર્જન કર્યું અને જેણે ઈન્સાનને જામી ગયેલા લોહીના લોથડાથી પૈદા કર્યો. એ પછી અલ્લાહ તઆલાએ પોતાની અઝમત, પોતાની શાન, પોતાની મહાનતા દર્શાવતાં ફરમાવ્યું : ઈકરઅ વ રબ્બુકલ-અકરમ: એટલે પઢો હે નબી ! તમારો પાલનહાર સૌથી વધુ ઉદારશીલ, સૌથી વધુ અઝમતશાળી અને તમારી કલ્પના પણ ન પહોંચે તેટલી ઊંચી શાનવાળો છે.

એ પછી અલ્લાહ તઆલાએ કલમના વખાણ કરીને કલમની કીર્તિને ચાર ચાંદ લગાવી દીધા. ફરમાવ્યું: અલ લઝી અલ્લમ બિલ-કલમ : એટલે તમારો તે પાલનહાર જેણે ઈન્સાનને કલમથી જ્ઞાન આપ્યું. કઈ વસ્તુઓનું જ્ઞાન આપ્યું—————? ફરમાવ્યું : અલ્લમલ-ઈન્સાન મા લમ યઅલમ: ઈન્સાનને તે વસ્તુઓનું જ્ઞાન આપ્યું જેના વિષે તે કશી માહિતી ધરાવતો ન હતો.

આકાશી વહીના આ પહેલા સંદેશામાં ત્રણ વાતો ચોખ્ખી રીતે તરી આવે છે : ઈકરઅ, ઇસ્મે-રબ્બ અને કલમ. એમાં ઈકરઅ અને કલમનો સંબંધ ઈસ્મે-રબ્બ સાથે જોડી દેવામાં આવ્યો છે. મતલબ આ છે કે ઈન્સાન પઢવાનું શરૂ કરે અથવા લખવાનું શરૂ કરે તો શરૂઆત હમેશા ઇસ્મે-રબ્બથી એટલે પાલનહારના નામથી થવી જોઇએ. કલમનો સંબંધ અલ્લાહના નામ સાથે જોડાયેલો રહેશે ત્યાં સુધી કામયાબી ઈન્સાનના કદમ ચૂમશે. અને જ્યાં આ સંબંધ તૂટ્યો કે ગયો ઈન્સાન પસ્તીના પાતાળમાં.

માલૂમ પડ્યું કલમ તે વસ્તુ છે જેની ઉપર ઇલ્મનો આધાર છે; પછી તે દુનિયાનો ઇલ્મ હોય કે દીનનો, જમીનનો ઇલ્મ હોય કે આસમાનનો, બદનનો ઇલ્મ હોય કે રૂહનો, ચાંદ, સૂરજ અને સિતારાનો ઇલ્મ હોય કે પછી પહાડ, દરિયા અને હવામાનનો, કલમ તે વસ્તુ છે જેના થકી ઈન્સાન તે વાતોનું જ્ઞાન મેળવે છે જેનાથી તે અજ્ઞાત હોય છે. અને કલમ જ તે વસ્તુ છે જેની મારફતે અલ્લાહ તઆલાએ ઇન્સાનને એવી એવી વસ્તુઓનો ઇલ્મ આપ્યો જેને લગતી કશી જ માહિતી તે ધરાવતો ન હતો.

બીજા શબ્દોમાં કહીએ તો કલમ તે વસ્તુ છે જે માનવજાતિની તહઝીબ, તમદુન, સંસ્કૃતિ, ઈતિહાસ અને જ્ઞાન-વિજ્ઞાનની પ્રગતિ કે ઉન્નતિનું સાધન છે. કલમ થકી જ માણસાઇના મોંઘા મૂલ્યોનું રક્ષણ કરી શકાય છે. એક યુગ પછી બીજા યુગમાં પાકનારા કલમકારો તેમાં દિનઊગ્યે નવા-નવા ઉમેરા કરતા રહે છે. અને તેઓના અનુભવો, અખતરાઓ અને પ્રયોગોની રોશનીમાં જ્ઞાન-વિજ્ઞાનની વણઝાર પ્રગતિના સોપાન સર કરતી ચાલી જાય છે. બસ એજ તે વસ્તુ છે જે ઈન્સાનને બીજાં જાનદારો પર સરસાઇ કે શ્રેષ્ઠતા આપે છે. એજ કારણે ઈન્સાન "અશરફુલ-મખ્લૂકાત" કહેવાય છે. એટલે સર્જનહારની સૃષ્ટિનું સર્વશ્રેષ્ઠ સર્જન.

એક દાખલો જુઓ. કાગડો નામનું જાનવર એમ તો બહુ ચંચળ ગણાય છે. પણ એજ કાગડો આજથી હજારો વરસ પહેલાં જે ઢબે માળો બાંધતો હતો આજે પણ તેજ ઢબે માળો બાંધે છે. સદીઓના વહાણા વીતી જવા છતાં આજના વિજ્ઞાનયુગમાં પણ કાગડાએ કોઇ તરક્કી કે ઉન્નતિ કરી નથી. એથી વિરૂધ્ધ ઇન્સાન તે બુધ્ધિશાળી જાનવર છે જે કલમની કળાથી કામ લઈને પ્રગતિના પગથિયાં ચઢતો ચાંદ સુધી પહોંચી ગયો છે. કારણ આટલું જ કે તેને પોતાના પૂર્વગામીઓના અનુભવો અને અખતરાઓનું જે જ્ઞાન મળ્યું તેમાં તેણે પોતાના અનુભવો અને અખતરાઓનો ઉમેરો કર્યો અને તેમાં દિન-બ-દિન તરક્કી કરતો જ ચાલ્યો ગયો. આ બધું કલમને પ્રતાપે જ બનવા પામ્યું. એ કલમની કરામત નહિ તો બીજું શું ?

કલમ કેટલી અદ્દભુત અને અઝીમુશ-શાન વસ્તુ છે તે જુઓ. અલ્લાહ તઆલાએ કુર્આનના પારહ ૨૯ માં એક એવી સૂરત ઉતારી જેનું નામ જ "સૂરતુલ-કલમ" છે. કલમ નામે આ સૂરતમાં અલ્લાહ તઆલાએ કલમના કસમ ખાયને એવા ફરિશ્તાઓનું વર્ણન કર્યું છે જેઓ આ દુનિયાના દરેક ઈન્સાનને ખભે બેસીને તેનું "આમાલનામું" લખી રહ્યા છે. એટલે તેના ૨૪ કલાકના કે તેના રાત-દિવસના એકેક કામ, એકેક બોલ, એકેક ધંધાની બોલતી ફિલમ ઉતારી રહ્યા છે. જેમકે ફરમાવ્યું : નૂન વલ-કલમે વમા યસ-તુરૂન. એટલે કસમ છે કલમના અને તે લખાણના જેને ફરિશ્તા કલમથી લખી રહ્યા છે. એક શાઈરે કલમના વખાણ આ રીતે કર્યા છે :

કલમ ગોયદ કે મન શાહે-જહાંનમ, • કલમ-કશ રા બ-દવલત મી રસાનમ.

કલમ કહે છે કે હું આ જગતનો શહેનશાહ છું. કલમની કળા જાણનાર કલમકારને દવલત સુધી પહોંચાડી

દઉં છું. અગર તે જાહિલ હશે તો હું તેને વિદ્યાસાગર એટલે મહાપંડિત કે અલ્લામા બનાવી દઈશ અને ગરીબ કે કંગાલ હશે તો તવંગર બનાવી દઈશ. એટલું જ નહિ, અગર તે મારા લખાણની શરૂઆત અલ્લાહના નામથી કરતો રહેશે તો હું તેને અલ્લાહની જન્નતમાં પહોંચાડી દઈશ.

## ઈસ્લામમાં ઈલ્મનું મહત્વ

અલ્લાહ તઆલાએ ઈન્સાનને વીર્યના નજીવા ટીપાંથી કે જામી ગયેલા લોહીના લોચાથી પૈદા કર્યો છે. પોતાને ઊંચો અને બીજાને નીચો સમજીને અભિમાન, તકબ્બુર કે તુમાખીથી કામ લેવાનું તેને શોભે નહિ. પૈદાઈશ વેળા તે એકદમ જાહિલ, અભણ અને અબુધ હતો. પોતાનું કે આજુબાજુનું તેને કશું ભાન ન હતું. પછી કલમથી અલ્લાહ તઆલાએ તેને જ્ઞાન આપી દીધું અને ફરમાવી દીધું, હે ઈન્સાન ! તું ગમે તેટલો મોટો જ્ઞાની, વિજ્ઞાની કે પ્રજ્ઞાની બની જાય પણ આટલું યાદ રાખજે કે જયારે તું લખવાનું શરૂ કરે તો મારૂં નામ હમેશા આગળ કરજે. કેમકે મેં કલમનો સંબંધ મારા નામ સાથે જોડી દીધો છે. લખતી વેળા જો મારૂં નામ ચૂકી ગયો તો ખબરદાર ! આખો જન્મારો ઠોકરો ખાતો રહેશે. અહીં પણ ઠોકરો ખાશે ડગલે ને પગલે. મરવા પછી પણ ઠોકરો ખાતો રહેશે.

**અબ તો ઘબરા કે યે કેહતે હૈં કે મર જાએંગે • મરકે ભી ચેન ન પાયા તો કિધર જાએંગે ?**

એજ કારણે અલ્લાહ તઆલાએ કુર્આનમાં અહલે-ઈલ્મ એટલે એવા આલિમો, પંડિતો, જ્ઞાનીઓ, વિજ્ઞાનીઓના વખાણ કર્યા છે જેઓ આ સૃષ્ટિના સર્જન વિષે ચિંતન-મનન કરતા રહે છે કે જગતના સર્જનહારે આ જગતનું ખેલ તમાશા તરીકે સર્જન નથી કર્યું બલકે જરૂર એમાં તેનો કોઈ ભેદ છે, કોઈ રહસ્ય છે, કોઈ હેતુ અને કોઈ મકસદ છે. એજ ભેદ એજ મકસદને ઉકેલવાના તેઓ પ્રયત્ન કરતા રહે છે અને જેમ જેમ ઉકેલે છે, અલ્લાહના દરબારમાં ઝૂકતા જાય છે. એવા જ આલિમો, પંડિતો અને વિજ્ઞાનીઓ માટે કુર્આનની આ આયત ઊતરી છે. ''ઈન્નમા યખ-શલ્લાહા મિન ઈબાદિ-હિલ-ઉલમાઅ.'' બેશક અલ્લાહના બંદાઓમાંથી સૌથી વધુ અલ્લાહથી ડરનારા ઉલમા જ હોય છે. ઉલમા, આલિમ શબ્દનું બહુવચન છે અને એનું મૂળ ઈલ્મ શબ્દ છે.

એજ કારણે ઈસ્લામે પઢવા-ભણવા, લખવા-વાંચવા એટલે જ્ઞાન-પ્રાપ્તિ કે ઈલ્મ હાસિલ કરવા તરફ સૌથી પહેલું ધ્યાન આપ્યું અને પહેલી જ આકાશી વહીમાં પોતાના અનપઢ પયગમ્બરને પઢવાનો હુકમ ફરમાવ્યો અને મુસલમાનોને શિક્ષણ લેવાના તાકીદી હુકમ સાથે આ દુઆ માગતા રહેવાનું પણ ફરમાવ્યું : ''રબ્બે ઝિદની ઈલ્મન !''હે મારા પાલનહાર ! મારા ઈલ્મમાં વધારો કરતો રહેજે !

## કુર્આનમાં ચાર વાતોનો હુકમ

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના પયગમ્બર બનાવ્યા તો સાથે કુર્આન આપીને ચાર વાતોનો આપને હુકમ ફર્માવ્યો:

•————લોકોને કુર્આનની આયતો અને કુર્આનના શબ્દો પઢીને સંભળાવો.

•————લોકોને કુર્આનના હુકમો અને કુર્આનના ફરમાનોનું શિક્ષણ આપો.

•————લોકોને બુરાઈઓ અને ગુનાહોની ગંદકીથી તથા શરીર અને આત્માની નાપાકીઓથી પાકસાફ

કરો.

•————લોકોને હિકમતનું, દાનાઇનું, ડહાપણનું શિક્ષણ આપો.

મતલબ આ છે કે લોકોને જહાલતના અંધારામાંથી કાઢીને ઇલ્મો-હિકમતની રોશનીમાં લાવો. એનું બયાન કુર્આને-કરીમમાં આ રીતે થયું છે : હુવલ-લઝી બ-અ-સ ફીલ ઉમ્મીય-યીન રસૂલમ મિન્હુમ....પૂરી આયત. તરજુમો આ છે :

> તેજ અલ્લાહ છે જેણે ઉમ્મીય્યોમાં એટલે મક્કહની અભણ કુરૈશ કૌમમાંથી પોતાનો એક રસૂલ મોકલ્યો. અલ્લાહનો આ રસૂલ તેઓને અલ્લાહની આયતો પઢી સંભળાવે છે અને તેઓને શરીર તથા આત્માની ગંદકીઓથી પાકસાફ કરે છે અને તેઓને કિતાબ તથા હિકમતની કેળવણી આપે છે અને આથી પહેલાં એ લોકો ખુલ્લી ગુમરાહીમાં પડેલા હતા. (સૂરએ-જુમુઅહ પા. ૨૮ આયત ૨)

અલ્લાહ તઆલાએ મક્કહની ઉમ્મી કે અભણ કૌમમાંથી જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના પયગમ્બર બનાવ્યા. આપની કુરૈશ કૌમ એટલી જાહિલ હતી કે પોતાના પાલનહારને છોડીને પોતાના હાથે ઘડેલી પથ્થરની મૂર્તિઓની પૂજા કરતી હતી. દરેક પ્રકારની અખ્લાકી અને રૂહાની ગંદકીઓમાં સબડતી હતી. હવે અલ્લાહના ઉમ્મી નબીએ પોતાની ઉમ્મી કૌમને કુર્આનનું શિક્ષણ આપવા માડયું. કુર્આનની આયતો પઢીને તેના અર્થો સમજાવવા લાગ્યા. સાથે હિકમત, દાનાઇ અને ડહાપણની વાતો પણ શીખવવા માડી. શરાબ, જુગાર, વ્યાજ, વ્યભિચાર, મારામારી, ખૂનરેઝી, મૂર્તિપૂજા અને શરીર તથા રૂહની નાપાકીઓથી તેઓને પાકસાફ કરવા માડયા અને સાથે ફરમાવી દીધું કે આથી પહેલાં એ બધા ખુલ્લી ગુમરાહીમાં પડેલા હતા.

મક્કહ અને અરબના લોકો ઇલ્મો-હિકમત, શરાફત અને સભ્યતા કે સંસ્કાર અને માણસાઇના મૂલ્યોથી સાવ અજ્ઞાત હતા. આ કારણે ઈરાનના પારસીઓ અને રોમના ખ્રિસ્તીઓ અરબોને પોતાના ગુલામ ગણતા હતા. તેઓને ગમાર, જંગલી અને જાહિલ કહેતા હતા. ઊંટો અને ઘેટા-બકરાંના રખેવાળ સમજતા હતા. એજ ગમારો અને ગોવાળોને અલ્લાહ તઆલાએ ઉપરની આયતમાં વધામણી આપી હતી કે :

> "હે મારા ઉમ્મી નબીની ઉમ્મી કૌમના લોકો ! મને તમારી દયા આવી ગઇ છે. મેં તમને શિક્ષણ આપવા માટે તમારી જ કૌમમાંથી મારા રસૂલને મોકલી આપ્યા છે. હવે તમારી જહાલતનો જમાનો ખતમ થયો અને તમારી અભણતાનો અંત આવ્યો. મારા રસૂલ તમને કુર્આનનું શિક્ષણ આપીને, ઇલ્મો-હિકમતની વાતો શીખવીને, ભણાવી-ગણાવીને તરક્કીની એવી ટોચે પહોંચાડી દેશે કે ઇરાન અને રોમના શહેનશાહો તમારી રૈયત બની જશે. તેઓના શાહી મહેલોના શાહી ખજાના તમારા ચરણોમાં ઢેર થઇ જશે. એટલું જ નહિ, તમે આખા જગતના તારણહાર અને દુનિયાભરના લોકોના ઇમામ બની જશો. પણ પોતાની અસલીયત અને મારો ઉપકાર યાદ રાખશો કે આથી પહેલાં તમે બધા ખુલ્લી ગુમરાહીમાં પડેલા હતા.

## કૌમ પણ ઉમ્મી નબી પણ ઉમ્મી

અરબના લોકો પેઠે મક્કહના કુરૈશ પણ એકદમ ઉમ્મી, અભણ અને અશિક્ષિત હતા. સ્કૂલ, મદરસા કે પાઠશાળાના નામ માત્રથી અજ્ઞાત હતા. એજ ઉમ્મી કૌમમાંથી અલ્લાહ તઆલાએ પોતાના ઉમ્મી નબીની પસંદગી કરી અને એજ ઉમ્મી કૌમમાંથી પોતાના ઉમ્મી નબીને ચૂંટી લીધા. રોશન સૂરજ પેઠે માલૂમ પડયું કે કૌમ પણ ઉમ્મી અને અલ્લાહના પયગમ્બર પણ ઉમ્મી.

હકીકત એમ છે કે અલ્લાહના પયગમ્બરો ભણવા-પઢવા કે શિક્ષણ લેવા માટે કોઇ સ્કૂલમાં જતા નથી. કોઇ મદરસા કે પાઠશાળામાં દાખલ થતા નથી. નિશાળના કોઇ શિક્ષક કે મદરસાના કોઇ ઉસ્તાદની સામે અદબ વાળીને બેસતા નથી. અલ્લાહના પયગમ્બરો આ દુનિયામાં શિક્ષણ લેવા માટે નહિ, દુનિયાના લોકોને શિક્ષણ આપવા માટે પધારે છે. અલ્લાહના પયગમ્બરો શાગિર્દ તરીકે નહિ, ઉસ્તાદ તરીકે પધારે છે. શિષ્ય તરીકે નહિ, શિક્ષક તરીકે પધારે છે. ચેલા તરીકે નહિ, ગુરૂ તરીકે પધારે છે. દુનિયાના કોઇ ઉસ્તાદ કે શિક્ષક પાસેથી શિક્ષણ લેવા માટે પધારતા નથી. અલ્લાહ તઆલા પોતે પોતાના પયગમ્બરોને શિક્ષણ આપે છે.

અલ્લાહના પયગમ્બરો બ-રાહે-રાસ્ત એટલે સીધી રીતે અલ્લાહના શાગિર્દો હોય છે. દુનિયાના કોઇ શિક્ષક પાસેથી તેઓ શિક્ષણ લેતા નથી જેથી તેઓ કોઇના શાગિર્દ, કોઇના શિષ્ય, કોઇના ચેલા હોતા નથી.તેઓનો ઉસ્તાદ કે તેઓનો શિક્ષક તો અલ્લાહ વહદહૂ લા-શરીક પોતે છે. તેઓ સીધી રીતે અલ્લાહના શાગિર્દો હોય છે. માલૂમ પડયું જેનો શિક્ષક અલ્લાહ તઆલા પોતે હોય, દુનિયાનો કોઇ ઇન્સાન તેનો ઉસ્તાદ કેવી રીતે હોય શકે ? તો અલ્લાહના પયગમ્બરો આ દુનિયામાં શિક્ષણ લેવા માટે નહિ, શિક્ષણ આપવા માટે પધારે છે.

## અલ્લાહના શાગિર્દો-લોકોના ઉસ્તાદો

એજ કારણ છે કે કુર્આનમાં પયગમ્બરોના શિક્ષણના વર્ણન સાથે, શિક્ષક તરીકે અલ્લાહનું નૂરાની નામ પણ આવે છે. જયાં શિક્ષણનું વર્ણન થયું ત્યાં એમ પણ ફરમાવ્યું કે પયગમ્બરોને શિક્ષણ હું પોતે આપું છું. પયગમ્બરો મારા શાગિર્દ છે. મારા શિષ્ય છે.

જુઓ, સૌથી પહેલા પયગમ્બર હઝરત આદમ વિષે ફરમાવ્યું : "વ અલ્લમ આદમલ-અસમાઅ." એટલે આદમને મેં શિક્ષણ આપ્યું. આદમને મેં તમામ વસ્તુઓના નામો શિખાડયાં.

અલ્લાહના પયગમ્બર હઝરત યુસુફ અલૈહિસ-સલામને અલ્લાહ તઆલાએ ખાસ કરીને ખ્વાબોની તઅબીરનો ઇલ્મ આપ્યો તો ફરમાવ્યું : "અલ્લમ-તની મિન તઅવીલિલ-અહાદીસ" એટલે યુસુફને મેં ખ્વાબોની તઅબીર કે સ્વપ્ન-ફળનો ઇલ્મ શિખાડયો.

હઝરત દાવૂદ અલૈહિસ-સલામ વિષે ફરમાવ્યું: "અનિઅ-મલ સાબિગાત વ કદ-દિર ફિસ-સર્દ." હે દાવૂદ ! બખ્તરો કુશાદા બનાવ અને કડીઓની જોડણીમાં પ્રમાણસરનું માપ રાખ. અલ્લાહ તઆલાએ હઝરત દાવૂદને લડાઇના બખ્તરો બનાવવાની કળા શીખવી દીધી હતી અને લોખંડને હઝરત દાવૂદના હાથમાં મીણ જેવું નરમ બનાવી દીધું હતું.

હઝરત નૂહ અલૈહિસ-સલામના વહાણ વિશે ફરમાવ્યું: ''વસ-નઈલ ફુલ્ક બિ-અઅ-યુનિના વ વહયિના''હે નૂહ ! અમારી આંખો સામે વહાણ બનાવ અને અમારી દોરવણી મુજબ બનાવ. હઝરત ખિઝર અલૈહિસ-સલામ વિશે ફરમાવ્યું: ''અમે ગૈબના ખજાનાઓમાંથી તેને ઈલ્મ આપી દીધો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિશે ફરમાવ્યું :

''હે નબી! અલ્લાહએ આપને શિક્ષણ આપ્યું અને એવી વાતોનો ઈલ્મ આપ્યો જેને આપ જાણતા ન હતા. અલ્લાહએ આપની ઉપર મોટો ઉપકાર કર્યો કે તેણે આપને ગૈબના ખજાનાઓમાંથી ઈલ્મ આપી દીધો.

જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું: ''મા કુન્તા તદરી મલ-કિતાબ વલલ-ઈમાન'' હે નબી! આપને તો ખબર જ ન હતી કે કિતાબ શી વસ્તુ છે ? આ વાત પણ આપ જાણતા ન હતા કે ઈમાન કોને કહે છે અને તેના શું અર્થ છે ? હે નબી ! અમે પોતે આપના દિલમાં એક નૂર નાખ્યું, ઈલ્મની રોશની નાખી જેના પ્રકાશમાં બધું જ આપની ઉપર રોશન થઈ ગયું.

મતલબ કે જયાં જયાં અલ્લાહ તઆલાએ પયગમ્બરોને ગૈબથી આપેલા ઈલ્મનું વર્ણન કર્યું, ત્યાં અલ્લાહ તઆલાએ પોતાને શિક્ષક તરીકે જાહેર કર્યો અને પયગમ્બરોને પોતાના શાગિર્દ જાહેર કર્યા. માલૂમ પડયું પયગમ્બરોનો શિક્ષક અલ્લાહ તઆલા પોતે છે. પયગમ્બરો અલ્લાહના શાગિર્દો હોય છે. તેઓ બરાહે-રાસ્ત અલ્લાહ પાસેથી ઈલ્મ મેળવે છે. સાર આ નિકળ્યો કે પયગમ્બરો અલ્લાહના શાગિર્દો હોય છે. અને દુનિયાના લોકો પયગમ્બરોના શાગિર્દો હોય છે. અલ્લાહના પયગમ્બરો કોઈના શાગિર્દ બનવા માટે દુનિયામાં પધારતા નથી.

## ત-લ-બુલ ઈલ્મે ફરીઝતુન

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહના પયગમ્બર પણ હતા અને લોકોના શિક્ષક પણ હતા. પૈગંબરીની પદવિ સાથે શિક્ષક તરીકેની જવાબદારી પણ આપને સોંપવામાં આવી હતી. આપે પોતાના સહાબા માટે તઅલીમો-તરબિયત એટલે શિક્ષણ અને કેળવણીનો એવો નક્કર પાયો કાયમ કરી દીધો જેની ઉપર ઈલ્મો-હિકમતની અઝીમુશ-શાન ઈમારત ઊભી થઈ ગઈ. સહાબામાં, તાબિઈનમાં, તબ્એ-તાબિઈન અને તે પછીની સદીઓમાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઉમ્મતમાં એવા એવા મુફસ્-સિરો, મુહદ-દિસો, ન્યાય-શાસ્ત્રીઓ, સિપહસાલારો, યુધ્ધવીરો, મુત્સદ્દીઓ, રાજકારણીઓ, તબીબો, શાઈરો, સાહિત્યકારો, વિજ્ઞાનીઓ વગેરે પૈદા થયા જેના દાખલા રજૂ કરવાથી દુનિયા લાચાર અને ઈતિહાસના પાનાં ખામોશ છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને કિતાબ અને હિકમતની તઅલીમ આપવા માટે સૌથી પહેલાં આ વાતની વ્યવસ્થા કરી કે મુસલમાનોને કલમની કળાથી કામ લેવાનો ઈલ્મ શીખવી દેવામાં આવે. મક્કહ અને મદીનહના કેટલાક સહાબા પહેલેથી જ લખવા વાંચવાની કળા જાણતા હતા, જેઓમાંથી અમુક ગૃહસ્થો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી આકાશી વહીને લખી લેવાની કામગીરી બજાવતા હતા. એ પછી હિજરતના બીજા જ વરસે એટલે સન ૨ હિજરીમાં મક્કહના કુરૈશે અબૂ જહલ અને

ઉત્બહ બિન રબીઅહની આગેવાની હેઠળ મુસલમાનો પર ચઢાઇ કરી દીધી. નતીજારૂપે બદ્રના મેદાનમાં ખૂંખાર યુદ્ધ ખેલાયું. એ ઇસ્લામ અને કુફ્ર વચ્ચે સૌથી પહેલું ધર્મયુદ્ધ હતું જે ગઝવએ-બદ્ર કે જંગે-બદ્રને નામે ઇતિહાસમાં જાણીતું થયું.

ઇસ્લામ અને કુફ્રની આ પહેલી ટક્કરમાં કુરૈશી લશ્કરની હાર થઇ. કુરૈશના ૭૦ સૈનિકો લડાઇમાં કેદ પકડાયા. કેદીઓમાંથી ખમતીધર લોકો મુકિત-દંડની રકમ ચૂકવીને આઝાદ થઇ ગયા. ઘણાખરા કેદીઓ એવા હતા જેઓ નાદારીને લીધે દંડની રકમ આપી શકતા ન હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''એવા નાદાર કેદીઓ જેઓ લખવા વાંચવાનું જાણતા હોય તેઓ મુસલમાનોના દસ-દસ બાળકોને લખવા વાંચવાનું શીખવી દે. એજ તેઓનો મુકિત-દંડ છે.''

યુદ્ધના બિનમુસ્લિમ કેદી-શિક્ષકો પાસેથી લખવા વાંચવાની કળા શીખેલાં આ દસ-દસ મુસ્લિમ બાળકોએ આગળ જતાં કેટલાં મુસ્લિમ બાળકોને લખવા વાંચવાની કળા શિખાડી દીધી હશે તેની કલ્પના કરી લો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ હિકમતભરી નીતિના ફળરૂપે ટૂંક મુદ્દતમાં જ ઘણા ખરા મુસલમાનોએ લખવા વાંચવાની કળા શીખી લીધી અને દીવાથી દીવો રોશન થતો ચાલ્યો ગયો. એની સાથે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના ખુત્બાઓ, પ્રવચનો, સંભાષણો અને કુર્આની શિક્ષણની મજલિસોમાં વારંવાર ઇલ્મ-પ્રાપ્તિ પર ભાર મૂકીને દરેક મુસલમાન સ્ત્રી-પુરૂષ પર શિક્ષણ લેવાનું ફરજિયાત ઠરાવી દીધું.

એવી જ એક ઇલ્મી મજલિસમાં એકવાર આપે ફરમાવ્યું: ''ત-લ-બુલ ઇલ્મે ફરીઝતુન અલા કુલ્લે મુસ્લિમ વ મુસ્લિમહ.'' અર્થાત : ઇલ્મનું તલબ કરવું એટલે પઢવા ભણવાનું શિક્ષણ લેવું ફર્ઝ છે દરેક મુસલમાન પુરૂષ પર અને દરેક મુસલમાન સ્ત્રી પર.

એક પ્રસંગે એથીયે વધુ જોરદાર શબ્દોમાં આપે ફરમાવ્યું : ''ઉત્લુબૂલ-ઇલ્મ વ લવ કાના બિસ-સીન'' એટલે નીકળી પડો ઇલ્મની શોધમાં ભલે તે મુલ્કે-ચીનમાં હોય. મતલબ આ કે ઇલ્મની તલબમાં મુલ્કે-ચીન જેવા હજારો માઇલ દૂર-દરાઝના દેશમાં જવું પડે તો સાહસિક જવાંમર્દ પેઠે સફરની તકલીફોનું પરાક્રમ ખેડીને ચીન સુધી પહોંચી જાવ.

તે સમયે મુલ્કે-ચીન સુધી પહોંચવું આજના જેટલું આસાન ન હતું. તે જમાનામાં આજના જમાના જેવાં ઝડપી પ્રવાસના અદ્યતન સાધનો પણ કયાં હતાં ? અરબના લોકો ઊંટો, ઘોડા-ગધેડા કે ખચ્ચર પર સવાર થઇને સફર કરતા હતા. ફકત ઇલ્મનું મહત્વ દર્શાવવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, ઇલ્મની તલબ માટે સાત સમુદ્રો ખેડવા પડે કે પહાડો, જંગલો અને રેતીના રણો ખૂંદવા પડે તો સાહસવીર પેઠે તેનું પણ બીડું ઝડપી લો. ઇલ્મના રસ્તામાં મોત પણ આવી લાગે તો તેની પાપ પરવા ન કરો.

ઇલ્મની તલબ વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એક હદીસના શબ્દો તો એટલા રૂપાળા છે કે તે અરબી ભાષાની એક કહેવત સમાન બની ગયા છે. આપના ફૂલઝરતા મુખેથી નીકળેલા એ પયગમ્બરી શબ્દો આ છે : ''ઉત્લુબૂલ-ઇલ્મ મિનલ-મહદે ઇલલ-લહદે.''

અર્થાતઃ માતાના ખોળાથી લઇને કબરના ખાડા સુધી ઇલ્મ હાસિલ કરતા રહો. અલ્લાહુ અકબર !

ઇલ્મની મહત્તા, ઇલ્મનું ગૌરવ, ઇલ્મની શાન એનાથી વધીને બીજી શી હોય શકે ? આટલા અઝીમુશ-શાન શબ્દો અલ્લાહના પયગમ્બર વગર કોના મુખેથી નીકળી શકે કે પૈદાઇશથી લઇને મોત આવે ત્યાં સુધી ઇલ્મ હાસિલ કરતા રહો. માલૂમ પડયું ઇલ્મ એવો અગાધ અને અસીમ સમુદ્ર છે. જેનું કોઇ તળિયું નથી. જેનો કાંઇ કિનારો નથી.જેનો કોઇ પાર કે શુમાર નથી. એક વેળા તો આપે પોતાના સહાબાને એમ પણ ફરમાવ્યું કે, ''ઇલ્મો-હિકમતની વાત ગમે ત્યાંથી મળી આવે, દોડીને તેને ઉપાડી લો. કેમકે એ મુસલમાનોની જ ગુમ થયેલી મતા છે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમ પણ ફરમાવ્યું છે કે, ''અલ-ઇલ્મુ નૂરૂન.'' એટલે ઇલ્મ એક નૂર છે એક પ્રકાશ છે એક રોશની છે.

અલ્લાહ તઆલાએ પણ પોતાની શાનમાં ફરમાવ્યું છેઃ ''અલ્લાહુ નૂરૂસ-સમાવાતિ વલ-અર્દ.'' એટલે અલ્લાહ આકાશો અને ધરતીનું નૂર છે. આખું જગત અલ્લાહના નૂરથી ઝળહળી રહ્યું છે. ઇન્સાન પાસે ઇલ્મનું નૂર ન હોય તો તે પોતાના પાલનહારને કેવી રીતે ઓળખી શકે ? ઇલ્મના નૂર વગરનો ઇન્સાન અલ્લાહના નૂરને કેવી રીતે જોઇ શકે ? જાહિલ ઇન્સાન મૂગાં, બહેરાં, આંધળાં પ્રાણીથી વધુ મૂલ્ય ધરાવતો નથી. તે ન પોતાની જાતને ઓળખે છે ન આ વાત જાણે છે કે અલ્લાહ તઆલાએ કેમ તેને આ દુનિયામાં પૈદા કર્યો અને શા હેતુએ અલ્લાહ તઆલાએ આ જગતનું સર્જન કર્યું ?

## સૌથી પહેલી ઈસ્લામી યૂનિવર્સિટી

ગારે-હિરાની પહેલી વહીમાં પઢવાનો હુકમ મળવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનું પૂરૂં જીવન ઇસ્લામની તબલીગમાં અને પોતાના સહાબાને કિતાબ તથા હિકમતની તઅલીમ આપવામાં અને તેઓને તન-મનની ગંદકીઓથી પાકસાફ કરવામાં વીતાવી દીધું. એની સાથે ઇસ્લામને દુશ્મનોના આક્રમણથી બચાવવાનું અભિયાન પણ ચાલુ રહ્યું.

માનવંતા સહાબાને મુસલમાન બનવા પહેલાં આ વાતની ખબર જ ન હતી કે તનની નાપાકી કેવી હોય છે અને મનની નાપાકી કોને કહે છે ? શરીરની નાપાકી અને આત્માની નાપાકી વિષે તેઓ કશું જાણતા ન હતા. આટલી પણ ખબર ન હતી કે પૈશાબ પાક હોય છે કે નાપાક અને પત્ની-સમાગમ પછી કેવી રીતે પાકસાફ થવું ? સ્ત્રીઓને પણ પોતાના માસિક ધર્મ અને તેવી જ બીજી વાતોનું કશું જ્ઞાન ન હતું. એવી જ રીતે રૂહની નાપાકી કે મનની ગંદકી વિષે તેઓ કશી માહિતી ધરાવતા ન હતા. બાપદાદાથી મૂર્તિપૂજાના પાપમાં સપડાયેલા હતા. ન કોઇ પયગમ્બર એમની પાસે આવ્યા હતા ન કોઇ આકાશી કિતાબ તેઓ ધરાવતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને શરીરની નાપાકીઓ સાથે આત્માની નાપાકીઓથી પણ પાકસાફ કરવા માંડયા.

ઇસ્લામની શરૂઆતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાન બનનારાઓને કુર્આનનું શિક્ષણ આપવા માટે સફા પહાડની તળેટીમાં આવેલા એક મકાનમાં મદરસાની સ્થાપના કરી હતી. હઝરત અરકમ બિન અરકમ નામે આપના એક સહાબીનું એ મકાન હતું અને ''દારે-અરકમ''નામે ઓળખાતું હતું. આ તેજ મકાન હતું જયાં હઝરત ઉમર ફારૂક જેવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટર દુશ્મન

આપની તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની ગયા હતા. અહીં આપ મુસલમાન બનનારાઓને છુપી રીતે ભેગા કરીને કુર્આન તથા ઇસ્લામનું શિક્ષણ આપતા હતા. આ દારે-અરકમ મક્કહમાં મુસલમાનોને શિક્ષણ આપવાનો સૌથી પહેલો મદરસો કે સૌથી પહેલી સ્કૂલ હતી.

મક્કહથી હિજરત કરીને આપ મદીનહ પધાર્યા તો સૌથી પહેલું જે કામ આપે કર્યું તે મસ્જિદે-નબવીની તઅમીરનું કામ હતું. પોતાના સહાબા સાથે મળીને બાંધણીનું કામ શરૂ કર્યું તો એજ મસ્જિદની અંદર પથ્થરોથી એક મુખ્ય ભાગનું ચણતર કરાવ્યું જેનું નામ ''સુફ્ફહ'' હતું. સુફ્ફહ અરબી શબ્દ છે જેના અર્થ ચબૂતરો, ઓટલો, મંચ, પ્લેટફોર્મ, બેઠક માટેની ઊંચી જગા વગેરે થાય છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ માનવંતા સહાબા અને તેઓની અવલાદને ભણાવવા પઢાવવા કે કેળવણી આપવા માટે ખાસ આ સુફ્ફહનું ચણતર કરાવ્યું હતું.

મસ્જિદે-નબવીનો આ સુફ્ફહ નામે ચબૂતરો મુસલમાનોના શિક્ષણ માટેનો પ્રાથમિક મદરસો પણ હતો અને ઊંચા વર્ગોની તઅલીમ માટેનો દારૂલ-ઉલૂમ પણ હતો, એની સાથે જ આ ચબૂતરો બહારગામના વિદ્યાર્થીઓ માટે બોર્ડિંગ હાઉસની પણ ગરજ સારતો હતો. દિવસના સમયે અહીં કિતાબ અને હિકમતની તઅલીમનું કામ ચાલતું અને રાતે બહારગામના વિદ્યાર્થીઓના ઊઠવા-બેસવા તથા સૂવા-ઊંઘવા માટે એનો ઉપયોગ કરવામાં આવતો. સુફ્ફહના દારૂલ-ઉલૂમમાં શિક્ષણ લેનારા વિદ્યાર્થીઓને ''અસહાબે-સુફ્ફહ'' કહેવામાં આવે છે.

## મુકામી તાલિબાન-બેરૂની તાલિબાન

સુફ્ફહના દારૂલ-ઉલૂમમાં બે પ્રકારના તાલિબાન શિક્ષણ લેતા હતા. કેટલાક એવા હતા જેઓ શહેરમાં રહીને તઅલીમ લેવા આવતા હતા અને કલાસનો સમય પૂરો થતાં પોતાના રહેઠાણે ચાલ્યા જતા. એ મુકામી તાલિબાન કહેવાતા હતા. કેટલાક એવા હતા જેઓ છેક ગરીબ કે નાદાર હતા. શહેરમાં તેઓનું ન કોઇ ઘર હતું ન કોઇ ઠામઠેકાણું હતું. ઘરબાર વગરના આ તાલિબાન રાતના સમયે અહીં જ રાતવાસો કરી લેતા. એમના ખાવાપીવાનો બંદોબસ્ત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી થઇ જતો હતો. કાં આપના ઘરેથી એમનું જમણ આવી જતું અથવા કોઇ સહાબી તરફથી ખાવાની દઅવત મળી જતી અને જ્યારે કંઇ ન મળતું તો ભૂખ્યા પેટે સૂઇ રહેતા. કેમકે જાણતા હતા કે ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘરમાં અમુક વેળા લગાતાર મહિના સુધી ચૂલો સળગતો ન હતો.

અસહાબે-સુફ્ફહની સૌથી મોંઘી મતા ''તવક્કુલ-અલલ્લાહ'' એટલે અલ્લાહ પર ભરોસો હતો. એમાંના ઘણાખરા તો જાતમેહનતની કમાણીથી ગુજરાન કરી લેતા. ફુરસતના સમયે જંગલમાં જઇને ત્યાંથી ઘાસચારો કે લાકડાં કાપી લાવતા. તેને વેચીને જે કંઇ મળી જતું તેનો સંતોષ માનીને અલ્લાહનો શુક્ર અદા કરતા. અથવા છોટીમોટી મઝદૂરી કરી લેતા અને તેનાથી જે કંઇ મળી આવતું તેમાં પોતાના ભાઇઓને પણ શરીક કરી લેતા. એક વાત ચોક્કસ હતી કે ગમે તેવો ભૂખમરો આવી પડે કે ફાકા પર ફાકા વેઠવા પડે છતાં ભીખ કોઇ માગતું ન હતું. કોઇની આગળ ભીખ માગવાની કે ભીખ માટે હાથ લાંબો કરવાની સખ્ત મનાઇ હતી.

## શાગિર્દોમાંથી બનેલા શિક્ષકો

શરૂઆતમાં મુસલમાન બનનારાઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે કુર્આનનું શિક્ષણ આપતા હતા. પછી જ્યારે દિન-બ-દિન મુસલમાનોની સંખ્યામાં ઉમેરો થતો ગયો તો ચોખ્ખી વાત છે કે એક શિક્ષક ઘણાબધા વિદ્યાર્થીઓને શિક્ષણ આપી શકતો નથી, ત્યારે આપે પોતાના શાગિર્દોમાંથી કેટલાક એવા સહાબાને, જેઓ પોતાની ચંચળ-બુધ્ધિ અને અદ્‌ભૂત યાદ-શકિતને કારણે કુર્આનનું પાકું જ્ઞાન ધરાવતા હતા. તેઓને હુકમ ફરમાવ્યો કે હવે તમે પણ શિક્ષણ આપ્યા કરો એ બધા એવા ઘડાયેલા, અધિકૃત અને સનદી શાગિર્દો હતા જેઓએ ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી કુર્આન અને દીનની વાતોનું શિક્ષણ લીધું હતું અને જેઓને ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શિક્ષક હોવાની સનદ આપી હતી અને ફરમાવ્યું હતું કે, તમે બધા સરકારી કે સત્તાવાર રીતે શિક્ષણ આપવાને લાયક છો.

સત્તાવાર કે સરકારી ધોરણે શિક્ષણ આપવાનો આ સિલસિલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી શરૂ થયો અને સહાબાથી લઇને સહાબાની પેઢી-દર-પેઢી થતો આપણા સુધી પહોંચ્યો છે. આજે આપણા દીની મદરસાઓ અને દારૂલ-ઉલૂમોમાં એજ પરંપરા મુજબ કુર્આન અને હદીસનું શિક્ષણ આપવામાં આવે છે. અને જ્યારે કોઇ વિદ્યાર્થી, હાફિઝ કે આલિમ બની જાય છે તો મદરસા કે દારૂલ-ઉલૂમ તરફથી તેને એક સનદ કે પ્રમાણપત્ર આપવામાં આવે છે.

દાખલા તરીકે એક મુસ્લિમ બાળકે દારૂલ ઉલૂમના ઉસ્તાદ પાસે શિક્ષણ લઇને પૂરૂં કુર્આન મોઢે યાદ કરી લીધું અને તે પાકું થઇ ગયું તો દારૂલ ઉલૂમ તરફથી તેને એક સનદ એટલે પ્રમાણપત્ર આપવામાં આવે છે. આ સનદમાં તેના ઉસ્તાદની સહી સાથે કંઇક આ પ્રકારનું લખાણ હોય છે :

> "આ દારૂલ-ઉલૂમમાં મેં મારા ફલાણા શાગિર્દને પૂરૂં કુર્આને-મજીદ તજ્વીદના કાયદા-કાનૂન સાથે મોઢે કરાવી દીધું છે. મેં મારા આ શાર્ગિદને કુર્આનનું તેવું જ શિક્ષણ આપ્યું છે જેવું મારા ફલાણા ઉસ્તાદે મને શિક્ષણ આપ્યું હતું અને કહ્યું હતું કે મને પણ મારા ફલાણા ઉસ્તાદે એજ પ્રમાણે શિક્ષણ આપ્યું હતું."

એક પછી એક ઉસ્તાદોના નામો અને સનદોનો આ સિલસિલો ઉસ્તાદ-દર-ઉસ્તાદ થતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા સુધી પહોંચી જાય છે અને સહાબાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સુધી પહોંચી જાય છે. આપણા દીની મદરસાઓ અને ઇસ્લામી દારૂલ-ઉલૂમોમાં કુર્આન અને હદીસના શિક્ષણની આ પ્રથાનો અમલ આજે પણ ચાલુ છે. કોઇ બાળક કુર્આન મોઢે કરી લે કે કોઇ વિદ્યાર્થી આલિમનો કોર્સ પૂરો કરી લે તો તેને ઉપરના લખાણ મુજબની સનદ આપવામાં આવે છે. આ સનદમાં સહી કરનાર ઉસ્તાદનો સિલસિલો સહાબા સુધી પહોંચી જાય છે જેના અર્થ આ છે કે, મેં આ શાગિર્દને તેવી જ રીતે શિક્ષણ આપ્યું છે જેવી રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને શિક્ષણ આપ્યું હતું.

## સુફ્ફહની પાઠશાળાના ઉસ્તાદો

સારાંશ કે અસહાબે-સુફ્ફહની તઅલીમ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના

શાગિર્દોમાંથી એવા બાહોશ શિક્ષકોની નિમણૂક કરી હતી જેઓએ આપની પાસેથી શિક્ષણ લઈને બીજાઓને શિક્ષણ આપવાની સનદ મેળવી હતી. સુફ્ફહના મદરસામાં જુદા-જુદા વિષયોની તઅલીમ આપવામાં આવતી હતી. એમાં પ્રાથમિક વર્ગથી લઈને ઊંચા વર્ગોની કેળવણીનો સમાવેશ થતો હતો. એક ઉસ્તાદ એકડિયા કલાસના અનપઢ લોકોને અલિફ-બા-તા, કે એકડે એક ઘૂંટાવીને લખવા વાંચવાનું શિક્ષણ આપતા હતા. આ કલાસમાં બાળકોથી લઈને દરેક ઉંમરના તાલિબાનનો સમાવેશ હતો.

બીજા ઉસ્તાદ લખવા વાંચવાનું શીખી લેનારાઓને કુર્આને-મજીદની આયતોના શિક્ષણ સાથે, કુર્આની આયતોના શબ્દોને શુધ્ધ ઉચ્ચારણ સાથે કેવી રીતે પઢવું તેની તઅલીમ આપતા હતા. ત્રીજા ઉસ્તાદ ઊંચી કલાસના શાગિર્દોને કલામે-પાકની આયતોના અર્થો,મર્મો અને રહસ્યોની કેળવણી આપતા હતા. એક કલાસ એવી હતી જેના ઉસ્તાદ પોતાના શાગિર્દોને ઈસ્લામના મૂળભૂત સિધ્ધાંતોનું શિક્ષણ આપતા હતા. એક કલાસના ઉસ્તાદ પોતાના શાગિર્દોને વુઝૂ કરવાની તરકીબ, નમાઝ પઢવાની રીત અને એને લગતી અગત્યની વાતોની કેળવણી આપતા હતા.

એક ઉસ્તાદ ખુશ-નવીસી એટલે કિતાબતની કળામાં પાવરધા હતા. એમના હસ્તાક્ષરો એટલે લખાણના અક્ષરો મોતીના દાણા જેવા સુંદર હતા. તેઓ પોતાના શાગિર્દોને ખુશ-નવીસીની કળાનું શિક્ષણ આપતા હતા. એવી જ રીતે સુફ્ફહના મદરસામાં ઈલ્મો-હિકમતના જુદા-જુદા વિષયોની તઅલીમ આપવામાં આવતી હતી. કેળવણી ખાતાના બધા શિક્ષકો તેજ લોકો હતા જેઓએ ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી શિક્ષણ લીધું હતું અને ખુદ આપે તેઓને સત્તાવાર શિક્ષક હોવાની સનદ આપી હતી. અધુરૂં ભણેલા કે અધકચરૂં જ્ઞાન ધરાવનારાઓને કુર્આનના શિક્ષણની જવાબદારી સોંપવાનું આપને મુદ્દલ પસંદ ન હતું.

સુફ્ફહના મદરસામાં પાંચ મુખ્ય ઉસ્તાદો હતા જેઓની નિગરાની હેઠળ ઈલ્મો-હિકમતના શિક્ષણની પ્રવૃત્તિ ચાલતી હતી. એમના મુબારક નામો આ છે : (૧) હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ અન્હુ (૨) હઝરત હુઝૈફહના આઝાદ ગુલામ હઝરત સાલિમ રદિયલ્લાહુ અન્હુ (૩) હઝરત ઉબય બિન કઅબ રદિયલ્લાહુ અન્હુ (૪) હઝરત મુઆઝ બિન જબલ રદિયલ્લાહુ અન્હુ (૫) હઝરત અબ્દુલ્લાહ બિન સઈદ બિન આસ રદિયલ્લાહુ અન્હુ. સુફ્ફહના મદરસાની સરપરસ્તી અને નિગરાની ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે ફરમાવતા હતા.[૧]

## હઝરત અબૂ દરદાઅનો દિલચસ્પ કિસ્સો

હદીસની રિવાતોમાં એક દિલચસ્પ કિસ્સો ટાંકેલો છે. એક વેળા સુફ્ફહના મદરસાના એક ઉસ્તાદ જેમનું મુબારક નામ હઝરત અબૂ દરદાઅ હતું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. તેમના હાથમાં તીર ચલાવવાની એક કમાન હતી. આપના ચરણોમાં કમાન રજૂ કરતાં કહેવા લાગ્યા, "યા રસૂલલ્લાહ ! મારો એક શાગિર્દ છે. તેનું આ નામ છે. હું તેને કુર્આનનું શિક્ષણ આપતો હતો. હવે તેણે કુર્આન ખતમ કરી લીધું તો ખુશ થઈને તેણે આ કમાન મને હદિયા તરીકે આપી છે. સાથે તેણે મને એમ પણ કહ્યું કે, ઉસ્તાદ ! આ કમાનથી ઈસ્લામના દુશ્મનો સાથે જિહાદ કરજો. હવે પૂછવાનું આટલું યા રસૂલલ્લાહ !

૧. મવલાના કારી સઈદ અહમદ કૃત : તારીખે-કુર્આન પેજ ૨૯૨

કે મારા શાગિર્દનો આ હદિયો મારે કબૂલ કરવો કે નહિ ?''

આપે ફરમાવ્યું, ''ના બિલકુલ નહિ, હરગિઝ કબૂલ નહિ કરો. આ કમાન તો હે અબૂ દરદાઅ ! જહન્નમની એક આગ છે.''

એજ વેળા હઝરત અબૂ દરદાઅ દોડતા ગયા અને શિક્ષણના બદલા તરીકે ભેટમાં મળેલી કમાન પેલા શાગિર્દને પાછી આપતાં બોલ્યાં, ''હે ભાઇ ! તારી આ કમાન હું કબૂલ કરી શકું નહિ. કેમકે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું કે તઅલીમના બદલામાં મળેલી વસ્તુ જહન્નમની આગ છે.''

આ કિસ્સામાં એક શિક્ષકે પોતાના કોઇ શાગિર્દ પાસેથી તેને આપેલા શિક્ષણનો બદલો વસૂલ કરવાનો સંભવ હોવાથી આપે એવો હદિયો કબૂલ કરવાની ચોખ્ખા શબ્દોમાં મના ફરમાવી દીધી. બાદમાં જ્યારે સરકારી ધોરણે મદીનહ તથા ફતેહ થયેલા ઇસ્લામી મુલ્કોમાં શિક્ષકોની નિમણૂક કરવામાં આવી હશે તો, બનવા જોગ છે ઉસ્તાદોના પગારો પણ બૈતુલ-માલથી બાંધી આપ્યા હશે. પણ આટલું ચોક્કસ કે શાગિર્દો પાસેથી હદિયા તરીકે કોઇ વસ્તુ કબૂલ કરવાની ચોખ્ખી મના ફરમાવી દીધી. હદિયો શાગિર્દો તરફથી કયારે કેવા રૂપમાં કબૂલ કરી શકાય તેની શરતો અને નિયમો ઇસ્લામી ઉલૂમના ન્યાયશાસ્ત્રીઓએ ઘડી આપ્યા છે.

## દીની શિક્ષણની ઇલ્મી મજલિસો

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને માનવંતા સહાબાની દીની, તઅલીમી, ઇલ્મી મજલિસો બેહદ પસંદ હતી. એવા મકતબો, મદરસાઓ, સ્કૂલો, કોલેજો, દારૂલ-ઉલૂમો જેમાં કુર્આન,હદીસ, નમાઝ, રોઝહ અને એવી જ દીની વાતોનું શિક્ષણ આપવામાં આવતું હોય તેનું મૂલ્ય આપની નજરમાં સૌથી ઊંચું હતું.

હદીસ શરીફમાં છે કે એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મસ્જિદે-નબવીમાં પધાર્યા. આપે જોયું તો ત્યાં બે પ્રકારની મજલિસો જામેલી હતી. એક મજલિસમાં લોકો ''ઝિકરૂલ્લાહ'' એટલે અલ્લાહના નામની માળા જપવામાં, વિર્દ-વઝીફા પઢવામાં, અલ્લાહુ અલ્લાહની તસબીહનું રટણ કરવામાં મશગૂલ હતા. બીજી તરફ પઢવા-પઢાવવાની કે શીખવા-શિખાડવાની ઇલ્મી મજલિસ જામેલી હતી. એમાં કુર્આનના શિક્ષણની, નમાઝ-રોઝહની, અને દીનને લગતી વાતોની ઇલ્મી ચર્ચા ચાલતી હતી.

બીજા શબ્દોમાં કહીએ તો એક મજલિસ આબિદો એટલે સંતસૂફીઓની ખાનકાહ જેવી હતી જેમાં ''અલ્લાહુ અલ્લાહ અને લા ઇલાહ ઇલ્લલ્લાહુ''નો ઝિક્ર ચાલતો હતો. જયારે બીજી મજલિસ આલિમો, શિક્ષકો અને શાગિર્દોના મદરસા જેવી હતી. એમાં પઢવા પઢાવવા કે શીખવા-શિખાડવાની ઇલ્મી પ્રવૃત્તિ ચાલતી હતી. બંને મજલિસોને જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું:

''બંને મજલિસો બહુ મુબારક બહુ નુરાની મજલિસો છે. બંને મજલિસો પર અલ્લાહની રહમતો વરસે છે. પણ અલ્લાહ તઆલાએ મને આ દુનિયામાં ''મુઅલ્લિમ'' એટલે શિક્ષક બનાવીને મોકલ્યો છે.''

આમ ફરમાવીને આપ તે ઇલ્મી મજલિસમાં બિરાજમાન થઇ ગયા. જેમાં તઅલીમો-તઅલ્લુમ એટલે શીખવા-શિખવાડવાની ઇલ્મી ચર્ચા ચાલતી હતી.

# ઘરેઘરમાં ઇલ્મની ચર્ચા

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહની ઈબાદત માટે મદીનહમાં મસ્જિદનો પાયો નાખ્યો તો સાથે લોકોના શિક્ષણ માટે મદરસાનો પણ પાયો નાખી દીધો. સુફ્ફહનો આ મદરસો એક રીતે મદીનહનો સૌથી પહેલો દારૂલ-ઉલૂમ પણ હતો અને ઈકામત-ગાહ પણ હતી. એ શિક્ષણ-કેન્દ્ર પણ હતું અને બોર્ડિંગ હાઉસ પણ હતું. બીજા શબ્દોમાં એ મદીનહની સૌથી પહેલી "રેસીડન્ટીઅલ યુનિવર્સિટી"———Residential University———હતી. આ અઝીમુશ-શાન યુનિવર્સિટી કે દારૂલ-ઉલૂમનો પાયો અલ્લાહના અઝીમુશ-શાન પયગમ્બરના મુબારક હાથે નાખવામાં આવ્યો હતો. એમાં શરૂઆતથી લઇને ઊંચા વર્ગો સુધીનું શિક્ષણ આપવામાં આવતું હતું. આ દારૂલ-ઉલૂમના સૌથી મોટા શિક્ષક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે હતા અને આપના શિક્ષક, આપને પયગમ્બર બનાવનાર અલ્લાહ વહદહૂ લા શરીક પોતે હતો. આપ મસ્જિદે-નબવીના દારૂલ-ઉલૂમમાં બિરાજમાન થઇને પોતાના સહાબાને ઇલ્મો-હિકમતનું શિક્ષણ આપતા હતા. આપ કિતાબુલ્લાહની આયતો પણ પઢી સંભળાવતા હતા અને તેના અર્થો તથા રહસ્યો પણ સમજાવતા હતા. આપની તનતોડ કોશિશો અને સતત પ્રયાસોનો આ નતીજો નીકળ્યો કે મુસલમાનોના ઘરેઘરમાં ઇલ્મની ચર્ચાઓ થવા લાગી. શું મર્દો, શું ઓરતો, શું બાળકો, બધાં જ ઇલ્મ-પ્રાપ્તિમાં રચ્યાં-પચ્યાં થઇ ગયાં. ભણવા પઢવાનું જાણે ઘેલું લાગ્યું હોય તેમ મુસલમાનોનું ઘરેઘર "કાલલ્લાહ" અને "કાલર-રસૂલ" ના સુમધુર નાદોથી ગુંજી રહ્યું.

મુસલમાનોના શિક્ષણ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહમાં ઇસ્લામી મદરસો કાયમ કર્યો તે ખરૂં જોતાં કોઇ નવી કે નવાઇ ભરેલી વાત ન હતી. આ જગતમાં ઇન્સાનનો વસવાટ શરૂ થયો તે પહેલાં સ્વર્ગલોકના એક મદરસાની પણ જાણકારી મળે છે. કુર્આને-મજીદની સૂરતુલ-બકરહના ચોથા રૂકૂઅથી માલૂમ પડે છે કે અલ્લાહ તઆલાએ યુગાનોયુગ પહેલાં સ્વર્ગલોકમાં મદરસો કાયમ કરીને ઇન્સાન અને ફરિશ્તાઓની પરીક્ષા લીધી હતી. આ પરીક્ષામાં ઇન્સાન પાસ થઇ ગયો. ફરિશ્તા નાપાસ થયા.

એનો બનાવ એમ છે કે અલ્લાહ તઆલાએ આ જગતના સૌથી પહેલા ઇન્સાન હઝરત આદમને પૈદા કરીને પોતાના ખલીફા તરીકે જમીન પર મોકલવાનો ઇરાદો કર્યો તો સ્વર્ગલોકમાં દરબાર ભરીને ફરિશ્તાઓ આગળ તેનો પ્રસ્તાવ રજૂ કર્યો અને ફરમાવ્યું, "ઇન્ની જાઇલુન ફિલ-અર્દિ ખલીફહ" હે ફરિશ્તાઓ ! હું જમીન પર ઇન્સાનને મારા ખલીફા તરીકે મોકલવા માગું છું. તમે શું કહો છો ?

"હે અમારા પાલનહાર !" ફરિશ્તા બા-અદબ બા-મુલાહિઝા બોલ્યા, "શું આપ એવા ઇન્સાનને પોતાનો ખલીફા બનાવશો જે જમીન પર જઇને ખૂનરેઝી કરશે, મારધાડ કરશે, એકબીજાના ગળાં કાપશે? જ્યારે કે અમે આપના તાબેદાર બંદા છીએ. આપના આજ્ઞાપાલક ગુલામો છીએ. હર ઘડી આપની બંદગીમાં લાગેલા છીએ. આપની અઝમત, આપના જલાલ, આપની શાનના કીર્તિગાન ગાઇએ છીએ."

"હે મારા ફરિશ્તાઓ !" અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, "ઇન્ની અઅલમુ મા લા તઅ-લમૂન" જે વાતો હું જાણું છું તે તમે નથી જાણતા.

એ પછી અલ્લાહ તઆલાએ હઝરત આદમને જમીન આસમાનની વસ્તુઓના નામોનું શિક્ષણ આપી દીધું. અને ફરિશ્તાઓની પરીક્ષા લેતાં ફરમાવ્યું, "જો તમે સાચા હો તો મને એ વસ્તુઓના નામો તો

ગણી બતાવો.''

ફરિશ્તાઓની ફિતરતમાં એ નામોના ઈલ્મની પાત્રતા ન હતી. બા-અદબ બા-મુલાહિઝા બોલ્યા, ''લા ઈલ્મ લના ઈલ્લા મા અલ્લમ-તના'' હે અમારા માલિક ! અમારી પાસે એનો ઇલ્મ નથી. અમે તો એટલું જ જાણીએ છીએ જેટલું આપે અમને શિક્ષણ આપ્યું છે.

ત્યારે અલ્લાહ તઆલાએ હઝરત આદમને ફરમાવ્યું, ''આદમ ! એમને એ બધી વસ્તુઓના નામો ગણી બતાવ.'' હુકમ મળતાં જ આપણા બાવા આદમે ફટાફટ બધી વસ્તુઓના નામો ગણી બતાવ્યાં. પરીક્ષામાં ઈન્સાન પાસ થઇ ગયો. ફરિશ્તા નાપાસ થયા. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, ''હે મારા ફરિશ્તાઓ ! મેં તમને ન હોતું કહ્યું કે જે વાતો હું જાણું છું તે તમે નથી જાણતા. બેશક આકાશો અને જમીનની ગૈબની વાતોનો હું સૌથી વધારે જાણકાર છું.''

આ કુર્આની કિસ્સો અહીં પૂરો થતો નથી પણ આટલું બતાવો કે આજથી યુગોયુગ પૂર્વે સ્વર્ગલોકના દરબારમાં જ્યાં અલ્લાહ તઆલાએ હઝરત આદમ અલૈહિસ-સલામને જમીન-આસમાનની વસ્તુઓના નામોનું શિક્ષણ આપ્યું એને મદરસો કહી શકાય કે નહિ ? અને આ મદરસામાં ઈન્સાન તથા ફરિશ્તાઓનું ઈમ્તેહાન લેવામાં આવ્યું કે નહિ ? અને આ ઈમ્તેહાનમાં ઈન્સાન પાસ થયો કે નહિ ? ગારે-હિરાની પહેલી આકાશી વહીમાં એજ વાતનું બયાન થયું છે :''અલ્લમ્ બિલ-કલમ્.'' તે પાલનહાર જેણે ઈન્સાનને કલમથી ઈલ્મ આપ્યો અને ''અલ્લમલ-ઇન્સાન મા લમ યઅલમ.'' તે પાલનહાર જેણે ઈન્સાનને શિક્ષણ આપ્યું તે વસ્તુઓનું જેને તે જાણતો ન હતો.

અલ્લાહ તઆલાએ મદરસો કાયમ કર્યો સ્વર્ગલોકમાં અને તેના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદરસો કાયમ કર્યો મદીનહમાં જેને સુફ્ફહનો મદરસો કહે છે અને જેના વિદ્યાર્થીઓને ''અસહાબે-સુફ્ફહ'' કહેવામાં આવે છે. એ મુસલમાનોના શિક્ષણ માટે મદીનહનો સૌથી પહેલો દારૂલ-ઉલૂમ હતો. એજ દારૂલ-ઉલૂમના અનુકરણમાં ઇસ્લામી આલમના શહેરોમાં દારૂલ-ઉલૂમોની સ્થાપના કરવામાં આવી અને એજ મદની દારૂલ-ઉલૂમના અનુકરણમાં દારૂલ-ઉલૂમ દેવબંદ કાયમ થયો અને પછી તો શહેરો અને કસબાઓમાં દારૂલ-ઉલૂમોની જાળ પાથરી દેવામાં આવી. ખરૂં જોતાં એજ દારૂલ-ઉલૂમો કુર્આનની, હદીસની અને ઈસ્લામની હિફાઝતના અભેદ કિલ્લા ગણાય છે. જરા વિચાર કરો કે આપણા આલિમોએ, મૌલ્વીઓએ, મુફતીઓએ, ઈમામોએ કુર્આન અને હદીસના આ દારૂલ-ઉલૂમોની સ્થાપના ન કરી હોત તો આજે ઇસ્લામની અને મુસલમાનોની શી હાલત હોત !

## સ્ત્રીઓના શિક્ષણની અલગ વ્યવસ્થા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુર્આન અને દીની વાતોનું શિક્ષણ પુરૂષો સુધી જ મર્યાદિત રાખ્યું ન હતું. અમુક દિવસો આમ પુરૂષોના શિક્ષણ માટે નક્કી કર્યા હતા જ્યારે અમુક દિવસો ઓરતોના શિક્ષણ માટે ફાળવ્યા હતા. સ્ત્રીઓની કેળવણી પર આપે ખાસ ભાર મૂકયો છે કેમકે માનો ખોળો બાળકનો સૌથી પહેલો મદરસો હોય છે. એટલે જ આપે ફરમાવ્યું છે : ''ઉત્લુબૂલ-ઈલ્મ મિનલ-મહ્દે ઈલલ-લહ્દ.'' એટલે માતાના ખોળાથી લઈને કબરના ખાડા સુધી શિક્ષણ લેતા રહો.

ઘરોમાં કે મજલિસોમાં ઓરતોને તઅલીમ આપવાની આપે અલગ વ્યવસ્થા કરી હતી. આપનો નિયમ

હતો કે પુરૂષોને શિક્ષણ આપીને ઓરતોની મજલિસમાં પધારતા અને તેણીઓને કુર્આન તથા દીની વાતોનું શિક્ષણ આપતા હતા. સ્ત્રીઓની સમસ્યા અલગ પ્રકારની હોય છે. કોઈકવાર કોઈ મસઅલો પૂછવામાં શર્મો-હયા આડે આવી જતી તો પણ બહુ સભ્યતા અને સિફતથી એ મસઅલો પૂછી લેતી અને પૂછવા પહેલાં અરજ કરતી, "યા રસૂલલ્લાહ ! શર્મને કારણે દીનની જરૂરી વાત પૂછી લેવાની અલ્લાહ તઆલાએ મના ફરમાવી નથી." એક વેળા મજલિસમાં એક ખાતૂને શરમાતાં-લજાતાં પૂછયું, "યા રસૂલલ્લાહ ! ઓરતને ઊંઘમાં એહતેલામ થઈ જાય તો તેના માટે ગુસલ કરવો જરૂરી છે કે નહિ ?"

સ્વપ્નમાં થતા વીર્યપાતને એહતેલામ કહે છે. જેવી રીતે પુરૂષો એવા ખ્વાબ જુએ છે તેવી રીતે ઓરતો પણ એવો ખ્વાબ જુએ છે. મિયાં-બીબીના સમાગમથી બંને પર ગુસલ ફર્ઝ થઈ જાય એ જાગવાનો મામલો છે. પણ ઊંઘમાં-સ્વપ્નમાં એવું બને તો ગુસલ ફર્ઝ થાય કે નહિ ? આ ખાતૂનને એની ખબર ન હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મસઅલો પૂછી લીધો. આપના જવાબથી સમસ્યાનો ઉકેલ આવી ગયો. મજલિસની તમામ ખાતૂનોને પણ એનું શિક્ષણ મળી ગયું અને આપણે બધા પણ એ મસઅલાથી જાણકાર થઈ ગયા કે સ્વપ્નદોષથી સ્ત્રી-પુરૂષ બંને પર ગુસલ ફર્ઝ થઈ જાય છે. ઓરતોની સમસ્યાના મસઅલા બહુ અટપટા હોય છે. કોઈ બેહદ શરમીલી ખાતૂનની આપને પૂછવાની હિંમત નહિ થતી તો તે આપના પાક બેગમો પાસે જઈને હૈઝ, નિફાસ, જનાબત વગેરેને લગતા મસઅલા પૂછી લેતી.

મસ્જિદ અને મજલિસો ઉપરાંત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘરમાં પણ શિક્ષણ લેવાનો સિલસિલો ચાલુ હતો. અહીં આપના પાક બેગમો અને પ્યારી બેટીઓ કુર્આન અને ઈલ્મો-હિકમતની કેળવણી લેતા હતાં જેનું બયાન કુર્આનમાં આ રીતે થયું છે. "વઝ-કુર્ન મા યુત્લા ફી બુયૂતિ-કુન્ન મિન આયાતિલ્લાહિ વલ-હિકમહ....."

> "હે નબીના ઘરવાળાં ! જે કંઈ તમારા ઘરોમાં અલ્લાહની આયતો અને હિકમતોની વાતોનું બયાન થાય છે તેને યાદ કરી લો. બેશક અલ્લાહ બેહદ દયાળુ, સર્વજ્ઞાતા છે.[1]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ઘરની પાઠશાળામાંથી જે ખાતૂનો ઈલ્મો-હિકમતના અનમોલ ખજાનાથી માલામાલ થયાં તેઓમાં આપના પાક બેગમ હઝરત આઈશહ સિદ્દીકહ રદિયલ્લાહુ અન્હાનું મુબારક નામ સૌથી મોખરે તરી આવે છે. બીબી આઈશહ વિષે હઝરત ઉર્વહ બિન ઝુબૈરનું મંતવ્ય છે.

> ન્યાય શાસ્ત્ર, તબીબી વિજ્ઞાન, ઈલ્મે-હદીસની બારીકીઓ, સ્ત્રીઓને લગતા મસાઈલ અને શેઅરો-શાઈરી એટલે કાવ્યકળામાં આઈશહથી વધારે કુશળ કે ચંચળ મને કોઈ દેખાયું નહિ, એમની મજલિસમાં જે કંઈ ઈલ્મી વાતો નીકળતી તેને લગતા શેઅરો ફટાફટ સંભળાવી દેતાં. દીન સાથે દુનિયાના ઉલૂમમાં પણ પારંગત હતાં."[2]

હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હાના એક ભત્રીજીનું નામ આઈશહ બિન્તે તલહા હતું. એમને પ્રાચીન યુગના ઐતિહાસિક બનાવો અને અરબ શાઈરોના દફતરોના દફતરો મોઢે યાદ હતાં. ઈલ્મે-નુજૂમ એટલે સિતારાઓને લગતું એમનું જ્ઞાન પણ બેહદ વિશાળ હતું. એક વેળા ખલીફા અબ્દુલ મલિક બિન હિશામે પૂછયું,

૧. સૂરએ-અહઝાબ પારહ ૨૨ આયત ૩૪

૨. અલ્લામા અબ્દુલ-મુતઆલ સઈદી મિસરી કૃત : અહદે-નબવી કી ઈસ્લામી સિયાસત પેજ ૩૬૭

"હે ખાતૂન ! તારીખી બનાવો અને શાઈરોના દફતરોનું જ્ઞાન તો સમજી શકાય પણ સિતારાઓનું જ્ઞાન તમે કોની પાસેથી મેળવ્યું ?"

"એ જ્ઞાન મેં મારી માસી આઈશહ સિદ્દીકહ કનેથી મેળવ્યું." હઝરત તલહાની બેટી આઈશહએ જવાબ આપ્યો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત સુધીમાં બેશુમાર સહાબા પૂરા કુર્આનના જૈયિદ હાફિઝ હોવા ઉપરાંત દુનિયાના વિવિધ ઇલ્મોમાં પણ પારંગત થઇ ગયા હતા. એમાં મુસ્લિમ ખાતૂનો પણ પુરૂષોથી પાછળ પડે એવા ન હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમોમાં હઝરત આઈશહ, હઝરત હફસહ, હઝરત ઉમ્મે સલમહ વગેરે પૂરા કુર્આનના હાફિઝહ હતાં. બીજા એક ખાતૂન બીબી ઉમ્મે વર્કહ બિન્તે નવફલ પણ પંકાયેલા હાફિઝહ હતાં.

ઉલૂમે-હદીસનો ઘણોખરો ભાગ બીબી આઈશહ સિદ્દીકહ તરફથી આપણા સુધી પહોંચ્યો છે. માલૂમ પડ્યું કે માનવંતા સહાબા અને સહાબિયા ખાતૂનોનો ઇલ્મી-ભંડોળ માત્ર દીની વાતો પૂરતો જ સીમિત ન હતો બલકે તેઓ નબવી પાઠશાળાઓમાં ભણીગણીને દુનિયાના ઇલ્મોમાં પણ તરક્કીની ટોચે પહોંચી ગયા હતા. બલકે જગતની તમામ પ્રજાઓથી આગળ નીકળી ગયા હતા.

## કુર્આન અને વિજ્ઞાન

સહાબાએ-કિરામના દીનો-દુનિયાના વિશાળ જ્ઞાનની બાબતમાં નવાઇ પામવા જેવું નથી. એ બધું જ્ઞાન તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી સીધી રીતે મેળવ્યું હતું અને રસૂલુલ્લાહના નૂરાની સીનામાં અલ્લાહ તઆલાએ જમીન આસમાનના ઇલ્મોનો ખજાનો ભરી દીધો હતો. અલ્લાહ તઆલાએ આપને દુનિયાના લોકો માટે શિક્ષક બનાવીને મોકલ્યા હતા. આપે પોતે ફરમાવ્યું છે : "ઇન્નમા બુઇસ્તુ મુઅલ-લિમન." હું તમારા માટે શિક્ષક બનીને આ દુનિયામાં આવ્યો છું અથવા અલ્લાહ તઆલાએ મને તમારો શિક્ષક બનાવીને આ દુનિયામાં મોકલ્યો છે. અલ્લાહ તઆલાએ આપને પોતાનું પાક કલામ કુર્આને-મજીદ આપ્યું અને કુર્આનમાં ફકત નમાઝ, રોઝહ, ઝકાત, હજ્જ, ઇમાન, અકાઇદ, અખ્લાક વગેરેનું જ બયાન નથી બલકે દીન ઉપરાંત દુનિયા સાથે સંકળાયેલા બેશુમાર ઇલ્મોનું પણ બયાન કુર્આનમાં થયેલું છે.

કુર્આનમાં આસમાન, જમીન, ચાંદ, સૂરજ, સિતારા, પહાડ, દરિયા, હવા, પાણી, વરસાદ, વંટોળિયા, ઝંઝાવાત, ધરતીકંપ, ગાજવીજ, કડાકા ધડાકા વગેરેના બયાન સાથે ખુદ ઇન્સાનની પૈદાઇશનું વિગતવાર બયાન કુર્આનમાં મવજૂદ છે. કુર્આન કહે છે અલ્લાહ તઆલાએ આ જગતની દરેક વસ્તુ પાણીથી પૈદા કરી છે. પાણી આકાશથી વરસે છે જેનાથી જમીન નરમ બને છે. પછી તે ફૂલે છે, પછી ઊભરે છે, પછી ફાટે છે, પછી તેમાંથી ફણગો ઊગી નીકળે છે અને જાતજાતની રંગબેરંગી વનસ્પતિઓથી જમીન શોભી રહે છે.

જમીનમાંથી ઊગનારી લીલોતરી કે અનાજમાંથી ઇન્સાન જે ખોરાક ખાય છે તે તેના જઠરમાં જઇને પચી જાય છે. જઠર તેના પચેલા ગુણકારી તત્વોને સ્વચ્છ કરીને જિગરમાં પહોંચાડે છે. જિગરમાં આ પચેલા ગુણકારી તત્વો પુખ્તા થઇને છેવટે લોહી બને છે. આ લોહીથી ઇન્સાનના માંસ, હાડકાં, ચરબી, ચામડી

વગેરે બને છે. તબીબી વિજ્ઞાનના નિષ્ણાતોનું કહેવું છે કે :

- ગુણકારી ખોરાકના ૪૦ લુકમાઓથી લોહીનું એક ટીપું બને છે.
- સ્વચ્છ લોહીના ૪૦ ટીપાંઓથી વીર્યનું એક ટીપું પૈદા થાય છે.
- વીર્યના ૪૦ ટીપાંઓથી નુત્ફો પૈદા થાય છે.
- નુત્ફાથી ઈન્સાનનું સર્જન થાય છે.

એનો ક્રમ આ રીતે : ખોરાકનો સાર લોહી, લોહીનો સાર વીર્ય, વીર્યનો સાર નુત્ફો અને નુત્ફાનો સાર ઈન્સાન. કુર્આને-કરીમમાં છે : ''ખુલિક્ મિમ માઈન દાફિક્, યખ્રુજુ મિમ બૈનિસ-સુલ્બે વત-તરાઈબ:

''ઈન્સાનને એવા પાણીથી પૈદા કરવામાં આવ્યો જે બાપની પીઠમાંથી અને માની છાતીઓમાંથી ઊછળીને કે ઉછાળો મારીને નીકળે છે.''[1]

અલ્લાહના કલામ કુર્આને-મજીદમાં ઈન્સાનની પૈદાઇશથી લઈને તેના મરણ સુધીનો પૂરો ઈતિહાસ દર્શાવી દેવામાં આવ્યો છે. એની સાથે જ કુર્આનમાં સંખ્યાબંધ પયગમ્બરો, નબીઓ, વલીઓ, બાદશાહો, વજીરો, અમીરો, સદાચારીઓ, દુરાચારીઓ, વફાદારો, ગદ્દારો, અભિમાનીઓ વગેરેના વર્ણનો ઉપરાંત પ્રાચીન યુગની પ્રજાઓના કિસ્સાઓની સાથે નેક નામ ખાનદાની સ્ત્રીઓ તથા બદનામ કમજાત સ્ત્રીઓના કિસ્સા પણ અવનવી ઢબે ટાંકેલા છે કે જેથી દુનિયાના લોકો તેઓના નેક અંજામ કે બદ અંજામથી ધડો લઈને માલિકની મરજી મુજબનું જીવન ગુજારે.

## કુર્આન અને ઈન્સાન

અલ્લાહના કલામ કુર્આને-કરીમમાં દીનો-ઈમાનના ઈલ્મોની સાથે દુનિયાના ઈલ્મોનું પણ બયાન મવજૂદ છે. એમાં એવા ઈલ્મોનું પણ વર્ણન થયેલું છે જેને આપણે સાઈન્સ કે વિજ્ઞાનનું નામ આપીએ છીએ. જેમકે ''ઈલ્મે-હયઅત'' એટલે ખગોળ વિજ્ઞાન, ''ઈલ્મે-નબાતાત'' એટલે વનસ્પતિ વિજ્ઞાન, ''ઈલ્મુલ-હિસાબ'' એટલે ગણિત વિજ્ઞાન, ''ઈલ્મુલ-હયવાનાત'' એટલે પ્રાણી વિજ્ઞાન, ''ઈલ્મુલ-જિમાદાત'' એટલે ધાતુ વિજ્ઞાન વગેરે. એટલે સુધ્ધાં કે કુર્આનમાં ''ઈલ્મે-જનીન'' એટલે ગર્ભ-વિજ્ઞાનનું એટલું ખુલાસાવાર વર્ણન છે કે તેની વિગતો વાંચીને મેડીકલ સાઈન્સના વિજ્ઞાનીઓ પણ હયરત પામી જાય છે. માતાના ગર્ભાશયમાં બીજના રોપાણ પછી ''જનીન'' કેવી કેવી પ્રક્રિયાઓ કે પરિવર્તનોમાંથી પસાર થઈને નવમે મહિને જીવતો જાગતો મુકમ્મલ ઈન્સાન બની જાય છે તેની વિગતો કુર્આને દર્શાવી છે. પૈદાઇશની પ્રક્રિયાઓનો ફક્ત એક જ દાખલો જોઈ લો.

વ લકદ ખલક-નલ ઈન્સાન.................................અને બેશક અમે પૈદા કર્યો ઈન્સાનને
મિન સુલા-લતિમ મિન તીન.................................માટીના નિચોડથી, માટીના સત્વથી.
સુમ્મ જઅલ-નાહુ નુત્ફતન.................................પછી અમે બનાવ્યો તેને નુત્ફો,
ફી કરારિમ મકીન.................................જેને સાચવી રાખ્યો એક સુરક્ષિત સ્થળે.

---

1. સૂરએ-તારિક - પારહ ૩૦ આયત ૬-૭

સુમ્મ ખલક-નન - નુત્ફતા અ-લ-કહ.... પછી બનાવ્યો અમે નુત્ફાને જામેલા લોહીનો ટુકડો.
ફ-ખલકનલ-અ-લ-કતા મુદગહ ......... પછી બનાવ્યો અમે જામેલા લોહીને માંસનો લોથડો.
ફ-ખલકનલ મુદગતા ઇઝામન..................... પછી બનાવ્યાં અમે માંસના લોથડામાં હાડકાં,
ફ-કસવ-નલ ઇંઝામા લહમન.......................... પછી ચઢાવી દીધું અમે હાડકાં પર માંસ.
સુમ્મ અન્શઅ-નાહુ ................................ પછી તેમાં પ્રાણ પૂરીને આપી દીધું અમે તેને
ખલ્કન આખર................................................................. એક નવું જ રૂપ
ફ-તબાર-કલ્લાહુ.................................. તો જુઓ, કેટલી ઊંચી શાનવાળો છે અલ્લાહ
અહ-સનુલ-ખાલિકીન. ........................................ જે સર્વશ્રેષ્ઠ સર્જનહાર છે.[1]

આ આયતોની તફસીરમાં ઇન્સાનની પૈદાઇશના સાત તબક્કાઓનું વર્ણન થયું છે. આ રીતે : (૧) સુલાલહઃ માટીનો નિચોડ, મટ્ટીનું સત્વ (૨) નુત્ફહ : વીર્ય, વીર્યનું ટપકેલું ટીપું (૩) અ-લ-કહઃ જામેલું લોહી, જામેલા લોહીનું ટપકું (૪) મુદગહઃ માંસનો લોથડો, ગોશ્તની બોટી (૫) ઇઝામ : હાડકાં, હડ્ડીઓ (૬) લહ-મ્ઃ માંસ, હાડકાં પર માંસ ચઢવું (૭) ખલ્કન આખરઃ નવું સર્જન, નવું રૂપ.

નુત્ફાની પ્રક્રિયાના આ સાતે તબક્કા કયા સ્થળે પસાર થાય છે.....? એક સલામત જગાએ, એક સુરક્ષિત સ્થળે જેને કુર્આને ''કરારે-મકીન''નું નામ આપ્યું છે એટલે માતાના ગર્ભાશયમાં જેને ઉર્દૂમાં ''રહિમે-માદર''કે બચ્ચાદાની કહે છે. એમાં આ સાતે તબક્કા અંધારાંઓના ત્રણ પર્દાઓમાં છેક જ છુપી કે ભેદભરેલી રીતે એક પછી એક ક્રમવાર પસાર થાય છે. સુરએ-ઝુમર પારહ ૨૩ આયત ૬ માં છે : યખ્લુકુ-કુમ ફી બુતૂનિ ઉમ્મહાતિ-કુમ ખલ્કમ મિમ બઅ્દિ ખલ્કીન ફી ઝુલુમાતિન સલાસ-તરજુમોઃ

''તે અલ્લાહ તમારી માતાઓના પેટોમાં ત્રણ ત્રણ અંધારાંઓના પર્દાઓની અંદર તમને એક પછી એક આકાર દેતો ચાલ્યો જાય છે.

એ ત્રણ અંધારાંના પર્દા આ છે : (૧) પેટના અંદરની દીવારનો પર્દો (૨) માતાના ગર્ભાશયનો પર્દો (૩) તે પર્દો જેમાં બચ્ચું વીંટાળાયેલું હોય છે અને તેની સાથે જ જન્મે છે.

## સર્વ હક્ક અલ્લાહને સ્વાધિન

ઇન્સાન જે ખોરાક ખાય છે અનાજનો, ભાજીપાલાનો કે ફળફળાદિ વગેરેનો એ ખોરાકમાં વીર્ય કે નુત્ફા જેવી કોઇ વસ્તુ હોતી નથી ન કોઇ એવી વસ્તુ હોય છે જે માણસના શરીરમાં પ્રાણ નાખવાની ખાસિયત ધરાવતી હોય. પરંતુ એજ ખોરાક શરીરમાં જઇને કોઇ જગાએ માંસ બનાવે છે કોઇ જગાએ હાડકાં બનાવે છે કોઇ જગાએ વાળો બનાવે છે. પછી એજ ખોરાક એક ખાસ સ્થળે પહોંચીને વીર્ય કે નુત્ફામાં પરિવર્તન પામે છે. એજ નુત્ફામાં ઇન્સાની આકાર લેનારા શુક્રાણુઓ હોય છે. એક પુરૂષના વીર્ય-સ્ખલન વેળા તેમાં કરોડોની સંખ્યામાં શુક્રાણુઓ હોય છે. એમાંનો દરેક શુક્ર સ્ત્રી-અંડ સાથે મળીને ઇન્સાન બનવાની પાત્રતા ધરાવે છે. પરંતુ અલ્લાહ તઆલાનો ફેસલો આ છે કે એમાંના કરોડો ઉમેદવારોમાંથી ફકત એક જ ઉમેદવારને ચૂંટી લઇને

૧. સૂરએ-મુઅમિનૂન પારહ ૧૮ આયત ૧૨ થી ૧૪

તેને ''ખાસ-સમયે'' સ્ત્રી-અંડ સાથે મળવાનો મોકો આપે છે જેના નતીજા રૂપે હમલ રહી જાય છે. પછી એ હમલ અલ્લાહની મરજી મુજબનો આકાર લેતો જાય છે અને અલ્લાહ પોતે જ તેનો ફેસલો કરે છે કે કોને પૂરા હમલ તરીકે કાયમ રાખવો છે અને કોને અધૂરા હમલ તરીકે પાડી નાખવો છે. કોને જીવતો કાઢવો છે અને કોને મરેલો, કોને નર બનાવવો છે અને કોને નારી, કોને સાજોસમો કોને લૂલોલંગડો, કોને આંખોવાળો કોને આંધળો, કોને રૂપાળો કોને કદરૂપો, કોને ગોરો કોને કાળો, કોને અકલમંદ કોને બેવકૂફ !

હમલ અને પૈદાઇશની આ ઘટમાળ હરરોજ કરોડો સ્ત્રીઓના ગર્ભાશયમાં અવિરત ચાલુ રહે છે. એ દરમિયાન ગર્ભાશયમાં આકાર લેનાર દરેક બચ્ચાંનું નસીબ અલ્લાહની મુઠ્ઠીમાં હોય છે. બચ્ચાંની બનાવટ અને જન્મના તમામ અધિકારો અલ્લાહ તઆલાએ પોતાને સ્વાધિન રાખેલા હોય છે. જમીન અને આસમાનની કોઇ મખ્લૂકની મજાલ નથી કે તેની મરજીમાં માથું મારે. એવી કોઇ તાકત નથી જે તેના ફેસલાની આડે આવી શકે. ખુદ જેના પેટના ત્રાણ ત્રાણ અંધારાંઓમાં બચ્ચું આકાર લઇ રહ્યું છે એ માતાને ખબર નથી હોતી કે તેના ગર્ભાશયમાં શું બની રહ્યું છે ? કેવી રીતે બની રહ્યું છે ? અને શું બનીને પ્રગટ થનાર છે ?

## અમશાજ અને સુલાલહ

અહીં સવાલ આ છે કે સ્ત્રી-પુરૂષમાંથી કોના નુત્ફાથી હમલનું મંડાણ થાય છે ? એટલે પુરૂષના વીર્યથી ગર્ભ રહે છે કે સ્ત્રીના વીર્યથી....? એનો જવાબ કુર્આનની આ આયતથી મળે છે. સૂરએ-દહર્ પારહ ૨૯ ની આયત ૨ માં છેઃ ઈન્ના ખલક-નલ ઈન્સાન મિન નુત્ફતિન અમશાજ. તરજુમોઃ

''અમે પૈદા કર્યો ઈન્સાનને એક ''અમશાજ'' નુત્ફાથી.''

અરબી શબ્દકોશ મુજબ ''અમશાજ''ના અર્થ છે ભેળસેળ, મેળવણી, મિશ્રણ, મિક્ષ્ચર વગેરે. ''નુત્ફતિન અમશાજ''ના અર્થ છેઃ ભેળસેળ નુત્ફો એટલે ઈન્સાનને અલ્લાહ તઆલાએ ભેળસેળ નુત્ફાથી પૈદા કર્યો છે. ભેળસેળ નુત્ફાના આ અર્થ છે કે ઈન્સાનની પૈદાઇશ પુરૂષ અને સ્ત્રીના બે અલગ-અલગ નુત્ફાઓથી નથી થતી બલકે બંનેના નુત્ફાઓ આપસમાં મળીને ભેળસેળ થઇ જાય ત્યારે એ નુત્ફાઓના મિશ્રણથી ઈન્સાન પૈદા થાય છે.

કુર્આનની સૂરએ-સિજ્દહની આયત ૮ માં નુત્ફા માટે ''સુલાલહ'' શબ્દ આવ્યો છે જેમકે અલ્લાહ તઆલાએ ફરમાવ્યુંઃ સુમ્મ જઅલા નસ્લહૂ મિન સુલા-લતિમ મિમ-માઈમ-મહીન. તરજુમોઃ

''પછી ચલાવી અલ્લાહએ તેની નસલ એક ''માએ-મહીન''ના નિચોડથી.''

માઅ એટલે પાણી અને મહીન એટલે હકીર, હલકટ, તુચ્છ, નાપાક અને સુલાલહ એટલે નિચોડ, સત્વ, સાર, ખુલાસો. આ હકીર કે તુચ્છ પાણી એટલે વીર્ય સ્ત્રીમાં પણ હોય છે અને પુરૂષમાં પણ હોય છે. માલૂમ પડ્યું સુલાલહ શબ્દ સ્ત્રી અને પુરૂષ બંનેના નુત્ફાને લાગુ પડે છે. બીજના વાવેતર પછી શુભ ચોઘડિયે બંનેના નુત્ફા એકબીજાના મિલન કે આલિંગન માટે એકબીજા તરફ ધસી જાય છે અને બંનેના મિશ્રણથી હમલ રહી જાય છે. જો કે પુરૂષના વીર્યમાં કરોડો નુત્ફા હોય છે પણ હમલ ફકત એક શુક્ર અને એક બીજના મેળાપથી રહે છે.

સૂરએ-રઅદ પારહ ૧૩ ની આયત નંબર ૮ આ મામલા પર વધારે પ્રકાશ નાખે છે : અલ્લાહુ યઅ-લમુ મા તહમિલુ કુલ્લુ ઉન્સા વમા તગીદુલ-અરહામુ વમા તઝદાદ. તરજુમો:

> ''અલ્લાહ દરેકે દરેક ગર્ભ ધારણ કરનારી નારીના પેટની જાણકારી ધરાવે છે. જે કંઇ તેમાં બને છે તેને પણ જાણે છે અને જે કંઇ તેમાં ઘટાડો કે વધારો થાય છે તેની પણ પૂરેપૂરી માહિતી ધરાવે છે.''

મતલબ આ છે કે ગર્ભાશયમાં હમલની શું હાલત છે તેનાથી અલ્લાહ સંપૂર્ણ રીતે માહિતગાર રહે છે ગર્ભમાં છોકરો છે કે છોકરી, ખૂબસુરત છે કે બદસુરત, આંખોવાળો છે કે આંધળો એ બધું તે જાણે છે. ગર્ભાશયમાં જે કંઇ ઘટાડો કે વધારો થાય છે એટલે કદી છોકરો જન્મે છે તો કદી છોકરી. કદી સમયસર જન્મે છે તો કદી સમય પહેલાં કે સમય પછી. બચ્ચાંના અવયવો એટલે હાથપગ, આંખ, નાક, કાન, વગેરેની બનાવટમાં તથા બચ્ચાંની શારીરિક અને દિમાગી કાબિલિયતોની બનાવટમાં જે કંઇ ઘટાડો કે વધારો થાય છે એ બધું સીધી રીતે અલ્લાહ તઆલાની નિગરાનીમાં થાય છે. ઘટાડા-વધારાનો એક અર્થ આ છે કે ગર્ભમાં એક બચ્ચું છે, બે બચ્ચાં છે, ત્રણ બચ્ચાં છે કે તેથી વધારે ?

સહીહ બુખારીની કિતાબુત-તફસીરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એક હદીસ઼ના મુબારક શબ્દો આ છે : વલા તઅ-લમુ મા તગીદુલ-અરહામ ઈલ્લલ્લાહ. એટલે અલ્લાહ સિવાય કોઇ જાણતું નથી કે માતાના ગર્ભાશયમાં જે વસ્તુ ઘટી-બઢી રહી છે તેનું ભવિષ્ય શું છે ? આ હદીસ઼ની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> ''ગૈબના ખઝાનાઓની પાંચ ચાવીઓ છે જેને અલ્લાહ વગર કોઇ જાણતું નથી. એ પાંચ ચાવીઓ આ છે : (૧) કાલે શું થશે ? અલ્લાહ સિવાય કોઇ જાણતું નથી. (૨) સ્ત્રીઓ અને માદા પ્રાણીઓના ગર્ભાશયમાં શું છે ? અલ્લાહ વગર કોઇ જાણતું નથી. (૩) વરસાદ કયારે થશે ? અલ્લાહ વગર કોઇ જાણતું નથી. (૪) કોણ કયારે કઇ જમીનમાં મરશે ? અલ્લાહ વગર કોઇ જાણતું નથી. (૫) કિયામત કયારે કાયમ થશે ? અલ્લાહ વગર કોઇ જાણતું નથી.''

## અલ્લાહ તઆલાનો સવાલ

સારાંશ કે આ જગતના સૌથી પહેલા ઇન્સાન હઝરત આદમ અલૈહિસ-સલામને અલ્લાહ તઆલાએ પોતાના હાથથી ખાણખાણતી મિટ્ટીના સત્વથી પૈદા કર્યા. આદમની અવલાદને વીર્યના નુત્ફાથી પૈદા કરી. વીર્ય પોતે જમીનની મિટ્ટીમાંથી ઊગનાર અનાજ વગેરેનું સત્વ હોય છે. એજ વીર્યનું ટીપું જનેતાના ગર્ભાશયમાં કરીકામ થઈને જામેલા લોહીનું ટપકું બને છે. જામેલું લોહી માંસનો લોથડો બને છે. માસના લોથડામાં હાડકાં પૈદા થાય છે. હાડકાં પર માંસ ચઢે છે. માંસ પર ચામડી મઢાય છે. આ રીતે અલ્લાહ તઆલા પાણીના એક હકીર કે હલકટ ટીપાંને, વિવિધ પ્રક્રિયાઓમાંથી પસાર કરાવીને, અને તેને ''અહસને-તકવીમ''ના સાંચામાં ઢાળીને, એક જીવતો જાગતો મુકમ્મલ ઇન્સાન બનાવીને તેની માતાના ગર્ભાશયમાંથી બહાર કાઢે છે.

"અહસને-તકવીમ" પારહ ૩૦ ની સૂરએ-વત-તીનના શબ્દો છે. અહસન એટલે બેહતરીન, સર્વોત્તમ, સુંદર, સુશોભિત અને તકવીમ એટલે સીધું કરવું, દુરૂસ્ત કરવું, સપ્રમાણ બનાવવું, સાંચામાં ઢાળીને એવું માપસરનું બનાવવું કે સાંધેસાંધો તેના બંધબેસતા સ્થળે ગોઠવાયેલો હોય. હાથ, પગ, આંખ, નાક, કાન બધું તેના મૂળ સ્થળે ફિટ હોય. આંખની જગાએ કાન હોય અને કાનની જગાએ નાક હોય તેવું અલ્લાહની કુદરતની કારીગરીમાં કદી બનતું નથી. એનું જ નામ છે : લકદ ખલક-નલ ઈન્સાન ફી અહસને-તકવીમ. એટલે ઈન્સાનને અમે સર્વશ્રેષ્ઠ આકારે કે સર્વોત્તમ સ્વરૂપે પૈદા કર્યો છે. સુંદરતામાં, ખૂબસુરતીમાં કે હુસ્નો-જમાલમાં દુનિયાની કોઈ જાનદાર મખ્લૂક એની તોલે પહોંચી શકતી નથી. એટલે જ તો હઝરતે-ઈન્સાન "અશ-રફુલ-મખ્લૂકાત" હોવાનું માન ખાટેલો છે.

ઘાટીલો કે રૂપના સાંચામાં ઢળાયેલો ઈન્સાન વીર્યના નજીવા ટીપાંથી માના પેટમાં આકાર લે છે ત્યારે અલ્લાહ તઆલા ઈન્સાનને સવાલ કરે છે : "અ-ફ-રઐતુમ મા તુમનૂન ?" શું તમે જોતા નથી, શું તમે વિચાર કરતા નથી જ્યારે કે તમે વીર્યના ટીપાં ટપકાવો છો ? [૧]

લાગલો જ બીજો સવાલ થાય છે : "અ-અન્તુમ તખ્લુકૂ-નહૂ અમ નહનુલ-ખાલિકૂન ?" શું તમે તેને પૈદા કરો છો કે અમે તેને પૈદા કરનારા છીએ ? ૨

ચોખ્ખી વાત છે કે વીર્યના ટીપાં ટપકાવવા પછી જગતનો સર્જનહાર જ તેને સર્વાંગે સુંદર ઈન્સાન બનાવીને ઠરાવેલા સમયે બહાર પાડે છે. દુનિયાના લોકો રોજ જુએ છે કે સ્ત્રી-પુરૂષના સમાગમથી હમલ રહી જાય છે. પછી તે ઉત્તરોત્તર ઉછેર પામે છે અને નવમે મહિને જીવતો જાગતો ઈન્સાન બની જાય છે. મગર રોજરોજના અનુભવ છતાં લોકોની નજર વીર્યના ટીપાંઓથી આગળ વધતી નથી. ગર્ભાશયમાં આ ટીપાં પર શું વીતે છે? તે કેવી કેવી પ્રક્રિયાઓમાંથી પસાર થાય છે ? તેમાં કેવાં કેવાં પરિવર્તનો થાય છે ? તે વિષે સોચવિચાર કરવાની ન બાપને પડેલી હોય છે ન માને !

"ત્યારે હે ઈન્સાન ! જરા વિચાર તો કર કે બાળકના જન્મમાં તારો ફાળો
કેટલો ? આટલો જ ને વીર્યના ટીપાં ટપકાવી દીધાં અને બસ.
તને શું ખબર કે ગર્ભાશયમાં જવા પછી એ ટીપાં પર શું વીતી ?
કોણે એ તુચ્છ ટીપાંને જામેલા લોહીનું રૂપ આપ્યું ?
કોણે આ જામેલા લોહીને માંસનો લોથડો બનાવ્યો ?
કોણે એ માંસના લોથડામાં હાડકાં બનાવ્યાં ?
કોણે એ હાડકાં પર માંસ ચઢાવ્યું ?
કોણે એ માંસ પર ચામડીનો પોશાક મઢી દીધો ?
અને પછી તે કોણ છે જેણે તેના તનમાં રૂહ ફૂંકીને તેનો જીવતો જાગતો
ઈન્સાન બનાવી દીધો ?"

---

૧. સૂરએ-વાકિઅહ પારહ ૨૭ આયત ૫૮

૨. સૂરએ-વાકિઅહ પારહ ૨૭ આયત ૫૯

તો હે લોકો ! જુઓ, ઇન્સાનના ઉત્પાદન માટે અલ્લાહ તઆલાએ તેની માતાના ગર્ભાશયને એક ધમધમતી ફેક્ટરી બનાવી દીધી; એવી અજીબો-ગરીબ ફેક્ટરી કે જેના સાંચામાં તેણે પાણીના એક નજીવા કે નાપાક ટીપાંને વિવિધ આકારો આપીને જીવતો જાગતો ઇન્સાન બનાવી દીધો. તો જુઓ હે લોકો !

ફ-તબારકલ્લાહુ...........તમારો પાલનહાર કેટલી બરકતવાળો, કેટલી ઊંચી શાનવાળો છે !

અહ-સનુલ ખાલિકીન..........સૌથી શકિતશાળી, સૌથી સત્તાશાળી, સૌથી ઉત્તમ સર્જનહાર છે!

## નેકબખ્ત ઇન્સાન-બદબખ્ત ઇન્સાન

ઇન્સાનની પૈદાઇશ વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ શું ફરમાવે છે ? સહીહ બુખારીમાં ટાંકેલી આ હદીસ વાંચો. હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે કે અમારી એક ઇલ્મી મજલિસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

> "તમારામાંથી દરેક ઇન્સાન પૈદા થવા પહેલાં માતાના પેટમાં એવી રીતે રૂપ ધારણ કરે છે કે શરૂઆતના ૪૦ દિવસો સુધી તે નુત્ફાની શકલમાં રહે છે. પછી એટલા જ દિવસો સુધી તે જામેલા લોહીના રૂપમાં રહે છે. પછી એટલા જ દિવસો સુધી માંસના લોથડાના રૂપમાં રહે છે.
>
> એ પછી અલ્લાહ તઆલા એક ફરિશ્તાને મોકલાવે છે અને તેને ચાર વાતોનો હુકમ ફરમાવે છે. પહેલો હુકમ આ કે માતાના પેટમાં ઇન્સાનનો આકાર લેનાર બાળકની ઉંમર લખો કે એની આટલી ઉંમર છે. બીજો હુકમ આ કે એની રોજી લખો કે એને આટલી રોજી મળવાની છે. ત્રીજો હુકમ આ કે એની કરણી લખો કે દુનિયામાં એ આટલાં કામો કરવાનો છે. એ પછી માતાના ગર્ભમાં ઉછેર પામનાર બાળકના બદનમાં અલ્લાહના હુકમથી રૂહ ફુંકવામાં આવે છે.
>
> એ પછી બને છે એવું કે તમારામાંથી એક ઇન્સાન નેકીના કે ભલાઇના કામો કરતો રહે છે ત્યાં સુધી કે જયારે, તેની વચ્ચે અને જન્નતની વચ્ચે ફકત એક ગજનો ફાસલો રહી જાય છે તો અચાનક તકદીરનું લખાણ આડે આવી જાય છે અને તે જહન્નમીઓ જેવાં કામો કરવા લાગે છે. નતીજા રૂપે મરણ પામીને જહન્નમનો હકદાર ઠરી જાય છે.
>
> એવી જ રીતે તમારામાંથી એક ઇન્સાન બદીના કે બુરાઇના કામો કરતો રહે છે ત્યાં સુધી કે જયારે, તેની વચ્ચે અને જહન્નમની વચ્ચે ફકત એક ગજનું અંતર રહી જાય છે તો અચાનક તેની તકદીરનું લખાણ આડે આવી જાય છે અને તે જન્નતીઓ જેવાં કામો કરવા લાગે છે. નતીજારૂપે મરણ પામીને જન્નતના હકદાર ઠરી જાય છે." (સહીહ બુખારી ફી કિતાબે બદઉલ-ખલ્ક. બાબ ૬)

એજ વિષયની બીજી હદીસ વાંચો. હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુનું બયાન છે કે એક મજલિસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું:

"અલ્લાહ તઆલાએ આ દુનિયામાં આવનાર દરેક બાળકની માતાના ગર્ભાશય પર એક ફરિશ્તાની નિમણૂક કરી દીધી છે. માના પેટમાં નુત્ફાના નિર્માણ પછી ફરિશ્તો કહેતો રહે છે : "યા રબ! હજુ નુત્ફો છે. યા રબ ! હવે લોહીની ગાંઠ છે યા રબ ! હવે માંસનો લોથડો છે."

એ પછી અલ્લાહ તઆલા તેની પૈદાઈશનો ફેસલો કરી નાખે છે. ત્યારે ફરિશ્તો પૂછે છે : "યા રબ ! એ નર છે કે નારી ? યા રબ ! એ નેકબખ્ત છે કે બદબખ્ત ? યા રબ ! એની રોજી કેટલી છે ? યા રબ ! એની ઉંમર કેટલી છે ?"

આ બધી વાતો અલ્લાહના હુકમ મુજબ તેની માના પેટમાં જ તેની પૈદાઈશ પહેલાં લખી લેવામાં આવે છે." (સહીહ બુખારી ફી કિતાબિલ-હૈઝ. બાબ ૧૭)

એક હદીસમાં આપે એમ પણ ફરમાવ્યું છેઃ

"દરેક પૈદા થનારૂં બાળક "દીને-ફિતરત" પર જન્મ પામે છે. પછી તેના મા-બાપ યહૂદી હોય તો બાળકને યહૂદી બનાવે છે. અને ખ્રિસ્તી હોય તો ખ્રિસ્તી બનાવે છે અને અગ્નિ-પૂજક હોય તો અગ્નિ-પૂજક બનાવે છે."

મતલબ આ કે કુદરતના કાનૂન મુજબ આ દુનિયામાં પૈદા થનાર દરેક બાળક ઈસ્લામની પ્રકૃતિ પર હોય છે. એટલે પૈદાઈશી રીતે તે મુસલમાન હોય છે. પછી માબાપના ઘરનો જેવો માહોલ હોય તેના સાંચામાં ઢળી જાય છે. એમાંથી કેટલાંક ખુશનસીબ બાળકો મુકદ્દરના સિકન્દર હોય છે. બિનમુસ્લિમ માબાપના ઘરમાં જન્મ લેવા છતાં બુધ્ધિનો ઉપયોગ કરે છે અને નસીબની બલિહારીથી મુસલમાન બની જાય છે. એથી વિરૂધ્ધ કેટલાંક બાળકો ફૂટેલા નસીબના હોય છે. મુસલમાનના ઘરમાં પૈદા થવા છતાં ઈસ્લામને તરછોડીને મુરતદ બની જાય છે. હદીસ શરીફના શબ્દો કેઃ "નસીબના લેખ આડે આવી જાય છે." તે એનું જ નામ છે.

## નર અને નારીના જન્મનું રહસ્ય

આથી પહેલાં આપણે વાંચી આવ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બિલકુલ ઉમ્મી હતા. લખવા વાંચવાનું જાણતા ન હતા. કોઈ મદરસા કે સ્કૂલમાં ગયા ન હતા. દુનિયાનો કોઈ ઈન્સાન આપનો શિક્ષક ન હતો. અલ્લાહ તઆલાએ પોતે જમીન અને આસમાનના ઈલ્મોનો ખઝાનો આપના નૂરાની સીનામાં ભરી દીધો હતો. માનવંતા સહાબા ઉપરાંત યહૂદીઓ, ખ્રિસ્તીઓ અને મૂર્તિપૂજકો વારંવાર આપને જાતજાતના સવાલો પૂછ્યા કરતા હતા. સહાબા આપને સવાલો, "રબ્બે ઝિદની ઈલ્મન" એટલે પોતાના જ્ઞાનમાં વધારો કરવા ખાતર પૂછતા હતા. ત્યારે યહૂદીઓ અને મુશરિકો આપની પજવણી કે પરીક્ષા ખાતર પૂછતા હતા. એવા પ્રસંગે હઝરત જિબ્રીલ આપની તહેનાતમાં પધારતા અને પૂછેલા સવાલનો જવાબ બતાવી દેતા હતા.

એક વેળા યહૂદી પાદરીઓ આપની તહેનાતમાં હાજર થયા. તેઓનો સવાલ હતો, "હે મુહંમદ ! તમારો દાવો છે કે તમે અલ્લાહના પયગમ્બર છો. બતાવો, બચ્ચું કદી નર હોય છે તો કદી નારી એનું શું કારણ?"

આપે ફરમાવ્યું, "સાંભળો, મર્દનો નુત્ફો ઘટ્ટ અને સફેદ હોય છે. સ્ત્રીનો નુત્ફો પાતળો અને પીળો

હોય છે. ગર્ભાધાન વેળા મર્દનો નુત્ફો ઉપરવટ મેળવી લે તો નર જન્મે છે અને જો સ્ત્રીનો નુત્ફો ઉપરવટ મેળવી લે તો નારી જન્મે છે.''

આ જવાબ આપીને આપે ફરમાવ્યું, ''અલ્લાહનો આભાર કે તેણે મને આ સવાલનો જવાબ બતાવી દીધો. સાચું કહું છું આથી પહેલાં મને એની ખબર ન હતી.''[1]

ઇતિહાસકારોનું કહેવું છે કે આજથી ૧૪ સો વરસ પહેલાંના અરબખંડ પર જહાલતનો અંધારપાટ છવાયેલો હતો. તહઝીબ, તમદ્દુન કે સાઇન્સ કઇ ચીડિયાનું નામ છે તે કોઇ જાણતું ન હતું. આજના વિજ્ઞાનયુગમાં મૅડિકલ સાઇન્સનો કોઇ વિજ્ઞાની જ્યારે કુર્આનનો અભ્યાસ કરે છે અને તેમાં ઇન્સાનના બચ્ચાંની તબક્કાવાર પૈદાઇશનું અજીબો-ગરીબ બયાન વાંચે છે તો તે હયરતના ચક્કરમાં પડી જાય છે અને વિચારે છે કે જહાલતના જમાનામાં પધારેલા પયગમ્બરને ''ઇલ્મે-જનીન''નું જે જ્ઞાન મળ્યું તે બેશક આ કુર્આનને જ આભારી છે. પછી તે મનોમન પોકારી ઊઠે છે, ''બેશક આ કુર્આન જગતના સર્જનહારનું જ આકાશી કલામ છે. મુહંમદ પયગમ્બરનું કલામ હોય શકતું નથી.''

## મધની મખ્ખીની કારીગરી

સારાંશ કે અલ્લાહની આકાશી કિતાબ કુર્આને-કરીમમાં ફકત નમાઝ-રોઝહ અને દીનો-ઇમાનના જ ઇલ્મોનું બયાન નથી બલકે દુનિયાના બેશુમાર ઇલ્મોનું પણ એમાં બયાન થયેલું છે. એમાં ''ઇલ્મે-જનીન''ની સાથે ''ઇલ્મે-હયવાનાત'' એટલે પ્રાણી-શાસ્ત્રનું બયાન પણ મવજૂદ છે જેમાં હાથી, ઊંટ, ઘોડા, ગધેડા, ખચ્ચર, ગાય, ઘેટાં, કૂતરા, સિંહથી લઇને કરોળિયા, માખી, મચ્છર, કીડી વગેરેનો સમાવેશ છે. કુર્આનમાં મધની મખ્ખીને લગતું બયાન તમે વાંચેલું છે ?

અલ્લાહના પવિત્ર કલામ કુર્આને દર્શાવેલું મધની માખીને લગતું વિજ્ઞાન પણ જાણવા જેવું છે. આમ જુઓ તો મધની માખીની હૈસિયત શું ? એક નાનું-નજીવું જીવડું હોય છે. ચૂટકીમાં લઇને મસળી નાખો તો ખતમ. પણ અલ્લાહ તઆલાએ આ નાનકડી મખ્ખીના ટચૂકડા વજૂદમાં મીઠાઇ બનાવવાની એવી અજીબો-ગરીબ ફેકટરી ગોઠવી દીધી છે કે ફૂલોમાંથી ચૂસેલો રસ એના પેટમાં જઇને મીઠું પીણું બની જાય છે. જાણે કે એનું પેટ મીઠાઇના માટલાં જેવું છે. એમાંથી નીકળતો રસ એટલો સ્વાદિષ્ટ હોય છે કે માણસ આંગળાં ચાટતો રહી જાય. આ રસ ગુણકારી એટલો કે મોંઘામાં મોઘું ટોનિક પણ એની આગળ કશી વિસાતમાં નહિ. કુદરતી પીણું હોવાથી ખુદ અલ્લાહ તઆલાએ એના વિષે ફરમાવ્યું છે : ''અ-સ-લુમ મુસફ્ફા'' એટલે સાફ કરેલું સ્વચ્છ અને શુધ્ધ મધ. પછી ફરમાવ્યુંઃ ''ફીહે શિફાઉલ-લિન-નાસ'' એમાં લોકો માટે શિફા અને તંદુરસ્તીના ગુણો ભરી દીધેલાં છે.

મધની માખીની ખાસ ખૂબી આ છે કે અલ્લાહ તઆલાએ પોતે એને ''અવહા''ના શબ્દથી સંબોધન કર્યું આ રીતે : ''વ અવહા રબ્બુકા ઇલન-નહલે.'' એટલે આકાશી વહી મોકલાવી તમારા પાલનહારે મધની માખી તરફ. અહીં ''અવહા'' શબ્દના એવા અર્થ છે કે અલ્લાહ તઆલાએ સીધી રીતે મધમાખીના દિલમાં

---

૧. અલ્લામા સૈયિદ સુલૈમાન નદવી કૃત : સીરતુન-નબી જિ.૩ પેજ ૧૮૩

આ વાત નાખી દીધી અથવા સીધી રીતે તેને હુકમ ફરમાવી દીધો કે તારે આ કામગીરી બજાવવાની છે. અવહાના શબ્દથી મધમાખીને ત્રણ વાતોનો હુકમ ફરમાવી દીધો:

(૧) પહાડો, ચટાણો, દીવારો, છતો, માંડવાઓ, ઝાડો વગેરેમાં જઈને ઘરો એટલે મધપૂડા બનાવ. (૨) બાગ-બગીચાઓ કે જંગલોમાં જઈને ફળફૂલોનો રસ ચૂસ્યા કર. (૩) જે રસ્તેથી પહાડો, જંગલો, વગડાઓમાં દૂર સુધી ચાલી જાય એજ રસ્તેથી પોતાના ઘર પાસે પાછી આવી જા. [૧]

આપણે જોઈએ છીએ કે મધની મખ્ખી આજે પણ અલ્લાહએ આપેલા આ હુકમ પર ચૂસ્તપણે અમલ કરે છે. એને પહાડો, ચટાણો, ઝાડો, દીવારો પર મધપૂડો બનાવવાની કારીગરી કોણે શીખવી ? ફળફૂલોનો રસ ચૂસીને મધ બનાવવાની કળા સાઈન્સના કયા ટીચરે એને શિખાડી ? ગમે તેટલી દૂર નીકળી ગઈ હોય છતાં તેજ રસ્તેથી પાછા વળવાની બુધ્ધિ એને કોણે આપી ? એના મધપૂડાની કારીગરી અને મધ બનાવવાની કળા જોઈને વિજ્ઞાનીઓ પણ હયરતના ચક્કરમાં પડી જાય છે.

## હઝરત સુલૈમાન અને સબાની મહારાણી

એવી જ રીતે અલ્લાહના આકાશી કલામ કુર્આનમાં, જમીનના પેટાળમાંથી નીકળતી ધાતુઓનું બયાન પણ થયેલું છે. જેમકે સોનું, ચાંદી, તાંબુ, લોઢું વગેરે. સૂરએ-સબામાં છે કે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર હઝરત દાવૂદ અલૈહિસ-સલામના હાથમાં લોઢાંને મીણ જેવું નરમ બનાવી દીધું હતું જેનાથી તેઓ અલ્લાહ તઆલાની દોરવણી મુજબ લડાઈનો પોશાક એટલે બખ્તરો બનાવીને પોતાનું ગુજરાન કરતા હતા. આ કળા અલ્લાહ તઆલાએ પોતે તેમને શીખવી હતી. એવી જ રીતે અલ્લાહ તઆલાએ વહાણ બનાવવાની કળા પોતાના પયગમ્બર હઝરત નૂહ અલૈહિસ-સલામને શિખાડી હતી: "હે નૂહ ! તું એક વહાણ બનાવ, અમારી આંખો સામે અને અમારી દોરવણી મુજબ." [૨]

સૂરએ-સબામાં અલ્લાહના પયગમ્બર હઝરત સુલૈમાન અલૈહિસ-સલામની બાદશાહીનું બયાન વાંચશો તો માલૂમ પડશે કે અલ્લાહ તઆલાએ તેમના માટે જમીનમાંથી પીગળેલા તાંબાનો ઝરો વહેતો કરી દીધો હતો જેનાથી તેમના નિષ્ણાત કારીગરો તરહ-તરહની અજાયબી ભરેલી વસ્તુઓ બનાવતા હતા. કારીગરોમાં ઈન્સાનો ઉપરાંત જિન્નાતની કૌમના કારીગરો પણ દરબારમાં હાથ બાંધીને હઝરત સુલૈમાનના હુકમની રાહ જોયા કરતા હતા.

હઝરત સુલૈમાન અલૈહિસ-સલામ માટે દરબારી ઈન્જીનિયરોએ એરોપ્લેન જેવો એક આલીશાન તખત બનાવ્યો હતો. આ શાહી તખત કે વિમાનમાં બિરાજમાન થઈને હઝરત સુલૈમાન અલૈહિસ-સલામ પોતાના દરબારીઓ કે લશ્કરી જવાનો સાથે હવામાં ઊડવાની સહેલ માણતા હતા. અને સાથે ઈસ્લામની તબલીગનું કામ પણ કરતા હતા. વાયુ એટલે પવનને અલ્લાહ તઆલાએ હઝરત સુલૈમાનના તાબામાં આપી દીધો હતો. જ્યાં જવા માગતા, પવનને હુકમ ફરમાવી દેતા. આજ્ઞાપાલક ગુલામ પેઠે પવન તેમને ધારેલા સ્થળે પહોંચાડી દેતો. સૂરએ-સબામાં છે કે હઝરત સુલૈમાનની સવારની મંઝિલ એક મહિનાના વિસ્તાર જેટલી હતી અને સાંજની મંઝિલ એક મહિનાના વિસ્તાર જેટલી હતી. [3] એના અર્થ થયા કે હઝરત સુલૈમાન અલૈહિસ-સલામનો શાહી

૧. સૂરએ-નહલ પારહ ૧૪ આયત ૬૮-૬૯ ૨. સૂરએ-હૂદ પારહ ૧૨ આયત ૩૭ 3. સૂરએ-સબા પારહ ૨૨ આયત ૧૨

તખ્ત ફકત એક જ દિવસમાં બે મહિનાનો રસ્તો કાપી લેતો હતો. હવામાં ઊડતી વેળા તખતની કેટલી ઝડપ હશે તેનું અનુમાન કરી લો.

સૂરએ-સબામાં આ વાતનો પણ ઉલ્લેખ છે કે જિન્નાતની કૌમમાંથી કેટલાક મરજીવાઓ સમુદ્રમાં ડૂબકી મારીને તળિયેથી મૂલ્યવાન મોતીઓ કાઢી લાવતા હતા. બાંધકામ કળાના નિષ્ણાતો હઝરત સુલૈમાન માટે મસ્જિદો, કિલ્લાઓ અને મહેલો બનાવતા હતા. આ કારીગરોએ હઝરત સુલૈમાન માટે એક આલીશાન શીશમહેલ બનાવ્યો હતો. તેના ચોકમાં પારદર્શક કાચની એવી અદ્‌ભૂત કારીગરી કરી હતી કે જોનારને એમ જ લાગે કે પાણીની નહેરમાં ખડખડ વહેતું નીતરૂં પાણી લહરિયો લઇ રહ્યું છે. મુલ્કે-સબાની સૂર્યપૂજક મહારાણી બિલકીસ જયારે પોતાના લાવલશ્કર સાથે મુસલમાન બનવા માટે હાજર થઇ તો હઝરત સુલૈમાને તેને ફરમાવ્યું, ''શીશમહેલમાં પ્રવેશીને અમારા દરબારમાં આવી જા.''

હુકમના પાલનમાં મહારાણી જયારે મહેલના ચોક પાસે પહોંચી તો જોયું કે નહેરમાં ખડખડ પાણી વહી રહ્યું છે. તરત તેણે પોતાના કીમતી લેંઘાના પાંઇચા પગથી ઉપર ચઢાવી લીધા કે જેથી તેનો મૂલ્યવાન શાહી લેંઘો પાણીમાં પલળી ન જાય. એ જોઇને હઝરત સુલૈમાને તેને ફરમાવ્યું : ''ઇન્નહૂ સરહુમ મુમર-રદુમ મિન કવારીર.''[1] એટલે આ તો એક શીશમહેલ છે જેના ચોકમાં પણ કાચ મજેલા છે. અર્થાતઃ એ તો અમારા કલાકારોના કૌશલ્યની કારીગરી છે. પાણી નથી. જેથી લેંઘાના પાંઇચા ચઢાવવાની જરૂર નથી.

સૂરએ કહફમાં શહેનશાહ ઝુલ-કરનૈનનો કિસ્સો વાંચશો તો ખબર પડશે કે હઝરત ઝુલ-કરનૈન મુલ્કો પર મુલ્કો ફતેહ કરતા ઉત્તર દિશાએ આવેલા પહાડી પ્રદેશમાં પહોંચ્યા તો પહાડની આ બાજુ વસેલા લોકોને, બીજા પહાડની પાછળ વસેલી યઅજૂજ-મઅજૂજ નામે જંગલી કૌમના ઝુલ્મો-સિતમથી બચાવવા માટે, લોખંડની જાડી પાટો તથા ધમણમાં ધખાવીને પીગળાવેલા તાંબાથી જે મજબૂત પુશ્તો બનાવી આપ્યો હતો તેમાં તેમણે કેવી કળાથી કામ લીધું હતું. એની વિગતો વાંચીને તઅજ્જુબ થાય છે. અને કુર્આની દલીલોથી સાબિત થાય છે કે આ દુનિયાનું મંડાણ થયું ત્યારથી જ દરેક યુગમાં કારીગરો, કલાકારો, જ્ઞાનીઓ, વિજ્ઞાનીઓ પાકતા, ચાલ્યા આવે છે અને એજ તે વાત છે જેના વિષે અલ્લાહ તઆલાએ ગારે-હિરાની પહેલી જ વહ્‌યમાં ફરમાવી દીધું: ''અલ્લમલ-ઇન્સાન મા-લમ યઅલમ.'' ઇન્સાનને તે વાતોનું શિક્ષણ આપ્યું જેને તે જાણતો ન હતો.

મદીનહની હિજરત પછી પહેલી મસ્જિદ કુબાની વસતિમાં બનાવવામાં આવી. એ પછી મદીનહ શહેરમાં મસ્જિદે-નબવીનો પાયો નાખવામાં આવ્યો ત્યારે સવાલ ઊભો થયો કે કિબ્લહની દિશા કેવી રીતે નક્કી કરવી? તે સમયે દિશા નક્કી કરવાનું કોઇ યંત્ર તો હતું નહિ. અટકળ કે અનુમાનથી નમાઝ માટે કિબ્લહની દિશા કેવી રીતે નકકી કરી શકાય ? પરંતુ કિબ્લહની દિશા કેવી રીતે નક્કી કરવી ? તે સમયે દિશા નકકી કરવાનું કોઇ યંત્ર તો હતું નહિ. અટકળ કે અનુમાનથી નમાઝ માટે કિબ્લહની દિશા કેવી રીતે નકકી કરી શકાય ? પરંતુ કિબ્લહની દિશા નક્કી કરવા માટે કોઇ સમસ્યા કે મુંઝવણ ઊભી થઇ નહિ. રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આ વિદ્યાની પૂરી માહિતી ધરાવતા હતા. અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રીલ મારફતે આપને એનું જ્ઞાન આપ્યું હતું. આપે એટલી તો ખૂબીથી ખાનએ-કઅબહની સીધમાં મસ્જિદે-કુબા અને મસ્જિદે-નબવીની મહેરાબો બનાવી કે આજના આધુનિક યંત્રો પણ તેમાં રતીભારની ભૂલ કાઢી શકતાં નથી.

૧. સૂરએ-નમ્લ પા.[illegible] આયત ૪૪

# ઈસ્લામ અને ઈલ્મુલ-હર્બ

બીજો એક ખાસ ઈલ્મ છે જેની આજે દુનિયાભરમાં ધૂમ મચેલી છે અને જેણે આજે દુનિયાભરની શાંતિનું નખ્ખોદ વાળી દીધું છે. એ છે ''ઈલ્મુલ-હર્બ'' એટલે યુધ્ધ-વિજ્ઞાન. આપણે બધા જાણીએ છીએ કે અલ્લાહના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઈલ્મુલ-હર્બના પણ સૌથી મોટા નિષ્ણાત હતા. ઈબ્ને હિશામની આ સીરતુન-નબીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની લડાઈઓનો વિગતવાર ઉલ્લેખ થયેલો છે. ઈસ્લામના દુશ્મનો સાથેની લડાઈઓની ઝીણામાં ઝીણી વિગત પણ કિતાબમાં દર્શાવી દીધી છે. ખરૂં જોતાં આ કિતાબનું અસલ નામ જ ''કિતાબુલ-મગાઝી'' છે એટલે અલ્લાહના રસ્તામાં દુશ્મનો સાથે જિહાદ કરનારાઓનું જીવન ચરિત્ર.

આ કિતાબના વાંચનથી આપને માલૂમ પડશે કે ઈસ્લામના ખૂંખાર દુશ્મનો અને લોહી-તરસ્યા ત્રાસવાદીઓ વારંવાર ધસી-ધસીને મદીનહ પર ચઢી આવતા હતા કે જેથી ઈસ્લામના જન્નતી છોડને જડમૂળથી ઉખેડીને ફેંકી દે. પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિકમતભરી લડાયક તદબીરો અને લા-જવાબ જંગી ચાલો આગળ તેઓનું કંઈ ચાલતું ન હતું. ત્રાસવાદી દુશ્મનો સામે કેવી તદબીરો અને કેવી ચાલોથી કામ લેવું તેનું જ્ઞાન અલ્લાહ તરફથી આપને મળતું હતું. સામસામે બે જમાઅતો હતી. એક જમાઅતનું નામ ''હિઝબુલ્લાહ'' એટલે અલ્લાહની જમાઅત અને બીજી જમાઅતનું નામ ''હિઝબુશ-શયતાન'' હતું એટલે શયતાનની જમાઅત. કુર્આનમાં બંને જમાઅતોનું બયાન થયેલું છે અને અલ્લાહ તઆલાએ ફરમાવી દીધું છે કે હિઝબુલ્લાહ પર હિઝબુશ-શયતાન કદી ફાવી શકતી નથી. કામયાબી છેવટે હિઝબુલ્લાહના જ કદમ ચૂમે છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એજ જંગી તદબીરો અને હિકમતભરી ચાલોની બરકત હતી કે વારંવારની ખૂંખાર લડાઈઓ છતાં બંને પક્ષે ઓછામાં ઓછું લોહી રેડાયું. ફત્હે-મક્કહની વિગતો વાંચશો તો ઓર ભી તઅજ્જુબમાં પડી જશો. જનમ-જનમના ખૂંખાર ત્રાસવાદીઓ ખાનએ-કઅબહના વિશાળ ચોકમાં મસ્તકો નમાવીને ઊભેલા છે અને મૃત્યુના ડરથી થરથર કાંપી રહ્યા છે. અચાનક સન્નાટાને ચીરતો સ્વર સંભળાય છે : ''યા મઅશર કુરૈશ ! હે કુરૈશની જમાઅત ! તમે શું ધારો છો કે આજે હું તમારી સાથે કેવો વર્તાવ કરીશ ?''

''અખુન કરીમ વબ્નુ અખુન કરીમ.'' આશા નિરાશા વચ્ચે ઝોલાં ખાતા કુરૈશ જવાબ આપે છે કે આપ અમારા દયાળુ-શરીફ ભાઈ છો અને શરીફ ભાઈના બેટા છો.

''ઈઝહબૂ અન્તુ-મુત-તુલકાઅ.'' જાવ તમે બધા આઝાદ છો.

''લા તસરીબ અલય-કુમુલ-યવ્મ.'' આજે તમારા માટે ડર કે ઠપકા જેવું કંઈ નથી.

શાનદાર ફતેહ મેળવવા છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ન કોઈને ગુલામ બનાવ્યો ન મક્કહની કોઈ ખાતૂનને લોંડી બનાવી ન કોઈના જાન-માલને હાથ અડાડયો. એટલું જ નહિ, મક્કહના જે મુસલમાનો પોતાના ઘરબાર અને માલ-મિલ્કત મક્કહમાં જ છોડીને મદીનહ હિજરત કરી ગયા હતા અને જેની ઉપર કુરૈશના ત્રાસવાદીઓએ બળજબરીથી કબ્જો કરી લીધો હતો એના વિષે પાછા ખાલી કરવાનો કોઈને

હુકમ નહિ ફરમાવ્યો. જેની પાસે જે કંઇ હતું, તેની જ પાસે રહેવા દીધું.

ખરેખર આપણા આકા, આપણા મવલા, અલ્લાહના પ્યારા હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જગતના તમામ ઇન્સાનો માટે દયામાયાના સાગર બનીને પધાર્યા હતા. આપના જેવો રહમદિલ, આપના જેવો સહનશીલ, આપના જેવો ન્યાયશીલ, આપના જેવો સુલેહ-ચાહક, શાંતિપ્રિય અને રહમતના દરિયા જેવો સિપહસાલાર ન આપથી પહેલાં થયો છે ન આપના પછી થયો છે ન ભવિષ્યમાં કદી થવાનો છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ચાહતા હતા કે દીનની સાથે દુનિયાનું શિક્ષણ લેવામાં પણ મુસલમાન લોકો જગતની બીજી પ્રજાઓથી પાછળ નહિ પડે આપના શાગિર્દો એટલે માનવંતા સહાબાએ આપની પાસેથી ઇલ્મુલ-હર્બ એટલે યુદ્ધ-વિજ્ઞાનનું પણ એવું શિક્ષણ લીધું કે જોતજોતામાં તેઓ દુનિયા પર છવાઇ ગયા. ઇસ્લામી લશ્કરે મુલ્કો પર મુલ્કો ફતેહ કરી લીધા. ઇરાન અને રોમ જેવા બળવાન સામ્રાજ્યોના ઘમંડી શહેનશાહોના મગજમાંથી તુમાખીનો ધુમાડો કાઢી નાખ્યો અને ત્યાંની, ગુલામીની ઝંજીરોમાં જકડાયેલી પ્રજાને ગુલામીની લઅનતથી આઝાદ કરાવી દીધી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને નાછુટકે ઇસ્લામના દુશ્મનો સાથે જેટલી લડાઇઓ લડવી પડી એ બધી લડાઇઓ કુર્આનની ભાષામાં જિહાદ કહેવાય છે. મુસલમાનો પર જેવી રીતે નમાઝ, રોઝહ, હજ્જ, ઝકાત ફર્ઝ છે તેવી જ રીતે ઇસ્લામના દુશ્મનો સાથે જિહાદ કરવો પણ મુસલમાનો પર ફર્ઝ છે. જિહાદની તૈયારી માટે કુર્આનમાં અલ્લાહ તઆલાએ મુસલમાનોને આ શબ્દોમાં હુકમ ફરમાવ્યો છે: ''વ-અઇદ્દુ લહુમ મસ-તતઅ-તુમ મિન કુવ્વહ''.... એટલે ઇસ્લામના દુશ્મનો માટે જંગી બળની તૈયારી રાખો જેનાથી તમે ધાક બેસાડી શકો અલ્લાહના દુશ્મનો પર અને તમારા દુશ્મનો પર !

અલ્લાહના રાહમાં એટલે જિહાદમાં કતલ થનાર મુસલમાન શહીદ કહેવાય છે અને તે કાયમ માટે જન્નતનો હકદાર ઠરી જાય છે. મરેલા માણસને આપણે મુરદું કહીએ છીએ પણ જિહાદમાં કતલ થનારને મુરદું કહી શકાય નહિ. કુર્આનમાં ચેતવણી આપવામાં આવી છે કે ખબરદાર ! અલ્લાહના રસ્તામાં માર્યા ગયેલા મુસલમાનને મુરદું કહ્યું નહિ ! એ મુરદું નથી બલકે શહીદ છે. કતલ થતાં જ નવું જીવન મેળવી લે છે અને અલ્લાહના દરબારમાં હાજર થઇને જન્નતના બગીચાઓમાં મહાલતો થઇ જાય છે. જન્નતમાં આ શહીદને અલ્લાહ તઆલા તરફથી ખાવાનું પણ મળે છે. અને પીવાનું પણ મળે છે. મરી ગયેલા કે કતલ થયેલા માણસના મુરદાંને આજ સુધી આપણે ખાતું-પીતું કે ચાલતું ફરતું જોયું નથી. પણ અલ્લાહના રાહમાં શહીદ થનાર માટે કુર્આનનો કાનૂન અલગ છે. એના માટે આયતમાં ત્રણ ખાસ શબ્દો આવેલા છે. પહેલો શબ્દ ''અમ્વાત'' જેના અર્થ મુરદાં થાય છે એટલે એને મુરદું ન કહો. બીજો શબ્દ ''અહયાઅ'' જેના અર્થ ''જીવતા'' થાય છે એટલે એ મુરદું નહિ બલકે જીવતો છે. ત્રીજો શબ્દ ''યુર-ઝકૂન'' છે જેના અર્થ એને ખાવાપીવાનું કે રોજી પહોંચાડવામાં આવે છે.

## મક્કી જીવનના તેર વરસ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળવા પછી આપના નૂરાની જીવનના પૂરાં તેર વરસ મક્કામાં પસાર થયાં. ઇસ્લામની તબલીગ કરવી અને ઇસ્લામ પર ચાલવું, કાંટાની પથારી કે આગના

અંગારા પર ચાલવા જેવું હતું. આ તેર વરસમાં આપને હુકમ આ હતો કે કોઇ તમારી ઉપર ત્રાસ ગુજારે તો જવાબ ન આપો. કોઇ ઢેફાં મારે કે પથ્થર મારે તો ચૂપ રહો. કોઇ ગાળો આપે કે અપશબ્દ કહે તો ખામોશ રહો. કોઇ ગળું ટૂંપે કે જાનવરના આંતરડાં નાખે તો ઉફ ન કરો. બસ આટલું કામ કરો કે હક વાત કહેતા રહો. એ સિવાય કોઇનો મુકાબલો ન કરો. લડઝગડ, મારતોફાન, જીભાજોડી, ધીંગામુશ્તી ન કરો. કુર્આનમાં ફરમાવ્યું:''ફસ-ફહિસ-સફહલ-જમીલ.''

એટલે દરગુજર કરો. મોટું મન રાખો. જવાબ ન આપો. ખામોશ રહો. ઉદારદિલીથી ચલાવી લો અને એમ પણ ફરમાવ્યું : ''લસ્ત અલૈહિમ બિ-મુસૈતિર.'' હે નબી ! આપને કોટવાલ કે દારોગા કે ઈન્સપેકટર કે ફોજદાર બનાવીને મોકલવામાં નથી આવ્યા. આપને તો ઈસ્લામની તબલીગ કરનારા અને ઈસ્લામનો સંદેશો પહોંચાડનારા બનાવીને મોકલવામાં આવ્યા છે. આપનું કામ તો હક વાત પહોંચાડી દેવાનું છે. ધૂમીફરીને લોકોને જહન્નમના અઝાબથી ડરાવો. ઘેરેઘેર જઇને લોકોને જન્નતની ખુશખબરી આપો. બળજબરીથી કે મારધાડથી મનાવીને મુસલમાન બનાવવાનું કામ આપનું નથી.

એમ પણ ફરમાવ્યું : ''વ લવ શાઅ રબ્બુક લ-આમના.....'' હે નબી ! તમારો પાલનહાર ચાહતે તો ધરતી પર વસનારા તમામ ઈન્સાનોને મુસલમાન બનાવી દેતે. પણ તમારા પાલનહારની એ ઇચ્છા નથી. તો શું તમે બળજબરીથી લોકોને મુસલમાન્ બનાવશો ?

માટે હે નબી ! હકના રસ્તામાં કાંટા વાગે તો તેને સહન કરો. સચ્ચાઇના રાહમાં સખ્તી આવે તો તેની ઝીંક ઝીલો. સબર કરો. ધીરજથી કામ લો. ઉફ ન કરો. એમ પણ ફરમાવ્યું: ''ફસ-બિર કમા સ-બ-ર ઉલુલ-અઝ-મિ મિનર-રુસુલ.'' ધીરજ ધરો હે નબી ! જેવી રીતે ધીરજવાન પયગમ્બરોએ ધીરજથી કામ લીધું. મારનો જવાબ મારથી ન આપો. લાઠીનો જવાબ લાઠીથી ન આપો. ગાળનો જવાબ ગાળથી ન આપો. બલકે ધીરજથી, દરગુજરથી, સહનશીલતાથી કામ લો.

## મદની જીવનના દસ વરસ

મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લગાતાર તેર વરસ સુધી આતંકવાદી કુરૈશનો ત્રાસ વેઠતા રહ્યા અને અલ્લાહના હુકમ મુજબ ધીરજથી, દરગુજરથી, સહનશીલતાથી કામ લેતા રહ્યા. પછી તે સમય આવ્યો જયારે ખુદ કુરૈશની ધીરજ ખૂટી ગઇ અને તેઓની સહનશકિતએ જવાબ આપી દીધો. નતીજા રૂપે તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું ખૂન કરી નાખવાનો ત્રાગડો રચ્યો તો લાચારીએ આપને મક્કહ છોડીને મદીનહ નાસી જવું પડયું. હવે તો કુરૈશના વેરનો અગ્નિ શમી જવો જોઇતો હતો. પરંતુ વતનથી બે-વતન કરવા છતાં તેઓએ આપનો પીછો નહિ છોડયો તો અલ્લાહની રહમત જોશમાં આવી ગઇ. અલ્લાહ તઆલાને આપની અને આપના મઝલૂમ સાથીઓની દયાજનક હાલત પર દયા આવી ગઇ તો અલ્લાહ તઆલાએ આપને ત્રાસવાદી દુશ્મનોનો, હથિયારોથી મુકાબલો કરવાની પરવાનગી આપી દીધી. બસ એજ દિવસથી હથિયારનો જવાબ હથિયારથી આપવાનો કુર્આની કાનૂન ઈસ્લામમાં જારી થઇ ગયો. એનું જ નામ જિહાદ છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ દિલથી ચાહતા હતા કે દુશ્મનો પોતે પણ શાંતિથી જીવે અને

મુસલમાનોને પણ શાંતિથી જીવવા દે પરંતુ તેઓએ આપની કોઇ વાત માનીને દેખાડી નહિ. કદી તેઓ આપને બદ્રના મેદાન સુધી ખેંચી ગયા તો કદી ઉહુદ પહાડની તળેટીમાં જવા મજબૂર કર્યા. કદી ખન્દક ખોદવાની ઝેહમત આપી તો કદી કઅબહના દર્શન માટે મક્કહમાં પ્રવેશવાથી અટકાવી દીધા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મદની જીવનના પૂરાં દસ વરસો ઈસ્લામના ત્રાસવાદી દુશ્મનો સાથે જિહાદ કરવામાં પસાર થઇ ગયાં. એમાં સત્તાવીસ જિહાદો એવા છે જેને હદીસની ભાષામાં "ગઝવહ" કહે છે. ગઝવહ તે લડાઇ અથવા લશ્કરી ટુકડી છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બ-નફ્સે-નફીસ એટલે જાતે ને પોતે ભાગ લીધો હોય. આ ૨૭ ગઝવાતમાં નવ ગઝવાત એવા છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે લડાઇના મેદાનમાં ઊતરીને ઈસ્લામી લશ્કરની કમાન સંભાળી અને જેમાં મારામારી, કાપાકાપી કે ખૂનરેજી થવા પામી.

કુર્આને-કરીમના આદેશ મુજબ જિહાદ પણ અલ્લાહની ઉત્તમ ઈબાદત ગણાય છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે કે જે કૌમ જિહાદ જેવી ઈબાદત છોડી દે છે તે આ દુનિયામાં ઝલીલો-ખ્વાર થઇ પડે છે અને ઈસ્લામના દુશ્મનો તેની ઉપર એવી રીતે તૂટી પડે છે જેમ ભૂખ્યાઓ ખાવાની વાનગીઓ પર તૂટી પડે છે.

## અસહાબી કન-નુજૂમ

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહના આખેરી નબી હતી અને ઉમ્મી નબી હતા. ઉમ્મીના અર્થ છે અનપઢ હોવું, અશિક્ષિત હોવું, નિરક્ષર હોવું. અલબત્ત આપણા માટે અનપઢ કે અશિક્ષિત હોવું મોટામાં મોટી ખામી ગણાય છે. પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે એ કોઇ ખામી કે ઐબ ન હતી બલકે આપની એ સૌથી મોટી ખૂબી હતી. ખુદ અલ્લાહ તઆલાએ કુર્આનમાં આપને "નબીય્યીલ-ઉમ્મી"ના ગૌરવભર્યા લકબે બિરદાવીને જમીન અને આકાશોના ઈલ્મોનો ખજાનો આપના નૂરાની સીનામાં ભરી દીધો હતો. દીનની સાથે દુનિયાના ઈલ્મોનો આ ખજાનો ન આપથી પહેલાં કોઇને આપવામાં આવ્યો ન આપના પછી કોઇને આપવામાં આવ્યો. ઈલ્મોના લખલૂટ ખજાનામાંથી આપના શાગિર્દો એટલે માનવંતા સહાબાએ પણ પોતાનો પૂરો હિસ્સો મેળવી લીધો અને તેઓ ઈલ્મી આકાશના ઝગમગાતા સિતારા બનીને દુનિયાના ઈન્સાનોના ઈમામ બની ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે પોતાના સહાબાને આકાશના સિતારા સાથે સરખાવ્યા છે અને ફરમાવ્યું છે: "અસહાબી કન-નુજૂમ....." એટલે મારા સહાબા આકાશના સિતારા જેવા છે. જે લોકો એમનું અનુકરણ કરશે, હિદાયત મેળવી લેશે. દુનિયામાં પણ કામયાબ. આખેરતમાં પણ કામયાબ.

## સીરતે-નબવીની માહિતીનું બીજું ઝરણું

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનના મુકમ્મલ હાલાત જાણવાનું બીજું અસલી, સનદી અને વિશ્વાસપાત્ર ઝરણું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસો છે. કુર્આને-કરીમ પેઠે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસો પણ પરંપરાગત સચવાયેલી અને સંગ્રહાયેલી યેન કેન પ્રકારે આપણા સુધી પહોંચી છે. આજના ઝમાનામાં પણ આપણે જીવનના દરેક ક્ષેત્રમાં એજ નૂરાની ઝરણાઓથી માર્ગદર્શન મેળવીએ છીએ.

અલ્લાહ તઆલાની આકાશી કિતાબ કુર્આને-મજીદ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસ઼નો દરજો આવે છે. હદીસ઼ અને કુર્આન અલ્લાહની આકાશી ઝંજીરની એવી બે કડીઓ છે જેને એકબીજાથી અલગ કરી શકાય નહિ. જે પાગલોએ આ કડીઓને એકમેકથી અલગ કરવાની કોશિશો કરી છે તેઓ અલ્લાહની લઅનતોનો ભોગ બનીને ગુમરાહીની ગર્તામાં ગરક થઇ ગયા છે. કુર્આને-કરીમમાં અનેક આયતો છે જેમાં સાફ શબ્દોમાં મુસલમાનોને હુકમ ફરમાવવામાં આવ્યો છે કે, હે મુસલમાનો ! તમે દિલના કાનથી અમારા પયગમ્બરની વાતો સાંભળો. અંતઃકરણથી તેને માની લો અને માની લેવું જ પૂરતું નથી બલકે ખરા દિલથી તેનો અમલ પણ કરો. એક આયતમાં છેઃ "મા આતા-કુમુર-રસૂલુ ફ-ખુઝૂ-હૂ." એટલે અમારા રસૂલ જે કંઇ તમને આપે તો તરત તેને ગ્રહણ કરી લો. એ પછી ફરમાવ્યુંઃ "વ મા નહાકુમ અન્હુ ફન્તહૂ." એટલે અમારા રસૂલ જે વાતોથી તમને અટકાવે કે તુરંત તેનાથી અટકી જાવ.

એથી પણ વધારે જોરદાર શબ્દોની આ આયત છેઃ "મંય-યુતિઈર-રસૂલ ફ-કદ અતા-અલ્લાહ." એટલે જે માણસ રસૂલની તાબેદારી કરે છે તે અલ્લાહની તાબેદારી કરે છે. અલ્લાહની તાબેદારી કરવી હોય તો પ્રથમ રસૂલની તાબેદારી કરો. અલ્લાહનું કહ્યું માનવું હોય તો પહેલાં રસૂલનું કહ્યું માનો. અલ્લાહને રાજી કરવો હોય તો પ્રથમ તેના પ્યારા રસૂલને રાજી કરો. માલૂમ પડયું. રસૂલની તાબેદારી હકીકતમાં અલ્લાહની તાબેદારી છે. રસૂલનું આજ્ઞા-પાલન વાસ્તવમાં અલ્લાહનું આજ્ઞા-પાલન છે. રસૂલનું કહ્યું નહિ માનો અને રસૂલને રાજી નહિ કરો ત્યાં સુધી અલ્લાહને રાજી કરવાના ફાંફાં મારવાં વ્યર્થ કે બેકાર છે.

માની લો કે એક બાદશાહ પોતાના એલચીને કોઇ સરકારી કામ માટે બીજા બાદશાહના દરબારમાં મોકલાવે છે. એલચીને આપેલા શાહી કાગળમાં મૂળ મુદ્દાનો લંબાણ ખુલાસો નહિ હશે. બલકે મુખ્ય મુદ્દા ટૂંકાણમાં પતાવેલા હશે. હવે એલચી જ્યારે સરકારી કામ અંગે આ બાદશાહ સાથે વાટાઘાટ કરશે તો એલચીનો બોલેબોલ પોતાના બાદશાહનો બોલેબોલ ગણાશે. વાતચીતને અંતે એલચી જે ફેસલો કરશે તે તેના જ બાદશાહનો ફેસલો લેખાશે. આ દાખલો રજૂ કરવાનો હેતુ આટલો જ કે હદીસ઼ અને કુર્આન હકીકતમાં એક જ વસ્તુ છે અને એક જ દીપકના બે નૂર છે. બંનેનો દરજો લગભગ સરખો જ છે. બંનેને એકબીજાથી અલગ કરી શકાય નહિ અને જો કોઇ અલગ કરવાની કોશિશ કરશે તો ગુમરાહીના આંધળા જંગલમાં એવો ભટકાશે કે કદી તેને રસ્તો મળવાનો નથી. નતીજા રૂપે બારગાહે-ઇલાહીથી હડખાયાં કૂતરાં પેઠે હડધૂત થઇ જશે. ઉપરથી અલ્લાહની અને તેના રસૂલની લઅનતનો ભોગ બની જશે.

એથી યે ચઢિયાતો બીજો દાખલો જુઓ. માની લો કે આજે આપણા આ ઝમાનામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હયાત હોય અને માનવંતા સહાબાની નૂરાની મજલિસમાં બિરાજમાન હોય. એટલામાં એક માણસ આપનાં તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની જાય અને પોતાના ઇસ્લામ-સ્વીકારની જાહેરાત કરે અને પછી આ જાહિલ કે બેવકૂફ માણસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંબોધીને આ પ્રમાણે કહેઃ

"યા મુહંમદ ! હું મારા અંતઃકરણથી અલ્લાહને એક માનું છું અને આપની પાસે જે કુર્આન છે તેને પણ સાચા દિલથી માની લઉં છું કેમકે એ અલ્લાહનું કલામ છે. પણ હે મુહંમદ ! આપનું પોતાનું જે કલામ છે જેને હદીસ઼ કહે છે, તેને માનવું મારા માટે જરૂરી નથી. કેમકે આપ તો મારા જ જેવા એક ઇન્સાન છો !"

ચોખ્ખી વાત છે કે આ જાહિલ માણસ કલિમો પઢવા છતાં અને અલ્લાહને એક માનવા છતાં ઇસ્લામથી ખારિજ થઇને કાફિર બની જશે અને અલ્લાહની બારગાહથી કૂતરાં પેઠે હડધૂત થઇ જશે. અલ્લાહ પર અને કુર્આન પર તેના ઇમાનની કોડીની કિંમત નહિ રહેશે.અને માની લો કે આ નૂરાની મજલિસમાં હઝરત ઉમર ફારૂક બેઠેલા હોય તો પેલા જાહિલ બેવકૂફની વાત સાંભળતાં જ ઊભા થઇ જશે અને તલવાર તાણીને દરખાસ્ત કરશેઃ

"યા રસૂલલ્લાહ ! પરવાનગી આપો. અબઘડી આ કાફિરનું માથું ધડથી છૂટું કરી દઉં !"

માલૂમ પડયું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસ઼નું પણ તેટલું જ મહત્વ છે જેટલું અલ્લાહની આકાશી કિતાબ કુર્આનનું છે. કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જે કંઇ ફરમાવે કે હુકમ આપે તેની હેસિયત તેવી જ છે જેવી અલ્લાહના હુકમની અને અલ્લાહના ફરમાનની. બંને વચ્ચે કોઇ તરહનો ફરક નથી. કુર્આનમાં છેઃ "વ મા યન-તિકુ અનિલ-હવા. ઇન હુવા ઇલ્લા વહયૂંય-યૂહા." એટલે અમારા રસૂલ પોતાની ઇચ્છા મુજબ કંઇ નથી ફરમાવતા. તેઓ જે કંઇ ફરમાવે તે આકાશી વહી મુજબ ફરમાવે છે.

## હદીસ઼ શબ્દનો ટૂંક પરિચય

હદીસ઼ શબ્દના લુગાતી અર્થ વાત, બોલ, કથન, ખબર, સમાચાર, નવી વાત વગેરે છે. હદીસ઼ શબ્દ એક વચન છે જે અરબીના "તહદીસ઼" શબ્દમાંથી નીકળેલો છે, જેના અર્થ ખબર આપવી, સમાચાર પાઠવવા, વાતની નકલ કરવી, વર્ણન કરવું, તકરીર કરવી વગેરે થાય છે. હદીસ઼નું બહુવચન "અહાદીસ઼" છે.

હદીસ઼ શબ્દના લુગાતી અર્થ અમે ઉપર મુજબ દર્શાવી દીધા. પણ હકીકત આ છે કે ઇસ્લામની પરિભાષામાં હદીસ઼ એક વિશાળઅર્થી શબ્દ છે. ઇસ્લામી ઉલૂમના વિદ્વાન આલિમો અને હદીસ઼-શાસ્ત્રના નિષ્ણાતોના મંતવ્ય મુજબ હદીસ઼ શબ્દની વ્યાખ્યામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સર્વાંગી પયગમ્બરી જીવનની એકેક વાત અને એકેક કામનો સમાવેશ થઇ જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો એવાં તમામ કામો અને એવી તમામ વાતો હદીસ઼ કહેવાય છે જેનો સંબંધ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવન સાથે હોય. દાખલા તરીકે આપની વાતો અને કથનો, આપના કામો અને અમલો, આપની નસીહતો અને શિખામણો, આપના વચનો અને પ્રવચનો, આપના લખાણો અને કાગળો, આપના હુકમો અને ફરમાનો, આપના કરારનામા અને સુલેહનામા, આપની નમાઝો અને ઇબાદતોની વાતો. મતલબ કે આપના નૂરાની જીવનની એકેક હરકત અને ઝીણી ઝીણી વાતો સુધ્ધાં હદીસ઼ના અર્થમા આવી જાય છે.

ઇલ્મે-હદીસ઼ના ધુરંધર આલિમોએ આ ત્રણ વસ્તુઓને હદીસ઼ે રસૂલના અર્થમાં સમાવી લીધી છે : (૧) કવલ (૨) ફેઅલ (૩) તકરીર. એની વધુ સમજૂતી માટે એક દાખલો લઇએ.

દાખલા તરીકે આપણે કોઇ માણસને સમજાવવા માગીએ તો તેને સમજાવવાના ત્રણ તરીકા છે:

**પહેલો તરીકો**———પ્રથમ તેને જીભથી સમજાવવામાં આવે. એટલે વાતોથી, બોલોથી, શબ્દોથી. હવે તેની સમજણ માટે આપણી જીભથી નીકળેલા શબ્દોને અરબી ભાષામાં ''કવલ'' કહે છે અને કવલ એટલે જીભથી નીકળેલી વાત.

**બીજો તરીકો**———બીજો તરીકો આ છે કે એ માણસ એક કામ કરવા માગે છે પણ કામ કેવી રીતે કરવું તે જાણતો નથી. હવે આપણે એ કામને અમલી રીતે કરીને તેને દેખાડી દઇએ. તો અમલી રીતે કરીને દેખાડેલા કામને અરબી ભાષામાં ''ફેઅલ'' કહે છે અને ફેઅલ એટલે કામ.

**ત્રીજો તરીકો**———તેને કહી દેવામાં આવે કે જો ભાઇ ! તારે આ કામ કરવાનું છે અને સાંભળી લે, તારા આ કામમાં કંઇ ભૂલચૂક થશે તો હું તને બતાવી દઇશ. ઝાઝી ચિન્તા ના કરજે પણ કામ ખંત અને ઉત્સાહથી કરજે.

સમજાવવાના આ ત્રણ તરીકાઓ મુજબ, ઉલૂમે-હદીસ઼ના નિષ્ણાતો, નીચે દર્શાવેલી ત્રણ વસ્તુઓને હદીસ઼ કહે છે : (૧) કવલે-રસૂલ (૨) ફેઅલે-રસૂલ (૩) અને તકરીરે-રસૂલ. એનો ખુલાસો જુઓ:

•———**કવલે-રસૂલ** : એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો. એમાં આપની મુબારક જીભથી નીકળેલી એકેક વાત, એકેક બોલ, એકેક શબ્દનો સમાવેશ થઇ જાય છે. જેમકે આપના હુકમો અને ફરમાનો, આપના સૂચનો અને વચનો, આપના પ્રવચનો અને ખુત્બાઓ, આપની નસીહતો અને શિખામણો વગેરે.

•———**ફેઅલે-રસૂલ** : એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કામો. એમાં આપના નૂરાની જીવનના એકેક કામ, એકેક આચરણ, એકેક કદમનો સમાવેશ થઇ જાય છે. જેમકે આપની નમાઝો અને ઇબાદતો, આપના રોઝહ અને હજ્જ, આપના દાન અને ખયરાત, આપની લશ્કરી હિલચાલો અને જિહાદો, આપના કરારનામા અને સુલેહનામા, આપના તબલીગી પ્રવાસો અને તબલીગી કાગળો. મતલબ કે આપના જાહેરી અને ગૃહસ્થી જીવનના તમામ કામો.

•———**તકરીરે-રસૂલ** : એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની હાજરીમાં પોતાના કોઇ સહાબીને કોઇ કામ કરતા જોયા. પછી સહાબીનું એ કામ જોઇને આપે તેમને અટકાવ્યા નહિ. કોઇ રોકટોક તેમની કરી નહિ. બલકે તેમનું એ કામ જોઇને આપ ખામોશ રહી ગયા. તો આપની આ ખામોશી એ કામના જાઇઝ હોવાની દલીલ બની ગઇ.

બીજા શબ્દોમાં કહીએ તો સહાબીનું એ કામ જોઇને આપ ખામોશ રહી ગયા તો હવે ઇસ્લામી શરીઅતની રૂએ એ કામ કરવામાં કોઇ તરહનો વાંધો નથી. એ કામ કરવું બિલકુલ જાઇઝ છે, યોગ્ય છે, ખુશીથી કરી શકાય છે. ઇસ્લામી શરીઅત એ કામથી અટકાવતી નથી. કેમકે એ કામ જોઇને અલ્લાહના પયગમ્બરે ખામોશી ગ્રહણ કરી હતી. અગર સહાબીનું એ કામ નાજાઇઝ કે અયોગ્ય હોત તો આપ જરૂર તેમને અટકાવી દેત. આપની ખામોશી જ એ કામના જાઇઝ હોવાની દલીલ બની ગઇ. એટલું જ નહિ, આપની ખામોશી હવે ઇસ્લામી બંધારણ એટલે શરીઅતની ધારાપોથીનો એક કાનૂન પણ બની ગયો.

અહીં આ વાત યાદ રાખવી જોઇએ કે અલ્લાહના પયગમ્બરની ખામોશી સિવાય બીજા કોઇ ઇન્સાનની

ખામોશી ન તો તે કામના જાઇઝ હોવાની દલીલ બની શકે છે ન ઇસ્લામી બંધારણનો કાનૂન બની શકે છે. જાઇઝ-નાજાઇઝ કે હલાલ-હરામનો અધિકાર અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર સિવાય કોઇને આપેલો નથી.

માલૂમ પડયું કે કવલે-રસૂલ, ફેઅલે-રસૂલ અને તકરીરે-રસૂલને લગતી માહિતીઓનું નામ હદીસ઼ છે. હદીસ઼ શબ્દ એકવચન એટલે વાહિદ છે. એની જમા એટલે બહુવચન અહાદીસ઼ આવે છે.

## સૂરતે-રસૂલ અને સીરતે રસૂલ

અહીં હદીસ઼ કે અહાદીસ઼ની કક્ષામાં આવે તેવી બીજી એક વસ્તુ પણ છે. એની માહિતી મેળવવી પણ મુસલમાનો માટે જરૂરી છે. જુઓ એક છે સીરતે-રસૂલ અને એક છે સૂરતે-રસૂલ. એનો ખુલાસો જુઓ :

**સીરતે-રસૂલ** : એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ૬૩ વરસોના નૂરાની જીવન સાથે સંકળાયેલા તમામ કામો, તમામ વાતો અને આપની એકેક હરકત કે હિલચાલની માહિતીઓનું વર્ણન. એને જ આપણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું જીવન-ચરિત્ર, જીવન-વૃત્તાંત, જીવન-ઝરમર કે સીરતે-રસૂલ કહીએ છીએ.

**સૂરતે-રસૂલ** : બીજી વસ્તુ સૂરતે-રસૂલ છે એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરાની રૂપરેખા તથા આપના નૂરાની બદનને લગતી માહિતીઓનું વર્ણન.

આ વાત આપણે વાંચી આવ્યા કે કવલે-રસૂલ, ફેઅલે-રસૂલ અને તકરીરે-રસૂલને હદીસ઼ કહે છે અને હદીસ઼ને લગતી તમામ માહિતીઓ આપણને માનવંતા સહાબાઓની રિવાયતો મારફતે મળેલી છે. એવી જ રીતે સૂરતે-રસૂલને લગતી તમામ માહિતીઓ પણ માનવંતા સહાબાની રિવાયતો મારફતે આપણા સુધી પહોંચી છે. એને લગતી સહાબાની તમામ રિવાયતો પણ હદીસ઼ના જ અર્થમાં આવી જાય છે. અને હદીસ઼ની કિતાબોમાં એ બધી માહિતીઓનો સવિગત ઉલ્લેખ થયેલો છે. હવે જુઓ સૂરતે-રસૂલ કોને કહે છે :

સૂરતે-રસૂલ એટલે આપણા આકા અને મવલા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શકલો-સૂરત કેવી હતી. આપના નૂરાની ચેહરાની રૂપરેખા અને આપના નૂરાની શરીરની આકૃતિ કેવી હતી. આપની મુખમુદ્રા એટલે આપના નૂરાની ચેહરાનો દેખાવ કે આકાર કેવો હતો. આપનો નૂરાની ચેહરો ખુશીના પ્રસંગે કેવા પ્રકારના હાસ્યથી પ્રફુલ્લી ઊઠતો હતો અને આપ ખડખડાટ અવાજે હસતા હતા કે ફકત ગુલાબી હાસ્ય આપના નૂરાની હોઠો પર ફરકી જતું હતું.

એવી જ રીતે ગમીના પ્રસંગે કેવા ભાવો આપના નૂરાની ચેહરા પર ઊપસી આવતા હતા અને નારાજી કે ગુસ્સા વેળા કેવી રેખાઓ આપના ચંદ્રસમ મુખડા પર પ્રસરી જતી હતી. મતલબ કે ચાંદને શરમાવે તેવા આપના મનમોહક મુખડાની રૂપરેખા તથા આપની રૂઆબદાર પયગમ્બરી શખ્સિયતની રૂપરેખાને લગતી જેટલી માહિતીઓ આપના સહાબાના મુખે હદીસ઼-ગ્રંથોમાં ટાંકેલી છે એ પણ હદીસ઼ના જ અર્થમાં આવી જાય છે.

# સુન્નતે-રસૂલને લગતી રિવાયતો

સીરતે-રસૂલ અને સુરતે-રસૂલ પેઠે બીજી એક વસ્તુ પણ છે જેને સુન્નતે-રસૂલ કહે છે. સુન્નત શબ્દના લુગાતી અર્થ રસ્તો, ચીલો, તરીકો, આદત, નિયમ, રિવાજ, તબીઅત વગેરે થાય છે. ઇસ્લામી પરિભાષામાં સુન્નત એટલે તે રસ્તો કે તે ચીલો જેની ઉપર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝિન્દગીભર ચાલતા રહ્યા. બીજા શબ્દોમાં કહીએ તો સુન્નત એટલે તે નિયમો, તે આદર્શો, તે સિધ્ધાંતો કે જેને અપનાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝિન્દગીભર તેનો અમલ કરતા રહ્યા.

તો જે નિયમો, જે આદર્શો અને જે સિધ્ધાંતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અપનાવી લીધા અને પછી જે પધ્ધતિથી, જે રીતથી, જે તરીકાથી આપ જીવનભર તેનો અમલ કરતા રહ્યા એનું જ નામ સુન્નતે-રસૂલ છે. કોઇ મુસલમાન એજ નિયમોને અપનાવી લઇને એજ પધ્ધતિથી તેનો અમલ કરે તો આપણે કહીશું કે એણે સુન્નતે-રસૂલની પેરવી કરી.

દાખલા તરીકે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હુકમ ફરમાવ્યો, "અકિમિસ-સલાત" એટલે હે નબી ! નમાઝ કાયમ કરો. નમાઝ પઢતા રહો. આપે અલ્લાહનો આ હુકમ માની લીધો અને નમાઝનો સિધ્ધાંત અપનાવી લઇને પૂરી ઝિન્દગી નમાઝો પઢતા રહ્યા. હવે નમાઝ કેવી રીતે પઢવી અને નમાઝ પઢવાનો શું તરીકો છે; એટલે નમાઝમાં કેવી રીતે ઊભા રહેવું, ઊભા રહેવાની હાલતમાં શું પઢવું કેવી રીતે રૂકૂઅ સિજદા કરવા, કઅદહમાં કેવી રીતે બેસવું અને બેસવાની હાલતમાં શું પઢવું અને સલામ કેવી રીતે ફેરવીને નમાઝ પૂરી કરવી એ બધી વાતોના અમલી નમૂના આપે પોતાના સહાબાને દેખાડી દીધા. સહાબાએ આપની નમાઝનો એજ તરીકો અપનાવી લીધો અને ઝિન્દગીભર એજ નમૂના મુજબ એજ પધ્ધતિથી નમાઝો પઢતા રહ્યા.

એવી જ રીતે રોઝહ રાખવાના, હજ્જની ક્રિયાઓ કરવાના, કુરબાની કરવાના, જિહાદ અને જંગ કરવાના અમલી નમૂનાઓ ઉપરાંત રોજિંદા જીવનમાં ઊઠવા-બેસવાના, બોલવા-ચાલવાના, ખાવા-પીવાના, પહેરવા-ઓઢવાના, સૂવા-જાગવાના, પાકીસાફી વગેરે લેવાના અમલી નમૂના આપે પોતાના સહાબા આગળ રજૂ કરી દીધા અને સહાબા જીવ્યા ત્યાં સુધી આપના આ નિયમોનું એજ પધ્ધતિથી અનુકરણ કરતા રહ્યા. આપના આ નિયમોને સુન્નતે-રસૂલ કહે છે અને એને અપનાવી લઇને એજ તરીકાથી તેનો અમલ કરવો તેનું નામ સુન્નતે-રસૂલની પેરવી છે. સુન્નતે-રસૂલને લગતી તમામ વાતો પણ હદીસમાં જ ગણાય છે.

# સીરતુન-નબીની મુખ્તસર ઓળખ

પાછલા પાનાંઓમાં હદીસે-રસૂલ અંગે જે માહિતી અમે પીરસી આવ્યા તેની રોશનીમાં માલૂમ પડયું કે કવલે-રસૂલ, ફેઅલે-રસૂલ અને તકરીરે-રસૂલને હદીસ કહે છે. એજ પ્રમાણે સૂરતે-રસૂલ અને સુન્નતે-રસૂલને લગતી સહાબાની રિવાયતો મારફતે મળેલી માહિતીઓ પણ હદીસના જ અર્થમાં આવી જાય છે. હવે આપણે જોઇશું કે સીરતે-રસૂલ યા સીરતુન-નબી કોને કહે છે.

સીરત અરબી ભાષાનો શબ્દ છે અને એકવચન છે. એનું બહુવચન ''સિયર'' શબ્દ છે. સીરત શબ્દના લુગાતી અર્થ આદત, સ્વભાવ, ખસલત, આચરણ, ચરિત્ર, રીતભાત, ચાલઢાલ, રહેણીકરણી વગેરે થાય છે. બીજા શબ્દોમાં સીરતના અર્થ ચરિત્ર-વર્ણન, ચરિત્ર-લેખન, જીવન-વૃત્તાંત, જીવન-ઝરમર વગેરે છે. એને જ ગુજરાતીમાં આપણે જીવન-ચરિત્ર કહીએ છીએ. ઉર્દૂમાં સ્વાનિહે-ઉમરી અને અંગ્રેજીમાં -BIOGRAPHY- બાઈઓગ્રેફી કહે છે.

હવે એજ સીરત શબ્દની સાથે રસૂલ કે નબી શબ્દ જોડી દો તો તરકીબ આ પ્રમાણે બનશે : સીરતે-રસૂલ, સીરતુર-રસૂલ, સીરતે-નબી, સીરતુન-નબી. એના અર્થ છેઃ અલ્લાહ તઆલાના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું નૂરાની જીવન-ચરિત્ર. આપણા મા-બાપ, આપણી અવલાદ, આપણા જાનમાલ બધું આપની ઉપર કુરબાન હો !

આપણા આકા અને મવલા, પયગમ્બરોના સરતાજ, રહમતે-દો આલમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક જન્મથી લઈને આપની વફાત સુધીના ૬૩ વરસોના નૂરાની જીવનની તમામ માહિતીઓ ભેગી કરીને ક્રમાનુસાર તેનું વર્ણન કરવામાં આવે અથવા કલમથી કાગળ પર લખવામાં આવે તો એનું જ નામ સીરતુન-નબી કે સીરતે-રસૂલ છે. માનવંતા વાંચકના હાથમાં અલ્લામા ઈબ્ને હિશામનું લખેલું જે પુસ્તક છે તે એજ સીરતુન-નબીના નૂરાની વિષયનું સૌથી પહેલું પુસ્તક છે જે આજથી આશરે બાર સો વરસ પહેલાં અરબી ભાષામાં લખાયું અને પુસ્તકના રૂપે આશિકાને-રસૂલના ઘરોમાં પહોંચ્યું અને પરંપરાગત તેની અસલી હાલતમાં આપણા સુધી પહોંચ્યું.

અલ્લામા ઈબ્ને હિશામના આ અભૂતપૂર્વ સીરતગ્રંથ પછી સીરતુન-નબીના નૂરાની વિષય પર જેટલું સીરત-સાહિત્ય ખડકાયું અને વિવિધ સ્વરૂપે જેટલું ખડકાતું જઈ રહ્યું છે તેનો તો કોઈ હિસાબ કે શુમાર જ નથી. એમાં ખાસ નોંધપાત્ર વાત આ છે કે એમાનું ભાગ્યે જ કોઈ સીરત-પુસ્તક હશે જેમાં અલ્લામા ઈબ્ને હિશામની સીરતનુ-નબીના હવાલા નહિ ટાંકવામાં આવ્યા હોય.

ઉર્દૂ ભાષામાં સીરતુન-નબીના નૂરાની વિષય પર આજ સુધી જેટલા સનદી સીરત-ગ્રંથો છપાઈને બહાર પડયા————જેમકે અલ્લામા શિબ્લી નુઅમાની તથા અલ્લામા સૈયિદ સુલૈમાન નદવી કૃતઃ સીરતુન-નબીની ૬ દળદાર જિલ્દો, અલ્લામા કાઝી સુલૈમાંન મન્સૂરપૂરી કૃતઃ રહમતુલ-લિલ-આલમીનની ૩ ઝખીમ જિલ્દો, અલ્લામા મુહંમદ ઈદરીસ કાંધલ્વી કૃતઃ સીરતુલ-મુસ્તફાની ૩ દળદાર જિલ્દો, શાહ મિસ્બાહુદ-દીન શકીલ કૃતઃ સીરતે-અહમદે મુજતબાની ૩ જિલ્દો, અલ્લામા અબ્દુલ-અઝીઝ ઉરફી કૃતઃ જમાલે-મુસ્તફાની ૪ જિલ્દો, મવલાના અબ્દુર-રઊફ દાનાપૂરી કૃતઃ અસિહ-હુસ-સિયર વગેરે સીરત-ગ્રંથોની ટીપ બહુ લાંબી છે. એમાંનો કોઈ પણ સીરત-ગ્રંથ એવો નથી જેમાં ઈબ્ને હિશામની સીરતુન-નબીના હવાલા તેના પેજ નંબર સહિત ટાંકેલા જોવામાં નહિ આવે.

કહેવાનો મકસદ આ છે કે અલ્લામા ઈબ્ને હિશામની લખેલી સીરતુન-નબી, સીરત-સાહિત્યની તે લાજવાબ સીરત-કૃતિ છે જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવન-ચરિત્ર પર પાયાની એટલે બુન્યાદી અને સનદી કિતાબ ગણાય છે. દરેક સીરત-લેખકે એનો ભરપૂર લાભ લીધો છે અને પોતાના કોઈ દાવાને સાબિત કરવા માટે દલીલ તરીકે ઈબ્ને હિશામનો હવાલો આપ્યો છે.

# સીરત-સાહિત્યના સંપાદનની ટૂંક તારીખ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ દુનિયામાં પધરામણી થઈ તે સમયે અરબમાં ન મદરસા હતા ન શાળાઓ હતી ન સ્કૂલો કે કૉલેજો હતી. જાહિલિયતનો જમાનો હોવાથી આખા અરબ પર જહાલતનો અંધકાર છવાયેલો હતો. ભણવા-ભણાવવાનો કે પઢવા-પઢાવવાનો કોઈ રિવાજ ન હતો. તે યુગના બાળકો ન બસ્તું બગલમાં મારીને નિશાળે જતાં હતાં ન માબાપને તેઓના શિક્ષણની કોઈ ચિન્તા હતી. જવલ્લે જ કોઈ એવો ઈન્સાન મળી આવતો જે લખવા વાંચવાનું જાણતો હોય.

ખુદ મક્કહ જેવા અરબભરમાં પંકાયેલા અને હજ્જ-યાત્રીઓથી ધમધમી રહેલા શહેરમાં માંડ પંદરથી વીસ જેટલા લોકો, લખવા વાંચવાની કળા જાણતા હોવાનો ઈતિહાસમાં ઉલ્લેખ મળે છે. બાકીના બધા લોકો અનપઢ એટલે અભણ કે અશિક્ષિત હતા. ઈલ્મ શી વસ્તુ છે અને કેવી રીતે તેનો ફેલાવો કરવો, કલમ શી વસ્તુ છે અને કેવી રીતે તેનો ઉપયોગ કરવો તે થોડાક લોકો સિવાય કોઈ જાણતું ન હતું. ફકત મોઢે મોઢ શિખાડવાની એક પ્રથા કે પરંપરા હતી જે બાપદાદાથી ઊતરી આવતી હતી.

૪૦ વરસની વયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળી તો સૌથી પહેલી આકાશી વહીમાં જ આપને ઈલ્મ અને કલમનું મહત્વ સમજાવી દેવામાં આવ્યું. પછી જયારે આપે ઈસ્લામની તબલીગ શરૂ કરી તો સાથે સાથે મુસલમાન બનનારાઓને ઈસ્લામનું શિક્ષણ પણ આપવા માંડયું. આપે શિક્ષણ આપવાની તેજ મોઢેમોઢની પધ્ધતિ અપનાવી લીધી જે અરબના કબીલાઓમાં પરંપરાથી ઊતરી આવતી હતી. કારણ આ હતું કે લખવા વાંચવાનું અને કલમથી કામ લેવાનું આપ જાણતા ન હતા. આકાશથી ઊતરનારી વહી એટલે કુર્આનની આયતોને લખી લેવાની કામગીરી, લખવા વાંચવાનું જાણનારા આપના સહાબા બજાવતા હતા.

મોઢેમોઢની આ શિક્ષણ પધ્ધતિથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને કુર્આનની સાથે દીની અને દુન્યવી બંને ઈલ્મોની એવી તો ખૂબીથી તઅલીમ આપી કે તેઓ ઈલ્મો-હિકમતરૂપી આકાશના ચાંદ-સિતારા બનીને ઝળકી ઊઠયા અને જોતજોતામાં તેઓએ જહાલતના અંધારાં ચીરીને ઈલ્મો-હિકમતના નૂરથી આખા જગતને રોશન કરી દીધું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહની હિજરત પછી મુસલમાનોને તઅલીમ આપવા માટે મસ્જિદે-નબવીમાં એક દારૂલ-ઉલૂમની સ્થાપના કરી હતી. એનું નામ "મદરસએ-સુફ્ફહ" હતું. આ દારૂલ-ઉલૂમમાં મોઢેમોઢના શિક્ષણની સાથે લખવા વાંચવાની કળા પણ વિદ્યાર્થીઓને શિખાડવામાં આવતી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શાગિર્દોમાંથી જે સહાબા લખવા વાંચવાનું જાણતા હતા, આપે તેઓની શિક્ષક તરીકે નિમણૂક કરી હતી. એમની પાસે ભણીને ઘણા સહાબા લખવા વાંચવાનું પણ શીખી ગયા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી માનવંતા સહાબાએ પણ પોતાની અવલાદને અને પોતાના શાગિર્દોને શિક્ષણ આપવાની એજ મોઢેમોઢની પધ્ધતિ ચાલુ રાખી. ખુલફાએ-રાશિદીનના યુગમાં ઈસ્લામી હુકૂમત અરબ ખંડમાંથી નીકળીને દૂરો-દરાઝના મુલ્કો સુધી ફેલાઈ ગઈ હતી. ઈસ્લામી લશ્કર ફતેહ પર ફતેહ મેળવતું ધસમસતા પૂર પેઠે ધસી રહ્યું હતું. ફતેહ થયેલા મુલ્કો પર ઈસ્લામી ઝંડો લહેરાતો થઈ

ગયો હતો. એની સાથે જ ઈસ્લામની તબલીગ અને દીની શિક્ષણનું કામ પણ લંબાતું ચાલ્યું ગયું હતું. માનવંતા સહાબા પોતાના ઘરબાર અને વતન છોડીને તબલીગ તથા તઅલીમ માટે ફતેહ થયેલા મુલ્કો તરફ નીકળી પડ્યા હતા. તેઓએ ઈસ્લામી હુકૂમતના શહેરે-શહેર અને ગામે-ગામમાં પહોંચીને દીની તઅલીમના મક્તબો, મદરસાઓ, પાઠશાળાઓ અને મસ્જિદોની સ્થાપના કરી દીધી હતી.

મુસલમાનોના મહાપ્રતાપી ખલીફા અમીરૂલ-મુઅમિનીન હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુએ ઈસ્લામી મુલ્કોના ગામડાંઓ અને જંગલ વિસ્તારોમાં સુધ્ધાં ઈસ્લામી તઅલીમ ફરજિયાત કરી દીધી હતી. કુર્આન, હદીસ અને દીનિયાતના શિક્ષણ માટે કેળવાયેલા સનદી શિક્ષકોની નિમણૂંક કરીને બૈતુલ-માલથી તેઓના પગાર બાંધી આપ્યા હતા. એવા જ સનદી શિક્ષકોને મોકલવામાં આવતા જેઓની સનદનો સિલસિલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સુધી પહોંચી જતો હતો. રિવાયતોમાં છે કે હઝરત ઉમરે પ્રાથમિક શાળાઓના શિક્ષકો માટે ૧૫ દિરહમનો પગાર ઠેરવી દીધો હતો. તે સમયે આટલી રકમથી સારી રીતે ગુજરાન થઇ જતું હતું. સહાબાનો અસલ મકસદ ઈસ્લામની તબલીગ અને દીનની તઅલીમનો ફેલાવો હતો. પૈસાની કમાણીની કોઈને પડેલી ન હતી. એજ હેતુની સિધ્ધિ ખાતર તેઓ વતન અને ઘરબાર છોડીને ઈસ્લામી મુલ્કોમાં ફેલાય ગયા હતા.

## તાબિઈન અને તબ્એ-તાબિઈન

આકાશી ઈલ્મનો જે નૂરાની ખઝાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી માનવંતા સહાબાને વારસામાં મળ્યો હતો એ પૂરો ખઝાનો, જેમનો તેમ સહાબાઓના સીનાઓમાં ઘરબાયેલો હતો. સહાબાએ પયગમ્બરી વારસાનો આ ઈલ્મી ખઝાનો પૂરી અમાનતદારીથી પોતાની અવલાદ અને શાગિર્દોના સીનાઓમાં ઠાલવી દીધો હતો. ન તેમાં કંઇ કમી-બેશી કરી હતી ન કોઇ સુધારો કે વધારો કર્યો હતો.

અહીં આ વાત જાણી લો કે સહાબી કોને કહે છે ? સહાબી તે મુસલમાનને કહે છે જેણે ઈસ્લામની હાલતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દર્શન કર્યાં હોય અને ઈસ્લામની હાલતમાં તેમની વફાત થઇ હોય. હવે સહાબાની અવલાદ માટે ''તાબિઈન'' શબ્દ આવે છે જે બહુવચન છે એનું એકવચન ''તાબિઈ'' શબ્દ છે.

ઈસ્લામી પરિભાષામાં તાબિઈ એવા મુસલમાનોને કહે છે જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અનેક સહાબા કે એક સહાબીને પોતાની આંખે જોયા હોય. આ સિધ્ધાંત મુજબ સહાબાની તમામ અવલાદ, સહાબાના તમામ શાગિર્દો અને સહાબાના દર્શન કરનારા તમામ મુસલમાનો તાબિઈન કહેવાય છે.

એજ મુજબ તાબિઈનની અવલાદ, તાબિઈનના શાગિર્દો અને તાબિઈનના દર્શન કરનારા તમામ મુસલમાનો ''તબ્એ-તાબિઈન'' કહેવાય છે જેનું એકવચન તબ્એ-તાબિઈ છે.

માનવંતા સહાબાનો યુગ હિજરી સનની પહેલી સદીના અંત પર ખતમ થાય છે. માનવંતા તાબિઈનનો યુગ હિજરી સનની બીજી સદીના અંત પર ખતમ થાય છે. અને તબ્એ-તાબિઈનનો યુગ હિજરી સનની ત્રીજી સદીના અંત પર ખતમ થાય છે. એ મુદ્દત દરમિયાન કાફિર, મુશરિક, મુરતદ કે નાસ્તિક તરીકે મરણ પામનાર કોઇ વ્યકિત ન સહાબી હોય શકે છે ન તાબિઈ હોય શકે છે ન તબ્એ તાબિઈ.

# પ્રકાશન પામેલું સૌથી પહેલું પુસ્તક

તે સમયે અરબના લોકોની યાદ-દાશ્ત કે સ્મરણ-શકિત એટલી બળવાન, એટલી તીવ્ર, એટલી સતેજ હતી કે ઉસ્તાદની વાતો વિદ્યાર્થીઓના દિલોમાં ઊતરીને દિમાગની તખ્તી પર પથ્થરની લકીર પેઠે કોતરાઈ જતી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નુરાની મજલિસમાં સહાબા બા-અદબ બા-મુલાહિઝા બેસીને પૂરા ધ્યાનથી આપની વાતો એકાગ્ર ચિત્તે સાંભળતા. પૂછવા જેવી વાતો જરા યે સંકોચ વિના અદબથી પૂછી લેતા. પછી ઘરોમાં જઈને ઘરના લોકોને તેનું શિક્ષણ આપતા. લખવા વાંચવાનું જાણનારા સહાબા કલમ-ખડિયો સાથે લઈને આવતા. આપની વાતો અને તકરીરોને પોતાની યાદ-દાશ્ત માટે કાગળમાં લખી લેતા. લખવા વાંચવાની કળા પણ સમયના વહેણની સાથે ખૂબ વિકસી રહી હતી. આ રીતે અનેક સહાબાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હજારો હદીસોને કલમથી લખી લઈને તેને નોખી પોથીઓ કે પુસ્તિકાઓનું રૂપ આપી દીધું હતું.

માનવંતા સહાબાના હજારો શાગિર્દોમાં પણ એવા બા-કમાલ વિદ્યાર્થીઓ મવજૂદ હતા જેઓએ કુર્આન અને હદીસની વાતોને લખી લઈને પોથીઓના રૂપમાં તેનો સંગ્રહ કરી લીધો હતો. આમ છતાં કુર્આન અને હદીસના ઈલ્મી ભંડારને, નોખા-નોખા વિષયો હેઠળ ક્રમવાર ગોઠવીને, અને પછી તેને બા-કાયદા પુસ્તકનું રૂપ આપીને લોકોના હાથો સુધી પહોંચાડવાનો રિવાજ હજુ સુધી ચાલુ થયો ન હતો. તે સમયે અરબમાં ન છાપખાનાની સગવડ હતી ન પુસ્તકો છપાવીને લોકોના હાથો સુધી પોહંચાડવાનો રિવાજ હતો. અલબત્ત તે સમયે અરબભરમાં પુસ્તક સ્વરૂપે કે કિતાબી આકારે ફકત એક જ પુસ્તક હતું જે સત્તાવાર રીતે પ્રકાશન પામીને લોકોના હાથો સુધી પહોંચ્યું હતું.

એ હતું અલ્લાહનું પાક કલામ કુર્આને-મજીદ જેના છૂટાંછવાયાં પાનાંઓને ક્રમવાર ગોઠવીને અને પછી વ્યવસ્થિત રીતે સોયદોરાથી સીવી લઈને તેને બા-કાયદા પુસ્તકનું રૂપ આપી દેવામાં આવ્યું હતું. આ અમર યાદગાર જેવી લા-જવાબ કામગીરી ઈસ્લામના પહેલા ખલીફા અમીરૂલ-મુઅમિનીન હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ બજાવી હતી.

તે સમયે એવા તે કેવા સંજોગો ઉપસ્થિત થયા કે જેના આધારે કુર્આને-મજીદને પુસ્તકનું રૂપ આપવાની જરૂરત ઊભી થઈ ? એની હિસ્ટ્રી લાંબી હોવા છતાં જાણવા જેવી છે. વાંચકોના જ્ઞાનમાં વધારો થાય તેવા હેતુએ એનું બયાન ટૂંકમાં રજુ કરીએ છીએ.

## કુર્આને-મજીદ પુસ્તકના રૂપમાં

ઈતિહાસકારોના મંતવ્ય મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત સુધીમાં સંખ્યાબંધ સહાબાએ પૂરૂં કુર્આને-મજીદ મોઢે કરી લીધું હતું. આ માનવંતા સહાબા કુર્આને-મજીદના જૈયિદ હાફિઝ બની ગયા હતા.[1] આમ છતાં આપની મુબારક હયાતમાં કુર્આનના 30 પારાઓને વ્યવસ્થિત રીતે એકત્ર કરીને કે

૧. તારીખે-કુર્આનના લેખકે લખ્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત સુધીમાં દસ હજાર સહાબાએ પૂરૂં કુર્આન મોઢે કરી લીધું હતું. એટલે આપની વફાત સુધીમાં કુર્આનના હાફિઝોની સંખ્યા ૧૦ હજાર જેટલી હતી. (હવાલા: કારી શરીફ અહમદ કૃત : તારીખે-કુર્આન પેજ ૧૫૭)

ક્રમવાર તેની ગોઠવણી કરીને તેને પુસ્તકનું રૂપ આપવામાં આવ્યું ન હતું. પૂરૂં કુર્આન કાં તો સહાબાના સીનાઓમાં સુરક્ષિત હતું અથવા હાથથી લખી લીધેલાં છૂટાંછવાયાં પાનાં સહાબા પાસે મવજૂદ હતાં.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ મુસલમાનોના અમીર તરીકે ખિલાફતની ગાદીએ બિરાજમાન થયા. આપના યુગમાં પયગમ્બરીના જૂઠા દાવેદાર મુસૈલિમહ કઝ્ઝાબ સાથે યમામહની ભૂમિમાં ભીષણ યુદ્ધ ખેલાયું. એમાં અલ્લાહના એ દુશ્મનને જહન્નમ-રસીદ કરવામાં આવ્યો. પણ આ ખૂંખાર યુદ્ધમાં ૧૨૦૦ થી વધુ સહાબા શહીદ થઇ ગયા. શહીદ થનારાઓમાં ૭૦૦ સહાબા એવા હતા જેઓ કુર્આનના જૈયિદ હાફિઝ અને કારી તરીકે પંકાયેલા હતા. ઈસ્લામ માટે એ કંઇ જેવું તેવું કે મામૂલી નુકસાન ન હતું. મુસલમાનોના દિલોમાં એનો ઊંડો આઘાત હતો. એક દિવસે હઝરત ઉમરે હઝરત અબૂબક્રને દરખાસ્ત કરીઃ

''અમીરુલ-મુઅમિનીન ! આપ જાણો છો જંગે-યમામહમાં મોટી સંખ્યામાં હાફિઝો અને કારીઓ શહીદ થઇ ગયા. અલ્લાહ ન કરે એવાં બેચાર યુદ્ધો વધુ ખેલાયાં તો કુર્આને-કરીમ માટે મોટો ખતરો રહેલો છે. બહેતર છે કે કુર્આનના પાનાંઓનો સંગ્રહ કરીને તેને પુસ્તકનું રૂપ આપી દેવામાં આવે તો તે કાયમ માટે સુરક્ષિત થઇ જાય !''

''હા મને પણ રહીરહીને એજ વિચાર આવે છે.'' હઝરત અબૂબક્રે ફરમાવ્યું, ''પણ મન મારૂં માનતું નથી!''

''કેમ શું કારણ ?'' હઝરત ઉમરે પૂછ્યું, ''મન કેમ માનતું નથી ?''

ફરમાવ્યું, ''જે કામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની મુબારક હયાતમાં નહિ કર્યું તેને અબૂબક્ર કેવી રીતે અંજામ આપી શકે ?''

''અમીરુલ-મુઅમિનીન !'' હઝરત ઉમરે નમ્ર ભાવે કહ્યું, ''એમાં વાંધા જેવું કંઇ નથી. આપ પણ જાણો છો કે એ નેકીનું કામ છે. એમાં મુસલમાનોની ભલાઇ જ ભલાઇ છે.''

છેવટે અલ્લાહ તઆલાએ આ અઝીમુશ્-શાન નેકીના કામ માટે હઝરત અબૂબક્રનો સીનો ખોલી દીધો. આપે કુર્આનના સંગ્રહ માટે ૨૨ જેટલા પંકાયેલા અને ટોચના સહાબાની એક સલાહ-સમિતિની નિમણૂક કરી. એ બધા માનવંતા સહાબા કુર્આનના હાફિઝો અને કારીઓ હોવા ઉપરાંત ઈસ્લામી ઉલૂમના પ્રખર જ્ઞાનીઓ હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનીતા શાગિર્દો હતા. આ કુર્આન-સમિતિના પ્રમુખ તરીકે હઝરત ઝૈદ બિન સાબિતની વરણી કરવામાં આવી. હઝરત ઝૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઊતરનારી વહીને લખનારા મુખ્ય કાતિબોમાંથી હતા. પોતે પણ ઈસ્લામી ઉલૂમના મોટા જ્ઞાની અને જૈયિદ હાફિઝ તથા કારી હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે એમને પૂરું કુર્આન મોઢે કરાવ્યું હતું. આપની વફાત પહેલાં રમઝાનમાં આપે કુર્આનના જે બે વખત દૌર કર્યા હતા તેમાં પણ હઝરત ઝૈદ હાઝર હતા.

હઝરત અબૂબક્રે હઝરત ઝૈદને બોલાવીને એજ વાત કહી જે હઝરત ઉમરે કહી હતી. જવાબમાં હઝરત ઝૈદે પણ તેજ વાત કહી જે હઝરત અબૂબક્રે કહી હતી. એટલે જે કામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની હયાતમાં નહિ કર્યું તેને ઝૈદ કેવી રીતે અંજામ આપે ? છેવટે આ નેકીના કામ માટે અલ્લાહ તઆલાએ

એમનો સીનો પણ ખોલી દીધો. ત્યારે હઝરત અબૂબક્રે મદીનહમાં જાહેરાત પોકારાવી દીધી કે, જેની પાસે કુર્આને-મજીદની આયતો કે સૂરતોના લખેલાં પાનાં મવજૂદ હોય તે પોતાની સાથે બે ગવાહોને પણ લઈને આવે; જેઓ આ વાતની સાક્ષી આપે કે બેશક આ આયતો અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક જીભથી ફલાણા સમયે અને ફલાણા સ્થળે પોતાના કાને સાંભળી છે.

સારાંશ કે હઝરત ઝૈદ બિન સ઼ાબિતની નિગરાનીમાં કુર્આને-કરીમની આયતો અને સૂરતોના લખેલા પાનાં ભેગા કરવામાં આવ્યાં. આકરી ચકાસણી અને કડક પરીક્ષણમાં મહિનાઓ પસાર થઈ ગયા. એ પછી પાનાંઓની ક્રમવાર ગોઠવણી કરીને સોય-દોરીથી તેને સીવી લેવામાં આવ્યાં. આ રીતે મુકમ્મલ ત્રીસ પારાઓના કુર્આને-મજીદને પુસ્તકનું રૂપ આપીને હઝરત અબૂબક્રને હવાલે કરી દેવામાં આવ્યું. રિવાયતોમાં એની ચોખવટ આ રીતે કરવામાં આવી છેઃ

> ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘરમાં કુર્આને-મજીદના જે લખેલાં પાનાં ભેગા કરવામાં આવ્યા હતાં, અબૂબક્ર સિદ્દીકના હુકમથી, ઝૈદ બિન સ઼ાબિતે એ પાનાંઓને વ્યવસ્થિત રીતે એકત્ર કરીને ક્રમવાર ગોઠવી દીધાં અને એક દોરીથી સીવી લઈને તેને પુસ્તકનું રૂપ આપી દીધું.'' [૧]

## હઝરત ઉસ઼માન : જામિઉલ-કુર્આન

કુર્આને-કરીમની સંપાદન-સમિતિના ચેરમેન હઝરત ઝૈદ બિન સ઼ાબિતે સહાબાની સર્વાનુમતિથી તૈયાર કરેલી કુર્આને-મજીદની સૌથી પહેલી પ્રત ખલીફએ-અવ્વલ હઝરત અબૂબક્રના દરબારમાં પેશ કરી દીધી. આપની ખિલાફતની મુદ્દત બે વરસ ત્રણ મહિના ૧૯ દિવસ છે. પોતાની વફાત પહેલાં આપે મુસલમાનોના ખલીફા તરીકે હઝરત ઉમરની વરણી કરી અને કુર્આનની પ્રત તેમને હવાલે કરી દીધી. લોકો હવે એજ પ્રતની નકલો કરીને પોતાની પાસે રાખવા લાગ્યા અને સફરમાં સાથે લઈ જવા લાગ્યા. હઝરત ઉમરની ખિલાફતની મુદ્દત ૧૦ વરસ ૬ મહિના ૪ દિવસ છે. આપે પોતાની વફાત પહેલાં ખલીફા તરીકે કોઈની નિમણૂંક નહિ કરી જેથી કુર્આનની પ્રત આપે પોતાના બેટી હઝરત બીબી હફસહને હવાલે કરી દીધી. હઝરત બીબી હફસહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હતાં.

મુસલમાનોના ત્રીજા ખલીફા અમીરુલ-મુઅમિનીન હઝરત ઉસ઼માન ગની રદિયલ્લાહુ અન્હુએ પોતાની ખિલાફતમાં હઝરત અબૂબક્ર સિદ્દીકવાળા એજ સત્તાવાર સરકારી કુર્આનની સાત નકલો, સુંદર અક્ષરે લખનારા કાતિબોના હાથે તૈયાર કરાવી અને ઈસ્લામી સલતનતના તમામ ઈલાકાઓના મુખ્ય શહેરોમાં મોકલાવી આપી અને ત્યાંના ગર્વનરો, સરકારી અમલદારો તથા કેળવણીખાતાના મંત્રીઓને નામે કાગળો લખીને તેઓને હુકમ ફરમાવી દીધો કે :

> ''હવે પછી આ સરકારી કુર્આનને જ નજર સામે રાખીને એની નકલો તૈયાર કરવામાં આવે અને આથી પહેલાંની જેટલી નકલો હોય, તેને લોકો પાસેથી ભેગી કરીને દફનાવી દેવામાં આવે.''

---

૧. મવલાના કારી શરીફ અહમદ કૃતઃ તારીખે-કુર્આન પેજ ૧૨૧

સરકારી વટહુકમનું કારણ એમ બન્યું કે હઝરત ઉસ્માનની ખિલાફતમાં ઈસ્લામી લશ્કર એક તરફ ...ને બીજી તરફ ચીનની સરહદમાં પ્રવેશી ચૂકયું હતું. યુરોપ, એશિયા અને આફ્રીકાના ઘણા મુલ્કો ...ની ઝંડો લહેરાતો થઇ ગયો હતો. ઈસ્લામની સાથે ખલીફએ-અવ્વલ હઝરત અબૂબક્ર સિદ્દીકવાળા ...ાનની નકલો પણ એ ઈલાકાઓમાં પહોંચી ગઇ હતી. અરબના લોકોની માદરી ભાષા અરબી હોવાથી ...ની તિલાવત કે કુર્આનના વાંચનમાં ભૂલો કરતા ન હતા. પણ નવા મુસલમાન બનનારા પરદેશી બિનઅરબ લોકો કુર્આનના વાંચનમાં ભૂલો કરવા લાગ્યા. એટલે કુર્આનની આયતોના શબ્દો અને ...તેજ હતા પણ તેનું ઉચ્ચારણ પોતાના કબીલાની ગામઠી ભાષામાં કરતા હતા. ખુદ અરબના પ્રાંતો ...ાઓમાં માદરી ભાષા અરબી હોવા છતાં બોલવાની ઢબ અને ઉચ્ચારણમાં ફરક દેખાય આવતો ...ક કબીલાવાળા "તઅલમુ" શબ્દને તિઅલમુ કહેતા હતા. અમુક ગામડિયા "હત્તા"શબ્દને અત્તા ...ાનિયહ"ને તમાનિયહ તથા "અમીર"ને યમીર કહેતા હતા.

...ાતી ગુજરાતીમાં કહેવત છે કે બાર ગાઉએ બોલી બદલાય. એ કહેવત કંઇ ખોટી નથી. શહેરોમાં ...કો એક શબ્દનો જુદો ઉચ્ચાર કરે છે. ગામડાના લોકો એજ શબ્દનો જુદી રીતે ઉચ્ચાર કરે છે. ... એક જિલ્લાના લોકો પાણી શબ્દને પાણી જ કહે છે જ્યારે બીજા જિલ્લાના લોકો તેનો ઉચ્ચાર ...રીકે કરે છે. એવી જ રીતે કેટલાંક લોકો માની માને "નાની" કહે છે ત્યારે બીજા લોકો માની ...ની" કહે છે. એક કહેશે. "અલ્યા કયાં ચાલ્યો ?" એજ સવાલ ગામડાનો કોઇ માણસ પૂછશે "અલાં કાં ચાલો ?" એવી જ રીતે કોઇ શેહરી બોલશે તો કહેશે "તમે આવ્યા કે, તમે ચાલ્યા ...ાબ્દો ગામડાનો કોઇ રહીસ બોલશે તો કહેશે, "તમે આયવા કે, તમે ચાયલા કે !"

...મ કે અરબના જુદા-જુદા પ્રાંતો અને ફતેહ થયેલા શહેરોના લોકો પોતપોતાના કબીલાની તળપદી ... જુદા-જુદા ઉચ્ચારોથી કુર્આનની તિલાવત કરતા હતા, જો કે હકીકતમાં કુર્આને-મજીદ મક્કહના ...ની અતિશય મીઠી-મધુરી, રસીલી, અલંકારી અને છટાદાર કે ઠસ્સાદાર ભાષાશૈલીમાં ઊતર્યું ...ાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે પણ કુરૈશ કબીલાની લાવણ્યમયી ભાષાશૈલીના સૌથી ...ન હતા. અલ્લાહ તઆલાએ આપને "ગાગરમાં સાગર"ને સમાવી લેવાની ખૂબી અર્પણ કરી

...દિવસે અમીરૂલ-મુઅમિનીન હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહુ અન્હુને એક સહાબીએ જિહાદના ...ાવીને સમાચાર આપ્યા કે અમુક જિલ્લાના લોકો કુર્આનની આયતોને, પોતાના કબીલા અને ...ની ગામઠી બોલીના ઉચ્ચારણ મુજબ પઢે છે. તેઓના ઈમામો નમાઝમાં પણ કુર્આનની આયતોને ... છે. અનેક વાર સમજાવ્યા છતાં તેઓ માનતા નથી અને બસ પોતાનો જ કક્કો ખરો કરાવે છે.

## મુસ્હફે-ઉસ્માનીની સાત નકલો

...લ-મુઅમિનીન હઝરત ઉસ્માન ગનીએ વિચાર કર્યો કે, અગર આ પ્રમાણે જ ચાલતું રહ્યું અને ...મુજબના ઉચ્ચારણથી પઢવાની છૂટ આપી દેવામાં આવે તો કુર્આને-કરીમની પણ તેજ ગત થશે ...નસારાએ તવરાત તથા ઈન્જીલની બનાવી દીધી છે. એજ વેળા હઝરત ઉસ્માને સલાહ માટે

માનવંતા સહાબાને તાબડતોડ બોલાવ્યા અને છેવટે સર્વાનુમતે ઠરાવવામાં આવ્યું કે કુર્આનને કુરૈશ કબીલાની શુધ્ધ ભાષાશૈલીમાં લખવામાં આવે અને બાકીની બધી શૈલીઓને જતી કરીને એક જ શૈલી પર તમામ મુસલમાનોને એકત્ર કરી દેવામાં આવે.

એ પછી હઝરત ઝૈદ બિન સાબિત, હઝરત સઈદ બિન આસ, હઝરત અબ્દુર્રહમાન બિન હારિસ અને હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર રદિયલ્લાહુ અન્હુમ. આ ચાર કુર્આની ઉલૂમના નિષ્ણાતોની કમિટી નીમવામાં આવી. એમાં હઝરત ઝૈદ બિન સાબિત મદીનહના વતની અને અન્સારમાંથી હતા. બાકીના ત્રણ ભાષા નિષ્ણાતો મક્કહના વતની અને કુરૈશ કબીલાના મુહાજિરીનમાંથી હતા.

હઝરત ઉસ્માન ગનીએ હઝરત અબૂબક્ર સિદ્દીકવાળુ કુર્આન, હઝરત બીબી હફસહ પાસેથી એમ કહીને મંગાવ્યું કે, કામ પૂરૂં થતાં આપને વાપસ કરી દેવામાં આવશે. એ પછી આપે હઝરત ઝૈદને તેની નકલ તૈયાર કરવાનો હુકમ આપ્યો અને બાકીના ત્રણ વિદ્વાનોને ફરમાવ્યું,

> "તમારી ભાષા મક્કહના કુરૈશની ભાષા છે અને ઝૈદની ભાષા મદીનહના અન્સારની ભાષા છે. કુર્આનના જે શબ્દના ઉચ્ચાર અંગે તમારા અને ઝૈદ વચ્ચે મતભેદ પડે તેમાં કુરૈશની ભાષાશૈલીનું અનુસરણ કરવામાં આવે. કેમકે કુર્આને-મજીદ કુરૈશની ભાષામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર નાઝિલ કરવામાં આવ્યું છે."

કેટલાય મહિનાઓની લાગલગાટ ઝેહમત પછી જ્યારે કુર્આને-મજીદની આ નકલ તૈયાર થઈ ગઈ તો અમીરૂલ-મુઅમિનીન હઝરત ઉસ્માને તેની સાત નકલો, ખુશ-નવીસ કાતિબોની કળામય કલમે લખાવીને તૈયાર કરાવી. પછી એમાંની એક નકલ હઝરત ઉસ્માને મક્કહ મોકલાવી. એક નકલ કૂફા મોકલાવી. એક નકલ બસરા, એક શામ, એક યમન, એક બહરૈન અને એક નકલ મદીનહમાં પોતાની પાસે રાખી. અને ગવર્નરોને હુકમ ફરમાવી દીધો કે અગાઉની નકલોને ભેગી કરીને દફનાવી દેવામાં આવે અને હવેથી આ કુર્આનની જ નકલો કરાવીને તમામ ઈસ્લામી મુલ્કોમાં તેનો ફેલાવો કરવામાં આવે.

મદીનહમાં હઝરત ઉસ્માન ગનીએ પોતાની પાસે રાખેલી કુર્આને-કરીમની નકલનું નામ "ઈમામ" હતું. ઈતિહાસકારોએ લખ્યું છે કે જ્યારે બળવાખોરોએ અબ્દુલ્લાહ બિન સબા નામે યહૂદી——જે કટ્ટર મુનાફિક અને કટ્ટર કાફિર હતો——ની આગેવાની હેઠળ હઝરત ઉસ્માનના ઘરને ઘેરી લીધું અને દરવાજો તોડીને કેટલાક બળવાખોરો ઘરમાં ઘૂસી ગયા તો હઝરત ઉસ્માન તે વેળા એજ "ઈમામ" નામે કુર્આનની તિલાવત કરી રહ્યા હતા. એજ હાલતમાં એક હતભાગી બળવાખોરે ઝનૂનમાં આવીને આપની મુબારક દાઢી પકડી લીધી અને તેને ઝટકા મારવા લાગ્યો.

હઝરત ઉસ્માને ફરમાવ્યું, "ભત્રીજા ! તારો બાપ જીવતો હોત તો તે તારી આ ગુસ્તાખીને પસંદ કરતે ?"

આ નાલાયક યુવકને હઝરત ઉસ્માન ઓળખતા હતા. આપની વાત સાંભળીને તે ભોંઠો પડી ગયો અને તેણે આપની દાઢી છોડી દીધી. એટલામાં કુતૈરહ, સવદાત બિન હમરાન અને ગાફેકી સબાઈ નામના ત્રણ બળવાખોર સિપાહીઓ આપના કમરામાં ધસી આવ્યા. ગાફેકી નામના જહન્નમી કૂતરાએ ઝનૂનમાં આવીને આપના મુબારક માથા પર લોખંડના સળિયાનો ફટકો માર્યો. મુબારક માથું ફાટી ગયું અને લોહીની સેરો ફૂટી

સામે કુર્આન શરીફ ખુલ્લું હતું. લોહીની થોડીક સેરો ઊડીને ખુલ્લાં પાના પર પડી અને જે આયતને રંગીન બનાવી દીધી તેના શબ્દો આ છે :

''ફ-સ-યકફી-ક હુમુલ્લાહુ-વ-હુવસ-સમીઉલ-અલીમ.''

હબખ્ત ગાફેકીના માથે શયતાન સવાર થઇ ગયો હતો. એજ ઝનૂનમાં લાતની ઠોકરથી તેણે કુર્આન ચે ફેંકી દીધું. એટલામાં સવદાન બિન હમરાનએ આપની ઉપર તલવારનો વાર કર્યો. એને વાર કરતો પના પાક બેગમ બીબી નાએલહ દોડી આવ્યાં અને તેના વારને પોતાના હાથ પર ઝીલી લીધો. એલહની ત્રણ આંગળીઓ કપાઇને દૂર ઊડી ગઇ. અમીરૂલ-મુઅમિનીન, ખલીફતુલ-મુસ્લિમીન સમાન બિન અફ્ફાન રદિયલ્લાહુ અન્હુ શહીદ થઇ ગયા. હઝરત ઉસ્માનનો મુબારક લકબ ''ઝુન-તો જેના અર્થ છે : બે નૂરવાળા.

માંનું પહેલું નૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલાં બેટી હઝરત બીબી રૂકૈયહ અન્હા છે અને બીજું નૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલાં બેટી હઝરત બીબી મ રદિયલ્લાહુ અન્હા છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પ્રથમ હઝરત બીબી રૂકૈયહને માનના નિકાહમાં આપ્યાં હતાં. એમની વફાત પછી આપે પોતાના બીજાં બેટી હઝરત ઉમ્મે-કુલસૂમને માનના નિકાહમાં આપ્યાં અને જ્યારે હઝરત ઉમ્મે-કુલસૂમ પણ વફાત પામી ગયાં તો આપે ફરમાવ્યું: ારી ત્રીજી બેટી હોત તો તેને પણ હું ઉસ્માનના નિકાહમાં આપી દેત !''[1]

## મુસ્હફે-ઉસ્માનીની લાખો-કરોડો નકલો

ીરૂલ-મુઅમિનીન ખલીફતુલ-મુસ્લિમીન હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહુ અન્હુએ કુર્આને-કરીમની કલો કુરૈશનાં આણીશુધ્ધ ભાષામાં તૈયાર કરાવી હતી તેના આધારે ઉમ્મતના આલિમોએ હઝરત એકમતે ''જામિઉલ-કુર્આન''ના માનભર્યા વશેષણે બિરદાવી લીધા છે. જામિઅ અરબી શબ્દ છે મા કરનાર, એકત્ર કરનાર, સંગ્રહ કરનાર વગેરે થાય છે. હઝરત ઉસ્માને દુનિયાના તમામ મુસલમાનોને આણીશુધ્ધ ભાષામાં કુર્આનના વાંચન પર એકત્ર કરી લીધા હતા જેથી આપને ''જામિઉલ-વામાં આવે છે. કુર્આનની એ સાત નકલોમાંથી દરેક નકલને ''મુસ્હફે-ઉસ્માની'' કહે છે. મુસ્હફ શી કિતાબ અથવા અલ્લાહનું કલામ કુર્આને-મજીદ. આ તેજ કુર્આન હતું જેને પ્રથમવાર ખલીફએ-રત અબૂબક્ર સિદ્દીકે જમા કરાવ્યું હતું અને બીજીવાર એની જ હૂ-બ-હૂ નકલો હઝરત ઉસ્માન ર કરાવી હતી. એમાં હઝરત ઉસ્માને કોઇ તરહનો સુધારો-વધારો કે ફેરફાર કરાવ્યો ન હતો. ઉચ્ચે બોલી બદલાયની કહેવત મુજબના જુદા-જુદા ઉચ્ચારોને તિલાંજલી આપીને કુરૈશની આણીશુધ્ધ ર કરાવ્યું અને સરકારી વટહુકમ મારફતે જાહેરાત કરાવી દીધી કે હવેથી કુરૈશની એજ ભાષાશૈલીમાં વૃત્તિઓ તૈયાર કરીને તેનો ફેલાવો કરવામાં આવે. આ રીતે હઝરત ઉસ્માને દુનિયાભરના તમામ કુર્આનની એક જ ભાષાશૈલી પર કિયામત સુધીના માટે ભેગા કરી દીધા. મુસ્લિમ ઉમ્મત પર ન હઝરત ઉસ્માન ગની રદિયલ્લાહુ અન્હુનું છે તેટલું જ હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુનું

[1] સુહા ફતઃ અસહાબે-રસૂલ ભાગ ૧ પેજ ૨૨૭

પણ છે.

આજના વર્તમાન જમાનામાં આપણી પાસે જે કુર્આન છે અને અરબ, મિસર, તુર્કી, પાકિસ્તાન, ભારત, અફઘાનિસ્તાન, રશિયા, અમેરીકા, ઈંગ્લાંડ, કેનેડા અને જગતભરના મુસલમાનો પાસે કુર્આનની જે લાખો-કરોડો નકલો છે તે એજ ''મુસ્હફે-ઉસ્માની''ની હૂ-બ-હૂ નકલો છે.

## મુસ્હફે-ઉસ્માની મ્યૂઝિયમમાં

અમીરુલ-મુઅમિનીન હઝરત ઉસ્માન ગનીએ જે સાત નકલો કુર્આને-કરીમની તૈયાર કરાવી હતી એમાંની એક નકલ પોતાની પાસે રાખી હતી જેનું નામ ઈમામ હતું. બાકીની છ નકલો ઈસ્લામી રાજ્યના ગવર્નરો પર મોકલાવી દીધી હતી. એમાંની બે અસલી -ORIGINAL- નકલો આજે પણ દુનિયામાં મવજૂદ છે. આ બે અસલી નકલો કેવી રીતે બચી જવા પામી તેની વિગત પેરિસવાળા ડૉકટર મુહંમદ હમીદુલ્લાહ સાહેબે પોતાની કિતાબમાં દર્શાવી છે. એમાંની એક નકલ તુર્કીના ઈસ્તંબોલ શહેરના ''તોપ કાપી સરાય'' નામે મ્યૂઝિયમમાં છે. આ મ્યૂઝિયમમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક યાદગારના બીજા નાયાબ તબર્રુકાત પણ મવજૂદ છે. બીજી અસલી નકલ ભૂતપૂર્વ રશિયાના તાશકન્દ શહેરના ઐતિહાસિક મ્યૂઝિયમમાં છે. [૧]

હવે કોઈના દિલમાં શંકા ઊપજે અને તે સવાલ કરે કે આ વાતની શું દલીલ છે કે આજના જમાનામાં જે કુર્આન છે તે, તેજ અસલી કુર્આન છે જે ચઉદ સો વરસ પહેલાં ઈસ્લામના પયગમ્બર પર ઊતર્યું હતું? તો એવા માણસને કહી શકાય કે દુનિયાના કોઈ પણ દેશના પ્રિન્ટીંગ પ્રેસમાં છપાયેલું કુર્આન લઈને ''મુસ્હફે-ઉસ્માની''ની આ નકલો સાથે સરખાવી લે. એક અક્ષર કે કાના-માત્રાનો પણ ફેર પડવાનો નથી અને પડી પણ કેવી રીતે શકે ?———જયારે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની યુગથી લઈને આજ સુધી, મુસલમાનોની પેઢી-દર-પેઢીમાં હજારો તો શું, લાખોની સંખ્યામાં કુર્આનના હાફિઝો પાકતા રહ્યા છે. ઈસ્લામનો કોઈ મોટાથી મોટો દુશ્મન કુર્આનનો એક શબ્દ કે એક અક્ષર પણ બદલી નાખે તો મુસલમાનનું આઠ દસ વરસનું હાફિઝ બાળક પણ તરત તેની ભૂલ પકડી પાડશે અને બેધડક ઊભું થઈને કહી દેશે, ''કાકા! તમે કુર્આન ખોટી રીતે પઢો છો.''

મતલબ કે આજના જમાનામાં આપણી પાસે જે કુર્આન છે તે અક્ષરે-અક્ષર તેજ અસલી કુર્આન છે જે આજથી ૧૪ સો વરસ પહેલાં અલ્લાહ તઆલા તરફથી, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર, હઝરત જિબ્રીલ મારફતે ઉતારવામાં આવ્યું હતું. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પૂરી જવાબદારી, પૂરી પ્રમાણિકતા સાથે જેમનું તેમ પોતાના લાખો સહાબા સુધી પહોંચાડી દીધું હતું. અને સહાબાએ જેમનું તેમ તાબિઈન સુધી પહોંચાડી દીધું હતું અને તાબિઈનએ તબ્એ-તાબિઈન સુધી પહોંચાડી દીધું હતું. અને એજ પરંપરા મુજબ પેઢી-દર-પેઢી થતું આપણા સુધી પહોંચી ગયું છે અને આપણા પછી આપણી અવલાદ મારફતે આ સિલસિલો કિયામત સુધી ચાલુ રહેવાનો છે. કેમકે અલ્લાહ તઆલાએ પોતે વાયદો ફરમાવી દીધો છે :

---

૧. અફઘાનિસ્તાનના મુજાહિદોએ રશિયાના ટુકડા કરી નાખ્યા તે પછી તાશકન્દ આજે ઉઝબકિસ્તાન નામે આઝાદ રિયાસતનું પાટનગર છે. સીદાત.

"ઇન્ના નહનુ નઝઝલ-નઝ-ઝિક્ર વ ઇન્ના લહૂ લ-હાફિઝૂન." એટલે.

બેશક આ કુર્આન અમે જ ઉતાર્યું છે અને બેશક અમે જ એની હિફાઝત કરનારા છીએ :

**ફાનૂસ બન કે જિસકી હિફાઝત હવા કરે • વો શમ્અ કયા બૂઝે જિસે રોશન ખુદા કરે**

## હદીસના લખાણની રિવાયતો

પાછલા પાનાંઓમાં આપણે વાંચી આવ્યા કે આકાશથી ઊતરનારી વહી એટલે કુર્આને-મજીદની આયતોને લખી લેવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જબરદસ્ત ઇન્તેઝામ ફરમાવ્યો હતો. જરૂરત મુજબ ઊતરનારી આયતોના લખાણ માટે આપે લગભગ ૩૦થી વધારે કાતિબોની નિમણૂક કરી હતી જેઓ આયતોના લખાણનું કામ આપની અંગત દેખરેખમાં કરતા હતા.

મુસલમાનો સિવાય દુનિયાની બીજી કોઇ કૌમે પોતાના ધર્મપુસ્તકને તેની અસલી હાલતમાં સુરક્ષિત રાખવાનો આ સિધ્ધાંત કદી અપનાવ્યો નથી અને અપનાવ્યો હોય તો પણ પોતાના ધર્મપુસ્તકને તેની અસલી હાલતમાં સલામત રાખવાનો કોઇ પ્રબંધ કર્યો ન હતો. આ સિધ્ધાંત સૌથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની યુગથી શરૂ થયો.

ઇસ્લામી ઇતિહાસનું ઉપરછલ્લું કે અધકચરૂં જ્ઞાન ધરાવનારા લેખકોનું કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના યુગમાં મક્કહમાં સ્કૂલ-મદરસા કે પાઠશાળાઓનો કોઇ રિવાજ ન હતો. જાહિલિયતનો જમાનો હોવાથી લખવા વાંચવાની કળા કોને કહે છે તે કોઇ જાણતું ન હતું. યાદ રાખવા જેવી ઇલ્મી વાતો, લડાઇ ઝગડાઓના કિસ્સા, શેઅરો-શાઇરીની ચર્ચા, ખૂન-ખરાબાના ખટલા, બાપ-દાદાઓની વંશાવળીનું જ્ઞાન વગેરે જે કંઇ હતું એ બધું મોંઢેમોઢ કે સીના-બ-સીના ચાલતું હતું. તેઓનો દાવો છે કે લખવા વાંચવાની કળા અને પુસ્તકો લખીને લોકોના હાથો સુધી પહોંચાડવાની શરૂઆત, ખલીફા મન્સૂર અબ્બાસીના યુગમાં એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિજરતના ૧૪૩ વરસ પછી થવા પામી.

પરંતુ તેઓની આ માન્યતા ભૂલ ભરેલી અને ઇતિહાસથી અજ્ઞાનતાની દલીલ છે. અમે ઉપર લખી આવ્યા તેમ ઇસ્લામની શરૂઆતમાં મક્કહમાં કેટલાક ગૃહસ્થો એવા મવજૂદ હતા જેઓ મુસલમાન બનવા પહેલાંથી લખવા વાંચવાની કળા જાણતા હતા. ઇતિહાસમાં એ ગૃહસ્થોના નામોની નોંધ પણ લેવામાં આવી છે. ઇતિહાસકારોની ચોખવટ મુજબ મક્કહના કુરૈશના ૧૭ ગૃહસ્થોના નામો દર્શાવવામાં આવ્યાં છે જેઓ લખવા વાંચવાનું જાણતા હતા. એમાં હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર ફારૂક, હઝરત ઉસ્માન, હઝરત અલી, હઝરત ઝૈદ, હઝરત અબૂ હુઝૈફહ, હઝરત સુફયાન વગેરેનો સમાવેશ થાય છે. વહીની શરૂઆતમાં આયતોના લખાણ માટે એજ ગૃહસ્થોની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નિમણૂક કરી હતી. પછી જેમ-જેમ લેખન વાંચનની પ્રવૃત્તિમાં તરક્કી થતી ગઇ, તેઓની સંખ્યામાં વધારો થતો ગયો. ૧

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત: સીરતુન-નબી જિલ્દ ૧ પેજ ૧૪

# લખાણ-વાંચનના કેટલાક દાખલા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જાહિલિયતના યુગમાં હાથથી લખેલા લખાણના એક નહિ અનેક દસ્તાવેજી પુરાવા ઇતિહાસને પાને નોંધાયેલા છે. દાખલા તરીકે મક્કહના કુરૈશે સર્વાનુમતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સામાજિક બૉયકોટ કર્યો હતો. હાશિમી ખાનદાનના તમામ લોકો સાથે આપને "શિઅબે-અબી તાલિબ" નામે ઘાટીમાં ત્રણ વરસ સુધી પૂરી રાખ્યા હતા. તે વેળા બૉયકોટનું જે લખાણ કુરૈશે કરાવ્યું તે મનસૂર બિન ઇકરિમા બિન હાશિમ નામના ગૃહસ્થે પોતાના હાથથી લખ્યું હતું. આ દસ્તાવેજી લખાણ ત્રણ વરસ સુધી કઅબહના દરવાજે લટકેલું રહ્યું. છેવટે ઊધઇ તેને ચાટી ગઇ.

બીજો દાખલો હઝરત ઉમર ફારૂકના ઇસ્લામ-સ્વીકારનો છે. ઉઘાડી તલવારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કતલ કરવા ઊપડયા. રસ્તામાં બહેન-બનેવીના ઇસ્લામના સમાચાર મળ્યા. ગુસ્સામાં વળ ખાતા બહેન ફાતિમાના ઘરે ધસી ગયા. અંદરથી પઢવાનો અવાજ સાંભળીને ઓરભી સળગી ઊઠયા. બેફામ બહેન-બનેવીની મારપીટ કરી. ત્યારે બહેનની લોહી-લુહાણ હાલત જોઇને દયાથી દિલ પીગળી ગયું. પૂછ્યું, તમે શું પઢતાં હતાં ? બહેને કુર્આનના, હાથથી લખેલાં પાનાં પેશ કરી દીધાં. હાથના લખાણની આયતો વાંચતાં જ રોમાંચ ખડા થઇ ગયાં. સીધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની ગયા.

ત્રીજો દાખલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિજરત વેળા મદીનહના રસ્તે બન્યો. કુરૈશે આપની ધરપકડ માટે સો ઊંટોના ઇનામની દાંડી પીટાવી હતી. સુરાકહ બિન માલિક બિન જુઅશમ નામે એક ગામડિયો પટેલ ઇનામની લાલચે આપની પૂઠે પડયો. નઝદીક પહોંચતાં જ તેના ઘોડાએ ઠોકર ખાધી. ત્રણવાર આમ બન્યું. ત્યારે તે સમજી ગયો કે મામલો કંઇ જુદો છે. ગદ્‌ગદ સ્વરે બોલ્યો "મુહંમદ સાહેબ! કૃપા રાહે મને એક લખાણ કરાવી આપો જે જરૂરત સમયે મારા કામે આવે." સફરમાં પણ કલમ-ખડિયો આપ પોતાની સાથે રાખતા હતા. આપના હુકમથી સફરના એક સાથી હઝરત આમિર બિન ફુહૈરાએ પોતાના હાથથી તેવું લખાણ લખીને સુરાકહને હવાલે કરી દીધું. બાદમાં સુરાકહ મુસલમાન બની ગયા.

તમીમ દારી નામે એક ખ્રિસ્તી ગૃહસ્થ મુલ્કે-શામના વતની હતા. નગર-નગરના સહેલાણી હતા. વહાણવટાંના વ્યવસાયમાં હોવાથી એક સાહસિક કપ્તાન તરીકે અનેક મુલ્કોનો પ્રવાસ ખેડી ચૂકયા હતા. સમુદ્રની અજાયબીઓના આંખે દેખેલા એવા-એવા કિસ્સા વર્ણવતા કે લોકો તેને સાંભળીને પોતે અજાયબીમાં ગરકાવ થઇ જતા. એક વેળા એમનું વહાણ જિદ્દહના બંદરે લાંગર્યું. તમીમ દારી ત્યાંથી મક્કહ આવ્યા. તે વેળા મક્કહની જમીન મુસલમાનો પર એટલી તંગ હતી કે મુસલમાન બનવું ધગધગતા અંગારા પર ચાલવા જેવું હતું. પોતે ખ્રિસ્તી હોવા છતાં કુરૈશના મુખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લગતી વાતો સાંભળીને તમીમ દારીના દિલમાં ઇસ્લામ પ્રત્યે આકર્ષણ જાગ્યું. હઝરત ઇસા પર ઊતરેલી આસમાની કિતાબ ઇન્જીલના અભ્યાસી હતા. ખાતરી થઇ ગઇ કે ઇસ્લામ સાચો મઝહબ છે અને બહુ જ જલદી આખા અરબમાં ફેલાય જશે.

તમીમદારી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. કેટલાક સવાલો પૂછીને મનનું સમાધાન થતાં મુસલમાન બની ગયા. સહીહ મુસ્લિમ નામે હદીસ-ગ્રંથમાં તમીમ દારીના ઇસ્લામ-

સ્વીકારની વિગતો ટાંકેલી છે. મુસલમાન બાદ પોતાનો પરિચય આપીને દરિયાઇ સફરના કેટલાક અનુભવોનું વર્ણન કર્યું અને પછી કહેવા લાગ્યા, ''યા રસૂલલ્લાહ ! મને પાકી ખાતરી છે આ વાતની કે આપ બહુ જલદી મારા વતન મુલ્કે-શામ પર વિજય મેળવી લેશો. બસ મારી એક વિનંતી છે.''

''શું વિનંતી છે ?'' આપે ફરમાવ્યું.

બોલ્યા, ''જ્યારે આપનું લશ્કર શામ ફતેહ કરી લે અને આપ મારા વતનના માલિક બની જાવ તો ત્યાંના ફલાણા-ફલાણા ગામો મારી જાગીર તરીકે મને બક્ષિસ આપી દેવાનો એક દસ્તાવેજી કાગળ લખી આપો તો આપની મહેરબાની થશે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહના હુકમ મુજબ હઝરત તમીમ દારીની આ દરખાસ્ત કબૂલ ફરમાવી અને પોતાના એક સહાબીને બોલાવીને તેવું લખાણ કરી આપવાનો હુકમ ફરમાવ્યો. આ દસ્તાવેજી કાગળની પૂરી વિગત હદીસ-ગ્રંથોમાં ટાંકેલી છે.[1]

## હદીસ઼ોના લખાણનો મનાઇ હુકમ

કુર્આને-કરીમની હિફાઝત માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જડબેસલાક વ્યવસ્થા ફરમાવી હતી. એથી વિરૂધ્ધ હદીસ઼ોના લખાણને લગતી જે રિવાયતો હદીસ-ગ્રંથોમાં ટાંકેલી છે તેનાથી માલૂમ પડે છે કે ઇસ્લામની શરૂઆતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની મુબારક જીભેથી નીકળેલી વાતોને એટલે હદીસ઼ોને લખી લેવાની, પોતાના સહાબાને ચોખ્ખા શબ્દોમાં મના ફરમાવી દીધી હતી. એટલું જ નહિ, આપના શાગિર્દોમાંથી કોઇએ આપની કોઇ વાત લખી લીધી હોય તો તેને મિટાવી દેવાનો હુકમ પણ આપે ફરમાવી દીધો હતો. મુસ્લિમ શરીફ નામે હદીસ઼-ગ્રંથમાં આપના મનાઇ હુકમના શબ્દો આ રીતે ટાંકેલા છે:

લા તકતુબૂ અન્ની ............................ મારા મુખેથી નીકળેલી કોઇ વાત તમારે લખવી નહિ.
વ મન કતબ અન્ની ગયરલ-કુર્આન...... અને કુર્આન સિવાય જેણે મારી કોઇ વાત લખેલી હોય,
ફલ-યમ્હૂહ ........................................................................ તો તે તેને મિટાવી દે.

આપના આ મનાઇ હુકમનું ખાસ કારણ હતું. એક તો ઇસ્લામની શરૂઆતનો જમાનો હતો. આકાશી વહી એટલે કુર્આનની આયતો જરૂરત મુજબ ઊતરવાનો સિલસિલો જારી હતો. આપ પોતાના સહાબાને કુર્આનનું અને ઇસ્લામનું શિક્ષણ આપી રહ્યા હતા. મૂર્તિપૂજાનો મેલ-ચકરો સાફ કરીને તેઓના ઈમાનને મજબૂત બનાવી રહ્યા હતા. બીજી ગંદકીઓ અને બુરાઇઓથી તેઓને પાકસાફ કરી રહ્યા હતા. ધાસ્તી આપને આ વાતની હતી કે લોકો ક્યાંક મારી વાતોને કુર્આનની આયતો સાથે ભેળસેળ ન કરી દે ! આમ થાય તો કુર્આનની પણ તેજ ગત થાય જે તવરાત અને ઇન્જીલની થઇ. બીજું કે ન થાય કે લોકો મારી વાતોને ઝાઝું મહત્વ આપી દે અને કુર્આન તરફથી ગાફિલ થઇ જાય !

આપના માનવંતા શાગિર્દોએ દિલોજાનથી આપના હુકમનું પાલન કર્યું. કુર્આનની આયતો સિવાય જે

૧. સૈયિદ મહબૂબ રઝવી કૃતઃ રસૂલુલ્લાહ કે મકતૂબાતો-મુઆહિદાત. પેજ ૧૩૯ હવાલોઃ તબકાતે-ઇબ્ને સઅદ જિ.૩ પા. ૫૭૫- ડૉક્ટર હમીદુલ્લાહ કૃતઃ ખુતુબાતે-બહાવલપૂર પેજ ૩૮

હદીસો લખી લીધી હતી એ બધું લખાણ તેઓએ મિટાવી દીધું. એની એક મુદ્દત પછી જયારે સમય અને સંજોગો બદલાય ગયા. અને સહાબાના સીનાઓમાં કુર્આન પાકું થઈ ગયું અને કુર્આનની આયતો સાથે હદીસોના ભેળસેળ થવાનો ખતરો નહિ રહ્યો તો આપે પોતાના શાગિર્દોને પોતાની વાતો એટલે હદીસોને લખી લેવાની પરવાનગી આપી દીધી.

## દરગાહો અને કબરોની પૂજાનો દાખલો

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સમય અને સંજોગને અનુસરીને પોતાના હુકમમાં ફેરફાર કર્યો તેના બીજા દાખલા પણ હદીસ-ગ્રંથોમાં જોવામાં આવે છે. ફક્ત એક જ દાખલો જુઓ.

ઈસ્લામની શરૂઆતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને કબ્રસ્તાનમાં જવાની મના ફરમાવી દીધી હતી. જાહિલિયતના યુગમાં કબરોની પૂજાનો રિવાજ પણ બાપદાદાથી ઊતરી આવતો હતો. યહૂદ-નસારા પોતાના પયગમ્બરોની કબરો પર જઈને સિજદા કરતા હતા. મૂર્તિપૂજક અરબો પોતાના સાધુસંતોને ભગવાન માનીને તેઓની કબરો પર પૂજાપાટની ક્રિયાઓ કરતા હતા. બાપદાદાના અનુકરણમાં સાધુસંતોની સમાધિઓ અને પીરવલીઓની દરગાહો પર કબરોની પૂજાપાટનો રિવાજ આજે આપણા જમાનામાં પણ ચાલુ છે. બિનમુસ્લિમ મૂર્તિપૂજકોને છોડો, ખુદ મુસલમાનોમાં આપણા કેટલાક ભાઈબહેનો કબરોને સિજદા મારતા જોવામાં આવે છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ચાહતા હતા કે લોકો કબરોની પૂજાને બદલે એક અલ્લાહની પૂજા કરે અને પોતાની હાજતો, પોતાની જરૂરતો, પોતાની મુરાદો કબરો પર જઈને માગવાને બદલે અલ્લાહના દરબારથી માગે. અલ્લાહ તો વહદહૂ લા-શરીક છે. તેની શહેનશાહી અને સત્તામાં કોઈ બુઝુર્ગ, કોઈ પીર, કોઈ વલી, કોઇ સંતસાધુ, અરે કોઇ પયગમ્બર સુધ્ધાં ભાગીદાર નથી. સૌથી મોટો ગવસ, સૌથી મોટો દસ્તગીર, સૌથી મોટો વિઘ્ન-હર્તા કે સૌથી મોટો **LORD** અલ્લાહ વગર કોઇ નથી. એજ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ શરૂઆતમાં મુસલમાનોને કબ્રસ્તાને જવાની મના ફરમાવી હતી. પછી જયારે સંજોગો બદલાય ગયા અને મુસલમાનોના દિલોમાં તવહીદ તથા ઈમાનનો અકીદો પાકો થઈ ગયો તો આપે આ શબ્દોમાં કબ્રસ્તાને જવાની પરવાનગી આપી દીધી: "કુન્તુ નહૈતુ-કુમ અન ઝિયારતિલ-કુબૂરે, અલા ફ-ઝુવ-વરૂહા." અર્થાત:

> "હે લોકો ! મેં તમને કબરોની ઝિયારત એટલે કબ્રસ્તાનમાં જવાની મના ફરમાવી હતી. સાંભળી લો, હવે વાંધો નહિ. તમે કબ્રસ્તાને જઈ શકો છો."

બેશક આપ પોતાની ઉમ્મતને કબરોની પૂજાથી અને દરગાહો પર જઈને મુરાદો માગવાથી બચાવવા માગતા હતા. પછી જયારે સહાબાનું ઈમાન પાકું થઈ ગયું તો પરવાનગી આપી દીધી. કેમકે કબ્રસ્તાને જવાના જે લાભો છે અને ત્યાં જે બોધ કે જે ઈબ્રત મળે છે તે ઘરોમાં, દુકાનોમાં કે બજારોમાં મળી શકતી નથી.

# હદીસોના લખાણના કેટલાક દાખલા

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહાબાને પોતાની વાતો કે હદીસોને લખી લેવાની પરવાનગી આપી તે પહેલાં એક બનાવ બની ગયો અને ઘણું કરીને એજ બનાવથી હદીસોને લખી લેવાની શરૂઆત થવા પામી. તિરમિઝી નામે હદીસ-ગ્રંથમાં એનો ઉલ્લેખ થયેલો છે.

બનાવ એમ બન્યો કે એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાની મજલિસમાં બિરાજમાન હતા. દીનો-ઈમાનની વાતો ચાલતી હતી. એટલામાં એક સહાબી હિંમત કરીને ઊભા થઇ ગયા અને બા-અદબ બોલ્યા, ''યા રસૂલલ્લાહ! દીનો-ઈમાનને લગતી જે વાતો આપ રોજ બયાન ફરમાવો છો એ બહુ જરૂરી અને કામની વાતો હોય છે. પણ મારી એક મુંઝવણ છે.''

''કહો શું મુંઝવણ છે ? આપે ફરમાવ્યું.

''યા રસૂલલ્લાહ !'' સહાબી બોલ્યા, ''મારી યાદશકિત કંઇક કમજોર છે. આપની વાતોમાંથી કેટલીક વાતો હું ભૂલી જાઉં છું. મગજ પર ભાર દેવા છતાં યાદ નથી આવતી. ફરમાવો મારે શું કરવું ?''

જવાબમાં આપે ફરમાવ્યું, ''ઈસ્તઈન બિ-યમીનિક.'' એટલે તારા જમણા હાથની મદદ લે.

મતલબ આ કે જો તારી યાદશકિત કમજોર હોય, મારી અમુક વાતો યાદ રહે અમુક વાતો ભૂલી જવાય તો તેનો આસાન ઉપાય આ છે કે નોંધપોથી જેવું બનાવી લે અને કલમથી મારી વાતો તેમાં લખ્યા કર. જાહેરી વાત છે કે આ પરવાનગી મળવા પછી તેમણે નોંધપોથી બનાવીને આપની વાતો તેમાં લખવાની શરૂઆત કરી દીધી હશે.

એવો જ એક મશહૂર બનાવ સહીહ બુખારીમાં ટાંકેલો છે. હઝરત અબૂ શાહ નામે મુલ્કે યમનના એક સહાબી ફત્હે-મક્કહમાં હાજર હતા. ફત્હે-મક્કહ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની ઊંટણી પર બિરાજમાન થઇને હરમ શરીફમાં ખુત્બો બયાન ફરમાવ્યો હતો. ખુત્બો ખતમ થતાં હઝરત અબૂ શાહ ઊભા થઇ ગયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! આપના ખુત્બાની વાતો યાદ રાખવા જેવી છે પણ મારી સ્મરણશકિત કમજોર છે. બધી વાતો યાદ નથી રહેતી. આપ મને એ વાતો લખાવી નહિ આપો.?''

આપે તેમની દરખાસ્ત વધાવી લીધી અને પોતાના કાતિબને બોલાવીને હુકમ ફરમાવ્યો, ''અબૂ શાહ માટે ખુત્બાનું લખાણ તૈયાર કરવામાં આવે.''

એ પછી બીજો એક બનાવ બન્યો. એ પણ હદીસોના લખાણની પરવાનગીને લગતો બનાવ હતો. મુલ્કે-મિસરના વિજેતા હઝરત અમ્ર બિન આસના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ પોતાના બાપથી પહેલાં મુસલમાન બન્યા હતા. બિલકુલ નવજવાન હતા. ૧૬ કે ૧૭ વરસની ઉંમર હતી. બેહદ સતેજ બુધ્ધિના ઈલ્મપ્રેમી અને દીનપ્રેમી યુવક હતા. દિવસે રોઝહ રાખતા અને રાત નફિલ નમાઝોમાં ગુજારી દેતા. એમના ઈલ્મી ઉત્સાહનો આ વાતથી અંદાજો લગાવો કે એક દિવસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને કહેવા લાગ્યા, ''યા રસૂલલ્લાહ ! રાતે મેં એક અજીબ ખ્વાબ જોયો. તઅબીર સમજમાં નથી આવતી.''

"કહો ખ્વાબમાં શું જોયું ? આપે ફરમાવ્યું.

બોલ્યા, "મેં જોયું કે હું મારી બે આંગળીઓને ચૂસી રહ્યો છું. એકમાંથી મધ નીકળે છે અને બીજીમાંથી દૂધ."

આપે ખુશ થઈને વધામણી આપી, "હે અબ્દુલ્લાહ ! તમે કુર્આનની સાથે ઈન્જીલના પણ મોટા આલિમ બની જશો."

ઉત્સાહી અને ખંતીલા તો હતા જ, જ્યારે એમના સાંભળવામાં આવ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની વાતોને લખી લેવાની પરવાનગી "ઇસ્તઈન બિ-યમીનિક"ના શબ્દોમાં આપી દીધી છે તો એમણે પણ હદીસોના લખાણનું કામ શરૂ કરી દીધું. મસ્જિદમાં કે મજલિસોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જે કંઈ ફરમાવતા, એક ચિત્તે સાંભળીને કલમથી પોતાની નોંધપોથીમાં ટપકાવી લેતા. બેચાર દિવસ એમ જ ચાલ્યું. એક દિવસે એમના કુરૈશી સાથીઓ બોલ્યા, "અબ્દુલ્લાહ ! તમે આ કેવો ગજબ કરો છો ! બસ આંખો મીંચીને લખ્યા જ કરો છો !"

"તો એમાં વાંધા જેવું શું છે ?" હઝરત અબ્દુલ્લાહએ તઅજ્જુબથી પૂછયું.

"વાંધા જેવું છે એટલે જ તો કહીએ છીએ." કુરૈશી સાથીઓ બોલ્યા, "શું તમને ખબર નથી કે રસૂલુલ્લાહ પણ આપણા જેવા ઈન્સાન છે. કદી ખુશીની હાલતમાં હોય છે તો કદી નારાજી કે ગુસ્સામાં હોય છે. આપની બધી વાતો તમે લખ્યા કરો તે વાજબી નથી જ."

બીજો કોઈ હોત તો સાથીઓની વાત માનીને લખવાનું માંડી વાળતે. પણ હઝરત અબ્દુલ્લાહ ચંચળબુદ્ધિના, ઠરેલ તબીઅતના યુવક હતા. વિચાર કર્યો કે સાથીઓની સલાહ માનવાને બદલે સીધી રીતે રસૂલુલ્લાહને જ કેમ ન પૂછી લઉં ? અને જ્યારે પોતે જ પૂછી લીધું તો જવાબમાં આપે ફરમાવ્યું, "અબ્દુલ્લાહ! તમે ખુશીથી મારી વાતો લખ્યા કરો. "

"પણ યા રસૂલલ્લાહ !" હઝરત અબ્દુલ્લાહ બોલ્યા, "શું હું આપની તે વાતો પણ લખતો રહું જે આપ ખુશીની હાલતમાં ફરમાવો છો અને તે વાતો પણ જ્યારે આપ નારાજી કે ગુસ્સાની હાલતમાં હો?"

"હે અબ્દુલ્લાહ !" આપે ગંભીર સ્વરે ફરમાવ્યું, "સોગંદ છે તે અલ્લાહના જેના અધિકારમાં મારી જાન છે. સાંભળો, (પોતાની આંગળીથી પોતાની જીભ તરફ ઈશારો કરીને) અહીંથી જે વાત નીકળે છે એ હક સિવાય બીજી કોઈ વાત હોતી નથી."

મતલબ આ કે ખુશીનો પ્રસંગ હોય કે ગમીનો, નારાજી કે ગુસ્સાનો, મારી જીભથી સત્ય સિવાય કોઈ વાત નીકળતી નથી. ઈશારો છે કુર્આનની આ આયત તરફ: "ઈન હુવા ઈલ્લા વહયુંય-યૂહા." અને : "વ મા યન-તિકુ અનિલ-હવા." અર્થાત : અમારા પયગમ્બરની જીભથી નીકળેલી દરેક વાત આકાશી વહી મુજબની જ હોય છે અને અમારા પયગમ્બર પોતાની ઈચ્છા મુજબનો કોઈ બોલ બોલતા નથી.

આ બનાવ પછી હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર પૂરા સંતોષ સાથે ખંત અને ઉત્સાહથી પોતાની નોંધપોથીમાં આપની હદીસો લખતા રહ્યા ત્યાં સુધી કે એક દળદાર ગ્રંથ તૈયાર થઈ ગયો.અલ્લામા ખતીબ બગદાદી લખે છે :

''અબ્દુલ્લાહ બિન અમ્રની આ નોંધપોથીનું નામ ''સાદિકહ'' હતું. એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દસ હજાર જેટલી હદીસોનો લેખિત સંગ્રહ હતો. અબ્દુલ્લાહ પછી એમના બેટા અને બેટા પછી એમના પૌત્ર, આ કલમી ''સાદિકહ''ની મદદથી મુસલમાનોની અવલાદને હદીસોનું શિક્ષણ આપતા રહ્યા. તેઓના શાગિર્દોની સંખ્યા ગણી ગણાય નહિ એટલી હતી.''

## હઝરત અનસની હદીસ-પોથીનો કિસ્સો

એજ સિલસિલાનો એક દાખલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મશહૂર સહાબી હઝરત અનસ બિન માલિકનો, હદીસ-ગ્રંથોમાં ટાંકેલો છે. એમનો કિસ્સો એવો છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા તે વેળા હઝરત અનસ બિન માલિક ૧૦ વરસની ઉંમરના કિશોર બાળક હતા. એમનું પોતાનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હિજરત કરીને મદીનહ પધાર્યા તે વેળા હું દસ વરસનો એક ચંચળ છોકરો હતો. થોડુંક લખવા વાંચવાનું પણ જાણી ગયો હતો. એક દિવસે મારાં અમ્માંજી સાહેબાએ મારો હાથ ઝાલી લીધો અને અહીંતહીંની વાતો કરતાં ઊપડ્યાં. થોડીવારે શું જોઉં છું કે અમ્માંજી સાહેબાએ મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઈ જઈને ઊભો કરી દીધો છે. અમ્માંજીએ આપને અદબથી સલામ કરી. મેં પણ આપને અદબથી સલામ કરી.

એ પછી અમ્માંજીએ મારી તરફ હાથની આંગળીનો ઈશારો કર્યો અને પછી ગર્વ લેતાં હોય તેવા મક્કમ અવાજે કહેવા લાગ્યાં, ''યા રસૂલલ્લાહ ! આ મારો બેટો અનસ છે. આટલી ઉંમરમાં જ એ લખવા વાંચવાનું શીખી ગયો છે. આપ એને ચાકર તરીકે આપના ઘરનાં રાખી લો. એ બહું ડાહ્યો અને ચંચળ છોકરો છે. આપનું અને આપના ઘરનું બધું કામકાજ દોડીદોડીને કરી આપશે. યા રસૂલલ્લાહ ! મારી દરખાસ્ત કબૂલ ફરમાવો. આપના ચાકર તરીકે એને રાખી લો. મને બહુ ખુશી થશે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખુશદિલીથી અમ્માંજીની દરખાસ્ત કબૂલ ફરમાવી લીધી. એ પછી આપના ખાદિમ તરીકે હું આપના જ ઘરમાં રહેવા લાગ્યો અને લગાતાર દસ વરસ સુધી આપના ઘરમાં રહ્યો, ત્યાં સુધી કે આપ વફાત પામીને પોતાના પાલનહારના દરબારમાં તશરીફ લઈ ગયા. આ દસ વરસની મુદ્દતમાં હું આપના ઘરમાં રહીને આપની અને આપના ઘરવાળાઓની સેવા બજાવતો રહ્યો. સવાર સાંજ હું આપના ઘરમાં જ રહેતો. ઘરનું દરેક કામ કર્યા કરતો. ઘર બહારના કામો પણ દોડીદોડીને કરી આપતો.

હઝરત અનસનું બયાન છે : ''આ દસ વરસની મુદ્દતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જાહેર જીવનની સાથે આપના ખાનગી કે ગૃહસ્થી જીવનને પણ હું સારી આંખે જોતો રહ્યો. આપના જીવનના બંને પાસાંઓને બારીકીથી ચકાસવાનો જેટલો મોકો મને મળ્યો એ કોઈ બીજાને નહિ મળ્યો. ગૃહસ્થી જીવનમાં ઘરની અંદર આપ પોતાના પાક બેગમો સાથે કેવી રીતે વર્તો છો, કેવી રીતે વાતચીત કરો છો, કેવી રીતે ઊઠો બેસો છો, કેવી રીતે ઘરના કામકાજમાં મદદ કરો છો, કેવી રીતે પાક બીબીઓના આરામનો

ખ્યાલ રાખો છો. આપનો વર્તાવ આપની પ્યારી બેટીઓ સાથે કેવો છે, ઘરવાળાંઓ સાથે આપ કેવી રીતે ખાઓ છો, શું ખાઓ છો, ક્યારે ખાઓ છો, ખાતી વેળા કેવી રીતે બેસો છો, ખાવા પહેલાં અને ખાવા પછીના આપના શું નિયમો છે, આપ પાણી કેવી રીતે પીવો છો અને પાણી પીવાના શું નિયમો છે. આપ ક્યારે સૂવો છો, ક્યારે જાગો છો, કેવી રીતે વુઝૂ કરો છો, મસ્જિદમાં જઈને શું કરો છો, કેવી રીતે નમાઝ પઢો છો, કઈ નમાઝમાં કેટલી રકઅતો પઢો છો. મતલબ કે રાત દિવસના રોજિંદા જીવનમાં દસ વરસ સુધી હું આપના દરેક કામને અને આપના દરેક નિયમને મારી આંખે જોતો રહ્યો.''

હઝરત અનસ ફરમાવે છે : ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પહેલાં લોકોના ટોળેટોળાં ઈસ્લામમાં દાખલ થયાં હતાં તેવી જ રીતે આપની વફાત પછી પણ લોકોના ટોળેટોળાં ઈસ્લામમાં દાખલ થઈ રહ્યાં હતાં. કેમકે ઈસ્લામી લશ્કર મુલ્કોના મુલ્કો ફતેહ કરી રહ્યું હતું અને લોકો ટોળેટોળાં વળીને ઈસ્લામમાં દાખલ થતા હતા. એની સાથે જ મુસલમાન બનનારાઓના દિલોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનના બનાવો જાણવાનો ઉત્સાહ પણ વધતો જ ગયો. મારા શાગિર્દો ઉપરાંત લોકોના કાફલાના કાફલા મારી પાસે આવવા લાગ્યા.

હું તેઓને ઈસ્લામની સમજૂતીની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનના હાલાત પણ કહી સંભળાવતો અને છેલ્લે તેઓને સંબોધીને કહેતો, ''હે લોકો ! જરા થોભજો, હું તમને એક નાયાબ વસ્તુ દેખાડું છું.'' આમ કહીને ઘરમાં ચાલ્યો જતો અને ઘરના ગોખલામાં મૂકેલું એક પોટલું ઉપાડી લાવતો અને તેમાંથી મોટા ચોપડાં જેવું એક પુરાનું પોથું કાઢતો અને મારા શાગિર્દો તથા લોકોને દેખાડીને કહેતો :

> ''જુઓ, આ તે વસ્તુ છે જેમાં મેં મારી કલમથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઘણીબધી વાતોની નોંધ કરેલી છે. મેં આ પોથીનું લખાણ અનેક વાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આપની મજલિસોમાં વાંચી સંભળાવ્યું છે. મારા લખાણમાં કોઈ ખામી કે ભૂલ દેખાઈ આવતી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેને સુધારી લેવાનું ફરમાવતા. ત્યારે આપના સૂચન મુજબ તેજ મજલિસમાં હું તેને સુધારી લેતો હતો.''

હઝરત અનસની જરીપુરાની લાગતી આ પોથી, તે લેખિત હદીસ-સંગ્રહ છે જેમાં હઝરત અનસે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં, લગાતાર દસ વરસ રહીને આપની હદીસો પોતાની કલમથી લખી લીધી હતી. આ પોથીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસોનો સૌથી વધુ સનદી, સૌથી વધુ પ્રમાણભૂત કે વિશ્વાસપાત્ર હદીસ-ગ્રંથ કહી શકાય. કેમકે લખી લેવા પછી ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે સાંભળીને તેમાં સુધારા વધારા કરાવ્યા હતા.

## હઝરત અબૂ હુરૈરહનો દિલચસ્પ કિસ્સો

કોણ મુસલમાન છે જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મશહૂર સહાબી હઝરત અબૂ હુરૈરહનું મુબારક નામ ના સાંભળ્યું હોય ? ઊંચા દરજ્જાના સહાબામાંથી હતા અને તમામ સહાબામાં રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસોના સૌથી મોટા હાફિઝ હતા. મસ્જિદે-નબવીની સુફ્ફહ કૉલેજના બેહદ ચંચળ, ખંતીલા અને ઉત્સાહી વિદ્યાર્થીઓમાં એમની ગણના થતી હતી. કુર્આને-મજીદ અને ઉલૂમે-હદીસના બહુ મોટા આલિમ હતા. લખવા વાંચવાની કળામાં પારંગત હતા. અરબી એમની માદરી ભાષા હતી. બાદમાં હબશી, ફારસી અને બીજી પ્રચલિત ભાષાઓ શીખી લીધી હતી. કુદરત તરફથી યાદશકિત પણ ગજબની મળેલી હતી. જે કંઇ સાંભળી લેતા, પથ્થરની લકીર પેઠે મગજની તખ્તી પર કોતરાઇ જતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેંકડો નહિ, હજારો હદીસો એમને મોઢે યાદ હતી. કલાસમાં પઢાવતી વેળા શાગિર્દોને અસલ શબ્દોમાં ફરફર સંભળાવતા ચાલ્યા જતા. એમના શાગિર્દોની સંખ્યા પણ આકાશના તારાઓ પેઠે ગણી ગણાય નહિ એટલી હતી. પોતે ફરમાવે છે :

> ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તમામ સહાબામાં મારાથી વધારે કોઇને હદીસો યાદ ન હતી. ઘણાખરા મારા સાથીઓ બાલબચ્ચાંના પેટ ખાતર વેપાર કે કામધંધા અર્થે નીકળી પડતા ત્યારે હું પેટભર્યા ઇન્સાન પેઠે મસ્જિદમાં જ પડયો-પાથર્યો રહેતો. રસૂલુલ્લાહની વાતો સાંભળવાનો જેટલો સમય મને મળતો તે મોટા મોટા સહાબાને પણ નહિ મળતો. હા, અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ એમાંથી બાકાત છે. અમારા બંને વચ્ચે ફરક આટલો હતો કે તેઓ હદીસોને લખી લેતા હતા અને મેં હજુ લખવાનું શરૂ કર્યું ન હતું.''

એ પછી સમય આવતાં હઝરત અબૂ હુરૈરહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મજલિસોમાં આપની વાતોના લખાણનું કામ શરૂ કરી દીધું અને હદીસ-સંગ્રહની કેટલીક પોથીઓ તૈયાર કરી લીધી. રિવાયતોમાં એમના એક શાગિર્દ સાથે બનેલો દિલચસ્પ કિસ્સો ટાંકવામાં આવ્યો છે. ઘણું કરીને આ કિસ્સો એમના ઘડપણમાં બનેલો છે જયારે કે એમની યાદશકિત કમજોર થઇ પડી હતી.

કિસ્સાની વિગત એમ છે કે એક દિવસે હસન બિન અમ્ર બિન હમ્ઝહ નામે એમના એક શાગિર્દ જેઓ ''હમ્ઝી''ના ટૂંકા નામે જાણીતા હતા, એમની તહેનાતમાં હાજર થયા અને કહેવા લાગ્યા, ''ઉસ્તાદ! એક કામ માટે હાજર થયો છું. આપને તકલીફ આપવા બદલ માફી ચાહું છું.''

''જુઓ ભાઇ માફીની જરૂર નથી. બોલો શું કામ છે ?'' હઝરત અબૂ હુરૈરહએ પૂછયું.

''માનવંતા ઉસ્તાદ !''શાગિર્દે અદબથી કહ્યું, આપને યાદ છે આપે ચાલુ કલાસમાં અમને એક હદીસ સંભળાવી હતી ?''

''ના ભાઇ ! મને યાદ નથી. વારૂ તે કઇ હદીસ છે ?''

જવાબમાં શાગિર્દે એ હદીસના બોલો કહી સંભળાવ્યા.

એને સાંભળતાં જ ઉસ્તાદ સાહેબ ઇન્કારી બની ગયા. બોલ્યા, ''ના રે ભાઇ ! એ તો કોઇ હદીસ મેં તમને કહી નથી.''

ઘડપણને લીધે ઉસ્તાદની યાદ-શકિત ઘટી ગઇ હતી. શાગિર્દે અદબથી કહ્યું, ''ઉસ્તાદ ! સાચું કહું છું. ચાલુ કલાસમાં આપે એ હદીસ અમને સંભળાવી હતી.'' ''અચ્છા એમ વાત છે !'' કહીને ઉસ્તાદ ઊભા થઇ ગયા.

હસન બિન અમ્ર હર્ઝાનું બયાન છે : "મારી વાત સાંભળીને ઉસ્તાદ સાહેબ ઊભા થઇ ગયા. મારો હાથ ઝાલી લીધો અને મને લઇને પોતાના મકાન તરફ ઊપડયા. રસ્તામાં ચાલતાં-ચાલતાં કહેવા લાગ્યા, "જુઓ ભાઇ ! તમારા કહેવા મુજબ એ હદીસ મેં તમને સંભળાવી હોય તો તે લેખિત રૂપે મારી પોથીમાં હોવી જ જોઇએ."

મકાનમાં દાખલ થઇને કબાટમાંથી એક જાડી પોથી કાઢી લીધી અને તેના પાનાં ફેરવવા લાગ્યા. તેમાં એ હદીસ જોવામાં નહિ આવી તો કબાટમાંથી બીજી પોથી ઉપાડીને તેના પાનાં એક પછી એક ફેરવવા લાગ્યા. એમાં પણ એ હદીસનું લખાણ જોવામાં નહિ આવ્યું તો ત્રીજી પોથી કાઢીને તેના પાનાં ફેરવવા લાગ્યા. અચાનક એક હદીસ પર નજર ઠરતાં જ "હા ભાઇ હા, સુબ્હાનલ્લાહ !"ના શબ્દો પોકારી ઊઠયા. પછી ખુશીના આવેશથી કહેવા લાગ્યા, "હા ભાઇ ! જુઓ તમારી વાત સાચી છે. મેં તમને ન હોતું કહ્યું કે એ હદીસ મેં તમને સંભળાવી જ હોય તો જરૂર તે મારી પોથીમાં લખેલી હોવી જ જોઇએ. હા જુઓ, આ રહી એ હદીસ !"[1]

## નબવી યુગનો લેખિત ભંડોળ

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હયાતમાં જ આપની પરવાનગીથી હદીસોના લેખન-સંપાદનનું કામ શરૂ થઇ ગયું હતું. તે પણ આપની રૂબરૂમાં અને આપની અંગત દેખરેખ હેઠળ અને આપ તેમાં સુધારા-વધારા પણ કરાવતા હતા.

આપની વફાત પછી એવા સહાબાની સંખ્યા વધતી જ ગઇ જેઓ પોતાની યાદદાશ્તોને કલમથી કાગળ પર ઉતારી લેવાનું જરૂરી માનવા લાગ્યા હતા. આપની હયાતમાં આ વાતનો તેઓને ઝાઝો વિચાર નહિ આવ્યો. પણ આપની વફાત પછી તેઓને થયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આ ફાની જગતથી પર્દો ફરમાવી ગયા છે. અમારે પણ આજે નહિ તો કાલે આ જગતથી રૂખ્સત થવાનું છે. અગર અમારી યાદદાશ્તોની સાવચણીનો પ્રબંધ નહિ કરીશું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી મળેલો આ જન્નતી વારસો અમારી સાથે કબરમાં દફન થઇ જશે. કંઇ નહિ તો અમારી પોતાની અવલાદની ભલાઇ માટે આ પયગમ્બરી વારસો જાળવી લેવો જોઇએ.

આ સિલસિલામાં હઝરત સમરહ બિન જુન્દુબ, હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ, હઝરત સઅદ બિન ઉબાદહ અને બીજા સંખ્યાબંધ સહાબાના મુબારક નામો હદીસગ્રંથોમાં ટાંકેલા છે. જેઓએ હદીસો ઉપરાંત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનના બનાવો અંગે પોથીઓની પોથીઓ લખી નાખી. આ પોથીઓ વિષે અલ્લામા ઇબ્ને હજરે પોતાનો મત આ શબ્દોમાં દર્શાવ્યો છે : "ફીહે ઇલ્મુન કસીર." એટલે સહાબાએ લખેલી આ પોથીઓમાં ઇલ્મનો ભંડાર ભરેલો છે.

હિજરતની શરૂઆતમાં એટલે મદીનહની પધરામણી પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઇસ્લામી હુકૂમત મદીનહના અમુક મહોલ્લાઓ સુધી મર્યાદિત હતી. મદીનહથી આગળ આપની સત્તા

1. ડૉક્ટર હમીદુલ્લાહ કૃત : ખુતુબાતે-બહાવલપૂર પેજ ૪૭

ચાલતી ન હતી. પરંતુ એ પછીના ગાળામાં એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત સુધીના ૧૦ વરસોમાં ઇસ્લામી હુકૂમત મદીનહથી નીકળીને દુરો-દરાઝના મુલ્કો સુધી વિસ્તરી ગઇ હતી. ઐતિહાસિક પુરાવાઓ મુજબ આ ૧૦ વરસોના ટૂંકા ગાળામાં ઇસ્લામી રાજયનો વિસ્તાર, રોજના સરેરાશ ૨૭૪ ચોરસ માઇલ એટલે લગભગ દસ લાખ ચોરસ માઇલ જેટલા વિસ્તાર પર ઇસ્લામી ઝંડો લહેરાતો થઇ ગયો. ઇરાક, શામ, યમન, બહરૈન, ઉમાન, તૈમહ, ઇલહ, દૂમતુલ-જન્દલ, નજરાન વગેરે મુલ્કોના મુલ્કો મદીનહની ઇસ્લામી સત્તા હેઠળ આવી ગયાં તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ મુલ્કોના વહીવટી તંત્રના સંચાલન માટે પોતાના સહાબામાંથી કેટલાક કાતિબોની નિમાણૂક કરી અને કેટલાક સહાબાને એ મુલકોના ગવર્નર, વઝીર, કલેકટર વગેરે બનાવીને મોકલાવી આપ્યા. આ કાતિબો એટલે સરકારી ઓફીસરો, રાજમંત્રીઓ, સેક્રેટરીઓ, કર્મચારીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સરકારી ફરમાનો લખવાની કામગીરી બજાવતા હતા. ઇસ્લામી રાજયના જુદા જુદા ખાતાંઓના વહીવટ માટે આપ તેઓની પાસે કાગળો લખાવતા હતા. વળતામાં ત્યાંથી જે કંઇ પૂછપરછ કરવામાં આવતી તેવા કાગળોના જવાબો પણ આપ આ કાતિબો મારફતે લખાવતા હતા.

તે સમયે આજના યુગ જેટલા સરકારી ખાતાંઓની ભરમાર ન હતી. મદીનહની સરકારી કચેરીમાં દસ-બાર જેટલાં ખાતાંઓની વિગતો મળે છે. દરેક ખાતા માટે અલગ-અલગ કાતિબની નિમાણૂક કરવામાં આવી હતી. એક કાતિબ હઝરત અબ્દુલ્લાહ બિન અરકમ હતા. એમની પાસે આપ બીજા મુલ્કોના બાદશાહો, રાજમહારાજાઓ, નવાબો અને કબીલાઓના સરદારોના નામે કાગળો લખાવતા હતા. આ બાદશાહો કે સરદારો તરફથી મળનારા જવાબી કાગળો પણ આપ એમની જ પાસે વંચાવતા હતા. કેટલાક કાતિબો સરકારી ખાતાંઓના લેણાંદેણાં કે વહેવારી મામલાઓના લખાણ માટે નિયુકત હતા જેમકે કોની પાસેથી કેટલી રકમ મળી અને તેને કયાં ખરચ કરવામાં આવી. અથવા કોની પાસે કેટલા લેણાં નીકળે છે. આ કામગીરી ઘણું કરીને હઝરત મુગીરહ બિન શુઅબહ અને હઝરત હુસૈન બિન નુમૈર બજાવતા હતા. અમુક પ્રસંગે આપને કોઇ મામલા અંગે લખાણ કરાવવાની જરૂર પડતી તો તેના માટે આપ હઝરત અમીર મુઆવિયા અથવા હઝરત ખાલિદ બિન સઇદને બોલાવીને લખાવી લેતા.

કેટલાક કાતિબો ખેતીવાડીના પાક કે ઝાડો પર લાગેલાં ફળોનો અંદાજ કાઢીને તેના પર લાગુ પડનારી ઝકાતનો હિસાબ લખતા હતા કે જેથી તેઓ પાસેથી તેટલી રકમ વસૂલ કરવામાં આવે. આ કામગીરી વધુ ભાગે હઝરત હુઝૈફહ બિન યમાન બજાવતા હતા. એક કાતિબ હઝરત હન્ઝલહ બિન રબીઅ હતા જેઓ કોઇ કાતિબની ગેરહાજરી વેળા તેની જગ્યા સંભાળતા હતા. કાગળો પર સિક્કા મારવાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સરકારી મુહર એમની જ પાસે રહેતી હતી. આ સરકારી મુહરમાં ''મુહંમદ રસૂલુલ્લાહ''ના શબ્દો કોતરેલા હતા.

કેટલાક કાતિબો લડાઇઓ વેળા દુશ્મન તરફથી હાથ લાગનારા ગનીમતના માલનો હિસાબ લખતા હતા. એના વિષે આપનો હુકમ હતો કે બધો માલ એક સ્થળે ભેગો કરી દેવામાં આવે. પછી આપના હુકમ મુજબ તેની વહેંચણી કરવામાં આવતી હતી. વહેંચણીના હિસાબ-કિતાબનું કામ ઘણું કરીને હઝરત મુઐકીબ બિન અબી ફાતિમહ બજાવતા હતા. સરકારી બૈતુલ-માલનું એક અલગ ખાતું હતું જેની આવક-

જાવકનો હિસાબ લખનારા અલગ કાતિબો હતા. જેઓ ચોપડાઓમાં બા-કાયદા તેની નોંધણી કરતા હતા.

કહેવાના અર્થ આ છે કે મદીનહના ઇસ્લામી રાજ્યના સંચાલન માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઇસ્લામી મુલ્કોના ગવર્નરો અને સરકારી અમલદારોને નામે જે ફરમાનો લખાવ્યાં અને વળતામાં ત્યાંથી થયેલી પૂછપરછના જે જવાબી કાગળો લખાવ્યાં અને ગનીમતના માલ તથા બૈતુલ-માલના હિસાબ કિતાબના જે લખાણો કરાવ્યાં અને દુનિયાના બાદશાહોને નામે તબલીગી કાગળોના જે લખાણો લખાવ્યાં અને જુદા જુદા કબીલાઓના સરદારો તથા યહૂદીઓ, ખ્રિસ્તીઓ વગેરે સાથે સુલેહનામાઓના જે લખાણો કરાવ્યાં તે નબવી યુગના લેખિત દસ્તાવેજોનો એક ભરપૂર ભંડાર છે.

ઇતિહાસકારો અને સંશોધકોએ નબવી યુગના આ લેખિત ભંડારમાંથી મળી આવેલા અને આપણા સુધી અસલી હાલતમાં પહોંચેલા દસ્તાવેજી કાગળોની સંખ્યા ચાર સો જેટલી દર્શાવી છે. બાકીના નબવી યુગના બેશુમાર દસ્તાવેજી લખાણો કાળચક્રના ખપ્પરમાં હોમાય ગયાં છે. આપણા સદ્‌ભાગ્યે મળી આવેલા લખાણોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તે અસલી મુબારક કાગળો પણ છે જે આપે ઇસ્લામની તબલીગના હેતુએ જુદા જુદા મુલ્કોના બાદશાહોને નામે લખાવ્યા હતા. એમાંના ચાર અસલી કાગળોની ફોટો-કોપીઓ, પેરીસવાળા અલ્લામા ડૉકટર મુહંમદ હમીદુલ્લાહ સાહેબે પોતાના પુસ્તક ''રસૂલે-અકરમ કી સિયાસી ઝિન્દગી''માં છપાવેલી છે. ડૉકટર સાહેબના આ પુસ્તકમાં, નબવી યુગના મળી આવેલા ત્રીજા દસ્તાવેજોની પણ વિગતથી ચર્ચા કરવામાં આવી છે.

## હદીસોનું સંપાદન પુસ્તકના રૂપમાં

અગાઉ અમે લખી આવ્યા તેમ ઇલ્મો-હિકમતની વાતોનું સંપાદન કરીને અને તેને બા-કાયદા પુસ્તકનું રૂપ આપીને લોકોના હાથો સુધી પહોંચાડવાનો રિવાજ અરબમાં ચાલુ થયો ન હતો. અલબત્ત બા-કાયદા લેખિત સ્વરૂપે લોકોના હાથો સુધી પહોંચેલું ઇસ્લામી આલમમાં ફકત એક જ પુસ્તક હતું અને એ હતું અલ્લાહ તઆલાનું પાક કલામ કુર્આને-મજીદ. જેની હજારો નકલો ઇસ્લામી આલમમાં વસનારા મુસલમાનોના ઘરોમાં પહોંચી ગઇ હતી.

ઇલ્મની વાતોનું સંપાદન કરીને બા-કાયદા તેને પુસ્તકનું રૂપ આપવાની શરૂઆત હઝરત અમીર મુઆવિયા રદિયલ્લાહુ અન્હુના યુગમાં થવા પામી. હઝરત અમીર મુઆવિયા મોટા બાપના મોટા બેટા હતા. એમના બાપાજીનું નામ અબૂ સુફયાન હતું જેઓ કુરૈશી લશ્કરના સરસાલાર હતા અને અમ્માંજીનું નામ હિન્દહ હતું જેનો બાપ ઉત્બહ બિન રબીઅહ જંગે-બદ્રમાં હાથોહાથની લડાઇમાં માર્યો ગયો હતો. હઝરત અમીર મુઆવિયા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઊંચા પાયાના સહાબામાંથી હતા. આપની તહેનાતમાં રહીને આકાશી વહીને લખનારા કાતિબોમાંથી હતા. ઇસ્લામના ત્રીજા ખલીફા હઝરત ઉસમાન ગની તરફથી મુલ્કે-શામના ગવર્નર હતા. અલ્લામા શિબ્લી નુઅમાની પોતાનાં સીરતુન-નબીના દીબાચામાં લખે છે :

> ''સૌથી પહેલાં અમીર મુઆવિયાએ યમનના પંકાયેલા ઇતિહાસકાર ઉબૈદ બિન શુરિય્યહને યમનથી દરબારમાં બોલાવીને, પ્રાચીન યુગના ઇતિહાસનું સંપાદન કરાવ્યું

જેનું નામ "અખ-બારૂલ-માઝિય્યીન" છે."[૧]

હઝરત અમીર મુઆવિયા પછી હિજરી સન ૬૫ માં ખલીફા અબ્દુલ-મલિક બિન મરવાનએ ઉમવી વંશની ખિલાફતની ગાદી શોભાવી. પોતે એક ઇલ્મ-પ્રેમી અને આલિમોના કદરદાન ખલીફા હતા. એમના યુગમાં લેખન-સંપાદનની પ્રવૃત્તિને વધુ વેગ મળ્યો. પંકાયેલા વિદ્વાનોને દરબારમાં ભેગા કરીને ઈલ્મના દરેક વિભાગના પુસ્તકો લખાવ્યાં. એમના યુગમાં હઝરત સઈદ બિન જુબૈર નામે વિદ્વાન કુર્આની ઉલૂમના ભંડાર તરીકે પંકાયેલા હતા. ખલીફાએ હઝરત સઈદ બિન જુબૈરને દરબારમાં બોલાવીને હુકમ ફરમાવ્યાં કે કુર્આને-કરીમની તફસીરનું સંપાદન કરીને તેને પુસ્તકનું રૂપ આપે. હઝરત સઈદે શાહી હુકમનું પાલન કરીને કુર્આને-મજીદની તફસીર લખી આપી. જેને ખલીફાના હુકમથી શાહી લાયબ્રેરીમાં મૂકી દેવામાં આવી. અતા બિન દીનારને નામે જે તફસીરે ખ્યાતિ મેળવી છે તે એજ તફસીર છે. અતા બિન દીનારને આ તફસીર શાહી લાયબ્રેરીમાંથી મળી આવી હતી. [૨]

આથી પહેલાં અરબમાં ઈલ્મની વાતોનું સંપાદન કરીને તેને પુસ્તકનું રૂપ આપવાનો રિવાજ ન હતો. ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ આ રિવાજ ન અપનાવ્યો હતો ન ચાલુ કર્યો હતો. આપની વફાત પછી ખુલફાએ-રાશિદીનમાંથી પણ કોઈએ હદીસોનું સંપાદન કરીને તેને બા-કાયદા પુસ્તકનું રૂપ આપવાનો પ્રબંધ કર્યો ન હતો. આ કારણે મોટા ભાગના આલિમો અને ધર્મજ્ઞાનીઓને આ રિવાજ ગમતો ન હતો. પણ ઈસ્લામી દેશોના શહેનશાહ એટલે પોતાના ખલીફાનો શાહી હુકમ હોવાથી તેઓ લાચાર હતા. એ પછી જેવી રીતે હઝરત અબૂબક્ર સિદ્દીકની ખિલાફતમાં કુર્આને-મજીદને બા-કાયદા પુસ્તકનું રૂપ આપવામાં આવ્યું હતું, હવે ઉલૂમે-હદીસ તથા બીજી ઈલ્મી વાતોને તેવું રૂપ આપીને ગતિભેર આગળ વધારવાની પ્રવૃત્તિ શરૂ થઈ ગઈ.

## હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝ

અબ્દુલ-મલિક બિન મરવાન પછી હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝ ઉમવી વંશના તાજદાર તરીકે ખિલાફતની ગાદીએ બિરાજમાન થયા. પોતે બહુ મોટા આલિમ-ફાઝિલ અને રાજનીતિના માહિર હતા. એટલા નેકદિલ, પાકબાઝ અને ઈન્સાફી કે લોકોએ એમને "ઉમરે-સાની"ના માનભર્યા લકબે બિરદાવી લીધા હતા. ખરેખર બાદશાહીમાં ફકીરી કરનારા અમીરૂલ-મુઅમિનીન હતા. હઝરત ઉમર ફારૂક પેઠે ઇસ્લામની જાહોજલાલીને ચાર ચાંદ લગાવી દીધા હતા.

હિજરી સન ૯૯ માં ખિલાફતની ગાદીએ બિરાજીને બે વરસ પાંચ મહિના ભારે સાદગી અને અદલ ઈન્સાફથી રાજ કર્યું. એ દરમિયાન એમણે લેખન-સંપાદનની પ્રવૃત્તિને એટલો વેગ આપ્યો કે તે ઝડપભેર પ્રગતિના સોપાન સર કરવા લાગી. એમની ખિલાફતમાં ઈસ્લામી સલતનત અરબ, શામ, ઈરાકમાંથી નીકળીને અલ-જઝાઈર, ટ્યૂનિસ, મિસર, ઈરાન, ખુરાસાન, તૂરાન, અફઘાનિસ્તાન અને હિન્દુસ્તાનના ઉત્તર ઈલાકાઓ સુધી ફેલાઈ ગઈ હતી અને માનવંતા સહાબાના ફરઝંદો અને શાગિર્દો પણ એ બધા મુલ્કોના શહેરે-શહેર અને ગામેગામમાં ફેલાઈને ઈસ્લામની તબલીગમાં લાગી ગયા હતા. એ બધાના સીનાઓમાં કુર્આન અને હદીસના

૧ સીરતુન-નબી જિલ્દ ૧ પેજ ૨૦ ૨. સીરતુન-નબી જિલ્દ ૧ પેજ ૨૦

ઉલૂમનો ખજાનો ધરબાયેલો હતો.

એક દિવસે ઈસ્લામી મુલ્કોના શહેનશાહ હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝના દિલમાં એવો વિચાર આવ્યો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આકાશી ઈલ્મનો જે મૂલ્યવાન ખજાનો સહાબાના શાગિર્દોના સીનાઓમાં ધરબાયેલો છે અગર તેને સીનાઓમાંથી કાઢીને કાગળ પર ઉતારી નહિ લેવામાં આવે તો તેઓના મરણની સાથે એ નાયાબ ખજાનો પણ કબરોમાં દફન થઈ જશે અને સમયના વહેણની સાથે તેનું નામોનિશાન મટી જશે. આ વિચારના અમલીકરણમાં વિલંબ નહિ કરતાં હઝરત ઉમરે ઈસ્લામી મુલ્કોના ગવર્નરો, વહીવટદારો, ન્યાયાધીશો અને શિક્ષણમંત્રીઓને વટહુકમ છોડયો કે તેઓ પોતપોતાના ઈલાકાઓમાં વસનારા આલિમો, વિદ્વાનો, હાફિઝો, કારીઓ પાસેથી કુર્આન અને હદીસ઼ને લગતી જેટલી માહિતી મળી શકે એ બધી સાવચેતી પૂર્વક ભેગી કરીને પાટનગર દમિશ્ક મોકલી આપવામાં આવે.

એ પછી વધુ સમય નહિ વીત્યો કે શાહી ફરમાનના પાલનમાં ઉલૂમે-કુર્આન અને ઉલૂમે-હદીસ઼ના દફતરોના દફતરો ભેગાં થઈ ગયાં. હઝરત ઉમરે પોતાની નિગરાનીમાં નિષ્ણાંત આલિમોની એક કમિટી નીમી અને ફરમાવ્યું કે આ દફતરોની ચકાસણી કરીને ક્રમવાર તેની ગોઠવણી કરવામાં આવે અને દરેક વાતની પૂરી ખાતરી કરવા પછી તેને પુસ્તકનું રૂપ આપવામાં આવે. આ રીતે માનવંતા તાબિઈનના સીનાઓમાં ધરબાયેલા આકાશી ઉલૂમનો એક અઢળક ખજાનો ભેગો થઈ ગયો જેને સુંદર અક્ષરોવાળા કાતિબો પાસે લખાવીને પુસ્તકોનું રૂપ આપવામાં આવ્યું. એ પછી હઝરત ઉમરે તેની સંખ્યાબંધ નકલો તૈયાર કરાવી અને એક-એક નકલ બધા ઈસ્લામી મુલ્કોના મદરસાઓ અને મસ્જિદોમાં મોકલાવી આપી કે જેથી એના પાઠો ચાલુ કરી દેવામાં આવે અને મુસ્લિમ સમાજના તમામ સ્ત્રીપુરૂષો સમાન રીતે લાભ લઈ શકે.[૧]

## મગાઝી અને સીરતનું સંપાદન

હઝરત અમીરૂલ-મુઅમિનીન ઉમર બિન અબ્દુલ-અઝીઝના યુગમાં ઈલ્મો-હિકમતના જેટલાં પુસ્તકો લખવામાં આવ્યાં તે બધામાં મોટા ભાગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એવી જ હદીસ઼ો હતી જેનો સંબંધ ઈમાન, તવહીદ, રિસાલત, અકાઈદ, નમાઝ, રોઝહ, હજ્જ, ઝકાત વગેરે સાથે હતો. કારણ કે આ હદીસ઼ોની વાતો દીને-ઈસ્લામની બુન્યાદી વાતો હોવાથી તેનું જાણવું અને તેનું શિક્ષણ લેવું દરેક મુસલમાન સ્ત્રી-પુરૂષ પર ફર્ઝ હોય છે. ઈમાન, અકીદા અને ઈબાદતની વાતો મુસલમાનોના રોજિંદા જીવન સાથે સંકળાયેલી હોય છે અને દીનની પાયાની વાતો હોવાથી ઈસ્લામે એનું શિક્ષણ દરેક મુસલમાન પર ફરજિયાત કરી દીધું છે. એના ઈલ્મ અને અમલ વગર કોઈ મુસલમાન સાચા અર્થમાં મુસલમાન બની શકતો નથી.

આ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનને લગતી બીજી હદીસ઼ોના સંપાદન અને પ્રકાશન તરફ ઝાઝું ધ્યાન આપવામાં આવ્યું ન હતું. દાખલા તરીકે આપના ગઝવાત એટલે ઈસ્લામના દુશ્મનો સાથે ખેલાયેલાં યુદ્ધોને લગતી હદીસ઼ો, એવી જ રીતે આપના સરાયા એટલે લશ્કરી ટુકડીઓની હિલચાલને લગતી હદીસ઼ો, આપના મકતૂબાત એટલે બીજા મુલ્કોના બાદશાહો, રાજા મહારાજાઓના નામે લખાવેલા તબલીગી કાગળો, આપના કરારનામાઓ, સુલેહનામાઓ અને બીજા સરકારી દસ્તાવેજોને લગતી હદીસ઼ો વગેરે.

૧. સીરતુર-રસૂલનો દીબાચો લેખક મવલાના શેખ ઇસ્માઈલ પાનીપતી પેજ ૧૦ હવાલો : ફત્હુલ બારી જિલ્દ ૧ પેજ - ૧૭૪

આ બધી વાતો પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ૬૩ વરસના નૂરાની જીવન સાથે સંકળાયેલી હોવાથી હદીસ઼ની જ વ્યાખ્યામાં આવી જાય છે. જેવી રીતે કવલે-રસૂલ, ફેઅલે-રસૂલ, તકરીરે-રસૂલ, સૂરતે-રસૂલ, સુન્નતે-રસૂલની રિવાયતો હદીસ઼ ગણાય છે કેમકે એ આપના જીવન-ચરિત્રના જ વિવિધ વિભાગો છે. વાંચકો જાણે છે તેમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના, હિજરત પછીના પૂરાં દસ઼ વરસો ઇસ્લામના કટ્ટરવાદી દુશ્મનોનો મુકાબલો કરવામાં જ પસાર થઇ ગયાં. જેથી આપની લશ્કરી હિલચાલો હોય કે દુશ્મનો સાથેની જિહાદી લડાઇઓ હોય, બધાનો હદીસ઼માં જ સમાવેશ થઇ જાય છે.

કુર્આન અને હદીસ઼ના ધુરંધર આલિમોએ અને સીરત-શાસ્ત્રના પ્રખર અભ્યાસીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જીવન-ચરિત્રની બે ભાગોમાં વહેંચણી કરી છે. પહેલા ભાગને તેઓ ''સીરતે-રસૂલ''નું નામ આપે છે અને બીજા ભાગને તેઓ ''મગાઝીએ-રસૂલ'' કહે છે.

સીરતે-રસૂલના અર્થમાં આપના અખ્લાક, આપના સંસ્કાર, આપની રહેણીકરણી, આપના નીતિનિયમો, આપની ઇબાદતોના તરીકાઓ અને આપની જીવન-પધ્ધતિ વગેરેનો સમાવેશ થાય છે. અને મગાઝીએ-રસૂલના અર્થમાં આપની જિહાદી લડાઇઓ, આપની લશ્કરી હિલચાલો, જિહાદના નીતિનિયમો, જિહાદના કાયદા-કાનૂનો, દુશ્મનો સાથેના સુલેહનામાઓ, કરારનામાઓ વગેરેનો સમાવેશ થાય છે. એમાં જે ''મગાઝી'' શબ્દ છે એ અરબીના ''મગાઝા'' શબ્દનું બહુવચન છે જેના અર્થ છેઃ ''અલ્લાહના રાહમાં, અલ્લાહના કાનૂન મુજબ, અલાહના દુશ્મનો સાથે જિહાદ કરનારા મુજાહિદોનું જીવન-ચરિત્ર.''

હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ૬૩ વરસના નૂરાની જીવનના આ બંને ભાગોને ભેગા કરીને તેનું વર્ણન કરવામાં આવે અથવા કલમથી લખીને તેનં પુસ્તકનું રૂપ આપવામાં આવે તો એનું જ નામ સીરતુન-નબી કે સીરતે-રસૂલ કે સીરતુલ-મુસ્તફા છે. અર્થાતઃ અલ્લાહના પ્યારા નબી, અલ્લાહના પ્યારા રસૂલ, અલ્લાહના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ મુસ્તફા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું નૂરાની જીવન-ચરિત્ર.

અત્યારે માનવંતા વાંચકના હાથમાં અલ્લામા ઇબ્ને હિશામનું લખેલું સીરતુન-નબી નામે જે પુસ્તક છે, જેને આપ વાંચી રહ્યા છો, એ હકીકતમાં મગાઝીએ-રસૂલ પણ છે અને સીરતે-રસૂલ પણ છે. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનના બંને ભાગોને ભેગા કરી દેવામાં આવ્યા છે. એમાં આપની, ઇસ્લામના દુશ્મનો સાથેની લડાઇઓનો વિગતવાર અહવાલ પણ સનદી રીતે ટાંકવામાં આવ્યો છે અને આપના ૬૩ વરસના નૂરાની જીવનનો પુરો અહવાલ પણ પ્રમાણભૂત રીતે દર્શાવવામાં આવ્યો છે.

માનવંતા સહાબા પેઠે સહાબાના શાગિર્દોએ પણ અત્યાર સુધી મગાઝીએ-રસૂલ અને સીરતે-રસૂલને લગતી હદીસ઼ોના લેખન-સંપાદન તરફ ઝાઝું ધ્યાન આપ્યું ન હતું. અલબત્ત કુર્આન અને હદીસ઼ના શિક્ષણની કલાસોમાં તથા વઅઝો, ખુત્બાઓ કે પ્રવચનોમાં તેઓ એનું સચોટ બયાન મૌખિક રીતે જરૂર કરતા હતા. પણ બા-કાયદા તેનો સંગ્રહ કરીને અને કલમથી તેનું સંપાદન કરીને તેને પુસ્તકનું રૂપ આપવાની શરૂઆત કરી ન હતી.

એની શરૂઆત કરવાનું માન પણ ઉમવી ખિલાફતના દરવેશ શહેનશાહ અમીરૂલ-મુઅમિનીન હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝના ફાળે જાય છે. એમના શાસનકાળમાં જેવી રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

વસલ્લમની બીજી હદીસોનું સંપાદન, પ્રકાશન અને પ્રસારણ સરકારી ધોરણે થયું તેવી જ રીતે મગાઝીએ-રસૂલ અને સીરતે-રસૂલનું સંપાદન અને પ્રકાશન સરકારી ધોરણે થયું.

## હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ

હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝની ખિલાફતમાં હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ અન્સારી એક ખ્યાતનામ તાબિઈ હતા. ઈસ્લામી ઉલુમની દરેક કળાના પ્રખર જ્ઞાની તરીકે તાબિઈનમાં માનમોભાનું ઊંચું સ્થાન ધરાવતા હતા. ખાસ કરીને મગાઝીએ-રસૂલ અને સીરતે-રસૂલની માહિતીઓના સૌથી મોટા જાણકાર તરીકે પંકાયેલા હતા. આ વિષયોનું સવિશેષ જ્ઞાન એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા સહાબાની સોહબતમાં રહીને ભારે મહેનતથી મેળવ્યું હતું.

હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝે એમને દરબારમાં પધારવાનું આમંત્રણ આપ્યું. એમના મોભાને છાજે તેવા માનપાનથી એમને બિરદાવ્યા અને સવિનય વાણીમાં વિનંતી રૂપે કહ્યું :

> "હે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઇલ્મી વારસાના વારસદાર ! જુઓ, ઇલ્મને છુપાવવાથી તે મટી જાય છે. અને આલિમના મરણ સાથે ઇલ્મ પણ તેની કબરમાં દફન થઈ જાય છે. મારી દરખાસ્ત છે કે આપ દમિશ્કની જામિઅ મસ્જિદમાં બેસીને અલ્લાહના બંદાઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગઝવાત અને આપના નૂરાની જીવનના હાલાત સંભળાવો અને બા-કાયદા કલાસો ચાલુ કરીને વિદ્યાર્થીઓને તેનું શિક્ષણ આપો."

હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ અન્સારીએ અમીરૂલ-મુઅમિનીનના શાહી હુકમનું પાલન કર્યું અને વફાત પામ્યા ત્યાં સુધી દમિશ્કની જામિઅ મસ્જિદમાં બેસીને આ અઝીમુશ-શાન સેવા બજાવતા રહ્યા. એ દરમિયાન અલ્લાહના હજારો બંદાઓ અને બેશુમાર વિદ્યાર્થીઓ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગઝવાત, સરાયા અને સીરતની અવનવી માહિતીઓનું જ્ઞાન મેળવવા ભાગ્યશાળી થયા.

તાબિઈનમાં એટલે સહાબાના શાગિર્દોમાં હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ પહેલા બુઝુર્ગ છે જેમણે મગાઝી અને સીરતની હદીસોને તારવી લઈને તેને નોખું રૂપ આપવાની પહેલ કરી. હઝરત આસિમ અન્સારી હિજરી સન ૧૨૧ માં વફાત પામ્યા. અલ્લાહની લાખો રહમતો હો એમના પવિત્ર આત્મા પર ![1]

## ઈમામ ઇબ્ને શિહાબ ઝુહરી

હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહએ દમિશ્કની જામિઅ મસ્જિદમાં બેસીને લોકોને અને વિદ્યાર્થીઓને મૌખિક રીતે મગાઝી અને સીરતનું શિક્ષણ આપ્યું. એમના જ સમયમાં સૌથી પહેલાં જે વિદ્વાને ગઝવાત અને સીરતના સાહિત્યને વ્યવસ્થિત રીતે એકત્ર કર્યું અને પછી લેખિત રીતે તેનું સંપાદન કરીને બા-કાયદા તેને પુસ્તકનું રૂપ આપ્યું તેમનું નામ મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ ઝુહરી છે જેઓ ઇતિહાસમાં ઈમામ ઝુહરી કે ઈમામ

૧. અલ્લામા શેબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિલ્દ ૧ પેજ [illegible] - સીરતે-રસૂલની પ્રસ્તાવના પેજ ૨૩

ઇબ્ને શિહાબ ઝુહરીના નામે પંકાયેલા છે.

વાંચકના હાથમાં ઇબ્ને હિશામનું જે નૂરાની પુસ્તક છે એના વાંચનથી ખબર પડશે કે એની રિવાયતોમાં ઇમામ ઇબ્ને શિહાબનું નામ વારંવાર આવતું રહે છે. ઇમામ ઇબ્ને શિહાબ ઝુહરીએ મગાઝીએ-રસૂલ અને સીરતે-રસૂલના વિષય પર જે નૂરાની પુસ્તક રચ્યું તેનું નામ ''કિતાબુલ-મગાઝી'' છે. ઇમામ સુહૈલીએ આ પુસ્તક વિષે પોતાનો અભિપ્રાય દર્શાવતાં લખ્યું છે કે, ''ઇબ્ને શિહાબનું આ પુસ્તક મગાઝીના વિષય પર સૌથી પહેલું પુસ્તક છે.''

ઇમામ ઇબ્ને શિહાબ ઝુહરી ઊંચા પાયાના તાબિઇ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘણા સહાબાના દર્શન કર્યાં હતાં. સહાબાની નૂરાની સંગતમાં રહીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનની બેશુમાર માહિતીઓ મેળવી હતી. તે સમયે મદીનહમાં સહાબા સિવાય એમનાથી મોટો બીજો કોઇ આલિમ કે ધર્મજ્ઞાની ન હતો. જેટલી માહિતી અને જાણકારી સીરતે-નબવી અંગે એમણે માનવંતા સહાબા પાસેથી મેળવી હતી તેમાં એમની તોલે પહોંચનારૂં કોઇ ન હતું. ઉમવી ખિલાફતના દરવેશ બાદશાહ હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝ એમના વિષે ફરમાવ્યા કરતા : ''આ યુગમાં ઇબ્ને શિહાબ ઝુહરીથી મોટો ઉલૂમે-દીનનો બીજો કોઇ આલિમ મેં જોયો નથી. ''અલ્લામા શિબ્લી નુઅમાની''''સીરતુન નબી '' જિલ્દ ૧ ના દીબાચામાં લખે છે :

''ઇમામ ઇબ્ને શિહાબ ઝુહરી પોતાના યુગના ''અઅ-લમુલ-ઉલમા'' એટલે ધર્મજ્ઞાનીઓમાં સૌથી વિશાળ જ્ઞાન ધરાવનારા વિદ્વાન હતા. ઇલ્મે-ફિકહ અને ઇલ્મે-હદીસમાં કોઇ એમનો હમસર ન હતો. હઝરત ઇમામ બુખારીના ''શૈખુશ-શુયૂખ'' એટલે ઇમામ બુખારીના ઉસ્તાદોના શિરમોર હતા. હદીસો અને રિવાયતોના સંશોધન તથા સંપાદનમાં પારાવાર યાતનાઓ વેઠી;એવી રીતે કે મદીનહમાં એક-એક અનસારીના ઘરે પહોંચી જતા. જવાન, વૃધ્ધ, સ્ત્રી, પુરૂષ જે કોઇ મળતું, એટલે સુધી કે પર્દા-નશીન ખાતૂનો સુધ્ધાંને મળીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કથન, વચન, વર્તન અને અમલ વિષે પૂછપરછ કરતા અને જે કંઇ માહિતી મળી આવતી, તપાસ તહકીક પછી તેને કલમબંધ કરી લેતા.

એમનું પૂરૂં નામ મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ છે. પોતે કુરૈશી હતા. હિજરી સન ૫૦ અથવા ૫૧ માં જન્મ પામ્યા. ઘણા સહાબાને પોતાની આંખે જોયા. હિજરી સન ૮૦ માં ખલીફા અબ્દુલ-મલિક બિન મરવાનના દરબારમાં ગયા. તેણે એમને આવકારીને માનસન્માનથી વધાવી લીધા. સીરતે-નબવીને લગતો એમનો ''કિતાબુલ-મગાઝી'' ગ્રંથ એમણે ઉમર બિન અબ્દુલ-અઝીઝની ફર્માઇશથી લખ્યો હતો.

આ વાત નોંધપાત્ર છે કે ઇમામ ઇબ્ને શિહાબ ઝુહરી બાદશાહોના દરબાર સાથે સંકળાયેલા હતા અને માનીતા દરબારીઓમાં પ્રતિષ્ઠાનું આગવું સ્થાન ધરાવતા હતા. ખલીફા અબ્દુલ-મલિકના મરણ પછી ખલીફા હિશામ બિન અબ્દુલ-મલિકે પોતાના બાળકોનું શિક્ષણ એમને હવાલે કર્યું હતું. ઇમામ ઝુહરી હિજરી સન ૧૨૪ માં ૭૩ વરસની વયે વફાત

પામ્યા.''૧

મતલબ કે ઇમામ ઇબ્ને શિહાબે પારાવાર ઝેહમતો વેઠીને તૈયાર કરેલો ''કિતાબુલ-મગાઝી'' ગ્રંથ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગઝવાત, સરાયા અને સીરત અંગે અરબી ભાષાનો સૌથી પહેલો આગવો, અનેરો, અનોખો, દળદાર ગ્રંથ હતો. મગર અફસોસ ! સીરત-સાહિત્યનો આ અનમોલ ખઝાનો સમયના પ્રવાહની સાથે દુર્લભ બનતો ગયો અને લોકોની નજરથી અલોપ થતો છેવટે અપ્રાપ્ય બની ગયો. હવે એની કોઇ નકલ કે પ્રત, કોઇ કુતુબખાના કે લાયબ્રેરીમાં મળતી નથી. અલબત્ત એમના શાગિર્દો કે એમના અનુગામીઓએ લખેલા સીરત-ગ્રંથોમાં એના હવાલા જરૂર મળે છે.

## હઝરત મૂસા બિન ઉકબહ

ઇમામ ઇબ્ને શિહાબ ઝુહરીના બેશુમાર શાગિર્દોમાં કેટલાક એવા હતા જેઓએ સીરત અને મગાઝીની કળામાં સવિશેષ નામના મેળવી લીધી હતી. જેમકે હઝરત યઅકૂબ બિન ઇબ્રાહીમ, હઝરત મુહંમદ બિન સાલિહ તમ્માર, હઝરત અબ્દુર્રહમાન બિન અબ્દુલ-અઝીઝ. એમાંના દરેક આલિમને અલ્લામા ઇબ્ને હજર અસ્કલાનીએ ''સાહિબુલ-મગાઝી''ના માનભર્યા વિશેષણે બિરદાવ્યા છે.

પરંતુ ઇમામ ઝુહરીના બેશુમાર શાગિર્દોમાં બે શાગિર્દો એવા હતા જેઓએ મગાઝી અને સીરત-લેખનની કળામાં દેખીતી રીતે નામના મેળવી લીધી હતી. એમાંના એક હતા મૂસા બિન ઉકબહ અને બીજા મુહંમદ બિન ઇસ્હાક મુત્તલબી. આ બંને વિદ્વાનોએ જે કીર્તિ, જે સિદ્ધિ, જે ખ્યાતિ, મગાઝી અને સીરતની કળામાં મેળવી, જગતના ઇતિહાસમાં તેનો જવાબ નથી. ઇતિહાસકારો અને સીરત-લેખકોએ બંને વિદ્વાનોને ''ફન્ને-મગાઝીના ઇમામ'' તરીકે એકમતે વધાવી લીધા છે.

હઝરત મૂસા બિન ઉકબહ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મશહૂર સહાબી હઝરત ઝુબૈરના ખાનદાની ગુલામ હતા અને મશહૂર સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરના શાગિર્દ હતા અને માલિકી મસ્લકના મશહૂર ઇમામ હઝરત માલિક બિન અનસના ઉસ્તાદ હતા. ઇમામ માલિકે હદીસનું શિક્ષણ એમની પાસે લીધું હતું. પોતે લોકોને કહ્યા કરતા : ''મગાઝીનું શિક્ષણ લેવું હોય તો મારા ઉસ્તાદ મૂસા બિન ઉકબહ પાસે જાવ.''

હઝરત મૂસા બિન ઉકબહએ પણ વરસોની મેહનતથી ફન્ને-મગાઝી પર એક ગ્રંથ રચ્યો હતો તેનું નામ પણ ''કિતાબુલ-મગાઝી'' હતું. પરંતુ અફસોસ ! એમનો આ અમૂલ્ય ગ્રંથ પણ કાળચક્રની સાથે ગુમનામીના ખપ્પરમાં હોમાય ગયો. અલબત્ત બાદના સીરત-લેખકોની કૃતિઓમાં આ ગ્રંથના જે હવાલા કે દાખલા મળે છે તેનાથી એની ભવ્યતાનું અનુમાન કરી શકાય છે. હઝરત મૂસા બિન ઉકબહ સન હિજરી ૧૪૧ માં વફાત પામ્યા. ૨

૧. સીરતુન-નબી જિલ્દ ૧ પેજ ૨૧-૨૨ - સીરતુર-રસૂલ પેજ ૨૪

૨. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ ૧ પા. ૨૨

# અલ્લામા મુહંમદ બિન ઈસ્હાક

ઈમામ ઈબ્ને શિહાબ ઝુહરીના બીજા નામચીન અને વિદ્વાન શાગિર્દ અલ્લામા મુહંમદ બિન ઈસ્હાક મુત્તલબી છે. જેઓ ઇતિહાસમાં "ઇબ્ને ઇસ્હાક"ના ટૂંકા નામે જાણીતા છે. માનવંતા તાબિઈનમાં ઊંચો દરજ્જો ધરાવે છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મશહૂર સહાબી હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુના દર્શન કર્યા હતાં. ઈમામ ઝુહરીના બેહદ માનીતા, સૌથી વધુ ચંચળ અને સૌથી વધુ ખંતીલા શાગિર્દ હતા. ફન્ને-મગાઝીના સૌથી મોટા ઈમામ તરીકે સૌથી વધારે કીર્તિ અને પ્રસિધ્ધિ એમણે જ મેળવી છે. વાંચકના હાથમાં અલ્લામા ઇબ્ને હિશામનું જે પુસ્તક છે તે અસલમાં અલ્લામા ઇબ્ને ઇસ્હાકનું જ લખેલું પુસ્તક છે. વરસોની મેહનત અને ઝેહમતથી લખેલા આ પુસ્તકનું નામ "કિતાબુલ-મગાઝી વસ-સિયર" હતું જે સીરત-સાહિત્યમાં પાયાનું સ્થાન ધરાવતું હતું. એમના પછીના ઘણાખરા સીરતકારોએ ઈબ્ને ઇસ્હાકના આ સીરત-ગ્રંથને આધારે જ પોતાના સીરત-ગ્રંથો લખ્યા છે. તેઓએ ઠેકઠેકાણે એના હવાલા ટાંકીને પોતાનું પુસ્તક સનદી હોવાની ખાતરી કરાવી છે.

સીરત-સાહિત્યના વિદ્વાનોનું મંતવ્ય છે કે ઇબ્ને ઇસ્હાક આ ગ્રંથ નહિ લખતે તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઉમ્મત, આપના નૂરાની જીવનના ઘણાખરા બનાવોની માહિતીથી મહરૂમ રહી જતે, પણ ધન્ય છે ઇબ્ને ઇસ્હાકની હિંમતને કે, દુનિયાના કામધંધા છોડીને એજ કામ પાછળ મંડી પડયા અને છેવટે તેને પૂરૂં કરીને જંપ્યા. ઇબ્ને ઇસ્હાકનો આપણે જેટલો આભાર માનીએ તેટલો થોડો છે. કેમકે એજ હિંમતવાન અને સાહસિક બુઝુર્ગની તનતોડ કોશિશોના ફળરૂપે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવનની ઘણીબધી માહિતીઓ મેળવવા આપણે ભાગ્યશાળી થયા.

એમ તો બીજા કલમકારોએ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક જીવનની દિલકશ તસવીરો ખેંચેલી છે અને અવનવી શૈલીએ આપના જીવન ચરિત્રો લખ્યાં છે પણ એ બધા કલમકારોમાં "અવ્વલિયત"કે મોખરેનું જે માન અલ્લામા ઇબ્ને ઇસ્હાક ખાટેલા છે તે માન એમની પાસેથી કોઇ આંચકી શકે એમ નથી. અલ્લામા શિબ્લી નુઅમાની સીરતુન-નબીના દીબાચામાં લખે છે :

> "અલ્લામા ઇબ્ને ઇસ્હાકે મગાઝી અને સીરતની કળાને એટલી વિકસાવી, એટલી દિલચસ્પ બનાવી અને તરક્કીની ટોચે પહોંચાડી કે તેમના સમયના અબ્બાસી ખલીફાઓ, જેઓ જુદા જ પ્રકારના સાહિત્ય-વાંચનમાં રસ ધરાવતા હતા, હવે તેઓ સીરત-સાહિત્યના વાંચનમાં રસ લેવા લાગ્યા. પ્રખ્યાત ઇતિહાસકાર ઇબ્ને અદીએ ઇબ્ને ઇસ્હાકના આ ઉપકારની નોંધ લેતાં લખ્યું છે કે, ઇબ્ને ઇસ્હાકે આ સીરત-ગ્રંથ લખીને જગતભરના મુસલમાનો પર મોટો ઉપકાર કર્યો છે અને એમ પણ લખ્યું છે કે સીરત-સાહિત્યનું કોઈ પુસ્તક ઇબ્ને ઇસ્હાકના સીરતગ્રંથની તોલે આવી શકતું નથી."[1]

અલ્લામા ઇબ્ને ઇસ્હાકનું પૂરૂં નામ મુહંમદ બિન ઇસ્હાક બિન યસાર છે. હિજરી સન ૧૫૧માં વફાત

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત સીરતુન-નબી જિલ્દ ૧ પા. ૨૪

પામ્યા. એમની બેનમૂન સીરત-કૃતિ જેનું નામ ''કિતાબુલ-મગાઝી વસ-સિયર'' હતું, જેને પારાવાર યાતનાઓ વેઠીને વરસોની ઝેહમતથી એમણે તૈયાર કરી હતી, મુદ્દત સુધી આશિકાને-રસૂલમાં મકબૂલ થઈને વંચાતી રહી. મુસલમાનો પોતાના પ્રાણપ્યારા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું નૂરાની જીવન-ચરિત્ર વાંચીને પોતાનું ઈમાન તાજું કરતા રહ્યા. મોટા મોટા આલિમો અને સીરત-લેખકો એની આવૃત્તિઓ તૈયાર કરતા રહ્યા. ખુશ-નવીસ કાતિબો અને કલમકારો એની નકલો બનાવીને, આશિકાને-રસૂલની સીરત-વાંચનની ભૂખ સંતોષતા રહ્યા. પછી એક સમય આવ્યો જ્યારે કાતિબોની બેદરકારી કે કાળચક્રની બલિહારીથી ઈબ્ને ઈસ્હાકનો આ બેનમૂન અને અભૂતપૂર્વ સીરતગ્રંથ પણ નાયાબ થતાં-થતાં દ્રષ્ટિથી અલોપ થવા લાગ્યો અને છેવટે અપ્રાપ્ય બની ગયો. હવે શાયદ જ દુનિયાની કોઈ લાયબ્રેરીમાં એની કોઈ પ્રત મવજૂદ હોય.

## અલ્લામા અબ્દુલ-મલિક બિન હિશામ

આકાએ-નામદાર, સરવરે-કાએનાત, રહમતે-દો-આલમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવન-ચરિત્રને લગતા જેટલા સીરતગ્રંથોનું ઉપર વર્ણન કરવામાં આવ્યું, ઈતિહાસકારો અને સંશોધકોની તહકીક મુજબ એ બધાનું હવે દુનિયામાં નામો-નિશાન રહ્યું નથી. કાં એ સીરતગ્રંથોના ફકત નામો રહી ગયા છે કાં તેના હવાલા જોવામાં આવે છે જેને બાદના સીરત લેખકોએ એ સીરતગ્રંથોમાંથી ટાંકેલા છે. પરંતુ અલ્લાહની ઈનાયત જુઓ અને મુસલમાનોની ખુશનસીબી જુઓ કે એજ જમાનામાં એક એવો બા-કમાલ ઈતિહાસકાર અને ઊંચા પાયાનો સાહિત્યકાર અરબની ભૂમિમાં પ્રગટ થયો જેણે પોતાની પાણીદાર કલમથી, ધારાવાહી લેખનશૈલીમાં સીરતે-નબવીને લગતો એવો શાનદાર અને નૂરાની ગ્રંથ રચ્યો જેણે જગતભરના આશિકાને-રસૂલને અગાઉના લેખકોની સીરત-કૃતિઓથી બે-નિયાઝ કરી દીધા. આ વિદ્વાન કલમકારે વરસોની તહકીક અને વરસોની અણથક મેહનતના ફળરૂપે આશિકાને-રસૂલના હાથોમાં સીરતે-નબવીને લગતું એવું અજોડ, અનન્ય, મુકમ્મલ અને સનદી પુસ્તક મૂકી દીધું જે ભાવિના દરેક યુગમાં જગતભરના સીરત-લેખકો માટે રોશનીના મિનાર-રૂપ બની ગયું.

એ બા-કમાલ સાહિત્યકારનું નામ છે : અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ બિન ઐયૂબ અલ-હિમ્યરી, અલ-મઆફિરી, અલ-બસરી, જેઓ ઈસ્લામી આલમમાં અને ઈસ્લામી તવારીખમાં ''ઈબ્ને હિશામ''ના ટચૂકડા અને હુલામણા નામે પંકાયેલા છે. ઈસ્લામી ઉલૂમના પ્રખર આલિમ હોવા ઉપરાંત અરબી ભાષાના મહાન સાહિત્યકાર તરીકે અરબભરમાં ચોમેર એમની કીર્તિ પ્રસરેલી હતી. આલિમો, અદીબો, શાઈરોની ગમે તે મજલિસમાં પહોંચી જતા, લોકો માનપાનથી બિરદાવી લેતા.

અલ્લામા ઈબ્ને હિશામ મુલ્કે-ઈરાકના મશહૂર શહેર બસરામાં જન્મ પામ્યા. કિશોર વયમાં જ બસરાથી હિજરત કરીને પોતાના ખાનદાની વડીલો સાથે મુલ્કે-મિસર ચાલ્યા ગયા. જીવનનો મોટો ભાગ મિસરમાં જ બસર કર્યો. અહીંની જ તઅલીમ-ગાહોમાં એમણે કુર્આને-કરીમ અને હદીસે-પાકનું શિક્ષણ લીધું. અને ભારે ખંત તથા ઉત્સાહથી મેહનત કરીને તે સમયની પ્રચલિત વિદ્યાઓમાં પારંગત થયા. ઈલ્મે-હદીસ અને ઈલ્મે-તવારીખના મોટા જ્ઞાની હતા. પોતે યમનના રાજવંશી હિમ્યર કબીલામાં જન્મેલા હોવાથી હિમ્યર કબીલાના

બાદશાહોનો ઇતિહાસ લખ્યો જે આજે પણ "કિતાબ ફિ-નિસાબે-હિમ્યર વ મુલૂકુહા"ના નામે મવજૂદ છે.[૧]

આ બધી ઇલ્મી-અબદી કાબેલિયત હોવા ઉપરાંત જે લા-જવાબ અને નૂરાની પુસ્તકે એમના માથે અમર કીર્તિ અને અજોડ સિધ્ધિનો યશસ્વી તાજ શોભાવ્યો તે એમની લા-જવાબ કિતાબ સીરતુન-નબી છે. એજ કિતાબ અત્યારે વાંચકના હાથમાં છે જે "સીરતે-ઇબ્ને હિશામ"ના નામે વારંવાર પ્રગટ થઇને દુનિયાભરના મુસલમાનોનું ઇમાન તાજું કરી રહી છે.

## કિતાબુલ-મગાઝીનું નવતર રૂપ

અલ્લામા ઇબ્ને હિશામની આ સીરતુન-નબી હકીકતમાં અલ્લામા ઇબ્ને ઇસ્હાકની "કિતાબુલ-મગાઝી વસ-સિયર"નો બેહદ સરલ, મુકમ્મલ અને બેહતરીન ખુલાસો છે. અલ્લામા ઇબ્ને હિશામે અલ્લામા ઇબ્ને ઇસ્હાકની આ સીરત-કૃતિને બહુ ચીવટ, ખંત અને કાળજીથી તદ્દન નવતર રૂપ આપી દીધું છે. સીરત સાહિત્યના નિષ્ણાતોના મંતવ્ય મુજબ ઇબ્ને હિશામની આ નવતર "સીરતુન-નબી"ના પ્રકાશન પછી ઇબ્ને ઇસ્હાકની "કિતાબુલ-મગાઝી વસ-સિયર"ની હવે સુદ્દલ જરૂર રહી નથી. કેમકે ઇબ્ને હિશામે ઇબ્ને ઇસ્હાકના સીરતગ્રંથનું એવી તો ખૂબીથી સંસ્કરણ કર્યું છે અને કલમની કારીગરીથી તેને આંજીમાંજીને એવી રીતે શણગારી છે કે તેના જાહેરી અને બાતિની બંને રૂપને ચાર ચાંદ લાગી ગયા છે. ઇબ્ને હિશામ વગર બીજો કોઇ કલમકાર શાયદ જ આટલી ખૂબીથી એને શણગારી શકતે.

ઇબ્ને ઇસ્હાકના સીરતગ્રંથમાં જ્યાં ઝઇફ કે કમજોર રિવાયતો આવેલી હતી, ઇબ્ને હિશામે તેની તહકીક અને ચકાસણી કરીને તેની જગાએ મજબૂત પાયાની સર્વસ્વીકૃત રિવાયતો ગોઠવી દીધી અને જે પ્રકરણોમાં જે તે પ્રસંગોને લગતી મહત્વની વાતો રહી જવા પામી. તહકીકને અંતે તેનો ઉમેરો કરીને તેના હવાલાઓની ચોખવટ કરી દીધી. મૂળ પુસ્તકની જે ઘટનાના પ્રસંગ કે સ્થળ બાબતે પોતાનો મતભેદ દર્શાવ્યો ત્યાં તેની દલીલ રજૂ કરી દીધી અને જે રિવાયતો સીરતે-નબવીના વિષય સાથે સુસંગત ન હતી તેને ખારિજ કરી દીધી. જે અઘરી ઇસ્તેલાહો, ભારેખમ પરિભાષાઓ અને ઉલઝનભરી સંજ્ઞાઓ અસલ કિતાબમાં આવેલી હતી તેનું સરલ શબ્દોમાં સ્પષ્ટીકરણ કરી દીધું. તે યુગના અરબના પંકાયેલા શાઇરોએ પોતાના યુગમાં બનેલા બનાવોને અનુસરીને રચેલા કસીદા-કાવ્યો અને મરસિયા-કાવ્યોની ચકાસણી કરીને તેના ખરા-ખોટા હોવા અંગે પોતાની તહકીક રજુ કરી દીધી અને એવા જ કાવ્યોને પોતાની નવતર કિતાબમાં સ્થાન આપ્યું જેના વિષે ખાતરી થઇ ગઇ કે બેશક, આ કાવ્ય એજ શાઇરે એજ પ્રસંગને અનુસરીને રચેલું છે.

સારાંશ કે ઇબ્ને ઇસ્હાકના અસલ સીરતગ્રંથને નજર સામે રાખીને આ ચોખવટો, ચકાસણીઓ, સ્પષ્ટીકરણો તથા સુધારા-વધારા સાથે ઇબ્ને હિશામે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવન-ચરિત્રને જગતનો એક નવો, નોખો, આગવો, અનેરો, વધારે અર્થવાન, વધારે સનદી સીરતગ્રંથ તૈયાર કરી નાખ્યો જો કે ઇબ્ને હિશામની સીરતુન-નબીની પૂરી ઇમારત હકીકતમાં ઇબ્ને ઇસ્હાકની કિતાબુલ-મગાઝીના પાયા પર ચણાયેલી છે. ઇબ્ને હિશામે પોતાની પાણીદાર કલમની કારીગરીથી એને આંજીમાંજીને વધારે જાજરમાન, વધારે આકર્ષક, વધારે રસપ્રદ, વધારે સનદી કે પ્રમાણભૂત બનાવી દીધી છે.

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત: સીરતુન-નબી જિલ્દ ૧ પેજ ૨૪

# સીરતે-ઇબ્ને હિશામની મકબૂલિયત

અલ્લામા ઇબ્ને હિશામની એજ તે લાજવાબ સીરત-કૃતિ છે જે ''સીરતે-ઇબ્ને હિશામ''ના ટ્યૂકડા નામે પ્રસિધ્ધિ પામીને સેંકડો વરસથી નસલ-દર-નસલ થતી આપણા સુધી પહોંચી છે. અલ્લાહની લાખો રહમતો હો ઇમામ મૂસા બિન ઉકબહ પર, ઇમામ આસિમ બિન ઉમર બિન કતાદહ પર, ઇમામ ઇબ્ને શિહાબ ઝુહરી પર, અલ્લામા ઇબ્ને ઇસ્હાક પર અને એમના સમકાલિન બુઝુર્ગો પર ! એમણે રચેલા સીરતગ્રંથો આજે નાયાબ કે અપ્રાપ્ય બની ગયા છે. પણ એમના જ સીરતગ્રંથોને આધારે ઇબ્ને હિશામે લખેલો સીરત-ગ્રંથ આજે પણ જેમનો તેમ આપણા હાથોમાં મવજૂદ છે. દુનિયાભરના મુસ્લિમ અને બિનમુસ્લિમ કલમકારો સેંકડો વરસથી સીરતુન-નબીના નૂરાની વિષય પર નવા-નવા પુસ્તકો અવનવી ઢબે લખતા આવ્યા છે. એમાંનું જવલ્લે જ કોઇ પુસ્તક હશે જેમાં ઇબ્ને હિશામની સીરતુન-નબીના હવાલા નહિ ટાંકેલા હોય. મોટા ભાગના સનદી અને દળદાર સીરત-ગ્રંથોમાં ઠેર-ઠેર એના હવાલા ટાંકેલા જોવામાં આવે છે. કેમકે એના હવાલા વગર કોઇ લેખક સીરતુન-નબીના વિષયને ન્યાય આપી શકતો નથી.

ઇબ્ને હિશામે સીરતુન-નબીના લેખનની શરૂઆત કોઇ-એવા તો શુભ ચોઘડિયે કરી હતી કે સદીઓના વહાણા વીતી જવા છતાં આજે પણ આ નૂરાની સીરત-કૃતિ, આશિકાને-રસૂલના દીનો-ઇમાનનું નૂરાની અંગ બનેલું છે. ઇબ્ને હિશામની આ લાજવાબ કિતાબ ખરૂં જોતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવન-ચરિત્ર અંગે એક દસ્તાવેજી પુરાવાની હૈસિયત ધરાવે છે. મુસ્લિમ કે બિનમુસ્લિમ તમામ સીરત-લેખકોએ ખુલ્લા દિલે અને સરખી રીતે એનો લાભ લીધો છે અને પોતાની સીરત-કૃતિઓમાં એના હવાલા ટાંકીને વાંચકોને ખાતરી કરાવી છે કે અમારી વાત કે અમારી દલીલની ખાતરી કરવી હોય તો સીરતે-ઇબ્ને હિશામની પહેલી કે બીજી જિલ્દ ઉપાડીને તેનો ફલાણો પેજ નંબર જોઇ લો.

સીરતે-ઇબ્ને હિશામની લોકપ્રિયતાનો પુરાવો આ છે કે અરબી ભાષામાં એની સંખ્યાબંધ આવૃત્તિઓ છપાઇને હાથોહાથ નીકળી ચૂકી છે. દુનિયાની જુદી-જુદી ભાષાઓમાં એના ભાષાન્તરો પ્રગટ થઇને મકબૂલિયત મેળવી ચૂકયાં છે. અંગ્રેજી, જર્મની, ફ્રેન્ચ, ફારસી અને ઉર્દૂમાં એના તરજુમા થઇ ચૂકયા છે. ઉર્દૂમાં એના અલગ-અલગ ચાર-પાંચ તરજુમા મવજૂદ છે. ગુજરાતી ભાષામાં આજ સુધી એના ગુજરાતી તરજુમાની ખોટ સાલતી હતી. હવે જનાબ હથુરણી સાહેબે એ ખોટ પૂરી દીધી છે. અલ્લાહ તઆલા દારૈનમાં એમને જઝાએ-ખૈર આપે ! અમારી જાણ મુજબ પ્રથમવાર અમે ઇબ્ને હિશામની આ અભૂતપૂર્વ અને સદાબહાર સીરત-કૃતિનો ગુજરાતી તરજુમો પુસ્તકરૂપે પ્રગટ કરવાનું માન મેળવીએ છીએ. આ સઆદત કે ખુશનસીબી બદલ અમે બારગાહે-ઇલાહીમાં અંતઃકરણથી તેના એહસાનોનો આભાર માનીએ છીએ.

# સદાબહાર સીરત-કૃતિ

અંતમાં આટલું જ લખીને ટૂંકાવીએ છીએ કે અલ્લામા ઇબ્ને હિશમની આ સીરતુન-નબી, અલ્લાહના આખેરી નબી અને મુસલમાનોના આકા તથા મવલા, રહમતે-દો-આલમ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જીવન-ચરિત્ર પર એક સદાબહાર સીરત-કૃતિ છે. એના લેખક અલ્લામા ઇબ્ને હિશામ મુલ્કે-મિસરના તારીખી

શહેર ''કુસ્તાત''માં વફાત પામ્યા અને દુનિયા એક એવા આશિકે-રસૂલથી ખાલી થઇ ગઇ જેણે ઇશ્કે-નબીમાં ડૂબીને પોતાના આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની જીવન પર એવું સદાબહાર પુસ્તક લખ્યું જેનો જગતના ઈતિહાસમાં જવાબ નથી. ઈબ્ને હિશામ પોતાના પાલનહારને પ્યારા થઇ ગયા પણ પોતાની પાછળ એવું સદાબહાર પુસ્તક મૂકતા ગયા જેની ભીની-ભીની, મીઠી-મધુરી ખુશબૂથી દુનિયા કિયામત સુધી મઘમઘતી રહેશે. અલ્લાહ તઆલાએ ચાહયું તો એજ સદાબહાર સીરત-કૃતિ કિયામતના દિવસે એમની નજાતનું કારણ બની જશે.

અલ્લાહની અપરંપાર રહમતો હો ઈબ્ને હિશામના પવિત્ર આત્મા પર ! જેઓ પોતાની પાછળ પોતાના આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની સીરતનો એવો સ્વચ્છ આઇનો મૂકી ગયા જેમાં દુનિયાભરના મુસલમાનો પોતાની સૂરતની સાથે પોતાની સીરતની સૂરત પણ જોઇ શકે છે.

અંતમાં હે મુસલમાનો ! અલ્લાહ અને તેના ફરિશ્તા આપણા આકા અને મવલા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર દુરૂદ મોકલે છે. ચાલો આપણે પણ બારગાહે-ઈલાહીમાં વિનંતી કરીએ:

અલ્લાહુમ્મ ! સલ્લે અલા મુહમ-મદિંવ
વ અલા આલે મુહમ-મદિંવ
વ બારિક વ સલ્લિમ.

————મુહંમદ યુસુફ સીદાત ચાસાવાલા (મરહૂમ)
————લેસ્ટર તા. ૧ મુહર્રમ ૧૪૧૬ હિજરી.
————મુતાબિક તા. ૩૦ મે ૧૯૯૫ ઇસ્વી.

---

નોટ : આ પ્રસ્તાવના નીચે લખેલી કિતાબોની મદદથી તૈયાર કરી છે.

૧.———સીરતુન-નબી. લેખક અલ્લામા શિબ્લી નુઅમાની. જિલ્દ ૧.
૨.———હયાતે-મુહંમદ. ઉર્દૂ તરજુમો: મવલાના મુહંમદ વારિસ કામિલ.
૩.———સીરતે-ઇબ્ને હિશામ. ઉર્દૂ તરજુમો : મવલાના શેખ મુહંમદ ઇસ્માઇલ પાનીપતી.
૪.———તારીખે-હિફાઝતે-હદીસ વ ઉસૂલે-હદીસ-લેખક : પ્રોફેસર ડૉકટર ફઝલે-અહમદ કરાંચી.
૫.———ખુતુબાતે-બહાવલપૂર. લેખક : ડૉકટર મુહંમદ હમીદુલ્લાહ પી.એચ.ડી. પૅરિસ.
૬.———તારીખે-કુર્આન. લેખક : મવલાના કારી શરીફ અહમદ ખતીબ: રેલ્વે મસ્જિદ કરાંચી
૭.———રસૂલે-અકરમકી સિયાસી ઝિન્દગી. લેખક : ડૉકટર હમીદુલ્લાહ - પેરિસ.
૮.———અહદે-નબવી કી ઇસ્લામી સિયાસત લેખક : પ્રોફેસર અબ્દુલ-મુતઆલ મિસરી.
૯.———રસૂલુલ્લાહ કે મકતૂબાત-વ-મુઆહિદાત. લેખક: સૈયિદ મહબૂબ રઝવી. દેવબંદ

નોટ :———જનાબ સીદાત સાહેબની આ પ્રસ્તાવના આ પુસ્તકના ગુજરાતી સંપાદકની ચકાસણી અને ઇસ્લાહ પછી છાપવામાં આવી છે.

# સંપાદકની દર્દભરી નોંધ

બેહદ રંજો-ગમ સાથે લખવાનું કે આ પ્રસ્તાવનાના લેખક જનાબ હાજી મુહંમદ યૂસુફ સીદાત ચાસાવાલા સાહેબ ઈંગ્લાંડના લેસ્ટર શહેરમાં તારીખ ૧૩ ફેબ્રુઆરી ૧૯૯૮ જુમઅહના મુબારક દિવસે સવારે સાડા દસ વાગે ટૂંક માંદગી બાદ અલ્લાહને પ્યારા થઈ ગયા. ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલૈહિ રાજિઊન.

મરહૂમ મુહંમદભાઈના નેક-સાલિહ ફરઝંદ જનાબ અહમદભાઈ સીદાત સાહેબ પોતાના કાગળમાં લખે છે : અમારા માનવંતા મુરબ્બી વાલિદ સાહેબ તાં. ૧૩ ફેબ્રુઆરી ૧૯૯૮ જુમઅહના મુબારક દિવસે સવારે સાડા દસ વાગે અલ્લાહની રહમતમાં પહોંચી ગયા. રમઝાનુલ-મુબારકમાં એક પગનો દુખાવો થઈ આવ્યો હતો.કોઈક વાર અચાનક જીવ ગભરાય જતો. એમ તબીઅત અલ્લાહના ફઝલો-કરમથી સારી હતી. ઘરમાં હરતા ફરતા હતા. પોતાનો વધુ સમય અલ્લાહની યાદમાં અને લખવા વાંચવામાં પસાર કરતા હતા. વરસોથી એમના લેખો ''વહોરા સમાચાર''માં છપાતા હતા. કોઈક જ અંક ખાલી જતો જેમાં મરહૂમ વાલિદ સાહેબનો લેખ છપાએલો ન હોય. દીનની વાતો અને બુર્ઝુગાને-દીનની વાતોનું લખાણ લખતા હતા.

તારીખ ૧૩ ફેબ્રુઆરી ૧૯૯૮ જુમઅહના મુબારક દિવસે સવારે એકાએક જીવ ગભરાયો અને થોડીક જ વારમાં અલ્લાહને પ્યારા થઈ ગયા. ઈન્ના લિલ્લાહે......સવારે સાડા દસ વાગે ઈન્તેકાલ થયો અને જુમઅહની નમાઝ બાદ પોણા ચાર વાગે દફન કરવામાં આવ્યા. છેવટ સુધી કોઈના મોહતાજ ન હતા. અમારે કોઈને કંઈ ચાકરી નહિ કરવી પડી.

મુરબ્બી વાલિદ સાહેબની વસીયત હતી કે જુમઅહના દિવસે ગુજરી જાઉં તો જુમઅહના દિવસે જ મને દફન કરી દેજો. અહીં ઈંગ્લાંડમાં જુમઅહના દિવસે દફન કરવું મુશ્કેલ છે. એના માટે ખટપટ કરવી પડે અને જો કામ ગુંચવાઈ જાય તો બે ત્રણ દિવસ મૈયતને સરકારી મોર્ચરીમાં રાખવું પડે અને પોસ્ટમોર્ટમ પણ કરે. અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી મરહૂમ વાલિદ સાહેબની દુઆ કબૂલ કરી અને દફનનું બધું કામ આસાનીથી પાર ઊતરી ગયું. મારા મુરબ્બી વાલિદ સાહેબના હકમાં મગફેરતની દુઆ કરશો. વસ્સલામ.

—————લિ. અહમદ મુહંમદ યુસુફ સીદાત ચાસાવાલા.

—————લેસ્ટર - ઈંગ્લાંડ- યૂ.કે.

વહાલા ભાઈ અહમદ સીદાત સાહેબ ! સલામ બાદ : આપના રંજો-ગમમાં અમે બરાબરના શરીક છીએ. અમારી દિલી દુઆ છે કે અલ્લાહ તઆલા આપના મરહૂમ વાલિદ સાહેબની બાલબાલ મગફેરત ફરમાવે અને જન્નતુલ-ફિરદૌસમાં તેમને અઅલા દરજાતથી સરફરાઝ ફરમાવે અને તમામ અહલે-ખાના તથા પસમાન્દગાંને સબ્રે-જમીલ, અજરે-જઝીલથી નવાઝે !

અમે આપના મરહૂમ વાલિદ સાહેબના હકમાં આ શબ્દોમાં દુઆ કરીએ છીએ:

**અલ્લાહુમ-મગ-ફિરહુ વરહમ-હુ વ અદખિલ-હુ ફિલ-જન્નહ !**

**અલ્લાહુમ-મજઅલ કબ્રહૂ રવ-દતમ મિર-રિયાદિલ - જન્નહ !**

અને અહમદભાઇ ! તમારે પોતાના માબાપના હકમાં આ પ્રમાણે દુઆ કરતા રહેવું:

**રબ્બીર-હમહુમા કમા રબ્બયાની સગીરા !**

દરેક મુસલમાનની અવલાદને અલ્લાહ તઆલાનો તાકીદી હુકમ છે કે તે પોતાના માબાપના હકમાં, આ કુર્આની આયતના નૂરાની શબ્દોમાં દુઆ માગતો રહે. ખુદ અલ્લાહ તઆલાએ મુસલમાનોની અવલાદને પોતાના માબાપ માટે આ દુઆ કરતા રહેવાનું ફરમાવ્યું છે. માબાપ ચાહે હયાત હોય કે નહિ હોય.

અફસોસ ! ઇબ્ને હિશામની સીરતુન-નબી જેવી અઝીમુશ-શાન કિતાબની આટલી સુંદર પ્રસ્તાવના લખનાર હાજી મુહંમદભાઇ સીદાત ચાસાવાલા હવે આપણી વચ્ચે આ દુનિયામાં નહિ રહ્યા અને આ નૂરાની કિતાબનું છપાયેલું રૂપ પોતાની આંખે જોવાની હસરત પોતાના દિલમાં લઇને અલ્લાહને પ્યારા થઇ ગયા. અમ્રે-ઇલાહીની સામે સરે-તસલીમ ખમ કરી દેવું અને ''મરઝીએ-મવલા અઝ હમા અવલા''નું રાજીખુશીથી પાલન કરવું એક મુઅમિનની જ શાનને શોભી શકે:

**કૌન કહેતા હય કે મુઅમિન મર ગયા ?**

**કૈદ સે છૂટા, વોહ અપને ઘર ગયા !**

રહમાનો-રહીમ અલ્લાહ, એ મુઅમિનના શાંતિ પામનારા જીવને પોતાની રહમતોના સાયામાં જગા આપે. પોતાની રિદા અને રિદવાનના ગુલદસ્તાથી નવાઝે !

**બશર કો ચાહીએ કે હરદમ ખિયાલે-કઝા રહે !**

**હમ કયા રહેંગે જબ ન રસૂલે-ખુદા રહે !**

**સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.**

અહમદ મુહંમદ હથુરાણી

જોહાનિસબર્ગ : ૨૯ રજબ ૧૪૨૦ હિજરી.

મુતાબિક : ૮ નવેમ્બર ૧૯૯૯ ઇસ્વી.

અલ-હમ્દુ લિલ્લાહિ રબ-બિલ આલમીન
વ સલાતુહૂ અલા સૈયિદિના
મુહમ્મદીંવ
-વ આલિહી
અજ-મઈન.

# પ્રકરણ પહેલું

# પવિત્ર વંશાવળી

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી આદમ અલૈહિસ-સલામ સુધી

મુબારક વંશવેલો • હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની વંશાવળી • ઈબ્ને હિશામની અગત્યની નોંધો • હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદ • હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની વય અને મદફન • હઝરત બીબી હાજિરહનું વતન • સહાબાને એક વસિય્યત • અદનાનની અવલાદ • અક્ક બિન અદનાન અને ગસ્સાન • મઅદ્દ બિન અદનાનનું ખાનદાન • નુઅમાન બિન મુનઝિર.

**મુબારક વંશવેલો**——————અબૂ મુહંમદ અબ્દુલ-મલિક બિન હિશામ બિન ઐયૂબ અલ-હિમ્યરી કહે છે : આ પુસ્તક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર જીવન-ચરિત્રને લગતું છે. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર જીવનની તમામ વાતોનો, તમામ બનાવોનો, અમારી જાણ અને માહિતી મુજબ સનદી રીતે સમાવેશ કરી લેવામાં આવ્યો છે. આપનો મુબારક વંશવેલો આ પ્રમાણે છે:

✪ – મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

✪ – બિન અબ્દુલ્લાહ બિન અબ્દુલ-મુત્તલિબ. (અબ્દુલ-મુત્તલિબનું મૂળ નામ શૈબહ-અરબીમાં શૈબહના અર્થ વૃધ્ધ પુરૂષ થાય છે. પૈદાશ વેળા એમના માથામાં કેટલાક વાળ સફેદ હતા જેથી શૈબહ નામ રાખવામાં આવ્યું.)

✪ – બિન હાશિમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા. (એમનું મૂળ નામ અમ્ર હતું. રિવાયતોમાં છે કે અમ્રના સમયમાં અરબમાં દુકાળ પડયો તો એમણે શોરબામાં રોટલીઓ ચૂરીચૂરીને લોકોને

જમાડયા જેથી હાશિમ નામે પંકાઇ ગયા. અરબીમાં હાશિમનો અર્થ રોટલીઓ ચૂરનાર.)

✪ – બિન અબ્દે મનાફ (મૂળ નામ મુગીરહ હતું. બેહદ રૂપાળા હોવાથી ''કમરૂલ-બત્હા''ના ઉપનામે પંકાયેલા હતા. કમર એટલે ચાંદ અને બત્હાના અર્થ પથરીલી ભૂમીની ખીણ.)

✪ – બિન કુસૈય (અસલ નામ ઝૈદ. બહુ બહાદુર અને મુત્સદ્દી પુરૂષ હતા. વેરવિખેર કુરૈશને એકત્ર કરીને મક્કહમાં ''દારુન-નદવહ'' નામે મકાન બનાવ્યું જે અરબનું સૌથી પહેલું પાર્લામેન્ટ હાઉસ હતું.)

✪ – બિન કિલાબ (મૂળ નામ હકીમ અથવા ઉર્વહ હતું. શિકારના ભારે શોકીન હોવાથી શિકારી કૂતરા પાળેલા હતા. જેથી કિલાબ નામે પંકાયા. અરબીમાં કિલાબ એટલે કૂતરા. એકવચન કલ્બ એટલે કૂતરો.)

✪ – બિન મુર્રહ (અરબીના ''મરારહ'' માંથી નીકળેલો શબ્દ છે જેના અર્થ કડવાશ થાય છે અને મુર્રહ એટલે બેહદ કડવો. આ ગૃહસ્થ વીરનર હોવાથી પોતાના દુશ્મનો માટે બેહદ કડવા કે આકરા હતા.)

✪ – બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર (ફિહરનું મૂળ નામ કુરૈશ હતું. કેટલાક કહે છે કે કુરૈશ એમનું ઉપનામ હતું. એમનાથી જ કુરૈશ કબીલાની શરૂઆત થઇ અને એમની જ અવલાદને કુરૈશ કહે છે. અરબીમાં પડછંદ કાયાની એક દરિયાઇ-માછલીને કુરૈશ કહે છે.)

✪ – બિન માલિક બિન નદ્ર (નદ્રનું અસલ નામ કૈસ હતું. પોતે બેહદ રૂપાળા, રાતામાતા અને પ્રફુલ્લ ચેહરાના હોવાથી નદ્ર નામે પંકાયા. નદ્ર અરબીના ''નદારહ''થી નીકળેલો શબ્દ છે જેના અર્થ તાઝગી, રોનક, ચેહરાની પ્રફુલ્લતા વગેરે થાય છે.

✪ – બિન કિનાનહ બિન ખુઝૈમહ બિન મુદરિકહ (મુદરિકહનું મૂળ નામ આમિર.)

✪ – બિન ઇલ્યાસ બિન મુદર બિન નિઝાર બિન મઅદ્દ બિન અદનાન.....

(**ગુજરાતી સંપાદકની નોંધ** :- અદનાનથી ઉપરના વંશવેલા અંગે કોઇ વાત ચોકકસ કે ખાતરી પૂર્વકની નથી એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની અદનાન સુધીની વંશાવળી સહીહ અને સનદી રિવાયતોથી સાબિત છે. એમાં કોઇ શંકા કે સંદેહને સ્થાન નથી. અલબત્ત અદનાનથી ઉપરની વંશકડીઓમાં મતભેદ પ્રવર્તે છે. અદનાન અલ્લાહના પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની ત્રીસમી અથવા ચાલીસમી પેઢીમાંથી હતા. હઝરત ઇમામ બુખારીએ પણ સહીહ બુખારીમાં અદનાન સુધીની વંશકડીના નામો દર્શાવેલાં છે. બાકીની વંશાવળીના નામો આગળ વાંચો :)

✪ – અદનાન બિન ઉદ્દ યા ઉવદ બિન મુકવ-વિમ બિન નાહૂર બિન તૈરહ બિન યઅરૂબ બિન યશજુબ બિન નાબિત બિન ઇસ્માઇલ અલૈહિસ-સલામ બિન ઇબ્રાહીમ ખલીલુર-રહમાન અલૈહિસ-સલામ બિન તારહ અથવા તારિખ (અસલ નામ આઝર)[1] બિન નાહૂર બિન સારૂગ બિન રાઊ બિન ફાલખ બિન ઐબર બિન શાલખ બિન અર-ફખશઝ બિન સામ બિન નૂહ અલૈહિસ-સલામ બિન લમક બિન મતૂશલખ બિન

---

૧. તારહનું બીજુ નામ તારીખ તરીકે પણ આવેલું છે પણ મૂળ નામ આઝર છે. આઝર હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામનો બાપ હતો. કેટલાકના કથન મુજબ હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામનો કાકો હતો. આઝર પોતે કટ્ટર કાફિર અને મૂર્તિ પૂજક હોવા ઉપરાંત મૂર્તિઓ ઘડીને વેચવાનો ધંધો પણ સંચલાવતો હતો. મૂર્તિઓના વેપારમાં ભારે કમાણી હોવાથી છેવટ સુધી મુસલમાન નહિ બન્યો. મર્યો ત્યાં સુધી પોતાના બેટા હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામનો વિરોધ કરતો રહ્યો. અરબી ભાષામાં આઝરના અર્થ ગુમરાહ એટલે ભટકી ગયેલો માણસ. કુર્આન શરીફમાં આઝર નામ સાથે એનું વર્ણન કરવામાં આવ્યું છે. (કામૂસુલ-કુર્આન પેજ :) હથુરણી.

અખનૂખ......

કેટલાક વંશજ્ઞાનીઓના મંતવ્ય મુજબ એજ અખનુખનું બીજું નામ હઝરત ઈદરીસ અલૈહિસ-સલામ છે જેઓ અલ્લાહના માનવંતા પયગમ્બર છે. અથવા તેઓ એજ અખનુંખ નામના ગૃહસ્થને અલ્લાહના નબી ઈદરીસ સમજે છે. એ વાત ખરી છે કે ખોટી તે અલ્લાહ બેહતર જાણે !

અને એજ ઈદરીસ હઝરત આદમ અલૈહિસ-સલામની અવલાદમાં તે ગૃહસ્થ છે જેમને અલ્લાહ તઆલા તરફથી સૌથી પહેલાં પયગમ્બરીની પદવી આપવામાં આવી અને એજ ઈદરીસ તે ગૃહસ્થ છે જેમણે આ દુનિયામાં સૌથી પહેલા કલમથી લખવાની શોધ અને શરૂઆત કરી.

✪ — અખનૂખ બિન યરઝ બિન મહલીલ બિન કૈનન બિન યાનિશ બિન શીસ અલૈહિસ-સલામ બિન આદમ અલૈહિસ સલામ.[૧]

**હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની વંશાવળી**————ઈબ્ને હિશામ કહે છે : મુહંમદ બિન ઈસ્હાક મુત્તલબી એટલે ઈબ્ને ઈસ્હાકની રિવાયતથી ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુકકાઈએ [૨] ઉપર દર્શાવેલી વંશાવળી, મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી આદમ અલૈહિસ-સલામ સુધી બયાન કરી છે અને સાથે હઝરત ઈદરીસ અલૈહિસ-સલામ વગેરેને લગતી કેટલીક વાતોનું પણ વર્ણન કરેલું છે.

પરંતુ ખલ્લાદ બિન કુર્રત બિન ખાલિદ સદૂસીએ શૈબાન બિન ઝુહૈર બિન શકીક બિન સૌરથી અને તેમણે કતાદહ વઆમહની રિવાયતથી અલ્લાહના પયગમ્બર હઝરત ઈસ્માઈલ અલૈહિસ-સલામની વંશાવળી આ પ્રમાણે દર્શાવી છે.

ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ ખલીલુર-રહમાન બિન તારેહ બિન નાહૂર બિન અસરગ બિન અરઊ બિન ફાલખ બિન આબિર બિન શાલખ બિન અર-ફખશઝ બિન સામ બિન નૂહ બિન લમક બિન મતૂશલખ બિન અખનૂખ બિન યરવા બિન મહલાઈલ બિન કાયિન બિન અનૂશ બિન શીસ બિન આદમ.

**ઈબ્ને હિશામની અગત્યની નોંધો**————ઈબ્ને હિશામ કહે છે : ઈન્શાઅલ્લાહ હું આ પુસ્તકનો આરંભ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પૂર્વજ હઝરત ઈસ્માઈલ અલૈહિસ-સલામ બિન હઝરત ઈબ્રાહીમ અલૈહિસ-સલામના વર્ણનથી કરીશ અને પછી હઝરત ઈસ્માઈલ અલૈહિસ-સલામની અવલાદમાંથી એવા લોકોનું બયાન કરીશ જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વંશવેલા સાથે સંકળાયેલા છે. હઝરત ઈસ્માઈલથી લઈને મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સુધી જેટલી પેઢીઓ પસાર થઇ

૧. હઝરત આદમ અલૈહિસ-સલામ આપણા જગતના સૌથી પહેલા ઈન્સાન છે જેમને અલ્લાહ તઆલાએ પોતાના હાથથી ખણખણાટ કરનારી માટીથી પેદા કર્યા જેથી એમનો લકબ "અબુલ-બશર" છે જેના અર્થ દુનિયાના તમામ ઈન્સાનોના બાપ. આદમ નામથી જ આદમી શબ્દ બન્યો. "હ"

૨. ઝિયાદ બિન અબ્દુલ્લાહ બિન તુફૈલ બુક્કાઈ, ઈબ્ને ઈસ્હાકના શાગિર્દ અને ઈબ્ને હિશામના ઉસ્તાદ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર જીવનની માહિતીઓ એકઠી કરવાની ધૂનમાં શાગિર્દ અને ઉસ્તાદ એટલે ઈબ્ને હિશામ અને બુક્કાઈ બંને પોતાના ઘરબાર વેચીને નીકળી પડયા અને વરસો સુધી અહીં તહીં ઘૂમી-ફરીને સીરતે-નબીને લગતી માહિતીઓ મેળવવા દર દરની ખાક છાનતા રહ્યા. સીરતે-નબીના વિષય પર અલ્લામા બુકકાઈ સૌથી વધુ વિશ્વાસપાત્ર રાવી ગણાય છે. હિજરી સન ૧૮૩માં વફાત પામ્યા. (અલ્લામા શિબ્લી નુઅમાની કૃત સીરતુન-નબી જિ.૧ પા.૩૧) હથુરા

અને એ પેઢીઓમાં જેટલા લોકો પાકયા અને એ લોકો સાથે જે કંઇ બનાવો બન્યા એ બધી વાતોનું હું ક્રમવાર અને વિગતવાર બયાન કરીશ.

અલબત્ત ટૂંકાણના હેતુએ હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની અવલાદમાંથી એવા લોકોનું વર્ણન જતું કરીશ જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વંશવેલા સાથે સંકળાયેલા નથી. એ ઉપરાંત ઇબ્ને ઇસ્હાકે પોતાના પુસ્તકમાં અમુક એવી વાતો ટાંકેલી છે જેનો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે કોઇ સંબંધ નથી, ન કુર્આન કે હદીસમાં તેનો કોઇ ઉલ્લેખ કે ઇશારો મળે છે તો તેવી વાતોને પણ હું જતી કરીશ.

એ ઉપરાંત ઇબ્ને ઇસ્હાકે પોતાના પુસ્તકમાં કસીદા-કાવ્યો કે બીજા પ્રકારના જે કાવ્યો ટાંકેલા છે તેમાંથી સીરતે-નબવીના વિષય સાથે સુસંગત નહિ થતાં હોય તેવાં કાવ્યો કે કાવ્ય-પંકતિઓને પણ હું છાંટી નાખીશ. મારી ધારણા મુજબ કાવ્યકળાના વિદ્વાનોને પણ એ કાવ્યોની કશી ખબર નથી. કેટલીક એવી વાતોને પણ જતી કરીશ જેનું જીભ પર લાવવું સારૂં લાગતું નથી. વળી કેટલીક એવી રિવાયતોને પણ છોડી દઇશ જેને બુક્કાઇનો ટેકો મળેલો નથી અને બુકકાઇએ પોતાની રિવાયતમાં મારી આગળ તેનું વર્ણન કરેલું નથી.

એ સિવાય સીરતે-નબવીને લગતી જે કંઇ માહિતી મેં, પ્રમાણભૂત અને વિશ્વાસપાત્ર રાવીઓ કે વર્ણનકારોના મુખેથી મેળવી છે તેને મારી જાણ મુજબ ઇન્શાઅલ્લાહ સંપૂર્ણ વિગતો સાથે બયાન કરીશ.

**હઝરત ઇસ્માઇલની અવલાદ**————ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઇએ મુહંમદ બિન ઇસ્હાક મુત્તલબીની રિવાયતથી બયાન કર્યું કે અલ્લાહના નબી હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામ બિન હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામના ૧૨ પુત્રો હતા:

(૧) સૌથી મોટા પુત્રનું નામ નાબિત હતું. (૨) પછી કૈઝર અથવા કેદાર (૩) અઝબુલ અથવા અદબઇલ (૪) મબશા (૫) મિસ્મઆ અથવા મિશમઆ (૬) માશી (૭) દિમ્મા (૮) અઝર (૯) તૈમા (૧૦) યતૂર (૧૧) નબિશ અથવા નાફીશ (૧૨) કૈઝુમા અથવા કૈદુમા.[1]

આ બધા પુત્રોના અમ્માંજીનું નામ રઅલહ હતું અને રઅલહ, મિદાદ બિન અમ્ર જુરહુમી નામે ગૃહસ્થના પુત્રી હતાં. ઇબ્ને હિશામ કહે છે: કેટલાક લોકો મિદાદનો ઉચ્ચાર મુદાદ કરે છે.

કહેવાય છે કે મુદાદ અને જુરહુમ બે સગા ભાઈઓ હતા. જેઓના પિતાનું નામ કહતાન હતું. આ કહતાન નામે ગૃહસ્થ તમામ યમનવાસીઓના મૂળ પૂર્વજ તરીકે પંકાયેલા છે. અર્થાત : મુલ્કે યમનમાં વસનારા તમામ લોકોનો વંશવેલો કહતાનને જઇ મળે છે. કહતાનની વંશાવળી આ પ્રમાણે છે :

કહતાન બિન આમિર બિન શાલખ બિન અર-ફખશઝ બિન સામ બિન નૂહ અલૈહિસ-સલામ ઇબ્ને ઇસ્હાકની રિવાયત મુજબ જુરહુમના પિતાનું નામ યકતન બિન ઐબર બિન શાલખ હતું.

**હઝરત ઇસ્માઇલની ઉંમર અને મદફન**————ઇબ્ને ઇસ્હાકની રિવાયત મુજબ અલ્લાહના પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની ઉંમર-પ્રચલિત રિવાયત મુજબ ૧૩૦ વરસની હતી. આ ઉંમ-

૧. આ બધા નામોના ઉચ્ચારમાં મતભેદ પ્રવર્તે છે : (૧) કૈઝર, કૈઝાર, કેદાર (૨) અઝબુલ, અદબીલ, અદબાલ (૩) મબશા, મબશાર, મબસામ (૪) માશી, મશા, મન્શા (૫) દિમ્મા, દિમ્મ, દમાર (૬) તૈમા, તૈમ (૭) નબિશ, નાબિશ (૮) કૈઝુમા, કૈદમ, કૈદમા, કૈદમાન, કઝમહ ''હ''

આપની વફાત થઇ અને ખાનએ-કઅબહના ''હતીમ''માં ઉત્તર દિશાએ, આપના અમ્માંજી બીબી હાજિરહ અલૈહસ-સલામની કબર પાસે આપને દફન કરવામાં આવ્યા. અલ્લાહની અપાર રહમતો અને બરકતો હો મા-બેટાના નૂરાની આત્માઓ પર !

ઇબ્ને હિશામ કહે છે : અરબના લોકો હાજિરહ નામનો ઉચ્ચાર આજિરહ તરીકે પણ કરે છે. રોજની ઘરેલુ બોલીમાં તેઓ ''હ'' અક્ષરને ''અ''થી બદલવાને ટેવાયેલા છે જેમકે ''હાજર''ને ''આજર'' અને ''હરાકલ-માઅ'' ને અરાકલ-માઅ'' વગેરે.

**હઝરત બીબી હાજિરહનું વતન**——————ઇબ્ને હિશામ કહે છે : મને અબ્દુલ્લાહ બિન વહબના મુખેથી અને તેમને અબ્દુલ્લાહ બિન લુહૈઅહના મુખેથી અને તેમને ગુફરહના આઝાદ ગુલામ ઉમરના મુખેથી આ રિવાયત મળી છે કે હઝરત બીબી હાજિરહ અલૈહસ-સલામનું વતન મિસર હતું. એજ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને, મિસરવાસીઓ સાથે ભલાઇનો ઉદાર વર્તાવ કરવાની તાકીદ કરતાં ફરમાવ્યું છે :

> ''હે લોકો ! મુલ્કે-મિસરના ''મદરહ'' સ્થળે વસનારા, શ્યામણા-સલૂણા, ઘૂંઘરીયાળ વાળોવાળા ઝિમ્મીઓ એટલે હબશીઓના મામલામાં અલ્લાહથી ડરજો, કેમકે તેઓની સાથે મારી વંશી સગાઇ પણ છે અને સુસરાલી સગાઇ પણ છે''

ગુફરહના આઝાદ ગુલામ ઉમર કહે છે: વંશી સગાઇ એવી રીતે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના વંશમાંથી હતા અને હઝરત ઇસ્માઇલના અમ્માંજી બીબી હાજિરહ મિસરના એજ ખાનદાનમાંથી હતાં.

અને સુસરાલી સગાઇ એવી રીતે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીબી મારિયહ કિબ્તીયહ નામે મિસરના એક ખાનદાની કન્યાની સાથે નિકાહ કર્યા હતા. બીબી મારિયહ કિબ્તીયહને, મિસરના તે સમયના ''મુકવ-કિસ'' નામના બાદશાહે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ભેટ તરીકે અર્પણ કર્યા હતાં. આ બીબી મારિયહની કૂખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલા બેટા હઝરત ઇબ્રાહીમનો જન્મ થયો હતો. બીબી મારિયહ પણ મુલ્કે-મિસરના વતની હતાં.

ઇબ્ને લુહૈઅહનું કથન છે : હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના અમ્માંજી હઝરત હાજિરહ ''ઉમ્મુલ-અરબ''નામે એક વસતિના રહેવાસી હતાં. આ વસતિ મિસરના ''અલ-ફરમાઅ'' નામે શહેરની પાસે આવેલી હતી. [1] અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બેટા હઝરત ઇબ્રાહીમના માતાજી બીબી મારિયહ મિસરના ''અનસિબા'' નામે જિલ્લાના ''હફન'' ગામના રહેવાસી હતાં. મિસરના મુકવ-કિસ બાદશાહે એમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ભેટ તરીકે અર્પણ કર્યા હોવાથી તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

---

૧. પ્રાચીન યુગમાં ''અલ-ફરમાઅ'' મિસરનું એક જાણીતું શહેર હતું. પોર્ટ સઇદની પૂર્વ દિશાએ સમુદ્રકાઠેથી બે માઇલના અંતરે આવેલું હતું. તે સમયે એનું નામ પેલુસિયમ - PELUSIUM - હતું. મુલ્કે-મિસરના મશહૂર વિજેતા હઝરત અમ્ર બિન આસે મિસર પર ચઢાઇ કરી ત્યારે સૌથી પહેલાં એજ શહેર પર કબજો કર્યો. એક રિવાયત મુજબ યૂનાનના નામવાન તબીબ જાલીનૂસની કબર અહીં હોવાથી એ શહેરની કીર્તિ ચોમેર પ્રસરેલી હતી. ''ઉમ્મુલ-અરબ'' નામે જે વસતિનો ઉલ્લેખ થયેલો છે, બીબી હાજિરહના સમયમાં કદાચ તેનું આ નામ નહિ હશે. બાદમાં બીબી હાજિરહના કારણે લોકો એને ''ઉમ્મુલ-અરબ'' કહેવા લાગ્યા હશે એટલે એવી વસતિ અથવા એવું સ્થળ જ્યાં ઇસ્માઇલી અરબોના નામવંતા માતાજી હઝરત બીબી હાજિરહ અલૈહિસ-સલામનો જન્મ થયો. (ઇબ્ને હિશામ જિ-૧ પા-૩૩નો હાશિયો.)

અલૈહિ વ સલ્લમના કનીઝ હતાં.

એક રિવાયત એવી છે કે હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના માતાજી બીબી હાજિરહ "ઉમ્મુલ-અરબ" એટલે સમગ્ર અરબવાસીઓના માતાજી ગણાય છે. આ કારણે તેઓ જે વસતિમાં રહેતાં હતાં તેનું નામ પણ ઉમ્મુલ-અરબ પડી ગયું.

**સહાબાને એક વસિય્યત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુહંમદ બિન મુસ્લિમ બિન ઉબૈદુલ્લાહ બિન શિહાબ ઝુહરીએ અબ્દુર્રહમાન બિન અબ્દુલ્લાહ બિન કઅબ બિન માલિક અન્સારીની રિવાયતથી કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું :

> "હે લોકો ! જયારે તમે મિસર ફતેહ કરો તો ત્યાંના રહેવાસીઓ સાથે નેકીનો વર્તાવ કરવાની મારી વસિય્યત યાદ રાખજો કેમકે તેઓને લગતી એક પ્રકારની જવાબદારી છે અને તે છે કરાબત એટલે સગાઇ-સંબંધ."

ઇબ્ને ઇસ્હાક કહે છે : આ હદીસ સાંભળીને મેં ઇબ્ને શિહાબ ઝુહરીને પૂછયું, "તે કઇ સગાઇ છે જેની વસિય્યત સહાબાને કરવામાં આવી ?"

ઇબ્ને શિહાબે જવાબ આપ્યો, "ઇસ્માઇલ અલૈહિસ-સલામના અમ્માંજી હઝરત હાજિરહ મિસરવાસીઓના એજ ખાનદાનમાંથી હતાં."

**અરબવાસીઓના આદિપૂર્વજ**————ઇબ્ને હિશામ કહે છે : અરબ ખંડની ભૂમિ પર વસનારા તમામે તમામ અરબો હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામ અને કહતાનની અવલાદ છે. યમનના કેટલાક વંશજ્ઞાનીઓના મંતવ્ય મુજબ કહતાન, હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની અવલાદમાંથી છે. એટલે જ હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામને "અબુલ-અરબ" કહેવામાં આવે છે એટલે તમામ અરબોના બાપ અથવા અરબ ખંડના અસલી અરબોના આદિપુરૂષ.

ઇબ્ને ઇસ્હાકે અરબોની વંશાવળી આ રીતે દર્શાવી છે : આદ બિન અવઝ બિન ઇરમ બિન સામ બિન નૂહ અલૈહિસ-સલામ અને સમૂદ તથા જદીસ એ બંને આબિર બિન ઇરમ બિન સામ બિન નૂહના બેટાઓ છે. અને તસ્મ તથા ઇમલાક તથા ઉમૈમ એ ત્રણે લાવિઝ બિન સામ બિન નૂહના બેટાઓ છે. અને એમના તમામ સંતાનો, તમામ ખાનદાનો અને ખાનદાનોના તમામ સભ્યો બધા જ અસલી અરબ કહેવાય છે.

હવે હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના વડા પુત્રનું નામ નાબિત હતું. નાબિતનો વંશવેલો આ છે: નાબિતનો બેટો યશજુબ અને યશજુબનો બેટો યઅરૂબ અને યઅરૂબનો બેટો તૈરહ, તૈરહનો બેટો નાહૂર, નાહૂરનો બેટો મુકવ-વિમ, મુકવ-વિમ નો બેટો ઉદદ અને ઉદદનો બેટો અદનાન.

**અદનાનની અવલાદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે. અદનાનના સમયથી જ હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના કબીલા તથા ખાનદાનોના લોકો જુદા-જુદા સ્થળોએ ફેલાઇને અલગ-અલગ રીતે વસી ગયા હતા. પછી અદનાનની બેગમે બે પુત્રોને જન્મ આપ્યો. એકનું નામ મઅદ્દ બિન અદનાન અને બીજાનું નામ અક્ક બિન અદનાન.

આ અક્ક નામનો બીજો પુત્ર મોટો થવા પછી મક્કહ છોડીને યમનની ભૂમિમાં ચાલ્યો ગયો અને પછી

કાયમ માટે ત્યાં જ વસી ગયો. કેમકે ત્યાં તેણે યમનના અશઅર નામે કબીલાની એક કન્યા સાથે શાદી કરી લીધી હતી. આ શાદીને કારણે અક્કની અને તેના બચ્ચાંઓની રહેણીકરણી, રીતભાત, બોલચાલ, રંગઢંગ અને સંસ્કાર અશઅર કબીલાના રંગે રંગાઈ ગયા. અશઅરી અને ઈસ્માઈલી ખાનદાન પણ એક થઈ ગયું અને ભાષા પણ ભેળસેળ થઈને અશઅરી બની ગઈ.

આ ખાનદાનના બધા જ લોકો અશઅર બિન નબ્ત બિન ઉદ્દ બિન ઝૈદ બિન હુમૈસઅ બિન અમ્ર બિન અરીબ બિન યશજુબ બિન ઝૈદ બિન કહલાન બિન સબા બિન યશજુબ બિન યઅરૂબ બિન કહતાનની અવલાદ છે. કેટલાકના કથન મુજબ નબ્ત બિન ઉદદનું જ બીજું નામ અશઅર છે. અમુક ઇતિહાસકારો અશઅરને માલિકનો બેટો કહે છે અને માલિકનું જ બીજું નામ મઝહજ બિન ઉદદ બિન ઝૈદ બિન હુમૈસઅ છે. કેટલાકના મત મુજબ અશઅર સબાનો બેટો હતો. અને સબા યશજુબનો બેટો હતો.

**અક્ક બિન અદનાન અને ગસ્સાન**————ઈબ્ને હિશામ કહે છે : મને અહમર બિન અબૂ મુહરિઝ તથા અબૂ ઉબૈદહએ, બનૂ સુલૈમ બિન મનસૂર બિન ઈકરિમહ બિન ખસ્ફહ બિન કૈસ બિન ગીલાન બિન મુદર બિન નિઝાર બિન મઅદ્દ બિન અદનાન વંશના એક શાઈર અબ્બાસ બિન મિરદાસનો એક શેઅર સંભળાવ્યો. અબ્બાસ આ શેઅરમાં અક્ક બિન અદનાન વિષે ગર્વ લેતાં કહે છે :

વ અક-કુબ્નુ અદના-નલ-લઝીન તલક-કબૂ, • બિ-ગસ્સાને હત્તા તુર્દ્દૂ કુલ્લ મુતર-રદિન

અર્થાત : અક્ક બિન અદનાન ખાનદાનના લોકો તે લોકો છે જેઓએ બનૂ ગસ્સાનનો લકબ ગ્રહણ કરી લીધો હતો ત્યાં સુધી કે તેઓને ચારે દિશાએ ફેલાવી દેવામાં આવ્યા.

એક રિવાયત મુજબ શેઅરની પહેલી કડીમાં "તલક-કબૂ"ને બદલે "તલઅ-અબૂ" શબ્દ આવેલો છે. એના અર્થ આ પ્રમાણે થશે : અદનાનનો બેટો અક્ક તે વીરનર છે જેણે ગસ્સાન નામે ઝરણા પાસે પોતાના શત્રુઓ સાથે ખૂંખાર જંગ ખેલીને બધાને ભગાડી મૂકયા.

આ શેઅર અબ્બાસ બિન મિરદાસના એક કસીદામાંથી લેવામાં આવ્યો છે. એમાં "ગસ્સાન" શબ્દ આવેલો છે. ગસ્સાન પાણીના એક ઝરણાનું નામ છે. આ ઝરણું યમન દેશના સરોવર પર બાંધેલા પ્રખ્યાત બંધ "સદ્દે-મઆરિબ" પાસે આવેલું છે. એ માઝિન બિન અસદ બિન ગૌસની અવલાદનું ઝરણું હતું. જેથી બનૂ માઝિનના લોકોનું પણ એજ નામ પડી ગયું.

અમુક જાણકારોનું કહેવું છે કે, ગસ્સાન એક પનઘટનું નામ છે. આ પનઘટ હુજફહ નામના કસબા પાસેના મુશલ્લલ સ્થળે આવેલો છે. એનું પાણી પીનારા કહતાનના વંશમાંથી માઝિન બિન અસદ બિન ગૌસ બિન નબ્ત બિન માલિક બિન ઝૈદ બિન કહલાન બિન સબા બિન યશજુબ બિન યઅરૂબ બિન કહતાનની અવલાદના કેટલાક કબીલા હતા. એ બધા કબીલાઓના લોકો પણ ગસ્સાન નામે જ પંકાઈ ગયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઈર હઝરત હસ્સાન બિન સાબિત અન્સારી રદિયલ્લાહુ અન્હુ એજ માઝિન બિન અસદ બિન ગૌસની અવલાદમાંથી હતા. મદીનહમાં વસનારા ઔસ અને ખઝરજ નામે બે કબીલાના લોકો અન્સાર કહેવાય છે. બંને કબીલાના લોકોએ ઈસ્લામ કબૂલ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઘણી મદદ કરી હતી. એ બંને કબીલાના બધા અન્સાર, હારિસહ બિન સઅલબા બિન અમ્ર બિન આમિર બિન હારિસહ બિન ઈમ્રઉલ-કૈસ બિન સઅલબા બિન માઝિન બિન અસદ બિન

ગૌસની અવલાદમાંથી હતા. હઝરત હસ્સાન બિન સાબિતનો શેઅર છે:

**ઇમ્મા સઅલ-તિ ફઇન્ના મઅ-શરુન નુજબુન, • અલ-અસ્દુ નિસ્બતુના વલ-માઉ ગસ્સાનુ.**

શું તેં કોઇને પૂછયું નહિ ? એટલે શું તને ખબર નથી કે અમે અશરાફ લોકો છીએ ? બનૂ અસદ અમારો કબીલો છે અને ગસ્સાન અમારો પનઘટ છે.

**મઅદ્દ બિન અદનાનનું ખાનદાન**————આ તો થયું અદનાનના બેટા અક્કનું વર્ણન જે યમનના અશઅર કબીલામાં જઇને વસી ગયો હતો. હવે અદનાનના બીજા પુત્ર મઅદ્દને લગતી માહિતીનું વર્ણન આ છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મઅદ્દ બિન અદનાનના ચાર પુત્રો હતા: (૧) કુદાઅહ (૨) નિઝાર (૩) કુનુસ (૪) ઇયાદ. એમાં કુદાઅહ તેનો વડો પુત્ર હતો. કુદાઅહનું બીજું નામ બક્ર હતું એટલે જ એનો બાપ અબૂબક્રના ઉપનામે પંકાયેલો હતો. આ કુદાઅહ પણ મોટો થવા બાદ યમન ચાલ્યો ગયો અને ત્યાં હિમ્યર બિન સબા નામના ગૃહસ્થ સાથે રહેવા લાગ્યો અને પછી કાયમ માટે ત્યાં જ વસી ગયો. હિમ્યરના બાપ સબાનું મૂળ નામ અબ્દે-શમ્સ હતું. તેનું સબા નામ એટલા માટે પડયું કે, અરબમાં એ પહેલો શખ્સ હતો જેણે લોકોની ધરપકડ કરવા માંડી. એટલે લોકોને બળજબરીથી પકડી-પકડીને પોતાના ગુલામ બનાવવા માંડયા. આ સબા અથવા અબ્દે-શમ્સ પોતે યઅરૂબ બિન યશજુબ બિન કહતાનનો બેટો હતો. [1]

ઇબ્ને હિશામ કહે છે : ઇબ્ને ઇસ્હાકે કુદાઅહને મઅદ્દનો બેટો કહ્યો છે પણ યમનવાસીઓ અને કુદાઅહના કુટુંબીઓનું કહેવું છે કે કુદાઅહ, માલિક બિન હિમ્યરનો બેટો છે જેમકે અમ્ર બિન મુર્રહ જુહની નામે શાઈરે કહ્યું છે.

**નહનુ બનુશ- શયખિલ- હિજાનિલ અઝહર • કુદા- અતુબ્ને માલિ- કિબ્ને- હિમ્યર**

અમે ઉંચા ખાનદાનના, રોશન ચેહરાવાળા શૈખ કુદાઅહ બિન માલિક બિન હિમ્યરની અવલાદ છીએ.

**અન- નસબિલ- મઅરૂફે ગયરિલ- મુન્કર • ફીલ હજરિલ મન્કૂશે તહતિલ- મિમ્બર**

આ તે ખાનદાન છે જે મશહૂર છે, ગુમનામ નથી. બલ્કે તેનું નામ મિમ્બર હેઠળના પથ્થરમાં કોતરાયેલું છે.

આ શેઅરો કહેનાર શાઈર પોતે પણ કુદાઅહની અવલાદમાંથી છે.

**નુઅમાન બિન મુનઝિર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મઅદ્દ બિન અદનાનના ત્રીજા પુત્રનું નામ કુનુસ છે. મઅદ્દ કબીલાની વંશાવળીના માહિતગારોનું માનવું છે કે કુનુસના કુટુંબીજનોમાંથી લગભગ બધા જ લોકો સંજોગોના વમળમાં સપડાઇને તબાહ થઇ ગયા. અલબત્ત તેના વંશમાંથી નુઅમાન બિન મુનઝિર નામના ગૃહસ્થે હીરહ પ્રદેશના બાદશાહ તરીકે અપૂર્વ નામના મેળવી છે અને મુહંમદ બિન મુસ્લિમ બિન અબ્દુલ્લાહ

---

૧. સબા અને સબઅ : અરબીના ''સબીય્ય''માંથી નીકળેલો શબ્દ છે જેના અર્થ લોકોને બળજબરીથી પકડીને ગુલામ બનાવી લેવું થાય છે. સબા ઉર્ફે અબ્દે-શમસ એક બળવાન, સાહસિક અને માથાભારે પુરૂષ હતો. લોકોને પરાણે પકડી લઇને પોતાના ગુલામ બનાવી લેતો હતો. આ કારણે એ સબાને નામે પ્રખ્યાત થઇ ગયો. બાદમાં એની આખી કૌમનું નામ સબા પડી ગયું. હઝરત સુલૈમાન અલૈહિસ-સલામના યુગમાં સબા નામે યમનની પ્રાચીન મહારાણી બિલકીસ એજ કૌમમાંથી હતી. કુર્આનમાં એનું વર્ણન થયું છે. (કામૂસુલ-કુર્આન પેજ ૨૫૬) ''હ''

બિન શિહાબ ઝુહરીએ કહ્યું કે, નુઅમાન બિન મુનઝિર, કુનુસ બિન મઅદ્દની અવલાદમાંથી હતો. કેટલાકે કુનુસ નામનો ઉચ્ચાર કનસ તરીકે કર્યો છે.

હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુના ખિલાફત-કાળમાં જ્યારે હીરહના બાદશાહ નુઅમાન બિન મુનઝિરની તલવાર હઝરત ઉમરની સેવામાં હાજર કરવામાં આવી તો આપે જુબૈર બિન મુત્ઈમ બિન અદી બિન નવફલ બિન અબ્દે મનાફ બિન કુસૈય નામના ગૃહસ્થને બોલાવી મંગાવ્યા. આ ગૃહસ્થ કુરૈશ કબીલાની વંશાવળીના સૌથી મોટા જ્ઞાની હતા. એટલું જ નહિ, તેઓ કુરૈશ ઉપરાંત અરબભરના કબીલાઓની વંશાવળીના પણ સૌથી મોટા નિષ્ણાત તરીકે પંકાયેલા હતા. તેઓ કહ્યા કરતા કે આ કળાનું જ્ઞાન તેમણે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ પાસેથી મેળવ્યું છે અને હઝરત અબૂબક્ર સિદ્દીક આ કળાના અરબભરમાં સૌથી મોટા જ્ઞાની હતા.

જ્યારે જુબૈર બિન મુત્ઈમ હાજર થયા તો હઝરત ઉમરે તેમને નુઅમાન બિન મુનઝિરની તલવાર દેખાડીને પૂછ્યું, ''હે જુબૈર ! નુઅમાન બિન મુનઝિર કયા કબીલામાંથી હતો ?''

જુબૈર બોલ્યા, ''કુનુસ બિન મઅદ્દના અનુગામીઓના કબીલામાંથી.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબના કબીલાઓની વંશાવળી જાણનારા બીજા લોકોનું કહેવું છે કે નુઅમાન બિન મુનઝિર કુનુસના કબીલામાંથી નહિ બલકે તે બનૂ લખ્મના કબીલામાંથી હતો અને બનૂ લખ્મના લોકો રબીઅહ બિન નસરની અવલાદમાંથી હતા. હવે અલ્લાહને જ સારી રીતે ખબર છે કે એમાંની કઇ વાત સાચી છે!

ઇબ્ને હિશામ કહે છે : લખ્મની વંશાવળી આ પ્રમાણે છે : લખ્મ બિન અદી બિન હારિસ બિન મુર્રહ બિન ઉદદ બિન ઝૈદ બિન હુમૈસઅ બિન અમ્ર બિન અરીબ બિન યશજુબ બિન ઝૈદ બિન કહલાન બિન સબા.

કેટલાકે લખ્મને અદીનો બેટો અને અદીને અમ્રનો બેટો અને અમ્રને સબાનો બેટો કહ્યો છે ત્યારે કેટલાકે આ પ્રમાણે લખ્મની વંશાવળી દર્શાવી છે : લખ્મ બિન રબીઅહ બિન નસર બિન અબૂ હારિસહ બિન અમ્ર બિન આમિર. એમાંથી આ છેલ્લો ગૃહસ્થ એટલે અમ્ર બિન આમિર પોતાનું વતન છોડીને પોતાના માણસો સાથે યમનથી ચાલ્યો ગયો અને એના કુટુંબમાંથી અબૂ હારિસહ તથા બીજા લોકો યમનમાં જ રહી ગયા.

---

**ગુજરાતી સંપાદકની નોંધ**————મુસ્લિમ ઇતિહાસકારો અને વંશાવળી-કળાના જ્ઞાનીઓએ અરબના લોકોની ત્રણ વિભાગોમાં વહેંચણી કરી છે : (૧) અરબ બાઇદહ (૨) અરબ આરિબહ (૩) અરબ મુસ્તઅ-રિબહ.

**અરબ બાઈદહ :** અરબના તે કબીલાઓ જેઓ ''તૂફાને-નૂહ''માં સલામત રહ્યા અને બાદમાં અરબના પ્રદેશોમાં ફેલાઈને આબાદ થયા. ત્યાં તેઓએ પોતાની હુકૂમતો કાયમ કરી લીધી અને મુદ્દત સુધી, પયગમ્બરોએ બતાવેલા અલ્લાહના દીન પર કાયમ રહીને સુખશાંતિનું જીવન ગુજારતા રહ્યા. બાદમાં સમયના વહેણની સાથે એ બધા રાહે-રાસ્તથી ભટકી ગયા અને પોતાની નાફરમાનીઓ કે અવળચંડાઇઓ કે અલ્લાહ સાથે ગદ્દારીઓને

કારણે અઝાબે-ઈલાહીમાં સપડાઈને કે કાળચક્રના સપાટામાં આવીને તબાહ થઈ ગયા.

હઝરત નૂહ અલૈહિસ-સલામના એક બેટાનું નામ સામ હતું અને સામના એક બેટાનું નામ ઈરમ હતું. આ બધા કબીલા એજ ઈરમ બિન સામ બિન નૂહની અવલાદમાંથી હતા જેથી આ કબીલાઓને બનૂ ઈરમ પણ કહે છે. ઈરમનું વર્ણન કુર્આનમાં થયેલું છે. આદ, સમૂદ, જદીસ, તસ્મ, જુરહુમ વગેરે કબીલા ''અરબ બાઈદહ''માંથી હતા. એમનો જમાનો એટલો જૂનો છે કે ઈતિહાસમાં એમના વિષેની બહુ ઓછી માહિતી મળે છે. અલબત્ત કુર્આનમાં એમની નાફરમાનીઓને કારણે એમની ઉપર તૂટી પડેલા ભયંકર અઝાબોનું સવિગત વર્ણન કરવામાં આવ્યું છે. એમાંના મોટા ભાગના કબીલા કુફરો-શિર્ક, બુત-પરસ્તી, બંડખોરી અને અલ્લાહના ઉપકારોની નાશુકરીને કારણે અઝાબે-ઈલાહીનો ભોગ બનીને હલાક થઈ ગયા. બાકીના થોડા ઘણા જેઓ સીધા રસ્તા પર હતા બચી ગયા. આદ કૌમના મશહૂર પયગમ્બર હઝરત હૂદ અલૈહિસ-સલામ હતા અને સમૂદ કૌમના મશહૂર પયગમ્બર હઝરત સાલિહ અલૈહિસ-સલામ હતા.

**અરબ આરિબહ :** આ તે કહતાની કબીલા છે જેઓએ અરબ બાઈદહ પછી અરબ પર પોતાની હુકૂમતની સ્થાપના કરી. એમાં સબા, કહલાન, હિમ્યર વગેરે કબીલાઓનો સમાવેશ થાય છે. આ કબીલાઓના લોકો મુલ્કે-યમન અને આજુબાજુના વિસ્તારમાં આબાદ થયા. પછી જ્યારે યમનના સરોવર પર બાંધેલો બંધ તૂટી ગયો અને પાણીના પ્રચંડ રેલાએ તબાહી મચાવી દીધી તો એમાંના કેટલાક કબીલા યમનથી નીકળીને અરબ ખંડના બીજા પ્રદેશોમાં જઈને વસી ગયા.

હઝરત નૂહ અલૈહિસ-સલામના બેટા સામના બીજા બેટાનું નામ અર-ફખ્શઝ હતું. એમની નસલમાં કહતાનનો જન્મ થયો. કહતાનનો બેટો યઅરુબ અને યઅરુબનો બેટો યશજુબ અને યશજુબનો બેટો સબા જેનું બીજું નામ અબ્દે-શમ્સ હતું. એજ સબા, કહતાની કબીલાઓનો બાવા આદમ ગણાય છે. હિમ્યર અને કહલાન એજ સબાના બેટા હતા. હિમ્યર અને કહલાનની નસલમાંથી અનેક ફાંટા નીકળ્યા. એ બધા કહતાની કબીલા કહેવાય છે.

**અરબ મુસ્તઅ-રિબહ**——સામ બિન નૂહના બેટા અર-ફખ્શઝની નસલમાંથી એક શાખ તો કહતાનની હતી જેનું ઉપર વર્ણન કરવામાં આવ્યું. એજ અર-ફખ્શઝની બીજી શાખ હઝરત ઈબ્રાહીમ અલૈહિસ-સલામની હતી. હઝરત ઈબ્રાહીમની શાખમાં આપના બેટા ઈસ્હાક, મદયન અને ઈસ્માઈલ હતા. હઝરત ઈસ્હાક અલૈહિસ-સલામના બેટા હઝરત યઅકૂબ અલૈહિસ-સલામ હતા જેમનું બીજું નામ ઈસરાઈલ હતું. એજ નામ પરથી એમની અવલાદને બની ઈસરાઈલ કહે છે.

બીજા બેટા મદયન હતા જેમની અવલાદ ઉત્તર હિજાઝમાં અકબાની ખાડી પાસે જઈને વસી ગઈ. એજ કૌમમાં હઝરત શુઐબ અલૈહિસ-સલામનો જન્મ થયો. મદયનના લોકો કુફરો-શિર્કમાં સપડાઈ ગયા. લેણદેણમાં બેઈમાની, નાપતોલમાં ...તરબાજી અને ડાકૂગરીના નાપાક ધંધાને કારણે આ કૌમના લોકો અઝાબે-ઈલાહીનો શિકાર બનીને તબાહ થઈ ગયા.

હઝરત ઈસ્માઈલ અલૈહિસ સલામની અવલાદમાં અમ્બાત, કેદાર અને સંખ્યાબંધ નસલો ચાલી, એજ કેદારના વંશની ત્રીસમી કે ચાલીસમી પેઢીમાં અદનાન નામે ગૃહસ્થ થયા, જેઓ ઈસ્માઈલી વંશના તમામ કબીલાઓના આદિ પૂર્વજ ગણાય છે. એજ અદનાનની નસલમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો

જન્મ થયો. એજ કૌમો કે કબીલાઓને ''અરબ મુસ્તઅ-રિબહ'' કહેવામાં આવે છે. આ અદનાની કબીલા હિજાઝ, નજ્દ અને ઉત્તર અરબના ઈલાકાઓમાં આબાદ થયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઈમાન લાવીને જે લોકો મુસલમાન બન્યા એ બધા અરબ આરિબહ અને અરબ મુસ્તઅ-રિબહમાંથી હતા. ઈસ્લામના આગમન વેળા એ બધા સિરાતે-મુસ્તકીમથી ભટકીને કુફરો-શિર્ક કે મૂર્તિપૂજાની ગંદકીમાં પડેલા હતા. એમાંના કેટલાક યહૂદી બની ગયા હતા. કેટલાક ખ્રિસ્તી બની ગયા હતા. અને અમુક એવા પણ હતા જેઓ ''દીને-હનીફી'' એટલે હઝરત ઈબ્રાહીમ અલૈહિસ-સલામના મૂળ આકાશી ધર્મના અનુયાયી હતા. પણ તેઓની સંખ્યા આટામાં નમક જેટલી પણ ન હતી. (આ માહિતી મવલાના તાલિબ હાશિમીની કિતાબ ''વુફૂદે-અરબ બારગાહે-નબવી મેં'' પરથી લેવામાં આવી છે.) ''હ''

---

# પ્રકરણ બીજું

# અમ્ર બિન આમિર અને સદ્દે-મઆરિબ

અમ્રનું યમનથી ભાગવાનું કારણ • અમ્ર બિન આમિરની હિજરત • સદ્દે-મઆરિબની તબાહી

(નોટ :- પહેલા પ્રકરણના અંતમાં આપણે વાંચી આવ્યા કે સબા ઉર્ફે અબ્દે-શમ્સની કૌમમાંથી અમ્ર બિન આમિર નામે ગૃહસ્થ પોતાના માણસો સાથે પોતાનું વતન યમન છોડીને ચાલ્યો ગયો અને એજ કૌમના અબૂ હારિસહ ના લોકો પોતાના પરિવારો સાથે ત્યાં જ રહી ગયા.) ''હ''

**અમ્રનું યમનથી ભાગવાનું કારણ**————ઇબ્ને હિશામ કહે છે : અમ્ર બિન આમિર પોતાનું વતન યમન છોડીને નાસી ગયો તેનું કારણ અબૂ ઝૈદ અન્સારીએ મને આ રીતે દર્શાવ્યું કે, યમનના જે ઇલાકામાં એ પોતાની કૌમ સાથે રહેતો હતો ત્યાં સરોવરની ફરતે એક અઝીમુશ-શાન બંધ બાંધેલો હતો. આ બંધનું નામ ''સદ્દે-મઆરિબ'' [1] હતું. આ બંધને કારણે, ત્યાં એક વિરાટ સરોવર બની ગયું હતું. લોકો પોતાની રોજિંદી જરૂરિયાતમાં અને ખેતરો, વાડીઓ તથા ક્યારાઓના જળસિંચનમાં તેનો ઉપયોગ કરતા હતા. [2]

એક દિવસે એવું બન્યું કે, અમ્ર બિન આમિરે આ બંધની દીવારમાં એક જંગલી ઉંદરને કાણું પાડતાં જોયો. એજ ક્ષણે તેને થયું કે આ બંધ હવે વધુ વાર ટકવાનો નથી. એક દિવસે જરૂર તૂટીભાંગીને અમારા બધાના જાનમાલનો સફાયો બોલાવી દેશે. માટે અહીંથી ઉતાવળે ઉઠાંતરી કરીને કોઇ બીજા દેશમાં પલાયન થઇ જવું જોઇએ પછી તેને એવો વિચાર આવ્યો કે મારી કૌમના લોકો મને અહીંથી જવા દેવાના નથી. જરૂર મારા માર્ગમાં તેઓ નડતર ઊભી કરશે. આ કારણે બહાના તરીકે તેણે એક યુક્તિ ઘડી કાઢી. આ યુક્તિ મુજબ

---

૧. સદ્દે-મઆરિબના અર્થ જરૂરતોની દીવાર થાય છે. સદ્દ એટલે દીવાર અને મઆરિબ એટલે જરૂરિયાત. મતલબ જીવનની જરૂરિયાત અર્થે પાણીને રોકવા માટે બાંધેલો બંધ. ''હ''

૨. યમનના દક્ષિણ-પૂર્વના પ્રદેશમાં ''મઆરિબ'' નામે એક ભવ્ય અને રળિયામણું શહેર હતું. સબા કૌમના લોકોએ અહીં પગદંડો જમાવીને એક બળવાન રાજ્યની સ્થાપના કરી લીધી હતી. અહીંના પહાડી પ્રદેશની ખીણોમાં નક્કર પથ્થરોનો મજબૂત પુસ્તો બાંધીને તેઓએ એક વિશાળ સરોવર બનાવી દીધું હતું જેનું નામ ''સદ્દે-મઆરિબ'' હતું. આ સરોવરમાંથી નહેરો કાઢીને તેઓ પોતાના બાગબગીચા, વાડીઓ અને ખેતરોનાં જળસિંચન કરતા હતા. સરોવરને કારણે ચારે તરફ લીલાલહેર હતી. અઢળક ધનસંપત્તિ હતી. આખો પ્રદેશ રળિયામણો હતો. લોકો દરેક રીતે સુખી હતા પણ એશઆરામમાં પડીને અલ્લાહને ભૂલી ગયા હતા. લોકો સૂરજને ભગવાન માનીને તેની પૂજા કરતા હતા. રાજ્યમાં ઠેકઠેકાણે સૂર્ય દેવતાના મંદિરો આવેલાં હતાં. પછી નસીબ પલટાયું તો બંધમાં ગાબડું પડતાં બંધ તૂટી ગયો. એવું પ્રચંડ પૂર આવ્યું કે આખા ઇલાકામાં તેણે તબાહી મચાવી દીધી. ઇસ્લામના ઉદયના આશરે ચાર સો વરસ પૂર્વે આ બનાવ બન્યો. કુર્આનમાં ''સયલિલ-અરિમ'' શબ્દોમાં એનું વર્ણન થયુ છે. વધુ વિગત આગળ આવે છે. ''હ''

તેણે પોતાના સૌથી નાના પુત્રને વિશ્વાસમાં લઇને એવો પાઠ ભણાવ્યો કે જ્યારે હું ગુસ્સે થઇને લોકોની રૂબરૂ તને તમાચો મારૂં તો તારે પણ ઉશ્કેરાઇને મને એક તમાચો મારી દેવો.

ઘડી કાઢેલી યોજના મુજબ છોકરાએ જ્યારે સૌની રૂબરૂમાં પોતાના બાપને તમાચો મારી દીધો તો અમ્ર બિન આમિરે હોબાળો મચાવી દીધો કે, હવે હું એક પળ માટે એવા સ્થળે રહી શકતો નથી જ્યાં સગા પુત્રે પોતાના બાપને તમાચો મારીને તેનું અપમાન કર્યું છે. એ પછી તેણે એજ સ્થળે પોતાના ઘરબાર અને માલ મિલકતનું લીલામ કરી નાખવાની જાહેરાત પોકારી દીધી.

લોકો એકમેકને કહેવા લાગ્યા, ''અમ્ર બિન આમિરના ગુસ્સાને ગનીમત જાણો અને મળેલી તક ઝડપી લઇને તેનો માલ-અસબાબ સસ્તા દામે ખરીદી લો !'' લોકોએ મળેલી તકનો લાભ લઇને તેનો બધો માલ-અસબાબ ખરીદી લીધો.

**અમ્ર બિન આમિરની હિજરત**————એ પછી અમ્ર બિન આમિર પોતાના પરિવાર સાથે યમનથી હિજરત કરી જવા તૈયાર થયો ત્યારે બનૂ અઝદ કબીલાના લોકો કહેવા લાગ્યા કે અમ્ર બિન આમિર જેવો સૌનો માનીતો સરદાર ચાલ્યો જાય તો અમારે પણ અહીં નથી રહેવું. ત્યારે એ બધા પણ પોતાનો સરસામાન વેચીને તેના સંગાતે થઇ ગયા. એ પછી આ બધા લોકો પૂરી તૈયારી કરીને ,ત્યાંથી ચાલી નીકળ્યા. ચાલતાં-ચાલતાં અને અહીંતહીં ઘૂમતાં-ફરતાં તેઓ અક્ક બિન અદનાનની વસતિમાં જઇ ચઢયા. [૧]

બહારના લોકોને પોતાની ભૂમિમાં ચઢી આવેલા જોઇને અક્કના લોકોએ, એમને પોતાની વસતિમાંથી હાંકી કાઢવાનો જંગ ખેલ્યો. આ જંગમાં કદી એક પક્ષનું પલ્લું નમી પડતું તો કદી બીજા પક્ષનું. છેવટે અમ્ર બિન આમિરના લોકોનો પરાજય થયો. તેઓ પરાજિત થઇને ત્યાંથી નાઠા અને જુદી જુદી જમીનોમાં વિખેરાઇને છૂટાછવાયા થઇ ગયા. અબ્બાસ બિન મિરદાસ નામના શાઇરે એજ બનાવ અંગે પોતાનો શેઅર કહ્યો છે જેને અમે ઉપર ટાંકી આવ્યા છીએ.

પરાજયના નતીજા રૂપે અમ્ર બિન આમિરના લોકોમાંથી જફનહ બિન અમ્ર બિન આમિરનું ખાનદાન સીરિયામાં જઇને વસી ગયું. ઔસ અને ખઝરજના કબીલા યસ્રિબ એટલે મદીનહ તરફ ચાલ્યા ગયા. ખુઝાઅહનું પરિવાર મુર્રા સ્થળે જઇને ઠરીઠામ થયું. અઝુદુસ-સરાતનું ખાનદાન સરાત નામે સ્થળે ચાલ્યું ગયું અને અઝદ ઉમ્માનના લોકો ઉમ્માનની ભૂમિમાં જઇને વસવાટ કરવા લાગ્યા.

**સદ્દે-મઆરિબની તબાહીનું બયાન**————અમ્ર બિન આમિરના યમન ત્યાગ બાદ અલ્લાહ તઆલાના હુકમથી મઆરિબના બંધ પર ભયંકર ઝંઝાવાત ફૂંકાયો અને પાણીના પ્રચંડ ધસારાએ બંધના ભૂક્કા બોલાવી દીધા. એજ દુર્ઘટના સંબંધી અલ્લાહ તબારક વ તઆલાએ પોતાના રસૂલ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર વહી નાઝિલ ફરમાવી :

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આદિપૂર્વજ અદનાનના બે પુત્રો હતા. અકક અને મઅદ્દ. એમાંથી અક્ક મોટો થતા બાદ બાપદાદાનું વતન છોડીને યમન ચાલ્યો ગયો હતો અને, ત્યાંના અશઅર કબીલામાં શાદી કરીને પોતાના બાલબચ્ચાંઓ સાથે ત્યાં જ કાયમ માટે વસી ગયો હતો. એવી જ રીતે મઅદ્દનો એક પુત્ર કુદાઅહ પણ યમન જઇને સબાના પુત્ર હિમ્યરને ત્યાં વસી ગયો હતો. અમ્ર બિન આમિર પોતાના કાફલા સાથે પ્રસ્થાન કરતો અક્કની વસ્તીમાં જઇ ચઢયો હતો. ''હ''

| | |
|---|---|
| લકદ્ કાન્ લિ-સબઇન | બેશક સબાની કૌમ માટે હતી ; |
| ફી મસ્કનિ-હિમ આયતુન. | તેઓના પોતાના રહેઠાણમાં એક નિશાની. |
| જન્નતાનિ અંય-યમીનિંવ-વ-શિમાલ | બે બાગોની હારમાળા (સડકની) જમણે અને ડાબે |
| કુલૂ મિર રિઝકિ | (તેઓના નબીએ કહ્યું,) ખાવ રોજીમાંથી |
| રબ-બિકુમ વશ્કુરૂ લહૂ. | તમારા પાલનહારની. અને આભાર માનો તેનો. |
| બલ્દતુન તૈયિ-બતુંવ | (કેમકે તમારા રહેવા માટે) શહેર રળિયામણું છે. |
| વ રબ્બુન ગફુર. | અને પાલનહાર ક્ષમાદાતા છે. |
| ફ-અઅ-રદૂ | ત્યારે તેઓએ મોઢાં ફેરવી લીધાં, |
| ફ-અર-સલ્ના અલૈહિમ | તો મોકલ્યું અમે તેઓની ઉપર, |
| સયલલ-અરિમ. | સયલલ-અરિમ.[૧] |

આયતમાં "સયલલ-અરિમ" શબ્દો આવેલા છે જેના અર્થ ભયંકર રેલ કે પ્રચંડ પૂર થાય છે. એમાં "સયલ" એટલે પાણીનું પ્રચંડ પૂર અને "અરિમ"ના અર્થ મજબૂત દીવાર, સરોવરની પાળ કે વહી જતું પાણી અટકાવવા માટેનો પુશ્તો વગેરે થાય છે.

ઇબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહએ કહ્યું કે "અરિમ"ના અર્થ "સદ્દ" એટલે બંધ થાય છે અને અરિમ શબ્દનું એકવચન "અરિમહ" આવે છે.

**અઅશા શાઇરના શેઅરો**————અઅશા કૈસ બિન સઅલબા બિન ઉકાબહ નામનો શાઇર જે અદનાનના બેટા મઅદ્દની અવલાદમાંથી હતો તેણે નીચે દર્શાવેલા શેઅરો કહ્યા છે.

વ ફી ઝાક લિલ મુઅતિસિ ઉસ-વતુન, • વ મઆરિબુ અફીય અલૈહલ અરિમ,

કોઇ બોધનો નમૂનો શોધનાર માટે, મઆરિબના બંધની તબાહીનો બનાવ, એક ઇબ્રતભર્યો કે બોધપ્રદ નમૂનો છે. અને પાણીના પ્રચંડ પૂરે મઆરિબ જેવા શહેરની શકલો-સૂરત બગાડી નાખી.

**રુખામુન બનૂ-તહૂ લહુમ હિમ્યરુન, • ઇઝા જાઅ મવ્વારુહૂ લમ યરિમ.**

તે બંધ જે આખે આખો સંગે-રુખામથી બનેલો હતો, એને હિમ્યરે બનાવ્યો હતો. જયારેય કદી (પવનના સુસવાટાઓથી સરોવરમાં) મોજાં ટકરાતાં એટલે પાણી પ્રચંડ પૂરનું રૂપ ગ્રહણ કરી લેતું તો પણ બંધ જરાયે હાલતો નહિ. (ઉન્નત મસ્તકે અડીખમ રહેતો અને સંગે-રૂખામ એટલે સફેદ પથ્થર અથવા સંગે-મરમર.)

**ફ અરવઝ- ઝુરૂઅ વ અઅનાબહા. • અલા સાઅતિન માઉહુમ ઇઝ કુસિમ.**

આ બંધના પાણીએ ખેતરોને લીલાંછમ બનાવ્યાં અને એ ધરતીની દ્રાક્ષના વેલાઓને ફળદ્રુપ બનાવ્યા અને જયારે પાણીની વહેંચણી થતી તો જળબંબાકાર થઇ રહેતો.

ફસારૂ અયાદિયા મા યક-દિરૂ, • અ—મિહુ અલા શુરબિન તિફલિન ફુતિમ.

પછી એ બધા એવા સફાચટ થઇ ગયા કે, ધાવણ છોડાવેલા ધાવણા બાળક સુધ્ધાંને એમાંથી ખોબા જેટલું પાણી આપવાની ક્ષમતા ધરાવતા ન હતા. એટલે સરોવરમાં પાણીનું ટીપું સરખું રહ્યું ન હતું.

૧. સૂરએ-સબા પારહ ૨૨, આયત ૧૪

ઇબ્ને હિશામ કહે છેઃ અને ઉમૈયહ બિન સલત નામે શાઈરે પણ આ બંધને લગતો લાંબો કસીદો રચેલો છે. આ શાઈર પણ અદનાનના બેટા મઅદ્દના વંશમાંથી હતો. તેના કસીદાનો એક શેઅર આ છે :

**મિન સબઇલ-હાદિરીન મઆરિબા ઇઝ, • યબ્નૂના મિન દૂનિ સીલિહિલ-અરિમા.**

અમે સબાના કબીલામાંથી છીએ જે મઆરિબ પાસે ત્યારે હાજર હતો જયારે તેના પાણીના વહેણની પેલે પાર લોકો બંધ બાંધી રહ્યા હતા.

અને નાબિગા જુઅદી નામે શાઈરે પણ આ બંધ અંગે રચેલા કસીદાઓની કેટલીક રિવાયતો મળે છે. પણ આ એક લાંબો કિસ્સો છે જેનું બયાન ટુંકાણના હેતુએ જતું કરૂં છું.

---

**ગુજરાતી સંપાદકની નોંધ :** સદ્દે-અમારિબની તબાહી પેહલાં અમ્ર બિન આમિર પોતાના માણસો સાથે યમન છોડીને અરબની ભૂમિ તરફ નીકળી ગયો. ત્યાં અક્ક કબીલાના લોકો સાથે ટકકર લાગતાં એ બધા પરાજય પામીને નાઠા અને અહીંતહીં વેરવિખેર થઇને અરબના જુદા-જુદા પ્રદેશો તરફ નીકળી ગયા. અમ્રનો જફના નામે પુત્ર પોતાના ખાનદાન સાથે સીરિયાની ભૂમિ તરફ જઇ ચઢયો અને ત્યાં જ વસી ગયો. બાદમાં એનું ખાનદાન ગસ્સાન નામે પંકાયું. અમ્રનો બીજો બેટો અબૂ હારિસહ પોતાના પરિવાર સાથે હિજાઝના પ્રદેશમાં આવેલા તિહામહ સ્થળે પહોંચીને ઠરીઠામ થયો. બાદમાં અબૂ હારિસહના લોકો ખુઝાઅહ નામે મશહૂર થયા. અમ્રનો ત્રીજો પુત્ર સઅલબા પોતાના બાલબચ્ચાં સાથે યસરિબની ભૂમિ તરફ નીકળી ગયો અને ત્યાંનો જ વસવાટ ગ્રહણ કરી લીધો. સઅલબાની અવલાદમાં એક શખ્સનું નામ હારિસહ હતું જેના બે બેટા, તેની કીલહ નામની પત્નીની કૂખથી પેદા થયા. એકનું નામ ઔસ હતું બીજાનું નામ ખઝરજ હતું. એમની અવલાદ યસરિબ એટલે મદીનહમાં જઇને રહેવા લાગી. જ્યાં અગાઉથી જ યહૂદીઓ કબજો જમાવીને વસેલા હતા. ઔસ અને ખઝરજ કબીલાના એજ લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લલાહુ અલૈહિ વ સલ્લમ પર ઈમાન લાવીને મુસલમાન બન્યા અને અન્સાર કહેવાયા.

અમ્ર બિન આમિર પોતે સબા ઉર્ફે અબ્દે-શમ્સના વંશમાંથી હતો. તિરમિઝી શરીફમાં હઝરત ફર્વહ બિન મુસૈક મુરાદીથી રિવાયત છે કે જયારે કુર્આનની સૂરએ-સબાની આયતો નાઝિલ થઇ તો એક શખ્સે પૂછયું, ''યા રસૂલલ્લાહ ! આ સબા શું છે ?''

આપે ફરમાવ્યું, ''સબા એક શખ્સનું નામ હતું જેના વંશમાંથી દસ કબીલા થયા. એમાંથી ચાર કબીલા સીરિયાની ધરતીમાં જઇને વસી ગયા : (૧) લખ્મ (૨) જુઝામ (૩) ગસ્સાન. (૪) આમિલા. બાકીના છ કબીલા યમનમાં રહી ગયા : (૧) અઝદ (૨) અશઅરીય્યીન (૩) હિમ્યર (૪) કિન્દહ (૫) મઝહિજ (૬) અન્માર.

પૂછવામાં આવ્યું, ''યા રસૂલલ્લાહ ! અન્માર કોણ છે ?''

ફરમાવ્યું, ''એનાથી ખસઅમ અને બજીલહના કબીલા થયા.''

(અસિહ-હુસ-સિયર ,પેજ ૪૦- સીરતે-સરવરે-આલમ જિ-૧ પ.૫૩૪- વુફૂદે અરબ બારગાહે-નબવી મેં. પેજ ૨૬૦) ''હ''

# પ્રકરણ ત્રીજું

# યમનનો બાદશાહ રબીઅહ બિન નસર

બાદશાહનો બિહામણો ખ્વાબ • સતીહ અને શિક્કની વંશાવળી • સતીહ નજૂમી, બાદશાહના દરબારમાં • શિક્ક નજૂમી બાદશાહના દરબારમાં • બાદશાહના પરિવારની ઇરાક તરફ હિજરત

**બાદશાહનો બિહામણો ખ્વાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબના ''તુબ્બઅ'' વંશના બાદશાહોમાંથી રબીઅહ બિન નસર નામે મુલ્કે-યમનનો એક મહાપ્રતાપી બાદશાહ હતો. એક રાતે તેણે એવો બિહામણો ખ્વાબ જોયો કે જેની દહેશતથી ભયભિત થઇને તે થથરી ઊઠયો. પોતાના રાજમાં વસનારા કાહિનો, જાદૂગરો, નજૂમીઓ, પંડિતો અને તંત્ર-મંત્ર જાણનારાઓને પોતાના દરબારમાં બોલાવીને તેણે કહ્યું, ''મેં એક વિચિત્ર ખ્વાબ જોયો છે જેણે મને ભયથી થથરાવી નાખ્યો છે. હું ચાહું છું કે તમે એ ખ્વાબની તઅબીર મારી આગળ રજૂ કરો.''

''હે બાદશાહ સલામત ! તેઓ બોલ્યા, ''આપ પોતાનો ખ્વાબ બયાન કરો, અમે તેની તઅબીર રજૂ કરીએ.''

બાદશાહ બોલ્યો, '' જો હું મારા ખ્વાબની વિગત કહી દઉં તો તમે બતાવેલી તેની તઅબીરથી મારા દિલને સંતોષ નહિ થાય. સંતોષ મારા દિલને તેની જ તઅબીરથી થશે જે પોતે બતાવી દે કે મેં ખ્વાબમાં શું જોયું છે? તમારામાંથી દરેક જણ ખ્વાબ અને તઅબીરની કળામાં નિષ્ણાંત હોવાનો દાવો કરે છે. માટે ખ્વાબમાં મેં શું જોયું એની વિગત પણ તમારે જ બતાવવી રહી.''

આ સાંભળીને હાજરજનોમાંથી એક શખ્સ બોલ્યો, ''હે બાદશાહ સલામત ! જો આપની એવી જ ઇચ્છા હોય તો કોઇને મોકલાવીને સતીહ અને શિક્ક નામે નજૂમીઓને આપના દરબારમાં હાજર થવાનો હુકમ ફરમાવો. કેમકે ખ્વાબ અને તઅબીરની કળામાં એ બંનેથી ચઢિયાતો બીજો કોઇ ઉસ્તાદ નથી આપ જે વાતનો

૧. ઇબ્ને હિશામે દર્શાવેલી વંશાવળી મુજબ યમનનો બાદશાહ રબીઅહ બિન નસર, યમન છોડી જનાર અમ્ર બિન આમરના ખાનદાનમાંથી હતો. અમ્રના એક પુત્રનું નામ અબૂ હારિસહ હતું જે યમનમાં જ રહી ગયો હતો. અબૂ હારિસહના એક પુત્રનું નામ નસર હતું. એજ નસરનો પુત્ર રબીઅહ. એ બધા સબા ઉર્ફે અબ્દે-શમ્સના વંશમાંથી હતા. સબાએ પોતાના પ્રદેશમાં પ્રાચીન પ્રજાના લોકોને કેદ કરીને કે કતલ કરીને પોતાની હુકૂમતની સ્થાપના કરી લીધી હતી. સબાના મરણ પછી તેનો બેટો હિમ્યર રાજ ગાદીએ બેઠો. એજ વંશમાં આગળ જતાં રબીઅહ બિન નસર યમનની રાજગાદીનો માલિક બન્યો. ''હ''

સવાલ પૂછશો, તરત તેઓ તેનાં જવાબ આપી દેશે. બંને આ કળાના અઠંગ ઉસ્તાદ છે.''

**સતીહ અને શિક્કની વંશાવળી**————સતીહનું નામ રબીઅ બિન રબીઅહ બિન મસઊદ બિન માઝિન બિન ઝિઅબ બિન અદી બિન માઝિન ગસ્સાન હતું. અને શિક્કનું નામ સઅબ બિન યશકુર બિન રુહમ બિન અફરક બિન કસર અથવા કૈસ બિન અબકર બિન અનમાર બિન નિઝાર હતું. એમાંથી અનમાર ના લોકો બજીલા તથા ખસ્ઉમના કબીલાઓમાંથી છે.

ઈબ્ને હિશામ કહે છે : યમનવાસીઓ અને બજીલા કબીલાના લોકોના કહેવા મુજબ અનમારની વંશાવળી આ છે : અનમાર બિન ઈરાશ બિન લિહયાન બિન અમ્ર બિન ગૌસ બિન નબ્ત બિન માલિક બિન ઝૈદ બિન કહલાન બિન સબા. કેટલાકે અરાશને લિહયાનને બદલે અમ્ર બિન લિહયાન બિન ગૌસનો બેટો કહ્યો છે અને બજીલા તથા ખસ્ઉમના લોકો યમની હતા.

**સતીહ નજૂમી બાદશાહના દરબારમાં**————ઈબ્ને હિશામ કહે છે : યમનના બાદશાહ રબીઅહ બિન નસરે બંને નિષ્ણાંત નજૂમીઓને દરબારમાં હાજર થવાનો હુકમ છોડયો. સતીહ નામનો નજૂમી શિક્ક કરતાં પહેલો દરબારમાં હાજર થઈ ગયો. બાદશાહે તેને કહ્યું, ''હે સતીહ ! મેં વીતેલી રાતે એક ખોફનાક ખ્વાબ જોયો છે. ચાહું છું કે એ ખ્વાબની વિગત તુંજ બતાવી દે અને પછી તેની તઅબીર રજૂ કર. લોકોએ મને કહ્યું કે આ કળાનો તું અઠંગ ઉસ્તાદ છે. જો મારા ખ્વાબની વિગત સાચી હશે તો તેની તઅબીર પણ સાચી હશે.

'' હે બાદશાહ ! સતીહ બોલ્યો, આપનો એવો જ હુકમ છે તો સાંભળો આપ નામદારે આગનો એક શોઅલો જોયો છે જે અંધારામાંથી નીકળીને લપકારા મારતો નીચાણવાળી જમીન પર ધસી ગયો અને ચોતરફ ફેલાઈને દરેક જાનદાર વસ્તુને ભરખી ગયો.''

બાદશાહ બોલી ઉઠયો, ''હે સતીહ ! ખરેખર તેં સાચું જ કહ્યું છે. મેં એજ ખ્વાબ જોયો છે. હવે એની તઅબીર બતાવી દે.''

''હે બાદશાહ ! સતીહ બોલ્યો, હું આપને કાળી પથરાળી ભૂમિમાં વસનારાં જીવજંતુઓના સોગંદ ખાયને કહું છું કે આપના રાજય પર હબશીઓ ચઢાઈ કરી દેશે અને અબયન તથા જુરશ વચ્ચેનો તમામ પ્રદેશ ફતેહ કરીને તેઓ આ પૂરા ઈલાકાના માલિક બની જશે. ''

બાદશાહે કહ્યું, ''હે સતીહ ! તારા બાપના સોગંદ ! આ તો બહુ માઠા સમાચાર છે. એ તો અમારા ક્રોધ અને આક્રોશ તથા દુઃખ અને સંતાપનું કારણ બનશે. વારૂ તેઓની આ ચઢાઈ મારા જીવનમાં થશે કે મારા મરણ પછી ?''

''જહાંપનાહ ! સતીહ બોલ્યો, આપના જીવનમાં નહિ, આપના મરણના સાઠ અથવા સિત્તેર વરસ પછી થશે.''

''વારૂ હબશીઓની હુકૂમત લાંબો કાળ ટકશે કે જલદી તેનો અંત આવી જશે?'' બાદશાહે પૂછયું.

સતીહે જવાબ આપ્યો, ''મહારાજ ! સિત્તેરથી એંસી વરસના ગાળામાં તેઓની હુકુમતનો ખાતમો

થઇ જશે. ઘણાબધા તેઓમાંથી કતલ થઇ જશે અને બાકીના જીવ બચાવીને અહીંતહીં નાસી છૂટશે.''

''કોણ તેઓને કતલ કરશે અને કોણ તેઓને આ ભૂમિમાંથી હાંકી કાઢશે.''

સતીહે કહ્યું, ''ઇરમ ઝી-યઝન''ની કૌમ અદનની ભૂમિમાંથી નીકળીને તેઓની ઉપર ચઢાઇ કરી દેશે અને વીણીવીણીને એકએકને કતલ કરી નાખશે. એક પણ હબશીને યમનની ભૂમિ પર જીવતો નહિ છોડશે.''

પૂછયું, ''શું ઇરમ ઝી-યઝનની હુકૂમત કાયમ માટે રહેશે કે તેનો પણ અંત આવી જશે ? ''

''નામદાર ! એની સત્તાનો પણ ખાતેમો બોલાય જશે. ''

''કોણ એની સત્તાનો ખાતેમો બોલાવી દેશે ?'' બાદશાહે પૂછયું.

''અલ્લાહના એક પયગમ્બર જેમની ઉપર આકાશી વહી ઉતરશે.''

''કોની અવલાદમાંથી હશે એ પયગમ્બર ?'' બાદશાહે પૂછયું.

''ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદરની અવલાદમાંથી.'' સતીહે કહ્યું, ''આ હુકૂમત એ પયગમ્બરને મળી જશે અને પછી એમની જ કૌમમાં કાયમ રહેશે ત્યાં સુધી કે આ દુનિયાનો અંત આવી જશે.''

''અરે તો શું આ દુનિયાનો પણ અંત આવવાનો છે ?''બાદશાહે હયરતથી પૂછયું.

''જી હા હે બાદશાહ !'' સતીહે કહ્યું, ''એક દિવસ આવશે જયારે આ દુનિયા ફનાને ઘાટ ઊતરી જશે. તે દિવસે આગલા અને પાછલા તમામ લોકો એક ચોકકસ સ્થળે ભેગા થઇ જશે. દરેકની કરણીનો હિસાબ કરવામાં આવશે. સદાચારીઓને નેકીનું મીઠું ફળ મળશે અને દુરાચારીઓને બદીઓનું માઠું ફળ મળશે.''

બાદશાહે પૂછયું, ''હે સતીહ ! શું તારી આ બધી વાતો સાચી છે જેના આગોતરા સમાચાર તું મને આપી રહ્યો છે?''

સતીહ બોલ્યો, ''હે બાદશાહ ! સંધ્યાની લાલી, કાળી રાતના અંધકાર અને ઉજળા પ્રભાતના અજવાળાંના સોગંદ છે કે જે કંઇ મેં કહ્યું એ બધું અક્ષરે અક્ષર સાચું છે.''

**શિક્ક નજૂમી બાદશાહના દરબારમાં**————સતીહના જવા બાદ શિક્ક નામે નજૂમી —જે ખ્વાબ અને તઅબીરની કળાનો ઉસ્તાદ હતો, બાદશાહના દરબારમાં હાજર થયો. બાદશાહે એને પણ તેજ સવાલો પૂછયા જે પહેલાને પૂછયા હતા અને આ બીજાએ પણ તેવા જ જવાબો આપ્યા જે પહેલાએ આપ્યા હતા. પરંતુ પહેલા સાથેના સવાલ-જવાબની આ બીજાને ખબર નહિ પડવા દીધી કે જેથી જાણી શકાય કે બંને મૂળ મામલા અંગે સહમત છે કે નહિ!

શિક્ક નજૂમીએ બાદશાહના સવાલનો જવાબ આપતાં કહ્યું, ''હે બાદશાહ ! આપ નામદારે આગનો એવો ભડકો જોયો જે અંધારામાંથી નીકળીને વીજળી પેઠે લપકયો. પછી આંખના પલકારામાં ઢલાણવાળી ધરતી તથા ટેકરાની વચ્ચે ઝીંકાયો અને જોતજોતામાં દરેક જાનદારને ભરખી ગયો.''

શિક્કનો આ જવાબ સાંભળીને બંને નજૂમીઓના સહમત હોવાની બાદશાહને ખાતરી થઇ ગઇ. અલબત્ત બંનેની વાતમાં થોડો ફરક હતો. સતીહ નજૂમીએ ફકત ઢલાણવાળી કે નીચાણવાળી જમીનનો ઉલ્લેખ કર્યો

હતો ત્યારે શિક્ક નજૂમીએ તેમાં ટેકરા વચ્ચેની જમીનનો પણ સમાવેશ કર્યો હતો.

મૂળ બાબતની ખાતરી થતાં બાદશાહે કહ્યું, ''હે શિક્ક ! તેં મારો ખ્વાબ તો સાચેસાચો બયાન કરી દીધો. હવે એની તઅબીર બયાન કર.

''હે બાદશાહ !'' શિક્ક નજૂમીએ કહ્યું, ''કાળી પથરીલી ભૂમિમાં વસનારાં તમામ જીવજંતુઓની કસમ ખાયને કહું છું કે આપના રાજ્યની ધરતી પર હબશીઓ તૂટી પડશે. તમામ રળિયામણી અને હરિયાળી ભૂમિ પર તેઓ કબ્જો કરી લેશે અને અબયનથી લઈને નજરાન સુધીના તમામ પ્રદેશોના તેઓ સત્તાધારી બની જશે.''

બાદશાહ બોલી ઊઠયો, ''હે શિક્ક ! તારા બાપના સોગંદ ! આ તો આપણા માટે બહુ દુઃખદાયક અને ખેદ ભરેલા સમાચાર છે. આખર આ બધું કયારે બનવાનું છે. ? મારી હયાતમાં કે તે પછી ?''

''જહાંપનાહ !'' શિક્ક બોલ્યો, ''આપના જમાનામાં નહિ બલકે આપના મરણના થોડા વરસો પછી બનવાનું છે. ત્યારબાદ એક મહાપ્રતાપી અને પ્રભાવશાળી શખ્સ જાહેર થશે. તે બધાને આ આફતમાંથી ઉગારી લેશે અને હબશીઓને તેઓના કરતૂતોની નામોશીભરેલી મજા ચખાડી દેશે.''

બાદશાહે પૂછયું, ''વારૂ તો એ પ્રભાવશાળી કે મહાપ્રતાપી શખ્સ કોણ હશે ?''

''તે એક નવજવાન હશે.'' શિક્ક બોલ્યો, ''તે એવો સાહસિક નવજવાન હશે જે ન કમજોર હશે ન કોઈ મામલામાં નમતું જોખનારો હશે. તે ઝી-યઝનના ખાનદાનમાંથી હશે. હબશીઓના મુકાબલા માટે નીકળશે અને તેઓમાંથી એકને પણ યમનની ભૂમિમાં ટકવા નહિ દેશે.''

''ત્યારે શું તેની હુકૂમત કાયમ માટે ટકશે કે જલદી તેનો પણ અંત આવી જશે?'' બાદશાહે પૂછયું.

''તેની હુકૂમત પણ લાંબી મુદ્દત ચાલવાની નથી. અલ્લાહના પયગમ્બરના હાથે તેનો અંત આવી જશે. એ પયગમ્બર દીનદારો અને ધર્મપ્રેમી આબરૂદારોમાં સચ્ચાઈ તથા ન્યાયની સાથે પધારશે. પછી હુકૂમત તેમનાં કૌમમાં ફેસલાના દિવસ સુધી કાયમ રહેશે.''

''ફેસલાનો દિવસ શું છે ?'' બાદશાહે પૂછયું

''તે દિવસ કે જેમાં સત્તાધારીઓને તેઓની કરણીનું ફળ આપવામાં આવશે. તે દિવસે આસમાનથી એક પોકાર પડશે જેને જીવતા અને મરેલા બધા સાંભળી લેશે. એ દિવસે આગલા પાછલા તમામ લોકો એક ચોકકસ સ્થળે એકત્ર થઈ જશે. સદાચારીઓને કામયાબી અને નેકીઓ નસીબ થશે.''

બાદશાહે પૂછયું, ''હે શિક્ક ! તું જે કંઈ કહી રહ્યો છે શું એ બધું સાચું છે ?''

શિક્ક બોલ્યો, ''હા બિલ્કુલ સાચું છે. હે બાદશાહ ! હું આસમાન અને જમીન વચ્ચે આવેલા વિસ્તારની કસમ ખાયને કહું છું કે ભવિષ્યના જે મહત્વપૂર્ણ સમાચાર મેં આપ્યા છે તે એકદમ સાચા છે. એમાં કોઈ જાતની ભૂલ કે શંકાને મુદ્દલ સ્થાન નથી.''

**બાદશાહના પરિવારની ઈરાન તરફ હિજરત**————બંને નજૂમીઓની અગમચેતીની વાતો રબીઅહ બિન નસરના અંતરની ઊંડાણમાં ઊતરી ગઈ. તેણે પોતાના સંતાનો અને ઘરવાળાંઓ માટે જીવન જરૂરિયાતની તમામ વસ્તુઓનો બંદોબસ્ત કર્યો. અને સાધન-સામગ્રીની પૂરી તૈયારી સાથે તેઓને ઈરાન તરફ રવાના કરી દીધા.

તે વેળા ઇરાન પર જે બાદશાહની હાક વાગતી હતી તેનું નામ શાપૂર બિન ખુરઝાદ (અથવા ખુરઝાઝ) હતું. યમનના રબીઅહ બાદશાહે એક કાગળ શાપૂર બાદશાહના નામે પોતાના કુટુંબીજનોના સ્વાગત વિશે લખી મોકલ્યો. શાપૂર બાદશાહે આ લોકોને આનંદભેર આવકાર્યા અને હીરહ પ્રદેશની ભૂમિમાં રહેવાની તેઓને પરવાનગી આપી દીધી.

એજ રબીઅહ બિન નસરના વંશવેલામાંથી નુઅમાન બિન મુનઝિર નામે યમનમાં પોતાના સમયનો મહાપ્રતાપી બાદશાહ થઇ ગયો છે. એ યમનનો વતની અને રબીઅહના વંશમાંથી હતો. હીરહ પ્રદેશ પર એણે જાહોજલાલીથી રાજ કર્યું. યમનવાસીઓની જાણકારી મુજબ એની વંશાવળી આ છે. નુઅમાન બિન મુનઝિર બિન અમ્ર બિન અદી બિન રબીઅહ બિન નસર પોતાના સમયનો દબદબાવાળો યમનનો બાદશાહ !

ખલ્કુલ-અહમર નામે વંશાવળી-કળાના માહિતગારે પણ મને એવી જ માહિતી આપી છે.

---

# પ્રકરણ ચોથું

# તુબ્બઅ વંશના બાદશાહોનું વર્ચસ

હસ્સાન બિન તુબાન અસઅદ • તુબાનની હાજરી મદીનહમાં • તુબાનના એક ફોજીની કતલ • બાદશાહને યહૂદી પાદરીઓની નસીહત • તુબ્બઅ બાદશાહની મક્કહ પર ચઢાઈ • કઅબહના ગિલાફનો આરંભ • કઅબહનો દરવાજો અને તાળું • યમનમાં યહૂદી ધર્મનો પ્રવેશ • સુબૈઅહ શાઇરહના શેઅરો • સત્યની કસોટી અને આગની લવાદી • અગ્નિ-પરિક્ષાની બીજી રિવાયત • રિઆમ મંદિરમાં શયતાનનો વાસો.

**હસ્સાન બિન તુબાન અસઅદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે જ્યારે યમનનો બાદશાહ રબીઅહ બિન નસર મરી ગયો તો આખા યમનની રાજસત્તા હસ્સાન બિન તુબાન અસઅદ બિન કલી કરબના હાથમાં આવી ગઈ. આ તુબાન અસઅદ જે બાદશાહ છે જે "તુબ્બઅ બીજો"ના ઉપનામે પંકાયેલો હતો. એ કલી કરબ બિન ઝૈદનો શાહઝાદો હતો. એનો બાપ ઝૈદ પણ યમનનો બાદશાહ હતો અને "તુબ્બઅ પહેલો"ના લકબે ઓળખાતો હતો. એ અમ્ર ઝુલ-અઝઆર બિન અબ્રહા ઝુલ-મનાર બિન રાઈશનો બેટો હતો. ઇબ્ને હિશામના કથન મુજબ કેટલાકે રાઈશને રૈશ કહ્યો છે.[1]

ઇબ્ને ઇસ્હાકે રાઈશની વંશાવળી આ પ્રમાણે દર્શાવી છે: રાઈશ બિન અદી બિન સૈફી બિન સબા અલ-અસગર બિન કઅબ કહફુઝ-ઝલમ બિન ઝૈદ બિન સહલ બિન અમ્ર બિન કૈસ બિન મુઆવિયા બિન જુશમ બિન અબ્દે-શમ્સ બિન વાઇલ બિન ગૌસ બિન કતન બિન અરીબ બિન ઝુહૈર બિન ઐમન બિન હુમૈસઅ બિન અરન-જહજ હિમ્યર બિન સબા અલ-અકબર બિન યઅરૂબ બિન યશજુબ બિન કહતાન.

**તુબાનની હાજરી મદીનહમાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ તુબાન અસઅદ અબૂ કરિબ એટલે તુબ્બઅ બીજો તે બાદશાહ છે જે યસરિબ એટલે મદીનહ જઈ પહોંચ્યો હતો. અને મદીનહના બે યહૂદી પાદરીઓને પોતાની સાથે પોતાના વતન યમન લઈ ગયો હતો. મદીનહ પછી એ મક્કહ ગયો હતો. મક્કહમાં એણે પવિત્ર કઅબહનું નવું ચણતર કરાવીને કઅબહ પર ગિલાફ ચઢાવ્યો હતો. એ રબીઅહ બિન નસરની બાદશાહી

૧. અસિહ-હુસ સિયરમાં છે કે આ રાઈશ અથવા રૈશ બાદશાહ હિમ્યર બિન સબાના વંશમાં પંદરમી પેઢી પછી યમનની રાજગાદીએ બેઠો હતો. એના સમયમાં સબા વંશની હુકૂમત વધારે મજબૂત બની. આથી પહેલાં યમનમાં બે હુકૂમતો હતી. એક સબાની ભૂમિમાં બીજી હઝ્રમવત ના પ્રદેશમાં. રાઈશે બંને પર કબજો કરીને બધાને તાબે કરી લીધા જેથી રાઈશ "તુબ્બઅ" લકબે પંકાય ગયો. (અસિહ-હુસ-સિયર પેજ ૩૪) "હ"

પહેલા યમનની રાજગાદી પર બેઠો હતો. અને આ તેજ અબૂ કરિબ છે જેના વિષે આ શેઅર લોકજીભે ચઢેલો છે.

લયતા હઝઝી મિન અબી કરિબ • અંય યસુદ્દ ખયરુહૂ ખબલહ.

એટલે કાશ ! મને અબૂ કરિબ તરફથી માત્ર આટલો જ લાભ મળતે કે તેની નેકીઓ તેની બુરાઈઓને મિટાવી દેત ! (એટલે તેણે જે નેકીઓ કરી તેની સરખામણીમાં તેની બુરાઈઓ કશી વિસાતમાં નથી.)

ઈબ્ને ઈસ્હાક કહે છે : તુબાન અસઅદ બાદશાહે યમનથી મદીનહ સુધીની સડક બનાવી હતી. એજ સડક પર થઈને તે યમનથી મદીનહ સુધી આવજાવ કરતો હતો. મદીનહના લોકો સાથે ઉદારદિલીનો વર્તાવ કરતો હતો. કોઈના દિલને દુઃખ પહોંચે કે કોઈની લાગણીને ઠેસ લાગે તેવી વાતોથી દૂર રહેતો હતો. એક વેળા મદીનહ ગયો તો પોતાના શાહઝાદાને અમુક મુદ્દત માટે ત્યાં જ મુકી આવ્યો. પછી એવું બન્યું કે મદીનહવાસીઓમાંથી કોઈએ તેના આ શાહઝાદાને ધોકાથી કતલ કરી નાખ્યો. શાહઝાદાની હત્યાના સમાચારે તુબાન અસઅદને પાગલ બનાવી દીધો. તાબડતોબ મદીનહ પર ચઢાઈ કરી દીધી; એવા વિચારે કે મદીનહ શહેરને ખેદાન-મેદાન કરી નાખે અને ત્યાંના લોકોનું કાસળ કાઢી નાખે અને ખજૂરીના ઝાડોને જડમૂળથી ઉખેડીને ફેંકી દે.

મદીનહવાસીઓને આ ચઢાઈના સમાચાર મળ્યા તો તેના મુકાબલા માટે મદીનહના અન્સારનો તે કબીલો સંગઠિત થઈ ગયો જેના સરદારનું નામ અમ્ર બિન તલ્લા હતું. આ કબીલો બનૂ નજ્જારની બિરાદરીમાંથી હતો.

**તુબાનના એક ફોજીની કતલ**――――――ઈબ્ને ઈસ્હાક કહે છે : યમનનો બાદશાહ તુબાન અસઅદ પોતાનું લાવલશ્કર લઈને મદીનહની ભાગોળે પહોંચી ગયો. અહીંના પડાવ દરમિયાન તેનો એક ફોજી નજીકની એક વાડીમાં ખજૂરની ચોરી કરવા ગયો તો વાડીના માલિક તેને મારી નાખ્યો. વાડીના માલિકનું નામ અહમર હતું જે બનૂ અદી બિન નજ્જારની બિરાદરીમાંથી હતો.

એની વિગત એમ છે કે બાદશાહનો ફોજી ખજૂરની ચોરી માટે વાડીમાં ગયો ત્યારે વાડીનો માલિક અહમર પોતાના માણસો સાથે વાડીમાં હાજર હતો. તેણે પેલા ફોજીને પોતાની વાડીમાં ઘૂસીને ખજૂરના ઝૂમખા તોડતા જોયો તો દાતરડું લઈને તેની ઉપર તૂટી પડયો અને બોલ્યો, "કલમી ખજૂરો પર તેના માલિકનો હક હોય છે, નહિ કે તારો !" આમ કહી દાતરડાંથી તેને રહેંસી નાખ્યો.

આ અણધારેલી ઘટનાએ તુબાન અસઅદ બાદશાહના વેરની આગને ઓરભી ભડકાવી દીધી અને પછી બંને પક્ષો એકબીજા સાથે બાખડી પડયા. મદીનહના અન્સાર કુનેહબુધ્ધિથી કામ લઈને દિવસના અજવાળામાં તેઓનો મુકાબલો કરતા અને રાતની વેળા સમાધાનાથી કામ લઈને તેઓની પરોણાગત કરતા. બાદશાહને તેઓના આ વિચિત્ર વલણથી ભારે કુતૂહલ થતું અને તે બોલી ઉઠતો. "અલ્લાહના સોગંદ! અમારી કૌમ બહુ ભોળી, ઉદાર અને શરીફ છે." બીજી તરફ અન્સારના અગ્રેસર અમ્ર બિન તલ્લાને આ કુનેહભરી નીતિથી સંતોષ હતો કે વિજય તો અંતે અમારો જ થશે.

એજ દરમિયાન જયારે કે બંને પક્ષો વચ્ચે યુધ્ધ જામેલું હતું, મદીનહના યહૂદીઓમાંથી બનૂ કુરૈઝહ

કબીલાના બે ધુરંધર પાદરીઓ બાદશાહની તહેનાતમાં હાજર થયા. મદીનહમાં વસનારા બધા યહૂદીઓ હઝરત યઅકૂબ બિન હઝરત ઈસ્હાક બિન હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહની અવલાદમાંથી હતા. અલ્લાહની રહમતો અને બરકતો હો એ બધા મહાન પયગમ્બરોના પવિત્ર આત્માઓ પર ! [૧]

**બાદશાહને યહૂદી પાદરીઓની નસીહત**——————આ બંને યહૂદી પાદરીઓ ઈલ્મો-હિકમત અને સમજબુધ્ધિમાં ઊંચુ સ્થાન ધરાવતા હતા. જ્યારે એ લોકોએ સાંભળ્યું કે યમનનો બાદશાહ મદીનહને અને મદીનહવાસીઓને તબાહ કરી નાખવાનો ઈરાદો ધરાવે છે તો બંને પાદરીઓએ તેની તહેનાતમાં હાજર થઈને કહ્યું,''હે બાદશાહ ! મદીનહને તબાહ કરવાનો ઈરાદો જતો કરો અને મદીનહવાસીઓની બરબાદીનો વિચાર માંડી વાળો. જો તમે આમ નહિ કરો અને નહિ અટકો તો તમારી અને મદીનહની વચ્ચે જરૂર કોઈ ભેદી દીવાર ઉભી થઈ જશે જે તમને મદીનહની તબાહીથી અટકાવી દેશે અને બનવા જોગ છે કે અલ્લાહનો અઝાબ તમારી ઉપર તૂટી પડે!''

''અલ્લાહનો અઝાબ.....?'' બાદશાહે નવાઈથી પૂછયું, એનું કારણ શું ?''

તેઓ બોલ્યા,''આ મદીનહ તે શહેર છે જ્યાં અલ્લાહના એક પયગમ્બર પોતાના વતનથી હિજરત કરીને પધારવાના છે. આ પયગમ્બર મક્કહના કુરૈશ કબીલામાં આખેરી જમાનામાં પાકવાના છે. તેઓ મક્કહથી હિજરત કરીને કાયમ માટે મદીનહમાં વસવાટ કરવાના છે.''

પાદરીઓની આ વાત બાદશાહના દિલમાં તીર બનીને ખૂંપી ગઈ. તે સમજી ગયો કે આ પાદરીઓને ભવિષ્યમાં બનનારા બનાવોની ખબર છે. તેને બંનેની વાતો ગમી ગઈ. એજ વેળા તેણે યુધ્ધ સંકેલી લેવાની જાહેરાત પોકારાવી દીધી. આ તુબાન અસઅદ અબૂ કરિબ યમનનો બાદશાહ પેલા યહૂદી પાદરીઓની ડહાપણ ભરેલી વાતોથી એટલો બધો પ્રભાવિત થયો કે તેણે એજ સ્થળે યહૂદી ધર્મ કબૂલ કરી લીધો અને પછી પોતાના લાવલશ્કરને લઈને યમન તરફ રવાના થઈ ગયો અને ત્યાં જઈને યહૂદી મઝહબની પેરવી કરવા લાગી ગયો.

(નોટ : અહીં અલ્લામા ઈબ્ને હિશામે ખાલિદ બિન અબ્દુલ-ઉઝઝા નામે શાઈરનું રચેલું દસ શેઅરોનું પ્રશસ્તિ-કાવ્ય જે તેણે મદીનહના અન્સારના અગ્રેસર અમ્ર બિન તલ્લાની શાનમાં રચેલું છે તે અમે જતું કર્યું છે.)

મદીનહના અન્સાર કબીલાના લોકો એવો દાવો કરે છે કે તુબ્બઅ વંશનો આ બાદશાહ આથી પહેલાં મદીનહના યહૂદી કબીલાઓ પ્રત્યે ધિક્કારની લાગણી ધરાવતો હતો અને ગમે તે ભોગે યહૂદીઓને ઠેકાણે પાડી દેવા માગતો હતો. પણ પેલા બે યહૂદી પાદરીઓની અગમચેતીથી ચેતીને તે પોતે યહૂદી બની ગયો. [૨]

**તુબ્બઅ બાદશાહની મક્કહ પર ચઢાઈ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : યમનનો તુબ્બઅ વંશનો આ તુબાન અસઅદ બાદશાહ અને તેની આખી કૌમ આથી પહેલાં મૂર્તિપૂજાનો ધર્મ પાળતા હતા. આ સમયે આ બાદશાહે મક્કહ ઉપર પણ ચઢાઈ કરી દીધી હતી. જ્યારે ચઢાઈના ઈરાદે મક્કહ તરફ ઊપડીને ઉસ્ફાન

૧. ઇબ્ને હિશામે અહીં મદીનહના યહૂદીઓની લાંબી વંશાવળી ટાંકેલી છે તે અમે જતી કરી છે. ''હ''

૨. આ રીતે તુબાન અસઅદ બાદશાહ પોતે તો યહૂદી બની ગયો પણ યહૂદી મઝહબને પણ મદીનહથી કાઢીને પોતાની સાથે યમન લઇ ગયો. બાદમાં આ યહૂદી મઝહબે, યમનમાં યુસુફ ઝૂ-નવાસ નામે બાદશાહના યુગમાં મોટી તબાહી મચાવી દીધી. વીસ હજાર ખ્રિસ્તીઓને તેણે જીવતા આગમાં બાળી નાખ્યા. એનું બયાન પ્રકરણ ૮માં આવે છે. ''હ''

તથા અમજ [1] વચ્ચે આવેલા કોઇ સ્થળે પહોંચ્યો તો હુઝેલ બિન મુદરિકા બિન ઇલ્યાસ બિન મુદર બિન નિઝાર બિન મઅદ્દ કબીલાના કેટલાક માણસો તેની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, "હે બાદશાહ ! શું અમે આપને એક છુપા ખજાનાની બાતમી નહિ આપીએ ?"

"છુપો ખજાનો ? બાદશાહે પૂછયું, કેવો અજાનો ?"

બોલ્યા, "એવો ખજાનો જેમાં મોતી, માણેક, પન્ના અને સોના-ચાંદીની વસ્તુઓનો ઢગલો છે. આથી પહેલાં કોઇને એ ખજાનાની ખબર ન હતી."

"વારૂ, એ ખજાનો કયાં આવેલો છે ?" બાદશાહે પૂછયું.

બોલ્યા,"મક્કહમાં એક ઘર છે. અરબના લોકો તેમાં પૂજાપાટ કરે છે. તેમાં નમાઝ પઢે છે અને દુઆ-બંદગીની બીજી ક્રિયાઓ કરે છે.

અસલમાં આ લોકો ખજાનાની બાતમીને બહાને તુબ્બઅ બાદશાહને મોતને ઘાટ ઉતારી દેવા માંગતા હતા. મક્કહ પર બાદશાહની ચઢાઇના વાવડ ફેલાય ગયા હતા. પોતે મક્કહના વતની હોવાથી જાણતા હતા કે જે બાદશાહે કે આક્રમણખોરે મક્કહ પર ચઢાઇ કરી અથવા જેણે કઅબહનું અપમાન કરવાનો ઇરાદો કર્યો, એ અલ્લાહની લઅનતનો ભોગ બનીને ભેદી રીતે તબાહ થઇ ગયો છે. તુબ્બઅ બાદશાહે તેઓની વાત માની લઇને મક્કહ જવાનું નક્કી કરી લીધું. પણ પોતાના નિર્ણયને અમલમાં મૂકવા પહેલાં તેણે પેલા બંને યહૂદી પાદરીઓને બોલાવ્યા અને પોતે જે કંઇ સાંભળ્યું હતું તેની વિગત દર્શાવીને સલાહ રૂપે પૂછયું. "બોલો મારે મક્કહ જવું કે નહિ ?"

યહૂદી પાદરીઓ બોલ્યા, "હે બાદશાહ ! અમારા આકાશી જ્ઞાન મુજબ આ લોકોએ તમારી તબાહીનો ત્રાગડો રચ્યો છે. મક્કહમાં છુપા ખજાના જેવું કંઇ નથી. તેઓનું કહ્યું માનીને મક્કહ પર આક્રમણને ઇરાદે જશો તો તમારૂં અને તમારા લશ્કરનું નામો-નિશાન મટી જશે. ત્યાં અલ્લાહનું જે ઘર આવેલું છે તેવું ધરતીના પટ પર બીજું કોઇ ઘર નથી. એ ઘર અલ્લાહએ પોતાને માટે અને પોતાના બંદાઓ માટે આ જમીન પર બનાવેલું છે."

"શું અલ્લાહએ પોતે જમીન પર આવીને એ ઘર બાંધેલું છે ?" બાદશાહે પૂછયું

"ના અલ્લાહના હુકમથી તેના બંદા અને તેના પયગમ્બર ઇબ્રાહીમે એ ઘર બાંધેલું છે."

"એ ઘરનું નામ શું છે ?"

"એને બૈતુલ્લાહ કહે છે અને કઅબહ પણ કહે છે."

"વારૂ આ કઅબહ અલ્લાહનું ઘર હોય તો તમે યહૂદી લોકો કેમ તેની તઅઝીમ નથી કરતા ?" બાદશાહે પાદરીઓને સવાલ કર્યો.

---

૧. ઉસ્ફાન : મક્કહ અને મદીનહના રસ્તાની એક જાણીતી મંઝિલ છે. ઊંટ પર પ્રવાસ કરતી વેળા મક્કહથી નીકળીને પહેલી મંઝિલ વાદીએ-ફાતિમહ આવે છે. અને ત્યાંથી આગળ જતાં બીજી મંઝિલ આવે છે. તેનું નામ ઉસફાન. મક્કહથી ઉસફાનનું અંતર ત્રીસથી ચાલીસ માઇલ જેટલું હશે.

અમજ : મદીનહની દિશાએ આવેલા એક સ્થળનું નામ છે. એક ખીણનું પણ એ નામ છે. આ ખીણ બનૂ સુલૈમની વસ્તિથી શરૂ થઇને સમુદ્ર કાંઠે પહોંચેલી છે. (ઇબ્ને હિશામ જિ.૧ પા. ૪૬)

જવાબમાં પાદરીઓ બોલ્યા, "વલ્લાહ હે બાદશાહ ! કઅબહ બેશક અલ્લાહનું ઘર છે. અલ્લાહના હુકમથી તેના પયગમ્બર ઇબ્રાહીમે બનાવેલું છે. તમે જે સવાલ પૂછયો કે ટકોર કરી તે વાજબી જ છે બેશક અમારે પણ અરબોની પેઠે કઅબહની તઅઝીમ કરવી જોઇએ. પણ બાબત એમ છે કે હવે ત્યાંના અરબોએ મૂર્તિપૂજાનો નવો ધર્મ ઉપજાવી કાઢયો છે અને અલ્લાહના આ ઘરમાં તેઓએ દેવી દેવતાઓની મૂર્તિઓ ઘડીને ગોઠવી દીધી છે. અમે એક અલ્લાહના પૂજારી છીએ. તેને જ અમારો સર્જનહાર અને પાલનહાર માનીએ છીએ. જયારે કે મક્કહના લોકો એક અલ્લાહને છોડીને પથ્થરની મૂર્તિઓની બંદગી કરે છે. મૂર્તિઓને પોતાનો ભગવાન માનીને તેની વેદી પર જાનવરોનો વધ કરે છે અને તેને જ પોતાનો પાલનહાર કે અન્નદાતા સમજે છે. તેઓના આ નવા ધર્મે તેઓની વચ્ચે અને અમારી વચ્ચે એક એવી દીવાર ઊભી કરી દીધી છે જેના ખંડનનું અમારામાં બળ નથી. મક્કહના લોકો મુશરિક પણ છે, કાફિર પણ છે અને ગંદા પણ છે. (આ ગંદકી તેઓના શરીરની નહિ, તેઓના આત્માની છે.) આ કારણે અમે ન તેઓના કામમાં ભાગ લઇ શકીએ છીએ ન કઅબહની તઅઝીમ માટે જઇ શકીએ છીએ"

"વારૂ તો મારે મક્કહ જવું કે નહિ ? "બાદશાહે પૂછયું, અને જાઉં તો કઅબહમાં દાખલ કેવી રીતે થવું ?"

"જવું જ હોય તો હે બાદશાહ ! તમારે પણ તેજ નિયમો પાળવા જોઇએ જે ત્યાંના લોકો પાળે છે. મક્કહ જઈને અલ્લાહના ઘરમાં દાખલ થવું હોય તો દાખલ થવા પહેલાં તમારા માથાના વાળ મૂંડાવી નાખો. એ પછી અલ્લાહના ઘરનો તવાફ કરો. એટલે કઅબહની ચોગર્દમ ઘૂમીને સાત ફેરા પૂરા કરો. ત્યાંના લોકો કઅબહની તઅઝીમ માટે જે ક્રિયાઓ કરે છે એ બધી ક્રિયાઓ તમે પણ પૂરી ધર્મભાવનાથી કરો અને ત્યાંના નિવાસ દરમિયાન પૂરેપૂરી નમ્રતા, દીનતા, સભ્યતા અને આજેઝી ગ્રહણ કરો. કઅબહની બેઅદબી થાય તેવું કોઇ કામ ન કરો"

તુબ્બઅ બાદશાહ યહૂદી પાદરીઓની અણીશુદ્ધ વાતો અને સલાહ સૂચનોથી બેહદ પ્રભાવિત થયો. તેઓની ભલી લાગણી બદલ પોતાનો સંતોષ જાહેર કર્યો અને પછી પેલા હુઝૈલ કબીલાના ધોકાબાજ લોકોને બોલાવી મંગાવ્યા જેઓએ છળકપટથી કામ લઇને એની તબાહીનું કાવતરૂં રચ્યું હતું. બાદશાહે એમાંના દરેક હતભાગીના હાથપગ કાપી નાખવાનો હુકમ છોડયો જેનું તુરંત પાલન કરવામાં આવ્યું.

એ પછી તુબ્બઅ બાદશાહ પોતાના લાવલશ્કર સાથે મક્કહ તરફ રવાના થયો. કઅબહના હરમમાં પ્રવેશવા પહેલાં પોતાના માથાના વાળ મૂંડાવી નાખ્યા. સાત ફેરા કઅબહની ચોગર્દમ ફરીને એક તવાફ મુકમ્મલ કર્યો. ત્યાંના કિયામ દરમિયાન ઊંટોની કુરબાની કરતો રહ્યો. લોકોનું કહેવું છે કે તુબ્બઅ બાદશાહે પૂરા છ દિવસ મક્કહમાં કિયામ કર્યો. એ દરમિયાન તેણે પોતાના ખજાનાનું મોં ખોલી નાખ્યું. આમ દઅવતો ઉપરાંત ગરીબો, નાદારો, બેવાઓ, યતીમોને છૂટા હાથે મદદ કરતો રહ્યો અને જાનવરોના માંસ ઉપરાંત લોકોને શહદ એટલે મધ પણ પીવાડતો રહ્યો.

**કઅબહના ગિલાફનો આરંભ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ મક્કહના કિયામ દરમિયાન એક રાતે તુબ્બઅ બાદશાહે એક ખ્વાબ જોયો. એક નૂરાની ચેહરાની વ્યકિતએ ખ્વાબમાં આવીને તેને બૈતુલ્લાહ એટલે કઅબહ પર મૂલ્યવાન કપડાનો ગિલાફ ઓઢાડવાનો હુકમ ફરમાવ્યો. આ હુકમનું

પાલન કરતાં તુબ્બઅ બાદશાહે પ્રથમ ''ખસ્ફ'' [1] નામે કાપડનો ગિલાફ બનાવીને કઅબહ પર ઓઢાડયો. એ પછી બીજી રાતે ફરીવાર તેણે ખ્વાબ જોયો. કે એજ નૂરાની બુઝુર્ગ તેને ''ખસ્ફ''થી ચઢિયાતા કાપડનો ગિલાફ કઅબહ પર ઓઢાડવાનો હુકમ ફરમાવી રહ્યા છે. ત્યારે તુબ્બહ બાદશાહે ''મઆફર'' નામે કાપડનો ગિલાફ બનાવીને કઅબહ પર ઓઢાડયો [2] પરંતુ ત્રીજી રાતે એનાથી યે ઉત્તમ કાપડનો ગિલાફ ચઢાવવાનો હુકમ ફરમાવવામાં આવ્યો ત્યારે તેણે ''મુલાઅ'' અને ''વસાઇલ''નામે સૌથી મૂલ્યવાન કાપડનો ગિલાફ બનાવીને કઅબહ પર ઓઢાડયો.

અરબના ઇતિહાસકારોનું કહેવું છે કે ''તુબ્બઅ બીજો'' તે બાદશાહ છે જેણે બૈતુલ્લાહ એટલે અલ્લાહના ઘર પર સૌથી પહેલાં ગિલાફ ચઢાવવાનો પાયો નાખ્યો. પછી તેણે કઅબહના મુતવલ્લીઓ એટલે વહીવટદારોને ગિલાફની પ્રથા કાયમ માટે ચાલુ રાખવાની વસિય્યત કરી. તે સમયે કઅબહના વહીવટી તંત્રનું સંચાલન બનૂ જુરહુમ નામે કબીલાના હાથમાં હતું. [3]

**કઅબહનો દરવાજો અને તાળું**————કઅબહના ગિલાફ ઉપરાંત તુબ્બઅ બાદશાહે કઅબહને સ્વચ્છ રાખવાના, તેમાં મારામારી કે કાપાકાપી નહિ કરવાના, મરેલા ઢોરનું માંસ, ઢોરનું લોહી, ગંદા ચીથરાં કે કચરોપૂંજો નહિ નાખવાના, તેમાં હૈઝ કે નિફાસવાળી સ્ત્રીને પ્રવેશવા નહિ દેવાના અને હરેક પ્રકારે કઅબહને પાકસાફ રાખવાના આદેશો પણ છોડયા. એજ તુબ્બઅ બાદશાહે કઅબહનો દરવાજો ઘડાવ્યો અને દરવાજાને ચાવીથી તાળું મારવાની પ્રથા ચાલુ કરી.

**સુબૈઅહ શાઇરહના શેઅરો**————આ તેજ તુબ્બઅ બાદશાહ છે જેની ખૂબીઓ, નેકીઓ અને સંસ્કારોના વખાણ સુબૈઅહ બિન્તે અહબ્બ નામની શાઇરહએ પોતાના એક કસીદામાં કર્યા છે. એની વંશાવળી આ છેઃ સુબૈઅહ બિન્તે અહબ્બ બિન ઝૈનબહ બિન જઝીમહ બિન ઔફ બિન નસર બિન મુઆવિયા બિન બક્ર બિન હવાઝિન.......બિન કૈસ બિન એેલાન.

સુબૈઅહ શાઇરહના ખાવિન્દનું નામ અબ્દે-મનાફ બિન કઅબ બિન સઅદ બિન તૈમ બિન કઅબ બિન મુર્રહ..... બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર બિન કિનાનહ હતું. અબ્દે મનાફથી જન્મેલા સુબૈઅહ શાઇરહના એક પુત્રનું નામ ખાલિદ હતું. ખાલિદને સંબોધીને સુબૈઅહએ એક કસીદો રચ્યો છે જેમાં તેણે પોતાના પુત્ર ખાલિદને કઅબહનું માન જાળવવાની અને કઅબહના હરમમાં બંડખોરી નહિ કરવાની નસીહત કરી છે અને તુબ્બઅ બાદશાહે જે આજેઝી નમ્રતા, દીનતા અને સેવાભાવથી અલ્લાહના ઘર કઅબહ માટે જે કામો કર્યાં તેનું વર્ણન કરીને તેને ખંડણી આપી છે. સુબૈઅહ પોતાના કસીદામાં કહે છેઃ

---

૧. ખસ્ફ : અરબી શબ્દ છે જેના અર્થ ખજૂરીના પાંદડા અને બીજા રેશાઓની મેળવણીથી બનાવેલું કાપડ, જાડા ખાદીના કાપડ માટે પણ આ શબ્દ વપરાય છે.

૨. મઆફર : યમનના એક શહેરનું નામ અહીંની શાળ પર વણેલું કાપડ મઆફર નામે જાણીતું હતું. (ઇબ્ને હિશામ જિ.૧ પા. ૪૮નો હાશિયો.)

3. યમનના બાદશાહ ''તુબ્બઅ બીજા''એ અલ્લાહના ઘર કઅબહ પર ગિલાફ ચઢાવવાનો ચાલુ કરેલો આ રિવાજ, હજારો વરસના વહાણા વીતી જવાં છતાં આજે પણ ચાલુ છે. સુઊદી અરબના બાદશાહો, લાખો રિયાલના ખર્ચે તૈયાર કરેલો, મૂલ્યવાન કાપડનો કાળા રંગનો ગિલાફ, આજે પણ દર વરસે, કઅબહને ગુસલ આપવા પછી કઅબહ પર ચઢાવે છે. ''હ''

૧. અ બુનય્ય ! લા તઝલિમ બિ-મક્કત..• લસ્‌ - સગીર વલલ - કબીર...

હે મારા વહાલા બેટા ! મક્કહમાં ઝુલ્મો-સિતમ ન કરજે ! ન છોટાંઓ પર ન મોટાંઓ પર!

૨. વહફિઝ મહારમ્‌-હા બુનય્ય !.......• વલા યગુર- રન-નકલ- ગુરૂર...

પ્યારા પુત્ર ! મક્કહની આદરપાત્ર ચીજોની હિફાઝત કરજે અને જોજે. અભિમાન કે ખોટા વિચારો તને ધોકામાં નહિ નાખી દે.

૩. અ બુનય્ય ! મંય-યઝલિમ બિ-મક્કત્‌ • યલ્કા અત્રા - ફશ - શુરૂર....

હે મારા બેટા ! જે માણસ મક્કહમાં ઝુલ્મો-સિતમ કરે છે તેને છેવટે માઠાં પરિણામો ભોગવવાં પડે છે.

૪. અ બુનય્ય ! યુદરબ વજ - હુહૂ.....• વ યલુહ બિ-ખદ-દૈહિસ-સઈર..

હે મારા પુત્ર ! એવા ત્રાસવાદીના મોઢા પર માર પડે છે અને ભડકતી આગ તેના કોમળ ચેહરાની રૂપરેખા બગાડી નાંખે છે.

૫. અ બુનય્ય ! કદ જર-રબ-તુહા.....• ફ-વજદ-તુ ઝાલિમ-હા યબૂર...

હે મારા પ્યારા પુત્ર ! મને એના ઘણા અનુભવો થયા છે. એમાં એટલે મક્કહમાં ઝુલ્મ કરનારને મેં તબાહ થતાં જ જોયો છે.

૬. અલ્લાહુ આમન-હા વમા..........• બુનિયત બિ-અર-સતિહા કુસૂર..

મક્કહ અને એની ધરતી પર જેટલા મહેલો છે, અલ્લાહએ એ બધાને શાંતિ અને સલામતી અર્પણ કરેલી છે.

૭. વલ્લાહુ આમના તૈરહા.......... • વલ ઉસ્મુ તઅ-મનુ કી સબીર..

અલ્લાહએ એના પંખી-પક્ષીઓને પણ શાંતિ-સલામતી બખ્શી દીધી છે. અને સબીર નામે પહાડમાં વસનારી હરિણીઓ પણ શાંતિ-સલામતીથી રહે છે.

૮. વ લકદ ગઝાહા તુબ્બઉન.......... • ફ-કસા બનીય-યત્હલ-ખબીર...

અને બેશક તુબ્બઅ બાદશાહે આ ગૌરવવંતા ભવ્ય ઘરનો ઈરાદો કર્યો છે અને તેના દર્શન માટે આવ્યો છે અને તેની ઈમારત પર નવો, નાજુક, નકશીદાર ગિલાફ ચઢાવ્યો છે.

૯. વ અઝલ્લ રબ્બી મુલ્ક-હૂ......... • ફીહા ફ-અવફા બિન-નુઝૂર.....

અને મારા પાલનહારે તેના દેશને તાબેદાર બનાવી દીધો તો તેમાં તેણે નજરાણાં અર્પણ કર્યા.

૧૦. યમ્શી ઈલૈહા હાફિયન.............• બિ ફિના-ઈહા અલ્ફા બઈર....

જોવામાં આવ્યું કે તે એ ઘર તરફ ઉઘાડા પગે જઈ રહ્યો છે અને એ ઘરના ચોકમાં બે હજાર ઊંટો હાજર છે. (કુરબાની અને મહેમાનોની ઝિયાફત માટે.)

૧૧. વ યઝલ્લુ યુત્ઈમુ અહ-લહા.........• લહમલ મહારી વલ જુઝૂર......

અને તે ત્યાંના રહેવાસીઓ માટે ઊંચી જાતના ઊંટો અને બીજાં ખાવા લાયક જાનવરોનું ગોશ્ત ખવડાવતો

જઇ રહ્યો છે.

૧૨. યસ્કી હિમુલ અસલલ મુસફ-ફા..... • વર - રહીદા મિનશ - શઇર...

તે તેઓને શુધ્ધ મધ અને સ્વચ્છ જવનું મીઠું પીણું પીવડાવતો જઇ રહ્યો છે.

૧૩. વલ-ફીલુ અહ-લકા જય-શહૂ...... • પુરમૌના ફીહા બિસ-સુખૂર.....

અને હાથીવાળા લશ્કરને તબાહ કરી નાખવામાં આવ્યું અને જોનારા જોઇ રહ્યા હતા કે તેઓ પર આ વસતિમાં ચટાણો વરસી રહી છે.

૧૪. વલ-મુલ્કુ ફી અકસલ-બિલાદિ...... • વ ફિલ-અઆજિમિ વલ-જઝીર.

અને તેના બાદશાહને મક્કહથી દૂર-દરાજના શહેરો અને અરબથી બહારના દેશો અને ટાપુઓમાં હલાક કરી નાખવામાં આવ્યો.

૧૫. ફસ્મઅ ઇઝા હુદ-દસ્ત વફ-હમ..... • કયફા આકિ-બતુલ-ઉમૂર.....

તો હે મારા વ્હાલા બેટા ! જે કંઇ તને કહેવામાં આવ્યું તેને સાંભળી લેજે ! અને પરિણામ શું આવશે તેનો વિચાર કરી લેજે !

ઇબ્ને હિશામ કહે છે : આ શેઅરો મુકૈયદ છે અને મુકૈયદ એવા શેઅરોને કહે છે જેને ઝબર, ઝેર, પેશ એટલે કાના-માત્રા નહિ લગાડવામાં આવે અને ત્યાં થોભવામાં આવે.

**યમનમાં યહૂદી ધર્મનો પ્રવેશ**————તુબ્બઅ બાદશાહ જ્યારે આ બધાં કામોથી પરવારી ગયો તો તેણે પોતાના વતને જવાની તૈયારી કરી અને જે કંઇ તેનું લાવલશ્કર હતું તેને લઇને તથા પેલા બંને યહૂદી પાદરીઓને પોતાની સાથે લઇને તે મક્કહથી યમન તરફ રવાના થઇ ગયો.

યમનની ભૂમિમાં પ્રવેશીને તુબ્બઅ બાદશાહે સૌથી પહેલું જે કામ કર્યું તે યહૂદી ધર્મના પ્રચાર અને પ્રસારણનું કામ હતું. કેમકે તે પોતે પણ દિલોજાનથી યહૂદી ધર્મ સ્વીકારી ચૂકયો હતો. પરંતુ જ્યારે તેણે પોતાની રૈયતને યહૂદી ધર્મ કબૂલ કરી લેવાનો હુકમ બહાર પાડયો તો લોકોએ ખુલ્લા શબ્દોમાં તેનો ઇન્કાર કરી દીધો અને બાદશાહને સામો પડકાર ફેંકયો કેઃ

> "કોનો ધર્મ ખરો છે અને કોનો ધર્મ ખોટો છે તેનો ફેસલો આગની પરીક્ષાથી કરવામાં આવશે. જે પક્ષ આગથી સલામત રહેશે તેનો ધર્મ સાચો અને આગમાં બળી મરનારનો ધર્મ ખોટો."

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબૂ માલિક બિન સ્અલબા બિન અબૂ માલિક કુરઝીએ ઇબ્રાહીમ બિન મુહંમદ બિન તલહા બિન ઉબૈદુલ્લાહની રિવાયતથી કહ્યું કે તુબ્બઅ બાદશાહ જ્યારે મક્કહથી ઊપડીને યમનની સરહદે પહોંચ્યો તો તેની હિમ્યર કૌમના લોકોએ તેને કહ્યું, "હે બાદશાહ ! અમે તને યમનની ભૂમિમાં દાખલ નહિ થવા દઇએ."

બાદશાહે પૂછયું, "હે મારા હિમ્યરી ભાઇઓ ! તમે મારો રસ્તો કેમ રોકો છો ? "

"હે બાદશાહ !" લોકો બોલ્યા, "અમે સાંભળ્યું છે કે તેં બાપદાદાનો ધર્મ ફગાવી દીધો છે. અને એ

સાચી વાત છે?''

''હા બિલકુલ સાચી વાત છે.'' બાદશાહે કહ્યું, ''સાંભળો, આપણા બાપદાદાનો જે ધર્મ છે તેનાથી યહૂદી ધર્મ ચઢિયાતો છે. માટે તમે પણ ખુલ્લા દિલે એનો સ્વીકાર કરી લો.''

''હે બાદશાહ !'' લોકો બોલ્યા, ''જો તારી વાત સાચી હોય તો ચાલ તે આગ પાસે જે આપણા ખરા-ખોટા મામલાને ન્યાયપૂર્વક ઉકેલી નાંખે છે.''

**સત્યની કસોટી અને આગની લવાદી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : તે વેળા યમનમાં કોઈ ઝગડો ખડો થતો અથવા કોઈ સમસ્યા કે મડાગાંઠ ઊભી થતી તો તેના નિરાકરણ માટે આગને લવાદ બનાવવાની પ્રથા યમનવાસીઓમાં પરાપૂર્વથી ઊતરી આવતી હતી. બંને તકરારી પક્ષો આગ પાસે પહોંચીને તેને લવાદ બનાવી લેતા. પછી ગમે તેવો ગૂંચવાયેલો મામલો હોય આગ તેનો ફેસલો કરી નાખતી. એમાં એવું બનતું હતું કે જે પક્ષ જૂઠો હોય, આગ આગળ વધીને તેને બાળીને ભસ્મ કરી નાખતી અને સાચો પક્ષ આગમાંથી સલામતીથી પાર ઊતરી જતો. આ પ્રથા હઝરત આદમથી ચાલુ હતી.

બાદશાહે તેઓનો પડકાર ઝીલીને અગ્નિ-પરીક્ષાનો સ્વીકાર કરી લીધો. જ્યારે નક્કી કરેલો સમય આવ્યો તો તેની કૌમના લોકો પોતાના ભગવાનોની મૂર્તિઓને ખભે ઉપાડીને અને પોતાના ઈષ્ટદેવોને પ્રસન્ન કરવાની સામગ્રી લઈને તે સ્થળ તરફ ઊપડયા જે આગના પ્રાકટયનું મુખ્ય મથક ગણાતું હતું. બીજી તરફ બાદશાહ પણ પોતાના માણસો સાથે પેલા બંને યહૂદી ધર્માત્માઓને લઈને એ સ્થળે પહોંચી ગયો. યહૂદી મહાત્માઓએ પોતાના આકાશી પુસ્તક તવરાતને પોતાના ગળે લટકાવેલા હતાં. જ્યારે બંને પક્ષો ત્યાં આવી ગયા તો લોકોએ જોયું કે અલ્લાહની કુદરતથી આગ પોતાના સ્થળેથી નીકળીને મૂર્તિપૂજકો તરફ ધસવા લાગી. એ જોઈએ મૂર્તિપૂજકો ભયભિત થઈને પાછળ ખસવા લાગ્યા. સામા પક્ષે તેઓને લલકાર્યા કે ખબરદાર પાછળ હઠવું નહિ. આ પરીક્ષાનું સ્થળ છે. ધીરજ ધરીને પોતાની જગાએ ઊભા રહો. ત્યારે પેલા લોકો ભોંઠા પડીને પોતાના સ્થળે ઊભા રહી ગયા. ત્યાં સુધી કે આગે ચોતરફથી તેઓને ઘેરી લીધા. અને જોતજોતામાં તેઓને, તેઓની મૂર્તિઓને, તેઓની પૂજાપાટની સામગ્રીને અને તેને ઉપાડનારાઓને સંપૂર્ણ રીતે ભરખી લીધા. બીજી તરફ યહૂદી ધર્માત્માઓ પોતાના ગળે તવરાત ભેરવીને, પેશાની પરથી પરસેવો ટપકાવતા પોતાના માણસો સાથે યાહોમ આગમાં ઘૂસી ગયા અને સલામતી સાથે હેમખેમ પાર ઊતરી ગયા.

બસ પછી શું હતું. તુબ્બઅ બાદશાહની મુલ્કે-યમનમાં વસનારી તમામ રૈયતે કુદરતનો આ ચમત્કાર જોઈને બાદશાહનો મઝહબ કબૂલ કરી લીધો. બસ અહીંથી જ આ ઘટનાને આધારે મુલ્કે-યમનમાં યહૂદી મઝહબનું મંડાણ થઈ ગયું.

**આગની પરીક્ષાની બીજી રિવાયત**——— ——ઈબ્ને ઈસ્હાકે આ અદ્‌ભુત ઘટનાનું બીજા રાવીઓને મુખે આ રીતે આલેખન કર્યું છે કે, યહૂદી ધર્માત્માઓ અને બાદશાહની હિમ્યર કૌમ વચ્ચે પડેલી મડાગાંઠનો ઉકેલ એવી રીતે નક્કી થયો કે, જે પક્ષ આગને ખદેડીને તેના સ્થળે મૂકી આવે તે સાચાં અને જે એમાં નિષ્ફળ જાય તેનો ધર્મ ખોટો. આ નિર્ણય મુજબ મૂર્તિપૂજ- પક્ષના પંડિતો આહુતિની સામગ્રી લઈને આગ પાસે ગયા અને ધર્મશાસ્ત્રના શ્લોકોનો મંત્રોચ્ચાર કરવા લાગ્યા કે જેથી આગને ખદેડીને તેના સ્થળે મૂકી આવે પરંતુ આગે તેઓની તરફ ધસારો કરી દીધો. ડરના માર્યા એ લોકો પાછલા પગે નાઠા અને એવા નાઠા કે પાછળ ફરીને

જોયું નહિ.

એ પછી યહૂદી મહાત્માઓ આગ પાસે જઈને તવરાતની આયતો પઢવા લાગ્યા. લોકોએ જોયું કે એજ પળે આગ પાછળની દિશાએ સરકવા લાગી. ત્યાં સુધી કે તેના ઉદ્દભવ સ્થળે પહોંચીને થંભી ગઇ. આ ચમત્કાર નજરો-નજર નિહાળીને હિમ્યર કૌમના તમામ લોકોએ યહૂદી ધર્મ કબૂલ કરી લીધો. હવે અલ્લાહ બેહતર જાણે છે કે, બંનેમાંથી કઇ રિવાયત સાચી છે !

**રિઆમ મંદિરમાં શયતાનનો વાસો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : યમનની હિમ્યર નામે પ્રજા મૂર્તિપૂજાનો ધર્મ પાળતી હતી. તે વેળા રિઆમ નામે તેનું એક ભવ્ય મંદિર હતું જેનું તેઓ પુષ્કળ માન જાળવતા હતા. અહીં તેઓ પ્રાણીઓના વધની ધાર્મિક ક્રિયાઓ કરતા અને સાધુઓ પેઠે આસન જમાવીને તપમાં એકચિત્ત થઈ જતા. આ દશામાં કોઇક વાર તેઓને ગૈબી અવાજો દ્વારા માર્મિક સંકેતો મળતા.

હિમ્યર પ્રજાના ધર્મપલટા બાદ જયારે યહૂદી મહાત્માઓને આ મંદિરની બાતમી મળી તો તેઓએ તુબ્બઅ બાદશાહને કહ્યું, ''જહાંપનાહ ! અમારી જાણ મુજબ રિઆમ મંદિરમાં શયતાનનો વાસો છે. એજ શયતાન પોતાના ચેલાઓને ગુમરાહ કરે છે. પરવાનગી આપો તો એ શયતાનને અમે મારી નાખીએ.''

બાદશાહે પરવાનગી આપતા કહ્યું, ''તમારી મરજીમાં આવે તેમ કરો અને જલદી એ શયતાનને ઠેકાણે પાડો.''

યમનવાસીઓનું કહેવું છે કે તુબ્બઅ બાદશાહની પરવાનગી મળતાં યહૂદી પાદરીઓ પોતાની સાથે તવરાત લઈને રિઆમ મંદિરમાં ગયા. ત્યાં તેઓએ શયતાનને દૂર કરવા માટે પવિત્ર મંત્રોનો જાપ શરૂ કર્યો. તવરાતની પવિત્ર આયતોનો જાપ ચાલુ હતો એ દરમિયાન એક કાળું કૂતરૂં મંદિરના એક ખૂણામાંથી નીકળીને હાંફળું ફાંફળુ બહાર દોડી જવા લાગ્યું. બંનેએ એજ પળે તરાપ મારીને તેને દબોચી લીધું અને ભોંય પર પછાડીને તેનું ગળું કાપી નાખ્યું. એ પછી તેઓના હુકમથી મંદિરને તોડી નાખવામાં આવ્યું. બસ અહીંથી જ યમનવાસીઓની જહાલત અને મૂર્તિપૂજાનો ખાતેમો થયો.

મને કહેવામાં આવ્યું કે રિઆમ મંદિરમાં મૂર્તિની વેદી પર જે કુરબાનીઓ કરવામાં આવતી હતી અને જાનવરોનું લોહી રેડવામાં આવતું હતું તેની નિશાનીઓ આજે પણ ત્યાં મવજૂદ છે.

---

# પ્રકરણ પાંચમું

# હસ્સાન બિન તુબાનની બાદશાહી

ભાઇના ખૂનનું કાવતરૂં • ઝૂ-રૂઐનના બે શેઅરો • હિમ્યરી શાઇરના શેઅરો • ભાઇના ખૂનીનો પસ્તાવો.

**ભાઇના ખૂનનું કાવતરૂં**——————યમનનો બાદશાહ તુબાન અસઅદ જ્યારે મરી ગયો તો તેનો બેટો હસ્સાન બિન તુબાન અસઅદ અબૂ કરિબ રાજગાદીએ બિરાજીને મુલ્કે યમનનો બાદશાહ બની ગયો. બાદશાહીની લગામ હાથમાં આવતાં જ એ સત્તાના નશાથી છકી ગયો. સત્તાના નશામાં ચકચૂર થઇને તે, અરબ અને અજમના મૂલ્કોને ફતેહ કરી લેવાને ઇરાદે લાવલશ્કર સહિત ચાલી નીકળ્યો.

ઇબ્ને હિશામ કહે છે : હસ્સાન બિન તુબાન બાદશાહ પોતાના લાવલશ્કર સાથે જ્યારે મુલ્કે-ઇરાકના બહરૈન પ્રદેશમાં આવેલા એક સ્થળે પહોંચ્યો તો તેના હિમ્યરી કબીલાના લશ્કરીઓ તથા બીજા ફોજીઓને પોતાના બાલબચ્ચાં યાદ આવી ગયાં. તેઓએ આગળ વધવાનો ધરાર ઇન્કાર કરી દીધો અને પોતાના વતને વાપસ જવાની માગણી રજૂ કરી.

હસ્સાન બાદશાહે હેંકડાઇપૂર્વક તેઓની આ માંગણી ઠુકરાવી દીધી. આ લશ્કરમાં હસ્સાનનો ભાઈ અમ્ર બિન તુબાન પણ શામિલ હતો. હસ્સાનની તુમાખીભરી વલણથી લશ્કરના લોકો છંછેડાઇ ગયા. તેઓએ હસ્સાનના ભાઇ અમ્રને પોતાના પક્ષમાં લેવાની છુપી મંત્રણા કરી. પછી તેને ખાનગીમાં બોલાવીને કહ્યું, "હે અમ્ર ! જો તું અમને અમારા વતને લઇ જવાનું વચન આપે તો તારા ભાઇને ઠેકાણે પાડીને તેની ગાદીએ તને બિરાજમાન કરી દઇએ !"

અમ્ર બિન તુબાનને જોઇતું હતું અને મળી ગયું. પોતાની આ મનપસંદ ઇચ્છાને વધાવી લઇને તેણે તેઓને તેવું વચન આપી દીધું. વતને વાપસ જવાની ઇચ્છા ધરાવનાર બધા જ લશ્કરીઓ હસ્સાનની હત્યા પર એકમત થઇ ગયા. માત્ર ઝૂ-રૂઐન હિમ્યરી નામે એક સદાચારી અને ઠરેલ જવાન હતો જે તેઓની વાત સાથે સંમત નહિ થયો. તેણે હસ્સાન બાદશાહના ભાઇ અમ્રની ખાનગીમાં મુલાકાત લઇને નસીહત રૂપે તેને કહ્યું, "હે અમ્ર ! પોતાના ભાઇનું ખૂન કરીને નાહક તેનું લોહી રેડવું મહાન પાપ છે અને તું જાણે છે તેમ પાપી કૃત્યનો સદા બુરો અંજામ આવે છે."

**ઝૂ-રૂઐનના બે શેઅરો**——————પરંતુ અમ્ર બિન તુબાનના મસ્તકે બાદશાહ બની જવાનો ભૂત ચઢી બેઠો હતો. કોઇપણ રીતે તે માન્યો નહિ ત્યારે ઝૂ-રૂઐન જવાને એક કાપલી પર બે શેઅરો લખીને અને

કાપલીને સીલબંધ કરીને તેના હવાલે કરી દેતા કહ્યું, "આ કાપલીને પોતાની પાસે સાચવીને રાખજે!"

કાપલીમાં આ બે શેઅરો લખેલા હતા :

**અલા મંય-યશતરી સહરન બિ-નવમિન, • સઇદુમ મંય-યબીતુ કરીરા અયનિન.**

ખબરદાર ! તે કોણ શખ્સ છે જે ઊંઘને વેચીને ઉજાગરો ખરીદી લે ! (એટલે આવું અવિચારી પગલું મૂરખ સિવાય કોણ ભરી શકે ? એવો મૂરખ જે નતીજા રૂપે ઉજાગરાનો ભોગ થઇ પડે.) નસીબવાન છે તે શખ્સ જે શાંતિભરેલી આંખે મજાથી રાત ગુજારી દે. (એટલે પોતાના ભાઇનું ખૂન કરીને તું ચેનથી રહી શકવાનો નથી.)

**ફ ઇમ્મા હિમ-યરૂન ગદરત વ-ખાનત, • ફમઅ-ઝિરતુલ-ઇલાહિલ-લિઝી રૂઐનિન.**

અગર હિમ્યરની કૌમે વિશ્વાસઘાત અને ગદ્દારી કે બેઇમાની કીધી તો ભલે, પણ ઝૂ-રુઐન માટે તો અલ્લાહના દરબારમાં છૂટી જવાનું વાજબી કારણ છે જ !

**હિમ્યરી શાઇરના શેઅરો**————એ પછી અમ્ર બિન તુબાને પોતાના ભાઇ હસ્સાન બિન તુબાન બાદશાહને કતલ કરી નાખ્યો અને જે લશ્કરીઓ તેના પક્ષે હતા તેઓને તથા પૂરા લશ્કરને લઇને યમન તરફ રવાના થઇ ગયો. હિમ્યરીઓમાંથી એક શાઇરે કહ્યું છે:

**લાહિ અયનલ-લઝી રઆ મિસ્લ હસ્સાન, • કતીલન ફી સાલિફિલ- અહકાબે.**

એવા શખ્સની આંખો કેટલી ખુશનસીબ છે જેણે વિતેલી હજારો સદીઓમાં મરનાર હસ્સાન જેવા કોઇ બાદશાહના દર્શન કર્યાં હોય !

**કતલત-હૂ મકા-વિલુન ખશ-યતલ હબ્સે, • ગદાતન કાલૂ લબાબે લબાબે.**

શાહી દરબારના અમીરોએ તેને એવા દિવસે મારી નાખ્યો જ્યારે કે તેઓ ઝનૂનમાં આવીને "ડરવા જેવું નથી ! ડરવા જેવું નથી !" બોલી રહ્યા હતા.

**મૈતુકુમ ખયરુના વ હય્યુ-કુમ રબ્બુન, • અલૈના વ કુલ્લુ-કુમ અરબાબે.**

તમારામાંથી મરણ પામેલો (હસ્સાન) તો આપણામાં સૌથી શ્રેષ્ઠ હતો અને તમારામાંથી જીવતો (અમ્ર)પણ આપણો મુરબ્બી અને સરપરસ્ત છે. એ બધા જ આપણા અન્નદાતા છે.

**ભાઇના ખૂનીનો પસ્તાવો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે અમ્ર બિન તુબાન પોતાના ભાઇ હસ્સાન બિન તુબાન બાદશાહનું ખૂન કરીને યમન પહોંચ્યો તો ટૂંક મુદ્દતમાં જ તેની ઊંઘ ઉડી ગઇ અને તેને બેખ્વાબી એટલે ઉજાગરાનો રોગ લાગુ પડી ગયો. અને આ રોગથી તે બુરી રીતે રિબાવા લાગ્યો. જયારે ઉજાગરાની પીડાથી તે કંટાળી ગયો તો તેણે દેશના નામચીન તબીબો, પંકાયેલા કાહિનો અને ધૂરંધર નજૂમીઓને રોગના ઇલાજ માટે દરબારમાં બોલાવ્યા અને કહ્યું, "જુઓ તો ખરા મને આ શું થઇ ગયું છે ?"

તેઓએ જુદા જુદા ઇલાજો બતાવ્યા પણ કંઇ વળ્યું નહિ તેઓમાંથી એક હકીમે તેને કહ્યું, "જે શખ્સ પોતાના ભાઇ કે સ્નેહીનું વિના કારણે નાહક ખૂન કરે તેનો એવો જ અંજામ આવે છે. ઊંઘ તેની ઊડી જાય છે અને ઉજાગરો તેનું નખ્ખોદ વાળી દે છે."

આ સાંભળતાં જ અમ્ર બિન તુબાન ઉશ્કેરાઇ ગયો. ખૂન તેના મસ્તકે ચઢી બેઠું. ઝનૂનમાં આવીને તેણે

પોતાના ભાઈના ખૂનની સલાહ આપનારાઓને વીણી વીણીને કતલ કરવા માંડયા. ભોગજોગે ઝુ-રુઐન પણ હડફટમાં આવી ગયો. જયારે અમ્ર બિન તુબાને તલવાર ઉગામી તો તેણે કહ્યું, ''હે અમ્ર! હું તદ્દન બેગુનાહ છું. ખૂનના આરોપથી મારો પાલવ પવિત્ર છે.''

''એની સાબિતી ?'' અમ્રે ગુસ્સાથી પૂછયું.

તે બોલ્યો, ''એની સાબિતી મારો તે કાગળ છે જે સીલબંધ રીતે મેં તને આપ્યો હતો.''

ઝૂ-રુઐનનું સદ્‌ભાગ્ય હતું કે હત્યારા અમ્રે એ કાગળને જાળવી રાખ્યો હતો. સીલ તોડીને જોયું તો તેમાં બે શેઅરો લખેલા હતા. (જેનું ઉપર વર્ણન થયું છે.)

આ સાબિતિથી ઝૂ-રુઐન તો જીવતો બચી ગયો પણ પોતાના ભાઈનો ખૂની બચી શકયો નહિ. એજ રોગમાં તે રિબાઈ રિબાઈને અંતે મરી ગયો. અમ્રના મરણ પછી હિમ્યરી હુકૂમત છેરણ-વેરણ થઈ ગઈ. પૂરી કૌમમાં ફાટફૂટ પડી ગઈ.

---

## પ્રકરણ છઠ્ઠું

# યમન પર ઝૂ-નવાસનું વર્ચસ

હિમ્યરી હુકૂમત પનોતીની દશામાં • હિમ્યરી શાઇરના શેઅરો • લખ્નીઆની ઐયાશીના ધંધા • લખ્નીઆની ઐયાશીનો અંજામ • યુસૂફ ઝૂ-નવાસની બાદશાહી • નજરાનમાં ખ્રિસ્તી ધર્મનો પાયો.

### સંપાદકની નોંધ

અમ્ર બિન તુબાનના મરણ પછી હિમ્યરી હુકૂમત પડતીની દશામાં આવી ગઈ. આ હુકૂમતનો પાયો સબા બિન યશજુબ નામે ગૃહસ્થે નાખ્યો હતો. સબાના મરણ પછી તેનો બેટો હિમ્યર બિન સબા રાજગાદીએ બેઠો. હિમ્યરના મરણ પછી હિમ્યરી વંશના લગભગ ચાલીસ બાદશાહોએ યમનની રાજગાદી પર બિરાજીને જાહોજલાલીથી રાજ કર્યું. એ પછી તુબાન અસઅદ એટલે તુબ્બઅ બીજો યમનની રાજગાદીએ બેઠો જે મદીનહ અને મક્કહ ગયો હતો અને જેણે કઅબહ પર ગિલાફ ચઢાવ્યો હતો. એના મરણ પછી એનો બેટો હસ્સાન બિન તુબાન યમનની રાજગાદીનો માલિક બન્યો. એના ભાઈ અમ્ર બિન તુબાને એનું ખૂન કરીને રાજગાદી પચાવી પાડી. પણ નાહક ખૂનના નતીજા રૂપે અમ્રનું પતન થયું. એના પતન પછી હિમ્યરી હુકૂમતનો પાયો હચમચી ગયો. પ્રજાના સંજોગોએ ઝડપભેર પલટો ખાધો. તેઓમાં ફાટફૂટ, કુસંપ અને વેરઝેર પ્રસરી ગયું. કૌમી સંગઠનના ભૂક્કા બોલાઇ ગયા. વજીરો, અમીરો અને દરબારીઓ એકબીજાના ટાંટિયા ખેંચવા લાગ્યા. આ સંજોગો હતા એવામાં અચાનક લખ્નીઆ નામે એક શખ્સ જાહેર થયો. ''હ''

**હિમ્યરી હુકૂમત પનોતીની દશામાં**——————ઇબ્ને ઇસ્હાક કહે છે: અમ્ર બિન તુબાનના મરણ પછી હિમ્યરી હુકૂમત છેરણ-વેરણ થઇ ગઇ. પૂરી કૌમમાં ફાટફૂટ પડી ગઇ. અચાનક હિમ્યરીઓમાંથી એક શખ્સ જાહેર થયો જેનું નામ લખ્નીઆ ઝૂ-શનાતર હતું. તેણે આગળ વધીને યમનની હુકૂમત પર કબજો કરી લીધો. આ માણસ હિમ્યરી કૌમમાંથી જ હતો પણ શાહી ખાનદાનમાંથી ન હતો. એ પોતાને ''લખ્નીઆ નિયોફ ઝૂ-શનાત.'' નામે ઓળખાવતો હતો. રાજસત્તા હાથમાં લેતાં જ તેણે કૌમના અગ્રેસરો અને શહેરના આબરૂદાર ગૃહસ્થોની કત્લેઆમ ચલાવી. શાહી ખાનદાનની બેગમ અને વહુબેટીઓ સાથે બદકારી કરીને તેઓની આબરૂના કાંકરા કરી નાખ્યા.

**હિમ્યરી** શાઇરના **શેઅરો**——————એજ હિમ્યરી કૌમના શાઇરોમાંથી એક શાઇરે લખ્નીઆને સંબોધીને કહ્યું

તુકત-તલુ અબનાહા વ તન્ફી સરાતહા, • વ તબ્ની બિ-ઐદીહા લહઝ-ઝુલ્લ હિમ્યરુ

બનૂ હિમ્યરની આ દશા થઈ પડી કે તે પોતે પોતાના કબીલાના બાળકોને રહેંસી નાખે છે અને પોતાના પ્રતિષ્ઠિત અગ્રણીઓને દેશનિકાલ કરે છે અને પોતાના હાથે પોતાની ઝિલ્લતનો પાયો નાખે છે.

તુદમ-મરુ દુન્યાહા બિ-તૈશે હુલૂમિહા. • વમા દય્યઅત મિન દીનેહા ફહુવા અકસ઼રુ

તેઓ પોતાની બેવકૂફીથી પોતાની દુનિયા પણ તબાહ કરી રહ્યા છે અને પોતાનો દીન પણ તબાહ કરી રહ્યા છે. અને તેઓએ પોતાના દીનની જે બરબાદી કરી છે તેનો તો કોઇ પાર જ નથી.

કઝાકલ-કુરૂનુ કબ્લ ઝાક બિઝુલ-મિહા, • વ ઇસરા-ફિહા તઅતિશ-શુરૂર ફ-તખ્સરુ.

આથી પહેલાં વીતેલા કાળના લોકોની પણ એજ દશા રહી છે કે તેઓ પોતાના ઝુલ્મો- સિતમથી અંધેર મચાવીને નુકસાનો ઉઠાવતા રહ્યા.

**લખ્નીઆની ઐયાશીના ધંધા**————લખ્નીઆ નિયોફ઼ ઝૂ-શનાતર ખરેખર એક લંપટ અને બદકાર શખ્સ હતો. નરાધમ, વ્યભિચારી અને લૂતી લતનો રસિયો હતો.[1] કુમળી વયના શાહઝાદાઓને વારાફરતી મહેલમાં બોલાવીને તેઓની ઉપર બળાત્કાર કરતો અને લૂતી કૌમની બદફેલીનો આનંદ માણતો, કે જેથી તેઓ ભવિષ્યમાં બાદશાહી કરવાને લાયક ન રહે.

આ નાપાક બદફેલી માટે તેણે શાહી મહેલની અટારીમાં એક ખાનગી ઓરડી શણગારી રાખી હતી. શાહી ખાનદાનના કુમળા છોકરાઓમાંથી કોઇને પકડી મંગાવતો અને આ શણગારેલી ઓરડીમાં તેની સાથે બદકારી કરતો. જયારે આ ગોઝારા કૃત્યની લહાણીથી ધરાઇ જતો તો પોતાના મુખમાં એક દાતણ દબાવીને અટારી પર લટાર મરવા લાગતો. દાતણના સંકેતથી તેના અંગરક્ષકો અને ખાંધિયાઓ સમજી જતા કે બાદશાહ સલામત હવે ધરાઇ ગયા છે અને કોઇ કર્મચારી કે અમલદારને પોતાના અંગત કામ માટે તેની તહેનાતમાં હાજર થવાની છૂટ છે.

પછી તો તેની ઐયાશી અને કાળાં કુકર્મોએ એટલી માઝા મૂકી કે છેવટે તેના પાપનો ઘડો છલકાઇ ગયો. બન્યું એવું કે એક દિવસે તેણે શાહી ખાનદાનના ઝુરઅહ ઝૂ-નવાસ નામે છોકરાને તેડી મંગાવ્યો. એ હસ્સાન બાદશાહના ભાઇ તુબાન અસઅદનો છોકરો હતો. હસ્સાનની હત્યા થઇ ત્યારે તે ઊગતી વયના કિશોર જેવો હતો. હવે યૌવનના ઉંબરે પગરણ કરતો બેહદ હસીનો-જમીલ, ફાંકડો, ચંચળ અને પરાક્રમી કિશોર હતો. જયારે નરાધમ અને લંપટ લખ્નીઆનો ચપરાસી એને બોલાવવા આવ્યો તો એ પોતાની ચંચળ બુધ્ધિથી મૂળ હેતુ કળી ગયો. તરત ઘરમાં જઇને એક નવું-પાતળું ધારદાર ખંજર પગની પાટલી પર બાંધીને જોડામાં છુપાવી લીધું.

**લખ્નીઆની ઐયાશીનો અંજામ**————એ પછી ઝૂ-નવાસ તેને લેવા આવેલા ચપરાસીની સાથે થઇ ગયો અને અટારી પર પહોંચીને લખ્નીઆના શયનખંડમા દાખલ થઇ ગયો. એના રૂપનો ઠસ્સો જોતાં જ લખ્નીઆ બેકાબૂ થઇ ગયો અને ધસારાભેર [illegible] જઇને તેને બાહુપાશમાં જકડી લીધો. ત્યાં તો ઝૂ-નવાસે ચીલઝડપથી ખંજર ખેંચી કાઢીને તેના પેટમા હુલાવી દીધું અને ત્યાં જ તેનો ઢગલો વાળી દીધો. પછી એજ હાલતમાં તેનું માથું કાપીને અટારીની બારીમાં ગોઠવી દીધું જયાંથી તે બહાર ડોકિયું કરતો હતો અને પેલું દાતણ પણ તેના મુખમાં ઠોંસી દીધું.

---

૧. એટલે હઝરત લૂત અલૈહિસ-સલામની કૌમ પેઠે કુમળી વયના છોકરાઓ સાથે સૃષ્ટિ વિરૂધ્ધ કૃત્ય કરવાને ટેવાયેલો હતો. ''૬''

આ કામથી પરવારીને ઝૂ-નવાસ પોતે અટારી પર લટાર મારતો તેના અંગરક્ષકો તરફ ગયો. બહુ મઝાથી એને લટાર મારતો જોઇને તેઓ બેહદ નવાઇ પામી ગયા. એક અંગરક્ષકે કટાક્ષમાં પૂછ્યું, ''કેમ ઝૂ-નવાસ! તમે સૂકા છો કે લીલા ?''

''ઝૂ-નવાસ સૂકો છે કે લીલો તેની હમણા તમને ખબર પડી જશે !'' ઝૂ-નવાસે ઠાવકા મુખે તેને જવાબ આપી દીધો.

બધા નવાઇથી એકબીજાને તાકી રહ્યા અને કુતૂહલતાથી અટારી તરફ દોડી ગયા. જોયુ તો લખ્નીઆનું કપાયેલું માથું મુખમાં દાતણ દબાવીને બારીમાં લોહીલુહાણ પડેલું હતું.

**યૂસુફ ઝૂ-નવાસની બાદશાહી**————લંપટ લખ્નીઆનો આ કરૂણ અંજામ જોઇને અંગરક્ષકોએ સંતોષનો શ્વાસ લીધો. પછી તેઓએ દોડીને ઝૂ-નવાસને ઘેરી લીધો. તેની બહાદુરીને ધન્યવાદ આપતાં બધા તેના ચરણોમાં પડી ગયા અને બોલ્યા, ''હે ઝૂ-નવાસ ! જ્યારે કે તેં આ પલીદ શખ્સથી અમને આઝાદ કર્યા છે તો હવે તારા સિવાય મુલ્કે-યમનની રાજગાદીનો કોઇ હકદાર નથી. આજથી તું જ અમારો અને આખા યમનનો બાદશાહ છે.''

આમ કહીને બધા લોકોએ તેને પોતાનો બાદશાહ બનાવી લીધો. હિમ્યર વંશની તમામ કૌમ અને યમનના તમામ કબીલાઓના લોકોએ ઝૂ-નવાસને પોતાના બાદશાહ તરીકે એકમતે વધાવી લીધો. મુલ્કે યમનના હિમ્યરી વંશના બાદશાહોમાં ઝૂ-નવાસ છેલ્લો બાદશાહ હતો. એજ તે ''ખન્દકોવાળો'' બાદશાહ છે. જેનું વર્ણન કુર્આન શરીફમાં, ત્રીસમાં પારહની સૂરએ-બુરૂજમાં ''અસ્હાબુલ-ઉખ્દૂદ''ના શબ્દોથી કરવામાં આવ્યું છે. ઇતિહાસમાં એ ''યુસુફ ઝૂ-નવાસ'' નામે પંકાયેલો છે.

**નજરાનમાં ખ્રિસ્તી ધર્મનો પાયો**————એજ યુસુફ ઝૂ-નવાસના શાસનકાળમાં હઝરત ઈસા બિન મરયમ અલૈહિમસ-સલામના [૧] આકાશી ધર્મને અનુસરનારા કેટલાક ખ્રિસ્તીઓ પણ યમનની ભૂમિમાં છૂટાછવાયા અહીંતહીં દેખાતા હતા. એક ધર્મચુસ્ત પાદરી, જે એમના સરદાર હતાં અને જેનું નામ અબ્દુલ્લાહ બિન સામિર હતું, તેણે આ ખ્રિસ્તીઓને આકાશી કિતાબ ઇન્જીલના મૂળ સિધ્ધાંતો પર મક્કમ રાખ્યા હતા. એજ હાલત યમનના પડોશી દેશ નજરાનની પણ હતી. અને ખરૂં પૂછાવો તો ખ્રિસ્તી ધર્મનો પાયો જ નજરાનમાં પડયો હતો.

તે સમયે નજરાનની ભૂમિ અરબની ધરતી પર સૌથી શ્રેષ્ઠ ગણાતી હતી. તમામે તમામ નજરાનવાસીઓ બલકે આખા અરબ ખંડના લોકો મૂર્તિપૂજાનો ધર્મ પાળતા હતા. મૂર્તિઓની બંદગી એજ બધાનો રોજિંદો વ્યવસાય હતો. પછી અલ્લાહની કૃપાથી તેઓની વર્તમાન પરિસ્થિતિમાં પલટો આવવા લાગ્યો. આ પલટો એવી રીતે આવ્યો કે ખ્રિસ્તીધર્મનું ચુસ્તપણે પાલન કરનારાઓમાંથી ''ફૈમિયુન'' નામે અલ્લાહના એક વલીનું નજરાનની ભૂમિમાં આગમન થયું. ફૈમિયૂન સાચેસાચ અલ્લાહના વલી હતા. અને હઝરત ઇસાના અસલી આકાશી ધર્મને અનુસરનારા હતા. તેમણે જોયું કે લોકો એક અલ્લાહને ભૂલાવીને લેભાગુ ભગવાનોની ભકિત કરી રહ્યા છે. ત્યારે તેમણે પોતાની મીઠીવાણી અને હિકમતભરી વાતોથી લોકોમાં ખ્રિસ્તી ધર્મનું આકર્ષણ જગાવ્યું. અને પછી લોકો ધીરે ધીરે ખ્રિસ્તી ધર્મમાં દાખલ થતા ગયા. (વધુ વિગત આગામી પ્રકરણમાં વાંચો)

---

૧. અલૈહિમસ-સલામ એટલે એ બંને પાક હસ્તીઓ પર અલ્લાહના સલામ હો

# પ્રકરણ સાતમું

# નજરાનમાં ખ્રિસ્તી ધર્મની શરૂઆત

ફૈમિયૂન અને સાલિહનો કિસ્સો • ફૈમિયૂન અને સાલિહનો મેળાપ • દુઆ અને શિફાની કરામત • જંગલના ઝાડનો અવાજ • ફૈમિયૂન ડાકૂઓની ગુલામીમાં • ફૈમિયૂનની કરામત.

**ફૈમિયૂન અને સાલિહનો કિસ્સો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અખ્નસ નામે ગૃહસ્થના આઝાદ કરેલા ગુલામ મુગીરહ બિન અબી લુબૈદએ, વહબ બિન મુનબ્બેહની રિવાયતથી આ કિસ્સો કહી સંભળાવ્યો કે, યમનની સરહદે નજરાન નામનો પ્રદેશ આવેલો છે. અહીંના લોકો એક સમયે મૂર્તિપૂજાનો ધર્મ પાળતા હતા. બાદમાં તેઓએ ધર્મપલટો કર્યો અને બધા લોકો ખ્રિસ્તી ધર્મના અનુયાયી બની ગયા.

નજરાનમાં ખ્રિસ્તી ધર્મના પ્રવેશની હકીકત એમ બની કે ફૈમિયૂન-FAYMIYUN-નામે અલ્લાહના એક વલી ફરતા-ફરતા નજરાનની ભૂમિમાં આવી ગયા. તેઓ અલ્લાહના પયગમ્બર હઝરત ઇસા બિન મરયમના અસલી આકાશી મઝહબના અનુયાયી હતા. અને આકાશી કિતાબ ઇન્જીલના પ્રખર જ્ઞાની હતા. પોતે મોટા પાકબાઝ, ખંતીલા, સાહસિક અને સંસારત્યાગી સંતપુરૂષ હતા. જે ઇચ્છા જાહેર કરતા તરત પૂરી થતી. જે દુઆ માંગતા બારગાહે ઇલાહીમાં તરત કબૂલ થતી. એટલે સાહિબે-કરામત વલી હતા. એકાંતના કોઇ ગામડામાં રાતવાસો કરીને દીનની તબલીગ એટલે ધર્મપ્રચારના હેતુએ અહીંતહીંનો પ્રવાસ કર્યા કરતા.

નિયમ એવો હતો કે જયારે કોઇ વસતિમાં એમની કરામતો જાહેર થઇ જતી તો ત્યાંથી પલાયન થઇને કોઇ એવી વસતિમાં ચાલ્યા જતા જયાં એમને કોઇ ઓળખતું ન હોય. ખંત, શ્રમ અને જાતમહેનતની કમાણી સિવાય ખાવાની કોઇ વસ્તુને હાથ અડાડતા નહિ. પોતે ઘરના બાંધકામ અને કડિયાકામના પૂરી રીતે જાણકાર હતા. રવિવારના દિવસનું શ્રધ્ધાપૂર્વક માન જાળવતા. એ દિવસે કોઇ કામધંધો ન કરતાં જંગલના એકાંતમાં જઇને સાંજ સુધી યાદે-ઇલાહીમાં તલ્લીન રહેતા.

એક દિવસે ફરતા-ફરતાં મુલ્કે-શામના એક ગામમાં જઇ ચઢયા અને નિયમ મુજબ ત્યાંના એક નિર્જન સ્થળે બેસીને યાદે-ઇલાહીમાં તન્મય બની ગયા. સંજોગજોગે એજ દરમિયાન ગામનો એક જવાન જેનું નામ સાલિહ હતું એ તરફ જઇ ચઢયો. અલ્લાહના વલી ફૈમિયૂનને, યાદે-ઇલાહીમાં મસ્ત જોઇને બેહદ નવાઇ પામી ગયો. તેમની બંદગીની ધૂન અને ઇશ્કે-ઇલાહીની મસ્તીની, સાલિહના મન પર એટલી ઊંડી છાપ પડી કે એજ ક્ષણથી તે એમનો સાચો પ્રેમી બની ગયો. પછી તો અલ્લાહના વલી જયાં-જયાં જતા તે એમની પાછળ-

પાછળ જતાં. પરંતુ ફૈમિયૂનને સાલિહની આ હિલચાલની મુદ્દલ ખબર ન હતી.

**ફૈમિયૂન અને સાલિહનો મેળાપ**————એક દિવસે અલ્લાહના વલી ફૈમિયૂન નિયમ મુજબ નિર્જન જંગલના એકાંત તરફ જવા લાગ્યા તો સાલિહ પણ છુપી રીતે એમની પાછળ થઇ ગયો. ફૈમિયૂનને સાલિહની આ હિલચાલની કશી ખબર ન હતી. તેઓ જંગલના એકાંત સ્થળે આસન જમાવીને અલ્લાહની યાદમાં લીન થઇ ગયા. સાલિહ છુપા સ્થળે લપાઇને એમને નિરખી રહ્યો. એ પોતે પણ ફૈમિયૂનની નજરે ચઢવા માંગતો ન હતો. એટલામાં ફૈમિયૂન શું જુએ છે કે એક સાત માથાવાળો સાપ ફૂંફાડા મારતો એમની તરફ ધસી રહ્યો છે. ફૈમિયૂનને યાદે-ઇલાહીની મસ્તીમાં સાપની આ કનડગત ગમી નહિ. અનાયાસે તેમના મુખેથી શ્રાપના શબ્દો સરી પડયા. એજ વેળા સાપ ત્યાં જ તરફડિયાં ખાતો મરી ગયો.

આ તરફ લપાઇને બેઠેલા સાલિહે પણ જોઇ લીધું હતું કે સાપ અલ્લાહના વલી તરફ ધસી રહ્યો છે. ત્યાંથી જ ઘાંટો પાડીને ચિલ્લાયાં, "સાપ ! સાપ ! સાવધાન હે અલ્લાહના વલી !" પણ સાલિહને ખબર ન હતી કે સાપ અલ્લાહના વલીના શ્રાપથી મરી ગયો છે. ફૈમિયૂન યથાવત્ યાદે-ઇલાહીમાં તન્મય રહ્યા પણ કોઇ વ્યકિતની ભેદભરેલી હાજરીની વાત પામી ગયા તેમને એમ પણ થયું કે મારી બદ-દુઆના ચમત્કારનો ભેદ કોઇની ઉપર જાહેર થઇ ગયો છે. સાલિહે પણ જાણી લીધું કે અલ્લાહના વલી મારી ભેદી હાજરીથી વાકેફ થઇ ગયા છે.

સાંજે ફૈમિયૂન સાહેબ જ્યારે બંદગીથી પરવારીને ત્યાંથી જવા લાગ્યા તો અચાનક સાલિહ તેમની સામે આવીને ઊભો થઇ ગયો અને તેમના ચરણોમાં પડીને ગદ્ગદ સ્વરે બોલ્યો, "હે અલ્લાહના વલી! અલ્લાહના સોગંદ, હું અંતઃકરણથી તમારો પ્રેમી બની ગયો છું. તમને હું એટલો પ્રેમ કરૂં છું કે આજ સુધી કોઇને મેં એટલો પ્રેમ કર્યો નથી. સદા હું પડછાયા માફક તમારી પાછળ લાગેલો રહ્યો છું. આ વાતનો ડર ન રાખો કે હું તમારો ભેદ જાહેર કરી દઇશ. હવે તો એક અદના સેવક તરીકે તમારા ચરણોમાં પડી રહેવાની મને પરવાનગી આપી દો."

"જેવી તારી ઇચ્છા !" ફૈમિયૂને કહ્યું, "પણ મારી દશા તું જાણે છે. મહેનત અને સંકટ વેઠી શકતો હોય તો મને વાંધો નથી."

એ પછી સાલિહ એક સાચા પ્રેમી અને સેવક તરીકે ફૈમિયૂનની સંગતમાં રહેવા લાગ્યો અને વસતિના લોકો પણ ધીરેધીરે ફૈમિયૂનની તબલીગથી પ્રભાવિત થઇને ખ્રિસ્તી ધર્મ કબૂલ કરવા લાગ્યા.

**દુઆ અને શિફાની કરામત**————અલ્લાહના વલી ફૈમિયૂનનો નિયમ એવો હતો કે જયારે કોઇ દુઃખી ઇન્સાન પોતાના દુઃખની ફરીયાદ લઇને આવતા તો તેના માટે એવા નિખાલસ દિલથી બારગાહે ઇલાહીમાં કરગરીને દુઆ માંગતા કે તેમની દુઆના ચમત્કારથી તરત તેને શિફા મળી જતી. અલબત્ત પોતાના ઘરે પધારવાનું કોઇ એમને આમંત્રણ આપતું તો કદી તેનો સ્વીકાર નહિ કરતા.

એજ ગામમાં એક ગૃહસ્થ રહેતો હતો. તેનો પુત્ર જન્મે આંધળો હતો. ફૈમિયૂનની કરામતોના સમાચાર મળતાં તેને પોતાના અંધ પુત્ર વિશે આશાનો સંચાર થયો. પૂછપરછથી માલૂમ પડયું કે અલ્લાહના વલી કોઇના ઘરે પધારતા નથી. અલબત્ત કડિયાનું કામ કરતા હોવાથી બાંધકામ માટે કોઇ એમને બોલાવે તો ના પાડતા

આ માણસ પોતાના ઘરે ગયો. અંધ પુત્રને એક ઓરડીમાં સુવાડીને તેની ઉપર ચાદર ઓઢાવી દીધી અને પોતે અલ્લાહના વલીની તહેનાતમાં જઈને કહેવા લાગ્યો, ''હે ફૈમિયૂન ! હું મારા મકાનમાં કંઈક સુધારો કરાવવા માંગુ છું. મહેરબાની કરીને મારા મકાને આવીને જોઈ લો અને બાંધકામની જે મઝદૂરી હોય તેનો મામલો નક્કી કરી લો.''

આ બહાને એ માણસ ફૈમિયૂનને પોતાના મકાને લઈ જવામાં સફળ થઈ ગયો. મકાનમાં દાખલ થઈને ફૈમિયૂને પૂછયું, ''હે ભાઈ ! મકાનના કયા ભાગમાં સુધારો કરાવવા માંગો છો ?''

''ફલાણી ઓરડીનો ફલાણો ભાગ, ચાલો મારી સાથે એ ઓરડીમાં.'' આમ કહીને એ માણસ ફૈમિયૂનને પેલી ઓરડીમાં લઈ ગયો અને વાતવાતમાં અંધ છોકરા પરથી ચાદર ખસેડીને દયાભાવે બોલ્યો, ''હે ફૈમિયૂન! આ મારો છોકરો છે. એ અલ્લાહના બંદાઓમાંથી એક બંદો છે. એ જન્મે આંધળો છે. એના માથે જે આફત છે તે તમે પોતે જુઓ છો. માટે એની શિફા માટે બારગાહે-ઈલાહીમાં દુઆ માગો!''

અલ્લાહના વલીએ અંતઃકરણથી બારગાહે-ઈલાહીમાં તેની શિફા માટે હાથ ઊંચા કરી દીધા. દયાળુ અલ્લાહએ પોતાની રહમતથી એજ પળે તેના આંધળા છોકરાને દેખતો કરી દીધો. શિફા મળતાં જ છોકરો એવી રીતે સફાળો ઊભો થઈ ગયો જાણે અંધાપો તેની આંખે કદી હતો જ નહિ.

ફૈમિયૂને જયારે જોયું હવે તેની કરામતોનો ઢંઢેરો પીટાઈ રહ્યો છે અને લોકોનો ધસારો વધી રહ્યો છે તો તેણે પોતાના નિયમ મુજબ સત્વરે આ વસતિનો ત્યાગ કરવાનું નક્કી કરી નાખ્યું અને એક દિવસે ગુપચુપ કોઈને ખબર ન પડે એમ એ વસ્તીનો ત્યાગ કરીને ચાલી નીકળ્યા.

**જંગલના ઝાડનો અવાજ**————સાલિહ તો સાયા પેઠે એમની સાથે લાગેલો જ રહેતો હતો. સેવક તરીકે એ પણ એમના સંગાતે ચાલી નીકળ્યો. ચાલતાં-ચાલતાં તેઓ મુલ્કે-શામની ધરતીમાં પહોંચી ગયા. જયારે નિર્જન જંગલના એક ઊંચા ઝાડ હેઠળથી પસાર થવા લાગ્યા તો ઉપરથી કોઈએ બૂમ મારી, ''હે ફૈમિયૂન!''

''હાજર છું ! '' ફૈમિયૂને ત્યાં જ થંભીને જવાબ આપ્યો.

''સારૂં થયું તું આવી ગયો, હું તારી જ ઈંતેજારીમાં હતો. મેં તારા અવાજ પરથી તને ઓળખી લીધો. ચાલ હવે વિલંબ ન કર, મારી વાત સાંભળી લે. હું મરવાની અણી પર છું. મારો જનાઝો પઢીને મને દફન કરી દેજે પછી આગળ વધજે !''

રાવીનું કથન છે કે બૂમ મારનાર ભેદી શખ્સ ઝાડ પરથી ઊતરી આવ્યો અને જમીન પર પગ મૂકતાં જ મરી ગયો. ફૈમિયૂને પોતાના સાથી સાથે તેનો જનાઝો પઢયો અને ત્યાં જ તેને દફન કરી દીધો અને પછી બંને પોતાને રસ્તે પડયા. ચાલતાં ચાલતાં છેવટે તેઓ અરબ દેશની કોઈ અજાણી ભૂમિમાં જઈ ચઢયા.

**ફૈમિયૂન ગમારોની ગુલામીમાં**————અરબની અજાણી ભૂમિમાં પગ મૂકતાં જ તેઓ મોટી આફતમાં સપડાઈ ગયા. બન્યું એમ કે ફૈમિયૂન અને તેનો સાથી અરબના કેટલાક ડાકૂઓની દીટે ચઢી ગયા. એ અરબના ગમાર ડાકૂઓનો એક કાફલો હતો. તેઓએ એમની ઉપર ત્રાટકીને અને મારઝૂડ કરીને બંનેને પોતાના ગુલામ બનાવી લીધા. જંગલી ડાકૂઓનો આ કાફલો બંનેને નજરાનની ભૂમિમાં લઈ ગયો અને ત્યાંના વેપારીઓને હાથે બંનેનો સોદો કરી નાખ્યો.

તે સમયે નજરાનના લોકો અરબનાં લોકોનો ધર્મ પાળતા હતા. અને અરબના લોકો એવા દરેક ઝાડની પૂજા કરતા હતા જે કદકાઠમાં સૌથી ઊંચું હોય. નજરાનના આ ઇલાકામાં સૌથી ઊંચું ખજૂરીનું એક ઝાડ ગણાતું હતું. આ ઝાડને તેઓ પોતાનો ભગવાન માનીને તેની પૂજા કરતા હતા. અને દર વરસે ત્યાં તહેવારનો ઉત્સવ ધૂમધામથી ઉજવતા હતા. ત્યાંના લોકો આ ખજૂરીના ઝાડને સ્ત્રીઓનો પોશાક પહેરાવીને ઘરેણાથી શણગારતા હતા.

ફૈમિયૂન અને તેના સાથીના શેઠિયા અલગ-અલગ માણસો હતા. દિવસભરની ગુલામી બાદ ફૈમિયૂન જ્યારે મોડી રાતે પોતાની ઓરડીમાં જતો અને તહજ્જુદની નમાઝ પઢવા લાગતો તો દીવાબત્તી વગર શેઠનું આખું મકાન રોશન થઇ જતું અને આ રોશની સવાર સુધી ચાલુ રહેતી. એક રાતે તેના શેઠની આંખ ખુલી ગઇ તો ઘરને રોશનીથી ઝળહળતું જોઇને તેના તઅજ્જુબનો પાર નહિ રહ્યાં. ફૈમિયૂનની ઓરડીમાં જઇને જોયું તો તે અલ્લાહની બંદગીમાં લીન હતો. જ્યારે તેણે નમાઝ પૂરી કરી તો પૂછ્યું, "હે ફૈમિયૂન! આ શું મામલો છે અને તારો દીન-ધરમ શું છે ?"

ફૈમિયૂને પોતાની કથા ટૂંકમાં ટાંકીને છેવટમાં ઉમેર્યું, "સાહેબ ! અમે ખ્રિસ્તી ધર્મ પાળીએ છીએ અને ખ્રિસ્તી તે ધર્મ છે જેમાં એક અલ્લાહની ઇબાદત કરવામાં આવે છે., અને અલ્લાહ તે છે જેણે આખા જગતનું સર્જન કર્યું છે. તમે લોકો એક અલ્લાહને છોડીને ઝાડની બંદગી કરો છો અને ઝાડ તે છે જેને અલ્લાહએ પૈદા કર્યું છે. ખરૂં પુછાવો તો એ તમારી છોકરવાદી અક્કલની નિશાની છે જેણે તમને ગુમરાહીના ખાડામાં પટકી માર્યા છે. ખજૂરી શું છે ? જમીનથી ઊગનારૂં એક ઝાડ છે. જે ન કોઇને નફો પહોંચાડી શકે ન નુકશાન. હું જે અલ્લાહની બંદગી કરૂં છું તે એક છે અને તેનો કોઇ ભાગીદાર નથી. જો હું મારા એ અલ્લાહની બારગાહમાં દુઆ માગું તો મારો અલ્લાહ ખજૂરીના આ ઝાડને અબઘડી ઊખેડીને ફેંકી દે!"

**ફૈમિયૂનની કરામત**————રાવીનું કથન છે : ફૈમિયૂનની વાત સાંભળીને તેના શેઠે પડકાર ફેંક્યો, "ચાલ તારી વાત સાચી હોય તો પોતાનો બોલ ખરો કરીને દેખાડી દે. તારી દુઆથી તારો અલ્લાહ ખજૂરીના ઝાડને ઊખેડી કાઢે તો અમે અમારો ધર્મ છોડીને તારો ધર્મ કબૂલ કરવા તૈયાર છીએ."

રાવી કહે છે : ફૈમિયુન એજ પળે ઊભો થઇ ગયો. પાકી સાફીથી પરવારીને તાજો વુઝૂ કર્યો, બે રકઅત નમાઝ પઢી અને બારગાહે-ઇલાહીમાં ઝાડની બરબાદીના શ્રાપ માટે હાથ ફેલાવી દીધા. જોતજોતામાં સુસવાટાભેર પવન ફૂંકાવા લાગ્યો. આંધીનું તુફાન ઊઠયું અને તેણે ખજૂરીના ઝાડને જડમૂળથી ઉખેડીને ભોંયભેગું કરી દીધું. બસ એજ દિવસથી નજરાનની ભૂમિમાં ખ્રિસ્તીધર્મનું શિલારોપણ થયું અને લોકો બાપદાદાનો જૂનો ધર્મ ત્યાગીને ફૈમિયુનના ધર્મનું અનુસરણ કરવા લાગ્યા.

એક જમાના સુધી આમ ચાલતું રહ્યું. એ પછી સમયના પ્રવાહની સાથે ધીરેધીરે નજરાનના લોકોના અકીદા બગડતા ગયા. અંધશ્રધ્ધાળુ કે વહેમીલી તબીઅતના લોકો તેમાં [illegible] વગરની નવીનવી વાતો ઘૂસાડતા રહ્યા જેને "બિદઅત" કહે છે. આ પ્રકારની શયતાની બિદઅતો દરેક યુગમાં દરેક દેશની પ્રજામાં અને દરેક મઝહબમાં પ્રવેશ પામતી રહે છે. સારાંશ કે અરબની ભૂમિના નજરાન ઇલાકામાં ઇસાઇયત એટલે ખ્રિસ્તી ધર્મનાં એજ દિવસથી આરંભ થઇ ગયો.

ઇબ્ને ઇસ્હાક કહે છે. આ રિવાયત વહબ બિન મુનબ્બેહએ નજરાનવાસીઓથી સાંભળીને બયાન કરી

# પ્રકરણ આઠમું

# ''અસહાબુલ-ઉખ્દૂદ''ની ઘટના

ફૈમિયૂન અને ઇબ્નુસ-સ઼ામિર • ઇસ્મે-અઅઝમનો અખતરો • નજરાનમાં ખ્રિસ્તી ધર્મની તબલીગ • અબ્દુલ્લાહ અને બાદશાહનું પતન • અસહાબુલ-ઉખ્દૂદની કત્લે-આમ • ઉખ્દૂદના અર્થ • નજરાનવાસીઓના ધર્મનેતાનું શબ

**ફૈમિયૂન અને ઇબનુસ-સ઼ામિર**————ઇબ્ને ઇસ્હાક઼ કહે છે : નજરાનવાસીઓના ધર્મ-પલટાની બીજી રિવાયત, યઝીદ બિન ઝિયાદે, મુહંમદ બિન કઅબ કુરઝીની રિવાયતથી મને આ રીતે વર્ણવી કે, ખુદ નજરાનવાસીઓમાંથી કેટલાકના કહેવા મુજબ નજરાનના લોકો બાપદાદાના જમાનાથી મુશરિક હતા. એટલે મૂર્તિપૂજાનો ધર્મ પરંપરાથી તેઓમાં ઊતરી આવતો હતો. તે સમયે મુલ્કે-નજરાનની કોરેમોરેની વસતિઓમાં એક જાદૂગર રહેતો હતો. આ જાદૂગર નજરાનના છોકરાઓને જાદૂની વિદ્યાનું શિક્ષણ આપતો હતો. નજરાનથી મુરાદ તે મોટી વસતિ જે તેઓનું મુખ્ય મથક કે મોટું શહેર હતું.

યોગાનુયોગ એક દિવસે ફૈમિયૂન નામે અલ્લાહના એક સાચા વલી ફરતા-ફરતાં એ વસતિમાં આવી ચઢ્યા અને એજ વસ્તી પાસે તંબુ ઠોકીને રહેવા લાગ્યા. નજરાનવાસીઓએ આવનારા આ વલી શખ્સના નામનો ઉલ્લેખ નહિ કર્યો. બસ આટલું જ કહ્યું કે ત્યાં એક સંતપુરૂષ આવી ચઢ્યા. અલબત્ત ઇબ્ને મુનબ્બેહએ એનું નામ ફૈમિયૂન દર્શાવ્યું છે. આ વસતિના છોકરાઓ જાદૂગર પાસે જાદૂ શીખવા જતા તો તેઓના રસ્તામાં આ તંબૂ આવતો હતો. જતાં આવતાં આ છોકરાઓ જોયા કરતા કે તંબૂમાં રહેનારા સંતપુરૂષ નમાઝ પઢતા રહે છે અને અલ્લાહના નામની માળા જપતા રહે છે. અને જ્યારે જુઓ ત્યારે અલ્લાહની યાદમાં લીન રહે છે. છોકરાઓ જોતા કે એમનો તો રોજરોજનો એજ વ્યવસાય છે. આ દેખીને છોકરાઓને કુતૂહલ થતું કે આ કોણ ધર્માત્મા છે જેને બંદગી કે ભક્તિ સિવાય દુનિયાની કશી પડેલી નથી !

એક દિવસે એવું બન્યું કે નજરાનના સ઼ામિર નામના શખ્સે પોતાના છોકરા અબ્દુલ્લાહને બીજા છોકરાઓની સાથે જાદૂની વિદ્યા શીખવા માટે જાદૂગર પાસે મોકલ્યો. જાદૂગરના રહેઠાણે જતી વેળા રસ્તામાં એક તંબૂ અબ્દુલ્લાહને જોવામાં આવ્યો. ત્યાં તે શું જુએ છે કે એક મહાત્મા નમાઝ પઢે છે. બંદગી કરે છે. નામ જપે છે. ધ્યાનધ્યાનમાં લીન રહે છે. અબ્દુલ્લાહ આ જોઇને બેહદ નવાઇ પામી ગયો. તેને આ મહાત્માની બંદગીનો તરીકો બહુ ગમી ગયો. પછી તો સ઼ામિરનો છોકરો અબ્દુલ્લાહ જાદૂગરને ત્યાં જતાં આવતાં કોઇકવાર આ મહાત્મા પાસે પણ ચાલ્યો જતો. તેની પાસે તંબૂમાં બેસીને વાતો કરતો. તેના મુખેથી જે વાતો નીકળતી

તેને ધ્યાનથી સાંભળતો. ત્યાં સુધી કે એક દિવસે સ઼ામિરના છોકરા અબ્દુલ્લાહએ અલ્લાહના એક હોવાનો અંતઃકરણથી ઈકરાર કરીને અલ્લાહના વલી ફૈમિયૂનના હાથ પર ઈસ્લામ કબૂલ કરી લીધાં. [1]

હવે અબ્દુલ્લાહ બિન સ઼ામિર, જાદુગર પાસે જાદૂની વિદ્યા શીખવાને બદલે ફૈમિયૂન પાસે ઇસ્લામી મઝહબની તઅલીમ લેવા લાગ્યો. જ્યારે તે ધર્મજ્ઞાનમાં પારંગત થઈ ગયો તો એક દિવસે તેણે પોતાના ગુરૂ ફૈમિયૂનને "ઈસ્મે-અઅઝમ" વિષે સવાલ કર્યો. કેમકે તઅલીમ લેતી વેળા તે જાણી ચૂકયો હતો કે તેના ગુરૂજી ઈસ્મે-અઅઝમ જેવી અજીબો-ગરીબ વિદ્યા જાણે છે.

તેનો સવાલ સાંભળીને ગુરૂજી ગંભીર સ્વરે બોલ્યા, "બેટા ! ઈસ્મે-અઅઝમનું શિક્ષણ તારા સંજોગોને બંધબેસતું નથી. તું હજુ કાચો હોવાથી એની બરદાશ્તનું બળ ધરાવતો નથી. એને શીખવામાં તારા માથે મોટો ખતરો રહેલો છે."

બીજી તરફ અબ્દુલ્લાહનો બાપ સ઼ામિર ફકત આટલું જાણતો હતો કે તેનો છોકરો બીજા છોકરાઓની જોડે જાદૂગર પાસે જઈને જાદૂની વિદ્યા શીખે છે. એથી વિશેષ પોતાના છોકરા વિષે બીજું કંઈ તે જાણતો ન હતો.

**ઈસ્મે-અઅઝમનો અખતરો**————જ્યારે અબ્દુલ્લાહએ જોયું કે માનવંતા ગુરૂજી ઈસ્મે-અઅઝમનું શિક્ષણ આપવામાં કંજૂસીથી કામ લઈ રહ્યા છે તો તેણે પોતે એનો અખતરો કરવાનું નક્કી કર્યું. ગુરૂજીએ તેને "અસ્માઉલ-હુસ્ના" એટલે અલ્લાહ તઆલાના જેટલા પવિત્ર નામો છે એ બધાનું પૂરી સમજૂતી સાથે શિક્ષણ આપ્યું હતું. (એજ પવિત્ર નામોમાં તે નૂરાની નામ પણ હોય છે જેને "ઈસ્મે-અઅઝમ" કહે છે.) ઈસ્મે અઅઝમના અખતરા માટે તેણે કેટલાક તીરો લીધાં અને જંગલના એકાંત સ્થળે ચાલ્યો ગયો. ત્યાં પહોંચીને તેણે એક-એક તીર પર અલ્લાહ તઆલાના અલગ-અલગ નામ લખવાનું શરૂ કર્યું. અલ્લાહના દરેક નામ માટે દરેક તીર નોખું હતું.

જ્યારે બધા તીરો તૈયાર થઈ ગયાં તો તેણે લાકડાં ભેગા કરીને આગ પેટાવી અને એક પછી એક તીર આગમાં નાખવાનું શરૂ કર્યું. વારાફરતી તીરો નાખતો રહ્યો અને આગ તેને બાળતી રહી અહીં સુધી કે પછી તે તીરનો વારો આવ્યો જેમાં અલ્લાહ તઆલાનું અસલી ઈસ્મે-અઅઝમ લખેલું હતું. જ્યારે આ તીર તેણે આગમાં નાખ્યું તો આગે તેને બાળવાને બદલે ઉછાળીને દૂર ફંગોળી દીધું. આ અખતરાથી અબ્દુલ્લાહને ઈસ્મે-અઅઝમનું રહસ્ય મળી ગયું. પછી તો તે હરખાતો-મલકાતો ગુરૂજીની સેવામાં પહોંચી ગયો અને બોલ્યો, "હુઝૂર ! મેં ઈસ્મે-અઅઝમનું રહસ્ય મેળવી લીધું છે.

"તે શું છે." ગુરૂજીએ નવાઈ પામીને પૂછયું.

તેણે ઈસ્મે-અઅઝમનું નૂરાની નામ બતાવી દીધું.

"આ રહસ્ય તેં કેવી રીતે મેળવ્યું ?"

પોતે કરેલા અખતરાની તેણે પૂરી વિગત દર્શાવી દીધી.

ગુરૂજીએ તેને ધન્યવાદ આપીને કહ્યું, "બેટા ! તીરને તેં આબાદ નિશાના પર બેસાડીને મુરાદનું નોંતં

---

૧. અહીં ઈસ્લામના અર્થ દીને-હક એટલે સત્ય ધર્મ છે. એજ દીને-હક હઝરત આદમ અલૈહિસ-સલામથી શરૂ થઈને તમામ પયગમ્બરોને મળતો રહ્યો છે. સૌથી છેલ્લે એજ દીને-હક અલ્લાહ તઆલાએ પોતાના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુકમ્મલ સ્વરૂપે આપી દીધો એનું જ નામ ઈસ્લામ છે. હવે ઈસ્લામ તે મઝહબ છે જેને કબૂલ કરવા વગર ન આ દુનિયાની કામયાબી મળી શકે છે ન આખેરતની કામયાબી મળી શકે છે. આકાશી કિતાબ કુર્આનમાં એનું સંપૂર્ણ શિક્ષણ મવજૂદ છે. "હ"

વીંધી નાખ્યું પણ ખબરદાર ! ભેદને પોતાના સીનામાં છુપાવી રાખજે; જો કે ભેદને તું પોતાના સીનામાં છુપાવી રાખે તેવી મને આશા નથી.''

**નજરાનમાં ખ્રિસ્તી ધર્મની તબલીગ**————હવે સામિરના બેટા અબ્દુલ્લાહનો એવો નિયમ થઈ પડયો કે નજરાનમાં કોઈ માંદુ પડતું કે કોઈના માથે સંકટ તૂટી પડતું તો તે અબ્દુલ્લાહ પાસે જઈને કહેતો, ''હે અલ્લાહના બંદા ! મને આ તકલીફ છે. તું કંઈ એનો ઈલાજ કર.''

અબ્દુલ્લાહ તેને કહેતો, ''હે અલ્લાહના બંદા ! તું અલ્લાહને એક માની લે. અલ્લાહના એક હોવાનો ઈકરાર કર અને એક અલ્લાહ પર ઈમાન લાવ અને મારો ઈસ્લામ મઝહબ કબૂલ કરી લે. હું અલ્લાહની બારગાહમાં તારા માટે દુઆ કરીશ. અલ્લાહ પોતાની રહમતથી તારી તકલીફ દૂર કરી દેશે.''

તે કહેતો, ''બહુ સારૂં '' એ પછી તે એક અલ્લાહ પર ઈમાન લાવીને ઈસ્લામ કબૂલ કરી લેતો અને અબ્દુલ્લાહ તેના માટે દુઆ કરતો. તેની દુઆથી માંદાને તરત શિફા મળી જતી અને સંકટમાં સપડાયેલો જોતજોતામાં આફતથી છુટકારો મેળવી લેતો. પછી તો મામલો એટલી હદે પહોંચી ગયો કે નજરાનમાં કોઈ દરદી, કોઈ દુઃખી માણસ એવો ન રહ્યો જેણે અબ્દુલ્લાહની દુઆનો આસરો ન લીધો હોય અને તેનો ધરમ ન કબૂલ કરી લીધો હોય. દરેક આવનાર માટે તેણે દુઆ કરી અને તરત તેને શિફા મળી ગઈ. આ રીતે આખા નજરાનમાં ચોમેર ખ્રિસ્તી ધર્મનો ડંકો બજી રહ્યો.

રફતા-રફતા અબ્દુલ્લાહની કરામતોના સમાચાર નજરાનના બાદશાહના કાનો સુધી પહોંચી ગયા. તેણે અબ્દુલ્લાહને દરબારમાં બોલાવીને ધમકાવ્યો, ''હે બંડખોર છોકરા ! તેં મારી રૈયતના ઈમાન-અકીદા બગાડી નાખ્યા છે. મારા અને મારા બાપદાદાના ધર્મનો સખ્ત વિરોધ કર્યો છે. મારા રાજની પ્રજાને મારી વિરૂધ્ધ ઉશ્કેરી મૂકી છે. આ ગદ્દારીની શિક્ષા તરીકે હું તને મોતની સજા ફરમાવું છું કે જેથી બીજા લોકો એનાથી ધડો લે.''

'' હે બાદશાહ !''અબ્દુલ્લાહએ પડકાર ફેંક્યા, ''તું જે વાતનો દાવો કરે છે તે ખોટો છે. હરગિઝ મુજને કોઈ શિક્ષા આપવાને તું શકિતમાન નથી.''

''સિપાહીઓ ! પકડી લો આ ગદ્દારને !'' બાદશાહે ગર્જના કરી,''એને ફલાણા જંગલના ફલાણા પહાડની ટોચેથી ઊંધા માથે ગબડાવી દો.''

બાદશાહના હુકમનું તુરંત પાલન થયું પરંતુ ઊંચા પહાડની ટોચ પરથી ઊંધા માથે ગબડવા છતાં અબ્દુલ્લાહનો વાળ પણ વાંકો થયો નહિ. ત્યારે બાદશાહના હુકમથી આ પ્રકારની બીજી શિક્ષાઓનું વારંવાર પુનરાવર્તન કરવામાં આવ્યું તો પણ અબ્દુલ્લાહ એકદમ સલામત રહ્યો. છેવટે બાદશાહ ગુસ્સાથી ગાંડોતૂર થઈ ગયો. તેણે હુકમ છોડયો, ''સિપાહીઓ ! એને નજરાનના ફલાણા દરિયાના ઊંડા પાણીઓમાં લઈ જઈને ગરક કરી દો.''

નજરાનના દરિયા કે નદીના ઊંડા પાણીઓમાં આ એવી ખતરનાક જગાઓ હતી જયાંથી કોઈ જીવતું પાછું ફરતું ન હતું. સિપાહીઓએ અબ્દુલ્લાહને વારંવાર એ ખતરનાક પાણીઓમાં ડુબાડવાની કોશિશ કરી પણ તે દરેક વાર સલામતીથી નીકળી આવતો. કોઈ તરેહની હાનિ તેને પહોંચવા પામતી નહિ. પાણીની મજાલ ન હતી કે તેને ડૂબાડી શકે.

**અબ્દુલ્લાહ અને બાદશાહનું પતન**————જયારે અબ્દુલ્લાહએ જોયું કે બાદશાહ તેનો પીછો

છોડતો નથી અને હાથ ધોઈને તેની પાછળ પડી ગયો છે. તો તેણે કહ્યું, "હે બાદશાહ ! અલ્લાહના સોગંદ, તું હરગિઝ મારૂં મોત નોતરી શકતો નથી. હા તું મને મારી જ નાખવા માંગતો હોય તો હું તને એક તરકીબ બતાવું છું.

"કેવી તરકીબ ?" બાદશાહે ઝટ પૂછયું.

"સાંભળ !" અબ્દુલ્લાહ બોલ્યો, "હું જે અલ્લાહને માનું છું તેના એક હોવાનો ઇકરાર કર. પછી એ અલ્લાહ પર ઈમાન લાવીને મારો ધર્મ કબૂલ કરી લે. તવહીદ અને ઈમાનની કબૂલાત પછી જ તું મને મારી નાખવામાં કામયાબી મેળવી શકશે."

રાવીનું કથન છે : અબ્દુલ્લાહની વાત સાંભળીને બાદશાહે એક અલ્લાહનો ઈકરાર કરી લીધો અને અલ્લાહની તવહીદ પર ઈમાન લાવીને અબ્દુલ્લાહનો ધર્મ કબૂલ કરી લીધો. તે વેળા બાદશાહના હાથમાં એક શાહી લાકડી હતી. ધર્મપલટા પછી બાદશાહે આગળ વધીને અબ્દુલ્લાહના માથા પર લાકડીનો પ્રહાર કર્યો. આ પ્રહાર જો કે તદ્દન મામૂલી હતો અને જખમ પણ કોઇ ઊંડો ન હતો તેમ છતાં પ્રહારની સાથે જ અબ્દુલ્લાહ બિન સામિરનું કામ તમામ થઈ ગયું. અબ્દુલ્લાહના મરણની સાથે જ બાદશાહ પોતે પણ એજ પળે એજ સ્થળે તરફડિયાં ખાયને મરી ગયો.

આ અજીબો-ગરીબ ઘટના બાદ તમામ નજરાનવાસીઓ અબ્દુલ્લાહ બિન સામિરના મઝહબ પર સંમત થઈ ગયા, એટલે એક અલ્લાહ પર ઈમાન લાવીને અને અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા બિન મરયમનો કલિમો પઢીને, આકાશી કિતાબ ઇન્જીલના અહકામ પર ચાલવા લાગી ગયા. એ પછી સમયના પ્રવાહની સાથે ધીરેધીરે તે બધી બિદઅતો તેઓમાં ઘૂસી જવા પામી જે તેઓના મૂર્તિપૂજક બાપ દાદાઓમાં હતી. [૧] આ રીતે અલ્લાહના વલી ફૈમિયૂન અને તેના મુરીદ અબ્દુલ્લાહ બિન સામિરની તબલીગથી નજરાનમાં નસરાનિયત એટલે ઇસાઈયત કે ખ્રિસ્તી ધર્મની સ્થાપના થઈ.

ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન સામિરને લગતી આ રિવાયત મુહમંદ બિન કઅબ કુરઝી અને નજરાનના કેટલાક ધર્મજ્ઞાનીઓએ વર્ણવી છે. આ બંને રિવાયતો જે મેં ઉપર ટાંકી છે. એમાંની કઇ રિવાયત સહીહ છે તે અલ્લાહ બેહતર જાણે !

**"અસહાબુલ-ઉખ્દૂદ"ની કત્લે-આમ**——————નજરાનના લોકો ખ્રિસ્તી ધર્મ કબૂલ કરીને ઇન્જીલના અહકામ પર ચાલતા હતા ત્યારે અચાનક યમનનો બાદશાહ યૂસુફ ઝૂ-નવાસ પોતાનું લાવલશ્કર લઈને નજરાન પર ચઢી આવ્યો. તેણે નજરાનવાસીઓને પોતાનો યહૂદી ધર્મ બળજબરીથી કબૂલ કરી લેવાનો ફરમાન છોડયો અને ગામેગામ ઢંઢેરો પીટાવી દીધો, "કાં યહૂદી ધર્મ કબૂલ કરો કાં મરવા માટે તૈયાર રહો"

નજરાનવાસીઓ પોતાના નવા ખ્રિસ્તી ધર્મ પર મક્કમ રહ્યા. તેઓએ એકમતે બહાદુરીપૂર્વક મરી જવાનો નિર્ણય અપનાવી લીધો એટલે મરી જઈશું પણ યહૂદી ધર્મ કબૂલ નહિ કરીશું. ત્યારે ઝૂ-નવાસે તેઓની સામૂહિક હત્યા માટે ખન્દકો ખોદાવીને તેમાં ભડભડાટ અગ્નિ પેટાવી દીધો. લોકોના ટોળેટોળાંને તેણે ધગધગતી આગમાં જીવતા હોમીને ફૂંકી નાખ્યાં. બાકીનાઓને તલવારથી કતલ કરાવીને તેઓના નાક-કાન કાપી નાખ્યા.

---

૧. એટલે તેઓના મૂર્તિપૂજક બાપદાદા જે અણઇસ્લામી રીતરિવાજો પાળતા હતા અથવા તેઓના ધર્મગુરૂઓ ધર્મના નામે જે ઢોંગો ચલાવતા હતા તે, વરસોના વહાણા પછી ફરીવાર તેઓના નવા મઝહબમાં ઘૂસી ગયા. આ રીતે બિદઅતી લોકોએ હઝરત ઇસા અલૈ. સ- [illegible] ચહેરો બગાડી નાખ્યો. "ક"

ત્યાં સુધી કે તેઓના લગભગ વીસ હજાર જેટલા નિર્દોષ સ્ત્રી-પુરુષોને તેણે બેરહમીથી રહેંસી નાંખ્યા.[૧]

એજ યુસુફ ઝૂ-નવાસ અને તેના લશ્કર વિષે અલ્લાહ તઆલાએ પોતાના આખેરી પયગમ્બર અને આપણા સરદાર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર કુર્આનના ત્રીસમા પારહની સૂરએ-બુરૂજમાં આ આયતો નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| કુતિલા અસ્હાબુલ-ઉખ્દૂદ. | માર્યા ગયા ખન્દકોવાળા; |
| અન્નારિ ઝાતિલ-વકૂદ. | એવી ખન્દકો જેમાં ઘણા ઇંધણોવાળી આગ હતી; |
| ઇઝ હુમ અલૈહા કુઊદ. | જ્યારે કે તેઓ અગ્નિકુંડોની ચોગર્દમ બેઠેલા હતા; |
| વ હુમ અલા મા યફ-અલૂન | અને તેઓ જે કંઈ કરતા હતા; |
| બિલ-મુઅમિનીન શુહૂદ. | મુઅમિનો સાથે, તેને પોતાની આંખે જોતા હતા; |
| વમા ન-ક-મૂ મિન્હુમ | તેઓ માત્ર વેર લેતા હતા મુઅમિનો કનેથી |
| ઇલ્લા અંય-યુઅમિનૂ | ફકત આ વાતનું કે તેઓ ઇમાન લઈ આવ્યા હતા; |
| બિલ્લાહિલ-અઝીઝિલ-હમીદ. | તે અલ્લાહ પર જે વર્ચસશાળી અને સ્તુતિપાત્ર છે. |

**ઉખ્દૂદના અર્થ**————ઇબ્ને હિશામ કહે છે : "ઉખ્દૂદ" શબ્દના અર્થ જમીનમાં લાંબા-લાંબા ખાડા ખોદવાના થાય છે ખાઈ, નહેર, ખન્દક વગેરેને પણ ઉખ્દૂદ કહે છે. એનું બહુવચન "અખાદીદ" છે. તલવાર, છુરી, ચાબુક વગેરેના ઘાથી ચામડી પર પડેલા ચાઠાંને પણ ઉખ્દૂદ કહે છે. એની જમા પણ અખાદીદ આવે છે.

**નજરાનવાસીઓના ધર્મનેતાનું શબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : નજરાનના હત્યાકાંડ કે અગ્નિકુંડમાં યમનના બાદશાહ ઝૂ-નવાસે જે ખ્રિસ્તીઓની કત્લેઆમ ચલાવી તેમાં નજરાનવાસીઓના ધર્મનેતા અથવા ઇમામ અબ્દુલ્લાહ બિન સામિરનો પણ એક રીતે સમાવેશ થાય છે. ત્યાંના ખંડેર બની ગયેલા એક ખાડામાંથી અબ્દુલ્લાહનું શબ જેમનું તેમ એટલે હેમખેમ મળી આવ્યું હતું. એનું સમર્થન અબ્દુલ્લાહ બિન અબીબક્ર બિન મુહંમદ બિન અમ્ર બિન હઝમ નામે રાવીના કથનથી થાય છે.

તેણે કહ્યું, હઝરત ઉમર ફારૂકના ખિલાફત યુગમાં નજરાનના એક શખ્સે કંઈ કામસર પેલા ખંડેરના ખાડાઓમાંથી એક ખાડો ખોદયો તો લોકોએ શું જોયું કે ખાડાને એક ખૂણે અબ્દુલ્લાહ બિન સામિરનો મૃતદેહ ચિરશાંતિથી બેઠેલો હતો; એવી દશાએ કે પોતાનો એક હાથ તેણે માથાના જખમ પર મૂકેલો હતો. તેનો આ હાથ ત્યાંથી હટાવવામાં આવતો તો જખમમાંથી લોહીની ધારા ફૂટી નીકળતી અને હાથ છોડી દેવામાં આવતો તો હાથ પોતે જખમ પર જઈને બેસી જતો અને લોહી બંધ થઈ જતું. તેના એક હાથની આંગળીમાં વીંટી પહેરેલી હતી જેની ઉપર "રબ-બિયલ્લાહ" કોતરેલું હતું એટલે મારો પાલનહાર અલ્લાહ છે.

ખાડો ખોદનારે કાગળ લખીને હઝરત ઉમર ફારૂકને આ વાતની જાણ કરી તો હઝરત ઉમર ફારૂકે જવાબમાં લખી જણાવ્યું કે, એ શખ્સ જે પરિસ્થિતિમાં છે તેમાં જ એને રહેવા દો અને જે રીતે દફન થયો હતો તેજ મુજબ એને દફન કરી દો.[૨]

---

૧. યુસુફ ઝૂ-નવાસને યહૂદી ધર્મ તુબાન અસઅદ એટલે "તુબ્બઅ બીજો" નામે બાદશાહ તરફથી વારસામાં મળ્યો હતો. જે મદીનહના બે યહૂદી પાદરીઓને પોતાની સાથે યમન લઈ ગયો હતો. ઝૂ-નવાસ પોતે પણ કટ્ટર યહૂદી બની ગયો હતો. "[illegible]"

૨. કુર્આને મજીદમાં છે કે ઇસ્લામની સરબુલંદી માટે જિહાદ કરીને અલ્લાહના રાહમાં શહીદ થનારાઓને મરેલા ન કહો બલ્કે તેઓ જીવતા છે અને પોતાના પાલનહાર તરફથી રોજી મેળવે છે. અને હદીસ શરીફમાં છે કે અલ્લાહના રાહમાં શહીદ થનારાઓના શરીર જમીનની માટી ખાય શકતી નથી. શહીદોના શરીર જડબેસલાક રીતે કિયામત સુધી હેમખેમ અને સલામત રહે છે. શાઈરીમાં એનું બયાન જુઓ:

અમાનત કી તરહ રખ્ખા ઝમીંને રોઝે-મહશર તક ● ન એક મૂ કમ હુવા અપના, ન એક તારે-કફન બિગડા.

# પ્રકરણ નવમું

# યમન પર હબશીઓની હુકૂમત

કયસરના દરબારમાં મદદની ધા ● હબશહના બાદશાહને કયસરનું ફરમાન ● ઝૂ-નવાસનું પતન અને મરણ ● યમનની તબાહી અને શાઇરોના કસીદા ● નજૂમીઓની સાચી ઠરેલી પેશીનગોઇ.

**કયસરના દરબારમાં મદદની ધા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઝૂ-નવાસના હત્યાકાંડનો ભોગ બનેલા લોકોમાં સબા ખાનદાનનો એક શખ્સ જેનું નામ દવસ ઝૂ-સઅલબાન હતું, એ નસીબની બલિહારીથી આ હત્યાકાંડમાંથી છટકી જવામાં સફળ થયો અને પોતાની પવનવેગી ઘોડી પર બેસીને રેગિસ્તાન તરફ ઊપડી ગયો. ઝૂ-નવાસના સિપાહીઓએ એની પૂઠ પકડી ખરી, પણ તેઓ એને ગિરિફતાર કરી શકયા નહિ. કેમકે પોતાની પવનવેગી ઘોડીને એણે રેગિસ્તાનને રસ્તે પૂરપાટ દોડાવી દીધી હતી. પોતાની ઘોડીને તે અંધાધૂધ દોડાવતો જ ચાલ્યો ગયો ત્યાં સુધી કે તે રોમના શહેનશાહ કયસરના દરબારમાં પહોંચી જવામાં સફળ થઇ ગયો. તેણે ઝૂ-નવાસના અગ્નિકાંડ અને તેમાં નજરાનવાસીઓની કત્લેઆમની દર્દનાક કથા, રોમાંચકારી શૈલીમાં કયસર આગળ રજૂ કરીને, ઝૂ-નવાસ અને તેના લશ્કર પર ચઢાઇ કરવાની ધા નાખી.

રોમના કયસરે જવાબ આપતાં કહ્યું, "તમારો નજરાનનો ઇલાકો અમારા રાજ્યની સરહદથી લાંબા અંતરે આવેલો છે. તેમ છતાં હું હબશહના બાદશાહને કાગળ લખીને તમારી મદદ માટે ભલામણ કરૂં છું કેમકે તે પણ એજ ખ્રિસ્તી ધર્મ પાળે છે અને તમારા ઇલાકાથી નઝદીક પણ છે"

**હબશહના બાદશાહને કયસરનું ફરમાન**————આમ કહીને રોમના શહેનશાહે હબશહના બાદશાહ નજાશીને નામે કાગળ લખી આપ્યો જેમાં કાગળ લાવનાર દવસ ઝૂ-સઅલબાનને સંપૂર્ણ રીતે લશ્કરી મદદથી સહકાર આપવાનું ફરમાન હતું.

શહેનશાહ કયસરનું આ શાહી ફરમાન લઇને દવસ ઝૂ-સઅલબાન મુલ્કે-હબશહના બાદશાહ નજાશીના દરબારમાં હાજર થયો. નજાશીએ કયસરના શાહી ફરમાનને માથે ચડાવીને તાબડતોડ સિત્તેર હજારનું જંગી લશ્કર તૈયાર કર્યું અને તેના સરસેનાપતિ તરીકે એક પંકાયેલા અનુભવી યુધ્ધવીરની નિમણૂંક કરી જેનું નામ અરયાત હતું. આ લશ્કરમાં એક નામીચો અને જોશીલો જવાન પણ શામિલ હતો અને તેનું નામ અબ્રહતુલ-અશરમ હતું.

**ઝૂ-નવાસનું પતન અને મરણ**————સરસેનાપતિ અરયાત હબશીઓનું સિત્તેર હજારનું જંગી

લશ્કર લઈને દવસ ઝૂ-નુઅલબાન સાથે જંગી વહાણોમાં સવાર થઈને યમનના સમુદ્રકાંઠે જઈ પહોંચ્યો. આ તરફ ઝૂ-નવાસને સમાચાર મળતાં તે પણ પોતાના હિમ્યર કબીલાના સૈનિકો અને કબાઈલી ફોજીઓને લઈને અરયાતના મુકાબલા માટે મેદાને આવી ગયો. બંને લશ્કરો એકબીજા સાથે ટકરાયાં અને ઘમસાણનું યુદ્ધ જામ્યું. નતીજા રૂપે નસીબે અરયાતને યારી આપી યમની લશ્કરનો પરાજય થયો. સિપાહીઓ જાન બચાવવા અંધાધૂંધ નાસવા લાગ્યા. લશ્કર અને કૌમની આ તબાહી જોઈને ઝૂ-નવાસના હાંજા પણ ગગડી ગયા. પોતાની જાન બચાવવા ઘોડાને ફટકારતો અને અંધાધૂંધ દોડાવતો પોતે પણ મેદાન છોડીને ભાગી છૂટ્યો અહીં સુધી કે સમુદ્રમાં ઝંપલાવવા સિવાય બીજો રસ્તો દેખાયો નહિ તો, બેધડક તેણે પોતાના ઘોડા સાથે સમુદ્રમાં છલાંગ લગાવી દીધી. ઘોડો છીછરા પાણીને ચીરતો અને ખોફનાક મોજાંઓ સાથે ટક્કર લેતો આગળને આગળ બઢયે ગયો અને જયારે ગેહરા પાણીઓમાં પહોંચ્યો તો તેની હિંમતે જવાબ આપી દીધો. આ રીતે પોતાના ઘોડા સાથે ઝૂ-નવાસ પોતે પણ સમુદ્રના અંધારા પાણીઓમાં ગરક થઈ ગયો.

આ તરફ હબશી લશ્કરનો સરસેનાપતિ અરયાત પોતાના લશ્કર સાથે વિજયનો વાવટો ફરકાવતો મુલ્કે-યમનની ભૂમિમાં પ્રવેશ્યો અને આખા યમન પર કબજો જમાવીને ત્યાંનો ખુદ મુખ્તાર બાદશાહ બની ગયો અને કેટલાય વરસો સુધી મુલ્કે-યમન પર એકહથ્થુ હુકૂમતની હાક ગજાવતો રહ્યો.

**યમનની તબાહી અને શાઈરોના કસીદા**————ઈબ્ને હિશામ કહે છે : એજ પ્રસંગને અનુસરીને યમનના એક શાઈરે પોતાના કસીદામાં મુલ્કે-યમનની તે તબાહીનું વર્ણન કર્યું છે જે દવસ ઝૂ-નુઅલબાન તરફથી હબશીઓના રૂપમાં નાઝિલ થવા પામી. તેના એક શેઅરની કડી તો લોકજીભે રમતી એક કહેવત જેવી થઈ પડી છે. જેને યમનવાસીઓ વાતવાતમાં છૂટથી ઉચ્ચારતા રહે છે. તે આ કડી છે:

**લા-ક-દવસિંવ-વલા ક-અઅલાક રહલિહી**

એટલે આ ગૂંચવણ દવસ ઝૂ-નુઅલબાન અને તેના પ્રવાસની આંટીઘૂંટી જેવી તો નથી જ. એટલે આ કોઈ એવી સમસ્યા નથી જ કે જેનો કોઈ ઉકેલ જ ન હોય.

(નોટ : અહીં અલ્લામા ઈબ્ને હિશામે મુલ્કે-યમન અને ત્યાંની પ્રજા પર ઊતરેલી આફતને લગતા, ત્રણ શાઈરો-ઝૂ-જદન હિમ્યરી, ઈબ્નુઝ-ઝિબબા સકફી અને અમ્ર બિન મઅદી-કરબના રચેલા ત્રણ કસીદા ટાંકેલા છે તે અમે જતા કર્યા છે. બેએક શેઅર જુઓ. ઝૂ-જદન હિમ્યરી કહે છે :

**અ-બઅદા બયનૂના લા અયનુંવ વલા અસન, • વ બઅદા સિલહીન યબ-નિન-નાસ અબ્યાતા.**

શું બયનૂન અને સિલહીન જેવા ભવ્ય કિલ્લાઓ અને તેના પાયાઓ તથા નિશાનીઓની બરબાદી પછી પણ લોકો પોતાના આલીશાન બંગલાઓ બંધાવતા રહેશે ?

બયનૂન, સિલહીન, ગુમદાન વગેરે યમનવાસીઓના તે આલીશાન, નક્કર અને લાજવાબ કિલ્લા હતા જેઓના પાયાઓ સુધ્ધાં અરયાત હબશીએ ખોદાવી નાખ્યા હતા.

**હવનકા લયસા યરુદ-દુદ-દમ્ઉ મા ફાતા, • લા તહલિકી અસફન ફી ઈસરિ મન માતા.**

તે શખ્સ જે નિરાંતે અને શાંતિથી ચાલ્યો ગયો, આંખના અશ્રુઓ તેને પાછો લાવી શકવાના નથી. માટે તેના વિલાપ કરીને પોતાને હલાક ન કર.

ફ-ઇન્નલ-મવત લા યન્હાહુ નાહિન, • વ-લવ શરિબશ-શિફાઅ મઅલ નસૂકિ.

કેમકે મૃત્યુને તો કોઇ રોકનાર રોકી શકતો નથી; ભલે બીમારને શિફા કે તંદુરૂસ્તી જેવી વસ્તુ ઘોળીને પીવાડી દેવામાં આવે અને ભાનમાં લાવનારી તમામ જડીબુટ્ટીઓ સૂંઘાડી દેવામાં આવે. (તો પણ મોતને રોકી શકાય નહિ.)

**નજૂમીઓની સાચી ઠરેલી પેશીનગોઇ**————ઇબ્ને હિશામ કહે છે : મુલ્કે-યમન પર હબશીઓની ચઢાઇ તેજ કમનસીબ ઘટના છે જેની પેશીનગોઇ વરસો પહેલાં સતીહ અને શિક્ક નામના જ્યોતિશાસ્ત્રના બે અઠંગ વિજ્ઞાનીઓએ, યમનના બાદશાહ રબીઅહ બિન નસરના દરબારમાં તેના એક બિહામણા ખ્વાબના જવાબમાં ઉચ્ચારી હતી.

સતીહ નામના વિદ્વાન નજૂમીએ યમનના બાદશાહ રબીઅહ બિન નસરને તેના ખ્વાબની હકીકત દર્શાવીને, ખ્વાબની તઅબીર રૂપે આ શબ્દોમાં પેશીનગોઇ ઉચ્ચારી હતીઃ

> "હે બાદશાહ ! હું કાળી પથરાળી ભૂમિમાં વસનારાં જીવજંતુઓના સોગંદ ખાયને કહું છું કે આપના રાજ્ય પર હબશીઓ ચઢાઇ કરી દેશે અને અબયન તથા જુરશ વચ્ચેનો તમામ પ્રદેશ તેઓ ફતેહ કરી લેશે અને આ પૂરા ઇલાકાના તેઓ માલિક બની જશે."

અને શિક્ક નામના બાહોશ નજૂમીએ બાદશાહનો ખ્વાબ દર્શાવીને ખ્વાબની તઅબીર તરીકે આ શબ્દોમાં પેશીનગોઇ ઉચ્ચારી હતી :

> "હે બાદશાહ ! કાળી પથરાળી ભૂમિમાં વસનારાં તમામ જીવજંતુઓના સોગંદ ખાયને કહું છું કે આપના રાજ્યની ધરતી પર હબશીઓ તૂટી પડશે. તમામ રળિયામણી અને હરિયાળી ભૂમિ પર તેઓ કબજો કરી લેશે અને અબયનથી લઇને નજરાન સુધીના તમામ ઇલાકાના તેઓ સત્તાધારી બની જશે."

---

# પ્રકરણ દસમું

# અબ્રહતુલ-અશરમની બાદશાહી

અરયાત અને અબ્રહા વચ્ચે ઘર્ષણ • મુકાબલામાં અરયાતનું મરણ • અબ્રહાની ડહાપણ ભરેલી નીતિ • યમનમાં ભવ્ય ખ્રિસ્તી દેવળ • દેવળને ગંદું કરવાના સોગંદ • કઅબહને ઉખેડી કાઢવાની અબ્રહાની પ્રતિજ્ઞા.

**અરયાત અને અબ્રહા વચ્ચે ઘર્ષણ**——ઇબ્ને ઇસ્હાક કહે છે : હબશહના બાદશાહનો સરસેનાપતિ અરયાત વરસો સુધી યમન પર મરજી મુજબની એકહથ્થુ સત્તા ચલાવતો રહ્યો. પછી એક સમય આવ્યો જ્યારે અબ્રહા અશરમ નામે એક નામીચા અને બહાદુર હબશી જવાને, હબશીઓના રાજદ્વારી અને સામાજિક હિતોને લગતા અમુક મામલાઓ અંગે ઝગડો ખડો કર્યો. ઝગડો લંબાતો ગયો અને સમસ્યાનો ઉકેલ નહિ આવતાં મામલાએ તકરારનું રૂપ લીધું. નતીજા રૂપે અરયાત અને અબ્રહા વચ્ચે સત્તાની સાઠમારી જામી ગઈ. આ રાજરમતમાં કેટલાક હબશીઓ અબ્રહાના પક્ષે આવી ગયા અને કેટલાક અરયાતના તરફદાર બની ગયા. પછી તો પરસ્પરની હુંસાતુંસીએ કાયદેસરની લડાઈનું રૂપ લીધું. બંને પક્ષો સામસામે મેદાને નીકળી આવ્યા. ખાંડાના ખેલ ખેલાય તે પહેલાં અબ્રહાએ અરયાતને પડકાર્યો, "હે અરયાત ! આપણી હબશી પ્રજાને આપસમાં ટકરાવીને મૃત્યુને ઘાટ ઉતારી દેવાનું મને પસંદ નથી. મર્દબચ્ચો હોય તો મેદાને આવી જા, આપણે બંને લડી લઈએ. જે જીતે તે ખરો. પછી હારનારનું લશ્કર જીતનારની તાબેદારી કબૂલ કરી લે !"

**મુકાબલામાં અરયાતનું મરણ**——અરયાતે ખેલદિલીથી અબ્રહાનો પડકાર ઝીલી લીધો અને ધન્યવાદ રૂપે કહ્યું, "ઇન્સાફ તે આનું નામ !" પછી બંને બહાદુરો ખાંડાના ખેલ માટે મેદાને પડયા. એક તરફથી અબ્રહા નીકળ્યો. તે એક ઠીંગણો, જાડો, કદરૂપો અને ધર્મચુસ્ત ખ્રિસ્તી જવાન હતો. બીજી તરફથી અરયાત નીકળ્યો. તે દેખાવડો, ગંઠાયેલા શરીરનો અને લાંબા કદનો જવાન હતો. તેના હાથમાં તેનું એક ખાસ હથિયાર હતું.

અબ્રહાએ પોતાની પૂઠે પોતાના અત્વદા નામે ગુલામને પોતાના બચાવ માટે સાથે લીધો હતો. અરયાતે આગળ વધીને અબ્રહા પર પોતાના ખાસ ભાલાનો વાર કર્યો. તે ચાહતો હતો કે એક જ ઝાટકે તેનું ડોકું છેદીને તેના ધડ સાથે લટકાવી દે પણ વાર અબ્રહાના કાન, નાક, ભ્રમર અને આંખને છેદતો સરકી ગયો અને તેના હોઠો ફાટી ગયા. આ કારણે તે "અબ્રહતુલ-અશરમ"ના ઉપનામે પંકાઇ ગયો. અશરમ શબ્દના અર્થ ફાડવું-ચીરવું થાય છે. અરયાતના ફટકા પછી એજ ક્ષણે અબ્રહાની પૂઠે ઊભેલા તેના ગુલામ અત્વદાએ મળેલી તક ઝડપી લઈને પાછળથી એવો ઘા કર્યો કે અરયાતની પડછંદ કાયા ભોંયે પછડાઈને તરફડિયાં મારવા લાગી.

હાથોહાથની લડાઇના અંજામ બાદ ઠેરવેલી શરત મુજબ અરયાતનું લશ્કર અબ્રહાના શરણે આવી ગયું. એ પછી યમનમાં તમામ હબશીઓ અબ્રહાની કમાન હેઠળ આવી ગયા. મરનાર અરયાતનાં મૃત્યુદંડ અબ્રહાએ તેના વારસદારોને ચૂકવી આપ્યો. આ રીતે અબ્રહા અશરમ મુલ્કે-યમનનો બાદશાહ બની ગયો.

**અબ્રહાની ડહાપણ ભરેલી નીતિ**————હબશહના બાદશાહ નજાશીને જયારે અરયાતની હત્યાના સમાચાર મળ્યા તો ગુસ્સાથી તે રાતોપીળો થઇ ગયો કે, મારા નીમેલા સેનાપતિને મારી રજા વગર મારી નાખવાનો અબ્રહાને શો અધિકાર ? તેની આ હિંમત કે મારા હુકમનો અનાદર કરે ?

એજ વેળા તેણે અબ્રહા કનેથી વેર લેવાની પ્રતિજ્ઞા લેતાં કહ્યું, "અબ્રહાને જતો નહિ કરૂં ત્યાં સુધી કે તેની સત્તાની પાયમાલી નહિ બોલાવી દઉં અને તેના માથાના વાળો ઝાલીને તેને પીંખી નહિ નાખું !"

નજાશીની આ પ્રતિજ્ઞાના અબ્રહાને વાવડ મળતાં જ સૌથી પહેલાં તેણે પોતાના માથાના વાળ મૂંડાવી નાખ્યા. પછી એક ટોકરીમાં તેણે યમનની ધરતીની માટી ભરીને નજાશીના દરબારમાં મોકલાવી અને એક કાગળમાં લખ્યું :

"જહાંપનાહ ! જેવી રીતે અરયાત આપનો ગુલામ હતો, હું પણ આપનો એક અદના ગુલામ છું. અમારો આપસમાં જે મતભેદ પડયો તે પણ આપના હુકમનેજ લગતો હતો. આપના હુકમની તાબેદારીમાં અને રાજકારભારમાં હું અરયાત કરતાં વધારે કાબેલિયત ધરાવું છું. હું ચોકકસ રીતે માનું છું કે આપની રૈયતના હિતને લગતા દરેક મામલામાં આપના જ હુકમનું પાલન થવું જોઇએ. બસ આ હતું અમારા વિખવાદનું અસલ કારણ જેણે તકરારનું રૂપ લેતાં તે મારા મુકાબલા માટે નીકળી આવ્યો અને કમનસીબીથી મારા હાથે માર્યો ગયો.

"હે જહાંપનાહ ! આપે જે પ્રતિજ્ઞા લીધી છે તે વાજબી જ છે. એની જાણ થતાં જ મેં માથાના વાળ મૂંડાવી નાખ્યા છે. અને આ સાથે એક ટોકરી મુલ્કે-યમનની માટીથી ભરેલી, આપની તહેનાતમાં એવા હેતુએ મોકલાવી છે કે આપ એને પોતાના ચરણોમાં નાખીને પોતાના પગોથી પાયમાલ કરો કે જેથી આપની પ્રતિજ્ઞાનું અમલી-કરણ થઇ જાય. ખાતરી રાખો, યમન દેશ આપનો જ છે. હું પોતે પણ આપનો એક વફાદાર અને અદના ગુલામ જ છું"

અબ્રહાનો આ ઠાવકો અને ચતુરાઇ ભરેલો કાગળ વાંચીને નજાશી બાદશાહ ખુશ થઇ ગયો અને જવાબમાં તેને લખી દીધું કે, મારો બીજો હુકમ મળે ત્યાં સુધી યમનની ભૂમિમાં પોતાને સ્થાને બિરાજેલા રહો !

**યમનમાં ભવ્ય ખ્રિસ્તી દેવળ**————હબશહના બાદશાહ નજાશી તરફથી નચિંતાઇ મળતાં અબ્રહાએ યમનના પાટનગર સનઆમાં એક "કુલૈસ" (એટલે કલીસા અથવા ખ્રિસ્તી દેવળ)નો પાયો નાખીને તેની ઉપર એવી શાનદાર, ભવ્ય અને આલીશાન ઇમારત ચણાવી કે એ યુગમાં ધરતીના સીના પર તેવી શાનદાર ઇમારતનો જવાબ ન હતો. આ દેવળ શું હતું ? ચણતર-કળાનો એક અદ્દભુત, સુંદર અને નાદિર નમૂનો હતો. બાંધકામ મુકમ્મલ થતાં તેણે નજાશી બાદશાહને ખાનગી કાગળમાં લખી જણાવ્યું :

"જહાંપનાહ ! આપના ગુલામે આપની મુબારક યાદગાર તરીકે એક સુંદર, ભવ્ય અને નમૂનેદાર દેવળ બંધાવ્યું છે. તે એટલું શાનદાર અને રોનકદાર છે કે આનાથી પહેલાંના

કોઇ બાદશાહે આટલી આલીશાન અને ભપકાદાર ઇમારત નહિ બંધાવી હોય. આપને તો ખબર છે કે અરબના લોકો હજ્જ માટે મક્કહની ભૂમિમાં આવેલા કઅબહ તરફ ધસારો કરે છે. મારો મૂળ મકસદ લોકોનું ધ્યાન મક્કહના કઅબહ તરફથી ફેરવીને યમનના કઅબહ તરફ વાળી દેવાનું છે કે જેથી તેઓ મક્કહને બદલે સનઆના કઅબહની હજ્જ કરતા રહે.''

**દેવળને ગંદુ કરવાના સોગંદ**————અબ્રહાએ નજાશીને લખેલા આ કાગળનો ભેદ છુપો નહિ રહ્યો. અરબના લોકોને એના સમાચાર મળતાં તેઓ ખૂબ રોષે ભરાયા. બનૂ કુકૈમ કબીલાનો એક જોશીલો જવાન તો એટલો ઉશ્કેરાઇ ગયો કે તેણે જાનના જોખમે એ દેવળને ગંદું કરી નાખવાના સોગંદ ખાય લીધા અને પછી આ સાહસ ખેડવા માટે તૈયાર થઇ ગયો. એના કબીલાનું પુરૂં નામ કુકૈમ બિન અદી બિન આમિર બિન સ઼અલબા બિન હારિસ઼ બિન માલિક બિન કિનાનહ બિન ખુઝૈમહ બિન મુદરિકહ બિન ઇલ્યાસ બિન મુદર હતું.[૧]

ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે અબ્રહાના ખાનગી કાગળનો પર્દાફાશ થઇ ગયો અને અરબોને તેની જાણ થઇ તો બનૂ કુકૈમ કબીલાનો એક જોશીલો જવાન જેનું નામ હુઝૈફહ બિન કુકૈમ હતું, પોતાના ઘરેથી ઉત્તેજિત દશામાં નીકળીને યમન તરફ ઝપાટાભેર ઊપડયો અને સનઆ પહોંચીને લપાતો છુપાતો દેવળમાં ઘુસી ગયો. ત્યાં તેણે પાખાનું કરીને દેવળની પવિત્રતાનું અપમાન કર્યું અને દેવળને ગંદું બનાવીને ગુપચુપ પોતાના વતન તરફ પલાયન થઇ ગયો.

**કઅબહને ઉખેડી કાઢવાની અબ્રહાની પ્રતિજ્ઞા**————અબ્રહા બાદશાહને આ અણધારેલા સમાચાર મળતાં તે મનોમન સમસમી રહ્યો. આઘાતની ઊંડી લાગણી સાથે તેના ગુસ્સાનો પાર નહિ રહ્યો. ક્રોધથી કાંપતા સ્વરે તેણે પૂછ્યું, ''કોણ નાલાયકે આ નીચ હરકત કરી છે ?''

બાતમી આપનારે અદબથી કહ્યું, ''જહાંપનાહ ! આ કોઇ એવા ધર્મઝનૂની અરબની હરકત લાગે છે જે મક્કહના તે ઘરનો પાડોશી છે જેની યાત્રા માટે અરબભરના લોકો ધસીધસીને જાય છે; કેમકે જયારે તેણે આપની આ વાત સાંભળી કે : '' હું અરબના લોકોનું ધ્યાન મક્કહના કઅબહથી ફેરવીને યમનના કઅબહ તરફ કરી દેવા માગું છું !'' તો તે ઉશ્કેરાઇ ગયો. પછી એજ ઉત્તેજિત દશામાં આવીને દેવળમાં પાખાનું કરીને ફરાર થઇ ગયો. તેનો હેતુ એવી જાહેરાત કરવાનો હતો કે યમનનું આ દેવળ હજ્જને લાયક નહિ બલકે પાખાનું કરવાને લાયક છે.''

આ સાંભળતાં જ અબ્રહા ગુસ્સાથી પાગલ થઇ ગયો. તેના તન-બદનમાં આગ લાગી ગઇ. એજ વેળા તેણે પ્રતિજ્ઞા લીધી કે, '' અલ્લાહના સોગંદ હું જરૂર મક્કહ પર ચઢાઇ કરીશ અને ત્યાંના પેલા ઘરને એટલે ખાનએ-કઅબહને ધરમૂળથી ઉખાડીને ફેંકી દઇશ !''

---

૧. કુકૈમ બિન અદીનું ખાનદાન ''નસઅહ''ની બિદઅતના કારણે આખા અરબમાં બદનામ હતું અને ''નસઅહ''ના ઉપનામે પંકાયેલું હતું. નસઅહ એવા લોકોને કહે છે જેઓ જહાલતકાળમાં પોતાના અંગત સ્વાર્થ ખાતર હલાલ કે હરામ મહિનાઓને આગળ પાછળ કરી નાખતા હતા. અરબોમાં ચાર મહિના : મુહર્રમ, ઝુલ-કઅદહ, ઝુલ-હિજ્જહ અને રજબ એહદ આદરપાત્ર ગણાતા હતા. એની પવિત્રતા જાળવવાની પ્રથા પ્રાચીન કાળથી ચાલી આવતી હતી. એમાં મારધાડ કે ખૂનરેઝીને તેઓ મુત્લક હરામ લેખતા હતા. આમ છતાં કુકૈમ બિન અદીના બાપદાદા કોઇ દુશ્મનથી વેર લેવાનું હોય તો બળનો ઉપયોગ કરીને, હરામ મહિનો હોવા છતાં તેને હલાલ બનાવીને ખૂબ ખૂનરેજી કરતા. એનું બયાન કુર્આન મજીદમાં પણ આ રીતે થયું છે :

''ઇન્નમ-મન-નસીઉ ઝિયાદતુન ફિલ કુફ્ર.'' એટલે મહિનાને પાછળ ઠેલવવો એ કુફ્રના યુગની પ્રથા છે. અહીં અલ્લામા ઇબ્ને હિશામે એ પ્રથાનું વિવેચન કરીને ઉમૈર બિન કૈસ નામે શાઇરના થોડાક શેઅરો ટાંકેલા છે. લગભગ દોઢ પાનાનું એ લખાણ અમે જતું કર્યું છે. પણ તેનો ટૂંકસાર અહીં રજૂ કરી દીધો છે. હથુરાણી

## પ્રકરણ અગીયારમું

# ખાનએ-કઅબહ પર અબ્રહાનું આક્રમણ

મક્કહ તરફ અબ્રહાની પેશકદમી • ઝૂ-નફરનો મુકાબલો અને શિકસ્ત • નુફૈલ બિન હબીબનો પ્રતિરોધ • લાત ભગવાનનું મંદિર • અબૂ રિગાલની ગદ્દારી • ઊંટોની લૂંટથી મક્કહમાં હાહાકાર • અબ્રહાનો સંદેશો મક્કહના મોવડીઓને • મક્કહના મોવડીનો જવાબ • અબ્દુલ-મુત્તલિબ અને ઝૂ-નફર • અબ્દુલ-મુત્તલિબ અબ્રહાના દરબારમાં • અબ્દુલ-મુત્તલિબની દુઆ • ઇકરિમા બિન આમિરના શેઅરો

**મક્કહ તરફ અબ્રહાની પેશકદમી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી અબ્રહા અશરમ બાદશાહે પોતાના હબશી સૈન્યને મક્કહ પર ચઢાઈનો હુકમ છોડયો. શસ્ત્રસરંજામ અને યુધ્ધસામગ્રીથી લશ્કરીઓ સજ્જ થવા લાગ્યા. સાથે તેના કદ્દાવર કાયાના તે મશહૂર હાથીને પણ શણગાર્યો જેનું વર્ણન આગળ આવે છે. ચઢાઈની તૈયારી મુકમ્મલ થતાં અબ્રહાએ પળના વિલંબ વિના લાવલશ્કર સાથે મક્કહ તરફ હંકારી મૂક્યું.

આ સમાચાર જયારે મક્કહના અરબોને મળ્યા કે યમનનો બાદશાહ અબ્રહા અશરમ પોતાનું વિરાટ સૈન્ય લઈને ખાનએ-કઅબહના ખંડન માટે આવી રહ્યો છે તો આખા મક્કહમાં ખળભળાટ મચી ગયો. કેમકે આ કોઇ મામૂલી નહિ, બેહદ ગંભીર મામલો હતો જેને અગ્રસ્થાન આપીને તેઓએ મક્કહમાં હંગામી હાલાતની કે કટોકટીની જાહેરાત પોકારાવી દીધી અને બધાએ ભેગા મળીને તેનો પ્રતિકાર કરવાનું સર્વાનુમતે નક્કી કર્યું કે, ભલે અબ્રહાના લશ્કરી બળ સામે આપણે ટકી ન શકીએ, છતાંય તન-મન-ધનનું જે કંઇ બળ આપણી પાસે છે, તેનાથી પોતાનો અને અલ્લાહનાં ઘરનો બચાવ કરવો તે આપણું ધાર્મિક કર્તવ્ય છે જેને જિહાદ કહેવામાં આવે છે.

**ઝૂ-નફરનો મુકાબલો અને શિકસ્ત**————સર્વસંમતિથી આ નિર્ણય લેવાતાં જ અબ્રહાના મુકાબલા માટે ઝૂ-નફર નામનો વીરનર તૈયાર થયો. આ ગ્રહસ્થ યમનના આબરૂદાર કુટુંબનો નબીરો અને ત્યાંના ભૂતપૂર્વ રાજવંશી ખાનદાનમાંથી હતો. તેણે પોતાના મગણિયા સાથીઓને તૈયાર કર્યા અને જિહાદનો જઝબો ધરાવનાર કેટલાક અરબ યુવકો પણ તેના લશ્કરમાં જોડાઇ ગયા. ઝૂ-નફર લડાઈની તૈયારી કરીને પોતાના સાથીઓ સાથે કૂચ-કદમ કરતા અબ્રહાના લશ્કર પાસે જઈ પહોંચ્યો અને જવાનોની સફબંદી કરીને તેઓની ઉપર યાહોમ તૂટી પડયો. ખૂબ બહાદુરીથી મુકાબલો કર્યો પણ અંતે શિકસ્ત પામીને ગિરિફતાર થઇ ગયો. એક જંગી કેદી તરીકે તેને અબ્રહાની તહેનાતમાં ઊભો કરી દેવામાં આવ્યો. અબ્રહાએ પળના વિલંબ વિના તેના શિરચ્છેદનો હુકમ ફરમાવ્યો, "અબઘડી આ બંડખોરની ગરદન મારી દો !"

"હે બાદશાહ !" મોતની સજા સાંભળીને ઝૂ-નફરે હિંમતથી કહ્યું, "હું મોતથી ડરતો નથી પણ વિચાર કર કે મારી હત્યાથી તને શો લાભ થવાનો છે ? કદાચ એવું પણ બને કે મારૂં જીવન તારા માટે મારા મરણથી બેહતર પુરવાર થાય !"

અબ્રહા સહનશીલતાનો ગુણ ધરાવનાર એક સમજુ અને ચતુર બાદશાહ હતો. ઝૂ-નફરની હિંમત અને અર્થપૂર્ણ વાતથી નવાઇ પામીને તેણે તેને જીવતદાન આપી દીધું પણ એક બંદીવાન તરીકે પોતાની દેખરેખ હેઠળ રહેવાનું તેને સૂચન કર્યું.

**નુફૈલ બિન હબીબનો પ્રતિરોધ**———અબ્રહા અશરમનું જંગી લશ્કર અહીંથી કૂચકદમ કરતું મક્કહ તરફ બઢ્યું અને જ્યારે ખસ્અમ કબીલાના પ્રદેશમાં પ્રવેશ્યું તો નુફૈલ બિન હબીબ ખસ્અમી નામનો સરદાર ખસ્અમના બે કબીલા-શહરાન અને નાહસના લડવૈયાઓને લઇને તેના મુકાબલા માટે નીકળી આવ્યો. પણ અબ્રહાના જંગી લશ્કર સામે વધુવાર ટકી શક્યો નહિ અને શિકસ્ત ખાયને બંદીવાન બની ગયો. તેને એક કેદી તરીકે અબ્રહાની તહેનાતમાં ઊભો કરવામાં આવ્યો તો તરત તેણે એની કતલનો હુકમ ફરમાવી દીધો.

નુફૈલ બિન હબીબે બા-અદબ અરજ કરી, "એ બાદશાહ ! મારી કતલથી તને કોઇ લાભ થવાનો નથી. રહમદિલીથી કામ લઇને મને માફ કરી દે. હું તારા કામનો માણસ હોવાની પૂરેપૂરી પાત્રતા ધરાવું છું. છેક અરબની ભૂમિ સુધી તારી રહબરી કરવાની હું તને બાંયધરી આપું છું. મારા આ બંને હાથો એટલે શહરાન અને નાહસના કબીલા તારી તાબેદારીમાં કપાઇ મરવા તૈયાર છે."

**લાત ભગવાનનું મંદિર**———અબ્રહાએ દયાળુ બાદશાહોને છાજે તેવી દરિયાદિલીથી નુફૈલ બિન હબીબ અને તેના માણસોને જીવતદાન આપી દીધું. પછી નુફૈલની રહબરીમાં બધાઓને સાથે લઇને કૂચકદમ કરતો તાઇફની ભૂમિમાં પહોંચી ગયો. અહીં મસઊદ બિન મુઅત-તત બિન માલિક બિન કઅબ બિન અમ્ર બિન સઅદ બિન અવફ બિન સ્કીફ નામનો સરદાર પોતાના સ્કીફ કબીલાના અગ્રેસરોને સાથે લઇને અબ્રહાની તહેનાતમાં હાજર થયો.

(નોટ :- અહીં અલ્લામા ઇબ્ને હિશામે તાઇફ શહેરના મશહૂર સ્કીફ કબીલાની લાંબી વંશાવળી દર્શાવેલી છે. અને સાથે ઉમૈયહ બિન અબી સલ્ત સ્કફી નામે શાઇરના શેઅરો ટાંકેલા છે. એ લખાણ જતું કરીએ છીએ.)

ઇબ્ને ઇસ્હાક કહે છે : અબ્રહા બાદશાહનું લશ્કર તાઇફની ભૂમિમાં પ્રવેશ્યું તો બનૂ સ્કીફ કબીલાના લોકો ગભરાય ગયા. સમજફેરથી તેઓને એવી ધાસ્તી પેઠી કે અબ્રહા અમારા "મઅબદે-લાત" એટલે લાત ભગવાનના મૂર્તિ-મંદિરને તોડી પાડવા ચઢી આવ્યો છે. જેથી એ લોકોએ અબ્રહાની તહેનાતમાં હાજર થઇને કહ્યું :

> "હે બાદશાહ ! અમે આપના ગુલામ છીએ. આપના તાબેદાર અને આજ્ઞાપાલક છીએ. આપનો હેતુ જે મંદિરને ઉખેડી કાઢવાનો છે તે તે ઠેકાણે નહિ, મક્કહમાં આવેલું છે. અહીં તો અમારૂં "મઅબદે-લાત" આવેલું છે. ખરૂં કહીએ તો આપની સાથે અમારો કોઇ મતભેદ નથી. અમે તો આપની રૈયત જેવા તાબેદાર અને વફાદાર લોકો છીએ."

અબ્રહા બોલ્યો, "વારૂ તો તમારે એક ભોમિયો આપવો જોઇએ જે અમારી રહબરી કરી શકે."

**અબૂ રિગાલની ગદ્દારી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : તાઇફમાં લાત નામે મૂર્તિનું મંદિર આવેલું હતું. આ લાત મૂર્તિને તાઇફના લોકો પોતાનો સૌથી મોટો ભગવાન માનીને તેની ભકિત કરતા હતા અને તેના મંદિરની તેવી જ તઅઝીમ કરતા હતા જેવી મક્કહના લોકો ખાનએ-કઅબહની તઅઝીમ કરતા હતા.

અબ્રહાની વાત સાંભળીને તાઇફના લોકોએ અબૂ રિગાલ નામે ભોમિયાને હાજર કરતાં કહ્યું , ''હે બાદશાહ! આ માણસ અહીંના પૂરા પ્રદેશનો સૌથી વધુ જાણકાર ભોમિયો છે. ઠેઠ મક્કહ સુધી રહબરી કરીને ધારેલું નિશાન પણ આપને બતાવી દેશે.''

મતલબ કે અબ્રહા બાદશાહ અબૂ રિગાલની રહબરીમાં પોતાનાં લશ્કર સાથે તાઇફથી નીકળીને મક્કહ તરફ રવાના થયો. જયારે લશ્કર મક્કહના રસ્તે આવેલા ''મુગમ-મિસ'' નામના સ્થળે પહોંચ્યું તો અચાનક અબૂ રિગાલ ભેદભરેલી રીતે મૃત્યુ પામી ગયો. તેના મરણ બાદ અરબના લોકો તેની કબર પર પથ્થર મારવા લાગી ગયા. કેમકે તેણે પોતાની અરબ કૌમ અને અલ્લાહના ઘર ખાનએ-કઅબહ સાથે ગદ્દારી કરી હતી. આજે પણ મક્કહથી નવ-દસ માઇલના અંતરે આવેલા ''મુગમ-મિસ''સ્થળે અરબના લોકો છાશવારે જે કબર પર પથ્થરમારો ચલાવે છે તે એજ અબૂ રિગાલ નામે ગદ્દારની કબર છે. [૧]

**ઊંટોની લૂંટથી મક્કહમાં હાહાકાર**————અબ્રહાનું લશ્કર ''મુગમ-મિસ'' સ્થળે પડાવ નાખીને પડેલું હતું એ દરમિયાન અબ્રહાએ એક ખાસ હેતુસર અસવદ બિન મકસૂદ નામે બળવાન હબશીને પોતાના ઘોડેસવાર સૈનિકોની ટુકડીનો અફસર બનાવીને મક્કહ તરફ દોડાવી દીધો. આ લોકો ઘોડા દોડાવતા મક્કહની ભાગોળે પહોંચી ગયા. અહીં તિહામહ નામની જમીનમાં કુરૈશના કેટલાક લોકોના ઊંટો ચરતાં હતાં. અસવદ અને તેના સાથીઓ એ બધાં ઊંટોને હાંકીને લશ્કર તરફ લઇ ગયા. ઊંટોની આ લૂંટમાં અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમના બસો ઊંટો પણ શામિલ હતાં. અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ અલ્લાહના આખેરી નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા હતા અને અત્યારે મક્કહના સૌથી મોટા વડીલ અને કઅબહના મુતવલ્લી અને લોકમાન્ય સરદાર ગણાતા હતા.

લૂંટની ઓચિંતી ઘટનાથી મક્કહના લોકો ખળભળી ઊઠયા. કુરૈશ, કિનાનહ, હુઝૈલ અને પવિત્ર હરમમાં વસનારા તમામ કબીલાના લોકો તાબડતોડ ભેગા થયા અને તેઓએ અબ્રહા સાથે લડી લેવાનો નિર્ણય લીધો પણ પછી આટલા મોટા જંગી લશ્કરનો મુકાબલો કરવો મક્કહવાસીઓના બસની વાત નથી તેવું વિચારીને તેઓએ લડાઇનો નિર્ણય સંકેલી લીધો.

**અબ્રહાનો સંદેશો મક્કહના મોવડીને**————અબ્રહા બાદશાહએ હુનાતા હિમ્યરી નામના ફોજી સરદારને પોતાના એલચી તરીકે મક્કહ મોકલવાનું ઠરાવ્યું અને તેને બોલાવીને કહ્યું. ''મક્કહ જઇને માલૂમ કરો કે તેઓનો મોભાદાર મોવડી કોણ છે. પછી તેને મળીને મારો પયગામ પહોંચાડો કે બાદશાહ તમારી સાથે લડવા માટે નથી આવ્યો, માત્ર કઅબહને તોડી પાડવાનો તેનો વિચાર છે. અગર તમે તેના રસ્તામાં આડે નહિ આવો તો ખૂનરેઝીનું કોઇ કારણ નથી. જો મક્કહનો મોવડી મારી વાત માની લે તો તેને મારી તહેનાતમાં હાજર થવાની ભલામણ કરજો.''

---

૧. આ પથ્થરમારો અબૂ રિગાલ ગદ્દારની કબર પર આજ સુધી ચાલુ છે. અને કિયામત સુધી ચાલુ રહેશે ! ઇન્શાઅલ્લાહ. ''હ''

હુનાતા હિમ્યરીએ મક્કહ જઇને પૂછપરછ કરી કે અહીંનો સૌથી મોટો સરદાર કોણ છે. લોકો તરફથી જવાબ મળ્યો, "અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ." તેણે અબ્દુલ-મુત્તલિબની મુલાકાત લીધી અને બાદશાહના પયગામનો શબ્દે-શબ્દ દોહરાવી દીધો.

**મક્કહના મોવડીનો જવાબ**————બાદશાહનો સંદેશો સાંભળીને અબ્દુલ-મુત્તલિબે જવાબ આપ્યો, "અલ્લાહના સોગંદ ! બાદશાહ સાથે લડવાનો અમારો પણ ઈરાદો નથી, ન તેનો મુકાબલો કરવાનું અમારામાં બળ છે. કઅબહ તો અલ્લાહનું તે માનવંતુ ઘર છે જેનું ચણતર અલ્લાહના ખલીલ ઈબ્રાહીમે પોતાના હાથથી કર્યું છે. અલ્લાહને જો પોતાના ઘરની હિફાઝત મંજૂર હશે તો અલ્લાહ પોતે તેના બચાવની કોઇ તદબીર કરી લેશે. પણ જો પોતાના ઘરને બચાવવાની તેની ઇચ્છા ન હશે તો અલ્લાહના સોગંદ ! અમારી પાસે તેના બચાવનો ન કોઇ ઉપાય છે ન બળ છે."

હુનાતા હિમ્યરી બોલ્યો, " ત્યારે હે મક્કહના સરદાર ! ચાલો મારી સાથે બાદશાહના દરબારમાં, તે આપની મુલાકાતનો મુશ્તાક છે."

અબ્દુલ-મુત્તલિબે તેની વાત માની લીધી. પોતાના કેટલાક પુત્રો અને મિત્રોને સંગાતે લીધા અને બાદશાહની લશ્કરી છાવણી તરફ રવાના થઇ ગયા.

**અબ્દુલ-મુત્તલિબ અને ઝૂ-નફ્ર**————અબ્દુલ-મુત્તલિબ જ્યારે લશ્કરી છાવણીમાં પ્રવેશ્યા તો ત્યાં તેમણે પોતાના દોસ્ત ઝૂ-નફ્રની તપાસ કરવા માંડી અને કહ્યું કે તે ક્યાં છે, મારે તેની મુલાકાત લેવી છે.

આ તેજ ઝૂ-નફ્ર છે જેણે પોતાના સાથીઓ સાથે અબ્રહાનો મુકાબલો કર્યો હતો પણ શિકસ્ત પામીને દ્રોહના આરોપમાં અબ્રહાનો કેદી બની ગયો હતો. અબ્દુલ-મુત્તલિબને એની કેદના સમાચાર મક્કહમાં મળી ગયા હતા.

જ્યારે ઝૂ-નફ્ર હાજર થયો તો અબ્દુલ-મુત્તલિબે તેને કહ્યું, "હે દોસ્ત ! જે આફત અમારા માથે ઊતરી છે તેમાંથી છૂટવાની કોઇ તદબીર તારી પાસે છે ખરી ? અમારી કોઇ ભલામણ તું કરી શકે છે?"

"હે અબ્દુલ-મુત્તલિબ ! "ઝૂ-નફ્ર બોલ્યો, હું પોતે અબ્રહાનો કેદી છું ; એવો કેદી જેને હર પળે ધાસ્તી લાગેલી રહે છે કે તેનું ડોકું સવારે ઉડાડી મૂકવામાં આવે કે સાંજે ! એવો માણસ ભલા શું તદબીર બતાવી શકે અને શું ભલામણ કરી શકે ? અલબત્ત નિરાશ થવાની જરૂર નથી. લશ્કરમાં ઉનૈસ નામે મારો એક મિત્ર છે જે હાથીના મહાવતને ઓહદે બિરાજે છે. ભારે લાગવગવાળો માણસ છે. તેને હું બે વાત કહી દઉં છું. તે આપના સંગાતે બાદશાહના દરબારમાં આવશે અને યોગ્ય તક ઝડપી લઇને જોરદાર શબ્દોમાં આપની ભલામણ કરી દેશે. પછી આપ પોતે બાદશાહ સાથે વાજબી લાગે તેવી વાતચીત કરી લેશો."

"ત્યારે તો આટલું જ મારા માટે બસ છે." અબ્દુલ-મુત્તલિબે કહ્યું.

ઝૂ-નફ્રે પોતાનો બોલ પાળતાં હાથીના મહાવત ઉનૈસને ભલામણ કરી, "જુઓ ભાઇ ! આ અબ્દુલ-મુત્તલિબ છે. કુરૈશના સૌથી મોટા સરદાર, મક્કહવાસીઓની આંખના તારા, ગરીબો, અનાથો અને ભૂખ્યાઓના બેલી, શહેરમાં શહેરીઓને જમાડનારા તો શહેરની બહાર પહાડોની ચોટીઓ પર જંગલી પ્રાણીઓની ઝિયાફત

એમની હાજરીની ભલામણ કરો અને તમારી લાગવગથી જે કંઇ એમની મદદ થઇ શકે તેમાં પાછીપાની ન કરો.''

ઉનૈસે કહ્યું, ''હા સાહેબ જે કંઇ મારાથી બનશે તે હું જરૂર કરીશ.'' એ પછી ઉનૈસ અબ્રહાની તહેનાતમાં હાજર થયો અને બોલ્યો, ''બાદશાહ સલામત ! અબ્દુલ-મુત્તલિબ આપના દરબારમાં હાજર થવા માંગે છે. તેઓ કુરૈશના સરદાર છે. મક્કહવાસીઓની આંખના તારા છે. શહેરીઓની શહેરમાં ઝિયાફત કરે છે તો શહેરથી બહાર પહાડોની ચોટીઓ પર જંગલી પ્રાણીઓને પણ ખવાડે છે. આપ કૃપા રાહે તેમને દરબારમાં હાજરીની પરવાનગી આપો કે જેથી તેઓ પોતાની જરૂરત અંગે આપની સાથે વાતચીત કરી લે.''

**અબ્દુલ-મુત્તલિબ અબ્રહાના દરબારમાં**————રાવીનું કથન છે : અબ્રહાએ અબ્દુલ-મુત્તલિબને દરબારમાં હાજર થવાની પરવાનગી આપી દીધી. અબ્દુલ-મુત્તલિબ અરબના તમામ લોકોમાં સૌથી વધુ દેખાવડા, તેજસ્વી ચેહરાના, આકર્ષક રૂપરેખાના, રૂઆબદાર અને પ્રભાવશાળી સરદાર હતા. અબ્રહાએ આપને જોયા તો આપના જલાલ, દબદબા અને રૂઆબથી તે અંજાઇ ગયો. પોતે તખત પર બિરાજેલો હતો. તખત પર પોતે બિરાજેલાં રહે અને એમને જમીન પર બેસાડે તે વાત અબ્રહાને ગમી નહિ અને આ વાત પણ નહિ ગમી કે હબશી સરદારો એમને તખત પર પોતાની લગોલગ બિરાજેલા જોઇ લે.

અબ્દુલ-મુત્તલિબના તેજસ્વી અને પ્રભાવશાળી વ્યકિતત્વથી અંજાઇને અબ્રહા ઊભો થઇ ગયો અને તખત પરથી ઊતરીને ગાલીચા પર બેસી ગયો અને એમને પણ પોતાની લગોલગ બેસાડી લીધા. પછી દુભાષિયાને કહ્યું, ''એમને પૂછો, શું કામ માટે બાદશાહ પાસે આવ્યા છો ? જે કંઇ દરખાસ્ત હોય તે રજૂ કરો.''

દુભાષિયાના સવાલ પર અબ્દુલ-મુત્તલિબે જવાબ આપ્યો, 'મારી દરખાસ્ત ફકત આટલી જ છે કે મારાં બસો ઊંટો મને પાછાં આપી દેવામાં આવે જેને બાદશાહના માણસો અહીં હાંકી લાવ્યા છે.''

આ જવાબ સાંભળીને અબ્રહા બેહદ નવાઇ પામી ગયો. તેણે દુભાષિયાને કહ્યું, ''એમને કહો કે જયારે પ્રથમવાર મેં એમને જોયા તો હું એમના રૂઆબથી અંજાઇ ગયો હતો, પણ હવે એમની દરખાસ્ત સાંભળી તો એ મારી નજરમાં હલકટ ઠરી ગયા છે.''

''કેમ શું કારણે ? '' અબ્દુલ-મુત્તલિબે પૂછયું.

અબ્રહાએ કહ્યું, ''અફસોસ ! એમને પોતાના બસો ઊંટોની પડેલી છે પણ તે ઘરની પડેલી નથી જે એમનું અને એમના બાપદાદાઓનું યાત્રાધામ છે અને જેને ઊખેડી કાઢવા હું અહીં આવેલો છું. એ ઘરને લગતી કોઇ દરખાસ્ત કેમ એ ગૃહસ્થ કરતા નથી ?''

જવાબમાં અબ્દુલ-મુત્તલિબ બોલ્યા, ''બાદશાહને કહો, હું ફકત મારા ઊંટોનો માલિક છું જેથી મેં ઊંટોની દરખાસ્ત કરી છે. રહ્યું ઘર તો તેનો જે માલિક છે તે તેનો બચાવ કરી લેશે.''

અબ્રહા બોલ્યો, ''ઘરનો માલિક શું બચાવ કરશે અને કેવી રીતે કરશે ?''

''એ તમે જાણો અને તે જાણે !'' અબ્દુલ-મુત્તલિબે ટૂંકો જવાબ આપી દીધો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : કેટલાક જાણકારો એમ પણ કહે છે કે અબ્રહાએ જયારે પોતાના એલચી હુનાતાને મક્કહ મોકલાવ્યો હતો ત્યારે અબ્દુલ-મુત્તલિબની જોડે બીજા બે ગૃહસ્થો પણ અબ્રહાને મળવા તેના દરબારમાં

ગયા હતા. એમાંનો એક ગૃહસ્થ યઅમુર બિન નુફાસહ બિન અદી બિન દૈલ બિન બક્ર બિન અબ્દે મનાત બિન કિનાનહ જે તે વેળા બનૂબક્ર કબીલાનો સરદાર હતો અને બીજો ગૃહસ્થ ખુવૈલિદ બિન વાસિલહ હુઝલી જે બનૂ હુઝૈલ કબીલાનો સરદાર હતો. આ બંને ગૃહસ્થોએ અબ્રહાને વિનંતી કરી હતી, ''હે બાદશાહ ! તમે કઅબહ પર ચઢાઈનો વિચાર માંડી વાળો તો અમે તિહામહ પ્રદેશની આવકનો એક ભાગ ખંડણી તરીકે આપવા તૈયાર છીએ.'' પણ અબ્રહાએ તેઓની આ માંગણી નકારી કાઢી હતી. હવે એમાં ખરૂં-ખોટું શું છે તે અલ્લાહ બેહતર જાણે !

સારાંશ કે અબ્દુલ-મુત્તલિબની ઊંટોની માંગણી વાજબી હોવાથી અબ્રહાએ તેમના કબજે કીધેલા બસો ઊંટો પાછા આપી દેવાનો હુકમ ફરમાવી દીધો. પોતાના ઊંટોને લઈને અબ્દુલ-મુત્તલિબ મક્કહ આવી ગયા અને લોકોને આ બનાવના સમાચાર આપીને હુકમ ફરમાવ્યો કે, અબ્રહાના જંગી લશ્કરનો મુકાબલો કરવો આપણા માટે શકય નથી માટે બધા લોકો પોતાના ઘરોને તાળાં મારીને પહાડોની ઘાટીઓ અને ગુફાઓમાં જઈને આસરો લઈ લે !''

એ પછી અબ્દુલ-મુત્તલિબ ઊભા થયા. કુરૈશના મોવડીઓને સાથે લઈને કઅબહમાં ગયા અને કઅબહના દરવાજાનું કડું પકડીને અલ્લાહ પાસે દુઆ માગી અને અબ્રહા તથા તેના લશ્કરના મુકાબલે મદદ મોકલવાની બારગાહે-ઈલાહીમાં યાચના કરી.

અહીંથી પરવારીને અબ્દુલ-મુત્તલિબ મક્કહના બધા લોકોને સાથે લઈને પહાડોની ઘાટીઓમાં ચાલ્યા ગયા અને અબ્રહા તથા તેનું લશ્કર અલ્લાહના ઘર સાથે કેવો મામલો કરે છે તેની ગંભીરતાથી રાહ જોવા લાગ્યા.

**અબ્દુલ-મુત્તલિબની દુઆ**————જે વેળા અબ્દુલ-મુત્તલિબ ખાનએ-કઅબહમાં દુઆ માગવા ગયા તો મક્કહના કુરૈશના કેટલાક લોકો પણ તેમના સંગાતે હતા. અબ્દુલ-મુત્તલિબે કઅબહના દરવાજાનું કડું પકડીને દુઆ માગી :

લા હુમ્મ ઈન્નલ-અબ્દ યમ્નઅ • રહલહૂ ફ-અમ્નઅ હિલાલકા

યા અલ્લાહ ! બંદો પોતાની સવારીનું રક્ષણ કરે છે. માટે તું પણ તારા ઘરનું અને તેના સરસામાનનું રક્ષણ કરજે!

વન્સુર અલા આલિસ-સલીબ • વ આબિદી - હિલ - યવમ આલકા

અને ક્રોસ તથા ક્રોસના પૂજારીઓના મુકાબલામાં હે અલ્લાહ ! પોતાના લોકોની મદદ ફરમાવજે ! [1]

લા યગ-લિબન્ન સલીબુ-હુમ • વ મિહાલુ-હુમ ગદવમ મિહાલકા

યા અલ્લાહ ! કયાંક તેઓનો ક્રોસ અન તેઓના પરિબળો તારા બળો પર વર્ચસ ન મેળવી લે !

ઈન કુન્ત તારિ-કહુમ વકિબ • લતના ફ-અમ્રુન મા બદાલકા.

અગર તું અમારા કિબ્લાને તેની દશા પર છોડી દે અને તેઓને તેઓની દશા પર છોડી દે અને બીચબચાવ ન કરે તો તને તેનો અધિકાર છે. માટે જેમ તને વાજબી લાગે તેમ કરજે !

---

૧. ક્રોસ માટે અરબીમાં ''સલીબ' શબ્દ આવે છે. જેનો અર્થ એવી લાકડી જેમાં લટકાવીને, ખ્રિસ્તી ધર્મના અકીદા મુજબ, યહૂદીઓએ હઝરત ઈસા અલૈહિસ-સલામને શૂળી આપી હતી. કુર્આન ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને જીવતા આસમાન પર ઉઠાવી લીધા હતા. ''હ''

**ઇકરિમા બિન આમિરના શેઅરો**—————ઇબ્ને હિશામ કહે છે : અબ્દુલ-મુત્તલિબના આ ઉપર ટાંકેલા તે શેઅરો છે જે ઇબ્ને ઇસ્હાકની ચકાસણી મુજબ બિલકુલ સાચા પુરવાર થયા છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇકરિમા બિન આમિર બિન હાશિમ બિન અબ્દે મનાફ બિન અબ્દે-દાર બિન કુસૈય નામે શાઇરે આ શેઅરો કહ્યા છે :

**લા હુમ્મ અખઝિલ - અસ્વ-દબ્ન મકસૂદ, • અલ-આખિઝલ - હજમત ફીહત - તકલીદ.**

યા અલ્લાહ ! અસ્વદ બિન મકસૂદને ઝલીલો-ખ્વાર કર જેણે એવાં ઊંટોને પણ લૂંટયા છે જેઓની ગરદનોમાં તારી બારગાહ માટેની કુરબાનીના ઘૂઘરા પણ બાંધેલા હતા. (અસ્વદ બિન મકસૂદ અબ્રહાના લશ્કરનો ઉપરી જે મક્કહના લોકોના ઊંટો હાંકી ગયો હતો.)

**બૈન હિરાઅ વ સુબીરિન ફાલિબીદ, • યહ - બિસુહા વહિય અવલા - તુત - તત્રીદ.**

તેણે હિરાઅ અને સુબીર પહાડોની વચ્ચેની ખીણો અને ઘાટીઓમાં આઝાદીથી ચરનારાં ઊંટોને બાંધી રાખ્યાં છે.

**ફદમ - મહા ઇલા તમા-તિમિન સૂદ, • અખ - ફિરહૂ યા રબ્બે વ અન્ત મહમૂદ.**

પછી તેણે એ ઊંટોને કાળા ચેહરાના અજમી લશ્કરમાં પકડી રાખ્યાં. હે પાલનહાર ! તું સ્તુતિ અને પ્રશંસાને પાત્ર છે. તું તેનો સર્વનાશ બોલાવી દે !

---

## પ્રકરણ ૧૨

# અબ્રહા અને તેના લશ્કરનો અંજામ

અબ્રહાના હાથીની આડાઇ • પક્ષીઓની ચઢાઇ અને લશ્કરની તબાહી • અબ્રહા-અશરમનો અંજામ • અસહાબે-ફીલની ઘટના કુર્આનમાં • હાથીનો મહાવત અને રખેવાળ

**અબ્રહાના હાથીની આડાઇ**————બીજા દિવસનું પ્રભાત થતાં અબ્રહા પોતે મક્કહમાં પ્રવેશવા તૈયાર થયો અને પોતાના માનીતા હાથી તથા લશ્કરને પણ તૈયારીનો હુકમ ફરમાવી દીધો. તેના આ હાથીનું નામ મહમૂદ હતું. [૧]

અબ્રહા બાદશાહ બૈતુલ્લાહ એટલે અલ્લાહના ઘરને નાબૂદ કરીને જલદી યમન સિધાવી જવાનું નક્કી કરી ચૂકયો હતો. પણ મહાવતે જયારે હાથીને તૈયાર કરીને તેનું મોં મક્કહ તરફ કર્યું તો લશ્કરમાંથી નુફૈલ બિન હબીબ ખસ્અમી નામનો શખ્સ અચાનક હાથી તરફ ધસી આવ્યો. તેણે બળપૂર્વક હાથીનો કાન ઝાલી લેતાં સત્તાવાહી સ્વરે કહ્યું, ''ખબરદાર હે મહમૂદ ! બેસી જા અથવા જે દિશાએથી તું આવ્યો છે તે દિશાએ ચાલી નીકળ કેમકે અત્યારે તું મક્કહની પાક ભૂમિમાં ઊભેલો છે. અહીં અલ્લાહનું ગૌરવશાળી ઘર આવેલું છે !''

આમ કહીને નુફૈલ બિન હબીબે હાથીનો કાન છોડી દીધો. એજ વેળા હાથી ભોંય પર ફસકાઇ પડયો અને નુફૈલ બિન હબીબ ઝપાટાભેર દોડતો સામેના પહાડ પર ચઢીને નજરથી અલોપ થઇ ગયો. આંખના પલકારામાં આ મામલો બની ગયો. [૨]

આ તરફ હાથીના મહાવતે બેસી પડેલા હાથીને ઉઠાડવાની લાખ કોશિશ કરી પણ હાથી બેઠો તે બેઠો, કેમે કરી ઊઠયો જ નહિ. ત્યારે મહાવતે તેને ફટકારવા માડયો છતાં ઊઠયો નહિ. અણીદાર તીરો તેના મસ્તકમાં ઘોંચ્યા, કશું વળ્યું નહિ. લોખંડી અંકુશની અણી ઘોંચી-ઘોંચીને તેના પેટનું ચામડું લોહીલુહાણ કરી નાખ્યું પણ તેને ન ઊઠવું હતું તે ન જ ઊઠયો. ત્યારે મહાવતે તેનું મુખ મક્કહ તરફથી ફેરવીને યમન તરફ કરી દીધું. યમન તરફ મુખ થતાં જ હાથી ઊઠીને દોડવા લાગી ગયો. મહાવતે આગળ ધસીને તેને કાબૂમાં લીધો અને તેનું મુખ શામ તરફ ફેરવી દીધું ત્યારે હાથી

---

૧. બનવા જોગ છે અબ્રહાના હાથીનું એજ નામ હોય. કેટલાકની માન્યતા મુજબ મેમથ - MAMMOTH -,નામે હાથીઓની એક નસલ હતી. હવે તેનું અસ્તિત્વ રહ્યું નથી. એ કઇ ભાષાનો શબ્દ છે તે અલ્લાહ બેહતર જાણે પણ મેમથ અને મહમૂદ વચ્ચે ઝાઝો ફરક નથી. (ઇબ્ને હિશામ જિ.૧ પા. ૮૦નો હાશિયો.)

૨. આ નુફૈલ બિન હબીબ એ ગૃહસ્થ છે જે અબ્રહાને મુકાબલે લડવા ગયો હતો પણ શિકસ્ત ખાઇ પકડાઇ ગયો હતો અને અબ્રહાએ માફી આપીને એને લશ્કરમાં શામિલ કરી લીધો હતો. પ્રકરણ ૧૧માં એનું વર્ણન થયું છે. ''હ''

એજ દિશાએ ચાલી નીકળ્યો. મહાવતે આગળ વધીને તેનું મુખ મશરિકની દિશાએ ફેરવી દીધું તો એ તરફ પણ વિના આનાકાનીએ ચાલી નીકળ્યો. પણ મહાવતે જ્યારે તેનું મુખ ફરીવાર મક્કહ તરફ ફેરવીને ચાલવાનું કહ્યું તો હાથી પાછો આડો થઇને જમીન પર બેઠો તે બેઠો.

**પક્ષીઓની ચઢાઇ અને લશ્કરની તબાહી**————છેવટે અલ્લાહ તઆલાએ પક્ષીઓના ટોળેટોળાં સમુદ્રની દિશાએથી મોકલાવી દીધાં. આ પક્ષીઓ બગલા જેવા હતાં. અને અબાબીલ એટલે ટોળેટોળાં હતાં.[1] દરેક પક્ષી પાસે ત્રણ-ત્રણ કાંકરા હતા. એક કાંકરો તેની ચાંચમાં અને બે તેના પંજાઓના નહોરમાં. આ કાકરા ચણા અને મસૂર જેવડા હતા. જે ફોજીને કાંકરો વાગતો એ તરત ઢગલો થઇને ભોંય પર ઢળી પડતો. પરંતુ દરેકને કાંકરો લાગતો ન હતો. ફોજીઓને ભોંય પર તરફડિયાં મારતા જોઇને આખા લશ્કરમાં ભાગદોડ મચી રહી. ભાન ભૂલીને જે દિશાએથી તેઓ આવ્યા હતા એજ દિશાએ અંધાધૂંધ નાસવા લાગ્યા. નાસતાં-નાસતાં તેઓ નુફૈલ બિન હબીબને બૂમો પાડતા હતા કે જેથી તે તેઓને યમનનો રસ્તો દેખાડે, કેમકે એજ માણસ તેઓને પોતાની રહબરીમાં મક્કહ લાવ્યો હતો. પરંતુ નુફૈલ બિન હબીબ ત્યાં હતો કયાં ? તે તો મહમૂદ હાથીને ચેતવણી આપીને પોતે રહસ્યભરી રીતે પહાડની ટોચે અલોપ થઇ ગયો હતો.

નુફૈલ બિન હબીબે પહાડની ટોચ પરથી જ્યારે અબ્રહાના લશ્કર પર તૂટી પડેલો અલ્લાહનો અઝાબ જોયો તો ત્યાંથી જ તે લલકાર્યો :

અયનલ મફર્રુ વલ ઈલાહુત - તાલિબ • વલ અશરમુલ-મગલૂબુ લયસલ-ગાલિબ.

હે પાપીઓ ! હવે ભાગવાની જગા છે કયાં ? અલ્લાહનો અઝાબ તમારી શોધમાં છે અને અશરમ એટલે અબ્રહા પરાજિત થઇ ચૂકયો છે. હરગિઝ વર્ચસ મેળવવાનો નથી.

હમિદ - તુલ્લાહ ઇઝ અબ્સરતુ તયરન • વ ખિફતુ હિજા-રતન તુલકા અયના.

જ્યારે મેં પક્ષીઓના ટોળાં જોયાં તો અલ્લાહનો આભાર માન્યો. સાથે એવો ડર પણ રહ્યો કે રખેને કોઇ પથ્થર મને ન છૂંદી નાખે !

વ કુલ્લુલ-કવમિ યસ્અલુ અન-નુફૈલિન • કઅન્ન અલય્ય લિલ - હુબશાનિ દયના.

કૌમનો દરેક માણસ નુફૈલના નામનો જ બૂમાટો ગજાવતો હતો. જાણે કે હબશીઓનું મારે માથે કોઇ કરજ રહી ગયું હોય !

**અબ્રહા અશરમનો અંજામ**————સારાંશ કે જેઓ આસમાની સુલતાનીમાંથી નીકળી નાઠા તેઓમાંથી કોઇ રસ્તામાં તરફડીને મરી જતો અને કોઇ ખાડામાં ગબડીને હલાક થઇ જતો. આ રીતે અબ્રહા બાદશાહનું લશ્કર હંમેશના નામોશી ભરેલી હારનું કલંક લઇને વિનાશને કાંઠે ઊતરી ગયું. અબ્રહા અશરમ પોતે એક દર્દનાક અને જીવલેણ રોગનો ભોગ બની ગયો. આ રોગથી તેના હાથપગના આંગળાં સુદધાં ખરી પડયાં. કોઇ આંગળું

૧. કુર્આને-મજીદમાં ''તૈરન અબાબીલ'' શબ્દો આવેલા છે. જેના અર્થ પક્ષીઓના ટોળેટોળાં થાય છે. તૈર એટલે પક્ષીઓ અને અબાબીલ એટલે પક્ષીઓના ટોળાં. અબાબીલ અરબીના ''ઇબ્બાલહ''થી બનેલો શબ્દ છે જેનો અર્થ લાકડાં વગેરેનો ભારો થાય છે. ભારાની વસ્તુઓ આપસમાં ગૂંથાયેલી હોય છે. પક્ષીઓના ટોળાં પણ પરસ્પર ખીચોખીચ હતાં. ઉર્દૂમાં ''ચિળિયોં કે ઝુંડ કે ઝુંડ.'' (કામૂસુલ - કુર્આન

જ્યારે ખરી પડતું તો મોડે સુધી તેમાંથી લોહી અને પરૂ વહેતું રહેતું. જ્યારે તે પડતો-આખડતો સફા પર્વતની ટેકરીએ પહોંચ્યો તો તેની દશા બોડા પક્ષી જેવી બની ગઇ હતી. અંગના તમામ અવયવો ખરી પડયાં હતાં અને માંસના લોચા જેવો તે રહી ગયો હતો. એજ દશામાં લોકો તેને યમનના પાટનગર સનઆ ઉપાડી ગયા. કહેવાય છે કે સનઆમાં મરવા પહેલાં તેનો સીનો ફાટી ગયો અને દિલ સીનામાંથી બહાર નીકળી આવ્યું.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઅકૂબ બિન ઉત્બહના મુખે જાણવા મળ્યું કે આ દુર્ઘટના પછી અરબની ભૂમિમાં રોગચાળો ફાટી નીકળ્યો. શીતળા અને ચેચકનો ચેપી રોગ પ્રથમવાર અરબમાં જોવામાં આવ્યો. અને એજ વરસે પહેલ-વહેલાં હરમલ, ઇંદ્રાવરણ તથા આંકડા જેવી મકરૂહ વનસ્પતિના કડવા-તૂરા છોડવા ઊગી નીકળ્યા અને ઠેકઠેકાણે ઝાડી-ઝાખરાં ફેલાય ગયાં. [1]

**અસહાબે-ફીલની ઘટના કુર્આનમાં**——————પછી જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના પયગમ્બર બનાવ્યા તો બીજી સંખ્યાબંધ ઘટનાઓ પેઠે "અસહાબે-ફીલ" એટલે હાથીવાળાઓની અભૂતપૂર્વ ઘટના પણ સર્જાઇ ચૂકી હતી. આ ઘટનાને અલ્લાહ તઆલાએ મક્કહના કુરૈશ પર પોતાના ફઝલો-કરમ કે મહાન ઉપકારમાં ગણાવી છે. અંટલે હબશીઓની હુકૂમતની આફતને કુરૈશના શિરેથી ટાળીને તેઓના નસીબનો સિતારો બુલંદ કરી દીધો કે જેથી તેઓ શાંતિનો શ્વાસ લઇને સુખી જીવનનું આયોજન કરી શકે અને તેઓની હુકૂમત લાંબા કાળ સુધી ટકી શકે. એનું બયાન અલ્લાહ તબારક વ તઆલાએ કુર્આને-મજીદના ત્રીસમા પારહની બે સૂરતોમાં આ રીતે કર્યું છે :

| | |
|---|---|
| અલમ તર્ | હે પયગમ્બર ! શું તમે નહિ જોયું ? |
| કયફફઅલ્ રબ્બુક્ | કેવું કર્યું તમારા પાલનહારે |
| બિ-અસ્હાબિલ-ફીલ. | હાથીવાળાઓ સાથે |
| અલમ યજ્અલ | શું તેણે નહિ બનાવી છોડયો, |
| કય-દહુમ ફી તદલીલ. | તેઓનો પ્રપંચી દાવ નકામો ? |
| વ અરસલ અલૈહિમ | અને મોકલ્યાં તેઓની ઉપર |
| તયરન અબાબીલ. | પક્ષીઓના ટોળાં. |
| તરમીહિમ બિ-હિજારતિમ | તેઓએ મારો ચલાવ્યો તેઓની ઉપર કાંકરાઓનો, |
| મિન સિજ્જીલ. | જે પથ્થરથી બનેલા હતા. |
| ફ-જઅલ્-હુમ | ત્યારે બનાવી છોડયા તેઓને |
| ક-અસફિમ-મઅકૂલ. | વાગોળેલા ભૂસાં જેવા. |

આ સૂરતુલ-ફીલ પછી સૂરતુલ-કુરૈશ આવે છે. જેમાં અલ્લાહ તઆલાએ કુરૈશની કૌમ પર પોતાના અગણિત ઉપકારોનું વર્ણન કર્યું છે કે, કઅબહને પ્રતાપે અમે કુરૈશને શાંતિ, સલામતી, ખુશહાલી આપેલી છે. રોજી અને રોટી આપેલી છે. દુશ્મનોથી હિફાઝત અને રક્ષણ આપેલું છે. કઅબહનું ખંડન થતે તો યાત્રાળુઓ કે હાજીઓ આવવાનું માંડી વાળતે. આમદની બંધ થતે તો કુરૈશને ખાવાના સાંસા પડતે. જાતજાતની મુશકિલીઓ ઊભી થતે. માટે કુરૈશને જોઇએ કે તેઓ અમારા એહસાનો અને નેઅમતોનો આભાર માને. મૂર્તિપૂજા છોડીને બૈતુલ્લાહ એટલે

[1] માલૂમ પડયું આથી પહેલાં અરબની ભૂમિમાં રોગચાળો અને ઝાડીઝાંખરાં ન હતા. અલ્લાહના દુશ્મનોના સડીને ફાટી ગયેલાં શરીરોની દુર્ગંધથી રોગચાળો પણ ફેલાયો અને ઝાડી ઝાંખરાં પણ ઊગી નીકળ્યાં. "હ"

કઅબહના રબની પૂજા કરે. સૂરતુલ-કુરૈશની શરૂઆત આ પ્રમાણે છે :

| | |
|---|---|
| લિઈલાફિ કુરૈશિન ઈલાફિ-હિમ | કુરૈશ ટેવાઇ ગયા છે તેથી એટલે કે ટેવાઇ ગયા છે ; |
| રિહ-લતશ-શિતાઈ વસ-સૈફ. | શિયાળા અને ઉનાળાની મુસાફરીથી. |
| ફલ - યઅબુદૂ | માટે તેઓએ બંદગી કરવી જોઇએ (આભાર તરીકે) |
| રબ્બ હાઝલ - બૈત. | આ ઘરનાં એટલે કઅબહના માલિકની; |
| અલ્લઝી અત્અમ્-હુમ મિન જૂઅ. | જેણે તેઓને ખાવાનું આપ્યું ભૂખમાં. |
| વ આમન્-હુમ મિન ખવફ. | અને સલામતી આપી ભયથી. |

મતલબ આ છે કે કુરૈશની વર્તમાન ખુશહાલી કે સુખી જીવનમાં પરિવર્તન ન આવવા પામે અને હાલ તેઓ જે સુખશાંતિભર્યા વાતાવરણમાં જીવે છે તેમાં ફેરફાર નહિ થાય તેવું અલ્લાહપાક ઇચ્છે છે. કુરૈશે પણ આ ઉપકારના આભાર તરીકે મૂર્તિપૂજાનો ત્યાગ કરવો જોઇએ અને એક જ અલ્લાહની બંદગી કરવી જોઇએ; તે અલ્લાહ કે જેણે તેઓને ભૂખમાં ખાવાનું આપ્યું અને ભયથી સલામતી આપી.

(નોટ :- અલ્લામા ઇબ્ને હિશામે અહીં સૂરતુલ-ફીલ અને સૂરતુલ-કુરૈશના કુર્આની શબ્દોની સમજૂતીમાં ટેકા તરીકે કેટલાક શાઈરોના શેઅરો ટાંકેલા છે. તેના બે પેજનું લખાણ જતું કર્યું છે.)

**હાથીનો મહાવત અને રખેવાળ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્ર બિન અબ્દુર્રહમાન બિન અસઅદ બિન ઝુરારહની બેટી અમ્રહએ અને અમ્રહને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બીબી હઝરત આઇશહના મુખે સાંભળેલી આ રિવાયત બયાન કરી. હઝરત આઇશહ ફરમાવે છે : "મેં અબ્રહા અશરમના હાથીના મહાવત અને રખેવાળ બંનેને મારી આંખે જોયા, તેઓ આંધળા અને અપાહજ બની ગયા હતા અને મક્કહની ગલીઓમાં ભીખ માગીને ખાતા હતા.

(નોંધ :- અસહાબે-ફીલનો બનાવ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક જન્મના ૫૦ દિવસ પહેલાં ઈસ્વી સન ૫૭૫માં મુઝદલિફહ અને મિના વચ્ચે "મુહસ્સબ" સ્થળની ખીણ પાસે આવેલા "મુહસ-સિર" સ્થળે બનવા પામ્યો. (કામૂસુલ-કુર્આન પેજ ૪૮) હથુરાણી.

## પ્રકરણ ૧૩

# અસહાબે-ફીલ અને શાઈરોના કસીદા

અસહાબે-ફીલ અને કુરૈશની ખ્યાતિ • અરબ શાઈરોના કસીદા • ઇબ્ને ઝબિઅરાનું કાવ્ય • અબૂ કૈસનું કાવ્ય • તાલિબ બિન અબૂ તાલિબનું કાવ્ય • ઉમૈયહ બિન અબૂ સલ્તનું કાવ્ય • ફરઝૌક શાઇરનું કાવ્ય • ઇબ્નુર-રકિયાત શાઇરનું કાવ્ય • અબ્રહાના બેટાની બાદશાહી

**અસહાબે-ફીલ અને કુરૈશની ખ્યાતિ**——— ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહ પર અસહાબે-ફીલની ચઢાઇ બાદ અલ્લાહ તઆલાએ જયારે અબ્રહા અને તેના હબશી સૈન્યને ઝલીલો-ખ્વાર કરીને મક્કહથી હડધૂત કરી દીધાં તો આ ગુનાહિત આક્રમણખોરીની શિક્ષારૂપે તેઓ તરહ-તરહની મુસીબતોમાં સપડાઇ ગયા. સંકટો, આફતો અને બલાઓની એક હારમાળા લાગી ગઇ. બીજી તરફ આ અભૂતપૂર્વ ઘટનાને પ્રતાપે કુરૈશ કૌમની કીર્તિનો ડંકો બજી ગયો. તેની ખ્યાતિ મક્કહથી નીકળીને અરબભરમાં ફેલાઇ ગઇ. લોકોના દિલો પર કુરૈશની અઝમત, હયબત અને દબદબાનો સિક્કો બેસી ગયો. અરબના લોકો કુરૈશની કૌમને અગાઉથી વધુ માન-સન્માનથી બિરદાવવા લાગ્યા. તેઓને થયું કે મક્કહના કુરૈશ ખરેખર અલ્લાહના લાડલા, અલ્લાહના માનીતા અને અલ્લાહના ચુનંદા બંદા છે. અલ્લાહ તઆલાએ જાતે ને પોતે તેઓ તરફથી દુશ્મન સાથે જંગ ખેલીને પોતાના ઘરનું રક્ષણ કરી લીધું છે. અને બળવાન દુશ્મનની વિપુલ સાધનસામગ્રીને મુકાબલે માત્ર ચકલીઓ મારફતે જ અલ્લાહની મદદ તેઓ માટે કાફી થઇ પડી છે.

**અરબ શાઈરોના કસીદા**———આ અદ્દભુત ઘટનાએ ખરેખર આખા અરબમાં કુરૈશની કીર્તિને ચાર ચાંદ લગાવી દીધા. એનાથી પ્રભાવિત થઇને અરબના શાઇરોએ કુરૈશની શાનમાં પ્રશંસા-કાવ્યો રચ્યાં જેમાં અબ્રહાના લશ્કરની તબાહી તથા કુરૈશને મળેલી અલ્લાહની ગૈબી મદદનું આગવી શૈલીમાં વાર્ણન કરવામાં આવ્યું છે.

ઇબ્ને ઝબિઅરાનું કાવ્ય———મક્કહનો પંકાયેલો શાઇર અબ્દુલ્લાહ બિન ઝબિઅરા બિન અદી બિન કૈસ બિન અદી બિન સઇદ બિન સહ્‌મ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફ઼િહર કહે છે:

તનક - કલૂ અન બત્ને - મક્કતા ઇન્નહા, • કાનત કદીમન લા યુરામુ હરીમુહા.

બૈતુલ્લાહના દુશ્મનોને મક્કહની ખીણથી ઇબ્રતનાક શિક્ષા સાથે ભગાડી મૂકવામાં આવ્યા અને બેશક

ચાલુ પરંપરા મુજબ કોઇ પણ ભાથાભારે માણસ બુરા વિચારે તેના હરમનો ઇરાદો કરી શકતો નથી.

**સાઇલ અમીરલ - જૈશ અન્હા મા રઆ, • વલ્ સવફ યુબનિલ- જાહિલીન અલીમુહા.**

સૈન્યના સરસાલાર અબ્રહા અશરમને બૈતુલ્લાહ વિષે પૂછી જુઓ કે તેણે શું જોયું ? નહિ જાણનારાઓને તે પૂરેપૂરી માહિતી આપી દેશે.

**સિત્તૂન અલ્ફન લમ યઊબૂ અર-દહુમ, • બલ લમ યઅશિ બઅદલ-અયાબિ સકીમુહા.**

——કે સાઠ હજાર ફોજીઓ, જેઓ બૈતુલ્લાહને તોડી પાડવાને ઇરાદે નીકળ્યા હતા, તેઓ પોતાના વતનની ધરતી તરફ પાછા પલટી શકયા નહિ, બલકે તેઓમાંનો બીમાર પણ પલટવા પછી જીવતો નહિ રહ્યો.

**કાનત બિહા આદુંવ વ જુરહુમુ કબ્લહુમ, • વલ્લાહુ મિન ફવકિલ ઇબાદિ યુકીમુહા.**

તેઓથી પહેલાં ત્યાં આદ અને જુરહુમના લોકો પણ વસેલા હતા. બૈતુલ્લાહને બુરી નજરે જોવાની તેઓ પણ હિંમત નહિ કરી શકયા. કેમ—? એટલા માટે કે અલ્લાહ તઆલા ઉપરથી તમામ બંદાઓની ચાંપતી નિગરાની કરે છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇબ્ને ઝબિઅરા શાઇરે ઉપરના એક શેઅરમાં જે બીમારનો ઉલ્લેખ કર્યો છે કે પાછો પલટવા પછી તે જીવતો નહિ રહ્યો, તેનાથી તેનો ઇશારો અબ્રહા તરફ છે કે તેની ઉપર તૂટી પડેલી આફત પછી લોકો તેને ગંભીર હાલતમાં સનઆ ઉપાડી ગયા હતા. જયાં જવા પછી તેનો મૃત્યુઘંટ બજી ગયો હતો.

**અબૂ કૈસનું કાવ્ય**——————અને અબૂ કૈસ બિન અલ-અસ્લત અન્સારી હત્મી જેનું નામ સૈફી હતું તે પોતાના કાવ્યમાં કહે છે :

**વ મિન સુન્ઇહી યવમા ફીલલ - હુબૂ-, • શિ - ઇઝ કુલ્લમા બઅસૂ-હુ રઝમ.**

અલ્લાહની કુદરતના કરિશ્માઓમાંથી એક કરિશ્માનો નમૂનો હબશીઓના હાથીઓના આક્રમણને દિવસે જાહેર થયો કે, તેઓ જાતજાતની યુકિતઓથી હાથીને જેટલો ઉઠાડતા તેટલો જ તે અડી-અડીને બેસતો જતો હતો.

**મુહાજિનુ - હુમ તહતા અકરા બિહી, • વકદ શર્રમૂ અલ્ફહૂ ફન-ખરમ.**

તે હબશીઓનાં વાંકાંચૂકાં લાકડાં, એ હાથીના પેટ નીચે ટેકવી દેવામાં આવ્યાં હતાં અને તેઓએ તેનું નાક એટલે સૂંઢને ચીરી-ચીરી નાખી ત્યાં સુધી કે હાથી નકટો બની ગયો.

**વકદ્ જઅલૂ સવતહ્ મિગ-વલન, • ઇઝા યમ-મમૂહુ કફાહુ કુલ-લિમ.**

અને હાથીનો અંકુશ આણીદાર બનાવવામાં આવ્યો અને જયારે તેઓએ તેને તેની ગરદનમાં ખૂંપી દીધો તો તેને લોહીલુહાણ કરી નાખ્યો.

**ફ વલ્લા વ અદ્બર અદરા-જહૂ, • વકદ બાઅ બિઝ-ઝુલ્મે મન કાના સમ.**

છેવટે એ હાથીએ પૂઠ ફેરવી દીધી અને જે રસ્તેથી આવ્યો હતો એજ રસ્તે દોટ મૂકી દીધી અને જે માણસ ત્યાં રહી ગયો તે સમય પહેલાં તબાહીને પાત્ર ઠરી ગયો.

**ફ અરસલ મિન ફવકિ-હિમ હાસિબન, • ફલફ-ફહુમ મિસ્લ લફ્ફલ- કુઝુમ.**

પછી તે શકિતશાળી અલ્લાહએ તેઓ પર પોતાની ફોજ મારફતે પથ્થરોનો મારો ચલાવ્યો તો તેણે તેઓને એવી રીતે લપેટી લીધા જેમ તુચ્છ, નિર્માલ્ય અને હલકટ વસ્તુઓને સમેટીને લપેટી લેવામાં આવે છે.

**તહુદુ અલસ - સબ્રૈ અહબારુ - હુમ, • વકદ સઅજૂ ક-સુવાજિલ - ગનમ.**

ખ્રિસ્તીઓના ધર્મગુરૂઓ તેઓને ધીરજની ધરપત આપી રહ્યા હતા અને તેઓ હતા કે બકરીઓ પેઠે બરાડી રહ્યા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : એજ અબૂ કૈસ બિન અલ-અસ્લતના બીજા કસીદાના શેઅરો આ છે:

**ફ-કૂમૂ ફ-સલ્લૂ રબ્બ-કુમ વ તમસ-સહૂ, • બિ અરકાનિ હાઝલ-બૈતિ બયનલ અખાશિબિ.**

માટે ઊભા થાવ અને આ ઘરના પાલનહારની બંદગી કરો અને નક્કર પહાડો વચ્ચે આવેલા આ ઘરના અરકાન (હજરે-અસ્વદ, રૂકને-યમાની. દરવાજા વગેરે)નો સ્પર્શ કરો; બરકતો મેળવવા માટે.

**ફ-ઈન્દકુમ મિન્હુ બલાઉમ - મુસદ - દકુન, • ગદાત્ અબી યકસૂમા હાદિલ - કતાઈબિ.**

કેમકે મોટી-મોટી લશ્કરી ટુકડીઓના સરદાર અબૂ યકસૂમ એટલે અબ્રહાના આક્રમણને દિવસે આ બૈતુલ્લાહને કારણે તમને તે મોટી નેઅમત એટલે ફતેહમંદી નસીબ થઈ જે તમારી પાસે સલામત છે.

**ફલમ્મા અતાકુમ નસ્રુ ઝિલ-અર્શિ રદ - દહુમ. • જુનૂદુલ - મલીક બૈન સાફિંવ વ હાસિબિ.**

પછી જયારે તમારી પાસે અર્શના માલિકની મદદ આવી લાગી તો તે સત્તાધારીના લશ્કરને ખાસ પ્રકારના પક્ષીઓએ કાંકરા અને પથ્થરોથી મારી-મારીને પાછળ ધકેલી દીધું.

**ફવલ-લવ સિરાઅન હારિબીના વલમ યઉબ, • ઈલા અહલિહી મિલ-હબશિ ગૈરુ અસાઈબિ.**

અને તેઓ પૂઠ ફેરવીને અંધાધૂંધ ભાગી છૂટયા અને હબશીઓના સૈન્યની કોઈ ટુકડી ખુવાર થવા સિવાય પોતાના બાલબચ્ચાં પાસે પહોંચવા પામી નહિ.

**તાલિબ બિન અબી તાલિબનું કાવ્ય**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : તાલિબ બિન અબી તાલિબ બિન અબ્દુલ-મુત્તલિબ પોતાના કસીદામાં કહે છે :

**અલમ તઅલમૂ મા કાના ફી હર્બે-દાહિસિન, • વ જૈશા અબી યકસૂમ ઇઝ મલઉશ-શઅબા.**

શું તમને ખબર નથી કે જંગે-દાહિસ અને અબૂ યકસૂમ અબ્રહાનો કેવો અંજામ આવ્યો ? જયારે કે તેઓએ તમામ ઘાટીઓ બેશુમાર ફોજથી ભરી દીધી હતી.

**ફલવ લા દિફાઉલ-લાહિ લા શૈઇન ગયરહૂ, • લા સબહ - તુમ લા તમ-નઊન લકુમ સિરબા.**

તો અગર અલ્લાહની મદદ ન આવી હોત——અને હકીકતમાં અલ્લાહ સિવાય કોઈ વસ્તુ છેજ નથી——તો તમે પોતાના ઢોરોના ધણનું અથવા પોતાની ઓરતોનું કંઈ જ રક્ષણ ના કરી શકત !

**ઉમૈયહ બિન અબૂ સલ્તનું કાવ્ય**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉમૈયહ બિન અબી સલ્ત બિન અબી રબીઅહ સુકફીએ અબ્રહાના હાથી અને દીને-ઇબ્રાહીમીનું વર્ણન કરતાં કહ્યું છે:

**ઈન્ન આયાતિ રબ-બિના સાકિબાતુન, • લા યુમારી ફીહિન્ન ઈલ્લલ - કફૂરૂ.**

બેશક આપણા પાલનહારની નિશાનીઓ ઝગમગી રહી છે. આ ચમકારા મારતી નિશાનીઓ અંગે કોઈ કટ્ટર કાફિર કે નાસ્તિક વગર કોઈને કંઈ વાંધો કે વિરોધ હોય શકતો નથી.

**હબસલ-ફીલ બિલ મુગમ- મસિ હત્તા, • ઝિલ્લ યહબૂ ક-અન્નહૂ મઅકૂરુ.**

એજ પાલનહારે ''મુગમ-મસ'' સ્થળે હાથીને રોકી લીધો ત્યાં સુધી કે તે સરકવા લાગ્યો. તેની એવી દશા થઈ પડી જાણે તેના પગો કપાઈ ગયા છે.

**ખલ્લફૂ-હુ સુમ્મ અબ્ઝ - અર્રુ જમીઅન, • કુલ્લુ હુમ અઝમુ સાકિહી મકસૂરુ.**

તેઓએ તેને એજ દશાએ છોડી દીધો અને બધા જ ભયભિત થઈને ભાગી છૂટયા. તેઓમાંથી દરેકની ટાંગની હડ્ડી તૂટેલી હતી.

**કુલ્લુ દીનિન યવમલ- કિયામતિ ઇન્દ—— • લ્લાહિ ઇલ્લા દીનલ - હનીફતિ બૂરુ.**

કિયામતને દિવસે અલ્લાહ તઆલા કને હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામના ''દીને-હનીફહ'' સિવાય દરેક ધર્મ નકામો કે ખોટો ઠરી જશે.

**ફરઝૌક શાઇરનું કાવ્ય**————ઇબ્ને હિશામ કહે છે : ફરઝૌક શાઇર જેનું નામ હમામ બિન ગાલિબ હતું અને જે બનૂ મજાશઅ બિન દારિમ બિન માલિક બિન ઝૈદ મનાત બિન તમીમના ખાનદાનમાંથી હતો, તે હબશીઓ અને હાથીનું વર્ણન કરતાં કહે છે :

**જુનૂદન તસૂકલ-ફીલ હત્તા અઆદ-હુમ, • હબાઉંવ વ કાનૂ મુત્રે-ખમિયત- તરાખિમિ**

અલ્લાહ તઆલાએ તે લશ્કરને તબાહ-બરબાદ કરી નાખ્યું જે હાથીને લઈને આવી રહ્યું હતું; ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ તેને ધૂળની રજકણો પેઠે વેરવિખેર કરી નાખ્યું અને તેઓ બધા અભિમાન-તુમાખી અને ગુસ્સાથી ભરેલા હતા.

**ઇબ્નુર-રકિયાત શાઇરનું કાવ્ય**————ઇબ્ને હિશામ કહે છે : અબ્દુલ્લાહ બિન કૈસ- રકિયાત જે બનૂ આમિર બિન લુઐય બિન ગાલિબના વંશમાંથી હતો, અબ્રહા અને તેના હાથીના વર્ણનમાં કહે છે:

**કાદહુલ-અશરમુલ-લઝી જાઅ બિલ-ફીલે, • ફ-વલ્લા વ જયશુ-હૂ મહઝૂમુ.**

અબ્રહા અશરમ, જે હાથી સાથે ચઢી આવ્યો હતો, આ બૈતુલ્લાહ વિરૂધ્ધ એક ચાલ ચાલ્યો પછી તે એવી રીતે પલટયો કે તેનું લશ્કર પરાજિત થઇ ચૂકયું હતું.

**વઇસ - તહલ્લત અલૈહિ મુત - તૈરુ બિલ - જુન્દ.. • લિ - હત્તા ક- અન્નહૂ મરજૂમુ.**

અને પક્ષીઓ તેઓની ઉપર જુન્દલ સ્થળે પ્રચંડ ઘોંઘાટ સાથે, બળપૂર્વક તૂટી પડયાં; ત્યાં સુધી કે તે લશ્કર એવું બની ગયું જાણે કોઇએ તેને પથ્થરમારાથી છૂંદી નાખ્યું છે.

**ઝાક મંય - યગઝુહૂ મિનન-નાસિ યરજિઅ, • વ હુવ ફલ્લુમ મિનલ - જુયૂશિ ઝમીમુ.**

લોકોમાંથી જે વ્યકિત બુરા વિચારે એ ઘર તરફ જાય છે તે પરાજિત થઇને અને બદનામ તથા ઝલીલો-ખ્વાર થઇને જ પલટે છે.

**અબ્રહાના બેટાની બાદશાહી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે અબ્રહાનું પતન થઇ ગયું તો તેના પછી તેનો પાટવી કુંવર યકસૂમ બિન અબ્રહા ગાદીવારિસ તરીકે હબશીઓનો બાદશાહ બની ગયો. અબ્રહા એજ પુત્રને નામે અબૂ યકસૂમ એટલે યકસૂમનો બાપ તરીકે પંકાયેલો હતો પછી જ્યારે યકસૂમ બિન અબ્રહા પણ મરી ગયો તો તેનો ભાઇ મસરૂક બિન અબ્રહા હબશીઓના બાદશાહ તરીકે મુલ્કે યમનની રાજગાદીએ બિરાજમાન થયો.

# પ્રકરણ ૧૪

# યમનમાં હબશીઓની હુકૂમતનો ખાતેમો

યમનવાસીઓની દયાજનક હાલત ● સૈફ બિન ઝી-યઝન કિસરાના દરબારમાં ● શહેનશાહ તરફથી મદદની વ્યવસ્થા ● યમન પર હબશીઓની સત્તાનો ખાતેમો ● મસરૂક બિન અબ્રહાનો પરાજય ● શાઈરોના થોડાક શેઅરો ● નજૂમીઓની સાચી પડેલી આગાહી.

**યમનવાસીઓની દયાજનક હાલત**————અસહાબે-ફીલના બનાવ પછી મુલ્કે -યમન પર જોતજોતામાં અરાજકતાનો અંધારપાટ પથરાઈ ગયો અને યમનવાસીઓની યાતનાઓનો જમાનો લાંબો થઈ ગયો. એક પછી એક લોકો પર મુસીબતો નાઝિલ થવા લાગી. સરકારી અમલદારોના અત્યાચારો અને માથાભારે તત્વોના ત્રાસોથી યમનની રૈયત ત્રાહિમામ્ પોકારવા લાગી ત્યારે અચાનક એક શખ્સ પ્રગટ થયો જેનું નામ, સૈફ બિન ઝી-યઝન હિમ્યરી અને ઉપનામ અબૂમુર્રહ હતું, ગરીબોના બેલી તરીકે ''મર્દે-મેદાન'' બનીને મેદાને પડયો અને મઝલૂમ કે દુખી પ્રજાના પ્રતિનિધિ તરીકે રોમના શહેનશાહ કયસરના દરબારમાં પહોંચી ગયો અને પોતાની કૌમની કફોડી દશાનો ચિતાર રજૂ કરીને ઈન્સાફની ધા નાખતાં બોલ્યો,

''જહાંપનાહ ! યમનની હબશી હુકૂમતના ત્રાસોએ અમારૂં જીવન કડવું બનાવી છોડયું છે. પ્રજાની દાદ-ફરિયાદ સાંભળનારૂ ત્યાં કોઈ નથી. આપ અમારી દુખી દશા પર દયા કરો. હબશીઓના ઝુલ્મી પંજાથી અમને છોડાવો. તેઓને અમારા દેશમાંથી હાંકી કાઢો. આપના કોઈ દયાળુ સરદારને અમારો બાદશાહ બનાવો. અમે એકમતે તેને યમનના બાદશાહ તરીકે વધાવી લેવા તૈયાર છીએ.''

પરંતુ રોમના શહેનશાહે કોઈ કારણે તેની માગણી તરફ ઝાઝું ધ્યાન નહિ આપતાં ઉડાવ જવાબ આપી દીધો ત્યારે સૈફ બિન ઝી-યઝન ત્યાંથી નિરાશ થઈને નુઅમાન બિન મુનઝિર———જે ઈરાનના શહેનશાહ કિસરા નવશેરવાન તરફથી હીરહ અને તેને અડેલા ઈરાકના અમુક પ્રદેશનો ગવર્નર હતો ———ના દરબારમાં પહોંચી ગયો અને યમનવાસીઓની દુર્દશાની દર્દનાક કહાણી કહીને મદદની માગણી કરી.

નુઅમાન બિન મુનઝિરે તેની કરૂણ કથા સાંભળીને કહ્યું, ''હે સૈફ બિન ઝી-યઝન ! યમનવાસીઓની મુસીબત પ્રત્યે હું હમદર્દીની લાગણી ધરાવું છું. પણ હકીકત એમ છે કે શહેનશાહની પરવાનગી વગર કોઈ પગલું લેવાનો હું અધિકાર ધરાવતો નથી. અલબત્ત એક તદબીર મારા ધ્યાનમાં આવે છે.''

તે શું તદબીર છે જહાંપનાહ ?'' સૈફ બિન ઝી-યઝને અધીરાઈથી પૂછયું.

''સાંભળો.'' નુઅમાન બિન મુનઝિરે કહ્યું, ''શાહી પ્રથા મુજબ વરસમાં એક વાર શહેનશાહ કિસરાના દરબારમાં હાજર થવાનું મને માન મળે છે. ત્યાં સુધી તું મારી પાસે થોભી જા. સમય આવતાં હું તને શાહી દરબારમાં ઊભો કરી દઇશ.''

**સૈફ બિન ઝી-યઝન કિસરાના દરબારમાં**————પછી જયારે શાહી દરબારનો દિવસ આવ્યો તો નુઅમાન બિન મુનઝિર એને પણ કિસરા નવશેરવાનના દરબારમાં પોતાની સાથે લઇ ગયો. આથી પહેલાં સૈફ બિન ઝી-યઝને ઇરાનના શાહી દરબારની જાહોજલાલી કયારેય જોઇ ન હતી. દરબારમાં પ્રવેશતાં જ તેના રોમાંચ ખડાં થઇ ગયાં. ત્યાંનો ભપકો, ઠાઠમાઠ અને ઝાકઝમાળ દ્રશ્યો જોઇને તે થથરી ઊઠયો.

શાહી દરબારના દિવસે શહેનશાહ નવશેરવાન રાજમહેલમાં શાહી તખત પર એવા સ્થાને આરૂઢ થતો જયાં તેનો શાહી તાજ તેના માથે લટકેલો રહેતો. તાજ એટલો વજનદાર હતો કે શહેનશાહનું મસ્તક તેનો ભાર વેંઢારી ન શકતું. સોના-ચાંદીના તાજમાં માણેક, મોતી અને હીરા જડેલા હતા. તાજને સોનાની સાંકળથી બાંધીને રેશમી પર્દાઓની વચ્ચે, તખતના મેહરાબની છત સાથે લટકાવેલો હતો. દરબારના દિવસે શહેનશાહ જયારે તખત પર નિરાંતે બેસી જતો તો તાજ આપોઆપ તેના મસ્તકે ફિટ થઇ જતો. એ પછી રેશમી પર્દા ખોલી નાખવામાં આવતા. [૧]

ઇરાની શહેનશાહના શાહી ઠાઠનું આ એક અદ્દભુત અને રોમાંચકારી દ્રશ્ય હતું. એટલું અદ્દભુત અને રોમાંચકારી હતું કે પ્રથમ નજરે આ દ્રશ્ય જોનાર માણસ હયરત અને હૈબતથી અંજાઇ જતો અને આભો બનીને વાંકો વળી જતો અને વાંકો વળીને ઘૂંટણિયે પડી જતો. આબેહૂબ એજ દશા સૈફ બિન ઝી-યઝનની થવા પામી. દરબારના દરવાજે પ્રવેશતાં જ શાહી ઠાઠથી છકક થઇને તે એટલો વાંકો વળી ગયો કે શહેનશાહ પણ તેની આ દશા જોઇને નવાઇ પામી ગયો અને બોલી ઊઠયો, ''અરે આ કોણ જંગલી મૂરખ છે કે દરવાજો વિશાળ હોવા છતાં આટલો વાંકો વળી ગયો !''

''જહાંપનાહ !'' સૈફ બિન ઝી-યઝને સ્વસ્થ થતાં કહ્યું, ''આપના દબદબા અને દરબારની હૈબત એવી છે કે હું અનાયાસે વાંકો વળી ગયો.''

ઇબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહએ કહ્યું કે સૈફ બિન ઝી-યઝન દરબારના દરવાજે પગ મૂકતાં જ માથું નમાવીને વાંકો વળી ગયો. તેની આ દશા જોઇને શહેનશાહ નવાઇ પામી ગયો અને બોલ્યો, ''આ કોણ બેવકૂફ ગમાર છે ! દરવાજો આટલો ઊંચો હોવા છતાં વાંકો-વાંકો મારી પાસે આવે છે !''

શહેનશાહની આ વાત સાંભળીને સૈફ બિન-ઝી-યઝન બોલ્યો, ''જહાંપનાહ ! આ તો ફકત મારા દુઃખની દાસ્તાન સંભળાવવા મેં આમ કર્યું છે. મારૂં દુઃખ એવું છે કે દુનિયાની કોઇ વસ્તુમાં તે સમાઇ શકતું નથી.''

---

૧. તાજને તખતની છત સાથે સોનાની સાંકળથી બાંધીને એટલો ઊંચો લટકાવવામાં આવ્યો હતો કે શહેનશાહ જયારે નિરાંતે તખત પર બેસી જતો તો તાજ આપોઆપ તેના માથે ફિટ થઇ જતો. આ રીતે શહેનશાહના મસ્તકને વજનદાર તાજનો ભાર ઉપાડવો નહિ પડતો. ઇરાનની ફતેહ બાદ નવશેરવાનનો આ તાજ પણ મુસલમાનોના કબજામાં આવ્યો અને તેને અમીરુલ-મુઅમિનીન હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હના દરબારમાં રજ કરવામાં આવ્યો. ''હ''

**શહેનશાહ તરફથી મદદની વ્યવસ્થા**———————ઈબ્ને ઈસ્હાક કહે છે : સૈફ બિન ઝી-યઝને આ તક ઝડપી લઈને કહ્યું, "જહાંપનાહ ! અમારૂં દુખ એવું છે કે તેના સમાવેશ માટે દુનિયાની દરેક વસ્તુ તંગ છે. હે શહેનશાહ ! હે દુખીઓના બેલી ! પરદેશીઓએ અમારી ભૂમિ પર કબજો કરી લીધો છે. તેઓએ અમારો દેશ પચાવી પાડયો છે. તેઓના બેફામ ત્રાસોથી યમનની પ્રજા ત્રાહિમામ્ પોકારી રહી છે."

"કોણ છે તેઓ, હબશી કે સિન્ધી ?" શહેનશાહે પૂછયું.

"હબશીઓ છે એટલે જ હું આપની તહેનાતમાં આવ્યો છું. આપ દુખીઓના બેલી છો. આપ અમારી દયા ખાવ. અમારી મદદ કરો. અમારા દેશની સત્તાનું સુકાન સંભાળો."

શહેનશાહે કહ્યું, "હે શખ્સ ! તારો દેશ બહુ દૂર છે. તારો દેશ જીતી લેવામાં અમારો ઝાઝો લાભ પણ નથી. હું એવો બાદશાહ નથી જે પોતાના લશ્કરને દૂરદરાજના દેશમાં મોકલાવીને તબાહ કરી નાખે. મારે તારા દેશની શી જરૂર ?"

આમ કહીને કિસરા નવશેરવાને હુકમ ફરમાવ્યો, "આ યમની શખ્સને પૂરા દસ હજાર દિરહમ અને શિરપાવ આપીને રૂખ્સત કરવામાં આવે !"

દસ હજાર દિરહમ અને શિરપાવ સૈફ બિન ઝી-યઝનના હાથમાં આવતાં જ તે શહેરના ગરીબ લત્તામાં ગયો અને જોતજોતામાં આ બધું તેણે ગરીબોમાં લૂંટાવી દીધું. જ્યારે આ સમાચાર શહેનશાહના કાને પહોંચ્યા તો તે નવાઈ પામીને બોલી ઊઠયાં, "એ તો કોઈ છકેલ ભેજાંનો નવાબ લાગે છે. જરૂર એમાં કોઈ ભેદ છે. વારૂ તેને મારી તહેનાતમાં હાજર કરો !"

અને જ્યારે સૈફ બિન ઝી-યઝનને દરબારમાં હાજર કરવામાં આવ્યો તો શહેનશાહે તેને પૂછયું, "હે શખ્સ ! શું કારણ છે કે તેં શાહી ઇનામની કદર નહિ કરતાં લોકોમાં તેને લુંટાવી દીધું ?"

"જહાંપનાહ !" તેણે કહ્યું, "પોશાક અને પૈસા મારા શા ખપના ? જે ધરતીમાં હું રહું છું ત્યાંના બધા પહાડો સોના અને ચાંદીના છે. ત્યાં કોઈ તેની ઇચ્છા પણ નથી કરતું."

શહેનશાહ ઓરભી નવાઈ પામી ગયો (મનમાં લાલચનો વિચાર આવતાં તેને થયું કે જે દેશના પહાડો સોનાચાંદીના હોય એવો "સોને કી ચિડીયા" જેવો દેશ તો કબજે કરવાને લાયક છે.) છેવટે તેણે દરબારીઓ, અમીરો, વજીરોને મંત્રણા માટે ભેગા કર્યા અને આ શખ્સના હેતુ વિષે તેઓની સલાહ લેતાં પૂછયું, "કહો આ શખ્સની વાત વિષે તમે શું સલાહ આપો છો ?"

હાજરજનોમાંથી કોઈએ કહ્યું, "જહાંપનાહ ! રાજયની જેલોમાં ફાંસીની સજા પામેલા કે આજીવન કેદ ભોગવતા બેશુમાર કેદીઓ પડેલા છે. બેહતર છે કે બધાને જેલ મુક્ત કરીને એના સંગાતે કરી દેવામાં આવે. અગર હારી ગયા, માર્યા ગયા કે કેદ પકડાયા તો પોતાના અંજામે પહોંચ્યા. અગર કામયાબ થયા, ફતેહમંદ થયા તો મુલ્કે-યમનના આપ માલિક બની ગયા !"

કિસરા નવશેરવાનને તેની આ અર્થપૂર્ણ સલાહ ગમી ગઈ. એજ વેળા તેણે જેલોના કેદીઓને મુક્ત કરીને સૈફ બિન ઝી-યઝનના સંગાતે કરી દીધા. તે સમયે ઈરાનની જેલમાં આ પ્રકારના કુલ આઠ સો કેદીઓ હતા.

**યમનમાં હબશી હુકૂમતનો ખાતેમો**———————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ ઈરાની કેદીઓમાં વહરઝ

કે વહરિઝ નામે એક કેદી હતો. ઉંમરમાં બધાથી મોટો, ખાનદાની શરાફતમાં ચઢિયાતો અને રાજનીતિમાં પણ ચંચળ હતો. શહેનશાહે તેને બધાનો ઉપરી બનાવી દીધો. આઠ સો માણસોનો આ કાફલો આઠ વહાણોમાં સવાર થઇને સમુદ્રમાર્ગે યમન તરફ ઊપડયો. એમાંના બે વહાણો ઝંઝાવાતમાં સપડાઇને દરિયામાં ડૂબી ગયાં. બાકીના છ વહાણો અદનના કાંઠે લાંગરવામાં સફળ થયાં. અહીં પહોંચીને સૈફ બિન ઝી-યઝને પોતાની કૌમના છૂટાછવાયા માણસોને શોધી-શોધીને એકઠા કર્યા અને વહરિઝના માણસો સાથે તેની વ્યૂહરચના કરીને વહરિઝને કહ્યું, ''હે અમારા માનવંતા સેનાપતિ ! મારો પગ તારા પગ સાથે છે. મારા માણસો તારા માણસો સાથે છે. કાં સાથે મળીને જીવીશું કાં સાથે રહીને મરીશું!''

વહરિઝે ધન્યવાદનો નાદ ગજાવતાં કહ્યું, ''ખરેખર ઇન્સાફ તે આનું નામ !''

**મસરૂક બિન અબ્રહાનો પરાજય**————અને જયારે વહરિઝ અને સૈફ બિન ઝી-યઝનનું લશ્કર મેદાને-જંગમાં પહોંચ્યું તો યમનનો બાદશાહ મસરૂક બિન અબ્રહા પણ પોતાનું લશ્કર લઇને મુકાબલા માટે મેદાને નીકળી આવ્યો. વહરિઝે પ્રથમ પોતાના પુત્રને રણભૂમિમાં મોકલાવ્યો કે જેથી હબશીઓની યુધ્ધકળાનું માપકરણ થઇ શકે. પરંતુ તેનો પુત્ર હબશીઓના હાથે માર્યો ગયો. તે જોઇને વહરિઝને વધુ શૂર ચઢયું અને તેની આંખોમાં ખૂન ઊતરી આવ્યું. જયારે બંને સૈન્યો સામસામે થયાં તો વહરિઝે યમની લોકોને પૂછયું. ''મને બતાવો હબશીઓનો બાદશાહ કોણ છે અને તે કયાં છે ?''

લોકોએ કહ્યું, ''ત્યાં જુઓ પેલો રહ્યો તે માણસ જે હાથી પર બેઠેલો છે. જેણે માથે તાજ મૂકેલો છે. જેની બે આંખો વચ્ચે લાલ માણેક ઝબૂકી રહ્યો છે. એજ હબશીઓનો બાદશાહ છે.''

''હા મેં એને જોઇ લીધો. હવે થોડીવાર થોભી જાવ.'' વહરિઝ બોલ્યો.

લોકો બાદશાહની તાકમાં રહ્યા. થોડીક પળો પછી વહરિઝે પૂછયું, ''હવે એ હબશી બાદશાહ કયાં છે, શી દશામાં છે ?''

''હવે તે હાથીની સવારી છોડીને ઘોડાની પીઠ પર બેઠેલો છે.'' લોકોએ કહ્યું.

વહરિઝ બોલ્યો, ''ત્યારે થોડીવાર વધુ રાહ જુઓ કે એ શું કરે છે ?''

થોડીક પળો પસાર થતાં તેણે પુનઃ પૂછયું, 'એ બાદશાહ હવે કયાં છે ?''

''હવે તે ઘોડાની સવારી છોડીને માદા ખચ્ચરની પીઠે બેઠેલો છે.''

વહરિઝ બોલ્યો, ''ગધેડીની પુત્રીની પીઠ પર ? ત્યારે તો બાદશાહ અને એનો મુલ્ક બંને ખુવાર થઇ ગયા. જુઓ હું એને તીરથી વીંધું છું. અગર તમારા જોવામાં આવે કે બાદશાહનું લશ્કર હલનચલન વગર પોતાના સ્થળે મક્કમ રહે તો સમજી લેવું કે હું મારા હેતુમાં સફળ નથી થયો. ત્યારે તમારે પણ હરકત નહિ કરતાં પોતાના સ્થળે મક્કમ રહેવું. પણ જો તમે જુઓ કે તેના માણસો પોતાના જથ્થાઓમાં વિખરી ગયા છે તો સમજી લેવું કે મારૂં તીર નિશાના પર બેઠું છે. એજ વેળા તમારે ઓચિંતો અને એક સામટો તેઓની ઉપર હલ્લો બોલી દેવો.''

આમ કહીને વહરિઝે કામઠામાં તીર ચઢાવ્યું. લોકોએ જોયું કે કામઠું એટલુ સજ્જડ છે કે વહરિઝ વગર બીજો કોઇ તેમાં તીર ચઢાવી શકે નહિ. નિશાન તાકીને એવી ખૂબીથી તેણ તીર છોડયું કે તે સનનન કરતું

આબાદ પોતાના નિશાને બેઠું અને હબશી બાદશાહની આંખો વચ્ચેના લાલ માણેકને વીંધીને ખોપરીની આરપાર નીકળી ગયું. તમ્મર ખાઈને બાદશાહ ખચ્ચરીની પૂઠ પરથી ઊંધા માથે ભોંય પર પટકાયો. હબશીઓ દોડીને બાદશાહને સંભાળવા લાગ્યા. આ તક ઝડપીને ઈરાનીઓ ઓચિંતા બાદશાહના લશ્કર પર તૂટી પડયા. હબશીઓ આ અચાનક હલ્લો ખાળી ના શકયા. વેરવિખેર થઈને અંધાધૂંધ નાસવા લાગ્યા. કેટલાક કતલ થયા કેટલાક કેદ પકડાયા.

એ પછી વહરિઝ વિજય વાવટો ફરકાવતો પોતાના સૈન્ય સાથે પાટનગર સનઆ તરફ ઊપડયો. શહેરના દરવાજે પહોંચતાં તેણે હુકમ છોડયો, ''મારા વાવટાને નમાવીને શહેરમાં પ્રવેશવું નહિ. દરવાજો ઉખેળી કાઢો અને વાવટો ઉન્નત મસ્તકે ફરકતો રાખીને શહેરમાં પ્રવેશો.''

મતલબ કે દરવાજો ઉખેળી નાખવામાં આવ્યો અને વહરિઝ તથા સૈફ બિન ઝી-યઝન વાવટાને ઉન્નત રાખીને ધામધૂમ સાથે શહેરમાં દાખલ થયા. આ રીતે મુલ્કે-યમન હબશીઓના હાથમાંથી નીકળીને ઈરાનીઓના કબજામાં ચાલ્યો ગયો.

(નોટ :- ઈબ્ને હિશામે અહીં સૈફ બિન ઝી-યઝન અને બીજા શાઈરોના ૨૭ જેટલા શેઅરો ટાંકેલા છે. તેના ૪ પાનાનું લખાણ જતું કરીને થોડાક શેઅરો ટાંકીએ છીએ.)''હ''

**શાઈરોના થોડાક શેઅરો**————સૈફ બિન ઝી-યઝન કહે છે :

**યઝુન - નુન - નાસુ બિલ મલકૈન • અન્ન - હુમા કદ્દિત તઅમા.**

લોકોનું માનવું છે કે બંને બાદશાહો (એટલે સૈફ બિન ઝી-યઝન અને કિસરા બાદશાહ) આપસમાં એકબીજા સાથે સંમત થઈ ગયા છે.

**કતલ - નલ - કૈલ મસરૂકન • વ રવ - વૈનલ - કસીબ દમા.**

અમે હબશીઓના સરદાર મસરૂકને કતલ કરી નાખ્યો અને ટેકરાઓને લોહીથી ખરડી નાખ્યા.

**વ ઈન્નલ - કૈલ કૈલન - ના- • સે - વહરિઝ મુક સિમુન કસમા.**

અને સાચું તો આ છે કે તમામ લોકોનો સરદાર વહરિઝ છે જે ખૂબ કસમો ખાનારો છે.

**યઝૂકુ મુશઅ - શઅન હત્તા • યુફય-અસ સબ્ય વન - નઅમા.**

એવી કસમો ખાય છે કે તે શરાબ ઢીંચતો જ રહેશે ; ત્યાં સુધી કે લોંડી-ગુલામો અને જાનવરોને ગિરિફતાર કરી લે.

અબુસ-સલ્ત અથવા ઉમૈયહ નામે શાઈર કહે છે:

**લિયત-લુબિલ વિત્ર અમસા-લુબ્નુ ઝી - યઝન, • રય્યમ્ ફિલ - બહરે લિલ - અઅદાએ અહવાલા.**

સૈફ બિન ઝી-યઝન જેવા લોકોને જ આ વાત શોભે કે તે વેર લેવા પાછળ મંડી પડે અને દુશ્મનો કનેથી વેર લેવા માટે વરસો સુધી સમુદ્રની પેલે પાર સંતાયેલો રહે.

**યમ-મમા કયસરા લમ્મા હાના રેહ- લતુહૂ, • ફલમ યજિદ ઈન્દતા બઅદલ - લઝી સઅલા.**

મુસાફરીનો સમય આવ્યો તો તે એટલે સૈફ બિન ઝી-યઝન રોમના કયસર બાદશાહ પાસે પહોંચી ગયો

પરંતુ તેને કયસર તરફથી ધારણા મુજબનું કશું મળ્યું નહિ.

**સુમ્મ ઇન્તહા નહવ કિસરા બઅદ આશિ-રતિન, • મિનસ - સનીન મુહીનુન નફસા વલમાલા.**

ત્યારે તેણે દસ વરસ પછી ઈરાનના કિસરા પાસે જવાનું ઠરાવ્યું; જો કે તે પોતાની જાત અને માલની ખુવારી કરી રહ્યો હતો. (પોતે પણ યાતનાઓ અને ઝિલ્લતો વેઠી રહ્યો હતો અને માલ પણ લખલૂટ ખર્ચી રહ્યો હતો.)

**હત્તા અતા બિ બનિલ - અહરારે યહમિલુ-હુમ, • ઇન્નકા અમરી લકદ અસ-રઅતા કિલકાલા.**

અહીં સુધી કે તે શરીફોની અવલાદ પાસે આવ્યો કે જેથી દુશ્મનો કનેથી વેર લેવા તેને ઉત્તેજિત કરે. મારી જાનના સોગંદ હે સૈફ ઝી-યઝન ! તેં ભારે ઝડપ કરી નાખી. (એટલે વેર લેવાની ઝડપી તૈયારી કરી લીધી.)

**અરસલ-તા ઉસ્દન અલા સૂદિલ-કિલાબ ફ-કદ, • અદહા શરીદુ-હુમ ફીલ - અર્દે ફુલ્લા-લા.**

હે સૈફ બિન ઝી-યઝન ! તેં કાળા કૂતરાઓ તરફ સિંહોને દોડાવી દીધા. તેઓમાંથી જે છટકી ગયો તે જમીનના દરેક સ્થળે ભાંગી પડયો.

**નજૂમીઓની સાચી પડેલી આગાહી**————ઈબ્ને હિશામ કહે છે : યમનના બાદશાહ રબીઅહ બિન નસ્રે આગનો જે બિહામણો ખ્વાબ જોયો હતો અને જેની દહેશતથી તે થથરી ઊઠયો હતો. પછી આ ખ્વાબની તઅબીર રૂપે સતીહ અને શિક્ક નામના ધુરંધર નજૂમીઓએ આગાહી પોકારી હતી કે, ''હે બાદશાહ! એક સમય આવશે જયારે ઈરમ ઝી-યઝનની કોમમાંથી એક જવાંમર્દ અદનની ભૂમિમાંથી જાહેર થશે અને તે યમનમાંથી હબશીઓની હુકૂમતનો ખાતેમો બોલાવી દેશે. અને હબશીઓમાંથી એક પણ માણસને યમનની ભૂમિ પર જીવતો નહિ છોડશે.

તો આ તેજ બનાવ છે જેના વિષે શિક્ક નજૂમીએ અગમચેતી પોકારી હતી કે ઝી-યઝન ખાનદાનનો એક એવો જવાન હબશીઓને મુકાબલે મેદાને પડશે જે ન કમજોર હશે ન નમતું જોખનારો હશે. તો આ સૈફ બિન ઝી-યઝન તેજ જવાન છે જેણે હબશીઓને શિકસ્ત આપીને મુલ્કે-યમનથી હાંકી કાઢયા. [1]

---

૧. સૈફ બિન ઝી-યઝને યમન પર ચઢાઇ કરીને હબશીઓની હુકૂમતનો ખાતેમો બોલાવી દીધો તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક ઉંમર લગભગ ૩૦ વરસની હતી. એ પછી યમનની આઝાદીનો અંત આવી ગયો અને યમન ઇરાની સામ્રાજયનું એક સંસ્થાન એટલે રજવાડો બની ગયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે હિજરત કરીને મદીનહ પધાર્યા તે વેળા ઇરાન તરફથી બાઝાન નામે એક ઇરાની શખ્સ યમનનો ગવર્નર હતો અને ફીરોઝ વદાદૂયા ત્યાંનો ફોજી અફસર હતો. બાદમાં એ બધા મુસલમાન બની ગયા. (અ [illegible] - હુસસિયર પેજ ૩૭) ''હ''

# પ્રકરણ ૧૫

# યમન પર ઈરાનીઓની હુકૂમત

યમનના હબશી બાદશાહો • યમન પર ઈરાનીઓની હુકૂમત • કિસરાનો કાગળ બાઝાનના નામે • બાઝાનનો ઈસ્લામ સ્વીકાર • પથ્થર પર કોતરેલી પેશગોઈ • શાતિરૂન બાદશાહની દાસ્તાન • શાતિરૂનની શાહઝાદી અને શાપૂર • શાતિરૂનની શાહઝાદીનો અંજામ.

**યમનના હબશી બાદશાહો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી વહરિઝ અને તેના ઈરાની સાથીદારો યમનમાં કાયમી વસવાટ કરીને ઠાઠથી મુલ્કે-યમન પર હુકૂમત કરવા લાગ્યા. આજે યમનની ભૂમિમાં વસનારા ઈરાનીઓ એજ ઈરાની લશ્કરના વંશમાંથી ઊતરી આવેલા છે. હબશીઓએ યમન પર ૭૨ વરસ સુધી શાસન ભોગવ્યું. એ દરમિયાન ચાર હબશી બાદશાહો થયા. પહેલો અરયાત, બીજો અબ્રહા અશ્રમ, ત્રીજો અબ્રહાનો બેટો યકસૂમ, ચોથો યકસૂમનો ભાઈ મસરૂક. એજ મસરૂક બિન અબ્રહાના માર્યા જવા પછી હબશીઓની હુકૂમતનો ખાતેમો થઈ ગયો.

**યમન પર ઈરાનીઓની હુકૂમત**————ઈબ્ને હિશામ કહે છે : યમનના શાસનની લગામ ઈરાનીઓના હાથમાં આવી તો વહરિઝ અમુક મુદ્દત યમન પર રાજ કરતો રહ્યો. વહરિઝના મરણ પછી ઈરાનના શહેનશાહ કિસરા નવશેરવાને વહરિઝના બેટા મર્ઝબાનને યમનની રાજગાદીએ બેસાડયો. જ્યારે મર્ઝબાનનું મરણ થયું તો કિસરાએ તેના પુત્ર તનૈજાનની યમનના ગવર્નર તરીકે નિમણૂંક કરી. જ્યારે તનૈજાન પણ મૃત્યુ પામી ગયો તો કિસરાએ તેના પુત્રને, ત્યાંનો ગવર્નર બનાવી દીધો. બાદમાં કોઈ કારણસર તેને પદભ્રષ્ટ કરીને બાઝાન નામે અમીરને મુલ્કે-યમનના ગવર્નરપદે બિરાજમાન કરી દીધો.

**સંપાદકની નોંધ**————ઈબ્ને હિશામની ઉપરની રિવાયતમાં સૈફ બિન ઝી-યઝન વિષે કોઈ ઉલ્લેખ નથી કે તે ક્યાં ગયો અને તેનું શું થયું ? રિવાયત એવી છે કે યમન પર વિજય મેળવવા બાદ લશ્કરના સેનાપતિ વહરિઝે ગનીમતનો માલ કિસરા પર મોકલાવીને પૂછયું કે દેશના વહીવટી તંત્રનું સંચાલન કેવી રીતે કરવામાં આવે ? જવાબમાં કિસરાએ હુકમ ફરમાવ્યો કે સત્તાની લગામ સૈફ બિન ઝી-યઝનને સોંપી દેવામાં આવે અને દર વરસે કરવેરો પણ મોકલી આપવામાં આવે. કિસરાના હુકમનો અમલ કરવામાં આવ્યો. સૈફ બિન ઝી-યઝન કિસરાના નાયબ તરીકે યમન પર રાજ કરવા લાગ્યો. આથી પહેલાં હબશીઓ આઝાદી અને સત્તાની મજા ચાખી ચૂકયા હતા. બચેલા હબશીઓ સખણા નહિ રહેતા કંઈ ન કંઈ ઝગડો ખડો કરી દેતા. આ કારણે

સૈફ બિન ઝી-યઝન હબશીઓ પ્રત્યે એકદમ આકરો બની ગયો અને સખત હાથે કામ લઇને તેઓને આકરી શિક્ષા ફટકારવા લાગ્યો. નતીજા રૂપે હબશીઓએ ભેગા થઇને તેને મારી નાખ્યો. ત્યારે કિસરાએ ફરીવાર ચાર હજારનું લશ્કર મોકલ્યું જેણે વહરિઝની આગેવાની હેઠળ હબશીઓની કત્લેઆમ ચલાવીને દેશમાં શાંતિની સ્થાપના કરી દીધી. એ પછી કિસરાના હુકમથી વહરિઝ યમનમાં કાયમી વસવાટ કરીને ઠાઠથી હુકૂમત કરવા લાગ્યો જેનું વર્ણન પ્રકરણની શરૂઆતમાં થયું છે. (ઇબ્ને હિશામ જિ.૧ પાનું ૯૯નો હાશિયો.) ''હ''

**કિસરાનો કાગળ બાઝાનના નામે**————ઇબ્ને હિશામ કહે છે : એ પછી શહેનશાહ કિસરાના હુકમથી બાઝાન યમનનો ગવર્નર બની ગયો. એજ બાઝાન યમનનો તે ગવર્નર છે જેના શાસનકાળમાં અલ્લાહ તઆલાના આખેરી નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર બનાવ્યા.

ઇબ્ને હિશામ કહે છે : મુહમંદ બિન શિહાબ ઝુહરીએ મને આ રિવાયત કહી સંભળાવી કે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીના સમાચાર ઇરાનના શહેનશાહ કિસરાના કાને પહોંચ્યા તો તેણે યમનના ગવર્નર બાઝાનને કાગળ લખ્યો અને કાગળમાં તેને હુકમ ફરમાવ્યો :

> ''મને સમાચાર મળ્યા છે કે મક્કહમાં કુરૈશ કબીલામાં કોઇ શખ્સ જાહેર થયો છે અને તેણે પયગમ્બર હોવાનો દાવો કર્યો છે. મારૂં આ ફરમાન મળેથી તરત મક્કહ પહોંચો અને તેને સૂચન કરો કે પયગમ્બરીનો દાવો જતો કરે અને તોબા કરી લે. અગર તે માની લે તો ઠીક અને નહિ માને તો તેનું માથું મારા દરબારમાં હાજર કરવામાં આવે.''

**કિસરાની કતલની આગાહી**————જ્યારે કિસરાનો આ કાગળ બાઝાનને મળ્યો તો એજ કાગળ તેણે પોતાના માણસોને હાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મોકલાવી આપ્યો. જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બાઝાનને લખી જણાવ્યું :

| | |
|---|---|
| ઇન્નલ-લાહ કદ વઅદ-ની | બેશક અલ્લાહએ વચન આપ્યું છે મને કે; |
| અંય-યકતુલ - કિસરા | કિસરાનું ખૂન થવાનું છે |
| ફી યવમિ કઝા વ કઝા | ફલાણા દિવસે આ રીતે |
| મિન શહરે કઝા. | અને ફલાણા મહિનામાં. |

જ્યારે આ જવાબી કાગળ બાઝાનને મળ્યો તો બાઝાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ કાગળ કિસરાને નહિ મોકલતાં પોતાની પાસે સાચવી રાખ્યો; એવા વિચારે કે તેમાં ઉચ્ચારેલી પેશગોઇની ખાતરી કરી લે. તેણે પોતાના મનમાં કહ્યું, ''જો કુરૈશનો આ શખ્સ હકીકતમાં અલ્લાહનો પયગમ્બર હશે તો બહુ જલદી એની વાત સાચી ઠરશે, નહિતર પછી જોયું જશે !''

એ પછી અલ્લાહ તઆલાએ કિસરાને તે દિવસે અને તેજ તારીખે મારી નાખ્યો જેની પેશગોઇ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવી હતી. ઇબ્ને હિશામ કહે છે : કિસરાનું ખૂન કરનાર તેનો સગો બેટો શેરૂયા હતો અને આ કિસરા જેનું નામ ખુસરૂ પરવેઝ હતું જે પોતાના પુત્રના હાથે માર્યો ગયો. [1] એજ બનાવ

૧. આ ખુસરૂ પરવેઝ ઇરાનના મશહૂર શહેનશાહ નવશેરવાનનો પૌત્ર હતો. નવશેરવાનના એક પુત્રનું નામ હુરમુઝ હતું. હુરમુઝનો બેટો ખુસરૂ પરવેઝ. ઇરાનના તમામ બાદશાહો કિસરાના લકબે ઓળખાય છે. ખુસરૂ પરવેઝ ભારે તુમાખીખોર, ઉછાછળો અને અભિમાની હતો. અરબોને હલકટ અને પોતાના ગુલામ ગણતો હતો. એની હેકડાઇ અને તોછડાઇની અલ્લાહ તઆલા તરફથી શિક્ષા આપવામાં આવી. ''હ''

વિષે અને એજ ખુસરૂ પરવેઝ માટે ખાલિદ બિન હક શૈબાનીએ કહ્યું છે.

**વ કિસરા ઇઝ તકસ - સમહૂ બનૂ - હુ, • બિ - અસ્યા-ફિન કમા ઉક - તુસિમલ - લહામુ.**

તે સમયને યાદ કરો જ્યારે કિસરાને તેના બેટાએ તલવારથી ટુકડે ટુકડા કરી નાખ્યો. જેવી રીતે ગોશ્તના ટુકડે ટુકડા કરી નાખવામાં આવે છે.

**તમખ - ખદતિલ - મનૂન લહૂ બિ-યવમિન, • અના વલે-કુલ્લે હામિલતે તિમામુ.**

મૃત્યુ તેના માટે જે દિવસને જણવાની પીડા ભોગવી રહ્યું હતું અંતે એ દિવસ તેણે જણી નાખ્યો અને દરેક જણનારી માટે જણવાના દિવસો પૂરા થાય છે. (અને જ્યારે પૂરા થયા તો જનમનો દિવસ પણ આવી ગયો. એવી જ રીતે મૃત્યુએ ખુસરૂ માટે જણેલા દિવસે તેના પ્રાણ પણ તનમાંથી બહાર નીકળી આવ્યા અને તેના ખોળિયાંનો ખીમો બની ગયો.)

**બાઝાનનો ઈસ્લામ સ્વીકાર**————ઈબ્ને શિહાબ ઝુહરી કહે છે : જ્યારે કિસરાના ખૂનના સમાચાર બાઝાનને મળ્યા તો તે વિના વિલંબે તુરંત મુસલમાન બની ગયો. તેની સાથે બીજા ઘણા ઈરાનીઓ પણ મુસલમાન બની ગયા. એ પછી બાઝાને પોતાના એલચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં મોકલાવીને પોતાના અને સાથીઓના મુસલમાન બની જવાના સમાચાર આપ્યા અને એમ પણ પૂછાવ્યું કે, "હે અલ્લાહના પયગમ્બર ! અમે મુસલમાન તો બની ગયા પણ હવે અમારી ખાનદાની ઓળખનું શું ? અમે પોતાને કોના ખાનદાનમાંથી ગણાવીએ ?"

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્તુમ મિન્ના | તમે અમારામાંથી છો |
| વ આલિના અહલલ-બૈત. | અને અમારા અહલે-બૈત એટલે અમારા કુટુંબીજનોમાંથી છો. |

ઈબ્ને હિશામ કહે છે : એવો જ જવાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈરાનના વતની હઝરત સલમાન ફારસી રદિયલ્લાહુ અન્હુને આપ્યો હતો કે : "સલમાનુ મિન્ના અહલિલ-બૈત." એટલે સલમાન અમારામાંથી - અમારા અહલે-બૈતમાંથી છે.

**પથ્થર પર કોતરેલી પેશગોઇ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અરબના લોકો પ્રમાણભૂત માહિતીને આધારે જે વાતોનો દાવો કરે છે તેમાંની એક વાત આ છે કે યમનમાં પ્રાચીન યુગનો એક શિલાલેખ મળી આવ્યો હતો. તેમાં પથ્થરની તખ્તી પર આ શબ્દો કોતરેલા હતા :

મુલ્કે-ઝમાર કોના માટે છે ?.............નેકદિલ હિમ્યરીઓ માટે !

મુલ્કે-ઝમાર કોના માટે છે ?.............બદમાશ હબશીઓ માટે !

મુલ્કે-ઝમાર કોના માટે છે ?.............આઝાદ ઈરાનીઓ માટે !

મુલ્કે-ઝમાર કોના માટે છે ?.............કુરૈશ માટે જેઓ સોદાગર છે !

અને ઝમારથી મતલબ મુલ્કે-યમન છે અથવા સનઆ છે જે યમનનું પાટનગર છે. ઈબ્ને હિશામ કહે

છે: ઝમાર શબ્દ ઝાલના ઝબર સાથે આવે છે. એટલે એનો ઉચ્ચાર ઝિમાર કે ઝુમાર નહિ પણ ઝમાર છે. અને એની માહિતી મને યૂનુસે આપી છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : સતીહ અને શિક્ક નામના બંને પંડિતો ઇલ્મે-નુજૂમ એટલે જ્યોતિષ શાસ્ત્રમાં પારંગત હતા. પેશગોઇ કરવામાં કે ભવિષ્યમાં બનનારા બનાવોના વર્તારાં બહાર પાડવામાં પંકાયેલા હતા. બનૂ કૈસ બિન સઅલબાના અઅશા નામે શાઇરે પોતાના કાવ્યમાં તેઓને ભારોભાર અંજલિ આપી છે. અઅશા શાઇરનું નામ મયમૂન બિન કૈસ હતું.

(નોટ :- અલ્લામા ઇબ્ને હિશામે અહીં નુઅમાન બિન મુનઝિર——જે ઇરાનના બાદશાહ કિસરા તરફથી હીરહ પ્રદેશનો ગવર્નર હતો——તે કોના વંશમાંથી અને કોની અવલાદમાંથી હતો તેની ઓળખ તરીકે એક દિલચસ્પ દાસ્તાન ટાંકેલી છે જેનું બયાન આ પ્રમાણે છે:)

**સાતિરૂન બાદશાહની દાસ્તાન**————ઇબ્ને હિશામ કહે છે : મને ખલ્લાદ બિન કુર્રહ બિન ખાલિદ સદૂસીએ વંશાવળીજ્ઞાનના માહિતગારોની આ રિવાયત કહી સંભળાવી કે નુઅમાન બિન મુનઝિર હઝ્ર પ્રદેશના બાદશાહની અવલાદમાંથી હતો. એ બાદશાહનું નામ સાતિરૂન હતું. સાતિરૂન બાદશાહે હઝ્ર નામે એક મોટા શહેર જેવો ભવ્ય કિલ્લો ફુરાત નદીને કાંઠે બંધાવેલો હતો. આ તેજ કિલ્લો છે જેના વિષે અદી બિન ઝૈદ નામના શાઇરે પોતાના કસીદામાં કહ્યું છે :

- હઝ્રના બાદશાહ સાતિરૂનએ કિલ્લાની ઇમારત એવી આલીશાન ચણાવી હતી કે ધરતી પર તેનો જવાબ ન હતો.
- દજલા અને ખાબૂર નદીઓ પોતાનું પાણી લાવીને ત્યાં ઠાલવી નાખતી હતી.
- સાતિરૂન બાદશાહે મરમરના મૂલ્યવાન પથ્થરોથી એ ગગનચુંબી કિલ્લો ચણાવીને તેમાં ચૂનાનું મજબૂત પ્લાસ્ટર કરાવ્યું હતું.
- પરંતુ કાળની ગતિથી હવે હઝ્રના એ ભવ્ય કિલ્લાની છતોમાં પંખીઓએ પોતાના માળા બનાવી લીધા છે.
- કિલ્લાના માલિકની બદનસીબી છે કે તેને પોતાના ગગનચુંબી ભવ્ય કિલ્લામાં વધુ વાર એશઆરામની તક નહિ મળી. બાદશાહ જલદી તેનાથી વિખૂટો પડી ગયો અને એ આલીશાન કિલ્લો ખંડેર બની ગયો.

આવા ભવ્ય, આલીશાન અને ગગનચુંબી કિલ્લાનો માલિક હતો એ બાદશાહ એક દિવસે એવું બન્યું કે ઇરાનના બાદશાહ શાપૂર-ઝુલ-અકનાફ કિસરાએ સાતિરૂન બાદશાહના રાજય પર ચઢાઇ કરી દીધી અને લગાતાર બે વરસ સુધી કિલ્લાને ઘેરો નાખીને ત્યાં પડયો રહ્યો. અઅશા બિન કૈસ શાઇર કહે છે.

**અકામ બિન શા-હબૂરુલ - જુનૂ • દ - હવલૈન તદરિબુ ફીહિલ - કુદૂમ.**

શાપૂર બે વરસ સુધી ત્યાં પોતાના લશ્કર સાથે પડયો પાથર્યો રહ્યો. આટલી મુદ્દત સુધી તેઓ કિલ્લામાં કુહાડા જ મારતા રહ્યા.

**અલમ તરા લિલ - હદરિ ઇઝ અહ-લહૂ • બિ-નુઅમય વહલ ખાલિદૂન મન-નિઅમ.**

હે ભાઇ ! શું તે કદી હદ્રની દશાનો વિચાર કર્યો છે ? જ્યારે કે ત્યાંના નિવાસીઓ એશ-ઇશરતમાં ગુલતાન હતા. અને શું કોઇ એશ-ઇશરત કાયમ માટે ટકયાં છે ખરાં ?

**સાતિરૂનની શાહઝાદી અને શાપૂર**————એક દિવસે એવું બન્યું કે સાતિરૂનની શાહઝાદી કિલ્લાના ઝરૂખામાં ઊભેલી હતી. શું જુએ છે કે ઇરાનનો બાદશાહ શાપૂર તેની સામે ઊભેલો છે; એવા ઠાઠથી કે તેણે પોતાના અંગ પર મૂલ્યવાન રેશમી પોશાક સજેલો છે. માથા પર ઝમર્રદ, યાકૂત અને હીરાજડિત સોનાનો તાજ મૂકલો છે અને સૂર્યના પ્રકાશમાં તેનો ચેહરો ચંદ્ર પેઠે ચમકી રહ્યો છે. તેનો આ દમામ અને ભપકો જોઇને શાહઝાદી તેની ઉપર આશિક થઇ ગઇ. પોતાની વિશ્વાસુ દાસી મારફતે છુપી કહેણ મોકલાવી, "હું તારા માટે કિલ્લાનો દરવાજો ખોલવા તૈયાર છું, શું તું મને શાદીનું વચન આપે છે ?"

શાપૂર ઝૂલ-અકનાફ કિસરાએ શાહઝાદીની આ શરત કબૂલ કરી લીધી.

રાત પડી તો બેટીએ બાપને એટલો શરાબ ઢીંચાવ્યો કે સાતિરૂન બાદશાહ દારૂના નશામાં ચકચૂર થઇને બેભાન બની ગયો. શાહઝાદીએ આગળ વધીને તેના તકિયા તળેથી કિલ્લાની કૂંચીઓ ઉપાડી લીધી અને પોતાના વિશ્વાસુ માણસને આપતાં કહ્યું, "જા કિલ્લાનો દરવાજો ઉઘાડી નાખ."તેણે આજ્ઞાનું પાલન કરતાં કિલ્લાનો દરવાજો ખોલી નાખ્યો. શાપૂર બાદશાહ એજ પળે કિલ્લામાં દાખલ થઇ ગયો અને શયનખંડમાં જઇને સાતિરૂન બાદશાહને કતલ કરી નાખ્યો અને કિલ્લા પર કબજો કરીને વચન મુજબ શાહઝાદી સાથે શાદી કરી લીધી.

**સાતિરૂનની શાહઝાદીનો અંજામ**————એક રાતે શાહઝાદી શાહી પથારી પર પોઢેલી હતી. અચાનક તેની ઊંઘ ઉચાટ થઇ ગઇ અને બેચેનીથી પથારી પર પાસાં ફેરવવા લાગી ગઇ. શાપૂર બાદશાહે શમા મંગાવીને પથારીની તલાશી લીધી. જોયું તો રૈહાન ફૂલની એક નાઝૂક પાંખડી તેના પડખે પડેલી હતી. પૂછયું, "હે સાતિરૂન બાદશાહની બેટી ! શું ફૂલની આ નાઝુક પાંખડીએ તમારી ઊંઘ ઉડાડી મૂકી છે ?'

શાહઝાદી બોલી, "હા એજ પાંદડીએ મારી નીંદર બગાડી નાખી છે."

પૂછયું, "તમારો બાપ તમારા આરામ માટે શું વ્યવસ્થા કરતો હતો ?"

શાહઝાદી બોલી, "તે મને લાડપ્યારથી રાખતો હતો. રેશમની સુંવાળી પથારી પર સુવાડતો હતો. મૂલ્યવાન રેશમી પોશાક પહેરાવતો હતો. હાડકાંના ગૂદાના મઝેદાર શોરબા સાથે ઉત્તમ શરાબના જામ આપતો હતો અને હરેક પ્રકારે મને રાજી રાખવાનાં પ્રયત્નો કરતો હતો."

"વારૂ તો તમારા બાપ સાથે તમે જે કંઇ કર્યું તે શું તેના પ્યારનો બદલો હતો ? જ્યારે તમે આવા માયાળુ બાપ સાથે તેના ઉપકારોના બદલામાં આ વર્તાવ કર્યો તો મારી સાથે પણ તક મળતાં એવો વર્તાવ નહિ કરો તેની શું ખાતરી ? જે બેટી પોતાના બાપની નહિ થઇ તે મારી કેવી રીતે થવાની ?"

આમ કહીને શાપૂર બાદશાહે પોતાના માણસને હુકમ ફરમાવ્યો, 'અબઘડી શાહઝાદીનો રેશમી પોશાક ઉતારી લેવામાં આવે. ઘોડાની દુમ સાથે એનો ચોટલો મજબૂતીથી બાંધી દેવામાં આવે અને ઘોડાને પૂરપાટ દોડાવી દેવામાં આવે, ત્યાં સુધી કે એના શરીરના ચીથરાં ઊડી જાય !"

શાપૂર બાદશાહના હુકમનું પાલન કરવામાં આવ્યું અને સાતિરૂન બાદશાહની બેટી પોતાના અંજામે પહોંચી ગઇ. તો નુઅમાન બિન મુનઝિર એજ સાતિરૂન બાદશાહના વંશમાંથી હતો.

(નોટ : આ ઘટના સંબંધી અલી બિન ઝૈદ નામે શાઇરના થોડાક શેઅરો ટાંકેલા છે તે અમે જતા કર્યા છે.)

# પ્રકરણ ૧૬

# નિઝાર બિન મઅદ્દ અને તેની અવલાદ

નિઝાર બિન મઅદ્દના પુત્રો • અનમાર બિન નિઝારની અવલાદ • મુદર બિન નિઝારની અવલાદ • અરબમાં મૂર્તિપૂજાનો સ્થાપક.

**સંપાદકની નોંધ :**

અલ્લામા ઈબ્ને હિશામે આ પ્રકરણથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પૂર્વજોની બાકીની વંશાવળી ફરીવાર શરૂ કરી છે. પહેલાં પ્રકરણમાં આપણે વાંચી આવ્યા કે હઝરત ઈસ્માઈલ અલૈહિસ-સલામના ૧૨ પુત્રોમાંથી એકનું નામ કેદાર હતું. કેદારની ચાલીસમી પેઢીમાં અદનાન નામે એક ગૃહસ્થ થઈ ગયા.

એજ અદનાનના પુત્રનું નામ મઅદ્દ હતું અને મઅદ્દના પુત્રનું નામ નિઝાર હતું. નિઝારથી અહીં વંશાવળીની શરૂઆત થાય છે. હથુરણી.

**નિઝાર બિન મઅદ્દના પુત્રો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : નિઝાર બિન મઅદ્દને ત્યાં ત્રણ પુત્રો થયા : (૧) મુદર (૨) રબીઅહ (૩) અને અનમાર.

ઈબ્ને હિશામ કહે છે : મને મળેલી માહિતી મુજબ નિઝાર બિન મઅદ્દનો ચોથો પુત્ર પણ હતો જેનું નામ ઈયાદ હતું. જેમકે એના જ ઈયાદી વંશના એક શાઈર હારિસ બિન દૌસ ઈયાદીએ અથવા અબૂ દાવૂદ ઈયાદીએ આ શેઅર કહ્યો છે :

**વ ફુતુવ-વુન હસનુન અવ - જુહ્-હુમ, • મિન ઈયા - દિબ્ને નિઝા - રિબ્ને મઅદ્દ**

તરજુમો : અને કેટલાયે રૂપાળા - ફાંકડા યુવકો એવા પણ છે જેઓ ઈયાદ બિન નિઝાર બિન મઅદ્દની અવલાદમાંથી છે.

શાઈરે રચેલા કસીદા-કાવ્યનો આ એક શેઅર છે. નિઝારના બે પુત્રો મુદર અને ઈયાદની માતાનું નામ સવદહ બિન્તે અક્ક બિન અદનાન હતું. અને બીજા બે પુત્રો, રબીઅહ તથા અનમારની માતાનું નામ શકીકહ બિન્તે અક્ક બિન અદનાન હતું. કેટલાકે એનું નામ જુમઆ બિન્તે અક્ક બિન અદનાન બતાવ્યું છે.

**અનમાર બિન નિઝારની અવલાદ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : ખસ્અમ અને બજીલહ નામે

કબીલાઓના વડા દાદા અનમાર હતા. જરીર બિન અબ્દુલ્લાહ બજલી નામે પંકાયેલા ગૃહસ્થ એજ બજીલહ કબીલાના સરદાર હતા. બાદમાં આ બંને કબીલાના લોકો બાપદાદાનું વતન છોડીને યમનમાં જઇને વસી ગયા અને ત્યાંના લોકો જેવા જ બની ગયા.

**મુદર બિન નિઝારની અવલાદ**———ઇબ્ને ઇસ્હાક કહે છે : મુદર બિન નિઝારને ત્યાં બે પુત્રોનો જન્મ થયો. એકનું નામ ઇલ્યાસ અને બીજાનું નામ અયલાન હતું. બંનેની માતા બનૂ જુરહુમ કબીલામાંથી હતી.

એમાંથી ઇલ્યાસ બિન મુદરને ત્યાં ત્રણ પુત્રો થયા : (૧) મુદરિકહ (૨) તાબિખહ (૩) અને કમઅહ. એ ત્રણેની માતાનું નામ ખિન્દીફ બિન્તે ઇમરાન બિન અલહાફ બિન કુદાઅહ હતું જે યમનવાસીઓમાંથી હતી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મુદરના પહેલા બેટા મુદરિકહનું અસલ નામ આમિર હતું અને બીજા બેટા તાબિખહનું અસલ નામ અમ્ર હતું. આ બંને બેટા અસલ નામોને બદલે મુદરિકહ અને તાબિખહ નામે મશહૂર થઇ ગયા. તેનું કારણ એમ બન્યું કે એક દિવસે બંને છોકરા જંગલમાં પોતાના ઊંટો ચરાવી રહ્યા હતા. ત્યાં તેઓએ એક શિકાર માર્યો. પછી આ શિકારને તેઓ આગ પર શેકવા લાગ્યા. એ દરમિયાન કોઇ ચોર તેઓના ઊંટોને હંકારી ગયો. ત્યારે આમિરે અમ્રને કહ્યું, ''ઊંટોને શોધવા તું જશે કે હું જાઉં?''

''તું પોતે જા.'' અમ્ર બોલ્યો, '' હું શિકાર શેકું છું.''

આમિર ગયો અને ઊંટોને શોધીને લઇ આવ્યો. જ્યારે બંને પોતાના બાપ ઇલ્યાસ પાસે ગયા તો તેણે તેઓની કથા સાંભળીને કહ્યું, ''હે આમિર ! આજથી તારૂં નામ મુદરિકહ છે. (એટલે શોધી લાવનાર કે શોધી કાઢનાર) અને હે અમ્ર ! આજથી તારૂં નામ તાબિખહ છે.'' (એટલે શેકનાર.)

એટલામાં બંનેની મા આ સમાચાર સાંભળીને લાંબા-લાંબા ડગ ભરતી ત્યાં આવી લાગી. તેની આ ઝડપી ચાલ જોઇને ઇલ્યાસ બોલી ઊઠયો, ''તખન-દફીન !'' (શું તું લાંબા-લાંબા ડગ ભરનારી સ્ત્રી છે?) બસ ત્યારથી લોકો તેને ખિન્દીફ નામે બોલાવવા લાગ્યા (એટલે લાંબાલાંબા ડગ ભરનારી સ્ત્રી.)

**અરબમાં મૂર્તિપૂજાનો સ્થાપક**———હવે ઇલ્યાસના ત્રીજા પુત્ર કમઅહને ત્યાં એક છોકરો પેદા થયો જેનું નામ લહુય્ય અથવા લુહય્ય રાખવામાં આવ્યું. પછી આગળ જતાં આ લહુય્યને ત્યાં એક પુત્રનો જન્મ થયો જેનું નામ અમ્ર રાખવામાં આવ્યું. મુદર કબીલાની વંશાવળીના માહિતગારોનું માનવું છે કે ખુઝાઅહ કબીલાના બધા લોકો એજ અમ્ર બિન લહુય્ય બિન કમઅહ બિન ઇલ્યાસની અવલાદમાંથી છે.

(**સંપાદકની નોંધ :-** આ અમ્ર બિન લહુય્ય પોતાના યુગમાં પોતાની કૌમનો સૌથી મોટો સરદાર હતો. અને એજ અમ્ર બિન લહુય્ય તે ગૃહસ્થ છે જે પોતાની જહાલત, નહૂસત કે હિમાકતથી શયતાનની ફરેબી જાળમાં સપડાઇ ગયો અને જેણે અરબની ભૂમિમાં સૌથી પહેલાં બુતપરસ્તી એટલે મૂર્તિપૂજાનો પાયો નાખ્યો. અરબમાં મૂર્તિપૂજાની શરૂઆત ક્યારે અને કેવી રીતે થવા પામી તેનું બયાન પ્રકરણ ૧૭માં આવે છે. ''હ'')

**ગુજરાતી સંપાદક તરફથી પ્રકરણ- પૂર્તિ**———અલ્લામા ઇબ્ને હિશામે પ્રકરણ ૧૬થી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક વંશકડીના માનવંતા પૂર્વજોનું બયાન શરૂ કર્યું છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહના જલીલુલ-કદ્ર પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ્સલામની અવલાદમાંથી હતા.

હઝરત ઇસ્માઇલના ૧૨ બેટા હતા એમાંથી બીજા બેટાનું નામ કેદાર કૈઝર કે કૈઝાર હતું. કેદારની લગભગ ચાલીસમી પેઢીમાં અદનાન નામે નામચીન ગૃહસ્થ થયા. અદનાનની અવલાદ અરબના હિજાઝ પ્રદેશમાં આવીને વસી ગઇ અને ખૂબ વિકાસ પામી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એજ અદનાનના ખાનદાનમાંથી છે અને એજ અદનાન આપના આદિપૂર્વજ છે.

અદનાનના એક પુત્રનું નામ મઅદ્દ હતું અને મઅદ્દના એક પુત્રનું નામ નિઝાર હતું. એજ બાપ-બેટા અને એમની અવલાદનું ઇબ્ને હિશામે ઉપરના પ્રકરણમાં વર્ણન કર્યું છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે ય પોતાની વંશાવળીનું વર્ણન ફરમાવતા તો અદનાન પર પહોંચીને અટકી જતા. એ પછીની વંશકડી વિષે ફરમાવી દેતા, ''કઝિબન-નસ્સાબૂન.'' એટલે વંશાવળીજ્ઞાનના દાવેદારો ખોટું કહે છે. આ હદીસ઼ના રાવી હઝરત અબ્બાસ રદિયલ્લાહુ અન્હુ છે. [૧] આ હદીસ઼થી માલૂમ પડયું કે અદનાન સુધીની વંશાવળીમાં કોઇ શંકા કે સંદેહને સ્થાન નથી.

અરબના ઇતિહાસકારો અને સીરતકારો લખે છે કે અદનાન અને અદનાનના કુટુંબ કબીલાના તમામ લોકો ''મિલ્લતે-ઇબ્રાહીમી''ના અનુયાયી હતા. અલ્લાહના જલીલુલ-કદ્ર પયગમ્બર હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામ અલ્લાહના હુકમથી જે આકાશી ધર્મની તબલીગ કરતા હતા તે ''મિલ્લતે-ઇબ્રાહીમી'' કહેવાય છે. જેમકે કુર્આને-મજીદમાં છે :''મિલ્લત અબીકુમ ઇબ્રાહીમ'' એટલે તમારા બાપ ઇબ્રાહીમની મિલ્લત. એજ મિલ્લતનું બીજું નામ ઇસ્લામ છે જેને માનનારા મુસલમાન કહેવાય છે. અને આ નામ અલ્લાહ તઆલાએ પોતે રાખ્યું છે. કુર્આને-કરીમમાં છે : ''હુવા સમ્મા-કુમુલ-મુસ્લિમીન'' એટલે અલ્લાહ તઆલાએ તમારૂં નામ મુસલમાન રાખ્યું છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આદિપૂર્વજ હઝરત અદનાન અને એમનું આખું ખાનદાન એજ મિલ્લતે-ઇબ્રાહીમ કે ઇસ્લામને અનુસરનારૂં હતું. શરાબ, જુગાર, વ્યભિચાર, મૂર્તિપૂજા અને એવી તમામ શયતાની બુરાઇઓથી પાકસાફ અને સ્વચ્છ હતું. હઝરત અદનાનના પુત્ર મઅદ્દના યુગમાં અલ્લાહના પયગમ્બર હઝરત યરમિયહ બિન હલકિયા મવજૂદ હતા જેઓ મઅદ્દ બિન અદનાનને પોતાની સાથે રાખતા હતા. જયાં જતા ત્યાં મઅદ્દને પોતાની સવારી પર બેસાડી લેતા હતા અને હરેક રીતે તેમની સંભાળ રાખતા હતા. કેમકે અલ્લાહ તઆલાએ તેમને ફરમાવ્યું હતું કે :

''હું મઅદ્દના વંશમાંથી એક માનવંતા પયગમ્બરને પેદા કરવાનો છું જેના પછી પયગમ્બરીનો સિલસિલો ખતમ કરી દઇશ.''

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની રિવાયતમાં છે કે અદનાન, મઅદ્દ, નિઝાર, રબીઅહ, ખુઝૈમહને બુરૂં ન કહો, એ બધા મિલ્લતે-ઇબ્રાહીમી પર હતા માટે તેઓને ભલાઇથી યાદ કરતા રહો. હઝરત ઝુબેર બિન બુક્કારની રિવાયતમાં છે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''મુદર અને રબીઅહના લોકોને બુરૂં ન કહો, એ બધા ઇસ્લામને અનુસરનારા હતા.''

હઝરત અદનાનના પુત્ર મઅદ્દે જુરહુમ બિન જલહમાની કન્યા મઆનહ સાથે નિકાહ કર્યા હતા જેનાથી નિઝારનો જન્મ થયો. અલ્લામા સુહૈલી ફરમાવે છે, જયારે નિઝાર પેદા થયા તો તેમની પેશાની પર ''નૂરે-

મુહંમદી''નો અજીબો-ગરીબ પ્રકાશ ઝબૂકી ઊઠતો હતો અને વારંવાર આ પ્રકાશ તેમની પેશાની પર ઝબકારા મારતો હતો. નૂરાની પ્રકાશના આ ઝબકારા જોઈને તેમના પિતા મઅદ્દ આનંદમાં આવી ગયા. એજ ખુશાલીમાં તેમણે શાનદાર ઉજવણીનો પ્રબંધ કર્યો અને શહેરમાં દઅવતે-આમની જાહેરાત કરાવી દીધી અને લોકોને દિલ ખોલીને ઉજાણી કરાવી અને પછી કહ્યું, ''આવા ભાગ્યવાન પુત્રનો મુજ પર જે હક છે તેના પ્રમાણમાં આ તો કંઇ જ નથી.'' એજ કારણે તેમણે પુત્રનું નામ નિઝાર રાખ્યું.

નિઝાર અરબીના ''નઝર''થી નીકળેલો શબ્દ છે જેના અર્થ કલીલ એટલે થોડું, ઓછું, કમ-યાબ, નાયાબ, દુર્લભ વગેરે થાય છે. નિઝાર પોતાના યુગના અજોડ પુરૂષ હતા. બેહદ હસીનો-જમીલ, તેજસ્વી ચેહરાના, દમામદાર અને સદાચારી શખ્સ હતા. એમના જેવી ખૂબીઓ ધરાવનારા જવલ્લે જ જોવામાં આવતા જેથી આ નામ રાખવામાં આવ્યું. કેટલાકના મત મુજબ નિઝાર બેહદ રૂપાળા, નાજુક-નમણા અને પ્રભાવશાળી હોવા ઉપરાંત શરીરે નબળા-પાતળા અને દુર્બળ કાયાના હોવાથી નિઝાર નામે ખ્યાતિ પામ્યા. એમની કબર મદીનહ પાસેના ''ઝાતુલ-જૈશ'' સ્થળે આવેલી હોવાનું કહેવાય છે.

નિઝારના એક પુત્રનું નામ મુદર હતું. કેટલાકના મત મુજબ અસલ નામ અમ્ર અને મુદર એમનું ઉપનામ હતું. મુદર અરબીના માદિર કે મુદૂર પરથી નીકળેલો શબ્દ છે જેના અર્થ આકરી ખટાશ થાય છે. એમને લીંબુ કે દહીં જેવી ખાટી ચીજો ખૂબ ભાવતી હતી જેથી મુદર નામે પંકાઇ ગયા. બેહદ ખુશ-ઈલહાન હતા એટલે સુમધુર કંઠે ગીતો લલકારવામાં નામના મેળવી હતી. રેતાળ રણના આકરા પ્રવાસમાં ઊંટોને તેજીથી ભગાવવા માટે જે ગીત લલકારવામાં આવે છે તેને અરબીમાં ''હુદી'' કહે છે. આ હુદી-ગીત સૌથી પહેલાં એમણે જ લલકાર્યું અને એ એમની જ શોધ છે. મુદર પોતાના બાપદાદા પેઠે મિલ્લતે ઈબ્રાહીમી પર કાયમ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે, ''મુદરને બુરૂં ન કહો, એ મુસલમાન તરીકે મરણ પામ્યા છે.''

મુદરના મોટા પુત્રનું નામ ઈલ્યાસ હતું. મક્કહમાં બૈતુલ્લાહ તરફ કુરબાનીના જાનવરો મોકલવાનો જે રિવાજ ચાલુ થયો તેની શરૂઆત કરનાર મુદરના એજ બેટા ઈલ્યાસ હતા. કહેવાય છે કે ઈલ્યાસ બિન મુદરના વાંસામાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ''તલબિયહ'' પઢવાનો અવાજ નીકળ્યા કરતો હતો અને ઈલ્યાસ પોતાના વાંસાનો આ અવાજ સાંભળ્યા કરતા હતા. (હજ્જ વેળા લબ્બૈક ! અલ્લા-હુમ્મ લબ્બૈક! પોકારવામાં આવે છે તેને ''તલબિયહ'' કહે છે.)

ઈલ્યાસના ત્રીજા પુત્રનું નામ કમઅહ હતું. કમઅહના લહુય્ય નામે પુત્રને ત્યાં અમ્રનો જન્મ થયો. આ અમ્ર બિન લહુય્ય બિન કમઅહ બિન ઈલ્યાસ તે શખ્સ છે જેણે અરબની ભૂમિ પર મૂર્તિપૂજાનો પાયો નાખ્યો. મૂર્તિપૂજાની શરૂઆત કેવી રીતે થવા પામી તેનું બયાન પ્રકરણ ૧૭માં વાંચો. ''હ''

(નોંધ : આ માહિતી શૈખુલ-હદીસ હઝરત મવલાના ઈદરીસ કાંધલ્વી કૃત : સીરતુલ-મુસ્તફા જિ. ૧ પરથી લેવામાં આવી છે. ''હ'')

# પ્રકરણ ૧૭

# અરબમાં મૂર્તિપૂજાની શરૂઆત

અમ્ર બિન લહુય્ય જહન્નમમાં ● મૂર્તિઓની આયાત મુલ્કે-શામથી ● અરબોમાં પથ્થરપૂજાનો ચેપી રોગ ● અરબોની આંખે ગુમરાહીના પાટા ● હઝરત નૂહની કૌમના સંતપુરૂષોની મૂર્તિઓ ● સુવાઅ ભગવાનની મૂર્તિ ● વદ્દ ભગવાનની મૂર્તિ ● યગૂસ ભગવાનની મૂર્તિ ● યઊક ભગવાનની મૂર્તિ ● નસ્ર ભગવાનની મૂર્તિ ● અમાઇસ યા અમ્મે અનસની મૂર્તિ ● બનૂ મલકાનનો ભગવાન સઅદ ● કુરૈશનો હુબલ ભગવાન ● કુરૈશના ઇસાફ અને નાએલહ ● અરબના ઘરેઘરમાં મૂર્તિઓની પૂજા ● તાગૂતના મંદિરો અને દેરાસરો ● ઉઝઝા અને તેના મુજાવરો ● તાઇફનાં લાત ભગવાનની મૂર્તિ ● ઔસ અને ખઝરજનો ભગવાન મનાત ● ઝુલ-ખલ્સહની મૂર્તિ ● બનૂ તૈયનો દેવ ફલિસ ● યમનનું રિઆમ મંદિર ● બનૂ રબીઅહનું રુદા મંદિર ● ઝુલ-કઅબાતનું મંદિર.

**અમ્ર બિન લહુય્ય જહન્નમાં**—————— ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્ર બિન મુહંમદ બિન અમ્ર બિન હઝમએ પોતાના પિતાથી રિવાયત બયાન કરી. તેમણે કહ્યું કે મને કહેવામાં આવ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| રઐતુ અમ્રબ્ન લહુય્ય | મેં જોયો અમ્ર બિન લહુય્યને કે |
| યજુર્રૂ કુસ્બુહૂ ફિન્નાર. | તે જઇ રહ્યો છે પોતાના આંતરડાં ઘસીટતો આગમાં |
| ફ-સઅલ-તુહૂ અમ્મન બૈની | ત્યારે મેં તેને પૂછ્યું તે લોકો વિષે જેઓ મારી |
| વ બૈનહૂ મિનન-નાસ. | અને તેની વચ્ચે પસાર થયા છે, |
| ફ - કાલ હલકૂ. | તો તે બોલ્યો, બધા હલાક થઇ ગયા. |

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન ઇબ્રાહીમ બિન હર્સ તૈમીએ કહ્યું અને તેમને અબૂ સાલિહ સમ્માનએ કહ્યું અને તેમને હઝરત અબૂ હુરૈરહએ કહ્યું.

ઇબ્ને હિશામ કહે છે : હઝરત અબૂ હુરૈરહનું અસલ નામ અબ્દુલ્લાહ બિન આમિર હતું અને એમ પણ કહેવાય છે કે તેમનું અસલ નામ અબ્દુર્રહમાન સખ્ર હતું.

હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે કે એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબી હઝરત અકસૂમ બિન જૂનને ફરમાવ્યું :

| | |
|---|---|
| યા અકસૂમ ! રએતુ અમ્રબ્ને | હે અકસૂમ ! મેં જોયો અમ્ર બિન |
| લહુય-યિબ્ને કમઅત-બ્ને | લહુય્ય બિન કમઅહ બિન |
| ખિન્દફ યજુર્રું | ખિન્દફને તે ખેંચતો લઇ જઇ રહ્યો હતો |
| કુસ્બહુ ફિન્નાર. [૧] | પોતાનાં આંતરડાં આગમાં. |

પછી આપે ફરમાવ્યું : ''ફમા રએતુ રજુલન અશ્બહુ બિ-રજુલિમ-મિન્ક બિહી વલા બિકા મિન્હુ.'' એટલે હે અકસૂમ ! તું શારીરિક રૂપરેખાએ તેને બહુ મળતો આવે છે અથવા ચેહરે-મુહરે તું તેને આબેહૂબ મળતો આવે છે. તારાથી વધીને તેને મળતો આવતો કોઇ શખ્સ મેં જોયો નથી.

''ત્યારે યા રસૂલલ્લાહ ! તેના જેવી મારી રૂપરેખા હોવાને કારણે હું પોતે કોઇ મુસીબતમાં નહિ પડી જાઉં ?'' હઝરત અકસૂમે ગભરાઇને પૂછયું.

જવાબમાં આપે હઝરત અકસૂમને ફરમાવ્યું :

| | |
|---|---|
| લા ઇન્નક મુઅ-મિનુંવ | નહિ, તું મુઅમિન છે |
| વ હુવા કાફિરુન. | અને તે કાફિર છે. |

પછી આપે ફરમાવ્યું, ''એજ તે પહેલો શખ્સ છે જેણે અલ્લાહના પયગમ્બર ઇસ્માઇલના મઝહબની રૂપરેખા બગાડી નાખી અને મૂર્તિઓને લાવીને ગોઠવી દીધી અને પછી બહીરહ, સાઇબહ, વસીલહ અને હામીના રિવાજો ચાલુ કરી દીધા.'' [૨]

**મૂર્તિઓની આયાત મુલ્કે-શામથી**—————ઇબ્ને હિશામ કહે છે : અરબમાં મૂર્તિપૂજાના મંડાણ અંગે મને મળેલી આધારભૂત માહિતી મુજબ રિવાયત એવી છે કે એક વેળા અમ્ર બિન લહુય્ય પોતાના કામધંધા અર્થે મક્કહથી મુલ્કે-શામ ગયો. ત્યાં જ્યારે તે બલકા પ્રદેશનાં ભૂમિમાં મુઆબ નામે વસતિમાં પહોંચ્યો તો ત્યાંના લોકોને તેણે મૂર્તિઓની પૂજા કરતા જોયા. [૩]

આ પ્રદેશમાં વસનારા મૂર્તિપૂજક લોકો અમાલીક, અમલાક કે અમલીકના વંશમાંથી હતા. એટલે આ લોકો અમલીક બિન લાવઝ બિન સામ બિન નૂહ અલૈહિસ-સલામની અવલાદમાંથી હતા. [૪]

અમ્ર બિન લહુય્યે તેઓને પથ્થરની મૂર્તિઓની પૂજા કરતા જોયા તો પૂછયું, ''હે લોકો ! આ કેવા પથ્થર છે ? તમે કેમ એની બંદગી કરો છો ?''

તેઓ બોલ્યા, ''એ અમારા ભગવાન છે. અમે એમની જ બંદગી કરીએ છીએ. કેમકે અમે પાણી માગીએ તો એ અમારા માટે વરસાદ વરસાવે છે. અમે ખાવાનું માગીએ તો એ અમારી ખેતી ઉગાડે છે. એ

૧. કુસ્બહના અર્થ આંતરડાં પણ થાય છે અને લાંબા-ખોખળાં હાડકાં તથા વાળોની લટને પણ કુસ્બહ કહે છે.

૨. બહીરહ, સાઇબહ, વસીલહ, હામી- ચાર ઊંટો અને ઊંટણીઓ વગેરેના નામો છે જેને અરબના લોકો રખડતાં મૂકી દેતા હતા. એનું બયાન પ્રકરણ ૧૮માં આવે છે.

૩. તે સમયે બલકા સીરિયાનો તે ઇલાકો હતો જેમાં ફલસ્તીન, જોર્ડાન વગેરે શામિલ હતાં. મતલબ કે ડેડ-સીના દક્ષિણ-પૂર્વે આવેલા પૂરા ઇલાકાનું નામ બલકા હતું. બાદમાં અંગ્રેજોએ એના ભાગલા પાડી નાખ્યા. મુઆબ-મવઅબ-મુઅબ આ વસતિનું નામ બાઇબલમાં પણ આવેલું છે. (ઇબ્ને હિશામનો હાશિયો)

૪. અમાલિકા : બલકાના પ્રદેશમાં વસનારી એક પ્રાચીન કૌમનું નામ જે હઝરત નૂહ અલૈહિસ-સલામના પુત્ર સામના પ્રપૌત્ર અમલીકના વંશમાંથી હતી. અમલીક બિન ઉવદ બિન ઇરમ બિન સામ બિન નૂહ. મુલ્કે-મિસરના બધા ફિરઔન બાદશાહો એજ અમલિકના વંશમાંથી હતા અને અમાલિકા કહેવાય છે. (કામૂસુલ-કુર્આન પેજ ૩૮૨) ''હ''

અમને રોજી-રોટી આપે છે. આફતો અને સંકટોથી બચાવે છે. અમારી દરેક જરૂરત પૂરી કરે છે. મતલબકે અમારા દરેક કામમાં જયારે અમે મદદની પ્રાર્થના કરીએ તો એજ ભગવાનો અમારી મદદ કરે છે.''

અમ્ર બિન લહુય્યે તેઓને વિનવણી કરી, ''ત્યારે હે ભાઇઓ એમાંની એકાદ મૂર્તિ મને નહિ આપો? હું એને અરબની ભૂમિમાં લઇ જઇશ. ત્યાંના લોકો પણ એની બંદગી કરશે.''

અમાલીકના મૂર્તિપૂજકોએ એની દરખાસ્ત સ્વીકારીને પથ્થરની એક મૂર્તિ એને આપી દીધી. આ મૂર્તિનું નામ હુબલ હતું. અમ્ર બિન લહુય્ય આ મૂર્તિને ધર્મભાવનાથી મક્કહ લઇ ગયો અને એક સ્થળે તેનું પ્રસ્થાપન કરીને લોકોને તેની બંદગી તથા પૂજાપાટનો હુકમ આપી દીધો.[1]

**અરબોમાં પથ્થરપૂજાનો ચેપી રોગ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબ ઇતિહાસકારોની માન્યતામાં અલ્લાહના પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની અવલાદમાં, એક અલ્લાહને છોડીને પથ્થરની પૂજાનો પાયો નાખનાર એજ અમ્ર બિન લહુય્ય હતો.પહેલવહેલાં મક્કહના લોકો હુબલ નામે મૂર્તિની પૂજા કરવા લાગ્યા જેને અમ્ર બિન લહુય્ય મુલ્કે-શામના મુશરિકો પાસેથી ઉપાડી લાવ્યો હતો. કાળની ગતિ સાથે આજુબાજુના લોકો પણ પથ્થરની પૂજા તરફ વળતા ગયા. પછી એવો નિયમ થઇ પડયો કે મક્કહવાસીઓ પર જયારે તંગદસ્તી આવી પડતી અને ભૂખમરાને ટાળવા રોજીની શોધમાં પરદેશ ખેડતા તો મક્કહથી ઊપડતી વેળા કઅબહના હરમનો એકાદ પથ્થર ધર્મશ્રધ્ધાથી પોતાની સાથે પ્રવાસમાં લઇ જતા. કેમકે કઅબહ પેઠે હરમના પથ્થરો પણ તેઓ કને પવિત્ર કે ભકિતને પાત્ર ગણાતા હતા. પછી જયારે પ્રવાસમાં કોઇ સ્થળે પડાવ નાખતા તો એ પથ્થરને જમીનમાં ખોસીને તેની ચોગર્દમ તવાફ કરતા. જેવી રીતે હરમમાં આવેલા કઅબહનો તવાફ કરવામાં આવે છે. તવાફ પછી એ પથ્થરની પૂજાપાટની ક્રિયાઓ કરતા અને પોતાની જે કંઇ હાજતો કે મુરાદો હોય તે પથ્થરના એજ ભગવાન પાસેથી માગી લેતા.

પછી કાળની ગતિ સાથે એવો સમય આવ્યો કે પથ્થરનો ભાર વેંઢારીને પ્રવાસમાં ફરતા રહેવાનું તેઓને ભારરૂપ લાગ્યું. ત્યારે હરમના પવિત્ર પથ્થરોને તેઓએ પડતા મૂકી દીધા અને પડાવના સ્થળેથી જ કોઇ મનગમતો સારા આકારનો પથ્થર ઉપાડી લઇને તેને જ ભગવાન તરીકે પૂજવા લાગી ગયા.

**અરબોની આંખે ગુમરાહીના પાટા**————એજ દશામાં પેઢીઓની પેઢીઓ પસાર થઇ ગઇ. અલ્લાહની તવહીદના મૂળ મઝહબને તેઓ વિસારી બેઠા. હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઇલના અસલી આકાશી ધર્મને તરછોડીને મૂર્તિપૂજાનો ધર્મ ગ્રહણ કરી લીધો. તેઓના બાપદાદા જે ગુમરાહીમાં પડેલા હતા તેજ ગુમરાહીમાં પડીને મૂર્તિપૂજાનું આંધળું અનુકરણ કરવા લાગી ગયા. આમ છતાં હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામના યુગની કેટલી ધાર્મિક ક્રિયાઓ અને રીતરિવાજો તેઓમાં બાકી રહી ગયા. જેમકે કઅબહનો એહતેરામ, કઅબહનો તવાફ, હજ્જનો એહરામી પોશાક, ઉમ્રહની વિધિઓ અને ક્રિયાઓ, અરફાત અને મુઝદલિફહનો

---

૧. અરબનો મશહૂર ખુઝાઅહ નામે કબીલો એજ અમ્ર બિન લહુય્યના વંશમાંથી છે. અમ્રથી પહેલાં જુરહુમ કબીલાના લોકો મક્કહ અને કઅબહની સત્તા ભોગવતા હતા. હઝરત ઇસ્માઇલ (અલૈ.)ની શાદી જુરહુમ કબીલાના સરદાર મુદાદ બિન અમ્રની બેટી સાથે થઇ હતી. હઝરત ઇસ્માઇલ (અલૈ.)ની વફાત બાદ સત્તા આપના વડા પુત્ર નાબિતના હાથમાં આવી. નાબિત પછી જુરહુમ કબીલાના લોકો સત્તાના માલિક બની ગયા. તે વેળા અમ્ર બિન લહુય્ય તેના ખુઝાઅહ કબીલાનો સરદાર હતો. તેણે જુરહુમના લોકો સાથે લડીને મક્કહની સત્તા પડાવી લીધી અને જુરહુમના લોકોને મક્કહથી હાંકી કાઢીને પોતે કઅબહનો મુતવલ્લી બની ગયો. મુલ્કે-શામથી પાછા ફરતાં ત્યાંથી હુબલ નામની મૂર્તિ ઉપાડી લાવ્યો અને તેને કઅબહની છત પર ગોઠવીને પોતાની કૌમને તેની બંદગી કરવાનો હુકમ ફરમાવી દીધો. કુરૈશના લોકો મુસલમાનો સાથેની લડાઇઓમાં એજ હુબલ ભગવાનના જય જયકારા ગજાવતા હતા. (સીરતુન-નબી જિ.૧ પા. ૧૨૦) ''હ''

કિયામ, જાનવરોની કુરબાની, હજ્જ પ્રસંગે લબ્બૈકના પોકાર વગેરેની પરંપરા તેઓમાં જળવાઇ રહી હતી. જો કે એમાં કેટલીક ઉપજાવી કાઢેલી બિદઅતો પણ તેઓએ ઘુસાડી દીધી હતી. જેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના યુગમાં કિનાનહ અને કુરૈશ કબીલાના લોકો અહરામી પોશાકમાં લબ્બૈક આ રીતે પોકારતા હતા :

| | |
|---|---|
| લબ્બૈક ! | અમે હાજર છીએ તારા દરબારમાં ! |
| અલ્લા-હુમ્મ લબ્બૈક ! | હે અલ્લાહ ! અમે હાજર છીએ ! |
| લબ્બૈક ! લા શરીક લક ! | અમે હાજર છીએ ! કોઇ તારો ભાગીદાર નથી; |
| ઈલ્લા શરીક હુવ-લકા. | અલબત્ત એક તારો ભાગીદાર છે, તે તારો જ છે. |
| તમલિકુ- હૂ વમા મલક. | તું જ તેનો માલિક છે, અને તે તારો માલિક નથી. |

આ રીતે લબ્બૈક પોકારીને અલ્લાહના એક હોવાનો પણ ઇકરાર કરતા હતા અને સાથે અલ્લાહના ભાગીદાર તરીકે પોતાના લેભાગુ ભગવાનને પણ ઘુસાડી દેતા હતા અને એવું પણ જાહેર કરતા કે અમારો ભગવાન અલ્લાહનો ભાગીદાર હોવા છતાં, તેને જેટલા અધિકારો મળેલા છે એ બધા અધિકારોનો મૂળ માલિક પણ અલ્લાહ જ છે. એટલે જ અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ફરમાવ્યું:

| | |
|---|---|
| વમા યુઅમિનુ અકસ઼રુ હુમ બિલ્લાહિ | એમાંના ઘણાખરા ઈમાન ધરાવે છે અલ્લાહ પર |
| ઈલ્લા વહુમ મુશરિકૂન. | પણ એવી રીતે કે તેની સાથે ભાગીદાર પણ ઠરાવે છે. |

એટલે આ મુશરિકો એવા લોકો છે જેઓ મારા એક હોવાનો ઇકરાર તો કરે છે પણ એની સાથે જ મારી મખ્લૂકમાંથી પોતાના કોઇ ભગવાનને મારો ભાગીદાર પણ ઠરાવે છે. [1]

**હઝરત નૂહની કૌમના સંતપુરૂષોની મૂર્તિઓ**——————અલ્લાહના પયગમ્બર હઝરત નૂહ અલૈહિસ-સલામની કૌમના લોકો પણ મૂર્તિપૂજાના પાપમાં સંડોવાયેલા હતા. તેઓની પાસે પણ ઘણી મૂર્તિઓ હતી જેની તેઓ બંદગી કરતા હતા. અલ્લાહ તઆલાએ કુર્આનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એના સમાચાર આ રીતે આપ્યા:

| | |
|---|---|
| વ કાલૂ લા તઝરૂન્ન આલિહત્-કુમ | અને તેઓ બોલ્યા, હરગિઝ છોડશો નહિ પોતાના ભગવાનોને, |
| વલા તઝરૂન્ન વદ્-દંવ વલા સુવાઅંવ | અને છોડશો નહિ વદ્દને અને ન સુવાઅને, |
| વલા યગૂસ વ યઊક વ નસ્રા. | અને ન યગૂસને, ન યઊકને, ન નસ્રને. |
| વ કદ્ અદલ્લૂ કસીરા. | અને બેશક તેઓએ ભટકાવી માર્યા ઘણા ખરાને. |

એજ મુજબ હઝરત ઈસ્માઈલ અલૈહિસ-સલામની અવલાદ અને તે યુગના બીજા લોકોએ બાપદાદા તરફથી મળેલા આકાશી ધર્મને છોડીને પથ્થરની પૂજા શરૂ કરી તો પોતાના ભગવાનોની મૂર્તિઓના નામ પણ હઝરત ઈસ્માઈલની અવલાદ જેવા રાખવા લાગ્યા, જેની વિગત આ છે:

**સુવાઅ ભગવાનની મૂર્તિ**——————હુઝૈલ બિન મુદરિકહ બિન ઇલ્યાસ બિન મુદરનો કબીલો સુવાઅ નામે ભગવાનની મૂર્તિ બનાવીને તેની પૂજા કરતો હતો. તેઓએ રુયાત અથવા રૂહાત સ્થળે મંદિર બાંધીને તેમાં

૧. આજના મુશરિકો એટલે મૂર્તિપૂજકો પણ એવી જ માન્યતા ધરાવે છે. તેઓ એક અલ્લાહને પણ માને છે પણ અલ્લાહના ભાગીદાર તરીકે ભક્તિ પોતાના ભગવાનની મૂર્તિની કરે છે. કોઇ પણ મૂર્તિપૂજકને પૂછી જુઓ, એક અલ્લાહનો કદી તે ઇન્કાર કરવાનો નથી. ''હ''

આ મૂર્તિની સ્થાપના કરી હતી. (રૂહાત યા રુહાત સ્થળ યમ્બૂઅના પ્રદેશમાં આવેલું છે.)[૧]

**વદ્દ ભગવાનની મૂર્તિ**————કુદાઅહ કબીલાની કૂખમાંથી નીકળેલા કલ્બ બિન વબરા બિન તુગલબ બિન હલવાન બિન ઈમરાન બિન અલહાફના લોકો દૂમતુલ-જન્દલ સ્થળે વદ્દ નામે મૂર્તિની સ્થાપના કરીને તેને પગે લાવતા હતા અને તેને પોતાનો ભગવાન માનીને જીવન જરૂરિયાતની વસ્તુઓ માગતા હતા અને બંદગીની ક્રિયાઓ કરતા હતા.

ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ બહુ મોટા શાઈર અને અરબી ભાષાના અદીબ હતા. એમણે મૂર્તિપૂજકોના ભગવાનો વિષે કહ્યું છે.

**વ નન્સલ-લાત વલ-ઉઝઝા વ વદ્દન, • વ નસ્લુબુ - હલ - કલાઇદા વશ - શુનૂફા.**

અમે હવે લાત, ઉઝઝા અને વદ્દ નામે ભગવાનોને ભૂલી જઈશું અને તેઓના ગળાંના હારતોરા તથા કાનની બાલીઓને લૂંટી લઈશું. [૨]

**યગૂસ ભગવાનની મૂર્તિ**————બનૂ તયના કબીલામાંથી અન્ઉમ બિન તય બિન ઉવદ્દ બિન માલિક બિન મઝહિજના લોકો તથા જુરશવાસીઓ યગૂસ નામે ભગવાનની મૂર્તિના પૂજારી હતા. યગૂસની મૂર્તિને તેઓએ યમનમાં જુર્શ સ્થળેના મંદિરમાં સ્થાપેલી હતી. [૩]

**યઊક ભગવાનની મૂર્તિ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હમદાન બિન માલિક બિન ઝૈદ બિન રબીઅહ બિન ઔસલહ બિન ખયાર બિન માલિક બિન ઝૈદ બિન કહલાન બિન સબાની શાખમાંથી ખૈવાન કબીલાના લોકો, યમનના હમદાન નામે સ્થળે યઊક ભગવાનની મૂર્તિ ગોઠવીને તેની આરાધના અને બંદગી કરતા હતા. [૪] એજ હમદાન કબીલાના ઔસલહ બિન રબીઅહ બિન માલિક નામના શાઈરે આ શેઅર કહ્યો છે:

**યરીશુલ - લાહે ફીદ - દુન્યા વ યબરી, • વલા યબરી યઊકુ વલા યરીશ.**

અલ્લાહ તઆલા જ દુનિયામાં લાભ અને નુકસાન પહોંચાડે છે અને યઊક કોઈને ન નુકસાન પહોંચાડી શકે છે ન લાભ પહોંચાડી શકે છે. (ઇન્સાનને કોઇ નુકસાન પહોંચે તો તે તેના કરતૂતોને આભારી હોય છે.)

**નસ્ર ભગવાનની મૂર્તિ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ હિમ્યરની કૌમમાંથી ઝુલ-કલાઅ કબીલાના લોકો નસ્ર નામે ભગવાનના પૂજારી હતા. યમનની હિમ્યરી વસતિમાં આવેલા મંદિરમાં નસ્ર ભગવાનની મૂર્તિ ગોઠવેલી હતી જ્યાં તેઓ તેની બંદગીની ક્રિયાઓ કરતા હતા.[૫]

**અમાઈસ અથવા અમ્મે-અનસની મૂર્તિ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : બનૂ ખવલાન કબીલાના લોકો અમ્મે-અનસ અથવા અમાઈસ નામે ભગવાનના પૂજારી હતા. ખવલાન કબીલાની વસતિનું નામ પણ

---

૧. સુવાઅ ભગવાનની મૂર્તિને તેઓએ સ્ત્રી એટલે દેવીના આકારે કંડારેલી હતી. ''હ''

૨. વદ્દ ભગવાનનો આકાર પડછંદ કાયાના પુરુષ જેવો હતો. કુરૈશના લોકો પણ એની ભકિત કરતા હતા અને એને વદ્દને બદલે વુદ્દ કહેતા હતા. એજ ભગવાનને નામે કુરૈશના એક શખ્સનું નામ અબ્દે-વુદ્દ હતું. જેનો બેટો અમ્ર બિન અબ્દે-વુદ્દ મક્કહનો મશહુર પહેલવાન હતો જે જંગે-ખન્દકમાં હઝરત અલીના હાથે માર્યો ગયો હતો. ''હ''

૩. યગૂસનો આકાર સિંહ જેવો હતો. એના જ નામે અરબના લોકો અબ્દે-યગૂસ નામ રાખતા હતા. ''હ''

૪. યઊક ભગવાનની મૂર્તિનો આકાર ઘોડા જેવો હતો. ''હ''

૫. નસ્ર ભગવાનની મૂર્તિ ગીધ પક્ષીના આકારે કંડારેલી હતી. ''હ''

ખવલાન હતું. તેઓએ એક મંદિરમાં આ ભગવાનની મૂર્તિની સ્થાપના કરી હતી. આ લોકો પોતાના ઢોરઢાંખર અને ખેતીવાડીના પાકના બે ભાગ પાડતા હતા. એક ભાગ પોતાના ભગવાનના ચરણોમાં નજરાણા તરીકે અર્પણ કરતા હતા. બીજો ભાગ અલ્લાહના નઝરાણા તરીકે અલગ રાખતા હતા. જયારે અમ્મે-અનસના નઝરાણામાં કંઇ કમી થઇ જતી તો અલ્લાહના ભાગમાંથી ઉપાડીને એ કમી પૂરી કરી લેતા. પણ જો અલ્લાહના નઝરાણામાં કંઇ કમી થઇ જતી તો ભગવાનના નઝરાણાવાળા ભાગમાંથી દાણો સુધાં નહિ ઉપાડતા. તફસીરકારોના મંતવ્ય મુજબ એજ લોકો વિષે કુર્આનની આ આયત નાઝિલ થઇ છે : ''વ જઅલૂ લિલ્લાહિ મિમ્મા ઝરઅ મિનલ-હર્સિ વલ અન્આમ........''તરજુમો:

''અને આ મુશરિક લોકો અલ્લાહની જ પૈદા કરેલી ખેતી અને ઢોરોમાંથી એક ભાગ અલ્લાહનો ઠરાવે છે. ત્યારે પોતાના ગુમાનથી તેઓ કહે છે. કે આ ભાગ અલ્લાહનો છે અને આ ભાગ અમારા ભગવાનો માટેનો છે. પછી જે ભાગ તેઓના ભગવાનોનો હોય છે તે અલ્લાહની તરફ પહોંચતો નથી. પણ જે ભાગ અલ્લાહનો હોય છે તે તેઓના ભગવાનો તરફ પહોંચી જાય છે. કેવો કઢંગો ફેસલો કરે છે આ લોકો ?''[1]

**બનૂ મલકાનનો ભગવાન સઅદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ મલકાન બિન કિનાનહ બિન મુદરિકહ કબીલાનો સઅદ નામે એક ભગવાન હતો. આ સઅદ ભગવાન પથ્થરની લાંબી ચટાણના આકારે જંગલમાં લાંબો થઇને પડેલો હતો. એક વેળા મલકાન કબીલાનો એક વેપારી પોતાના વેપારી ઊંટોને એવી ધર્મશ્રધ્ધાએ અહીં લઇ આવ્યો કે સઅદ ભગવાનની કૃપાદ્રષ્ટિથી ઊંટોમાં બરકત થશે અને બજારમાં ભાવ પણ સારો મળશે. પરંતુ જયારે ઊંટોની નજર સઅદ ભગવાન પર પડી તો ડરના માર્યા બધાં ઊંટો દુમ દબાવીને એવાં નાઠાં કે વેપારી પણ હયરાન રહી ગયો કે આ શુ થયું ?

હકીકતમાં કારણ આ હતું કે સઅદ ભગવાનના શ્રધ્ધાળુઓએ કુરબાનીના જાનવરોનું લોહી રેડીરેડીને ભગવાનનો ચેહરો બિહામણો બનાવી દીધો હતો. તેની દહેશતથી ભડકીને ઊંટો જંગલમાં નાઠા હતાં. આ તમાશો જોઇને ઊંટોના માલિકનો મિજાજ ગયો. એજ વેળા એક મોટો પથ્થર ઉપાડીને તેણે ભગવાનની ખોપરીએ દઇ માર્યો અને ધિક્કારથી બોલ્યો, ''ખોડપગા ! તું કેવો ભગવાન કે બરકતને બદલે મારાં ઊંટો ભગાડી દીધાં!''[2]

એ પછી ઊંટોનો વેપારી નાઠેલા ઊંટોની તલાશમાં નીકળી પડયો અને મહામેહનતે બધા ઊંટોને ઘેરીઘારીને એક સ્થળે ભેગાં કરી દીધાં. ત્યારે તે આ કડીઓ લલકાર્યો :

**અતૈના ઇલા સઅદિન લ-યજમઅ શિમ્લના, • ફશત - તત્ના સઅદુન ફલા નહનુ મિન સઅદે.**

અમે સઅદ ભગવાન પાસે એવી ભાવનાએ આવ્યા કે તે અમારાં બિછડેલા ઊંટોને ભેગા કરી દેશે પણ એ ખોડપગાએ તો અમને ઓરભી પરેશાન કરી નાખ્યા. એવા સઅદ ભગવાન સાથે અમને શું લાગે વળગે?

વ હલ સઅદુ ઇલા સખ્રતુન બિ-તનૂ - ફતિન, • મિનલ અર્દિ લા તદઊ લિ-ગૈયિંવ - વલા રૂશદિ.

અને આ સઅદ ભગવાન જંગલમાં પડેલા પથ્થર સિવાય છે શું ? જે ન કોઇને સીધા રસ્તે દોરી શકે છે ન કોઇને અવળા રસ્તે ભટકાવી શકે છે.

---

૧. સૂરએ-અન્આમ પારહ ૮ આયત ૧૩૬

૨. ગુજરાતી કહેવત મુજબ દેવ લાકડાંના તો હાર ખાસડાંનો તે આનું નામ ! ''હ''

**કુરૈશનો હુબલ ભગવાન**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મક્કહના કુરૈશનો હુબલ નામે ભગવાન હતો. કઅબહ પાસેના એક કૂવા પર કુરૈશે તેનું આસન સ્થાપેલું હતું. ઇબ્ને હિશામ કહે છે : કુરૈશના હુબલ ભગવાનની વિગત આગળ જતાં ઇન્શા અલ્લાહ તેના પ્રસંગે રજૂ કરીશ.

એવી જ રીતે દૌસ નામના સ્થળે અમ્ર બિન હમુમહ દૌસીનો એક ભગવાન હતો. ઇબ્ને હિશામ કહે છેઃ આ દૌસ, ઉદસાન બિન અબ્દુલ્લાહ બિન ઝહરાન બિન કઅબ બિન હારિસ બિન અબ્દુલ્લાહ બિન માલિક બિન નસ્ર બિન અસદ બિન ગૌસનો બેટો હતો. ઇબ્ને હિશામ કહે છે : એનું બયાન પણ ઇન્શાઅલ્લાહ તેના સ્થળે વિગતથી રજૂ કરીશ.

**કુરૈશના ઈસાફ અને નાએલહ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હુબલ ઉપરાંત ઈસાફ અને નાએલહ નામે બે મૂર્તિઓ કુરૈશે ઝમઝમ કૂવાના સ્થળે ગોઠવેલી હતી. અહીં કુરૈશના લોકો આરાધના-ઉપાસના કરતા હતા અને મૂર્તિઓની વેદી પર પ્રાણીઓના બલિદાન આપતા હતા.

ઈસાફ નામે જે મૂર્તિની કુરૈશના લોકો પૂજા કરતા હતા, હકીકતમાં ઈસાફ જુરહુમ કબીલાના એક ગભરૂ યુવકનું નામ હતું અને નાએલહ એજ કબીલાની એક રૂપવાન કન્યા હતી. ઈસાફના બાપનું નામ બગી હતું અને નાએલહ, દીક નામે ગૃહસ્થની પુત્રી હતી. એક વેળા બંને કઅબહની અંદર ભેગાં થઇ ગયાં. શયતાને ઈસાફને બહેકાવ્યો અને તે નાએલહ પર સવાર થઇ ગયો. એટલે બદકારીના ગોઝારા પાપથી તેઓએ અલ્લાહના ઘરને નાપાક કરી નાખ્યું. એની શિક્ષા તરીકે બંનેને અલ્લાહ તઆલાએ પથ્થરના પૂતળાં બનાવી દીધાં.

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્ર બિન મુહંમદ બિન અમ્ર બિન હઝમએ, બીબી અમ્રહ બિન્તે અબ્દુર્રહમાન બિન સઅદ બિન ઝુરારહની રિવાયત કહી સંભળાવી. બીબી અમ્રહનું બયાન છે કે મેં હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાના મુખે સાંભળ્યું. તેઓ ફરમાવ્યા કરતાં કે, ''અમે તો બચપનથી એવું જ સાંભળતાં આવ્યાં કે ઈસાફ અને નાએલહ બનૂ જુરહુમ કબીલાના યુવક-યુવતી હતાં. બંનેએ કઅબહમાં એક નવી જ વાત ઉપજાવી કાઢી, એટલે અલ્લાહના પવિત્ર ઘરમાં વ્યભિચારનું પાપ આચરી બેઠાં. આથી પહેલાં આવું ગોઝારૂં પાપ કઅબહમાં કોઇએ આચર્યું ન હતું. અલ્લાહ તઆલાએ અઝાબ રૂપે બંનેને પથ્થરના પૂતળાં બનાવી દીધાં.'' આ રસૂ.ના પાક બેગમ હઝરત આઇશહની રિવાયત છે.

**અરબના ઘરેઘરમાં મૂર્તિઓની પૂજા**————ઇબ્ને ઈસ્હાક કહે છે : અરબભરના તમામ કબીલાઓમાં અને દરેક કબીલાના ઘરેઘરમાં મૂર્તિપૂજાનો રિવાજ ચાલુ થઇ ગયો હતો. દરેક બિરાદરી અને દરેક કુટુંબના સભ્યોએ પોતાના નોખા ભગવાનની નોખી મૂર્તિ ઘડીને પોતાના ઘરમાં ગોઠવી દીધી હતી. એને જ તેઓ પોતાનો ભગવાન માનીને બંદગીની તમામ ક્રિયાઓ કરતા હતા. પ્રવાસે ઊપડતા કે પ્રવાસેથી પાછા ફરતા ત્યારે સૌ પ્રથમ એજ મૂર્તિના ચરણનો સ્પર્શ કરતા. તેના ચરણોમાં પોતાનું માથું ટેકવી દેતા. મૂર્તિપૂજાની આ દશા અને પરંપરા એમજ ચાલતી રહી ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ પોતાના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તવહીદના છડીદાર બનાવીને આ જગતમાં જાહેર કર્યા અને જ્યારે આપે એક અલ્લાહની તવહીદનો પોકાર પાડયો તો મક્કહના કુરૈશ હયરત પામીને બોલી ઊઠયા : (કુર્આનના શબ્દોમાં)

| | |
|---|---|
| અ - જઅલલ આલિહત્ | અરે ! એણે તો બનાવી દીધો અનેક ભગવાનોનો |
| ઇલાહંવ - વાહિદા. | ફક્ત એક જ ભગવાન ! |
| ઇન્ન હાઝા લ-શયઉન ઉજાબ. | ખરેખર આ તો અજબ જેવી વાત છે ! |

**તાગૂતના મંદિરો અને દેરાસરો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબોએ ખાનએ-કઅબહની સાથે સાથે દેવી-દેવતાઓના કેટલાંક મંદિરો, મૂર્તિધામો, દેવસ્થાનો કે દેરાસરો પણ પોતપોતાની વસતિઓમાં બનાવી લીધાં હતાં. તાગૂતના આ મૂર્તિધામોની તેઓ કઅબહ પેઠે જ માનમર્યાદા જાળવતા હતા. ત્યાં પણ તેઓએ મુજાવરો, પુરોહિતો, પંડિતો અને દરવાનો ગોઠવી દીધા હતા. કઅબહ પેઠે અહીં પણ નઝરો-નિયાઝ અને ભેટસોગાતની વસ્તુઓ ચઢાવવામાં આવતી. કઅબહ પેઠે તેનો તવાફ કરવામાં આવતો. તેની વેદી પર પ્રાણીઓનું બલિદાન આપવામાં આવતું. આમ છતાં કઅબહને તેઓ મંદિરો કે મૂર્તિધામો પર શ્રેષ્ઠતા આપતા હતા. મંદિરો કરતાં કઅબહનું વધારે માન જાળવતા હતા. કેમકે જાણતા હતા કે તાગૂતના મંદિરો તો અમે પોતે બનાવેલાં છે ત્યારે કઅબહ તો અલ્લાહનું ઘર છે. અલ્લાહની બંદગી માટેની મસ્જિદ છે જેનું ચણતર અલ્લાહના પયગમ્બર હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામએ કરેલું છે. [૧]

**ઉઝ્ઝા અને તેના મુજાવરો**————કુરૈશ અને કિનાનહ કબીલાની નખ્લહ સ્થળે એક દેવી હતી જેનું નામ ઉઝ્ઝા હતું. એના મુજાવરો અને દરબાનો બનૂ હાશિમના વિરોધપક્ષવાળા શૈબાન બિન સુલૈમ બિન મનસૂર બિન ઇકરિમહ બિન ખસફા બિન કૈસ બિન ઐલાનના કુટુંબીજનો હતા જેઓ ખાસ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબના હરીફો કે પ્રતિસ્પર્ધીઓ હતા.

**તાઇફના લાત ભગવાનની મૂર્તિ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : તાઇફ શહેરમાં એક સ્થળે લાત ભગવાનની મૂર્તિ ગોઠવેલી હતી. એના મુજાવરો, દરબાનો અને પૂજારીઓ બનૂ મુઅત્તબ કબીલાના લોકો હતા જેઓ તાઇફના મશહૂર સ઼કીફ કબીલાની શાખમાંથી હતા. (લાત અને ઉઝ્ઝાનું બયાન કુર્આનમાં પણ થયેલું છે.)

**ઔસ અને ખઝરજનો ભગવાન મનાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : યસ઼રિબ એટલે મદીનહવાસીઓમાંથી ઔસ અને ખઝરજના કબીલા તથા તેઓના સહધર્મીઓના ભગવાનની એક મૂર્તિનું નામ મનાત હતું. આ મૂર્તિને તેઓએ મુશલ-લલ પહાડ પાસે સમુદ્રકાંઠેના ''કુદૈદ'' સ્થળે ગોઠવેલી હતી. આ તેજ મનાત મૂર્તિ છે જેના ખંડન માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ સુફયાન બિન હર્બને મોકલ્યા હતા. ઇબ્ને હિશામ કહે છે : કેટલાકના કથન મુજબ હઝરત અલી બિન અબી તાલિબને મોકલાવીને એનું ખંડન કરાવ્યું હતું. [૨]

**ઝુલ-ખલ્સહની મૂર્તિ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક ભગવાનનું નામ ''ઝુલ-ખલ્સહ'' હતું. એની મૂર્તિને દૌસ, ખસ઼અમ, બજીલહ અને આજુબાજુની વસતિઓના અરબો પૂજતા હતા. આ તે ભગવાન છે જેની મૂર્તિના વિનાશ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જરીર બિન અબ્દુલ્લાહ બજલી રદિયલ્લાહુ અન્હુને હુકમ ફરમાવ્યો હતો. હઝરત જરીરે આ મૂર્તિનું ખંડન કર્યું હતું.

**બનૂ તૈયનો દેવ ફલિસ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ફલિસ નામે દેવની મૂર્તિને બનૂ તૈયના કબીલા ઉપરાંત પહાડી પ્રદેશના લોકો પૂજતા હતા. આ મૂર્તિને તેઓએ સલમા અને અજા નામે બે પહાડોની વચ્ચે ગોઠવેલી હતી. એના ખંડન માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુને મોકલ્યા હતા. મૂર્તિને તોડતાં જ તેના પેટમાંથી બે તલવારો નીકળી પડી. એકનું

૧. તાગૂતના અર્થ શયતાન, જાદૂગર, પથ્થરની મૂર્તિ, લેભાગુ ભગવાન, બંડખોર વગેરે થાય છે. અલ્લાહ વગર એવી દરેક વસ્તુ જેની પૂજા કરવામાં આવે જેમકે દેવી, દેવતા, શયતાન જિન્નાત-પથ્થરની મૂર્તિ વગેરે તાગૂત કહેવાય છે. (કામૂસુલ-કુર્આન પેજ ૩૧૨)''હ''

૨. કુદૈદ : મક્કહ અને મદીનહ વચ્ચે આવેલું એક સ્થળ.

નામ રસૂબ હતું બીજીનું નામ મિખઝમ હતું. બંને તલવારો હઝરત અલીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરી દીધી.પરંતુ આપે બંને તલવારો હઝરત અલીને જ ઇનાયત કરી દીધી. ત્યારે હઝરત અલી આ તલવારોના માલિક બન્યા.

**યમનનું રિઆમ મંદિર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હિમ્યર અને યમનવાસીઓનું રિઆમ નામે એક મંદિર યમનના સનઆ શહેરમાં આવેલું હતું. એનું બયાન યમનના તુબ્બઅ બાદશાહના પ્રકરણમાં આવી ગયું છે. યહૂદી પાદરીઓએ આ રિઆમ મંદિર તોડયું તો એક કાળું કૂતરૂં મંદિરમાંથી નીકળીને ઝપાટાભેર દોડવા લાગ્યું. પાદરીઓએ તેને ઝડપી લઇને મારી નાખ્યું. એ કૂતરાંના રૂપે મંદિરમાં ભરાય બેઠેલો શયતાન હતો જેને ''તાગૂત'' કહેવામાં આવે છે.

**બનૂ રબીઅહનું રુદા મંદિર**————ઇબ્ને હિશામ કહે છે : બનૂ રબીઅહ બિન કઅબ બિન સઅદ બિન ઝૈદ મનાત બિન તમીમના લોકોનું રૂદા નામે એક દેવાલય હતું જેને ઇસ્લામી યુગમાં તોડી નાખવામાં આવ્યું. આ મંદિરનાં ખંડન વિષે મસ્તુગીર બિન રબીઅહ બિન કઅબ બિન સઅદ નામે શાઇરે આ શેઅર કહ્યો છેઃ

**વ લકદ શ-દ-દતુ અલા રુદાએ શદ - દતન, • ફ-તરક - તુહા કફરમ બિકાઇન અસ-હમા.**

મૈં રુદા મંદિરને તોડી નાખવામાં એવા જોરદાર ફટકા માર્યા કે તેનું કચ્ચરઘાણ કરીને તેને કાળી જમીનમાં ફેરવી નાખ્યું.

ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારોનું કહેવું છે કે આ મુસ્તગીર અથવા મુસ્તવગીર શાઇરે ત્રણ સો સાઠ વરસની ઉંમર મેળવી એટલે ત્રણ સો સાઠ વરસ જીવવા પછી તે મરણ પામ્યો. જેમકે એણે પોતે કહ્યું છે :

વ લકદ સઇમ્તુ મિનલ હયાતે વ તુલિહા, • વ અમર - તુ મિન અ-દ-દિસ સિનીના મઅેના.

જીવન અને જીવનની દરાજીથી હું કંટાળી ગયો છું. હું સેંકડો વરસ જીવી ચૂકયો છું.

**મિઅતા હદત - હા બઅદ મિઅતાને લી- • વઝ દ-દ-તુ મિન અ-દ-દિસ શુહૂરે સનીના.**

બસો વરસ મારા માટે પોતાની પાછળ બીજા એક સો વરસ લઇ આવ્યાં અને એ ઉપરાંત થોડાંક વધુ વરસો જીવી ચૂકયો છું. આ બધાં વરસો મહિનાઓના દિવસોની સંખ્યામાં છે. (૨૦૦ + ૧૦૦ + ૩૦ = ૩૩૦ વરસો જેટલી મારી ઉંમર થઇ ગઇ છે.)

**હલ મા બકા ઇલ્લા કમા કદ ફાતના, • યવમુન યમુર્રૂ વ લૈલતુન તહદૂ - નના.**

શું હવે જીવનના જેટલા દિવસો બાકી રહી ગયા છે તે એવા જ નથી જે જોતજોતામાં આપણી પાસેથી પસાર થઇ ગયા છે ? એટલે દિવસ આંખના પલકારામાં પસાર થઇ જાય છે અને રાત આપણને મૃત્યુના મુખ તરફ ધકેલી રહી છે.

**ઝુલ-કઅબાતનું મંદિર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ બક્ર, બનૂ તગલબ, બનૂ વાઇલ અને બનૂ ઇયાદની ઔલાદનું સિન્દાદ સ્થળે એક મંદિર આવેલું હતું જેનું નામ ''ઝુલ-કઅબાત'' હતું. આ સિન્દાદ સ્થળ મક્કહથી કૂફાના રસ્તે સાત રાતોના વિસ્તારે આવેલું હતું. કેટલાક કહે છે સિન્દાદ એક નહેરનું નામ છે જે હીરહ અને ઇબ્લહ વચ્ચે આવેલી હતી. આ નહેર પર એક મહેલ હતો જેની અરબના લોકો યાત્રા કરતા હતા.

## પ્રકરણ ૧૮

# મૂર્તિપૂજક અરબોના જાહિલી રિવાજો

### બહીરહ - સાઇબહ - વસીલહ - હામ [૧]

બહીરહ અને સાઇબહ • વસીલહ બકરી • હામ ઊંટની વ્યાખ્યા • બહીરહ વિષે બીજી રિવાયત • સાઇબહ ઊંટણીની હકીકત • જાહિલી રિવાજોનો ઉલ્લેખ કુર્આનમાં

**બહીરહ અને સાઇબહ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબના લોકો સાઇબહ નામે ઊંટણીની માદા અવલાદને બહીરહ કહેતા હતા અને સાઇબહ તે ઊંટણીને કહેતા હતા જે લગાતાર દસ માદા બચ્ચાં જણી નાખે અને વચ્ચે કોઇ નર બચ્ચું પૈદા ન થાય.

જહાલતકાળમાં મૂર્તિપૂજક અરબોમાં એવો રિવાજ હતો કે જે ઊંટણી લગાતાર દસ માદા બચ્ચાં પેદા કરે અને વચ્ચે કોઈ નર બચ્ચું ન જણે તો એવી ઊંટણીને તેઓ ભગવાનને નામે ''આઝાદ'' કરીને રખડતી મૂકી દેતા હતા. પછી આ ઊંટણીની પીઠ પર ન સવારી કરતા ન તેના વાળ મૂંડતા, ન તેનું દૂધ પીતા. પધારેલા મેહમાન સિવાય કોઇને તેનું દૂધ પીવાનો અધિકાર ન હતો. એવી ઊંટણીને તેઓ સાઇબહ કહેતા હતા. આ સાઇબહ ઊંટણી જો વચ્ચે કોઇ નર બચ્ચું જણી નાખે તો તેઓ આ નર બચ્ચાંના બંને કાનો ચીરીને તેને પણ તેની મા સાથે રખડતું છોડી દેતા હતા.

વચ્ચે નર બચ્ચું જણનારી ઊંટણીને તેઓ બહીરહ કહેતા હતા. બહીરહ ઊંટણીનો પણ તેઓ સવારી તરીકે ઉપયોગ ન કરતા. ન તેના વાળ મૂંડતા, ન તેનું દૂધ પીતા. હા કોઇ મેહમાન પધારે તો તે એનું દૂધ પીવાનો હકદાર ગણાતો હતો.

**વસીલહ બકરી**————કોઇ બકરી જયારે પાંચ હમલમાં દસ માદા બચ્ચાં જણી નાખતી તો મુશરિક

---

૧. એ એવાં ઢોરોનાં નામો છે જેઓને અરબના મુશરિકો પોતાના ભગવાનને નામે છુટ્ટાં રખડતાં મૂકી દેતા હતા. એનું બયાન કુર્આને-કરીમમાં આ પ્રમાણે થયું છે :

| | |
|---|---|
| મા જઅલલ્લાહુ મિમ બહી-રતિંવ | નથી મુકર્રર કર્યો અલ્લાહએ બહીરહને |
| વલા સાઇ - બતિંવ | અને ન સાઇબહને |
| વલા વસી-લતિંવ - વલા હામ. | અને ન વસીલહને અને ન હામને. |
| વલા - કિન્નલ- લઝીન કફરૂ | પણ કુફ્ર કરનારા લોકો |
| યફ - તરૂન | બુહતાન (આક્ષેપ) થોપે છે |
| અલલ - લાહિલ - કઝિબ. | અલ્લાહ પર જૂઠો. |

સૂરએ માઇદહ પા.૭ આયત ૧૦૩ ''હ''

અરબો આવી બકરીને વસીલહ નામે બોલાવતા. જેના અર્થ ''કદ વસલત'' એટલે લગાતાર દસ માદા બચ્ચાં જણીને કમાલની ટોચે પહોંચેલી બકરી ! એ પછી તે જે કંઇ નર કે માદા જણતી તેના હકદાર ફક્ત પુરૂષો ગણાતા. સ્ત્રીઓ માટે એનો ઉપયોગ હરામ લેખાતો. પણ જો એ બકરી મરી જાય તો તેના મુરદાર માંસમાં સ્ત્રી-પુરૂષ સરખી રીતે ભાગીદાર ગણાતા.

**હામ ઊંટની વ્યાખ્યા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબના લોકો ''હામ'' એવા નર ઊંટને કહેતા જેના બીજથી દસ માદા બચ્ચાં એવી રીતે સતત જન્મ પામે કે વચ્ચે કોઇ નર બચ્ચું પેદા નહિ થાય. આ હાલતમાં હામ ઊંટની પીઠ સુરક્ષિત થઇ જતી એટલે તેની ઉપર ન સવારી કરવામાં આવતી ન તેનું વાળમુંડન કરવામાં આવતું. એને ઊંટોના ધણમાં રખડતું છોડી મૂકતા. ઊંટણીઓ એનાથી ગાભણી થયા કરતી. એ સિવાય હામનો બીજો કોઇ ઉપયોગ ન થતો.

**બહીરહ વિષે બીજી રિવાયત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબના લોકો બહીરહ એવી ઊંટણીને કહેતા જેના કાન ચીરી નાખેલા હોય, જેની સવારી ન થતી હોય, જેનું વાળમૂંડન ન કરવામાં આવે. જેનું દૂધ મેહમાન સિવાય કોઇ પી ન શકે. આવી ઊંટણીને તેઓ ધર્માદામાં આપી દેતા કે પછી ભગવાનને નામે તેને રખડતી મૂકી દેતા.

**સાઇબહ ઊંટણીની હકીકત**————સાઇબહની હકીકત એવી છે કે જ્યારે કોઇ ઊંટણીનો માલિક માંદો પડતો અથવા કોઇ સંકટમાં સપડાઇ જતો તો તે એવી બાધા લેતો કે હું સારો થઇ જાઉં યા સંકટમાંથી છૂટી જાઉં તો મારી એક ઊંટણીને હું ભગવાનને નામે આઝાદ કરી દઇશ. પોતાના હેતુમાં સફળતા મળતાં માલિક તેને રખડતી મૂકી દેતો. આવી ઊંટણીને તેઓ સાઇબહ કહેતા. આઝાદી બાદ આ ઊંટણી અહીંતહીં ઘૂમીફરીને કે ડાફાં મારીને પેટ ભરી લેતી. બીજા કોઇ કામમાં તેનો ઉપયોગ ન થતો.

**વસીલહ ઊંટણીની હકીકત**————અરબના લોકો વસીલહ એવી ઊંટણીને કહેતા જેની મા દરેક હમલમાં બબ્બે બચ્ચાં જણતી-માલિક એમાંથી માદાઓને પોતાના ભગવાન માટે છોડી દેતો અને નરને પોતાને માટે રાખી લેતો. હા, જે હમલમાં માદા સાથે નર બચ્ચું પેદા થતું તો માલિક બોલી ઊઠતો, ''વસલત અખાહા'' એટલે એ પોતાના ભાઇની સાથે ભળી ગઇ. આમ બનતું ત્યારે માલિક આ બહેનની સાથે તેના ભાઇને પણ રખડતો છોડી મૂકતો.

**ઇબ્ને હિશામ કહે છે : આ જાહિલી રિવાજોને લગતી જુદી જુદી રિવાયતો આવેલી છે. જે રિવાજનો ઉલ્લેખ પહેલી રિવાયતમાં છે તે બીજીમાં નથી અને બીજીમાં જે ઉલ્લેખ છે તે પહેલીમાં નથી.**

**સંપાદકની નોંધ**————મૂર્તિપૂજક અરબોના આ જાહિલી રિવાજો વિષે તફસીરકારોમાં મતભેદ પ્રવર્તે છે. કારણ આ છે કે અરબોના જુદા જુદા કબીલાઓ, બિરાદરીઓ, ખાનદાનો અને જ્ઞાતિઓમાં અલગ અલગ રિવાજો પ્રચલિત હતા. દરેક સ્થળે એકસરખા રિવાજો ન હોવાથી આ મતભેદ થયો છે. વળી આ રિવાજો મનઘડત હોવાથી તેમાં સંજોગ અનુસાર સુધારા વધારા થયા કરતા. અહીં મૂળ હેતુ આ દર્શાવવાનો છે કે ઉપજાવી કાઢેલા રિવાજોની તેઓ પાસે કોઇ નક્કર દલીલ હતી નહિ. ફક્ત ધર્મને નામે ધતિંગો જેવું ચાલતું હતું. પુસ્તકમાં મૂર્તિપૂજક અરબોના જે જાહિલી રિવાજોનો ઉલ્લેખ થયો છે. તેનો દાખલો આજના જમાનામાં પણ મળે છે. ભગવાનની મૂર્તિઓને અર્પણ કરાયેલાં રખડતાં ઢોરો આજે પણ ગુજરાત અને ભારતના શહેરોમાં જોઇ શકાય છે. ''હ''

**આ જાહિલી રિવાજોનો ઉલ્લેખ કુર્આનમાં**—————ઇબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહ તઆલાએ જ્યારે પોતાના પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લોકોની હિદાયત માટે દુનિયામાં મોકલ્યા તો આ ખોટા રિવાજોના નિકન્દન માટે કુર્આનમાં કેટલીક આયતો નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| વ કાલૂ મા | અને તેઓએ કહ્યું, જે કંઇ બચ્ચું |
| ફી બુતૂનિ હાઝિહિલ-અન્આમ | આ જાનવરોના પેટોમાં છે |
| ખાલિ-સતુલ-લિ ઝુકૂરિના, | તે ખાસ અમારા પુરૂષો માટે છે. |
| વ મુહર-રમુન અલા અઝવાજિ-ના. | અને તે હરામ છે અમારી ઔરતો માટે. |
| વ ઈંય-યકુમ મય-તતન | અને જો એ બચ્ચું મરેલું જન્મે (કે મરી જાય) |
| ફહુમ ફીહિ શુરકાઅ. | તો તેઓ બધા એમાં ભાગ પડાવે છે. |
| સયજ-ઝી હિમ વસ-ફહુમ | જલદી શિક્ષા આપશે અલ્લાહ તેઓને આ ખોટી વાતની. |
| ઈન્નહૂ હકીમુન અલીમ. | બેશક તે હિકમતવાળો મહાજ્ઞાની છે. ૧ |

(મતલબ આ છે કે મૂર્તિપૂજક અરબોએ એવો કાયદો ઘડયો હતો કે જાનવરના પેટમાંથી જીવતું બચ્ચું નીકળે તો તેને પુરૂષો જ ખાય શકે, સ્ત્રીઓનો તેમાં કોઈ હક નથી. અને જો બચ્ચું મરેલું નીકળે કે મરી જાય તો સ્ત્રી-પુરૂષો બધા તેને ખાય શકે. આ તેઓનો અન્યાયી કાયદો હતો જેની કોઈ સનદ કે દલીલ હતી નહિ. ખાવાપીવાના મામલામાં સ્ત્રી-પુરૂષ વચ્ચે કોઇ ભેદ નથી અને હલાલ-હરામનો કાયદો ઘડવાની અલ્લાહ સિવાય કોઈને સત્તા નથી ''હ'')

અલ્લાહ તઆલાએ આ મામલા અંગે બીજી આ આયત પોતાના પયગમ્બર પર નાઝિલ કરી :

| | |
|---|---|
| કુલ અરઐ - તુમ મા અન-ઝલલ- | કહીદો હે નબી ! શું તમે જોયું ને કે જે કંઇ ઉતાર્યું |
| -લાહુ લકુમ મિર - રિઝકિન | અલ્લાહએ તમારા માટે રોજીમાંથી |
| ફ - જઅલ - તુમ મિન્હુ | તો બનાવી લીધું તમે તેમાંથી |
| હરામંવ - વ - હલાલા. | કોઇને હરામ અને કોઇને હલાલ. |
| કુલ આલ્લાહુ અઝિના લકુમ | પૂછી જુઓ, શું અલ્લાહએ હુકમ કર્યો છે તમને એનો ? |
| અમ અલલ-લાહિ તફ-તરૂન. | અથવા અલ્લાહ પર તમે આરોપ મૂકો છો ? ૨ |

ત્રીજી આ આયત અલ્લાહ તઆલાએ નાઝિલ કરી :

| | |
|---|---|
| સમાનિયતા અઝવાજ | અલ્લાહએ પૈદા કર્યા આઠ જાતના નર-માદા |
| મિનદ - દઅનિસ - નૈનિ | ઘેટાંમાંથી બે : (નર-માદા) |
| વ મિનલ મઅઝિસ- નૈન. | અને બકરાંમાંથી બે : (નર-માદા) |
| કુલ આઝ - ઝકરૈનિ હર્રમ | પૂછો, શું અલ્લાહએ એ બંને નરોને હરામ કર્યા છે ? |
| અમિલ - ઉન - સયૈન | અથવા એ બંને માદાઓને હરામ કરી છે ? |
| અમ્મશ - તમલત અલૈહિ | અથવા (હરામ કર્યું છે) તે બચ્ચું જે રહેલું છે; |
| અરહા - મુલ - ઉન - સયૈન. | એ બંને માદાઓના ગર્ભમાં ? |
| નબ-બિઊની બિ - ઈલમિન | જવાબ આપો મને ઈલ્મ (ની દલીલ) થી |

૧. સૂરતુલ-અન્આમ પા.૮ આયાત ૧૩૯ - ૨. પારહ ૧૧ સૂરએ- યૂનુસ આયત ૫૯

| | |
|---|---|
| ઇન કુન્તુમ સાદિકીન. | અગર તમે સાચા છો (પોતાના દાવામાં.) |
| વ મિનલ - ઇબિલિસ્સ - નૈનિ | અને (પેદા કર્યા) ઊંટમાંથી બે નર-માદા, |
| વ મિનલ - બકરિસ - નૈન | અને (પેદા કર્યા) ગાયમાંથી બે નર-માદા. |
| કુલ આઝ - ઝકરૈનિ હર્રમ | પૂછો, શું અલ્લાહએ બંને નરોને હરામ કર્યા છે ? |
| અમિલ - ઉન - સ્યૈન | અથવા બંને માદાઓને હરામ કરી છે ? |
| અમ્મશ - તમ્લત અલૈહિ | અથવા તે બચ્ચું જે રહેલું છે; |
| અરહા - મુલ ઉન - સ્યૈન. | બંને માદાઓના ગર્ભમાં ? (તેને હરામ કર્યું છે ?) |
| અમ કુન્તુમ શુહદાઅ ઇઝ | શું તમે હાજર હતા તે વેળા જ્યારે કે; |
| વસ્સા-કુમુલ્લાહુ બિ-હાઝા. | અલ્લાહએ આ (હરામ-હલાલનો) હુકમ આપ્યો હતો ? |
| ફ-મન અઝલમુ | તો તે માણસથી વધારે ઝાલિમ કોણ હશે |
| મિમ - મનિફ - તરા | જે આરોપ મૂકે છે |
| અલલ - લાહિલ-કઝિબ. | અલ્લાહ પર જૂઠો |
| લિયુદિલ - લન્નાસ. | કે જેથી ગુમરાહ કરી નાખે લોકોને. |
| ઇન્નલ - લાહ લા યહદિલ- | બેશક અલ્લાહ હિદાયત આપતો નથી |
| કવમઝ - ઝાલિમીન. | ઝાલિમ લોકોને. (અન્આમ પા. ૮ આયત ૧૪૩-૧૪૪) |

**સંપાદકની નોંધ**————ઉપરની આયતમાં ''ઝાલિમીન'' શબ્દ આવેલો છે. એનું મૂળ ''ઝુલ્મ'' શબ્દ છે જેના અર્થ અન્યાય, અત્યાચાર, નાફરમાની, ગુનાહ, કુફ્રો-શિર્ક, મુનાફિકપણું, અંધકાર વગેરે થાય છે. ઝુલ્મથી ''ઝાલિમ'' શબ્દ બને છે જેના અર્થ અત્યાચારી, અન્યાયી, સિતમકાર, ઝુલ્મગાર, નિર્દય, નાફરમાન, કુફરો-શિર્ક કરનાર વગેરે થાય છે. ઝુલ્મના ત્રણ પ્રકાર છે :

૧.——તે ઝુલ્મ જે એક બંદો પોતાના અલ્લાહના હકોમાં ગુજારે.

૨.——તે ઝુલ્મ જે એક ઇન્સાન પોતાના જ જેવા ઇન્સાનો પર ગુજારે.

૩.——તે ઝુલ્મ જે. એક ઇન્સાન પોતાની જ જાત અને પોતાની જ જાન પર ગુજારે.

એમાંથી કુફર અને શિર્ક ઝુલ્મનો સૌથી આકરો, સૌથી ભૂંડો પ્રકાર છે. શિર્ક એટલે પોતાના ખાલિક અને માલિક એક અલ્લાહને છોડીને બનાવટી ભગવાનોની બંદગી કરવી. કુર્આને એને સૌથી મહાન ઝુલ્મ ઠરાવ્યો છે. સૂરએ-લુકમાનમાં છે : ''ઇન્નશ-શિર્ક લ-ઝુલ્મુન અઝીમ.'' એટલે શિર્ક સૌથી મોટો ઝુલ્મ છે. અને આ ઝુલ્મ મુશરિકો કે મૂર્તિપૂજકો પોતાની જ જાત પર અને પોતાના જ જીવ પર ગુજારતા હોય છે અને પોતાના જ હાથે પોતાને જહન્નમી બનાવતા હોય છે. (કામૂસુલ-કુર્આન. પેજ-૩૨૩) ''હ''

## પ્રકરણ ૧૯

# પવિત્ર વંશાવળીનું સંકલન

### એટલે

### (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક વંશકડીના બાકીના માનવંતા પૂર્વજોનું બયાન)

ખુઝાઅહ કબીલાના લોકોનો દાવો • ખુઝાઅહ નામ પડવાનું કારણ • મુદરિકહ અને ખુઝૈમહની અવલાદ • કિનાનહ બિન ખુઝૈમહની અવલાદ • મક્કહના કુરૈશ કોણ લોકો છે ? • કુરૈશ નામ પડવાનું કારણ • નઝ્ર બિન કિનાનહની અવલાદ • ગાલિબ બિન ફિહરની અવલાદ • લુઐય બિન ગાલિબની અવલાદ • સામહ બિન લુઐયનો કિસ્સો • અવફ બિન લુઐયનો કિસ્સો • કઅબ બિન લુઐયની અવલાદ • કિલાબ બિન મુર્રહની અવલાદ.

**ખુઝાઅહ કબીલાના લોકોનો દાવો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ખુઝાઅહ કબીલાના લોકો એવો દાવો કરે છે કે અમે અમ્ર બિન આમિરની અવલાદમાંથી છીએ અને મુલ્કે-યમન અમારી માતૃભૂમિ હોવાથી અમે યમનવાસીઓમાંથી છીએ.[1]

ઇબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહ અને બીજા વંશજ્ઞાનીઓ તરફથી મળેલી માહિતીનો ખુલાસો આ છે કે ખુઝાઅહ કબીલાના દાવા મુજબ તેઓ અમ્ર બિન આમિર અથવા અમ્ર બિન રબીઅહ બિન હારિસહ બિન અમ્ર બિન ઇમ્રઉલ-કૈસ બિન સઅલબા બિન માઝિન બિન અસદ બિન ગૌસની અવલાદમાંથી છે. અને તેઓની માનું નામ ખિન્દીફ છે.

**ખુઝાઅહ નામ પડવાનું કારણ**————આ કબીલાનું ખુઝાઅહ નામ પડવાનું કારણ એમ બન્યું કે જ્યારે એ લોકો યમનથી હિજરત કરીને મુલ્કે-શામ તરફ ઊપડ્યા તો રસ્તામાં અમ્ર બિન આમિરના જૂથથી વિખૂડા પડીને "મર્રુઝ-ઝહરાને" સ્થળે જઇ ચડ્યા[2] અને પછી કાયમ માટે તેઓએ ત્યાંનો જ વસવાટ

૧. આ અમ્ર બિન આમિર તે ગૃહસ્થ છે જે મઆરિબ સરોવરના બંધની દીવારમાં ઉંદરોને કાણાં પાડતા જોઇને ચેતી ગયો હતો અને ઝટપટ પોતાનો માલસામાન સસ્તા દામે વેચીને એટલે સોના સાટ કરીને પોતાના કુટુંબ-કબીલા સાથે યમનથી નીકળી નાઠો હતો. જુઓ પ્રકરણ નંબર-૨ "હ"

૨. મર્રુઝ - ઝહરાન : મક્કહથી થોડે દૂર આવેલું એક સ્થળ. ખુઝાઅહ કબીલાના લોકો મઆરિબ સરોવરનો બંધ તૂટવાની બીકે અમ્ર બિન આમિરના કબીલા સાથે હિજરત કરીને સીરિયા તરફ જતાં રસ્તામાં પોતાના સાથીઓના કાફલાથી વિખૂટા પડી ગયા હતા. ત્યાંથી તેઓ પોતાના અનુમાન મુજબ આગળ વધ્યા તો અનાયાસે મક્કહ પાસે આવેલા મર્રુઝ - ઝહરાન સ્થળે જઇ ચડયા. અહીંથી આગળ વધવાનું માંડી વાળીને પછી કાયમ માટે ત્યાં જ વસી ગયા. આ રીતે કાફલાથી વિખૂટા પડી જવાને કારણે એમનું નામ ખુઝાઅહ પડી ગયું. એમના બીજા સાથીઓ એટલે અમ્ર બિન આમિરના કાફલાના લોકો આદિવાસીઓ સાથે લડતા-હારતા આગળ વધ્યા અને છેવટે સીરિયા, યસ્રિબ, સરાહ, ઉમાન વગેરે સ્થળોએ જઇને ઠરીઠામ થયા. (જુઓ પ્રકરણ બીજું.) "હ"

ગ્રહણ કરી લીધો. એટલે મુલ્કે-શામ જઇને અમ્ર બિન આમિરના લોકો સાથે વસવાનો વિચાર માંડી વાળ્યો.

અરબીમાં ખુઝાઅહ શબ્દના અર્થ જૂથમાંથી અલગ પડેલો એક ભાગ. એના માટે અરબીમાં "તખઝઊ" શબ્દ આવે છે જેના અર્થ અલગ થઇ ગયા, પાછળ રહી ગયા, વિખૂટા પડી ગયા વગેરે થાય છે.

હઝરત ઔન બિન ઐયૂબ અનસારી મોટા શાઇર હતા. બનૂ અમ્ર બિન સવાદ બિન ગનમ બિન કઅબ......બિન ખઝરજના કબીલામાંથી હતા. ઇસ્લામના યુગમાં રચેલો તેમનો એક શેઅર છે :

**ફલમ્મા હબત્ના બત્ન મર્રિન તખઝ-ઝઅત, • ખુઝાઅતુ મિન્ના ફી ખુયૂલિ કરાકિરી.**

જ્યારે અમે મર્રની ખીણમાં પડાવ નાખ્યો તો બનૂ ખુઝાઅહના સંખ્યાબંધ જૂથો ઠેકઠેકાણે અમારાથી વિખૂટા પડી ગયા.

ઇસ્માઇલ બિન રાફિઅ અન્સારી શાઇરે કહ્યું છે :

**ફ-ખલ્લત અકા-રીસવ વ શન્નત કના-બિલવ, • અલા કુલ્લે હૈયિમ બૈન નજદિ વ સાહિલી.**

તેઓના જૂથોના જૂથો ઊતરી પડયાં અને ત્યાંના પહાડ તથા કાંઠા વચ્ચે વસનારા તમામ કબીલાઓ અથવા જાનદારો પર તેઓના એકેક જૂથે ચોતરફથી આક્રમણ કરી દીધું.

**નફવ જુરહુમન અમ બત્ને મક્કત વહ-તબવ, • બિ-ઇઝ-ઝિન ખુઝા-ઇયિન શદીદિલ- કવાહિલી.**

તેઓએ જુરહુમ કબીલાના લોકોને મક્કહની ખીણથી હાંકી કાઢયા અને બળવાન બનૂ ખુઝાઅહ માટે પ્રતિષ્ઠા મેળવી લઇને જંપ્યા.

**મુદરિકહ અને ખુઝૈમહની અવલાદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુદરિકહ બિન ઇલ્યાસના બે પુત્રો હતા. પહેલા પુત્રનું નામ ખુઝૈમહ અને બીજાનું નામ હુઝૈલ હતું. એ બંને પુત્રોની મા કુદાઅહ કબીલાની એક સ્ત્રી હતી. [1]

હવે ખુઝૈમહને ત્યાં ચાર પુત્રોનો જન્મ થયો : (૧) કિનાનહ (૨) અસદ (૩) અસદહ (૪) અને હૂન અથવા હૌન. એમાં કિનાનહની માનું નામ ઉવાનહ હતું જે સઅદ બિન કૈસ બિન અયલાન બિન મુદરની પુત્રી હતી.

**કિનાનહ બિન ખુઝૈમહની અવલાદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે. કિનાનહ બિન ખુઝૈમહને ત્યાં પણ ચાર પુત્રોનો જન્મ થયો : (૧) નદ્ર બિન કિનાનહ (૨) માલિક બિન કિનાનહ (૩) અબ્દે-મનાત બિન કિનાનહ (૪) અને મિલકાન બિન કિનાનહ. એમાંથી નદ્રની માનું નામ બર્રહ હતું અને તે મુર્ર બિન ઉદ્દ બિન તાબિખહ બિન ઇલ્યાસ બિન મુદરની બેટી હતી. બાકીના ત્રણ સંતાનોની મા બીજી સ્ત્રી હતી.

---

૧. પ્રકરણ ૧૫માં દર્શાવેલી વંશાવળી મુજબ ઇલ્યાસ બિન મુદરના ત્રણ પુત્રો હતા (૧) મુદરિકહ (૨) તાબિખહ (૩) અને કમઅહ. એમની માનું નામ ખિન્દીફ હતું. એમાંથી ઇલ્યાસના પુત્ર મુદરિકહનું અહીં વર્ણન થયું છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પૂર્વજોમાં મુદરિકહના પિતાજી ઇલ્યાસ સાહેબ તે ગૃહસ્થ છે જેમણે સૌથી પહેલાં કુરબાની ના જાનવર કઅબહ તરફ મોકલવાની પ્રથા ચાલુ કરી હતી અને જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના "તલબિયહ" એટલે લબ્બૈક અલ્લાહુમ્મ લબ્બૈક ! પઢવાનો ગૈબી અવાજ પોતાના વાંસામાંથી સાંભળ્યા કરતા હતા. માલૂમ પડયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પૂર્વજો તવહીદ- પરસ્ત એટલે એક અલ્લાહના પૂજારી હતા અને મૂર્તિપૂજક ન હતા. ઇલ્યાસના પુત્ર મુદરિકહનું મૂળ નામ અમ્ર અથવા આમિર હતું. મુદરિકહ એમનો લકબ હતો. આ શબ્દ અરબીના "ઇદરાક"માંથી નીકળેલો છે જેના અર્થ પહોંચી જવું, જોઇ લેવું, મેળવી લેવું વગેરે થાય છે. એમણે જીવનમાં દરેક પ્રકારની ઇઝઝત-આબરૂ, માન-મરતબો, સુખ-સાહેબી મેળવી લીધાં હતાં જેથી મુદરિકહ લકબે ખ્યાતિ પામ્યા "હ"

ઇબ્ને હિશામ કહે છે : નદ્ર , માલિક અને મિલકાનની માનું નામ બર્રહ બિન્તે મુર્ર હતું. જ્યારે અબ્દે મનાતની માનું નામ હાલહ હતું જે સુવૈદ બિન ગિતરીફ અઝદે-શનૂઅહ અથવા અઝદે-શનૌઅતના ખાનદાનમાંથી હતી. અને શનૂઅહનું નામ અબ્દુલ્લાહ બિન કઅબ બિન અબ્દુલ્લાહ બિન માલિક બિન નદ્ર બિન અસદ બિન ગૌસ હતું. શનૂઅહ નામે આ કારણે મશહૂર થયા કે તેઓમાં આપસમાં ભારે ફાટફૂટ અને દુશ્મની હતી. અરબીમાં ''શનઆન''ના અર્થ દુશ્મની, અદાવત, વિખવાદ વગેરે થાય છે.

**મક્કહના કુરૈશ કોણ લોકો છે ?**————ઇબ્ને હિશામ કહે છે : ઉપર જણાવ્યા મુજબ કિનાનહ બિન ખુઝૈમહના ચાર પુત્રોમાંથી પહેલા પુત્રનું નામ નદ્ર હતું. એજ નદ્રનું બીજું નામ કુરૈશ હતું. તો જે માણસ નદ્રની અવલાદમાંથી હશે તેજ ખરો કુરશીય અથવા કુરૈશી કહેવાશે અને જે માણસ નદ્રની અવલાદમાંથી નહિ હશે તે કુરૈશી નહિ કહેવાશે. આ હિસાબે નદ્ર યા કુરૈશના વંશવેલામાં જેટલા લોકો પાકયા એ બધા કુરશીય અથવા કુરૈશી કહેવાય છે.

જરીર બિન અતિય્યહ એક મોટા શાઈર હતા જેઓ બનૂ કુલૈબ બિન યરબૂઅ બિન હન્ઝલહ બિન માલિક બિન ઝૈદ મનાત બિન તમીમના ખાનદાનમાંથી હતા. તેઓ હિશામ બિન અબ્દુલ-મલિક બિન મરવાનની પ્રશંસામાં કહે છે :

**ફમલ- ઉમ્મુલ - લતી વલદત કુરૈશન, • બિમુક-રફતિન - નજજારિ વલા અકીમિ.**

જે માતાએ કુરૈશને જણ્યો છે એ મા ન તો ખાનદાનની રૂએ ઐબદાર છે ન તે વાંઝણી છે.

**વમા કરમુન બિ-અન્જબ મિન અબીકુમ, • વમા ખાલુમ બિ-અકરમ મિન તમીમિ.**

હે કુરૈશના કબીલા ! ન કોઈ પ્રતિભાશાળી ખાનદાન તારા બાપથી વધુ ચઢિયાતું છે ન કોઈનો મામો તમીમથી વધુ આબરૂદાર છે. (શાઈરનો ઈશારો નદ્રની મા બર્રહ તરફ છે જે તમીમ બિન મુર્રહની બહેન હતી.)

કેટલાક વંશજ્ઞાનીઓના મંતવ્ય મુજબ કિનાનહના બીજા નંબરના પુત્ર માલિકના એક બેટાનું નામ ફિહર હતું. એજ ફિહરનું બીજું નામ કુરૈશ હતું. જેના અર્થ એ થયા કે જે માણસ ફિહરની અવલાદમાંથી હશે તેજ કુરૈશી કહેવાશે અને જે ફિહરની અવલાદમાંથી નહિ હશે તે કુરૈશી નહિ કહેવાશે. (એવો માણસ કુરૈશી હોવાના દાવામાં ખોટો પુરવાર થશે.)

**કુરૈશ નામ પડવાનું કારણ**————કુરૈશ શબ્દ અરબીના ''તકુર્રૂશ'' શબ્દમાંથી નીકળેલો છે જેના અર્થ કસબ, હુન્નર, કમાણી કે વેપાર-ધંધાના થાય છે. અરબનો પ્રખ્યાત શાઈર રૂબહ બિન અજ્જાજ કહે છે:

**કદ કાના યુગ્નીહિમ અનિશ - શુગૂશી, • વલ-ખશલિ મિન તસા-કુતિલ કુરૂશી,**

**શહમુંવ - વ - મહદુન લૈસા બિલ - મગશૂશી**

ચીકણું માંસ અને તાજું શુદ્ધ દૂધ, જે વેપારી ધંધાના પ્રતાપે તેઓને લગાતાર મળતું હતું, તેણે તેઓને ઘઉં, ઝાંઝર અને કંગનની અપેક્ષાથી નચિંત બનાવી દીધા હતા. માંસ અને દૂધ વગેરેના પૌષ્ટિક આહારથી તેઓના ચેહરા રાતામાતા અને સુંદર બની ગયા હતા. જેથી તેઓ આભૂષણો કે ઝેવરોના શણગારથી બેનિયાઝ થઈ ગયા હતા.

ઈબ્ને હિશામ કહે છે : ઉપરની કાવ્ય-કડીઓમાં શુગૂસ, ખશ્લ અને કુરૂશ શબ્દો આવેલા છે. એમાં શુગૂસ ઘંઉની એક જાતનું નામ છે. જ્યારે ખશ્લ ઝાંઝરના ઝંકાર કે કંગનના રણકારને કહે છે અને કુરૂશનો અર્થ સોદાગરી કે વેપાર વ્યવસાય થાય છે. શાઈરનું કહેવું છે કે વેપાર-ધંધાની કમાણીમાંથી ચરબીવાળા માંસ અને તાજા શુધ્ધ દૂધના આહારે તેઓને ખોટા ઠાઠમાઠ કે બનાવટી ભભકાના આડંબરથી બચાવી લીધા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશને કુરૈશ કહેવાનું એક કારણ આ હતું કે તેઓના ખાનદાનો એક સમયે વેરવિખેર થઈ જવા પછી પાછા એક સ્થળે એકત્ર થઈ ગયાં હતાં અને એકત્રિત કે સંગઠિત થવાને અરબીમાં તકુર્રૂશ યા તકરીશ કહે છે. [1]

**નદ્ર બિન કિનાનહની અવલાદ**---------હવે નદ્ર બિન કિનાનહને ત્યાં બે પુત્રો પૈદા થયા. એકનું નામ માલિક બિન નદ્ર અને બીજાનું નામ યખલુદ બિન નદ્ર હતું. એમાંથી માલિકની માનું નામ આતિકહ હતું અને તે અદવાન બિન અમ્ર બિન કૈસ બિન અયલાનની બેટી હતી. યખલુદની મા પણ એજ સ્ત્રી હતી કે બીજી તેની મને ખબર નથી.

**ફિહર બિન માલિકની અવલાદ**---------ઈબ્ને ઈસ્હાક કહે છે : નદ્રના પહેલા પુત્ર માલિકના એક બેટાનું નામ ફિહર હતું (જેનો લકબ કુરૈશ અને જેની અવલાદ કુરૈશી કહેવાય છે) આ ફિહર બિન માલિકની માનું નામ જન્દલહ હતું અને તે હારિસ બિન મુદાદ જુરહુમીની પુત્રી હતી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ ફિહર બિન માલિકના ચાર પુત્રો હતા : (૧) ગાલિબ બિન ફિહર (૨) મુહારિબ બિન ફિહર (૩) હારિસ બિન ફિહર અને (૪) અસદ બિન ફિહર. એ બધાની માનું નામ લયલા હતું અને તે સઅદ બિન હુઝૈલ બિન મુદરિકહની બેટી હતી.

**ગાલિબ બિન ફિહરની અવલાદ**---------ઈબ્ને ઈસ્હાક કહે છે : ગાલિબને ત્યાં બે પુત્રોનો જન્મ થયો. એકનું નામ લુઐય અને બીજાનું નામ તૈમ હતું. એમની માનું નામ સલમા હતું જે અમ્ર ખુઝાઈ નામે ગૃહસ્થની પુત્રી હતી. ગાલિબના બીજા પુત્ર તૈમની અવલાદને બનૂ અદરમ કહે છે.

ઈબ્ને હિશામ કહે છે : ગાલિબ બિન ફિહરનો એક ત્રીજો પુત્ર કૈસ નામે પણ હતો જેની માનું નામ સલમા બિન્તે કઅબ બિન અમ્ર ખુઝાઈ હતું. ગાબિલના પુત્રો લુઐય અને તૈમની મા પણ એજ સલમા હતી.

**લુઐય બિન ગાલિબની અવલાદ**---------ઈબ્ને ઈસ્હાક કહે છે : લુઐયને ત્યાં ચાર પુત્રો પૈદા થયા: (૧) કઅબ (૨) આમિર (૩) સામહ (૪) અને ઔફ.

એમાંથી કઅબ, આમિર અને સામહની માનું નામ માદિય્યહ બિન્તે કઅબ બિન કૈયિન બિન જસર હતું અને તે બનૂ કુદાઅહ નામે કબીલામાંથી હતી.

---

૧. કેટલાક સીરતકારોના કથન મુજબ કુરૈશ એક દરિયાઈ જાનવરનું નામ છે જે બહુ વિકરાળ, બળવાન અને કદ્દાવર કાયાનું હોવાથી તમામ જળચરો એટલે દરિયાઈ જાનવરો પર વર્ચસ્વ ભોગવે છે. તાકત અને કદમાં કોઈ જળચર એની તોલે પહોંચી શકતું નથી. એવી જ રીતે નદ્ર બિન કિનાનહ કે ફિહર બિન માલિક પોતાની બહાદુરી, બાહુબળ અને બુદ્ધિબળને પ્રતાપે અરબના તમામ કબીલાઓ પર ઉપરવટ ભોગવતા હતા.

કામૂસુલ-કુર્આનમાં છે : કુરૈશ કર્શથી નીકળેલો શબ્દ છે. અરબીમાં કર્શ સમુદ્રની એક માછલીનું નામ છે જે પોતાથી નાના માછલાંઓને ગળી જાય છે અને વહાણોને ઉલ્ટાવી નાખે છે. આગ કે હથિયાર સિવાય એ માછલી બીજી કોઈ રીતે કાબૂમાં આવતી નથી. (કામૂસુલ કુર્આન પાનું ૪૦૨) "૬"

ઈબ્ને હિશામ કહે છે : મારી તહકીક મુજબ લુઐય બિન ગાલિબને ત્યાં પાંચમો પુત્ર પણ હતો જેનું નામ હારિસ હતું અને જેના કુટુંબને બનૂ જુશમ બિન હારિસ કહેવામાં આવે છે. આ લોકો બનૂ રબીઅહની શાખ હઝઝાનમાંથી છે.

કહેવાય છે કે લુઐયને ત્યાં સઅદ નામે એક છઠ્ઠો છોકરો પણ હતો જેને ઉછેરનારી બુનાનહ નામે એક ખાતૂન હતી જેના નામે એની અવલાદ બનૂ બુનાનહ તરીકે ઓળખાતી હતી. બુનાનહ ખાતૂન એ કુટુંબની વડીલ કે મુરબ્બી હતી. આ કુટુંબ રબીઅહ નામે કબીલાના શૈબાન બિન સઅલબા બિન ઉકાબહ........બિન બક્ર બિન વાઈલની એક શાખ હતી. બુનાનહ ખાતૂન પોતે બનૂ અલકૈન બિન જસરે બિન શૈઉલ્લાહ બિન અસદ.......બિન કુદાઅહમાંથી હતી. કેટલાકના કથન મુજબ બુનાનહ ખાતૂન નમિર બિન કાસિતની બેટી હતી.

લુઐય બિન ગાલિબનો એક સાતમો છોકરો પણ હતો જેનું નામ ખુઝૈમહ હતું. એની મા યમનવાસીઓમાંથી હતી અને તેનું નામ આઈઝહ હતું. એ બનૂ ઉબૈદ બિન ખુઝૈમહ બિન લુઐયની પણ મા ગણાતી હતી અને તેનું કુટુંબ આઈઝહ નામે ઓળખાતું હતું.

લુઐયના પુત્ર આમિર સિવાય બધા છોકરાઓની મા માદીય્ય બિન્તે કઅબ બિન કૈયિન બિન જસર હતી. જયારે આમિરની માનું નામ મખ્શીય્યા હતું જે શૈબાન બિન મુહારિબ બિન ફિહરની બેટી હતી. અમુકના કથન મુજબ લયલા બિન્તે શૈબાન બિન મુહારિબ બિન ફિહર હતી.

**સામહ બિન લુઐયનો કિસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : લુઐય બિન ગાલિબનો ત્રીજા નંબરનો છોકરો સામહ, બાપનું વતન છોડીને ઉમ્માન યા ઉમાન ચાલ્યો ગયો અને પછી ત્યાં જ વસી ગયો. લોકોના કહેવા મુજબ તેના ભાઈ આમિરે તેને ઘરમાંથી કાઢી મૂક્યો હતો. બંને વચ્ચે રકઝક કે ચકમક ઝર્યા કરતી હતી. એક દિવસે સામહએ ઝનૂનમાં આવીને આમિરની આંખ ફોડી નાખી અને પછી વેરની બીકે જાન બચાવવા તે ઉમ્માન ભાગી ગયો.

એક દિવસે સામહ પોતાની ઊંટણી પર બેસીને ઊંટણીને ચરાવવા જંગલમાં લઈ ગયો. અચાનક ઊંટણીએ ઝાડનો પાલો ખાવા પોતાની ડોક ઝાડીમાં ભરાવી ત્યાં જ એક ઝેરીલા નાગે તેનો હોઠ દંશી લીધો. ઊંટણી લાગલી જ ભોંય પર પછડાઈ પડી. પછડાતી વેળા સાપે સપાટો કરીને સામહને પણ દંશી લીધો. કહેવાય છે કે મરવા પહેલાં સામહ આ શેઅરો લલકારતો હતો :

**અયનુ ફ-અબ્કી લિ-સામતબ-નિ લુઐયિન, • અલિકત સાક સામતલ-અલ્લાકહ.**

હે આંખ ! સામહ બિન લુઐય માટે આંસુ સાર કેમકે તેને, લપેટી લેનાર એક ખોફનાક વસ્તુ લપેટાઈ ગઈ.

બલ્લગા આમિરંવ-વ-કઅબન રસૂલન, • અન્ન નફસી ઈલયહિમા મુશ્તાકહ.

આમિર અને કઅબને મારો આ સંદેશો પહોંચાડી દો કે મારો આત્મા એ બંનેની મુલાકાત માટે ઉત્સુક છે.

**ઈન તકુન ફી ઉમ્માન દારી ફ-ઈન્ની, • ગાલિબિય-યુન ખ-રજતુ મિન ગેરિ ફાકહ**

ઉમ્માનમાં ભલે મારૂં ઘર રહ્યું તેમ છતાં હું બનૂ ગાલિબમાંથી છું. કંઇ રોજી કમાવાની જરૂરત મને ઘરથી ખેંચી લાવી નથી.

**રૂબ્બ કઅસિન હરક-તા યબ્નુ લુઐયિન • હઝરલ-મવતિ લમ તકુન મુહરાકહ.**

હે લુઐયના બેટા ! મૃત્યુના ડરથી તેં કેટલાય એવા જામ છલકાવ્યા જે છલકાવવાને લાયક ન હતા.

**રૂમ્તુ દફઅલ-હુતૂફિ યબ્નુ-લુઐયિન, • મા લિમન રામા ઝાક બિલ-હત્ફે-તાકહ.**

હે લુઐયના પુત્ર ! તેં મૃત્યુને ઠેલવવાનું ઠરાવ્યું હતું પરતુ જે કોઇએ એવું ઠરાવ્યું તે મૃત્યુથી બચી શકયો છે ખરો ?

ઈબ્ને હિશામ કહે છે : મને આ જાણકારી મળી છે કે સામહના સંતાનોમાંથી એક શખ્સ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થયો. તેણે પોતાનો પરિચય આપતાં કહ્યું, ''યા રસૂલલ્લાહ! હું સામહ બિન લુઐયની અવલાદમાંથી છું.''

આપે ફરમાવ્યું, ''અશ-શાઈર ?'' (એટલે તે સામહ જે શાઈર હતો ?)

આપના અમુક સાથીઓ બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! શું આપનો ઈશારો સામહના આ શેઅર તરફ છે :

**રૂબ્બ કઅસિન હરક-તા યબ્ન-લુઐયિન, • હઝરલ-મવતિ લમ તકુન મુહરાકહ.**

આપે ફરમાવ્યું, ''નઅમ''(આ શેઅરનો તરજુમો ઉપર લખેલો છે.)

**ઔફ બિન લુઐયનો કિસ્સો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અરબોના દાવા મુજબ લુઐયનો ચોથા નંબરનો છોકરો ઔફ કુરૈશના એક કાફલા સાથે પ્રવાસે ઊપડયો. કાફલાએ જયારે ગત્ફાન બિન સઅદ બિન કૈસ બિન ઐલાનની વસતિમાં પડાવ નાખ્યો તો ઔફ, કાફલાથી ઘણે પાછળ પડી ગયો હતો. તેને આવવામાં ખૂબ વિલંબ થયો તો કાફલાવાળા તેને છોડીને ચાલતા થયા. ઔફે મંઝિલે આવીને જોયું તો કાફલો ઊપડી ગયો હતો. ઔફ વિચારમાં પડી ગયો કે શું કરવું ? એટલામાં સઅલબા બિન સઅદ બિન ઝુબ્યાન બિન બગૈઝ બિન રૈસ બિન ગત્ફાન નામે ગૃહસ્થ ત્યાં આવી લાગ્યો. આ ગૃહસ્થ દુરની સગાઈમાં ઔફનો ભાઇ થતો હતો. તેણે ઔફને આગ્રહપૂર્વક પોતાની પાસે રોકી લીધો અને તેની સાથે ભાઈચારાનો સંબંધ કાયમ કરીને એજ વસતિમાં તેની શાદી કરાવી દીધી. પછી ઔફનું ખાનદાન એજ વસતિમાં વસીને વિકસી ગયું. ઔફ કુરૈશના બહુ ઊંચા ખાનદાનનો હોવાથી તેના નામની કીર્તિ ચોતરફ પ્રસરી ગઇ હતી. એટલે જ તેને આસરો આપનાર સઅલબાએ તેને સંબોધીને આ શેઅર કહ્યો હતો:

**અહબિસ અલય-યબ્ન લુઐયિન જમલક, • તર-કકલ-કવમુ વલા મન્ઝલા લક.**

હે લુઐયના બેટા ! તારા ઊંટને મારી પાસે રોકી લે. તારી કૌમે ભલે તને તરછોડી દીધો પણ તારા જવાને તરછોડી કેવી રીતે શકાય ?

(નોંટ :- અહીં અલ્લામા ઈબ્ન ઈસ્હાક અને અલ્લામા ઈબ્ને હિશામે કુરૈશના શુધ્ધ વંશવેલા અને ખાનદાની સંસ્કારોને લગતા વિવિધ શાઈરોના ૧૮ શેઅરો ટાંકેલા છે. તેના ૬ પાનાંનું લખાણ જતું કર્યું છે.''હ'')

**કઅબ બિન લુએયની અવલાદ**————ઈબ્ને ઈસ્હાક કહે છે: લુએય બિન ગાલિબના પહેલા નંબરના પુત્ર કઅબને ત્યાં ત્રણ પુત્રોનો જન્મ થયો : (૧) મુર્રહ (૨) અદી (૩) અને હુસૈસ. એ બધાની માનું નામ વહશિયહ હતું જે શૈબાન બિન મહારિબ બિન ફિહર બિન માલિક બિન નદ્રની બેટી હતી.

હવે મુર્રહ બિન કઅબને ત્યાં ત્રણ પુત્રો થયા : (૧) કિલાબ (૨) તૈમ અને (૩) યકઝહ. એમાં કિલાબની માનું નામ હિન્દ હતું જે સુરૈર બિન સઅલબહ બિન હારિસ બિન માલિક બિન કિનાનહ બિન ખુઝૈમહની બેટી હતી. જ્યારે યકઝહની મા બારકિયહ યમનના બની અસદની શાખ બનૂ બારિકના કુટુંબમાંથી હતી. અમુકના કથન મુજબ તૈમ પણ તેનો જ પુત્ર હતો. કેટલાક કને તૈમ અને કિલાબ હિન્દ બિન્તે સુરૈરના પુત્રો હતા.

**કિલાબ બિન મુર્રહની અવલાદ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કિલાબ બિન મુર્રહને ત્યાં બે પુત્રો અવતર્યા : કુસૈય અને ઝહરહ. બંનેની મા ફાતિમહ બિન્તે સઅદ બિન સયલ યમનના જુઅસમહ કબીલામાંથી હતી.

ઈબ્ને હિશામ કહે છે : કિલાબ બિન મુર્રહની "નઅમ" નામની એક પુત્રી પણ હતી. એ સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુએયના પુત્રો, અસઅદ અને સુએદની મા હતી. નઅમ બિન્તે કિલાબની માનું નામ ફાતિમહ બિન્તે સઅદ બિન સયલ હતું.

**સંપાદકની નોંધ** : કિલાબ કલ્બ શબ્દનું બહુવચન છે. અરબીમાં કૂતરાને કલ્બ કહે છે. કિલાબનું મૂળ નામ હકીમ હતું. પોતે શિકારના ભારે શવકીન હોવાથી એમણે ઘણા શિકારી કૂતરા પાળેલા હતા. આ કારણે કિલાબ ઉપનામે આખા અરબમાં પંકાઈ ગયા. એમના પિતાનું નામ મુર્રહ હતું. મુર્રહ શબ્દ અરબીના મરારહમાંથી નીકળેલો છે જેના અર્થ કડવાશ થાય છે જે શખ્સ સ્વાભાવે બહુ કરડો અને બહાદુર હોય, અરબના લોકો તેને મુર્રહ કહેતા હતા કે, એ માણસ પોતાના દુશ્મનો માટે બહુ કડવો અને આકરો છે. (સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૮)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વંશકડીના આ બધા પૂર્વજો પોતાની કૌમના સરદાર અને કઅબહના મુતવલ્લી તરીકે આખા અરબમાં જાણીતા હતા. સરદારી, આગેવાની કે નેતાગીરી એક પછી એક એમના ખાનદાનમાં ઊતરી આવતી હતી, મુર્રહના મરણ પછી કુરૈશની આગેવાની અને કઅબહની સરદારી તેમના પુત્ર કિલાબને ભાગે આવી હતી. "હ"

---

# પ્રકરણ ૨૦

# કુસૈય, હાશિમ અને અબ્દુલ-મુત્તલિબની અવલાદ

કુસૈય બિન કિલાબનું કુટુંબ • અબ્દે-મનાફનું કુટુંબ • હાશિમની અવલાદ • અબ્દુલ-મુત્તલિબની અવલાદ • અબ્દુલ્લાહ બિન અબ્દુલ-મુત્તલિબ • ઝમઝમના કૂવાનું ખોદકામ.

**કુસૈય બિન કિલાબનું કુટુંબ**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : કિલાબ બિન મુર્રહના પહેલા પુત્ર કુસૈયને ત્યાં ચાર પુત્રોનો જન્મ થયો : (૧) અબ્દે-મનાફ (૨) અબ્દુદ-દાર (૩) અબ્દુલ-ઉઝ્ઝા (૪) અબ્દ. આ ચાર પુત્રો ઉપરાંત બે પુત્રીઓ પણ હતી : તુખમુર અથવા તુખમર અને બર્રહ. એમની માનું નામ હુબ્બા હતું જે હુલૈલ બિન હબશિય્યહ બિન સલૂલ બિન કઅબ બિન અમ્ર ખુઝાઇની બેટી હતી, અને આ હુલૈલ તેના સમયે મક્કહનો બાદશાહ હતો.

**અબ્દે - મનાફનું કુટુંબ**—————ઇબ્ને હિશામ કહે છે : કુસૈય બિન કિલાબના પહેલા પુત્ર અબ્દે-મનાફનું અસલ નામ મુગીરહ હતું. આ મુગીરહ અથવા અબ્દે-મનાફના ચાર પુત્રો હતા : (૧) હાશિમ (૨) અબ્દે-શમ્સ (૩) મુત્તલિબ અને (૪) નવફલ. એમાંથી પહેલા ત્રણ પુત્રોની માનું નામ આતિકહ હતું અને તે મુર્રહ બિન હિલાલ બિન ફાલખ બિન ઝકવાન બિન સઅલબહ બિન બુહસહ બિન સુલૈમ બિન મનસૂર બિન ઇકરિમહ નામે ગૃહસ્થની પુત્રી હતી.

અબ્દે-મનાફના ચોથા પુત્ર નવફલની મા વાકિદહ બિન્તે અમ્ર માઝિનીયહ હતી. માઝિન પોતે મનસૂર બિન ઇકરિમહનો પુત્ર હતો.

ઇબ્ને હિશામ કહે છે : ચાર પુત્રો ઉપરાંત અબ્દે-મનાફના બીજાં સંતાનોના નામ આ છે. અબૂ અમ્ર, તુમાદિર, કિલાબહ, હૈયહ, રૈતહ, ઉમ્મુલ-અખ્સમ અને ઉમ્મે-સુફયાન.

એમાં અબૂ અમ્રની મા રૈતહ હતી જે તાઇફના બનૂ સકીફ કબીલાની સ્ત્રી હતી. ત્યારે બીજાં સંતાનોની માનું નામ આતિકહ હતું જે મુર્રહ બિન હિલાલની બેટી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા હઝરત હાશિમની મા પણ એજ આતિકહ હતી. આતિકહની માનું નામ સફિય્યહ બિન્તે હવઝહ બિન અમ્ર બિન સલૂલ બિન સઅસઆ બિન મુઆવિયહ બિન બક્ર બિન હવાઝિન હતું અને સફિય્યહની માનું નામ આઇઝલ્લાહ હતું જે અબ્દુલ-અશીરહ બિન મઝહિજની પુત્રી હતી.

**હાશિમની અવલાદ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા હાશિમ બિન અબ્દે-મનાફના ચાર પુત્રો હતા : (૧) અબ્દુલ-મુત્તલિબ (૨) અસદ (૩) અબા સૈફી અને (૪) નદલહ. આ ચાર પુત્રો ઉપરાંત હાશિમની પાંચ પુત્રીઓ હતી : (૧) શિફાઅ (૨) ખાલિદહ (૩) દઈફહ (૪) રૂકૈયહ (૫) હૈયહ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા અબ્દુલ-મુત્તલિબ અને રૂકૈયહની માનું નામ સલમા હતું અને તે અમ્ર બિન ઝૈદ બિન લુબૈદ બિન ખિદાશ બિન આમિર બિન ગનમ બિન અદી બિન નજ્જારની બેટી હતી. નજ્જારનું મૂળ નામ તૈમુલ્લાહ બિન સ઼અલબહ બિન અમ્ર બિન ખઝરજ બિન હારિસ઼હ બિન સ઼અલબહ બિન અમ્ર બિન આમિર હતું. [1]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદી સલમાની માનું નામ ઉમૈરહ હતું જે સખ્ર બિન હારિસ઼ બિન સ઼અલબહ બિન માઝિન બિન નજ્જારની પુત્રી હતી અને ઉમૈરહની માનું નામ સલમા બિન્તે અબ્દુલ-અશહલ નજ્જારિયા હતું.

હાશિમના બીજા નંબરના ફરઝંદ અસદની માનું નામ કૈલહ હતું. તે આમિર બિન માલિક ખુઝાઈ નામે ગૃહસ્થની પુત્રી હતી.

અબૂ સૈફી અને હૈયહની માનું નામ હિન્દ હતું. તે અમ્ર બિન સ઼અલબહ ખઝરજીની બેટી હતી.

નદલહ અને શિફાઅની મા, બનૂ કુદાઅહ કબીલાની એક સ્ત્રી હતી.

ખાલિદહ અને દઈફહની માનું નામ વાકિદહ હતું જે અબૂ અદી માઝિનિયહ નામે ગૃહસ્થની પુત્રી હતી.

**અબ્દુલ-મુત્તલિબની અવલાદ**————ઈબ્ને હિશામ કહે છે : હાશિમના ફરઝંદ અબ્દુલ-મુત્તલિબના ૧૦ પુત્રો અને ૭ પુત્રીઓ હતી. પુત્રોના નામ :

| | | | |
|---|---|---|---|
| ૧ | અબ્બાસ | ૬ | હારિસ઼ |
| ૨ | હમઝહ | ૭ | હજલ |
| ૩ | અબ્દુલ્લાહ | ૮ | મુકવ-વિમ |
| ૪ | અબૂ તાલિબ (મૂળ નામ અબ્દે- મનાફ) | ૯ | દિરાર |
| ૫ | ઝુબૈર | ૧૦ | અબૂ લહબ (મૂળ નામ અબ્દુલ-ઉઝ્ઝા) |

અબ્દુલ-મુત્તલિબની સાત બેટીઓના નામ આ છે :

| | | | |
|---|---|---|---|
| ૧ | સફીય્યહ | ૫ | અમીમહ અથવા ઉમૈમહ |
| ૨ | ઉમ્મે-હકીમ | ૬ | અરવા |
| ૩ | બયદાઅ અથવા અલ-બયદહ | ૭ | બર્રહ |
| ૪ | આતિકહ | | |

• આ સંતાનોમાં અબ્બાસ અને દિરારની માનું નામ નુતલહ હતું અને નુતૈલહના પિતાનું નામ જુન્નાબ

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદી બીબી સલમાનું ખાનદાન પરંપરાથી મદીનહમાં વસેલું હતું જ્યારે આપના પરદાદા હઝરત હાશિમનું વતન મક્કહ હતું. સલમા ખાતૂન સાથે હઝરત હાશિમના લગ્ન કેવી રીતે થયાં તેનું બયાન આગળના પ્રકરણમાં આવે છે. ''હ''

બિન કુલૈબ બિન માલિક બિન અમ્ર બિન આમિર બિન ઝૈદ મનાત બિન આમિર બિન સઅદ બિન ખઝરજ........બિન અસદ બિન રબીઅહ બિન નિઝાર હતું.

• અને હમઝહ, મુકવ-વિમ, હજલ તથા સફીય્યહની માનું નામ હાલહ હતું. હાલહ પોતે બહુ નેકદિલ, સદાચારી, સંસ્કારી અને ઉદાર દિલના ખાતૂન હતાં. પોતાના ઊંચા સંસ્કારો, માલ-દવલતની રેલછેલ અને લોકપ્રિયતાને કારણે તેઓ "ગયદાક" ઉપનામે પંકાયેલા હતાં. (ગયદાક એટલે ફળદ્રુપ, પ્રફુલ્લ, દાનવીર, સંસ્કારી વગેરે) બીબી હાલહની વંશાવળી આ છે : હાલહ બિન્તે ઉહૈબ બિન અબ્દે-મનાફ [૧] બિન ઝુહરહ બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય.

• હવે અબ્દુલ્લાહ, અબૂ તાલિબ અને ઝુબૈરની માનું નામ ફાતિમહ હતું. ફાતિમહના પિતાનું નામ અમ્ર બિન આઇઝ બિન ઈમરાન મખઝૂમ બિન યકઝહ.......બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર હતું.

ફાતિમહની માનું નામ સખ્રહ હતું. વંશાવળી આ છે : સખ્રહ બિન્તે અબ્દ બિન ઈમરાન બિન મખઝૂમ બિન યકઝહ......... બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર અને સખ્રહની માનું નામ તખમર બિન્તે અબ્દ બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર હતું.

• અબ્દુલ-મુત્તલિબના પુત્ર હારિસની માનું નામ સમરાઅ બિન્તે જુન્દુબ બિન હુજૈર બિન રિઆબ બિન હબીબ............બિન હવાઝિન બિન મનસૂર બિન ઇકરિમહ હતું.

• અબ્દુલ-મુત્તલિબના પુત્ર અબૂ લહબ (મૂળ નામ અબ્દુલ-ઉઝઝા)ની માનું નામ લુબના હતું જે હાજિર બિન અબ્દે-મનાફ બિન દાતિર બિન હબશિય્યહ બિન સલૂલ બિન કઅબ બિન અમ્ર ખુઝાઈની બેટી હતી.

**અબ્દુલ્લાહ બિન અબ્દુલ-મુત્તલિબ**————અબ્દુલ-મુત્તલિબના ફરઝંદ અબ્દુલ્લાહને ત્યાં, સરદારે-અવલાદે-આદમ એટલે જગતના તમામ ઈન્સાનોના સરદાર અને સરતાજ, અલ્લાહના પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક જન્મ થયો. અલ્લાહની અપરંપાર કૃપાઓ, સલામો, રહમતો અને બરકતો હો આપની ઉપર અને આપના પરિવાર પર !

• હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા માતાજીનું નામ આમિનહ બિન્તે વહબ બિન અબ્દે-મનાફ બિન ઝુહરહ બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર હતું.

• આમિનહ ખાતૂનના માતાજીનું નામ બર્રહ હતું. બર્રહના પિતાજીનું નામ અબ્દુલ-ઉઝઝા બિન ઉસ્માન બિન અબ્દે-દાર બિન કુસૈય બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર હતું.

• બર્રહના માતાજીનું નામ ઉમ્મે-હબીબ બિન્તે અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર હતું.

---

૧. ઉહૈબ બિન અબ્દે-મનાફના એક ભાઈનું નામ વહબ બિન અબ્દે-મનાફ હતું જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હકીકી નાના એટલે આપના વાલિદા સાહેબા બીબી આમિનહના પિતા હતા. "હ"

• ઉમ્મે-હબીબની માનું નામ બર્રહ બિન્તે અવફ બિન ઉબૈદ બિન ઉવૈજ બિન અદી બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર બિન માલિક બિન નદ્ર હતું.

આ રીતે અલ્લાહના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, હસબ અને નસબ બંને રીતે એટલે સંસ્કારી કમાલો અને ખાનદાની ખૂબીઓ બંને ધોરણે, બાપ તરફથી પણ અને મા તરફથી પણ તમામ અવલાદે-આદમમાં સૌથી શ્રેષ્ઠતર, ઉત્તમતર અને ઉચ્ચતર હતા. અલ્લાહની લખલૂટ રહમતો અને કૃપાઓ હો આપની ઉપર !

**સંપાદકની નોંધ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વંશાવળી અને આપના પૂર્વજોને લગતી સનદી માલૂમાતનો આટલો ભરપૂર ખઝાનો જગતના બીજા કોઇ નેતા વિષે ઇતિહાસના પાનાઓમાં જડતો નથી. મક્કહ અને આજુબાજુના વિસ્તારમાં વસનાર કુરૈશનું કોઇ ખાનદાન એવું ન હતું જેની સાથે આપની રિશ્તાદારીનો કોઇ ન કોઇ સંબંધ ન હોય. આ માલૂમાતની રોશનીમાં આપનું તેજસ્વી વ્યક્તિત્વ એવી જ રીતે ઝળહળે છે જેમ સિતારાઓમાં ચાંદ, આમ છતાં આપની પયગમ્બરી પર કોઇ ઇમાન નહિ લાવે તો વાંક તેના ફૂટેલા નસીબનો. શેખ સઅદીનો શેઅર છે.

**ગર ન બીનદ બ-રોઝ શપ્પરહ ચશ્મ;** • ચશ્મએ - આફતાબ રા ચે ગુનાહ.

અગર ચામાચીડિયાની આંખો સૂરજની રોશનીમાં જોઇ નહિ શકે તો એમાં સૂરજનો શો વાંક ?

**ઝમઝમના કૂવાનું ખોદકામ**————મુહંમદ બિન ઇસ્હાક મુત્તલબી કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ એક રાતે ખાનએ-કઅબહના ''મકામે-હિજ્ર''માં સુતેલા હતા.[1] ખ્વાબમાં શું જુએ છે કે કોઇ વ્યકિત એમને ઝમઝમનો કૂવો ખોદી કાઢવાનો હુકમ ફરમાવે છે. આ કૂવો કુરૈશની બે મૂર્તિઓ ઇસાફ અને નાઇલહ વચ્ચેની કુરબાનગાહ પાસે પુરાયેલો પડયો હતો બનૂ જુરહુમ કબીલાના લોકો મક્કહથી તડીપાર કે ફરાર થયા ત્યારે જતી વેળા તેઓએ આ કૂવો પૂરી દીધો હતો.

અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામ માટે ઝમઝમનું આ ઝરણું જમીનમાંથી ત્યારે વહેતું કર્યું હતું જયારે, ધાવણ અવસ્થામાં તેઓ તરસથી ત્રાસી ગયા હતા. તે પળોમાં હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના વાલિદહ બીબી હાજિરહએ પાણીની શોધ માટે ભારે મથામણ કરી પણ પાણીનો કયાંયે પત્તો નહિ લાગ્યો ત્યારે અતિ વ્યાકુળ દશામાં તેમણે સફા પર્વતની ટેકરી પર ચઢીને અલ્લાહના દરબારમાં દુઆ માંગી : ''યા ઇલાહી ! મારા ઇસ્માઇલ માટે વરસાદ વરસાવી દે !''

એ પછી એજ વ્યાકુળ દશામાં દોડતાં-દોડતાં સામે આવેલા મરવહ પહાડની ટેકરી પર ચઢીને એવી જ દુઆ માગી ત્યારે અલ્લાહ તઆલાએ પોતાના ફરિશ્તા જિબ્રીલને મોકલ્યા. તેમણે ઇસ્માઇલ પડેલા હતા તે જમીનમાં પોતાના પગની એડી મારી. એજ પળે ત્યાંથી પાણીનું ઝરણું ફૂટી નીકળ્યું.

એ દરમિયાન બીબી હાજિરહએ જંગલી પ્રાણીઓના બિહામણા અવાજો સાંભળ્યા તો ઇસ્માઇલની જાન માટે ખતરાનો એહસાસ થયો. તુરંત ત્યાંથી દોડતાં આવ્યાં. શું જુએ છે કે ધાવણા બાળકના ગાલ પાસે પાણી

---

૧. મકામે-હિજ્ર :- ખાનએ-કઅબહનો તે ભાગ જેને હતીમ કહે છે. આપની પયગમ્બરીના પાંચ વરસ પહેલાં કુરૈશે નવેસરથી કઅબહનું ચણતર કર્યું હતું. તે વેળા ખર્ચ ખૂટી પડતાં કઅબહની ઉત્તરે આવેલા આ ભાગની બાંધણી પડતી મૂકવામાં આવી હતી. એ ભાગનું નામ હતીમ છે અને તે કઅબહમાં જ ગણાય છે. એની હદે નિશાની તરીકે દીવાર ચણી લેવામાં આવી છે. ''હ''

વહી રહ્યું છે અને તે હાથ મારી-મારીને તેમાંથી પી રહ્યું છે. બીબી હાજિરહએ ઝરણાની આજુબાજુની માટી સમેટી લઇને તેની ફરતે પાળ બાંધી લીધી અને ખાડો બનાવીને પાણી તેમાં ઘેરી લીધું.

## ગુજરાતી સંપાદકની પ્રકરણ-પૂર્તિ

**અબ્દુલ-મુત્તલિબ અને આપનું ખાનદાન**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા દાદા હઝરત અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમના ખાનદાન વિષે સીરતકારોએ ટાંકેલી સનદી રિવાયતો મુજબ હઝરત અબ્દુલ-મુત્તલિબે વિવિધ સમયે અરબની કુલ છ ખાતૂનો સાથે શાદી કરી હતી. વિગત આ પ્રમાણે છે:

૧————હઝરત અબ્દુલ-મુત્તલિબના પહેલા બેગમનું નામ ફાતિમહ બિન્તે અમ્ર બિન આઇઝ બિન ઇમરાન હતું. એજ ખાતૂન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સગી દાદીમા હતાં. એમનાથી ત્રણ પુત્રો અને પાંચ પુત્રીઓનો જન્મ થયો. પુત્રોના નામ અબૂ તાલિબ, અબ્દુલ્લાહ અને ઝુબૈર હતા. પુત્રીઓના નામ ઉમ્મે-હકીમ, આતિકહ, બર્રહ, ઉમૈમહ અને અરવા હતા. આ પાંચ ખાતૂનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સગી ફોઈઓ હતી. અબૂ તાલિબ અને ઝુબૈર આપના સગા કાકા હતા. આપના પિતાજી હઝરત અબ્દુલ્લાહ અને એમના બહેન ઉમ્મે-હકીમ જોડિયા જનમ્યા હતા.

૨————બીજા બેગમનું નામ હાલહ બિન્તે ઉહૈબ હતું. એમનાથી ત્રણ પુત્રો અને એક પુત્રીનો જન્મ થયો. પુત્રોના નામ હમઝહ, મુકવ્વિમ અને હજલ હતાં. જયારે પુત્રીનું નામ સફીય્યહ હતું.

બીબી હાલહના પિતા ઉહૈબ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અમ્માંજી બીબી આમિનહના પિતા વહબ બંને સગા ભાઇઓ હતા. આ હિસાબે બીબી હાલહ અને બીબી આમિનહ આપસમાં કાકા-બહેન થતાં હતાં.

જે દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના અબ્બાજાન હઝરત અબ્દુલ્લાહના નિકાહ બીબી આમિનહ સાથે થયા એજ દિવસે આપના દાદા અબ્દુલ-મુત્તલિબે બીબી હાલહ સાથે નિકાહ કર્યા.

૩————હઝરત અબ્દુલ-મુત્તલિબના ત્રીજા બેગમનું નામ નુતૈલહ બિન્તે જુન્નાબ હતું. એમનાથી અબ્બાસ અને દિરાર નામે બે પુત્રોનો જન્મ થયો. બીબી નુતૈલહએ બૈતુલ્લાહ એટલે ખાનએ-કઅબહ પર ગિલાફ ચઢાવ્યો હતો. એમના બેટા અબ્બાસ બચપનમાં ગુમ થઇ ગયા હતા. એમણે મન્નત માની હતી કે મારો લાડલો મળી જાય તો હું બૈતુલ્લાહ પર ગિલાફ ચઢાવીશ.

ઇસ્લામની શરૂઆતમાં જ હઝરત અબ્બાસ અને એમના બેગમ બીબી ઉમ્મે-ફઝલ મુસલમાન બની ગયાં હતાં. વરસો સુધી પોતાના ઇસ્લામને છુપાવી રાખીને મક્કહમાં જ રહ્યાં. પછી ફત્હે-મક્કહ પ્રસંગે ઇસ્લામની જાહેરાત કરી.

૪————ચોથા બેગમનું નામ સફીય્યહ બિન્તે જુન્દુબ હતું. એમનાથી હારિસ નામે પુત્રનો જન્મ થયો. કેટલાકના કથન મુજબ કુસન નામે પુત્રનો પણ જન્મ થયો. હારિસ બધા પુત્રોમાં સૌથી મોટા હતા.

૫————પાંચમા બેગમનું નામ લુબના બિન્તે હાજિર હતું. એમનાથી અબૂ લહબ નામે પુત્રનો જન્મ થયો. અબૂ લહબનું મૂળ નામ અબ્દુલ-ઉઝઝા હતું. ઇસ્લામની શરૂઆતથી જ એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

વ સલ્લમનો કટ્ટર દુશ્મન બની ગયો અને મરતાં દમ સુધી પોતાના કુફ્ર પર કાયમ રહીને જહન્નમનો હકદાર ઠરી ગયો. એની બૈરી ઉમ્મે-જમીલ પણ બેહદ અવળચંડી અને નાલાયક હતી. જીવતી રહી ત્યાં સુધી આપના રસ્તામાં કાંટા બિછાવતી રહી. બંનેની અવળચંડાઇઓ વિષે કુર્આનમાં "તબ્બત યદા અબી લહબ"ની સૂરત ઉતારવામાં આવી જેમાં બંનેના જહન્નમી હોવાની વધામણી આપવામાં આવી.

૬————હઝરત અબ્દુલ-મુત્તલિબના છઠ્ઠા બેગમનું નામ મુમ્નઆ બિન્તે અમ્ર હતું. એમનાથી ગયદાક નામે પુત્રનો જન્મ થયો જેનું અસલી નામ નવફલ અથવા મુસઅબ હતું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકાઓમાં હારિસ બધાથી મોટા હતા. હઝરત હમઝહ આપથી ચારેક વરસ મોટા અને હઝરત અબ્બાસ ત્રણેક વરસ મોટા હતા. કેટલાકના કથન મુજબ આપ અને હઝરત હમઝહ સરખી ઉંમરના હતા. બધા કાકાઓમાં ફકત હઝરત હમઝહ અને હઝરત અબ્બાસ મુસલમાન બન્યા. આપના કાકા હઝરત અબૂ તાલિબ મુસલમાન નહિ બન્યા પણ જીવનની છેલ્લી પળ સુધી જાનના ભોગે આપની પડખે રહ્યા. આપની સાત ફોઇઓમાં ફકત હઝરત સફીય્યહ મુસલમાન બન્યાં. આતિકહ અને અરવાના ઇસ્લામમાં મતભેદ છે. (વધુ વિગત માટે જુઓ અસિહ-હુસ-સિયર પા. ૪૬-૪૭ અને સીરતં-સરવરે આલમ જિ.૨ પાન. ૭૮ અને ૮૯) "હ"

## પ્રકરણ ૨૧

# બૈતુલ્લાહથી જુરહુમની હકાલપટ્ટી

બૈતુલ્લાહના મુતવલ્લીઓનું બયાન ● જુરહુમ અને કતૂરા વચ્ચે હરીફાઇ ● મુદાદ અને સુમૈદઅ વચ્ચે ખેલાયેલું યુદ્ધ ● મુદાદ બિન અમ્ર મક્કહનો બાદશાહ ● અલ્લાહની મદદ બનૂ ઇસ્માઇલની પડખે ● મક્કહથી બનૂ જુરહુમની હકાલપટ્ટી ● બક્કહ શબ્દ અને તેના અર્થ ● કઅબહના તબર્રૂકાત કૂવામાં ● કઅબહના વહીવટ પર ખુઝાઅહનો કબજો.

**બૈતુલ્લાહના મુતવલ્લીઓનું બયાન**————ઇબ્ને હિશામે ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઇથી અને બુક્કાઇએ ઇબ્ને ઇસ્હાકથી જે રિવાયત ટાંકેલી છે તેમાં જુરહુમ કબીલાના પ્રસંગોનું પણ વર્ણન છે અને એવી ચોખવટ પણ છે કે જુરહુમના લોકો ઝમઝમનો કૂવો પૂરીને મક્કહથી નીકળી નાઠા હતા. વળી એ રિવાયતમાં આ વાતનો પણ ખુલાસો છે કે અબ્દુલ-મુત્તલિબના હાથે કૂવો નવેસરથી ચાલુ થવા સુધી કોણ-કોણ ગૃહસ્થો બૈતુલ્લાહનું મુતવલ્લીપણું અને મક્કહની સરદારી ભોગવતા રહ્યા.

આ રિવાયત મુજબ ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે અલ્લાહના પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની વફાત થઇ તો આપના જા-નશીન અને મુતવલ્લી તરીકે આપના વડા પુત્ર નાબિત બિન ઇસ્માઇલે કઅબહનો વહીવટ બહુ ખૂબીથી સંચલાવ્યો. અલ્લાહની ઇચ્છા રહી ત્યાં સુધી કઅબહનું સંચાલન અને મક્કહની સરદારી નાબિત બિન ઇસ્માઇલના હાથમાં રહી. નાબિતની વફાત પછી એમના નાના મુદાદ બિન અમ્ર જુરહુમીએ કઅબહના વહીવટી તંત્ર પર (બળજબરીથી) કબજો કરી લીધો. કેટલાક લોકો મુદાદ નામનો ઉચ્ચાર મિદાદ તરીકે કરે છે. [૧]

તે ઝમાનામાં હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામનું કુટુંબ, આપના ફરઝંદ નાબિતનું કુટુંબ, નાબિતના નાના મુદાદ બિન અમ્રનું કુટુંબ, નાબિતના મામાઓ, જુરહુમ કબીલાના ખાનદાનો અને કતૂરા કબીલાના લોકો મક્કહની ભૂમિમાં વસતા હતા. જુરહુમના લોકો અને કતૂરાના લોકો આપસમાં પિતરાઇ હતા. એ બંને કબીલા યમનથી હિજરત કરીને મક્કહ આવ્યા હતા. એમાં જુરહુમ કબીલાનો આગેવાન મુદાદ બિન અમ્ર હતો. અને કતૂરા કબીલાનો આગેવાન સુમૈદઅ નામે ગૃહસ્થ હતો. આ લોકો જયારે કાફલારૂપે ઊપડતા તો એક મોભાદાર

---

૧. મુદાદ બિન અમ્ર પોતાના જુરહુમ કબીલાનો સરદાર હતો. એની રંઅલા નામે બેટી સાથે હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના લગ્ન થયાં હતાં. આપના વડા પુત્ર નાબિતનો એ નાનો હતો. જુરહુમના લોકો મઆરિબ સરોવરની તબાહી બાદ યમનથી હિજરત કરીને મક્કહ આવ્યા હતા. તે વેળા મક્કહની ભૂમિમાં બીબી હાજિરહ અને આપના પુત્ર હઝરત ઇસ્માઇલ સિવાય કોઇ વસેલું ન હતું. ઝમઝમનું ઝરણું જોઇને જુરહુમના લોકો અહીં થોભી ગયા અને પછી બીબી હાજિરહની પરવાનગી મેળવીને કાયમ માટે અહીં જ વસી ગયા. હથુરણી.

શખ્સને પોતાનો બાદશાહ એટલે આગેવાન બનાવી લેતા. એજ આગેવાન કે અમીર હરેક પ્રકારે પૂરા કાફલાની નિગરાની કરતો.

જ્યારે મુદાદ બિન અમ્ર પોતાના જુરહુમ કબીલા સાથે અને સુમૈદઅ પોતાના કતૂરા કબીલા સાથે યમનથી નીકળીને મક્કહની ભૂમિમાં પહોંચ્યા તો અહીંનું એક લીલુંછમ અને રળિયામણું સ્થળ તેઓને ગમી ગયું. [૧] આગળ વધવાનું માંડી વાળીને બંને કબીલાના લોકોએ અહીં જ વસી જવાનું નક્કી કર્યું. મુદાદ બિન અમ્ર અને તેના જુરહુમ કબીલાએ મક્કહના "કુએ-કિઆન" નામે ચઢાણની ઊંચી ભૂમિએ અને તેની આજુબાજુના વિસ્તારમાં પડાવ નાખી દીધો. જ્યારે સુમૈદઅ અને તેના કતૂરા કબીલાએ મક્કહના "અજયાદ" નામે ઢોળાવની નીચાણની ભૂમિએ અને તેની આજુબાજુના વિસ્તારમાં પડાવ નાખ્યો અને પછી એ બંને કબીલા કાયમ માટે અહીં જ વસી ગયા.

સમયના વહેણની સાથે બંને કબીલાએ ધીરે-ધીરે પોતપોતાના સ્થળે પગદંડો જમાવી લીધો. પછી એવું બન્યું કે બહારથી મક્કહ આવનારા લોકો પર બંને કબીલાના સરદારોએ ફરજિયાત કરવેરો લાદી દીધો. જે લોકો મક્કહના ઊંચાણવાળા વિસ્તારની દિશાએથી આવતા તેઓ પાસેથી મુદાદે માથાદીઠ કરવેરાનો દસમો ભાગ વસૂલ કરવા માંડ્યો અને જે લોકો નીચાણવાળા વિસ્તારની દિશાએથી મક્કહ આવતા તેઓ પાસેથી સુમૈદઅ બળજબરીથી વેરો વસૂલ કરવા લાગ્યો.

**જુરહુમ અને કતૂરા વચ્ચે હરિફાઇ————**સોદાગરી કે વેપારની આ નીતિએ ધીરે-ધીરે કૌમવાદી મનોદશાનું રૂપ લીધું. ધનની કમાણીમાં એકબીજાને ટપી જવાનો ચેપ પ્રસરતો ગયો. આ હરિફાઇમાં બંને કબીલાના લોકો પોતાની જ કૌમનો પક્ષ લેવા લાગ્યા. બંનેની છાવણી વચ્ચે જાણે મોરચા મંડાઇ ગયા. આ તરફના લોકો તે તરફ નહિ જતા અને તે તરફના લોકો આ તરફ નહિ આવતા. મુદાદ ન સુમૈદઅને મળવા જતો ન સુમૈદઅ મુદાદને મળવા આવતો. એકબીજાને ત્યાં આવવા જવાનું મોકૂફ થતાં આપસમાં તેઓ એકબીજાને ધિક્કારવા લાગી ગયા. નતીજા રૂપે આ હરિફાઇએ અદાવતનું રૂપ લીધું. બનૂ જુરહુમ અને બનૂ કતૂરા એકબીજાના દુશ્મન બની ગયા. દુનિયાની લાલચ અને હુકૂમતની હવસમાં એકબીજાને પડકારવા લાગી ગયા.

બંને કબીલા વચ્ચે આ ઝમેલો જામેલો હતો તે વેળા અલ્લાહના પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામનું આખું કુટુંબ અને આપના વડા ફરઝંદ હઝરત નાબિતનું આખું કુટુંબ પોતાના નાના મુદાદ બિન અમ્ર જુરહુમીના પક્ષે હતું. ખાનએ-કઅબહનું વહીવટી-તંત્ર હઝરત નાબિતના કુટુંબના હાથમાં હતું અને હઝરત નાબિત તેના મુતવલ્લી હતા. સુમૈદઅ કે તેના કબીલાના લોકોનો એમાં કોઇ અધિકાર કે હક ન હતો. હવે તેઓ દુશ્મન બનીને આક્રમણખોર તરીકે બનૂ ઇસ્માઇલ સાથે ટકરાવા લાગ્યા.

**મુદાદ અને સુમૈદઅ વચ્ચે ખેલાયેલું યુધ્ધ————**પરસ્પરના વિખવાદે આંતરવિગ્રહનું રૂપ લીધું અને છેવટે મામલો લડાઇ સુધી પહોંચી ગયો. બનૂ જુરહુમના લોકો જે વિસ્તારમાં રહેતા હતા ત્યાંનું "કુએ-કિઆન" સ્થળ તેઓના પાટનગર જેવું હતું. જ્યારે "અજયાદ"નામનું સ્થળ બનૂ કતૂરાના લોકોની રાજધાની સમાન હતું. મુદાદ બિન અમ્ર કુએ-કિઆનથી પોતાનું લશ્કર લઇને સુમૈદઅ તરફ એવા ધૂમધડાકાથી નીકળ્યો

---

**૧.** આ તે સ્થળ હતું જ્યાં ઝમઝમનું ઝરણું આવેલું હતું. અહીં હઝરત બીબી હાજિરહ પોતાના બાળક હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામ સાથે રહેતાં હતાં. ઝમઝમની બરકતથી આજુબાજુની ધરતી લીલીછમ અને રળિયામણી બની ગઇ હતી. "[illegible]"

કે તેની સાથે લડાઇની પૂરી સામગ્રી હતી. ભાલા, ઢાલો, તલવારો, તીરો, કમાનો વગેરે એકબીજા સાથે ખડખડાટ ટકરાતાં હતાં.

કુએ-કિઆન વિષે કહેવાય છે કે એ ''તકઅ-કઅ''માંથી નીકળેલો શબ્દ છે જેના અર્થ ખડખડાટ થાય છે. બીજી તરફ મુદાદના મુકાબલા માટે સુમૈદઅ પોતાના અજયાદ પાટનગરથી એવી રીતે નીકળ્યો કે તેની સાથે ઘોડેસવાર અને પાયદળ લશ્કર હતું. અજયાદને અજયાદ એટલા માટે કહે છે કે સુમૈદઅના લશ્કરમાં ઉત્તમ પ્રકારના જાતવંત ઘોડા હતા. [૧] બંને લશ્કરો વચ્ચે ''ફાઝિહ'' નામના રણમેદાનમાં જંગ ખેલાયો. આ જંગમાં બનૂ ઇસ્માઇલ અને નાબિતના લોકો પોતાના નાના મુદાદ બિન અમ્રના પક્ષે રહીને લડવા આવ્યા હતા. ઘમસાણનું યુધ્ધ ખેલાયું. એમાં કતૂરા કબીલાનો સરદાર સુમૈદઅ કતલ થઇ ગયો. [૨] એના લશ્કરને નામોશી ભરેલી હાર મળી. મુદાદ બિન અમ્ર જીતી ગયો. એજ કારણે આ રણમેદાનનું નામ ''ફાઝિહ'' પડી ગયું એટલે ઝલીલો-ખ્વાર કરનારૂં કે નામોશીભરેલી પછડાટ આપનારૂં સ્થળ.

**મુદાદ બિન અમ્ર : મક્કહનો બાદશાહ**————આ લડાઇમાં બનૂ કતૂરાનો સરદાર સુમૈદઅ માર્યો ગયો ત્યારે તેના લશ્કરી અમલદારોએ સુલેહની દરખાસ્ત રજૂ કરી. મુદાદ બિન અમ્રે તેનો સ્વીકાર કરી લીધો. મક્કહના ઊંચાણ વિસ્તારે આવેલા ''મતાબિખ'' સ્થળે બંને કબીલાના આગેવાનો ભેગા મળ્યા. ત્યાં જ આપસમાં સુલેહના કરાર કરી લેવામાં આવ્યા. એજ વેળા બધાએ એકમતે મુદાદ બિન અમ્રને પોતાના બાદશાહ તરીકે અપનાવી લીધો. બાદશાહીની લગામ હાથમાં લેતાં તેણે વિજયની ઉજવણી તરીકે મક્કહમાં ધામધૂમથી મોટો જલસો કર્યો. જાનવરોની કુરબાની કરીને ઝિયાફતમાં મક્કહના તમામ લોકોને નોતરવામાં આવ્યા. ખાઇપીને લોકોએ વિજયની ઉજવણી કરી તેથી એ સ્થળનું નામ ''મતાબિખ'' એટલે રસોડું પડી ગયું. કહેવાય છે કે મુદાદ અને સુમૈદઅ વચ્ચે જે યુધ્ધ ખેલાયું એ મક્કહના ઇતિહાસમાં સૌથી પહેલું યુધ્ધ હતું.

**અલ્લાહની મદદ બનૂ ઇસ્માઇલની પડખે**————એ પછી અલ્લાહ તઆલાએ હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની અવલાદને એટલી વિકસાવી કે દિન-બ-દિન તેઓની વસ્તીમાં વધારો જ થતો ચાલ્યો ગયો. મક્કહ અને ખાનએ-કઅબહના વહીવટી-તંત્રનું સંચાલન મુદાદ બિન અમ્ર, તેના પુત્રો અને તેના જુરહુમ કબીલાના હાથમાં હતું. બનૂ ઇસ્માઇલના લોકો આ કબીલા સાથે નાના-નવાસા અને મામા-ભાણેજની રિશ્તાદારીએ સંકળાયેલા હતા. જેથી મક્કહ અને કઅબહના વહીવટ અંગે તેઓએ બનૂ જુરહુમ સાથે કદી લડાઇ-ઝગડો નહિ કર્યો. વડીલોનો માન મરતબો, મક્કહનો માનમોભો અને કીર્તિવંત કઅબહની અઝમત કે મહાનતા એવી વાતો હતી કે લડાઇ-ઝગડાની તેઓ કલ્પના પણ કરી શકતા ન હતા.

જયારે મક્કહમાં વસ્તી-વધારાને કારણે રહેણાકની તંગી વર્તાઇ તો બનૂ ઇસ્માઇલના લોકો મક્કહથી સ્થળાંતર કરીને અહીંતહીંની વસતિઓમાં ચાલ્યા ગયા અને નવી-નવી વસાહતો ઊભી કરીને ત્યાં જ રહેવા લાગ્યા. એ પછી જયારેય કોઇ કોમ સાથે અથડામણનો પ્રસંગ સર્જાયો તો અલ્લાહની મદદથી હંમેશ તેમાં ફતેહમંદ નીવડયા.

---

૧. અરબીમાં લાંબી સુંદર ગરદન માટે ''જીદ''શબ્દ આવે છે. જેનું બહુવચન જિયાદ, જુયૂદ, અજયાદ છે. કહેવાય છે કે સુમૈદઅના પાટનગર અજયાદમાં મુદાદબિન અમ્રે કતૂરાના એક સો માણસોની ગરદન મારી હતી જેથી એ સ્થળનું નામ પણ અજયાદ પડી ગયું.

૨. સુમૈદઅ અને તેનો કતૂરા કબીલો અમાલીક નામે એક પ્રાચીન કૌમના વંશમાંથી હતો. હઝરત નૂહ અલૈહિસ-સલામના પુત્ર સામ બિન નૂહના એક પ્રપૌત્રનું નામ અમલીક હતું. તેની અવલાદ અમાલીક કે અમાલિકહ કહેવાય છે. મિસરના ફિરઔન બાદશાહો એજ કૌમમાંથી હતા. (બયાનુલ-લિસાન પાનું ૫૧૨) હથુરણી.

કેમકે તેઓ દીને-ઈબ્રાહીમીના સાચા અનુયાયી અને ધર્મચુસ્ત અને સત્યપંથી હોવાથી સદા અલ્લાહની મદદને પાત્ર ઠરતા હતા.

**મક્કહથી બનૂ જુરહુમની હકાલપટ્ટી**————એ પછી બનૂ જુરહુમના લોકોએ સરકશી કે બંડખોરીનો શયતાની માર્ગ અપનાવીને મક્કહમાં અંધેરનગરીનું સામ્રાજ્ય પ્રવર્તાવી દીધું. મક્કહની નિર્દોષ જનતા પર મન મૂકીને અત્યાચાર ગુજારવા માંડ્યો. બહારથી આવનારા હાજીઓનો બળજબરીથી માલ પડાવવા લાગ્યા. કઅબહની અઝમત અને માનમર્યાદાનો છડેચોક ભંગ કરવા લાગ્યા. કઅબહને અર્પણ કરાતી ભેટો અને નઝરાણાઓ પર કબજો કરીને પોતાના ઉપયોગમાં લેવા લાગ્યા. કાનૂનો અને નિયમોનો ભંગ કરીને ધર્મવિરોધી કામો આચરવા લાગ્યા ત્યારે માંહેમાંહે તેઓમાં ફાટફૂટ પડી ગઈ. [૧]

બનૂ જુરહુમના આ કારસ્તાન કે શયતાની ધંધા જોઈને બનૂબક્ર બિન અબ્દે-મનાત બિન કિનાનહ તથા બનૂ ખુઝાઅહવાળા બનૂ ગુબશાનના લોકોએ તેઓને એકમતે મક્કહથી હાંકી કાઢવાનું નક્કી કરી લીધું. યોજનાબધ્ધ રીતે તેઓએ જંગનું એલાન કર્યું અને એવી બહાદુરીથી લડયા કે બનૂ જુરહુમ માટે ઊભી પૂછડીએ ફરાર થવા સિવાય બીજો રસ્તો નહિ રહ્યો. બનૂબક્ર અને ગુબશાનના વીરનરોએ શાનદાર વિજય મેળવી લીધો અને પછી બનૂ જુરહુમની હકાલપટ્ટી તરીકે તેઓને મક્કહથી તડીપાર કરી દીધા.

**બક્કહ શબ્દ અને તેના અર્થ**————મક્કહ શહેરનું પ્રાચીન નામ બક્કહ છે. (આ શબ્દ કુર્આને-મજીદમાં આવેલો છે) તે વેળાના જાહિલિયત યુગમાં મક્કહની ભૂમિમાં એવી તાસીર હતી કે કોઇ અત્યાચારી કે ભ્રષ્ટચારી કે ત્રાસવાદી માણસ તેમાં વધુવાર ટકી શકતો નહિ. જ્યાં કોઇએ આપખુદી કે જોહુકમી ચલાવી કે ઝુલ્મ આદર્યો, મક્કહએ તુરંત તેને પોતાની ભૂમિમાંથી બહાર ફગોટી દીધો. આ કારણે મક્કહનું એક નામ "નાસ્સહ" તરીકે પંકાયેલું હતું. [૨]

કોઇ બાદશાહ જ્યારેય મક્કહની બેહુર્મતી કે અપમાનનો ઈરાદો કરતો કે તુરંત તેનો મૃત્યુઘંટ બજી જતો. કહેવાય છે કે મક્કહનું નામ બક્કહ એટલા કારણે પડયું કે તે આવા બંડખોરો અને માથાભારે તત્વોની ગરદન તોડી નાખતું હતું. [૩]

ઈબ્ને હિશામ કહે છે : બક્કહને લગતી બીજી રિવાયત એમ છે કે મક્કહની ભૂમિમાં બક્કહ નામની એક ખીણ હતી. આ ખીણમાં લોકોની ભારે ભીડ જામેલી રહેતી. લોકોના ટોળેટોળાં ત્યાં એકઠાં થતાં હોવાથી

૧. મુદાદ બિન અમ્રના મરણ બાદ તેનો જુરહુમ કબીલો સદીઓ સુધી મક્કહ પર બાદશાહી ભોગવતો રહ્યો. પછી ધીરે ધીરે તેઓમાં જાતજાતના અનિષ્ટો કે દુષણોનો ચેપ પ્રસરતો ગયો. છેવટે તેઓની નૈતિક બુધ્ધિનું દેવાળુ નીકળી ગયું. એટલા ભ્રષ્ટાચારી બની ગયા કે ન કઅબહની પવિત્રતાનું ભાન રહ્યું ન હલાલ-હરામની તમીઝ રહી. એટલે સુધી કે જ્યારે કોઇને બદકારીની જગા ન મળતી તો તે કઅબહમાં જઇને આ પાપ આચરતો. એજ ઝમાનામાં ઈસાફ નામના બદકાર યુવકે નાઈલહ નામની જવાન કન્યા સાથે ખાનએ-કઅબહમાં આ ગોઝારૂં પાપ આચર્યું તો અલ્લાહ તઆલાએ બંનેને પથ્થરના પૂતળાં બનાવી દીધાં. લોકો અમુક મુદ્દત સુધી એનાથી ધડો લેતા રહ્યા. બાદમાં એજ ઈસાફ અને નાઈલહ નામે પાપીઓની મૂર્તિઓ બનાવીને તેને પૂજવા લાગી ગયા. (હવાલા માટે જુઓ સીરતે- સરવરે-આલમ જિ.૨ પા.૭૩ હથુરણી.

૨. નાસ્સહ અરબીના "નસ્સ" શબ્દમાંથી નીકળેલો છે જેના અર્થ હાંકી કાઢવું, હકાલપટ્ટી કરવી, દમદાટી આપવી વગેરે થાય છે. "હ"

૩. બક્કહ શબ્દ "બક્ક"થી નીકળેલો છે એના અર્થ ટુકડે-ટુકડા કરવું, ગરદન તોડી નાખવી વગેરે. એના બીજા અર્થ લોકોના ટોળાંનો પ્રચંડ ઘસારો પણ થાય છે જેમકે હજ્જ પ્રસંગે પ્રચંડ ઘસારાને કારણે લોકો એકબીજા સાથે ટકરાતા હોય છે. બક્કહના એક અર્થ છૂંદી નાખવું કે કચડી નાખવું પણ થાય છે. જે કોઇએ મક્કહ પર હમલો કર્યો કે તરત તેને કચડી નાખવામાં આવ્યો. "અસહાબે-ફીલ"ના ઘટનામાં આક્રમણખોર અબ્રહા અને તેના લશ્કરને કચડી નાખવામાં આવ્યું હતું. હથુરણી.

તેનું નામ બક્કહ પડી ગયું. ખાસ કરીને ખાનએ-કઅબહના સ્થળ અને તેની ફરતે આવેલી મસ્જિદે-હરામને જ બક્કહ કહેવામાં આવે છે.

**કઅબહના તબર્રુકાત કૂવામાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જ્યારે જુરહુમ કબીલાની મક્કહથી હકાલપટ્ટી કરવામાં આવી તો મુદાદ બિન અમ્રના એક પૌત્ર અમ્ર બિન હારિસે મક્કહથી નીકળતી વેળા કઅબહના સોનેરી હરણો, [૧] કઅબહના પર્દા, હજરે-અસ્વદ વગેરેને પોતાના સાથીઓની મદદથી ઝમઝમના કૂવામાં પધરાવીને ઉપરથી કૂવો એવી રીતે પૂરી દીધો કે જમીનની સપાટીથી તેનું નામો-નિશાન મટી ગયું. એ પછી તેઓ ઝપાટાભેર યમન તરફ પલાયન થઇ ગયા. મક્કહની રાજગાદી અને બૈતુલ્લાહની વહીવટદારી છૂટી જવાનો ઊંડો આઘાત પોતાના સીના પર લઇને તેઓને મક્કહથી તડીપાર થવું પડયું હતું.

(નોટ :-અલ્લામા ઇબ્ને હિશામે અહીં મુદાદ બિન અમ્રના પૌત્ર અમ્ર બિન હારિસે, મક્કહ અને કઅબહના વિયોગમાં રચેલા વિલાપ-કાવ્યના ૧૯ શેઅરો ટાંકેલા છે તેમાંના કેટલાક શેઅરો અહીં પ્રસ્તુત છે:)

**વ કાઇ-લતિન વદ-દમ્ઉ સકબુમ મુબાદિરુ, • વકદ શરિકત બિદ - દમ્ઇ મિન્હલ મહાજિરુ.**

અમુક કહેનારની આ હાલત છે કે આંસુ ધસારાભેર વહી રહ્યાં છે અને આંખોના ફૂંડાળા આંસુઓથી ઝળકી રહ્યાં છે.

**વ નહનુ વલીનલ-બૈત મિમ બઅદિ નાબિતિન, • બિ અઝ-ઝિન ફમા યહઝા લદૈનલ-મુકાસિરુ.**

નાબિત પછી અલ્લાહના ઘરના મુતવલ્લી કે વહીવટદાર અમે જ તો હતા ! એજ ઘરની ચોગર્દમ અમે ઘૂમ્યા કરતા હતા. અમારી ભલાઇ કે કીર્તિ જગજાહેર છે.

**મલકના ફઅઝ-ઝઝના ફ-અઅઝમ બિ-મુલકિના, • ફલૈસ લહિયિન ગયરિના સમ્મ ફાખિરુ.**

ત્યાં અમે બાદશાહી કીધી તો કેવી શાનથી કીધી ? કે અમારા સિવાય ત્યાં અન્ય કોઇ કબીલા માટે ગર્વ લેવાની ગુંજાઇશ જ ન હતી.

**ફઇન તન-સનિદ - દુન્યા અલૈના બિ - હાલિહા, • ફઇન્ન લહા હાલંવ વફીહત - તશાજુરુ**

અગર દુનિયા પોતાના સંજોગો સાથે અમારાથી વિરૂધ્ધ થઇ ગઇ તો એમાં તઅજ્જુબ શા માટે ? દુનિયામાં પરિવર્તન થતું જ રહે છે અને સંઘર્ષ ચાલુ જ રહે છે.

**ફ-અખ - રજના મિન્હલ મલીકુ બિ - કુદરતિન, • કઝાલિક યા લન-નાસિ તજરીલ મકાદિરુ.**

ત્યાંથી અમને કુદરતવાળા બાદશાહે હાંકી કાઢ્યા. લોકો ! નસીબ એવી જ રીતે પોતાનો પ્રવાસ ચાલુ રાખે છે.

વ સિરના અહાદીસ ન વ કુન્ના બિ-ગિબ તતિન, • બિ ઝાલિક ગદ-દતનસ સનૂનલ ગવાબિરુ.

આથી પહેલાં અમે પણ ઇર્ષાપાત્ર હતા પણ હવે તો અમે ગઇ ગુજરી કહાણી બની ગયા છીએ. એજ અમારી ઇર્ષાપાત્ર દશાએ વિતેલા યુગમાં અમને કરડી ખાધા છે.

૧. કઅબહને ભેટ તરીકે પ્રદાન થયેલી વસ્તુઓમાં સોનાના બે હરણો પણ હતાં જેની વિગત આગળ આવે છે. ''હ''

વ તબ્કી લિ-બૈતિન લૈસ યુઅઝય હમામુહૂ, • યઝલ્લુ બિહી અમ્નંવ - વ - ફીહિલ - અસાફિરૂ.

અને આંખો તે ઘર માટે આંસુઓ સારે છે જ્યાંના કબૂતરોને પણ જરા જેટલી તકલીફ પહોંચાડી શકાય નહિ અને ત્યાંના નાનકડાં પંખીડાઓ હંમેશા તેમાં નિર્ભય રહેતાં હોય છે.

કુન્ના ઉનાસન કમ કુન્તુમ ફગય-યરના, • દહરુન ફ-અન્તુમ કમા કુન્ના તકૂનૂના.

અમે લોકો પણ તમારા જ જેવા હતા. પછી કાળના ચક્રે અમારી દશા પલટાવી નાખી તો તમારી પણ તેજ દશા થશે જે અમારી થઈ.

ઈબ્ને હિશામ કહે છે : કાવ્યકળાના કેટલાક પ્રખર જ્ઞાનીઓએ મને કહ્યું કે અમ્ર બિન હારિસ઼ના આ તે વિચારો કે તરંગો છે જેને અરબમાં સૌથી પહેલાં શાઈરીના ગુલદસ્તામાં ગૂંથી લેવામાં આવ્યા. અમ્ર બિન હારિસ઼ના આ શેઅરો યમનમાં એક પથ્થર પર કોતરાયેલા મળી આવ્યા હતા. પણ તેના રાવીનું નામ મને બતાવવામાં નહિ આવ્યું.

**કઅબહના વહીવટ પર ખુઝાઅહનો કબજો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જુરહુમ કબીલાની હકાલપટ્ટી પછી મક્કહ પર રાજસત્તાની લગામ ખુઝાઅહ કબીલાના ગુબશાન નામે લોકોના હાથમાં ચાલી ગઈ. એજ લોકો કઅબહના મુતવલ્લી અને મક્કહના બાદશાહ બની બેઠા. એમના સહકારી બનૂબક્ર બિન અબ્દે-મનાત કબીલાના લોકો આ સત્તામાં ભાગીદારીથી મહરૂમ રહી ગયા. તે સમયે ગુબશાન કબીલાનો સરદાર અમ્ર બિન હારિસ઼ ગુબશાની નામે ગૃહસ્થ હતો જે કઅબહનો મુતવલ્લી અને મક્કહનો બાદશાહ હતો.

એ દિવસોમાં કુરૈશના લોકો પોતાના જાતભાઈઓ એટલે બનૂ કિનાનહની વસતિઓમાં વસેલા હતા અને અલગ-અલગ જૂથો, સમૂહો તથા ખાનદાનોમાં વહેંચાયેલા હતા. તેઓ છૂટા છવાયા અને વેરવિખેર હાલતમાં હતા.

આ રીતે કઅબહનું મુતવલ્લીપણું અને મક્કહની બાદશાહી બનૂ ખુઝાઅહની શાખ બનૂ ગુબશાનના લોકોમાં પરંપરાગત ચાલતી રહી. એક પછી એક ગુબશાનના લોકો મક્કહની સરદારી ભોગવતા રહ્યા ત્યાં સુધી કે તેઓના છેલ્લા વારસદાર તરીકે હુલૈલ બિન હબશિયા બિન સલૂલ બિન કઅબ બિન અમ્ર ખુઝાઈ નામના ગૃહસ્થે મક્કહ અને કઅબહના વહીવટની લગામ પોતાના હાથમાં લીધી.

**સંપાદકની નોંધ**————બનૂ ગુબશાનનું ખાનદાન ત્રણ સો-ચાર સો વરસ સુધી મક્કહ પર એકહથ્થુ સત્તા ભોગવતું રહ્યું. એમના જ યુગમાં એક સમય એવો આવ્યો જ્યારે ખાનએ કઅબહ સંપૂર્ણ રીતે મૂર્તિઓના મંદિરમાં ફેરવાય ગયો એની શરૂઆત એવી રીતે થઈ કે આ કબીલાનો અમ્ર બિન લહુય્ય નામે શખ્સ પોતાની માલદારી અને દાનવૃત્તિને પ્રતાપે બનૂ ખુઝાઅહનો બેતાજ બાદશાહ બની ગયો. તે પોતાના ફળદ્રુપ ભેજાંમાંથી જે કંઈ બિદઅત કે તુક્કો ઉપજાવી કાઢતો, તેના ખુશામદખોર ખાંધિયા આંખો બંધ કરીને તેને વધાવી લેતા. એક વેળા તે સીરિયા ગયો. ત્યાંના અમાલીક વંશના લોકોને તેણે મૂર્તિઓની પૂજા કરતા જોયા. મૂર્તિઓની બંદગીનો આ તરીકો તેને ગમી ગયો. અમ્ર બિન લહુય્યની વિનંતીને માન આપીને તેઓએ હુબલ નામની મૂર્તિ તેને આપી દીધી. આ મૂર્તિને સીરિયાથી લાવીને તેણે કઅબહની છત પર ગોઠવી દીધી અને લોકોને તેની પૂજાનો હુકમ ફરમાવી દીધો. પછી તો અલ્લાહનું પવિત્ર ઘર મૂર્તિઓનું ધામ બની ગયું. રફતા-રફતા આખું અરબ મૂર્તિપૂજાની નાપાકીમાં સંડોવાઈ ગયું. ફત્હે-મક્કહ વેળા ત્રણ-સોને સાઠ મૂર્તિઓ બૈતુલ્લાહમાં માનપાનથી બિરાજેલી હતી. અમ્ર બિન લહુય્યનું બયાન પ્રકરણ ૧૭માં આવી ગયું છે. હથુરાણી.

## પ્રકરણ ૨૨

# કુસૈય અને મક્કહની બાદશાહી

મક્કહની સરદારીના ખરા હકદાર • કુસૈય બિન કિલાબને કુરૈશનો ટેકો • કુસૈય બિન કિલાબનો બચપણનો કિસ્સો • કુસૈય માટે હુલૈલની વસિય્યત • બનૂ સૂફહનું ખાનદાન • બનૂ સૂફહના નાલાયક ઓહદેદારો • અરફાતથી ઊપડવાની પરવાનગી • આમિર બિન ઝરીબનો અજીબો-ગરીબ કિસ્સો.

**મક્કહની સરદારીના ખરા હકદાર**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : મક્કહના બાદશાહ અને કઅબહના મુતવલ્લી હુલૈલ બિન હબશિયાની એક કુંવારી કન્યા હતી. તેનું નામ હુબ્બા હતું. કુસૈય બિન કિલાબે આ રાજકુમારી સાથે લગ્નનું માગું મોકલ્યું. હુલૈલ બાદશાહે તેના આ માગાંનો ખુશદિલીથી સ્વીકાર કરી લીધો અને પોતાની કુંવારી શાહઝાદીને તેની સાથે પરણાવી દીધી. આ જુગલજોડીથી કુસૈયને ત્યાં ચાર-પુત્રોનો જન્મ થયો : (૧) અબ્દુદ-દાર (૨) અબ્દે-મનાફ (૩) અબ્દુલ-ઉઝઝા અને (૪) અબ્દ.

જયારે કુસૈય બિન કિલાબનું પરિવાર વિકસીને ખૂબ વિશાળ થઇ ગયું, તેના ધન-દવલતમાં વધારો થઇ ગયો, માનમોભામાં દિન-બ-દિન ઉમેરો થતો ગયો અને હુલૈલ બિન હબશિયા મરી ગયો તો કુસૈયના મનમાં એવા તરંગો ઉછાળો મારવા લાગ્યા કે મક્કહની સરદારી અને કઅબહના વહીવટનો અમારાથી વધારે બીજો કોઇ કબીલો હકદાર નથી. ન ખુઝાઅહનો કબીલો ન બનૂબક્રનો કબીલો. કેમકે અમારો કુરૈશ કબીલો ખાસ અલ્લાહના પયગમ્બર ઈસ્માઈલ બિન ઈબ્રાહીમના વંશમાંથી ઊતરી આવેલો છે. અને અમારૂં ખાનદાન અલ્લાહના ચુનંદા બંદાઓનું ખાનદાન છે.

**કુસૈય બિન કિલાબને કુરૈશનો ટેકો**——————એ પછી કુસૈય બિન કિલાબે કુરૈશના આગેવાનો અને બનૂ કિનાનહના અગ્રણીઓ સાથે મળીને આ મામલા અંગે વાટાઘાટ કરી અને તેઓની સામે એવો પ્રસ્તાવ મૂકયો કે બનૂ ખુઝાઅહ અને બનૂબક્રને મુકાબલે કુરૈશનું ખાનદાન, મક્કહની સરદારી અને કઅબહના વહીવટનું વધારે હકદાર છે માટે એ બંનેને મક્કહથી હાંકી કાઢવાનું કોઇ નક્કર પગલું લેવું જોઇએ !

કુરૈશ અને બનૂ કિનાનહના લોકોએ કુસૈય બિન કિલાબનો આ પ્રસ્તાવ વધાવી લીધો અને પ્રસ્તાવના પ્રથમ પગલાં તરીકે બધાએ સાથે મળીને બનૂ ખુઝાઅહ તથા બનૂબક્રને મક્કહથી હાંકી કાઢવાનું એકમતે ઠરાવી લીધું.

**કુસૈય બિન કિલાબના બચપણનો કિસ્સો** [૧]——————આ મામલા અંગે બીજી રિવાયત એવી છે કે ઉઝરહ બિન સઅદ બિન ઝૈદ ખાનદાનનો એક શખ્સ જેનું નામ રબીઅહ બિન હરામ હતું; બહાર ગામથી આવીને મક્કહમાં વસી ગયો હતો. અહીં તેણે ફાતિમહ બિન્તે સઅદ બિન સયલ નામની વિધવા સ્ત્રી સાથે શાદી કરી લીધી હતી. આ ફાતિમહ બિન્તે સઅદ કુસૈયની સગી મા હતી. ફાતિમહની પહેલી શાદી કુસૈયના બાપ કિલાબ સાથે થઇ હતી. કિલાબથી ફાતિમહને બે પુત્રો અવતર્યા હતા. મોટા પુત્રનું નામ ઝુહરહ હતું અને બીજો પુત્ર કુસૈય પોતે હતો. કુસૈય ધાવણો હતો ત્યારે એના બાપ કિલાબનું મરણ થયું હતું. કિલાબના મરણ બાદ ફાતિમહએ બહારગામથી આવીને મક્કહમાં વસેલા રબીઅહ બિન હરામ સાથે નિકાહ કરી લીધા હતા.

નિકાહ બાદ રબીઅહ બિન હરામ, તેની પરણેતર ફાતિમહ અને તેના ધાવણા બાળક કુસૈયને લઇને પોતાને વતન ચાલ્યો ગયો. [૨] ફાતિમહનો પહેલો જવાન છોકરો એટલે કુસૈયનો મોટો ભાઇ ઝુહરહ મક્કહમાં જ રહી ગયો. વતન જવા પછી રબીઅહને ત્યાં ફાતિમહથી રિઝાહ નામે પુત્રનો જન્મ થયો. હવે રબીઅહના ઘરમાં રિઝાહ ઉપરાંત કુસૈયના બીજા ત્રણ ઓરમાન ભાઇઓ પણ હતા જેઓના નામ હુન્ન, મહમૂદ અને જુલુહમા હતાં. એ બધા ફાતિમહ વગર રબીઅહની બીજી પત્નીથી હતા.

કુસૈય બિન કિલાબ જયારે ઉછેર પામીને ભરજુવાનીએ પહોંચી ગયો તો પોતાના સાવકા બાપ રબીઅહ બિન હરામનું ઘર છોડીને મક્કહ ચાલ્યો ગયો અને કાયમ માટે અહીંનો જ વસવાટ ગ્રહણ કરીને તેણે મક્કહના બાદશાહ હુલૈલ બિન હબશિયાની જુવાન શાહઝાદી હુબ્બા સાથે શાદી કરી લીધી. હુલૈલ બિન હબશિયા ખુઝાઅહ કબીલાનો છેલ્લો વારસદાર હતો જેના હાથમાં મક્કહની બાદશાહીની લગામ હતી. હુલૈલના મરણ બાદ કુસૈયને એવો વિચાર આવ્યો કે બનૂ ખુઝાઅહને મારી-હઠાવીને મક્કહની હુકૂમત હાથ કરવી જોઇએ કેમકે તે પોતે અને તેનો કુરૈશ કબીલો અલ્લાહના પયગમ્બર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામની અવલાદ હોવાથી મક્કહની સરદારીના બીજાઓ કરતાં વધારે હકદાર છે.

જયારે કુસૈય બિન કિલાબની કૌમે તેના પ્રસ્તાવને ટેકો આપીને દરેક પ્રકારના સહકારની ખાતરી અપાવી તો તેણે પોતાના ઓરમાન ભાઇઓ————રિઝાહ, હુન્ન, મહમૂદ અને જુલુહમાને પણ મક્કહ બોલાવવાનો કાગળ લખ્યો. અને કાગળમાં લખી જણાવ્યું કે તમે બધા અહીં આવીને રહો અને મારી મદદ કરો. સંદેશો મળતાં એ લોકો એકલા નહિ આવ્યા બલકે પોતાના કુદાઅહ કબીલાના એવા લોકોને પણ લઇ આવ્યા જેઓ હજજના ઇરાદે મક્કહ જવાના હતા. એ બધા કુસૈયની મદદ માટે સંગઠિત અને સંમત હતા.

**કુસૈય માટે હુલૈલની વસિય્યત**——————પરંતુ બીજી રિવાયત મુજબ શાસક પક્ષ એટલે બનૂ ખુઝાઅહના લોકોનો દાવો છે કે જયારે કુસૈય બિન કિલાબે હુલૈલની બેટી હુબ્બા સાથે શાદી કરીને આલ-અવલાદમાં, માલ-દવલતમાં, માનમોભામાં અને લોકપ્રિયતામાં ખૂબ તરકકી કરી લીધી અને હુલૈલ મરણ પથારીએ પડયો તો મરવા પહેલા તેણે વસિય્યત કરી હતી કે મારા મરણ બાદ મક્કહની રાજગાદી અને કઅબહની

૧. કુસૈય બિન કિલાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વંશકડીમાં પાંચમી પેઢીના પૂર્વજનું નામ જેમકે : (૧) મુહંમદ બિન અબ્દુલ્લાહ (૨) બિન અબ્દુલ-મુત્તલિબ (૩) બિન હાશિમ (૪) બિન અબ્દે-મનાફ (૫) બિન કુસૈય. હથુરણી

૨. રબીઅહ બિન હરામનું વતન સીરિયાની સરહદે આવેલો એક મોટો કસબો હતો. એના કબીલાનું નામ બનૂ કુદાઅહ હતું. પૂરો કબીલો વરસોથી એજ વિસ્તારમાં વસેલો હતો. (હયાતે-રિસાલત-મઆબ પાનું ૪૨) હથુરણી

અમલદારી મારા જમાઇ કુસૈય બિન કિલાબને હવાલે કરી દેવી કેમકે તે બીજાઓ કરતાં એનો વધારે હકદાર છે. હુલૈલની આ વસિય્યતને આધારે જ કુસૈય બિન કિલાબે મક્કહની સત્તા હાથ ધરવાની હામ ભીડી હતી.

ઇબ્ને હિશામ કહે છે : આ રિવાયત બનૂ ખુઝાઅહ સિવાય બીજા કોઇને મુખે મેં સાંભળી નથી. એમાં ખરૂં ખોટું શું છે તે અલ્લાહ બેહતર જાણે !

સારાંશ કે કુસૈય બિન કિલાબે પોતાના પુત્રો, ભાઇઓ, ચાહકો, બનૂ કિનાનહ અને કુરૈશનું પીઠબળ મેળવી લીધું તો બધાએ સૌથી પહેલાં બનૂ ખુઝાઅહને બદલે બનૂ સૂફહ ખાનદાનના લોકો પર ત્રાટકવાનો નિર્ણય કરી લીધો.

**બનૂ સૂફહનું ખાનદાન**————બનૂ સૂફહ ખાનદાનના લોકો ખાનએ-કઅબહના વહીવટીતંત્રમાં અમુક ખાતાંઓનો ઓહદો વંશપરંપરાથી ભોગવતા હતા. હજ્જ પ્રસંગે આવનારા હાજીઓને તેઓ પોતાની દોરવણી હેઠળ હજ્જની ક્રિયાઓ કરાવતા હતા. [૧] આ સૂફહ ખાનદાનનો પૂર્વજ ગૌસ઼ બિન મુર્ર બિન ઉદ્દ બિન તાબિખહ બિન ઇલ્યાસ નામે ગૃહસ્થ હતો. તેની અવલાદને બનૂ સૂફહ કહેવામાં આવે છે. ગૌસ઼ની માં જુરહુમ કબીલામાંથી હતી. શાદી બાદ એને કોઇ અવલાદ થતી ન હતી. ત્યારે તેણે માનતા લીધી કે મને પુત્ર અવતરશે તો તેને હું ખાનએ-કઅબહને અર્પણ કરી દઇશ પછી એને ત્યાં પુત્ર પેદા થયો તો તેનું નામ ગૌસ઼ રાખવામાં આવ્યું. માનતા મુજબ ગૌસ઼ને તેણે કઅબહને અર્પણ કરી દીધો.

શરૂઆતમાં ગૌસ઼ પોતાના મામાઓ સાથે રહીને કઅબહમાં વિવિધ સેવાઓનું કામ શીખવા લાગ્યો. પછી મોટો થઇને સેવાઓના કામમાં પારંગત થઇ ગયો તો હજ્જ પ્રસંગે અરફહને દિવસે, [૨] લોકોને હજ્જની ક્રિયાઓ માટે મક્કહથી નીકળવાની પરવાનગી આપવાનો ઓહદો તેને સોંપવામાં આવ્યો તેના મરણ પછી આ ઓહદો તેની અવલાદને મળતો રહ્યાં. આ ઓહદા ઉપરાંત હજ્જની બીજી ક્રિયાઓના ઓહદા પણ તેની અવલાદને મળતા રહ્યા. જેમકે મિનાથી ઊપડવાની પરવાનગી આપવાનો ઓહદો તેમજ શયતાનોને કાંકરા મારવાની પરવાનગીનો ઓહદો. એ પછી તો બનૂ સૂફહ એટલે ગૌસ઼ની અવલાદના ઓહદેદારો એટલા બધા આપખુદ બની ગયા કે જયાં સુધી પોતે આ ક્રિયાઓ ન કરી લેતા, બીજા હાજીઓ તેની પહેલ કરવાની હિંમત કરી શકતા નહિ.

**બનૂ સૂફહના નાલાયક ઓહદેદારો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યહ્યા બિન ઇબાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે પોતાના બાપ ઇબાદના મુખે સાંભળેલી આ રિવાયત કહી સંભળાવી કે, બનૂ સૂફહનો કોઇ ઓહદેદાર જયારે હાજીઓને મિનાથી શયતાનોને કાંકરા મારવા લઇ જતો તો જયાં સુધી તે પોતે આ ક્રિયા ન કરી લેતો, બીજાઓને તેની પરવાનગી આપતો ન હતો. કેટલાક હાજીઓને પોતાના જરૂરી કામો હોવાથી આ ક્રિયાને જલદી પતાવી દેવાની ઉતાવળ હતી. તેઓ આ ઓહદેદાર પાસે જઇને વિનંતી કરતા, ''ભાઇ સાહેબ ! જલદી કરોને અમને ઉતાવળ છે. તમે જલદી પરવારો તો અમે પણ આ ક્રિયા પતાવીને અમારાં બીજાં કામો પતાવીએ.''

---

૧. બનૂ સૂફહના લોકો તેજ ઓહદો ભોગવતા હતા જે આજે મુઅલ્લિમો અને તેઓના માણસો ભોગવે છે. ''હ''

૨. ઝિલ-હજ્જની નવમી તારીખને અરફહનો દિવસ કહે છે. એ દિવસે હાજીઓ માટે અરફાતના મેદાનમાં થોભવું હજ્જનું સૌથી મહત્વનું અંગ ગણાય છે. એ છૂટી જાય તો હજ્જ નહિ થઇ શકે. ''હ''

તે ઠંડા કલેજે જવાબ આપતો, "ધીરજ રાખો મારા ભાઈઓ ! ઉતાવળે આંબા નહિ પાકે. સાંભળો, સૂરજ ઢળવા પહેલાં આ ક્રિયા થઈ શકે નહિ જેથી તમારી દરખાસ્ત નામંજૂર છે." (બીજા શબ્દોમાં : અમે કંઈ તમારા બાપના નોકર નથી.)

હાજીઓ તેને કરગરીને કાલાવાલા કરતા પણ આ તુમાખીખોર માણસ તેને એવી રીતે ઠુકરાવી દેતો જાણે કંઈ સાંભળ્યું જ નથી. પછી જ્યારે સૂરજ ઢળી જતો તો આ માણસ ઊભો થઈને ગોકળગાયની ગતિએ આગળ વધતો અને પ્રથમ પોતે શયતાનોને કાંકરા મારવાની ક્રિયા કરતો. તેના પરવારી જવા પછી જ બીજા હાજીઓને આ ક્રિયાની પરવાનગી મળતી.

જ્યારે હાજી લોકો કાંકરાની ક્રિયાથી પરવારીને મિનાથી મક્કહ તરફ ઊપડતા તો સૂફહના ઓહદેદારો અકબહની ઘાટીના નાકે રસ્તો રોકીને ઊભા થઈ જતા અને હાજીઓને કહેતા, "ખબરદાર કોઈ આગળ વધ્યું તો ! પ્રથમ અમારા માણસોને પસાર થઈ જવા દો, પછી તમે આગળ વધજો."

આ રીતે હાજીઓને અટકાવીને તેઓ પોતાના માણસોને બૂમો પાડતા, "હે અમારા સૂફહના ભાઈબંધો! પહેલાં તમે પસાર થાવ પછી બીજા લોકો પસાર થશે."

અને જ્યારે સૂફહ ખાનદાનના તમામ સ્ત્રી-પુરૂષો હાજીઓની ભારે ભીડમાંથી પસાર થઈ જતાં તે પછી જ બીજા હાજીઓને ત્યાંથી પસાર થવાની પરવાનગી મળતી. મતલબ કે કઅબહના ઓહદા જ્યાં સુધી સૂફહના ખાનદાનમાં રહ્યા, તેઓની જોહુકમી કે અંધાધૂંધીનો આ જંગલી નિયમ ચાલુ રહ્યો અને હાજીઓ તરહ-તરહની હાડમારીઓ ભોગવતા રહ્યા.

પછી જ્યારે સૂફહના ઓહદેદારો કાળક્રમે મરી પરવાર્યા તો આ વારસો તેઓના સ્નેહીઓ તરીકે બનૂ સઅદ બિન ઝૈદ બિન મનાત બિન તમીમના લોકોને મળવા પામ્યો અને બનૂ સઅદના પતન પછી તેઓના અનુગામીઓ તરીકે બનૂ સફવાન બિન હારિસ બિન શજિનહનું ખાનદાન આ વારસાનું હકદાર ઠર્યું. બનૂ સફવાનનું ખાનદાન બનૂ સઅદની જ એક શાખ હતી.

ઈબ્ને હિશામ કહે છે : સફવાનની વંશાવળી આ છે. સફવાન બિન જુન્નાબ બિન શજિનહ બિન ઉતારુદ બિન ઔફ બિન કઅબ બિન સઅદ બિન ઝૈદ મનાત બિન તમીમ.

**અરફાતથી ઊપડવાની પરવાનગી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ સફવાન જ તે શખ્સ છે જે હાજીઓને હજ્જ પ્રસંગે અરફહથી ઊપડવાની પરવાનગી આપતો હતો. તેના મરણ પછી આ ઓહદો તેની અવલાદને મળવા પામ્યો અને આ પરંપરા એજ નિયમ મુજબ ચાલતી રહી ત્યાં સુધી કે તેની અવલાદના આખેરી શખ્સનું નામ કરબ બિન સફવાન હતું જેના યુગમાં ઈસ્લામની જાહેરાત થવા પામી.

ઔસ બિન તમીમ સઅદીનો શેઅર છે :

લા યબ - રહુન - નાસ મા હજ્જૂ મ્અર - રફુહમ, • હત્તા યુકાલ અજીઝૂ આલા સફવાના.

જ્યાં સુધી લોકો હજ્જ કરતા રહેશે તેઓ અરફહ મુકામેથી હટી શકવાના નથી, ત્યાં સુધી કે તેઓને કહેવામાં આવે કે, "હે બનૂ સફવાન ! અમને પરવાનગી આપો !"

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઝિયાદ બિન અબ્દુલ્લાહ બિન બુક્કાઈથી એવી રિવાયત પણ મળવા પામી

છે કે હાજીઓને મુઝ-દલિફાથી ઊપડવાની પરવાનગી બનૂ અદવાનના ખાનદાન તરફથી મળતી હતી અને આ ઓહદો તેઓના ખાનદાનમાં વંશપરંપરાથી ઊતરી આવતો હતો. આ ખાનદાનનો આખેરી શખ્સ જેના ઝમાનામાં ઇસ્લામની જાહેરાત થઈ તેનું નામ અબૂ સૈયારહ ઉમૈલહ બિન અઅઝલ હતું. અરબના કોઈ શાઈરે એના વિષે કહ્યું છે :

નહનુ દફઅના અન અબી સૈયારહ, • વ અન મવાલીહિ બની ફઝારહ.

હત્તા અજાઝ સાલિમન હિમારહ, • મુસ-તક-બિલલ કિબ્લહ યદઊ જારહ.

એટલે અમે અબૂ સૈયારહ તથા તેના બનૂ ફઝારહ નામે પિતરાઇઓને લોકોથી હટાવી દીધા, ત્યાં સુધી કે અબૂ સૈયારહ પોતાની ગધેડીને શરારતથી અટકાવીને કિબ્લહ તરફ ફરી ગયો અને અલ્લાહ તઆલા પાસે રક્ષણની દુઆ માગી અને પછી તેણે લોકોને પરવાનગી આપી.

**આમિર બિન ઝરિબનો અજીબો-ગરીબ કિસ્સો**----------એજ બનૂ અદવાનના ખાનદાનમાંથી આમિર બિન ઝરિબ બિન અમ્ર બિન અયાદ બિન યશ્કર બિન અદવાન નામે એક ચંચળ-બુધ્ધિનો ગૃહસ્થ થઇ ગયો છે જે પોતાની દાનાઇથી અરબના લોકોના ઝગડાઓનો નિકાલ લાવવામાં પંકાયેલો હતો. અરબના લોકોમાં લડાઇ-ઝગડા થતા કે કોઇ મામલા અંગે ગૂંચ ઊભી થતી તો તેનો ખટલો એની અદાલતમાં રજૂ કરતા. પછી આમિર જે ફેસલો કરી દેતો તેને બંને પક્ષના લોકો રાજીખુશીથી કબૂલ કરી લેતા.

એક દિવસે આમિરની અદાલતમાં એક એવો કેસ રજૂ કરવામાં આવ્યો જેના ફેસલા અંગે બંને પક્ષો ગૂંચવાયેલા હતા. આ કેસ એક માણસના વારસાને લગતો હતો અને એ માણસ "ખુન્સા" તરીકે પંકાયેલો હતો. [૧] એના શરીરમાં પુરૂષની નિશાની પણ હતી અને સ્ત્રીની નિશાની પણ હતી. લોકોમાં તકરાર જામી કે એને પુરૂષોમાં ગણવો કે સ્ત્રીઓમાં ગણવો ? છેવટે તેઓએ એનો કેસ આમિર બિન ઝરિબની અદાલતમાં રજૂ કરીને કહ્યું, "સાહેબ ! આપ જે ચુકાદો આપશો તે અમને દિલોજાનથી મંજૂર છે. "

પરંતુ કેસની વિગત સાંભળીને ન્યાયની ગાદીએ બેઠેલા ચંચળબુધ્ધિના આમિર સાહેબ પણ ગૂંચવાય ગયા. કેમકે તેમની અદાલતમાં આજ સુધી આ પ્રકારનો કોઇ કેસ રજૂ થયો ન હતો. જેમ જેમ વિચારવા લાગ્યા, મગજ વધુને વધુ ચકરાતું ગયું. છેવટે કંટાળીને બોલ્યા, "હે લોકો ! જેટલો તમારા આ ખટલાએ મને ગૂંચવી નાખ્યો છે તેટલો કોઇ ખટલામાં હું ગૂંચવાયો નથી. વારૂ મને કંઇક મોહલત આપો, સોચી વિચારીને હું એનો જવાબ આપીશ."

અરબના લોકો તેની અદાલતમાંથી ચાલ્યા ગયા અને આમિર સાહેબની આખી રાત એજ ગૂંચવાડાના ઉકેલમાં પસાર થવા લાગી. જેમ જેમ વિચારતા હતા, કોકડાંની આંટીમાં તેટલી જ ગૂંચો પડતી હતી. પથારી પર બેચેનીથી પડખાં ફેરવતા હતા પણ આંટીનો છેડો હાથ લાગતો ન હતો.

રાવીનું કથન છે કે આમિર બિન ઝરિબની એક લોંડી સુખૈલા નામે હતી જે તેના બકરાં ચરાવવાની ગુલામી કરતી હતી. આમિર તેનાથી ખુશ ન હતો અને હમેશા તેને ધમકાવતો રહેતો કેમકે સુખૈલાની આદત હતી કે બીજા ભરવાડો વહેલી સવારે પોતાના બકરાં લઇને જંગલમાં ચરાવવા નીકળી જતા ત્યારે સુખૈલા સૌથી છેલ્લે

૧. ખુન્સાને ગુજરાતીમાં વ્યંઢળ કે હિજડો કહે છે. બંને નિશાનીઓ સાથે હોય તેને ઉર્દૂમાં "ખુન્સા મુશ્કિલ" કહે છે. "હ"

પોતાના બકરાં લઇને ઘરમાંથી નીકળતી અને જયારે બીજા ભરવાડો બકરાં ચરાવીને ઘરભેગા થઇ જતા ત્યારે સુખૈલા સૌથી છેલ્લે પોતાના બકરાં સાથે ઘરભેગી થતી. તેની આ બુરી ટેવથી ખિજાઇને આમિર સાહેબ રોજ તેને ઠપકાર્યા કરતા.

આજે રાતે સુખૈલાએ જોયું કે આમિર ઊંઘ વેચીને ઉજાગરો કરે છે અને પથારી પર વારંવાર બેચેનીથી પડખાં ફેરવે છે અને કોઇ ઊંડા વિચારમાં ડૂબેલો છે અને મોડી રાત પસાર થવા છતાં તેને ઊંઘ આવતી નથી ત્યારે તે પાસે જઇને બોલી, "કેમ શું વાત છે ? બેચેનીથી પડખાં કેમ ફેરવે છે ? તને ઊંઘ કેમ નથી આવતી?"

આમિર પોતાના તરંગોમાં ગોથાં ખાતો હોવાથી કોઇ વાત તેને પલ્લે નહિ પડી ત્યારે સુખૈલાએ આગ્રહપૂર્વક તેને કહ્યું, "એવી કઇ ગુથ્થી છે જેને સુલઝાવવામાં તું આટલો બેચેન છે ? વાંધો ન હોય તો મને વાત કર, કદાચ હું તને મદદ કરી શકું."

આમિર ચોંકીને બોલ્યો, " જા, જા, તું મને એમાં શું મદદ કરવાની ? આ કંઇ કહેવા જેવી વાત નથી અને તું સ્ત્રીની જાત એમાં કંઇ સમજે નહિ. જઇને પોતાનું કામ કર અને મને મારી દશા પર છોડી દે."

સુખૈલાએ ફરીવાર આગ્રહથી એજ સવાલ કર્યો તો આમિરે મનમાં વિચાર્યું, હું જે મામલામાં ગૂંચવાયો છું, બનવા જોગ છે લોંડી એનો કોઇ ઉકેલ બતાવી દે.

આમ વિચારીને તે બોલ્યો, "સાંભળ, આજે મારી અદાલતમાં એક ખુન્સાના વારસાનો મામલો રજૂ થયો છે. સમજાતું નથી આ ખુન્સાને હું મરદ હોવાનો ફત્વો આપું કે ઔરત હોવાનો ? અલ્લાહના સોગંદ, એજ આંટીના ઉકેલમાં મારી ઊંઘ ઊડી ગઇ છે."

"સુબ્હાનલ્લાહ !"સુખૈલાએ શાંતિથી કહ્યું, "આટલી નજીવી વાતે તારી ઊંઘ ઉડાડી મૂકી ? એ કોઇ એવી મુશ્કેલી નથી જેના ઉકેલ માટે મગજનું માખણ કરવું પડે !"

"હે સુખૈલા ! ત્યારે જલદી બતાવ ને, એનો શું ઉકેલ છે ?"

"સાંભળ !" સુખૈલા બોલી, "ફેસલાનો આધાર પેશાબની ઇંદ્રી પર રહેલો છે. ખુન્સાને પેશાબ કરવાનું કહો. જો તે સ્ત્રીના રસ્તાથી પેશાબ કરે તો તેના સ્ત્રી હોવાનો ફત્વો આપાં અને પુરૂષના રસ્તે પેશાબ કરે તો તેના પુરૂષ હોવાનો ફત્વો આપો."

"વાહ સુબ્હાનલ્લાહ ! ધન્ય છે તારી બુધ્ધિને હે સુખૈલા !" આમિરે ખુશીના આવેશથી કહ્યું, "જા આજથી તું બકરાં મોડાં લઇ આવે કે જલ્દી તેનો મને વાંધો નથી."

પછી જયારે સવાર પડી તો આમિરે પેલા અરબોને બોલાવીને કેસનો તેજ ચુકાદો આપ્યો જે તેની લોંડી સુખૈલાએ સૂચવ્યો હતો.

## પ્રકરણ ૨૩

# કુરૈશનું સંગઠન અને મક્કહ પર વિજય

બનૂ સૂફહની શિકસ્ત • બનૂ ખુઝાઅહ અને બનૂબક્ર સાથે જંગ • લવાદ તરીકે યઅમુર બિન ઔફની વરણી • કુસૈય અને મક્કહની બાદશાહી • કુસૈય બિન કિલાબના શાનદાર કારનામા • કુસૈય બિન કિલાબની તેજસ્વી શખસિયત • મક્કહનું પાર્લમિન્ટ હાઉસ • કુસૈયનો ઓરમાન ભાઇ રિઝાહ • કુસૈય બિન કિલાબનું કાવ્ય • રિઝાહ તરફથી કુસૈયની નારાજી • કુસૈયનું ઘડપણ અને વસિય્યત.

**બનૂ સૂફહની શિકસ્ત**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી જ્યારે નક્કી કરેલો હજ્જનો મહિનો આવ્યો એટલે જે વરસે બનનારી ઘટનાનો સમય પાકી ગયો તો બનૂ સૂફહના અધિકારીઓ રાબેતા મુજબ પોતાના ખાતાઓની ફર્ઝ-બજામણીમાં પરોવાય ગયા. આ ઓહદાઓ અને અધિકારો બનૂ સૂફહના ખાનદાનમાં, બનૂ જુરહુમ તથા બનૂ ખુઝાઅહના સમયથી ઊતરી આવતા હતા અને આખા અરબના લોકો બનૂ સૂફહના આ વહીવટી અધિકારોથી પરિચિત હતા.

ખાનએ-કઅબહનો વિશાળ ચોક અરબના ખૂણેખૂણાથી આવેલા હાજીઓની ભરચક હાજરીથી ધમધમતો હતો. લોકો હજ્જની વિવિધ ક્રિયાઓની અદાયગીમાં લાગેલા હતા અને બનૂ સૂફહના અધિકારીઓ પોતાના કામમાં લાગેલા હતા એટલામાં કુસૈય બિન કિલાબ અગાઉથી ગોઠવેલી યોજના મુજબ, પોતાની કુરૈશ કૌમ તથા બનૂ કિનાનહ અને બનૂ કુદાઅહના માણસો સાથે, બનૂ સૂફહના અધિકારીઓ પાસે ધસી આવ્યો અને તેઓના કામમાં વિક્ષેપ નાખતાં બોલ્યો, ''ખબરદાર ! કઅબહના વહીવટ અને વ્યવસ્થાના તમારા કરતાં અમે વધારે હકદાર છીએ !''

આ પડકાર સાંભળતાં જ બનૂ સૂફહના અધિકારીઓ સમસમી રહ્યા. પછી સ્વસ્થ થઇને જોતજોતામાં તેઓના મુકાબલા માટે મેદાને નીકળી આવ્યા અને એવો ભીષણ જંગ જામ્યો કે બંને પક્ષના સંખ્યાબંધ માણસો મોતને ઘાટ ઊતરી ગયા. અંતે વિજય કુસૈય બિન કિલાબના પક્ષનો થયો અને સૂફહના લોકો શિકસ્ત ખાયને ભાગી ગયા. એ પછી કઅબહના વહીવટ અને હજ્જની ક્રિયાઓને લગતા જેટલા અધિકારો કે સાધનો બનૂ સૂફહના હાથમાં હતાં એ બધાં કુસૈય બિન કિલાબના કબજામાં આવી ગયાં.

**બનૂ ખુઝાઅહ અને બનૂબક્ર સાથે જંગ**—————આ અણધારેલી પરિસ્થિતીની જ્યારે બનૂ ખુઝાઅહ અને બનૂબક્રને જાણ થઇ તો દહેશતના માર્યા તેઓ પણ સમસમી ઊઠયા. તેઓને ધાસ્તી પેઠી કે હવે પછી નક્કી અમારો વારો આવવાનો છે અને કુસૈય બિન કિલાબ અમારી સત્તા પણ પડાવી લેશે, જેવી રીતે બનૂ

સૂફહ પાસેથી તેણે પરંપરાગત અધિકારો પડાવી લીધા છે.

કુસૈય બિન કિલાબે જોયું કે સત્તાધારી પક્ષ પણ ઢીલો થઇ ગયો છે એટલે તેની સાથે લડી લેવાની પણ તેણે તૈયારી કરવા માંડી, આ જોઇને બનૂ ખુઝાઅહ અને બનૂબક્ર પણ, થવાનું હોય તે થાયનો સંકલ્પ કરીને તેની સાથે ટક્કર લેવા તૈયાર થઇ ગયા. જંગની પૂરી તૈયારી સાથે બંને લશ્કરો સામસામે આવી ગયાં અને ધમસાણનું યુધ્ધ ખેલાયું. ખરાખરીના આ ખૂની ખેલમાં કપાયેલા અને ઘવાયેલા દેહોના ઢગલા ખડકાયા પણ પલ્લું બંને પક્ષે સરખું રહ્યું. ત્યારે બંનેએ એકબીજા સાથે સુલેહના સંદેશાની આપ-લે કરવા માંડી. લાંબી વાટાઘાટને અંતે એક પ્રભાવશાળી વ્યકિતને લવાદ તરીકે નીમવાનું અને તે જે ફેસલો કરે તેને કબૂલ કરી લેવાનું નક્કી કરવામાં આવ્યું.

**લવાદ તરીકે યઅમુર બિન ઔફની વરણી**——————એ પછી બંને પક્ષની સંમતિથી યઅમુર બિન ઔફ બિન કઅબ બિન આમિર બિન લૈસ બિન બક્ર બિન અબ્દે-મનાફ બિન કિનાનહ નામે મોભાદાર અને મુત્સદ્દી શખ્સને લવાદ તરીકે નીમીને ફેસલાની સત્તા તેને સોંપી દેવામાં આવી.

યઅમુર બિન ઔફએ કાયદેસરની અદાલત કાયમ કરીને બંને પક્ષની દલીલો સાંભળવા બાદ એવો ચુકાદો આપ્યો કે, કુસૈય બિન કિલાબ પોતાના દાવાના ટેકામાં નક્કર દલીલો ધરાવે છે જેના આધારે તે મક્કહની સરદારી અને કઅબહના વહીવટનો, બનૂ ખુઝાઅહને મુકાબલે વધારે હકદાર ઠરે છે. ઉપરાંત આ જંગમાં જેટલા માણસો બનૂ ખુઝાઅહ અને બનૂબક્રના કતલ થઇ ગયા તેઓના ખૂનનો દંડ આપવાની કોઇ જવાબદારી કુસૈય બિન કિલાબના શિરે લાદી શકાતી નથી. જ્યારે કે જેટલા માણસો કુરૈશ, બનૂ કિનાનહ અને બનૂ કુદાઅહના આ જંગમાં માર્યા ગયા તેઓના ખૂનનો બદલો ચૂકવવાનું બનૂ ખુઝાઅહના શિરે લાઝિમ ઠરે છે. આથી હું હુકમ ફરમાવું છું કે, મક્કહ અને કઅબહના વહીવટની લગામ કુસૈય બિન કિલાબને સોંપી દેવામાં આવે. હવેથી વહીવટ અંગેના દરેક મામલામાં કુસૈય બિન કિલાબ આઝાદ હશે. કોઇ વિવાદ કે વિખવાદ તેની વિરૂધ્ધ જન્માવવામાં ન આવે !

એજ દિવસથી યઅમુર બિન ઔફ "શદ્દાખ"ના ઉપનામે પ્રખ્યાત થઇ ગયો કેમકે તેણે ઘણા ખૂનો જતાં કરીને પામાલ કરી નાખ્યાં હતાં. શદ્દાખનું મૂળ "શદખ" શબ્દ છે જેના અર્થ પેટના અધૂરા બાળકનો ગર્ભપાત થાય છે. ઇબ્ને હિશામ કહે છે : કેટલાક ભાષાજ્ઞાનીઓ શદ્દાખ શબ્દનો ઉચ્ચાર શુદ્દાખ તરીકે કરે છે.

**કુસૈય અને મક્કહની બાદશાહી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ જંગ પછી મક્કહ અને કઅબહના વહીવટી તંત્રની ચૂકતે સત્તા કુસૈય બિન કિલાબના હાથમાં આવી ગઇ. જાણે કે તે પોતાની કુરૈશ કૌમ અને મક્કહવાસીઓનો બાદશાહ બની ગયો. તેણે અરબોની વર્તમાન જીવન-શૈલીમાં કશો ફેરફાર નહિ કરતાં તેને ચીલાચાલુ હાલતમાં જ રહેવા દીધી. કારણ કે તે પોતે પણ બાપદાદાથી ઊતરી આવતા રિવાજો, પરંપરાગત રૂઢિઓ અને ધાર્મિક વિધિઓમાં સંપૂર્ણ શ્રધ્ધા ધરાવતો હતો. અને એ પરંપરાઓમાં કોઇ તરહનો ફેરફાર નહિ થવો જોઇએ તેવું અંતઃકરણથી માનતો હતો.

તેણે કુરૈશ કબીલાના વેરવિખેર કુટુંબોને મક્કહમાં એકત્ર કરીને વ્યવસ્થિત રીતે વસાવી લીધાં. મક્કહના નાગરિકો પાસે જમીન, જાગીર કે બીજી વસ્તુઓમાં જે કંઇ હતું તે જેમનું તેમ તેઓની જ પાસે રહેવા દીધું.

જે ધાર્મિક સેવાઓ કે અધિકારો તેઓ ભોગવતા હતા તેમાં કોઇ તરહનો ફેરફાર નહિ કર્યો. જેમકે બનૂ સફવાન, આલે-અદવાન, નસાઅહ અને મુર્રહ બિન ઔફના લોકો જનસેવાના જે ખાતાઓમાં નિયુક્ત હતા એ બધાં ખાતાં તેણે તેઓની જ પાસે રહેવા દીધાં, ત્યાં સુધી કે ઇસ્લામનું આગમન થયું તો અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર મારફતે બાપદાદાથી ઊતરી આવતા આ ખોટા રિવાજો, ઘડી કાઢેલી રૂઢિઓ અને ઉપજાવી કાઢેલી બિદઅતોનું નિકંદન કાઢી નાખ્યું.

**કુસૈય બિન કિલાબના શાનદાર કારનામા**----------ઇબ્ને ઇસ્હાક કહે છે :બનૂ કઅબ બિન લુઐયના વંશમાં કુસૈય બિન કિલાબ પહેલો પ્રતિભાશાળી કે મહાપ્રતાપી શખ્સ હતો જેના હાથમાં હુકૂમતની લગામ આવી તો તેની કૌમે તેના દરેક હુકમના પાલનમાં પોતાના મસ્તકો ઝુકાવી દીધાં. ખાનએ-કઅબહના વહીવટને લગતાં તમામ ખાતાં જેમકે હિજાબહ, સિકાયહ, રિફાદહ, નદવહ, લિવાઅ વગેરેના સંચાલનની પૂરી સત્તા તેના હાથમાં આવી ગઇ. તે મક્કહમાં દરેક પ્રકારની ઉન્નતિ, રિધ્ધિ-સિધ્ધિ અને સમૃધ્ધિનો સ્થાપક હતો. તેણે કઅબહના વહીવટ સાથે સંકળાયેલા તમામ ખાતાંઓની કારકિર્દીને પોતાની કુનેહબુધ્ધિથી ચાર ચાંદ લગાવી દીધા. તેણે પોતાની કુરૈશ કૌમ માટે મક્કહના ચાર વિભાગો પાડીને તેઓને ગમે ત્યાં વસવાની આઝાદી આપી દીધી. અને કુરૈશના દરેક કબીલાને તે સ્થાન આપ્યું જેનો તે હકદાર હતો. અથવા જે કબીલો જે અધિકાર ભોગવતો હતો તેની ઉપર તેને કાયમ રાખ્યો. કુરૈશના ઘરોના આગણામાં જે ઝાડો લહેરાતાં હતાં તે નડતરરૂપ હોવા છતાં કઅબહના હરમના ઝાડો હોવાથી લોકો તેને કાપવાથી ડરતા હતા. પણ કુસૈય બિન કિલાબે હિંમતથી આગળ વધીને પોતાના સાથીઓ સાથે પોતાના હાથે બધાં ઝાડો કાપી નાખ્યાં. અને લોકોની અગવડોને સગવડોમાં બદલી નાખી.

**કુસૈય બિન કિલાબની તેજસ્વી શખ્સિયત**----------કુરૈશના લોકોએ કુસૈય બિન કિલાબને "મુજમ-મિઅ" ના હુલામણા ઉપનામે બિરદાવી લીધો કેમકે એક સર્વગુણસંપન્ન બાદશાહ તરીકે તેણે કુરૈશના વેરવિખેર ખાનદાનોને એક સ્થળે જમા કરીને વ્યવસ્થિત કરી લીધાં હતાં. મક્કહની દરેક કીર્તિ, દરેક સિધ્ધિ, દરેક સમૃધ્ધિ તેને જ આભારી હતી. મક્કહના લોકો માટે તેની હુકૂમત બહુ જ મુબારક અને આશીર્વાદ સમાન હતી. તેની હુકૂમતમાં કોઇને ત્યાં લગ્ન-વિવાહનો અવસર હોય કે ખુશી-ગમીનો પ્રસંગ હોય, લડાઇ-ઝગડાનો મામલો હોય કે સુલેહ-શાંતિના કરાર હોય, કુસૈયની સલાહ-સંમતિ કે પરવાનગી વગર તેનો સુખદ અંત આવી શકતો ન હતો. ખુશીથી લઇને ગમી સુધીના અને જંગથી લઇને સુલેહ સુધીના તમામ મામલાઓનો નિકાલ કુસૈય બિન કિલાબના ઘરમાં જ આવતો હતો. જંગના ઝંડા કે વાવટા સુધ્ધાં કુસૈય બિન કિલાબના ઘરમાં તૈયાર થતા હતા એટલે સુધી કે કુરૈશની કોઇ કુંવારી કન્યા યુવાન વયે પહોંચતી તો માબાપ તેને કુસૈય બિન કિલાબના ઘરમાં લઇ જતા ત્યાં તેની જૂની ચુનરી ઉતારીને નવી ચુનરી પહેરાવવામાં આવતી. તે પછી જ માબાપ તેને પોતાને ઘરે લઇ જતા. [૧]

**મક્કહનું પાર્લામેન્ટ હાઉસ**---------સારાંશ કે કુસૈય બિન કિલાબના સંસ્કારો, આદર્શો અને આદેશોનું લોકો તેના જીવનમાં પણ અનુસરણ કરતા રહ્યા અને તેના મરણ પછી પણ તેને ધાર્મિક કર્તવ્ય સમજીને અનુસરતા રહ્યા. એજ કુસૈય બિન કિલાબે મક્કહમાં એક ભવ્ય અને આલીશાન મહેલ બંધાવ્યો હતો. તેનું નામ "દારૂન-

૧. ચુનરી રંગીન દુપટ્ટાને કહે છે. મતલબ આ કે કન્યાનો જૂનો દુપટ્ટો ફાડીને નવો દુપટ્ટો પહેરાવવાની વિધિ કરવામાં આવતી. "હ"

નદવહ'' રાખ્યું હતું જેના અર્થ સલાહ-મશવરાનું ઘર થાય છે. એ મક્કહના લોકોનું સૌથી પહેલું પાર્લામેન્ટ હાઉસ હતું. એનો મુખ્ય દરવાજો કઅબહની દિશાએ હતો. એમાં હુકૂમત અને રૈયતના તમામ મામલાઓ, સમસ્યાઓ, વિખવાદો અને ખટલાઓનો નિકાલ લાવવામાં આવતો હતો. ઈબ્ને હિશામની રિવાયત મુજબ અરબનો એક શાઈર કુસૈય બિન કિલાબની શાનમાં કહે છે :

**કુસૈયુન લ-ઉમ્રી કાના યુદઆ મુજમ-મિઅન, • બિહી જમ્મઅલ-લાહુલ-કબાઇલ મિન ફિહરી.**

મારા જીવનના સોગંદ ! કુસૈય બિન કિલાબ જેણે ''મુજમ-મિઅ'' ઉપનામે ખ્યાતિ મેળવી હતી, તેના જ પ્રતાપે અલ્લાહ તઆલાએ ફિહર બિન માલિકના તમામ ખાનદાનોને સંગઠિત કરી દીધાં (ફિહર બિન માલિકનું ઉપનામ કુરૈશ હતું.)

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબના ખિલાફત-કાળમાં એક શખ્સ કુસૈય બિન કિલાબના કારનામા વર્ણવીને તેના વખાણ કરતો હતો જેમકે પોતાની કૌમનું સંગઠન કરવું, બનૂ ખુઝાઅહ અને બનૂબકને મક્કહથી હાંકી કાઢવું, કઅબહના વહીવટ પર કબજો કરવો, મક્કહની હુકૂમત હાથ કરવી વગેરે.......તેની આ વાતો સાંભળીને હઝરત ઉમરે ન તો તેનો રદિયો આપ્યો ન તેની કોઈ વાતનો ઈન્કાર કર્યો.

**કુસૈયનો ઓરમાન ભાઈ રિઝાહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે કુસૈય બિન કિલાબે એક સાહસિક નર પેઠે પરાક્રમી યુધ્ધ ખેલીને કઅબહનો વહીવટ અને મક્કહની હુકૂમત હાથ કીધી તો તેનો ભાઈ રિઝાહ બિન રબીઅહ બિન હરામ પોતાના માણસોને લઈને પોતાને વતન સિધાવી ગયો. તેણે કુસૈયની વિનંતીનો સ્વીકાર કરીને આ જંગી સાહસમાં તન અને મનથી તેની મદદ કરી હતી. કુસૈયની આ વિનંતીનો ગર્વ લેતાં રિઝાહ બિન રબીઅહ કહે છે :

**લમ્મા અતા મિન કુસૈયિન રસૂલુ, • ફકાલર - રસૂલુ ઉજીબુલ - ખલીલા.**

જ્યારે કુસૈય તરફથી કાસિદ આવ્યો અને તેણે કહ્યું કે એક મિત્રની વિનંતીનો સ્વીકાર કરો.

**નહદના ઈલૈહિ નકૂદલ - જિયાદુ, • વ નત્રહુ અન્નલ મલૂલસ - સફીલા.**

ત્યારે અમે તેની મદદે ધાવા માટે ઘોડાઓને ખેંચી લાવ્યા અને આળસ ખંખેરીને ઊભા થઈ ગયા.

(નોટ :- રિઝાહ બિન રબીઅહનું આ લાબું કાવ્ય અમે જતું કરીએ છીએ. સાથે સ઼અલબા બિન અબ્દુલ્લાહ નામે શાઈરનું ટૂંકુ કાવ્ય પણ જતું કર્યું છે.)

**કુસૈય બિન કિલાબનું કાવ્ય**————મક્કહની આ ઘટના અંગે કુસૈય બિન કિલાબ કહે છે :

**અનબ-નુલ આસિમીન બની લુઐયિન, • બિ - મક્કત્ મનઝિલી વ બિહા રબૈતુ.**

હું લુઐય બિન ગાલિબના નબીરાઓમાંથી છું. જેઓ લોકોના રક્ષક છે. મક્કહમાં મારૂં ઘર છે. અહીં જ મારૂં લાલન-પાલન થયું છે.

**ઈલલ બત્હાઈ કદ અલિમત મઅદુન, • વ મર-વતુહા રદીતુ બિહા રદીતુ.**

બત્હાની ખીણ સુધી બનૂ મઅદ્દના લોકોએ મને ઓળખી લીધો છે. અને મરવહ પહાડથી હું બેહદ

રાજી છું. [૧]

ફ લસ્તુ બિ-ગાલિબિન ઇલ્લમ તઅસ-સલ, • બિહા અવલાદુ કયઝર વન-નબીતુ.

અગર કૈઝર અને નબીઓની અવલાદ અહીં વસેલી ન હોત તો મને વર્ચસ કે વિજય કેવી રીતે મળતે? [૨]

રિઝાહુન નાસિરી વ બિહી ઉસામી, • ફ - લસ્તુ અખાફુ દયમમ - મા હયીતુ.

મને સહકાર કે પીઠબળ આપનાર રિઝાહ બિન રબીઅહ છે અને હું તેની ઉપર ગર્વ લઉં છું. જયાં સુધી જીવતો છું કોઇ અન્યાયથી ડરવાનો નથી.

**રિઝાહ તરફથી કુસૈયની નારાજી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રિઝાહ બિન રબીઅહ મક્કહથી ઊપડીને પોતાને વતન ચાલ્યો ગયો અને ત્યાંની જ વસતિઓમાં રહેવા લાગ્યો. અલ્લાહ તઆલાએ તેની અને તેના ભાઇ હુન્નની અવલાદને ખૂબ વિકસાવી અને આજે બનૂ અઝરહના જે બે કબીલા છે તે એજ બંનેની અવલાદ છે. રિઝાહ બિન રબીઅહ જયારે મક્કહ છોડીને પોતાને વતન આવ્યો તો બનૂ નહદ બિન ઝૈદ તથા બનૂ હૌતુકા બિન અસલમ સાથે તેનો ઝગડો થતાં વિખવાદ ઊભો થયો. ત્યારે રિઝાહે તેઓને ખૂબ ડરાવ્યા-ધમકાવ્યા તો તેઓ ડરના માર્યા પોતાનું ગામ અને વતન છોડીને યમન ચાલ્યા ગયા. આજે પણ તેઓ મુલ્કે-યમનમાં જ રહે છે.

કુસૈય બિન કિલાબને આ બનાવના સમાચાર સાંપડયા તો તે બહુ નારાજ થયો. કેમકે તેને રિઝાહ અને તેના કુદાઅહ કબીલા પ્રત્યે અપાર પ્રેમ હતો. તે દિલથી ચાહતો હતો કે એ બધા સુલેહ-સંપથી હળીમળીને રહે તો સારૂં ! રિઝાહ અને તેના સાથીદારોનો ઉપકાર તે ભૂલ્યો ન હતો. મદદની હાકલ સાંભળતાં જ એ બધા પારાવાર તકલીફો વેઠીને દૂર-દરાઝના સ્થળેથી કુસૈયની મદદ માટે દોડી આવ્યા હતા. પોતાના એક કસીદામાં કુસૈય બિન કિલાબ રિઝાહને ઠપકો આપતાં કહે છે.

**અલા મન-મુબલ-લિગુન અન્ની રિઝાહન, • ફઇન્ની કદ લહૈતુકા ફિસ-નતૈનિ.**

શું કોઇ એવો શખ્સ નથી જે મારા તરફથી રિઝાહને આ સંદેશો પહોંચાડી દે કે હું તેને બે વાતો પર ઠપકો આપું છું.

**લહૈતુકા ફી બની નહ-નિબ્નુ ઝૈદિન, • કમા ફર-રકતા બૈનહુમ વ બૈની.**

હે ભાઇ ! એક તો બનૂ નહદ બિન ઝૈદના મામલામાં હું તને ઠપકો આપું છું કેમકે તેં, તેઓમાં અને મારામાં જુદાઇ કરાવી નાખી.

**વ હવ-તુક-તુબ્નુ અસ્લુમા ઇન્ન કવમન, • અનવ-હુમ બિલ-મસાઅતિ કદ અનૌની.**

બીજું હૌતુકા બિન અસલમના બારામાં ઠપકો આપું છું કેમકે જે લોકોએ બનૂ હૌતુકા સાથે બુરાઇનો ઇરાદો કર્યો તેણે મારી સાથે બુરાઇનો ઇરાદો કર્યો.

---

**૧.** બત્હા : મક્કહની એક પથરીલી ખીણનું નામ અને મરવહ ખાનએ-કઅબહ પાસે આવેલા પહાડની ટેકરી જયાં હાજીઓ હજ્જ-ઉમ્રહની ક્રિયાના સાત ફેરા કરે છે જેને ''સઅી'' કહે છે. ''હ''

**૨.** કૈઝર અથવા કૈદાર હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના એક ફરઝંદનું નામ, જેમની અવલાદ અરબના હિજાઝ પ્રદેશમાં આવીને વસી ગઇ. અદનાન એમના જ વંશમાંથી છે જેમની વંશકડીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક જન્મ થયો. ''હ''

**કુસૈયનું ઘડપણ અને વસિય્યત**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી કુસૈય બિન કિલાબનું ઘડપણ આવી લાગ્યું. તેના સ્નાયુઓ નબળાં પડી ગયાં અને તેના હાડકાં પાતળાં થઇ ગયાં. તેણે પોતાના વડા પુત્ર અબ્દુદ-દારને બોલાવીને કહ્યું:

> "હે મારા વહાલા ફરઝંદ ! સાંભળી લે, અલ્લાહના સોગંદ હું તને તારા ભાઇઓથી પાછળ રહેવા દેવાનો નથી. ભલે તેઓ દરેક કામમાં તારાથી આગળ નીકળી ગયા છે. હું મારી રાજગાદી મારા પાટવી કુંવર તરીકે તારે હવાલે કરૂં છું. જયાં સુધી કઅબહનો દરવાજો તું નહિ ખોલે, કોઇ શખ્સ તેમાં પ્રવેશી શકશે નહિ. કુરૈશ માટે જંગના ઝંડા-વાવટા તારા વિના કોઇ બીજો તૈયાર કરી શકશે નહિ. ઝમઝમનું પાણી કોઇ પણ માણસ તારા કટોરા વગર બીજા કોઇના કટોરામાં પી શકશે નહિ. હાજીઓમાંથી કોઇ શખ્સ તારા પાથરણા વગર બીજા કોઇના પાથરણા પર ખાય શકશે નહિ. કુરૈશનું કોઇ કામ તારી સલાહ વગર પાર પડી શકશે નહિ. કુરૈશના દરેક મામલાનો ફેસલો તારા ઘર સિવાય બીજા કોઇના ઘરમાં થઇ શકશે નહિ."

કુસૈય બિન કિલાબે પોતાનું ઘર જેનું નામ "દારુન-નદવહ" હતું એ તેણે પોતાના આ ફરઝંદ અબ્દુદ-દારને આપી દીધું. કુસૈયની હયાતીમાં કુરૈશના લોકો પોતાના મામલાઓનો ફેસલો આ ઘર સિવાય બીજા કોઇના ઘરમાં કરાવતા ન હતા.

કુસૈય બિન કિલાબના એક ફરઝંદનું નામ અબ્દે-મનાફ હતું. તે બાપની હયાતીમાં જ રાજકારભારના અનુભવોથી ઘડાઇને પાકો બની ગયો હતો અને રાજનીતિમાં, માનમોભામાં અને લોકચાહતમાં ઘણો આગળ નીકળી ગયો હતો. તેના બીજા બે ભાઇઓ પણ હતા જેમાંથી એકનું નામ અબ્દુલ-ઉઝઝા અને બીજાનું નામ અબ્દ હતું. પણ કુસૈય બિન કિલાબે અબ્દુદ-દારને પોતાના બધા પુત્રો પર સરસાઇ આપીને તેને જ કાળા-ધોળાનો માલિક બનાવી દીધો હતો.

આ રીતે કુસૈય બિન કિલાબે કઅબહના વહીવટનો તમામ કારભાર એટલે હિજાબહ, સિકાયહ, નદવહ, લિવાઅ અને રિફાદહ વગેરે ખાતાંઓનો સંપૂર્ણ અધિકાર પોતાના પુત્ર અબ્દુદ-દારને હવાલે કરી દીધો. રિફાદહ એક પ્રકારનો કરવેરો હતો જે કુસૈય બિન કિલાબના હુકમથી વરસમાં એકવાર કઅબહના હજ્જ પ્રસંગે કુરૈશના લોકો પાસેથી વસૂલ કરવામાં આવતો હતો. આ નાણાથી જમણ તૈયાર કરાવીને બહારથી આવનારા હાજીઓની મેહમાન-નવાઝી કરવામાં આવતી. કોઇ ગરીબ કે કંગાલ હોતું કે કોઇની પાસે પૈસા ખૂટી પડતા તો આ ભંડોળથી તેની મદદ કરવામાં આવતી. કુરૈશ પર આ કરવેરો કુસૈય બિન કિલાબે ફરજિયાત લાદયો હતો. કરવેરાની આ પ્રથા ચાલુ કરતાં તેણે કુરૈશને ભેગા કરીને કહ્યું હતું:

> "હે કુરૈશની જમાઅત ! તમે અલ્લાહના ઘરના પાડોશી છો. કઅબહના હરમમાં નિવાસ કરો છો. હાજીઓ અલ્લાહના મેહમાન છે. તેઓ પરદેશથી દૂર-દરાઝની સફર ખેડીને અલ્લાહના ઘરના હજ્જ માટે આવે છે. તમામ મેહમાનોમાં આ મેહમાનો આદર-સત્કાર કે માન-ઇકરામના સહુથી વધારે હકદાર છે. હજ્જના દિવસોમાં તમે એમના માટે જમણ તૈયાર કરતા રહો. એમને માનપાનથી બિરદાવીને એમની મેહમાન-નવાઝી કરતા

રહો, ત્યાં સુધી કે તેઓ હજ્જની ક્રિયાઓથી પરવારીને પોતાના વતને સિધાવે.''

કુરૈશે કુસૈયના આ આદેશને ઉત્સાહભેર વધાવી લીધો હતો. દરેક કુરૈશી રાજીખુશીથી પોતાના માલમાંથી ગજાં મુજબની રકમ લાવીને કુસૈયને હવાલે કરી દેતો. જયારે સારૂં જેવું ભંડોળ ભેગું થઇ જતું તો કુસૈય તેમાંથી હાજીઓની ખાણીપીણી અને બીજી જરૂરતોની વ્યવસ્થા કરતો. મિના મુકામે કિલાબે ચાલુ કરેલી લંગરની આ પ્રથા તેના મરણ પછી પાણ કુરૈશે ચાલુ રાખી. જહાલત કાળથી પરંપરાગત ઊતરી આવતી આ પ્રથા છેક ઇસ્લામના આગમન સુધી ચાલુ રહી. એટલું જ નહિ, ઇસ્લામના આગમન પછી મુસલમાનોએ પણ આ પ્રથા ચાલુ રાખી.[૧]

ઇબ્ને ઇસ્હાક કહે છે : કુસૈય બિન કિલાબે મક્કહની બાદશાહી અને કઅબહના અધિકારો પોતાના બેટા અબ્દુદ-દારને હવાલે કરતી વેળા જે કંઇ તેને કહ્યું હતું તેને લગતી રિવાયત મારા પિતાજી ઇસ્હાક બિન યસારે, હઝરત હસન બિન મુહંમદ બિન અલી બિન અબૂ તાલિબના મુખે સાંભળીને મારી આગળ બયાન કરી હતી. એ પછી મારા પિતાજીએ મને કહ્યું કે આ બધી વાતો, તેમણે હઝરત હસન બિન મુહંમદના મુખે ત્યારે સાંભળી હતી જયારે તેઓ અબ્દુદ-દાર કુટુંબના એક ગૃહસ્થને સંભળાવી રહ્યા હતા જેનું નામ નુબૈહ બિન વહબ બિન આમિર બિન ઇકરિમહ બિન આમિર બિન હાશિમ બિન અબ્દે મનાફ બિન અબ્દુદ-દાર બિન કુસૈય હતું.

અંતમાં હઝરત હસન બિન મુહંમદ બિન અલી બિન અબૂ તાલિબે ફરમાવ્યું, ''કુસૈય બિન કિલાબને તેની કુરૈશ કૌમ તરફથી મક્કહ અને કઅબહના જેટલા અધિકારો મળેલા હતા એ બધા તેણે પોતાના બેટા અબ્દુદ-દારને હવાલે કરી દીધા અને કુસૈયની પોતાની આ હાલત હતી કે તે અબ્દુદ-દારની કોઇ પણ વાતનો ન તો વિરોધ કરતો હતો ન તેની કોઇ વાતને ઠુકરાવતો હતો.

---

૧. બહારના હાજીઓની પરોણાગતિની આ પ્રથા આજે આપણા ઝમાનામાં પણ ચાલુ છે. સઊદી અરબના બાદશાહો આજે પણ હાજીઓની સહૂલતોની અનેકવિધ સગવડો ઉપરાંત હાજીઓની ઝિયાફતોના સમારંભ ગોઠવે છે જેમાં બહારના હાજીઓને પણ નોતરવામાં આવે છે. હજ્જના દિવસોમાં લંગરખાનું ચાલુ કરાવે છે જયાંથી ગરીબોને ખાદ્ય-ખોરાકીની ચીજો મફત આપવામાં આવે છે. આ તેજ પ્રથાને આભારી છે જે કુસૈય બિન કિલાબે ચાલુ કરી હતી. ''હ''

# પ્રકરણ ૨૪

# કુસૈય બિન કિલાબની અવલાદમાં ફાટફૂટ

કુરૈશમાં પડી એક તકરાર • બંને પક્ષના સુત્રધારો અને તરફદારો • કઅબહ પાસે ''મુતૈયિબીન''ની પ્રતિજ્ઞા • સુલેહનો વાવટો અને સંધિની શરતો • હિલ્ફુલ-ફુઝૂલનું ઐતિહાસિક કરારનામુ • હઝરત હુસૈન અને વલીદનો વિખવાદ.

**કુરૈશમાં પડી એક તકરાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કુસૈય બિન કિલાબનું મરણ થયું તો મક્કહ અને કઅબહના વહીવટીતંત્રની લગામ તેમ આમ જનતાના વ્યવહારૂ મામલાઓનું સુકાન તેના પુત્રોએ સંભાળી લીધું. તેઓએ મક્કહના ચાર વિભાગો પાડીને આપસમાં તેની વહેંચણી કરી લીધી જેવી રીતે કે કુસૈય બિન કિલાબે પોતાની કુરૈશ કૌમમાં તેની વહેંચણી કરી હતી. આ લોકો આપસમાં, પોતાના ભાઈબંધોમાં અને મક્કહમાં વસનારા બીજા લોકોમાં પોતાની માલિકીની જમીનો તથા મિલ્કતોની લેણદેણનો ધંધો પણ કરતા હતા એટલે પોતાની જમીન-જાગીર એકબીજાને વેચતા પણ હતા અને ખરીદતા પણ હતા. આ રાજનીતિ મુજબ તેઓ એક મુદ્દત સુધી રાજકારભાર ચલાવતા રહ્યા અને મક્કહમાં હરેક રીતે સુલેહ-શાંતિનું વાતાવરણ કાયમ રહ્યું. એ દરમિયાન તેઓના કુટુંબોમાં ન કાંઈ મતભેદ પડયો ન કોઈ વિખવાદ ઉત્પન્ન થયો ન કોઈ અણબનાવ બન્યો. બધા અમ્નો-અમાનનું જીવન ગુજારતા હતા.

એ પછી અબ્દુદ-દાર બિન કુસૈયના ભાઈ અબ્દે-મનાફ બિન કુસૈયના પુત્રોમાંથી અબ્દે-શમ્સ, હાશિમ,[૧] મુત્તલિબ અને નવફલ આ ચારે ભાઈઓ એકમતે એવા નિર્ણય પર આવ્યા કે અબ્દુદ-દાર બિન કુસૈયના કુટુંબ પાસેથી રિફાદહ, સિકાયહ, હિજાબહ અને લિવાઅના ખાતાંઓના ઓહદા પડાવી લેવા જોઈએ જે કુસૈય બિન કિલાબે પોતાની હયાતીમાં તેઓને હવાલે કર્યા હતા. [૨] આ ભાઈઓના મનમાં એવા તરંગો ઉછાળા મારતા

૧. કુસૈય બિન કિલાબના પુત્ર અબ્દે મનાફ, અબ્દે મનાફના પુત્ર હાશિમ, હાશિમના પુત્ર અબ્દુલ મુત્તલિબ, અબ્દુલ-મુત્તલિબના પુત્ર અબ્દુલ્લાહ, અબ્દુલ્લાહના પુત્ર મુહંમદ : અવલાદે-આદમના સરદાર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

કુસૈય બિન કિલાબના ભાઈ ઝુહરહ, ઝુહરહના પુત્ર અબ્દે મનાફ, અબ્દે મનાફના પુત્ર વહબ, વહબના પુત્રી આમિનહ : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા માતાજી. કિલાબ પર પહોંચીને વંશકડી મળી જાય છે. ''હ''

૨. મક્કહની સત્તા હાથ કરવા પછી કુસૈય બિન કિલાબે મક્કહમાં શહેરી સ્ટેટનો પાયો નાખ્યો રાજતંત્ર ચલાવવા માટે ''દારુન-નદવહ'' નામે પાર્લામેન્ટ હાઉસ બંધાવ્યું. મક્કહ અને કઅબહના વહીવટ માટે દસ બાર જેટલા ખાતાં બનાવ્યાં અને તે ખાતાંઓના સંચાલન માટે કુરૈશના વિવિધ ખાનદાનોના અગ્રણીઓની નિમણૂક કરી. એમાંના ચાર ખાતાં અબ્દુદ-દારના કુટુંબના કબજામાં હતાં :

- રિફાદહ : હાજીઓની ઝિયાફત એટલે ખાણીપીણીનો બંદોબસ્ત કરવાનું ખાતું.
- સિકાયહ : હાજીઓ માટે પાણીનો બંદોબસ્ત કરવાનું ખાતું.
- હિજાબહ : કઅબહનું મુતવલ્લીપણું. કઅબહની ચાવી રાખવાનું ખાતું.
- લિવાઅ : કુરૈશનું કૌમી નિશાન એટલે સરકારી ઝંડાને લગતી સેવાઓનું ખાતું. ''હ''

હતા કે, અમારા પિતરાઈઓ કરતાં આ ખાતાંઓના વહીવટના અમે વધારે હકદાર છીએ અને તેઓ કરતાં અમે વધારે સારી રીતે એનું સંચાલન કરી શકીએ છીએ. કેમકે રાજકારણમાં અમે અમારા પિતરાઈઓ કરતાં વધારે કુશળ અને વધારે ઘડાયેલા છીએ જેથી રાજસત્તા ભોગવવાના પણ અમે જ વધારે હકદાર છીએ.

અને વાત પણ ખેરખર સાચી હતી. રાજનીતિ કે રાજ કારભારમાં આ લોકો તેઓ પર સરસાઈ ભોગવતા હતા. અને પોતાની કુરૈશ કૌમમાં પણ તેઓને મુકાબલે વધુ માનમોભાવાળા અને વધારે શ્રેષ્ઠ ગણાતા હતા. કુરૈશના લોકો પણ તેઓ કરતાં એમનું વધારે માન જાળવતા હતા.

બસ અહીંથી જ એ બંને કુટુંબમાં તડ પડી ગઈ અને તેઓના દિલોમાં કુસંપના બીજ રોપાઈ ગયાં. પછી તો આખા કુરૈશ કબીલામાં પણ તડ પડી ગઈ જેના નતીજા રૂપે કુરૈશના લોકો બે પક્ષોમાં વહેંચાય ગયા. એક પક્ષ અબ્દે-મનાફના કુટુંબનો તરફદાર બની ગયો જે અબ્દુદ-દારને મુકાબલે એમને રાજસત્તાના વધારે હકદાર માનતો હતો. જ્યારે કુરૈશનો બીજો પક્ષ અબ્દુદ-દારના કુટુંબને પડખે ચાલ્યો ગયો. તેનું કહેવું હતું કે જે અધિકારો કુસૈય બિન કિલાબે પોતે અબ્દુદ-દારના કુટુંબને હવાલે કર્યા હતાં, તેને આંચકી લેવાનો કોઈને અધિકાર નથી.

**બંને પક્ષના સુત્રધારો અને તરફદારો**—————અબ્દે-મનાફના કુટુંબમાં સૌથી મોટો અબ્દે-શમ્સ હતો. એજ તેઓનો ઉપરી, વડીલ કે મુખી હતો. એનો પડયો બોલ ઝીલી લેવામાં આવતો હતો જ્યારે અબ્દુદ-દારના કુટુંબમાં આમિર બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર પોતાના કુટુંબનો સૌથી મોટો વડીલ હતો જેનો પડયો બોલ ઝીલી લેવામાં આવતો હતો.

આ વિખવાદમાં કુરૈશના કુટુંબોમાંથી બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય અને બનૂ ઝુહરહ બિન કિલાબ અને બનૂ તૈમ બિન મુર્રહ બિન કઅબ અને બનૂ હારિસ બિન ફિહર બિન માલિકના લોકો અબ્દે-મનાફના કુટુંબના પક્ષે હતા. જ્યારે બનૂ મખઝૂમ બિન યકઝહ બિન મુર્રહ અને બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસ અને બનૂ જુમહ બિન અમ્ર બિન હુસૈસ તેમજ બનૂ અદી બિન કઅબના લોકો અબ્દુદ-દારના કુટુંબીઓને પડખે હતા. આ ભાંજગડમાં આમિર બિન લુઐય અને મુહારિબ બિન ફિહરના લોકો બંનેમાંથી કોઈના પક્ષે નહિ જતાં તેઓએ તટસ્થ રહેવાની નીતિ અપનાવી હતી.

**કઅબહ પાસે "મુતૈયિબીન"ની પ્રતિજ્ઞા**—————પછી તે સમય આવ્યો કે બંને ખાનદાનોના લોકો અને તેઓના પક્ષકારો કઅબહ પાસે ગયા અને કઅબહ તરફ મુખ કરીને તેઓએ સોગંદ પૂર્વકની નક્કર પ્રતિજ્ઞા લીધી આ શબ્દોમાં કે :

> "જ્યાં સુધી સમુદ્રના પાણીમાં "સદ્ફુલ-બહ્ર" એટલે દરિયાઈ ઘાસને પલાળવાની ખાસિયત રહેલી છે ત્યાં સુધી અમે એક બીજાને નિરાધાર કે નિઃસહાય દશામાં નહિ છોડીશું અને પોતાના જથ્થાથી અલગ થવાનો વિશ્વાસઘાત નહિ કરીશું !"

ખાનએ-કઅબહ પાસે આ પ્રતિજ્ઞા લેવા પછી અબ્દે-મનાફના મુખીઓ એક મોટા કટોરામાં અત્તર ભરીને સોગંદવિધિ માટે કઅબહ પાસે લઈ ગયા અને તેઓએ પોતાના મદદગારો સાથે આ કટોરામાં આંગળા બોળીને મરવા-મારવાની પ્રતિજ્ઞા લીધી. આ સોગંદવિધિ પછી તેઓએ પોતાના હાથોથી ખાનએ-કઅબહનો સ્પર્શ કર્યો કે જેથી મરવા-મારવાના લીધેલા સોગંદ પાકા થઈ જાય. આ સોગંદવિધિને કારણે એ લોકો

''મુતૈયિબીન'' એટલે ખુશબૂવાળા કે સુગંધીવાળાના ઉપનામે મશહૂર થઇ ગયા. કેમકે કટોરામાં અત્તર એટલે સુગંધીદાર પ્રવાહી ભરેલું હતું. કેટલાકના કથન મુજબ અત્તરનો કટોરો અબ્દે-મનાફ ખાનદાનની એક સ્ત્રી લાવી હતી.

અબ્દે-મનાફ અને તેના મદદગારોની સોગંદવિધિ પછી અબ્દુદ-દાર પક્ષના તરફદારોએ પણ ખાનએ-કઅબહ પાસે જઇને એવા જ પ્રકારની સોગંદવિધિ કરી અને અંતમાં એવા શબ્દો ઉચ્ચાર્યા કે લોહીના છેલ્લા ટીપાં સુધી લડી લઇશું પણ અમારા માણસોની મદદથી હાથ નહિ ખેંચીશું. આ સોગંદવિધિને કારણે એ લોકો ''અહલાફ''ના ઉપનામે ખ્યાતિ પામ્યા. [૧]

બસ એજ દિવસથી કુરૈશના આ કબીલાઓમાં અદાવત કે દુશ્મનાવટનો પાયો પડી ગયો. તાણાતાણી, પક્ષાપક્ષી અને ચડસા-ચડસીની શરૂઆત થઇ ગઇ. બંને પક્ષો એકબીજાની બદગોઇ કે ભાંડણલીલા પર ઊતરી આવ્યા અને એકબીજાની ટાંગ ખેંચવા લાગી ગયા. અબ્દે-મનાફવાળા બનૂ સહમને વગોવતા હતા અને બનૂ અસદવાળા બનૂ અબ્દુદ-દારને ભાંડતા હતા. બનૂ ઝુહરહવાળા બનૂ જહમને ખોદતા હતા અને બનૂ તૈમવાળા બનૂ મખઝૂમ વિરૂધ્ધ ઝહેર ઓકતા હતા. પછી તો મામલો એટલી હદે પહોંચી ગયો કે બંને પક્ષોએ સામસામે મેદાને પડીને એકબીજાની જડ ઉખેડી કાઢવાનો સંકલ્પ કરી લીધો.

**સુલેહનો વાવટો અને સંધિની શરતો**————બંને પક્ષે જંગની તૈયારીઓ મુકમ્મલ થતાં તેઓ એકબીજાના લોહીની નદીઓ વહાવવા તત્પર બની ગયા ત્યાં જ અચાનક સુલેહ-સમાધાનનો ચમત્કાર સર્જાઇ ગયો. કેટલાક ઠરેલ બુધ્ધિના શાણા ગ્રહસ્થોની દરમિયાનગીરીથી બંને પક્ષ એકબીજા સાથે સુલેહ કરવા કબૂલ થયા. વાતચીતને અંતે સુલેહના કરાર એવી શરતે થયા કે, અબ્દુદ-દારનો સત્તાધારી પક્ષ સિકાયહ અને રિફાદહના ઓહદા અબ્દે-મનાફના કુટુંબને હવાલે કરી દે અને હિજાબહ, લિવાઅ તથા નદવહના ઓહદા નિયમ મુજબ અબ્દુદ-દારના કુટુંબમાં કાયમ રહે.

અબ્દુદ-દારના મોવડીઓએ આ શરતનો સ્વીકાર કરી લીધો. બંને પક્ષે સુલેહ-શાંતિનું વાતાવરણ પૂર્વવત્ સ્થપાઇ ગયું અને ખૂનખરાબાનો દાવાનળ શમી ગયો. જે લોકોએ એકબીજાના સહકાર અને મદદની પ્રતિજ્ઞા લીધી હતી તેઓ પોતાની પ્રતિજ્ઞા પર કાયમ રહ્યા અને સમયનું ચક્કર પોતાની ધુરા પર ઘૂમતું રહ્યું ત્યાં સુધી કે અલ્લાહના આકાશી ધર્મ ઈસ્લામનું આગમન થયું ત્યારે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું.

| | |
|---|---|
| મા કાના મિન હિલફિન | જે કરારવિધિ કે સંધિ થઇ હતી |
| ફીલ જાહિલિય-યતિ | જાહિલિયતના યુગમાં |
| ફ-ઈન્નલ ઈસ્લામ | તો બેશક ઈસ્લામ તેને |
| લમ યઝિદહૂ ઈલ્લા શિદ્દતન. | ઓરભી પુખ્તા અને સમૃધ્ધ બનાવે છે. [૨] |

**હિલ્ફુલ-ફુઝૂલનું ઐતિહાસિક કરારનામું**——— ———ઈબ્ને હિશામ કહે છે હિલ્ફુલ-ફુઝૂલ વિશે ... યાદ

૧. અહલાફ: એવા કબીલા કે પક્ષકારો જેઓની વચ્ચે એકબીજાની મદદના કરાર થયા હોય. અથવા જેઓએ સાથે જીવવાના-સાથે મરવાના આપસમાં કરાર કર્યા હોય. ''હ''

૨. મતલબ આ છે કે જાહિલિયતના ઝમાનામાં એકબીજાની મદદ કરવાના કે સુલેહશાંતિ જાળવી રાખવાના જે કરાર થયા છે, ઇસ્લામ આગળ વધીને તેને ઉત્સાહભેર વધાવી લે છે. એટલું જ નહિ, ઇસ્લામ તેને ઓરભી મજબૂત, દ્રઢ અને પાયાદાર બનાવે છે. ''હ''

બિન અબ્દુલ્લાહ બુક્કાઇએ ઇબ્ને ઇસ્હાકની રિવાયત આ રીતે વર્ણવી છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઉપરના શબ્દો ફરમાવ્યા તેનું કારણ એમ બન્યું કે એક વેળા કુરૈશના કેટલાક અગ્રેસરોએ એક મહત્વના કરાર અંગે કુરૈશના તમામ કબીલાઓને એક સ્થળે ભેગા થવાનું આમંત્રણ મોકલ્યું. કુરૈશના લોકો અબ્દુલ્લાહ બિન જુદઆન બિન અમ્ર બિન કઅબ બિન અસદ બિન તૈમ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐયના મકાને ભેગા થઇ ગયા. અબ્દુલ્લાહ બિન જુદઆન મક્કહનો એક પ્રભાવશાળી અને માનમોભાવાળો પાકટ વયનો પુરૂષ હતો. એના મકાને બનૂ હાશિમ, બનૂ મુત્તલિબ, અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા, ઝુહરહ બિન કિલાબ વગેરેએ સોગંદવિધિથી એવા કરાર કર્યા કે :

"આજથી મક્કહમાં કોઇ મઝલૂમ કે ત્રાહિત માણસ જોવામાં આવે જેને કોઇએ દુખી કર્યો હોય કે તેનો હક પચાવી પાડયો હોય————ચાહે તે દેશી હોય કે પરદેશી હોય——તેનો પક્ષ લઇને તેની મદદ કરવી અને ઝાલિમ પાસેથી પરાણે તેનો હક અપાવવો તે આપણું સર્વોપરી કર્તવ્ય લેખાશે !"

કુરૈશે સર્વાનુમતે એને વધાવી લઇને આ કરારનામાનું નામ "હિલ્ફુલ-ફુઝૂલ" રાખ્યું. મક્કહના કુરૈશનું એ એક ઐતિહાસિક કરારનામું હતું. એમાં અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ હાજર હતા. એ પછીના દિવસોમાં એક પ્રસંગે આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| લકદ શહિત્તુ | બેશક હું હાજર હતો, |
| ફી દારિ અબ્દિલ-લાહિબ્ન જુદઆન | અબ્દુલ્લાહ બિન જુદઆનના મકાને, |
| હિલ્ફન. | કરારનામાના પ્રસંગે. |
| મા ઉહિબ્બુ અન્ન લી | હું પસંદ નહિ કરૂં કે મને આપવામાં આવે, |
| બિહી હુમ્રન-નઅમિ | આ કરારના બદલામાં લાલ ઊંટો.[1] |
| વ-લવ ઉદઆ બિહી | અગર મને બોલાવવામાં આવે આવા કરાર માટે |
| ફિલ-ઇસ્લામ લિ-અહૈતુ.. | ઇસ્લામમાં પણ, તો હું જરૂર તેને કબૂલ કરીશ. |

**હઝરત હુસૈન અને વલીદનો વિખવાદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એવા જ વિખવાદના એક મામલા અંગે મને મુહંમદ બિન ઇબ્રાહીમ બિન હારિસ તૈમીની આ રિવાયત મળી છે કે, સૈયિદના હઝરત હુસૈન બિન અલી બિન અબી તાલિબ અને વલીદ બિન ઉત્બહ બિન અબી સુફયાન વચ્ચે કોઇ મિલકત અંગે ઝગડો હતો. એ મિલકત "ઝીલ-મરવહ" સ્થળે આવેલી હતી.[2] એ દિવસોમાં વલીદ બિન ઉત્બહ મદીનહનો ગવર્નર હતો. આ ઓહદા પર તેના કાકા હઝરત અમીર મુઆવિયા બિન અબી સુફયાને તેની નિમણુંક કરી હતી. વલીદે આ ઓહદાનો ખોટો લાભ લઇને હઝરત હુસૈન પર ઝિયાદતી કરી હતી. હઝરત હુસૈને તેને ફરમાવ્યું,

"હે વલીદ ! હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે તારે આ ખટલાનો ઇન્સાફ કરવો જ પડશે, નકર

---

૧. તે વેળા અરબમાં રાતા રંગના ઊંટો બહુ મૂલ્યવાન ગણાતા હતા જેથી આપે ફરમાવ્યું કે, કોઇ મને રાતા રંગના ઊંટો આપીને કહે કે, તમારે આવા કરારમાં ભાગ લેવો નહિ, તો પણ હું તેને હરગિઝ કબૂલ નહિ કરૂં અને આજે ઇસ્લામમાં પણ કોઇ મને આવા કરાર કરવાનું આમંત્રણ આપે તો હું ઉત્સાહભેર તેનો સ્વીકાર કરવા તૈયાર છું. "હ"

૨. ઝીલ-મરવહ : કુરા નામે ખીણમાં આવેલી એક વસતિનું નામ. એ મિલકત હઝરત ઇમામ હુસૈન બિન અલીની માલિકીની હતી જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નવાસા હતા. "હ"

હું તલવાર લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં ઊભો થઈ જઈશ અને લોકોની સામે ''હિલ્ફુલ-ફુઝૂલ''ના કરારનામાને પડકારીને મારો હક અવશ્ય વસૂલ કરીશ.''

રાવીનું બયાન છે કે આ વાતચીત પ્રસંગે હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર પણ ત્યાં હાજર હતા. તેમણે હઝરત હુસૈનના આ બોલો સાંભળીને ફરમાવ્યું, ''જો હિલ્ફુલ-ફુઝૂલના આધારે મદદની ટહેલ નાખવામાં આવે તો અલ્લાહના સોગંદ હું પણ તલવાર લઈને હુસૈનને પડખે ઊભો થઈ જઈશ, ત્યાં સુધી કે, કાં હુસૈનનો હક આપી દેવામાં આવે કે કાં અમે અમારા પ્રાણ આપી દઈએ !''

આ વાતો જયારે મિસ્વર બિન મુખરિમહ બિન નવફલ જુહરીના કાને પહોંચી તો તેમણે પણ એજ બોલો ઉચ્ચાર્યા અને જયારે અબ્દુર્રહમાન બિન ઉસ્માન બિન ઉબૈદુલ્લાહ તૈમીએ સાંભળ્યું તો તેમણે પણ એવા જ સોગંદ લીધા. એટલે એ બધા હઝરત હુસૈનની મદદ માટે તૈયાર થઈ ગયા.

મદીનહના ગવર્નર વલીદ બિન ઉત્બહને આ સમચાર મળતાં તેને જનતાની ઉશ્કેરણીનો ખતરો પેદા થયો. એજ વેળા તેણે સમાધાનનો માર્ગ અપનાવીને હઝરત હુસૈનનો પૂરેપૂરો હક આપી દીધો અને તેનને રાજી કરી લીધા.

---

## પ્રકરણ ૨૫

# હાશિમ બિન અબ્દે-મનાફ

રિફાદહ અને સિકાયહના ઓહદા • હાશિમ નામકરણનું કારણ • હઝરત હાશિમનો ઇન્તેકાલ સીરિયામાં • હઝરત હાશિમની શાદી મદીનહમાં • અબ્દુલ-મુત્તલિબનો જન્મ • અબ્દુલ-મુત્તલિબ નામ પડવાનું કારણ • મુત્તલિબનું મરણ અને શાઇરનોના મરસિયા

**રિફાદહ અને સિકાયહના ઓહદા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કુસૈય બિન કિલાબના સંતાનોમાંથી અબ્દે-દાર અને અબ્દે મનાફના કુટુંબો વચ્ચે પડેલી તકરારનો સુખદ અંત આવી જવા પછી સુલેહની શરત મુજબ રિફાદહ અને સિકાયહના ઓહદા અબ્દે મનાફના કુટુંબમાં ચાલ્યા ગયા અને કરારની રૂએ એ ખાતાંઓનો વહીવટ અબ્દે-મનાફના પુત્ર અબ્દે-શમ્સે સંભાળી લીધો.

પરંતુ અબ્દે-શમ્સ મોટો સહેલાણી ગૃહસ્થ હતો. તેનો વધુ સમય વેપારધંધા અર્થે પરદેશોની મુસાફરી કરવામાં વીતતો હતો. મક્કહમાં જવલ્લે જ તેના પગ ઠરતા હતા. તેની આમદની ઓછી અને છૈયાંછોકરાંની લંગાર લાંબી હતી. પેટની વેઠને લીધે તેને સતત સફરમાં રહેવું પડતું હતું. આ કારણે રિફાદહ અને સિકાયહના ખાતાંઓનો વહીવટ તેના ભાઈ હાશિમ બિન અબ્દે-મનાફે સંભાળી લીધો. [1]

હાશિમ બિન અબ્દે-મનાફ મક્કહના ખાસ્સા માલદાર અને ખુશહાલ ગૃહસ્થ હતા. એમને કમાણી માટે સતત સફરમાં રહેવાની જરૂર ન હતી.લોકોનું કહેવું છે કે હઝરત હાશિમનો નિયમ હતો કે, હજ્જના દિવસો આવી લાગતા ત્યારે તેઓ કુરૈશની મજલિસોમાં પહોંચી જતા અને લોકોને સંબોધીને ફરમાવતાઃ

"હે કુરૈશની જમાઅત ! તમે અલ્લાહ તઆલાના ઘરના પાડોશી છો. તેના મુકદ્દસ ઘરના મુતવલ્લી કે રખેવાળ છો. હજ્જના દિવસોમાં અલ્લાહના ઘરના દર્શન કરનારા અને હજ્જ કરનારા તમારી પાસે આવે છે. તેઓ અલ્લાહના મેહમાન હોય છે. તમામ મેહમાનોમાં અલ્લાહના મેહમાન માન-ઇકરામના સૌથી વધુ હકદાર છે. માટે તમે ફાળો ભેગો કરો જેનાથી તમે, તેઓ મક્કહમાં રહે ત્યાં સુધી તેઓની પરોણાગત કરી શકો. જુઓ સોગંદ છે અલ્લાહના, અગર મારી પાસે એટલું ભંડોળ હોત જેનાથી તેઓ મક્કહમાં

૧. ખાનએ-કઅબહને લગતા ઓહદાઓ અને ખાતાંઓનો મુખ્તસર પરિચય આ પ્રકરણના અંતમાં આપવામાં આવ્યો છે. હઝરત હાશિમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા હતા. "હ"

રહે ત્યાં સુધી તેઓની પરોણાગત કરી શકાય, તો હું હરગિઝ મારો હાથ તમારી આગળ લાંબો નહિ કરત !"

હઝરત હાશિમની આ પ્રેરણાલક્ષી હાકલથી પ્રભાવિત થઈને કુરૈશનો દરેક માણસ પોતાની માલી હૈસિયત મુજબ નાણા વગેરે લાવીને હઝરત હાશિમના ચરણોમાં ધરી દેતો અને હાશિમ એ નાણાથી બહારથી આવનારા હાજીઓની પરોણાચાકરીનો પ્રબંધ કરતા, ત્યાં સુધી કે તેઓ પોતપોતાને વતન પહોંચી જતા.

**હાશિમ નામકરણનું કારણ**————એજ હાશિમ અરબના તે પહેલા ગૃહસ્થ છે જેમણે પોતાની કૌમ કુરૈશની આજીવિકા કે સોદાગરી માટે પરદેશના પ્રવાસની, વરસમાં બે રૂતુઓ નક્કી કરી હતી. એક "રિહ-લતશ-શિતાઅ" એટલે શિયાળાની રૂતુની સફર અને બીજી "રિહ-લતસ-સૈફ" એટલે ઉનાળાની રૂતુની સફર જેનું બયાન પવિત્ર કુર્આનની "સૂરતુલ-કુરૈશ" એટલે લિઈલાફિ કુરૈશિન"માં કરવામાં આવ્યું છે. [1]

અને એજ હાશિમ અરબના તે પહેલા ગૃહસ્થ છે જેમણે હાજીઓને જમણમાં "સરીદ" નામની વાનગી પીરસીને આખા અરબમાં નામના મેળવી હતી. હાશિમનું મૂળ નામ તો અમ્ર હતું પણ મક્કહમાં બહારથી આવેલા હાજીઓને શોરબામાં રોટલીઓ ચૂરી-ચૂરીને ખવાડવાને કારણે "હાશિમ" નામે પંકાઇ ગયા.

કુરૈશ અથવા અરબના કોઈ શાઇરે કહ્યું છે :

**અમ્રુલ-લઝી હશમસ- સરીદ લિ-કવમિહી, • કવમિમ બિ-મક્કતા મુસ-નિતીન ઇજાફી.**

અમ્ર એટલે હાશિમ જ તે ગૃહસ્થ છે જેણે રોટલીઓ ચૂરી-ચૂરીને પોતાની અરબ કૌમને એવા સમયે જમાડી જયારે તેની કૌમ મક્કહમાં દુકાળને કારણે નબળી પડી ગઈ હતી.

**સંપાદકની નોંધ**————શોરબામાં રોટલીઓ ચૂરીને જે વાનગી તૈયાર થાય તેને "સરીદ"કહે છે અને શોરબામાં રોટલીઓ ચૂરવાને અરબીમાં "હશમ" કહે છે. અને હાશિમ એટલે શોરબામાં રોટલીઓ ચૂરનાર. હજજના એક વરસે મક્કહમાં આકરો દુકાળ હતો. હઝરત હાશિમે સીરિયાથી અનાજ મંગાવીને રોટલીઓ ઘડાવી અને કેટલાંયે ઊંટો વાઢીને સાલન તૈયાર કરાવ્યું. પછી તેમાં રોટલીઓ ચૂરીને બહારથી આવેલા હજારો હાજીઓ તથા કુરૈશને જમાડયા ત્યારથી તેઓ હાશિમ નામે આખા અરબમાં પંકાઇ ગયા. હાશિમની ઝિયાફતોનો આ સિલસિલો દર વરસે હજજના અંત સુધી ચાલુ રહેતો. "હ"

**હઝરત હાશિમનો ઇન્તેકાલ સીરિયામાં**————ઇબ્ને ઇસ્હાક કહે છેઃ એક વેળા હાશિમ બિન અબ્દે-મનાફ વેપારધંધા અર્થે મુલ્કે-શામ ગયા અને જયારે ગઝઝહ નામે નગરમાં પહોંચ્યા તો ત્યાં તેમનો ઇન્તેકાલ થઇ ગયો. [2] હાશિમના ઇન્તેકાલ પછી સિકાયહ અને રિફાદહના ખાતાંઓનો વહીવટ તેમના ભાઇ મુત્તલિબ બિન અબ્દે-મનાફના હાથમાં ચાલ્યો ગયો. મુત્તલિબ પોતે પણ પોતાની કૌમમાં માન-આબરૂનું

---

૧. સૂરતુલ-કુરૈશમાં "રિહલહ" શબ્દ આવેલો છે જેના લુગાતી અર્થ ઊંટ પર કાઠ કસવાના થાય છે પણ અહીં સફર કે પ્રવાસના અર્થમાં એનો પ્રયોગ થયો છે. (લુગાતુલ-કુર્આન પેજ ૨૩૧) "હ"

૨. ગઝઝહ: પેલેસ્ટાઇન જયારે સીરિયામાં શામિલ હતું તો ગઝઝહ શહેર સીરિયાની બંદરગાહ તરીકે પંકાયેલું હતું. પછી પેલેસ્ટાઇન સીરિયાથી અલગ થયું તો ગઝઝહ પેલેસ્ટાઇનમાં આવી ગયું. એ પછી યહૂદીઓ માટે પેલેસ્ટાઇનના ટુકડા થયા તો ગઝઝહનો ટચૂકડો પ્રદેશ મિસરને હવાલે થયો. ગઝઝહનો શુમાર દુનિયાના પ્રાચીન શહેરોમાં થાય છે. (ઇબ્ને-હિશામનો હાશિયો જિ.૧ પા. ૧૬૨)

ઊંચુ સ્થાન ધરાવતા હતા. તેઓ પોતાના ભાઈ અબ્દે-શમ્સથી નાના હતા. ઉદારદિલી અને દાનવૃત્તિમાં પંકાયેલા હોવાથી લોકોએ મુત્તલિબનું ''ફૈઝ'' નામ પાડી દીધું હતું. [1]

**હઝરત હાશિમની શાદી મદીનહમાં**————હાશિમ બિન અબ્દે-મનાફ વેપાર-અર્થે અવાર-નવાર મદીનહ પણ જતા હતા. એક વેળા મદીનહ ગયા તો ત્યાં એમણે બનૂ નજ્જાર ખાનદાનના એક ખાતૂન સલમા બિન્તે અમ્ર સાથે શાદી કરી લીધી. સલમા ખાતૂનના પહેલા પતિનું નામ ઉહૈહા બિન જુલાહ બિન હરીશ હતું.

ઇબ્ને હિશામ કહે છે : કેટલાક હરીશને હરીસ કહે છે. અને તેની વંશાવળી આ છે. હરીસ બિન ઉહૈહા બિન કુલફા બિન ઔફ બિન અમ્ર બિન ઔફ બિન માલિક બિન ઔસ. આ ઉહૈહા નામના ખાવિન્દથી સલમા ખાતૂનને એક પુત્ર પણ અવતર્યો હતો જેનું નામ અમ્ર બિન ઉહૈહા હતું.

સલમા ખાતૂન એક કુળવાન અને ખાનદાની ખાતૂન હોવાથી પોતાની કૌમ અને સમાજમાં માનપ્રતિષ્ઠાનું ઊંચુ સ્થાન ધરાવતાં હતાં. પોતાની ખાનદાનીનો સલમાને એટલો ઘમંડ હતો કે ભલભલા જવાનો અને નવાબોને ગણકારતા ન હતાં. હાશિમ સાથે પણ એવી શરતે શાદીની હા ભણી કે અણબનાવના સંજોગોમાં છૂટાછેડાનો અધિકાર તેના હાથમાં રહેશે. આ શરતની કબૂલાત પછી જ સલમાએ હાશિમ સાથે શાદી કરી હતી. [2]

**અબ્દુલ-મુત્તલિબનો જન્મ**————સલમા ખાતૂનની કૂખે હાશિમને ત્યાં અબ્દુલ-મુત્તલિબનો જન્મ થયો. સલમાએ તેનું નામ ''શૈબહ''રાખ્યું. [3] શાદી બાદ હાશિમ અમુક મુદ્દત સલમા સાથે રહ્યા. પછી બેગમને મદીનહમાં મૂકીને પોતે ધંધા અર્થે ઊપડી ગયા અને જ્યારે વેપારી કાફલા સાથે મુલ્કે-શામ પહોંચ્યા તો ગઝઝહ શહેરમાં તેમનો ઇન્તેકાલ થઈ ગયો.

શૈબહ પોતાની મા સલમાના લાલન-પાલનમાં ઉછેર પામીને મોટો થતો રહ્યો અને જ્યારે કિશોર અવસ્થા વટાવીને જુવાન બની ગયો તો તેનો કાકો મુત્તલિબ તેને તેડી લાવવા મક્કહથી મદીનહ ગયો. પરંતુ સલમાએ તેની માગણીનો ધરાર ઇન્કાર કરતાં પરખાવી દીધું કે હું મારા બેટાને કદી મક્કહ નહિ મોકલાવું.

હાશિમના ભાઈ મુત્તલિબે જવાબમાં કહ્યું, ''તો ભલે હું પણ મદીનહથી ટળવાનો નથી જ્યાં સુધી કે શૈબહને મક્કહ નહિ લઈ જાઉં. એ મારા સગા ભાઈનો પુત્ર અને મારો ભત્રીજો છે. હવે એ જવાન થઈ ગયો છે. અમારો ફરઝંદ પોતાની કૌમથી વિખૂટો પડીને પારકાઓમાં પરાયો જેવો લાગે છે. અમે અમારી કૌમના આબરૂદાર આગેવાનો છીએ. અમારૂં ખાનદાન મક્કહમાં જ નહિ, અરબભરમાં ઊંચું અને શ્રેષ્ઠ ગણાય છે. કૌમના ઘણાખરા મામલાઓની દોરવણી અમારા હાથમાં છે. આ નવજવાન માટે બેહતર એજ છે કે તે પારકાઓમાં રહેવાને બદલે પોતાની કૌમમાં, પોતાના ખાનદાનમાં, પોતાના શહેરમાં, પોતાના વતનમાં રહે.''

આ અને એવા જ શબ્દોમાં મુત્તલિબે ભારપૂર્વક સલમા આગળ પોતાનો મુદ્દો રજૂ કરી દીધો. એ પછી મુત્તલિબે શૈબહને સંબોધીને કહ્યું, ''બેટા ! તને મારી સાથે આવવામાં શું વાંધો છે?''

---

૧. ફૈઝ એટલે ફાયદો, લાભ, નેકી, ભલાઈ, સખાવત વગેરે. ફૈઝથી ફૈયાઝ બને છે. જેના અર્થ દાનવીર, સખાવત કરનાર, ઉદારદિલ વગેરે ''હ''

૨. સલમા ખાતૂન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સગા પરદાદી થાય છે. ''હ''

3. શૈબહ નામ રાખવાનું કારણ એમ બન્યું કે તેના માથાના થોડાક વાળો પૈદાઇશી રીતે સફેદ હતા. વાળોની સફેદીને અરબીમાં ''શૈબ'' કહે છે. ''હ''

લોકોના કહેવા મુજબ શૈબહએ પોતાના કાકા મુત્તલિબને જવાબ આપ્યો, ''માનવંતા કાકાજી ! હું દરેક રીતે આપનો તાબેદાર છું પણ જ્યાં સુધી મારી બા પરવાનગી નહિ આપે હું એને છોડવાનો નથી.''

અંતે સલમાએ અનિચ્છાએ કે નાછૂટકે પોતાના દિલ પર પથ્થર મૂકીને જિગરના ટૂકડા જેવા શૈબહને પરવાનગી આપીને મુત્તલિબને હવાલે કરી દીધો.

**અબ્દુલ-મુત્તલિબ નામ પડવાનું કારણ**————સલમાની પરવાનગી મળતાં મુત્તલિબ શૈબહને લઈને જ્યારે મક્કહમાં દાખલ થયા તો શૈબહ તેમની પાછળ ઊંટની પીઠ પર બેઠેલો હતો. મક્કહના લોકો શૈબહને ઊંટની પીઠ પાછળ બેઠેલો જોઈને સમજ્યા કે મુત્તલિબ કોઈ છોકરાને ગુલામ તરીકે ખરીદીને લઈ આવ્યા છે જેથી તેઓ પોકારી ઊઠયા, ''હાઝા અબ્દુલ-મુત્તલિબ ! હાઝા અબ્દુલ-મુત્તલિબ !'' એટલે આ છોકરો મુત્તલિબનો ગુલામ છે. મુત્તલિબનો ગુલામ છે.

લોકોના મુખે ગુલામના શબ્દો સાંભળીને મુત્તલિબે તેઓને પડકાર્યા, ''ખબરદાર ! એ તો મારો ભત્રીજો શૈબહ છે. એને હું મદીનહ જઈને એની મા પાસેથી લઈ આવ્યો છું. એ મારો ગુલામ નથી.''

પરંતુ લોકજીભેથી નીકળેલા આ શબ્દો એવા તો વાયુવેગે મક્કહમાં પ્રસર્યા કે શૈબહ સાહેબ એજ દિવસથી ''અબ્દુલ-મુત્તલિબ'' નામે પ્રખ્યાત થઈ ગયા.

**મુત્તલિબનું મરણ અને શાઈરોના મરસિયા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદાના દાદા અબ્દે-મનાફ બિન કુસૈયનું અસલી નામ મુગીરહ હતું. એમની અવલાદમાં હાશિમ પહેલા ગૃહસ્થ હતા જેઓ મુલ્કે-શામના ગઝ્ઝહ શહેરમાં સફરની હાલતમાં અવસાન પામ્યા. એમના ભાઈ અબ્દે-શમ્સનું મક્કહમાં મરણ થયું. એમના ભાઈ મુત્તલિબ યમનની ભૂમિમાં ''રવમાન'' સ્થળે મૃત્યુને ભેટયા. અબ્દે-મનાફનો છેલ્લો પુત્ર નવફલ ઈરાકની ધરતીના ''સલમાન'' નામે નગરમાં પરલોકના પ્રવાસી બન્યો.

મુત્તલિબના મરણ વિષે કોઈ અરબ શાઈરે કહ્યું છે.

**કદ ઝમિઅલ હજીજુ બઅદલ-મુત્તલિબ, • બઅદલ-જિફાનિ વશ-શરાબિલ મુન-સઈબ,**

**લૈત કુરૈશન બઅ-દહૂ અલા નસબ.**

લબાલબ કે છલોછલ જામો પીવા પછી મુત્તલિબના મૃત્યુથી હાજીઓ તરસ્યા બની ગયા છે. કાશ! તેના પછી કુરૈશ કોઈ એક ઝંડા હેઠળ એકત્ર થઈ જાત !

(નોટ :- અલ્લામા ઈબ્ને હિશામે અહીં અબ્દે-મનાફ અને તેમના પુત્રોના મૃત્યુ-વિયોગમાં અરબના શાઈરોએ રચેલા શોક કાવ્યોના ૪૨ શેઅરો ટાંકેલા છે. પુસ્તકના સાડા પાંચ પાનાંનું એ લખાણ અમે જતું કર્યું છે. હથુરણી.)

---

**ગુજરાતી સંપાદકની પ્રકરણ-પુરવણી**————અલ્લાહના પયગમ્બર હઝરત ઈસ્માઈલ અલૈહિસ-સલામની અવલાદમાં એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પૂર્વજોમાં કુરૈશ નામે ખાસ કબીલો ફિહર બિન માલિકથી શરૂ થયો; જેમનું બીજું નામ કુરૈશ હોવાથી તેઓ ''સૈયિદુલ-કુરૈશ'' ઉપનામે પંકાયેલા

હતા. એમની જ અવલાદને કુરૈશી કહેવામાં આવે છે. ફિહર બિન માલિક બહુ બહાદુર, મુત્સદ્દી અને ભવ્ય શખસિયતના માલિક હતા. એમના મરણ બાદ કુરૈશ કબીલાની સરદારી એમના બેટા ગાલિબ બિન ફિહરને મળવા પામી. ગાલિબના ઇન્તેકાલ પછી એમના પુત્ર લુઐય બિન ગાલિબ પોતાની કુરૈશ કૌમના સરદાર બન્યા. લુઐયના મરણ પછી એમના બેટા કઅબ બિન લુઐયના ભાગે સરદારી આવી અને કઅબ પછી એમના બેટા મુર્રહ અને મુર્રહ પછી એમના પુત્ર કિલાબ એક પછી એક કુરૈશ કૌમના સરદાર બન્યા. અહીં સુધી કે કિલાબના મરણ બાદ એમના પુત્ર કુસૈય બિન કિલાબ કુરૈશ કબીલાના સરદાર બન્યા. એમના યુગમાં મક્કહની બાદશાહી અને કઅબહની સરદારી બનૂ ખુઝાઅહ કબીલાના લોકો ભોગવતા હતા. બનૂ ખુઝાઅહ અને તેની શાખોના લોકો હઝરત ઇસ્માઇલ અલૈહિસ-સલામના સુસર મુદાદ બિન અમ્રના જુરહુમ કબીલામાંથી ઊતરી આવતા હતા.

કુસૈય બિન કિલાબના યુગમાં એજ ખુઝાઅહ કબીલાના લોકો મક્કહ પર રાજ કરતા હતા જેના છેલ્લા બાદશાહનું નામ હુલૈલ બિન હબશિયા હતું અને જેની રાજકુમારી હુબ્બા સાથે કુસૈય બિન કિલાબે શાદી કરી હતી. હુલૈલના મરણ બાદ તેની વસિય્યત મુજબ કઅબહની ચાવી કુસૈયના કબજામાં આવી પણ મક્કહની બાદશાહી અને કઅબહના વહીવટ પર બનૂ ખુઝાઅહનો કબજો હતો. કુસૈયને થયું કે અમે પયગમ્બરની અવલાદ હોવાથી કઅબહના વહીવટના વધારે હકદાર છીએ ત્યારે તેણે પોતાના ભાઇઓ અને કુરૈશની મદદ મેળવીને બનૂ ખુઝાઅહ સાથે ખૂંખાર જંગ ખેલ્યો અને છેવટે તેઓને મારી-હઠાવીને મક્કહની સત્તા હાથ કરી.

તે સમયે કુરૈશ કબીલાના ૧૨ કે તેથી વધુ ખાનદાનો મક્કહ અને તેની આજુબાજુના વિસ્તારમાં વસેલાં હતાં. જેઓના નામ આ છે : બનૂ સહમ, બનૂ અદી, બનુ જુમહ, બનૂ તૈમ, બનૂ મખઝૂમ, બનૂ ઝુહરહ, બનૂ અબ્દુલ-ઉઝઝા, બનૂ અબ્દે-દાર, બનૂ અબ્દે-શમ્સ, બનૂ હાશિમ, બનૂ મુત્તલિબ, બનૂ નવફલ, બનૂ ઉમૈયહ વગેરે.

કુરૈશના આ બધાં ખાનદાનો એક સ્થળે સંગઠિત રીતે નહિ, બલકે જુદી જુદી જગાએ વેરવિખેર હાલતમાં રહેતાં હતા. કુસૈય બિન કિલાબે એ બધાનું સંગઠન કરીને વ્યવસ્થિત રીતે તેઓને મક્કહમાં અને આજુબાજુના વિસ્તારમાં વસાવ્યા. તેઓ માટે ઘરો બંધાવ્યાં, નવી વસાહતો ઊભી કીધી, તેઓને જમીન-જાગીરના માલિક બનાવ્યા અને શહેરી જીવનની શરૂઆત કરાવી. એ પછી તેણે મક્કહમાં "દારુન-નદવહ" એટલે રાજભવન કે રાજમંત્રાલયનું શાનદાર મકાન બંધાવીને તેને કુરૈશ કબીલાનું મરકઝ બનાવ્યું. અગાઉના રાજશાહી બંધારણમાં સુધારા-વધારા કરીને તેને નવું રૂપ આપ્યું અને મક્કહ તથા કઅબહના વહીવટી-તંત્રના ૧૬ ખાતાં કે વિભાગો પાડીને તેના ઓહદાઓની કુરૈશી અગ્રેસરોમાં વહેંચણી કરી દીધી. આ રીતે કુસૈય બિન કિલાબે સૌથી પહેલાં મક્કહમાં લોકશાહી પધ્ધતિના એક નમૂનેદાર પ્રજાસત્તાકની સ્થાપના કરી.

કુસૈય બિન કિલાબ પણ પોતાના પૂર્વજો પેઠે મોટા શૂરવીર, રાજકારણના રહસ્યોના જાણકાર અને ઇન્કિલાબી [illegible]તના માલિક હતા. એમણે મક્ક[illegible] અને કઅબહના વહીવટીતંત્રના સ્થાપેલાં ખાતાંઓની ટુંકસર [illegible] આ છે:

| વહીવટી તંત્રના ખાતાનું નામ ટૂંક વિગત સાથે | કયા ખાનદાનને એનો ઓહદો મળેલો હતો | પયગમ્બરી વેળા એ ખાતાના ઉપરીનું નામ |
|---|---|---|
| • હિજાબહ :કઅબહની ચાવી રાખવાનો, કઅબહનો દરવાજો ખોલવા-બંધ કરવાનો, કઅબહના મુતવલ્લી હોવાનો ઓહદો.. | બનૂ અબ્દે-દાર | ઉસ્માન બિન તલહા |
| • સિકાયહ :દેશ-પરદેશના હાજીઓ માટે પાણીની વ્યવસ્થા કરવાનો ઓહદો.............................. | બનૂ હાશિમ | હઝરત અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ |
| • રિફાદહ : નાદાર-ગરીબ હાજીઓની મદદ અને તેઓ માટે ખાવાની વ્યવસ્થા કરવાનો ઓહદો................ | બનૂ નવફલ | હારિસ બિન આમિર |
| • મુશાવરહ : લોકોની જરૂરતો, શિકાયતો અને અગત્યના કામો માટે સલાહ-મશ્વરાનો ઓહદો................ | બનૂ અસદ | યઝીદ બિન ઝમ્અહ |
| • સિફારહ : રાજ્યના એલચી બનીને દેશ-પરદેશના બાદશાહો, રાજાઓ, નવાબો સરદારો પાસે જવાનો ઓહદો... | બનૂ અદી | હઝરત ઉમર ફારૂક |
| • લિવાઅ : લશ્કરી ખાતાનો ઝંડો રાખવાનો અને જંગ વેળા લશ્કરના ધજાધારી હોવાનો ઓહદો.................... | બનૂ ઉમૈયહ | અબૂ સુફિયાન બિન હર્બ |
| • કિસાસ-દિયત : લડાઈ-ઝગડા, ખૂન-ખરાબા અને જંગોમાં નુકસાની તથા ખૂનનો બદલો નક્કી કરવાનો ઓહદો......... | બનૂ તૈમ | હઝરત અબૂબક્ર સિદ્દીક |
| • કુબ્બહ : જંગોમાં લશ્કરી છાવણીની વ્યવસ્થા કરવાનો, લશ્કરના ઉતારા માટે તંબૂઓ ઊભા કરવાનો ઓહદો........ | બનૂ મખ્ઝૂમ | વલીદ બિન મુગીરહ અને એના પુત્ર હઝરત ખાલિદ બિન વલીદ |
| • અઈન્નહ : સવારોની ટુકડીની સિપહસાલારીનો ઓહદો... | બનૂ મખ્ઝૂમ | વલીદ બિન મુગીરહનો ભત્રીજો અબૂ જહલ |
| • અઝલામ-ઈસાર : મૂર્તિઓ પાસે તીરોથી ફાલ કાઢવાનો, પાંસા નાખીને શુભ-અશુભ જાણવાનો અને નસીબ પાધરૂં છે કે અવળું તે જોવાનો ઓહદો....................... | બનૂ જુમહ | સફવાન બિન ઉમૈયહ |
| • ઉમૂરે-અમવાલ : મૂર્તિઓના નઝરાણા, મંદિરોને મળનારી ભેટો એટલે રાજ્યની તિજોરીના ખઝાનચી હોવાનો ઓહદો..... | બનૂ સહમ | હારિસ બિન કૈસ |

એ સિવાય વહીવટીતંત્રના નાનાં-મોટા બીજાં ખાતાંઓ પણ હતાં જેનું સંચાલન એજ કુરૈશી ખાનદાનોના અગ્રેસરોના હાથમાં હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહ પર ફતેહ મેળવી ત્યાં સુધી આ ઓહદાઓ એજ ખાનદાનોમાં કાયમ રહ્યા. ફત્હે-મક્કહ પછી આપે હિજાબહ અને સિકાયહ વગર બધા ઓહદાઓ ખતમ કરી નાખ્યા. હિજાબહ એટલે કઅબહની ચાવી રાખવાનો ઓહદો તો આજે પણ બનૂ અબ્દે-દારની એક શાખ શૈબહ બિન ઉસ્માનના ખાનદાનમાં ચાલ્યો આવે છે. સિકાયહ એટલે હાજીઓને પાણી પીવાડવાનો ઓહદો આપે ફત્હે-મક્કહ પછી આપના કાકા હઝરત અબ્બાસને હવાલે કરી દીધો હતો. [૧]

મક્કહનું જે માન હતું તે અલ્લાહના ઘર એટલે ખાનએ-કઅબહને પ્રતાપે હતું. કુરૈશ કબીલાના લોકો ખાનએ-કઅબહના મુજાવર અને મુતવલ્લી હતા. આ કારણે તેઓ આખા અરબ ખંડ પર મઝહબી સત્તા ભોગવતા હતા. અને વેપારધંધા અર્થે પરદેશનો પ્રવાસ ખેડતા તો ત્યાંના બાદશાહો અને રાજામહારાજાઓ પણ પોતાના દરબારમાં તેઓને માનપાનથી બિરદાવતા હતા.

(ગુજરાતી સંપાદકનું લખાણ પૂરૂં થયું. હવે પુસ્તકનું પ્રકરણ ૨૬ વાંચો.)

---

૧. સીરતુન-નબી જિ.૧ પા. ૨૧૨ - સીરતે અહમદે-મુજતબા જિ.૧ પા. ૩૪-૩૫- સીરતે-સરવરે- આલમ જિ.૨ પા. ૮૨.

# પ્રકરણ ૨૬

# અબ્દુલ-મુત્તલિબ અને ઝમઝમનો કૂવો

અબ્દુલ-મુત્તલિબનો શાનદાર યુગ ● ઝમઝમનો કૂવો ખોદવાનો ગૈબી સંકેત ● ઝમઝમના કૂવાનું ખોદકામ ● અબ્દુલ મુત્તલિબ અને કુરૈશમાં ઝગડો ● ઝગડાના નિકાલ માટે સાધુડીની શોધમાં ● રણમાં અલ્લાહની ગૈબી મદદ ● ઝમઝમના કૂવાને લગતી બીજી રિવાયત ● તીરોથી કુરૈશના ઝગડાનો ફેસલો ● મક્કહમાં આવેલા બીજા કૂવાઓ ● ઝમઝમની ભવ્યતા અને તેનો મહિમા.

**અબ્દુલ-મુત્તલિબનો શાનદાર યુગ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુત્તલિબના મરણ પછી, પછી સિકાયહ અને રિફાદહના ખાતાંઓનો વહીવટ અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમને હવાલે કરવામાં આવ્યો. આથી પહેલાં આ ખાતાંઓનો વહીવટ એમના કાકા મુત્તલિબના હાથમાં હતો. મુત્તલિબના મરણ પછી એમના ભત્રીજા અબ્દુલ-મુત્તલિબ ખાનએ-કઅબહના મુતવલ્લી બન્યા. એમણે બાપદાદાને ચીલે ચાલીને લોકસેવાની તે બધી પ્રવૃત્તિઓ અપનાવી લીધી જે એમના ખાનદાનમાં પરંપરાથી ઊતરી આવતી હતી. રિફાદહ અને સિકાયહના કુશળ વહીવટ ઉપરાંત કૌમને લગતા તમામ મામલાઓની જડબેસલાક વ્યવસ્થા કરીને અને તેને વધુ વેગવાન બનાવીને અબ્દુલ મુત્તલિબે પોતાની કૌમમાં એટલો ઊંચો મરતબો મેળવી લીધો જે એમના બાપદાદાઓમાંથી ભાગ્યે કોઈ મેળવી શક્યું ન હતું. કુરૈશ કૌમના તમામ ખાનદાનોના લોકો એમને માનપાનથી બિરદાવતા હતા. એમના દરેક હુકમનું પાલન કરતા હતા અને એમના કોઈ પણ આદેશને માથે ચડાવવાને તેઓ પોતાનું સદ્ભાગ્ય માનતા હતા.

**ઝમઝમનો કૂવો ખોદવાનો ગૈબી સંકેત**————ઇબ્ને ઇસ્હાક કહે છે: આથી અગાઉ લખ્યા મુજબ બનૂ જુરહુમ વંશના બનૂ ખુઝાઅહના લોકો મક્કહથી નાસતી વેળા ઝમઝમનો કૂવો પૂરીને તેને જમીનની સપાટી સરખો કરતા ગયા હતા. એ કૂવાને ખોદી કાઢવાની જે શરૂઆત અબ્દુલ-મુત્તલિબે કરી તેને લગતી રિવાયત હઝરત અલી બિન અબૂ તાલિબના મુખે ટાંકવામાં આવી છે. જેમાં અબ્દુલ-મુત્તલિબને કૂવો ખોદી કાઢવાના ગૈબી ઇશારાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

હઝરત અલી બિન અબી તાલિબ (રદિયલ્લાહુ અન્હુ)ની રિવાયત મુજબ અબ્દુલ-મુત્તલિબનું બયાન છે કે, એક રાતે હું ખાનએ-કઅબહના "હિજ્ર" મુકામે સૂતેલો હતો. [૧] ખ્વાબમાં મેં જોયું કે એક માણસ મારી પાસે આવ્યો અને તેણે કહ્યું, "એ અબ્દુલ-મુત્તલિબ ! તીબહને ખોદી કાઢો."

[૧] હિજ્ર : ખાનએ-કઅબહનો ખુલ્લો ભાગ જેનું નામ હતીમ છે. "હ"

મેં તેને પૂછ્યું, "તીબહ શી વસ્તુ છે ?"

મારો આ સવાલ સાંભળીને તે મારી પાસેથી ચાલ્યો ગયો.

બીજે દિવસે રાતે હું ફરીવાર તેજ જગાએ જઇને સૂઇ ગયો. ઊંઘ આવતાં ખ્વાબમાં એજ માણસે મને હુકમ આપતાં કહ્યું, હે "અબ્દુલ-મુત્તલિબ ! બર્રહને ખોદી કાઢો."

મે પૂછયું, "બર્રહ શી વસ્તુ છે ?"

આ સાંભળીને ઇશારો કરનાર મારી પાસેથી ચાલ્યો ગયો.

ત્રીજા દિવસે રાત પડતાં હું ફરીવાર મારી આરામગાહે જઇને સૂઇ ગયો. ઇશારો આપનાર મારી પાસે આવીને બોલ્યો, "અબ્દુલ-મુત્તલિબ ! મદનૂનહને ખોદી કાઢો." [1]

મેં પૂછયું, "મદનૂનહ શી વસ્તુ છે ?"

મારો સવાલ સાંભળીને તે ત્યાંથી ચાલ્યો ગયો. જયારે ચોથો દિવસ થયો તો રાબેતા મુજબ રાતે તેજ સ્થળે જઇને હું સૂઇ ગયો. ઇશારો કરનાર ચોથી વાર મારા ખ્વાબમાં આવ્યો અને કહેવા લાગ્યો, "અબ્દુલ-મુત્તલિબ ! ઝમઝમને ખોદી કાઢો.

મેં પૂછયું, "ઝમઝમ શું છે ?"

તે બોલ્યો, "એક ઝરણું છે જેનું પાણી કદી સૂકાતું નથી અને ખૂટતું પણ નથી. તે હજ્જ કરનારાઓના મોટાં-મોટાં ટોળાંઓ અને વિરાટ સમૂહોને સયરાબ કરતું રહેશે. એની ખોદાણીમાં તમારે વધારે મેહનત નહિ લેવી પડે. હા હાલ તે એવી જગાએ છે જયાં લોકો કુરબાનીઓ કરે છે. ત્યાં જ કીડીઓના દરો આવેલાં છે. સવારે એક "ગુરાબે-અઅસમ" [2] કાગડો ત્યાં પોતાની ચાંચથી તમને ઠોકા મારતો દેખાશે એ સ્થળ જાનવરોના છાણ અને લોહી વચ્ચે કાગડાના માળા પાસે આવેલું છે."

**ઝમઝમના કૂવાનું ખોદકામ**————ઇબ્ને ઇસ્હાક કહે છે: જયારે આ ગૈબી સંકેત આપનારે અબ્દુલ-મુત્તલિબને ઝમઝમના કૂવાનું અસલ ઠામઠેકાણું બતાવી દીધું તો એમને યકીન આવી ગયો કે ખ્વાબ સાંગોપાંગ સાચો છે. સવાર થતાં જ કોદાળી-પાવડા હાથમાં લીધા અને સાથે પોતાના પુત્ર હારિસને પણ લીધો કેમકે તે વેળા હારિસ સિવાય બીજો પુત્ર એમને ન હતો. બાપ-બેટાએ અલ્લાહનું નામ લઇએ ખોદકામ શરૂ કરી દીધું અને થોડીક જ વારમાં તળિયાં સુધી પહોંચી ગયા તો ત્યાં તેમને તે વસ્તુઓ દેખાવા લાગી જે તેમાં પડેલી હતી. આ વસ્તુઓ જોતાં જ અબ્દુલ-મુત્તલિબે ખુશીના આવેગથી "અલ્લાહુ અકબર!" નો નઅરો ગજાવ્યો.

બીજી તરફ કુરૈશનું ટોળું કુતૂહલતાથી તેઓનું આ ખોદકામ જોતું ત્યાં ઊભેલું હતું. તકબીરનો નઅરો સાંભળીને તેઓએ જાણી લીધું કે અબ્દુલ-મુત્તલિબ પોતાના હેતુમાં કામયાબ થઇ ગયા છે. તેઓ એકદમ નઝદીક આવીને ઊભા થઇ ગયા અને બા-અદબ બોલ્યા, "અબ્દુલ-મુત્તલિબ સાહેબ ! આ તો આપણા બાપ ઇસ્માઇલનો કૂવો છે. કંઇક એમાં અમારો હક પણ ખરો ને ! મહેરબાની કરીને એમાં અમને પણ ભાગીદાર બનાવી લો."

---

૧. તીબહ, બર્રહ, મદનૂનહ ઝમઝમના નામો છે. "હ"

૨. "ગુરાબે-અઅસમ" એવો કાગડો જેના પીછાંની નોક સફેદ હોય.

"ના, એ નહિ બને." અબ્દુલ-મુત્તલિબે કહ્યું, "આ તો એવી નાદિર વસ્તુ છે જેને શોધી કાઢવાનું માન કુદરત તરફથી મને બક્ષવામાં આવ્યું છે. એમાં તમારો હિસ્સો કેવો ?"

"હે અબ્દુલ-મુત્તલિબ !"કુરૈશ બોલ્યા, "અમારી સાથે ઈન્સાફથી કામ લો. નાહકનો ઝગડો ઊભો ન કરો. જુઓ, અમારો હક લીધા વિના અમે અહીંથી ટળવાના નથી."

**અબ્દુલ-મુત્તલિબ અને કુરૈશમાં ઝગડો**————અબ્દુલ-મુત્તલિબે જોયું કે કુરૈશે ખરેખર ઝગડો ખડો કર્યો છે અને નાહકનો હક પડાવવા હઠાગ્રહે ચડયા છે તો તેમણે કહ્યું, "વારૂ તો મારી અને તમારી વચ્ચે તમારી મરજી મુજબના માણસને પંચ તરીકે નીમીને એનો ફેસલો કરાવો. તે જે ફેસલો આપે તેને તમે પણ કબૂલ કરો. હું પણ કબૂલ કરીશ."

કુરૈશે આપસમાં મશ્વરો કરીને કહ્યું, "હે અબ્દુલ-મુત્તલિબ ! અમે બનૂ સઅદ બિન હુઝૈમ કબીલાની કાહિનાને આ ઝગડાના ફેસલા માટે લવાદ તરીકે નીમીએ છીએ. એ સાધુડી જે ફેસલો આપે તે અમને કબૂલ છે. બોલો તમને કબૂલ છે ?"

"કબૂલ છે." અબ્દુલ-મુત્તલિબે કહ્યું.

**ઝગડાના નિકાલ માટે સાધુડીની શોધમાં**————બનૂ સઅદ બિન હુઝૈમ કબીલાની આ સાધુડી મુલ્કે-શામની ઊંચી ભૂમિના ડુંગરાળ પ્રદેશમાં વસેલી હતી. આ કારણે અબ્દુલ-મુત્તલિબે પોતાના અબ્દે-મનાફ ખાનદાનના કેટલાક લોકોને પોતાની સાથે લીધા અને કુરૈશે પોતાના કુરૈશ કબીલામાંથી દરેક ખાનદાનનો એક-એક માણસ પોતાની સાથે લીધો અને એ બધા પોતપોતાની સવારી પર બેસીને કાહિનાના વતન તરફ રવાના થયા. રસ્તો બહુ લાંબો, વિકટ અને ખતરાઓથી ઘેરાયેલો હતો. નિર્જન જંગલો, બિહામણા પહાડો, રેતીના કાળમીંઢ રણો અને ખોફનાક ગુફાઓમાંથી પસાર થતો હતો.

જયારે આ કાફલો કૂચકદમ કરતો, પહાડો અને રેતીના ખોફનાક મેદાનો વટાવતાં, હિજાઝ અને સીરિયાની વચ્ચે આવેલા એક કાળઝાળ અને ભેંકાર જંગલમાં દાખલ થયો તો અબ્દુલ-મુત્તલિબ અને એમના સાથીઓનું પીવાનું પાણી ખૂટી પડયું. એટલે સુધી નોબત પહોંચી ગઇ કે તરસના અતિરેકથી તેઓના પ્રાણની કટોકટી સર્જાઇ ગઇ. કુરૈશના કેટલાક માણસો પાસે થોડુંક પાણી બચેલું હતું. અબ્દુલ-મુત્તલિબની કાકલૂદીઓ છતાં તેઓ પાણી આપવાનો ઈન્કાર કરતા હતા અને કહેતા હતા કે, અમે પોતે પણ ઘાસ-પાણી વગરના એક આંધળા જંગલમાં ઊભેલા છીએ. જે સંકટમાં તમે સપડાયા છો એજ સંકટમાં અમે પણ સપડાયેલા છીએ. તમને પાણી આપીને અમારે શું તરસ્યા મરી જવું ? બીજાને પાણી પીવાડીને પોતે તરસથી મરી જવું એ કોઇ અકલમંદીનું કામ નથી."

પોતાની અને પોતાના સાથીઓની જાનોનો ખતરો જોઇને અને ઉપરથી પોતાની કૌમની આ સ્વાર્થી મનોદશા જોઈને અબ્દુલ-મુત્તલિબને ભારે ખેદ થયો. પૂછયું, "વારૂ બતાવો હવે તમારો શો વિચાર છે?"

કુરૈશ બોલ્યા, "જે તમારો વિચાર એ અમારો વિચાર. તમને વાજબી લાગે તેમ કરો. અમે તમારા હુકમને તાબે છીએ."

"ત્યારે મારો હુકમ એવો છે કે....."અબ્દુલ-મુત્તલિબે કહ્યું, "આપણામાંથી દરેક માણસ પોતાની બચેલી તાકાતથી પોતાને હાથે, પોતાને માટે આ જંગલમાં એક-એક ખાડો ખોદી કાઢે અને જયારે કોઇ મરી

જાય તો બાકીના સાથીઓ તેને એ જ ખાડામાં ગબડાવીને ઉપરથી ધૂળ વાળી દે, ત્યાં સુધી કે છેલ્લો એક માણસ રહી જશે જેને માટીભેગો કરનારો કોઇ બાકી નહિ રહેશે. પૂરા કાફલાની લાશો જમીન પર કફન-દફન વગર સડીને ગંધાતી રહે તેના કરતાં એક માણસની લાશ ગંધાતી રહે તેમાં વાંધા જેવું નથી.''

સારાંશ કે કાફલાનો દરેક માણસ ઊભો થઇ ગયો અને દરેકે પોતપોતાને માટે ખાડો કબર જેવો ખોદી લીધો. એ પછી બધા તરસના માર્યા લમણે હાથ દઈને કાં પાણી કાં મોતના ઈન્તેઝારમાં બેસી ગયા ત્યારે અબ્દુલ-મુત્તલિબે પોતાના એ બધા સાથીઓને સંબોધીને કહ્યું,

''અલ્લાહના સોગંદ, આ રીતે પોતાને મોતના ડાચાંમાં નાખી દેવું, હાથપગ ભાંગીને બેસી રહેવું, કંઇ કોશિશ કે ખટપટ નહિ કરવી, એ સામે ચાલીને મોતને તેડું આપવા સમાન છે. ચાલો ઊઠો, હાથ પગ હલાવો, શાયદ અલ્લાહ તઆલા આપણને કોઈ વસ્તિમાં પાણી સુધી પહોંચાડી દે !''

**રણમાં અલ્લાહની ગૈબી મદદ**————આમ કહીને અબ્દુલ-મુત્તલિબ પોતાના સાથીઓ સાથે ઊભા થઇ ગયા. એ જોઇને કુરૈશ અને તેમના સાથીઓને કુતૂહલ થયું કે આ લોકો હવે શું કરે છે તે જોવું જોઇએ! એટલામાં અબ્દુલ-મુત્તલિબ પોતાની સાંઢણી પાસે જઇને તેની પીઠ પર બેસી ગયા અને સાંઢણી જ્યારે ઊભી થવા લાગી તો તેના પગો તળેની જમીનમાંથી મીઠા પાણીની વીરડી ફૂટી નીકળી. અલ્લાહની કુદરતનો આ કરિશ્મા જોઇને અબ્દુલ-મુત્તલિબે ''અલ્લાહુ અકબર !'' નો નઅરો બુલંદ કર્યો. એજ વેળા તેઓ સાંઢણીની પીઠ પરથી ઊતરી પડયા. એમનું જોઇને એમના સાથીઓ પણ પોતપોતાની સવારી પરથી નીચે ઊતરી આવ્યા. અબ્દુલ-મુત્તલિબે પોતાના સાથીઓ સાથે ધરાઇ-ધરાઇને પાણી પીધું અને સફર માટે પોતાની મશકો પણ પાણીથી ભરી લીધી. અને અલ્લાહના અહેસાનનો આભાર માન્યો.

એ પછી અબ્દુલ-મુત્તલિબે કુરૈશને અને તેમના તે સાથીઓને પણ બોલાવી લીધા જેઓએ પાણી આપવાનો ઈન્કાર કર્યો હતો અને તેઓને કહ્યું, ''લો આપણા માટે અલ્લાહ તઆલાએ પાણી મોકલાવી દીધું છે. ધરાઇ-ધરાઇને પીવો અને પોતાની મશકો પણ ભરી લો.''

અબ્દુલ-મુત્તલિબે તેઓને પણ પાણી પીવાડયું અને તેઓની મશકો પણ પાણીથી છલકાવી દીધી. અબ્દુલ-મુત્તલિબની આ ઉદારતા જોઇને કુરૈશના લોકો બોલ્યા, ''હે અબ્દુલ-મુત્તલિબ ! બસ આપણો ફેસલો થઇ ગયો અને ઝગડાનો અંત આવી ગયો. સોગંદ છે અલ્લાહના, હવે ઝમઝમના બારામાં અમે તમારી સાથે ઝગડો નહિ કરીએ. બેશક જે અલ્લાહએ આ ભેંકાર અને ઘાસપાણી વગરના જંગલમાં તમને મીઠા પાણીનું ઝરણું આપ્યું તેજ અલ્લાહએ તમને ઝમઝમનું ઝરણું આપ્યું છે એ તમને મુબારક હો. ચાલો હવે પાછા વળીએ અને સીધા તમારા ઝરણાનો રસ્તો લઇએ.''

એ પછી કાફલાના બધા લોકોએ મુલ્કે-શામની પેલી કાહિના કે સાધુડી પાસે જવાનું માંડી વાળીને મક્કહ તરફ હંકારી મૂક્યું. ત્યાર પછી કુરૈશે ઝમઝમના બારામાં અબ્દુલ-મુત્તલિબ સાથે કદી કોઇ ઝગડો નહિ કર્યો.[1]

**ઝમઝમના કૂવાને લગતી બીજી રિવાયત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ તે રિવાયત હતી

૧. આ બનાવની પૂરી વિગત હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ) એ સ્વમુખે વર્ણવેલી છે. હઝરત અલી, અબૂ તાલિબના ફરઝંદ છે અને અબૂ તાલિબ, અબ્દુલ-મુત્તલિબના ફરઝંદ છે. ''હ''

જે મને હઝરત અલી બિન અબી તાલિબ તરફથી ઝમઝમના બારામાં મળવા પામી. બીજી એક રિવાયત કેટલાક જાણકાર લોકોના મુખેથી એવી પણ સાંભળવામાં આવી કે, જયારે અબ્દુલ-મુત્તલિબને ખ્વાબમાં ઝમઝમનો કૂવો ખોદી કાઢવાનો હુકમ મળ્યો તો તેઓ પોતાની કૌમ પાસે ગયા અને બોલ્યા, ''હે કુરૈશની જમાઅત! મને ઝમઝમનો કૂવો ખોદવાનો ખ્વાબમાં હુકમ મળ્યો છે, તમે શું કહો છો ?''

કુરૈશે પૂછ્યું, ''શું તમને બતાવવામાં આવ્યું છે કે તેનું સ્થળ કયાં છે ?''

''ના, તેના સ્થળની મને માહિતી નથી આપવામાં આવી.''

કુરૈશ બોલ્યા, ''ત્યારે રાતે પોતાની તેજ આરામગાહે જઈને સૂવો અને ખ્વાબમાં તેનો ઈન્તેઝાર કરો. અગર તમારો આ ખ્વાબ રહમાની એટલે અલ્લાહ તરફથી છે તો ખ્વાબમાં તેનું ઠેકાણું પણ અવશ્ય તમને બતાવી દેવામાં આવશે પણ જો ખ્વાબ શયતાની છે તો ફરીવાર એ તમારા જોવામાં નહિ આવે.''

કુરૈશ સાથેની આ વાતચીત પછી અબ્દુલ-મુત્તલિબ બીજી રાતે ત્યાં જઈને સૂતા તો એજ ઈશારો કરનાર ફરીવાર તેમના ખ્વાબમાં આવ્યો અને કહેવા લાગ્યો, ''હે અબ્દુલ-મુત્તલિબ ! ઝમઝમને ખોદી કાઢો. જો તેને ખોદશો તો કદી પસ્તાશો નહિ. તે તમારા વડા પૂર્વજનો વારસો છે. તેનું પાણી ન તો કદી ખૂટવાનું છે ન ખુશ્ક થવાનું છે. હાજીઓના જંગી ટોળાં અને વિરાટ સમૂહો એ પાણીથી સયરાબ થતાં રહેશે. દુનિયાભરના અમીરો-ગરીબો પોતાની બીમારીઓથી શિફા મેળવવાની મન્નતો લઈને એની પાસે આવશે. એ તમારી અવલાદ માટે અમર વારસો બની રહેશે. એની સાથે તમારો નક્કર સંબંધ જોડાયેલો રહેશે. યાદ રાખો એ દુનિયાની બીજી વસ્તુઓ પેઠે કોઈ મામૂલી વસ્તુ નથી. સાંભળો, એ કૂવો છાણ અને લોહી વચ્ચે આવેલો છે.''

ઈબ્ને ઈસ્હાકનું બયાન છે : લોકોના કહેવા મુજબ અબ્દુલ-મુત્તલિબને જયારે ખ્વાબમાં એ કૂવો ખોદી કાઢવાનું કહેવામાં આવ્યું તો તેમણે પેલા ગૈબી સંકેત આપનારને પૂછ્યું, ''વારૂ એ તો બતાવો કે તેનું સ્થળ કયાં આવેલું છે?''

જવાબમાં તે ગૈબી માણસે કહ્યું, ''કીડીઓની વસતિના દરો પાસે આવેલું છે. કાલે સવારે એક કાગડો એ સ્થળે તમને ચાંચો મારતો દેખાશે.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : હકીકતમાં ઉપર ટાંકેલી બંને રિવાયતોમાંથી કઈ રિવાયત સાચી છે તે અલ્લાહ બેહતર જાણે !

મતલબ કે આ ગૈબી બશારત સાંભળીને સવારે અબ્દુલ-મુત્તલિબ ઊઠયા તો કોદાળી વગેરે લઈને તે સ્થળે પહોંચી ગયા. તેમણે પોતાના પુત્ર હારિસને પણ સાથે લીધો હતો. જોયું તો એક કાગડો ખરેખર પોતાની ચાંચથી ત્યાં ઠોકા મારી રહ્યો હતો. કીડીઓનાં દરો પણ ત્યાં જ આવેલાં હતાં. એ જગા ઈસાફ અને નાઈલહ નામે મૂર્તિઓની વચ્ચે આવેલી હતી. કુરૈશના લોકો એજ સ્થળે જાનવરોની કુરબાની કરતા હતા. અબ્દુલ-મુત્તલિબને ખાતરી થઈ ગઈ કે આ તેજ જગા છે જયાં મને ખોદવાનો આદેશ મળ્યો છે.

હારિસ કોદાળી હાથમાં લઈને જમીન ખોદવાની શરૂઆત કરી તો કુરૈશના લોકો દોડી આવ્યા અને આડે આવીને કહેવા લાગ્યા, '' હે અબ્દુલ-મુત્તલિબ ! આ તો અમારા ભગવાનોનું સ્થાનક છે. અમે જાનવરોની કુરબાની કરીએ છીએ. અલ્લાહના સોગંદ, અમારૂં પવિત્ર સ્થળ હરગિઝ તમને ખોદવા નહિ દઈએ.''

અબ્દુલ-મુત્તલિબ બોલ્યા, "ગમે તેમ હોય મને અહીં જ ખોદવાનો આદેશ મળ્યો છે. તમારાથી થાય તે કરી લો, હું જરૂર એ ગૈબી આદેશનું પાલન કરીશ. [૧]

અબ્દુલ-મુત્તલિબે હારિસ પાસેથી કોદાળી લઇને એ જમીન ખોદવાની શરૂઆત કરી દીધી. કુરૈશ તેમનો આ સંકલ્પ અને ઘેલછા જોઇને સમજી ગયા કે એ કોઇ પણ ભોગે માને એમ નથી જેથી તેઓ ખામોશી ગ્રહણ કરીને આઘાપાછા થઇ ગયા. ખોદકામને વધુ વાર નહિ લાગી ત્યાં તો પાણી નીકળી આવ્યું અને અંદર પડેલી વસ્તુઓ પણ દેખાવા લાગી. એને જોતાં જ અબ્દુલ-મુત્તલિબે ઉત્સાહભેર અલ્લાહુ અકબર ! નો નઅરો ગજાવ્યો. કુરૈશે જાણી લીધું કે એમને ગૈબી દુનિયાથી મળેલી બશારત સાચી જ છે. થોડું વધારે ખોદતાં ત્યાંથી સોનાના બે હરણો પણ નીકળી આવ્યાં જેને બનૂ જુરહુમના લોકો નાસતી વેળા કૂવામાં પધરાવતા ગયા હતા. ઉપરાંત કેટલીક કીમતી સફેદ તલવારો અને બખતરો પણ કૂવામાંથી મળી આવ્યાં.

**તીરોથી કુરૈશના ઝગડાનો ફેસલો**————કૂવામાંથી મળી આવેલી આ મૂલ્યવાન વસ્તુઓ જોઇને કુરૈશે ઝગડો ઊભો કરી દીધો. તેઓ બોલ્યા, "હે અબ્દુલ-મુત્તલિબ ! અમે પણ આ વસ્તુઓમાં તમારી સાથે સરખા ભાગીદાર અને હકદાર છીએ. અમારો હક પણ તમારે આપવો રહ્યો."

તેઓ બોલ્યા, "ઝગડાની જરૂર નથી. જુઓ હું તમને ઇન્સાફનો એક આસાન રસ્તો બતાવું છું. તમે તૈયાર રહો, એમાં તીરોની જરૂર પડશે."

"એ તમે કેવી રીતે કરશો ?" કુરૈશે પૂછ્યું.

"જુઓ હું બે તીરો કઅબહ તરફથી, બે તીરો મારી તરફથી અને બે તીરો તમારી તરફથી લઇને તેમાં ચિઠ્ઠીઓ નાખું છું. જેના નામના બે તીરો જે વસ્તુ પર નીકળી આવે તે એ વસ્તુઓનો મલિક બની જશે. અને જેના નામે બે તીરો નહિ પડે તેને કંઇ મળશે નહિ. બોલો કબૂલ છે ?"

અબ્દુલ-મુત્તલિબની આ તરકીબ કુરૈશને ગમી ગઇ. તેઓ બોલ્યા, "હે અબ્દુલ-મુત્તલિબ ! ખરેખર તમે ન્યાયનો રસ્તો સૂચવ્યો છે, અમને કબૂલ છે."

એ પછી તેઓએ બે પીળાં તીરો કઅબહ તરફથી, બે કાળાં તીરો અબ્દુલ-મુત્તલિબ તરફથી અને બે સફેદ તીરો કુરૈશ તરફથી નક્કી કરીને હુબલ નામે મૂર્તિના વડા પૂજારીને આપ્યા. એજ પૂજારી હુબલ મૂર્તિ પાસે તીરોના પાસા ફેંકવાની ફરજ બજાવતો હતો. ખાનએ-કઅબહની અંદર હુબલ, કુરૈશનો સૌથી મોટો ભગવાન હતો. એજ તે ભગવાન છે જેના નામના જયકારા કુરૈશી લશ્કરના કમાન્ડર અબૂ સુફયાને જંગે-ઉહુદ પ્રસંગે "ઉઅલુ હુબલ ! ઉઅલુ હુબલ !" શબ્દોમાં ગજાવ્યા હતા એટલે હુબલ ભગવાનની જય હો ! અથવા હે હુબલ ! તારા નામની કીર્તિ સ્થાપિ દે !

સારાંશ કે અબ્દુલ-મુત્તલિબ કઅબહ પાસે બારગાહે-ઇલાહીમાં દુઆ માટે ઊભા થઇ ગયા અને હુબલ મૂર્તિના પૂજારીએ તીરોના પાસા નાખવાની ક્રિયા આરંભી જેમાં બંને પીળાં તીરો, સોનાના હરણોના નામના કઅબહ માટે નીકળી આવ્યાં. અને બંને કાળાં તીરો, તલવારો તથા બખતરોના નામના અબ્દુલ-મુત્તલિબ માટે નીકળી આવ્યાં જયારે કુરૈશ તરફના બંને સફેદ તીરો એકદમ ફોગટ ગયાં. અબ્દુલ-મુત્તલિબે તલવારો

૧. અબ્દુલ-મુત્તલિબ તવહીદ-પરસ્ત હતા. અલ્લાહની ભાગીદારીનો અકીદો ધરાવતા ન હતા જેથી પથ્થરના ભગવાનોને પૂજતા ન હતા. "ક"

કઅબહના દરવાજે લટકાવી દીધી અને સોનાના હરણોને કઅબહના દરવાજા પાસે મઢી લીધાં. કહેવાય છે કે આ પહેલું સોનું હતું જેનાથી બૈતુલ્લાહ એટલે અલ્લાહના ઘરને શણગારવામાં આવ્યું.[1]

એ પછી અબ્દુલ-મુત્તલિબે હાજીઓને પાણી પીવાડવાના ખાતાંનો વહીવટ પોતાને હસ્તક લીધો.

**મક્કહમાં આવેલા બીજા કૂવાઓ**————ઇબ્ને હિશામ કહે છે : અબ્દુલ-મુત્તલિબે ઝમઝમનો કૂવો ખોદયો તે પહેલાં કુરૈશે મક્કહમાં કેટલાક કૂવા ખોદી લીધા હતા. અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફે ''અત-તવીય્ય'' નામે એક કૂવો મુહંમદ બિન યૂસુફ સ઼કફીના મકાન પાસેની ઊંચી જગાએ ખોદાવ્યો હતો. મુહંમદ બિન યૂસુફ સ઼કફીના એ મકાનનું નામ ''અલ-બૈદાઅ'' હતું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા હાશિમ બિન અબ્દે-મનાફે પણ ''બઝઝર'' નામે એક કૂવો, અબૂ તાલિબની ઘાટી પાસે આવેલા ''ખન્દમહ'' પર્વતને નાકે ''મુસ-તન્ઝર'' મુકામે ખોદાવીને આમ જનતા માટે ખુલ્લો મૂકાવી દીધો હતો. મુત્ઇમ બિન અદી બિન નવફલ બિન અબ્દે-મનાફે ''સજલહ'' નામે કૂવો ખોદાવ્યો હતો જેમાંથી લોકો આજે પણ પાણી ભરે છે. બનૂ નવફલના કહેવા મુજબ મુત્ઇમ બિન અદીએ આ કૂવો અસદ બિન હાશિમ પાસેથી ખરીદી લીધો હતો. પણ બનૂ હાશિમનું કહેવું છે કે અસદે આ કૂવો મુત્ઇમ બિન અદીને બક્ષિસ તરીકે આપી દીધો હતો. કેમકે જયારે ઝમઝમનો કૂવો મળી આવ્યો તો બનૂ હાશિમ માટે બીજા કૂવાઓની ઝાઝી જરૂર નહિ રહી.

એક કૂવો ઉમૈયા બિન શમ્સે પોતાના પરિવાર માટે ''અલ-હદર'' નામે ખોદાવ્યો હતો. અને એક કૂવો ''શુફૈતા'' નામે બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝાએ ખોદાવ્યો હતો જેને લોકો ''બિઅરે-બની અસદ'' કહે છે. બનૂ અબ્દુદ-દારે ''ઉમ્મે-અહરાદ'' નામે કૂવો ખોદાવીને લોકો માટે ખુલ્લો મૂકયો હતો. બનૂ જુમહના કુટુંબે ''સુમ્બુલા'' નામે વાવડી ખોદાવી જે હલફ બિન વહબની વાવડી તરીકે ઓળખાતી હતી. બનૂ સહમના પરિવારે ''અલગમ્ર'' નામે કૂવો ખોદાવ્યો જે સહમના કૂવા તરીકે જાણીતો થયો. કેટલીક એવી વાવડીઓ પણ હતી જે મક્કહથી બહારના વિસ્તારમાં ખોદાયેલી હતી અને આજે પણ જર્જરિત દશામાં મવજૂદ છે. એ કુરૈશના મુર્રહ બિન કઅબ બિન લુઐય અને કિલાબ બિન મુર્રહના જમાનાથી પણ પહેલાની છે. એમાંથી એક વાવડીનું નામ મુર્રમ છે. જે મુર્રહ બિન કઅબની વાવડી કહેવાય છે. ''ખમ્મ'' નામે એક વાવડી બનૂ કિલાબ બિન મુર્રહએ ખોદાવી હતી. એવી જ એક ''હફર'' નામે વાવડી પણ છે. ઇબ્ને હિશામ મુજબ અબૂ ઉબય જહમ બિન હુઝૈફહ નામનો શાઇર કહે છે :

**વ કિદમન ગનીના કબ્લ ઝાલિક હિક-બતન, • વલા નસ્તકી ઇલ્લા ખુમ્મીન અવિલ-હફરિ.**

અમે કાં તો ખુમ્મ નામે વાવડીનું પાણી પીએ છીએ અથવા હફર નામે વાવડીમાંથી. આ કારણે સેંકડો વરસ પહેલાંથી અમને બીજી વાવડીઓ કે કૂવાઓની જરૂર નહિ રહી.

---

૧. જાહિલિયતના યુગમાં અરબના મૂર્તિપૂજકોમાં ફાલગીરીની પ્રથા સર્વસામાન્ય હતી. વાતવાતમાં લોકો ભવિષ્યની વાતો પૂછવા કે કિસ્મતનો હાલ જાણવા દેવી-દેવતાંઓના પૂજારીઓ પાસે દોડી જતા હતા. આપસમાં ઝગડા, ભૂમિના મામલા, ચોરી-જોરી ખટલા કે ખોવાયેલી વસ્તુઓ વગેરે સમસ્યાઓના ઉકેલ માટે તેઓ પોતાના ભગવાનોના પૂજારીઓ તરફ રજૂ થતા. કઅબહમાં ગોઠવેલી હુબલ ભગવાનની મૂર્તિ એનું મુખ્ય મથક હતું. હુબલ મૂર્તિના ચરણો પાસે કેટલાંક તીરો પડી રહેતાં તેમાં હા અને ના સાથે શુભ-અશુભના વિવિધ શબ્દો કોતરેલા હતા. જરૂરતમંદ લોકો પૂજારીના ચરણોમાં નઝરાણું ધરીને પોતાનો મુદ્દો રજૂ કરતા. પૂજારી તીરોના પાસા નાખીને ફાલ કાઢતો. જે તીર નીકળતું તેના લખાણ મુજબ ફેસલો આપતો. લોકો તેને ભગવાનનો ફેસલો સમજીને માથે ચઢાવી લેતા. જાહિલિયતના અરબ મુશરિકોની આ પ્રથા જુદા-જુદા રૂપે આજે પણ ઘણા દેશોમાં પ્રચલિત છે. ''હ''

**ઝમઝમની ભવ્યતા અને તેનો મહિમા**————————ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી ઝમઝમનો કૂવો મક્કહના તમામ કૂવાઓને ટપી ગયો. એની આગળ બધા કૂવાઓ ઝાંખા પડી ગયા. હાજીઓ એનું જ પાણી પીવા લાગ્યા. લોકો એની જ તરફ આકર્ષાવા લાગ્યા. કેમકે એ મસ્જિદુલ-હરામમાં કઅબહની પાસે આવેલો હતો. એણે તમામ પાણીઓ પર ઉપરવટ મેળવી લીધું હતું. એ હઝરત ઇસ્માઇલ બિન ઇબ્રાહીમ અલૈહિસ-સલામનો કૂવો હતો. અબ્દે-મનાફનું ખાનદાન એને જ કારણે કુરૈશ અને તમામ અરબો પર શ્રેષ્ઠતા ભોગવતું હતું.

અબ્દે-મનાફનું ખાનદાન એક જ બિરાદરી અને એક જ કુટુંબના સભ્યો હોવાથી એમાંની કોઇ શાખની પ્રતિષ્ઠા બીજી શાખાઓ માટે પણ પ્રતિષ્ઠા લેખાતી હતી અને એમાંની કોઇ શાખની શ્રેષ્ઠતા બીજી શાખાઓ માટે પણ શ્રેષ્ઠતા ગણાતી હતી જેથી અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફના પ્રપૌત્ર મુસાફિર બિન અમ્રે સિકાયહ, રિફાદહ અને ઝમઝમના વહીવટ અંગે કુરૈશ પર મેળવેલા વર્ચસ વિષે ગર્વપૂર્વક થોડાક શેઅરો રચ્યા છે. (અમે એ શેઅરો જતા કર્યા છે.)

બનૂ અદી બિન કઅબ બિન લુઐય ખાનદાનના હુઝૈફહ બિન ગનમ નામે શાઇર કહે છે :

**વ સાકીલ-હજીજ સુમ્મ લિલ-ખુબઝિ હાશિમુન, • વ અબ્દુ-મનાફિન ઝાલિકસ- સૈયિદુલ - ફિહરિ.**

બનૂ ફિહરનો સરદાર હાશિમ બિન અબ્દે-મનાફ હાજીઓને પાણી પીવાડનારો અને રોટલીઓને ચૂરનારો છે.

**તવા ઝમઝમન ઇન્દલ - મકામિ ફઅસ - બહત, • સિકા-યતુહૂ ફખરન અલા કુલ્લિ ઝી-ફખરિ.**

તેણે ઝમઝમનો કૂવો મકામે-ઇબ્રાહીમ પાસે પથ્થરોથી ચણી લીધો તો તેનો આ કૂવો દરેક ગર્વપાત્ર પુરૂષ પર ગર્વ લેવાને લાયક બની ગયો.

---

# પ્રકરણ ૨૭

# અબ્દુલ-મુત્તલિબની મન્નત

એક બેટાના બલિદાનની મન્નત • અરબોમાં મૂર્તિઓના તીરોનો દસ્તૂર • અબ્દુલ-મુત્તલિબ અને પુત્રો પૂજારી પાસે • તીરોના પાસામાં અબ્દુલ્લાહનું નામ • ગૂંચવણ અંગે સાધુડીનો ફેસલો • સાધુડીના ફેસલાનો અમલ • રૂપવાન અમીરઝાદીની પેશકશ • અબ્દુલ્લાહની શાદી આમિનહ ખાતૂન સાથે • આમિનહ ખાતૂન હમલની હાલતમાં • જગતના સર્વશ્રેષ્ઠ પુરૂષ • હઝરત અબ્દુલ્લાહની વફાત.

**એક બેટાના બલિદાનની મન્નત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ વાત ખરી છે કે ખોટી તે અલ્લાહ બેહતર જાણે પણ લોકોનું કહેવું છે કે, ઝમઝમનો કૂવો ખોદતી વેળા કુરૈશના લોકોએ અબ્દુલ-મુત્તલિબ સાથે ઝગડો ખડો કરીને રૂકાવટો ઊભી કરી ત્યારે અબ્દુલ-મુત્તલિબે એવી મન્નત લીધી કે, ''અલ્લાહ મને દસ બેટાઓ આપે અને તે બધા જવાન થઈને કુરૈશને મુકાબલે મારી હિફાઝત કરે તો એમાંના એક બેટાને હું અલ્લાહની રઝામંદી ખાતર તેના રસ્તામાં ઝબહ કરીશ !''

પછી જ્યારે સમયની ગતિ સાથે અલ્લાહ તઆલાએ એમને ત્યાં પૂરા દસ દીકરા આપી દીધા અને એ બધા જવાન થઈ ગયા અને એમને ખાતરી થઈ ગઈ કે, એ બધા સંકટ સમયે મારી હિફાઝત કરી શકે છે તો એક દિવસે અબ્દુલ-મુત્તલિબે બધા બેટાઓને ભેગા કર્યા અને પોતે લીધેલ મન્નતની વિગત દર્શાવીને તેને અમલમાં મૂકવાની તેઓને હાકલ કરી.[૧]

જવાબમાં બધા બેટાઓએ બાપની હાકલ ઝીલી લેતાં કહ્યું, ''માનવંતા બાપાજી ! આપ જરૂર પોતાની મન્નત પૂરી કરો, પણ સવાલ આ છે કે આપની મન્નતને અમલમાં મૂકવા માટે અમારે કયો રસ્તો લેવો ?''

અબ્દુલ-મુત્તલિબ બોલ્યા, ''તમારામાંથી દરેક જણ એક-એક તીર ઉપાડે અને તેની ઉપર પોતાનું નામ લખીને મારી પાસે લઈ આવે.''

કહ્યાગરા પુત્રોએ પિતાજીની આજ્ઞાનું પાલન કર્યું અને દરેક જણ પોતપોતાના નામવાળું તીર લઈને હાજર થઈ ગયો ત્યારે અબ્દુલ-મુત્તલિબ એ બધાને કઅબહ પાસે ગોઠવેલી હુબલ મૂર્તિના સ્થાનક પાસે લઈ

૧. અબ્દુલ-મુત્તલિબની ૬ બેગમોથી ૧૦ પુત્રો અને ૬ પુત્રીઓ હતી. પુત્રોના નામ : હારિસ, ઝુબૈર, અબૂ તાલિબ, અબૂ લહબ, હજલ, ઝિરાર, મુકવ-વિમ, અબ્દુલ્લાહ, અબ્બાસ, હમઝહ પુત્રીઓના નામ : સફિય્યહ, ઉમ્મે-હકીમ બૈદાઅ, આતિકહ, અમીમહ યા ઉમૈમહ, અરવા, બર્રહ. ''હ''

ગયા. તે વેળા હુબલ મૂર્તિનું આસન કઅબહ પાસેના કૂવાના ઓટલા પર હતું. આ તે કૂવો હતો જેની પરસાળમાં કઅબહને અર્પણ થયેલા નઝરાણા કે નિયાઝની વસ્તુઓ ભેગી કરવામાં આવતી હતી. એજ હુબલ મૂર્તિના આસન પાસે સાત તીરો જુદા-જુદા લખાણવાળા મૂકેલા હતા. એમાંના એક તીર પર ''ખૂં-બહા'' એટલે લોહી-દંડના શબ્દો કોતરેલા હતા. જ્યારે ખૂનના કોઇ ખટલા અંગે દંડની ચૂકવણીની સમસ્યા સર્જાતી તેવા પ્રસંગે આ તીરનો ઉપયોગ કરવામાં આવતો. તે વેળા ખૂનના ખટલા સાથે સંકળાયેલા શખ્સોના નામોની ચબરખીઓ લખીને તીરોને ઘૂમાવવામાં આવતાં. જેનું નામ નીકળી આવતું તેણે દંડની રકમ ચૂકવવી પડતી.

**અરબોમાં મૂર્તિઓના તીરોનો દસ્તૂર**————એજ હુબલ મૂર્તિના આસન પાસે પડેલા એક તીર પર ''નઅમ'' એટલે હા શબ્દ કોતરેલો હતો. જેના અર્થ એવા થતા કે તમે જે કામ કરવા માગો છો તે સારૂં છે, શુભ છે, લાભ થશે, કામયાબી મળશે, જરૂર કરો ! એક તીર પર ''લા'' એટલે ના શબ્દ કોતરેલો હતો. જેના અર્થ એવા થતા કે આ કામ કરવું નહિ, અશુભ છે, નિષ્ફળ જશો, કરશો તો નુકસાન ભોગવશો! અને જ્યારે કોઈ કામ કરવું કે ન કરવું ની મુંઝવણ ઊભી થતી તો નઅમ અને લાની ચબરખીઓથી તેનો ઉકેલ આવી જતો.

એમાંના જ એક તીર પર ''મિન્કુમ'' શબ્દ કોતરેલો હતો એટલે એ તમારામાંથી જ છે અથવા તમારા જ ખાનદાનનો એક સભ્ય છે. બીજા તીર પર ''મુલસક'' શબ્દ લખેલો હતો એટલે એ તમારામાં ભળી ગયેલો કે ઘૂસી ગયેલો છે. ત્રીજા તીર પર ''મિન ગૈરિકુમ''ના શબ્દો કોતરેલા હતા. એટલે એ તમારામાંથી નથી. એક તીર પર ''માઅ'' શબ્દ લખેલો હતો જેના અર્થ પાણી થાય છે.

જ્યારે વંશ, કુળ કે બિરાદરીના ઝઘડાઓમાં કોઇ માણસ વિષે એવી શંકા ઉપજતી કે એ અમારા ખાનદાનમાંથી છે કે નહિ, તો તેના ઉકેલ માટે ચિઠ્ઠીઓ નાખવામાં આવતી. ''મિન્કુમ''ની ચિઠ્ઠી નીકળતી તો પોતાના ખાનદાનના સભ્ય તરીકે તેને કબૂલ કરી લેતા. પણ ''મિન ગૈરિકુમ''ની ચિઠ્ઠી નીકળતી તો તેને અમાન્ય રાખીને પોતાના ઘરેથી ચાલતો કરી દેતા. અગર ''મુલસક'' વાળી ચિઠ્ઠી નીકળી આવતી તો તેને તેના નસીબની લટકતી દશા પર છોડી દેતા. પછી તેના લાગતા વળગતા પણ તેનો સ્વીકાર નહિ કરતા.

કોઈ માણસ કૂવો ખોદવાનો ઈરાદો કરતો તો ''માઅ'' શબ્દવાળા તીરને બીજા તીરની સાથે ભેળવી દેતા, પછી જેવું તીર નીકળતું તે મુજબ અમલ કરતા. એજ પ્રમાણે નિકાહ, વિવાહ, મંગણી, ખત્નહ, મૈયત વગેરે માટે, તેના મુબારક કે મનહૂસ હોવાની અથવા શુભ કે અશુભ હોવાની પૂજારી પાસે ક્રિયાઓ કરાવતા. પછી જેવું તીર તેવો અમલના નિયમનું પાલન કરતા.

આ વિધિઓ કે ક્રિયાઓનો દસ્તૂર એવો હતો કે ગરજમંદ માણસો એક સો દિરમ રોકડા અને એક ઊંટનું નઝરાણું લાવીને હુબલ ભગવાનના પૂજારીના ચરણોમાં ધરી દેતા અને સંબંધિત વ્યક્તિને પણ સાથે લાવીને તેની સામે ઊભી કરી દેતા. પછી મૂર્તિના ચરણોમાં પડીને પ્રાર્થના કરતા. ''હે ભગવાન ! ફલાણાની અવલાદ ફલાણા સાથે મારો આ મામલો સર્જાયો છે એમાં જે સત્ય હોય તેને જાહેર કરી દે !''

એ પછી પૂજારીને વિનંતી કરતા, ''મહારાજ ! તીરો પર ચિઠ્ઠીઓ નાખીને અમારા ખટલાનો નિકાલ લાવો !''પૂજારી પોતાની ક્રિયા આરંભી દેતો. પછી જેવું તીર નીકળતું તેના લખાણ પર અમલ કરતા. અને

જો પોતાની મરજી મુજબનું તીર નહિ નીકળતું તો એક વરસ માટે થોભી જતા. બીજા વરસે ફરીવાર પૂજારી પાસે જઈને આ વિધિ કરાવતા ત્યાં સુધી કે તેની ઈચ્છા મુજબનું તીર નીકળી આવતું

**અબ્દુલ-મુત્તલિબ અને પુત્રો પૂજારી પાસે**———અરબોના આ દસ્તૂર મુજબ અબ્દુલ-મુત્તલિબ પોતાના દસ પુત્રોને સાથે લઈને હુબલ મૂર્તિના પૂજારી પાસે પહોંચી ગયા. અને પોતે લીધેલી મન્નતની વિગત દર્શાવીને બોલ્યા, ''મહારાજ ! મારા આ બેટાઓના નામોની ચિઠ્ઠીઓ નાખીને તીરોને ઘૂમાવો અને જુઓ કે કોનું નામ નીકળે છે !''

બધા બેટાઓએ પોતપોતાના નામોવાળાં તીરો પૂજારીના ચરણોમાં ધરી દીધાં, અબ્દુલ-મુત્તલિબના પુત્રોમાં અબ્દુલ્લાહ નામના પુત્ર સહુથી નાના હતા. દસ ભાઈઓમાં અબ્દુલ્લાહ, ઝુબૈર અને અબૂ તાલિબ સગા ભાઈઓ હતા. એમની માનું નામ ફાતિમહ હતું જે અમ્ર બિન આઈઝ બિન અબ્દ બિન ઈમરાન બિન મખઝૂમ બિન યકઝહ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહરની બેટી હતી.

**તીરોના પાસામાં અબ્દુલ્લાહનું નામ**———ઈબ્ને ઈસ્હાક કહે છે : લોકોનું કહેવું છે કે અબ્દુલ્લાહ, અબ્દુલ-મુત્તલિબના સૌથી વહાલા અને લાડકવાયા બેટા હતા. તેમના દિલની તમન્ના હતી કે અબ્દુલ્લાહના નામનું તીર છટકી જાય અને તે બચી જવા પામે ! (ભવિષ્યમાં તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પિતાજી બનવાનું માન ખાટવાના હતા અને પરંપરાથી ઊતરી આવતું પયગમ્બરીનું નૂર તેમની પેશાની પર ઝગારા મારતું હતું.)

પૂજારીએ જયારે તીરોના પાસા ફેંકવાની ક્રિયા શરૂ કરી તો અબ્દુલ-મુત્તલિબ, હુબલ મૂર્તિના સ્થાન પાસે ઊભા થઈને બારગાહે-ઈલાહીમાં દુઆ માગવા લાગ્યા એટલામાં તો અબ્દુલ્લાહના નામની ચિઠ્ઠીવાળું તીર નીકળી આવ્યું. એજ વેળા અબ્દુલ-મુત્તલિબે મન મજબૂત રાખીને પોતાના જિગરના ટુકડાનો હાથ ઝાલી લીધો અને ઉઘાડા છરા સાથે તેને ઇસાફ તથા નાઈલહ મૂર્તિઓની વચ્ચે આવેલી કુરબાનગાહ પાસે લઈ ગયા. આ અજબ જેવું દ્રશ્ય જોઈને કુરૈશના લોકો પોતાની મજલિસોમાંથી દોડી આવ્યા અને બોલ્યા, ''અબ્દુલ-મુત્તલિબ ! તમારા હાથમાં આ છરો કેવો? તમે શું કરવા માંગો છો ? તમારો શો ઈરાદો છે ?''

''હું મારા બેટા અબ્દુલ્લાહને ઝબહ કરવા માગું છું.'' અબ્દુલ-મુત્તલિબે કહ્યું.

''પણ શા માટે ?'' કુરૈશે કહ્યું, ''એ નહિ બને, અગર તમે આ નવી પ્રથા ચાલુ કરી તો બીજા લોકો પણ પોતાના પુત્રોનો વધ કરતા રહેશે અને જગતમાંથી માનવવંશના મૂળિયાં ખોદાઈ જશે. જુઓ આ છેલ્લો રસ્તો લેવાને બદલે એનો વિકલ્પ શોધી કાઢવો જોઈએ.''

કુરૈશ સાથે હઝરત અબ્દુલ્લાહના બીજા ભાઈઓએ પણ પોતાનો સૂર પૂરાવતાં કહ્યું, ''અબ્બાજી ! તમને અલ્લાહના સોગંદ છે. હરગિઝ આમ નહિ કરો, હા એનો કોઈ બીજો રસ્તો શોધી કાઢો.''

એટલામાં હઝરત અબ્દુલ્લાહના મામા મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ નને કઝાક કુરૈશના ટોળાંમાંથી આગળ ધસી આવ્યા અને બોલ્યા, ''હે અબ્દુલ-મુત્તલિબ ! સોગંદ છે અલ્લાહના, તમે હરગિઝ આમ ન કરો. જો કોઈ બીજો ઉપાય જ ન હોય તો એની જાનનો બદલો અમે અમારા માલમાંથી આપવા તૈયાર છીએ.''

ત્યાં ઊભેલા કુરૈશ અને અબ્દુલ-મુત્તલિબના પુત્રોએ પણ મુગીરહની વાતને ટેકો આપતાં ઉમેર્યું, ''અબ્દુલ્લાહને હરગિઝ ઝબહ ન કરો. અને બદલે અમારી જાનો હાજર છે.''

છેવટે લોકોના આગ્રહથી એવું ઠરાવવામાં આવ્યું કે અબ્દુલ્લાહને હિજાઝ પ્રદેશમાં લઇ જવામાં આવે. ત્યાંની એક વસતિમાં એક પંકાયેલી સાધુડી રહે છે જેને ''અર્રાફ઼હ'' કહે છે. તંત્રમંત્રની વિદ્યામાં કમાલની ટોચે પહોંચેલી છે. ગૈબી સૃષ્ટિની વાતોમાં પારંગત છે. કોઇ મોઅક્કલ કે જિન્નાત યા કોઇ પ્રેતાત્મા તેને તાબે છે. તેની પાસે જઇને તેને પૂછી લો. જો તે પણ અબ્દુલ્લાહને ઝબહ કરવાનો જ હુકમ ફરમાવે તો પછી તમને પૂરો અધિકાર છે. પણ જો તે કોઇ એવો હુકમ આપે જેનાથી અબ્દુલ્લાહની જાન બચી જાય તો તેને કબૂલ કરી લો.''[1]

**ગૂંચવણ અંગે સાધુડીનો ફેસલો**————સારાંશ કે લોકોએ અબ્દુલ-મુત્તલિબને આ વાત પર રાજી કરી લીધા કે હિજાઝ પ્રદેશમાં વસનારી અર્રાફ઼હ, અબ્દુલ્લાહને ઝબહ કરવાનો હુકમ આપે તો તેના ફ઼ત્વાનું પાલન કરવું અને જો તે આ ગૂંચવણનો કોઇ બીજો ઉકેલ સૂચવે તો તેનો અમલ કરવો. એ પછી અબ્દુલ-મુત્તલિબ સવારીની વ્યવસ્થા કરીને અને પોતાના માણસોને સાથે લઇને યસ઼રિબ (મદીનહનું અસલ નામ) તરફ રવાના થઇ ગયા. ત્યાં પહોંચતાં માલૂમ પડ્યું કે અર્રાફ઼હ યસ઼રિબમાં નથી, પોતાના કોઇ જરૂરી કામ અંગે યસ઼રિબથી દૂર ખયબર મુકામે ગઇ છે. આ લોકો મારતી સવારીએ ખયબર પહોંચી ગયા. અને અર્રાફ઼હને મળીને પોતાના આગમનનો હેતુ દર્શાવતાં પૂરી હકીકતથી તેને માહિતગાર કરી અને તેનો ફ઼ત્વો માગ્યો કે આ મામલામાં અમારે શું કરવું ?

તે બોલી, ''આજે તમે પોતાના મુકામે જઇને આરામ કરો અને કાલે પાછા મારી પાસે આવજો. હું મારા મોઅક્કલને પૂછીને તમારા સવાલનો જવાબ આપીશ.''

આ સાંભળીને અબ્દુલ-મુત્તલિબ પોતાના માણસો સાથે પોતાને ઉતારે ચાલ્યા ગયા અને રાતભર અલ્લાહના દરબારમાં ઊભા રહીને દુઆ માગતા રહ્યા. જ્યારે સવાર પડી તો પોતાના માણસોને લઇને ફ઼રીવાર અર્રાફ઼હની તહેનાતમાં હાજર થયા. એમને જોતાં જ એ સ્ત્રી બોલી, ''હા તમારી ગૂંચવણનો મને ફ઼ત્વો મળી ગયો છે. એક વાતનો મને જવાબ આપો કે તમારા લોકોમાં દિયત એટલે પ્રાણદંડની રકમનું પ્રમાણ કેટલું છે ?''

''એક જાનને બદલે દસ ઊંટો.''બધાએ ભેગા સ્વરે જવાબ આપ્યો અને વાત પણ સાચી હતી. તે વેળા મક્કહમાં એક પ્રાણની કિંમત તરીકે દસ ઊંટો ચૂકવવાનો રિવાજ હતો.

અર્રાફ઼હ બોલી, ''તમે લોકો પોતાના વતને પાછા ફરો અને ત્યાં પહોંચીને દસ ઊંટો તથા તમારા તે છોકરાને સાથે-સાથે રાખો. પછી એ બધાને લઇને હુબલની વેદી પાસે જાવ અને ઊંટો તથા છોકરાના નામોની ચિઠ્ઠીઓ લખીને તીરોના પાસા ફેંકાવો. અગર તીર તમારા છોકરાને નામે પડે તો ઊંટોની તેટલી સંખ્યા વધારો અને વધારતા જ ચાલ્યા જાવ ત્યાં સુધી કે તમારો પાલનહાર તમારાથી રાજી થઇ જાય. પછી જ્યારે ઊંટોના

---

૧. અર્રાફ઼હ બહુઅર્થી શબ્દ છે : મંત્ર-તંત્રની વિદ્યા જાણનાર, ગૈબી દુનિયાના વર્તારા બહાર પાડનાર, જોગણ, સાધુડી, કાહિના, બાવી વગેરે. લોકોના કહેવા મુજબ કોઇ જિનભૂત કે મોઅક્કલ તેના તાબામાં હતો. એ અર્રાફ઼હનું નામ કુત્બહ અથવા સજ્જાહ હતું. (ઇબ્ને હિશામનો હાશિયો જિ.૧ પા.૧૭૯)

નામનું તીર નીકળી આવે તો એ છોકરાને બદલે ઊંટોને ઝબહ કરો. આ રીતે તમારો પાલનહાર પણ રાજી થશે અને તમારો છોકરો પણ બચી જશે.

**સાધુડીના ફેસલાનો અમલ**————અર્રાફહના આ ફત્વા સાથે બધા સંમત થઇ ગયા તો અબ્દુલ-મુત્તલિબે ઊભા થઈને અલ્લાહના એહસાનનો આભાર માન્યો અને દુઆ કરવા પછી બધાને લઈને મક્કહ આવી ગયા. પછી અર્રાફહના ફત્વા મુજબ દસ ઊંટો તથા અબ્દુલ્લાહને લઈને હુબલ પાસે ગયા. એક તરફ બાપ-બેટા હુબલ પાસે ઊભા થઇને બારગાહે-ઈલાહીમાં દુઆ ગુજારવા લાગ્યાં. બીજી તરફ પૂજારીએ ક્રિયાનો આરંભ કર્યો તો તીરનો પાસો ઊંટોને બદલે અબ્દુલ્લાહના નામે પડયો. ત્યારે દસ ઊંટોમાં બીજાં દસ વધારી દેવામાં આવ્યાં તો ઊંટોની સંખ્યા વીસની થઇ ગઇ. અબ્દુલ-મુત્તલિબ લગાતાર બારગાહે-ઈલાહીમાં દુઆ માગતા રહ્યા.

પૂજારીએ બીજીવાર ક્રિયાનો આરંભ કર્યો તો એમાં પણ તીરનો પાસો અબ્દુલ્લાહના નામે પડયો. ત્યારે દસ ઊંટો બીજાં વધારી દેવામાં આવ્યાં. અબ્દુલ-મુત્તલિબ ઊભા-ઊભા લગાતાર અલ્લાહના દરબારમાં દુઆ માગતા રહ્યા. હવે ઊંટોની સંખ્યા ત્રીસની થઇ ગઇ.

પૂજારીએ ફરીવાર તીર ફેંકયું તો અબ્દુલ્લાહના જ નામે જઇને અટકી ગયું. ત્યારે બીજાં દસ ઊંટોનો ઉમેરો કરી દેવામાં આવ્યો. હવે ઊંટોની સંખ્યા ચાલીસની થઇ ગઇ. અબ્દુલ-મુત્તલિબ ઊભા-ઊભા લગાતાર દુઆ માગવામાં મશ્ગૂલ રહ્યા. પૂજારીએ ફરીવાર તીર છોડયું તો અબ્દુલ્લાહના જ નામે જઇને થંભી ગયું ત્યારે દસ ઊંટો બીજાં વધારવામાં આવ્યાં, એટલે ઊંટોનો આંકડો પચાસ પર પહોંચી ગયો. અબ્દુલ-મુત્તલિબ બારગાહે-ઈલાહીમાં ઊભા રહીને દુઆ માગતા રહ્યા. પૂજારીનું તીર ફરીવાર અબ્દુલ્લાહના જ નામે જઇને બેઠું ત્યારે દસ ઊંટો બીજાં વધારવામાં આવ્યાં અને ઊંટોની સંખ્યા સાઠની થઇ ગઇ. અબ્દુલ-મુત્તલિબ બરાબર દુઆમાં તલ્લીન રહયા. પૂજારીનું તીર તેજ રીતે અબ્દુલ્લાહના નામનું નીકળ્યું ત્યારે બીજાં દસ ઊંટો ઉમેરી દેવામાં આવ્યાં. હવે ઊંટોની સંખ્યા સિત્તેરે પહોંચી ગઇ. અબ્દુલ-મુત્તલિબ ઊભા-ઊભા દુઆ માગતા રહ્યા. તીર ફરીવાર અબ્દુલ્લાહના જ નામે બેઠું તો ઊંટોનો આંકડો એંસીએ પહોંચી ગયો. અબ્દુલ-મુત્તલિબ રાબેતા મુજબ અલ્લાહના દરબારમાં દુઆ કરતા રહ્યા. પરંતુ તીર ફરીવાર પૂજારીના હાથમાંથી નીકળીને અબ્દુલ્લાહને નામે અટકી ગયું તો ઊંટોની સંખ્યા નેવુંની કરી દેવામાં આવી. અબ્દુલ-મુત્તલિબ અગાઉ પેઠે ઊભા-ઊભા દુઆ માગવામાં તન્મય રહ્યા. પૂજારીએ પાછી શરૂઆત કરી તો તીર આ વેળા પણ અબ્દુલ્લાહના જ નામે જઇને બેઠું ત્યારે દસ ઊંટો વધુ વધારી દેવામાં આવ્યા. હવે પૂરાં સો ઊંટો થઇ ગયાં. અબ્દુલ-મુત્તલિબ તેવી જ રીતે દુઆ માગવામાં મશ્ગૂલ રહ્યા. પૂજારીએ ફરીવાર તીરની ક્રિયા આરંભી તો આ વેળા તે ઊંટોના નામે જઇને અટકી ગયું.

આ જોઇને કુરૈશ અને લોકોના ટોળાંએ આનંદનો નઅરો ગજાવ્યો અને અબ્દુલ-મુત્તલિબને ધન્યવાદ આપતાં કહ્યું, ''હે અબ્દુલ-મુત્તલિબ ! હવે તમે તમારા પાલનહારને રાજી કરી લીધો છે.''

''નહિ, અલ્લાહના સોગંદ એવું નથી.'' અબ્દુલ-મુત્તલિબ બોલ્યા, ''મારા દિલને ત્યાં સુધી સંતોષ નહિ થાય જયાં સુધી કે વધુ ત્રણ વાર આ ક્રિયા નહિ કરવામાં આવે. જો ત્રણે વાર ઊંટોનું જ નામ નીકળશે

તો હું માની લઇશ.''

ત્યારે ફરીવાર સો ઊંટો અને અબ્દુલ્લાહના નામે તીરો ઘૂમાવવાની ક્રિયા શરૂ કરવામાં આવી અબ્દુલ-મુત્તલિબ ઊભા-ઊભા બારગાહે-ઈલાહીમાં દુઆ માગી જ રહ્યા હતા એટલામાં તીર ઊંટોના નામે જઇને થંભી ગયું. બીજી વાર એજ અમલ દોહરાવવામાં આવ્યો અને અબ્દુલ-મુત્તલિબ દુઆમાં તન્મય રહ્યા. આ વેળા પણ તીર ઊંટોના નામનું જ નીકળી આવ્યું. ફરી ત્રીજી વાર એજ અમલનું પુનરાર્તન કરવામાં આવ્યું અને અબ્દુલ-મુત્તલિબ અલ્લાહ તઆલાની બારગાહમાં દુઆ કરતા રહ્યા. આ વેળા પણ તીર ઊંટોના નામે જઇને અટકી ગયું. ત્યારે અબ્દુલ-મુત્તલિબના દિલને સંતોષ થયો અને દુઆ ખતમ કરીને તેમણે અલ્લાહના એહસાનનો આભાર માન્યો.

આ રીતે હઝરત અબ્દુલ્લાહની જાનનો છૂટકારો થયો. એ પછી સો ઊંટોને ઝબહ કરીને દઅવતે-આમનું એલાન કરવામાં આવ્યું. શહેરમાંથી કોઇ રહ્યું નહિ હોય જેણે ઊંટોના ગોશ્તની ઉજાણી ન માણી હોય.

ઈબ્ને હિશામ કહે છે : કેટલાકે તો એટલે સુધ્ધાં કહ્યું છે કે ઊંટોના ગોશ્તની આ ઉજાણીથી ન કોઇ ઈન્સાનને રોકવામાં આવ્યો ન કોઇ ફાડી ખાનારા જંગલી પશુને અટકાવવામાં આવ્યું. આ અભૂતપૂર્વ ઘટનાને અનુસરીને અરબના કેટલાક શાઇરોએ શૌર્યગીતોમાં એ પ્રસંગની ગૂંથણી કરી છે પણ તેની પ્રમાણભૂત રિવાયત મને કાવ્યકળાની જ્ઞાનીઓ તરફથી મળવા પામી નહિ.

**રૂપવાન અમીરઝાદીની પેશકશ**————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ અબ્દુલ-મુત્તલિબ પોતાના લાડલા ફરઝંદ અબ્દુલ્લાહનો હાથ ઝાલીને ઘર તરફ ઊપડયા. લોકોનું કહેવું છે કે તેઓ અબ્દુલ્લાહને લઇને કઅબહ પાસેથી જવા લાગ્યા તો ત્યાં બેઠેલી એક રૂપવાન અમીરઝાદીએ અબ્દુલ્લાહને પસાર થતા જોયા. એ બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ફિહરના ખાનદાનની કુંવારી કન્યા હતી. અને વરકહ બિન નવફલ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝાની બહેન હતી.

એ સુંદરીએ અબ્દુલ્લાહના ચેહરા પર વારંવાર ઝબકી ઊઠતું નૂર જોયું તો પાસે જઇને કહેવા લાગી, ''હે અબ્દુલ્લાહ ! આ તરફ કયાં ચાલ્યા ?''

''મારા બાપુજી સાથે ઘર તરફ જાઉં છું.'' અબ્દુલ્લાહએ જવાબ આપ્યો.

''જુઓ જેટલાં ઊંટો તમારા બાપુજીએ તમારા ફિદયામાં ઝબહ કર્યાં છે એટલાં જ મારી પાસેથી લઇ લો, શરત આટલી કે મને તમારા નિકાહમાં કબૂલ કરી લો.''

''મને કશો અધિકાર નથી.'' અબ્દુલ્લાહએ કહ્યું, ''હું તો મારા બાપુજીના હુકમને તાબે છું. એમની ઇચ્છા વિરૂધ્ધ કોઇ પગલું ભરી શકું નહિ.''

**અબ્દુલ્લાહની શાદી આમિનહ ખાતૂન સાથે**————અહીંથી અબ્દુલ્લાહને લઇને અબ્દુલ-મુત્તલિબ આગળ વધ્યા અને સીધા વહબ બિન અબ્દે-મનાફ બિન ઝુહરહ બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહરના મકાને પધાર્યા. તે વેળા વહબ બિન અબ્દે-મનાફ સાહેબ પોતાના ઝુહરહ કબીલાના સૌથી મોટા વડીલ અને ખાનદાની શરાફત તેમ સંસ્કારમાં સૌના સરદાર ગણાતા હતા. અબ્દુલ-મુત્તલિબની દરખાસ્તને સહર્ષ વધાવી લઇને વહબ સાહેબે પોતાના બેટી આમિનહ ખાતૂનને

અબ્દુલ્લાહના નિકાહમાં આપી દીધાં. તે સમયે આમિનહ ખાતૂન પૂરા કુરૈશ કબીલાના સ્ત્રી-સમાજમાં હસબ અને નસબ એટલે સંસ્કાર અને ખાનદાની શરાફતને રૂએ મરતબામાં સૌથી ચઢિયાતા હતાં.[1]

આમિનહ ખાતૂનના વાલિદહનું નામ બર્રહ હતું અને બર્રહના પિતાનું નામ અબ્દુલ-ઉઝઝા બિન ઉસ્માન બિન અબ્દે-દાર બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર હતું. અને બર્રહના માતાજીનું નામ ઉમ્મે-હબીબ હતું અને ઉમ્મે-હબીબના પિતાજીનું નામ અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર હતું. અને ઉમ્મે-હબીબના માતાજીનું નામ બર્રહ બિન્તે અવફ બિન અબ્દ બિન ઉવૈજ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર હતું.

**આમિનહ ખાતૂન હમલની હાલતમાં**————હઝરત બીબી આમિનહ સાથે હઝરત અબ્દુલ્લાહના નિકાહ થઇ ગયા તો તેઓ દુલહનને પિયરથી વળાવીને પોતાના મકાને લઇ આવ્યા. જ્યારે દુલહા-દુલહનનો શયનખંડના એકાંતમાં મેળાપ થયો તો એજ પળે બીબી આમિનહને હઝરત અબ્દુલ્લાહથી હુઝૂરે-પુરનૂર, સરવરે-દો-આલમ, જનાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હમલ રહી ગયો.

જ્યારે સવાર પડી તો હઝરત અબ્દુલ્લાહ ન્હાઇ-ધોઇને, સ્વચ્છ પોશાક સજીને કુરૈશની પેલી અમીરઝાદી પાસે પહોંચી ગયા જેણે આપને નિકાહ કરી લેવાની ફર્માઇશ કરી હતી. આપનો ચેહરો જોઇને તે પોતાની જગાએ ખામોશી ગ્રહણ કરીને બેસી રહી. જ્યારે તેણે હરફ સુધ્ધાં ઉચ્ચાર્યો નહિ તો હઝરત અબ્દુલ્લાહએ ફરમાવ્યું, " શું સબબ છે કે આજે તું મારી સાથે તે વાતો નથી કરતી જે તેં કાલે મારી સાથે કરી હતી?"

અમીરઝાદી ગમગીન સ્વરે બોલી, "હે અમારા સરદારના બેટા ! બાબત એમ છે કે કાલે જે નૂર તમારી પેશાની ઉપર ઝબકારા મારતું હતું તે આજે નથી. હવે તમારી સાથે મારું કોઇ કામ નથી."

આ રૂપવાન અમીરઝાદીએ પોતાના ભાઇ વરકહ બિન નવફલના મુખે સાંભળ્યું હતું કે, બહુ જલદી એક પયગમ્બર અરબની ભૂમિમાં જાહેર થવાના છે. વરકહ બિન નવફલ પોતે મૂર્તિપૂજાનો ધર્મ છોડીને ખ્રિસ્તી બની ગયા હતા અને આકાશી કિતાબોના બહુ મોટા જ્ઞાની હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : લોકોનું કહેવું છે કે એ કુરૈશી રૂપસુંદરી પોતાની સહેલીઓને કહેતી હતી કે જ્યારે અબ્દુલ્લાહ કઅબહ પાસેથી પસાર થતા હતા તો મેં એમની પેશાની પર એવું નૂરાની ટપકું જોયું હતું જેમ ઘોડાની પેશાની પર સફેદ વાળોનું હોય છે તેની જ આશાએ મેં અબ્દુલ્લાહને બોલાવ્યા હતા કે શાયદ એ નૂર મને મળી જાય. પણ આમિનહ એને મેળવવામાં સદ્ભાગી નિવડયાં.[2]

**જગતના સર્વશ્રેષ્ઠ પુરૂષ**————સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના અમ્માંજી અને બાપાજી બંને તરફથી ખાનદાનીમાં પણ જગતના તમામ ઇન્સાનોથી સર્વશ્રેષ્ઠ હતા અને શરાફત કે સંસ્કારમાં પણ માનવજગતમાં સૌથી ઉત્તમ અને અફઝલ હતા. આટલો શરીફ, આટલો સંસ્કારી, આટલો ગુણવાન ઇન્સાન ન આપથી પહેલાં આ જગતમાં પાકયો છે ન આપના પછી પાકવાનો છે. અલ્લાહનો અપરંપાર

૧. શાદી વેળા હઝરત અબ્દુલ્લાહની ઉંમર ૨૫ વરસની અને હઝરત આમિનહની ઉંમર ૨૦ વર્ષની હતી. "હ"

૨. કુરૈશ કબીલાના બનૂ અસદ ખાનદાનની આ રૂપવાન અમીરઝાદીનું નામ ઉમ્મે-કતાલ બિન્તે નવફલ હતું. એ મક્કહના જાણીતા ખ્રિસ્તી આલિમ વરકહ બિન નવફલની બહેન હતી. (સીરતે-અહમદે-મુજતબા જિ.૧ પા. ૫૫) "હ"

રહમતો અને અલ્લાહની અપરંપાર બરકતો હો આપના નૂરાની આત્મા પર !

હઝરત બીબી આમિનહનું બયાન છે કે હું હાલતે-હમલમાં હતી ત્યારે ખ્વાબમાં એક શખસ મારી પાસે આવ્યો અને તેણે મને કહ્યું, "હે આમિનહ ! તમે અલ્લાહના રસૂલના હમલથી ગર્ભવતી બન્યાં છો. એ અલ્લાહના આખેરી નબી બનવાના છે અને કિયામત સુધી પૈદા થનારા તમામ ઇન્સાનોના સરદાર છે. ધરતી પર જ્યારે એમની પધરામણી થાય તો તમે આ શબ્દો બોલજો :

**"ઉઈઝુહૂ બિલ-વાહિદિ મિન શર્રે-કુલ્લિ હાસિદિન."**

એટલે હું મારા આ બાળકને દરેક હસદખોરની અદેખાઈથી એક અલ્લાહના રક્ષણમાં આપું છું.

પછી તેણે કહ્યું, "એમના જન્મ બાદ એમનું નામ મુહંમદ રાખજો."

**હઝરત અબ્દુલ્લાહની વફાત**————હમલના દિવસોમાં એક વેળા હઝરત બીબી આમિનહએ જોયું કે એમના મુબારક દેહમાંથી એક દિવ્ય નૂર નીકળીને વાતાવરણમાં રેલાય ગયું જેની ભવ્ય રોશનીમાં બીબી આમિનહને મુલ્કે-શામ અને બસરાના મહેલાત દેખાઈ આવ્યા. પછી એવું બન્યું કે હઝરત આમિનહના હમલના દિવસોમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્દુલ-મુત્તલિબ એટલે હઝરત આમિનહના માનવંતા ખાવિન્દ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા બાપાજી કુરૈશના એક વેપારી કાફલા સાથે મુલ્કે-શામના પ્રવાસે ઊપડયા અને એજ સફરમાં મદીનહ પહોંચતાં ત્યાં બીમાર થઈ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હજુ પૈદા થયા ન હતા કે તેમનો ઇન્તેકાલ થઈ ગયો.

# પ્રકરણ ૨૮

## રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો

# મુબારક જન્મ અને બાલ્યકાળ

મુબારક જન્મની તારીખ અને દિવસ • કઅબહમાં અબ્દુલ-મુત્તલિબની દુઆ • બીબી હલીમહ સઅદિયહ • દૂધભાઇઓ અને દૂધ બહેનો • બીબી હલીમહની આપવીતી • મુબારક પગલાંની બરકતો • શક્કે-સદ્રની અદ્‌ભુત ઘટના • રસૂલુલ્લાહ (સલ.)નો પોતાનો ઇરશાદ • વાપસી વેળા ગુમશુદગી • રસૂલુલ્લાહ (સલ.)ની વાપસીનું બીજું કારણ.

**મુબારક જન્મની તારીખ અને દિવસ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વિલાદતે-બા-સઆદત એટલે કલ્યાણકારી, શુભાકારી કે ભાગ્યશાળી જન્મ સોમવારને દિવસે રબીઉલ-અવ્વલની ૧૨ રાતો વીતવા પછી "અસહાબે-ફીલ" ના વરસે થયો. એટલે તે વરસે જેમાં અસહાબે-ફીલની ઘટના સર્જાઇ હતી.

મુત્તલિબ બિન અબ્દુલ્લાહ બિન કૈસ બિન મખ્રમહનું બયાન છે કે મારા બાપા અને દાદાના કહેવા મુજબ મારી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પૈદાઇશ અસહાબે-ફીલના વરસે થઇ જેથી હું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સરખી ઉંમરના છીએ. [૧]

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઇર હઝરત હસ્સાન બિન સાબિતે પોતાના મુખે વર્ણવેલી આ સનદી રિવાયત મને મળી છે તે અનુસાર હસ્સાન બિન સાબિત ફરમાવે છે : હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે, હું સાત યા આઠ વરસનો સમજદાર બાળક હતો. કોઇ પણ વાતને સાંભળીને સારી રીતે સમજી શકતો હતો. એક દિવસે મદીનહમાં મેં સાંભળ્યું કે એક યહૂદી ઊંચી ટેકરી પર ચઢીને "હે યૂહદીઓ ! હે યહૂદીઓ !"ની બૂમરાણ મચાવી રહ્યો છે. તેની બૂમો સાંભળીને ઘણા યહૂદીઓ ત્યાં દોડી આવ્યા અને તેને પૂછયું, "અલ્યા કમબખ્ત ! તને શું થયું છે, બૂમરાણ કેમ મચાવે છે?"

તે બોલ્યો, "સાંભળો હે લોકો ! આજ રાતે તે સિતારો ઊગી ગયો છે જેની સાથે અહમદનો જન્મ

૧. સીરતકારોના બહુમતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક જન્મ અસહાબે-ફીલની ઘટનાના ૫૦ દિવસ પછી થયો. સોમવારનો દિવસ અને સુબ્હે-સાદિકનો નૂરાની સમય હતો. ઇસ્વી સન મુજબ ૫૭૧ના એપ્રિલની ૨૩ તારીખ હતી. જન્મ વેળા ઉસ્માન બિન અબી આસની માતા બીબી આમિનહ પાસે હાજર હતાં. તેમનું બયાન છે કે જન્મ વેળા આખું ઘર નૂરથી ઝગમગી ઊઠયું હતું. નજર પહોંચે ત્યાં સુધી નૂર જ નૂર હતું. મુબારક જન્મ વેળા દાયણ તરીકેની સેવા હઝરત અબ્દુર્રહમાન બિન ઔફના માતાજી શિફાઅ બિન્તે ઔફ બિન અબ્દુલ-હારિસ ઝુહરીએ બજાવી હતી. (સીરતે-સરવરે-આલમ જિ.૨ પા. ૯૫) "હ"

સંકળાયેલો હતો.''

ઇબ્ને ઈસ્હાક કહે છે : મેં હસ્સાન બિન સાબિતના ફરઝંદ અબ્દુર્રહમાનને પૂછયું, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા તે વેળા તમારા પિતા હસ્સાનની કેટલી ઉંમર હતી?''

જવાબ મળ્યો, ''૬૦ વરસ.''

આ જવાબ બિલકુલ ખરો છે કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઉંમર ૫૩ વરસની હતી. આ હિસાબે હઝરત હસ્સાન બિન સાબિતે જે કંઇ સાંભળ્યું તે સાત વરસની ઉંમરે સાંભળ્યું.

**કઅબહમાં અબ્દુલ-મુત્તલિબની દુઆ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો જન્મ થયો તો બીબી આમિનહએ અબ્દુલ-મુત્તલિબને કહેડાવ્યું કે આપના ઘરમાં પૌત્રનો જન્મ થયો છે. પધારીને તેના દીદારથી પોતાની આંખો ઠંડી કરો. વિના વિલંબે અબ્દુલ-મુત્તલિબ આવી લાગ્યા. પૌત્રના દીદારથી પાવન થયા અને તેને ગોદમાં ઉપાડીને કઅબહમાં લઇ ગયા. ત્યાં તેના માટે બારગાહે-ઈલાહીમાં દુઆઓ માગી અને અલ્લાહના એહસાનનો આભાર માન્યો. પછી તેને લઇને ઘેર આવ્યા અને બીબી આમિનહને હવાલે કરીને દૂધ ધવાડનારી આયાઓની તલાશમાં લાગી ગયા.

**બીબી હલીમહ સઅદિયહ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ધાવણ માટે બનૂ સઅદ બિન બક્રના કબીલાના એક ખાતૂનની નિમણૂંક કરવામાં આવી. એ ખાતૂનનું નામ હલીમહ હતું અને એમના બાપાનું નામ અબૂ ઝુએબ હતું. અબૂ ઝુએબનું અસલ નામ અબ્દુલ્લાહ હતું પણ લોકો એમને અબૂ ઝુએબ ઉપનામે બોલાવતા હતા. બીબી હલીમહના બાપા અબૂ ઝુએબની વંશાવળી આ છે : અબ્દુલ્લાહ બિન હારિસ બિન શજનહ બિન જાબિર બિન રિઝામ બિન નાસિરહ બિન કુસૈયહ બિન નસર બિન સઅદ બિન બક્ર બિન હવાઝિન બિન મનસૂર બિન ઈક્રિમહ બિન ખસફહ બિન કૈસ બિન અયલાન.

બીબી હલીમહ સઅદિયહના ખાવિન્દ એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધબાપનું નામ હારિસ હતું. એમની વંશાવળી આ છે : હારિસ બિન અબ્દુલ-ઉઝઝા બિન રિફાઅહ બિન મલ્લાન બિન નાસિરહ બિન કુસૈયહ બિન નસર બિન સઅદ બિન બક્ર બિન હવાઝિન. ઇબ્ને-હિશામ કહે છે : કેટલાકના કથન મુજબ નાસિરહનો પુત્ર મલ્લાન નહિ બલકે હિલાલ હતો અને બીબી હલીમહના કુટુંબનું નામ બનૂ સઅદ હતું જેથી તેમને હલીમહ સઅદિયહ કહેવામાં આવે છે.

**દૂધભાઇઓ અને દૂધ બહેનો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રિઝાઈ એટલે દૂધ-શરીક ભાઈ-બહેનોના નામ આ છે : (૧) અબ્દુલ્લાહ (૨) અનીસહ અથવા ઉનૈસહ (૩) અને ખુઝામહ. આ ખુઝામહ નામે દુધબહેનનું અસલી નામ શૈમાઅ હતું પણ શૈમાઅ નામ કરતાં ખુઝામહ નામનું આકર્ષણ હોવાથી ખાનદાનના લોકો એમને ખુઝામહ નામે જ બોલાવતા હતા. એ ત્રણે ભાઇ-બહેનો હલીમહ બિન્તે ઝુએબના જ સંતાનો હતાં. કહેવાય છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બચપનમાં એમના ઘરમાં રહેતા હતા ત્યારે બીબી શૈમાઅ પોતાના માતાજી સાથે હળીમળીને આપના લાલન-પાલનની દેખભાલ કરતાં હતાં.

**બીબી હલીમહની આપવીતી**————અબ્દુલ્લાહ બિન જઅફર બિન અબી તાલિબની રિવાયત

મુજબ હલીમહ બિન્તે અબૂ ઝુઐબ સઅદિયહ એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધમાતા પોતાની વીતક કથા ટાંકતાં બયાન કરે છે કે:

"હું મારી વસતિમાંથી મારા ખાવિન્દ અને મારા ધાવણા બાળકને લઇને, બનૂ સઅદ બિન બક્રની કેટલીક મહિલાઓ સાથે દૂધ ધાવનારાં બાળકોની શોધમાં મક્કહ તરફ ઊપડી. એ દુકાળનું વરસ હતું. અમારી પાસે માલ-સામાન જેવું કંઇ ન હતું. ભૂરા રંગની એક માદા-ખર એટલે ગધેડીની પીઠ પર હું સવાર થયેલી હતી. અમારી એક બુઢ્ઢી ઊંટણી પણ અમારા સાથે હતી. અલ્લાહના સોગંદ, તેના આંચળોમાંથી દૂધનું ટીપું સરખું નીકળતું ન હતું. અમારી દશા એવી હતી કે મારૂં ધાવણું બાળક ભૂખનું માર્યું આખી-આખી રાત રડયા કરતું હોવાથી અમારી ઊંઘ ઊડી જતી હતી. મારી છાતીઓમાં તેને પૂરૂં પડે તેટલું દૂધ ન હતું. અમારી બુઢ્ઢી ઊંટણી ધાવણાના નાસ્તા જોગું દૂધ પણ આપતી ન હતી. ખરૂં કહું તો દુકાળનું વરસ હોવાથી અમે વરસાદની લીલા-લહેર અને ખુશહાલીની આશાએ દિવસો ગુજારી રહ્યાં હતાં.

સારાંશ કે હું મારી માદા-ખરની પીઠ પર બેસીને ગામમાંથી નીકળી તો એ બિચારી પણ ડગુમગુ ચાલે ચાલી-ચાલીને થાકથી લોથપોથ થઇ ગઇ. જેમતેમ મારો ભાર વેંઢારીને વારંવાર પાછળ પડી જતી હતી. એની નબળાઇને લીધે મારી સાથીદાર બહેનોને ભારે ઝેહમત વેઠવી પડી. છેવટે હું પડતી આખડતી મારા ખાવિન્દ અને ધાવણા સાથે મક્કહ પહોંચી ગઇ.

અમારા કાફલામાંથી મારી કોઇ બહેનપણી એવી ન રહી જેને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ધાવણ માટે લઇ જવાની વિનવણી ન કરવામાં આવી હોય. અમારા કાફલાની કોઇ બહેન મુહંમદ જેવા યતીમ બાળકને લેવા માટે તૈયાર નહિ થઇ. જ્યારે પણ કોઇને કહેવામાં આવતું કે મુહંમદ નામનું બાળક યતીમ છે, એના બાપા એના જનમ પહેલાં અલ્લાહને પ્યારા થઇ ગયા છે. તો "યતીમ"શબ્દ સાંભળતાં જ તે ઇન્કાર કરી દેતી અને ચુપચાપ ત્યાંથી ચાલી નીકળતી. કારણ આ હતું કે અમે લોકો દરેક ધાવણા બાળકના બાપ તરફથી ધાવણના બદલામાં ઉદાર વર્તાવની આશા રાખતાં હતાં. કોણ એવી દાયણ છે જેને બાળકના બાપ તરફથી સારી જેવી કમાણીની આશા ન હોય ? અહીં તો મુહંમદ નામે બાળકના બાપા જ ન હતા, તેમના માતાજી કે દાદાજી તરફથી ઉદારદિલીની શું આશા રાખી શકાય ? આ કારણે અમારા કાફલાની કોઇ બહેન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના સાથે લઇ જવા માટે રાજી નહિ થઇ. [૧]

મારી સાથે આવેલી બહેનપણીઓમાંથી દરેકે, મારા સિવાય એકએક ધાવણું બાળક મેળવી લીધું હતું. ફક્ત હું જ હતી કે ખાલી હાથે રહી ગઇ હતી. અમારો કાફલો જ્યારે રવાનગી માટે તૈયાર થયો તો મેં મારા ખાવિન્દને કહ્યું, "કોઇ ધાવણા બાળકને સાથે લીધા વગર ખાલી હાથે પાછા જવાનું મને વાજબી લાગતું નથી. મારી બહેનપણીઓમાં મારા માટે એ શરમાવા જેવી વાત છે. જરૂર હું એ યતીમ બાળકની મા પાસે જઇશ અને બાળકને મારી સાથે લઇ આવીશ."

---

૧. તે સમયે મક્કહમાં રિવાજ હતો કે માલદાર અને ઊંચા ઘરાનાના લોકો પોતાના ધાવણા બાળકોને ગામડાંઓના સંસ્કારી કબીલાઓમાં લાલન-પાલન માટે મોકલાવી દેતા હતા. બાળકો ત્યાંની સ્વચ્છ આબોહવામાં અને નૈસર્ગિક વાતાવરણમાં ઉછેર પામીને શુદ્ધ અરબી ભાષા પણ શીખી લેતાં હતાં અને ઈર્ષાપાત્ર તંદુરસ્તી પણ મેળવી લેતાં હતાં. ગ્રામીણ ગૃહિણીઓ છાશવારે મક્કહ આવીને આવાં બાળકોને લઇ જતી હતી અને બદલામાં બાળકના બાપા તરફથી સારી જેવી કમાણી પણ કરી લેતી હતી. દૂધમાતા બનવાનો સંબંધ ભવિષ્ય માટે પણ આશાસ્પદ ગણાતો હતો. "હ"

"તો એમાં વાંધા જેવું શું છે ?" મારા ખાવિન્દ બોલ્યા, "જાવ જઈને એ યતીમ બાળકને લઈ આવો, અજબ જેવું નથી કે એ યતીમ બાળકના ઉછેરમાં જ અલ્લાહ આપણને બરકત આપી દે."

મારા ખાવિન્દની પરવાનગી મળતાં હું આમિનહ ખાતૂનના ઘરે જઈને તેમના યતીમ બાળકને લઇ આવી. અને યતીમ બાળકને આટલા માટે લઈ આવી કે એના વગર કોઇ એવું બાળક મને મળી શક્યું નહિ જેનો બાપ જીવતો હોય."

**મુબારક પગલાંની બરકતો**----------બીબી હલીમહનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જેવા ધાવણા યતીમ બાળકને ગોદમાં ઉપાડીને હું મારા ઉતારે આવી. એ પછી જયારે મેં આપને ખોળામાં લઇને છાતી સરસા ચાંપ્યા તો આપની ઇચ્છા મુજબનું દૂધ મારી છાતીઓમાં ઊતરી આવ્યું. આપે મારૂં દૂધ ધાવ્યું અને ખૂબ ધરાઈને ધાવ્યું. અલ્લાહની કુદરત જુઓ, આપની સાથે આપના દૂધભાઈ એટલે મારા ધાવણાએ પણ મારૂં દૂધ ધાવ્યું અને એટલું ધાવ્યું કે તે પણ ધરાઇ ગયો. આ અમારી પહેલી રાત હતી જે ખૂબ આરામ અને મઝાથી પસાર થઈ. અમે ખૂબ મઝાની ઊંઘ લીધી જો કે આથી પહેલાં મારા ધાવણાના રડયા કરવાથી અમે આખી-આખી રાત ઊંઘ લઇ શકતાં નહિ.

બીજા દિવસનું પ્રભાત થતાં મારા ખાવિન્દ અમારી નબળી દુબળી ઊંટણી પાસે ગયા તો શું જુએ છે કે તેના આંચળો ઊભરેલા છે અને દૂધથી છલોછલ છે. દોહવાની શરૂઆત કરી તો એટલું દૂધ નીકળ્યું એટલું બધું નીકળ્યું કે મારા ખાવિન્દે પણ પીધું અને મેં પણ પીધું અને એટલું પીધું કે અમે ધરાઇ-ધરાઇ ગયાં. ત્યારે મારા ખાવિન્દે કહ્યું, "હલીમહ ! અલ્લાહના સોગંદ, કેટલું મુબારક, કેટલું ભાગ્યવાન કેટલું બા-બરકત બાળક મેળવવા તું ભાગ્યશાળી થઇ છે !"

મેં કહ્યું, "હા બેશક આ બધી બરકતો એ યતીમના જ મુબારક પગલાંની છે."

એ પછી અમારો કાફલો અમારા વતને જવા તૈયાર થયો. હું મારી માદા-ખરની પીઠ પર સવાર થઇ ગઇ. મારા બાળક સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પણ મેં મારા ખોળામાં લઇ લીધા. પછી તો અલ્લાહના સોગંદ, મારી માદા-ખર એટલી ઝડપી ગતિએ ચાલવા લાગી કે જોતજોતામાં કાફલાથી આગળ નીકળી ગઇ. કાફલાવાળાઓમાંથી કોઇનું જાનવર એનો મુકાબલો કરી શકતું ન હતું. મારી બહેનપણીઓ કહેવા લાગી, "હે અબૂ ઝુઐબની બેટી ! તને શું થયું છે ? કેમ આટલી ઉતાવળ કરે છે ? અરે ભલી બીબી! અમારે ખાતર એને જરા ધીમી ચાલે ચલાવને ! શું આ તેજ ગધેડી નથી જેની પીઠ પર બેસીને તું અમારા સાથે ગામમાંથી નીકળી હતી ?"

"હા બેશક "મેં કહ્યું, "આ તેજ ગધેડી છે પણ અલ્લાહના સોગંદ ! એની તો હવે કાયા જ પલટાઇ ગઇ છે."

પછી અમે બનૂ સઅદની પહાડી વસતિઓમાં આવેલા અમારા મુકામે પહોંચી ગયાં. તે વેળા અલ્લાહની ધરતી પર, મારી જાણ મુજબ, અમારા ઇલાકા વગર વધારે દુકાળગ્રસ્ત બીજો કોઇ ઇલાકો ન હતો. પણ જયારે યતીમ બાળકને અમે પોતાની સાથે લઈને આવ્યાં અને સાંજે અમારી બકરીઓ જંગલમાંથી ઘરે આવી તો શું જોઇએ છીએ કે તેઓના આંચળો દૂધથી છલકાઇ રહ્યાં છે. અમે બકરીઓને દોહીને ધરાઇ-ધરાઇને દૂધ પીતાં હતાં ત્યારે ગામના બીજા લોકો પોતાની બકરીઓને દોહવા છતાં તેમાંથી દૂધનું ટીપુંય નીકળતું નહિ.

અમારા પાડોશી ભાઈબંધો પોતાના ગોવાળોને કહેતા, "અરે કમબખ્તો ! અબૂ ઝુઐબની બેટીનો ગોવાળ જ્યાં બકરાં ચરાવે છે તમે પણ ત્યાં જ ચરાવ્યા કરો." આમ છતાં તેઓના બકરાં ભૂખ્યાં જ પાછા ફરતાં. કોઈ બકરી દૂધનું બૂંદ સરખું આપતી નહિ. ત્યારે એજ બીડમાંથી અમારી બકરીઓ ધરાયેલી અને દૂધથી છલકાયેલી આવી લાગતી.

અમે અલ્લાહની કુદરતની આ લીલાલહેર જોતા રહ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જોતજોતામાં બે વરસના થઈ ગયા. આપનો શારીરિક વિકાસ એવો પ્રફુલ્લ હતો કે બીજાં બાળકો તેનો નમૂનો રજૂ કરી શકતાં નહિ. બે વરસના થવા પહેલાં જ આપ ખૂબ રૂષ્ટપુષ્ટ થઈ ગયા. એ પછી અમે આપને લઈને મક્કહ આપના વાલિદહ પાસે ગયા. આપની બરકતો અમે પોતાની આંખે જોઈ ચૂકયા હોવાથી, આપને અમારા જ ઘરમાં રાખવાની અમારી દિલી તમન્ના હતી. આપના અમ્માંજી સાથે અમે વાતચીત કરી. મેં કહ્યું, "બીબીજી! તમારા આ બાળકને થોડો વધુ સમય મારી જ પાસે રહેવા દો તો બેહતર છે. મક્કહમાં મરકીનો ચેપ એને લાગી જાય તેવી મને ધાસ્તી છે." અમે એટલો આગ્રહ કર્યો કે બીબીજી રાજી થઈ ગયાં અને અમે આપને લઈને પાછા પોતાને ગામ આવી ગયાં."

**"શક્કે-સદ્ર"ની અદ્દભુત ઘટના**————બીબી હલીમહનું બયાન છે : "અલ્લાહના સોગંદ, આપને મક્કહથી પાછા લઈ આવવાના થોડાક જ મહિના પછીનો આ બનાવ છે. એક દિવસે આપ પોતાના દૂધભાઈ સાથે અમારા ઘરની પછવાડે બકરાં ચરાવતા હતા. એટલામાં આપનો ભાઈ દોડતો અમારી પાસે આવ્યો અને હાંફળો-ફાંફળો બોલ્યો, "મા, મા ! મારો જે કુરૈશી ભાઈ છે ને, તેને બે સફેદ પોશાકવાળા માણસોએ પકડી લીધો છે. જમીન પર સુવાડી દીધો છે. તેનો સીનો ચીરી નાખ્યો છે. તેઓ તેને વાઢે છે."

આ સાંભળતાં જ મારા હોશકોશ ઊડી ગયા. તરત જ હું મારા પતિ સાથે તે તરફ દોડી ગઈ. જઈને જોયું તો આપ ગભરાયેલી દશામાં ત્યાં ઊભેલા હતા. અમે આપને ગળે વળગાડી લીધા અને પૂછ્યું, "શું થયું મારા લાલ ?"

દયામણા સ્વરે બોલ્યા. "ઉમ્મી, ઉમ્મી ! બે માણસ આવ્યા. સફેદ કપડાંમાં હતા. મને જમીન પર સુવાડી દીધો. મારા સીનામાં કંઈ શોધતા હતા."

એ પછી આપને લઈને અમે પોતાને ઘેર આવી ગયાં. આપના પિતાએ મને કહ્યું, "હલીમહ ! મને તો આ બાળક પર કોઈ જિનભૂતની અસર લાગે છે. મામલો વણસી જાય તે પહેલાં એને એના ઘરવાળાં પાસે પહોંચાડી દેવો જોઈએ."

એ પછી તાબડતોડ તૈયારી કરીને અમે આપને મક્કહ લઈ ગયા. બીબીજી તો અમને જોઈને નવાઈ પામી ગયા. પૂછ્યું, "હલીમહ ! આટલા જલદી એને લઈને કેમ આવી ગયા ? તમારી તો એને પોતાની જ પાસે રાખવાની ઈચ્છા હતી !"

"જી હા બીબીજી ! "મેં કહ્યું, હવે અલ્લાહ તઆલાએ એને સમજબુધ્ધિની વયે પહોંચાડી દીધા છે. મારી જે જવાબદારી હતી તે મેં અદા કરી દીધી છે. અણધારી આફતોની બીકે હવે હું એને આપની પાસે લઈ આવી છું"

આમિનહ ખાતૂન બોલ્યાં, "નહિજી તમારી મરજી તો એને પોતાની સાથે જ રાખવાની હતી. મને

તા મામલો કંઇ જુદો જ લાગે છે. સાચું બતાવો શું થયું ?"

બીબી હલીમહ કહે છે : "મેં બનેલા બનાવની પુરી વિગત નહિ બતાવી દીધી ત્યાં સુધી આમિનહ ખાતૂન માન્યાં નહિ. પછી બીબી બોલ્યાં, "શું તમને મારા લાલ વિષે શયતાની અસરની ધાસ્તી લાગે છે?"

"હા સાચી વાત છે બીબીજી !" મેં કહ્યું,

"ના એ બને જ નહિ ! " બીબીજી બોલ્યાં, "સાંભળો, મારા આ લાલ પર શયતાનનો કોઇ દાવ ચાલી શકે એમ નથી. મારા લાલની શાન તો કંઇ નિરાલી જ છે."

એ પછી આમિનહ ખાતૂને હમલની હાલતમાં જે કંઇ જોયું હતું તેની વિગત દર્શાવી અને પછી મને કહ્યું, "વારૂ હલીમહ, એને અહીં મૂકી જાવ અને તમે લોકો રાજીખુશીથી પોતાના વતને સિધાવો."

**"શક્કે-સદ્ર"ની આપવીતી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : સૌર બિન યઝીદે કેટલાક માહિતગારોની રિવાયત વર્ણવી છે અને મારૂં માનવું છે કે આ રિવાયત ખાલિદ બિન મઅદાન કુલાઇએ બયાન કરી છે અને એ રિવાયત આ પ્રમાણે છે : એક વેળા રસૂલુલ્લાહ સ઼લ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાની મજલિસમાં બિરાજમાન હતા. અમુક સહાબાએ વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! આપ પોતાને લગતી કંઇ વાતો અમને બયાન ફરમાવો."

આપે ફરમાવ્યું, "વારૂ સાંભળો :

| | |
|---|---|
| અના દઅવતુ અબી ઇબ્રાહીમ | હું મારા બાપ ઇબ્રાહીમની દુઆ છું |
| વ બુશ્રા અખી ઇસા. | અને મારા ભાઇ ઇસાની બશારત છું. |
| વ રઅત ઉમ્મીયા હીન હમ્લત બી | જ્યારે હું મારી માના હમલમાં આવ્યો તો તમાણે જોયું |
| અન્નહૂ ખરજ મિન્હા નૂરુન | કે તેમની અંદરથી એક નૂર નીકળ્યું |
| અદાઅ લહા કુસૂરુશ-શામ. | જેના પ્રકાશમાં તેમને શામની ધરતીના મહેલ દેખાયા. |
| વસ્તર-દઅતુ | અને હું દૂધ ધાવીને ઉછેર પામ્યો છું, |
| ફી બની સઅદિબ્ને બક્રિન. | બનુ સઅદ બિન બકના કબીલામાં. |
| ફબૈના અના મઅ અખિન લી | એક વેળા હું મારા દૂધભાઇની સાથે, |
| ખલ્ફ બુયૂતિના. | અમારા ઘરોની પછવાડે (વાડામાં) હતો. |
| નરઅયા બિહિમા લના. | ત્યાં અમે અમારી બકરીના બચ્ચાં ચરાવતાં હતા. |
| ઇઝ અતાની રજુલાને | એટલામાં બે માણસો આવી લાગ્યા |
| અલૈહિમા સ઼િયાબુમ બીદુન. | તેઓએ સફેદ પોશાક પહેરેલા હતા. |
| બ-તસતિમ મિન ઝહબિન | તેઓની પાસે સોનાનો એક થાળ હતો. |
| મમ્લૂ-અતિન સ઼લ્જન. | જે બરફથી ભરેલો હતો. |
| સુમ્મ અખ્ઝાની ફ-શક્કા બત્ની | પછી તેઓએ મને પકડ્યો અને મારું પેટ ચાક કર્યું |
| વસ્તખ-રજા કલ્બી ફ-શક્કાહુ | અને મારૂં દિલ કાઢ્યું અને તેને પણ ચાક કર્યું. |
| ફસ્તખ-રજા મિન્હુ | અને કાઢી લીધો તેમાંથી, |
| અલ-કતન સવદાઅ ફતરહા-હા | ગોશ્તનો એક કાળો ટુકડો અને તેને ફેંકી દીધો. |

| | |
|---|---|
| સુમ્મા ગસલા કલ્બી વ બત્ની | પછી બંનેએ ધોવા માંડ્યું મારૂં દિલ અને મારૂં પેટ, |
| બિ-ઝાલિક્સ-સ્લ્જે | પેલા બરફથી, |
| હત્તા અન-કયાહુ. | ત્યાં સુધી કે તેને પાકસાફ કરી દીધું. |
| સુમ્મ કાલ અહદુ-હુમા | પછી બંનેમાંથી એકે કહ્યું |
| લિ-સાહિબિહી ઝિન્હુ | પોતાના સાથીને, "તોલો એમને, |
| બિ- અ-શ-ર-તિમ મિન ઉમ્મતેહી | એમની ઉમ્મતના દસ માણસોને મુકાબલે." |
| ફ-વ-ઝ-નની બિહિમ | તેણે મને તોલ્યો તેઓના મુકાબલે, |
| ફ-વ-ઝ-નત-હુમ | તો હું વજનમાં તેઓથી વધી ગયો. |
| સુમ્મ કાલ ઝિન્હુ | પછી તેણે કહ્યું, "તોલો એમને, |
| બિ-મિઅતિમ-મિન-ઉમ્મતેહી | એમની ઉમ્મતના એક સો માણસોને મુકાબલે." |
| ફ-વ-ઝ-ન-ની બિહિમ | તો તેણે તોલ્યો મને તેઓને મુકાબલે, |
| ફ-વ-ઝ-નત-હુમ. | તો હું વજનમાં તેઓથી વધી ગયો. |
| સુમ્મ કાલ ઝિન્હુ | ફરીવાર તેણે કહ્યું, "તોલો એમને, |
| બિ-અલફિમ-મિન-ઉમ્મતેહી. | એમની ઉમ્મતના હજાર માણસોને મુકાબલે." |
| ફ-વ-ઝ-નની બિહિમ | તો તેણે તોલ્યો મને તેઓને મુકાબલે |
| ફ-વ-ઝ-નત-હુમ. | તો હું વજનમાં તેઓથી વધી ગયો. |
| ફકાલ દઅ-હુ અન્ક | ત્યારે તેણે કહ્યું, "રહેવા દે એમને, |
| ફ-વલ્લાહિ લવ વઝન - તહુ | અલ્લાહના સોગંદ ! અગર તું એમને તોલશે, |
| બિ-ઉમ્મેતેહી | એમની પૂરી ઉમ્મતને મુકાબલે, |
| લ-વઝન-હા. | તો પણ એમનું જ પલ્લું નમી જશે. |

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાને ફરમાવ્યા કરતા:

| | |
|---|---|
| મા મિન નબીય - યિન | કોઈ પયગમ્બર એવા નથી થયા, |
| ઈલ્લા વકદ રઅલ-ગનમ. | જેણે બકરાં ન ચરાવ્યાં હોય. |
| કીલા | પૂછવામાં આવ્યું, |
| વ અન્ત યા રસૂલલ્લાહ ? | "શું આપ નામદારે પણ હે અલ્લાહના રસૂલ ?" |
| કાલા વ અના. | ફરમાવ્યું, "હા મેં પણ." |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાને એમ પણ ફરમાવ્યા કરતા:

| | |
|---|---|
| અના અઅરબુ-કુમ | હું તમારામાં સૌથી વધુ શુધ્ધ અરબ છું. |
| અના કુરશિય-યુન | હું કુરૈશના શુધ્ધ-શ્રેષ્ઠ વંશમાંથી છું. |
| વસ્તુ-દિઅતુ | હું દૂધ ધાવીને ઉછેર પામ્યો છું, |
| ફી બની સઅ-દિબ્ને બક્રિન. | બની સઅદ બિન બક્રના કબીલામાં. |

**વાપસી વેળા ગુમશુદગી**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : કેટલાક જાણકારોને મુખે મારા સાંભળવામાં આવ્યું (અને અલ્લાહ બેહતર જાણે છે) કે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધમાતા હલીમહ

સઅદિયહ આપને લઇને મક્કહમાં દાખલ થયાં તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ દૂધમાતાથી વિખૂટા પડીને લોકોના ટોળાંમા ગુમ થઇ ગયા. બીબી હલીમહએ લોકોના ટોળાંમાં તેમ અહીંતહીં બહુ શોધખોળ કરી પણ આપનો પત્તો નહિ લાગ્યો. છ વરસની વયના દિલના ટુકડા જેવા બાળકનું શું થયું ? કેવી રીતે ગુમ થયો ને કયાં ચાલ્યો ગયો, બીબી હલીમહ મુંઝાય ગયાં. એજ વેળા આપના દાદા અબ્દુલ-મુત્તલિબ પાસે પહોંચી ગયાં અને રડમશ સ્વરે બોલ્યાં, "આજે સમીસાંજે હું મુહંમદને, મારા દિલના ટુકડાને લઇને મક્કહમાં દાખલ થઇ. જયારે અમે ઊંચા મહોલ્લામાં પહોંચ્યાં તો મારો બેટો મુજથી અલગ થઇને કયાંક ગુમ થઇ ગયો. હવે ખબર નથી મારો બેટો કયાં છે !"

એજ વેળા અબ્દુલ-મુત્તલિબ કઅબહમાં ગયા અને પોતાનો પૌત્ર જયાં હોય ત્યાંથી પાછો વળીને હેમખેમ આવી જાય તેવી બારગાહે-ઇલાહીમાં દુઆ માગવા લાગ્યા. લોકોનું કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, મક્કહના એક મહોલ્લામાંથી, વરકહ બિન નવફલ બિન અસદ તથા કુરૈશના એક શખ્સને મળી ગયા. એજ વેળા બંને ગૃહસ્થો આપને કઅબહમાં લઇ ગયા અને અબ્દુલ-મુત્તલિબની સામે આપને ઊભા કરીને બોલ્યા, "આ રહ્યો આપનો ફરઝંદ હે અબ્દુલ-મુત્તલિબ ! એ અમને ઊંચા મહોલ્લામાંથી મળી આવ્યો."

અબ્દુલ-મુત્તલિબે અલ્લાહનો આભાર માન્યો અને આપને પોતાના ખભે બેસાડીને કઅબહનો તવાફ શરૂ કર્યો. તવાફમાં તેઓ આપના માટે દુઆઓ માગતા હતા અને શયતાનની શરારતોથી આપનું રક્ષણ કરવાની બારગાહે-ઇલાહીમાં યાચનાઓ કરતા હતા. તવાફના ચકકરો પૂરા કરીને તેમણે આપને આપના વાલિદહ બીબી આમિનહ પાસે પહોંચાડી દીધા.

**આપને મક્કહ પહોંચાડવાનું બીજું કારણ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કેટલાક જાણકારોએ મને માહિતી આપી (અને અલ્લાહ બેહતર જાણે છે) કે બીબી હલીમહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના ઘરમાં વધુ નહિ રાખતાં મક્કહ મૂકવા ગયાં તેના બે કારણો હતાં. પહેલું કારણ અમે ઉપર દર્શાવી દીધું છે. બીજું કારણ બીબી હલીમહએ એવું દર્શાવ્યું છે કે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ધાવણની મુદ્દત પૂરી થઇ અને દૂધ છોડાવી દેવામાં આવ્યું તો હું આપને લઇને મક્કહ ગઇ કે જેથી આપને, આપના માતાજીને હવાલે કરી દઉં. મક્કહ તરફ જતાં કેટલાક ખ્રિસ્તીઓ મળ્યા. એ બધા મુલ્કે-હબશહના ખ્રિસ્તી પાદરીઓ હતા. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મારા સંગાતે જોઇ લીધા અને આપને જોતાં જ ચમકી ઊઠયા. પછી તેઓ એકદમ મારી નઝદીક આવી ગયા અને તેજીલી નજરથી આપને ધારીધારીને જોવા લાગી ગયા. તેઓએ મને કેટલાક સવાલો કર્યા પછી આપસમાં બોલ્યા, "આ તો ઘણો ચંચળ અને ચતુર છોકરો લાગે છે. એનો નૂરાની ચેહરો, એની તેજસ્વી મુખમુદ્રા કહે છે કે આગળ જતાં નક્કી એ કોઇ અનેરી શાનવાળો, નિરાલી આનબાનવાળો બની જશે. બલકે આ તો તે જ છોકરો લાગે છે જેને લગતી આપણે આકાશી માહિતી ધરાવીએ છીએ અને જેની નિશાનીઓ આપણી કિતાબમાં લખેલી છે. ચાલો આ ખાતૂન સાથે એનો સોદો કરી લઇએ અને હબશહ લઇ જઇને એને આપણા નજાશી બાદશાહના ચરણોમાં ભેટ તરીકે આપી દઇએ."

જે ધર્મજ્ઞાનીએ આ રિવાયત બયાન કરી તેનું કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તે ખ્રિસ્તીઓથી અલગ કરવાનું અને તેઓથી પીછો છોડાવવાનું હલીમહ સઅદિયહ માટે મુશ્કેલ બની ગયું હતું.

## પ્રકરણ ૨૯

# માનવંતા અમ્માંજી અને દાદાજીની વફાત

હઝરત આમિનહ ખાતૂનની વફાત • દાદાના દિલમાં પૌત્રની માયા • અબ્દુલ-મુત્તલિબની વફાત • બાપના મરણ પર બેટીઓનો વિલાપ • ઝમઝમનો વહીવટ અબ્બાસના હાથમાં

**હઝરત આમિનહ ખાતૂનની વફાત**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના અમ્માંજી આમિનહ બિન્તે વહબ અને પોતાના દાદા અબ્દુલ-મુત્તલિબની સાથે અલ્લાહ તઆલાની નિગરાની અને અલ્લાહ તઆલાની હિફાઝતમાં ઉછેર પામી રહ્યા હતા. અલ્લાહ તઆલાએ આપને જે અઝમત, જે મહાનતા, જે ઊંચી પદવીએ પહોંચાડવાનું નક્કી કર્યું હતું તેને જ બંધબેસતી ઉત્તમ પ્રકારની જીવનશૈલીથી તે પોતે આપનું લાલન-પાલન ફરમાવી રહ્યો હતો. જ્યારે આપ છ વરસની ઉંમરે પહોંચ્યા તો આપના માનવંતા અમ્માંજીનો ઈન્તેકાલ થઇ ગયો.

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્ર બિન મુહંમદ બિન અમ્ર બિન ખુર્મએ માહિતી આપી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ છ વરસના થયા તો આપના અમ્માંજી હઝરત આમિનહ ખાતૂન આપને સાથે લઈને મદીનહ ગયાં અને ત્યાં બનૂ અદી બિન નજ્જારના કબીલામાં મેહમાન બન્યાં. હેતુ આ હતો કે બેટાના મામાઓ સાથે બેટાની મુલાકાત કરાવે. [૧]

મદીનહથી વાપસી વેળા મક્કહ અને મદીનહ વચ્ચે આવેલા ''અબવાઅ''સ્થળે પહોંચતાં બીબી આમિનહ ખાતૂન વફાત પામી ગયાં [૨] ઇબ્ને હિશામ કહે છે : અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમના માતાજી બીબી સલમા મદીનહના મશહૂર નજ્જાર ખાનદાનમાંથી હતાં. ઇબ્ને ઈસ્હાકે બનૂ નજ્જાર અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

૧. મદીનહમાં આપના દાદા અબ્દુલ-મુત્તલિબનું બનૂ નજ્જારમાં મોસાળ હતું. હઝરત બીબી આમિનહ પોતાના ખાવિન્દ હઝરત અબ્દુલ્લાહની કબરની ઝિયારત માટે ગયાં હતા. મદીનહમાં નાબિગા જુઅદીના મકાન પાસેની જમીનમાં હઝરત અબ્દુલ્લાહની કબર હતી. કબરની ઝિયારત સાથે પુરાની સગાઇ તાજી કરવાનો એક હેતુ પણ મદીનહ જવાનું કારણ બન્યો હતો. ''હ''

૨. આ કાફલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આયા બીબી ઉમ્મે-અયમન પણ સાથે હતાં. હઝરત આમિનહ એક મહિનો મદીનહમાં રહ્યાં. અબવાઅ મુકામે વફાત થયા પછી બીબી ઉમ્મે-અયમન આપને પોતાની નિગરાનીમાં મક્કહ લઇ આવ્યાં. 'સુલ્હે-હુદૈબિયહ''ની ઘટના પ્રસંગે આપ પોતાના સહાબા સાથે અબવાઅ સ્થળેથી પસાર થયા તો આપે ફરમાવ્યું, ''ઇન્નલ્લાહ કદ અઝિન લે-મુહંમદિન ફી ઝિયારતે કબ્રે-ઉમ્મેહી. ''અલ્લાહ તઆલાએ મુહંમદને તેમના માતાજીની કબર પર ઝિયારત માટે જવાની પરવાનગી આપી દીધી છે. આપ ત્યાં પધાર્યા અને કબરને જોતાં જ રોઇ પડયા. સહાબા બોલ્યા, યા રસૂલલ્લલાહ ! આપ તો રોવાની મના ફરમાવો છો!'' ફરમાવ્યું, ''અદ્ર-કત્ની રહ-મતુહા ફ-બકૈતુ.'' એમની મમતા મને યાદ આવી ગઇ અને હું રોઇ પડયો. (સીરતે-સરવરે-આલમ જિ.૨ પા. ૧૦૦) ''હ''

વ સલ્લમ વચ્ચે મામા-ભાણેજની જે સગાઇનો ઉલ્લેખ કર્યો છે તે એજ છે.

**દાદાના દિલમાં પૌત્રની માયા**----------હઝરત બીબી આમિનહની વફાત બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એકદમ યતીમ બની ગયા હવે આપ પોતાના માયાળુ દાદા અબ્દુલ-મુત્તલિબના સંગાતે રહેવા લાગ્યા.

અબ્દુલ-મુત્તલિબ ખાનએ-કઅબહમાં હાજર થાય તે પહેલાં નિયમ મુજબ તેમના માટે કઅબહના છાંયા હેઠળ ગાલીચો પાથરી દેવામાં આવતો અને બધા બેટાઓ ગાલીચાની આસપાસ ઊભા થઇ જતા એ પછી અબ્દુલ-મુત્તલિબ ત્યાં પધારીને ગાલીચા પર બિરાજમાન થતા. એમના બેસવા પછી બધા છોકરાઓ ગાલીચાની આસપાસ ગોઠવાઇ જતા. બેઅદબીના વિચારે કોઇ છોકરો બાપાજી સાથે ગાલીચા પર બેસવાની હિંમત નહિ કરતો.

રાવીનું કથન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અદબ શું છે અને બેઅદબી શું છે તે સમજી શકવાની વયે પહોંચી ગયા હતા. તેમ છતાં કઅબહ પાસે પધારીને સીધા ગાલીચા પર પહોંચી જતા અને દાદાજીની લગોલગ જઇને બેસી જતા. આપના કાકાઓ આપને ગાલીચા પર જવાથી અને ગાલીચા પર બેસવાથી અટકાવવા લાગતા તો અબ્દુલ-મુત્તલિબ ફરમાવતા, "ખબરદાર ! મારા બેટાને અટકાવવો નહિ. અલ્લાહના સોગંદ, એ તો બહુ ઊંચી શાનવાળો બેટો છે." આમ કહીને તેઓ આપનો હાથ ઝાલીને આપને પોતાની પાસે બેસાડી લેતા. આપના મુબારક વાંસા પર હેતથી પોતાનો હાથ ફેરવતા અને આપની બાળસુલભ અદાઓ જોઇને ખુશખુશાલ થઇ જતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે પોતાની નૂરાની ઉંમરના આઠમા વરસમાં પગલાં માંડયાં તો આપના માનવંતા મુરબ્બી દાદા અબ્દુલ-મુત્તલિબ પણ આ ફાની જગતથી કૂચ કરીને પરલોકના પ્રવાસે સિધાવ્યા. આ ઘટના "અસ્હાબુલ-ફીલ"ના આઠમા વરસ પછી સર્જાવા પામી.

**બાપના મરણ પર બેટીઓનો વિલાપ**----------અબ્બાસ બિન અબ્દુલ્લાહ બિન મઅબદ બિન અબ્બાસએ પોતાના અમુક ઘરવાળાંઓ તરફથી રિવાયત બયાન કરી કે જ્યારે અબ્દુલ-મુત્તલિબની વફાત થઇ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આઠ વરસના હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન સઇદ બિન મુસૈયબએ કહ્યું કે જ્યારે અબ્દુલ-મુત્તલિબ મરણશૈયાએ પડયા અને વફાતનો સમય આવી લાગ્યો અને પોતાના મરણનો તેમને યકીન થઇ ગયો તો તેમણે પોતાની બધી બેટીઓને પોતાની પાસે બોલાવી અને તેઓને પોતાની પાસે બેસી જવાનો આદેશ આપ્યો. એ બધી કુલ છ બેટીઓ હતી જેઓના નામ આ છેઃ (૧) સફિય્યહ બેટી (૨) બર્રહ બેટી (૩) આતિકહ બેટી (૪) ઉમ્મુલ-હકીમ બયદાઅ બેટી (૫) ઉમૈમહ બેટી (૬) અરવા બેટી.

જ્યારે બધી બેટીઓની હાજરી લાગી તો અબ્દુલ-મુત્તલિબે તેઓને કહ્યું, "હે મારી પ્યારી બેટીઓ! તમે જુઓ છો તેમ હું મરવાની અણી પર છું. હું ચાહું છું કે તમે મારા મરણ પર પોક મૂકીને વિલાપ કરો કે જેથી હું મરવા પહેલાં તેને સાંભળી શકું . વારૂ તમે કેવી રીતે મારો વિલાપ કરશો અને વિલાપમાં શું બોલશો?"

જવાબમાં અબ્દુલ-મુત્તલિબની પહેલી બેટી સફિય્યહ ખાતૂને ફિલ-બદીહ એક વિલાપ-ગીત રચીને રડતાં-રડતાં રોમાંચકારી લહેકાથી સંભળાવ્યું. એવી જ રીતે બધી બેટીઓએ શોક-ગીતો રચીને સાચુકલા આઘાતની

ઊંડી લાગણી સાથે દર્દનાક શૈલીએ સંભળાવ્યાં. અબ્દુલ-મુત્તલિબે બેટીઓના વિલાપ-ગીતો સાંભળીને સરના ઇશારે તેઓને ખામોશ રહેવાનું સૂચન કર્યું અને પછી કહ્યું, "બસ મારા મરણ પછી એજ રીતે હૈયાંફાટ વિલાપ કરજો."

ઈબ્ને હિશામ કહે છે : કાવ્યકળાના જ્ઞાનીઓમાંથી મને કોઇ એવો શાઇર નહિ મળ્યો જે આ વિલાપ કાવ્યોની માહિતી ધરાવતો હોય. અલબત્ત મુહંમદ બિન સઇદ બિન મુસૈયબએ મને એની રિવાયત કહી સંભળાવી. તેમના મુખે સાંભળીને તેજ પ્રમાણે આ કાવ્યો મેં લખી દીધાં છે.

(નોટ : અહીં અલ્લામા ઈબ્ને હિશામે, સફિય્યહ ખાતૂનના ૧૧ શેઅરો, બર્રહ ખાતૂનના ૬ શેઅરો, આતિકહ ખાતૂનના ૮ શેઅરો, બયદાઅ ખાતૂનના ૯ શેઅરો, ઉમૈમહ ખાતૂનના ૭ શેઅરો અને અરવા ખાતૂનના ૧૦ શેઅરો ટાંકેલા છે. કુલ ૫૧ શેઅરોના ૬ પાનાથી વધુનું લખાણ લાંબુ હોવાથી નમૂના દાખલ થોડાક શેઅરો રજૂ કરીએ છીએ. "હ")

• સફિય્યહ ખાતૂન બિન્તે અબ્દુલ-મુત્તલિબ બાપનો વિલાપ કરતાં કહે છે :

**અરિક-તુ લિ-સવતે નાઇ-હતિમ બિ - લૈલિન, • અલા રજુલિમ બિ - કારિ - અતિસ - સઇદે.**

રાતની વેળા એક રડનારીના અવાજથી મારી ઊંઘ ઉચાટ થઇ ગઇ. એ રડનારી બિલકુલ રસ્તાની પાસે ઊભેલા એક શખ્સ પર રડી રહી હતી.

**ફ - ફાદત ઇન્દ ઝાલિકુમ દુમૂઇ, • અલા ખદ-દય કમુન - ખદિરિલ - ફરીદે.**

એજ પળે મારાં આંસુઓની ધારા મારા રૂખસાર પર, સતત ઢલકનારાં મોતીઓ ! પેઠે વહી નીકળી.

**અલલ-ફચ્યાઝે શૈબતા ઝીલ-મઆલી, • અબીકિલ - ખયરે વારિસે - કુલ્લ ખયરે.**

હે આંખ ! શૈબહ પર રડ જે મોટો દાનવીર અને ઊંચા મરતબાવાળો હતો. હે આંખો પોતાના માયાળુ બાપ પર રડો જે દરેક પ્રકારની ભલાઇઓના ભંડાર જેવો હતો. [૧]

**સદૂકિન ફિલ - મવાતિને ગયરે નિક-સિન, • વલા શખતિલ - મકામે વલા સનીદે.**

હે આંખ ! તે બાપ પર રડ જે જંગના મેદાનોમાં બહાદુરીથી લડનારો અને પોતાના જોડીદારોથી કોઇ વાતમાં પાછળ નહિ પડનારો હતો. તે ન તો નીચા મરતબાનો હતો ન બીજાઓના વંશમાં ભળી જનારો હતો.

**રફીઇલ - બૈતે અબ્લજા ઝી-ફુદૂલિન, • વ ગૈસિન - નાસે ફિઝ - ઝમનિલ - હરૂરે.**

તે શખ્સ પર રડ જે ઊંચા ખાનદાનનો, રોશન ચેહરાનો, જાતજાતની ખૂબીઓવાળો અને દુકાળમાં લોકોની વહારે ધાનારો હતો.

**વ લવ ખલદા ઇમ્રઉન લે-કદીમે મજદિન, • વલાકિન લા સબીલા ઇલલ- ખુલૂદે.**

અગર કોઇ શખ્સ પોતાની જૂની શાનો-શવકત કે પોતાની ઝળહળતી કીર્તિને પ્રતાપે જગતના અંત સુધી અમર રહી શકત તો જરૂર તે જગતના અંત સુધી અમર રહેતે ! પરંતુ અમર જીવન તરફ તો કોઇ રસ્તો જતો જ નથી.

---

૧. શૈબહ અથવા શૈબતુલ-હમ્દ : અબ્દુલ-મુત્તલિબનું પૈદાઇશી નામ. "હ"

• બર્રહ ખાતૂન બિન્તે અબ્દુલ-મુત્તલિબ બાપનો વિલાપ કરતાં કહે છેઃ

**અ-ઐનિય્યા જૂદા બે-દમ્એ-દુરર, • અલા તૈયબિલ-ખીમે વલ - મુઅ - તસર.**

હે મારી આંખ ! નેક સીરત અને દાનેશરી બાપના મરણ પર મોતીઓ જેવા આંસુઓથી સખાવત કર!

**અલા માજિદિલ - જદ્દે વ અરઝિ - ઝનાદે, • જમીલિલ - મુહય્યા અજીમિલ - ખતર.**

હે મારી આંખ ! તે ઊંચી શાનવાળા પર, લોકોની હાજતો પૂરી કરનારા પર, રૂપાળા ચેહરાવાળા પર અને મોટા મરતબાવાળા પર રડ !

**અલા શૈબતિલ - હમ્દે ઝીલ-મકરુ- માતે, • વ ઝીલ-મજદે વલ-ઇઝઝે વલ-મુફ-તખર.**

હે આંખ ! માન-પ્રતિષ્ઠાવાળા, વખાણવાને લાયક શૈબહ પર રડ ઇઝઝત અને શાનવાળા પર અને ગર્વ લેવાને લાયક શૈબહ પર રડ !

**લહૂ ફદલુ મજદિન અલા કવમેહી, • મુનીરુંય - યલૂહુ ક-દવઇલ - કમર.**

તે પોતાની કૌમ પર અનેરી શ્રેષ્ઠતા ભોગવતો હતો. તે એવી પ્રતિભાવાળો હતો કે ચાંદની રોશની પેઠે પ્રકાશમાન રહેતો હતો.

**અતત - હુલ - મનાયા ફલમ તુશ-વેહી, • બે - સરફિલ - લયાલી વ રૈબિલ - કદર.**

કાળની ગતિના ચક્કરો અને નસીબના લેખોને કારણે, મૃત્યુઓ તેની ઉપર ત્રાટકી પડયાં અને તેઓએ અછરતો ફટકો નહિ, કારમો ફટકો મારી દીધો.

• આતિકહ બેટી પોતાના બાપનો વિલાપ કરતાં કહે છે :

**અ ઐનિય્યા જૂદા વલા તબ્ખલા, • બિદમ-ઇકુમા બઅદ નવમિન-નયામ.**

હે મારી આંખ ! ઊંઘી જનારાઓના ઊંઘી જવા પછી પોતાના આંસુઓની સખાવત કર. એમાં જરા પણ કંજૂસાઇ ના કરજે !

**અ-ઐનય્યા વસ્-હન્ફેરા વસ્કુબા, • વ શૂબા બુકાઆ કમા બિલ-તિદામ.**

હે મારી આંખ ! ખૂબ તેજીથી આંસુઓની ઝડી લગાવી દે અને તેજીથી વહી નીકળ અને રોવાની સાથે ગાલો પર તમાચા પણ માર !

**અલા શૈબતિલ - હમ્દે વ અરિઝ - ઝનાદે, • વ ઝી-મસ-દકિન બઅદ સબ્તીલ મકામ.**

મેહમાન-નવાઝ, પ્રશંસાપાત્ર શૈબહ પર રડ અને પોતાના સ્થાને અડગ રહીને દુશ્મન પર બહાદુરીથી તૂટી પડનાર પર રડ !

**વ સહલિલ-ખલીકતે તલ્કીલ-યદૈન, • વફી ઉદ-મુબિય-યિન સમીમુન લુહામ.**

નમ્ર ગુણોવાળા, વિશાળ હાથોવાળા, વફાદાર અને મક્કમ મનોબળવાળા અને ભલાઇઓના ભંડાર જેવા ગૃહસ્થ પર રડ !

• ઉમ્મે હકીમ બયદાઅ બેટી પોતાના બાપ પર વિલાપ કરતાં કહે છે :

અલા યા ઐનુન વયહક અસ-ઇફીની, • બે-દમ્ઇન મિન દુમૂઇન હાતિ-લાતિ.

હા, હે કમબખ્ત આંખ ! લગાતાર અને અતૂટ વહેનારી અશ્રુધારાથી મારી મદદ કર.

વ બકય્ય ખયરા મર-રકબિલ - મતાયા, • અબાકિલ ખયરા તય્યારલ - ફુરાતિ.

હે આંખ ! સવારીઓ પર સવાર થનારાઓમાં જે સૌથી શ્રેષ્ઠ હતો તેની ઉપર આહો-ઝારી કર અને પોતાના બાપ પર રડ જે મીઠા પાણીનો મોજાં મારતો દરિયો હતો.

તવીલલ-બાએ શયબતા ઝલ-મઆલી, • કરીમલ-ખીમે મહમૂદલ-હિબાતિ.

તે શૈબહ પર રડ જે મોટો દાનેશરી હતો, ઊંચા રૂત્બાવાળો હતો, નેક સીરત-સંસ્કારી હતો અને સખાવતમાં વખાણોને લાયક હતો.

ફ બક-કયાહે વલા તુસ્મય બે-હુઝનિન, • વ બકય્ય મા બકીતિલ-બાકિયાતિ.

માટે ખૂબીઓના ભંડાર જેવા આવા ગૃહસ્થ પર રડારોળ કર અને માતમ કરવામાં આળસ ન કર અને બીજી રડનારીઓને, ત્યાં સુધી રડાવ્યા કર જયાં સુધી કે તું જીવે છે.

• ઉમૈમહ બિન્તે અબ્દુલ-મુત્તલિબ બાપના વિલાપમાં કહે છે :

અલા હલકર-રાઇલ-અશીરત ઝુલ-ફકદે, • વ સાકીલ-હજીજ વલ-મુહામી અનિલ-મજદે.

સાંભળી લો કે ખાનદાનનો રક્ષક, કુટુંબીજનોને શોધી કાઢનારો, હાજીઓને પાણી પીવાડનારો, આબરૂ અને પ્રતિષ્ઠાનો સહાયક આ જગતથી ચાલી નીકળ્યો.

વ મિન યૂઅ-લિફુદ-દયફલ-ગરીબ બુયૂતહૂ, • ઇઝા મા સમાઉન - નાસે તબખલ બિર-રઅદે.

જેનું ઘર મુસાફિર મેહમાનોને તે વેળા સમેટી લેતું હતું જયારે લોકોનું આકાશ કડાકા-ધડાકા છતાં કંજૂસાઇ કરતું હતું.

અબુલ-હારિસિલ - ફય્યાઝુ ખલ્લ મકાનુહૂ, • ફલા તબ-અદન્ન ફકુલ્લુ હય્યે ઇલા બુઅદે.

એક દાનેશરી સિંહે પોતાનું સ્થાન ખાલી કરી નાખ્યું માટે તું પોતાના દિલથી તેને અળગો ના કરજે કેમકે દરેક જીવતો અળગો થઇ જનારો છે.

સકાક વલીય્યુન - નાસે ફીલ-કબ્રે મુમ-તિરન, • ફ-સવફા ઉબક-કૈહે વઇન કાના ફીલ-લહદે.

હે કબરમાં સૂનારા ! તમામ ઇન્સાનોની સરપરસ્તી કરનારો અલ્લાહ તને પોતાની રહમતના વરસાદથી પ્રફુલ્લ રાખે ! હું તો કાયમ તેની ઉપર રડયા જ કરવાની. ભલે તે કબરમાં જ સૂતેલો રહે.

• અરવા બિન્તે અબ્દુલ-મુત્તલિબ પોતાના બાપના માતમમાં કહે છે.

બકત અયની વ હક્કુ લહલ બુકાઇ, • અલા સમહિન સજય-યતુહુલ-હયાઉ.

મારી આંખ સખાવતની પ્રતિમા જેવા એક લજ્જાશીલ ગૃહસ્થ પર રડી રહી છે. અને એ આંખ માટે રડયા કરવાનું જ સજાવાર છે.

અલલ ફય્યાઝે શયબત ઝીલ-મઆલી, • અબીકિલ ખયરે લયસા લહૂ કિફાઉ.

બુલંદ રૂત્બાવાળા, ઉદાર દિલવાળા શૈબહ પર રડ જે તારો બહુ ભલો, બહુ માયાળુ બાપ હતો. જગતમાં

જેનો કોઇ જોટો નથી.

**અબીય્યદ-દૈમે અબ્લજા હિબરે ઝિય્યીન, • કદીમુલ-મજદે લયસા બિહી ખિફાઉ.**

ત્રાસવાદને સહન ન કરનાર રોશન ચેહરાવાળા પર રડ ! જેના ચેહરાથી શરાફત અને જમાલનું તેજ પ્રગટતું હતું. જેની પ્રતિષ્ઠા અને શરાફત પરંપરાથી ઊતરી આવતી હતી જેમાં છાનુંછુપું જેવું કંઇ જ નથી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મુહંમદ બિન સઇદ બિન મુસૈયબનું બયાન છે કે જયારે અબ્દુલ-મુત્તલિબની જીભ બંધ થઇ ગઇ તો તેમણે સરના ઇશારાથી પોતાની બેટીઓને કહ્યું, ''બસ તમે એવી જ રીતે મારો માતમ કરજો.''

ઇબ્ને હિશામ કહે છે : મુહંમદ બિન સઇદનો દાદો મુસૈયબ, હઝન બિન અબી વહબ બિન અમ્ર બિન આઇઝ બિન ઇમરાન બિન મખઝૂમનો બેટો હતો.

(નોટ : અહીં અલ્લામા ઇબ્ને હિશામે હુઝૈફહ બિન ગાનમ બિન અદી બિન કઅબ અને મતરૂદ બિન કઅબ ખુઝાઇ નામે શાઇરોના બીજા બે શોક-કાવ્યો પણ ટાંકેલા છે જેને લંબાણની બીકે જતાં કરીએ છીએ. પહેલું કાવ્ય ૪૧ શેઅરોનું અને બીજું ૭ શેઅરોનું છે જે કિતાબના ૭ પાનાંઓ પર ફેલાયેલું છે. ''હ'')

**ઝમઝમનો વહીવટ અબ્બાસના હાથમાં**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમનો ઇન્તેકાલ થઇ ગયો તો ઝમઝમ એટલે હાજીઓને પાણી પીવાડવાના ખાતાનો વહીવટ એમના ફરઝંદ અબ્બાસના હાથમાં આવ્યો. કઅબહના આ ખાતાના તેઓ મુતવલ્લી બની ગયા જો કે અબ્બાસ તે વેળા પોતાના બધા ભાઇઓમાં સૌથી નાના હતા. ઝમઝમના વહીવટની લગામ ઇસ્લામના આગમન વેળા અને ઇસ્લામના વિકાસ પછી પણ હઝરત અબ્બાસના જ હાથમાં રહી. ફત્હે-મક્કહ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ હઝરત અબ્બાસનું વહીવટપણું માન્ય રાખ્યું અને આજે પણ (ઇબ્ને હિશામના યુગમાં) હઝરત અબ્બાસને કારણે ઝમઝમનું વહીવટી તંત્ર હઝરત અબ્બાસનું જ ખાનદાન સંચલાવી રહ્યું છે.

---

# પ્રકરણ ૩૦

# અબૂ તાલિબની સરપરસ્તી

અબૂ તાલિબની પરવરિશમાં ● રેખાશાસ્ત્રીની આગાહી ● બહીરહ સંન્યાસીની પેશીનગોઇ ● બહીરહ તરફથી ઝિયાફતનું આંમત્રણ ● મુહરે-નુબુવ્વતના દર્શન ● રસૂલુલ્લાહ (સલ.)ના ત્રણ દુશ્મનો ● રસૂલુલ્લાહ (સલ.)ની પાકીઝહ જવાની ● અનિષ્ટોથી બચવાની ગૈબી મદદ ● હર્બુલ-ફિજારની ઘટના ● જંગની ચઢતી પડતી.

**અબૂ તાલિબની પરવરિશમાં**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : નામદાર અબ્દુલ-મુત્તલિબની વફાત બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના હકીકી કાકા અબૂ તાલિબની સરપરસ્તી હેઠળ રહેવા લાગ્યા. લોકોનું કહેવું છે કે અબ્દુલ-મુત્તલિબ પોતાની હયાતીમાં અબૂ તાલિબને આ વાતની વારંવાર વસિય્યત કર્યા કરતા : "હે મારા બેટા ! મારા આ યતીમ બેટાને તારી કોટે વળગાડેલો રાખજે. મારા યતીમ બેટાનું જાનના ભોગે રક્ષણ કરજે. કદી મારા યતીમ બેટાને પોતાથી અળગો ના થવા દેજે!"

સબબ આ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બાપાજી હઝરત અબ્દુલ્લાહ અને અબૂ તાલિબ સાહેબ એક જ માબાપના સંતાન હતા. બંને ભાઇઓ એક જ માબાપની અવલાદ હતા. બંનેની સગી માનું નામ ફાતિમહ હતું જે અમ્ર બિન આઇઝ બિન અબ્દ બિન ઇમરાન બિન મખઝૂમની બેટી હતી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : જનાબ અબ્દુલ-મુત્તલિબની વફાત બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના હકીકી કાકા જનાબ અબૂ તાલિબની સરપરસ્તીમાં આવી ગયા અને તેમના જ ઘરમાં રહેવા-સહેવા લાગ્યા.

**રેખાશાસ્ત્રીની આગાહી**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : અરબમાં બનૂ લહબની બિરાદરીનો એક શખ્સ ઇલ્મે-નુજૂમ ઉપરાંત રેખાશાસ્ત્રનો પણ અઠંગ અભ્યાસી ગણાતો હતો. પોતાની આ કળામાં તે ચોમેર પંકાયેલો હતો.

ઇબ્ને હિશામ કહે છે : આ રેખાશાસ્ત્રી અસલમાં અઝદે-શનૂઅહ નામે કબીલામાંથી હતો જેની એક શાખનું નામ બનૂ લહબ હતું. જ્યારે રેખાશાસ્ત્રીનું મક્કહમાં આગમન થતું ત્યારે કુરૈશના લોકો પોતાના બાળકોને એની પાસે લઇ જતા. રેખાશાસ્ત્રી બાળકોની હસ્તરેખાઓ અને મુખમુદ્રાઓનું નિરીક્ષણ કરીને તેઓનું ભવિષ્ય ભાખતો.

રાબેતા મુજબ એક વેળા એ રેખાશાસ્ત્રી મક્કહ આવ્યો તો અબૂ તાલિબ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમને લઇને તેની પાસે પહોંચી ગયા. તેણે આપની હસ્તરેખાઓનું ઝીણવટભરી નજરે નિરીક્ષણ કર્યું અને મોડે સુધી ગહન વિચારોમાં ડૂબેલો રહ્યો. પછી જ્યારે વિચાર-તંદ્રામાંથી જાગ્યો તો અચાનક કહેવા લાગ્યો, "સાંભળો હે અબૂ તાલિબ ! આ છોકરો...."

પણ તેણે આંખો ખોલીને જોયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં હતા નહિ. ત્યારે તે બોલ્યો, "અરે હે લોકો ! પેલો છોકરો કયાં ગયો ? જલદી તેને મારી પાસે લઇ આવો અને સાંભળો, છોકરો બહુ બાહોશ અને ચંચળ છે. એની રેખાઓ પરથી ભવિષ્યમાં એ મહાન પુરૂષ બને તેવી આગાહી મારી રેખાપોથી પોકારે છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લલાહુ અલૈહિ વ સલ્લમ બાળકોના ટોળાંમા જઇને વાતો કરતા હતા. અબૂ તાલિબે જયારે રેખાશાસ્ત્રીનો આ અસાધારણ ઉત્સાહ કે તરવરાટ જોયો તો મનમાં બીધા કે રખેને, મારા બેટાને કંઇ નુકસાન ન થઇ જાય ! તરત ટોળાંમાં જઇને આપને પોતાના પડખે સંતાડી લીધા અને રેખાશાસ્ત્રીના આગ્રહ છતાં તેની પાસે નહિ ગયા અને આપને લઇને જલદી ત્યાંથી પલાયન થઇ ગયા.

**બહીરહ સંન્યાસીની પેશીનગોઇ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી અબૂ તાલિબ એક વેળા વેપાર અર્થે વેપારી કાફલા સાથે મુલ્કે-શામ જવા તૈયાર થયા. સફરનો સામાન અને પ્રવાસની તૈયારીનો પ્રબંધ થતો જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ સાથે જવાની ઇચ્છા દર્શાવી. આપની આતુરતા જોઇને અબૂ તાલિબ વિચારમાં પડી ગયા કે સાથે લઇ જવું કે નહિ ? એક તરફ સફરની તકલીફો બીજી તરફ આપની જુદાઇના વિચારથી તેમનું હૈયું ભરાય આવ્યું. આપને તેઓ પોતાના પુત્રોથી પણ અધિક ચાહતા હતા. બોલ્યા, "મારા વહાલા પુત્તર ! જરૂર હું તને મારા સંગાથે લઇ જઇશ. ન હું તારી જુદાઇ સહન કરી શકું છું ન તું મારી આંખોથી અળગો રહી શકે છે." આ અથવા એવા જ શબ્દો અબૂ તાલિબે ઉચ્ચાર્યા.

ત્યારે અબૂ તાલિબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પણ આ સફરમાં સાથે લીધા. કાફલો રવાના થયો અને કૂચકદમ કરતો મુલ્કે શામની સરહદે આવેલા બુસરા શહેરના સીમાડે પહોંચી ગયો. બધા થાકેલા હોવાથી કાફલાએ અહીં જ પડાવ નાખી દીધો. એમની સામે જ ખ્રિસ્તી ધર્મના સંન્યાસીઓનું એક દેવળ આવેલું હતું. બાજુની ખાનકાહ કે મઠમાં તેઓનો વડો ધર્મગુરૂ નિવાસ કરતો હતો જેનું નામ બહીરહ હતું. એ ખ્રિસ્તીધર્મના આકાશી ગ્રંથનો સૌથી મોટો રહસ્યજ્ઞાની લેખાતો હતો. એણે જગતની માયા ત્યાગીને સંન્યાસ લીધો ત્યારથી જ એ અહીં જ્ઞાનધ્યાનમાં લીન રહેતો હતો. એના મઠમાં ખ્રિસ્તી ધર્મનો એક આકાશી ગ્રંથ પરંપરાથી મવજૂદ હતો. કહેવાય છે કે સાત પેઢીઓથી આ ધર્મગ્રંથ વારસાગત્ રીતે ઊતરી આવતો હતો અને એ ગ્રંથના રહસ્યો તથા મર્મોનું બહીરહ સિવાય કોઇને જ્ઞાન ન હતું.

બહીરહએ જ્યારે જોયું કે અરબોના વેપારી કાફલાએ દેવળની સામેના મેદાનમાં પડાવ નાખી દીધો છે તો તેણે કાફલાના લોકોની મેહમાની માટે ઉત્તમ પ્રકારની વાનગીઓ તૈયાર કરવાનો હુકમ ફરમાવી દીધો. જો કે આથી પહેલાં પણ અરબ સોદાગરોના વેપારી કાફલા અહીં આવીને પડાવ નાખતા હતા. પણ સંસાર ત્યાગી બહીરહ ન કોઇને મળવા જતો ન કોઇની સાથે વાત કરતો ન કોઇની પરોણાગત કરતો. બસ જ્ઞાનધ્યાનમાં લીન રહેતો.નવાઇની વાત હતી કે આ વેળા તેણે અરબોના કાફલાની ઝિયાફત માટે જમણ તૈયાર કરવાનો હુકમ ફરમાવ્યો.

લોકોનું કહેવું છે કે, બહીરહએ અરબના આ કાફલાની ઝિયાફતનું નિમંત્રણ પાઠવ્યું તેનું ખાસ કારણ

હતું. એમ તો અરબોના કાફલા સોદાગરી માટે આ પ્રદેશોમાં આવનજાવન કર્યા જ કરતાં. પણ જ્યારે આ કાફલો આવતો હતો ત્યારે બહીરહ ખાનકાહની બારીમાંથી બહારનું દ્રશ્ય જોતો હતો. એજ સમયે એક નવાઇ ભરેલી વાત તેના જોવામાં આવી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના કાકા સાથે સવારી પર બિરાજમાન હતા અને આ સવારી કાફલાની વચ્ચે ચાલતી હતી શું જુએ છે કે વાદળના એક ટુકડાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર સાયો કરેલો છે અને આપની સવારીની સાથે-સાથે ચાલી રહ્યો છે. કાફલાએ મેદાનમાં આવીને પડાવ નાખ્યો ત્યાં સુધી બહીરહ આ નવાઇ ભરેલું દ્રશ્ય જોતો રહ્યો.

રાવીનું બયાન છે કે કાફલાએ મેદાનમાં આવીને પડાવ નાખ્યો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાંના એક ઝાડના સાયામાં આરામ ફરમાવવા લાગ્યા તો વાદળનો ટુકડો ઝાડની ઉપર અધ્ધર થઇને ખુલ્લી છત્રી પેઠે તણાઇ ગયો. આ દ્રશ્ય જોઇને બહીરહ ઓરભી નવાઇ પામી ગયો. એટલામાં શું જુએ છે કે ઝાડની ડાળીઓ આપોઆપ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર નમી પડી. એક પછી એક અલ્લાહની કુદરતની નવાઇઓ જોઇને બહીરહને થયું કે ઝાડ હેઠળ બિરાજેલો છોકરો કોઇ મામૂલી પ્રકારનો છોકરો તો નથી જ.

**બહીરહ તરફથી ઝિયાફતનું આમંત્રણ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : વાદળના ટુકડાનો અજીબો-ગરીબ માજરો જોઇને બહીરહ સંન્યાસી પોતાના મઠમાંથી બહાર નીકળી આવ્યો. એજ વેળા તેણે કાફલાની ઝિયાફત માટે જમણ તૈયાર કરવાનો પોતાના માણસોને હુકમ ફરમાવી દીધો. પછી પોતાના માણસ મારફતે કહેવડાવી દીધું, "હે કાફલાના લોકો ! આજે તમારામાંથી કોઇ મોટો હોય કે નાનો, શેઠ હોય કે નોકર, આઝાદ હોય કે ગુલામ, દરેકને બહીરહ તરફથી ઝિયાફતનું આમંત્રણ છે. જોજો, મોટાંમાંથી કે નાનાંમાંથી, શેઠમાંથી કે નોકરમાંથી, આઝાદમાંથી કે ગુલામમાંથી કોઇ રહી જવા ન પામે !"

બહીરહ સંન્યાસી તરફથી જમણનું આમંત્રણ મળેલું જોઇને કાફલાના લોકો હયરત પામી ગયા. એજ પળે કાફલાના એક ગૃહસ્થે મઠમાં જઇને ટકોર કરી, "હે માનવંતા સંન્યાસી પુરૂષ ! અમે અનેકવાર સોદાગરી માટે અહીં આવીને થોભેલા છીએ, કોઇ દિ' તમે અમારી પરોણાગત કરી નથી. ઝિયાફત તો કોરે રહી, તમે કદી અમારા સાથે વાત પણ નથી કરી, ન કદી અમારો ભાવ પૂછયો છે. આજે શું વાત છે ? કેમ અમારા માનમાં ખાવાપીવાની ખટપટ કરી નાખી ?"

"હે મારા અરબી બિરાદર !" સંન્યાસી ઠાવકા મુખે બોલ્યા, "વાત તમારી સાચી છે અને ટકોર તમારી વાજબી છે. તમે કહ્યું તેમ એજ મારો સદાનો નિયમ છે. પણ તમે દૂરો-દરાજનો પ્રવાસ ખેડીને આવો છો જેથી મને થયું કે કોઇક દિવસે તો પરદેશી મહેમાનોની પરોણાગત કરવી જોઇએ. આ કારણે આજે મેં તમારી ઝિયાફતની ખટપટ કરી છે. માટે જરૂર તમે બધા પધારવાની તકલીફ લઇને મને આભારી કરશો."

ત્યારે કાફલાના બધા લોકો સંન્યાસીની દઅવતનો સ્વીકાર કરીને તેની ખાનકાહમાં આવી લાગ્યા. પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝાડના સાયા હેઠળ મઝાથી આરામ ફરમાવતા હોવાથી કોઇએ આપને સાથે લેવાની ઝાઝી દરકાર નહિ કરી. અબૂ તાલિબે પણ વિચાર્યું, ભલે મારો બેટો આરામ કરતો હોય. બહીરહ બધાને ધારીધારીને જોવા લાગ્યો પણ આંખો જેને ઢૂંઢતી હતી એ નૂરે નઝર, સૈયિદુલ-બશરના દીદાર નહિ થયા તો તે કહેવા લાગ્યો, "હે કાફલાના માનવંતા ગૃહસ્થો ! મેં કાફલાના તમામ લોકોને જમવાનું નોતરૂં

પાઠવ્યું હતું. કહી દીધું હતું કે નાનાં-મોટાંમાથી કોઇ રહી જવા નહિ પામે. શું કાફલાના બધા જ લોકો આવી ગયા છે ?''

''હા હે માનવંતા સંન્યાસી !''કુરૈશ બોલ્યા, ''તમારા નોતરાંને માન ખાતર અમે બધા જ હાજર થઇ ગયા છીએ. હા અબૂ તાલિબના બેટાને અમે કાફલા પાસે મૂકી આવ્યા છીએ. તે ઝાડના શીતલ છાંયડામાં આરામ લેતો હતો. વાજબી નહિ લાગ્યું કે તેના આરામમાં ખલલ નાખીએ. વળી કાફલાના માલસામાનની દેખભાલ પણ જરૂરી ખરી ને !''

''એ તમારી ભૂલ છે.'' સંન્યાસી બોલ્યા, ''લાંબા પ્રવાસમાં થાકની સાથે ભૂખ પણ કકડીને લાગે છે. પોતે જમવું અને બેટાને ભૂખ્યો રાખવો એ કોઇ ઇન્સાફની વાત નહિ કહેવાય. જાવ એ કિશોરને તેડી લાવો કે જેથી તે પણ તમારી જોરે જમી લે.''

એજ વેળા કાફલાનો એક ગૃહસ્થ ઊભો થઇ ગયો અને બોલ્યો, ''લાત અને ઉઝ્ઝાના સોગંદ ! સંન્યાસીની ઝિયાફતની ઉજાણીમાં મોટા લોકો ભાગ પડાવે અને નાનો કિશોર લટકી પડે તે આપણા માટે શરમાવા જેવી વાત છે.'' આમ કહીને તે ઝપાટાભેર ગયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાની સાથે લાવીને બહીરહની સામે બેસાડી દીધા. [૧]

આપને જોતાં જ બહીરહ ખુશ થઇ ગયો. લોકોએ જોયું કે તેના ચેહરા પર આનંદની રેખાઓ ઊપસી આવી છે. બહીરહએ આપને પોતાની જોડે બેસાડી લીધા અને બહુ ઝીણવટભરી નજરે તે આપના નૂરાની ચેહરાની રૂપરેખાનું નિરીક્ષણ કરવા લાગ્યો. વારંવાર આપની મુખમુદ્રા, આપના અંગરંગ અને અમુક તે અવયવોનું બારીક અવલોકન કરતો હતો જેની નિશાનીઓ તેણે પોતાના ધર્મગ્રંથમાં વાંચી હતી. ગેહરી ચકાસણીને અંતે તેના દિલે ગવાહી આપી કે બેશક નિશાનીઓ તેવી જ છે જેવી મારી આકાશી કિતાબમાં લખેલી છે.

કાફલાના લોકો જમીપરવારીને આઘાપાછા થવા લાગ્યા તો બહીરહએ આપને કહ્યું, ''હે કિશોર ! હું તને કુરૈશના ભગવાન લાત અને ઉઝ્ઝાના સોગંદ આપું છું. જે જે વાતો હું તને પુછું તેના સાચે સાચા જવાબો આપજે.''

બહીરહએ લાત અને ઉઝ્ઝાના સોગંદ એટલા માટે આપ્યા કે અરબના મૂર્તિપૂજકો પોતાની વાતચીતમાં આ શબ્દોનો છૂટથી ઉપયોગ કરતા હતા. જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું.

| | |
|---|---|
| લા તસ-અલની | તમારે મને પૂછવું નહિ |
| બિલ-લાતે વલ-ઉઝઝા શૈઅન. | લાત અને ઉઝઝાના સોગંદ આપીને કોઇ વાત. |
| ફ-વલ્લાહે | હું એક અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે |
| મા અબ-ગઝતુ શૈઅન | કોઇ વસ્તુ પ્રત્યે હું એટલો ધિક્કાર ધરાવતો નથી |
| કત્તુ બુગ-ઝાહા. | જેટલો એ બંને પ્રત્યે ધરાવું છું. |

''વારૂ તો હે કિશોર !''બહીરહ બોલ્યો, ''હું તને એક અલ્લાહના સોગંદ આપીને કહું છું કે [illegible] કંઇ પૂછું તેનો ખરો જવાબ આપજે.''

૧. કેટલાકે બહીરહ નામનો ઉચ્ચાર બુહૈરહ તરીકે કર્યો છે. બહીરહ દસ બચ્ચાં જણનારી ઊંટણી કે બકરીને કહે છે જેના કાન ચીરી . પછી લોકો તેને રખડતી મૂકી દેતા હતા. બુહૈરહ એટલે મોટું સરોવર અથવા ટચૂકડો સમુદ્ર. ''હ''

આપે ફરમાવ્યું, "સલની અમ્મા બદા લકા." એટલે તમારે જે પૂછવું હોય તે મને પૂછી લો.

બહીરહએ આપના નિત્ય નિયમો, રોજિંદી દિનચર્યાઓ અને જીવનની નીતિરીતિઓને લગતા સવાલો કરવા માંડયા અને આપ તેના જવાબો આપતા ગયા. અને તે પોતાના ધર્મગ્રંથની નિશાનીઓ સાથે તેની સરખામણી કરતો ગયો.

**મુહરે-નુબુવ્વતના દર્શન**—————જયારે આપની બધી વાતો તેની કસોટી પર તોળાઇને પૂરી ઊતરી તો છેલ્લે એક નિશાનીની ચકાસણી રહી ગઇ. એ હતી "મુહરે-નુબુવ્વત"ની નિશાની.

બહીરહએ પ્યારથી કહ્યું, "હે કિશોર ! હવે જરા તારૂં પહેરણ સરકાવીને મને તારો ખભો દેખાડી દે."

આપે તેની માગણીના જવાબમાં પહેરણ સરકાવીને પોતાનો ખભો તેને દખોડયો તો "મુહરે-નુબુવ્વત" આબાદ તેજ જગાએ તેના જોવામાં આવી જયાં તેની નિશાની તેના ધર્મગ્રંથમાં લખેલી હતી.

ઇબ્ને હિશામ કહે છે : મુહરે-નુબુવ્વત એટલે પયગમ્બરીનો સિકકો. માંસનો મોટા બટન જેટલો એક પદાર્થ હતો જે પૈદાઇશી રીતે પયગમ્બરીના સિકકા તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની અંગના બંને ખભાની વચ્ચે ઉપસી આવેલો હતો. જયારે દરેક પ્રકારે બહીરહના મનનું સમાધાન થઇ ગયું અને મુહરે નુબુવ્વતના દીદારથી તેણે પોતાની આંખો રોશન કરી લીધી તો અબૂ તાલિબને તેણે પૂછયું, "હે કુરૈશી સરદાર ! આ કિશોર જોડે તમારો શો રિશ્તો છે ?"

"એ મારો બેટો છે." અબૂ તાલિબે જવાબ આપ્યો.

" એ બને જ નહિ." બહીરહ બોલ્યો, "એના બાપા હયાત હોય શકતા નથી."

"હા એ મારા ભાઇનો બેટો છે."

"ત્યારે એના બાપાનું શું થયું ?"

"એમના જન્મ પહેલાં જ વફાત પામી ગયા."

"સાચી વાત છે." બહીરહએ કહ્યું, "હવે ધ્યાનથી મારી વાત સાંભળો. પોતાના ભત્રીજાને લઇને વતન ચાલ્યા જાવ. યહૂદીઓથી એમની રક્ષા કરો. ચેતીને રહો કે તેઓ એને કંઇ નુકશાન ન પહોંચાડે. કદાચ યહૂદીઓ એને ઓળખી લે જેવી રીતે મેં ઓળખી લીધા તો જરૂર તેઓ એને નુકસાન પહોંચાડવાની કોશિશ કરશે. યાદ રાખો તમારો ભત્રીજો કોઇ મામૂલી છોકરો નથી. મોટો થઇને તે સ્થાન મેળવશે જે આજ સુધી કોઇએ મેળવ્યું નથી. ન આઇન્દા કોઇ મેળવી શકવાનું છે. માટે બનતી ઉતાવળે વતન ભેગા થાવ."

**રસૂલુલ્લાહ (સલ.)ના ત્રણ દુશ્મનો**—————મુલ્કે-શામની સફરમાં વેપાર-ધંધાથી પરવારીને અબૂ તાલિબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જલદી લઇને મક્કહ ઊપડી ગયા. જાણકારોએ રિવાયતોમાં એવું અનુમાન પણ બાંધ્યું છે કે મુલ્કે શામની આ સફરમાં એજ સ્થળે ઝુરૈર, તમ્મામ અને દરીસ નામના ત્રણ માણસોનો અબૂ તાલિબ સાથે અચાનક ભેટો થઇ ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ અબૂ તાલિબની સાથે જ હતા. આ ત્રણે શખ્સો પણ અહલે-કિતાબમાંથી જ હતા. તેજ ચકાસણીની નજરે એમાણે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જોયા જે નજરે બહીરહએ આપને જોયા હતા. આપની ઓળખની ખાતરી થતાં ત્રાણે જણ આપની પાછળ પડી ગયા અને તક મળે તો ઝડપી લેવાની તાકમાં

રહ્યા. તેઓ ચોક્કસ આપને નુકસાન પહોંચાડવા માગતા હતા. પરંતુ બહીરહને ખબર પડતાં તે આપની મદદે આવી લાગ્યો. છેવટે તેની સમજાવટથી મામલો સંકેલાઇ ગયો.

બન્યુ એમ કે બહીરહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ દુશ્મનોને, ધર્મગ્રંથમાં આપના વિષે લખેલી નિશાનીઓ દેખાડીને તેઓને અલ્લાહથી ડરવાની નસીહતો કરી અને પછી ટપકાર્યા કે, "તમે એકત્ર બળે નુકસાન પહોંચાડવા માગો તોયે એમનું કશું બગાડી શકવાના નથી." ઉપરથી દાખલા દલીલો આપીને તેઓને એવા આડા હાથે લીધા કે તેઓ લાજવાબ થઇને અવાક બની ગયા. છેવટે પોતાની ભૂલ કબૂલી લઇને તેઓ ત્યાંથી કાળું કરી ગયા.

**રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાકીઝહ જવાની**——————ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જુવાનીને ઉંબરે એવી રીતે પગલાં માંડ્યા કે અલ્લાહપાક પોતે આપની નિગરાની અને આપની હિફાઝત ફરમાવતો હતો. અલ્લાહપાકે આપને ચારે તરફથી પોતાના રક્ષણના દાયરામાં ઘેરી રાખ્યા હતા કે જેથી જહાલતની નાપાકીઓ અને સમાજની ગંદકીઓથી આપનો પવિત્ર પાલવ ખરડાવા ન પામે. કેમકે અલ્લાહપાક આપને પયગમ્બરોના સરતાજ, જગતજનો માટે દયાના ભંડાર અને સકળ માનવજાતિના તારણહાર બનાવવા માગતો હતો.

જયારે આપ યૌવનકાળના બાગોબહાર ઉપવનમાં પ્રવેશ્યા તો પોતાની કૌમમાં લાજશરમની દ્રષ્ટિએ સૌથી ચઢિયાતા, નીતિનિયમોના પાલનમાં સહુને ટપી જનારા, ખાનદાનીમાં સૌથી પ્રતિષ્ઠાવાન, સંસ્કારમાં સૌના શિરોમણિ, પાડોશી તરીકે સહુથી શ્રેષ્ઠ, સહનશીલતામાં સર્વોત્તમ, વાતચીતમાં સૌથી સાચા, પ્રામાણિકતામાં સૌથી બેનમૂન, પાકદામની અને સ્વમાન જાળવવામાં સૌથી અજોડ......નપાવટપણું, નગુણાપણું, વચનભંગ, નફફટાઇ, નિર્લજતા, અદેખાઇ, નિંદાખોરી અને કોઇની આબરૂના કાંકરા કરી નાખનાર તમામ દુર્ગુણો, કુટેવો, અનિષ્ટો, ગેરરીતિઓ અને દરેક પ્રકારની બુરાઇઓથી માઇલો દૂર રહેનારા હતા. અલ્લાહપાકે જગતભરની તમામ ખૂબીઓ, સદગુણો, ભલાઇઓ, સંસ્કારો અને માણસાઇના ચૂકતે મૂલ્યો આપની મુબારક જાતમાં ભરી દઇને આપને સર્વગુણ સંપન્ન ઇન્સાન બનાવી દીધા હતા. એટલે સુધી કે અલ્લાહપાકે આપને "અમીન" અને "સાદિક" જેવા ભારેખમ અને હુલામણા ઉપનામે આપની કૌમમાં મશહૂર કરી દીધા.

**અનિષ્ટોથી બચવાની ગૈબી મદદ**——————ઇબ્ને હિશામ કહે છે : મારા કાનો સુધી જે રિવાયતો પહોંચી તેનાથી એવું પણ માલૂમ પડે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બચપણ અને બાળ-બુધ્ધિના જમાનામાં પણ અલ્લાહપાક આપને જે અનિષ્ટો કે બુરાઇઓથી બચાવતો રહ્યો તેનું વર્ણન આપ સ્વમુખે આ પ્રમાણે દર્શાવતા હતાઃ

> "મેં પોતાને કુરૈશના કિશોરોની ટોળીમાં જોયો, જેઓ બાળવયની અમુક રમતો માટે પથરા ઉપાડતા હતા. મેં જોયું કે અમારામાંથી દરેક છોકરો પોતાનો પોશાક ઉતારીને નગ્ન થઇ ગયો અને આ કપડાં તેણે પોતાને ખભે મૂકી લીધાં કે જેથી પથરા ઉપાડીને તેની ઉપર મૂકી શકે. તેઓની દેખાદેખી મેં પણ પોતાનાં કપડાં કાઢવા માંડયાં ત્યારે અચાનક કોઇએ મને મુક્કો માર્યો જેનાથી મને કંઇ વાગ્યું તો નહિ પણ તેણે મને ચેતવ્યો, "ખબરદાર! પોતાનો પોશાક ઉતારવો નહિ. પોતાનો તહમદ મજબૂત બાંધી લો."

પોતાની વાત ચાલુ રાખતાં આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-અખઝ-તુહૂ | ત્યારે મેં ઉપાડી લીધું કપડું |
| વ શદદ-તુહુ અલૈય | અને પહેરી લીધું તેને મારા અંગ પર. |
| સુમ્મા જઅલ-તુ | પછી મેં શરૂ કર્યું; |
| અહ-મિલુલ-હિજારહ | પથરા ઉપાડવાનું કામ; |
| અલા રક-બતી | પોતાના ખભા ઉપર. |
| વ ઈઝારી અલૈય | અને ફકત મેં જ તહમદ બાંધેલો હતો. |
| મિમ બયનિ અસહાબી. | મારા સાથીઓની વચ્ચે [૧] |

**હર્બુલ-ફિજારની ઘટના**————ઈબ્ને હિશામ કહે છે : મને મળેલી રિવાયતો મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક ઉંમર ૧૫ કે ૧૬ વરસની થઇ ત્યારે કુરૈશ અને બનૂ કૈસ બિન અયલાન વચ્ચે યુધ્ધનો દાવાનળ પ્રગટી ઊઠયો. એમાં બનૂ કિનાનહ કબીલાના લોકો કુરૈશના પક્ષે હતા. અને સકીફ, હવાઝિન વગેરે કબીલાના લોકો બનૂ કૈસ અયલાનના પક્ષે હતા. આ જંગનું કારણ એમ બન્યું કે ઉર્વતુર-રહહાલ બિન ઉત્બહ બિન જઅફર બિન કિલાબ બિન રબીઅહ બિન આમિર બિન સઅસઆ બિન મુઆવિયા બિન બક્ર બિન હવાઝિન નામના સરદારે નુઅમાન બિન મુનઝિર (હીરહ પ્રદેશના ગવર્નર)ના વેપારી માલથી લદાયેલાં ઊંટોને રક્ષણ પૂરૂં પાડવાની બાંયધરી આપી દીધી હતી. આ સમાચાર બનૂ કિનાનહ કબીલાના સરદાર બર્રાદ બિન કૈસ બિન દમ્રહ બિન બક્ર બિન અબ્દે-મનાત બિન કિનાનહને મળતાં તેને બહુ લાગી આવ્યું અને તે ગુસ્સાથી ઊકળી ઊઠયો. એજ ઉશ્કેરાયેલી દશાએ તે ઉર્વતુર-રહહાલ પાસે ગયો અને આવેશથી બોલ્યો, ''શું તેં નુઅમાન બિન મુનઝિરના વેપારી ઊંટોને સુરક્ષાની બાંયધરી આપી છે ?''

તે બોલ્યો, ''હા મેં આપી છે.''

''શું અમારા બનૂ કિનાનહને મુકાબલે ?'' બર્રાદ બિન કૈસે ગર્જના કરી.

''હા, હા, બનૂ કિનાનહને મુકાબલે જ નહિ, આખા જગતને મુકાબલે મેં તેના ઊંટોને મારા રક્ષણમાં લીધાં છે.''

આ સણસણતો જવાબ સાંભળતાં જ બર્રાદના માથે વેરનો ભૂત ચઢી બેઠો. જયારે ઉર્વતુર-રહહાલ વેપારી ઊંટોનો કાફલો લઇને રવાના થયો તો બર્રાદ બિન કૈસ પણ તેની પૂઠે પડીને મોકાની તલાશમાં રહ્યો. કાફલો જયારે ઝી-તિલાલની ભૂમિના તૈમને સ્થળની ટેકરીએ પહોંચ્યો તો ઉર્વહ વિસામો લેવા થોભી ગયો અને જમીન પર લાંબો થઇને ગફલતમાં પડી ગયો. બર્રાદ બિન કૈસે આ તક ઝડપી લીધી અને તેને કતલ કરી નાખ્યો. હત્યાની આ ઘટના એવા મહિનામાં સર્જાવા પામી જેમાં મારામારી અને કાપાકાપી હરામ લેખાતી હતી. બર્રાદ બિન કૈસ પોતાની બહાદુરીના બણગા ફૂંકતાં કહે છે :

રફઅ-તુ લહૂ યદય્ય બિઝી-તિલાલિ, • ફખર્ર યમીદુ કલ-જિઝઇસ-સરીઇ

ઝી-તિલાલ સ્થળે તેની ઉપર મેં પોતાનો હાથ અજમાવ્યો તો તે જાડા લાકડાં પેઠે તમ્મર ખાઇને ભોંય

૧. એટલે છોકરાઓની ટોળીમાં ફકત મેં જ પાજામા કે લૂંગીથી પોતાનું અંગ ઢાંકેલું હતું. બાકીના બધા સાથીઓ નગ્નાવસ્થામાં હતા. ''હ''

પર ઊંધો પછડાયો. (અહીં લખેલા બીજા પાંચ શેઅરો જતા કર્યા છે.)

**જંગની ચઢતી પડતી-**————એ પછી એક બાતમીદારે કુરૈશ પાસે આવીને કહ્યું, "ઉર્વતુર-રહહાલ નુઅમાન બિન મુનઝિરના વેપારી ઊંટોને ઉકાઝના મેળામાં લઇ જતો હતો ત્યારે રસ્તામાં બર્રાદ બિન કૈસે તેને મારી નાખ્યો અને તે પણ પ્રતિબંધિત મહિનામાં. હવે મરનારના કબીલાવાળા તેનું વેર લેવા હથિયારબંધ થઇને ધસારાભેર આવી રહ્યા છે."

આ સાંભળીને કુરૈશ અને બર્રાદ બિન કૈસના કબીલાવાળા ઉકાઝના મેળામાંથી છાનામાના નીકળીને ખાનએ-કઅબહના હરમ તરફ ઝપાટાભેર ઊપડી ગયા કે જેથી અથડામણ થતાં પવિત્ર મહિનાની પ્રતિષ્ઠાનું ખંડન ન થવા પામે. પરંતુ તેઓ હરમની હદમાં પ્રવેશે તે પહેલાં હવાઝિનના લોકોએ તેઓને ઝડપી લીધા અને જોતજોતામાં જંગનો જ્વાળામુખી ભભૂકી ઊઠયો અને જ્યારે રાત પડી તો કુરૈશ પોતાના પક્ષકારો સાથે જેમ તેમ કરીને હરમની હદમાં દાખલ થઇ ગયા. ત્યારે લાચારીએ સામા પક્ષે પણ લડાઇથી હાથ રોકી લીધા. પરંતુ જતાં જતાં કુરૈશને પડકારતા ગયા કે ટૂંકમાં અમે ફરીવાર તમારી ઉપર ચઢાઇ કરીશું.

ઈસ્લામના આરંભકાળ સુધી અરબોમાં જંગની જે અતૂટ હારમાળા ચાલુ રહી તેમાં હર્બુલ-ફિજાર નામનું યુધ્ધ સૌથી ભીષણ અને ભયંકર હતું. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ ભાગ લીધો હતો. [૧] આપના કાકાઓ આ લડાઈમાં આપને સાથે લઇ ગયા હતા. આ લડાઈમાં કુરૈશ અને બનૂ કિનાનહ એક પક્ષે હતા. જ્યારે બનૂ કૈસ અયલાન બીજા પક્ષે હતા. કુરૈશ અને કિનાનહએ નોખાં-નોખાં જૂથો ઊભા કર્યા હતાં. જેમાં દરેક જૂથનો પોતાનો નોખો સેનાપતિ હતો. આ જંગમાં રસૂલુલ્લાહ સલ્લલ્લલાહુ અલૈહિ વ સલ્લમ પણ શામિલ થયા. આપે ફરમાવ્યું છે : "દુશ્મનો તરફથી આવનારાં તીરોને ઉપાડી-ઉપાડીને હું મારા કાકાઓને આપતો હતો."

ઇબ્ને ઈસ્હાક કહે છે : લડાઇ ચાલુ થઇ ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વીસ વરસના હતા. (એટલે જંગે-ફિજારના આરંભ વેળા આપ પંદર-સોળ વરસના હતા અને ચોથા જંગ વેળા આપ વીસ વરસના હતા.) આ જંગનું નામ ફિજાર એટલા માટે પડયું કે એમાં બંને પક્ષોએ - કિનાનહ અને કૈસ અયલાને, પોતાના બગડેલા સંબંધોમાં હરામ વાતોને પણ હલાલ બનાવી લીધી હતી. કુરૈશ અને કિનાનહનો સેનાપતિ હર્બ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ હતો. જંગના પહેલા ભાગમાં બનૂ કૈસ અયલાનનું પલ્લું નમતું રહ્યું હતું જ્યારે અંતના ભાગમાં બનૂ કિનાનહએ બનૂ કૈસ પર વિજય મેળવી લીધો.

ઇબ્ને હિશામ કહે છે : જંગે-ફિજારને લગતી જેટલી માહિતી મેં પીરસી છે તેના કરતાં વિશેષ માહિતી મેં આ જંગ વિષે મેળવેલી છે પરંતુ સીરતે-રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આલેખનમાં વિક્ષેપ પડવાની બીક આડીની માહિતી પીરસવાનું મેં માંડી વાળ્યું છે.

---

**ગુજરાતી સંપાદકની નોંધ**————અરબ ખંડમાં ઈસ્લામના આગમન પહેલાં એટલે જાહિલિયત-

---

૧. સીરતકારોની ચોખવટ મુજબ આથી પહેલાં ત્રણવાર જંગે-ફિજાર ખેલાઇ ચૂકી હતી. આ ચોથી લડાઇ જંગે-ફિજાર હતી. જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ભાગ લીધો. એમાં સક્રિય રીતે આપ કોઇની સાથે લડયા નહિ. માત્ર તીરો ઉપાડીને આપના કાકાઓને આપતા હતા અને કાકાઓના કહેવાથી આપ ત્યાં ગયા હતા. આ રીતે જાહિલિયતની લડાઇઓથી આપનો પાલવ પાક રહ્યો. "હ"

કાળમાં જેટલા યુધ્ધો ખેલાયાં એમાં હર્બુલ-ફિજારનો સંગ્રામ સૌથી વધુ ભીષણ અને સૌથી વધુ કરપીણ લેખાય છે. એજ તે સૌથી પહેલું યુધ્ધ હતું જેમાં અલ્લાહના આખેરી પયગમ્બર અને પયગમ્બરોના શિરોમણિ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બ-ઝાતે ખુદ ભાગ લીધો છે. આ કારણે આ યુધ્ધે અરબના ઇતિહાસમાં વિશિષ્ટ સ્થાન મેળવી લીધું છે. અલ્લામા ઇબ્ને હિશામે સીરત-લેખનની રસધારા જળવાઇ રહે અને તેમાં વિક્ષેપ ન પડે તેટલા ખાતર એની વિગતો જતી કરીને ટૂંકાણમાં પતાવ્યું છે. પણ આ જંગની વિશેષતા કંઇક લંબાણથી એનું વિવેચન કરવાની અમને પ્રેરણા આપે છે. એની વિગતો દિલચસ્પ હોવા ઉપરાંત જહાલત-કાળના જીવનની ઝાંખી પણ કરાવે છે. જગવિખ્યાત ઇતિહાસકાર અલ્લામા ઇબ્ને-અસીર જઝરી કૃત ''તારીખુલ-કામિલ'' પરથી એનો ટૂંકસાર અહીં રજૂ કરીએ છીએ :

આ યુધ્ધ હઝરત અબ્દુલ-મુત્તલિબની વફાતના ૧૨ વરસ પછી અને મક્કહ પર અસહાબે ફીલની ચઢાઇના ૧૫ થી ૨૦ વરસ પછી ખેલાવા પામ્યું. અને ચાર વરસ સુધી લગાતાર રહી રહીને ચાલુ રહ્યું. ખરૂં જોતાં જંગનું કારણ છેક નજીવું હતું.

બન્યું એમ કે બનૂ કિનાનહના કબીલામાં બર્રાદ બિન કૈસ નામે શખ્સ મોટો કુનહેબાજ, ફરેબી અને શેખીખોર હતો. ધોકાબાજી, છેતરપિંડી અને છળકપટથી પોતાનો ઉલ્લૂ સીધો કરી લેવામાં પારંગત હતો. તેની આ ચાલબાજીઓથી કંટાળીને તેની કૌમે એટલે બનૂ કિનાનહના લોકોએ તેને વસતિમાંથી તગેડીને તેની સાથેના તમામ સંબંધો કાપી નાખ્યા હતા.

એ દિવસોમાં નુઅમાન બિન મુનઝિર ઇરાનના શહેનશાહ તરફથી ઇરાક અને હીરહ પ્રાંતના ગવર્નરપદની ગાદીએ બિરાજમાન હતો. બર્રાદ બિન કૈસ પોતાની કૌમથી હડધૂત થઇને પોતાની કુનેહબુધ્ધિને પ્રતાપે નુઅમાન બિન મુનઝિરના દરબારમાં પહોંચી ગયો. નુઅમાનનો નિયમ હતો કે અરબમાં ''ઉકાઝ''નો [1] મશહૂર મેળો ભરાતો ત્યારે ઊંટો પર માલ લાદીને વેપાર અર્થે મેળામાં મોકલાવતો અને આ વેપારથી દર વરસે તે ખૂબ કમાણી કરી લેતો. વેપારી માલનો આ કાફલો ''લતીમા'' નામે ઓળખાતો.

તે વેળા અરબના ઉકાઝ, ઝિલ-મજાઝ અને મજિન્ના સ્થળોએ ભરાતા ખ્યાતનામ મેળાઓની અરબ ઉપરાંત પરદેશોમાં પણ ધૂમ મચેલી હતી. આ મેળાઓ પ્રતિવરસે તેની તિથિએ ધામધૂમથી ભરાતા હતા. સહેલાણીઓ, મોજીલાઓ અને સોદાગરોના ટોળેટોળાં દેશદેશાવરથી ઊમટી આવતાં હતાં. મેળામાં જાતજાતના ખેલતમાશા અને રંગબેરંગી મનોરંજનના ભરચક કાર્યક્રમોનું આયોજન કરવામાં આવતું. દેશ પરદેશના પહેલવાનો અને કુશ્તીબાજો આવતા. દાવપેચ અને અંગબળના અખાડા ગોઠવાતા. જાદૂગરો, સપેરાઓ, નટો અને મદારીઓ અલગ પોતાના તમાશા દેખાડતા. અરબભરના નામચીન શાઇરો, પંકાયેલા સાહિત્યકારો, અગન-ભાખી પ્રવકતાઓ અને ખ્યાતનામ કલાકારો આવતા. તેઓ વચ્ચે મુકાબલાના દંગલો જામતાં. મુશાઇરામાં શાઇરો પોતાની અનુપમ કાવ્યકૃતીઓ રજૂ કરીને પ્રેક્ષકોના મુખે વાહવાહની ખંડણી વસૂલ કરતા. અરબનો પ્રખ્યાત પ્રવચનકાર કુસ બિન સાઇદા પોતાની આગઝરતી વાણીમાં પંકાયેલો હતો. [illegible] તેની ખંડણીના જયનાદોથી ગાજી રહેતું.

1. ઉકાઝ : તાઇફ અને નખ્લહ વચ્ચે આવેલા સ્થળનું નામ. અહીંની બજારમાં પ્રતિ વરસે અઝીમુશ-શાન મેળો ભરાતો અને ૨૦ દિવસ ચાલુ રહેતો. (બય ગુલ-લિગાન પા. ૫૦૩) ''હ''

દેશદેશાવરના સોદાગરો પોતાના લતીમા એટલે વેપારી માલથી લદાયેલાં ઊંટોનો કાફલો મેળાઓમાં લઇ આવતા અને ધૂમ કમાણી કરીને હરખાતા-મલકાતા પોતપોતાને વતન પાછા ફરતા. અરબમાં લૂંટફાટ, મારામારી અને ખૂનરેઝીનું બજાર હર વખત ગરમ રહેતું હોવાથી આ મેળાઓ મુકદ્દસ મહિનાઓમાં ભરાતા જેમાં દરેક પ્રકારના લડાઇ ઝગડા કે મારામારીને તેઓ હરામ લેખતા હતા. આ કારણે દરેક સહેલાણી, દરેક સોદાગર પૂરી આઝાદી અને નચિંતાઇથી આ મેળાઓમાં ભાગ લઇ શકતો. જે કંઇ લડાઇ ઝગડા, ટંટા ફસાદ કે ખૂનરેઝી થતી તે આ મેળાઓના વિસર્જન પછીના મહિનાઓમાં થતી.

ઉકાઝના મેળાનો પ્રસંગ આવ્યો ત્યારે હીરહના ગર્વનર નુઅમાન બિન મુનઝિરે ઊંટો પર માલ લાદીને લતીમા એટલે વેપારી કાફલો તૈયાર કર્યો. ભોગજોગે તે વેળા તેના દરબારમાં બર્રાદ બિન કૈસ અને ઉર્વતુર-રહહાલ બંને હાજર હતા. નુઅમાને કહ્યું. ''કોણ બહાદુર છે જે મારા લતીમાને પોતાના જોખમે ઉકાઝના મેળામાં લઇ જાય ? હું તેની સેવાનું યોગ્ય મહેનતાણું આપીશ.''

બર્રાદ બિન કૈસ ઊભો થઇ ગયો, ''નામદાર ! એ કામગીરી માટે આપનો આ સેવક હાજર છે. હું મારી કૌમ બનૂ કિનાનહ તરફથી આપના લતીમાને મારા રક્ષણમાં હેમખેમ લઇ જવાની બાંહેધરી આપું છું. કોઇની મજાલ નથી કે આપના લતીમાને લૂંટી શકે કે વાંકી નજરે જોઇ લે !''

નુઅમાને કહ્યું,''પણ મને એવા બહાદુરની જરૂર છે જે બનૂ કિનાનહ અને બનૂ કૈસ બંને તરફથી સુરક્ષાની ગેરંટી આપી શકે.''

ઉર્વતુર-રહહાલ દરબારમાં હાજર હતો. જુસ્સાથી ઊભો થઇ ગયો, ''સરકાર ! એક કૂતરો કે જેની કૌમે તેને હડધૂત કરી દીધો હોય, તે કયા મોંએ પોતાની કૌમ તરફથી બાદશાહ સલામતને ગેરંટી આપી શકે? જહાંપનાહ ! આપ વિના ખટકે પોતાનો લતીમા મારે હવાલે કરી દો. હું મારી જાનના જોખમે એના રક્ષણની બાંહેધરી આપું છું.''

એક કૂતરા જેવા ઝેરીલા શબ્દો સાંભળતાં જ બર્રાદ બિન કૈસના તનબદનમાં આગ લાગી ગઇ. તે પણ તૈશમાં આવી ગયો અને શાહી દરબારના આદાબનું ભાન ભૂલીને બોલી ઊઠયો, ''ખબરદાર હે ઉર્વહ ! જીભને કાબૂમાં રાખ. શાહી દરબારનું ભાન રાખ. મારી કૌમ તરફથી તને બાંયધરી આપવાનો કોઇ અધિકાર નથી.''

તેટલા જ જુસ્સાથી ઉર્વહએ કહ્યું, ''અરે તારી જ કૌમ તરફથી નહિ, અરબ અને અજમ, કાળા અને ધોળા દરેક તરફથી હું બાદશાહ સલામતને એમના કાફલાની સલામતીની ગેરંટી આપું છું. કોઇની મજાલ છે કે કાફલાને મેલી નજરે પણ જોઇ લે !''

બર્રાદ બિન કૈસને મુકાબલે ઉર્વહ-રહહાલે, અરબ-અજમ અને કાળા-ધોળા તરફથી લતીમાના રક્ષણની બાંયધરી આપેલી હોવાથી નુઅમાન બિન મુનઝિરે પોતાનો કાફલો તેને હવાલે કરી દીધો અને તે આ લતીમાને લઇને ઉકાઝના મેળા તરફ રવાના થઇ ગયો.

ભરદરબારમાં પોતાના આ હડહડતા અપમાનથી બર્રાદ બિન કૈસ બુરી તરહ છંછેડાઇ ગયો હતો. એજ વેળા તેણે મનમાં ગાંઠ વાળી લીધી કે અપમાનનું વેર વાળીને જ જંપીશ. એજ ઉશ્કેરાયેલી દશાએ તે કાફલાની કેડે પડી ગયો. ઉર્વહએ તેને જોયો પણ ખરો છતાં કંઇ પરવા નહિ કરી કે એ શું કરી લેવાનો ? તેણે પોતાનો પ્રવાસ ચાલુ રાખ્યો. જ્યારે કાફલો ઝી-તલાલની ભૂમિમાં પ્રવેશ્યો તો તૈમન સ્થળની ખીણમાં જઇને ઉર્વહએ

પડાવ નાખ્યો. થોડીવારે બર્રાદ બિન કૈસ પણ આવી લાગ્યો. તેણે ભાથામાંથી તીર કાઢ્યું અને કમાન સાથે જોડીને શુકન લેવા લાગ્યો. આ જોઇને ઉર્વહએ તેને પૂછ્યું, ''બર્રાદ ! તું આ કેવા શુકન લે છે અને કોના માટે ?''

''તારા ખૂન માટેના શુકન લઉં છું બોલ તું શું કહે છે ?''બર્રાદે બેપરવાઇથી કહ્યું.

''અરે એક વખત નહિ, સો વખત શુકન લઇ લે. તું મારૂં શું બગાડી લેવાનો ?'' ઉર્વહ બોલ્યો.

એજ પળે વીજળીની ગતિથી બર્રાદ બિન કૈસે મિયાનમાંથી તલવાર ખેંચી કાઢી અને ઉર્વહ સ્વસ્થ થાય તે પહેલાં ધડથી તેનું ડોકું છૂટું કરી દીધું. ઉર્વહને ખાકો-ખૂનમાં તરફડતો જોઇને ઊંટોના રખેવાળો ડરના માર્યા ત્યાંથી નાસી છૂટયા અને બર્રાદ ઊંટોનો કાફલો હંકારતો ખયબર તરફ ઊપડી ગયો.

બિશર બિન અબૂ હાઝિમ નામના બાતમીદારને મુખે જ્યારે ઉર્વતુર-રહહાલના ખૂનના સમાચાર તેની કૌમને મળ્યા તો અસદ બિન જવીન અને મસાદર બિન માલિક નામે બે જોશીલા જવાનો તેના ખૂનનું વેર લેવા તૈયાર થયા. બર્રાદ મળે કે તરત તેની ઉપર તૂટી પડવું તેવા નિર્ધારે, મળેલી બાતમી મુજબ તેઓ ખયબર તરફ ઊપડી ગયા. મુશ્કેલી આ હતી કે બર્રાદને બંને ઓળખતા ન હતા. ખયબર પહોંચીને સૌથી પહેલાં જે વ્યકિત સાથે એમનો ભેટો થયો એ બર્રાદ પોતે હતો. વાતવાતમાં તેને પૂછી લીધું કે બર્રાદ નામનો માણસ કોણ છે અને તે કયાં મળશે ?

બર્રાદે પૂછ્યું, ''ભલા એ માણસ સાથે તમારૂં શું કામ પડયું અને કેમ તેને મળવા માગો છો.?''

''તે અમારા માણસનું ખૂન કરીને આ તરફ ભાગી આવ્યો છે.''

મૂળ બાતમીની જાણ થતાં બર્રાદે પોતાની લાગણીઓ પર કાબૂ રાખીને તેઓની બહાદુરીના વખાણ કર્યા. ચીકણી વાતોથી તેઓનું મન રાજી કર્યું. વાતે વળગીને તેઓને પોતાના રહેઠાણે દોરી ગયો. ત્યાં તેઓની ખાણીપીણીનાં બંદોબસ્ત કર્યો. તેઓના ઊંટોને બાંધીને ઘાસચારો નાખ્યો. અને તેઓનો વિશ્વાસ સંપાદન કરીને ઠાવકા મુખે બોલ્યો, ''જૂઓ ભાઇઓ ! તમારા એ ભગેડુ ખૂની બર્રાદને હું ઓળખું છું. તેના છુપા રહેઠાણની મને ખબર છે. એ બહુ ખતરનાક માણસ છે. પૂરી સાવચેતીથી કામ લેવાની જરૂર છે. આપણે બધાએ સાથે જવામાં ખતરો છે. પહેલાં તમારા બંનેમાંથી જે બહાદુર હોય તે મારી સાથે આવે. અને તેનું કામ તમામ કરે.''

બંને માંથી એક બહાદુર પોતાની તલવાર લઇને બર્રાદ સાથે ઊપડયો. તે એને ખયબરના નિર્જન વગડામાં લઇ ગયો. ત્યાં ઘાસફૂસનું એક ઝૂંપડું ઊભેલું હતું. તેની તરફ ઇશારો કરીને બોલ્યો, ''જુઓ તમારો ખૂની આ ઝૂપડામાં છુપી રીતે નિવાસ કરે છે. જરા થોભો. હું જોઇ આવું અત્યારે તે એમાં છે કે નહિ ?'' તે બિલ્લી પગે ઝૂપડાં તરફ ગયો અને તાકઝાંક કરીને તેવી જ ચાલે આવીને કાનાફૂસીથી બોલ્યો, ''ખૂની અંદર સૂતેલો પડ્યો છે. જાવ તક ઝડપી લઇને તેનું કામ તમામ કરી આવો. હા જરાક થોભો, મને પોતાની તલવાર તો દેખાડો કે એ પાણીદાર છે કે નહિ? કદાચ અણીની પળે દગો આપી દે તો ?''

પેલો બહાદુર બોલ્યો, ''તલવાર પાણીદાર છે. એનાં કોઇ એબ નથી. લ્યો તમે જોઇને ખાતરી કરી લો.'' જેવી જ તેણે તલવાર આપી કે એજ તલવારથી એણે આંખના પલકારામાં તેનું ડોકું કાપી નાખ્યું. પછી તેની લાશને વગડામાં વગે કરીને એ તેના સાથી પાસે ગયો અને બોલ્યો, ''ભાઇસાબ ! તમારો સાથી તો છેક બુઝદિલ સાબિત થયો. હું તેને ખૂનીને રહેઠાણે લઇ ગયો જે ભરઊંઘમાં પડેલો હતો. મેં તેને કહ્યું, જો

આ તક ફરીથી નહિ મળે, જા, અને તેનો ખાનમો બોલાવી દે ! તે જેવો જ ઘરમાં ગયો કે બીકનો માર્યો થથરી ઊઠયો. ખૂનીની દહેશત એવી છવાઇ કે ડરતો કાંપતો વગડામાં ભરાઇ ગયો. એના જેવો બાયલો મેં આજ સુધી જોયો નથી. હવે પૂરો આધાર તમારી બહાદુરી પર છે. ચાલો આવો મારી સાથે. ઊંઘમાં જ તેને ઝડપી લો.''

બર્રાદે એજ પ્રયુક્તિથી એને પણ એના સાથી પાસે પહોંચાડી દીધો. એ પછી તે ઊંટોને લઇને મક્કહ પહોંચી ગયો. તે વેળા કુરૈશ અને બીજા લોકો ઉકાઝના મેળામાં ગયા હતા. બર્રાદે એક માણસને દસ ઊંટો આપીને મેળામાં દોડાવી દીધો અને કુરૈશના સરદાર હર્બ બિન ઉમૈયહ તેમ બનૂ કિનાનહને કહેણ મોકલાવી કે, ''બર્રાદે ઉર્વતૂર-રહહાલને મારી નાખ્યો છે માટે તેની કૌમ બનૂ કૈસથી સાવધ રહેજો!''

આ સંદેશો મળતાં હર્બ બિન ઉમૈયહએ કુરૈશના લોકોને ભેગા કરીને કહ્યું, ''બનૂ કૈસના લોકો આ ખૂનનું વેર જરૂર લેશે. માટે કુરૈશ અને કિનાનહના જેટલા લોકો મેળામાં હાજર હોય, બધા વિના વિલંબે કઅબહના હરમમાં જઇને આસરો લઇ લે કે જેથી ખૂનખરાબો ન થાય અને પવિત્ર મહિનાની માનમર્યાદા જળવાઇ રહે!''

આ નિર્ણય બાદ કુરૈશ અને કિનાનહના લોકો તત્કાળ એક સ્થળે ભેગા થઇ ગયા અને બધાએ પરેશાન દશામાં અસ્થિર ચિત્તે મક્કહ તરફ દોટ મૂકી દીધી. બીજી તરફ ઉર્વતૂર-રહહાલના કબીલા બનૂ કૈસના લોકોને ઉર્વહની હત્યાના સમાચાર મળ્યા ન હતા. કુરૈશ અને કિનાનહને મેળામાંથી નાસતા જોઇને તેઓ તઅજ્જુબમાં પડી ગયા. બનૂ કૈસના સરદાર અબૂ બરાઅ આમિર બિન માલિકને, તપાસને અંતે મૂળ બનાવની જાણ થતાં બધા સન્નાટામાં આવી ગયા. પછી આ લોકો પણ હથિયારો સજીને તાબડતોડ તેઓની પૂઠે દોડયા અને કુરૈશ-કિનાનહ મક્કહ પહોંચે તે પહેલાં નખ્લહ સ્થળે તેઓને ઝડપી લઇને ઓચિંતા તેઓની ઉપર તૂટી પડયા અને કેટલાક માણસોને જોતજોતામાં રહેંસી નાખ્યા. બનૂ કૈસના લોકો ખૂબ ઉશ્કેરાયેલા હતા અને ગુસ્સાથી ગાંડાતૂર બનેલા હતા. કુરૈશ માટે આ ઓચિંતી આફતથી બચવાનો એ સિવાય બીજો રસ્તો ન હતો કે તેઓ કોઇ રીતે હરમમાં દાખલ થઇ જાય જ્યાં અરબ-જાહિલિયતના કરાર મુજબ ''હુરમતે-હરમ'' એટલે હરમના માન ખાતર કોઇ કોઇને કતલ કરી શકતો ન હતો.

કુરૈશ અને કિનાનહ મરણિયા થઇને પોતાનો બચાવ કરતા હતા અને છેવટે પણ લડતાભિડતા હરમમાં દાખલ થઇ ગયા ત્યારે લાચારીએ બનૂ કૈસે પણ લડાઇથી હાથ રોકી લેવા પડયા. પણ જતાં જતાં કહી ગયા કે ઉર્વહનું લોહી એળે નહિ જાય. જરૂર અમે વેર વાળીને જંપીશું. આવતા વરસે ફરીવાર મેળામાં જંગ જામશે!

બનૂ કૈસના લોકો આખું વરસ ઉર્વહના વિલાપ કરીને લોહી ગરમ કરતા રહ્યા. માતમી ગીતો ગાઇને વેર માટે લોક-લાગણી ઉશ્કેરતા રહ્યા. સાથેસાથે ઘરેઘરમાં લડાઇની તૈયારી પણ જોરોશોરથી ચાલતી રહી. બીજી તરફ કુરૈશ અને કિનાનહ તેઓની આ તૈયારીથી ગાફિલ ન હતા. પોતે પણ મુકાબલાની તૈયારી કરતા રહ્યા. મોટા પ્રમાણમાં હથિયારો મંગાવીને લોકોમાં વહેંચતા રહ્યા. તે વેળા અબ્દુલ્લાહ બિન જુદઆન મક્કહનો માનીતો સરદાર હતો. તારે એક સો યોદ્ધા લોકોને પણ હથિયારો આપીને લડાઇ માટે તૈયાર રાખ્યા. બીજા કુરૈશી સરદારોએ પણ તેના અનુકરણમાં લોકોને લડાઇનો સરંજામ પૂરો પાડયો.

વરસ જોતજોતામાં પસાર થતાં નક્કી કરેલા સમયે બંને હરીફ પક્ષો ઉકાઝના મેદાને-જંગમાં પહોંચી ગયા. દરેક પક્ષના જુદા-જુદા જૂથોના અલગ અલગ સરદારો હતા. (ઇબ્ને-અસીરે આ સરદારોના નામોની

ટીપ દર્શાવી છે.) બનૂ કૈસનો સરસેનાપતિ અબૂ બરાઅ આમિર બિન માલિક હતો. કુરૈશનો સરસેનાપતિ હર્બ બિન ઉમૈયહ (એટલે કુરૈશી સિપહસાલાર અબૂ સુફયાનનો બાપ અને હઝરત અમીર મુઆવિયાનો દાદો) હતો. અબ્દે-મનાફના ખાનદાનમાં અત્યારે હર્બ બિન ઉમૈયહ સૌનો વડીલ અને વયમાં પણ સૌથી મોટો હતો. મેદાને-જંગમાં પહોંચીને હર્બ બિન ઉમૈયહએ અને દરેક જૂથના સરદારે પોતાને દોરડીથી જકડી લીધા. એના એવા અર્થ હતા કે તેના સૈનિકો લડાઇથી પૂઠ નહિ ફેરવે અને મરણિયા થઇને છેલ્લી પળ સુધી લડી લે. નતીજા રૂપે કાં મોત કાં જીત ! ત્યારે દરેક સૈનિકે સોગંદપૂર્વક તેવી પ્રતિજ્ઞા લીધી.

રણભૂમિમાં રણશિંગું ફૂંકાતા જ બંને સૈન્યો એકમેક સાથે ટકરાયાં. પ્રથમ હલ્લામાં જ બનૂ કૈસે કુરૈશ અને કિનાનહના ઘણા સૈનિકોનો સફાયો કરી નાખ્યો. એ જોઇને બનૂ ઝુહરહ અને બનૂ અદી ફરાસના કેટલાક સૈનિકો મેદાને-જંગથી ફરાર થઇ ગયા. આમ છતાં કુરૈશનો સરસેનાપતિ હર્બ બિન ઉમૈયહ અદ્‌ભુત વીરતાથી મેદાને-જંગમાં ઝઝૂમી રહ્યો અને સામે આવનારને તલવારનું પાણી બતાવતો રહ્યો. અબ્દે મનાફના સૈનિકો સાથે કુરૈશના બીજા સૈનિકો પણ પોતાને સ્થળે દ્રઢ રહીને બહાદુરીથી લડતા રહ્યા. સવારથી બપોર સુધી બનૂ કૈસનું પલ્લું નમતું રહ્યું. દેખીતી રીતે એમની જ જીત થાય તેવું લાગતું હતું. પરંતુ સૂરજ ઢળતાં જ લડાઇનું પાસું પલટાવા લાગ્યું. કુરૈશ અને કિનાનહએ નવા જુસ્સાથી હલ્લો કર્યો અને મરણિયા થઇને તલવારો વીંઝતા એકત્ર બળે દુશ્મનો પર તૂટી પડયા. મારાંકાપોની બૂમરાણથી મેદાન ગાજી રહ્યું. તેઓએ બનૂ કૈસને ગાજરમૂળા પેઠે કાપવા માંડયા. આ ઓચિંતા હલ્લાથી બનૂ કૈસના છક્કા છૂટી ગયા. સૈનિકોની આંખમાં મોતના ઓળા પથરાઇ ગયા. મેદાને-જંગથી તેઓના પગ ઊખડી ગયા. જાન બચાવવા સૈનિકો અંધાધૂંધ નાસવા લાગ્યા આ ભાગદોડમાં બનૂ કૈસના ઘણા સૈનિકો માર્યા ગયા. તેઓના આ હાલહવાલ જોઇને માલિક બિન ઔફના કાકા અબૂ ઉસૈદને દયા આવી ગઇ. તેણે બુલંદ સ્વરે કહ્યું, "હે કુરૈશ ! હે બનૂ કિનાનહ ! આજે પોતાના ગજાં ઉપરાંત માણસોને તમે મારી નાખ્યા છે. મારા મનથી એ મોટા ખેદની વાત કહેવાય !"

અબ્દુલ્લાહ બિન જુદઆન બોલ્યો, "એમાં ખેદ કેવો ? શું તને ખબર નથી કે અમે લડવૈયાઓની કૌમ છીએ ? મરવા-મારવામાં અને માથાં ધડથી છૂટાં કરવામાં પંકાયેલા છીએ."

આ સંગ્રામમાં બનૂ કૈસ સાથે કરારોથી જોડાયેલા બીજા કબીલાઓના લોકો પણ લડવા આવ્યા હતા. એમાંના સુબૈઅ બિન રબીઅહ નામે અગ્રેસરે જયારે જોયું કે બનૂ કૈસના સૈનિકો ભાગી રહ્યા છે તો તેણે કબીલાઓના નામ લઇલઇને તેઓને લલકાર્યા કે, "શું શિયાળવાં પેઠે દુમ દબાવીને ભાગી રહ્યા છો ! જવાંમર્દો પેઠે પાછા પલટો. સરધડની બાજી લગાવો. યાહોમ કરીને વિફરેલા સિંહ પેઠે શત્રુઓ પર તૂટી પડો. ફતેહ છે આગે !

તેની વીરહાકે બનૂ નસર, જુઅશમ, સઅદ બિન બક્ર, બનૂ ફહમ અને બનૂ અદવાનના જવાનોની નસોમાં શૌર્યનું નવું લોહી રેડી દીધું. બનૂ કૈસના નાસતા સૈનિકો પણ પલટી આવ્યા. સુબૈઅ બિન રબીઅહએ ફરીવાર ગર્જના કરી, "બહાદુરો ! આ તો આપણી આનનો સવાલ છે જેની આગળ જાનની કશી કિંમત નથી." આમ કહીને તેણે પોતાને દોરડીઓથી જકડી લીધો અને ભોંય પર આળોટીને બોલ્યો, "બહાદુરો ! આ પાર કે પેલી પારની તમે પ્રતિજ્ઞા નહિ લો તો હું આમ જ પડયો રહીશ કાં મરી જઇશ ! મરવાનું એક જ વાર છે તો બહાદુરીની મોતે કેમ નહિ મરવું ?"

તેની આ હાકલે જવાંમર્દોની નસોમાં નવચેતન પૂરી દીધું. એજ વેળા બધાએ મારવું કાં મરવું ની પ્રતિજ્ઞા

લીધી. લશ્કરની નવેસરથી ગોઠવણી કરી અને નારા ગજાવતા ભેગા બળે કુરૈશી સૈન્ય પર તૂટી પડ્યા. ધસારો એટલો પ્રચંડ હતો કે કુરૈશના જવાંમર્દો પણ અચરજ પામી ગયા. સવારથી લડતાં-લડતાં કુરૈશ અને કિનાનહ પણ થાકીને લોથપોથ થઇ ગયા હતા. વધુ વાર લડવાનું અને હલ્લો ખાળવાનું તેઓમાં વધુ બળ રહ્યું ન હતું. ત્યારે બંને પક્ષના મોવડીઓએ સમજબુધ્ધિથી કામ લઇને સુલહેની વાતચીત કરવાનું નક્કી કર્યું અને યુધ્ધ સંકેલાઇ ગયું. વાટાઘાટને અંતે બંને પક્ષ એવી શરતે સંમત થયા કે મરનારાઓની ગણતરી કરીને જેના માણસો વધારે માર્યા ગયા હોય તે સામા પક્ષ પાસેથી બાદબાકી મુજબ પ્રાણદંડ વસૂલ કરી લે.

આ ફેસલાના સંદર્ભમાં બાદબાકીથી માલૂમ પડયું કે કુરૈશે બનૂ કૈસના વીસ માણસો વધુ મારી નાખ્યા છે. તે વેળા કુરૈશ પાસે વીસ માણસોનો પ્રાણદંડ ચૂકવવા જેટલું ભંડોળ ન હતું. ત્યારે કુરૈશના સેનાપતિ હર્બ બિન ઉમૈયહએ પોતાના પુત્ર અબૂ સુફયાનને બનૂ કૈસ પાસે બાનમાં મૂકી દીધો અને કહ્યું, "દંડ ચૂકવીને અમે અમારા પુત્રને છોડાવી લઇશું." બીજા કબીલાના આગેવાનોએ પણ એમ જ કર્યું અને પોતાના પુત્રોને બનૂ કૈસ પાસે બાનમાં મૂકી દીધા.

આ ચુકાદા પછી પરસ્પર એવા કરાર થયા કે ભવિષ્યમાં બર્રાદ બિન કૈસ અને ઉર્વતુર-રહહાલના મામલા અંગે બંને પક્ષમાંથી કોઇ એકબીજાની છેડતી નહિ કરશે. એકમેકની લાગણી દુભાય તેવુ કોઇ પગલું નહિ ભરશે. અને ગઇગુજરી ભૂલી જઇને મેળમિલાપથી રહેશે. એ પછી બંને પક્ષો સુલેહસંપથી વિખૂટા પડીને પોતપોતાને રસ્તે પડયા અને જે અદાવત, જે કિન્નાખોરી, જે વેરભાવનો નાપાક છોડ તેઓના દિલોમાં ઊગી નીકળ્યો હતો, બંનેએ તેને પોતાના દિલોમાંથી ઉખેડીને ફગોટી દીધો.

આ લડાઈમાં કુરૈશ અને કિનાનહ હક પર હોવાથી અને કુરૈશની આંટનો સવાલ હોવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ એમાં ભાગ લીધો હતો. મગર આપે ન કોઇની સાથે ઝપાઝપી કીધી ન કોઇની ઉપર હાથ ઉગામ્યો. વળી એ મુશરિકો અને મૂર્તિપૂજકોનો નાપાક જંગ હતો. મૂર્તિપૂજાના ધર્મને આપ પૈદાઇશી રીતે ધિક્કારતા હતા. કેમકે સાધારણ બુધ્ધિનો માણસ પણ સમજી શકે છે કે પથ્થરના ભગવાનને અલ્લાહનો ભાગીદાર ઠેરવવો તે અલ્લાહ વહદહૂ લા-શરીક સાથે બંદાની, સૌથી મોટી ગદ્દારી કે સૌથી મોટી નમકહરામી ગણાય છે.

આ યુધ્ધમાં ઇબ્ને હિશામના કથન મજુબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ન કોઇની સાથે ઝપાઝપી કરી ન કોઇની ઉપર હાથ ઉગામ્યો. માત્ર દુશ્મન તરફથી આવનારાં તીરો ઉપાડી-ઉપાડીને પોતાના કાકાઓને આપતા હતા. અલ્લામા સુહૈલીએ એની વધુ ચોખવટ આ રીતે કરી છે :

> "આ સંગ્રામમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના કાકાઓ સાથે ભાગ લીધો. પણ આપે ન કોઇની સાથે ટક્કર લીધી ન બાથ ભીડી જો કે આપ કિશોર વય વટાવીને ભરજુવાનીએ પૂગી ચૂકયા હતા. કારણ આ હતું કે એ "હર્બુલ-ફિજાર" હતી. એટલે એવા માંદનાઓમાં ખેલાયેલું યુધ્ધ જેમાં લડવું, મારવું કાપવું મુ[illegible] હરામ કે મહાપાપ લેખાતું હતું. વળી બંને પક્ષે મુશરિકો અને મૂર્તિપૂજકો હતાં. મુસલમાનોને પોતાના દુશમનો સાથે લડાઇનો હુકમ, માત્ર એટલા ખાતર અલ્લાહ તરફથી આપવામાં આવ્યો કે જગતમાં એક અલ્લાહનો કલિમો બુલંદ થાય અને જગતવાસીઓના ઘરેઘરમાં

અલ્લાહ અને તેના રસૂલનું નામ ગાજતું થઇ જાય.''

ઇસ્લામના આગમન પહેલા સંગ્રામોની સાંકળે અને ખૂનરેજીઓની પરંપરાએ સેંકડો-હજારો ઘરો તબાહ કરી છોડયાં હતાં. હર્બુલ-ફિજારના વિસર્જન પછી કુરૈશને પણ ભાન થયું કે હાશિમ અને અબ્દુલ-મુત્તલિબના મરણ બાદ કુરૈશના સંગઠનનો પાયો હચમચી ગયો છે, જેના કારણે અરબના બીજા કબીલા મક્કહ પર રાજ કરવાના સોહામણા સપના જોઇ રહ્યા છે. જો કે આથી પહેલાં કોઇએ મક્કહ તરફ બુરી નજરે જોવાની પણ હિંમત કરી ન હોતી. કેમકે તેઓની આંખ સામે અસહાબુલ-ફીલની ઘટના સર્જાઇ ચૂકી હતી.

આ બધા કારણોને લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા ઝુબૈર બિન અબ્દુલ-મુત્તલિબે મક્કહના કુરૈશી મહારથીઓની સામે મક્કહની શાંતિ અને સુરક્ષાને લગતા કરારનો પ્રસ્તાવ રજૂ કર્યો જેને બધાએ એકમતે વધાવી લીધો અને તેને અમલીરૂપ આપવા બનૂ હાશિમ, બનૂ ઝુહરહ, બનૂ તૈમ વગેરે અબ્દુલ્લાહ બિન જુદઆનને મકાને ભેગા થયા. અને અલ્લાહને હાજરનાજર જાણીને એવા કરારના સોગંદ લીધા કે, દરેક મઝલૂમ, દરેક પિડિત, દરેક દુ:ખીની વહારે ધાઇશું અને દરેક ઝાલિમ કે આક્રમણખોર પાસેથી બદલો લઇને જંપીશું. આ કરારને ''હિલ્ફુલ-ફૂઝુલ'' કહે છે જેનું બયાન ઇબ્ને હિશામે આ પુસ્તકના પ્રકરણ ૨૪માં કર્યું છે. એજ તે કરારનામું છે જેના વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પયગમ્બરી મળવા બાદ ફરમાવ્યું હતું:

> ''અબ્દુલ્લાહ બિન જુદઆનને મકાને જે કરારમાં મેં ભાગ લીધો હતો એના બદલામાં લાલ રંગના સો ઊંટો આપીને મને કહેવામાં આવતે કે તમે આ કરારથી હાથ ઉપાડી લો તોય હું હરગિઝ તેનો સ્વીકાર નહિ કરતે. આજે પણ આવા કરાર થાય અને તેમાં ભાગ લેવાનું મને આમંત્રણ મળે તો તેના સ્વીકારમાં હું પળનો પણ વિલંબ નહિ કરૂં !''

(મવલાના શેખ મુહંમદ ઇસ્માઇલ પાનીપત્તીના તરજુમાવાળી સીરતે-ઇબ્ને હિશામને આધારે.)

---

# પ્રકરણ ૩૧

# હઝરત ખદીજહ સાથે નિકાહ

વેપાર અર્થે શામની સફર • ખ્રિસ્તી સંન્યાસીની આગાહી • નિકાહનું માગું • હઝરત ખદીજહની વંશાવળી • હઝરત ખદીજહ સાથે નિકાહ • નિકાહનો મહર • રસૂલુલ્લાહ (સલ.)ની અવલાદ • હઝરત ખદીજહ અને વરકહ બિન નવફલ • વરકહ બિન નવફલનો કસીદો.

**વેપાર અર્થે શામની સફર**————ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક ઉંમર ૨૫ વરસની થઇ તો આપે ખદીજહ બિન્તે ખુવૈલિદ નામે મક્કહના એક શરીફ઼ઝાદી સાથે નિકાહ કરી લીધા.

બીબી ખદીજહની વંશાવળી આ પ્રમાણે છે : ખદીજહ બિન્તે ખુવૈલિદ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ખદીજહ સાથેના નિકાહનો આ મામલો એવા બનાવોમાંથી છે જેની રિવાયત અબૂ અમ્ર મદનીના હવાલાથી સંખ્યાબંધ ધર્મજ્ઞાનીઓએ મને સંભળાવી છે. બધાએ અબૂ અમ્ર મદનીની આ રિવાયતનું સમર્થન કરેલું છે અને તેમાં શંકાને લેશમાત્ર સ્થાન નથી.

ખદીજહ બિન્તે ખુવૈલિદ મક્કહના એક વખણાયેલા શરીફ઼ઝાદી હતાં. બહુ ઊંચા કુળના એક સંસ્કારી અને સુશીલ ખાતૂન હતાં. મક્કહના મોટાં માલદાર અને વેપારી ખાતૂન તરીકે દૂર-દૂર સુધી એમની કીર્તિ પ્રસરેલી હતી. લોકોને પોતાનો માલ આપીને વેપારમાં લગાડી દેતાં હતાં. અને લોકો સાથે વેપારમાં ભાગીદારી પણ કરી લેતાં હતાં. ત્યારે ભાગીદારો માટેના માલમાં તેઓનો હિસ્સો નક્કી કરી દેતાં હતાં. એમ પણ કુરૈશના લોકો વ્યવસાયે વેપારીઓ કે સોદાગરો જ હતા.

ખદીજહ ખાતૂનને જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બેનમૂન સચ્ચાઇ, લાજવાબ પ્રમાણિકતા અને આપના ઊંચા સંસ્કારના અહવાલની જાણ થઇ તો પોતાના માણસ મારફતે કહેણ મોકલાવીને આપને પોતાના મકાને પધારવાની વિનંતી કરી. જયારે આપની પધરામણી થઇ તો ખદીજહ ખાતૂને દરખાસ્ત રૂપે કહ્યું, ''હે મુહંમદ ! હું ચાહું છું કે આપ મારો વેપારનો માલ લઇને મારા ગુલામ મૈસરહ સાથે પરદેશનો પ્રવાસ ખેડો. જુઓ, બીજા વેપારીઓને મહેનતાણા તરીકે જેટલો માલ આપું છું તેના કરતાં આપને વધારે આપીશ.''

**ખ્રિસ્તી સન્યાસીની આગાહી**—————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીબી ખદીજહની દરખાસ્ત વધાવી લીધી અને તેમનો વેપારી માલ લઇને મક્કહના વેપારી કાફલા સાથે સીરિયા એટલે મુલ્કે-શામની સફરે રવાના થઇ ગયા. મૈસરહ નામે ખદીજહ ખાતૂનના ગુલામ આપના સંગાથે હતો. ખદીજહએ આપની ખિદમત માટે તેને આપની સાથે કરી દીધો હતો. જ્યારે કાફલો મુલ્કે-શામની ભૂમિમાં દાખલ થયો તો કાફલાના લોકોએ એક અનુકૂળ સ્થળની પસંદગી કરીને ત્યાં પડાવ નાખી દીધો. આ સ્થળની બાજુમાં જ એક ખ્રિસ્તી સન્યાસીનું દેવળ આવેલું હતું. લોકો સતત પ્રવાસનો થાક ઉતારવા આરામ કરવા લાગ્યા. દેવળની બાજુમાં લાંબાંચોડાં ડાળખાંવાળું એક ઝાડ આવેલું હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, એ ઝાડ હેઠળ જઇને આરામ ફરમાવવા લાગ્યા.

વેપારી કાફલાના પડાવનો અણસાર મળતાં ખ્રિસ્તી સંન્યાસીએ દેવળની બારીમાંથી બહાર જોયું તો અચાનક તેની નજર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની ચેહરા પર પડી અને તે ચમકી ઊઠયો. થોડીક પળો માટે આપના નૂરાની ચેહરાને તે ધારીધારીને જોતો રહ્યો. પછી કંઇક વિચારીને દેવળમાંથી બહાર નીકળ્યો. ખદીજહ ખાતૂનનો ગુલામ મૈસરહ ઝાડ પાસે આપની તહેનાતમાં હાજર હતો. ખ્રિસ્તી મહાત્માએ તેને પૂછ્યું, ''આ ઝાડના સાયા તળે વિસામો લેનાર જવાન કોણ છે ?''

''સાહેબ !'' તેણે કહ્યું, ''એ મક્કહના હરમમાં વસનારા કુરૈશ કબીલાના એક માનવંતા જવાન છે.''

''સાંભળો, ''ધર્માત્મા બોલ્યા, ''અમારી આકાશી કિતાબ મુજબ આ ઝાડના સાયા હેઠળ અલ્લાહના પયગમ્બર સિવાય કોઇએ ઉતારો લીધો નથી. [1]

**નિકાહનું માગું**—————સારાંશ કે કુરૈશ કબીલાના અમીરઝાદી ખદીજહ ખાતૂનનો જે માલ લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વેપાર અર્થે મુલ્કે-શામ પધાર્યા હતા તેને, બહોળા નફે વેચીને બદલામાં એવો માલ ખરીદી લીધો જેની મક્કહમાં માંગ હોવાથી ત્યાં સારા નફે વેચી શકાતો હતો. વેપારનું કામ પતાવીને આપે મક્કહ તરફ પ્રસ્થાન કર્યું. બીબી ખદીજહનો ગુલામ મૈસરહ આપની તહેનાતમાં પડછાયા પેઠે હાજર જ હતો. તે જોતો હતો કે બપોરનો તાપ ધખી ઊઠતાં બે ફરિશ્તા પોતાની પાંખો પસારીને આપની ઉપર સાયો કરતા હતા અને આપ આરામથી ઊંટની કાઠી પર આરૂઢ થઇને પોતાની મંઝિલ કાપતા હતા. સીરિયાથી વેપારનો જે માલ આપ ખરીદી લાવ્યા હતા, ખદીજહ ખાતૂને મક્કહમાં તેને વેચીને લગભગ બમણો નફો મેળવી લીધો. મૈસરહએ પ્રવાસ દરમિયાન જે કંઇ જોયું અને અનુભવ્યું હતું, જેમકે ખ્રિસ્તી ધર્માત્માની મુલાકાત, તેણે આપના વિષે ઉચ્ચારેલી પેશીનગોઇ, બપોરના બળબળતા તાપમાં ફરિશ્તાઓનો સાયો વગેરે અજાયબીઓનો આંખે દેખ્યો અહવાલ હઝરત બીબી ખદીજહ આગળ વિગતથી દર્શાવી દીધો.

હઝરત ખદીજહ ખાતૂન બહુ ચંચળ-બુધ્ધિના, ઠરેલ તબીઅતના, મજબૂત મનોબળના ખાનદાની

૧. સીરતની કેટલીક કિતાબોમાં છે કે આ ખ્રિસ્તી સંન્યાસીનું નામ [illegible] હતું. તેનું [illegible] શહેરથી બહાર જંગલના એકાંત સ્થળે આવેલું હતું જ્યાં બેસીને તે જ્ઞાનધ્યાનમાં લીન રહેતો હતો. મૈસરહને તેણે એમ પણ કહ્યું કે ઇસા બિન મરયમ પછી કોઇએ આ ઝાડ હેઠળ ઉતારો લીધો નથી. ઝાડ સૂકકું પાંદડાં વગરનું હતું. એમના આગમન વેળા લીલુંછમ બની ગયું. મને થયું કે આ તેજ પયગમ્બર આગે છે જેની નિશાનીઓ અમારી આકાશી કિતાબમાં લખેલી છે. જેમાંની એક આ નિશાની છે કે પયગમ્બર સિવાય કોઇ આ ઝાડ હેઠળ ઉતારો લેવાનું નથી. ઝાડનું લીલુંછમ બની જવું અમારી કિતાબ મુજબ પયગમ્બરીની દલીલ છે. (સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૭૪ - સીરતે-અહમદે-મુજતબા જિ.૧ પા. ૧૦૬) ''હ''

અમીરઝાદી હતાં. એ ઉપરાંત અલ્લાહ તઆલાની ઇચ્છા હતી કે પોતાના આખેરી પયગમબરની પ્રતિષ્ઠાને પ્રતાપે, ખદીજહ ખાતૂનને પણ બંને જહાનમાં માનપાનની સરબુલંદીઓ બખ્શે જેથી તેણે, ખદીજહ ખાતૂનના નસીબમાં પોતાના આખેરી પયગમ્બરના પાક બેગમ બનવાના લેખ લખી દીધા હતા. એટલે જ મૈસરહને મુખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પ્રવાસની અજાયબી ભરેલી, અજીબો-ગરીબ વાતો સાંભળીને ખદીજહ ખાતૂનના દિલમાં આપના પ્રત્યે આકર્ષણ જાગ્યું અને પછી એજ આર્કષણે ખદીજહ ખાતૂનના દિલમાં પવિત્ર પ્રેમના અંકુરનું રૂપ લીધું અને છેવટના ફેસલા તરીકે તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સંદેશો પાઠવ્યો :

> ''હે મારા કાકાના બેટા ! આપ મારા સ્નેહીજન છો. આપણી વચ્ચે સગાઈનો સંબંધ પરંપરાથી ઊતરી આવે છે. કુરૈશી સમાજમાં આપની શરાફત, આપની અમાનતદારી, આપની સત્યશીલતા અને આપના બેનમૂન સંસ્કારની ઘેરેઘેર ચર્ચા ચાલે છે. આ કારણે મારૂં દિલ આપની તરફ આકર્ષાયું છે. હવે નિકાહના પવિત્ર બંધનથી આપની સાથે જોડાઇ જવાની મારી પ્રબળ ઇચ્છા છે. આશા રાખું છું કે મારી આ દરખાસ્તને આપ મંજૂર ફરમાવશો.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : તે સમયે મક્કહમાં કુરૈશ કબીલાના સ્ત્રી-સમાજમાં ખદીજહ બિન્તે ખુવૈલિદ, ખાનદાની શરાફતની રૂએ સહુથી ચઢિયાતાં અને તવંગરી કે માલદારીની રૂએ તમામ કુરૈશી બેગમોમાં સહુથી વધારે પૈસાપાત્ર હતાં. મક્કહના તાલેવંત અમીરો અને કુરૈશી સમાજના અગ્રેસરોમાંથી ઘણાખરા મક્કહની આ અમીરઝાદી સાથે શાદી કરી લેવાની તમન્ના ધરાવતા હતા. પરંતુ ખદીજહ ખાતૂન હતાં કે કોઇની દરખાસ્તને માન્ય રાખીને વધાવી લેવા તૈયાર ન હતાં.

**હઝરત ખદીજહની વંશાવળી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ખદીજહની વંશાવળી આ છે : ખદીજહ બિન્તે ખુવૈલિદ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર.

હઝરત ખદીજહના માતાજીનું નામ ફાતિમહ બિન્તે ઝાઇદહ બિન અઅસમ બિન રવાહા બિન હજર બિન અબ્દ બિન મુઐસ બિન આમિર બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર હતું.

ફાતિમહના માતાજીનું નામ હાલહ બિન્તે અબ્દે-મનાફ બિન હારિસ બિન અમ્ર બિન મુનકઝ બિન અમ્ર બિન મુઐસ બિન આમિર બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર હતું.

હાલહના માતજીનું નામ કિલાબહ બિન્તે સઇદ બિન સઅદ બિન સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર હતું.

**હઝરત ખદીજહ સાથે નિકાહ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ખદીજહ ખાતૂને જયારે ઉપર મુજબનો સંદેશ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પાઠવ્યો તો આપે શાદીના મામલા અંગે પોતાના કાકાઓની સલાહ માગી. આપના કાકા હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ આપને પોતાની સાથે લઈને ખદીજહ ખાતૂનના પિતા ખુવૈલિદ બિન અસદ પાસે ગયા. તેમની સાથે લગ્ન સંબંધી વાતચીત કરી અને તેમની મંજૂરી મળતાં ખદીજહ ખાતૂન સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહ થઇ ગયા.

**સંપાદકની નોંધ**————નિકાહને લગતી બીજી રિવાયત ઇબ્ને સઅદની છે જે તેમણે ખદીજહ ખાતૂનની સાહેલી નુફૈસહ બિન્તે મુન્યહને મુખે ટાંકી છે.

નુફૈસહ કહે છે : "ખદીજહએ નિકાહની ઇચ્છા જાહેર કરવા પહેલાં મને આપની પાસે મોકલાવી કે જેથી આપની શું મરજી છે તે જાણી લેવામાં આવે. મેં કહ્યું,

"હે મુહંમદ ! આપ શાદી કેમ નથી કરી લેતા ?"

ફરમાવ્યું, "મારી પાસે છે શું કે શાદી કરી લઉં ?"

મેં કહ્યું, "એનો બંદોબસ્ત થઇ ગયો છે. આપને એવા ખાનદાનમાંથી શાદીનું આમંત્રણ આપવામાં આવે છે, જ્યાં માલ પણ છે અને જમાલ પણ છે. શરાફત પણ છે અને લાયકાત પણ છે. શું આપ એને મંજૂર ફરમાવશો?"

ફરમાવ્યું, "તે કોણ છે ?"

મેં કહ્યું, "ખદીજહ."

ફરમાવ્યું, "મારી શાદી અને તે પણ ખદીજહ સાથે ?"

મેં કહ્યું, "એ મામલો મુજ પર છોડી દો."

ફરમાવ્યું," એમજ હોય તો મને વાંધો નથી." (સીરતે-સરવરે-આલમ જિ.ર પાન. ૧૧૩)

બીબી ખદીજહનો વંશવેલો પાંચમી પેઢીએ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વંશવેલા સાથે મળી જાય છે. નિકાહ વેળા બીબી ખદીજહ બેવહ હતાં. બે ખાવિન્દો ગુજરી ગયા હતા. ૪૦ વરસની ઉંમરે પણ બેહદ ખૂબસૂરત, તંદુરસ્ત અને જાજરમાન ખાતૂન હતાં. આખા મક્કહમાં "તાહિરહ"ના ઉપનામે પંકાયેલા હતાં. તાહિરહ એટલે તમામ ગંદકીઓ, બુરાઇઓ અને અખ્લાકી ઐબોથી પાકસાફ ઔરત.

બીબી ખદીજહના પિતાજી ખુવૈલિદ બિન અસદ, સીરતકારોની બહુમતી મુજબ જંગે-ફિજાર પહેલાં મૃત્યુ પામી ગયા હતા. નિકાહનું માગું બીબી ખદીજહના કાકાભાઇ વરકહ બિન નવફલે માન્ય રાખ્યું હતું. દુલહા પક્ષ તરફથી નિકાહનો ખુત્બો આપના કાકા અબૂ તાલિબે પઢ્યો હતો. દુલહન પક્ષથી વરકહ બિન નવફલે ખુત્બો પઢીને નિકાહની વિધિ કરી હતી. નિકાહ વેળા આપની ઉંમર ૨૫ વરસની હતી. વરકહ બિન નવફલ મૂર્તિપુજાનો ધર્મ ત્યાગીને ખ્રિસ્તી બની ગયા હતા અને આખેરી જમાનાના પયગમ્બરની પધરામણીની બેચેનીથી રાહ જોતા હતા. "હયુરાણી"

**નિકાહનો મહર**————ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી નિકાહની મહર તરીકે ૨૦ જવાન ઊંટણીઓ આપવામાં આવી. મક્કહના કુરૈશમાં ખદીજહ ખાતૂન પ્રથમ મહિલા હતાં જેમની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહ થયા અને ખદીજહ ખાતૂન હયાત રહ્યાં ત્યાં સુધી આપે બીજી કોઇ ખાતૂન સાથે નિકાહ નહિ કર્યા. અલ્લાહ તઆલા સદા એમનાથી રાજી રહો.

**રસૂલુલ્લાહ (સલ.)ની અવલાદ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પુત્ર ઇબ્રાહીમ સિવાય આપના બધાં સંતાનો ખદીજહ ખાતૂનથી થયાં. ત્રણ પુત્રો પૈદા થયા જેમના નામ કાસિમ, તૈયબ અને તાહિર હતાં. કાસિમના નામ પરથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું અબુલ કાસિમ ઉપનામ થયું. ખદીજહ ખાતૂનથી ચાર પુત્રીઓનો જન્મ થયો : ઝૈનબ, રૂકૈયહ, ઉમ્મે-કુલસૂમ અને ફાતિમહ. અલ્લાહ એ સહુથી સદા રાજી રહો !

અને ફાતિમહ. અલ્લાહ એ સહુથી સદા રાજી રહો !

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરઝંદોમાં કાસિમ સૌથી મોટા હતા. એમના બાદ તૈયિબ અને પછી તાહિર અને સાહબઝાદીઓમાં રૂકૈયહ બધાથી મોટા હતાં. એમના બાદ ઝૈનબ અને પછી ઉમ્મે-કુલસૂમ અને ફાતિમહ સૌથી નાનાં હતા. એ દરેકથી સદા અલ્લાહ રાજી રહો !

ઇબ્ને ઇસ્હાક કહે છે : કાસિમ, તૈયિબ અને તાહિર તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળવા પહેલાં વફાત પામી ગયા. સાહબઝાદીઓમાં ચારે સુપુત્રીઓ ઇસ્લામના ઉદય વેળા હયાત હતાં. દરેકે ઇસ્લામ કબૂલ કર્યો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મદીનહની હિજરત કરી.

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સુપુત્ર ઇબ્રાહીમના અમ્માંજીનું નામ મારિયહ કિબતિયહ હતું. એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હરમ હતાં. મિસરના મકવ-કિસ બાદશાહે એમને હદિયા તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં અર્પણ કર્યા હતાં.

**ખદીજહ ખાતૂન અને વરકહ બિન નવફલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ખદીજહ ખાતૂને પોતાના ગુલામ મૈસરહના મુખે સાંભળેલી વાતોનું વર્ણન વરકહ બિન નવફલ આગળ કર્યું હતું. તેઓખદીજહ ખાતૂનના ચચેરાભાઇ થતા હતા અને મૂર્તિપૂજાનો ધર્મ ત્યાગીને ખ્રિસ્તી બની ગયા હતા. લાંબા સમયથી આકાશી કિતાબોના સંશોધન અને અભ્યાસમાં લાગેલા હતા. લોકવાયકા મુજબ મૈસરહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લગતી જેટલી વાતો વર્ણવી હતી એનું સંપૂર્ણ જ્ઞાન તેઓ આકાશી કિતાબો મારફતે અગાઉથી જ ધરાવતા હતા. ખદીજહની વાતો સાંભળીને વરકહએ કહ્યું :

> "હે ખદીજહ ! મૈસરહએ દર્શાવેલી વાતો સાચી હોય તો મુહંમદ આ ઉમ્મતના નબી અવશ્ય બનશે. હું જાણું છું કે આખેરી જમાનામાં જગતના લોકો માટે એક પયગમ્બરની પધરામણી થવાની છે. જગતના જાણકાર લોકો તેના જ ઇન્તેઝારમાં છે. અને હવે એ પયગમ્બરની પધરામણીનો સમય પાકી ગયો છે. તેઓ કયારે પધારે એજ જોવાનું રહ્યું. હું તો બહુ આતુરતાથી તેમની પધરામણીની રાહ જોઇ રહ્યો છું."

રાવીનું કથન છે કે વરકહ બિન નવફલ આ મામલા અંગે કહ્યા કરતા કે, "એ પયગમ્બરના આગમનમાં મોડું થઇ ગયું છે અને એમ પણ કહેતા કે, આખર કયાં સુધી ઇન્તેઝાર કરવામાં આવે !"

## વરકહ બિન નવફલનો કસીદો

(નોટ : વરકહ બિન નવફલે એજ ઇન્તેઝાર અને એજ અધીરાઇની લાગણીઓથી પ્રેરાઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં ૧૩ શેઅરોનું પ્રશંસા-કાવ્ય રચેલું છે જે આ પ્રમાણે છે:)

**લિ-જજ્તુ વ કુન્તુ ફિઝ-ઝિકરી લજૂજન • લિ હમ્મ તાલમા બઅસન - નશીજા.**

મેં એક મહત્વના બનાવનો ઘણોબધો ઇન્તેઝાર કર્યો જેણે————ગળે ડૂચો ભરાય આવે તેટલું રડીરડીને-થાકીપાકીને બેઠા જનારને પણ સફાળો બેઠો કરી દીધો છે. સાચું તો આ છે કે હું બાંધવચનો અને

નસીહતો સાંભળવાનો હમેશાથી ઉત્સુક જ રહ્યો છું.

વ વસફિમ મિન ખદીજત બઅદ વસફિન • ફ-કદ તાલન -તિઝારી યા ખદીજા !

ખદીજાહને મુખે એક પછી એક તેમના વખાણ સાંભળ્યા તો હે ખદીજહ ! મારો ઇન્તેઝાર બહુ લાંબો થઇ ગયો છે.

બિ-બતનિલ - મક્ક-તૈનિ અલા રજાઅી • હદીસકિ અન અરા મિન્હુ ખુરૂજા.

હે ખદીજહ ! હું સમજું છું અને આશા રાખું છું કે તારી વાતની જાહેરાત, મક્કહના ઊંચા અને નીચા બંને ભાગોની વચ્ચે થશે.

બિમા ખબ્બર - તિના મિન કવલિ કસ-સિન • મિનર - રુહબાનિ અક-રહુ અન અજૂજા.

મને આ વાત પસંદ નથી કે તેં જે વાતના મને સમાચાર આપ્યા છે તે વાંકા કે ખોટા ઠરી જાય!

બિ અન્ન મુહમ-મદન સયસૂદુ ફીના • વ યખ-સિમુ મંય - યકૂનુ લહૂ હજીજા.

તો મુહંમદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) અમારામાં બહુ જલદી સરદાર બની જશે અને તેમનો પક્ષ લઇને જે માણસ કોઇની સાથે ચર્ચા-વિવાદ કરશે તેજ વર્ચસશાળી બની જશે.

વ યઝહરુ-ફિલ- બિલાદિ ઝિયાઉ - નૂરિન • યુકીમુ બિહિલ - બરીય - યત અન - તમૂજા.

અને અરબના તમામ શહેરોમાં એ નૂરનો પ્રકાશ રેલાય જશે અને જગતના તમામ લોકોને સીધા રસ્તે દોરશે અને વેરવિખેર થવાથી તેઓને બચાવી લેશે.

ફ-યલકય મિંય - યુહા - રિબુહૂ ખસારન • વ - યલકંય મિંય - યુસા - લિમુહૂ ફુલૂજા.

એ પછી જે કોઇ આપની સાથે જંગ કરશે તે નુકસાન ઉઠાવશે અને જે આપની સાથે સમજૂતી કરશે તે ફતેહમંદ નીવડશે.

ફ-યા લયતી ઇઝા મા કાના ઝાકુમ • શહિદ-તુ વ કુન્તુ અકસર - હુમ વલૂજા.

કાશ ! હું પણ હાજર હોઉં જ્યારે કે તમારી સામે આ ઘટનાઓ સર્જાવા પામે ! અને કાશ ! તેમાં દાખલ થનારાઓમાં હું સૌથી વધારે ભાગ લેનારો બનું !

વલૂજન ફિલ-લઝી કરિહત કુરૈશુન • વ લવ અજજત બિ-મક્કતિ-હા અજીજા.

અને તેમના તે મઝહબમાં દાખલ થઇ જાઉં જેનાથી કુરૈશને નફરત હશે, ભલેને પોતાના મક્કહમાં તેઓ ચીખ-પુકાર કરતા રહે !

ઉરજ - જય બિલ-લઝી કરિહૂ જમીઅન • ઇલા ઝિલ-અરશિ ઇન સફલૂ ઉરૂજા.

જે વસ્તુથી કુરૈશને ચોક્કસ નફરત હશે એજ વસ્તુથી હું અર્શના માલિક (અલ્લાહ) પાસેથી સરફરાઝીનો આશાવાદી છું; જ્યારે કે તેઓ એટલે કુરૈશ ઝલીલો-ખુવાર હશે.

હલ અમ્રુ-સફાલતિ ગયરુ કુફરિન • બિમંય-યખ્તારુ મન સમકલ - બુરૂજા.

જેણે બુલંદીને બુરૂજો માટે ચૂંટી લીધી છે તેના ઇન્કાર કે તિરસ્કાર સિવાય શું કોઇ બીજી નીચતા પણ

હોય શકે છે. [૧]

ફ-ઇંચ - યબ્કૂ વ અબ્કા તકુન ઉમૂરુન • યદજ-જુલ- કાફિરૂન લહા દજીજા.

અગર તેઓ પણ જીવતા રહે અને હું પણ જીવતો રહું તો તેઓ જોઇ લેશે કે, એવી-એવી ઘટનાઓ સર્જાવાની છે કે, કાફિરો તેના પર પોકેપોક રડશે અને આક્રંદ કરશે.

વ ઇન અહલિકા ફ-કુલ્લુ ફતન સયલ્કી • મિનલ - અકદારિ મત-લફતન ખુરૂજા.

જો હું મરી જાઉં તો (તઅજ્જુબ કેવો ? ) દરેક જવાંમર્દ તકદીરના ફેસલા મુજબ મરણ પામીને આ જગતની કૂચ કરી જવાનો છે.

---

૧. આ શેઅરમાં બુરૂજ શબ્દ આવેલો છે જેના અર્થ અહીં સિતારા થાય છે. મતલબ આ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સચ્ચાઇની બુલંદી તે આકાશના સિતારા જેટલી બુલંદી છે. તેનો ઇન્કાર કે તિરસ્કાર કરવો તે મોટામાં મોટી નીચતા છે. "હ"

# પ્રકરણ ૩૨

# કઅબહના નવનિર્માણની કટોકટી

કઅબની નવરચનાનું કારણ • કઅબહના સાપનો અજીબો-ગરીબ કિસ્સો • કઅબહ માટે હલાલ કમાણીનો ઉપયોગ • કઅબહના બાંધકામની વહેંચણી • વલીદ બિન મુગીરહનું સાહસ • કઅબહના પાયામાંથી મળેલો શીલાલેખ • હજરે-અસ્વદ વિશે પડેલી તકરાર • રસૂલુલ્લાહ (સલ.)નો હિકમત ભરેલો ફેસલો • કઅબહના ભોંયરામાં વસેલા સાપને લગતું કાવ્ય.

**ખાનએ-કઅબહની નવરચનાનું કારણ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક વય ૩૫ વરસની થઇ તો કુરૈશના લોકો ખાનએ-કઅબહની નવરચનાના નિર્ણય પર સંમત થઇ ગયા. ઈમારત બહુ જૂની અને છપ્પર વગરની હતી. આ વેળા દીવારો પર છત ગોઠવી દેવાની તેઓની યોજના હતી. પરંતુ ખાનએ-કઅબહને તોડવાથી બધા ડરતા હતા. કેમકે કઅબહ અલ્લાહનું ઘર હોવાથી કોણ મર્દબચ્ચો એને તોડવાની પહેલ કરે અને કોણ બહાદુર એનું સાહસ ખેડે તે એક ઉગ્ર સમસ્યા હતી. કઅબહની જૂની ભીંતો માનવ-કદથી કંઇક ઊંચી હતી. ભીંતોના ચણતર રૂપે પથ્થર પર પથ્થર ગોઠવેલા હતા. કુરૈશ ચાહતા હતા કે ભીંતોને કંઇક ઊંચી પણ કરી દે અને તેને છતથી ઢાંકી પણ દે.

કઅબહના નવનિર્માણનો વિચાર કુરૈશના દિલમાં એટલા માટે પણ ઉદ્દભવ્યો કે અમુક માણસો કઅબહના ભોંયરામાં મૂકેલો કઅબહનો ખઝાનો ચોરી ગયા હતા. ચોરેલો ખઝાનો જે ચોરના ઘરમાંથી મળી આવ્યો તેનું નામ દુવૈક હતું. આ માણસ બનૂ મુલૈહ બિન અમ્ર ખુઝાઇનો આઝાદ કરેલો ગુલામ હતો. ઇબ્ને હિશામ કહે છે : મુદ્દામાલને આધારે કુરૈશની અદાલતે ચોરનો હાથ કાપી નાખવાનો હુકમ ફરમાવી દીધો. જો કે તેઓની માન્યતામાં ચોરો બીજા હતા જેઓએ ખઝાનો ચોરીને દુવૈકના ઘરમાં સંતાડી દીધો હતો. [૧]

ઇબ્ને ઈસ્હાક કહે છે : એજ દિવસોમાં એક રોમન સોદાગરના વહાણને સમુદ્રના ઝંઝાવાત અને તોફાની મોજાંઓએ જદ્દહના સમુદ્રકાંઠે ફંગોળી દીધું હતું. જેના કારણે વહાણના ભૂક્કા થઇ ગયા હતા. રોમન સોદાગર પાસેથી કઅબહની છતની બાંધણી માટે વહાણના પાટિયાં ખરીદી લેવામાં આવ્યાં. તે વેળા મક્કહમાં એક કિબ્તી સુથાર [illegible] હતો. તે લક્કડકામની કારીગરીમાં પારંગત હતો. કુરૈશે કઅબહની છત માટે એની સેવા મેળ[illegible]

---

૧. અલ્લામા ઇબ્ને-અસીરે લખ્યું છે : ચોરીની શંકા ખરૂં [illegible]તા ત્રણ માણસો પર હતી. એમાંનો એક અબૂલહબ હતો. પણ મુદ્દામાલ દુવૈકના ઘરમાંથી મળ્યો હોવાથી શિક્ષા તેને આપવામાં આવી. (જિ.૨ પા. ૨૦-૨૮) ''હ''

લીધી. આ રીતે કુરૈશની જરૂરતોની તમામ ચીજોનો બંદોબસ્ત થઇ ગયો.

**કઅબહના સાપનો અજીબો-ગરીબ કિસ્સો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હવે એક અજીબો-ગરીબ કિસ્સો સાંભળો. ખાનએ-કઅબહના ભોંયરાની જે ખોલીમાં નઝરો-નિયાઝ કે ભેટ સોગાતની વસ્તુઓ રહેતી હતી ત્યાં એક સાપ મુદ્દતથી ધામો નાખીને પડયો-પાથર્યો રહેતો હતો. ઘણું કરીને ભોંયરામાંથી નીકળીને આ સાપ કઅબહની દીવારો પર અહીંતહીં ઘૂમતો રહેતો. બધા લોકો તેનાથી ખોફ ખાતા હતા. કોઇ તેની સમીપ જવાની હિંમત ન કરતું. અને જો કોઇ ભૂલેચૂકે ચાલ્યું જતું તો સાપ પોતાની ખોફનાક ફેણ લહેરાવીને જીભના લબકારા સાથે ફૂંફાડા મારવા લાગતો. તેના ફૂંફાડા સાંભળીને બધા લોકો ભયભિત થઇ જતા.

એક દિવસે અલ્લાહનું કરવું એવું થયું કે સાપ પોતાના નિયમ મુજબ કઅબહની દીવાર પર ગૂંચળું વળીને બેઠેલો હતો જાણે તડકો ખાતો હોય તેવામાં અલ્લાહ તઆલાએ એક વિકરાળ પક્ષી મોકલાવ્યું જે આ સાપને પોતાના પંજામાં દબોચીને અવકાશમાં ઊડી ગયું. આ આશ્ચર્યજનક ઘટના જોઇને કુરૈશે કહ્યું, "અલ્લાહ તઆલા આપણા આ કામથી રાજી લાગે છે એટલે જ તેણે આ બલાને અહીંથી દફે કરી છે. હવે આપણી પાસે બાંધણીનો માલ-સામાન મવજૂદ છે. એક નિષ્ણાત કારીગર છત માટે તૈયાર છે. નડતર જેવું કંઇ રહ્યું નથી ત્યારે આપણા વિચારને અમલમાં મૂકવાની આનાકાની કેવી અને વિલંબ શા માટે ? ચાલો, ઊઠો, કમર કસો !"

**કઅબહ માટે હલાલ કમાણીનો ઉપયોગ**————પછી તો ખાનએ-કઅબહની નવી બાંધણી માટે બધા ઉત્સાહમાં આવી ગયા અને કઅબહને તોડવાના નિર્ણય પર બધા એકમત થઇ ગયા અને એજ પળે અબૂ વહબ બિન અમ્ર બિન આઇઝ બિન અબ્દ બિન ઇમરાન બિન મખઝૂમ નામે હિંમતવાન ગૃહસ્થ પોતાની જગાએથી ઊભો થઇ ગયો.

ઇબ્ને હિશામ કહે છે : અબૂ વહબ બિન અમ્રે આગળ વધીને કઅબહની દીવારમાંથી એક પથ્થર ખેંચી કાઢયો પરંતુ સૌની અજાયબી વચ્ચે એ પથ્થર તેના હાથમાંથી ઊછળ્યો અને પોતે જ તેની અસલ જગાએ જઇને ગોઠવાઇ ગયો. ત્યારે અબૂ વહબે કહ્યું, "હે કુરૈશી સજ્જનો ! કઅબહની બાંધણીમાં હલાલની કમાણી સિવાય કોઇ વસ્તુનો ઉપયોગ ન કરો. વ્યાજનો પૈસો, વ્યભિચારનો પૈસો, જુગારનો પૈસો, ઝુલ્મનો પૈસો, ચોરી, તફડંચી કે હરામની કમાણીનો એકેય પૈસો એમાં વપરાવો ન જોઇએ !"

એક રિવાયત એવી છે કે, અબ્દુલ્લાહ બિન સફવાને એક વેળા એક યુવકને કઅબહનો તવાફ કરતાં જોઇને પૂછયું, "આ કોણ જવાન છે ?"લોકોએ કહ્યું, "એ જઅદહ બિન હુબૈરાનો છોકરો છે." આ સાંભળીને અબ્દુલ્લાહ બિન સફવાને કહ્યું, "એનો દાદો અબૂ વહબ બિન અમ્ર તે શખ્સ છે જેણે કઅબહની બાંધણી વેળા એક પથ્થર કઅબહની દીવારમાંથી ખેંચી કાઢયો હતો પણ પથ્થર તેના હાથમાંથી છટકીને તેની જગાએ પોતે જ ગોઠવાઇ ગયો હતો. ત્યારે તેણે ચેતવણી ઉચ્ચારી હતી કે, "એ કુરૈશ ! ખબરદાર કઅબહના બાંધકામમાં હલાલની કમાણી સિવાય વ્યાજ, જુગાર, ચોરી, છિનાળી, છેતરપિંડી કે હરામની કમાઇની પાઇનો પણ ઉપયોગ ન થવો જોઇએ !"

આ સત્યવાણી ઉચ્ચારનાર અબૂ વહબ બિન અમ્ર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પિતા હઝરત અબ્દુલ્લાહના મામા થતા હતા. જેઓ બહુ ઊંચા પાયાના શરીફ અને સંસ્કારી સજ્જન હતા. અરબના

શાઇરોએ એમની શાનમાં એમના સંસ્કારોને બિરદાવતા કસીદા પણ રચેલા છે. (અહીં ઇબ્ને હિશામે કેટલીક કાવ્ય-પંક્તિઓ ટાંકેલી છે તે અમે જતી કરી છે.)

**કઅબહના બાંધકામની વહેંચણી**——————કુરૈશે કઅબહના જુદા-જુદા વિભાગો પાડીને જુદા-જુદા કબીલાઓમાં તેના બાંધકામની વહેંચણી કરી દીધી હતી. દરવાજાને લગતી બાંધણીનું કામ બનૂ અબ્દે-મનાફ અને બનૂ ઝુહરહને સોંપવામાં આવ્યું. રૂકને-અસવદથી રૂકને-યમાની સુધીનો વિભાગ બનૂ મખઝૂમ અને તેની સાથે સંકળાયેલા કબીલાઓને ભાગે આવ્યો. કઅબહની પૂઠેનો ભાગ બનૂ જુમહ અને બનૂ સહમને સોંપવામાં આવ્યો. આ લોકો અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐયની અવલાદમાંથી હતા. કઅબહનો હિજ્ર એટલે હતીમ તરફનો હિસ્સો બનૂ અબ્દુદ-દાર બિન કુસૈય, બનૂ અસદ બિન ઉઝઝા બિન કુસૈય અને બનૂ અદી બિન કઅબ બિન લુઐયને મળવા પામ્યો.

**વલીદ બિન મુગીરહનું સાહસ**——————પરંતુ આ બધી વહેંચણી અને તૈયારી છતાં કઅબહને તોડવાની કોઇની હિંમત ચાલતી ન હતી. તેની પહેલ કરવાથી દરેક જણ ડરતો, કાંપતો અને અચકાતો હતો. એટલામાં વલીદ બિન મુગીરહ જૂની ઇમારત તોડવા તૈયાર થયો. તેણે કહ્યું, ''હું કઅબહને તોડવાની પહેલ કરૂં છું.'' તેણે કોદાળી હાથમાં લીધી. તે આગળ વધ્યો અને કઅબહ પાસે જઇને દુઆ માગતાં બોલ્યો, ''અલ્લાહુમ્મ લમ તુરઅ.'' એટલે હે અલ્લાહ ! તને કોઇ ભય નથી અથવા કોઇ તને ભયભિત કરી શકે નહિ. [૧]

કેટલાકના કથન મુજબ તેણે ''અલ્લાહુમ્મા લમ નઝિગ''કહ્યું એટલે હે અલ્લાહ ! અમે કોઇ વાંકો રાહ લીધો નથી. અમારો તો ભલાઇનો જ ઇરાદો છે એટલે કોઇ બુરા વિચારે કઅબહને અમે તોડના નથી. પછી તેણે બંને રૂકનો તરફનો અમુક ભાગ કોદાળીથી તોડવા માંડ્યો અને બીજા લોકો ત્યાં ઊભા ઊભા તમાશો જોતા રહ્યા. કોઇએ તેમાં ભાગ લેવાની હામ ભીડી નહિ. અમુક ભાગ તોડીને વલીદ અટકી ગયો ત્યારે કુરૈશ બોલ્યા, ''આપણે રાતભર રાહ જોઇશું. અગર વલીદ પર કોઇ આફત ઊતરી તો કઅબહને તોડવાનું માંડી વાળીશું અને જેટલો ભાગ તૂટ્યો છે તેને સમારી લઇશું. પણ જો કોઇ આફત વલીદ પર નહિ ઊતરી તો સમજીશું કે અલ્લાહ આપણા આ કામથી રાજી છે. પછી બધા ભેગા મળીને આયોજન મુજબ કઅબહને તોડવાનું કામ આરંભી દઇશું.''

જ્યારે સવાર પડી અને લોકોએ જોયું કે વલીદ બિન મુગીરહ હેમખેમ કે સહીસલામત છે અને કોઇ આફત, કોઇ સંકટ, કોઇ બલા તેની ઉપર નહિ ઊતરી અને ફરીવાર તે પોતાના કામમાં લાગેલો છે તો કુરૈશના લોકોને પણ હિંમત આવી ગઇ અને તેઓ મોકળા મનથી ઉત્સાહભેર કઅબહને તોડવામાં તેની સાથે જોડાઇ ગયા. પછી જ્યારે તેઓ કઅબહના ખોદકામમાં હઝરત ઇબ્રાહીમ (અલૈ.)એ ચણેલા પાયા સુધી પહોંચી ગયા તો ત્યાં ઊંટની કોહાન જેવા લીલા રંગના કેટલાક પથ્થરો તેઓના જોવામાં આવ્યા. આ પથ્થરો એકબીજા સાથે મજબૂતીથી વળગેલા હતા. (ઊંટની કોહાન એટલે ઊંટની ખાંધ.)

કુરૈશના એક માણસે જ્યારે ઇબ્રાહીમી પાયાના બે પથ્થરોને એકબીજાથી અલગ પાડવા હથિયારનો પ્રહાર કર્યો તો તેના આઘાતથી એક મોટો ધડાકો થયો અને મક્કહની ધરતી ધણધણી ઊઠી. આ જોઇને કુરૈશના

૧. વલીદ બિન મુગીરહ મશહૂર સિપહસાલાર હઝરત ખાલિદ બિન વલીદનો બાપ હતો. મક્કહના અગ્રણીઓમાં સૌથી ઊંચું સ્થાન ધરાવતો હતો. ''હ''

લોકો સમસમીને અટકી ગયા અને તેઓએ ઇબ્રાહીમી પાયાને ઉખાડવાનું માંડી વાળ્યું.[1]

**કઅબહના પાયામાંથી મળેલો શીલાલેખ**---------ઇબ્ને ઇસ્હાક કહે છે : મને એવી આધારભૂત માહિતી પણ મળી છે કે કુરૈશને કઅબહના રૂકન પાસેની દીવારના ખૂણામાંથી એક શિલાલેખ મળી આવ્યો જે સુરયાની લિપિમાં કોતરાયેલો હતો. કુરૈશના લોકો તેને વાંચી શકયા નહિ કે તેમાં શું લખેલું છે. છેવટે એક યહૂદી ધર્મગુરૂને બોલાવવામાં આવ્યો તેણે એ શિલાલેખનું લખાણ વાંચી સંભળાવ્યું. તેમા લખેલું હતું:

> "હું અલ્લાહ છું. હું મક્કહનો માલિક છું. મેં મક્કહનું તે દિવસે સર્જન કર્યું જયારે કે મેં ધરતી અને આકાશનું સર્જન કર્યું. મેં ચાંદ અને સૂરજનું સર્જન કર્યું. મેં કાયમ માટે સાત ફરિશ્તાઓ નિમાર્ણ કર્યા જેઓ મક્કહનું ત્યાં સુધી રક્ષણ કરતા રહેશે જયાં સુધી એના બંને પહાડો બાકી છે. મેં મક્કહવાસીઓ માટે મક્કહના પાણી અને દૂધમાં બરકત ભરી દીધી છે."

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને એવી સનદી માહિતી પણ મળી છે કે કુરૈશને "મકામે-ઇબ્રાહીમ" પાસેથી પણ એક શિલાલેખ મળ્યો હતો જેમાં લખેલું હતું કે : "આ કઅબહ અલ્લાહનું ઘર છે. રોજી એના ત્રણ રસ્તેથી આવશે. મક્કહમાં રહેનારાઓને છાજે નહિ કે પોતે પહેલ કરીને કઅબહના અપમાનનું જોખમ ખેડે."

લૈસ બિન અબી સુલૈમ દાવાપુર્વક કહે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીના ૪૦ વરસ પૂર્વે કુરૈશને કઅબહમાંથી એક શિલાલેખ મળી આવ્યો હતો. તેમાં કંડારેલું હતું :

> "જે ઇન્સાન નેકીનું વાવેતર કરશે તે ઇર્ષાપાત્ર ઉલ્લાસ રૂપે તેનું ફળ મેળવશે. જે ઇન્સાન બદીનું વાવેતર કરશે તે પસ્તાવા રૂપે તેનું ફળ મેળવશે. શું તમે બદીનું બીજ રોપીને નેકીનું ફળ મેળવવાના આશાવાદી છો ? હા, આમ કદી બની શકે નહિ. બાવળના વૃક્ષથી દ્રાક્ષના ઝૂમખા તમે કદી તોડી નહિ શકો."

**હજરે-અસ્વદ વિષે પડેલી તકરાર**---------ઇબ્ને ઇસ્હાક કહે છે : ખાનએ-કઅબહના ખંડન પછી તેના મંડનનું કામ આરંભાયું. આયોજન મુજબ કુરૈશના વિવિધ કબીલાએ પથ્થરો ભેગા કરીને તેનું ચણતર શરૂ કર્યું. બાંધકામ જયારે હજરે-અસ્વદ સુધી પહોંચ્યું તો જન્નતમાંથી આવેલા આ કાળા પથ્થર એટલે હજરે-અસ્વદને તેના મૂળ ચોકઠામાં મઢી લેવા અંગે કબીલાઓમાં તકરાર પડી. દરેક કબીલો ચાહતો હતો કે હજરે-અસ્વદને તેના ચોકઠામાં મઢી લેવાનું માન પોતે ખાટી જાય. આ તકરારે આગળ વધીને ઉગ્ર રૂપ લીધું. પછી તો બધા કબીલા જૂથબંધી કરીને અલગ-અલગ ટોળીઓમાં વહેંચાઇ ગયા. દરેક ટોળીએ મરવા-મારવાના સોગંદ લીધા અને મામલો કાપાકાપી સુધી પહોંચી ગયો.

અબ્દુદ-દાર ખાનદાનના લોકો લોહીથી ભરેલો કટોરો લઇ આવ્યા. દરેકે લોહીમાં આંગળાં બોળીને લડાઇની પ્રતિજ્ઞા લીધી કે લોહીના છેલ્લા ટીપાં સુધી લડીશું પણ પીછેહઠ નહિ કરીશું. આ જૂથનું નામ "લઅ-કતુદ-દમ" પડી ગયું એટલે લોહી ચાટનાર ટોળી. સારાંશ કે કોકડું વધું ગૂંચવાયું કે કટોકટી ભરેલી ચારપાંચ રાતો પસાર થઇ જવા છતાં તેનો ઉકેલ નહિ મળ્યો. છેવટે કુરૈશમાંથી ઠરેલ બુદ્ધિના મોવડીઓ કઅબહની મસ્જિદમાં

---

૧. કઅબહની બાંધણીમાં હલાલ કમાણીની શર્ત હોવાથી ભંડોળ ખૂટી પડયું તો કઅબહનો થોડોક ભાગ એમ જ છોડી દીધો અને તેની ફરતે દીવાર ચણી લેવામાં આવી. એ ભાગ આજે પણ એમ જ છે. ફોટામાં જોઇ શકાય છે.

ભેગા થયા અને સમસ્યાના શાંતિભરેલા ઉકેલ માટે ચર્ચાવિચારણા કરીને ન્યાયનો રસ્તો લેવા સંમત થયા.

**રસૂલુલ્લાહ (સલ.)નો હિકમત ભરેલો ફેસલો**————અમુક રાવીઓના દાવા મુજબ એ દિવસોમાં અબૂ ઉમૈયહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ નામે ગૃહસ્થ કુરૈશના કબીલાઓમાંથી સૌથી મોટી વયનો અને સમજબુધ્ધિમાં લોકમાન્ય હતો. તેણે પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું,

> ''હે કુરૈશ ! તમે એક કામ કરો. કાલે પરોઢે જે શખ્સ કઅબહની મસ્જિદના દરવાજામાં સૌથી પહેલાં પ્રવેશે તેને લવાદ નીમો અને તે આ સમસ્યાના ઉકેલનો જે ફેસલો આપે તેને મંજૂર કરી લો.''

બધાએ અબૂ ઉમૈયહનો આ પ્રસ્તાવ એકમતે વધાવી લીધો અને અલાહની કુદરત જુઓ કે પરોઢે સર્વપ્રથમ જે શખ્સ મસ્જિદના દરવાજા તરફ આવતો દેખાયો તે અલ્લાહના પ્યારા હબીબ હઝરત મુહંમદ સલ-લલ-લાહુ અલૈહિ વ સલ્લમ હતા. આપને જોતાં જ બધા પોકારી ઊઠયા, ''હાઝલ-અમીન, રદીના! હાઝા મુહંમદ!'' એટલે આ તો તે અમીન છે જે બધાના જાણીતા છે ! એ તો મુહંમદ છે ! એમના ફેસલા પર અમે રાજી છીએ ! લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તકરારની વિગતથી માહિતગાર કર્યા અને સમસ્યાના ઉકેલ માટે આપની લવાદીનો સ્વીકાર કરતાં અરજ કરી, ''હે અમીન ! આપ જે ફેસલો આપશો તે અમને દિલોજાનથી મંજૂર છે.''

ત્યારે આપે ફરમાવ્યું, ''હે લોકો ! એક ચાદર મારી પાસે લાવો.'' લોકો ચાદર લઇ આવ્યા. આપે આગળ બઢીને હજરે-અસ્વદને પોતાના મુબારક હાથોમાં ઉપાડયો અને તેને ચાદર પર મૂકીને પછી ફરમાવ્યું, ''દરેક કબીલો ચાદરનો એક એક ખૂણો પકડી લે, બધા મળીને હજરે-અસ્વદને ઉપાડે, અને દીવાર પાસે લઇ આવે.''જયારે કાળો પથ્થર ત્યાં પહોંચી ગયો જયાં તેને ગોઠવવાનો હતો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં પધાર્યા અને પોતાના મુબારક હાથોથી હજરે-અસ્વદને ચાદર પરથી ઉપાડીને તેના સ્થળે ગોઠવી દીધો.

આ રીતે આપસમાં પડેલી તકરારનો સુખદ અંત આવતાં કઅબહની તઅમીરનું અટકેલું કામ કુરૈશે ફરીવાર શરૂ કરી દીધું. એટલે જ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર વહી ઊતરવા પહેલાં એટલે આપને પયગમ્બરી મળવા પહેલાં કુરૈશના લોકો આપને ''અમીન''ના હુલામણા નામે બોલાવતા હતા.

**કઅબહના ભોંયરામાં વસેલા સાપને લગતું કાવ્ય**————કઅબહના ભોંયરામાં ભરાયેલા સાપના ભયથી લોકો કઅબહની નવરચનાથી ગભરાતા હતા. તેને લગતું ૧૦ શેઅરોનું એક કાવ્ય રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા ઝુબૈર બિન અબ્દુલ-મુત્તલિબે રચેલું છે. તેના થોડાક શેઅરો આ રહ્યા :

અજીબ્તુ લિમા તસવ-બઅતિલ - ઉકાબુ • ઇલસ - સુઅબાનિ વહય લહઝ - તિરાબુ.

હું બેહદ નવાઇ પામી ગયો ગરૂડ સાપ તરફ કેમ ઊતરી આવ્યો ! જો કે સાપ તો ગરૂડને પણ મુઝવી નાખનાર જાનવર છે.

વકદ કાનત યકૂનુ લહા કશીશુન • વ અહયા-નન યકૂનુ લહા વિસાબુ.

અને તેની કાંચળીમાંથી કદી તો એક ખાસ પ્રકારનો સ્વર સંભળાતો હતો અને કદી તે ત્રાટકી પણ પડતો

હતો.

ઇઝા કુમના ઇલત - તાસીસિ શદ્દુતુ • તુહય - યબનલ બિનાએ વકદ તુહાબુ.

જ્યારે કઅબહના નવનિર્માણ માટે અમે ઊભા થયા તો સાપ અમને ડરાવવા માટે દોડતો હતો અને પોતે પણ ડરતો હતો.

ફલમ્મા અન ખશીનર-રજઝા જાઅત • ઉકાબુન તત-લઇબ્બુ લહા - ઉન-સિબાબુ.

પછી જ્યારે અમે તેના નુકસાન કે તકલીફ પહોંચાડવાથી ડરી ગયા તો એક ગરૂડ આવ્યો જે ખાસ તેના જ માટે ઊતરી આવ્યો હતો.

ફદમ - મત્હા ઈલૈહા સુમ્મ ખલ્લત • લનલ-બુનયાન લયસા લહૂ હિજાબુ.

તેણે તેને પોતાની તરફ ખેંચી લીધો અને અમારા માટે કઅબહને ખાલી કરી દીધો કે જેથી તેની પાસે જવામાં કોઈ રોકટોક ન રહે.

ઈબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જમાનામાં ખાનએ-કઅબહની ઊંચાઇ અઢાર હાથ જેટલી હતી. તેની ઉપર સુતરાઉ કાપડનો ગિલાફ નાખવામાં આવતો હતો. પછી લોકો ધારીદાર કાપડના લાંબો ગિલાફ ચઢાવવા લાગ્યા. સૌથી પહેલાં જે ગૃહસ્થે દીબાજ એટલે રેશમી તાણાવાણાવાળા કાપડનો ગિલાફ કઅબહ પર ઓઢાડયો તે હજ્જાજ બિન યૂસુફ હતો.

# પ્રકરણ ૩૩

# કુરૈશમાં ''હુમ્સ''ની પ્રથાનો આરંભ

કુરૈશે ઉપજાવી કાઢેલી હુમ્સની બિદઅત • હજજની અમુક ઇબ્રાહીમી ક્રિયાઓનો ત્યાગ • કુરૈશે ઉપજાવી કાઢેલી બીજી બિદઅતો • કુરૈશની બિદઅતોનું ઇસ્લામે કાઢેલું નિકંદન.

**કુરૈશે ઉપજાવી કાઢેલી ''હુમ્સ''ની બિદઅત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહના કુરૈશે પોતાના ભેજાંમાંથી એક વિચિત્ર પ્રથા ઉપજાવી કાઢી અને તેનું નામ ''હુમ્સ'' રાખીને તેનો અમલ ચાલુ કરી દીધો. કુરૈશમાં આ વિચિત્ર પ્રથાનો આરંભ અસહાબે-ફીલની ઘટના પહેલાં થયો કે પછી તેની અલ્લાહને ખબર છે. એનું કારણ એમ બન્યું કે સમયના પ્રવાહની સાથે કુરૈશના મગજમાં એવો ધુમાડો ભરાઇ ગયો કે અમે અલ્લાહના પયગમ્બર હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની અવલાદ છીએ. અમે મક્કહના મૂળ વતની અને અલ્લાહના ઘર કઅબહના મુતવલ્લી છીએ. તેથી વાજબી રીતે અમે રાજવંશી હોવા ઉપરાંત અલ્લાહના પાડોશી કે અલ્લાહના કુટુંબીજનો છીએ. સારાયે અરબમાં અમારી તોલે પહોંચી શકે તેવું કોઇ નથી. વળી જે આબરૂ, જે પ્રતિષ્ઠા, જે માન અને જે અધિકારો અમે ભોગવીએ છીએ તેની સરખામણીએ અરબનું કોઇ ખાનદાન અમારી તોલે આવી શકતું નથી. અરબભરમાં અમે સૌથી ચઢિયાતા અને માન મરતબામાં સૌથી ઊંચા છીએ. એના સંદર્ભમાં એક વેળા તેઓ મંત્રણા માટે ભેગા મળ્યા અને તેમાં એવું ઠરાવ્યું કે :

- કુરૈશના લોકો માટે જરૂરી છે કે જેટલું માન તેઓ ખાનએ-કઅબહનું જાળવે છે, આજ પછી મક્કહ બહારના કોઇ ધર્મસ્થળનું તેટલું માન જાળવે નહિ.''
- ''કુરૈશના લોકો માટે જરૂરી છે કે તેઓ જેટલું મૂલ્ય પવિત્ર હરમનું આંકે છે આજ પછી મક્કહ બહારની કોઇ વસ્તુનું તેટલું મૂલ્ય આંકે નહિ.''
- ''અગર કુરૈશના લોકો મક્કહ બહારના તીર્થો, મંદિરો કે યાત્રાધામોનું કઅબહ જેટલું જ મૂલ્ય આંકવા લાગે તો આપણા કઅબહ અને મક્કહનું મૂલ્ય તેઓની નજરમાં તુચ્છ થઇ પડશે અને તેઓ કહેશે કે તમારા કઅબહ અને હરમની શી વિશેષતા છે કે તેને સવિશેષ માન આપવામાં આવે ?''

**હજજની અમુક ઇબ્રાહીમી ક્રિયાઓનો ત્યાગ**————કુરૈશની આ મૂર્ખામી ભરેલી મનોદશાના નતીજા રૂપે હજજના દિવસોમાં તેઓએ બીજા અરબ હાજીઓ સાથે અરફાતના મેદાનમાં

થોભવાનું [1] અને ત્યાંથી બધા હાજીઓ સાથે (મુઝ-દલિફહ તરફ) કૂચ કરવાનું છોડી દીધું. જો કે તેઓ અંતઃકરણથી માનતા જરૂર હતા કે આ ક્રિયા હજજનું એક અનિવાર્ય અંગ છે. અને એનો રિવાજ હઝરત ઇબ્રાહીમ (અલૈ.)થી પરંપરાગત ઊતરી આવેલો હોવાંથી તેનો અમલ જરૂરી છે. આજ સુધી તેઓ પોતે પણ બીજા હાજીઓ પેઠે આ ક્રિયાનું ચુસ્તપણે પાલન કરતા રહ્યા હતા.

પરંતુ ભેજાંમાં તુમાખીનો ભૂત ભરાઇ જવાથી તેઓ આ રિવાજને છોડી બેઠા અને બીજા હાજીઓને કહી દીધું કે તમે જઇને અરફાતમાં કિયામ કરો. અમે તો હરમવાસી છીએ. અમારા માટે હરમમાંથી નીકળવાનું જરૂરી નથી અને અરફાતમાં થોભવાનું શોભારૂપ નથી. હરમથી બહારના સ્થળોને અમે હરમ જેટલું માન આપી શકીએ નહિ કેમકે અમે "હુમ્સ" છીએ અને હુમ્સ એટલે હરમ-નિવાસી. [2]

એ પછી કુરૈશે "હુમ્સ" ના અધિકારો એવા અરબોને પણ આપી દીધા જેઓ હરમની હદમાં વસતા હતા અથવા બહારથી આવીને કુરૈશની વસતિમાં પેદા થયા હતા. એમના માટે પણ તેજ વાતો હલાલ કે હરામ ઠરાવી દીધી જે કુરૈશ માટે હલાલ કે હરામ ગણાતી હતી. પછી બનૂ કિનાનહ, બનૂ ખુઝાઅહ અને બનૂ આમિર બિન સઅસઆ બિન હવાઝિન પણ આ વાતોમાં કુરૈશ સાથે શામિલ થઇ ગયા.

(નોટ :- અહીં અલ્લામા ઇબ્ને હિશામે કુરૈશની મનઘડત "હુમ્સ" નામે પ્રથાના ટેકામાં બે શાઇરોની કાવ્ય-પંકિતઓ ટાંકેલી છે જેનાથી વાત લંબાતાં જંગે-જબલા અને જંગે ઝી-નજબની લડાઇઓનું વર્ણન થયું છે. એનું બયાન બિનજરૂરી હોવાથી અમે એ લખાણ છોડી દીધું છે.)

**કુરૈશે ઉપજાવી કાઢેલી બીજી બિદઅતો**———ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી કુરૈશે "હુમ્સ"ની આ લેભાગુ પ્રથાના સિલસિલામાં એવી-એવી બિદઅતો ઉપજાવી કાઢી જે તેઓના બાપદાદાના જીવનમાં ન હતી. દાખલા તરીકે :

- ———હુમ્સના લોકો પોતાના ખોરાકમાં પનીરનો ઉપયોગ ન કરી શકે.
- ———એહરામનો પોશાક પહેરેલો હોય તેવી હાલતમાં માખણને તાવીને ઘી નહિ બનાવી શકે.
- ———એહરામની હાલતમાં ઘી બનાવી લીધું હોય તો ખોરાકમાં તેનો ઉપયોગ ન કરે.
- ———કમલીથી તાણેલા તંબૂમાં રહી નહિ શકે.
- ———ચામડાના તંબૂ સિવાય બીજી કોઇ વસ્તુના સાયામાં પ્રવેશી નહિ શકે.

પછી તો કુરૈશે મનઘડત બિદઅતોના મામલામાં બે ડગલાં આગળ વધીને એવો વટહુકમ છોડયો કે :

- ———હજજ અને ઉમ્રહ માટે આવેલા પરદેશી હાજીઓ પોતાની સાથે બહારથી આણેલો ખોરાક હરમમાં

---

૧. અરફાત : મક્કહથી આસરે નવેક ગાઉ પર આવેલા એક મેદાનનું નામ. અરફહના દિવસે એટલે ઝિલ-હજજની નવમી તારીખે હાજીઓ મક્કહથી નીકળીને અહીં કિયામ કરે છે. ઝુહર અને અસરની નમાઝ પઢે છે. ઇબાદત, તિલાવત અને દુઆમાં વ્યસ્ત રહે છે. અરફાતનો કિયામ હજજનો અનિવાર્ય રૂકન હોવાથી હાજીઓ માટે અહીં થોભવું જરૂરી છે. એ છૂટી જાય તો હજજ અદા નહિ થઇ શકે. કુરૈશના લોકો મોટાઇની તુમાખીમાં એને જ છોડી બેઠા. "હ"

૨. અરબી ભાષામાં "હુમ્સ"ના અર્થ બહાદુર, દિલેર, પ્રતિષ્ઠિત, સંસ્કારી સુધરેલા વગેરે થાય છે. વળી ધર્મના સિધ્ધાંતોનું ચુસ્ત રીતે પાલન કરનારાઓને પણ હુમ્સ કહે છે. કુરૈશ, બનૂ કિનાનહ, બનૂ ખુઝાઅહ, બનૂ જુદૈલહ અને તેઓના અનુયરોએ પણ ગર્વ તરીકે પોતાને બીજા અરબોથી નોખા પાડવા આ લકબ ગ્રહણ કરી લીધો હતો. "હ"

બેસીને જમી નહિ શકે.

• ————બહારથી લાવેલા પોશાકમાં કઅબહનો પહેલો તવાફ નહિ કરી શકે. માત્ર હરમની દુકાનેથી ખરીદેલા પોશાકમાંજ કઅબહનો તવાફ કરી શકાય.

• ————હુમ્સની દુકાનેથી નવો પોશાક ખરીદવાની ગુંજાઈશ ન ધરાવનાર વ્યકિતએ પહેરેલો પોશાક ઉતારીને નગ્ન દશામાં કઅબહનો તવાફ કરવો પડશે.

• ————બહારથી આવનાર કોઈ આબરૂદાર સ્ત્રી કે આબરૂદાર પુરૂષ હુમ્સનો પોશાક ન મેળવી શકે અને પોતાની આબરૂ ખાતર બહારના પોશાકમાં જ તવાફ કરી લે તો તવાફથી પરવારતાં જ એ પોશાક ઉતારી નાખે. ઉતારેલા આ પોશાકનો ન પોતે ઉપયોગ કરી શકે ન કોઈ બીજી વ્યકિત એનો ઉપયોગ કરી શકે, ન કોઈ વ્યકિત કદી તેનો સ્પર્શ કરી શકે. અરબના લોકો આવા પોશાકને "લકા"કહેતા હતા.

સારાંશ કે કુરૈશના લોકોએ, ઉપજાવી કાઢેલા આ કુરિવાજો, બિદઅતો અને કાયદાઓ અરબના તમામ લોકો પર પરાણે ઠોકી બેસાડયા અને અરબોએ પણ તેને માનીને તેનો અમલ કરવો પડયો. તેઓ અરફાતમાં કિયામ કરતા અને ત્યાંથી જ તવાફ માટે મક્કહ ચાલ્યા જતા. ગરીબ, નાદાર કે આર્થિક રીતે કમજોર સ્ત્રી-પુરૂષોએ નગ્ન દશામાં કઅબહનો તવાફ કરવો પડતો. કેટલીક સ્ત્રીઓ માત્ર એક કુર્તી પહેરીને તવાફ કરી લેતી. એવી જ એક સ્ત્રીએ અર્ધનગ્ન દશામાં તવાફ કરતી વેળા આ શેઅર લલકાર્યો:

અલ - યવમ યબદુ બઅદહૂ અવ કુલ્લહૂ • વમા બદા મિન્હુ ફલા ઉહિલ - લહૂ.

આજે એ "વસ્તુ" નો અમુક ભાગ યા પૂરો ભાગ બેપર્દા થઈ જશે તેમ છતાં એ "વસ્તુ"ના કોઈપણ ખુલ્લા ભાગનો લાભ લેવાની હું કોઈને પરવાનગી આપી શકતી નથી.

આ રીતે કુરૈશના અણછાજતા કે ધર્મવિરોધી કાયદાઓનું અરબના લોકોએ અનિચ્છાએ પાલન કરવું પડતું. મક્કહ બહારનો કોઈ હાજી પોતાના સ્વદેશી પોશાકમાં કઅબહનો તવાફ કરી લેતો તો તવાફ બાદ આ પોશાક તેણે ઉતારી નાખીને ફગોટી દેવો પડતો. પછી આ પોશાક બિલકુલ નકામો થઈ પડતો કેમકે કુરૈશે ઘડેલા કાયદા મુજબ કોઈ પણ માણસ એને પહેરી શકતો નહિ, બલકે તેનો સ્પર્શ સુધ્ધાં કરી શકતો નહિ. પરદેશથી આવેલો એક અરબ હાજી પોતાના એવા જ કિંમતી પોશાક પર ખેદના આંસુ સારતાં કહે છે :

કફા હઝનન કર્રી અલૈહા કઅન - નહા • લકન બયના અયદિત - તાઈફીન હરીમુ.

મારૂં, આ પોશાક પાસેથી વારંવાર પસાર થવું એનો ગમ ખાવા માટે પુરતું છે. જાણે કે એ તવાફ પછીનો ફગોટી દીધેલો પોશાક છે. મારો આ પોશાક તવાફ કરનારાઓની આંખ આગળ પડેલો છે. છતાં કોઈનો હાથ એને સ્પર્શી શકતો નથી.

શાઈરે ઉપરના શેઅરમાં "હરીમ" શબ્દનો પ્રયોગ કર્યો છે. જેના અર્થ એવી હરામ કરેલી વસ્તુ છે જેને હાથ પણ અડાડી નહિ શકાય. (બિચારો શાઈર વારંવાર પોશાક પાસેથી પસાર થઈને હસરતભરી નજરે તેને જોતો રહ્યો અને આટલો કિંમતી પોશાક કુરૈશની જોહુકમીથી બેકાર ગયો તેના ઉપર અફસોસના આંસું સારતો રહ્યો.)

**કુરૈશની બિદઅતોનું નિકન્દન**————સારાંશ કે અરબના લોકો કુરૈશે ઉપજાવી કાઢેલા હુમ્સના

કાનૂનની બિદઅતો આગળ લાચાર હતા અને તેઓ નાગા થઈને કે અર્ધનગ્ન દશામાં હજ્જ કરવા પર મજબૂર હતા અને મુદ્દત સુધી તેઓ એજ પરંપરા પર કાયમ રહ્યા ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના પયગમ્બર બનાવીને જગતમાં જાહેર કર્યા અને જ્યારે ઈસ્લામનો પાયો મજબૂત થઇ ગયો અને હજ્જના નીતિનિયમો નક્કી થયા તો અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર પર કુર્આનની આ આયત નાઝિલ કરી :

| | |
|---|---|
| સુમ્મ અફીદૂ | ત્યારે ''તમે'' પણ ત્યાંથી જ કૂચ કરો |
| મિન હયસુ અફાદન-નાસ. | જ્યાંથી ''બીજા લોકો'' કૂચ કરે છે. |
| વસ્તગ - ફિરુલ્લાહ | અને અલ્લાહ પાસે માફી માગતા રહો |
| ઈન્નલ્લાહ ગફૂરુર-રહીમ. | બેશક અલ્લાહ મોટો ક્ષમાદાતા અને બેહદ દયાળુ છે. |

અહીં ''તમે'' ના અર્થ કુરૈશ છે અને ''બીજા લોકો'' થી મતલબ અરબના તમામ લોકો છે જેઓ હજ્જ માટે આવે છે. એટલે જેવી રીતે અરબના બીજા હાજીઓ અરફાતથી કૂચ કરીને મક્કહ પહોંચે છે તેવી જ રીતે કુરૈશે પણ અરફાતથી કૂચ કરીને મક્કહ પહોંચવું જોઇએ. કુરૈશે તો હુમ્સની પ્રથા ઉપજાવી કાઢીને મોટાઈની તુમાખીમાં બીજા અરબ હાજીઓ સાથે અરફાતમાં જવાનું જ માંડી વાળ્યું હતું. અલ્લાહના આ હુકમ પછી હજ્જનું વરસ આવ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બધા હાજીઓને લઇને અરફાતમાં પધાર્યા. આપે બધા હાજીઓ સાથે અરફાતમાં કિયામ કર્યો અને પછી ત્યાંથી જ બધા લોકોને લઇને તવાફ માટે મક્કહ પધાર્યા.

**પોશાક અને ખાણીપીણીની ચીજોનો હુકમ**————કુરૈશે હુમ્સના અભિમાનમાં બહારથી આણેલી ખાણીપીણીની વસ્તુઓ પર તથા બહારના હાજીઓના પરદેશી પોશાક પર પ્રતિબંધ મૂકીને કહી દીધું હતું કે એવો ખોરાક હરમમાં ખાવો હરામ છે. અને એવો પોશાક પહેરીને કઅબહનો તવાફ કરવો હરામ છે. આ કારણે લોકો નાછૂટકે માદરઝાદ નાગા કે અર્ધનગ્ન થઈને તવાફ કરતા હતા. એના સંદર્ભમાં અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર પર આ આયતો નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| યા બની આદમ | હે આદમની અવલાદ ! |
| ખુઝૂ ઝીનત - કુમ | તમે પહેરી લો તમારી શોભાનો પોશાક |
| ઈન્દ કુલ્લિ મસ્જિદ. | દરેક મસ્જિદમાં જતી વેળા. |
| વ કુલૂ વશ-રિબૂ | અને ખાઓ અને પીવો |
| વલા તુસ-રિફૂ | અને ઈસરાફ એટલે ફુઝૂલ-ખર્ચી ન કરો |
| ઈન્નલ-લાહ લા યુહિબ્બુલ | બેશક અલ્લાહ પસંદ નથી કરતો |
| મુસ-રિફીન. | ફુઝૂલ-ખર્ચી કરનારાઓને. |

એટલે અલ્લાહ તઆલાની ઈબાદત વેળા તમારા બદન પર પોશાક હોવો જરૂરી છે. નગ્ન દશામાં અલ્લાહની ઈબાદત કરી શકાય નહિ. તમે જે પોશાક પહેરેલો છે એજ તમારી શોભાનો પોશાક છે. મક્કહની દુકાનેથી નવો પોશાક ખરીદવાની જરૂર નથી. તમે જે ખાવાની વસ્તુઓ લઈને આવ્યા છો તેને જ ખાયપીને અલ્લાહનો શુક્ર અદા કરો. એ અલ્લાહની નેઅમતો છે. અલ્લાહની નેઅમતોની કદર કરો. અલ્લાહની નેઅમતોને ફગોટી

ન દો. ફગોટી દેશો તો એ ના-શુકરી અને ફુઝૂલ-ખર્ચી છે. તમારી રોજી તંગ થઈ જશે. તમે નહિ તો તમારી અવલાદ મુસીબતમં આવી જશે.

એના પછીની આયતનો તરજુમો આ છે :

"હે નબી ! કહી દો એમને કે આ શોભાની વસ્તુઓને અને ખાવાપીવાની પાકસાફ વસ્તુઓને કોણે હરામ કરી છે ? (અલ્લાહ તઆલાએ તો હરામ નથી કરી. કુરૈશ એને હરામ કરનાર કોણ ? ) આ વસ્તુઓ તો અલ્લાહએ પોતાના બંદાઓ માટે પૈદા કરેલી છે."

"હે નબી ! કહી દો, અલ્લાહની નેઅમતો આ દુનિયાના જીવનમાં મુસલમાનો માટે છે અને કિયામતના દિવસે તો ફકત મુસલમાનો માટે જ હશે. આ રીતે અમે જ્ઞાનીઓ માટે પોતાના આદેશો વિગતથી બયાન કરીએ છીએ."

તો અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના પયગમ્બર બનાવીને ઈસ્લામ મારફતે, કુરૈશની હૈંકડાઈ ભરેલી હુમ્સની પ્રથાનું અને તેઓએ ઘડી કાઢેલી બિદઅમતોનું અને બહારના હાજીઓ પ્રત્યે તેઓના અન્યાયી વર્તાવનું નિકન્દન કાઢી નાખ્યું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : જુબેર બિન મુત્ઈમનું બયાન છે કે હજ્જતુલ-વદાઅમાં મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એવી હાલતમાં જોયા કે આપ પોતાના ઊંટ પર બેસીને બધા લોકોની સાથે પોતાની કૌમ વચ્ચે અરફાતના મેદાનમાં બિરાજેલા હતા. એ પછી અલ્લાહ તઆલાએ આપને જે હુકમ ફરમાવેલો હતો તે હુકમ મુજબ આપ અરફાતથી જ પોતાની કૌમને સાથે લઈને રવાના થયા. અલ્લાહની બેશુમાર રહમતો હો આપ પર અને આપની આલ પર !

---

# પ્રકરણ ૩૪

# રસૂલુલ્લાહ (સલ.)ની પધરામણીની બશારતો

અહબાર, રુહબાન અને કાહિનો • ખરતા તારા અને શયતાનો • જિન્નાતનો ઇસ્લામ સ્વીકાર • ખરતા તારા અને અમ્ર બિન ઉમૈયહ • ખરતા તારાની હકીકત • બનૂ સહમ કબીલાની કાહિનહ • જમ્બ કબીલાના સાધુ મહારાજ • હઝરત ઉમર અને એક કાહિન • કપાયેલા વાછરડાનો પોકાર.

**અહબાર, રુહબાન અને કાહિનો**---------ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળવા પહેલાં યહૂદના અહબાર એટલે યહૂદી ધર્મના ધર્મગુરૂઓ તથા નસારાના ''રુહબાન'' એટલે ખ્રિસ્તી ધર્મના સંસાર-ત્યાગી સંન્યાસીઓ અને અરબોના કાહિનો એટલે મૂર્તિપૂજકોના સંતસાધુઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીની આગાહીઓ પોકારવા લાગ્યા હતા. કેમકે આપની પયગમ્બરી અને પધરામણીનો સમય પાકી ગયો હતો. યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પાસે તો તેઓની આકાશી કિતાબો મવજૂદ હતી. આકાશી કિતાબોમાં આપની પધરામણીની પેશીનગોઇઓ દર્શાવેલી હતી. આપ કયારે પધારવાના છે, અને આપની જાતમાં કેવી કેવી ખૂબીઓ હશે અને તે કયો જમાનો હશે, અને તેની શું નિશાનીઓ હશે એ બધું આકાશી કિતાબોમાં સ્પષ્ટ રીતે દર્શાવેલું હતું. અને તેઓ પધારે ત્યારે તેમને વધાવી લઇને તેમની ઉપર ઇમાન લાવવાનું વચન પણ તેઓના પયગમ્બરોએ પોતપોતાની કૌમ પાસેથી લીધું હતું. આ બધી વાતોથી યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પૂરી રીતે માહિતગાર હતા. આકાશી કિતાબોની એજ માહિતીઓને આધારે યહૂદના અહબાર અને નસારાના રુહબાન સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પ્રગટ થવાની આગાહીઓ પોકારવા લાગ્યા હતા.

એથી વિરૂધ્ધ અરબના મૂર્તિપૂજકોના કાહિનો એટલે સંતસાધુઓ, પુરોહિતો, પંડિતો, જયોતિષીઓ, સાધુસંન્યાસીઓ વગેરે આ પ્રકારનો ગૈબી ઇલ્મ જિન્નાતમાંથી પેદા થતા શયતાનો મારફતે મેળવતા હતા. તેઓ જિન્નાતની કૌમના આ શયતાનો સાથે તંત્રમંત્રની વિદ્યાથી દોસ્તી ગાંઠીને આકાશની છુપી બાતમીઓનું જ્ઞાન મેળવી લેતા હતા, તે એવી રીતે કે જિન્નાતના આ શયતાનો ચોરીછૂપીથી દુનિયાના આકાશ સુધી પહોંચી જતા હતા. ત્યાં લપાતા છુપાતા આકાશના એક ખૂણામાં કાન માંડીને બેસી જતા હતા. એ પછી ફરિશ્તાઓની વાતચીતમાંથી જે કંઇ કાને પડતું તેને સાંભળી લઇને જાન બચાવવા ઉતાવળે ત્યાંથી ભાગી છૂટતા હતા. પછી જમીન પર આવીને પોતાના મિત્રોને એટલે કાહિનોને, ફરિશ્તાઓની વાતચીતમાંથી, સાંભળી લીધેલી વાતોના

સમાચાર આપી દેતા હતા. જેને સાંભળીને આ કાહિનો તેમાં મીઠું મરચું ભભરાવીને ગૈબી વર્તારા બહાર પાડતા હતા.

**ખરતા તારા અને શયતાનો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : તે જમાનામાં શયતાનો કે જિન્નાત માટે આકાશ પર જઈને ત્યાંના સમાચારો લાવવા પર કોઈ ખાસ પ્રતિબંધ ન હતો અને ન તેઓને, શિહાબ એટલે ખરતા તારાઓના ચાબખાથી ફટકારીને આકાશી ખબરો લાવવાથી રોકવામાં આવતા હતા. અરબના લોકો ''ઈલ્મે-કહાનત'' એટલે જંતર મંતર કે જાદૂઈ વિદ્યા પર મુકમ્મલ શ્રધ્ધા ધરાવતા હતા. તે વેળા કાહિનો, સાધુસંન્યાસીઓ, નજૂમીઓ, જોગી-જોગટાણો વગેરે રસૂલુલ્લાહ સલ્લલ્લલાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીના ગૈબી વર્તારા બહાર પાડતા હતા. પણ અરબના લોકો મૂર્તિપૂજામાં ગળાડૂબ હોવાથી પયગમ્બરીના મામલાને સમજી શકતા ન હતા. અને પયગમ્બરીને લગતા ગૈબી વર્તારાઓને સાંભળ્યું ન સાંભળ્યું કરીને ઝાઝું મહત્વ આપતા ન હતા; ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના પયગમ્બર બનાવીને દુનિયામાં જાહેર કરી દીધા અને જે વાતો માત્ર વર્તારા કે પેશીનગોઈ તરીકે ચર્ચાતી હતી તે હકીકત બનીને લોકોની આંખ સામે આવી ગઈ અને લોકોએ તેની સચ્ચાઈના સાક્ષાત દર્શન કરી લીધાં.

જ્યારે પયગમ્બરીનો સમય પાકી ગયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લલાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળી ગઈ તો હવે જિન્નાતની કૌમના શયતાનો પર આકાશે જવાની અને આકાશી ખબરો સાંભળવાની પાબંદી લાગી ગઈ. આકાશના જે ખૂણેખાંચરે લપાઈને તેઓ આકાશી ખબરોની ચોરી કરતા હતા, તેમાં રૂકાવટ નાખી દેવામાં આવી. જ્યારેય કોઈ શયતાન આકાશે જવાની પેરવી કરતો કે તરત ''શિહાબે-સાકિબ'' એટલે ખરતા તારાનો ધગધગતો અંગારો તેની ખબર લઈ નાખતો.[1] હવે જિન્નાત કે શયતાનોમાં આકાશી જગતની બાતમીઓ મેળવવાનું બળ રહ્યું નહિ. તેઓએ જાણી લીધું કે જમીન પર જરૂર અલ્લાહના હુકમથી કોઈ ઉથલપાથલ થવાની છે. અને નકકી કોઈ ઈન્કેલાબ આવવાનો છે જેના કારણે આ પાબંદી અમારા પર લાગી ગઈ છે.

**જિન્નાતનો ઈસ્લામ સ્વીકાર**————પછી જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના નબી મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બર બનાવીને જાહેર કર્યા તો જિન્નાતની આ હરકતો અને તેઓને આકાશી ખબરોની ચોરીથી અટકાવી દેવાના, અલ્લાહએ આપને સમાચાર આપ્યા અને એને લગતી કુર્આનની આયતો નાઝિલ કરી અને જ્યારે તાઈફના સફરની એક નમાઝમાં આપ એ આયતો પઢી રહ્યા હતા, તો જિન્નાતની એક જમાઅત ત્યાંથી પસાર થવા લાગી. કુર્આનની આ આયતો સાંભળતાં જ તેઓ ચમકીને ઊભા રહી ગયા અને પછી કહેવા લાગ્યા, ''બસ બસ એજ તે ઘટના છે જેના સબબે આપણને આકાશ પર જવાથી અટકાવી દેવામાં આવ્યા છે.''

તે વેળા અલ્લાહ તઆલાએ જિન્નાતને લગતી આ આયતો નાઝિલ ફરમાવી: ''કુલ ઊહિયા ઈલય્ય અન્નહુસ-તમઅ નફરુમ-મિનલ - જિન્ન'......તરજુમો :

> ''કહી દો હે નબી ! કે મુજ પર વહી ઉતારવામાં આવી કે જિન્નાતના એક સમૂહે કુર્આનની આયતો સાંભળી લીધી તો પોતાની કૌમ પાસે જઈને તેઓ બોલ્યા કે, ''અમે અજીબ

---

૧. સૂરએ-યાસીન પછીની સૂરએ-સાફ્ફાતના પહેલા રૂકૂઅમાં આકાશે જનારા શયતાનોને તારાના અંગારાથી ફટકારવાનું વર્ણન થયેલું છે. ''હ''

પ્રકારનું કુર્આન સાંભળ્યું છે. જે સીધો રસ્તો બતાવે છે જેથી અમે તેની ઉપર ઇમાન લઇ આવ્યા અને હવે અમે અમારા પાલનહાર સાથે કોઇને ભાગીદાર નહિ બનાવીશું અને બેશક અમારા પાલનહારની શાન બહુ ઊંચી છે તેણે ન કોઇને પોતાની બીબી બનાવી છે ન કોઇને પોતાની અવલાદ બનાવી છે. અને બેશક અમારામાંથી મૂરખ જાણ અલ્લાહની શાનમાં અર્થહીન લવારો કર્યા કરતો હતો અને બેશક અમે તો એમ જ માનતા રહ્યા કે ઇન્સાન અને જિન્નાતમાંથી કોઇ પણ અલ્લાહ પર જૂઠા આક્ષેપો થોપશે નહિ. અને હકીકત એમ છે કે ઇન્સાનોમાંથી કેટલાક લોકો જિન્નાતની અમુક વ્યકિતઓનું રક્ષણ મેળવી લેતા હતા અને આ વાતે જિન્નાતની જહાલત, બંડખોરી અને આક્ષેપખોરીમાં ઓરભી વધારો કરી દીધો..... (અને આ જિન્નાત એમ પણ બોલ્યા કે) બેશક અમે આકાશને, ત્યાંની ખબરો જાણવા માટે તપાસી જોયું તો તેને કડક પહેરેગીરો તથા અંગારાઓથી ભરચક જોયું. આથી પહેલાં અમે ત્યાંના સમાચારો જાણવા આકાશના ઠેકાણાઓમાં ભરાઇ બેસતા હતા. ત્યારે હવે જે કોઇ ત્યાંની ખબરો જાણવા ઇચ્છે તો તે પોતાને માટે એક તૈયાર અંગારો જુએ છે. અને અમને ખબર નથી કે આ ફેરફારથી જમીનવાળાઓની બુરાઇનો ઇરાદો થયો છે કે પછી તેઓના પાલનહારે તેઓને સીધા રસ્તે લાવવાનો ઇરાદો કર્યો છે.''[૧]

આ કુર્આની આયતો સાંભળીને જિન્નાત સમજી ગયા કે આકાશી ખબરો સાંભળવા પર પાંબદીનું મૂળ કારણ આ છે કે ચોરીછુપીથી સાંભળેલી વાતો કુર્આનની આયતો સાથે ભેળસેળ ન થઇ જાય અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલેહિ વ સલ્લમ પર જે વહી ઊતરે છે તે એકદમ સ્વચ્છ અને નિર્મળ રહીને જમીનવાળાઓની શંકાઓનું સમાધાન કરતી રહે અને લોકો આકાશી દલીલ તરીકે તેનો ઇકરાર કરીને તેની ઉપર ઇમાન લાવતા રહે.

કુર્આનની આ ચમત્કારી વાણી જિન્નાતનું જિગર ભેદીને તેઓના અંતઃકરણમાં ઊતરી ગઇ. એજ વેળા તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. આપની સચ્ચાઇનો ઇકરાર કર્યો અને આપની પયગમ્બરી પર ઇમાન લાવીને ખરા દિલથી મુસલમાન બની ગયા અને ત્યાંથી રવાના થઇને પોતાની કૌમ પાસે ગયા અને બોલ્યા :

| | |
|---|---|
| યા કવમના | હે અમારી કૌમ |
| ઇન્ના સમિઅના કિતાબન | અમે એક કિતાબ સાંભળી છે |
| ઉનઝિલ મિમ બઅદિ મૂસા | જે મૂસા પછી ઊતરેલી છે. |
| મુસદ-દિકલ-લિમા બૈન યદૈહિ | જે સમર્થન કરેછે આથી પહેલાની કિતાબોનું |
| યહદી ઇલલ-હકક | જે માર્ગદર્શન કરે છે સચ્ચાઇનું |
| વ ઇલા તરીકિમ-મુસ્તકીમ. | અને દોરવણી આપે છે સત્ય પંથની.[૨] |

આ આયતથી ઉપરની આયતમાં અલ્લાહનું આ કથન કે : ''કેટલાક ઇન્સાનો અમુક જિન્નાતનું રક્ષણ મેળવી લેતા હતા તો તેઓની આ વાતે જિન્નાતની જહાલત, બંડખોરી અને આક્ષેપખોરીમાં ઓરભી વધારો

૧. સુરહ-જિન્ન પારહ ૨૯ આયત ૧-૧૦ ૨. સૂરતુલ-અહકાફ પારહ ૨૬ આયત ૨૯-૩૦

કરી દીધો.''

તો એની હકીકત એમ છે કે મક્કહના કુરૈશ તેમ અરબના બીજા લોકો વેપાર અર્થે કે બીજા કોઈ કામ માટે પ્રવાસે ઊપડતા અને રાતવાસા માટે જંગલ, બયાબાન કે પહાડની ખીણોમાં પડાવ નાખતા ત્યારે ઊંચા સાદે પોકાર પાડીને કહી દેતા કે, ''આજે રાતે આ જંગલમાં અમે અહીંના જિન્નાતના બાદશાહનો આસરો લઈએ છીએ કે જેથી તે અહીંની દરેક આફતથી અમારૂં રક્ષણ કરે !''[1]

**ખરતા તારાઓ અને અમ્ર બિન ઉમૈયહ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : આગળ ઉપરની આયતમાં ખરતા તારાઓનો ઉલ્લેખ છે તો જ્યારે ખરતા તારાઓથી જિન્નાતને ફટકારવાનું શરૂ થયું તો ખરતા તારાઓના અંગારા જોઈને સૌથી પહેલાં જે લોકો ડરના માર્યા થથરી ઊઠયા તે તાઈફ શહેરના બનૂ સકીફ કબીલાના લોકો હતા. મામલાની તહકીક માટે તેઓ અમ્ર બિન ઉમૈયહ પાસે દોડી ગયા. આ ગ્રહસ્થ એજ કબીલાના બનૂ અલ્લાજ કુટુંબમાંથી હતો. બહુ શાણો, અનુભવી અને ઘડાયેલો પુરૂષ હતો. સમજશકિત અને બુધ્ધિબળમાં અરબભરમાં પંકાયેલો હતો. લોકોએ તેને પૂછયું, ''હે અમ્ર બિન ઉમૈયહ ! શું ખરતા તારા તમે પણ જોયા છે ?''

તે બોલ્યો, ''હા કેમ નહિ, પણ જરા થોભો અને જુઓ કે, આ ખરતા તારા તે છે જે પોતાની જગાએ સ્થિર રહીને ખુશ્કી અને તરીમાં પ્રવાસીઓનું માર્ગદર્શન કરે છે અને જેનાથી શિયાળા-ઉનાળાની ઓળખ મળે છે. અથવા તો શું એ ગતિમાન રહેનારા તારા છે ?

''અગર એ ખરતા તારા સ્થિર તારાઓ હોય તો સમજી લો કે કિયામત અને દુનિયાની તબાહીનો સમય આવી લાગ્યો છે પણ જો એ ગતિમાન તારાઓ હોય ત્યારે તો કોઈ નવી વાત અલ્લાહ તઆલાએ જમીનવાળાઓ માટે પસંદ કરી છે. પરંતુ એ નવી વાત શું છે તે અલ્લાહ બેહતર જાણે !''

**ખરતા તારાની હકીકત**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસનું કથન છે કે એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કેટલાક અન્સાર સહાબાને પૂછ્યું ''આ ખરતા તારાઓ વિષે તમારૂં શું માનવું છે ?''

તેઓ બોલ્યા, ''યા રસૂલુલ્લાહ ! ખરતા તારા જોઈને અમે કહી દેતા કે કોઈ દેશનો બાદશાહ મરી ગયો છે અને હવે તેની ગાદીએ કોઈ નવો બાદશાહ બેઠો છે. અથવા કોઈને ત્યાં પુત્રનો જન્મ થયો છે કે કોઈનો પુત્ર મરી ગયો છે.''

ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''એવું કંઈ નથી. મૂળ વાત આ છે કે:

> ''અલ્લાહ તઆલા જ્યારે પોતાની મખલૂક વિષે કોઈ ફેસલો કરે છે તો અલ્લાહના અર્શને ઉપાડનારા ફરિશ્તા તેને સાંભળીને અલ્લાહના ગુણગાન લલકારે છે. આ ગુણગાન સાંભળીને સાતમા આકાશના ફરિશ્તા તેનું અનુકરણ કરે છે, જેને સાંભળીને છઠ્ઠા આકાશના ફરિશ્તા તેનું રટણ કરે છે. જેને સાંભળીને પાંચમા આકાશના ફરિશ્તા.....મતલબ કે અલ્લાહના ગુણગાનનું રટણ અર્શના ફરિશ્તાઓથી શરૂ થઈને દુનિયાના પહેલા આકાશના ફરિશ્તાઓ સુધી પહોંચે છે. ત્યારે દુનિયાના

૧. આથી પહેલા જિન્નાતની કૌમ ઇન્સાનોથી ડરતી હતી પણ જયારે જિન્નાતે જોયું કે ઇન્સાનની કૌમ અમારાથી ડરે છે તો તેઓ દિલેર બની ગયા અને અભિમાની બનીને ઇન્સાનને માથે સવાર થઇ ગયા. ''ઇ''

ફરિશ્તા બીજા આકાશના ફરિશ્તાઓને સવાલ કરે છે, "અલ્લાહના આ ગુણગાનનું કારણ શું છે ?"

બીજા આકાશના ફરિશ્તા જવાબ આપે છે, "અમે તો ઉપરના આકાશના ફરિશ્તાઓથી આ ગુણગાન સાંભળ્યાં છે. "ત્યારે આ સવાલ છેવટે અલ્લાહના અર્શને ઉપાડનારા ફરિશ્તાઓ સુધી પહોંચવા પામે છે. અને તેઓ એનો જવાબ આપે છે કે અલ્લાહ તઆલાએ પોતાની મખલૂક માટે ફલાણો હુકમ બહાર પાડયો છે જેના કારણે અમે અલ્લાહના ગુણગાન ગાયાં છે. આ જવાબ નીચે ઊતરતો છેલ્લે દુનિયાના આકાશના ફરિશ્તાઓ સુધી પહોંચે છે અને દુનિયાનું આકાશ તે છે જેની નીચેના ખુણાખાંચરાઓમાં જિન્નાતના શયતાનો આકાશી ખબરોની ચોરી માટે ચોરો પેઠે લપાયેલા-છુપાયેલા હોય છે. તેઓ ફરિશ્તાઓની વાતચીતમાંથી અમુક વાતો સાંભળી ન સાંભળી કરીને ઉતાવળે નાસી છૂટે છે. અને જમીન પર આવીને પોતાના ચેલાઓ (એટલે કાહિનો, કાહિનાઓ, જોગીઓ, જોગણો નજૂમીઓ વગેરે)ને કહી દે છે. શયતાનો કદી એમાં ભૂલો પણ કરે છે અને કદી સાચું પણ બતાવે છે. હવે ચેલાઓ તેમાં ઉમેરો કરીને કે એક વાતની સો વાત બનાવીને ગૈબી વર્તારા બહાર પાડે છે. આ કારણે અમુક વાતો તેઓની સાચી પડે છે અને અમુક વાતો ખોટી ઠરે છે."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની વાત ચાલુ રાખતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| સુમ્મ ઈન્નલ-લાહ અઝઝ વ જલ્લ | પછી મહાન અને ઉચ્ચત્તમ અલ્લાહએ |
| હજબશ-શયાતીન | શયતાનોને અટકાવી દીધા, |
| બિ-હાઝિહિન-નુજૂમુલ-લતી | પેલા સિતારાઓ મારફતે જેનાથી |
| યુક-ઝફૂન બિહા. | તેઓને ફટકારવામાં આવતા હતા. |
| ફન-કત્-અ-તુલ-કહાનતુલ- | ત્યારે હવે કહાનતનો ખાતેમો થઈ ગયો અને |
| યવમ ફલા કહાનહ. | હમેશા માટે કહાનત જેવું રહ્યું નહિ. [1] |

આ રીતે અલ્લાહ તઆલાએ ખરતા તારાના અંગારા ગોઠવી દઈને જિન્નાતના શયતાનોને આકાશી ખબરોની ચોરીથી અટકાવી દીધા અને કહાનત કે તંત્રમંત્ર જેવી લેભાગુ વિદ્યાનો કાયમ માટે અંત આવી ગયો.

**બનૂ સહમ કબીલાની કાહિનહ**------------ઇબ્ને ઇસ્હાક કહે છે : અમુક જાણકાર ધર્મજ્ઞાનીઓએ મને કહ્યું કે બનૂ સહમ કબીલાની એક સ્ત્રી જેનું નામ અલ-ગૈતલહ અથવા અલ-ઐતલહ હતું, જાહિલિયતના જમાનામાં સાધુડી હતી. પોતાની જોગ-વિદ્યામાં પારંગત હોવાથી જનતામાં ખ્યાતનામ હતી. એક રાતે એનો સાથી (જિન)એની સામે પ્રગટ થયો અને ધબ્બ દઈને એની પાસે બેસી જતાં બોલ્યો :

| | |
|---|---|
| અદરિ મા અદરિ | હું એક અદ્દભુત ઘટનાનો જાણકાર છું; |
| યવમ અકીર-વ-નહરિ. | એ એક ઘાયલ કરનારો અને ગળું કાપનારો દિવસ હશે. |

કુરૈશ[illegible] લોકોએ જ્યારે એની આ રહસ્ય ભરેલી વાણી સાંભળી તો બધા હયરતમાં પડી ગયા કે આ કેવા વિચિત્ર શબ્દો છે અને એના શા અર્થ થાય છે ? પછી બીજી રાતે તેના શ[illegible]ને આવીને કહ્યું :

૧. કહાનત એટલે પેશીનગોઈ કરવી, ભવિષ્યની અગમચેતી ઉચ્ચારવી, ગૈબી વર્તારા બહાર પાડવા અથવા અલલટપ્પુ એટલે લાગે તો તીર નહિ તો તુક્કો જેવી વિ[illegible]ન "હ"

| | |
|---|---|
| શુઊબુમ મા શુઊબ | આ ઘાટીઓ શી વસ્તુ છે ? |
| તુસ-રઅ ફીહિ કઅબુન લિ-જુનૂબ. | એ તે છે જેમાં કઅબ પડખાંભેર પટકાઇ પડવાનો છે.[1] |

આ અર્થગંભીર શબ્દો સાંભળીને કુરૈશના લોકો ઓરભી ચકરાઇ ગયા કે લ્યો, એના વળી શો અર્થ છે? મનમાં તેઓને થયું ખરૂં કે કંઇ બનનારૂં જરૂર છે પણ શું બનનારૂં છે અને ગૈબના પર્દામાંથી શું જાહેર થવાનું છે તેની ખબર ન હતી. પરંતુ આગળ ચાલતાં તેઓએ જોઇ લીધું કે, નજીકના ભવિષ્યમાં જ બદ્ર અને ઉહુદના સંગ્રામો ખેલાવા પામ્યાં ત્યારે તેઓને સમજાઇ ગયું કે, એજ તે ઘટનાઓ હતી જેની અગમચેતી પેલી સાધુડીના જિન્નાતે ઉચ્ચારી હતી.

ઇબ્ને હિશામ કહે છેઃ અલ-ગૈતલહ સાધુડી મુદલજ બિન મુર્રહની બિરાદરીમાંથી બનૂ મુર્રહ બિન અબ્દે-મનાફ બિન કિનાનહના ખાનદાનમાંથી હતી તેનો ભાઇ મુદલજ બિન મુર્રહ હતો. અલ-ગૈતલહનું બીજું નામ ઉમ્મુલ-ગયાતીલ હતું આ કારણે તેની અવલાદને લોકો ગયાતીલ કહેતા હતા.

**જમ્બ કબીલાના સાધુ મહારાજ**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : જાહિલિયતના જમાનામાં બનૂ જમ્બ નામે યમનમાં એક કબીલો વસતો હતો એના એક સાધુ મહાત્મા પોતાની રૂહાની સિધ્ધિઓમાં દૂર દૂર સુધી પંકાયેલા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જ્યારે પયગમ્બરી મળી અને આપની ખ્યાતિ અરબમાંથી નીકળીને યમનમાં પ્રસરી તો કબીલાના લોકો આ સાધુ મહારાજ પાસે ગયા. તે વેળા આ મહાત્મા એક ઊંચા પહાડની ગુફામાં એકાંતવાસી હતા. કબીલાના લોકો પહાડની તળેટીમાં જઇને રાહ જોવા લાગ્યા. જ્યારે સૂરજ તુલૂઅ થયો તો મહાત્મા ગુફામાંથી નીકળી આવ્યા અને એક કમાનને ટેકે લોકોની સામે ઊભા થઇ ગયા. તેઓએ મહાત્માના દર્શન કરીને પૂછ્યું, ''મહારાજ ! મક્કહમાં જે માણસે પયગમ્બરીનો દાવો કર્યો છે. કૃપા રાહે તેને લગતી કંઇ માહિતી આપો કે તે પોતાના દાવામાં સાચો છે કે નહિ ?''

આ સવાલ સાંભળીને મહાત્માએ પોતાનું મસ્તક આકાશ તરફ ઉઠાવ્યું. મોડે સુધી શૂન્યમાં તાકી રહીને ધ્યાનમાં લીન રહ્યા. પછી અચાનક કમાન પટકીને ઊછળવા કૂદવા લાગ્યા અને એજ દશામાં બોલ્યા,

> ''લોકો! હે લોકો ! ઇશ્વરે મુહંમદને મહાન સિધ્ધિનું પ્રદાન કર્યું. જગતની મખલૂકમાંથી એમની વરણી કરીને અપૂર્વ કીર્તિથી એમને બિરદાવી લીધા. પછી એમના અંતર અને આત્માને સ્વચ્છ કરીને તેમાં દિવ્ય નૂર ભરી દીધું. હે લોકો ! એમની પધરામણી તમારી વચ્ચે અલ્પ સમય માટે છે.

''આટલું કહીને સાધુ મહારાજ જે દિશાએથી આવ્યા હતા તે દિશાએ પધારી ગયા.

**હઝરત ઉમર અને એક કાહિન**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉસ્માન બિન અફ્ફાનના ગુલામ અબ્દુલ્લાહ બિન કઅબની રિવાયતમાં છે કે એક દિવસે હઝરત ઉમર બિન ખત્તાબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં લોકોની વચ્ચે બિરાજમાન હતા. એટલામાં અરબનો એક માણસ હઝરત ઉમરને શોધતો મસ્જિદમાં આવ્યો તેનો ચેહરો જોતાં જ હઝરત ઉમરે ફરમાવ્યું, ''આ માણસ જાહિલિયતના યુગમાં

---

૧. બનૂ સહમ કબીલાની સાધુડીવાળી રિવાયત ઇબ્ને ઇસ્હાકે અલી બિન જઅફરના મુખે સાંભળી છે અને તેમણે મુહંમદ બિન અબ્દુર્રહમાન બિન અબી લુબૈબહના મુખે અને તેમણે હઝરત અલી બિન હુસેન બિન અલીના મુખે સાંભળી છે. (ઇબ્ને હિશામ જિ.૧ પા. ૨૩૨) કિતાબનું આ લખાણ ભૂલથી રહી ગયું જેથી હાશિયામાં દર્શાવી દીધું. ''હ''

કાહિન હતો. "અથવા એમ ફરમાવ્યું, "આ માણસ હજી મૂર્તિપૂજાના ધર્મને વળગી રહ્યો છે અને તેને છોડવા નથી માંગતો."

આ સાંભળીને એ માણસે હઝરત ઉમરને સલામ કરી અને પછી આપની પાસે આવીને બેસી ગયો. હઝરત ઉમરે તેને પૂછ્યું, "હે ભાઇ ! શું તેં ઇસ્લામ સ્વીકારી લીધો છે ?"

"હા અમીરુલ-મુઅમિનીન! બેશક હું મુસલમાન છું." તેણે કહ્યું.

"શું જાહિલિયતમાં તમે કાહિન નહિ હતા ?" હઝરત ઉમરે પૂછ્યું.

"સુબહાનલ્લાહ હે મુસલમાનોના અમીર !" તે બોલ્યો, 'આપ નામદારે તો મારા આવતાં જ એવી વાત પૂછી નાખી કે મારી ધારણા મુજબ આપ ખલીફા બન્યા ત્યારથી રૈયતના કોઇ માણસને એવી વાત નહિ પૂછી હશે !'

હઝરત ઉમરે ફરમાવ્યું, "હે ભાઇ ! અલ્લાહ અમને માફ કરે. જાહિલિયતના જમાનામાં અમે છેક પસ્તીની દશામાં હતા. પથ્થરની પૂજા કરતા હતા. મૂર્તિઓને સિજ્દા કરતા હતા ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર મારફતે અમને ઇસ્લામ આપીને માન આબરૂથી માલામાલ કરી દીધા."

તેણે કહ્યું, "હે મુસલમાનોના અમીર ! બેશક જાહિલિયતના યુગમાં હું કાહિન હતો."

"ત્યારે બતાવો, "હઝરત ઉમરે ફરમાવ્યું, "ઇસ્લામ અને પયગમ્બર વિષે તમારા જિન્નાતે તમને શું આગાહી આપી ?"

તેણે કહ્યું, "ઇસ્લામની જાહેરાતના આસરે એક મહિના પહેલાં મારો જિન મારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો :

| | |
|---|---|
| અલમ તરા ઇલલ-જિન્ને ? | શું તેં નહિ જોયું જિન્નાત તરફ ? |
| વ ઇબલા-સિહા ? | અને તેઓની, અલ્લાહની રહમત પ્રત્યેની નિરાશા તરફ ? |
| વ ઇયાસિહા મિન દીનિહા ? | અને તેઓની, ધર્મ પ્રત્યેની હતાશા કે ઉદાસીનતા તરફ ? |
| વ લુહૂકિહા બિલ-કિલાસિ | અને તેઓની, ઊંટોની કાઠીઓ કસીને પ્રવાસની |
| વ અહલા - સિહા. | તૈયારી તરફ ? [૧] |

**કપાયેલા વાછરડાનો પોકાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબે કાહિન સાથેની વાતચીત પછી લોકોને સંબોધીને ફરમાવ્યું, "અલ્લાહના સોગંદ ! જાહિલિયતના યુગમાં એક દિવસે એવું બન્યું કે હું કુરૈશના કેટલાક માણસો સાથે મંદિરમાં મૂર્તિ પાસે ઊભેલો હતો. એટલામાં અરબનો એક માણસ વાછરડો લઇને આવ્યો. તેણે મૂર્તિના ચરણોમાં વાછરડાની કુરબાની કરી. અમે બધા તેની વહેંચણીની રાહ જોતા ઊભેલા હતા ત્યાં અચાનક કપાયેલા વાછરડાના પેટમાંથી એવો પ્રચંડ અવાજ સંભળાયો કે આજ સુધી તેવો અવાજ મેં કદી સાંભળ્યો નથી. ઇસ્લામની જાહેરાતના થોડાક જ દિવસો પહેલાંનો આ બનાવ છે. એ અવાજમાં એવો પોકાર હતો કે :

૧. એટલે જિન્નાતના શયતાનો ઇન્સાનોને ગુમરાહ કરવાના જે ખેલ તમાશા ભજવી રહ્યા છે, પયગમ્બરની પધરામણીથી તેનો અંત આવતો જોઇને તેઓ પર નિરાશા છવાઇ રહી છે અને હવે તેઓ પોતાનો ખેલ સંકેલી લઇને ચાલતી પકડવાની તૈયારી કરી રહ્યા છે. "હ"

| | |
|---|---|
| યા ઝરીહ ! | હે (લોહીમાં ખરડાયેલા) લાલ વાછરડા ! |
| અમરુન-નજીહ. | એક સફળતાનો મામલો છે. |
| રજુલુંય-યસીહ | એક શખ્સ બુલંદ અવાજે |
| યકૂલુ | પોકારી રહ્યો છે; |
| લાઈલાહ ઈલ-લલ્લાહ | અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી ! |

ઈબ્ને હિશામ કહે છે : અમુક રિવાયતોમાં આ શબ્દો દર્શાવેલા છે:

| | |
|---|---|
| રજુલુંય-યસીહ | એક શખ્સ બુલંદ અવાજે |
| બિ-લિસાનિ-ફસીહ | છટાદાર વાણીમાં |
| યકૂલુ : | પોકારી રહ્યો છે : |
| લા-ઈલાહ ઈલ-લલ્લાહ. | અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી. |

ઈબ્ને હિશામ કહે છે : કેટલાક પ્રમાણિક અને જ્ઞાની ગ્રહસ્થોએ મને આ શેઅરોની રિવાયત પણ કરી છે:

**અજિબ્તુ લિલ - જિન્ને વ ઈબ્લા-સિહા, • વ શદ-દહલ-ઈસ, બિ-અહલા-સિહા.**

જિન્નાતની હતાશા, ઉદાસીનતા અને તેઓની, ઊંટો પર કાઠીઓ કસવાની વાતે મને હયરતના ચક્કરમાં નાખી દીધો.

**તહવી ઇલા મક્કત્ તબગીલ-હુદા, • મા મુઅ-મિનૂલ - જિન્ન ક-અન્જા-સિહા.**

તેઓ ઊંટો પર સવાર થઈને હિદાયતની તલાશમાં મક્કહ તરફ જઈ રહ્યા હતા. કેમ નહિ, ઈમાનદાર જિન્નાત નાપાક જિન્નાત જેવા હોય શકતા નથી.

## પ્રકરણ ૩૫

# રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિષે
# યહૂદીઓની રિવાયતો

યહૂદીઓની વિકૃત મનોદશા • એક યહૂદી પંડિતની પેશીનગોઇ • ઇબ્ને હૈથિબાનની પેશીનગોઇ.

**યહૂદીઓની વિકૃત મનોદશા**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ અન્સારીએ પોતાની કૌમના કેટલાક ગૃહસ્થોની આ રિવાયત કહી સંભળાવી કે, અમારી કૌમના લોકો પોતાના ઇસ્લામ સ્વીકારનું કારણ દર્શાવતાં કહે છે કે, અમે મુસલમાન બની ગયા તેનું સૌથી મોટું કારણ તો આ છે કે અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી અમને ઇસ્લામ કબૂલ કરી લેવાની સદ્બુધ્ધિ આપી દીધી.[1]

બીજું કારણ આ છે કે યહૂદીઓ મદીનહમાં અમારા પાડોશમાં વસેલા હતા. તેઓ અહલે-કિતાબ હતા ત્યારે અમે પથ્થરની મૂર્તિઓની પૂજા કરનારા મુશરિક હતા. યહૂદીઓ પાસે તેઓની આકાશી કિતાબનો જે ઇલ્મ હતો તે અમારી પાસે ન હતો. યહૂદીઓની કૌમ સાથે અમે સદા અથડામણમાં રહેતા. લડાઇ, ઝગડા અને છમકલાં અમારી વચ્ચે ચાલ્યા કરતાં. કોઇક પ્રસંગે તેઓની કોઇ વસ્તુ અમે બળજબરીથી તેઓની ઇચ્છા વિરૂધ્ધ પડાવી લેતા ત્યારે તેઓ ઝનૂનમાં આવી જઇને એવી ધમકી ઉચ્ચારતા કે, ''જરા થોભો તો ખરા, આખેરી જમાનાના પયગમ્બરની પધરામણીનો સમય આવી લાગ્યો છે. તેમની સાથે મળીને અમે તમને આદ તથા ઇરમની કૌમ પેઠે વીણીવીણીને કતલ કરી નાખીશું !''

આ અને એવી જ વાતો અમે યહૂદીઓના મુખે સદા સાંભળ્યા કરતા ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને આ દુનિયામાં મોકલાવી દીધા. અલ્લાહના પયગમ્બરે અમને એક અલ્લાહ તરફ બોલાવ્યા તો અમે તેમનું આમંત્રણ સ્વીકારી લીધું અને માની લીધું કે ખરેખર આ તેજ પયગમ્બર છે જેમના આગમનની ધમકીઓ યહૂદીઓ ઉચ્ચારતા રહે છે. આ રીતે અમે મુસલમાન બનવાની પહેલ કરવામાં યહૂદીઓથી આગળ નીકળી ગયા. એથી વિરૂધ્ધ યહૂદીઓએ અલ્લાહના પયગમ્બરને અપનાવવાને બદલે કુફ્રનો રસ્તો ગ્રહણ કરી લીધો તો અલ્લાહ તઆલાએ યહૂદીઓ અને અમારા મામલા અંગે સૂરએ-બકરહની આ આયતો નાઝિલ ફરમાવી:

---

૧. હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ અન્સારી મશહૂર તાબિઇ હતા. કુર્આન, હદીસ અને ઇસ્લામી ઉલૂમના ભંડાર હતા. દમિશ્કની જામિઅ મસ્જિદમાં બેસીને લોકોને ઇસ્લામી ઉલૂમનું શિક્ષણ આપતા હતા. ૧૨૧ હિજરીમાં વફાત પામ્યા. (સીરતુન-નબી જિ.૧ પા. ૨૮) 'હ''

| | |
|---|---|
| વલમ્મા જાઅહુમ કિતાબુમ | અને જ્યારે તેઓ (યહૂદીઓ) પાસે કિતાબ આવી, |
| મિન ...-દિલ્લાહ | અલ્લાહ તરફથી, |
| મુસદ-દિકુલ-લિમા ...અહુમ. | જે તેમને મળેલી કિતાબની સચ્ચાઇને ટેકો આપે છે. |
| વ કાનૂ મિન કબ્લુ | અને ...થી પહેલાં તેઓ માગતા હતા, |
| યસ-તફ-તિહૂન | ફતેહમંદીની દુઆઓ, |
| અલલ-લઝીન કફરૂ. | કુફ્ર કરનારા લોકો પર. |
| ફલમ્મા જાઅહુમ મા અરફૂ | પછી જ્યારે એજ વસ્તુ તેઓની પાસે આવી ગઇ. |
| | એ તેઓએ ઓળખી લીધી |
| કફરૂ બિહી. | તો ખુલ્લી રીતે તેનો ઇનકાર કરી બેઠા. |
| ફલઅ-નતુલ-લાહિ | ત્યારે લઅનત હજો અલ્લાહની |
| અલલ-કાફિરીન. | આ કાફિરો પર ! [૧] |

ખરેખર અક્કલના આવા આંધળાઓને કે વિકૃત મનોદશા ધરાવનારાઓને ભલાઇનો, સફળતાનો ઉધ્ધારનો માર્ગ ગ્રહણ કરવાની કદી સદ્‌બુદ્ધિ મળી શકતી નથી.

**એક યહૂદી પંડિતની પેશીનગોઇ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે બદ્રના યુધ્ધમાં ભાગ લઇ ચૂકેલા સલમહ બિન સલામહ બિન વકશ નામે મહાન ... આ રિવાયત મને મળી છે તેમણે પોતાનો એક પ્રસંગ ટાંકતાં ફરમાવ્યું કે,

"બનૂ અબ્દે-અશહલ કુટુંબનો એક યહૂદી અમારા પાડોશમાં રહેતો હતો. આકાશી કિતાબનો જ્ઞાની અને મોટો પંડિત હતો. એક વેળા તે પોતાના ઘરમાંથી નીકળીને અમારી પાસે આવ્યો અને ત્યાંથી અબ્દે-અશહલ મહોલ્લાના નાકે જઇને ઊભો થઇ ગયો. તે વેળા હું કિશોર વયનો છોકરો હતો અને ... ઊભેલો હતો. ઘણા માણસો ત્યાં આવીને એકઠા થઇ ગયા ત્યારે પેલા યહૂદી પંડિતે કિયામત, હિસાબ, કિતાબ, મીઝાન, મરણ પછીના જીવન અને જન્નત-જહન્નમનું વર્ણન કરવા માંડયું અને ...

"જહન્નમ એવા લોકો માટે છે જેઓ મુશરિક છે, મૂર્તિના પૂજારી છે અને ... નથી જાણતા કે મરવા પછી પાછા જીવતા થઇને અલ્લાહના દરબારમાં હાજર થવાનું છે. અને દુનિયામાં જે કંઇ કરણી કરી છે તેના ફળ રૂપે જન્નત કે જહન્નમમાં જવાનું છે."

"અમે લોકો મૂર્તિપૂજક હોવાથી આવી વાતોમાં માનતા ન હતા અને આવી વાતોની માહિતી પણ ધરાવતા ન હતા. તેની વાતો સાંભળીને અમારા લોકોએ તેને કહ્યું, "અલ્યા તારૂં નખ્ખોદ વળે ! શું તું એવું માને છે કે મરવા પછી પાછા જીવતા થવાનું છે અને અલ્લાહના દરબારમાં હાજર થવાનું છે અને શું મરવા પછી લોકો પાછા જીવતા થઇને એવા સ્થળે જવાના છે જ્યાં જન્નત અને ... છે અને ... પોતાની કરણીનો હિસાબ પણ આપવાનો છે ?"

૧. તવરાતની પેશીનગોઇ મુજબ યહૂદીઓ આખેરી જમાનાના પયગમ્બરની પધરામણીની ઇન્તેઝાર કરતા હતા. અરબો સાથેના લડાઇ ઝગડા વેળા તેઓ એ પયગમ્બરની જલદી પધરામણીની બારગાહે-ઇલાહીમાં દુઆઓ માંગતા હતા કે ... મૂર્તિપૂજક દુશ્મનોને ઠેકાણે પાડી દે. પરંતુ જ્યારે એ પયગમ્બરની પધરામણી થઇ ... તેઓએ પૂર્વગ્રહથી કામ લઇને એ પયગમ્બરને માનવાનો ઇનકાર કરી દીધો અને એમને ઓળખી ... અલ્લાહ તઆલાએ યહૂદીઓને કાફિર ઠરાવીને તેઓની ઉપર લઅનત કરી છે.

યહૂદી પંડિત બોલ્યો, "હા કેમ નહિ, એ મારો પાકો મઝહબી અકીદો છે. અલ્લાહના સોગંદ લઈને કહું છું કે એમ જ બનવાનું છે. તે વેળા ઈન્સાન તમન્ના કરશે કે, જહન્નમની આગને બદલે દુનિયાની આગનો તન્નૂર હોત અને તેમાં મને ઝોંકીને તેને માટીથી લીંપી દેવામાં આવત તો એ, તે આગથી બેહતર હતું જે આવતી કાલે તેના નસીબમાં લખાયેલી છે."

લોકોએ પૂછયું, "વારૂ ત્યારે એની દલીલ શી ?"

તેણે યમન અને મક્કહ તરફ હાથનો ઈશારો કરતાં કહ્યું, "આ શહેરો તરફ એક પયગમ્બર જાહેર થવાના છે."

"એ પયગમ્બર ક્યારે જાહેર થવાના છે અને તેમના વિષે તારૂં શું માનવું છે ?"

સલમહ બિન સલામહનું કથન છે કે આ સવાલ સાંભળીને યહૂદી પંડિતે મારી તરફ જોયું અને કહ્યું, "આ છોકરો જીવતો રહ્યો તો એ, તે પયગમ્બરના દર્શનનું સદ્ભાગ્ય મેળવી લેશે."

સલમહ બિન સલામહ કહે છે. : "અલ્લાહના સોગંદ ! એ પછીની થોડીક જ મુદ્દતમાં અલ્લાહ તઆલાએ [illegible]નાના આખેરી પયગમ્બર હઝરત મુહંમદ સલ્લાલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાહેર કર્યા અને આપ જાહેર [illegible] ત્યારે એ યહૂદી પંડિત પણ જીવતો હતો. પછી અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઈમાન [illegible]ને મુસલમાન બની ગયા મગર એ યહૂદી પંડિત પોતાના ઘમંડ, હસદ અને વૈમનસ્ય કે પૂર્વગ્રહને કારણે [illegible] માનવાનો ઈનકાર કરતો રહ્યો. અમે તેને કહ્યું, "અલ્યા ! તું કેમ ઈમાન લાવતો નથી ? શું તું તે માણસ નથી જેણે અમને એ પયગમ્બરની આગાહી પોકારી હતી ?"

તે બોલ્યો, "હા હું તેજ માણસ છું પણ આ તે પયગમ્બર નથી જેની આગાહી મેં પોકારી હતી."

**ઇબ્ને હૈયિબાનની પેશીનગોઇ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આસિમ બિન અમ્ર બિન કતાદહએ બનૂ [illegible] કુટુંબના એક વયોવૃદ્ધ યહૂદીનો બનાવ તેને કહી સંભળાવ્યો. તે બનાવ એમ છે કે એ વૃદ્ધ યહૂદીએ આસિ[illegible]ન અમ્રને પૂછયું, "શું તમે જાણો છો કે, સઅલબા બિન સઅયા અને ઉસૈદ બિન સઅયા અને અસદ [illegible] ઉબૈદ અને બનૂ કુરૈઝહની હદલ બિરાદરીના એક સમૂહે જેઓ મુસલમાન બનવા પહેલાં એકબીજાના [illegible]ત્રો [illegible] અને મુસલમાન બનવા બાદ બધાના સરદાર બની ગયા——એ બધાએ ઈસ્લામ સ્વીકારી લીધો [illegible] કાર[illegible] હતું ?

આ[illegible]મ બિન અમ્રે કહ્યું, "ના મને તેઓના મુસલમાન બનવાના કારણની ખબર નથી."

વૃદ્ધ યહૂદી બોલ્યો, "ત્યારે સાંભળો, મુલ્કે-શામના યહૂદીઓમાંથી ઈબ્ને-હૈયિબાન નામે એક મોટા ધર્મ[illegible] ઈસ્લામના થોડાક વરસો પૂર્વે એ મહાત્મા મેહમાન બનીને અમારા ઘરે પધાર્યા. અલ્લાહના સોગંદ એમના જેવા સદાચારી અને ધર્મચુસ્ત સંતપુરૂષ આજ સુધી મેં જોયા નથી. મેહમાન બનીને એ અમારી જોડે [illegible] રહેવા લાગ્યા. એક વરસે જ્યારે વરસાદ નહિ થયા તો મેં એ મહાત્માને કહ્યું, "હે ઈબ્ને હૈયિબાન! ચાલો, [illegible] નીકળો. અમારા માટે વરસાદની દુઆ માગો કે અલ્લાહ તમારી દુઆથી વરસાદ મોકલાવે."

તેઓ બોલ્યા, "હું બહાર નહિ નીકળું જ્યાં સુધી કે તમે અલ્લાહના માર્ગમાં ગરીબોને દાન નહિ આપો."

"કેટલું દાન આપવાનું છે. ગરીબોને ?" મેં પૂછ્યું.

"એક સાઅ ખજૂર અથવા બે મુદ્દ જવ." તેઓ બોલ્યા [1]

અમે એટલું ખજૂર ગરીબોને દાન આપી દીધું ત્યારે એ મહાત્મા અમને લઈને શહેરની બહાર ખેતરો તરફ નીકળ્યા અને એક મેદાનમાં જઈને વરસાદની દુઆ માટે અલ્લાહના દરબારમાં હાથ ફેલાવી દીધા. વરસાદની દુઆ પૂરી થાય તે પહેલાં અલ્લાહના સોગંદ, ચોતરફથી વાદળ ઉમટી આવ્યાં અને મુશળધાર વરસાદ તૂટી પડયો.

રાવીનું કથન છે કે આવા બનાવો એક વાર નહિ અનેક વાર બનવા પામ્યા અને દરેકવાર ઈબ્ને-હૈયિબાનની દુઆના પ્રતાપે અમારી મુરાદ પૂરી થઈ. પછી તો અમારી જ વસતિમાં ઈબ્ને-હૈયિબાનનું મરણ થઈ ગયું. જ્યારે એ માંદગીના બિછાને સૂતા અને પોતના મરણની એમને ખાતરી થઈ ગઈ તો એમણે વસતિના તમામ યહૂદીઓને ભેગા કરીને કહ્યું, "હે યહૂદી ભાઈઓ ! બતાવો હું મારી ફળદ્રુપ અને લીલીછમ ધરતીને છોડીને તમારી આ દુકાળિયા અને ભૂખમરાની ભૂમિમાં કેમ આવ્યો ? શું એના કારણની તમને ખબર છે ?"

"ના મહારાજ ! અમને ખબર નથી. તમે જ બતાવો શું કારણ છે." લોકોએ કહ્યું.

"એનું કારણ આટલું જ" ઈબ્ને-હૈયિબાને જવાબ આપ્યો કે, "અહીં આવીને અલ્લાહના આખેરી પયગમ્બરની પધરામણીનો ઈન્તેઝાર કરૂં. તેમના જાહેર થવાનો સમય પાકી ગયો છે. અહીંની ભૂમિ તેમની હિજરતનું મથક છે. મારી તમન્ના હતી કે તેઓ જાહેર થાય તો હું તેમનો સત્કાર કરૂં. તેમની ઉપર ઈમાન લઈ આવું અને તેમનું અનુકરણ કરૂં પણ મારી આ તમન્ના ફળે તેમ નથી. હે યહૂદીઓ ! એ પયગમ્બરની પધરામણીની પળો તોળાઈ રહી છે. તમારા માટે જરૂરી છે કે તમે આગળ વધીને તેમને અપનાવી લો. રખેને બીજા લોકો તમારાથી આગળ નીકળી જાય ! એક સમય આવશે જ્યારે લાચારીએ તેમને યુધ્ધમાં ઝંપલાવવું પડશે. દુશ્મનો તો શું, તેઓના સ્ત્રી-બાળકો સુધ્ધાં તેમના કેદી બનશે. ખબરદાર ! આ વાતો તેમની ઉપર ઈમાન લાવવાથી તમારો માર્ગ અવરોધે નહિ !"

આ બનાવની વિગતો બયાન કરનાર પેલા વયોવૃધ્ધ યહૂદીએ પોતાની વાત ચાલુ રાખતાં ઉમેર્યું, "પછી ઈબને-હૈયિબાન મહાત્મા અલ્લાહના દરબારમાં પહોંચી ગયા. એમના મરણ બાદ સમય આવતાં જ્યારે હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહના પયગમ્બર તરીકે જાહરે થયા અને બનૂ કુરૈઝહના યહૂદીઓને તેઓની ગદ્દારી બદલ ઘેરામાં લીધા તો એ યહૂદીઓના જે નવજવાનોએ ઈબ્ને-હૈયિબાનની વાતો યાદ રાખી હતી તેઓએ પોતાની કૌમને કહ્યું, "હે બનૂ કુરૈઝહ ! અલ્લાહના સોગંદ, આ તેજ પયગમ્બર છે જેમની ઉપર ઈમાન લાવવાનું ઈબ્ને-હૈયિબાને તમારી પાસેથી વચન લીધું હતું."

યહૂદીઓ બોલ્યા, "ખોટી વાત છે. આ તે પયગમ્બર નથી."

નવજવાનો બોલ્યા, "કેમ નહિ, આ તેજ પયગમ્બર છે. કેમકે ઈબ્ને-હૈયિબાને દર્શાવેલી બધી ખૂબીઓ અને નિશાનીઓ એમની જાતમાં મવજૂદ છે."

આમ કહીને કેટલાક નવજવાનો મેડા પરથી ઊતરી આવ્યા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઈમાન લાવીને મુસલમાન બની ગયા અને પોતાની જાનો, પોતાના બાલ બચ્ચાં તેમ માલ-મિલકતનું રક્ષણ કરી લીધું.

---

૧. એક સાઅ : અંગ્રેજી તોલ મુજબ સાડા ત્રણ શેર જેટલું અને એક મુદ્દ ઈરાકી તોલ મુજબ બે રતલ અને હિજાઝી તોલ મુજબ સવા રતલ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો એક મુદ એક સાઅના ચોથા ભાગ જેટલો એટલે માણસના ખોબા જેટલો. (બયાનુલ-લિસાન પા. ૩૮૫-૭૦૬)

## પ્રકરણ ૩૬

# હઝરત સલમાન ફારસીનો ઈસ્લામ

સલમાનનું શરૂઆતનું જીવન ● ખ્રિસ્તી ધર્મ પ્રત્યે આકર્ષણ ● મુલ્કે-શામની સફર ● કંજૂસ પાદરીનો કરૂણ અંજામ ● સલમાન ફારસી મૂસિલ શહેરમાં ● સલમાન ફારસી નસીબૈન શહેરમાં ● સલમાન ફારસી ઉમૂરિયા શહેરમાં ● વાદિયુલ-કુરા અને મદીનહ મુનવ્વરહ ● રોમાંચકારી ખુશખબર ● રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજરી ● ગુલામીથી આઝાદી તરફ ● ઉમર બિન અબ્દુલ-અઝીઝની રિવાયત

**સલમાનનું શરૂઆતનું જીવન**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત આસિમ બિન ઉમર બિન કતાદહ અન્સારીએ મહમૂદ બિન લુબૈદથી અને તેમણે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસથી રિવાયત કરી. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસનું બયાન છે કે સલમાન ફારસીએ પોતાની જીવનકથા સ્વમુખે મને કહી સંભળાવી અને મેં મારા કાને તેમના મુખેથી આ રીતે સાંભળી છે :

"હું મુલ્કે-ઈરાનનો વતની છું. ત્યાંના ઈસ્ફહાન શહેરની બાજુમાં આવેલા જૈય નામે કસબામાં મારો જન્મ થયો. મારા બાપુ એ વસતિના ચોધરી અને મોટા ખેડૂત હતા. દુનિયાની તમામ મખલૂકમાં તે મને સૌથી વધુ ચાહતા હતા. એટલું બધું હેત મુજ પર ઠાલવતા કે ઘરમાંથી બહાર મને પગ ન મૂકવા દેતા. તેઓ એક વહાલસોયી પુત્રી પેઠે ઘરમાં મને પૂરી રાખતા. અમે અગ્નિ-દેવતાના પૂજારી હતા. આ ધર્મ પ્રત્યે મને એટલો પ્રેમ હતો કે અગ્નિકુંડમાં ધખધખતા દેવતાને કદી બુઝાવા ન દેતો ત્યાં સુધી કે અગ્નિજવાળાઓને જ્વલંત રાખનારા સેવકોમાં મારી ગણના થવા લાગી.

મારા બાપુની બહુ વિશાળ જાગીર હતી. એક વેળા તેઓ પોતાનું મકાન બાંધતા હતા ત્યારે એક દિવસે મને કહેવા લાગ્યા, "વહાલા પુત્ર ! મકાનના બાંધકામમાં મને એટલો સમય નથી મળતો કે જમીનની દેખરેખ રાખી શકું. તું ખેતરે જઈને જોઈ આવ અને ફલાણું ફલાણું કામ પણ કરી આવ." આ હુકમ આપીને તેમણે ઉમેર્યું, "પણ જોજે બેટા ! જલદી આવી લાગજે. આવવામાં મોડું કરશે તો મને જમીનથી વધુ તારી ફિકર વળગશે અને મારા બીજાં કામો લટકી જશે."

બાપુજીના હુકમ મુજબ જ્યારે હું ઘરમાંથી નીકળીને ખેતરે જવા રવાના થયો તો વસતિના એક મહોલ્લામાં ખ્રિસ્તીઓનું એક દેવળ મારા જોવામાં આવ્યું. દેવળમાંથી બંદગી અને ભજનનો અવાજ આવતો હતો. જેને સાંભળીને હું ત્યાં થંભી ગયો. આથી પહેલાં કસબાના લોકોને લગતી આવી કોઈ માહિતી હું ધરાવતો ન હતો

કેમકે બાપુજી મને ઘરમાં જ પૂરી રાખીને ઘરથી બહાર પગ મૂકવા દેતા ન હતા.

**ખ્રિસ્તી ધર્મ પ્રત્યે આકર્ષણ**——————ભજન કે બંદગીનો અવાજ સાંભળીને હું દેવળમાં ઘૂસી ગયો. તેઓની બંદગી અને નમાઝ પઢવાની ઢબે મારા દિલમાં આકર્ષણ જમાવ્યું. તેઓની પ્રાર્થનાનો આ તરીકો મને ગમી ગયો. મે વિચાર્યું, ''અલ્લાહની બંદગીનો આ તરીકો ગ્રહણ કરવો જોઇએ. એમનો ધર્મ અમારા ધર્મથી ચઢિયાતો લાગે છે.'' મારો આખો દિવસ એજ દેવળમાં પસાર થઇ ગયો ત્યાં સુધી કે સૂરજ આથમી ગયો. જે કામ માટે પિતાજીએ મોકલ્યો હતો એ કામ પણ રહી ગયું. મેં દેવળના લોકોને પૂછયું, ''તમારા ધર્મના શિક્ષણનું મથક કયાં છે ?'' તેઓ બોલ્યા, ''મુલ્કે-શામમાં.''

આટલું પૂછીને હું ઘર તરફ ઊપડયો. એ દરમિયાન બાપુજીએ મારી તલાશમાં ઘણા માણસોને દોડાવી દીધા હતા. બાપુજી પોતે પણ બેહદ પરેશાન હતા. મારી ચિન્તામાં તેમના બીજા કામો પણ લટકી ગયાં હતાં. મને જોતાં જ બોલ્યા, ''બેટા ! તું કયાં હતો ? શું જતી વેળા મેં તને ન હોતું કહ્યું કે જલદી આવી લાગજે?''

મેં કહ્યું, ''વહાલા પિતાજી ! બાબત એમ બની કે હું ખ્રિસ્તીઓના એક દેવળ પાસેથી પસાર થયો. ત્યાં મેં લોકોને નમાઝ પઢતા અને પ્રાર્થના કરતાં જોયા. તેઓની બંદગીનો તરીકો મને ગમી ગયો. તે જોવામાં હું એટલો તરબોળ થયો કે સમયનું મને ભાન ન રહ્યું અને સૂરજ આથમી ગયો.''

પિતાજી બોલ્યા, ''હે મારા વહાલા પુત્ર ! એમના ધર્મમાં કોઇ ભલાઇ નથી. તારો અને તારા વડીલોનો ધર્મ અનેકગણો એ ધર્મથી ચઢિયાતો છે.''

મેં કહ્યું, ''નહિ પિતાજી ! તેઓનો ધર્મ આપણા ધર્મથી મને ચઢિયાતો લાગે છે.''

બસ એજ દિવસથી પિતાજીના મનમાં મારા તરફથી કાંટો ખૂપી ગયો. હું મારા વિચારોમાં મક્કમ રહ્યો. પછી તો બાપાજી મને ધમકાવવા અને ઠપકારવા લાગી ગયા અને એક દિવસે તેમણે મારા પગોમાં બેડીઓ નાખીને મને ઘરમાં કેદ કરી દીધો.

**મુલ્કે-શામની સફર**——————હું પિતાજીના ઘરમાં કેદી બની ગયો હતો. મારા પગોમાં બેડીઓ હતી. એક દિવસે લાગ જોઇને એ દેવળના પાદરી પાસે મેં છુપો સંદેશો મોકલાવ્યો કે, ''જે દિવસે મુલ્કે-શામથી તમારો વેપારી કાફલો આવે તો મને અગાઉથી ચેતવી દેજો. હું તેની સાથે અહીંથી નીકળી જવા માગું છું.''

પછી એક દિવસે મુલ્કે-શામથી ખ્રિસ્તી સોદાગરોનો કાફલો આવી લાગ્યો તો પાદરીએ વચન મુજબ મને છુપી રીતે ખબર કરી દીધી. ત્યારે મેં કહેણ મોકલાવી કે આ કાફલો મુલકે-શામ તરફ કયારે કૂચ કરશે તેની મને જાણ કરશો. પછી જયારે કાફલો પોતાનું કામ પતાવીને ઊપડવા લાગ્યો તો પાદરીએ મને તેના સમાચાર આપી દીધા. એજ વેળા મેં મારા પગોમાંથી બેડીઓ કાઢીને ફગોટી દીધી અને મોડી રાતના અંધારામાં લપાતો-છુપાતો કાફલામાં જઇને ભળી ગયો. અને કાફલો મુલ્કે-શામ તરફ ઊપડી ગયો અને કાફલા સાથે નીકળી નાસવામાં હું કામયાબ થઇ ગયો.

જયારે અમે મુલ્કે-શામની ધરતીમાં પહોંચી ગયા તો મેં લોકોને પૂછયું, ''અહીંના ઇલાકામાં ખ્રિસ્તીઓનો મોટો ધર્મગુરૂ કોણ છે ?''

તેઓ બોલ્યા, "ફલાણા શહેરના ફલાણા દેવળનો વડો પાદરી."

કાફલાથી વિખૂટો પડીને હું એ ધર્માત્માની તહેનાતમાં હાજર થઇ ગયો. મેં તેને કહ્યું, "હે અલ્લાહના મકબૂલ બંદા ! મને તમારા ધર્મ પ્રત્યે પ્રેમ છે. મારી ઇચ્છા છે કે તમારા સંગાથે રહું. તમારી સેવા ચાકરી કરૂં. કંઇક ધર્મનું જ્ઞાન તમારી પાસેથી મેળવું. તમારી સાથે નમાઝ પઢું અને અલ્લાહની બંદગી કરૂં."

તેણે મારી વિનંતીનો સ્વીકાર કર્યો. મને અંદર આવવાનું કહ્યું અને હું તેના સંગાથે રહેવા લાગી ગયો. પણ બહુ જલદી મેં જાણી લીધું કે આ વડો પાદરી કોઇ સારો માણસ ન હતો. લોકોને દાન-ખૈરાતનો મહિમા સમજાવતો, દાન-ખૈરાતની પ્રેરણા આપતો અને દાન-ખૈરાતના જે કંઇ રૂપિયા-પૈસા આવતા તે ગરીબો નાદારોને આપવાને બદલે પોતાની પાસે સંઘરી રાખતો. આ રીતે ચાંદીના રૂપિયા અને સોનાની અશરફીઓથી ભરેલાં સાત માટલાં તેની પાસે ભેગાં થઇ ગયાં હતાં. તેની આ કંજૂસાઇની ટેવથી મને તેના પ્રત્યે સખ્ત નફરત થઇ ગઇ હતી.

**કંજૂસ પાદરીનો કરૂણ અંજામ**————પછી એક દિવસે આ પાદરી મરી ગયો તો ઘણા ખ્રિસ્તીઓ તેને દફનાવવા ભેગા થઇ ગયા. મેં તેઓને કહ્યું, "તમારો આ ધર્મગુરૂ કોઇ સારો માણસ ન હતો." લોકોએ પૂછયું, "કેમ શું થયું ?" મેં કહ્યું, "તમને દાન-ખૈરાતનો હુકમ આપતો હતો. પણ તમારા રૂપિયા-પૈસા પોતાની જાત માટે દબાવી રાખતો હતો. ગરીબોને તેનાંથી કંઇ જ આપતો ન હતો."

"તને આ વાતની કેવી રીતે જાણ થઇ ?" લોકોએ પૂછયું.

"ચાલો હું તમને તેનો ખજાનો બતાવું."

"વારૂ દેખાડ કયાં છે તેનો ખજાનો !"

તેઓને મેં પાદરીના ખજાનાની જગા દેખાડી દીધી, તેઓએ જમીન ખોદવા માંડી તો પૂરાં સાત માટલાં ચાંદીસોનાથી ભરેલાં નીકળી આવ્યાં. તેઓ ધિક્કારથી બોલ્યા, "અલ્લાહના સોગંદ ! આવા સ્વાર્થી માણસને હરગિઝ અમે દફન નહિ કરીએ." તેઓએ તેની લાશને શૂળી પર લટકાવી દીધી અને તેની ઉપર પથ્થરોનો મારો ચલાવતા રહ્યા. એ પછી તેઓ બીજા પાદરીને લઇ આવ્યા અને મરેલા પાદરીની જગાએ તેની નિમણૂંક કરી દીધી. આ નવો આવનાર પાદરી ખરેખર અલ્લાહનો નેક બંદો હતો.

રાવીનું કથન છે કે સલમાન ફારસી નવા પાદરી વિષે કહ્યા કરતા, "પાંચ વખતની નમાઝો નહિ પઢનારા લોકોમાં મેં એના જેવો નેક માણસ જોયો નથી જે દુનિયાની માયાને ધિક્કારનારો હોય અને તેથી વધુ પરલોકને પ્રેમ કરનારો હોય અને તેથી વધુ રાતદિનના નિયમોને પાબંદીથી વળગી રહેનારો હોય. હું એને એટલો બધો પ્રેમ કરવા લાગ્યો કે આથી પહેલાં એવો પ્રેમ મેં કોઇને કર્યો નથી. હું એક મુદ્દત સુધી એની સેવામાં રહ્યો. છેવટે એના મૃત્યુનો પણ સમય આવી લાગ્યો. ત્યારે મેં એને કહ્યું, "હે જ્ઞાનવંતા ગુરૂજી ! હું અંતઃકરણથી આપને પ્રેમ કરતો રહ્યો. દિલોજાનથી આપની સેવા-ચાકરી બજાવતો રહ્યો. હવે આપના માટે અલ્લાહનો હુકમ આવી લાગ્યો છે. કહો, મારા માટે આપનો શું હુકમ છે ? મારે ક્યાં જવું અને કોની સેવામાં રહેવું તેની કંઇ વસિય્યત કરો."

તેણે કહ્યું, "હે મારા વહાલા બેટા ! જે લોકો સાચા અર્થમાં અસલી આકાશી ધર્મના પ્રેમી હતા, આ

જગતથી તેઓ કૂચ કરી ગયા છે. અને જે લોકો રહી ગયા છે તેઓએ ધર્મને પલટાવી નાખ્યો છે. આકાશી કિતાબના મૂળભૂત સિધ્ધાંતોને બદલી નાખ્યા છે. તેમાં તરહ તરહની મનઘડત વાતો ઘૂસાડી દીધી છે. હા, ફક્ત એક સંન્યાસી મહાત્મા છે જે મારા જૂના મિત્ર છે અને ઈરાકના મૂસિલ શહેરમાં રહે છે. એ પણ તેજ ધર્મપંથના અનુયાયી છે જેનો હું અનુયાયી હતો. એના સંગતમાં રહેવાની હું તને વસિય્યત કરૂં છું.''

**સલમાન ફારસી મૂસિલ શહેરમાં**————આ વસિય્યત બાદ એમનું મરણ થઇ ગયું. એમની દફન-ક્રિયાથી પરવારીને હું મૂસિલ શહેર તરફ ઊપડયો અને ગુરૂજીએ દર્શાવેલી ઓળખ મુજબ ત્યાંના ધર્માત્માની તહેનાતમાં હાજર થઇ ગયો, મેં પોતાની કથા ટાંકતાં અંતમાં ઉમેર્યું, ''હે અલ્લાહના નેક બંદા ! આપના ફલાણા મિત્રે મરતી વેળા વસિય્યત કરી તે અનુસાર આપની તહેનાતમાં હાજર થયો છું. ફરમાવો મારા માટે શો હુકમ છે ?''

તેણે કહ્યું, ''ભલે આવ્યા, ખુશીથી મારી સાથે રહો.'' પરવાનગી મળતાં હું એમના સંગતમાં રહેવા લાગ્યો. આ મહાત્મા પણ બહુ ભલા અને સાચા અર્થમાં સંસાર-ત્યાગી પુરૂષ હતા. પરંપરાથી ઊતરી આવેલા મૂળ આકાશી ધર્મના ઉપાસક હતા. પરંતુ એ પણ છેક વયોવૃધ્ધ હોવાથી ટૂંકમાં જ એમનો પણ અંતિમ સમય આવી લાગ્યો ત્યારે મેં એમને કહ્યું, ''આપના મિત્રની વસિય્યત મુજબ હું આપની સેવામાં હાજર થયો હતો. હવે આપના માટે પણ અલ્લાહનો હુકમ આવી લાગ્યો લાગે છે. તો બતાવો, મારે શું કરવું ? કોની પાસે જવું ? એને લગતી મને કંઇ વસિય્યત ફરમાવો.''

મહાત્મા બોલ્યા, ''હે મારા વહાલા પુત્ર ! અલ્લાહના સોગંદ, આ જગતમાં કોઇ એવો માણસ મારી જાણમાં નથી જે તેજ ધર્મપંથને અનુસરનારો હોય જેને હું અનુસરતો હતો. અલબત્ત એવો એક જ શખ્સ મારી જાણમાં છે અને તે નસીબૈન શહેરમાં રહે છે.[1] તેનું આ નામ છે. અને તે ફલાણી જગાએ રહે છે. તેની પાસે જવાની હું તને વસિય્યત કરૂં છું.''

**સલમાન ફારસી નસીબૈન શહેરમાં**————એ પછી આ મહાત્મા પણ મૃત્યુ પામી ગયા તો એમની દફનવિધિથી પરવારીને એમની વસિય્યત મુજબ હું નસીબૈનના ધર્માત્માની સેવામાં પહોંચી ગયો. મેં પોતાની દાસ્તાન રજૂ કરીને છેલ્લે ઉમેર્યું, ''હું મારા ફલાણા ધર્મગુરૂની વસિય્યત મુજબ આપની સેવામાં હાજર થયો છું.''

મારી દાસ્તાન સાંભળીને તેણે કહ્યું, ''ભલે આવ્યા, ખુશીથી મારા સંગાથે રહો.'' હું એની તહેનાતમાં રહેવા લાગ્યો. એ પણ સાચેસાચ અલ્લાહના નેક બંદા અને ઊંચા પાયાના સંત પુરૂષ હતા. પરંતુ બહુ મોટી ઉંમરના હોવાથી એમને પણ જલદી મૃત્યુનું તેડું આવી લાગ્યું. ત્યારે મેં એમને કહ્યું, ''હે માનવંતા ગુરૂજી! આપ તો પરલોકના પ્રવાસે ઊપડવાની તૈયારી કરો છો ત્યારે મને કોની સેવામાં જવાની વસિય્યત કરો છો ?''

તેઓ બોલ્યા, ''હે મારા પ્યારા ફરઝંદ ! અલ્લાહના સોગંદ, આ દુનિયામાં વસનારા કોઇ એવા ધર્માત્માને હું જાણતો નથી જે આપણા અસલી ધર્મપંથને અનુસરનારો હોય. અલબત્ત એક મહાત્મા હયાત છે જે રોમની ભૂમિના અમૂરિયા શહેરમાં રહે છે. એજ આજે આપણા ધર્મપંથના સાચા ઉપાસક છે. તમારી ઇચ્છા હોય

૧. નસીબૈન : સીરિયાની સરહદે આવેલું એક શહેર - મૂસિલથી જે ગાડી સીરિયા અને તુર્કી જાય છે તેનું સ્ટેશન નસીબૈન શહેર પણ છે. આજકાલ તુર્કીમાં આવેલું છે. (ઇબ્ને હિશામનો હાશિયો જિ.૧ પા. ૨૪૦)

તો તેની સેવામાં જઇને રહેવાની હું તમને વસિય્યત કરૂં છું."

**સલમાન ફારસી ઉમૂરિયા શહેરમાં**————પછી જ્યારે એમનું મરણ થયું અને એમને માટીને હવાલે કરી દેવામાં આવ્યા તો એમની વસિય્યત મુજબ હું રોમની ભૂમિમાં આવેલા ઉમૂરિયા શહેરમાં પહોંચી ગયો અને ત્યાંના ધર્માત્માની તહેનાતમાં હાજર થઇને પૂરી વીતક કહેતાં અંતમાં ઉમેર્યું, "હે અલ્લાહના નેક બંદા ! હું મારા ફલાણા ધર્મગુરૂની વસિય્યત મુજબ આપની તહેનાતમાં હાજર થયો છું."

મારી કથા સાંભળીને તેણે કહ્યું, "ભલે આવ્યા, ખુશીથી મારી સાથે રહો." હું તેમના સંગાથે રહીને તેમની સેવા કરવા લાગ્યો. આ મહાત્મા પણ બહુ પહોંચેલા અને અસલી આકાશી ધર્મના શિક્ષણને મક્કમતાથી વળગી રહેનારા હતા. અહીંના નિવાસ દરમિયાન મેં કંઇક મજૂરી કરવા માંડી. અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી તેમાં બરકત આપી. થોડાક જ દિવસોમાં મારી પાસે કેટલીક ગાયો અને બકરાં ભેગાં થઇ ગયાં. એ પછી આ મહાત્મા પણ વયોવૃધ્ધ હોવાથી પરલોકના પ્રવાસે ઉપડવાની તૈયારી કરવા લાગ્યા. ત્યારે મેં તેમને કહ્યું, "હે માનવંતા ગુરૂજી ! મારા મામલા અંગે આપની શી વસિય્યત છે ? હું ફલાણા ફલાણા મહાત્માઓની સેવામાં રહીને છેવટે આપની તહેનાતમાં હાજર થયો હતો. હવે કોની સેવામાં જવાની આપ મને વસિય્યત ફરમાવો છો?"

તેણે કહ્યું, "હે મારા વહાલા ફરઝંદ ! અલ્લાહના સોગંદ, આજે કોઇ એવો માણસ મારી જાણમાં નથી જે મૂળ આકાશી ધર્મના શિક્ષણને વળગી રહેનારો હોય. કોની સેવામાં જઇને રહેવાની હું તને વસિય્યત કરૂં? ......અલબત્ત સાંભળી લે બેટા ! આ જગતમાં હવે અલ્લાહના એક પયગમ્બરની પધરામણીનો સમય આવી લાગ્યો છે. આ પયગમ્બર તે મઝહબ લઇને આવશે જે અલ્લાહના પયગમ્બર ઇબ્રાહીમનો મઝહબ હતો. આ પયગમ્બરની અરબની ધરતીમાંથી જાહેરાત થશે. તેમને એક સમયે એવા શહેર તરફ હિજરત કરવી પડશે જે બે ગરમ મેદાનો વચ્ચે આવેલું હશે. અને એ બંને ધરતીઓની વચ્ચે ખજૂરના ઝાડો ઝૂમતાં હશે.એ પયગમ્બરમાં એવી નિશાનીઓ હશે જે છૂપી રહી શકશે નહિ. તેઓ ભેટ કે હદિયાની વસ્તુઓ ખાય લેશે પણ સદકાની વસ્તુઓ નહિ ખાશે. [૧] તેમના ખભાઓની વચ્ચે પયગમ્બરીની મુહર લાગેલી હશે. હે પુત્ર ! આ શહેરમાં પહોંચવાનું તારામાં બળ હોય તો જરૂર ત્યાં પહોંચી જજે !" આ વસિય્યત બાદ ધર્માત્માનું મરણ થતાં અમે એમને દફન કરી દીધા અને અલ્લાહની ઇચ્છા હતી ત્યાં સુધી હું ઉમૂરિયામાં જ રહ્યો.

**વાદિયુલ-કુરા અને મદીનહ-મુનવ્વરહ**————એ પછી એક દિવસે અરબના બનૂ કલ્બ કબીલાનો એક વેપારી કાફલો ઉમૂરિયાથી પસાર થવા લાગ્યો. મેં તેઓને કહ્યું, "મારી આ ગાયો અને બકરાં તમે રાખી લો. બદલામાં મને સવારી પર બેસાડીને અરબની ભૂમિમાં પહોંચાડી દો."

તેઓએ કબૂલ કરી લીધું અને મને પોતાના સંગાથે સવારી પર બેસાડી લીધો. જ્યારે કાફલો "વાદિયુલ-કુરા" સ્થળે પહોંચ્યો તો એ લોકોએ મારી સાથે દગો કર્યો. મને પોતાનો ગુલામ બનાવી લીધો. મારી ગાયો અને બકરાં પણ પડાવી લીધાં અને એક યહૂદીને હાથે મને વેચી માર્યો.

હવે હું મારા યહૂદી શેઠને ત્યાં રહેવા લાગ્યો. અહીં ખજૂરના ઝાડો જોઇને મને વિચાર આવ્યો કે આ

---

૧. હદિયો એટલે ભેટ-સોગાતની વસ્તુઓ જેનો ઉપયોગ માલદારો પણ કરી શકે કે ખાય શકે અને સદકો એટલે એવી વસ્તુઓ જેનો ઉપયોગ ફકત ગરીબો જ કરી શકે કે ખાય શકે. "હ"

તો તેજ ધરતી લાગે છે જેનું વર્ણન મારા ગુરૂજીએ મારી આગળ કર્યું હતું. પરંતુ વસતિની દશા જોઈને આ વાત ચોક્કસ રીતે મારા મનમાં ઠસતી ન હતી. એજ પરિસ્થિતિમાં હું મારા યહૂદી શેઠની ગુલામગીરી કરતો રહ્યો.

પછી એક દિવસે એવું બન્યું કે મારા યહૂદી શેઠ પાસે એનો એક પિતરાઈ ભાઈ આવ્યો. એ મદીનહ શહેરથી આવ્યો હતો અને ત્યાંના બનૂ કુરૈઝહ કબીલાના યહૂદીઓમાંથી હતો. તે મને એની પાસેથી ખરીદી લઈને મદીનહ લઈ ગયો. મદીનહ શહેરને જોતાં જ અલ્લાહના સોગંદ, મને ખાતરી થઈ ગઈ કે નક્કી આ તેજ શહેર છે જેનો ચિતાર મારા ધર્મગુરૂએ મારી આગળ રજૂ કર્યો હતો. હવે હું મદીનહ શહેરમાં રહીને મારા નવા યહૂદી શેઠની ગુલામગીરી કરવા લાગ્યો. એજ અરસામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં જાહેર થયા અને અલ્લાહને મંજૂર હતું તેટલી મુદ્દત આપ મક્કહમાં રહીને લોકોને ઈસ્લામનું આમંત્રણ આપતા રહ્યા. પરંતુ મને એની મુત્લક ખબર ન હતી. ન આપને લગતી કોઈ માહિતી મને મળવા પામી હતી.

**રોમાંચકારી ખુશખબર**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધારી ચૂક્યા તે પછીનો આ બનાવ છે. એક દિવસે હું મારા યહૂદી શેઠના કામમાં લાગેલો હતો. તેની ખજૂરવાડીમાં એક ખજૂરી પર ચઢીને ખજૂરોના ઝૂમખા તોડતો હતો. મારો શેઠ પણ ત્યાં ઝાડ નીચે ઊભેલો હતો. એટલામાં તેનો એક પિતરાઈ ભાઈ ત્યાં આવીને ઊભો થઈ ગયો અને મારા યહૂદી શેઠને કહેવા લાગ્યો, ''હે ભાઈ ! અલ્લાહ બનૂ કૈલહની અવલાદને ગારત કરે ! એ બધા અત્યારે કુબામાં એક ગૃહસ્થ પાસે ટોળું વળીને ઊભેલા છે. આજે જ એ ગૃહસ્થ મક્કહથી આવેલા છે. લોકોનું માનવું છે કે એ અલ્લાહના પયગમ્બર છે.''

ઈબ્ને હિશામ કહે છે : કૈલહ એક સ્ત્રીનું નામ છે જે કાહિલ બિન અઝરા બિન સઅદ બિન ઝૈદ બિન લૈસ બિન અસવદ બિન અસલમ બિન અલહાફ બિન કુદાઅહની પુત્રી હતી અને મદીનહના અરબોના બે મોટા કબીલા-ઔસ અને ખઝરજના લોકો એજ કૈલહ નામે માની અવલાદમાંથી હતા.

હઝરત સલમાન ફારસીએ પોતાની આત્મકથા ચાલુ રાખતાં કહ્યું, ''પેલા યહૂદીના મુખે આ શબ્દો સાંભળતાં જ મારા શરીરના રૂવાંટા ઊભા થઈ ગયાં. મારા આખા અંગ પર ધ્રુજારી પ્રસરી ગઈ. મને થયું કે હું અબઘડી ઝાડ પરથી મારા શેઠ પર ગબડી પડીશ. જેમતેમ હોશ પર કાબૂ રાખીને હું ઝાડ પરથી નીચે ઊતરી આવ્યો અને બેકાબૂ થઈને પેલા યહૂદીને પૂછયું, ''સાહેબ ! તમે શું વાત કહી છે ?''

મારો સવાલ સાંભળીને યહૂદી શેઠ ગુસ્સાથી લાલપીળો થઈ ગયો. લાગલો જ જોરથી મને એક તમાચો મારીને બરાડયો, ''અલ્યા ગુલામ ! આ વાતો સાથે તને શું લાગે વળગે ? એટલે જ તો હું તારી પાછળ પડછાયા પેઠે લાગેલો રહું છું. જા, પોતાનું કામ કર !''

મેં ગળગળા થઈને કહ્યું, ''સાહેબ ! બીજું તો કંઈ નહિ, પણ એમણે શું કહ્યું એજ મારે જાણવું હતું. ચાલો વાંધો નહિ.''

**રસૂલુલ્લાહ (સલ.)ની તહેનાતમાં હાજરી**————સલમાન ફારસી કહે છે : હવે મારી પાસે ગુલામગીરીની મહેનતની કંઈક પૂંજી ભેગી થઈ ગઈ હતી. એક સાંજે કામથી પરવારીને એ પૂંજીમાંથી ખાવાની કંઈક વસ્તુ ખરીદીને હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો. તે વેળા રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુબા નામે વસતિમાં પધારેલા હતા. મેં આપની સેવામાં જઇને અરજ કરી,

"સાહેબ ! મને જાણવા મળ્યું છે કે આપ એક ભલા ગૃહસ્થ છો. આપની સાથે આપના ગરીબ સાથીઓ પણ છે જેઓને ખાવાપીવાની તંગી છે. મને થયું કે બીજાઓને આપવા કરતાં આપને આપવું વધારે બેહતર છે. એજ વિચારે સદકાની આ વસ્તુ લઇને આવ્યો છું."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સદકાની એ વસ્તુ લઇને પોતાના સાથીઓ આગળ ધરી દીધી અને ફરમાવ્યું, "કુલૂ !" એટલે તમે ખાવ. પણ પોતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ વસ્તુ તરફ હાથ લંબાવ્યો નહિ. મેં મનમાં કહ્યું, "ચાલો પયગમ્બરીની એક નિશાની તો સાચી ઠરી જે મારા ગુરૂજીએ મને બતાવી હતી."

એ પછી હું ત્યાંથી ચાલ્યો આવ્યો અને ફરીવાર જ્યારે કંઇક પૂંજી એકઠી થઇ તો ખાવાની કંઇક વસ્તુ ખરીદીને બીજીવાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો. તે વેળા આપ મદીનહ શહેરમાં પધારી ચૂકયા હતા. આપની તહેનાતમાં જઇને મેં કહ્યું, "હુઝુર ! પ્રથમ વાર મેં જોયું હતું કે આપ સદકાની વસ્તુ ખાતા નથી. એટલે આ હદિયાની વસ્તુ આપની શાનને શોભે તેવી લઇને હાજર થયો છું."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેનો સ્વીકાર કરીને તેમાંથી કંઇક ખાધું અને પોતાના સહાબાને પણ તેમાં શામિલ કરી લીધા. મેં મનમાં કહ્યું, "લ્યો આ બે નિશાનીઓ પૂરી થઇ."

એ પછી જયારે ત્રીજીવાર હું આપની સેવામાં હાજર થયો તો તે વેળા આપ "બકીઉલ-ગરકદ"માં[1] પોતાના કોઈ સાથીના જનાઝામાં પધારેલા હતા. અને પોતાના સહાબા વચ્ચે બિરાજમાન હતા. આપની તહેનાતમાં હાજર થઇને મેં આપને સલામ કરી અને તરત જ આપની પીઠ પાછવાડે જઇને ઊભો થઇ ગયો કે જેથી પયગમ્બરીની ત્રીજી નિશાની તરીકે "મુહરે-નુબુવ્વત"ના પણ દર્શન કરી લઉં. ગુરૂજીના કહેવા પ્રમાણે "મુહરે-નુબુવ્વત" એટલે પયગમ્બરીનો સિકકો આપના બંને ખભાઓની વચ્ચે પૈદાઇશી રીતે ઊપસી આવેલો હતો.

મને પીઠ પાછળ ચકકર લગાવતો જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સમજી ગયા કે હું કેવી વસ્તુ જોવા માગું છું ! તરત જ આપે પોતાના પવિત્ર ખભા પરથી પહેરણ સરકાવી દીધું. મેં જોયું કે આપના ખભાઓની વચ્ચે પૈદાઇશી રીતે પયગમ્બરીની મુહર લાગેલી હતી. એને જોતાં જ મારા દિલને તસલ્લી થઇ ગઇ કે આપ સાચેસાચ અલ્લાહના તેજ પયગમ્બર છે જેની નિશાનીઓ મારા ગુરૂજીએ મને બતાવી હતી. પછી તો મારી ધીરજ ખૂટી ગઇ. મારૂં હૈયું ભરાઇ આવ્યું. રડતાં-રડતાં મુહરે નુબુવ્વતને બોસો દેવા હું આગળ ધસી ગયો અને ચુંબનો પર ચુંબનો આપવા લાગી ગયો. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હટો, અહીં મારી સામે આવો! " હું હટી ગયો અને આપની સામે જઇને બેસી ગયો.

એ પછી જે કંઇ મારી ઉપર વીતી હતી તેની પૂરી દાસ્તાન પ્રથમથી છેવટ સુધી મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સંભળાવી દીધી. તેને સાંભળીને આપ બહુ ખુશ થયા. આપની ઇચ્છા મુજબ આપના બીજા સાથીઓને પણ મેં મારી દાસ્તાન કહી સંભળાવી. એ પછી નિયમ મુજબ હું મારા યહૂદી શેઠની ગુલામગીરી

---

૧. બકીઉલ-ગરકદ : મદીનાના કબ્રસ્તાનનું નામ. લોકો એને બકીઅ અથવા જન્નતુલ-બકીઅ કહે છે. "હ"

કરતો રહ્યો અને એ દરમિયાન બદ્ર તથા ઉહુદના યુધ્ધો ખેલાઇ ગયાં પણ મારી ગુલામીને કારણે હું તેમાં શામિલ થઇ શકયો નહિ.

**ગુલામીથી આઝાદી તરફ**————હઝરત સલમાન ફારસી કહે છે : એ પછી એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ફરમાવ્યું, ''કાતબા યા સલમાન !'' એટલે હે સલમાન! મુકાતબહ કરી લો.'' [૧] (એટલે તમારા શેઠ સાથે કંઇક કિંમત ઠરાવીને આઝાદી મેળવી લો.)

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ એ અંગે મેં મારા યહૂદી શેઠ સાથે વાત કરી તો તેણે, ચાલીસ ઊકિયા સોનું ઉપરાંત ખૂજરીના ત્રણ સો છોડવા રોપીને બધા જ ફળદ્રુપ બને તેના બદલામાં આઝાદીની શરત રજૂ કરી. મેં આ શરત મંજૂર રાખીને તેનું લખાણ કરાવી લીધું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઇને એની ખબર આપી તો આપે પોતાના સહાબાને ફરમાવ્યું, ''પોતાના ભાઇની મદદ કરો !''

આ સાંભળીને લોકો ખજૂરીના છોડવા લાવવા લાગ્યા. કોઈ ત્રીસ લઇ આવ્યો, કોઇ વીસ લાવ્યો કોઈ દસ તો કોઇ પાંચ. આ રીતે પૂરા ત્રણ સો છોડવા થઈ ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈઝહબ યા સલમાન ! | જાવ હે સલમાન ! |
| ફ-ફક્કર લહા, | એના માટે ખાડા ખોદો |
| ફઈઝા ફરગ્ના ફઅતિની. | જયારે પરવારી જાવ તો મારી પાસે આવો. |
| અકુન અના અદ્ઉહા બિ-યદી. | હું પોતે મારા હાથથી એને રોપીશ. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ શેઠની વાડીમાં જઇને મેં ખાડા ખોદવા માંડયા. બીજા મુસલમાન ભાઈઓએ પણ એમાં મારી મદદ કરી. ખાડા તૈયાર થતાં મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર આપી. આપ પોતે અમારી સાથે વાડીમાં પધાર્યા. અમે છોડવા આપતા હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના મુબારક હાથોથી તેને ખાડાઓમાં રોપતા હતા. અહીં સુધી કે ખજૂરીના પૂરા ત્રણ સો છોડવા આપે પોતાના મુબારક હાથોથી રોપી દીધા. સોગંદ છે તે અલ્લાહના જેના અધિકારમાં સલમાનની જાન છે, એમાંનો એક પણ છોડવો ન તો સુકાવા પામ્યો કે ન તો બગડવા પામ્યો.

આ રીતે ખજૂરીના ઝાડો તો મેં મારા શેઠને હવાલે કરી દીધાં.હવે રહી ગયું ચાલીસ ઊકિયા સોનું તો ટૂંકમાં જ એવું બન્યું કે, એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં, કોઇ ખાણમાંથી મળી આવેલું મરઘીના ઈંડા જેવડું સોનું, હદિયા તરીકે એક ગૃહસ્થ તરફથી પેશ કરવામાં આવ્યું. તેને લઇને આપે ફરમાવ્યું, ''મા ફઅલલ-ફારિસી-યુલ-મુકાતિબ !'' પેલા ફારસીનું શું થયું ? તેણે પોતાની આઝાદીનો બદલો ચૂકવ્યો કે નહિ ?

---

૧. એટલે પોતાના માલિકને ઠરાવેલી કિંમત આપીને બદલામાં ગુલામીથી આઝાદી મેળવી લેવાને અરબી ભાષામાં ''મુકાતબહ' કહે છે. અને આ રીતે આઝાદી મેળવનાર વ્યક્તિને ''મુકાતબ'' કહે છે. યહૂદી શેઠે હઝરત સલમાન પાસેથી આઝાદીની આકરી કિંમત વસૂલ કીધી. એક તો ખજૂરીના ત્રણ સો છોડવા તેની વાડીમાં રોપાવ્યા જેમાંથી એક પણ છોડ બગડવા ન પામે. બીજું એ બધા છોડ મોટા થઇને ફળ આપવા લાગે. ત્રીજું ચાલીસ ઊકિયા નક્કર સોનું લાવી આપવું. એક ગુલામ માટે આ શરતોનું પાલન આસાન કામ ન હતું. પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બરકતની અલ્લાહ તઆલાએ બધું આસાન કરી દીધું. એક ઊકિયા આસરે અઢીથી ત્રણ તોલા, રતલનો બારમો ભાગ (બયાનુલ-લિસાન પેજ ૭૪)''હ''

પછી રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ મને પોતાની પાસે બોલાવ્યો અને ફરમાવ્યું :

| | |
|---|---|
| ખુઝ હાઝિહી | લો આ સોનું, |
| ફઅદ-દહા મિમ્મા અલૈક | એને આપીને પોતાનું કરજ ઉતારો |
| યા સલમાનુ ! | હે સલમાન ! |

આટલું નજીવું અને થોડુંક સોનું જોઇને મેં અરજ કરી, "યા રસૂલુલ્લાહ ! તેની માગણીને મુકાબલે એની શી વિસાત ? સોનાનું પ્રમાણ બહુ નાનું છે જ્યારે માગણીનું પ્રમાણ બહુ મોટું છે." મારી નિરાશા ભરેલી વાત સાંભળીને આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ખુઝ-હા | એને લઇ તો લો |
| ફઇન-નલ્લાહ | બેશક અલ્લાહ |
| સયુઅદ્દી બિહા અન્ક. | એનાથી જ તમારૂં કરજ ઉતારી દેશે. |

પછી ફરમાવ્યું, "જાવ એને તોલીને જોઇ લો કે કેટલું છે ?" મેં એ સોનાના દલ્લાનો તોલ કરાવ્યો તો અલ્લાહના સોગંદ, પૂરા ચાલીસ ઊકિયા સોનું હતું. તરત મારા યહૂદી શેઠ પાસે જઇને તેનું બાકીનું કરજ પણ પૂરેપૂરૂં ચૂકવી આપીને તેની ગુલામીમાંથી આઝાદ થઇ ગયો. એ પછી હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ખન્દકના યુધ્ધમાં આઝાદીની હાલતમાં શામિલ થયો અને પછી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે મારો કોઇ જિહાદ છૂટવા નહિ પામ્યો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : એક રિવાયત મુજબ સલમાન ફારસીનું કથન છે કે, જ્યારે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અરજ કરી, "યા રસૂલુલ્લાહ ! આ સોનું એટલું ક્યાં છે કે તેની માગણી પૂરી કરી શકાય ?" તો આપે સોનાનો એ દલ્લો લઇને પોતાની પવિત્ર જીભ સાથે અડાડયો અને પછી ફરમાવ્યું, "ખુઝહા ફઊ-ફિહિમ મિન્હા." આ લો અને એનાથી તેનો પૂરો હક અદા કરી દો. ત્યારે મેં એ સોનું લીધું અને યહૂદી શેઠ પાસે જઇને તેનો પૂરો હક અદા કરી દીધો જે ૪૦ ઊકિયા હતો.

**ઉમર બિન અબ્દુલ-અઝીઝની રિવાયત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન અબ્દુલ-અઝીઝનું કથન છે કે જ્યારે હઝરત સલમાન ફારસીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાની આપવીતી સંભળાવી તો એમ પણ કહ્યું કે, ઉમૂરિયાના મહાત્માએ સલમાન ફારસીને આ વાત પણ કહી હતી કે, મુલ્કે શામમાં ફલાણા સ્થળે તમે જજો. ત્યાં એક સન્યાસી રહે છે. તે આખું વરસ જંગલમાં નિવાસ કરે છે. વરસ પૂરૂં થતાં ત્યાંથી નીકળીને બીજા જંગલમાં ચાલ્યો જાય છે. તે વેળા લોકો પોતાના બીમારોને લઇને તેના રસ્તામાં ઊભા થઇ જાય છે. ચાલતી વેળા સન્યાસી જેના માટે દુઆ કરી દે તે તરત સાજો થઇ જાય છે. ત્યાં જઇને તમે એ સન્યાસીને મળો અને જે ધર્મની તમે તલાશમાં છો તેના વિષે સવાલ કરો તો તમારી મુરાદ પૂરી થશે.

હઝરત સલમાન ફારસી કહે છે : હું ત્યાંથી ઊપડયો અને મહાત્માએ બતાવેલી નિશાની મુજબ એ જંગલમાં પહોંચી ગયો. શું જોઉં છું કે લોકો પોતાના બીમારોને લઇને તેના રસ્તામાં હારબંધ ઊભેલા છે. જ્યારે રાત પડી તો સન્યાસી જંગલની ઝાડીમાંથી નીકળીને બીજા જંગલની ઝાડીમાં જવા લાગ્યો. લોકોએ ચારે તરફથી ધસારો કરીને તેને ઘેરી લીધો. અને હું કોશિશ છતાં તેની નઝદીક પહોંચી શક્યો નહિ. જે બીમાર

માટે તે દુઆ કરી દેતો, તરત તે સાજેસમો થઈ જતો. લોકોની ભીડમાં ચાલતાં-ચાલતાં તે બીજા જંગલની ઝાડી સુધી પહોંચી ગયો. હું તેની પાછળ જ લાગેલો હતો. જેવો જ તે ઝાડીમાં પ્રવેશે કે તરત મેં તેનો હાથ ઝાલી લીધો. તેણે પાછળ ફરીને જોયું તો ઝટ મેં પૂછી નાખ્યું, "હે સન્યાસી બાબા ! અલ્લાહ તુજ પર રહમ કરે. હું દીને-ઈબ્રાહીમ અને મિલ્લતે-હનીફની શોધમાં છું. કૃપા રાહે તેની મને કંઈક માહિતી આપો."

તે બોલ્યો, "હે શખ્સ ! તેં મને એવી વાત પૂછી છે કે આજે તેવી વાત પૂછનાર આ જગતમાં કોઈ નથી. વારૂ સાંભળી લે કે, અંતિમ યુગના પયગમ્બરની પધરામણીનો સમય આવી લાગ્યો છે. એ પયગમ્બર અહલે-હરમમાંથી હશે. કોશિશ કરીને તેમની સેવામાં પહોંચી જજે. એ પયગમ્બર તને દીને-ઈબ્રાહીમ અને મિલ્લતે-હનીફનું શિક્ષણ આપશે." આમ કહીને સન્યાસી ઝડપથી જંગલની ઝાડીમાં ગાયબ થઈ ગયો.

આ ઘટના સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સલમાનને ફરમાવ્યું :

| | |
|---|---|
| લઈન કુન્ત સદક - તની, | અગર તેં મને સાચી વાત કહી છે |
| યા સલમાન ! | હે સલમાન ! |
| લકદ લકીતા, | તો બેશક તેં મુલાકાત કરી છે |
| ઈસબ્ન મરયમ, | ઈસા બિન મરયમની. |

એટલે સન્યાસીના રૂપમાં એ મહાત્મા, અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા અલૈહિસ-સલામ હતા.

## પ્રકરણ ૩૭

# સત્યધર્મને શોધનારા ચાર ગૃહસ્થો

મૂર્તિપૂજા પ્રત્યે ધિક્કાર • સત્યની શોધમાં વતન ત્યાગ • વરકહ બિન નવફલ અને ઉબૈદુલ્લાહ • બીબી ઉમ્મે-હબીબહ સાથે નિકાહ • ત્રીજો શખ્સ ઉસ્માન બિન હુવૈરિસ • ચોથો શખ્સ ઝૈદ બિન અમ્ર • હઝરત સઇદ બિન ઝૈદ બિન અમ્ર.



**મૂર્તિપૂજા પ્રત્યે ધિક્કાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશના લોકો વરસમાં એક વાર પોતાના ભગવાનોની મૂર્તિઓના સ્થાનક પાસે ભેગા થઇને તહેવારની ઉજવણી કરતા, મૂર્તિની વેદી પર પ્રાણીઓનું બલિદાન આપતા, મૂર્તિના સ્થાનની ચોગર્દમ પ્રદક્ષિણા કરતા, સમાધિમાં બેસીને એકાગ્ર ચિત્તે મૂર્તિની આરાધના કરતા, અને મૂર્તિની મહાનતાનાં યશોગાન લલકારતા, અને તેની પ્રસન્નતા માટે તરહ તરહની ધાર્મિક ક્રિયાઓ કરતા. વરસમાં એકવાર તેઓના તહેવારનો આ દિવસ આવતો હતો.

એવા જ એક તહેવાર પ્રસંગે કુરૈશના લોકોથી અલગ થલગ ચાર ગ્રહસ્થો છુપી મંત્રણા માટે એક સ્થળે ભેગા થયા. પ્રથમ તેઓએ આપસમાં એવો પ્રસ્તાવ મૂકયો કે, "સચ્ચાઇને હરહાલમાં વળગી રહીશું. આપસની દોસ્તીની ગાંઠને મજબૂત રાખીશું અને આપણા ભેદને કોઇની આગળ જાહેર નહિ કરીશું" આ પ્રસ્તાવને બધાએ એકમતે મંજૂર રાખીને તેનો અમલ કરવાના સોગંદ લીધા. એ ચાર ગ્રહસ્થો આ હતા :

(૧) વરકહ બિન નવફલ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય.

(૨) ઉબૈદુલ્લાહ બિન જહશ બિન રિઆબ બિન યઅમુર બિન સબ્રહ બિન કબીર બિન ગનમ બિન વુદ્દાન બિન અસદ બિન ખુઝૈમહ.

(૩) ઉસ્માન હુવૈરિસ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય.

(૪) ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબ્દુલ્લાહ બિન કુર્ત બિન રબાહ બિન ઝરાહ બિન અદી બિન કઅબ બિન લુઐય.

**સત્યની શોધમાં વતન ત્યાગ**———— —આ ચારે ગૃહસ્થોએ તહેવારને દિવસે એકાંત સ્થળે બેસીને પોતાની ખાનગી ચર્ચા આગળ લંબાવી કે:

"આપણી કૌમ ગુમરાહ થઇ ગઇ છે. ખોટા રસ્તે ભટકી ગઇ છે. દીને-ઇબ્રાહીમને છોડી બેઠી છે. પથ્થરના ભગવાનને પૂજે છે. એવા ભગવાન કે તેની ઉપર ગંદકી નાખો તો તેને

હટાવી નહિ શકે. ન સાંભળી શકે ન જોઇ શકે. ન લાભ પહોંચાડે ન નુકસાન પહોંચાડે. માટે ચાલો પરદેશમાં નીકળી પડો. ઘૂમીફરીને દીને-ઇબ્રાહીમની તલાશ કરો. સાચા આકાશી ધર્મની ખોજ કરીને તેનું જ્ઞાન મેળવો. અલ્લાહના સોગંદ આપણામાંથી કોઇપણ આજે સચ્ચાઇના ધર્મ પર નથી.''

આ પ્રમાણે ઠરાવીને બધાએ તેની ઉપર અમલ કરવાનો નિર્ણય લીધો.

**વરકહ બિન નવફલ અને ઉબૈદુલ્લાહ**————વરકહ બિન નવફલે સતત સંશોધન અને ઊંડા અભ્યાસને અંતે ખ્રિસ્તી ધર્મ સ્વીકારી લીધો. લગાતાર પ્રવાસમાં રહ્યા અને ખ્રિસ્તી ધર્માત્માઓની સેવામાં રહીને આકાશી પુસ્તકોનું જ્ઞાન સંપાદન કરતા રહ્યા ત્યાં સુધી કે અહલે-કિતાબનો ઘણો ખરો જ્ઞાન-ભંડોળ મેળવી લઇને ખ્રિસ્તી ધર્મના ધુરંધર પાદરી બની ગયા.

ઉબૈદુલ્લાહ બિન જહશ ઢચુપચુ વિચારોનો હોવાથી પોતાની મૂળ શંકાશીલ દશા પર કાયમ રહ્યો ત્યાં સુધી કે ઇસ્લામની જાહેરાત થઇ ત્યારે તેણે ઇસ્લામ ધર્મ સ્વીકારી લીધો અને મુસલમાનોના એક સમૂહ સાથે મક્કહથી હિજરત કરીને પોતાની મુસ્લિમ પત્ની સાથે હબશહ ચાલ્યો ગયો. એની પત્નીનું નામ ઉમ્મે-હબીબહ હતું. જે કુરૈશના સિપહસાલાર અબૂ સુફયાનની પૂત્રી હતી. હબશહ જઇને ઉબૈદુલ્લાહ મુરતદ બની ગયો એટલે ઇસ્લામથી ફરી ગયો અને ખ્રિસ્તી બની ગયો, ત્યાં સુધી કે એજ દશામાં તે મરી ગયો. અલબત્ત એના માનવંતા પત્ની હઝરત ઉમ્મે-હબીબહ ઇસ્લામને મક્કમતાથી વળગી રહ્યાં.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરએ કહી સંભળાવ્યું કે, ઉબૈદુલ્લાહ બિન જહશ ખ્રિસ્તી બની ગયો તે પછી જયારેય તે હબશહના મુસલમાનો પાસેથી પસાર થતો તો કટાક્ષમાં મુસલમાનોને કહ્યા કરતો, ''ફક-કહના વ સઅસઅ-તુમ !'' એટલે અમે તો આંખો ખોલી દીધી પણ તમે હજુ આંખો પટપટાવી રહ્યા છો ! મતલબ આ કે અમે ઇસ્લામને છોડીને સચ્ચાઇની રોશની મેળવી લીધી ત્યારે તમે હજુ સુધી રોશની માટે આંખો પટપટાવો છો છતાં તેને મેળવી શકયા નથી.

ઉબૈદુલ્લાહએ કટાક્ષમાં આ શબ્દોનો પ્રયોગ એટલા માટે કર્યો કે કુરકુરિયું જયારે આંખો ઉઘાડવા માગે છે તો તે અર્ધખુલ્લી અને અર્ધબીડેલી રહે છે. કૂતરીના બચ્ચાંની એજ હરકતને અરબીમાં ''સાઅસાઅ''કહે છે અને ''ફક્કહ''ના અર્થ ઉઘાડવાના થાય છે.

**બીબી ઉમ્મે-હબીબહ સાથે નિકાહ**————ઉબૈદુલ્લાહ બિન જહશ ઇસ્લામને છોડીને ખ્રિસ્તી તરીકે મરી ગયો પણ તેના પત્ની ઉમ્મે-હબીબહ ઇસ્લામ પર મક્કમતાથી કાયમ રહ્યાં. ઉબૈદુલ્લાહના મરણ પછી હઝરત બીબી ઉમ્મે-હબીબહ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નિકાહ કરી લીધા. બીબી ઉમ્મે-હબીબહ મક્કહના નામચીન સરદાર અબૂ સુફયાનના બેટી હતાં.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન અલી બિન હુસૈનએ કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ નિકાહ માટે હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીને હબશહના બાદશાહ નજાશી પાસે મોકલ્યા હતા. બીબી ઉમ્મે-હબીબહએ નિકાહનું માગું મંજૂર કરી લીધું તો નજાશી બાદશાહે બીબી ઉમ્મે-હબીબહ સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહ કરાવી દીધા. નિકાહની મહર ૪૦૦ દીનાર નકકી થયા. આ ચારસો દીનાર એટલે સોના મહોરો ખુદ નજાશી બાદશાહે પોતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી બીબી ઉમ્મે-હબીબહને ચૂકવી

આપી. આ નિકાહમાં બીબી ઉમ્મે-હબીબહના વકીલ હઝરત ખાલિદ બિન સઇદ બિન આસ હતા. એમણે પોતાની વકાલતથી બીબી ઉમ્મે-હબીબહને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આપ્યાં.

મુહંમદ બિન અલી બિન હુસૈન (રદિ.)એ વધુમાં ઉમેર્યું કે, ખલીફા અબ્દુલ-મલિક બિન મરવાનએ સ્ત્રીઓના મહરની હદબંધી કરીને, નિકાહના મહરના ચાર સો દીનાર નક્કી કરી દીધા હતા. તેનું કારણ ઉપર મુજબ જ છે.

**ત્રીજો શખ્સ ઉસ્માન બિન હુવૈરિસ્**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ ચાર ગૃહસ્થોમાંથી ઉસ્માન બિન હુવૈરિસ્ રોમન શહેનશાહ કયસરના દરબારમાં પહોંચી ગયો અને તેના હાથ પર ખ્રિસ્તી ધર્મ સ્વીકારીને તેના દરબારીઓમાં શામિલ થઇ ગયો. અહીં તેને હાથોહાથ લેવામાં આવ્યો અને એક દરબારી તરીકે તેને માનમોભાનું ઊંચું સ્થાન મળવા પામ્યું.

**ચોથો શખ્સ ઝૈદ બિન અમ્ર**————ચોથો ગૃહસ્થ ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ પોતાની વર્તમાન દશા પર કાયમ રહ્યો. તે ન ખ્રિસ્તી બન્યો ન યહૂદી, કોઇ ધર્મ તેણે સ્વીકાર્યો નહિ. પરંતુ પોતાની કૌમના મૂર્તિપૂજાના ધર્મથી તદ્દન અલગથલગ રહ્યો. ન મૂર્તિઓની પાસે જતો ન મૂર્તિઓને નમન કરતો ન મૂર્તિઓના નામે કાપેલા જાનવરનું લોહી પીતો ન તેનું માંસ ખાતો. લોકો પોતાના ઘરમાં પુત્રીનો જન્મ થતાં તેને જીવતી દાટી દેતા હતા. અમ્ર બિન ઝૈદ તેઓને આ બેરહમી ભર્યા જંગલી કૃત્યથી અટકાવતો અને કહ્યા કરતો, "હે લોકો ! તમે પથ્થરને પૂજી-પૂજીને પથ્થર જેવા દિલના બની ગયા છો એટલે જ બેટીઓને જીવતી દાટી દો છો. હું તો આપણા બાપ ઇબ્રાહીમના ધર્મનો અનુયાયી છું. હું ઇબ્રાહીમના અલ્લાહની બંદગી કરૂં છું ત્યારે તમે પથ્થરના બનેલા ભગવાનની બંદગી કરો છો." તેની આવી વાતોથી છંછેડાઇને કુરૈશના લોકો છેવટે તેના ખુલ્લા દુશ્મન બની ગયા કેમકે તે તેઓની મૂર્તિઓને છડેચોક વગોવતો હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂબક્ર સિદ્દીકના માનવંતા પુત્રી બીબી અસમા નું બયાન છે કે, મેં ઝૈદ બિન અમ્ર બિન નુફૈલને તેની છેક વયોવૃધ્ધ દશામાં જોયા છે. તે કઅબહની દીવાર સાથે પૂઠ અડાડીને બેસી રહેતા અને ઊંચા સાદે પોકારીને કહ્યા કરતા :

> "હે કુરૈશના લોકો ! સોગંદ છે તે અલ્લાહના જેના કબજામાં ઝૈદની જાન છે. આજે મારા સિવાય દીને-ઇબ્રાહીમ પર ચાલનારો તમારામાંથી કોઇ રહ્યો નથી."
>
> પછી પોકારીને કહેતા, "હે અલ્લાહ ! અગર હું જાણતો હોત કે બંદગીનો કયો તરીકો તને પસંદ છે તો હું તેજ તરીકાથી તારી બંદગી કર્યા કરત ! પરંતુ અફસોસ મને તેની ખબર નથી."

આમ કહીને ઝૈદ બિન અમ્ર પોતાની હથેલીઓ જમીન પર ટેકવી દેતા, તેની ઉપર પોતાનું માથું મૂકી દેતા અને આ રીતે પોતાના એક અલ્લાહને સિજદો કરતા.

**હઝરત સઇદ બિન ઝૈદ બિન અમ્ર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એજ ઝૈદ બિન અમ્ર બિન નુફૈલના સુપુત્ર હઝરત સઇદ બિન ઝૈદ મુસલમાન બન્યા હતા. અને ઇસ્લામના બીજા ખલીફા હઝરત ઉમર બિન ખત્તાબ જેઓ ઝૈદ બિન અમ્રના પિતરાઇ ભાઇ થતા હતા, એક દિવસે હઝરત સઇદ અને હઝરત ઉમરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને દરખાસ્ત કરી, "યા રસૂલુલ્લાહ ! ઝૈદ બિન અમ્ર માટે દુઆ કરો કે અલ્લાહ તેની મગફિરત ફરમાવે !"

જવાબમાં આપે ફરમાવ્યું.

| | |
|---|---|
| નઅમ, | હા (તેના માટે દુઆ કરવામાં આવશે) |
| ફઈન-નહૂ યુબ-અસુ | તેને (કિયામતના દિવસે) એવી હાલતમાં ઉઠાડવામાં આવશે કે |
| ઉમ્મતંવ-વાહિદહ. | તે એકલો એક ઉમ્મતની બરાબર હશે [1] |

ઝૈદ બિન અમ્ર બિન નુફૈલે પોતાની કૌમના મૂર્તિપૂજાના ધર્મનો ત્યાગ કર્યો હોવાથી કૌમના હાથે એમને બહુ વેઠવું પડયું અને તરહ-તરહની તકલીફો અને કષ્ટોમાંથી પસાર થવું પડયું. એજ દર્દનાક દશા અંગે પોતે રચેલા કાવ્યમાં તે કહે છે :

(નોટ :- અલ્લામા ઇબ્ને હિશામે અહીં ઝૈદ બિન અમ્રે રચેલાં બે કાવ્યો ટાંકયાં છે. પહેલાં કાવ્યના ૧૨ શેઅરો છે. બીજું કાવ્ય ૧૭ શેઅરોનું છે. કેટલાક શેઅરો અહીં ટાંકીએ છીએ:)

**અ - રબ્બંવ - વાહિદન અમ અલ્ફ રબ-બિન • અદીનુ ઇઝા તુકુસ - સમતિલ ઉમૂર.**

હું એક જ ભગવાનની બંદગી કરૂં અથવા એક હજાર ભગવાનોની ? જેમકે મૂર્તિપૂજકોએ એકમાત્ર ભગવાનની અનેક ભગવાનોમાં વહેંચણી કરી નાખી છે.

**અઝલ-તુલ - લાત વલ - ઉઝઝા જમીઅન • કઝાલિક યફ-અલુલ- જલ્દુસ- સબૂર.**

મેં લાત અને ઉઝઝા જેવા બધા ભગવાનોને તરછોડી કાઢયા છે. બળવાન અને મજબૂત મનોબળ ધરાવનાર વ્યકિત એમ જ કરે છે.

**ફલા ઉઝઝા અદીનુ વલા ઇબ-નતૈહા • વલા સનમી બની અમરિન અઝૂરુ.**

ત્યારે હું ન ઉઝઝાની પૂજા કરૂં છું ન તેની બંને પુત્રીઓની અને ન હું બની અમ્રની બંને મૂર્તિઓના દર્શન કરૂં છું.

**વલા ગન્મા અદીનુ વ કાના રબ્બન • લના ફિદ-દહરે ઇઝ હિલ્મી યસીરુ.**

અને ન હું ગન્મ નામે ભગવાનની ભકિત કરૂં છું; જે એવા સમયે અમારો ભગવાન હતો જયારે મારી અક્કલ ઓછી હતી.

**વલાકિન અઅ-બુદુર-રહમાના રબ્બી • લિયગ-ફિરા ઝમ-બિર - રબ્બુલ - ગફૂરુ.**

હું તો મારા પાલનહાર રહમાનની બંદગી કરૂં છું કે જેથી તે માફ કરનારો પાલનહાર મારા ગુનાહો માફ કરી દે.

**તરલ-અબરાર દારુહુમ જિનાન • વલિલ - કુફફારિ હામિયતન સઈરુ.**

તું જોઇ લેશે કે નેક લોકોનું ઘર જન્નત છે અને કાફિરો માટે ગરમ ભડભડતી આગ છે.

**વ ખિઝયુન ફિલ- હયાતિ વ ઇંય - યમૂતુ • યુલાકુ મા તદીકુ બિહિસ - સુદૂરુ.**

તેઓ (કાફિરો) માટે આ જીવનમાં ફજેતો છે અને મરી ગયા તો એવી દશામાં અફળાશે કે કલેજું તાળવે આવી જશે.

---

૧. એટલે તે પોતાના અકીદાઓ અને માન્યતાઓનો એક જ સભ્ય હતો તેથી કિયામતના દિવસે તેનું મૂલ્ય એક ઉમ્મત જેટલું હશે. ''હ''

ઇલલ-લાહિ અહદી મિદહતી વ સનાઇયા • વ કવલન રદિય્યન લાયનિદ-દહર બાકિયા.

અલ્લાહની બારગાહમાં હું તેની પ્રશંસા, તેની સ્તુતિ અને એક નકકર વાતની એવી ભેટ ધરૂં છું જે બાકીના યુગ એટલે જગતના અંત સુધી ઝાંખી નહિ પડે.

વ ઇય્યાક લા તજઅલ મઅલ-લાહિ ગયરુહૂ • ફ ઇન્ન સબીલર - રુશદિ અસ્બહ બાદિયા.

હે ઇન્સાન ! અલ્લાહ સાથે કોઇને તેનો ભાગીદાર ઠરાવવાથી પોતાને બચાવી લે. કેમકે સીધો રાહ તો પ્રગટ થઇ ચૂકયો છે.

હના-નૈકા ઇન્નલ-જિન્ન કાનત રજા-અહુમ • વ અન્ત ઇલાહી રબ્બુના વ રજાઇયા.

હે મારા મઅબૂદ ! હું તારી કૃપાઓ અને ઇનાયતોનો તલબગાર છું. બીજા લોકોએ તો જિન્નાત કે દેવીદેવતાઓને પોતાની આશા-નિરાશાનું કેન્દ્ર બનાવી લીધા છે. જયારે કે બધાનો પાલનહાર અને મારી આશા-નિરાશાનું કેન્દ્ર તુંજ છે.

રદીતુ બિકલ્લા - હુમ્મ રબ્બન ફલન અરા • અદીનુ ઇલાહન ગય-રકલ - લાહુ સાનિયા.

હે અલ્લાહ ! હું તારા પાલનહાર હોવા પર રાજી છું. તારા સિવાય કોઇ બીજા ભગવાનને કદી બંદગીને પાત્ર નહિ ઠરાવું.

વ ઇન્ની લવ સબ-બહતુ બિસમિકિ રબ્બના • લ અકસર ઇલ્લા મા ગફર-તા ખતાઇયા.

હે મારા પાલનહાર ! જો કે મેં તારા નામની માળા જપી છે છતાં હું મોટો પાપી છું. સિવાય કે તું મારા પાપોની માફી આપી દે.

ફ રબ્બલ-ઇબાદિ અલકિ સૈબંવ-વ-રહમતન • અલય્ય વ બારિક ફી બનિય-યિંવ - વ માલિયા.

તો હે બંદાઓના પાલનહાર ! મુજ પર તારી કૃપાઓનો ધોધ વરસાવ અને મારી અવલાદ તથા મારા માલમાં બરકત આપ !

---

# પ્રકરણ ૩૮

# ઝૈદ બિન અમ્રની મુસીબતો

મક્કહથી નીકળી જવાનો નિર્ધાર ● ઇશ્કે-ઇલાહી અને કઅબહની કીર્તિ ● ઝૈદ પર ખત્તાબના અત્યાચારો ● તલાશે-હકમાં ઝૈદનો રઝળપાટ ● રાહે-હકમાં પ્રાણનું બલિદાન ● વરકહ બિન નવફલનું શોકકાવ્ય.

**મક્કહથી નીકળી જવાનો નિર્ધાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઝૈદ બિન અમ્રે મક્કહ થી નીકળી જવાનો નિર્ધાર એટલા માટે કરી લીધો હતો કે દીને-ઇબ્રાહીમની તલબમાં મુસાફિરો પેઠે ઘૂમતો રહે જેથી તે સફરની તૈયારીમાં લાગી ગયો. ઝૈદ બિન અમ્રની બૈરીનું નામ સફિય્યહ બિન્તે હદ્રમી હતું અને હદ્રમીનું નામ અબ્દુલ્લાહ બિન અબ્બાદ બિન અકબર હતું જે બનૂ સદફ નામે કબીલામાંથી હતો અને સદફનું નામ અમ્ર બિન માલિક હતું જે બનૂ સકૂન બિન અશરસ બિન કિન્દી કુટુંબનો એક ગૃહસ્થ હતો.

ઝૈદ બિન અમ્રની ઘરવાળી જ્યારેય જોતી કે ઝૈદ પ્રવાસની તૈયારી કરીને મક્કહથી નીકળી નાસવાનું નક્કી કરી ચૂક્યો છે તો તરત તે ખત્તાબ બિન નુફૈલ પાસે દોડી જતી અને તેને ખબર કરી દેતી. ખત્તાબ બિન નુફૈલ હઝરત ઉમર ફારૂકનો બાપ હતો અને ઝૈદ બિન અમ્રનો કાકો તથા માદરી ભાઇ હતો. પોતાના બાપદાદાનો મૂર્તિપૂજાનો ધર્મ છોડી દેવાને કારણે ખત્તાબ વારેઘડીએ ઝૈદ બિન અમ્રને ઠપકારતો રહેતો અને જાતજાતની દમદાટીઓ આપ્યા કરતો. તેણે તેની બાયડી સફિય્યહને તેની પાછળ લગાડી દીધી હતી. અને સાથે હુકમ આપી દીધો હતો કે ઝૈદ જ્યારેય નીકળી નાસવાનો ઇરાદો કરે કે તરત તેને ખબર કરી દેવી. આ કારણે વારંવારના નિર્ધાર છતાં ઝૈદ બિન અમ્રને, દીને-ઇબ્રાહીમની તલાશમાં, મક્કહથી ફરાર થવાની તક મળી ન હતી. ઘરવાળીની આ હરકતોથી ખફા થઇને ઝૈદ બિન અમ્રે કેટલાક શેઅરો કહ્યા. (અમે એ શેઅરો જતા કર્યા છે. "હ")

**ઇશ્કે-ઇલાહી અને કઅબહની કીર્તિ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઝૈદ બિન અમ્ર બિન નુફૈલના ઘરના માણસોની મને આ માહિતી મળવા પામી કે ઝૈદ જ્યારે ખાનએ-કઅબહ તરફ જતા તો કઅબહ તરફ મુખ કરીને ઊભા થઇ જતા અને અલ્લાહના દરબારમાં પોતાની હાજરી પૂરાવતાં આ પ્રમાણે કહેતા:

| | |
|---|---|
| લબ્બૈક ! | હે અલ્લાહ ! હું હાજર છું તારા દરબારમાં ! |
| હક્કન હક્કન ! | બેશક તું હક છે બેશક તું સાચો છે ! |
| તઅબ્બુ - બુદન ! | હું હાજર છું નમ્રતાથી તારા તુચ્છ બંદા તરીકે ! |
| વ રિક્કન ! | હું હાજર છું તારા અદના ગુલામ તરીકે ! |

| | |
|---|---|
| ઉઝતુ | હું યાચના કરૂં છું તારા રક્ષણની; |
| બિમા આઝ બિહી ઇબ્રાહીમ | જે શબ્દોમાં યાચના કરી હતી તારા રક્ષણની ઇબ્રાહીમે, |
| મુસ્તક - બિલલ - કઅબહ | કઅબહ તરફ મુખ કરીને, |
| વ હુવા કાઇમુન. | જયારે કે તેઓ ઊભેલા હતા. |

તે વેળા ઝૈદ આ શેઅર લલકારતા :

**અન્ફી લકલ્લા - હુમ્મ આનિન રાગિમ • મહમા તુજશ - શમની ફઇન્ની જાશિમ.**

હે અલ્લાહ ! મારી નમ્રતાનું નાક તારા દરબારમાં, તારી પ્રસન્નતા માટે માટીને રગદોળી રહ્યું છે. જે અને જેવાં સંકટો તુજ તરફથી મુજ પર તૂટી પડે તેને ઉપાડવા હું તૈયાર છું. નેકીની યાચના તરીકે ઝૈદ આ શેઅર પણ લલકારવા લાગતાઃ

**અલ બિર્ર અબગી લા અલખાલ • લયસા મુહજ - જરુન કમન કાલ.**

હું નેકીનો તલબગાર છું. અભિમાનનો નહિ. વતન ત્યાગનારો બપોરે આરામથી સુવાનો નથી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ઝૈદ બિન અમ્રે આ શેઅરો પણ કહ્યા છે :

**વ અસ્લમતુ વજહી લિમન અસ-લમત • લહુલ અરદુ તહમિલુ સખ્રન સિકાલા.**

મેં પોતાની ગરદન તે પવિત્ર જાત સામે ઝુકાવી દીધી જેની આગળ પ્રચંડ ચટ્ટાણોને ઉપાડનારી ધરતીએ પોતાની ગરદન ઝુકાવી દીધી.

**દહાહા ફલમ્મા રઆહા અસ-તવત • અલલ-માએ અરસય અલૈહલ - જિબાલા.**

તેણે આ ધરતીને પાથરી દીધી અને જયારે તે પાણી પર ઠીક રીતે નક્કર થઇ ગઇ તો તેણે તેની ઉપર પહાડોના લંગર નાખી દીધા.

**વ અસ્લમતુ વજહી લિમન અસ-લમત • લહુલ-મુઝનુ તહમિલુ અઝબન ઝુલાલા.**

મેં પોતાનું મસ્તક તે પવિત્ર જાત સામે નમાવી દીધું જેની સામે, મીઠાં સ્વચ્છ પાણી ઉપાડનારાં વાદળોએ પોતાનું મસ્તક નમાવી દીધું.

**ઇઝા હીયા સીક્ત ઇલા બલ-દતિન • અતાઅત ફસબ-બત અલયહા સિજાલા.**

આ વાદળોને જયારેય કોઇ ધરતી તરફ હંકારવામાં આવ્યાં તો વાદળોએ આજ્ઞાનું પાલન કર્યું અને તેની ઉપર પાણીની ડોલોની ડોલો ઠાલવી દીધી.

**ઝૈદ પર ખત્તાબના અત્યાચારો**————ત્રાસવાદી ખત્તાબે ઝૈદ પર ઝુલ્મોની ઝડી વરસાવી દીધી અને તેને પારાવાર તકલીફો આપી અને પછી તેને મક્કહની ભૂમિની ઊંચી સપાટી તરફ તડીપાર કરી દીધો. જયારે ઝૈદ પડતો આખડતો મક્કહ સામેના હિરા સ્થળે પહોંચીને પડી ગયો તો ખત્તાબે અહીં પણ તેનો પીછો નહિ છોડયો. કુરૈશના કેટલાક ગુંડાઓ અને ગમારોને તેની પાછળ લગાડી દીધા કે જેથી ઝૈદ મક્કહમાં દાખલ નહિ થવા પામે. આમ છતાં કોઇવાર ઝૈદ ચોરીછુપીથી મક્કહ આવી જતો ત્યારે પેલા મવાલીઓ તરત ખત્તાબને ખબર કરી દેતા. ખત્તાબ એજ વેળા તેને મારી-મારીને ફરીવાર જંગલ ભેગો કરી દેતો, કે જેથી મક્કહના લોકોમાંથી કોઇ, તેની વાતમાં આવી જઇને પોતાનો ધર્મ બગાડી નહિ નાખે. આ તે સમય હતો જયારે ઝૈદે હજુ મક્કહથી

નીકળી જવાનું ઠરાવ્યું ન હતું.

**તલાશે-હકમાં ઝૈદનો રઝળપાટ**————ઝૈદે જોયું કે આ ખૂંખાર ત્રાસવાદીઓ હવે મને મક્કહમાં રહીને સાચા ધર્મનો પ્રચાર કરવા દેવાના નથી તો લાચારીએ તેણે દીને-ઇબ્રાહીમના વધુ જ્ઞાન માટે પરદેશના પ્રવાસનો પંથ લીધો. સાધુઓ, સંતો, સંન્યાસીઓ, ધર્માત્માઓ અને નસારાના પંડિતોને પૂછતો-પૂછતો પ્રથમ તે મુસિલ અને ત્યાંથી અલ-જઝીરા જઇ પહોંચ્યો. અહીં સીરિયાના તમામ મુખ્ય મથકોએ ઘૂમીફરી વળ્યો અને છેવટે બલકાઅની ભૂમિના "મયફઆ" સ્થળે એક સંન્યાસીની સેવામાં પહોંચી ગયો. તેને મળેલી માહિતી મુજબ ખ્રિસ્તી ધર્મના આ સન્યાસી મોટા વિદ્વાન પુરૂષ હતા અને આકાશી કિતાબોના જ્ઞાનના સૌથી મોટા પંડિત ગણાતા હતા.

ઝૈદ બિન અમ્રે આ સંન્યાસી મહાત્માને દીને-ઇબ્રાહીમના "હનીફીયા" પંથ વિશે સવાલ કર્યો તો તેઓ બોલ્યા, "હે ઝૈદ ! આજના યુગમાં તું એવા પંથની શોધમાં છે જેની દોરવણી કરનારો કોઇ તને મળવાનો નથી. હા એક પયગમ્બરની પધરામણીના ભણકારા વાગી રહ્યા છે. એમનું આગમન તેજ ભૂમિમાં થશે જ્યાંથી તું નીકળી આવ્યો છો. એ પયગમ્બર દીને-ઇબ્રાહીમ અને મિલ્લતે-હનીફીયા પર પ્રગટ થશે. માટે તું એ ભૂમિ તરફ પાછો ફર અને ત્યાંનો જ વસવાટ ગ્રહણ કરી લે. કેમકે તેમના જાહેર થવાનો યુગ બેસી ગયો છે."

**રાહે-હકમાં પ્રાણનું બલિદાન**————દીને ઇબ્રાહીમની તલાશ અને તહકીકમાં રઝળપાટ કરનાર ઝૈદ બિન અમ્ર બિન નુફૈલને ઇસાઇયત તથા યહૂદીયતની જે માહિતી મળવા પામી તેનાથી ઝૈદના મનનું સમાધાન થયું નહિ. કેમકે દીને-ઇબ્રાહીમના હનીફીયા પંથની દોરવણી કરનારૂં આ જગતમાં કોઇ રહ્યું ન હતું.

મયફઆના સન્યાસીને મુખે એક પયગમ્બરની પધરામણીના આનંદકારી અને પ્રેરણાદાયક સમાચાર સાંભળીને ઝૈદ બિન અમ્ર એજ પળે મક્કહ તરફ રવાના થઇ ગયા. જ્યારે તેઓ સતત કૂચ કરતા બનૂ લખ્મની વસ્તીઓમાં પહોંચ્યા તો ત્યાંના લોકોએ અચાનક ત્રાટકીને તેમને શહીદ કરી નાખ્યા.

**વરકહ બિન નવફલનું શોકકાવ્ય**————વરકહ બિન નવફલ બિન અસદને ઝૈદની હત્યાના સમાચાર મળ્યા તો તેમને પારાવાર ખેદ થયો અને ઝૈદના માતમમાં તેમણે આ શોક-કાવ્ય રચ્યું :

**રશિદતા વ અન્અમ - તબ્ન અમરિંવ - વ -ઇન્નમા • તજન - નબ્તા તનવ્વરમ મિનન- નારિ હામિયા.**

હે અમ્રના પુત્ર ! તેં સીધો પંથ લીધો અને આ પંથ તેં લાંબા સોચવિચાર પછી ગ્રહણ કર્યો. જેથી તું ભડભડતા તન્નૂરની આગથી બચી ગયો. (એટલે જહન્નમની આગથી)

**બિ-દીનિકા રબ્બન લયસ રબ્બુ ક-મિસ્લિહી • વ તરકિકા અવસા-નત - તવાગી કમા-હિયા.**

નિરંજન અને નિરાકાર અલ્લાહનો મઝહબ કબૂલ કરી લેવાને કારણે, અને અલ્લાહના દ્રોહીઓની મૂર્તિઓને તેની એજ ગોઝારી દશામાં તરછોડી કાઢવાને કારણે, તેં પરલોકની મુક્તિ મેળવી લીધી.

વ અદરાકે-કદ દીનુ-લઝી કદ તલબ-તહુ • વલમ તકુ અન તવહીદિ - રબ્બકા સાહિયા.

જેની તલાશમાં તું હતો તે ધર્મને મેળવી લેવાને કારણે અને આ કારણે કે તું પોતાના પાલનહારના તવહીદને ભૂલી જનારો ન હતો;————

ફઅસ-બહતા ફી દારિજ - કરીમિન મુકામુહા • તુઅલ-લિલુ ફીહા બિલ-કરા-મતિલ- લાહિયા.

તો તું એવા ઘરમાં જઇ પહોંચ્યો જ્યાં રહેવું પ્રતિષ્ઠા-પાત્ર છે અને જ્યાં તું તમામ વાતોથી નચિંત થઇને માનપાનથી પોતાની કોશિશોનું ફળ મેળવતો રહેશે.(એટલે કાયમ જન્નતમાં મહાલતો રહેશે.)

**તુલાકી ખલીલલ-લાહિ ફીહા વલમ તકુન • મિનન-નાસિ જબ્બારન ઇલન-નારિ હાવિયા**

ત્યાં તું ખલીલુલ્લાહ (અલ્લાહના પયગમ્બર હઝરત ઈબ્રાહીમ અલૈહિસ-સલામની) મુલાકાત કરશે કેમકે તું અલ્લાહના દ્રોહીઓમાંથી અને આગમાં દાખલ થનારાઓમાંથી નહિ હતો.

**વકદ તુદ-રિકુલ- ઇન્સાન રહમતુ-રબ્બેહી • વલવ કાના તહતલ - અરદિ સબઇના વાદિયા.**

કોઇ ઇન્સાન ભલે સિત્તેર ખીણોની ઊંડાઇમાં પાતાળની નીચે હોય આમ છતાં દયાળુ અલ્લાહની રહમત તેની પાસે પહોંચી જવા પામે છે.

---

# પ્રકરણ ૩૯

# ઇન્જીલમાં રસૂલુલ્લાહ (સલ.)ની બશારત

આકાશી કિતાબ ઇન્જીલની આગાહી • રસૂલુલ્લાહ (સલ.)ની પયગમ્બરીનું વચન.

**આકાશી કિતાબ ઇન્જીલની આગાહી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી માહિતીઓમાંથી એક ખબર આ છે કે, અલ્લાહના પયગમ્બર હઝરત ઇસા બિન મરયમ અલૈહિસ-સલામને મળેલી આકાશી કિતાબ ઈન્જીલમાં અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લગતી જે ખૂબીઓ દર્શાવી છે જેને હઝરત ઇસા અલૈહિસ-સલામના સાથી જોહાન્સે ઈન્જીલ લખતી વેળા લખી લીધી હતી તેમાં હઝરત ઇસા બિન મરયમનું આ કથન પણ ટાંકવામાં આવ્યું છે કે :

"જેણે મારી સાથે દુશ્મની કરી તેણે અલ્લાહ સાથે દુશ્મની કરી. અગર હું તેઓની સામે એવા કામો ન કરત જે મુજથી પહેલાં કોઇએ કર્યા નથી તો એમાં તેમનો કોઇ વાંક ન હોત. પરંતુ તેઓ તો આજથી ઇતરાવા લાગી ગયા છે અને તેઓએ સમજી લીધું છે કે તેઓ મુજ પર અને અલ્લાહ પર વર્ચસ્વ મેળવી લેશે. પરંતુ જે વાત "નામૂસ"માં લખેલી છે તે પૂરી થઇને રહેવાની છે.

તેઓએ મુજથી નાહક અદાવત કીધી. કાશ ! "મુન-હમન્ના" આવી ગયા હોત! એ તે શખસ છે જેમને અલ્લાહ તમારી તરફ પવિત્ર રૂહ સાથે મોકલશે. એ મારા સાક્ષી હશે. અને તમે પણ મારા સાક્ષી છો. કેમકે તમે શરૂઆતથી મારી સાથે રહી રહ્યા છો. મેં તમને આ વાત કહી દીધી છે કે જેથી તમે શંકામાં ન રહો અને આમ ન કહી શકો કે કોઇએ અમને કહ્યું ન હતું."

સુરયાની ભાષામાં "મુન-હમન્ના" શબ્દના તેજ અર્થ થાય છે જે અરબી ભાષામાં "મુહંમદ" શબ્દના થાય છે. રોમન ભાષામાં મુહંમદ શબ્દનો ઉચ્ચાર "બરકલીતુસ" - PERICLYTOS - અથવા યૂનાનીમાં "ફાર-કલીત" થાય છે. અલ્લાહની અપાર રહમતો હો અ ના પવિત્ર આત્મા પર ! [1]

---

૧. મતલબ કે બરકલીતુસ, ફારકલીત અને મુન્હમન્ના એ ત્રણે શબ્દોના અર્થ અરબીનાં મુહંમદ થાય છે. જેમને કુર્આનમાં મુહંમદ ઉપરાંત અહમદ પણ કહેવામાં આવ્યા છે. અલ્લાહના પયગમ્બર હઝરત ઇસા (અલૈ.)એ પોતાના અનુયાયીઓને એક પયગમ્બરની પધરામણીની પેશીનગોઇ કરી હતી. જેનું બયાન કુર્આનમાં આ રીતે છે. : "મુબશ-શિરમ બિ-રસૂલિંય-યઅતી મિમ-બઅદિસ--મુહૂ અહમદ." એટલે હું તમને ખુશખબર આપું છું કે મારા પછી એક પયગમ્બર પધારશે જેમનું નામ અહમદ હશે. "હ"

**રસૂલુલ્લાહ (સલ.)ની પયગમ્બરીનું વચન**——————ઇબ્ને હિશામ કહે છે : મને મળેલી રિવાયત મુજબ જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ચાલીસ વરસની ઉંમરે પહોંચ્યા તો અલ્લાહ તઆલાએ આપને દયાના ભંડાર અને જગતજનો માટે બશારત આપનાર તરીકે જાહેર કર્યા. અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી પહેલાં જેટલા પયગમ્બરો મોકલ્યા, દરેક પાસેથી રસૂલુલ્લાહ સલ્લાલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઇમાન લાવવાનું, આપની પયગમ્બરીનું સમર્થન કરવાનું અને વિરોધીઓના મુકાબલામાં આપની મદદ કરવાનું વચન લીધું હતું. વળી દરેક પયગમ્બરને અલ્લાહ તરફથી એવો આદેશ પણ મળ્યો કે તમારે પોતપોતાની ઉમ્મત પાસેથી પણ આ વાતોનું વચન લઇ લેવું. એની વિગત અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ રીતે દર્શાવી છે :

| | |
|---|---|
| વઇઝ અખઝલ-લાહુ | અને જયારે કે લીધું અલ્લાહએ |
| મીસાકન-નબીય-યીન | પાકું વચન પયગમ્બરો પાસેથી; |
| લમા આતૈતુ-કુમ | જયારે કે અમે આપીએ તમને |
| મિન કિતાબિવ-વ-હિકમહ | કિતાબમાંથી અને હિકમતમાંથી. |
| સુમ્મ જાઅકુમ રસૂલુમ | પછી જયારે આવે તમારી પાસે પયગમ્બર |
| મુસદ-દિકુલ-લિમા મઅકુમ | જે સમર્થન કરે કિતાબનું જે તમારી પાસે છે. |
| લતુઅ-મિનુન્ન બિહી | તો તેની ઉપર ઇમાન લઇ આવજો. |
| વ-લ-તન-સુરુન-નહૂ. | અને જરૂર તેની મદદ કરજો. |
| કાલા અ-અકરર-તુમ | પછી અલ્લાહએ તેઓને પૂછયું, શું તમે ઇકરાર કર્યો ? |
| વ અખઝતુમ અલા ઝાલિકુમ | અને શું તમે માની લીધો આ વાતનો |
| ઇસરી | મારો કરાર ? |
| કાલૂ અકરર-ના. | બધા પયગમ્બરોએ કહ્યું, બેશક અમે ઇકરાર કરી લીધો. |
| કાલા ફશહદૂ | અલ્લાહએ કહ્યું, ત્યારે તમે સાક્ષી બનો આ કરારના |
| વઅના મઅકુમ | અને હું પોતે પણ છું તમારી સાથે |
| મિનશ-શાહિદીન. | સાક્ષીઓમાંથી [૧] |

સારાંશ કે અલ્લાહ તઆલાએ તમામ પયગમ્બરો પાસેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સચ્ચાઇ તથા આપના વિરોધીઓના મુકાબલામાં મદદ આપવાનું વચન લીધું અને એ કરારના બધા પયગમ્બરોને સાક્ષી બનાવ્યા અને પોતે પણ અલ્લાહ તઆલા એનો સાક્ષી બની ગયો. ત્યારે દરેક પયગમ્બરે આ કોલકરારની વાત પોતપોતાની ઉમ્મતના કાનો સુધી પહોંચાડી દીધી. અહલે-કિતાબની એ બે ઉમ્મતો, યહૂદીઓ અને ખ્રિસ્તીઓની હતી. એમાંથી એકને આકાશી કિતાબ તવરાત મળી હતી અને બીજીને ઇન્જીલ.

---

૧. આ સૂરએ-આલે ઇમ્રાનની આયત નંબર ૮૧ છે.

# પ્રકરણ ૪૦

# પયગમ્બરીની શરૂઆત

પયગમ્બરી પહેલાંના સાચા ખ્વાબો ● શજર અને હજરના સલામ ● તહન્નુસ અને તહન્નુફ ● રમઝાન મહિનાની ઈબાદતો ● હઝરત જિબ્રીલ ફરિશ્તાનું આગમન ● વરકહ બિન નવફલનું સમર્થન ● નુઝૂલે-કુર્આનનો આરંભ

**પયગમ્બરી પહેલાંના સાચા ખ્વાબો**———————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈબ્ને શિહાબ ઝુહરીએ ઉર્વહ બિન ઝુબૈરની રિવાયતનું વર્ણન કર્યું છે અને ઉર્વહ બિન ઝુબૈરે આ વર્ણન હઝરત આઈશહ રદિયલ્લાહુ અન્હાના મુખે સાંભળ્યું છે. મુસલમાનોના અમ્માંજી બીબી આઈશહએ તેમને કહ્યું કે:

"સૌથી પહેલી વસ્તુ જેનાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનો આરંભ થયો તે સાચા ખ્વાબો હતા. અલ્લાહ તઆલાને જયારે પોતાના બંદાઓની દયા આવી ગઈ અને તેણે પોતાના બંદાઓ પર રહમ કરવાનો વિચાર કર્યો તો તેણે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને, માનઆબરૂના ઊંચા સ્થાને બિરાજમાન કરીને પયગમ્બરીની મહાન પદવીથી બિરદાવી લીધા અને તેની શરૂઆત સાચા ખ્વાબોથી કરવામાં આવી. તે એવી રીતે કે ઊંઘમાં આપ જે ખ્વાબ જોતા તે પ્રભાતના અજવાળાં પેઠે જાહેર થઈ જતો."

મુસલમાનોના અમ્માંજી ફરમાવે છે : "તે વેળા તનહાઈ એટલે એકાંતને અલ્લાહ તઆલાએ આપના માટે સૌથી વધુ મનગમતી વસ્તુ બનાવી દીધી હતી. તે સમયે એકાંતથી વધીને બીજી કોઈ વસ્તુ આપને પ્રિય રહેવા પામી ન હતી."

**શજર અને હજરના સલામ**———————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી સનદી રિવાયતો મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે જયારે કુદરતી હાજતનો પ્રસંગ ઊભો થતો તો આપ મક્કહ શહેરની વસતિ છોડીને જંગલના પહાડોની ઘાટીઓ અને ખીણો તરફ નીકળી જતા. તે વેળા રસ્તામાં જે પથ્થર અને ઝાડ પાસેથી આપ પસાર થતા તેમાંથી ઊંચો અવાજ સંભળાતો, "અસ્સલામુ અલૈક યા રસૂલલ્લાહ! " એટલે સલામ હો આપની ઉપર હે અલ્લાહના રસૂલ !"

આ અવાજ સાંભળીને આપ હયરતથી ડાબે-જમણી અને આગળ-પાછળ જોવા લાગતા પણ ત્યાં શજર અને હજર એટલે ઝાડો અને પથ્થરો સિવાય કોઈ દેખાતું નહિ. આપની આ હાલત ત્યાં સુધી ચાલુ રહી જયાં સુધી કે અલ્લાહને મંજૂર હતું. એ પછી અલ્લાહ તઆલાએ પોતાના ફરિશ્તા હઝરત જિબ્રીલને આપની પાસે મોકલ્યા. તે વેળા આપ મક્કહથી દૂર "હિરાની ગુફા"માં એકાંતવાસી બનીને જ્ઞાન-ધ્યાનમાં લીન હતા અને

રમઝાનનો મુબારક મહિનો હતો અને રાતનો સમય હતો. ગુફાના આ શાંત વાતાવરણમાં હઝરત જિબ્રીલ આપના માટે અલ્લાહ તઆલા તરફથી માન ઇકરામની તે અઝીમુશ-શાન વસ્તુ લઇને આવ્યા હતા જેને દુનિયાના તમામ લોકો જાણે છે.

**તહન્નુસ અને તહન્નુફ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈરનું બયાન છે કે, મેં ઉબૈદ બિન ઉમર બિન કતાદહ લૈસીને પૂછયું, "હે ઉબૈદ ! બતાવો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે જ્યારે જિબ્રીલ હાજર થયા તો પયગમ્બરીની શરૂઆત કેવી રીતે થવા પામી?"

* ઉબૈદ બિન ઉમરે જવાબમાં પયગમ્બરીની શરૂઆતની વિગત દર્શાવતાં અબ્દુલ્લાહ બિન ઉમર અને બીજા લોકોને કહ્યું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નિયમ હતો કે દર વરસે એક મહિનો હિરાની ગુફાના એકાંતમાં જઇને જ્ઞાન-ધ્યાનમાં લીન રહેતા. મહિનો પૂરો થતાં આપ શહેરમાં પધારતા.[1]

ઇબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશની કૌમમાંથી ધાર્મિક વૃત્તિના સાધુસંતો પણ જાહિલિયતના યુગમાં સંસારથી અલગ થઇને જંગલના એકાંતમાં કે પહાડની ગુફામાં બેસીને જ્ઞાન-ધ્યાનમાં લીન રહેતા હતા. જેમકે અબૂ તાલિબનો શેઅર છે :

**વ સૌરિંવ વ મન અરસા સબીરમ મકાનહૂ ● વ રાકીન લિ-યરકા ફી હિરાઇંવ વ નાઝિલિ.**

અને હું સૌર પહાડનું રક્ષણ લઉં છું અને તે મહાન જાતનું રક્ષણ લઉં છું જેણે સબીર પહાડને તેના સ્થાને ગોઠવી દીધો છે અને હિરા પર ચઢનારા તથા ઊતરનારાનું રક્ષણ.[2]

ઇબ્ને હિશામ કહે છે : અરબના લોકો સંસારથી અલગ થઇને જ્ઞાન-ધ્યાનની દશા માટે "તહન્નુસ" અને "તહન્નુફ" આ બે શબ્દોનો ઉપયોગ કરે છે. તેઓ આ બંને શબ્દોના અર્થ "દીને-હનીફી" કે "મિલ્લતે-ઇબ્રાહીમી"ને ગ્રહણ કરી લેવાના કરે છે.[3] અરબના લોકો "ફ" શબ્દને "સ" શબ્દથી બદલી નાખે છે જેમકે જદફ અને જદસ બંને શબ્દોના અર્થ કબર થાય છે. રૌબતુલ-અજમજ શાઇરે કહ્યું છે : "લવ કાના અહજારી મઅલ-અજદાફ" એટલે મારા પથ્થરો અગર કબરોની સાથે હોત ! અહીં અજદાફના અર્થ અહદાસ છે જેના અર્થ કબરો થાય છે.

**રમઝાન મહિનાની ઇબાદતો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ દર વરસે રમઝાનનો મહિનો સંસારથી અલગ થઇને જ્ઞાન-ધ્યાનમાં કે યાદે-ઇલાહીમાં પસાર કરતા. મહિનો પૂરો થતાં આપ શહેરમાં પધારતા. સૌથી પહેલાં ખાનએ-કઅબહનો તવાફ સાત વાર અથવા અલ્લાહની ઇચ્છા મુજબ તેથી વધુ વાર કરતા. એ પછી આપ પોતાના ઘરે પધારતા. જે ગરીબો કે મિસ્કીનો આવતા તેઓને જમાડતા. વરસોથી આપનો આ નિયમ લગાતાર ચાલુ રહ્યો. ત્યાં સુધી કે તે મહિનો આવી લાગ્યો જેમાં અલ્લાહ તઆલાએ આપને પયગમ્બરીની પદવી પર બિરાજમાન કરવાનો ઇરાદો કર્યો.

---

૧. ગારે-હિરા અથવા હિરાની ગુફા : મક્કહના મશહૂર પહાડનું શિખર જેમાં આ ગુફા આવેલી છે. જ્યાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર સૌથી પહેલી વહી નાઝિલ કરવામાં આવી. આજકાલ આ પહાડનું નામ "જબલે-નૂર' છે જે મક્કહથી મિનાની દિશાએ અઢી-ત્રણ માઇલના અંતરે આવેલો છે. "હ"

૨. સબીર અને સૌર-મક્કહના પહાડોના નામો. "હ"

૩. તહન્નુસ અથવા તહન્નુફ : સંસારથી અલગ થઇને એટલે દુનિયાના કામધંધા છોડીને અમુક રાતો અને દિવસો જંગલના એકાંતમાં બેસીને હઝરત ઇબ્રાહીમ અલૈહિસ-સલામના દીને-હનીફ મુજબ જ્ઞાન-ધ્યાનમાં લીન રહેવાની બંદગી કરવી. "ફ"

**હઝરત જિબ્રીલ ફરિશ્તાનું આગમન**————એ રમઝાનનો મહિનો હતો. દર વરસના નિયમ મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરેથી ઊપડીને હિરાની ગુફામાં પધાર્યા. આથી પહેલાં આપના માનવંતા બેગમ હઝરત ખદીજાબીબી આપના સંગાતે ગારે-હિરામાં આવતાં હતાં. આ વેળા આપ એકલા પધાર્યા હતા. રાતના સન્નાટામાં આપ ચિંતન મનનમાં લીન હતા. અચાનક જિબ્રીલ ફરિશ્તા અલ્લાહનો સંદેશો લઈને ગુફામાં પ્રગટ થયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે:

| | |
|---|---|
| ફ-જાઅની જિબ્રીલ | ત્યારે આવ્યા જિબ્રીલ મારી પાસે. |
| વ - અના નાઈમુન. | તે વેળા હું ઊંઘમાં હતો.[૧] |
| બિ - નમતિમ-મિન દીબાજે | તેઓ એક રેશમી કપડું લાવ્યા હતા, |
| ફીહિ કિતાબુન. | તેમાં કંઈક લખેલું હતું. |
| ફ-કાલ ઈકરઅ | પછી તેમણે મને કહ્યું, પઢો ! |
| કુલ્તુ મા અકરઉ | મેં કહ્યું, હું પઢેલો નથી. (પઢવાનું જાણતો નથી.) |
| ફગત-તની બિહી | ત્યારે તમેણે મને પકડીને ભીંસમાં લીધો; |
| હત્તા ઝનન-તુ અન્નહુલ-મવત. | ત્યાં સુધી કે મને થયું કે જાનથી ગયા. |
| સુમ્મા અરસલ - ની | પછી તેમણે મને છોડી દીધો, |
| ફ-કાલ ઈકરઅ. | અને પછી કહ્યું, પઢો ! |
| કુલ્તુ મા-ઝા-અકરઉ. | મેં કહ્યું, કેવી રીતે પઢું ? હું પઢવાનું જાણતો નથી. |
| ફગત - તની બિહી | ત્યારે તેમણે મને પકડીને ભીંસમાં લીધો; |
| હત્તા ઝનન-તુ અન્નહુલ - મવત. | ત્યાં સુધી કે મને થયું કે જાનથી ગયા. |
| સુમ્મ અરસલ-ની | પછી તેમણે મને છોડી દીધો, |
| ફ-કાલ ઈકરઅ. | અને પછી કહ્યું, પઢો ! |
| કુલ્તુ મા-ઝા-અકરઉ. | મેં કહ્યું, હું કેવી રીતે પઢું ? |
| મા અકૂલુ ઝાલિક | આ વાત હું એટલા માટે કહેતો હતો કે, |
| ઈલ્લફ-તિદાઅમ મિન્હુ | તેમનાથી હું છૂટી જાઉં કે, |
| અંય-યઊદ-લી બિ-મિસ્લે મા સનઅ. | ક્યાંક અગાઉ જેવું ફરીવાર મારી સાથે ન કરે ! |
| ફ-કાલ ઈકરઅ બિસ્મિ રબ-બિકલ- | તો તેમણે કહ્યું, પઢો તમારા પાલનહારના નામથી; |
| લઝી ખલક. | જેણે પેદા કીધા. |
| ખલકલ-ઈન્સાન મિન અલક. | જેણે પેદા કીધો ઈન્સાનને માંસના લોચાથી. |
| ઈકરઅ વ-રબ્બુકલ-અકરમ. | પઢો, તમારો પાલનહાર મોટી શાનવાળો છે. |
| અલ-લઝી અલ્લમ બિલ-કલમ. | જેણે ઈલ્મ શીખવ્યો કલમ દ્વારા. |
| અલ્લમલ-ઈન્સાન મા-લમ-યઅલમ. | ઈન્સાનને એ વાતો શિખાડી જેનાથી તે અજ્ઞાત હતો. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે : "ત્યારે જિબ્રીલે જે બોલોમાં જે રીતે મને

૧. ઊંઘમાં હતો એટલે જ્ઞાન-ધ્યાનમાં તલ્લીનતા, તન્મયતા કે એકાગ્રતાની દશામાં. "હ"

પઢાવ્યાં, તે બોલોમાં તે રીતે મેં પઢી લીધું. એ પછી જિબ્રીલ મારી પાસેથી ઊઠીને ચાલ્યા ગયા. થોડી વારે હું મારી ઊંઘમાંથી (એટલે તંદ્રાની સ્થિતિમાંથી) જાગી ગયો. જિબ્રીલના બોલો કે શબ્દો મારા દિલ પર કોતરાઇ ગયા હતા. એજ દશામાં હું ત્યાંથી ચાલી નીકળ્યો. જયારે બે પહાડોની વચ્ચે પહોંચ્યો તો આકાશ પરથી મને એક અવાજ સંભળાયોઃ "હે મુહંમદ ! તમે અલ્લાહના પયગમ્બર છો અને હું જિબ્રીલ ફરિશ્તો છું."

"મેં અવાજ તરફ જોવા માટે મારૂં મસ્તક આકાશ તરફ ઉઠાવ્યું. શું જોઉં છું કે જિબ્રીલ એક ઇન્સાનના રૂપમાં આકાશ અને ધરતીની વચ્ચે અધ્ધર ઊભેલા છે. તેમના કદમ નજર પહોંચે ત્યાં સુધી આકાશના ક્ષિતિજમાં ફેલાયેલા છે. દ્રષ્ટિ મર્યાદા સુધી આકાશના કિનારાઓને તેઓ ઘેરી વળેલા છે. અને મને કહી રહ્યા છેઃ "હે મુહંમદ ! આપ અલ્લાહના રસૂલ છો અને હું અલ્લાહનો ફરિશ્તો જિબ્રીલ છું."

"હું બેખુદીની હાલતમાં એકીટશે તેમને જોતો જ રહી ગયો. ન આગળ બઢું છું અને ન પાછળ ખસું છું. જિબ્રીલ તરફથી મારૂં ધ્યાન હટાવવા હું આકાશના આ કિનારાથી તે કિનારા તરફ નજર ફેરવું છું પણ જિબ્રીલ એજ દશામાં દરેક દિશાએ મને ઊભેલા દેખાય છે. હું પણ એજ દશાએ મારી જગાએ ઊભેલો રહી ગયો. ન આગળ બઢું છું ન પાછળ ખસું છું; ત્યાં સુધી કે ખદીજહએ મારી તલાશમાં માણસોને દોડાવી દીધા. તેઓ મને મક્કહની ઊંચાણની ભૂમિમાં શોધીને ચાલ્યા પણ ગયા અને હું એજ બેખુદીની હાલતમાં પોતાની જગાએ ઊભેલો હતો.

"એ પછી જિબ્રીલ મારી નજરથી અદ્રશ્ય થઇ ગયા અને હું મારાં ઘરવાળાંઓ તરફ રવાના થઇ ગયો. ઘરમાં દાખલ થતાં જ ખદીજહ પાસે પહોંચીને હું તેમની જોડેજોડ કે લગોલગ બેસી ગયો અને બેસતાં જ ખદીજહ તરફ નમી પડયો. મારી આ દશા જોઇને ખદીજહ નવાઇ પામી ગયાં."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે :

| | |
|---|---|
| ફકાલત યા અબલ-કાસિમ ! | ત્યારે તેમણે (ખદીજહએ) કહ્યું, હે અબુલ-કાસિમ ! [1] |
| ઐન કુન્તા ? | આપ કયાં હતા ? |
| ફવલ-લાહિ લકદ બઅસ્-તુ | અલ્લાહના સોગંદ મેં દોડાવી દીધા હતા, |
| રુસુલી ફી તલબિકા | મારા માણસોને આપની શોધમાં, |
| હત્તા બલગૂ અલા મક્કહ | ત્યારે તેઓ પહોંચી ગયા મક્કહની ઊંચાણે, |
| વ રજઊ. | અને પાછા પણ આવી ગયા." |
| સુમ્મ હદ-દસ્-તુહા | ત્યારે મેં તે વિગત રજૂ કરી તેમની (ખદીજહની)આગળ, |
| બિલ-લઝી રઐતુ. | જે મેં જોઇ હતી. |
| ફકાલત અબશિર યબ્ન-અમ્મ | ત્યારે તેઓ બોલ્યાં, વધામણી હો હે મારા કાકાના પુત્ર ! |
| વસ્બુત ફવલ-લઝી | અને મક્કમ રહો. સોગંદ છે તે જાતના |
| નફ્સુ ખદીજહ બિ-યદિહી | કે જેના હાથમાં ખદીજહની જાન છે |
| ઇન્ની લ-અરજુ | બેશક હું આશા રાખું છું આ વાતની કે, |
| અન તકૂન નબીય્ય હાઝલ-ઉમ્મહ | આપ પયગમ્બર બનશો આ ઉમ્મતના." |

૧. રસૂલુલ્લાહ સલલ્લાહુ અલૈહિ વ સલ્લમનું ઉપનામ. આપના ફરઝંદ હઝરત કાસિમના નામ પરથી "..."

**વરકહ બિન નવફલનું સમર્થન**————એ પછી ખદીજહ ઊભા થઇ ગયાં. પોતાની ચાદર ઓઢી લીધી અને પોતાના પિતરાઇ વરકહ બિન નવફલના ઘર તરફ ઊપડી ગયાં. વરકહએ મૂર્તિપૂજાનો ત્યાગ કરીને નસારા લોકોનો ધર્મ ગ્રહણ કરી લીધો હતો. તવરાત અને ઇન્જીલના પંડિતોની વાતો સાંભળી હતી. પોતે પણ અલ્લાહની આકાશી કિતાબોનો અભ્યાસ કરીને મોટા પંડિત બની ગયા હતા. ખદીજહએ વરકહ આગળ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જોયેલી, સાંભળેલી, અનુભવેલી બધી વાતો દોહરાવી દીધી.

ખદીજહની વાતો સાંભળીને વરકહ પોકારી ઊઠયા, ''કુદ્દૂસ'' ! ''કુદ્દૂસ !''[1]

પછી બોલ્યા, '' હે ખદીજહ! આ વાતો અગર સાચી છે તો વલ્લાહ ! એ તેજ ''નામૂસે-અકબર'' છે જે મૂસા નબી પાસે આવતો હતો. મુહંમદ પાસે પણ ચોક્કસ એજ નામૂસે-અકબર આવ્યો છે. બેશક મુહંમદ આજની ઉમ્મતના પયગમ્બર છે. તેમને કહી દેજો, હિંમત રાખે, ધીરજ ધરે, મક્કમ રહે.''[2]

ખદીજહ બીબી વરકહ પાસેથી ઊઠીને પોતાના ઘરે આવ્યાં અને વરકહના મુખેથી સાંભળેલી વાતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહી સંભળાવી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : ગારે-હિરામાં પયગમ્બરીના પ્રદાનની અભૂતપૂર્વ ઘટના સર્જાય ગઇ. એ પછીના એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રોજના નિયમ મુજબ ખાનએ-કઅબહમાં પધારીને કઅબહનો તવાફ કરવા લાગ્યા. એટલામાં વરકહ બિન નવફલ પણ ત્યાં આવી લાગ્યા. આપની મુલાકાત લઇને કહેવા લાગ્યા, ''હે મારા ભાઇના બેટા ! કહો તો ખરા તમે ગારે-હિરામાં રાતના સન્નાટામાં શું જોયું, શું સાંભળ્યું ?''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જે કંઇ જોયું અને સાંભળ્યું હતું તેની વિગત દર્શાવી દીધી. વરકહ બોલ્યા, ''સોગંદ છે તે માલિકના જેના કબજામાં મારા પ્રાણ છે, તમે આ ઉમ્મતના નબી છો. બેશક તમારી પાસે તેજ નામૂસે-અકબર આવ્યો જે મૂસા નબી પાસે આવતો હતો. સાંભળો, લોકો હવે તમને જૂઠાડશે. તરહ-તરહની ઇજાઓ આપશે. તમને તંગ કરશે. તમારી સાથે જંગ કરશે. છેલ્લે આ શહેરમાંથી તમને હાંકી કાઢશે. જો હું જીવતો રહ્યો અને એ દિવસ નસીબ થયો તો વલ્લાહ ! હું તમારા પડખે રહીશ. તમારી મદદ કરીશ અને અલ્લાહના સત્ય ધર્મનો પક્ષ લઇશ.''

એ પછી વરકહએ ઉમંગભેર આગળ વધીને આપની નૂરાની પેશાની પર ચુંબન આપ્યું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહના તવાફથી પરવારીને પોતાના મકાને તશરીફ લઇ ગયા.

**નુઝૂલે-કુર્આનનો આરંભ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર વહી ઊતરવાની શરૂઆત રમઝાન મહિનામાં થવા પામી. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| શહરુ રમદાન, | એ રમઝાનનો મહિનો છે, |
| અલ્લઝી ઉનઝિલા ફીહિલ-કુર્આન. | જેમાં કુર્આન ઊતરવાનું શરૂ થયું, |

---

૧. કુદ-દૂસ : અલ્લાહ તઆલાનું ગુણવાચક નામ જેના અર્થ બહુ પાક બહુ મુબારક. દરેક પ્રકારની એબો, ત્રૂટીઓ અને ખામીઓથી પવિત્ર. ''હ''

૨. નામૂસે-અકબર : અલ્લાહના માનવંતા ફરિશ્તા હઝરત જિબ્રીલનું નામ જેઓ આકાશી વહી લાવીને પયગમ્બરો પાસે પધારતા હતા. વળી નામૂસ શબ્દના અર્થ રાઝદાર, ભેદોનો જાણનાર, મર્મજ્ઞાની, બુધ્ધિશાળી વગેરે પણ થાય છે. (બયાનુલ-લિસાન પા. ૭૮૨)''હ''

| | |
|---|---|
| હુદલ-લિન-નાસ. | જે માર્ગદર્શક છે લોકો માટે. |
| વ બૈયિના-તિમ-મિનલ-હુદા | અને જે હિદાયતની રોશન સચ્ચાઇઓ ધરાવે છે |
| વલ-ફુરકાન. | અને જે સત્યને અસત્યથી અલગ કરનારૂં છે. |

અને અલ્લાહ તઆલાએ એમ પણ ફરમાવ્યું છે :

| | |
|---|---|
| ઈન્ન અન્ઝલ-નાહુ | અમે ઉતાર્યું આ કુર્આનને |
| ફી લય-લતિલ- કદ્ર. | કદ્રની રાતમાં. |
| વમા અદરાકા | અને શું આપને ખબર છે હે નબી ! કે |
| મા લય-લતુલ-કદ્ર. | શું છે કદ્રની રાત ? |

અને અલ્લાહ તઆલાએ એમ પણ ફરમાવ્યું છે :

| | |
|---|---|
| હામીમ વલ-કિતાબિલ-મુબીન. | હામીમ ! સોગંદ છે આ રોશન કિતાબના. |
| ઈન્ના અન્ઝલના-હુ | અમે ઉતારી એને |
| ફી લય-લતિમ મુબા-રકહ. | મુબારક રાતમાં. |

ઇબ્ને ઈસ્હાક કહે છે : મક્કહની ભૂમિમાં ગારે-હિરામાં સર્જાયેલી અભૂતપૂર્વ ઘટના પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર અલ્લાહ તઆલા તરફથી, જિબ્રીલ ફરિશ્તા મારફતે આકાશી વહીનો સિલસિલો ચાલુ થઇ ગયો. આપને એ વહીના માલિક અલ્લાહ પર, અને આકાશથી ઊતરનારી એ વહી પર, અને વહીને લાવનાર ફરિશ્તા પર મુકમ્મલ વિશ્વાસ હતો. આપનું ઈમાન હતું કે આકાશથી આવનારી વહી યકીની રીતે અલ્લાહ તરફથી છે; તે અલ્લાહ કે જે આ જગતનો સર્જનહાર અને પાલનહાર છે. આપે પૂરા મનોબળથી ધ્યાન આપીને અંતઃકરણથી એ આકાશી સત્યનો સ્વીકાર કરી લીધો અને જે ભાર, જે બોજ, જે જવાબદારી, જે જોખમ અલ્લાહ તરફથી આપની ઉપર લાદવામાં આવ્યો તેને, અમુક લોકોની ઈચ્છા અને અમુક લોકોની અનિચ્છા છતાં ભારે ખેલદિલીથી ઉપાડી લીધો. કોઇ રાજી થશે કે નારાજ થશે, કોઇને પસંદ પડશે કે નાપસંદ પડશે, કોઇ સહકાર આપશે કે વિરોધ કરશે તેવી વાતોની આપે મુદ્દલ દરકાર નહિ કરી. આપથી પહેલાંના તમામ પયગમ્બરો સાથે પણ વિરોધીઓ તરફથી વિરોધના વંટોળનો મામલો બનતો રહ્યો છે અને આ પ્રથા પરંપરાથી ચાલી આવે છે.

સાચી વાત આ છે કે પયગમ્બરીની આકરી જવાબદારી, પયગમ્બરીનો આકરો બોજ, પયગમ્બરીનું ભારેખમ જોખમ ઉપાડી લેવાનું બળ અને તેના માટે આત્મ-વિશ્વાસ, યકીને-કામિલ તથા સહનશીલતાની શકિત કેળવવી તે મજબૂત મનોબળ ધરાવનારા પયગમ્બરો સિવાય દુનિયાના બીજા ઈન્સાનોમાં હોતી નથી, અને તે પણ અલ્લાહની મદદ અને અલ્લાહની તૌફીકથી જ.

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની કુરૈશ કૌમના વિરોધ અને તેઓના ઝુલ્મો-સિતમ અને તેઓની ધાકધમકીઓ છતાં અલ્લાહના આદેશો પર ચાલી નીકળ્યા.

# પ્રકરણ ૪૧

# ઇસ્લામનું આમંત્રણ

બીબી ખદીજહનો ઇસ્લામ-સ્વીકાર • સૂરએ-વદ-દુહાનો નુઝૂલ • નમાઝની શરૂઆત અને તેનું શિક્ષણ • પાંચ નમાઝો અને તેના સમયો • હઝરત અલીનો ઇસ્લામ-સ્વીકાર • અબૂ તાલિબનું બહોળું પરિવાર • નમાઝ અને અબૂ તાલિબની હયરત • ઇસ્લામ વિષે અબૂ તાલિબનો જવાબ.

**બીબી ખદીજહનો ઇસ્લામ-સ્વીકાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા પાક બેગમ હઝરત ખદીજહ બિન્તે ખુવૈલિદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનો સ્વીકાર કરીને આપ પર ઇમાન લઇ આવ્યાં અને આપની ઉપર ઊતરનારી આકાશી વહીનું તેમણે સમર્થન કર્યું. એટલે આકાશી વહીની સત્યતાનું સમર્થન કરીને તેઓ અંતઃકરણથી મુસલમાન બની ગયાં.

અલ્લાહની તવહીદ પર અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી પર અને આકાશથી ઊતરનારી વહી પર ઇમાન લાવનારાઓમાં હઝરત ખદીજહ સૌથી પહેલા નંબરે હતાં. બીબી ખદીજહના ઇસ્લામની બરકતથી અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરના કામમાં આસાની કે મોકળાશ પેદા કરી દીધી. વિરોધીઓ આપને જૂઠલાવતા, ભરબજારે આપની ઠેકડી ઉડાવતા, આપની શાનમાં અપશબ્દોના પડકારા ગજાવતા તો તેઓની અસભ્ય કે અપમાનજનક વાતોથી આપના દિલને આઘાત લાગતો ત્યારે ખદીજહ ખાતૂનની મીઠી-મધુરી વાણી તથા ઉત્સાહપ્રેરક વાતોથી એ આઘાત, એ મનદુખનો બોજ આપના દિલ પરથી ઊતરી જતો. બહારથી જયારે આપ દુખી થઇને ખદીજહ ખાતૂન પાસે પધારતા તો અલ્લાહ તઆલા તેમની પ્રેરણાદાયક વાતોથી, ચિન્તા અને ઉદાસીનો ભાર આપના દિલ પરથી દૂર કરી દેતો. પોતાની ઠરેલ વાતોથી બીબી ખદીજહ આપની સચ્ચાઇનું એવી રીતે સમર્થન કરતાં કે લોકોનો અણછાજતો વર્તાવ આપના માટે આસાન બની જતો. પછી આપ વધુ ઉત્સાહ, વધુ જુસ્સા, વધુ દ્રઢતાથી પોતાના કામમાં પરોવાઇ જતા. અલ્લાહની અપાર રહમતો ઊતરો ખદીજહ ખાતૂનના આત્મા પર !

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર બિન અબી તાલિબથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે :

"મને અલ્લાહ તઆલા તરફથી હુકમ આપવામાં આવ્યો કે હું ખદીજહને જન્નતમાં મોતીઓના એક મહેલની ખુશખબર આપું જેમાં ન ઘોંઘાટ છે ન બકબક છે ન કોઇ તરહની

ચિન્તા કે પીડા છે."

**ખદીજહને અલ્લાહના સલામ**—————ઈબ્ને હિશામ કહે છે : એક વેળા અલ્લાહના ફરિશ્તા જિબ્રીલ અલૈહિસ-સલામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પધાર્યા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ! મને હુકમ મળ્યો છે આ વાતનો કે આપ ખદીજહને, ખદીજહના પાલનહારના સલામ પહોંચાડો."

આપે ઘરમાં પધારીને ફરમાવ્યું, "હે ખદીજહ ! આ રહ્યા જિબ્રીલ, એ તમને તમારા પાલનહારના સલામ પહોંચાડવાનું મને કહે છે. માટે તમે તમારા પાલનહારના સલામ કબૂલ કરો."

બીબી ખદીજહ ગળગળા સ્વરે બોલ્યાં, "યા રસૂલુલ્લાહ ! અલ્લાહ તો પોતે સલામ છે. દરેકને તેની જ તરફથી સલામતી મળે છે. અને જિબ્રીલ ઉપર પણ અલ્લાહના સલામ હો !"

**સૂરએ-વદ-દુહાનો નુઝૂલ**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : ગારે-હિરાની પહેલી વહી બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે હઝરત જિબ્રીલનું આવવાનું અને વહી ઊતરવાનું અમુક મુદ્દત માટે મવકૂફ થઈ ગયું, ત્યાં સુધીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એનાથી ભારે મૂંઝવણ કે અકળામણ થવા લાગી અને આપના નૂરાની દિલને બેહદ સદમો પહોંચ્યો અને આપ ઘણા જ ગમગીન રહેવા લાગ્યા. ત્યારે અમુક મુદ્દત પછી હઝરત જિબ્રીલ આપની પાસે "સૂરએ-વદ-દુહા"ની આયતો લઈને આવ્યા જેમાં અલ્લાહ તઆલાએ સોગંદપૂર્વક આપને સંબોધીને ફરમાવ્યું કે, "મેં ન તો આપને તજી દીધા છે ન હું આપથી બેઝાર થયો છું." આ શાનદાર આયતો મારફતે અલ્લાહ તઆલાએ આપના માન-ઈકરામના મરતબા બુલંદ કરી દીધા. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| વદ-દુહા | સોગંદ છે ચાશતના સમયના, [૧] |
| વલ - લયલિ ઈઝા સજા. | અને સોગંદ છે રાતના જ્યારે તે છવાઈ જાય. |
| મા વદ-દઅક્ રબ્બુક્ | ન તો તમને તજ્યા છે તમારા પાલનહારે, |
| વમા કલા. | અને ન તમને નાખુશ કર્યા છે. |
| વલલ-આખિરતુ | અલબત્ત આખિરત (પરલોકનું જીવન) |
| ખયરુલ-લકા મિનલ-ઊલા. | ઉત્તમ છે તમારા માટે દુનિયાથી. |
| વ-લ્ - સવફ્ યુઅતીક્ | અને બહુ જ જલદી આપશે તમને |
| રબ્બુક્ ફ-તરદા. | તમારો પાલનહાર (એવી વસ્તુ જેનાથી) તમે રાજી થઈ જશો. |
| અલમ યજિદ્ - ક્ યતીમન | શું નહિ જોયા તેણે તમને યતીમ ? |
| ફ-આવા. | ત્યારે તમને રહેવાનું સ્થળ આપ્યું, |
| વ - વજદ્દક્ દાલ્લન | અને જોયા તેણે તમને માર્ગથી અજાણ્યા, |
| ફ - હદા. | તો દેખાડી દીધો સીધો રસ્તો. |
| વ - વજદ્દક્ આઈલન | અને જોયા તેણે તમને હાજતમંદ, |
| ફ - અગ્ના. | તો કરી દીધા તમને ગની. |

૧. દુહાના અર્થ ઉર્દૂમાં ચાશતનો સમય એટલે સૂર્યોદય અને બપોરની વચ્ચેનો સમય જ્યારે સૂરજ ખૂબ ઊંચે ચઢી જાય. "હ"

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શરૂઆતના જીવનનો ચિતાર દર્શાવતાં ફરમાવ્યું કે, તેણે તમને કેટલી બધી નિઅમતો આપી. કેટલા ઊંચા મરતબાઓથી વધાવી લીધા. આપની યતીમી, આપની નાદારી, આપની પરેશાનીઓમાં તેણે કેવા ઉપકારો કર્યા અને પોતાની રહમતથી તેણે આ કપરા સંજોગોમાંથી આપને નજાત અપાવી દીધી. પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-અમ્મલ - યતીમ | ત્યારે કોઇ યતીમને |
| ફલા તક્હર. | તમે ઠપકારશો નહિ. |
| વ - અમ્મસ - સાઇલ્ | અને કોઇ માગનારને |
| ફલા તન્હર. | તમે ધુતકારશો નહિ. |
| વ અમ્મા બિ-નિઅમતિ રબ-બિક્ | અને જે નિઅમતો તમારા પાલનહારે આપી છે. |
| ફ - હદ - દિસ્. | તેનું બયાન કરતા રહો. |

એટલે અલ્લાહ તઆલાએ આપના ઉપર જે અગણિત ઉપકારો કર્યા અને પયગમ્બરીની મહાન નિઅમત આપીને આપને માન-ઇકરામથી વધાવી લીધા તેનો આભાર માનો. તેનું વર્ણન કરો. તેની જાહેરાત કરો અને લોકોને અલ્લાહ તરફ આવવાનું આમંત્રણ આપો. કેમકે અલ્લાહ તઆલાએ આપને પયગમ્બરી આપીને જગતના લોકો ઉપર પણ મહાન ઉપકાર કર્યો હતો. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખાનગીમાં એની જાહેરાત કરવા માંડી અને એકાંતમાં એવા લોકોને ઇસ્લામનું આંમત્રણ આપવા માંડયું જેઓની ઉપર આપને ભરોસો હતો.

**નમાઝની શરૂઆત અને તેનું શિક્ષણ**————જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર નમાઝ ફર્ઝ થઇ તો આપે નમાઝ પઢી અને નમાઝ ખતમ કરીને સલામ ફેરવ્યું.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત બીબી આઇશહ પોતાની રિવાયતમાં ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર સૌથી પહેલાં નમાઝ ફર્ઝ થઇ તો દરેક નમાઝની બબ્બે રકઅતો ફર્ઝ થવા પામી. એ પછી અલ્લાહ તઆલાએ "હદર"ની હાલતમાં ફર્ઝ નમાઝની ચાર રકઅતો કરી દીધી અને સફરની હાલતમાં તેજ બે રકઅતો કાયમ રાખી. (હદર એટલે સફરમાં નહિ હોય તેવી હાલત અને સફરની હદ ૪૮ માઇલ.)

ઇબ્ને ઇસ્હાક કહે છે : જાણકારો તરફથી મને મળેલી માહિતી મુજબ પહેલ વહેલાં જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર નમાઝ ફર્ઝ થઇ તો જિબ્રીલ ફરિશ્તા આપની પાસે આવ્યા. તે વેળા આપ મક્કહની ઊંચી સપાટીની એક ખીણમાં હતા. હઝરત જિબ્રીલે ખીણને એક ખૂણે પોતાની એડીથી ઠોકર મારી તો ત્યાં પાણીનું ઝરણું ફૂટી નીકળ્યું. પ્રથમ હઝરત જિબ્રીલે આ ઝરણામાં વુઝૂ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દેખાડયું. તેમને જોઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેજ પ્રમાણે વુઝૂ કર્યો. પછી જિબ્રીલ ઊભા રહીને નમાઝ પઢવા લાગ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ તેમની સાથે નમાઝમાં શામિલ થઇ ગયા.

એ પછી હઝરત જિબ્રીલ ત્યાંથી ચાલ્યા ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરે બીબી ખદીજહ પાસે પધાર્યા અને તેમને તેજ પ્રમાણે વુઝૂ કરીને દેખાડયો જે રીતે જિબ્રીલે વુઝૂ કર્યો હતો.

બીબી ખદીજહએ પણ તેજ પ્રમાણે વુઝૂ કરી લીધો. પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીબી ખદીજહને તેજ રીતે નમાઝ પઢાવી જે રીતે જિબ્રીલે આપને નમાઝ પઢાવી હતી.

**પાંચ નમાઝો અને તેના સમયો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે, જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર નમાઝ ફર્ઝ થઈ તો હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ આપની પાસે આવ્યા.

- હઝરત જિબ્રીલે ઝવાલે-આફતાબ (એટલે સૂરજ ઢળવા) પછી આપને નમાઝ પઢાવી. એ ઝુહરની નમાઝ હતી.
- એ પછી જયારે દરેક વસ્તુનો સાયો બમણો થઈ ગયો તો હઝરત જિબ્રીલે ફરીવાર આપને નમાઝ પઢાવી. એ અસરના સમયની નમાઝ હતી.
- એ પછી જયારે સૂરજ આથમી ગયો તો હઝરત જિબ્રીલે ફરીવાર આપને નમાઝ પઢાવી. એ મગરિબના સમયની નમાઝ હતી.
- એ પછી જયારે સંધ્યાની લાલી અલોપ થઈ ગઈ તો હઝરત જિબ્રીલે ફરીવાર આપને નમાઝ પઢાવી. એ ઈશાના સમયની નમાઝ હતી.
- એ પછી જયારે પ્રભાતનું અજવાળું રેલાયું તો હઝરત જિબ્રીલે ફરીવાર આપને નમાઝ પઢાવી. એ ફજરના સમયની નમાઝ હતી.

પછી જયારે બીજો દિવસ આવ્યો તો હઝરત જિબ્રીલે આવીને આપને ઝુહરની નમાઝ ત્યારે પઢાવી જયારે દરેક વસ્તુનો સાયો તેના કદ જેટલો હતો. અને અસરની નમાઝ ત્યારે પઢાવી જયારે દરેક ચીજનો સાયો તેના કદથી બમણો હતો. અને મગરિબની નમાઝ ત્યારે પઢાવી જયારે સુરજ ગુરૂબ થઈ ગયો અને ગઈકાલ જેવો જ સમય હતો. અને ઈશાની નમાઝ ત્યારે પઢાવી જયારે રાતની શરૂઆતનો એક તૃતીય ભાગ વીતી ગયો. અને ફજરની નમાઝ ત્યારે પઢાવી જયારે પ્રભાતનું અજવાળું સારી રીતે રેલાય ગયું અને સૂરજ હજુ ઊગ્યો ન હતો. એ પછી જિબ્રીલે કહ્યું, "હે મુહંમદ ! પાંચે નમાઝોના તેજ સમયો છે જેમાં તમે કાલે અને આજે નમાઝો પઢી છે."

**હઝરત અલીનો ઈસ્લામ સ્વીકાર**————ઇબ્ને ઈસ્હાક કહે છે : પુરુષ વર્ગમાં એટલે કિશોરોમાં સૌથી પહેલાં જે કિશોર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઈમાન લાવ્યો, જેણે આપની સાથે નમાઝ પઢી, જેણે આપની પયગમ્બરીની સચ્ચાઈનું સમર્થન કર્યું તે અલી બિન અબી તાલિબ બિન અબ્દિલ-મુત્તલિબ બિન હાશિમ હતા. તેમની ઉપર અલ્લાહના સલામ હો ! તે વેળા તેમની ઉંમર દસ વરસની હતી. હઝરત અલી પર અલ્લાહ તઆલાએ જે ઉપકારો કર્યા તેમાંથી એક આ છે કે, તેઓ ઇસ્લામ પહેલાંથી જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સરપરસ્તી અને કેળવણીમાં ઉછેર પામી રહ્યા હતા.

**અબૂ તાલિબનું બહોળું પરિવાર**————ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અલી રદિયલ્લાહુ અન્હુ પર અલ્લાહના ઉપકારો અને બરકતાની શરૂઆત એવી રીતે થઈ કે એક વેળા કુરૈશના લોકો દુકાળની કારમી તંગીમાં સપડાઈ ગયા. હઝરત અલીના પિતા અબૂ તાલિબ પુષ્કળ બાલબચ્ચાવાળા હતા. છૈયાંછોકરાંથી ઘર

ભરેલું હતું. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના કાકા અબ્બાસને, જેઓ બનૂ હાશિમ કુટુંબમાં સૌથી વધુ ખુશહાલ હતા, ને ફરમાવ્યું, "તમારા ભાઈ અબૂ તાલિબ બહોળું કુટુંબ ધરાવે છે. તમે જુઓ છો કે લોકો દુકાળને કારણે તકલીફમાં આવી પડયા છે. ચાલો આપણે અબૂ તાલિબ પાસે જઈએ અને બચ્ચાંઓ અંગેનો તેમનો કંઈક ભાર હળવો કરીએ. તેમના એક બાળકને તમે લઈ આવો. એક બાળકને હું લઈ આવું અને આપણા ઘરમાં રાખીને તેઓની પરવરિશ કરીએ."

અબ્બાસ કહે છે, આ સાંભળીને અમે બંને અબૂ તાલિબ પાસે ગયા અને કહ્યું, "હે અબૂ તાલિબ! અમે એટલા માટે આવ્યા છીએ કે તમારા માથે બાલબચ્ચાંઓનો જે બોજ છે તે કંઈક હળવો કરીએ ત્યાં સુધી કે દુકાળની તકલીફનો અંત આવે."

અબૂ તાલિબ બોલ્યા, "અકીલને મારી પાસે છોડી દો. બાકીના બચ્ચાંઓ માટે તમારી ઈચ્છા હોય તેમ કરો."

ઈબ્ને હિશામ કહે છે : અકીલનું જ બીજું નામ તાલિબ હતું. [૧] રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલીને લીધા અને અબ્બાસે જઅફરને લીધા. હઝરત અલી એજ દિવસથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘરમાં રહેવા લાગ્યા. ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી આપી તો હઝરત અલી ઈમાન લાવીને મુસલમાન બની ગયા. એજ મુજબ હઝરત જઅફર અબ્બાસના ઘરમાં રહ્યા અને છેવટે મુસલમાન બનીને અબ્બાસથી અલગ થઈ ગયા.

**અબૂ તાલિબની હયરત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : નમાઝનો સમય થતો ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હઝરત અલીને લઈને મક્કહના કોઈ પહાડની ઘાટી તરફ નીકળી જતા અને ત્યાં લોકોની નજરોથી છુપાઈને નમાઝ પઢી લેતાં, અને સાંજ પડતાં પાછા ઘેર આવી જતા. એક મુદ્દત સુધી આમ ચાલ્યા કર્યું. એક દિવસે અબૂ તાલિબ ફરતા-ફરતા એ તરફ જઈ ચઢયા. બંનેને ઊઠબેઠની સાથે નમાઝ પઢતા જોઈને ખૂબ તઅજ્જુબ પામી ગયા. પૂછયું, "ભત્રીજા ! આ કયો ધર્મ તમે ઉપજાવી કાઢયો છે ?"

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અય અમ્મ ! હાઝા દીનુલ્લાહ, | હે કાકા ! આ અલ્લાહનો ધર્મ છે, |
| વ દીનુ મલાઈક-તિહી, | અને તેના ફરિશ્તાઓનો ધર્મ છે, |
| વ દીનુ રુસૂલિહી, | અને તેના પયગમ્બરોનો ધર્મ છે, |
| વ દીનુ અબીના ઈબ્રાહીમ. | અને આપણા બાપ ઈબ્રાહીમનો ધર્મ છે. |
| બઅસની-યલ્લાહુ બિહી રસૂલન | મોકલ્યો છે મને અલ્લાહએ પયગમ્બર બનાવીને |
| ઈલલ-ઈબાદ. | બંદાઓ તરફ. |
| વ-અન્ત અય અમ્મ ! અહક્ક | અને હે કાકા ! તમે વધારે હકદાર છો; |
| મમ-બઝલ-તુન-નસીહત, | એવા લોકોમાં જેઓને મેં ભલાઈની નસીહત કરી છે; |
| વ-દઅવ-તુહૂ ઈલલ-હુદા. | અને જેઓને મેં સીધા રસ્તાનું આમંત્રણ આપ્યું છે. |

૧. એજ તાલિબના નામ પરથી એમના પિતા અબૂ તાલિબના ઉપનામે પંકાય ગયા. કેટલાકે અકીલ નામનો ઉચ્ચાર ઉકૈલ તરીકે કર્યો છે. "હ"

| | |
|---|---|
| વ અહક-કુ | અને હે કાકા ! તમે સૌથી વધારે હકદાર છો કે, |
| મન અજાબની ઈલૈહિ | મારા આ આમંત્રણનો સ્વીકાર કરી લો, |
| અઆ-નની અલૈહિ. | અને તેમાં મારી મદદ કરો. [૧] |

**ઇસ્લામ વિષે અબૂ તાલિબનો જવાબ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના કાકા અબૂ તાલિબને ઇસ્લામ સ્વીકારી લેવાનું આમંત્રણ આપ્યું તો જવાબમાં તેઓ બોલ્યા, ''હે મારા ભાઇના પુત્ર ! મારા બાપદાદાના ધર્મને અને તેઓની રૂઢિઓને હું છોડી શકું નહિ. તેમ છતાં તમને ખાતરી અપાવું છું કે જીવતો છું ત્યાં સુધી કોઈ એવી વાત નહિ થવા દઉં જેને તમે નાપસંદ કરો.''

કહેવાય છે કે અબૂ તાલિબે પોતાના પુત્ર અલીને પૂછયું, ''હે મારા વહાલા ફરઝંદ ! તેં આ કયો ધર્મ કબૂલ કરી લીધો ?

''હઝરત અલીએ કહ્યું, ''બાબાજાન ! હું અલ્લાહ પર અને તેના પયગમ્બર પર ઈમાન લાવ્યો છું અને જે વાતો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બતાવે છે તેને માનું છું અને એમની સાથે અલ્લાહને માટે નમાઝ પઢું છું અને એમના કામોનું અનુકરણ કરૂં છું.''

અબૂ તાલિબ બોલ્યા, ''બેશક હે મારા પુત્ર ! મારો આ બેટો તને ભલાઇ તરફ જ બોલાવે છે. માટે એમના સંગાતે મક્કમ રહેજે.''

---

૧. એટલે હે કાકા ! હું દુનિયાના તમામ લોકોનું ભલું ચાહું છું જેથી મારી શુભેચ્છાઓ અને ભલી લાગણીઓના તમે સૌથી વધુ હકદાર છો. માટે ઇસ્લામ અંગેની મારી દઅવતનો સ્વીકાર કરીને મારા મદદગાર બની જાવ. કેમકે ભત્રીજાને મદદગાર થવાના તમે જ સૌથી વધુ હકદાર છો. ''હ''

## પ્રકરણ ૪૨

# ઈસ્લામની છુપી દઅવતનો આરંભ

ઝૈદ બિન હારિસહની ગુલામી • ઝૈદની ગુલામીની દાસ્તાન • બેટાના વિયોગમાં બાપની બેકરારી • બાપ-બેટાનો મેળાપ અને બેટાનો ફેસલો • હઝરત અબૂબક્રનો ઈસ્લામ સ્વીકાર • હઝરત અબૂબક્રની તબલીગ • હઝરત અબૂબક્રની શાને-સિદ્દીકી • સાબિકૂનલ-અવ્વલૂન.

**ઝૈદ બિન હારિસહની ગુલામી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી ખદીજહ અને આપના કાકાભાઈ હઝરત અલીના ઈસ્લામ સ્વીકાર બાદ ઝૈદ બિન હારિસહ બિન શુરહબીલ બિન કઅબ બિન અબ્દુલ-ઉઝઝા બિન ઉમ્રઉલ-કૈસ કલ્બી નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામે ઈસ્લામ કબૂલ કરી લીધો. ગુલામોમાં એ પેહલા યુવક છે જેઓ હઝરત અલી પછી મુસલમાન બનીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે નમાઝ પઢવા લાગ્યા.

ઈબ્ને હિશામ કહે છે : બીજી રિવાયત મુજબ ઝૈદનો વંશવેલો આ છે : ઝૈદ બિન હારિસહ બિન શુરહબીલ બિન અબ્દુલ-ઉઝઝા બિન ઈમ્રઉલ-કૈસ બિન આમિર બિન નુઅમાન બિન આમિર બિન અબ્દે-વદ્દ બિન ઔફ બિન કિનાનહ બિન બક્ર બિન ઔફ બિન ઉઝરહ બિન ઝૈદુલ-લાત બિન રૂફૈદહ બિન સૌર બિન કલ્બ બિન વબરહ.

**ઝૈદની ગુલામીની દાસ્તાન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ખદીજહ રદિયલ્લાહુ અન્હાના ભત્રીજા હકીમ બિન હિઝામ બિન ખુવૈલિદ એક વેળા મુલ્કે-શામથી કેટલાક ગુલામોને ખરીદીને મક્કહ લઈ આવ્યા. એમાં કિશોર વયના ઝૈદ બિન હારિસહ પણ હતા. બીબી ખદીજહ હકીમ બિન હિઝામના ફોઈ થતા હતાં. મુલકે શામથી આવવાના સમાચાર મળતાં બીબી ખદીજહ પોતાના ભત્રીજાને મળવા ગયાં તો હકીમ બિન હિઝામે કહ્યું, "ફૂફીજાન ! આ છોકરાઓમાંથી કોઈને પસંદ કરી લો. એ આપના ચરણોમાં ભેટ છે."

બીબી ખદીજાએ ઝૈદને પસંદ કરી લીધા અને તેમને પોતાને ઘેર લઈ ગયાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઝૈદને ઘરમાં જોયા તો બીબી ખદીજહ પાસેથી એમને માંગી લીધા અને પછી ઝૈદને ગુલામીમાંથી આઝાદ કરીને પોતાના દત્તક પુત્ર બનાવી લીધા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળી તે પહેલાંનો આ બનાવ છે.

**બેટાના વિયોગમાં બાપની બેકરારી**————પોતાના વહાલાસોયા દીકરાના ગુમ થઈ જવાથી ઝૈદના

બાપા હારિસહની બેકરારીનો પાર ન હતો.[૧] હદ ઉપરાંત બેચેન થઇ ગયા એજ આહો-ઝારીની દશામાં ઝૈદના વિયોગમાં હારિસહએ આ વિલાપ-કાવ્ય રચ્યું.

**બકૈતુ અલા ઝૈદિન વલમ અદરિ મા ફઅલ • અહય્યુ ફયુરજા અમ અતય દૂનહુલ-અજલ.**

હું ઝૈદના વિયોગમાં ધાર ધાર રડયો. ખબર નહિ તેનું શું થયું ? શું તેના જીવતા હોવાની આશા રાખી શકાય કે પછી મોત તેના રસ્તે આડું આવી ગયું ?

**ફવલ- લાહિ મા અદરી વ ઇન્ની લ-સાઇલુન • અગાલક બઅદિસ-સહલુ અમ ગાલકલ-જબલ.**

અલ્લાહના સોગંદ ! મને કંઇ ખબર નથી. હું પૂછું છું કે મારી નજરથી દૂર થવા પછી ધરતીએ તને ચોરી લીધો કે પહાડે ?

**વયા લૈત શિઅરી હલ-લકદ-દહ અવ-બતુન • ફહસ્બી મિનદ-દુન્યા રુજૂઉકા લી બજલ.**

હાશ ! મને ખબર હોત કે તું કદી તો પાછો ફરીને આવી શકત, તો તારૂં આગમન દુનિયામાં મારી ખુશી માટે બસ હતું.

**તુઝક-કિરુ - ની હિશ- શમ્સુ ઇન્દત તુલૂઇહા • વ તઅરિદુ ઝિકરાહુ ઇઝા ગરબુહા અફલ.**

સૂરજ તેના ઊગવાના સમયે મને તેની યાદ અપાવે છે અને સૂરજ જ્યારે આથમવાનો હોય ત્યારે પણ તેની જ યાદ અપાવે છે.

**વઇન હબ-બતિલ-અરવાહુ હય્યજ-ન ઝિકરહૂ • ફયા તૂલા મા હૂઝની અલૈહિ વમા વજલ.**

જ્યારે મંદ વાયુઓની લહરીઓ વાય છે તો તેની જ યાદના ઊભરા આવે છે. તેના માટે ગમ કરવાનો અને તેના વિષે ખોફ ખાવાનો જમાનો કેટલો લંબાઇ ગયો !

**સઉઅ-મિલુ નસ્સલ-ઇસિ ફીલ-અરદિ જાહિદન • વલા અસામત - તતવાફ-અવ તસ-અમલ - ઇબિલ.**

તેની શોધમાં ઊંટોને ધરતી પર ઝડપથી દોડાવતો રહીશ અને રખડપટ્ટીથી કંટાળીશ નહિ, ત્યાં સુધી કે ઊંટો બેજાર-બેજાર થઇ જાય.

**હયાતી અવ તઅતી અલય્ય મનીય-યતી • ફ-કુલ્લુ ઇમ્રેઇન ફાનિંવ-વઇન ગર્રહુલ-અમલ.**

જીવનભર ઊંટોને દોડાવતો રહીશ ત્યાં સુધી કે મારૂં મોત આવી લાગે. દરેક માણસે મરવાનું તો છે જ, ભલે આશાઓ તેને ધોકામાં રાખે !

**બાપ-બેટાનો મેળાપ અને બેટાનો ફેસલો**————ઝૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંગાતે રહેતા હતા. એ દરમિયાન એક દિવસે ઝૈદના બાપા હારિસહ આવી લાગ્યા અને ઝૈદને પોતાની સાથે લઇ જવાની માંગણી કરી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઝૈદને બોલાવીને કહ્યું, "તમારી ઇચ્છા હોય તો મારી સાથે રહો અને ઇચ્છા હોય તો બાપા સાથે ચાલ્યા જાવ."

ઝૈદ બોલ્યા, "હું તો આપના જ સંગાતે રહીશ, બાપા સાથે મારે નથી જવું."

ત્યારે ઝૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જ રહી ગયા અને થોડીક જ મુદ્દત

૧. ઝૈદને જણનારી મા- —એ બીચારીના પો ાના લ ાના વિયોગમાં જે હાલ થયા હશે તેની કલ્પના કરવી રહી. "હ"

બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળી તો ઝૈદ મુસલમાન બની ગયા અને આપની સાથે નમાઝ પઢવા લાગ્યા. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહૂ અલૈહિ વ સલ્લમએ હઝરત ઝૈદને ગુલામીથી આઝાદ કરીને પોતાના ''મુતબન્ના'' એટલે દત્તક પુત્ર બનાવી લીધા હતા. પછી જ્યારે કુર્આનની આ આયત ઊતરી કે: ''ઉદઊ-હુમ લિ-આબા-ઇહિમ'' એટલે બેટાઓને તેઓના બાપોના નામો સાથે પોકાર્યા કરો તો હઝરત ઝૈદે કહેવા માંડયું, ''હું ઝૈદ બિન હારિસહ છું.'' (ઝૈદ બિન મુહંમદ નહિ.)

**ગુજરાતી સંપાદકનો વધારો**————હઝરત ઝૈદના માતાજીનું નામ સુઅદા બિન્તે સૂઅલબા હતું. અરબના મશહૂર તૈય કબીલાની શાખ બનૂ મઅનમાંથી હતાં. ઝૈદ આઠ વરસના બાળક હતા ત્યારે સુઅદા એમને લઇને પોતાના પિયેર એટલે માબાપને ઘેર ગયાં. રસ્તામાં બનૂ કૈન બિન જસરના ડાકૂઓની ધાડ પડી. લૂંટમાર કરીને ડાકૂઓ જે લોકોને પકડી ગયા તેમાં ઝૈદ પણ હતા. તાઇફ પાસે આવેલા ઉકાઝના બજારમાં વાર્ષિક મેળો ભરાયો તો ડાકૂઓએ ઝૈદને ગુલામ તરીકે વેચી માર્યા. તે વેળા હઝરત ખદીજહના ભત્રીજા હકીમ બિન હિઝામે મુલ્કે-શામથી પાછા ફરતાં ઉકાઝના મેળામાંથી એમને ખરીદી લીધા અને હઝરત ખદીજહને ભેટ તરીકે આપી દીધા. નિકાહ બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને હઝરત ખદીજહ પાસેથી માગી લીધા. તે વેળા ઝૈદ ૧૫ વરસના હતા. એ પછી ઝૈદના પિતા હારિસહને એમના મક્કહમાં હોવાની માહિતી મળી. તેઓ પોતાના ભાઇ સાથે ઝૈદને શોધતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, ''મુહંમદ સાહેબ ! મારો બેટો મને આપી દો. જે કિંમત માગો તે આપવા તૈયાર છું.''

આપે ફરમાવ્યું, ''હા કેમ નહિ, દરેક બેટો પોતાના બાપને વહાલો હોય છે. જો તે રાજીખુશીથી આવવા માગે તો મારે કિંમત પણ નહિ જોઇએ. પણ જો તે મારી સાથે રહેવા માગે તો હું એવો માણસ નથી કે બળજબરીથી તેને કાઢી મૂકુ.''

ઝૈદના પિતા બોલ્યા, ''મુહંમદ સાહેબ ! ખરેખર આપે ઇન્સાફની વાત કરી છે. વારૂ ઝૈદને બોલાવીને પૂછી લો.''

આપે ઝૈદને બોલાવીને પૂછયું, ''ઝૈદ ! આ બંને ગૃહસ્થોને ઓળખો છો ?''

''જી હા, આ મારા બાપા છે અને પેલા મારા કાકા છે.''

આપે ફરમાવ્યું, ''વારૂ તો હે ઝૈદ ! તમે એમને પણ ઓળખો છો અને મને પણ ઓળખો છો. હવે તમને પૂરી આઝાદી છે. ચાહો તો એમની સાથે ચાલ્યા જાવ, ચાહો તો મારી સાથે રહો.''

ઝૈદે કહ્યું, ''આપને છોડીને હું કોઇની સાથે જવા તૈયાર નથી.''

પિતા અને કાકા હયરત પામી ગયા, બોલ્યા, ''બેટા ! આ કેવું ? આઝાદીને તજીને ગુલામીને પસંદ કરે છે ? માબાપને છોડીને પારકાઓમાં રહેવાનું પસંદ કરે છે ?

ઝૈદે અદબથી જવાબ આપ્યો, ''માનવંતા બાપાજી ! એમની જે ખૂબીઓ જે માયાઓ મેં જોઇ છે તેના મુકાબલે હું કોઇ બીજાને પસંદ કરી શકતો નથી.''

આ સાભળીને પિતા અને કાકાને પણ થયું કે છોકરો જ્યારે આનંદખુશીમાં છે અને હરેક રીતે સુખી

છે તો આગ્રહ કરવાનું કોઈ કારણ નથી. તેઓ પણ રાજી થઈ ગયા, આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ એટલા ખુશ થઈ ગયા કે એજ વેળા આપે હઝરત ઝૈદને ગુલામીથી આઝાદ કરીને પોતાના દત્તક બનાવી લીધા અને કઅબહમાં જઈને જાહેરાત કરી દીધી, ''હે કુરૈશ ! સાક્ષી રહેજો, ઝૈદ આજથી મારો બેટો છે.''

આ બનાવ આપને પયગમ્બરી મળી તે પહેલાંનો છે અને જયારે આપને પયગમ્બરી મળી તે વેળા ઝૈદને આપની સેવામાં રહેતા ૧૫ વરસ થઈ ગયાં હતાં અને ઇસ્લામ કબૂલ કરતી વેળા હઝરત ઝૈદની ઉંમર ૩૦ વરસની હતી. (સીરતે સરવરે આલમ જિ.૨ પા. ૧૧૯) ગુજરાતી સંપાદકનું લખાણ પુરૂં થયું. ''હ''

**હઝરત અબૂ બક્રનો ઈસ્લામ સ્વીકાર**--------ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી અબૂબક્ર બિન અબી કુહાફહએ ઈસ્લામ ઈખ્તેયાર કર્યો. હઝરત અબૂબક્રનું નામ અતીક હતું. એમના બાપા અબૂ કુહાફહનું નામ ઉસ્માન બિન આમિર બિન અમ્ર બિન કઅબ બિન સઅદ બિન તૈમ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર છે.

ઈબ્ને હિશામ કહે છે : અબૂ બક્રનું નામ અબ્દુલ્લાહ હતું અને ઉપનામ અતીક હતું જે આપની ખૂબસુરતી તથા આપની શરાફતના કારણે મશહૂર થઈ ગયું.[1]

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ બક્રે ઈસ્લામ સ્વીકાર્યો તો તેમણે પોતાના ઈસ્લામની જાહેરાત કરી અને લોકોને અલ્લાહ તથા તેના રસૂલ તરફ આવવાનું આમંત્રણ આપવા માંડ્યું. હઝરત અબૂ બક્ર પોતાની કૌમમાં બહોળા સંબંધો ધરાવનારા, દરેકના લાડીલા, નમ્ર સ્વભાવના, કુરૈશમાં ઊંચા ખાનદાનના સદગૃહસ્થ હતા. કુરૈશની વંશાવળીના સૌથી મોટા જ્ઞાની હતા. આ કળામાં કુરૈશનો કોઈ શખ્સ એમની તોલે પહોંચી શકતો ન હતો. કયા વંશમાં શું ખૂબી છે અને શું ખામી છે તેનો, એમનાથી વધુ કોઈ માહિતગાર ન હતો. પોતે ઊંચા પાયાના વેપારી હતા. ખુશ મિઝાજ હતા. દરેક સાથે ભલાઈનો વર્તાવ કરનારા હતા. પોતાના બહોળા જ્ઞાન, વિશાળ વેપાર અને ઉત્તમ સંસ્કારોને કારણે કુરૈશના બધા લોકો આપને મળવા ઉત્સુક રહેતા અને આપની સાથે મૈત્રીભર્યા સંબંધો રાખતા હતા. આપે પોતાની કૌમના એવા લોકોને ઈસ્લામનું આમંત્રણ આપવા માંડ્યું જેઓની ઉપર આપને વિશ્વાસ હતો. આ તે લોકો હતા જેઓ આપને મળવા આવતા અને આપની સાથે ઊઠતા બેસતા હતા.

**હઝરત અબૂબક્રની તબલીગ**--------જે લોકોએ હઝરત અબૂ બક્ર રદિયલ્લાહુ અન્હુ ની તબલીગથી ઈસ્લામ કબૂલ કર્યો તેઓના નામ આ છે :

૧--------હઝરત ઉસ્માન બિન અફ્ફાન બિન અબી આસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફ બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ.[2]

૧. અતીક શબ્દના અર્થ શરીફ, સંસ્કારી, આઝાદ, ખૂબસુરત, પ્રતિષ્ઠિત, પ્રતિભાશાળી અને એવી વસ્તુ જે જૂની પુરાની હોય. અને એવી વસ્તુ જે સમય, સ્થાન અને મૂલ્યની દ્રષ્ટિએ બધાથી ચડિયાતી હોય. કાબએ-કઅબહનું એક નામ ''બૈતુલ અતીક'' પણ છે. બૈત એટલે ઘર અને અતીક એટલે દુનિયામાં બાંધવામાં આવેલું સૌથી પહેલું, સૌથી પ્રતિભાશાળી અને સૌથી પુરાણું ઘર (કામૂસુલ-કુર્આન પેજ ૩૩૧) ''હ''

૨. હઝરત ઉસ્માન બિન અફ્ફાન રદિયલ્લાહુ અન્હુ ઈસ્લામના ત્રીજા ખલીફા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દામાદ હતા. આપે પોતાની બે લાડલી બેટીઓ એક પછી એક એમના નિકાહમાં આપી હતી. આ કારણે એમને ''ઝૂન-નૂરૈન'' એટલે બે નૂરવાળા કહેવામાં આવે છે. હઝરત ઉસ્માન પોતે શાહ સોદાગર અને ગર્ભશ્રીમંત હતા. ''હ''

૨————હઝરત ઝુબૈર બિન અવ્વામ બિન ખુવૈલિદ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય, બિન ગાલિબ.

૩————હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ બિન અબ્દે-ઔફ બિન અબ્દ બિન હારિસ બિન ઝુહરહ બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય, બિન ગાલિબ.

૪————હઝરત સઅદ બિન અબી વક્કાસ (અબૂ વક્કાસનું નામ માલિક) બિન ઉહૈબ બિન અબ્દે-મનાફ બિન ઝુહરહ બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય બિન ગાલિબ.

૫————હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ બિન ઉસ્માન બિન અમ્ર બિન કઅબ બિન અસદ બિન તૈમ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય  બિન ગાલિબ.

જ્યારે આ જવાનોએ ઈસ્લામની તબલીગી દઅવત કબૂલ કરી લીધી તો હઝરત અબૂબક્ર એમને સાથે લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. ત્યાં બધાએ ઈસ્લામનો સ્વીકાર કર્યો અને નમાઝ પઢવા લાગ્યા.

**હઝરત અબૂબક્રની શાને-સિદ્દીકી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જે વાતોની મને માહિતી મળી તેમાંથી એક વાત આ છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવ્યા કરતા :

| | |
|---|---|
| મા દઅવ-તુ અહદન ઈલલ-ઈસ્લામે | જે કોઈને મેં આમંત્રણ આપ્યું ઈસ્લામનું ; |
| ઈલ્લા કાનત ફીહિ ઈન્દહૂ કબ-વતુન | તેનાં સ્વીકારમાં તેને એક પ્રકારનો વિલંબ કે ઢીલ હતી.; |
| વ નઝરુન વ તરદ - દુદુન | અને સોચવિચાર તથા ઢચુપચુપણું હતું. |
| ઈલ્લા મા કાન્ મિન અબી બકિબ-નિ | પરંતુ એવું કશું હતું નહિ અબૂ બક્ર બિન |
| અબી કુહાફહ. | અબી કુહાફહના મામલા અંગે. |
| મા અકમ્ અન્હુ | ન તો તેમણે ઢીલ કીધી તેમાં ; |
| હીન્ ઝકર - તુહૂ લહૂ | જ્યારે કે મેં તેમને તેનું વર્ણન કર્યું.[૧] |
| વમા તરદ - દદ ફીહિ. | અને ન તેમાં ઢચુપચુની નીતિથી કામ લીધું |

ઈબ્ને ઈસ્હાક કહે છે : એ આઠ ગ્રહસ્થો હતા જેઓએ ઈસ્લામ લાવવામાં સૌને ટપી જવાની પહેલ કરી. જેઓએ મુસલમાન બનીને નમાઝ પઢી અને જેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઊતરેલા આકાશી સંદેશાને ઝીલી લઈને તેની સચ્ચાઈનું સમર્થન કર્યું.

**સાબિકૂનલ-અવ્વલૂન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એમના પછી જે લોકોએ ઈસ્લામ કબૂલ કર્યો તેઓના નામ આ છે :

૧————હઝરત અબૂ ઉબૈદહ જેમનું નામ આમિર બિન અબ્દુલ્લાહ બિન જર્રાહ બિન હિલાલ બિન ઉહૈબ બિન દબ્બહ બિન હારિસ બિન ફિહર હતું.[૨]

૧. એટલે બીજા લોકો ઈસ્લામ-સ્વીકારમાં ઢચુપચુપણાની નીતિથી કામ લેતા હતા. સોચવિચારમાં પડી જતા હતા. પરંતુ અબૂબક્રે તેજ પળે, તેજ ક્ષણે, વિના વિલંબે, તત્કાળ ઈસ્લામ કબૂલ કરી લીધો. એ હતી હઝરત અબૂબક્રની શાને-સિદ્દીકી ! "હ"

૨. ઈસ્લામ કબૂલ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાથી બનનારા ગૃહસ્થોને સહાબા અથવા અસહાબ કહે છે. એનું એકવચન સહાબી છે. સ્ત્રી હોય તો સહાબિયા કહેવાય છે. સહાબીના નામ સાથે રદિયલ્લાહુ અન્હુ વાંચવું અને સહાબિયાના નામ સાથે રદિયલ્લાહુ અન્હા. "હ"

૨————હઝરત અબૂ સલમહ જેમનું નામ અબ્દુલ્લાહ બિન અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય હતું.

૩————હઝરત અરકમ બિન અબી અરકમ જેમનું નામ અબ્દે મનાફ બિન અસદ હતું.[૧]

૪————હઝરત ઉસ્માન બિન મઝઊન બિન હબીબ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐય.

૫————હઝરત ઉસ્માનના ભાઈ હઝરત કુદામહ બિન મઝઊન

૬————હઝરત ઉસ્માનના બીજા ભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન મઝઊન.

૭————હઝર ઉબૈદહ બિન હારિસ બિન મુત્તલિબ બિન અબ્દે મનાફ બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય.

૮————હઝરત સઈદ બિન ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ બિન અબ્દુલ-ઉઝઝા..........બિન કઅબ બિન લુઐય.[૨]

૯————હઝરત સઈદ બિન ઝૈદના બેગમ બીબી ફાતિમહ બિન્તે ખત્તાબ.[3]

૧૦————હઝરત અબૂબક્ર સિદ્દીકના બેટી હઝરત અસમા બિન્તે અબીબક્ર.

૧૧————હઝરત અબૂબક્રના બેટી હઝરત આઈશહ બિન્તે અબીબક્ર. (બહુ નાની વયના હતાં.)

૧૨————હઝરત ખબ્બાબ બિન અલ-અરત્ત————ઈબ્ને હિશામ કહે છે : ખબ્બાબ બિન અલ-અરત્ત બનૂ તમીમની બિરાદરીમાંથી હતા અને કેટલાકના મતે બનૂ ખુઝાઅહમાંથી હતા અને બનૂ ઝુહરહના કરારીઓમાંથી હતા.

૧૩————હઝરત સઅદ બિન અબી વક્કાસના ભાઈ હઝરત ઉમૈર બિન અબી વક્કાસ.

૧૪————હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ બિન હારિસ બિન શમગ બિન મખ્ઝૂમ બિન સાહિલહ બિન કાહિલ બિન હારિસ બિન તમીમ બિન સઅદ બિન હુઝૈલ.

૧૫————હઝરત મસઊદ બિન કારી એટલે મસઊદ બિન રબીઅહ બિન અમ્ર બિન સઅદ બિન ઉઝઝા બિન હમાલહ બિન ગાલિબ....... જેઓ કારહ કબીલામાંથી હતા.

૧૬————હઝરત સુલૈત બિન અમ્ર બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસ્ર બિન માલિક બિન આમિર બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર.

૧૭————એમના ભાઈ હઝરત હાતિબ બિન અમ્ર.

૧૮————હઝરત અય્યાશ બિન રબીઅહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય.

---

૧. હઝરત અરકમનું મકાન મક્કહમાં સફા પહાડની તળેટીમાં આવેલું હતું. ઇસ્લામની શરૂઆતમાં છુપી રીતે મુસલમાન બનાનારા લોકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એમના જ મકાનમાં કુર્આન અને બીજી ઇસ્લામી તઅલીમ આપતા હતા ... આ મકાન મક્કહમાં મુસલમાનોનો સૌથી પહેલો મદરસો હતો. હઝરત ઉમર એજ ઘરમાં આવીને મુસલમાન બન્યા. ''હ''

૨. હઝરત સઈદ બિન ઝૈદ : મૂર્તિપૂજાનો ત્યાગ કરીને દીને-ઈબ્રાહીમીની શોધમાં શહીદ થનારા ઝૈદ બિન અમ્ર બિન નુફૈલના ફરઝંદ હતા. હઝરત ઉમરના કાકાભાઈ અને બનેવી લાગતા હતા. ''હ''

3. બીબી ફાતિમહ હઝરત ઉમર ફારૂકના સગાં બહેન હતાં. ''હ''

૧૯——————એમના બેગમ બીબી અસમા બિન્તે સલામહ તમીમિયહ.

૨૦——————હઝરત ખુનૈસ બિન હુઝાફ્હ બિન કૈસ બિન અદી બિન સઈદ બિન સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐય.

૨૧——————હઝરત આમિર બિન રબીઅહ જેઓ બનૂ અન્ઝ બિન વાઈલમાંથી હતા અને આલે ખત્તાબ બિન નુફૈલ બિન અબ્દુલ-ઉઝઝા સાથે કરારથી જોડાયેલા હતા. એ બધા ઈસ્લામના વર્તુળમાં દાખલ થયા.

૨૨——————હઝરત અબ્દુલ્લાહ બિન જહશ બિન રિઆબ બિન યઅમુર બિન સબ્રહ બિન મુર્રહ.

૨૩——————એમના ભાઈ હઝરત અબૂ અહમદ બિન જહશ. આ બંને ભાઈઓ બનૂ ઉમૈયહ બિન અબ્દે-શમ્સના કરારીઓમાંથી હતા.

૨૪——————હઝરત જઅફર બિન અબૂ તાલિબ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબના ફરઝંદ અને હઝરત અલીના ભાઈ.

૨૫——————હઝરત જઅફરના બેગમ બીબી અસમા બિન્તે ઉમૈસ બિન નુઅમાન બિન કઅબ બિન માલિક બિન કુહાફ્હ. બીબી અસમા બનૂ ખસ્અમ કબીલામાંથી હતાં.

૨૬——————હઝરત હાતિબ બિન હારિસ઼ બિન મઅમર બિન હબીબ બિન વહબ બિન હુઝાફ્હ બિન જુમહ........બિન કઅબ બિન લુઐય.

૨૭——————એમના બેગમ બીબી ફાતિમહ બિન્તે મુજલ્લીલ બિન અબ્દુલ્લાહ બિન અબી કૈસ.........બિન આમિર બિન લુઐય બિન ગાલિબ બિન ફિહર.

૨૮——————એમના ભાઈ હઝરત ખત્તાબ બિન હારિસ઼ બિન મઅમર.

૨૯——————હઝરત ખત્તાબ બિન હારિસ઼ના બેગમ બીબી ફુકૈહા બિન્તે યસાર.

૩૦——————હઝરત મઅમર બિન હારિસ઼ બિન મઅમર બિન હબીબ બિન વહબ બિન હુઝાફ્હ બિન જુમહ........બિન કઅબ બિન લુઐય.

૩૧——————હઝરત સાઈબ બિન ઉસ઼માન બિન મઝઊન બિન હબીબ બિન વહબ.

૩૨——————હઝરત મુત્તલિબ બિન અઝહર બિન અબ્દે ઔફ બિન અબ્દ બિન હારિસ઼ બિન ઝુહરહ બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય.

૩૩——————એમના બેગમ બીબી રમલહ બિન્તે અબી ઔફ બિન જુબૈરહ બિન સઈદ........બિન કઅબ બિન લુઐય.

૩૪——————હઝરત નહહામ જેમનું નામ નુઐમ બિન અબ્દુલ્લાહ બિન ઉસૈદ હતું. આ બધા લોકોએ ઈસ્લામ કબૂલ કરી લીધો. હઝરત નુઐમ ''નહહામ''ના ઉપનામે એટલા માટે પંકાઈ ગયા કે એમના વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : ''લકદ સમિઅ્તુ નહ્-મહૂ ફીલ-જન્નતિ'' એટલે મેં જન્નતમાં એમના ખોંખારાનો અવાજ સાંભળ્યો. [૧]

૧. હઝરત નુઐમ બિન અબ્દુલ્લાહ નહહામ : હઝરત ઉમર ફારૂકના બહેન અને બનેવીના ઘરે જઈને તેઓને કુર્આનનું શિક્ષણ આપતા હતા. ''હ''

૩૫————હઝરત આમિર બિન ફુહેરહ, હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુના ગુલામ હતા. હઝરત અબૂબક્રે એમને બનૂ અસદના લોકો પાસેથી ખરીદી લઈને આઝાદ કરી દીધા હતા.

૩૬————હઝરત ખાલિદ બિન સઈદ બિન આસ બિન ઉમૈયહ બિન અબ્દે શમ્સ બિન અબ્દે મનાફ બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય.[1]

૩૭————હઝરત ખાલિદ બિન સઈદના બેગમ બીબી ઉમૈનહ બિન્તે ખલફ બિન અસદ બિન આમિર બિન બયાદહ...... બિન મુલૈહ બિન અમ્ર. એ બનૂ ખુઝાઅહ કબીલામાંથી હતાં. કેટલાકે ઉમૈનહને બદલે હુમૈનહ નામનો ઉચ્ચાર કર્યો છે.

૩૮————હઝરત હાતિબ બિન અમ્ર બિન અબ્દે શમ્સ બિન અબ્દે વુદ્દ. (હઝરત હાતિબ બિન અમ્રનું નામ નંબર ૧૭માં આવી ગયું છે. "હ")

૩૯————હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે શમ્સ બિન અબ્દે મનાફ બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય. હઝરત. અબૂ હુઝૈફહનું અસલ નામ મુહશમ છે.

૪૦————હઝરત વાકિદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દે મનાફ બિન અરીન બિન સ્અલબા બિન યરબૂઅ બિન હન્ઝલહ બિન માલિક....... બિન અદી બિન કઅબ. હઝરત વાકિદ બિન અબદુલ્લાહને બાહિલહ કબીલાના ડાકૂઓએ પકડીને ગુલામ બનાવી લીધા અને પછી ખત્તાબ બિન નુફૈલના હાથે વેચી માર્યા. ખત્તાબે એમને પોતાના દત્તક બનાવી લીધા પછી જ્યારે "ઉદઊ-હુમ-લિ-આબા-ઈહિમ"ની આયત નાઝિલ થઈ તો હઝરત વાકિદે કહ્યું,"હું વાકિદ બિન અબ્દુલ્લાહ છું." (વાકિદ બિન ખત્તાબ નહિ.)

૪૧————હઝરત ખાલિદ બિન બુકૈર બિન અબ્દે-યાલીલ બિન નાશિબ બિન ગિયરહ.

૪૨————હઝરત આમિર બિન બુકૈર બિન અબ્દે-યાલીલ.....

૪૩————હઝરત આકિલ બિન બુકૈર.........

૪૪————હઝરત ઈયાસ બિન બુકૈર..........

૪૫————હઝરત અમ્માર બિન યાસિર અન્સી જેઓ મઝહિજ કબીલામાંથી હતા અને બનૂ મખ્ઝૂમ બિન યકઝહના લોકો સાથે કરારથી જોડાયેલા હતા.

૪૬————હઝરત સુહૈબ બિન સિનાન રૂમી જેઓ બનૂ નમિર બિન કાસિબ કબીલાના એક સભ્ય અને તમીમ બિન મુર્રહ ના કરારી હતા. કેટલાકના કથન મુજબ હઝરત સુહૈબ, અબ્દુલ્લાહ બિન જુદઆનના આઝાદ કરેલા ગુલામ હતા. મુલ્કે-રોમના વતની હતા. કેટલાક કહે છે કે રોમની ભૂમિમાં કેદી બની ગયા હતા. હઝરત સુહૈબ વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે : "સુહૈબુન સાબિકુર - રૂમ." એટલે સુહૈબ ઈસ્લામ સ્વીકારમાં રોમના લોકોને વ્હી ગયા.

---

૧. હઝરત ખાલિદ બિન સઈદ : મુસલમાન બનવા પહેલા એમણે ખ્વાબ જોયો કે એમના બાપા એમને જહન્નમની આગમાં ઝોંકી રહ્યા છે પણ એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ત્યાં પધારીને એમને બચાવી લીધા. હઝરત અબૂબક્ર પાસે જઈને ખ્વાબ બયાન કર્યો અને તેમની પ્રેરણાથી મુસલમાન બની ગયા. બાપને ખબર પડી તો ઢોર માર મારીને કોટડીમાં પૂરી દીધા અને ખાવાપીવાનું બંધ કરાવી દીધું. ગમે તેમ કરીને કોટડીમાંથી નાસી છૂટયા અને હબશહ જનારી જમાઅત સાથે પોતાની બેગમને લઈને હબશહ હિજરત કરી ગયા. બાદમાં એમના બાપા પણ મુસલમાન બની ગયા. "હ"

(આ બધા તે ખુશનસીબ ગૃહસ્થો અને ખાતૂનો છે જેઓ ઈસ્લામની શરૂઆતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની છુપી તબલીગ વેળા જાનને હથેલી પર લઈને મુસલમાન બની ગયા અને જેઓએ ઈસ્લામ ખાતર તરહ તરહની તકલીફો વેઠી. એ બધા ''સાબિકૂનલ-અવ્વલૂન'' કહેવાય છે એટલે ઈસ્લામ-સ્વીકારની પહેલ કરવામાં સૌથી આગળ નીકળી જનારા. ''હ'')

---

# પ્રકરણ ૪૩

# છડેચોક તબલીગનો આરંભ

ખુલ્લી તબલીગનો હુકમ • છુપી રીતે નમાઝ પઢવાનું કારણ • કુરૈશની દુશ્મનાવટનો આરંભ • અબૂ તાલિબને કુરૈશની ફરિયાદ • કુરૈશી મોવડીઓની બીજી ફરિયાદ • રસૂલુલ્લાહ (સલ.)નો ગદ્‌ગદ જવાબ • અબૂ તાલિબને કુરૈશની પેશકશ.

**ખુલ્લી તબલીગનો હુકમ**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : એ પછી પુરૂષો અને સ્ત્રીઓ બહોળા પ્રમાણમાં કશી રોકટોક વિના ઈસ્લામમાં પ્રવેશવા લાગ્યાં અને આખા મક્કહ શહેરમાં ઈસ્લામની કીર્તિ પ્રસરવા લાગી અને ચારે તરફ બધેબધ ઈસ્લામની ચર્ચા થવા લાગી. અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને હુકમ ફરમાવ્યો કે,

> "હે નબી ! આપને સોંપાયેલી ઈસ્લામી તબલીગની વાતો ભરબજારે લલકારીને કહો. કોઈના વિરોધની દરકાર કર્યા વિના ઈસ્લામી આદેશોની છડેચોક જાહેરાત કરો અને લોકોને ખુલ્લમ ખુલ્લા ઈસ્લામનું આમંત્રણ આપો. !"

પયગમ્બરી મળવા પછીની છુપી તબલીગ અને આ ખુલ્લી તબલીગના હુકમ વચ્ચે ત્રણ વરસનો આંતરો હતો. પયગમ્બરી મળ્યા પછી લગાતાર ત્રણ વરસ સુધી આપે ખુફિયહ તબલીગ ફરમાવી હતી, અને હવે આ જાહેરી કે ખુલ્લી તબલીગ હતી.[1] જેમકે અલ્લાહ તઆલાએ આપને હુકમ આપતાં ફરમાવ્યું:

| | |
|---|---|
| **ફસ-દઅ** | હે નબી ! છડેચોક પોકારી દો |
| બિમા તુઅમર. | જે વાતનો તમને હુકમ આપવામાં આવે છે. |
| વ અઅ-રિદ | અને મોઢું ફેરવી લો |
| અનિલ મુશ-રિકીન. | મુશરિકો તરફથી[2] |

અને અલ્લાહ તઆલાએ આપને એમ પણ ફરમાવ્યું :

---

૧. ત્રણ વરસની ખુફિયહ તબલીગમાં સનદી સીરત-ગ્રંથો મુજબ કુલ ૧૩૩ સ્ત્રી-પુરૂષોએ બાપ-દાદાના મૂર્તિપૂજક ધર્મને તરછોડીને ઈસ્લામ કબૂલ કરવાનું સદ્‌ભાગ્ય મેળવ્યું. મુસલમાન બની જનારાઓમાં મોટો ભાગ નવા નવલોહિયા યુવકોનો હતો. તેઓના વડીલો કટ્ટર મૂર્તિપૂજક અને રૂઢિચૂસ્ત હતા. સંતાનોની મજાલ ન હતી કે તેઓની સામે ઉફ કરી શકે. આ કારણે તલવારની ધાર પર રહીને તેઓએ પોતાના ઈસ્લામને છુપાવી રાખ્યો. એમાંના ઘણાખરા ગરીબ વર્ગના હતા અને કેટલાક ગુલામો હતા જેઓ પોતાના કુરૈશી શેઠોની નજરમાં અને સમાજમાં ઘણા હલકટ અને તુચ્છ ગણાતા હતા. "હ"

૨. સૂરએ હિજ્ર પારહ ૧૪ આયત ૯૪

| | |
|---|---|
| વ અન-ઝિર | અને હે નબી ! ડરાવો અઝાબે-ઈલાહીથી |
| અશી-રત્કલ-અક-રબીન. | પોતાના નજીકના સગાંઓને. |
| વખ - ફિદ જનાહકા | અને નમ્ર ભાવ રાખો એવા લોકો પ્રત્યે |
| લિ - મનિત ત-બ અક | જેઓ તમારૂં અનુસરણ કરનારા છે; |
| મિનલ - મુઅ - મિનીન. | ઈમાન લાવનારાઓમાંથી. |
| વ કુલ ઈન્ની | અને કહી દો કે બેશક હું તો |
| અનન-નઝીરુલ-મુબીન. | ખુલ્લી રીતે ડરાવનારો છું બુરા અંજામથી. ૧ |

**છુપી રીતે નમાઝ પઢવાનું કારણ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : શરૂઆતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાનો નિયમ હતો કે નમાઝનો વખત થતો ત્યારે પહાડોની ખીણો તરફ ચાલ્યા જતા અને ત્યાં પોતાની કૌમથી છુપાઇને નમાઝ પઢતા. એક વેળા હઝરત સઅદ બિન અબી વક્કાસ પોતાના કેટલાક મુસલમાન સાથીઓ સાથે મક્કહથી બહાર પહાડની કોઇ ખીણમાં નમાઝ પઢતા હતા એટલામાં સંજોગજોગે મુશરિકોની એક ટોળકી, એ તરફ આવી ચઢી. આ લોકોને નમાઝ પઢતા જોઇને તેઓએ એમના પ્રત્યે પોતાનો ધિક્કાર જાહેર કર્યો અને ચાળા પાડીને નમાઝની મશ્કરી કરવા લાગ્યા અને આગળ ધસી જઇને તેઓની સાથે આધડી પડયા. ત્યાં ઊંટના જડબાનું એક હાડકું પડેલું હતું. નાછૂટકે હઝરત સઅદ બિન અબી વક્કાસે પેલું હાડકું ઉપાડીને તેઓમાંથી એક મુશરિકનું માથું ફોડી નાખ્યું. આ એક મુશરિકનું પહેલું લોહી હતું જે ઈસ્લામના રાહમાં રેડવામાં આવ્યું. ૨

**કુરૈશની દુશ્મનાવટનો આરંભ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહ તઆલાના હુકમ મુજબ ઈસ્લામની ખુલ્લી રીતે જાહેરાત કરી તો મુશરિકો ન આપથી દૂર ભાગ્યા ન આપની આડે આવ્યા ન આપનો વિરોધ કર્યો. અલબત્ત આપે જયારે એમનાં મૂર્તિઓને વગોવવા માંડી અને મૂર્તિઓ માત્ર પથ્થર સિવાય કોઇ વસ્તુ નથી તેવી વાતો સંભળાવવા માંડી ત્યારે તેઓના કાન ઊભા થયા અને તેઓએ આ મામલાને ગંભીરરૂપ આપ્યું. આપથી ભડકવા લાગ્યા અને આપની દુશ્મની તથા આપના વિરોધ પર સંમત થવા લાગ્યા; અમુક એવા લોકો સિવાય જેઓને અલ્લાહ તઆલાએ ઈસ્લામ માટે સાચવી રાખ્યા હતા. પરંતુ એવા લોકો બહુજ જૂજ હતા અને છુપાયેલા હતા. એમાંથી એક આપના કાકા અબૂ તાલિબ હતા. તેમણે ખુલ્લી રીતે આપનો પક્ષ લીધો. આપના તરફ હેતની લાગણી દર્શાવી. પૂરી રીતે આપનું રક્ષણ કર્યું. આપની મદદ માટે, કમર કસીને તૈયાર થયા. અને તેમની છત્રછાયામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કમ રીતે અલ્લાહના આદેશોનું પાલન કરવામાં પ્રવૃત્ત રહ્યા. આપના નિર્ધાર, આપના સંકલ્પ અને આપની મક્કમતાની એ હાલત હતી કે દુનિયાની કોઇ તાકત આપને આ કામથી ડગમગાવી શકતી ન હતી.

૧. સૂરએ-શુઅરા પારહ ૧૯ આયત ૨૧૪-૨૧૫

૨. હઝરત સઅદ બિન અબી વક્કાસના દાદાનું નામ વહબ હતુ જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નાના હતા. હઝરત સઅદ ૧૯ વરસની ઉંમરમાં સાતમા નંબરે મુસલમાન બન્યા. ઘણા બહાદુર અને યુધ્ધકળામાં પારંગત હતા. જંગે-ઉહુદમાં જીતેલી બાજી પલટાઇ જવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે ઢાલ બનીને ઊભા થઇ ગયા અને કાફિરો પર એક હજાર તીરોનો મારો ચલાવ્યો. આપે ફરમાવ્યું, ''સઅદ ! તીર પર તીર ચલાવો, મારાં માબાપ તુજ પર કુરબાન !'' આ માન સઅદ સિવાય બીજા કોઇ સહાબીને નહિ મળ્યું. ''હ''

**અબૂ તાલિબને કુરૈશની ફરિયાદ**————કુરૈશે જયારે જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓના ભગવાનોને વગોવવાથી અને તેઓની મૂર્તિઓને પથ્થર કહેવાથી અટકતા નથી અને તેઓને ખોટું લાગે તેવી વાતો બદલ પોતાનો પસ્તાવો જાહેર કરતા નથી. અને ઉપરથી અબૂ તાલિબ દયાળુ બનીને તેમનો પક્ષ લઈ રહ્યા છે, તેમની મદદ કરે છે અને તેમને અમારે હવાલે કરતા નથી. ત્યારે કુરૈશના મોટા મોટા આગેવાનોનું એક પ્રતિનિધિ મંડળ અબૂ તાલિબ પાસે પહોંચી ગયું. તેઓના નામો આ છે :

૧————ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે શમ્સ બિન અબ્દે મનાફ બિન કુસૈય બિન કિલાબ.

૨————શૈબહ બિન રબીઅહ બિન અબ્દે શમ્સ........(ઉત્બહનો ભાઈ.)

૩————અબૂ સુફયાન બિન હર્બ બિન ઉમૈયહ બિન અબ્દે શમ્સ બિન અબ્દે મનાફ બિન કુસૈય બિન કિલાબ. ઇબ્ને હિશામ કહે છે : અબૂ સુફયાનનું અસલ નામ સખ્ર હતું.

૪————અબુલ-બુખ્તરી. અસલ નામ આસ બિન હિશામ બિન હારિસ બિન અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈય બિન કિલાબ. (અબુલ-બુખ્તરી ઉપનામ હતું.)

૫————અસવદ બિન મુત્તલિબ બિન અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈય બિન કિલાબ.

૬————અબૂ જહલ બિન હિશામ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય. (અબૂ જહલનું અસલ નામ અમ્ર હતું અને ઉપનામ અબુલ-હકમ હતું.)

૭————વલીદ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહ બિન કઅબ બિન લુઐય. (હઝરત ખાલિદનો બાપ.)

૮————નુબૈહ બિન હજ્જાજ બિન આમિર બિન હુઝૈફહ બિન સઅદ બિન સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐય.

૯————મુનબ્બેહ બિન હજ્જાજ. (નુબૈહનો ભાઈ)

૧૦————આસ બિન વાઇલ બિન હાશિમ બિન સઈદ બિન સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબ બિન લુઐય.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનવા જોગ છે મક્કહના બીજા આગેવાનો પણ એમની સાથે જોડાયા હોય. આ લોકોએ અબૂ તાલિબ પાસે જઈને કહ્યું :

> "હે અબૂ તાલિબ ! તમારો ભત્રીજો અમારા ભગવાનોને ભાંડે છે. અમારા ધર્મને વગોવે છે. અમારા બુધ્ધિમાનોને મૂરખ કહે છે. અમારા વડીલો કે પૂર્વજોને ગુમરાહ ઠરાવે છે. તમે કાં તેને આ વાતોથી અટકાવો અથવા અમારી અને તેની વચ્ચેથી ખસી જાવ અને અમારા મામલામાં દખલગીરી ન કરો. કેમકે તમે પણ તેજ ધર્મ પર છો જેની ઉપર અમે છીએ અને જેવી રીતે અમે તેના વિરોધી છીએ તેવી જ રીતે તમે પણ તેના વિરોધી છો. માટે આ મામલામાં તમે માથું ન મારો. અમે તમારા તરફથી પણ દરેક પ્રકારની વ્યવસ્થા કરી લઈશું."

અબૂ તાલિબે બહુ નરમાશ અને વિવેકબુધ્ધિથી તેઓની સાથે વાતો કરી અને કુનેહપૂર્વક તેઓને રૂખ્સત

કરી દીધા. આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અગાઉ પેઠે પોતાની હાલત પર કાયમ રહીને લોકોને અલ્લાહના દીને-ઈસ્લામ તરફ આવી જવાનું આમંત્રણ આપતા રહ્યા. એના થોડા દિવસો પછી અમુક બાબતો એવી બની ગઇ જેના કારણે આપના અને કુરૈશના સંબંધો વણસીને ઓરભી ઘર્ષણભર્યા બની ગયા. એનાથી આપની અને કુરૈશની વચ્ચે અદાવત પેદા થઇ ગઇ. તેમાં પળે-પળે ઉમેરો થતો ગયો અને મામલો એટલે સુધી પહોંચી ગયો કે તેના નતીજા રૂપે બંને પક્ષો એકબીજાથી નોખા પડીને સામસામે આવી ગયા. હવે કુરૈશ આપના પ્રત્યે કીનો રાખવા લાગ્યા. કુરૈશની મજલિસોમાં અને કુરૈશના ઘરોમાં આપની જ ચર્ચા થવા લાગી. તેઓ એકબીજાને જોરશોરથી આપની વિરૂધ્ધ ઉશ્કેરવા લાગી ગયા.

**કુરૈશી મોવડીઓની બીજી ફરિયાદ**————ત્યારે કુરૈશના મોવડીઓ ફરીવાર ભેગા મળીને અબૂ તાલિબ પાસે ગયા અને બોલ્યા, "હે અબૂ તાલિબ ! તમે ઉંમરમાં, ખાનદાનીમાં અમારા કરતાં ચઢિયાતા છો. માનમરતબામાં, પ્રતિષ્ઠામાં અમારી વચ્ચે અગ્રસ્થાન ભોગવો છો. અમે તમને તમારા ભત્રીજાને અટકાવવાની વિનવણી કરી હતી, તમે તેને નહિ અટકાવ્યો. અલ્લાહના સોગંદ ! અમારી ધીરજ ખૂટી ગઇ છે. અમે સાંખી શકતા નથી કે તે અમારા વડીલોને ગાળો આપે, અમારા અકલમંદોને મૂરખ કહે , અમારા ભગવાનોને ભાંડે, હવે કાં તમે તેને સમજાવો કાં અમે તેને સમજી લઇએ. પછી તમારે અમારા મામલામાં માથું નહિ મારવું. હવે એક પક્ષનો વિનાશ નક્કી છે એ તમારે ચોક્કસ રીતે માની લેવું !"

આ ધમકી ઉચ્ચારીને તેઓ તો ચાલ્યા ગયા પણ અબૂ તાલિબને પારાવાર મૂંઝવણમાં મૂકતા ગયા. અબૂ તાલિબને પોતાની કૌમની દુશ્મની અને કૌમને બે ભાગમાં વહેંચી નાખવાની પક્ષપાતી મનોદશાથી ભારે ખેદ થયો. આમ છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કુરૈશને હવાલે કરી દેવાનું કે નિરાધાર દશામાં અટૂલા છોડી દેવાનું પણ અબૂ તાલિબને ગવારા ન હતું.

**રસૂલુલ્લાહ (સલ.)નો ગદ્‌ગદ જવાબ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશી સરદારો ઉપર મુજબ ધમકી ઉચ્ચારીને ચાલ્યા ગયા તો અબૂ તાલિબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બોલાવી મંગાવ્યા અને કહ્યું, "હે મારા ભાઇના બેટા ! કૌમના આગેવાનો મારી પાસે આવ્યા હતા. તેઓ આ પ્રકારની ધમકી ભરેલી વાતો કહીને ચાલ્યા ગયા છે. માટે મુજ પર રહમ કરો અને પોતાની જાન ઉપર પણ રહમ કરો. બેટા! મુજ પર એટલો બોજ નહિ નાખો જેને હું ઉપાડી નહિ શકું."

રાવીનું બયાન છે : અબૂ તાલિબ જેવા દયાળુ કાકાની આ વાતો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક મનમાં આ વિચાર આવી ગયો કે, હવે કાકા પણ મુજથી કંટાળીને મારી મદદથી હાથ ઉપાડી લેવા લાગે છે અને કદાચ મને કુરૈશને હવાલે કરી દે તો નવાઇ જેવું નથી. જાણે કે એમના તરફથી પણ હવે મદદ અને સહકારની આશા છોડી દેવી જોઇએ. જવાબમાં આપે મક્કમતાથી ફરમાવ્યું :

| | |
|---|---|
| યા અમ્મ વલ્લાહિ | હે કાકા ! અલ્લાહના સોગંદ ! |
| લવ વદઉશ-શમ્સ | અગર મૂકી દે તેઓ સૂર્યને |
| ફી યમીની | મારા જમણા હાથમાં, |
| વલ-કમર ફી યસારી | અને મૂકી દે તેઓ ચંદ્રને મારા ડાબા હાથમાં, |
| અલા અન અત્રૂક હાઝલ-અમ્ર. | એવી શરતે કે હું છોડી દઉં આ કામને. |

| | |
|---|---|
| હત્તા યુઝહિર-હુલ્લાહુ | પછી કાં અલ્લાહ પોતે એને પુરૂં કરાવી દે. |
| અવ અહલિકા ફીહિ | અથવા હું પોતે એમાં પૂરો થઇ જાઉં; |
| મા તરક-તુહૂ. | ત્યાં સુધી હરગિઝ હું એને નહિ છોડું. |

રાવીનું કથન છે : આમ ફરમાવતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક હૈયું ભરાય આવ્યું. ટપ ટપ આપની આંખોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. એજ વેળા આપ ઊભા થઇ ગયા અને જ્યારે આપ ત્યાંથી જવા લાગ્યા તો અબૂ તાલિબે આપને હાંક મારી, ''હે ભત્રીજા !''

પછી પોકારીને કહ્યું, ''અહીં મારી પાસે આવો.''

જ્યારે આપ પાછા વળીને અબૂ તાલિબ પાસે આવ્યા તો તેઓ બોલ્યા, ''જાવ ભત્રીજા ! તમારી મરજીમાં આવે તેમ કરો. અલ્લાહના સોગંદ ! હું કોઇ પણ ભોગે તમને તેઓને હવાલે નહિ કરૂં, હરગિઝ નહિ કરૂં !''

**અબૂ તાલિબને કુરૈશની પેશકશ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશને જ્યારે ખાતરી થઇ ગઇ કે અબૂ તાલિબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ન તો તરછોડે છે ન આપને પોતાથી અલગ કરવા તૈયાર છે બલકે ઉલટાનું આપની પડખે રહીને આપની દરેક મદદ માટે તૈયાર છે અને કુરૈશના વિરોધની દરકાર નહિ કરતાં પોતાના નિર્ણય પર મક્કમ છે. તો તેઓ ઉમારહ બિન વલીદ બિન મુગીરહ (નામે નવજવાન છોકરાને લઇ) ને તેમની પાસે ગયા અને બોલ્યા,

''હે અબૂ તાલિબ ! જુઓ, આ ઉમારહ બિન વલીદ બિન મુગીરહ છે. એ કુરૈશી જવાનોમાં સૌથી વધુ ચંચળ અને જોરાવર છોકરો છે. બહુ તગડો, ફાંકડો અને દેખાવડો યુવક છે. [૧] અમે એને તમારી ફરઝંદીમાં આપીએ છીએ. તમે એને પોતાનો બેટો બનાવી લો. તમે જ એના માઇબાપ, તમે જ એના માલિક અને મુખ્તાર રહેશો. પણ શરત અ[illegible]લી કે એના બદલામાં તમારા ભત્રીજાને અમારે હવાલે કરી દો કે જેથી તેને કતલ કરીને અમે અમારા ભગવાનોના અપમાનનું વેર લઇએ. તમારા એજ ભત્રીજાએ અમારા ભગવાનોને ગાળો આપી છે. અમારા બાપદાદાઓના ધર્મની વગોવણી કરી છે. અમારા અકલમંદોને ગમાર અને મૂરખ ઠરાવ્યા છે. તેણે જ આપણી કૌમમાં કુસંપ અને ફાટફૂટ જન્માવી દીધી છે. મતલબ કે અમે તમને માણસના બદલામાં માણસ એટલે બેટાના બદલામાં બેટો આપી રહ્યા છીએ.''

જવાબમાં અબૂ તાલિબ બોલ્યા, '' વલ્લાહ હે મારી કૌમ ! તમે આ કેવો ભૂંડો વર્તાવ મારી સાથે કરો છો ! પોતાનો છોકરો મને એટલા માટે આપો છો કે હું તેને ખવાડી-પીવાડીને તગડો કરૂં અને બદલામાં મારો છોકરો તમને આપી દઉં કે જેથી તમે તેને કતલ કરો ! વલ્લાહ, આ તો એવી વાત છે જે કોઇ કાળે બનવા જોગ નથી.''

આ સાંભળીને મુત્ઇમ બિન અદી બિન નવફલ બિન અબ્દે-મનાફ બિન કુસૈય બિન કિલાબ નામનો સરદાર આવેશેથી આગળ વધીને બોલ્યો, ''હે અબૂ તાલિબ ! કુરૈશના અગ્રેસરો તમારી સાથે ન્યાયનો મામલો કરે છે પણ તમને તેઓની વાત ગમતી નથી અને તેમાંથી તમે છટકવાની કોશિશ કરી રહ્યા છો !''

---

૧. ઉમારહ નામનો આ દેખાવડો યુવક વલીદ બિન મુગીરહનો છોકરો એટલે હઝરત ખાલિદ બિન વલીદનો ભાઇ હતો. ''હ''

અબૂ તાલિબે તેટલા જ જુસ્સાથી કહ્યું, ''હે મુત્ઈમ ! કુરૈશે તો વલ્લાહ મારી સાથે કોઇ ઇન્સાફ નથી કર્યો પણ તેં મારી વિરૂધ્ધ કૌમનો પક્ષ લેવાનું અને મારી તરફેણમાં શબ્દ સરખો નહિ ઉચ્ચારવાનું નક્કી કરેલું લાગે છે. જા તારી મરજીમાં આવે તેમ કર અને તારાથી થાય તે કરી લે !''

એ પછી મામલો કાબૂમાંથી નીકળીને વણસી ગયો. ઊભી થયેલી કટોકટીએ ગંભીર રૂપ ગ્રહણ કરી લીધું. મતભેદોમાં ગરમા-ગરમી આવી ગઇ. આપસના વિરોધોએ માઝા મૂકી અને લોકો એક બીજાના ખુલ્લા દુશ્મન બની ગયા.

નોટ :————અલ્લામા ઇબ્ને હિશામે ઉપરના પ્રસંગને અનુસરતું, અબૂ તાલિબનું રચેલું ૧૧ શેઅરોનું એક કાવ્ય અહીં ટાંકેલું છે જેમાં મુત્ઈમ બિન અદી અને તેનો પક્ષ લઇને બનૂ અબ્દે શમ્સ તથા બનૂ નવફલના જે લોકો અબૂ તાલિબના દુશ્મન બની ગયા તેઓની ઝાટકણી કાઢવામાં આવી છે. થોડાક શેઅરો આ રહ્યા :

**અખસ્સુ ખૂસૂસન અબ્દ-શમસિંવ વ-નવફલ • હુમા નબઝાના મિસ્લ મા યુમ-બઝલ જમરુ.**

મારી ફરિયાદ ખાસુલ-ખાસ કે મુખ્યત્વ રીતે અબ્દે શમ્સ તથા નવફલના કુટુંબો સામે છે. કેમકે એ બંનેના લોકોએ જ અમને એવી રીતે ખંખેરી નાખ્યા જેમ આગના અંગારાઓને ખંખેરી નાખવામાં આવે છે.

**હુમા અગમઝા લિલ-કવમિ ફી અખવય-હિમા • ફ-કદ અસ્બહા મિન્હુમ અકુફ્-ફુ હુમા સિફરુ.**

એજ બંનેએ ભરમજલિસમાં પોતાના જ ભાઇઓનું અપમાન કર્યું. હવે હાલત એવી થઇ કે એ બંનેના હાથો પોતાના ભાઇઓથી ખાલી થઇ ગયા. એટલે પોતાના જ ભાઇઓ સાથેના સંબંધો કાપી નાખીને પોતે ભાઇઓ વગરના થઇ ગયા.

**વ તૈમુંવ-વ - મખ્ઝૂ-મુંવ - વ - ઝુહરત મિન્હુમ • વ કાનૂ લના મવલન ઇઝા બુગિયન - નસ્રુ.**

બનૂ તૈમ, બનૂ મખઝૂમ અને બનૂ ઝુહરહવાળા પણ તેઓના જેવા જ બની ગયા. જો કે સંકટ સમયે મદદની જરૂરત વેળા તેઓ અમારા મિત્ર બનેલા રહ્યા.

**ફ-વલ્લાહિ લા યન-ફક્કુ મિન્ના અદાવતુન • વલા મિન્હુમ મા કાના મિન નસ્લના શફરુ.**

તો અલ્લાહના સોગંદ ! જ્યાં સુધી અમારી નસલમાંથી એક પણ માણસ બાકી રહેશે ત્યાં સુધી અમારી અને તેઓની વચ્ચે દુશ્મની ચાલુ રહેશે.

**ફ-કદ સફુહત અહલામુ - હુમ વ ઉકૂલુ - હુમ • વ-કાનૂ ક - જફરિન બિઅ-સ્ મા સનઅત જફરુ**

કેમકે તેઓમાં શાણપણ કે ડહાપણ રહ્યું નહિ અને તેઓની અક્કલો મારી ગઇ. એ લોકો જફર જેવા બની ગયા અને જફરે જે કંઇ કર્યું, બહુ જ ખોટું કર્યું.

# પ્રકરણ ૪૪

# રાહે-હકના પથિકોની મુસીબતો

મુસલમાનો ત્રાસવાદના શિકંજામાં • બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબનું સંગઠન • વલીદ બિન મુગીરહની સલાહ • કુરૈશનો જૂઠો પ્રચાર • વલીદ બિન મુગીરહનું વર્ણન કુર્આનમાં • પયગમ્બરીની ખ્યાતિ અરબભરમાં.

**મુસલમાનો ત્રાસવાદના શિકંજામાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી જે લોકો ઇસ્લામ સ્વીકારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા બની ગયા હતા. અને જે લોકો કુરૈશની વસતિઓમાં વસાહત ધરાવતા હતા, તેઓની વિરૂધ્ધ કુરૈશે ઉશ્કેરણી અને આતંકનો દાવાનળ પ્રકટાવી દીધો. કુરૈશનો દરેક કબીલો પોતાની વસતિમાં વસનારા મુસલમાનો પર આડેધડ તૂટી પડયો. મન મૂકીને બેહદ નિર્દયતાથી તેઓની મારપીટ ચાલુ કરી દીધી. મુસલમાનોને સિતમના શિકંજામાં કસીને એવો કાળો કહેર વર્તાવી દીધો કે તેઓના સપાટામાં સપડાઇ જનારા ત્રાહિમામ્ પોકારવા લાગી ગયા. અલબત્ત અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આપના કાકા અબૂ તાલિબને પ્રતાપે ત્રાસવાદીઓના ઝૂલ્મી પંજાથી પોતાની હિફાઝતમાં રાખ્યા.

**બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબનું સંગઠન**————અબૂ તાલિબે જયારે જોયું કે કુરૈશના લોકો બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબ બંને ખાનદાનના દુશ્મન બની ગયા છે, અને મુસલમાનો પર કાળો કહેર ગુજારી રહ્યા છે તો તેમણે સાવચેતી તરીકે કુનેહબુધ્ધિથી કામ લઇને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બચાવ અને સલામતીની એક યોજના ઘડી કાઢી. તેનો અમલ એવી રીતે કર્યો કે બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબ બંને ખાનદાનના તમામ સભ્યોને એક સ્થળે ભેગા કર્યા અને તેઓને મામલાની ઊંચનીચ સમજાવીને, કુરૈશની દુશ્મનીના કારણો દર્શાવીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રક્ષણનો પ્રસ્તાવ તેઓની આગળ રજૂ કર્યો. તે વેળા એ બંને ખાનદાનના સભ્યો પોતે પણ આ પ્રકારનું સંગઠન ઇચ્છતા હતા. જેથી બધાએ સમયને અનુસરીને એકમતે અબૂતાલિબનો આ પ્રસ્તાવ વધાવી લીધો. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદ માટે તૈયાર રહેવાની અબૂ તાલિબને બાંયધરી આપી દીધી. ફકત અલ્લાહનો ફિટકારેલો એક દુશ્મન હતો જે આ સંગઠનમાં જોડાયો નહિ અને એ હતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાકો અબૂ લહબ.

કૌમની આ હમદર્દી અને સહકારની લાગણી અને મદદ માટેની બાંયધરી અબૂ તાલિબ માટે અપૂર્વ આનંદનું કારણ બની રહી. આભારના ભાવોથી તેમનું હૈયું છલકાઇ ઊઠયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના

બચાવ અને રક્ષણમાં સંપૂર્ણ સહકારનું વચન આપવા બદલ અબૂ તાલિબે કૌમના ભારોભાર વખાણ કર્યા અને કૌમની પ્રશંસામાં એક કાવ્ય રચ્યું જેમાં તેઓને પુરાના પ્રસંગો યાદ દેવાડયા [1] અને રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓમાં કેવી પ્રતિભા, કેવી પ્રતિષ્ઠા અને કેવા માનમોભાનું સ્થાન ધરાવે છે તેની ચોખવટ કરી કે જેથી તેઓ પોતાના નિર્ણયમાં મક્કમ રહે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પ્રેમ કરવામાં, આપની વહારે ધાવામાં પાછા નહિ પડે. અબૂ તાલિબ પોતાના રચેલા કસીદામાં કહે છે :

**ઇઝા ઇજતમ-અત યવમન કુરૈશુન લિ-મફ-ખરિન • ફ-અબ્દુ-મનાફિન સિર્રુહા વ સમીમુહા.**

જયારે પ કદી કુરૈશે કોઇ ગર્વપાત્ર સાહસ ખેડયું છે તો અબ્દે-મનાફનું ખાનદાન તેઓના પ્રાણ બનીને તેઓમાં પ્રાણવાયુ પૂરતું રહ્યું છે. [2]

**ફઇન હુસ-સલત અશરાફુ અબ્દે-મનાફિહા • ફફી હાશિમિન અશરાફુહા વ કદીમુહા.**

પછી જયારે તેઓમાંથી અબ્દે-મનાફના શરીફોનો શુમાર કરવામાં આવ્યો તો તેઓમાં ઊંચા મરતબાના અને ઊંચું સ્થાન મેળવવાને લાયક બનૂ હાશિમના જ લોકો નીકળ્યા.

**વઇન ફખરત યવમન ફ-ઇન્ન મુહમ્મદન • હુવલ-મુસ્તફા મન સિર્રહા વ કરીમુહા.**

જયારેય કદી બનૂ હાશિમે પ્રતિષ્ઠાનો ગર્વ લીધો તો તેઓમાંથી (કુરૈશમાં)થી મુહંમદ જ સૌની પસંદગી પામેલા, એ ખાનદાનના પ્રાણ જેવા અને તેઓમાં સૌથી ઊંચા મરતબાવાળા તરી આવ્યા.

**તદાઅત કુરૈશુન ગસ્સુહા વ સમીનુહા • અલૈના ફલમ તઝફર વતાશત હુલૂમુહા.**

કુરૈશના સારા અને નઠારા તમામ લોકોએ અમારા વિરોધમાં એકબીજાને ઉશ્કેરી મૂકયા છતાં તેઓને પોતાના હેતુમાં કોઇ સફળતા મળી નહિ. તેઓની બુદ્ધિ અને મતિ મારી ગઇ છે.

**વ કુન્ના કદીમન લા નુકિર્રુ ઝુલા-મતન • ઇઝા મા સનવ સુઅરલ-ખુદૂદિ નુકીમુહા.**

સદાથી અમારી આ નીતિ રહી છે કે અમે કોઇ ઝુલ્મને ટકવા દેતા નથી. જયારે પ કદી લોકોએ અભિમાનથી છોબડું વાંકુ કર્યું તો અમે તેઓને સીધા કરતા રહ્યા.

**વ નહમી હિમાહા કુલ્લ યવમિ કરી-હતિન • વ નદરિબુ અન અહજારી-હા મંય-યરૂમુહા.**

---

૧. પુરાના પ્રસંગો એટલે તેઓના પૂર્વજોમાં પડેલી ફાટફૂટના પ્રસંગો અને આ ફાટફૂટનો કારણે તેઓની અવલાદમાં ઊતરી આવેલી હરિફાઇના પ્રસંગો. આ ફાટફૂટ કુરૈશમાં ત્યારે પડી હતી જયારે મક્કહના બાદશાહ કુસૈય બિન કિલાબે મક્કહ અને કઅબહના વહીવટની એકહથ્થુ સત્તા તેના વડાપુત્ર અબ્દુદ-દારને, તે બિનલાયક હોવા છતાં સોંપી દીધી હતી. (જુઓ પ્રકરણ ૨૩ અને ૨૪) બાદમાં અબ્દુદ-દાર અને તેના ભાઇ અબ્દે-મનાફ વચ્ચે સત્તાની સાઠમારી જામતાં કઅબહનો વહીવટ પરાણે અબ્દે-મનાફને હવાલે કરવો પડયો હતો. ત્યારથી જ કુરૈશ કબીલાના ખાનદાનોમાં બે પક્ષ પડી ગયા હતા. એક પક્ષ અબ્દુદ-દારના કુટુંબનો તરફદાર હતો બીજો પક્ષ અબ્દે-મનાફના કુટુંબનો. બંને પક્ષો વચ્ચેની હરિફાઇ કે દુશ્મની સેંકડો વરસથી ઊતરી આવી હતી અને તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઝમાનામાં પણ ચાલુ હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ લઐહિ વ સલ્લમ ખાસ અબ્દે-મનાફના ખાનદાનમાંથી હતા. અબ્દે-મનાફ પછી તેમના ફરઝંદ હાશિમ, જેઓ આપના પરદાદા હતા, કઅબહના મુંતવલ્લી બન્યા. હાશિમ પછી તેમના ભાઇ મુત્તલિબ અને મુત્તલિબ પછી હાશિમના ફરઝંદ અબ્દુલ-મુત્તલિબ, જેઓ આપના દાદા હતા, કઅબહના મુતવલ્લી બન્યા. અબૂ તાલિબે બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના લોકોને ભેગા કરીને એજ ખાનદાની અદાવતના પ્રસંગો યાદ દેવાડયા અને તેઓનું સંગઠન કરી લીધું. અબૂ તાલિબને ફરિયાદ કરનારા કુરૈશના આગેવાનો અબૂ સુફયાન, રબીઅહ, શૈબહ, અબૂ જહલ, વલીદ બિન મુગીરહ વગેરે વિરોધ પક્ષના લોકો હતા. "હ"

૨. અબ્દે-મનાફ મક્કહના બાદશાહ કુસૈય બિન કિલાબના એક પુત્રનું નામ જેમણે કેસરિયાં કરીને પોતાના ભાઇ અબ્દે-દાર પાસેથી કઅબહનો વહીવટ મેળવ્યો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે અને આપના દાદા, પરદાદા બધા એજ અબ્દે મનાફના ખાનદાનમાંથી

દરેક કટોકટીને પ્રસંગે કે દરેક જંગ વેળા આ કૌમના દુશ્મનોની નિગરાની અમે જ કરતા આવ્યા છીએ અને જે કોઇએ આ કૌમની મર્યાદાઓનો ભંગ કરવાની કોશિશ કરી તો એ મર્યાદાઓનું રક્ષણ અમે જ કરતા રહ્યા.

બિનન - તઅશલ - ઉદુઝ - ઝવાઉ વ ઇન્નમા • બિ અકના - ફિના તન્દય વ તમ્મી અરૂમુહા.

સૂક્કાં લાકડાં અમારા પ્રતાપે લીલાંછમ બની ગયાં. અમારી વસતિઓમાં સૂકાં લાકડાંની જડો તરોતાઝા થઇને પ્રફુલ્લ થતી રહે છે.

**વલીદ બિન મુગીરહની સલાહ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશના લોકો પોતપોતાની વસતિમાં મુસલમાન બનનારાઓ પર આડેધડ તૂટી પડયા. ત્યારે કુરૈશના કેટલાક લોકો આ બાબત અંગે સલાહ લેવા વલીદ બિન મુગીરહ પાસે ભેગા થયા. મક્કહના કુરૈશમાં વલીદ બિન મુગીરહ સૌથી મોટી ઉંમરનો આગેવાન ગણાતો હતો. બહુ શાણો, મુત્સદ્દી, ઠરેલ બુધ્ધિનો અને અનુભવોથી ઘડાયેલો ગૃહસ્થ હતો. લોકો પોતાના કામોની સલાહ લેવા તેની પાસે આવ્યા કરતા હતા. હજજના દિવસો આવી લાગ્યા હતા. લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મામલા અંગે તેની સલાહ લેવા ગયા તો તે બોલ્યો,

"હે કુરૈશી ગૃહસ્થો ! હજજના દિવસો ટૂંકાય ગયા છે. ચારે દિશાએથી અરબના લોકો તમારા મેહમાન બનીને આવવાની તૈયારીમાં છે. તેઓના કાને તમારા પેલા દોસ્ત (?) એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સમાચાર પહોંચી જ ગયા હશે. માટે તમારે સર્વાનુમતે એક વાત નકકી કરીને તેની ઉપર મક્કમ બની જવાનું છે."

લોકો બોલ્યા, 'મુરબ્બી સાહેબ ! આપ અમારા વડીલ છો. અમે તો પોતે આપની સલાહ લેવા આવ્યા છીએ. આ મામલામાં આપનો મત તે અમારો મત."

"ના, પ્રથમ તમે તમારો મત દર્શાવો, તે સાંભળવા હું આતુર છું." વલીદ બોલ્યો, "હા, પણ એક વાત યાદ રાખો. એ બહુ જરૂરી વાત છે. પ્રથમ બધાએ એક જ વાત નકકી કરીને તેનો અમલ કરવાનો છે. પછી આ નકકી કરેલી વાતમાં કોઇ જાતનો મતભેદ નહિ થવો જોઇએ. એવું ન થાય કે દરેકની પિપૂડીમાંથી જુદો જુદો રાગ નીકળે અને લોકો તમને જૂઠા ઠરાવીને હસી કાઢે."

કુરૈશના લોકો થોડીવાર વિચારમાં પડી ગયા પછી આપસમાં નકકી કરીને બોલ્યા, "હે અમારા વડીલ! જયારે મામલો તમે અમારા મત પર છોડયો છે તો બહારથી આવનારા હાજીઓને અમે કહેતા ફરીશું કે મુહંમદ તો કાહિન છે !"

"નહિજી, બિલકુલ ખોટી વાત છે." વલીદ બોલ્યો, "જુઓ છોકરાઓ ! હું અલ્લાહના સોગંદ ખાઇને કહું છું કે મુહંમદ કાહિન નથી. હું કાહિનોની કળાઓનો પૂરો માહિતગાર છું. કાહિનોના વર્તારા કે લવારા જેવી કોઇ વાત મુહંમદમાં નથી. ન કાહિનો જેવો બણબણાટ તેની વાણીમાં છે ન જોડી કાઢેલાં જોડકણા જેવી કોઇ વાત છે."

કુરૈશના લોકો ફરીવાર વિચાર કરીને બોલ્યા, "ત્યારે મુરબ્બી સાહેબ ! અમે તેને દીવાનો કહીશું !"

"ખબરદાર તેને દીવાનો કહ્યો તો ! " વલીદ ઠાવકા મુખે બોલ્યો, "ના તે દીવાનો પણ નથી. મેં

મારા જીવનમાં બેશુમાર પાગલો, ગાંડાઓ અને દીવાનાઓને જોયા છે. પાગલપણા કે દીવાનગી જેવી કોઇ વાત મુહંમદમાં નથી. ન ચસ્કેલપણું, ન ઘેલછા, ન ઝનૂન.''

કુરૈશ વિમાસણમાં પડી ગયા અને પછી બોલ્યા, ''વારૂ તો અમે તેને શાઇર કહીશું !''

''શું કહ્યું, શાઇર ?''વલીદ આવેશથી બોલ્યો, ''ના ગલત વાત છે. મુહંમદ શાઇર પણ નથી. શાઇરીના તમામ પ્રકારો અને કાવ્યકળાના તમામ અલંકારોનો હું પ્રખર અભ્યાસી છું. શાઇરીની છટા કે કાવ્યની કળા જેવી કોઇ વાત મુહંમદમાં નથી.'

કુરૈશ પાછું ગોથું ખાઇ ગયા અને વિચાર કરીને પછી બોલ્યા, ''ત્યારે અમે તેને જાદૂગર કહીએ તો કેમ ?''

''અરે ભાઈઓ ! મુહંમદ જાદૂગર પણ નથી.'' વલીદ ખંધાઈથી બોલ્યો,'' જુઓ મેં મોટા મોટા જાદૂગરો અને ભલા ભલા ગારૂડીઓ કે મદારીઓને જોયા છે. તેઓની જાદૂઈવિદ્યાના ખેલો અને તંત્રવિદ્યાના તમાશા પણ મેં ઘણા જોયા છે. મુહંમદની વાણીમાં ન જંતર મંતરના છુકારા છે ન તંતર મંતરની ગાંઠો છે.''

કુરૈશ હવે કંટાળીને બોલ્યા, ''ત્યારે હે અબૂ અબ્દે-શમ્સ ! [૧] તમે જ બતાવો કે અમારે શું કહેવું?''

વલીદ બિન મુગીરહ બોલ્યો, ''સોગંદ છે અલ્લાહના હે કુરૈશ ! સાચી વાત આ છે કે મુહંમદની વાણીમાં ખજૂરના તાજા રસની મીઠાસ છે. એના મૂળિયાં લીલાંછમ અને ફળદ્રુપ છે. એ મૂળિયાં અમૃતજળ જેવી પાણીદાર જમીનમાં ઊંડે ઊતરેલાં છે. એની ડાળો ચોતરફ ફેલાયેલી છે. દરેક ડાળ ફળોથી લચકી પડેલી છે. માટે હે કુરૈશ ! તમે ઉચ્ચારેલી વાતોમાંથી જે કંઇ કહેશો, લોકો પર તેનું જૂઠાણું તરત જાહેર થઇ જશે. સાચું કહું તો હું પોતે પણ કોઈ નક્કર વાત તમને કહેવાથી લાચાર છું. અલબત્ત તમે ઉચ્ચારેલો ''જાદૂગર'' શબ્દ કંઇક અંશે મુહંમદને બંધબેસતો આવી જશે, માટે તમે જાદૂગર તરીકે જ તેની જાહેરાત કરો. હજ્જ માટે આવનારા દરેક અરબને એમ જ ઠસાવો કે એ શખ્સ મહાન જાદૂગર છે. એક જાદૂ ભરેલું કલામ લઈને આવ્યો છે. એની વાણીમાં જાદૂ છે. એની વાતોમાં જાદૂ છે. એના બોલોમાં જાદૂ છે. આ જાદૂને પ્રતાપે એ બાપ-બેટામાં, મિયાં-બીબીમાં, ભાઈ-ભાઈમાં, વ્યકિત અને ખાનદાનમાં કુસંપ નાખે છે. અને એજ જાદૂને જોરે આપસમાં જુદાઈ કરાવે છે.''

**કુરૈશનો જૂઠો પ્રચાર**————સારાંશ કે કુરૈશના લોકો વલીદ બિન મુગીરહની સલાહ સાથે સંમત થઈને અહીં તહીં વિખેરાઇ ગયા. પછી જ્યારે હજ્જના દિવસોમાં ચોરતફથી બહારના અરબો મક્કહ આવવા લાગ્યા તો આ લોકો, વલીદ બિન મુગીરહની સલાહ મુજબ ધોરી માર્ગો પર ઊભા રહીને, ચૌટા-ચકલાઓ પર ગોઠવાઇને, ગલીકૂંચીઓમાં ચક્કર લગાવીને, બજારોમાં ઘૂમીફરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂદ્ધ ખોટો પ્રચાર કરવા લાગી ગયા. આપને જાદૂગર કહીને લોકોને બહેકાવવા-ભડકાવવા લાગ્યા અને આપથી ચેતીને રહેવાની ચેતવણી આપવા લાગ્યા.

**વલીદ બિન મુગીરહનું વર્ણન કુર્આનમાં**————વલીદ બિન મુગીરહનો એજ અવળ ચંડાઇઓ કે બેવકૂફીઓને કારણે અલ્લાહ તઆલાએ તેને લગતી આ આયતો કુર્આનમાં નાઝિલ કરી:

---

૧. અબૂ-અબ્દે-શમ્સ વલીદ બિન મુગીરહનું ઉપનામ હતું. વલીદ બિન મુગીરહ ઇસ્લામના મશહૂર સિપહસાલાર હઝરત ખાલિદ બિન વલીદનો બાપ હતો. ''હ''

| | |
|---|---|
| ઝરની | હે નબી ! છોડી દો મને અને એને ; [૧] |
| વ-મન ખલક્‌ - તુ વહીદા. | જેને મેં પૈદા કર્યો એકલો [૨] |
| વ જઅલ-તુ લહૂ માલમ મમ્દૂદા. | પછી આપ્યો મેં એને પુષ્કળ માલ. |
| વ બનીન શુહૂદા. | અને આપ્યા મેં એને પુત્રો હાજર રહેનારા. [૩] |
| વમહ - હત્તુ લહૂ તમહીદા. | અને તૈયર કરી દીધાં મેં એને માટે તવંગરીના સાધનો. |
| સુમ્મ યત્મઉ અન અઝીદ | છતાં એ લોભ રાખે છે કે વધારે માલદાર બની જાઉં, |
| કલ્લા ! | હરગિઝ નહિ ! |
| ઇન્નહુ કાના લિ-આયાતિના અનીદા. | બેશક એ અમારી આયતો સાથે દુશ્મની રાખે છે. |
| સઉર-હિકુ-હૂ સઊદા. | બહુ જલદી હું એને ચઢાવીશ આકરી ચઢાઇ પર [૪] |
| ફક્કરા | બેશક એણે કંઇક વિચાર કર્યો, |
| વ-કદ્દરા | અને પછી મનમાં નક્કી કરી નાખ્યું, |
| ફ-કુતિલા કયફા કદ્દરા, | તો ફિટકાર હો તેની ઉપર ! કેવું મનમાં નક્કી કર્યું ! |
| સુમ્મા કુતિલા કયફા કદ્દરા | પાછી ફિટકાર હો તેની ઉપર ! કેવું નક્કી કર્યું મનમાં ! |
| સુમ્મા નઝરા, | પછી તેણે જોયું લોકો તરફ. |
| સુમ્મા અબસા વ બ-સ-રા | પછી કપાળે વળ ચઢાવ્યા અને મોં મચકોડયું, |
| સુમ્મા અદબરા વસ્તક - બર્. | પછી ત્યાંથી પૂઠ ફેરવી અને અભિમાનમાં પડયો, |
| ફ-કાલા ઇન હાઝા, | અને પછી બોલ્યો, આ કુર્આન કંઇ જ નથી; |
| ઇલ્લા સિહ્રુંય-યુઅસર. | પણ એક જાદૂ છે. પરંપરાથી ચાલ્યો આવતો. [૫] |
| ઇન હાઝા | અરે આ કુર્આન કંઇ જ નથી; |
| ઇલ્લા કવલુલ-બશર્. | પણ એક ઇન્સાનનું કલામ છે. [૬] |

ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી અલ્લાહ અતાલાએ એવા લોકો વિષે પણ આયતો નાઝિલ કરી જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને કુર્આને-મજીદ વિરૂધ્ધ તરહ-તરહની વાતો ઘડી કાઢીને લોકોને બહેકાવ્યા કરતા હતા. જેમકે :

---

૧. એટલે હું એને સમજી લઇશ હે નબી ! આપ તેની ચિન્તા નહિ કરો.

૨. એટલે માંબાપનો નવાબંનો બેટો હતો અથવા જન્મ વેળા કંઇ જ સાથે લઇને આવ્યો ન હતો.

૩. એટલે દસ બાર જવાન, બળવાન, રૂબેદાર છોકરા જેઓ મજલિસોમાં એની સાથે હાજર રહેતા હતા.

૪. મરવા પછી જહન્નમના પહાડની [illegible] પર જેની ઉપર પરાણે ચઢતા જ ચાલ્યા જવું પડશે.

૫. એટલે કુર્આન અલ્લાહનું કલામ છે એવો યકીન હોવા છતાં વલીદ બિન મુગીરહએ માલદારીના ઘમંડમાં અને બુધ્ધિશાળી હોવાની તુમાખીમાં પોતાના અંતરાત્માનું ગળું દબાવી દીધું અને મોડે સુધી ગડમથલમાં રહીને કુર્આન વિષે એક વાત મનમાં નક્કી કરી લીધી અને પછી તેણે મોઢું મચકોડીને ત્યાંથી ચાલતો પકડી અને જતી વખતે મનમાં નક્કી કરેલી વાત કહેતો ગયો કે, આ કુર્આન તો પરંપરાથી ઊતરી આવતો એક જાદૂ માત્ર છે. અને એ અલ્લાહનું નહિ પણ એક ઇન્સાનનું કલામ છે.

૬. પવિત્ર આયતોના સહીહ ઉચ્ચાર માટે જુઓ સૂરએ-મુદ્-દસ-સિર આયત ૧૧ થી ૨૫ સુધી. પારહ ૨૯

| | |
|---|---|
| અલ-લઝીન | એવા લોકો જેઓએ |
| જઅલુલ-કુર્આન ઇદીન. | કરી નાખ્યા કુર્આનના ટુકડા-ટુકડા. |
| ફ-વ-રબ્બિક | તો સોગંદ છે તમારા પાલનહારના |
| લનસ-અલન-નહુમ અજ-મઈન. | અમે જરૂર સવાલ કરીશું એ બધાને |
| અમ્મા કાનૂ યઅ-મલૂન. | તે વાતોનો જે તેઓ કરતા હતા. |

(પારા ૧૪, સુરતુલ હિજ્ર, આ:૯૧-૯૨-૯૩)

**પયગમ્બરીની ખ્યાતિ અરબભરમાં**————ઈબ્ને ઇસ્હાક કહે છે : ત્યારે કુરૈશના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂદ્ધ બહારથી આવેલા હાજીઓમાં તેજ વાતોનો ધૂમ પ્રચાર કરી નાખ્યો જેની સલાહ તેઓને વલીદ બિન મુગીરહએ આપી હતી, તો આ વરસની હજ્જ પછી જયારે પરદેશના હાજીઓ પોતાના શહેરો અને પોતાની વસતિઓમાં પહોંચ્યા તો એજ સમાચારો તેઓ પોતાની સાથે લઇ ગયા અને આ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક નામ અરબભરમાં ગાજતું થયું અને આપની કીર્તિ મક્કહમાંથી નીકળીને દૂર-દરાઝના પ્રદેશો સુધી પ્રસરી ગઈ.

---

**ગુજરાતી સંપાદકનો વધારો**————ઈસ્લામના મશહૂર સિપહસાલાર હઝરત ખાલિદ બિન વલીદ રદિયલ્લાહુ અન્હુ જેમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ "સૈફુમ-મિન-સુયૂફિલ્લાહ" એટલે અલ્લાહની તલવારોમાંથી એક તલવારના અનુપમ ખિતાબથી વધાવી લીધા હતા. એમનો બાપ વલીદ બિન મુગીરહ મક્કહનો મોટો સરદાર હતો. ઉંમરમાં પણ કુરૈશમાં સૌથી મોટો હતો. બહુ બુધ્ધિશાળી, મુત્સદ્દી, અનુભવોથી ઘડાયેલો અને કાવ્યકળાનો અઠંગ અભ્યાસી ગણાતો હતો. અલ્લાહ તઆલાએ એની ઉપર બેશુમાર ઉપકારો કર્યા હતા. પુષ્કળ ધનની સાથે બળવાન અને કહયાગરા ઘણાં દીકરા પણ આપ્યા હતા. મક્કહના કુરૈશમાં ભારે ઇઝઝત-આબરૂ પણ આપી હતી. મગર અલ્લાહ તઆલાની આ નેઅમતોની કદર કરવાને બદલે તે આડો ફાટીને શયતાનની દોટે ચઢી ગયો અને અબૂ લહબ તથા અબૂ જહલ પેઠે મર્યો ત્યાં સુધી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુશ્મનીમાં પેશ-પેશ રહ્યો.

એજ વલીદ બિન મુગીરહ વિષે હકીમુલ-ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી સાહેબ (રહ.)એ પોતાની ઉર્દૂ તફસીરવાળા કુર્આનની સૂરતુલ-કલમની તફસીરના હાશિયા પર લખ્યું છે કે, વલીદ બિન મુગીરહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મજનૂં યા જાદૂગર કહ્યા તો તેના આ જૂઠા આક્ષેપની ગુસ્તાખી બદલ અલ્લાહ તઆલાએ જવાબમાં વલીદ બિન મુગીરહની કેટલીક ખસલતોનું બયાન છતું કરી દીધું આ પ્રમાણે

| | |
|---|---|
| હલ્લાફિન | હદથી વધારે જૂઠી કસમો ખાનાર. |
| મહીનિન | તુચ્છ, હલકટ, નીચ મનોવૃત્તિનો. |
| હમ્માઝિન | બહુ ટાણા મારનાર, ગીબતો અને નિંદાઓ કરનાર. |
| મશ્શાઈમ બિ-નમીમ | ચાડી-ચુગ્લી માટે દોડી જનાર. |
| મન્નાઈલ-લિલ-ખૈર | નેકીના કામોથી અટકાવનાર. |

| | |
|---|---|
| મુઅ-તદિન | પોતાની હદથી આગળ નીકળી જનાર. |
| અસ્રીમિન | મોટો પાપી, ગુનાખોરી કરનાર. |
| ઉતુલ-લિન | તુંડ મિઝાજી, તુમાખીખોર, કડક મગજ ધરાવનાર. |
| બઅદ ઝાલિક ઝનીમિન | તે ઉપરાંત બદજાત, બદનામ, ઝિનાકારી કરનાર. |
| અન કાના ઝા-માલિંવ- | કેમકે તે તવંગર |
| વ-બનીન. | અને દીકરાઓવાળો છે. |
| ઈઝા તુત્લા અલૈહિ આયાતુના | જ્યારે પઢી સંભળાવવામાં આવે છે તેને અમારી આયતો, |
| કાલા અસાતીરુલ-અવ્વલીન. | તો કહે છે, એ તો જૂના ઝમાનાની કહાણીઓ છે. |
| સ-નસિમુહૂ | બહુ જલદી અમે લગાડી દઈશું ડાઘ અથવા ડામ |
| અલલ-ખુરતૂમ. | તેની સૂંઢ એટલે નાક પર. ૧ |

આ રીતે અબૂ લહબ અને અબૂ જહલ પેઠે એનું નાક પણ કપાઈ ગયું અને કપાળે કટ્ટર કાફિરની કાળી ટીલી લાગી ગઈ તે અલગ. (ગુજરાતી સંપાદકની નોંધ પૂરી થઈ. હવે પ્રકરણ ૪૫ વાંચો.)

---

૧ પારહ ૨૯ સૂરતુલ-કલમ આયત ૧૦ થી ૧૬ - વધુ માટે સૂરતુલ-કલમની તફસીર જુઓ.

# પ્રકરણ ૪૫

# અબૂ તાલિબનો મશહૂર કસીદો

કુરૈશની રિઝવણીનું શાનદાર કાવ્ય● કાવ્યમાં ગૂંથાયેલી વ્યકિતઓના નામો● કસીદાના કેટલાક શેઅરો● વરસાદ માટે રસૂલુલ્લાહ (સલ.)ની દુઆ.

**કુરૈશની રિઝવણીનું શાનદાર કાવ્ય**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ ખોટો પ્રચાર કરીને લોકલાગણી ઉશ્કેરનારા કુરૈશીઓ મક્કહના બઝારોમાં, ગલીકૂચાઓમાં અને રસ્તાઓને નાકે ગોઠવાઇ ગયા. તેઓ બહારથી કે પરદેશથી હજ્જ માટે આવનારા લોકોને તેવી જ વાતોથી ભડકાવવા લાગ્યા જેનો પાઠ વલીદ બિન મુગીરહએ તેઓને ભણાવ્યો હતો. પરંતુ અલ્લાહનું કરવું એવું થયું કે તેઓની યોજનાએ રૂપ કંઇ જુદું જ લઇ લીધું અને પાસું ઊલટું પડયું. એટલે તેઓ કરવા શું માગતા હતા અને બની શું ગયું ?

બાબત એમ બની કે તેઓના આ જૂઠા પ્રચારના ફળ રૂપે સારાયે અરબના શહેરો, કસબાઓ અને ગામડાંઓમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીની ખ્યાતિ પ્રસરી ગઇ. લોકો આટલું જાણી ગયા કે મક્કહમાં કુરૈશના કબીલામાં મુહંમદ નામના ગૃહસ્થે દાવો કર્યો છે કે તેઓ અલ્લાહના પયગમ્બર છે પણ તેઓ પયગમ્બર નહિ બલકે જાદૂગર છે અને પોતાના જાદૂથી તેઓ બાપબેટામાં, ભાઇભાઇમાં, મિયાંબીબીમાં ફાટફૂટ નાખી દે છે જેથી તેમનાથી ચેતીને રહેવાની જરૂર છે.

મામલો જયારે આમ બન્યો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબના મનમાં એવી ધાસ્તી પેઠી કે, કયાંક એવું ન થાય કે, અરબના લોકો કુરૈશ સાથે મળીને ઓચિંતા અમારી ઉપર તૂટી પડે !

આ વિચાર આવતાં અબૂ તાલિબે પ્રસંગને અનુસરીને એક લાંબો કસીદો રચ્યો, જેમાં પવિત્ર હરમ સાથેના પોતાના સંબંધો [૧] અને કઅબહને પ્રતાપે કુરૈશને મળેલી પ્રતિષ્ઠા, અને કુરૈશી આગેવાનો સાથેની પોતાની દોસ્તી અને એ દોસ્તી કાયમ માટે ચાલુ જ રહેવાની છે, વગેરે બાબતો બહુ આકર્ષક ઢબે અને છટાદાર શૈલીએ ગૂંથી લીધામાં આવી છે. વળી અબૂ તાલિબે આ કસીદામાં, પોતે ઇસ્લામ કબૂલ કર્યો નથી તેવી જાહેરાત કરીને સાથે એમ પણ ઉમેરી દીધું કે, ભલે હું મુસલમાન બન્યો નથી પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

૧. કઅબહ અને મક્કહની આજુબાજુના એક ચોક્કસ વિસ્તારને હરમ કહે છે. ''હ''

વ સલ્લમને હું કદી એકલા કે નિરાધાર દશામાં છોડી દેવાનો નથી અને તેમની મદદથી કદી હાથ ખેંચવાનો નથી. સદા તેમના પડખે રહીને ઝઝૂમતો રહીશ અને જીવનની છેલ્લી પળ સુધી તેમની મદદ અને તેમનું રક્ષણ કરતો રહીશ. ભલે એમાં હું પોતે પણ હલાક થઇ જાઉં.

**કાવ્યમાં ગૂંથાયેલી વ્યકિતઓના નામો**————અબૂ તાલિબના આ તવીલ કસીદામાં કુરેશના અગ્રણીઓમાંથી જે વ્યકિતઓનો ઉલ્લેખ થયો છે તેઓના નામો આ છે :

૧————બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસના લોકો જેઓ ગયાતીલ નામે પંકાયેલા છે.

૨————અબૂ સુફયાનનો બાપ હર્બ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે મનાફ બિન કુસૈય બિન કિલાબ.

૩————મુત્ઈમનો બાપ અદી બિન નવફલ બિન અબ્દે-મનાફ બિન કુસૈય બિન કિલાબ.

૪————ઝુહૈરનો બાપ અબૂ ઉમૈયહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ.

૫————મુત્ઈમની મા આતિકહ બિન્તે અબદુલ-મુત્તલિબ.

૬————અત્તાબ બિન અસીદ બિન અબીલ-ઐસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફ.

૭————ઉસૈદ બિન અબીલ-ઐસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ.

૮————ઉસ્માનનો બાપ ઉબૈદુલ્લાહ જે તલહા બિન ઉબૈદુલ્લાહ તૈમીનો ભાઇ હતાં.

૯————કુનફુઝનો બાપ ઉમર બિન જુદઆન બિન અમ્ર બિન કઅબ બિન સઅદ.

૧૦————ઉત્બહ બિન રબીઅહનો બેટો અબુલ-વલીદ.

૧૧————ઉબય અખનસ બિન શરીક સકફી જે બનૂ ઝુહરહ બિન કિલાબનો કરારી હતો. એનું અખનસ નામ એટલા માટે પડયું કે જંગે-બદ્રને દિવસે એ પોતાના માણસો સાથે પાછળ રહી ગયો હતો. ''ખન્સ''ના અર્થ પાછળ રહી જવું થાય છે. એનું અસલી નામ ઉબય હતું. એ બનૂ હલ્લાજમાંથી હતો.

૧૨————અસવદ બિન અબ્દે-યગૂસ બિન વહબ બિન અબ્દે-મનાફ બિન કુસૈય બિન કિલાબ.

૧૩————સુબૈઅ બિન ખાલિદ એ બલ-હારિસ બિન ફિહરમાંથી હતો.

૧૪————નવફલ બિન ખુવૈલિદ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય. એની માંનું નામ અદવિયા હતું. એનો છોકરો નવફલ કુરૈશના શયતાનોમાંથી હતો. એણે જ હઝરત અબૂબક્ર સિદ્દીક અને હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહને એક દોરડાંમાં બાંધી દીધા હતા; જયારે કે બંને ગૃહસ્થોએ ઇસ્લામ સ્વીકારી લીધો હતો. એટલે જ આ બંને ગૃહસ્થોને ''કરીનૈન'' નો લકબ મળ્યો હતો. પછી આ કુરૈશી શયતાન નવફલને હઝરત અલીએ જંગે-બદ્રમાં કતલ કર્યો હતો.

૧૫————અબૂ અમ્ર કુરઝાનો બાપ અબ્દે-અમ્ર બિન નવફલ બિન અબ્દે-મનાફ.

૧૬————બનૂ બક્ર બિન અબ્દે-મનાત બિન કિનાનહ. આ બધાં તે લોકો છે જેઓના નામો અબૂ તાલિબે પોતાના મશહૂર કસીદામાં ટાંકેલા છે. અને એ બધા વિરોધ પક્ષના લોકોમાંથી છે.

(નોંટ :- હઝરત અબૂ તાલિબનો આ છટાદાર, સુપ્રસિધ્ધ અને અનુપમ કસીદો

૯૪ શેઅરોનો છે જે તેના ઉર્દૂ તરજુમા સહિત પુસ્તકના ૧૩ પાનાંઓ પર ફેલાયેલો છે.

પૂરો કસીદો નહીં ટાંકવાનો અમને ખેદ છે. થોડાક શેઅરો આ રહ્યા :)

## કસીદાના કેટલાક શેઅરો

**વ લમ્મ રઅય-તુલ - કવમ લા વુદ્દ ફીહિમ • વકદ કતઊ કુલ-લલ - ઉરા વલ-વસાઈલિ.**

જયારે મેં જોયું કે કોમમાં પ્રેમ અને સ્નેહની લાગણી નહિ રહી અને તેણે બધા સ્નેહાળ સંબંધો અને રિશ્તાઓ તોડી નાખ્યા છે.

**વકદ સારહૂના બિલ અદાવતિ વલ અઝા • વકદ તાવઊ - અમ્રલ - અદુવ્વલ - મઝાઈલિ.**

તેઓએ અમારી સાથે ઉઘાડી દુશ્મની કીધી અને અમને ત્રાસ આપવાની શરૂઆત કરી અને તેઓએ, અમને તરછોડનારા દુશ્મનની વાત માની લીધી.

**સબરતુ લહુમ નફસી બિ-સમરાઅ સમ-હાતિન • વ-અબ્યદ ગદબિમ મિન તુરાસિલ-મુકાવિલિ.**

ત્યારે હું પોતે એક લચકદાર બરછી અને આગલા બાદશાહોની વારસામાં મળેલી ચમકદાર તલવાર લઈને તેઓના મુકાબલે ડટી ગયો.

**કઝબ-તુમ વ બૈતિલ-લાહિ નતરુકુ મક્કતન • વ તઝઅ-નલ- અમ-રુકુમ ફી બલાબિલિ.**

બૈતુલ્લાહ એટલે કઅબહના સોગંદ ! તમે ખોટું કહ્યું (એટલે તમારી આ માન્યતા ખોટી છે ) કે અમે મક્કહ છોડીને અહીંથી ચાલ્યા જઈશું. એ માત્ર તમારા ખિયાલી વસવસા છે. (એટલે શેખચલ્લી જેવા વિચારો છે.)

**કઝબ-તુમ વ બૈતિલ-લાહિ નુબ્ઝ મુહમ્મદન • વ લમ્મા નુતાઈનુ દૂનહૂ વ નુનાદિલિ.**

બૈતુલ્લાહના સોગંદ ! તમે ખોટી ધારણા કરી કે અમે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિષે પરાજીત થઈ જઈશું, હાલાં કે હજુ સુધી તેમના બચાવ માટે અમે ન ભાલા તાણ્યા છે ન તીરંદાજી કરી છે.

**વ નુસ-લિમહુ હત્તા નુસર-રઅ હવ-લહૂ • વ-નઝહલ-અન-અબના-ઈના વલ હલાઈલિ.**

તમે ખોટું ધારી લીધું કે અમે તેમને એટલે હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તમારે હવાલે કરી દઈશું હરગિઝ નહિ ! ત્યાં સુધી કે તેમની ચોતર્ફ પછડાઈ પડીશું અને અમારાં બાલબચ્ચાંઓને ભૂલી જઈશું.

**વમા તર્કુ કવમિન-લા-અબા લક સૈયિદન • યહૂતુઝ - ઝમાર ગયર ઝરબિન મુવમાકિલિ.**

તારો બાપ મરી જાય ! આવા સરદાર એટલે હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને છોડી દેવું તે કેવી કઢંગી કે બુઝદિલીની વાત કહેવાય. અમારો સરદાર તો સાચવવા જેવી વસ્તુઓનું રક્ષણ કરે છે. તે ન ફસાદી છે ન પોતાના કામને બીજાઓ [illegible] નાર છે.

**વ અબયદ યુસ-તસ્કલ-ગમામુ બિ-વજહિહી • રિમાલલ - યતામા ઈસ્મતલ - લિલ- અરામિલિ.**[1]

---

૧. હઝરત અબૂતાલિબના કસીદાનો આ છટાદાર શેઅર એવો છે કે ન ઘટાટોપ બદલીમાંથી ચાંદ નીકળી આવે અથવા કસીદારૂપી મુગટનો ઝગમગાતો હીરો. આશિકાને-રસૂલની આંખના સુરમા જેવું. અને [illegible]લની ઠંડક જેવો લાજવાબ શેઅર હોવાથી આશિકને-રસૂલમાં બેહદ મકબૂલ છે. વાસ્તવમાં અબૂ તાલિબનો આ શેઅર પૂરા કસીદાની જાન છે. "હ"

તે એવા નૂરાની મુખડાવાળો (અને રૂપ રૂપના અંબાર જેવો) છે કે તેના વસીલાથી વરસાદની દુઆ માગવામાં આવે છે. તે યતીમોની સરપરસ્તી કરનારો અને બેવાઓનો બેલી છે.

**યલૂઝુ બિહિલ હલ્લાક આલિ-હાશિમિન • ફહુમ ઈન્દહૂ ફી રહમતા વ ફવાદિલિ.**

બનૂ હાશિમના મુફલિસો,નાદારો ગરીબો તેની પાસે આસરો લે છે. અને તેઓ તેને ત્યાં મોજમઝાથી રહે છે અને બહુ માનપાન મેળવે છે.

**લ-ઉમ્રી લકદ કુલ-લિફતુ વજ્દન બિ-અહમદિન • વ ઈખ્વા - તિહી દઅબલ-મુહિબ-બલ-મવાસિલિ.**

મારા જીવનના સોગંદ ! જેવી રીતે અમર પ્રેમીઓની હાતલ હોય છે, હું પણ અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને તેમના ભાઈઓના પ્રેમમાં પડી ગયો છું.

**હલીમુન રશીદુન આદિલુન ગયરુ તાઈશુન • યુવાલી ઈલાહન લયસ અન્હુ બિગાફિલિ.**

તે અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સહનશીલ છે. સીધા રાહે ચાલનારા છે. ન્યાયશીલ છે. ઉતાવળિયા નથી. એવા અલ્લાહ સાથે સંબંધ રાખનારા છે જે ગાફિલ નથી.

**ફવલ-લાહિ લવલા અન અજીબ બિ-સબ-બતિન • તુજર્રુ અલા અશયા -ખિના ફિલ-મહાફિલિ.**

વલ્લાહ ! અગર મારા કારણે, મારા ઈસ્લામ સ્વીકારથી, મારા વડીલો પર મેહફિલોમાં ગાળો પડવાની ધાસ્તી ન હોત————

**લકુન-નત-તબઅ-નાહુ અલા કુલ્લે હાલતિન • મિનદ-દહરિ જિદ-દન ગયર કવલિત-તહાઝુલિ.**

તો અમે જરૂર તેનું અનુસરણ કરતે; ભલે જમાનાની હાલત ગમે તેવી હોય ! આ વાત મેં હકીકત રૂપે કહી છે. દિલલગી કે મશ્કરી રૂપે નહિ.

**લકદ અલિમૂ અન-નબ-નના લા મુકઝ-ઝબુન • લદૈના વલા યુગની બિ-કવલિલ-અબાતિલિ.**

બધા જ લોકો જાણે છે કે અમારા બેટા હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર જૂઠનો આક્ષેપ થોપનાર અમારામાંથી કોઈ નથી. અને જૂઠા આરોપો ચઢાવનાર તરફ ધ્યાન પણ કેવી રીતે આપી શકાય ?

**ફ-અસ્બહ ફીના અહમદુન ફી અરૂ-મતિન • ત-કુસ્સરુ અન્હુ સવ-રતુલ-મુતતા- વિલિ.**

અમારામાં અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લાએ એવા મૂળિયામાંથી રૂપ લીધું છે (એવા માબાપથી જન્મ લીધો છે) કે ત્રાસ આપનારાઓની પજવણીઓ ન તેને નુકસાન પહોંચાડી શકે છે ન તેના જેવો માનમરતબો મેળવી શકે છે.

**અઉઝુ બિ-રબ - બિન્નાસિ મિન કુલ્લિ તાઈનિન • અલૈના બિ-સૂઈન અવ મુલિહ-હિન બિ-બાતિલિ.**

હું લોકોના પાલનહારની પનાહ લઉં છું એવા શખ્સથી જે અમારા પર બુરાઈના આક્ષેપો થોપનારા અને નાહક કે જૂઠાણા પર અડી જનાર છે

**ફહલ બઅદ હાઝા મિમ મઆઝિન લિ-આઈઝિન • વહલ મિમ મુઈદિન યત-તકિલ્લાહ આઝિલિ.**

શું પનાહ લેનાર માટે આ પનાહ-ગાહ સિવાય બીજી પણ કોઈ પનાહ-ગાહ છે ? અને શું કોઈ અદલ-ઈન્સાફ કરનાર, અલ્લાહથી ડરીને પનાહ આપનાર પણ છે ?

**યુતાઅ બિનલ-ઉદ્દૂય વ વદ્દુ લવ અન-નના • તુસદ્દુ બિના અબવાબ તુર્કિ વ કાબુલિ.**

અમારા વિરૂધ્ધ ત્રાસવાદીઓની વાત સાંભળવામાં આવે છે હાલાં કે તેઓ ચાહે છે કે અમારા માટે તુર્કી અને કાબુલના દરવાજા બંધ થઈ જાય.

**લકદ સફુહત અહલામુ કવમિન તબદ-દલૂ • બની ખલફિન કયદન બિના વલ-યાતિલિ.**

એ લોકોની અક્કલો મારી ગઈ છે જેઓએ અમને તરછોડીને બનૂ ખલફ અને બનૂ ગયાતિલને ઈખ્તેયાર કરી લીધા છે.

**રિજાલુન કિરામુન ગયરુ મીલિન નમાહુમ • ઈલલ-ખયરિ અબાઉન કિરામુલ-મહાસિલિ.**

આ લોકો શરીફ છે, બુઝદિલ નથી. એમના બાપદાદાઓએ, જેઓ ઉચ્ચ હેતુઓ ધરાવનારા હતા, એમને નેકીઓનું ધ્યાન રાખવાની કેળવણી આપી છે.

**ફઈન તકુ કઅબુન મિન લુઐયિન સુકય-બતન • ફલા બુદ્દ યવમન મર્રતન મિન તઝાયુલિ.**

અગર બનૂ કઅબની બનૂ લુઐય સાથે નિકટની સગાઈ છે તો એ સગાઈનું તૂટવું સંભવિત છે અને કોઈક દિવસે તથા કોઈક સમયે તેઓના જૂથનું વિખેરાઈ જવું પણ જરૂરી છે.

**ફ-ઉત્બતુ લા તસ્મઅ બિના કવલ કાશિહિન • ફસૂદિન કઝૂબિન મુબ-ગિદ્દિન ઝી-દગાવિલિ.**

હે ઉત્બહ ! અમારી સાથે કીનાખોરી રાખનારા લોકોની વાતો તરફ ધ્યાન નહિ આપજે એ બધા હસદખોર છે, જૂઠા છે, દુશ્મની રાખનારા અને ફિત્નાખોર છે.

**વ સાઇલ અબલ-વલીદિ માઝા હબવ-તના • બિ-સઅયિકા ફીના મુઅ-રિદન કલ-મુખાતિલિ.**

અબૂ વલીદને પૂછી તો જુઓ કે, દગાખોરો પેઠે મુખ ફેરવીને, અમારી જ વિરૂધ્ધ ખટપટ કરીને તેણે અમારૂં શું બગાડી લીધું ?

**વ સહમુંવ વ મખ્ઝૂમુન તમાલૂ વ અલ્લબૂ • અલૈનલ-ઇદા મિન કુલ્લિ તિમ્લ વ ખામિલિ.**

બનૂ સહમ અને બનૂ મખઝૂમના લોકોએ, કમીનાઓ અને મૂર્ખાઓનો ઉશ્કેરીને અમારી વિરૂધ્ધ ફિત્નો અને ફસાદ જન્માવી દીધો.

**વ રહતુ નુફૈલિન શર્રુ મન વત્અલ-હસા • વલ-અમ્મુ હાફિમ મિમ-મઅદ-દિંવ -વ નાઈલિ.**

અને બનૂ નુફૈલનું ટોળું ધરતીના સીના પર ચાલનારાઓમાં સૌથી નઠારૂં છે અને બનૂ મઅદ્દના લોકો, જૂતા પહેરીને કે ઉઘાડા પગે ફરનારાઓમાં સૌથી વધુ નીચ છે.

**વ મર્ર અબૂ સુફયાન અન્ની મુઅ-રિદન • કમા મર્ર કૈલુમ મિન ઇઝામિલ-મુકાવિલિ.**

અને અબૂ સુફયાન મારી પાસેથી મોઢું ફેરવીને એવી રીતે પસાર થઈ ગયા જેવી રીતે મોટા નવાબોમાંથી કોઈ નવાબ !

**અ-મુત્ઈમુ લમ અખ્ઝુ લકા ફી યવમિ નજ-દતિન • વલા મુઅ-ઝમિન ઇન્દલ-ઉમૂરિલ-જલાઈલિ.**

હે મુત્ઈમ ! મેં કદી તને નિરાધાર દશામાં રહેવા દીધો નથી. ન સંકટોના સમયે અને ન અગત્યના મોટા મામલાઓમાં.

**અ-મુત્ઈમુ ઈન્નલ-કવમ સામૂક ખુત-તતન • વ ઈન્ની મતા અવકલ ફ-લસ્તુ બિવાઇલિ.**

હે મુત્ઈમ ! જો કે લોકોએ તારી સાથે બહુ ખરાબ વર્તણૂક કરી પણ જ્યારે હું નકકી કરીને તારો પીછો પકડીશ તો તું બચી શકવાનો નથી.

**વરસાદ માટે રસૂલુલ્લાહ (સલ.)ની દુઆ**----------ઇબ્ને હિશામ કહે છે : મને એક વિશ્વાસ પાત્ર ધર્મજ્ઞાની તરફથી મળેલી માહિતી મુજબ એક વેળા મદીનહવાસીઓ પર દુકાળની આફત ઊતરી પડી. લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. તેઓએ દુકાળની મુસીબતો વર્ણવીને આપને દુઆની દરખાસ્ત કરી. આપ મસ્જિદના મિમ્બર પર પધાર્યા અને વરસાદ માટે બારગાહે-ઇલાહીમાં દુઆ માગી જોતજોતામાં મૂશળધાર વરસાદ તૂટી પડયો. એટલો વરસ્યો કે લોકોને તેમાં ડૂબી જવાની ધાસ્તી પેઠી પાછા આવીને તેઓએ ફરિયાદ કરી તો આપે ફરીવાર દુઆ માગી :

| | |
|---|---|
| અલ્લા હુમ્મ હવાલૈના | હે અલ્લાહ ! અમારી આજુબાજુમાં |
| વ લા અલૈના. | અમારા ઉપર નહિ. |

તરત વાદળાં મદીનહ શહેરના આકાશથી હટી ગયાં અને મદીનહની ફરતે વર્તુળ બનાવીને વરસવા લાગ્યાં ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| લવ અદરકા અબૂ તાલિબિન | અગર હયાત હોત અબૂ તાલિબ |
| હાઝલ-યવમ | આજના દિવસે |
| લ-સર-રહૂ. | તો જરૂર તેમને આનંદ થાત ! |

આ સાંભળીને સહાબાએ પૂછ્યું, ''યા રસૂલલ્લાહ ! શું આપનો ઈશારો અબૂ તાલિબના આ શેઅર તરફ છે :

**વ-અબયદ્ યુસ-તસ્કલ-ગમામુ બિ-વજહિહી • સિમાલલ-યતામા ઇસ્મતલ-લિલ-અરામિલિ.**

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''અજલ !'' એટલે હા.

(તરજુમા માટે જુઓ કસીદાનો શેઅર નંબર ૮)

---

# પ્રકરણ ૪૬

# પયગમ્બરીની આમ શોહરત

પયગમ્બરીના સમાચાર મદીનહમાં • અબૂ કૈસ શાઇરનો કસીદો • જંગે-દાહિસનું મુખ્તસર બયાન • જંગે-હાતિબની મુખ્તસર કહાણી • હકીમ બિન ઉમૈયહની હાકલ.

**પયગમ્બરીના સમાચાર મદીનહમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પયગમ્બરીના દાવાની અરબભરમાં ચોમેર કીર્તિ પ્રસરી ગઈ અને મક્કહથી નીકળીને શેહરો અને વસતિઓમાં પહોંચી ગઈ તો મદીનહના લોકોમાં પણ એની ચર્ચા થવા લાગી. મદીનહના ઔસ અને ખઝરજ નામે બે કબીલા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીને લગતી જેટલી માહિતી ધરાવતા હતા તેટલી માહિતી અરબના બીજા કોઈ કબીલાને ન હતી; ન ખ્યાતિ વેળા ન તેથી પહેલાં.

એનું ખાસ કારણ હતું અને તે કારણ આ હતું કે મદીનહના મૂર્તિપૂજક અરબો બાપદાદાથી યહૂદીઓની સાથે વસેલા હતા. યહૂદીઓ અહલે-કિતાબ હતા. યહૂદી પાદરીઓને મુખે તેઓ વારંવાર કે અવાર-નવાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીને લગતી આગાહીઓ સાંભળ્યા કરતા હતા. બંને એક જ શહેરમાં રહેતા હોવાથી યહૂદીઓ સાથે તેઓનો સારો જેવો મેલજોલ હતો અને તેઓ આપસમાં કરારોથી જોડાયેલા હતા. યહુદીઓ સાથેના આ સંબંધને કારણે મદીનહના અરબો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી વિષે અગાઉથી જ સારી જેવી માહિતિ ધરાવતા હતા.

પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખ્યાતિ મદીનહમાં પ્રસરી અને સાથે કુરૈશની દુશ્મનીના સમાચાર પણ મદીનહ પહોંચ્યા તો બનૂ વાકિફ કબીલાના અબૂ કૈસ બિન અસ્લત નામે એક પંકાયેલા શાઈરે પ્રસંગને અનુસરતો એક લાંબો કસીદો રચ્યો.

**અબૂ કૈસ શાઇરનો કસીદો**————ઈબ્ને હિશામ કહે છે : ઈબ્ને ઈસ્હાકે અહીં અબૂ કૈસને બનૂ વાકિફના વંશમાંથી હોવાનું લખ્યું છે જ્યારે કે અસહાબે ફીલની ઘટનામાં તેને બનૂ ખત્માના ખાનદાનમાં ખપાવ્યો છે. એનું કારણ આટલું કે અરબના લોકો અમુક વેળા કોઈને તેના દાદાના ભાઈ સાથે સાંકળી લે છે; જ્યારે કે દાદાનો ભાઈ દાદાની વધુ પંકાયેલો હોય. જેથી અબૂ કૈસ શાઈર બનૂ વાઈલના કબીલામાંથી છે. કેમકે વાઈલ, વાકિફ અને ખત્મા એકમેકના ભાઈ છે અને તેઓ મદીનહનાં ઔસ કબીલામાંથી હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : અબૂ કૈસ બિન અસ્લતે આ કસીદો રચ્યો છે. એ મદીનહનો વતની હોવા છતાં

મક્કહના કુરૈશ પ્રત્યે પ્રેમ ધરાવતાં હતાં. કેમકે તેઓનો જમાઇ થતો હતો. એણે મક્કહમાં અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈય બિન કિલાબની દીકરી સાથે લગ્ન કર્યા હતા. જેથી એ તેઓનો દામાદ હતો. પોતાની બેગમ સાથે મક્કહ જતો તો વરસો સુધી ત્યાં જ પડયો-પાથર્યો રહેતો.

અબૂ કૈસે આ કસીદામાં ખાનએ-કઅબહનો મહિમા દર્શાવ્યો છે. કુરૈશને લડાઈ-ઝગડા અને આપસના વિખવાદો છોડી દેવાનું આહ્‌વાન કર્યું છે. તેઓને તેઓના ખાનદાની સંસ્કારો અને બુધ્ધિમતાનું સ્મરણ કરાવ્યું છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો વિરોધ તત્કાળ સંકેલી લેવાની હાકલ કરી છે. અને કુરૈશ ઉપર ઊતરેલી આફતો અને સંકટોમાંથી અલ્લાહ તઆલાએ કેવી રીતે તેઓને બચાવી લીધા..... ખાસ કરીને અસહાબે ફીલની ઓચિંતી આફત, અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી કેવી રીતે ટાળી દીધી તેનું ભાન કરાવ્યું છે.

(નોટ : અબૂ કૈસ શાઈરે રચેલો ૩૫ શેઅરોનો કસીદો પુસ્તકના સાડા ચાર પાના પર ફેલાયેલો છે. વળી કસીદાના સંદર્ભમાં જંગે-દાહિસ્ તથા જંગે-હાતિબ નામે પ્રાચીન જંગોની વિગતો પણ ટાંકેલી છે. જેથી પૂરા કસીદાનું લખાણ જતું કરીને ચુનંદા શેઅરો તેના તરજુમા સહિત રજૂ કરીએ છીએ. ''હ'')

**યા રાકિબન ઇમ્મા અરદ્-ત્ ફબલ-લગન • મુગલ-ગલતન અન્ની લુઐ-યબ્ન ગાલિબિ.**

હે સાંઢણી સવાર ! અગર હરમ તરફ તારૂં જવાનું થાય તો લુઐય બિન ગાલિબને મારો આ સંદેશો પહોંચાડી દેજે————

**નુબ-બય-તુકુમ શરજૈન કુલ્લુ કબી-લતિન • લહા અઝ-ગલુમ - મિમ બૈને મુઝકિંવ- વ - હાતિબિ.**

મને સમાચાર પહોંચાડવામાં આવ્યા કે તમારામાં બે પક્ષો પડી ગયા છે દરેક પક્ષમાં ખેંચાતાણીનો એક શોર મચેલો છે. એક પક્ષ ઇંધણ ભેગું કરે છે. બીજો પક્ષ આગ ભડકાવે છે.

**ઉઈઝુ-કુમ બિલ્લાહિ મિન શર્રિ - સુન - ઇકુમ • વ શર્રે - તબા ગયકુમ વ દસ્સલ- અકારિબિ.**

તમારા કૃત્યોની ભૂંડાઇથી, તમારા આપસના વિખવાદથી અને તમારી વીંછીઓ જેવી છુપી અદાવતથી હું તમને અલ્લાહના રક્ષણમાં આપું છું.

**મતા તબ-અસૂહા તબ-અસૂહા ઝમીમતન • હિયલ-ગવલા લિલ-અકસૈન અવ લિલ-અકારિબિ.**

જયારે ય તમે જંગ કરશો તો તે ભૂંડી જ હશે. પછી પોતીકાઓ સાથે હોય કે પારકાઓ સાથે, જંગ તો એક ચુડેલ કે ડાકણ છે.

**તુકત-તઊ અરહામંવ-વ-તુહલિકુ ઉમ્મતન • વ તબ-રિસં-સદૈફિ મિન સત્રામિંવ-વ-ગારિબિ.**

જંગ તો સગાઈના સંબંધોને કાપી નાખે છે અને કોમોનું નખ્ખોદ વાળી દે છે. તે માસાણની પૂઠનો ઉપલો ભાગ અને વાંસાનું માંસ કાપી નાખે છે.

**ફ ઇય્યાકુમ વલ-હર્બુ લા તઅ-લકન-નકુમ • વ હવદૈવ-વખીમલ-માએ મુર્રલ-મશારિબિ.**

માટે જંગથી પોતાને બચાવો કે એ તમને ડાકણ પેઠે વળગી ન પડે. જંગ એક એવો કુંડ છે જેનું પાણી સ્વાદમાં કડવું અને ગુણમાં અપચો પેદા કરનારૂં છે.

તઝય-યનુ લિલ-અકવામિ સુમ્મ યરવ-નહા • બિ-આકિ-બતિન ઇઝ બૈયિતન ઉમ્મ-સાહિબિ.

જંગની ડાકણ કૌમોની સામે બનીઠનીને આવે છે અને જ્યારે નગ્ન થઇ જાય છે અને તેના અંજામ પર નજર કરવામાં આવે છે તો તે કોઇ મિત્રની મા પેઠે બુઢ્ઢી લાગે છે.

અલમ તઅલમૂ મા કાણ઼ા ફી હર્બિન દાહિસિન • ફતઅ-બિરૂ વ કાણ઼ા ફી હર્બિ-હાતિબિ.

જંગે-દાહિસ અને જંગે-હાતિબમાં શું શું બન્યું ? તમને શું એનું ભાન નથી કે તેનાથી ધડો લો?

તુહર-રકુ લા તુશવી દઅીફન વ તનતહી • ઝવિલ-ઇઝઝ મિન્કુમ બિલ-હુનફિસ-સવાઇબિ.

આ જંગ તો બાળી નાખે છે અને કમજોરને બાળવામાં તો ભૂલ કરતી જ નથી અને આબરૂદારો તથા માનમરતબાવાળાઓ તરફ તો તે મૃત્યુનો નિશાનો બનીને ત્રાટકે છે.

વકમ કદ અસાબત મિન શરીફિમ-મુસવ્વદિ • તવીલિલ-ઇમાદિ દયફુહૂ ગયરુ ખાઇબિ.

ઊંચા-ઊંચા બંગલાવાળા નવાબો પર, જેઓના મહેમાનો કદી નિરાશ જતા નથી તેઓ પર જંગ આફત બનીને તૂટી પડે છે.

ફબીઉલ- હિરાબ મિલ-મુહારિબિ વઝકુરૂ • હિસાબુ-કુમ વલ્લાહુ ખયરુ મુહાસિબિ.

માટે જંગી હથિયારોને ઇબાદતગાહોના બદલામાં વેચી નાખો (એટલે જંગી હથિયારો છોડીને ઇબાદતગાહો એટલે મસ્જિદો કે મંદિરોમાં જઇને બેસો ) અને પોતાનો હિસાબ-કિતાબ યાદ કરો. કેમકે અલ્લાહ હિસાબ લેનારો છે.

વલીય-યિમ-રિઇન ફખ્તાર દીનન ફલા યકુન • અલય-કુમ રકબિન ગયર રબ્બસ્ - સ઼વાકિબિ.

અલ્લાહ તઆલા એવા માણસનો બેલી છે જેણે દીનદારી ગ્રહણ કરી, માટે તમે પોતાનો બેલી કોઇ સિતારાને નહિ બલકે સિતારાઓના સર્જનહારને બનાવો.

અકીમૂ લના દીનન હનીફન ફ-અન્તુમ • લના ગાયતુન કદ યુહ તદી બિઝ-ઝવાઇબિ.

તમે અમારા માટે દીને-ઇબ્રાહીમીની સ્થાપના કરો કેમકે તમે અમારા માનીતા, બુલંદ નમૂના છો અને મુસાફરો બુલંદીઓથી માર્ગદર્શન મેળવે છે.

વ અન્તુમ ઇઝા મા હુસ-સલન-નાસુ જવહરુન • લકુમ સુર્રતુલ-બત્હાઇ શુમ્મુલ - અરાનિબિ.

જ્યારે લોકોની દશાનું અવલોકન કરવામાં આવે તો તેમાં તમે હીરા નીકળશો. તમે બત્હા (મક્કાની ખીણ)માં સૌથી શ્રેષ્ઠ છો અને તમે ઊંચા નાકોવાળા એટલે આબરૂદાર લોકો છો.

ફકૂમૂ ફ-સલ્લૂ રબ્બકુમ વ તમસ-સહૂ • બિ-અરકાનિ હાઝલ બૈતિ બયનલ-અખાશિબિ.

માટે ઊભા થાવ, પોતાના પાલનહારની નમાઝ પઢો અને આ બૈતુલ્લાહના રૂકનોનો સ્પર્શ કરો જે અખાશિબ પહાડોની વચ્ચે છે.

ફ ઇન્દ-કુમ મિન્હુ બલાઉંન - વ- મસ-દકુન • ગદાત અબી યકસૂમ હાદિલ-કિતાઇબિ.

આ બૈતુલ્લાહ વિષે અનુભવેલા અને પુરવાર થયેલા બનાવો તમારા સ્મરણમાં તાજા છે, આ બનાવો તે દિવસના છે જ્યારે અબૂ યકસૂમ એટલે અબ્રહા બાદશાહ લશ્કરોની નેતાગીરી કરતો હતો.

ફલમ્મા અતાકુમ નસરુ-ઝિલ-અર્શિ રદ-દહુમ • જુનૂદુલ-મલીકિ બયન સાફિંવ - વ - હાસિબિ.

પછી જ્યારે અર્શવાળા (અલ્લાહ) ની મદદ આવી લાગી તો એ ધૂળ ઉડાડનાર અને પથ્થર વરસાવનાર બાદશાહના લશ્કરને પાછું ફેરવી દીધું.

ફઇન તહલિકૂ નહલિકા વ તહલકા મવાસિમુન • યુઆશુ બિહા ફવલુમ - રિઇન ગયર કાઝિબિ

ત્યારે જો તમે તબાહ થઇ ગયા તો નક્કી અમે પણ તબાહ થઇ ગયા અને હજ્જની મોસમોમાં પણ તબાહી આવશે. હજ્જની મોસમ તે વસ્તુ છે જેની છાયામાં સાચા આદમીની વાત ઉછેર પામે છે.

**જંગે-દાહિસનું મુખ્તસર બયાન**————ઇબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહ નહવીએ "જંગે-દાહિસ" નામે ખેલાયેલા ખૂંખાર યુધ્ધનું આ રીતે વર્ણન કર્યું કે બનૂ અબ્સના કબીલામાં કૈસ નામે એક ગૃહસ્થ હતો. તેના ઘોડાનું નામ દાહિસ હતું. એવી જ રીતે બનૂ ફઝારહના કબીલામાં એક શખ્સનું નામ હુઝૈફહ હતું અને તેના ઘોડાનું નામ ગબરાઅ હતું.

કૈસની વંશાવળી આ છે : કૈસ બિન ઝુહૈર બિન ખુઝૈમહ બિન રવાહા બિન રબીઅહ બિન હર્સ બિન માઝિન બિન કુતૈઅહ બિન અબ્સ બિન બગીઝ બિન રૈસ બિન ગત્ફાન.

હુઝૈફહની વંશાવળી આ છે : હુઝૈફહ બિન બદ્ર બિન અમ્ર બિન ઝૈદ બિન જવૈયહ બિન લવઝાન બિન સઅલબા બિન અદી બિન ફઝારહ.....બિન રૈસ બિન ગત્ફાન.

એક દિવસે એવું બન્યું કે બંને વચ્ચે ઘોડદોડની હરિફાઇ જામી. હુઝૈફહ બિન બદ્ર સારો માણસ ન હતો. તેણે બેઇમાનીથી કામ લઇને પોતાના માણસોને આગળની ઝાડીમાં સંતાઇને બેસી જવાનું કહ્યું અને ઇશારો કરી દીધો કે જો કૈસનો દાહિસ ઘોડો આગળ નીકળે તો તેનાં મોં પર લાકડીનો ફટકો મારી દેવો.

ભોગજોગે આ ઘોડદોડમાં કૈસ બિન ઝુહૈરનો દાહિસ ઘોડો આગળ નીકળી ગયો. અગાઉની છુપી ગોઠવણ મુજબ ઝાડીમાંથી હુઝૈફહના માણસો નીકળી આવ્યા અને તેઓએ દાહિસના મોં પર લાકડીનો ફટકો મારી દીધો. નતીજા રૂપે હુઝૈફહનો ગબરાઅ ઘોડો આગળ નીકળી ગયો. દાહિસ ઘોડાના સવારે ઘોડાના માલિક કૈસ પાસે આવીને આ સમાચાર આપ્યા તો કૈસ બિન ઝુહૈરનો ભાઇ માલિક બિન ઝુહૈર ઉશ્કેરાઇ ગયો. આગળ વધીને તેણે હુઝૈફહના ઘોડાને ફટકારવા માડયો. એ જોઇને હુઝૈફહ બિન બદ્રનો ભાઇ હમ્લ બિન બદ્ર આગળ ધસી ગયો અને તેણે માલિક બિન ઝુહૈરના મોં પર જોરદાર તમાચો ઠોકી દીધો.

એ પછી એવું બન્યું કે કૈસ બિન ઝુહૈરના પક્ષમાંથી અબૂ જુનૈદિબ બિન અબસી નામના યુવકે હુઝૈફહના છોકરા ઔફને કતલ કરી નાખ્યો ત્યારે બદલામાં હુઝૈફહ બિન બદ્રના પક્ષમાંથી એક જોશીલા યુવકે કૈસના ભાઇ માલિક બિન ઝુહૈરને કતલ કરી નાખ્યો. હુઝૈફહનો ભાઇ હમ્લ બિન બદ્ર કહે છે :

કતલના બિ-અવફિન માલિકંવ-વ-હોવ સારુના • ફઇન તત્લુબૂ મિન્ના સિવલ-હક્ક તન્દમૂ.

અમે ઔફના બદલામાં માલિકને કતલ કરી નાખ્યો. એ અમારો બદલો હતો. હવે જો તમે સચ્ચાઇ સિવાય બીજો રસ્તો લેશો તો પસ્તાવું પડશે.

ખૂનરેઝીની આ દુઘર્ટના પછી બનૂ અબ્સ અને બનૂ ફઝારહના કબીલાઓ વચ્ચે યુધ્ધનો એવો જવાળામુખી

ભભૂકી ઊઠયો જે ભડકે બળતો રહ્યો અને લોહીરૂપી લાવાની નદીઓ વહાવતો રહ્યો.[1]

ઇબ્ને હિશામ કહે છે : બંને કબીલા વચ્ચે ફાટી નીકળેલા યુધ્ધનો કિસ્સો બહુ લાંબો છે. જો હું તેને લંબાવું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સીરતના વિષયમાં વિક્ષેપ પડશે અને એજ તે વિચાર છે જે મને તેની લાંબી વિગતમાં ઊતરવાથી અટકાવે છે.

**જંગે-હાતિબની મુખ્તસર કહાણી**————ઇબ્ને હિશામ કહે છે : અબૂ કૈસ બિન અસ્લત શાઇરનું જે કાવ્ય મેં રજૂ કર્યું છે તેમાં તેણે જંગે-હાતિબનો પણ ઉલ્લેખ કરેલો છે. આ લોહિયાળ સંગ્રામ મદીનહના ઔસ અને ખઝરજ કબીલાઓ વચ્ચે ખેલાયો હતો. તેની વિગત એમ છે કે ઔસના કબીલામાં હાતિબ નામે એક શખ્સ હતો જેની વંશાવળી આ છે : હાતિબ બિન હારિસ઼ બિન કૈસ બિન હૈશહ બિન હારિસ઼ બિન ઉમૈયહ બિન મુઆવિયા બિન માલિક બિન ઔફ બિન અમ્ર બિન ઔફ બિન માલિક બિન ઔસ.

એક દિવસે એવું બન્યું કે ઔસ કબીલાના હાતિબ બિન હારિસે કોઇ કારણસર મદીનહના એક યહૂદીને કતલ કરી નાખ્યો. મકતૂલ યહૂદી ખઝરજ કબીલાનો પાડોશી હતો. ખઝરજ કબીલાના લોકોને પોતાના આ પાડોશી યહૂદીની હત્યાના સમાચાર મળ્યા તો તેઓમાંથી યઝીદ બિન હારિસ઼ નામનો માણસ પાડોશી યહૂદીનું વેર લેવા જોશમાં આવી ગયો. યઝીદની વંશાવળી આ છે. યઝીદ બિન હારિસ઼ બિન કૈસ બિન માલિક બિન અહમર બિન હારિસ઼હ બિન સ઼અલબા બિન કઅબ બિન ખઝરજ બિન હારિસ઼ બિન ખઝરજ.

રાત પડી તો યઝીદ બિન હારિસ઼ પોતાના બનૂ હારિસ઼ બિન ખઝરજ કબીલાના કેટલાક લડવૈયાઓને લઇને ઊપડયો અને બધાએ મળીને યહૂદીના હત્યારા હાતિબ બિન હારિસ઼ને કતલ કરી નાખ્યો. નતીજા રૂપે ઔસ અને ખઝરજના કબીલાઓ વચ્ચે લડાઇ ફાટી નીકળી જે બહુ ભીષણ અને ભયંકર હતી.એમાં બંને પક્ષના સંખ્યાબંધ લડવૈયાઓનું લોહી પાણી પેઠે વહી ગયું પણ છેવટે ખઝરજના કબીલાએ ઔસના કબીલાના પર જીત મેળવી લીધી. આ લડાઇમાં જે લોકો માર્યા ગયા તેઓમાં સુવૈદ બિન સામિત બિન ખાલિદ બિન અતિય્યહ બિન હૂત બિન હબીબ બિન અમ્ર બિન ઔફ બિન ઔસ નામનો ગૃહસ્થ પણ કતલ થઇ ગયો.સુવૈદ બિન સામિતના ખૂનીનું નામ મુજઝ-ઝિર બિન ઝિયાદ બલવી હતું. એ બનૂ ઔફ બિન ખઝરજના લોકો સાથે કરારોથી જોડાયેલો હતો.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા અને પછી મક્કહના કુરૈશ સાથે જંગે-ઉહુદનો દિવસ આવી લાગ્યો. આપ પોતાના સહાબાનું લશ્કર લઇને કુરૈશી લશ્કરના મુકાબલા માટે મદીનહથી રવાના થયા તો મુજઝ-ઝિર બિન ઝિયાદ બલવી પણ મદીનહથી નીકળીને ઇસ્લામી લશ્કરમાં શામિલ થઇ ગયા. તે વેળા મુજઝ-ઝિરના હાથે કતલ થનાર સુવૈદ બિન સામિતનો જવાન બેટો હારિસ઼ બિન સુવૈદ પણ ઇસ્લામી લશ્કરમાં શામિલ હતો. પોતાના બાપના ખૂનીને લશકરમાં જોઇને હારિસ઼નું લોહી ઊકળી ઊઠયું. આગળ જતાં હારિસે જોયું કે મુજઝ-ઝિર તદ્દન બેખબરીની હાલતમાં છે તો તેણે આ તક ઝડપી લઇને પોતાના બાપના ખૂની મુજઝ-ઝિરને કતલ કરી નાખ્યો. કતલનો આ બનાવ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હાજરીમાં સર્જાઇ ગયો.[2]

---

૧. આ લડાઇ બંને કબીલા વચ્ચે બે કે ચાર વરસ નહિ, પૂરા ૪૦ વરસ સુધી ચાલતી રહી. (બયાનુલ-લિસાન પેજ ૨૩૦)

૨.મદીનહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિની પધરામણી પછી હઝરત મુજઝ-ઝિર મુસલમાન બની ગયા હતા. રદિયલ્લાહુ અન્હુ. ''હ''

ઇબ્ને હિશામ કહે છે : આ બનાવની વધુ વિગત ઇન્શા-અલ્લાહ હું તેના મૂળ પ્રસંગે રજૂ કરીશ. એ પછી પણ ઔસ અને ખઝરજના કબીલાઓ વચ્ચે ઘણી લડાઇઓ થઇ. તેના વર્ણન અને વિગતથી તેજ વાત મને અટકાવે છે અને જેનું કારણ હું જંગે-દાહિસના બયાનમાં દર્શાવી ચૂકયો છું.

**હકીમ બિન ઉમૈયહની હાકલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હકીમ બિન ઉમૈયહ બિન હારિસહ બિન અવકસ સુલમી મક્કહના બનૂ ઉમૈયહના લોકો સાથે કરારોથી જોડાયેલો હોવા છતાં તેણે ઇસ્લામ સ્વીકારી લીધો હતો. આ કરારોની પરવા નહિ કરતાં તેણે એક કાવ્ય રચ્યું જેમાં તે પોતાની કૌમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુશ્મની છોડી દેવાની હાકલ કરતાં કહે છે :

**હલ કાઇલુન કવલમ મિનલ-હક્કે કાઇદુન • અલૈહિ વ હલ ગદબાનુ લિર-રૂશ્દે સામિઉ.**

શું કોઇ હક વાત કહેનાર હક વાતને છોડીને બેસી શકે ખરો ? અને શું કોઇ કડક મગજનો સીધી વાત સાંભળી પણ શકે ખરો ?

**વ હલ સૈયિદુન તરજૂલ-અશીરતુ નફ-અહૂ • લિ- અકસલ-મવાલી વલ-અકારિબિ જામિઉ.**

અને શું કોઇ એવો મોવડી છે જેનાથી ખાનદાનના લોકો તેના લાભના આશાવાદી હોય અને તે દૂરપારના મિત્રો સાથે નજીકના સ્નેહીઓને એક સ્થળે ભેગા કરી દે ?

**તબર -રઅતુ ઇલ્લા વજહુ મંચ-યવ - લિકુસ-સબા • વ અહજુરુ-કુમ મા દામા મદલિવ - વ -નાકિઉ.**

પોતાની મનેચ્છાઓને અંકુશમાં રાખનાર ગૃહસ્થની પ્રસન્નતા મેળવવા સિવાય હું દરેક શખ્સથી અલગ થઇ ગયો છું અને જયાં સુધી તમારામાં ખેંચાખેંચી અને તાણાતાણી રહેશે, હું તમારાથી અલગ જ રહીશ.

**વ અસલિમુ વજહી લિલ-ઇલાહિ-વ-મનતિકી • વ લવ રાઅની મિનસ-સદીકિ રવાઅઉ.**

હું મારી જાતને અને મારી બોલચાલને, મઅબૂદે-હકીકી એટલે સાચા અલ્લાહને હવાલે કરૂં છું. ભલે દોસ્ત તરફથી મને ધમકીઓ મળતી રહે !

---

# પ્રકરણ ૪૭

# કુરૈશની અદાવતો અને શરારતો

કુરૈશના આક્ષેપો અને તોહમતો • મશ્કરીના બૂમાટા અને પડકારા • મોંઘી પડેલી મશ્કરી • બીજા દિવસનો કમનસીબ બનાવ • હઝરત અબૂબક્રની દયાજનક દશા • હે કમલી ઓઢનારા ઊઠો ! • અબૂ જહલની જહાલત • હઝરત હમઝહ અને અબૂ જહલ • હઝરત હમઝહનો ઇન્તેકામ અને ઇસ્લામ • ઉત્બહ બિન રબીઅહ સાથે ગુફતગૂ • ઉત્બહ બિન રબીઅહની પેશકશ • રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ • ઉત્બહનો જવાબ કુરૈશને • કુરૈશી અગ્રેસરોનું બીજું મંડળ • રસૂલુલ્લાહ (સલ.) અગ્રેસરોની મજલિસમાં • રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ • કુરૈશની શરારતો અને વિચિત્ર માગણીઓ • રસૂલુલ્લાહ (સલ.)નો ઇરશાદે ગિરામી • કુરૈશની બીજી છોકરવાદી માગણીઓ • કુરૈશની બેહૂદી માગણીઓનો જવાબ • કુરૈશનો ઉકળાટ અને બફાટ • અબ્દુલ્લાહ બિન ઉમૈયહની ગુસ્તાખી • અબુ જહલની સંગદિલી અને શરારત • અબૂ જહલની કમબખ્તી.

**કુરૈશના આક્ષેપો અને તોહમતો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી તો કુરૈશની કમનસીબીએ ઝનૂની આક્રમણનું રૂપ લીધું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા ઇસ્લામ કબૂલ કરીને મુસલમાન બનેલા લોકો વિરૂધ્ધ, તેઓની દુશ્મનીએ માઝા મૂકી દીધી. તેઓએ મક્કહ શહેરના લફંગાઓ, અને રખડુ મવાલીઓ અને હલકટ મનોદશાના ભામટાઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ ઉશ્કેરી મૂક્યા. આ નરાધમો અને હલકટોએ આપને જૂઠા ઠરાવ્યા. આપને તરહ તરહની તકલીફો આપી. આપને માનસિક ત્રાસો આપ્યા. આપની ઉપર શાઇર હોવાના, જાદૂગર હોવાના, નજૂમી અને પાગલ હોવાના નાપાક આક્ષેપો થોપ્યા. આ બધું છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, અલ્લાહના કોઇ હુકમને નહિ છુપાવતાં, અવિરત અલ્લાહના આદેશોની જાહેરાત કરતા રહ્યા. કુરૈશના અણગમા છતાં તેઓના મૂર્તિપૂજાના ધર્મની બુરાઇઓ ખુલ્લેઆમ જાહેર કરતા રહ્યા. તેઓની મૂર્તિઓ અને મૂર્તિપૂજાના શયતાની ધંધાઓથી પોતાની બેઝારી પ્રગટ કરતા રહ્યા.

**મશ્કરીના બૂમાટા અને પડકારા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : યહયા બિન ઉર્વહ બિન ઝુબૈરે પોતાના બાપા ઉર્વહ બિન ઝુબૈરથી આ રિવાયત સાંભળી છે અને તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસના મુખેથી સાંભળ્યું છે. ઉર્વહ બિન ઝુબૈર કહે છે કે એક વેળા મેં હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસને પૂછયું, "હઝરત ! એ તો બતાવો કે કુરૈશના લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પ્રત્યે જે વેરભાવ ધરાવતા હતા અને તરહ-તરહથી આપને

તકલીફો પહોંચાડતા હતા તેમાં તેઓની દુશ્મનાવટનો સૌથી વધુ આકરો કયો બનાવ તમે જોયો છે ?''

સાંભળો, ''હઝરત અબ્દુલ્લાહ બોલ્યા,'' એક દિવસે હું એવા સમયે કઅબહમાં પહોંચ્યો જ્યારે કુરૈશના ઊંચા મરતબાના મુખ્ય મોવડીઓ કઅબહના હતીમ પાસે મજલિસ જમાવીને બેઠેલા હતા. હું તેઓની પાસે ચાલ્યો ગયો. પણ થોડે દૂર બેસીને મેં તેઓની વાતો તરફ કાન માંડી દીધા. થોડી વારે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિષે ચર્ચા કરતાં કહેવા લાગ્યા, ''આ માણસ વિષે જેટલું આપણે સહન કર્યું છે. આજ સુધી કોઇએ નહિ કર્યું હોય. એણે આપણા શાણાઓને મૂરખાઓમાં ખપાવ્યા. આપણા વડીલોને ગાળો આપી. આપણા પૂર્વજોને જહન્નમી ઠરાવ્યા. આપણા ધર્મને વગોવ્યો. આપણા ભગવાનોને ભાંડયા. આપણા સંપ અને સંગઠનના ભૂકકા વેર્યા. છતાં આપણે મોટું મન રાખીને ચલાવતા રહ્યા. પણ બતાવો, કયાં સુધી હવે સહન કરવું ?''

**મોંઘી પડેલી મશ્કરી**————રાવીનું બયાન છે : આ અને એવી જ વાતો મોવડીઓની મજલિસમાં ચાલતી હતી એટલામાં મેં જોયું કે અચાનક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહ તરફ આવતા દેખાયા. આપ ટહેલતા-ટહેલતા કઅબહમાં પધાર્યા. પ્રથમ આપે ''હજરે-અસવદ'' એટલે કઅબહની દીવારમાં મઢેલા કાળા રંગના જન્નતી પથ્થરને બોસો આપ્યો.એ પછી કઅબહનો તવાફ શરૂ કર્યો. તવાફ દરમિયાન જ્યારે આપ કુરૈશી મોવડીઓની સામેથી પસાર થવા લાગ્યા તો તેઓએ હોબાળો મચાવી દીધો અને કડવા કટાક્ષોના પડકારા ગજાવીને આપની ઠેકડી ઉડાવવા લાગ્યા. તે વેળા નજર જમાવીને મેં આપના નૂરાની ચહેરા તરફ જોયું તો અણગમા કે નાગવારીની સ્પષ્ટ રેખાઓ આપની મુખમુદ્રા ઉપર ઊપસી આવેલી મેં જોઇ.

તવાફનો એક ચક્કર પૂરો કરીને જ્યારે બીજીવારના તવાફમાં આપ તેઓની સામેથી પસાર થયા તો તેઓએ તેવી જ રીતે ઝેરીલા કટાક્ષોના પડકારા ઉછાળ્યા જેના ચિહ્નો ચોકખી રીતે મેં આપના નૂરાની ચેહરા પર જોયાં. પછી જ્યારે ત્રીજીવારના તવાફમાં આપ તેઓની નજીકથી પસાર થયા અને તેઓએ રાબેતા મુજબ મશ્કરીનો હોબાળો મચાવ્યો તો ફરીવાર અણગમાની રેખાઓ આપના નૂરાની ચેહરા પર સ્પષ્ટ રીતે ઊપસી આવી. આ વેળા આપ ત્યાં જ થંભી ગયા અને તેઓને ઉદ્દેશીને આપે ફરમાવ્યું:

| | |
|---|---|
| અતસ-મઉન ? | સાંભળો છો તમે ? |
| યા મઅશર કુરૈશ ! | હે કુરૈશના સમૂહ ! |
| અમા ! | ખબરદાર થઇ જાવ ! |
| વલ્લઝી નફસી બિ-યદિહી | સોગંદ છે તેના જેના અધિકારમાં મારી જાન છે |
| લકદ જિઅતુ-કુમ બિઝ-ઝબહિ. | હું તમને ઝબહ કરવા માટે આવ્યો છું ! |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પવિત્ર જીભેથી નીકળેલા આ શબ્દોની અલ્લાહ બેહતર જાણે શું તાસીર હતી કે એને સાંભળતા જ કુરૈશી આગેવાનોના હોશ ઊડી ગયા. દરેક જણ તેની દહેશતથી ડરીને પોતાના સ્થળે સ્તબ્ધ થઇ ગયો. તેઓની એવી દશા થઇ પડી જાણે દરેકના માથે ચકલું આવીને બેસી ગયું હોય. એમાંના જે મોવડીઓ એકદમ કડક મગજના હતા અને કાયમ લોકોને ઉશ્કેરયા કરતા,તેઓ તો ઠંડા થઇને એવા ઢીલા પડી ગયા કે સામે ચાલીને કાલાવાલા કરવા લાગ્યા. વખાણભર્યા શબ્દોમાં આપની ખુશામદ કરવા લાગ્યા અને આપનું મન રીઝવવા ખાતર મીઠાસ ભરેલી વાણીમાં કહેવા લાગ્યા, ''માફ કરી દો ને હે

અબુલ-કાસિમ ! [1] જવા દો ને હે અબુલ-કાસિમ ! ભૂલી જાવ ને હે અબુલ-કાસિમ ! તમે તો કદી કોઇ છોકરવાદી વાત કરી જ નથી. બસ શાંતિથી પોતાના ઘરે સિધાવો.''

**બીજા દિવસનો કમનસીબ બનાવ**———હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસનું બયાન છે: એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરે તશરીફ લઇ ગયા અને જયારે બીજા દિવસનું પ્રભાત થયું તો કુરૈશના એજ નામીચા આગેવાનો ફરીવાર કઅબહના હતીમ પાસે મજલિસ જમાવીને બેઠા. તે વેળા પણ હું ત્યાં હાજર હતો. ચર્ચાનો આરંભ કરતાં અમુકે અમુકને કહ્યું, ''યાદ છે તમારા તરફથી શું ચેતવણી આપવામાં આવી ? અને તેના તરફથી શું જવાબ મળ્યો ? એજ કે તમને ન ગમનારી વાતો તેણે ભરબજારે લલકારી દીધી અને તમે તેનું મોં જોતા રહી ગયા. જવાબમાં તમે કંઇ જ ન કરી શકયા અને તેને ખુશામદ કરીને શાંતિથી જવા દીધો.''

એ લોકોમાં આ પ્રકારની વાતો ચાલતી હતી એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કઅબહમાં પધારતા જોઇને બધા સાવધ થઇ ગયા. જેવા જ આપ ત્યાં પધાર્યા કે બધાએ ઓચિંતો ધસારો કરીને ચોતરફથી આપને ઘેરી લીધા. આજુબાજુના બીજા લોકો પણ દોડી આવ્યા. એ બધા આમ કહેતાં આપની ઉપર તૂટી પડયા કે, ''શું તું તેજ માણસ નથી જે અમારા ધર્મમાં વાંધા કાઢે છે, જે અમારા બાપદાદાને વગોવે છે, જે અમારા ભગવાનોને ભાંડે છે ?''

આપે બેધડક ફરમાવ્યું, ''નઅમ ! અનલ-લઝી અકૂલુ ઝાલિક !''એટલે હા હું જ તે માણસ છું જે આવી વાતો કહેતો રહે છે.

રાવીનું કથન છે : આ શબ્દો સાંભળતાં જ કુરૈશના એક ઝનૂનીએ આગળ ધસી જઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગળામાં પડેલી ચાદરના બંને છેડા ઝાલી લીધા. અને છેડાઓથી ઝાટકા મારીમારીને વળ પર વળ ચઢાવવા લાગ્યો ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો શ્વાસ રૂંધાવા લાગ્યો.

તે વેળા હઝરત અબૂબક્ર સિદ્દીક પણ ત્યાં હાજર હતા. તેઓ ઝપાટાભેર આવીને આપના બચાવ માટે તેઓની વચ્ચે ઊભા થઇ ગયા. અબૂબક્ર રડતા જતા હતા અને કહેતા જતા હતા:

| | |
|---|---|
| અ-તકતુલૂન રજુલન | અરે હે લોકો ! શું કતલ કરવા માગો છો તમે એવા શખ્સને |
| અંય -યકૂલ | જે કહે છે કે |
| રબ-બિયલ્લાહુ રબ્બી. | મારો પાલનહાર અલ્લાહ છે ? |

આ સાંભળીને તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને છોડીને હઝરત અબૂબક્ર સાથે આથડી પડયા અને ઝપાઝપીનું ધિંગાણુ કરીને ત્યાંથી પલાયન થઇ ગયા.

આ ઘટનાના રાવી હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસે અંતમાં ઉમેર્યું, ''આ હતો તે બેહદ કરૂણ અને આકરો બનાવ જે કુરૈશ તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે બની ગયો અને જેને મેં પોતાની આંખે જોયો.''

**હઝરત અબૂબક્રની દયાજનક દશા**———ઇબ્ને ઇસ્હાક કહે છે : ઉમ્મે કુલસૂમ બિન્તે અબૂબક્રના

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક ફરઝંદનું નામ કાસિમ હતું. તે પરથી આપનું ઉપનામ અબુલ-કાસિમ એટલે કાસિમના બાપ. ''રૂ''

ઘરવાળાંએ મને માહિતી આપી કે, એ દિવસે અબૂબક્ર સાથેની ઝપાઝપીના ધિંગાણામાં હઝરત અબૂબક્રના માથે સખત ચોટ આવી હતી. કુરૈશના લોકોએ એમની દાઢી અને માથાના વાળો પકડીને ખૂબ પીંખ્યા હતા. આ કારણે હઝરત અબૂબક્ર પોતાના ઘરે એવી દશાએ પરત થયા કે એમના માથામાં સખત દુખાવો હતો. આપ બહુ ઘીચ વાળોવાળા ગૃહસ્થ હતા.

**હે કમલી ઓઢનારા ! ઊઠો !**---------ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારો તરફથી મને મળેલી સનદી માહિતી મુજબ કુરૈશના જંગલી અને કુર વર્તાવનો બીજો બનાવ એમ છે કે એજ દિવસોમાં એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘરમાંથી નીકળીને બહાર જવા લાગ્યા તો રસ્તામાં જવાન-ઘરડા, આઝાદ-ગુલામ, નાના-મોટા જેટલા લોકો મળ્યા, બધાએ આપને જૂઠલાવ્યા અને કડવા વેણો કે કટાક્ષોથી આપને માનસિક ત્રાસ આપ્યો. એજ દયાજનક દશામાં આપ પોતાના ઘર તરફ પાછા વળી ગયા અને ઘરમાં પધારીને પારાવાર ઉદાસીની હાલતમાં કમલીથી મોં લપેટીને આપ લેટી ગયા. એજ વેળા અલ્લાહ તઆલાએ આ આયતો નાઝિલ કરીઃ

| | |
|---|---|
| યા ઐયુહલ-મુદ - દસ્- સ્સિરુ | હે કમલી ઓઢનારા ! |
| કુમ ફ-અન-ઝિર | ઊઠો ! અને લોકોને (કરણીના અંજામથી) ડરાવો. |

**અબૂ જહલની જહાલત**---------ઇબ્ને ઇસ્હાક કહે છે : એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સફા પહાડ તરફ પધાર્યા. સંજોગજોગે અલ્લાહનો દુશ્મન અબૂ જહલ ત્યાં આવી ચઢયો. આપને જોતાં જ મગજનો કાબૂ ગુમાવીને તેણે ભાંડણલીલા ચાલુ કરી દીધી. આળોગાળો, કટાક્ષો અને ઠપકાઓથી આપનું અપમાન કરવામાં તેણે કોઇ કચાશ નહીં રાખી. ઇસ્લામને વગોવવાની અને આપને ઉતારી પાડવાની આ તકનો તેણે પૂરો લાભ લીધો. આપ ધીરજ ધરીને ખામોશીથી તેની આ વાતો સાંભળતા રહ્યા અને જવાબમાં કંઇ બોલ્યા નહિ.

આ સ્થળે અબ્દુલ્લાહ બિન જુદઆન બિન અમ્ર બિન કઅબ બિન તૈમ બિન મુર્રહની આઝાદ કરેલી એક લોંડીનું મકાન આવેલું હતું. તે વેળા લોંડી પોતાના ઘરમાં હાજર હતી. અને અબૂ જહલની બધી વાતો પોતાના કાને સાંભળતી હતી. અબૂ જહલ પોતાની જહાલતનો લવારો બંધ કરીને અને દિલનો ઊભરો ઠાલવીને ખાનએ-કઅબહ તરફ ઊપડી ગયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ઘર તરફ તશરીફ લઇ ગયા.

**હઝરત હમઝહ અને અબૂ જહલ**---------સફા પહાડ પાસે આ ઘટના બની તેની થોડીક પળો પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ ગળે કમાન ભેરવીને ત્યાંથી પસાર થવા લાગ્યા. તેઓ હજુ સુધી મુસલમાન બન્યા ન હતા. હમઝહ એક શિકારી યુવક હતા. તીરથી શિકાર ખેલવાના શવકીન અને ભારે નિશાનાબાજ હતા. પોતાનો વધુ સમય શિકાર ખેલવામાં પસાર કરતા અને જ્યારે શિકારેથી પાછા ફરતા તો ઘરે જવાને બદલે સીધા કઅબહમાં જતા. પ્રથમ અલ્લાહના ઘરનો તવાફ કરતા અને તવાફથી પરવારીને કુરૈશી મિત્રોની મજલિસ તરફ જતા. સલામ કરીને બધાની સાથે મજલિસમાં બેસી જતા. તેઓની સાથે થોડીવાર અહીંતહીંની વાતો કરીને પછી પોતાના ઘર તરફ ઊપડતા.

હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ કુરૈશના લોકોમાં માનઆબરૂનું ઊંચુ સ્થાન ધરાવનારા વીરનર, જવાંમર્દ,

રુઆબદાર આકૃતિના, તેજસ્વી શખ્સીયતના જોશીલા જવાન હતા. સફાની ટેકરી પાસેથી પસાર થવા લાગ્યા તો અબ્દુલ્લાહ બિન જુદઆનની આઝાદ લોંડીએ એમને હાંક મારીને ઊભા રાખ્યા અને ઘરમાંથી બહાર આવીને કહ્યું:

"હે અબૂ ઉમારહ ! [1] હાય, તમે તે આફત જોતે જે આજે તમારા ભત્રીજા મુહંમદ પર અબુલ-હકમ બિન હિશામ તરફથી ઊતરવા પામી. [2] તેણે મુહંમદને એકલા જોયા તો દિલોન ધુમાડો કાઢવાની તક ઝડપી લીધી. બહુ કડવાં કડવાં વેણો કહ્યાં. તરહ તરહની ગાળો આપી. ઠપકા અને કટાક્ષોના તીરો છોડયાં અને બુરી તરહ તેમનું અપમાન કર્યું અને પછી અહીંથી ચાલતો થઈ ગયો. મુહંમદ તો જવાબમાં કશું જ બોલ્યા નહિ. બસ ધીરજ રાખીને તેની વાતો સાંભળતા રહ્યા."

**હઝરત હમઝહનો ઈન્તેકામ અને ઈસ્લામ**————અલ્લાહ તઆલાની ઈચ્છા હતી કે તે પોતાના પ્યારા હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાની મખલૂકમાં સૌથી ઊંચા, સૌથી ચઢિયાતા અને માનમોભાવાળા રાખે જેથી લોંડીની વાતોએ હમઝહને ઉશ્કેરી મુકયા. ઝનૂનમાં આવીને ઝપાટાભેર ત્યાંથી ઊપડયા. રસ્તામાં કયાંયે રોકાયા કે થોભ્યા નહિ કે જેથી અબૂ જહલ પર પ્રકટેલો પ્રકોપ ઉછાળા મારતો રહે અને તેને જોતાં જ તેની ઉપર તૂટી પડે. જયારે કઅબહ પાસે પહોંચ્યા તો જોયું કે અબૂ જહલ કુરૈશની મજલિસમાં બેઠેલો છે. સીધા તેના માથે જઈને ઊભા થઈ ગયા અને કમાન ઉગામીને એવો જોરદાર ફટકો માર્યો કે તેનું માથું ફાટી ગયું. પછી ગરજદાર અવાજે બોલ્યા,

"શું તું મારા ભત્રીજાને ગાળો આપે છે ? સાંભળી લે, હું પણ તેનો ધર્મ કબૂલ કરૂં છું અને જે વાતો તે કહે છે તેને સાચી માનું છું. ચાલ, તુજમાં કંઈ બળ હોય તો સામે આવી જા અને મારી સાથે પણ તેવો જ વર્તાવ કર જેવો તેં મારા ભત્રીજા સાથે કર્યો છે."

અબૂ જહલના માથામાંથી વહેતું લોહી જોઈને તેના મખ્ઝૂમ કબીલાના કેટલાક જવાનો તેનો બદલો લેવા ઊભા થઈને હમઝહ તરફ ધસી ગયા. પરંતુ અબૂ જહલે તેઓને વાળી લેતાં કહ્યું, "ના રે ના, અબૂ ઉમારહને જવા દો. એમને કંઈ ન કહો. એમાં વાંક મારો છે. ખરેખર એમના ભત્રીજાને આજે મેં ખૂબ ઠપકાર્યો છે."

એ પછી હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ અમલી રીતે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને અને જીભથી કલિમાના શબ્દો ઉચ્ચારીને સાચા દિલથી મુસલમાન બની ગયા અને પોતાના ઈસ્લામ પર એટલા મક્કમ થઈ ગયા કે જંગે-ઉહુદમાં બહાદુરીથી કાફિરો સાથે લડીને શહીદ થઈ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક જીભથી 'સૈયિદુશ-શુહદાઅ"એટલે શહીદોના સરદારનો લકબ મેળવવા ભાગ્યશાળી થયા.

જયારે કુરૈશને ખબર પડી કે હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ મુસલમાન બની ગયા છે તો તેઓના ખેદ અને આઘાતનો પાર ન રહ્યો. તેઓએ ચોક્કસ રીતે માની લીધું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હવે વધુ બળવાન અને વધુ સુરક્ષિત થઈ ગયા છે કેમકે હમઝહ જેવો પંકાયેલો વીરનર હવે તેમને પડખે રહીને તેમનો

---

૧. અબૂ ઉમારહ : હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબનું ઉપનામ.

૨. અબુલ-હકમ : અબૂ જહલનું ઉપનામ હતું. એટલે હકમનો બાપ. અરબીમાં "હકમ" શબ્દના અર્થ ન્યાય તોળનાર, ઈન્સાફ કરનાર, ખરાને ખોટાથી અલગ કરનાર, સુલેહ કરાવનાર વગેરે થાય છે. પણ એ મુખશિખ જહાલતાનું પૂતળું હોવાથી અબૂ જહલના ઉપનામે કુખ્યાત થઈ ગયો. "ર"

બચાવ કરતો રહેશે. અને ખરેખર પછી તો તક મળવા છતાં કુરૈશ એકાએક આપ પર હાથ નાખવાની હિંમત નહિ કરતા. હવે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સતાવવામાં કે ત્રાસ આપવામાં સાચવેતી રાખવા લાગ્યા.

**જર-જમીન, જોરૂની લાલચ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઝીદ બિન ઝિયાદે મુહંમદ બિન કઅબ કુરઝીની રિવાયત કહી સંભળાવી. કુરઝીનું બયાન છે કે, મક્કહનો ઉત્બહ બિન રબીઅહ નામે ગૃહસ્થ કુરૈશનાં એક પંકાયેલો સરદાર હતો. બહુ શાણો, ઠરેલ અને સમજુ શખ્સ હતો. એક દિવસે તે કુરૈશની મજલિસમાં બેઠેલો હતો. ત્યાંથી થોડે દૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ કઅબહ પાસે સૌથી અલગ-થલગ એક ખૂણામાં બિરાજમાન હતા.

અચાનક ઉત્બહના મગજમાં વીજળીના ચમકાર પેઠે એક વિચાર ઝબૂકી ગયો. તેણે મજલિસના લોકોને સંબોધીને કહ્યું, ''હે કુરૈશ ! એક તરકીબ મારા ધ્યાનમાં આવે છે. કહો તો તેનો પ્રસ્તાવ રજુ કરૂં.''

''હા ખુશીથી કહો શું પ્રસ્તાવ છે. '' કુરૈશ બોલ્યા.

ઉત્બહ બોલ્યો, ''જુઓ તમારી ઇચ્છા હોય તો હું મુહંમદ પાસે જાઉં અને આપણા મામલા અંગે તેમની સાથે વાતચીત કરૂં.''

''તમે મુહંમદ પાસે જઇને શું વાતચીત કરશો ? '' કુરૈશે પૂછ્યું.

''અમુક મુદ્દાની વાતો હું તેમની આગળ રજૂ કરીશ.'' ઉત્બહએ કહ્યું, ''અગર એમાંની કોઇ વાત તેમના ગળે ઊતરે અને તેઓ તેને મંજૂર રાખે તો આપણે તેનો બંદોબસ્ત કરીને, તેમનાથી આપણો પીછો છોડાવી લઇએ.''

બીજી રિવાયત મુજબ ઉત્બહ બિન રબીઅહએ કહ્યું, ''હે કુરૈશ ! હું કેમ મુહંમદ પાસે જઇને વાતચીત નહિ કરૂં ? અને કેમ તેમની પાસે જઇને અમુક વાતો રજૂ નહિ કરૂં ? અગર મારી વાતોમાંથી કંઇ ન કંઇ તેઓ કબૂલ કરી લે, અને તે અંગે જે છૂટછાટ તેઓ માગે, તે આપણે તેમને આપી દઇએ અને બદલામાં કેમ આપણે તેમનાથી પોતાનો પીછો નહિ છોડાવી લઇએ ?''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે ઉત્બહ બિન રબીઅહની વાતચીતનો આ બનાવ હઝરત હમઝહના મુસલમાન બની જવા પછીનો છે. કેમકે કુરૈશ જોઇ રહ્યા હતા કે હવે ઘણા લોકો ઇસ્લામમાં દાખલ થઇ રહ્યા છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પક્ષ દિન-બ-દિન મજબૂત થતો જઇ રહ્યો છે અને આપના સાથીઓની સંખ્યામાં વધારો થઇ રહ્યો છે.

કુરૈશે ઉત્બહનો પ્રસ્તાવ વધાવી લેતાં ભેગા સ્વરે કહ્યું, ''હા હે અબા વલીદ ! જાવ ઊભા થાવ અને જઇને મુહંમદ સાથે વાતચીત કરો.''[1]

**ઉત્બહ બિન રબીઅહની પેશકશ**————કુરૈશની સંમતિ મળતાં ઉત્બહ બિન રબીઅહ મજલિસમાંથી ઊભો થઇ ગયો અને ગંભીર પગલે ચાલતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે જઇને બેસી ગયો અને હાવકા મુખે બોલ્યો,

''હે ભત્રીજા ! તમે ખાનદાનીની રૂએ અમારી નજરમાં બહુ ઊંચા મરતબાના છો અને વંશની રૂએ

---

૧. અબા વલીદ : ઉત્બહ બિન રબીઅહનું ઉપનામ.

પણ તમે અમારામાં સૌથી ચઢિયાતા છો. તમે પોતાની કૌમ પાસે બહુ ગંભીર સમસ્યા લઈને આવ્યા છો. આ સમસ્યા મારફતે તમે પોતાની કૌમને છિન્ન વિછિન્ન કરી નાખી છે. તેઓમાં તમે કુસંપ જન્માવી દીધો છે. તેઓના સંગઠનના ભૂક્કા બોલાવી દીધા છે. તમે કૌમના બુધ્ધિમાનોને બેવકૂફ કહ્યા છે. તેઓના ભગવાનોને ભાંડયા છે. તેઓના ધર્મને ઐબદાર હોવાનું લાંછન લગાડયું છે. કૌમના મરણ પામેલા પૂર્વજોને કાફિર ઠરાવ્યા છે. હવે મારી વાત ધ્યાનથી સાંભળો. થોડીક મુદ્દાની વાતો વિચારણા માટે હું તમારી સામે રજૂ કરૂં છું. કદાચ એમાંની અમુક વાતો તમને પસંદ પડે અને તમે તેને કબૂલ કરી લો તો આપણા ઝગડાનો નિકાલ આવી જાય!''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જવાબમાં ફરમાવ્યું, ''કુલ યા અબા વલીદ અસ્મઉ.'' એટલે હે અબૂ વલીદ ! ખુશીથી કહો, હું સાંભળવા તૈયાર છું.

ઉત્બહ બોલ્યો, ''હે ભત્રીજા ! તમે જે પયગમ્બરીનો દાવો કર્યો છે તેનાથી તમારો હેતુ ફક્ત ધન મેળવવાનો હોય તો અમે તમામ કુરૈશ મળીને તમારા માટે એટલું બધું ધન ભેગું કરી દઈએ કે તમે તમારી કૌમના સૌથી મોટા ધનવાન બની જાવ.

અથવા પયગમ્બરીના દાવાથી તમારો હેતુ કૌમના સરદાર બની જવાનો હોય તો અમે એકમતે તમને એવા બાદશાહ બનાવી લઈએ કે મક્કહ અને કઅબહનું કોઈ કામ તમારી પરવાનગી વગર નહિ થઈ શકે.

અગર પયગમ્બરીના દાવાથી તમારો હેતુ રૂપવાન સ્ત્રીઓ મેળવવાનો હોય તો અમે કુરૈશની એકથી એક ચઢિયાતી રૂપવાન કન્યાઓને લાવીને તમારા ઘરમાં બેસાડી દઈએ.

અથવા તો પેલો જે ''રઈ''તમારી પાસે આવજાવ કરે છે જેને જોવા છતાં ભગાડી મૂકવાનું બળ તમે ધરાવતા નથી તો, અમે અમારા ખર્ચે જંતર મંતર કરનારા ભૂવાઓને બોલાવીને તમારો ઈલાજ કરાવીએ. કેમકે અમુક વેળા તાબે કરેલો મુવક્કલ (જિન્નાત કે ભુતપ્રેત) માણસને વળગી પડે તો જંતર મંતરના ઈલાજ વગર જવાનું નામ નથી લેતો.'' [૧]

આ અથવા એવા જ શબ્દોમાં ઉત્બહ બિન રબીઅહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં કુરૈશ કૌમના વકીલ તરીકે પોતાનો મુદ્દો રજૂ કર્યો.

**રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ**————ઉત્બહ બિન રબીઅહની વાતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પૂરા ધ્યાનથી સાંભળતા રહ્યા. જ્યારે તે ખામોશ થયો તો આપે તેને સંબોધીને ફરમાવ્યું, ''હે અબા વલીદ! તમારે જે કંઈ કહેવું હતું તે તમે કહી ચૂકયા ?''

ઉત્બહએ હકારમાં જવાબ આપ્યો તો આપે ફરમાવ્યું, ''હવે તમે મારી વાત સાંભળશો ?''

તે બોલ્યો, ''હા સંભળાવો''

''ત્યારે સાંભળો,'' આમ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુર્આન મજીદની આ આયતોની તિલાવત શરૂ કરી:

૧. ''રઈ'' : ભૂતપ્રેત કે જિન્નાત કોઈના તાબે હોય તેવા માણસને અરબન લોકો રઈ કહે છે. ''ક''

| | |
|---|---|
| બિસ-મિલ્લા-હિર | શરૂ કરૂં છું અલ્લાહના નામથી જે |
| રહમા-નિર-રહીમ. | મોટો કૃપાળુ અને દયાળુ છે. |
| હામીમ | હામીમ ! |
| તન્ઝીલુમ- | ઉતારવામાં આવ્યું છે આ કુર્આન |
| મિનર-રહમાનિર-રહીમ. | મહા કૃપાળુ અને દયાળુ અલ્લાહ તરફથી. |
| કિતાબુન ફુસ-સિલત આયાતુહૂ | આ કિતાબ જેની આયતો નોખી-નોખી કરવામાં આવી છે |
| કુર્આનન અરબિય્યલ- | એટલે એ અરબી ભાષાનું કુર્આન છે, |
| લિ-કવમિંય-યઅ-લમૂન. | એવા લોકો માટે લાભદાયી જેઓ સમજબુધ્ધિના છે. |
| બશીરંવ-વ-નઝીરન | (મુસ્લિમોને)ખુશખબર આપનાર (કાફિરોને) ડરાવનાર છે. |
| ફ-અઅરદ અક-સુરુહુમ | છતાં તેઓમાંના ઘણાખરાએ મોઢું ફેરવી લીધું છે, |
| ફહુમ લા યસ-મઊન....... | જેથી તેઓ સાંભળતા જ નથી. અને...... |

......તેઓ કહે છે કે જે વાત તરફ તું અમને બોલાવે છે તેનાથી અમારાં દિલો પર્દામાં છે અને અમારા કાનોમાં ડાટા છે અને અમારી તથા તમારી વચ્ચે આડ છે. માટે તું તારૂં કામ કર અમે અમારૂં કામ કરીએ. [૧]

એ પછીની આયતો પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પઢતા જ ચાલ્યા ગયા. ઉત્બહ ખામોશીથી સાંભળતો રહ્યો. તેણે પોતાના બંને હાથ પૂઠ પાછા કરીને જમીન સાથે ટેકવી લીધા હતા. જયારે આપ કુર્આન પઢતાં પઢતાં સિજદહની આયતે પહોંચ્યા તો તે આયત ખતમ કરીને આપ સિજ્દહમાં ચાલ્યા ગયા અને સિજદો કર્યા પછી આપે તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| કદ સમિઅતા યા અબલ-વલીદ ! | હે અબા વલીદ ! જે તમે સાંભળ્યું |
| મા સમિઅતા ! | એ તો તમે સાંભળી જ લીધું ! |
| -અન્ત વ ઝાક. | હવે તમે જાણો અને તેઓ જાણે. [૨] |

**ઉત્બહનો જવાબ કુરૈશને**————ત્યાંથી ઊઠીને ઉત્બહ પોતાના સાથીઓ તરફ ઊપડયો. તેને વીલે મોઢે આવતો જોઇને અમુક સાથીઓ બોલ્યા, ''અમે અલ્લાહના સોગંદ ખાઈને કહીએ છીએ કે અબુલ-વલીદનું આવવું તેના જવા જેવું નથી.'' પછી જયારે તે આવીને મજલિસમાં બેસી ગયો તો કુરૈશે પૂછયું, હે અબા વલીદ ! કહો ત્યાંના શું સમાચાર છે ?''

ઉત્બહ ગંભીર મુખભાવે બોલ્યો, ''હે કુરૈશ ! ત્યાંના સમાચાર એવા છે કે મેં જે કલામ સાંભળ્યું તે આથી પહેલાં કદી સાંભળ્યું નથી. અલ્લાહના સોગંદ ! એ કલામ ન શાઈરી છે, ન જાદૂગરી છે ન કાહિનોની જોડકણી છે હે કુરૈશ ! મારૂં સાંભળો, મારૂં માનો અને તે મુજબ ચાલો. એ શખ્સને એની દશા પર છોડી દો. એનો વિરોધ કરવાનું માંડી વાળો. અલ્લાહના સોગંદ ! એનું જે કલામ મેં સાંભળ્યું એ એક દિવસે આખા અરબમાં ફેલાઈ જશે.

૧. સૂરએ-હામીમ સિજદહ પારા ૨૪ આયત ૧ થી ૫

૨. એટલે હે ઉત્બહ ! સમજબુધ્ધિથી કામ લઇને સત્યનો સ્વીકાર કરી લો. તમારો અને [illegible] બંને જગતમાં બેડો પાર થઇ જશે. પછી તો જેવી તમારી મરજી અને કુરૈશની મરજી. ''હ''

તે વેળા જો અરબના લોકો એનો ખાતેમો બોલાવી દે તો તમારે એના ખાતેમાની ઝેહમત નહિ વેઠવી પડે. પણ તે વેળા જો એણે વર્ચસ્વ મેળવી લીધું તો એની હુકૂમત તમારી હુકૂમત હશે. એનું માન તમારૂં માન હશે એની સિધ્ધિ તમારી સિધ્ધિ હશે. એના પ્રતાપે તમે અરબભરમાં સૌથી વધુ ખુશહાલ બની જશો.''

આ સાંભળીને કુરૈશ બોલી ઊઠયા, ''હે અબા વલીદ ! અલ્લાહના સોગંદ, તેણે તુજ પર પોતાની વાણીનો જાદૂ કરી દીધો છે.''

ઉત્બહએ જવાબ આપ્યો, ''સાહેબો ! મેં મારો અભિપ્રાય દર્શાવી દીધો. હવે તમે જાણો ને તમારૂં કામ ![1]

**કુરૈશી અગ્રેસરોનું બીજું મંડળ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હવે ઈસ્લામ મક્કહના કુરૈશના બીજા કબીલાઓમાં પ્રસરવા લાગ્યો અને તેણે એટલી તરક્કી કીધી કે પુરૂષો ઉપરાંત સ્ત્રીઓ પણ ઈસ્લામ સ્વીકારવા લાગી. કુરૈશની એવી હાલત હતી કે મુસલમાનોમાંથી જેની ઉપર કાબૂ ચાલતો તેને કેદ કરી લેતા જેની ઉપર કાબૂ નહિ ચાલતો તેને તરહ તરહની તકલીફો અને મુસીબતોના ચક્કરમાં સપડાવી લેતા.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુનું કથન છે કે એક દિવસ કુરૈશના દરેક કબીલાના મોટા મોટા સરદારો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે સીધી વાતચીત કરી લેવા માટે કઅબહ પાસે ભેગા થયા. પંકાયેલા સરદારોમાંથી કેટલાકના નામ આ છે :

૧—ઉત્બહ બિન રબીઅહ
૨—શૈબહ બિન રબીઅહ (ઉત્બહનો ભાઈ.)
૩—અબૂ સૂફયાન બિન હર્બ.
૪—નઝ્ર બિન હારિસ બિન કલદા બિન અબ્દેદ-દાર.
૫—અબુલ-બખ્તરી બિન હિશામ.
૬—અસવદ બિન અબ્દુલ-મુત્તલિબ બિન અસદ.
૭—ઝમઅહ બિન અસવદ.
૮—વલીદ બિન મુગીરહ.
૯—અબૂ જહલ બિન હિશામ.
૧૦—અબ્દુલ્લાહ બિન અબી ઉમૈયહ.
૧૧—આસ બિન વાઈલ.
૧૨—નુબૈહ બિન હજ્જાજ.
૧૩—મુનબ્બેહ બિન હજ્જાજ
૧૪—ઉમૈયહ બિન ખલફ. વગેરે.

આ બધા સરદારો સૂરજ આથમવા બાદ ખાનએ-કઅબહ પાસે ભેગા થયા. મંત્રણાને અંતે એવું નક્કી થયું કે પોતે જવાને બદલે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અહીં બોલાવવામાં આવે અને તેમની સાથે એવો વાદવિવાદ કરવામાં આવે કે પોતે લાચાર થઈને આપણી વાત માની લે અને કોઈ આપણો વાંક નહિ કાઢી શકે !

આમ કરાવીને તેઓએ એક માણસને મોકલાવી આપ્યો. તેણે આપની સેવામાં હાજર થઈને કહ્યું, ''હે મુહંમદ ! કોમના આગેવાનો [illegible] ને બોલાવે છે. માટે ચાલો પધારો.''

૧. વિરોધપક્ષના મોવડી મંડળમાં ઉત્બહ બિન રબીહઅહ બહુ ઠરેલ તબીઅતનો, સમજબુધ્ધિ ધરાવનાર શાણો ઈન્સાન હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા હાશિમના ભાઈ અબ્દે-શમ્સના ખાનદાનમાંથી હતો. ઈસ્લામનો દાનો દુશ્મન હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સચોટ વાતોથી પ્રભાવિત થઈને કુરૈશને આપની દુશ્મની છોડી દેવાની સલાહ આપી પણ તેઓ માન્યા નહિ. ઉત્બહ જંગે-બદ્રમાં માર્યો ગયો. ''હ''

આ સંદેશો સાંભળની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વિચાર્યું, ''બનવા જોગ છે મારી વાતોના પ્રભાવથી કૌમના આગેવાનોની મનોદશા પલટાઇ ગઇ હોય અને તેઓ ઇસ્લામ સ્વીકારવા તૈયાર હોય!'' કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓને રાહે-રાસ્ત પર લાવવા બેહદ ઉત્સુક હતા અને દિલથી ચાહતા હતા કે તેઓ ગુમરાહીનો રસ્તો ત્યાગીને હિદાયતને રસ્તે આવી જાય. તેઓ ગુમરાહીના અંધારામાં ભટકતા રહીને આફતો અને સંકટોનો ભોગ બની જાય તે આપને કોઇ કાળે ગવારા ન હતું.

આમ વિચારીને આપ તરત જ તેઓની પાસે જવા ઘરમાંથી રવાના થઇ ગયા.

**રસૂલુલ્લાહ (સલ.) મોવડીઓની મજલિસમાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જ્યારે આપ કઅબાહ પાસે પહોંચીને કુરૈશી અગ્રેસરોની મજલિસમાં બિરાજમાન થયા તો તેઓ બોલ્યા,

''હે મુહંમદ ! અમે તમને એટલા માટે બોલાવ્યા છે કે તમારી સાથે છેવટની વાતચીત કરી લઇએ. અલ્લાહના સોગંદ ! અરબમાં આજ સુધી અમે એવો માણસ જોયો નથી જેણે પોતાની કૌમને એવી રીતે આફતમાં ઝીંકી હોય જેવી રીતે તમે પોતાની કૌમને ઝીંકી દીધી છે. તમે અમારા બાપદાદા પર ભાંડણલીલા ચલાવી. અમારા મઝહબને બટ્ટો લગાડયો. અમારા ભગવાનોને ગાળો આપી, અમારા અકલમંદોને મૂરખાઓમાં ખપાવ્યા, અમારા સમાજમાં ફાટફૂટ નાખીને કૌમી સંગઠનના ભૂકકા વેરી નાખ્યા. મતલબ કે અમારા સંબંધો વેરણછેરણ કરી નાખવા માટે કોઇ ભૂંડાઇ આચરવામાં તમે પાછીપાની કરી નથી. હવે ધ્યાનથી અમારી વાતો સાંભળો:''

આ અથવા એવા જ શબ્દોમાં તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખૂબ ઠપકો આપ્યો અને પોતાની વાત ચાલુ રાખતાં તેઓએ કહ્યું :''આ બધી વાતોથી તમારો મકસદ ધન ભેગું કરવાનો હોય તો અમે અમારા ધનમાંથી તમને એટલું બધું આપી દઇએ કે તમે મક્કહના સૌથી મોટા ધનવાન બની જાવ. અથવા આ વાતોથી તમારો મકસદ કોઇ ઊંચો ઓહદો મેળવી લેવાનો હોય તો અમે તમને અમારા સૌથી મોટા સરદાર બનાવી લઇએ. અગર આ વાતોથી તમારો હેતુ હુકુમત મેળવવાનો હોય તો અમે તમને અમારા બાદશાહ બનાવી લઇએ. અથવા પેલો જે તમારી પાસે આવતો રહે છે. મુવક્કલ કે ભૂતપ્રેત જે તમારા મસ્તકે ચઢી બેઠો છે, જેને તમે જુઓ છો છતાં ભગાડી શકતા નથી. એ વળગાડને ભગાડવા માટે અમે અમારા ખર્ચે છુમંતર કરનારા ભૂવાઓને બોલાવીને ઇલાજ કરાવીએ કે જેથી આ બલાથી તમારો છુટકારો થાય. બોલો, અમે તમારા માટે બધું કરી છૂટવા તૈયાર છીએ!''

**રસૂલુલ્લાહ (સલ.)નો જવાબ**————પૂરા ધ્યાનથી તેઓની વાતો સાંભળી લેવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જવાબ આપતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| **મા બી મા તકૂલૂન.** | તમે જે કંઇ કહ્યું એમાંનુ કંઇ જ મારે નહિ જોઇએ. |
| મા જિઅતુ બિમા જિઅતુમ બિહી, | હું જે કંઇ તમારી પાસે લઇને આવ્યો છું તે, |
| અત્લુબુ અમવાલ-કુમ, | એટલા માટે નથી કે, બદલામાં તમારૂં ધન માગું, |
| વલશ-શર્ફ ફીકુમ, | ન તમારામાં કોઇ મરતબો મેળવવાની મારી ઇચ્છા છે |
| વલલ-મુલ્ક અલૈકુમ, | ન તમારા પર સત્તાની અભિલાષા ધરાવું છું. |
| વલાકિન-નલ્લાહ બઅસની | બલકે અલ્લાહએ મને મોકલાવ્યો છે, |
| ઇલૈકુમ રસૂલન. | તમારા તરફ પયગમ્બર બનાવીને. |

| | |
|---|---|
| વ અન્ઝલ અલૈય કિતાબન. | અને તેણે ઉતારી છે મુજ પર કિતાબ, |
| વ અમરની અન અકૂન લકુમ, | અને મને હુકમ ફરમાવ્યો છે કે હું બનું તમારા માટે; |
| બશીરંવ વ નઝીરન. | ખુશખબર આપનાર અને ડરાવનાર. |
| રિસાલાતે રબ્બી, | મેં મારા પાલનહારનો સંદેશો પહોંચાડી દીધો, |
| વ નસહ-તુ લકુમ. | અને મેં તમારા ભલાંની વાત કહી દીધી. |
| ફઈન તક-બલૂ મિન્ની. | અગર તમે મારી આ વાતો માની લીધી; |
| મા જિઅતુમ બિહી, | જેને હું તમારી પાસે લઈને આવ્યો છું; |
| ફહુવ હઝજુ-કુમ, | તો એ તમારી ખુશનસીબી લેખાશે; |
| ફિદ-દુન્યા વલ-આખિરહ. | આ દુનિયામાં અને મરણ પછીના જીવનમાં |
| વઈન તરુદ-દૂહુ અલૈય, | પણ જો આ વાતો તમે મારી જ તરફ ઠેલવી દીધી; |
| અસબિરુ લિ-અમ-રિલ્લાહ, | તો હું અલ્લાહના હુકમ પર ધીરજ ધરીશ; |
| હત્તા યહકુમુલ-લાહુ, | ત્યાં સુધી કે અલ્લાહ ફેસલો કરી દે; |
| બયની વ બૈનકુમ. | મારી અને તમારી વચ્ચે. |

એજ શબ્દો આપે ફરમાવ્યા અથવા એવા જ શબ્દોમાં આપે ફરમાવ્યું. અલ્લાહની કૃપાઓ અને રહમતો હો આપના પવિત્ર આત્મા પર !

**કુરૈશની શરારતો અને વિચિત્ર માગણીઓ**————આ સાંભળીને કુરૈશી સરદારો ચીડાઈને બોલ્યા, "હે મુહંમદ ! અમે જે વાતો તમારી આગળ રજૂ કરી તેમાંની એક પણ તમને માન્ય નથી, તો હવે એક કામ કરો :

•——તમે તો જાણો છો કે આપણું મક્કહ શહેર કેટલું સાકડું છે. કદાચ અરબ ભરમાં આટલું સાંકડું બીજું કોઈ શહેર નહિ હોય.

•——વળી પાણીની જે અછત અહીં પ્રવર્તે છે તેવી અછત ભાગ્યે જ બીજા કોઈ શહેરમાં હોય.

•——એના કારણે જીવનની જે હાડમારીઓ અમારે ભોગવવી પડે છે, ભાગ્યે જ તેવી હાડમારીઓ બીજા કોઈ શહેરના લોકો ભોગવતા હોય. માટે તમારા તે અલ્લાહ પાસે જેણે તમને પયગમ્બર બનાવીને મોકલાવ્યા છે, એવી દુઆ માંગો કે તે આ પહાડોને જેણે અમારા શહેરને સાકડું બનાવી છોડયું છે, અહીંથી પાછળ હટાવી દે અને અમારા શેહરને વિશાળ બનાવી દે.

•——વળી તમારા અલ્લાહને એમ પણ કહો કે તે અમારા માટે આ શહેરમાં એવી નદીઓ અને ઝરણા વહેતાં કરી દે જેવાં ઈરાક અને શામની ભૂમિમાં વહી રહ્યાં છે.

•——હે મુહંમદ ! એવી દુઆ પણ માગો કે તમારો અલ્લાહ અમારા મરણ પામેલા બાપદાદાઓને જીવતા કરી દે કે જેથી અમે તેઓને પૂછીને તમારી વાતોની સચ્ચાઈની ખાતરી કરી લઈએ. જીવતા થનારાઓમાં કુસૈય બિન કિલાબ પણ હોવો જોઈએ કેમકે તે બહુ સાચો ગૃહસ્થ હતો. તેને અમે પૂછી લઈશું કે તમે સાચા પયગમ્બર છો કે જૂઠા ? એ લોકો જો એમ કહી દે કે તમે સાચા છો અને ઉપરથી તમે અમારી માગણીઓ પૂરી કરી દો તો બેશક અમે માની લઈશું કે તમે સાચા છો અને અલ્લાહએ ખરેખર તમને પોતાના પયગમ્બર બનાવીને મોકલ્યા

છે. આ રીતે અલ્લાહની નજરમાં તમારો જે માનમરતબો છે તેની અમને સાબિતી મળી જશે.''

**રસૂલુલ્લાહ (સલ.)નો ઇરશાદે-ગિરામી**————અલ્લાહની રહમતો અને તેના સલામ હો હઝરત મુહંમદ પર ! આપે તેઓના જવાબમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| મા બિહાઝા બુઇસ્તુ ઇલૈકુમ. | મને આ વસ્તુઓ આપીને તમારી પાસે મોકલવામાં આવ્યો નથી. |
| ઇન્નમા જિઅતુ-કુમ મિનલ્લાહિ | હું આવ્યો છું તમારી પાસે અલ્લાહ તરફથી, |
| બિમા બઅસની બિહી. | તે વસ્તુ લઇને જે તેણે મને આપી છે. |
| વકદ બલ્લગ-તુ કુમ | એ વસ્તુ મેં તમને પહોંચાડી દીધી છે; |
| મા ઉરસિલ્તુ બિહી ઇલૈકુમ. | જેને લઇને હું તમારી પાસે આવ્યો છું. |
| ફઇન તક-બલૂહુ | અગર તમે એનો સ્વીકાર કરી લીધો, |
| ફહુવા હઝ-ઝુકુમ | તો એ તમારૂં સદ્‌ભાગ્ય લેખાશે, |
| ફિદ-દુન્યા વલ-આખિરહ. | દુનિયામાં અને આખિરતમાં |
| વઇન તરુદ-દૂહુ અલૈય | પણ જો તમે એને મારા જ તરફ લોટાવી દીધી, |
| અસબિરુ લિ-અમરિલ્લાહે તઆલા | તો હું ધીરજ ધરીશ અલ્લાહ તઆલાના હુકમ પર; |
| હત્તા યહ-કુમુલ-લાહુ | ત્યાં સુધી કે અલ્લાહ ફેસલો કરી દે; |
| બયની વ બૈનકુમ. | મારી અને તમારી વચ્ચે. |

**કુરૈશની બીજી છોકરવાદી માગણીઓ**————આ સાંભળીને કુરૈશી સરદારો બોલ્યા, ''હે મુહંમદ! જો તમે આ કામો અમારા માટે નથી કરી શકતા તો પોતાના જ માટે કંઇ માંગી લો. તમારા અલ્લાહને કહો કે એક ફરિશ્તો તમારા સંગાતે કરી દે જે આગળ-આગળ ચાલીને તમારા સાચા હોવાની છડી પોકારતો રહે અને તમારી દરેક વાતને ટેકો આપતો રહે.

અગર તમે પોતાના દાવા મુજબ સાચા પયગમ્બર છો તો તમારા અલ્લાહને કહો કે તે તમારા માટે બાગ-બગીચા, નહેરો અને મહેલો બનાવી દે અને તમારા માટે-સોના-ચાંદીના ખઝાના ખડકી દે કે જેથી તમે ખાવા કમાવાની ચિન્તાથી મુકત થઇ જાવ. આખર તમે પણ બજારોમાં રખડીને રોજીની શોધ એવી જ રીતે કરો છો જેવી રીતે અમે કરીએ છીએ આખર અમને પણ ખબર તો પડે કે તમારા અલ્લાહની નજરમાં તમારૂં કેટલું માન છે!''

**કુરૈશની બેહૂદી માગણીઓનો જવાબ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જવાબમાં તેઓને ફરમાવ્યું:

| | |
|---|---|
| મા અન્ બિ-ફાઇલિન. | હું તો હરગિઝ આમ નહિ કરૂં. |
| મા અન્ બિલ્લઝી યસઅલુ | હું એવો શખ્સ નથી જે માંગણી કરે; |
| રબ્બહૂ હાઝા. | પોતાના પાલનહાર પાસે આવી વાતોની. |
| વમા બુઇસ્તુ ઇલૈકુમ બિહાઝા. | અને ન મને આવા કામો માટે તમારી પાસે મોકલવામાં આવ્યો છે |
| વલાકિન-નલ્લાહ બઅસની | બલકે મને તો મોકલ્યો છે અલ્લાહએ |
| બશીરંવ વ નઝીરા. | ખુશખબરી આપનાર તરીકે અને ડરાવનાર તરીકે. |

| | |
|---|---|
| ફઇન તકૂ-બલૂ | જો તમે એને કબૂલ કરી લીધું; |
| મા જિઅતુ-કુમ બિહી | જેને લઇને હું તમારી પાસે આવ્યો છું; |
| ફહુવા હઝઝુ-કુમ | તો એ તમારૂં સદ્‌ભાગ્ય લેખાશે; |
| ફિદ-દુન્યા વલ આખિરહ. | આ દુનિયા અને પરલોકમાં |
| વઇન તરુદ-દૂહુ અલય્ય | પણ જો તમે એને મારી જ તરફ ઠેલવી દીધું, |
| અસબિરુ લિ-અમરિલ્લાહ | તો હું ધીરજ ધરીશ અલ્લાહના હુકમ પર, |
| હત્તા યહકુમલ લાહુ | ત્યાં સુધી કે ફેસલો કરી દે અલ્લાહ, |
| બયની વ બૈનકુમ. | મારી અને તમારી વચ્ચે. |

**કુરૈશનો ઉકળાટ અને બફાટ**——————કુરૈશી અગ્રેસરો ઝનૂનથી બોલ્યા, ''ત્યારે હે મુહંમદ! તમે એમ કરો કે, આસમાનનો એક ટૂકડો તોડીને અમારા માથે ઝીંકી મારો, જેમકે તમારો દાવો છે કે, તમારો અલ્લાહ ચાહે તો તે એમ પણ કરી શકે છે. માટે આમ કરીને તમે દેખાડી નહિ દો ત્યાં સુધી અમે તમારા ઉપર ઈમાન લાવવાના નથી.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| ઝાલિક ઈલલ-લાહિ. | એ અલ્લાહની મરજીનીવાત છે. |
| ઈન શાઅ અંય-યફઅલ બિકુમ | અગર તે ઈચ્છે તમારી સાથે એમ કરવા |
| ફઅલ. | તો (નકકી માનો) તે જરૂર એમ કરી દેશે. |

તેઓ બોલ્યા, ''હે મુહંમદ ! શું તમારા અલ્લાહને આ વાતની ખબર ન હતી કે અમે તમારી સાથે બેસીને તમને આ પ્રકારના સવાલો કરીશું અને આ પ્રકારની માગણીઓ રજૂ કરીશું ? અગર તમારા અલ્લાહને એની ખબર હોત તો તે અગાઉથી તમારી પડખે આવી લાગત અને અમારા સવાલો તથા માગણીઓના જવાબો તમને બતલાવી દેત ! અને એમ પણ કહી દેત કે હે મારા પયગમ્બર ! આ લોકો તમારી વાતો નહિં માને તો હું તેઓની સાથે ભૂંડામાં ભૂંડો મામલો કરીશ !

માટે હે મુંહમદ ! જયારે આવું કશું જ બન્યું નહિ તો અમે શા માટે તમારા ઉપર ઈમાન લાવીએ? વળી અમને એવા સમાચાર પણ મળ્યા છે કે યમામહ શેહરમાં રહેનાર રહમાન નામનો માણસ તમને આ બધું ભાગાવી-પઢાવી જાય છે. સાંભળી લો, અલ્લાહના સોગંદ અમે હરગિઝ એ રહમાન પર કદી ઈમાન લાવવાના નથી !

હે મુહંમદ ! જુઓ અમે અમારો મુદ્દો દાખલા દલીલોથી પુરવાર કરી દીધો છે. હવે તમારાથી થાય તે કરી લો, અમે તમને છોડવાના નથી. કાં તમને પૂરા કરી નાખીશું કાં પોતે પૂરા થઇ જઇશું !''

એક મોવડી બોલ્યો, ''સાંભળો હે મુહંમદ ! અમે તો ફરિશ્તાઓના પૂજારી છીએ કેમકે ફરિશ્તા અલ્લાહની પુત્રીઓ છે.''

કેટલાક બોલ્યા, ''સાંભળો હે મુહંમદ ! અમે હરગિઝ ઈમાન નહિ લાવીએ જયાં સુધી કે તમે અલ્લાહ અને તેના ફરિશ્તાઓને લાવીને અમારી આંખ સામે ખડા નહિ કરી દો !''

તેઓનો આ બકબકાટ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મજલિસમાંથી ઊભા થઇ ગયા. આપની સાથે જ અબ્દુલ્લાહ બિન અબી ઉમૈયહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ પણ લાગલો જ ઊભો થઇ ગયો. આ ગૃહસ્થ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા અબ્દુલ-મુત્તલિબની બેટી આતિકહનો બેટો હતો. એટલે આપના બાપાની બહેનનો બેટો હોવાથી આપનો ફોઇભાઇ થતો હતો.

**અબ્દુલ્લાહ બિન અબૂ ઉમૈયહની ગુસ્તાખી**————આપનો ફોઈભાઈ અબ્દુલ્લાહ આવેશથી બોલ્યો, "હે મુહંમદ ! તમારી કૌમે આટલી-આટલી માગણીઓ તમારી સામે રજુ કરી, એમાંની એક પણ માગણી તમે પૂરી નહિ કરી. પ્રથમ તેઓએ તમારી કૌમના લાભની કેટલીક માગણીઓ પેશ કરી જેને તમે કબૂલ કરી લેત તો અમને તમારી સચ્ચાઇની ખાતરી થઇ જાત અને અમે તમારી પયગમ્બરી પર ઈમાન લઇ આવત ! પરંતુ તમે લેશ પણ મચક આપી નહિ.

એ પછી તમારી કૌમે તમારા પોતાના લાભની કેટલીક માગણીઓ રજૂ કરી જેને તમે કબૂલ કરી લેત તો અમને ખાતરી થઇ જાત કે તમે ખરેખર સાચા પયગમ્બર છો અને અમારા કરતાં ચઢિયાતા છો અને અલ્લાહની નજરમાં માનપાનનું ઊંચુ સ્થાન ધરાવનારા છો. પરંતુ અફસોસ કે તમે પોતાના લાભની માંગણીઓનો પણ સ્વીકાર નહિ કર્યો.

એ પછી તમારી કૌમે પડકાર ફેંકયો કે જે અઝાબથી તમે તેઓને ડરાવતા-ધમકાવતા રહો છો તેના અમુક ભાગ તરીકે આસમાનનો ટુકડો તોડીને દેખાડી દો એ પણ તમારાથી નહિ બન્યું.

માટે સોગંદ છે અલ્લાહના હે મુહંમદ ! હું હરગિઝ તમારી ઉપર ઈમાન નહિ લાવું જયાં સુધી કે તમે એક નિસરણી લાવીને આસમાન પર નહિ ચઢી જાવ !

અને જયાં સુધી તમારા આસમાન પર ચઢવાને હું મારી પોતાની આંખે નહિ જોઇ લેઉં !

અને જયાં સુધી તમે આસમાન પર જઇને એક લખેલી તૈયાર કિતાબ પોતાની સાથે નહિ લઇ આવો!

અને જયાં સુધી ચાર ફરિશ્તા આસમાન પરથી તમારી સાથે નહિ આવે જેઓ એવી ગવાહી આપે કે, "હે લોકો ! આ રહ્યા મુહંમદ ! એ અલ્લાહના સાચા પયગમ્બર છે. એ જે કંઇ કહે છે સાચું જ કહે છે. એમની ઉપર જરૂર ઈમાન લઇ આવો !"

અને સાંભળો હે મુહંમદ ! તમે આ બધું કરીને દેખાડી દો તો પણ મારૂં માનવું છે કે હું તમારી ઉપર ઈમાન નહિ લાવી શકું !"[1]

અબ્દુલ્લાહની આ ગુસ્તાખી ભરેલી બકવાસ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ભારે દુખ થયું. એ પછી મક્કહના મોવડીઓ પોતપોતાના રસ્તે પડયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ

૧. આ અબ્દુલ્લાહ બિન અબૂ ઉમૈયહ આપના ફોઈભાઈ પણ હતા. અને સાળા પણ થતા હતા એમના બહેન હઝરત ઉમ્મે સલમહ રદિયલ્લાહુ અન્હા આપના નિકાહમાં હતાં. અબ્દુલ્લાહ મક્કહના મોટા અને પંકાયેલા શાઈર હતા. કાયમ આપની શાનમાં નિંદાકાવ્યો લખીને આપને માનસિક ત્રાસો આપ્યા કરતા. બરાબર ૧૫ વરસ પછી ફત્હે-મક્કહ વેળા માફી માટે આપની તહેનાતમાં હાજર થયા અને રડીરડીને પોતાની બુરી હાલત કરી લીધી છેવટે હઝરત અલી અને બીબી સલમહની ભલામણથી માફી મળી ગઈ. પછી તો સાચા દિલથી મુસલમાન બનીને ઇસ્લામ પર મક્કમ રહી ગયા. "હ"

બેહદ ગમગીની અને ઉદાસીની હાલતમાં પોતાના ઘર તરફ રવાના થયા. કેમકે તેઓના ઈસ્લામ સ્વીકારની જે આશા અને ઉમંગ લઈને આપ પધાર્યા હતા તેમાં કામયાબી નહિ મળી. ઉલટાનું આપની કૌમ આપથી ઓરભી દૂર થઈ ગઈ હતી.

**અબૂ જહલની સંગદિલી અને શરારત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જવા બાદ અબૂ જહલ બોલ્યો, "હે કુરૈશી સજ્જનો ! જોયું તમે, મુહંમદે કોઈ વાત તમારી માની નહિ. તેણે તો તમારા ધર્મને વગોવવા, તમારા બાપદાદાને ગાળો આપવા, તમારા અકલમંદોને મૂરખ કહેવા, તમારા પૂર્વજોને જહન્નમી ઠરાવવા અને તમારા ભગવાનોને ભાંડવા સિવાય તમારી દરેક વાતનો ઈન્કાર કરી દીધો. હવે મારી વાત સાંભળો. હું અલ્લાહના સોગંદ ખાયને તમારી સામે પ્રતિજ્ઞા લઉં છું કે, આવતી કાલે વહેલી સવારે, મારાથી ઉપાડી શકાય એટલો મોટો પથરો ઉપાડીને, કઅબહના એક ખૂણામાં લપાઈ જઈશ અને જયારે તે નમાઝ શરૂ કરીને સિજદહમાં માથું નાખશે કે તરત આ પથરાથી તેનું માથું કચડી નાખીશ. પછી તમે મારો બચાવ કરો કે ન કરો મને તેની પરવા નથી, અને અબ્દે મનાફવાળા પણ ભલેને મને કતલ કરી નાખે, મને તેની પરવા નથી."[1]

મોવડીઓ બોલી ઊઠયા, "અરે અબુલ-હકમ ! એમ તે કંઈ બને ? વલ્લાહ, અમે ગમે તે ભોગે અને ગમે તે કિંમતે તમારો બચાવ કરી લઈશું. બસ તમે તમારૂં કામ પાર પાડો."

બીજા દિવસે વહેલી સવારે અબૂ જહલે તેવો જ મોટો પથ્થર ગોતી લીધો જેવો તેણે કહ્યો હતો. આ પથ્થર ઉપાડીને તે કઅબહના એક ખૂણામાં લપાઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઘાતમાં બેસી ગયો. આપનો રોજનો નિયમ હતો કે પરોઢે સૌથી પહેલાં કઅબહમાં પધારતા અને બૈતુલ-મુકદ્દસની દિશાએ મુખ કરીને નમાઝ પઢતા. આપ મક્કહમાં રહ્યા ત્યાં સુધી બૈતુલ-મુકદ્દસ આપની નમાઝનો કિબ્લો હતો. કઅબહમાં પધારીને રૂકને-યમાની તથા હજરે-અસ્વદની વચ્ચે આપ નમાઝ માટે ઊભા થઈ જતા. આજે પણ રોજિંદા નિયમ મુજબ આપ પરોઢે કઅબહમાં પધારીને રૂકને-યમાની તથા હજરે-અસ્વદની વચ્ચે નમાઝ માટે ઊભા થઈ ગયા. કુરૈશના લોકો પણ પરોઢના અંધારે આ તમાશો જોવા પોતાની મજલિસોમાં અગાઉથી ગોઠવાઈ ગયા હતા. અને અબૂ જહલ શું કરે છે તે જોવા આતુર હતા.

**અબૂ જહલની કમબખ્તી**————રૂકૂઅથી ઊભા થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જેવું જ પોતાનું મુબારક સર સિજદહમાં મૂકયું કે અબૂ જહલ, તેના બંને હાથે ઉપાડેલા પથ્થર સાથે મંદ પગલે આપની તરફ લપકયો અને જેવો જ આપની સમીપ પહોંચ્યો કે ઓચિંતો જીવ લઈને પાછલા પગે એવો નાઠો કે, પથ્થર તેના હાથમાંથી સરકીને નીચે પડી ગયો. દશા એવી હતી કે તેના હોશકોશ ઊડી ગયા હતા. હાથપગ લૂંઝા હતા. ગાત્રો ઢીલાં હતાં. ચેહરાનો રંગ કાળો હતો. બદ-હવાસ, ભયભિત, ભાન-સૂની દશામાં ગબડી મારતો કુરૈશની મજલિસ તરફ દોડી ગયો. કુરૈશના લોકો પણ હયરત પામી ગયા કે આ શું મામલો છે ? બધા હડબડાટ કરતા ઊભા થઈ ગયા. પૂછયું, "અબુલ-હકમ ! તમને શું થયું? તમારી આ શી દશા છે?"

---

૧. અબ્દે મનાફવાળા એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખાનદાનવાળા. બદલામાં તેઓ મને મારી નાખે તો પણ જે બીડું મેં ઝડપ્યું છે તેને પાર પાડીને જંપીશ. "હ"

તે બોલ્યો, ''જેવો જ હું પથ્થર લઈને તેની તરફ લપકયો કે જેથી હું મારો કાલનો બોલ ખરો કરી દેખાડું. પણ પાસે પહોંચતાં જ એક ઊંટ મારી અને તેની વચ્ચે આવીને ઊભું થઈ ગયું. અલ્લાહના સોગંદ! એના જેવું વિકરાળ, એના જેવું બિહામણું, એના જેવા ડીલડોલનું, એના જેવી ગરદનવાળું, એના જેવા દાંતોવાળું કોઈ ઊંટ મેં આજ સુધી જોયું નથી. તે પોતાનું વિકરાળ ડાચું પહોળું કરીને મને ભરખી જવા માગતું હતું કે એજ વેળા હું જીવ લઈને પાછલા પગે નાઠો. જીવ બચાવવાનો એ સિવાય બીજો રસ્તો જ ન હતો.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી આધારભૂત રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, '' એ અલ્લાહના ફરિશ્તા જિબ્રીલ હતા. અબૂ જહલ ડગલું આગળ વધતે તો માર્યો જતે !''

---

## પ્રકરણ ૪૮

# અસહાબે-કહ્ફ, ઝુલ-કરનૈન અને રૂહ

કુરૈશનો મોટો શયતાન • નદ્ર બિન હારિસની અવળ ચંડાઇઓ • યહૂદી પાદરીઓએ ભણાવેલા ત્રણ સવાલો • પહેલો સવાલ : અસહાબે કહ્ફ કોણ હતા ? • ઝુલ-કરનૈન કોણ છે ? • ત્રીજો સવાલ : રૂહની શું હકીકત છે? • રસૂલુલ્લાહ (સલ.)ને કુરૈશના સવાલો • હઝરત જિબ્રીલની પધરામણી • સૂરએ-કહ્ફનો નુઝૂલ • અસહાબે-કહ્ફનો કિસ્સો • સૂરએ-કહ્ફ અને અસહાબે- કહ્ફ • ગુફાનું રોમાંચકારી દ્રશ્ય • અસહાબે-કહ્ફની સંખ્યા • વહીમાં વિલંબ થવાનું કારણ • કુરૈશના બીજા સવાલનો જવાબ • કુરૈશના ત્રીજા સવાલનો જવાબ • યહૂદી પાદરીઓની ટીકા. • યહૂદીઓની ટીકાનો જવાબ.

**કુરૈશનો મોટો શયતાન**————ઈબ્ને ઇસ્હાક કહે છે : અબૂ જહલે કુરૈશની મજલિસમાં ગૈબી ઊંટની આ અજીબો-ગરીબ ઘટનાનો ચિતાર દર્શાવ્યો તો નદ્ર બિન હારિસ બિન કલદહ બિન અલકમહ બિન અબ્દે મનાફ નામનો ગૃહસ્થ ઊભો થઇ ગયો. તેણે જુસ્સાભરેલી વાણીમાં મજલિસના લોકોને સંબોધીને કહ્યું,

''હે કુરૈશી સમૂહ ! વલ્લાહ, તમારી સામે એક અટપટી સમસ્યા ઊભી થઇ છે જેના ઉકેલની કોઇ તદબીર તમારી પાસે નથી. મુહંમદ જ્યારે તમારી આંખ સામે ઊગતી વયનો એક યુવક હતો ત્યારે તમારામાં તે સૌથી વધુ માનીતો, વાતચીતની દ્રષ્ટિએ તમારામાં સૌથી વધુ સાચો અને વ્યવહારે તમારામાં સૌથી વધુ પ્રામાણિક હતો. પછી જયારે તે ઠરેલ વયે પહોંચ્યો અને તેના ઝુલફાંમાં પાકટ બુધ્ધિના ચિન્હો પ્રગટ થયાં અને એક વસ્તુ તે તમારી પાસે લઇને આવ્યો, જેને તે આકાશી વહી કે પયગમ્બરી કહે છે તો તમે ઝટ કહી દીધું કે તે તો જાદૂગર છે !

''સાંભળો હે કુરૈશ ! વલ્લાહ, તે જાદૂગર નથી. જાદૂગરોના જંતરમંતરના અમે ઘણા તમાશા જોયા છે. તેઓની જાદૂઇ વિદ્યાના છૂમંતરો કે તંત્ર-કળાની ગાંઠો અને મંત્રવિદ્યાની મૂઠોના અમે મોટા અભ્યાસી છીએ. પછી તમે કહી દીધું કે મુહંમદ તો કાહિન છે ! ના, અલ્લાહના સોગંદ, તે કાહિન પણ નથી. જોગી જોગટાઓ અને સાધુબાવાઓની જોગવિદ્યાના અમારાથી વધુ અભ્યાસી બીજા કોણ હોય શકે ? તેઓની તુક્કાબાજીઓ અને રંગારંગોના અમે પૂરા માહિતગાર છીએ.

એ પછી તમે કહી દીધું કે મુહંમદ તો મોટો શાઇર છે ! ના વલ્લાહ, તે શાઇર પણ નથી. શાઇરીના તમામ અંગઉપાંગો અને કાવ્યકળાના તમામ અલંકારોના અમે મોટા જ્ઞાની છીએ. કવિતાની ''હજઝ'' અને ''રજઝ''ની કોઇ કળા અમારી જાણ બહાર નથી. એ પછી તમે કહી દીધું કે મુહંમદ તો પાગલ છે ! ના

વલ્લાહ, તે પાગલ પણ નથી. પાગલપણાની તમામ ચેષ્ટાઓ અને ચિત્તભ્રમની તમામ નિશાનીઓના અમે પૂરી રીતે જાણકાર છીએ. તેની વાણીમાં ન ઝનૂનનો ઉશ્કેરાટ છે ન તેની વાતોમાં ધડપાયા વગરનો ઉન્માદ છે.

હે કુરૈશી અગ્રેસરો ! તમે પોતાની વર્તમાન પરિસ્થિતિનું પૃથક્કરણ કરો અને વિચાર કરો કે તમારી આ કેવી કઢંગી દશા થઇ પડી છે ! ખરેખર તમારે માથે મોટું ધર્મસંકટ તૂટી પડયું છે અને એક સળગતો સવાલ તમારી સામે ડાચું ખોલીને ઊભેલો છે. ''

**નદ્ર બિન હારિસ઼ની અવળચંડાઇઓ**————————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ નદ્ર બિન હારિસ઼ નામનો શખ્સ કુરૈશના શયતાનોમાંથી એક મોટો શયતાન હતો અને એવા લોકોમાંથી હતો જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પજવણીમાં પાછું ફરીને જોતા ન હતા. એ આપની દુશ્મનીમાં અડગ અને મક્કમ હતો. દેશ-પરદેશની રખડપટ્ટીનો ભારે શોખીન અને ભમતા પંખી જેવો રંગરસિયો સહેલાણી હતો. ઇરાનના હીરહ શહેરના વારંવાર આંટાફેરા કરતો હોવાથી ઇરાની બાદશાહોના ઐતિહાસિક બનાવોનો અઠંગ અભ્યાસી હતો. ત્યાંથી રૂસ્તમ અને ઇસ્ફંદયાર જેવા નામચીન પહેલવાનો તથા ઇરાની શહેનશાહોની રોમાંચક અને રસભરી દાસ્તાનો પણ શીખી લાવ્યો હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે કુરૈશની કોઇ મજલિસમાં પધારીને ઇસ્લામની તબલીગ કરતા અને લોકોને અલ્લાહના અઝાબથી ડરાવીને આગલી ઉમ્મતો પર ઊતરેલા અલ્લાહના અઝાબોનું વર્ણન કરતા તો ત્યાંથી આપના જવા બાદ, નદ્ર બિન હારિસ઼ આપની જગાએ ગોઠવાઇ જતો અને મજલિસના લોકોને સંબોધીને કહેતો, ''હે લોકો ! તમે મુહંમદની રસભરી કહાણીઓ સાંભળી લીધી ? હવે હું તમને તેથીયે વધુ ચટાકેદાર અને અજીબો-ગરીબ કહાણીઓ સંભળાવું છું !''

એ પછી તે ઇરાની બાદશાહોની રસભરપૂર કહાણીઓ માંડતો અને રૂસ્તમ તથા ઇસ્ફંદયારની રોમાંચક દાસ્તાનો લલકારતો અને પછી હાજરજનોને પૂછતો, ''સાચું કહેજો હે લોકો ! મુહંમદની કહાણી મઝેદાર છે કે મારી કહાણી ? અરે કહો તો ખરા, કોની કહાણી વધુ ચઢિયાતી છે મુહંમદની કે મારી ?''

ઇબ્ને હિશામ કહે છે : એજ નદ્ર બિન હારિસ઼ તે શખ્સ છે જેણે પોતાની જીભથી આ શબ્દો ઉચ્ચાર્યા હતા: ''સ-ઉનઝિલુ મિસ્લ મા અન-ઝલલ્લાહુ.'' એટલે હું પણ બહુ જલદી તેવું જ કલામ ઉતારીશ જેવું મુહંમદ પર તેના અલ્લાહ તરફથી ઊતરે છે.

કુર્આનમાં અલ્લાહ તઆલાએ તેના આ શબ્દોની નોંધ લીધી છે : ''સ-ઉનઝિલુ મિસ્લ મા અનઝલલ્લાહ'' હું પણ બહુ જલદી એવું જ કુર્આન ઉતારીશ જેવું અલ્લાહએ ઉતાર્યું છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે નદ્ર બિન હારિસ઼ વિશે કુર્આને મજીદમાં આઠ આયતો નાઝિલ થઇ છે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| ઇઝા તુત્લા અલૈહિ | જયારે પઢવામાં આવે છે તેની સામે |
| આયાતુના | અમારા કુર્આનની આયતો |
| કાલા | ત્યારે તે કહી દે છે : |
| અસાતીરુલ-અવ્વલીન. | આ તો જૂના જમાનાની કહાણીઓ છે. |

ઇબ્ને હિશામ કહે છે : કુર્આનમાં જ્યાં-જ્યાં ''અસાતીર''શબ્દ આવેલો છે તે નદ્ર બિન હારિસ઼ને લગતો છે. [૧]

**યહૂદી પાદરીઓએ ભણાવેલા ત્રણ સવાલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : નદ્ર બિન હારિસ઼ ખરેખર કુરૈશની કૌમમાંથી એક મોટો શયતાન અને ફિતૂરી ગૃહસ્થ હતો. તેની આ રોમાંચક કહાણીઓ અને રસભરપૂર દાસ્તાનોથી પ્રભાવિત થઇને કુરૈશના અગ્રેસરોએ, એને અને એના જ જેવા ઉકબા બિન અબી મુઐત નામે ફિતૂરી શખ્સને કુરૈશના એલચી તરીકે મદીનહના યહૂદી ધર્મગુરૂઓ પાસે જવાનો હુકમ કર્યો અને સૂચના આપતાં કહ્યું,

''તમે બંને મદીનહ જઇને યહૂદીઓના પાદરીઓને મળો. તેઓની આગળ મુહંમદની વાતો અને મુહંમદના દાવાની વિગત બયાન કરો અને તેઓને પૂછો કે, અમારો આ માણસ પોતાના દાવામાં સાચો છે કે જૂઠો ? કેમકે યહૂદીઓ આકાશી કિતાબવાળા છે. તેઓની પાસે તેઓના પયગમ્બરોને મળેલી આકાશી કિતાબનો જે ઇલ્મ છે તે આપણી પાસે નથી અને તેઓ આકાશી કિતાબનું જે જ્ઞાન ધરાવે છે તે આપણે ધરાવતા નથી. જોઇએ તો ખરા, તેઓ શું કહે છે અને શું સલાહ આપે છે ?''

કુરૈશના એલચી તરીકે બંને ગૃહસ્થો તૈયાર થઇને મદીનહ પહોંચ્યા અને ત્યાંના યહૂદી ધર્મગુરૂઓને મળીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો તથા આપના પયગમ્બરીના દાવાની વિગતો રજૂ કરીને બોલ્યા, ''હે માનવંતા ધર્મજ્ઞાનીઓ, ! તમે અહલે-કિતાબ છો. આકાશી કિતાબનો જે જ્ઞાનભંડોળ તમે ધરાવો છો તે અમારી પાસે નથી. અમને તમારી સલાહની જરૂર છે. બતાવો તો ખરા, અમારો એ માણસ પોતાના દાવામાં સાચો છે કે નહિ ?''

યહૂદી પાદરીઓ બોલ્યા, ''હે કુરૈશી રાહીરો ! તમારી વાતોથી જ તમારા આગમનનો હેતુ અમે સમજી ગયા. સાંભળો, ત્રણ સવાલો અમે અમારી આકાશી કિતાબમાંથી તમને બતાવીએ છીએ. તમે મક્કહ જઇને આ ત્રણ સવાલો તમારા માણસને પૂછો. અગર તે આ સવાલોના તેવા જ જવાબો આપી દે જેનું બયાન અમારી કિતાબમાં થયેલું છે તો, નક્કી માની લેવું કે તમારો માણસ પોતાના દાવામાં સાચો છે. અને જો તે આ ત્રણ સવાલોના જવાબો નહિ આપી શકે તો ખાતરીથી માની લેવું કે તે ઊઠાં ભણાવનાર ફરેબી શખસ છે. તેના જૂઠા હોવામાં કોઇ શંકા નથી. હવે સાંભળો એ ત્રણ સવાલો :

**પહેલો સવાલ : અસહાબે-કહફ કોણ હતા ?**————તમારા માણસને પૂછો કે, તે નવજવાનો કોણ હતા જેઓ આગલા જમાનામાં પોતાના ઘરબાર અને કુટુંબ કબીલાને છોડીને પોતાની વસતિમાંથી ચૂપચાપ નીકળી ગયા હતા અને જંગલમાં જઇને પહાડની ગુફામાં ભરાય ગયા હતા અને લોકોની નજરોથી ગાયબ થઇ ગયા હતા. આ નવજવાનોનો કિસ્સો બેહદ અજીબો-ગરીબ છે. તમારા માણસને એની હકીકત પૂછો.

**બીજો સવાલઃ ઝુલ-કરનૈન કોણ છે ?**————તમારા માણસને પૂછો કે તે કોણ સાહસખેડુ સહેલાણી

૧. અસાતીર : બહુવચન શબ્દ છે એનું એકવચન ઉસ્તૂરહ. અરબીમાં એવી વાર્તાઓ, કિસ્સા-કહાણીઓ કે દાસ્તાનોને અસાતીર કહે છે જે દંતકથા રૂપે પરંપરાથી ઊતરી આવતી હોય અથવા કિસ્સા-કહાણીઓની કિતાબોમાં લખેલી હોય. મક્કહના મૂર્તિપૂજકો અલ્લાહની કિતાબ કુર્આને-પાકની ઠેકડી ઉડાવીને મશ્કરી રૂપે તેને ''અસાતીરુલ-અવ્વલીન''કહેતા હતા કે એ તો જૂના જમાનાના લોકો કે પ્રાચીન યુગની પ્રજાઓને લગતી કહાણીઓ જેવું છે. ''હ''

હતો જે ધરતીને ધમરોળતો, અને બહાદુરીના પરાક્રમો કરતો, અને વિજયનો વાવટો ફરકાવતો, મશરિકના મુલ્કોમાંથી નીકળીને મગરિબના મુલ્કો સુધી જઇ પહોંચ્યો હતો. તમારા માણસને કહો કે આ સાહસવીરની સાચી હકીકત બયાન કરે.

**ત્રીજો સવાલ : રૂહની શું હકીકત છે ?**————તમારા એ માણસને રૂહ (એટલે આત્મા) વિષે પૂછો કે એ શી વસ્તુ છે ? અને એની હકીકત શું છે ? અગર તે આ ત્રણ સવાલોના સાચા જવાબો આપી દે તો તમારે તેનું અનુકરણ કરવું જોઇએ. કેમકે બેશક તે સાચા નબી છે. પણ જો તેનાથી જવાબો ન બને તો તે નર્યો લબાડ કે જૂઠો છે. પછી તેની સાથે મરજી મુજબનો વર્તાવ કરવાની તમને છૂટ છે.''

મદીનહના યહૂદી પાદરીઓ પાસેથી આ સવાલો મેળવીને નઝ્ર બિન હારિસ અને ઉકબા બિન અબી મુઐત હરખાતા-મલકાતા મક્કહ તરફ ઊપડયા અને કુરૈશના અગ્રેસરોની મજલિસમાં જઇને હરખભેર બોલ્યા, ''હે કુરૈશ ! અમે તમારા અને મુહંમદના મામલા અંગે છેવટના ફેસલાની એક નક્કર વાત લઇને આવ્યા છીએ. યહૂદના પંડિતોએ અમને ત્રણ સવાલો સૂચવ્યા છે. અગર મુહંમદ તરફથી એના સાચા જવાબો મળે તો તે સાચા પયગમ્બર છે. આપણે તેમનું અનુકરણ કરી લેવું જોઇએ. અને જો તેમનાથી જવાબો નહિ બને તો તે નર્યા લબાડ કે વાતોડિયા છે. પછી તેમની સાથે મરજી મુજબનો વર્તાવ કરવાની આપણને છૂટ છે.''

**રસૂલુલ્લાહ (સલ.)ને કુરૈશના સવાલો**————પછી કુરૈશના બધા લોકો ભેગા મળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, ''હે મુહંમદ ! તમે પોતાના દાવામાં સાચા છો તો અમારા ત્રણ સવાલો છે તેના જવાબો આપો :

•————અમને તે નવજવાનોની માહિતી આપો જેઓ આગલા જમાનામાં પોતાના ઘરબાર અને કુટુંબ કબીલાને છોડીને ચૂપચાપ જંગલમાં ચાલ્યા ગયા હતા અને પહાડની ગુફામાં ભરાઇને લોકોની નજરોથી ગાયબ થઇ ગયા હતા. તેઓ કેમ ગાયબ થયા અને કયાં છુપાયા તેનો મામલો બેહદ અજીબો-ગરીબ છે. બતાવો એ નવજવાનો કોણ હતા અને તેઓની સાથે શું મામલો બન્યો હતો ?

•————અમને તે પરાક્રમી માણસના સમાચાર આપો જે મોટો સહેલાણી અને સાહસખેડુ હતો, જે ધરતીને ધમરોળતો અને ફતેહ પર ફતેહ મેળવતો મશરિકના મુલ્કોમાંથી નીકળીને મગરિબના મુલ્કો સુધી જઇ પહોંચ્યો હતો.

•————અમને રૂહ અંગેની માહિતી આપો કે એ શી વસ્તુ છે અને એની હકીકત શું છે ?

રાવીનું કથન છે કે જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશને ફરમાવ્યું :

| | |
|---|---|
| ઉખબિરુ કુમ | હું સમાચાર આપીશ તમને |
| બિમા સઅલ-તુમ અન્હુ | જે કંઇ તમે પૂછયું તેના વિષે |
| ગદન. | આવતી કાલે. |

ઇબ્ને ઇસ્હાક કહે છે : અહીં કુરૈશને આવતી કાલનો વાયદો આપવામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ''ઇન્શા અલ્લાહ''ના શબ્દો ફરમાવવાનું ચૂકી ગયા. ઇન્શા અલ્લાહના આ અર્થ છે કે, ''અગર અલ્લાહએ ચાહ્યું તો આવતી કાલે હું તમને તેના સમાચાર આપીશ.''

આપનો આવતી કાલના વાયદાનો જવાબ સાંભળીને કુરૈશના લોકો ત્યાંથી ચાલ્યા ગયા. આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, અલ્લાહ તઆલા તરફથી હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામના આગમનની રાહ જોવા લાગ્યા, કે હમણા પધારશે અને થોડી વારે પધારશે. અહીં સુધી કે આજકાલ કરતાં પૂરા પંદર દિવસો પસાર થઇ ગયા; તે એવી હાલતમાં કે ન અલ્લાહ તઆલા તરફથી આકાશી વહી ઊતરતી હતી ન હઝરત જિબ્રીલ પધારતા હતા.

બીજી તરફ મક્કહના કુરૈશની ધીરજ ખૂટી ગઇ.તેઓએ હોબાળો મચાવીને મક્કહમાં ફિત્નો ફેલાવી દીધો. આખા શહેરમાં એવી ચકચાર જગાડી દીધી કે, આવતી કાલનો વાયદો કર્યો હતો પણ કાલને બદલે પંદર દિવસો નીકળી ગયા છતાં મુહંમદ તરફથી જવાબ મળતો નથી. મનમાં મલકાતા પણ હતા કે અમારા સવાલો જ એવા અજબ અને ગજબ છે કે મુહંમદ પાસે તેનો જવાબ નથી.

વહીનું આગમન મવકૂફ હતું. સાથે હઝરત જિબ્રીલનું આગમન પણ અટકેલું હતું. આ અણધારેલી પરિસ્થિતિથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પારાવાર મૂંઝવણમાં મૂકાઇ ગયા હતા. બેહદ ગમગીન, ઉદાસ અને નાશાદ હતા. મન પર અચાનક મોટો બોજ આવી પડવાથી આપ વહીને લગતી કોઇ વાતચીત પણ મક્કહવાસીઓ સાથે ફરમાવતા ન હતા.

**હઝરત જિબ્રીલની પધરામણી**——————છેવટે પહાડ જેવા પંદર દિવસો વીતી જવા પછી હઝરત જિબ્રીલ, અલ્લાહ તઆલા તરફથી સૂરએ-કહફ લઇને આપની તહેનાતમાં પ્રગટ થયા. સૂરએ-કહફમાં આપની ગમગીની, ઉદાસી અને ચિન્તા બદલ ચેતવણી પણ હતી અને કુરૈશે પૂછેલા ત્રણે સવાલોના જવાબો પણ હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : જ્યારે જિબ્રીલ આપની તહેનાતમાં હાજર થયા તો આપે તેમને ફરમાવ્યું, ''હે જિબ્રીલ ! આટલા દિવસો સુધી આવવામાં તમે વિલંબ કર્યો તે બદલ મને બદગુમાની થવા લાગી હતી. કારણ શું હતું. ?''

હઝરત જિબ્રીલે સૂરએ-મરયમની આયતથી જવાબ આપ્યો :

| | |
|---|---|
| વમા નતનઝ -ઝલુ | અમારૂં આગમન નથી થતું, |
| ઇલ્લા બિ-અમ્રિ રબ-બિક. | પણ આપના પાલનહારના હુકમથી. |
| લહૂ મા બૈન અયદીના | તેના જ માટે છે જે કંઇ આપણી આગળ છે. |
| વમા ખલ્ફના | અને જે કંઇ આપણી પાછળ છે. |
| વમા બૈન ઝાલિક. | અને જે કંઇ એ બંનેની વચ્ચે છે |
| વમા કાન રબ્બુક નસીય્યા. | અને તમારો પાલનહાર ભૂલી જનારો નથી. [1] |

અર્થાત : ધરતી, આકાશ અને અવકાશમાં જે કંઇ છે એ બધું જ આપણા પાલનહારના અધિકારમાં છે. આખા જગત અને તેની દરેક વસ્તુનો તેજ માલિક છે. તેનો હુકમ નહિ મળે ત્યાં સુધી આપણે કોઇ કામ કરી શકતા નથી. હું પણ તેના હુકમ વગર આપની તહેનાતમાં હાજર થઇ શકતો નથી અને દૂષણ, ખામી કે ભૂલચૂક જેવી કોઇ વસ્તુ આપણા પાલનહારને સ્પર્શી શકતી નથી.

૧. સૂરએ-મરયમ પારહ ૧૬ આયત ૬૪

**સૂરએ-કહફનો નુઝૂલ**———એ પછી હઝરત જિબ્રીલે અલ્લાહ તઆલા તરફથી ઉતારેલી સૂરએ-કહફનું આપને શિક્ષણ આપ્યું. એમાં અલ્લાહ તઆલાએ સૂરએ-કહફનો આરંભ પોતાની હમ્દો-સના કે યશોગાનથી કરીને કિતાબના ઉલ્લેખની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લલાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનો ઉલ્લેખ કર્યો છે. કેમકે મક્કહના કુરૈશે આપની પયગમ્બરીને માનવાનો ઇન્કાર કરી દીધો હતો. અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| અલ-હમ્દુ લિલ્લાહિલ-લઝી | દરેક પ્રકારના વખાણ અલ્લાહને શોભે છે જેણે |
| અન્ઝલા અલા અબ-દિહિલ-કિતાબ. | ઉતારી પોતાના બંદા પર કિતાબ. |

અહીં "અબ્દ" શબ્દથી અલ્લાહનો ઇશારો પોતાના બંદા અને રસૂલ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ છે. એટલે હે મારા બંદા મુહંમદ ! બેશક મેં જ તમને મારા પયગમ્બર બનાવીને મોકલ્યા છે અને તમારી ઉપર આ કિતાબ ઉતારી છે. તેઓના સવાલોનો હેતુ તમારી પયગમ્બરીની તહકીક છે કે તમે સાચા પયગમ્બર છો કે નહિ ? તો તમારી પયગમ્બરીમાં શંકાને લેશ પણ સ્થાન નથી. સાબેતીમાં તેઓના સવાલોનો જવાબ રજૂ કરવામાં આવે છે. એ પછી ફરમાવ્યું:

| | |
|---|---|
| વલમ યજઅલ લહૂ ઇ-વ-જા. | અને આ કિતાબમાં તેણે જરા પણ રાખ્યું નથી વાંકાપણું. |
| કૈયિમલ | તદ્દન સીધી, સમતુલાભરી, મતભેદ વગરની કિતાબ છે, |
| લિયુન-ઝિર્ | કે જેથી એ ડરાવે, |
| બઅસન શદીદમ | તે આકરા અઝાબથી |
| મિલ-લદુન્હુ. | જે તેની તરફથી આવનારો છે. |
| વ યુબશ-શિરલ મુઅમિનીન | અને ખુશખબરી સંભળાવે ઇમાન લાવનારાઓને; |
| અલ્લઝીન યઅમલૂ-નસ-સાલિહાત | જેઓ નેકીના કામો કરનારા છે. |
| અન્ન લહુમ અજરન હસના. | બેશક તેઓ માટે ઉત્તમ બદલો છે. (જન્નતમાં) |
| માકિસીન ફીહા અબદા. | એમાં જ તેઓ રહેવાના છે કાયમ માટે. |

અર્થાત :કિતાબ એકદમ સીધી, સરલ, મતભેદ વગરની છે. વાંકાપણું જેવું એમાં કશુ જ નથી. જન્નતના કાયમી-દાયમી વસવાટની એવા લોકોને વધામણી આપે છે જેઓએ આપની પયગમ્બરીનો સ્વીકાર કર્યો, જેઓએ આપના હુકમોનો સ્વીકાર કર્યો, જેઓએ આપની વાતોનો અમલ કર્યો.

| | |
|---|---|
| વ યુન - ઝિરલ-લઝીન | અને ડરાવે (આ કિતાબ) એવા લોકોને જેઓ |
| કાલુત-તખઝલ્લાહુ વલદા. | કહે છે કે બનાવી લીધી અલ્લાહએ અવલાદ. |

અર્થાત : આ કિતાબ કુરૈશના એવા મુશરિકોને ડરાવે છે જેઓ અલ્લાહની અવલાદ કે અલ્લાહના બાલ-બચ્ચાં હોવાની માન્યતા ધરાવે છે અને કહે છે કે અમે તો ફરિશ્તાઓની પૂજા કરીએ છીએ કેમકે ફરિશ્તા અલ્લાહની લાડકી પુત્રીઓ છે. ખ્રિસ્તીઓ હઝરત ઇસા અલૈહિસ-સલામને અલ્લાહનો બેટો માનતા હતા. યહૂદીઓ હઝરત ઉઝૈર અલૈહિસ સલામને અલ્લાહનો બેટો માનતા હતા. અરબના મૂર્તિપૂજકો ફરિશ્તાઓને અલ્લાહની બેટીઓ માનતા હતા. એની કોઇ દલીલ કે કોઇ જ્ઞાન તેઓની પાસે હતું નહિ જેમકે ફરમાવ્યું :

| | |
|---|---|
| મા લહુમ બિહી મિન ઇલ્મ. | તેઓની પાસે એને લગતું કોઇ જ્ઞાન નથી. |
| વલા લિ-આબા - ઇહિમ. | અને ન તેઓના બાપદાદા પાસે એનું જ્ઞાન હતું. |
| કબુરત કલિ-મતન | આ તો બહુ મોટાં (ખતરનાક) બોલો છે, |
| તખ્રુજુ મિન અફ્વાહિ-હિમ | જે તેઓના મોઢેથી નીકળી રહ્યા છે. |
| ઇંય-યકૂલૂન ઇલ્લા કઝિબા. | એ લોકો જે કંઇ બોલે છે તે જૂઠાણા સિવાય કશું જ નથી. |

એટલે ફરિશ્તાઓ વિષે અલ્લાહની પુત્રીઓ હોવાની માન્યતા ધરાવવી અને તેવા શબ્દો મોઢેથી ઉચ્ચારવા તે અંજામની દ્રષ્ટિએ બેહદ ખતરનાક હોવા ઉપરાંત નાના મોઢે મોટી વાત કરેલી કહેવાય. આવા જૂઠાણાનો અંજામ જહન્નમ સિવાય શું હોય શકે ? અલ્લાહના બંદાઓ, અલ્લાહના બાલબચ્ચાં હોવાની માન્યતા ધરાવે અને મૂર્તિપૂજાના ધર્મ પર મરણ પામીને કાયમ માટે જહન્નમનું ઇંધણ બની જાય તે વાતનું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બેહદ દુખ થતું હતું. આપ રાતદિન તેઓનો ગમ ખાયને તેઓની જ ચિન્તામાં રહેતા હતા. કેટલીકવાર તો એજ ચિન્તામાં આપની જાનનો ખતરો ઊભો થઇ જતો હતો. જેથી એ પછીની આયતમાં અલ્લાહ તઆલાએ આપને દિલાસો આપતાં ફરમાવ્યું:

| | |
|---|---|
| ફ-લઅલ-લક્ | તો કદાચ હે નબી ! તમે |
| બાખિઉન નફ્-સક | પોતાના પ્રાણ ગુમાવી નાખનારા છો |
| અલા આસારિ - હિમ | આ લોકોની પાછળ |
| ઇલ - લમ યુઅમિનૂ | અગર એ લોકો ઇમાન નહિ લાવે; |
| બિ-હાઝલ-હદીસ | આ વાતો પર. |
| અ-સ-ફા. | પસ્તાવા કે હાય અફસોસથી ! |

અર્થાત : હે મારા પ્યારા હબીબ ! અગર આ લોકો તમારી પયગમ્બરી પર ઇમાન નહિ લાવે, તમારી અને કુર્આનની વાતો નહિ માને, કુફ્રો-શિર્કનો ત્યાગ નહિ કરે, પોતાની ખોટી માન્યતાઓને વળગી રહે અને એમાં જ મરણ પામીને કરણીના ફળ રૂપે બુરા અંજામે પહોંચી જાય તો તેઓનો ગમ ખાય-ખાયને, અને તેઓની ચિન્તામાં ઝૂરી-ઝૂરીને, તમારે પોતાના પ્રાણ ગુમાવી નાખવાની જરૂર નથી. પણ તમે તો હે નબી! તેઓના બુરા અંજામનો એટલો ગમ ખાઓ છો, એટલો પસ્તાવો કરો છો કે તમારા પ્રાણનો ખતરો ઊભો થઇ જાય છે. માટે તમારે આમ કરવાની જરૂર નથી. કેમકે તમે તમારી ફર્ઝ બજાવી દીધી છે. માનવું નહિ માનવું તેઓની મરજીની વાત છે. એ પછીની આયતમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| ઇન્ના જઅલ-ના મા અલલ-અર્દિ | બેશક અમે બનાવી છે જેટલી ચીજો જમીન પર, |
| ઝીનતલ-લહા | તે બધી શોભા છે જમીન માટે, |
| લિ-નબ-લુવ-હુમ | કે જેથી અમે કસોટી કરીએ તેઓની કે, |
| અય્યુ-હુમ અહ-સનુ અ-મ-લા. | કોણ તેઓમાં શ્રેષ્ઠ છે અમલને ધોરણે. |

અર્થાત : જમીન પર જેટલાં વસ્તુઓ અમે પેદા કરી છે એ બધી જમીન માટે શોભારૂપ છે અને એ બધી વસ્તુઓ અમે દુનિયાના લોકો માટે કસોટી તરીકે બનાવી છે કે જેથી માલૂમ પડે કે કોણ અમારા હુકમોની તાબેદારીમાં બઢીચઢીને નેક કામો કરનારા છે અને કોણ દુનિયાની માયામાં પડીને અમને ભૂલી જનારા છે.

એ પછીની આયતમાં દુનિયાના અંજામનું બયાન છે :

| | |
|---|---|
| વ ઇન્ના લ-જાઇલૂન | અને બેશક અમે બનાવી દેવાના છીએ |
| મા અલૈહા | જે કંઇ આ જમીન પર છે તેને |
| સઇદન જુરુઝા. | ઉજાજડ મેદાન.[૧] |

આ આયતમાં "મા અલૈહા"ના અર્થ જે કંઇ જમીન પર છે એટલે જમીનની દરેક વસ્તુ-અર્થાત : આ જમીન અને તેની દરેક વસ્તુનો અમે નિવાશ બોલાવી દેવાના છીએ અને બધું ખેદાન-મેદાન કરીને તેને નેસ્તો-નાબૂદ કરી દેવાના છીએ. (કિયામતના દિવસે પહેલી વાર સૂર ફૂંકાશે ત્યારે બધું ફના થઇ જશે અને બીજી વારનું સૂર ફૂંકાશે ત્યારે) તમારે અમારા જ દરબારમાં હાજર થવાનું છે. તે વેળા હિસાબ-કિતાબ પછી દરેક ઇન્સાનને અમે તેની કરણીનું ફળ આપીશું. માટે હે નબી ! તમે તેઓની ચિન્તા ના કરો અને તેઓના ગમમાં ઝૂરીઝૂરીને પોતાની જાનને જોખમમાં ના નાખો. તેઓ તરફથી જે કંઇ જોવામાં કે સાંભળવામાં આવે તે તમારા ખેદ કે પસ્તાવાનું કારણ ન બનવા પામે !

**અસહાબે-કહફનો કિસ્સો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આટલી પ્રસ્તાવના બાદ અલ્લાહ તઆલાએ તે નવજવાનો સાથે બનેલા બનાવનો કિસ્સો બયાન ફરમાવ્યો જેઓને લગતો કુરૈશે સવાલ કર્યો હતો. ફરમાવે છે :

| | |
|---|---|
| અમ હસિબ્ત્ | હે નબી ! શું તમે એમ ધારો છો કે |
| અન્ન અસહાબલ-કહફે | અસહાબે - કહફ |
| વર-રકીમ.... | અને રકીમ.... |

કહફ એટલે પહાડની ગુફા અને અસહાબે-કહફ એટલે ગુફાવાળા. રકીમ તે લખાણ કે શિલાલેખ છે જેમાં તેઓના નામો અને બનાવના પ્રસંગો ટાંકવામાં આવ્યા છે.[૨]

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| ઇઝ અવલ-ફિત્યતુ | તે સમયને યાદ કરો જ્યારે કેટલાક નવજવાનોએ |
| ઇલલ કહફિ | આસરો લીધો ગુફામાં |
| ફ-કાલૂ રબ્બના | ત્યારે તેઓએ યાચના કરી, "હે અમારા પાલનહાર ! |
| આતિના મિલ-લદુન્ક રહમહ | અમને આપી દે તારા તરફથી રહમત |
| વ હય-યિઅ લના | અને મોકળો કરી દે અમારા માટે |
| મિન અમરિના ર-શ-દા. | અમારા મામલામાં સચ્ચાઇનો રાહ." |

૧. સૂરએ-કહફ પારહ ૧૫ આયત ૧ થી ૮ સુધી

૨. રકીમ અંગે તફસીરકારોમાં મતભેદ પ્રવર્તે છે. કેટલાક અસહાબે-કહફને જ અસહાબે-રકીમ કહે છે. કેટલાકના મત મુજબ રકીમ તે ખીણનું નામ છે જ્યાં પહાડની ગુફા આવેલી હતી. અમુકના મંતવ્ય મુજબ અસહાબે-રકીમ તે ત્રણ પ્રવાસી હતા જેઓ વરસાદના ઝંઝાવાત કે વાવાઝોડાંથી આસરો મેળવવા પહાડની એક ગુફામાં ભરાયા અને ભરાતાંની સાથે જ ઉપરથી એક ચટાણ ગબડી પડતાં ગુફાનું મુખ બંધ થઇ ગયું. ત્યારે ત્રણેએ પોતપોતાની ઉત્તમ અને નિઃસ્વાર્થ નેકીનો ઉલ્લેખ કરીને તેના વસીલાથી બારગાહે ઇલાહીમાં ચટાણના હટી જવાની દુઆ માગી. તેઓની દુઆ બારગાહે-ઇલાહીમાં કબૂલ થઇ અને ચટાણ ધીરે ધીરે સરકતી ગઇ. છેવટે ગુફાનું મુખ ખુલ્લું થઇ ગયું અને તેઓ અલ્લાહનો આભાર માનતા પોતાને રસ્તે પડયા. (કામૂસુલ-કુર્આન. પેજ ૨૩૫.) "હ"

આ નવયુવકોના યુગમાં એમના દેશનો બાદશાહ બેહદ ઝાલિમ અને કટ્ટર કાફિર હતો. મૂર્તિપૂજાનો ઈન્કાર કરનારાઓને બેધડક કતલ કરાવી નાખતો હતો. નવયુવકો પાકા તવહીદ-પરસ્ત એટલે એક અલ્લાહના પૂજારી હતા. બાદશાહના ડરથી રાતોરાત ઘરબાર છોડીને જંગલના એક પહાડની ગુફામાં ભરાય ગયા. એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| ફ-દરબ્ના અલા આઝાનિ-હિમ | ત્યારે અમે થપકીઓ મારી તેઓના કાનો પર |
| ફીલ-કહફિ સિનીન અ-દ-દા. | આ ગુફામાં થોડાક વરસો સુધી. |
| સુમ્મ બઅસ્-ના હુમ | પછી અમે પાછા જીવતા કરી દીધા તેઓને |
| લિ-નઅલમ ઐયુલ-હિઝબૈન | કે જેથી અમે જાણીએ કે બંને પક્ષોમાંથી કોણ |
| અહસા લિમા લબિસૂ અ-મ-દા. | યાદ રાખે છે તેઓની સૂવાની મુદ્દતને ! |

ગુફામાં દાખલ થવા પછી અલ્લાહ તઆલાએ તેઓની ઉપર ઊંઘનું એવું દબાણ નાખ્યું કે તેઓ ઘસઘસાટ ઊંઘી ગયા. એ પછી અલ્લાહ તઆલાએ તેઓના કાનો પર થપકીઓ મારી મારીને તેઓને ઊંઘની હાલતમાં જ રાખ્યા ત્યાં સુધી કે પૂરા ત્રણ સો અને નવ વરસનો લાંબો કાળ પસાર થઈ ગયો. જેમકે આયત નંબર ૨૫ માં છેઃ

| | |
|---|---|
| વ લબિસૂ ફી કહફિ-હિમ | અને થોભેલા રહ્યા તેઓ પોતાની ગુફામાં |
| સલાસ મિઅતિન સિનીન | ત્રણ સો વરસ |
| વઝદાદૂ તિસ્આ. | અને ઉપરથી નવ વરસનો વધારો. |

પૂરા ત્રણ સો અને ઉપરથી બીજા નવ વરસોની લાગલગાટ ઊંઘ પછી અલ્લાહ તઆલાએ તેઓને ફરીવાર જીવતા એટલે જાગતા કરી દીધા. જાગવા પછી સૂવાની મુદ્દત વિષે તેઓમાં મતભેદ પડયો અને આપસમાં તેઓ એની ચર્ચા કરવા લાગ્યા. આયત નંબર ૧૯ માં છે :

| | |
|---|---|
| કાલા કાઈલુમ મિન્હુમ | કહ્યું એક કહેનારે તેઓમાંથી, |
| કમ લબિસ્-તુમ | "કેટલી મુદ્દત તમે થોભ્યા હશો ?" |
| કાલૂ લબિસ્-ના | કેટલાક બોલ્યા, "થોભ્યા હોઈશું આપણે |
| યવમન અવ બઅદ યવમ. | એક દિવસ અથવા એક દિવસથી પણ ઓછું." |

આ સાંભળીને સામા પક્ષના નવયુવકો બોલ્યા :

| | |
|---|---|
| રબ્બુ-કુમ અઅલમુ | તમારો પાલનહાર વધારે જાણે છે. |
| બિમા લબિસ-તુમ. | તમારા થોભવાની મુદ્દતને. |

આ ચર્ચામાં ઊંઘની મુદ્દતનો ફેસલો નહિ થતાં બધા આ વાત પર સંમત થઈ ગયા કે આપણો પાલનહાર સારી રીતે જાણે છે કે આપણે કેટલો સમય સૂતેલા રહ્યા !

એ પછી તેઓ આપસમાં કહેવા લાગ્યા :

| | |
|---|---|
| ફબ્અસૂ અ-હ-દ કુમ | હવે મોકલાવો તમે આપણામાંથી કોઈને, |
| બિ-વરિકિ-કુમ હાઝિહી | આ ચાંદીનો સિક્કો આપીને, |

| | |
|---|---|
| ઇલલ-મદીનતિ ફલ-યન્ઝુર | શહેર તરફ, તો તે તપાસ કરે કે |
| ઐયુહા અઝકા તઆમન. | કયું ખાવાનું તેમાંથી હલાલ છે ! |
| ફલ-યઅતિ-કુમ | તો તે લઇ આવે તમારા માટે |
| બિ-રિઝકિમ મિન્હુ. | તેનાથી ખાવાનું. |
| વલ- ય-ત્-લત-તફ | અને તેને જોઇએ કે નરમીનો વર્તાવ કરે |
| વલા યુશ-ઈરન્ન | અને ખબર નહિ પડવા દે |
| બિકુમ અ-હ-દા. | તમારા વિષે કોઇને. |

માલૂમ પડયું કે આ નવયુવકો, પોતાના ઈમાનને બચાવવા, ઘરબાર છોડીને જંગલમાં જતી વેળા કંઇક ખાવાનું અને ચાંદીના થોડાક ચલણી સિક્કા પણ પોતાની સાથે ગુફામાં લઇ ગયા હતા. ત્રણ સો નવ વરસની ઊંઘમાંથી જાગવા પછી, ભૂખનો એહસાસ થતાં તેઓએ પોતામાંથી એક યુવકને, ત્રણ સો નવ વરસ પહેલાંનો ચાંદીનો સિક્કો આપીને શહેરમાં જવાનું કહ્યું અને સાથે તાકીદ કરી કે બજારમાં તપાસ કરીને ફક્ત હલાલ ખોરાકની જ ખરીદી કરવી. ખાણીપીણીની કોઇ શંકાશીલ વસ્તુ અથવા મૂર્તિપૂજકોની ઝબહ કરેલી કે મૂર્તિના ચરણોમાં અર્પણ કરાયેલી કોઇ હરામ વસ્તુ ખરીદવી નહિ. ઉપરથી ભારપૂર્વક એવી તાકીદ પણ કરી કે બજારમાં ખરીદીના મામલામાં દુકાનદાર સાથે રકઝક કે જીભાજોડી નહિ કરવી બલકે ખૂબ સાવચેતીથી, નરમાશથી, વિવેકથી વાતચીત કરવી. આ તાકીદનું કારણ એના પછીની આયતમાં આ પ્રમાણે છે :

| | |
|---|---|
| ઇન્નહુમ ઈંય-યઝહરૂ અલૈકુમ | બેશક તેઓ જો બળ મેળવી લેશે તમારી ઉપર |
| યરજુમૂ-કુમ. | તો મારી નાખશે તમને પથ્થરોથી. |
| અવ યુઈદૂ-કુમ ફી મિલ્લતિ-હિમ. | અથવા ફેરવી નાખશે તમને તેઓના ધર્મમાં. |
| વલન તુફલિહૂ ઇઝન અ-બ-દા. | ત્યારે તો કદી તમે સફળતા મેળવી શકશો નહિ. |

એટલે નરમાશને બદલે કરડાકી અથવા મીઠાસને બદલે કડવાશથી કે તુમાખીથી વાત કરશો તો મૂર્તિપૂજકો આગળ આપણો ભેદ ખુલ્લો થઇ જશે. તેઓને આપણો પત્તો મળી ગયો તો બળજબરીથી પકડીને શહેરમાં લઇ જશે. પછી કાં તો પથ્થરમારાથી આપણને મારી નાખશે અથવા બળજબરીથી મૂર્તિપૂજાના ધર્મમાં વટલાવી નાખશે. નતીજા રૂપે આપણે ન દુનિયાના રહીશું ન દીનના.

અસહાબે-કહફના જવાનોને ત્રણ સો નવ વરસની ઊંઘ, વધુથી વધુ એક દિવસ જેટલી લાગવાથી તેઓ એમ જ સમજતા હતા કે હજુ તેઓ પેલા કટ્ટર કાફિર બાદશાહના જ રાજમાં છે. એ કાફિર બાદશાહનું નામ દક્યાનૂસ હતું. એના મરણ પછી અનેક બાદશાહો રાજ કરીને ચાલ્યા ગયા હતા. અને હવે જે બાદશાહ દેશ પર રાજ કરતો હતો તેનું નામ તફસીરકારોએ બીદૂસીસ કે બૈદોસીસ હોવાનું દર્શાવ્યું છે. અસહાબે-કહફના જવાનો આ ઇન્કિલાબથી તદ્દન બેખબર હતા.

ચાંદીનો સિક્કો લઇને શહેરમાં જનાર અસહાબે-કહફના જવાનનું નામ તમલીખા હતું. ખાણાની ખરીદી માટે બજારમાં જઇને જયારે તેણે ચાંદીનો સિક્કો દુકાનદારના હાથમાં આપ્યો તો સૈંકડો વરસ પહેલાંનો સિક્કો જોઇને તે બેહદ નવાઇ પામી ગયો. દુકાનદારને થયું કે આ જવાનને જરૂર જૂના જમાનાનો ખજાનો હાથ લાગ્યો છે. આજુબાજુના દુકાનદારોને જાણ થતાં તેઓ પણ સિકકો જોવા દોડી આવ્યા. એની ચર્ચા બજારમાં થવા

લાગી અને છેવટે એના સમાચાર તે સમયના બાદશાહના કાનો સુધી પહોંચી ગયા. આ બાદશાહનું નામ બીદૂસીસ હતું. એ બહુ નેક અને સદાચારી ગૃહસ્થ હતો. તે સમયની આકાશી કિતાબના શિક્ષણ મુજબ એક અલ્લાહનો પૂજારી હતો. કિયામતના હિસાબ કિતાબનો અને મરવા પછી પાછા જીવતા થવાનો પાકો અકીદો ધરાવતો હતો. શેહરના લોકો અને દેશની પ્રજાનો મોટો ભાગ એના જ ધર્મને અનુસરનારો હતો. આમ છતાં એના દરબારીઓમાં અને શહેરમાં કેટલાક એવા લોકો પણ હતા જેઓ આચાર-વિચારે તદ્દન નાસ્તિક હતા. ન કિયામતના હિસાબ કિતાબમાં માનતા હતા ન મરવા પછી જીવતા થવામાં માનતા હતા. આ વિષય પર બાદશાહ સાથે વારેઘડીએ તેઓની ગરમા-ગરમ ચર્ચા થયા કરતી અને બાદશાહ એજ ચિન્તામાં લમણે હાથ દઈને વિચાર કર્યા કરતો કે એવી કઈ દલીલ રજૂ કરવામાં આવે કે જેનાથી નાસ્તિકોના દાવાની પોકળતા જાહેર થઈ જાય!

એજ તે સમય હતો જયારે શહેરના લોકો અસહાબે-કહફના યુવકને લઈને બાદશાહના દરબારમાં હાજર થયા. બાદશાહની પૂછપરછથી યુવકે, પોતાના સાથીઓ સાથે ગુફામાં ચાલ્યા જવાની કથા વિગતથી કહી સંભળાવી. આ રીતે અલ્લાહ તઆલાએ દુનિયાના લોકો પર અસહાબે-કહફની હકીકત જાહેર કરી દીધી. જેમકે એ પછીની આયતમાં છે :

| | |
|---|---|
| વ-કઝાલિક અઅ-સ઼રના . | અને એવી જ રીતે અમે ખબરદાર કરી દીધા લોકોને |
| અલૈહિમ લિ-યઅલમૂ અન્ન | તેઓ વિષે, કે જેથી જાણી લે તેઓ કે બેશક |
| વઅદલ-લાહિ હક-કુન | અલ્લાહનો વાયદો સાચો છે |
| વ અન-નસ-સાઅત | અને બેશક કિયામતના આવવામાં |
| લા રૈબ ફીહા. | જરા પણ શંકા નથી. |

બાદશાહ અને શહેરના લોકો યુવકની કથા સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયા અને સાથે ખુશ પણ થયા કેમકે તે સમયે આસ્તિકો અને નાસ્તિકો વચ્ચે મરણ પછીના જીવન અને કિયામતના મામલા અંગે ઉગ્ર મતભેદ જાગેલો હતો અને આપસમાં તેઓ લડતા ઝગડતા રહેતા હતા. બાદશાહને તેનો નિવેડો લાવવા માટે નક્કર દલીલની જરૂર હતી અને અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી, મરેલાઓને તેઓના શરીરો સાથે ફરીવાર સજીવન કરી દેવાની દલીલ, તેઓને પ્રત્યક્ષ રીતે દેખાડી દીધી હતી. બાદશાહ પોતે શહેરના લોકોને લઈને આ યુવક સાથે અસહાબે-કહફની ગુફા પાસે ગયો. બધાએ પોતાની આંખે જોઈને ખાતરી કરી લીધી કે યુવકે જે કંઈ કહ્યું છે તે સાચું જ છે. એ પછી અસહાબે-કહફનું શું થયું ? તેઓ જીવતા છે, સૂતેલા છે કે વફાત પામી ગયા ? એ અંગે તફસીરકારોમાં મતભેદ પ્રવર્તે છે.

એ પછી શહેરના લોકોએ અસહાબે-કહફની યાદગાર તરીકે તેઓની ગુફા પાસે કોઈ સ્મારક ઊભું કરવાનું નક્કી કર્યું. પરંતુ સ્મારક કેવું હોવું જોઈએ તે અંગે મતભેદ જાગતાં તેઓમાં બે પક્ષો પડી ગયા. એમાં એક તરફ જનતાનો પક્ષ હતો જે ગુફા પાસે સ્મારક તરીકે કોઈ ઈમારત બનાવવા માગતાં હતો. બીજી તરફ સત્તાવાળાઓનો પક્ષ હતો જે ગુફા પાસે મસ્જિદ બનાવવા માગતો હતો. આયત નંબર ૨૧માં છે :

| | |
|---|---|
| ઈઝ ય-ત-ના ઝઊન બૈનહુમ | જયારે તેઓ ઝગડવા લાગ્યા આપસમાં |
| અમ્ર-હુમ | તેઓના મામલામાં |
| ફ-કાલૂબ્નૂ અલૈહિમ બુન્યાના. | તો બોલ્યા, બાંધી દો એમની પાસે એક ઈમારત. |

| | |
|---|---|
| રબ્બુહુમ અઅલમુ બિહિમ. | તેઓનો પાલનહાર વધુ જાણે છે તેઓના હાલ. |
| કાલલ-લઝીન ગ-લ-બૂ | બોલ્યા તે લોકો જેઓએ વર્ચસ મેળવી લીધું |
| અલા અમ્રિ-હિમ | પોતાના ધારેલા કામ પર; |
| લનત-તખિ-ઝન્ન | ''જરૂર અમે બનાવી લઈશું |
| અલૈહિમ મસ્જિદા. | એમની પાસે એક મસ્જિદ.'' |

આયતમાં ''બુન્યાન'' શબ્દ આવેલો છે જેના અર્થ ઈમારત, મકાન, ચાર દીવારી વગેરે થાય છે જેમકે દરગાહો, મકબરાઓ વગેરેમાં હોય છે અને મસ્જિદ એટલે ઈબાદતખાનું કે બંદગીનું સ્થળ. આ વાદવિવાદમાં અંતે સત્તાધારી પક્ષની જીત થઇ અને તેઓએ ગુફા પાસે ઈબાદતખાનું બંધાવવાનું નક્કી કરી લીધું કે જેથી જાહેર થાય કે આ નવજવાનો એક જ અલ્લાહની બંદગી કરનારા અલ્લાહના સાચા વલીઓ હતા અને પાછળથી કોઇ અહીં દરગાહ કે મંદિર બંધાવીને એમના જ ચરણોમાં સિજદા નહિ મારવા લાગી જાય !

નોટ :- ઇબ્ને હિશામમાં સૂરએ-કહફની ઘણી આયતો ટાંકીને અને વચ્ચે કેટલીક આયતો છોડીને વિવેચન કરવામાં આવ્યું છે. અમે આયતોની ક્રમવાર ગોઠવણી કરીને ઉપરનું લખાણ રજૂ કર્યું છે હવે ઇબ્ને હિશામમાં દર્શાવેલી આયતોના ક્રમ મુજબ, આયતોની અરબી ઈબારત છોડીને ફક્ત તરજુમો લખીએ છીએ. (ગુ.સંપાદક)

**સૂરએ-કહફ અને અસહાબે-કહફ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહ તઆલા પોતાના નબીને અસહાબે-કહફના બનાવ અંગે ફરમાવે છે : નહનુ નકુસ્સુ અલૈક ન-બ-અ હુમ બિલ-હક્ક.......

• ''હે નબી ! અમે તેઓનો બનાવ આપને ખરેખરો સંભળાવીએ છીએ. બેશક તેઓ કેટલાક નવજવાનો હતા જેઓ પોતાના પાલનહાર પર ઈમાન લાવ્યા હતા. અમે તેઓને હિદાયતમાં આગળ વધારી દીધા હતા અને તેઓના દિલોને અમે ખૂબ મજબૂત કરી દીધાં હતાં.''

• ''જ્યારે તેઓ ઊભા થઇ ગયા તો કહેવા લાગ્યા, અમારો પાલનહાર તેજ છે જે આકાશો અને ધરતીનો માલિક છે. અમે તેને છોડીને કોઇ બીજા ભગવાનને હરગિઝ પોકારવાના નથી. અગર અમે એમ કરીએ તો તે સત્યથી તદ્દન વેગળી વાત છે. ''(એટલે નર્યું જૂઠાણું જ છે.) (આયત ૧૩-૧૪)

એટલે આ નવજવાનોએ પોતાની કૌમ પેઠે એક અલ્લાહને છોડીને કોઇ બીજાને પોતાનો ભગવાન નહિ બનાવ્યો. જેમકે કુરૈશની કૌમે એક અલ્લાહને છોડીને બીજા ભગવાનોને તેના ભાગીદાર બનાવી લીધા છે અને આ ભગવાનોને લગતી કોઇ દલીલ તેઓ ધરાવતા નથી. જેમકે એ પછીની આયતમાં ફરમાવ્યું :

• ''આ અમારી કૌમે તેને છોડીને બીજાઓને ભગવાન બનાવી લીધા છે. ત્યારે તેઓ એના માટે કોઇ નક્કર દલીલ કેમ નથી લઇ આવતા ? તો તેનાથી વધીને મોટો ઝાલિમ કોણ છે જે અલ્લાહ પર જૂઠું બોલીને આક્ષેપ થોપે ?

• ''જ્યારે તમે તેઓને (એટલે મૂર્તિપૂજક કૌમને) તથા તેઓના અલ્લાહ સિવાયના ભગવાનોને તરછોડી કાઢ્યા છે તો ચાલો, કોઇ ગુફામાં જઇને આસરો લઇ લઇએ. તમારો

પાલનહાર પોતાની રહમતનો સાયો તમારી ઉપર ફેલાવી દેશે અને તમારા આ મામલામાં સફળતાના સાધનો જન્માવી દેશે. (આયત ૧૫-૧૬)

અર્થાત : આ સત્યવાદી અને એક અલ્લાહના પૂજારી નવજવાનોએ આપસમાં કહ્યું કે જયારે આપણે આપણી મૂર્તિપૂજક કૌમથી વિખૂટા પડી ગયા અને તેના લેભાગુ ભગવાનોને તરછોડી કાઢયા તો હવે જાનની સાથે ઈમાનનો પણ ખતરો છે. આપણને જાન એટલી પ્યારી નથી જેટલું ઈમાન પ્યારૂં છે. ઈમાનની સલામતી ખાતર શહેરનો ત્યાગ કરીને જંગલમાં ચાલ્યા જવું બેહતર છે. ત્યાં પહાડની કોઈ ગુફામાં આસરો મળી જશે. શાંતિથી અલ્લાહની બંદગી કરી શકીશું. રોજી-રોટીનો અલ્લાહ માલિક છે. તે પોતાની કૃપાથી જરૂર આપણા માટે કોઈ પ્રબંધ કરી દેશે. ઈમાન સાથે જાન પણ સલામત રહેશે અને ધર્મસંકટથી પણ બચી જઈશું. આમ પોતાના અલ્લાહ પર ભરોસો કરીને આ નવજવાનો રાતોરાત શહેરમાંથી નીકળી નાઠા અને જંગલમાં જઈને પહાડની ગુફામાં ભરાય ગયા. રસ્તામાં એક કૂતરો પણ એમની પાછળ થઈ ગયો. બધાએ તેને હડધૂત કરીને ભગાડી મૂકવાની બહુ કોશિશ કરી પણ કૂતરો માન્યો નહિ. દૂર સુધી પીછો કરીને એમની પાછળ ચાલતો રહ્યો. છેવટે દયા આવતાં કૂતરાને પણ પોતાની સાથે ગુફામાં લઈ ગયા. આગળએ ગુફાનું બયાન આવે છે.

**ગુફાનું રોમાંચકારી દ્રશ્ય**————નવજવાનોએ પહાડની ગુફામાં આસરો લીધો હતો તેના બયાનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : વ-ત-રશ-શમ્સુ ઈઝા ત-લ-અત......

• ''અને જુઓ છો તમે સૂરજને જયારે તે ઉદય પામે છે તો ત્રાંસો થઈને જાય છે તેઓની ગુફાની જમણી દિશાએથી અને જયારે આથમે છે તો ત્રાંસો થઈને જાય છે તેઓની ડાબી દિશાએથી. અને તેઓ આ ગુફાની એક વિશાળ જગામાં પડેલા છે. એ અલ્લાહની નિશાનીઓમાંથી એક નિશાની છે અલ્લાહ જેને હિદાયત આપે તેજ હિદાયત પામનારો છે અને જેને તે ગુમરાહ કરી દે તો કોઈ તેનાં મદદગાર અને માર્ગદર્શક તમે હરગિઝ જોશો નહિ.'' (આયત ૧૭)

એટલે ગુફાના જે ભાગમાં જવાનોએ આસરો લીધો હતો તે કોઈ તંગ કે સાંકળી જગા ન હતી બલકે સ્વચ્છ વાતાવરણની અને હવા-ઉજાસવાળી એક વિશાળ અને ખુલ્લી જગા હતી જયાં તેઓ આરામથી બેસી શકતા હતા, મઝાથી સૂઈ શકતા હતા, પગ છૂટા કરવા હરીફરી શકતા હતા. તડકો, વરસાદ, બરફનું તોફાન કોઈ વસ્તુ તેઓના આરામમાં ખલલ નાખી શકતું ન હતું અલ્લાહના ઈશ્કમાં તેઓ ઘરબાર અને દુનિયાનો એશઆરામ તજીને અલ્લાહને ભરોસે નીકળી ગયા હતા. જેથી અલ્લાહ તઆલાએ પણ તેઓ પર ઉપકાર કર્યો અને ગુફામાં એવી જગાએ પહોંચાડી દીધા જયાં હરેક તરહની રાહત હતી.

એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે : વ-તહસબુ-હુમ ઐકાઝંવ વહુમ રુકૂદ......

• ''અને તેઓને તમે જુઓ તો એમ જ ધારી લો કે તેઓ જાગી રહ્યા છે જયારે કે તેઓ તો ઊંઘી રહ્યા છે અને અમે તેઓનાં પાસાં જમણી તરફ અને ડાબી તરફ ફેરવી રહ્યા છીએ અને તેઓનો કૂતરો પોતાના બંને હાથો ફેલાવીને ગુફાના ઉંબર પર બેઠેલો છે. જો તમે તેઓને ઝાંખીને જોઈ લો તો તેઓથી પૂઠ ફેરવીને ભાગી જાવ અને તમારી ઉપર તેઓની દહેશત છવાઈ જાય.'' (આયત ૧૮)

ગુફામાં આસરો લેવા પછી ઘરેથી જે કંઇ ખાવાનું એ લોકો લઇ આવ્યા હતા તેને ખાતા રહ્યા અને સૂવા-જાગવાની સાથે અલ્લાહની ઇબાદત કરતા રહ્યા. એ પછી અલ્લાહ તઆલાએ તેઓને થપકીઓ આપી-આપીને એવી રીતે સૂવાડી દીધા જેમ મા પોતાના બાળકને થપકીઓ આપીને સૂવાડે છે. ભર ઊંઘમાં હોવા છતાં તેઓની આંખો ખુલ્લી હતી જેમ જાગતા માણસની આંખો ખુલ્લી હોય છે. જોનારા એમ જ સમજે કે આ લોકો સૂતેલા નથી બલકે જાગી રહ્યા છે. વળી જમીન તેઓના શરીરોને ખાયને માટીમાં નહિ મેળવી દે જેથી ઊંઘમાં તેઓ જમણી-ડાબી પડખાં પણ ફેરવ્યા કરતા હતા જેમ સૂતેલો માણસ ઊંઘમાં પડખાં ફેરવતો રહે છે. તેઓનો કૂતરો ગુફાના મુખ પાસે પગો પસારીને એવી રીતે બેઠેલો હતો જાણે પૂરી સાવચેતીથી તેઓની ચોકીદારી કરી રહ્યો છે. હાલાં કે કૂતરો પણ તેઓની પેઠે એજ હાલતમાં સૂતેલો હતો.

વળી ગુફા પાસેનું વાતાવરણ અલ્લાહ તઆલાએ એટલું હયબતનાક, દહેશત ભરેલું અને ડરામણું બનાવી દીધું હતું કે ભૂલેચૂકે ત્યાં આવી ચઢનાર માણસ તેને જોતાં જ દહેશતથી થથરી ઊઠે અને તુરંત માથે પગ મૂકીને ત્યાંથી ભાગી છૂટે. આ બધું તેઓની હિફાઝત માટે હતું કે જેથી દુનિયાના લોકો તેઓને તમાશો ન બનાવી લે. આ રીતે અલ્લાહ તઆલાએ અસહાબે-કહફને પૂરા ત્રણ સો નવ વરસ સુધી લગાતાર સૂતેલા રાખીને પોતાની કુદરતથી ફરીવાર જાગતા કરી દીધા. એમના જાગવા પછીનું વિગતવાર બયાન અમે આયતોની રોશનીમાં આગળ ઉપર ટાંકી આવ્યા છીએ.

**અસહાબે-કહફની સંખ્યા**————અસહાબે-કહફની ચોક્કસ સંખ્યા કેટલી હતી ? કોઇને ખબર ન હોવાથી લોકો આપસમાં તેને લગતી નકામી પંચાત કર્યા કરતા હતા. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છેઃ સ-યકૂલૂન સલા-સતુન......

• "હે નબી ! અમુક લોકો કહી દેશે કે તેઓ ત્રણ જણ હતા, ચોથો તેઓનો કૂતરો છે. અમુક લોકો એવું પણ કહે છે કે ના, તેઓ પાંચ છે, છઠ્ઠો તેઓનો કૂતરો છે. આ બધી વાતો અંધારાંમાં તીર ચલાવવા જેવી છે. (એટલે લાગે તો તીર નહિ તો તુક્કો) અને કેટલાક કહી દેશે કે તેઓ સાત જણ છે અને આઠમો તેઓનો કૂતરો છે. હે નબી! કહી દો કે તેઓની ખરી સંખ્યા તો મારો પાલનહાર જ સારી રીતે જાણે છે. કેમકે તેઓની ખરી સંખ્યાની માહિતી બહુ ઓછા લોકોની જાણમાં છે. માટે હે નબી ! તમે આ લોકોની સાથે તેઓને લગતી ઉપલક વાતો સિવાય ઝાઝી ચર્ચા કરશો નહિ અને તેઓને લગતી કોઇ વાત એમને પૂછશો નહિ." (સૂરએ-કહફ આયત ૨૨)

એટલે અસહાબે-કહફની ચોક્કસ સંખ્યાના મતભેદમાં કોઇની સાથે ચર્ચામાં ઊતરવાની જરૂર નથી અને એને લગતી કોઇ વાત પણ તેઓને પૂછવાની જરૂર નથી.

**વહીમાં વિલંબ થવાનું કારણ**————કુરૈશને આવતી કાલે જવાબ આપવાનાં વાયદો કર્યા પછી પંદર દિવસ સુધી વહીનું આગમન અટકી ગયું હતું તેનું કારણ દર્શાવતાં અલ્લાહ તઆલા ફરમાવે છે : વલા તકૂલન્ન લિ-શૈઇન...........

• "અને હે નબી ! કોઇ પણ કામ અંગે આમ ન કહો કે હું એને આવતી કાલે કરીશ. પરંતુ સાથે "અંય-યશા-અલ્લાહ" કહો (એટલે અલ્લાહ ચાહશે તો કાલે હું આ કામ

કરીશ.) અને જ્યારે તમે ભૂલી જાવ તો (પછીથી) પોતાના પાલનહારને યાદ કરી લો અને તેઓને કહી દો કે મને આશા છે કે મારો પાલનહાર મને તે રસ્તો દેખાડી દેશે જે એના કરતાં ય હિદાયતથી વધારે નિકટ હશે.'' (આયત ૨૩-૨૪)

એટલે હે નબી ! હવેથી લોકો કોઈ વાત આપને પૂછે તો તેવો જવાબ નહિ આપવો જેવો કુરૈશને આપ્યો હતો. બલકે જવાબ આપતી વેળા ''ઈન્શા અલ્લાહ'' પણ કહી દો એટલે મારો અલ્લાહ ચાહશે તો આવતી કાલે હું તમને તમારા સવાલનો જવાબ આપીશ. એવી જ રીતે બીજા કામોમાં પણ ઈન્શા અલ્લાહ કહી દેવું કેમકે તે અંગે અલ્લાહની શું ઈચ્છા છે તે કોઈ જાણતું નથી. અને જો સમયસર ઈન્શાઅલ્લાહ કહેવાનું ચૂકી જાવ તો પોતાના પાલનહારને યાદ કરી લો અને કહી દો, મારો અલ્લાહ ચાહશે તો એથીયે ઉત્તમ રીતે આ કામ વિષે તે મારૂં માર્ગદર્શન કરી દેશે. કેમકે તમે પૂછેલા મામલા અંગે મારા અલ્લાહની શું ઈચ્છા છે તે હું જાણતો નથી.

**કુરૈશના બીજા સવાલનો જવાબ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીની પરીક્ષા તરીકે યહૂદી આલિમોએ નદ્ર બિન હારિસ અને ઉકબા બિન અબી મુઐતને ત્રણ સવાલો બતાવ્યા હતા એમાંનો બીજો સવાલ એવા સહેલાણી વિષે હતો જે પોતાના લાવલશ્કર સાથે ધરતીને ધમરોળતો નીકળ્યો અને પૂર્વથી પશ્ચિમ સુધીના મુલ્કો પર ફતેહ પર ફતેહ મેળવતો ચાલ્યો ગયો. યહૂદનો સવાલ ''ઝુલ-કરનૈન'' વિષે હતો જેનું બયાન તવરાતમાં કરવામાં આવ્યું છે. અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| વ યસ્અલૂ-નક્ | અને હે નબી ! આ લોકો પૂછે છે તમને |
| અન ઝીલ-કરનૈન. | ઝુલ - કરનૈન વિષે. |
| કુલ સ-અત્લુ અલૈકુમ | કહી દો, હું રજૂ કરૂં છું તમારી આગળ |
| મિન્હુ ઝિકરા. | તેનું બયાન. |
| ઈન્ના મક-કન્ના લહૂ ફિલ-અર્દ | બેશક અમે આપી હતી તેને જમીન પર સત્તા |
| વ આતૈનાહુ | અને આપ્યાં હતાં અમે તેને |
| મિન કુલ્લિ શૈઈન સ-બ-બા. | દરેક પ્રકારના સાધનો. |
| ફ-અત્બઅ સ-બ-બા. | ત્યારે ચાલી નીકળ્યો તે એક રસ્તે.[1] |

એ પછીની આયતોમાં ઝુલ-કરનૈનની સાહસયાત્રા અને પરાક્રમોનું છેવટ સુધી વર્ણન થયેલું છે. ઈબ્ને ઈસ્હાક કહે છે : ઝુલ-કરનૈનના કારનામાઓની વિગત એવી છે કે અલ્લાહ તઆલા તરફથી તેને વિશાળ પાયે એવાં પરિબળો અને સાધનો મળેલાં હતાં કે તેના યુગમાં કોઈને તેવાં સાધનો મળેલાં ન હતાં. આ સાધનોને પ્રતાપે તે મશરિકના મુલ્કોથી શરૂઆત કરીને મગરિબના મુલ્કો પર વિજયનો વાવટો ફરકાવતો પૃથ્વીના એવા છેડા સુધી પહોંચી ગયો કે તેનાથી આગળ માનવજાતિના વસવાટની કોઈ વસતિ હતી જ નહિ. જમીનની સપાટી પર કોઈ એવો દેશ નહિ રહ્યો જેની ઉપર તેણે ફતેહ ન મેળવી લીધી હોય.

ઈબ્ને ઈસ્હાક કહે છે : અજમના લોકોમાંથી એક વિદ્વાન ઈતિહાસકાર, જેને ઈતિહાસનો ભંડોળ તેના પૂર્વજો તરફથી વારસામાં મળ્યો હતો, તેણે મને માહિતી આપી કે ઝુલ-કરનૈન મિસરવાસીઓમાંથી એક સાહસિક

૧. સૂરએ-કહફ આયત ૮૩-૮૪-૮૫

પુરૂષ હતો. તેનું મૂળ નામ મર્ઝબાન ઇબ્ને મર્ઝબહ અલ-યૂનાની હતું. તે યૂનાન બિન યાફિસ બિન નૂહ અલૈહિસ-સલામની અવલાદમાંથી હતો.

ઇબ્ને હિશામ કહે છે : મને મળેલી માહિતી મુજબ ઝુલ-કરનૈનનું અસલ નામ ઇસ્કન્દર હતું. એજ તે પરાક્રમી પુરૂષ છે જેણે મિસરનું ખ્યાતનામ ઇસ્કન્દરિયા શહેર વસાવ્યું હતું. શહેરનું નામ એના જ નામ સાથે સંકળાયેલું છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : સૌર બિન યઝીદે મને ખાલિદ બિન મઅદાન કિલાઇ——————જેમણે ઇસ્લામનો યુગ મેળવ્યો હતો——————ની આ રિવાયત મને કહી સંભળાવી કે એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઝુલ-કરનૈન વિષે પૂછવામાં આવ્યું તો આપે ફરમાવ્યું : "મલિકુન મસ્હલ-અર્દ મિન તહતિહઃ બિલ-અસ્બાબ." તે એક બાદશાહ હતો જેણે સાધન કે યંત્ર મારફતે પૃથ્વીના પેટાળની માપણી કરી હતી.

ખાલિદ બિન મઅદાને એમ પણ કહ્યું કે એક વેળા હઝરત ઉમર બિન ખત્તાબે એક શખ્સને સાંભળ્યો કે તે કોઇને "હે ઝુલ-કરનૈન ! " કહીને પોકારી રહ્યો છે તો હઝરત ઉમરે ફરમાવ્યું, "અલ્લાહ માફ કરે હે લોકો ! શું તમને પયગમ્બરો જેવાં નામો રાખવાથી સંતોષ નથી કે હવે ફરિશ્તાઓ જેવાં નામો રાખવા લાગી ગયા ?"

ઇબ્ને ઇસ્હાક કહે છે : અલ્લાહ તઆલા જ બેહતર જાણે છે કે ઉપર જે વાતો દર્શાવવામાં આવી, હકીકતમાં એમાંની કઇ વાત સાચી છે ? અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ ઉપર મુજબ ફરમાવ્યું હતું કે નહિ ? અગર ફરમાવ્યું હતું તો બેશક જે કંઇ આપે ફરમાવ્યું તે બિલકુલ હક છે.

**કુરૈશના ત્રીજા સવાલનો જવાબ**——————કુરૈશનો ત્રીજો સવાલ રૂહ એટલે આત્માને લગતો હતો કે એ શી વસ્તુ છે અને એની હકીકત શું છે ? જવાબમાં અલ્લાહ તઆલા ફરમાવે છે:

| | |
|---|---|
| વ યસ્અલૂ-નક્ અનિર-રૂહ. | અને હે નબી ! આ લોકો પૂછે છે તમને રૂહ વિષે. |
| કુલિર-રૂહુ મિન અમ્રિ રબ્બી. | કહી દો કે રૂહ મારા પાલનહારના અમ્ર (હુકમ) થી છે. |
| વમા ઊતીતુમ મિનલ-ઇલ્મે | અને નથી આપવામાં આવ્યો તમને ઇલ્મ |
| ઇલ્લા કલીલા. | મગર બહુ થોડો. [૧] |

એટલે તમારા માટે આટલું જ જાણી લેવું કાફી છે કે રૂહ "અમ્રે-રબ્બી" એટલે તમારા પાલનહારનો એક અમ્ર અથવા હુકમ છે જેનો સીધો સંબંધ અલ્લાહ તઆલા સાથે છે. એથી વધુ રૂહની હકીકત તમે સમજી શકતા નથી. કેમકે રૂહને લગતું છેક જ ઓછું જ્ઞાન અલ્લાહ તરફથી ઇન્સાનને આપવામાં આવ્યું છે. જ્યારે આટલું નજીવું જ જ્ઞાન મળ્યું હોય તો લોકો, રૂહ શું છે અને તેની હકીકત શું છે ? તે કેવી રીતે સમજી શકે છે ?

**યહૂદી પાદરીઓની ટીકા**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હિજરત કરીને મદીનહ પધાર્યા તો યહૂદી આલિમોએ પૂછ્યું, "હે મુહંમદ ! તમારા કુર્આનની આ આયત કે, 'વમા ઊતીતુમ મિનલ-ઇલ્મ ઇલ્લા કલીલા. (બહુજ

૧. બની ઇસરાઇલ પારહ ૧૫ આયત ૭૫

ઓછો ઈલ્મ આપવામાં આવ્યો છે તમને) એમાં ''તમને'' એટલે કોને ? અમારી યહૂદી કૌમને કે તમારી મુસલમાન કૌમને ?

આપે ફરમાવ્યું, ''કલ્લા !'' એટલે તમે ધારો છો તેવું નથી. ''તમને''નું સંબોધન ન યહૂદીઓને છે ન મુસલમાનોને બલકે સમગ્ર માનવજાતિને છે.''

યહૂદી પાદરીઓ બોલ્યા, ''એ કેવી વાત ? તમારા પર ઊતરેલા કુર્આનમાં તો અલ્લાહએ કહ્યું છે કે, ''યહૂદીઓને મેં તવરાત આપી છે તેમાં દરેક વસ્તુનું વિગતવાર બયાન મવજૂદ છે. પછી કુર્આનમાં ''ઈલ્લા કલીલા'' એટલે નજીવા ઈલ્મની વાત કેવી ?''

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈન્નહા ફી ઈલ-મિલ્લાહિ | બેશક એ પણ અલ્લાહના ઈલ્મના મુકાબલામાં |
| કલીલુન . | છેક જ નજીવું છે |
| વ ઈન્દ-કુમ ફી ઝાલિક | અને તમારી પાસે પણ એમાંથી એટલું જ છે |
| મા યકફી-કુમ. | જેટલું તમારા માટે કાફી છે. |
| લવ અકમ-તુમૂહુ. | કાશ ! તમે એને જ પકડીને એના પાબંદ બની જાવ ! |

**યહૂદીઓની ટીકાનો જવાબ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : યહૂદી પાદરીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ટીકા રૂપે જે અણછાજતી વાતો કહી હતી તેના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી:

| | |
|---|---|
| વ-લવ-અન્ન મા-ફિલ-અર્દિ | અને બેશક જે કંઈ જમીનમાં છે |
| મિન શ-જ-રતિન | ઝાડોના પ્રકારમાંથી |
| અકલા-મુંવ | જો એ બધાં જ ઝાડો કલમ બની જાય |
| વલ -બહરુ યમુદ-દુહૂ | અને સમુદ્રના પાણી તેની શાહી બની જાય |
| મિમ બઅદિહી સબ્અતુ અબ-હુરિમ | એ ઉપરાંત બીજા સાત સમુદ્રોની શાહી હોય |
| મા નફિદત કલિમા -તુલ્લાહ | તો પણ અલ્લાહની વાતો પૂરી ન થાય. |
| ઈન્નલ્લાહ અઝીઝુન હકીમ. | બેશક અલ્લાહ બહુ જોરાવર, હિકમતવાળો છે. |

આ સૂરએ-લુકમાનની આયત નંબર ૨૭ છે. આયતનો મતલબ આ છે કે યહૂદીઓને મળેલી તવરાત પણ અલ્લાહ તઆલાના અમર્યાદ કે અપરંપાર ઈલ્મોનો જ એક નજીવો ભાગ છે.

**ગુજરાતી સંપાદકની નોંધ**————યહૂદી ધર્મના પાદરીઓએ ટીકા કરી હતી કે હે મુહંમદ ! તમારૂં કુર્આન રૂહના મામલા અંગે ''મિનલ-ઈલ્મે ઈલ્લા કલીલા'' એટલે બહુ જ થોડા કે નજીવા ઈલ્મની વાત કરે છે. જ્યારે કે એજ કુર્આનની બીજી આયતમાં અલ્લાહએ યહૂદીઓને તવરાત આપી તેમાં દરેક વસ્તુના વિગતવાર ઈલ્મનો ઉલ્લેખ કર્યો છે. તો આ દલીલના આધારે અમે યહૂદીઓ તમારા કરતાં મહાજ્ઞાની થયા અને તમે અમારા કરતાં અલ્પજ્ઞાની થયા.

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું કે અલ્લાહના ઈલ્મની સરખામણીમાં

તો તવરાતનાં ઈલ્મ પણ સમુદ્રના ટીપાં જેટલો જ કહેવાય. તમારા માટે આ ટીપાં જેટલો જ ઈલ્મ બસ છે. અગર તમે એની જ ઉપર અમલ કરો તો તમારો બેડો પાર થઇ જાય. કાશ કે તમે એનો અમલ કરતે !

યહૂદીઓની ટીકાના જવાબમાં કુર્આને-મજીદે ફરમાવ્યું કે, હે યહૂદીઓ ! તમે મહાજ્ઞાની હોવનો શું દાવો કરો છો સાંભળો :

> ''અલ્લાહની આ ધરતી પર જેટલાં ઝાડો, જેટલી ઝાડીઓ, છોડવાઓ, વેલાંઓ અને વનસ્પતિઓ છે એ બધાં, લખનારી કલમનું રૂપ ધારણ કરી લે————
>
> ————અને અલ્લાહની આ ધરતી પર જેટલા સમંદરો છે એ બધાના પાણી, લખાણ માટેની શાહી બની જાય અને તેનાથી અલ્લાહના ઈલ્મની વાતોનું લખાણ શરૂ કરવામાં આવે તો, કલમો ઘસાઈ-ઘસાઈને ખતમ થઇ જશે અને સમંદરોના પાણીઓની શાહી પૂરી થઈ જશે. પણ અલ્લાહના ઈલ્મની વાતો પૂરી થવાની નથી.''
>
> એટલું જ નહિ, કુર્આન વધુમાં ફરમાવે છેઃ ''મિમ બઅદિહી સબ્અતુ અબ-હુરિન.'' એટલે એના પછી બીજા સાત સમંદરો હોય અને તેટલી જ કલમો હોય તો પણ ''મા નફિદત કલિમા-તુલ્લાહ.'' એટલે અલ્લાહના ઈલ્મની વાતોનો અંત આવવાનો નથી. (સંપાદકનું લખાણ પૂરૂં થયું.)

---

## પ્રકરણ ૪૯

# કુરૈશની માગણીઓનું બયાન કુર્આનમાં

● કુરૈશના ઊલટા-સૂલટા સવાલો ● કુફ્ફારની બાલિશ માગણીઓ ● તમામ પયગમ્બરોની જીવનચર્યા ● મુસલમાન બનવાની છોકરવાદી શરતો ● રહમાનથી સરતાબી ● અબૂ જહલને કુર્આનની ચીમકી ● મુશરિકોના માથે બેઠેલી પનોતી ● અબૂ જહલનો ઝનૂની બફાટ ● કુર્આનની વાણીનો જાદૂ ● કુર્આન લલકારનાર એક વીરનર ● કલામે-ઇલાહીનું લોહચુંબક આકર્ષણ ● કુરૈશના ત્રણ મોવડીઓની ઘટના ● કુર્આન વિષે કુરૈશની દોંગાઇ

**કુરૈશના ઊલટા સૂલટા સવાલો**———ઇબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જે ઊલટા-સૂલટા કે છોકરવાદી સવાલો પૂછયા હતા અને મક્કહવાસીઓના લાભની વાતો કરી હતી (જેનું બયાન પ્રકરણ ૪૭ માં થયું છે) જેમકે : હે મુહંમદ ! તમે સાચા પયગમ્બર છો તો પહાડોને ઉખેડીને ચાલતા કરી દો, અમારા મક્કહ શહેરને વિકસાવીને વિશાળ કરી દો, અમારા મરણ પામેલા બાપદાદાઓને જીવતા કરી દો વગેરે.......એના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| વ-લવ અન્ન કુર્આનન | અગર કોઇ કુર્આન એવું હોત, |
| સુય-યિરત બિહિલ-જિબાલુ | જેના વડે પહાડો ચાલવા લાગતે ! |
| અવ કુત-તિઅત બિહિલ-અર્દુ | અથવા તેના વડે જમીન ફાટી જતે ! |
| અવ કુલ-લિમા બિહિલ-મવતા. | અથવા તેના વડે મુરદાં બોલવા લાગતે ! |
| બલ-લિલ-લાહિલ-અમ્રુ જમીઆ. | પરંતુ દરેક સત્તા અલ્લાહના અધિકારમાં છે. [૧] |

એટલે હે મુહંમદ ! તમારા અલ્લાહએ કોઇ એવું કુર્આન કેમ નહિ ઉતાર્યું જેના પ્રતાપે પહાડો ચાલવા લાગતે, જમીન ફાટી જતે, મુરદાં બોલવા લાગતે તો કુર્આનના આ ચમત્કારો જોઇને અમે મુસલમાન બની જતે, જવાબમાં ફરમાવ્યું કે આવા ચમત્કારો દેખાડવા માટે જ અમે કુર્આન ઉતાર્યું હોત તો બેશક એ ખૂબી આ કુર્આનમાં જ હોત અને એની આયતો પઢતાં જ આંખના પલકારામાં આવા ચમત્કારો સર્જાઇ જાત. પરંતુ બાબત એમ નથી. કુર્આન તો અમે, લોકોની હિદાયત માટે ઉતાર્યું છે. એને માનશો તો તમારૂં જ ભલું થશે. નહિ માનશો તો તમારે જ ભોગવવું પડશે. કુર્આનનો હેતુ ચમત્કારો દેખાડવાનો જ હોત તો અમે પોતાની કુદરતથી તેમ પણ કરી શકત કેમકે અમે સર્વશકિતમાન છીએ અને દરેક પ્રકારની સત્તા અમારા જ અધિકારમાં

૧. સૂરએ-રઅદ આયત ૩૧

છે. પરંતુ અમારે એમ નથી કરવું કેમકે અમારી એવી ઇચ્છા નથી.

**કુફ્ફારની બાલિશ માગણીઓ**----------કુરૈશના નાલાયક અને ઉછાછળા લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આપના લાભની અમુક વસ્તુઓ મેળવી લેવાની હાકલ કરી હતી જેમકે : હે મુહંમદ ! તમે પોતાને માટે બાગબગીચા, મહેલાત અને સોના ચાંદીના ખજાના મેળવી લો, નહેરો અને ઝરણા વહેતાં કરી દો, એક ફરિશ્તો પોતાની સાથે રાખો જે તમારી આગળ આગળ ચાલીને છડી પોકારે કે, હે લોકો! આ રહ્યા અલ્લાહના પયગમ્બર ! ઊભા થઈને એમનું સ્વાગત કરો, એમની પયગમ્બરીનો સ્વીકાર કરો, એમનું કહ્યું માનો, એમની ઉપર ઈમાન લઈ આવો !" કુરૈશની આ માગણી સંબંધી અલ્લાહ તઆલાએ આ આયતો ઉતારી:

| | |
|---|---|
| વ કાલૂ મા લિ-હાઝર રસૂલ. | તેઓ બોલ્યા, આ પયગમ્બરને શું થઇ ગયું છે ? |
| યઅ-કુલુત-તઆમ | ખાવાનું ખાય છે, |
| વ યમ્શી ફિલ-અસ્વાક. | બજારોમાં ચાલે ફરે છે. |
| લવ લા ઉનઝિલ ઈલૈહિ મલક | એની સાથે કોઈ ફરિશ્તાને કેમ નહિ ઉતાર્યો ? |
| ફ-યકૂન મઅહૂ નઝીરા. | જે એની સાથે લોકોને ડરાવ્યા કરતે ! |
| અવ યુલ્કા ઈલૈહિ કન્ઝુન | અથવા એની પાસે કોઈ ખજાનો કેમ નથી આવતો ? |
| અવ તકૂન લહૂ જન્નતુંય | અથવા એના માટે કોઈ બગીચો હોત, |
| યઅકુલુ મિન્હા. | કે જેના ફળો એ ખાયા કરતે ! |
| વકાલઝ - ઝાલિમૂન | અને આ ઝાલિમોએ તો કહી દીધું કે, |
| ઇન તત-તબિઊન | હે લોકો ! તમે અનુકરણ નથી કરતા, |
| ઇલ્લા રજુલમ મસ્હૂરા. | પણ એક જાદૂગ્રસ્ત માણસનું ! [૧] |
| ઉન્ઝુર કયફા દ-ર-બૂ | જુઓ તો ખરા હે નબી ! આ લોકો દાખલા આપે છે, |
| લકલ-અમ્સાલ્ | તમારા માટે કેવા કેવા ? |
| ફ -દલ્લૂ | એ લોકો એવા ભટકી ગયા છે કે, |
| ફલા યસ-તતીઊન સબીલા. | કોઈ રસ્તો જ એમને મળતો નથી. |
| તબા -રકલ - લઝી | બરકતશાળી છે તે પવિત્ર જાત. |
| ઇન્શાઅ જઅલ્ લક્ | તે જો ચાહે તો બનાવી શકે છે તમારા માટે |
| ખયરમ મિન ઝાલિક. | એનાથી યે ઉત્તમ વસ્તુઓ. |

એટલે બજારોમાં ફરવા-હરવા અને રોજી રળવાના સાધનોથી યે ઉત્તમ કે શ્રેષ્ઠતમ વસ્તુઓ અલ્લાહ તઆલા તમારા માટે પોતાની કુદરતથી તમને આપી શકે છે. એ પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| જન્ના-તિન તજ્રી | એવા બગીચા કે વહે છે. |
| મિન તહ-તિહલ અન્હાર | તેની નીચે નહેરો |

૧. એટલે ટીકાખોરોએ મુસલમાનોને કહ્યું, "હે મુસલમાનો ! તમને ભાન છે કે તમે કોની પાછળ ચાલી નીકળ્યા છો? એવા માણસ પાછળ જેની ઉપર જાદૂ કરી દેવામાં આવ્યો હોય ! "હ"

| | |
|---|---|
| વ યજ-અલ-લકા કુસૂરા. | અને બનાવી દે તમારા માટે મહેલો [૧] |

**તમામ પયગમ્બરોની જીવનચર્યા**————કુરૈશની ટીકાઓ કે કટાક્ષોના જવાબમાં અલ્લાહ તઆલા તરફથી આ આયતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઉતારવામાં આવી :

| | |
|---|---|
| વ મા અર-સલ્ના કબ્લક્ | અમે નથી મોકલ્યા તમારાથી પેહલાં, |
| મિનલ-મુર-સલીન | પયગમ્બરોમાંથી; |
| ઇલ્લા ઇન્ન-હુમ | પરંતુ તેઓ બધા પણ |
| લયઅ-કુલૂનત-તઆમ | ખાવાનું ખાતા હતા, |
| વ યમ્શૂન ફિલ-અસ્વાક. | અને બજારોમાં ચાલતા ફરતા હતા. |
| વ જઅલના બઅ-દકુમ | અને અમે બનાવી દીધા છે અમુકને |
| લિ-બઅદિન ફિત્નહ. | અમુક માટે કસોટીરૂપ. |
| અ-તસ-બિરૂન. | તો શું તમે ધીરજથી કામ લેશો ? |
| વ કાન્ રબ્બુક્ બસીરા. | અને તમારો પાલનહાર તો જોનારો છે જ. [૨] |

એટલે તમારામાંથી અમુકને અમુક માટે અમે એટલા માટે કસોટીરૂપ બનાવી દીધા કે તેઓની ટીકાઓ અને અવળચંડાઇઓ પર અમારા પયગમ્બર ધીરજથી કામ લઇ શકે. અગર અમે ચાહતે કે દુનિયાના તમામ લોકો તમામ પયગમ્બરોના તાબેદાર બનીને રહે અને કોઇ તેમનો જરા જેટલો વિરોધ નહિ કરે તો અમે તેમ પણ કરી શકતા હતા. પરંતુ તમે અમારી હિકમતો સમજી શકતા નથી. તેથી અમે તેમ નહિ કરતાં કસોટી તરીકે લોકોને આઝાદી આપી દીધી છે કે, કોણ અમારા પયગમ્બરનું કહ્યું માને છે અને કોણ નથી માનતું ?[3]

**મુસલમાન બનવાની છોકરવાદી શરતો**————અબ્દુલ્લાહ બિન અબી ઉમૈયહએ તોછડાઇથી જે ટીકાઓ કે કટાક્ષો કર્યા હતાં તેના જવાબ રૂપે અલ્લાહ તઆલાએ આ આયતો ઉતારી:

| | |
|---|---|
| વકાલૂ લન-નુઅમિન લકા | અને તેઓ બોલ્યા, અમે કદાપિ ઇમાન નહિ લાવીએ તુજ પર, |
| હત્તા તફજુર્ લના | ત્યાં સુધી કે તું વહેતું કરી દે અમારા માટે |
| મિનલ-અર્દિ યમ્બૂઅન | જમીનમાંથી ઝરણું. |
| અવ તકૂન-લકા જન્નતુમ | અથવા તારા માટે કોઇ બગીચો હોય, |
| મિન-નખીલિંવ-વ-ઇનબ. | ખજૂરોનો અને અંગૂરોનો. |
| ફ-તુફજ-જિરલ-અન્હાર | પછી નહેરો વહેતી કરી દે. |
| ખિલાલહા તફજીરા. | ઘણી નહેરો વહેતી કરવી. |

૧. સૂરએ-ફુર્કાન આયત ૭-૧૦    ૨. સૂરએ-ફુર્કાન આયત ૨૦

3. જેમકે બીજી આયતમાં અલ્લાહ તઆલા ફરમાવે છે:

| | |
|---|---|
| વ-લવ શાઅ રબ્બુક | અગર તમારો પાલનહાર ચાહતે તો |
| લઆમન મન ફિલ-અર્દિ | ઇમાન લઇ આવતે ધરતીના |
| કુલ્લુ-હુમ જમીઆ. | તમામ લોકો. |
| અ-ફ-અન્ત તુક-રિહુન-નાસ | તો શું હે નબી ! તમે જબરદસ્તી કરશો કે, |
| હત્તા યકૂનૂ મુઅમિનીન. | તેઓ બધા મુસલમાન બની જાય ? (સૂરએ યૂનુસ પા.૧૧ આ. ૯૯) |

| | |
|---|---|
| અવ તુસ-કિતસ-સમાઅ | અથવા તોડી પાડો આસમાનને, |
| કમા ઝઅમ-ત અલૈના કિ-સ-ફા. | જેમકે તમે દાવો કરો છો અમારા ઉપર તેનો ટુકડો. |
| અવ તઅ-તિય બિલ્લાહિ | અથવા લઈને આવ અલ્લાહને, |
| વલ-મલા-ઈકતિ કબીલા. | અને ફરિશ્તાઓને અમારી સામે. |
| અવ યકૂન લકા બયતુમ | અથવા બની જાય તારા માટે એક ઘર |
| મિન ઝુખ-રુફિન | સોનાનું. |
| અવ તરકા ફિસ-સમાઅ. | અથવા ચઢી જા આસમાન પર. |
| વ-લન-નુઅમિન | છતાં અમે હરગિઝ ઈમાન લાવવાના નથી; |
| લિ-રુકીય-યિકા | માત્ર તારા આસમાન પર ચઢી જવાથી; |
| હત્તા તુનઝ-ઝિલા અલૈના | ત્યાં સુધી કે તું ઉતારી લાવે અમારા માટે |
| કિતાબન-નક-રઉહ. | એક કિતાબ જેને અમે પઢી લઈએ. |
| કુલ સુબહાન રબ્બી | કહી દો કે પાક છે મારો પાલનહાર |
| હલ કુન્તુ ઈલ્લા બશરર-રસૂલા. | હું તો ફક્ત એક ઈન્સાન, એક રસૂલ છું. [૧] |

ઇબ્ને હિશામ કહે છે : ઉપરની આયતોમાં યમ્બૂઅ - કિસફ- કબીલા - ઝુખરુફ શબ્દો આવેલા છે. એમાં યમ્બૂઅ એવા પાણીને કહે છે જે જમીનમાંથી ધસારાભેર વહેતું હોય, જેમકે જુસ્સાભેર વહેતું ઝરણું, યમ્બૂઅનું બહુ વચન યનાબીઅ છે. કિસફ એવા ટુકડાઓને કહે છે જે અઝાબ રૂપે તૂટી પડે. એનું એકવચન કિસફહ છે. કબીલા એટલે રૂબરૂ, સામસામે, આંખ આગળ. કબીલાના અર્થ જમાઅત, સમૂહ અને માણસોના કબીલા પણ થાય છે અને ઝુખરુફ એટલે સોનું, સુવર્ણ.

**રહમાનની સરતાબી**—————કુરૈશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એમ પણ કહ્યું હતુ કે, અમને જાણવા મળ્યું છે કે યમામાનો રહમાન નામનો માણસ આવીને આ બધું તમને ભણાવી જાય છે માટે યાદ રાખો કે અમે કદી એ રહમાન પર ઈમાન લાવવાની નથી. એના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયતો નાઝિલ ફરમાવી. :

| | |
|---|---|
| કઝાલિક અરસલના-ક ફી ઉમ્મતિન | એવી જ રીતે અમે મોકલ્યા તમને આ કૌમમાં, |
| કદ્ ખલત મિન કબલિહા ઉમમુલ- | જેવી રીતે આથી પહેલાં ઘણી કૌમો થઈ ચૂકી છે, |
| લિ-તત્લુવ અલૈહિમુલ-લઝી | કે જેથી તમે પઢી સંભળાવો તેઓને તે વસ્તુ, |
| અવહૈના ઈલૈક. | જે અમે વહી મારફતે તમારા ઉપર ઉતારી છે. |
| વહુમ યક-ફુરૂન બિર-રહમાન | જો કે તેઓ કુફ્ર કરી રહ્યા છે રહમાન સાથે. |
| કુલ હુવ્ રબ્બી | કહી દો, એ રહમાન મારો પાલનહાર છે, |
| લા-ઈલાહ ઈલ્લા હૂ | તેના સિવાય કોઈ પૂજ્ય નથી, |
| અલૈહિ તવક્કલ-તુ | તેની જ ઉપર મેં ભરોસો કર્યો છે, |
| વ ઈલૈહિ મતાબ. | અને તેની જ તરફ મારે પાછા જવાનું છે. [૨] |

૧. સૂરએ-બની ઇસરાઇલ આયત ૯૦-૯૩.  ૨. સૂરએ-રઅદ આયત ૩૦

**અબૂ જહલને કુર્આનની ચીમકી**————અબૂ જહલ બિન હિશામની તોછડાઇ ભરેલી વાતો અને તાણે આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક માથું પથ્થરથી કચડી નાખવાનો જે નાપાક ઈરાદો કર્યો હતો તેને લગતી આ આયતો નાઝિલ થઈ :

| | |
|---|---|
| અ-રઐતલ-લઝી યન્હા | શું તમે જોયો ? તે શખ્સને જે અટકાવે છે, |
| અબ્દન ઈઝા સલ્લા. | એક બંદાને જ્યારે તે નમાઝ પઢે છે. |
| અ-રઐત ઈના કાના અલલ-હુદા | શું તમે જોયું ? અગર એ સીધા રસ્તે હોત, |
| અવ અ-મ-રા | અથવા બીજાઓને હુકમ કરત; |
| બિત-તકવા. | અલ્લાહથી ડરવાનો (તો કેવું સારૂં થાત !) |
| અ-રઐત ઈન કઝ-ઝબા | જુઓ તો ખરા અગર એણે જૂઠાણું ચલાવ્યું |
| વ તવલ્લા. | અને મોઢું ફેરવી લીધું (તો શું થયું ?) |
| અલમ યઅલમ | શું એને ખબર નથી કે, |
| બિ-અન્નલ - લાહ યરા. | અલ્લાહ બધું જોઇ રહ્યો છે ! |
| કલ્લા લઈલ - લમ - યન્તહિ | હરગિઝ નહિ , અગર એ સખણો નહિ રહ્યો તો, |
| લનસ-ફઅમ બિન-નાસિયતિ | અમે જરૂર એને ઘસીટીશું એની ચોટલી પકડીને; |
| નાસિ-યતિન કાઝિ-બતિન ખાતિઅહ. | તે ચોટલી જે જૂઠી છે, પાપથી ભરપૂર છે. |
| ફલ-યદ્ઉ નાદિયહ. | હવે એણે પોતાની મંડળીને હાકલ કરવી જોઈએ, |
| સનદ-ઉઝ-ઝબાનિયહ | અમે પણ બોલાવી લઇશું દોઝખના ફરિશ્તાઓને. |
| કલ્લા લા તુતિઅ-હુ | તમારે હરગિઝ એનું કહ્યું માનવું નહિ ! |
| વસ્જુદ વક-તરિબ. | અને સિજદો કરો અને અલ્લાહથી નિકટ થઈ જાવ ![1] |

ઈબ્ને હિશામ કહે છે : ઉપરની આયતોમાં લનસ-ફઅન - ફલ-યદઉ-નાદિયહ - ઝબાનિયહ શબ્દો આવેલાં છે. એમાં : લનસ -ફઅન ''સફઅ''થી નીકળેલો શબ્દ છે. જેના અર્થ પકડી પાડીને ઘસીટવું થાય છે. નાસિયહ એટલે પેશાનીના વાળ અથવા ચોટલી. એને પકડી લેવાથી માણસ કાબૂમાં આવી જાય છે.

ફલ-યદ્ઉ ''દુઆ'' થી નીકળેલો શબ્દ છે. એના અર્થ બોલાવવું, પોકારવું, હાંક, હાકલ, હોકારો વગેરે થાય છે. નાદિયહ ''નાદી''થી નીકળેલો શબ્દ છે. એના અર્થ એવી મંડળી કે મજલિસ થાય છે જેમાં લોકો એકત્ર થઈને પોતાના મામલાઓનો નિકાલ લાવે છે. ઝબાનિયહ ''ઝબ્ન''થી નીકળેલો શબ્દ છે, જેના અર્થ ધકેલવું હડસેલવું વગેરે થાય છે. અને ઝબાનિયહ એટલે દોઝખના તે ફરિશ્તા જેઓની જહન્નમના અઝાબ માટે નિમણૂંક થયેલી છે એ બહુ કરડા,આકરા અને કડક સ્વભાવના હોવાથી પાપીઓને હડસેલા મારતા દોઝખમાં ધકેલી દેશે.

**મુશરિકોના માથે બેડેલી પનોતી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને માલ-દૌલતની લાલચ આપી હતી. એના વિષે આ આયત ઊતરી :

૧. સૂરએ-અલક પારહ ૩૦

| | |
|---|---|
| કુલ મા સઅલતુ - કુમ | કહી દો, મેં જે કંઇ માંગણી કરી હતી |
| મિન અજરિન ફ-હુવ્ લકુમ. | બદલાની; એ તમારા જ માટે હતી. |
| ઇન અજ-રિયા ઇલ્લા અલલ-લાહ | મારી મઝદૂરી તો અલ્લાહ પર છે |
| વ હુવા અલા કુલ્લિ શૈઇન શહીદ. | અને તેજ દરેક વસ્તુનો સાક્ષી છે. |

જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશી મુશરિકોને કુર્આનની આયતાં સંભળાવી અને યહૂદીઓએ ભણાવેલા પાઠ મુજબ તેઓના અજબ કે ગજબ સવાલોના કુર્આની જવાબો આપી દીધા જેનાથી તેઓના દિલોને સંતોષ થઇ ગયો, તેઓની શંકાઓનું સમાધાન થઇ ગયું અને તેઓને આપની પયગમ્બરીની સચ્ચાઇની પાકે પાયે ખાતરી થઇ ગઇ, તેમ છતાં તેઓ પોતાના હઠાગ્રહ કે પૂર્વગ્રહને વળગી રહ્યા. હસદ, કીનાખોરી, અદેખાઇ અને વૈમનસ્યની નાપાક ટેવ સત્યની આડે આવી ગઇ. તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ સલ્લમની પયગમ્બરીનો ઇન્કાર કરી દીધો. એટલું જ નહિ, ઊલટાનું વધુ હઠે ચઢીને અલ્લાહની બળવાખોરી પર ઊતરી પડયા. ખુલ્લેઆમ અલ્લાહની આજ્ઞાઓનું ઉલ્લંઘન કરવા લાગ્યા અને પોતાના કુફ્રની જે ગંદકીમાં તેઓ સબડતા હતા તેમાં વધુ ખદબદી ઊઠયા. કેટલાકે તો અહીં સુધી કહી દીધું કે :

| | |
|---|---|
| વ કાલલ લઝીન કફરૂ | અને કુફ્ર કરનારાઓએ કહી દીધું કે, |
| લા તસ્મઊ લિ-હાઝલ-કુર્આન. | બિલકુલ ના સાંભળો આ કુર્આનને |
| વલ્ગવ ફીહિ. | અને તેમાં ઘોંઘાટ મચાવી દો. |
| લઅલ-લકુમ તગ્-લિબૂન. | કદાચ તમે જ વર્ચસ મેળવી લેશો. |

(સૂરએ-હામીમ સિજદહ-આ.૨૬)

એટલે કુર્આનને પણ નકામી કે ખોટી વસ્તુ સમજીને તેની ઠેકડી ઉડાવો. તેને સાંભળતી વેળા ઘોંઘાટ મચાવો, સીટીઓ ફોડો, હાકોટા અને પડકારા ગજાવો. આ તરકીબ કે આ યુકિતથી કદાચ તમે જ ફાવી જાવ તો નવાઇ જેવું નથી. એથી વિરૂધ્ધ તમે તેમની સાથે વાદવિવાદ કે દલીલબાજીથી કામ લીધું તો કદી ફાવવાના નથી.

**અબૂ જહલનો ઝનૂની બફાટ**————એક દિવસે કુરૈશની મંડળીમાં અબૂ જહલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મશ્કરી કરતાં કહ્યું, "હે કુરૈશી સજજનો! મુહંમદનો દાવો છે કે અલ્લાહનું તે લશ્કર જે તમને જહન્નમની આગમાં ઝોંકવાનું છે તેની કુલ સંખ્યા ફકત ૧૯ ફરિશ્તા છે. એ ઓગણીસને મુકાબલે તમારી સંખ્યા તો બેશુમાર છે. શું તમારા સો-સો માણસો મળીને એક એક ફરિશ્તાને પટકી નહિ શકે ?" એના આ બફાટ વિષે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર આ આયત ઉતારી:

| | |
|---|---|
| અલૈહા તિસ્અતા અશર. | એ દોઝખ પર ઓગણીસ ફરિશ્તા નિર્માણ છે. |
| વમા જઅલ-ના અસ્હાબન-નારં | અમે નથી બનાવ્યા દોઝખના પહેરેગીર; |
| ઇલ્લા મલા-ઇકાહ. | પરંતુ ફરિશ્તાઓને. |
| વમા જઅલ-ના ઇદ્દત - હુમ | અને અમે નથી બનાવી તેઓની સંખ્યાને; |
| ઇલ્લા ફિત્નતલ | મગર એક કસોટી; |

| | |
|---|---|
| લિલ-લઝીન કફરૂ. | એવા લોકો માટે જેઓ કાફિર છે.[1] |

(સુરએ-મુદ-દસ્-સિર આ.૩૦-૩૧)

**કુર્આનની વાણીનો જાદૂ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી કુરૈશે એવો નિયમ અપનાવી લીધો કે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નમાઝમાં કુર્આન પોકારીને પઢતા તો તેને સાંભળવાને બદલે ત્યાંથી ચંપત થઈ જતા. અને જયારે કોઈ માણસ કુર્આનની જાદૂઈ વાણીથી આકર્ષાઈને તેને સાંભળવા માગતો તો ખુલ્લેઆમ નહિ, બલકે મૂંઝીઓના ડરથી લપાઈ છુપાઈને સાંભળતો. અને જયારે તેને થતું કે કોઈ મને જોઈ રહ્યું છે તો તરત ત્યાંથી પલાયન થઈ જતો. અને જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મંદ સ્વરે કુર્આન પઢવા લાગતા તો લપાઈને સાંભળનારો એવી રીતે કાન માંડીને સાવચેતીથી સાંભળતો કે કોઈ એમ ન ધારે કે એ કુર્આન સાંભળવા અહીં બેઠેલો છે !

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હઝરત ઈબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત પહોંચી છે કે કુર્આનની આ આયત :

| | |
|---|---|
| વલા તજ્હર બિ-સલાતિક | હે નબી ! તમે ન બુલંદ અવાજે પઢો પોતાની નમાઝ, |
| વલા તુખા-ફિત બિહા | અને ન તેને ધીમા અવાજે પઢો, |
| વબ્તગિ બૈન ઝાલક સબીલા. | બલકે ગ્રહણ કરો એ બંનેનો દરમિયાની રસ્તો. [2] |

એજ લોકોને કારણે ઉતારવામાં આવી છે. એમાં અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ફરમાવ્યું કે હે નબી ! તમે તમારી નમાઝ ન એટલા બુલંદ અવાજે પઢો કે લોકો આઘાપાછા થઈ જાય. ન એટલા મંદ સ્વરે પઢો કે છુપાઈને સાંભળનારા પણ તેને ન સાંભળી શકે. દરમિયાની રસ્તો રાખવાથી કદાચ કુર્આનની વાણી તેઓના મન પર અસર કરે તો તેઓ મૂર્તિપૂજા છોડીને મુસલમાન બની જાય તે બનવા જોગ છે.

**કુર્આન લલકારનાર એક વીરનર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉર્વહ બિન ઝુબૈરની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પછી કઅબહ પાસે જે વીરનરે બુલંદ સ્વરે લલકારીને કુર્આનની તિલાવત કરી તે અબ્દુલ્લાહ બિન મસઊદ નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મહાન સહાબી હતા.

એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાથીઓએ ભેગા થઈને એવી મંત્રણા કરી કે, "આજ દિન સુધી કુરૈશે આપણામાંથી કોઈને ઊંચા અવાજે કુર્આન પઢતાં સાંભળ્યા નથી. તો છે કોઈ મર્દબચ્ચો જે તેઓને લલકારીને કુર્આન સંભળાવી શકે ?"

---

૧. જહન્નમના વહીવટ માટે અલ્લાહ તઆલાએ જે ફરિશ્તા નિમેલા છે તેના અમલદારોની સંખ્યા ૧૯ છે. એ અમલદારોના ઉપરી અધિકારીનું નામ "માલિક" છે. ફરિશ્તા અલ્લાહની નૂરી મખ્લૂક હોવાથી કલ્પનામાં ન આવે એવું બળ ધરાવે છે. એટલા માટે કે એક ફરિશ્તો જે કામ કરી શકે તે લાખો કરોડો માણસો મળીને ન કરી શકે. જયારે જહન્નમ પર ૧૯ ફરિશ્તા નિર્માણ હોવાની આયત ઊતરી તો કુરૈશી મુશરિકો તેનો ઠઠ્ઠો ઉડાવવા લાગ્યા કે એ ઓગણીસ ફરિશ્તા અમારા લાખોનું શું બગાડી લેવાના? અમારા સો માણસ મળીને એક ફરિશ્તાને તો જરૂર મારી હઠાવશે. અહીં ૧૯ની સંખ્યા અલ્લાહ તઆલાએ પોતાની હિકમતથી નક્કી કરી છે. એમાં ઈસ્લામનો ઈન્કાર કરનારાઓ માટે કસોટી છે કે કોણ એને માને છે અને કોણ એની ઠેકડી ઉડાવે છે! "હ"

૨. સૂરએ-બની ઈસરાઈલ આયત ૧૧૦

"હા હું સંભળાવીશ" હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ બોલ્યા.

"ના, એ તમારૂં કામ નહિ," સાથીઓ બોલ્યા, "કેમકે મક્કહમાં તમે અટૂલા છો. તમારો પક્ષ લેનાર અહીં કોઇ નથી. માણસ એવો હોવો જોઇએ જે બહોળું કુટુંબ ધરાવતો હોય, જેનો કબીલો વિશાળ હોય, જેના ડરથી કુરૈશ તેને મારવાની હિંમત ના કરે. તમે આ બીડું ઝડપો તો કુરૈશ તરત તૂટી પડશે."

"ગમે તેમ થઇ જાય, " હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ બોલ્યા, "આ બીડું હું જ ઝડપીશ. પછી અલ્લાહ માલિક છે. તે મને સાચવી લેશે."

બીજા દિવસની સવારે સૂરજ ઊંચે ચઢતાં જ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ કઅબહના "મકામે-ઇબ્રાહીમ" પાસે એવા સમયે આવ્યા જ્યારે કુરૈશના લોકો મજલિસો જમાવીને વાતોના તડાકા ઉડાવતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ મકામે-ઇબ્રાહીમ પાસે આવીને ઊભા થઇ ગયા અને પછી બુલંદ અવાજે લલકારીને કુર્આન પઢવા લાગ્યા :

અઊઝુ બિલ્લાહિ મિનશ-શયતાનિર-રજીમ-બિસ-મિલ્લાહિર- રહમાનિર-રહીમ

**અર - રહમાનુ અલ-લમલ - કુર્આન..... • ખલકલ - ઇન્સાન અલ્લમ્ - હુલ - બયાન.....**

અને તેઓ આગળ ને આગળ પઢતા જ ચાલ્યા ગયા. કુરૈશે ચમકીને કાન ઊંચા કરી લીધા અને સોચમાં પડી ગયા કે આ કેવો અવાજ ? પછી ધ્યાનથી સાંભળ્યું તો બોલ્યા, "અરે આ તો ઇબ્ને મસઊદ છે. તેજ કલામ લલકારે છે, જે મુહંમદ લઇને આવ્યા છે. એની આ હિંમત ?"

એજ પળે બધા ઇસારો કરીને અબ્દુલ્લાહ બિન મસઊદ પર તૂટી પડયા. ચારે તરફથી તેમના મોં પર, ગાલો પર, માથા પર તમાચા પડવા લાગ્યા. છતાં તેઓ પઢતાં જ ચાલ્યા ગયા. તડાતડ તમાચા, ઠોંસા અને લપડાકો પડતી રહી પણ તેમણે લગાતાર પઢવાનું ચાલુ રાખ્યું. એટલે સુધી કે અલ્લાહને મંજૂર હતું તેટલું પઢીને છેવટે તેઓ પોતે જ ચાલ્યા ગયા. સાથીઓએ તેમના મોં પર મારના ઉઝરડા જોયા તો બોલ્યા, "ઇબ્ને મસઊદ ! એજ વાતની તો અમને ધાસ્તી હતી અને તે બનીને રહી!"

ઇબ્ને મસઊદે કહ્યું, "સાચું કહું તો અલ્લાહના દુશ્મનો આજે મારી નજરમાં જેટલા તુચ્છ અને હલકટ લાગ્યા, અગાઉ કદી એટલા હલકટ લાગ્યા ન હતા. કહો તો ફરીવાર તેઓની પાસે પહોંચી જાઉં ?"

સાથીઓ બોલ્યા, "ના આટલું જ બસ છે તમે તેઓને તે વાતો સંભળાવી દીધી જેને તેઓ ધિક્કારે છે."

**કલામે-ઇલાહીનું લોહચુંબક આકર્ષણ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ ઝુહરીએ એક અદ્‌ભુત ઘટનાની વિગતો કહી સંભળાવી. તેઓ કહે છે કે આ ઘટના ત્રણ રાતો સુધી લગાતાર બનતી રહી.

એક વેળા બન્યું એવું કે કુરૈશના આગળ પડતા મોવડીઓમાંથી અબૂ સુફયાન બિન હર્બ, અબૂ જહલ બિન હિશામ અને અખ્નસ બિન શરીક બિન અમ્ર બિન વહબ સકફી એક રાતે પોતપોતાના ઘરમાંથી નીકળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મકાન તરફ ઊપડયા કે જેથી ત્યાં સંતાઇને છુપી રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું કુર્આન પઢવાનું સાંભળી શકે. બધા જુદા-જુદા રસ્તેથી આવેલા હોવાથી જુદાજુદા

સ્થળે લપાઈને બેસી ગયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નિયમ હતો કે રોજ રાતે પોતાના મકાનમાં નમાઝ પઢતા હતા અને નમાઝમાં બુલંદ અવાજે કુર્આનની તિલાવત કરતા હતા. પેલા ત્રણેમાંથી કોઈને એકબીજાની જાણ ન હતી. મકાનમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કુર્આન પઢવાનો અવાજ આવતો હતો. બધા કાન માંડીને કુર્આન સાંભળવામાં એટલા મસ્ત બન્યા કે રાત લગભગ ત્યાં જ વીતી ગઈ. પહો ફાટતાં પ્રભાતનું અજવાળું રેલાવા લાગ્યું તો આ લોકો ગુપચુપ ત્યાંથી ઊભા થઈને પોતપોતાને રસ્તે પડી ગયા. કોઈને એકબીજાની જાણ ન હતી. આગળ જતાં ગલીઓના નાકાને સંગમે તેઓનો આપસમાં મેળાપ થઈ ગયો. બધા એકબીજાને જોઈને દંગ થઈ ગયા. અને એકમેકને ઠપકો આપતાં કહેવા લાગ્યા, ''ચાલો હશે, બનવાનું બની ગયું પણ હવે નહિ આમ બનવું જોઈએ. કદાચ આપણા કમઅકકલો અને જાહિલોને એની જાણ થઈ જાય તો તેઓ આપણા વિશે શું ધારશે ?''

ત્યાંથી વિખૂટા પડીને તેઓ પોતપોતાના ઘર તરફ ઊપડી ગયા. દિવસ પસાર થઈ ગયો અને રાત આવી લાગી તો મોડી રાતે ફરીવાર આ લોકો કુર્આન સાંભળવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મકાન તરફ ઊપડયા અને અગાઉ પેઠે પોતાપોતાના સ્થળે ગોઠવાઈને આખી રાત કુર્આન સાંભળતા રહ્યા, એવી દશામાં કે કોઈને એકબીજાની કશી જાણ ન હતી. પરોઢનું અજવાળું રેલાતાં રાબેતા મુજબ તેઓ પોતપોતાને પંથે પડી ગયા અને ગલીઓનાં સંગમે ફરીવાર આપસમાં તેઓનો મેળાપ થઈ ગયો. આ વેળા પણ તેઓ એકબીજાને જોઈને ચમકી ઊઠયા અને પરસ્પર એકમેકને ઠપકો આપવા લાગ્યા અને તેઓ વચ્ચે તેજ વાતચીત થઈ જે ગઈકાલના મેળાપમાં થઈ હતી.

જયારે ત્રીજી રાત આવી તો આ મોવડીઓ ફરીવાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મકાન પાસે છુપાઈને આખી રાત કુર્આન સાંભળતા રહ્યા અને જયારે ગલીઓના સંગમે એકબીજાનો ભેટો કરાવી દીધો તો ત્રણે એકબીજાને જોઈને ઝંખવાણા પડી ગયા અને એકમેકને ઠપકો આપીને છેવટનો નિર્ણય લેતાં બોલ્યા, ''હવે તો અલ્લાહના કસમ ખાયને પ્રતિજ્ઞા નહિ લઈએ ત્યાં સુધી આ નઠારી ટેવ આપણી છૂટવાની નથી.'' ત્યારે પરસ્પર તેઓએ સોગંદપૂર્વક પ્રતિજ્ઞા લીધીકે, ''આઈન્દા કદી આ હરકત નહિ કરીએ !'' પછી બધા પોતપોતને રસ્તે પડી ગયા.

**કુરૈશના ત્રણ મોવડીઓની ઘટના**————એજ સવારે બનેલી આ ઘટના છે. જયારે સૂરજ ઊંચે ચઢી ગયો તો અખ્નસ બિન શરીક પોતાની ડાંગ હાથમાં લઈને અબૂ સુફયાનના ઘરે પહોંચ્યો અને બોલ્યો, ''હે અબૂ હન્ઝલહ ! ગઈ રાતે મુહંમદના મુખે જે કંઈ તમે સાંભળ્યું તે વિશે તમારો શો અભિપ્રાય છે ?''

અબૂ સુફયાન બોલ્યો, ''હે અબૂ સઅલબહ ! વલ્લાહ, મુહંમદના મુખે જેટલી વાતો મેં સાંભળી તેમાંની અમુક હું સમજી શકયો છું. તેના અર્થો અને રહસ્યો પણ હું પામી ગયો છું. પરંતુ તેના કુર્આની કલામની અમુક વાતો એવી છે જેના અર્થો અને રહસ્યો સમજવામાં મારી બુદ્ધિ લાચાર છે.''

અખ્નસ બોલ્યો, ''તમારી વાત સાચી છે. મારી પણ એજ હાલત છે.

''અહીંથી ઊઠીને અખ્નસ અબૂ જહલ પાસે ગયો અને બોલ્યો, ''હે અબુલ-હકમ ! મુહંમદના મુખે જે વાણી તમે સાંભળી તે વિશે તમારો શો મત છે ?''

અબૂ જહલ તડૂકયો, "સાંભળવાની શું વાત છે ? સાંભળો, બાબત એમ છે કે અમારા અને અબ્દે-મનાફના કુટુંબ વચ્ચે નામ ખાટવાની અને એકમેકને ટપી જવાની સદાથી હરિફાઇ ચાલતી આવે છે. અરબના હાજીઓને તેઓ પણ ખવાડે છે અને અમે પણ ખવાડીએ છીએ. નાદાર મુસાફિરોને તેઓ પણ સવારીઓ આપે છે અને અમે પણ આપીએ છીએ. કંગાલો અને ગરીબોને તેઓ પણ પૈસાની મદદ કરે છે, અમે પણ કરીએ છીએ. પછી જયારે ચડસા ચડસી ટોચે પહોંચી ગઇ અને બંનેની હાલત, હરીફાઇએ ઊતરેલા બે આખલા જેવી થઇ પડી તો તેઓએ ધડાકો કર્યો કે, "અમારામાં એક પયગમ્બર પાકયા છે જેની ઉપર આકાશથી વહી ઊતરે છે! "બતાવો, અમારી પાસે એનો શો જવાબ છે ?શું હું પણ ઊભો થઇને પયગમ્બર હોવાનો ધડાકો કરી દઊં ? આ મામલામાં અમે તેઓની સાથે કેવી રીતે ટકકર લઇએ ? જયારે બાબત આમ છે તો અલ્લાહના સોગંદ, અમે કદી તેને માનવાના નથી અને કદી તેની ઉપર ઇમાન લાવવાના નથી. [૧]

અબૂ જહલનો આ જવાબ સાંભળીને અખ્નસ ગુપચુપ ત્યાંથી ઊઠીને ચાલતો થયો.

**કુર્આન વિષે કુરૈશની દોંગાઇ**-----------ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે કુરૈશને કુર્આન પઢી સંભળાવતા અને તેઓને ઇસ્લામનું આમંત્રણ આપતા તો કુરૈશ હાકોટા ગજાવીને કુર્આનની ઠેકડી ઉડાવતા જેનું બયાન કુર્આનમાં છે : "કુલૂબના ફી અકિન-નતિમ મિમ્મા તદ્ઊના ઇલૈહ." એટલે અમારાં દિલો પર્દાઓમાં છે જેની તરફ તમે અમને બોલાવો છો. અર્થાત : પર્દામાં અમારા દિલો એટલાં સલામત છે કે તેની ઉપર તમારી કે કુર્આનની વાતોનો કોઇ પ્રભાવ પડી શકતો નથી. કોઇકવાર એમ કહેતા કે : "ફી આઝાનિના વકરુન."એટલે અમારા કાનોમાં બહેરાપણું છે જેથી તમારી વાતો અમને સંભળાતી નથી. ત્યારે કોઇકવાર કહી દેતા કે : "મિમ બયનિના વ વયનક હિજાબ." એટલે અમારી અને તમારી વચ્ચે એક પર્દો આડે આવેલો છે.

વળી કયારેક કંટાળીને કહી દેતા : "ફઅમલ ઇન્ના આમિલૂન." એટલે તમે તમારે રસ્તે ચાલતા રહો, અમે અમારે રસ્તે ચાલતા રહીશું. મતલબ કે અમારે તમારી વાતો સાંભળવી પણ નથી, સમજવી પણ નથી અને માનવી પણ નથી. એને જ લગતી આ આયતો અલ્લાહ તઆલાએ ઉતારી :

| | |
|---|---|
| વઇઝા કરઅ-તલ-કુર્આન | અને હે નબી ! જયારે તમે કુર્આન પઢયું |
| જઅલ-ના બયનક | તો અમે નાખી દીધો તમારી વચ્ચે |
| વ બયનલ - લઝીન | અને તેઓની વચ્ચે;-----------જેઓ |
| લા યુઅમિનૂન બિલ - આખિરતિ | આખિરત પર ઇમાન લાવતા નથી, |
| હિજાબમ મસ્તૂરા. | એક છુપો પર્દો. |
| વ-ઇઝા ઝકરતા રબ્બક | અને જયારે તમે વર્ણન કર્યું પોતાના પાલનહારનું |
| ફિલ-કુર્આનિ વહદહૂ | કુર્આનમાં કે તે વહદ્-હૂ છે (એટલે એક માત્ર છે) |

૧. અલ્લામા ઇબ્ને જરીર તબરીએ પોતાની તફસીરમાં લખ્યું છે કે જંગે-બદરના પ્રસંગે પણ અબૂ જહલે અખ્નસ બિન શરીકને એવો જ જવાબ આપ્યો હતો જયારે અખ્નસે એકાંતમાં પૂછયું હતું, "જુઓ ભાઇ ! અત્યારે આપણે એકલા છીએ. ત્રીજું કોઇ નથી. ખરા દિલથી મને કહો કે મુહંમદ સાચા છે કે જૂઠા ?" અબૂ જહલે કહ્યું, "અલ્લાહના સોગંદ, મુહંમદ તદ્દન સાચા છે. કદી જૂઠું બોલ્યા નથી. પણ તમે જ કહો કે તેનું ખાનદાન કઅબહના ઓહદાઓ સાથે પયગમ્બરીનું બીડું પણ ઝડપી જાય તો અમારા માટે બાકી શું રહ્યું ?" (સીરતે-સરવરે-આલમ જિ-૨ પા.૫૧૧) "ક"

| | |
|---|---|
| વલ-લવ અલા અદ્‌બારિ-હિમ | તો આ લોકો પૂઠ ફેરવી ગયા. |
| નુફૂરા. | નફરતથી [1] |

અર્થાત : હે નબી ! જયારે તમે પોતાના પાલનહારનો મહિમા વર્ણવીને કહો છો કે, ''મારો પાલનહાર એકમાત્ર અલ્લાહ છે અને કોઈ તેનો ભાગીદાર નથી, ''તો આ લોકો નફરત અને ધિક્કારથી થોબડું ચઢાવીને ત્યાંથી ચાલ્યા જાય છે. એ લોકો અલ્લાહના એક હોવાની વાતને સમજી જ કેવી રીતે શકે જયારે કે તેઓના દિલો પર પર્દા નાખી દેવામાં આવ્યા છે ! અને એ લોકો તમારી વાતોને સાંભળી જ કેવી રીતે શકે જયારે કે તેઓના જ દાવા મુજબ તેઓના કાનો બહેરા થઈ ગયા છે ! તો દિલોના આ પર્દા મેં નથી નાખ્યા, તેઓએ પોતે નાખી દીધા છે અને કાનોનું આ બહેરાપણું મેં નથી જન્માવ્યું, તેઓએ પોતે પોતાના કાનો બહેરા બનાવી લીધા છે. આ બધી નહૂસત કે બદબખ્તી તેઓના પોતાના કરતૂતોને આભારી છે. અને વળી ઉપરથી એ લોકો મરવા પછી જીવતા થવામાં માનતા નથી અને કહેતા રહે છે :

| | |
|---|---|
| વ કાલૂ અ-ઈઝા કુન્ના | અને તેઓએ કહ્યું કે જયારે અમે |
| ઈઝામંવ-વ-રુફાતન | જર્જરિત હાડકાં અને ચૂરેચૂરા થઈ જઈશું |
| અ-ઈન્ના લ-મબ-ઊસૂન | તો શું અમને ફરીથી જીવતા કરીને |
| ખલ્કન જદીદા. | નવેશિરેથી ઉઠાડવામાં આવશે ? [2] |

એટલે હે નબી ! આ મુશરિકો તમને શાઈર, નજૂમી, જાદૂગર વગેરે તો કહી જ ચૂકયા છે હવે તેઓ તમને પાગલ ઠરાવવાની ચેષ્ટા કરતાં કહે છે કે, શું અમે મરીને માટીમાં મળી જઈશું, અમારાં હાડકાં સડીને ચૂરેચૂરા થઈ જશે તેમ છતાં ફરીવાર અમને જીવતા કરવામાં આવશે ? એ વાત માનવા જેવી નથી અને અક્કલમાં આવે તેવી નથી. કોઈ બુધ્ધિશાળી આવી વાત કહી શકે નહિ અને કહે તો તેની અક્કલ ઠેકાણે કેવી રીતે હોય શકે ?

જવાબમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

| | |
|---|---|
| કુલ કૂનૂ હિજારતન | હે નબી ! કહી દો કે તમે પથ્થર બની જાઓ |
| અવ હદીદન | અથવા લોખંડ બની જાઓ |
| અવ ખલ્કમ મિમ્મા | અથવા કોઈ એવી મખ્લૂક બની જાઓ જેને તમે |
| યકબુરુ ફી સુદૂરિ-કુમ. | બેહદ મુશકિલ કે મહાન સમજો પોતાના દિલમાં ! |
| ફ-સ-યકૂલૂન | ત્યારે તેઓ ફરીવાર પૂછશે કે, |
| મંય-યુઈદુના | કોણ અમને સજીવન કરશે ? |
| કુલિલ-લઝી ફ-ત-ર-કુમ | કહી દો કે, તે જેણે તમને પૈદા કર્યા |
| અવ્વલ મર્રહ. | પ્રથમવાર. |
| ફ સ-યુન-ગિદૂન ઈલૈકા | ત્યારે તેઓ ધુણાવશે તમારી આગળ |
| રુઊ-સહુમ | પોતાનાં માથાં |

૧. (સુ-બ-બની ઈસરાઈલ પા. ૧૫ આ. ૪૫-૪૬)    ૨. બની ઇસરાઇલ પારહ ૧૫ આયત ૪૯

| | |
|---|---|
| વ યકૂલૂન મતા હૂ | અને પૂછશે, એ ક્યારે બનશે ? |
| કુલ અસા અંય-યકૂન કરીબા. | કહી દો, બહુ નજીકમાં જ એનું બનવાનું સંભવિત છે. [૧] |

ઇન્સાન જાણે છે કે અલ્લાહ તઆલાએ તેને કઇ વસ્તુથી પૈદા કર્યો છે. અગર માટીનું માટીમાં મળીને માટી બની જવાનું સહેલું લાગતું હોય તો તેઓને કહો કે તમે માટીને બદલે પથ્થરના બની જાવ કે લોખંડના બની જાવ કે તેથીયે સખતમાં સખત પદાર્થના બની જાવ તો પણ સર્વશકિતમાન અલ્લાહ તમને પથ્થર કે લોખંડમાંથી પણ પાછા જીવતા કરી દેશે.

---

૧. સૂરએ-બની ઇસરાઇલ પારહ ૧૫ આ. ૫૧

# પ્રકરણ ૫૦

# નિરાધારો પર કુરૈશનો કાળો કહેર

## કુરૈશી કાફિરોના ત્રાસવાદનો સપાટો

કુરૈશી મુશરિકોની સંગદિલી • હઝરત બિલાલની આકરી આઝમાઇશ • હઝરત બિલાલનો છુટકારો • બીજાં લોંડી-ગુલામોનો છુટકારો • બેટાને બાપની શિખામણ • હઝરત અબૂબક્રના વખાણ કુર્આનમાં • આલે-યાસિર માટે બશારત • અબૂ જહલના કુફ્રનું કટ્ટરપણું • મુસલમાનોની છેલ્લા દરજાની લાચારી • વલીદ બિન વલીદ પર સપાટો.

**કુરૈશી મુશરિકોની સંગદિલી**————ઇબ્ને ઇસ્હાક કહે છે: એ પછી તો કુરૈશી મુશરિકોએ, મુસલમાન બનેલા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તાબેદારી કરનારા લોકો પર ઝુલ્મો-સિતમનો સપાટો બોલાવી દીધો. કુરૈશનો દરેક કબીલો, દરેક ખાનદાન, પોતાના જ ભાઇ-બહેનો કે બેટાઓ પર આડેધડ તૂટી પડયું. અને બેહદ કુરતા કે નિર્દયતાથી અરેરાટી ઉપજાવે તેવો કાળો કહેર પ્રવર્તાવી દીધો.પથ્થરનું કાળજું પણ પીગળી જાય તેવી બેરહમીથી તેઓને ઢોરમાર મારતા. હાથોપગોમાં બેડીઓ નાખી દેતા. ઘરોની અંધારી કોઠડીમાં કેદ કરી દેતા. ભૂખ્યા તરસ્યા રાખતા અને તેઓના તરફડિયાં મારવાનો તમાશો જોતા. ખરા બપોરની ધખધખતી ધરતી પર ખુલ્લા શરીરે ચત્તાપાટ સુવાડી દેતા. કુરૈશની આ અગ્નિ-પરીક્ષામાં કેટલાક નિરાધાર મુસલમાનો, તેઓનો ઢોરમાર બરદાશ્ત ન થવાથી, ઇમાનની આકરી આઝમાઇશમાં ઊલઝી ગયા. કેટલાક મજબૂત મનોબળના, તેઓનો જંગલી ત્રાસ વેઠીને ઇમાનની કસોટીમાંથી પાર ઊતરી ગયા અને અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી તેઓને સલામત રાખ્યા.

**હઝરત બિલાલની આકરી આઝમાઇશ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહના કુરૈશી આગેવાનોમાં ઉમૈયહ બિન ખલફ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ એક પંકાયેલો શયતાન હતો. એના એક મુસલમાન બનેલા ગુલામનું નામ બિલાલ હતું. અને બિલાલના માતાજીનું નામ હુમામહ અથવા હુમ્મ હતું. હઝરત બિલાલ પોતે હબશી હતા. મોટા સદાચારી, નેકદિલ, પાકબાઝ ગૃહસ્થ હતા અને મક્કમ મનોબળના ઇન્સાન હતા. ઇમાનમાં પથ્થરની ચટાણ જેટલા મજબૂત અને ઇસ્લામની સચ્ચાઇના બોલતા પુરાવા જેવા હતા.

ખરા બપારે જયારે સૂરજ આગ વરસાવતો અને મક્કહની ભૂમિ લાલ તવા પેઠે તપી ઊઠતી ત્યારે એમનો શેઠ ઉમૈયહ બિન ખલફ હઝરત બિલાલને "હર્રહ"ની ધગધગતી જમીન પર લઇ જતો. આગ પેઠે તપી ઊઠેલી પથરીલી ચટાણ પર ઉઘાડા શરીરે ચત્તાપાટ સુવાડી દેતો અને પછી કહેતો, "સાંભળી લે હે કાળા ગુલામ!

તું મરે ત્યાં સુધી હું તને છોડવાનો નથી. કાં મરવાનું કબૂલ કર કાં મુહંમદનો ઇન્કાર કર અને વચન આપ કે એક અલ્લાહને જતો કરીને લાત અને ઉઝઝાની પૂજા કરશે.''

તેના દરેક સવાલના જવાબમાં હઝરત બિલાલ એક જ નાદ ગજાવતા :''અલ્લાહુ અહદ ! અલ્લાહુ અહદ!'' એટલે અલ્લાહ એક છે અલ્લાહ એક છે.

**હઝરત બિલાલનો છુટકારો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક વેળા કુરૈશનો એજ મરદૂદ શયતાન એટલે ઉમૈયહ બિન ખલફ હઝરત બિલાલને સિતમની ચક્કીમાં ઝીંકીને રિબાવી રહ્યો હતો અને તેઓ ''અહદ -અહદ'' પોકારતા હતા. એટલામાં મૂર્તિપૂજા છોડીને ખ્રિસ્તી બનેલા વરકહ બિન નૌફલ નામે ગૃહસ્થ ત્યાંથી પસાર થયા. હઝરત બિલાલની આ કાળજું કંપાવનારી અને રોમાંચ ખડાં કરી દે તેવી દર્દનાક દશા જોઇને વરકહ તેમની પાસે ગયા અને બોલ્યા, ''હે બિલાલ ! તું સાચું જ કહે છે. બેશક અલ્લાહ અહદ છે અલ્લાહ અહદ છે.''

પછી તેમણે ત્યાં ઊભેલા ઉમૈયહ બિન ખલફ અને તેના માણસોને સંબોધીને કહ્યું, ''સાંભળી લો, હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે બિલાલને જો તમે એજ દશામાં મારી નાખ્યો તો હું એની કબરને ''ઝિયારત-ગાહ'' બનાવી લઇશ, એની કબરના દર્શન માટે આવતો રહીશ અને અલ્લાહની બરકતો હાસિલ કરતો રહીશ.''

હઝરત બિલાલની એજ કરૂણ હાલતમાં એકે દિવસે હઝરત અબૂબક્ર બિન અબી કુહાફહ ત્યાંથી પસાર થયા. હિંસાખોરો અને ત્રાસવાદીઓ તેમને બૂરી તરહ રિબાવી રહ્યા હતા. હઝરત અબૂબક્રનું ઘર એજ ઉમૈયહ બિન ખલફના જુમહી મોહલ્લામાં આવેલું હતું. હઝરત અબૂબક્રે ઉમૈયહને પડકાર્યો, ''હે ઝાલિમ ! આ નિરાધાર ગરીબને આટલી બેરહમીથી કેમ સતાવે છે ? શું તને અલ્લાહનો જરા ખૌફ નથી ? કહે તો ખરો, આખર તારી આ પાપલીલા કયાં સુધી ચાલશે ?''

ઉમૈયહ તડૂકયો, ''સાંભળો હે અબૂબક્ર ! ખરૂં કહું તો તમે અને તમારા સાથીએ જ એને બગાડયો છે. હવે જે પીડા એ ભોગવે છે તેમાંથી તમે જ એને છોડાવો તો એને છુટકારો થાય.''

''હા વલ્લાહ ! હું જ એને છોડાવીશ.'' હઝરત અબૂબક્રે ફરમાવ્યું, ''સાંભળ હે ઉમૈયહ ! મારો એક હબશી ગુલામ છે તે બિલાલથી વધુ તગડો અને મૂર્તિપૂજાના ધર્મ પર તારાથી વધારે મક્કમ છે. ચાલ એ ગુલામ હું તને આપી દઉં છું બદલામાં બિલાલ મને આપી દે. બોલ કબૂલ છે ?''

''બિલકુલ કબૂલ છે.'' ઉમૈયહ બોલ્યો,

''જા તે ગુલામ મેં તને આપી દીધો.'' હઝરત અબૂબક્રે પોતાનો એ ગુલામ ઉમૈયહ બિન ખલફને આપી દીધો અને બદલામાં હઝરત બિલાલને તેની ગુલામીમાંથી છોડાવી લઇને આઝાદ કરી દીધા.''

**બીજાં લોંડી-ગુલામોનો છુટકારો**——————મતલબ કે હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુએ મદીનાની હિજરત કરી તે પહેલાં વધુ છ લોંડીઓ અને ગુલામોને ખરીદી લઇને આઝાદ કરી દીધાં. એમાં હઝરત બિલાલ સાતમા હતા. જે લોંડી-ગુલામોને હઝરત અબૂબક્રે આઝાદ કરાવ્યા તેઓના નામ આ છે :

૧— —હઝરત આમિર બિન ફુહૈરહ (હઝરત બીબી આઇશહના મા-જણ્યા ભાઇ તુફૈલ બિન હારિસના ગુલામ હતા. આ લોકો એમને સખત તકલીફો આપતા હતા. જંગે-બદ્ર અને જંગે-ઉહુદમાં શરીક થયા. ''બીરે-

મઊનહ'' યુધ્ધમાં શહીદ થયા.

૨————હઝરત બીબી ઉમ્મે-ઉબૈસ. બનૂ ઝુહરા કુટુંબની લોંડી હતા. અસવદ બિન અબ્દે-યગૂસ નામે ગૃહસ્થ એમને સખત માર મારતો હતો.

૩————હઝરત બીબી ઝિન્નીરા બનૂ અદી કુટુંબની લોંડી હતાં. એક રિવાયત મુજબ ઉમર બિન ખત્તાબ અને બીજી રિવાયત મુજબ અબૂ જહલ એમની ઉપર એટલો ત્રાસ વર્તાવતો કે છેવટે એમની આંખોની રોશની ચાલી ગઇ. એ જોઇને અબૂ જહલ અને કુરૈશ કહેવા લાગ્યા, ''લાત અને ઉઝઝાએ એને આંધળી બનાવી દીધી !'' બીબી ઝિન્નીરાએ સાંભળ્યું તો કહ્યું, ''કઅબહના સોગંદ ! તમે બધા જૂઠા છો. લાત અને ઉઝઝા તો પથ્થર છે. પથ્થરની મૂર્તિઓ ન લાભ પહોંચાડી શકે ન નુકસાન. ''બીજી સવારે ઊંઘમાંથી જાગ્યાં તો આંખો તદ્દન સાજીસમી હતી. અલ્લાહ તઆલાએ આંખોની રોશની લોટાવી દીધી હતી.

૪————હઝરત બીબી નહદિય્યા. બનૂ અબ્દે-દાર કુટુંબની લોંડી હતાં. શેઠાણી એમની ઉપર બેફામ ત્રાસ વર્તાવતી હતી.

૫————હઝરત બીબી નહદિય્યાના પુત્રી. પોતાની મા પેઠે એક જ કુટુંબની લોંડી હતા. એક દિવસે શેઠાણીએ મા-બેટીને લોટ દળવા માટે ઘઉં આપ્યા અને કહી દીધું, ''જાવ અલ્લાહના સોગંદ હું તમને કદી આઝાદ કરવાની નથી.'' એ વેળા હઝરત અબુબક્ર ત્યાંથી પસાર થતા હતા. શેઠાણીના આ બોલો સાંભળીને તેની પાસે ગયા અને બોલ્યા, ''હે ફલાણાની મા ! પોતાના સોગંદ તોડી નાખ અને બંનેને આઝાદ કરી દે.''

તે બોલી, ''તમે જ બંનેને વટલાવી નાખી છે. હવે તમે જ એમને આઝાદી અપાવો.''

હઝરત અબૂબક્રે પૂછ્યું, ''બોલ શું દામ લેશે ?'' તે બોલી, ''આટલા'' હઝરત અબૂબક્રે તેની મોંમાગી કિંમતે બંનેને ખરીદી લઇને આઝાદ કરી દીધી. પછી નહદિય્યા અને તેની પુત્રી પાસે જઇને ફરમાવ્યું, ''જાવ તેના ઘઉં પાછા આપી દો.''

હઝરત ! દળીને આપીએ કે એમ જ ?''

ફરમાવ્યું, ''તમારી ઇચ્છા હોય તેમ કરો.''

૬————બનૂ મુઅમ્મલની એક લોંડી. બનૂ અદી બિન કઅબ કબીલાની એક શાખ બનૂ મુઅમ્મલની એક લોંડી મુસલમાન બની ગઇ હતી.[૧] હઝરત ઉમર બિન ખત્તાબ તેને મારી-મારીને થાકી જતા ત્યારે કહી દેતા, ''મને તારી દયા નથી આવતી પણ થાકી જવાથી માંડી વાળું છું.'' લોંડી જવાબ આપતી, ''અલ્લાહ પણ તમારી સાથે એવો જ મામલો કરશે.'' હઝરત અબૂબક્રે આ લોંડીને ખરીદીને આઝાદ કરી દીધી.

**બેટાને બાપની શિખામણ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂબક્ર નિરાધાર અને દુખિયારા મુસલમાન લોંડી-ગુલામોને ધડાધડ ખરીદીને આઝાદ કરી રહ્યા હતા. એ દેખીને એક દિવસે એમના પિતાજી અબૂ કુહાફાએ એમને શિખામણ આપતાં કહ્યું, ''બેટા ! તારી મરજી હોય તેમ કરતા રહો પણ હું જોઇ રહ્યો છું કે તમે નબળા-દૂબળા ગુલામોને ખરીદીને આઝાદ કરો છો. એને બદલે કદ્દાવર, બળવાન, ફૂર્તિલા

---

૧. સીરતના બીજા પુસ્તકોમાં આ ખાતૂનનું નામ લુબૈના અથવા લુબૈબા લખ્યું છે. હઝરત ઉમર એને મારતા હતા એ બનાવ હઝરત ઉમરના મુસલમાન બનવા પહેલાંનો છે. ''હ''

અને તગડા ગુલામોને ખરીદીને આઝાદ કરો તો એ તમારા માટે બેહતર છે. સમય આવ્યે આ ગુલામો તમારી મદદ કરશે અને તમારા પડખે રહીને દુશ્મનોથી તમારૂં રક્ષણ કરશે.''

જવાબમાં હઝરત અબૂબક્ર બોલ્યા, ''બાપુજી ! હું જે કંઇ કરૂં છું અલ્લાહની રઝામંદી માટે કરૂં છું. એમાં મારો કોઇ દુનિયાવી સ્વાર્થ નથી.''

**હઝરત અબૂબક્રના વખાણ કુર્આનમાં**————રાવીનું કથન છે કે બાપ-બેટા વચ્ચેની આ વાતચીત અંગે જ કુર્આનની આ આયતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઊતરી:

| | |
|---|---|
| ફ-અમ્મા મન અઅતા | તો જેણે અલ્લાહની પ્રસન્નતા માટે પોતાનો માલ આપ્યો, |
| વત-તકા | અને નઠારા કામોથી બચેલો રહ્યો, |
| વ-સદ-દક્ બિલ-હુસ્ના. | અને જેણે સત્યનું સમર્થન કર્યું, |
| વમા લિ-અહદિન ઇન્દહૂ મિન નિઅ-મતિન | તેની ઉપર કોઇનું એહસાન નથી કે, |
| તુજઝા | જેનો બદલો તેને આપવામાં આવતો હોય. |
| ઇલ્લબ-તિગાઅ વજહિ રબ-બિહિલ-અઅલા | માત્ર પોતના પાલનહારની ખુશ્નૂદીની ઇચ્છા છે |
| વ-લ-સવફ્ યરદા. | અને અલ્લાહ બહુ જ જલ્દી તેનાથી રાજી થશે. [1] |

**આલે-યાસિર માટે બશારત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ મખઝૂમના ઘાતકી લોકો હઝરત અમ્માર બિન યાસિરને, અમ્મારના મા-બાપને જબરદસ્તીથી ખેંચીને ઇજા આપવા માટે લઇ જતા હતા કેમકે એમનું આખું કુટુંબ મુસલમાન બની ગયું હતું. બપોરના કાળઝાળ તાપમાં મક્કહની ધખધખતી ધરતી પર સુવાડીને એમને પારાવાર યાતનાઓ આપતા હતા. મને જાણવા મળ્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારેય એમની પાસેથી પસાર થતા તો ફરવમાતા :

| | |
|---|---|
| સબ્રન આલ્-યાસિરિન | ધીરજ ધરો હે યાસિરના કુટુંબીઓ ! |
| મવ-ઇદુ-કુમુલ-જન્નહ. | તમારા માટે જન્નત : વાયદાનું સ્થળ છે. |

અમ્માર બિન યાસિરના મા બીબી સુમૈયહને તો આ ઘાતકી ત્રાસવાદીઓએ મારી જ નાખ્યાં. તેમ છતાં તેઓ ઇસ્લામથી ડગ્યાં નહિ. છેલ્લી પળ સુધી ઇસ્લામ વિના બીજી વાત જ નહિ કરી.

**અબૂ જહલના કુફ્રનું કટ્ટરપણું**————બદકાર અબૂ જહલ મક્કહનો સૌથી ખૂંખાર આતંકવાદી હતો. દિનરાત કુરૈશના ત્રાસવાદીઓને મુસલમાનો વિરૂધ્ધ ઉશ્કેર્યા કરતો. જયારે ય કોઇના મુસલમાન બનવાના સમાચાર મળતા કે તરત તેની પાસે દોડી જતો. મુસલમાન બનનાર લાગવગવાળો કે માનમોભાવાળો હોય તો દલીલબાજી કે જીભાજોડીથી તેને ઇસ્લામથી તોડવાની કોશિશ કરતો. સાથે એવી ધમકીઓ ઉચ્ચારતો કે, ''યાદ રાખ ! આપણા બાપદાદાનો ધર્મ સૌથી ઉત્તમ છે. એને છોડી દીધો તો આખા મક્કહમાં તારો ફજેતો બોલાવી દઇશું. તારી આબરૂના કાંકરા કરી નાખીશું. મક્કહમાં એવી વાતો વહેતી કરીશું કે તું ચસકેલ ભેજાંનો છે. ખાંડી બુધ્ધિનો છે જેથી તેં બાપદાદાનો સાચો ધર્મ છોડી દીધો અને મુહંમદનો ખોટો ધર્મ અપનાવી લીધો. યાદ રાખ, અમે તારા માનમોભાના ચીંથરાં કરી નાખીશું !''

મુસલમાન બનનાર કોઇ વેપારી હોય તો તેને દમદાટી આપતો, ''અમે તારા વેપારને વેરવિખેર કરી

---

૧. સૂરએ-વલ-લૈલ પારહ ૩૦

નાખીશું. તારા માલની હરાજી બોલાવી દઈશું !'' કોઈ ગરીબ, નિરાધાર કે કમજોર વ્યકિત મુસલમાન બની જાય તેને અબૂ જહલ ખૂબ મારતો, ફટકારતો અને કુરૈશના અવળચંડાઓને તેની વિરૂધ્ધ પાણી ચઢાવતો.

**મુસલમાનોની છેલ્લા દરજ્જાની લાચારી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એક વેળા હઝરત સઈદ બિન જુબૈરે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસને પૂછ્યું, ''શું કુરૈશી મુશરિકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાને ત્રાસ આપવામાં એટલી હદે પૂગી ગયા હતા કે છેવટે તેઓ ઈસ્લામ ત્યાગ માટે લાચાર બની જતા હતા ?''

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસે જવાબ આપ્યો, ''હા હિંસાખોરો બેહદ ઘાતકીપણાથી મુસલમાનો પર કાળો કહેર વર્તાવી દેતા. તેઓના દાણાપાણી બંધ કરી દેતા. ત્યાં સુધી ભૂખ્યા તરસ્યા રાખતા કે તેઓમાં બેસવાનું બળ પણ ન રહેતું. ઢોરમાર મારીને તેઓ પાસે પોતાની મરજીના બોલ બોલાવી લેતા અને ધમકાવીને તેઓને કહેતા, ''બોલ મારો ભગવાન અલ્લાહ નહિ, લાત અને ઉઝઝા છે !''

તે બિચારો કહી દેતો, ''હા લાત અને ઉઝઝા મારા ભગવાન છે. ''

તે વેળા છાણના પોદળાનો કોઈ જીવડો ત્યાંથી પસાર થતો તો કહેતા, ''બોલ આ જીવડો મારો ભગવાન છે, અલ્લાહ મારો ભગવાન નથી !''

તે બિચારો ભાનભૂલી દશામાં જીવલેણ પીડામાંથી છૂટવા માટે કહી દેતો, ''હા આ કીડો મારો ભગવાન છે.'' છેક જ લાચારીની દશા જેમાં ઈન્સાન હોશો-હવાસ ગુમાવી દે છે.

**વલીદ બિન વલીદ પર સપાટો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ મખઝૂમના કેટલાક લફંગાઓ હિશામ બિન વલીદ પાસે ગયા જયારે કે હિશામના ભાઈ વલીદ બિન વલીદે ઈસ્લામ સ્વીકારી લીધો હતો. આ લોકો એવું નક્કી કરીને ગયા હતા કે હિશામના કુટુંબના જેટલા માણસો મુસલમાન બની ગયા હોય, બધાને પકડીને એવા ઝપેટવા કે તેઓ ઈસ્લામને છોડી દે. મુસલમાન બનનારાઓમાં સલમહ બિન હિશામ અને અય્યાશ બિન અબી રબીઅહ પણ હતા.

બનૂ મખઝૂમના ગુંડાઓએ હિશામ બિન વલીદને કહ્યું, ''તમારી બિરાદરીના કેટલાક માણસો બાપદાદાના ધર્મથી વટલીને નવા મઝહબમાં ભરાઈ બેઠા છે. અમારે એ બધાને મઝા ચખાડવી છે.''

હિશામ બિન વલીદે કરડાઈથી કહ્યું, ''એમાં પૂછવાનું શું ? ખુશીથી મઝા ચખાડો, પણ યાદ રાખજો, મારા ભાઈ વલીદને મારી નાખ્યો તો હું તમારા સરદારનું ડોકું ઉડાવી મૂકીશ.'' પછી આ શેઅર લલકાર્યો:

**અલા લા-યુક-તલુન્ન અખી ઉમૈસિન, • ફ-યબકા બૈન-ના અબદન તલાહી.**

ખબરદાર, મારા ભાઈ ઉમૈસની હત્યા કરી તો ! યાદ રાખો, આપણી વચ્ચે કાયમની દુશ્મની મંડાઈ જશે.

આ શેઅર સાંભળીને પેલા ગુંડાઓ તેની કરડાકીથી ડરી ગયા અને આપસમાં બોલ્યા, ''અરરાઓ! આ તો બહુ કડક ભેજાંનો લાગે છે. એનો ભાઈ મરી ગયો તો એ આપણને છોડવાનો નથી.'' એ પછી બધા વીલે મોઢે ત્યાંથી ચંપત થઈ ગયા અને આ રીતે અલ્લાહ તઆલાએ વલીદ બિન વલીદની સાથે ઘણા મુસલનાનોને ત્રાસવાદી પાજીઓના પંજાથી બચાવી લીધા.

## પ્રકરણ ૫૧

# હબશહ તરફ મુસલમાનોની પહેલી હિજરત

હબશહ તરફ હિજરતની સલાહ ● હબશહના મુહાજિરોની ટીપ ● મુલ્કે-હબશહ તરફ બીજી હિજરત ● હબશહના મુહાજિરીનની સંખ્યા ● અબ્દુલ્લાહ બિન હારિસના કસીદા

**હબશહ તરફ હિજરતની સલાહ**————મુહંમદ બિન ઈસ્હાક મુત્તલબી એટલે ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે અનુભવ્યું કે મારા સાથીઓ સંકટો અને બલાઓ અને આફતોનો નિર્દયતાથી નિશાનો બની રહ્યા છે. અને આપ પોતે અલ્લાહ તઆલાના રક્ષણ તથા કાકા અબૂ તાલિબને પ્રતાપે આ સંકટોથી બચેલા છે અને આપ પોતે મુસલમાનોનું રક્ષણ કરી શકતા નથી તો આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનોને ફરમાવ્યું :

| | |
|---|---|
| લવ ખરજ્-તુમ ઈલા અર્દિલ-હબશહ | બેહતર છે અગર તમે નીકળી જાવ હબશહની ભૂમિ તરફ. |
| ફ-ઈન્ન બિહા મલિકન | ત્યાં એક એવો બાદશાહ છે જેના રાજયમાં [1] |
| લા યુઝલમુ ઈન્દહૂ અહદુન. | કોઈની ઉપર ઝુલ્મ કરવામાં નથી આવતો. |
| વ-હિય અર્દુ સિદ્કિન | અને એ સચ્ચાઈથી ભરેલી ભૂમિ છે. |
| હત્તા યજ્-અલલ-લાહુ-લકુમ | ત્યાં સુધી કે અલ્લાહ મોકળો કરે તમારા માટે, |
| ફરજન્ | છુટકારાનો કોઈ રસ્તો; |
| મિમ્મા અનતુમ ફીહિ. | જેમાં તમે અત્યારે સપડાયેલા છો. |

**હબશહના મુહાજિરોની ટીપ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ મુબારક ફરમાન સાંભળીને ઘણા ખરા મુસલમાનો આ ફિત્નાઓથી બચવા, પોતાના દીન-ઈમાનને સલામત રાખવા, અને અલ્લાહની રઝામંદી મેળવવા હબશહ દેશની હિજરત માટે તૈયાર થઈ ગયા. ઇસ્લામમાં આરંભાયેલી આ સૌથી પહેલી હિજરત હતી. મુલ્કે-હબશહના સૌથી પહેલા મુહાજિરોના નામોની ટીપ આ છે:

● બનૂ ઉમૈયહ બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફ બિન કુસૈય બિન કિલાબના ખાનદાનમાંથી સૌથી પહેલાં હિજરત માટે નીકળ્યા :

૧. હબશહના બાદશાહો નજાશી અથવા નજ્જાશી -NEGUS -ના લકબે મશહૂર હતા. આ બાદશાહનું મૂળ નામ બુખારી શરીફમાં ''અસ-હમહ'' લખેલું છે.

૧————હઝરત ઉસ્માન બિન અફ્ફાન બિન અબી આસ રદિયલ્લાહુ અન્હુ. એટલે ઇસ્લામના ત્રીજા ખલીફા હઝરત ઉસમાન ગની.

૨————હઝરત ઉસ્માનના બેગમ બીબી રૂકૈયહ બિન્તે મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

• બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફના ખાનદાનમાંથી :

૩————હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સ રદિયલ્લાહુ અન્હુ.

૪————હઝરત અબૂ હુઝૈફહના બેગમ બીબી સહલા બિન્તે સુહૈલ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હા. એ બનૂ આમિર બિન લુઐયમાંથી હતાં. હબશહમાં એમને ત્યાં મુહંમદ બિન અબી હુઝૈફહ નામે પુત્રનો જન્મ થયો.

• બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈયના કુટુંબમાંથી :

૫————હઝરત ઝુબૈર બિન અવ્વામ બિન ખુવૈલિદ બિન અસદ રદિયલ્લાહુ અન્હુ (હઝરત બીબી ખદીજાના ભત્રીજા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઈભાઇ.)

• બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી :

૬————હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ ઝુહરા બિન કિલાબમાંથી :

૭————હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ બિન અબ્દુલ-હારિસ બિન ઝુહરહ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ મખઝૂમ બિન યકઝહ બિન મુર્રહમાંથી:

૮————હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ બિન હિલાલ રદિયલ્લાહુ અન્હુ.

૯————હઝરત અબૂ સલમહના બેગમ બીબી ઉમ્મે-સલમહ બિન્તે અબી ઉમૈયહ રદિયલ્લાહુ અન્હા. (અબૂ જહલના સગા કાકાના પુત્રી હતા. હઝરત અબૂ સલમહની વફાત બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવ્યાં.)

• બનૂ જુમહ બિન ઉમર બિન હુસૈસ બિન કઅબમાંથી :

૧૦————હઝરત ઉસ્માન બિન મઝઊન બિન હબીબ બિન વહબ બિન હુઝાફહ રદિયલ્લાહુ અન્હુ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી હફસહના મામા.)

• બનૂ અદી બિન કઅબમાંથી :

૧૧————હઝરત આમિર બિન રબીઅહ રદિયલ્લાહુ અન્હુ. ખત્તાબના ખાનદાન સાથે કરારોથી જોડાયેલ અને અન્ઝ બિન વાઇલના કબીલામાંથી હતા.

૧૨————હઝરત આમિર બિન રબીઅહના બેગમ લયલા બિન્ત અબી હસમા બિન હુઝાફહ રદિયલ્લાહુ અન્હા.

• બનૂ આમિર બિન લુઐયના કુટુંબમાંથી:

૧૩————હઝરત અબૂ સબરહ બિન અબી રુહમ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન અબી કૈસ રદિયલ્લાહુ અન્હુ અમુકના મત મુજબ અબૂ સબરહ નહિ બલ્કે હઝરત અબૂ હાતિબ બિન અમ્ર બિન અબ્દે-શમ્સ. અમુકના

કહેવા મુજબ એ પહેલા શખ્સ હતા જે હબશહ પહોંચ્યા.

• બનૂ હારિસ બિન ફિહરમાંથી :

૧૪--------હઝરત સુહૈલ બિન બયદાઅ રદિયલ્લાહુ અન્હુ. જેમનું નામ સુહૈલ બિન વહબ બિન રબીઅહ બિન હિલાલ હતું. મને મળેલી માહિતી મુજબ એ દસ ગૃહસ્થો હતા જેઓ મક્કહના મુસલમાનોમાંથી હિજરત કરીને હબશહની ભૂમિમાં ચાલ્યા ગયા.

ઇબ્ને હિશામ કહે છે : એ બધાના પ્રમુખ કે અમીર હઝરત ઉસ્માન બિન મઝઊન હતા જેની માહિતી મને કેટલાક જાણકારો તરફથી મળવા પામી.

**મુલ્કે-હબશહ તરફ બીજી હિજરત**----------ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી હઝરત જઅફર બિન અબૂ તાલિબ મક્કહથી નીકળીને હબશહ તરફ હિજરત કરી ગયા અને પછી તો હિજરતનો સિલસિલો ચાલુ થઈ ગયો. ઘણા મુસલમાનો ઘરબાર છોડીને હબશહ ઊપડી ગયા અને તેઓ ત્યાં સારી જેવી સંખ્યામાં એકઠા થઈને રહેવા લાગ્યા. એમાંના કેટલાક પોતાના ઘરવાળાંઓને સાથે લઈને ગયા હતા. કેટલાક ઘરવાળાઓને છોડીને ચાલ્યા ગયા હતા. હબશહની આ બીજી હિજરતના મુહાજિરોની ફેહરિસ્ત નીચે મુજબ છે:

• બનૂ હાશિમ બિન અબ્દે-મનાફ બિન કુસૈય બિન કિલાબ બિન મુર્રહના કુટુંબમાંથી :

૧--------હઝરત જઅફર બિન અબૂ તાલિબ બિન અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ-રદિયલ્લાહુ અન્હુ.

૨--------હઝરત જઅફરના બેગમ બીબી અસમા બિન્તે ઉમૈસ બિન નુઅમાન બિન કઅબ રદિયલ્લાહુ અન્હા. હબશાની ભૂમિમાં એમને ત્યાં અબ્દુલ્લાહ બિન જઅફર નામે પુત્રનો જન્મ થયો.

• બનૂ ઉમૈયહ બિન અબ્દે-મનાફમાંથી :

૩--------હઝરત ઉસ્માન બિન અફ્ફાન બિન અબી આસ બિન ઉમૈયહ બિન અબ્દે-શમ્સ રદિયલ્લાહુ અન્હુ.

૪--------હઝરત ઉસ્માન સાથે એમના બેગમ બીબી રૂકૈયહ બિન્તે મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

૫--------હઝરત અમ્ર બિન સઈદ બિન આસ બિન ઉમૈયહ રદિયલ્લાહુ અન્હુ.

૬--------હઝરત અમ્ર બિન સઈદ સાથે એમના બેગમ બીબી ફાતિમહ બિન્તે સફવાન બિન ઉમૈયહ બિન મુહરિસ રદિયલ્લાહુ અન્હા. બીબી ફાતિમહ બનૂ કિનાનહ કુટુંબમાંથી હતાં.

૭--------હઝરત અમ્ર બિન સઈદના ભાઈ હઝરત ખાલિદ બિન સઈદ બિન આસ, રદિયલ્લાહુ અન્હુ.

૮--------હઝરત ખાલિદ બિન સઈદના બેગમ બીબી ઉમૈનહ બિન્તે ખલફ બિન અસઅદ બિન આમિર બિન બયાદહ રદિયલ્લાહુ અન્હા. કેટલાકે ઉમૈનહને બદલે હુમૈનહ નામ લખ્યું છે. એ બનૂ ખુઝાઅહ માંથી હતાં. હબશહની ભૂમિમાં બીબી ઉમૈનહએ એક પુત્ર અને એક પુત્રીનો જન્મ આપ્યો. પુત્રનું નામ સઈદ બિન ખાલિદ અને પુત્રીનું નામ અમત બિન્તે ખાલિદ રાખવામાં આવ્યું. બાદમાં બીબી અમતના નિકાહ હઝરત ઝુબૈર બિન અવ્વામ સાથે થયા અને તેમનાથી અમ્ર બિન ઝુબૈર અને ખાલિદ બિન ઝુબૈર નામે બે પુત્રો થયા.

• બનૂ ઉમૈયહના હલીફો (એટલે એકબીજાના રક્ષણ કે સુલહેના કરારોથી જોડાયેલા કુટુંબો માંથી :)

૯--------બનૂ અસદ બિન ખુઝૈમહવાળા હઝરત અબ્દુલ્લાહ બિન જહશ બિન રિઆબ બિન યઅમુર બિન

સુબરહ બિન મુર્રહ બિન કબીર બિન ગનમ રદિયલ્લાહુ અન્હુ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી ઝૈનબના ભાઈ હતા.)

૧૦———હઝરત અબ્દુલ્લાહના ભાઈ ઉબૈદુલ્લાહ બિન જહશ, રદિયલ્લાહુ અન્હુ.

૧૧———ઉબૈદુલ્લાહ બિન જહશના બેગમ બીબી ઉમ્મે-હબીબહ બિન્તે અબી સુફયાન બિન હર્બ બિન ઉમૈયહ રદિયલ્લાહુ અન્હા (બીબી ઉમ્મે હબીબહ કુરૈશના સરદાર અબૂ સુફયાન બિન હર્બના પુત્રી હતાં.)[1]

૧૨———હઝરત કૈસ બિન અબ્દુલ્લાહ રદિયલ્લાહુ અન્હુ (બનૂ અસદ બિન ખુઝાઅહમાંથી હતા.)

૧૩———હઝરત કૈસ બિન અબ્દુલ્લાહ સાથે એમના બેગમ બીબી બરકહ બિન્તે યસાર રદિયલ્લાહુ અન્હા. બીબી બરકહ અબૂ સુફયાન બિન હર્બના આઝાદ કરેલા લોંડી હતાં.

૧૪———હઝરત મુઐકીબ બિન અબી ફાતિમહ રદિયલ્લાહુ અન્હુ. આ બધા હઝરત સઈદ બિન આસના કુટુંબમાંથી સાત જણ હતા. ઈબ્ને હિશામ મુજબ હઝરત મુઐકીબ દૌસ નામે કબીલામાંથી હતા.

• ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ અબ્દે શમ્સ બિન અબ્દે-મનાફના કુટુંબમાંથી બે ગૃહસ્થો :

૧૫———હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સ, રદિયલ્લાહુ અન્હુ.

૧૬———હઝરત અબૂ મૂસા અશઅરી રદિયલ્લાહુ અન્હુ. જેમનું નામ અબ્દુલ્લાહ બિન કૈસ હતું અને જેઓ ઉત્બહ બિન રબીઅહ વાળાઓના હલીફ હતા.[2]

• બનૂ નવફલ બિન અબ્દે મનાફના હલીફોમાંથી :

૧૭———હઝરત ઉત્બહ બિન ગઝવાન બિન જાબિર બિન વહબ રદિયલ્લાહુ અન્હુ. એ બનૂ કૈસ બિન ઐલાનમાંથી હતા.

• બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈયમાંથી ચાર ગૃહસ્થો :

૧૮———હઝરત ઝુબૈર બિન અવ્વામ બિન ખુવૈલિદ બિન અસદ રદિયલ્લાહુ અન્હુ. (હઝરત ખદીજહના ભત્રીજા.)

૧૯———હઝરત અસવદ બિન નવફલ બિન ખુવૈલિદ બિન અસદ રદિયલ્લાહુ અન્હુ (હઝરત ખદીજહના ભત્રીજા.)

૨૦———હઝરત યઝીદ બિન ઝમઅહ બિન અસવદ બિન મુત્તલિબ બિન અસદ રદિયલ્લાહુ અન્હુ.

૨૧———હઝરત અમ્ર બિન ઉમૈયહ બિન હારિસ બિન અસદ, રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ અબ્દ બિન કુસૈયમાંથી એક ગૃહસ્થ :

૨૨———હઝરત તુલૈબ બિન ઉમૈર બિન વહબ બિન અબી કસીર રદિયલ્લાહુ અન્હુ (એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઈ અરવા બિન્તે અબ્દિલ-મુત્તલિબના પુત્ર હતા.)

• બનૂ અબ્દે-દાર બિન કુસૈયમાંથી :

૨૩———હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હિશામ બિન અબ્દે-મનાફ, રદિયલ્લાહુ અન્હુ.

---

૧. બાદમાં આ ઉબૈદુલ્લાહ બિન જહશ હબશહમાં ખ્રિસ્તી બનીને મરી ગયો. એના મરણ પછી હબશહના બાદશાહ નજાશીએ બીબી ઉમ્મે હબીબહના નિકાહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે હબશહમાં જ કરાવી દીધા અને નિકાહની મહર પણ બાદશાહે પોતે રસૂલુલ્લાહ તરફથી આપી ''હ''

૨. હલીફ એવા પક્ષોને કહે છે જેઓ આપસમાં એકબીજાની મદદના કરારોથી જોડાયેલા હોય. ''હ''

૨૪――――હઝરત સુવૈબિત બિન સઅદ બિન હરમલા બિન માલિક બિન ઉમૈલહ. રદિયલ્લાહુ અન્હુ.

૨૫――――હઝરત સુવૈબિત સાથે એમના બેગમ બીબી ઉમ્મે-હરમલા બિન્તે અબ્દુલ-અસવદ બિન ખુઝૈમહ રદિયલ્લાહુ અન્હા. એ બનૂ ખુઝાઅહ કબીલામાંથી હતાં.

૨૬――――એમના પુત્ર હઝરત અમ્ર બિન જહમ રદિયલ્લાહુ અન્હુ.

૨૭――――એમના બીજા પુત્ર હઝરત ખુઝૈમહ બિન જહમ રદિયલ્લાહુ અન્હુ.

૨૮――――હઝરત અબૂ રૂમ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ બિન અબ્દે-દાર રદિયલ્લાહુ અન્હુ. (હઝરત મુસઅબ બિન ઉમૈરના ભાઈ.)

૨૯――――હઝરત ફિરાસ બિન નદ્ર બિન હારિસ઼ બિન કલદહ બિન અલકમહ. રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી :

૩૦――――હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ બિન અબ્દે ઔફ બિન અબ્દ બિન હારિસ઼ રદિયલ્લાહુ અન્હુ.

૩૧――――હઝરત આમિર બિન અબી વક્કાસ રદિયલ્લાહુ અન્હુ (હઝરત સઅદ બિન અબી વક્કાસના ભાઈ)

૩૨――――હઝરત મુત્તલિબ બિન અઝહર બિન અબ્દે ઔફ બિન અબ્દ બિન હારિસ઼ રદિયલ્લાહુ અન્હુ.

૩૩――――હઝરત મુત્તલિબ સાથે એમના બેગમ રમલહ બિન્તે અબી ઔફ બિન દબીરહ બિન સઈદ બિન સઅદ રદિયલ્લાહુ અન્હા. સઅદ બનૂ સહમમાંથી હતાં. હબશહમાં એમને ત્યાં અબ્દુલ્લાહ બિન મુત્તલિબ નામે પુત્રનો જન્મ થયો.

• બનૂ ઝુહરહના હલીફોમાંથી :

૩૪――――હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ બિન હારિસ઼ બિન શમખ બિન મખઝૂમ બિન સાબિલહ બિન કાહિલહ બિન કાહિલ બિન હારિસ઼ રદિયલ્લાહુ અન્હુ હુઝૈલના કબીલામાંથી હતા.

૩૫――――એમના ભાઈ હઝરત ઉત્બહ બિન મસઊદ-રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ બહરાઅ કુટુંબમાંથી :

૩૬――――હઝરત મિકદાદ બિન અમ્ર બિન સઅલબહ માલિક બિન રબીઅહ રદિયલ્લાહુ અન્હુ. હઝરત મિકદાદના પિતાનું નામ અમ્ર હતું પણ લોકો એમને મિકદાદ બિન અસવદ કહેતા હતા કેમકે અસવદે જાહિલિયતમાં એમને દત્તક લઈને કરારોથી જોડી લીધા હતા.

• બનૂ તૈમ બિન મુર્રહમાંથી બે ગૃહસ્થો :

૩૭――――હઝરત હારિસ઼, બિન ખાલિદ બિન સખ્ર બિન આમિર રદિયલ્લાહુ અન્હુ. (હઝરત અબૂબકના મામાના પુત્ર હતા.)

૩૮――――હઝરત હારિસ઼, સાથે એમના બેગમ બીબી રૈતહ બિન્તે હારિસ઼ બિન જબલહ બિન આમિર બિન કઅબ રદિયલ્લાહુ અન્હા. હબશહમાં એમને ત્યાં મૂસા બિન હારિસ઼, આઈશા બિન્તે હારિસ઼, ઝૈનબ બિન્તે હારિસ઼, ફાતિમહ બિન્તે હારિસ઼ ચાર સંતાનો પૈદા થયાં.

૩૯――――હઝરત અમ્ર બિન ઉસ્માન બિન અમ્ર બિન કઅબ બિન સઅદ બિન તૈમ, રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ મખઝૂમ બિન યકઝહ બિન મુર્રહમાંથી :

૪૦————હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ રદિયલ્લાહુ અન્હુ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધભાઈ અને ફોઈભાઈ)

૪૧————હઝરત અબૂ સલમહ સાથે એમના બેગમ બીબી ઉમ્મે-સલમહ બિન્તે અબી ઉમૈયહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ રદિયલ્લાહુ અન્હા. હબશહમાં એમને ત્યાં ઝૈનબ બિન્તે અબી સલમહનો જન્મ થયો. અને હઝરત અબૂ સલમહનું નામ અબ્દુલ્લાહ હતું અને બીબી સલમહનું નામ હિન્દ હતું. (બાદમાં હઝરત અબૂ સલમહની વફાત થતાં બીબી ઉમ્મે-સલમહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવ્યાં)

૪૨————હઝરત શમ્માસ બિન ઉસ્માન બિન શરીદ બિન સુવૈદ બિન હરમી બિન આમિર બિન મખઝૂમ રદિયલ્લાહુ અન્હુ, હઝરત શમ્માસનું મૂળ નામ ઉસ્માન હતું. ઈબ્ને હિશામ કહે છે : શમ્માસ નામ પડવાનું કારણ આ હતું કે ''શમાસા'' માંથી એક શમ્માસ [૧] જાહિલિયતના યુગમાં મક્કહ આવ્યો હતો. તે એટલો દેખાવડો અને જાજરમાન હતો કે મક્કહના લોકો તેનું રૂપ જોઈને દંગ થઈ ગયા. ત્યારે ઉસ્માનના મામા ઉત્બહ બિન રબીઅહએ લોકોને કહ્યું, ''એના રૂપના ઠસ્સાથી શું અંજાઈ ગયા ? ચાલો હું એના કરતાં વધુ ઠસ્સાવાળો રૂપવાન શમ્માસ તમને દેખાડું છું.'' આમ કહીને તે પોતાના ભાણેજ ઉસ્માનને લઈ આવ્યો. એજ દિવસથી એ શમ્માસ નામે પંકાઈ ગયા.

૪૩————હઝરત હબ્બાર બિન સુફયાન બિન અબ્દુલ-અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ બિન અમ્ર બિન મખઝૂમ રદિયલ્લાહુ અન્હુ.

૪૪————એમના ભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન સુફયાન રદિયલ્લાહુ અન્હુ.

૪૫————હઝરત હિશામ બિન અબી હુઝૈફહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ રદિયલ્લાહુ અન્હુ.

૪૬————હઝરત સલમહ બિન હિશામ બિન મુગીરહ.....બિન મખઝૂમ રદિયલ્લાહુ અન્હુ. (અબૂ જહલના ભાઈ.)

૪૭————હઝરત અય્યાશ બિન અબી રબીઅહ રદિયલ્લાહ અન્હુ. (અબૂ જહલના ભાઈ.)

• બનૂ મખઝૂમના હલીફોમાંથી :

૪૮————હઝરત મુઅત-તિબ બિન ઔફ બિન આમિર રદિયલ્લાહુ અન્હુ. (બનૂ ખુઝાઅહમાંથી હતા.)

• બનૂ જુમહ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી :

૪૯————હઝરત ઉસ્માન બિન મઝઊન બિન હબીબ બિન વહબ રદિયલ્લાહુ અન્હુ.

૫૦————એમના પુત્ર હઝરત સાઈબ બિન ઉસ્માન રદિયલ્લાહુ અન્હુ.

૫૧————હઝરત ઉસ્માનના ભાઈ હઝરત કુદામહ બિન મઝઊન રદિયલ્લાહુ અન્હુ.

૫૨————એમના બીજા ભાઈ હઝરત અબ્દુલ્લાહ બિન મઝઊન રદિયલ્લાહુ અન્હુ

૫૩————હઝરત હાતિબ બિન હારિસ બિન મઅમર બિન હબીબ રદિયલ્લાહુ અન્હુ.

---

૧. અરબીમાં ધર્મગુરૂ, પાદરી કે પંડિતને શમ્માસ કહે છે. એનું બહુવચન શમામિસહ છે. આ લોકો પોતાના શરીરને કષ્ટોથી કેળવવા સખત તડકામાં યોગાસન જમાવીને પડી રહેતા હતા. એવા સાધુ સંન્યાસીઓને અરબના લોકો શમ્માસ કહેતા હતા. ''હ''

૫૪————હઝરત હાતિબના બેગમ બીબી ફાતિમહ બિન્તે મુજલ-લિલ આમિરિયહ રદિયલ્લાહુ અન્હા.

૫૫————એમના બે પુત્રો હઝરત મુહંમદ બિન હાતિબ અને

૫૬————હઝરત હારિસ઼ બિન બિન હાતિબ રદિયલ્લાહુ અન્હુમા.

૫૭————એમના ભાઇ હઝરત ખત્તાબ બિન હારિસ઼ રદિયલ્લાહુ અન્હુ.

૫૮————હઝરત ખત્તાબના બેગમ બીબી ફુકૈહા બિન્તે યસાર, રદિયલ્લાહુ અન્હા.

૫૯————હઝરત સુફયાન બિન મઅમર બિન હબીબ બિન વહબ. રદિયલ્લાહુ અન્હુ.

૬૦————એમના બે પુત્રો હઝરત જાબિર બિન સુફયાન અને

૬૧————હઝરત જુનાદહ બિન સુફયાન રદિયલ્લાહુ અન્હુમા

૬૨————હઝરત સુફયાનના બેગમ બીબી હસનહ રદિયલ્લાહુ અન્હા. (જાબિર અને જુનાદહના અમ્માંજી)

૬૩————બીબી હસનહના બીજા ખાવિન્દના પુત્ર હઝરત શુરહબીલ બિન હસનહ રદિયલ્લાહુ અન્હુ. એ બનૂ ગૌસ બિન મુર્રમાંથી હતા. ઇબ્ને હિશામ કહે છે : હઝરત શુરહબીલ બિન અબ્દુલ્લાહ બનૂ ગૌસ઼ બિન મુર્રમાંથી હતા અને તેમ બિન મુર્રના ભાઇ હતા.

૬૪————હઝરત ઉસ઼માન બિન રબીઅહ બિન ઉહબાન બિન વહબ રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી:

૬૫————હઝરત ખુનૈસ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ રદિયલ્લાહુ અન્હુ. (હઝરત ઉમર ફારૂકના જમાઇ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી હફસહના પહેલા ખાવિન્દ.)

૬૬————હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ઼ બિન કૈસ બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૬૭————હઝરત હિશામ બિન આસ બિન વાઇલ બિન સઅદ બિન સહમ રદિયલ્લાહુ અન્હુ. (હઝરત અમ્ર બિન આસના ભાઇ.)

૬૮————હઝરત કૈસ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ. રદિયલ્લાહુ અન્હુ.

૬૯————હઝરત અબૂ કૈસ બિન હારિસ઼ બિન કૈસ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી. રદિયલ્લાહુ અન્હુ

૭૦————હઝરત અબ્દુલ્લાહ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ રદિયલ્લાહુ અન્હુ.

૭૧————હઝરત હારિસ઼ બિન હારિસ઼ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ રદિયલ્લાહુ અન્હુ.

૭૨————હઝરત મઅમર બિન હારિસ઼ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ રદિયલાહુ અન્હુ.

૭૩————હઝરત બિશ્ર બિન હારિસ઼ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ. રદિયલ્લાહુ અન્હુ.

૭૪————હઝરત બિશ્રનાં માદરીભાઇ હઝરત સઇદ બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ. બનૂ તમીમમાંથી હતા.

૭૫————હઝરત સઇદ બિન હારિસ઼ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ. રદિયલ્લાહુ અન્હુ.

૭૬————હઝરત સાઇબ બિન હારિસ઼ બિન કૈસ બિન અદી બિન સઅદ બિન સહમ રદિયલ્લાહુ અન્હુ.

૭૭————હઝરત ઉમૈર બિન રિઆબ બિન હુઝૈફહ બિન મુહશ્શમ બિન સઅદ બિન સહમ રદિયલ્લાહુ અન્હુ.

૭૮————હઝરત મહમિય્યા બિન જઝઅ રદિયલ્લાહુ અન્હુ બનૂ ઝુબૈદ માંથી હતા. બનૂ સહમના હલીફોમાંથી હતા.

• બનૂ અદી બિન કઅબમાંથી

૭૯————હઝરત મઅમર બિન અબ્દુલ્લાહ બિન નદલહ બિન અબ્દુલ ઉઝઝા.....બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૮૦————હઝરત ઉર્વહ બિન અબ્દુલ-ઉઝઝા બિન હુરસાન......બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૮૧————હઝરત અદી બિન નદલહ બિન અબ્દુલ ઉઝઝા બિન હુરસાન.....બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

૮૨————એમના પુત્ર હઝરત નુઅમાન બિન અદી રદિયલ્લાહુ અન્હુ.

• બનૂ અદી બિન કઅબમાંથી :

૮૩————હઝરત આમિર બિન રબીઅહ અન્ઝી રદિયલ્લાહુ અન્હુ બનૂ અન્ઝ બિન વાઇલમાંથી હતા અને ખત્તાબે એમને દત્તક બનાવી લીધા હતા.

૮૪————હઝરત આમિરના બેગમ લયલા બિન્તે અબી હસમહ બિન ગાનમ રદિયલ્લાહુ અન્હા એ બનૂ અદીમાંથી હતાં.

• બનૂ આમિર બિન લુએયમાંથી :

૮૫———— હઝરત અબૂ સબ્રહ બિન અબી રુહમ બિન અબ્દુલ-ઉઝઝા......બિન આમિર રદિયલ્લાહુ અન્હુ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઈ બર્રહ બિન્તે અબ્દિલ-મુત્તલબના પુત્ર.

૮૬————હઝરત અબૂ સબ્રહના બેગમ બીબી ઉમ્મે-કુલસૂમ બિન્તે સુહૈલ બિન અમ્ર, રદિયલ્લાહુ અન્હા.

૮૭———— હઝરત અબ્દુલ્લાહ બિન મખ્રમા બિન અબ્દુલ-ઉઝઝા.....બિન આમિર રદિયલ્લાહુ અન્હુ.

૮૮———— હઝરત અબ્દુલ્લાહ બિન સુહૈલ બિન અમ્ર......બિન આમિર, રદિયલ્લાહુ અન્હુ.

૮૯———— હઝરત સલીત બિન અમ્ર બિન અબ્દે-શમ્સ......બિન આમિર રદિયલ્લાહુ અન્હુ.

૯૦———— એમના ભાઈ હઝરત સકરાન બિન અમ્ર રદિયલ્લાહુ અન્હુ. એ બંને હઝરત સુહૈલ બિન અમ્રના ભાઈ હતા.

૯૧———— હઝરત સકરાનના બેગમ બીબી સવદહ બિન્તે ઝમઅહ બિન કૈસ.........બિન આમિર રદિયલ્લાહુ અન્હા બાદમાં બીબી સવદહના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે નિકાહ થયા.)

૯૨———— હઝરત માલિક બિન ઝમઅહ બિન કૈસ બિન અબ્દે-શમ્સ....બિન આમિર રદિયલ્લાહુ અન્હુ. હઝરત બીબી સવદહના ભાઈ.

૯૩———— હઝરત માલિકના બેગમ બીબી અમ્રહ બિન્તે સઅદી બિન વકદાન બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ.....બિન આમિર રદિયલ્લાહુ અન્હા. (કેટલાકે અમ્રહને બદલે ઉમૈરહ નામ લખ્યું છે.)

૯૪———— હઝરત અબૂ હાતિબ બિન અમ્ર બિન અબ્દે-શમ્સ......બિન આમિર રદિયલ્લાહુ અન્હુ

• બનૂ આમિરના હલીફોમાંથી :

૯૫————હઝરત સઅદ બિન ખવલહ રદિયલ્લાહુ અન્હુ હઝરત સઅદ યમનવાસીઓમાંથી હતા.

• બનૂ હારિસ બિન ફિહરમાંથી

૯૬————હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ રદિયલ્લાહુ અન્હુ. એમનું મૂળ નામ આમિર બિન અબ્દુલ્લાહ બિન જર્રાહ બિન હિલાલ બિન ઉહૈબ હતું.

૯૭————હઝરત સુહેલ બિન બયદાઅ રદિયલ્લાહુ અન્હુ. એમના પિતાનું નામ વહબ બિન રબીઅહ બિન હિલાલ હતું. પરંતુ માતાનું નામ વધુ જાણીતું હોવાથી લોકો સુહેલ બિન વહબને બદલે સુહેલ બિન બયદાઅ કહેતા હતા. એમના માતાનું નામ વઅદ બિન્તે જહદમ બિન ઉમૈયહ હતું. પરંતુ બયદાઅ નામે પ્રખ્યાત હતાં.

૯૮————હઝરત અમ્ર બિન અબી સરહ બિન રબીઅહ બિન હિલાલ.....બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૯૯————હઝરત ઈયાઝ બિન ઝુહૈર બિન અબી શદ્દાદ બિન રબીઅહ બિન હિલાલ.....બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ. કેટલાકે આ નામને બદલે હઝરત રબીઅહ બિન માલિક બિન દબ્બહ બિન હારિસ નામ લખ્યું છે.

૧૦૦————હઝરત અમ્ર બિન હારિસ બિન ઝુહૈર બિન અબી શદ્દાદ બિન રબીઅહ...બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૧૦૧————હઝરત ઉસ્માન બિન અમ્ર બિન અબ્દે-ગનમ બિન ઝુહૈર.........બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

૧૦૨————હઝરત સઅદ બિન અબ્દે-કૈસ બિન ફિહર બિન લકીત બિન આમિર .........બિન હારિસ રદિયલ્લાહુ અન્હુ.

**હબશહના મુહાજિરિનની સંખ્યા**————આ તે મુસલમાન સ્ત્રી-પુરૂષો હતા જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી અને કુરૈશી ત્રાસવાદીઓના જંગલી અત્યાચારોથી કંટાળીને, મક્કહથી હિજરત કરીને મુલકે-હબશહ પહોંચી ગયા. એમાં એવા સગીર વયના બાળકો પણ હતાં જેઓને તેઓના માબાપ પોતાની કોટે વળગાડીને લઇ ગયા અને કેટલાંક એવા પણ હતાં જે હિજરત પછી હબશહની ભૂમિમાં પેદા થયાં. બધા મળીને મુહાજિરોની કુલ સંખ્યા ૮૩ જેટલી હતી; જો એમાં હઝરત અમ્માર બિન યાસિરને પણ ગણી લેવામાં આવે તો ! કેમકે એમની હિજરત વિષે શંકા છે.

> **સંપાદકની નોંધ :-** આ હિજરતથી મક્કહના ઘરેઘરમાં મોતના ઓળા ઊતરી આવ્યા હોય તેવો હાહાકાર મચી ગયો. આખા મક્કહ પર રંજો-ગમ અને અરેરાટીના કાળાં વાદળાં છવાઇ ગયાં. ઘરેઘરમાં અને મહોલ્લે-મહોલ્લે રડારોળના કલ્પાંતનું વાતાવરણ હતું. મક્કહના નાના કે મોટા ખાનદાનોમાંથી ભાગ્યે જ કોઇ ઘર રહ્યું હોય જેના લાડલા કે લાડલીમાંથી કોઇએ હિજરત ન કરી હોય. કોઈનો દીકરો ગયો તો કોઈનો જમાઇ, કોઈનો બેટો તો કોઈની બેટી, કોઇનો ભાઇ ગયો તો કોઈની બહેન.
>
> અબૂ જહલ, અબૂ સુફયાન, ઉત્બહ બિન રબીઅહ, હિન્દ બિન્તે ઉત્બહ, વલીદ બિન મુગીરહ જેવા કુરૈશના મોટા માથાંઓ અને ઇસ્લામના કટ્ટર દુશ્મનોમાંથી કોઇ રહ્યું નહિ હોય જેના બેટા-બેટી જેવા જિગરના ટુકડા પોતાના માબાપ, પોતાના ઘરબાર, પોતાના વહાલા વતનને છોડીને પરદેશ સિધાવી ન ગયા હોય; અને તે પણ માત્ર પોતાના ઇસ્લામ અને ઇમાનને બચાવવા ખાતર ! આ કારના આઘાતને કારણે કેટલાક ઇસ્લામની દુશ્મનીમાં વધારે ઝનૂની બની ગયા તો કેટલાકનાં હૈયાં પીગળી જવાથી છેવટે તેઓ મુસલમાન બની ગયા. સંપાદકની નોંધ પૂરી થઇ. હવે કિતાબનું લખાણ વાંચો. ''હ''

અબ્દુલ્લાહ બિન હારિસના કસીદા————મુલ્કે-હબશહની ભુમિમાં અને નજાશી બાદશાહના રાજમાં ઠરીઠામ થવા પછી જે કાવ્યો રચવામાં આવ્યાં તેની ભૂમિકા એવી છે કે જયારે ત્યાં જવા પછી મુસલમાનોને રાહત અને શાંતિ મળી, ત્યાંના નેકદિલ બાદશાહનો વર્તાવ પ્રશંસાપાત્ર રહ્યો, કોઈપણ જાતના ભય વિના તેઓએ નમાઝની સાથે અલ્લાહની બીજી બંદગીઓ કરી અને ત્યાં પહોંચ્યા પછી નજાશી બાદશાહે તેઓનો લાગણી ભર્યો સત્કાર કરીને પાડોશી તરીકેનો હક અદા કર્યો તો, હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ બિન કૈસ બિન અદી બિન સઈદ બિન સહમ નામના જાણીતા શાઈરે તે પ્રસંગને અનુસરતા બેત્રણ કસીદા રચ્યા. એમાં મક્કહના કુરૈશે પોતાના જ શહેરમાં રહેનારા, પોતાના જ ભાઈબંધુઓને મુસલમાન બનવાના વાંકે તેઓ પર કાળો કહેર વર્તાવીને તેઓને ફરાર થવા પર મજબૂર કરી દીધા. એ વિષય પર શાઈરે પોતાના પ્રતિભાવો કાવ્યકળામાં ગૂંથીને કુરૈશ પ્રત્યે પોતાનો અણગમો જાહેર કર્યો છે. પહેલા કસીદાના કેટલાક શેઅરો અત્રે રજૂ કરીએ છીએ. શાઈર કહે છે :

યા રાકિબન બલ્લગન અન્ની મુગલ-ગલતન • મન કાના યરજૂ બલાગલ-લાહિ વદ-દીનિ.

હે મુસાફિર ! મારા તરફથી તે લોકોને આ સંદેશ પહોંચાડી દે જેઓ, અલ્લાહના આદેશો અને અલ્લાહના દીનને પરિપૂર્ણતાની ટોચે પહોંચડવાના અભિલાષી છે.

કુલ્લુમ-રિઈમ મિન ઇબાદિલ-લાહિ મુદ-તહિદિન • બિ-બત્નિ મક્કત મકહૂ-રિંવ વ મફતૂનિ.

અલ્લાહના બંદાઓમાંથી એવા દરેક શખ્સને મારો આ સંદેશ પહોંચાડી દેજે જે મક્કહની ખીણમાં લાચાર છે, પછડાયેલો છે અને સંકટોમાં સપડાયેલો છે.

અન્ના વજદ-ના બિલાદલ-લાહિ વાસિ-અતન • તુન્જી મિનઝ-ઝુલ્લિ વલ-મખ્ઝાતિ વલ-હૂનિ.

બેશક અમે અલ્લાહ તઆલાના શહેરોને વિશાળ જોયાં; એવાં શહેરો જે ઇન્સાનને અપમાન, ઝિલ્લત અને ફજેતાથી બચાવનારાં છે.

ઇન્ના તબિઅ-ના રસૂલલ-લાહિ વ ઉત-તરહૂ • કવલન નબીય્યે વ આલૂ ફિલ-મવાઝીનિ.

અમે તો રસૂલુલ્લાહુ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેરવી ગ્રહણ કરી લીધી ત્યારે તેઓએ નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતને પીઠ પાછળ નાખી દીધી અને હકોની આદયગીમાં ખિયાનત કરી.

કુરૈશે આંતકનો કોરડો વીંઝીને જે મુસલમાનોને પોતાની વસતિઓમાંથી હાંકી કાઢયા તેના ઉલ્લેખ સાથે કુરૈશ કૌમની અમુક વ્યકિતઓ પ્રત્યે પોતાની નારાજી જાહેર કરતાં હઝરત અબ્દુલ્લાહ બિન હારિસે આ શેઅરો પણ કહ્યા છે :

અબત કબિદી લા અકિઝ-બન્ક કિતાલ-હુમ • અલય્ય વ તઅબાહુ અલય્ય અનામિલિ.

તારી આગળ હું જૂઠું નહિ બોલું. તેઓની સાથે જંગ કરવાથી મારૂં દિલ પણ ઇન્કાર કરે છે અને મારી આંગળીઓ પણ ના પાડે છે.

વ કૈફ કિતાલી મઅ-શરન અદ-દબૂ-કુમ • અલલ-હકિક અન-લા-તઅ-શિબૂહુ બિ-બાતિલિ.

મારી લડાઈ એવા લોકો સાથે કેવી રીતે હોય શકે જેઓએ તમને શિક્ષણ આપ્યું કે, સચ્ચાઈ પર મક્કમ રહો અને સત્યને અસત્ય સાથે ભેળસેળ ન કરો.

**નફ - તહુમ ઇબાદુલ - જિન્નિમિનહુર્ર અર્દિહિમ • ફ - અદહવ અલા અશ્રિ શદીદિલ - બલાબિલિ.**

જિન્નાતના પૂજારીઓએ તેઓને, તેઓની ગૌરવશાળી માતૃભૂમિથી, ઘરબાર વગરના કરી દીધા જેના કારણે તેઓ મોટી આફતોમાં સપડાઇ ગયા.

હઝરત અબ્દુલ્લાહ બિન હારિસે આ કસીદો પણ કહયો છે :

**તિલ્ક કુરૈશુન તજ હદુલ-લાહ હક્ક - હૂ • કમા જહદત આદ વ મદયન વલ-હિજરૂ.**

કુરૈશની આ હાલત છે કે તેઓ અલ્લાહ તઆલાના હકોનો ઇન્કાર કરે છે જેવી રીતે આદ, મદયન અને હિજ્રના લોકોએ ઇન્કાર કર્યો હતો. (અને તબાહ થઇ ગયા.)

**ફઇન અના લમ ઉબરિકુ ફલા યસઅન -નની • મિનલ-અર્દિ બર્રુન ઝૂ-ફદાઇંવ-વલા બહરુ.**

ત્યારે જો હું (અલ્લાહથી) ન ડરૂં તો મને ન ધરતીના વાતાવરણવાળા મેદાનમાં જગા મળી શકે છે અને ન સમંદરમાં જગા મળી શકે છે.

**બિ-અર્દિન બિહા અબ્દુલ-ઇલાહિ મુહમ્મદુન • ઉબૈયનુ મા ફિન-નફસિ ઇઝા બુલગન - નકરુ.**

તે ધરતીમાં જેમાં અલ્લાહના બંદા મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બિરાજમાન છે. હવે જયારે કે વિવાદની તક મળી જ ગઇ છે તો જે કંઇ મારા મનમાં છે તેને ખુલ્લી રીતે જાહેર કરી દઉં છું.

હઝરત અબ્દુલ્લાહ બિન હારિસના પવિત્ર આત્મા પર અલ્લાહની રહમતો હો ! તેમના છેલ્લા કસીદાના બીજા શેઅરની પહેલી કડીમાં ''ઉબરિક''શબ્દ આવેલો છે. જેના કારણે તેઓ ''મુબરિક''ના ઉપનામે મશહૂર થઇ ગયા.

---

## પ્રકરણ ૫૨

# મુહાજિરીન વિરૂધ્ધ કુરૈશના કાવાદાવા

કુરૈશના રાજદૂતો બાદશાહના દરબારમાં • અબૂ તાલિબનો કસીદો • બીબી ઉમ્મે-સલમહની રિવાયત • કુરૈશી સફીરોના કાવાદાવા • કુરૈશી સફીરોની ફરિયાદ • નજાશી બાદશાહનો જવાબ • બાદશાહના દરબારમાં મુસલમાનોનું તેડું • હઝરત જઅફરનું પ્રવચન • હબશહમાં રક્ષણ લેવાનું કારણ • કુર્આન સાંભળીને બાદશાહ રડી પડયા. • કુરૈશી સફીરોની બીજી યુકિત • પાદરીઓ અને દરબારીઓના ફૂંફાડા • હબશહમાં નજાશી વિરૂધ્ધ બળવો • નજાશીએ રાજગાદી કેવી રીતે મેળવી ? • બાપની હત્યા અને નજાશીની ગુલામી • નજાશીની હુકૂમતની બહાલી • સોદાગર નજાશીના દરાબારમાં • નજાશી વિરૂધ્ધ બીજો બળવો.

**કુરૈશના રાજદૂતો બાદશાહના દરબારમાં**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશે જયારે જોઈ લીધું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા મુલ્કે-હબશહની ભૂમિમાં પહોંચીને સલામત અને નિર્ભય બની ગયા છે. ત્યાં તેઓએ રહેવાના ઘરો પણ મેળવી લીધાં છે અને નજાશી બાદશાહે ઉદારદિલી તથા હમદર્દીથી તેઓને આવકારીને આસરો આપી દીધો છે.અને તેઓ બેખોફ થઈને શાંતિથી અલ્લાહની ઈબાદત કરી રહ્યા છે. તો, તેઓએ આપસમાં વિચારવિમર્શ કરીને એવું ઠરાવ્યું કે ઠરેલ બુધ્ધિના બે મુત્સદ્દી પુરૂષોને બાદશાહના દરબારમાં મોકલવામાં આવે અને મુસલમાનોની હકાલપટ્ટી માટે બાદશાહને કોઈ પણ ભોગે રાજી કરી લેવામાં આવે !

આ હેતુની સિધ્ધિ માટે કુરૈશે અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ અને અમ્ર બિન આસ બિન વાઈલ નામે. બે ઘડાયેલા કે અઠંગ રાજકારણીઓની વરણી કરી. બાદશાહ અને તેના વજીરો-દરબારીઓ માટે ભેટસોગાતની ઘણી કિંમતી વસ્તુઓની વ્યવસ્થા કરી અને પૂરી તૈયારી સાથે બંને મહાનુભાવો મૂલ્યવાન હદિયાઓ લઈને મુલ્કે હબશહ તરફ રવાના થઈ ગયા.

**અબૂ તાલિબનો કસીદો**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબને જયા કુરૈશના આ પ્રપંચ કે પ્રયુકિતની જાણ થઈ તો તેમણે નજાશી બાદશાહને સંબોધીને તેની શાનમાં એક પ્રશંસા-કાવ્ય રચ્યું જેમાં તેને મુસલમાનોની હિફાઝત અને તેઓ પ્રત્યે ઉદાર વર્તાવની ટહેલ નાખવામાં આવી:

**અલા લૈત શિઅરી કયફ ફિન-નાએ જઅફરુન • વ અમ્રિન અઅદાઉલ-અદુવ-વિલ-અકારિબુ.**

કાશ ! હું જાણી શકત કે જઅફર અને અમ્ર પરદેશમાં કેવી દશામાં છે ! ઘણું કરીને લોહીના રિશ્તાથી

જોડાયેલાં સગાસ્નેહીઓ જ કટ્ટર દુશ્મન હોય છે.[૧]

**ફહલ-નાલા અફઆલુન નજાશિય્ય જઅફરન • વ અસ્હાબહુ અવ આક ઝાલિક શાગિબુ**

શું નજાશીના સદ્‌વર્તને કે ભાવભીના આવકારે જઅફર અને તેના સાથીઓને પોતાના પ્રિયપાત્ર તરીકે અપનાવી લીધા છે ? કે પછી કોઈ હસદખોરે તેમાં ફાડચું મારી દીધું છે ?

**તઅલ્લમ અબ-યતલ - લઅન અન્નક્ માજિદુન • કરીમુન ફલા યશકય લદૈકલ-મુજાનિબુ.**

હે બાદશાહ ! અલ્લાહ તઆલા આપને બદનામીથી બચાવે. આપની જાત બહુ મહાન અને પ્રતિષ્ઠાશાળી છે. આપના સાયમાં આસરો લેનારને નિરાશા નહિ મળવી જોઇએ.

**તઅલ્લમ બિઅન-નલ્લાહ ઝાદક બસ-તતન • વ અસબાબ ખયરિન કુલ્લુહા બિકા લાઝિબુ.**

હે બાદશાહ ! આપને આ વાતની જાણ હોવી જોઈએ કે અલ્લાહ તઆલાએ આપને ભવ્ય ખુશહાલી કે વિશાળ ધનસંપત્તિ આપી છે અને ભલાઈના તમામ સાધનો આપને અર્પણ થયાં છે.

**વ અન્નક ફયઝુન ઝૂ-સિજાલિન ગઝી-રતિન • યનાલુલ - અઆદી નફઅહા વલ-અકારિબુ.**

હે બાદશાહ ! આ વાત પણ આપે જાણવી જોઇએ કે આપની જાત છલોછલ કાંઠાવાળા સમુદ્ર જેવી છે. જેનાથી દુશ્મન અને દોસ્ત બંને લાભ મેળવે છે.

**બીબી ઉમ્મે-સલમહની રિવાયત**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન મુસ્લિમ ઝુહરીના મુખે અને તેમને અબૂબક્ર બિન અબ્દુર્રહમાન બિન હારિસ બિન હિશામ મખઝૂમીના મુખે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી ઉમ્મે-સલમહ બિન્તે અબી ઉમૈયહ બિન મુગીરહની વર્ણવેલી આ રિવાયત મળવા પામી જેમાં બીબી ઉમ્મે-સલમહ પોતાની વીતક કથા ટાંકતાં ફરમાવે છે:

''જ્યારે અમે હબશહની ભૂમિમાં પહોંચ્યાં તો ત્યાંના બાદશાહ નજાશીનો અમને બેહતરીન પાડોશ મળી ગયો. નમાઝ અને મઝહબના મામલામાં અમને શાંતિ નસીબ થઈ. અલ્લાહની ઈબાદત બિનધાસ્ત રીતે કરવા લાગ્યાં. ન કોઈ અમને પીડા આપતું હતું ન કનડગત કરતું હતું. ન કોઇ ખરાબ વાત અમારા સાંભળવામાં આવતી.

આ વસ્તુ સ્થિતિના જ્યારે કુરૈશને સમાચાર મળ્યા તો તેઓએ આપસમાં મનસૂબો કર્યો કે અમને હબશહથી હાંકી કાઢવા માટે ઠરેલ બુધ્ધિના બે કુનેહબાજ પુરૂષોને નજાશી પાસે મોકલવામાં આવે અને નજાશી માટે મક્કહની મૂલ્યવાન વસ્તુઓમાંથી નાયાબ ગણાતી વસ્તુઓ ભેટ તરીકે મોકલવામાં આવે. ભેટસોગાતની નાયાબ કે કિંમતી વસ્તુઓમાં ઉત્તમ પ્રકારના પકાવેલા ચામડાઓનો પણ સમાવેશ હતો. આવાં ઘણાબધાં ચામડાં તઓએ ભેગાં કર્યાં. બાદશાહના પ્રધાનમંડળમાંથી કોઇ પ્રધાનને તેઓએ ભેટસોગાતથી બાકાત નહિ રહેવા દીધો.''

''આ નાયાબ અને મૂલ્યવાન ભેટો સાથે તેઓએ અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ અને અમ્ર બિન આસને હબશહ મોકલાવ્યા અને સાથે તાકીદ કરી કે, નજાશી સાથે મુસલમાનોને લગતી વાતચીત કરવા પહેલાં તેઓ તેના પ્રધાનમંડળના દરેક પ્રધાનની મુલાકાત લે. દરેકના ચરણોમાં તેની ભેટ રજૂ કરે અને તેની મહેનાતમાં

---

૧. હઝરત જઅફર રદિયલ્લાહુ અન્હુ અબૂ તાલિબના વહાલસોયા પુત્ર જેઓ હિજરત કરીને હબશહ પહોંચી ગયા હતા. અબૂ તાલિબના પહેલા શેઅરમાં ''અકારિબ'' શબ્દ આવેલો છે જેનો અર્થ સગાંવહાલાં થાય છે. મતલબ ભાઇબંધો કે કુટુંબીજનો જે નુકસાન પહોંચાડે છે તે બીજા પહોંચાડી શકતા નથી. ''હ''

એવી કુનેહબુધ્ધિથી પોતાનો મુદ્દો રજૂ કરે કે કોઇ પણ જાતની તપાસ તહકીક વગર તેઓ મુસલમાનોને તમારે હવાલે કરી દે. એ પછી બાદશાહના દરબારમાં જવું, તેના હદિયા તેના ચરણોમાં ધરીને એવી ખુબીથી મુદ્દો રજૂ કરવો કે તે મુસલમાનો સાથે વાતચીત કરવા પહેલાં જ તેઓને તમારે હવાલે કરી દે.

**કુરૈશી સફીરોના કાવાદાવા**———બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''કુરૈશના એલચીઓ અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ અને અમ્ર બિન આસ હબશહની ભૂમિમાં પહોંચી ગયા. બાદશાહને મળવા પહેલાં પ્રથમ તેઓ તેના દરેક વજીરને મળ્યા. ભેટની કિંમતી ચીજો તેઓના ચરણોમાં ધરી અને પછી ઠાવકા મુખે બોલ્યા,

''અમારા શહેરના કેટલાક ઉછાછળા, કાચી બુધ્ધિના નાદાન છોકરાઓ તમારા રાજ્યમાં આવીને રહેવા લાગ્યા છે. તેઓએ પોતાના બાપદાદાનો ધર્મ છોડી દીધો છે અને તમારો ધર્મ પણ કબૂલ નથી કર્યો. ઊલટાનું તેઓએ એક નવો જ ધર્મ ઉપજાવી કાઢ્યો છે, જેને ન તમે જાણો છો ન અમે જાણીએ છીએ. આ લોકો બાપદાદાના વતનથી નાસી આવ્યા છે અને તમારા રાજ્યમાં આસરો લઇને ભરાઇ બેઠા છે. અમારી કૌમના માનવંતા આગેવાનોએ અને આ છોકરાઓના વડીલોએ અમને તમારી તહેનાતમાં એટલા માટે મોકલ્યા છે કે, તમે તેઓને અમારે હવાલે કરી દો. અમે બાદશાહના દરબારમાં આ કેસ રજૂ કરીએ ત્યારે તમારા ટેકાની અમને જરૂર છે. આશા છે તમે બાદશાહના દરબારમાં અમારી માગણીને એવી ખૂબીથી ટેકો આપશો કે બાદશાહ તેઓને દરબારમાં નહિ બોલાવે, કોઇ પ્રકારની પૂછપરછ નહિ કરે અને બારોબાર તેઓને અમારે હવાલે કરી દે.''

''વજીરોને ભેટો મળતાં તેઓ રાજીના રેડ થઇ ગયા અને એમની મરજી મુજબ કરવાનું તેઓએ વચન આપી દીધું એ પછી તેઓએ દરબારના અમીર ઉમરાવો અને દરબારી પાદરીઓને પણ ગાંઠી લીધા અને એજ મુજબના પાઠ તેઓને પણ ભણાવી દીધો.''

''આ ચાલાકી ભરેલી કારવાઈથી નિવૃત્ત થઈને કુરૈશના બંને સફીરો બાદશાહના દરબારમાં હાજર થયા. તેઓએ શાહી દરબારના આદાબની બજામણીમાં બાદશાહને નમસ્કાર કર્યા અને એટલા ઝૂકી ગયા જેમ સિજ્દો કરવામાં આવે છે. એ પછી મક્કહથી આણેલી મૂલ્યવાન ભેટો બાદશાહના ચરણોમાં પ્રદાન કરી જેનો બાદશાહે ઉદારદિલીથી સ્વીકાર કરી લીધો.''

**કુરૈશી સફીરોની ફરિયાદ**———હઝરત બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''શાહી દરબારના આદાબ અને ભેટસોગાતની વિધિથી પરવારીને તેઓએ પોતાનો કેસ બાદશાહની તહેનાતમાં રજૂ કરતાં કહ્યું:

''જહાંપનાહ ! અમારી કોમના કેટલાક ઉછાછળા અને નાદાન છોકરાઓ બાપદાદાનો ધર્મ છોડી બેઠા છે અને ત્યાંથી ફરાર થઈને આપના રાજ્યમાં ઘૂસી ગયા છે. આ નાદાનોએ આપનો ધર્મ પણ કબૂલ નહિ કરતાં એક નવો જ ધર્મ ઉપજાવી કાઢ્યો છે, જેને ન આપ જાણો છો ન અમે જાણીએ છીએ.

''જહાંપનાહ ! અમારી કોમના આગેવાનોએ, અને આ છોકરાઓના માબાપોએ, અને એમના કુટુંબોના વડીલોએ, એમને પાછા લઇ જવા માટે, અમને આપની તહેનાતમાં મોકલાવ્યા છે. અમારી નમ્ર અરજ આ છે કે આપ એમને અમારે હવાલે કરી દો તો અમે એમને મક્કહ લઈ જઇને એમના વડીલોને હવાલે કરી દઇએ.''

હઝરત બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ અને અમ્ર બિન આસને

સૌથી મોટી ધાસ્તી આ હતી કે બાદશાહ મુસલમાનોને દરબારમાં બોલાવીને પૂછપરછ નહિ કરે તો સારૂં !''

''કુરૈશી સફીરોની વાત પૂરી થતાં જ દરબારમાં બાદશાહની આજુબાજુ બેઠેલા વઝીરો, દરબારીઓ અને પાદરીઓએ તેઓની વાતને ટેકો આપતાં કહયું, ''હે બાદશાહ ! મક્કહના માનવંતા સફીરોએ સાચું કહ્યું છે. નાદાન છોકરાઓ ટૂંકી બુધ્ધિના હોવાથી લાંબો વિચાર કરી શકતા નથી. એમનું ભલું બુરૂં એમના વડીલો જ સારી રીતે સમજી શકે છે. માનવંતા સફીરોએ એમના માથે જે આરોપ મૂકયો છે તેના સાચા હોવાની એ લોકો પૂરી માહિતી ધરાવે છે. માટે નાસી આવેલા છોકરાઓને એમને હવાલે કરી દો કે જેથી આ લોકો તેઓને તેઓના વતને લઇ જઇને તેઓના વડીલોને હવાલે કરી દે.''

**નજાશી બાદશાહનો જવાબ**————હઝરત બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''વઝીરો, દરબારીઓ અને પાદરીઓની આ વાતો સાંભળીને બાદશાહ બેહદ ખફા થઇ ગયો અને બોલ્યો, ''ના, અલ્લાહના સોગંદ ! બાબત જયારે આમ છે તો હું તેઓને હરગિઝ આ સફીરોને હવાલે નહિ કરૂં, સાંભળો, જે લોકોએ મારો પાડોશ પસંદ કર્યો, જેઓ મારા રાજયમાં મારા મેહમાન બનીને આવ્યા, જેઓએ બીજાં રાજયોને છોડીને મારા રાજયની પસંદગી કરી, અને જેઓએ મારો આસરો લીધો તેઓ વિષે આવું હલકટ પગલું લેવાની હું કલ્પના પણ નહિ કરી શકું. જરૂર હું તેઓને મારા દરબારમાં તેડાવીશ. મક્કહના આ સફીરોએ જે આરોપ એમના પર મૂકયો છે હું તેની તહકીક કરીશ. બેશક આરોપ સાચો પુરવાર થયો તો હું તેઓને એમને હવાલે કરી દઇશ. પણ જો આરોપ ખોટો સાબિત થયો તો હું મુસલમાનોનું રક્ષણ કરીશ અને જયાં સુધી તેઓ મારા રાજયમાં રહેશે. એક પાડોશી તરીકે તેઓના હકો અદા કરતો રહીશ.''

**બાદશાહના દરબારમાં મુસલમાનોનું તેડું**————હઝરત બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''એ પછી નજાશી બાદશાહે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાને દરબારમાં બોલાવવા માટે પોતાનો આદમી મોકલાવ્યો. બાદશાહના સંદેશો મળતાં બધા મુસલમાનો સલાહ -મંત્રણા માટે એક સ્થળે ભેગા થયા. સવાલ થયો કે બાદશાહના દરબારમાં જઇને કહેવું શું ?

વિચારણાને અંતે સર્વસંમતિથી નક્કી થયું કે બાદશાહના દરબારમાં જઈને આપણે તેજ વાતો કહીશું અને તેજ ઇસ્લામી ઉસૂલોની રજૂઆત કરી દઇશું જેનું શિક્ષણ આપણા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આપણને આપ્યું છે. પછી જે થવાનું હોય તે થઈ જાય !

આમ ઠરાવીને બધા મુસલમાનો બાદશાહના દરબારમાં હાજર થઇ ગયા. જોયું તો નજાશીએ પોતાના ધર્મના પાદરીઓ અને દરબારી પંડિતોને પણ દરબારમાં બોલાવી લીધા હતા અને તેઓ પોતાની આકાશી કિતાબો કે ધર્મગ્રંથોને ખોલીને બાદશાહની ચોગર્દમ પોતપોતાના આસન બિરાજેલા હતા.

બાદશાહે મુસલમાનોને સવાલ કર્યો, ''તે કર્યો ધર્મ છે જેને અપનાવીને તમે પોતાની કોમથી વિખૂટા પડી ગયા ? શું કારણ છે કે તમે મારો ધર્મ પણ કબૂલ નહિ કર્યો અને બાપદાદાનો ધર્મ પણ છોડી બેઠા ?''

**હઝરત જઅફરનું પ્રવચન**———— બીબી ઉમ્મે સલમહનું બયાન છે : ''બાદશાહનો સવાલ સાંભળીને મુસલમાનોમાંથી જે યુવક બાદશાહને જવાબ આપવા આગળ વધ્યો તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબના જવાન બેટા હઝરત જઅફર બિન અબૂ તાલિબ હતા. હઝરત જઅફર નવજવાન હોવા છતાં ઇસ્લામનું બહોળું જ્ઞાન ધરાવતા હતા. તેમણે બાદશાહને સંબોધીને જવાબ આપતાં કહ્યું:

"હે બાદશાહ ! આથી પહેલાં અમે બધા જાહિલ હતા. દેવી દેવતાઓને માનતા હતા. પથ્થરની મૂર્તિઓને પૂજતા હતા. મરેલા ઢોરોનું માંસ ખાતા હતા. નાગાઇ અને બેહયાઇના કામો કરતા હતા. ગુનાહોના કામોમાં ગળાંડૂબ રહેતા હતા. સગાંવહાલાઓના હકો મારી ખાતા હતા. પાડોશીઓ સાથે ભૂંડાઇનો વર્તાવ કરતા હતા. એકબીજા પર ત્રાસ વર્તાવતા હતા. લોકોની બહેન બેટીઓની આબરૂના લૂંટારા હતા. અમારા બળવાન લોકો પોતાના કમજોરોને ખાય જતા હતા.

"અમારી આ દશા પરંપરાથી ઊતરી આવતી હતી અને એમાં જ અમે મસ્ત હતા ત્યાં તો અલ્લાહની રહમતે ઉછાળો માર્યો. કેમકે તેને અમારી કઢંગી દશા પર દયા આવી ગઇ હતી. તેણે અમારી ઉપર મહાન ઉપકાર કર્યો. અમારી જ કૌમમાંથી એક શખ્સને પોતાના પયગમ્બર બનાવીને અમારી પાસે મોકલ્યા. એ બહુ દયાળુ દિલના પયગમ્બર છે. દુનિયાભરની ખૂબીઓના ભંડાર છે. અમે એમના વંશથી, એમના ખાનદાનથી, એમની સચ્ચાઇથી, એમની પ્રામાણિકતા, પ્રતિષ્ઠા અને પાકદામનીથી પૂરી રીતે માહિતગાર છીએ.

"અલ્લાહના આ પયગમ્બર અમારા માટે રહમતે-ઇલાહી બનીને અમારામાં પધાર્યા. એમણે અમને એક અલ્લાહની ઓળખ આપી પછી તેની તવહીદ તરફ બોલાવ્યા. અમને ફરમાવ્યું કે અલ્લાહને એક માનો. તેની જ ઇબાદત અને તેની જ બંદગી કરો. અમે બાપદાદાના આંધળા અનુકરણમાં મૂર્તિપૂજાના પાપમાં સપડાયેલા હતા. તેમણે અમને મૂર્તિઓની પૂજાથી અટકાવ્યા અને હરહાલમાં સાચું બોલવાની, વહેવારી મામલાઓમાં પ્રામાણિકતા જાળવવાની, સચ્ચાઇ અને ઇમાનદારીથી કામ લેવાની, રિશ્તાદારો સાથે સગાઇ-સંબંધ ટકાવી રાખવાની, પાડોશીઓ સાથે ભલાઇનો વર્તાવ કરવાની અને લોકોના મામલામાં ઇન્સાફથી કામ લેવાની તઅલીમ આપી. મારધાડ, લૂંટફાટ, ખૂનરેજી, નાગાઇની વાતો અને હરામના ધંધા છોડી દેવાની તેમણે અમને હાકલ કરી . જૂઠું બોલવાથી, યતીમોનો માલ ખાવાથી અને પાકદામન સ્ત્રીઓ પર ખોટી તોહમતો મૂકવાથી અમને રોકી દીધા અને હુકમ ફરમાવ્યો કે એક અલ્લાહની ઇબાદત કરો. કોઇને તેનો ભાગીદાર ન બનાવો. નમાઝ પઢો, રોઝા રાખો , નેકીના કામો કરો."

**હબશહમાં રક્ષણ લેવાનું કારણ**———હઝરત ઉમ્મે સલમહનું બયાન છે : "જઅફર બિન અબી તાલિબે નજાશી આગળ બહુ ખૂબીથી ઇસ્લામી આદેશો અને ઇસ્લામી નીતિનિયમોનું સચોટ વર્ણન કરીને વધુમાં ઉમેર્યું :

"હે બાદશાહ ! અમે એ પયગમ્બરની તમામ વાતોનું સમર્થન કરીને તેઓ અલ્લાહના સાચા પયગમ્બર છે તેનો ઇકરાર કરી લીધો. તેમની ઉપર ઇમાન લઇ આવ્યા. તેમણે બતાવેલો કલિમો પઢીને મુસલમાન બની ગયા. અલ્લાહના મામલામાં તેમના દરેક હુકમનું પાલન કર્યું. એક જ અલ્લાહની ઇબાદત કીધી. તેના જ માટે નમાઝો પઢી. તેની જ પાસે પોતાની હાજતો અને મુરાદો માગી. કોઇને તેનો ભાગીદાર નહિ ઠરાવ્યો. હરામ

કરેલી તમામ વસ્તુઓને તિલાંજલિ આપી દીધી. હલાલ કરેલી તમામ ચીજોને અપનાવી લીધી. આ કારણે અમારી કૌમ અમારી ઉપર તૂટી પડી. અમને ઇજાઓ અને તકલીફો આપી. અંધારી કોઠડીઓમાં પૂરી દઇને અમને ભૂખ્યા તરસ્યા રાખ્યા. અતિ નિર્દયતાથી અમારી ઉપર કાળો કહેર વર્તાવી દીધો. મઝહબ અને ઇમાનના મામલામાં અમને ધર્મસંકટમાં નાખી દીધા. તેઓ ચાહે છે કે અમે એક અલ્લાહને છોડીને ફરીવાર મૂર્તિઓની પુજા કરીએ. બાપદાદાના ધર્મને પાછા અપનાવી લઇએ અને તેજ બુરાઇઓને ગ્રહણ કરી લઇએ જેમાં આથી પહેલાં અમે સબડતા હતા. પછી જ્યારે એમના અત્યાચારો હદ્ વટાવી ગયા. એમના ત્રાસવાદે માઝા મૂકી દીધી અને મઝહબના મામલામાં તરહ-તરહની રૂકાવટો ઊભી કરીને અમારૂં જીવવાનું કપરૂં બનાવી દીધું. અમે લાચાર બની ગયા. નાછૂટકે વતનથી ફરાર થઈને અમારે આપના દેશમાં આવવું પડયું.

"હે બાદશાહ ! અમારા પયગમ્બર સાહેબે બીજા મુલ્કોને મુકાબલે આપના મુલ્કને પસંદગી આપી. આપની બાદશાહીના વખાણ કરતાં ફરમાવ્યું , "બેહતર છે કે તમે મક્કહ છોડીને હબશહની ભૂમિ તરફ નીકળી જાવ, ત્યાં એક એવો બાદશાહ છે જેના રાજ્યમાં કોઇની ઉપર ઝુલ્મ નથી થતો." અને ખરેખર હવે આપના પાડોશમાં રહેવાનું અમને ગમી ગયું છે.

"હે બાદશાહ ! અમે આશાવાદી છીએ કે આપના રાજ્યમાં અમારી ઉપર ઝુલ્મ નહિ થશે અને આપની તરફથી અમને પૂરેપૂરૂં રક્ષણ મળશે !"

**કુર્આન સાંભળીને બાદશાહ રડી પડયા**———— –હઝરત ઉમ્મે સલમહ ફરમાવે છેઃ "આ વાતો સાંભળીને બાદશાહે હઝરત જઅફરને પૂછયું, "તમારા પયગમ્બર પર આકાશથી જે કંઇ ઊતરે છે તેમાંથી તમને કંઇ યાદ છે ?"

"હા યાદ છે" હઝરત જઅફર બોલ્યા.

"વારૂ તેમાંથી કંઇક સંભળાવો." નજાશીએ પોતાની ઇચ્છા દર્શાવી.

હુકમના પાલનમાં હઝરત જઅફરે "કાફ-હા-યા-ઐન-સ્વાદ" સૂરએ-મરયમની શરૂઆતની આયતો સંભળાવવા માંડી.....

બીબી ઉમ્મે સલમહનું બયાન છે :"સૂરએ-મરયમની શરૂઆતની આયતો સાંભળતાં જ નજાશી પર એક પ્રકારની બેખુદીની કૈફિયત છવાવા લાગી અને પછી તો અલ્લાહના સોગંદ, નજાશી બે -ઇખ્તેયાર રડી પડયો. તેની આંખોમાંથી આંસુઓની ધારા ફૂટી નીકળી. ધારધાર રડયો અને એટલું રડયો કે તેની દાઢી આંસુઓથી તર થઇ ગઇ. તેની આસપાસ ધર્મગ્રંથો ખોલીને બેઠેલા પાદરીઓએ અલ્લાહનું આ કલામ સાંભળ્યું તો તેઓ પણ એટલું રડયા કે તેઓના આંસુઓથી આકાશી પુસ્તકના પાનાં તર થઇ ગયાં.

હઝરત જઅફર સૂરએ-મરયમની આયતો પઢી ચૂકયા તો નજાશીએ કહ્યું, "બેશક આ તેવું જ કલામ છે જેવું ઇસા બિન મરયમ પર ઊતર્યું હતું. તે કલામ અને આ કલામ એક જ ગોખલાના ચિરાગનું નૂર છે."

આ પછી નજાશીએ કુરૈશના રાજદૂતોને સંબોધીને કહ્યું, "સાંભળો હે મક્કહના સફીરો ! તમે બંને પાછા

જાવ. આ લોકોને હું તમારા હવાલે નહિ કરૂં આઇન્દા તેવો વિચાર પણ નહિ કરી શકું.''

**કુરેશી સફીરોની બીજી યુકિત**————હઝરત બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''જ્યારે અમ્ર બિન આસ અને અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ બાદશાહના દરબારમાંથી નીકળીને બહાર આવી ગયા તો અમ્ર બિન આસે અબ્દુલ્લાહને કહ્યું, ''વલ્લાહ ! આવતી કાલે હું એવી તદબીર કરીશ જે આ લોકોને જડમૂળથી ઉખેડી ફેંકશે.''

બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ જે એક દયાળુ દિલનો ભલો માણસ હતો અને આમારા મામલામાં અલ્લાહથી કંઈક ડરનારો હતો તેણે અમ્ર બિન આસને કહ્યું, ''ના ભાઈ જવા દોને, એવું ના કરજો. એ લોકો ગમે તેવા પણ આપણા જ છે ને ! મઝહબના મામલામાં ભલે આપણા વિરોધી છે.''

''ના હરગિઝ નહિ છોડું,'' અમ્ર બિન આસે ઝનૂનથી કહ્યું, ''કાલે નજાશીને હું જરૂર કહીશ કે આ લોકો ઈસા બિન મયરમ વિષે કેવો અકીદો ધરાવે છે ! મુસલમાન લોકો ઈસા બિન મરયમને ફકત અલ્લાહનો બંદો માને છે ત્યારે ખ્રિસ્તીઓ ઈસા બિન મરયમને અલ્લાહનો બેટો માને છે.[૧]

બીજા દિવસે બંને સમયસર દરબારમાં પહોંચી ગયા. પરવાનગી મળતાં અમ્ર બિન આસે નજાશીના ચરણોમાં નમન કરતાં કહ્યું, ''જહાંપનાહ ! મુસલમાન લોકો આપના પયગમ્બર ઈસા બિન મરયમ વિષે કંઇ જૂદો જ અકીદો ધરાવે છે. જરા તેઓને દરબારમાં બોલાવીને પૂછો તો ખરા કે, ઈસા બિન મરયમ વિષે તેઓનું શું માનવું છે ?''

નજાશીએ મઝહબી અકીદાના મામલાની તહકીક માટે ફરીવાર મુસલમાનોને દરબારમાં હાજર થવાનો હુકમ છોડયો.

બીબી ઉમ્મે સલમહનું બયાન છે : ''આ વેળા અમને થયું કે કોઈ સંકટમાં અમે સપડાઈ જઈએ તો નવાઈ જેવું નથી. બધા મુસલમાનો, આ સવાલનો શું જવાબ આપવો તેની વિચારણા માટે ફરીવાર એક સ્થળે ભેગા થયા. સવાલ થયો કે બાદશાહ ઈસા બિન મયરમને લગતો આપણો અકીદો પૂછે તો તેનો જવાબ શું આપવો ?

ત્યારે બધાએ એકમતે ઠરાવ્યું કે, ''વલ્લાહ ! આપણે તો તેજ વાતો કહેવાની છે જે અલ્લાહ તઆલાએ આપણને કહી છે અને જેનું શિક્ષણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિમ વ સલ્લમએ આપણને આપ્યું છે પછી તો જે બનવાનું હોય તે ભલે બની જાય !''

જયારે મુસલમાન લોકો દરબારમાં હાજર થયા તો નજાશીએ સવાલ કર્યો, ''તમે લોકો ઈસા બિન મરયમ વિષે શું અકીદો ધરાવો છો ?''

જવાબમાં જઅફર બિન અબી તાલિબે આગળ વધીને કહ્યું, ''હે બાદશાહ ! અમે ઈસા બિન મરયમ વિષે તેજ અકીદો ધરાવીએ છીએ અને તેજ વાતો કહીએ છીએ જે અમારા પયગમ્બર સાહેબ અમને કહી

૧. અમ્ર બિન આસની આ એક ખતરનાક ચાલ હતી. તેની ધારણા હતી કે બાદશાહને મુસલમાનોના આ અકીદાની જાણ થતાં જ છંછેડાઈને એ એમને દરબારમાંથી તો શું, દેશમાંથી ચાલતા કરી દેશે. ''હ''

છે.''

''તમારા પયગમ્બરે શું કહ્યું છે ?''

''અમારા પયગમ્બર સાહેબે ઈસા બિન મરયમ વિષે ફરમાવ્યું છે:

| | |
|---|---|
| હુવા અબ્દુલ્લાહિ | તેઓ અલ્લાહના બંદા છે |
| વ રસૂલુહૂ | અને તેના રસૂલ છે. |
| વ રૂહુહૂ | અને તેણે મોકલેલી એક રૂહ છે |
| વ કલિમતુહૂ | અને તેનો એક કલિમા છે;[૧] |
| અલકાહા ઈલા મરયમિલ- | જેને નાખી દીધો અલ્લાહએ મરયમ તરફ |
| અઝરાઈલ બતૂલ. | જે કુંવારી છે-પાકદામન છે. |

આ સાંભળતાં જ નજાશીએ ત્યાં પડેલું એક તણખલું ઉપાડી લેતાં કહ્યું, ''વલ્લાહ ! તમે જે કંઈ કહ્યું તેનાથી ઈસા બિન મરયમ, આ તણખલાં જેટલા પણ વિશેષ નથી.''

**પાદરીઓ અને દરબારીઓના ફૂંફાડા**——————બાદશાહે જ્યારે આ શબ્દો ઉચ્ચાર્યા તો તેની ફરતે ગોઠવાયેલા પાદરીઓ, વઝીરો અને દરબારીઓ નસકોરાં બોલાવવા લાગ્યા (એટલે બાદશાહના આ શબ્દો પ્રત્યે વાંધો લઈને નારાજી જાહેર કરવા લાગ્યા.)

બાદશાહે બેપરવાઈથી કહ્યું, ''તમે નસકોરાં બોલાવો કે ફૂંફાડા મારો મને કોઈની પરવા નથી અને મેં કોઈ ખોટી વાત કહી નથી.''

એ પછી તેણે મુસલમાનોને કહ્યું, ''ફ-અન્તુમ શુયૂમુન બિ-અરદી.'' જાવ તમે નિર્ભયતાથી મારી ભૂમિમાં રહો. જે કોઈ તમને સંતાપશે તેને શિક્ષા આપવામાં આવશે.

આ શબ્દો તેણે ત્રણ વાર દોહરાવ્યા. પછી ઉમેર્યું, ''મા ઉહિબ્બુ અન્ન લી દિબરમ મિન ઝહબ.'' એટલે તમને આસરો આપવા બદલ મને સોનાનો એક પહાડ મળી જાય તેને પણ હું કબૂલ નહિ કરૂં.

એ પછી તેણે પોતાના કર્મચારીઓને કહયું, ''મક્કહના સફીરોએ જે ભેટસોગાતો આપી છે તે એમને પાછી લોટાવી દેવામાં આવે. મને એની કોઈ જરૂર નથી. સોગંદ છે એક અલ્લાહના ! હબશહની રાજગાદી જયારે અલ્લાહએ મને સોંપી હતી તો મારી પાસેથી તેણે કોઇ લાંચ લીધી ન હતી. મારે લાંચિયા બાદશાહ બનવાની શી જરૂર ? મારા દુશ્મનો મારૂં લાખ બુરૂં ચાહતા હતા પણ અલ્લાહએ મારી સાથે ભલાઈનો, રહમતનો, એહસાનનો મામલો કર્યો, ત્યારે મારે અલ્લાહના બંદાઓ સાથે કેમ ભલાઈનો મામલો નહિ કરવો ? અને અલ્લાહના મામલામાં આંખો બંધ કરીને શું કામ લોકોની વાત માની લેવી ?''

---

૧. માણસના મુખેથી નીકળેલ વાક્યોને અરબીમાં કલિમહ કહે છે. કુર્આનમાં કલિમહ શબ્દ જુદા જુદા અર્થમાં આવ્યો છે. અહીં કલિમહનો અર્થ ''કુન'' થાય છે એટલે થઈ જા, બની જા, નેસ્તીમાંથી હસ્તીમાં આવી જા. અલ્લાહ તઆલા જયારે કોઈ વસ્તુને પેદા કરવાનો ઈરાદો ફરમાવે તો ''કુન'' કહી દે છે. આંખના પલકારામાં એ વસ્તુ વુજૂદમાં આવી જાય છે. કુદરતના કાનૂન મુજબ સ્ત્રી-પુરૂષના ભેગા નુત્ફાથી ઈન્સાનનો જનમ થાય છે. અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા બિન મરયમનો જન્મ કુદરતના આ કાનૂન મુજબ નહિ બલ્કે અલ્લાહના ''કુન'' શબ્દથી થયો હોવાથી તેઓ ''કલિમતુલ્લાહ''નો માનભર્યો લકબ મેળવવા ભાગ્યશાળી થયા. મતલબ આ કે હઝરત ઈસા અલૈહિસ્સલામ કુંવારી પાકદામન બીબી મરયમની કૂખે વગર બાપે પેદા થયા. ''હ''

**હબશહમાં નજાશી વિરૂધ્ધ બળવો**————હઝરત બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''બાદશાહનો આ ફેસલો સાંભળીને કુરૈશના બંને સફીરોના મોઢાં લટકી પડયાં. ભારે હતાશા અને ઉદાસીનતાની દશામાં તેઓને દરબારમાંથી હડધૂત થવું પડયું. ભેટસોગાતની વસ્તુઓ પણ તેઓને લોટાવી દેવામાં આવી. હવે અમે બહું નચિંતાઇ અને શાંતિથી તેના દેશમાં રહેવા લાગ્યાં. અમારા દિવસો આરામથી પસાર થતા હતા ત્યાં તો ઓચિંતી એક નવી આફત આવી પડી. હબશહની રાજગાદીનો એક નવો દાવેદાર પૈદા થઇ ગયો હતો. તે એક હબશી હતો. તેણે નજાશી વિરૂધ્ધ બળવો પોકારી દીધો અને પોતાના સૈનિકો સાથે નીકળીને નજાશી પર ચઢાઇ કરી દીધી.''

હઝરત ઉમ્મે સલમહનું કથન છે : ''આ અણધારેલા સમાચારથી અમારા માણસો એટલા આકુળવ્યાકુળ બની ગયા કે આથી પહેલાં આટલા પરેશાન મેં તેઓને કદી જોયા ન હતા. બધાને ચિન્તા આ વાતની પેઠી કે ન કરે અલ્લાહ, જો આ માણસ નજાશી પર ફાવી ગયો તો એ અમારી સાથે કેવો વર્તાવ કરશે ?

બીજી તરફ નજાશી પણ પોતાનું લશ્કર લઇને તેના મુકાબલે નીકળી આવ્યો. બંને વચ્ચે નાઇલ નદીનો ચોડો પાટ હતો. સામે કાંઠે નદીની પેલે પાર બંને સૈન્યો વચ્ચે સંગ્રામ ખેલાયો.

કટોકટીની પરિસ્થિતિનાં તાગ મેળવવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા એક સ્થળે ભેગા થયા અને બોલ્યા, ''કોણ છે જે નદીની પેલે પાર જઇને યુધ્ધના સમાચાર લઇ આવે અને તપાસ કરે કે ત્યાં શું ચાલી રહ્યું છે ?''

ઝુબૈર બિન અવ્વામ બોલ્યા, ''એનું બીડું હું ઝડપું છું.''

બધા નવાઇ પામીને કહેવા લાગ્યા, ''અરે તમે ? તમે તો અમારામાં સૌથી નાની વયના છો. !''

તેમનો આગ્રહ જોઇને બધાએ ચામડાની એક મશકમાં હવા ભરી અને તેમને આપતા કહ્યું, ''લો એની ઉપર તરતા-તરતા સામે કાંઠે પહોંચી જાવ.''

હઝરત ઝુબૈર બિન અવ્વામે મશક લીધી અને તેને પોતાના સીના હેઠળ રાખીને તરતા-તરતા સામે પાર નજાશીના લશ્કરમાં પહોંચી ગયા.''

બીબી ઉમ્મે સલમહ ફરમાવે છે : ''એ દરમિયાન અમે બધા અલ્લાહ તઆલાની બારગાહમાં અંતઃકરણથી નજાશી માટે દુશ્મન પર ફતેમંદીની અને રાજસત્તાની લગામ પર તેની મજબૂત પકડની દુઆ માગતા રહ્યા. એજ પરેશાનીની હાલતમાં અમે બધા લડાઇના સમાચાર જાણવા આતુર હતા. એટલામાં સામે કાંઠેથી ઝુબૈર બિન અવ્વામ આવતા દેખાયા. કિનારે પગ મૂકતાં જ તેઓ દોડવા લાગ્યા અને સાથે જ પોતાની ચાદર હવામાં લહેરાવીને ફતેમંદીની ખુશખબર આપતાં બોલ્યા, ''ખુશખબર ! નજાશીએ ફતેહ મેળવી લીધી. અલ્લાહ તઆલાએ દુશ્મનને પરાજિત કર્યો. દેશ પર નજાશીની હુકૂમત બહાલ થઇ ગઇ.''

હઝરત ઉમ્મે સલમહનું બયાન છે : ''વલ્લાહ એ સમયે અમારી ખુશાલીનો પાર નહિ રહ્યો. અમારા માણસોની આવી ખુશાલી મેં કદી જોઇ નથી. નજાશીની સત્તાની આણ યથાવત્ પૂરા દેશ પર કાયમ રહી અને પૂરા બળથી રાજસત્તાની લગામ તેના હાથમાં આવી ગઇ. અલ્લાહ તઆલાએ તેના દુશ્મનને પછાડી નાખ્યો હતો. અમે બહુ આરામ, ઇત્મીનાન અને ઇઝઝતથી હબશહમાં રહેવા લાગ્યાં ત્યાં સુધી કે સમય આવતાં અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મક્કહ પહોંચી ગયા.''

**નજાશીએ રાજગાદી કેવી રીતે મેળવી ?**----------ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇમામ ઝુહરીનું કથન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત બીબી ઉમ્મે-સલમહએ વર્ણવેલી આ વીતક કથા જયારે મેં ઉર્વહ બિન ઝુબૈરને કહી સંભળાવી તો તેમણે મને પૂછ્યું, ''જાણો છો નજાશીના આ બોલો કે; ''અલ્લાહએ મને બાદશાહી આપી તો મારી પાસેથી તેણે લાંચ લીધી ન હતી પછી હું શા માટે લાંચ લઉં ?'' એના શો અર્થ થાય છે ?''

ઇમામ ઝુહરી કહે છે : મેં ઉર્વહ બિન ઝુબૈરને જવાબ આપ્યો ''સાહેબ ! મને એના અર્થની ખબર નથી.''

તેઓ બોલ્યા, ''સાંભળો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી આઇશહએ ફરમાવ્યું કે, ''નજાશીનો બાપ પોતાની કૌમનો બાદશાહ હતો. નજાશી સિવાય તેને બીજો પુત્ર ન હતો. નજાશીનો એક કાકો હતો તેને બાર પુત્રો હતા. એ બધા હબશીઓના શાહી કુટુંબના નબીરા હતા. એક વેળા હબશીઓએ છુપો મનસૂબો કરીને એવું કાવતરૂં ગોઠવ્યું કે નજાશીના બાપનું ખૂન કરીને તેના ભાઇને ગાદીએ બેસાડી દેવો. કાવતરાંનું કારણ આટલું જ કે ભાઇને બાર પુત્રો હતા જયારે નજાશીના બાપને નવાઇનો એક જ પુત્ર હતો. એક પુત્રનું મરણ થતાં રાજગાદીનો અંત આવી જાય ત્યારે ભાઇના બાર પુત્રો એક પછી એક ગાદીએ બેસે તો હબશીઓના વંશમાં રાજસત્તા એકધારી રીતે મજબૂતાઇથી લાંબી મુદ્દત સુધી ચાલતી રહે.

**બાપની હત્યા અને નજાશીની ગુલામી**----------પછી તો ખરેખર કાવતરાના આયોજન મુજબ એક રાતે હબશીઓએ નજાશીના બાપને કતલ કરી નાખ્યો અને નજાશીના કાકાને રાજગાદીએ બેસાડી દીધો. તે વેળા નજાશી સગીર વયનો બાળક હોવાથી કાકાની નિગરાનીમાં ઉછેર પામવા લાગ્યો. નજાશી નાનપણથી જ બહુ બાહોશ અને ચતુર હતો. કાકાના દિલમાં ધીરેધીરે તેણે પોતાનું આગવું સ્થાન જમાવી લીધું. આજ્ઞાપાલક પુત્ર પેઠે પડછાયો બનીને તેની સાથે લાગેલો રહ્યો અને રાજકારણનો બારીકીથી અભ્યાસ કરતો રહ્યો; ત્યાં સુધી કે વખતના વહેણની સાથે રાજનીતિના રહસ્યો અને રાજખટપટનું તેણે સારૂં જેવું જ્ઞાન મેળવી લીધું.

આ તરફ હબશીઓએ જયારે નજાશીની આ ચતુરાઇ અને રાજવંશીઓ જેવી કુનેહબુધ્ધિ જોઇ તો મનમાં બીધા કે, આ છોકરાએ તો પોતાના કાકાના રાજકારભાર પર કાબૂ મેળવી લીધો છે. કાલે ઊઠીને કાકો એને રાજગાદી સોંપીને આપણો બાદશાહ બનાવી દે તો બાપની હત્યાના વેર તરીકે આપણા બધાને એ ફાંસીને લટકાવી દેશે. કેમકે આપણે એના બાપની હત્યા કરાવી છે તેની એને જાણ થઇ ગઇ છે. આમ વિચારીને એ બધા એના કાકા પાસે ગયા અને બોલ્યા, ''હે બાદશાહ ! આ છોકરાને કાં મારી નાખો કાં એનો દેશનિકાલ કરો. અમને એના તરફથી જાનનો પૂરો ખતરો છે.''

તે બોલ્યો, ''કમબખ્તો ! કાલે તમે એના બાપને કતલ કર્યો આજે કહો છો હું એને કતલ કરૂં? એ મારાથી નહિ બને. હા તમારી ઇચ્છા મુજબ હું એને દેશવટો આપવા તૈયાર છું.''

હઝરત બીબી આઇશહનું કથન છે : હબશીઓ આ વાત પર રાજી થઇ ગયા. તેઓ નજાશીને બળજબરીથી પકડીને બજારમાં લઇ ગયા અને એક પરદેશી સોદાગરને હાથે છસો દિરહમમાં એને વેચી માર્યો. આ સોદાગર એને વહાણમાં બેસાડીને પોતાના દેશ તરફ ઊપડી ગયો.

એજ દિવસના આ બનાવ છે. રાત પડી તો અચાનક ચોમાસાના ઘનઘોર વાદળો ચઢી આવ્યાં. ઘટાટોપ

અંધારૂં છવાઈ ગયું. ગાજવીજ સાથે અનરાધાર વરસાદ તૂટી પડયો. નજાશીનો કાકો શાહી મહેલના ઝરૂખામાંથી ઝંઝાવાતનું આ તાંડવ જોતો હતો. અચાનક વીજનો કડાકો થયો. લપકારો લેતી વીજ નજાશીના કાકા પર ત્રાટકી અને ત્યાં જ તેનો ઢગલો વાળી દીધો.

હઝરત બીબી આઈશહ ફરમાવે છે : "એ પછી હબશીઓએ રાજસત્તાની લગામ તેના પુત્રોના હાથમાં આપી દીધી. પરંતુ ટૂંકમાં જ માલૂમ પડયું કે એ બધા ટૂંકી બુધ્ધિના બેવકૂફો જેવા છે. એકની પણ અક્કલ ઠેકાણે ન હતી. રાજવહીવટને સંભાળી ન શકયા. નતીજા રૂપે આખા દેશમાં અરાજકતાનો અંધેર વ્યાપી ગયો. હબશીઓ જયારે આ પરિસ્થિતિથી મુઝાઈને કંટાળી ગયા તો તેઓમાંથી અમુકે કહ્યું, "વલ્લાહ ! આપણો બાદશાહ——————જેના વગર મામલો થાળે પડવાનો નથી—— તેજ છે જેને આપણે ગુલામ તરીકે વેચી માર્યો છે. હબશહની રાજગાદીનો ખરો વારસદાર તેજ છે. દેશમાં સળગેલો અશાંતિનો દાવાનળ શમાવવો હોય તો તેને શોધીને પાછા લઈ આવો."

**નજાશીની હુકૂમતની બહાલી**——————હબશીઓ તેની તલાશમાં નીકળી પડયા અને પેલા સોદાગરનું પગેરૂં મેળવીને તે દિશાએ ઊપડી ગયા. અંતે તેઓએ સોદાગરનો પત્તો મેળવીને નજાશીની ભાળ મેળવી લીધી અને બળજબરીથી તેને સોદાગર પાસેથી ઝૂંટવીને લઈ ગયા અને છસો દિરહમ પણ તેને પાછા નહિ આપ્યા. આ હબશીઓ નજાશીનું અપહરણ કરીને હબશહની રાજધાનીમાં લઈ આવ્યા. તેના માથે બાદશાહીનો તાજ મૂકીને તેને રાજગાદી પર બેસાડયો અને સત્તાની લગામ તેના હાથમાં આપી દીધી.

**સોદાગર નજાશીના દરબારમાં**——————એ પછી એક દિવસે પેલો સોદાગર હબશીઓ પાસે આવ્યો અને બોલ્યો, "તમે મારા ગુલામને ઉપાડી લાવ્યા છો અને પૈસા પણ પાછા આપ્યા નથી. કાં મારા છસો દિરહમ ચૂકવી આપો કાં મારા ગુલામ સાથે મને વાત કરવા દો."

હબશીઓ તુંડાઈથી બોલ્યા, "ભાગ અહીંથી પૈસા કેવા ને વાત કેવી ?" જા ચાલતો થા અહીંથી!"

સોદાગર બોલ્યો, "વલ્લાહ ! ત્યારે તો જરૂર હું મારા ગુલામની મુલાકાત લઈશ."

"જા તારાથી થાય તે કરી લે." હબશીઓએ તેને તગેડી મૂકયો.

સોદાગર મોકાની તાકમાં રહ્યો અને લાગ મળતાં નજાશીના દરબારમાં પહોંચી ગયો અને પોતાની ફરિયાદ રજૂ કરતાં બોલ્યો, "હે બાદશાહ ! મેં ફલાણા લોકો પાસેથી છસો દિરહમના દામે ફલાણા ગુલામનો સોદો કર્યો હતો. એક હાથે દામ ચૂકવીને બીજા હાથે એ ગુલામનો મેં કબજો લીધો હતો. એ પછી એવું બન્યું કે તેઓ બળજબરીથી મારા એ ગુલામને મારી પાસેથી ઝૂંટવીને લઈ ગયા. અને દામ પણ પાછા આપ્યા નહિ. એના જ ઈન્સાફ માટે હું આપની તહેનાતમાં હાજર થયો છું."

"હે સોદાગર !" નજાશી બોલ્યો, "બેશક તારો દાવો સાચો છે અને હું પોતે એનો સાક્ષી છું. તારી સાથે ખરેખર અન્યાય થયો છે. હું એનો ઈન્સાફ કરીશ. કાં તને છસો દિરમ મળવા જોઈએ કાં ગુલામનો કબજો મળવો જોઈએ. બંનેમાંથી એક વાત જરૂર બનશે."

આમ કહીને નજાશીએ પેલા હબશીઓને દરબારમાં હાજર કરવાનો હુકમ ફરમાવ્યો. જયારે તેઓ આવી ગયા તો નજાશીએ તેઓને કહ્યું, "જે ગુલામને તમે છસો દિરમમાં વેચી માર્યો હતો તેનો માલિક આ સોદાગર છે જે તમારી સામે ઊભેલો છે. પોતાના ગુલામને પોતાની સાથે લઈ જવાનો એને પૂરો અધિકાર છે. એનો

એ ગુલામ પોતે પણ અહીં હાજર છે. હવે બે વાતોમાંથી એકની પસંદગી કરી લો. કાં એના ગુલામને પકડીને એના હવાલે કરી દો કાં ગુલામની વસૂલ કરેલી કિંમત એને ચૂકવી આપો.''

મુદ્દામાલ સાથે સાક્ષીઓ પણ મવજૂદ હતા. ન્યાયના તકાઝા મુજબ હબશીઓ પાસે ત્રીજો રસ્તો ન હતો. હબશીઓ ડરી ગયા. શાહી ફરમાનને માથે ચઢાવતાં બોલ્યા, ''હે બાદશાહ ! ગુલામની વસૂલ કરેલી કિંમત ચૂકવી આપવા અમે રાજી છીએ.''

હઝરત બીબી આઈશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે : ''તો નજાશીના પેલા શબ્દો કે :

> ''અલ્લાહએ જયારે મારી રાજગાદી મને પાછી આપી તો મારી પાસેથી તેણે લાંચ લીધી ન હતી, પછી હું શું કામ કોઈની પાસેથી લાંચ લઉં ? અને દુશ્મનો મારૂં બુરૂં ચાહતા હતા પણ અલ્લાહએ મારી સાથે ભલાઈનો મામલો કર્યો, ત્યારે અલ્લાહના મામલામાં લોકોની સાથે મારે કેમ ભલાઈ નહિ કરવી ?''

બસ નજાશીના ઉપલા બોલોના એજ અર્થ થાય છે. નજાશીનો ચુકાદો સોદાગરના મામલામાં, તેના અદલ ઈન્સાફનો બોલતો પુરાવો છે. આ વાતોથી મઝહબના મામલામાં નજાશીની દ્રઢતા અને ઈન્સાફના મામલામાં નજાશીની નિર્ભયતા કે પુખ્તગીની ખાતરી થાય છે.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત બીબી આઈશહની, નક્કર દલીલથી સાબિત થયેલી એવી રિવાયત પણ મને મળી છે કે, ''નજાશીનો જયારે ઈન્તેકાલ થઈ ગયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહમાં તેના જનાઝહની ગાએબાના નમાઝ પઢી. તેને દફન કરવા પછી તેની કબર પર હમેશા નૂરે-ઈલાહી અથવા રહમતે-ઈલાહીની વૃષ્ટિ લોકોના જોવામાં આવતી હતી.''

**નજાશી વિરૂધ્ધ બીજો બળવો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : જઅફર બિન મુહંમદે પોતાના પિતાજીની રિવાયત ટાંકતા મને કહ્યું કે, એક વેળા હબશહના કેટલાક ધર્મચુસ્ત કટ્ટરપંથીઓએ નજાશી વિરૂધ્ધ બળવો પોકારી દીધો અને ખુલ્લેઆમ તેની પાસે જઈને પડકાર કરતાં બોલ્યા, ''હે નજાશી ! તેં અમારો અસલી આકાશી ધર્મ ફગાવી દીધો છે. બદલામાં આજથી અમે તારી તાબેદારી કે બાદશાહીની ઝૂંસરી ફગાવી દઈએ છીએ.''

આ પડકાર ફેંકીને તેઓ સામી છાતીએ પોતાના માણસો સાથે નજાશી વિરૂધ્ધ મેદાને નીકળી આવ્યા.

નજાશી બાદશાહ કાચા ઘડા પેઠે કાચી માટીથી ઘડેલો માણસ ન હતો, ઊંડા પાણીમાં ઊતરવાનું જાણતો હતો. આ ઓચિંતા બળવાથી તે જરાયે ડર્યો કે ડગ્યો નહિ. આમ છતાં તેને સૌથી મોટી ચિન્તા મુસલમાનોની હતી. ન થાય કે આ ધમાચકડીમાં મુસલમાનોને કોઈ નુકસાન પહોંચે. તેણે હઝરત જઅફર બિન અબૂ તાલિબ અને તેના સાથીઓને બોલાવ્યા. તેઓને હિંમતથી કામ લેવાનું અને સમય વર્તે સાવધાન રહેવાનું સૂચન કર્યું. એ પછી તેણે મુસલમાનો માટે એક વહાણ તૈયાર કરાવ્યું અને પછી તેઓને કહ્યું, ''તમે બધા પેલા વહાણમાં બેસીને મારા હુકમની રાહ જુઓ. અગર મારો પરાજય થાય તો તમારી મરજી પડે ત્યાં ચાલ્યા જજો, અને મારી જીત થાય તો તમારે અહીં જ રહેવાનું છે.''

એ પછી નજાશી બાદશાહે એક કાગળ મંગાવ્યો અને તેમાં પોતાની કલમથી આ શબ્દો લખ્યા:

"હું નજાશી હબશહ દેશનો બાદશાહ સાક્ષી આપું છું આ વાતની કે એક અલ્લાહ સિવાય કોઈ બંદગીને લાયક નથી. અને હું સાક્ષી આપું છું આ વાતની કે મુહંમદ અલ્લાહના બંદા અને અલ્લાહના રસૂલ છે. અને હું સાક્ષી આપું છું આ વાતની કે ઈસા બિન મરયમ અલ્લાહના બંદા, અલ્લાહના રસૂલ, અલ્લાહએ મોકલેલી રૂહ અને અલ્લાહના કલિમા છે જેને અલ્લાહએ પાકદામન કુંવારી મરયમ તરફ મોકલાવી દીધા."

આ રહસ્યમય કે ભેદભરેલું લખાણ લખીને નજાશીએ એ કાગળ પોતાના પહેરણની અંદર, સીનાની જમણી બાજુના ખીસામાં સેરવી દીધો. એ પછી પેલા રાજદ્રોહીઓના મુકાબલા માટે લશ્કરની સફો ગોઠવીને લડાઈ માટે તૈયાર થયો અને મેદાને પડીને પડકાર ફેંકયો, "હે હબશી સરદારો ! શું તમારી કૌમમાં હું રાજગાદીનો સૌથી વધારે હકદાર નથી ?"

"બેશક રાજગાદીના તમે જ સૌથી વધારે હકદાર છો." સામેથી જવાબ મળ્યો.

"ત્યારે બાદશાહ તરીકે તમે મને કેવો જોયો ?"

"બહુ જ ભલો, બહુ જ ઈન્સાફી બાદશાહ." સામેથી જવાબ મળ્યો.

"ત્યારે તમને શું થયું કે તમે મારી વિરૂધ્ધ બળવો જગાડયો ?"

"હા સાંભળો, તમે અમારો અસલી ખ્રિસ્તીધર્મ ફગાવી દીધો છે અને ઉપરથી દાવો કરો છો કે ઈસા બિન મરયમ ફકત અલ્લાહના બંદા છે."

"વારૂ તો ઈસા બિન મરયમ વિષે તમારો શું અકીદો છે ?"

તેઓ બોલ્યા, "વલ્લાહ ! અમે ઈસા બિન મરયમને અલ્લાહનો બેટો પણ માનીએ છીએ."

આ સાંભળીને નજાશીએ પોતાના જમણા સીના પર પોતાનો જમણો હાથ મૂકતાં કહ્યું, "ત્યારે સાંભળી લો કે હું સાક્ષી આપું છું કે ઈસા બિન મરયમે આથી વધારે કંઈ જ કહ્યું નથી અને હું પોતે પણ એની સાક્ષી આપું છું."

આ જવાબમાં "આથી વધારે" નો ઈશારો નજાશીના મનમાં પેલા લખાણવાળા કાગળ તરફ હતો જેને તેણે પોતાના જમણા સીના પાસેના ખીસામાં સેરવી લીધો હતો. પરંતુ હબશી સરદારો એવું સમજયા કે નજાશીએ ઈસા બિન મરયમ વિષે અમારા અકીદાનો ઈકરાર કરી લીધો છે. નજાશીના આ હિકમતભર્યા જવાબથી હબશીઓનાના દિલને સંતોષ થઈ ગયો અને તેઓ બળવો સંકેલી લઈને જે દિશાએથી આવ્યા હતા તેજ દિશાએ ચાલ્યા ગયા. આ રીતે મઝહબી અકીદા અંગે જન્મેલા ફિત્નાનો સુખદ અંત આવી ગયો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મક્કે-હબશહમાં બનેલા આ બધા બનાવોના, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પણ સમાચાર મળી ગયા હતા. એજ કારણ છે કે નજાશી બાદશાહનો જયારે ઈન્તેકાલ થઈ ગયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેના જનાઝાની ગાએબાના નમાઝ પઢી અને તેના માટે બારગાહે-ઈલાહીમાં મગફિરતની દુઆ માગી.

(**સંપાદકની નોંધ** :- અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા બિન મરયમ અલૈહિસ સલામ વિષે અલ્લાહના બેટા હોવાનો અકીદો ખ્રિસ્તી ધર્મના બુન્યાદી કે પાયાના

અકીદામાંથી ગણાય છે. અસલમાં અકીદાનો આ ફિત્નો નજાશીના દરબારમાં કુરૈશના સફીર અમ્ર બિન આસે ઊભો કર્યો હતો. જેના જવાબમાં હઝરત જઅફર બિન અબૂ તાલિબે ઇસ્લામી અકીદો રજૂ કર્યો હતો; જેને નજાશીએ ટેકો આપતાં દરબારી પાદરીઓમાંથી કટ્ટરપંથી પાદરીઓ ઊકળી ઊઠયા હતા. અહીંથી જ નજાશીને ઇસ્લામની સચ્ચાઇનો યકીન આવી જતાં મનમાં તેણે ઇસ્લામ સ્વીકારી લીધો હતો. કેમકે નજાશી પોતે પણ આકાશી કિતાબ ઇન્જીલનો મોટો આલિમ હતો. ઇન્જીલમાં હઝરત ઈસા બિન મરયમની આ બશારત કે : ''મિમ-બઅદિસ-મુહૂ અહમદ'' એટલે મારા પછી એક પયગમ્બર પધારવાના છે જેમનું નામ અહમદ હશે.'' નજાશીને આ બશારતની દલીલ મળી ગઇ હતી. ફિત્નાખોર પાદરીઓની ઉશ્કેરણીથી જ હબશી સરદારોએ બળવો પોકાર્યો હતો. પણ નજાશીની રહસ્યભરી હિકમતથી મામલો આગળ વધતાં અટકી ગયો અને જન્મેલો ફિત્નો શમી ગયો. ''હ'')

---

## પ્રકરણ ૫૩

# હઝરત ઉમર ઇસ્લામના ચરણોમાં

મક્કહમાં ઇસ્લામના વર્ચસનો આરંભ • કઅબહમાં મુસલમાનોની પહેલી નમાઝ • હઝરત ઉમર મુસલમાન બનવા પહેલાં • બહેન-બનેવીનો ઇસ્લામ સ્વીકાર • બહેન-બનેવીની મારઝૂડ • કલામે-ઇલાહીની તાસીર • ઉમર અથવા અબૂ જહલ માટેની દુઆ • ઉમર દરબારે-રસૂલમાં • ઉમર ઇસ્લામના ચરણોમાં • હઝરત ઉમરની આપવીતી • હઝરત ઉમરના ઇસ્લામની જાહેરાત • અબૂ જહલનો ઝપાટો.

**મક્કહમાં ઇસ્લામના વર્ચસનો આરંભ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અમ્ર બિન આસ અને અબ્દુલ્લાહ બિન અબી રબીઅહ નજાશી બાદશાહના દરબારમાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાની હકાલપટ્ટીનો જે મકસદ લઇને ગયા હતા તેમાં તેઓને કામયાબી તો કયાંથી મળે, ઉલટાનું નજાશી બાદશાહે તેઓને વીલે મોઢે, નાકામયાબીના આઘાત સાથે હબશહથી ચાલતા કરી દીધા. ભેટસોગાતની જે કંઇ કિંમતી વસ્તુઓ લઇ ગયા હતા તેને પણ લાંચમાં ખપાવીને બાદશાહે તેઓના મોઢાં પર મારી દીધી.

એજ દરમિયાન આ તરફ મક્કહમાં ઉમર બિન ખત્તાબે ઇસ્લામનો સ્વીકાર કરી લીધો. ઉમર બિન ખત્તાબ મક્કહના એક અજોડ અને પંકાયેલા વીરપુરૂષ હતા. ધૂનના પાકા અને મનોબળના એટલા મજબૂત કે કોઇ કામનો સંકલ્પ કરી લે તો પીછેહઠ કરવાનું જાણતા ન હતા. દુનિયાની કોઇ તાકત તેમના કદમને ડગમગાવી શકતી ન હતી. કોઇની મજાલ હતી કે તેમના મોઢા પર કે પીઠ પાછળ કંઇ બોલી શકે ?

હઝરત હમ્ઝહ અને હઝરત ઉમરના મુસલમાન બની જવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાને ઘણું પીઠબળ મળવા પામ્યું. બધા મુસલમાનો આ બંને વીરનરોને પ્રતાપે ત્રાસવાદી મુશરિકોના ત્રાસોથી મહફૂઝ થઇ ગયા અને ધીરેધીરે કુરૈશ પર વર્ચસ મેળવવા લાગ્યા.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ ફર્માવ્યા કરતા, ''ઉમરના ઇસ્લામકરણ પહેલાં કઅબહમાં જઇને નમાઝ પઢવાની હિંમત તો શું, કલ્પના પણ અમે કરી શકતા ન હતા. પરંતુ હઝરત ઉમરે મુસલમાન બનતાં જ નમાઝના મામલે કુરૈશ સાથે ટક્કર લીધી. પોતે પણ કઅબહ પાસે જઇને નમાઝ પઢી અને અમે પણ એમની સાથે કઅબહમાં જઇને કુરૈશના દેખતાં નમાઝ પઢી. ઉમરના ઇસ્લામ-સ્વીકારનો પ્રસંગ ત્યારે સર્જાયો જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઘણા સહાબા મક્કહથી હિજરત કરીને મુલ્કે-હબશહ પહોંચી ગયા હતા.''

**કઅબહમાં મુસલમાનોની પહેલી નમાઝ**-----------ઇબ્ને ઇસ્હાક કહે છેઃ મુસલમાનોએ કઅબહ પાસે જઇને ખુલ્લેઆમ સૌથી પહેલી નમાઝ પઢી તેનું વાર્ણન કરતાં હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ ફરમાવે છે.

> "ઉમર બિન ખત્તાબનો ઇસ્લામ-સ્વીકાર એક પ્રકારની ફતેહ હતી ઇસ્લામ માટે, અને મૂર્તિપૂજાને ત્યાગીને અલ્લાહની તવહીદ તરફની તેમની હિજરત, અલ્લાહની એક મદદ હતી મુસલમાનો માટે, અને તેમણે લીધેલી મુસલમાનોની નેતાગીરી, અલ્લાહની એક રહમત હતી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા માટે.
>
> "ઉમર બિન ખત્તાબના મુસલમાન બનવા પહેલાં અમારી મજાલ ન હતી કે કઅબહ પાસે જઇને નમાઝ પઢીએ. મુસલમાન બનતાંની સાથે જ ઉમર કુરૈશની સાથે યાહોમ બાખડી પડયા અને એવી બહાદુરીથી ટકરાયા કે એમણે પોતે પણ કઅબહ પાસે નમાઝ પઢી અને એમની નેતાગીરી હેઠળ અમે બધા મુસલમાનોએ પણ નમાઝ પઢી."

**હઝરત ઉમર મુસલમાન બનવા પહેલાં**---------ઇબ્ને ઇસ્હાક કહે છે : બીબી ઉમ્મે અબ્દુલ્લાહ બિન્તે અબી હસમાનું બયાન છે કે, કુરૈશના ત્રાસોથી કંટાળીને હું અને મારા ખાવિન્દ આમિર બિન રબીઅહ હિજરત માટે તૈયાર થઇ ગયા. મારા ખાવિન્દ આમિર પોતાના કોઇ જરૂરી કામ અંગે ઘરમાંથી નીકળીને બહાર ચાલ્યા ગયા અને હું સફરનો સામાન બાંધવા લાગી એટલામાં ઉમર બિન ખત્તાબ ઘરમાં આવીને મારી સામે ઊભા થઇ ગયા. તેઓ કુફ્રની હાલતમાં હોવાથી મને અને મારા ખાવિન્દને બેહદ ત્રાસ આપતા હતા, અને તરહ-તરહની તકલીફો પહોંચાડતા હતા.

મને સફરની તૈયારીમાં લાગેલી જોઇને એમનું હૈયું પીગળી ગયું. ગદ્‌ગદ સ્વરે બોલ્યા, "અબ્દુલ્લાહની મા! શું હવે કૂચનો ઇરાદો છે ?"

"હા કૂચનો ઇરાદો છે." મેં પણ દુખી અવાજે કહ્યું, "ઉમર ! અમે પણ શું કરીએ ? તમારા રોજના ત્રાસો અમારે કયાં સુધી સહન કરવા ? ધીરજની પણ હદ હોય છે. લાચારીએ અલ્લાહની ભૂમિમાં જગા મળે ત્યાં નીકળી જવાની તૈયારી કરીએ છીએ. અલ્લાહ પોતાની રહમતથી તમારા ત્રાસોથી બચવાનો કોઇ રસ્તો કાઢી આપશે."

મેં જોયું કે ઉમરનું હૈયું હચમચી ગયું છે. મારી વાતોનો તેમણે કોઇ જવાબ નહિ આપ્યો પણ અમારી કૂચથી તેમના દિલ પર ઊંડા આઘાતની છાપ પડી હતી એ પછી ચુપચાપ તેઓ મારા ઘરમાંથી નીકળીને ચાલ્યા ગયા.

મારા ખાવિન્દ પોતાનું કામ પતાવીને ઘરમાં આવ્યા તો મેં તેમને કહ્યું, "અબ્દુલ્લાહના બાપા! ઉમર હમણા ઘરમાં આવ્યા હતા. આપણી કૂચનું જોઇને બેહદ ગમગીન હાલતમાં ચાલ્યા ગયા."

આમિર બોલ્યા, "તો શું ઉમરના મુસલમાન બનવાની આશા રાખી શકાય ?"

"કેમ નહિ !" મેં કહ્યું, મને તો લાગે છે કે તેઓ મુસલમાન બની જશે."

"ખોટી વાત છે." આમિર બોલ્યા, "હા ઉમરનો ગધેડો મુસલમાન બને તો હું જાણું કે ઉમર પણ

મુસલમાન બને.''

બીજી ઉમ્મે અબ્દુલ્લાહનું બયાન છે : ''મારા ખાવિન્દ આમિરે આ શબ્દો એટલા માટે ઉચ્ચાર્યા કે ઉમર બિન ખત્તાબ ઈસ્લામના કટ્ટરપંથી દુશ્મન હતા અને મુસલમાનોને ત્રાસ આપવામાં નક્કરપંથી હોવાથી તેઓ ઉમરના ઈસ્લામથી નિરાશ થઈ ચૂકયા હતા.''

**બહેન બનેવીનો ઈસ્લામ-સ્વીકાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉમરના ઈસ્લામ-સ્વીકારને લગતી જે સનદી માહિતી મને મળવા પામી તેની વિગત આ પ્રમાણે છે.

હઝરત ઉમરના હકીકી બહેન ફાતિમહ બિન્તે ખત્તાબના નિકાહ હઝરત સઈદ બિન ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ સાથે થયા હતા.[1] બહેન અને બનેવી બંને મુસલમાન બની ગયાં હતાં. એમના મુસલમાન બનવાની હઝરત ઉમરને ખબર ન હતી. નુએમ બિન અબ્દુલ્લાહ બિન નહહામ નામે મક્કહના એક પ્રતિષ્ઠિત અને દયાળુ દિલના ગૃહસ્થ હતા જેઓ હઝરત ઉમરના જ ખાનદાનમાંથી એટલે બનૂ અદી બિન કઅબમાંથી હતા જેઓ પોતે પણ છુપી રીતે મુસલમાન બની ગયા હતા. પણ ઉમરના ડરથી પોતાના ઈસ્લામને છુપાવતા હતા.

હઝરત ઉમરના બહેન અને બનેવીના મુસલમાન બનવા પછી હઝરત ખબ્બાબ બિન અલ-અરત્ત નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી મિયાંબીબીને કુર્આનનું શિક્ષણ આપવા માટે એમના ઘરે આવતા હતા. એજ દરમિયાન એક દિવસે હઝરત ઉમર ગળે તલવાર ભેરવીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લામને કતલ કરવાને ઈરાદે, ઘરમાંથી નીકળીને બઝારમાંથી પસાર થવા લાગ્યા. હઝરત ઉમરને બાતમી મળી હતી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે સફા પર્વત પાસેના એક મકાનમાં બેઠેલા છે.

તે વેળા સુધી સ્ત્રી-પુરુષો મળીને મુસલમાનોની સંખ્યા ૪૦ જેટલી હતી. સફા પર્વત પાસેના આ મકાનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે હઝરત હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ, હઝરત અબૂબક્ર બિન અબૂ કુહાફહ, હઝરત અલી બિન અબૂ તાલિબ તેમ બીજા મુસલમાનો પણ મવજૂદ હતા. આ બધા તે મુસલમાનો હતા જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે મક્કહમાં રહી ગયા હતા. અને હિજરત કરનારાઓની સાથે હબશહ ગયા ન હતા. અલ્લાહ એ સૌથી રાજી રહો !

હઝરત ઉમર ગળે તલવાર ભેરવીને બજારમાં પહોંચ્યા તો સંજોગજોગે હઝરત નુએમ બિન અબ્દુલ્લાહ નહહામ સાથે ભેટો થઈ ગયો. ઉમરનો ઉશ્કેરાટ અને આક્રોશભર્યો ચેહરો જોઈને તેમણે પૂછયું, ''ઉમર ! કેમ શું મામલો છે ? આ દશાએ અને ઉઘાડી તલવારે કયાં ચાલ્યા ?''

ઉમરનો ગુસ્સો જોવા જેવો હતો. જુસ્સાથી બોલ્યા, ''અરે પેલા જ અધર્મી માણસને કતલ કરવા ! તેણે કુરૈશમાં કુસંપ નાખી દીધો છે. કૌમમાં વિખવાદ જન્માવ્યો છે. આપણા અકલમંદોને બેવકૂફ બનાવ્યા છે. આપણા ધર્મને ખોટો ઠરાવ્યો છે. આપણા ભગવાનોને ભાંડયા છે. આજે તેને ખાતેમો બોલાવી દેવાનું મેં નક્કી કરી લીધું છે.''

---

૧. હઝરત સઈદના બાપા ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ તે ગૃહસ્થ છે જેઓ એક અલ્લાહના પૂજારી હતા અને ''દીને-ઈબ્રાહીમ''ની તલાશમાં મક્કહથી નીકળીને સફરની હાલતમાં માર્યા ગયા હતા. ''હ''

"હે ઉમર !" હઝરત નુઐમે ગંભીર સ્વરે કહ્યું, "વલ્લાહ ! સાચું કહું તો તમારા જીવે તમને ધોકો આપ્યો છે. તમે અંધારામાં ગોથું ખાય ગયા છો. શું તમે એમ ધારો છો કે મુહંમદનું ખૂન કરશો તો અબ્દે-મનાફના લોકો તમને જવા દેશે ? અને તમને જીવતા છોડી દેશે કે જેથી તમે ધરતી પર આઝાદીથી હરીફરી શકો ? જાવ, મુહંમદનું ખૂન કરવા પહેલાં પોતાના ઘરની ખબર લો. પ્રથમ તેઓને સુધારો પછી આગળ વધો!"

"હેં મારા ઘરમાં વળી શું થયું ?" હઝરત ઉમરે ચોંકીને જુસ્સાથી પૂછયું.

હઝરત નુઐમ બિન અબ્દુલ્લાહએ ઠાવકા મુખે કહ્યું, "તમારો બનેવી સઈદ બિન ઝૈદ અને તમારી બહેન ફાતિમહ બિન્તે ખત્તાબ બંને મુસલમાન બની ગયાં છે. તેઓ મુહંમદના મઝહબની પેરવી કરે છે. જાવ પ્રથમ તેઓની ખબર લો."

**બહેન અને બનેવીની મારઝૂડ**————હઝરત નુઐમની વાત સાંભળતાં જ હઝરત ઉમરના તનબંદનમાં આગ લાગી ગઈ. એજ વેળા પાછલા પગે વળીને ઉત્તેજિત દશામાં બહેન-બનેવીના ઘેર જઈ પહોંચ્યા. અને ધડાધડ બારણું ખખડાવવા લાગ્યા.

તે વેળા હઝરત ખબ્બાબ બિન અલ-અરત્ત નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી ફાતિમહના ઘરમાં હાજર હતા. બંને મિયાં-બીબીને તેઓ કુર્આનની સૂરએ-તાહાનું શિક્ષણ આપી રહ્યા હતા. આ લોકોએ જયારે ઉમરને બારણું ખખડાવતાં જોયા તો હઝરત ખબ્બાબ ડરના માર્યા ઘરની એક ઓરડીમાં જઈને સંતાઈ ગયા અને ફાતિમહએ ઉતાવળમાં કુર્આનના વરક પોતાની જાંગ નીચે છુપાવી લીધાં. પણ હઝરત ઉમર ઘરના બારણે એમના કુર્આન પઢવાનો ગણગણાટ સાંભળી ચૂકયા હતા.

ઘરમાં પ્રવેશતાં જ ઉમરે આવેશથી પૂછયું, "એ કેવો ગણગણાટ હતો જેને હું સાંભળી ચૂકયો છું ?"

"ગણગણાટ ?" બહેન અને બનેવી બોલ્યાં, "ના રે ભાઈ સાહેબ ! ગણગણાટ જેવું કશં તમે સાંભળ્યું નથી."

"કેમ નહિ ?" હઝરત ઉમર બોલ્યા, "વલ્લાહ ! મેં મારા કાનોથી સાંભળી લીધું છે. મને આ વાતની પણ બાતમી મળી ગઈ છે કે તમે બંનેએ મુહંમદનો ધર્મ કબૂલ કરી લીધો છે. માટે જલદી બતાવો તમે શું પઢતાં હતાં?"

આમ કહેતાં જ હઝરત ઉમર પોતાના બનેવી હઝરત સઈદ બિન ઝૈદ પર તૂટી પડયા અને તેમને ગળચીથી પકડીને મારવા લાગ્યા. બીબી ફાતિમહથી રહેવાયું નહિ, પોતાના ખાવિન્દને છોડાવવા આગળ ધસી ગયાં તો હઝરત ઉમરે બહેનને એવા આડેધડ માર્યા કે તેમનું માથું ફાટી ગયું અને લોહીની દદૂડી વહેવા લાગી ત્યારે બહેન અને બનેવી બિનધાસ્ત રીતે બોલી ઊઠયાં, "હા હે ઉમર ! અમે મુસલમાન બની ગયા છીએ. અમે મુહંમદનો ધર્મ કબૂલ કરી લીધો છે. અમે કલિમો પઢીને અલ્લાહ અને તેના રસૂલ પર ઈમાન લઈ આવ્યા છીએ. જાવ તમારાથી થાય તે કરી લો હે ઉમર !"

**કલામે-ઈલાહીની તાસીર**————હઝરત ઉમરની આડેધડ મારપીટથી દદડ લોહી [illegible] બીબી ફાતિમહના માથાથી વહી રહી હતી. બહેનનો લોહીલુહાણ ચેહરો જોઈને પસ્તાવાથી હઝરત ઉમરનું અંતર દ્રવી ઊઠયું. ગુસ્સો ઊતરી ગયો અને દિલમાં દયાનો સંચાર થયો તો મારવાનું છોડી દઈને બહેનને પ્યારથી કહ્યું, "વાહ ફાતિમહ ! લાવો પેલો કાગળ મને દેખાડો જેનું તમે વાંચન કરતા હતા. જોઉં તો ખરો કે મુહંમદ પર

એમાં શું ઊતરેલું છે !'' હઝરત ઉમર ભણેલા ગણેલા શખ્સ હતા અને લખવા વાંચવાનું જાણતા હતા.

બહેને કહ્યું, ''હા પણ મને ધાસ્તી છે કે એ કાગળ તમે મને પાછો નહિ આપો અને ફાડી નાખો તો?''

''ના ના બહેન એ નહિ બને.'' હઝરત ઉમરે પોતાના ભગવાનોના સોગંદ લેતાં કહ્યું, ''ફાતિમહ! ડરો નહિ. વાંચીને એ કાગળ હું તમને પાછો આપી દઇશ.''

આ સાંભળીને બહેનના દિલમાં આશાનો સંચાર થયો કે ઉમર કદાચ મુસલમાન બની જાય તો નવાઇ નહિ. સાથે જ તેમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાત યાદ આવી ગઇ. બોલ્યાં, ''ભાઈજાન! તમે મૂર્તિપૂજાની ગંદકીથી અપવિત્ર છો. અલ્લાહના કલામ કુર્આનને પવિત્ર માણસો જ હાથ અડાડી શકે.''[૧]

હઝરત ઉમર તરત ઊભા થઇ ગયા અને બહેનના ઘરમાં તેઓની સૂચના મુજબ ગુસલ કરીને પાકસાફ થઇ ગયા. બહેને તેમના હાથમાં કુર્આનના વરક આપી દીધાં. એમાં સૂરએ-તાહાની આયતો લખેલી હતી. હઝરત ઉમરે ઉત્સાહ અને ઉત્સુકતાથી તેનું વાંચન કરવા માંડ્યું. શરૂઆતનું જ લખાણ વાંચીને તેઓ પોકારી ઊઠ્યા, ''અહા ! કેવું ભવ્ય કલામ છે ! કેટલી દિલકશ, કેટલી મધુર વાણી છે !''

**ઉમર અથવા અબૂ જહલ માટેની દુઆ**———હઝરત ઉમરના મુખેથી ઉપલા શબ્દો સાંભળતાં જ ઘરની ઓરડીમાં સંતાયેલા હઝરત ખબ્બાબ બિન અલ-અરત્ત બહાર નીકળી આવ્યા અને હઝરત ઉમરની સામે આવીને બોલ્યા, ''હે ઉમર ! સોગંદ છે અલ્લાહના, હું આશાવાદી છું કે અલ્લાહ તઆલાએ તેના પયગમ્બરની દુઆને કબૂલ કરીને તમને ઇસ્લામ માટે પસંદ કરી લીધા છે. સાભળો, મેં કાલે જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બારગાહે-ઇલાહીમાં આ દુઆ માગતાં સાંભળ્યા છે :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ અઐયિદિલ-ઇસ્લામ | હે અલ્લાહ ! ઇસ્લામને ઉત્તેજન આપ |
| બિ-અબિલ હકમિબ્ને-હિશામ | અબુલ-હકમ બિન હિશામથી [૨] |
| અવ-બિ-ઉમરિબ-નિલ ખત્તાબ. | અથવા ઉમર બિન ખત્તાબથી. |

જવાબમાં હઝરત ઉમર બોલ્યા, ''હે ખબ્બાબ ! ચાલો મને મુહંમદ પાસે લઇ જાવ કે જેથી હું તેમની તહેનાતમાં જઇને ઇસ્લામ કબૂલ કરી લઉં.''

હઝરત ખબ્બાબે કહ્યું, ''હા જુઓ અત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સફા પર્વત પાસેના એક મકાનમાં પોતાના સહાબા સાથે બિરાજમાન હશે.''

**ઉમર દરબારે-રસૂલમાં**————એજ પળે હઝરત ઉમરે તલવાર ઉપાડીને પોતાને ગળે ભેરવી લીધી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા ઊપડયા. ત્યાં પહોંચીને હઝરત ઉમરે મકાનના બારણાની સાંકળ ખખડાવી. એક સહાબી ઊભા થઇને બારણું ખોલવા આગળ વધ્યા. બારણાના છિદ્રોમાંથી જોયું તો ઉમર બિન ખત્તાબ ગળે તલવાર લટકાવીને ત્યાં ઊભેલા હતા. ઉમરને તલવાર સાથે ઊભેલા

૧. કોઇ મુસલમાન પણ નાપાકીની હાલતમાં હોય કે વુઝૂ વગરની દશામાં હોય તો કુર્આને-મજીદને હાથમાં લેવાનું તેના માટે પણ જાઇઝ નથી. સૂરએ-વાકિઅહના આખેરી રૂકૂઅમાં એનો હુકમ ઊતરેલો છે.''હ''

૨. અબુલ-હકમ અબૂ જહલનું ઉપનામ અને હિશામ તેના બાપનું નામ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમર યા અબૂ જહલ બંનેમાંથી એકના ઇસ્લામ માટે બારગાહે-ઇલાહીમાં દુઆ માગી હતી. હઝરત ઉમરના હકમાં આપની દુઆ કબૂલ થઇ. અબૂ જહલ પોતાની જહાલત, બદબખ્તી અને હેંકડાઇને કારણે બારગાહે-ઇલાહીથી શયતાન પેઠે હડધૂત થઇ ગયો. ''હ''

જોઈને તેમના મનમાં ફાળ પેઠી. તરત પાછલા પગે વળીને ગભરાયેલા સ્વરે બોલ્યા, ''યા રસૂલલ્લાહ! ઉમર બિન ખત્તાબ ગળે તલવાર ભેરવીને બારણે ઊભેલો છે.''

સહાબીની વાત સાંભળીને મક્કહના વીરનર હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબે કહ્યું, ''યા રસૂલલ્લાહ! એને અંદર આવવાની પરવાનગી આપો. અગર એ ભલાઈને ઈરાદે આવ્યો છે તો ઠીક, આપણે પણ એની સાથે ભલાઈનો વર્તાવ કરીશું, પણ જો કોઈ ભૂંડાઈને ઈરાદે આવ્યો છે તો એની જ તલવારથી એનું ડોકું ઉડાવી દઈશ.''

કાકાની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું; ''અઅઝન લહૂ!'' તેને અંદર આવવાની પરવાનગી આપી દો.

સહાબીએ બારણું ખોલીને ઉમરને અંદર આવવાનું સૂચન કર્યું. પરવાનગી આપીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે પણ ઊભા થઈને બારણા તરફ પધાર્યા. જેવા જ ઉમર મકાનમાં પ્રવેશ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે આંખો ચાર થઈ ગઈ. આટલી નઝદીકીથી આપનો પયગમ્બરી દબદબો જોઈને ઉમર થથરી ઊઠયા. આપે તેમની ચાદરનો પાલવ પકડી લીધો અને ખૂબ જોરથી તેમને ભીંચીને ફરમાવ્યું:

| | |
|---|---|
| મા જાઅ બિકા યબ્નલ-ખત્તાબ ! | કઈ વસ્તુ તને અહીં ખેંચી લાવી છે હે ખત્તાબના બેટા ! |
| ફ-વલ્લાહિ મા અરા અન-તન-તહિય | વલ્લાહ ! હું જોઉં છું કે તું માનવાનો નથી, |
| હત્તા યુનઝ-ઝિલલ-લાહુ બિકા | ત્યાં સુધી કે ઉતારી દે અલ્લાહ તારી ઉપર |
| કારિ-અતન. | કોઈ આફત ! |

**ઉમર ઈસ્લામના ચરણોમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ સાંભળતાં જ ઉમરે ધ્રુજતા સ્વરે કહ્યું. ''હું તો મુસલમાન બનવા માટે આવ્યો છું હે અલ્લાહના રસૂલ !''

એ પછી ઉમર કંઈક સ્વસ્થ થતાં બોલ્યા, ''હે અલ્લાહના રસૂલ ! હું એવા ઈરાદે આપના ચરણોમાં હાજર થયો છું કે આપની પયગમ્બરી પર ઈમાન લાવું અને જે કંઈ અલ્લાહ તરફથી આપ લઈને આવ્યા છો તેને માની લઈને મુસલમાન બની જાઉં.''

પછી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ લલકારીને ''અલ્લાહુ અકબર !''નો એવો નઅરો પોકાર્યો કે ઘરમાં હાજર રહેલા તમામ મુસલમાનો જાણી ગયા કે ઉમર મુસલમાન બની ગયા છે. એ પછી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાનો જોશ અને જુસ્સો એટલો વધી ગયો કે, તેઓ ઘરમાંથી નીકળીને અહીંતહીં જતા તો પોતે હવે જોરાવર બની ગયા છે, તેવો તેમને અહેસાસ થવા લાગતો.

અને વાત પણ સાચી હતી. કેમકે હઝરત હમ્ઝહ જેવા વીરનરના ઈસ્લામની સાથે હઝરત ઉમર જેવા તલવારના ધણી પણ મુસલમાન બની ગયા હતા. આ કારણે મુસલમાનોના હોસલા બુલંદ થઈ ગયા. તેઓને ખાતરી થઈ ગઈ કે આ બંને બહાદુરો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું રક્ષણ કરી લેશે અને અમે બધા પણ આ વીરનરો સાથે મળીને ઈસ્લામના દુશ્મનોને મારી હઠાવીશું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબના ઈસ્લામ-સ્વીકારને લગતી આ રિવાયત મદીનહના રાવીઓએ બયાન કરેલી છે.

**હઝરત ઉમરની આપવીતી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબના મુસલમાન બનવાની જે બીજી રિવાયત મને મળી તેમાં હઝરત ઉમરે પોતે પોતાના ઈસ્લામ-સ્વીકારની વિગતો સ્વમુખે બયાન કરી છે તે મુજબ હઝરત ઉમર ફરમાવ્યા કરતા :

"હું જાહિલિયતના જમાનામાં ઈસ્લામનો હાડેહાડ દુશ્મન હતો. તે દિવસોમાં હું શરાબ પણ ખૂબ ઢીંચતો હતો. મક્કહના "હઝૂરહ નામે બઝારમાં આવેલા એક પીઠાંમાં અમારી મિત્રમંડળીની મેહફિલ જામતી. આ પીઠું ઉમર બિન અબ્દ બિન ઈમરાન મખ્ઝૂમીના કુટુંબીઓની માલિકીનું હતું. એમાં અમારા જોડીદારોની મેહફિલ જામતી. મોડી રાત સુધી શરાબની છોળો ઊછળતી. નશામાં છાકટા થતા અને મસ્તીધિંગાણું કરતા.

એક રાતે નિયમ મુજબ મારા જોડીદારોને મળવા હું શરાબના એ પીઠાં તરફ ઊપડયો. જઈને જોયું તો મંડળીનો કોઈ સભ્ય ત્યાં હાજર ન હતો. મનમાં વિચાર્યું, મક્કહના ફલાણા પીઠામાં જઈને બેચાર જામ ગટગટાવી આવું તો કેવું? મેં તે તરફ હંકારી મૂકયું. જોયું તો જોડીદારોમાંથી ત્યાં પણ કોઈ હતું નહિ. ત્યારે હું કઅબહ તરફ ઊપડયો કે ચાલો, બીજું કંઈ નહિ તો સાત ફેરા લગાવીને એક તવાફ જ કરી લઉં !

જયારે કઅબહ પાસે પહોંચ્યો તો મેં જોયું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં ઊભા રહીને નમાઝ પઢતા હતા. તે સમય સુધી કઅબહ તરફ મુખ કરીને નમાઝ પઢવાનો હુકમ મળેલો ન હતો. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સીરિયા તરફ મુખ કરીને, કઅબહના "રૂકને-અસ્વદ" તથા "રૂકને-યમાની"ની વચ્ચે, કઅબહની સીધમાં ઊભા રહીને નમાઝ પઢયા કરતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને નમાઝમાં તરબોળ જોઈને મેં મનોમન કહ્યું, આજે ખરેખરી તક સાંપડી છે. જોઉં તો ખરો કે મુહંમદ નમાઝ કેવી રીતે પઢે છે અને સાંભળું તો ખરો કે નમાઝ માં શું પઢે છે ? હા, એમની સામે જઈને ઊભો રહીશ તો કદાચ મને જોઈને ચમકી ઊઠશે ! આમ વિચારીને હું હતીમની દિશાએ જઈને ગુપચુપ કઅબહના પર્દામાં ભરાય ગયો અને સાવચેતીથી મંદ પગલે સરકતો-સરકતો તેમની બિલકુલ લગોલગ પહોંચી ગયો. હવે હું કઅબહની વચ્ચે અને આપની બિલકુલ સામે પર્દામાં ભરાયને ઊભેલો હતો. કઅબહના પર્દા સિવાય વચ્ચે કોઈ આડ ન હતી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અહીં ઊભા-ઊભા નમાઝમાં કુર્આનની તિલાવત કરતા રહ્યા અને હું ત્યાં ઊભો-ઊભો કાન માંડીને કુર્આન સાંભળતો રહ્યો. મેં પૂરા ધ્યાનથી એકાગ્ર ચિત્તે કુર્આન સાંભળ્યું. જેમજેમ સાંભળતો ગયો મારાં રૂંવાડા ખડાં થતાં રહ્યાં. મને થયું કે કુર્આનનો બોલેબોલ મારી નસોમાં લોહી પેઠે દોડી રહ્યો છે. અચાનક કોઈ અજાણ્યા ભયથી મારા શરીરમાં ધ્રુજારીનું લખલખું પસાર થઈ ગયું. મારૂં હૈયું ભરાય આવ્યું અને હું લાગણીવશ થઈને રડવા લાગી ગયો. મને થયું કે કુર્આનનો બોલેબોલ મારા અંતરની ઊંડાઈમાં ઉતરી રહ્યો છે અને આકાશી વાણીનો જાદૂ મારા સરપર ચઢીને બોલી રહ્યો છે. ઈસ્લામે મારા મન અને મગજ પર પૂરો કાબૂ કરી લીધો હતો અને કુફ્ર-શિર્કનો શયતાન ધુમાડો બનીને વાયુમાં ઓગળી ગયો હતો.

કુર્આન સાંભળવામાં હું એટલો તલ્લીન હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નમાઝ કયારે પૂરી કરી અને કયારે ત્યાંથી ચાલ્યા ગયા તેના પણ મને હોશ ન હતા. હોશ આવ્યા ત્યારે મેં જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાંથી ચાલ્યા ગયા છે. કઅબહમાંથી નીકળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

વ સલ્લમ કયા રસ્તે થઇને પોતાના મકાને જતા હતા તે હું જાણતો હતો. આપનો રસ્તો ઇબ્ને-અબી હુસૈનના મકાન પાસેથી પસાર થતો હતો. ત્યાંથી થઇને આપ સફા-મરવહના રસ્તે વળીને અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ તથા ઇબ્ને અઝહર બિન અબ્દે ઔફ ઝુહરીના ઘરો પાસે પહોંચતા અને ત્યાંથી અખ્નસ બિન શરીકનું મકાન વટાવીને આપ પોતાના મકાને પધારતા હતા. તે સમયે આપનું મકાન ''દારે-રકતાઅ'' નામે મહોલ્લામાં આવેલું હતું જે મુઆવિયહ બિન અબૂ સુફયાનના કબજામાં હતું.

હઝરત ઉમરનું બયાન છે : ''જયારે મને હોશ આવ્યા તો એજ પળે હું કઅબહમાંથી નીકળીને આપની પાછળ ચાલી નીકળ્યો. જયારે આપ અબ્બાસ અને ઇબ્ને અઝહરના ઘરો પાસેથી પસાર થવા લાગ્યા તો હું આપની સમીપ જઇ પહોંચ્યો. મારો પગરવ સાંભળીને આપ થંભી ગયા. આપે પાછળ ફરીને જોયું અને તરત મને ઓળખી ગયા. આપને થયું, કદાચ હું આપને સંતાપવા આપની પૂંઠે પડયો છું. મને જોતાં જ ઠપકાર્યો:

| | |
|---|---|
| મા જાઅ બિકા યબ્નલ-ખત્તાબ હાઝિહિસ-સાઅહ. | શા ઇરાદે આવ્યો છે હે ખત્તાબના બેટા ! આ સમયે ? |

મેં નમ્રભાવે કહ્યું, ''અલ્લાહ પર અને અલ્લાહના રસૂલ પર અને તે વસ્તુ પર ઇમાન લાવવા હાજર થયો છું જેને લઇને આપ પધાર્યા છો.''

આ સાંભળતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહનો આભાર માન્યો અને પછી ફરમાવ્યું, ''કદ હદાકલ્લાહુ યા ઉમર !'' બેશક અલ્લાહએ દેખાડી દીધો તને સીધો રસ્તો હે ઉમર!

આમ ફરમાવીને આપે મારા સીના પર પોતાનો મુબારક હાથ ફેરવ્યો અને મારા માટે ઇસ્લામ પર દ્રઢતા, અડગતા, મક્કમતાની દુઆ માગી. એ પછી આપ પોતાના ઘર તરફ પધાર્યા અને હું મારા ઘર તરફ ઊપડયો.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબના ઇસ્લામને લગતી આ બંને રિવાયતોમાંથી કઇ રિવાયતનો બનાવ ખરો છે તે અલ્લાહ બેહતર જાણે !

**હઝરત ઉમરના ઇસ્લામની જાહેરાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરનું બયાન છે :

''મારા બાપાજી ઉમરે મુસલમાન બનવા બાદ લોકોને પૂછયું, ''મક્કહમાં કોણ એવો હલકા પેટનો માણસ છે જે વાતો ફેલાવવામાં અને સમાચારો વહેતા કરીને ચકચાર જગાડવામાં પંકાયેલો હોય ?''

કહેવામાં આવ્યું, ''મક્કહના ફલાણા મહોલ્લાનો જમીલ બિન મઅમર બિન હબીબ જુહમી આ કળામાં સૌથી વધુ પંકાયેલો છે.''

સવારના પહોરમાં જ બાપાજી તેના મકાને જવા ઊપડી ગયા. હું પણ પિતાજીને પગલે ચાલી નીકળ્યો; એવા વિચારે કે જોઉં તો ખરો કે પિતાજી ક્યાં જાય છે અને શું કરે છે ? તે વેળા હું કિશોર વયનો છોકરો હતો પણ જો કંઇ જોઇ લેતો તેને સમજી લઇને યાદ રાખી શકતો હતો.

પિતાજીએ જમીલના મકાને પહોંચીને બારણાને ટકોરા મારતાં કહ્યું, ''અરે ભાઇ જમીલ તું કયાં છે?''

જયારે તે બહાર આવ્યો તો બાપાજી બોલ્યા, ''અરે જમીલ ! શું તેં કંઇ નવા સમાચાર સાંભળ્યા છે ખરા ?''

"ના સાહેબ !" જમીલ બોલ્યો, "કહો શું સમાચાર છે ?"

પિતાજી બોલ્યા, "મને ઓળખે છે ને ! મારૂં નામ ઉમર છે. સાંભળ, હું મુસલમાન બની ગયો છું."

પછી તો અલ્લાહના સોગંદ ! પિતાજી પોતાની વાત દોહરાવે તે પહેલાં જમીલ ઊભો થઇ ગયો અને પોતાની ચાદર ઘસીટતો ઝડપભેર કઅબહ તરફ ઊપડી ગયો. પિતાજી પણ તેની પાછળ ચાલી નીકળ્યા અને હું પણ ઊપડ્યો. કઅબહની મસ્જિદને દરવાજે પહોંચતાં જ જમીલે હોબાળો મચાવી દીધો. તે વેળા કુરૈશના લોકો કઅબહની ચોગર્દમ પોતપોતાની મંડળીઓની મજલિસો જમાવીને વાતોના તડાકા ઉડાવતા હતા.

કઅબહ પાસે જતાં જ જમીલ ઘાંટો પાડીને ચિલ્લાયો, "હે કુરૈશ ! હે કઅબહની આસપાસ બેઠેલા લોકો ! સાંભળો, સાંભળો, ઉમર બિન ખત્તાબ વટલી ગયો છે. તે બાપદાદાનો ધર્મ તજીને અધર્મી બની ગયો છે."

પિતાજી તેની પાછળ-પાછળ બોલતા જતા હતા, "હે કુરૈશ ! હે લોકો ! આ માણસ જૂઠો છે. એ ખોટું બોલે છે. હું વટલી નથી ગયો, હું અધર્મી નથી બન્યો, હું તો મુસલમાન બની ગયો છું. મેં તો સાક્ષી આપી છે આ વાતની કે અલ્લાહ એક છે અને મુહંમદ તેના બંદા તથા રસૂલ છે."

બસ પછી શું હતું ? કુરૈશ હટબડાટ કરતા દોડી પડ્યા અને ચોતરફથી ધસારો કરતા મારા બાપાજી ઉમર પર તૂટી પડ્યા. બાપાજી પણ જરાયે ગભરાયા કે ડર્યા નહિ, સામી છાતીએ મર્દાનગી અને મક્કમતાથી તેઓનો મુકાબલો કરવા લાગ્યા. બંને એકબીજા સાથે બાખડતા રહ્યા અને ધક્કા-મુક્કા ચાલતા રહ્યા, ત્યાં સુધી કે સૂરજ તેઓને માથે આવી લાગ્યો. બાપાજી ક્યાં સુધી મુકાબલો કરતે અને ક્યાં સુધી ઝઝૂમતે ? એકલપંડે હોવાથી છેવટે થાકીને બેસી ગયા અને કુરૈશનું ટોળું તેમના માથે ઊભેલું હતું.

બાપાજી કહેવા લાગ્યા, "હા હા હું મુસલમાન બની ગયો છું. તમારાથી થાય તે કરી લો. અફસોસ આટલો કે હું એકલો છું. જો ત્રણ સો વીરનરો મારી સાથે હોત તો ખરાખરીનો ખેલ જામત ! પછી કાં મક્કહને તમે અમારે હવાલે કરી દેત, કાં મક્કહને અમે તમારે હવાલે કરી દેત !"

બંને પક્ષે આ પ્રકારની ટપાટપી ચાલતી રહી એટલામાં કુરૈશના એક વૃધ્ધ ગૃહસ્થ ત્યાં આવી લાગ્યા. તેમણે યમની કાપડનો નવો ઝભ્ભો અને નકશીદાર પહેરણનો પોશાક સજેલો હતો. વૃધ્ધ દમામભેર ચાલતા ત્યાં આવીને ઊભા થઇ ગયા અને કહેવા લાગ્યા, "હે લોકો ! આખર તમારૂં આ શું ધિંગાણું છે અને ધમાચકડી કેમ મચેલી છે ?"

કુરૈશ બોલ્યા, "કાકા ! ઉમર અધર્મી બની ગયો છે. બાપદાદાનો ધર્મ છોડી બેઠો છે."

"તો એમાં શું થયું ?" વૃધ્ધ ઠાવકા મુખે બોલ્યા, "એક માણસે પોતાની જાત માટે એક વસ્તુ પસંદ કરી લીધી એનાં તમને શો વાંધો ? શું તમે એમ સમજો છો કે અદી બિન કઅબનો કબીલો પોતાના માણસને આટલી આસાનીથી તમારા હવાલે કરી દેશે ? ચાલો છોડી દો આ માણસને !"

રૂઆબદાર વૃધ્ધની વાત સાંભળીને લોકો ત્યાંથી એવી રીતે વિખેરાઇ ગયા જાણે લૂગડું ખંખેરીને તેને ફેંકી દેવામાં આવ્યું હોય."

હઝરત ઉમરના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ ફરમાવે છે : મદીનહની હિજરત બાદ મેં મારા બાપાજીને

પૂછયું, ''અબ્બાજાન ! પેલો ડોસો કોણ હતો જેણે મક્કહમાં આપના મુસલમાન બનવા બાદ લોકોને ઠપકારીને ભગાડી મૂકયા હતા ?''

''હે મારા વહાલા બેટા !'' અબ્બાજી બોલ્યા, ''એ આસ બિન વાઇલ સહમી હતો.''

મેં કહ્યું, ''આ નેકી બદલ અલ્લાહ તેને નેક બદલો આપે !''

''ના બેટા !'' અબ્બાજી બોલ્યા, ''અલ્લાહ તેને નેક બદલો નહિ આપે.''

**અબૂ જહલનો ઝપાટો**————ઇબ્ને ઇસ્હક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબના ઘરવાળાંઓ તરફથી મને મળેલી માહિતી મુજબ હઝરત ઉમર ફરમાવ્યા કરતા :

''જયારે હું મુસલમાન બની ગયો તો એજ રાતે મેં વિચાર્યું કે કુરૈશમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો જે કટ્ટર દુશ્મન હોય તેને સૌથી પહેલાં મારે આ સમાચાર પહોંચાડવા જોઇએ.''

એ પછી મેં મનમાં કહ્યું, ''અબૂ જહલથી વધીને મોટો દુશ્મન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો બીજો કોણ હોય શકે ?''

સવાર પડતાં જ અબૂ જહલના મકાને પહોંચીને મેં તેનું બારણું ખખડાવ્યું. તેણે બારણું ઉઘાડયું અને મને જોતાં જ કહેવા લાગ્યો, ''ઓહો ભલે પધાર્યા મારા ભાણેજ ! ચાલો ઘરમાં આવો. કહો શું કામે આવવાનું થયું ?'' ૧

મેં કહ્યું, ''કામ તો કંઇ ખાસ નથી. ફકત એક સમાચાર આપવા આવ્યો છું.''

''હા ખુશીથી કહો, શું સમાચાર છે ?'' અબૂ જહલ બોલ્યો.

મેં કહ્યું, ''હું અલ્લાહ પર અને તેના રસૂલ મુહંમદ પર ઇમાન લાવીને મુસલમાન બની ગયો છું.''

આ સાંભળતાં જ તેણે દરવાજો ધડાક દઇને મારા મોં પર મારી દેતાં કહ્યું, ''અલ્લાહ તારૂં અને તારા સમાચારનું નખ્ખોદ વાળે !''

---

૧. હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુના અમ્માંજીનું નામ હન્તમા બિન્તે હિશામ બિન મુગીરહ હતું. આ રિશ્તાથી અબૂ જહલ હઝરત ઉમરનો મામો થતો હતો. ''હ''

## પ્રકરણ ૫૪

# કુરૈશનો બહિષ્કારી ઘેરો

બહિષ્કારી ઘેરાનું દસ્તાવેજી લખાણ • અબૂ તાલિબની ઘાટીના ઘેરામાં • અબૂ લહબના ભગવાનની જય • તબ્બત યદા અબી લહબ • અબૂ તાલિબનો કસીદો • ઘેરામાં વીતેલાં ત્રણ વરસ

**બહિષ્કારી ઘેરાનું દસ્તાવેજી લખાણ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશે જયારે જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા મુલ્કે-હબશહમાં જઈને ઠરીઠામ થઈ ગયા છે. અને સુખશાંતિનું જીવન ગુજારી રહ્યા છે અને નજાશી બાદશાહે તેઓને આવકારીને હર તરહનો આસરો આપી દીધો છે. અને હમ્ઝહ તથા ઉમર જેવા પંકાયેલા વીરનરોથી પણ તેઓને ખૂબ પીઠબળ તથા ઉત્તેજન મળવા પામ્યું છે અને ઈસ્લામ રોજબરોજ અરબના કબીલાઓમાં ફેલાતો જઈ રહ્યો છે. તો તેઓએ આપસમાં સલાહ-મશ્વરો કરીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા મુસલમાનોના બહિષ્કાર કે બૉયકોટને લગતો એક દસ્તાવેજી ખરડો તૈયાર કર્યો જેમાં અલ્લાહના સોગંદપૂર્વકનું એવું લખાણ કરવામા આવ્યું કે :

> ''જયાં સુધી બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના લોકો મુહંમદને અમારે હવાલે નહિ કરી દે ત્યાં સુધી બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના ખાનદાનો સાથે મેલજોલ, બોલચાલ, શાદી-વિવાહ, ખરીદ-વેચાણ, લેણદેણ અને સામાજિક વ્યવહારના તમામ સંબંધો કાપી નાખવામાં આવે છે.''

કુરૈશ કબીલાના તમામ ખાનદાનોના અગ્રણીઓએ સર્વસંમતિથી આ ખરડો મંજૂર રાખીને એક કાગળ પર તેનું પાકું લખાણ કરાવ્યું અને કડક રીતે તેનું પાલન કરવાની પ્રતિજ્ઞા લીધી. પછી આ દસ્તાવેજી કાગળને તેઓએ કઅબહને દરવાજે લટકાવી દીધો કે જેથી દરેક માણસ તેને જોઈને તેનો અમલ કરી શકે અને કોઈ તેની વિરૂદ્ધ જવાનું પગલું નહિ ભરે.

આ દસ્તાવેજી કાગળનું લખાણ કરનાર મક્કહનો એક ગૃહસ્થ હતો જે લખવા વાંચવાનું સારી રીતે જાણતો હતો અને તેનું નામ મન્સૂર બિન ઈકરિમહ બિન આમિર બિન હાશિમ બિન અબ્દે મનાફ બિન અબ્દુદ-દાર બિન કુસૈય હતું.

ઈબ્ને હિશામ કહે છે : મને મળેલી રિવાયત મુજબ કેટલાક જાણકારોએ મને કહ્યું કે આ દસ્તાવેજનું લખાણ કરનાર નદ્ર બિન હારિસ નામે ગૃહસ્થ હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાણ થતાં

આપે બારગાહે-ઇલાહીમાં તેના માટે બદ-દુઆ ફરમાવી તો તેની કેટલીક આંગળીઓ જૂઠી પડી ગઇ.

**અબૂ તાલિબની ઘાટીના ઘેરામાં**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશના આ બહિષ્કારી સોગંદનામાનો અમલ વિના વિલંબે મક્કહમાં ચાલુ થઇ ગયો. સ્ત્રી-પુરૂષ અને અબાલ-વૃધ્ધ બધાંએ જ જોરોશોરથી મુસલમાનોનો સામાજિક બહિષ્કાર પોકારી દીધો. ન કોઇ વાત કરતું હતું, ન મેલજોલ રાખતું હતું ન લેણદેણ કરતું હતું. છેવટે કંટાળીને બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના લોકો અબૂ તાલિબ પાસે પહોંચી ગયા અને અબૂ તાલિબ એ બધાને લઇને પોતાની માલિકીની જમીનમાં ચાલ્યા ગયા. આ જમીનનું નામ ''શિઅબે-અબી તાલિબ'' હતું. પહાડોની ઘાટીને શિઅબ કહે છે. અબૂ તાલિબની ઘાટીની આ જમીન મક્કહથી થોડે દૂર આવેલી હતી. અબૂ તાલિબ પોતાના કુટુંબ કબીલાના તમામ સ્ત્રી-પુરૂષો અને બાળકોને લઇને શિઅબે-અબી તાલિબમાં ચાલ્યા ગયા અને ત્યાં જ રહેવા લાગી ગયા. [૧]

બનૂ હાશિમમાંથી ફકત અબૂ તાલિબનો ભાઇ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાકો અબૂ લહબ——જેનું અસલ નામ અબ્દુલ-ઉઝઝા હતું, તે એમનાથી વિખૂટો પડીને કુરૈશ પક્ષે ચાલ્યો ગયો અને તેઓના જ પડખે રહીને તેઓની મદદ કરતો રહ્યો.

**અબૂ લહબના ભગવાનની જય** ——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ લહબ પોતાના કુટુંબ કબીલાને તરછોડીને કુરૈશ સાથે ભળી ગયો હતો. ઇસ્લામનો કટ્ટર દુશ્મન હોવાથી તેના દિલમાં પોતીકાઓ માટે ન દયાની લાગણી હતી ન હમદર્દીની ભાવના હતી. એક દિવસે તે અબૂ સુફયાનની બેગમ હિન્દ બિન્તે ઉત્બહ પાસે પહોંચી ગયો અને કહેવા લાગ્યો,

''હે ઉત્બહની બેટી ! શું મેં આપણા ભગવાન લાત અને ઉઝઝાના નામોની જય નહિ બોલાવી દીધી? અને શું મેં એવા લોકોને ધુતકારી નહિ કાઢયા જેઓએ આપણા ભગવાનોને ધુતકારી કાઢયા છે ?''

હિન્દે તેને શાબાશી આપતાં કહ્યું, ''કેમ નહિ, ધન્યવાદ હો ! સાચેસાચ તમે આપણા ભગવાનોની જય બોલાવી દીધી છે. અલ્લાહ તમને એનો રૂડો બદલો આપે.''

**તબ્બત યદા અબી લહબ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ લહબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાકો હતો. ઘણી વખત પોતાની વાતોમાં લોકોને કહ્યા કરતો કે, ''મુહંમદ મને અનેક વાતોના વાયદા કર્યા કરે છે. પણ આજ સુધી પોતાનો એક પણ વાયદો તેણે પૂરો કર્યો નથી. તેનું કહેવું છે કે તેના વાયદાની બધી વાતો મરવા પછી પૂરી થવાની છે. બતાવો, આ ઉધાર વાયદાઓથી તેણે મારા હાથમાં શું આપ્યું?''

પછી પોતાના બંને હાથોનો ખોબો વાળતો અને હાથો પર થૂંકીને ધિક્કારથી કહેતો, ''ભાંગી પડો હે મારા બંને હાથો ! હું તો મુહંમદના વાયદાઓમાંથી કોઇ વસ્તુ તમારા ખોબામાં જોતો નથી !'' ત્યારે અલ્લાહ તઆલાએ તેની આ હરકતોને કારણે ''સૂરએ-લહબ''ની આ આયતો નાઝિલ ફરમાવી:

---

૧. શિઅબે-અબી તાલિબ : અબૂ કુબૈસ નામે પહાડની ખીણમાં આવેલી એક ઘાટી હતી જયાં અબૂ તાલિબ પોતાના પરિવાર સાથે રહેતા હતા. આજકાલ એનું નામ શિઅબે-અલી છે એને ''સૂકુલ-લૈલ'' પણ કહે છે. સૂક એટલે બઝાર અને લૈલ એટલે રાત. ''હ''

| | |
|---|---|
| તબ્બત યદા અબી લહબ | ભાંગી ગયા બંને હાથ અબૂ લહબના |
| વ તબ્બ. | અને નખ્ખોદ વળી ગયું તેનું. |
| મા અગ્ના અન્હુ માલુહૂ | કશા કામમાં નહિ આવ્યો તેનો માલ, |
| વ મા કસબ. | અને ન તેની કમાણી. |
| સ-યસ્લા નારન ઝાત્ લહબ | બહુ જલદી ઝીંકાઈ પડવાનો છે. ભડભડતી આગમાં. |
| વમ્ર-અતુહૂ | અને તેની બૈરી |
| હમ્મા-લતલ હતબ. | જે ખુબ ઉપાડનારી છે લાકડાંનો ભારો. |
| ફી જીદિહા હબ્લુમ | તેની ગરદનમાં ખજૂરીની છાલની દોરડી હશે |
| મિમ મસદ. | જે ખૂબ વણેલી હશે. |

**અબૂ તાલિબનો કસીદો**————જયારે કુરૈશ કબીલાના તમામ ખાનદાનો બહિષ્કારી દસ્તાવેજના મુદ્દાઓ પર એકમત થઈ ગયા અને લખાણની તમામ શરતોનું કડક રીતે પાલન કરવા લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ તાલિબે પોતાની આગવી શૈલીમાં એક જોરદાર કસીદો રચ્યો.

(નોટ :- આ કસીદાના ૧૪ શેઅરો છે એમાં અબૂ તાલિબે કુરૈશના લોકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુશ્મની છોડી દેવાનું, આપની વાતો માની લેવાનું અને આપની મદદ કરવાનું આહ્વાન કર્યું છે. સાથે આપ કેટલી ઊંચી શાનના, કેટલા ઊંચા મરતબાના, દબદબાવાળા પયગમ્બર છે તેની પ્રતીતિ કરાવીને કુરૈશને પડકાર્યા છે કે અમે કદી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તમારે હવાલે કરવાના નથી અને લોહીના છેલ્લા ટીપાં સુધી તેમનું રક્ષણ કરતા રહીશું. ઉપરાંત અબૂ તાલિબે પોતાની બિરાદરી એટલે બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના લોકોને બહિષ્કારી ઘેરાની મુસીબતોમા સાથ-સહકાર આપવા બદલ પ્રશંસાના પુષ્પોથી વધાવી લીધા છે. કેમકે આ બંને ખાનદાનોના મુસલમાન બનેલા લોકોની સાથે મુસલાન નહિ બનેલા તમામ લોકો પણ ઘેરાની મુસીબતો વેઠવા સ્વેચ્છાએ આવી ગયા હતા. ફક્ત એક અબૂ લહબ સિવાય. ''હ'')

અબૂ તાલિબના કસીદાના કેટલાક શેઅરો આ રહ્યા :

**અલ મ તઅલમૂ અન્ના વજદના મુહમ-મદન • નબીય્યન ક-મૂસા ખુત્ત ફી અવ્વલિલ કુતુબે.**

શું તમને ખબર નથી કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અમે ખાતરીપૂર્વકના એવા જ પયગમ્બર જોયા છે જેવા કે મૂસા પયગમ્બર ? મુહંમદ પયગમ્બરનું વર્ણન તો અગાઉની આકાશી કિતાબોમાં પણ થયેલું છે.

**અફીકૂ અફીકૂ કબ્લ અંય યુહ્-ફરસ-સરા • વ યુસબિહા મિન લમ યજનિ ઝમ્બન કઝેઝ-ઝમ્બે**

કબરની ભીનની માટી ખોદાયા પહેલાં, અને નિર્દોષ હતા છતાં ગુનેગાર બની જ ... હતાં, હોશ ... આવી જાવ. હોશમાં આવી જાવ અને જાગી જાવ.

**વઅન નલ્લઝી અનસફ-તુમ મિન બિતાબે-કુમ • લકુમ કાઇનુન નહસન કરાગે-યતિસ સકુબે.**

અને તમારૂં તે લખાણ જેને તમે કઅબહને દરવાજે લટકાવી દીધું છે એ તમારા જ ... મન ... પુરવ ?

થશે જેવી રીતે (હઝરત સાલિહ પયગમ્બરની) ઊંટણીના બચ્ચાંનો અવાજ.

વલા તત્બઊ અમ્રલ વુશાતે વ તક-તઊ • અવાસિના બઅદલ મવદ-દતે વલ કુરબે.

ચુગલખોરોની વાતોનું અનુકરણ ન કરો અને અમારી સાથેની દોસ્તી તથા સગાઇને તરછોડી ન કાઢો અને અમારી સાથેની મૈત્રી તથા રિશ્તાદારીને તોડી ન નાખો.

વતસ-તજ-લિબૂ હર્બન અવાનંવ-વ-રૂબ્બામા • અમર્ર અલા મન ઝાકહૂ જલબુલ - હરબે.

એક પછી એક જંગના સાધનો ઊભાં ન કરો. કેમકે જંગની ધમકીઓની મઝા જેણે પણ ચાખી છે તેણે તેને મોટે ભાગે કડવી જ મહસૂસ કરી છે.

ફલસ-ના વ રબ્બલ-બૈતે નુસલિમુ અહમદન • લિઇઝ-ઝાઅ્ મિન અદ-દઝ- ઝમનિ વલા કરબે.

કઅબહના પાલનહારના સોગંદ ! અમે તે લોકો નથી જેઓ કાળની આકરી સખ્તી કે કોઇ તંગીને કારણે અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદથી હાથ ઉપાડી લે !

અલૈસ્ અબૂના હાશિમુન શદ્દ અઝરહુ • વ અવસા બનીહિ બિત-તઆનિ વબિઝ-ઝરબે.

શું હાશિમ અમારા બાપ ન હતા ? જેણે પોતાના બળને નક્કર બનાવ્યું હતું અને પોતાની અવલાદને જેણે ભાલા તથા તલવારના પાઠ ભણાવ્યા હતા !

વલસ-ના નમલ-લુલ - હર્બ હત્તા તમલ-લના • વલા નશતકી મા કદ યનૂબુ મિનન-નકબે.

અમે જંગથી કંટાળી જનારા નથી; ત્યાં સુધી કે જંગ પોતે અમારાથી કંટાળી ન જાય. ગમે તેવા સંકટો તૂટી પડે, અમે તેના વિષે ફરિયાદ કરનારા નથી.

વલા - કિન -નના અહલુલ-હફાઇઝિ વન-નુહા • ઇઝા તાર્ અરવા-હુલ-કમાતિ મિનર-રૂઅબે.

પણ અમારી એવી દશા છે કે જ્યારે હથિયારોમાં છુપાયેલા વીરનરોના આત્માઓ પણ રૂઆબ અને ભયથી થથરી રહ્યા હોય તો તેવા સમયે પણ અમે સાચવવા જેવી વસ્તુઓના રક્ષણ ખાતર [1] આક્રોશમાં આવી જનારા અને સાવચેત બુધ્ધિથી કામ લેનારા છીએ.

**ઘેરામાં વીતેલાં ત્રણ વરસ**————સારાંશ કે બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના લોકો ન્યાતબારા તરીકે લગાતાર બે કે ત્રણ વરસ અબૂ તાલિબની ઘાટીમાં પૂરાઇ રહ્યા અને છેવટે કંટાળી ગયા. કોઇ દયાળુ માણસ એમની કંઇ મદદ કરવા માંગતો તો તે છુપી રીતે જ મદદ પહોંચાડી શકતો. કોઇકવાર તક મળતાં એમનો કોઇ સ્નેહી જ આવી છુપી મદદ કરવાનું બીડું ઝડપી લેતો.

એક વેળા હકીમ બિન હિઝામ બિન ખુવૈલિદ, [2] પોતાના ગુલામને માથે ઘઉંનો થેલો લાદીને ઘેરા તરફ જતા હતા. આ ઘઉં તેઓ પોતાનાં ફોઇ ખદીજહ બિન્તે ખુવૈલિદ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ) માટે લઇ જતા હતા. કેમકે હઝરત બીબી ખદીજહ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે ઘેરામાં

---

૧. સાચવવા જેવી વસ્તુ એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ. ''હ''

૨. હકીમ બિન હિઝામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક પત્ની હઝરત બીબી ખદીજહ (રદિયલ્લાહુ અન્હા) ના સગા ભત્રીજા હતા. બહુ સમજુ અને ઠરેલ તબીઅતના યુવક હતા. જંગે-બદ્રમાં કુરૈશના પક્ષે રહીને લાચારીએ લડવા ગયા હતા. પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને કતલ કરવાની મના ફરમાવી હતી. બાદમાં મુસલમાન બની ગયા. ''હ''

પૂરાયેલા હતાં. ભોગજોગે રસ્તામાં અબૂ જહલ ભટકાઇ પડયો. ગુલામને માથે ઘઉંનો થેલો જોઇને તે ઊકળી ઊઠયો. તેણે હકીમ બિન હિઝામને પડકાર્યા, 'હે હકીમ ! શું તું બનૂ હાશિમ માટે ખોરાકી લઇને જાય છે ? ખબરદાર! આ થેલા સાથે તું અહીંથી ખસી નહિ શકે જયાં સુધી કે હું આખા મક્કહમાં તારો ફજેતો નહિ બોલાવી દઉં !''

આમ કહીને તે હકીમ બિન હિઝામને બાઝી પડયો. એટલામાં અબુલ-બુખ્તરી બિન હિશામ બિન હારિસ બિન અસદ ત્યાં આવી લાગ્યો. [૧] તેણે અબૂ જહલને પૂછયું, ''આ શું ચાલે છે ?''

અબૂ જહલ બોલ્યો, ''આ હકીમ પેલા લોકો માટે ખાવાનું લઇ જાય છે. હું હરગિઝ એને નહિ જવા દઉં.''

અબુલ-બુખ્તરી બોલ્યો, ''આ ઘઉં એની ફોઇના છે. એની ફોઇએ એની પાસે મૂકી રાખ્યા હતા. હવે એની ફોઇને એની જરૂર પડી છે. તને શું વાંધો છે અને શું કામ તું આડે આવે છે. ? લઇ જવા દે એને!''

અબૂ જહલ અડી ગયો, ''નહિ લઇ જવા દઉં !''

બંને વચ્ચે તુંતુંકાર સાથે રકઝક જામી અને મામલો હાથાપાઇ સુધી પહોંચી ગયો. અબુલ-બુખ્તરીએ ત્યાં પડેલું ઊંટના જડબાનું હાડકું ઉપાડીને અબૂ જહલની ખોપરીમાં મારી દીધું અને તેનું માથું ફોડી નાખ્યું અને ઉપરની લાતો લગાવીને તેને ઢીલો કરી નાખ્યો. એ દરમિયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા હઝરત હમઝહ પણ એ તરફ નીકળી આવ્યા હતા. અને ત્યાં ઊભા ઊભા આ તમાશો જોતા હતા. હમઝહને જોઇને અબૂ જહલ ઓર ભી ખસિયાણો પડી ગયો. કેમકે અબૂ જહલ અને બધા કુરૈશ જાણતા હતા કે તેઓની આપસની ફાટફૂટના સમાચાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મુસલમાનોને મળશે તો તેઓ મનમાં ખૂબ મલકાશે અને ખુશાલીઓ ઊજવશે.

આ પરિસ્થિતિ અને આવા કપરા સંજોગોમાં પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની કૌમને દિનરાત ખાનગીમાં અને જાહેરમાં અલ્લાહના આદેશોની તબલીગ કરતા રહ્યા અને ઈસ્લામ-પ્રસારના કામમાં ન કોઈની દરકાર કરતા હતા ન કોઈથી ડરતા હતા.

---

૧. હકીમ બિન હિઝામ પેઠે અબુલ-બુખ્તરી પણ દયાળુ દિલનો બહુ ભલો માણસ હતો. જંગે-બદ્ર વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એને પણ કતલ કરવાની પોતાના સહાબાને મના ફરમાવી હતી. પણ પોતાના એક સાથીને બચાવવા ખાતર હઠે ચઢીને પોતે પણ કતલ થઇ ગયો. ''હ''

## પ્રકરણ ૫૫

# કુરૈશી કુફ્ફાર અને કુર્આન

કુરૈશની સતામણીઓ અને પજવણીઓ • અબૂ લહબ અને તેની બૈરીની કમબખ્તી • હમ્મા-લતલ-હતબનો બનાવ • ઉમૈયહ બિન ખલફની બુરાઇ કુર્આનમાં • આસ બિન વાઇલની બુરાઇ કુર્આનમાં • અબૂ જહલના પડકારનો જવાબ • નદ્ર બિન હારિસનું વર્ણન કુર્આનમાં • લેભાગુ ભગવાનો અને પૂજારીઓ • અખનસ બિન શરીકનું વર્ણન કુર્આનમાં • વલીદ બિન મુગીરહનો ઉલ્લેખ કુર્આનમાં • ઉબય બિન ખલફનું વર્ણન કુર્આનમાં • મુરદાંનું સડેલું હાડકું • સૂરતુલ-કાફિરૂન ઊતરે છે • અબૂ જહલ અને ઝક્કૂમનું જહન્નમી ઝાડ • મુહલ શબ્દનું સ્પષ્ટીકરણ • જહન્નમનું શજરએ-મલઊનહ • અ-બ-સ વ તવલ્લા.

**કુરૈશની સતામણીઓ અને પજવણીઓ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશના ત્રાસો અને પજવણીઓથી અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલેહિ વ સલ્લમને પોતાના રક્ષણમાં લઇ લીધા હતા. આપના કાકા અબૂ તાલિબ સાથે આપની પૂરી કૌમ એટલે બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના લોકો અપૂર્વ બહાદુરી તથા નિર્ભયતાથી આપના બચાવ માટે કટિબદ્ધ થઇ ગયા હતા. જ્યારે કુરૈશી દુશ્મનો આપના ઉપર કાબૂ મેળવવાના તમામ પેંતરાઓ અને પ્રયુકિતઓમાં નિષ્ફળ નીવડયા તો તેઓ મહેણાટોણા, કટાક્ષબાણો અને ઝેરીલી ટીકાઓથી આપની ઠઠ્ઠામશ્કરીની હલકટ સપાટી પર ઊતરી પડયા. અને છેવટે તેઓએ દાંતિયે આવીને આપને અબૂ તાલિબની ઘાટીના ઘેરામાં પૂરી દીધા.

બીજી તરફ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુશ્મની પર કટિબદ્ધ થનારા આતંકવાદી નવજવાનો તથા હાથ ધોઇને આપની પાછળ પડનારા ત્રાસવાદી લોકોના આ હલકટ ધંધા વિષે કુર્આનની આયતો પણ ઊતરવા લાગી. એમાં અમુકના નામો દર્શાવીને તેઓના ઉધડા લેવામાં આવ્યા ત્યારે કેટલાકને સામાન્ય શત્રુઓની કક્ષામાં રાખીને તેઓને ઠપકારવામાં આવ્યા.

**અબૂ લહબ અને તેની બૈરીની કમબખ્તી**————કુરૈશમાંથી જે દુશ્મનોના નામોનો કુર્આનમાં ઉલ્લેખ થયો તેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાકો અબૂ લહબ બિન અબ્દુલ-મુત્તલિબ અને તેની બેગમ ઉમ્મે-જમીલ બિન્તે હર્બ બિન ઉમૈયહ છે. કુર્આનમાં ઉમ્મે-જમીલનું નામ "હમ્મા-લતલ-હતબ" રાખવામાં આવ્યું જેના અર્થ લાકડાંના ભારાના ભારા ઉપાડનારી થાય છે. અલ્લાહ તઆલાએ તેનું આ નામ એટલા માટે રાખ્યું કે તે કાંટાવાળાં ડાળખાં જંગલમાંથી ઉપાડી લાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પસાર થવાના રસ્તામાં નાખી દેતી હતી. તેના વિષે કુર્આનમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| તબ્બત યદા અબી લહબૂ | ભાંગી ગયા બંને હાથ અબૂ લહબના, |
| વ તબ્બ્. | અને તબાહ થઈ ગયો તે પોતે પણ. |
| મા અગ્ના અન્હુ માલુ-હૂ | તેના કશા કામમાં નહિ આવ્યો તેનો માલ, |
| વ મા કસબ્. | અને ન તેની કમાણી. |
| સયસ્લા નારન ઝાત્ લહબ્- | બહુ જલદી ઝીંકાઈ જશે તે ભડભડતી આગમાં. |
| વમ્રઅતુ-હૂ | અને તેની ઓરત; |
| હમ્મા લતલ-હતબ્. | જે ઉપાડનારી છે લાકડાંનો ભારો. |
| ફી જીદિહા | તેની ગરદનમાં હશે, |
| હબ્લુમ-મિમ - મસદ્. | ખૂબ વળ ચઢાવેલી દોરડીનો ફંદો. |

ઈબ્ને હિશામ કહે છે : ફી-જીદિહામાં ''જીદ''ના અર્થ ગરદન એટલે ડોકી, ગળચી, બોચી વગેરે થાય છે. એનું બહુવચન ''અજયાદ'' છે. અને ''મસદ'' એક ઝાડનું નામ છે જેની છાલ વગેરેને છૂંદીને દોરડાં વાણવામાં આવે છે. ખજૂરીની છાલ કે ચામડાની વળ ચઢાવેલી દોરડીને પણ મસદ કહે છે.

**હમ્મા-લતલ-હતબનો બનાવ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ''હમ્મા - લતલ- હતબ''નું કાળું ટીલું કપાળે ચોંટાડનાર ઉમ્મે-જમીલે જયારે પોતાની અને પોતાના ભરથારની ભૂંડાઈ વિષે ઊતરેલી આયતો સાંભળી તો તે એક મોટો પથરો ઉપાડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શોધમાં કઅબહ તરફ દોડી ગઈ. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહ પાસે બિરાજમાન હતા અને હઝરત અબૂબક્ર સિદ્દીક પણ ત્યાં આપની પાસે હાજર હતા. ઉમ્મે-જમીલે કઅબહ પાસે હઝરત અબૂબક્રને બેઠેલા જોયા પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેને દેખાયા નહિ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જોવાથી અલ્લાહ તઆલાએ તેને આંધળી કરી નાખી હતી. તેણે પૂછયું, ''હે અબૂબક્ર ! તારો સાહેબ કયાં છે ?''

''કેમ શું કામ છે ?'' હઝરત અબૂબક્રે પૂછયું.

તે બોલી, ''મને ખબર મળી છે કે તે અમારી બહુ નિંદા કરે છે. અત્યારે જો તે મળી આવે તો આ પથરાથી તેનું માથું ફોડી નાખું. સાંભળી લો, વલ્લાહ ! હું પણ મોટી શાઈરહ છું અને તારા સાહેબની નિંદામાં મેં આ શાઈરી બનાવી છે:

| | |
|---|---|
| મુઝમ-મમન અસૈના. | ''મુઝમ-મમ''ની અમે નાફરમાની કરી [1] |
| વઅમ્રહૂ અબૈના | અને તેના હુકમનો અમે અનાદર કર્યો, |
| વ દીનહૂ કલૈના. | અને તેના ધર્મને અને તરછોડી કાઢયો. |

આમ કહીને તે ત્યાંથી કાળું કરી ગઈ. તેના ચાલ્યા જવા પછી હઝરત અબૂબક્રે પૂછયું, ''યા રસૂલલ્લાહ!

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબૂ લહબની બૈરી ઉમ્મે-જમીલનું મૂળ નામ અરવા હતું. ઉમ્મે-જમીલ ઉપનામ હતું. કુરૈશના સરદાર અબૂ સુફયાનની બહેન હતી. ઉમ્મે-જમીલ અને કુરૈશી દુશ્મનો આપને ''મુઝમ-મમ' કહીને વખોડતા અને વગોવતા હતા. મુઝમ-મમ એટલે નિંદા કે બુરાઈને પાત્ર અથવા નઠારો અને મુહમ્મદ એટલે વખાણ કે પ્રશંસાને પાત્ર અથવા વખાણાયેલો કે પ્રશંસા પામેલો. જવાબમાં આપ ફરમાવી દેતા, ''જુઓ આ લોકો ''મુઝમ-મમ''ને ભાંડે છે, નહિ કે મુહમ્મદને ! હું મઝમ-મમ નહિ, મુહમ્મદ છું સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.'' ''હ''

આપનું શું માનવું છે ? શું તેણે આપને નહિ જોયા ?''

આપે ફરમાવ્યું, ''મા રઅત્ની લકદ અખઝલ-લાહુ બિ-બસરિહા અન્ની,'' હા, તેણે મને નહિ જોયો. બેશક અલ્લાહએ આંચકી લીધી તેની આંખની રોશની મારા તરફથી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : ઉમ્મે-જમીલ અને કુરૈશના બીજા દુશ્મનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુહંમદને બદલે ''મુઝમ-મમ''નામ પાડતા હતા અને એજ નામે બોલાવીને આપની બદગોઇ કરતા હતા. જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવી દેતા :

| | |
|---|---|
| અલા તઅ-જબૂન લિમા | શું તમને તઅજજુબ નથી થતો આ વાતથી કે, |
| સરફલ-લાહુ અન્ની | અલ્લાહએ ફેરવી દીધી મુજથી, |
| મિન અઝા કુરૈશિન. | કુરૈશની ભાંડણલીલા ? |
| યસુબ-બૂન | તેઓ તો ગાળો આપે છે |
| વ યહજૂન મુઝમ-મમન | અને નિંદા કરે છે ''મુઝમ-મમ''ની |
| વ અન્ મુહમ્મદુન. | ત્યારે હું તો ''મુહમ્મદ'' છું. |

''મુઝમ-મમ'' એટલે નિંદાપાત્ર, ધિક્કારપાત્ર કે નફરતને લાયક અને મુહમ્મદ એટલે પ્રશંસાને પાત્ર કે વખાણને લાયક અથવા ખુબ વખાણાયેલા અને જગતભરની પ્રશંસા પામેલા.

**ઉમૈયહ બિન ખલફની બુરાઇ કુર્આનમાં**——————બીજો એક માણસ જેના વિષે કુર્આનની આયતો ઊતરી તે ઉમૈયહ બિન ખલફ બિન હુઝાફહ બિન જુમહ છે. એ જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જોતો તો કટાક્ષભર્યા બૂમાટાથી આપના ચાળા પાડતો અને આંખના મટકાં મારીને આંખો નચાવતાં ઈશારા કરતો.

અલ્લાહ તઆલાએ એની આ અવળચંડાઈઓ અંગે ''હુ-મઝહ - લુ-મઝહ''ની પૂરી સૂરત નાઝિલ ફરમાવી. આ સૂરત ''પારએ-અમ્મ''માં આવેલી છે :

| | |
|---|---|
| વયલુલ-લિકુલ્લિ હુ-મ-ઝ-તિલ | ખરાબી છે એવા દરેક બૂમાટા પાડનારા, ટાણા મારનારા, |
| લુ-મ-ઝતિ નિલ્લઝી | ગીબતો કે નિંદાઓ કરનારા માટે જેણે |
| જ-મ-અ માલંવ | ભેગો કર્યો માલ |
| વ અદ-દ-દ-હૂ. | અને તેની ગણી ગણીને રાખી મૂક્યો. |

ઈબ્ને હિશામ કહે છે : ''હુ-મઝહ'' એવી નઠારી ટેવવાળા માણસને કહે છે જે બૂમાટા પાડીને ટાણાઓ અને મહેણાઓ મારે છે. બેફામ ભાંડણલીલા ચલાવે છે. લોકોની એબો શોધવા પાછળ મંડયો રહે છે. કુર્આનનો આ ''હુ-મઝહ'' શબ્દ અરબીના ''હમ્ઝ'' માં નીકળેલાં છે જે એકવચન છે એનું બહુવચન ''હુ-મ-ઝાત'' આવે છે. એવી જ રીતે ''લુ-મઝહ'' શબ્દ છે જેના અર્થ એવો ભૂંડો માણસ જે લોકોની પીઠ પાછળ ગીબતો અને નિંદાઓ કરીને તેઓને માનસિક ત્રાસ આપતો રહે. લોકોની આબરૂના કાંકરા કરીને તેઓને રૂહાની તકલીફ પહોંચાડતો રહે. આ ''લુ-મઝહ'' શબ્દ ''લમ્ઝ'' માંથી નીકળેલો છે. એનું બહુવચન ''લુ-મઝાત'' છે.

**આસ બિન વાઇલની બુરાઇ કુર્આનમાં**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત ખબ્બાબ બિન

અલ-અરત્ત નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક સહાબી લુહારનો ધંધો કરતા હતા અને મક્કહમાં તલવારો બનાવીને વેચતા હતા. એક વેળા હઝરત ખબ્બાબે કેટલીક તલવારો બનાવીને આસ બિન વાઈલને વેચી. પરંતુ લાંબી મુદ્દત વીતી જવા છતાં તેણે તલવારોની કિંમત નહિ ચૂકવી તો હઝરત ખબ્બાબ પૈસાની ઉઘરાણી માટે ગયા અને જ્યારે તકાદો કર્યો તો આસ બિન વાઈલ છંછેડાઈ ગયો. કડવો કટાક્ષ કરતાં બોલ્યો,

"હે ખબ્બાબ! તું જેના ધર્મ પર ચાલે છે એ તારા સાહેબ મુહંમદનો શું આ દાવો નથી કે, જન્નતમાં જન્નતીઓ માટે સોનું, ચાંદી, રેશમી પોશાક, ગાદી-તકિયા, આલીશાન મહેલ, ગુલામ, નોકર-ચાકર જેવી દરેક વસ્તુ ત્યાં હાજર હશે ?"

હઝરત ખબ્બાબ બોલ્યા, "કેમ નહિ, બેશક બધું જ ત્યાં મવજૂદ છે."

આસ બોલ્યો, "ત્યારે હે ખબ્બાબ ! તું જરા થોભી જા, મને કિયામત સુધીનો સમય આપ, કિયામતનો હિસાબ-કિતાબ પતી જાય અને હું મારા જન્નતી બંગલામાં પહોંચી જાઉં એ પછી હું તારી પૂરી ઉધારી ચૂકવી આપીશ. વલ્લાહ હે ખબ્બાબ ! જન્નતમાં જે શાનદાર સત્કાર મારો થવાનો છે અને જે ભાવભીનો આવકાર મને મળવાનો છે, એ તને કે તારા સાહેબને ક્યાંથી મળવાનો ? અને જન્નતની આ નેઅમતોના વધારે હકદાર તું અને તારા સાહેબ નહિ, બલકે અમારા જેવા મક્કહના મોટા માણસો છે. શું સમજ્યો હે ખબ્બાબ !"

"તેની આ તુમાખી કે ડંફાસ વિષે અલ્લાહ તઆલાએ આ આયતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઉતારી :

| | |
|---|---|
| અ-ફ- રઅૈતલ-લઝી | હે નબી ! શું તમે જોયો તે શખ્સને જેણે |
| ક-ફ-રા બિ-આયાતિના | ઈન્કાર કરી દીધો અમારી આયતોના ! |
| વ કાલ-લઉ-તયન્ન | અને કહે છે, મને અવશ્ય આપવામાં આવશે |
| માલંવ વ વ-લ-દા. | માલ અને અવલાદ. |
| અત - તલઅલ ગૈબ...... | શું એ ઝાંખીને જોઈ આવ્યો છે ગૈબને ?..... |

"ત્યારે જે વસ્તુઓ એને અહીં આપવામાં આવી છે તેની ઉપર ઈતરાઈને શા આધારે કહે છે કે આ વસ્તુઓ તેને ત્યાં પણ આપવામાં આવશે ? ત્યાં આ વસ્તુઓનું મળવું તો દરકિનાર, અહીં જે કંઈ છે તે પણ એની આંખ બંધ થતાં બીજાઓ પાસે ચાલ્યું જશે. એ જે કંઈ બોલે છે તેને અમે લખી રહ્યા છીએ. અમે એના માટે જહન્નમનો અઝાબ તૈયાર રાખ્યો છે. એને એકલાંને અમારી પાસે આવવાનું છે."

**અબૂ જહલના પડકારનો** જવાબ————અબૂ જહલ વિષે મને એવી માહિતી મળી કે એક વેળા તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પડકાર ફેંક્યો, "હે મુંહમદ ! વલ્લાહ, અમારા ભગવાનોને ભાંડવાનું તારે છોડવું પડશે, નહર અમે પણ તારા મઅબૂદને જેની તું પુજા કરે છે તેને ભાંડવાનું શરૂ કરીશું." અલ્લાહ તઆલાએ જવાબમાં આપ પર આ આયત ઉતારી :

| | |
|---|---|
| વલા તસુબ-બૂલ-લઝીન | હે મુસલમાનો ! તમે વગોવણી ના કરો એમના તે ભગવાનોની; |
| યદઊન મિન દુનિલ્લાહ | જેને એઓ પોકારે છે અલ્લાહને છોડીને; |

| | |
|---|---|
| ફ-યસુબ-બુલ્લાહ અદ્‌વમ | નહર એઓ પણ ગાળો આપશે અલ્લાહને દુશ્મનીથી |
| બિ-ગયરિ ઇલ્મ. | કશાય જ્ઞાન વિના. (પોતાની જહાલત કે નાદાનીથી.) |

બસ અહીંથીજ અલ્લાહનો આ આદેશ મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓના પથ્થરના ભગવાનોને વગોવવાનું છોડી દીધું. ફકત તેઓને અલ્લાહ તરફ વળી જવાનું અને મૂર્તિપૂજા છોડીને મુસલમાન બની જવાનું આમંત્રણ આપવા લાગ્યા.

**નદ્ર બિન હારિસ઼નું વર્ણન કુર્આનમાં** ————કુરૈશમાં નદ્ર બિન હારિસ઼ બિન કલદહ બિન અલકમા બિન અબ્દે-મનાફ બિન અબ્દે-દાર બિન કુસૈય મોટો ફિત્નાખોર અને હલકટ મનોદશાનો ગૃહસ્થ હતો. તેનો નિયમ હતો કે, જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કોઇ મજલિસમાં બિરાજમાન થઇને કુર્આનની આયતો સંભળાવતા, લોકોને અલ્લાહ તરફ વળવાનો ઉપદેશ આપતા, કુરૈશને પહેલાંની પ્રજાઓ પર તૂટી પડેલા અલ્લાહના અઝાબથી ડરાવતા અને પછી ત્યાંથી ચાલ્યા જતા તો તરત નદ્ર બિન હારિસ઼ આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સ્થાને ગોઠવાઇ જતો અને લોકોની આગળ રૂસ્તમ, ઇસ્ફંદયાર અને ઇરાનના બાદશાહોની રસભરી દાસ્તાનો બયાન કરતો અને છેવટમાં ઉમેરતો, ''હે લોકો! સાચું કહેજો, કોની કહાણી વધારે દિલચસ્પ, વધારે રસભરી છે ? સાંભળો અલ્લાહના સોગંદ, મુહંમદ કદી મારી છટાદાર વાણીની તોલે પહોંચી શકતા નથી. તેમની વાતો જરીપુરાના કિસ્સાઓ સિવાય કંઇ નથી. મેં જેવી રીતે મારા કિસ્સાઓ લખી લીધા છે, તેવી જ રીતે તેમણે પણ પોતાના કિસ્સાઓ લખી લીધા છે. ''અલ્લાહ તઆલાએ એના સંબંધી આ આયતો નાઝિલ ફરમાવીઃ

| | |
|---|---|
| વ કાલૂ અસાતીરુલ-અવ્વલીન | અને તેઓ બોલ્યા, આ તો પુરાના લોકોના જૂના કિસ્સા છે, |
| ઇક-ત-ત-બહા | આ માણસ તેની નકલ કરાવે છે, |
| ફહિ-ય તુમ્લા અલૈહિ | એજ એને સંભળાવવામાં આવે છે; |
| બુક-રતંવ વ-અસીલા... | સવાર અને સાંજ... |

''હે મુહંમદ ! એમને કહી દો કે એને નાઝિલ કર્યું છે તે પાક હસ્તીએ જે આસમાનો અને જમીનના ભેદોનો જાણકાર છે. બેશક તે ક્ષમાદાતા અને મહા દયાળુ છે.'' [૧]

આ આયાત પણ એજ નદ્ર બિન હારિસ઼ વિષે ઉતારવામાં આવી : ઇઝા તુત્લા અલૈહિ આયાતુના કાલ અસાતીરુલ-અવ્વલીન. (સૂરએ-કલમ) જયારે એને પઢી સંભળાવવામાં આવે છે અમારી આયતો તો એ કહે છે, આ તો પુરાના લોકોની લખી લીધેલી કહાણીઓ છે.

અને એના જ વિષે આ આયતો પણ ઊતરેલી છે : વયલુલ-લિ-કુલ્લિ અફ્ફા-કિન અસ઼ીમ યસમઉ આયાતિલ-લાહિ તુત્લા અલૈહિ.... (સૂરએ-જાસ઼િયહ)

''ખરાબી હો દરેક મહાન જૂઠા અને પાપી માટે, જે સાંભળે છે અલ્લાહની આયતોને, જે તેની સામે પઢવામાં આવે છે પછી હઠે ચઢે છે અભિમાનથી, જાણે કે તેણે તેને સાંભળ્યું જ નહિ, જાણે કે તેના કાનોમાં ભાર છે, બહેરાપણું છે. તો વધામણી આપી દો તેને

૧. સૂરએ-ફુરકાન આયત ૫-૬

દર્દનાક અઝાબની !''

ઈબ્ને ઈસ્હાક કહે છે : એક દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહની મસ્જિદમાં વલીદ બિન મુગીરહ સાથે બિરાજમાન હતા એટલામાં નદ્ર બિન હારિસ ત્યાં આવીને મજલિસમાં બેસી ગયો. કુરૈશના કેટલાક બીજા લોકો પણ આ મજલિસમાં બેઠેલા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની વાતો ચાલુ હતી ત્યાં તો નદ્ર બિન હારિસ તેમાં ટાપસીઓ પૂરવા લાગી ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ગંભીર ચેતવણી આપતાં આ આયત પઢી સંભળાવી :

| | |
|---|---|
| ઈન્નકુમ વમા તઅ-બુદૂન | બેશક તમે અને જેને તમે પૂજો છો; |
| મિન દુનિલ્લાહ | અલ્લાહને છોડીને, |
| હ-સ-બુ જહન્નમ | એ બધા જહન્નમનું ઈંધણ બનનારા છો. |
| અન્તુમ લહા વારિદૂન. | તમને બધાને એમાં ઝોંકી દેવામાં આવશે. |
| લવ કાન્ હાઉલાઈ આલિ-હતમ | અગર એ તમારા સાચા ભગવાન હોત તો |
| મા વરદૂહા. | જહન્નમમાં નહિ ઝીંકાત ! |
| વ કુલ્લુન ફીહા ખાલિદૂન. | અને તમે બધા એમાં સદા રહેવાના છો. |
| લહુમ ફીહા ઝફીરુંવ | તેઓ માટે એમાં ચીખપુકાર હશે |
| વ હુમ ફીહા લા યસ-મઊન. | અને તેઓ એમાં કંઈ સાંભળી શકવાના નથી. [૧] |

**લેભાગુ ભગવાનો અને પૂજારીઓ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ ચેતવણી આપીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મજલિસમાંથી ઊઠીને ચાલ્યા ગયા તો એજ વેળા અબ્દુલ્લાહ બિન ઝિબઅરા સહમી નામનો શાઈર એ મજલિસમાં આવીને બેસી ગયો. [૨]

વલીદ બિન મુગીરહએ તેને કહ્યું, ''હે અબ્દુલ્લાહ ! તેં કંઈ નવું સાંભળ્યું ?''

તે બોલ્યો, ''ના, શું સમાચાર છે ?''

વલીદ બોલ્યો, ''વલ્લાહ ! બાબત એમ બની કે આજે નદ્ર બિન હારિસ મુહંમદની સામે ટકી શક્યો નહિ. મુહંમદે તો એને સાફ શબ્દોમાં સુણાવી દીધું કે તમે અને તમારા ભગવાનો બધા જ જહન્નમમાં ઝીંકાઈ પડવાના છો. જવાબમાં નદ્રથી કંઈ બોલાયું નહિ.''

અબ્દુલ્લાહ બિન ઝિબઅરા બોલ્યો, ''વલ્લાહ ! હું અહીં હાજર હોત તો મુહંમદને લાજવાબ કરીને અને મનાવીને છોડતે ! હું એવી દલીલ કરતે કે જો અલ્લાહ સિવાયના તમામ ભગવાનોને અને તેઓના પૂજારીઓને જહન્નમમાં ઝીંકી દેવામાં આવે તો આપણે તો મૂર્તિઓની સાથે ફરિશ્તાઓની પણ પૂજા કરીએ છીએ. એવી જ રીતે યહૂદીઓ ઉઝૈર પયગમ્બરની પૂજા કરે છે અને ખ્રિસ્તીઓ ઈસા બિન મયરમને પૂજે છે. તો શું આપણી સાથે ફરિશ્તાઓને, ઉઝૈર પયગમ્બરને અને ઈસા બિન મરયમને પણ જહન્નમમાં ઝીંકી દેવામાં આવશે ? જ્યારે પૂજારીઓ સાથે ભગવાનો પણ જહન્નમમાં જવાના હોય તો આ ભગવાનોનું શું ?''

---

૧. સૂરએ-અમ્બિયાઅ. પા.૧૭ છેલ્લો રૂકુઅ.

૨. અબ્દુલ્લાહ બિન ઝિબઅરા મક્કહનો નામીચો અને માનીતો શાઈર હતો. કુરૈશના વખાણ અને મુસલમાનોની વખોડમાં જોરદાર શાઈરી કરતો હતો. ''હ''

અબ્દુલ્લાહ બિન ઝિબઅરાની આ દલીલ વલીદ બિન મુગીરહ અને મજલિસના તમામ લોકોને ગળે ઊતરી ગઈ. તેઓએ માની લીધું કે અબ્દુલ્લાહએ ખરેખર જડબેસલાક દલીલ રજૂ કરીને વિવાદમાં મુહંમદ પર ફતેહ મેળવી લીધી છે.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જયારે અબ્દુલ્લાહ બિન ઝિબઅરાની આ દલીલના સમાચાર મળ્યા તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| કુલ્લુ મન અહબ્બ અન | દરેક એવી વ્યકિત જેણે આ વાત પસંદ કરી કે, |
| તઅબુદુ મિન દુનિલ્લાહ | અલ્લાહને છોડીને તેની બંદગી કરવામાં આવે તો, |
| ફહુવ મઅ મન અબદ્દહૂ. | આ લેભાગુ ભગવાન અને તેના પૂજારીઓ સાથે જ હશે. |
| ઈન્ન હુમ ઈન્નમા | કેમકે બેશક તેઓ તો ફકત |
| યઅબુદૂ-નશ-શયાતીન | શયતાનોની પૂજા કરનારા છે, |
| વ મન અમ-રત્હુમ | અને આ શયતાનોએ તેઓને હુકમ આપ્યો છે. |
| બિ-ઈબાદતિહી. | પોતાની પૂજા કરવાનો. [૧] |

આ બાબત અંગે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર આ આયત ઉતારી:

| | |
|---|---|
| ઈન્નલ-લઝીન સ-બ-કત લહુમ | બેશક જે લોકો માટે લખાય ચૂકી છે |
| મિન્નલ-હુસ્ના | અમારા તરફથી નેકી |
| ઉલાઈક અન્હા મુબ-અદૂન. | તેઓ જહન્નમથી ઘણા છેટા હશે. |
| લા યસ-મઊના હસીસહા. | એ લોકો જહન્નમનો અવાજ સુધ્ધાં સાંભળવાના નથી. |
| વહુમ ફી મશતહત અન્ફુસુ હુમ | અને તેઓ એવા સ્થળે હશે જ્યાં તેઓની મનપસંદ વસ્તુ હાજર હશે. |
| ખાલિદૂન..... | એમાં જ તેઓ કાયમ માટે રહેશે.... |

.....અને મહાન ગભરાહટનો દિવસ એટલે કિયામતની નફસા-નફસી તેઓને મુદ્દલ ચિન્તાતૂર કરશે નહિ અને ફરિશ્તાઓ તેઓનું સ્વાત કરશે અને કહેશે, "જે દિવસનો તમને વાયદો કરવામાં આવતો હતો તે આ દિવસ છે. [૨]

"જેઓ માટે નેકી લખાય ચૂકી છે" નો ઈશારો હઝરત ઈસા બિન મરયમ (અલૈ.) તરફ અને હઝરત ઉઝૈર (અલૈ.) તરફ તથા સંતો, સૂફીઓ, વલીઓ, સાચા પીરો તરફ છે જેઓની વફાત બાદ ગુમરાહ લોકોએ તથા પેટભરૂ ધુતારાઓએ તેઓને પોતાના ભગવાન બનાવી લીધા. (આ પયગમ્બરો, વલીઓ, પીરો અને ધર્માત્માઓ એક જ અલ્લાહના પૂજારી હતા. અલ્લાહના નેક બંદા હતા. લોકોની હિદાયત માટે આવ્યા હતા.

---

૧. એટલે જે માણસ અલ્લાહનો બંદો હોવા છતાં ભગવાન બનવાનો ઢોંગ કરે અને લોકોને હુકમ આપે કે અલ્લાહને છોડીને મારી બંદગી કરતા રહો તો એવો માણસ શયતાન નહિ તો બીજું શું ? એવા લેભાગુ ભગવાનો પોતે તો જહન્નમમાં ઝીંકાવાના છે પણ પોતાની સાથે પોતાના પૂજારીઓને પણ જહન્નમમાં ઘસડી જવાના છે. એથી વિરુદ્ધ હઝરત ઉઝૈર (અલૈ.) હઝરત ઈસા (અલૈ.) કે સાચા પીરો અને વલીઓ તો પૈદાઈશી રીતે અલ્લાહના નેક બંદા હોય છે. કેવી રીતે લોકોને કહી શકે કે, અલ્લાહને છોડીને અમારી પૂજા કરજો ? ને કે પોતાના પૂજારીઓ સાથે એમના જહન્નમમાં જવાનો સવાલ જ કયાં છે ? હકીકત એમ છે કે શયતાન જ લોકોને પોતાની પુજાનો હુકમ આપે છે અને ગુમરાહ, ગમાર કે જાહિલ લોકો તેની પૂછડી પકડી લે છે. નતીજા રૂપે શયતાનની સાથે પોતે પણ જહન્નમના અધિકારી ઠરી જાય છે. "હ"

૨. સૂરએ-અમ્બિયાઅ પારહ ૧૭ આયત ૧૦૧-૧૦૨-૧૦૩.

જેથી અલ્લાહએ અગાઉથી જ તેઓને સદ્દભાગી કે નેકબખ્ત બનાવી દીધા હતા. પયગમ્બરો અને વલીઓ લોકોને કેવી રીતે કહી શકે કે અમારી વફાત બાદ અમને ભગવાન બનાવી લેજો, અમારી દરગાહો અને મકબરાઓ બનાવીને અમારી પૂજા કરજો ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વફાત પહેલાં આવા લોકો પર લઅનત વરસાવી છે.)

જે કુરૈશી મુશરિકોએ આમ કહ્યું હતું કે અમે તો ફરિશ્તાઓની પણ પૂજા કરીએ છીએ કેમકે તે અલ્લાહની પુત્રીઓ છે. તેઓ વિષે કુર્આનની આ આયત ઊતરી :

| | |
|---|---|
| વકાલુત-તખઝર-રહમાનુ વલદા. | તેઓ બોલ્યા, રહમાનએ બનાવી લીધી અવલાદ, |
| સુબ્હાન-હૂ. | તે રહમાન-અલ્લાહ તો પાક છે આવી વાતોથી. |
| બલ ઈબાદુમ-મુક-રમૂન. | બલકે તે (ફરિશ્તા) તો તેના માનવંતા બંદા છે, |
| લા યસ-બિકૂ-નહૂ બિલ-કૌલ | તેઓ જરાયે આગળ વધતા નથી તેના ફરમાનથી. |
| વ હુમ બિ-અમ-રિહી | અને તેઓ તેના હુકમ મુજબ (તાબેદાર ગુલામ પેઠે) |
| યઅ-મલૂન..... | અમલ કરનારા છે. [૧] |

એ પછીની એક આયત છોડીને બીજી આયતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, ઈન્સાનોમાંથી જે તુમાખીખોર એવો દાવો કરે કે, તમારો ભગવાન હું છું, અલ્લાહ તમારો ભગવાન નથી તો એજ તુમાખીખોરને હું જહન્નમમાં ઝોંકી દઈશ. આયત વાંચો :

| | |
|---|---|
| વ મંય-યકુલ મિન્હુમ | અને તેઓમાંથી જે માણસ એમ કહે કે, |
| ઈન્ની ઈલાહુમ | "હું તમારો ભગવાન છું, |
| મિન દુનિ-હી | તે (અલ્લાહ) તમારો ભગવાન નથી !" |
| ક-ઝાલિક | તો એજ તે માણસ છે જેને |
| નજઝી-હિ જહન્નમ | અમે જહન્નમની શિક્ષા આપીશું. |
| ક-ઝાલિક નજ-ઝિઝ- | અને અમે શિક્ષા આપીએ છીએ એવી જ રીતે |
| ઝાલિમીન. | ઝુલ્મ કરનારાઓને. [૨] |

ઈબ્ને ઈસ્હાક કહે છે : મક્કહના શાઈર અબ્દુલ્લાહ બિન ઝિબઅરાએ અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા બિન મરયમ વિષે દલીલ કરી હતી કે ખ્રિસ્તીઓ તેમને પણ ભગવાન માનીને પૂજે છે તો શું અલ્લાહ તેમને પણ જહન્નમમાં નાખશે ? અહીં સવાલ આ છે કે શું ઈસા બિન મરયમે પોતે ખ્રિસ્તીઓને આ હુકમ ફરમાવ્યો હતો ? કુર્આન ચોકખી રીતે કહે છે કે ઈસા બિન મરયમે કદી તેઓને આ પ્રકારનો હુકમ આપ્યો ન હતો. અબ્દુલ્લાહ બિન ઝબિઅરાની આ ધડમાથા વગરની દલીલ સાંભળીને વલીદ બિન મુગીરહ અને બીજા કુરૈશી સરદારો ધન્યવાદના પોકારો સાથે ગેલમાં આવી ગયા હતા તેઓ વિષે કુર્આનની આ આયત નાઝિલ થઈ

૧. સૂરએ-અમબિયાઅ પારહ ૧૭ આયત ૨૬-૨૭ ૨. સૂરએ-અમબિયાઅ આયત ૨૯

| | |
|---|---|
| વલમ્મા દુરિબબ્નુ મરયમ મસલન | જ્યારે આપવામાં આવ્યો ઈસા બિન મરયમનો દાખલો |
| ઈઝા કવમુક મિન્હુ યસિદ-દૂન | તો તમારી કૌમે તેથી મચાવી દીધો હોબાળો. [૧] |

એ પછી અલ્લાહ તઆલાએ હઝરત ઈસા બિન મયરમનું વર્ણન કરતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈન હુવા ઈલ્લા અબ્દુન | તો તે ફક્ત એક બંદા છે. |
| અન-અમ્ના અલૈહિ | જેની ઉપર અમે પોતાના ઈનામો ઉતાર્યા છે. |
| વ જઅલના-હુ મસલલ- | અને જેને બનાવી દીધો અમે એક દાખલો; |
| -લિ - બની ઈસરાઈલ...... | બની ઈસરાઈલ માટે. |

"....અગર અમે ચાહતે તો તમારામાંથી ફરિશ્તાઓને પેદા કરી દેતે જેઓ જમીન પર તમારૂં સ્થાન લઈને વસી જતે અને તે ઈસા બિન મરયમ પણ બેશક કિયામતની એક નિશાની છે. માટે તમે તેના મામલામાં કોઈ શંકા ન કરો અને (મારા પયગમ્બરનું) અનુકરણ કરો. એજ સીધો રસ્તો છે." [૨]

એટલે હઝરત ઈસા બિન મરયમને અલ્લાહ તઆલાએ પોતાની કુદરતથી વગર બાપે પેદા કર્યા. તેમને કિયામતની નિશાનીઓમાંથી એક નિશાની બનાવ્યા. તેમના હાથોથી જે મુઅજિઝહ કે અજાયબી ભરેલા ચમત્કારો જાહેર થયા———જેમકે મુરદાંઓને જીવતાં કરી દેવાં, માંદાઓને જોતજોતામાં સાજા કરી દેવા, માદરઝાદ આંધળાઓને દેખતા કરી દેવા વગેરે———તે પણ અલ્લાહની જ કુદરતથી તેમણે કરી બતાવ્યું છે, તો આ બધી વાતો પણ દુનિયાના લોકો માટે, અલ્લાહ પર અને કિયામતના દિવસ પર ઈમાન લાવવાની રોશન દલીલો છે. માટે એમાં શંકાને સ્થાન જ નથી.

એજ આયતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "વત-તબિઊન." એટલે હે નબી ! લોકોને કહી દો કે મારૂં અનુકરણ કરો. કેમકે : "હાઝા સિરાતુમ-મુસ્તકીમ." એજ કામયાબી કે સફળતાનો સીધો રસ્તો છે. બાકીના બધા આડાઅવળા રસ્તા છે જેની ઉપર ચાલશો તો શયતાન તમને ગુમરાહીના અંધારામાં ભટકાવીને જહન્નમ ભેગા કરી દેશે.

**અખનસ બિન શરીકનું વર્ણન કુર્આનમાં**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : અખનસ બિન શરીક બિન વહબ સકફી નામે ગૃહસ્થ બનૂ ઝુહરહના કબીલા સાથે કરારોથી જોડાયેલો હતો. પોતાની કૌમનો માનીતો અને માનવંતો મોવડી હોવાથી લોકો તેની વાતોને ખાસ મહત્વ આપતા હતા. એ પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો પર વાહિયાત ટીકાઓ કરીને તેના રદિયાઓ આપ્યા કરતો અને પીઠ પાછળ આપની બદગોઈઓમાં મંડયો રહેતો. એને લગતી કુર્આનની આ આયત નાઝિલ થઈ :

| | |
|---|---|
| વલા તુતિઅ કુલ્લ | હે નબી ! દરેક એવા માણસની વાત નહિ માનજો, |
| હલ્લા-ફિમ મહીન. | જે ઘણી કસમો ખાનારો, હલકટ કે નીચ છે. |

---

૧. સુરએ-ઝુખરુફ પા. ૨૫ આયત ૫૭ મતલબ આ કે ઝબિઅરા શાઈરની આ પોકળ દલીલને આધારે કુરૈશે માની લીધું કે વિવાદમાં અમે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હરાવી દીધા છે સાથે જ શોરબકોર કે વાહવાહનો હોબાળો મચાવીને અને શાઈરની પોકળ દલીલને ઉછાળીને લોકોને બહેકાવવા લાગ્યા કે આવા ઈસ્લામને કેવી રીતે કબૂલ કરી શકાય ? "હ"

૨. સૂરએ-ઝુખરુફ આયત ૫૯

| | |
|---|---|
| હમ્માઝિમ મશ્શાઈમ બિ-નમીમ. | બહુ ટોણા મારનારો, બહુ ચાડી ખાનારો, ચુગલખોર છે. |
| મન્નાઈલ-લિલ-ખૈર. | ભલાઈના કામોથી બહુ અટકાવનારો છે. |
| મુઅ-તદિન અસીમ, | હદ ઓળંગનારો પાપી છે. |
| ઉતુલ-લિમ | બહુ તૂંડમિજાજી કે અવળચંડો છે. |
| બઅ-દ ઝાલિક ઝનીમ. | તે ઉપરાંત બદજાત, ઝિનાખોર કે હરામઝાદો છે. [૧] |

ઈબ્ને હિશામ કહે છે : કશાય કામમાં ન આવે એવી નકામી કે બિનઉપયોગી વસ્તુને "ઝનીમ" કહે છે. એના બીજા અર્થ એવો આદમી જે કોઈ કબીલામાંથી ન હોવા છતાં પોતાને તે જ કબીલામાંથી ખપાવતો હોય.બદજાત, બદનામ, વ્યભિચારી કે હરામઝાદાને પણ ઝનીમ કહે છે.

**વલીદ બિન મુગીરહનો ઉલ્લેખ કુર્આનમાં**————વલીદ બિન મુગીરહ કુરૈશનો એક ભેજાંબાજ, ફિતૂરી અને ફિત્નાખોર આગેવાન હતો. એક વેળા લોકો આગળ કહેવા લાગ્યો, "શું આમ બની શકે ખરૂં કે, મુહંમદ જેવા ગરીબ માણસ પર તો આકાશથી કુર્આન ઊતરે અને મારા જેવા મહાન માણસને જતો કરવામાં આવે ? ખરૂં પૂછાવો તો કુરૈશનો મોટો માણસ કે મોવડી તો હું પોતે છું. વળી મારી સાથે તાઈફના અબૂ મસઊદ અમ્ર બિન ઉમૈર જેવા બનૂ સકીફના મહાન માણસને પણ જતો કરવામાં આવ્યો છે. પોતપોતાની વસતિના મોટાં માથાં તો અમે છીએ. અમે બંનેને જતા કરીને મુહંમદ જેવા માણસ પર કુર્આન ઊતરી શકે તે માનવા જેવી વાત નથી."

વલીદ બિન મુગીરહની આ ડંફાસ કે બડાઈખોરી વિષે આ આયત ઊતરી :

| | |
|---|---|
| વ કાલૂ લવ લા | અને તેઓ બોલ્યા, શા માટે નહિ |
| નુઝ-ઝિલા હાઝલ-કુર્આન | ઉતારવામાં આવ્યું આ કુર્આન |
| અલા રજુલિમ | કોઈ એવા શખ્સ પર |
| મિનલ-કર-યતૈનિ અઝીમ. | જે બંને વસતિઓના મહાન માણસોમાંથી છે. [૨] |

**ઉબય બિન ખલફનું વર્ણન કુર્આનમાં**————ઉબય બિન ખલફ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ અને ઉકબા બિન અબી મુઐત વચ્ચે બહુ ઘાડી દોસ્તી હતી. ઉકબા બિન અબી મુઐત મોટે ભાગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મજલિસમાં આવીને બેસી જતો અને કાન માંડીને આપની વાતો સાંભળ્યા કરતો. તેના પાકા મિત્ર ઉબય બિન ખલફને આ વાતની ખબર ન હતી. એક દિવસે તેના કાને આ સમાચાર પહોંચી ગયા. સાંભળીને તેના ગુસ્સાનો પારો ચઢી ગયો. એજ વેળા ઉકબા પાસે દોડી જઈને આવેશથી બોલ્યો, "મેં સાંભળ્યું છે કે તું મુહંમદની મજલિસોમાં જઈને તેની વાતો સાંભળતો રહે છે શું એ સાચું છે? યાદ રાખ, હવે જો તું મુહંમદ પાસે ગયો, તેની મજલિસમાં બેઠો, તેની વાતો સાંભળી તો તારો ચેહરો જોવો મારા માટે હરામ છે !"

પછી તેને સોગંદો આપીને ભારપૂર્વક બોલ્યો, "સાંભળી લે, હવે તું મુહંમદની મજલિસમાં જાય અને

---

૧. સુરતુલ-કલમ પારહ ૨૯ આયત ૧૦-૧૩

૨. સૂરએ-ઝુખરુફ પા. ૨૫ આ. ૩૧ આ આયતમાં "કર-યતૈન અઝીમ" એટલે બે મોટા શહેરો એક મક્કહ બીજું તાઈફ. મક્કહના મહાન માણસ તરીકે વલીદ બિન મુગીરહ પોતાને ખપાવતો હતો. તાઈફનો મહાન માણસ અબૂ મસઊદ સકફી ગણાતો હતો. "હ"

મુહંમદના મોં પર નહિ થૂંકે તો તને ફલાણા-ફલાણાના સોગંદ છે !" (બહુ આકરી-આકરી કસમો આપી.)

પછી તો આ નાલાયક, નફફટ અને નસીબના ફૂટેલા જહન્નમી માણસે એટલે ઉકબા બિન અબી મુઐતે તેના મરદૂદ મિત્રના સોગંદ પાળીને તેના નાપાક બોલો ખરા કરી દેખાડયા. [૧] એ પછી તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નૂરાની મજલિસમાં નહિ ગયો. ત્યારે અલ્લાહ તઆલાએ એ બંને બદબખ્તોના બારામાં આ આયત નાઝિલ ફરમાવી.

| | |
|---|---|
| વ યવમ યઅદ-દુઝ - ઝાલિમુ | અને તે દિવસે જયારે કે કરડશે ઝાલિમ |
| અલા યદૈહિ | (દાંતોથી) પોતાના હાથો, |
| યકૂલુ યા લૈત-નિત-તખઝતુ | કહેશે, કાશ ! મેં ગ્રહણ કર્યો હોત |
| મઅર રસૂલિ સબીલા. | પયગમ્બર સાથે સીધો રસ્તો ! [૨] |

**મુરદાંનું સડેલું હાડકું**————એજ મરદૂદ ઉબય બિન ખલફ એક વેળા કોઈ મુરદાંનું જૂનું સડેલું હાડકું ઉપાડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે લઈ ગયો અને તુચ્છકારથી બોલ્યો, "હે મુહંમદ! શું તમારો દાવો નથી કે તમારો અલ્લાહ આ જૂના સડેલા હાડકાંને ફરીવાર જીવતું કરી દેશે ?" આમ કહીને આ હાડકાંને તેણે પોતાના હાથોથી ચૂરેચૂરા કરીને તેની રાખ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ વાયુમાં ઉછાળી મૂકી. જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| નઅમ અના અકૂલુ ઝાલિક | હા હું જ એ વાતો કહું છું કે, |
| યબઅસુ-હુલ્લાહુ વ ઈય્યાક | અલ્લાહ આ સડેલા હાડકાંને પણ સજીવન કરશે અને તને પણ; |
| બઅદા મા તકૂનાનિ હાકઝા. | જયારે કે તમારા બંનેની, મરણ પછી આ હાલત બની જશે ! |
| સુમ્મા યુદખિલુ-કલ્લાહુન-નાર. | એ પછી અલ્લાહ તને ઝોંકી દેશે જહન્નમમાં. |

હાડકાના એજ બનાવ અંગે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| વ દ-ર-બ લના મસલંવ | અને રજૂ કર્યો તેણે અમારા માટે દાખલો |
| વ નસિય ખલ્કહૂ. | અને ભૂલો ગયો તે પોતાની પૈદાઈશને. |
| કાલા મંય યુહયિલ-ઈઝામ | બોલ્યો, કોણ સજીવન કરશે હાડકાને ? |
| વ હિયા રમીમ. | જયારે કે તે જર્જરિત થઈ ગયું હશે ! |
| કુલ યુહયી-હલ્લઝી | કહી દો, એને સજીવન કરી દેશે તે જાત જેણે |
| અન્શ-અહા અવ્વલ મર્રહ. | પૈદા કર્યો એને પ્રથમવાર. |
| વ હુવા બિ-કુલ્લિ | અને તે અલ્લાહ દરેક મખલૂકની હાલતથી |
| ખલકિન અલીમ. | સંપૂર્ણ રીતે માહિતગાર છે. |
| અલ્લઝી જઅલા લકુમ | તે અલ્લાહ જેણે પૈદા કીધી તમારા માટે |

૧. અબૂ ઝર નક્કાશના રિવાયતથી ટાંકેલું છે કે અલ્લાહનો દુશ્મન ઉકબા બિન અબી મુઐત જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની મુખડા પર થૂંકયો તો એ નાપાક થૂંક તેના જ મોઢા પર આવી પડયું જેનાથી તેના મનહૂસ ચેહરા પર કોઢના ડાઘ ઊપસી આવ્યા અને તેનો ચેહરો બેડોળ બની ગયો. (ઈબ્ને હિશામનો હાશિયો.)

૨. સૂરએ-ફુરકાન પારહ ૧૯ આયત ૨૭

| | |
|---|---|
| મિનશ-શજરિલ-અખ્દરિ | લીલા ઝાડથી |
| નારન. ફઈઝા અન્તુમ | આગ, ત્યારે જુઓ તમે |
| મિન્હુ તૂકિદૂન. | એજ લીલા ઝાડથી આગ પેટાવો છે. [૧] (સૂરએ-યાસીન) |

**સુરતુલ-કાફિરૂન ઊતરે છે.**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી માહિતીઓમાંથી એક બનાવ આ પ્રમાણે છે કે, એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખાનએ-કઅબહનો તવાફ કરતા હતા એટલામાં અસવદ બિન અબ્દુલ-મુત્તલિબ બિન અસદ બિન અબ્દુલ-ઉઝઝા તેમ વલીદ બિન મુગીરહ અને ઉમૈયહ બિન ખલફ તથા આસ બિન વાઈલ સહમી આ ચાર ગૃહસ્થો ત્યાં આવ્યા. એ બધા કુરૈશના જાણીતા અને પંકાયેલા અગ્રેસરો ગણાતા હતા. આવતાં જ તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રસ્તામાં આડે આવી ગયા અને આપને તવાફથી અટકાવીને કહેવા લાગ્યા, ''હે મુહંમદ ! જરા થોભો અને સાંભળો, અમે તમારી સાથે સમાધાન કરવા માગીએ છીએ પણ એક શરત છે.''

''હું તૈયાર છું સમાધાન માટે.'' આપે ફરમાવ્યું, ''બોલો શું શરત છે ?''

''તમે જે અલ્લાહની બંદગી કરો છો,'' તેઓ બોલ્યા, ''તે અલ્લાહની બંદગી કરવા અમે તૈયાર છીએ એવી શરતે કે તમે પણ અમારા તે ભગવાનોની બંદગી કરો જેઓની અમે બંદગી કરીએ છીએ. અગર તમે સચ્ચાઈના માર્ગે છો તો તમારા અલ્લાહની બંદગીથી અમને લાભ થશે અને જો અમે સચ્ચાઇના માર્ગે છીએ તો અમારા ભગવાનોની બંદગીથી તમને લાભ થશે. બોલો કબૂલ છે ?''

એના જવાબમાં અલ્લાહ તઆલાએ ''કુલ યા ઐયુહલ-કાફિરૂન''ની પૂરી સુરત નાઝિલ ફરમાવી:

> '' હે નબી ! કહી દો કે હે કાફિરો ! હું તમારા તે ભગવાનોની પૂજા કરવાનો નથી જેઓની તમે પૂજા કરો છો અને તમે મારા તે અલ્લાહની પૂજા કરવાના નથી જેનું હું પૂજા કરૂં છું.........માટે ''લકુમ દીનુકુમ'' એટલે તમારો ધર્મ તમારો માટે અને ''વલિય દીન'' એટલે મારો ધર્મ મારા માટે અથવા તમે તમારે રસ્તે અને હું મારે રસ્તે !

મલતબ આ કે આવી વાહિયાત અને અર્થશૂન્ય શરતને આધારે તમે મુસલમાન બનીને મારા અલ્લાહની બંદગી કરવા માગો તો મારા અલ્લાહને તમારી એવી બંદગીની જરૂર નથી. માટે તમને તમારી કરણીનું ફળ મળશે અને અમને અમારી કરણીનું ફળ મળશે.

**અબૂ જહલ અને ઝકકૂમનું જહન્નમી ઝાડ**————જ્યારે અલ્લાહ તઆલાએ કુર્આને-મજીદમાં મૂર્તિપૂજક કાફિરોને ડરાવવા માટે ''શજરતુઝ-ઝક્કૂમ'' (એટલે ઝક્કૂમ નામે જહન્નમી ઝાડ)નું વર્ણન કર્યું તો અબૂ જહલ બિન હિશામે કુરૈશને કહ્યું, ''હે કુરૈશના લોકો ! જાણો છો ઝક્કૂમ શી વસ્તુ છે જેનાથી મુહંમદ

૧. અરબની ભૂમિમાં ઘણી જગાએ બે ઝાડો ઊગેલાં જોવામાં આવે છે. એકનું નામ મરિખ અને બીજાનું નામ ઉકાર છે. મરિખની ડાળખીને જોરથી ઉકાર પર રગડવામાં આવે તો આગના તણખા ઝરવા લાગે છે. (ઇબ્ને હિશામનો હાશિયો.)

તમને ડરાવે છે ?''[1]

''ના એ અબુલ-હકમ !'' કુરૈશ બોલ્યા, ''અમને ખબર નથી, તમે જ કહો એ શી વસ્તુ છે.''

અબૂ જહલ રમૂજી કટાક્ષમાં બોલ્યો, ''એ તો આપણા શહેરની માખણ સાથે મેળવેલી અજવહ નામની ખજૂરો છે. વલ્લાહ ! અગર આપણે મરવા પછી જહન્નમ ભેગા થયા અને એ ખજૂરો મેળવવા ભાગ્યશાળી થયા તો ''લન તઝક-કમન-નહા તઝક-કમન'' ની તક ઝડપી લઇશું'' એટલે એ માખણવાળી મઝેદાર ખજૂરોને જહન્નમમાં આપણે મઝા લઇ-લઇને ખાઇશું અને ત્યાં ઉજાણીના જલસા કરીશું.

અબૂ જહલની આ મશ્કરીના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| ઈન્ન શજરતુઝ-ઝક્કૂમ | બેશક ઝક્કૂમનું ઝાડ તો |
| તઆમુલ-અસીમ. | પાપીઓનો ખોરાક છે. |
| કલ-મુહ્લિ યગ્લી ફીલ-બુતૂન. | પીગળેલી ધાતુ પેઠે પેટમાં ઊકળશે |
| કગલ-યિલ-હમીમ. | જેવી રીતે ખદખદતું પાણી ઊકળે છે. |

**''મુહલ'' શબ્દનું સ્પષ્ટીકરણ**————ઉપરની આયતમાં ''મુહલ''શબ્દ આવેલો છે. ઇબ્ને હિશામ કહે છે : મુહ્લ એવી દરેક વસ્તુને કહે છે જે તાંબા અથવા સીસાં કે તેવા જ પ્રકારની કોઇ વસ્તુ હોય જેને પીગળાવી નાખવામાં આવે. હસન બિન અબિલ-હસન તરફથી મને મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ કૂફા શહેરના બૈતુલ-માલમાં હઝરત ઉમર બિન ખત્તાબ તરફથી ઉપરી અમલદાર હતા. એક વેળા તેમણે ચાંદી પીગળાવવાનો હુકમ આપ્યો. જયારે આગમાં તપીને ચાંદી પીગળી ગઇ તો તેમાં વિવિધ રંગો દેખાવા લાગ્યા. ત્યારે તેમણે બૂમ મારી, ''અરે છે કોઇ બારણે ?'' જવાબ મળ્યો, ''જી હા !'' ફરમાવ્યું, ''બધાને અંદર બોલાવો.'' જયારે બધા આવી ગયા તો ફરમાવ્યું, ''મુહ્લ શબ્દના અર્થનો સાચો ચિતાર આ પીગળેલી ચાંદીમાં જોઇ લો.'' કોઇ શાઇરે કહ્યું છે :

**યસ્કીહે રબ્બી હમીમુલ-મુહ્લિ યજ-રઉહૂ • યશવિલ-વુજૂહ ફ-હુવ ફી બતનિહી સહિર.**

તેને પીવાડશે મારો પાલનહાર ગરમ-ગરમ ધાતુ અને તે તેને ઘૂંટ-ઘૂંટ કરીને પીશે જેનાથી તેનું મોં બળી જશે અને તેના પેટમાં ખદખદાટ મચાવી દેશે.

અબ્દુલ્લાહ બિન ઝુબૈર અસદીના શેઅરમાં ''મુહ્લ'' શબ્દની ગૂંથણી જુઓ :

**ફમન આશ મિન્હુમ આશ અબ્દન વઈંય-યમુત • ફ-ફીન-નારે યસ્કી મુહ્લ -હા વ સદીદહા.**

અર્થ :- ત્યારે એમાંનો જે માણસ જીવતો રહેશે તે ગુલામીની અવસ્થામાં જીવશે અને જે મરી જશે તે જહન્નમમાં ધકેલાઇ જશે જયાં તેને પીગળેલી ધાતુઓ અને તેમાંથી નીકળેલાં લોહી-પરૂ અથવા તેનો મેલ

૧. ઝક્કૂમ : દોઝખના તળિયે ઊગનારૂં એક ઝાડ. એના ઝૂમખા સાપની ફેણ પેઠે અણીદાર અને પીડાદાયક હશે. જહન્નમીઓ એનાથી પોતાનું પેટ ભરશે. ખાવા પછી પ્રચંડ તરસ લાગશે. પીવા માટે ઊકળતું પાણી મળશે જેનાથી આંતરડાં કપાઇને બહાર ખલવાઇ પડશે. (કામૂસુલ-કુર્આન પાનું ૨૪૬) ઝક્કૂમને ગુજરાતીમાં થુવેર, થોરિયો, થુવર કે થુવેરિયો કહે છે. ''હ''

કચરો પિવડાવવામાં આવશે.

ઈબ્ને હિશામ કહે છે. કેટલાક ભાષા-જ્ઞાનીઓના મંતવ્ય મુજબ "મુહ્લ" શબ્દના અર્થ શરીરના પાકેલાં ગૂમડાંઓમાંથી નીકળતું પરૂં થાય છે. મને મળેલી માહિતી મુજબ જ્યારે ઈસ્લામના પહેલા ખલીફા હઝરત અબૂબક્ર સિદ્દીકની વફાતનો સમય આવ્યો તો તેમણે બે નંગ જૂની વપરાયેલી ચાદરોને ધોઈને તેનું કફન પોતાને પહેરાવવાનો આદેશ આપ્યો. આપનાં બેટી હઝરત બીબી આઇશહએ આપને વિનંતી કરી, "અબ્બાજાન ! અલ્લાહ તઆલાએ આપને વપરાયેલી જૂની ચાદરોથી બે-નિયાઝ કરી દીધા છે. આપના કફન માટે નવી ચાદરો કેમ નહિ ખરીદીએ?"

જવાબમાં આપે ફરમાવ્યું, "ઈન્નમા હિય સાઅતુન, હત્તા યસીરુ ઈલલ-મુહલિ." એ તો માત્ર ટૂંક મુદ્દત માટે છે. પછી તો એ પરૂંમાં જ ખરડાઈ જશે ને ! એટલે કફન જૂનું હોય કે નવું હોય, કબરમાં જવા પછી તેની એજ હાલત થાય છે.[૧]

**જહન્નમનું શજરએ-મલઊનહ**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબૂ જહલ મરદૂદની કટાક્ષભરેલી બડાઈખોરીના જવાબમાં બીજી આ આયત ઊતરી :

| | |
|---|---|
| વશ-શજરતલ-મલઊનહ | અને અમે જહન્નમના ફિટકારાયેલા ઝાડનું વર્ણન |
| ફીલ-કુર્આનિ | કુર્આનમાં (માત્ર કસોટી રૂપ કર્યું છે.) |
| વ નુખવ્વિફુ-હુમ | અને તેઓને અમે ધમકાવતા રહીએ છીએ |
| ફમા યઝીદુ હુમ | તો આ ધમકીઓથી તેઓમાં કંઈ વધારો થતો નથી, |
| ઈલ્લા તુગ્યા-નન-કબીરા. | સિવાય કે તેઓની બંડખોરીમાં ધરખમ વધારો થઈ જાય. |

**અબસ્-વ- તવલ્લા**——————એક વેળા કુરૈશનો વયોવૃદ્ધ અને જાણીતો મોવડી વલીદ બિન મુગીરહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતો કરતો ઊભેલો હતો અને આપને તેના મુસલમાન બની જવાની આશા બંધાયેલી હતી. એજ દરમિયાન હઝરત ઈબ્ને-ઉમ્મે-મકતૂમ નામના જાણીતા અંધ સહાબી ત્યાં આવી લાગ્યા. એમણે આપની આગળ કુર્આનની કોઈ આયતના અર્થ જાણવાની ઈચ્છા જાહેર કરી. આવા સમયે તેમની આ દખલગીરી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ગમી નહિ, જેના કારણે અણગમાના ચિહ્નો આપના નૂરાની ચેહરા પર ઊપસી આવ્યાં અને તેમના તરફથી આપે પોતાનું મુખ ફેરવી લીધું.

અણગમાનું કારણ આટલું જ કે વલીદ બિન મુગીરહ જેવા કુરૈશના મોટા માણસના મુસલમાન બની જવાની આશાએ આપનું પુરૂં ધ્યાન તેની તરફ ચોંટેલું હતું. હઝરત ઈબ્ને-ઉમ્મે-મકતૂમ આ વાતચીતમાં આડખીલી બનીને વધુ વાતે વળગ્યા તો આપે ખાટાભાવે તેમના તરફથી મુખ ફેરવી લીધું. નતીજા રૂપે તેઓ દુભાયેલા દિલ કે ઘવાયેલી લાગણીએ ત્યાંથી ચાલ્યા ગયા.

૧. પરંતુ પયગમ્બરો, સહાબાઓ, વલીઓ અને અલ્લાહના રસ્તામાં જિહાદમાં શહીદ થયેલાઓને આ હુકમ લાગુ પડતો નથી. તેઓના પવિત્ર શરીરો કિયામત સુધી હેમખેમ અને સલામત રહે છે. તેઓના કફન પણ જેમના તેમ અકબંધ રહે છે. અલ્લાહ તઆલાએ એમના શરીરો અને કફનોને દાગ સુધ્ધાં લગાડવાનું જમીન માટે હરામ ઠરાવી દીધું છે. "હ"

આ ઘટના અંગે અલ્લાહ તઆલાએ પારહ ત્રીસની સૂરએ-અબસમાં આ આયતો ઊતારી :

| | |
|---|---|
| અ-બ-સ્ વ તવલ્લા | તેણે અણગમો દર્શાવ્યો અને મોઢું ફેરવી લીધું |
| અન જાઅહુલ-અઅમા. | જ્યારે કે આવ્યો એક અંધ તેની પાસે. |

અર્થાત : હે નબી ! અમે તો આપને નેક કરણીના ફળની ખુશખબરી આપનારા અને બુરી કરણીના અંજામથી ડરાવનારા તરીકે મોકલ્યા છે. કોઈ માણસને ચાલતો કરી દઇને કોઈ ખાસ વ્યકિતને વળગી રહેવા માટે આપને મોકલ્યા નથી. જ્ઞાન મેળવવાના આશાવાદી માણસની ઇચ્છા તમારે સંતોષવી જોઈએ અને જે વ્યકિત ઈસ્લામ પ્રત્યે દુર્લક્ષ સેવે છે તેની તરફ ઝાઝું ધ્યાન આપવાની જરૂર નથી.

ઈબ્ને હિશામ કહે છે : ઇબ્ને-ઉમ્મે-મકતૂમ, બનૂ આમિર બિન લુઐયના ખાનદાનમાંથી એક ના-બીના એટલે અંધ ગૃહસ્થ હતા. એમનું મૂળ નામ અબ્દુલ્લાહ અને અમુકના કહેવા મુજબ અમ્ર નામ હતું. પણ બાપને બદલે માંને નામે જાણીતા હતા. (ઇબ્ને-ઉમ્મે-મકતૂમ એટલે મકતૂમની માના બેટા.) મોટા આબરૂદાર અને સંનિષ્ઠ સહાબી હતા. એટલા બાહોશ, જ્ઞાની અને મુત્સદ્દી પુરૂષ હતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પ્રવાસમાં કે જિહાદ માટે તશરીફ લઇ જતા તો વધુ ભાગે એમને મદીનહમાં પોતાના ગર્વનર તથા મસ્જિદે-નબવીના ઈમામની પદવીએ નીમતા હતા.

---

# પ્રકરણ ૫૬

# હબશહના મુહાજિરોની વાપસી

મુહાજિરોને મળેલા ખોટા સમાચાર ● મક્કહમાં આસરો મેળવીને રહેનારા સહાબા ● હઝરત ઉસમાન બિન મઝઊનની ઘટના ● મુશાઇરાની મેહફિલમાં ● હઝરત અબૂ સલમહને દુશ્મનની મદદ ● હઝરત અબૂબક્રની હિજરત ● ઇબ્ને દગિન્નહને કુરૈશની ફરિયાદ.

**મુહાજિરોને મળેલા ખોટા સમાચાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જે સહાબા મક્કહથી હિજરત કરીને મુલ્કે-હબશહ ચાલ્યા ગયા હતા તેઓને હબશહમાં એવા સમાચાર મળ્યા કે મક્કહમાં કુરૈશના તમામ લોકો મુસલમાન બની ગયા છે. (અને કોઇ એવું રહ્યું નથી જેણે ઇસ્લામ કબૂલ ન કર્યો હોય.) આ સમાચારથી હબશહના મુસલમાનોમાં આનંદ વ્યાપી ગયો. તરત તેઓ પોતાના માદરે-વતન મક્કહ જવા આતુર બની ગયા અને પછી તો તૈયારી કરીને તેઓ અલગ-અલગ જૂથોમાં મક્કહ તરફ રવાના થઇ ગયા. પરંતુ જ્યારે એ લોકો મક્કહના સીમાડે પહોંચ્યા તો માલૂમ પડ્યું કે કુરૈશના મુસલમાન બની જવાના એમને મળેલા સમાચાર તદ્દન ખોટા છે.

ત્યારે આ મુહાજિરોમાંથી તેજ લોકો મક્કહમાં દાખલ થવા પામ્યા જેઓને મક્કહના કોઇ રઇશે કે સરદારે પોતાના રક્ષણમાં લેવાની બાંહેધરી આપી દીધી અથવા તે લોકો જેઓ છુપી રીતે મક્કહમાં દાખલ થઇ ગયા. એમાં કેટલાક એવા લોકો હતા જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે હિજરત કરીને મદીનહ ગયા અને જંગે-બદ્રમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રહ્યા. ત્યારે કેટલાક એવા હતા જેઓને કુરૈશે અટકાયતમાં લઇ લીધા. તેઓ ન મદીનહ જઇ શકયા ન જંગે-બદ્ર કે બીજા પ્રસંગોમાં ભાગ લઇ શકયા. ત્યારે કેટલાક મક્કહમાં જ વફાત પામી ગયા. એ બધાની નામાવલી આ પ્રમાણે છે:

•————બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફ બિન કુસૈયમાંથી :

૧————હઝરત ઉસ્માન બિન અફ્ફાન બિન અબી આસ બિન ઉમૈયહ બિન શમ્સ.

૨————હઝરત ઉસ્માનના બેગમ હઝરત બીબી રૂકૈયહ બિન્તે રસૂલિલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ.

૩————હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સ.

૪————હઝરત અબૂ હુઝૈફહના બેગમ હઝરત બીબી સહલા બિન્તે સુહૈલ.

૫————એમના હલીફોમાંથી હઝરત અબ્દુલ્લાહ બિન જહશ બિન રિઆબ.

•————બનૂ નવફલ બિન અબ્દે મનાફમાંથી :

૬———હઝરત ઉત્બહ બિન ગઝવાન

•———બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝા બિન કુસૈયમાંથી :

૭———હઝરત ઝુબૈર બિન અવ્વામ બિન ખુવૈલિદ બિન અસદ.

•———બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી

૮———હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે-મનાફ.

૯———હઝરત સુવૈબિત બિન સઅદ બિન હર્મલહ.

•———બનૂ અબ્દ બિન કુસૈયમાંથી :

૧૦———હઝરત તુલૈબ બિન ઉમૈર બિન વહબ બિન અબી કબીર બિન અબ્દ.

•———બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી :

૧૧———હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ બિન અબ્દે-ઔફ બિન અબ્દુલ હારિસ.

૧૨———એમના હલીફ હઝરત મિકદાદ બિન અમ્ર.

૧૩———હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ.

•———બનૂ મખઝુમ બિન યકઝહમાંથી :

૧૪———હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ....

૧૫———એમના બેગમ હઝરત બીબી ઉમ્મે-સલમહ બિન્તે અબી ઉમૈયહ બિન મુગીરહ......

૧૬———હઝરત શમ્માસ બિન ઉસ્માન બિન શુરૈદ બિન સુવૈદ.....

૧૭———હઝરત સલમહ બિન હિશામ બિન મુગીરહ. એમને એમના કાકાએ મક્કહમાં અટકાયતમાં લીધા જેથી જંગેબદ્ર, જંગે-ઉહુદ, જંગે-ખન્દકથી પહેલાં જઈ ન શકયા.

૧૮———હઝરત અય્યાશ બિન અબી રબીઅહ બિન મુગીરહ. એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે મદીનહની હિજરત કરી. બાદમાં એમના માદરી ભાઇઓ અબૂ જહલ બિન હિશામ તથા હારિસ બિન હિશામ મદીનહ ગયા. તેઓએ ધોકાથી એમને પકડી લીધા, ધોકાથી મક્કહ લઇ આવ્યા અને કેદ કરી દીધા. આ કારણે હઝરત અય્યાશ જંગે-બદ્ર, જંગે-ઉહુદ અને જંગે-ખન્દકમાં ભાગ ન લઇ શકયા.

૧૯———એમના હલીફોમાંથી હઝરત અમ્માર બિન યાસિર. એમણે હબશહની હિજરત કરી કે નહિ તે અંગે રાવીને શંકા છે.

•———બનૂ ખુઝાઅહમાંથી :

૨૦———હઝરત મુઅત્તબ બિન ઔફ બિન આમિર.

•———બનૂ જુમહ બિન અમ્ર હુસૈસ બિન કઅબમાંથી :

૨૧———હઝરત ઉ[illegible]ન બિન મઝઊન બિન હબીબ બિન વહબ બિન હુઝાફહ....

૨૨———એમના પુ[illegible] હઝરત સાઇબ બિન ઉસ્માન.

૨૩———હઝરત કુદામહ બિન મઝઊન બિન હબીબ બિન વહબ.....

૨૪———હઝરત અબ્દુલ્લાહ બિન મઝઊન બિન હબીબ.....

•———બનૂ સહમ બિન અમ્ર બિન હુસૈસ બિન કઅબમાંથી :

૨૫———હઝરત ખુનૈસ બિન હુઝાફહ બિન કૈસ બિન અદી.

૨૬———હઝરત હિશામ બિન આસ બિન વાઇલ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદીનહની હિજરત પછી મક્કહમાં કેદી બની ગયા અને જંગે-બદ્ર, જંગે-ઉહુદ, જંગે-ખન્દક પછી મદીનહ ગયા.

●———બનૂ અદી બિન કઅબમાંથી :

૨૭———હઝરત આમિર બિન રબીઅહ.

૨૮———એમના બેગમ હઝરત લયલા બિન્તે અબી કૈસ.

૨૯———હઝરત અબ્દુલ્લાહ બિન સુહૈલ બિન અમ્ર. એમને પણ મક્કહમાં કેદ કરી લેવાંમાં આવ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મદીનહની હિજરત નહિ કરી શકયા. જંગે-બદ્રના પ્રસંગે મુશરિકોની કેદમાંથી છટકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પહોંચી ગયા. અને જંગે-બદ્રમાં શામિલ થયા.

૩૦———હઝરત અબૂ સુબૈરહ બિન અબી રુહમ બિન અબ્દુલ-ઉઝ્ઝા.

૩૧———એમના બેગમ હઝરત ઉમ્મે-કુલસૂમ બિન્તે સુહૈલ બિન અમ્ર.

૩૨———હઝરત સકરાન બિન અમ્ર બિન અબ્દે-શમ્સ.

૩૩———એમના બેગમ હઝરત બીબી સવદહ બિન્તે ઝમઅહ બિન કૈસ. એમના પતિ હઝરત સકરાન બિન અમ્ર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદીનહની હિજરત પહેલાં મક્કહમાં વફાત પામી ગયા. પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના વિધવા હઝરત બીબી સવદહ સાથે નિકાહ કરી લીધા.

૩૪———એમના હલીફોમાંથી હઝરત સઅદ બિન ખવલહ.

●———બનૂ હારિસ બિન ફિહરમાંથી :

૩૫———હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ. એમનું નામ આમિર બિન અબ્દુલ્લાહ બિન જર્રાહ હતું.

૩૬———હઝરત અમ્ર બિન હારિસ બિન ઝુહૈર બિન અબી શદ્દાદ.

૩૭———હઝરત સુહૈલ બિન બયદાઅ. એમનું નામ સુહૈલ બિન વહબ બિન રબીઅહ બિન હિલાલ હતું.

૩૮———હઝરત અમ્ર બિન અબી સરહ બિન રબીઅહ બિન હિલાલ.

મતલબ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબામાંથી હબશહની ભૂમિ છોડીને મક્કહ આવનારા કુલ ૩૩ ગૃહસ્થો હતા. અલ્લાહ એમનાથી રાજી રહો !

**મક્કહમાં આસરો મેળવીને રહેનારા સહાબા**————હબશહના મુહાજિરોમાંથી જે લોકો મક્કહના કોઈ રઈશ કે સરદારની પનાહમાં આવીને મક્કહમાં રહ્યા, મને મળેલી માહિતી મુજબ તેઓના નામોની ટીપ આ પ્રમાણે છે:

૧———હઝરત ઉસ્માન બિન મઝઊન. એમને આસરો આપનાર મક્કહનો મોટો માણસ વલીદ બિન મુગીરહ હતો.

૨———હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ બિન હિલાલ મખઝૂમી. એમને આસરો આપનાર અબૂ તાલિબ બિન અબ્દુલ-મુત્તલિબ હતા. અબૂ તાલિબ એમના મામા થતા હતા. હઝરત અબૂ સલમહના વાલિદાનું નામ બર્રહ હતું જે અબ્દુલ-મુત્તલિબના પુત્રી હતાં.

**હઝરત ઉસમાન બિન મઝઊનની ઘટના**————ઇબ્ને ઈસ્હાક કહે છે: આગળ વધવા પહેલાં

ઉસ્માન બિન મઝઊનની કથા સાંભળી લો. જ્યારે હઝરત ઉસ્માન બિન મઝઊન કુરૈશના સરદાર વલીદ બિન મુગીરહનું રક્ષણ મેળવીને મક્કહમાં રહેવા લાગ્યા તો એક દિવસે મક્કહના મુસલમાનોની દર્દનાક દશા દેખીને હઝરત ઉસ્માનના દિલને ઓચિંતો આંચકો લાગ્યો, ''અરેરે ! મારા મુસલમાન ભાઈઓ તો અલ્લાહના રાહમાં પારાવાર મુસીબતો અને જાતજાતની બલાઓમાં સપડાયેલા છે. ત્યારે હું વલીદ બિન મુગીરહની પનાહમાં સવાર-સાંજ આઝાદીથી બજારોમાં ફરીહરી રહ્યો છું !''

પછી નિર્ણય કરીને મનમાં બોલ્યા, ''વલ્લાહ ! એક મૂર્તિપૂજકના રક્ષણમાં મારૂં નચિંતાઈથી બજારોમાં ફરવું-હરવું અને તે પણ એવી હાલતમાં કે મારા સાથીઓ અલ્લાહના રાહમાં મોટી-મોટી મુસીબતો અને યાતનાઓ ભોગવી રહ્યા છે એ મારા જીવની એક મોટી ખામી છે.''

આમ વિચારીને એજ વેળા વલીદ બિન મુગીરહ પાસે પહોંચી ગયા અને બોલ્યા, ''હે અબા અબ્દે-શમ્સ! તમે ખરેખર પોતાના વચનનું પાલન કર્યું છે એ માટે તમારો આભાર, પણ હવે તમારૂં રક્ષણ મને નહિ ખપે. એ હું તમને પાછું આપું છું.''

''અરે ઉસ્માન કેમ શું થયું ?'' વલીદે પૂછયું, ''શું મારી કૌમમાંથી કોઈએ તમને દુઃખ આપ્યું છે ?''

''ના કોઈએ મને દુઃખ આપ્યું નથી.'' હઝરત ઉસ્માન બોલ્યા, ''પણ મારી ઈચ્છા છે કે હું અલ્લાહના રક્ષણ સિવાય કોઈના રક્ષણમાં નહિ રહું.''

વલીદ બોલ્યો, ''તો ભલે, એમ જ હોય તો ચાલો કઅબહમાં. ત્યાં બધાની સામે જાહેરમાં મારૂં રક્ષણ મને પાછું ફેરવી દો. જેવી રીતે મેં જાહેરમાં બધાની સામે તમને રક્ષણ આપ્યું હતું.''

અહીંથી ઊપડીને બંને ખાનએ-કઅબહ પાસે પહોંચી ગયા. ત્યાં જતાં જ વલીદ બિન મુગીરહએ પોકાર પાડયો, ''હે લોકો ! સાંભળી લો. આ ઉસ્માન બિન મઝઊન છે. એ મને મારૂં રક્ષણ પાછું આપવા અહીં લઈ આવ્યો છે.'' લાગલો જ હઝરત ઉસ્માને પોકાર પાડયો, ''બેશક હે લોકો ! આ વલીદ બિન મુગીરહ સાચું કહે છે. મેં ખરેખર એને વફાદાર જોયો છે. એ વચનનો પાકો છે. સામેવાળાની આબરૂ જાળવનારો છે. હવે એનું રક્ષણ હું એને પાછું આપું છું. મારા અલ્લાહ વગર કોઈનું રક્ષણ મને નહિ ખપે.''

**મુશાઈરાની મેહફિલમાં**————આ જાહેરાત પોકારીને હઝરત ઉસ્માન ત્યાંથી ચાલ્યા ગયા. પછી એક દિવસે એવું બન્યું કે તે સમયનો પ્રખ્યાત શાઈર લબીદ બિન રબીઅહ બિન માલિક બિન જઅફર બિન કિલાબ કુરૈશની મજલિસમાં લોકોને પોતાની શાઈરી સંભળાવનો હતો. હઝરત ઉસ્માન પણ મજલિસમાં જઈને બેસી ગયા. લબીદે પોતાની શાઈરી ચાલુ રાખતાં આ શેઅર લલકાર્યો :

અલા કુલ્લુ શયઈન મા ખલલ-લાહુ બાતિલુ !

એટલે : ખબરદાર ! સાંભળી લો, અલ્લાહ સિવાય દરેક વસ્તુ બાતિલ છે.[1]

૧. બાતિલ : અરબીના ''બુત્લાન'' માંથી નીકળેલો શબ્દ છે. એના અર્થ ખોટું, જૂઠું, પોકળ, નાહક, ફના થનારૂં, નહિ ટકનાર વગેરે થાય છે. જૂઠી વાત કે ખોટાં કામને પણ બાતિલ કહે છે કેમકે એ વધુવાર ટકી શકતાં નથી. જલદી તેની પોલ ખુલી જાય છે. એના મુકાબલે ''હક'' શબ્દ આવે છે. જેના અર્થ કાયમ, અમર, નક્કર, સાબિત, અટલ વગેરે થાય છે. હક શબ્દ અલ્લાહ માટે પણ આવે છે. કુર્આન માટે પણ આવે છે, ઈસ્લામ માટે પણ આવે છે. એટલે જ દુશ્મનો આજ સુધી ઈસ્લામને મિટાવી શકયા નથી અને કિયામત સુધી મિટાવી શકવાના નથી. ''હ''

હઝરત ઉસ્માને દાદ આપતાં કહ્યું, "વાહ વાહ ખરેખર બિલકુલ હક વાત છે."

શાઈરે શ્રોતાઓની દાદ વસૂલ કરીને બીજી કડી લલકારી :

**વ કુલ્લુ નઈમિલ લા-મુહાલત્ ઝાઈલુ.**

અને દરેક નેઅમત અવશ્ય વિનાશ પામનારી છે.

આ કડી સાંભળીને હઝરત ઉસ્માનથી રહેવાયું નહિ. હક વાત કહેવા માટે આગળ વધીને બોલ્યા, "શાઈર સાહેબ ! આ તો તમે તદ્દન ખોટું કહ્યું."

"કેમ એમાં ખોટું શું છે ?" શાઈર સાહેબે ભોંઠપ અનુભવીને ગુસ્સાથી પૂછ્યું.

"સાંભળો શાઈર સાહેબ !" હઝરત ઉસ્માને ફરમાવ્યું, જન્નતની નેઅમતો કદી ફના થનારી કે વિનાશ પામનારી નથી."

આ સાંભળતાં જ મજલિસમાં રંગમાં ભંગ પેઠે સોપો પડી ગયો અને લબીદ શાઈરનો ચેહરો ગુસ્સાથી તમતમી ઊઠયો. તેણે લોકોને ટાણો મારતાં કહ્યું, "હે કુરૈશ ! આથી પહેલાં તમારી મજલિસોમાં પધારનારા મહેમાન શાઈરોનું કદી અપમાન થતું ન હતું. હવે આ નવો ચીલો તમારામાં કયારથી ચાલુ થયો ?"

મજલિસમાં બેઠેલા એક કુરૈશીએ કહ્યું, "શાઈર સાહેબ ! આ ઉસ્માન તો એક ઉછાછળો માણસ છે. બીજા પણ કેટલાક ઉછાછળા લોકો એની સાથે ભળી ગયા છે. એ બધા આપણા બાપદાદાના ધર્મથી વટલી ગયા છે. એની વાતથી તમારે માઠું લગાડવાની જરૂર નથી."

હઝરત ઉસ્માનથી પણ રહેવાયું નહિ. જે માણસે અમેને ઉછાછળા કહ્યા હતા, જવાબમાં એમણે પણ તેને સણસણતો જવાબ આપી દીધો. વાત વધી પડી અને મામલો હાથાપાઈ સુધી પહોંચી ગયો. પેલા માણસે ઊભા થઈને હઝરત ઉસ્માનના ચેહરા પર એટલા જોરથી તમાચો માર્યો કે એમની એક આંખ લોહીલુહાણ થઈ ગઈ.

વલીદ બિન મુગીરહ પણ આ મજલિસમાં હાજર હતો. હઝરત ઉસ્માનની આ લોહીલુહાણ દશા જોઈને બોલ્યો, "ભલા માણસ ! તારી આ આંખ તદ્દન સાજીસમી રહી, એને કોઈ નુકસાન નહિ થયું, જયાં સુધી કે તું મારી મજબૂત પનાહમાં રહ્યો. અને હવે.....જો, તારી આ શી દશા થઈ ?"

હઝરત ઉસ્માને જવાબ આપ્યો, "વલ્લાહ ! મારી આ બીજી સાજીસમી આંખને પણ અલ્લાહના રાહમાં એવી જ આફતની જરૂર છે જેવી મારી એક આંખ પર તૂટી પડી છે. હે અબા અબ્દે-શમ્સ ! વલ્લાહ, અત્યારે હું તે પાકજાતની પનાહમાં છું જે તારાથી વધુ બળવાન, તારાથી વધુ સત્તાવાન, અને વધુ શકિતશાળી છે."

વલીદ બોલ્યો, "ભલા માણસ ! ફરીવાર કહું છું કે મારી પનાહમાં આવી જા."

હઝરત ઉસ્માને ફરમાવ્યું, "હરગિઝ નહિ."

**હઝરત અબૂ સલમહને દુશ્મનની મદદ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબૂ સલમહ અબૂ તાલિબની પનાહ મેળવીને મક્કહમાં દાખલ થયા તો તેમના બનૂ મખઝૂમ કુટુંબના કેટલાક આગેવાનો અબૂ તાલિબ પાસે ગયા અને હઝરત અબૂ સલમહ અંગે વાંધો લેતાં કહેવા લાગ્યા, "હે અબૂ તાલિબ! તમે

તમારા ભત્રીજા મુહંમદને કાયદેસર પોતાના રક્ષણમાં રાખ્યા છે તેનો અમને વાંધો નથી. પણ અમારા માણસને અમારા મુકાબલે રક્ષણ આપવાનો તમને કયાંથી અધિકાર મળી ગયો ?''

અબૂ તાલિબ બોલ્યા, ''મુહંમદ મારા ભત્રીજા છે તો અબૂ સલમહ મારો ભાણેજ છે. હું મારા ભત્રીજાને પનાહ આપી શકું તો મારા ભાણેજને કેમ નહિ આપી શકું ?''

તે વેળા અબૂ તાલિબનો ભાઈ અબૂ લહબ પણ ત્યાં હાજર હતો. એ ઈસ્લામનો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કટ્ટર દુશ્મન હોવા છતાં પોતાના ભાઈ અબૂ તાલિબનો પક્ષ લેવા ઊભો થઈ ગયો અને બોલ્યો, ''હે કુરૈશના લોકો ! વલ્લાહ, તમે મારા આ વડીલ ભાઈનો વિરોધ કરીને એને ખૂબ ત્રાસ આપો છો અને એમના રક્ષણમાં આવેલા લોકો પર વારંવાર છાપો મારો છો. તમારે પોતાની આ ટેવ છોડવી પડશે અને નહિ છોડશો તો યાદ રાખો, હું પણ કમર કસીને એમની મદદ માટે મેદાને નીકળી આવીશ.''

અબૂ લહબ જેવા ઈસ્લામના કટ્ટર શત્રુના મુખે આ ધમકી સાંભળીને બનૂ મખઝૂમના આગેવાનો સમસમી રહ્યા. અને ઢીલા પડીને ખુશામદ રૂપે બોલ્યા, ''અરે ભાઈ સાહેબ ! જરા ધીરા પડો. તપી જવાની જરૂર નથી. ચાલો તમને રાજી રાખવા આજથી અમારી આ ટેવ અમે છોડી દઈએ છીએ.''

બધા જાણતા હતા કે ઈસ્લામ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દુશ્મનોનો સૌથી મોટો ગુરૂ કે સુત્રધાર અબૂ લહબ જ હતો. એના જેવો કામનો માણસ હાથથી ગયો તો મામલો ઠપ થઈ જશે. એવા ડરે બનૂ મખઝૂમના લોકોએ નમતું જોખી આપ્યું.

અબૂ તાલિબે જયારે અબૂ લહબ જેવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટર દુશ્મનને મુખે આ શબ્દો સાંભળ્યા તો તેમના દિલમાં પણ આશાનો સંચાર થયો કે હવે એ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મદદગાર તરીકે અમારે પક્ષે આવી જાય તો નવાઈ જેવું નથી.

(નોટ :- અબૂ લહબના આ સહકારી ટેકાથી પ્રભાવિત થઈને જનાબ અબૂ તાલિબ સાહેબે રચેલું એક કાવ્ય અહીં ટાંકવામાં આવ્યું છે જેમાં અબૂ લહબની પ્રશંસા કરીને તેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદ માટે ઉત્તેજન આપવામાં આવ્યું છે. ૯ શેઅરોનું એ કાવ્ય અમે જતું કર્યું છે.)

**હઝરત અબૂબક્ર (રદિ.)ની હિજરત**————ઇબ્ને ઈસ્હાક કહે છે : ઉમ્મુલ-મુઅમિનીન હઝરત આઈશહ (રદિ.)નું બયાન છે : જયારે મારા બાપા અબૂબક્ર સિદ્દીક પર મક્કહમાં ચોતરફથી કુરૈશનું દબાણ વધી ગયું. તેઓના અનેકવિધ ત્રાસોથી આપ મુંઝાઈ ગયા. ઉપરથી જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે આપના તમામ સહાબાને પણ તેઓ જાતજાતના ત્રાસોની ભીંસમાં લઈ રહ્યા છે ત્યારે એક દિવસે નાછુટકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. પોતાની લાચારી દર્શાવી અને ગદ્‌ગદ અવાજે દરખાસ્ત કરી, ''યા રસૂલલ્લાહ ! તેઓના ત્રાસોએ માઝા મૂકી છે. મારી ધીરજ ખૂટી ગઈ છે. કૃપાગ્રહે મને હિજરતની પરવાનગી આપો''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા બાપાની હાલતથી પૂરી રીતે જાણકાર હતા. તેમની દયાજનક દશા જોઈને આપે મારા બાપાને હિજરતની પરવાનગી આપી દીધી.

પરવાનગી મળતાં સફરની પૂરી તૈયારી સાથે, હિજરતને ઈરાદે પોતાના ઘરમાંથી નીકળ્યા અને મક્કહથી

ઊપડીને જયારે બે મંઝિલના વિસ્તારે પહોંચ્યા તો રસ્તામાં બનૂ હારિસ બિન બક્ર કબીલાના ઇબ્ને દગિન્નહ નામે ગૃહસ્થ સાથે મેળાપ થઇ ગયો. આ ગૃહસ્થ તે વેળા "અહાબીશ" નામે અમુક કબીલાના સંગઠનનો અગ્રેસર હતો અને કુરૈશમાં ભારે લાગવગ ધરાવતો હતો.

અબૂબક્રને પોતાની વસતિ તરફ પધારેલા જોઇને ઇબ્ને દગિન્નહ નવાઇ પામી ગયો. પૂછયું, "અરે અબૂબક્ર....તમે ! કહો શું ઇરાદો છે ? આ તરફ કયાં ચાલ્યા ?"

જવાબમાં ફરમાવ્યું, "મારી કૌમે મને ખૂબ તકલીફો આપી. મને તરછોડી કાઢયો. મને એકદમ તંગ કરી નાખ્યો. મને મક્કહ છોડવા પર મજબૂર કરી દીધો."

"એ કેમ બની શકે ?" ઇબ્ને દગિન્નહ બોલ્યો, "વલ્લાહ હે અબૂબક્ર ! તમે તો ખાનદાનની શોભા છો. સમાજના સેવક છો. ગરીબોના બેલી છો. લાચારો, નાદારો, મુસાફિરોના સહાયક છો. મેહમાનોને જમાડો છો. પાછા વળો. તમે મારા આસરામાં છો. હું તમને આસરો આપું છું."

હઝરત અબૂબક્ર ઇબ્ને દગિન્નહના આગ્રહને વશ થઇને તેની સાથે મક્કહ પાછા આવી ગયા. મક્કહમાં પ્રવેશીને ઇબ્ને દગિન્નહએ બુલંદ અવાજે જાહેરાત પોકારી, "સાંભળી લો હે કુરૈશ ! અબૂબક્રને મેં આસરો આપી દીધો છે. માટે ભલાઇ સિવાય કોઇ શખ્સ એમની આડે નહિ આવે."

હઝરત આઇશહનું બયાન છે : ઇબ્ને દગિન્નહની આ જાહેરાતથી બધા ચોંકીને સાવધ થઇ ગયા એ પછી કોઇએ મારા બાપાજીની છેડતી નહિ કરી.

**ઇબ્ને દગિન્નહને કુરૈશની ફરિયાદ**————હઝરત બીબી આઇશહ રદિયલ્લાહુ અન્હાનું બયાન છે : મારા બાપા અબૂબક્રનું મકાન બનૂ જુમહના લોકોના મહોલ્લામાં આવેલું હતું.મકાનના બારણા સાથેની ઓરડીમાં તેઓ કાયમ નમાઝ પઢયા કરતા હતા. આ ઓરડીને તેમણે મસ્જિદ જેવી જ બનાવી લીધી હતી. બાપા બેહદ નરમ દિલના, કોમળ હૈયાંના હોવાથી કુર્આન પઢતી વેળા મન પર કાબૂ ન રાખી શકતા. લાગણીવશ થઇને બેઇખ્તેયાર રડવા લાગી જતા. આપની તિલાવતમાં એટલું દર્દ અને એટલું આકર્ષણ હતું કે કુરૈશના સ્ત્રીઓ, બાળકો, યુવકો ટોળું વળીને આવતાં અને કુર્આન સાંભળવા એકબીજા પર તૂટી પડતાં. બાપાની નમાઝની આ અદા અને કુર્આન પઢવાની આ છટા સૌને ગમી ગઇ હતી. કુર્આન પઢતાં-પઢતાં આપ રડવા લાગતા ત્યારે સાંભળનારાંઓના હૈયાં હચમચી જતાં અને તેઓ પણ લાગણીવશ થઇને રડવા લાગી જતાં.

આ પરિસ્થિતિ જોઇને કુરૈશી વડીલો મુંઝાઇ ગયા. તેઓને થયું કે આ હાલત ચાલુ રહી તો પરિણામ શું આવશે ? છેવટે તેઓએ ઇબ્ને દગિન્નહ પાસે જઇને ફરિયાદ કરી, "હે ઇબ્ને દગિન્નહ ! તેં પેલા માણસને શું આટલા કારણે આસરો આપ્યો છે કે તે અમને તકલીફ પહોંચાડે ? નમાઝમાં કુર્આન પઢતી વેળા તેનું હૈયું ભરાઇ આવે છે. પછી તે હૈયાંફાટ અવાજે રડવા લાગે છે. તેની સાથે અમારા કમજોર દિલના સ્ત્રી-બાળકો અને પુરુષો પણ તેનું કુર્આન સાંભળીને રડવા લાગી જાય છે. તેના પઢવા અને રડવાથી અમારા કમજોરો માટે મોટો ખતરો ઊભો થઇ ગયો છે. કદાચ તે અમને બધાને ધર્મસંકટમાં નાખી દે તો નવાઇ જેવું નથી. માટે તું જલદી ચાલ અને તેને કહી દે કે, "ભલા માણસ ! તારે ઘરની એકાંત ઓરડીમાં ભરાઇને જે કરવું હોય તે કર્યા કર પણ ખુલ્લી રીતે આમ કરવાનું માંડી વાળ."

ફરિયાદ સાંભળીને ઇબ્ને દગિન્નહ મક્કહ ગયો અને બાપા પાસે જઇને સવિનય બોલ્યો, "અબૂબક્ર

સાહેબ ! મેં આપને એટલા માટે તો આસરો નહિ આપ્યો હતો કે આપ પોતાની કૌમને સંકટમાં નાખી દો. નમાઝ માટે જે ઓરડી આપે પસંદ કરી તે આપની કૌમને પસંદ નથી. એના કારણે તેઓના મઝહબ માટે ખતરો ઊભો થઇ ગયો છે. હા ઘરની એકાંત ઓરડીમાં આપ નમાઝ પઢતા રહો તેનો તેઓને વાંધો નથી. મારી વિનંતી છે આજથી જ આપ ખુલ્લી રીતે આમ કરવાનું માંડી વાળો.''

બાપાએ તેની વિનંતીનો સ્વીકાર કરતાં ફરમાવ્યું, ''ઇબ્ને દગિન્નહ ! શું તમારો આસરો તમને લોટાવી દઉં ? અને અલ્લાહના આસરા પર રાજી રહું ?''

''જેવી આપની ઇચ્છા, મને તેનો વાંધો નથી.'' ઈબ્ને દગિન્નહ બોલ્યો.

''વારૂ તો હું તમારો આસરો તમને લોટાવી દઉં છું.'' બાપાએ ફરમાવ્યું, ''બસ મારા માટે અલ્લાહનો આસરો કાફી છે.''

આ સાંભળીને ઈબ્ને દગિન્નહ ઊભો થઇ ગયો અને કઅબહમાં જઈને જાહેરાત પોકારતાં બોલ્યો, ''હે કુરૈશના લોકો ! સાંભળી લો, અબૂ કુહાફહના બેટાએ મારો આસરો મને પાછો આપી દીધો છે. હવેથી પોતાના આ માણસ સાથે જે વર્તાવ તમારે કરવો હોય તેનો મને વાંધો નથી.''

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ બનાવ પછી એક દિવસે હઝરત અબૂબક્ર કઅબહ તરફ જતા હતા. રસ્તામાં એક કમીના માણસે આપને જોઈ લીધા. ઝનૂનમાં આવીને આપની તરફ ધસી ગયો. જમીન પરથી ધૂળનો ખોબો ભરીને આપના મુબારક સર પર મારી દીધો અને આગળ વધી ગયો. તે વેળા વલીદ બિન મુગીરહ અથવા આસ બિન વાઇલ ત્યાંથી પસાર થતો હતો. આપે તેને સંબોધીને કરૂણ સ્વરે ફરમાવ્યું, ''હે ભાઇ! શું તમે આ કમીનાઓની નીચ હરકતો નથી જોતા ?''

જવાબ મળ્યો, ''એ તો કરે તેવું પામે અને વાવે તેવું લણે.''

આપે આકાશ તરફ મુખ કરીને આટલું જ ફરમાવ્યું, ''હે મારા પાલનહાર તું કેટલો સહનશીલ છે ! હે મારા પાલનહાર તું કેટલો સહનશીલ છે ! હે મારા પાલનહાર તું કેટલો બધો સહનશીલ છે!''

# પ્રકરણ ૫૭

# કુરૈશના બહિષ્કારી ઘેરાનો ખાતેમો

કુરૈશના સાહસિક વીરનરો • હિશામ બિન અમ્રનું સાહસ • ઝુહૈર બિન અબૂ ઉમૈયહનો ટેકો • મુત્ઇમ બિન અદીનો ટેકો • અબુલ-બુખ્તરીનો ટેકો • ઝમ્અહ બિન અસ્વદનો ટેકો • દસ્તાવેજને ફાડી નાખવાની પ્રતિજ્ઞા • કુરૈશને ઝુહૈરનો પડકાર • દસ્તાવેજને ઊધઇ ચાટી ગઇ • દસ્તાવેજને લગતી પેશીનગોઇ • કુરૈશને અબૂ તાલિબની ચેલેન્જ • અબૂ તાલિબનો કસીદો • મુત્ઇમ બિન અદીના મરણનો મરસિયો.

**કુરૈશના સાહસિક વીરનરો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહના કુરૈશમાંથી જે પાંચ સત્યપ્રિય અને ન્યાયશીલ અને જોશીલા જવાનોએ કુરૈશના હડહડતા અન્યાયી દસ્તાવેજના ચીંથરા ઉડાડી મૂકવાનું પરાક્રમ કર્યું અને તે માટેના પ્રયત્નો આદર્યા તેઓના નામ આ છે : (૧) હિશામ બિન અમ્ર આમિરી (૨) ઝુહૈર બિન અબી ઉમૈયહ બિન મુગીરહ મખ્ઝૂમી (૩) મુત્ઇમ બિન અદી (૪) અબુલ-બુખ્તરી બિન હિશામ (૫) ઝમ્અહ બિન અસ્વદ બિન મુત્તલિબ બિન અસદ.

**હિશામ બિન અમ્રનું સાહસ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબના મુસલમાન બનેલા લોકોની સાથે મુસલમાન નહિ બનેલા લોકો પણ, કુરૈશે પરાણે લાદેલા બહિષ્કારી ઘેરાની મુસીબતોમાં બુરી રીતે રિબાતા હતા. ઇસ્લામના દુશ્મનોએ પોતાની જ કૌમના લોકોને ન્યાતબારા મૂકવાનું કરારનામું ઘડી કાઢીને તેનો દસ્તાવેજી કાગળ કઅબહને દરવાજે લટકાવી દીધો હતો. ઘેરાની મુસીબતોમાં રિબાતાં મઅસૂમ બાળકોની રડારોળથી પથ્થરના કાળજાં પણ પીગળી જતાં હતાં. [૧]

બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબ પર પરાણે ઠોકી બેસાડેલા આ અન્યાયી કે જંગલી ઘેરાને તોડવાનું સૌથી પહેલું બીડું ઝડપનાર હિશામ બિન અમ્ર બિન રબીઅહ બિન હારિસ બિન હબીબ નામે દયાળુ દિલનો એક સાહસખેડૂ જવાન હતો. આ પરાક્રમમાં પહેલ કરીને એણે જે પ્રયત્નો કર્યા તે બીજા કોઇએ નહિ કર્યા. એ પોતે બિનમુસ્લિમ કુરૈશી હતો અને એના જ જેવા કુરૈશના કેટલાક ભલા માણસો એને સહકાર આપવા તૈયાર થઇ ગયા.

બનાવની વિગત એમ છે કે આ હિશામ બિન અમ્ર, નદલહ બિન હાશિમ બિન અબ્દે મનાફ નામે શખ્સના મા-શરીક ભાઇનો બેટો હતો. અર્થાત હિશામનો બાપ અમ્ર અને નદલહ બંને એક જ માના સંતાન

૧. આજે ઇરાક, અફઘાનિસ્તાન, સૂદાન વગેરે ઇસ્લામી મુલ્કોની યહૂદ-નસારાએ એવી જ હાલત બનાવી દીધી છે.

હતા. આ કારણે હિશામ બિન અમ્ર બનૂ હાશિમના લોકો સાથે હમદર્દીની ઊંડી લાગણી ધરાવતો હતો અને પોતે પણ પોતાની કૌમમાં માનમોભાનું ઊંચુ સ્થાન ધરાવતો હતો.

બહિષ્કારી ઘેરા દરમિયાન હિશામ બિન અમ્રે એવો નિયમ અપનાવ્યો હતો કે રાતની વેળા અંધારૂં છવાતાં ઊંટની પીઠ પર અનાજ, કપડાં અને જરૂરિયાતની ચીજો લાદીને ઘેરાના ફાટક પાસે લઈ જતો અને ઊંટનો અછોડો છોડીને તેની કૂખમાં લાત મારી દેતો. ઊંટ પોતાની ચાલે ઘેરામાં પહોંચી જતું ત્યારે ત્યાંના લોકો અનાજ વગેરે ઉતારી લઇને તેનું પાછું મોકલાવી દેતા. મતલબ કે હિશામની આ નીતિથી ઘેરામાં પુરાયેલા નિઃસહાય દુખ્યાં-ભૂખ્યાંઓના ગુજરાનનો કંઇક સહારો થઇ જતો.

**ઝુહૈર બિન અબૂ ઉમૈયહનો ટેકો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક દિવસે હિશામ બિન અમ્ર પોતાના મિત્ર ઝુહૈર બિન અબૂ ઉમૈયહ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ પાસે પહોંચી ગયો. ઝુહૈરના માતાજીનું નામ આતિકહ હતું જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા અબ્દુલ-મુત્તલિબના પુત્રી હતાં.

હિશામે પોતાનો મુદ્દો રજૂ કરતાં ઝુહૈરને કહ્યું, "હે દોસ્ત ! શું તને આ વાત પસંદ છે કે તું પોતે તો સારૂં સારૂં ખાય, સારૂં સારૂં પહેરે, ગૃહસ્થી જીવનની મોજ માણે અને તારા મામાઓ અનાજ માટે સેંકે, દાણા દાણા માટે વલખાં મારે. ન લેણદેણ કરી શકે, ન વાતચીત કરી શકે, ન એમની કન્યાઓ જોડે શાદી-વિવાહનો વહેવાર થઇ શકે. સાંભળ, હું અલ્લાહના સોગંદ ખાયને કહું છું કે એમની જગાએ અબૂ જહલના મામાઓ હોત અને આપણે અબૂ જહલને કહેત કે તારા મામાઓની મદદ કરવાનું માંડી વાળ તો શું તે માંડી વાળત? હરગિઝ નહિ!"

ઝુહૈર બોલ્યો, "હિશામ ! વાત તારી સાચી છે પણ અફસોસ ! હું એકલો છું, શું કરી શકું છું ? અલબત્ત કોઇ બીજો મારા સંગાથે થાય તો હું પેલા દસ્તાવેજને ફાડી નાખવાનું સાહસ ખેડું."

હિશામ બોલ્યો, "હા સાંભળ, એક માણસ તારા પડખે છે."

"તે કોણ ?" ઝુહૈરે પૂછ્યું.

"હું પોતે." હિશામ બોલ્યો.

ઝુહૈરે કહ્યું, "ત્યારે આપણે બીજો માણસ ગોતવો રહ્યો."

"એની વ્યવસ્થા હું કરૂં છું." હિશામ બોલ્યો.

**મુત્ઈમ બિન અદીનો ટેકો**————હિશામ બિન અમ્ર અહીંથી ઊપડીને મુત્ઈમ બિન અદી પાસે ગયો અને બોલ્યો, "હે મુત્ઈમ ! શું તને આ વાત પસંદ છે કે બનૂ અબ્દે-મનાફના બે કબીલા ભૂખમરાથી રિબાઇને તારી આંખ સામે હલાક થઈ જાય અને આ હલાકીમાં તું કુરૈશનો સાથ આપે ? સાંભળ, આ મામલામાં કુરૈશને વધુ ઢીલ આપવામાં આવે તો તેઓ ઓરબી ક્રૂર થઇ જશે."

મુત્ઈમ બોલ્યો, "અફસોસ હે હિશામ ! આખર હું શું કરૂં ? એકલો જ છું ને ! વલ્લાહ મારી સાથે કોઇ બીજો હોત તો પેલા દસ્તાવેજના ચીંથરાં કરી નાખતે !"

હિશામે કહ્યું, "મુત્ઈમ ! તું એકલો નથી. એક માણસ તારા પડખે છે."

" તે કોણ ? " મુત્ઈમે પૂછ્યું.

"હું પોતે." હિશામ બોલ્યો

"ત્યારે તો આપણે ત્રીજો માણસ ગોતવો જોઇએ."

"તે પણ મેં ગોતી લીધો છે."

"તે કોણ છે ?" મુત્ઈમે પૂછયું.

"ઝુહૈર બિન અબી ઉમૈયહ"

"ત્યારે તો ચોથાને પણ ગોતવો જોઇએ કે જેથી કામ પાકું થઇ જાય."

"હા, હું એનો બંદોબસ્ત કરૂં છું."

**અબુલ-બુખ્તરીનો ટેકો**————હિશામ બિન અમ્ર અહીંથી ઊપડીને અબુલ-બુખ્તરી બિન હિશામ પાસે પહોંચી ગયો અને તેની સાથે પણ ઉપર મુજબ વાતચીત કરી તો તેણે પૂછયું, " શું કોઇ એકાદ પણ એવો છે જે આપણી પડખે રહે ?"

"હા કેમ નહિ ?"

"કોણ છે તે ?" અબુલ-બુખ્તરીએ પૂછયું.

"ઝુહૈર બિન અબી ઉમૈયહ, મુત્ઈમ બિન અદી અને હું પોતે."

"ત્યારે આપણે પાંચમો માણસ ગોતવો રહ્યો."

"હું અબઘડી એનો પ્રબંધ કરૂં છું."

**ઝમઅહ બિન અસવદનો ટેકો**————હિશામ બિન અમ્ર અહીંથી ઊપડીને સીધો ઝમ્અહ બિન અસ્વદ બિન મુત્તલિબ બિન અસદ પાસે પહોંચી ગયો. તેની સાથે પણ ઉપર મુજબની વાતચીત કરીને તેને ઘેરામાં ગોંધાયેલા લોકો સાથેની રિશ્તેદારી તથા તેઓના હકોનું સ્મરણ કરાવ્યું. ત્યારે ઝમ્અહએ પૂછયું, "હિશામ! જે મામલા તરફ તું મને બોલાવે છે એમાં મદદ કરનારો બીજો કોઇ છે ખરો ?"

હિશામે બધાના નામ ગણી બતાવ્યાં ત્યારે ઝમ્અહએ પણ આ સાહસમાં સહકારી બનવાની પોતાની સંમતિ દર્શાવી દીધી. એ પછી આ પાંચે સાહસિક ગૃહસ્થોએ મક્કહની ઊંચાણ ભૂમિએ આવેલા "ખત્મુલ-હજૂન"સ્થળે રાતે મળવાનું નકકી કર્યું.

**દસ્તાવેજને ફાડી નાખવાની પ્રતિજ્ઞા**————રાતે નક્કી કરેલા સમયે પાંચે ગૃહસ્થો ખત્મુલ-હજૂન સ્થળે ભેગા થયા. ચર્ચાવિચારણાને અંતે દસ્તાવેજને ફાડી નાખવાના ઠરાવ પર પાંચે ગૃહસ્થો સંમત થઇ ગયા. આ સાહસના અમલીકરણ માટે તેઓએ સોગંદપૂર્વક પ્રતિજ્ઞા લીધી.

ઝુહૈરે કહ્યું, "જુઓ કાલે સવારે બોલવાની શરૂઆત હું કરીશ. તમે બધા મારી હામાં હા મેળવજો."

સવાર પડી તો કુરૈશના લોકો રોજના નિયમ મુજબ દિનચર્યા માટે ખાનએ-કઅબહ તરફ ઊપડીને પોતપોતાની મજલિસમાં ગોઠવાવા લાગ્યા. ઝુહૈર બિન ઉમૈયહ વહેલી સવારે એક કિંમતી-ઉજળો પોશાક સજીને ત્યાં પહોંચી ગયા. પ્રથમ તેણે સાત વાર કઅબહનો તવાફ કર્યો. એ દરમિયાન તેના બધા સાથીઓ પણ ત્યાં પહોંચીને પોતપોતાની મજલિસમાં બેસી ગયા હતા.

**કુરૈશને ઝુહૈરનો પડકાર**————તવાફથી પરવારીને ઝુહૈર બિન ઉમૈયહ કુરૈશની મજલિસો તરફ ગયો અને પોકારીને લલકાર્યો, "હે મક્કહવાસીઓ ! આપણે તો મઝાથી સારૂં-સારૂં ખાઇએ, સારૂં-સારૂં પહેરીએ અને બનૂ હાશિમ ભૂખમરાથી મરતા રહે. ન એમની પાસેથી કંઇ ખરીદીએ ન એમને કંઇ વેચી શકીએ. અલ્લાહના સોગંદ ! ત્યાં સુધી હું જંપવાનો નથી જ્યાં સુધી કે સગાઇમાં ફાડચું મારનાર આ અન્યાયી દસ્તાવેજને ફાડીને ફેંકી નહિ દઉં !"

આ સાંભળતાં જ પોતાની મંડળીના એક ખૂણામાં બેઠેલો અબૂ જહલ બરાડી ઊઠયો, તું જૂઠો છે. અલ્લાહના સોગંદ ! કોઇની મજાલ નથી કે દસ્તાવેજને ફાડી શકે !"

એજ પળે ઝમ્અહ બિન અસ્વદે પડકાર કર્યો, "વલ્લાહ, હે અબૂ જહલ ! સૌથી મોટો જૂઠો તું પોતે છે. દસ્તાવેજના લખાણ વેળા અમે પોતાની સંમતિ દર્શાવી ન હતી."

અબુલ-બુખ્તરીએ લાગલી જ ટાપસી પૂરી, "ઝમઅહની વાત સાચી છે. જે કંઇ લખાણ એમાં થયું તેનાથી અમે નારાજ હતા. સાંભળી લો કે આજે પણ અમે નારાજ છીએ."

મુત્ઇમ બિન અદીએ ટેકો આપતાં કહ્યું, "એ બંનેની વાત તદ્દન સાચી છે. બાકીની બધી વાતો ખોટી છે. દસ્તાવેજના ઝુલ્મી લખાણથી અમે અલ્લાહની પનાહ ચાહીએ છીએ અને અબૂ જહલ ઝખ મારે છે."

એજ પળે હિશામ બિન અમ્રે જુસ્સાથી કહ્યું, "બહુ થયું, બહુ થયું હે કુરૈશ ! હવે આ દસ્તાવેજના કુરચા ઊડવા જોઇએ !"

અબૂ જહલ પર ચોતરફથી ફિટકાર અને ધિક્કાર વરસ્યો તો તે ઠંડોગાર થઇ ગયો અને બોલ્યો, "આ તો રાતના એકાંતમાં છુપા સ્થળે બેસીને અગાઉથી ગોઠવેલું કાવતરૂં લાગે છે."

આ પ્રસંગ સર્જાયો તે વેળા અબૂ તાલિબ પણ ત્યાં કઅબહને એક ખૂણે બેસીને આ તમાશો જોતા હતા.

**દસ્તાવેજને ઊધઇ ચાટી ગઇ**————અબૂ જહલ સાથેની ટપાટપી પછી મુત્ઇમ બિન અદી જુસ્સામાં ઊભો થઇ ગયો અને દસ્તાવેજના કાગળને ફાડી નાખવા આગળ ધસી ગયો. ત્યાં જઇને તેણે જોયું તો કાગળના મથાળે લખેલા "બિસ્મિક અલ્લાહુમ્મ !"ના શબ્દો સિવાયનું પૂરૂં લખાણ ઊધઇના જીવડાં ચાટી ગયાં હતાં. [૧] અને એ દસ્તાવેજનું લખાણ લખનાર મનસૂર બિન ઈકરિમહનો હાથ તેઓના દાવા મુજબ જૂઠો પડી ગયો હતો.

**દસ્તાવેજને લગતી પેશીનગોઇ**————ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારો તરફથી મને મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ તાલિબને ફરમાવ્યું હતું :

| | |
|---|---|
| યા અમ્મ ! વલ્લાહિ ઇન્નલ-લાહ | હે કાકા ! અલ્લાહના સોગંદ, બેશક અલ્લાહએ |
| કદ સલ-લતલ-અર્દત્ | નિર્માણ કરી દીધી ઊધઇને |

૧. બિસ્મિક અલ્લાહુમ્મ ! તે યુગના જાહિલી રિવાજ મુજબ દરેક લખાણને મથાળે ઉપલા શબ્દો લખવામાં આવતા હતા. એના અર્થ : "તારા નામથી હે અલ્લાહ!" "હ"

| | |
|---|---|
| અલા સહીફતિ કુરૈશિન. | કુરૈશના દસ્તાવેજી કાગળ પર. |
| ફલમ તદઅ ફીહા ઇસ્મન | તેણે નહિ છોડયું તેમાં કોઇ નામ, |
| હુવ લિલ્લાહિ અસ્બતૂ-હુ ફીહા. | અલ્લાહના નામ સિવાય જે તેમાં સાબિત રહી ગયું. |
| વ ન-ફ-ન મિન્હુઝ-ઝુલ્મુ | અને સફાચટ કરી નાખ્યું તેમાંથી ઝુલ્મનું લખાણ, |
| વલ-કર્તીઅત વલ-બુહતાન. | અને બૉયકોટનું લખાણ, અને જૂઠી તોહમતનું લખાણ. |

અબૂ તાલિબે પૂછયું, ''ભત્રીજા ! શું તમારા અલ્લાહએ તમને આ સમાચાર આપ્યા છે ?''

ફરમાવ્યું, ''નઅમ.'' (એટલે હા.)

અબૂ તાલિબ બોલ્યા, ''ત્યારે વલ્લાહ ! કોઇ તમારા પર ફતેહમંદ થઇ શકતું નથી.''

**અબૂ તાલિબની કુરૈશને ચેલેન્જ**————પોતાની જગાએથી ઊઠીને અબૂ તાલિબ કુરૈશ પાસે ગયા અને બોલ્યા, ''હે કુરૈશની જમાઅત ! મારા ભત્રીજાએ મને આ પ્રકારની આગાહી કરી છે એ આગાહીની ખાતરી કરવી હોય તો પેલું લખાણ લઇ આવો. એ આગાહી જો સાચી ઠરે તો અમારી વિરૂધ્ધના આ અન્યાયી બૉયકોટનો અંત આણો અને જો આગાહી ખોટી ઠરે તો હું મારા ભત્રીજાને તમારે હવાલે કરી દઇશ. પછી તમારી મરજી મુજબનો વર્તાવ તેની સાથે કરવાનો તમને અધિકાર છે.''

બધા કુરૈશે પોતાની સંમતિ દર્શાવીને તે પ્રમાણે કરવાનું વચન આપી દીધું. પછી ખાનએ-કઅબહને દરવાજે ટાંગેલો પેલો કાગળ મંગાવ્યો તો શું જુએ છે કે હકીકત તેવી જ હતી જેની આગાહી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવી હતી. દસ્તાવેજનું પૂરૂં અન્યાયી કે ઝુલ્મી લખાણ ઊધઇ સફાચટ કરી ગઇ હતી. ફકત તેમાં લખેલાં અલ્લાહના નામ સાબિત રહી ગયાં હતાં. અલ્લાહની કુદરતનો આ ચમત્કાર જોઇને બધા કુરૈશ દંગ થઇ ગયા. એમાં જે ફૂટેલા નસીબના પૈદાઇશી બદબખ્ત હતા તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુશ્મનીમાં ઓરભી પાકા થઇ ગયા. પણ કુરૈશના પેલા પાંચ સાહસવીરોએ મળીને જે પરાક્રમ ખેડયું તેનાથી કુરૈશના અન્યાયી બૉયકોટનો ખાતેમો થઇ ગયો.

**અબૂ તાલિબનું પ્રશંસા-કાવ્ય**————ઇબ્ને હિશામ કહે છે : જયારે પેલા દસ્તાવેજને ફાડી નાખવામાં આવ્યો અને જે કંઇ તેમાં લખેલું હતું તે બધું બેકાર ગયું તો અબૂ તાલિબે બહિષ્કારી ઘેરાનો અંત લાવનારા પેલા પાંચ વીરનરોની શાનમાં એક પ્રશંસા-કાવ્ય રચ્યું. (આ પ્રશંસા કાવ્ય કે કસીદાના ૨૬ શેઅરો છે. થોડાક આ રહ્યા :)

**અલા હલ અતા બહરિય-યના શુનઉ રબ્બના • અલા નાયિહિમ વલ્લાહુ બિન-નાસિ અર્વદુ.**

શું અમારા સમુદ્રપારના મુસાફિરોને અમારા પાલનહારની કારીગરીની પણ કંઇ ખબર મળી છે ? કે એમને દૂરો-દરાઝના મુલ્કોમાં નાખી દેવા છતાં,[1] અલ્લાહ તઆલા તેઓ પર કેટલો મહેરબાન છે ? શું કોઇ એવો શખ્સ નથી કે————

**ફ-યુખ-બિરહુમ અન્નસ-સહીફત મુઝ-ઝકત • વઅન કુલ્લુ મા-લમ યર-દહુલ-લાહુ મુફસુદુ.**

તેઓને આ વાતના સમાચાર પહોંચાડે કે કરારનામાના લખાણના ભૂકકા કરી નાખવામાં આવ્યા છે.

૧. દૂરો-દરાઝના મુલ્કોથી મતલબ અહીં બહિષ્કારી ઘેરો છે. ''હ''

વળી આ વાત કે જે વસ્તુમાં અલ્લાહની રઝામંદી ન હોય તે બરબાદ છે.

તદાઅચ લહા મન લચસા ફીહા બિ-કર-કરિન • ફતાઇ-રહા ફી રઅસિહા યત-રદ-દદુ.

આ લખાણ અંગે એવા લોકોને પણ એકત્ર થવું પડયું જેઓને એનો સંતોષ ન હતો. જેથી તેઓની કમનસીબીના પક્ષીઓ તેઓના સરો પર ફડફડાટ કરતાં હતાં.

વ કાનત કિફાઅંવ વક-અતુમ બિ-અસી-મતિન • લિ-યકતઅ મિન્હા સાઇદુંવ વ મુકલ-લદુ.

આ ઘટના એટલું મોટું પાપ હતું કે એની શિક્ષા તરીકે હાથ અને ડોકું કાપી નાખવામાં આવતે તો તે પણ વાજબી જ લેખાતે.

જઝલ-લાહુ રહતમ બિલ-હજૂનિ તતા-બઊ • અલા મલઇંચ - યહદી લિ-હઝમિંવ - વ-યુરશિદુ.

તે જૂથને અલ્લાહ જઝાએ-ખૈર આપે જેના સભ્યો "હજૂન" સ્થળેથી એક પછી એક મજલિસમાં પહોંચ્યા. જેઓ બુધ્ધિની વાતની પ્રેરણા આપીને સીધો રાહ ચીંધતા હતા.

કુઊદન લદય હતીમલ-હજૂનિ કઅન-નહુમ • મકાવિ-લતુન બલ હુમ અ-અઝઝુ વ અમજદુ.

તેઓ હતીમલ-હજૂન પાસે એવી રીતે બેઠેલા હતા જાણે કે તેઓ કૌમના સરદાર છે. સાચું તો આ છે કે તેઓ સરદારોથી વધુ આબરૂદાર અને વધારે દબદબાવાળા છે.

અઆન અલૈહા કુલ્લુ સકરિન કઅન-નહુ • ઇઝા મા મશા ફી રફ-રફિદ-દરઇ અહરદુ.

આ મામલામાં જેઓ સહકારી બન્યા તેઓનો દરેક સભ્ય જાણે કે એક શકરો હતો. જ્યારે તે પોતાના લાંબા-લાંબા લોખંડી પોશાકમાં ચાલતો, તો બેહદ મંદ ગતિએ કદમ ઉપાડતો.

કદવ મા કદવ ફી લૈલિહિમ સુમ્મ અસ્બહૂ • અલા મહલિંવ વ સાઇરુન-નાસિ વક-કદુ.

તેઓને જે મુનાસિબ લાગ્યું, રાતોરાત તેનો ફેસલો કરી લીધો અને વહેલી સવારે નિરધારેલા સ્થળે પહોંચી ગયા; એવી દશામાં કે બધા લોકો ઊંઘી જ રહ્યા હતા.

હુમ રજૂઊ સહલબ્ન બયદાઇ રાદિયન • વ સુર્ર અબૂ-બકરિમ બિહા વ મુહમ્મદુન.

આ લોકોએ સહલ બિન બયદાઅને રાજી કરીને મોકલ્યો. હઝરત અબૂબક્ર (રદિ.) પણ તેઓથી ખુશ થયા અને હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ પ્રસન્ન થઇ ગયા.

ફ-ઇન્ની વ ઇય્યાકુમ કમા કાલા કાઇલુન • લૈદૈકલ-બયાનુ લવ તકલ-લમ્ત અસવદુ.

મારી અને તમારી તો તેજ દશા છે જેમ કોઇ કહેનારે કહ્યું છે કે, "હે કાળા પહાડ ! બોલવાના તમામ સાધનો તો તારી જ પાસે છે !

**મુત્ઇમ બિન અદીના મરણનો મરસિયો**----------કુરૈશનો બહિષ્કારી ઘેરો તોડનારા માનવપ્રેમી સદ્‌ગૃહસ્થોમાં મુત્ઇમ બિન અદી નામના મૂર્તિપૂજક અગ્રેસરે પણ અગ્રભાગ ભજવ્યો હતો. તેના મરણ પર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઇર હઝરત હસ્સાન બિન સાબિતે એક શોક-કાવ્ય કિંવા મરસિયો રચ્યો જેમાં મુત્ઇમની સહ્રદયતા, સત્યપ્રિયતા અને ન્યાયશીલતાને ભાવનાભરી અંજલિ આપવામાં આવી છે. (અમે ન શેઅરોનો એ મરસિયો જતો કર્યો છે.) એજ મુત્ઇમ બિન અદીએ એક પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ સલ્લમને પોતાના રક્ષણમાં લઇને મક્કહ પ્રવેશનો પરવાનો આપવાની શરાફત પણ દાખવી હતી. (એનું બયાન પ્રકરણ ૫૮ માં વાંચો.)

## પ્રકરણ ૫૮

# તાઈફથી વાપસી અને ઈશાઅતે-ઈસ્લામ

તાઈફથી વાપસીમાં મુત્ઈમનું રક્ષણ • તુફૈલ બિન અમ્ર દવસીની આપવીતી • કલામે-ઈલાહીની જાદૂઈ તાસીર • તુફૈલ દવસીનો ઈસ્લામ સ્વીકાર • તુફૈલને અલ્લાહ તરફથી મળેલી નિશાની • તુફૈલના બાપા અને બીબીનો ઈસ્લામ સ્વીકાર • ઈસ્લામ માટે દવસ કબીલાની આનાકાની • દવસના લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં • મૂર્તિને બાળી નાખવાની પરવાનગી • હઝરત તુફૈલ અને ઈરતિદાદનો ફિત્નો • હઝરત તુફૈલનો ખ્વાબ અને શહાદત • અઅશા શાઈરની અધૂરી આશા • અઅશા શાઈરની કમનસીબી • અબૂ જહલની બેઈમાની સોદાગર સાથે • સોદાગરને રસૂલુલ્લાહ (સલ.)ની મદદ • અબૂ જહલ પર દહેશતની થરથરી • કુરૈશના જાસૂસનું બયાન.

**તાઈફથી વાપસીમાં મુત્ઈમનું રક્ષણ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનાવ એમ છે કે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઈસ્લામની તબલીગ માટે તાઈફ તશરીફ લઈ ગયા અને ત્યાંના લોકોને ઈસ્લામનું આમંત્રણ આપીને આ કામમાં સહકારી બનવાની વિનંતી કરી તો તેઓએ તોછડાઈ ભર્યો વર્તાવ કરીને આપની વિનંતીને ઠુકરાવી દીધી. ન ઈસ્લામ કબૂલ કર્યો, ન આપના સહકારી બન્યા, ન આપની પયગમ્બરીને માન્યતા આપી. ત્યારે આપ હતાશ વદને તાઈફથી મક્કહ તરફ પાછા વળ્યા. ગારે-હિરામાં મુકામ કર્યો અને ત્યાંથી અખનસ બિન શરીક નામે ગૃહસ્થને સંદેશો મોકલાવ્યો કે, "મને આસરો આપો તો હું મક્કહમાં પ્રવેશ કરૂં !"

અખનસે જવાબ આપ્યો કે, "મારી હૈસિયત એક કરારી જેવી છે અને કરારી કોઈને આસરો આપવાનો અધિકાર ભોગવતો નથી જેથી આપને આસરો આપવાથી લાચાર છું." ત્યારે આપે મક્કહના સુહેલ બિન અમ્ર નામે ગૃહસ્થને કહેણ મોકલાવ્યું તો તેણે જવાબમાં કહી દીધું કે, "બનૂ આમિરના લોકો બનૂ કઅબના મુકાબલામાં કોઈને આસરો આપી શકે નહિ !"

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુત્ઈમ બિન અદીને આસરો આપવાનું કહેણ મોકલાવ્યું. મુત્ઈમે તરત આપની વિનંતીનો સ્વીકાર કરી લીધો. એજ વેળા તે પોતાના પુત્રો સાથે હથિયારો સજીને ખાનએ-કઅબહમાં પહોંચી ગયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આસરો આપવાનું એલાન કરીને આપને કહેણ મોકલાવ્યું કે, "હે મુહંમદ ! આપ ખુશીથી અને શાંતિથી ખાનએ-કઅબહમાં

પધારો!'' ત્યારે આપ ગારે-હિરાથી નીકળીને મક્કહ પધાર્યા. ખાનએ-કઅબહનો તવાફ કર્યો. તવાફથી પરવારીનં નમાઝ અદા કરી અને તે પછી આપ પોતાના મકાને તશરીફ લઇ ગયા. એ દરમિયાન મુત્ઈમ બિન અદી અને તેના બેટાઓ હથિયારો સજીને આપનો પેહરો ભરતા રહ્યા.

**તુફૈલ બિન અમ્ર દવસીની આપવીતી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની કૌમના હાથે તરહ-તરહની તકલીફો ભોગવવા છતાં તેઓને ઇસ્લામનું આમંત્રણ આપતા રહ્યા અને મૂર્તિપૂજાની જે રૂહાની ગંદકીમાં તેઓ સબડતા હતા તેનાથી નજાત મેળવી લેવાની તેઓને નસીહતો ફરમાવતા રહ્યા. ત્યારે કુરૈશની મનોદશા એવી હતી કે મક્કહમાં બહારગામથી આવનાર દરેક માણસને ઝડપી લઇને, તેને બહેકાવી-ફોસલાવીને, એવો ભડકાવી મૂકતા કે તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો સાંભળવાનું તો દરકિનાર, આપની નઝદીક જવાની પણ હિંમત નહિ કરતો.

તુફૈલ બિન અમ્ર દવસી નામે એક વિદ્વાન ગૃહસ્થ પોતાનો અંગત અનુભવ વર્ણવતાં કહે છે : ''હું મારા દવસ કબીલાનો સરદાર હોવા ઉપરાંત શાઇર પણ હતો. એક વેળા એવા સમયે મક્કહ આવ્યો જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં મવજૂદ હતા. જેવો જ હું શહેરમાં દાખલ થયો લોકોએ ચોતરફથી મને ઘેરી લીધો અને કહ્યું,

''હે તુફૈલ ! તમે અમારા શહેરમાં આવ્યા તો ખરા પણ જુઓ, અહીં અમારામાંથી જ એક શખ્સ જાહેર થયો છે, જેણે અમને મોટા સંકટમાં નાખી દીધા છે.

જેણે અમારા કુટુંબોમાં કુસંપ જન્માવી દીધો છે. જેણે અમારૂં સંગઠન તોડીને અમારો વહેવાર ખોરવી નાખ્યો છે. તેની વાતોમાં જાદૂની તાસીર છે. પોતાની જાદુભરી વાણીથી તે બેટાને-બાપથી, ભાઇને-ભાઇથી, મિયાંને બીબીથી અલગ કરી નાખે છે. અમને ધાસ્તી તમારી અને તમારી કોમની છે. ન થાય કે તે તમારી વચ્ચે પણ ફાટફૂટ નાખી દે, જેવી રીતે કે તેણે અમારી કૌમમાં ફાટફૂટ નાખી દીધી છે. માટે તમારે ન તેની સાથે વાત કરવી, ન તેની વાતો સાંભળવી ન તેને મળવાની કોશિશ કરવી !''

તુફૈલ દવસી કહે છે : ''તેઓએ ભંભેરણી કરીને મારા એવા તો મારા કાન ભર્યા કે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી એકદમ બદગુમાન થઇ ગયો. મેં મનમાં ગાંઠ વાળી લીધી કે એ માણસથી ચેતીને રહીશ. ન એની સાથે વાત કરીશ ન એની કોઇ વાત સાંભળીશ. બીજા દિવસે સવારે કઅબહમાં જવા પહેલાં મેં મારા કાનોમાં રૂના પૂમડા ઠોંસી લીધાં એવા વિચારે કે કદાચ એ માણસ સાથે ભેટો થઇ જાય તો હું એની વાતો સાંભળી ના શકું !''

**કલામે-ઇલાહીની જાદૂઇ તાસીર**——————''સવારે જયારે હું ખાનએ-કઅબહ પાસે ગયો તો શું જોઉં છું કે અલ્લાહના પયગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહ પાસે નમાઝમાં ઊભેલા છે. ન ઇચ્છવા છતાં અલ્લાહએ મને આપની પાસે લઇ જઇને ઊભો કરી દી . કેમકે આપની કોઇ ન કોઇ વાત મારા કાનોમાં પડી જાય તેવી અલ્લાહની ઇચ્છા હતી. ત્યાં જઇને મેં શું સાંભળ્યું ? એવી મીઠી; મધુરી, દિલ વાણી આથી પહેલાં કદી સાંભળી ન હતી. મેં મનમાં કહ્યું, ''મારી મા મને રડે ! વલ્લાહ, હું બુધ્ધિશાળી છું, શાઇર છું, જવાંમર્દ છું. કોઇ અણસમજ બાળક નથી કે પોતાનું ભલુંબુરૂં સમજી ન શકું. પછી શું કામ એમની વાત મારે

ન સાંભળવી? ઠાવકી હશે તો કબૂલ કરીશ. નઠારી હશે તો જતી કરીશ.''

થોડીક પળો મક્કમ રીતે હું ત્યાં જ થોભી રહ્યો. પછી જયારે રસૂલૂલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની નમાઝ પૂરી કરીને ઘર તરફ જવા લાગ્યા તો હું પણ આપની પાછળ-પાછળ ચાલી નીકળ્યો. જયારે આપ પોતાના ઘર પાસે પહોંચીને અંદર પધાર્યા તો મેં કહ્યું, ''હેં મુહંમદ ! આપના લોકોએ મને આપના વિશે આ આ વાતો કહી હતી અને ચેતવણી આપી હતી કે ખબરદાર એમની વાતો સાંભળી તો માર્યો જશે. જેના ડરથી મેં મારા કાનોમાં રૂના પૂમડાં ઠોંસી લીધાં હતાં. તેમ છતાં અલ્લાહએ મને આપની વાતો સંભળાવી જ દીધી. સાચું કહું તો જે વાતો મેં આપનાં મુખે સાંભળી એ બધી સારી જ વાતો છે. હવે બતાવો કે એની હકીકત શું છે અને આપના સિધ્ધાંતો શું છે ?''

**તુફૈલ દવસીનો ઇસ્લામ સ્વીકાર**————''જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સમલ્લમએ મને કુર્આનની થોડીક આયતો પઢી સંભળાવી અને સાથે ઇસ્લામના શું અર્થ છે અને તેના ઉસૂલો શું છે તે પણ મને સમજાવી દીધું. વલ્લાહ ! આપના મુખે કુર્આનની આયતો સાંભળીને મને થયું કે આવી છટાદાર વાણી અગાઉ કયારેય મેં સાંભળી નથી અને ઇસ્લામના ઉસૂલો પણ આટલા સરલ અને સુપ્રમાણ હશે તેવું મારી કલ્પનામાં પણ ન હતુ. એજ વેળા આપના હાથ પર મેં ઇસ્લામ સ્વીકારી લીધો. અલ્લાહ એક છે અને મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેના સાચા રસૂલ છે તેની મૌખિક ગવાહી પણ આપી દીધી. પછી મેં અરજ કરી, ''હે અલ્લાહના નબી ! હું મારી કૌમનો સરદાર છું. મારી કૌમના લોકો મારી વાતોને માને છે. હવે હું મારી વસતિમાં જઇને ત્યાંના લોકોને ઇસ્લામનું આમંત્રણ આપવાનો છું. આપ મારી કામયાબી માટે દુઆ ફરમાવો અને મને કોઇ એવી નિશાની આપો જેનાથી મારી વાતને ટેકો મળે અને લોકોને તેની સચ્ચાઇની ખાતરી થાય.''

આપે ફરમાવ્યું, ''અલ્લા હુમ્મજ-અલ-લહૂ આયતન'' હે અલ્લાહ ! એને કોઇ નિશાની આપી દેજે!

**તુફૈલને અલ્લાહ તરફથી મળેલી નિશાની**————હઝરત તુફૈલ દવસી ફરમાવે છે : ''એ પછી હું મારી કૌમની વસતિ તરફ ઊપડી ગયો. જયારે બે પહાડોની વચ્ચે આવેલી ખીણમાં પહોંચ્યો, જયાંથી મારી વસતિ દેખાતી હતી તો મેં જોયું કે, મારી બે આંખોની વચ્ચે એક કુદરતી નૂર પ્રકટી ઊઠયું જે મારી પેશાની પર ઝગારા મારવા લાગ્યું પણ આ કુદરતી નૂરથી મને એવી ધાસ્તી પેઠી કે મારી વસતિના અભણ અને ગમાર લોકો એવું ન સમજી લે કે મૂર્તિપૂજાનો ધર્મ છોડી દેવાની શિક્ષા તરીકે મને આ કોઇ રોગ લાગુ પડી ગયો છે. જેથી મેં દુઆ માગી, ''હે અલ્લાહ ! આ ઝગારા મારતા પ્રકાશને મારા ચેહરા સિવાય બીજી કોઇ વસ્તુમાં પ્રગટાવી દે!''

''મેં જોયું કે એજ વેળા નૂર પોતાનું સ્થળ બદલીને મારા ચાબુકના છેડા પર પ્રકાશી ઊઠયું. એવું લાગતું હતું જાણે ઝગમગાતો દીવો વાયુમાં અધ્ધર છે. એજ દશામાં પહાડોની ખીણમાં ચાલતો મારી કૌમની વસતિ તરફ ઊપડ્યો. રાતનો સમય હતો. જયારે વસતિમાં દાખલ થયો તો મારી કૌમના લોકો મારા ચાબુકના છેડા પર ઝળહળી રહેલા નૂરને જોઇને દંગ થઇ ગયા. વસતિ પાસે આવેલા પહાડી રસ્તા પરથી હું [illegible] રહ્યો હતો. ત્યારથી આ લોકો એ નૂરને જોઇ રહ્યા હતા. એમની પાસે પહોંચીને હું વાતે વળગ્યો ત્યાં [illegible] કે પ્રભાતનું અજવાળું રેલાવા લાગ્યું.''

**તુફૈલના બાપા અને બીબીનો ઇસ્લામ સ્વીકાર**————''સવાર પડી તો બાપુજી મારી પાસે

આવ્યા. તેઓ એક વયોવૃધ્ધ ગૃહસ્થ હતા. મેં કહ્યું, ''પિતાજી ! મારાથી આઘા રહો. આજથી તમારી સાથે મારો કોઇ સંબંધ નથી. ન હું તમારો છું ન તમે મારા છો.''

બાપુજી નવાઇથી બોલ્યા. ''વહાલા બેટા ! એમ કેમ ?''

મેં કહ્યું, ''માનવંતા પિતાજી ! મેં તો મુહંમદ નો ધર્મ ઈખ્તેયાર કરી લીધો છે. હું મુસલમાન બની ગયો છું.''

''ત્યારે કહેતો કેમ નથી હે મારા વહાલા પુત્ર ! '' પિતાજી બોલ્યા, ''જા બેટા ! જે તારો ધર્મ તે મારો ધર્મ.''

''વારૂ તો ઘરમાં જઇને ગુસલ કરો અને પછી મારી પાસે આવો. પોશાક પણ ચોખ્ખો પહેરી લેજો.''

પિતાજીએ એજ વેળા ગુસલ કરીને પાક પોશાક પહેરી લીધો અને પછી મારી સામે આવીને બેસી ગયા તો મેં તેમને કલિમો પઢાવીને મુસલમાન બનાવી લીધા અને ઈસ્લામના અર્થ પણ તેમને સમજાવી દીધા. એ પછી મારી ઘરવાળી મારી પાસે આવી. મેં તેને કહ્યું. ''ખબરદાર બીબી ! મારાથી આઘી રહેજે. હવેથી કોઇ સંબંધ તારી ને મારી વચ્ચે રહ્યો નથી. ન હું તારો છું ન તું મારી છે.''

તે બોલી, ''મારા સરતાજ ! હું અને મારા માબાપ આપની ઉપર કુરબાન ! આજે આમ કેમ બોલો છો?''

મેં કહ્યું, ''મારી અને તારી વચ્ચે ઈસ્લામ આડે આવી ગયો છે. હું મુસલમાન બનીને દીને-મુહંમદીમાં દાખલ થઇ ગયો છું.''

તે બોલી, ''તો એથી શું થયું મારા સરતાજ ! ચાલો જે તમારો ધર્મ તે મારો ધર્મ.''

''વારૂ તો ''ઝુશ-શરા''ના હિનામાં જઇને પહાડમાંથી વહેતા ઝરણામાં ગુસલ કરી લે અને મૂર્તિ પૂજાના મેલથી પાકસાફ થઇને પછી મારી પાસે આવ.''

ઈબ્ને હિશામ કહે છે. કેટલાકે ''હિના''ને બદલે ''હિમા ઝુશ-શરા'' કહ્યું છે. ''હિમા'' ના અર્થ ઘાસનું બીડ અથવા મકાનની ફરતે આંતરી લીધેલો વાડો કે કંપાઉન્ડ થાય છે. 'ઝુશ-શરા''દવસ કબીલાના લોકોની મૂર્તિનું નામ છે. એ વાડાની જમીન હઝરત તુફૈલ દવસીના સુસરાલની હતી. એમાં એક ઝરણું હતું. જેનું પાણી પહાડોમાંથી વહીને આવતું હતું.

ઘરવાળી બોલી, ''સરતાજ ! ઝુશ-શરાથી મને ખતરો લાગે છે. એવું ન થાય કે મુજ પર યા મારા બાળકો પર દેવીનો કોપ તૂટી પડે !'' ૧

મેં કહ્યું, 'પથ્થરની મૂર્તિથી શું ડરવાનું ? જા એનો જોખમદાર હું છું.''

જયારે તે ન્હાઇધોઇ સાફ પોશાક પહેરીને આવી તો મેં તેને પણ કલિમો પઢાવીને મુસલમાન બનાવી લીધી.

૧. આ ખતરાનું કારણ તેઓની એ જ વહેમી માન્યતા હતી કે મંદિરના પુરોહિતની પરવાનગી વગર મૂર્તિના કંપાઉન્ડમાં દાખલ થનાર પર દેવી-દેવતાનો કોપ કે શ્રાપ તૂટી પડે છે. મુસલમાન બનવા બાદ હઝરત તુફૈલને સમજાઇ ગયું કે એ બધા જંગલી વહેમો છે. ''હ''

**ઇસ્લામ માટે દવસ કબીલાની આનાકાની**————એ પછી મેં મારા દવસ કબીલાના લોકો આગળ ઇસ્લામની રજૂઆત કરી અને તેઓને મુસલમાન બની જવાની હાકલ કરી. પણ મારી કૌમના લોકો ઇસ્લામ-અંગીકારમાં આના કાની કરવા લાગ્યા. ત્યારે હું પાછો રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મક્કહ ગયો. મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! મારા દવસ કબીલાની નાગાઇ અને આડાઇ મારા તબલીગી કામમાં આડે આવી છે. આપ દુઆ ફરમાવો કે જલદી તેઓ મુસલમાન બની જાય.''

આપે દુઆ કરી, ''અલ્લા હુમ્મ ઇહદિ દવસન.'' એટલે એ અલ્લાહ ! દવસના લોકોને હિદાયત આપી દે !''

દુઆ ખતમ કરીને મને ફરમાવ્યું, ''ઇરજિઅ ઇલા કવમિક, ફદ-ઉહુમ, વરફુક બિહિમ.''જા પોતાની કૌમ તરફ, તેઓને ઇસ્લામનું આમંત્રણ આપ અને તેઓ સાથે નરમાશનો વર્તાવ કર.

**દવસના લોકો રસૂલુલ્લલ્લાહ (સલ.)ની તહેનાતમાં**————મક્કહથી મારા ગામે આવીને હું મારા દવસ કબીલાના લોકોને ઇસ્લામનું આમંત્રણ આપતો રહ્યો ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ ચાલ્યા ગયા અને બદ્ર, ઉહુદ તથા ખન્દકના યુધ્ધો પણ ખેલાઇ ગયાં જેમાં ભાગ લેવાથી હું મહરૂમ રહી ગયો. એ પછી જયારે જંગે-ખયબરનો પ્રસંગ સર્જાયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે ખયબર તશરીફ લઇ ગયા તો હું પણ મારી કૌમના મુસલમાન બનેલા લોકો સાથે ખયબર પહોંચી ગયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખયબરના યહૂદીઓ પર જીત મેળવી લીધી તો બીજા મુસલમાનો સાથે અમને બધાને પણ ગનીમતના માલમાંથી હિસ્સો આપ્યો. ત્યાંથી અમે મદીનહ પાછા ફર્યા તો મારા કબીલાના સિત્તેર યા એંસી કુટુંબો મદીનહમાં જ વસી ગયા.''

**મૂર્તિને બાળી નાખવાની પરવાનગી**————હઝરત તુફૈલ બિન અમ્ર દવસી રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે : ''એ પછી હું કાયમ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં રહેવા લાગ્યો ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશ પર જીત મેળવીને મક્કહ ફતેહ કરી લીધું. ત્યારે એક દિવસે મેં વિનંતી કરી, ''હે અલ્લાહના નબી ! મને બનૂ અમ્ર બિન હુમ-મહની વસતિમાં જવાની પરવાનગી આપો કે જેથી હું ત્યાં જઇને તેઓની ''ઝુલ-કફૈન'' મૂર્તિને બાળી નાખું !''

ઇબ્ને ઇસ્હાક કહે છે : તુફૈલ દવસીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પરવાનગી આપી દીધી. તુફૈલ તે વસતિમાં પહોંચી ગયા. અને લાકડાની ઝુલ-કફૈન મૂર્તિને આગ ચાંપી દીધી. મૂર્તિ ભડકે બળતી હતી અને તુફૈલ આ શેઅર લલકારતા હતા :

**યા ઝલ-કફૈન ! લસતુ મિન ઇબાદિકા • મીલાદુના અકૂદમુ મિમ મીલાદિકા.**

**ઇન્ની ખશવ-તુન-નારિ ફી ફુવાદિકા.**

હે ઝુલ-કફૈન ! હું તારા પૂજારીઓમાં નથી. અમારો જન્મ તારા જન્મ પહેલાં થયો છે. મેં તારા કલેજામાં આગ ચાંપી દીધી છે. [1]

---

૧. ત્રીજી કડીમાં ફુવાદ શબ્દ આવેલો છે જેના અર્થ દિલ,હૃદય, જિગર વગેરે થાય છે. ''હ''

**હઝરત તુફૈલ અને ઇરતિદાદનો ફિત્નો**----------ઝુલ-કફૈન મૂર્તિને આગમાં ફૂંકીને હઝરત તુફૈલ પાછા મદીનહ આવી ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મદીનહ માં જ રહ્યા ત્યાં સુધી કે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાની પાસે પોતાના દરબારમાં બોલાવી લીધા.

આપની વફાત પછી અરબના કેટલાક કબીલાઓમાં ઇરતિદાદ (ઇસ્લામથી ફરી જવાનો) ફિત્નો પૈદા થઇ ગયો. તે વેળા હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) મુસલમાનોના ખલીફા હતા. ખલીફાના હુકમથી મુસલમાનોએ મુરતદ કબીલાઓ સાથે જિહાદ કર્યો. આ જિહાદમાં બીજા મુસલમાનો સાથે હઝરત તુફૈલે પણ ભાગ લીધો અને અલ્લાહની મદદથી મુસલમાનોએ, તુલૈહા નામે જૂઠા પયગમ્બરની વસતિ ઉપરાંત આખા નજ્દ પ્રદેશની ભૂમિ માંથી ઇરતિદાદના ફિત્નાનો ખાતેમો બોલાવી દીધો. એ પછી હઝરત તુફૈલ બીજા મુસલમાનો સાથે ''જંગે-યમામહ'' માટે રવાના થયા. ત્યાં મુસૈલિમહ કઝઝાબ નામના ફિત્નાખોર માણસે પોતે પયગમ્બર હોવાનો જૂઠો દાવો કર્યો હતો. આ પ્રવાસમાં હઝરત તુફૈલ સાથે એમના પુત્ર અમ્ર બિન તુફૈલ પણ હતા. મુસલમાન મુજાહિદો કૂચકદમ કરતા યમામહ તરફ બઢી રહ્યા હતા, ત્યારે એક રાતે હઝરત તુફૈલ દવસીએ એક ખ્વાબ જોયો. સવારે જાગીને પોતાના સાથીઓને કહ્યું, ''હે ભાઈઓ ! રાતે મેં એક ખ્વાબ જોયો છે. મને તેની તઅબીર આપો.''

**હઝરત તુફૈલનો ખ્વાબ અને શહાદત**----------સાથીઓએ પૂછયું, ''હે તુફૈલ ! તમે શું ખ્વાબ જોયો છે ?'' બોલ્યા, ''મેં જોયું કે મારૂં માથું મૂંડી નાખવામાં આવ્યું અને મારા મુખમાંથી એક પક્ષી નીકળીને ઊડી ગયું. પછી રસ્તામાં મને એક સ્ત્રી મળી. તેણે મને પોતાના યોનિમાં સમાવી લીધો. પછી મેં જોયું કે મારો પુત્ર બેબાકળો થઇને મને અહીંતહીં શોધી રહ્યો છે પણ લોકો તેને મારી પાસે આવવા દેતા નથી.''

સાથીઓ બોલ્યા, ''ધન્યવાદ હો હે તુફૈલ ! તમે બહુ મુબારક ખ્વાબ જોયો છે. એનું ફળ સારૂં જ છે.''

તુફૈલે કહ્યું,''મેં પણ આ ખ્વાબનું એક ફળ તારવી લીધું છે.''

''તે શું ?'' સાથીઓએ પૂછયું.

તુફૈલ બોલ્યા, ''માથું મૂંડાવાનું ફળ માથું કપાઇ જવું છે. પક્ષી મુખમાંથી નીકળીને ઊડી ગયું તેનું ફળ મારૂં પ્રાણ પંખેરૂ ઊડી જવું છે. તે સ્ત્રી જેણે મને પોતાની યોનિમાં સમાવી લીધો એનું ફળ તે જમીન છે જેમાં મારા માટે ખાડો ખોદવામાં આવશે અને જેમાં મને દાટી દેવામાં આવશે. મારા પુત્રનું મને શોધવું અને તેનું મુજ સુધી ન પહોંચવું એનું ફળ તે આફતો અને સંકટો છે જેમાં મારો પુત્ર સપડાઇ જશે. પણ જે આફત મુજ પર ઊતરી તેમાંથી તે ઊગરી જશે.''

અલ્લાહની અપાર રહમતો હો હઝરત તુફૈલના આત્મા પર ! તેઓ યમામહના યુધ્ધમાં શહીદ થઇ ગયા. એમના ભાગ્યશાળી પુત્ર હઝરત અમ્ર લડાઈમાં સખત રીતે ઘવાયા. પણ પછી તંદુરસ્ત થઈને હઝરત ઉમર ફારૂક (રદિ.)ના જમાનામાં યરમૂકના યુધ્ધમાં શહીદ થયા. (હઝરત તુફૈલની ઘટના અહીં પૂરી થઈ.)

**અઅશા શાઇરની અધૂરી આશા**----------ઇબ્ને હિશામ કહે છે : મુસલમાન બનવાની મહેચ્છા

ધરાવનારાઓમાં એક અઅશા બિન કૈસ નામે શાઈર પણ હતો. એનું પૂરૂં નામ અઅશા બિન કૈસ બિન સઅલબા બિન ઉકાબા બિન સઅબ બિન અલી.....બનૂ બક્ર બિન વાઈલના કબીલામાંથી હતો. બહુ ઊંચા પાયાનો પંકાયેલો શાઈર હતો. પોતાની વસતિમાંથી નીકળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા ઊપડયો. રસ્તાનો પ્રવાસ ખેડતાં તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં આ કાવ્ય રચ્યું :

**અલમ તગ-તમદ્દુ અયનાક લયલત અરમદા • વ બિત્ત કમા બાતસ-સલીમુ મુસહ-હદા.**

રાતે દુખતી આંખોની ઊડી ગયેલી ઊંઘ પેઠે શું તારી આંખ પણ નથી લાગી ? તેં પણ આ રાત એવી જ રીતે ગુજારી દીધી જેમ સાપનો દંશેલો રાત ગુજારે છે. (એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દર્શનની અભિલાષામાં શાઈરને ઊંઘ નહિ આવી.)

**વમા ઝાક મિન ઈશકિન-નિસાઈ - વ-ઈન્નમા • તના-સયતુ કબ્લલ યવમિ ખલ્લત મહ-દદા.**

મારી આ દશા કોઈ રૂપસુંદરીઓના ઈશ્કને કારણે થવા પામી નથી. મહ-દદનો પ્રેમ તો આજથી લાંબા કાળ પૂર્વે હું વિસારી ચૂકયો છું. (મહ-દદ કવિની માશૂકાનું નામ.)

**વલાકિન અરદ-દહરલ - લઝી હુવા ખાઇનુન • ઈઝા અસ-લહત કફ્ફાય આદ ફફસદા.**

પરંતુ બેઈમાન કાળચક્રની હાલત હું નિહાળી રહ્યો છું કે જયારે મારા હાથ કોઈ કામને સુધારે છે તો તે ફરીવાર તેને બગાડી નાખે છે.

**કહ્લંવ વ શુબ્બા-નન ફકદ-તુ વ સર-વતન • ફલિલ-લાહિ હાઝદ - દહરુ કયફ તરદ-દદા.**

કેટલાય આધેડો, કેટલાય યુવકો અને કેટલાય વિલાસો-વૈભવોને હું ગુમાવી બેઠો છું. અલ્લાહ આ જમાનાને સમજી લે ! એનું આવન-જાવન કેટલું આશ્ચર્યકારક કે શંકાશીલ છે !

**વમા ઝિલ્તુ અબગિલ- મુઝઅના ચાફિઉન • વલીદંવ વ કહલન હીના શિબ્તુ વમ-રદા.**

યૌવનકાળે પહોંચવા પહેલાં જયારે હું કિશોરવયનો અને દાઢીમૂછ વગરનો હતો અને જયારે આધેડવયે પહોંચીને વૃદ્ધ થઈ ગયો તો સદા ધન-દવલતની જ શોધમાં રહ્યો.

**વબ-તઝિલુલ-ઈસલ-મરાકીલ તગ-તલી • મસાફત્ મા બયનન-નુજૈરિ ફસર-ખદા.**

અને હવે રાતાં -સફેદ ઊંટોને, એકમેકને ટપી જવાની ઝડપી ગતિએ ઝપાટાભેર દોડાવીને પામાલ કરી રહ્યો છું.

**અલા ઐયુ-હાઝસ-સાઇલિ ઐન યમ-મમત • ફઈન્ન લહા ફી અહલિ યસરિબ મવઈદા.**

હે મ : એવું પૂછનારાઓ કે, "આ ઊંટોએ આખર કયાં જવાનો નિર્ધાર [illegible] છે ?" તો સાંભળી લો કે એમનું વચન--સ્થળ યસરિબવાસીઓ છે. (એટલે મદીનહ પહોંચવાનું છે.)

**આલૈતુ લહા આરી લહા મિન કલાલતિન • વલા મિન હફય હત્તા તુલાકી મુહમ-મદા.**

અને હવે મેં સોગંદ ખાય લીધા છે કે ઊંટણી પર દયા નહિ કરૂં, ભલે એ થાકી જાય કે પછી એની ખુરીઓ ઘસાઇ જાય; ત્યાં સુધી કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સુધી પહોંચી જાઉં.

**મતા મા તુનાખી ઇન્દ બાબિબ્તે-હાશિમિન • તુરાહી વ તલકા મિન ફવા-દિલતિ નદા.**

જયારે તને (હે ઊંટણી!) હાશિમના ફરઝંદ મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આંગણે બેસાડી દેવામાં આવશે તો ત્યાં તું રાહત મેળવશે અને આપના ઉદાર વર્તાવથી ફેઝયાબ થશે.

**નબીય-યુન યરા મા-લા-તરૌન વ ઝિકરુહૂ • અગાર્ લ-અમ્રી ફિલ-બિલાદિ વ અબજદા.**

તે એવા નબી છે જેઓ એવી વસ્તુઓ જોઇ શકે છે જેને તમે જોઇ શકતા નથી અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખ્યાતિ નીચે ઉપરના તમામ શહેરોમાં પ્રસરી ચૂકી છે.

**લહૂ સદકાતુમ મા તુગિબ્બુ વ નાઇલુન • વ લયસા અતાઉલ-યવમિ માનિઅહુ ગદા.**

આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાન-પ્રદાનની પ્રવૃત્તિ લગાતાર અને અતૂટ છે. આજનું આપેલું કાલે ફરીવાર આપવામાં નડતર રૂપ બનતું નથી.

**અજિદ-દક લમ તસ્મઅ વ સાત મુહમ-મદિન • નબિઅલ-ઇલાહિ હયસુ અવસા વ અશહદા.**

શું તારી દોડધામે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બોધવચનો નહિ સાંભળ્યાં ? આપની દરેક નસીહત અને આપની દરેક ગવાહી અલ્લાહએ આપેલા સમાચાર પર નિર્ભર હોય છે.

**ફ ઇય્યાક વલ-મયતાતિ લા તક-રબન-નહા • વલા તઅ-ખુઝન સહમન હદીદન લિતફ-સિદા.**

માટે મુરદાર વસ્તુઓથી પોતાને બચાવી લે. તેની નિકટ પણ ન જા. અને લોહી રેડવા માટે અણીદાર તીરો ન લે. (એટલે મૂર્તિઓની વેદી પર પ્રાણીઓનો વધ ન કર.)

**વ-લન-નુસુબલ-મનસૂબ લા તન-સુકન-નહૂ • વલા તઅ-બુદિલ-અવસાન વલ્લાહિ ફઅબુદા.**

અને આ મૂર્તિઓની વેદી પર પ્રાણીઓનું બલિદાન ન આપ. મૂર્તિઓની પૂજાનો ત્યાગ કરીદે અને એક અલ્લાહની બંદગી કર.

**વલા તક-રબુન્ન હર્રતન કાના સિર-રુહા • અલૈક હરામન ફન-કિહના અવ તઅબ-બદા.**

અને કોઇ આબરૂદાર સ્ત્રીની નઝદીક પણ ના જા; જેનું સમાગમ તારા માટે હરામ છે. માટે ધર્મના કાનૂન મુજબ તેની સાથે લગ્ન કર યા તો સ્ત્રીઓથી વિમુખ થઇ જા.

**વ સબ્બહ અલા હીનિલ-અશિય-યાતે વદ-દુહા • વલા તહ-મદિશ-શયતાન વલ્લાહિ ફહમદા.**

અને દિનરાત અલ્લાહના ગુણગાનમાં તલ્લીન બની જા શયતાનના વખાણ કે યશોગાન ન ગા, એકમાત્ર અલ્લાહના યશોગાન કર.

**વલા તસ-ખરમ મિમ બાઇસિન ઝી ઝરા-રતિન • વલા તહ-સબન-નલ-માલ લિલ-મઈ મુખ લેદા.**

હાજતમંદો, ગરીબો, લાચારોની હાંસી ન ઉડાવ. ધન-દવલત વિષે એવું ન ધારી લે કે તે ઇન્સાનને

અમર બનાવી દેશે.

**અઅશા શાઇરની કમનસીબી**————અઅશા શાઇર જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દર્શન તથા ઇસ્લામ સ્વીકાર માટે પોતાની ઊંટણીને ઝડપભેર દોડાવતો મક્કહ નજીક પહોંચી ગયો તો ત્યાં કુરૈશના કેટલાક મૂર્તિપૂજકો સાથે તેની મુલાકાત થઈ. એક મૂર્તિપૂજકે આગળ વધીને તેને મક્કહ આવવાનું કારણ પૂછ્યું તો અઅશાએ કહ્યું, ''હું મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દર્શન કરીને મુસલમાન બનવા માગું છું.''

મૂર્તિપૂજક બોલ્યો, ''હે અબૂ બસીર ! તને કંઇ ખબર છે ? મુહંમદ તો રોજ નવા નવા કાનૂન ઘડે છે અને વ્યભિચારને તો તેમણે હરામ કરાવી દીધો છે.''

અઅશા શાઇરે કહ્યું, ''વલ્લાહ ! આ વસ્તુની હવે મને જરૂર નથી.''

''અરે તેણે તો શરાબને પણ હરામ કરી દીધો છે.'' મૂર્તિપૂજક બોલ્યો.

''હેં શું કહ્યું, શરાબ પણ હરામ ?''

''હા સાચું જ કહું છું. જૂઠું બોલવાની મારે શી જરૂર ?''

''ત્યારે તો હાલ મુસલમાન બનવાનું માંડી વાળું છું.'' અઅશા શાઇરે કહ્યું, ''સાંભળો શરાબનો તો હું આશિક છું. શરાબ વગર શાઇરનો ગુજારો થઇ શકે નહિ. અત્યારે હું પાછો જાઉં છું. આવતા વરસે વિચાર કરીને આવીશ. એમ પણ મુસલમાન બનવાની મારે ઉતાવળ નથી.''

અઅશા શાઇરની કમનસીબી જુઓ કે અમૃતના ઝરણા પાસે પહોંચીને તરસ્યો પાછો વળી ગયો. એનું નસીબ તો ફૂટેલું હતું, જીવન પણ ફૂટી ગયું. અર્થાત એજ વરસે એ મરી ગયો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવાની અને મુસલમાન બનવાની અને આબે-હયાત પીવાની એની આશા અધૂરી રહી ગઈ.

**અબૂ જહલની બેઇમાની સોદાગર સાથે**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અલ્લાહનો દુશ્મન અબૂ જહલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પ્રત્યે કટ્ટર દુશ્મનાવટ અને હડહડતો વિરોધ ધરાવતો હતો. તેના દરેક હીચકારા કૃત્ય વેળા અલ્લાહ તરફથી તેનો ફજેતો બોલાવી દેવામાં આવતો હતો. છતાં તે પોતાની નીચ હરકતો છોડતો ન હતો.

એક વેળા ઇરાશ યા ઇરાશાનો [1] એક સોદાગર પોતાના ઊંટો લઇને વેપાર માટે મક્કહ આવ્યો. અબૂ જહલે કિંમત ઠરાવીને કેટલાંક ઊંટો તેની પાસેથી ખરીદી લીધાં અને હમણા પૈસા લાવું છું કહીને ઊંટોને હંકારી ગયો. અને પછી તો પૈસાની ચૂકવણીમાં આજકાલના બહાના કાઢતો રહ્યો ત્યાં સુધી કે સોદાગર તેના વાયદાઓથી કંટાળી ગયો. ત્યારે નાછૂટકે ઇરાશી સોદાગર કઅબહ પાસે જઇને કુરૈશની મજલિસમાં ઊભો થઇ ગયો. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ કઅબહના એક ખૂણે બિરાજમાન હતા.

---

૧. ઇરાશ યા ઇરાશા : ખશઅમ કબીલાની એક શાખનું નામ ખશઅમ અથવા ખસઅમ કબીલાના લોકો મુલ્કે-યમનમાં વસેલા હતા. (વુકૂદે-અરબ બારગાહે-નબવીમેં પેજ ૨૮૮) ''હ''

ઇરાશી સોદાગરે કુરેશની મજલિસમાં મદદની ધા નાખતાં પોકાર કર્યો, "છે કોઇ માઇનો લાલ જે મારી ફરીયાદ સાંભળીને મને અબુલ-હકમ બિન હિશામ પાસેથી મારા ઊંટોની કિંમત અપાવે ! હું તો એક પરદેશી મુસાફિર છું. તેણે મારો હક પચાવી પાડયો છે."

મજલિસના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ આંગળીનો ઇશારો કરતાં તેને કહ્યું, "શું તને પેલા ગૃહસ્થ ત્યાં બેઠેલા દેખાય છે ? જા એની પાસે, એ તારી ફરિયાદ સાંભળીને તને મદદ કરશે."

આ લોકોનો હેતુ ગમ્મતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હાંસી ઉડાવવાનો હતો. કેમકે બધા જાણતા હતા કે અબૂ જહલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પ્રત્યે કેવી અને કેટલી અદાવત ધરાવે છે !

**સોદાગરને રસૂલુલ્લાહ (સલ.)ની મદદ**------------કુરૈશની વાત સાંભળીને ઇરાશી સોદાગર એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે જઇને ઊભો થઇ ગયો અને બોલ્યો, "હે અલ્લાહના બંદા ! અબુલ-હકમ બિન હિશામે મારો એક હક પચાવી પાડયો છે. હું એક પરદેશી મુસાફિર છું. મેં પેલા લોકોની મજલિસમાં જઇને મદદની હાકલ કરી હતી. તેઓએ મને આપની પાસે આવવાની સલાહ આપી છે. અલ્લાહ આપનું ભલું કરે. ચાલો મારી સાથે, મારો હક તેની પાસેથી મને અપાવી દો."

આપે ફરમાવ્યું, "ઇન-તલિક ઇલૈહિ" હા ચાલો તેની પાસે જઇએ.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊભા થઇને તેની સાથે થઇ ગયા. આ તરફ કુરૈશે જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સોદાગરની મદદ માટે અબૂ જહલના ઘર તરફ ઊપડયા છે તો તેઓએ પોતાનો એક જાસૂસ આપની પાછળ લગાડી દીધો કે જઇને ખબર લઇ આવે કે ત્યાં શું તમાશો સર્જાઇ છે !

**અબૂ જહલ પર દહેશતની થરથરી** ---------રાવી કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સોદાગરને લઇને અબૂ જહલના ઘર તરફ તશરીફ લઇ ગયા અને પેલો જાસૂસ પણ આપની પાછળ રવાના થયો. આપે ત્યાં પહોંચીને અબૂ જહલના ઘરનું બારણું ખખડાવ્યું.

"કોણ છે ?" અબૂ જહલે ઘરમાંથી પૂછયું.

આપે ફરમાવ્યું, "હું મુહંમદ છું. જરા બહાર આવજે."

અબૂ જહલ ઘરમાંથી નીકળી આવ્યો. આપની સાથે પેલા સોદાગરને જોતાં જ તેની આંખના મોતિયાં મરી ગયાં. ચેહરા પર લોહીનું ટીપું સરખું ન રહ્યું. રંગ કાળો પડી ગયો. આપે ફરમાવ્યું, "અઅતિ હાઝર રજુલુ હક્કહૂ." આ શખ્સને એનો હક આપી દે !

તે બોલ્યો, "બહુ સારૂં હે મુહંમદ ! આપ અહીં જ થોભો હું અબઘડી એનો હક લાવી આપું છું."

એજ વેળા અબૂ જહલ ઝપાટાભેર ઘરમાં ગયો. સોદાગરનો જે કંઇ હક હતો તે લઇને બહાર આવ્યો અને તેને હવાલે કરી દીધો. પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાંથી પાછા ફર્યા અને પેલા ઇરાશીને કહ્યું, "અલહક્કુ બિ-શઅનિક." તારો હક તને મળી ગયો. જા પોતાનું કામ કર. ઇરાશી સોદાગર અહીંથી સીધો કુરૈશની મજલિસમાં ગયો અને બોલ્યો, "અલ્લાહ ભલું કરે પેલા ગૃહસ્થનું. વલ્લાહ ! તેમણે મારો હક મને અપાવી દીધો."

**કુરૈશના જાસૂસનું બયાન**——————રાવી કહે છે : પેલો જાસૂસ પણ કુરૈશની મજલિસમાં આવ્યો જેને તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ દોડાવ્યો હતો. કુરૈશે તેને પૂછયું, ''અલ્યા ! ત્યાં જઇને તેં શું જોયું ?''

''સાહેબો !''તે બોલ્યો, ''મેં જે કંઇ જોયું તે કદાચ તમારા માનવામાં નહિ આવે. અજબ નવાઇ ભરેલું દ્રશ્ય હતું. મુહંમદે તો ત્યાં જઇને કંઇ નહિ કર્યું. ફકત તેના ઘરનો દરવાજો ઠોકયો અને તે તરત ઘરમાંથી નીકળી આવ્યો. મુહંમદ અને સોદાગરને જોતાં જ તેના હાંજા ગગડી ગયા. ચેહરાનો રંગ ફિક્કો પડી ગયો. આખા શરીરે ધ્રુજારી પ્રસરી ગઇ. મુહંમદે જયારે તેને કહ્યું કે આ માણસનો હક અદા કરી દે તો હાથ જોડીને બોલ્યો, ''સાહેબ! આપ જરા થોભો, હું અબઘડી એનો હક આપી દઉં છું.'' પછી તે ઘરમાં ગયો. તાબડતોડ પૈસા લઇને બહાર આવ્યો અને ચુપચાપ સોદાગરને હવાલે કરી દીધા.''

રાવી કહે છે : એટલીવારમાં અબૂ જહલ પણ કુરૈશની મજલિસમાં આવી લાગ્યો. લોકોએ તેને ઠપકાર્યો, ''કમબખ્ત ! તેં આ શું કર્યું ? તને શું થઇ ગયું હતું ? મુહંમદને જોતાં જ તારાં પોતિયાં ઢીલાં કેમ થઇ ગયાં ? તારા ચેહરાનો રંગ કેમ ઊડી ગયો ?''

''કમબખ્તો !'' તેણે કહ્યું, ''એમાં હું શું કરૂં અને મારો શો વાંક છે ? મામલો જ એવો હતો. હું સાવ લાચાર હતો. મુહંમદનો અવાજ કાને પડતાં જ ગૈબી રૂઆબથી હું થથરી ઊઠયો અને બહાર નીકળતાં જ મારી હાલત પથ્થરના પૂતળાં જેવી બની ગઇ. મેં ત્યાં શું જોયું ? એક ઊંટ હતું અતિશય બિહામણું, પોતાનું વિકરાળ ડાચું ખોલીને ઊભેલું હતું. તેની દહેશતથી મારા હાંજા ગગડી ગયા. તેના જેવું માથું, તેના જેવા ખભા, તેના જેવા દાંત કદી કોઇ ઊંટના મેં જોયા નથી. વલ્લાહ ! હું જો ના પાડત તો એ બિહામણું ઊંટ તરત મને ફાડી નાખત!''

## પ્રકરણ ૫૯

# કુરૈશનો વિરોધ અને ઇસ્લામની ઇશાઅત

રુકાનહ પહેલવાન સાથે કુશ્તી ● કુશ્તીથી વધુ અજાયબી ભરેલો બનાવ ● હબશહના ખ્રિસ્તીઓનું મંડળ મક્કહમાં ● ગરીબો અને ગુલામોના ઇસ્લામની મશ્કરી ● શું ખ્રિસ્તી ગુલામ આપને ભણાવે છે? ● અબ્તરનો ઝેરીલો કટાક્ષ ફરિશ્તાને આંખે જોવાની માંગણી ● હાંસી ઉડાવવાનો અંજામ.

**રુકાનહ પહેલવાન સાથે કુશ્તી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મારા પિતાજી અબૂ ઇસ્હાક બિન યસારે કહ્યું, કુરૈશના લોકોમાં રુકાનહ બિન અબ્દે-યઝીદ બિન હાશિમ બિન મુત્તલિબ બિન અબ્દે-મનાફ નામે એક બહુ બળવંત, કદ્દાવર અને પંકાયેલો પહેલવાન હતો. એક દિવસે મક્કહના પહાડી પ્રદેશની કોઇ ખીણમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે એકાંતમાં તેનો ભેટો થઇ ગયો. આપે તેને ઇસ્લામનું આમંત્રણ આપતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| યા રુકાનહ ! અલા તત-તકિલ્લાહ | હે રુકાનહ ! શું તું ડરતો નથી અલ્લાહથી ? |
| વ તક-બલુ | અને કબૂલ કરતો નથી તે વાત; |
| મા અદ્ઊક ઇલૈહ. | જેની તરફ હું બોલાવું છું તને ? |

તે બોલ્યા, "હે મુહંમદ ! અગર મને ખાતરી થાત કે તમારી વાત સાચી છે તો હું તેને માની લેત!" રાવી કહે છે . રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| અ-ફ-રઐત | વારુ ત્યારે જો, |
| ઇન સરઅ-તુક-ક | અગર હું તને પછાડી નાખું કુશ્તીમાં, |
| અ-તઅલમુ | તો તને ખાતરી થશે આ વાતની કે, |
| અન્ન મા અકૂલુ હક્કુન. | હું જે કંઇ કહું છું તે સાચું છે ? |

તે બોલ્યો, "હા કેમ નહિ ? જરૂર મને ખાતરી થશે."

આપે ફરમાવ્યું, "ફકુમ હત્તા ઉસા-રિઅક." ત્યારે ઊભો થા. હું તારી સાથે કુશ્તી લડું છું.

રુકાનહ ઊભો થઇને આપની તરફ ધસી ગયો અને કુશ્તી માટે આપની સાથે બાખડી પડયો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ તેને પકડીને જમીન પર એવી રીતે સુવાડી દીધો કે તે બિલકુલ બેબસ હતો.

તેણે કહ્યું, "હે મુહંમદ ! ફરીવાર કુશ્તી લડો."

આપે બીજીવાર કુશ્તી લડીને તેને પછાડી નાખ્યો. તે બોલ્યો, "હે મુહંમદ ! આ તો અજબ જેવી વાત છે કે આપે કુશ્તીમાં મને પછાડી નાખ્યો ?"

**કુશ્તીથી વધુ અજાયબી ભરેલો બનાવ**—————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-અઅજબુ મિન ઝાલિક | ત્યારે એથીયે વધુ અજબ વાત, |
| ઈન શિઅત્ અન ઉરીકહૂ | અગર તારી ઇચ્છા હોય તો હું તને બતાવું, |
| ઈનિત-તકય-તલ્લાહ | એવી શરતે કે તું અલ્લાહથી ડરે, |
| વત-તબઅ-ત્ અમ્રી. | અને મારો હુકમ માને ! |

"તે શું ?" તેણે પૂછયું તો આપે ફરમાવ્યું:

| | |
|---|---|
| અદ્ઉ લક્ હાઝિહિશ-શજ્રહ | હું બોલાવું છું તારે ખાતર આ ઝાડને, |
| અલ્લતી તરા ફતઅ-તયની. | જેને તું જુએ છે, એ તરત આવી જશે. |

તે બોલ્યો, "બોલાવો ત્યારે એ ઝાડને, જોઉં તો ખરો આવે છે કે નહિ !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ ઝાડને હુકમ ફરમાવ્યો, "હે ઝાડ ! અલ્લાહના હુકમથી મારી પાસે આવી જા !"

એજ વેળા ઝાડ પોતાના મૂળિયાં સાથે આવીને આપની સામે ઊભું થઇ ગયું. પછી આપે ઝાડને ફરીવાર હુકમ ફરમાવ્યો, "ઇરજિઇ ઇલા મકાનિકિ." જા, પોતાના સ્થળે પાછું ચાલ્યું જા. તરત ઝાડ પાછું વળીને પોતાના સ્થળે જઇને ઊભું થઇ ગયું.

રાવી કહે છે : રૂકાનહ પહેલવાન અલ્લાહના પયગમ્બરનો આ મુઅજિઝો જોઇને છક થઇ ગયો. એજ વેળા પોતાની કૌમ પાસે મક્કહ દોડી ગયો અને બોલ્યો, "હે અબ્દે-મનાફના લોકો ! પૃથ્વીના પટ પર વસનારા મોટા જાદૂગરોને બોલાવો અને મુહંમદ સાથે જાદૂમાં તેઓનો મુકાબલો કરાવો. વલ્લાહ ! મેં મુહંમદથી મોટો જાદૂગર આજ સુધી જોયો નથી." પછી તેણે ઝાડના મુઅજિઝાનો આંખે દેખ્યો અહેવાલ લોકોને કહી સંભળાવ્યો.[1]

**હબશહના ખ્રિસ્તીઓનું મંડળ મક્કહમાં**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી હબશહના ખ્રિસ્તીઓમાંથી જે લોકોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી તથા ઇસ્લામને લગતી માહિતી મળવા પામી તેઓના વીસ જેટલા સભ્યોનું એક પ્રતિનિધિમંડળ મક્કહ આવ્યું. એમના આગમનનો

---

૧. હકીકતમાં કટ્ટર મુશરિકો અક્કલના બ દો જેવા હોય છે. પૈદાઇશી રીતે જ ફૂટેલું નસીબ લઇને આવ્યા હોય છે. જેથી તેઓને પયગમ્બરોના મુઅજિઝા પણ જાદૂના ખેલ જેવા લાગે છે. એનું કારણ છે. શયતાન તેઓની આંખે ઊંધા ચશ્મા ચઢાવી દે છે જેથી તેઓની, સત્યને પારખવાની, સત્યને સ્વીકારવાની મત મારી જાય છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો એ જ એક મુઅજિઝો ચાંદના બે ટુકડા કરવાનો છે જેનું બયાન કુર્આનમાં થયું છે. તે વેળા પણ જેઓના નસીબમાં ઇમાન ન હતું તેવા કટ્ટર મુશરિકો પોકારી ઊઠયા હતા : "હાઝા સિહ્રુમ મુસ તમિર્ર." એટલે આ તો પરંપરાથી ચાલ્યો આવતો જાદૂ છે! (સુરએ-કમર પારહ ૨૯) "હ"

મૂળ હેતું ઇસ્લામની તહકીક કરવાનો હતો. [૧] તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કઅબહની મસ્જિદમાં બિરાજમાન હતા. મંડળના સભ્યો કઅબહની મસ્જિદમાં ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુલાકાત લઇને ત્યાં જ આપની પાસે બેસી ગયા. અને આપની સાથે ઇસ્લામની ચર્ચા કરવા લાગ્યા.

તે વેળા કુરૈશના લોકો પણ પોતાની મજલિસો જમાવીને કઅબહની કોરેમોરે બેઠેલા હતા. હબશીઓના મંડળને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતે વળગેલા જોઇને તેઓના કાન ખડા થઇ ગયા અને શું બને છે તેની કુતૂહલતાથી રાહ જોવા લાગ્યા.

હબશહના ખ્રિસ્તીઓ પોતાના સવાલોના જવાબો સાંભળી ચૂકયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને ઇસ્લામની દઅવત પેશ કરતાં કુર્આન મજીદની કેટલીક આયતો પઢી સંભળાવી. જેને સાંભળીને તેઓની આંખોમાંથી આંસું વહેવા લાગ્યાં. ત્યારે તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દઅવત કબૂલ કરી લીધી. અલ્લાહ પર અને તેના રસૂલ પર કલિમો પઢીને ઇમાન લઈ આવ્યા. ખ્રિસ્તીઓના આકાશી પુસ્તકમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની જે ખૂબીઓ અને નિશાનીઓનું વર્ણન થયું છે. તેની ચકાસણીને અંતે એ બધી ખૂબીઓ અને નિશાનીઓ આપની પવિત્ર જાતમાં હોવાની ખાતરી થતાં તેઓ મુસલમાન બની ગયા.

જયારે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસેથી ઊઠીને જવા લાગ્યા તો અબૂ જહલ અને તેના ગોઠિયાઓએ રસ્તામાં એમને ઘેરી લીધા અને ઠપકો આપતાં બોલ્યા, ''અલ્લાહ તમને અને તમારા તે ભાઇબંધોને નામુરાદ બનાવે જેઓએ તમને અહીં મોકલ્યા છે. તમે બધા મૂર્ખાઓના સરદાર લાગો છો. તેઓએ તો તમને એટલા માટે મોકલ્યા હતા કે આ માણસને લગતી માહિતી મેળવીને તમે તેઓને જાણ કરો. તેને બદલે તમે આ શું કર્યું કે શાંતિથી બેઠા પણ નહિ અને આંખો બંધ કરીને પોતાનો ધર્મ છોડી બેઠા ! અને તેની દરેક વાત પર ''આમન્ના'' અને ''સદ્દકના'' પોકારીને તેનો ધર્મ કબૂલ કરી લીધો! તમારા જેવા મૂર્ખાઓનો કાફલો અમે આજ સુધી જોયો નથી.''

મંડળના સભ્યો બોલ્યા, ''સાહેબો ! તમને અમારાં સલામ છે. અમે જહાલતની વાતોમાં તમારી સાથે ટપાટપીમાં ઊતરવા માગતા નથી. તમે તમારા ધર્મ પર રહો, અમે અમારા ધર્મ પર રહીએ અલબત્ત ભલાઇની શોધમાં અમે પાછળ પડનારા નથી.''

એજ ઘટના અંગે કુર્આનની આ આયતો નાઝિલ થઇ :

| | |
|---|---|
| અલ્લઝીન આતૈના હુમુલ-કિતાબ | જે લોકોને અમે કિતાબ આપી હતી |
| મિન કબલિહિ | આથી પહેલાં, |

**૧.** મક્કહથી હિજરત કરીને હબશહમાં વસનારા મુસલમાનો જયાં સુધી હબશહમાં રહ્યા, તેઓના સંસ્કારો, તેઓની ઇસ્લામી નીતિરીતિ અને જીવન-પધ્ધતિનો અભ્યાસ કરનારા હબશી ખ્રિસ્તીઓએ ઇસ્લામના વધુ અભ્યાસ અને વધુ તહકીક માટે આ પ્રતિનિધિ મંડળને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં મક્કહ મોકલાવ્યું હતું. '' ''

| | |
|---|---|
| હુમ બિહી યુઅમિનૂન. | તેઓ આ કુર્આન પર ઈમાન લાવે છે. |
| વઈઝા યુત્લા અલૈહિમ | અને જ્યારે એમને કુર્આન સંભળાવવામાં આવે છે, |
| કાલૂ આમન્ના બિહી. | તો કહે છે અમે એની ઉપર ઈમાન લઈ આવ્યા, |
| ઈન્નહુલ-હક્કુ મિર-રબ-બિના | એ ખરેખર સત્ય છે અમારા પાલનહાર તરફથી. |
| ઈન્ના કુન્ના મિન કબ-લિહી | અમે તો આથી પહેલાં પણ હતા; |
| મુસ-લિમીન. | એજ દીને-ઈસ્લામના અનુયાયી [1] |

અબૂ જહલ અને તેના સાથીઓની ટીકા તથા તેના જવાબ સંબંધી ફરમાવ્યું :

| | |
|---|---|
| વઈઝા સમિઉલ-લગ્વ | અને જ્યારે સાંભળી તેઓએ બેહૂદા વાત |
| અઅ-રદૂ અન્હુ | તો મોઢું ફેરવી લીધું તેનાથી |
| વકાલૂ લના અઅમાલુના | અને કહી દીધું, અમારી કરણી અમારા માટે છે. |
| વ લકુમ અઅમાલુ-કુમ | અને તમારી કરણી તમારા માટે છે. |
| સલામુન અલૈકુમ | સલામ હો તમને અમારાં, |
| લા નબ્-તગિલ-જાહિલીન. | અમે ઉલઝવા માગતા નથી. જાહિલો સાથે |

(સૂરએ કસસ,આ.૫૫)

**ગરીબો અને ગુલામોના ઈસ્લામની મશ્કરી**———ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખાનએ-કઅબહ પાસે આવીને બિરાજમાન થતા અને આપના ગરીબ,નાદાર, ગુલામ સાથીઓ, જેવા કે હઝરત ખબ્બાબ, હઝરત અમ્માર, હઝરત અબૂ કુકૈહા, હઝરત યસાર (જેઓ સફવાન બિન ઉમૈયહના ગુલામ હતા.) હઝરત સુહૈબ અને એમના જ જેવા મુસલમાન બનેલા બીજા ગરીબો અને ગુલામો આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને બેસી જતા અનેઈસ્લામની વાતો કરતા તો કુરૈશના લોકો એમની હાંસી ઉડાવતા અને મશ્કરીની ઢબે એકબીજાને કહેતા:

''જોઈ લો આવા હોય છે એના સાથીઓ ! એ કેવા છે તે તમે જાણો છો ! શું અલ્લાહએ આપણા જેવા આબરૂદારોને જતા કરીને આવા લોકોને ઈસ્લામ માટે ચૂંટી લીધા છે ? અગર મુહંમદનો ઈસ્લામ અને મુહંમદનું કુર્આન સાચું હોત તો આગળ વધીને આપણે તેને ન અપનાવી લેત ! શું અલ્લાહએ આપણને છોડીને આ પછાત વર્ગના નીચ ગરીબો પર ઉપકાર કરી નાખ્યો ? કે એમને હિદાયત આપી દીધી અને આપણને અંધારામાં રાખ્યા ?'' એમના બારામાં આ આયત ઊતરી :

| | |
|---|---|
| વલા તત-રુદિલ-લઝીન | અને અળગા ન કરો પોતાની પાસેથી તે લોકોને; |
| યદઊન રબ્બહુમ | જેઓ પોકારે છે પોતાના પાલનહારને |
| બિલ ગદાતિ વલ અશિય્ય | સવાર અને સાંજ |
| યુરીદૂન વજ-હહૂ.... | તેઓ અલ્લાહની રઝામંદી તલબ કરનારા છે...... |

૧. સૂરતુલ-કસ પારહ ૨૦ આયત ૫૩

**શું ખ્રિસ્તી ગુલામ આપને ભણાવે છે ?**————જાણકારો પાસેથી મને આ વાતની પણ માહિતી મળવા પામી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઘણીવાર મર્વહ પર્વત પાસે એક ખ્રિસ્તી યુવકની દુકાનમાં બેસીને તેની સાથે વાતો કર્યા કરતા. એ યુવકનું નામ જબ્ર હતું અને તે ઇબ્ને-હદ્રમી નામે ગૃહસ્થનો ગુલામ હતો. આ જોઇને કુરૈશના લોકો આક્ષેપ કરવા લાગ્યા કે, ''મુહંમદ આ ખ્રિસ્તી યુવક પાસે બેસીને શું ગુસપુસ કરતા રહે છે ? એમાં જરૂર કંઇ ભેદ છે અને તે ભેદ આ છે કે મુંહમદ ની ઘણીખરી વાતો આ ખ્રિસ્તી યુવકે ભણાવેલી હોય છે.

તેઓના આ આક્ષેપના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ ફરમાવી : યકૂલૂન ઇન્નમા યુઅલ-લિમુહૂ બશર. લિસાનુલ-લઝી યુલ-હિદૂન્ ઇલૈહ અ-આઅ-જમિય-યુંવ-વ-હાઝા લિસાનુન અરબિય-યુમ મુબીન.

એટલે કુરૈશી મુશરિકો કહે છે કે બેશક મુહંમદને તો એક આદમી ભણાવે છે પરંતુ જોતા નથી કે જે માણસ સાથે આપને સાંકળીને તેઓ આ ખોટો આક્ષેપ કરે છે તેની ભાષા તો અજમી છે. ત્યારે આ કુઅનિ તો ઉચ્ચ પ્રકારની શુધ્ધ અરબી શૈલીમાં છે.[૧]

**''અબતર''નો ઝેરીલો કટાક્ષ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : વળી મને આ વાતની પણ બાતમી મળી છે કે કુરૈશની મજલિસોમાં જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો ચાલતી તો આસ બિન વાઇલ સહમી ધિક્કારથી તડૂકી ઊઠતો, ''અરે યારો ! છોડો તેની વાતો, તે તો સાવ ''અબતર'' છે. સંતાન વિહોણો છે. અવલાદ વગરનો છે. મરવા પછી તેનું નામ લેનારૂં પણ કોઇ ન હશે. તેનો વંશ કપાઇ જશે અને તમને પણ છુટ્ટી મળી જશે !'' એના જવાબમાં આ આયતો નાઝિલ થઇ :

| | |
|---|---|
| ઇન્ના અઅતૈના કલ-કવસર | હે નબી ! અમે આપને કવસર આપી છે. |
| ફ-સલ્લિ લિ-રબ-બિક્ | તો નમાઝ પઢો પોતાના પાલનહાર માટે, |
| વન્હર. | અને કુરબાની કરો. |
| ઇન્ન શાનિઅક્ | બેશક તમારા દુશ્મનો જ |
| હુવલ-અબતર. | નામો-નિશાન વગરના છે.[૨] |

હઝરત અનસ બિન માલિક (રદિ.)નું વૃતાંત છે કે એક શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સવાલ કર્યો, ''યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલાએ આપને કવસર ઇનાયત કરી તો એ કવસર શી વસ્તુ છે ?'' આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| નહરુન કમા બૈન | તે એક નહેર છે જેનો વિસ્તાર |
| સન્આઅ ઇલા ઐલહ. | સનઆ શહેરથી ઐલહ સુધીનો હશે. |

---

૧. અર્થાત આ કુરૈશી મુશરિકોમાં આટલું વિચારવાની પણ અક્કલ નથી કે જે ખ્રિસ્તી ગુલામ અરબી ભાષા જાણતો [illegible] તે, કુઅ[illegible] જેવું અદ્‌ભુત. અનુપમ, લાજવાબ કે ફસીહ -બલીગ કલામ કેવી રીતે રચી શકે છે ? ''હ''

૨. કુર્આની લુગાતમાં અબતરના અર્થ દુમકટા, પૂછડી કપાયેલો, બાંડો, નિઃસંતાન એટલે અવલાદ વગરનો, જેની નસલ કપાઇ ગઇ હોય વગેરે. દુનિયાએ જોઇ લીધું કે અલ્લાહએ પોતાના હબીબનું પ્યારૂં નામ ફર્શથી લઇને અર્શ સુધી ગાજતું કરી દીધું અને આપના દુશ્મનો જ બાંડા, દુમકટા કે કપાયેલી પૂછડી જેવા બની ગયા. ''હ''

| | |
|---|---|
| આનિયતુહૂ | તેના પાણી પીવાના વાસણો |
| ક-અદૃદિ નુજૂમિસ-સમાઅ | આકાશના તારલાની સંખ્યામાં હશે. |
| તરિદુહૂ તૈરુન લહા અઅના-કુન | એ નહેર પર એવાં પક્ષીઓ પાણી પીવા આવશે જેઓની ગરદનો |
| ક-અઅના-કિલ આબાલિ. | ઊંટોની ગરદનો જેવી હશે. |

તે વેળા હઝરત ઉમર ફારૂકે અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! ત્યારે તો એ પક્ષીઓ જરૂર નરમ અને નાજુક હશે ?''

આપે ફરમાવ્યું, ''આકિલુહા અન્અમુ મિન્હા.'' તેને ખાનારા તેઓથી વધારે નરમ અને નાજુક હશે.

એ પછી આપે ફરમાવ્યું, ''મન શરિબ મિન્હુ લા યઝમઅ અબદન.'' એટલે જે શખ્સ તેનું (કવસરનું) પાણી પી લેશે તેને કદી તરસ નહિ લાગશે.

**ફરિશ્તાને આંખે જોવાની માગણી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કુફફારના જૂઠા આક્ષેપો અને ઝેરીલા કટાક્ષો છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઈસ્લામી દઅવતનું અભિયાન અવિરત ચાલુ રાખ્યું તો ઝમ્અહ બિન અસ્વદ, નઝ્ર બિન હારિસ, અસ્વદ બિન અબ્દે-યગૂસ, ઉબય બિન ખલફ અને આસ બિન વાઈલ એવી માગણી પર ઊતરી પડયા કે, ''હે મુહંમદ ! તમારે તો આકાશનો એક ફરિશ્તો પોતાની જોડે રાખવો જોઈએ, જેને અમે પોતાની આંખે જોઈ લેત, જે અમારી સાથે તમારા વતી વાતો કરત, એ પછી અમે તમારી ઉપર ઈમાન લઈ આવત !''

તેઓની આ માગણીના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયતો ઉતારી :

| | |
|---|---|
| વ કાલૂ લવ લા ઉનઝિલા | અને તેઓ બોલ્યા, કેમ ઉતારવામાં નહિ આવ્યો |
| અલૈહિ મલક. | એની સાથે કોઈ ફરિશ્તો ? |
| વ લવ અન્ઝલના મલકલ | (જવાબ) અગર અમે ઉતારતે કોઈ ફરિશ્તો, |
| લ કુદિયલ-અમ્રુ | ત્યારે તો ફેસલો જ થઈ જતે મામલાનો ! |
| સુમ્મ લા યુન-ઝરૂન. | પછી એમને ઘડીભરની તક નહિ આપવામાં આવતે. |
| વ લવ જઅલનાહુ મલકલ. | અગર (એઓ જોઈ શકે તેવો) કોઈ ફરિશ્તો અમે બનાવતે તો, |
| લ-જઅલના-હુ રજુલા | તેને પણ પુરૂષના રૂપે જ બનાવતે. |

મતલબ આ કે કુરૈશની માગણી મુજબ આંખે જોઈ શકાય તેવા ફરિશ્તાને આ દુનિયામાં મોકલાવતે તો તેને પણ ઈન્સાનના જ રૂપમાં મોકલાવતે કે જેથી લોકો તેને પોતાની આંખે જોઈ શકે. પરંતુ એનાથી કુરૈશને ન લાભ થતે ન સંતોષ થતે. કેમકે તેને જોતાં જ લોકો કહી દેતે કે, ''એ કયાં ફરિશ્તો છે ? એ તો અમારા જેવો ઈન્સાન છે !''

એથી વિરૂધ્ધ ફરિશ્તાને તેના મૂળ સ્વરૂપે આ દુનિયામાં મોકલાવતે તો તેને જોતાં જ ડર અને દહેશતથી કુરૈશના લોકોના પ્રાણ નીકળી જતે. કેમકે આ દુનિયામાં આ આંખે ફરિશ્તાને જોવાનું કોઈ ઈન્સાનનું ગજું નથી. એટલે જ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ફરિશ્તાને તેઓની માગણી મુજબ મોકલાવતે તો મામલાનો ફેસલો

આવી જતે અને તેઓને ઘડીભરની તક નહિ આપવામાં આવતે.

**હાંસી ઉડાવવાનો અંજામ**----------ઇબ્ને ઈસ્હાક કહે છે : મને એવી માહિતી પણ મળી કે એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વલીદ બિન મુગીરહ, ઉમૈયહ બિન ખલફ અને અબૂ જહલ બિન હિશામ પાસેથી પસાર થયા તો તેઓએ આપને ટાણા માર્યા, ટીકાઓ કરી અને કટાક્ષોના દેકારાઓથી આપની હાંસીની રમઝટ બોલાવી દીધી. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ગુસ્સો આવી ગયો. ત્યારે અલ્લાહ તઆલાએ તેઓના આ ચાળાઓની નોંધ લઈને આપને દિલાસો આપવા આ આયત ઊતારી :

| | |
|---|---|
| વ-લ કદિસ-તુહઝિઅ્ | બેશક મશ્કરી ઉડાડવામાં આવી છે, |
| બિ-રુસુલિમ-મિન કબ્-લિક્ | તમારાથી પહેલાં પયગમ્બરોની પણ. |
| ફહાક્-બિલ-લઝીન | ત્યારે ઘેરી લીધા તે લોકોને જેઓ |
| સખિરૂ મિન્હુમ | મશ્કરી કરનારાઓમાંથી હતા; |
| મા કાનૂ બિહી યસ્તહ-ઝિઊન. | તેજ વસ્તુએ જેની તેઓ મશ્કરી કરતા હતા. |

# પ્રકરણ ૬૦

# ઈસરાઅ અને મિઅરાજ

ઈસરાઅની ઘટનાના રાવીઓ • શરાબ,દૂધ અને પાણી • હઝરત જિબ્રીલનું આગમન બુરાક સાથે • બુરાકની સવારીનું બયાન • મસ્જિદમાં પયગમ્બરોની ઈમામત • ઈસરાઅની ઘટના અંગે કુરૈશનો ઈન્કાર • હઝરત અબૂબક્રનું સમર્થન • હઝરત અબૂબક્રને સિદ્દીકનો લકબ • પયગમ્બરોની રૂપરેખાનું બયાન • રસૂલુલ્લાહ (સલ.)ની આછી રૂપરેખા • ઈસરાઅ અંગે ઉમ્મે-હાનીની રિવાયત • ઈસરાઅ વિષે રસૂલુલ્લાહ (સલ.)નું બયાન

**ઈસરાઅની ઘટનાના રાવીઓ**———ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે મક્કહમાં કુરૈશ અને બીજા કબીલાઓમાં ઈસ્લામ ફેલાઈ ગયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મસ્જિદે-હરામથી [1] મસ્જિદે-અકસા સુધી———જેનું નામ બૈતુલ-મુકદ્દસ છે જે ઈલીયા શહેરમાં આવેલું છે———નો પ્રવાસ અલ્લાહ તઆલા તરફથી રાતની વેળા કરાવવામાં આવ્યો.[2]

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ પ્રવાસ અલ્લાહ તરફથી રાતના સમયે કરાવવામાં આવ્યો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ પ્રવાસનું વર્ણન કરનારાઓમાં (૧) હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (૨) હઝરત અબૂ સઈદ ખુદરી (૩) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત આઈશહ સિદ્દીકહ (૪) હઝરત મુઆવિયા બિન અબી સુફયાન (૫) હઝરત હસન બિન અબિલ-હસન બસરી (૬) હઝરત ઈબ્ને-શિહાબ ઝુહરી (૭) હઝરત કતાદહ વગેરે ધર્મજ્ઞાનીઓ અને (૮) અબૂ તાલિબના પુત્રી હઝરત ઉમ્મે-હાનીની રિવાયતોનો સંગ્રહ છે. એમાંના દરેક સહાબી રાવીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પ્રવાસના ઘણાખરા પ્રસંગો ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક મુખે સાંભળીને વર્ણવ્યા છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ જમીની પ્રવાસ અને તે પછી આકાશોની સફરનો પ્રવાસ, એ ખરૂં જોતાં અલ્લાહ તરફથી દુનિયાના લોકો માટે ખરા-ખોટાને પારખવાની એક કસોટી હતી. કેમકે

---

**૧.** મસ્જિદે-હરામ એટલે ખાનએ-કઅબહની ફરતે આવેલી મસ્જિદ. આ મસ્જિદ અને તેની હદમાં અલ્લાહ તઆલાએ ઘણી એવી વસ્તુઓ હરામ ઠરાવી દીધી છે જે બીજા સ્થળઓ હલાલ હોય છે. જેથી એને મસ્જિદે-હરામ અથવા મસ્જિદુલ-હરામ કહે છે. હરામના બીજા અર્થ પ્રતિષ્ઠિત, આબરૂદાર, ગૌરવશાળી સન્માનપાત્ર વગેરે. ''હ''

**૨.** ઈલીયા : પેલેસ્ટાઈનના એક શહેરનું પ્રાચીન નામ જેમાં બૈતુલ-મુકદ્દસ આવેલું છે. એને યરોશલમ પણ કહે છે. ''હ''

આપનો આ જમીની અને આકાશી પ્રવાસ, સર્વશકિતમાન અલ્લાહની કુદરત તથા તેની સર્વવ્યાપી વિરાટ સત્તાની અદ્‌ભુત અને અજાયબી ભરેલી ઘટના હતી. એમાં બુધ્ધિશાળીઓ માટે ઇબ્રત છે. અક્કલની આંખોવાળાઓ માટે હિદાયત અને રહમત છે. ઇમાનવાળાઓ માટે ઇમાન પર સાબિત-કદમી છે અને સત્યનો સ્વીકાર કરનારાઓ માટે અલ્લાહના આદેશો પર મુકમ્મલ વિશ્વાસ છે.

સારાંશ કે અલ્લાહ તઆલાએ પોતાની ઇચ્છા મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને રાતોરાત પ્રવાસ કરાવ્યો. પોતાની કુદરતની અજાયબીઓમાંથી કેટલીક અદ્‌ભુત નિશાનીઓ દેખાડી. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહની વિરાટ સત્તાની ભવ્ય અજાયબીઓ તથા તેની બેનમૂન કારીગરીઓના અજીબો-ગરીબ બનાવો જાગૃત અવસ્થામાં પોતાની આંખે જોઇ લીધા.

**શરાબ, દૂધ અને પાણી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદની આ રિવાયત મને પહોંચી છે જેમાં તેઓ કહ્યા કરતા કે, ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ''બુરાક'' નામનું આકાશી જાનવર લાવવામાં આવ્યું. અને બુરાક એક ચોપગું આકાશી જાનવર છે જેની પીઠ પર આપથી પહેલાના પયગમ્બરોએ પણ સવારી કરી છે. બુરાકનું દરેક પગલું નજરની છેલ્લી હદે પડતું હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બુરાકની પીઠ પર સવાર કરાવવામાં આવ્યા. આપનો સાથી આપને લઇને ઊપડયો. [૧]

પ્રવાસ દરમિયાન આપ આકાશ અને ધરતીની વચ્ચે આવેલી કુદરતની અજાયબીઓની સહેલ માણતા બૈતુલ-મુકદ્દસ પહોંચી ગયા. ત્યાં હઝરત ઇબ્રાહીમ (અલૈ.), હઝરત મૂસા (અલૈ.), હઝરત ઇસા (અલૈ.) અને કેટલાક બીજા પયગમ્બરો મવજૂદ હતા, જેઓને ખાસ આપની મુલાકાત માટે અહીં ભેગા કરવામાં આવ્યા હતા. આપે એ પયગમ્બરોને મસ્જિદે-અકસામાં નમાઝ પઢાવી. એટલે આપ ઇમામ બન્યા અને પયગમ્બરોએ આપની પાછળ નમાઝ પઢી. એ પછી આપની પાસે ત્રણ વાસણો લાવવામાં આવ્યાં. એકમાં દૂધ હતું. બીજામાં શરાબ હતો. ત્રીજામાં પાણી હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે :

| | |
|---|---|
| ફ-સમિઅ-તુ કાઇલન | તે વેળા મેં સાંભળ્યું, કોઇ કહેનારો |
| યકૂલુ હીના ઉરિદત અલય્ય | કહેતો હતો, જયારે કે વાસણો મારી સામે રજૂ થયાં : |
| ઇન અખઝલ-માઅ ગુરિક્ | ''અગર એણે પાણી ઉપાડી લીધું તો પોતે પણ ડૂબ્યો, |
| વ ગરિકત ઉમ્મતુ-હૂ. | અને એની ઉમ્મત પણ ડૂબી. |
| વ ઇન અખઝલ-ખમ્ર ગવય | અને જો એણે શરાબ ઉપાડયો તો પોતે પણ ગુમરાહ થયો, |
| વ ગવત્ ઉમ્મતુ-હૂ. | અને એની ઉમ્મત પણ ગુમરાહ થઇ. |
| વ ઇન અખઝલ-લબન હુદિય્ | અને જો એણે દૂધ ઉપાડયું તો પોતે પણ સીધો રાહ મેળવ્યો, |
| વ હુદિય ઉમ્મતુ-હૂ. | અને એની ઉમ્મતે પણ સીધો રાહ મેળવી લીધો.'' |
| કાલ | એ પછી આપે ફરમાવ્યું : |

૧. આપનો સાથી એટલે હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ.

| | |
|---|---|
| ફ-અખઝ-તુ ઇનાઅલ-લબન | ત્યારે મેં દૂધનું વાસણ ઉપાડી લીધું, |
| ફ શરિબ્તુ મિન્હુ. | અને તેમાંથી પીધું. |
| ફકાલ લી જિબ્રીલુ અલૈહિસ-સલામ | ત્યારે જિબ્રીલ અલૈહિસ-સલામે મને કહ્યું, |
| હદીતુ | આપે સીધો રાહ મેળવી લીધો, |
| વ હુદિયત ઉમ્મતુક યા મુહમ્મદ ! | અને આપની ઉમ્મત પણ સીધા રાહે આવી ગઇ હે મુહંમદ ! |

**હઝરત જિબ્રીલનું આગમન બુરાક સાથે**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હસન બિન અબિલ-હસનથી મને જે રિવાયત મળી તે મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે :

''હું કઅબહના ''હિજ્ર''સ્થળે સૂતેલો હતો તે દરમિયાન જિબ્રીલ મારી પાસે આવ્યા. તેમણે પોતાના પગથી મને દબાવ્યો તો હું ઊઠીને બેસી ગયો.મેં આમતેમ જોયું પણ કોઇ મને ત્યાં દેખાયું નહિ. ત્યારે હું પાછો પોતાના સ્થળે સૂઇ ગયો. ત્યારે જિબ્રીલ બીજીવાર મારી પાસે આવ્યા અને અગાઉ મુજબ પોતાના પગથી તેમણે મને દબાવ્યો ત્યારે ફરીવાર હું ઊઠીને બેસી ગયો. આ વેળા પણ કોઇ મને ત્યાં દેખાયું નહિ તો હું મારા સ્થળે અગાઉ મુજબ સૂઇ ગયો. એટલામાં જિબ્રીલ ત્રીજી વાર મારી પાસે આવ્યા અને પોતાના પગથી મને દબાવ્યો તો હું ફરીવાર ઊઠીને બેસી ગયો. આ વેળા તેમણે મારો બાહુ ઝાલી લીધો તો હું તેમની સાથે ઊભો થઇ ગયો. મને લઇને તેઓ મસ્જિદના દરવાજા તરફ ઊપડયા. ત્યાં મેં સફેદ રંગનું એક જાનવર ઊભેલું જોયું. તે ખચ્ચર અને ગધેડાના કદ જેટલું હતું. તેની જાંઘોમાં બે પાંખો હતી. જેનાથી તે પોતાના પગો ખોતરતું હતું. તેના પગલાંની ગતિ નજર પહોંચે તેટલી હતી. જિબ્રીલે મને તેની પીઠ પર સવાર કરાવ્યો. પછી અમે ત્યાંથી ચાલી નીકળ્યા. ન જિબ્રીલ મારાથી અળગા થતા ન હું જિબ્રીલથી અળગો થતો.''

**બુરાકની સવારીનું બયાન**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત કતાદહથી મને જે હદીસ મળવા પામી તેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છેઃ

''જયારે હું સવાર થવા માટે બુરાક પાસે ગયો તો તે મસ્તી કરવા લાગ્યું. જિબ્રીલે તેની ગરદનના વાળો પર પોતાનો હાથ મૂકીને કહયું, ''તને શરમ નથી આવતી હે બુરાક ! જે કંઇ તું કરી રહ્યું છે તેનાથી ? અલ્લાહના સોગંદ ! તારી પીઠ પર સવાર થયો નથી અલ્લાહનો કોઇ બંદો મુહંમદથી પહેલાં; જે અલ્લાહને ત્યાં આટલો માન મરતબાવાળો હોય !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''પછી તો બુરાક એટલું બધું શરમાયું કે પસીનાથી રેબઝેબ થઇ ગયું અને પોતાને સ્થળે ચૂપચાપ સ્થિર થઇ ગયું. ત્યારે હું તેની પીઠ પર સવાર થઇ ગયો.''

**મસ્જિદમાં પયગમ્બરોની ઇમામત**————હઝરત હસન બિન અબિલ-હસને પોતાનું બયાન ચાલુ રાખતાં ઉમેર્યું, ''પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બુરાક પર સવાર થઇને નીકળ્યા અને જિબ્રીલ પણ આપની સાથે જ હતા. તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લઇને બૈતુલ-મુકદ્દસ પહોંચી ગયા. અહીં હઝરત ઇબ્રાહીમ (અલૈ.)હઝરત મૂસા (અલૈ.) હઝરત ઇસા (અલૈ.) કેટલાક બીજા પયગમ્બરો બિરાજમાન હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની ઇમામત કરી. અને તેઓને

નમાઝ પઢાવી. પછી બે પ્યાલાં લાવવામાં આવ્યાં. એકમાં શરાબ અને બીજામાં દૂધ હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ દૂધનો પ્યાલો ઉપાડી લઇને તેમાંથી દૂધ પીધું. શરાબના પ્યાલાને હાથ સુધ્ધાં અડાડયો નહિ.

આ દેખીને જિબ્રીલે કહ્યું, ''યા રસૂલલ્લાહ ! આપે ફિતરતનો રાહ ગ્રહણ કર્યો અને પોતાની ઉમ્મતને પણ સીધા રાહની દોરવણી આપી દીધી. શરાબ આપના માટે અને આપની ઉમ્મત માટે હરામ ઠરી ગયો.''

**અસરાઅની ઘટના અંગે કુરૈશનો ઇન્કાર**————રાવીનું કથન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહ આવી ગયા. સવાર પડી તો આપ કુરૈશ પાસે ગયા અને તેઓને આ ઘટનાના સમાચાર આપ્યા. ત્યારે તેઓમાંના ઘણાખરા બોલી ઊઠયા, ''વલ્લાહ ! આ તો ચોખ્ખી રીતે ના-કાબિલે-કબૂલ વાત છે. કોઇ પણ રીતે માની શકાય તેવી નથી. કેમકે મક્કહથી સીરિયા પહોંચતા એક મહિનો લાગે છે અને ત્યાંથી મક્કહ પાછા ફરતાં બીજો એક મહિનો લાગે છે. મુહંમદ રાતોરાત આટલા લાંબા વિસ્તારે જઇને મક્કહ પાછા આવી લાગે એ શું બનવા જોગ છે ?''

રાવીનું કથન છે : આ કારણે કેટલાક મુસલમાન બનેલા લોકોના ઈમાન ડગમગી ગયાં અને તેઓ ઈસ્લામ છોડીને મુર્તદ બની ગયા. અહીંથી ઊઠીને કુરૈશના લોકો હઝરત અબૂબક્ર પાસે ગયા અને બોલ્યા, ''હે અબૂબક્ર! તમારા મિત્રે નવા સમાચાર વહેતા કર્યા છે. તમે કંઇ સાંભળ્યું ?''

''ના, શું સમાચાર છે ?'' હઝરત અબૂબક્રે પૂછયું.

તેઓ બોલ્યા, ''તમારા મિત્ર કહે છે કે રાતોરાત તેઓ બૈતુલ-મુકદ્દસ જઇને મક્કહ પાછા આવી ગયા. શું હજીય તમે તમારા મિત્રને સાચો માનશો ?

હઝરત અબૂબક્રે કહ્યું, ''પણ મને લાગે છે કે તમે બધા જૂઠું બોલો છો.''

**હઝરત અબૂબક્રનું સમર્થન**————કુરૈશના લોકો બોલ્યા, ''ના અમે જૂઠું કેવી રીતે બોલીએ? તમારા મિત્ર તો પોતે મસ્જિદમાં લોકોને આ સમાચાર સંભળાવી રહ્યા છે.''

હઝરત અબૂબક્ર બોલ્યા, ''ત્યારે શું તમે મુહંમદને જૂઠા ઠરાવો છો ?''

''સાંભળો,'' હઝરત અબૂબક્રે કહ્યું, ''અગર તેઓ પોતે આમ કહે છે તો બિલકુલ સાચું કહે છે એમાં તમારે શંકા જેવું કે નવાઇ પામવા જેવું શું છે ? વલ્લાહ તેમણે તો મને એટલે સુધ્ધાં કહ્યું છે કે, અલ્લાહ તરફથી તેમની પાસે આકાશની ખબરો જમીન પર આંખના પલકારામાં આવી પહોંચે છે અને હું તરત તેને અંતઃકરણથી માની લઉં છું. તેમના રાતોરાત જવા-આવવાની જે વાતથી તમને નવાઇ લાગી છે તે તો એના કરતાં ઊતરતા દરજ્જાની વાત છે.''

એ પછી હઝરત અબૂબક્ર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! શું આપ નામદારે આ લોકોને ફરમાવ્યું કે આપ ગઇ રાતે બૈતુલ-મુકદ્દસ ગયા હતા ?''

આપે ફરમાવ્યું, ''હા મેં કહ્યું છે.''

અરજ કરી, ''હે અલ્લાહના નબી ! મેં બૈતુલ-મુકદ્દસ જોયું છે. હું ત્યાં જઈ આવ્યો છું. આપ જરા તેના નકશાની કંઈક વિગત બયાન ફરમાવો.''[1]

રાવીના કથન મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે : ''ફ-રુફિઅ લી હત્તા નઝર-તુ ઈલૈહિ.'' ત્યારે એજ વેળા તેને એટલે બૈતુલ-મુકદ્દસને મારી સામે હાજર કરી દેવામાં આવ્યો અને હું તેને મારી આંખોથી જોવા લાગ્યો.

**હઝરત અબૂબક્રને સિદ્દીકનો લકબ**———અલ્લાહ તઆલાએ બૈતુલ-મુકદ્દસની ઈમારત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આંખ સામે ઊભી કરી દીધી તો આપ તેને જોઈજોઈને અબૂબક્રની આગળ તેની રૂપરેખા બયાન કરવા લાગ્યા અને અબૂબક્ર આપની દરેક વાત પર કહેવા લાગ્યા, ''આપે સાચું ફરમાવ્યું યા રસૂલલ્લાહ ! હું સાક્ષી આપું છું કે આપ અલ્લાહના રસૂલ છો.''

બૈતુલ-મુકદ્દસના નકશાની દરેક વિગત આપ બયાન ફરમાવતા ત્યારે અબૂબક્ર આપની દરેક વાત પર પોકારી ઊઠતા,'' આપે સાચું ફરમાવ્યું યા રસૂલુલ્લાહ ! હું સાક્ષી આપું છું કે આપ અલ્લાહના રસૂલ છો.''

જયારે બૈતુલ-મુકદ્દસના નકશાની વિગતો પૂરી થઈ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂબક્રને સંબોધીને ફરમાવ્યું, ''અન્તા યા અબાબક્ર ! અસ-સિદ્દીક !'' એટલે હે અબૂબક્ર ! તમે ''સિદ્દીક'' છો. એજ પ્રસંગે આપે હઝરત અબૂબક્રને ''સિદ્દીક''નો લકબ પ્રદાન કર્યો અને એજ દિવસથી હઝરત અબૂબક્રનું નામ ''સિદ્દીક'' તરીકે પંકાઈ ગયું.[2]

**પયગમ્બરોની રૂપરેખાનું બયાન**———ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈમામ ઝુહરીએ સઈદ બિન મુસૈયબની રિવાયતથી ટાંકયું છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મિઅરાજની રાતે અલ્લાહના પયગમ્બરો———હઝરત ઈબ્રાહીમ, હઝરત મૂસા, હઝરત ઈસા (અલૈહિમુસ-સલામ) સાથે મુલાકાત કરી હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતના સહાબા આગળ તેઓની રૂપરેખા દર્શાવતાં ફરમાવ્યું, ''ઈબ્રાહીમની રૂપરેખા અને મુખમુદ્રા તો તમારા આ મિત્રની (એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પોતાની) રૂપરેખાને આબેહૂબ મળતી આવે તેવી હતી. તમારા મિત્રે, પોતાની રૂપરેખાને હૂબહૂ મળતી આવે તેવી રૂપરેખાનો પુરૂષ ઈબ્રાહીમથી વધીને બીજો કોઈ જોયો નથી.

''ત્યારે મૂસા એક ઘઉંવર્ણા, પાતળી કાઠીના, વાંકડિયા વાળોના, ઊંચા નાકવાળા પુરૂષ હતા. જાણે તેઓ શનૂઅહ કબીલાની એક વ્યકિત જેવા હતા. અને ઈસા બિન મરયમ એક રાતા-ગોરા, મધ્યમ બાંધાના,

---

૧. હઝરત અબૂબક્રે કુરૈશી મુશરિકોની સામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સવાલ એટલા માટે પૂછયો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બૈતુલ-મુકદ્દસની બાંધણીની વિગતો દર્શાવી દેશે તો કુરૈશી ફિત્નાખોરોના મોઢાં બંધ થઈ જશે. બીજી રિવાયતોમાં છે કે કુરૈશના લોકો પોતે બઢીચઢીને આવા સવાલો પૂછતા હતા કેમકે તેઓને ખબર હતી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના જીવનમાં કદી મસ્જિદે-અકસામાં ગયા નથી. તેથી મસ્જિદે-અકસાની બાંધણીની ઝીણી ઝીણી વિગતોનો જવાબ આપવો એટલા માટે મુશકિલ હતો કે આપ રાતની વેળા ત્યાં તશરીફ લઈ ગયા હતા. આ કારણે અલ્લાહ તઆલાએ તેઓના સવાલો પ્રસંગે બૈતુલ-મુકદ્દસની ઈમારત આપની આંખ સામે ઊભી કરી દીધી. તેને જોઈજોઈને આપ તેઓના સવાલોના જવાબો આપતા ગયા. ત્યાં સુધી કે તેઓને માનવું પડયું કે આપે દર્શાવેલી વિગતો બિલકુલ સાચી છે. ''હ''

૨. સિદ્દીક એટલે બહુ સાચું બોલનાર. એવો મહાન સત્યવાદી કે જેના કદમ, રાહે-હકથી કદી ડગમગી નહિ શકે, પ્રાણના ભોગે પણ સત્યપાલનનો આગ્રહી. ''હ''

લાંબા વાળોવાળા શખ્સ હતા. લાગતું હતું જાણે ગુસલખાનામાંથી હમણા નાહીને નીકળ્યા છે. તેમના વાળોમાંથી પાણીના ટીપાં ટપકી રહ્યાં હતાં. જો કે ત્યાં પાણી ન હતું: તમારામાં સૌથી વધુ તેઓ ઉર્વહ બિન મસઊદ સકફી સાથે મળતા આવે તેવા હતા.''

**રસૂલુલ્લાહ (સલ.)ની આછી રૂપરેખા**————ઇબ્ને હિશામ કહે છે : હઝરત અલી બિન અબી તાલિબ (રદિ.) જયારે ૫ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સરાપા એટલે આપની રૂપરેખાનો ઉલ્લેખ કરતા [૧] ત્યારે આ પ્રમાણે દર્શાવતા :

''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો બાંધો ન બહુ ઊંચો હતો.ન બહુ નીચો, બલકે આપ મધ્યમ બાંધાના હતા. પવિત્ર વાળો આપના છેક વાંકડિયા પણ નહિ અને છેક સીધા પણ નહિ, બલકે બંને વચ્ચે મેળ ખાય તેવા સપ્રમાણ હતા. રંગ આપનો લાલાશ પડતો સફેદ હતો. પવિત્ર શરીર આપનું ન બહુ જાડું હતું ન બહુ પાતળું. આંખો આપની કાજળઘેરી અને કીકીઓ કાળી હતી. પાંપણોના વાળ લાંબા અને ઘન હતા. બંને ખભા વાંસા તરફથી ભરાવદાર હતા. સીનાથી નાભિ સુધી બારીક સુંવાળી રૂંવાટી હતી. આખું અંગ ફાલતુ વાળોથી ખાલી હતું. હથેલીઓ અને પગોના તળિયાં માંસલ હતાં. રફતારમાં પગો જમીન પર ઠરતા ન હતા. ગતિભેરની રફતારમાં એવું લાગતું જાણે ઊંચાણ પરથી નીચાણ તરફ ઊતરી રહ્યા છે. રસ્તાના વળાંક પર તેજીથી વળી જતા. બંને ખભાઓ વચ્ચે પીઠ મુબારક પર પયગમ્બરીની મુહર ઊપસેલી હતી. અલ્લાહના બધા પયગમ્બરોમાં આપ અલ્લાહના આખેરી પયગમ્બર હતા. અલ્લાહના દુરૂદ અને સલામ હો આપ પર !''

''દાનપ્રદાનમાં આપ સૌથી વધુ ઉદારવૃત્તિના, સાહસ અને શુજાઅતમાં સૌથી મજબૂત મનોબળના, વાતચીતમાં સૌથી વધુ સાચા, કરારોના પાલનમાં સૌથી વધુ ચુસ્ત, વર્તનમાં સૌથી વધુ નમ્ર, વહેવારૂ મામલાઓમાં સૌથી વધુ ચઢિયાતા, સૌથી વધુ વિવેકી અને સૌથી વધુ સંસ્કારી હતા. પહેલવહેલાં આપને જોનાર માણસ આપના પયગમ્બરી દબદબાથી થથરી ઊઠતો. આપની સાથે મેળમિલાપ રાખનાર દિલોજાનથી આપની ઉપર કુરબાન થઇ જવાની તમન્ના સેવતો.''

હઝરત અલી ફરમાવે છે: ''આપના જેવો મેં ન આપથી પહેલાં જોયો ન આપના પછી જોયો. અલ્લાહના દુરૂદ અને સલામ હો આપ પર !''

**ઇસરાઅ અંગે ઉમ્મે-હાનીની રિવાયત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબૂ તાલિબના પુત્રી બીબી ઉમ્મે-હાની જેમનું નામ હિન્દ હતું- ની રિવાયત, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ સલ્લલ્લાહુ અલૈહિ

---

૧. અલ્લાહના પયગમ્બર હઝરત ઇબ્રાહીમ (અલે.)ની રૂપરેખા સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વધુથી વધુ મળતાપણું ધરાવતા હોવાને કારણે અહીં આપની રૂપરેખા અને આપના સંસ્કારનું ટૂંક વર્ણન કરવામાં આવ્યું છે. ''હ''

વ સલ્લમના રાતના પ્રવાસને લગતી મળવા પામી, તેમાં એમ છે કે, "જે રાતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઇસરાઅ એટલે મક્કહથી બૈતુલ-મુકદ્દસનો, રાતનો પ્રવાસ કરાવવામાં આવ્યો તે રાતે આપ મારા જ ઘરમાં આરામ ફરમાવતા હતા. તે રાતે આપ ઇશાની નમાઝ પઢીને સુઇ ગયા અને અમે ઘરવાળાં પણ સુઇ ગયાં. પરોઢથી પહેલાંનો સમય હતો ત્યારે આપે અમને જગાડયાં. પોતે પણ ફજરની નમાઝ પઢી અને અમે પણ પઢી. નમાઝથી પરવારીને આપે મને ફરમાવ્યું:

| | |
|---|---|
| યા ઉમ્મ-હાની ! લકદ્ સલ્લૈતુ | હે ઉમ્મે-હાની ! બેશક મેં પઢી, |
| મઅ-કુમુલ-આખિરહ | તમારી સાથે રાતની છેલ્લી નમાઝ, |
| કમા રઐતિ બિ-હાઝલ-વાદી | જેમકે તમે પણ જોયું આ ખીણમાં (આવેલા મકાનમાં) |
| સુમ્મ જિઅતુ બૈતલ-મક્દિસિ | પછી હું પહોંચી ગયો બૈતુલ-મુકદ્દસ, |
| ફ-સલ-લયતુ ફીહિ. | તો ત્યાં પણ મેં નમાઝ પઢી. |
| સુમ્મ કદ્ સલ્લૈતુ | એ પછી મેં નમાઝ પઢી ફરીવાર |
| સલાતલ-ગદાતિ મઅકુમ | ફજરની નમાઝ તમારી સાથે, |
| અલ-આન કમા તરૈન. | હમણા જેમકે તમે જોયું. |

બીબી ઉમ્મે-હાની કહે છે : "આમ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બહાર જવા માટે ઊભા થઇ ગયા તો મેં આપની ચાદરનો પાલવ પકડીને ખેંચ્યો જેનાથી આપનું નૂરાની પેટ દેખાવા લાગ્યું. એ જોઇને મને થયું જાણે સફેદ, સુંદર, સુંવાળું, કંતાનનું વસ્ત્ર ઘડી વાળીને મૂકેલું છે. મેં આપને અરજ કરી, "હે અલ્લાહના નબી ! આ બનાવ લોકોને કહેશો નહિ, તેઓ આપને જૂઠલાવીને નાહક દુખ આપશે."

આપે ફરમાવ્યું, "વલ્લાહ ! હું જરૂર તેઓની આગળ બયાન કરીશ."

આ સાંભળીને મેં મારી હબશણ લોંડીને કહ્યું, "જા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ કે જેથી તું સાંભળી શકે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લોકોને શું કહે છે અને લોકો આપને શું જવાબ આપે છે !"

**ઇસરાઅ વિષે રસૂલુલ્લાહ (સલ.)નું બયાન**———એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઉમ્મે-હાનીના ઘરમાંથી નીકળીને કુરૈશ પાસે ગયા અને રાતનો બનાવ તેઓને કહી સંભળાવ્યો. આ અદ્‌ભુત બનાવ સાંભળીને બધા હયરતમાં પડી ગયા અને બોલ્યા, "હે મુહંમદ ! અમને કેવી રીતે વિશ્વાસ બેસે ? અમે તો આવી કથા આજ સુધી સાંભળી નથી. કોઇ નિશાની હોય તો રજૂ કરો."

આપે ફરમાવ્યું, "નિશાની આ છે કે જ્યારે હું બુરાક પર બેસીને સીરિયાની ભૂમિ તરફ જતો હતો તો ફલાણી ખીણમાં ફલાણા કબીલાનો કાફલો પસાર થતો હતો. એ કાફલાના ઊંટો મારી સવારીના જાનવરને જોઇને ભડકી ગયાં. તેમાંનુ એક ઊંટ ભડકીને ત્યાંથી નાસી છૂટયું લોકો તેને શોધવા નીકળ્યા તો મેં તેઓને કહ્યું, "ફલાણી દિશાએ ફલાણા સ્થળેથી તમારૂં ઊંટ મળી આવશે. તે વેળા હું સીરિયા તરફ જતો હતો."

"બીજી નિશાની આ છે કે બૈતુલ-મુકદ્દસની વાપસીના પ્રવાસમાં જયારે હું "દજનાન"સ્થળે પહોંચ્યો તો ત્યાં ફલાણા કબીલાનો કાફલો પડાવ નાખીને પડેલો હતો. કાફલાના લોકો સૂતેલા હતા. તેઓએ એક વાસણમાં

પાણી ભરીને અને તેને ઢાંકીને મૂકેલું હતું. મેં ઢાંકણ ઉપાડીને તેમાંનું થોડુંક પાણી પી લીધું કે જેથી નિશાની રહે કે કોઇએ એમાંથી પાણી પીધું છે. વાસણને તેજ મુજબ ઢાંકીને હું આગળ વધ્યો."

"ત્રીજી નિશાની આ છે કે હાલ અત્યારે એ કાફલો "બૈદાઅ" [1] સ્થળેના તન્ઈમ પહાડ પરથી ઊતરી ચૂકયો છે. હવે કાફલાની આગળ ભૂરા રંગનું કાળાશ પડતું એક ઊંટ ચાલી રહ્યું છે. તેની પુશ્ત પર બે થેલા લાદેલા છે. એક કાળા રંગનો થેલો છે. બીજો જુદા જુદા રંગનો છે. "

બીબી ઉમ્મે-હાનીનું કથન છે : "કુરૈશના લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ વાતો સાંભળીને તન્ઈમ તરફ દોડી ગયા. જોયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વચન મુજબ કાફલો આવી રહ્યો હતો. પણ કાફલાની આગળ ચાલતો થેલાવાળો ઊંટ તેઓના જોવામાં નહિ આવ્યો. તે પહાડી ઊતરીને આગળ નીકળી ચૂકયો હતો. આ લોકોએ કાફલાવાળાઓને પાણીના પેલા વાસણ વિષે પૂછયું તો તેઓ બોલ્યા, "હા અમે વાસણમાં પાણી ભરીને તેને ઢાંકીને મૂકી દીધું હતું. કૂચ વેળા અમે જોયું તો વાસણ ઢાંકેલું હતું પણ તેમાનું પાણી ઓછું થઇ ગયું હતું."

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળેલો પહેલો કાફલો જયારે મકકહ આવી ગયો તો કુરૈશે તેઓને પૂછપરછ કરતાં તેઓ બોલ્યા, "હા બેશક અમારૂં ઊંટ ફલાણા જંગલમાં ભડકીને નાસી ગયું હતું. અમે તેને શોધવા નીકળ્યા તો કોઇ ગૈબી વ્યકિતનો અવાજ સાંભળ્યો. કહ્યું કે તમારૂં ખોવાયેલું ઊંટ ફલાણી દિશાએ ફલાણા સ્થળેથી મળી આવશે. અમે તે તરફ ગયા તો ઊંટ ત્યાં ઊભેલું હતું. અમે તેને પકડી લીધું."[2]

---

૧. બૈદાઅ : મક્કહ નજીક આવેલી એક પહાડીનું નામ અને તન્ઈમ : મકકહથી ત્રણ ચાર માઇલના અંતરે આવેલું એક સ્થળ

૨. મક્કહથી બૈતુલ-મુકદ્દસ સુધીના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના રાતોરાતના આ પ્રવાસનું વર્ણન કુર્આને-મજીદના પારા ૧૫ ની શરૂઆતમાં આ પ્રમાણે થયું છે : સુબ્હાનલ-લઝી અસરા બિ-અબ્દિહી લયલમ મિનલ-મસ્જિદિલ-હરામિ ઇલલ-મસ્જિદિલ-અક્સા......પાક છે તે ઝાત જેણે પ્રવાસ કરાવ્યો રાતની વેળા પોતાના બંદાને મસ્જિદે-હરામથી મસ્જિદે-અકસા તરફ.....જમીનના આ પ્રવાસને "અસરાઅ"કહે છે અને અહીંથી સ્વર્ગલોક એટલે આકાશોની સહેલના પ્રવાસને "મિઅરાજ" કહે છે. એનું બયાન પારહ ૨૭ની "સૂરએ-વન્નજ્મ"માં થયું છે. અરબીમાં મિઅરાજના અર્થ નિસરણી થાય છે. એ જ શબ્દ પરથી આ ઘટનાનું નામ મિઅરાજ થયું. એનું બયાન પ્રકરણ ૬૧માં વાંચો. "હ"

## પ્રકરણ ૬૧

# મિઅરાજ અને આકાશોની સહેલ

આકાશલોકની સહેલ માટે આકાશી નિસરણી • દોઝખના દરોગા માલિકની મુલાકાત • હઝરત ખુદરીની બાકી રિવાયત • પાક રૂહો અને ગંદી રૂહો • યતીમોનો માલ ખાનારા • મોટાં પેટવાળા વ્યાજખોરો • વ્યભિચારીઓનો અંજામ • સાતે આકાશો અને જન્નતની સહેલ.

**આકાશલોકની સહેલ માટે આકાશી નિસરણી**——— —ઇબ્ને ઈસ્હાક કહે છે : મિઅરાજની ઘટના વિશે મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હઝરત અબૂ સઈદ ખુદરીની રિવાયત મળી છે. તે મુજબ હઝરત અબૂ સઈદ ખુદરીનું બયાન છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આમ ફરમાવતાં સાંભળ્યા :

| | |
|---|---|
| લમ્મા ફરગ-તુ | જ્યારે હું પરવારી ગયો |
| મિમ્મા કાન્ ફી બૈતિલ-મક્દિસ. | તે બાબતોથી જે બૈતુલ-મુકદ્દસમાં બનવા પામી. |
| ઉતિય બિલ-મિઅરાજ. | તો લાવવામા આવી મારી પાસે એક નિસરણી. |
| લમ અરા શૈઅન | મેં જોઇ નથી કોઇ વસ્તુ, |
| કત્તુ અહસન મિન્હુ. | કદી પણ એનાથી ઉત્તમ. |
| વ-હુવલ-લઝી યમુદ્દુ ઇલૈહિ | એજ તે વસ્તુ છે જેની તરફ તાકી રહે છે, |
| મૈતુકુમ ઐનૈહિ ઇઝા હુદિરા. | તમારાં મુરદાં પોતાની આંખોથી જ્યારે તેનું મોત આવે છે. |
| ફ-અસઅદ-ની સાહિબી ફીહિ. | એ પછી મને ચઢાવી દીધો મારા સાથીએ એ નિસરણી પર. |
| હત્તન-તહા બી ઇલા બાબિમ | ત્યાં સુધી કે મારો સાથી પહોંચી ગયો મને લઈને એક દરવાજે: |
| મિન અબવા-બિસ-સમાઇ. | આસમાનના દરવાજાઓમાંથી. |
| યુકાલુ લહૂ બાબલ-હફ્ઝતિ. | એ દરવાજાનુ નામ બાબુલ-હફ્ઝહ હતું. |
| અલૈહિ મલકુમ-મિનલ-મલાઇકતિ | ત્યાં ફરિશ્તાઓમાંથી એક ફરિશ્તો મૌજૂદ હતો |
| યુકાલુ લહૂ ઇસ્માઈલ. | તેનું નામ ઇસ્માઈલ હતું. |
| તહત્ યદૈહિ ઇસ્ના અશર અલ્ફ મલક. | તેના હાથ નીચે બાર હજાર ફરિશ્તા હતા. |
| તહત્ યદય કુલ્લિ મલકિમ-મિન્હુમ | એમાંના દરેક ફરિશ્તાના હાથ નીચે |
| ઇસ્ના અશરા અલ્ફ મલક. | બાર હજાર ફરિશ્તા હતા. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે મિઅરાજની ઘટના વર્ણવતા તો સાથે કુર્આનની આ આયત પણ પઢી સંભળાવતા : વમા યઅ-લમુ જુનૂદ રબ-બિક્ ઇલ્લા હૂ. એટલે તમારા પાલનહારના લશ્કરને તેના વગર કોઇ જાણતું નથી. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું:

| | |
|---|---|
| ફ-લમ્મા દખલ્ બી | પછી જ્યારે મારો સાથી મને લઇને દાખલ થયો |
| કાલ્ મન હુવ્ હાઝા યા જિબ્રીલ. | તો તેણે (ઇસ્માઇલે) પૂછયું, આ કોણ છે હે જિબ્રીલ ! |
| કાલ્ મુહમ્મદુન. | જિબ્રીલે કહ્યું, મુહંમદ છે. |
| કાલ્ અવ કદ્ બુઇસ. | પૂછયું, શું એમને બોલાવવામાં આવ્યા છે ? |
| કાલ નઅમ. | જિબ્રીલે કહ્યું, હા. |
| કાલ્ ફ-દઆ લી બિ-ખૈરિન | ત્યારે તેણે મારા માટે ભલાઇની દુઆ કરી |
| વ કાલહૂ. | અને મારા માટે ભલાઇના શબ્દો કહ્યા. |

**દોઝખના દરોગા માલિકની મુલાકાત**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જે સાથીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક મુખે મિઅરાજનું વર્ણન સાંભળ્યું હતું તેઓ તરફથી મને મળેલી રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

"જ્યારે હું દુનિયાના આસમાનમાં દાખલ થયો તો ત્યાંના ફરિશ્તાઓ સાથે મારી મુલાકાત થઇ. દરેક ફરિશ્તો પ્રફુલ્લ ચહેરે મને આવકારતો હતો, હરખભેર મારી મુલાકાત લેતો હતો, ભલાઇ અને બરકતની મને દુઆઓ આપતો હતો; ત્યાં સુધી કે એજ ફરિશ્તાઓમાંથી એકની સાથે મારી મુલાકાત થઇ. તેણે પણ બીજા ફરિશ્તાઓ પેઠે મને આવકારીને મારી સાથે વાતો કીધી અને મને દુઆઓ આપી. પરંતુ મેં જોયું કે એ ન હસે છે ન એના ચેહરા પર પ્રફુલ્લતા છે ન આનંદ કે ઉલ્લાસના ભાવો છે."

મેં જિબ્રીલને પૂછયું, "હે જિબ્રીલ ! આ કોણ ફરિશ્તો છે ? એણે મારી સાથે વાતો તો તેવી જ કીધી જેવી બીજા ફરિશ્તાઓએ કીધી. એણે મને દુઆઓ પણ તેવી જ આપી જેવી બીજા ફરિશ્તાઓએ આપી. પણ વાતો વેળા ન તો એ હસ્યો ન એના ચેહરા પર મેં આનંદના ભાવો જોયા!"

જિબ્રીલે કહ્યું, "હે મુહંમદ ! આપથી પહેલાં એણે કોઇની સાથે હસીને વાત કરી હોત, અથવા આપના પછી કોઇની સાથે એ હસીને વાત કરવાનો હોત, તો એ આપની સાથે પણ હસીને વાત કરત ! પરંતુ બાબત એમ છે કે હસવાનું તો એ જાણતો જ નથી. એ દોઝખનો વ્યવસ્થાપક ફરિશ્તો છે. એનું નામ માલિક છે."

મેં જિબ્રીલને કહ્યું, "ત્યારે તો એ અલ્લાહ તરફથી નીમાયેલો દોઝખનો માનવંતો દરોગો કે ત્યાંનો સૌથી મોટો પ્રામાણિક સરદાર છે. હે જિબ્રીલ ! શું તમે એને હુકમ નહિં કરો કે એ મને દોઝખની સહેલ કરાવે !"

જિબ્રીલે કહ્યું, "હા ! કેમ નહિ, હે માલિક ! મુહંમદ ને દોઝખની અજાયબીઓની સહેલ કરાવો."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "જિબ્રીલનો હુકમ મળતાં માલિકે દોઝખનું ઢાંકણ ઉઘાડી નાખ્યું. એની સાથે જ દોઝખના ધગધગતા અગ્નિમાં ઉછાળો આવ્યો અને તેના ભડકા બુલંદ

થઈ ગયા. ત્યારે મને થયું કે આ ભડકા નજરમાં આવતી દરેક વસ્તુને ભરખીને ભસ્મ કરી નાખશે. મેં જિબ્રીલને કહ્યું, "હે જિબ્રીલ ! માલિકને કહો, દોઝખનું ઢાંકણ બંધ કરી દે."

જિબ્રીલે માલિકને હુકમ કર્યો અને માલિકે દોઝખને હુકમ કર્યો, "ખામોશ થઈ જા હે દોઝખ !" એજ વેળા ભડકા શમી ગયા અને અગ્નિ પોતાના સ્થળે એવી રીતે ચાલ્યો ગયો જાણે પડછાયો હોય, માલિકે તેના મુખ પર ઢાંકણ મૂકી દીધું.

**હઝરત ખુદરીની બાકી રિવાયત**————હઝરત અબૂ સઈદ ખુદરીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસ ચાલુ રાખતાં કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું:

"જ્યારે હું દુનિયાના આસમાનમાં દાખલ થયો તો ત્યાં મેં એક ગૃહસ્થને બેઠેલા જોયા. તેમની સામે માણસોની રૂહોના ટોળાં વળેલાં હતાં. અમુક રૂહો જ્યારે એમની તહેનાતમાં રજૂ થતી તો આ ગૃહસ્થ એ રૂહોને ભલે પધારો કહેતા, ખુશ થઈને તેઓ પ્રત્યે પોતાનો આનંદ જાહેર કરતા અને બોલતા, "બહુ ભલી અને નેક રૂહો છે, પવિત્ર અંગમાંથી નીકળેલી છે."

એ પછી રૂહોના ટોળાંમાંથી અમુક બીજી રૂહો એમની તહેનાતમાં રજૂ થતી તો નફરતથી બોલી ઊઠતા, "થૂ છે તમારી ઉપર !" પછી ધિક્કારથી મોં મચકોડીને કહેતા, "ગંદી અને ખબીસ રૂહો છે. ગંદા દેહમાંથી નીકળેલી છે."

**પાક રૂહો અને ગંદી રૂહો**————મેં જિબ્રીલને પૂછ્યું, "હે જિબ્રીલ ! આ કોણ ગૃહસ્થ છે?"

જિબ્રીલ બોલ્યા, "એ આપના પિતા આદમ છે. એમની તહેનાતમાં એમની અવલાદની રૂહોને પેશ કરવામાં આવે છે. જ્યારે એમની અવલાદની ઈમાનદાર રૂહો એમની સામેથી પસાર થાય છે. તો તેઓને જોઈને ખુશ થાય છે. પોતાનો આનંદ જાહેર કરે છે અને કહે છે, "સ્વચ્છ અને ભલી રૂહો છે. સ્વચ્છ અને પાક શરીરોમાંથી નીકળેલી છે." જ્યારે કાફિરો અને મુશરિકોની રૂહો પસાર થાય છે તો તેઓને જોતાં જ થૂથૂ કરે છે અને તેઓ પ્રત્યે પોતાનો ધિક્કાર જાહેર કરે છે અને કહે છે, "નાપાક-ગંદી રૂહો છે જે ગંદા-નાપાક શરીરોમાંથી નીકળેલી છે."[૧]

**યતીમોનો માલ ખાનારા**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે : એ પછી મેં કેટલાક માણસોને જોયા તેઓના હોઠો ઊંટોના હોઠો જેવા હતા. તેઓના હાથોમાં ગોળ પથરા જેવા આગના અંગારા હતા. આ અંગારા તેઓ પોતાના મુખમાં નાખી લેતા જે લાગલા જ તેઓની પીઠ પાછળથી નીકળી જતા."

મેં પૂછ્યું, "હે જિબ્રીલ ! આ કોણ લોકો છે ?"

જિબ્રીલે કહ્યું, "એ યતીમો-અનાથોનો માલ હજમ કરી જનારા લોકો છે."

**મોટાં પેટવાળા વ્યાજખોરો**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે: "એ પછી કેટલાક મોટાં પેટવાળા લોકો મારા જોવામાં આવ્યા. આવાં મોટાં પેટો મેં અગાઉ કદી જોયાં નથી. આ

૧. આ બનાવનું વર્ણન બુખારી, મુસ્લિમ, મુસ્નદે-અહમદ વગેરેમાં પણ થયું છે. પૂરી વિગત માટે જુઓ : સીરતુલ-મુસ્તફા જિ.૧ પેજ ૨૧૦ થી ૨૪૦ - સીરતે-સરવરે-આલમ જિ.૨ પેજ ૬૪૩ થી ૬૭૯. "હ"

લોકો ફિરઔન અને તેની અવલાદના રસ્તે ચાલનારા જેવા લાગતા હતા. એમને જયારે દોઝખ પાસે હાજર કરવામાં આવતા તો, તરસ્યાં ઊંટો જેવા વિરાટ કાયાના જાનવરો, પોતાના પગોથી એમને રગદોળતા પસાર થઇ જતા, છતાં એમનામાં એટલું બળ ન હતું કે પોતાના બચાવ ખાતર રસ્તામાંથી હટી જતે !''

મેં પૂછયું, ''હે જિબ્રીલ ! આ કોણ લોકો છે ?''

જિબ્રીલ બોલ્યા, ''એ વ્યાજખાઉ લોકો છે.''

**વ્યાભિચારીઓનો અંજામ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છેઃ ''એ પછી મેં કેટલાક એવા લોકોને જોયા જેઓની સામે તાજું સ્વચ્છ માંસ હતું અને બીજી તરફ સડેલું ગંધાતુ માંસ હતું. એ લોકો તાજું સ્વચ્છ માંસ જતું કરીને સડેલું ગંધાતુ માસ ખાઇ રહ્યા હતા.''

મેં પૂછયું, ''હે જિબ્રીલ ! આ કોણ લોકો છે ?''

જિબ્રીલે કહ્યું, ''આ તે લોકો છે જેઓ પોતાની પાક-હલાલ નિકાહી બીબીઓને છોડીને અલ્લાહએ હરામ કરેલી સ્ત્રીઓ સાથે પોતાનું મોં કાળું કરતા હતા.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે : ''એજ સ્થળે કેટલીક એવી સ્ત્રીઓ મારા જોવામાં આવી જે પોતાની છાતીઓ સાથે અધ્ધર લટકેલી હતી. મેં પૂછયું, ''હે જિબ્રીલ ! આ કોણ સ્ત્રીઓ છે ?''

જિબ્રીલ બોલ્યા, 'આ તે બદકાર સ્ત્રીઓ છે જેઓ પોતાના હરામી બાળકને પોતાના પતિનું બાળક કહીને પતિના ઘરમાં ઘૂસાડી દેતી હતી.''

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું છે : ''અલ્લાહનો પ્રકોપ તે સ્ત્રી પર પ્રચંડ રીતે તૂટી પડે છે જે પારકા પુરૂષના ગર્ભથી જન્મેલા હરામી બાળકને પતિનું બાળક કહીને પતિના માલથી તેનું લાલનપાલન કરે છે. પછી આ બાળક પતિના પૈસે ખાઇપીને ઉછેર પામે છે અને ઘરના માણસ પેઠે બધી બાબતોનો જાણકાર બનીને વહેવાર કરે છે.''

**સાતે આકાશો અને જન્નતની સહેલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ સઇદ ખુદરીની રિવાયતનો બાકીનો ભાગ આ છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે :

•— પહેલા આસમાનની સહેલ પછી લઇ ગયા જિબ્રીલ મને બીજા આસમાન પર.
ત્યાં મળ્યા મને બે માસીભાઇઓ——ઇસા બિન મરયમ અને યહ્યા બિન ઝકરિય્યા.

•— પછી લઇ ગયા જિબ્રીલ મને ત્રીજા આસમાન પર. ત્યાં જોયા મેં એક ગૃહસ્થને,
''સૂરતુ-હૂ ક-સુરતિલ-કમરે લૈલતલ-બદ્રે'' એટલે તેમનો ચેહરો ચઉદમી રાતના ચાંદ
જેવો હતો. મેં પૂછયું, ''હે જિબ્રીલ ! આ કોણ ગૃહસ્થ છે.

તેમણે કહ્યું, ''એ તમારા ભાઇ યૂસુફ બિન યઅકૂબ છે.''

•— પછી લઇ ગયા જિબ્રીલ મને ચોથા આસમાન પર. ત્યાં જોયા મેં એક ગૃહસ્થને,
મેં પૂછયું, ''હે જિબ્રીલ ! આ કોણ ગૃહસ્થ છે ?''

તેમણે કહ્યું, ''એ ઇદરીસ છે.''

રાવીનું બયાન છે : હઝરત ઇદરીસ અલૈહિસ-સલામના વર્ણન વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુર્આનની આ આયત પઢતા : "વ-રફઅના-હુ મકાનન અલિય્યા." એટલે અલ્લાહ તઆલાએ ઉપાડી લીધા ઇદરીસને ઊંચા સ્થળે.

•— પછી લઇ ગયા જિબ્રીલ મને પાંચમા આસમાન પર. ત્યાં જોયા મેં એક આધેડ વયના ગૃહસ્થને. તેઓ સફેદ સર ધરાવનારા અને લાંબી સફેદ દાઢીવાળા હતા. આધેડ ઉંમરનો એમનાથી વધુ રૂપાળો કોઇ ગૃહસ્થ મેં જોયો નથી. મેં પૂછ્યું, "એ કોણ ગૃહસ્થ છે હે જિબ્રીલ !"

તેઓ બોલ્યા, "એ પોતાની કૌમના મહબૂબ અને માનીતા હારૂન બિન ઇમરાન છે." (હઝરત મૂસા અલૈહિસ-સલામના ભાઇ.)

•— પછી લઇ ગયા મને જિબ્રીલ છઠ્ઠા આસમાન પર. ત્યાં મારા જોવામાં આવ્યા એક ઘઉંવર્ણા ગૃહસ્થ, લાંબા કદના, ઊંચા નાકવાળા, જાણે કે એ શનૂઅહ કબીલાના દમામદાર ગૃહસ્થ હતા. મેં પૂછ્યું, "હે જિબ્રીલ એ કોણ ગૃહસ્થ છે ?"

તેમણે કહ્યું, "એ તમારા ભાઇ મૂસા બિન ઇમરાન છે."

•— પછી લઇ ગયા જિબ્રીલ મને સાતમા આસમાન પર. ત્યાં જોવામાં આવ્યા એક મધ્યમ વયના ગૃહસ્થ. તેઓ "બૈતુલ-મઅમૂર" (એટલે સાતમા આસમાન પર આવેલા ખાનએ-કઅબહ)ના દરવાજા પાસે એક કુરસી પર બેઠેલા હતા. આ બૈતુલ-મઅમૂરમાં દરરોજ દાખલ થાય છે, સિત્તેર હજાર ફરિશ્તા તેના તવાફ માટે. અને એમાંનો કોઇ ફરિશ્તો કિયામત સુધીના માટે બીજીવાર તવાફ માટે આવતો નથી.[1]

બૈતુલ-મઅમૂરના દરવાજે કુરસી પર બેઠેલા ગૃહસ્થ રૂપરેખાએ અને મુખમુદ્રાએ સૌથી વધુ મને મળતા આવતા હતા અને સૌથી વધુ હું તેમને મળતો આવતો હતો.

મેં પૂછ્યું, "હે જિબ્રીલ ! એ કોણ ગૃહસ્થ છે ?"

તેમણે કહ્યું, "એ તમારા બાપ ઇબ્રાહીમ છે."

•— એ પછી દાખલ થયા જિબ્રીલ મને લઇને જન્નતમાં. ત્યાં એક બેહદ રૂપાળી કન્યા મારા જોવામાં આવી. તેનું રૂપ જોઇને હું બેહદ નવાઇ પામી ગયો અને તે મને બહુ ભલી લાગી. મેં પૂછ્યું એ કન્યાને, "તું કોના માટે છે ?"

તે બોલી, "હું ઝૈદ બિન હારિસહ માટે છું."

---

૧. મક્કહના ખાનએ-કઅબહની સીધમાં સાતમા આસમાન પર આવેલા ખાનએ-કઅબહને "બૈતુલ-મઅમૂર" કહે છે. એ ફરિશ્તાઓ માટેનો કઅબહ છે. પારહ ૨૭ની સૂરએ-તૂરમાં એનું બયાન થયું છે. હરરોજ સિત્તેર હજાર ફરિશ્તા એનો તવાફ કરે છે. એકવાર તવાફ કરી ચૂકેલા ફરિશ્તાઓને બીજીવાર એના તવાફની તક મળતી નથી. બીજા દિવસે બીજા સિત્તેર હજાર ફરિશ્તા એનો તવાફ કરે છે અને આ સિલસિલો કિયામત સુધીનો છે (કામૂસુલ-કુર્આન પેજ ૫૧૬) "હ"

રાવીનું કથન છે : "ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખુશખબર આપી દીધી આ વાતની ઝૈદ બિન હારિસહને.[૧]

**પચાસ નમાઝોની પાંચ નમાઝો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદની રિવાયતથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ હદીસ મળી છે. આપે ફરમાવ્યું :

"જ્યારે જિબ્રીલ મને લઇને દરેક આસમાનને દરવાજે જતા અને અંદર આવવાની પરવાનગી માગતા તો ત્યાંનો દરબાન પૂછતો, "હે જિબ્રીલ ! આ તમારા સંગાથે કોણ છે ?"

જિબ્રીલ જવાબ આપતા, "મુહંમદ છે."

દરબાન પૂછતો, "શું એમને નોતરવામાં આવ્યા છે ?"

જિબ્રીલ કહેતા, "હા"

ત્યારે દરબાન પોકારીને કહેતો, "ભલે પધાર્યા હે ભલા ભાઇ, હે ભલા મિત્ર ! અલ્લાહ આપનું આગમન મુબારક કરે ! આપ લાંબું જીવો!"

આ સિલસિલો દરેક આસમાને ચાલુ રહ્યો ત્યાં સુધી કે જિબ્રીલ મને લઇને સાતમા આસમાને પહોંચી ગયા. એ પછી મને અલ્લાહના દરબારમાં પહોંચાડી દેવામાં આવ્યો. તે વેળા મુજ પર અલ્લાહ તઆલા તરફથી રોજની પચાસ વખતની નમાઝો ફર્ઝ કરવામાં આવી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે : "એ પછી હું અલ્લાહના દરબારથી પાછો ફર્યો અને જ્યારે હું મૂસા બિન ઇમરાન પાસેથી પસાર થયો તો તેઓ તમારા માટે (એટલે આપની પૂરી ઉમ્મત માટે) બહુ ભલા પુરવાર થયા.(કેમકે તેમના કાહેવાથી ૫૦ નમાઝોની પાંચ નમાઝો થઇ.)

તેમણે મને પૂછ્યું, "કેટલી નમાઝો ફર્ઝ થઇ તમારી ઉપર ?"

મેં કહ્યું, "પચાસ વખતની નમાઝો દરરોજ."

તેઓ બોલ્યા, "ખરેખર નમાઝ બહુ ભારી વસ્તુ છે અને તમારી ઉમ્મત બહુ કમજોર છે. માટે પાછા જાવ પોતાના પાલનહાર પાસે, અને વિનંતી કરો કે ઓછી કરી દે નમાઝ તમારાથી અને તમારી ઉમ્મતથી."

ત્યારે હું પાછો ગયો અલ્લાહના દરબારમાં, અને મેં વિનંતી કરી મારા રબને કે, આ બોજ ઓછો કરી દેવામાં આવે મુજપરથી અને મારી ઉમ્મત પરથી. ત્યારે ઓછી કરી

---

૧. હઝરત ઝૈદ બિન હારિસહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દત્તક અને આઝાદ કરેલા ગુલામ હતા. ગુલામોમાં સૌથી પહેલા આપ પર ઇમાન લાવીને મુસલમાન બન્યા હતા. આપના બહુ માનીતા, લાડીલા અને ઊંચા પાયાના સહાબી હતા. આઝાદ થવા પછી પણ પોતાના માબાપ પાસે નહિ ગયા. પુરૂં જીવન પોતાની મરજીથી આપના ચરણોમાં વીતાવી દીધું. તમામ સહાબામાં ફકત એમનું જ નામ કુર્આનમાં આવ્યું છે. આપની મુબારક હયાતમાં જ એક જિહાદમાં શહીદ થઇ ગયા. એમના માનવંતા ફરઝંદ હઝરત ઉસામહ બિન ઝૈદ સાથે પણ આપને એટલી જ માયા મમતા હતી."હ"

દીધી દસ નમાઝો.

એ પછી હું ત્યાંથી પાછો ફર્યો અને પસાર થયો મૂસા પાસેથી તો તેમણે કહી મને તેજ વાત જે અગાઉ કહી હતી.

ત્યારે હું પાછો ગયો અલ્લાહના દરબારમાં, અને વિનંતી કરી મેં મારા રબને તો ઓછી કરી દેવામાં આવી બીજી દસ નમાઝો.

એ પછી પાછો ફર્યો હું ત્યાંથી અને પસાર થયો મૂસા પાસેથી તો કહી તેમણે મને અગાઉ જેવી જ વાત.

અને જયારેય હું મૂસા પાસે પાછો ફરતો તો તેઓ કહી દેતા, ''પાછા જાવ અને વિનંતી કરો તમારા રબને !'' પછી તો આ મામલો એટલી હદે પહોંચી ગયો કે નમાઝની આ કમી ઓછી થતાં થતાં ફકત પાંચ વખતની નમાઝો રહી ગઈ દરેક દિવસ અને રાતમાં.

ત્યારે ફરી હું પસાર થયો મૂસા પાસેથી તો તેમણે કહી મને અગાઉ જેવી જ વાત. તો આ વેળા મેં તેમને કહ્યું, ''હે મૂસા ! હું વારંવાર ગયો મારા રબ પાસે અને વિનંતી કરતો રહ્યો મારા રબને, ત્યારે હવે મને શરમ આવે છે મારા રબથી, માટે હવે હું આમ કરવાનો નથી.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવે છે : ''હવે તમારામાંથી જે માણસ અદા કરતો રહેશે ઇમાનદારીથી સવાબ સમજીને આ પાંચ નમાઝોને, તેને અજ્ર આપવામાં આવશે પચાસ ફર્ઝ નમાઝોનો.''

અલ્લાહની રહમતો હો મુહંમદ પર અને મુહંમદની આલ પર !

(હદીસ શરીફનો લફઝી તરજુમો)

---

**ગુજરાતી સંપાદકનો વધારો**————ગુજરાતી સંપાદક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ મિઅરાજ અને ''સયરે-સમાવાત'' એટલે આકાશોની સહેલયાત્રાના બે ભાગ છે. પહેલા ભાગને ''ઇસરાઅ''કહે છે એટલે રાતના સમયે ખાનએ-કઅબહની મસ્જિદે-હરામથી બુરાક નામે આકાશી જાનવરની પીઠ પર બેસીને બૈતુલ-મુકદ્દસની મસ્જિદે-અકસા સુધીનો પ્રવાસ.

બીજા ભાગને મિઅરાજ કહે છે એટલે મસ્જિદે-અકસાથી આકાશી નિસરણી દ્વારા સાતમા આસમાન સુધીની સફર. પહેલા ભાગનું વર્ણન પારહ ૧૫ની સૂરએ-બની ઇસ્રાઇલની શરૂઆતમાં થયું છે. બીજા ભાગનું વર્ણન પારહ ૨૭ની સૂરએ-વન્નજ્મમાં કરવામાં આવ્યું છે.

અલ્લામા ઇબ્ને હિશામની સીરતુન-નબીમાં આ પ્રવાસોના કેટલાક મહત્વના પ્રસંગોનો ઉલ્લેખ, ખાસ કરીને સાતમા આસમાનની સહેલ વેળાના અમુક સનદી બનાવો, જેનું બયાન સૂરએ-વન્નજ્મમાં થયું છે.——સરતચૂકથી રહી ગયા છે. અમે એનો ટૂંકસાર સીરતની સનદી કિતાબોમાંથી તારવીને અહીં રજૂ કરીએ છીએ.

•— હઝરત શદ્દાદ બિન અવસ રદિયલ્લાહુ અન્હુની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બુરાક પર સવાર થઇને હઝરત જિબ્રીલ સાથે રવાના થયા તો આપની પહેલી મંઝિલ મદીનહની ધરતી હતી જ્યાં ચારે તરફ ખજૂરીઓના ઝુંડ દેખાતા હતા. હઝરત જિબ્રીલના કહેવાથી આપે બુરાક પરથી ઊતરીને અહીં બે રકઅત નમાઝ પઢી. જિબ્રીલે કહ્યું, "હે મુહંમદ ! આ મદીનહની ધરતી છે. જ્યાં હિજરત કરીને આપે પધારવાનું છે."

અહીંથી રવાના થયા તો આપની બીજી મંઝિલ "તૂરે-સૈનાઅ"ની ધરતી હતી. ત્યાં એક ઝાડ હતું હઝરત જિબ્રીલના કહેવાથી આપે એ ઝાડ પાસે બે રકઅત નમાઝ પઢી. જિબ્રીલે કહ્યું, "આ તે ઝાડ છે જ્યાં અલ્લાહ તઆલાએ મૂસા સાથે કલામ કર્યું હતું જેથી તેઓ "મૂસા કલીમુલ્લાહ "કહેવાયા."

અહીંથી રવાના થયા તો આપની ત્રીજી મંઝિલ "મદ્યન"ની ધરતી હતી જ્યાં અલ્લાહના પયગમ્બર હઝરત શુઐબ (અલૈ.)નું રહેઠાણ હતું. અહીં બે રકઅત નમાઝ પઢીને રવાના થયા તો આપની ચોથી મંઝિલ "બૈતુલ-લહમ"ની ધરતી હતી. અહીં અલ્લાહના પયગમ્બર હઝરત ઈસા બિન મરયમ (અલૈ.)નો જન્મ થયો હતો. અહીં બે રકઅત નમાઝ પઢીને રવાના થયા તો આપની પાંચમી મંઝિલ બૈતુલ-મુકદ્દસની ધરતી હતી. અહીં મસ્જિદે-અકસામાં પહોંચીને આપનો જમીની પ્રવાસ પૂરો થયો.

•— મક્કહથી બૈતુલ-મુકદ્દસ સુધીના પ્રવાસ દરમિયાન કેટલાક મહત્વના બનાવો બનવા પામ્યા જેની ટૂંક વિગત આ પ્રમાણે છે : એક સ્થળેથી પસાર થતાં કોઇએ પોકાર પાડયો, "હે મુહંમદ ! જરા થોભી જાવ, મારે કંઇક કહેવું છે." હઝરત જિબ્રીલે આપને કહ્યું, "એનું સાંભળવું નહિ, આગળ બઢો," એ પોકાર જમણી તરફનો હતો. લાગલો જ બીજો પોકાર ડાબી તરફથી સંભળાયો. પણ જિબ્રીલના કહેવાથી આપે એ પોકારો તરફ બિલકુલ ધ્યાન નહિ આપ્યું.

આગળ જતાં ઝાકઝમાળ પોશાકમાં સજ્જ થયેલી એક હસીનો-જમીલ રૂપસુંદરી મળી. સામે આવીને નાઝો-અદાથી આપનું મન રીઝવવા લાગી. એની તરફ ધ્યાન નહિ આપતાં આપ આગળ બઢી ગયા. થોડે દૂર જતાં એક બુઢિયા જોવામાં આવી. દયાજનક સ્વરે બોલી, "હે મુહંમદ ! અહીં મારી પાસે આવો, મારી વાત સાંભળો, "જિબ્રીલે કહ્યું, "એનું સાંભળવું નહિ, આગળ બઢો." થોડે આગળ જતા એક બુઢ્ઢો મળ્યો. તેણે પણ આપને હાંક મારીને એજ પ્રમાણે કહ્યું. પણ જિબ્રીલના કહેવાથી આપ આગળ બઢી ગયા. ત્યારે આપે પૂછ્યું, "હે જિબ્રીલ ! આ બધા કોણ હતા ?"

હઝરત જિબ્રીલે કહ્યું, "જમણી તરફનો પોકાર પાડનાર યહૂદિયતનો છડીદાર હતો ત્યારે ડાબી તરફનો પોકાર પાડનાર ઈસાઈયતનો છડીદાર હતો. આપ એમની તરફ ધ્યાન આપતે તો આપની ઉમ્મતનો બહુ મોટો ભાગ એજ તરફ ઢળી પડતે. પેલી રૂપસુંદરી આ દુનિયા હતી. બનીઠનીને આપનું મન રીઝવવા માગતી હતી. આપ તેની તરફ ધ્યાન આપતે તો આપની ઉમ્મતનો બહુ મોટો ભાગ દુનિયાદાર બની જતે. પેલી બુઢિયા પણ દુનિયા હતી. પ્રથમ બનીઠનીને જવાન કન્યાના રૂપમાં આવી. તેમાં નહિ ફાવી તો આપની હમદર્દી મેળવવા બુઢિયાના રૂપમાં આવી. આ દુનિયાની ઉંમર પણ હવે એ બુઢિયા જેટલી જ રહી ગઇ છે. પેલો બુઢ્ઢો મળ્યો એ શયતાન હતો. આપને સીધા રસ્તા પરથી ખસેડી નાખવા માગતો હતો.

•— આગળ જતાં આપ એવા લોકો પાસેથી પસાર થયા જેઓના નખો તાંબાના હતા અને આ નખોથી

તેઓ પોતાના ચેહરા છોલી રહ્યા હતા. પૂછ્યું, ''હે જિબ્રીલ ! આ કોણ લોકો છે ?''

જિબ્રીલ બોલ્યા, ''આ તે લોકો છે જેઓ દુનિયામાં પોતાના જ ભાઈઓનું માંસ ખાતા હતા. એટલે તેઓની ગીબતો, નિંદાઓ, બદગોઈઓ કરીને લોકોની નજરમાં તેઓને હલકા પાડતા હતા.

•— આગળ જતાં આપે જોયું કે કેટલાક લોકો ખેતરોમાં તૈયાર ખેતીની કાપણી કરી રહ્યા છે અને જેટલો પાક લણી લેતા હતા તેટલો જ પાક ફરીવાર તૈયાર થઈને વાયુમાં લહેરાવા લાગતો હતો. પૂછ્યું, ''જિબ્રીલ! આ કોણ લોકો છે ?''

જિબ્રીલ બોલ્યા, ''એ આપની ઉમ્મતના તે લોકો છે જેઓ અલ્લાહના રાહમાં અલ્લાહના દુશ્મનો સાથે જિહાદ કરતા હતા. એમની એક નેકીનો બદલો સાત સોથી પણ વધુ પ્રમાણમાં અલ્લાહ તરફથી એમને આપવામાં આવે છે.''

•— આગળ જતાં આપે જોયું, કેટલાક લોકોના માથાં પથ્થરોથી કચરી નાખવામાં આવે છે અને કચરેલાં માથાં જોતજોતામાં સાજાં થઈ જાય છે જેને ફરીવાર પથ્થરોથી કચરી નાખવામાં આવે છે અને આ સિલસિલો એમજ ચાલુ છે. પૂછ્યું, ''હે જિબ્રીલ ! આ કોણ લોકો છે ?''

કહ્યું, ''એ આપની ઉમ્મતના બેનમાઝી લોકો છે જેઓ નમાઝને બોજારૂપ સમજતા હતા.''

•— આગળ જતાં કેટલાક એવા લોકો જોવામાં આવ્યા જેઓના ગુપ્ત અંગો પર ચીંથરાં લટકી રહ્યાં હતાં અને તેઓ ઊંટો-બળદો પેઠે ''દરીઅ'' તથા ''ઝક્કૂમ''ના ઝાડી-ઝાંખરાં ચરી ખાતા હતા. પૂછ્યું, ''હે જિબ્રીલ ! આ કોણ લોકો છે ?''

બોલ્યા, ''આ તે લોકો છે જેઓ પોતાના માલમાંથી ઝકાત-ખયરાત કંઈ આપતા ન હતા.''

•— આગળ જતાં એવા લોકો જોયા જેઓએ લાકડાંનો મોટો ભારો તૈયાર કર્યો છે પણ તેને ઉપાડવાનું બળ ન હોવા છતાં, વધુ લાકડાં ભેગા કરીને ભારાને ઓરભી ભારે બનાવી રહ્યા હતા. પૂછ્યું, ''આ કોણ લોકો છે હે જિબ્રીલ !''

કહ્યું, ''આ તે લોકો છે જેઓ પર બીજાઓના હકો, અમાનતો અને જવાબદારીઓનો ભાર લદાયેલો હતો. તેને ઉપાડવાની તાકત ન હોવા છતાં તેમાં ઉમેરો જ કરતા ચાલ્યા જતા હતા.''

•— આગળ ચાલતાં આપ એવા લોકો પાસેથી પસાર થયા જેઓની જીભો અને હોઠોને લોખંડી કાતરથી ચીરી નાખવામાં આવતા હતા પણ બીજી જ પળે એ પાછા સાજાસમા થઈ જતા હતા. પૂછ્યું, ''જિબ્રીલ! આ કોણ લોકો છે.

કહ્યું, ''એ આપની ઉમ્મતના તે ખતીબો, ઈમામો અને ધર્મગુરૂઓ છે જેઓ બીજાઓને નસીહતો કરતા હતા પણ પોતે તેનો અમલ કરતા ન હતા.''

•— આગળ જતાં આપે જોયું કે એક સ્ટાણમાં ફાટ પડી અને તેમાંથી કદ્દાવર કાયાનો એક બળદ નીકળી આવ્યો જે ફરીવાર તેમાં ઘૂસી જવાના ફાંફાં મારે છે પણ ઘૂસી શકતો નથી. પૂછ્યું, ''હે જિબ્રીલ ! આ શું મામલો છે ?''

કહ્યું, ''એ આપની ઉમ્મતનો તે માણસ છે જે સુનીસુનાઈ વાતો, અફવાઓ અને ફિત્ના-ફસાદ ફેલાવવાનો

ગાંકોમાં પ્રચાર કરે છે પછી જ્યારે તેની પોલ ખુલી જાય છે તો જાતજાતના બહાના કાઢીને પોતાના બચાવ તરીકે તેને સંકેલી લેવાની કોશિશ કરે છે પણ તેને સંકેલી શકતો નથી.''

•—— પછી આગળ જતાં અમુક લોકો જોવામાં આવ્યા જેઓના પેટો માટલાં પેઠે ફૂલેલાં હતા અને તેમાં સાપ-સાંપોલિયાં ચક્કર મારી રહ્યાં હતાં. આવજાવ કરનારા રાહદારીઓ આ ફૂલેલાં પેટવાળાઓને રોંદતા-પોંદતા પસાર થઇ જાય છે. છતાં એ લોકો પોતાની જગાથી હરકત કરી શકતા નથી. પૂછ્યું, ''આ કોણ લોકો છે?''

હઝરત જિબ્રીલ બોલ્યા, ''હે મુહંમદ ! એ આપની ઉમ્મતના સૂદખાર એટલે વ્યાજખાઉ લોકો છે.''

સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બુરાકની પીઠ પર બિરાજમાન થઇને હઝરત જિબ્રીલ સાથે ગૈબી સૃષ્ટિના વિવિધ બનાવો અને દ્રશ્યોનું નિરીક્ષણ કરતા બૈતુલ-મુકદ્દસ પહોંચી ગયા. અહીં આપે હઝરત જિબ્રીલના કહેવાથી ઈમામ બનીને અલ્લાહના પયગમ્બરોને નમાઝ પઢાવી. એ પછી આપના માટે હીરા-જવાહિરાતથી મઢેલી આકાશી નિસરણી લાવવામાં આવી. એ નિસરણી અંગે હઝરત અબૂ સઈદ ખુદરીની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| લમ્મા ફરગ-તુ | જ્યારે હું નિવૃત્ત થઇ ગયો |
| મિમ્મા કાના ફી બૈતિલ-મકદિસ. | બૈતુલ-મુકદ્દસના કાર્યક્રમથી, |
| ઊતય બિલ-મિઅરાજ. | તો લાવવામાં આવી મારા માટે એક નિસરણી. |
| વલમ અરા શૈઅન | જોઇ નથી મેં કોઇ વસ્તુ |
| કત્તુ અહસન મિન્હુ. | કદી પણ એનાથી ઉત્તમ. |
| વ હુવલ-લઝી યમુદ્દુ ઇલૈહિ | એજ તે વસ્તુ છે જેની તરફ તાકી રહે છે. |
| મૈતુકુમ ઐનૈહિ ઇઝા હુદિર. | તમારાં મુરદાંની આંખો જ્યારે મૃત્યુ આવે છે. |
| ફ-અસ્અદ ની | પછી બસાડી દીધો મને |
| સાહિબી ફીહિ....... | મારા સાથીએ એ નિસરણી પર.......[૧] |

એજ નિસરણી દ્વારા હઝરત જિબ્રીલ આપને એક પછી એક આકાશની સહેલ કરાવતા સાતમા આસમાને લઇ ગયા. અહીંથી આગળ વધીને હઝરત જિબ્રીલે આપને ''સિદ્રતુલ-મુન્તહા'' પાસે પહોંચાડી દીધા. સિદ્રહ બોરડીના ઝાડને કહે છે અને મુન્તહા એટલે છેવટ, છેલ્લી હદ, ચરમસીમાનો આખેરી છેડો. એ સાતમા આસમાન પર અલ્લાહના અર્શે-આઝમની જમણી દિશાએ આવેલું વિરાટ કાયાનું જંગી ઝાડ છે. એના મૂળિયાં સાતમા આસમાનમાં છે. એના પાંદડાં હાથીના કાન જેવા અને એનાં ફળ માટલાં જેવા છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જોયું કે અલ્લાહની તજલ્લીના નૂરથી આખું ઝાડ ઝાકઝમાળ હતું. બેશુમાર ફરિશ્તા, સોનેરી પતંગિયાં અને રંગબેરંગી પરવાના આખા ઝાડને ઘેરી વળેલાં હતાં. [૨]

સિદ્રતુલ-મુન્તહાનું સ્થળ, અલ્લાહની બારગાહ અને તેની મખ્લૂક વચ્ચેના અંતરની ચરમસીમા કે આખેરી

---

૧. આ હદીસનું બયાન પ્રકરણની શરૂઆતમાં આ . ગયુ છે.

૨. આ પ્રસંગ માટે કુર્આનના શબ્દો : ઇઝ યગ્શસ-સિદ્રત માં યગ્શા. એટલે તે વેળા સિદ્રહ પર જે કંઇ છવાયેલું હતું તે છવાયેલું જ હતું. અર્થાત : અલ્લાહની તજલ્લીઓના રંગબેરંગી નૂરથી આખું ઝાડ ઝાકઝમાળ હતું એ સિદ્રહનું ઝાડ કેવું ? એની હકીકત અને અસલીયત શું છે ? તે અલ્લાહની કુદરતની કારીગરીના રહસ્યોમાંથી એક રહસ્ય છે. માણસની અક્કલ કે કલ્પના ત્યાં સુધી પહોંચી શકતી નથી. મતલબ કે એ કોઇ એવી જ વસ્તુ છે જેના માટે ઇન્સાનની ભાષામાં સિદ્રહ (બોરડી થીવધુ બંધબેસતો કોઇ શબ્દ નથી.'' હ''

હદ ગણાય છે. નીચેથી ઉપર જનારી દરેક વસ્તુને અહીં વસૂલ કરીને પછી ઉપર જવા દેવામાં આવે છે. તેવી જ રીતે ઉપરથી નીચે જનારી દરેક વસ્તુને અહીં વસૂલ કરીને પછી નીચે જવા દેવામાં આવે છે. અહીંના એક છેડે "આલમે-ખલ્ક" એટલે સર્જન-સૃષ્ટિનો અંત આવી જાય છે અને બીજા છેડે "આલમે-ગૈબ" છે જેનું જ્ઞાન ન કોઈ ફરિશ્તાને છે ન કોઈ પયગમ્બરને, સિવાય કે અલ્લાહ તઆલા પોતે કોઈ ફરિશ્તા કે પયગમ્બરને એમાંનું કોઈ જ્ઞાન આપી દે. એજ સિદ્રતુલ-મુન્તહા પાસે "જન્નતુલ-મઅવા" નામની જન્નત આવેલી છે જેનું બયાન સૂરએ-નજ્મમાં થયેલું છે : "ઈન્દ સિદ્રતિલ-મુન્તહા ઈન્દહા જન્નતુલ-મઅવા."

બુખારી અને મુસ્લિમ (હદીસ-ગ્રંથો)માં હઝરત અબૂ ઝર રદિયલ્લાહુ અન્હુની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "હું જિબ્રીલ સાથે સિદ્રતુલ-મુન્તહા સ્થળે ગયો. ત્યાં મેં અલ્લાહની તજલ્લીના નૂર ઉપરાંત બેશુમાર અજીબો-ગરીબ રંગબેરંગી વસ્તુઓ જોઈ. એ શું હતું તેની મને ખબર નથી. પછી મને જન્નતુલ-મઅવાની સહેલ કરાવવામાં આવી. એના મહેલો અને ગુંબદો મોતીઓના હતા અને એની જમીનની માટી મુશ્કની હતી." (સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૨૩)

જન્નત અને તેની દરેક વસ્તુ અલ્લાહ તઆલાએ પોતાના આજ્ઞાપાલક બંદાઓ માટે તૈયાર કરેલી છે. જેના વિષે અલ્લાહ તઆલાએ પોતાના નબીના મુખે ફરમાવ્યું છે :

| | |
|---|---|
| અઅ્-દદ્ તુ | મેં તૈયાર કરી રાખ્યું છે |
| લ-ઈબા-દિયસ-સાલિહીન. | મારા નેક બંદાઓ માટે |
| મા-લા - ઐનુન રઅત | એવું એવું જેને ન કોઈ આંખે જોયું છે |
| વ-લા-ઉઝુનુન સમિઅત | ન કોઈ કાને સાંભળ્યું છે. |
| વ-લા-ખતર અલા કલ્બિ-બશર. | ન કોઈ ઈન્સાનની કલ્પનામાં આવ્યું છે. |

સિદ્રતુલ-મુન્તહા પાસે આવેલી "જન્નતુલ-મઅવા"ની સહેલ બાદ હઝરત જિબ્રીલ આપને "સરીફુલ-અકલામ" મુકામે લઈ ગયા જેનું બયાન બુખારી અને મુસ્લિમમાં થયું છે. અકલામ, કલમનું બહુવચન છે અને કલમથી લખતી વેળા જે મહીન ઝણઝણાટી કે બારીક અવાજ પ્રગટે છે તેને સરીફ કહે છે. અહીં કઝા અને કદ્રનું લખાણ લખનારા કાતિબોના કલમ ચાલી રહ્યા હતા. એટલે અલ્લાહના અહકામ કે આદેશોને લખનારા ફરિશ્તા અલ્લાહના અહકામને "લવહે-મહફૂઝ" માંથી નકલ કરી રહ્યા હતા. અહીંથી હઝરત જિબ્રીલ થોડે આગળ આપને લઈ ગયા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! હવે આપનો અને આપના પાલનહારનો મામલો છે. મારી મજાલ નથી કે અહીંથી આગળ વધી શકું. જો બાલ બરાબર અહીંથી આગળ વધું તો મારી પાંખોને ઝાર લાગી જાય અને અલ્લાહની તજલ્લીનું નૂર મને બાળીને ખાક કરી નાખે."

અહીં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બારગાહે-ઈલાહીમાં સિજદામાં પડી ગયા. તે વેળા એક ફરિશ્તો "રફરફ" નામે સબ્ઝ રંગનો મખમલી તખત લઈને આપની તહેનાતમાં પ્રગટ થયો.[1] તેની સાથે આપ રફરફ પર નસીન અલ્લાહની બારગાહમાં એવા નૂરાની મુકામે પહોંચી ગયા જેનું બયાન સૂરએ-નજ્મમાં આ શબ્દોમાં થયું છે. "સુમ્મ દના ફ-તદલ્લા ફકાન્ કાબ્ કવસૈનિ અવ અદ્ના." અર્થ : પછી

---

૧. રફરફ શબ્દ કુર્આનમાં આવેલો છે. એના અર્થ : મૂલ્યવાન ગાલીચા, કીમતી ગાદી-તકિયા, ફર્શનું મૂલ્યવાન પાથરણું, કીમતી ચાદર વગેરે એકવચન રફ-રફહ-બહુવચન રફારિફ. "હ"

તે નઝદીક આવ્યો, અને પછી ઓરભી નઝદીક આવ્યો તો (બંને વચ્ચે) બે કમાનો જેટલું અંતર રહ્યું અથવા તો એથી પણ નઝદીક થયો.

એના બે મતલબ થાય છે. એક આ કે અલ્લાહ તઆલા પોતાના રૂપ-રૂપના અંબાર જેવી નૂરાની ઝાત સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી એટલા નઝદીક પધાર્યા કે બંને વચ્ચે બે કમાનો જેટલું કે તેથી પણ ઓછું અંતર રહી ગયું. અહીં અલ્લાહ તઆલા સાથે આપને હમ-કલામીનો શર્ફ હાસિલ થયો જેમકે એના પછીની આયત છે : "ફ-અવહા ઈલા અબ્દિહી મા અવહા." અર્થ : પછી વહી મોકલાવી અલ્લાહ તઆલાએ પોતાના બંદા પર જે કંઇ વહી મોકલાવવી હતી. એટલે અલ્લાહ તઆલાએ પોતાના બંદા સાથે જે કંઇ વાતચીત કરવી હતી તે વાતચીત કરી.

એનો બીજો મતલબ આ છે કે સિદ્રતુલ-મુન્તહા પાસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામને તેમના અસલી રૂપમાં જોયા. જેમકે સૂરએ-નજ્મમાં છે : "ફસ્તવા વ-હુવા બિલ-ઉફુકિલ-અઅલા." અર્થ : ત્યારે તે એટલે જિબ્રીલ પોતાના અસલી અને હકીકી રૂપમાં આકાશના ઊંચા કિનારે પ્રગટ થઇને સીધા થયા. "સુમ્મ દના ફ-તદલ્લા." પછી નઝદીક થયા અને પછી ઓરભી નઝદીક થયા. "ફ-કાન્ કાબ કવસૈનિ અવ અદના." તો જિબ્રીલ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વચ્ચે બે કમાનો જેટલું અંતર રહ્યું અથવા એથી યે ઓછું અંતર રહ્યું.

સૂરએ-નજ્મમાં એ પછીની આયત છે : "વ-લકદ્ રઆહુ નઝ-લતન ઉખ્રા."એનો પૂરો અર્થ આ છે:

"અને બેશક જોયો તેણે તેને બીજીવાર. એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જિબ્રીલને બીજીવાર જોયા. ક્યાં અને ક્યા સ્થળે જોયા ? "ઈન્દ સિદ-રતિલ-મુન્તહા."એટલે સિદ-રતુલ-મુન્તહાની પાસે, જેની પાસે "જન્નતુલ-મઅવા"આવેલી છે : ઈન્દહા જન્નતુલ-મઅવા.

અર્થાત : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજીવાર હઝરત જિબ્રીલને સિદ-રતુલ-મુન્તહાની પાસે જોયા. તેઓ આસમાનને કિનારે પ્રગટ થયા અને પ્રગટ થઇને એકદમ સીધા થઇ ગયા અને પછી નીચે આવવા માટે ઊતરી પડયા એટલે સુધી કે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી એટલા નઝદીક થઇ ગયા કે બંને વચ્ચે બે કમાનો કે તેથી પણ ઓછો ફાસલો રહી ગયો. બુખારી અને મુસ્લિમ જેવા સહીહ અને સનદી હદીસગ્રંથોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી ઉપરની આયતોની એજ તફસીર દર્શાવામાં આવી છે. (કામૂસુલ-કુર્આન પેજ ૩૯૦)

આપે એમ પણ ફરમાવ્યું છે : "મેં જિબ્રીલને તેમના અસલી રૂપમાં બે વાર જોયા છે. પ્રથમવાર ગારે-હિરા પાસે જ્યારે તેઓ સૌથી પહેલી વહી લઇને મારી પાસે આવ્યા હતા. બીજીવાર મિઅરાજની રાતે સિદ-રતુલ-મુન્તહાની પાસે જ્યાં જન્નતુલ-મઅવા આવેલી છે." (સહીહ મુસ્લિમ કિતાબુલ-ઇમાનમાં હઝરત આઇશહની રિવાયત.)

સહીહ બુખારી કિતાબુત-તફસીરમાં મશ્હૂર તાબિઈ હઝરત મસરૂકનું બયાન છે કે મેં હઝરત આઇશહ ને પૂછયું, "અમ્માંજાન ! શું મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહ તઆલાને પોતાની આંખે જોયા હતા?"

જવાબમાં હઝરત આઈશહએ ફરમાવ્યું, ''હે ફરઝંદ! તમે તો એવી વાત પૂછી જેનાથી મારાં રૂવાંડા ખડાં થઈ ગયાં. સાંભળો, જે માણસ એમ કહે કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના અલ્લાહના દીદાર કર્યા હતા તો તે જૂઠો છે.'' પછી દલીલ રૂપે હઝરત આઈશહએ આ આયત પઢી ''લા તુદરિકુ-હુલ-અબસારુ.''એટલે આંખો અલ્લાહને જોઈ શકતી નથી.

કુર્આને-મજીદના નવમા પારહમાં હઝરત મૂસા (અલૈ.) ના કિસ્સામાં છે કે અલ્લાહ તઆલા સાથેની વાતચીત દરમિયાન હઝરત મૂસા, અલ્લાહ તઆલાને જોવા માટે આતુર બની ગયા તો વિનંતી રૂપે બોલ્યાઃ ''રબ્બિ અરિની અન્ઝુર ઈલૈક.''એટલે હે મારા પાલનહાર ! હું આપના સાક્ષાત્ દર્શન કરવા માગું છું. યા ઈલાહી! હું મારી આંખે આપને જોવા માગું છું.

જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, ''લન તરાની વલા-કિનિન-ઝુર ઈલલ-જબલ.'' એટલે હે મૂસા ! તું મને જોઈ શકતો નથી છતાં પહાડ તરફ જો. હઝરત મૂસાએ પહાડ તરફ જોયું. અલ્લાહ તઆલાએ પહાડ પર પોતાની તજલ્લી નાખી તો પહાડના ભૂકકા થઈ ગયા અને હઝરત મૂસા અલૈહિસ-સલામ બેહોશ થઈને ઢળી પડયા.[૧]

**નમાઝના ''તશહ-હુદ''ની વિગત**——————અલ્લાહના સાક્ષાત દીદારની આટલી વિગત બાદ હવે આગળ વાંચો. મિઅરાજની રાતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અલ્લાહના દરબારમાં અલ્લાહની સાથે વાતચીતનો શર્ફ હાસિલ થયો તો બારગાહે-ઈલાહીમાં સલામી પેશ કરવા માટે આપની મુબારક જીભ પર આ શબ્દો જારી થયાઃ

| | |
|---|---|
| અત-તહિય-યાતુ લિલ્લાહી, | તમામ કવલી ઈબાદતો અલ્લાહને માટે છે, |
| વસ-સલવાતુ, | અને તમામ બદની ઈબાદતો અલ્લાહને માટે છે, |
| વત-તૈયિબાતુ | અને તમામ માલી ઈબાદતો અલ્લાહને માટે છે.[૨] |

આ સલામીના જવાબમાં અલ્લાહ તઆલએ ફરમાવ્યું :

| | |
|---|---|
| અસ-સલામુ અલૈક ઐયુહન-નબીય્યુ | સલામ હો તમારા ઉપર હે નબી ! |
| વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ. | અને અલ્લાહની રહમતો અને બરકતો હો ! |

અલ્લાહની સલામી, અલ્લાહની રહમતો અને અલ્લાહની બરકતો ઝીલી લેતાં આપે ફરીવાર અરજ કરીઃ

| | |
|---|---|
| અસ-સલામુ અલૈના | સલામ હો અમારા ઉપર ! |
| વ અલા ઈબાદિલ્લા-હિસ-સાલિહીન. | અને અલ્લાહના તમામ નેક બંદાઓ પર ! |

૧ [illegible]એ-અ[illegible] પારહ[illegible] આયત [illegible] આયતના શબ્દોઃ જઅલ-હુ દ[illegible] [illegible] પહાડના ભૂકકા થઈ ગયા અને ખર્ર [illegible] સઈક એ[illegible] મૂસા બેહોશ થઈને ઢળી પડયા. ''ફ''

૨ કવલી ઈબાદતો એટલે જીભથી જે ઈબાદત કરવામાં આવે જેમકે કલિમો-દુરૂદ પઢવું, દુઆ માગવી, કુર્આનની તિલાવત કરવી, નમાઝમાં સૂરતો કે આયતો પઢવી, વઅઝ-નસીહત કરવી, લાગણી ભરેલી વાતોથી લોકોની તકલીફો દૂર કરવી વગેરે. બદની ઈબાદતો એટલે બદનથી જે ઈબાદતો કરવામાં આવે જેમકે નમાઝ, રોઝહ, હજ, હાથ-પગ હલાવીને લોકોની તકલીફો દૂર કરવી વગેરે. માલી ઈબાદતો એટલે રૂપિયાથી પૈસાથી માલથી જે ઈબાદતો કરવામાં આવે જેમકે ઝકાત-સદકાત, દાન-ખયરાત વગેરે. ''ફ''

એના જવાબમાં આસ્માનના તમામ ફરિશ્તા પોકારી ઊઠયા અને દરેક ફરિશ્તાએ કહ્યું :

| | |
|---|---|
| અશહદુ અન્-લા ઇલાહ | હું ગવાહી આપું છું કે કોઇ બંદગીને લાયક નથી ; |
| ઇલ-લલ-લાહુ | અલ્લાહ સિવાય. |
| વ અશહદુ અન્ન | અને હું ગવાહી આપું છું કે બેશક; |
| મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ. | મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. |

મિઅરાજમાં અલ્લાહ તઆલા સાથેની વાતચીતના આ શબ્દોનું નામ ''તશહ-હુદ'' છે. એને ''અત-તહિય્યાત'' પણ કહે છે. દુનિયાભરના તમામ મુસલમાનો મિઅરાજની યાદગીરી તરીકે એજ સલામીને રોજ પોતાની નમાઝોમાં પઢતા રહે છે. એને પઢયા વિના કોઇ નમાઝ સહીહ થઇ શકતી નથી.

મિઅરાજના યાદગાર અને નૂરાની પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બારગાહે-ઇલાહીથી ત્રણ વસ્તુઓ ભેટ તરીકે ઇનાયત કરવામાં આવી :

•— રાત-દિવસમાં ૫૦ નમાઝો (બાદમાં ૫ નમાઝો જેનો સવાબ ૫૦ નમાઝો જેટલો જ છે.)

•— સૂરએ-બકરહની છેલ્લી બે આયતો. (પૂરૂં કુર્આન હઝરત જિબ્રીલ મારફતે ઊતર્યું. આ બે આયતો મિઅરાજની રાતે રૂબરૂમાં આપને ઇનાયત કરવામાં આવી.)

•— શિર્ક સિવાયના દરેક ગુનાહની માફીની શકયતા.

સુરએ-બકરહની છેલ્લી બે આયતો આ દુઆ પર ખતમ થાય છે : રબ્બના લા તુઆ-ખિઝના ઇન-નસીના અવ અખ-તઅના......ફન્સુરના અલલ-કવમિલ-કાફિરીન. આ છેલ્લી આયતનો તરજુમો :

•— હે અમારા પાલનહાર ! અમારાથી ભૂલેચૂકે જો કંઇ કસૂર થઇ જાય તો તેથી અમારી પકડ ન કરજે!

•— હે અમારા રબ ! અમ પર એટલો બોજ ન નાખજે જે તેં અમારાથી પહેલાંના લોકો પર નાખ્યો હતો.

•— હે અમારા પાલનહાર ! જે બોજને ઉપાડવાનું અમારામાં બળ નથી તેવો બોજ અમ પર ન નાખજે!

•— અમારી સાથે નરમી કરજે, અમારાથી દરગુજર કરજે, અમારા પર રહમ કરજે, તું અમારો મવલા છે !

•— તો કાફિરોના મુકાબલામાં અમારી મદદ કરજે !

ઉપર ટાંકવામાં આવેલા બધા બનાવો અને દ્રશ્યોનું બયાન બુખારી, મુસ્લિમ, અબૂ દાવૂદ, મુસ્નદે-અહમદ, ઇબ્ને-જરીર, બૈહકી વગેરે હદીસગ્રંથોમાં, હઝરત અબૂ સઇદ ખુદરી, હઝરત અબૂ હુરૈરહ, હઝરત અનસ બિન માલિક, હઝરત અબૂ ઝર, હઝરત ઉબય બિન કઅબ (રદિયલ્લાહુ અન્હુમ)ની રિવાયતોથી થયેલું છે. વધુ વિગત માટે જુઓ, સીરતે-સરવરે-આલમ જિ.૨ પા. ૬૫૨-૬૫૫ સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૧૪-૨૧૬

(ગુજરાતી સંપાદકનું લખાણ પુરૂં થયું. હવે આ પુસ્તકનું પ્રકરણ ૬૨ વાંચો.)

# પ્રકરણ ૬૨

# હાંસી ઉડાવનારાઓનો ઈબ્રતનાક અંજામ

હાંસી ઉડાવનારા પાંચ મુખ્ય ગૃહસ્થો • હાંસી ઉડાવનારાઓ વિષે કુર્આનની આયત • એકએકને અલ્લાહ તરફથી મળેલી શિક્ષા • વલીદ બિન મુગીરહની વસિય્યત • વ્યાજ વિષે ઊતરેલી આયત • દિરાર બિન ખત્તાબનો બનાવ.

**હાંસી ઉડાવનારા પાંચ મુખ્ય ગૃહસ્થો**———— ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશના લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જૂઠાડતા રહ્યા. તરેહ તરેહના ત્રાસો અને કષ્ટો આપતા રહ્યા. કટાક્ષો અને પડકારાઓથી આપની હાંસી ઉડાવતા રહ્યા. આમ છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહના હુકમ પર રાજી રહીને અને પોતાનું કર્તવ્ય સમજીને બહુ સહનશીલતાથી પોતાની કૌમને નસીહતો કરતા રહ્યા.

યઝીદ બિન રૂમાનના મુખે મને હઝરત ઉર્વહ બિન ઝુબૈરની આ રિવાયત પહોંચી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મશ્કરી કરનારા કે હાંસી ઉડાવનારાઓમાં કુરૈશના પાંચ પંકાયેલા ગૃહસ્થો સૌથી પેશ-પેશ હતા. આ લોકો પોતાની કૌમમાં ઊંચો મોભો ધરાવનારા અને મોટી ઉંમરના મહારથીઓ હતા. એમના નામો આ પ્રમાણે છે :

૧—— બનૂ સઅદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈય બિન કિલાબમાંથી : અસ્વદ બિન મુત્તલિબ બિન અસદ. એનું ઉપનામ અબૂ ઝમઅહ હતું. એણે આપેલા ત્રાસો અને એણે ઉડાવેલી બેફામ ઠેકડીઓથી મજબૂર થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એને શ્રાપ આપતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| અલ્લા-હુમ્મ અઉમ બસરહૂ | હે અલ્લાહ ! એને આંધળો બનાવી દેજે ! |
| વસ-કિલહૂ વલદહૂ. | અને એને એના પુત્રના મોત પર રડાવજે ! |

૨—— બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી : અસ્વદ બિન અબ્દે યગૂસ બિન વહબ બિન અબ્દે-મનાફ બિન ઝુહરહ.

૩—— બનૂ મખ્ઝૂમ બિન યકઝહ બિન મુર્રહમાંથી : વલીદ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ.

૪—— બનૂ સહમ બિન અમ્ર બિન હુર્સૈસ બિન કઅબમાંથી : આસ બિન વાઈલ બિન હિશામ. ઈબ્ને હિશામે એનું નામ આસ બિન વાઈલ બિન હાશિમ બિન સઈદ બિન સહમ લખ્યું છે.

૫—— બનૂ ખુઝાઅહમાંથી : હારિસ બિન તુલાતલા બિન ઉમર બિન હારિસ બિન અબ્દે-અમ્ર બિન લુવૈય બિન મલકાન.

**હાંસી ઉડાવનારાઓ વિષે કુર્આનની આયત**————જ્યારે આ લોકો પોતાની મસ્તીઓ અને મશ્કરીઓમાં અને કટાક્ષોના પડકારા ગજાવવામાં હદથી આગળ વધી ગયા અને બઢીચઢીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઠેકડીઓ ઉડાવવા લાગ્યા તો અલ્લાહ તઆલાએ એમની ચેતવણી માટે આ આયત ઉતારી:

| | |
|---|---|
| ફસ-દઅ બિમા તુઅમર | હે નબી ! ખુલ્લેઆમ પોકારી દો જેનો તમને હુકમ અપાયો છે |
| વ અઅરિદ અનિલ-મુશ-રિકીન. | અને મુખ ફેરવી લો મુશરિકો તરફથી. |
| ઇન્ના કફૈના-કલ | અમે કાફી છીએ તમારા તરફથી, |
| મુસ્તહ-ઝિઇનલ-લઝીન | આ હાંસી ઉડાવનારાઓ માટે, જેઓ |
| યજ્-અલૂન મઅલ-લાહિ | ભાગીદાર બનાવે છે અલ્લાહ સાથે |
| ઇલાહન આખર. | બીજા ભગવાનોને. |
| ફ-સવફ્ફ તઅ-લમૂન | તો બહુ જલદી ખબર પડી જશે તેઓને. |

**એકએકને અલ્લાહ તરફથી મળેલી શિક્ષા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક દિવસે આ પાંચે ગૃહસ્થો ખાનએ-કઅબહનો તવાફ કરી રહ્યા હતા એટલામાં હઝરત જિબ્રીલ આવ્યા. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ ત્યાં બિરાજમાન હતા. હઝરત જિબ્રીલ આપની પાસે આવીને ઊભા થઇ ગયા. કઅબહનો તવાફ કરતાં જ્યારે અસ્વદ બિન મુત્તલિબ ત્યાંથી પસાર થવા લાગ્યો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અથવા હઝરત જિબ્રીલે લીલા રંગનું એક પાંદડું અસ્વદના મોં પર ફેંકી માર્યું. એના જ પ્રહારથી તે આંધળો બની ગયો.

અને જ્યારે અસ્વદ બિન યગૂસ કઅબહનો તવાફ કરતો ત્યાંથી પસાર થયો તો આપે તેના પેટ તરફ આંગળીનો ઇશારો કરી દીધો. એજ વેળા તેને જલંધરનો રોગ લાગી ગયો. તેનું પેટ ફૂલી ગયું અને એજ રોગમાં તે જહન્નમ રસીદ થઇ ગયો.

અને જ્યારે વલીદ બિન મુગીરહ કઅબહનો તવાફ કરતો ત્યાંથી પસાર થયો તો આપે તેની ઘૂંટીના જૂના ઘા તરફ ઇશારો કર્યો. ઘૂંટીનો આ ઘા તેને વરસો પહેલાં લાગ્યો હતો, જેનું કારણ એમ બન્યું હતું કે, એક વેળા તે બનૂ ખુઝાઅહના એક માણસ પાસેથી પસાર થયો. તે વેળા એ માણસ તીરો બનાવવાના કામમાં લાગેલો હતો. એમાંનુ એક તીર છટકીને વલીદના પગમાં લાગી ગયું. કોઇ ઊંડો ઘા નહિ પણ મામૂલી જખમ આવ્યો. મગર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઇશારાથી એ ઘા તાજો થઇ ગયો અને એજ ઘાએ વલીદ બિન મુગીરહના આત્માને જહન્નમ ભેગો કરી દીધો.

અને જ્યારે આસ બિન વાઇલ કઅબહનો તવાફ કરતો ત્યાંથી પસાર થયો તો આપે તેના પગના તળિયા તરફ આંગળીનો ઇશારો કર્યો. બાદમાં જ્યારે એ ગધેડા પર સવાર થઇને તાઇફ જવા લાગ્યો તો ગધેડો તેને લઇને એક કાંટાળી ઝાડીમાં ઘૂસી ગયો. ત્યાં એના તળિયામાં એવા કાંટા ભોંકાયા કે એમાં જ તે મરણને શરણ થઇ ગયો.

અને જ્યારે હારિસ બિન તુલાતલા કઅબહનો તવાફ કરતો ત્યાંથી પસાર થયો તો આપે તેની ખોપરી તરફ આંગળીનો ઇશારો કર્યો. તેના માથામાં ફોલ્લા ઊગી નીકળ્યા. આખું માથું કોહવાઇ ગયું અને ભેંજું પાકી-પાકીને પરૂ બની ગયું. છેવટે એમાં જ તે મરી ગયો.

**વલીદ બિન મુગીરહની વસિય્યત**———ઇબ્ને ઇસ્હાક કહે છે : જ્યારે વલીદ બિન મુગીરહનો મૃત્યુ સમય આવ્યો તો તેણે પોતાના પુત્રોને બોલાવ્યા. એ ત્રણ હતા. હિશામ બિન વલીદ, વલીદ બિન વલીદ અને ખાલિદ બિન વલીદ. જ્યારે ત્રણે આવી ગયા તો વલીદ બોલ્યો, ''હે મારા દીકરાઓ ! હું તમને ત્રણ વાતોની વસિય્યત કરૂં છું. એને બરાબર યાદ રાખજો અને કદી એને હાથથી જવા ન દેજો.

મારી પહેલી વસિય્યત આ છે કે બનૂ ખુઝાઅહ કનેથી મારા ખૂનનું વેર લેજો. તેના એક માણસનું તીર મારા પગમાં વાગવાથી હું મરી રહ્યો છું. જો કે એમાં તેનો ઝાઝો વાંક નથી. તીર એમ જ પડી રહ્યું હતું. નસીબજોગે મારા પગમાં વાગી ગયું. પણ અસલ બાબત એમ છે કે તમે વેર નહિ લેશો તો લોકો તમને બાયલા કહીને વગોવતા રહેશે.

બીજી વસિય્યત આ છે કે બનૂ સ઼કીફ પર મારૂં વ્યાજુ લેણું રહી ગયું છે એને વસૂલ કર્યા વિના તમારે જંપીને બેસવું નહિ. અને ત્રીજી વસિય્યત આ છે કે અબૂ ઉઝૈહર દવસી કનેથી પણ મારૂં વેર લેવું. તેના માથે મારી એક બેગમનો હક બાકી રહી ગયો છે.''

અબૂ ઉઝૈહર દવસીનો કિસ્સો આ છે કે તેણે પોતાની એક પુત્રીના વલીદ સાથે લગ્ન કરાવી દીધા હતા પણ તેને સાસરે મોકલાવાને બદલે પોતાના ઘરમાં અટકાવી રાખી હતી. એજ દરમિયાન વલીદને મોતનું તેડું આવી ગયું હતું. જ્યારે વલીદ મરી ગયો તો એના પુત્રો તથા કુટુંબીજનો એટલે બનૂ મખ્ઝૂમના લોકોએ બનૂ ખુઝાઅહ પર ખૂન-દંડનો દાવો માંડી દેતાં કહી દીધું કે, તમારા માણસના તીરે વલીદને મારી નાખ્યો છે. જે માણસનું તીર વલીદના પગમાં વાગ્યું હતું, તે ખુઝાઅહ કબીલાની એક શાખ બનૂ કઅબમાંથી હતો. અને બનૂ કઅબના લોકો બનૂ હાશિમ સાથે કરારોથી જોડાયેલા હતા એટલે એકબીજાની મદદના વચનથી બંધાયેલા હતા. પરંતુ બનૂ ખુઝાઅહના લોકોએ દાવાના જવાબમાં મૃત્યુદંડ ચૂકવવાનો ઈન્કાર કરી દીધો તો બંને વચ્ચે ખૂબ ઠની ગઈ. મામલો લંબાતો ગયો ત્યાં સુધી કે બંને પક્ષના શાઇરોએ શાઇરીની આગઝરતી વાણીમાં એકબીજા પર આકરા પ્રહારો કરવા માડયા. આ રીતે બગડેલા સંબંધોએ ઉગ્ર રૂપ ધારણ કરી લીધું. જો કે વલીદને જે માણસનું તીર વાગ્યું હતું તે બનૂ ખુઝાઅહની શાખ બનૂ કઅબ બિન અમ્રમાંથી હતો. (અહીં અબ્દુલ્લાહ બિન ઉમૈયહ શાઇરે રચેલો છ શેઅરોનો કસીદો અમે જતો કર્યો છે.)

એ પછી અમુક ઠરેલ ગૃહસ્થોની દરમિયાનગીરીથી વિખવાદનો ઉગ્ર બનેલો મામલો શમી ગયો ત્યારે સામા પક્ષને બાતમી મળી કે વલીદના વારસદારોએ બદનામી એટલે બાયલાપણાના ડરથી આ આખું તૂત ઊભું કર્યું હતું. છતાં બનૂ ખુઝાઅહએ ખૂન-દંડનો અમુક ભાગ ચૂકવી દીધો અને અમુક ભાગ સામા પક્ષે રાજીખુશીથી જતો કર્યો. (અહીં જૂન બિન અબી જૂન શાઇરનો ૧૧ શેઅરોનો કસીદો પણ અમે જતો કર્યો છે.)

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી એવું બન્યું કે મરણ પામેલા વલીદના મોટા પુત્ર હિશામ બિન વલીદે એક દિવસે અબૂ ઉઝૈહરને ''ઝુલ-મજાઝ''ના બજારમાં ઝડપી લીધો અને બાપની વસિય્યત મુજબ ત્યાં જ તેને મોતને ઘાટ ઉતારી દીધો. અબૂ ઉઝૈહરની એક પુત્રીનું નામ આતિકહ હતું જેના નિકાહ મક્કહના આગેવાન અબૂ સુફયાન બિન હર્બ સાથે થયા હોવાથી અબૂ સુફયાન તેનો દામાદ હતો. અબૂ ઉઝૈહર પોતે પણ એક સજ્જન કે સદ્‌ગૃહસ્થ હોવાથી પોતાની કૌમનો નામીતો માણસ ગણાતો હતો.

અબૂ ઉઝૈહરની હત્યાની આ ઘટના ત્યારે સર્જાવા પામી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધારી ચૂક્યા હતા અને બદ્રનું મહાયુધ્ધ પણ ખેલાઇ ચૂક્યું હતું જેમાં કુરૈશના ઘણા ટોચના આગેવાનો માર્યા ગયા હતા. મક્કહના ઘરોમાં હજુ યુધ્ધના ભણકારા વાગતા હતા અને દિલોના ઘા તાજા હતા. તેવામાં અબૂ ઉઝૈહરના જમાઈ અબૂ સુફયાન બિન હર્બનો પુત્ર જેનું નામ યઝીદ હતું તે અબૂ ઉઝૈહરના ખૂનનો બદલો લેવા તૈયાર થયો. તેણે બનૂ અબ્દે-મનાફના લોકોને ઉશ્કેરીને વેર લેવા મક્કહમાં એકત્ર કરી લીધા. તે વેળા અબૂ સુફયાન ઝુલ-મજાઝના બજારમાં હતો. પોતાના પુત્રની હિલચાલની તેને ખબર ન હતી. વેરની તૈયારી જોઇને લોકો કહેવા લાગ્યા, ''અબૂ સુફયાને પોતાના સસરાનો બદલો લેવા પોતાના પુત્રને તૈયાર કર્યા છે.'' જ્યારે આ વાત અબૂ સુફયાનના કાને આવી તો તે ચમકી ઊઠયો અને વિના વિલંબે મક્કહ તરફ ઊપડી ગયો. તેને ધાસ્તી પેઠી કે હત્યાના મામલામાં કુરૈશના લોકો પોતે એકબીજા સાથે આથડી ન પડે! અબૂ સુફયાન બહુ સહનશીલ અને ઠરેલ પ્રકૃતિનો ગૃહસ્થ હતો. પોતાની કૌમને બેહદ ચાહતો હતો. પોતાના પુત્ર પાસે અબૂ સુફ્યાન એવા સમયે પહોંચી ગયો જયારે તે બીજા લોકો સાથે હથિયારો સજીને ઊપડવાની તૈયારીમાં હતો. પોતાના પુત્રની આ હિલચાલ તેને મુદ્દલ ગમી નહિ. આવતાં જ તેણે યઝીદના હાથમાંથી ભાલો છીનવીને હાથો તેના મસ્તકે એટલા જોરથી ઝીંકયો કે તે ભોંય પર પટકાઇ પડયો. પછી આવેશથી બોલ્યો, ''નાલાયક ! અલ્લાહ તારૂં મોં કાળું કરે. શું તું એમ ચાહે છે કે એક માસાણની હત્યા ખાતર આખી કૌમને આપસમાં લડાવી મારે ? મરનારના માણસો મંજૂર રાખે તો ખૂનનો દંડ ચૂકવીને પણ એનો નિકાલ લાવી શકાય છે.''

એ પછી હઝરત હસ્સાન બિન સાબિતને મદીનહમાં આ સમાચાર મળ્યા તો તેમાણે એક કાવ્ય રચ્યું જેમાં આ લોકોને અબૂ ઉઝૈહરની હત્યાનું વેર લેવાની હાકલ સાથે અબૂ સુફયાન પર બુઝદિલી તથા સ્વજનો સાથે સ્નેહભંગ કરવાનો આક્ષેપ મૂકયો. અબૂ સુફયાનને આ કાવ્યના સમાચાર મળ્યા તો તેણે કહ્યું, ''દવસ કબીલાના એક માણસ ખાતર હસ્સાન આપણી આખી કૌમને આપસમાં લડાવી મારવા માગે છે. જો કંઇ એણે સોચ્યું એ બહુ બુરૂં સોચ્યું !''

**વ્યાજ વિષે ઊતરેલી આયત**——————જયારે તાઇફ શહેરના લોકોએ ઇસ્લામ સ્વીકારી લીધો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વલીદ બિન મુગીરહના પુત્ર ખાલિદ બિન વલીદ સાથે તેમના બાપના વ્યાજુ લેણા અંગે વાતચીત કરી. તાઇફના બનૂ સકીફ કબીલાના લોકો પર વલીદ બિન મુગીરહના વ્યાજુ લેણા નીકળતા હતા; જેના વિષે મરતી વેળા તેણે પોતાના પુત્રોને વસિય્યત કરી હતી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : અમુક જાણકારો તરફથી મને માહિતી મળી કે અલ્લાહ તઆલાએ કુર્આનમાં વ્યાજ લેણાની ચૂકવણી તેજ વેળા હરામ ઠરાવી દીધી જયારે ખાલિદ બિન વલીદે બનૂ સકીફ પાસે જઇને તેની માગણી કરી હતી. તે પ્રસંગે વ્યાજને હરામ ઠરાવતી કુર્આનની આ આયત ઊતરી :

| | |
|---|---|
| યા ઐ યુહલ-લઝી આમનુત-તકુલ્લાહ | હે મુસલમાનો ! અલ્લાહથી ડરો |
| વ ઝરૂ મા બકિય મિનર-રિબા. | અને છોડી દો તે વ્યાજ જે બાકી રહી ગયું છે. |
| ઈન કુન્તુમ મુઅ મિનીન. | અગર તમે ઈમાનદાર છો. (બકરહ આયત ૨૭૮) |

**દિરાર બિન ખત્તાબનો બનાવ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ ઉઝૈહર દવસી એટલે અબૂ

સુફયાનના સસરાને વલીદ બિન મુગીરહના પુત્ર હિશામ બિન વલીદે મારી નાખ્યો હતો. આ ખૂનના બદલામાં કોઈ ઝગડો થયો હોય તેવું મારી જાણમાં નથી. કેમકે એ પછી ઈસ્લામે આવીને, બીચ-બચાવ કરીને, લોકોમાં સુલેહસંપ કરાવી દીધો હતો. અલબત્ત એમાંનો એક બનાવ આ છે કે દિરાર બિન ખત્તાબ બિન મિરદાસ ફેહરી નામે શાઇર કુરૈશના કેટલાક લોકો સાથે ઊપડીને દવસ કબીલાની એક સ્ત્રીનો મહેમાન બન્યો. એ સ્ત્રી દવસ કબીલાની આઝાદ કરેલી લોંડી હતી. તેનું નામ ઉમ્મે-ગીલાન હતું. તે અહીંની સ્ત્રીઓની કંગીચોટી કરીને અને દુલહન બનનારી કન્યાઓને શણગારીને છેલછબીલી બનાવવાનો ધંધો કરતી હતી.

દવસ કબીલાના લોકોને ખબર પડી કે દિરાર બિન ખત્તાબ અને કુરૈશના કેટલાક લોકો આપણી વસતિમાં આવેલા છે. તેઓએ અબૂ ઉઝેહરના ખૂનના બદલામાં આ લોકોને મારી નાખવાનો વિચાર કર્યો તો ઉમ્મે-ગીલાન અને તેની સહેલીઓ સીનો તાણીને ઊભી થઈ ગઈ અને ગામના લોકોને પડકારીને આ લોકોની હત્યાથી અટકાવી દીધા. ઉમ્મે-ગીલાનની આ બહાદુરી બદલ દિરાર બિન ખત્તાબે કાવ્ય રચીને પ્રશંસાની ખંડણીથી તેને વધાવી લીધી. બેએક શેઅર આ રહ્યા :

જઝલ્લાહુ અન્ના ઉમ્મે -ગીલાન સાલિહન • વ નિસ-વતહા ઇઝ હુન્ન શુઅસુન અવાતિલુ.

ઉમ્મે-ગીલાન અને તેની સહેલીઓને અલ્લાહ તઆલા અમારા તરફથી નેક બદલો આપે. એ બધી વીરાંગનાઓ વિખેરાયેલા વાળો સાથે બનાવ શણગાર વગરની હતી.

ફ-હુન્ન દફઅ-નલમવ બઅદક - તિરાબિહી • વ કદ બરઝન લિસ-સાઇરી-નલ મુકાતિલુ.

આ વીરાંગનાઓએ, મોત આવી લાગ્યા પછી તેને મારી હટાવ્યું જો કે ખૂનનો બદલો માગનારાઓ માટે કતલગાહો જાહેર થઈ ચૂકી હતી.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબૂ ઉબૈદહએ માહિતી આપી કે જે સ્ત્રી દિરાર બિન ખત્તાબના બચાવ માટે સીનો તાણીને ઊભી થઈ ગઈ હતી. તેનું નામ ઉમ્મે-જમીલ હતું. કેટલાકના કથન મુજબ તે ઉમ્મે-ગીલાન હતી. બનવા જોગ છે કે ઉમ્મે-જમીલની સાથે ઉમ્મે-ગીલાન પણ ઊભી થઈ ગઈ હોય અથવા બચાવ કરનારીઓમાં ઉમ્મે-જમીલ પણ હોય.

પછી જ્યારે હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુ મુસલમાનોના ખલીફા બન્યા તો ઉમ્મે-જમીલ એક દિવસે આપના દરબારમાં હાજર થઈ. તે એમ માનતી હતી કે હઝરત ઉમર બિન ખત્તાબ, દિરાર બિન ખત્તાબના સગા ભાઈ થાય છે. તેણે પોતાની ઓળખ આપતાં અને બનેલા બનાવની યાદ અપાવતાં હઝરત ઉમરને પૂછ્યું, ''હે મુસલમાનોના અમીર ! શું આપ દિરાર બિન ખત્તાબના ભાઈ છો?

તેનો સવાલ સાંભળીને હઝરત ઉમર બિન ખત્તાબને લાગલો જ તે બનાવ યાદ આવી ગયો. આપે જવાબમાં તેને ફરમાવ્યું, ''હું દિરાર બિન ખત્તાબનો સગો ભાઈ તો નથી, અલબત્ત ઈસ્લામી ભાઈચારાની રૂએ તે મારો મુસલમાન ભાઈ જરૂર છે.''

વધુમાં આપે ફરમાવ્યું, ''હે બહેન ! તેં પોતાની બહેનપણીઓ સાથે મળીને જે ઉપકાર તેના ઉપર કર્યો હતો તે મને બરાબર યાદ છે.'' એ પછી હઝરત ઉમરે આ બહાદુર ખાતૂનને મુસાફિર સમજીને, કંઈક ઈનામ આપીને દરબારથી રૂખ્સત કરી.

## પ્રકરણ ૬૩

# અબૂ તાલિબ અને હઝરત ખદીજહની વફાત

રસૂલુલ્લાહ (સલ.)ના બીજા દુશ્મનો • અબૂ તાલિબ અને હઝરત ખદીજહની વફાત • લા તબકી યા બુનૈયહ • અબૂ તાલિબની છેલ્લી પળો • કુરૈશના મોવડીઓને ઇસ્લામનું આમંત્રણ • અબૂ તાલિબને ઇસ્લામનું આમંત્રણ • કુરૈશી મોવડીઓનો જવાબ કુર્આનમાં.

**રસૂલુલ્લાહ (સલ.)ના બીજા દુશ્મનો**——————ઈબ્ને ઇસ્હાક કહે છે : કુરૈશના જે મુશરિક દુશ્મનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાડોશી હતા અને આપના ઘરમાં ઘૂસી-ઘૂસીને આપને તકલીફો અને ત્રાસો આપતા હતા તેઓના નામો આ છે :

૧————અબૂ-લહબ બિન અબ્દુલ-મુત્તલિબ. (આપનો કાકો)

૨————હકમ બિન અબી આસ બિન ઉમૈયહ.

૩————ઉકબા બિન અબી મુઐત.

૪————અદી બિન હમરાઅ સકફી.

૫————ઈબ્નુલ-અસદાઅ હુઝલી.

આ લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાડોશી હતા. એમાંથી હકમ બિન અબી આસ સિવાય કોઇને ઇસ્લામ સ્વીકારની સદ્‌બુધ્ધિ નહિ મળી. એ બધા એટલા ભૂંડા, અવળચંડા અને કટ્ટરવાદી હતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નમાઝ માટે ઊભા થતા ત્યારે એમાંનો કોઇ ગુંડો, ઊંટ-બકરાંની ઓજરી કે આંતરડાં આપના માથે ઠાલવી જતો. અથવા આપના ઘરમાં ચૂલે ચઢેલા વાસણોમાં ઓજરી-આંતરડાં જેવી ગંદી વસ્તુઓ નાખી જતો. વળી કેટલાક તો પોતાના ઘરનો કચરોપૂંજો આપના પવિત્ર શિરે ઠાલવીને આનંદ ઉજવતા. છેવટે તેઓના ત્રાસોથી કંટાળીને આપે પોતાના મકાનની એકાંત ઓરડીમાં તેઓથી સંતાઇને નમાઝ પઢવાનું શરૂ કર્યું.

જ્યારે તેઓ આ પ્રકારની ગંદકીઓ નાખી જતા તો આપ આ ગંદી વસ્તુને એક વાંસ પર ઊપાડીને ઘરમાંથી બહાર પધારતા અને બારણે ઊભા રહીને ઠપકા રૂપે ફરમાવતા : ''અય અબ્દે-મનાફ, ઐયુ જવારિન હાઝા!'' હે અબ્દે-મનાફ ! આ કેવા પ્રકારનો પાડોશ છે !'' એટલે શું પાડોશીના આવા હકો હોય છે જેનું તમે પાલન

કરો છો ? એ પછી આપ એ ગંદી વસ્તુઓને ઉકરડા પર તેના સ્થળે નાખી આવતા. [૧]

**અબૂ તાલિબ અને હઝરત ખદીજહની વફાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી આપના માનવંતા બેગમ હઝરત બીબી ખદીજહ બિન્તે ખુવૈલિદ રદિયલ્લાહુ અન્હા અને આપના માનવંતા કાકા અબૂ તાલિબ બંને એક જ વરસમાં વફાત પામી ગયા. હઝરત બીબી ખદીજહ ઇસ્લામ-પ્રસારના અભિયાનમાં આપના સાચા મદદગાર, આપના નિખાલસ હિતચિંતક અને ઉત્સાહ પ્રેરક સહકારી હતાં. જ્યારે અબૂ તાલિબ આ કામોમાં આપના બાહુબળ, આપના નિગરાન અને કૌમના મુકાબલામાં આપના સંરક્ષક તથા સહાયક હતા. બંનેના ઇન્તેકાલથી આપના ઉપર લગાતાર મુસીબતો આવવા લાગી. સંકટો અને આફતોની એક અતૂટ હારમાળા ચાલુ થઇ ગઇ. આપે મક્કહ ત્યાગીને મદીનહની હિજરત કરી તેના ત્રણ વરસ પહેલાના આ બનાવો છે.

અબૂ તાલિબના ઇન્તેકાલથી કુરૈશ માટે મેદાન મોકળું થઇ ગયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઇજાઓ આપવાની તેઓને એવી તકો મળી ગઇ કે અબૂ તાલિબના જીવનમાં તેના આશા પણ રાખી શકાતી ન હતી. એજ દિવસોમાં કુરૈશના અવળચંડાઓમાંથી એક મૂર્ખાએ ભરબજારમાં આપનો રસ્તો રોકીને ધૂળ-કચરાથી ભરેલો ટોપલો આપના પવિત્ર શિરે ઠાલવી દીધો.

**લા તબકી યા બુનૈયહ !**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉર્વહ બિન ઝુબૈરની રિવાયત મુજબ જ્યારે પેલા મૂર્ખાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર સર પર ધૂળ-કચરાનો ટોપલો ઠાલવી દીધો તો એજ દશાએ આપ પોતાના ઘરે પધાર્યા. આપની આ દર્દનાક દશા દેખીને આપના લાડલી બેટીઓમાંથી એક બેટી (હઝરત ફાતિમહ) રડવા લાગી ગયાં. તે આપના મુબારક સરનો ધૂળ-કચરો ધોતા જતાં હતાં અને રડતાં જતાં હતાં. આપ તેમને દિલાસો રૂપે ફરમાવતા હતા : ''લા તબ્કી યા બૂનૈયહ ! ફઇન-નલ્લાહ માનિઉન અબાકિ.'' ના રડો હે મારી લાડલી બેટી ! અલ્લાહ તમારા બાપનો નિગહબાન છે.''

એજ દરમિયાન આપ એમ પણ ફરમાવતા : ''મા નાલત મિન્ની કુરૈશુન શૈઅન અક્-રહુહુ હત્તા માત અબૂ તાલિબ.'' એટલે અબૂ તાલિબના મરણ સુધી કુરૈશ મારી સાથે કોઇ એવો વર્તાવ ન કરી શકયા જે મને પસંદ ન હોય.

**અબૂ તાલિબની છેલ્લી પળો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ તાલિબ જ્યારે મૃત્યુ-રોગમાં પટકાયા અને એમની માંદગીના સમાચાર કુરૈશને મળ્યા તો તેઓને થયું કે અબૂ તાલિબ હવે વધુ જીવે એમ નથી. ત્યારે તેઓએ ભેગા થઇને મંત્રણા કરી કે, ''હમઝહ અને ઉમર બંને મુસલમાન બની ગયા છે. કુરૈશના બધા કબીલાઓમાં ઇસ્લામ ઝડપી ગતિએ ફેલાઇ રહ્યો છે. મુસલમાનોનું જોર દિન-બ-દિન વધતું જઇ રહ્યું છે. કાલે ઊઠીને એ લોકો નેતાગીરી કે આગેવાનીની લગામ આપણા હાથમાંથી છીનવી લે અને આપણે નામોશીનું મોં જોવું પડે તો આપણી શી વલે થાય ? બેહતર છે કે અબઘડી આપણે અબૂ તાલિબ પાસે જઇને સમાધાનના કરાર કરી લઇએ. અમુક વાતો તેઓની આપણે માની લઇએ, આપણી અમુક વાતો તેઓ માની લે તો પાણી પહેલાં પાળ બાંધી શકાય !''

---

૧. અબૂ લહબ અને ઉકબા બિન અબી મુઐત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સૌથી નિકટના પાડોશી હતા. બંને ઘરો આપના મકાનની આજુબાજુ આવેલાં હતાં. વચ્ચે દીવારની આડ હતી. હઝરત આઇશહ (રદિ.)ની રિવાયત મુજબ આપે ફરમાવ્યું, ''હું બે બદતરીન પાડોશીઓની વચ્ચે દબાયેલો હતો. એક અબૂ લહબ અને બીજો ઉકબા.'' આ લોકો કદી આપને નિરાંતે બેસવા દેતા નહિ. (સીરતે-સરવરે-આલમ જિ.૨ પા. ૫૦૦)''ઙ''

આમ કરાવીને હઝરત ઇબ્ને અબ્બાસની રિવાયત મુજબ કુરૈશના આગેવાનો વાટાઘાટ માટે અબૂ તાલિબ પાસે ગયા. કુરૈશના આ મોવડી મંડળમાં ઉત્બહ બિન રબીઅહ. શૈબહ બિન રબીઅહ. અબૂ જહલ બિન હિશામ, ઉમૈયહ બિન ખલફ અને અબૂ સુફયાન બિન હર્બ ઉપરાંત કેટલાક બીજા પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ હતા. [૧] તેઓ અબૂ તાલિબ પાસે ગયા. અને મૂળ મુદ્દા પર આવતાં બોલ્યા :

> "હે અબૂ તાલિબ ! તમે આપણી વચ્ચેના વણસેલા સંબંધોથી પૂરી રીતે માહિતગાર છો. હવે તમારી સામે તે વસ્તુ આવી લાગી છે જેને તમે જોઇ રહ્યા છો. અમને તમારા મામલામાં (તમારા મરણની)મોટી ધાસ્તી છે. તમારા જીવનની આ પળોમાં તમારા ભત્રીજા સાથે અમારા સુલેહના કરાર થઇ જાય તેવું અમે ઇચ્છીએ છીએ. તમે તમારા ભત્રીજાને બોલાવો અને તેના મામલા અંગે અમારી પાસેથી વચન લો અને અમારા મામલા અંગે તેની પાસેથી વચન લો કે, આજ પછી કોઇ એકબીજાની છેડતી નહિ કરે. ન તે અમારા મામલામાં માથું મારે ન અમે તેના મામલામાં માથું મારીએ."

અબૂ તાલિબે એજ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું, "હે મારા ભાઇના બેટા ! આ તમારી કૌમના આગેવાનો છે. તમને મળવા આવેલા છે. તમારી સાથે સુલેહના કરાર કરવા માગે છે. કંઇક તમે એમને વચન આપો. કંઇક એ તમને વચન આપે."

**કુરૈશના મોવડીઓને ઇસ્લામનું આમંત્રણ**——————રાવીનું કથન છે : અબૂ તાલિબની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશના મોવડીઓને ફરમાવ્યું :

| | |
|---|---|
| નઅમ કલિમતુન વાહિ-દતુન | વારુ, એક જ વાતનું મને વચન આપી દો, |
| તઅતુવી-નહા તમલિકૂન બિહલ-અરબ. | બદલામાં તમે આખા અરબના માલિક બની જશો. |
| વ તદીનુ લકુમ બિહલ-અજમ. | અને એના કારણે અજમ પણ તમારી તાબેદારી કરશે.[૨] |

અબૂ જહલ બોલ્યો, "બહુ સારું, તમારા બાપના સોગંદ ! એમ જ હોય તો એક નહિ, દસ વાતોનું વચન લઇ લો." જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું.

| | |
|---|---|
| તકૂલૂન | કબૂલ કરો અને કહી દો કે, |
| લા-ઇલાહ ઇલ્લલ-લાહુ. | અલ્લાહ સિવાય કોઇ બીજો ભગવાન નથી. |
| વ તખ-લઊન મા તઅ-બુદૂન | અને છોડી દો તે બધા ભગવાનોને, |
| મિન દૂનિહી. | જેને, અલ્લાહને છોડીને તમે પૂજો છો. |

આ સાંભળીને બધા મોવડીઓ ઉશ્કેરાટથી તાળીઓ પાડવા લાગ્યા અને પછી બોલ્યા, "હે મુહંમદ! શું તમે એમ ચાહો છો કે બધા ભગવાનોનો એક જ ભગવાન બની જાય ? આ તો તમે ભારે નવાઇની વાત કરી !"

---

૧. આ લોકોમાં ઉત્બહ, રબીઅહ અને અબૂ સુફયાન આપના દુશ્મન હોવા છતાં ઠરેલ અને સમઝ બુધ્ધિના હતા. અબૂ જહલ, ઉકબા બિન અબી મુઐત કે અબૂ લહબ જેવા કટ્ટરવાદી અને કીનાખોર ન હતા. આપની બદગોઇ કે નિંદાખોરીની નીચતાથી મોટે ભાગે અલગ રહેતા હતા."હ"

૨. અજમ : અરબ સિવાયનું જગત.

એ પછી તેઓ એકબીજાને કહેવા લાગ્યા, ''અલ્લાહના સોગંદ ! આ માણસ તમે ઇચ્છો છો એમાંની કોઇ વાતનું વચન આપે એમ નથી. ચાલો ઊઠો, બાપદાદાના ધર્મ પર ચાલતા રહો, ત્યાં સુધી કે અલ્લાહ આપણી અને એની વચ્ચે કોઇ ફેસલો કરી દે.''

**અબૂ તાલિબને ઇસ્લામનું આમંત્રણ**——————કુરૈશનું મોવડી મંડળ ગુસ્સામાં વળ ખાતું ત્યાંથી ઊઠીને ચાલ્યું ગયું તો અબૂ તાલિબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું, ''ભત્રીજા! વલ્લાહ, તમે એમની આગળ અક્કલ વિરૂધ્ધની કોઇ માંગણી રજૂ કરી નથી.''

આ શબ્દો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દિલમાં આશાનો સંચાર થયો કે અબૂ તાલિબ મુસલમાન બની જાય તો નવાઇ નહિ ! આપે તેમને ફરમાવ્યું :

| | |
|---|---|
| અય અમ્મ્ ! ફઅન્ત ફકુલ્હા | હે કાકા ! તમે જ એ કલિમાનો ઇકરાર કરી લો |
| ઇસ્ત-હિલ્લ્ લકા | કે જેથી વાજબી ઠરી જાય તમારા માટે |
| બિહશ-શફાઅહ | એના કારણે મારી શફાઅત (મારી ભલામણ) |
| યવમલ-કિયામહ. | કિયામતના દિવસે. |

રાવીનું કથન છે : જ્યારે અબૂ તાલિબે પોતાની જાત વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ ઇચ્છા જોઇ તો બોલ્યા, ''ભત્રીજા ! મુસલમાન બનવામાં મને વાંધો નથી પણ ધાસ્તી મને આ વાતની છે કે લોકો મારા મરણ પછી તમારી અને તમારા ભાઇઓની ટીકાઓ કરશે અને કુરૈશ પણ ટાણા મારશે કે, અબૂ તાલિબ છેલ્લી ઘડીએ મોતની સખ્તીથી ડરીને મુસલમાન બની ગયો. જો મને એનો ડર ન હોત તો હું જરૂર તમારો બોલ ઉપાડીને એ કલિમાનો ઇકરાર કરી લેત ! આ શબ્દો પણ એટલા માટે કહું છું કે એનાથી તમારૂં દિલ રાજી કરૂં.''

રાવીનું કથન છે : જ્યારે અબૂ તાલિબના મૃત્યુની પળો આવી લાગી તો એમના ભાઇ અબ્બાસે જોયું કે અબૂ તાલિબના હોઠો હાલી રહ્યા છે. અબ્બાસે કાન માંડીને સાંભળ્યું અને કહ્યું, ''હે ભત્રીજા! વલ્લાહ, મારા ભાઇએ નિઃશંક તે કલિમો પઢી લીધો છે જેનો તમે એમને હુકમ આપ્યો હતો.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''લમ-અસ્મઅ''પણ મેં નથી સાંભળ્યું.

**કુરૈશી મોવડીઓનો જવાબ કુર્આનમાં**——————રાવી કહે છે : જે કુરૈશી મોવડીઓ અબૂ તાલિબની માંદગી દરમિયાન સમાધાન માટે આવ્યા હતા અને તેઓએ જે કંઇ કહ્યું હતું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જે જવાબ આપ્યો હતો તે અંગે અલ્લાહ તરફથી આ આયતો ઊતરી:

| | |
|---|---|
| સાદ વલ-કુર્આનિ ઝીઝ-ઝિક્ર | સાદ : નસીહતથી ભરપુર કુર્આનના સોગંદ ! |
| બલિલ-લઝીન કફરૂ | બલ્કે કુફ્ર ગ્રહણ કરનારા લોકો |
| ફી ઇઝ-ઝતિંવ વ શિકાક.... | અભિમાન અને વિરોધ કે દુશ્મનીમાં ડૂબેલા છે. (અને કહે છે) |
| મા સમિઅ-ના બિહાઝા | અમે તો સાંભળી નથી આવી વાત, |
| ફીલ-મિલ-લતિલ આખિરહ | આખરી મિલ્લતમાં. |
| ઇન હાઝા ઇલ્લખ-તિલાક. | આ તો મનઘડત વાતો સિવાય કશું નથી. |

એ પછી અબૂ તાલિબનો ઇન્તેકાલ થઇ ગયો.

(**સંપાદકની નોંધ** :- બુખારી અને મુસ્લિમમાં છે કે અબૂ તાલિબના મરણ વેળા અબૂ જહલ પણ ત્યાં હાજર હતો. એક તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અબૂ તાબિલને કલિમો પઢી લેવાની પ્રેરણા આપતા હતા. બીજી તરફ અબૂ જહલ તેમને બહેકાવતો હતો, "અબૂ તાલિબ ! શું છેલ્લી ઘડીએ બાપદાદાના ધર્મથી ફરી જશો ?" છેવટે મરણ વેળા અબૂ તાલિબના આખેરી બોલો આ હતા:" અલા મિલ્લતિ અબ્દિલ-મુત્તલિબ. "એટલે હું અબ્દુલ-મુત્તલિબના મઝહબ પર મરૂં છું. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "કાકા ! ભલે તમે મુસલમાન નહિ બન્યા પણ હું તમારી મગફેરત માટે દુઆ માગતો રહીશ; જયાં સુધી કે અલ્લાહ મને મના નહિ કરે." ત્યારે આ આયત ઊતરી:

| | |
|---|---|
| મા કાના લિન-નબિય્યિ વલ્લઝીન આમનૂ | જાઇઝ નથી નબી માટે અને મુસલમાનો માટે |
| અંય-યસ્તગ-ફિરૂ લિલ-મુશરિકીન. | કે માફીની દુઆ માગે મુશરિકો માટે |
| વ લવ કાનૂ ઉલી કુરબા. | ભલે તેઓના રિશ્તેદાર હોય. |

એટલે મુશરિકો, મૂર્તિપૂજકો, મુનાફિકો, મુરતદો, નાસ્તિકો વગેરેના મરણ પછી, તેઓ માટે મગફેરતની દુઆ એટલે——ગુનાહોની માફી અને જન્નતમાં જવાની દુઆ માગવી મુસલમાનો માટે જાઇઝ નથી. અલ્લાહ તઆલાએ કુર્આનમાં મુસલમાનોને તેવી દુઆ માગવાની મના ફરમાવી દીધી; ભલે મરનાર બિનમુસ્લિમ, તેનો બાપ-બેટો કે કાકો-મામો હોય, કે સગી મા કે ભાઇ બહેન હોય.

અલ્લાહ તઆલાએ ખુદ પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આપના દયાળુ, માયાળુ, મુરબ્બી કાકા માટે જયારે એવી દુઆ માગવાની મના ફરમાવી દીધી તો મુસલમાનો માટે, બિનમુસ્લિમ માટેની દુઆ માગવી કેવી રીતે જાઇઝ હોય શકે ? માલૂમ પડયું કે બિનમુસ્લિમના મરણ પછી તેના આત્માની શાંતિ માટેની કે, તેના આત્માને જન્નતમાં દાખલ કરવાની દુઆ માગવી અલ્લાહ તઆલાને નાપસંદ છે. તેઓના જીવનમાં તેઓની સાથે ભલાઇનો ઉદાર વર્તાવ કરવાની ઇસ્લામે મના કરી નથી.

અબૂ તાલિબની વફાત પયગમ્બરીના દસમા વરસે શવ્વાલની ૧૫ તારીખે થઇ. તે વેળા તેમની વય ૮૦ વરસની હતી. અને હઝરત બીબી ખદીજહ રદિયલ્લાહુ અન્હાની વફાત એજ વરસે રમઝાનની ૧૦ તારીખે થઇ. તે વેળા બીબી ખદીજહની વય ૬૫ વરસની હતી. ઇસ્લામમાં આ વરસને "આમુલ-હુઝ્ન" કહે છે એટલે ગમનું વરસ (સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૧૯૭) "હ"

## પ્રકરણ ૬૪

# તબલીગ માટે તાઈફનો પ્રવાસ

રસૂલુલ્લાહ (સલ.)ની પધરામણી તાઈફમાં • તાઈફના સરદારોને ઈસ્લામની દઅવત • સરદારોની ભંભેરણી અને લફંગાઓનો હોબાળો • રસૂલુલ્લાહ (સલ.)ની ગદગદ દુઆ • અદ્દાસ નસરાનીનો બનાવ • જિન્નાતની જમાઅત રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં

**રસૂલુલ્લાહ (સલ.)ની પધરામણી તાઈફમાં**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબૂ તાલિબના ઈન્તેકાલ પછી કુરૈશને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સતાવવાની અનુપમ તક મળી ગઈ. આવી તક અબૂ તાલિબના જીવનમાં તેઓને કયારેય મળી ન હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઈસ્લામની તબલીગ માટે તાઈફ [1] તરફ રવાના થયા કે જેથી ત્યાંના પ્રખ્યાત અને બળવાન અને બહાદુર બનૂ સકીફ કબીલાના લોકોની મદદ મેળવે અને કુરૈશના મુકાબલે તેઓ આપના સહકારી બને તો ઈસ્લામ-પ્રસારનું કામ ગતિભેર આગળ વધારી શકે. આપ એવી આશાએ પણ તાઈફ તશરીફ લઈ ગયા કે આપ અલ્લાહ તરફથી જે વાત લઈને આવ્યા છે, શાયદ તેઓ તેને કબૂલ કરી લે. આપ એકલા સફરની મંઝિલો વટાવતા તાઈફ તરફ ચાલી નીકળ્યા. [2]

ઈબ્ને ઈસ્હાક કહે છે : જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તાઈફ પધાર્યા તો પ્રથમ આપ ત્યાંના પંકાયેલા કબીલા બનૂ સકીફના લોકો પાસે તશરીફ લઈ ગયા. તે સમયે તાઈફમાં સકીફ કબીલાના ત્રણ સરદારોની હાક વાગતી હતી. એ ત્રણે ત્યાંના નામચીન અને પ્રતિષ્ઠિત આગેવાનો ગણાતા હતા. એ ત્રણ ભાઈઓ હતા. તેઓના નામ આ છે :

૧————અબ્દે-યાલીલ બિન અમ્ર બિન ઉમૈર બિન ઔફ બિન અકદહ બિન ગીરહ અથવા ગૈરહ બિન

---

૧. તાઈફ મક્કહથી આશરે ૫૦ માઈલના અંતરે પૂર્વમાં આવેલું બહુ પ્રાચીન, પ્રખ્યાત અને રળિયામણું પહાડી મથક છે. ચારે કોર લીલીકુંજાર વનરાજી, ફળફળાદિથી લદાયેલા બાગબગીચા અને ખડખડ વહેતાં ઝરણાં છે. મક્કહના અમીરો, તવંગરો અને ખુશહાલ સરદારોના અહીં બંગલા અને વાડીઓ હતી. અવારનવાર સહેલસપાટા માટે, તેઓ અહીં આવ્યા કરતા હતા. ધરતીની ફળદ્રુપતા અને વાતાવરણની પ્રફુલ્લતાએ તાઈફવાળાઓને અભિમાની, તુમાખીખોર અને કરડા સ્વભાવના બનાવી દીધા હતા. તેઓ "લા[illegible]" દેવીના પૂજારી હતા અને તેને અલ્લાહની પુ[illegible] માનતા હતા. "[illegible]"

૨. બીજા સીરતગ્રંથો મુજબ તાઈફના પ્રવાસમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે આપના આઝાદ કરેલા ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહ પણ હતા. સવારી ન હોવાને કારણે આ પ્રવાસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પગપાળા ખેડયો હતો. તાઈફમાં આપે કેટલા દિવસ તબલીગ કીધી તે અંગે ત્રણ રિવાયતો છે. ૧૦ દિવસ ૨૦ દિવસ ૧ મહિનો. "હ"

ઔફ બિન સકીફ.

૨---------મસઊદ બિન અમ્ર બિન ઉમૈર બિન ઔફ......બિન સકીફ.

૩---------હબીબ બિન ઉમૈર બિન ઔફ.......સકીફ

એમાંથી એક ભાઇના નિકાહમાં મક્કહના કુરૈશની એક શાખ બનૂ જુમહની એક ખાતૂન હતી. (એ ખાતૂનનું નામ સફિય્યહ બિન્તે મઅમર જુમહી હતું.)

**તાઇફના સરદારોને ઇસ્લામની દઅવત**----------------રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સકીફના સરદારો પાસે તશરીફ લઇ ગયા. તેઓને અલ્લાહના આદેશો સંભળાવીને ઇસ્લામનું આમંત્રણ આપ્યું. અને ઇસ્લામ-પ્રસારની પ્રવૃત્તિમાં પોતાના સહકારી બનીને વિરોધીઓનો મુકાબલો કરવાની દરખાસ્ત કરી.

આપની વાત સાંભળીને એક ભાઇ તુમાખીથી બોલ્યો, "અગર અલ્લાહએ તારા જેવાને પયગમ્બર બનાવ્યો હોય તો હું કઅબહના પર્દાના ધજાગરા ઉડાડી દઇશ !"

બીજો ભાઇ પણ ઊતરે એવો ન હતો. હેંકડાઇથી બોલ્યો, "પયગમ્બર બનાવવા માટે શું અલ્લાહને તારા વગર બીજો કોઇ નહિ મળ્યો ?" [૧]

ત્રીજાએ કહ્યું, "તમારી સાથે વાત કરવા હું તૈયાર નથી. તમારા દાવા મુજબ જો તમે ખરેખર અલ્લાહના પયગમ્બર હો તો તમે ખતરનાક માણસ છો. તમારા સાથે વાત કરવામાં મોટો ખતરો રહેલો છે. અને જો તમે અલ્લાહ સાથે જૂઠાણું ચલાવતા હો તો તમારા જેવા જૂઠા સાથે વાત કરવાનું મને શોભે નહિ !"

તેઓના જવાબો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓ તરફથી ભલાઇની આશા છોડી દીધી. આપ નિરાશ વદને ઊભા થઇ ગયા અને દરખાસ્ત રૂપે તેઓને ફરમાવ્યું, "ઇઝ ફઅલ-તુમ ફકતુમૂ અન્ની." જે કંઇ વર્તાવ તમે કર્યો એ તો કરી જ નાખ્યો. હવે જે કંઇ વાતો આપણી વચ્ચે થઇ તેને લોકોની સામે જાહેર કરશો નહિ." આ વાત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એટલા માટે ફરમાવી કે લોકોના કાને આવી વાતો પહોંચે તે આપને પસંદ ન હતું. એનાથી આમજનતામાં ઉશ્કેરણી ફેલાવવાનો ભય હતો.

**સરદારોની ભંભેરણી અને લફંગાઓનો હોબાળો**----------------વાતને ખાનગી રાખવાની વિનંતી છતાં ત્રણે ભાઇઓએ શહેરના લફંગાઓ, રખડુ મવાલીઓ અને ગુલામોને એવા ઉશ્કેર્યા કે તેઓ આપને ગાળો આપવા અને આપની પાછળ પડીને ઘોંઘાટ મચાવવા લાગ્યા ત્યાં સુધી કે લોકોનું ટોળું આપની આસપાસ એકત્ર થઇ ગયું. ત્યાંથી નાછૂટકે આપ ઉત્બહ બિન રબીઅહ અને શૈબહ બિન રબીઅહના બગીચામાં આસરો લેવા મજબૂર થયા.[૨] તે વેળા આ બંને ભાઇઓ પોતાના બંગલામાં મવજૂદ હતા. બનૂ સકીફના લફંગાઓ અને રખડુ મવાલીઓ આપનો પીછો છોડીને ત્યાંથી ચાલ્યા ગયા તો આપ અંગૂરના વેલાઓની શૈયા હેઠળ જઇને બેસી ગયા. ઉત્બહ અને શૈબહ પોતાના બંગલામાં બેસીને આ બધું જોતા હતા અને લફંગાઓના રમખાણનો તમાશો પણ તેઓએ જોયો હતો.

---

**૧.** એટલે પયગમ્બર તો કબીલાના કોઇ સરદારને બનાવવો જોઇતો હતો, નહિ કે તમારા જેવા મુફલિસ અને ગરીબને જેની પાસે સવારી સુદ્ધાં નથી. "હ"

**૨.** ઉત્બહ અને શૈબહ : મક્કહના જાણીતા તવંગરો અને સરદારો. એમના વાડી-બંગલા તાઇફમાં આવેલા હતા. "હ"

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને એવી માહિતી પણ મળી છે કે લફંગાઓના ધિંગાણા વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મક્કહના બનૂ જુમહ ખાનદાનની એક ખાતૂન મળી તો આપે તેને ફરમાવ્યું, ''મા ઝા લકીના મિન અહમા-ઇકિ.'' બહેન ! તમે જોયું ? તમારી સુસરાલ તરફથી અમને શું મળ્યું ? (તારી સુસરાલના લોકોએ મને કેવી આફતમાં નાખી દીધો ?)

**રસૂલુલ્લાહ (સલ.)ની ગદ્‌ગદ દુઆ**——————જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અંગૂરની વેલ તળે વિસામો લેવા બેઠા અને આપના મનને કંઇક શાંતિ મળી તો આપે બારગાહે-ઇલાહીમાં રજૂ થઇને ગદ્‌ગદ સ્વરે દુઆ માગી :

| | |
|---|---|
| અલ્લા હુમ્મ ઇલૈક અશ્કુ | હે અલ્લાહ ! હું તારા જ દરબારમાં ફરિયાદ કરૂં છું, |
| દઅ્ફ કુવ્વતી | મારી નિર્બળતા અને અશક્તિની, |
| વ કિલ્લત હીલતી | મારી લાચારી અને બેબસીની, |
| વ હવાની અલન-નાસ. | અને લોકોની નજરમાં મારી ના-કદ્રીની. |
| યા અર-હમર રાહિમીન ! | હે દયાળુઓના દયાળુ ! |
| અન્ત રબ્બુલ-મુસ્તદ-અફીન. | તું જ બધા નિર્બળોનો પાલનહાર છે, |
| વ અન્ત રબ્બી. | અને તું જ મારો પણ પાલનહાર છે. |
| ઇલા મન તકિલુ-ની, | તું મને કોને હવાલે કરી રહ્યો છે ? |
| ઇલા બઇદિન યતજહ-હમુની. | શું કોઇ પારકાને હવાલે જે મારી સાથે કરડાકીથી વર્તે ? |
| અમ ઇલા અદુવ-વિન | અથવા કોઇ એવા દુશ્મનને હવાલે; |
| મલક-તહુ અમ્રી. | જેને તેં મુજ પર કાબૂ મેળવવાનો અધિકાર આપી દીધો છે? |
| ઇલ્લમ તકુન ગદબાના અલૈય | ઇલાહી ! અગર તું મુજથી નારાજ નથી |
| ફ લા ઉબાલી ગયર. | તો મને કોઈ મુસીબતની પરવા નથી. |
| વલા-કિન્ન આફીતુકા | અલબત્ત તારા તરફથી મને સલામતી મળી જાય |
| હિય અવસઅ લી. | તો એમાં મારા માટે વધુ કુશળતા છે. |
| અઊઝુ બિ-નૂરિ વજહિકલ-લઝી | હું તારા નૂરાની મુખડાના તે નૂરનું રક્ષણ લઉં છું |
| અશ્ર-કત લહુઝ -ઝુલુમાત | જેનાથી અંધારાં ચીરાઇ જાય છે, |
| વ સલહ અલૈહિ | અને જેનાથી સુધરી જાય છે, |
| અમ્રુદ-દુન્યા વલ આખિરહ. | દુનિયા તથા આખેરતના તમામ મામલા. |
| મિન અન તુનઝિલ બી ગઝબક | મને બચાવી લે તારો ગઝબ મુજ પર તૂટી પડવાથી, |
| અવ તુહિલ્લ અલૈય સખતક. | અથવા તારી નારાજી મુજ પર ઊતરી પડવાથી. |
| લકલ ઉત્બા | મને તો તારી જ રઝામંદીની ઝંખના છે, |
| હત્તા તરદા. | ત્યાં સુધી કે તું મુજથી રાજી થઇ જાય. |
| વલા હવલ વલા કુવ્વત | ન કોઇ તાકત મળી શકે છે ન કોઇ બળ, |
| ઇલ્લા બિકા. | મગર તારા તરફથી ! |

**અદ્દાસ નસરાનીનો બનાવ**————————રબીઅહના બંને પુત્રો ઉત્બહ અને શૈબહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે શહેરના લુચ્ચા-લફંગાઓનો આ જંગલી વર્તાવ જોયો તો તેઓના દિલમાં દયાની લાગણી ફૂટી નીકળી. પોતાના ખ્રિસ્તી ગુલામને તેઓએ બોલાવ્યો. એનું નામ અદ્દાસ હતું તેને કહ્યું, "હે અદ્દાસ ! જા દ્રાક્ષનો એક ઝૂમખો તોડી લે અને તેને થાળીમાં સજાવીને પેલા ગૃહસ્થ પાસે લઈ જા !"

અદ્દાસે આજ્ઞાનું પાલન કરતાં દ્રાક્ષનો ઝૂમખો તોડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પેશ કરતાં ખાવાની વિનંતી કરી. આપે ખાવા માટે હાથ લંબાવ્યો તો પ્રથમ "બિસ-મિલ્લાહ"કહ્યું અને પછી ખાવાનું શરૂ કર્યું. [૧]

"બિસ-મિલ્લાહ"નો બોલ સાંભળીને અદ્દાસ ચમકી ઊઠયો અને આપનું મોં તાકવા લાગી ગયો અને પછી બોલ્યો, "સાહેબ ! આ કેવો શબ્દ તમે બોલ્યા ? આવો શબ્દ આ શહેરમાં કોઈના મુખે મેં આજ સુધી સાંભળ્યો નથી."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને પૂછયું, "મિન અહલે-ઐયલ-બિલાદે વમા દીનુક?" એટલે તમે કયાંના વતની છો અને તમારો ધર્મ શું છે ?

તે બોલ્યો, "હું નેનવાનો વતની છું અને ખ્રિસ્તી ધર્મ પાળું છું." [૨]

આપે ફરમાવ્યું, "મિન કર-યતિર - રજુલિસ-સાલિહ યૂનુસબ્ને મત્તા ?" શું તમે નેક પુરૂષની વસતિના વતની છો જેનું નામ યૂનુસ બિન મત્તા હતું ?

અદ્દાસ વધુ હયરતથી બોલ્યો, "હેં સાહેબ ! આપને શું ખબર કે યૂનુસ બિન મત્તા કોણ હતા?"

આપે ફરમાવ્યું, "ઝાક અખી કાન નબીય-યંવ - વ અના નબીય્યુન." તેઓ મારા ભાઈ હતા. નબી હતા અને હું પણ નબી છું.

આ સાંભળતાં જ અદ્દાસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં ઝૂકી ગયો અને આપના સર, હાથો તથા પગોને ચુંબન આપવા લાગી ગયો.

રાવી કહે છે : રબીઅહના પુત્રો ઉત્બહ અને શૈબહ બંગલામાંથી બધું જોતા હતા. જયારે તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હાથપગને બોસા દેવાનું દ્રશ્ય જોયું તો કહેવા લાગ્યા, "લ્યો ભાઈ ! એણે તો આપણા ગુલામને પણ બગાડી નાખ્યો !"

જયારે અદ્દાસ ત્યાંથી ઊઠીને બંગલામાં ગયો તો બંનેએ તેને ઠપકો આપ્યો, "કમબખ્ત ! તને શું થઈ ગયું હતું ? તેં એના સર અને ચરણોને ચુંબન કેમ આપ્યું ?"

અદ્દાસ નિર્ભયતાથી બોલ્યો. "હે મારા માલિકો ! આજે ધરતી પર એમનાથી બેહતર કોઈ માણસ નથી. એમણે મને એવી વાતોના સમાચાર આપ્યા જેને પયગમ્બર સિવાય કોઈ જાણી શકતું નથી."

બંને બોલ્યા, "અરે કમબખ્ત ! એ તને તારા ધર્મથી ચલાવી નાખશે. એના ધર્મથી તો તારો ધર્મ ચઢિયાતો

---

૧. એક રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બિસ્મિલ્લાહની પૂરી આયત પઢીને દ્રાક્ષ ખાવાનું શરૂ કર્યું. "હ"

૨. નેનવાઃ તે સમયના ઈરાકનું મશહૂર શહેર જયાંના બાશિન્દાઓ માટે અલ્લાહ તઆલાએ હઝરત યૂનુસ (અલૈ.)ને પયગમ્બર બનાવીને મોકલ્યા હતા. (કામૂસુલ-કુર્આન પા. ૭૮૫) "હ"

છે.''

---

**તાઇફના સફરની થોડીક સનદી વિગતો**—————ગુજરાતી સંપાદક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના તાઇફના તબલીગી સફરની કેટલીક સનદી વિગતોની નોંધ ઇબ્ને હિશામમાં છૂટી જવા પામી છે. સીરતગ્રંથો પરથી તેનો ટૂંકસાર અહીં રજૂ કરીએ છીએ.

તાઇફના તવંગર આગેવાનોની ઉશ્કેરણીથી શહેરના રખડુ મવાલીઓ અને અવળચંડા છોકરાઓની એક ટોળકી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ પડી ગઇ. તેઓ ગાળો આપતા અને હોબાળો મચાવતા આપને બજારમાંથી ખદેડવા લાગ્યા. તેઓના મસ્તી-ધિંગાણાના શોરબકોરથી લોકોનું ટોળું તમાશો જોવા ભેગું થઇ ગયું. ઇબ્ને-સઅદની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે બનૂ સ઼કીફના સરદારોને ઇસ્લામનું આમંત્રણ આપ્યું તો કોઇએ આપની વાત માની નહિ. ઊલટાનું તેઓને ધાસ્તી પેઠી કે આ માણસ શહેરના જુવાનિયાઓને બગાડી નાખશે જેથી તેઓ બોલ્યા, ''હે મુહંમદ ! અબઘડી આ શહેર છોડીને જયાં તમારા મિત્રો કે ઓળખીતા વસતા હોય તેવી ભૂમિમાં ચાલ્યા જાવ.''

એ પછી તેઓએ પોતાના નોકરચાકરો અને રખડું છોકરડાઓને આપની પાછળ લગાડી દીધા. આ શયતાની ટોળકી ગાળો ભાંડતી, પથરા મારતી, કિકિયારીઓ પાડતી આપને આગળ હડસેલવા લાગી. તેના શોરબકોરથી ઘણા રાહદારીઓ તમાશો જોવા ભેગા થઇ ગયા. મૂસા બિન ઉકબાના કથન મુજબ તેઓ તાકીતાકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પવિત્ર ઘૂંટીઓ અને પિંડલીઓ પર પથ્થરમારો ચલાવતા હતા. તેઓ રસ્તાની બંને બાજુ લાઇનમાં ગોઠવાઇ જતા અને જેમ જેમ આપ કદમ બઢાવીને આગળ વધતા, તેઓ નિશાનો લઇ લઇને પથ્થર મારતા ત્યાં સુધી કે આપના મુબારક પગો લોહીલુહાણ થઇ ગયા અને પવિત્ર પગરખાં લોહીથી લબછબ થઇ ગયાં.

સુલૈમાન તૈમીનું બયાન છે કે જખ્મોની પીડાથી આપ બેસી જતા તો મવાલીઓ આપના પવિત્ર બાવડાઓમાં હાથ ભરાવીને આપને ઊભા કરી દેતા અને ફરીવાર પથરાની દેમાર કરતા. સાથે સાથે બૂમાટા અને પડકારાઓથી આપનો ઠઠ્ઠો પણ ઉડાવતા હતા. આ પ્રસંગે હઝરત ઝૈદ બિન હારિસ઼હ આપને પથ્થરમારાથી બચાવવા પોતે આગળ આવી જતા અને બઢીબઢીને પથ્થરના નિશાન પોતાના અંગ પર ઝીલતા હતા, ત્યાં સુધી કે તેમનું માથું પણ લોહીલુહાણ થઇ ગયું. એજ દશામાં પડતા આખડતા આપ મક્કહના નવાબો જેવા ઉત્બહ અને શૈબહના બગીચા પાસે પહોંચ્યા અને દીવાર પર છવાયેલી દ્રાક્ષવેલના સાયા તળે જઇને બેસી ગયા. ત્યારે આ શયતાની ટોળકી આપનો પીછો છોડીને પાછી વળી ગઇ.

એક રિવાયતમાં છે કે પથ્થરમારાની સાથે ગુંડાઓ તાળીઓ પાડતા હતા. ગાળો બકતા હતા. સીટીઓ ફૂંકતા હતા. દેકારા અને હાકોટાથી આપનો ઠઠ્ઠો ઉડાવતા હતા. તેઓના પથ્થરમારાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એટલી ચોટો આવી કે આપ બેહોશ થઇને જમીન પર પડી ગયા. ત્યારે હઝરત ઝૈદે આપને પોતાની પીઠ પર ઉપાડી લીધા ત્યાં સુધી કે વસતિથી બહાર નીકળીને ઉત્બહ અને શૈબહના બગીચામાં આપને લઇ ગયા. ત્યાં મક્કહના કુરૈશની એક ખાતૂન આપની ખબર લેવા આવી તો આપે તેને કહ્યું, ''જોયું બહેન! તમારી સુસરાલે અમને શું આપ્યું ?'' અહીં હઝરત ઝૈદે આપના જખમ ધોયા. પવિત્ર ચેહરા પર પાણીના

છાંટા માર્યા અને જ્યારે આપની તબીઅત કંઇક સ્વસ્થ થઇ તો આપે બારગાહે-ઇલાહીમાં રજૂ થઇને ગદ્‌ગદ સ્વરે દર્દભરી દુઆ માગી જેનું બયાન આગળ ઉપર થયું છે.

બુખારી, મુસ્લિમ અને નસાઇ (હદીસ-ગ્રંથો)માં હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાની રિવાયત મુજબ એક દિવસ હઝરત આઇશહએ આપને પૂછ્યું, ''યા રસૂલલ્લાહ ! શું જંગે-ઉહુદથી પણ વધુ કોઇ આકરો દિવસ આપના ઉપર વીત્યો છે ?''

આપે ફરમાવ્યું, ''હે આઇશહ ! કુરૈશ તરફથી જે તકલીફો પહોંચી તે તો મેં ભોગવી જ લીધી. પરંતુ સૌથી આકરો તે દિવસ હતો જ્યારે તાઇફમાં હું અબ્દે-યાલીલ અને તેના ભાઇઓ પાસે ગયો હતો.''પછી એ દર્દનાક ઘટનાનું વર્ણન કરતાં આપે ફરમાવ્યું, ''દુઃખ, ચિન્તા, ઉદાસીનતા અને લાચારીની દશામાં પગ ઊપડયા એ દિશાએ હું ચાલી નીકળ્યો. આખું અંગ જખ્મોથી ચૂર હતું. અચાનક મેં જોયું કે હું ''કરનુસ-સઆલિબ'' સ્થળે [1] ઊભેલો છું. આકાશ તરફ નજર કરી તો વાદળનો એક ટુકડો દેખાયો જેણે મારા ઉપર સાયો કરેલો હતો. કંઇ વિચારૂં તે પહેલાં વાદળમાં મેં જિબ્રીલને જોયા. તેમણે પોકારીને મને કહ્યું, ''હે મુહંમદ! અલ્લાહએ તે બધું સાંભળી લીધું છે જે તમારી કૌમે તમારી દઅવતના જવાબમાં કહ્યું. હવે આ રહ્યો ''મલકુલ-જિબાલ''એટલે પહાડોનો ફરિશ્તો. અલ્લાહએ એને આપની સેવામાં મોકલ્યો છે. આપ એને હુકમ ફરમાવો. આપના ગમે તે હુકમનું એ તરત પાલન કરશે.''

''જિબ્રીલે પોતાની વાત પૂરી કરી કે તરત પહાડોના ફરિશ્તાએ પોકારીને મને સલામ કરી અને પછી કહ્યું, ''હે મુહંમદ ! અલ્લાહએ આપની અને આપની કૌમની વાતો સાંભળી લીધી છે. હું પહાડોનો ફરિશ્તો છું. પૃથ્વીના તમામ પહાડો મારા અધિકારમાં છે. આપના પાલનહારે મને આપની સેવા માટે મોકલ્યો છે. આપ મને હુકમ ફરમાવો.'' (આ મુસ્લિમની રિવાયતના શબ્દો છે.) તબરાનીમાં છે :''આપની ઇચ્છા હોય તેવો હુકમ મને ફરમાવો.'' બુખારીની રિવાયતના આ શબ્દો છે :''હે મુહંમદ ! આપને પૂરો ઇખ્તેયાર છે. આપની મરજીમાં આવે તેવો હુકમ ફરમાવો. આપની ઇચ્છા હોય તો ''અબૂ કુબૈસ'' અને ''કુઐ-કઆન'' પહાડોને આપસમાં ટકરાવીને તાઇફનું કચ્ચરઘાણ બોલાવી દઉં !''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફકત મુસલમાનો માટે જ નહિ, જગતના તમામ ઇન્સાનો માટે રહમત બનીને પધારેલા પયગમ્બર હતા. આપે જવાબ આપ્યો, ''નહિ હે મલકુલ-જિબાલ ! હું આશાવાદી છું કે અલ્લાહ એમની નસલથી એવા લોકો પેદા કરશે જેઓ ફકત તેની જ ઇબાદત કરશે અને કોઇને તેનો ભાગીદાર નહિ ઠરાવશે.'' [2]

આ શબ્દો એવા જ ઇન્સાનના મુખે અદા થઇ શકે જેનો, નિરાશાવાદે સ્પર્શ સુધ્ધાં ન કર્યો હોય - એટલે જ તો અલ્લાહ તઆલાએ આપને ''રહમતુલ-લિલ-આલમીન'' ના ખિતાબથી બિરદાવી લીધા છે. ગુજરાતી સંપાદકનું લખાણ પૂરું થયું. હવે કિતાબનું લખાણ વાંચો. ''હ ''

---

૧. આ સ્થળને ''કરનુલ-મનાઝિલ'' પણ કહે છે. એ નજદ્‌વાસીઓનો મીકાત છે. અહીંથી તેઓને એહરામ બાંધવો પડે છે. ઊંટની ચાલે મક્કહથી આ સ્થળ એક રાત-દિવસના અંતરે આવેલું છે. (સીરતે-સરવરે-આલમ. જિ.૨ પા. ૬૩૫નો હાશિયો.)

૨. હવાલા માટે જુઓ : સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૦૨-૨૦૩-સીરતે - સરવરે - આલમ જિ.૨ પા. ૬૩૫ - સીરતે-અહમદે-મુજતબા જિ.૧ પા. ૩૭૬.

**જિન્નાતની જમાઅત રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં** ————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે બનૂ સકીફની ભલાઇથી નિરાશ થઇ ગયા તો ઉદાસચિત્તે તાઇફથી મક્કહ જવાના વિચારે પાછા વળ્યા. રસ્તામાં નખ્લહ મુકામે થોભી ગયા. રાતે નમાઝ માટે ઊભા થયા અને નમાઝમાં કુર્આન પઢવા લાગ્યા તો એજ વેળા ત્યાંથી જિન્નાતની એક જમાઅત પસાર થવા લાગી જેનું બયાન અલ્લાહ તઆલાએ કુર્આનમાં (સૂરએ-અહકાફની ચાર આયતોમાં) કર્યું છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ આ સમૂહમાં સાત જિન્નાત હતા. એ બધા ''નસીબૈન''નામે જિન્નાતની વસતિના વતની હતા. કુર્આનનો અવાજ કાને પડતાં જ તેઓ ચમકીને ત્યાં જ થોભી ગયા અને એકચિત્તે કુર્આનની વાણી સાંભળતા રહ્યા. જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નમાઝ ખતમ કરી તો એ બધા પોતાની વસતિ તરફ ઊપડી ગયા અને ત્યાં જઇને પોતાની કૌમમાં ઇસ્લામની તબલીગ કરવા લાગી ગયા. કુર્આનની વાણી સાંભળીને તેઓ પોતે પણ મુસલમાન બની ગયા અને અલ્લાહના આદેશોનો ખરા દિલથી સ્વીકાર કરીને પોતાની કૌમમાં પણ તેનો પ્રચાર કરવા લાગ્યા. અલ્લાહ તઆલાએ આ સમાચાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આપ્યા અને ફરમાવ્યું :

| | |
|---|---|
| વ ઇઝ સરફ-ના | હે નબી ! જ્યારે ફેરવી દીધી અમે |
| ઇલૈક ન-ફ-રમ મિનલ-જિન્ને | તમારી તરફ જિન્નાતની એક જમાઅતને, |
| યસ-તમિઊનલ-કુર્આન..... | સાંભળવા લાગ્યા તેઓ કુર્આનને......(આયતની છેવટ સુધી) |
| વ યુજિરકુમ મિન અઝાબિન અલીમ. | અને બચાવી લેશે તમને દર્દનાક અઝાબથી. |

એ પછી અલ્લાહ તઆલાએ સૂરએ-જિન્નમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| કુલ ઊહિય ઇલય્ય | હે નબી ! કહી દો કે વહી મોકલાવામાં આવી મુજ તરફ |
| અન્નહુસ-તમઅ | કે બેશક સાંભળી લીધું કુર્આન |
| ન-ફ-રુમ મિનલ-જિન્ન..... | જિન્નાતની એક જમાઅતે...... |

**ગુજરાતી સંપાદકની નોંધ**————જિન્નાતના ઇસ્લામ સ્વીકારનો અભૂતપૂર્વ બનાવ ખુદ અલ્લાહ તઆલાએ કુર્આનમાં બયાન ફરમાવ્યો છે. એની વધુ વિગતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હદીસોમાં ટાંકેલી છે. સીરતની કિતાબોમાંથી એનું મુખ્તસર બયાન અહીં રજૂ કરીએ છીએ.

તાઇફની સફરથી મક્કહ પાછા ફરતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નખ્લહ મુકામે થોડા દિવસ થોભી ગયા. અહીં આપ વિચારવા લાગ્યા કે મક્કહમાં દાખલ કેવી રીતે થવું ? કેમકે તાઇફમાં જે કંઇ બન્યું તેના સમાચાર મક્કહ પહોંચી ગયા હશે. આપની સાથે જે અપમાનજનક જંગલી વર્તાવ થયો તેના સાક્ષીઓ ઉત્બહ અને શૈબહ હતા. મક્કહના આ નવાબઝાદાઓએ પોતાની આંખે આપને જખ્મી હાલતમાં પોતાના બગીચામાં આસરો લેતાં જોયા હતા. આ કારણે મક્કહના મુશરિકો ઓરબી દિલેર થઇને વધુ જોરજોર પર ઉતરી પડશે તો શું થશે ? એજ વિમાસણમાં એક રાતે આપ નખ્લહ મુકામે નમાઝ માટે ઊભા થયા. આ ઇશા, ફજર અથવા તહજ્જુદની નમાઝ હતી. પહેલી રકઅતમાં આપે સૂરએ-રહમાન અને બીજી રકઅતમાં સૂરએ-જિન્નની તિલાવત ફરમાવી. સંજોગજોગે એજ સમયે જિન્નાતની એક જમાઅત ત્યાંથી પસાર થઇ. કેટલાકના કથન મુજબ એ મુલ્કે-શામના નસીબૈન પ્રદેશના જિન્નાત હતા ત્યારે કેટલાક કહે છે કે એ ઇરાકના

નેનવા શહેરના વતની હતા. જિન્નાતના સાત સભ્યોની એ મંડળી હતી. કુર્આનની તિલાવત સાંભળી તો ચમકીને બધા ત્યાં જ થંભી ગયા અને એકબીજાને ખામોશ રહેવાનું સુચન કરીને ધ્યાનથી કુર્આન સાંભળવા લાગ્યા.

"અર-રવઝ" ગ્રંથના લેખકે એમાંના પાંચ જિન્નાતના નામ : મન્શી, નાશી, શાસિર, નાસિર અને અલ-અહકબ દર્શાવ્યાં છે. અલ્લામા તબરીએ કુર્આન સાંભળનારા આઠ જિન્નાતના નામ દર્શાવ્યાં છેઃ હસ્સ, મસ્સ, શાસિર, નાસિર, ઇના-અલારૂ, અનીન અને અહકમ. જિન્નાતના ઇસ્લામ સ્વીકારથી અલ્લાહ તઆલાએ દુનિયાના લોકોને ચેતવણી આપી દીધી કે હે ઇન્સાનો ! તમે ભલે અલ્લાહ સાથે ગદ્દારી કરો. મારા પયગમ્બરનું કહ્યું નહિ માનો, ઇસ્લામથી ભાગતા રહો, મને તેની પરવા નથી. મારી બીજી મખલૂક પણ જમીન પર વસે છે. તેને પણ મેં ઇસ્લામ-સ્વીકારની લાયકાત આપેલી છે. બીજી તરફ અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખુશખબર સંભળાવીને આશ્વાસન આપ્યું કે, હે મારા હબીબ ! આ લોકો ભલે તમારી દઅવતનો સ્વીકાર નહિ કરે, તમારા ઉપર ઇમાન નહિ લાવે તેથી તમારે નાહિંમત, નિરાશ કે ગમગીન થવાની જરૂર નથી. મેં જિન્નાતની એક જમાઅતને તમારા તરફ વાળી દીધી છે. તે તમારા મુખે કુર્આન સાંભળીને તમારા ઉપર ઇમાન લઇ આવી છે.

જિન્નાતની આ જમાઅતે ત્યાં ઊભા રહીને કુર્આન સાંભળ્યું અને જયારે આપે નમાઝ ખતમ કરી તો જિન્નાત ત્યાંથી ચાલ્યા ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને એમના આગમનની કશી ખબર નહિ પડી. બાદમાં અલ્લાહ તઆલાએ સૂરએ-અહકાફની આયતોમાં આ રીતે એના સમાચાર આપ્યા :

> અને હે નબી ! તે સમયેને યાદ કરો જયારે જિન્નાતની એક જમાઅતને અમે તમારી તરફ મોકલાવી આપી. કે જેથી તેઓ આપના મુખે કુર્આન સાંભળે. જયારે તેઓ હાજર થયા તો આપસમાં બોલ્યા, ખામોશ રહો. (ધ્યાનથી કુર્આનની વાણી સાંભળો.) જયારે કુર્આન પઢાઇ ચૂકયું (આપની નમાઝ ખતમ થઇ) તો એ જિન્નાત પોતાની કૌમ તરફ વાપસ થયા કે જેથી તેઓને ખબરદાર કરે. તેઓએ (પોતાની વસતિમાં જઇને) કહ્યું, "હે અમારી કૌમ ! અમે એક અજીબ કિતાબ સાંભળીને આવ્યા છીએ જે મૂસા પછી ઊતરેલી છે. તે આથી પહેલાંની કિતાબોની તસદીક કરે છે. સત્ય અને સીધા રાહની રાહનુમાઇ કરે છે. હે અમારા ભાઇઓ ! તમે અલ્લાહના માર્ગદર્શકની દઅવત કબૂલ કરો. તેની ઉપર ઇમાન લાવો. અલ્લાહ તઆલા તમારા તમામ ગુનાહો માફ કરી દેશે. અને જે લોકો અલ્લાહના દાઇની દઅવત કબૂલ નહિ કરે તેઓ જમીનમાંથી છટકીને કયાંયે જઇ શકતા નથી. ન તેનો કોઇ મદદગાર હશે. આવા લોકો ઉઘાડી ગુમરાહીમાં સપડાયેલા છે.[1]

**જિણ્નાત સાથે મુલાકાત**——— —એક રિવાયતમાં એમ છે કે નમાઝ પૂરી થતાં જિન્નાતની જમાઅતના સભ્યો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં પ્રગટ થયા. આપના દર્શનથી પાવન થયા. પોતાનું આગમન કેવા સંજોગોમાં થયું તેનું વર્ણન કર્યું. આપે તેઓને ઇસ્લામની દઅવત આપી જેને મંજૂર રાખીને તેઓ મુસલમાન બની ગયા. આપે તેઓને ફરમાવ્યું, "હવે પોતાની કૌમમાં જઇને ઇસ્લામની

૧. પારહ ૨૬ સૂરએ-અહકાફ આયતો ૨૯ થી ૩૨

તબલીગ કરો.''કહે છે કે આ જિન્નાત અને તેઓની કૌમ યહૂદી ધર્મ પાળતી હતી. એની દલીલ આયતમાં છે :'' કિતાબન ઉન્ઝિલ મિમ-બઅદિ મૂસા.'' એટલે અમે એવી કિતાબ સાંભળી છે જે મૂસા પછી ઊતરેલી છે. એમની તબલીગથી જિન્નાતની બહુ મોટી સંખ્યા ઇસ્લામના વર્તુળમાં દાખલ થઇ ગઇ અને એ બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દર્શન માટે આતુર બની ગયા.

બીજી રિવાયતો મુજબ જિન્નાતના વિવિધ મંડળો કુલ છ વખત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મુલાકાત માટે હાજર થયા. જુદા જુદા સમયે અમુક મંડળ મક્કહમાં તો અમુક મંડળ મદીનહમાં હાજર થયા. મંડળના સભ્યોની સંખ્યા એક વાર સાત, એક વાર નવ, એક વાર આઠ, એક વાર ત્રણ સો અને એકવાર દસથી બાર હજાર જેટલી હતી. રિવાયતમાં છે કે હરમના એક ઝાડે આપને જિન્નાતના આગમનના સમાચાર આપ્યા તો એજ રાતે જિન્નાતનો એક પ્રતિનિધિ આપને બોલાવવા હાજર થઇ ગયો. આપ તેની સાથે કોઇ અજાણ્યા સ્થળે તશરીફ લઇ ગયા. સહાબામાંથી કોઇને ખબર ન હતી કે આપ કયાં તશરીફ લઇ ગયા. જયારે મોડે સુધી આપ નહિ પધાર્યા તો તેઓ રાતભર આપને તલાશ કરતા રહ્યા. સવારે આપ જબલે-નૂર તરફથી આવતા દેખાયા તો તેઓએ અરજ કરી, ''યા રસૂલુલ્લાહ ! અમે રાતભર આપને ઢૂંઢતા રહ્યા.'' આપે ફરમાવ્યું, ''જિન્નાતે મને બોલાવ્યો હતો. મેં તેઓને કુર્આન પઢી સંભળાવ્યું.''પછી સહાબાને આપે જિન્નાતના પગલાંના નિશાન અને આગ સળગાવવાના તેઓના સ્થળ દેખાડયાં.

**રસૂલુલ્લાહ (સલ.)ની મક્કહમાં પધરામણી**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નખ્લહની ખીણથી પગપાળા પ્રવાસ ખેડતા મક્કહના જબલે-નૂર પાસે પધાર્યા તો હઝરત ઝૈદ બિન હારિસહએ પૂછયું, ''યા રસૂલુલ્લાહ ! આપ મક્કહમાં કેવી રીતે દાખલ થશો ? જયારે કે કુરૈશ આપને જાકારો આપી ચૂકયા છે !''

ફરમાવ્યું, ''હે ઝૈદ ! જે હાલાત તમે જુઓ છો એમાંથી પાર ઊતરવાનો અલ્લાહ જરૂર કોઇ રસ્તો કાઢી આપશે. તેજ પોતાના દીનનો અને મારો નિગહબાન છે''

એ પછી આપે અબ્દુલ્લાહ બિન ઉરૈકિત મારફતે અખનસ બિન શરીકને આસરો આપવાની વિનંતી કરી તો તેણે આસરો આપવાનો ઇન્કાર કરી દીધો. ત્યારે આપે સુહૈલ બિન અમ્રને કહેણ મોકલાવ્યું તો તેણે પણ ના પાડી દીધી. ત્યારે એજ સંદેશો મુત્ઇમ બિન અદીને પાઠવ્યો તો તેણે કહ્યું, ''હા હું મુહંમદને આસરો આપવા તૈયાર છું. તેમને કહો મક્કહ આવી જાય.'' [૧]

આપ જબલે-નૂરથી મક્કહ પધાર્યા અને રાત મુત્ઇમ બિન અદીના ઘરમાં પસાર કરી. સવાર પડી તો મુત્ઇમ બિન અદી અને તેના છ સાત પુત્રો હથિયારો સજીને પોતના પહેરા હેઠળ આપને કઅબહમાં લઇ ગયા અને બોલ્યા, ''હે મુહંમદ ! નિર્ભય રીતે કઅબહનો તવાફ કરો.''તવાફ દરમિયાન એ બધા આપની સુરક્ષા માટે ત્યાં ઊભા રહ્યા અને મુત્ઇમ બિન અદીએ પોકાર પાડીને જાહેરાત કરી, ''હે લોકો ! સાંભળી લો, મેં મુહંમદ બિન અબ્દુલ્લાહને આસરો આપ્યો છે. કોઇ એમનું નામ ના લે !''

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અંદેશો હતો કે તાઇફના સમાચારથી મક્કહના મુશરિકોનું જેર ઓરભી ચઢી વાગ્યું હશે જેથી કોઇનો આસરો મેળવીને મક્કહમાં દાખલ થવાનું આપને વાજબી લાગ્યું. તે વળા અરબમાં એવી પ્રથા હતી કે આસરો માગનાર દુશ્મન હોય તો પણ તેને ના પાડતા ન હતા. જેમકે હઝરત અબૂબક્ર (રદિ.) ને ઇબ્ને દુગુન્નાએ આસરો આપ્યો હતો. તે સમયની આ પ્રચલિત પ્રથાને અરબના સમાજમાં એક રીતે કાનૂનનો દરજ્જો મળી ગયો હતો. આસરામાં આવનાર વ્યકિતનું આસરો આપનારે જાનના ભોગે રક્ષણ કરવું પડતું હતું.''હ''

એલાન સાંભળીને અબૂ જહલે મુત્ઇમ બિન અદીને પૂછયું, "ફકત આસરો આપ્યો છે કે એમનો ધર્મ પણ કબૂલ કરી લીધો છે ?"

મુત્ઈમે કહ્યું, "ના ફકત આસરો આપ્યો છે."

અબૂ જહલ બોલ્યો, "તમારા આસરાનો કોઈ ભંગ કરી શકે નહિ. જેને તમે આસરો આપ્યો તેને અમે આસરો આપ્યો."

મુત્ઈમ બિન અદી, જંગે-બદ્ર ખેલાવા પહેલાં કુફ્રની હાલતમાં મરી ગયો. પરંતુ તેના આ ઉપકારને યાદ રાખીને જંગે-બદ્રના કેદીઓ વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું." આજે મુત્ઈમ બિન અદી જીવતો હોત અને આ બંડખોર કેદીઓ અંગે માગણી કરત તો હું તેના માનમાં બધાને છોડી દેત !" (બુખારી-અબૂ દાવૂદ) ગુજરાતી સંપાદકનું લખાણ પુરૂં થયું.

---

## પ્રકરણ ૬૫

# અરબના કબીલાઓને ઇસ્લામનું આમંત્રણ

ગ્રામ્ય વિસ્તારના કબીલાઓમાં ઇસ્લામ પ્રચાર • ઇસ્લામી તબલીગના મુખ્ય મુદ્દા • અબૂ લહબની અવળચંડાઇ • એક વયોવૃધ્ધ મહાત્માનો પસ્તાવો • મદીનહના સૌથી પહેલા ગૃહસ્થની મુલાકાત • સુવૈદ બિન સામિતનો ઇસ્લામ સ્વીકાર • ઇયાસ બિન મુઆઝનો ઇસ્લામ સ્વીકાર.

**ગ્રામ વિસ્તારના કબીલાઓમાં ઇસ્લામ પ્રચાર**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : તાઇફના પ્રવાસ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહ પધાર્યા તે વેળા અહીંનો મામલો બહુ ગંભીર અને ઉગ્ર હતો. કુરૈશના મુશરિકો આપની અદાવતમાં અને ઇસ્લામના વિરોધમાં ઓરભી કડક કે કરડા બની ગયા હતા. અને તે વેળા મુસલમાનો મક્કહમાં બહુ જૂજ સંખ્યામાં હતા.

આમ છતાં વિરોધો અને વિક્ષેપોને નહિ ગણકારતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બમણા ઉત્સાહથી ઇસ્લામની તબલીગમાં પરોવાઇ ગયા. આંદોલનને વેગપૂર્વક વિકસાવતા રહ્યા અને લોકોને અલ્લાહની તવહીદ તરફ બોલાવતા રહ્યા અને કહેતા રહ્યા, ''હે લોકો ! હું અલ્લાહનો મોકલેલો નબી છું. મારી વાત માનો, મારી સચ્ચાઇનો ઇકરાર કરો, મારા ઉપર ઇમાન લાવો, મારી મદદ કરો કે જેથી હું અલ્લાહના આદેશો ઘેરેઘેર પહોંચાડી શકું. કેમકે એજ કામ માટે અલ્લાહએ મને મોકલેલો છે.''

જ્યારે ય કોઇ મેળો ભરાતો કે હજ્જનો પ્રસંગ આવતો, આપ જુદા જુદા કબીલાઓ પાસે જઇને તેઓને અલ્લાહનો રાહ અપનાવી લેવાનું આમંત્રણ આપતા. તેઓને ઇસ્લામનો પરિચય આપીને ફરમાવતા, ''હે લોકો ! અલ્લાહ એક છે હું તેનો પયગમ્બર છું. મારી સચ્ચાઇનો સ્વીકાર કરો. મારી હિફાઝત કરો કે જેથી હું બિનધાસ્ત રીતે મારૂં કામ કરી શકું અને અલ્લાહના અહકામ લોકો સુધી પહોંચાડી શકું કેમકે એમાં જ તમારી દીન-દુનિયાની ભલાઇ રહેલી છે.''

**ઇસ્લામી તબલીગના મુખ્ય મુદ્દા**——————હઝરત રબીઅહ બિન ઇબાદનું બયાન છે કે હું નવજવાન હતો ત્યારે મારા પિતા સાથે હજ્જ માટે મક્કહ ગયો હતો. ત્યાં હજારો ઇન્સાનો દેશદેશાવરથી હજ્જ માટે ઊમટી આવ્યા હતા. મિના સ્થળે મેં જોયું કે મુહમ્મદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ એક તંબૂ પાસે પધાર્યા આપ જુદા જુદા કબીલાઓના પડાવો પાસે જઇને ફરમાવતા હતા:

| | |
|---|---|
| યા બની કુલાલિન. | હે ફલાઞા કબીલાના લોકો ! |
| ઇન્ની રસૂલલ-લાહિ ઇલૈકુમ. | હું તમારી તરફ અલ્લાહનો રસૂલ બનીને આવ્યો છું. |
| યઅમુરુકુમ અન તઅબુદુલ્લાહ, | તમને હુકમ કરૂં છું કે એક અલ્લાહની ઇબાદત કરો, |
| વલા તુશરિકુ બિહી શૈઅન, | અને કોઇને તેનો ભાગીદાર ન ઠરાવો, |
| વ અન તખ્લઊ મા તઅબુદૂન, | અને છોડી દો તે ભગવાનોને જેને તમે પૂજો છો; |
| મિન દુનિલ્લાહ, | અલ્લાહને છોડીને; |
| મિન હાઝિહિ-અન્દાદ. | જેઓને તમે અલ્લાહના ભાગીદાર બનાવી લીધા છે. |
| વ અન તુઅમિનૂ બી | અને ઈમાન લાવો મુજ પર, |
| વ તુસદ્દ-દકૂ બી | અને મને સાચો પયગમ્બર માની લો, |
| વ તમ-નઊની | અને મારી હિફાઝત કરો; |
| હત્તા ઉબૈયિનુ અનિલ્લાહ | ત્યાં સુધી કે હું ખુલ્લી રીતે અલ્લાહની વાતો કહી શકું, |
| મા બઅસ઼ની બિહી. | જેના માટે તેણે મને મોકલ્યો છે. |

**અબૂ લહબની અવળચંડાઇ**————રાવી કહે છે : તે વેળા મેં જોયું કે બાડી આંખોવાળો એક રાતો-ગોરો ગૃહસ્થ જેની બે ચોટલીઓ હતી, જેણે અદનનો કિંમતી પોશાક સજેલો હતો, તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો પૂરી થતાં જ લોકોને પડકારવા લાગતો,

"હે લોકો ! હે ફલાઞા કબીલાવાળા ! આ માણસ તમને કહે છે કે લાત અને ઉઝઝા ભગવાનોની મૂર્તિઓને ફગાવી દો. અને બનૂ માલિક બિન ઉકૈશના જિન્નાત, જેઓની સાથે તમારા દોસ્તીના કરાર છે તેની પૂજા પણ છોડી દો અને પોતે જે ગુમરાહી તથા બિદઅતોના ઢોંગ લઈને આવ્યો છે તેને અપનાવી લો. ખબરદાર! એનું કહ્યું માનવું નહિ, એની વાતો સાંભળવી નહિ !"

રાવી કહે છે : મેં મારા પિતાજીને પૂછયું, "અબ્બાજાન ! આ કોણ માણસ છે ?"

બોલ્યા, "બેટા ! એ એમનો કાકો અબ્દુલ-ઉઝઝા બિન અબ્દુલ-મુત્તલિબ ઉર્ફે અબૂ લહબ છે."

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઇબ્ને શિહાબ જુહરીએ કહ્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ કિન્દહ કબીલાના પડાવે પધાર્યા ત્યાં તેઓનો સરદાર મુલૈહ પણ હાજર હતો.આપે તેઓને ઇસ્લામનું આમંત્રણ આપ્યું પણ તેઓએ એનો અસ્વીકાર કર્યો.

એ પછી આપ બનૂ કલ્બ કબીલાના એક શાખ બનૂ અબ્દુલ્લાહના લોકો પાસે તશરીફ લઇ ગયા અને તેઓને અલ્લાહનો રાહ અપનાવી લેવાની અને અલ્લાહના પયગમ્બરને આસરો આપીને તેના કામમાં સહકારી બનવાની ભલામણ કરી અને અંતમાં ફરમાવ્યું, "યા બની અબ્દુલ્લાહ ! ઇન્નલ-લાહ કદ અહસન ઇસ્મ અબીકુમ." એટલે હે અબ્દુલ્લાહના સંતાનો ! અલ્લાહે તમારા બાપનું કેટલું સુંદર નામ રાખ્યું છે ! (અબ્દુલ્લાહના અર્થ અલ્લાહનો બંદો થાય છે. માટે નામના ગુણ પ્રમાણે તમે પણ લેભાગુ ભગવાનના બંદા બનવાને બદલે ઇસ્લામ સ્વીકારીને અલ્લાહના બંદા બની જાવ.) પરંતુ તેઓએ પણ આપની વાત માનવાનો સાફ ઇન્કાર કરી દીધો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : અહીંથી નિરાશ થઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બનૂ હનીફહ કબીલાના પડાવ પાસે પધાર્યા અને તેઓને અલ્લાહના આદેશો સંભળાવીને ઇસ્લામ કબૂલ કરી લેવાની દઅવત આપી. પરંતુ એ લોકોએ આપની દઅવતનો જે જવાબ આપ્યો, તેવો તોડછડાઇ ભરેલો જવાબ અરબોમાંથી કોઈએ નહિ આપ્યો હોય.

અલ્લામા ઈબ્ને શિહાબ ઝુહરીના કથન મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અહીંથી આગળ વધીને બનૂ આમિર બિન સઅ-સઅહના ઉતારે તશરીફ લઇ ગયા. તેઓને ઇસ્લામનું આમંત્રણ આપ્યું અને પછી ફરમાવ્યું, ''હે બની આમિર ! હું અલ્લાહનો નબી છું. મને આસરો આપો અને મારા કામમાં ભાગીદાર બની જાવ.''

આ લોકોમાં ફુહૈરહ બિન ફર્રસ બિન અબ્દુલ્લાહ બિન સલમા નામે એક જુસ્સાદાર જવાન હતો. તેણે આપની છટાદાર વાતો સાંભળીને અને આપનો પયગમ્બરી દબદબો જોઈને પોતાના સાથીઓને કહ્યું, ''અલ્લાહના સોગંદ ! આ કુરૈશી જવાન જો મારી હાંટે ચઢી જાય તો હું આખા અરબને ઓઇયાં કરી જાઉં !''

''તેણે આગળ વધીને આપને પૂછ્યું,'' હે કુરૈશી જવાન ! મારી એક વાતનો જવાબ આપો. માની લો કે અમે મુસલમાન બની જઈએ. તમારા સહકારી બનીને પોતાની જાનો લડાવી દઈએ. પછી અલ્લાહ તમને ફતેહમંદ બનાવી દે તો શું તમારા પછી સત્તાની લગામ અમને મળશે ખરી ?''

આપે ફરમાવ્યું, ''અલ-અમ્રુ ઈલલ-લાહિ યદ્ઉહૂ હયસુ યશાઅ.'' એટલે સત્તાની લગામ અલ્લાહના અધિકારમાં છે. તે ચાહે તેને આપે.

તે બોલ્યો, વાહ સાહેબ ! અમે તમારા રક્ષણ માટે અમારા ગળાં અરબોના તીરો આગળ ધરીએ અને જ્યારે અલ્લાહ તમને ફતેહમંદ બનાવે તો સત્તા અમને મળવાને બદલે બીજાઓને મળે ! ચાલ્યા જાવ, આગળ વધો. અમને તમારી જરૂર નથી. '' આ રીતે એમણે પણ આપને માનવાનો ઇન્કાર કરી દીધો.

મતલબ કે હજ્જની સીઝનમાં અરબભરમાંથી આવેલા હાજીઓના પડાવોમાં જઈજઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઈસ્લામની તબલીગ કરતા રહ્યા. ત્યાં સુધી કે હજ્જની સીઝન ખતમ થતાં બધા લોકો પોતપોતાને વતન સિધાવી ગયા અને બનૂ આમિર કબીલાના લોકો પણ પોતાની વસતિમાં પહોંચી ગયા.

**એક વયોવૃધ્ધ મહાત્માનો પસ્તાવો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ આમિર કબીલાની વસતિમાં ઉંમરે પહોંચેલા એક સાધુ મહાત્મા વસતા હતા. એટલા વયોવૃધ્ધ કે કમશક્તિને કારણે ન કોઇ ધાર્મિક મેળામાં ભાગ લઈ શકતા ન કઅબહની યાત્રા માટે મક્કહ જઈ શકતા. કબીલાના લોકો વેપાર અર્થે કે અંગત કામ માટે પરદેશનો પ્રવાસ ખેડીને થાકેલા-પાકેલા વસતિમાં પ્રવેશ કરતા તો પોતાના ઘરે જવાને બદલે સૌપ્રથમ આ મહાત્માની તહેનાતમાં હાજર થતા, એમના ચરણોમાં પડતા, એમના દર્શનથી પાવન થતા, એમના આશીર્વાદ મેળવતા. પરદેશના નવાજૂના સમાચાર કે હજ્જ પ્રસંગના જાતઅનુભવો અમને કહેતા અને પછી પોતાને ઘેર જતા

આ વરસે પણ વસતિના લોકો હજ્જની ક્રિયાઓથી પરવારીને વાપસ આવ્યા તો ઘેર જવાને બદલે સીધા સાધુ મહાત્માની સેવામાં દર્શન માટે હાજર થયા. મહાત્માએ આશીર્વાદ આપીને હજ્જની નવાજૂની પૂછી તો આ લોકો બોલ્યા, ''મક્કહમાં અબ્દુલ-મુત્તલિબ કુટુંબનો એક કુરૈશી યુવક અમારા પડાવે આવ્યો તેનો દાવો હતો કે તે

અલ્લાહનો પયગમ્બર છે. તેણે અમને તેનો નવો ધર્મ સ્વીકારી લેવાનું આમંત્રણ આપ્યું અને પછી કહ્યું કે, ''મને આસરો આપો, મને મારા દુશ્મનોથી બચાવો, મારૂં રક્ષણ કરો, મને પોતાને વતન લઇ જાવ, મારા સહકારી બનીને મારા કામમાં મદદ કરો.''

''ત્યારે તમે શું જવાબ આપ્યો ?'' મહાત્માએ ગંભીરતાથી પૂછયું.

''અમે તેને ચાલતો કરી દીધો. કેમકે અમારા સવાલોનો તેણે સંતોષકારક જવાબ નહિ આપ્યો.''

આ સાંભળીને મહાત્માએ પોતાનું કપાળ પીટી લીધું અને કહ્યું, ''હે બની આમિર ! તમે આ શું કર્યું? આ તમે કેવી ગંભીર ભૂલ કરી ? આ ભૂલનો ભોગ આપવાનો કોઇ રસ્તો ખરો ? શું ગયેલી તક પાછી મળી શકે ? સોગંદ છે તે અલ્લાહના જેના અધિકારમાં મારા પ્રાણ છે. આજ સુધી બની ઇસ્માઇલ માંથી કોઇએ પયગમ્બરીનો જૂઠો દાવો કર્યો નથી. બેશક એ અલ્લાહના સાચા પયગમ્બર છે. હે બનૂ આમિર ! શું તે વેળા તમારી અક્કલ ઘાસ ચરવા ગઇ હતી ?''

**મદીનહના સૌથી પહેલા ગૃહસ્થની મુલાકાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનો રોજનો નિયમ થઇ પડયો હતો કે, આપ હજજના મહિનાઓમાં બહારથી આવેલા હાજીઓના પડાવોમાં, મેળાઓમાં, ધાર્મિક ઉત્સવોમાં કે લોકોના ટોળાંઓમાં ઇસ્લામની તબલીગ માટે પહોંચી જતા. તેઓને અલ્લાહના આદેશ સંભળાવતા. પોતાની પયગમ્બરીની જાહેરાત કરતા. તેઓને કુર્આનની આયતો પઢી સંભળાવતા. જ્યારે પ ખબર પડતી કે ફલાણા શહેરનો કોઇ મોટો માણસ આવ્યો છે અથવા ફલાણા કબીલાનો સરદાર મક્કહ આવ્યો છે, આપ તુરંત તેની પાસે તશરીફ લઇ જતા. તેને અલ્લાહના રસ્તા તરફ વળવાનું નિમંત્રણ પાઠવતા. તેની આગળ ઇસ્લામના ઉસૂલો રજુ કરતા. તેને ઇસ્લામ કબૂલ કરી લેવાની પ્રેરણા આપતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : આસિમ બિન ઉમર બિન કતાદહ અન્સારી ઝફરીએ પોતાની કૌમના વૃધ્ધ વડીલોની વાતો ટાંકતા મને કહ્યું કે, મદીનહના બનૂ અમ્ર બિન ઔફ કબીલાના સુવૈદ બિન સામિત નામે એક વિદ્વાન ગૃહસ્થ હજજ તથા ઉમ્રહ માટે મક્કહ આવ્યા. એમની કૌમે એમને ''કામિલ''નો ભારેખમ લકબ આપેલો હતો. [૧] કારણ આ હતું કે સુવૈદ બિન સામિત પોતાના શારીરિક બળમાં, શેઅરો-શાઇરીમાં, બહાદુરી અને પરાક્રમમાં, ખાનદાની શરાફત અને સંસ્કારમાં પોતાની કૌમમાં વિશિષ્ટ સ્થાન ધરાવતા હતા. એજ સુવૈદ બિન સામિતે આ શેઅરો કહ્યા છે :

**અલા રુબ્બુ મન તદ્ઊ સદીકન વ લવ તરા • મકા-લતુહૂ બિલ-ગૈબે સાઅકા મા યફરી.**

હા, કેટલાક એવા લોકો પણ હોય છે જેઓને તું સારા કે ભલા માણસ કહીને પોકારે છે. પરંતુ કાશ! કે તેઓના ખાનગી ધંધાઓની તને ખબર હોત ! તો તેઓની તડજોડની વાતો જાણીને તને ખૂબ માઠું લાગત!

---

૧. અલ્લામા ઇબ્ને સઅદે ''તબકાત''માં ''કામિલ'' લકબની ચોખવટ કરતાં લખ્યું છે કે, તે સમયે અરબમાં જે શખ્સ પોતાની કૌમમાં માનઆબરૂનું ઊંચું સ્થાન ધરાવતો હોય, શાણપણ અને બુધ્ધિબળ માં પંકાયેલો હોય, તરવાની કળા ઉપરાંત લખવા-વાંચવાનું જાણતો હોય, તીરંદાજીમાં પારંગત હોય, ઉચ્ચ સંસ્કારોનો માલિક હોય એવા મહારથી કે મહાનુભાવોને તેઓ ''કામિલ''ના લકબનો ચાંલ્લો કરી દેતા હતા. ''હ''

**મકા-લતુહૂ કશ-શહદે મા કાના શાહિદન • વ બિલ-ગૈબે માસૂરૂન અલા સુગ-રતિન-નહરી.**

જ્યારે તે રૂબરૂમાં હોય છે તો તેની વાતો ચરબી જેવી ચીકણી અને મીણ જેવી નરમ હોય છે. પણ પીઠની પાછળ ગળાંના ટોટા માટે તલવાર જેવી હોય છે.

**યસુર-રકા બાદી-હે વ તહતા અદીમેહી • નમીમતુ ગિશ્શીન તબતરી આકિબિઝ-ઝહરી.**

તેનું જાહેર તને ખુશ કરી દે છે પણ તેની ચામડી નીચે સ્વાર્થી ઘુસપુસ હોય છે જે પીઠના પઠ્ઠા કાપી નાખે છે.

**તુબીનુલ-લકલ- ઐનાને મા હુવા કાસિમુન • મિનલ-ગુલ્લે વલ-બગદાએ બિન-નઝરિશ-શઝરી.**

વેરઝેર, અંટસ અને કીનાને આંખના મટકાંઓમાં છુપાવી રાખે છે. તેની આંખો પોતે તારી આગળ તેની જાહેરાત કરી દેશે.

**ફરીશની બિ-ખયરિન તાલમા કદ બરીતની • વ ખયરુલ-મવાલી મંય યુરીશુ વલા યુબરી.**

તેં લાંબા સમય મારી દુશ્મનીમાં પસાર કરી નાખ્યો. કંઇક તો ભલાઇથી મારી મદદ કર. કેમકે મિત્રોમાં સૌથી શ્રેષ્ઠ તે માણસ છે જે મિત્રની મદદ કરે છે, તેની ખામીઓની ઇસ્લાહ કરે છે અને તેને કમજોર કે લાચાર બનાવવા પાછળ મંડ્યો રહેતો નથી.

**સુવૈદ બિન સામિતનો ઇસ્લામ સ્વીકાર**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જ્યારે સુવૈદ બિન સામિતના મક્કહ આગમનના સમાચાર મળ્યા તો આપ તેની પાસે પધાર્યા અને તેને ઇસ્લામ સ્વીકારી લેવાનું આમંત્રણ આપ્યું. તેણે આપની બધી વાતો પૂરા ધ્યાનથી સાંભળી લીધા પછી કહ્યું, ''હે મુહંમદ ! મારૂં માનવું છે કે જે વસ્તુ તમારી પાસે છે તેજ વસ્તુ મારી પાસે પણ છે.''

આપે ફરમાવ્યું, ''વમલ-લઝી મઅક ?'' તે શી વસ્તુ છે જે તારી પાસે છે ?

તેણે કહ્યું, ''મજલ્લએ-લુકમાન !''એટલે લુકમાન હકીમની દાનાઇ ભરેલી પોથી.

આપે ફરમાવ્યું, ''અઅરિદ-હા અલય્ય.'' એટલે તેને મારી સામે રજુ કર.

સુવૈદ બિન સામિતે તે વસ્તુની રજૂઆત કરી તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ઇન્ન હાઝલ-કલામુ હસનુન | ખરેખર એ તો બહુ સારૂં કલામ છે, |
| વલ્લઝી મઇય અફઝલુ મિન હાઝા | પણ જે વસ્તુ મારી પાસે છે તે એથીયે ઉત્તમ છે; |
| કુર્આનુન અન્ઝલ-હુલ્લાહુ અલૈય | તે વસ્તુ કુર્આન છે જે અલ્લાહએ મુજ પર ઉતાર્યું છે. |
| હુવા હુદંવ-વ-નુરૂન. | એ હિદાયત છે અને નૂર છે. |

પછી આપે તેને કુર્આન પઢીને સંભળાવ્યું અને ઇસ્લામની દઅવત આપી તો સુવૈદ બિન સામિતે ન આનાકાની કરી ન વિલંબ કર્યો. એજ વેળા કલિમાં પઢીને મુસલમાન બની ગયા અને બોલ્યા, ''બેશક હે મુહંમદ! એ બહુ છટાદાર અને મધુરૂં અને દિલકશ કલામ છે.''

એ પછી હઝરત સુવૈદ બિન સામિત રદિયલ્લાહુ અન્હુ પોતાને વતન મદીનહ ચાલ્યા ગયા અને વધુ દિવસો

પસાર નહિ થયા ત્યાં ખઝરજ કબીલાના લોકોએ એમને કતલ કરી નાખ્યા. બાદમાં એમની કૌમના લોકો કહ્યા કરતા, ''અમારી માન્યતામાં સુવૈદની હત્યા ઇસ્લામની હાલતમાં એટલે મુસલમાન તરીકે થઇ છે.'' (મતલબ આ કે મદીનહના લોકોમાં સૌથી પહેલાં મુસલમાન બનવાનું માન ખાટનારા હઝરત સુવૈદ બિન સામિત હતા.) એમની હત્યાનો બનાવ ''જંગે-બુઆસ'' પહેલાં બનવા પામ્યો. [૧]

**ઇયાસ બિન મુઆઝનો ઇસ્લામ સ્વીકાર**------------ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હુસૈન બિન અબ્દુર્રહમાન બિન અમ્ર બિન સઅદ બિન મુઆઝે, મહમૂદ બિન લબીદની આ રિવાયત કહી સંભળાવી : મદીનહમાં જંગે-બુઆસના ભણકારા વાગતા હતા. યુધ્ધનો દાવાનળ પ્રકટી ઊઠવાની તૈયારીમાં હતો. ત્યારે ઔસ કબીલાની એક શાખ બનૂ અબ્દ-અશહલનું એક મંડળ, અબુલ-હૈસિર અનસ બિન રાફિઅની આગેવાની હેઠળ મક્કહ આવ્યું. આ મંડળમાં બનૂ અબ્દ અશહલના કેટલાક નવલોહિયા યુવકો પણ હતા. આ લોકો પોતાની જ કૌમ બનૂ ખઝરજ વિરૂધ્ધ કુરૈશની મદદ માટેના કરારો કરવા આવ્યા હતા. મંડળના સભ્યોમાં ઇયાસ બિન મુઆઝ નામે એક જોશીલો નવજવાન પણ હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ મંડળના આગમનના સમાચાર મળ્યા તો ઇસ્લામનું આમંત્રણ આપવા આપ તેઓની પાસે પધાર્યા. તેઓની સાથે બેસીને વાતો કરી અને પછી ફરમાવ્યું, ''હલ-લકુમ ફી ખૈરિમ-મિમ્મા જિઅતુમ.'' એટલે જે કામ માટે તમે આવ્યા છો શું તેનાથી ઉત્તમ કોઇ વસ્તુની તમારી ઇચ્છા છે ?

તેઓએ પૂછયું, ''તે શી વસ્તુ છે ?'' આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અન રસૂલુલ-લાહિ. | હું અલ્લાહનો પયગમ્બર છું. |
| બઅસની ઇલલ-ઇબાદ. | અલ્લાહએ મને પોતાના બંદાઓ તરફ મોકલ્યો છે. |
| અદ્ઊહુમ ઇલા અંય-યઅબુદુલ્લાહ | હું આમંત્રણ આપું છું લોકોને કે માત્ર અલ્લાહની બંદગી કરો |
| વલા યુશરિકૂ બિહી શૈઅન. | અને કોઇને તેનો ભાગીદાર ન બનાવો. |
| વ અન્ઝલ અલૈયલ-કિતાબ. | અને અલ્લાહએ મુજ પર કિતાબ ઉતારી છે. |

એ પછી આપે ઇસ્લામ શું છે અને તેના અર્થ શું છે તેની સમજૂતી આપી અને કુર્આનની થોડીક આયતો પણ તેઓને પઢી સંભળાવી. મંડળનો નવયુવક સભ્ય ઇયાસ બિન મુઆઝ આપની વાતોથી બેહદ પ્રભાવિત થયો. તેણે પોતાના સાથીઓને કહ્યું, ''ભાઇઓ ! વલ્લાહ, આ વસ્તુ તો ખરેખર તેનાથી ઉત્તમ છે જેના માટે તમે આવ્યા છો.''

ઇયાસ બિન મુઆઝની વાત સાંભળીને મંડળનો સરદાર અબુલ-હૈસિર માલિક બિન રાફિઅ ચીડાઇ ગયો.તેણે મુઠ્ઠીભર ધૂળ ઉપાડીને ઇયાસના મોં પર ફેંકી મારી અને કહ્યું, ''ચુપ મર, આપણે આ કામ માટે અહીં આવેલા નથી.''

ઇયાસ બિન મુઆઝ ખામોશ થઇ રહ્યો. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાંથી

---

૧. મદીનહમાં ઔસ અને ખઝરજ નામે મૂર્તિપૂજક અરબોના બે મોટા કબીલા વચ્ચે વરસોથી નાનાંમોટાં યુદ્ધ ચાલ્યા કરતાં હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળી તેના આઠમા વરસે જે ખૂંખાર યુદ્ધ બંને વચ્ચે ખેલાયું તેનું નામ જંગે-બુઆસ છે. ''ફ''

થઈ ગયા અને મંડળના સભ્યો પણ મદીનહ ચાલ્યા ગયા. ઔસ અને ખઝરજ વચ્ચે બુઆસ્નો ખૂંખાર સંગ્રામ ખેલાયો અને તેના થોડાક જ દિવસો પછી ઈયાસ બિન મુઆઝનો પણ ટૂંક માંદગી બાદ ઈન્તેકાલ થઈ ગયો.

રાવીનું કથન છે : ઈયાસ બિન મુઆઝની માંદગી દરમિયાન અને તેના જીવનની છેલ્લી પળોમાં જે લોકો ત્યાં હાજર હતા તેઓનું કહેવું છે કે, માંદગીના બિછાને ઈયાસ વારંવાર લા ઇલાહ ઈલ્લ-લ્લાહ, અલ્લાહુ અકબર, અલ-હમ્દુ લિલ્લાહ અને સુબ્હા-નલ્લાહ જેવા પવિત્ર કલિમાઓનું રટણ કરતા હતા. અને એજ પાક કલિમાઓનું રટણ કરતાં તેમનો ઈન્તેકાલ થઈ ગયો. હાજર ગૃહસ્થોનું ચોકકસ રીતે માનવું છે કે ઈયાસ બિન મુઆઝ મુસલમાન તરીકે મરણ પામ્યા તે વાતમાં શંકાને કોઈ સ્થાન નથી. મરણ પથારીએ જે પવિત્ર કલિમાઓનું તેઓ રટણ કરતા હતા તે તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુખે સાંભળીને યાદ કરી લીધા હતા અને મક્કહની મુલાકાત વેળા જ તેઓ મુસલમાન બની ગયા હતા.

થઇ ગયા અને મંડળના સભ્યો પણ મદીનહ ચાલ્યા ગયા. ઔસ અને ખઝરજ વચ્ચે બુઆસનો ખૂંખાર સંગ્રામ ખેલાયો અને તેના થોડાક જ દિવસો પછી ઇયાસ બિન મુઆઝનો પણ ટૂંક માંદગી બાદ ઇન્તેકાલ થઇ ગયો.

રાવીનું કથન છે : ઇયાસ બિન મુઆઝની માંદગી દરમિયાન અને તેના જીવનની છેલ્લી પળોમાં જે લોકો ત્યાં હાજર હતા તેઓનું કહેવું છે કે, માંદગીના બિછાને ઇયાસ વારંવાર લા ઇલાહ ઇલ્લ-લ્લાહ, અલ્લાહુ અકબર, અલ-હમ્દુ લિલ્લાહ અને સુબ્હા-નલ્લાહ જેવા પવિત્ર કલિમાઓનું રટણ કરતા હતા. અને એજ પાક કલિમાઓનું રટણ કરતાં તેમનો ઇન્તેકાલ થઇ ગયો. હાજર ગૃહસ્થોનું ચોકકસ રીતે માનવું છે કે ઇયાસ બિન મુઆઝ મુસલમાન તરીકે મરણ પામ્યા તે વાતમાં શંકાને કોઇ સ્થાન નથી. મરણ પથારીએ જે પવિત્ર કલિમાઓનું તેઓ રટણ કરતા હતા તે તેમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુખે સાંભળીને યાદ કરી લીધા હતા અને મક્કહની મુલાકાત વેળા જ તેઓ મુસલમાન બની ગયા હતા.

---

## પ્રકરણ ૬૬

# ઈસ્લામી સૂરજના કિરણો મદીનહમાં

અન્સારનો ઈસ્લામ અને બૈઅતે અકબહ • મદીનહવાસીઓને ઈસ્લામની દઅવત • ઈસ્લામની પહેલ કરનારા ખુશનસીબ ગૃહસ્થો • બૈઅતે-અકબએ-ઊલા • બૈઅતના કોલકરારની શરતો • મદીનહના સૌથી પહેલા શિક્ષક • મદીનહમાં જુમઅહની પહેલી નમાઝ • મદીનહમાં ઈસ્લામનો ધૂમ પ્રચાર • ઉસૈદ બિન હુદૈરનો ઈસ્લામ સ્વીકાર • સઅદ બિન મુઆઝનો ઈસ્લામ સ્વીકાર • અબ્દુલ-અશહલ કૌમનો ઈસ્લામ સ્વીકાર • સૈફી શાઈરનો કસીદો

**અન્સારનો ઈસ્લામ અને બૈઅતે-અકબહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહ તઆલાએ જ્યારે ઈસ્લામને વર્ચસ આપવાનું, પોતાના પયગમ્બરને માન-ઈકરામથી વધાવી લેવાનું અને પોતાના પયગમ્બરને આપેલા વચનોને પૂરા કરવાનું નક્કી કર્યું તો પછી એવું બન્યું કે એ વરસની હજ્જની મોસમમાં [1] રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના નિયમ મુજબ, દેશદેશાવરથી હજ્જ માટે આવેલા કબીલાઓને ઈસ્લામનું આમંત્રણ આપવા નીકળી પડયા. જેમકે દરેક વરસની હજ્જની મોસમમાં કબીલાઓમાં ઘૂમી ફરીને આપ ઈસ્લામની તબલીગ કરતા હતા.

આપ જુદા-જુદા કબીલાઓને ઈસ્લામનું આમંત્રણ આપતા અને ઘૂમતા ફરતા મિના વિસ્તારમાં આવેલા અકબહ નામના સ્થળે પહોંચી ગયા. અહીં મદીનહથી આવેલા ખઝરજ કબીલાના કેટલા લોકો સાથે આપની મુલાકાત થઈ. આ લોકો ઈસ્લામ સ્વીકારીને દીન-દુનિયાની ભલાઈ મેળવી લે, તેવું અલ્લાહને મંજૂર હતું.

તેઓ પાસે પધારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પૂછયું, "મન અન્તુમ ?" તમે કોણ લોકો છો ?

તેઓ બોલ્યા, "મદીનહના ખઝરજ કબીલામાંથી."

આપે ફરમાવ્યું, "અ-મિન મવાલીય યહૂદ ?" શું યહૂદીઓના મિત્રોમાંથી ?

તેઓ બોલ્યા, "જી હા."

આપે ફરમાવ્યું, "અફલા તજલિસૂન ઉકલ્લિમુકુમ ?" "શું થોડીવાર બેસી શકો છો ? હું તમારી સાથે થોડીક વાત કરવા માગું છું.

૧. એ ઈ.સ. ૬૨૦ઃ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીના ૧૧મા વરસની હજ્જની મોસમ હતી.

તેઓ બોલ્યા, ''કેમ નહિ ? અમે ખુશીથી તમારી વાતો સાંભળવા તૈયાર છીએ.''

**મદીનહવાસીઓને ઈસ્લામની દઅવત**————એ પછી નિરાંતે તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાતો સાંભળવા બેસી ગયા. આપે તેઓની આગળ ઈસ્લામની રજૂઆત કરીને કુર્આને પાકની થોડીક આયતો પઢી સંભળાવી.

રાવીનું કથન છે : અલ્લાહ તઆલાએ ખઝરજના કબીલાના લોકોને ઈસ્લામ માટે એવી રીતે તૈયાર કર્યા કે એ લોકો, યહૂદીઓ સાથે એક જ શહેરમાં વસેલા હતા. યહૂદીઓ અહલે-કિતાબ અને અહલે-ઈલ્મ હતા. આકાશી કિતાબના જ્ઞાનની પૂરી માહિતી ધરાવતા હતા. ત્યારે આ લોકો મુશરિક અને મૂર્તિપૂજક હતા. મદીનહ શહેર પર એમનો પ્રભાવ અને વર્ચસ હોવાથી યહૂદીઓ એમનાથી દબાયેલા હતા. જયારે ય કોઈ ઝગડો કે વિખવાદ જાગતો તો યહૂદીઓ નાછૂટકે કહી દેતા, ''જરા થોભો તો ખરા ! બહુ જલદી એક પયગમ્બર પધરાવાના છે. તેમના પ્રગટ થવાનો યુગ બેસી ગયો છે. અમે તેમના અનુયાયી બનીને અને તેમની સાથે મળીને તમને આદ અને સમૂદની કોમ પેઠે કાપી નાખીશું !''

ખઝરજ કબીલાના લોકોએ જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક મુખે ઈસ્લામની વાતો સાંભળી અને એક અલ્લાહને માની લેવાનું આમંત્રણ મળ્યું તો તેઓ આપસમાં એકબીજાને કહેવા લાગ્યા, ''ભાઈઓ ! સમજી લો, વલ્લાહ ! આ તો જરૂર તેજ પયગમ્બર લાગે છે જેના આગમનની ધમકીઓ ઉચ્ચારીને યહૂદીઓ આપણને ધમકાવતા રહે છે. એવું ન થાય કે યહૂદીઓ પહેલ કરી નાખે અને આપણને પાછળ છોડીને પોતે આગળ નીકળી જાય !''

મતલબ કે જે વસ્તુનુ આમંત્રણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ, મદીનહના ખઝરજ કબીલાના આ લોકોને આપ્યું તેઓએ તેનો સ્વીકાર કરી લીધો. બધા અલ્લાહની તવહીદ અને આપની પયગમ્બરીનો ઈકરાર કરીને મુસલમાન બની ગયા અને પછી બોલ્યા,

> ''હે અલ્લાહના પયગમ્બર ! અમે એક એવી કૌમ છીએ કે જે અદાવત, જે ફાટફુટ, જે કુસંપ, જે હસદ અમારી કૌમમાં છે તે દુનિયાની બીજી કોઈ કૌમમાં ન હશે. શાયદ અલ્લાહ તઆલા આપના પ્રતાપે અમારી કૌમમાં સંપ અને સંગઠન અને પ્રીતની રીત જન્માવી દે ! અમે મદીનહ જઈને અમારી કૌમ લોકોને પણ આપની પયગમ્બરીનું આમંત્રણ આપીશું અને આપના જે દીન કે ધર્મનો અમે સ્વીકાર કર્યો છે, તેઓને પણ એનો સ્વીકાર કરી લેવાનું સમજાવીશું. કદાચ અલ્લાહ તઆલા આપની બરકતથી અમને સંગઠિત કરી દે ! આમ બને તો આપથી વધુ મહબૂબ, આપથી વધુ પ્રિય, આપથી વધુ વહાલું અમારી નજરમાં કોઈ ન હશે !''

**ઈસ્લામની પહેલ કરનારા ખુશનસીબ ગૃહસ્થો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ એ મદીનહના ખઝરજ કબીલાના છ ગૃહસ્થોની જમાઅત હતી. અનાંના અમુક બનૂ નજ્જારમાંના હતા જેઓ ''તૈમુલ્લાહ'' એટલે અલ્લાહના ગુલામને નામે ઓળખાતા હતા. અને કેટલાક બનૂ નજ્જારની એક શાખ બનૂ નજ્જાર બિન સઅલબા બિન અમ્ર બિન ખઝરજમાંથી હતા.

મદીનહ વાસીઓમાંથી સૌથી પહેલાં મુસલમાન બનવાનું માન ખાટનારા એ ખુશનસીબ ગૃહસ્થોના મુબારક

નામ આ છે :

• બનૂ નજ્જાર બિન સ઼અલબા બિન અમ્ર બિન ખઝરજ બિન હારિસ઼હ બિન સ઼અલબા બિન અમ્ર બિન આમિરના ખાનદાનમાંથી:

૧————અસઅદ બિન ઝુરારહ બિન અદસ બિન ઉબૈદ બિન સ઼અલબા બિન ગનમ બિન માલિક બિન નજ્જાર. આ ગૃહસ્થ ''અબૂ ઉમામહ''ના ઉપનામે પ્રખ્યાત હતા. [૧]

૨————ઔફ઼ બિન હારિસ઼ બિન રિફ઼ાઅહ બિન સવાદ બિન માલિક બિન ગનમ બિન માલિક બિન નજ્જાર. આ ગૃહસ્થ એમની માના નામ પરથી ''ઇબ્ને અફ઼રાઅ''નામે પંકાયેલા હતા. ઇબ્ને હિશામ કહે છે : ઔફ઼ બિન હારિસ઼ની માનું નામ અફ઼રાઅ હતું અને એ ઉબૈદ બિન સ઼અલબા બિન ગનમ બિન માલિક બિન નજ્જારની બેટી હતી.

• બનૂ ઝુરૈક બિન આમિર બિન ઝુરૈક બિન અબ્દે હારિસ઼હ બિન માલિક બિન ગદબ બિન જુશમ બિન ખઝરજમાંથી:

૩————રાફ઼િઅ બિન માલિક બિન અજલાન બિન અમ્ર બિન આમિર બિન ઝુરૈક.

• ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ સલિમહ બિન સઅદ બિન અલી બિન અસદ બિન....તઝીદ બિન જુશમ બિન ખઝરજની શાખા બનૂ સવાદ બિન ગનમ બિન કઅબ બિન સલિમહમાંથી :

૪————કુત્બહ બિન આમિર બિન હદીદહ બિન અમ્ર બિન ગનમ બિન સવાદ. ઇબ્ને હિશામ કહે છે: એમાંથી અમ્ર નામે શખ્સ સવાદનો બેટો હતો અને સવાદનો ગનમ નામે કોઇ બેટો ન હતો.

• ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ હરામ બિન કઅબ બિન ગનમ બિન કઅબ બિન સલિમહમાંથી :

૫————ઉકબા બિન આમિર બિન નાબી બિન ઝૈદ બિન હરામ.

• બનૂ ઉબૈદ બિન અદી બિન ગનમ બિન કઅબ બિન સલિમહમાંથી :

૬————જાબિર બિન અબ્દુલ્લાહ બિન રિઆબ બિન નુઅમાન બિન સિનાન બિન ઉબૈદ.

આ છ ગૃહસ્થો મક્કહના અકબહ સ્થળે મુસલમાન બનીને જયારે પોતાની કૌમ પાસે મદીનહ ગયા તો ત્યાં તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પરિચય આપીને આપની પયગમ્બરીની ચર્ચા કરી અને લોકોને ઇસ્લામ સ્વીકારી લેવાની દઅવત આપવા માંડી. પછી તો આ ગૃહસ્થોની તબલીગી કોશિશોથી થોડાક જ દિવસોમાં મદીનહમાં ઇસ્લામ ફેલાવા લાગ્યો, ત્યાં સુધી કે અન્સારના મહોલ્લાઓમાંથી કોઇ મહોલ્લો એવો ન રહ્યો જયાંના ઘરોમાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા ઇસ્લામને લગતી ચર્ચા ન થતી હોય.

**બૈઅતે-અકબએ-ઊલા**————જયારે આગામી વરસ આવ્યું તો હજ્જની સીઝનમાં મદીનહથી અન્સારનું બીજું જૂથ આવ્યું. એમાં ૧૨ માણસો હતા. ગત વરસ પેઠે તેઓએ એજ અકબહ [૨] સ્થળે રસૂલુલ્લાહ

---

૧. દરેક સહાબીના નામ સાથે રદિયલ્લાહુ અન્હુ વાંચવું એટલે અલ્લાહ એમનાથી રાજી હો !

૨. અકબહ : પહાડની ઘાટી-સાંકડો પહાડી રસ્તો - કઠિન પહાડી પગદંડી-પથરીલી કેડી વગેરે. અહીં જે અકબહ કે પહાડી ઘાટીનું વર્ણન થયું છે એ મિના અને એ જબલે-નૂર વચ્ચે મક્કહથી ત્રણેક માઇલના અંતરે આવેલું સ્થળ છે. સીરતે-અહમદે-મુજતબા જિ. ૧ પા.૩૯૧ ''૬''

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુલાકાત લીધી. આપના હાથ પર બૈઅત કરી અને મુસલમાન બની ગયા. એનું જ નામ ''બૈઅતે-અકબએ-ઊલા'' એટલે અકબહ સ્થળની સૌથી પહેલી બૈઅત છે. [1]

આ મંડળમાં પાંચ ગૃહસ્થો તેજ હતા જેઓ ગયા વરસે મુસલમાન બન્યા હતા. એટલે : (૧) હઝરત અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહ (૨) હઝરત ઔફ બિન હારિસ઼ બિન રિફાઅહ (૩) હઝરત રાફિઅ બિન માલિક બિન અજલાન અથવા ઇજલાન (૪) હઝરત કુત્બહ બિન આમિર બિન હદીદહ (૫) હઝરત ઉકબા બિન આમિર બિન નાબી. છઠ્ઠા હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ બિન રિઆબ, આ વરસે આવ્યા ન હતા.

બાકીના સાત ગૃહસ્થોમાંથી પાંચ ખઝરજ કબીલાના અને બે ઔસ કબીલાના હતા. એમના મુબારક નામો આ છે :

- ખઝરજના બનુ નજ્જાર બિન માલિકમાંથી (૧) હઝરત મુઆઝ બિન હારિસ઼ બિન રિફાઅહ બિન સવાદ. હઝરત મુઆઝ, હઝરત ઔફ બિન હારિસ઼ના ભાઈ હતા. એમની માનું નામ અફરાઅ હતું.
- બનૂ ઝુરૈક બિન આમિર બિન ઝુરૈકમાંથી : (૨) હઝરત ઝકવાન બિન અબ્દે-કૈસ બિન ખુલદહ બિન મુખલ્લદ બિન આમિર બિન ઝુરૈક. ઇબ્ને હિશામ કહે છે : હઝરત ઝકવાન મદીનહથી આવીને મક્કહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં રહી ગયા અને મદીનહની હિજરત વેળા આપની સાથે મદીનહ ગયા. આ કારણે હઝરત ઝકવાન મુહાજિર પણ છે અને અન્સારી પણ છે.
- બનૂ ઔફ બિન ખઝરજની શાખ બની ગનમ બિન ઔફ બિન ખઝરજમાંથી :(૩) હઝરત ઉબાદહ બિન સ઼ામિત બિન કૈસ બિન અસરમ બિન ફિહર બિન સ઼અલબા બિન ગનમ. ઇબ્ને હિશામ કહે છે : હઝરત ઉબાદહ બિન સ઼ામિત મદીનહમાં ''કવાકલ''ના ઉપનામે પંકાયેલા હતા. જ્યારે કોઈ દુખી કે પીડિત માણસ એમના આસરામાં આવતો તો એ તેને એક તીર આપીને કહી દેતા, ''કવકલ બિહી બિ-યસ઼રિબ હયસુ શિઅતા. ''એટલે આ તીર ઉપાડી લે અને યસ઼રિબ એટલે મદીનહમાં તારી મરજીમાં આવે ત્યાં ચાલ્યો જા. કોઈ તારૂં નામ નહિ લે.
- બનૂ ઔફ બિન ખઝરજની શાખ બનુ ગનમ બિન ઔફ બિન ખઝરજમાંથી : (૪) હઝરત યઝીદ બિન સ઼અલબા બિન ખઝમા બિન અહરામ બિન અમ્ર બિન ઉમારહ. એમનું ઉપનામ અબૂ અબ્દુર્રહમાન હતું.
- ખઝરજના બનુ સાલિમ બિન અમ્ર બિન ઔફ બિન ખઝરજની શાખ બની અજલાન બિન ઝૈદ બિન

---

૧. બૈઅતઃ અરબીના ''બૈઅ'' માંથી નીકળેલો શબ્દ છે. એના અર્થ કિંમત લઇને વેચી દેવું- કિંમત આપીને ખરીદી લેવું- સોદો કરી નાખવો વગેરે થાય છે. એમાંથી જ ''બૈઅત'' શબ્દ નીકળે છે. જેના અર્થ કોલ-કરાર કરી લેવા અને પછી હાથમાં હાથ મૂકીને એ કોલ-કરારને વફાદારીથી વળગી રહેવાનું વચન આપવું.

ઇસ્લામની પરિભાષામાં પોતાના પ્રાણ, પોતાના માલ કે પોતાના તન, મન, ધનને રાજીખુશીથી જન્નતના બદલામાં અલ્લાહને વેચી દેવા એનુ નામ ''બૈઅત'' છે. કુર્આનમાં છે :

| | |
|---|---|
| ઇન્નલ-લાહશ-તર | બેશક અલ્લાહએ ખરીદી લીધા છે |
| મિનલ-મુઅમિની- | મુસલમાનો પાસેથી |
| અન્ફુ-સ હુમ વ અમ્વાલ-હુમ | તેઓની જાન અને તેઓના માલોને |
| બિ-અન્ન લહુમુલ-જન્નહ. | જન્નતના બદલામાં. |

આ સોદામાં જાન-માલ કે તન-મન-ધનને વેચી દેનાર એક મુસલમાન હોય છે અને તેને ખરીદી લેનાર અલ્લાહ તઆલા પોતે છે. આ સોદાની કિંમત જન્નત છે. એ પણ ઇસ્લામમાં તિજારત કે વેપારનો એક પ્રકાર છે જેનું બયાન પારહ ૨૮ ની ''સૂરએ-સફ''માં થયું છે અને તેમાં ''તિજારત'' શબ્દ આવેલ છે. ''હ''

તમે પકડાઇ ગયા અને દુનિયામાં જ તમને એની સજા મળી ગઇ તો એ સજા એ ગુનાહનો કફ્ફારો બની ગયો પણ જો અલ્લાહએ તમારી પર્દાપોશી કરી અને આ દુનિયામાં તમને સજા ન મળી તો તમારો મામલો અલ્લાહને હવાલે છે. તે ચાહે તો સજા આપે, તે ચાહે તો માફ કરી દે.''

**મદીનહના સૌથી પહેલા શિક્ષક**————ઇબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે આ લોકો મક્કહથી રૂખ્સત થઈને મદીનહ જવા લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હિશામ બિન અબ્દે-મનાફ બિન અબ્દે-દાર બિન કુસૈયને શિક્ષક તરીકે એમના સંગાથે કરી દીધા અને હુકમ ફરમાવ્યો કે, ''એ લોકોને કુર્આનનું શિક્ષણ આપશો. અને ઈસ્લામી આદેશોની તઅલીમ સાથે દીનની વાતોમાં એમની સમજણ-બુધ્ધિ કેળવશો.''

હઝરત મુસઅબ બિન ઉમૈર એમની સાથે મદીનહ ગયા. ત્યાંના માનનીય આગેવાન હઝરત અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહના મકાને ઉતારો લઈને ત્યાંના મુસલમાનોને કુર્આન અને ઈસ્લામનું શિક્ષણ આપવા લાગ્યા. પોતે ઈમામ બનીને તેઓને નમાઝ પઢાવતા હતા. કેમકે ઔસ અને ખઝરજના મુસલમાનો આપસના વિખવાદને કારણે એકબીજાના ઈમામ બનવાને નાપસંદ કરતા હતા.

**મદીનહમાં જુમઅહની પહેલી નમાઝ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુર્રહમાન બિન કઅબ બિન માલિકની રિવાયત મળી છે. તેઓ કહે છે કે જ્યારે મારા પિતા કઅબ બિન માલિક આંધળા બની ગયા તો હું તેમની દોરવણી કરતો હતો અને તેમનો હાથ ઝાલીને તેમને જુમઅહની નમાઝ માટે મસ્જિદમાં લઈ જતો હતો. જ્યારે તેઓ અઝાનનો પોકાર સાંભળતા તો અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહ માટે ખાસ દુઆ માગતા અને તેમના માટે બારગાહે-ઇલાહીમાં ક્ષમાની યાચના કરતા. હું મનમાં વિચારતો કે પિતાજી ખાસ અબૂ ઉમામહ માટે કેમ દુઆ માગે છે ?

એક જુમઅહએ નિયમ મુજબ હું એમને લઈને નીકળ્યો તો અઝાન સાંભળતાં એમણે અબૂ ઉમામહ માટે દુઆ માગી. મેં પૂછયું, ''પિતાજી ! શું વાત છે કે જુમઅહની અઝાન સાંભળતા તમે ખાસ અબૂ ઉમામહ માટે દુઆ માગો છો ?''

બોલ્યા, ''બેટા ! અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહની જ બરકતથી અમે મુસલમાન બન્યા. અને એજ તે પહેલા શખ્સ છે જેમણે મદીનહમાં ''બની બૈદાઅ''ની આ પથરાળી સ્થળની નીચાણ ભૂમિના ''નકીઉલ-ખદમાત'' મુકામે અમને જુમઅહની નમાઝ પઢાવી હતી.''

મેં પૂછયું, ''પિતાજી ! એ દિવસે તમે કેટલા માણસો હતા ?''

બોલ્યા, ''૪૦ માણસો.''

**મદીનહમાં ઈસ્લામનો ધૂમ પ્રચાર**————ઇબ્ને ઈસ્હાક કહે છે : એક દિવસે હઝરત અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહ. હઝરત મુસઅબ બિન ઉમૈરને લઈને બની અબ્દે-અશહલ તથા બનૂ ઝફરના મહોલ્લા તરફ નીકળ્યા. અહીંથી તેઓ બનૂ ઝફરની એક વાડીમાં ચાલ્યા ગયા. (બનૂ ઝફર ઔસ કબીલાની એક શાખ હતી.) આ વાડી, હઝરત અબૂ ઉમામહના માસીભાઇ સઅદ બિન મુઆઝ બિન નુઅમાન......બિન અબ્દે-અશહલની હતી. વાડીમાં ''બીરે-મર્ક''નામે એક કૂવો હતો. હઝરત અબૂ ઉમામહ અને હઝરત મુસઅબ આ

કૂવા પાસે જઇને બેસી ગયા. એમને બેઠેલા જોઇને મુસલમાન બનેલા કેટલાક ગૃહસ્થો પણ ત્યાં આવીને બેસી ગયા અને મજલિસ જમાવીને ઇસ્લામની વાતો કરવા લાગ્યા.

થોડીવારે આ સમાચાર સઅદ બિન મુઆઝ અને ઉસૈદ બિન હુદૈરના કાને પહોંચી ગયા. એ બંને પોતાની અબ્દે અશહલ કૌમના સરદાર હતા અને પોતાની કૌમ પેઠે બાપદાદાના મૂર્તિપૂજાના ધર્મ પર હતા. સમાચાર મળતાં સઅદ બિન મુઆઝે ઉસૈદ બિન હુદૈરને કહ્યું, "અલ્યા ! તારો બાપ મરે ! ત્યાં શું ચાલી રહ્યું છે તેની તને કંઇ ખબર છે ? જા ત્યાં જઇને બંનેને (અબૂ ઉમામહ અને મુસઅબને)વાડીમાંથી ખદેડી મૂક. એ લોકો આપણી વસતિમાં આવીને આપણા અભણોને બેવકૂફ બનાવે છે. એમને ધમકાવીને ત્યાંથી ચાલતા કરી દે, અને કહી દે કે, "ખબરદાર ! ફરીથી અમારા મહોલ્લાહમાં આવ્યા તો !" હું પોતે ત્યાં જઇને તેઓને ખદેડી કાઢત પણ તું જાણે છે તેમ અસઅદ મારો માસીભાઇ છે. તેને ધમકાવીને ખદેડી મૂકવાનું સાહસ હું ખેડી શકું નહિ."

આ સાંભળીને ઉસૈદ બિન હુદૈર ઊભો થઇ ગયો. પોતાનો નાનકડો બરછો હાથમાં લીધો અને બગીચા તરફ ઊપડ્યો. એને આવતો જોઇને હઝરત અબૂ ઉમામહએ હઝરત મુસઅબને કહ્યું, "તે જુઓ પોતાની કૌમનો સરદાર આવી રહ્યો છે. એને બિનધાસ્ત રીતે અલ્લાહના અહકામ પહોંચાડશો અને સાચું બોલવામાં જરાયે ડરશો નહિ."

હઝરત મુસઅબ બોલ્યા, "એ શાંતિથી બેસશે તો હું નિરાંતે વાત કરીશ."

એટલામાં ઉસૈદ બડબડાટ કરતો અને ધમકીઓ આપતો ત્યાં આવીને ઊભો થઇ ગયો અને કડક સ્વરે બોલ્યો, "શું કામ અહીં આવ્યા છો ? એટલા માટે કે અમારા અભણોને મૂરખ બનાવો ? જાન બચાવવો હોય તો ભાગો અબઘડી અહીંથી. ખબરદાર હવે પછી આવ્યા તો !"

હઝરત મુસઅબે તેને નરમાશથી કહ્યું, "ભાઇ સાહેબ ! જરા બેસો તો ખરા, મારી વાત તો સાંભળો. પસંદ પડે તો કબૂલ કરજો, નાપસંદ પડે તો જેવી તમારી ઇચ્છા !"

આ નમ્ર વાણી સાંભળીને ઉસૈદનો ગુસ્સો નરમ પડયો. તેણે કહ્યું, "વાત તો તમે ઇન્સાફની કરી છે. વારૂ કહો શું કહેવું છે !"

**ઉસૈદ બિન હુદૈરનો ઇસ્લામ સ્વીકાર**————રાવીનું કથન છે : એ પછી ઉસૈદે પોતાનો નાનકડો બરછો જમીનમાં ખોસી દીધો અને તેઓની પાસે જઇને બેસી ગયો. હઝરત મુસઅબ બિન ઉમૈરે પ્રથમ તેને ઇસ્લામના અર્થ સમજાવ્યા અને પછી કુર્આનની થોડીક આયતો પઢી સંભળાવી. બંને ગૃહસ્થોનું કહેવું છે કે, અલ્લાહના સોગંદ ! કુર્આન સાંભળવા બાદ ઉસૈદના ચહેરાની પ્રફુલ્લતા અને તેની વાતોની ઢબથી અમે સમજી ગયા કે ઇસ્લામ તેના અંતરમાં ઊતરી ગયો છે.

પૂરી વાત સાંભળી લીધા બાદ ઉસૈદે ઉમંગથી કહ્યું, "આ તો બહુ આકર્ષક અને છટાદાર વાત છે અને ખૂબીઓ ભરેલી વસ્તુ છે. વારૂ બતાવો, તમે કોઇને આ ધર્મમાં દાખલ કરો ત્યારે શું કરો છો ?"

બંનેએ કહ્યું, "પ્રથમ ગુસલ કરીને પાકસાફ થવું, પછી પાક પોશાક પહેરવું ,પછી હકની ગવાહી આપવી અને નમાઝ પઢવી."

એજ વેળા ઉસૈદ બિન હુદૈર ઊભો થઇ ગયો. પ્રથમ ગુસલ કર્યો. પોતાના કપડાં ધોઈને પાક કર્યા. પછી હકની ગવાહી આપી એટલે ઇસ્લામનો કલિમો પઢયો અને બે રકઅત નમાઝ અદા કરી અને બંને ગૃહસ્થોને કહ્યું,

"જુઓ મારી પાછળ એક શખ્સ છે અગર તે તમારૂં કહ્યું માની લે તો તેની કૌમમાંથી એક પણ માણસ ઇસ્લામથી બાકાત રહેવાનો નથી.હું અબઘડી જઇને તેને તમારી પાસે મોકલું છું. તમે તો જાણો છો કે એ શખ્સ સઅદ બિન મુઆઝ છે, જે પોતાની કૌમનો સૌથી મોટો સરદાર છે."

**સઅદ બિન મુઆઝનો ઇસ્લામ સ્વીકાર**————આમ કહીને હઝરત ઉસૈદ બિન હુદૈરે પોતાનો બરછો ઉપાડયો અને વિચારશીલ દશાએ સઅદ બિન મુઆઝના ઘર તરફ ઊપડયા. નજીક પહોંચ્યા તો એમનો ચેહરો જોઇને સઅદ બિન મુઆઝે મનમાં કહ્યું, "વલ્લાહ ! ઉસૈદ જે ચેહરે ગયો હતો તેનાથી તદ્દન જુદા જ ચેહરે આવી રહ્યો છે."

તે વેળા સઅદ બિન મુઆઝ મિત્રોની મજલિસમાં બેસીને બેચેનીથી હઝરત ઉસૈદની રાહ જોતો હતો. હઝરત ઉસૈદ ચુપચાપ સઅદની મજલિસમાં આવીને ઊભા થઇ ગયા. સઅદે પૂછયું,

"ત્યાં જઇને શું કર્યું ? તગેડી મૂકયા કે નહિ પેલા બંનેને ?" હઝરત ઉસૈદ બોલ્યા, "મેં બંને સાથે વાત કરીને ખાતરી કરી લીધી છે. તેઓએ કબૂલાત આપી કે તમારી મરજી વિરૂધ્ધ કોઇ કામ નહિ કરશે. માટે તેઓ તરફથી તો કોઇ ખતરો નથી પણ ખતરો બીજો ઊભો થયો છે."

"તે શું ? "સઅદે અધીરાઇથી પૂછયું.

"મને રસ્તામાં નવા સમાચાર મળ્યા કે બનૂ હારિસહના લોકો તમારા માસીભાઇ અસઅદ બિન ઝુરારહને કતલ કરવા નીકળી ચૂકયા છે. તેઓને ખબર છે કે એ તમારો માસીભાઇ છે જેથી એને કતલ કરીને તેઓ તમારો ફજેતો બોલાવવા માગે છે."

આ સાંભળતાં જ સઅદ બિન મુઆઝ ગુસ્સામાં વળ ખાતો ઊભો થઇ ગયો. હઝરત ઉસૈદના હાથમાંથી બરછો ખેંચી લીધો અને ઝપાટાભેર ઊપડી ગયો કે જેથી બનૂ હારિસહની તલવાર હરકતમાં આવે તે પહેલાં પોતાના માસીભાઇ પાસે પહોંચી જાય. જતાં જતાં સઅદે હઝરત ઉસૈદને ઠપકો આપ્યો, "વલ્લાહ ! મારૂં માનવું છે કે ત્યાં જઇને તેં કશું ધોળ્યું નથી !"

આ તરફ હઝરત અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહએ જયારે સઅદ બિન મુઆઝને પોતાની તરફ આવતો જોયો તો તેમણે હઝરત મુસઅબ બિન ઉમૈરને કહ્યું, "આ સઅદ એવો સરદાર છે જેની પડખે એની આખી કૌમ છે. એ જો મુસલમાન બની ગયો તો એની કૌમમાં બે માણસો પણ એવા ન રહે જે મુસલમાન ના બની જાય."

સઅદ બિન મુઆઝે ત્યાં પહોંચીને જોયું તો બંને સાથીઓ નિરાંતે બેસીને તેથી વાતો કરતા હતા અને ખતરા જેવું કશું દેખાયું નહિ ત્યારે તરત ઉસૈદની ચાલાકી ધ્યાનમાં આવી ગઇ કે તેણે માત્ર આ લોકોની વાતો સાંભળવા ખાતર મારી સાથે આ ચાલબાજી કરી છે. પછી તો ઓરભાં ગુસ્સાથી વિફરીને બંનેને ઠપકારતા અને ફાવે તેવું બાફતા તેઓની સામે જઇને ઊભા થઇ ગયા અને બોલ્યા, "હે અબૂ ઉમામહ ! સાંભળી લે,

તારી મારી વચ્ચે સગાઇનો સંબંધ ન હોત તો આ માણસ બચીને જઇ શકયો ન હોત. જે વસ્તુ અમને ગમતી નથી તેને તું બળજબરીથી અમારી કૌમમાં ઘૂસાડવા માગે છે. તમે બંને અબઘડી ચાલ્યા જાવ અહીંથી.''

હઝરત મુસઅબ બિન ઉમૈરે તેને કહ્યું, ''માનવંતા સરદાર ! આપનો ગુસ્સો અમારા સર આંખો પર! પણ જરા બેસો તો ખરા. મને કંઇ બોલવાની તક તો આપો. મારી વાત તો સાંભળો, આપને ગમે તો કબૂલ કરજો અને નહિ ગમે તો જેવી આપની ઇચ્છા.''

''વાત તો તમે ખરેખર ઇન્સાફની કરી છે.''કહીને સઅદે પોતાનો બરછો જમીનમાં ખોસી દીધો અને તેઓની પાસે બેસીને કહ્યું, ''કહો શું કહેવું છે ?''

એ પછી હઝરત મુસઅબ બિન ઉમૈરે બહુ ખૂબીથી સઅદ આગળ ઇસ્લામની રૂપરેખાનો ચિતાર રજૂ કર્યો અને કુર્આન શરીફની કેટલીક આયતો પઢી સંભળાવી. બંને ગૃહસ્થોનું કહેવું છે કે, ઇસ્લામની વાતો અને કુર્આનની આયતો સાંભળીને સઅદના ચેહરા પર જે પ્રફુલ્લતા અને નમ્રતાના ભાવો પ્રગટ થયા તેને જોઇને જ અમે સમજી ગયા કે ઇસ્લામ એમના દિલમાં ઊતરી ગયો છે.

સઅદ બિન મુઆઝે બધી વાતો એકાગ્ર ચિત્તે સાંભળી લીધા પછી પૂછયું, ''તમે આ ધર્મમાં કોઇને દાખલ કરો ત્યારે કેવી ક્રિયાઓ કરાવો છો ?''

બંનેએ કહ્યું, ''ગુસલ કરીને પાકસાફ થઇ જવું, કપડાં ધોઇને પાક કરી લેવું, હકની ગવાહી આપવી અને નમાઝ પઢવી.''

આ સાંભળીને સઅદ ઊભા થઇ ગયા. કુવે જઇને ગુસલ કર્યો. કપડાં ધોઇને પાક કરી લીધાં. હક વાતની ગવાહી આપી દીધી એટલે ઇસ્લામનો કલિમએ-તૈયિબા પઢયો. ઇસ્લામ-પ્રવેશની બે રકઅત નમાઝ અદા કરી. પોતાનો બરછો ઉપાડયો અને પોતાની કૌમની મજલિસ તરફ ઊપડી ગયા.

**અબ્દુલ-અશહલ કૌમનો ઇસ્લામ સ્વીકાર**——————હઝરત સઅદ બિન મુઆઝે હઝરત ઉસૈદ બિન હુદૈરને પોતાની સાથે લીધા. આ તરફ કૌમના લોકો મજલિસમાં બેસીને બેચેનીથી એમનો ઇન્તેઝાર કરતા હતા. હઝરત સઅદ જયારે નઝદીક પહોંચ્યા તો મજલિસના લોકો એમના બદલાયેલા મુખભાવો જોઇને કહેવા લાગ્યા, ''અમે અલ્લાહના કસમ ખાયને કહીએ છીએ કે સઅદ જે મુખભાવો સાથે અહીંથી ગયા હતા, તેથી કેવળ જુદા જ મુખભાવો સાથે આવી રહ્યા છે.''

હઝરત સઅદ મજલિસમાં આવીને ઊભા થઇ ગયા અને બોલ્યા, ''હે અબ્દુલ-અશહલના લોકો ! સાચું કહેજો તમે મારા વિષે કેવો મત ધરાવો છો ?''

લોકો બોલ્યા, ''તમે અમારા માનીતા સરદાર છો. અમારા લાડીલા નેતા છો. અમારામાંથી સૌથી વધુ સ્વજનપ્રેમી, સૌથી વધુ ઘડાયેલા સૌથી વધુ પાકટબુધ્ધિના અને સૌથી વધુ અનુભવી ગૃહસ્થ છો.''

હઝરત સઅદ બોલ્યા, ''ત્યારે સાંભળી લો, તમારા પુરૂષો અને સ્ત્રીઓ સાથે વાત કરવી મારા માટે હરામ છે ત્યાં સુધી કે તમે અલ્લાહ અને તેના પયગમ્બર પર ઇમાન લાવીને મુસલમાન નહિ બની જાવ !''

રાવીનું કથન છે : અલ્લાહના સોગંદ ! પછી તો સાંજ સુધીમાં બનૂ અબ્દુલ-અશહલની વસ્તિમાં પુરૂષો

અને સ્ત્રીઓમાંથી કોઈ એવું ન રહ્યું જેણે ઈસ્લામ ન સ્વીકારી લીધો હોય.[1]

એ પછી હઝરત અસઅદ બિન ઝુરારહ અને હઝરત મુસઅબ બિન ઉમૈર પૂરા ખંત, પૂરા ઉત્સાહ અને અમાપ્રા વેગથી ઈસ્લામ-પ્રસારમાં લાગી ગયા, ત્યાં સુધી કે મદીનહના અન્સારમાંથી કોઈ એવું ઘર ન રહ્યું જેમાં મુસલમાન પુરૂષો અને મુસલમાન સ્ત્રીઓ ન હોય. અલબત્ત બનૂ ઉમૈયહ બિન ઝૈદ, બનૂ ખત્મહ, બનૂ વાઈલ અને બનૂ વાકિફના અમુક ઘરાના રહી ગયા જેઓ મુસલમાન નહિ બન્યા. આ ઘરાનાના લોકો "અવસુલ્લાહ"ના નામે ઓળખાતા હતા. એ બધા ઔસ બિન હારિસની અવલાદમાંથી હતા. એમની કૌમમાં અબૂ કૈસ બિન અસ્લત નામે એક ગૃહસ્થ હતો જેનું મૂળ નામ સૈફી હતું. એ તેઓનો મોટો શાઈર અને માનીતો લીડર હતો. આખી કૌમ આનાકાની વગર એનું કહ્યું માનતી હતી. અને એની પાછળ દોરાતી હતી. એ પોતે પણ મુસલમાન નહિ બન્યો અને પોતાની કૌમને પણ એણે મુસલમાન નહિ બનવા દીધી, ત્યાં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હિજરત કરીને મદીનહ પધારી ચૂકયા અને જંગે-બદ્ર, જંગે-ઉહુદ તથા જંગે-ખન્દક જેવાં ઐતિહાસિક યુધ્ધો પણ ખેલાઈ ગયાં.

**સૈફી શાઈરનો કસીદો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈસ્લામ જયારે સૈફી બિન અસ્લત શાઈરની સમજબુધ્ધિમાં આવી ગયો તો તેણે એક કસીદો રચ્યો જેમાં તે ઈસ્લામમાં વાંધા કાઢનારાઓને નમ્રવાણીમાં સમજાવતાં કહે છે :

**અ-રબ્બન-નાસિ ઈમ્મા ઈન દલલના • ફ-યસ્સરના લિ-મઅરૂ - ફિસ - સબીલિ.**

હે જગતજનોના પાલનહાર ! અગર અમે ગુમરાહીમાં ભટકતા હોઈએ તો તું અમને નેકીનો રસ્તો અપનાવવાની સદ્‌બુધ્ધિ આપજે !

**ફ-લવલા રબ્બના કુન્ના યહૂદન • વમા દીનુલ યહૂદિ બિ-ઝી શુકૂલિ.**

અગર અમને કેળવણી આપનાર કોઈ ન હોત તો અમે યહૂદી બની જાત ! અને યહૂદીઓનો ધર્મ કોઈ એવી વસ્તુ નથી જેનો હકીકતો સાથે મેળ બેસી શકે.

**વ લવલા રબ્બના કુન્ના નસારા • મઅ-રુહબાનિ ફી જબલિલ-જલીલિ.**

અને જો અમને કેળવણી આપનાર કોઈ ન હોત તો અમે ખ્રિસ્તી બનીને તેઓના સંન્યાસીઓ સાથે જલીલ પહાડની ગુફામાં ભરાઈ જાત !

**વલા કિન્ના ખુલિક-ના ઈઝ ખુલિક-ના • હનીફન દીનુના અન કુલ્લ જીલિ.**

પરંતુ જયારે અમારો જન્મ થયો તો અમને એવા ધર્મવાળા બનાવીને જન્માવવામાં આવ્યા કે જગતના તમામ લોકોથી અમારો "દીને-તવહીદ" અનોખો, અનેરો, અનન્ય છે. (એટલે અમારો જન્મ થતાં જ મુસલમાન બનવાનું અમારા નસીબમાં લખાય ગયું હતું.)

---

1. અબ્દુલ-અશહલમાં માત્ર એક ગૃહસ્થ મુસલમાન નહિ બન્યા. નામ એમનું ઉસૈરિમ અસ્ર બિન સાબિત હતું. જંગે-ઉહુદ પ્રસંગે સ્વેચ્છાએ મુસલમાન બની ગયા. એક તરફ ઉહૂદની રણભૂમિમાં ઘમસાણનું યુધ્ધ જામેલું હતું. બીજી તરફ ઉસૈરિમ કલિમો પઢતા તલવાર તાણીને મેદાને દોડી ગયા અને જતાં જ મુશરિકો પર તૂટી પડીને લડતાં લડતાં શહીદ થઈ ગયા. પોતાના જીવનમાં એમને એક પણ નમાઝ પઢવાની કે એક પણ સિજદહ કરવાની તક નહિ મળી છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, "ઉસૈરિમ જન્નતી છે." ખૂબીની વાત આ છે કે અબ્દુલ-અશહલના કબીલામાં એક પણ મુનાફિક ન હતો. હઝરત ઉસૈદ બિન હુદૈર અને હઝરત સઅદ બિન મુઆઝે મુસલમાન બનતાં જ કબીલાની મૂર્તિઓ પર સપાટો બોલાવી દીધો હતો અને બધી મૂર્તિઓને તોડીફોડીને ઉકરડાંમાં પધરાવી દીધી હતી. (સીરતે-સરવરે-આલમ જિ.૨ પા. ૬૯૯)"હ"

# પ્રકરણ ૬૭

# બૈઅતે-અકબએ-સાનિયહ

મદીનહના અન્સારનો હજ્જ કાફલો • નમાઝના કિબ્લહ વિશે મતભેદ • રસૂલુલ્લાહ(સલ.) સાથે મુલાકાત • આકરી અને જોખમી જવાબદારી • કોલકરારની સોગંદવિધિ • રસૂલુલ્લાહ (સલ.)ના ૧૨ નકીબો • નકીબોના નામો અને વંશાવળી • ઔસ કબીલાના ત્રણ નકીબો • અન્સારનો દ્રઢ સંકલ્પ • બૈઅતની પહેલ કરવાનું માન • પહાડ પરથી શયતાનનો હાકોટો.

**મદીનહના અન્સારનો હજ્જ-કાફલો**————ઇબ્ને ઈસ્હાક કહે છે : મદીનહના ઘરેઘરમાં ઈસ્લામનું નામ ગાજતું કરીને હઝરત મુસઅબ બિન ઉમૈર રદિયલ્લાહુ અન્હુ મક્કહ ચાલ્યા ગયા અને મદીનહના મુસલમાન બનેલા અન્સારમાંથી જે લોકો હજ્જ માટે જવાના હતા તેઓ મદીનહના મૂર્તિપૂજક હાજીઓના કાફલામાં શામિલ થઇને મક્કહ પહોંચી ગયા.

હઝરત મુસઅબ બિન ઉમૈર અગાઉથી મક્કહ પહોંચીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે, આ લોકોની મુલાકાત માટે, તેજ અકબહ સ્થળે "ઐયામે-તશરીક"નો વચલો દિવસ નક્કી કરી રાખ્યો હતો. કારણ કે જે કંઇ બની રહ્યું હતું તે અલ્લાહની ઈચ્છા મુજબ જ હતું અને અલ્લાહની ઈચ્છા હતી કે આ બનાવો મારફતે તે પોતાના નબીની મદદ કરે, પોતાના નબીને દુશ્મનો પર વર્ચસ આપે, ઈસ્લામની પ્રતિષ્ઠા અને ઈસ્લામનો દબદબો વધારે, મૂર્તિઓનું નિકન્દન કાઢી નાખે અને મૂર્તિઓના પૂજારીઓની ખુવારી બોલાવી દે !

ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત કઅબ બિન માલિક મદીનહથી હજ્જ માટે જનારા કાફલામાં શામિલ હતા અને હઝરત કઅબ બિન માલિક એવા લોકોમાંથી હતા જેઓ અકબહ સ્થળે હાજર થઇને અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરીને મુસલમાન બની ગયા હતા. હજ્જ પ્રવાસનું વર્ણન ટાંકતા હઝરત કઅબ બિન માલિક ફરમાવે છે:

અમે અમારી કૌમના મૂર્તિપૂજક હાજીઓના કાફલા સાથે મદીનહથી નીકળીને મક્કહ તરફ રવાના થયા. અમે રસ્તામાં અમારા મુસલમાન સાથીઓ સાથે નમાઝ પણ પઢતા હતા. અમે ઈસ્લામનું અને દીનનું [illegible] જેવું જ્ઞાન પણ મેળવી લીધું હતું. અમારા કાફલામાં અમારા મુસલમાન સાથી બરાઅ બિન મઅરૂર પણ હતા. એ અમારાથી મોટા અને અમારા અમીર એટલે કાફલાના સરદાર હતાં.[1]

---

૧. હજ્જના આ કાફલામાં મુસલમાનો અને મુશરિકો મળીને ૫૦૦ માણસો શામિલ હતા. (હાકિમ અને ઇબ્ને સઅદની રિવાયત.)

**નમાઝના કિબ્લહ વિષે મતભેદ**——————હઝરત કઅબ બિન માલિકનું બયાન છે : હજ્જ માટે સફરની શરૂઆત કરીને જ્યારે અમે મદીનહથી બહાર નીકળી ગયા તો અમારા અમીર બરાઅ બિન મઅરૂરે અમને સંબોધીને કહ્યું, "હે મારા મુસલમાન ભાઈઓ ! નમાઝની દિશા વિષે હું જુદો જ મત ધરાવું છું. ખબર નહિ તમે મારા મતને ટેકો આપશો કે વિરોધ કરશો ?"

અમે પૂછ્યું, "તે શું છે ?"

બોલ્યા, "મારા મત મુજબ મારૂં મન થાય છે કે હું કઅબહ તરફ પીઠ કરીને નમાઝ નહિ પઢું બલકે કઅબહ તરફ મુખ કરીને નમાઝ પઢતો રહું. તમે શું કહો છો ?"

અમે કહ્યું, "વલ્લાહ હે અમારા સરદાર ! અમને તો એવી જ જાણકારી મળી છે કે આપણા નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સીરિયાની દિશાએ (બૈતુલ-મુકદ્દસ તરફ) મુખ કરીને નમાઝ પઢે છે. નમાઝની દિશાના મામલે નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિયમનો ભંગ કેવી રીતે કરી શકાય ?"

બરાઅ બિન મઅરૂર બોલ્યા, "ગમે તેમ હોય હું તો કઅબહ તરફ જ મુખ કરીને નમાઝ પઢતો રહીશ."

હઝરત કઅબનું બયાન છે : આ વિરોધ માટે અમે તેમને નમ્ર ભાષામાં ઠપકો આપતા રહ્યા છતાં તેઓ પોતાના નિયમને વળગી રહ્યા. જ્યારે ય નમાઝનો સમય થતો, અમે બૈતુલ-મુકદ્દસ તરફ મુખ કરતા અને બરાઅ બિન મઅરૂર કઅબહ તરફ મુખ કરીને નમાઝ પઢી લેતા. અમે જ્યારે મક્કહ પહોંચી ગયા તો બરાઅ બિન મઅરૂરે મને કહ્યું, "ચાલો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઈને આ મસઅલો પૂછી લઈએ, કેમકે તમારા ઠપકાને કારણે મારૂં મન પણ ડામાડોળ થઈ ગયું છે."

પછી અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા માટે ઊપડયા. અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઓળખતા ન હતા. કેમકે આથીં પહેલાં અમે કદી આપને જોયા ન હતા. રસ્તામાં અમને મક્કહના એક ગૃહસ્થ મળ્યા. તેને અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિષે પૂછયું તો તેણે સામો સવાલ કર્યો, "શું તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કદી જોયા છે ?"

અમે કહ્યું, "નહિ." તેણે પૂછયું, "તેમના કાકા અબ્બાસને ઓળખો છો ?" અમે કહ્યું, "હા અબ્બાસને અમે ઓળખીએ છીએ. તેઓ વેપાર અર્થે મદીનહ આવતા ત્યારે અમારી મુલાકાત થયા કરતી."

તેણે કહ્યું, "જુઓ તમે કઅબહના હરમમાં જાવ. ત્યાં અબ્બાસ સાથે જે ગૃહસ્થને બેઠેલા જુઓ તેમને મળો."

**રસૂલુલ્લાહ (સલ.)ની સાથે મુલાકાત**——————હઝરત કઅબ બિન માલિકનું બયાન છે : "ત્યાંથી અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થવા રવાના થયા. કઅબહ પાસે પહોંચીને જોયું તો અબ્બાસ ત્યાં બેઠેલા હતા. તેમની જોડે નૂરાની ચહેરાના, તેજસ્વી કાન્તિના એક ગૃહસ્થ બિરાજમાન હતા. અમે સમજી ગયા કે એજ અલ્લાહના રસૂલ છે. અમે આપને સલામ કરી અને આપની સામે અદબથી બેસી ગયા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબ્બાસને પૂછયું, "હલ તઅરિફુ હાઝૈનિર - રજુલૈન

યા અબલ-ફદ્‌લ ?" હે અબુલ-ફઝલ ! શું તમે આ બંને ગૃહસ્થોને ઓળખો છો ?

અબ્બાસ બોલ્યા, "જી હા ! આ બરાઅ બિન મઅરૂર પોતાની કૌમનો સરદાર છે અને આ કઅબ બિન માલિક છે."

હઝરત કઅબ બિન માલિકનું કથન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ બોલો હું કદી ભૂલવાનો નથી. મારૂં નામ સાંભળીને આપે અબ્બાસને પૂછયું, "અશ-શાઈરુ ?" એટલે શું આ તે કઅબ બિન માલિક છે જે શાઈર છે ?

અબ્બાસે કહ્યું, "જી હા તેજ કઅબ બિન માલિક છે." [૧]

એ પછી હઝરત બરાઅ બિન મઅરૂરે પોતાની મૂંઝવણનો મસઅલો પૂછતાં અરજ કરી. "હે અલ્લાહના નબી ! આ સફરમાં અલ્લાહ તઆલાએ મને હિદાયત આપી દીધી અને હું મુસલમાન બની ગયો. મારૂં મન કહેતું હતું કે હું નમાઝમાં કઅબહ તરફ પીઠ નહિ કરૂં બલકે કઅબહ તરફ મુખ કરીને નમાઝ પઢું અને હું એમ જ કરતો રહ્યો. પણ મારા સાથીઓ મારો વિરોધ કરતા રહ્યા, જેથી મારા દિલમાં પણ શંકા જન્મી છે. એજ સમસ્યાના ઉકેલ માટે આપની તહેનાતમાં હાજર થયો છું."

આપે ફરમાવ્યું, "કદ્ કુન્ત અલા કિબ-લતિન લવ સબરતા અલૈહા." અર્થાત : તમે એક કિબ્લા પર નિર્માણ હતા. કાશ ! તેની જ ઉપર તમે ધીરજ ધરી હોત !" (એટલે જે કિબ્લા તરફ મુખ કરીને નમાઝ પઢવાનો આપણને હુકમ મળ્યો છે તેનું જ પાલન થવું જોઇએ.એટલે બૈતુલ-મુકદ્દસ તરફ.)

આ આદેશ મળતાં એજ દિવસથી હઝરત બરાઅ બિન મઅરૂરે તેજ દિશા તરફ મુખ કરીને નમાઝ પઢવા માંડી જે દિશાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુખ કરીને નમાઝ પઢતા હતા.

હઝરત કઅબ બિન માલિકનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે આટલી વાતચીત બાદ અમે જવા માટે ઊભા થયા તો આપે અમને ફરમાવ્યું, "જુઓ અય્યામે-તશરીકના વચલા દિવસે રાતની વેળા તમે બધા અકબહ સ્થળે આવીને મને મળજો."

અમે એજ દિવસે અને એજ સ્થળે રાત પડવા પછી આપની તહેનાતમાં હાજર થઇ જવાનું વચન આપી દીધું. પછી જયારે હજજની ક્રિયાઓથી પરવારી ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળવાની એ રાત આવી લાગી. તે વેળા અમારા સંગાથે અબૂ જાબિર અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ પણ હતા.એ પણ અમારા સરદારો અને માનવંતા વડીલોમાંથી હતા. હજુ સુધી મુસલમાન બન્યા ન હતા અને પોતાના મૂર્તિપૂજાના ધર્મને વળગી રહ્યા હતા. અમે અમારી કૌમના મુશરિક સાથીઓથી પોતાનો ભેદ છુપાવી રાખ્યો હતો પણ અબૂ જાબિર જેવા માનવંતા સરદારને પોતાને પક્ષે કરી લેવાનું અમને વાજબી લાગ્યું. જેથી અમે તેમને કહ્યું,

"હે અબૂ જાબિર ! તમે અમારા માનવંતા સરદાર અને વડીલ છો. અત્યાર સુધી મૂર્તિપૂજાના પાપમાં સપડાયેલા છો. કાલે ગુજરીને તમે જહન્નમનું ઇંધણ બની જાવ તે અમને પસંદ નથી." આમ કહીને અમે

૧. હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુ મદીનહના પંકાયેલા શાઇર હતા. દુશ્મન શાઇરો પોતાની શાઇરીમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બદગોઇના કાવ્યો લખતા તો હઝરત કઅબ બિન માલિક તેજ રદીફ અને કાફિયાની ફીલ-બદીહ શાઇરીમાં જડબાંતોડ જવાબ આપીને દુશ્મન શાઇરોના દાંત ખાટા કરી દેતા. "હ"

અબૂ જાબિરને ઇસ્લામનું આમંત્રણ આપ્યું અને સાથે ખાનગીમાં કહ્યું કે, આજે રાતે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળવાનું વચન આપેલું હોવાથી અકબહ સ્થળે જવાના છીએ. અબૂ જાબિર અમારી વાત માનીને એજ વેળા મુસલમાન બની ગયા અને બૈઅતે-અકબહમાં અમારી સાથે શામિલ રહ્યા.

એ રાતે અમે અમારા પડાવે અમારા મૂર્તિપૂજક સાથીઓ સાથે સુઇ રહ્યા. જ્યારે રાતના બે પ્રહર વીતી ગયા અને ત્રીજો પ્રહર આવ્યો તો અમે છુપી રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુલાકાત માટે જવા તૈયાર થયા. અહીંથી તીતરની ચાલે નીકળ્યા અને મંદપગલે ડગ ભરતા છેવટે પહાડની ચઢાઇના સંગમે આવેલા અકબહ સ્થળે પહોંચી ગયા. તે વેળા અમે ૭૩ પુરૂષો હતા. અમારી જોડે બે સ્ત્રીઓ પણ હતી. એમાંથી એક બની માઝિન બિન નજ્જારમાંથી નુસૈબહ બિન્તે કઅબ બિન અમ્ર નામે ખાતૂન હતાં. લોકો એમને ''ઉમ્મે-ઉમારહ'' ઉપનામે બોલાવતા હતા. [૧] બીજી ખાતૂન બની સલિમહના કુટુંબમાંથી અસમા બિન્તે અમ્ર બિન અદી બિન નાબી હતા. એમનું ઉપનામ ઉમ્મે-મનીઅ હતું.

અમે આ સ્થળે એકઠા થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો ઇન્તેઝાર કરવા લાગ્યા. છેવટે નક્કી કરેલા સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણી થઇ. આપની સાથે આપના કાકા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ પણ હતા. તેઓ અત્યાર સુધી બાપદાદાના ધર્મ પર હોવા છતાં હરેક પ્રકારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદ કરતા હતા. આ નાજુક સમયે પોતાના ભત્રીજાને પડખે રહીને અહીં આવવાથી તેમનો હેતુ આ હતો કે મદીનહના અન્સાર સાથે જે કંઇ કોલકરાર થાય તેની પાકેપાયે જામિનગીરી મેળવી લે.

**આકરી અને જોખમી જવાબદારી**————જ્યારે બધા બેસી ગયા તો વાતચીતની જોગે પહેલ કરી તે અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ હતા. તેમણે કહ્યું, ''હે ખઝરજના લોકો!''(રાવીનું કથન છે કે અરબના લોકો સંબોધન વેળા અન્સારના બંને કબીલાને એજ નામે સંબોધતા હતા. પછી તે ખઝરજ કબીલાના હોય કે ઔસ કબીલાના.)

અબ્બાસ બોલ્યા, ''હે ખઝરજના લોકો ! મુહંમદ અમારામાં જે માન પ્રતિષ્ઠાનું આગવું સ્થાન ધરાવે છે તે તમે સારી રીતે જાણો છો. આજ સુધી અમે અને અમારા હમખિયાલ લોકો દુશ્મનોથી એમનું રક્ષણ કરતા આવ્યા છીએ. એઓ અમારામાં અને અમારા શહેરમાં સંપૂર્ણ રીતે સલામત છે. હવે એઓ પોતાનું વતન છોડીને તમારી સાથે આવવા અને તમારા સંગાથે રહેવા સિવાય બીજી કોઇવાત માનતા જ નથી. હવે જો તમને ખાતરી હોય કે આપેલું વચન તમે પાળી શકશો, અને જાનના ભોગે દુશ્મનોથી એમનું રક્ષણ કરી શકશો તો જે જવાબદારી કે જોખમ તમે રાજીખુશીથી ઉપાડવા માગો છો તે ઉપાડી લો. પણ જો આ જોખમદારી ઉપાડી લેવા પછી તમને લેશ પણ એવો સંદેહ હોય કે કટોકટીને પ્રસંગે, તમારે એમના રક્ષણથી હાથ ઉપાડીને એમને દુશ્મનોના હવાલે કરી દેવા પડશે તો હમણાથી જ માંડી વાળો. કેમકે એઓ અહીં પોતાની કૌમમાં માનભર્યું

૧. બીબી ઉમ્મે ઉમારહ પોતાના પતિ ઝૈદ બિન આસિમ અને પોતાના પુત્રો હબીબ અને ઉબૈદુલ્લાહ સાથે આવ્યાં હતાં. બહુ બહાદુર સ્ત્રી નિડર ખાતૂન હતાં. પયગમ્બરીના જૂઠા દાવેદાર મુસૈલિમા કઝ્ઝાબ સાથે જે જંગ ખેલાયો તેમાં પોતાના પુત્ર અબ્દુલ્લાહ સાથે શામેલ થયાં. પોતે યુદ્ધમાં ઝંપલાવીને બહાદુરીથી લડ્યાં. બદન પર ૧૨ જખમ આવ્યા અને એક હાથ પણ કપાઇ ગયો. આથી પહેલાં એમના પુત્ર હબીબને, મુસૈલિમા કઝ્ઝાબે તેમના બદનના એકએક ભાગને વારાફરત કાપી કાપીને શહીદ કરી નાખ્યા હતા. (સીરતે-સરવે આલમ જિ.૨ પા. ૭૦ ''હ''

સ્થાન ધરાવે છે અને પોતાના શહેરમાં સંપૂર્ણ રીતે સલામત છે.''

કઅબ બિન માલિક કહે છે : અબ્બાસના જવાબમાં અમે કહ્યું, ''હે અબ્બાસ ! અમે તમારી વાતો પૂરા ધ્યાનથી સાંભળી લીધી છે.'' પછી અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ! હવે આપ કંઈ ફરમાવો. આપને પોતાના મામલા અંગે અને અલ્લાહના મામલા અંગે અમારી સાથે જે કંઈ કોલકરાર કરવા હોય તેનો અમને હુકમ ફરમાવો.''

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વાતચીતનો આરંભ કરતાં કુર્આનની થોડીક આયતો પઢી સંભળાવી. અમને અલ્લાહના રાહ પર આવી જવાનું આમંત્રણ આપ્યું. ઈસ્લામની કેટલીક પ્રેરણાદાયી વાતોનું વિવેચન કર્યું. એ પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| ઉબાયિઅ-કુમ | હું આ વાત પર તમારી બૈઅત લઉં છું કે, |
| અલા અન તમ-નઊની | તમે એવી તમામ વસ્તુઓથી મારૂં રક્ષણ કરશો |
| મિમ્મા તમ-નઊન મિન્હુ | કે, જે વસ્તુઓથી તમે રક્ષણ કરો છો |
| નિસાઅકુમ વ અબના - અકુમ. | તમારી સ્ત્રીઓનું અને તમારા બાળકોનું. |

**કોલકરારની સોગંદવિધિ**————એજ વેળા બરાઅ બિન મઅરૂરે આપનો મુબારક હાથ પોતાના હાથમાં લીધો અને જુસ્સાથી કહ્યું, ''યા રસૂલુલ્લાહ ! સોગંદ છે તે અલ્લાહના જેણે આપને સાચા પયગમ્બર બનાવીને મોકલ્યા છે. આપની આ શરત અમને કબૂલ છે. અમે અવશ્ય તે વસ્તુઓથી આપનું રક્ષણ કરીશું જેનાથી અમે અમારાં બાલબચ્ચાંઓનું રક્ષણ કરીએ છીએ. હે અલ્લાહના નબી ! અમારી પાસે સોગંદવિધિ કરાવો. વલ્લાહ ! અમે સિપાહીઓ છીએ. અમે લડવૈયા છીએ. લડાઈ તો બાપદાદાથી અમને વારસામાં મળેલી છે.''[1]

બરાઅ બિન મઅરૂરની વાત કાપીને અબુલ-હૈસમ બિન તૈયિહાન બોલી ઊઠયા, ''હે અલ્લાહના રસૂલ! યહૂદીઓ સાથે અમારા જુના કરારો ચાલ્યા આવે છે. એ કરારો હવે અમે તોડી નાખીશું. પણ એ કરારો તોડી નાખવા પછી ભવિષ્યમાં અલ્લાહ આપને વર્ચસ આપે ત્યારે એવું તો નહિ બને કે, આપ અમને છોડીને પોતાની કૌમમાં ચાલ્યા જાવ ?''

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ગુલાબી હોઠો પર મંદ હાસ્ય ફરકી ગયું. આપે મુસ્કુરાતાં ફરમાવ્યું.

| | |
|---|---|
| બલિદ-દમુદ-દમુ | હવે તો લોહી સાથે લોહી છે, |
| વલ-હદ્મુલ-હદ્મુ | અને કબર સાથે કબર છે.[2] |
| અના મિન્કુમ વ અન્તુમ મિન્ની. | હું તમારો છું અને તમે મારા છો. |

૧. અલ્લાહની લાખો રહમતો હો મદીનહના અન્સારની પાક રૂહો પર તેઓએ જે કંઇ વચન આપ્યું તેનાથી હજારગણું વધારે કરીને દેખાડી દીધું. સાચી વાત આ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઇઝ્ઝત, હિમાયત અને નુસરતમાં તેઓએ પોતાના બાલબચ્ચાંઓની પણ પરવા નહિ કરી અને પોતાના જાનમાલ, ઇઝ્ઝત આબરૂ, બીબીબચ્ચાં, રિશ્તાદાર, કુટુંબ કબીલો સારાંશ કે પોતાનું સર્વસ્વ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર ચરણો પર ન્યોછાવર કરી દીધું. સચ્ચાઇ અને ઇખ્લાસની તસવીર જેવા આવા જાંનિસારો, હઝરત આદમ (અલૈ.)થી લઇને હઝરત ઇસા (અલૈ.) સુધી કોઇ પયગમ્બરને મળવા પામ્યા નથી. ''હ''

૨. લોહી સાથે લોહી અને કબર સાથે કબર એટલે મારૂં જીવવાનું અને મરવાનું પણ તમારી સાથે જ હશે. ''હ''

| | |
|---|---|
| અહારિબુ મન હારબ-તુમ. | જેની સાથે તમારી લડાઈ તેની સાથે મારી લડાઈ. |
| વ ઉસાલિમુ મન સઅલ-તુમ. | જેની સાથે તમારી સુલેહ તેની સાથે મારી સુલેહ. |

**રસૂલુલ્લાહ (સલ.)ના ૧૨ નકીબો**————કઅબ બિન માલિકનું બયાન છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને ફરમાવ્યું :

| | |
|---|---|
| અખરિજૂ ઈલા મિન્કુમ | તમે ચૂંટી કાઢો તમારી કોમમાંથી |
| ઈસ્નય અશર નકબિન. | ૧૨ નેકીબો.[1] |
| લિયકૂનૂ અલા કવમિ-હિમ | કે જેથી તેઓ આગેવાની સંભાળે તેઓની કૌમની, |
| બિમા ફીહિમ. | તેઓના (મતભેદોના) મામલામાં. |
| ફઅખ-રજૂ મિન્હુમ | ત્યારે તેઓએ ચૂંટી કાઢયા પોતામાંથી, |
| ઈસ્નય અશર નકીબા. | ૧૨ નકીબો. |
| તિસ્અતમ મિનલ-ખઝરજ | ૯ ગૃહસ્થો ખઝરજમાંથી |
| વ સલાસ઼હ મિનલ ઔસ, | અને ૩ ગૃહસ્થો ઔસમાંથી. |

**નકીબોના નામો અને વંશાવાળી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ ચૂંટાયેલા ૧૨ નકીબોના નામો અને વંશાવળી આ છે :

૧————હઝરત અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહ બિન અદસ બિન ઉબૈદ સ઼અલબા બિન ગનમ બિન માલિક બિન નજ્જાર. (એમને રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ "નકીબુન-નુકબાઅ" એટલે બધા નકીબોના પ્રમુખ કે અમીર બનાવ્યા.)

૨————હઝરત સઅદ બિન રબીઅ બિન અમ્ર બિન અબી ઝુહૈર બિન માલિક બિન ઈમ્રઉલ-કૈસ બિન માલિક બિન સ઼અલબા બિન કઅબ બિન ખઝરજ બિન હારિસ઼ બિન ખઝરજ. (જાહિલિયતના યુગમાં લખવા-વાંચવાનું જાણનારા ગૃહસ્થોમાંથી હતા.)

૩————હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા બિન સ઼અલબા બિન ઈમ્રઉલ-કૈસ અકબર બિન માલિક બિન સ઼અલબા બિન કઅબ બિન ખઝરજ બિન હારિસ઼ બિન ખઝરજ (લખવા વાંચવાનું જાણતા હતા. પંકાયેલા શાઈર હતા. કલમ અને તલવારના ધાણી હતા.)

૪————હઝરત રાફિઅ બિન માલિક બિન અજલાન બિન અમ્ર બિન આમિર બિન ઝુરૈક બિન અબ્દે હારિસ઼હ બિન માલિક બિન ગદ્દબ બિન જુશમ બિન ખઝરજ. (જાહિલિયત કાળમાં "કામિલ"ના ઉપનામે પંકાયેલા હતા.

૫————હઝરત બરાઅ બિન મઅરૂર બિન સખ્ર બિન ખનસાઅ બિન સિનાન બિન ઉબૈદ બિન અદી બિન ગનમ બિન કઅબ બિન સ઼[illegible] બિન સ઼અ[illegible] બિન અ[illegible] બિન [illegible] બિન [illegible] બિન ત[illegible]દ બિન જુશમ

૧. નકીબ : નકાબહથી નીકળેલો શબ્દ છે. એના અર્થ કૌમનો મોટો [illegible]ઈસ, કૌમનો સરદાર, કૌમનો જવાબદાર આગેવાન; એવો નેતા જે પોતાની કૌમના હકોની હિફાઝત કરે અને કૌમના હાલાતથી બાખબર રહે. કુર્આનમાં આ શબ્દ બની ઈસરાઈલના સરદારો માટે આવ્યો છે : "વ-બઅસ઼ના મિન્હુમ ઈસ્નય અશર નકીબા." એટલે અમે તેઓ માં[illegible] ૧૨ સરદારોની નિમણૂંક કરી દીધી. બની ઈસરાઈલના ૧૨ સરદારો પેઠે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ મદીનહના મુસ[illegible]માનો માટે ૧૨ સરદારોની નિમણૂંક કરી દીધી. "હ"

બિન ખઝરજ. (મદીનહના મોટા તવંગરોમાંથી હતા. હિજરતના થોડા દિવસો પહેલા વફાત પામી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ પધાર્યા તો એમની કબર પર જઈને ચાર તકબીરો સાથે જનાઝાની નમાઝ પઢી.)

૬————હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ બિન સ઼અલબા બિન હરામ બિન કઅબ બિન ગનમ બિન કઅબ બિન સલમા બિન સઅદ બિન અલી બિન અસદ બિન સારદહ બિન તઝીદ બિન જુશમ બિન ખઝરજ. (જંગે-બદ્રમાં ભાગ લીધો. જંગે-ઉહુદમાં શહીદ થયા. કાફિરોએ એમની લાશનો ''મુસ઼્લહ'' કર્યો એટલે નાક, કાન, હોઠ કાપી લીધા. પેટ ફાડી નાખ્યું.)

૭————હઝરત ઉબાદહ બિન સામિત બિન કૈસ બિન અસરમ બિન ફિહર બિન સ઼અલબા બિન ગનમ બિન સાલિમ બિન ઔફ બિન અમ્ર બિન ઔફ બિન ખઝરજ. (જંગે-બદ્રથી લઈને જંગે-તબૂક સુધીના તમામ યુધ્ધોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રહ્યા. પૂરા કુર્આનના જૈયિદ હાફિઝ હતા. અસહાબે-સુફફહના મદરસામાં સદર મુદર્રિસ હતા. કલમ અને તલવારના ધણી હતા. હઝરત ઉસમાન ગનીના ખિલાફતકાળમાં ૭૨ વરસની ઉંમરે મુલ્કે-શામમાં વફાત પામ્યા અને ત્યાંના રમલા શહેરના કબ્રસ્તાનમાં દફન થયા.)

૮————હઝરત સઅદ બિન ઉબાદહ બિન દુલૈમ બિન હારિસ઼હ બિન અબી ખુઝૈમહ બિન સ઼અલબા બિન તરીફ બિન ખઝરજ બિન સાઇદા બિન કઅબ બિન ખઝરજ. (અરબી ભાષાના અદીબ હતા. મોતીના દાણા જેવા અરબી અક્ષરો હતા. જાહિલિયતમાં ''કામિલ''ના લકબે પંકાયેલા હતા.)

૯————હઝરત મુનઝિર બિન અમ્ર બિન ખુનૈસ બિન હારિસ઼હ બિન લૂઝાન બિન અબ્દે-વદ્દ બિન ઝૈદ બિન સ઼અલબા બિન ખઝરજ બિન સાઇદા બિન કઅબ બિન ખઝરજ. (ઇસ્લામથી પહેલાં જ લખવા વાંચવાનું જાણતા હતા. જંગે-બદ્ર અને જંગે-ઉહુદમાં શામિલ થયા. નજદી કાફિરોના આમંત્રણથી ૭૦ કારીઓના અમીર તરીકે નજદ પ્રાંતમાં તબ્લીગ માટે ગયા તો કાફિરોએ ધોકાબાઝીથી બધાને ઘેરી લીધા. એમણે પણ મુકાબલો કર્યો અને હઝરત મુનઝિર બિન અમ્ર તથા હઝરત અમ્ર બિન ઉમૈયહ વગેરે બધા શહીદ થઈ ગયા. બાદમાં હઝરત મુનઝિરે પણ મુકાબલો કર્યો અને શહીદ થઈ ગયા. બીરે-મઊના સ્થળે આ દુર્ઘટના બનવા પામી.)

**ઔસ કબીલાના ત્રણ નકીબો**————(૧) હઝરત ઉસૈદ બિન હુદૈર બિન સિમાક બિન અતીક બિન રાફિઅ બિન ઇમ્રઉલ-કૈસ બિન ઝૈદ બિન અબ્દુલ-અશહલ બિન જુશમ બિન હારિસ઼ બિન ખઝરજ બિન અમ્ર બિન માલિક બિન ઔસ. (જાહિલિયતમાં લખવા વાંચવાનું જાણતા હતા. યુધ્ધકળાના નિષ્ણાંત હતા. ''કામિલ''ના લકબે પંકાયેલા હતા. ૨૦ હિજરીમાં મદીનહમાં વફાત પામ્યા. હઝરત ઉમરે જનાઝાની નમાઝ પઢાવી. બકીઅમાં દફન થયા. જંગે-બુઆસ઼માં એમના પિતા હુદૈર ઔસ કબીલાના સેનાપતિ હતા.)

૨————હઝરત સઅદ બિન ખૈસમહ બિન હારિસ઼ બિન માલિક બિન કઅબ બિન નહહાત બિન કઅબ બિન હારિસ઼હ બિન ગનમ બિન સલમ બિન ઇમ્રઉલ-કૈસ બિન માલિક બિન ઔસ. (હઝરત સઅદ અકબહ સ્થળે પોતાના પિતા ખૈસમહની સાથે હતા. બાપ-બેટા સાથે જ મુસલમાન બની ગયા. જંગે-બદ્રનો પ્રસંગ સર્જાયો તો બાપ-બેટા વચ્ચે શહાદતની તમન્નામાં રકઝક જામી. બાપ કહે, 'બેટા! તમે ઘરમાં રહો. સ્ત્રીઓ અને બચ્ચાંઓની નિગરાની કરો.''બેટો કહે, ''પિતાજી મેદાને-જંગમાં શહાદતનો તાજ મારી રાહ જુએ છે.'' છેવટે ચિઠ્ઠી નાખવામાં આવી તો બેટાનું નસીબ ખુલી ગયું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે

બદ્રમાં ગયા. બહાદુરીથી લડયા અને શહાદતનો તાજ પેહરી લીધો. એમના પિતાજી જંગે-ઉહુદમાં શહીદ થયા.)

૩——હઝરત રિફાઅહ બિન અબ્દુલ-મુનઝિર બિન ઝુબૈર બિન ઝૈદ બિન ઉમૈયહ બિન ઝૈદ બિન માલિક બિન ઔફ બિન અમ્ર બિન ઔફ બિન માલિક બિન ઔસ.

ઇબ્ને હિશામ કહે છે : કેટલાક માહિતગારોના મંતવ્ય મુજબ બારમા નકીબ તરીકે હઝરત રિફાઅહ બિન અબ્દુલ-મુનઝિર નહિ બલકે અબુલ-હૈસમ બિન તૈયિહાનને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નકીબ તરીકે ચૂંટયા હતા.

(નોટ :- અહીં હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુનો રચેલો ૧૪ શેઅરોનો કસીદો ટાંકેલો છે એમાં આ ૧૨ નકીબોના નામોનો ઉલ્લેખ છે. જેમાં હઝરત રિફાઅહને બદલે હઝરત અબુલ-હૈસમનું નામ દર્શાવેલું છે. ઇખ્તેસારના હેતુએ અમે આ કસીદો જતો કર્યો છે.)

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રે મને કહ્યું કે એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ચૂંટાયેલા નકીબોને સંબોધીને ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્તુમ અલા કવમિકુમ | તમે તમારી કૌમમાં |
| બિમા ફીહિમ કુફલાઉ | તેઓના મામલાઓના જોખમદાર બની ગયા, |
| ક-કફાલતિલ-હવારિય-યીન | જેવી રીતે હવારીઓ જોખમદાર બન્યા; |
| લિ-ઇસબ્ન મરયમ. | ઇસા બિન મરયમ તરફથી [૧] |
| વ અના કફીલુન અલા કવમી. | અને હું જોખમદાર છું મારી કૌમનો. (પૂરી મુસ્લિમ કૌમનો) |

બધાએ ભેગા સ્વરે જવાબ આપ્યો, "બહુ સારૂં યા રસૂલલ્લાહ !"

**અન્સારનો દ્રઢ સંકલ્પ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું કે, જયારે આ લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હાથ પર બૈઅત માટે તૈયાર થયા તો બનૂ સાલિમ બિન ઔફવાળા અબ્બાસ બિન ઉબાદહ બિન નદલહ અન્સારીએ તેઓને ઉદ્દેશીને કહ્યું, "હે ખઝરજના લોકો ! શું તમે જાણો છો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હાથ પર તમે કઇ વાતની બૈઅતનું જોખમ ખેડી રહ્યા છો ?"

તેઓ બોલ્યા, "હા અમે જાણીએ છીએ."

અબ્બાસ બિન ઉબાદહ બોલ્યા, "સાંભળી લો, તમે કાળા-ગોરા, અરબી-અજમી દરેકની સાથે લડાઇની બૈઅત લઇ રહ્યા છો. (એટલે આખા જગત વિરૂધ્ધ લડાઇ વહોરી લેવાની પ્રતિજ્ઞા લઇ રહ્યા છો.) હવે તમને ભય હોય કે કોઇ આફતથી તમારો માલ તબાહ થઇ જવાનો ખતરો ઊભો થાય અને તમારા અગ્રેસરોની જાન જોખમમાં આવી પડે ત્યારે તમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને છોડી દેશો તો હમણાથી છોડી

૧. હવારી એટલે સાથી, મદદગાર, હઝરત ઇસા (અલૈ.)ના આ ૧૨ સાથીઓને હવારી કહે છે જેઓએ સૌથી પહેલા તેમની દીની દઅવતનો સ્વીકાર કર્યો. તેમનો ધર્મ કબૂલ કર્યો અને દીનના કામમાં તેમના મદદગાર બની ગયા. "હ"

દો અને બૈઅત કરવાનું માંડી વાળો. કેમકે વલ્લાહ ! આફતને પ્રસંગે આમ કરવું તે દુનિયા અને આખેરતની તબાહી છે. પણ જો તમે માનતા હો કે આ કામમાં ભલે ગમે તેવી આફતો આવે, ભલે અમારો માલ તબાહ થઇ જાય, અમારા બાલબચ્ચાં રખડી જાય, ભલે અમારા આબરૂદારો કતલ થઇ જાય છતાં અમે પ્રાણને ભોગે અમારા વચનને વળગી રહીશું તો આગળ વધો. રસૂલુલ્લાહના હાથ પર બૈઅત કરો. વલ્લાહ ! આ બૈઅત દુનિયા અને આખેરતની મુકમ્મલ કામયાબી છે.''

બધા ભેગા સ્વરે બોલ્યા, ''ભલે અમારો માલ તબાહ થઇ જાય, અમારાં બાલબચ્ચાં રખડી જાય, અમારા અગ્રેસરો કતલ થઇ જાય, ગમે તેવો ભોગ આપવો પડે, રસૂલુલ્લાહને અપનાવી લેવાનું જોખમ ખેડવા અમે તૈયાર છીએ.''

એ પછી લોકોએ અરજ કરી, ''હે અલ્લાહના રસૂલ ! અમે વફાદારીથી અમારા વચનને વળગી રહીએ તો બદલામાં અમને શું મળશે ?''

આપે ફરમાવ્યું, ''જન્નત''

''ત્યારે બઢાવો પોતાનો હાથ યા રસૂલલ્લાહ !'' લોકો બોલ્યા.

આપે પોતાનો મુબારક હાથ લંબાવ્યો અને તેઓએ એક પછી એક આપના મુબારક હાથ પર પ્રતિજ્ઞા લીધી. આસિમ બિન ઉમર બિન કતાદહ કહે છે : ''અબ્બાસ બિન ઉબાદહએ આ પડકાર એટલા માટે કર્યો કે બૈઅતનો મામલો નક્કર પાયે પાકો થઇ જાય અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બૈઅતનો અછોડો બધાની ગરદનોમાં મજબૂતીથી ભેરવાઇ જાય.''

હઝરત અબ્દુલ્લાહ બિન અબીબકના મંતવ્ય મુજબ, ''અબ્બાસ બિન ઉબાદહએ જે કંઇ કહ્યું તે એટલા માટે કહ્યું કે, બૈઅતનો મામલો હાલ પુરતો મુલતવી થઇ જાય તો બાદમાં કદાચ અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલ [1] પણ આ બૈઅતમાં શામિલ થઇ જાય તો મુસલમાનોને વધુ પીઠબળ મળે અને પૂરી કૌમ માટે વધુ બળવાન બનવાનો કોઇ રસ્તો નીકળી આવે. હવે એમાં અસલ હકીકત શું છે તે અલ્લાહ બેહતર જાણે !

**બૈઅતની પહેલ કરવાનું માન**----------ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ નજ્જારના લોકો દાવો કરે છે કે સૌથી પહેલા ગૃહસ્થ જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરી તે અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહ હતા. ત્યારે બની અબ્દુલ-અશહલવાળા કહે છે કે બૈઅતની પહેલા કરનારા અબુલ-હૈસમ બિન તૈયિહાન છે. એથી વિરૂધ્ધ કઅબ બિન માલિકનું કહેવું છે કે પહેલા ગૃહસ્થ જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરી તે બરાઅ બિન મઅરૂર હતા. એમના પછી બધા લોકોએ બૈઅત કરી.

**પહાડની ટોચેથી** શયતાનનો **હાકોટો**----------કઅબ બિન માલિકનું બયાન છે : ''જ્યારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅતની સોગંદ લેવાથી પરવાર્યા તો એકદમ પણે અકબાની ઊંચી ટોચ પરથી શયતાને પ્રચંડ અવાજે ઘાંટો વગાડીને કહ્યું :

---

૧. અબ્દુલ્લાહ બિન ઉબય સલૂલ મદીનહનો મોટો સરદાર અને અન્સારનો માનીતો લીડર ગણાતો હતો. મુશરિકોના આ કાફલા સાથે હજ્જ માટે આવ્યો હતો. બહુ આકરો, જિદ્દી અને અભિમાની હોવાથી આ લોકો એને સૂતેલો મૂકીને નીકળી આવ્યા હતા. બાદમાં એ મદીનહના મુનાફિકોનો સરદાર બની ગયો. ''હ''

''હે મક્કહવાસીઓ ! હે ભર ઊંઘમાં પડેલાં હતભાગીઓ ! શું તમને કંઇ ભાન છે કે ''મુઝમ-મમ'' અને તેના વટલાયેલા સાથીઓએ તમારી વિરૂધ્ધ કેવું કાવતરૂં કર્યું છે? જલદી જાગો, હોશમાં આવો. પોતાને બચાવો, પોતાના ધર્મને બચાવો. પાણી પહેલાં પાળ બાંધો !'' [૧]

તેનો કર્કશ ઘાંટો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| હાઝા અઝબ્બુલ - અકબતા | એ અકબહનો અઝબ (નામે શયતાન) છે |
| હાઝબ્નુ અઝીબ. | એ અઝીબ (નામે શયતાન)નો બેટો છે. |
| ઈસ્તમિઅ અય અદુવ્વલ્લાહ ! | સાંભળી લે હે અલ્લાહના દુશ્મન ! |
| અમા વલ્લાહિ | ખબરદાર ! અલ્લાહના સોગંદ ! |
| લ-અફ-રુગન્ન લકા. | તને પણ ઠેકાણે પાડવાનો સમય હું કાઢીશ ! |

એ પછી રસૂલુલ્લાહ સલલ્લાહુ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને ફરમાવ્યું, ''ઈર-ફ્દુ ઈલા રિહાલિકુમ.'' પોતપોતાની સવારીઓ તરફ વિખેરાયને ચાલ્યા જાવ.

આ સાંભળીને અબ્બાસ બિન ઉબાદહએ અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! સોગંદ છે તે અલ્લાહના જેણે આપને સાચા પયગમ્બર બનાવ્યા છે. આપનો હુકમ હોય તો સવારે જ અમે મિનાવાસીઓ પર તલવારોથી તૂટી પડીએ !''

આપે ફરમાવ્યું, ''લમ નુઅમરુ બિ-ઝાલિક વલા-કિનિર-જિઊ ઈલા રિહાલિકુમ.'' મને એનો હુકમ નથી આપવામાં આવ્યો. ફીલહાલ તમે પોતાની સવારીઓ તરફ ચાલ્યા જાવ.

આપનો આ હુકમ સાંભળીને અમે પોતાના પડાવ ચાલ્યા ગયા અને સવાર સુધી ત્યાં સૂતા રહ્યા.

---

૧. શયતાન અને તેના મૂર્તિપૂજક ચેલાઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લ ને મુહમ્મદને બદલે મુઝમ-મમ નામે બોલાવતા હતા. મુહમ્મદના અર્થ વખાણાયેલા અને મુઝમ-મમના અર્થ વખોડાયેલા-નઠારા વગેરે. કુર્આનમાં છે : મૂતૂ બિ-ગૈઝિકુમ. જાવ બળી મરો પોતાના જ ગુસ્સાની આગમાં. ''કુ''

# પ્રકરણ ૬૮

# કુરૈશના વેરનો ભભૂકેલો જવાળામુખી

કુરૈશના અગ્રેસરો અન્સારની પૂઠે • હઝરત સઅદ બિન ઉબાદહની ધરપકડ • હઝરત સઅદ બિન ઉબાદહનો છુટકારો • દુશ્મન શાઇરનો બળાપો • હઝરત હસ્સાનનો જવાબ • અમ્ર બિન જમૂહનો ભગવાન • હઝરત અમ્ર બિન જમૂહનો કસીદો

**કુરૈશના અગ્રેસરો અન્સારની પૂઠે**—————હઝરત કઅબ બિન માલિકનું બયાન છે: રાતના સમયે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર લીધેલી ખાનગી બૈઅતના ઊડતા સમાચાર રાતે જ કુરૈશના કાનો સુધી પહોંચી ગયા હતા. વહેલી સવારે જ કુરૈશના અગ્રેસરો અમારા ઉતારે ચઢી આવ્યા અને બોલ્યા, "હે ખઝરજના લોકો ! અમને સમાચાર મળ્યા છે કે, તમે અમારા માણસ (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ને છુપી રીતે મળ્યા છો અને તમે તેને અહીંથી લઈ જવા માગો છો અને તેના હાથ પર તમે અમારી સાથે લડવાની બૈઅત લીધી છે. વલ્લાહ ! અરબના તમામ કબીલાઓ સાથે લડવાથી અમે જરાયે ડરતા નથી પણ તમારી સાથે લડવાનું અમને મુદ્દલ પસંદ નથી."

આ સાંભળીને અમારી કૌમના કેટલાક મુશરિકો ઊભા થઈ ગયા અને કસમો ખાય ખાયને કહેવા લાગ્યા, "અલ્લાહના સોગંદ ! એવું કશું બન્યું જ નથી. બિલકુલ ખોટા સમાચાર છે. મુહંમદના હાથ પર અમે કોઈ બૈઅત લીધી નથી."

અમારી કૌમના મુશરિકોની વાત પણ સાચી જ હતી. રાતની બૈઅત અંગે તેઓ કશું જાણતા ન હતા. એ દરમિયાન અમે મુસલમાનો એકબીજાનું મોં તાકતા હતા. છેવટે કુરૈશી અગ્રેસરો જવા માટે ઊભા થયા. એમાંના હારિસ બિન હિશામ બિન મુગીરહ મખઝૂમી નામના અગ્રેસરે પોતાના પગોમાં નવા સુંદર જોડા પહેરેલા હતા. જાણે કશું જ બન્યું ન હોય તેવો દેખાવ કરીને અમારા એક સાથી અબૂ જાબિરને મેં કહ્યું, "હે અબૂ જાબિર ! જુઓ તો ખરા આ કુરૈશી યુવકે કેવા ફાંકડા જોડા પહેરેલા છે. તમે તો અમારા સરદાર છો. કેમ તમે એવા ફાંકડા જોડા પોતાને માટે નથી બનાવરાવી લેતા ?"

હારિસ બિન હિશામે મારી વાત સાંભળી લીધી. તરત તેણે પોતાના જોડા કાઢીને અમારી તરફ ફેંકી દેતાં કહ્યું, "લે, પહેરી લે એને !"

અબૂ જાબિરે મને કહ્યું, "ખામોશ રહો. તમે આ કુરૈશી યુવકને નારાજ કરી નાખ્યા. પાછા આપી

દો એમના જોડા.''

મેં કહ્યું, ''ભેટ મળેલી વસ્તુ પાછી કેમ અપાય ? આ તો બહુ શુભશુકન થયેલા કહેવાય અને જો આ શુકન સાચા ઠર્યા તો એક દિવસે એની પાસેથી બધું પડાવી લઈશ.''

અહીંથી કુરૈશી અગ્રેસરો અમારા કાફલાના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય સલૂલના તંબૂ પાસે ગયા અને તેને પણ તેજ વાતો પૂછી જે અમને પૂછી હતી. તેણે જવાબમાં કહ્યું, ''આ તો બહુ ગંભીર મામલો કહેવાય. મારી કૌમ મને પૂછયા વિના આમ કરી શકે જ નહિ. મારૂં માનવું છે કે સમાચાર ખોટા છે.''

**હઝરત સઅદ બિન ઉબાદહની ધરપકડ**——————એ પછી કુરૈશી સરદારો ત્યાંથી ચાલ્યા ગયા. પણ આ જવાબથી તેઓના મનને સંતોષ થયો ન હતો. તેઓ બરાબર ભાળ મેળવવાની વેતરણમાં રહ્યા અંતે તેમને પાકે પાયે સમાચાર મળી ગયા કે હા એ મામલો જરૂર બન્યો છે. ત્યારે વિના વિલંબે તેઓ અમારી તલાશમાં નીકળી પડયા. ત્યાં સુધીમાં અમારો કાફલો એમની પહોંચથી ઘણે આગે નીકળી ગયો હતો. છતાં અમારામાંથી બે ગૃહસ્થો થોડે પાછળ રહી ગયા હતા. એમાંના એક હઝરત સઅદ બિન ઉબાદહ અને બીજા હઝરત મુનઝિર બિન અમ્ર હતા. એ બંને પોતાની કૌમના સરદારો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નકીબો હતા. કુરૈશે એમને મક્કહથી થોડે દૂર ''અઝાખિર'' સ્થળે ઝડપી લીધા. એમાંથી હઝરત મુનઝિર બિન અમ્ર તો એમના કબજામાંથી છૂટકીને ફરાર થઇ ગયા પણ હઝરત સઅદ બિન ઉબાદહને તેઓએ સવારીના દોરડાંથી મુશ્કેટાટ જકડી લીધા અને મારતા-મારતા તથા માથાના વાળો ખેંચતા-પીંખતા તેમને મક્કહ ખેંચી ગયા.

હઝરત સઅદ બિન ઉબાદહનું કથન છે : ''હું ઘાતકીઓના કબજામાં હતો. તેઓ મને મારતા હતા. મારા વાળો પીંખતા હતા. એજ દશાએ અમે મક્કહમાં પ્રવેશ્યા. અચાનક કુરૈશની એક ટોળકી અમારી પાસે આવી. મેં જોયું કે એમાં એક ગૃહસ્થ ગોરા રંગનો, પાતળી કાઠીનો, ઉજળો અને બધામાં બહુ દેખાવડો હતો. મેં મનમાં કહ્યું, ''જો કોઇના દિલમાં દયાની લાગણી હોય તો તે આ ગૃહસ્થ છે !'' પરંતુ મારી નજીક આવતાં જ તેણે પોતાનો હાથ ઉગામ્યો અને એક જોરદાર ઠોંસો તેણે મને ઠોકી દીધો.''

મેં મનમાં કહ્યું, ''વલ્લાહ ! એમાંના કોઇની પાસેથી ભલાઇ કે દયાની આશા રાખવી ફોગટ છે. હું સંપૂર્ણ રીતે એ લોકોના હાથોમાં જકડાયેલો હતો.તેઓ મને ખેંચતા હડસેલા મારતા બજારમાંથી લઇ જતા હતા અચાનક સામેથી આવનારા એક ગૃહસ્થને મારી દયા આવી ગઇ. તેણે મને કહ્યું, ''ભલા માણસ !, અફસોસ છે તુજ પર ! શું કુરૈશના લોકોમાંથી કોઇ તારો ઓળખીતો-પારખીતો નથી ? શું કોઇની સાથે તારી દોસ્તી કે કોલકરારના સંબંધ નથી ?''

**હઝરત સઅદ બિન ઉબાદહનો છુટકારો**——————મેં કહ્યું, ''હા જુબૈર બિન મુત્ઇમ બિન અદી અને હારિસ બિન હર્બ ઉમૈયહ મારા મિત્રો છે. વેપારના જમાનામાં એ બંને મદીનહ આવતા ત્યારે હું એમને આસરો આપ્યા કરતો અને એમના વેપારી કાફલાને લૂંટફાટથી બચાવતો રહેતો.''

એ ગૃહસ્થ બોલ્યો, ''ત્યારે ભલા માણસ કહેતો કેમ નથી ! હવે એમના નામો લઇને મદદનો પોકાર પાડ અને તારા જે સંબંધો એમની સાથે છે તેની લોકોમાં જાહેરાત કર.''

મેં એમ જ કર્યું. એજ વેળા બંનેના નામોનો પોકાર પાડ્યો અને તેઓના આસરામાં હોવાની જાહેરા

કરી દીધી. મારી આ જાહેરાત બાદ એજ ગૃહસ્થ તેઓની તલાશમાં કઅબહ તરફ ગયો. જોયું તો બંને જણ કઅબહના હરમમાં બેઠેલા હતા. તેઓની પાસે જઇને એણે કહ્યું, ''હે ભાઇઓ ! મદીનહના ખઝરજનો એક માણસ અત્યારે ''અબ્તહ'' સ્થળે માર ખાઇ રહ્યો છે અને તમારા નામોનો પોકાર પાડી રહ્યો છે અને કહે છે કે તમારી સાથે તેના કરારી સંબંધો છે.''

''તે છે કોણ ? ''બંનેએ પૂછ્યું.

એણે કહ્યું, ''મદીનહનો સઅદ બિન ઉબાદહ''

''વલ્લાહ ! તે સાચું કહે છે.'' બંને બોલ્યા, ''વેપારના દિવસોમાં મદીનહમાં તેણે અમને આશરો આપ્યો છે અને પોતાની વસતિમાં લૂંટફાટથી અમારા માલનું રક્ષણ કર્યું છે.''

આમ કહીને એ બંને જણ એટલે જુબૈર બિન મુત્ઇમ અને હારિસ બિન હર્બ અમારી પાસે દોડી આવ્યા અને તેઓએ આ હિંસાખોરોના પંજામાંથી મને છોડાવ્યો અને હું મદીનહ તરફ ઊપડી ગયો. [૧]

હઝરત સઅદ બિન ઉબાદહને જેણે ઠોંસો માર્યો હતો તે આમિર બિન લુઐય કુટુંબનો સુહૈલ બિન અમ્ર નામે શખ્સ હતો. ઇબ્ને હિશામ કહે છે : એ મક્કહનો પંકાયેલો શાઇર હતો અને મુસલમાનોનો જાની દુશ્મન હતો.

ઇબ્ને હિશામ કહે છે : જેણે હઝરત સઅદની દયા ખાધી હતી અને છુટકારાનો રસ્તો બતાવ્યો હતો તે અબુલ-બુખ્તરી બિન હિશામ હતો.

**દુશ્મન શાઇરનો બળાપો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત સઅદ બિન ઉબાદહ અને હઝરત મુનઝિર બિન અમ્ર સાથે જે બનાવ બન્યો અને હઝરત મુનઝિર તેઓના કબજામાંથી છટકી જવામાં સફળ થયા તેના બળાપા રૂપે, બનૂ મુહારિબ બિન ફિહર કબીલાના દિરાર બિન ખત્તાબ બિન મિરદાસ નામના શાઇરે એક કસીદો રચ્યો તેના બે શેઅર આ છે :

**તદા-રકતુ સઅદન અનવ-તન ફ-અખઝ-તુહૂ, • વ કાના શિફાઅત લવ તદા-રકતુ મુનઝિરા.**

મેં સઅદ પર બળ મેળવી લીધું અને તેને ઝડપી લીધો. પણ મારા દિલને સંતોષ મળતે અગર હું મુનઝિરને પણ ઝડપી લેતે !

**વ લવ નિલ્તુહૂ તુલ્લત હુનાકા જિરાહુ-હૂ, • વ કાના જિરાહન અન તુહાના વ તુહદરા.**

અગર હું તેને ઝડપી લેત અને તે પછી તેને જેટલા ઘા મારવામાં આવતે એ બધા, બદલા પાત્ર ન ઠરતે ! (એટલે કોઇ મારી પાસેથી તેનું વેર ન લઇ શકતે.) અને એ ઘા પણ એવા હોત જેનાથી તેનો ફજેતો બોલાય જતે અને તેને યોગ્ય જ ઠરાવવામાં આવતે. એટલે જેનો બદલો લેવાનો કોઇને અધિકાર ન મળતે.

**હઝરત હસ્સાનનો જવાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જ્યારે દિરાર બિન ખત્તાબ બિન મિરદાસ શાઇરના આ કસીદાની મદીનહમાં હઝરત હસ્સાન બિન સાબિતને જાણ થઇ તો જવાબમાં તેમણે આ કસીદો

૧. વાકિદીની રિવાયત મુજબ હઝરત સઅદના સાથીઓએ રસ્તામાં એમની બહુ રાહ જોઇ. મોડે સુધી નહિ આવ્યા તો બધાને ચિન્તા પેઠી. પછી તો થવાનું હોય તે થાયનો નિર્ણય કરીને એમની તલાશમાં તેઓ મક્કહ તરફ ઊપડયા. પરંતુ રસ્તામાં જ તેઓ મક્કહ તરફથી આવતા દેખાયા. ત્યારે એમને લઇને બધા મદીનહ તરફ રવાના થયા. (સીરતે-સરવરે-આલમ જિ.૨ પા. ૭૧૦) ''હ''

લખીને મોકલાવી આપ્યા.

**લસ્ત ઇલા સઅદિન વલલ-મરએ મુનઝિરિન, • ઇઝા મા મતાયલ-કવમે અસ્બહના દુમ્મરા.**

તું ન તો સઅદની બરાબરી કરી શકે છે અને ન મુનઝિર જેવા ગૃહસ્થની. ખાસ કરીને જ્યારે કે તેઓની સવારીઓ, ખાસ પ્રકારના સાધનોથી તૈયાર કરેલી હોય.

**અ તફ-ખરુ બિલ કત્તાને લમ્મા લબિસ-તહૂ, • વ કદ તલ-બસુલ અમ્બાતુ રીતન મુકસ-સરા.**

શું તું કત્તાનનો પોશાક પહેરીને ઇતરાય રહ્યો છે ? જ્યારે કે નબ્તી કૌમના લોકો પણ સફેદ રંગનો બારીક અને કિંમત પોશાક પહેરે છે. શું આવો ભપકાદાર પોશાક પહેરવાથી તેઓ ઊંચા ખાનદાનના બની જાય છે?[1]

**ફલા તકુ કલ વસ્નાને યહલુમુ અન્નહુ, • બિ કરયતે કિસરા અવ બિ-કરયતે કયસરા.**

માટે તું પેલા ઊંઘણશી જેવો ન બની જા જે ખ્વાબમાં જુએ છે કે પોતે કિસરા અને કૈસર (જેવા શહેનશાહો) ના શહેરમાં પહોંચી ગયો છે.

**ફલા તકુ કસ્‌ - સ્‌કલય વ કાનત બિ-મઅ-લિન, • અનિસ્‌-સ્‌કલે લવ કાનલ ફુઆદુ તફક-કરા.**

તો તું એવી સ્ત્રી જેવો ન બની જા જેનું બાળક મરી ગયું હોય (અને તે દિનરાત તેના જ ગમમાં રડયા-પીટયા કરતી હોય.) અગર તેના દિલમાં અક્કલ અને વિચારનો છાંટો પણ હોત તો તે મરેલા બાળકના ગમમાં રડયા-પીટયા કરવાનું માંડી વાળત !

**વલા તકુ કશ્શાતિલ-લતી કાના હત્ફુહા, • બિ-હફરે ઝિરા-ઐયિહા ફલમ તર્દ મહ-ફરા.**

અને તું પેલી બકરી જેવો ન બની જા જેનું મોત, તેના આગલા પગોથી ખોતરી કાઢેલી વસ્તુથી આવી લાગ્યું. આ ખોતરવું તેના માટે આવકારવા જેવું ન હતું.[2]

**વલા તકુન કલ-ગાવી ફ-અક-બલા નહ-રહૂ, • વ લમ યખ્શહૂ સલમન મિનન-નબ્લે મુદ-મરા.**

અને તું પેલા ભોંકનારા પાગલ કૂતરા જેવો ન બની જા, જે સંતાઇને તીર ચલાવનારા (શિકારી) તરફથી નિર્ભય થઈને, પોતાનું ડોકું ઊંચું કરીને ઊભેલો છે.

**ફ ઇન્ના વમંય યુહદિલ કસાઇદા નહ-વના, • ક-મુસ્તબ-દિઇન તમ્રન ઇલલ-અર્દે ખયબરા.**

અમારી પાસે શાઇરીના કસીદા મોકલનારનો દાખલો એવો છે જેમ કોઇ માણસ ખૈબરની ભૂમિમાં ખજૂર વેચવા માટે પહોંચી જાય. (**અર્થાત** : અમે મદીનહના લોકો તો શેઅરો-શાઇરીના જોશભેર વહેતા ઝરણા જેવા છીએ. અમારી સામે કોઇ માણસ શાઇરી કેવી રીતે કરી શકે ?)

**અમ્ર બિન જમૂહનો ભગવાન**————રાવીનું કથન છે કે અકબહમાં મુસલમાન બનેલા અન્સારના લોકોએ મદીનહ પહોંચીને બહુ તેજી અને બમણા ઉત્સાહથી ઇસ્લામ પ્રચારનું કામ આરંભી દીધું અને પોતાની

---

૧. કત્તાન અથવા કતાન : એક પ્રકારનું એટલું બારીક અને નાજુક કપડું જે શાઇરોની માન્યતા મુજબ ચાંદનીમાં ફાટી જાય છે. (ફરહન્ગે-આમિરહ પાનું ૪૦૩) ''હ''

**૨.** બકરીનો કિસ્સો એવો છે કે એક માણસ કોઇની બકરીને પકડીને તેને ઝબહ કરવા માગતો હતો અને છરી જેવી કોઇ વસ્તુને શોધી રહ્યો હતો. એ દરમિયાન બકરી પોતાના છૂટકારા માટે જોરજોરથી પોતાના પગોથી જમીન ખોતરવા લાગી ગઇ. અચાનક જમીનમાંથી એક છરો નીકળી આવી. બસ એજ છરીથી પેલાએ બકરીને ઝબહ કરી નાખી. આ કિસ્સો અરબમાં કહેવત તરીકે પ્રચલિત હતો. ''હ''

કૌમમાં જે વૃદ્ધો, વડીલો, જુનવાણીઓ કે કટ્ટરવાદીઓ, બાપ દાદાના ધર્મને ચુસ્તપણે વળી રહ્યા હતા તેઓને પણ હિકમત કે વિવેકબુધ્ધિથી સમજાવી લઇને મુસલમાન બનાવી લીધા.

મદીનહમાં એવા જ કટ્ટરપંથીઓમાંથી એક જુનવાણી વિચારોના અમ્ર બિન જમૂહ બિન ઝૈદ બિન હરામ બિન કઅબ બિન ગનમ બિન કઅબ બિન મસ્લમહ નામે ગૃહસ્થ હતા. એમના નવજવાન બેટા હઝરત મુઆઝ બિન અમ્ર બિન જમૂહએ અકબહની હાજરીમાં રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરીને ઇસ્લામ સ્વીકારી લીધો હતો.એમનો બાપ અમ્ર બિન જમૂહ પોતાના બનૂ સલિમહ કબીલાના સરદારોમાંથી એક નામીચો સરદાર હતો. તેણે પોતાના આવાસની બંગલીમાં કબીલાના બીજા મોવડીઓ પેઠે ભારે ધર્મશ્રધ્ધાથી લાકડાંની એક મૂર્તિની પ્રસ્થાપના કરી હતી. એ મૂર્તિનું નામ મનાત હતું. મનાતને જ પોતાનો ભગવાન માનીને અમ્ર બિન જમૂહ રોજ પ્રાતઃકાળે અપૂર્વ શ્રધ્ધાથી તેની ભકિત કરતો હતો. તેને પગે લાગતો હતો.તેના ચરણોમાં સિજદા મારતો હતો. તેને નવડાવી ધોવડાવીને પાકસાફ અને સ્વચ્છ રાખતો હતો.

જયારે એના બનૂ સલિમહ કબીલાના નવયુવકો, મુઆઝ બિન જબલ અને ખુદ એના ફરઝંદ મુઆઝ બિન અમ્ર બિન જમૂહ વગેરે મુસલમાન બની ગયા તો મક્કહથી આવવા બાદ આ જોશીલા જવાનો રાતના અંધારામાં અમ્ર બિન જમૂહના મંદિરમાં ઘૂસી જતા. અને મૂર્તિને ઉપાડીને મહોલ્લાના ઉકરડામાં, જયાં લોકો ઘરનો કચરો-પૂંજો ઠાલવતા હતા, ત્યાં જઇને ઊંધે માથે પધરાવી આવતા.

અમ્ર બિન જમૂહ વહેલી સવારે ઊઠીને મૂર્તિને પગે લાગવા જતો અને મૂર્તિને તેના સ્થાનકે નહિ જોતો તો બળાપો કરીને બરાડી ઊઠતો, ''કોણ નાલાયક છે જે મારા ભગવાન પર અપમાન જનક ત્રાસ ગુજારે છે!'' પછી એજ વેળા બૂમબરાડા પાડતો મૂર્તિની તલાશમાં નીકળી પડતો. જયારે મૂર્તિને ઊંધે માથે ઉકરડામાં પડેલી જોતો તો ત્યાંથી તેને ઉપાડી લાવતો. તેને નવાડતો, ધોતો, પાકસાફ કરતો, સુગંધીઓની ધૂણી આપતો અને ફરીવાર તેને મંદિરમાં તેના સ્થાને ગોઠવી દેતો અને પછી કહેતો, ''હે ભગવાન ! કોણ તારી સાથે આ અવળચંડાઇ કરે છે ? તેના નામની ખબર પડે તો ભરબજારે હું તેનો ફજેતો બોલાવી દઉં !''

જયારે રાત પડતી અને અમ્ર પથારીમાં ઊંઘી જતો તો ફરીવાર મૂર્તિ સાથે એજ સુલૂક થતો. અમ્ર પરોઢે જાગતો. મંદિરમાં જતો. મૂર્તિને નહિ જોતો તો તલાશ માટે નીકળતો. તેને તેજ મૂજબ ઉકરડાંમાં ઊંધે માથે પડેલી જોતો. ત્યાંથી તેને ઉપાડી લાવતો. નવડાવી ધોવડાવીને સાફ સ્વચ્છ કરતો ધૂપની ધૂણીથી મઘમઘાવીને તેના સ્થાને સ્થાપી દેતો. પાછી રાત પડતી અને અમ્ર ઊંઘી જતો તો મૂર્તિ સાથે એજ મામલો બનતો.

એજ ખેલનું જયારે અનેકવાર પુનરાર્વન થયું તો છેલ્લે એક સવારે અમ્ર પોતાના ભગવાનની મૂર્તિને ઉકરડા પરથી ઉપાડી લાવ્યો. તેને નવડાવી ધોવડાવીને, સાફ સુથરી કરીને, સુગંધીઓથી મઘમઘાવીને મંદિરમાં તેના સ્થાને ગોઠવી દીધી અને પછી તેના ગળે ખુલ્લી તલવાર ભેરવી દીધી અને તેને સંબોધીને કહી દીધું, ''હે ભગવાન ! વલ્લાહ હું નથી જાણતો કે કોણ તારી સાથે આ ખેલ ભજવે છે ! પણ તૂં તો રોજ તેને પોતાની આંખે જુએ છે. અગર તું સાચો ભગવાન છે અને તારામાં કંઇ બળ છે તો પોતે પોતાનો બચાવ કરી લેજે.સાંભળ, આ તલવાર એજ હેતુએ મેં તારા ગળે ભેરવી છે !''

જયારે રાત પડી અને અમ્ર બિન જમૂહ ઊંઘી ગયો તો પેલા જવાનોએ અગાઉ મૂજબ મંદિર પર છાપો માર્યો. મૂર્તિની ડોકમાંથી તલવાર કાઢી લીધી.એક મરેલું કૂતરું લાવીને દોરડીથી મૂર્તિ સાથે બાંધી દીધું અને

તેને ઉપાડીને મહોલ્લાના ઉકરડા પર ઊંધે માથે પધરાવી આવ્યા.

અમ્ર બિન જમૂહ વહેલી સવારે જાગી ગયો. મંદિરમાં જઇને જોયું તો મૂર્તિ ત્યાં હતી નહિ. બૂમબરાડા પાડતો ઉકરડા તરફ દોડયો. જોયું તો તેનો ભગવાન મરેલા કૂતરાં સાથે, ઉકરડાની ગંદકીમાં લબછબ, ઊંધે માથે પડેલો હતો. જયારે તેણે આ તમાશો જોયો અને પોતાની તથા મૂર્તિની દશા પર વિચાર કર્યો તો તેની આંખો પર પડેલા ગફલતના પર્દા હટવા લાગ્યા અને તેની કૌમના મુસલમાન બનેલા લોકો સાથે એ અંગે તેણે વાતચીત કરી તો તેઓએ પણ એને ઇસ્લામની હકીકત સમજાવીને મુસલમાન બની જવાની પ્રેરણા આપી. ત્યારે અલ્લાહ તઆલાની અનંત કૃપાઓએ તેની રહબરી કરી અને તેણે ઇસ્લામ ધર્મ કબૂલ કરી લીધો અને આગળ જતાં ઇસ્લામમાં તેણે અપૂર્વ નામના મેળવી લીધી. [૧]

**હઝરત અમ્ર બિન જમૂહનો કસીદો**————હઝરત અમ્ર બિન જમૂહ જયારે મુસલમાન બની ગયા અને અલ્લાહ તઆલાની ઓળખ તથા તેના ગુણકારી નામોનું જ્ઞાન મેળવી લીધું તો મૂર્તિ સાથે બનેલા મામલાનો ઊંડો અભ્યાસ કરતાં તેની પોકળતા જાહેર થઇ ગઇ. દિલના આ અંધાપા અને ગુમરાહીથી મુક્તિ આપવા બદલ તેમણે અલ્લાહના ઉપકારોનો આભાર માનતા કહ્યું :

**વલ્લાહિ લવ કુન્ત ઇલાહલ-લમ તકુન, • અન્ત વ કલ્બુન વસ્ત બિઅરિન ફી કરન.**

અલ્લાહના સોગંદ ! અગર તું ભગવાન હોત તો એક ખાડામાં મરેલા કૂતરાં સાથે દોરડીથી જકડાઇને ઊંધા માથે લટકેલો ન હોત !

**ઉફ્ફીન લિ-મિલકાક ઇલાહન મુસ-તદન, • અલ-આન ફત-તશનાક અન સૂઇલ-ગબન.**

તુફ છે તારી ભગવાની પર ! આજે અમને અમારી બેવકૂફી અને તુજને લગતી અમારી ટૂંકી બુદ્ધિની ભૂલનું ભાન થઇ ગયું.

**અલ-હમ્દુ લિલ્લાહિલ-અલિય્ય ઝિલ-મિનન, • અલ-વાહિબિર-રઝઝાકિ દય્યા-નિદ - દિયન**

બધા ગુણગાન તે પ્રભાવશાળી અલ્લાહને શોભે છે જે મહાન ઉપકારદાતા છે. રોજી આપનારો છે અને સદાચારીઓને રૂડો બદલો આપનારો છે.

**હુવલ-લઝી અન-કઝની મિન કબિલ અન • અકુન ફી ઝુલ-મતિ કબરિ મુર-તહન.**

એજ મહાન અલ્લાહએ મને કબરના અંધારામાં ઝીંકાવા પહેલા કુફ્રો-શિર્કથી બચાવી લીધો.

**બિ-અહમદિલ- મહદિય-યિન નબીય-યિલ મુઅ-મન.**

અલ્લાહ તરફથી હિદાયત પામેલા પ્રામાણિક પયગમ્બર અહમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બરકતથી.

---

૧. હઝરત અમ્ર બિન જમૂહ, લંગડા સહાબી હતા. અલ્લાહ એમનાથી રાજી રહો અને અલ્લાહની બેશુમાર રહમતો હો એમના પવિત્ર આત્મા પર ! જંગે ઉહુદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રહીને, મુશરિકો સાથે બહાદુરીથી લડીને શહીદ થઇ ગયા.

## પ્રકરણ ૬૯

# બૈઅતની શરતો અને હાજર ગૃહસ્થો

અકબહની બીજી બૈઅતની શરતો • શરતોનું પાલન અને જન્નતના કોલકરાર • અકબહની બીજી બૈઅતના હાજર ગૃહસ્થો • ઔસ બિન હારિસહ અને બનૂ અબ્દુલ-અશહલ • બનૂ હારિસહ બિન હારિસ • બનૂ અમ્ર બિન ઔફ • ખઝરજ બિન હારિસહ • બનૂ અમ્ર બિન મબઝૂલ • બનૂ અમ્ર બિન માલિક • બનૂ માઝિન બિન નજ્જાર • બલ-હારિસ બિન ખઝરજ • બનૂ બયાદહ બિન આમિર • બનૂ આમિર બિન ઝુરૈક • બનૂ સલિમહ બિન સઅદ • બનૂ સવાદ બિન ગનમ • બનૂ ગનમ બિન સવાદ • બનૂ નાબી બિન અમ્ર • બનૂ હરામ બિન કઅબ • બનૂ ઔફ બિન ખઝરજ • બનૂ સલીમ બિન ગનમ • બનૂ સાઇદહ બિન કઅબ • બહાદુર ખાતૂન ઉમ્મે-ઉમારહ.

**અકબહની બીજી બૈઅતની શરતો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : અલ્લાહ તઆલાએ જ્યારે પોતાના પયગમ્બરને યુધ્ધની એટલે ઇસ્લામના દુશ્મનો સાથે જિહાદની પરવાનગી આપી તો યુધ્ધને લગતી બૈઅતની શરતો, અકબહની પહેલી બૈઅતની શરતોથી કેવળ અલગ હતી. કારણ આ હતું કે તે વેળા સુધી અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને ઇસ્લામના દુશ્મનો સાથે લડવાની કે જિહાદ કરવાની પરવાનગી આપી ન હતી.

એ પછી જ્યારે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને ઇસ્લામના દુશ્મનો સાથે યુધ્ધની પરવાનગી આપી દીધી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ "બૈઅતે-અકબએ-સાનિયહ" એટલે અકબહ સ્થળે લીધેલી બીજી બૈઅત વેળા મદીનહના મુસલમાન બનનારા અન્સાર પાસેથી, ઇસ્લામના કાળા-ગોરા દુશ્મનો સાથે લડી લેવાની બૈઅત લીધી. એની સાથે જ પોતાની જાત માટે તથા અલ્લાહના હકો માટે પણ કેટલીક શરતો લગાડી દીધી. અને જો એ શરતોનું પાલન કરવામાં આવે તો તેના બદલામાં જન્નતના કોલકરાર કરી લીધા.

**શરતોનું પાલન અને જન્નતના કોલકરાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઉબાદહ બિન વલીદ બિન ઉબાદહ બિન સામિતે પોતાના પિતા વલીદથી સાંભળેલી અને વલીદે પોતાના પિતા હઝરત ઉબાદહ બિન સામિત——જેઓ અકબહની બંને બૈઅતોમાં શામિલ હતા અને જેમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના નકીબ એટલે કૌમની દેખરેખના સત્તાવાર અમલદાર નીમેલા હતા.——ની આ હદીસ કહી સંભળાવી, જેમાં હઝરત ઉબાદહ બિન સામિત કહે છે : "અમે બીજી બૈઅત અકબહ સ્થળે રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર યુધ્ધ માટે લીધી હતી; જ્યારે કે પહેલી જે બૈઅત અમે ૧૨ માણસોએ અકબહ સ્થળે લીધી હતી તે ઓરતોની બૈઅતના શબ્દોમાં લીધી હતી જેનું નામ "બૈઅતે-નિસાઅ" તરીકે જાણીતું થયું હતું. તેમાં નીચે દર્શાવેલી વાતો માટે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરી હતી :

> "અમે અલ્લાહ તઆલા સાથે કોઈને તેનો ભાગીદાર નહિ ઠરાવીશું (એટલે મૂર્તિપૂજાનો ત્યાગ કરીને એક અલ્લાહ સિવાય કોઈ બીજાને પોતાનો ભગવાન નહિ માનીશું.) અમે ચોરી નહિ કરીશું. અમે ઝિનાખોરી નહિ કરીશું. અમે પોતાની અવલાદને કતલ નહિ કરીશું. તંગી હોય તે તવંગરી, હર હાલમાં અમે અલ્લાહના રસ્તામાં પોતાનો માલ ખર્ચ કરીશું. ખુશીનો પ્રસંગ હોય કે ગમીનો, મજબુરી હોય કે ન હોય, અમે આપના તરફથી મળેલા દરેક હુકમનું દિલોજાનથી પાલન કરીશું. આપના કોઈ હુકમમાં વાંધા કાઢીને આપના નકીબ યા અમલદાર સાથે ઝગડો નહિ કરીશું. અમે ગમે તે દશામાં ગમે ત્યાં હોઈએ, સદા સત્યવાત ઉચ્ચારીશું. અલ્લાહના આદેશોના મામલામાં કોઈ ઠપકો આપનારના ઠપકાની પરવા નહિ કરીશું. જે વસ્તુઓથી અમે અમારૂં અને અમારાં બાલબચ્ચાંઓનું રક્ષણ કરીએ છીએ, તેજ વસ્તુઓથી અમે આપનું પણ રક્ષણ કરીશું."

આ બૈઅતના જવાબમાં આપે ફરમાવ્યું, "જો આ શરતોનું તમે પાલન કરશો તો એના બદલામાં તમારી સાથે જન્નતના કોલકરાર છે."

**અકબહની બીજી બૈઅતના હાજર ગૃહસ્થો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બૈઅતે-અકબએ-સાનિયહ એટલે અકબહ સ્થળની બીજી બૈઅત પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત લેનારાઓમાં ઔસ અને ખઝરજના કબીલાઓમાંથી ૭૩ પુરૂષો અને બે મહિલાઓ હતી. તેઓના નામોની ટીપ આ છે :

• **ઔસ બિન હારિસહ અને બનૂ અબ્દુલ-અશહલ**————ઔસ બિન હારિસહ બિન સઅલબા બિન અમ્ર બિન આમિરની શાખ બનૂ અબ્દુલ-અશહલ બિન જુશમ બિન હારિસ બિન ખઝરજ બિન અમ્ર બિન આમિર બિન ઔસમાંથી ત્રણ ગૃહસ્થો :

૧————હઝરત ઉસૈદ બિન હુદૈર.રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચૂંટાયેલા નકીબ (સરદાર) હતા. જંગે-બદ્રમાં હાજર ન હતા.

૨————હઝરત સલમહ બિન સલામહ જંગે-બદ્રમાં હાજર હતા.

૩————અબુલ-હૈસમ બિન તૈયિહાન. નામ માલિક હતું. જંગે-બદ્રમાં શામિલ હતા.

**બનૂ હારિસહ બિન હારિસ**———— ————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ હારિસહ બિન ખઝરજ બિન અમ્ર બિન માલિક બિન ઔસમાંથી ૩ ગૃહસ્થો :

(૧) હઝરત ઝુહૈર બિન રાફિઅ બિન અદી બિન ઝૈદ બિન જુશમ બિન હારિસહ

(૨) હઝરત અબૂ બુરદહ બિન નયાર બિન અમ્ર બિન ઉબૈદ બિન અમ્ર બિન કિલાબ બિન વહબાન બિન

ગનમ બિન ઝુબયાન બિન હુમૈમ બિન કામિલ બિન ઝુહલ બિન હુન્ની બિન બલ્લી બિન અમ્ર બિન અનહાફ બિન કુદાઅહ. હઝરત અબૂ બુરદહનું મૂળ નામ હાની હતું. જંગે-બદ્રમાં શામિલ હતા.

(૩) હઝરત નુહૈર બિન હૈસુમ જેઓ બનૂ નાબી બિન મજદઆ બિન હારિસહ બિન હારિસ બિન ખઝરજ બિન અમ્ર બિન માલિક બિન ઔસની શાખ આલે-સવાફ બિન કૈસ બિન આમિર બિન નાબી બિન મજદઆ બિન હારિસહમાંથી હતા.

**બનૂ અમ્ર બિન ઔફ**——————બનૂ અમ્ર બિન ઔફ બિન માલિક બિન ઔસમાંથી ૫ ગૃહસ્થો:

(૧) હઝરત સઅદ બિન ખૈસમહ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નકીબ હતા. જંગેબદ્રમાં શામિલ રહ્યા અને આપના સંગાતે રહીને જંગે-ઉહુદમાં શહીદ થયા.

ઇબ્ને હિશામ કહે છે : ઇબ્ને ઇસ્હાકે એમને બનૂ અમ્ર બિન ઔફમાંથી હોવાનું કહ્યું છે જો કે એ બનૂ ગનમ બિન સલમમાંથી હતા. બાબત એમ છે કે કોઇક વાર એક માણસ કોઇ કૌમનો દત્તક હોય છે. એજ કૌમમાં રહીને ઉછેર પામે છે અને પછી એજ કૌમમાંથી ગણાય છે.

(૨) હઝરત રિફાઅહ બિન અબ્દુલ-મુનઝિર બિન ઝુહૈર બિન ઝૈદ [1]—— રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચૂંટી કાઢેલા નકીબ એટલે સરદાર હતા. જંગે-બદ્રમાં મવજૂદ હતા. જંગેઉહૂદમાં શહીદ થયા.

(૩) હઝરત અબ્દુલ્લાહ બિન જુબૈર બિન નુઅમાન બિન ઉમૈયહ——————બદ્રમાં શામિલ હતા. ઉહુદમાં શહીદ થયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને દુશ્મનો પર તીર ચલાવનારાઓના અમીર બનાવ્યા હતા.

(૪) હઝરત મઅન બિન અદી બિન જદ બિન અજલાન——————બદ્ર, ઉહુદ, ખન્દક અને બધા મહત્વના પ્રસંગોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે શામિલ રહ્યા. અને હઝરત અબૂબક્ર સિદ્દીકના ખિલાફત કાળમાં જંગે-યમામહમાં શહીદ થયા.

(૫) હઝરત ઉવૈમ બિન સાઇદહ——————બદ્ર, ઉહુદ અને ખન્દકમાં શામિલ થયા. આ કુલ ૧૧ ગૃહસ્થો છે જેઓ અકબહની બૈઅતમાં ઔસ કબીલામાંથી હતા.

**ખઝરજ બિન હારિસહ**——————ખઝરજ બિન હારિસહ બિન સઅલબા બિન અમ્ર બિન આમિરની શાખ **બનૂ નજ્જાર**——————બનૂ નજ્જારની આ શાખનું નામ તૈમુલ્લાહ બિન સઅલબા બિન અમ્ર બિન ખઝરજ હતું. એમાંથી ૬ ગૃહસ્થો બૈઅતે-અકબહમાં હાજર રહ્યા:

(૧) હઝરત અબૂ ઐયુબ ખાલિદ બિન ઝૈદ બિન કુલૈબ બિન સઅલબા બિન અબ્દે ઔફ બિન ગનમ બિન માલિક બિન નજ્જાર જેઓ બદ્ર, ઉહુદ, ખન્દક અને તમામ મહત્વના પ્રસંગોમાં હાજર રહ્યા અને હઝરત અમીર મુઆવિયહના યુગમાં મુલ્કે-રોમની ભૂમિમાં ગાઝી તરીકે વફાત પામ્યા. (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હિજરત કરીને મદીનહ પધાર્યા તો આપે એમના મેહમાન બનીને એમના મકાનમાં ઉતારો લીધો હતો. અબૂ ઐયૂબ અન્સારીના નામે પ્રખ્યાત હતા.)

---

૧. સહાબીના મુબારક નામ સાથે લાગેલા વંશાવળીના લાંબા નામો ટૂંકાવી દીધાં છે. પૂરી વંશાવળી માટે સીરતે ઇબ્ને હિશામની ઉર્દૂ આવૃત્તિ જુઓ : જિલ્દ-૧ પેજ ૫૦૪ થી ૫૧૨. "દ"

(૨) હઝરત મુઆઝ બિન હારિસ બિન રિફાઅહ————બદ્ર, ઉહુદ, ખન્દક અને તમામ મહત્વના પ્રસંગોમાં હાજર રહ્યા. જાણીતા ખાતૂન હઝરત બીબી અફરાઅના બેટા હતા.

(૩) એમના ભાઈ હઝરત ઔફ બિન હારિસ બિન રિફાઅહ. બદ્રમાં હાજર હતા અને બદ્રમાં જ શહીદ થયા. એ પણ હઝરત અફરાઅના બેટા હતા.

(૪) એમના ભાઈ હઝરત મુઅવ્વઝ બિન હારિસ- બદ્રમાં મવજૂદ હતા અને એમાં જ શહીદ થયા. એજ તે બહાદુર યુવક છે જેણે અબૂ જહલ બિન હિશામ બિન મુગીરહને જંગે-બદ્રમાં કતલ કર્યો હતો. એ પણ બીબી અફરાઅના પુત્ર હતા.

(૫) હઝરત ઉમારહ બિન હઝમ બિન ઝૈદ બિન લૂઝાન————બદ્ર, ઉહુદ, ખન્દક અને તમામ મહત્વના પ્રસંગોમાં હાજર રહ્યા. હઝરત અબૂબક્ર સિદ્દીકના યુગમાં જંગે-યમામહમાં શહીદ થયા.

(૬) હઝરત અસઅદ બિન ઝુરારહ જેઓ ચૂંટાયેલા સરદાર હતા. જંગે-બદ્ર પહેલાં જ મસ્જિદે-નબવીની બાંધણી વેળા વફાત પામી ગયા. અબૂ ઉમામહ ઉપનામે પંકાયેલા હતા.

**બનૂ અમ્ર બિન મબઝૂલ**————બનૂ અમ્ર બિન મબઝૂલ બિન આમિર બિન મલિક બિન નજ્જારમાંથી એક ગૃહસ્થ :

(૧) હઝરત સહલ બિન અતીક બિન અમ્ર-જંગે-બદ્રમાં શામિલ હતા.

**બનૂ અમ્ર બિન માલિક**————બનૂ અમ્ર બિન માલિક બિન નજ્જાર જેઓ બનૂ હુદૈલહ તરીકે જાણીતા હતા અને હુદૈલહ માલિક બિન ઝૈદ મનાત બિન હબીબ.......ની બેટી હતી. એમાંથી બે ગૃહસ્થો:

(૧) હઝરત ઔસ બિન સાબિત બિન મુનઝિર બિન હરામ————બદ્રમાં મવજૂદ હતા.

(૨) હઝરત અબૂ તલહા. અસલ નામ ઝૈદ બિન સહલ————બદ્રમાં હાજર હતા.

**બનૂ માઝિન બિન નજ્જાર**————બનૂ માઝિન બિન નજ્જારમાંથી બે ગૃહસ્થો :

(૧) હઝરત કૈસ બિન અબી સઅસઆ બિન અમ્ર બિન ઝૈદ————જંગે-બદ્રમાં હાજર હતા. આ યુધ્ધમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને લશ્કરની પાછલી હરોળમાં નીમ્યા હતા.

(૨) હઝરત અમ્ર બિન ગઝ-ઝિય્યહ બિન અમ્ર બિન સઅલબા————આ કુલ ૧૧ ગૃહસ્થો હતા જેઓ અકબહની બૈઅતમાં બનૂ નજ્જાર કબીલામાંથી હાજર થયા હતા.

**બલ હારિસ બિન ખઝરજ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બલહારિસ બિન ખઝરજમાંથી ૭ ગૃહસ્થો :

(૧) હઝરત સઅદ બિન રબીઅ. જેઓ ચૂંટાયેલા સરદાર હતા. બદ્રમાં હાજર હતા. ઉહુદમાં શહીદ થયા.

(૨) હઝરત ખારિજહ બિન ઝૈદ બિન અબી ઝુહૈર બિન માલિક ઈમ્રઉલ-કૈસ——બદ્રમાં હાજર હતા. ઉહુદમાં શહીદ થયા.

(૩) હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા. ચૂંટાયેલા સરદાર હતા. બદ્ર, ઉહુદ, ખન્દક અને મહત્વના તમામ પ્રસંગોમાં (ફત્હે-મક્કહ અને તે પછીની જંગો સિવાય) હાજર હતા. જંગે-મૂતહમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમ તરફથી અમીર નીમાયા, અને એજ લડાઇમાં શહીદ થયા.

(૪) હઝરત બશીર બિન સઅદ બિન સ઼અલબા બિન જુલ્લાસ————બદ્રમાં હાજર હતા.

(૫) હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ સ઼અલબા બિન અબ્દે-રબ્બેહ————બદ્રમાં મવજૂદ હતા. એજ તે ગૃહસ્થ છે જેમને ખ્વાબમાં અઝાન પોકારવાનો તરીકો અને શબ્દો બતાવવામાં આવ્યા. એમણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખ્વાબની વિગત કહી તો આપે એજ શબ્દોમાં અઝાન પોકારવાનો હુકમ ફરમાવ્યો.

(૬) હઝરત ખલ્લાદ બિન સુવૈદ બિન સ઼અલબા બિન અમ્ર બિન હારિસ઼હ બિન ઇમ્ર ઉલકૈસ————બદ્ર, ઉહુદ, ખન્દકમાં હાજર રહ્યા. બનૂ કુરૈઝહના યહૂદીઓના ઘેરા પ્રસંગે શહીદ થયા. યહૂદીઓના એક કિલ્લામાંથી એમના માથે ઘંટીનું પડ ઝીંકવામાં આવ્યું જેનાથી માથું ફાટી ગયું. લોકો કહે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : "ઇન્ન લહૂ લ-અજ્ર શહીદૈન." એમના માટે બે શહીદોનો અજર છે.

(૭) હઝરત ઉકબહ બિન અમ્ર બિન સ઼અલબા બિન અસીરહ બિન ગસીરહ————એમનું ઉપનામ અબૂ મસઊદ હતું. બૈઅતે-અકબહના હાજરજનોમાં સૌથી નાની વયના હતા. બદ્રમાં હાજર ન હતા. હઝરત અમીર મુઆવિયહના યુગમાં વફાત પામ્યા.

**બનૂ બયાદહ બિન આમિર** ————બનૂ બયાદહ બિન આમિર બિન ઝુરૈક બિન અબ્દે હારિસ઼હમાંથી ૩ ગૃહસ્થો :

(૧) હઝરત ઝિયાદ બિન લબીદ બિન સ઼અલબા બિન સિનાન————બદ્રમાં હાજર હતા.

(૨) હઝરત ફર્વહ બિન અમ્ર બિન વઝફહ બિન ઉબૈદ બિન આમિર બિન બયાદહ. બદ્રમાં હાજર હતા. કેટલાકે વઝફહનો ઉચ્ચાર વદફહ કર્યો છે.

(૩) હઝરત ખાલિદ બિન કૈસ બિન માલિક બિન અજલાન. બદ્રમાં હાજર હતા.

**બનૂ આમિર બિન ઝુરૈક** ————બનૂ ઝુરૈકની શાખ આમિર બિન ઝુરૈક બિન અબ્દે હારિસ઼હ બિન માલિક બિન ગદબ બિન જુશમ બિન ખઝરજમાંથી ૪ ગૃહસ્થો :

(૧) હઝરત રાફિઅ બિન માલિક ચૂંટાયેલા સરદારોમાંથી હતા.

(૨) હઝરત ઝકવાન બિન અબ્દે કૈસ બિન ખલદહ————આ ગૃહસ્થ મદીનહ છોડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાસે ચાલ્યા ગયા હતા. અને મક્કહમાં આપની પાસે જ રહેતા હતા. આ કારણે લોકો એમને મુહાજિર અનસારી કહેતા હતા. બદ્રમાં મવજૂદ રહ્યા અને ઉહુદમાં શહીદ થયા.

(૩) હઝરત ઉબાદહ બિન કૈસ બિન આમિર બિન ખલદહ————બદ્રમાં હાજરી આપી.

(૪) હઝરત હારિસ઼ બિન કૈસ બિન ખાલિદ બિન આમિર બિન ઝુરૈક. બદ્રમાં હાજર હતા.

**બનૂ સલિમહ બિન સઅદ** ————બનૂ સલિમહ બિન સઅદ બિન અલીની શાખ બનૂ ઉબૈદ બિન અદીમાંથી ૧૧ ગૃહસ્થો :

(૧) હઝરત બરાઅ બિન મઅરૂર બિન સખ્ર. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ચૂંટેલા સરદાર હતા. એમના વિષે બનૂ સલિમહનો દાવો છે કે એ પહેલા ગૃહસ્થ હતા જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર સૌથી પહેલાં બૈઅત લેવાનું માન ખાટી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધારે તે પહેલાં વફાત પામી ગયા.

(૨) હઝરત બરાઅના ફરઝંદ હઝરત બિશ્ર બિન બરાઅ બિન મઅરૂર. બદ્ર, ઉહુદ, ખન્દકની લડાઈઓમાં શામિલ રહ્યા. ખૈબરના યુદ્ધ પ્રસંગે યહૂદીની દઅવતમાં બકરીના માંસમાં મેળવેલા હળાહળ ઝહેરનો એક કોળિયો ખાઇ લેવાથી ત્યાં જ શહીદ થઇ ગયા. એમના કબીલાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પૂછ્યું, "હે બની સલ્મહ ! તમારો સરદાર કોણ છે ?" તેઓ બોલ્યા, " જુદ્દ બિન કૈસ, ભારે કંજૂસ છે છતાં અમારો સરદાર છે." આપે ફરમાવ્યું, "કંજૂસીથી વધીને બીજો ભયંકર રોગ નથી. માટે તમારો સરદાર જુદ્દ બિન કૈસ નહિ બલકે બાંકો, રૂપાળો, વાંકળિયા લટોવાળો બિશ્ર બિન બરાઅ છે."

(૩) હઝરત સિનાન બિન સૈફી બિન સખ્ર બદ્રમાં શામિલ રહ્યા. ખન્દકમાં શહીદ થયા.

(૪) હઝરત તુફૈલ બિન નુઅમાન. બદ્રમાં હાજર રહ્યા. ખન્દકમાં શહીદ થયા.

(૫) હઝરત મઅકલ બિન મુનઝિર. બદ્રમાં હાજર રહ્યા. એમના ભાઇ હઝરત યઝીદ બિન મુનઝિર પણ બદ્રમાં શરીક હતા.

(૬) એમના ભાઈ હઝરત યઝીદ બિન મુનઝિર. બદ્રમાં હાજર હતા.

(૭) હઝરત મસઊદ બિન યઝીદ બિન સુબૈઅ.

(૮) હઝરત ઝહહાક બિન હારિસહ બિન ઝૈદ. બદ્રમાં શામિલ રહ્યા.

(૯) હઝરત યઝીદ બિન ખુઝામ બિન સુબૈઅ બિન ખનસાઅ.

(૧૦) હઝરત જબ્બાર બિન સખ્ર બિન ઉમૈયહ. બદ્રમાં શામિલ થયા.

(૧૧) હઝરત તુફૈલ બિન માલિક બિન ખનસાઅ. બદ્રમાં હાજર રહ્યા.

**બનૂ સવાદ બિન ગનમ**———બની સવાદ બિન ગનમની શાખ બની કઅબ બિન સવાદમાંથી એક ગૃહસ્થ :

(૧) હઝરત કઅબ બિન માલિક બિન અબી કઅબ

**બનૂ ગનમ બિન સવાદ** ———બની ગનમ બિન સવાદ બિન ગનમ બિન કઅબમાંથી પાંચ ગૃહસ્થો:

(૧) હઝરત સલીમ બિન અમ્ર બિન હદીદા. બદ્રમાં શામિલ રહ્યા.

(૨) હઝરત કુત્બહ બિન આમિર બિન હદીદા. બદ્રમાં હાજર રહ્યા.

(૩) હઝરત યઝીદ બિન આમિર. હઝરત કુત્બહના ભાઈ. હઝરત યઝીદનું ઉપનામ અબુલ-મુનઝિર હતું. બદ્રમાં હાજર હતા.

(૪) હઝરત કઅબ બિન અમ્ર બિન ઉબાદ. ઉપનામ અબુલ-યુસ્ર. બદ્રમાં શામિલ રહ્યા.

(૫) હઝરત સૈફી બિન સવાદ બિન ઉબાદ. ઇબ્ને હિશામ મુજબ : સૈફી બિન અસવદ.

**બનૂ નાબી બિન અમ્ર** ———બનૂ નાબી બિન અમ્ર બિન સવાદ બિન ગનમમાંથી પાંચ ગૃહસ્થો:

(૧) હઝરત સઅલબા બિન ગનમહ બિન અદી. બદ્રમાં મવજૂદ હતા. ખન્દકમાં શહીદ થયા.

(૨) હઝરત અમ્ર બિન ગનમહ બિન અદી બિન નાબી.

(૩) હઝરત અબસ બિન આમિર બિન અદી બિન નાબી બદ્રમાં હાજર રહ્યા.

(૪) હઝરત અબ્દુલ્લાહ બિન ઉનૈસ.

(૫) હઝરત ખાલિદ બિન અમ્ર બિન અદી બિન નાબી.

**બનૂ હરામ બિન કઅબ** ————બની હરામ બિન કઅબ બિન ગનમ બિન કઅબમાંથી સાત ગૃહસ્થો :

(૧) હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન હરામ. ચૂંટાયેલા સરદાર. બદ્રમાં હાજર. ઉહુદમાં શહીદ.

(૨) હઝરત અબ્દુલ્લાહના પુત્ર હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ.

(૩) હઝરત મુઆઝ બિન અમ્ર બિન જમૂહ. બદ્રમાં શામિલ રહ્યા.

(૪) હઝરત સ઼ાબિત બિન જઝઅ-તાઈફમાં શહીદ થયા. જઝઅનું નામ સ઼અલબા હતું.

(૫) હઝરત ઉમૈર બિન હારિસ઼ બિન સ઼અલબા. બદ્રમાં શામિલ હતા.

(૬) હઝરત ખુદૈજ બિન સલામહ.

(૭) હઝરત મુઆઝ બિન જબલ. બદ્રમાં અને તમામ જિહાદોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રહ્યા.

હઝરત ઉમર (રદિ.)ના યુગમાં સીરિયાના અમવાસ મુકામે પ્લેગમાં વફાત પામ્યા.

**બનૂ ઔફ બિન ખઝરજ** ————બનૂ ઔફ બિન ખઝરજની શાખ બનૂ સાલિમ બિન ઔફમાંથી ચાર ગૃહસ્થો :

(૧) હઝરત ઉબાદહ બિન સામિત બિન કૈસ. ચૂંટાયેલા સરદાર. બદ્ર અને તમામ જિહાદોમાં શામિલ રહ્યા.

(૨) હઝરત અબ્બાસ બિન ઉબાદહ બિન નદ્દલહ બિન માલિક. બૈઅત બાદ મદીનહ ગયા અને ત્યાંથી મક્કહ આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં રહી ગયા. જેથી લોકો એમને મુહાજિર-અન્સારી કહેતા હતા. જંગે ઉહુદમાં શહીદ થયા.

(૩) હઝરત અબૂ અબ્દુર્રહમાન યઝીદ બિન સ઼અલબા.

(૪) હઝરત અમ્ર બિન હારિસ઼ બિન લુબદહ. આ ચાર ગૃહસ્થો કવાકલ કહેવાતા હતા. બનૂ સલીમ બિન ગનમમાંથી હતા. અને બની હુબલી તરીકે જાણીતા હતા. ઇબ્ને હિશામ કહે છે : અલહુબલીનું નામ સાલિમ બિન ગનમ બિન ઔફ હતું. એમનાં પેટ મોટાં હતાં. જેથી અલ-હુબલી તરીકે મશહૂર થઇ ગયા.

**બનૂ સલીમ બિન ગનમ** ————બનૂ સલીમ બિન ગનમ બિન ઔફમાંથી બે ગૃહસ્થો:

(૧) હઝરત રિફાઅહ બિન અમ્ર બિન ઝૈદ. ઉપનામ અબુલ-વલીદ. બદ્રમાં હાજર હતા. ઇબ્ને હિશામ કહે છે : કેટલાકના કહેવા મુજબ હઝરત રિફાઅહના પિતાનું નામ અમ્ર નહિ પણ માલિક હતું. અને માલિક વલીદ બિન અબ્દુલ્લાહનો પુત્ર હતો.

(૨) હઝરત અકબા બિન વહબ બિન કલદહ. બદ્રમાં હાજર હતા. બૈઅત બાદ મદીનહ ગયા અને પછી મક્કહ આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં રહી ગયા. આ કારણે મુહાજિર-અન્સાર માંથી હતા.

**બનૂ સાઈદહ બિન કઅબ** ———બનૂ સાઈદહ બિન કઅબ બિન ખઝરજ માંથી બે ગૃહસ્થોઃ

(૧) હઝરત સઅદ બિન ઉબાદહ બિન દુલૈમ. ચૂંટાયેલા સરદાર હતા.

(૨) હઝરત મુનઝિર બિન અમ્ર બિન ખુનૈસ. ચૂંટાયેલા સરદાર હતા. બદ્ર અને ઉહુદમાં હાજર રહ્યા. બીરે-મઊનાની ઘટના પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમને અમીર બનાવ્યા અને એમાં જ શહીદ થયા.

સારાંશ કે બૈઅતુલ-અકબહમાં ઔસ અને ખઝરજમાંથી હાજર થનારા ૭૩ પુરૂષો હતા. એમાં બે ખાતૂનો પણ હતાં. ખાતૂનો એટલે સ્ત્રીઓ સાથે બૈઅત લેતી વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હાથ સાથે હાથ મેળવતા ન હતા. ફક્ત મૌખિક કબૂલાત લઈને ખાતૂનોને ફરમાવી દેતાઃ "ઈઝ હબ્ન કદ બા-યઅતુ કુન્ન."જાવ મેં તમારી બૈઅત લઈ લીધી.

**બહાદુર ખાતૂન ઉમ્મે-ઉમારહ** ———રસૂલુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બૈઅત લેનાર આ બંને મહિલાઓ બનૂ માઝિન બિન નજ્જાર અને બનૂ સલિમહમાંથી હતાં. એમાં એક ખાતૂનનું નામ નુસૈબહ બિન્તે કઅબ બિન અમ્ર બિન અવફ———બિન માઝિન હતું. બીબી નુસૈબહનું ઉપનામ ઉમ્મે ઉમારહ હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે લડાઈમાં ભાગ લીધો. એમની સાથે એમના બહેન, એમના પતિ હઝરત ઝૈદ બિન આસિમ બિન કઅબ અને એમના બંને પુત્રો હઝરત હબીબ બિન ઝૈદ અને હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ પણ હાજર રહ્યા. હબીબને યમામા પ્રદેશના જૂઠા પયગમ્બર મુસૈલિમહ કઝ્ઝાબ અલ-હનફીએ કેદ કરી લીધા હતા. અને પછી પૂછપરછ કરી હતી, "શું તું મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અલ્લાહના પયગમ્બર માને છે ?"

હઝરત હબીબ જવાબ આપતા, "હા બેશક અલ્લાહના સાચા પયગમ્બર માનું છું."

મુસૈલિમા કહેતો, "ત્યારે સાક્ષી આપ કે હું મુસૈલિમહ પણ અલ્લાહનો સાચો પયગમ્બર છું."

હઝરત હબીબ કહેતા, "તારી વાત મને સંભળાતી નથી."

આ જવાબ આપવા બદલ મુસૈલિમહ તેમના શરીરનો એક ભાગ કાપી નાખતો હતો. આ રીતે મુસૈલિમહના એક એક સવાલ પર હઝરત હબીબના શરીરના અવયવો કપાતા ગયા અને છેવટે એજ હાલતમાં તેઓ મુસૈલિમહના હાથે શહીદ થઈ ગયા. મુસૈલિમહ જયારેય રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક નામ ઉચ્ચારતો તો હઝરત હબીબ પોતાનું ઈમાન જાહેર કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર દુરૂદ પઢતા અને મુસૈલિમહ જયારે પયગમ્બર તરીકે પોતાનું નામ લેતો તો હઝરત હબીબ કહી દેતા, "તારી વાત મને સંભળાતી નથી."

મુસૈલિમહ કઝ્ઝાબ સાથે જયારે યમામાનું યુધ્ધ જામ્યું તો નુસૈબહ ખાતૂન (ઉમ્મે-ઉમારહ) ઈસ્લામી લશ્કર સાથે યમામા ગયાં. પોતે યુધ્ધમાં ઝંપલાવીને તલવારનું પાણી બતાવ્યું અને જયારે અલ્લાહની મદદથી મુસલમાનોએ મુસૈલિમહ કઝ્ઝાબને જહન્નમ ભેગો કરીને વિજય મેળવ્યો અને ઈસ્લામી સૈન્ય ત્યાંથી પાછું ફર્યું તો નુસૈબહ ખાતૂનને તલવારો અને ભાલાઓના ૧૨ ઝખ્મ આવ્યા હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત લેનાર બીજા ખાતૂન બનૂ સલિમહના ખાનદાનમાંથી હતાં. એમનું નામ અસમા બિન્તે અમ્ર બિન અદી બિન નાબી બિન અમ્ર બિન સવાદ બિન ગનમ બિન કઅબ બિન સલિમહ હતું અને ઉપનામ ઉમ્મે-મનીઅ હતું.

# પ્રકરણ ૭૦

# યુદ્ધની પરવાનગી અને હિજરતનો આરંભ

ઇસ્લામના દુશ્મનો સાથે લડાઇની પરવાનગી ● કુર્આનમાં મળેલી યુદ્ધની પરવાનગી ● મદીનહની હિજરતનો હુકમ ● મદીનહના સૌથી પહેલા મુહાજિર ● બીબી ઉમ્મે-સલમહની આપવીતી ● વિયોગના દુઃખની દર્દનાક કહાણી ● અલ્લાહ તરફથી મળેલી ગૈબી મદદ ● મક્કહ છોડનારા બીજા મુહાજિરો ● ખાલી પડેલા ઉજ્જડ ઘરો ● મુહાજિરીન અને મુહાજિરાત ● અંધ કવિ અબૂ અહમદનું કાવ્ય

**ઇસ્લામના દુશ્મનો સાથે લડાઇની પરવાનગી**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : અકબહની બીજી બૈઅત પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુશરિકો સાથે લડવાનો કે જંગ કરીને લોહી રેડવાનો હુકમ મળેલો ન હતો. માત્ર ઇસ્લામનું આમંત્રણ આપવાનો, મુસીબતો પર ધીરજ ધરવાનો અને જાહિલો તથા નાદાનો પ્રત્યે દરગુજરની નીતિથી કામ લેવાનો હુકમ હતો. કુરૈશના ત્રાસવાદીઓ આંખો બંધ કરીને મુસલમાનો પર પાશવી અત્યાચાર ગુજારતા રહ્યા. મઝહબના મામલામાં પોતાના જ ભાઇઓ, બહેનો અને બેટાઓ પર કાળો કહેર વરસાવતા રહ્યા. જોહુકમી, જોરજુલમ અને બળજબરીથી મુસલમાનોને તેઓના ઘરોમાંથી હાંકી કાઢીને મક્કહથી બહાર ખદેડતા રહ્યા. કુરૈશની આંખોમાં ખૂન ઊતરી આવ્યું હતું. તેઓના ત્રાસવાદે માઝા મૂકી દીધી હતી. આતંકવાદનો ભૂત ગાંડો બની ગયો હતો.

મતલબ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાઓમાં કેટલાક તો ધર્મસંકટની અગ્નિપરીક્ષામાં સપડાયેલા હતા. કેટલાક તેઓના ઘાતકી હાથોમાં કેદ પકડાઇને પારાવાર યાતનાઓ ભોગવતા હતા. અને કેટલાક તેઓના જંગલી ત્રાસોથી બચવા મક્કહ છોડીને બીજી વસતિઓમાં નાસી ગયા હતા. એમાંની એક જમાઅત હબશહની ભૂમિમાં હિજરત કરી ગઇ હતી. કેટલાક મદીનહ ચાલ્યા ગયા હતા અને કેટલાક અહીંતહીં વિખેરાઇ ગયા હતા.

સારાંશ કે કુરૈશી મુશરિકોએ જયારે અલ્લાહ તઆલા વિરુદ્ધ બંડ પોકારીને બળવો જગાડ્યો અને અલ્લાહ તરફથી ઇસ્લામના રૂપમાં એમને જે માન મળવાનું હતું તેને તિરસ્કારથી ઠુકરાવી દીધું અને અલ્લાહના પયગમ્બરને જૂઠા ઠરાવી દીધા અને જે લોકો એક અલ્લાહના પૂજારી હતા, એક અલ્લાહની તવહીદને માનનારા હતા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનું સમર્થન કરનારા હતા, ઇસ્લામની મજબૂત દોરીને મક્કમતાથી વળગી રહેનારા હતા તેઓને અવનવી મુસીબતોમાં સપડાવી દીધા, ઘરબારથી વિખૂટા પાડીને વતનથી બેવતન કરી દીધા, ત્યારે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આવા નિર્દય,

નિષ્ઠુર, ક્રૂર કાફિરો સાથે લડાઈ કરવાની પરવાનગી આપી દીધી અને ખૂંખાર દુશ્મનોના અત્યાચારોનો ભોગ બનેલાઓને પોતાનો બચાવ કરી લેવાની છૂટ આપી દેવામાં આવી.

**કુર્આનમાં મળેલી યુદધની પરવાનગી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઉરવહ બિન ઝુબૈર અને બીજા ધર્મજ્ઞાનીઓ તરફથી મને જે માહિતી મળી તેના આધારે જિહાદ કે ધર્મયુદધની પરવાનગી અંગે સર્વપ્રથમ કુર્આનની આ આયતો નાઝિલ થવા પામી :

| | |
|---|---|
| ઉઝિન લિલ-લઝીન | પરવાનગી આપવામાં આવી લડાઈની એવા લોકોને, |
| યુકાતિલૂન. | જેઓની સાથે કાફિરો લડે છે. |
| બિઅન-નહુમ ઝુલિમૂ | કેમકે એમની ઉપર જુલમ ગુજારવામાં આવ્યો છે. |
| વઈન-નલ્લાહ | અને બેશક અલ્લાહ |
| અલા નસરિહિમ લ-કદીર. | તેઓની મદદ પર શકિતમાન છે. |
| અલ-લઝીન ઉખરિજૂ | આ તે લોકો છે જેઓને હાંકી કાઢવામાં આવ્યા છે, |
| મિન દિયારિહિમ બિગૈરે-હકક. | તેઓના ઘરોમાંથી વિના કારણે. |
| ઈલ્લા અંય યકૂલૂ | ફકત એટલા વાંકે કે તેઓ કહે છે : |
| રબ્બુ-નલ્લાહ. | અમારો પાલનહાર અલ્લાહ છે. |
| વ-લવલા દફઉલ-લાહિન્નાસ | અને જો હટાવતા નહિ રહે અલ્લાહ લોકોને |
| બઅ-દહુમ બિ-બઅદ | અમુકને અમુકથી, |
| લહુદ-દિમત સવામિઉ | તો તોડી પાડવામાં આવતે સંન્યાસીઓના મઠો |
| વ બિયઉંવ વ સલવાતુંવ | અને ખ્રિસ્તીઓના દેવળો અને યહૂદીઓના ગિરજાઓ |
| વ મસાજિદુ | અને મુસલમાનોની મસ્જિદો; |
| યુઝકરુ ફીહસ-મુલ્લાહિ કસીરા. | જેમાં અલ્લાહનું પુષ્કળ નામ લેવામાં આવે છે. |
| વ-લ-યન-સુરન-નલ્લાહુ | અને જે કોઈ મદદ કરશે અલ્લાહની |
| મંય યન-સુરુહૂ. | તો અલ્લાહ તરફથી જરૂર તેની મદદ કરવામાં આવશે. |
| ઈન્નલ્લાહ લ-કવિય્યુન અઝીઝ. | બેશક અલ્લાહ બહુ બળવાન અને જોરાવર છે. |
| અલ્લઝીન ઈમ-મક-કન્નાહુમ | આ એવા લોકો છે કે જો અમે તેઓને સત્તા આપીએ |
| ફીલ-અર્દ અકામુસ-સલાત્ | ધરતી પર, તો તેઓ નમાઝની પાબંદી કરે, |
| વ આતૂઝ-ઝકાત્ | અને ઝકાત આપે, |
| વ અમરૂ બિલ-મઅરૂફ | અને નેકીઓનો હુકમ કરે, |
| વનહવ અનિલ મુન્કર. | અને બુરાઈઓથી રોકે, |
| વ લિલ્લાહિ આકિબતુલ-ઉમૂર. | અને અલ્લાહના અધિકારમાં છે બધાં કામોનો અંજામ. |

એટલે જિહાદ કે ધર્મયુદધની છૂટ મુસલમાનોને ફકત પોતાના બચાવ કે સ્વરક્ષણ ખાતર જ આપવામાં આવી. કારણ કે એક અલ્લાહની બંદગી અને એક અલ્લાહને પોતાનો પાલનહાર માનવા સિવાય તેઓનો બીજો કોઈ વાંક ન હતો. એવા લોકોને ધરતીની સત્તા આપી દેવામાં આવે તો તેઓ નમાઝ કાયમ કરે. ઝકાત આપે, નેકીઓનો હુકમ આપે, બુરાઈઓથી રોકે. એમાં ''એવા લોકો''થી મતલબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

વ સલ્લમ અને આપના સાથીઓ છે. અલ્લાહ એ સૌથી રાજી રહો !

એ પછી કુર્આનની આ આયત ઉતારવામાં આવી :

| | |
|---|---|
| વ કાતિલૂ હુમ હત્તા | એવાઓની સાથે જંગ કરો ત્યાં સુધી કે, |
| લા તકૂન ફિત્નહ | ફિત્નો બાકી ન રહે, |
| વ યકૂનદ-દીનુ લિલ્લાહ | અને દીન માત્ર અલ્લાહ માટે રહી જાય. |

એટલે કટ્ટર મુશરિકો કે બેરહમ ત્રાસવાદીઓ, મઝહબના મામલામાં વિકરાળ પ્રાણીઓ જેવા બનીને મુસલમાનો પર જંગલી ત્રાસો ન ગુજારી શકે. ફકત એક જ અલ્લાહની બંદગી કરી શકાય અને લેભાગુ ભગવાનોની બંદગીનો અંત આવી જાય.

**મદીનહની હિજરતનો હુકમ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અલ્લાહ તઆલાએ જયારે પોતાના પયગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઇસ્લામના દુશ્મનો સાથે જંગની પરવાનગી આપી દીધી અને મદીનહના અન્સારના બંને કબીલાએ ઇસ્લામ સ્વીકારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદદની પ્રતિજ્ઞા લીધી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહના મુસલમાનોને મદીનહ હિજરત કરી જવાનો અને ત્યાં જઇને પોતાના અન્સાર ભાઇઓ સાથે રહેવાનો હુકમ આપતાં ફરમાવ્યું.

| | |
|---|---|
| ઇન્નલ-લાહ કદ્ જઅલ્ લકુમ | બેશક બનાવી દીધા અલ્લાહએ તમારા માટે |
| ઇખ્વાનન-વ-દારન | એવા ભાઇઓ અને એવા ઘરો |
| તઅ-મિનૂન બિહા. | જયાં તમે નિર્ભય રીતે રહી શકશો. [૧] |

આદેશ મળતાં મુસલમાનોની છૂટક-છૂટક ટુકડીઓ છુપી રીતે મક્કહથી નીકળીને મદીનહ તરફ જવા લાગી અને પછીતો એની પરંપરા લાગી ગઇ. અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં મક્કમ રહીને અલ્લાહના હુકમની રાહ જોવા લાગ્યા કે આપને પણ મક્કહથી નીકળીને મદીનહ હિજરત કરી જવાની અલ્લાહ તરફથી પરવાનગી મળવા પામે !

**મદીનહના સૌથી પહેલા મુહાજિર**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુહાજિરીન સહાબામાંથી સર્વપ્રથમ હિજરત કરનારા, કુરૈશની શાખ બનૂ મખઝૂમના, હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદ બિન હિલાલ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખઝૂમ હતા.[૨] એમનું અસલ નામ અબ્દુલ્લાહ હતું. બૈઅતે-અકબહનો પ્રસંગ સર્જાયો તેના એક વરસ પહેલાં, હઝરત અબૂ સલમહ મક્કહ છોડીને મદીનહ હિજરત કરી ગયા. બન્યું એમ કે મુલ્કે-હબશહથી મક્કહ પાછા આવી જવા બાદ કુરૈશી કાફિરોના આડેધડ અને જંગલી ત્રાસોથી એકદમ તંગ આવી ગયા હતા. જયારે અકબહ સ્થળે મદીનહના કેટલાક ગૃહસ્થોના મુસલમાન બની જવાના સમાચાર કાને પડયા તો હિજરતના ઇરાદે મક્કહ છોડીને મદીનહ તરફ ઉપડી ગયા.

**બીબી ઉમ્મે સલમહની આપવીતી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ સલમહ અને

૧. એટલે મદીનહમાં તમારા અન્સાર ભાઇઓના ઘરોમાં કે જેને તમે શાંતિથી રહી શકશો. ''હ''

૨. હઝરત અબૂ સલમહ રદિયલ્લાહુ અન્હુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દૂધભાઇ અને આપના ફોઇ બર્રહ બિન્તે અબ્દુલ-મુત્તલિબના ફરઝંદ હતા. અબૂ સલમહની વફાત બાદ બીબી ઉમ્મે સલમહની દિલદારી માટે આપે તેમની સાથે નિકાહ કરી લીધા હતા. ''હ''

તેમના બેગમ બીબી ઉમ્મે સલમહની હિજરતની આ કહાણી મારા પિતાજી ઈસ્હાક બિન યસારે મને કહી સંભળાવી. મારા પિતાજીએ આ કહાણી સલમહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન અબૂ સલમહના મુખે સાંભળી અને સલમહ બિન અબ્દુલ્લાહએ પોતાના દાદીઅમ્મા બીબી ઉમ્મે સલમહના મુખે તેમની આ આપવીતી સાંભળી. બીબી ઉમ્મે સલમહ તે ખાતૂન છે જેઓ પોતાના પતિ અબૂ સલમહની વફાત બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવ્યાં હતાં.

બીબી ઉમ્મે સલમહ પોતાની આપવીતી ટાંકતાં ફરમાવે છે : ''જ્યારે મારા ખાવિન્દ અબૂ સલમહએ મક્કહ છોડીને મદીનહ હિજરત કરી જવાનો પાકો ઈરાદો કરી લીધો તો પોતાના ઊંટને પ્રવાસ માટે તૈયાર કરીને તેની પીઠ પર મારા માટે કાઠી કસી લીધી કે જેથી હું તેમાં આરામથી બેસીને સફર કરી શકું . એ પછી તેમણે મને ઊંટ પર સવાર કરાવીને મારા બાળક સલમહને મારા ખોળામાં આપી દીધું. [1] અને પોતે ઊંટનો અછોડો પકડીને પગપાળા ચાલી નીકળ્યા.

આ તરફ અમે રવાના થયા તો બીજી તરફ આ સમાચાર મારા પિયેરવાળા બનૂ મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર મખ્ઝૂમના લોકોને મળી ગયા. એજ વેળા તેઓ ભાગમભાગ દોડી આવ્યા અને આવતાં જ તેઓએ અમને ઘેરી લીધા અને અબૂ સલમહને અટકાવીને કહેવા લાગ્યા, ''અબૂ સલમહ! તું પોતે તો રકઝક કરીને કે સામા જવાબો આપીને અમારા કાબૂમાંથી નીકળી ગયો છે એટલે તારી પોતાની જાત માટે તને અધિકાર છે. તારે જ્યાં જવું હોય ત્યાં ચાલ્યો જા અને જે કરવું હોય તે કર, પણ ઉમ્મે સલમહ તો અમારી બેટી છે. એને લઈ જવાનો તને કશો અધિકાર નથી. શું કામ અમે એને ગામેગામની રખડપટ્ટી માટે તારી સાથે જવા દઈએ?''

આમ કહીને તેઓએ ઊંટનો અછોડો અબૂ સલમહના હાથમાંથી ઝૂંટવી લીધો અને મને મારા બાળક સાથે બળજબરીથી ઊંટ પરથી ઉતારી લઈને પોતાને પંથે પડી ગયા. બીજી તરફ બેતબેતામાં આ સમાચાર, અબૂ સલમહના કુટુંબીજનો બનૂ અબ્દુલ-અસદને મળતાં તેઓ ગુસ્સામાં આવી ગયા. તાબડતોડ તેઓ મારા પિયેરવાળા પાસે દોડી ગયા અને તેઓ તરફ ધસી જઈને કહેવા લાગ્યા, ''આ બાળક તમારૂં નહિ અબૂ સલમહનું છે. તમે અમારા આદમીની બીબી છીનવી લીધી તો વલ્લાહ ! અમે પણ અમારા બાળકને તેની મા પાસે નહિ રહેવા દઈએ !''

એ પછી મારા બાળક વિષે બંને પક્ષોમાં ખેંચાતાણી થવા લાગી. આ ઝપાઝપીમાં મારા બાળકનો હાથ પહોંચામાંથી ઊતરી ગયો અને એજ હાલતમાં બનૂ અબ્દુલ-અસદવાળા મારા બાળકને લઈને ચાલતા થઈ ગયા. આ તરફ મારા કુટુંબીજનોએ મને પોતાના ઘરમાં પૂરી દીધી અને તે તરફ મારા ખાવિન્દ અબૂ સલમહ નિરાશ વદને અને ઉદાસ ચિત્તે એકલવાયા મદીનહ તરફ ઊપડી ગયા.

આ રીતે એ લોકોએ મુજમાં અને મારા ખાવિન્દમાં અને મારા બાળકમાં જુદાઈ કરાવી દીધી. [illegible] [illegible]

**વિયોગના દુઃખની દર્દનાક કહાણી**————હવે મારાં વહાલાંઓના વિયોગમાં મારી એવી દશા

---

૧. બીબી ઉમ્મે સલમહનું મૂળ નામ હિન્દહ અથવા રમલહ હતું. બાળકના નામ પરથી ઉપનામ ઉમ્મે સલમહ થયું એટલે સલમહની મા. "હ"

થઈ કે રોજ પ્રભાત થતાં ઘરમાંથી નીકળી પડતી. અબ્તહની ખીણના ધૂળમાં એકલી અટૂલી બેસીને સાંજ સુધી ચોધાર આંસુએ રડયા કરતી. પૂરૂં એક વરસ કે એટલો જ સમય મુજ દુખિયારીની આ દશા ચાલુ રહી. અંતે એક દિવસે બનૂ મુગીરહનો એક શખ્સ મારી પાસેથી પસાર થયો. એ મારો ચચેરો ભાઈ હતો. એને મારી દર્દનાક દશા પર દયા આવી ગઈ. મારી કરૂણ હાલત જોઈને એનું હૈયું પીગળી ગયું. લાગલો જ બનૂ મુગીરહ પાસે જઈને કહેવા લાગ્યો, ''તમે તે કેવા ઘાતકી લોકો છો ! શું કામ આ બાપડી નિરાધાર સ્ત્રીને રિબાવો છો ? એના ખાવિન્દને તમે ચાલતો કરી દીધો. એના બાળકને તમે વિખૂટું પાડી દીધું. એની દુખી હાલતથી શું તમારૂં દિલ દુભાતું નથી ?''

છેવટે તેઓએ મને કહી દીધું, ''ઉમ્મે સલમહ ! તારી ઇચ્છા હોય તો તારા ખાવિન્દ પાસે ચાલી જા.''

જયારે મારા ખાવિન્દ પાસે જવાની મને પરવાનગી મળી ગઇ તો અબ્દુલ-અસદના લોકોએ પણ મારૂં બાળક મને પાછું આપી દીધું. એ પછી હું મારા બાળક સાથે મારા ઊંટ પર સવાર થઈને અલ્લાહને ભરોસે એકલપંડે મદીનહ તરફ જવા માટે નીકળી પડી. દુનિયાના લોકોમાંથી કોઈ મારો મદદગાર કે કોઈ મારા સંગાતે ન હતો. મેં મનોમન કહ્યું, ''હે અલ્લાહ ! તારી તરફથી કોઈ ગૈબી મદદ મળે તો કેવું સારૂં કે, હું મારા ખાવિન્દ પાસે મદીનહ સહીસલામત પહોંચી જાઉં !''

**અલ્લાહ તરફથી મળેલી ગૈબી મદદ**——————બારગાહે-ઈલાહીમાં માગેલી મારી આ દુઆ બેકાર નહિ ગઈ. જયારે હું તન્ઈમ સ્થળે પહોંચી તો બનૂ અબ્દે-દારવાળા ઉસ્માન બિન તલહા બિન અબી તલહા મારા જોવામાં આવ્યા. તેમણે મને જોતાં જ પૂછયું, ''હે અબૂ ઉમૈયહની બેટી ! કયાંનો ઈરાદો છે ?''

''મારા ખાવિન્દ પાસે મદીનહ જવું છે.'' મેં જવાબ આપ્યો.

''શું કોઈ તમારા સંગાતે નથી ?'' ઉસ્માને બીજો સવાલ કર્યો.

મેં કહ્યું, ''અલ્લાહ અને આ બાળક સિવાય કોઈ નથી.''

''વલ્લાહ !''તેઓ બોલ્યા, ''આ જંગલ બયાબાનમાં તમને અટૂલી મૂકી શકાય નહિ. ચાલો હું તમારા સંગાતે આવું છું.''

આમ કહીને તેમણે મારા ઊંટની મિહાર પકડી લીધી અને પોતે પગપાળા ઊંટને દોરતા આગળ ચાલવા લાગ્યા. અલ્લાહના સોગંદ ! મેં અરબના કોઈ પુરૂષને ઉસ્માન જેવો શરીફ, સંસ્કારી અને સદાચારી નહિ જોયો. એમની આ હાલત હતી કે, કોઈ મંઝિલે વિસામો લેવા થોભતા તો પ્રથમ મારા ઊંટને બેસાડીને પોતે ત્યાંથી ખસી જતા. હું મારા બાળકને લઈને ઊતરી પડતી ત્યારે તેઓ ઊંટની કાઠી ઉતારીને ઊંટને ઝાડ સાથે બાંધી દેતા. પછી ઊંટની પીઠ પરથી સામાન ઉતારતા અને પોતે દૂર જઈને કોઈ ઝાડના સાયા તળે આરામ કરતા. એ પછી કૂચનો સમય થતો ત્યારે ઊંટને લાવીને બેસાડી દેતા. પોતે અલગ થઈને ઊભા થઈ જતા અને મને ઊંટ પર બેસી જવાનું કહેતા. જયારે હું મારા બાળક સાથે સવાર થઈ જતી તો પોતે ઊંટને દોરીને ચાલી નીકળતા.

સારાંશ કે દરેક મંઝિલે વિસામા લેતી વેળા એજ નિયમને તેઓ વળગી રહ્યા. મદીનહ સુધીનો પૂરો પ્રવાસ એજ નિયમને આધીન રહીને તેમણે પૂરો કર્યો. જયારે અમે મદીનહની ભાગોળે પહોંચ્યાં અને કુબામાં બનૂ અમ્ર બિન ઔફની વસતિના ઘરો દેખાવા લાગ્યાં તો ઉસ્માને મને કહ્યું, ''હે બહેન ઉમ્મે સલમહ !

તમારા ખાવિન્દ આ વસતિમાં જ હોવા જોઈએ. (અને અબૂ સલમહએ ખરેખર એજ વસતિમાં ઉતારો લીધો હતો.) હવે તમે અલ્લાહનું નામ લઈને તેની પાસે પહોંચી જાવ." [૧]

આમ કહીને ઉસ્માન મક્કહ તરફ પાછા વળી ગયા. ચાલતા આવ્યા હતા અને ચાલતા મક્કહ તરફ હાલી નીકળ્યા. મારા ખાવિન્દ અબૂ સલમહ એજ વસતિમાં રહેતા હતા.

હઝરત ઉમ્મે સલમહ રદિયલ્લાહુ અન્હા કહ્યા કરતાં, "અલ્લાહના સોગંદ ! હિજરત કરનાર કોઈ મુસલમાન કુટુંબ પર, એટલી આફતો તૂટી પડવાનું મારી જાણમાં નથી જેટલી આફતો, અબૂ સલમહના કુટુંબ પર તૂટી પડી અને ઉસ્માન બિન તલહાથી વધારે શરીફ, વધારે સંસ્કારી, વધારે સદાચારી કે સજ્જન સાથી બીજો કોઈ મેં જોયો નથી."

**મક્કહ છોડનારા બીજા મુહાજિરો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ સલમહ પછી ઘરબાર છોડીને મક્કહથી નીકળી જનારાઓમાં સૌથી પહેલાં જે ગૃહસ્થ મદીનહ આવ્યા તે હઝરત આમિર બિન રબીઅહ હતા જેઓ બનૂ અદી બિન કઅબના કરારી હતા. એમની સાથે એમના બેગમ લયલા બિન્તે અબી હસમહ બિન ગાનમ પણ હતાં.

એમના પછી હઝરત અબ્દુલ્લાહ બિન જહશ બિન રિઆબ બિન યઅમુર........બિન અસદ બિન ખુઝૈમહ જેઓ બનૂ ઉમૈયહ બિન અબ્દે શમ્સના કરારી હતા. તેઓ પોતાના ઘરવાળાંઓ સહિત પોતાના ભાઈ અબ્દ બિન જહશને પણ મદીનહ ખેંચી લાવ્યા જેઓનું ઉપનામ અબૂ અહમદ હતું. એ આંખે અંધ હતા અને મોટા શાઈર પણ હતા. મક્કહના ઊંચાનીચા કે ઢેકાઢૈયાવાળા મહોલ્લાઓમાં કોઈની મદદ વગર મરજી પડે ત્યાં હરીફરી શકતા હતા. એમના બેગમનું નામ ફરઆ અથવા ફારિઆ હતું. જેઓ મક્કહના આગેવાન અને કુરૈશી લશ્કરના સેનાપતિ અબૂ સુફયાન બિન હર્બની પુત્રી હતાં. એમની માનં નામ ઉમૈમહ હતું જે અબ્દુલ -મુત્તલિબ બિન હાશિમની બેટી હતાં.

**ખાલી પડેલાં ઉજ્જડ ઘરો**————બનૂ જહશના આખા કુટુંબની હિજરત પછી એમનું મક્કહનું ઘર અવાવરૂં પડી રહ્યું. એની ભાંગી પડેલી જર્જરિત ભીંતો પાસે આજે અબાન બિન ઉસ્માનનું ઘર આવેલું છે. એજ અરસામાં એક દિવસે ઉત્બહ બિન રબીઅહ, અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબ અને અબૂ જહલ બિન હિશામ મક્કહના ઊંચા મહોલ્લા તરફ જતાં પેલા ઘર પાસેથી પસાર થયા. ઉત્બહ બિન રબીઅહએ જોયું કે ઘર ખાલી પડેલું છે અને ખંડેર જેવું બની જવાને કારણે તેના બારીબારણા ધણધણી રહ્યાં છે. ઘરની આ હાલહવાલી જોઈને તેણે ઠંડો નિસાસો નાખ્યો અને કહ્યું :

વ કુલ્લુ દારિંવ-વ-ઇન તાલત સલામતુ-હા, • યવમન સતુદ-રિકુહન-નકબાઉ વલ-હૂબુ.

દરેક મકાન ભલેને તે ગમે તેટલી મુદ્દત આબાદ અને સલામત રહે પણ એક દિવસે જરૂર તે વિનાશ-

---

૧. ઉસ્માન બિન તલહા બિન અબી તલહા મક્કહના મોટા આગેવાનોમાં અગ્રસ્થાન ધરાવતા હતા. મક્કહ અને કઅબહના વહીવટી તંત્રમાં બે અગત્યના ઓહદા ભોગવતા હતા. એક કઅબહની ચાવી રાખવાનો ઓહદો અને બીજો કુરૈશના લશ્કરી ખાતામાં યુદ્ધનો વાવટો રાખવાનો ઓહદો. તે વેળા સુધી મુશરિક હતા એટલું જ નહિ, ઇસ્લામના અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કટ્ટર દુશ્મન હતા. પોતાના કાકાભાઈ હઝરત મુસઅબ બિન ઉમૈરને મુસલમાન બનવાને વાંકે આકરી સજાઓ કરી હતી. બીબી ઉમ્મે સલમહ સાથે કોઈ કરીબી સગાઈ પણ ન હતી. હુદૈબિયહની સુલેહ પછી મુસલમાન બન્યા. હઝરત ખાલિદ બિન વલીદ સાથે હિજરત કરીને મદીનહ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથ પર બૈઅત કરીને ઇસ્લામમાં દાખલ થઈ ગયા. "હ"

વંટોળમાં સપડાઈને કરૂણ અંજામે પહોંચી જાય છે.

પછી ઉત્બહએ ભારે ખેદથી કહ્યું, ''અફસોસ ! આજે બનૂ જહશનું હર્યુંભર્યું ઘર પણ તબાહ થઈ ગયું!''

આ સાંભળીને અબૂ જહલ તડૂકયો, ''એકાદ ઘરની તબાહી પર શું રડે છે ? અને એકાદ ગુમનામ માણસના ગુમ થવાનો ગમ કેવો ? જાણતો નથી આ બધાં કારસ્તાન મારા ભત્રીજા મુહંમદના છે ? તેણે જ આપણી જમાઅતમાં ફાટફૂટ નાખી છે. તેણે જ આપણા સંગઠનના ફુરચા કર્યા છે. તેણે જ આપણી ભાઈબંધીના ભૂકકા વેર્યા છે.''

**મુહાજિરીન અને મુહાજિરાત**------------સારાંશ કે હઝરત અબૂ સલ્મહ, હઝરત ઉમ્મે સલમહ, હઝરત આમિર બિન રબીઅહ, હઝરત અબ્દુલ્લાહ બિન જહશ, એમના ભાઈ હઝરત અબૂ અહમદ બિન જહશ, એમના બાલબચ્ચાં વગેરે મદીનહના ઉપનગર કુબામાં, અમ્ર બિન ઔફના મહોલ્લામાં, મુબશ-શિર બિન અબ્દુલ-મુનઝિર પાસે જઈને રહેવા લાગી ગયા.

એમના પછી તો જાણે મક્કહથી મદીનહ જનારાઓની લંગાર લાગી ગઈ. મુહાજિરોના ટોળેટોળાં ધડાધડ આવવા લાગ્યાં. બનૂ ગનમ બિન દૂદાનના મુસલમાન બનેલાં બધાં જ સ્ત્રી-પુરૂષો આવી ગયાં. ઉકાશહ બિન મુહસિન, શુજાઅ અને ઉકબહ, વહબના બંને પુત્રો અને અરબદ બિન હુમીરહ પણ મદીનહ આવી ગયા.

એ ઉપરાંત મુનકઝ બિન નિબતહ, સઈદ બિન રુકૈસ, મુહસિન બિન નદલહ, યઝીદ બિન રુકૈસ, કૈસ બિન જાબિર, અમ્ર બિન મુહસિન, માલિક બિન અમ્ર, સ઼કીફ બિન અમ્ર, રબીઅહ બિન અકતુમ, ઝુબૈર બિન ઉબૈદહ, સંજરહ બિન ઉબૈદહ, મુહંમદ બિન અબ્દુલ્લાહ બિન જહશ અને એમની ઓરતોમાંથી ઝૈનબ બિન્તે જહશ, ઉમ્મે હબીબહ બિન્તે જહશ, જુદામહ બિન્તે જન્દલ, ઉમ્મે કૈસ બિન્તે મુહસિન, ઉમ્મે હબીબ બિન્તે સુમામહ, આમિનહ બિન્તે રુકૈસ, સંજરહ બિન્તે તમીમ, હમિનહ બિન્તે જહશ એ બધાં મક્કહથી હિજરત કરીને મદીનહ આવી ગયાં. અલ્લાહ તઆલા એ સૌથી રાજી રહો !

**અંધ કવિ અબૂ અહમદનું કાવ્ય**------------ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ અસદ બિન ખુઝૈમહવાળા અંધ શાઇર હઝરત અબૂ અહમદ બિન જહશે પોતાની કૌમને છોડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ હિજરત કરી અને હિજરતની દઅવતનો બધાએ એકમતે સ્વીકાર કરી લીધો. એજ પ્રસંગને કાવ્યમાં ગૂંથી લેતાં અબૂ અહમદ કહે છે :

**વ લવ હ-લ-ફત બૈનસ-સફા ઉમ્મે-અહમદિન, • વ મર-વતિહા બિલ્લાહિ બર્રત યમીનુહા.**

અગર ઉમ્મે અહમદ, સફા અને મર્વહની વચ્ચે સોગંદ ખાય લે તો તે પોતાના સોગંદમાં સાચી જ ઠરશે;

**લ - નહલનુલ-ઊલા કુન્ના બિહા સુમ્મ લમ નઝલ્, • બિ મક્કતા હત્તા આદ ગુસ઼્સ઼ન સમીનુહા.**

તે અમે જ હતા જેઓ મક્કહમાં (ઠાઠથી) નિવાસ કરતા હતા અને અમે મક્કહને ત્યાં સુધી નહિ છોડયું જ્યાં સુધી કે ત્યાંના તગડા લોકો દૂબળા નહિ બની ગયા. (અથવા આબરૂદારો હલકટ નહિ બની ગયા.)

ઇલલ-લાહિ તગદૂ બૈન મસ્નય વ વાહિદિન, • વ દીનુ રસૂલિલ-લાહિ બિલ હક્કે દીનુહા.

એકેક, બબ્બે કરીને અલ્લાહ તરફ હિજરત કરતા જઈ રહ્યા છે અને અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સાચો દીન તેઓનો વહાલો દીન બની ગયો છે.

એજ અંધ કવિ હઝરત અબૂ અહમદે આ શેઅરો પાઠ કર્યા છે :

લમ્મા રઅત-ની ઉમ્મુ અહમદા ગાદિયન, ● બિ-ઝિમ્મતી મન અખ્શા બિ-ગૈબે વર-હબુ.

જ્યારે ઉમ્મે અહમદે મને જોયો કે હું તે મહાન જાતને ભરોસે વહેલી સવારે સફર માટે ઊભો થઈ ગયો છું. તે મહાનજાત કે જેને જોયા વગર હું તેનાથી ડરૂં છું અને થરથર કાપું છું.

તકૂલુ ફ-ઈમ્મા કુન્તા લા બુદ્દા ફાઈલન, ● ફ-ચમ્મલ બિનલ-બુલદાન વલ-તુનઅ યસ્‌રિબુ.

ત્યારે ઉમ્મે અહમદ મને કહે છે કે તમારે પ્રવાસ કરવો જ છે તો યસ્‌રિબ એટલે મદીનહથી દૂર બીજા મુલ્કોમાં મને લઈ ચાલો.

ફ-કુલ્તુ લહા બલ યસ્‌રિબુલ-યવમ્ વજ-હુના, ● વમા ય-શ-ઈર રહમાનુ ફલ-અબ્દુ યરકબુ.

તો મેં તેને કહ્યું, (નહિ બીજા મુલ્કોમાં આપણે જવાના નથી) બલકે યસ્‌રિબ એટલે મદીનહ શહેર જ આપણા લક્ષનો કિબ્લો છે. અને હકીકત આ છે કે રહમાન જે ચાહે છે, બંદો તેજ કામ કરે છે.

ઈલલ-લાહિ વજહી વર-રસૂલિ વમંય-યુકિમ, ● ઈલલ-લાહિ યવમન વજ-હહૂ લા યુખય-યબુ.

મારૂં ધ્યાન અલ્લાહ તઆલા અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ છે. જે માણસ કોઈકવાર પણ અલ્લાહ તરફ ધ્યાન આપી દે તો તે નાસીપાસ થતો નથી.

વ કદ કમ તરક-ના મિન હમીમિન મુનાસિહિન, ● વ નાસિહતિન તબ્કી બિ-દમ્ઈન વ તન્દબુ.

અને અમે કેટકેટલા ભલું ચાહનારા પાકા દોસ્તો તથા ભલું ચાહનારી, અશ્રુ સારનારી, રોતી-ચિલ્લાતી સ્ત્રીઓને છોડી આવ્યા છીએ.

તરા અન્ન વતરન નઅયુના અન બિલાદિના, ● વ નહનુ નરા અન્નર રગાઈબા નત્લુબુ.

તે ભલી સ્ત્રીઓનું માનવું છે કે અમે પોતાની વસતિઓથી અટૂલા પડી જઈશું, જ્યારે કે અમારૂં માનવું છે કે અમે મનગમતી વસ્તુઓની ખોજમાં નીકળેલા છીએ.

વ કુન્ના અસ્હાબન લના ફારકૂલ-હુદા, ● અઆનૂ અલૈના બિસ-સલાહિ વ અજ-લબુ.

અમારો અને અમારા તે સાથીઓ જેઓએ સત્યથી વેગળા રહેવાનું પસંદ કર્યું, જેઓએ અમારી વિરૂધ્ધ બીજાઓનો સહકાર કર્યો અને હથિયારોથી તેઓની મદદ કરી, અમારો અને તેઓનો દાખલો એવો છે :

ક-ફવજૈને અમ્મા મિન્હુમા ફ-મુવફ-ફકુન, ● અલલ-હક્કે મહદિય-યુન વ ફવજુન મુઅઝ-ઝબુન.

જેમકે સામસામે બે લશ્કરો છે. એમાંનું એક લશ્કર અલ્લાહની મદદથી હિદાયત પામેલું છે અને બીજું લશ્કર ટૂંકમાં જ આફતોનો ભોગ બની જનારૂં છે.

તગવ વ તમન-નવ કિઝ-બતન વ અઝલ-લહુમ, ● અનિલ-હક્કે ઈબ્લીસુન ફખાબૂ વ ખરયબૂ.

તેઓએ બળવો પોકારી દીધો અને જૂઠી આશાઓમાં રહી ગયા (એટલે મૂર્ખાઓના સ્વર્ગમાં રાચતા રહ્યા) તો ઈબ્લીસ એટલે શયતાને સીધા રસ્તા પરથી તેઓના કદમ ડગમગાવી દીધા અને તેઓ નિષ્ફળ થઈ ગયા બલકે તેઓને નિષ્ફળ બનાવી દેવામાં આવ્યા.

વ રુઅના ઈલા કવલિન-નબીય્ય મુહંમદિન, ● ફ-તાબ વલાતુલ હક્કા મિન્ના વ તૈયબુ.

અમે અલ્લાહના નબી હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાત તરફ વળી ગયા અને સત્યની સરપરસ્તી કરનારા તરીકે પાકસાફ થઈ ગયા બલકે અમને પાકસાફ કરી નાખવામાં આવ્યા.

# પ્રકરણ ૭૧

# મક્કહના મુહાજિરો મદીનહમાં

હઝરત ઉમર ફારૂકની હિજરત • પ્રપંચી ભાઇઓએ ગોઠવેલું છટકું • હઝરત ઐયાશની ગિરિફતારી • અલ્લાહની ઊતરેલી રહમત • કાફિરોની કેદમાંથી છુટકારો • છુટકારાની બીજી રિવાયત • મદીનહમાં મુહાજિરોના ઉતારા • હઝરત સુહૈબની લાજવાબ કુરબાની • હઝરત હમઝહ અને બીજા મુહાજિરો.

**હઝરત ઉમર ફારૂકની હિજરત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી હઝરત ઉમર ફારૂક બિન ખત્તાબ અને હઝરત ઐયાશ બિન અબી રબીઅહ મખઝૂમી રદિયલ્લાહુ અન્હુમા હિજરત માટે તૈયાર થયા અને મક્કહથી નીકળીને મદીનહ પહોંચી ગયા.[1]

પોતાની હિજરતની કથા વર્ણવતાં હઝરત ઉમર ફરમાવે છે : ''જ્યારે અમે એટલે મેં પોતે અને ઐયાશ બિન અબી રબીઅહએ અને હિશામ બિન આસ બિન વાઇલ સહમીએ મદીનહની હિજરતનું નક્કી કરીને એવું ઠરાવ્યું કે, કાલે સવારે આપણે ત્રણેએ ''સરફ'' મુકામે, બનૂ ગિફારના તળાવ પાસે આવેલી કાંટાળી ઝાડીઓ પાસે ભેગા થઇ જવું. જે માણસ નક્કી કરેલા સમયે ન આવે તેના માટે માની લેવું કે તે કોઇ સંકટમાં સપડાઇ ગયો છે. આમ ઠરાવીને અમે ત્રણે જણ વિખૂટા પડયા.

બીજી સવારે નક્કી કરેલા સમયે હું અને ઐયાશ બિન અબી રબીઅહ ઠરાવેલા સ્થળે એટલે સરફ મુકામે આવેલી ઝાડીઓ પાસે પહોંચી ગયા[2] પણ હિશામ બિન આસ બિન વાઇલ સહમી આવ્યા નહિ ત્યારે અમે માની લીધું કે એ કુરૈશની દોટે ચઢી ગયા છે. પછીથી મળેલી માહિતી મુજબ ખરેખર કુરૈશે એમને આગીની પળે ઝડપી લઇને આકરી કસોટીમાં સપડાવી દીધા હતા. હું અને ઐયાશ અમારા કાફલા સાથે હેમખેમ મદીનહ

૧. હઝરત અલી રદિયલ્લાહુ અન્હુનું બયાન છે : બીજા મુસલમાનો છુપી રીતે હિજરત કરવા લાગ્યા. ઉમર ફારૂકે હિજરતનું નક્કી કર્યું તો તલવાર ગળે લટકાવી, ભાલો કમરે બાંધ્યો, તીરોનું ભાથું ખભે ભેરવ્યું, કામઠું હાથમાં ઝાલ્યું. ઘોડા પર સવાર થયા. સીધા કઅબહમાં પહોંચ્યા. તવાફના સાત ફેરા કર્યા. મકામે-ઇબ્રાહીમ પર નમાઝ પઢી. કુરૈશના લોકો પોતપોતાની મંડળીમાં મજલિસો જમાવીને વાતોના ગપાટા ઉડાવતા હતા. ઉમરને તવાફ કરતા જોઇને બધાના કાન સરવા થઇ ગયા. પછી તેઓને પડકાર્યા, ''જેની ઇચ્છા હોય કે તે પોતાની માને રડાવે, પત્નીને વિધવા બનાવે, બાળકોને યતીમ છોડે, હરમથી બહાર નીકળે અને મારી સાથે બબ્બે હાથ કરી લે !'' હઝરત અલીનું બયાન છે : બધા કુરૈશ ગુમસુમ બેસી રહ્યા. મજલિસોમાં સોપો પડી ગયો. કોઇ કંઇ બોલ્યું નહિ. (સીરતે અહમદ મુજતબા જિ ૧ પા. ૪૬૯)''હ''

૨. સરફ : મક્કહથી દસ બાર માઇલના અંતરે મદીનહની દિશાએ આવેલું એક સ્થળ.

પહોંચી ગયા. ત્યાં કુબામાં અમે બનૂ અમ્ર બિન ઔફને ત્યાં ઉતારો લીધો. [૧]

**પ્રપંચી ભાઇઓએ ગોઠવેલું છટકું**———હઝરત ઉમર ફરમાવે છે : અમારી પૂઠે અબૂ જહલ બિન હિશામ અને હારિસ બિન હિશામ પણ મારતી સવારીએ આવી લાગ્યા. એ બંને સગા ભાઇઓ હતા અને ઐયાશ એમના માદરી ભાઈ પણ થતા હતા અને કાકાભાઈ પણ લાગતા હતા. [૨]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અત્યાર સુધી મક્કહમાં જ બિરાજમાન હતા. અબૂ જહલ બિન હિશામ અને હારિસ બિન હિશામ અમારી પાસે મદીનહ આવી લાગ્યા. બંનેએ પોતાના માદરી ભાઈ ઐયાશને કહ્યું, ''હે વહાલા ભાઈ ! તારી માએ સોગંદ લીધા છે કે જ્યાં સુધી તને જોઇ નહિ લે ત્યાં સુધી તે, ન તો વાળોમાં કાંસકી કરશે ન તડકામાંથી ઊઠીને સાયામાં જશે. માટે હે ભાઇ ! તારી માની દયા ખા, અમારી સાથે ચાલ, માને મોં દેખાડ, તેના સોગંદ પૂરા કર અને તેને રાજી કરીને તારી ઇચ્છા હોય તો પાછો આવી જજે !''

આ સાંભળીને ઐયાશનું દિલ પીગળી ગયું. મેં જોયું કે તે જવા માટે તૈયાર છે તો મેં તેને સમજાવતાં કહ્યું, ''હે ઐયાશ ! અલ્લાહના સોગંદ, આ લોકો તને તારા ધર્મથી વટલાવવા માગે છે. ખબરદાર ! એમનાથી ચેતીને ચાલજે. એમના પ્રપંચની જાળમાં ન સપડાજે. સાંભળ, તારી માના માથામાં જૂઓ પડશે અને ને કરડશે તો પોતે કાંસકી કરી લેશે અને મક્કહનો આકરો તડકો આગ બનશે તો પોતે સાયામાં ચાલી જશે.'

ઐયાશે કહ્યું, ''હે ઉમર ! એક તાબેદાર બેટા તરીકે મારી માના સોગંદ મારે જરૂર પૂરા કરવા જોઇએ. વળી ત્યાં મારો થોડોક માલ પણ રહી ગયો છે તે પણ હું સાથે લેતો આવીશ.''

મેં કહ્યું, ''ઐયાશ ! તું જાણે છે તેમ હું કુરૈશનો એક પૈસાપાત્ર કે ખુશહાલ માણસ છું. હું તારા અર્ધા માલ જેટલું તને આપવા તૈયાર છું. પણ આ લોકો સાથે તારે હરગિઝ જવું નહિ.''

આમ છતાં ઐયાશે મારી કોઇ વાત માની નહિ અને જવા માટે હઠ પકડી લીધી. જ્યારે મેં જોયું કે એ કોઇ રીતે માને એમ નથી તો મેં તેને કહ્યું, ''હે ઐયાશ ! તારે તારી હઠ મુજબ એમની સાથે જવું જ છે તો ભલે, લે આ મારી ઊંટણી લઇ જા. એ બહુ જાતવાન, ચુનંદી અને ચંચળ છે. એની પીઠ પરથી નીચે ઊતરવું નહિ. રસ્તામાં કંઇ ધોકા કે દગા જેવું લાગે તો એની કૂખમાં પગથી એડ મારી દેજે. પવનવેગે એ તને અહીં લઇ આવશે.''

એ પછી ઐયાશ મારી એજ ઊંટણી પર સવાર થઇને બંને સાથે મક્કહ તરફ ઊપડી ગયો. આગળ જતાં રસ્તામાં એક જગાએ અબૂ જહલે એને કહ્યું, ''અરે ઐયાશ ભાઈ ! જુઓને મારા ઊંટને શું થયું છે ? એ બરાબર ચાલી શકતો નથી. કદાચ થાકી ગયેલો લાગે છે. તમે પોતાની જોડે તમારી ઊંટણી પર મને નહિ

૧. ઐયાશ : અરબીના ''ઐશ''માંથી નીકળેલો શબ્દ છે. અરબીમાં ઐશના અર્થ ઝિન્દગી, ખાવાની વસ્તુ જેની ઉપર જીવનનો આધાર હોય જેમકે ખોરાક, રોજીરોટી વગેરે અને ઐયાશ એટલે નાન-ફરોશ : રોટી વેચનાર, બેકરીનો ધંધો કરનાર, ભઠિયારો વગેરે (બયાનુલ-લિસાન પેજ ૫૨૮) ''હ''

૨. અબૂ જહલ અને હારિસ સગા ભાઇઓ હતા. એમના બાપનું નામ હિશામ બિન મુગીરહ હતું અને હિશામના એક ભાઇનું નામ અબૂ રબીઅહ હતું. હિશામના મરણ બાદ અબૂ જહલની માએ અબૂ રબીઅહ સાથે નિકાહ કરી લીધા હતા. અબૂ રબીઅહથી હઝરત ઐયાશનો જન્મ થયો જેથી હઝરત ઐયાશ, અબૂ જહલ અને હારિસના માદરી ભાઇ પણ હતા અને કાકાભાઇ પણ હતા. બાદમાં હારિસ મુસલમાન બની ગયા. (સીરતે સરવરે આલમ જિ.૨ પા. ૭૧૭) ''હ''

બેસાડી લો ?''

હઝરત ઐયાશ ચોખ્ખા મનના સીધાસાદા મુસલમાન માણસ હતા. બોલ્યા, ''હા કેમ નહિ, હે મારા ભાઇ ! તમે ખુશીથી આવીને મારી જોડે બેસી જાવ !''

આમ કહીને ઐયાશે પોતાની ઊંટણીને જમીન પર બેસાડી દીધી કે જેથી અબૂ જહલ પોતાના ઊંટ પરથી ઊતરીને એની ઊંટણી પર સવાર થઇ જાય. આ જોઇને બંને ભાઇઓએ પણ પોતાના ઊંટોને બેસાડી દીધાં અને પોતે જમીન પર ઊતરી પડયા.

**હઝરત ઐયાશની ગિરિફતારી**----------જેવા જ બંને જણ જમીન પર ઊતર્યા કે એજ પળે અબૂ જહલ અને હારિસ ઓચિંતા ઐયાશ પર તૂટી પડયા. બંનેએ મળીને ઐયાશને દોરડીથી મુશ્કેટાટ જકડી લીધા અને ઊંટણી પર નાખીને મક્કહ તરફ રવાના થઇ ગયા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઐયાશ બિન અબી રબીઅહના ઘરવાળાંઓમાંથી એક જણે કહ્યું કે, અબૂ જહલ અને હારિસ જયારે પોતાના માદરીભાઇ ઐયાશને દોરડીથી જકડીને ધોળાદિવસે મક્કહમાં પ્રવેશ્યા તો પોકાર પાડીને કહેતા હતા, ''હે મક્કહના લોકો ! જુઓ અમે અમારા ગાંડા-ગમાર ભાઇને દોરડીથી જકડીને લઇ આવ્યા છીએ. તમારે પણ તમારા ચક્રમ કે ચસ્કેલ ભેજાંના સગાંઓ સાથે એવો જ સુલૂક કરવો જોઇએ!''

**અલ્લાહની ઊતરેલી રહમત**----------હઝરત ઉમર ફારૂક ફરમાવે છે : અમે એવી માન્યતા ધરાવતા હતા કે, જે મુસલમાન કાફિરોના કબજામાં જવા પછી, ઇમાનની આકરી કસોટીમાં સપડાઇને નાછૂટકે કાફિરોની વાત માની લે તો, અલ્લાહ તઆલા ન તેની ફરજિયાત નેકીઓ કબૂલ કરે છે ન તેની મરજિયાત નેકીઓ કબૂલ કરે છે. ન તેની નમાઝ કબૂલ થાય છે ન રોઝા કબૂલ થાય છે. ન તોબા કબૂલ થાય છે. કેમકે એકવાર અલ્લાહને એક માનીને મુસલમાન બનવા બાદ, સંકટોમાં સપડાઇ જવાને કારણે, જાન બચાવવા ખાતર તે ફરીવાર કાફિર બની ગયો હોય છે. આ માન્યતા ફકત મારી જ નહિ બલકે મારા જે મુસલમાન ભાઇઓ કાફિરોના પંજામાં સપડાઇને આકરી શિક્ષાઓ ભોગવી રહ્યા હતા તેઓ પણ પોતાના મામલામાં એવી જ માન્યતા ધરાવતા હતા. પરંતુ એ પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા તો લોકોએ આ બાબત અંગે આપને સવાલ કર્યો તો એના જવાબમાં અલ્લાહ તઆલા તરફથી આ આયત ઊતરી:

| | |
|---|---|
| કુલ યા ઇબા-દિયલ લઝીન | હે નબી ! કહી દો, હે અલ્લાહના તે બંદાઓ જેઓએ |
| અસ્રફૂ અલા અન-ફુસિ-હિમ | ઝુલ્મ કરી નાખ્યો પોતાની જાનો પર, |
| લા તક-નતૂ મિર-રહમતિલ્લાહ | તમે નિરાશ થશો નહિ અલ્લાહની રહમતથી, |
| ઇન્નલ-લાહ | બેશક અલ્લાહ, |
| યગ-ફિરુઝ-ઝુનૂબ જમીઆ. | માફ કરનારો છે તમામ ગુનાહોને. |
| ઇન્નહૂ હુવલ-ગફૂરુર-રહીમ. | બેશક તે મોટો ક્ષમાદાતા, મોટો દયાળુ છે. |

(આ આયત પારહ ૨૪ની સુરએ-ઝુમુરમાં આવેલી છે અને આયત નંબર ૫૩ છે. એના પછીની બે આયતોનો તરજુમો આ છે :)

''હે મુસલમાનો ! તમે પોતાના પાલનહાર તરફ રજૂ થઇ જાવ, એથી પહેલાં કે તમારા

ઉપર અઝાબ આવી પડે. અને તેના તાબેદાર બની જાવ. (નકર અઝાબ આવી જવા) પછી તમારી મદદ નહિ કરવામાં આવશે.''

''અને જે સર્વશ્રેષ્ઠ વસ્તુ તમારા પાલનહાર તરફથી તમારી તરફ ઉતારવામાં આવી છે તેનું અનુસરણ કરી લો, તે સમયથી પહેલાં કે તમારી ઉપર અચાનક અઝાબ તૂટી પડે અને તમને તેનું ભાન પણ ન હોય.'' [૧]

**કાફિરોની કેદમાંથી છુટકારો**——————હઝરત ઉમર ફારૂક રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે : ''કાફિરોના પંજામાં સપડાયેલા મુસલમાનોમાં મારા બે સાથીઓ, હિશામ બિન આસ અને ઐયાશ બિન અબી રબીઅહ પણ હતા. જ્યારે કુર્આનમાં દિલાસાની ઉપરની આયત નાઝિલ થઇ તો મેં એક કાગળ લખ્યો અને તેમાં મારા હાથથી એ આયત લખીને હિશામ બિન આસના નામે મક્કહ મોકલાવી આપી.''

હઝરત હિશામ બિન આસનું બયાન છે : ''ઉમરનો એ કાગળ મને મળી ગયો. તેમાં લખેલી આયત મેં વાંચી લીધી પણ તેના અર્થ મને સમજાયા નહિ. મગજ પર ભાર દઇને વાંચવા છતાં તેના અર્થ મને સમજાતા ન હતા. ત્યારે મેં એવું કર્યું કે એ કાગળ લઇને ''ઝી-તુવા''સ્થળે ચાલ્યો જતો. આ સ્થળ મક્કહથી દૂર એક ઢલાણવાળી ભૂમિમાં આવેલું હતું. ત્યાંના શાંત અને એકાંત વાતાવરણમાં વારંવાર એ આયત વાંચતો અને ત્યાંની ઊંચીનીચી જમીન પર ચઢઊતર કરીને આયતનું રહસ્ય ઉકેલવાની મથામણ કરતો. છતાં કોઇ યોગ્ય અર્થ મનમાં બેસતા ન હતાં. ત્યારે હું બારગાહે-ઇલાહીમાં રજૂ થઇ ગયો અને મેં અંતઃકરણથી દુઆ માગી, ''હે અલ્લાહ! આયતના અર્થ મને સમજાવી દે !''

પછી તો અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી મારો સીનો ખોલી દીધો અને મારા દિલમાં નાખી દીધું કે, આયત મારા જ જેવા કસોટીમાં સપડાયેલા લાચારો માટે ઊતરેલી છે. મારી શંકાનું સમાધાન થઇ ગયું. તમામ ડરો અને વસવસાઓ મારા મનમાંથી નીકળી ગયા. એજ વેળા હું મારા ઊંટ પાસે પહોંચી ગયો. તેને બેસાડીને તેની પીઠ પર સવાર થયો અને પવનવેગે સવારી દોડાવતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં મદીનહ પહોંચી ગયો.

**છુટકારાની બીજી રિવાયત**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : એની વિગત મને એક ભરોસાદાર અને જાણકાર ગૃહસ્થની સનદી રિવાયતથી મળવા પામી છે. બાબત એમ બની કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે હિજરત કરીને મદીનહ પધાર્યા તો એક દિવસે આપે પોતાના સહાબાને ફરમાવ્યું : ''મન લી બિ-ઐયાશિબ્ને અબી રબીઅહ વ હિશામિબ-નિલ-આસ ?'' એટલે કોણ બહાદુર છે જે ઐયાશ બિન અબી રબીઅહ અને હિશામ બિન આસને (કાફિરોની કેદમાંથી છોડાવીને) મારી પાસે લઇ આવે ?''

આપનો સવાલ સાંભળીને વલીદ બિન વલીદ બિન મુગીરહ ઊભા થઇ ગયા અને અદબથી બોલ્યા,

---

૧. હઝરત હિશામ બિન આસ બિન વાઇલ સહમી જેઓ હઝરત ઉમર ફારૂક સાથે મક્કહથી હિજરત કરીને મદીનહ જવાના હતા પણ અણીને પ્રસંગે કાફિરોના હાથે ઝડપાઇ ગયા હોવાથી નિમિત સ્થળે પહોંચી શકયા ન હતા. કુરૈશની કેદમાં પડીને આકરી કસોટીનો ભોગ બની ગયા હતા. સંગદિલ ત્રાસવાદીઓના જંગલી મારથી અકળાઇ-મૂંઝાઇને ઇસ્લામ વિષે નમતું આપી દેવાને કારણે એમને પણ વસવસો થઇ ગયો હતો કે હવે મારી કોઇ નમાઝ, કોઇ નેકી કે તોબા બારગાહે-ઇલાહીમાં કબૂલ થવાની નથી. એમના જ જેવા બીજા મજબૂર અને મઝલૂમ મુસલમાનોની તસલ્લી કે દિલાસા માટે ઉપરની આયત નાઝિલ થઇ કે, ગમે તેવી ભૂલ થાય, અલ્લાહની રહમતથી નિરાશ થવાનું નથી. ફકત શિર્ક એવું પાપ છે જેની માફી નથી અને સાચા દિલની તોબાથી શિર્ક પણ માફ થઇ જાય છે. ''હ''

''યા રસૂલુલ્લાહ ! તે હું છું. હું એ બંનેને આપની પાસે લઇ આવવાનું બીડું ઝડપું છું.'' [૧]

એજ વેળા હઝરત વલીદ બિન વલીદ પોતાના ઊંટ પર સવાર થઇને નીકળી પડયા અને મંઝિલ પર મંઝિલ વટાવતા મક્કહ પહોંચી ગયા અને છુપી રીતે પૂરી સાવચેતીથી શહેરમાં દાખલ થઇ ગયા. શું જુએ છે કે એક સ્ત્રી માથે પોટલું મૂકીને જઇ રહી છે. પાસે જઇને પૂછયું, ''હે અલ્લાહની બંદી ! તું કયાં જાય છે અને માથે આ પોટલું કેવું ?''

સ્ત્રી બોલી, ''કુરૈશના પેલા બે કેદીઓ માટે ખાવાનું લઇને જાઉં છું.''

હઝરત વલીદ બિન વલીદ સ્ત્રીને શંકા નહિ પડે તે રીતે તેની પાછળ થઇ ગયા અને સાવચેતીથી ચાલતા તે મકાનને જોઇ આવ્યા જેમાં બંને ગૃહસ્થોને કેદ પૂરેલા હતા. મકાનનું ઉપરનું છાપરૂં ન હતું. વાડાની ભીંતોને દરવાજે તાળું મારીને બંનેને અંદર પૂરી દીધા હતા. રાતનું અંધારૂં છવાઇ ગયું તો વલીદ બિન વલીદ ભીંત કૂદીને મકાનમાં દાખલ થઇ ગયા. જોયું તો બંને ગૃહસ્થો લોખંડની સાંકળોમાં જકડાઇને પડેલા હતા. વલીદ બિન વલીદે એક મોટો સફેદ રંગનો નક્કર પથ્થર ઉપાડીને સાંકળ હેઠળ મૂકયો અને તલવારનો એવો ફટકો માર્યો કે સાંકળ તૂટી ગઇ. આવા નક્કર સફેદ પથ્થરને ''મરવહ'' કહે છે એટલે જ વલીદની તલવાર ''ઝુલ-મરવહ'' નામે પંકાઇ ગઇ.

એ પછી વલીદ બિન વલીદ બંને ગૃહસ્થોને મકાનની બહાર લઇ આવ્યા. ત્યાં એમનો ઊંટ તૈયાર ઊભેલો હતો. બંનને ઊંટ પર સવાર કરાવીને ઊંટને પુરપાટ મદીનહ તરફ દોડાવી દીધો. આગળ જતાં એક જગાએ વલીદના ઊંટે ઠોકર ખાધી તો વલીદની આંગળી લોહીથી રંગાઇ ગઇ. એ જોઇને વલીદે કહ્યું :

**મા અન્તે ઇલ્લા ઇસ-બઉન દમૈતે, • વ ફી સબીલિલ-લાહે મા લકૈત.**

હે આંગળી ! તુજમાંથી જરાક જેટલું લોહી નીકળી આવ્યું છે અને વળી જે ઇજા તને પહોંચી છે તે અલ્લાહના રસ્તામાં પહોંચી છે. (માટે એથી નાખુશ થવાની જરૂર નથી.)

પછી એ બંને ગૃહસ્થોની સાથે મદીનહ પહોંચીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇ ગયા.[૨]

**મદીનહમાં મુહાજિરોના ઉતારા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત ઉમર બિન ખત્તાબ, એમના ઘરવાળાં, એમના કુટુંબ કબીલાવાળાં બધાં મદીનહ આવી ગયાં. અર્થાત : એમના ભાઇ હઝરત ઝૈદ બિન ખત્તાબ અને સુરાકહ બિન મુઅતમરના બંને પુત્રો હઝરત અમ્ર અને હઝરત અબ્દુલ્લાહ તેમ જ હઝરત ખુનૈસ બિન હુઝાફહ સહમી જેઓ હઝરત ઉમરના જમાઇ હતા એટલે હઝરત ઉમરના પુત્રી બીબી હફસહના પહેલા પતિ જેમની વફાત બાદ બીબી હફસહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવ્યાં:

એ ઉપરાંત હઝરત ઉમરના બહેન બીબી ફાતિમહના ખાવિન્દ હઝરત સઇદ બિન ઝૈદ બિન અમ્ર બિન

૧. હઝરત વલીદ બિન વલીદ હઝરત ખાલિદ બિન વલીદના ભાઇ હતા. મોટા બહાદુર, જોશીલા અને સાહસખેડુ યુવક હતા. મક્કહમાં જન્મ પામ્યા હતા અને મક્કહની ગલી એ ગલીથી વાકિફ હતા. મક્કહમાં છુપી રીતે વેશપલટો કરીને દાખલ થયા. ''હ''

૨. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી સાહસ ખેડીને કે પોતાની જાનને જોખમમાં નાખીને, ખૂંખાર દુશ્મનોની કેદમાં રિબાતા પોતાના મઝલૂમ ભાઇને છોડાવીને લાવવું તે પણ જિહાદનો એક પ્રકાર છે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સૂચવેલો તરીકો છે. યહૂદ-નસારા એને ત્રાસવાદ કહે છે. કુર્આનમાં છે : ''લા તઝલિમૂન વલા તુઝલમૂન.'' એટલે તમે કોઇની ઉપર ઝુલ્મ નહિ કરો, તમારી ઉપર પણ ઝુલ્મ નહિ કરવામાં આવે.

નવફલ, એમના હલીફ હઝરત વાકિદ બિન અબ્દુલ્લાહ તમીમી, એમનાં બંને હલીફો હઝરત ખવલી બિન અબી ખવલી અને હઝરત માલિક બિન અબી ખવલી. [1]

ઇબ્ને હિશામ કહે છે : અબૂ ખવલી એટલે ખવલીના બાપ, બનૂ ઇજલ બિન લુજૈમ બિન સઅબ બિન અલી બિન બક્ર બિન વાઇલમાંથી હતા.

એમના હલીફ બુકૈરના ચારે પુત્રો હઝરત ઇયાસ, હઝરત આકિલ, હઝરત આમિર અને હઝરત ખાલિદ જેઓ બનૂ સઅદ બિન લૈસમાંથી હતા. જ્યારે એ બધા જ મદીનહ આવી ગયા તો કુબામાં બનૂ અમ્ર બિન ઔફના મહોલ્લામાં હઝરત રિફાઅહ બિન અબ્દુલ-મુનઝિરના ઘરમાં ઉતારો લઈને રહેવા લાગ્યા. હઝરત ઐયાશ બિન અબી રબીઅહ પણ મદીનહ આવવા પછી હઝરત ઉમરની સાથે હઝરત રિફાઅહના ઘરમાં રહેવા લાગ્યા.

એ પછી તો મક્કહ છોડીને મદીનહ આવનારા મુહાજિરોની લાઇન લાગી ગઇ. તેઓમાંથી હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ બિન ઉસ્માન અને હઝરત સુહૈબ બિન સિનાન, મદીનહની સુનહ નામે વસતિમાં, બલહારિસ બિન ખઝરજવાળા હઝરત હબીબ બિન ઇસાફ પાસે ઉતારો લઇને રહેવા લાગ્યા.

**હઝરત સુહૈલની લાજવાબ કુરબાની**————ઇબ્ને હિશામ કહે છે: અબૂ ઉસ્માન નહદીની રિવાયતથી મને આ માહિતી મળી કે જ્યારે હઝરત સુહૈબ બિન સિનાને હિજરતનો ઇરાદો કર્યો તો કુરૈશી મુશરિકોએ એમને કહ્યું, "હે સુહૈબ ! તું મક્કહ આવ્યો ત્યારે ભીખમંગાઓ પેઠે ભિખારી હાલતમાં આવ્યો હતો. અમારી જોડે રહીને તું માલદાર બન્યો છે. હવે પોતાના બધા માલસામાન સાથે અહીંથી નીકળી જવા માગે છે. વલ્લાહ! એ તો કદી બનવાનું નથી."

હઝરત સુહૈબે તેઓને કહ્યું, "જો હું મારો બધો માલસામાન તમને આપી દઉં ત્યારે તો તમે મારા માર્ગમાં આડે નહિ આવશોને ?"

કુરૈશ બોલ્યા, "હા એ બની શકે છે."

હઝરત સુહૈબ બોલ્યા, "જાવ મેં મારો બધો માલસામાન તમને આપી દીધો."

આ સમાચાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળ્યા તો આપે ફરમાવ્યું, "રબિહા સુહૈબુન! રબિહા સુહૈબુન !"એટલે સુહૈબ લાભમાં રહ્યા ! સુહૈબ લાભમાં રહ્યા !

**હઝરત હમઝહ અને બીજા મુહાજિરો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી હઝરત હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ, હઝરત ઝૈદ બિન હારિસહ અને હઝરત હમઝહના બે હલીફો હઝરત અબૂ મરસદ કન્નાઝ બિન હિસ્ન ગનવી અને એમના પુત્ર હઝરત મરસદ બિન અબૂ મરસદ ગનવી તેમ જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામો હઝરત અન્સહ અને હઝરત અબૂ કબશહ મક્કહથી હિજરત કરીને મદીનહ આવી ગયા. [2]

---

**૧.** ખવલી શબ્દનો ઉચ્ચાર ખવલા તરીકે પણ થયો છે.

**૨.** હઝરત અન્સહનું ઉપનામ અબૂ મસરૂહ યા અબૂ મશરહ હતું.તમામ લડાઇઓમાં અને મહત્વના પ્રસંગોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે રહ્યા અને ખિલાફતે-સિદ્દીકીમાં વફાત પામ્યા. હઝરત અબૂ કબશહનું નામ સલીમ હતું. બદ્ર અને બીજા પ્રસંગોમાં શામિલ રહ્યા. ખિલાફતે-ફારૂકીમાં વફાત પામ્યા. "હ"

આ બધા મુહાજિરો કુબામાં બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત કુલસૂમ બિન હદમ પાસે રહેવા લાગ્યા. કેટલાક કહે એ સહીહ નથી બલકે એ બધા હઝરત સઅદ બિન ખસમહના મકાનમાં ઉતારો લઇને રહેવા લાગ્યા. ત્યારે કેટલાક કહે છે કે હઝરત હમઝહ, બનૂ નજ્જારવાળા હઝરત અસઅદ બિન ઝુરારહના મકાનમાં રહેવા લાગ્યા. એ અંગેની રિવાયતોમાં મતભેદ છે. એ વગર હઝરત ઉબૈદહ બિન હારિસ બિન અબ્દુલ-મુત્તલિબ, એમના બંને ભાઇઓ હઝરત હુસૈન અને હઝરત તુફૈલ, હઝરત મિસ્તહ બિન ઉસાસહ બિન ઉબાદ બિન મુત્તલિબ, બનૂ અબ્દે-દારવાળા હઝરત સુવૈબિત બિન સઅદ હુરૈમલહ, બનૂ અબ્દ-બિન કુસૈયવાળા હઝરત તુલૈબ બિન ઉમૈર અને હઝરત ઉત્બહ બિન ગઝવાનના આઝાદ ગુલામ હઝરત ખબ્બાબ આ બધા ગૃહસ્થો બનૂ અજલાનવાળા હઝરત અબ્દુલ્લાહ બિન સલિમહના મકાનમાં ઊતર્યા.

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ બીજા મુહાજિરો સાથે બલહારિસ બિન ખઝરજવાળા હઝરત સઅદ બિન રબીઅ પાસે બલહારિસના વાડામાં રહેવા લાગ્યા. હઝરત ઝુબૈર બિન અવ્વામ અને હઝરત અબૂ સબ્રહ બિન અબૂ રુહમ બિન અબ્દુલ-ઉઝઝા આ બે ગૃહસ્થો હઝરત મુનઝિર બિન ઉકબા બિન ઉહૈહા બિન જલાહ પાસે, અસ્બહ નામે સ્થળે, બનૂ જહજબીના વાડામાં રહેવા લાગ્યા. બનૂ અબ્દુદ-દારવાળા હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હાશિમ, બનૂ અબ્દે-અશહલવાળા હઝરત સઅદ બિન મુઆઝ બિન નુઅમાન પાસે બલહારિસના વાડામાં રહેવા લાગ્યા.

હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ બિન રબીઅહ અને એમના આઝાદ કરેલા ગુલામ હઝરત સાલિમ અને હઝરત ઉત્બહ બિન ગઝવાન બિન જાબિર આ ગૃહસ્થો, બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત અબ્બાદ બિન બિશ્ર બિન વકશ પાસે બનૂ અબ્દુલ-અશહલના વાડામાં ઊતર્યા. હઝરત ઉસ્માન બિન અફ્ફાનએ હઝરત હસ્સાન બિન સાબિતના ભાઇ હઝરત ઔસ બિન સાબિત બિન મુનઝિર પાસે, બનૂ નજ્જારના વાડામાં ઉતારો લીધો. આ કારણે હઝરત હસ્સાન હઝરત ઉસ્માન પ્રત્યે અપાર હેત ધરાવતા હતા. જયારે હઝરત ઉસ્માનને શહીદ કરવામાં આવ્યા તો હઝરત હસ્સાને તેમના ગમમાં દર્દનાક શોક કાવ્ય રચ્યું.

કહેવાય છે કે મક્કહના મુહાજિરિનમાંથી જે જુવાનિયાઓ શાદી વગરના એટલે કુવાંરા હતા એ બધાએ હઝરત ખૈસમહને ત્યાં ઉતારો લીધો કેમકે હઝરત ખૈસમહ પોતે પણ શાદી વગરના કુંવારા ગૃહસ્થ હતા. હવે એમાંની કઇ વાત સાચી છે તે અલ્લાહ બેહતર જાણે ! એ સૌના પવિત્ર આત્માઓ પર અલ્લાહના લાખો સલામ હો!

---

# પ્રકરણ ૭૨

# રસૂલુલ્લાહ (સલ.)ની હિજરતે-મદીનહ

અલ્લાહની પરવાનગીનો ઈન્તેઝાર • કતલ કરવાનું કાવતરૂં • સભામાં નજદી મહાત્માની પધરામણી • કારોબારી સમિતિના નેતાઓ • અંધારી કોઠડીમાં પૂરી દેવાની સલાહ • દેશનિકાલ કરી નાખવાની સલાહ • અબૂ જહલના શયતાની ભેજાંની સલાહ • હઝરત અલીને મળેલો હુકમ • રસૂલુલ્લાહ (સલ.)ની રવાનગી • ભેદી વ્યકિતએ આપેલી સૂચના • કેદ, કતલ કે દેશાવટા અંગેની આયતો • હિજરત માટે હઝરત અબૂબક્રની તૈયારી.

**અલ્લાહની પરવાનગીનો ઈન્તેઝાર**———મક્કહના મુસલમાનોની સામુહિક હિજરત પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં જ બિરાજમાન રહીને અલ્લાહ તઆલા તરફથી હિજરતની પરવાનગીનો ઈન્તેઝાર ફરમાવતા રહ્યા. હવે હઝરત અલી બિન અબૂ તાલિબ અને હઝરત અબૂબક્ર બિન અબી કુહાફહ સિવાય મક્કહમાં કોઈ આપની સાથે રહ્યું ન હતું; સિવાય કે જે મુસલમાનો કાફિરોના હાથે ઝડપાઈને કેદી બની ગયા અથવા અગાઉથી જ તેઓના અમાનુષી ત્રાસો કે જંગલી અત્યાચારોના ભોગ બનેલા હતા, એવા લાચાર મુસલમાનો એમાંથી બાકાત છે.

હઝરત અબૂબક્ર સિદ્દીક વારંવાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે હિજરતની પરવાનગી માગતા હતા. જવાબમાં આપ ફરમાવી દેતા :

| | |
|---|---|
| લા તઅજલ | ઉતાવળ ના કરો |
| લઅલ-લલ્લાહ યજઅલ | શાયદ અલ્લાહ ઊભો કરી દે |
| લકા સાહિબન. | તમારા માટે કોઈ સાથી. |

હઝરત અબૂબક્ર આશાવાદી બની જતા કે "કોઈ સાથી" રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વગર બીજો કોણ હોય શકે ?

**કતલ કરવાનું કાવતરૂં**———ઈબ્ને ઈસ્હાક કહે છે : જયારે કુરૈશે જોયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પક્ષે મદીનહવાસીઓ કે પરદેશીઓની એક જમાઅતનું પીઠબળ ઊભું થઇ ગયું છે અને મક્કહના લગભગ બધા જ મુસલમાનો હિજરત કરીને તેઓની પાસે પહોંચી ગયા છે અને કોઇ પણ સમયે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે પણ હિજરત કરીને તેઓની પાસે પહોંચી જવાના છે. વળી કુરૈશને આ વાતની પણ પાકે પાયે ખાતરી થઇ ગઇ કે મક્કહના મુસલમાનોએ મદીનહમાં પોતાના રહેઠાણ

માટે એક મજબૂત અને સુરક્ષિત "કિલ્લો" મેળવી લીધાં છે અને ત્યાં તેઓએ પગદંડો જમાવી લીધો છે તો તેઓના દિલોમાં ધ્રાસકો પડયો કે નક્કી, હવે તેઓ લડાયક સામગ્રી ભેગી કરશે અને પૂરા બળથી મક્કહ પર ચઢાઇ કરી દેશે.

આ વસવસાએ કુરૈશની ઊંઘ ઉડાડી મૂકી. તેઓ ઊંડી ચિન્તામાં પડી ગયા. અંજામ પર નજર કરતાં તેઓને લાગ્યું કે મુસલમાનોના સંપ અને સંગઠનનું બળ આપણા માટે તબાહીનું નોતરૂં કે મૃત્યુના સંદેશ વગર કંઇ હોય શકે નહિ.

આમ વિચારીને કુરૈશ કબીલાના બધા જ મોવડીઓ મક્કહના "દારુન-નદવહ"માં, સળગતા સવાલના ઉકેલ માટે સલાહ-મંત્રણા કરવા ભેગા થયા. આ દારુન-નદવહ કુરૈશના એક પૂર્વજ કુસૈય બિન કિલાબનું રહેણાક ઘર હતું. આપસના ઝગડાઓ અને સમાજના અટપટા મામલાઓનો અહીં આખેરી ફેસલો કરવામાં આવતો હતો. ગમે તેવો ગૂંચવાયેલો મામલો હોય, કુરૈશનું મોવડી મંડળ આ ઘરમાં આપસના સલાહસૂચનથી તેનો નિકાલ લાવી દેતું હતું.

સારાંશ કે મુસલમાનો તરફથી ખતરો ઊભો થતાં કુરૈશનું મોવળી મંડળ સલાહ-મંત્રણા કરવા દારૂન-નદવહમાં ભેગું થયું. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુનું બયાન છે :

> "કુરૈશે જ્યારે કોઇ નક્કર પગલું લેવાનો નિર્ધાર કરી લીધો તો દારૂન-નદવહમાં મોવડી મંડળની તાકીદની સભા બોલાવવામાં આવી. એમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ વિષે શું કરવું અને કેવું પગલું લેવું તે નક્કી કરવા માટે એક દિવસ ઠરાવવામાં આવ્યો અને જે દિવસ ઠરાવવામાં આવ્યો તેનું નામ "યવમુઝ-ઝહમહ" રાખવામાં આવ્યું."[1]

**સભામાં નજદી મહાત્માની પધરામણી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : પછી જ્યારે ઝહમહનો દિવસ આવી લાગ્યો અને કુરૈશના બધા આગેવાનો મંત્રણા માટે દારૂન-નદવહમાં ભેગા થઇ ગયા અને આખો સભાખંડ માનવ મેદનીથી ખીચોખીચ થઇ ગયો તો ઇબલીસે-લઇન એટલે મરદૂદ શયતાન એક નૂરાની ચેહરાના વયોવૃધ્ધ બુઝુર્ગની શકલમાં દરવાજે આવીને ઊભો થઇ ગયો. તેણે એક જાડી ચાદર ઓઢેલી હતી. લોકોએ એને બારણે ઊભેલો જોઇને પૂછયું, "બડે-મિયાં ! તમે કોણ છો ?"

બડેમિયાં બોલ્યા, "હું નજદ પ્રદેશનો એક શૈખ છું. મારા સાંભળવામાં આવ્યું કે તમે બધા ઠરાવેલા દિવસે અહીં ભેગા થવાના છો એટલે હું પણ આવી લાગ્યો કે જેથી તમારી વાતો સાંભળીને કંઇ સલાહ તમને આપી શકું અથવા તમારૂં ભલું થાય તેવો કોઇ અભિપ્રાય દર્શાવી શકું."

લોકોએ કહ્યું, "તો ભલે પધાર્યા મહાત્માજી ! આવો અંદર પધારો"

નજદનો નૂરાની ચેહરાનો શૈખ સભાગૃહમાં પ્રવેશીને લોકોની સાથે બેસી ગયો.

**કારોબારી સમિતિના નેતાઓ**————આ સભામાં કુરૈશના મોવડી મંડળના જાણીતા અગ્રેસરો

---

૧. યવમુઝ-ઝહમહ : યવમ એટલે દિવસ અને ઝહમહ એટલે લોકોના ટોળેટોળાંનો ઘસારો. મતલબ એવો દિવસ જેમાં લોકોના ટોળેટોળાંએ ઘસીઘસીને આવવું જોઇએ. "હ"

પધારેલા હતા. એમાં જુદા-જુદા કબીલાની આગેવાની ધરાવતા મહાનુભાવોના નામ આ છે :

•——બનૂ અબ્દે શમ્સમાંથી : (૧) ઉત્બહ બિન રબીઅહ (૨) શૈબહ બિન રબીઅહ (૩) અબૂ સુફયાન બિન હર્બ.

•——બનૂ નવફલ બિન અબ્દે મનાફમાંથી :(૧) તુઐમહ બિન અદી (૨) જુબૈર બિન મુત્ઇમ (૩) હારિસ બિન આમિર બિન નવફલ.

•——બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી : (૧) નઝ્ર બિન હારિસ બિન કલદહ.

•——બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝામાંથી : (૧) અબુલ-બુખ્તરી બિન હિશામ (૨) ઝમઅહ બિન અસવદ બિન મુત્તલિબ (૩) હકીમ બિન હિઝામ.

•——બનૂ મખઝુમમાંથી : (૧) અબૂ જહલ બિન હિશામ.

•——બનૂ સહમમાંથી : (૧) નુબૈહ બિન હજ્જાજ (૨) મુનબ્બેહ બિન હજ્જાજ.

•——બનૂ જુમહમાંથી : (૧) ઉમૈયહ બિન ખલફ અને તેના સાથીદારો અને મક્કહ તથા આજુબાજુમાંથી ઉમટી આવેલી વિરાટ માનવ મેદની જેનો શુમાર કરી શકાય નહિ.[૧]

**અંધારી કોઠડીમાં પૂરી દેવાની સલાહ**————સભાનો કાર્યક્રમ શરૂ થતાં લોકો પોતપોતાનો અભિપ્રાય દર્શાવવા લાગ્યા. આગેવાનોમાંથી કોઇ બોલ્યું, ''માનવંતા હાજરજનો ! તમે જોઇ લીધું કે એ માણસ શું કરવા બેઠો છે ? વલ્લાહ ! હવે આપણા પોતાના લોકો ઉપરાંત બહાર ગામના લોકો એના અનુયાયી બની ગયા છે. આગળ જતાં એ લોકો એકત્ર બળે આપણી ઉપર ચઢાઇ કરી દે તેવો ચોક્કસ ભય તોળાય રહ્યો છે. તેઓની આક્રમણખોરીથી આપણે બેખોફ રહી શકતા નથી. જેથી આપણે બધાએ સાથે મળીને આનો ઉકેલ શોધી કાઢવો જોઇએ.''

રાવી કહે છે : આ સાંભળીને બધા પોતપોતાનાં ભેજાં કસવા લાગ્યા. અગ્રેસરોમાંથી એક ગૃહસ્થે કહ્યું, ''એને લોખંડી બેડીઓ અને હાથકડીઓમાં જકડીને અંધારી કોઠડીમાં પૂરી દો અને તેના મરી જવાની રાહ જુઓ. જેવી રીતે આથી પહેલાંના શાઇરો જેમકે ઝુહૈર અને નાબિગા મરી ગયા.''

આ સાંભળીને શૈખ નજદી બોલી ઊઠયો, ''નહિજી વલ્લાહ ! તમારી આ સલાહ ઠીક નથી. માની લો, તમે તેને અંધારી કોઠડીમાં પૂરી દીધો તો તેના કેદ થવાના સમાચાર છુપા રહી શકશે ખરા ? ચોખ્ખી વાત છે સમાચારની સાથે તેની વાતો, તેના હુકમો બંધ બારણાને ભેદીને તેના સાથીઓને કાને પહોંચી જશે. નતીજા રૂપે તેઓ તાબડતોડ તૈયારી કરીને ઓચિંતા તમારી ઉપર ચઢાઇ કરી દેશે અને મરણિયા બનીને તેને તમારા કબજામાંથી છોડાવીને લઇ જશે. પછી જાણો છો શું થશે ? તેઓ પોતાની સંખ્યા અને પોતાનું બળ વધારીને ફરીવાર તમારી ઉપર ચઢાઇ કરી દેશે. બનવા જોગ છે તેઓની જીત થતાં તેઓ તમારી હકૂમત પર કબજો કરી લે. માટે કોઇ બીજી તદબીર સોચો.''

**દેશનિકાલ કરી નાખવાની સલાહ**————આ સાંભળીને ફરીવાર તેઓ વિચાર સાગરમાં ડૂબીને

૧. એમાંના ૧૧ આગેવાનો જંગે-બદ્રમાં એક જ દિવસે કતલ થઇ ગયા. બાકીના ત્રણ ગૃહસ્થો : અબૂ સુફયાન બિન હર્બ, જુબૈર બિન મુત્ઇમ અને હકીમ બિન હિઝામ કતલ થવાથી બચી ગયા અને બાદમાં મુસલમાન બની ગયા. ''હ''

નજ્ઞે ... લાગી ગયા. અહ્સરોમાંથી બીજા એક માણસે કહ્યું, "તેને આપણી વસતિઓમાંથી હાંકી કાઢીને આપણા વતનમાંથી દેશનિકાલ કરી દઇએ. પછી જ્યારે તે અહીંથી તડીપાર થઇ જશે તો વલ્લાહ ! તેનું શું થશે અને તે ક્યાં જઇને દેશવટો ભોગવશે તેની ચિન્તા આપણે શા માટે કરવી ? તેની હકાલપટ્ટી પછી આપણે પોતાના બગડેલા મામલા સુધારી લઇશું અને અગાઉ પેઠે શાંતિ, સંપ, સંગઠન તથા ભાઇચારાનું વાતાવરણ સ્થાપિ લઇશું."

"નહિ જી વલ્લાહ !" શેખ નજદી આવેશથી બોલ્યો, "તમારી આ સલાહ પણ ઠીક નથી. શું તમે તેની મીઠી-મધુરી વાતો, તેની છટાદાર ભાષા, તેની દિલકશ શૈલી અને લોકોના દિલોને મોહી લેનાર વસ્તુ (કુર્આન)નું આકર્ષણ ભૂલી ગયા ? જો તમે આમ જ કર્યું તો વલ્લાહ ! મને ડર છે કે, તે અરબના જે કબીલામાં જઇને થોભશે તેને પોતાની મીઠી વાણીના જાદૂથી તાબે કરી લેશે. અરબના કબીલાના કબીલા તેના ગુલામ બની જશે. પછી એ બધાને લઇને તે તમારી ઉપર ચઢી આવશે અને તમારી પાયમાલી બોલાવી દેશે. માટે કોઇ બીજી તદબીર સોચો."

**અબૂ જહલના શયતાની ભેજાંની સલાહ**——————રાવીનું કથન છે : ત્યારે અબૂ જહલ બિન હિશામે પોતાની સલાહ દર્શાવતા કહ્યું, "વલ્લાહ ! તેના મામલા અંગે મારી એક અનન્ય સલાહ છે જે હમણા જ મારા ભેજાંમાં ઊતરી છે. મારૂં માનવું છે કે તમારામાંથી કોઇના ભેજાંમાં એનો વિચાર સુધ્ધાં નહિ આવ્યો હોય."

બધાએ અધીરાઇથી પૂછ્યું, "હે અબુલ-હકમ ! તે શું છે ? જલદી બતાવો."

અબૂ જહલ બોલ્યો, "મારી સલાહ એવી છે કે દરેક કબીલામાંથી એકએક જવાંમર્દ એવો ચૂંટી કાઢવામાં આવે જે નવલોહિયો અને જોશીલો હોય, સાહસિક અને ખંતીલો હોય, બળવાન અને કુળવાન હોય. એમાંના દરેક યુવકના હાથમાં એક એક તલવાર આપવામાં આવે. તે બધા ઓચિંતો ધસારો કરીને તેના માથે ઊભા થઇ જાય અને બધા એકી વેળા તલવારોનો વાર એવી રીતે ઝીંકે જાણે એક જ તલવારનો ફટકો હોય. આ રીતે તેને રહેંસી નાખવામાં આવે. પછી આપણે તેની તરફથી નચિંત થઇ જઇશું. કેમકે આ રીતે તેનું ખૂન કોઇ એક કબીલા પર નહિ બલકે કુરૈશના તમામ કબીલાઓ પર વહેંચાઇ જશે. તેના કુટુંબ-કબીલાના કે બનૂ અબ્દે મનાફ લોકો કુરૈશના તમામ કબીલાઓ સાથે કેવી રીતે લડી શકશે ? લાચારીએ તેઓ લોહીનો દંડ લેવા પર રાજી થઇ જશે. ત્યારે આપણે લોહીનો દંડ ચૂકવીને તેઓની સાથે સમાધાન કરી લઇશું."

આ સલાહ સાંભળીને શેખ નજદી ઊછળી પડયો અને જુસ્સાથી બોલ્યો, "આ છે તે સલાહ જેને અસલી સલાહ કહી શકાય અને જેને આ ભેજાંબાજ ગૃહસ્થે રજૂ કરી છે. એના સિવાયની કોઇ સલાહ બંધબેસતી નથી."

એ પછી બધા લોકોએ એકમતે અબૂ જહલની આ યોજના વધાવી લઇને સત્વરે તેનો અમલ કરવાનું ઠરાવી લીધું અને સભા બરખાસ્ત થતાં બધા પોતપોતાને પંથે પડયા.

**હઝરત અલીને મળેલો હુકમ**——————એ તરફ લોકો પોતપોતાને રસ્તે પડયા. બીજી તરફ અલ્લાહના સંદેશવાહક ફરિશ્તા હઝરત જિબ્રીલ અલૈહિસ્સલામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પ્રગટ થયા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આજની રાતે આપ પોતાની તે પથારી પર આરામ કરશો નહિ જેની ઉપર આપ રોજ આરામ ફરમાવો છો."

રાવી કહે છે : જ્યારે રાતનું અંધારૂં છવાઇ ગયું તો કુરૈશના ચૂંટાયેલા જવાનોએ આપના મકાનને ઘેરી લીધું અને ઉઘાડી તલવારો સાથે મકાનની ફરતે ગોઠવાઇ ગયા અને રાહ જોવા લાગ્યા કે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમ ઊંઘી જાય કે તરત ત્રાટકીની આપનું કામ તમામ કરી નાખે. આપે આ જવાનોને તેઓના સ્થાને ગોઠવાયેલા જોયા તો હઝરત અલી બિન અબૂ તાલિબને ફરમાવ્યું, ''અલી ! આજની રાતે તમે મારી પથારી પર લેટી જાવ. મારી આ લીલા રંગની હદ્રમી ચાદરને ઓઢીને એમાં જ સુઇ રહેવું. આ લોકો તરફથી લેશ પણ અંદેશો ના કરવો, એ તમને કશું નુકશાન પહોંચાડી શકશે નહિ.''

રાવીનું કથન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો, એજ લીલા રંગની ચાદર ઓઢીને આરામ ફરમાવવાનો રોજનો નિયમ હતો.

**રસૂલુલ્લાહ (સલ.)ની રવાનગી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઝીદ બિન ઝિયાદે મુહંમદ બિન કઅબ કુરઝીની આ રિવાયત કહી સંભળાવી : જ્યારે કુરૈશના ચુનંદા જવાનો ઉઘાડી તલવારો સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મકાનની ફરતે ગોઠવાઇ ગયા તો તે વેળા અબૂ જહલ બિન હિશામ પણ તેઓમાં શામિલ હતો. તેણે આ ખૂંખાર જવાનોને સંબોધીને કહ્યું :

> ''મુહંમદનો દાવો છે કે તમે તેના હુકમોનું પાલન કરશો તો અરબ અને અજમના બાદશાહ બની જશો અને મરવા પછી પાછા જીવતા થશો તો તમારા માટે જન્નતના બાગબગીચા હશે જેવા કે મુલ્કે-ઉર્દુનની ધરતીમાં છે. પણ જો તમે તેનું કહ્યું નહિ માનશો તો તમે કતલ થઇ જશો અને તમને વાઢી નાખવામાં આવશે કેમકે તમે એજ દાવના છો. અને કતલ થવા પછી જીવતા થશો તો તમારા માટે આગ હશે જેમાં તમે કાયમ માટે બળતા રહેશો.....''

રાવીનું બયાન છે : અબૂ જહલ આમ બોલી જ રહ્યો હતો કે એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મકાનમાંથી બહાર પધાર્યા અને તેની સામે ઊભા રહીને આપે જમીન પરથી મુઠ્ઠીભર ધૂળ ઉપાડી લીધી અને પછી તેને સંબોધીને ફરમાવ્યું :

| | |
|---|---|
| નઅમ અના અકૂલુ ઝાલિક. | હા, હું જ આ વાતો કહેતો રહું છું. |
| અન્ત અહદુ હુમ. | તું પણ તેઓમાંનો એક છે. (જેઓ આગમાં બળવાના છે.) |

આ શબ્દોની સાથે જ આપે મુઠ્ઠીભર ધૂળ તેઓની તરફ ઉછાળી મૂકી. એજ વેળા અલ્લાહ તઆલાએ તેઓની આંખોની રોશની આંચકી લીધી. તેઓમાંથી કોઇ આપને જોઇ શકયું નહિ. આપ તેઓના સરો પર ધૂળ ઉડાડતા હતા અને સૂરએ યાસીનની આ આયતો પઢતા હતા :

| | |
|---|---|
| યાસીન ! | યાસીન ! (હે કામિલ ઇન્સાન !) |
| વલ-કુર્આનિલ-હકીમ. | સોગંદ છે હિકમતથી ભરેલા કુર્આનના ! |
| ઇન્નક લમિનલ-મુર-સલીન. | બેશક તમે અલ્લાહના મોકલેલા પયમ્બરોમાંથી છો. |
| અલા સિરાતિમ-મુસ્તકીમ..... | તમે સિરાતે-મુસ્તકીમ (સીધા રસ્તા) પર છો..... |
| વ જઅલ-ના મિમ-બૈનિ ઐદીહિમ | અને ઊભી કરી દીધી છે અમે તેઓની આગળ |
| સદ્દંવ-વ મિન ખલ-ફિહિમ સદ-દન. | અને તેઓની પાછળ એક દીવાર. |

| | |
|---|---|
| ફ-અગ-શૈના હુમ | અને નાખી દીધા છે અમે પર્દા તેઓની આંખો પર |
| ફહુમ લા યુબ-સિરૂન. | જેથી તેઓ જોઇ શકતા જ નથી. |

**ભેદી વ્યકિતએ આપેલી સૂચના**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઉપરની આયતો પઢતા તેઓની સામેથી પસાર થયા અને જ્યારે આપે ઉપરની આયતો ખતમ કરી તેટલી વારમાં ત્યાં પહેરો ભરતા ખૂંખાર જવાનોમાંથી કોઇ એવું ન રહ્યું જેના માથા પર આપે નાખેલી ધૂળ ન પહોંચી ગઇ હોય. આપ પૂરી શાંતિથી પાછા વળીને તેઓની સામેથી આગળ વધી ગયા અને જ્યાં જવા માગતા હતા તે તરફ રવાના થઇ ગયા.

થોડીક જ પળો વીતી હશે એટલામાં એક માણસ આ લોકોની પાસે આવી લાગ્યો. એ કોઈ અજાણ્યો માણસ હતો અને એમની ટોળીમાંથી ન હતો. તેણે આવતાં જ પૂછયું, ''તમે લોકો કોની રાહ જુઓ છો ?''

અબૂ જહલ અને જવાનો બોલ્યા, ''અમે મુહંમદની રાહ જોઇએ છીએ.''

''વલ્લાહ ! '' ભેદી માણસ બોલ્યો, ''અલ્લાહએ તમને નિષ્ફળ બનાવી દીધા. મુહંમદ તો તમારા માથે ધૂળ ઉડાડતા અને તમને ધૂળ ફાંકતા કરીને કયારના તમારી આંખો આગળથી પસાર થઇ ગયા. તમારામાંથી કોઇ રહ્યું નથી જેના માથે મુહંમદે ધૂળ ન નાખી હોય. શું તમે પોતાના માથા પર ધૂળ પડેલી નથી જોતા?''

આમ કહીને આ ભેદી વ્યકિત પોતાના કામસર આગળ હાલી નીકળી.

રાવી કહે છે : પેલી ભેદી વ્યકિતની સૂચના મુજબ દરેક માણસે પોતાના માથે હાથ ફેરવ્યો અને જોયું તો ખરેખર દરેકના માથા પર ધૂળ ચોંટેલી હતી. લાગલા જ તેઓ દીવાર પર ચઢીને ઘરમાં ડોકિયું કરવા લાગ્યા. જોયું તો પથારી પર ચાદર ઓઢીને કોઇ સૂતેલું હતું. અને તેના અંગ પર તેજ ચાદર હતી જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઓઢતા હતા. આ જોઇને તેઓ કહેવા લાગ્યા, ''વલ્લાહ ! જરાયે શંકા વિના મુહંમદ પોતે જ પોતાની ચાદર ઓઢીને સૂતેલા છે.''

સારાંશ કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતાના ઘરમાં જ છે તેવી ખાતરી થતાં તેઓ રાબેતા મુજબ મકાનની ફરતે ઘેરો નાખીને પડયા રહ્યા અને વહેલી સવારે મુહમ્મદ પોતાના ઘરમાંથી બહાર નીકળે તેની તેની રાહ જોવા લાગ્યા અને સવાર સુધી તેઓ એજ મુજબ આપનો ઈન્તેઝાર કરતા રહ્યા.

પછી જ્યારે પ્રભાતનું અજવાળું રેલાયું અને હઝરત અલી પથારી પરથી ઊઠીને ઊભા થયા તો હઝરત અલીને જોતાં જ તેઓ સન્નાટામાં આવી ગયા અને નિરંકુશ રીતે બોલી ઊઠયા, ''ખરેખર પેલા ભેદી માણસે સાચું જ કહ્યું હતું !''

**કેદ, કતલ કે દેશવટા અંગેની આયતો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જે લોકો આપની કતલ માટે એકઠા થઇ ગયા હતા તે અંગે અને તે દિવસ અંગે અલ્લાહ તઆલાએ કુર્આને-મજીદમાં જે આયતો ઉતારી તેમાંની એક આયત આ છે.

| | |
|---|---|
| વ ઇઝ | હે નબી ! તે સમયને યાદ કરો જ્યારે કે |
| યમકુરુ | છુપી તદબીરો કરતા હતા |
| બિકલ લઝીન કફરૂ, | તમારી વિરૂધ્ધ કાફિરો આ વાતની |
| લિ-યુસ્-બિતૂક, | કે કેદ કરી દે તમને, |
| અવ યક-તુલૂક, | અથવા કતલ કરી નાખે તમને, |

| | |
|---|---|
| અવ યુખ-રિજૂક. | અથવા દેશનિકાલ કરી દે તમને. |
| વ યમ-કુરૂન. | અને તેઓ પોતાની છુપી તદબીરો કરતા હતા. |
| વ યમ-કુરુલ્લાહ. | અને અલ્લાહ પોતાની છુપી તદબીર કરતો હતો. |
| વલ્લાહુ ખૈરુલ-માકિરીન. | અને અલ્લાહ સૌથી ઉત્તમ તદબીરો કરનારો છે.[1] |

અને અલ્લાહ તઆલાએ કુર્આને-મજીદમાં એમ પણ ફરમાવી દીધું છે :

| | |
|---|---|
| અમ યકૂલૂન શાઇરુન | શું આ લોકો કહે છે કે તે શાઇર છે ? (અને કહે છે કે) |
| ન-ત-રબ્બસુ બિહી | અમે રાહ જોઇએ છીએ તેના માટે |
| રયબલ-મનૂન. | કાળચક્રની (એટલે તેના અચાનક મરી જવાની) |
| કુલ તરબ-બસૂ | કહી દો હે નબી ! કે હે કાફિરો ! તમે રાહ જોતા રહો |
| ફ ઇન્ની મઅકુમ | તો બેશક હું પણ તમારી સાથે |
| મિનલ-મુ-ત-રબ-બિસીન. | રાહ જોનારાઓમાંથી છું.[2] |

મક્કહના કાફિરો ઇસ્લામ, કુર્આન અને પયગમ્બરીને લગતી આપની વાતોનો ઇન્કાર કરીને કહી દેતા હતા કે, એ તો નર્યો શાઇર છે. સાથે કંટાળીને એમ પણ કહી દેતા કે અમે તે સમયની રાહ જોઇએ છીએ જયારે એ કાળચક્રના સપાટામાં આવીને કોઇ અકસ્માતનો ભોગ બનીને મરી જાય. જવાબમાં અલ્લાહ તઆલાએ પોતાના નબીના મુખે કહેવડાવી દીધું કે, ભલે મારા અંજામની તમે રાહ જોતા રહો, તમારા અંજામની હું રાહ જોતો રહું !

ઇબ્ને હિશામ કહે છે : ઉપરની આયતમાં ''રયબલ-મનૂન'' શબ્દો આવેલા છે. એમાં રૈબ એટલે શંકા, ધોકો, અકસ્માત અને મનૂન એટલે કાળ અથવા મૃત્યુ અને રૈબલ-મનૂન એટલે કાળચક્ર અથવા મૃત્યુનો અકસ્માત. કાળચક્રના સપાટામાં થયેલા મૃત્યુનો અકસ્માત અણધારેલી રીતે સર્જાતો હોવાથી માણસ થોડીવાર માટે શૂન્યમનસ્ક બનીને હક્કા-બક્કો રહી જાય છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દુશ્મનો આપને શાઇરોમાં ખપાવીને, આપના એવા જ અણધારેલા કે અકસ્માતી મૃત્યુની રાહ જોયા કરતા હતા.

**હિજરત માટે હઝરત અબૂબક્રની તૈયારી**----------ઇબ્ને ઇસ્હાક કહે છે : અલ્લાહ તઆલાએ પોતાના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને હિજરતની પરવાનગી આપી દીધી તે વેળા હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ મક્કહના માલદાર કે પૈસાપાત્ર અમીરોમાંથી હતા. આથી પહેલાં જયારેય તેઓ હિજરતની પરવાનગી માગતા તો આપ ફરમાવી દેતા :

| | |
|---|---|
| લા તઅજલ | ઉતાવળ ના કરો |
| લઅલ-લલ્લાહ યજઅલ | શાયદ અલ્લાહ તૈયાર કરી દે |
| લકા સાહિબન. | તમારા માટે કોઇ સાથી. |

ત્યારે હઝરત અબૂબક્ર ખુશ થઇને આશાવાદી બની જતા કે ''કોઇ સાથી'' થી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો હેતુ, આપની પોતાની જ મુબારક જાત હોય શકે ! એજ આદેશને આધારે હઝરત અબૂબક્ર સિદ્દીકે બે ઊંટણીઓ ખરીદી લીધી હતી. અને ઊંટણીઓને પોતાના જ ઘરને આંગણે બાંધીને ઘાસચારો નાખતા રહ્યા. હેતુ આટલો જ કે ઊંટણીઓથી હિજરતના પ્રવાસમાં કામ લેવામાં આવે.

---

૧. સૂરએ-અન્ફાલ પારહ ૯ આયત ૩૦ ૨. સૂરએ-તૂર પારહ ૨૭ આયત ૩૧

# પ્રકરણ ૭૩

# મદીનહની હિજરતનો પ્રવાસ

હિજરતે-મદીનહની રિવાયત • અગાઉથી કરેલી સફરની તૈયારી • સૌરની ગુફામાં પહેલો પડાવ • ગુફામાં ખાવાપીવાની વ્યવસ્થા • ઊંટણીની ચૂકવેલી કિંમત • મદીનહની મુસાફરીનો આરંભ • અબૂ જહલનો સપાટો • રવાનગી પછીના ગૈબી સમાચાર • હઝરત અબૂબકના બાપાજીનો બળાપો • સુરાકહનો ઘોડો કાફલાની પૂઠે • સુરાકહને મળેલું લેખિત વચન • મદીનહની મુસાફરીની મંઝિલો • કુબામાં પધરામણી • હઝરત કુલસૂમનું જાગેલું નસીબ • હઝરત અલીએ જોયેલો ભેદી બનાવ.

**હિજરતે-મદીનહની રિવાયત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હિજરતની સનદી માહિતી ધરાવનાર એક પ્રામાણિક ગૃહસ્થે, ઉર્વહ બિન ઝુબૈરના મુખે સાંભળેલી આ રિવાયત કહી સંભળાવી. ઉર્વહ બિન ઝુબૈરનું કહેવું છે કે આ રિવાયત, મુસલમાનોના માનવંતા અમ્માંજી હઝરત આઇશહના મુખે મેં મારા કાને સાંભળી છે. [૧]

હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા માનવંતા બાપાજી અબૂબક્ર સિદ્દીકના મકાને પધારતી વેળા કોઈ તરહનો સંકોચ અનુભવતા ન હતા. ઘણું કરીને દિવસના બે સમયો એટલે સવાર અને સાંજમાંથી કોઈ પણ સમયે, કાં તો સવારની વેળા પધારતા અથવા સાંજના સમયે પધારતા. મારા બાપાજીના મકાને આપની પધરામણીનો એજ નિયમ હતો.

એ પછી છેવટે તે દિવસ આવી લાગ્યો જયારે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને હિજરતની પરવાનગી આપી દીધી. પરવાનગી મળતાં આપ મક્કહને છોડીને પોતાની કૌમમાંથી ચાલી નીકળ્યા અને જયારે હિજરતની રાત આવી લાગી તો એજ દિવસે બપોરના સમયે આપ અચાનક અને અણધારેલી રીતે મારા બાપાજી અબૂબક્રના મકાને પધાર્યા જયારે કે આપની પધરામણીનો ન એ સમય હતો ન નિયમ હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને નિયમ વિરૂધ્ધ પધારેલા જોઇને અમારા બાપા અબૂબક્રે

૧. હઝરત ઉર્વહ બિન ઝુબૈર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મશહૂર સહાબી હઝરત ઝુબૈરના ફરઝંદ અને હઝરત અબૂબક્ર સિદ્દીકના નવાસા હતા. પોતાનાં માસી હઝરત બીબી આઇશહની દેખરેખમાં ઉછેર પામ્યા. આપની પાસે કુર્આન અને હદીસનું શિક્ષણ લીધું અને દીની, દુન્યવી ઉલૂમમાં નામના મેળવી. સીરત અને મગાઝીના ફનમાં એમની બેશુમાર રિવાયતો આવેલી છે જે એમણે પોતાનાં માસી હઝરત આઇશહના મુખે સાંભળીને વર્ણવેલી છે. હિજરી સન ૯૪માં વફાત પામ્યા. (અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૨૮) ''હ''

મને કહ્યું, "જરૂર કોઈ નવાજૂની થઈ છે નકર આપની પધરામણીનો આ સમય નથી."

આપને જોતાં જ અબૂબક્ર પોતાની બેઠક પરથી ઊભા થઈ ગયા. આગળ વધીને આપને આવકાર આપ્યો અને પોતે જે તખત પર બેસતા હતા તેની ઉપર આપને બેસાડયા. તે વેળા મકાનમાં મારા સિવાય અને મારી બહેન અસમા સિવાય બીજું કોઈ ન હતું. મકાનમાં પધારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂબક્રને ફરમાવ્યું, "અખરિજ અન્ની મન ઇન્દક." અત્યારે જે લોકો તમારી પાસે હોય તેઓને અહીંથી હટાવી દો.

અબૂબક્રે અરજ કરી, "મારાં માબાપ આપના ઉપર કુરબાન યા રસૂલલ્લાહ ! અહીં મારી બેટીઓ વગર કોઈ નથી. એમની હાજરીમાં વાંધા જેવું નથી." આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈન્નલ્લાહ કદ અઝિના લી | બેશક અલ્લાહએ પરવાનગી આપી દીધી મને |
| ફિલ ખુરૂજિ | નીકળી જવાની |
| વલ હિજરતિ. | અને હિજરત કરી જવાની. |

અબૂબક્રે અરજ કરી, "અસ-સુહબતુ યા રસૂલલ્લાહ ? " શું મને પણ આપના સંગાથે રહેવાનું માન મળશે યા રસૂલલ્લાહ ?

આપે ફરમાવ્યું, "અસ-સુહબહ." હા તમે પણ મારા સંગાથે રહેશો.

**અગાઉથી કરેલી સફરની તૈયારી**————ઉમ્મુલ-મુઅમિનીન હઝરત આઈશહ ફરમાવે છે : કોઈ માણસ ખુશાલીના આવેશથી લાગણીવશ થઈને રડવા લાગે તેવું આજ સુધી મારા અનુભવમાં ન હતું. એ દિવસે મારા બાપાજી અબૂબક્રને મેં જોયા, તેઓ આનંદની છલકાતી લાગણીઓથી રડવા લાગ્યા હતા. તેમણે રડતાં-રડતાં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આ બે ઊંટણીઓ હાજર છે. આજના દિવસ માટે જ મેં બંનેને અગાઉથી ખરીદીને તૈયાર રાખી છે."

હઝરત આઈશહનું બયાન છે : અબૂબક્રે બંને ઊંટણીઓને ખરીદીને પોતાના ઘરે રાખી હતી. એ પછી અબ્દુલ્લાહ બિન ઉરૈકિત નામના શખ્સને બોલાવીને ઠરાવેલી મુદ્દત સુધી બંને ઊંટણીઓને જંગલમાં ચરાવવા માટે સોંપી દીધી હતી. આ માણસ બનૂ વાઇલ બિન બક્રના કબીલામાંથી હતો અને મુશરિક હતો. એની મા બનૂ સહમ બિન અમ્રની બિરાદરીમાંથી હતી. અબુબક્રે એજ અબ્દુલ્લાહ બિન ઉરૈકિતને રસ્તાના ભોમિયા તરીકે સફરમાં સાથે આવવાનું પણ અગાઉથી નક્કી કરી રાખ્યું હતું. અને આ બંને કામોનું મહેનતાણું પણ તેની સાથે ઠરાવી લીધું હતું.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આ જાણકારી પણ મળવા પામી કે હિજરતથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની હિજરતની ખબર, હઝરત અલી, હઝરત અબૂબક્ર સિદ્દીક અને હઝરત અબૂબક્ર સિદ્દીકના ઘરવાળાં સિવાય કોઈને ન હતી, એટલે મક્કહના કોઈ પણ માણસને હિજરતના ખબર ન હતી. હઝરત અલીને તો ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હિજરતના સમાચાર આપીને મક્કહમાં જ રહેવાનું ફરમાવી દીધું હતું. અને મક્કહના લોકોની અમાનતો હઝરત અલીને હવાલે કરીને હુકમ ફરમાવ્યો હતો કે, જેની જે અમાનત હોય તે તેને હવાલે કરી દેવી. મક્કહના લોકોનો નિયમ હતો કે, ચોરાઈ જવાની કે ખોવાઈ જવાની ધાસ્તી હોય તેવી કિંમતી ચીજો તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે અમાનત તરીકે મૂકી જતા હતા. કેમકે આપની સચ્ચાઈ, આપની પ્રામાણિકતા આપની ઈમાનદારી, આપની અમાનતદારી જગજાહેર

હતી. સાદિક અને અમીન તરીકે આપ બધેબધ પંકાયેલા હતા.

**સૌરની ગુફામાં પહેલો પડાવ**------------ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહથી નીકળી જવાનો નિર્ધાર કરી લીધો તો હઝરત અબૂબક્રના મકાને પધાર્યા. અહીંથી બંને સાહેબો મકાનની પાછલી બારીમાંથી નીકળીને સૌર પર્વતની એક ગુફા તરફ ચાલી નીકળ્યા. આ સ્થળ મક્કહની નીચાણ ભૂમિએ, દક્ષિણ દિશાએ આવેલું હતું. પછી રાતોરાત ત્યાં પહોંચીને એ ગુફામાં બંને સાહેબોએ આસરો લીધો.[1]

હઝરત અબૂબક્ર સિદ્દીકે પોતાના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહને હુકમ કરી દીધો હતો કે દિવસના સમયે, લોકો અમારા મામલા અંગે જે વાતો કરે તેની બાતમી મેળવે અને રાતે ગુફામાં આવીને અમને તેના સમાચાર આપે. વળી પોતાના આઝાદ કરેલા ગુલામ હઝરત આમિર બિન ફુહૈરહને ફરમાવી દીધું હતું કે દિનભર મક્કહના ગોવાળો સાથે રહીને તેમની (હઝરત અબૂબક્રની) બકરીઓ ચરાવતા રહે અને રાતે બકરીઓને લઇને ગુફા પાસે આવી જાય અને પોતાની બેટી બીબી અસમાને કહી દીધું હતું કે રાતે ખાવાનું લઇને આવ્યા કરે.

ઇબ્ને હિશામ કહે છે : મને કેટલાક માહિતગારો તરફથી હસન બિન અબી હસનની આ રિવાયત મળી છે. હઝરત હસનનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર જયારે રાતના સમયે મક્કહથી પગપાળા નીકળીને સૌરની ગુફા પાસે પહોંચી ગયા તો પ્રથમ હઝરત અબૂબક્ર ગારની અંદર ગયા. તેમણે અંધારામાં હાથથી ફંફોળી-ફંફોળીને ગારના ખૂણાં-ખાંચરાંઓની તપાસ કરી લીધી કે કોઇ જંગલી જાનવર કે સાપ વગેરે હોય તો ખબર પડે. મકસદ આ હતો કે પોતે જાનનો જોખમ ખેડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તમામ ખતરાઓથી બચાવી લે.

**ગુફામાં ખાવાપીવાની વ્યવસ્થા**------------ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સાથી હઝરત અબૂબક્રની સાથે ત્રણ દિવસ ગારમાં બિરાજમાન રહ્યા. કુરૈશ જયારે ત્રણ દિવસની સતત દોડધામ છતાં આપનો પત્તો મેળવવામાં નાસીપાસ થયા તો તેઓએ આપની ધરપકડ માટે એક સો ઊંટોના ઇનામની જાહેરાત પોકારાવી દીધી; એવા માણસ માટે જે આપને ગિરિફતાર કરીને તેઓની પાસે લઇ આવે.

હઝરત અબૂબક્રના હુકમ મુજબ આપના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ દિવસનો પૂરો સમય કુરૈશના લોકોમાં રહીને પસાર કરતા અને કુરૈશ જે કંઇ બોલતા તે બધું સાંભળી લેતા અને રાતે ગુફામાં જઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા હઝરત અબૂબક્રને તેની પૂરી માહિતી આપી દેતા. હઝરત અબૂબક્રના આઝાદ ગુલામ હઝરત આમિર બિન ફુહૈરહ દિનભર મક્કહના ગોવાળો સાથે રહીને હઝરત અબૂબક્રની બકરીઓ ચરાવતા અને રાત પડતાં બકરીઓને લઇને ગુફા પાસે પહોંચી જતા. અલ્લાહના પયગમ્બર અને પયગમ્બરના સાથી બકરીઓને

---

૧. જબલે-સૌર નામનો પર્વત મક્કહથી ચારેક માઇલના અંતરે આવેલો છે. તે વેળા યમનનો મુખ્ય રસ્તો એની પાસેથી પસાર થતો હતો. જબલે-નૂર કરતાં જબલે-સૌર વધારે ઊંચો છે. પહાડની ચોટી એક માઇલ જેટલી ઊંચાઇએ આવેલી છે. ઉપરની ટોચથી બે ફર્લાંગ છેટે નીચાણમાં ઢલ હવાળો ખતરનાક રસ્તો છે તેને છેવાડે આ ગુફા આવેલી છે જે સરિયામ પગદંડીથી હટીને જમણી દિશાએ આવેલી છે. ગુફાનું ક્ષેત્રફળ બે ચોરસ મીટર જેટલું છે. પ્રવેશદ્વાર અતિ સાંકળું હોવાથી સામાન્ય આદમી મુશ્કેલીથી પ્રવેશી શકે છે. અંદર દાખલ થતી વેળા વાંકા વળવું પડે છે. સીધા માથે પ્રવેશવું અશક્ય છે. દિવસના અજવાળામાં પહાડની ચોટી પર પહોંચવા માટે અર્ધો દિવસ જોઇએ. અહીંથી સમંદર સાફ દેખાય છે (સીરતે અહમદે મુજતબા જિ.૧ પા. ૪૭૫) ''હ''

દોહીને દૂધ પી લેતા અને જરૂરત જાણાતાં એકાદ બકરીને ઝબહ કરી લેતા. હઝરત અબ્દુલ્લાહ પરોઢના અંધારામાં ત્યાંથી નીકળીને મક્કહનો રસ્તો લેતા અને હઝરત આમિર બિન ફુહૈરહ લાગલા જ બકરીઓને હંકારતા તેમની પાછળ ચાલી નીકળતા કે જેથી હઝરત અબ્દુલ્લાહના પગલાંના નિશાન મટી જાય અને પગીઓ પત્તો ન મેળવી શકે.

છેવટે ત્રણ દિવસો પસાર થઇ ગયા. કુરૈશનો ઉશ્કેરાટ કે જુસ્સો શમવા લાગ્યો. તેઓના ઉત્સાહ અને પ્રયત્નોમાં મંદી આવી ગઇ ત્યારે મહેનતાણું આપીને જે ભોમિયાની નિમણૂંક કરવામાં આવી હતી તે હઝરત અબૂબક્રની બંને ઊંટણીઓને લઇને પોતાના ઊંટ સાથે હાજર થઇ ગયો. [૧]

બીજી તરફ હઝરત અબૂબક્રનાં બેટી બીબી અસમા સફરમાં ખાવાપીવાની ચીજોનું તોશાદાન લઇને આવી ગયાં. પરંતુ તોશાદાનને ઊંટની કાઠી સાથે બાંધવાની દોરડી લાવવાનું ચૂકી ગયાં. જ્યારે બંને સાહેબો ઊંટણીઓ પર સવાર થવા લાગ્યા અને બીબી અસમા તોશાદાનને બાંધવા ત્યાં ગયાં તો માલૂમ પડ્યું કે દોરડી તો ભૂલી આવ્યાં છે. એજ વેળા બીબી અસમાએ પોતાનો "નિતાક" એટલે કમરપટ્ટો કેડેથી છોડીને તેના બે ચીરા કર્યા અને એક ચીરા સાથે તોશાદાન બાંધીને તેને ઊંટણીની કાઠી સાથે લટકાવી દીધું અને નિતાકનો બીજો ચીરો પોતાની કમર સાથે બાંધી લીધો. બસ ત્યારથી જ બીબી અસમાનો લકબ "ઝાતિન-નિતાકૈન" પડી ગયો. [૨]

ઇબ્ને હિશામ કહે છે : સંખ્યાબંધ જાણકારોને મુખે મેં સાંભળ્યું કે લોકો બીબી અસમાને "ઝાતુન-નિતાકૈન"ના વિશેષણે સંબોધતા હતા. કારણ આ હતું કે તોશાદાન બાંધવાનો વિચાર કર્યો તો દોરડી ભૂલી આવ્યાં હોવાથી તેમણે કમરે બાંધેલા પટકાના બે ટુકડા કર્યા. એકથી તોશાદાન બાંધીને લટકાવી દીધું અને બીજો પોતાની કમરે વીંટાળી લીધો.

**ઊંટણીની ચૂકવેલી કિંમત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુએ જ્યારે બંને ઊંટણીઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરી તો એમાં જે ચઢિયાતી ઊંટણી હતી તેને આગળ કરીને વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ! મારાં માબાપ આપની ઉપર કુરબાન ! સવારી પર પધારો !"

જવાબમાં આપે ફરમાવ્યું, "ઇન્ની લા અરકબુ બઈરન લૈસ લી. "એવા ઊંટ પર હું સવારી નહિ કરૂં જે મારૂં પોતાનું ન હોય.

અરજ કરી, "હે અલ્લાહના રસૂલ ! આપ પર મારાં માબાપ કુરબાન ! એ તો આપના ચરણોમાં ભેટ છે."

ફરમાવ્યું, "લા વલાકિન્ન મસ્-સમનુલ-લઝિબ-તઅતઆ બિહી." એ નહિ બને, પણ બતાવો, એને તમે શું દામે ખરીદી છે ?

---

૧. મહેનતાણું આપીને રોકેલા ભોમિયાનું નામ અબ્દુલ્લાહ બિન ઉરૈકત હતું. કેટલાકે ઉરૈકત અને અરકત ઉચ્ચાર પણ કર્યો છે. આ માણસ મુશરિક કે કાફિર હોવા છતાં પૂરો વફાદાર અને ઇમાનદાર એટલે પ્રામાણિક હતો. મક્કહથી મદીનહ સુધીના તમામ રસ્તાઓનો પૂરેપૂરો જાણકાર હતો. એના ઇસ્લામ વિષે મતભેદ છે. કેટલાકના મત મુજબ બાદમાં મુસલમાન બની ગયો હતો. "હ"

૨. કમરના પટકા કે દુપટ્ટાને અરબીમાં નિતાક કહે છે. અરબની સ્ત્રીઓ એને કમરે બાંધીને તેનો એક છેડો માથે કે ખભે મૂકી લેતી અને બીજો છેડો લટકતો છોડી દેતી. ઝાતુન-નિતાકૈન એટલે બે પટકાવાળી. "હ"

અરજ કરી, "આ દામે."

ફરમાવ્યું, "કદ અખઝ-તુહા બિ-ઝાલિક." એજ દામે મેં એને ખરીદી લીધી.

અરજ કરી, "યા રસૂલુલ્લાહ ! હવે આપ એના માલિક બની ગયા."

**મદીનહની મુસાફરીનો આરંભ**————એ પછી બંને સાહેબો પોતપોતાની ઊંટણી પર સવાર થયા અને અલ્લાહના નામથી સફરની શરૂઆત કરી દીધી. હઝરત અબૂબકે પોતાના આઝાદ ગુલામ હઝરત આમિર બિન ફુહૈરહને પોતાની ઊંટણીની પાછળ બેસાડી લીધા કે જેથી રસ્તામાં તેઓ બંને સાહેબોની ખિદમત કરી શકે.

**નોટઃ**———રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર જીવનમાં દો ગાર, દો યાર, દો સફરનું ભારે મહત્વ છે. દો ગારમાં પહેલો ગારે-હિરા અને બીજો ગારે-સૌર——ગારે-હિરામાં સૌથી પહેલી વહી નાઝિલ થઇ. કુર્આને-મજીદમાં ગારે-હિરાનું વર્ણન નથી પણ ગારે-સૌરનું વર્ણન થયેલું છે. કુર્આનમાં છે : ઈઝ હુમા ફીલ-ગારે. એ ઉપરાંત આપના નૂરાની જીવનની બે યાદગાર સફરો છે. એક જમીની સફર બીજી આસમાની સફર. જમીની સફર હિજરતે-મદીનહની સફર છે. અને આસમાની સફર શબે-મિઅરાજની સફર છે. બંને સફરોનું બયાન કુર્આનમાં આવેલું છે. હિજરતની સફરના યાર હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુ છે જ્યારે આસમાની સફરના યાર હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ છે. (સીરતે અહમદે મુજતબા જિ.૧ પા. ૪૭૫) "હ"

**અબૂ જહલનો ઝપાટો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હઝરત અબૂબક્રના બેટી હઝરત અસમાની આ રિવાયત મળી છે. બીબી અસમાનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અબૂબક્રની ઘરમાંથી રવાનગી પછીનો આ બનાવ છે. કુરૈશના લોકોની એક ટોળી અમારા ઘરે આવી. એમાં અબૂ જહલ પણ હતો. તેઓ બારણે આવીને ઊભા થઇ ગયા. હું તેઓની પાસે ગઇ. તેઓએ પૂછયું, "હે અબૂબક્રની બેટી ! તારો બાપ કયાં છે ?"

મેં કહ્યું, "વલ્લાહ ! હું નથી જાણતી કે મારા બાપા કયાં છે."

આ સાંભળતાં જ અબૂ જહલનો હાથ ઊંચો થયો અને લાગલો જ એક જોરદાર તમાચો તેણે મારા ગાલ પર મારી દીધો જેના પ્રહારથી મારા કાનનું એરિંગ ઊડીને દૂર ફંગોળાઇ ગયું. એ હતો જ બદમાશ અને ખબીસ માણસ ! એ પછી બધા ગુસ્સામાં વળ ખાતા અમારી પાસેથી ચાલ્યા ગયા અને અમે લાગાતાર ત્રણ રાત દિવસ સુધી બેખબરીની હાલતમાં રહ્યાં.

**ગુજરાતી સંપાદકની નોંધ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુની રવાનગી પછી કુરૈશના લોકો જુદી જુદી ટોળીઓમાં વહેંચાઈને એમની તલાશમાં નીકળી પડયા હતા.એમાંના એક ટોળી જબલે-સૌરની ચોટી સુધી પહોંચીને ગુફાના મુખ સુધી જઇ પહોંચી હતી જેનું બયાન કુર્આને-મજીદમાં પણ આવેલું છે. ત્યાં આ ટોળી સાથે રેવા પ્રસંગ સર્જાયો તેનું બયાન સીરતે ઇબ્ને હિશામમાં સરતચૂકથી છૂટી ગયું છે. સીરતની સનદી કિતાબોને આધારે તેનું મુખ્તસર બયાન અહીં રજૂ કરીએ છીએ.

કુરૈશની જુદી જુદી ટોળીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુની તલાશમાં નીકળી પડી. તેઓએ મક્કહ અને આજુબાજુના વિસ્તારનો ખૂણેખૂણો ધમરોળી નાખ્યો. એક ટોળી મક્કહના બે પંકાયેલા ખોજીઓની મદદથી પગેરૂં લેતી જબલે-સૌર સુધી પહોંચી ગઇ. અહીંથી ખોજીઓ પગેરૂં લેતાં પહાડ પર ચઢવા લાગ્યા ત્યાં સુધી કે તેઓ ગુફાના મુખ પાસે જઇને ઊભા થઇ ગયા. અહીં પહોંચીને કુર્ઝ બિન અલકમહ ખુઝાઇ નામના ખોજીએ કહ્યું, ''અહીંથી આગળ પગેરૂં દેખાતું નથી.''

બુખારી, તિરમિઝી, મુસ્લિમ અને મુસ્નદે-અહમદમાં હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુની રિવાયત ટાંકવામાં આવી છે. હઝરત અનસનું બયાન છે : હઝરત અબૂબક્રે મને હિજરતની કથા વર્ણવતાં કહ્યું કે જયારે હું અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ગુફામાં હતા તો કુરૈશની એક ટોળી અમારી તલાશમાં ગુફાના મુખ પાસે આવી લાગી. મેં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! એમાંનો કોઇ વાંકો વળીને ડોકિયું કરશે તો નક્કી આપણને જોઇ લેશે.''

જવાબમાં આપે શાંતિથી ફરમાવ્યું, ''યા અબાબક્ર ! લા તહઝન ઇન્નલ્લાહ મ-અ-ના. ''ગમ ના કરો હે અબૂબક્ર ! બેશક અલ્લાહ આપણી સાથે છે.

હઝરત અનસ બિન માલિક, હઝરત ઝૈદ બિન અરકમ, હઝરત મુગીરહ બિન શુઅબહનું બયાન છેઃ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર જયારે ગારમાં સંતાઇ ગયા તો અલ્લાહના હુકમથી ગુફાના મુખ સામે એક ઝાડ ઊગી નીકળ્યું. પછી જંગલી કબૂતરની એક જોડીએ ઝાડ પર માળો બાંધીને તેમાં ઇંડા મૂકયાં. એ પછી એક કરોળિયાએ આવીને ગારના મુખ પર જાળું વણી દીધું. આ રીતે જાણે તેઓએ ગુફાને એક મજબૂત કિલ્લો બનાવી દીધો. મુશરિકો જયારે ગુફાના મુખ પાસે પહોંચ્યા તો માળો જોઇને પાછા વળી ગયા કે એમાં કોઇ ઇન્સાન હોય શકતો નથી. અલ્લામા શરફુદ્દીન બુસૈરી પોતાના મશહૂર ''કસીદએ-બુરદહ''માં ફરમાવે છે :

ઝન્નુલ-હમામ વ ઝન્નુલ-અન્કબૂત અલા. • ખૈરિલ-બરીય્યતે લમ તન્સજ વલમ તહુમિ.

અર્થાત : કુરૈશી કાફિરો એવું સમજયા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અગર ગુફામાં પધારેલા હોત તો ગુફાના દરવાજા પર ન કરોળિયાનું જાળું હોત, ન કબૂતરોનો માળો હોત અને ન માળામાં ઇંડા હોત!

મુસ્નદે ઇબ્ને હમ્બલમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ ગારે-સૌરમાં દાખલ થઇ ગયા તો અલ્લાહ તઆલાએ એક કરોળિયાને હુકમ ફરમાવ્યો કે ગુફાના મુખ પર જાળું વણી દે. મુશરિકો તલાશ કરતા ગુફા પાસે પહોંચી ગયા તો કરોળિયાનું જાળું જોઇને બોલી ઊઠયા, ''કોઇ અંદર ગયું હોત તો જાળું સલામત રહેતે નહિ.''[1]

બીજી રિવાયત મુજબ ખોજીએ જયારે આમ કહ્યું કે, ''અહીંથી આગળ પગેરાંનો પત્તો નથી તો ટોળીના એક માણસે કહ્યું, ''ચાલો ગુફાની અંદર જઇને ખાતરી કરી લઇએ. '' ત્યારે ઉમૈયહ બિન ખલફ બોલી ઊઠયો, ''અરે અંદર શું મળવાનું ? જોતો નથી, કરોળિયાનું જાળું તો મુહંમદની પૈદાઇશથી પણ પહેલાનું લાગે છે!'' આ સાંભળીને બધા પાછલા પગે વળી ગયા. એજ પ્રસંગ હતો જયારે દુશ્મનને ગુફાના મુખ સાથે ઊભેલા

૧. સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૭૧ સીરતે-સરવરે -આલમ જિ.૧ પા. ૭૨૭

જોઇને હઝરત અબૂબક્રે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અરજ કરી, "યા રસૂલલ્લાહ ! એમાંનો કોઇ વાંકો વળીને ઝાંખી લે તો આપણને જોઇ લેશે." જવાબમાં રસૂલુલ્લાહ (સલ.)એ પૂરી શાંતિથી ફરમાવ્યું, "હે અબૂબક્ર ! તમારૂં શું માનવું છે તે બે માણસો વિષે જેઓની સાથે ત્રીજો અલ્લાહ છે !"[1]

બીબી અસમા બિન્તે અબીબક્રની એક રિવાયતમાં છે કે, કુરૈશ આપની શોધમાં ગુફાના પ્રવેશદ્વાર સુધી પહોંચી ગયા તો અબૂબક્રે વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ! ગુફાના મુખ સામે ઊભેલો માણસ અવશ્ય આપણને જોઇ લેશે." આપે શાંતિથી ફરમાવ્યું, "હરગિઝ નહિ, અલ્લાહના ફરિશ્તાઓએ આપણને પોતાની પાંખોથી છુપાવી રાખ્યા છે." એટલામાં તે શખ્સ ત્યાં બેસીને પેશાબ કરવા લાગ્યો. આપે અબૂબક્રને ફરમાવ્યું, "આ માણસ આપણને જોત તો સામે બેસીને પેશાબ ન કરત !"[2]

"મુસ્નદે-અબીબક્ર સિદ્દીક"ની એક રિવાયતમાં છે કે, કુરૈશની આ ટોળી ગુફાના મુખ પાસે પહોંચી તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નમાઝ પઢતા હતા અને હઝરત અબૂબક્ર દુશ્મનની હિલચાલ જોતા હતા. આપે નમાઝ પૂરી કરી તો અબૂબક્રે રડતાં રડતાં કહ્યું, "યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપના ઉપર કુરબાન ! આપની કૌમ આપની શોધમાં આવી લાગી છે. અલ્લાહના સોગંદ, મને મારી ચિન્તા નથી પણ આપને કંઇ થઇ ગયું તો ઉમ્મતનું શું થશે ?"

આપે અબૂબક્રને દિલાસો આપતાં શાંતિથી ફરમાવ્યું, "લા તહઝન ઇન્નલ-લાહ મઅના." એટલે ચિન્તા ના કરો. અલ્લાહ આપણી સાથે છે.[3]

એજ પ્રસંગનું વર્ણન અલ્લાહ તઆલાએ કુર્આનમાં આ પ્રમાણે કર્યું છે:

| | |
|---|---|
| ઇલ્લા તન-સુરૂહુ | અગર તમે પયગમ્બરની મદદ નહિ કરશો, |
| ફકદ નસરે-હુલ્લાહુ | તો (જાણી લો) અલ્લાહ તેની મદદ ત્યારે કરી ચૂક્યો છે |
| ઇઝ અખ્રજ-હુલ્લઝીન કફરૂ | જ્યારે કાફિરોએ તેને કાઢી મૂક્યો હતો; |
| સાનિયસ-નૈન ઇઝ હુમા ફીલ-ગાર. | જ્યારે કે તે, બેમાંનો એક હતો, જ્યારે બંને ગુફામાં હતા. |
| ઇઝ યકૂલુ લિ-સાહિબિહી | ત્યારે તે પોતાના સાથીને કહેતો હતો કે, |
| લા તહઝન ઇન્નલ-લાહ મઅના. | ગમ ના કર, અલ્લાહ આપણી સાથે છે. |
| ફ-અન-ઝલલ-લાહુ | તો અલ્લાહએ ઉતારી |
| સકીનતહૂ અલૈહિ | પોતાની શાંતિ તેની ઉપર |
| વ અય્યદહૂ બિ-જુનૂદિલ | અને અલ્લાહએ મદદ કીધી તેની એવા લશ્કરોથી |
| લમ તરવ-હા. | જેને તમે જોયાં નથી. |
| વ જઅલ કલિમતલ-લઝીન કફરુસ-<br>-સુફલા. | અને અલ્લાહએ કાફિરોની વાતને<br>હેઠી પાડી દીધી. |
| વ કલિમતુલ-લાહિ હિલ-ઉલ્યા. | અને અલ્લાહની જ વાત સદા ઊંચી રહે છે. |
| વ લાહુ અઝીઝુન-હકીમ. | બેશક અલ્લાહ જોરાવર અને હિકમતવાળો છે.[4] |

આ યતમાં "જુનૂદિલ-લમ તરવ-હા" એટલે એવાં લશ્કરો જેને તમે જોયાં નથી પર વિચાર કરતાં

૧. સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૭૨ સીરતે-સરવરે આલમ જિ.૧ પા. ૭૨૭
૨. સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૮૨ 3. સીરતે-સરવરે આલમ જિ.૨ પા. ૭૨૮
૪. સૂરએ તવબહ આયત ૪૦

ના ખબર પડશે કે અલ્લાહના એ ગૈબી લશ્કરો તેજ હતાં જેની વિગત, ઉપર દર્શાવેલી હદીસોમાં ટાંકવામાં આવી છે. એટલે :

- ગુફાના પ્રવેશદ્વાર પર ફરિશ્તાઓનો પહેરો જેનાથી કાફિરોના દિલો પર દહેશત છવાઇ ગઇ કે ત્યાં પહોંચી જવા છતાં ગુફામાં પ્રવેશવાનું તો કોરે રહ્યું. કોઇએ વાંકા વળીને ડોકિયું સુધ્ધાં નહિ કર્યું.
- ગુફાના મુખ પર અલ્લાહના હુકમથી તત્કાળ ઊગી નીકળેલું બાવળનું ઝાડ; એવું જાણે છેક જૂનું પુરાનું હોય.
- ઝાડ પર કબૂતરની જોડીએ બાંધેલો માળો અને માળામાં કબૂતરીએ મૂકેલાં ઇંડા.
- અલ્લાહના હુકમથી ગુફાના મુખ પર કરોળિયાએ વણી કાઢેલું જાળું.
- ''અન-ઝલલ-લાહુ સકીનહ'' એટલે અલ્લાહએ ઉતારેલી સકીનહ જેના અર્થ શાંતિ, સલામતી સુકૂન, ચેન, રાહત, આરામ, ટાઢક, ઠંડક વગેરે થાય છે. એ છે અલ્લાહના તે ગૈબી લશ્કરો જેનાથી અલ્લાહએ પોતાના નબીની મદદ કરી અને આ રીતે કાફિરોની વાત હેઠી પડી અને અલ્લાહની વાત ઊંચી રહી.

ત્રણ રાત-દિવસની સતત દોડધામ છતાં દુશ્મનની મુરાદ બર નહિ આવી તો તેઓનો ઉત્સાહ મંદ પડી ગયો અને તેઓને ખાતરી થઇ ગઇ કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અમારી પહોંચથી બહાર નીકળી ગયા છે ત્યારે નાછૂટકે તેઓએ ઇનામની જાહેરાતનો ઢંઢેરો પીટાવી દીધો કે:

> ''જે માણસ મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અને અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુને જીવતા કે મરેલા પકડી લાવશે તેને સો ઊંટોનું ઇનામ આપવામાં આવશે.''

(ગુજરાતી સંપાદકનું લખાણ પૂરૂં થયું. હવે કિતાબનું લખાણ આગળ વાંચો.)

**રવાનગી પછીના ગૈબી સમાચાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત બીબી અસમા બિન્તે અબીબક્રનું બયાન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અબૂબક્રની રવાનગીના લગાતાર ત્રણ દિવસ સુધી અમે તદ્દન બેખબરીની હાલતમાં રહ્યાં કે તેઓ કયાં અને કઇ દિશાએ ગયા છે અને તેઓની શું હાલત છે ! એ પછી જિન્નાતની કૌમમાંથી એક વ્યકિત મક્કહના નીચાણના પ્રદેશથી અરબોના ગાયન પેઠે, કાવ્યની કેટલીક કડીઓ લલકારતી પસાર થવા લાગી. લોકો તેની પાછળ-પાછળ ચાલતા હતા. બધાને તેના ગાયનનો અવાજ સંભળાતો હતો પણ એ વ્યકિત પોતે અલોપ કે અદ્રશ્ય હોવાથી કોઇને દેખાતી ન હતી. છેવટે એ વ્યકિત મક્કહના ઉંચાણવાળા પ્રદેશથી ગાયનની આ કડીઓ લલકારતી પસાર થઇ ગઇ :

**જઝલ્લાહુ રબ્બુન-નાસે ખૈરા જઝા-ઇહી, • રફીકૈન હલ્લા ખૈમતા ઉમ્મ મઅબદી.**

લોકોનો પાલનહાર અલ્લાહ બંને રફીકોને પોતાની પાસેથી બેહતરીન જઝા આપે. તેઓએ ઉમ્મે-મઅબદના બે તંબુઓમાં વિસામ માટે ઉતારો લીધો છે.

**હુમા ન-ઝ-લા બિલ બિર્રે સુમ્મ તરવ-વહા, • ફ-અફલહ મન અમ્સા રફીક મુહમ-મદી.**

તેઓ ઊતર્યા તો નેકીઓને સાથે લઇને ઊતર્યા. પછી સાંજ પડતાં તેઓ ઊપડી ગયા. તરક્કી એવા માણસને મળી અને ઉધ્ધાર તેનો થયો જે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો સાથી બન્યો.

લિયઅ-દિય્ય બની કઅબિન મકાન ફતઅ-તિહિમ, • વ મક-અ-દ-હા લિલ-મુઅમિનીન બિ-મરસદી.

બનૂ કઅબે પોતાના ઝનાનખાના અને દીવાનખાનાથી ખુશ થવું જોઇએ કેમકે તે ઇમાનદારોના રાહ જોવાના તથા થોભવાનાં સ્થળો છે.

ઇબ્ને હિશામ કહે છે : બીબી ઉમ્મે મઅબદનું મૂળ નામ આતિકહ છે. એમના પિતાનું નામ કઅબ છે. કેટલાકના કથન મુજબ એમના પિતાનું નામ ખાલિદ છે. એમના કબીલાનું નામ બનૂ ખુઝાઅહ છે જે અરબના બનૂ કઅબ કબીલાની એક શાખ હતી. [૧]

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂબક્રના બેટી બીબી અસમાનું બયાન છે : જિન્નાતની કૌમમાંથી પેલી ભેદી વ્યકિતની કાવ્યવાણી અમે સાંભળી ત્યારે અમને બધાને ખબર પડી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અબૂબક્ર કઇ દિશાએ ગયા છે. આથી પહેલાં લગાતાર ત્રણ દિવસ સુધી અમે તદ્દન બેખબર હતાં. માલૂમ પડયું કે બંને સાહેબોએ મદીનહ તરફનું પ્રસ્થાન કર્યું છે. આ નૂરાની કાફલામાં ચાર ગૃહસ્થો હતા :(૧) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ (૨) અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ (૩) અબૂબક્રના આઝાદ કરેલા ગુલામ આમિર બિન ફુહૈરહ રદિયલ્લાહુ અન્હુ (૪) અને અબ્દુલ્લાહ બિન અરકત જેને રસ્તો બતાવવા માટે રાખી લેવામાં આવ્યો હતો.

ઇબ્ને હિશામ કહે છે : કેટલાક લોકો અરકત નામનો ઉચ્ચાર ઉરૈકિત તરીકે કરે છે.

**હઝરત અબૂબક્રના બાપાનો બળાપો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન જુબૈરે પોતાના પિતા અબ્બાદની અને તેમણે પોતાના દાદી બીબી અસમા બિન્તે અબીબક્રની આ રિવાયત કહી સંભળાવી. બીબી અસમાનું બયાન છે : જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી નીકળી ગયા અને આપની સાથે અબૂબક્ર પણ ઊપડી ગયા તો અબૂબક્ર પોતાની કુલ જમાપૂંજી પણ પોતાની સાથે ઉપાડી ગયા હતા. તે સમયે અબૂબક્ર પાસે પાંચ અથવા છ હજાર દિરહમ રોકડા હતા.

અબૂબક્રના ચાલ્યા જવા બાદ મારા દાદા અબૂ કુહાફહ મારી પાસે આવ્યા. તે વેળા તેઓ આંખે અંધ બની ગયા હતા. તેમણે મને કહ્યું, ''બેટી ! મારી ધારણા છે કે તે પોતાનો બધો માલ પણ ઉપાડી ગયો છે અને તમને કંગાલ દશામાં મૂકીને દુઃખી કરી ગયો છે.''

મેં કહ્યું, ''દાદાજી ! વાત એમ નથી. મારા બાપુજી ''ઘણોબધો માલ''અમારા માટે મૂકી ગયા છે.''[૨]

એ પછી અબૂબક્ર જે ગોખલામાં પોતાનું રોકડનાણું વગેરે મૂકતા હતા ત્યાં મેં થોડાક પથરા-કાંકરા ગોઠવીને તેની ઉપર જાડું કપડું પાથરી દીધું અને દાદાજીનો હાથ ઝાલીને ત્યાં લઇ ગઇ અને કહ્યું, ''જુઓ દાદાજી!

---

**૧.** ઉમ્મે મઅબદનું અસલ નામ આતિકહ બિન્તે કઅબ અથવા આતિકહ બિન્તે ખાલિદ હતું. એમના પતિ અબૂ મઅબદ નામે ઓળખાતા હતા. મદીનહ તરફ જતાં ''કુદૈદ'' નામે સ્થળે આ કુટુંબ વસેલું હતું. બીબી ઉમ્મે મઅબદ એક પુખ્ત વયના, બેહદ ચંચળબુદ્ધિના, ઉદારદિલના, સંસ્કારી ખાતૂન હતાં. વટેમાર્ગુઓ, મુસાફિરો અને ભૂલાભટકા પ્રવાસીઓની મેઝબાનીમાં ચોતરફ પંકાયેલા હતા. એ માટે તેમણે બે જોખા તંબુઓ પોતાના આંગણે ઊભા કર્યા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો મુબારક કાફલો વિસામા માટે અહીં થોભ્યો તેના સમાચાર ગૈબી વ્યકિતના કાવ્ય મારફતે બીબી અસમાને મળવા પામ્યા. બાદમાં ઉમ્મે-મઅબદ, એમના પતિ અને ભાઇ-ભત્રીજા બધા મુસલમાન બની ગયા. ઉમ્મે મઅબદની વધુ વિગત આગળ આવે છે. ''હ''

**૨.** હઝરત અસમા રદિયલ્લાહુ અન્હાની રિવાયતના મૂળ શબ્દો ''ખયરે-કસીર'' છે એટલે બીબી અસમાએ દાદાજીની તસલ્લી માટે કહ્યું કે મારા બાપુજી અમારા માટે ખયરે-કસીર છોડી ગયા છે જેના અર્થ પુષ્કળ ભલાઇઓનો ભંડોળ થાય છે. દાદાજી તે વેળા સુધી મુસલમાન બન્યા ન હતા. ફત્હે-મક્કહ વેળા મુસલમાન બન્યા. ''હ''

આ રહ્યો બધો માલ. હાથ અડાડીને ખાતરી કરી લો.''

દાદાજીએ ત્યાં હાથ ફેરવ્યો તો તેમના દિલને સંતોષ થઇ ગયો. બોલ્યા, '' બેટી જયારે તે આટલું બધું મૂકી ગયો છે તો ફિકર -ચિન્તા જેવું કંઇ નથી. આ તેણે બહુ સારૂં કર્યું. આટલું આપણા માટે ઘણું બધું છે.''

ખરૂં જોતા અબૂબકે અમારા માટે કશું રહેવા દીધું ન હતું. પરંતુ મને થયું કે આ યુક્તિથી મારે મારા વડીલ દાદાજીના દિલને તસલ્લી આપી દેવી જોઇએ. [૧]

**સુરાકહનો ઘોડો કાફલાની પૂઠે**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઇબ્ને શિહાબ ઝુહરીએ કહ્યું કે અબ્દુર્રહમાન બિન માલિક બિન જુઅશમે પોતાના પિતાથી સાંભળ્યું અને એમના પિતાજીએ પોતાના પિતાજીથી સાંભળ્યું અને તેમણે પોતાના કાકા સુરાકહ બિન માલિક બિન જુઅશમના મુખે સાંભળ્યું. સુરાકહ બિન માલિક બિન જુઅશમ પોતાની આપવીતી રજૂ કરતાં કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ તરફ ઊપડી ગયા તો કુરૈશે બધેબધ એવી દાંડી પીટાવી દીધી કે, જે શખ્સ મુહંમદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ)ને પકડીને અમારે હવાલે કરશે તેને એક સો ઊંટોનું ઇનામ આપવામાં આવશે.

સુરાકહ બિન માલિકનું બયાન છે : હું મારી કૌમના લોકો સાથે મજલિસ જમાવીને બેઠેલો હતો એટલામાં અમારા જ ગામનો એક માણસ ત્યાં આવીને ઊભો થઇ ગયો. તેણે આવતાં જ કહ્યું, ''વલ્લાહ ! મેં હમણા જ ત્રણચાર મુસાફિરોને અહીંથી પસાર થતા જોયા છે. તેઓ ઊંટો પર બેસીને જતા હતા. મારૂં મનાવું છે કે તેઓ મુહંમદ અને તેમના સાથીઓ જ છે.''

આ સાંભળીને મેં આંખનો ઇશારો માર્યો કે ચૂપ થઇ જા. પછી મેં તેને કહ્યું, ''અલ્યા ! તેં જે માણસોને જતાં જોયા તેઓ તો ફલાણા કબીલાના લોકો છે જેઓ પોતાના ખોવાયેલા જાનવરોની શોધમાં નીકળ્યા છે.''

તેણે કહ્યું, ''કદાચ એમ જ હશે સાહેબ !'' પછી તે ખામોશ થઇ ગયો.

હું થોડીવાર મજલિસમાં એમ જ બેસી રહ્યો જાણે કંઇ બન્યું જ નથી.પછી હળવેથી ઊભો થઇને મારા ઘર તરફ રવાના થઇ ગયો. ઘરમાં જતાં જ મેં મારો ઘોડો તૈયાર કરવાનો હુકમ છોડયો. તે વેળા ઘોડાને લાંબા દોરડાંથી બાંધીને ખીણના બીડમાં ચરવા છોડેલો હતો. સાથે જ મારા હથિયારો હાજર કરવાનો હુકમ આપી દીધો. એજ વેળા મકાનની પાછલી ઓરડીમાં પડેલા હથિયારો હાજર કરવામાં આવ્યાં. પછી મેં મારાં તીરો લીધાં જેનાથી હું શુભ કે અશુભના શુકન લેતો હતો. મારા અંગ પર મેં મારૂં બખતર સજી લીધું અને તીરો ઉપાડીને શુકન લીધા તો અશુભનું તીર નીકળી આવ્યું જેને હું નાપસંદ કરતો હતો. આ તીર મુહંમદને કશી હાનિ પહોંચાડી શકતું ન હતું. મેં એની પરવા નહિ કરતાં સાહસ ખેડવાનું નક્કી કરી લીધું. મને ખાતરી હતી કે જરૂર હું મુહંમદને ગિરિફ્તાર કરીને કુરૈશની સામે હાજર કરી દઇશ અને સો ઊંટોનું ઇનામ જીતી લઇશ.

પછી હું ઘોડાની પીઠ પર સવાર થયો અને પગલાંના નિશાન લેતો ચાલી નીકળ્યો. મારો ઘોડો પૂરપાટ

૧. ફારસીમાં કહેવત છે : અગર જાન તલબી મુઝાઇકા નેસ્ત, વગર ઝર તલબી સખુન દરીં અસ્ત. અર્થાત : અગર જાન માગો તો જાન હાજર છે પણ જો પૈસા માગશો તો ગાડું અટકી જશે. માણસ પોતે તકલીફો વેઠી લે છે પણ પોતાના બાલબચ્ચાંઓને તકલીફમાં જોઇ શકતો નથી. અહીં હઝરત અબૂબકે પોતાના આકા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઇશ્કમાં પોતાના બાલબચ્ચાંઓનો પણ ખ્યાલ નહિ કર્યો અને પોતાના તન, મનની સાથે પોતાનું કુલ ધન પણ પોતાના આકા સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ચરણોમાં કુરબાન કરી દીધુ એ હઝરત અબૂબકના ''ઇશ્કે-રસૂલ''નો બોલતો પુરાવો છે. રદિયલ્લાહુ અન્હુ. ''હ''

દોડી રહ્યો હતો, ત્યાં જ અચાનક તેણે ઠોકર ખાધી અને હું તેની પીઠ પરથી ગબડી પડયો. મેં મનમાં જ કહ્યું, ''આખર આ શું વાત છે ? ''પછી મેં તીરો કાઢયા અને ફાલ લીધી તો તેજ અશુભનું તીર નીકળી આવ્યું જેને હું નાપસંદ કરતો હતો. કેમકે એ તીર મુહંમદને કોઇ નુકસાન પહોંચાડી શકતું ન હતું. ત્યારે ફરીવાર મારા જીવે મુહંમદના પીછા સિવાય બીજી કોઈ વાત માનવાની ના પાડી દીધી. હું પાછો ઘોડા પર સવાર થઇને મુહંમદની પૂઠે ઊપડયો. મારો ઘોડો પવન સાથે વાતો કરતો હતો ત્યાં જ ફરીવાર તેણે ઠોકર ખાધી ને હું તેની પીઠ પરથી ગબડી પડયો. મેં મનોમન કહ્યું, ''આખર આ શું વાત છે ?''

મેં ફરીવાર તીરો કાઢીને ફાલ લીધી તો પાછું તેજ તીર નીકળી આવ્યું જેને હું નાપસંદ કરતો હતો કેમકે મુહંમદને આ તીર કોઈ નુકસાન પહોંચાડી શકતું ન હતું. આમ છતાં મેં મુહંમદનો પીછો કરવા સિવાય બીજી કોઈ વાત માનવાની ના પાડી દીધી. પાછો ઘોડા પર બેસીને મુહંમદની પૂઠે ઊપડયો. જ્યારે તે લોકો ચોખ્ખી રીતે મને દેખાવા લાગ્યા તો અચાનક મારા ઘોડાએ ફરીવાર ઠોકર ખાધી. આ વેળા તેના બંને આગલા પગો જમીનમાં ધસી ગયા. હું તેની પીઠ પરથી ગબડી પડયો. ઘોડાએ જેવા જ પોતાના પગો જમીનમાંથી કાઢ્યા ત્યાંથી વંટોળિયા જેવો ધુમાડો નીકળ્યો. જ્યારે મેં આ દશા જોઇ તો જાણી ગયો કે કુદરત તરફથી તેઓનું રક્ષણ થઇ રહ્યું છે અને મારી જાતથી તેઓને કોઇ નુકસાન પહોંચી શકતું નથી અને વાત પણ બિલકુલ ચોખ્ખી હતી.

**સુરાકહને મળેલું લેખિત વચન**————ત્યારે મેં પોકારીને કહ્યું, ''હે લોકો ! હું સુરાકહ બિન માલિક બિન જુઅશમ છું. મને એટલી તક આપો કે હું તમારી સાથે વાત કરી શકું. વલ્લાહ ! હું તમારી સાથે કોઇ દગો નહિ કરૂં, ન કોઈ એવી હરકત કરીશ જેનાથી તમને કોઇ નુકસાન પહોંચી શકે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂબક્રને ફરમાવ્યું, ''કુલ લહૂ મા તબતગી મિન્ના.'' એને પૂછો એ આપણી પાસેથી શું ઇચ્છે છે ?

સુરાકહ કહે છે : ત્યારે અબૂબક્રે મને એજ વાત કહી તો મેં જવાબ આપ્યો, ''મહેરબાની કરીને મને એક લખાણ લખી આપો. હું નિશાની તરીકે તેને સાચવી રાખીશ.''

આપે અબૂબક્રને ફરમાવ્યું, ''ઉકતુબ લહૂ યા અબાબક્ર !''હે અબૂબક્ર ! એવું લખાણ એને લખી આપો.

હુકમ મળતાં હઝરત અબૂબક્રે કોઇ હાડકી, ઠીકરી કે ચબરખી પર એક લખાણ કરી આપ્યું અને તેને મારી તરફ ઉછાળી મૂક્યું. મેં તેને હસ્તગત કરી લીધું અને મારા તરકશમાં એટલે તીરોના થેલામાં સેરવી લીધું અને જે દિશાએથી આવ્યો હતો તેજ દિશાએ મેં મારા ઘોડાને હંકારી મૂકયો.[1]

સુરાકહ બિન માલિકનું બયાન છે : ''મારી સાથે જે મામલો બન્યો અને જે લખાણ મને આપવામાં આવ્યું તે અંગે મેં કોઇને શબ્દ સરખો કહ્યો નહિ. બિલકુલ ખામોશી મેં ગ્રહણ કરી લીધી હતી. પછી જ્યારે

૧. એક હદીસમાં છે કે સુરાકહ જયારે જવા લાગ્યો તો આપે તેને સંબોધીને ફરમાવ્યું, ''હે સુરાકહ ! હું તારા હાથોમાં કિસરાના કંગન જોઇ રહ્યો છું !'' ''એક સમય આવશે જયારે ઈરાનના શહેનશાહ કિસરાના કંગન તારા હાથોમાં હશે. એ આપની એક પેશીનગોઈ હતી. જે હઝરત ઉમરના જમાનામાં પૂરી થઈ. ઈરાન ફતેહ થઇ ગયું. કિસરાનો શાહી ખજાનો મદીનહ લાવવામાં આવ્યો તેમાં કિસરાના રત્નોજડિત સોનાના કંગન પણ હતાં. હઝરત ઉમરે સુરાકહને બોલાવીને તેમના હાથોમાં કંગન પહેરાવતાં ફરમાવ્યું, ''બધાં વખાણ તે અલ્લાહને શોભે છે જેણે આ વસ્તુ કિસરા પાસેથી લઇને બનૂ મુદલિજ કબીલાના એક ગામડિયા ગમાર સુરાકહના હાથોમાં પહેરાવી દીધી !''(સીરતુલ-મુસ્તુફા ભા.૧ પા. ૨૯૪) બીજી રિવાયતમાં છે કે સુરાકહ માટેનું લખાણ હઝરત અબૂબક્રના કહેવાથી આપના આઝાદ ગુલામ હઝરત આમિર બિન ફુહેરહએ લખી આપ્યું હતું. ''હ''

રસૂલુલ્લાહ અલૈહિ વ સલ્લમએ મક્કહ ફતેહ કરી લીધું અને હુનૈન તથા તાઈફના યુધ્ધોથી પણ પરવારી ગયા તો હું આ લખાણ લઈને આપની મુલાકાત માટે ઊપડયો. તે વેળા આપ ''જિઅરાનહ'' સ્થળે બિરાજમાન હતા. [1] આપની આસપાસ ઈસ્લામી લશ્કર પડાવ નાખીને થોભેલું હતું. જયારે હું અન્સારના ફોજીઓની પલટણમાં દાખલ થયો તો કેટલાક ફોજીઓ બરછાઓ તાણીને મારી આસપાસ ફરી વળ્યા અને મને તેના ગોદા મારતાં કહેવા લાગ્યા, ''અલ્યા તું કોણ છે ? હટી જા, ચાલ્યો જા, પાછો વળી જા, અહીં શું શોધે છે ? કેમ આવ્યો છે ?''

પરંતુ હું આગળ બઢયે જ ચાલ્યો ગયો, અહીં સુધી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં પહોંચી ગયો. તે વેળા આપ પોતાની ઊંટણી પર બિરાજેલા હતા અને આપે પોતાના પગો ઊંટણીની રિકાબમાં ભેરવેલા હતા.વલ્લાહ ! તે વેળા મને એવું લાગ્યું જાણે હું આપની ખૂબસૂરત પિંડલીઓ જોઈ રહ્યો છું જે ઊંટણીની રિકાબમાં ખજૂરીના થડના ગાભા પેઠે સફેદ અને સુંવાળી હતી. મેં પેલું લખાણ કાઢીને હાથ લાંબો કરતાં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! આ તે લખાણ છે જે ફલાણા પ્રસંગે નિશાની તરીકે આપે મને આપ્યું હતું. હું સુરાકહ બિન માલિક છું.''

આપે ફરમાવ્યું, ''યવમ વફાઈવ-વ-બિર્રિન. ''હા આજનો દિવસ વચન પુરૂં કરવાનો અને ભલાઈ કરવાનો દિવસ છે.

પછી આપે ફરમાવ્યું, ''અહીં મારી પાસે આવો. '' હું આપની પાસે પહોંચી ગયો અને એજ વેળા કલિમો પઢીને મુસલમાન બની ગયો. તે વેળા હું આપને એક ખાસ વાત પૂછવા માગતો હતો પણ તે શું વાત હતી તે યાદ આવતી ન હતી. ત્યારે મેં પૂછ્યું, ''યા રસૂલલ્લાહ ! હું મારા ઊંટોને પીવાડવા માટે પાણી ભરૂં છું તે વેળા લોકોના ભૂલાં-ભટકતાં ઊંટો પણ આવીને મારા હવેડામાંથી પાણી પી જાય છે; જો કે એ પાણી મેં મારા ઊંટો માટે ભરેલું હોય છે તો શું એમાં મારા માટે કંઈ નેકી છે કે નહિ ?''

આપે ફરમાવ્યું, ''નઅમ ફી કુલ્લે ઝાતે કબિદિન હર્રે અજરુન.'' હા દરેક તરસ્યાં કલેજાંવાળી વસ્તુ માટે અજર છે. [2]

હઝરત સુરાકહનું બયાન છે : એ પછી હું મારી વસતિ તરફ રવાના થઈ ગયો અને ઝકાતના ઊંટો લઈને ફરીવાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો.

**મદીનહની મુસાફરીની મંઝિલો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન અરકત ભોમિયો જે રસ્તો બતાવવા માટે સંગાતે હતો. તે આ મુબારક કાફલાને મક્કહના નીચાણના દક્ષિણ વિભાગથી કૂચ કરાવતો, સમુદ્રના કાંઠે કાંઠે થઈને ''ઉસ્ફાન''ની તળેટી સુધી લઈ ગયો. [3] અને ત્યાંથી કૂચ કરાવીને ''અમજ''સ્થળનો ઢોળાવ વટાવતો ''કદૈદ'' સ્થળ લઈ આવ્યો અહીંથી આગળ વધ્યો તો ''ખર્રાર''અને ''સનિય્યતુલ-મુર્રહ'' વટાવતો કાફલાને ''લકિફ્ફા'' મુકામે લઈ ગયો.

---

૧. જિઅરાનહ : મક્કહથી થોડે દૂર તાઈફના રસ્તે આવેલું સ્થળ. કેટલાકે એનો ''જિઈર-રાનહ'' ઉચ્ચાર કર્યો છે.

૨. એટલે કોઈ પણ જીવવાળી વસ્તુ, પછી તે ઈન્સાન હોય કે જાનવર, અગર તે ભૂખી-તરસી છે તો, તેને ખવાડવું-પીવાડવું બહુ મોટી નેકીનું કામ છે. જેમકે એક વેશ્યા સ્ત્રીએ દયા ખાયને તરસ્યા કૂતરાને પાણી પીવાડીને જન્નત મેળવી તેનો દાખલો હદીસમાં મવજૂદ છે. બુખારી

3. ઉસ્ફાન : મક્કહથી મદીનહ જતા ઊંટોના કાફલાની બીજી મંઝિલ જે વાદીએ-ફાતિમહ પછી આવે છે. મશહૂર સ્થળ છે.

ઇબ્ને હિશામ કહે છે : આ સ્થળનું નામ "લકિફ્ફા" નહિ બલકે "લિફતા" છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : અહીંથી તે આગળ વધીને "મુદલિજા-લકિફ્ફા" વટાવતો "મુદલિજા-મહાજ"પહોંચ્યો જેને "હજાજ" પણ કહે છે અને એક રિવાયત મુજબ "મજાહ"પણ કહે છે. અહીંથી "મરજહે-ઝિલ-અદવૈન"(જેને "ઝિલ-અસવૈન"પણ કહે છે. થઇને "વાદીયે-ઝી-કશ્દ-જદાજદ" અને "અલ-અજરદ"ની ખીણો વટાવતો "જી-સલમ"મુકામે આવેલા "અઅદા"સ્થળે લઇ ગયો. અહીંથી કૂચ કરાવતો "મુદલિજા-તઅહિન" થઇને "અલ-અબાબીદ"વટાવતો અને તેથીયે આગળ વધીને "અલ-ફાજજા" અથવા "અલ-કાહા"મુકામે આવેલા "અલ-અરજ"સ્થળે લઇ ગયો.

ઇબ્ને હિશામ કહે છે : "અલ-અબાબીદ" ને "અલ-અબાબીબ" કહે છે. અહીંથી તે "અલ-અસ્યાના" મુકામે લઇ ગયો. અને ત્યાંથી બીજાં સ્થળો વટાવતો "અલ-ઉર્જ"મુકામે લઇ ગયો.

અહીં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અસ્લમ કબીલાના ઓસ બિન હુજર નામે શખ્સને તેના ઇબ્નુર-રવાઅ નામના ઊંટ પર સવાર કરાવીને તેના મસઊદ બિન હુનૈદહ નામના ગુલામ સાથે મદીનહ તરફ રવાના કર્યો.

"અલ-ઉર્જ"થી કૂચ કરતી વેળા રસ્તો બતાવનારા ભોમિયાએ "સનિય્યતુલ-આઇર"નો રસ્તો લીધો (જેને "સનિય્યતુલ-ગાઇર પણ કહે છે ) આ સ્થળ "રકૂબા"ની જમણી દિશાએ આવેલું છે. ત્યાંથી કાફલાને તે "વાદીએ-રિઅમ" મુકામે લઇ ગયો અને ત્યાંથી કૂચ કરાવીને છેવટે તેણે મદીનહની "કુબા"નામે વસતિના બનૂ અમ્ર બિન ઔફના મહોલ્લામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાફલાને હેમખેમ પહોંચાડી દીધો.

રબીઉલ-અવ્વલ મહિનાની ૧૨ રાતો વીતી ચૂકી હતી. સોમવારનો દિવસ હતો. ઉનાળાનો કાળઝાળ તાપ ઉગ્ર બની ગયો હતો. બપોરનો સૂરજ માથે આવી લાગ્યો હતો.[૧]

**ગુજરાતી સંપાદકની નોંધ**————મક્કહથી મદીનહ સુધીની હિજરતના આ પ્રવાસમાં બનેલા કેટલાક મહત્વપૂર્ણ બનાવોનો ઉલ્લેખ ઇબ્ને હિશામની કિતાબમાં થયો નથી. તેનું મુખ્તસર બયાન અત્રે રજૂ કરીએ છીએ.

બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂબક્ર સિદ્દીક રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે, ગારે-સૌરથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો કાફલો રવાના થયો તો અબ્દુલ્લાહ બિન ઉરૈકિત ભોમિયો આગળ-આગળ ચાલીને રસ્તો બતાવતો હતો. રાત-દિવસની વણથંભી કૂચ કરતો કાફલો આગળ બઢયે ગયો ત્યાં સુધી કે બીજા દિવસના બપોરે તડકો ખૂબ આકરો બની ગયો તો અબૂબક્રને થયું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કોઇ સાયા હેઠળ થોડીવાર માટે આરામ ફરમાવી લે તો બેહતર છે. ચોતરફ નજર દોડાવી તો એક ચટાણ હેઠળ સાયો દેખાયો. સવારી પરથી ઊતરીને અબૂબક્ર ત્યાં ગયા. પ્રથમ વાળીઝુડીને જમીન સાફ કરી

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તારીખ ૧ રબીઉલ અવ્વલની રાતે મક્કહથી નીકળીને ગારે-સૌરમાં પધાર્યા. ત્રણ રાત-દિવસ અહીં મુકામ કર્યો તા. ૪ રબીઉલ-અવ્વલની રાતે પાછલા પ્રહરે અહીંથી મદીનહ માટે રવાના થયા અને રબીઉલ-અવ્વલની ૧૨ તારીખે બપોરના સમયે મદીનહના ઉપનગર કુબાના બનુ અમ્ર બિન ઔફના મહોલ્લામાં પહોંચી ગયા. ઇસ્વી સન ૨૪ સપ્ટેમ્બર ૬૨૨ (સીરતે-સરવરે-આલમ જિ.૨ પા. ૭૩૭) "હ"

અને પછી પોતાની ચાદર ત્યાં પાથરી દીધી.અહીં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આરામ ફરમાવવા લાગ્યા અને અબૂબક્ર કંઇ ખાણીપીણીની શોધમાં નીકળ્યા. એક ભરવાડ ત્યાં નજીકમાં જ પોતાનાં બકરાં ચરાવતો દેખાયો. તેની પાસે જઇને બકરીના દૂધની વાત કરી તો તે માની ગયો. અબૂબક્રે પ્રથમ બકરીના આંચળ ધૂળકચરાથી સાફ કરાવ્યા. પછી તેના પોતાના હાથ ચોખ્ખા કરાવ્યા. આ બધી સાફસૂફી બાદ ભરવાડે ચોખ્ખા વાડકામાં દૂધ દોહ્યું. દોહવા પહેલાં વાડકાના મુખ પર કપડું બંધાવી દીધું હતું કે જેથી દૂધમાં ધૂળકચરો ન પડવા પામે. પછી આ સાફ સ્વચ્છ દૂધ લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. પ્રથમ દૂધમાં થોડું પાણી મેળવીને તેને ઠંડુ કર્યું અને દૂધનો વાડકો આપની સેવામાં પેશ.કર્યો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઠંડુ-નીતર્યું દૂધ નોશ કરીને ફરમાવ્યું, ''શું હજી ઊપડવાનો સમય નથી થયો ?''

સૂરજ ઢળી ચૂક્યો હતો અને સવારી કૂચ કરતી આગળ બઢવા લાગી. આ પૂરી વિગત બુખારી શરીફના ''મનાકિબુલ-મુહાજિરીન'' પ્રકરણમાં આવેલી છે. એની ઝીણીઝીણી વિગતો ટાંકવાનો હેતુ આટલો જ કે હઝરત અબૂબક્રની ચોખ્ખાઇ કે સફાઇ-પસંદ તબીઅતનો કંઇક ખિયાલ આવી શકે ! [૧]

અહીંથી આગળ જતાં દિલચસ્પ બનાવ બનવા પામ્યો. હઝરત અબૂબક્ર સિદ્દીક મક્કહના જાણીતા વેપારી હતા. ધંધા અર્થે ગામ પરગામ કે દેશ પરદેશના પ્રવાસને કારણે ઘણા લોકો એમને ઓળખતા હતા. હિજરતના પ્રવાસમાં આવા કેટલાક ઓળખીતાઓ સાથે મુલાકાત થવા પામી. સલામ-કલામ બાદ જ્યારે તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ ઇશારો કરીને પૂછતો કે, '' અબૂબક્ર ! આ કોણ ગૃહસ્થ તમારી સાથે છે ?''

અનુમાનથી એમ લાગે છે કે શરૂઆતમાં આ સવાલ થયો ત્યારે અબૂબક્ર મુંઝવણમાં પડી ગયા હશે કેમકે ખોટું નામ બતાવે તો જૂઠનો ગુનાહ લાગુ પડે અને સાચું કહે તો દુશ્મનને ખબર પડી જવાની ધાસ્તી. પણ અબૂબક્ર ન મુંઝવણમાં મુકાયા ન પરેશાન થયા. જવાબમાં ફીલ-બદીહ કે વિના વિલંબે ફરમાવી દેતા કે, ''હાઝર-રજુલુ યહદી-નીસ-સબીલ.'' એટલે આ એવા ગૃહસ્થ છે જેઓ મને રસ્તાની દોરવણી આપે છે.

આ જવાબ આપવાનો મકસદ આ હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અમારા માર્ગદર્શક એટલે ઇસ્લામના સીધા રસ્તાની દોરવણી આપનારા છે ત્યારે સામેવાળો એમ સમજે કે અબૂબક્રે ભોમિયા તરીકે એમને પોતાની સાથે લીધેલા છે. આણીને પ્રસંગે બુધ્ધિબળથી કામ લેવું એક કળા છે. એને હાઝિર-દિમાગી કે હાજર-જવાબી કહે છે. દુનિયામાં એના બેશુમાર દાખલા છે પણ અબૂબક્રની હાજર જવાબીનો આ દાખલો લાજવાબ છે. [૨]

આજ સફરમાં અલ્લાહના આખેરી નબીનો આ મુબારક કાફલો અબ્દુલ્લાહ બિન ઉરૈકીતની દોરવણીમાં કૂચ કરતો આગળ બઢયો. થોડે દૂર જતાં જંગલમાં બે તંબૂ દેખાયા. એ ઉમ્મે મઅબદ અને અબૂ મઅબદના તંબૂ હતા. બંને મિયાં-બીબી પોતાના પરિવાર સાથે અહીં રહેતા હતા. ઉમ્મે મઅબદ ખુઝાઅહ કબીલાની

૧. શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૨૭૩

૨. સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૮૮ હવાલો બુખારી શરીફ જિ.૧ પા. ૫૫૬

શાખ બનૂ કઅબ કુટુંબમાંથી હતાં. પાકટ વયે પહોંચેલાં, બેહદ જાજરમાન અને ચંચળબુધ્ધિના ખાતૂન હતાં. મુસાફિરો, વટેમાર્ગુઓ અને સહેલાણીઓની યથાશકિત મેહમાન-નવાઝીમાં પંકાયેલાં હતાં. આવનાર દરેક વ્યકિત અહીં થોભીને થાક ઉતારતી, ઉમ્મે મઅબદની હાજરા હજૂરની લહાણી લેતી અને ચુસ્તો-ચાલાક થઇને અહીંથી આગળ વધતી. [૧]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સાથીઓ સાથે તંબૂ પાસે પધાર્યા. લગાતાર સફરમાં તોશાદાન ખાલી થઇ ગયું હતું. ભૂખ તરસની હાલત હતી. અબૂ મઅબદ બકરાં ચરાવવા જંગલમાં નીકળી ગયા હતા. ઉમ્મે મઅબદ ચાદર ઓઢીને તંબૂના આંગણમાં બેઠેલા હતાં. દુકાળનું વરસ ચાલતું હતું, જેની અસર ચોતરફ પ્રવર્તેલી દેખાતી હતી. હઝરત અબૂબક્રે સલામ કરીને ટહેલ નાખી, ''માનવંતા ખાતૂન ! તમારી પાસે દૂધ, ગોશ્ત, ખજૂરમાંથી જે કંઇ હોય, લઇ આવો તો મહેરબાની જે કંઇ કિંમત થાય અમે ચૂકવી આપીશું.''

''અરે મારા મોંઘેરા મહેમાનો !''ઉમ્મે મઅબદે સલામનો જવાબ આપતાં કહ્યું, ''કિંમતની વાત કેવી? અલ્લાહના સોગંદ લઇને કહું છું, ઘરમાં કંઇ પણ ખાવાપીવાની વસ્તુ હોત તો જરૂર આપની તહેનાતમાં હાજર કરી દેત ! અમે પોતે પણ ફાકાથી છીએ.''

એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની નજર તંબૂના ખૂણે ઊભેલી એક બકરી પર પડી. આપે ફરમાવ્યું, ''મઅબદની મા ! આ બકરી અહીં કેમ ઊભેલી છે ?''

''માનવંતા મેહમાન !''ઉમ્મે મઅબદ બોલ્યાં, ''આ બકરી છેક નબળી-દુબળી છે. દુકાળનો જલદી ભોગ બની ગઇ છે. માઇકાંગલી હોવાથી બીજા બકરાં સાથે ચાલી શકતી નથી.''

ફરમાવ્યું, ''એ કંઇ દૂધ આપી શકે ખરી ?''

બોલ્યાં, ''દૂધ આપવું એના માટે જંગલમાં ચાલવાથી વધારે અઘરૂં છે.''

ફરમાવ્યું, ''પરવાનગી હોય તો એને દોહી લઇએ.''

બોલ્યાં, ''હુઝૂર ! એમાં દૂધ જેવું હોય તો ખુશીથી નિચોવી લો.''

પરવાનગી મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે બકરી લાવવામાં આવી. પ્રથમ આપે તેના પગો બંધાવ્યા. પછી તેના થાન અને પીઠ પર પોતાનો મુબારક હાથ ફેરવ્યો અને બારગાહે-ઇલાહીમાં દુઆ માગી, ''યા અલ્લાહ ! આ ખાતૂનની બકરીઓમાં બરકત આપ !''

અલ્લાહની શાન ! બકરીએ પોતાની ટાંગો ફેલાવી દીધી. સાથે જ વાગોળવા લાગી ગઇ. જોતજોતામાં તેના થનોમાં દૂધ ઊતરી આવ્યું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક મોટું વાસણ મંગાવ્યું અને અલ્લાહનું નામ લઇને દોહવાનું શરૂ કર્યું તો બકરીના થાનમાંથી દૂધની સેરો ફૂટી નીકળી. આપ દોહતા ચાલ્યા ગયા ત્યાં સુધી કે દૂધથી વાસણ લબાલબ થઇ ગયું અને ઉપર ફીણ આવી ગયાં. સૌપ્રથમ આપે ઉમ્મે મઅબદને દૂધની લહાણી કરાવી ત્યાં સુધી કે તેઓ ધરાઇ ગયાં. એ પછી પોતાના સાથીઓને મહેક-મહેક દૂધની લહાણી કરાવી ત્યાં સુધી કે તેઓ સૈર થઇ ગયા. સૌથી છેલ્લે આપે પોતે પીધું અને ફરમાવ્યું, ''સાકીયલ-કવ

૧. હાજરા-હજૂરની લહાણી એટલે કોઇ પણ જાતના સંકોચ કે તકલ્લુફ વિના જે કંઇ ઘરમાં હાજર હતું, મેહમાનની હજૂરમાં ધરી દેતા ''હ''

આખિરુ-હુમ.'' એટલે લોકોને પીવાડનાર સૌથી છેલ્લો હોય છે. (લોકોને પીવાડીને પછી પોતે પીએ છે.)

એ પછી બીજીવાર આપે એ વાસણ દૂધથી છલોછલ ભરીને ઉમ્મે મઅબદને હવાલે કર્યું અને આમ ફરમાવીને કાફલા સાથે આગળ બઢી ગયા કે, ''મઅબદની મા ! આ દૂધ મઅબદના બાપાને આપી દેજો જ્યારે તે બકરાં લઈને આવે.''

ઉમ્મે મઅબદ હયરતનું પૂતળું બનીને કાફલાને જતો જોઇ રહ્યાં. આજ સુધી આટલી ખૂબીઓના માલિક કે બા-કમાલ લોકો કયારેય તેમના આંગણે આવ્યા ન હતા. દૂધ દોહવા દરમિયાન હયરતથી ઉમ્મે મઅબદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એકેક હરકતને ઝીણવટભરી નજરે જોઇ રહ્યાં હતાં અને આપની એકેક વાતને દિલના કાનથી સાંભળી રહ્યાં હતાં. આપની નૂરાની મુખાકૃતિ પર વારંવાર ઝબકી ઊઠતું પયગમ્બરીનું નૂર ઉમ્મે મઅબદના દિલ પર નોખી ભાત પાડતું હતું. આપની રૂપરેખાનું ચિત્ર જાણે તેમના દિલ પર અંકિત થઇ ગયું હતું.

મુબારક કાફલો બહુ આગળ નીકળી ગયો હતો અને ઉમ્મે મઅબદ એજ વિચારોમાં ડૂબેલાં હતાં. એટલામાં અબૂ મઅબદ પોતાના નબળાં-દુબળાં બકરાં લઇને આવી ગયો. તંબૂના એક ખૂણામાં દૂધથી ભરેલું વાસણ જોઇને બેહદ તઅજ્જુબ પામી ગયો. પૂછ્યું, ''મઅબદની મા ! આ દૂધ કેવું ? કયાંથી આવ્યું, કોણે મોકલ્યું?''

બોલ્યાં, ''અલ્લાહના સોગંદ ! એક નૂરાની ચેહરાના ગૃહસ્થ કાફલા સાથે પધાર્યા. તેમના જ મુબારક પગલાંની આ બરકત છે.''

એ પછી આંખે જોયેલા અને જાતે અનુભવેલા બનાવની પૂરી વિગત ઉમ્મે મઅબદે કહી સંભળાવી તો અબૂ મઅબદે કહ્યું, ''ઉમ્મે મઅબદ ! જરા તેમની રૂપરેખા તો દોરી બતાવ કે એ મુબારક પગલાંના ગૃહસ્થ કેવા હતા !''જવાબમાં ઉમ્મે મઅબદ બોલ્યાં

- ——ઇન્સાનોમાંથી મુબારક પગલાંનો, ભવ્ય આકૃતિનો એવો અઝીમુશ-શાન ઇન્સાન જેની જાહેરી શાન જલાલી હતી અને જેની ભીતર શાન જમાલી હતી.
- ——જેની જન્મજાત પ્રકૃતિ આઇના જેવી સ્વચ્છ, દૂધ જેવી ઉજળી, નીતરા પાણી જેવી નિર્મળ હતી. નિર્દોષ મુખડો જાણે ગુલાબનો ગોટો.
- ——જેની મુખાકૃતિ દમામદાર અને રૂઆબદાર, બાજરમાન અને કાન્તિવાન, તેજસ્વી અને પ્રભાવશાળી. જુઓ તો જોતા જ રહી જાવ.
- ——મનમોહક મુખડો એવો જાણે ચાંદનો ટુકડો; નયનમનોહર, ચિત્તહર, નૂરના ઝરણા જેવો. ફૂલની પાંખડી જેવા હોઠો પર મંદમંદ ફરકી રહેલું ગુલાબી હાસ્ય. બસ સમજી લો કે મર્દાના હુસ્નો-જમાલનો મુકમ્મલ નમૂનો.
- ——જેની દેહ-રચના સુડોલ અને સુકોમલ. [illegible] બાંધો સપ્રમાણ અને સમતોલ. જેના શરીરમાં ન જાડાપણાની ઐબ ન પાતળાપણાનીં ખામી. ન [illegible] જેવી ઊંચાઈ ન ઠિંગૂજી જેવી નીચાઈ.
- ——આંખો સુંદર અને કાળી અને કાજળધરી. આંખોની કીકીઓ કાળી-અંધારી રાત જેવી સિયાહ, ચમકદાર, ઝાકઝમાળ.
- ——ગરદન સુરાહીદાર, દાઢી કાળી ભરાવદાર, ભવાં ધનુષ જેવાં કમાનદાર. ઝુલફાં વાળો કાળા અને

ઘૂંઘરીયાળ. અવાજ કર્ણપ્રિય અને રસદાર જાણે ઘંટડીનો મીઠો રણકાર. વાત મીઠી જાણે મધની શીરીની. શૈલી એવી જાણે મોતીઓની લળી.

•——સ્વરમાં મધુરતા, મૃદુતા, નમ્રતા, વિવેકતા. ખામોશી ધીરગંભીર અને બા-વકાર. જો બે નમણી શાખાંની વચ્ચે એક નમણી નાજુક શાખ હોય તો દેખાવે એ ત્રણે શાખોમાં સૌથી વધુ નમણા, નાજુક અને લચકદાર. દૂરથી જુઓ તો ચાંદનો ટુકડો. પાસેથી જુઓ તો નૂરનો કકડો. મૂલ્યાંકનમાં સહુથી વધારે મૂલ્યવાન.

•——સાથીઓ દીપકના પતંગિયા જેવા. જાન કુરબાન કરનારા, પ્રાણ નિછાવર કરનારા. પોતે બોલતા તો સાથીઓ ખામોશ રહેતા. કોઇ હુકમ ફરમાવતા તો આજ્ઞા-પાલનમાં પડાપડી કરતા.

ન વધુ-બોલા, ન ઓછું-બોલા. સ્વભાવમાં નમ્રતા, વર્તનમાં સભ્યતા, બોલેબોલમાં વિવેકતા. સભ્યતા, માનવતા અને સંસ્કારના ઊંચા આસને બિરાજનારા. સહુના સરદાર, સહુના તાજદાર, સહુના તારણહાર. પ્રતિભાશાળી, પ્રભાવશાળી, પ્રતિષ્ઠાવાન. જલાલ અને જમાલના સંગમ.

ઉમ્મે મઅબદના વાણીપ્રવાહનું આ છટાદાર વિવેચન સાંભળીને અબૂ મઅબદે કહ્યું, ''અરે વલ્લાહ ! આ તો તેજ કુરૈશી ગૃહસ્થ લાગે છે જેના વિષેની કેટલીક વાતો હું સાંભળી ચૂકયો છું. તક મળતાં જરૂર હું તેમની તહેનાતમાં હાજર થવાનું વિચારી ચૂકયો છું.''

બાદમાં બંને મિયાં-બીબી મદીનહ ગયાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને ઇસ્લામની દવલતથી માલામાલ થયાં. ઉમ્મે મઅબદ બહુ ચંચળબુધ્ધિના, પાકટ વયના, ભણેલા નહિ તો ગણેલા ખાતૂન હતાં. એમણે દોરેલી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ કલમી તસવીર તારીખના ભંડોળનો અનમોલ ખજાનો છે. સીરતની તમામ સનદી કિતાબોના હિજરત પ્રકરણમાં એનું બયાન કરવામાં આવ્યું છે. બાદમાં ઉમ્મે મઅબદના ભાઇ હુબૈશ બિન ખાલિદ અને તેમના ફરઝંદ હિશામ બિન હુબૈશ પણ મુસલમાન બની ગયા. હવાલાઓ માટે જુઓ સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૯૧ સીરતે સરવરે આલમ જિ.૨ પા. ૭૩૩-૭૩૪ સીરતે અહમદે મુજતબા જિ.૧ પા. ૪૮૫-૪૮૬ રહમતુલ-લિલ આલમીન જિ.૧ પા. ૯૯.

મદીનહના મુહાજિરોનો મુબારક કાફલો મંઝિલો વટાવતો અને વણથંભી કૂચ કરતો આગળને આગળ બઢી રહ્યો હતો. જયારે બનૂ અસ્લમ કબીલાની ભૂમિમાંથી પસાર થયા તો અચાનક બનૂ અસ્લમના ૭૦ માણસોની ટૂકડીએ કાફલાને ઘેરી લીધો. એ બધા સો ઊંટોના ઇનામની લાલચે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ગિરિફતાર કરવા અહીંતહીં ભટકતા હતા. બુરૈદહ બિન ખુસૈબ અસ્લમી નામે જવાન આ ટુકડીનો સરદાર હતો. અચાનક સામનો થતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ વ સલ્લમએ તેને પડકાર્યો, ''મન અન્ત્?''કોણ છે તું ?

ટુકડીના સરદારે કહ્યું, ''અના બુરૈદહ.'' હું બુરૈદહ છું.

બુરૈદહ નામ અરબીના ''બુરૂદત''શબ્દમાંથી નીકળેલું છે જેના અર્થ સરદી, ઠંડક, ટાઢક, સુકૂન, શાંતિ વિગેરે થાય છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ શબ્દથી શુભશુકન લેતાં હઝરત અબૂબક્રને ફરમાવ્યું, ''યા અબાબક્ર ! બરદ અમ્રુના વ સલહ.'' હે અબૂબક્ર ! આપણો મામલો ઠંડો થયો અને કામ સુધરી ગયું.

પછી આપે તને પૂછયું, ''કયા કબીલામાંથી છે ?''

''મિન અસ્લમ.'' બુરૈદહએ જવાબ આપ્યો, અસ્લમ કબીલામાંથી.

અસ્લમ નામ ''ઇસ્લામ'' શબ્દમાંથી નીકળેલું છે જેના અર્થ તાબેદારી, આજ્ઞાપાલન, સલામતી વગેરે

થાય છે. આપે આ શબ્દથી શુભશુકન લેતાં હઝરત અબૂબક્રને ફરમાવ્યું, "યા અબાબક્ર ! સલિમ-ના" હે અબૂબક્ર ! આપાગે સલામત રહ્યા એટલે દરેક ખતરાથી સુરક્ષિત થઇ ગયા.

પછી આપે તેને પૂછયું, "અસ્લમ કબીલાની કઇ શાખમાંથી ?"

"મિમ બની સહ્મ. " તેણે કહ્યું, બનૂ સહ્મની શાખમાંથી.

સહ્મ શબ્દના અર્થ હિસ્સો, ભાગ વગેરે થાય છે. આપે શુભશુકન લેતાં બુરૈદહને ફરમાવ્યું, ખરજ સહ્મુ-ક." ત્યારે તો હે બુરૈદહ ! ઇસ્લામમાંથી તારો હિસ્સો નીકળી આવ્યો. એટલે તું ઇસ્લામની દવલતથી માલામાલ થઇ ગયો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ભવ્ય પયગમ્બરી શખ્સીયત અને આપના રહસ્યભર્યા સંવાદનો બુરૈદહના દિલ પર ઊંડો પ્રભાવ પડયો. તેણે પૂછયું, "મન અન્ત ?" આપ કોણ છો ?

આપે ફરમાવ્યું, "હું અબ્દુલ્લાહનો બેટો મુહંમદ છું અને અલ્લાહનો રસૂલ"

નિરંકુશ રીતે બુરૈદહ પોકારી ઊઠયો, "અશહદુ અલ-લાઇલાહ ઇલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદર-રસૂલુલ્લાહ."

કલિમએ-શહાદત પઢીને હઝરત બુરૈદહ બિન ખુસૈબ અસ્લમી મુસલમાન બની ગયા તો એમની સાથે એમના બધા સાથીઓ પાગ એજ વેળા કલિમો પઢીને મુસલમાન બની ગયા. ત્યારે હઝરત બુરૈદહએ ઇમાની જુસ્સાથી વિનંતી કરી, "યા રસૂલલ્લાહ ! મદીનહમાં પ્રવેશતી વેળા આપની સાથે એક ઝંડો હોવો જોઇએ અને એક ઝંડાધારી પણ હોવો જોઇએ જે ઝંડાને હવામાં લહેરાવીને એવી છડી પોકારે કે, "સચ્ચાઇના સંદેશવાહક અને ઇન્સાફના ઝંડાધારી અલ્લાહના આખેરી નબી મુહંમદ મદીનહમાં પધારી રહ્યા છે!"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુબારક શિરેથી પોતાનો સાફો ઉતાર્યો અને પોતાના મુબારક હાથથી તેને ભાલાની અણીમાં પરોવીને હઝરત બુરૈદહને ઇનાયત કર્યો. હઝરત બુરૈદહ જોશીલા જવાન હતા. આનંદની ઊછળતી લાગણીઓથી ઝંડાને હાથમાં લઇને હવામાં લહેરાવવા લાગ્યા અને પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાફલાના ઝંડાધારી તરીકે કાફલાની આગળ આગળ ચાલવા લાગ્યા. ઇસ્લામી તવારીખનો આ પહેલો ઇસ્લામી ઝંડો હતો જેને આજની ભાષામાં રાષ્ટ્રપતિ કે રાષ્ટ્રપિતાનો ઝંડો કહે છે. અને જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સવારી મદીનહમાં દાખલ થઇ તો હઝરત બુરૈદહ આ ઝંડાને લહેરાવતા આપની સાથે ચાલતા હતા. (હવાલાઓ માટે જુઓ સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૨૯૫-૨૯૬. સીરતે-અહમદે મુજતબા જિ.૧ પા. ૪૮૮. રહમતુલ-લિલ આલમીન જિ.૧ પા. ૧૦૧)

મુબારક કાફલો અહીંથી કૂચકદમ કરતો આગળ વધ્યો તો રસ્તામાં હઝરત અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુના દામાદ (બીબી અસમાના ખાવિન્દ) ઝુબૈર બિન અવ્વામ મળ્યા. તેઓ મુલ્કે-શામથી વેપારી કાફલો લઇને મક્કહ પાછા વળતા હતા. તેમણે સફેદ પોશાકની એકએક જોડી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને હઝરત અબૂબક્રની સેવામાં હદિયા તરીકે પેશ કરી જેનો આભાર સહિત સ્વીકાર કરવામાં આવ્યો. જતી વેળા ઝુબૈરે કહ્યું. "કાફલાનો માલ મક્કહ પહોંચતો કરીને હું પાગ જલદી મદીનહ આવી જઇશ. " ગુજરાતી સંપાદકનું લખાણ પુરૂં થયું. અહીંથી ઇબ્ને હિશામનો તરજુમો ફરી ચાલુ કરીએ છીએ.)

**કુબામાં પધરામણી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન ઝુબૈરે કહ્યું અને તમને ઉર્વહ બિન ઝુબૈરે કહ્યું અને ઉર્વહ બિન ઝુબૈરે અબ્દુર્રહમાન બિન ઉવૈમિર બિન સાઇદહના મુખે સાંભળ્યું અને

અબ્દુર્રહમાનને, તેમના કબીલાના મુસલમાન બનેલા લોકોએ કહ્યું કે, જયારે અમને સમાચાર મળ્યા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ પધારવા માટે મક્કહથી નીકળી ચૂકયા છે તો, અમે રોજ ફજરની નમાઝ પછી, અમારા પહાડી રહેઠાણથી નીકળીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ઈન્તેઝારમાં, કુબાની વસતિથી બહાર આવેલા મેદાનમાં ચાલ્યા જતા અને ત્યાં થોભીને બહુ બેચેનીથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીની રાહ જોયા કરતા, ત્યાં સુધી કે આગ વરસાવતો સૂરજ માથે આવી લાગતો, અને ધરતી કાળઝાળ તાપથી ધખી ઊઠતી, ઝાડોના પડછાયા સમેટાઈને લપેટાઈ જતા. આગ જેવા તડકાથી બચાવનો કોઈ ઉપાય ન રહેતો તો અમે હતાશ દિલે પાછા પોતાના રહેઠાણે ચાલ્યા જતા.''

''આ આકરા ઉનાળાની રૂતુનો બનાવ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની કુબામાં પધરામણી થઈ એ દિવસે પણ અમે એજ ઈન્તેઝારમાં ખુલ્લા મેદાનમાં બેઠેલા હતા પણ તાપ ઉગ્ર બનતાં ઝાડોના સાયા લપેટાઈ ગયા અને આગ જેવા તડકાથી બચવાનો ઉપાય ન રહ્યો તો લાચારીએ અમે અમારા રહેઠાણ તરફ ચાલી નીકળ્યા. પણ જેવા જ અમે અમારા ઘરોમાં દાખલ થયા કે તરત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીના સમાચાર મળ્યા.

સૌથી પહેલાં જે શખ્સે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પધારતા જોયા તે એક યહુદી હતો. તેને અમારા રોજના નિયમની ખબર હતી અને તે જાણતો હતો કે અમે રોજ મેદાનમાં જઈને કોની રાહ જોઈએ છીએ! આપને અને આપના સાથીઓને જોતાં જ યહૂદી ઘાંટો પાડીને ચિલ્લાયો, ''હે બનૂ કૈલહ ! સાંભળો, તે ઊંચી શાનવાળા પુરૂષ આવી લાગ્યા !''(જેનો તમે ઈન્તેઝાર કરતા હતા.)[1]

યહૂદીનો ઘાંટો સાંભળતાં જ અમે પાછલા પગે વળીને મેદાન તરફ દોડી ગયા. ત્યાં મેદાનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સાથીઓ સાથે એક ખજૂરીના સાયા તળે બિરાજમાન હતા. આપની જોડે અબૂબક્ર હતા. આપ અને અબૂબક્ર સરખી ઉંમરના હતા. અમારા સાથીઓમાંથી કોઈએ આથી પહેલાં આપને જોયા ન હતા. આપની કોરમોરે લોકોની ભીડ જામી ગઈ હતી. બંને ગૃહસ્થોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કોણ છે તે અમારામાંથી કોઈ ઓળખી શકયું નહિ. છેવટે જયારે ઝાડનો સાયો એકદમ સંકોચાઈ ગયો ને અબૂબક્રે ઉભા થઈને પોતાની ચાદર તાણીને આપની ઉપર સાયો કર્યો ત્યારે અમે આપને ઓળખ્યા કે; આ છે અલ્લાહના રસૂલ!

**હઝરત કુલસૂમનું જાગેલું નસીબ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, લોકોના કહેવા મુજબ કુબામાં પધારીને, બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત કુલસૂમ બિન હિદમના મકાનમાં રહેવા લાગ્યા.[2] એ પછી બનૂ ઉબૈદના એક ગૃહસ્થના મકાને પધારીને ઉતારો લીધો. કેટલાકના કથન મુજબ આપ હઝરત સઅદ બિન ખૈસમહના મકાને પધારીને રહેવા લાગ્યા. જે લોકો કુલસૂમ બિન હિદમના મકાનની વાત કરે છે. તેઓનું કહેવું છેકે, ઉતારો તો આપે કુલસૂમના મકાને જ લીધો હતો પણ મળવા આવનારા લોકોની મુલાકાત માટે આપ સઅદ બિન ખૈસમહના મકાને પધારતા હતા. કેમકે સઅદ કુંવારા હોવાથી બાલબચ્ચાંની જંજાળથી આઝાદ હતા. મક્કહથી હિજરત કરીને આવેલા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ

૧. બનૂ કૈલહ એટલે કૈલહની અવલાદ. મદીનહમાં અરબોના બે કબીલા વસતા હતા. ઔસ અને ખઝરજ. બંને કબીલાના લોકો એક જ મા ની અવલાદ હતા જેનું નામ કૈલહ હતું. યહૂદીઓ બંને કબીલાને એક જ નામે એટલે બનૂ કૈલહ તરીકે સંબોધતા હતા. ''હ''

૨. હઝરત કુલસૂમ બિન હિદમ રદિયલ્લાહુ અન્હુ પોતાની બિરાદરીના વડીલ અને વયોવૃધ્ધ ગૃહસ્થ હતા. અલ્લાહના આખેરી નબીની મેઝબાનીનું માન ખાટી ગયા. આપની હિજરત પહેલાં મુસલમાન બની ગયા હતા. આપની હિજરત પછી મદીનહના તમામ સહાબામાં સૌથી પહેલા વફાત પામ્યા. (સીરતે સરવરે આલમ જિ.૨ પા. ૭૩૭) ''હ''

સલ્લમના જે સાથીઓ કુંવારા હતા એ બધાનો ઉતારો પણ સઅદ બિન ખૈસમહના જ મકાને હતો જેથી લોકો કહે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ સઅદના જ મકાને રહેતા હતા. ખરૂં જોતા મળવા આવનારા લોકોની મુલાકાત માટે આપ સઅદના મકાને પધારાતા હતા કેમકે અહીં બીબી-બચ્ચાંની જંજાળ ન હતી. એટલે જ લોકો સંઅદના મકાનને ''બૈતુલ-અઅઝાબ ''એટલે કુંવારાઓનું ઘર કહેતા હતા. હવે એમાંની કઈ વાત ખરી છે તે અલ્લાહ બેહતર જાણે ! કેમકે અમે તો એમ પણ સાંભળ્યું છે અને તેમ પણ સાંભળ્યું છે.

હઝરત અબૂબક્ર સિદ્દીકે ''સુનહ''નામે વસતિમાં બનૂ હારિસ બિન ખઝરજના એક ગૃહસ્થ હઝરત ખુબૈબ બિન ઈસાફના મકાને ઉતારો લીધો. ત્યારે એક કહેનારે એમ પણ કહ્યું કે નહિ, અબૂબક્રે બનૂ હારિસ બિન ખઝરજવાળા ખારિજહ બિન ઝૈદ બિન અબી ઝુહૈરના મકાને ઉતારો લીધો.

**હઝરત અલીએ જોયેલો એક ભેદી બનાવ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મક્કહ ત્યાગ પછી હઝરત અલી બિન અબી તાલિબ ત્રણ દિવસો અને ત્રણ રાતો મક્કહમાં રહ્યા કે જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમને સોંપેલી લોકોની અમાનતો, તેમના માલિકોને જેમની તેમ પહોંચતી કરવામાં આવે. અમાનતો પહોંચતી કરવાના કામથી પરવારીને હઝરત અલી પણ હિજરત કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં આવી ગયા અને આપની સાથે જ કુલસૂમ બિન હિદમના મકાને રહેવા લાગ્યા.

કુબામાં હઝરત અલીનો ઉતારો એક રાત અથવા બે રાતો રહ્યો. એ દરમિયાન એક અજીબ દિલચસ્પ ઘટના બનવા પામી. એ ઘટના ટાંકતાં હઝરત અલી ફરમાવ્યા કરતા, ''કુબામાં એક મુસલમાન ખાતૂન રહેતી હતી જેનો ખાવિન્દ ન હતો. મેં એક મરદને જોયો તે મધરાતના સમયે આ ખાતૂનના મકાને આવતો. બારણું ખખડાવતો. ખાતૂન મકાનમાંથી નીકળીને એની પાસે આવતી. આ મરદ એને કંઈક આપતો અને ખાતૂન તેને લઈને ચૂપચાપ ઘરમાં ચાલી જતી.

આ બનાવ જોઈને મારા મનમાં કંઈક શંકા ઊપજી કે યા અલ્લાહ ! આ શું મામલો છે ? મેં એ ખાતૂનને તેના બારણે બોલાવીને કહ્યું, ''હે અલ્લાહની બંદી ! પેલો કોણ મરદ છે જે રોજ રાતે તારૂં બારણું ખખડાવે છે. તું ઘરમાંથી નીકળીને તેની પાસે આવે છે. તે કંઈક તને આપે છે. તેને લઈને તું ચુપચાપ ઘરમાં ચાલી જાય છે. મને ખબર નથી તે શું આપે છે. જો કે તું મુસલમાન છે એને તારો ખાવિન્દ પણ નથી.''

ખાતૂન બોલી, ''આવનાર યુવક સહલ બિન હુનૈફ બિન વહબ છે એ જાણે છે કે હું દુનિયામાં એકલી અટૂલી છું. અલ્લાહ સિવાય દુનિયામાં કોઈ મારો બેલી નથી. રાત પડે છે તો એ યુવક પોતાની કૌમના મંદિરો પર છાપા મારે છે. મૂર્તિઓને તોડીફોડી નાખે છે. તેમાંથી જે કંઈ મળી આવે છે લાકડાં વગેરે તે લાવીને મને આપે છે અને કહે છે, ''લો બહેન ! એને ચૂલામાં બાળીને રસોઈ બનાવી લેજો!''

હઝરત અલી ખાતૂનની કથા સાંભળીને બહુ ખુશ થયા. શંકાનું નિવારણ થઈ ગયું. એજ દિવસથી હઝરત અલી પેલા બહાદુર અને નેકદિલ યુવક સહલ બિન હુનૈફ બિન વહબને દિલોજાનથી ચાહવા લાગ્યા. ઈરાકમાં હઝરત અલી પાસે જ સહલ બિન હુનૈફ વફાત પામી ગયા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈરાકમાં હઝરત સહલ બિન હુનૈફ વફાત પામ્યા તો અલી બિન અબી તાલિબ લોકોને તેમનો આ કિસ્સો સંભળાવતા હતા. મેં હઝરત અલીનો આ કિસ્સો હઝરત સહલના પૌત્ર હિન્દ બિન સઅદ બિન સહલના મુખે સાંભળ્યો.

# પ્રકરણ ૭૪

# મદીનહમાં પધરામણી અને મસ્જિદની તઅમીર

ઈસ્લામમાં જુમઅહનો પહેલો ખુત્બો ● સહાબાની ફિદાકારી અને ભવ્ય સત્કાર ● હઝરત અબૂ ઐયૂબની ખુશનસીબી ● મસ્જિદુન - નબીની તઅમીર ● હઝરત અમ્માર વિષે પેશીનગોઇ ● મેઝબાનીમાં અબૂ ઐયુબની વ્યવસ્થા ● જમણમાં ડુંગરી અને લસણ ● બાકીના મુહાજિરોની મક્કહથી હિજરત ● ફત્હે મક્કહ અને મુહાજિરોની માલ-મિલ્કત.

**ઈસ્લામમાં જુમઅહનો પહેલો ખુત્બો**—————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ પાસે આવેલી કુબા નામે વસતિના, બનૂ અમ્ર બિન ઔફના મહોલ્લામાં સોમવાર, મંગળવાર, બુધવાર અને જુમેઅરાત સુધી બિરાજમાન રહ્યા અને ત્યાં તેઓની મસ્જિદ (મસ્જિદે-કુબા)નો પાયો નાખ્યો.[1]

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અબૂબક્ર રદિયલ્લાહુ અન્હુ અલ્લાહ તઆલાના હુકમથી કુબાની વસતિમાંથી નીકળીને મદીનહ શહેર તરફ રવાના થયા. એ જુમઅહનો મુબારક દિવસ હતો. જો કે કુબાના બનૂ અમ્ર બિન ઔફના લોકોનો તો એવો દાવો છે કે આપ તેઓની વસતિમાં ચાર દિવસો નહિ, તેનાથી વધારે દિવસો બિરાજમાન રહ્યા. વલ્લાહુ અઅલમ ![2]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુબાથી જુમઅહના દિવસે રવાના થયા. જ્યારે આપ બનૂ સાલિમ બિન ઔફની વસ્તીમાં પહોંચ્યા તો જુમઅહની નમાઝનો સમય આવી લાગ્યો. અહીં આપ સવારી પરથી ઊતરી પડ્યા અને તેઓની મસ્જિદમાં જુમઅહની નમાઝ પઢાવી. આ મસ્જિદ "રાનૂના" નામે સ્થળની

---

૧. ઈસ્લામમાં સૌથી પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથે જે મસ્જિદનો પાયો નાખવામાં આવ્યો તેનું નામ મસ્જિદે-કુબા છે. આપે પોતે પહેલો પથ્થર પોતાના મુબારક હાથે ઉપાડીને કિબ્લહની દિશાએ ગોઠવી દીધો.આપના પછી હઝરત અબૂબક્રે, પછી હઝરત ઉમરે પછી બીજા મુસલમાનોએ પથ્થર ગોઠવવાનું શરૂ કર્યું. આજે એ મસ્જિદ નવા રૂપે આલીશાન સ્વરૂપે ઊભેલી છે. એનું નામ મસ્જિદે કુબા અને મસ્જિદે-તક્વા છે. એનું બયાન પારહ ૧૧ના બીજા રૂકૂઅની આયત ૧૦૮માં થયેલું છે. એનાથી ઉપરની આયતમાં મુનાફિકોની "મસ્જિદે-દિરાર"નું વર્ણન છે.

૨. બુખારી અને મુસ્લિમમાં હઝરત અનસ ની રિવાયત મુજબ કુબામાં આપ ૧૪ દિવસ બિરાજમાન રહ્યા. હઝરત આઇશહ અને હઝરત ઉર્વહ બિન ઝુબૈરના કથન મુજબ આપ ૧૦ દિવસથી વધુ કુબામાં બિરાજમાન રહ્યા. (સીરતે સરવરે આલમ જિ.૨ પા. ૭૩૮) "હ"

ખૂણમાં આવેલી છે. [૧] મદીનહમાં એ જુમઅહની પહેલી નમાઝ હતી જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાની ઇમામતમાં અદા કરી.

**સહાબાની ફિદાકારી અને ભવ્ય સત્કાર**————જુમઅહની નમાઝ બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ પધારવા માટે તૈયાર થયા તો બનૂ સાલિમ બિન ઔફના લોકો હઝરત ઇત્બાન બિન માલિક અને હઝરત અબ્બાસ બિન ઉબાદહ બિન નદલહની આગેવાની હેઠળ આપની તહેનાતમાં હાજર થયા અને વિનંતી રૂપે બોલ્યા, '' યા રસૂલલ્લાહ ! આપ અમારા મકાને પધારો. અમે સંખ્યામાં, સાધન-સામગ્રીમાં, માનઆબરૂમાં સૌથી ચઢિયાતા છીએ.''

આપે ઊંટણી તરફ ઇશારો કરતાં ફરમાવ્યું, ''ખલ્લુ સબીલહા ફ-ઇન્નહા મામૂરતુન.'' એનો રસ્તો છોડી દો. એ અલ્લાહ તરફથી નિમાયેલી છે.

આ લોકોએ રસ્તો છોડી દીધો અને ઊંટણી આગળ વધી જ્યારે એ એની ગતિએ ચાલતી બનૂ બયાદહના મહોલ્લામાં પહોંચી તો હઝરત ઝિયાદ બિન લુબૈદ અને હઝરત ફર્વહ બિન અમ્ર નામના સરદારો પોતાની કૌમના અગ્રણીઓ સાથે આગળ આવ્યા અને દરખાસ્ત રૂપે બોલ્યા, ''હે અલ્લાહના રસૂલ ! આમારાં ઘરો હાજર છે. અમે સંખ્યાબળમાં, સાધનબળમાં, માનમોભામાં સૌથી આગળ છીએ. માટે વધુ સંખ્યાવાળાઓમાં, વધુ સાધનવાળાઓમાં, વધુ માનમોભાવાળાઓમાં પધારો.''

આપે ઊંટણી તરફ ઇશારો કરતાં ફરમાવ્યું, ''ખલ્લુ સબીલહા ફ-ઇન્નહા મામૂરતુન.'' એનો રસ્તો છોડી દો. એ અલ્લાહ તરફથી નિયુક્ત થયેલી છે.

આ લોકોએ રસ્તો છોડી દીધો અને ઊંટણી આગળ વધી જ્યારે એ એની ગતિએ ચાલતી બનૂ સાઇદહના મહોલ્લામાં પસાર થવા લાગી તો હઝરત સઅદ બિન ઉબાદહ અને હઝરત મુનઝિર બિન અમ્ર, બનૂ સાઇદહના લોકો સાથે આગળ આવી ગયા અને નમ્ર ભાવે બોલ્યા, ''યા રસૂલુલ્લાહ ! અમારા ઘરોમાં પધારો. સંખ્યામાં, સાધનમાં અને પ્રતિષ્ઠામાં અમારી તોલે પહોંચે એવું મદીનહમાં કોઇ નથી.''

આપે ફરમાવ્યું, ''ખલ્લૂ સબીલહા ફ-ઇન્નહા મામૂરતુન.'' મારી ઊંટણીનો રસ્તો છોડી દો. એને અલ્લાહ તરફથી હુકમ મળી ગયો છે. એ ત્યાંજ થોભશે જ્યાં થોભવાનો એને હુકમ મળ્યો છે.

આ લોકોએ રસ્તો આપી દીધો અને સાંઢણી આગળ બઢી. એ એની ગતિએ ચાલતી જ્યારે બનૂ અદી બિન નજ્જારના મોહલ્લામાં પહોંચી—— જેઓ સગાઇમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મામા લાગતા હતા કેમકે અબ્દુલ-મુત્તલિબના માતાજી બીબી સલમા બિન્તે અમ્ર (રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદી) એજ ખાનદાનમાંથી હતાં. [૨]—— તો હઝરત સુલૈત બિન કૈસ, હઝરત અબૂ સુલૈત અને

---

૧. બનૂ સાલિમની આ મસ્જિદનું નામ ''મસ્જિદે-ગુબૈબ''હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમાં જુમઅહની નમાઝ પઢી ત્યારથી એવું નામ ''મસ્જિદે જુમઅહ પડી ગયું. આજે પણ એજ નામે જાણીતી છે. મદીનહથી કુબા જતાં રસ્તામાં ડાબા હાથે આવે છે.

૨. આ તેજ ખાનદાન છે જેના માનવંતા ખાતૂન બીબી સલમા બિન્તે અમ્ર સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પરદાદા હાશેમે શાદી કીધી હતી. આપના દાદા અબ્દુલ-મુત્તલિબ એજ ખાતૂનની કુખે અવતર્યા હતા. એજ ખાનદાનમાં ઉછેર પામ્યા હતા. આપના માનવંતા પિતાજી હઝરત અબ્દુલ્લાહએ પોતાના જીવનના અંતિમ દિવસો એમની જ સાથે ગુજાર્યા અને અહીં જ વફાત પામીને અહીં જ દફન થયા. બીબી આમિનહ આપને બચપનમાં એજ લોકોની મુલાકાત માટે લઇ ગયાં હતાં. ''હ''

હઝરત ઉસૈરહ બિન અબી ખારિજહ પોતાના બનૂ અદી બિન નજ્જારના કેટલાક લોકો સાથે આવીને આપની સામે ઊભા થઇ ગયા અને દરખાસ્ત રજૂ કરતાં બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આપ પોતાના મોસાળિયામાં પધારો, જેઓ સંખ્યામાં, સાધનમાં, માનમોભામાં સૌથી ચઢિયાતા છે."

આપે ફરમાવ્યું, "ખલ્લુ સબીલહા ફ-ઈન્નહા મામૂરતુન." મારી ઊંટણીનો રસ્તો છોડી દો એને ક્યાં થોભવું તેનો અલ્લાહ તરફથી હુકમ મળી ગયો છે.

**હઝરત અબૂ ઐયૂબની ખુશનસીબી**——————આ લોકોએ પણ ઊંટણીનો રસ્તો છોડી દીધો અને તે પોતાની ગતિએ ચાલતી આગળ બઢી અને જ્યારે બનૂ માલિક બિન નજ્જારના મહોલ્લામાં દાખલ થઇ તો અત્યારે જ્યાં મસ્જિદે-નબવીનો દરવાજો છે ત્યાં જઇને બેસી ગઇ. તે વેળા એ જમીન બનૂ નજ્જારની શાખ બનૂ માલિક બિન નજ્જારના બે યતીમ છોકરાઓ, સહલ અને સુહૈલની માલિકીની હતી. આ જમીનમાં તેઓ પોતાની ખજૂરો તડકામાં સુકાવતા હતા. હઝરત મુઆઝ બિન અફરાઅ આ યતીમ છોકરાઓના સરપરસ્ત હતા. જ્યારે ઊંટણી એવી હાલતમાં કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેની પીઠ પર સવાર હતા, અહીં બેસી ગઇ તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેની પીઠ પરથી ઊતર્યા નહિ. ઊંટણી પાછી ઊભી થઇ અને થોડીક આગળ ગઇ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેનો અછોડો તેની પીઠ પર છુટ્ટો મુકી દીધો હતો. તેની નાથ જરા પણ અહીંતહીં ફેરવી નહિ. છેવટે ઊંટણી પોતે પાછી વળી અને પલટીને પહેલાં જ્યાં બેઠી હતી ત્યાં જ આવીને બેસી ગઇ. તેણે પોતાનું શરીર હલાવ્યું. કરીને મક્કમ રીતે બેઠી અને ગરદન લાંબી કરી દીધી કે જેથી રસૂલુલ્લાહ નીચે ઊતરે. [૧]

હઝરત અબૂ ઐયુબ ખાલિદ બિન ઝૈદ અનસારીએ આગળ વધીને ઊંટણીની કાઠી ઉતારી લીધી અને તેને પોતાના ઘરે જઇને મૂકી આવ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમના જ ઘરે ઉતારો લીધો. એ પછી ખજૂરો સુકાવવાની પેલી જમીન વિષે આપે પૂછપરછ કરી કે એ કોની જમીન છે અને એનો માલિક કોણ છે ? તો હઝરત મુઆઝ બિન અફરાએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! એ જમીન અમ્રના બે પુત્રો, સહલ અને સુહૈલની છે જેઓ યતીમ બાળકો છે અને મારી સરપરસ્તી હેઠળ છે. હું એ બંનેને રાજી કરી દઇશ આપ અહીં એક મસ્જિદ બનાવી લો."

---

# મદીનહમાં ભવ્ય સત્કારની પૂર્તિ

## (ગુજરાતી સંપાદક તરફથી)

ઉપરના બનાવોથી સહેજે અંદાજ લગાવી શકાય છે કે મદીનહવાસીઓએ કેટલી અકીદત, કેટલી મહબ્બત, કેટલી અધીરાઇ અને કેટલા જોશો-ખરોશથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું ભવ્ય સ્વાગત કર્યું

---

૧. એમાં અલ્લાહ તઆલાની અજીબ હિકમત હતી. ઊંટણીને ક્યાં થોભાવવી અને કોના ઘરે ઉતારો લેવો તે વાત અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પસંદગી પર છોડી ન હતી. આ સેવા અલ્લાહ તઆલાએ પોતાની મરજી મુજબ ઊંટણી પાસેથી લીધી. અગર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની મરજીથી ઉતારાનું સ્થળ પસંદ ફરમાવતે તો અન્સારના બીજા કબીલાઓમાં સ્વાભાવિક રીતે એવી લાગણી પેદા થતે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને પડતા મૂકીને બનૂ નજ્જારને અમ પર શ્રેષ્ઠતા આપી. ખરેખર અલ્લાહની હિકમત ન્યારી છે. "હ"

હતું. કુબામાં પધરામણી પછી મદીનહ-પધરામણીની તો તેઓ કાગને ડોળે રાહ જોતા હતા.અને તે માટેની તેઓએ પૂર્વ તૈયારી કરી રાખી હતી. એ પછી જે જોશ, જે ઉત્સાહ, જે ઉમંગથી શહેરમાં આપનો શાનદાર સત્કાર કરવામાં આવ્યો તેનો દાખલો શોધ્યે જડે એમ નથી. અરબભરમાં આથી પહેલાં આટલું ભવ્ય સ્વાગત કોઈનું કરવામાં આવ્યું ન હતું. જે વસતિ કે મહોલ્લામાંથી આપની સવારી પસાર થતી ત્યાંના અગ્રેસરો અને મોવડીઓ બાઅદબ આપની તહેનાતમાં હાજર થતા અને અરજ કરતા, "યા રસૂલલ્લાહ ! ઘર હાજર છે, માલ હાજર છે. જાન હાજર છે."

સહીહ બુખારી, સહીહ મુસ્લિમ અને મુસ્નદે-અહમદમાં હઝરત બરાઅ બિન આઝિબની રિવાયતથી હઝરત અબૂબક્ર સિદ્દીકનું આ બયાન ટાંકવામાં આવ્યું છે કે, "જ્યારે અમે મદીનહમાં પ્રવેશ કર્યો તો લોકો અમારા સ્વાગત માટે સડકો પર નીકળી આવ્યા હતા. મકાનોની છતો, અગાશીઓ, દીવારો, ઝાડો પર લોકોની ઠઠ લાગેલી હતી. ગુલામો, છોકરાઓ, કિશોરો ભુલકાંઓ રસ્તા પર દોડાદોડી કરીને જુદા જુદા નઅરા ગજાવતા હતા. હકડેઠઠ મેદનીમાંથી વારંવાર, અલ્લાહુ અકબર ! મુહંમદ પધારે છે ! અલ્લાહના પયગમ્બર પધારે છે! ના પોકારો બુલંદ થતા હતા."[1]

સહીહ બુખારીમાં હઝરત અનસ બિન માલિકની રિવાયત છે કે, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને અબૂબક્રની સવારીએ મદીનહમાં પ્રવેશ કર્યો તો મુસલમાનોના એક હથિયારબંધ સમૂહે સવારીને પોતાના વર્તુળમાં લઈ લીધી હતી. આશિકો અને જાં-નિસારો હથિયાર સજ્જ થઈને બે હરોળમાં હારબંધ ગોઠવાઈ ગયા હતા. દર્શનના અભિલાષીઓ ટેકરાઓ અને ઊંચી જગાઓ પર ચઢીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દીદાર માટે નજર દોડાવી રહ્યા હતા. આખા શહેરમાં , "આવી ગયા નબીયુલ્લાહ ! પધારી ચૂક્યા રસૂલુલ્લાહ !" નો શોર મચેલો હતો.[2]

તબકાતે-ઇબ્ને સઅદમાં હઝરત અનસ બિન માલિકની રિવાયતના આ શબ્દો ટાંકેલા છે : "મારી આંખોએ આટલો શાનદાર, આટલો રોશન આટલો ભવ્ય દિવસ કદી જોયો નથી."મુસ્નદે-અહમદમાં હઝરત અનસના આ શબ્દો ટાંકેલાછે:"મદીનહવાસીઓના ટોળેટોળાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સત્કાર માટે પાણીના પૂર પેઠે ધસમસી રહ્યાં હતા. સ્ત્રીઓ છતો અને અગાશીઓ પર નીકળી આવી હતી. અને લોકોને પૂછતી હતી કે બંને ગૃહસ્થોમાં અલ્લાહના રસૂલ કોણ છે ! આવું અભૂતપૂર્વ દૃશ્ય આથી પહેલાં કદી અમે જોયું નથી." એજ વિષયને સ્પર્શતી રિવાયતો હઝરત અનસના મુખે દારિમી, તિર્મિઝી, ઇબ્ને-માજહ, અબૂ દાવૂદ અને બૈહકીમાં પણ ટાંકવામાં આવી છે.[3]

સહીહ બુખારીમાં હઝરત બરાઅ બિન આઝિબનું બયાન છે કે, "મેં મદીનહવાસીઓને આટલા ખુશ, આટલા આનંદી, આટલા ઉત્સાહી કયારેય જોયા નથી જેટલા તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીના દિવસે હતા. જેટલું શાનદાર, જેટલું ભવ્ય અને જેટલું ભાવભીનું સ્વાગત તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું કર્યું, આથી પહેલાં તેઓએ કોઈ મેહમાનનું કદી કર્યું નથી."[4]

હઝરત બુરૈદહ બિન હુસૈબ અસલમી શાંતિ અને સલામતીનો વાવટો વાયુમાં લહેરાવતા શાનદાર સવારીની

૧. સીરતે-સરવરે-આલમ જિ. ૨ પા. ૭૪૩

૨. હવાલો ઉપર મુજબ.

3. હવાલો ઉપર મુજબ

૪. સીતુલ-મુસ્તફ જિ.૧ પા. ૩૦૪

આગળ-આગળ ચાલતા હતા. બેહદ રોમાંચકારી અને હૃદયસ્પર્શી દ્રશ્ય હતું.[૧]

અબૂ દાવૂદમાં હઝરત અનસ બિન માલિકની રિવાયત છે કે, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ પધાર્યા તો આપના શાનદાર સ્વાગતની ઉજવણી તરીકે કેટલાક હબ્શી યુવકો હથિયાર સજ્જ થઇને સવારીની આગળ-આગળ ચાલતા હતા અને ફોજી ઢબે ઊછળી ઊછળીને ભાલાઓથી યુધ્ધકળાનું પ્રદર્શન કરતા હતા.[૨]

સારાંશ કે મદીનહના સ્ત્રી-પુરૂષ, અબાલ-વૃધ્ધ, અમીર - ગરીબ, આકા-ગુલામ બધાં જ મન મૂકીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીનો ઉત્સવ ઊજવતા હતા અને અલ્લાહના યશોગાન સાથે તકબીરના નઅરા ગજાવતા હતા. છતો અને અગાશીઓમાં મુસ્લિમ મહિલાઓ તથા બાલિકાઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણીનું સ્વાગત-ગીત બુલંદ સ્વરે લલકારતી હતીઃ

**તલઅલ બદ્રુ અલૈના • મિન સનિ-યતિલ- વદાઇ**

વદાઅ પર્વતની ઘાટીઓમાંથી ચઉદમીનો ચાંદ નીકળી આવ્યો છે.

**વજબશ-શુક્રુ અલૈના • મા દઆ લિલ્લાહી દાઇ.**

અલ્લાહનો શુક્ર અમ પર વાજિબ છે ત્યાં સુધી કે દુનિયામાં અલ્લાહને પોકારનારો કોઇ બાકી રહે.

**ઐયુહલ-મબઊસુ ફીના • જિઅતા બિલ-અમ્રિલ-મુતાઇ**

હે અમારામાં પયગમ્બર બનીને પધારનારા ! આપના હુકમની તાબેદારી અમારા માટે અનિવાર્ય ઠરી ગઈ છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક સવારી જયારે બનૂ નજ્જારના મહોલ્લામાં પ્રવેશી તો ત્યાંની માસૂમ ભોળી બાળાઓ આપના સ્વાગત માટે નીકળી આવી અને ખંજરીની થાપ પર આ ગીત લલકારવા લાગી :

**નહનુ જવારિમ મિમ બનિન-નજ્જારી, • યા હબ્બઝા ! મુહમ્મદુમ - મિન જારી.**

હમ તો હંય લળકિયાં બની નજ્જારકી = કયા હી અચ્છે હમસાયે હંય મુહમદ !

મુબારક-સલામતીની, કે અહલન-સહલનની સ્વચ્છ લાગણીઓથી ગૂંથાયેલાં આ સ્વાગત-ગીતો સાંભળીને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બહુજ ખુશ થયા. આપે બહુ હેતથી માસૂમ બાળકીઓને પૂછયું, "મારી પ્યારી બેટીઓ ! શું તમે મને ચાહો છો ?"

નિર્દોષ ભાવે બાળાઓ બોલી, "હા યા રસૂલલ્લાહ ! અમે આપને દિલોજાનથી ચાહિયે છીએ."

આ સાંભળીને આપે લાગણીવશ સ્વરે ત્રણ વાર ફરમાવ્યું, "અલ્લાહના સોગંદ મારી બેટીઓ ! હું પણ તમને અંતઃકરણથી ચાહું છું." સહીહ બુખારીમાં હઝરત અનસથી રિવાયત છે : " રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બાળાઓ અને ખાતૂનોને આવતી જોઇને સવારી થંભાવી લીધી અને ત્રણવાર ફરમાવ્યું, "અલ્લાહના સોગંદ તમે લોકો (એટલે અનસારના લોકો) મને સૌથી વધુ મહબૂબ છો."[૩]

---

૧. સીરતે-અહમદે મુજબતા જિ.૨ પા. ૩૯ હવાલી ઝુરકાની જિ.૧ પા. ૩૫૪ ૨. સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૩૦૪

3. સીરતે સરવરે આલમ જિ.૨ પા. ૭૪૪

મુબારક સવારી આગળ ચાલી તો કદી સ્વાગતના પોકારો અને અલ્લાહુ અકબરના નઅરાઓથી વાતાવરણ ગુંજી રહેતું તો કદી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પવિત્ર હોઠોની હરકતથી ચોમેર ખામોશી પ્રસરી જતી. તે વેળા આપ અસરકારક વાણીમાં લોકોને સંબોધીને ફરમાવતા :

| | |
|---|---|
| ઐયુહન-નાસ અફશૂસ-સલામ. | હે લોકો ! સલામનો ફેલાવો કરો, |
| વ અત-ઈમૂત-તઆમ. | અને ભૂખ્યાઓને ખાવાનું આપો, |
| વ સિલૂલ-અરહામ. | અને સગાંઓ સાથે પ્રેમથી વર્તો, |
| વ સલ્લૂ બિલ-લૈલે | અને નમાઝ પઢો રાતના સમયે |
| વન્નાસુ નિયામ. | જયારે કે લોકો ભરઊંઘમાં પડેલા હોય. |
| તદખુલૂલ-જન્નત બિ-સલામ | દાખલ થઈ જશો તમે જન્નતમાં સલામતી સાથે [૧] |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી અલ્લાહના હુકમથી સહલ અને સુહૈલની અવાવરૂ જમીન પર બેસી ગઈ તો અહીંથી સૌથી વધુ નિકટ હઝરત અબૂ ઐયૂબ અન્સારીનું મકાન હતું. એમનું નામ ખાલિદ બિન ઝૈદ હતું. બની નજ્જારના ખાદાનમાંથી હતા. આ ખાનદાનવાળા રિશ્તામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મામા લાગતા હતા. આ ખાનદાનના એક સભ્ય અબૂ ઐયૂબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મેહમાનીનું માન ખાટી ગયા. તેઓ ઊંટણી પરથી સામાન ઉતારીને પોતાના મકાને લઈ ગયા. પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ જમીન પર મસ્જિદ બાંધવાનો વિચાર દર્શાવ્યો તો યતીમોના વાલી હઝરત મુઆઝ બિન અફરાઅએ અરજ઼ કરી, ''યા રસૂલલ્લાહ ! આપ એ જમીન પર મસ્જિદ બનાવી લો. હું બંને છોકરાઓને રાજી કરી લઈશ. [૨] ''(અહીં થી ઇબ્ને હિશામનો તરજુમો આગળ શરૂ કરીએ છીએ.)

---

**મસ્જિદુન-નબીની તઅમીર**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહલ અને સુહૈલની એ પડતર જમીન પર મસ્જિદ બનાવવાનું નકકી કરીને પોતાના સહાબાને તેનો હુકમ ફરમાવ્યો અને પોતે અબૂ ઐયૂબ અન્સારીના મકાનમાં તેટલી મુદ્દત બિરાજમાન રહ્યા. પછી જયારે મસ્જિદનું બાંધકામ પુરૂં થયું અને મસ્જિદની સાથે પોતાના રહેવાના કમરા તૈયાર થઈ ગયાં તો આપ અબૂ ઐયૂબના મકાનમાંથી પોતાના કમરામાં રહેવા માટે આવી ગયા.

ઇબ્ને ઈસ્હાક કહે છે : મસ્જિદના બાંધકામમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે પણ છેવટ સુધી પોતાના સહાબાની સાથે એક મઝદૂર તરીકે શામિલ રહ્યા કે જેથી મસ્જિદની બાંધણીમાં મુસલમાનોને ઉત્સાહની પ્રેરણા મળતી રહે અને તેઓનાં ઉત્સાહનો જુસ્સો જળવાયેલો રહે.

---

૧. સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૩૧૦ હવાલો તિરમિઝી અને હાકિમ.

૨. બુખારી અને અબૂ દાવૂદમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહલ-સુહૈલ, તેઓના વાલી અને કુટુંબીઓને બોલાવીને જમીનની કિંમત વસૂલ કરી લેવાનું ફરમાવ્યું તો તે બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! અલ્લાહ સિવાય અમારે કોઈની પાસેથી એની કિંમત નહિ જોઇએ.'' બીજી રિવાયતમાં આ શબ્દો છે : ''યા રસૂલલ્લાહ ! જમીનની કિંમત અમારે દુનિયામાં નહિ, આખિરતમાં જોઇએ.'' પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની દરખાસ્ત મંઝૂર નહિ ફરમાવી અને દસ દીનાર (સોના મહોરો)ની કિંમતે જમીનનો સોદો કરી લીધો. આ કિંમત હઝરત અબૂબક્રે તેઓને ચૂકવી આપી (સીરતુલ-મુસ્તફા જિ.૧ પા.૩૧૯) ''હ''

આપનો હુકમ મળતાં મક્કહના મુહાજિરીન ને મદીનહના અન્સાર બંને સમૂહના લોકો, દુનિયાના કામો પડતાં મૂકીને તન-મનના પૂરા ઉત્સાહ સાથે મસ્જિદના બાંધકામમાં જોડાઈ ગયા. ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બ-નફસે-નફીસ એટલે જાતે ન પોતે એક મઅમૂલી મઝદૂર પેઠે તેઓની સાથે બાંધકામમાં લાગી ગયા. કોઈ પથરા લાવતું હતું કોઈ ઈંટો ઉપાડી લાવતું હતું. એજ દરમિયાન એક સહાબી આ શેઅર લલકારવા લાગ્યા.

**લઇન કઅદના વન-નબીય્યુ યઅમલુ, ● લઝાક મિન્નલ-અમલુલ-મુદલ - લલુ.**

અરે અમે તો ખોટ્ટા થઈને બેસી રહીએ અને નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કામમાં લાગેલા રહે તો અમારી આ ખોટ્ટાઈ નરી ગુમરાહી જ કહેવાય ને !

મસ્જિદના બાંધકામ વેળા બીજા મુસલમાનો આ રણગીત લલકારતા હતાઃ

**લા ઐશ ઇલ્લા ઐશલ - આખિરહ, ● અલ્લા-હુમ્મર - હમિલ-અન્સાર વલ-મુહાજિરહ.**

મૂળ જીવન તો માત્ર આખિરતનું જ જીવન છે. હે અલ્લાહ ! અન્સાર અને મુહાજિરીન પર રહમ ફરમાવ!

ઇબ્ને હિશામ કહે છે : ઉપરના શબ્દો કાવ્યકળાની કડીઓ નથી બલકે જોડી કાઢેલું કલામ છે અને રણગીત પણ નથી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બાંધકામ કરનારા તમામ મુસલમાનોની સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ પોતાનો મુબારક સૂર પુરાવીને ફરમાવતા હતા :

**લા ઐશ ઇલ્લા ઐશલ-આખિરહ ● અલ્લા-હુમ્મર - હમિલ-અન્સાર વલ - મુહાજિરહ**

**હઝરત અમ્માર વિષે પેશીનગોઇ**————રાવી કહે છે : મસ્જિદની તઅમીર વેળા હઝરત અમ્માર બિન યાસિર એવી હાલતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાસે આવ્યા કે લોકોએ ઈંટોના ભારથી એમને લાદી દીધા હતા. કેહવા લાગ્યા, "યા રસૂલલ્લાહ ! લોકોએ મારો દમ કાઢી નાખ્યો. એટલો બોજ મુજ પર લાદી દીધો કે તેઓ પોતે તેટલો ઉપાડી શકતા નથી."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી ઉમ્મે-સલમહનું બયાન છે : "મેં મારી આંખે જોયું કે અમ્માર બિન યાસિરની વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની જગાએ થંભી ગયા અને પછી અમ્મારના વાંકડિયા-ગુચ્છાદાર વાળોને પોતાની મુબારક આંગળીઓથી ઝાટકીને સાફ કરવા લાગ્યા અને ફરમાવવા લાગ્યા :

| | |
|---|---|
| વૈહબ્ન સુમૈયહ ! | અફસોસ છે હે સુમૈયહના બેટા ! |
| લયસૂ બિલ્લઝીન યક-તૂલૂનક. | આ તે લોકો નથી જેઓ તને કતલ કરવાના છે. |
| ઈન્નમા તકતુલુ-કલ- | બેશક તને તો કતલ કરવાની છે, |
| ફિઅતુલ-બાગિયહ. | દ્રોહીઓની એક ટોળી. |

મસ્જિદનું બાંધકામ પુરજોશમાં ચાલતું હતું એટલામાં હઝરત અલી રા. ગીતની આ કડીઓ લલકારતા પસાર થયા :

લા યસ્તવી મંય યઅમુરુલ- મસાજિદા, • યદઅબુ ફીહા કાઇમંય-વ-કાઇદા,

વમંય-યુરા અનિલ-ગુબારિ હાઇદા.

અર્થાત : જે શખ્સ ઊઠતાં બેસતાં મસ્જિદોના બાંધકામમાં લાગેલો રહે છે અને મસ્જિદોમાં ઊઠવા-બેસવામાં પોતાનો સમય ગુજારે છે અને જે શખ્સ બાંધકામ વેળા ધૂળ-કચરાથી પોતાના કપડાં બચાવે છે એ બંને સરખા કેવી રીતે હોય શકે ?

રણગીતની આ કડીઓ હઝરત અમ્મારે પણ ઉપાડી લીધી અને વારંવાર એને લલકારવા લાગ્યા ત્યારે જે ગૃહસ્થે એમના માથે ઈંટોનો અસહય બોજ લાદી દીધો હતો તેમને થયું કે અમ્માર આ કડીઓ મુજ પર કટાક્ષ રૂપે ઉછાળી રહ્યા છે. જેથી તેઓ આવેશથી બોલ્યા, ''હે સુમૈયહના બેટા ! હું બધું સાંભળું છું અને સમજું છું. મને લાગે છે કે આ લાઠીથી હું તારા નાકની ખબર લઈ નાખીશ !

''અને ખરેખર લાઠી હતી પણ ખરી એ ગૃહસ્થના હાથમાં! જયારે આ વાતની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખબર પડી તો આપ બહુ નારાજ થઇ ગયા. એજ નારાજીની દશામાં આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| મા લહુમ - વ- લિઅમ્મારિન. | લોકોને અમ્માર પ્રત્યે વેરભાવ કેમ છે ? |
| યદ્અવ-હુમ ઈલલ-જન્નહ. | એ તેઓને બોલાવે છે જન્નત તરફ |
| વ યદ્ઊનહૂ ઈલન્નાર. | અને તેઓ બોલાવે છે એને આગ તરફ. |
| ઈન્ન અમ્મારન જિલ્દતુ | સાંભળી લો, બેશક અમ્માર એક ચામડી છે; |
| મા બૈન અયની વ અન્ફી. | મારી આંખ અને નાક વચ્ચેની. |

એટલે દરેક ઈન્સાનને પોતાની આંખ અને નાક વચ્ચેની ચામડી વહાલી હોય છે. એમાં કંઈ વાંધો આવે તો ઈન્સાનનો ચેહરો બેડોળ કે બિહામણો બની જાય. હઝરત અમ્માર બિન યાસિર પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એટલા જ વહાલા હતા.

ઈબ્ને હિશામ કહે છે : મને મળેલી માહિતી મુજબ મસ્જિદે-નબવીના બાંધકામની જે ગૃહસ્થે સૌથી પહેલી શરૂઆત કરી તે અમ્માર બિન યાસિર હતા.

**મેઝબાનીમાં અબૂ ઐયૂબની વ્યવસ્થા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મેહમાન તરીકે હઝરત અબૂ ઐયૂબના જ ઘરમાં બિરાજમાન રહ્યા. અને જયારે મસ્જિદ તથા આપના રહેવાના કમરાઓનું બાંધકામ પૂરૂં થયું તો આપ પોતાના ઘરમાં પધારીને રહેવા લાગ્યા.

હઝરત અબૂ ઐયૂબનું બયાન છે :રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મારા ઘરમાં મેહમાન બનીને પધાર્યા તો મારૂં ઘર બે માળિયું હતું. હું અને મારી ઘરવાળી ઉમ્મે-ઐયૂબ ઉપરના માળિયામાં રહેવા લાગ્યા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નીચેની મંઝિલમાં બિરાજમાન થયા. મેં વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ! મારાં માબાપ આપના ઉપર કુરબાન ! મને આ વાત પસંદ નથી કે અમે તો ઉપર રહીએ અને આપ નીચે રહો. એને હું બહું મોટી બેઅદબી સમજું છું. માટે આપ ઉપર પધારો. અમે નીચે આવી જઇએ.''

આપે ફરમાવ્યું, ''લોકો મને મળવા માટે આવતા જતા રહે છે. મારી અને મુલાકાતીઓની સગવડ ખાતર નીચે રહેવામાં જ અમને વધારે આરામ છે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ હું અને ઉમ્મે-ઐયુબ લાચારીએ ઉપરની મંઝિલમાં રહેવા લાગ્યાં. એક દિવસે એવું બન્યું કે માળ પર મૂકેલું પાણીથી ભરેલું માટલું ફૂટી ગયું. પાણી ટપકીને નીચે પડે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તકલીફ થાય તેવી બીકે અમે મિયાંબીબીએ અમારી જાડી ચાદર ઉપાડીને પાણી પર પાથરી દીધી અને જલદી જલદી પાણી તેમાં શોષી લીધું. અમારો માળ મટોડાંથી લીપેલો હતો અને ઓઢવા માટે આ ચાદર સિવાય અમારી પાસે કોઇ ગોદડું પણ ન હતું.

અમારો નિયમ હતો કે રોજ રાંધીને જમણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર કરતો. આપ તેમાંથી ખાઇને બાકી બચેલા આહારનું વાસણ મોકલાવી આપતા. વાસણમાં જયાં જયાં આપની મુબારક આંગળીઓના નિશાન દેખાતાં, અમે મિયાંબીબી ત્યાંથી જ આપનું બચેલું જમણ તબર્રૂક તરીકે ખાતાં હતાં.

**જમણમાં ડુંગરી અને લસણ**————એક રાતે ખાવાનું રાંધીને અમે આપની તહેનાતમાં હાજર કર્યું. તેમાં અમે કાંદા અને લસણ પણ નાખ્યાં હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એને પાછું મોકલાવી દીધું. મેં જોયું તો તેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક આંગળાના નિશાન ન હતાં. મારી પરેશાનીનો પાર ન રહ્યો. ભાગંભાગ આપની સેવામાં હાજર થયો અને અરજ કરી, ''યા રસૂલલ્લાહ! મારા માબાપ આપના ઉપર કુરબાન ! આજનું જમણ આપે પાછું કેમ મોકલાવી દીધું ? એમાં આપના પવિત્ર આંગળાંના નિશાન પણ નથી. હું અને ઉમ્મે-ઐયૂબ રોજ એજ નિશાન શોધી-શોધીને તબર્રૂક તરીકે ખાતાં હતાં. આજે શું કારણ છે ?'' આપે ફરમાવ્યું:

| | |
|---|---|
| ઇન્ની વજદતુ ફીહિ રીહ હાઝિહિશ-શજરતિ | મને એમાં વાસ આવી આ છોડ (કાંદા-લસણ)ની |
| વ અના રજુલુન ઉનાજી | અને મારે ફરિશ્તાઓ સાથે વાતચીત કરવાની હોય છે. |
| ફઅમ્મા અન્તુમ ફ-કુલૂહુ. | અલબત્ત તમે એને ખાય શકો છો. |

મતલબ કે આપની પરવાનગી મુજબ અમે ખાઇ લીધું પણ તે પછી કાંદા કે લસણ જેવી કોઇ વસ્તુ આપની રસોઇમાં અમે નાખી નહિ.[૧]

**બાકીના મુહાજિરોની મક્કહથી હિજરત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી મક્કહમાં બાકી રહી ગયેલા મુસલમાનો પણ હિજરત કરીને મદીનહ આવી ગયા. અલબત્ત જે લોકો સંકટોમાં સપડાયેલા હતા કે કુરૈશી કાફિરોની કેદમાં હતા તેઓ આવી શકયા નહિ. બાલબચ્ચાં અને માલસમાન સાથે અલ્લાહ અને તેના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ આવનારાઓમાં નીચેના ખાનદાનો હતાં :

- બનૂ જુમહમાંથી બનૂ મઝઊનના લોકો
- બનૂ ઉમૈયહના હલીફોમાંથી બનૂ જહશ બિન રિઆબના માણસો
- બનૂ સઅદ નિ લૈસમાંથી બનૂ બુકૈરના લોકો જેઓ બનૂ અદી બિન કઅબના કરારી હતી.

એમની હિજરતના કારણે મક્કહમાં એમના મકાનો ખાલી પડી રહ્યાં. એમાં કોઇ રહેતું ન હતું. બનૂ જહશ બિન રિઆબના લોકો પોતાના ઘરો ખાલી કરી ગયા તો મક્કહના આગેવાન અબૂ સુફ્યાન બિન હર્બે

૧. કાંદા અને લસણ ખાયને તેની વાસ સાથે મસ્જિદમાં જવાની પણ ઇસ્લામે મના ફરમાવી છે. ''હ''

આ ઘરો પર બળજબરીથી કબજો કરી લીધો અને પછી તેણે બનૂ આમિર બિન લુઐયવાળા અમ્ર બિન અલકમાને હાથે આ બધાં ઘરો વેચી માર્યાં.

બનૂ જહશના લોકોને જ્યારે અબૂ સુફયાનના આ કારસ્તાન કે બેઇમાનીની ખબર પડી તો હઝરત અબ્દુલ્લાહ બિન જહશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એની ફરિયાદ કરી તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અલા તરદા યા અબ્દલ્લાહ ! | શું તું આ વાતથી રાજી નથી હે અબ્દુલ્લાહ ! |
| અંય યુઅતિય-કલ્લાહુ બિહા | કે અલ્લાહ તને આપે એના બદલામાં |
| દારન ખૈરમ મિન્હા ફીલ-જન્નહ. | એનાથી ઉત્તમ મહેલ જન્નતમાં ? |
| કાલૂ બલા . | તેમણે કહયું, ''હા કેમ નહિ, યા રસૂલુલ્લાહ ! |
| કાલૂ ફઝાલિક લક્ . | આપે ફરમાવ્યું, ''તો બસ એ મહેલ તારાજ માટે છે.'' |

**ફત્હે-મક્કહ અને મુહાજિરોની માલ-મિલ્કત**————પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મક્કહ ફતેહ કરી લીધું તો (મક્કહના અંધ શાઇર) હઝરત અબૂ અહમદ બિન જહશે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇને અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! મક્કહનું મારૂં ઘર મને પાછું અપાવો.''

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી વિલંબ થયો તો સહાબાએ અબૂ અહમદને કહ્યું, ''હે ભાઇ ! તારો જે માલ અલ્લાહના રસ્તામાં નીકળી ગયો તેનો જરા જેટલો ભાગ પણ પાછો મેળવવા અંગે વાતચીત કરવાનું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મુદ્દલ પસંદ નથી.'' આ સાંભળીને અબૂ અહમદે બીજીવાર પૂછવાનું માંડી વાળ્યું અને અબૂ સુફયાનને સંબોધીને આ શેઅરો કહ્યા :

અબલગ અબૂ સુફયાન અન = અમરિન અવા -કિબુહુ નદામહ.

અબૂ સુફયાનને તે મામલા અંગે સંદેશો પહોંચાડી દો જેનો અંજામ પસ્તાવો છે.

દારુબ્નુ અમ-મિક બિઅતહા = તકદી બિહા અન્કલ-ગરામહ

તેં તારા ચચેરા ભાઇનું ઘર એટલા માટે વેચી માર્યું કે તેનાથી તું તારૂં કરજ અદા કરી દે.

ઇઝહબ બિહા ઇઝહબ બિહા = તુવ્વક-તહા તવકલ-હમામહ.

જા કિંમત ખાઇ જા ! જા કિંમત હજમ કરી જા ! તેં એને કબૂતરના કાંઠલા પેઠે પોતાના ગળાનો કાંઠલો બનાવી લીધો છે.

---

# પ્રકરણ ૭૫

# રસૂલુલ્લાહ (સલ.)ના જુમઅહના ખુત્બહ

અન્સારના ઘરેઘરમાં ઇસ્લામ • રસૂલુલ્લાહ (સલ.)નો પહલો ખુત્બો • રસૂલુલ્લાહ (સલ.)નો બીજો ખુત્બો.

**અન્સારના ઘરેઘરમાં ઇસ્લામ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રબીઉલ-અવ્વલમાં મદીનહ પધાર્યા તો આગામી વરસના માહે-સફર સુધીમાં આપની મસ્જિદ અને મકાન બનીને તૈયાર થઇ ગયાં. આપ હઝરત અબૂ ઐયૂબના મકાનમાં મેહમાન બનીને રહેવા પછી પોતાના મકાનમાં પધારીને રહેવા લાગ્યા. માહે-સફર સુધીમાં અન્સારના તમામ કબીલા મુસલમાન બનીને પૂરી રીતે આપના ફરમાં-બરદાર બની ગયા. કોઇ ઘર અન્સારનું એવું ન રહ્યું જેમાં વસનારા મુસલમાન ન બની ગયા હોય. અલબત્ત ઔસ કબીલાની ચાર શાખાં બનૂ ખત્મહ, બનૂ વાકિફ, બનૂ વાઇલ અને બનૂ ઉમૈયહના લોકો પોતાના મૂર્તિપૂજાના ધર્મને વળગી રહ્યા.

**રસૂલુલ્લાહ (સલ.)નો પહેલો ખુત્બો**————રાવીનું કથન છે : મદીનહ પધારવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જે પહેલો ખુત્બો બયાન ફરમાવ્યો તેની માહિતી મને અબૂ સલમહ બિન અબદુર-રહમાન તરફથી મળી છે. અને જુઓ અમે અલ્લાહની પનાહ માગીએ છીએ આ વાતથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિશે એવી વાતો વહેતી કરીએ જે આપે ન ફરમાવી હોય.

જુમઅહની નમાઝના સમયે મસ્જિદમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અન્સારની જમાઅત સામે ઊભા થયા અને ખુત્બહની શરૂઆત અલ્લાહની સ્તુતિના એવા શબ્દોથી કરી જે અલ્લાહની શાનને લાયક હોય છે. એ પછી આપે ખુત્બહની શરૂઆત કરતાં અન્સારને સંબોધીને ફરમાવ્યું :[1]

- હે લોકો ! પોતાની જાત માટે કંઇ સારાં કામો કરી લો. તમારે જાણવું જોઇએ કે તમારામાંથી દરેક શખ્સ મોતના કડાકાનો નિશાનો બનવાનો છે. પછી તે પોતાના બકરાંઓને એવી હાલતમાં છોડી જશે કે કોઇ તેનો રખેવાળ ન હશે. પછી જગતનો પાલનહાર તેની સાથે રૂબરૂમાં વાતચીત કરશે એવી રીતે કે વચ્ચે ન કોઇ દુભાષિયો હશે ન કોઇ પર્દો હશે જે તેને છુપાવી લે.
- અલ્લાહ ફરમાવશે, "હે મારા બંદા ! શું તારી પાસે મારો પયગમ્બર ન હોતો આવ્યો? શું તેણે તને તબલીગ ન હોતી કરી ? મેં તને માલ આપ્યો. મેં તુજ પર મારી કૃપા ઉતારી. બતાવ તેં પોતાની જાત માટે મૃત્યુ પહેલાં શું કર્યું ?"
- બંદો જમણી ડાબી નજર દોડાવશે. કોઇ તેને દેખાશે નહિ ત્યારે તે પોતાની સામી દિશાએ

૧. ખુત્બાની અરબી ઇબારત છોડીને તેના ઉર્દૂ તરજુમાનો ગુજરાતી તરજુમો લખવામાં આવ્યો છે. "હ"

નજર કરશે તો જહન્નમ સિવાય કંઈ તેને દેખાવાનું નથી.

- માટે હે લોકો ! જેનાથી જેટલું બની શકે, પોતાના ચેહરાને આગથી બચાવવાની કોશિશ કરે. ભલે ખજૂરની એક પેશીથી થઈ શકે તો તેમાં પણ પાછીપાની ન કરે. અને જેની પાસે ખજૂરની પેશી જેટલું પણ ન હોય તો પોતાની મીઠી વાતથી જ સહી ! કેમકે એનો પણ બદલો આપવામાં આવશે અને એક નેકીના દસ ગણાથી લઈને સાત સો ગણા સુધી મળશે.
- તમારા ઉપર અને અલ્લાહના રસૂલ પર સલામ ! અને અલ્લાહની રહમતો અને બરકતો હો !

**રસૂલુલ્લાહ (સલ.)નો બીજો ખુત્બો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બીજો ખુત્બો આ રીતે બયાન ફરમાવ્યો :

- કોઈ શંકા નથી કે વખાણ તો બધાં અલ્લાહને જ શોભે છે હું તેની હમ્દો-સના બયાન કરૂં છું અને તેનાથી મદદનો તલબગાર છું.

  આપણે પોતાના જીવોની શરારતો અને પોતાના કામોની બુરાઈઓથી અલ્લાહની પનાહ માગીએ છીએ. અલ્લાહ જેને હિદાયત આપે તેને કોઈ ગુમરાહ કરી શકતું નથી અને અલ્લાહ જેને ગુમરાહ કરી દે તેને કોઈ માર્ગ દેખાડી શકતું નથી.

  હું સાક્ષી આપું છું આ વાતની કે અલ્લાહ સિવાય કોઈ મઅબૂદ નથી. તે એકલો છે. કોઈ તેનો ભાગીદાર નથી.

- હે લોકો ! સાંભળી લો કે સર્વશ્રેષ્ઠ કલામ અલ્લાહની કિતાબ છે. અલ્લાહએ આ કિતાબની ખૂબીઓ જેના હૈયામાં ઉતારી દીધી અને જેને કુફ્ર પછી ઈસ્લામમાં દાખલ કરી દીધો અને એ માણસે આ કિતાબને બીજા બધા લોકોની વાતો પર સરસાઈ આપી, નિ:શંક એ માણસ ફળ્યો ફૂલ્યો. એણે તરક્કી હાસિલ કરી લીધી. બેશક એ કિતાબ સર્વશ્રેષ્ઠ અને સર્વગુણસંપન્ન છે.
- હે લોકો ! જે વસ્તુ પ્રત્યે અલ્લાહને પ્રેમ છે તમે પણ તેને પ્રેમ કરો. ખરા દિલથી અલ્લાહને ચાહો. અને અલ્લાહના કલામ તથા અલ્લાહની યાદથી બેજાર ન બનો. તમારા દિલો અલ્લાહ તરફથી સખત ન બનવા જોઈએ. કેમકે અલ્લાહએ જેટલી વસ્તુઓ ઉત્પન્ન કરી છે એમાંથી અમુકને ચુનંદી કે પસંદગી પાત્ર બનાવી છે. ચુનંદી વસ્તુઓના નામો તેણે ''અમલોમાં સર્વશ્રેષ્ઠ અમલ'' અને ''બંદાઓમાં સર્વશ્રેષ્ઠ બંદા'' અને ''કલામોમાં સર્વશ્રેષ્ઠ કલામ'' રાખ્યાં છે.
- અલ્લાહ તરફથી લોકોને જેટલી વસ્તુઓ આપવામાં આવી છે એમાં હલાલ પણ છે અને હરામ પણ છે. માટે અલ્લાહની બંદગી કરો. અલ્લાહ સાથે કોઈને તેનો ભાગીદાર ન બનાવો. અને અલ્લાહથી ડરવાનો જે હક છે તે મુજબ તેનાથી ડરો. અને અલ્લાહ વિષે હમેશા સત્ય ઉચ્ચારો. કેમકે તમે જે કંઈ બોલો છો તેમાં સત્ય સૌથી ઉત્તમ હોય છે. અલ્લાહની રહમત મેળવવા ખાતર એકબીજાને પ્રેમ કરો. વચનભંગ કરવાથી અલ્લાહનો ગજબ ઊતરે છે.
- અલ્લાહના સલામ અને અલ્લાહની રહમતો હો તમારી ઉપર !

———

# પ્રકરણ ૭૬

## મુહાજિરીન, અન્સાર અને યહૂદીઓ વચ્ચે

# ઐતિહાસિક કરારનામું

### કરારનામાનું દસ્તાવેજી લખાણ

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહ પધારવા બાદ મક્કહના મુહાજિરીન, મદીનહના અન્સાર અને મદીનહના મુશરિકો વચ્ચે કરારનામાનું એક દસ્તાવેજી લખાણ કરી આપ્યું. આ કરારનામામાં યહૂદીઓ સાથેના કરારનો પણ સમાવેશ હતો તે મુજબ યહૂદીઓને તેઓના ધર્મ પર કાયમ રાખીને તેઓની મઝહબી આઝાદી તથા તેઓના જાનમાલની સલામતીની ગેરંટી આપવામાં આવી હતી અને અમુક શરતોના પાલન સાથે તેઓના સામાજિક તથા રાજદ્વારી હકોની પણ ચોખવટ કરી દેવામાં આવી હતી.[1]

રસૂલુલ્લાહ સલ્લાહુ અલૈહિ વ સલ્લમના ''મીસાકે-મદીનહ''એટલે મદીનહના કરારનામાનું દસ્તાવેજી લખાણ આ પ્રમાણે છે :

•——બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

અલ્લાહના નામથી જે મોટો દયાળુ અને બેહદ કૃપાળુ છે.

•——આ કરારનામાનું લખાણ અથવા દસ્તાવેજ મુહંમદ રસૂલુલ્લાહ તરફથી છે. જેઓ અલ્લાહના નબી છે.

•——આ કરારનામું મદીનહ અને તેની આજુબાજુમાં વસનારા નીચે મુજબના જૂથો વચ્ચે

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઘડી આપેલ આ કરારનામાને મીસાકુન-નબી, મીસાકે-મદીનહ, સહીફહ, કિતાબ વગેરે કહે છે. સહીફહ એટલે દસ્તૂરુલ અમલ કે રાજબંધારણ અને કિતાબ એટલે લેખિત કરારનામાનો દસ્તાવેજ, સીરતકારો અને ઇતિહાસકારોએ એને ''અલ-વસાઇકુસ-સિયાસિયહ''નું નામ આપ્યું છે. એટલે કરારનામાના રાજબંધારણ - CONSTITUTION - નો લેખિત દસ્તાવેજ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું આ કરારનામું માનવજગતના ઇતિહાસમાં એક અજોડ અને મહત્વપૂર્ણ દસ્તાવેજી લખાણ હોવાનું સ્થાન ધરાવે છે. પેરીસના પ્ર… નામ સંશોધક અને સીરત લેખક ડૉક્ટર મુહંમદ હમીદુલ્લાહ સાહેબે પોતાની કિતાબ ''અહદે-નબવી મેં નિઝામે-હુકમરાની''મા આ કરારનામાને દુનિયાનું સૌથી પહેલું દસ્તાવેજી લખાણ ઠરાવ્યું છે. ડૉક્ટર સાહેબે એમ પણ લખ્યું છે કે યુરોપના રાજકારણીઓ અને કાનૂનના અંગ અભ્યાસીઓએ પણ આ કરારનામાને જગતની શાંતિ અને સલામતીનો સૌથી પહેલો લેખિત દસ્તાવેજ હોવાનું બિરૂદ આપ્યું છે. આજે પણ દુનિયાના રાજપુરૂષો અને સત્તાધારીઓ આ બંધારણીય દસ્તાવેજ હેઠળ સંગઠિત થઇને દરેક દેશમાં શાંતિ અને સલામતીનું વાતાવરણ કાયમ કરી શકે છે. ''હ''

કરવામાં આવ્યું છેઃ

| | |
|---|---|
| ૧- મુહંમદ રસૂલુલ્લાહ | ૨- મદીનહના યહૂદીઓ |
| ૩- મક્કહના કુરૈશી મુહાજિરો | ૪- મદીનહના મુશરિકો |
| ૫- મદીનહના મુસલમાન અન્સાર | ૬- દરેક જૂથ સાથે સંકળાયેલા બીજા લોકો. |

૧-અલ્લાહના નબી મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું આ કરારનામું મક્કહના કુરૈશી મુહાજિરો અને મદીનહવાસીઓમાંથી મુસલમાન બનેલા લોકો અને એવા બધા લોકો માટે બંધનકર્તા લેખાશે જેઓ મજકૂર જૂથો સાથે સંકળાયેલા હોય. એ બધા આસપમાં હળીમળીને રહે અને (દુશ્મનના મુકાબલા માટે) ભેગી રીતે જિહાદમાં ભાગ લે.

૨-ઉપર દર્શાવેલા બધા પક્ષો રાજયકીય અને સામાજિક દ્રષ્ટિએ બીજા લોકોની સરખામણીમાં એક ઉમ્મત અથવા એક રાજકીય એકમ યા એક જૂથ ગણાશે.

૩-મક્કહથી આવેલા કુરૈશી મુહાજિરો, ઈસ્લામ પૂર્વેની પ્રથા મુજબ ખૂનનો બદલો કે પ્રાણદંડની રકમ ચૂકવતા રહેશે અને પોતાના કેદીઓને છોડાવવાનો દંડ પોતે ભોગવશે કે જેથી ઈમાનદારોમાં પરસ્પર નેકી અને ન્યાયની પરંપરા જળવાયેલી રહે.

૪-એવી જ રીતે બનૂ ઔફના લોકો પોતાની ચાલુ પ્રથા મુજબ પ્રાણદંડની રકમ ચૂકવતા રહેશે અને પોતાના કેદીઓને છોડાવવાનો દંડ પોતે ભોગવશે કે જેથી ઈમાનદારોમાં નેકી અને ન્યાયના વર્તાવની પરંપરા જળવાયેલી રહે.

૫-અને બનૂ હારિસના લોકો પોતાના દસ્તૂર મુજબ પ્રાણદંડ ચૂકવતા રહેશે અને દરેક જૂથ પોતાના કેદીઓને પોતે ફિદયો આપીને છોડાવતા રહેશે કે જેથી ઈમાનવાળાઓમાં નેકી અને ન્યાયનો વર્તાવ ચાલુ રહે.

૬-અને બનૂ સાઈદહવાળા પોતાની ચાલુ પ્રથા પ્રમાણે લોહીદંડ ચૂકવશે અને દરેક જૂથ પોતાના કેદીને પોતે ફિદયો આપીને છોડાવશે કે જેથી ઈમાનવાળાઓમાં પરસ્પર નેકી અને ન્યાયનો વર્તાવ ચાલુ રહે.

૭-અને બનૂ જુશમવાળા પોતાના દસ્તૂર મુજબ લોહીદંડ અદા કરશે અને દરેક જૂથ પોતાના કેદીને પોતે ફિદયો આપીને છોડાવશે કે જેથી ઈમાનવાળાઓમાં આપસમાં નેકી અને ન્યાયનો વર્તાવ જારી રહે.

૮-અને બનૂ નજ્જારવાળા પોતાના દસ્તૂર મુજબ ખૂં-બહા એટલે લોહીદંડ ચૂકવશે અને દરેક જૂથ પોતાના કેદીને પોતે ફિદયો આપીને છોડાવશે કે જેથી ઈમાનવાળાઓમાં નેકી અને ન્યાયની પરંપરા ચાલુ રહે.

૯-અને બનૂ અમ્ર બિન ઔફવાળા પોતાના દસ્તૂર પ્રમાણે પ્રાણદંડની રકમ ચૂકવશે અને દરેક જૂથ પોતાના કેદીને પોતે ફિદયો આપીને છોડાવશે કે જેથી ઈમાનવાળાઓમાં આપસમાં નેકી અને ન્યાયની પરંપરા ચાલુ રહે.

૧૦-અને બનૂ નબીતવાળા પોતાના દસ્તૂર મુજબ પ્રાણદંડની રકમ ચૂકવશે અને દરેક જૂથ પોતાના કેદીને પોતે ફિદયો આપીને છોડાવશે કે જેથી ઈમાનવાળાઓમાં પરસ્પર નેકી અને ન્યાયનો વર્તાવ જળવાયેલો રહે.

૧૧-બૂન ઔસવાળા પોતાની પ્રથા પ્રમાણે લોહીદંડ ચૂકવશે અને દરેક જૂથ પોતાના કેદીને પોતે ફિદયો આપીનં છોડાવશે કે જેથી ઈમાનવાળાઓમાં આપસમાં નેકી અને ન્યાયની પરંપરા ચાલુ રહે.

૧૨-અને ઈમાનદાર લોકો કોઈ મુફલિસ કે નાદાર કે કરજદાર માણસને નિઃસહાય હાલતમાં છોડી દેશે નહિ બલકે જરૂર તેની મદદ કરશે કે જેથી તેણે આચરેલા અપરાધનો દંડ અથવા તેને કેદમાંથી છોડવવાનો દંડ બ-ખૂબી અદા થઈ શકે.

ઈબ્ને ઈસ્હાક કહે છે. : આ કલમમાં ''મુફરહ''શબ્દ આવેલો છે જેના અર્થ એવો મુસલમાન જે કરજના બોજ તળે દબાયેલો હોય અને જેના ઘરમાં છૈયાંછોકરાંની લંગાર હોય. (આવો મુસલમાન કોઈ એવો ગુનોહ કરી નાખે જેની શિક્ષામાં તે કેદ થઈ જાય અથવા દંડને પાત્ર ઠરી જાય તો બીજા મુસલમાનો માટે તેના દંડની રકમ ચૂકવવાનું અથવા તેની કેદનો ફિદયો આપીને તેને છોડાવવાનું જરૂરી લેખાશે કે જેથી મુસલમાનોમાં નેકી અને હમદર્દીની ભાવના જળવાયેલી રહે.)

૧૩-અને કોઈ મુઅમિન કોઈ બીજા મુઅમિનની પરવાનગી વગર તેના આઝાદ કરેલા ગુલામ સાથે કોઈ કરાર કરશે નહિ.

૧૪-અને દરેક ઈમાનદાર, અલ્લાહથી ડરનાર ગૃહસ્થનું કર્તવ્ય લેખાશે કે તે, એવા દરેક માણસનો ખુલ્લી રીતે વિરોધ કરશે જે તેઓમાંથી બંડખોર હોય, અત્યાચારી હોય, ત્રાસવાદી હોય, પાપી કૃત્યો આચરનારો હોય અથવા મુસલમાનોમાં ફિત્નો-ફસાદ કે કુસંપ જન્માવનારો હોય. બધા જૂથોના લોકો ભેગા મળીને એકત્ર બળે તેનો મુકાબલો કરશે ભલેને એવો માણસ તેઓમાંથી કોઈનો બેટો કેમ ન હોય !

૧૫-અને જો કોઈ મુસલમાનના હાથે કોઈ કાફિર માર્યો જાય તો કાનૂન મુજબ એ ખૂનીને શિક્ષા કરવામાં આવશે. પણ કોઈ મુસલમાનને આ હક નથી કે તે માર્યા ગયેલા કાફિરનો પક્ષ લઈને આ મુસલમાનનું ખૂન કરી નાખે. અથવા કોઈ મુસલમાનના મુકાબલામાં કોઈ કાફિરની મદદ કરે. (એનો ફેસલો અદાલત કરશે.)

૧૬-અલ્લાહનો ઝિમ્મો, અલ્લાહની બાંયધરી, અલ્લાહનું વચન, અલ્લાહનો આસરો એક જ છે. અર્થાત : મુસલમાનમાંથી કોઈ અદના દરજાનો મુસલમાન પણ કોઈને આસરો આપવાનું વચન આપી દે તો તે વચનનું પાલન તમામ મુસલ્માનો માટે પણ બંધનકર્તા લેખાશે. અને તમામ મુસલમાનો બીજા લોકોને મુકાબલે આપસમાં ભાઈ ભાઈ છે.

૧૭-અને યહૂદીઓમાંથી જે કોઈ અમારા પક્ષે રહેશે, અમારો સહકારી બનશે, અમારી સાથે કરારથી જોડાઈ જશે તેની પૂરેપૂરી મદદ કરવામાં આવશે. તે અમારી સાથે

સમાનતાના હકો ભોગવવાનો હકદાર ઠરશે. એવા લોકો પર ન જોરજુલમ થશે અને ન તેઓની વિરૂધ્ધ કોઈની મદદ કરવામાં આવશે.

૧૮-અલ્લાહના રાહમાં લડાઈના પ્રસંગે તમામ મુસલમાનોની સુલેહ એકસરખી હશે. એક મુસલમાન બીજા મુસલમાનોને જતા કરીને દુશ્મનો સાથે સુલેહ નહિ કરશે; જયાં સુધી કે એ સુલેહ બધા મુસલમાનો માટે એકસરખી ન હોય.

૧૯-એવા બધા પક્ષો અને જૂથો જેઓ અમારી સાથે રહીને જંગ કરશે, એકબીજાની મદદ માટે એકબીજાની પાછળ લાગેલા રહેશે. તેઓને વારાફરતી આરામ કરવાની તક આપવામાં આવશે. (તેઓની વારી મુજબ છુટ્ટી આપવામાં આવશે.)

૨૦-અલ્લાહના રાહમાં કોઈ મુસલમાનના જાનમાલને નુકસાન પહોંચશે તો તમામ મુસલમાનો ભેગી રીતે તેનો બદલો વાળશે. અથવા જે મુસલમાન અલ્લાહના રાહમાં શહીદ થઈ જાય, તેના લાગતા વળગતાઓના જીવન-નિર્વાહની જવાબદારી તમામ મુસલમાનોના શિરે રહેશે.

૨૧-એમાં લેશ પણ શંકા નથી કે અલ્લાહથી ડરનારા ધર્મચુસ્ત મુસલમાનો સૌથી ચઢિયાતા અને સૌથી સીધા રસ્તા પર ચાલનારા છે.

૨૨-મક્કહના મૂર્તિપૂજક કુરૈશમાંથી કોઈના જાન-માલને રક્ષણ નહિ આપવામાં આવશે અને ન આ બાબત અંગે મુસલમાનોના માર્ગમાં કોઈ અટકાયત ઊભી કરવામાં આવશે.

૨૩-જે શખ્સ કોઈ મુસલમાનનું નાહક ખૂન કરશે અને સાક્ષીઓ મારફતે તેની સાબિતી પણ મળી જશે તો ખૂની પાસેથી કિસાસ (ખૂનનો બદલો ખૂન) લેવામાં આવશે. અલબત્ત મરનારનાં વારસદારો દિયત (એટલે ખૂનનો દંડ) લેવા પર રાજી થઈ જાય તો ખૂની દંડની રકમ ચૂકવીને કિસાસથી બચી શકે છે. એ સિવાય તેના છુટકારાનો બીજો કોઈ રસ્તો નથી. તમામ મુસલમાનો માટે એકમતે એનો અમલ જરૂરી લેખાશે. એ સિવાય બીજો કોઈ રસ્તો તેઓ લઈ શકશે નહિ.

૨૪-કોઈ મુસલમાન————જે આ લખાણ કે દસ્તાવેજના ધારાધોરણનો ઈકરાર કરી ચૂકયો છે અને અલ્લાહ પર તથા આખેરતના દિવસ પર ઈમાન લાવી ચૂકયો છે-————તેને આ અધિકાર નથી કે તે કોઈ ફિત્નાખોરની મદદ કરે અથવા તેને આસરો આપે. જે કોઈ તેને આસરો આપશે, કિયામતને દિવસે અલ્લાહની લઅનત તેની ઉપર તૂટી પડશે અને તે અલ્લાહના અઝાબને પાત્ર ઠરી જશે. તેનું કોઈ દાન, કોઈ વળતર, કોઈ બદલો કબૂલ નહિ કરવામાં આવશે.

૨૫-અને જયારેય કોઈ પક્ષમાં, કોઈ જૂથમાં કોઈ બાબત અંગે ઝગડો કે મતભેદ ઊભો થશે તો અલ્લાહ અને તેના રસૂલ મુહંમદ તરફ રજૂઆત કરવામાં આવશે.

૨૬-અને યહુદીઓ જયાં સુધી મુસલમાનોના પક્ષે રહીને દુશ્મન સાથે જંગ કરતા રહેશે, જંગનો ખરચ તેઓ પોતે ઉપાડતા રહેશે.

૨૭-અને અબૂ ઔફના યહૂદીઓને મુસલમાનોની સાથે એક ઉમ્મત તરીકે (એક રાજદ્વારી એકમ તરીકે) સાંકળી લેવામાં આવ્યા છે.તેઓ પોતાના ધર્મ પર ચાલતા રહેશે અને મુસલમાનો પોતાના ધર્મ પર ચાલતા રહેશે. ભલે મવાલી હોય કે અસલ હોય. (એટલે નોકર ચાકર હોય કે માલિક હોય)[1] અલબત્ત જે લોકો ઝુલ્મ કરશે કે કોઇ ગુનાહના આરોપી ઠરશે કે કરારભંગ કરશે તો તેઓ પોતાની જાત કે પોતાના ઘરાના સિવાય બીજાઓને હલાકત, મુસીબત કે સંકટમાં નહિ નાખશે.

૨૮-અને બનૂ નજ્જારના યહૂદીઓ પણ તેજ અધિકારો ભોગવશે જે બનૂ ઔફના યહૂદીઓને મળેલા છે.

૨૯-અને બનૂ હારિસ઼ ના યહૂદીઓ પણ તેજ હકો ભોગવશે જે બનૂ ઔફના યહૂદને મળેલા છે.

૩૦-અને બનૂ સાઇદહના યહૂદીઓ પણ તેજ હકો ભોગવશે જે બનૂ ઔફના યહૂદીઓને મળેલા છે.

૩૧-અને બનૂ જુશમના યહૂદીઓ પણ તેજ અધિકારો ભોગવશે જે બનૂ ઔફના યહૂદને મળેલા છે.

૩૨-અને બનૂ ઔસના યહૂદીઓ પણ તેજ હકો ભોગવશે જે બનૂ ઔફના યહૂદીઓને મળેલા છે.

૩૩-અને બનૂ સ઼અલબાના યહૂદ પણ તેજ હકો ભોગવશે જે બનૂ ઔફના યહૂદ ભોગવે છે. અલબત્ત જે લોકો ઝુલ્મ કરશે કે કોઇ ગુનાહના અપરાધી ઠરશે કે કરારભંગ કરશે તો તેઓ પોતાની જાત કે પોતાના કુટુંબ સિવાય બીજાઓને હલાકત, મુસીબત કે સંકટમાં નહિ નાખશે.

૩૪-અને બનૂ જફનાના લોકો પણ બનૂ સ઼અલબાની શાખ છે. તેઓના પણ તેજ હકો છે જે તેના મૂળના છે.

૩૫-અને બનૂ શુતૈબહના લોકો પણ તેજ હકો ભોગવશે જે બનૂ ઔફના યહૂદીઓને મળેલા છે. અલબત્ત વફાદારી અને કરારપાલન હોવું જોઇએ, નહિ કે બંડખોરી અને કરારભંગ.

૩૬-અને સ઼અલબા સાથે કરારોથી જોડાયેલા લોકોના પણ તેજ હકો હશે જે તેના મૂળના છે.[2]

૩૭-અને યહૂદીઓના કબીલાઓની શાખોના પણ તેજ હકો હશે જે તેના મૂળના છે.

૩૮-અને આ કરારનામા સાથે સંકળાયેલા જૂથોમાંથી કોઇ પણ રસૂલ મુહંમ્મદ (સલ્લલ્લાહુ

૧. મવાલી : મવલા શબ્દનું બહુવચન છે. મવાલીના અર્થ ગુલામ, નોકર ચાકર, દોસ્ત બિરાદર, લાગતા વળગતા વગેરે. ''હ''

૨. મદીનહના મૂર્તિપૂજક અરબો વરસોથી યહૂદીઓની સાથે વસેલા હોવાથી મૂર્તિપૂજકોના અનેક ખાનદાનોના લોકો ધર્મપલટો કરીને યહૂદી બની ગયા હતા. રિવાયતોમાં છે કે જયારે કોઇ મુશ્કેલી આવી પડતી તો તેઓ માનતા લેતા કે આ મુશ્કેલી ટળી જશે અથવા મારો માંદો બેટો સાજો થઇ જશે તો હું તેને યહૂદી બનાવી દઇશ. આ રીતે યહૂદી બની ગયેલા ઘણા મૂર્તિપૂજકો પણ મદીનહમાં રહેતા હતા. ''હ''

અલૈહિ વ સલ્લમ)ની પરવાનગી મેળવ્યા વગર લડાઇ માટે નીકળશે નહિ. (લશ્કરી પગલું ભરશે નહિ)

૩૯-અને જખમનો બદલો લેવામાં કોઇ રૂકાવટ નાખવામાં આવશે નહિ. જે માણસ ખૂનરેજી કરશે તેની જોખમદારી તેની ઉપર અને તેના ઘરાના પર રહેશે; સિવાય કે તેની ઉપર ઝુલ્મ કરવામાં આવ્યો હોય તો, અલ્લાહ તેની સાથે છે. આ કરારનામાનું વફાદારીપૂર્વક વધુથી વધુ પાલન કરનારને અલ્લાહ તઆલાની મદદ મળશે.

૪૦-યહૂદીઓ લડાઈનો ખરચ પોતે ઉપાડશે અને મુસલમાનો પોતાનો ખરચ પોતે ઉપાડશે.

૪૧-જે કોઇ, આ કરારનામા સાથે જોડાયેલા કોઇ સમૂહ સાથે લડાઇ કરશે તો કરારનામામાં જોડાયેલા મુસલમાનો, યહૂદીઓ અને બધા પક્ષો, ભેગી રીતે, ભેગા બળે તેનો મુકાબલો કરશે, બધા એકબીજાની મદદ કરશે, બધા એકબીજાનું હિત જાળવવાની નીતિ પર અમલ કરશે અને બધા આપસમાં એકબીજાના સલાહ-મશ્વરાથી કામ કરશે. વફાદારી અને કરાર-પાલન તેઓની નીતિ રહેશે, નહિ કે બંડખોરી અને કરારભંગ. યહુદીઓ પોતાનો ખરચ પોતે ઉપાડશે અને મુસલમાનો પોતાનો ખરચ પોતે ઉપાડશે.

૪૨-કોઇ શખ્સ પોતાના હલીફ એટલે પોતાના કરારીની બદ-અમલી કે અવળચંડાઇનો જવાબદાર ઠરશે નહિ, અને મઝલૂમની હર હાલમાં મદદ કરવામાં આવશે.

૪૩-યહૂદીઓ પોતાનો ખરચ ત્યાં સુધી ઉપાડતા રહેશે જ્યાં સુધી કે તેઓ મુસલમાનોના સંગાતે રહીને લડાઇમાં ભાગ લેતા રહેશે.

૪૪-યસ્રિબ એટલે મદીનહની ધરતીનો તે વિસ્તાર જે પહાડોથી ઘેરાયેલો છે તે આ દસ્તાવેજને માનનારાઓ માટે માનનીય, પવિત્ર, મુકદ્દસ અને આદરપાત્ર લેખાશે. (એટલે એ વિસ્તાર કે મેદાનમાં જંગ, લડાઇ કે ખૂનરેજી નહિ કરી શકાશે.)

૪૫-રક્ષણ મેળવનાર સાથે તેવો જ વર્તાવ કરવામાં આવશે જેવો રક્ષણ આપનાર સાથે કરવામાં આવે છે. ન તેને કોઇ નુકસાન પહોંચાડવામાં આવશે ન તે પોતે કરારભંગ કે ગદ્દારી કરશે.

૪૬-કોઇ સ્ત્રીને તેના ઘરવાળાંઓની પરવાનગી વગર આસરો નહિ આપવામાં આવશે.

૪૭-આ દસ્તાવેજને માનનારાઓ વચ્ચે કોઇ નવો મામલો, કોઇ વિખવાદ, કોઇ ખૂન કે મતભેદ ઊભો થાય જેનાથી શાંતિભંગ કે ફિત્નો ફેલાવાનો સંભવ હોય તો તેને, અલ્લાહ તઆલા તરફ અને તેના રસૂલ મુહંમદ (સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ) તરફ રજૂ કરવામાં આવશે. આ દસ્તાવેજમાં જે લખાણ થયું છે તેને વધુથી વધુ સાવચેતી અને વફાદારીથી અનુસરવાનું અલ્લાહને બહુ પસંદ છે.

૪૮-ન કુરૈશને આસરો આપવામાં આવશે ન એવા માણસને જે કુરૈશનો સહકારી કે મદદગાર હોય.

૪૯-અગર કોઇ, યસ્‌રિબ એટલે મદીનહ પર આક્રમણ કરશે તો આ કરારનામા સાથે જોડાયેલા બંને પક્ષો-મુસલમાનો અને યહૂદીઓ પર એકબીજાની મદદ અને સહકાર અનિવાર્ય ઠરશે. મુસલમાનો અને યહૂદીઓ ભેગા મળીને બચાવ કરશે.

૫૦-અગર મુસલમાનો કોઇની સાથે સુલેહ કરશે તો યહૂદીઓ માટે પણ સુલેહની પાબંદી લાઝિમ ઠરશે. અને જો યહૂદીઓ કોઇની સાથે સુલેહ કરશે તો મુસલમાનો પણ એ સુલેહના પાબંદ ગણાશે. અલબત્ત મઝહબી લડાઇનો મામલો એમાંથી બાકાત રહેશે. (એટલે કોઇ પક્ષની પોતાની મઝહબી લડાઇમાં બીજા પક્ષો માટે સહકર કરવો જરૂરી નથી.)

૫૧-મદીનહ પર આક્રમણના પ્રસંગે દરેક જૂથે પોતાના તે ભાગ કે લત્તાનો બચાવ કરવો પડશે જેની ઉપર દુશ્મને ચઢાઇ કરી હોય. એટલે દરેક જૂથ પોતે પણ પોતાનો અને પોતાના લત્તાનો બચાવ કરવાનો જવાબદાર ગણાશે.

૫૨-બનૂ ઔસના યહુદીઓ તથા તેઓના લાગતા વળગતાઓના તેજ હકો હશે જે આ દસ્તાવેજને માનનારાઓને મળેલા છે; જો તેઓનો વર્તાવ એમની સાથે ભલાઇ, ઉદારતા અને વફાદારીનો હશે તો ! વફાદારી કરારભંગને અટકાવનારી છે. દરેક શખ્સ પોતાની કરણીનો પોતે જવાબદાર છે. જે જેવું કરશે તેવું ભોગવશે. અને અલ્લાહ એવા શખ્સને પક્ષે છે જે આ દસ્તાવેજના લખાણને માનીને વધુ સચ્ચાઇ, વધુ વફાદારીથી તેનું પાલન કરે.

૫૩-આ દસ્તાવેજી લખાણ કોઇ ઝાલિમ, કોઇ મુજરિમ, કોઇ અપરાધીની આડે આવશે નહિ. અને જે શખ્સ જંગી જરૂરત માટે મદીનહથી બહાર નીકળે તે પણ રક્ષણ અને સલામતીનો હકદાર છે અને જે શખ્સ મદીનહમાં પોતાના ઘરમાં બેસી રહે તે પણ રક્ષણ કે સલામતીનો હકદાર છે. અલબત્ત અત્યાચારીઓ અને અપરાધીઓ કે ત્રાસવાદીઓ એમાંથી બાકાત હશે. અલ્લાહ એવા શખ્સનો મદદગાર છે જે કરારપાલનમાં વફાદાર અને અલ્લાહથી ડરીને ચાલનારો છે અને અલ્લાહના રસૂલ મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ તેના હામી કે નિગહબાન છે.

---

## પ્રકરણ ૭૭

# ઈસ્લામી ભાઈચારો અને અઝાનનો આરંભ

મુઆખાત અથવા મુવાખાત એટલે ઈસ્લામી ભાઈચારો • હઝરત અલી સાથે ભાઈબંધી • ભાઈચારાની તફસીલ • મુઆખાત અને વઝાઈફ • હઝરત અસઅદની વફાત • નવા નકીબની નિમણૂંક માટે દરખાસ્ત • નમાઝ માટે અઝાનનો આરંભ • હઝરત અબ્દુલ્લાહનો ખ્વાબ • હઝરત ઉમર ફારૂકનો ખ્વાબ • અઝાનને લગતી બીજી રિવાયત • અઝાન પોકારવાની જગા.

**મુઆખાતા એટલે ઈસ્લામી ભાઈચારો**——ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબા એટલે મુહાજિરીન અને અનસાર——વચ્ચે ઈસ્લામી ભાઈચારાના સંબંધની સ્થાપના કરી. [૧]

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ન ફરમાવી હોય તેવી કોઈ વાત કહેવાથી કે લખવાથી અમે અલ્લાહની પનાહ માગીએ છીએ ! મને મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| તઅખ્ખૂ ફીલ્લાહિ | ભાઈ-ભાઈ બની જાવ અલ્લાહના રાહમાં |
| અખવૈનિ અખવૈનિ. | બે-બે ગૃહસ્થો ! બે-બે ગૃહસ્થો ! |

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલી બિન અબી તાલિબ રદિયલ્લાહુ અન્હુનો હાથ પકડી લીધો અને ફરમાવ્યું, "હાઝા અખી." આ મારો ભાઈ છે.

**હઝરત અલી સાથે ભાઈબંધી**——આ રીતે અલ્લાહના રસૂલ, પયગમ્બરોના સરદાર, મુત્તકીઓના ઈમામ, જગતજનોના પાલનહારના રસૂલ હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ—— જેમનો અલ્લાહના બંદાઓમાં કોઈ દાખલો કે કોઈ ઉદાહરણ મળે એમ નથી——આપ અને અલી બિન અબી તાલિબ ભાઈ ભાઈ બની ગયા.

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના મુબારક કરારનામામાં બધા પક્ષોના જોડાઈ જતાં જ મદીનહમાં ઈસ્લામી સ્ટેટનો પાયો નખાઈ ગયો. હવે મક્કહથી ખાલી હાથે આવેલા મુહાજિર કુટુંબોની રોજીરોટીનો સવાલ હતો. કુરૈશની રોકટોક કે જોહુકમીના કારણે તેઓ કંઈ પણ લાવી શક્યા ન હતા. જો કે તેઓમાં બધા જ ગરીબ કે કંગાલ ન હતા. કેટલાક માલદાર અને ઘરબાર કે જમીન જાગીર ધરાવનારા પણ હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓના રહેવા સહેવા અને જીવન-નિર્વાહના ઉકેલ માટે મદીનહના અન્સારને ભેગા થવાનો હુકમ ફરમાવ્યો. હુકમ મળતાં જ બધા અન્સાર સહાબા, હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુના ઘરમાં હાજર થઈ ગયા. એની વિગત આ પ્રકરણમાં વાંચો. "હ"

એ પછી અલ્લાહના સિંહ, અલ્લાહના રસૂલના સિંહ, અલ્લાહના રસૂલના કાકા હઝરત હમઝહ બિન અબ્દુલ-મુત્તલિબ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહને આપસમાં ભાઈ-ભાઈ ઠરાવવામાં આવ્યા. જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો તો મોતના અકસ્માતને નજર સામે રાખીને હઝરત હમઝહએ હઝરત ઝૈદને જ પોતાના વારસદાર તરીકે વસીય્યત ફરમાવી હતી. (એટલે હું શહીદ થઈ જાઉં તો મારી આ-આ વસીય્યતનો અમલ કરજો.)

**ભાઇચારાની તફસીલ**——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના કાકાભાઈ હઝરત જઅફર બિન અબી તાલિબ———જેમનો લકબ "ઝુલ-જનાહૈનિત-તય્યાર ફિલ-જન્નત" હતો એટલે પોતાની બે પાંખોથી ઊડીને જન્નતની સહેલ માણનારા———ને બનૂ સલિમહવાળા હઝરત મુઆઝ બિન જબલના ભાઈ બનાવી દેવામાં આવ્યા.[1]

ઇબ્ને હિશામ કહે છે : તે વેળા હઝરત જઅફર મદીનહમાં હાજર ન હતા. મક્કહથી હિજરત કરીને હબશહની ભૂમિમાં વસેલા હતા.

•———ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂબક્ર સિદ્દીક બિન અબી કુહાફહ રદિયલ્લાહુ અન્હુને બલ હારિસ બિન ખઝરજવાળા હઝરત ખારિજહ બિન ઝૈદ બિન અબી ઝુહૈરના ભાઈ ઠરાવવામાં આવ્યા.

•———હઝરત ઉમર બિન ખત્તાબ બનૂ સાલિમ બિન ઔફ બિન ખઝરજવાળા હઝરત ઇત્બાન બિન માલિકના ભાઈ બન્યા.

•———હઝરત અબૂ ઉબૈદહ બિન જર્રાહ જેમનું નામ આમિર બિન અબ્દુલ્લાહ હતું, બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત સઅદ બિન મુઆઝ બિન નુઅમાનના ભાઈ ઠર્યા.

•———હઝરત અબ્દુર્રહમાન બિન ઔફને બલહારિસ બિન ખઝરજવાળા હઝરત સઅદ બિન રબીઅના ભાઈ બનાવી દેવામાં આવ્યા.

•———હઝરત ઝુબૈર બિન અવ્વામ અને બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત સલમહ બિન સલામહ બિન વક્શ ભાઈ-ભાઈ બની ગયા. કેટલાકના કથન મુજબ હઝરત ઝુબૈરનો, બનૂ ઝુહરહના હલીફ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ સાથે ભાઈચારો થયો.

•———હઝરત ઉસ્માન બિન અફ્ફાન અને બનૂ નજ્જારવાળા હઝરત સાબિત બિન મુનઝિર આપસમાં ભાઈ-ભાઈ બન્યા.

•———હઝરત તલહા બિન ઉબૈદુલ્લાહ અને બનૂ સલિમહવાળા હઝરત કઅબ બિન માલિક વચ્ચે ભાઈચારાની સ્થાપના થઈ.

•———હઝરત સઈદ બિન ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ અને બનૂ નજ્જારવાળા હઝરત ઉબય બિન કઅબ વચ્ચે ભાઈચારો કાયમ થયો.

---

૧. "ઝુલ-જનાહૈન" એટલે બે બાહુઓવાળા કે બે પાંખોવાળા અને તય્યાર એટલે ઊડનારા. જંગે-મૂતહમાં ઇસ્લામી ઝંડો ઊંચો રાખવામાં હઝરત જઅફર રદિયલ્લાહુ અન્હુના બંને હાથો દુશ્મનની તલવારથી કપાઇ ગયા અને એજ હાલતમાં શહીદ થઇ ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું. "જઅફરને અલ્લાહ તઆલાએ બે બાહુઓ કે બે પાંખો આપી દીધી છે જેનાથી જન્નતમાં મરજી પડે ત્યાં ઊડીને તેઓ જન્નતની સહેલ માણતા રહે છે. વધુ વિગત જંગે-મૂતહના પ્રકરણમાં આવશે. "હ"

•———હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હાશિમ અને બનૂ નજ્જારવાળા હઝરત અબૂ ઐયૂબ ખાલિદ બિન ઝુબૈર એકબીજાના ભાઇ બની ગયા.

•———હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ બિન રબીઅહ અને બનૂ અબ્દુલ-અશહલવાળા હઝરત અબ્બાદ બિન બિશ્ર બિન વક્શ વચ્ચે બિરાદરીનો સંબંધ કાયમ થયો.

•———બનૂ મખઝૂમના હલીફ હઝરત અમ્માર બિન યાસિર અને બનૂ અબ્દુલ-અશહલના હલીફ બનૂ અબ્સવાળા હઝરત હુઝૈફહ બિન યમાન વચ્ચે ભાઇચારાની ગાંઠ બાંધવામાં આવી. કેટલાકના કથન મુજબ હઝરત અમ્મારનો ભાઇચારો બલહારિસ બિન ખઝરજવાળા હઝરત સાબિત બિન કૈસ સાથે થયો હતો જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ખતીબ હતા.

•———હઝરત અબૂ ઝર બરીર બિન જુનાનહ ગિફારીનો ભાઇચારો, બનૂ સાઇદહ બિન કઅબ બિન ખઝરજવાળા હઝરત મુનઝિર બિન અમ્ર "અલ-મુઅનિક લિ-યમૂત" (એટલે મૃત્યુ તરફ ઉતાવળે દોડનાર) સાથે થયો હતો. કેટલાક કહે છે કે અબૂ ઝરનું નામ જુન્દુબ બિન જુનાદહ હતું.

•———બનૂ સઅદ બિન અબદુલ-ઉઝઝાના હલીફ હઝરત હાતિબ બિન અબી બલ્તઆનો ભાઇચારો, બનૂ અમ્ર બિન ઔફવાળા હઝરત ઉવૈમ બિન સાઇદહ સાથે કાયમ થયો.

•———હઝરત સલમાન ફારસીનો ભાઇચારો, બલહારિસ બિન ખઝરજવાળા હઝરત અબૂ દરદાઅ ઉવૈમિર બિન સઅલબા સાથે કાયમ થયો. કેટલાક એમને ઉવૈમિર બિન આમિર અને કેટલાક ઉવૈમિર બિન ઝૈદ કહે છે.

•———હઝરત અબૂબક્રના આઝાદ કરેલા ગુલામ હઝરત બિલાલ, જેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુઅઝ-ઝિન (બાંગ પોકારનારા) હતા, તેઓ હઝરત અબૂ રૂવૈહા અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાન ખસઅમીના ભાઇ બની ગયા. (રદિયલ્લાહુ અન્હુમ અજ-મઈન.)

**મુઆખાત અને વઝાઇફ**——————સારાંશ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ તે સહાબા હતા જેઓના નામોની અમને જાણકારી મળવા પામી અને જેઓની વચ્ચે આપે ભાઇચારાના બંધનની સ્થાપના કરી દીધી હતી.[1]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત બાદ હઝરત બિલાલ મુલ્કે-શામ ચાલ્યા ગયા હતા અને દુશ્મનો સાથેના જિહાદ માટે ત્યાં જ વસી ગયા હતા. હઝરત ઉમર ફારૂકે પોતાના ખિલાફતકાળમાં મુલ્કે-શામના વઝાઇફ (એટલે લોકોના સાલિયાણા કે માસિક વેતનો) ચાલુ કર્યા તો હઝરત બિલાલને ફરમાવ્યું, "હે બિલાલ ! તમારૂં સાલિયાણું કોની સાથે ચાલુ કરવું ?"

હઝરત બિલાલે જવાબ આપ્યો, "અબૂ રૂવૈહા સાથે ચાલુ કરો કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ભાઇચારાની સ્થાપના વેળા એમને મારા ભાઇ બનાવ્યા હતા. હું એમનાથી કદી અલગ થઇ શકું

૧. સીરતની બીજી કિતાબોમાં ભાઇ-ભાઇ બનનારા સહાબાએ-કિરામની લાંબી યાદી દર્શાવવામાં આવી છે. સીરતુલ-મુસ્તફામાં ૩૫ નામો ટાંકેલાં છે. (જિ.૧ પા. ૩૨૯-૩૩૦) "હ"

નહિ''

ત્યારે હઝરત ઉમરે હઝરત બિલાલનું સાલિયાણું હઝરત અબૂ રૂવૈહાની જ સાથે બાંધી દીધું અને હબશીઓની પૂરી કૌમના સાલિયાણા પણ હઝરત અબૂ રૂવૈહાના ખસ્અમ કબીલા સાથે સાંકળી લેવામાં આવ્યાં. હઝરત બિલાલ ખસ્અમ કબીલાના માણસ ગણાતા હતા. આજે પણ શામના સાલિયાણા ખસ્અમ સાથે જ સંકળાયેલા છે.

---

**ગુજરાતી સંપાદકની નોંધ**——————મદીનહના અન્સારે ભાઇચારાના આ હુકમને દિલોજાનથી વધાવી લઇને કેવી રીતે તેનો અમલ કર્યો તેની એક ઝલક પણ જોઇ લો. બુખારી શરીફમાં છે :

''ભાઇચારાની વિધિ પૂરી થતાં જ અન્સારે પોતે દરખાસ્ત કરી, ''યા રસૂલલ્લાહ ! અમારાં ખજૂરના ખેતરો અમારા મુહાજિર ભાઇઓમાં સરખી રીતે વહેંચી આપો.''

આપે ફરમાવ્યું, ''નહિ, ખેતરોની મેહનત-મજૂરી અને ખરચની જવાબદારી તમે જ પોતાના હાથમાં રાખો અને ફળોના પાકમાં પોતાના મુહાજિર ભાઇઓને ભાગીદાર બનાવી લો.''

અન્સાર બોલી ઊઠયા, ''કબૂલ છે યા રસૂલલ્લાહ !''

આપે ફરમાવ્યું, ''જુઓ, તમારા મુહાજિર ભાઇઓ ફળોના પાકમાં તમારા ભાગીદાર રહેશે પણ મેહનત, મજૂરી, ખરચ વગેરે તમારે જ ઉપાડવો પડશે.''

''કબૂલ છે યા રસૂલલ્લાહ ! '' વિના વિલંબે અન્સાર બોલી ઊઠયા.

મદીનહના અન્સાર વેપારી નહિ, ખેડૂત હતા. ખજૂરના ખેતરો એજ તેઓની કુલ પૂંજી હતી. આ રીતે તેઓએ પોતાના મુહાજિર ભાઇઓને ખાવા-કમાવાની ચિંતાથી મુકત કરી દીધા. રહી ગયો તેઓના રહેવા સહેવાનો સવાલ, તો અનસારે પોતાના ઘરોની સાથે ફાજલ પડેલી જમીનો તેઓને આપી દીધી. જેઓની પાસે જમીન ન હતી તેઓએ પોતાના ઘરોમાં મુહાજિર ભાઇઓને વસાવી લીધા.

ભાઇચારાનો આ મામલો લગાતાર ૬ વરસ સુધી એજ પ્રમાણે ચાલતો રહ્યો. સન ૭ હિજરીમાં ખૈબરની ફતેહ પછી મુહાજિર ભાઇઓએ અન્સાર ને તેઓના ખેતરો પાછા આપી દીધાં. જેમકે સહીહ મુસ્લિમમાં છેઃ

> ''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જંગે-ખૈબરથી પરવારીને મદીનહ પધાર્યા તો મુહાજિરોએ અન્સારની તે ભેટો———જે તેઓએ મુહાજિરીનને ખજૂરવાડીઓની આવકના રૂપમાં આપી હતી———આભાર સહિત વાપસ કરી દીધી.'' (ડાકટર હાફિઝ મુહંમદ યૂનુસ પી.એચ.ડી.કૃત : રસૂલુલ્લાહ કા સિકારતી નિઝામ. પેજ ૨૫૯) ''હ''

**હઝરત અસઅદની વફાત**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : એજ મહિનાઓમાં હઝરત અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહ રદિયલ્લાહુ અન્હુનો ઇન્તેકાલ થઇ ગયો મસ્જિદે-નબવીનું બાંધકામ ચાલુ હતું. હઝરત અસઅદને ''ખુનાક'' (એટલે ગળાંના રોગ, કંઠમાળ જેનાથી શ્વાસ રૂંધાય છે.) અથવા ''શહકા'' (એટલે ઉગ્ર કાળી ખાંસી)ના રોગ લાગી ગયો હતો.

હઝરત અસઅદની વફાત થઇ તો મદીનહના યહૂદીઓ અને મુનાફિકોએ ટીકા કરવા માંડી કે, મુહંમદ

અલ્લાહના સાચા પયગમ્બર હોત તો તેમનો મિત્ર મરી નહિ જાત ! આપે તેઓની આ ટીકા સાંભળી તો ફરમાવ્યું:

"અબૂ ઉમામહ અસઅદનું મૃત્યુ યહૂદીઓ અને મુનાફિકો માટે મુસીબતનું કારણ બની ગયું. તેઓ ટીકા કરે છે કે જો આ શખ્સ પયગમ્બર હોત તો એનો દોસ્ત અબૂ ઉમામહ મરણ નહિ પામત ! જો કે અલ્લાહની ઇચ્છા વિરૂધ્ધ હું ન પોતાની જાત માટે કોઇ અધિકાર ધરાવું છું ન મારા મિત્ર માટે."

**નવા નકીબની નિમંણૂક માટે દરખાસ્ત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહ અન્સારીએ કહ્યું કે, જયારે બનૂ નજ્જાર કબીલાના નકીબ અબૂ ઉમામહ અસઅદ બિન ઝુરારહ વફાત પામી ગયા તો નજ્જાર કબીલાના લોકોએ અરજ કરી, "યા રસૂલલ્લાહ ! અબૂ ઉમામહ અમારી કૌમમાં માનમોભાનું જે સ્થાન ધરાવતા હતા તેનાથી આપ જાણકાર છો. તેઓ અમારા નકીબ (એટલે સરદાર, નેતા, લીડર) હતા. તેમના સ્થાને અમારામાંથી કોઇની નિમણુંક કરી દો કે જેથી તેમની જવાબદારી નવો માણસ ઉપાડી લે."

આ દરખાસ્તના જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્તુમ અખ્વાલી | તમે સગાઇમાં મારા મામા લાગો છો |
| વ અના બિમા ફીકુમ | અને હું તમારાં કામોની જવાબદારી માટે હાજર છું |
| વ અના નકીબુ કુમ. | અને હું તમારો નકીબ છું. |

અમુકને અમુક પર સરસાઇ કે શ્રેષ્ઠતા આપવાનું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પસંદ ન હતું. (એમાં ઈર્ષા, અદેખાઇ કે ઘર્ષણનો સંભવ હતો) જેથી આપ પોતે તેઓના નકીબ બની ગયા.બનૂ નજ્જાર માટે આ એક એવી વિશેષતા હતી જેને તેઓ પોતાની કૌમ માટે ગર્વપાત્ર લેખાતા હતા અને કહ્યા કરતા કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતે અમારા નકીબ હતા.

---

## નમાઝ માટે અઝાનનો આરંભ

**હઝરત અબ્દુલ્લાહનો ખ્વાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મક્કહથી હિજરત કરી જવા પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મદીનહમાં શાંતિ અને સલામતીનું જીવન નસીબ થયું. મક્કહના મુહાજિર ભાઇબંધો મદીનહમાં આવીને ઠરીઠામ થયા. મદીનહના લોકો મોટી સંખ્યામાં મુસલમાન બની ગયા. અન્સારના મામલાઓમાં નક્કરતા આવી ગઇ. ઇસ્લામે અહીં પોતાના કદમ મજબૂતીથી જમાવી લીધા. નમાઝો સારી રીતે તેના સમયે અદા થવા લાગી. ઝકાત અને રોઝહ ફર્ઝ થઇ ગયા. ગુનાહો અને અપરાધોની શિક્ષાઓ નક્કી કરી દેવામાં આવી. હલાલ અને હરામની હદબંધી કરીને તેનો અમલ ચાલુ થઇ ગયો.અલ્લાહના કલામે એટલે કુર્આને મુસલમાનોના અંતઃકરણમાં ઘર કરી લીધું. અન્સારના લોકોએ મુહાજિરોને પોતાના સમાજમાં સમાવી લીધા અને અન્સારના પૂરા કબીલાએ "અલ-લઝીન તબવ-વઉદ-દાર વલ-ઇમાન" એટલે હિજરતના ઘર અને ઇમાનમાં મજબૂતાઇ કે પુખ્તગીનો ગુણ કેળવી લીધો તો નમાઝનો સમય થતાં લોકો આપમેળે અને પોતે જ વગર બોલાવ્યે મસ્જિદમાં આવી જવા લાગ્યા.

ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઇરાદો કર્યો કે યહૂદીઓના શંખ પેઠે એક શંખ બનાવીને નમાઝના સમયે તેને ફૂંકવામાં આવે કે જેથી લોકોને ખબર પડે કે નમાઝનો સમય થઇ ગયો છે અને તેઓ નમાઝ માટે મસ્જિદમાં આવી જાય.

પરંતુ એ પછી શંખની વાત આપને ગમી નહિ ત્યારે આપે નસારા પેઠે એક ઘંટ બનાવવાનો હુકમ ફરમાવ્યો અને તેવો એક ઘંટ બનાવી પણ લેવામાં આવ્યો કે જેથી તેને વગાડીને મુસલમાનોને નમાઝ માટે મસ્જિદમાં ભેગા કરી લેવામાં આવે.

સારાંશ કે મુસલમાન લોકો એજ વિમાસણમાં હતા ત્યાં તો બલહારિસ બિન ખઝરજવાળા હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ બિન સઅલબા બિન અબ્દે-રબ્બેહીએ ખ્વાબમાં કોઇને અઝાન પોકારતો જોયો. ખ્વાબમાંથી જાગવા બાદ તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આજે રાતે ખ્વાબમાં મારી સામેથી એક શખ્સ પસાર થયો. તેના બદન પર લીલા રંગની બે ચાદરો હતી. તેણે હાથમાં એક ઘંટ પકડેલો હતો. મેં તેને કહ્યું, "હે અલ્લાહના બંદા ! શું આ ઘંટ તું મને વેચાતો આપશે?"

તેણે કહ્યું, "એને વેચાતો લઇને તું શું કરશે ?"

મેં કહ્યું, "એને વગાડીને લોકોને નમાઝ માટે ભેગા કરીશ."

તે બોલ્યો, "એમ જ હોય તો એનાથી બેહતર તરીકો હું તને નહિ બતાવું ?

મેં પૂછયું, "તે શું ?"

તે બોલ્યો, "નમાઝનો સમય થાય ત્યારે આ રીતે પોકાર કરવો:

૧- અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર .........૨- અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર

૩- અશ્હદુ અલ-લાઇલાહ ઇલ-લલ્લાહ .......૪- અશ્હદુ અલ-લાઇલાહ ઇલ-લલ્લાહ

૫- અશ્હદુ અન્ન મુહમ્મદર રસૂલુલ્લાહ........૬- અશ્હદુ અન્ન મુહમ્મદર રસૂલુલ્લાહ

૭- હય્ય અલસ સલાહ...........................૮- હય્ય અલસ સલાહ

૯- હય્ય અલલ ફલાહ...........................૧૦- હય્ય અલલ ફલાહ

૧૧- અલ્લાહુ અકબર અલ્લાહુ અકબર.........૧૨- લા-ઈલાહ ઈલ-લલ્લાહ

હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખ્વાબના આ સમાચાર આપ્યા તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ઇન્નહુ લ-રૂઅયા હક-કિન | બેશક આ સાચો ખ્વાબ છે, |
| ઇન્શા અલ્લાહુ. | અગર અલ્લાહએ ચાહ્યું તો ! |
| ફ-કુમ મઅ બિલાલ | તો તમે ઊભા થઇ જાવ બિલાલ સાથે, |
| ફ-અલકેહા અલૈહિ | અને કહેતા જાવ આ શબ્દો તેમને. |
| ફલ-યુઅઝ-ઝન બિહા | તેઓ પોકાર કરે આ શબ્દો સાથે. |
| ફઇન્નહૂ અનદય સૌતમ મિન્ક. | કેમકે તે તમારાથી વધારે ઊંચા અવાજવાળા છે. |

**હઝરત ઉમર ફારૂકનો ખ્વાબ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાનથી જ્યારે હઝરત બિલાલે આ કલિમાતથી અઝાન પોકારી તો હઝરત ઉમર બિન ખત્તાબ પોતાના ઘરમાં હતા. અઝાનના બોલો સાંભળતાં જ તેઓ ચાદર ઘસીટતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં દોડી આવ્યા અને બોલ્યા, "હે અલ્લાહના નબી ! કસમ છે તે પાક જાતના જેણે આપને સાચા પયગમ્બર બનાવ્યા છે. સાચું કહું તો મેં પણ એવો જ ખ્વાબ જોયો છે જેવો આ ગૃહસ્થે જોયો છે."

આપે ફરમાવ્યું, "ફલિલ-લાહિલ-હમ્દ !" ત્યારે તો બધા વખાણ અલ્લાહને સજાવાર છે અને આપણે તેનો શુક્ર અદા કરીએ છીએ.

ઈબ્ને ઈસ્હાક કહે છે : આ હદીસની રિવાયત મને મુહંમદ બિન ઈબ્રાહીમ બિન હારિસે કહી સંભળાવી અને તેમણે મુહંમદ બિન અબ્દુલ્લાહ બિન ઝૈદ બિન અબ્દે-રબ્બેહીથી સાંભળી અને તેમણે પોતાના પિતાથી.

**અઝાનને લગતી બીજી રિવાયત**————ઈબ્ને હિશામ કહે છે : અઝાનના આરંભ વિષે ઉબૈદ બિન ઉમૈર લૈસીનું બયાન છે કે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબા સાથે નમાઝના એલાન માટે ઘંટ કે શંખની ચર્ચા કરી તો હઝરત ઉમર બિન ખત્તાબએ ઘંટ વગાડવા માટે લાકડાની બે મોગરી ખરીદવાનો વિચાર કર્યો ત્યાં તો અચાનક ખ્વાબમાં કોઈએ એમને કહ્યું, "ઉમર ! ઘંટ વગાડવા માટે મોગરી ખરીદવાની જરૂર નથી બલકે નમાઝના એલાન માટે તમે આ શબ્દોમાં અઝાન પોકારતા રહો !" (પછી તેણે એ શબ્દો બતાવી દીધા.)

ખ્વાબથી જાગતાં જ હઝરત ઉમર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સમાચાર આપવા ઝપાટાભેર ઊપડ્યા. હજુ તો રસ્તામાં જ હતા કે અચાનક હઝરત બિલાલને એજ શબ્દો પોકારતા એમણે સાંભળ્યા અને જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઈને પોતાનો ખ્વાબ વર્ણવ્યો તો આપે ફરમાવ્યું :"યા ઉમર ! કદ સ-બ-ક-ક બિ-ઝાલિક વહયુન." એટલે હે ઉમર ! બેશક આકાશી વહીએ આ બાબત અંગે તમારાથી પહેલ કરી નાખી છે. એટલે તમારા આવવા પહેલાં આ બાબત અંગે મુજ પર અલ્લાહ તરફથી વહી આવી ચૂકી છે.

**અઝાન પોકારવાની જગા**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે કહ્યું અને તેમને ઉર્વહ બિન ઝુબૈરે કહ્યું અને ઉર્વહ બિન ઝુબૈરને બનૂ નજ્જારની એક ખાતૂને કહ્યું કે, નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની મસ્જિદની આજુબાજુના તમામ ઘરોમાં મારૂં ઘર સૌથી લાંબું હતું. ઘરનો ચોક બહુ વિશાળ અને મસ્જિદની સાથે લાગેલો હતો. હઝરત બિલાલ એજ ઘરના ઓટલા પર ઊભા થઈને ફજરની અઝાન પોકરતા હતા. નિયમ એવો હતો કે બિલાલ રોજ અંધારે પહોર ફાટવા પહેલાં ઓટલા પર આવીને બેસી જતા. તેમની નજર સૂરજ ઊગવાની દિશાએ સુબ્હે-સાદિકના ઉજાસ તરફ લાગેલી રહેતી. ફજરની અઝાન માટે તેઓ પરોઢના ઉજાસની રાહ જોયા કરતા. જ્યારે ફજરની અઝાનનો સમય થઈ જતો તો તેઓ ઓટલા પર સીધા ઊભા થઈ જતા અને અઝાન પોકારવા પહેલાં બારગાહે-ઈલાહીમાં દુઆ માગતા :

> "યા અલ્લાહ ! હું તારી હમ્દ બયાન કરૂં છું અને તારી શાનને લાયક તારા વખાણ કરૂં છું અને કુરૈશના મુકાબલે તારી મદદની યાચના કરૂં છું કે જેથી તેઓ તારા દીન પર આવી જાય અને તારા દીનના સીધા રસ્તા પર કાયમ થઈ જાય."

એ પછી બિલાલ ફજરની નમાઝ માટે અઝાન પોકારતા. બનૂ નજ્જારની આ ખાતૂને પોતાની વાત ચાલુ રાખતાં ઉમેર્યું, ''અલ્લાહના સોગંદ ! બિલાલને એક પણ દિવસે આ અમલ કે નિયમનો ભંગ કરતાં મેં જોયા નથી.''

**સંપાદકનો વધારો**————સૈયિદના હઝરત બિલાલ રદિયલ્લાહુ અન્હુનો નિયમ હતો કે ફજરની અઝાન પોકારવા પછી સીધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આંગણે જઇને ઊભા થઇ જતા અને બા-અદબ પોકાર પાડતા, ''અસ્સલાત યા રસૂલલ્લાહ ! ''એટલે હે અલ્લાહના રસૂલ ! નમાઝનો સમય થઇ ગયો.

આ પોકાર સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના કમરામાંથી બહાર પધારતા. એક સવારે એવું બન્યું કે હઝરત બિલાલના પોકાર સાંભળવા છતાં આપ બહાર નહિ પધાર્યા. બીજી તરફ નમાઝનો સમય પળેપળે ટૂંકાવા લાગ્યો. હઝરત બિલાલ બેચેનીથી વારંવાર બારણા તરફ તાકવા લાગ્યા. એજ બેચેની કે અધીરાઇની હાલતમાં હઝરત બિલાલનો જીભથી આ શબ્દો સરી પડ્યા, ''અસ્સલાતુ ખૈરૂમ મિનન-નૌમ !'' એટલે નમાઝ નીંદરથી બેહતર છે.

એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નૂરાની મુખડો બારણામાં દેખાયો. આપ મુસ્કુરાતા ચેહરે કમરામાંથી બહાર પધાર્યા. આપે ફરમાવ્યું, ''બિલાલ ! આ શબ્દોને ફજરની અઝાનમાં શામિલ કરી લો.'' એટલે ''અસ્સલાતુ ખૈરૂમ મિનન નૌમ !'' બસ ત્યારથી જ હઝરત બિલાલની જીભથી નીકળેલા આ શબ્દો ફજરની અઝાનમાં શામિલ થઇને કાયમ માટે અમર થઇ ગયા. (સીરતે અહમદે મુજતબા જિ.૨ પા. ૨૨૩ હવાલો તિરમિઝી શરીફ જિ.૧ પા. ૧૧૭) ''હ''

---

# પ્રકરણ ૭૮

# અબૂ કૈસનો ઈસ્લામ સ્વીકાર

રબ્બે-ઇબ્રાહીમની ઇબાદત • હઝરત અબૂ કૈસનો કસીદો • હઝરત અબૂ કૈસના બીજા શેઅરો • ઈસ્લામ અને નબી (સલ.)ની બરકતો.

**રબ્બે-ઇબ્રાહીમની ઇબાદત**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને દારૂલ-હિજરત એટલે મદીનહમાં શાંતિનું જીવન નસીબ થયું અનેત્યાં અલ્લાહ તઆલાએ પોતાના દીને-ઈસ્લામને વર્ચસ આપી દીધું અને મુહાજિરીન તથા અન્સારને આપની સરપરસ્તી કે છત્રછાયા હેઠળ એકત્ર કરી દીધા તો બનૂ અદી બિન નજ્જારની બિરાદરીના અબૂ કૈસ સિરમહ બિન અબી અનસ નામે સંતસાધુ જેવા એક પુરૂષ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની ગયા.

ઇબ્ને હિશામ કહે છે : અબૂ કૈસની વંશાવળી આ પ્રમાણે છે : સિરમહ અથવા સરમહ બિન અબી અનસ બિન સરમહ બિન માલિક બિન અદી બિન આમિર બિન ગનમ બિન અદી બિન નજ્જાર.

એમણે જાહિલિયતના જમાનામાં "રહબાનિયત"એટલે સંસાર ત્યાગીને અને સંન્યાસ ગ્રહણ કરીને જાડો પોશાક પહેરી લીધો હતો. મૂર્તિપૂજાના ધર્મને તરછોડી કાઢયો હતો. જનાબતની નાપાકી (એટલે પત્ની-સહવાસની અપવિત્રતા) પ્રસંગે તરત ગુસલ કરીને પાકસાફ થઈ જતા હતા. હૈઝવાળી એટલે માસિક રૂતુવાળી સ્ત્રીઓથી અલગ રહેવાનું પસંદ કરતા હતા. મૂર્તિપૂજાના ત્યાગ પછી ખ્રિસ્તી ધર્મ સ્વીકારને ખ્રિસ્તી બની જવા માગતા હતા. પણ પછી કોઈ કારણસર (કદાચ તેઓના મુશરિકો જેવા અકીદા જોઈને) ખ્રિસ્તી બનવાથી અટકી ગયા. અને પોતાના ઘરની એકાંત ઓરડીમાં ભરાઇ ગયા અને તેને જ મસ્જિદ બનાવીને તેમાં એકાંતવાસી બની ગયા અને ઘરના લોકોને કહી દીધું કે કોઈ હૈઝવાળી સ્ત્રી કે કોઇ જનાબતની નાપાકીવાળો પુરૂષ એમની પાસે નહિ આવવા પામે.

મૂર્તિપૂજાના ધર્મને તરછોડવા પછી મૂર્તિપૂજા પ્રત્યે ધિક્કાર વ્યકત કરતાં કહ્યા કરતા કે, "હું રબ્બે-ઇબ્રાહીમ એટલે અલ્લાહના પયગમ્બર ઇબ્રાહીમના પાલનહારની બંદગી કરૂં છું." એ પછી જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહથી હિજરત કરીને મદીનહ આવી ગયા તો આપની તહેનાતમાં હાજર થઇને મુસલમાન બની ગયા. મુસલમાન બનવા બાદ અબૂ કૈસનો ઈસ્લામ પણ તેટલો જ શાનદાર રહ્યો જેટલો એમનો ઇબ્રાહીમી ધર્મ શાનદાર હતો.

હઝરત અબૂ કૈસ સિરમહ મોટી ઉંમરે પહોંચેલા વયોવૃદ્ધ ધર્માત્મા હતા. સાચી વાત કહી દેવામાં કોઈના ઠપકાની પરવા નહિ કરતા. ઇસ્લામ પૂર્વેના જાહિલિયતના યુગમાં પણ અલ્લાહની અઝમતના ગુણગાન ગાયા કરતા અને અલ્લાહની શાનમાં ઉચ્ચ પાયાના કીર્તિ-કાવ્યો રચીને લલકાર્યા કરતા.

**હઝરત અબૂ કૈસનો કસીદો**——————હઝરત અબૂ કૈસ સિરમહ રદીયલ્લાહુ અન્હુ ઊંચા પાયાના જાણીતા અને પંકાયેલા શાઈર હતા. અખ્લાક, નીતિમત્તા, સદાચાર વગેરે વિષયો પર તેમણે અનેક કાવ્યાં રચેલાં છે. એમણે રચેલા કાવ્યોમાંથી કેટલાક શેઅરો આ છે :

**યકૂલુ અબૂ કૈસિન વ અસ્બહા ગાદિયન, • અલા મસ-તતઅ-તુમ મિંવ-વસાતી ફફ-અલૂ.**

પ્રભાત થતાં જ અબૂ કૈસ યાચના કરે છે; ઊઠો હે લોકો ! તમે મારા બોધવચનો પર તમારાથી બને તેટલો અમલ કરવાની કોશિશ કરો.

**વ ઊસીકુમ બિલ્લાહે વ-બિર્રે વત-તકા, • વ અઅરાદિ-કુમ વલ-બિર્રુ બિલ્લાહે અવ્વલુ.**

અલ્લાહ સાથે જેટલા કોલકરાર હોય તેમાં સાચા-પાકા રહેવાની, અલ્લાહથી ડરવાની અને પોતાની આબરૂને જાળવી રાખવાની હું તમને નસીહત કરૂં છું. અલ્લાહ માટેની નેકી સૌથી મોખરેની વસ્તુ છે.

**વઇન કવમુ-કુમ સાદૂ ફલા તહ-સુદન-નહુમ, • વઇન કુન્તુમ અહલર-રિયાસતે ફઅ-દિલૂ.**

અગર તમારી કૌમની અમુક વ્યકિતઓ સત્તાધારી કે સરદાર બની જાય તો તમે તેઓ પર હસદ ન કરો અને જો સરદારી કે સત્તા તમને મળી જાય તો ઇન્સાફથી કામ લો.

**વઇન નાબ ગુરમુન ફાદિહુન ફર-કુફૂ હુમ, • વમા હમ્મલૂ કુમ ફિલ-મલિમમાતે ફહ-મિલૂ.**

અને જો કોઈ દંડનો આકરો બોજ આવી પડે તો કૌમ સાથે નમ્ર વર્તાવ કરો અને જો તે તમારા પર આફતોનો બોજ નાખે તો તમે તેને સહન કરો.

**વઇન અન્તુમ અમઅર-તુમ ફત્-અફ-કફૂ, • વઇન કાના ફદલુલ-ખયરે ફીકુમ ફ-અફ-દિલૂ.**

અગર તમે તંગદસ્ત છો તો કોઈની સામે હાથ લાંબો ન કરો. અગર તમારી પાસે જરૂરતથી વધારે માલ છે તો લોકોને પણ તમારા ભાગીદાર બનાવી લો.

**વઇન નઝલત ઇહદદ-દવાહી બિ-કૌમે- કુમ, • ફ-અન્ફુસ્-કુમ દૂનલ અશીરતે ફજ-અલૂ.**

અગર તમારી કૌમ પર કોઈ આફત ઊતરી આવે તો પોતાની જાનોને પોતાના ખાનદાન પર કુરબાન કરી દો.

**હઝરત અબૂ કૈસના બીજા શેઅરો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત અબૂ કૈસ સિરમહએ આ શેઅરો પણ કહ્યા છે :

**સબ્બેહૂ લિલ્લાહે શર્કા કુલ્લ સબાહિન, • તલઅત શમ્સુહૂ વ કુલ્લ હિલાલિ.**

અલ્લાહના યશોગાન કરો દરેક પ્રભાતના અજવાળામાં જ્યારે કે તેનો સૂરજ ઊગે અને જ્યારે તેનો ચાંદ નીકળે.

**આલિમુસ-સિર્રે વલ-બયાને લદૈના, • લૈસ મા કાલા રબ્બુના બિ-દલાલિ.**

આપણા અકીદા કે આપણા આચાર-વિચારના જાહેર અને ભીતરનો તે જાણકાર છે માટે આપણા એ પાલનહારે જે કંઇ ફરમાવ્યું તે ગુમરાહી હોય શકતી નથી.

**વ લહુત-તૈરુ તસ-તરીહુ વ તઅવી, • ફી વુકૂરિમ મિન આમિના-તિલ-જિબાલિ.**

મધુર કંઠવાળા તે પંખી-પક્ષીઓ જેઓ શાંતિ-સલામતીવાળા પહાડોના માળાઓમાં રહે છે અને ઊડતાં-વિહારતાં આવન-જાવન કરતાં રહે છે, એ બધાં તેની જ મિલ્કત છે.

**વ લહુલ-વહશુ બિલ-ફલાતે તરાહા, • વ હિકાફીવ વ ફી ઝિલાલિર- રમાલિ.**

જંગલો અને ટેકરીઓની તળેટીમાં અને ટેકરીઓના સાયાઓમાં જે જંગલી પ્રાણીઓને તું જુએ છે, એ બધાં તેની જ મિલ્કત છે.

**યા બનીય્યલ-અરહામ લા તક-તઊહા, • વ સિલૂહા કસ્રી- રતમ મિન તિવાલિ.**

હે બાળકો ! તમે સગાંઓ સાથેના સંબંધો કાપી ના નાખો. તેઓની સાથે મેળમિલાપ ચાલુ રાખો. તેઓના નીચા હાથવાળાઓ પર તમારો ઉદારદિલિનો હાથ ઊંચો રાખો.

**વત-તકુલ્લાહ ફી દિઆફિલ-યતામા, • રૂબ્બમા યસ-તહલ્લુ ગયરુલ-હલાલિ.**

અને નિર્બળ યતીમો કે નિરાધાર અનાથોના મામલામાં અલ્લાહથી ડરતા રહો કેમકે કેટલીક હરામ વાતોને હલાલ સમજી લેવામાં આવે છે.

**વઅલમૂ અન્ન લિલ-યતીમે વલીય્યન, • આલિમંય-યહતદી બિ-ગયરિસ-સુઆલિ.**

અને આ વાત સારી રીતે જાણી લો કે યતીમનો પણ એક બેલી જરૂર છે જે દરેક વાતનો પૂરી રીતે જાણકાર છે અને પૂછયા વિના દરેક વાત જાણી લે છે.

**સુમ્મ માલલ -યતીમે લા તઅ-કુલૂહા • ઇન્ન માલલ-યતીમે યરઆહુ વાલી.**

અને યતીમનો માલ હડપ ના કરો કેમકે એક બેલીએવો છે જે યતીમના માલની નિગરાની કરતો રહે છે.

**યા બનીય-યત-તખૂમા લા તખ્ઝુલૂ-હા, • ઇન્ન ખઝલત-તુખૂમે ઝૂ ઉક-કાલી.**

હે બાળકો ! ધરતીની હદોમાં બેઇમાની ના કરો કેમકે ધરતીની હદોમાં બેઇમાની પ્રગતિના માર્ગને રૂંધનારી છે.

**યા બનીય્યલ-ઐયામ લા તઅ-મનૂહા, • વહઝરૂ મકહા વ મર્રલ-લયાલી.**

હે બાળકો ! કાળના ચક્કરથી અને રાતદિનની ઘટમાળથી નચિંત ના બનો. તેની ચાલબાજીઓથી ચેતીને રહો.

**વઅલમૂ અન્ન મર્રહા લિ-નફાઝિલ-ખ—— • ——લ્કે મા કાના મિન જદીદિન વ બાલી.**

અને યાદ રાખો કે રાતદિનનું વહાણ કે ચકકર લોકોને ખતમ કરવા માટે ચાલી રહ્યું છે; પછી તે નવી પ્રજા હોય કે જૂની.

**વજ-મઊ અમ્ર-કુમ અલલ બિર્રે વત-તક—— • ——વા-વ-તરકિલ-ખના વ અખઝિલ-હલાલિ.**

અને પોતાની જાતને નેક વિચારો માટે, પરહેઝગારી ગ્રહણ કરવા માટે, નાગાઈને છોડવા માટે અને હલાલની કમાણી માટે મજબૂત બનાવો.

**ઇસ્લામ અને નબી (સલ.)ની બરકતો**————————હઝરત અબૂ કૈસ સિરમહ રદિયલ્લાહુ અન્હુને ઇસ્લામ-સ્વીકારને પ્રતાપે જે પ્રતિષ્ઠા મળવા પામી અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની મદીનહ પધરામણીની બરકતથી જે મહત્તા કે વિશેષતા મળવા પામી તેનું વર્ણન તેમણે શાઈરીમાં આ પ્રમાણે કર્યું છે.

**સવય ફી કુરૈશિ બિદઅ અશરત હિજ્જતન, • યુઝક-કરુ લવ યલકા સદીકન મુવાતિયા.**

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ દસ વરસથી કંઈક વધુ સમય સુધી કુરૈશને એવી આશાએ નસીહતો ફરમાવતા રહ્યા કે કોઈ સાચો દોસ્ત મળી આવે.

**વ યઅરિદુ ફી અહલિલ-મવાસિમિ નફ્સહૂ, • ફલમ યરમંય-યુઅવી વલમ યરા દાઈયા.**

અને કઅબહની હજ્જોના પ્રસંગોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની પવિત્ર જાતને લોકોની સામે રજૂ કરતા રહ્યા પણ કોઈ એવો ન દેખાયો જે આપને આસરો આપતે અને ન કોઈ એવો મળ્યો જે લોકોને અલ્લાહના દીન તરફ બોલાવનારો હોય.

**ફલમ્મા અતાના અઝહરલ-લાહૂ દીનહૂ, • ફ-અસબહ મસરૂરન બિ-તૈબતા રાદિયા.**

પણ જ્યારે આપ અમારી પાસે પધાર્યા તો અલ્લાહ તઆલાએ પોતાના દીનને વર્ચસ આપ્યું અને તૈબહ એટલે મદીનહથી આપ રાજી-રાજી થઈ ગયા.

**વ અલ્ફય સદીકન વત-મઅન્નત બિહિન-નવા, • વ કાના લના અવનમ મિનલ-લાહિ બાદિયા.**

અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એવા મિત્રો મેળવી લીધા જેઓ થકી આપના વતન-ત્યાગ (ના આઘાત)ને શાંતિ મળી. આપ અમારા માટે અલ્લાહ તરફથી એવા સહકારી હતા કે આપનો સહકાર જગજાહેર હતો.

**વ અસબહ લા યખશા મિનન-નાસિ વાહિદન, • કરીબંવ વલા યખશા મિનન-નાસિ નાઈયા.**

અને આપનું પ્રભાત એવી દશામાં પ્રકટ થયું કે આપ કોઈથી નહિ ડર્યા. ન સામે વાળાથી ડર્યા ન દુરવાળાથી.

**બઝલ-ના લહુમ-અમવાલ મિન હુલ્લ માલિના, • વ અન્ફુસના ઇન્દલ-વગા વત-તઅસ-સિયા**

અમે આપની ઉપર અમારા પ્રાણો પાથરી દીધા અને અમારા માલનો મોટો ભાગ લડાઈઓમાં અને આપની હમદર્દીઓમાં ન્યોછાવર કરી દીધો.

**વ નઅલમુ અન્નલ-લાહ લા શૈઈન ગયરુહૂ, • વ નઅલમુ અન્નલ-લાહ અફ-દલુ હાદિયા.**

હવે અમને જ્ઞાન થયું કે અલ્લાહ સિવા કોઈ વસ્તુ છે જ નથી અને આ વાતનું પણ અમને જ્ઞાન થયું કે અલ્લાહ તઆલા જ સૌથી મહાન અને એક માર્ગદર્શક છે.

**નુઆદી લ્લઝી આદા મિનન-નાસે કુલ્લહુમ, • જમીઅન વઇન કાનલ હબીબુલ-મુસાફિયા**

લોકોમાંથી જેની તરફ આપની દુશ્મની જાહેર થાય છે. અમે પણ તેના દુશ્મન બની જઈએ છીએ, ભલે તે અમારો પાકો દોસ્ત કેમ ન હોય !

---

# પ્રકરણ ૭૯

# ઈસ્લામ અને મદીનહના યહૂદ

યહૂદીઓની દુશ્મનીના કારણો • બનૂ નદીરના યહૂદી દુશ્મનો • બનૂ સઅલબાના યહૂદી દુશ્મનો • બનૂ કૈનુકાઅના યહૂદી દુશ્મનો • બનૂ કુરૈઝહના યહૂદી દુશ્મનો • બીજા કબીલાઓના દુશ્મનો • અબ્દુલ્લાહ બિન સલામનો ઈસ્લામ સ્વીકાર • યહૂદી આલિમ મુખૈરિકનો ઈસ્લામ સ્વીકાર • હઝરત બીબી સફીય્યહની ગવાહી.

**યહૂદીઓની દુશ્મનીના કારણો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને અરબની કૌમમાંથી ચૂંટી લઈને અરબોને અગ્રસ્થાન કે સરસાઈ આપી દીધી અને યહૂદની કૌમમાંથી કોઈને પોતાના પયગમ્બર નહિ બનાવ્યા. આ કારણે યહૂદી ધર્મના આલિમો, આગેવાનો અને ધર્મનેતાઓ ઉશ્કેરાઈને કે છંછેડાઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુશ્મની પર ઊતરી પડ્યા. તેઓની મઝહબી લાગણી કે કૌમવાદી મનોદશાને ઠેસ પહોંચેલી હોવાથી હસદ, અદેખાઈ અને કીના-કપટથી આપનો વિરોધ કરવો અને આપની દુશ્મની પાછળ મંડી રહેવું એને જ તેઓએ પોતાના જીવનનો મૂળ મકસદ બનાવી લીધો.

મદીનહના ઔસ અને ખઝરજ કબીલાના અરબોમાંથી મુસલમાન નહિ બનેલા કેટલાક લોકો મુનાફિક બની ગયા હતા. તેઓ બાપદાદાના મૂર્તિપૂજાના ધર્મને વળગી રહ્યા હતા. મરણ પછીના જીવનને જૂઠલાવવા પર હઠાગ્રહી બની ગયા હતા. પરંતુ ઈસ્લામના વર્ચસ કે દબદબાને કારણે મૂંગા બનેલા હતા. પોતે ખુલ્લી આંખે જોતા હતા કે અમારી કૌમના મોટી સંખ્યાના લોકો મુસલમાન બની ગયા છે જેથી તેઓ મનમાં ને મનમાં ગુસ્સાથી સમસમી રહ્યા હતા. એવા લોકોએ લાચારીએ જાહેરી રીતે તો ઈસ્લામ સ્વીકારી લીધો અને પોતાની ચામડી બચાવવા ખાતર ઈસ્લામનો ઢાલ તરીકે ઉપયોગ કરી લીધો પણ અંદરખાને તેઓ પાકા મુનાફિક બનેલા રહ્યા. તેઓની તમામ શુભેચ્છાઓ, લાગણીઓ અને આર્શીવાદો યહૂદીઓની સાથે હતા. કેમકે તેઓ જાણતા હતા કે યહુદીઓ ઈસ્લામના કટ્ટર દુશ્મન હોવાથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જૂઠલાવી રહ્યા છે અને યહૂદી ધર્મગુરૂઓ તથા અગ્રેસરો હાથ ધોઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાછળ પડી ગયા છે અને તરેહ તરેહના સવાલો પૂછીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મૂંઝવી રહ્યા છે અને જાતજાતની શંકાઓ ઉપજાવીને હક તથા બાતિલને ભેળસેળ કરી રહ્યા છે અને અકાશી સચ્ચાઈને શંકાશીલ બનાવી રહ્યા છે.

યહૂદીઓ અને મુનાફિકોના સવાલો, શંકાઓ, ટીકાઓ, કટાક્ષો અને કાવાદાવાઓ વિશે અલ્લાહ તઆલા

તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર કુર્આનની આયતો પણ ઊતરવા લાગી હતી. અલબત્ત હલાલ શું અને હરામ શું એ વિષયને લગતા કેટલાક સવાલો, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખુદ મુસલમાનો તરફથી પણ અવારનવાર પૂછવામાં આવતા હતા.

**બનૂ નદીરના યહૂદી દુશ્મનો**----------મદીનહના પ્રાંગણમાં વસનારા યહૂદીઓના કયા કબીલામાં અને કયા ખાનદાનમાં ઇસ્લામના તથા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કેટલા દુશ્મનો હતા તેઓના નામોની ટીપ આ પ્રમાણે છે.

મદીનહના બનૂ નદીર કબીલાના યહૂદીઓમાં જે ગૃહસ્થો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પ્રત્યે પાકી અદાવત ધરાવતા હતા તેઓના નામો આ છે :

(૧) હુય્ય બિન અખ્તબ. પોતાના કબીલાનો સૌથી મોટો સરદાર. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા બેગમ હઝરત સફીય્યહ રદીયલ્લાહુ અન્હાનો બાપ. જંગે-ખન્દક પછી પોતાની ગદ્દારીને કારણે કતલ થયો.

હુય્ય બિન અખ્તબના બે ભાઈઓ : (૨) અબૂ યાસિર બિન અખ્તબ અને (૩) જુદૈ બિન અખ્તબ. (૪) સલ્લામ બિન મિશ્કમ (૫) કિનાનહ બિન રબીઅ બિન અબી હુકૈક (૬) એનો ભાઈ સલ્લામ બિન અબી હુકૈક. આ ગૃહસ્થ અબૂ રાફિઅ અલ-અઅવર નામે જાણીતો હતો. એની અવળચંડાઈઓના કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સહાબાએ ખૈબરમાં આવેલા એના કિલ્લામાં જઈને એને કતલ કર્યો હતો.

(૭) રબીઅ બિન રબીઅ બિન અબી હુકૈક (૮) અમ્ર બિન હજ્જાશ (૯) કઅબ બિન અશરફ. આ શખ્સ બનૂ તૈયની શાખ બનૂ નબહાનમાંથી હતો અને એની મા બનૂ નદીરના કબીલામાંથી હતી. પોતાની કોમનો બહુ મોટો શાઇર હતો અને જેટલો મોટો શાઇર હતો તેનાથી મોટો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો દુશ્મનો હતો. આપની શાનમાં નિંદા-કાવ્યો લખવામાં પંકાયેલો હતો. બાદમાં એને કત્લ કરવામાં આવ્યો. (૧૦) હજ્જાજ બિન અમ્ર (૧૧) કરદમ બિન કૈસ. આ બંને ગૃહસ્થો કઅબ બિન અશરફના હલીફ હતા એટલે તેની સાથે કરારોથી જોડાયેલા હતા. બનૂ નદીર કબીલાના યહૂદીઓમાંથી આટલા ગૃહસ્થો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ અ સલ્લમની દુશ્મનીમાં પંકાયેલા હતા.

**બનૂ સઅલબાના યહૂદી દુશ્મનો**----------બનૂ સઅલબા બિન ફિત્યૂન કબીલાના યહૂદીઓમાંથી: (૧) અબ્દુલ્લાહ બિન સૂરીયા અલ-અઅવર. એના યુગમાં અરબના હિજાઝ પ્રદેશમાં, આસમાની કિતાબ તવરાતનો એનાથી મોટો બીજો કોઈ આલિમ ન હતો. એટલે તવરાતના મહાજ્ઞાની પંડિત કે ધુરંધર પાદરી તરીકે યહૂદી કોમમાં એનો જવાબ ન હતો.

(૨) ઇબ્ને સલૂબા (૩) મખૈરીક. આ ગૃહસ્થ પણ આસમાની કિતાબ તવરાતના બહુ મોટા આલિમ હતા બાદમાં મુસલમાન બની ગયા હતા.

**બનૂ કૈનુકાઅના યહૂદી દુશ્મનો**----------બનૂ કૈનુકાઅ કબીલાના યહૂદીઓમાંથી (૧) ઝૈદ બિન લુસૈત. ઇબ્ને હિશામ એને ઇબ્નુલ-લુસૈત કહે છે. (૨) સઅદ બિન હુનૈફ (૩) મહમૂદ બિન સૈહાન (૪) ઉઝૈર બિન અબી ઉઝૈર (૫) અબ્દુલ્લાહ બિન સૈફ. ઇબ્ને હિશામ કહે છે આ શખ્સ ને કેટલાક લોકો ઇબ્ને

કેફ કહે છે.

(૬) સુવૈદ બિન હારિસ઼ (૭) રિફ઼ાઅહ બિન કૈસ (૮) ફ઼ખ્ખાસ (૯) અશયાઅ (૧૦) નુઅમાન બિન ઇદાઅ (૧૧) બહરી બિન અમ્ર (૧૨) શાસ બિન કૈસ (૧૩) ઝૈદ બિન હારિસ઼ (૧૪) નુઅમાન બિન અમ્ર. (૧૫) સુકૈન બિન અબી સુકૈન (૧૬) અદી બિન ઝૈદ (૧૭) નુઅમાન બિન અબી ઊફ઼ી (૧૮) અબૂ અનસ (૧૯) મહમૂદ બિન હય્યા (૨૦) માલિક બિન સૈફ઼ (૨૧) કઅબ બિન રાશિદ આઝર (૨૨) રાફ઼િઅ બિન અબી રાફ઼િઅ (૨૩) ખાલિદ (૨૪) અઝાર બિન અબી અઝાર. કેટલાક એને આરઝ બિન અબી આરઝ કહે છે. (૨૫) રાફ઼િઅ બિન હારિસ઼ (૨૬) રાફ઼િઅ બિન હુરૈમલહ (૨૭) રાફ઼િઅ બિન ખારિજહ (૨૮) માલિક બિન ઔફ઼ (૨૯) રિફ઼ાઅહ બિન ઝૈદ બિન તાબૂત. (૩૦) અબ્દુલ્લાહ બિન સલ્લામ બિન હારિસ઼ આ માણસ બનૂ કૈનુકાઆના યહૂદીઓનો બહુ મોટો આલિમ અને તેઓમાં સૌથી વધારે ધર્મનું જ્ઞાન ધરાવનાર વિદ્વાન હતો.એનું મૂળ નામ હુસૈન હતું. બાદમાં એમણે ઇસ્લામ સ્વીકાર્યો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમનું નામ અબ્દુલ્લાહ રાખ્યું. આટલા માણસો બનૂ કૈનુકાઅના કબીલામાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે દુશ્મની રાખનારા હતા.

**બનૂ કુરૈઝહના યહૂદી દુશ્મનો**——————બનૂ કુરૈઝહ કબીલાના યહૂદીઓમાંથી : (૧) ઝુબૈર બિન બાતા બિન વહબ (૨) અઝઝાલ બિન શમવીલ યા શમૂયલ (૩) કઅબ બિન અસદ. આ ગૃહસ્થે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે બનૂ કુરૈઝહ તરફથી કરાર કર્યા હતા જેને જંગે-અહઝાબ પ્રસંગે તોડી નાખ્યા હતા. (૪) શમૂયલ બિન ઝૈદ (૫) જબલ બિન અમ્ર બિન સુકૈનહ (૬) નહહામ બિન ઝૈદ (૭) કરદુમ બિન કઅબ (૮) વહબ બિન ઝૈદ (૯) નાફ઼િઅ બિન અબી નાફ઼િઅ (૧૦) અબૂ નાફ઼િઅ (૧૧) અદી બિન ઝૈદ (૧૨) હારિસ઼ બિન અવફ઼ (૧૩) કરદુમ બિન ઝૈદ (૧૪) ઉસામહ બિન હબીબ (૧૫) રાફ઼િઅ બિન ઝુમૈલા અથવા રુમૈલા (૧૬) જબલ બિન અબી કુશૈર (૧૭) વહબ બિન યહૂદા અથવા યહૂઝા બનૂ કુરૈઝહમાંથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આટલા દુશ્મનો હતા.

**બીજા કબીલાઓના દુશ્મનો**——————બનૂ ઝુરૈકના યહૂદીઓમાંથી : (૧) લબીદ અથવા લુબૈદ બિન અઅસમ. એજ તે યહૂદી ધર્મગુરૂ છે જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આપની પાક બેગમો પાસે જવાથી અટકાવવા માટે જાદૂ કર્યો હતો.

બનૂ હારિસ઼હના યહૂદીઓમાંથી : (૧) કિનાનહ બિન સૂરીયા.

બનૂ અમ્ર બિન ઔફ઼ના યહૂદમાંથી : (૧) કરદુમ બિન અમ્ર.

બનૂ નજ્જારના યહૂદમાંથી : (૧) સિલસિલા બિન મરહામ.

સારાંશ કે આ લોકો યહૂદીઓના પાદરીઓ, પંડિતો, ધર્મગુરૂઓ અને અગ્રેસરો હતા. ગજબના ફિત્નાખોરો, કીનાખોરો અને હસદખોરો હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને મુસલમાનો સાથે દુશ્મની રાખનારા, ઊલટા-સૂલટા સવાલો કરનારા અને ઇસ્લામ વિરૂધ્ધ ફિત્નો જન્માવનારા હતા કે જેથી ઇસ્લામના નૂરને ગુલ કરી દે. અલબત્ત અબ્દુલ્લાહ બિન સલ્લામ અને મુખૈરિક એમાંથી બાકાત છે.

**અબ્દુલ્લાહ બિન સલામનો ઇસ્લામ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન સલામના ઇસ્લામ-સ્વીકાર અને તેને લગતા બનાવોની જે માહિતી, તેમના ઘરવાળાં કે કુટુંબીઓ તરફથી મળ

પામી તેની વિગત એમ છે કે, અબ્દુલ્લાહ બિન સલામ યહૂદી ધર્મના એક ધુરંધર ધર્મગુરૂ, આકાશી કિતાબ તવરાતના પ્રખર જ્ઞાની અને વિદ્વાન આલિમ હતા. પોતાના ઈસ્લામ સ્વીકારની કથા કહેતાં પોતે કહ્યા કરતા કે,

''જ્યારે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક નામ સાંભળ્યું, તવરાતમાં દર્શાવેલા આપના સદ્‌ગુણો અને સંસ્કારોની કીર્તિ સાંભળી અને આપની પધરામણીના તે યુગની માહિતી મેળવી જેની અમે અધીરાઈથી રાહ જોતા હતા તો મને ખાતરી થઈ ગઈ કે નક્કી આ તેજ પયગમ્બર છે જેમની પધરામણીની પેશીનગોઈ તવરાતમાં મવજૂદ છે. તે વેળા આ વાતો જાણીને મને અપાર આનંદ થયો. પણ મેં બહુ ખામોશી અને સાવચેતીથી આ ભેદને મારા દિલમાં છુપાવી રાખ્યો, ત્યાં સુધી કે આપ મક્કહથી હિજરત કરીને કુબામાં બનૂ અમ્ર બિન ઔફના મહોલ્લામાં પધાર્યા.

એ પછી જ્યારે આપની સવારી મદીનહ શહેરમાં પ્રવેશી તો તે વેળા હું ખજૂરીના એક ઝાડ પર ચઢીને કામ કરતો હતો અને મારી ફોઇ ખાલિદહ બિન્તે હારિસ઼ ઝાડ નીચે બેઠેલી હતી. એટલામાં એક શખ્સે ત્યાં આવીને પોકાર પાડયો કે, ''મક્કહના પયગમ્બર મુહંમદની સવારી મદીનહમાં આવી લાગી છે.'' આ ખબર સાંભળતાં જ હું નિરંકુશ રીતે તકબીરનો નઅરો પોકારી ઊઠયો. મારો નઅરો સાંભળીને મારી ફોઇ ચોંકીને બોલી ઊઠી ''અબ્દુલ્લાહ ! અલ્લાહ તને નામુરાદ બનાવે ! વલ્લાહ, તું તો એટલો બધો ખુશ થઈ ગયો કે તને, મૂસા બિન ઇમ્રાન પયગમ્બરની પધરામણીના સમાચાર મળત તોયે તું આટલો ખુશ ના થાત !''

મેં કહ્યું, ''હે ફોઇ ! અલ્લાહના સોગંદ, મુહંમદ પયગમ્બર મૂસા બિન ઇમ્રાનના ભાઇ છે, તેમના જ ધર્મ પર છે અને તે જ વસ્તુ લઈને આવ્યા છે જેને મૂસા બિન ઇમ્રાન લઈને આવ્યા હતા.''

આ સાંભળીને મારી ફોઈએ કહ્યું, ''અરે બાબા ! તો શું આ તેજ પયગમ્બર છે જેની પધરામણીની આગાહી આપણને આપવામાં આવતી હતી કે કિયામત નજીક આવતાં તેઓ પધારવાના છે ?''

''હા, હા, ફૂફીજાન ! ખરેખર આ તે જ પયગમ્બર છે.'' મેં કહ્યું.

''એટલે જ તો તારી ખુશાલીની આ હાલત છે. '' ફોઇ બોલી.

એ પછી હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો અને સાચા દિલથી કલિમો પઢીને મુસલમાન બની ગયો.મુસલમાન બનવા બાદ હું મારાં ઘરવાળાંઓ તરફ ગયો. અને તેઓને મેં મુસલમાન બનવાનું કહ્યું તો મારાં બધા ઘરવાળાં પણ મુસલમાન બની ગયાં. અમે બધાંએ અમારા મુસલમાન બની જવાની વાત તમામ યહૂદીઓથી છુપાવેલી રાખી ત્યાં સુધી કે હું ફરીવાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો. મેં બા-અદબ અરજ કરી,

''યા રસૂલુલ્લાહ ! અમારા યહૂદીઓ જૂઠી વાતો ઘડી કાઢવામાં પાવરધા છે. હું ચાહું છું કે આપ પોતે એની ખાતરી કરી લો. આપ મને ઘરની એક ઓરડીમાં છુપાવી રાખો અને યહૂદીઓને બોલાવીને મારા વિષે પૂછો કે, ''અબ્દુલ્લાહ બિન સલામ તમારામાં કેવા પાયાનો માણસ છે ?'' અને પછી જુઓ કે તેઓ શું જવાબ આપે છે ! અગર તેઓને મારા ઈસ્લામની આગોતરી જાણ થઈ જશે તો તેઓ મારા માથે તોહમતો થોપશે અને મારી જાતને એબદાર ઠરાવી દેશે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મારી દરખાસ્ત માન્ય રાખીને મને ઘરનાં એક કમરામાં સંતાઇ જવાનું ફરમાવ્યું. એ પછી યહૂદીઓને આપે કહેણ મોકલાવી તો તેઓ આપની તહેનાતમાં હાજર થઇ ગયા. આવતાં જ તેઓએ આપને ઊલટા-સુલટા સવાલો પૂછવા માડયા. એ પછી તેઓ આપની સાથે વાતે વળગ્યા તો આપે તેઓને પૂછ્યું, "ઐયુ રજુલિલ-હુસૈનિબ્ને-સલામિન ફીકુમ ?"તમારામાં હુસૈન બિન સલામ કેવો માણસ છે ? [1]

"કોણ હુસૈન બિન સલામ ? "તેઓ બોલ્યા, "તે તો અમારો સરદાર છે અને અમારા સરદારનો બેટો છે. અમારામાં સૌથી વધુ બાહોશ અને અમારો સૌથી મોટો આલિમ છે."

મારા વખાણોને લગતી તેઓની વાતો પૂરી થતાં જ હું કમરામાંથી નીકળી આવ્યો અને અચાનક તેઓની સામે જઇને ઊભો થઇ ગયો.મેં તેઓને કહ્યું, " હે યહૂદી બિરાદરો ! અલ્લાહથી ડરો અને મુહંમદ જે વસ્તુ લઇને આવ્યા છે તેને કબૂલ કરી લો. અલ્લાહના સોગંદ ! તમે સારી રીતે જાણો છો કે મુહંમદ અલ્લાહના સાચા રસૂલ છે એવા રસૂલ કે તવરાતમાં આપનું નામ, આપની ખૂબીઓ, આપના સંસ્કારનું વર્ણન તમે વાંચતા રહો છો. હું ગવાહી આપું છું કે મુહંમદ અલ્લાહના રસૂલ છે. મેં આપને ઓળખી લીધા છે. હું આપની સચ્ચાઇનો સ્વીકાર કરૂં છું. હું આપની ઉપર ઇમાન લાવું છું."

યહૂદીઓ ઝટ બોલી ઊઠયા, "તું જૂઠો છે."

એ પછી તેઓ મારી જાતમાં કીડા નાખીને મારી ઐબો બયાન કરવા લાગ્યા અને મને ગાળો આપવા લાગ્યા ત્યારે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું, "જોયું યા રસૂલલ્લાહ ! મેં આપને કહ્યું ન હોતું કે આ લોકો જૂઠું બોલનારા, તોહમતો થોપનારા, બેવફા અને નાફરમાન છે !"

સારાંશ કે મેં મારા ઇસ્લામની અને મારાં ઘરવાળાંઓના ઇસ્લામની જાહેરાત કરી દીધી અને મારી ફોઇ ખાલિદહ બિન્તે હારિસ પણ ઇસ્લામ કબૂલ કરીને સાચી મુસ્લિમ ખાતૂન બની ગઇ.

---

**સંપાદકની નોંધ**————બીજી રિવાયતમાં છે કે રસૂલુલ્લાહની શાનદાર સવારી જ્યારે મદીનહમાં પ્રવેશી તો લોકોના ટોળેટાંળા ઊલટભેર આપના દર્શન માટે ઊમટી પડયાં હતાં. તે વેળા હઝરત અબ્દુલ્લાહ બિન સલામ ખજૂરીના એક ઝાડ પર ચઢેલા હતા કે જેથી સારી રીતે આપના દર્શન કરી શકે. જ્યારે આપની સવારી નજીક આવી લાગી તો આપનો નૂરાની-પયગમ્બરી ચેહરો જોતાં જ અબ્દુલ્લાહ બિન સલામ પોકારી ઊઠયા :

**"અન્ન વજ-હહૂ લૈસા બિ-વજહે-કઝ્ઝાબ."**

એટલે નિશંક આ ચેહરો કોઇ જૂઠાનો ચેહરો હોય શકતો નથી. એ પછી અબ્દુલ્લાહ બિન સલામે નિરંકુશ રીતે "અલ્લાહુ અકબર !" નો નઅરો ગજાવ્યો જેને સાંભળીને ખજૂરીના સાયામાં ઊભેલી તેમની ફોઇ ચોંકી ઊઠી હતી. તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ લોકોને સંબોધીને ફરમાવી રહ્યા હતા :

---

૧. ઇસ્લામ પહેલાં એમનું નામ હુસૈન હતું (અરબીના સ્વાદ અક્ષરથી) મુસલમાન બનવા બાદ આપે એમનું અબ્દુલ્લાહ નામ રાખ્યું. "હ"

| | |
|---|---|
| ઐયુહન-નાસ ! | હે લોકો ! |
| અફશુસ-સલામ | સલામનો ફેલાવો કરો, |
| વ અત-ઇમૂત-તઆમ, | અને ભૂખ્યાઓને જમાડો, |
| વ સિલૂલ-અરહામ, | અને સગાંઓ સાથે ભલાઇનો વર્તાવ કરો, |
| વ સલ્લૂ બિલ-લયલે | અને નમાઝ પઢો રાતના સમયે |
| વન્નાસુ નિયામ, | જ્યારે લોકો ભરઉંઘમાં પડેલા હોય. |
| તદ-ખુલૂલ-જન્નહ | દાખલ થઇ જશો તમે જન્નતમાં |
| બિ-સલામ. | સલામતી સાથે. (સીરતુલ-મુસ્તફા જિ.૧ પા. ૩૧૦) ''હ'' |

**યહૂદી આલિમ મુખૈરીકનો ઇસ્લામ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મુખૈરીકના મામલામાં એમના ઇસ્લામ-સ્વીકારનો બનાવ એમ છે કે તેઓ યહૂદી ધર્મના એક ધુરંધર પાદરી હતા. અલ્લાહની આકાશી કિતાબ તવરાતના બહુ મોટા રહસ્યજ્ઞાની હતા. પોતાની ખજૂર-વાડીઓ અને ખેતરોની બહોળી આવક ધરાવતા હોવાથી મોટા માલદાર અને ખુશહાલ ગૃહસ્થ હતા. આકાશી કિતાબ તવરાત મારફતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સદ્‌ગુણો, સંસ્કારો અને ખૂબીઓની સાથે આપની પધરામણીના સમયની સંપૂર્ણ માહિતી ધરાવતા હતા. અલ્લાહથી ડરનારા અને ધર્મપ્રેમી હોવાથી મઝહબી આદેશનું ચુસ્ત રીતે પાલન કરતા હતા.

જ્યારે મક્કહના કુરૈશ સાથે જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો તો એ શનિવારનો દિવસ હતો. મુખૈરીક સાહેબ પોતાની કૌમ પાસે ગયા અને બોલ્યા, ''હે યહૂદની જમાઅત ! વલ્લાહ, તમે સારી રીતે જાણો છો કે આપણે મુહંમદ સાથે કરારોથી જોડાયેલા છીએ. કરારનામાની શરતો મુજબ લડાઇમાં ભાગ લઇને મુહંમદની મદદ કરવી તે આપણી ધાર્મિક ફર્ઝ છે.

જવાબમાં યહૂદીઓ બોલ્યા, ''હા પણ આજે તો શનિવારનો દિવસ છે ને !''

''શનિવારનો દિવસ છે તો શું થયું ?''મુખૈરીકે કહ્યું, ''આજે તમારા માટે શનિવાર જેવું કંઇ નથી.''[1]

આમ કહીને મુખૈરીક સાહેબ પોતાના ઘરે ગયા. હથિયારો સજીને લડાઇ માટે તૈયાર થયા અને ઘરવાળાંઓને વસીય્યત કરી કે લડાઇમાં માર્યો જાઉં તો (આટલી માલમિલકતને બાદ કરીને) બાકીની કુલ માલમિલકતના માલિક હું મુહંમદને બનાવું છું. તેઓ અલ્લાહના હુકમ મુજબ એની વ્યવસ્થા અને વિતરણ કરશે.

આમ કહીને જ્યાં કુરૈશ સાથે જંગ ખેલાવાનો હતો તે ઉહુદના મેદાનમાં પહોંચી ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા આપના સહાબાના લશ્કર સાથે શામિલ થઇ ગયા અને જ્યારે બંને લશ્કરોમાં લડાઇ શરૂ થઇ તો પોતે પણ તલવાર તાણીને દુશ્મનના લશ્કરમાં ઘૂસી ગયા અને બહાદૂરીથી લડીને છેવટે પોતે પણ અલ્લાહના રાહમાં કતલ થઇ ગયા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને માહિતી મળી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુખૈરીક વિશે પોતાના સહાબાને ફરમાવ્યા કરતા : ''મુખૈરીકુ ખયરુ યહૂદિન.'' યહૂદીઓમાં મુખૈરીક બહુ ભલો માણસ હતો.

---

૧. શનિવારનો દિવસ યહૂદીઓનો ધાર્મિક તહેવાર હોવાથી એ દિવસને તેઓ છુટ્ટી તરીકે પાળતા હતા. એ દિવસે કોઇ કામ કરવાનો કે લડાઇમાં ભાગ લેવાનો તેઓનો નિયમ ન હતો. પણ કરારપાલનની વફાદારી આગળ ધાર્મિક તહેવારનું શું મૂલ્ય હોય શકે ? તહેવાર બધા ઊજવી જાણે પણ વચનપાલન કોક વીરલો જ કરી જાણે ! ''હ''

હઝરત મુખૈરીકની વસીય્યત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમની ચૂકતે મિલ્કતો પોતાના કબજામાં કરી લીધી. મદીનહમાં જનતાની જરૂરતો કે લોક-કલ્યાણના કામોમાં આપ સામાન્ય રીતે મુખૈરીકની એજ મિલકતોની આવકમાંથી નાણાં વાપરતા હતા.

**હઝરત બીબી સફીય્યહની ગવાહી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્ર બિન મુહંમદ બિન અમ્ર બિન હઝમએ આ બનાવ કહી સંભળાવ્યો અને તેમને બીબી સફીય્યહ બિન્તે હુય્ય બિન અખ્તબ તરફથી આ બનાવની માહિતી મળવા પામી. હુય્ય બિન અખ્તબ બનૂ નદીર કબીલાનો સૌથી મોટો સરદાર અને યહૂદીઓનો મોટો પાદરી હતો. બીબી સફીય્યહ એની બેટી હતી. જેને જંગે-ખૈબર પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નિકાહમાં આવવાનું માન મળ્યું. હુય્ય બિન અખ્તબના એક ભાઇનું નામ અબૂ યાસિર બિન અખ્તબ હતું જે બીબી સફીય્યહનો કાકો હતો. બીબી સફીય્યહ પોતાની કથા વર્ણવતાં કહે છે :

"હું મારા બાપા હુય્ય બિન અખ્તબની અવલાદમાં અને મારા કાકા અબૂ યાસિરના અવલાદમાં સૌથી વધુ લાડલી અને લાડકવાયી હતી. જેટલી લાડલી હતી તેટલી જ ઘરભરના લોકોમાં સૌને વધુ વહાલી હતી. મારા બાપા અને મારા કાકા જયારેય ઘરના બાળકોમાં મને જોતા તો બીજાં બાળકોને પડતાં મૂકીને સૌપ્રથમ મને ગોદમાં ઉપાડી લેતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા અને કુબા વસતિના અમ્ર બિન ઔફના મહોલ્લામાં ઊતર્યા તો, મારા બાપા અને કાકા બીજા જ દિવસે વહેલી સવારે અંધારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુલાકાત માટે ઊપડી ગયા અને સાંજે સૂરજ આથમી જવા છતાં પાછા નહિ ફર્યા. રાતે જયારે થાકેલા પાકેલા ઘરમાં દાખલ થયા તો તેઓની ડગુમગુ ચાલથી એવું લાગતું હતું જાણે હમણા પડી જશે કે અબઘડી પડી જશે.

હું હમેંશના નિયમ મુજબ હરખાતી મલકાતી તેઓની પાસે દોડી ગઇ એવી આશાએ કે મને જોતાં જ તેઓ ગોદમાં ઉપાડી લેશે. પરંતુ અલ્લાહના સોગંદ ! બંનેમાંથી કોઇએ મુજ તરફ મુદ્દલ ધ્યાન આપ્યું નહિ. લાગતું હતું જાણે બંને ભાઇઓ કોઇ ગેહરી ચિન્તામાં ડૂબેલા છે. તેઓના ચેહરા બેહદ ગમગીન અને ઉદાસ લાગતા હતા. એજ ખામોશીની દશામાં મારા કાકા અબૂ યાસિર બિન અખ્તબના મુખેથી નીકળેલા આ શબ્દો મેં સાંભળ્યા જે તેમણે પોતાના ભાઇ હુય્ય બિન અખ્તબને એટલે મારા બાપાને કહ્યા. તેમણે કહ્યું, "હા તો ભાઇ સાહેબ ! શું આ તેજ માણસ છે ?"

બાપા બોલ્યા, "હા વલ્લાહ ! એ તેજ માણસ છે."

"શું તમે તહકીક કરી લીધી છે કે એ તેજ માણસ છે ?" મારા કાકાએ પૂછ્યું.

"હા, પૂરી તહકીક કરી લીધી છે."

"ત્યારે હવે શો વિચાર છે ? શું છે તમારા દિલમાં એના વિશે ?"કાકાએ પૂછ્યું.

એક જ વાત. "પિતાજી બોલ્યા, "વલ્લાહ ! જીવીશ ત્યાં સુધી દુશ્મની વગર કશું નહિ."

# પ્રકરણ ૮૦

# યહૂદ સાથે મેલજોલ રાખનારા મુનાફિકો

મદીનહના અરબ મુનાફિકોના નામો • મુનાફિક વિરૂધ્ધ કુર્આનની સાક્ષી • સુવૈદ બિન સામિતની હત્યાનું વેર • મુનાફિકોનો મોટો શયતાન • મસ્જિદે-દિરારનો બાની • મુજમ્મ-મિઅની નિમણૂંક ઈમામ તરીકે • અલ્લાહ અને રસૂલની મશ્કરી • આંખનો આંધળો, દિલનો પણ આંધળો • મુનાફિક ડોસાનો મુસ્લિમ બેટો • બખતરોનો ચોર અબૂતુઅમહ • કુઝમાનની કૌમવાદી મનોદશા • બનૂ અબ્દુલ-અશહલનો મુનાફિક • તાગૂતને લવાદ બનાવનારા મુનાફિકો • બનૂ નજ્જાર અને બનૂ સલિમહના મુનાફિકો • મુનાફિકોનો સરદાર • યહૂદીઓને મુનાફિકોની ભંભેરણી.

**મદીનહના અરબ મુનાફિકોના નામો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મદીનહના ઔસ અને ખઝરજ કબીલાના અરબ મુશરિકોમાંથી જે લોકો યહૂદીઓ સાથે સંકળાયેલા હતા અને યહૂદીઓ સાથે મેલજોલ રાખનારા હતા અને મુનાફિક બની ગયા હતા તેઓના નામો, અમને મળેલી માહિતી મુજબ આ પ્રમાણે છે પણ તેઓની આ અસલ હકીકત અલ્લાહ તઆલા જ બેહતર જાણે છે.

•———ઔસ કબીલાની શાખ બનૂ અમ્ર બિન ઔફ બિન મલિક બિન ઔસ અને એની શાખ બનૂ લૂઝાન બિન અમ્ર બિન ઔફમાંથી : ઝવીય્ય બિન હારિસ મુનાફિક હતો.

•———અને બીજી શાખ બનૂ હબીબ બિન અમ્ર બિન ઔફમાંથી : જુલ્લાસ બિન સુવૈદ બિન સામિત મુનાફિક હતો અને એનો ભાઈ હારિસ બિન સુવૈદ બિન સામિત પણ મુનાફિક હતો.

આ જુલ્લાસ તે શખ્સ છે જે જંગે-તબૂક પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જવાને બદલે પોતાના ઘરમાં ગોંધાઈ રહ્યો અને લોકનો કહી દીધું કે, "આ માણસ અલ્લાહનો સાચો પયગમ્બર હોત તો અમારી હાલત ગધેડાથી પણ બદતર હોત !"(અલ્લાહની પનાહ !)

જુલ્લાસે આ નાપાક શબ્દો ઉચ્ચાર્યા તે વેળા ઉમૈર બિન સઅદ ત્યાં હાજર હતા. અને ઉમૈર બિન સઅદ જુલ્લાસના જ કુટુંબના એક ગૃહસ્થ હતા. જુલ્લાસે ઉમૈરના પિતાના મરણ બાદ ઉમૈરની માતા સાથે નિકાહ કરી લીધા હતા અને ઉમૈરને જુલ્લાસે જ પોતાના ખોળામાં રમાડીને પોતાની છત્રછાયા હેઠળ ઊછેરીને મોટા કર્યા હતા. ઉમૈરે કાનોકાન ગંદવાળા શબ્દો સાંભળ્યા તો તેમનાથી સહન થયું નહિ અને બોલ્યા, જુલ્લાસ ! તમે સાચેસાચ મારા મુરબ્બી છો. તમામ લોકોમાં મને સૌથી વધુ વહાલા છો. તમે મુજ પર મોટા મોટા ઉપકારો કર્યા છે. હું દરેક રીતે તમારૂં ભલું ચાહનારો છું. અંતઃકરણથી તમારૂં માન જાળવનાર છું. પણ

તમારી સાથે માઠો વર્તાવ કરે તે હું સહન કરી શકું નહિ. પરંતુ અત્યારે તમે એવા શબ્દો ઉચ્ચાર્યા છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહી દઉં તો આખા શહેરમાં તમારો ફજેતો બોલાય જાય અને ચુપ રહું તો મારા દીન-ઈમાનનું નખ્ખોદ વળી જાય. આ બે વાતોમાંથી પહેલી વાત મારા માટે આસાન છે. બીજી વાત કોઈ કાળે મારાથી બની શકે નહિ !''

આમ કહીને હઝરત ઉમૈર બિન અસદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પવિત્ર સેવામાં હાજર થયા અને જુલ્લાસે જે નાપાક શબ્દો આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની શાનમાં ઉચ્ચાર્યા હતા તે બા-અદબ આપને કહી સંભળાવ્યા.

જુલ્લાસને આ સમાચાર મળતાં તે આપ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં દોડતો હાજર થયો અને અલ્લાહના કસમ ખાઈ-ખાઈને કહેવા લાગ્યો, ''હે મુહંમદ ! આ શબ્દો આપની શાનમાં હું બોલ્યો જ નથી. ઉમૈર મુજ પર ખોટો આરોપ થોપે છે.''

**મુનાફિક વિરૂધ્ધ કુર્આનની સાક્ષી**———મુનાફિકના આ જૂઠ વિષે અલ્લાહ તઆલાએ કુર્આનની આ આયત ઉતારી :

| | |
|---|---|
| યહલિફૂન બિલ્લાહિ મા કાલૂ | અલ્લાહના સોગંદ ખાઈને કહે છે, ''અમે આવું બોલ્યા જ નથી,'' |
| વલકદ્ કાલૂ કલિ-મતલ-કુફ્ર. | જો કે બેશક બોલ્યા છે તેઓ કુફ્રના કલિમો. |
| વ કુફ્રૂ બઅદ ઈસ્લામિહિમ. | અને કાફિર બની ગયા તેઓ ઈસ્લામ લાવવા બાદ, |
| વ હમ્મૂ બિમા લમ યનાલૂ | અને ઇરાદો કર્યો એવી વાતનો જેને તેઓ મેળવી શકયા નહિ |
| વમા નકમૂ.... | અને ન વેર લઈ શકયા (સૂરએ-તવબહ આયત ૭૪) |

ઈબ્ને ઈસ્હાક કહે છે : લોકોનું કહેવું છે કે એ પછી જુલ્લાસે પોતાના મુનાફિકપણા (ની નાપાકી) થી તોબા કરી લીધી અને એવી સાચી તોબા કીધી કે પોતના ઈમાન અને ઈસ્લામમાં પંકાઈ ગયા.

એમનો ભાઈ હારિસ બિન સુવૈદ તે શખ્સ છે જેણે હઝરત મુજઝ-ઝિર બિન ઝિયાદ બલવી અને હઝરત કૈસ બિન ઝૈદ દિબઈને જંગે-ઉહુદમાં શહીદ કરી નાખ્યા હતા. હારિસ પાકો મુનાફિક હતો પણ જાહેરમાં મુસલમાન હોવાથી મુસલમાનો સાથે લશ્કરમાં ગયો અને દેખાવ એવો કર્યો કે મુસલમાનોની મદદ માટે કાફિરો સાથે લડવા જાય છે પછી જયારે બંને લશ્કરો આપસમાં બાખડી પડયાં તો એણે તક ઝડપી લઈને બંનેને શહીદ કરી નાખ્યા અને ઈસ્લામી લશ્કરમાંથી ફરાર થઈને કુરૈશના લશ્કરમાં જઈને ભળી ગયો.

**સુવૈદ બિન સામિતની હત્યાનું વેર**———ઈબ્ને હિશામ કહે છે : હઝરત મુજઝ-ઝિર બિન ઝિયાદે અગાઉ ઔસ અને ખઝરજ વચ્ચે ખેલાયેલા કોઈ યુધ્ધમાં હારિસના બાપ સુવૈદ બિન સામિતને મારી નાખ્યો હતો. પછી જયારે ઉહુદનું યુધ્ધ ખેલાયું તો હારિસ બિન સુવૈદ પોતાના બાપના વેર તરીકે તકની રાહ જોતો હતો કે, મુજઝ-ઝિર ગફલતમાં પડે તો તરત તેનું ડોકું ઉડાડી મૂકે. આ તક તેને મળી આવી અને હઝરત મુજઝ-ઝિરને તેણે કતલ કરી નાખ્યા. તો ફકત આમને એને જ કતલ કર્યા આ વાત મેં અનેક જાણકારોના મુખે સાંભળી છે.

એક રિવાયતમાં છે કે, તેણે હઝરત કૈસ બિન ઝૈદને શહીદ કર્યા ન હતા. તેની દલીલ આ છે કે જંગે-

ઉહુદમાં શહીદ થનારાઓની ટીપમાં ઇબ્ને ઈસ્હાકે હઝરત કૈસ બિન ઝૈદનું નામ દર્શાવ્યું નથી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : જુલ્લાસ અને હારિસ઼ના બાપ સુવૈદ બિન સામિતને મુઆઝ બિન અફરાઅએ, બુઆસ઼ના યુધ્ધ પહેલાં લડાઈના કોઇ કારણ વિના, ધોકાથી તીર મારીને મારી નાખ્યા હતા. લોકોનું કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત ઉમર બિન ખત્તાબને, હારિસ઼ બિન સુવૈદ પર કાબૂ મળે કે તરત તેને મારી નાખવાનો આદેશ આપી દીધો હતો. પરંતુ તે છટકીને મક્કહ નાસી ગયો હતો એ પછી તેણે પોતાના ભાઇ જુલ્લાસને સંદેશો પાઠવ્યો કે હું મારા કૃત્યોથી તોબા કરૂં છું. તમે મારા તરફથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં માફીની દરખાસ્ત કરો કે મને જીવનદાન આપીને મદીનહમાં રહેવાની પરવાનગી આપે. જુલ્લાસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અૈહિ વ સલ્લમની સેવામાં આ દરખાસ્ત રજૂ કરી તો જવાબમાં અલ્લાહ તઆલાએ તેના વિષે આ આયત નાઝિલ ફરમાવી :

| | |
|---|---|
| કયફ યહદિલ્લાહુ કવમન | કેવી રીતે હિદાયત આપે અલ્લાહ એવા લોકોને |
| ક-ફ-રૂ બઅદ ઇમાનિ હિમ. | જેઓ કાફિર બની ગયા ઇમાન લાવવા પછી ? |
| વ શહિદૂ અન્નર- રસૂલ હકકુંવ | જયારે કે તેઓએ સાક્ષી આપી હતી કે પૈગંબર બેશક સાચા છે. |
| વ જાઅહુમુલ - બૈયિનાત. | અને તેઓ પાસે ખુલ્લી નિશાનીઓ આવી ચૂકી હતી. |
| વલ્લાહુ લા યહદિલ | અને બેશક અલ્લાહ હિદાયત નથી આપતો |
| કવમઝ-ઝાલિમીન. | ઝાલિમ કૌમને (આલે-ઇમ્રાન આયત ૮૬) |

**મુનાફિકોનો મોટો શયતાન**---------બીજા મુનાફિકોમાં બનૂ દબીઅહ બિન ઝૈદ બિન માલિક બિન ઔફ બિન અમ્ર બિન ઔફ માંથી : બજાદ અથવા બિજાર બિન ઉસ્માન બિન આમિર મુનાફિક હતો અને નબતલ બિન હારિસ઼ પણ મુનાફિક હતો. આ નબતલ તે શખ્સ છે જેના વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું :

| | |
|---|---|
| મન અહબ્બ અંય-યનઝુરા | જે માણસની ઇચ્છા હોય કે જોઇ લે; |
| ઇલશ-શયતાનિ | શયતાનને, |
| ફલ-યન્ઝુર | તો તેણે જોઇ લેવો જોઇએ |
| ઇલા નબ-તલિબ-નિલ-હારિસ઼. | નબતલ બિન હારિસ઼ને. |

એટલે જે માણસ શયતાનને જોવાની ઇચ્છા ધરાવતો હોય તેણે નબતલ બિન હારિસ઼ને જોઇ લેવો જોઇએ. આ શખ્સ કદ્દાવર કાયાનો, લાંબો તડંગો અને રંગે કાળો હતો. જાડા લટકેલા હોઠો, વિખરાયેલા વાળો, લાલ આંખો અને પિચકેલું ડાચું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે આવીને બેસી જતો. આપની સાથે વાતો કરતો. આપની વાતો સાંભળતો અને પછી સીધો મુનાફિકો પાસે જઇને બધું ઓકી દેતો. એજ તે શખસ છે જેણે કહ્યું હતું કે, ''મુહંમદને તો ફકત કાન જ કાન છે, કોઇ એને ગમે તેવી વાત કહે, તરત સાચી માની લે છે.'' [1] અલ્લાહ તઆલાએ એના વિષે આ આયત ઉતારી:

---

૧. એટલે કાચા કાનના છે. કોઇની ગમે તેવી વાતને તપાસ તહકીક વિના આંખો બંધ કરીને સાચી માની લે છે. (અલ્લાહની પનાહ આવી નાપાક વાતોથી.) ''ર''

| | |
|---|---|
| વ મિન હુમુલ-લઝીન | અને એ લોકોમાં અમુક એવા પણ છે જેઓ |
| યુઅઝૂ-નન-નબીય્ય | ઈજા આપે છે નબીને |
| વ યકૂલૂન હુવા ઉઝુન. | અને કહે છે એને તો કાન છે (એટલે કાચા કાનના છે.) |
| કુલ ઉઝુનુ ખયરિલ-લકુમ. | કહી દો કે હા કાન છે પણ એ તમારી બેહતરી માટે છે. |

(તવબહ આયત ૬૧)

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હઝરત જિબ્રીલ હાજર થયા અને બોલ્યા, "યા રસૂલલ્લાહ ! આપની પાસે એક શખ્સ આવીને બેસે છે તે લાંબો, કાળો, લટકેલા હાંઠોવાળો, ગૂંછળિયા વાળોવાળો, પિચકેલા ડાચાંવાળો છે. તેની બંને આંખો એવી લાલચોળ છે જાણે પિત્તળની બે હાંડીઓ. તેનું કાળજું ગધેડાના કાળજાથી પણ વધુ સખત છે. તે આપની વાતો મુનાફિકોને પહોંચાડે છે. આપ તેનાથી સાવચેતી રાખશો."

લોકોના કહેવા મુજબ હઝરત જિબ્રીલની આ ચેતવણી નબતલ બિન હારિસને લગતી હતી અને હઝરત જિબ્રીલે દોરેલી આકૃતિ તેને જ બંધબેસતી આવતી હતી.

**મસ્જિદે-દિરારનો બાની**————બનૂ દબીઅહમાંથી અબૂ હબીબહ બિન અઝઅર પણ મુનાફિક હતો. એ એવા લોકોમાંથી હતો જેઓએ મસ્જિદે-દિરાર બનાવી હતી. અને સઅલબા બિન હાતિબ તથા મુઅત્તબ બિન કુશૈર પણ મુનાફિક હતા. એજ તે લોકો છે જેઓએ અલ્લાહને વચન આપ્યું હતું કે, "અલ્લાહ પોતાની કૃપાથી અમને કંઈક આપે તો અમે જરૂર અલ્લાહના રાહમાં દાન કરીશું અને સાચા મુસ્લિમ તરીકે નેક લોકોમાંથી બની જઈશું."(વગેરે વગેરે)

અને મુઅત્તબ બિન કુશૈર તે ગૃહસ્થ છે જેણે જંગે-ઉહુદના દિવસે કહ્યું હતું કે, "હુકૂમત અને સત્તામાં અમારો જરા જેટલો હિસ્સો પણ હોત તો અમે અહીં કતલ શા માટે થઈ જાત !'એના વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : વ તાઈ-ફતુન કદ અહમ-મત્હુમ અન્કુસુ-હુમ....

> "અને એક સમૂહ હતો (મુનાફિકોનો) જેને તે વેળા પણ પોતાના પ્રાણોની જ ચિન્તા પડેલી હતી. તેઓ અલ્લાહ વિષે ખોટું ગુમાન ધરાવતા હતા; જાહિલિયતના યુગ જેવું ગુમાન ! કહે છે, "જે કંઈ બન્યું તેમાં અમારા અધિકારની શું વાત હતી ?"કહી દો, બેશક તમામ વાતો અલ્લાહના જ અધિકારમાં છે. તેઓ છુપાવી રહ્યા છે જે કંઈ તેઓના દિલોમાં છે. તેને તેઓ તમારી સામે જાહેર કરતા નથી. અને કહે છે, અગર આ મામલામાં અમને કંઈ અધિકાર હોત તો અહીં અમે માર્યા ન જાત !" (છેવટ સુધી સૂરએ-આલે-ઈમ્રાન આયત ૧૫૪)

એજ મુઅત્તબ બિન કુશૈરે જંગે-અહ્ઝાબના દિવસે કહ્યું હતું કે, "મુહંમદ અમને વાયદા તો આપે છે કૈસર અને કિસરાના ખજાના મેળવી લેવાના કે, એક દિવસે એ બધું આપણે પચાવી પાડીશું, પણ હાલત આ છે કે અમે સંડાસ માટે પણ શાંતિથી જઈ શકતા નથી! "એના વિષે આ આયત ઊતરી :

| | |
|---|---|
| વ ઈઝ યકૂલુલ-મુનાફિકૂન | અને જ્યારે કહે છે મુનાફિકો |
| વલ્લઝીન ફી કુલૂબિ-હિમ મરદુન | અને તે લોકો જેઓના દિલોમાં રોગ છે કે, |
| મા વઅદ-નલ્લાહુ વ રસૂલુહૂ | જે કંઈ વાયદો કર્યો છે અમને અલ્લાહએ અને તેના રસૂલે |
| ઈલ્લા ગુરૂરા. | તે તો માત્ર એક ધોકો છે. |
| (સૂરએ અહઝાબ આ. ૧૨) | |

અને હારિસ બિન હાતિબ પણ મુનાફિક હતો. ઈબ્ને હિશામ કહે છે : મને મળેલી નક્કર માહિતી મુજબ મુઅત્તબ બિન કુશૈર અને હાતિબના બંને પુત્રો- સઅલબા તથા હારિસ મુનાફિક નહિ હતા. જંગે-બદ્રમાં શામિલ હતા. એ બંને બની ઉમૈયહ બિન ઝૈદની અવલાદમાંથી હતા. ખુદ ઈબ્ને ઈસ્હાકે પણ સઅલબા અને હારિસને ઉમૈયહ બિન ઝૈદની અવલાદ તથા અસહાબે-બદ્રમાંથી હોવાનો ઉલ્લેખ કર્યો છે.

ઈબ્ને ઈસ્હાક કહે છે : સુહેલ બિન હુનૈફનો ભાઈ અબ્બાદ બિન હુનૈફ તથા બખરજ પણ મુનાફિક હતા અને મસ્જિદે-દિરારના બાનીઓમાંથી હતા. વળી અમ્ર બિન ખુઝામ તથા અબ્દુલ્લાહ બિન નબતલ પણ મુનાફિક હતા.

**મુજમ-મિઅની નિમણૂંક ઈમામ તરીકે**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ સઅલબા બિન અમ્ર બિન ઔફમાંથી જારિયહ બિન આમિર બિન અત્તાફ અને એના બે પુત્રો, ઝૈદ તથા મુજમ-મિઅ એ બધા પણ મસ્જિદે-દિરારના બાનીઓમાંથી જ હતા. આ લોકોમાં મુજમ-મિઅ એક નાની વયનો કિશોર છોકરો હતો. કુર્આનનો ઘણોખરો ભાગ એણે મોઢે યાદ કરી લીધો હતો. અને મસ્જિદે-દિરારમાં લોકોને નમાઝ પઢાવતો હતો. જ્યારે મસ્જિદે-દિરારને ઉખાડી કાઢવામાં આવી અને હઝરત ઉમર બિન ખત્તાબના યુગમાં બની અમ્ર બિન ઔફના લોકો પોતાના મહોલ્લાની મસ્જિદમાં નમાઝ પઢવા લાગ્યા તો હઝરત ઉમરને, એ મસ્જિદના ઈમામ તરીકે મુજમ-મિઅની નિમણૂંક કરી દેવાની ભલામણ કરવામાં આવી તો હઝરત ઉમરે ફરમાવ્યું. "હરગિઝ નહિ. શું એ માણસ મસ્જિદે-દિરારમાં મુનાફિકોનો ઈમામ નહિ હતો?"

જવાબમાં મુજમ-મિઅ બોલ્યો, "હે મુસલમાનોના અમીર ! સોગંદ છે અલ્લાહના, મને એ લોકોના મામલાની કે એમના મુનાફિકપણાની કશી ખબર ન હતી. હું તો તે વેળા ઊગતી વયનો કિશોર હતો. મને કુર્આન યાદ હતું. એ લોકોમાંથી કોઈને કુર્આન આવડતું ન હતું. મને એ લોકોએ આગળ કરી દીધો અને હું ઈમામ બની ગયો. જાહેરમાં તેઓ જે કંઈ બોલતા હતા તેને હું સાચું માની લેતો હતો. તેઓના દિલોમાં શું હતું તે હું જાણતો ન હતો. જેથી હું ઈમામ બની ગયો હતો."

હઝરત ઉમરે તેની વાત માની લઈને મહોલ્લાની મસ્જિદના ઈમામ તરીકે તેની નિમણુંક કરી દીધી.

**અલ્લાહ અને રસૂલ (સલ.)ની મશ્કરી**—————બનૂ ઉમૈયહ બિન ઝૈદ માલિકમાંથી : વદીઅહ બિન સાબિત પણ મુનાફિક હતો અને મસ્જિદે-દિરારના બાનીઓમાંથી હતો. એજ તે શખ્સ છે જે કુર્આનની આયતોની ઠેકડી ઉડાવતો હતો.એના વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| વ લઈન સઅલ-તહુમ | અને જો તમે એમને પૂછો (કે આવી વાતો કેમ કરો છો?) |
| લ-યકૂ-લુન્ન ઈન્નમા કુન્ના | તો જરૂર કહી દેશે કે અમે તો એમ જ |
| નખૂદુ વ નલ-અબુ | દિલ્લગી અને હસીમજાક કરતા હતા. |

| | |
|---|---|
| કુલ અબિલ-લાહિ આયાતિહી | એમને કહો, શું અલ્લાહ અને તેની આયતો સાથે |
| વ રુસુલિહી કુન્તુમ તસ-તહ-ઝિઊન. | અને તેના રસૂલ સાથે તમે હસીમજાક કરો છો ? [1] |

અને બનૂ ઉબૈદ બિન ઝૈદ બિન માલિકમાંથી : ખુઝામ બિન ખાલિદ મુનાફિક હતો. એજ તે શખ્સ છે જેણે મસ્જિદે-દિરાર બનાવવા માટે પોતાનું ઘર આપ્યું હતું. અને બિશ્ર બિન ઝૈદ તથા રાફિઅ બિન ઝૈદ અને બંને ભાઈઓ પણ મુનાફિક હતા.

**આંખનો આંધળો, દિલનો પણ આંધળો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બની નુબૈતની શાખ બની હારિસ બિન ખઝરજ બિન અમ્ર બિન માલિક બિન ઔસમાંથી : મરબઅ પા. મુરબિઅ બિન કૈઝી પણ મુનાફિક હતો. એ આંખોનો આંધળો હતો અને એજ તે શખ્સ છે જેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને, જંગે-ઉહુદ પ્રસંગે તેના ખેતરમાંથી પસાર થવાની રજા માગી તો તેણે જવાબ આપ્યો, "હે મુહંમદ! અગર તમે પયગમ્બર છો તો મારા ખેતરમાંથી પસાર થવાની હું તમને પરવાનગી આપી શકતો નથી."

એ પછી એ આંધળાએ ખોબો ભરીને મટોડું ઉપાડી લેતાં કહ્યું, "હે મુહંમદ ! મને ખાતરી હોત કે આ મટોડું તમારા વગર બીજા કોઈ પર ન પડે તો હું એને તમારે માથે જ દઈ મારત. !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ અપમાનથી મુસલમાન લોકો છંછેડાઈ ગયા અને તેને મારી નાખવા ઝપાટાભેર ધસી ગયા પણ આપે તેઓને રોકી લીધા અને ફરમાવ્યું :

| | |
|---|---|
| દઊ-હુ ફ-હાઝલ-અઅમા. | છોડી દો એને, એ આંધળાઓનો આંધળો છે. |
| અઅમલ-કલબિ, | દિલનો પણ આંધળો છે, |
| અઅમલ-બસર. | આંખની રોશનીનો પણ આંધળો છે. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાત પૂરી થાય તે પહેલાં બનૂ અશહલવાળા હઝરત સઅદ બિન ઝૈદે કમાનના ફટકાથી તેનું માથું ફોડી નાખ્યું છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી એ આંધળાઓનો આંધળો કતલ થવાથી બચી ગયો.

એજ મરબઅનો ભાઈ ઔસ બિન કૈઝી પણ મુનાફિક હતો એજ તે શખ્સ છે જેણે જંગે-ખન્દકના દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું હતું કે, "અમારાં ઘરો ઉઘાડાં અને અરક્ષિત પડેલાં છે માટે અમને લડાઈમાં ભાગ લેવાથી માફી આપીને અમારાં ઘરોને સાચવી લેવાની પરવાનગી આપી દો." એના વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| યકૂલૂન ઇન્ન બુયૂતના અવરહ | તેઓ કહે છે, અમારાં ઘરો ઉઘાડાં પડેલાં છે |
| વ-મા-હિય બિ-અવરહ. | જો કે તે ઉઘાડાં પડેલાં નથી. |
| ઇંય-યુરીદૂન ઇલ્લા ફિરારા. | માત્ર જંગથી ફરાર થવાનો ઇરાદો છે. [2] |

**મુનાફિક ડોસાનો મુસ્લિમ બેટો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ ઝફર જેનું નામ કઅબ બિન હારિસ બિન ખઝરજ હતું એમાંથી હાતિબ બિન ઉમૈય બિન રાફિઅ મુનાફિક હતો. હાતિબ બિન ઉમૈયહ એક ખખડધજ મુસ્ટંડો બુઢ્ઢો હતો. આખી ઉંમર જહાલતમાં વેડફી નાખી. એના એક બેટાનું નામ

૧. સુરએ-તવબહ પારહ ૧૦ આયત ૬૫ ૨. સૂરએ-અહઝાબ પારહ ૨૧ આયત ૧૩

યઝીદ બિન હાતિબ હતું. એ પાકો-સાચો મુસલમાન હતો અને બેહતરીન મુસલમાનોમાંથી ગણાતો હતો. જંગે-બદ્રના દિવસે કુરૈશ સાથેની લડાઇમાં બહુ બુરી રીતે ઘવાયો. એવી ગંભીર રીતે ઘવાયો કે હલન-ચલનથી લાચાર થઇ ગયો. લોકો એને ઉપાડીને બનૂ ઝફરના મહોલ્લામાં એના ઘરે લઇ ગયા. હાલત પળે-પળે નાજુક બનતી ગઇ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ માહિતી આપી કે હાતિબના ઘરમાં એના મુસલમાન સગાંઓ ઉપરાંત આજુબાજુના મુસલમાન સ્ત્રી-પુરૂષો ભેગાં થઇ ગયાં હતાં. એ બધાં હાતિબના બેટાની ખબર લેવા આવ્યા હતાં. જ્યારે હાતિબના બેટા યઝીદની હાલત મોતને ભેટવા જેવી ગંભીર બની ગઇ તો બધાએ એના બાપને દિલાસો આપ્યો અને બેટા માટે જન્નતની વધામણી આપતાં કહ્યું, "હે હાતિબ! તારા બેટાને જન્નતની ખુશખબર હો !"

આ સાંભળતાં જ બુઢ્ઢાનો મિજાજ ગયો. આવેશથી તડૂક્યો, "હા હા પેલા ઝાડી-ઝાંખરાંવાળી જન્નત! વલ્લાહ, તમે લોકોએ જ મારા ગરીબ બેટાને પટાવી-ફોસલાવીને મોતના મોઢામાં ધકેલી દીધો અને હવે જન્નતની વધામણી આપો છો !"

રાવીનું કથન છે : એજ તે પ્રસંગે હતો જ્યારે ઉપરના શબ્દોથી યઝીદના બાપ હાતિબનું મુનાફિકપણું જાહેર થઇ ગયું.

**બખતરોનો ચોર અબૂ તુઅમહ**-----------ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ તુઅમહ બશીર બિન ઉબૈરિક મુનાફિક હતો અને ચોર હતો. એણે બે બખતરોની ચોરી કરી હતી. એના વિષે અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી :

| | |
|---|---|
| વલા તુજાદિલ અનિલ-લઝીન | હે નબી ! એવા લોકોનો પક્ષ લઇને ઝગડો ના કરો જેઓ |
| યખ્તા-નૂન અન-ફુ-સ-હુમ. | વિશ્વાસઘાત કરે છે પોતાની જાનો સાથે. |
| ઇન્નલ્લાહ લા યુહિબ્બુ | બેશક અલ્લાહ પસંદ કરતો નથી એવા માણસને |
| મન કાના ખવ્વા-નન-અસીમા | જે દગાબાજ, મોટો પાપી છે. [1] |

**કુઝમાનની કોમવાદી મનોદશા**-----------ઇબ્ને ઇસ્હાક કહે છેઃ મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું કે બનૂ ઝફરનો હલીફ કુઝમાન નામે શખ્સ પણ મુનાફિક હતો. એના મામલા અંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફરમાવ્યા કરતા, " એ માણસ બેશક જહન્નમીઓમાંથી છે."

પછી જ્યારે જંગે-ઉહુદનો પ્રસંગ સર્જાયો તો કુઝમાન હથિયારો સજીને મુસલમાનોના લશ્કરમાં પહોંચી ગયો અને કાફિરો સાથે ખૂબ બહાદુરીથી લડયો. એટલે સુધી કે કાફિર લશ્કરના નવ માણસોને એણે કતલ કર્યા અને પોતે પણ ઘવાઇને ઢળી પડયો. લોકો એને ઉપાડીને બનૂ ઝફરના ઘરમાં લઇ આવ્યા ત્યારે એક મુસલમાને એને વધામણી આપતાં કહ્યું, "ધન્યવાદ હો હે કુઝમાન ! આજે તો તેં સાચેસાચ બહાદુરીનું પાણી બતાવી દીધું. પોતે અલ્લાહના રાહમાં જખ્મી થવાની યાતનાઓ ભોગવી હવે શહીદ થઇને જન્નતમાં જવાની ખુશખબર હો!"

---

૧. સૂરએ નિસાઅ, પારહ ૫, આયત ૧૦૭

કુઝમાન બોલ્યો, "મારા માટે ધન્યવાદ કેવો અને ખુશખબર કેવી ? હું તો ફક્ત મારી કૌમની આણ ખાતર લડયો છું."

પછી જયારે જખ્મોની પીડા અસહ્ય થઇ પડી તો તેણે તીરોના ભાથામાંથી એક તીર કાઢયું અને તેનાથી હાથની નસો કાપીને આપઘાત કરી લીધો. [1]

**બનૂ અબ્દુલ-અશહલનો મુનાફિક**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ અબ્દુલ-અશહલના સ્ત્રી-પુરૂષોમાંથી કોઇનું મુનાફિકપણું ખુલ્લી રીતેજાહેર થયું ન હતું. અલબત્ત સઅદ બિન ઝૈદની બિરાદરી બનૂ કઅબમાંથી દહહાક બિન સાબિત નામે એક શખ્સ હતો. કોઇક વાર એની ઉપર યહૂદીઓની દોસ્તી તથા મુનાફિકતનો આરોપ લાગી જતો હતો હઝરત હસ્સાન બિન સાબિતે કહ્યું છે.

**મમ મુબ-લિગુદ-દહહાકે અન્ન ઉરૂકહૂ, • અઅયત અલલ-ઇસ્લામે અનૂ તત-મજ-જદા.**

દહહાક બિન સાબિતને આ સંદેશો પહોંચાડનાર કોણ છે ? માનઆબરૂ મેળવવા માટે તેની નસો થાકીને પાકી જવા આવી છે. અથવા ફૂલીને ફાટી જવા આવી છે.

**અ-તુહિબ્બુ યુહદાનલ-હિજાઝે વ દીનહુમ, • કબિદલ-હિમારે વલા તુહિબ્બુ મુહમ્મદા.**

શું તું ગધેડાનું કલેજું ધરાવનારા યહૂદીઓ સાથે અને તેઓના ધર્મ પ્રત્યે પ્રેમ ધરાવે છે ? અને મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મહબ્બત નથી રાખતો ?

**તાગૂતને લવાદ બનાવનારા મુનાફિકો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જુલ્લાસ બિન સુવૈદ બિન સામિત પણ તોબા કરવા પહેલાં મુનાફિક હતો. મુઅત્તિ બિન કુશૈર, રાફિઅ બિન ઝૈદ અને બિશ્ર આ બધા મુસલમાન હોવાનો દાવો કરતા હતા. જયારે એમની જ કૌમના અમુક મુસલમાનો સાથે એમનો ઝગડો થયો તો તેના ફેંસલા માટે મુસલમાનોએ એમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે જવાની હાકલ કરી. જવાબમાં એ લોકો બોલ્યા, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે જવાની શી જરૂર ? ચાલો કાહિનો પાસે જઇને એનો ફેસલો કરાવીએ, "એમના વિષે કુર્આનની આ આયતો ઉતરી : અલમ તરા ઇલલ-લઝીન યઝ-ઉમૂન અન્નહુમ આમનૂ......યુરીદૂન અંય-યતહા-કમૂ ઇલત-તાગૂત.....(છેવટ સુધી.)

> "હે નબી ! શું તમે તે લોકોને નહિ જોયા જેઓ દાવો કરે છે કે બેશક અમે ઇમાન લાવ્યા છીએ તે વસ્તુ પર જે ઉતારવામાં આવી છે તમારી ઉપર અને જે ઉતારવામાં આવી છે તમારાથી પહેલાં. તેઓ ઇચ્છે છે કે રજૂ કરે પોતાનો કેસ તાગૂત પાસે. [2] જો કે તેઓને હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ અલ્લાહના દ્રોહીઓને ન માને. અને શયતાન ચાહે છે કે તેઓને ખુલ્લી ગુમરાહીમાં ભટકાવી મારે." (સૂરએ-નિસાઅ પા. ૫ આ. ૬૦)

---

૧. આ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેશીનગોઇ પૂરી થઇ : આપે ફરમાવ્યું હતું : "અમ્મા ઇન્નહૂ મિન અહલિન-નાર" એટલે ભલે એણે બહાદુરીનું પાણી બતાવ્યું પણ એ જહન્નમીઓમાંથી છે. તેનું પૂરૂં નામ અબુલ ગૈદાક [illegible] હતું. એ ખુદકુશી એટલે આત્મહત્યા કરીને હરામ મોતે મરી ગયો. એની બહાદુરી બેકાર ગઇ અને જિહાદ પણ કબૂલ નાહે થયો. જિહાદ તે છે જે અલ્લાહના રાહમાં ઇસ્લામની સરબુલંદી ખાતર કરવામાં આવે. કૌમની હિમાયતમાં કે કૌમની આન ખાતર કાફિરો સાથે લડવું એ ઇસ્લામી જિહાદ નથી. "હ"

૨. તાગૂત : અલ્લાહને છોડીને જેની પણ તાબેદારી અને બંદગી કરવામાં આવે તેને તાગૂત કહે છે. જેમકે શયતાન, જિન્નાત, પથ્થરના ભગવાન, દેવી દેવતા, કાહિનો-જોગીઓ વગેરે. (કામૂસુલ-કુર્આન પા. ૩૧૨) "ક"

**બનૂ નજ્જાર અને બનૂ સલિમહના મુનાફિકો**————ખઝરજ કબીલાની શાખ બનૂ નજ્જારમાંથી: રાફિઅ બિન વદીઅહ, ઝૈદ બિન અમ્ર, અમ્ર બિન કૈસ અને કૈસ બિન અમ્ર બિન સહલ આ બધા પાણ મુનાફિક હતા.

અને બનૂ જુશન બિન ખઝરજની શાખ બનૂ સલિમહમાંથી : જુદ્દ બિન કૈસ મુનાફિક હતો. એજ તે શખ્સ છે જેણે જંગે-તબૂક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું હતું, "હે મુહંમદ! મને તબૂકના યુધ્ધમાં ન ઝીંકો. મને ઘરમાં બેસી રહેવાની પરવાનગી આપો. મને ફિત્નામાં ન નાખો !" એના વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| વ મિન્હુમ મંય - યકૂલુઅ-<br>ઝલ્લી વલા તફ-તિન્ની<br>અલા ફીલ-ફિત્નતિ સકૂતૂ... | એમાંના અમુક એવા પણ છે જેઓ કહે છે,<br>મને છુટ્ટી આપી દો અને ફિત્નામાં ન ઝોંકો,<br>તો શું તેઓ ફિત્નામાં નહિ ઝીંકાયા ? [૧] (તવબહ આ. ૪૯) |

**મુનાફિકોનો સરદાર**————બનૂ ઔફ બિન ખઝરજમાંથી : અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલ પાક્કો મુનાફિક હતો અને મદીનહના તમામ મુનાફિકોનો સૌથી મોટો સરદાર હતો. એની જ પાસે બધા મુનાફિકો છૂપી મંત્રાણા અને કાવાદાવા માટે એકત્ર થતા હતા. એણે જ બનૂ મુસ્તલિકના યુધ્ધ પ્રસંગે આ શબ્દો ઉચ્ચાર્યા હતા.

| | |
|---|---|
| લઇર-રજઅ-ના ઇલલ-મદીનતિ<br>લ-યુખ-રિજન-નલ-અ-અઝઝુ<br>મિન્હુલ અઝલ્લ. | જયારે અમે પાછા ફરીશું મદીનહ તરફ<br>તો હાંકી કાઢશે ત્યાંનો મોટો આબરૂદાર<br>એમાંના મોટા નીચને (સૂ-મુનાફિકૂન આયત ૮) |

મુનાફિકોના સરદારનો મકસદ આ હતો કે મદીનહના સૌથી મોટા આગેવાનો અને આબરૂદારો તો અમે છીએ અને મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તથા આપના સાથીઓ તો મદીનહના સૌથી નીચ લોકો છે. લડાઈથી પરવારીને મદીનહ જતાં જ અમે એ બધા હલકટોને મદીનહમાંથી હાંકી કાઢીશું એના આ નાપાક શબ્દોને કારણે જ અલ્લાહ તઆલાએ પવિત્ર કુર્આનમાં પૂરી સૂરએ-મુનાફિકૂન નાઝિલ ફરમાવી દીધી. (મુનાફિકના આવા નાપાક બોલોથી અમે અલ્લાહની પનાહ ચાહીએ છીએ.) એના આ નાપાક વિચારો સાથે બનૂ ઔફનો વદીઅહ, માલિક બિન અબી કૂકલ, સુવૈદ અને દાઈસની ટોળકી પણ શામિલ હતી.

**યહૂદીઓને મુનાફિકોની ભંભેરણી**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે બનૂ નદીરના યહૂદીઓ ફરતે ઘેરો નાખ્યો તો એજ અબ્દુલ્લાહ બિન ઉબય અને એની ટોળકીના લોકો તેઓને લાગણીભરી સલાહો આપતા હતા અને છુપી બાતમીઓ આપવાની જાસૂસી કરતા હતા અને કહેણ મોકલાવતા હતા કે, "હે અમારા યહૂદી ભાઈઓ ! તમે જરા પણ ગભરાશો નહિ. મુસલમાનોના મુકાબલા માટે પોતાના સ્થળે મક્કમ રહેજો. વલ્લાહ ! એ લોકો જો તમને તડીપાર કરશે તો અમે પણ તમારી સાથે તડીપાર થઈ જઈશું. તમારી વિરૂધ્ધ અમે કોઈની વાત માનવાના નથી. તમારી સાથે કોઈ જંગ કરશે તો અમે જરૂર તમારી મદદ કરીશું." અલ્લાહ તઆલાએ એજ વેળા આ લોકો વિષે પૂરી વિગતો દર્શાવી દીધી : અલમ તરા ઇલલ-

---

૧. જંગથી ડરીને બાયલાઓ પેઠે ઘરમાં ભરાઇ રહેવું અને ખૂણામાં સંતાઇને કાંપતા રહેવું એ પણ હકીકતમાં એક મહાસંકટ કે ફિત્નામાં પડી જવા જેવું જ છે. "હ"

લઝીન નાફકૂ યકૂલૂન....

"શું તમે નહિ જોયા એવા લોકોને જેઓ મુનાફિક બની ગયા ? તેઓ અહલે-કિતાબમાંથી કાફિર બની ગયેલા પોતાના ભાઈઓને કહે છે કે, અગર તમને કાઢી મૂકવામાં આવ્યા તો અમે પણ તમારા સંગાતે નીકળી જઈશું અને તમારી વિરૂધ્ધ કોઈની કોઈ વાત અમે કદી નહિ માનીશું. અગર તમારી સાથે લડાઈ કરવામાં આવશે તો અમે જરૂર તમારી મદદ કરીશું. અને અલ્લાહ સાક્ષી આપે છે કે બેશક તેઓ જૂઠા છે." [૧]

મુનાફિકોની ઉશ્કેરણીની વિગત દર્શાવતાં અલ્લાહ તઆલાએ કુર્આનની એજ સૂરતમાં આગળ ફરમાવ્યું છે : ક-મસલિશ-શયતાન ઈઝ કાલા લિલ-ઈન્સાનિક-ફુર.....

"શયતાનના તે દાખલા પેઠે જયારે તેણે ઈન્સાનને કહ્યું કે, કાફિર બનીજા ! પછી જયારે તે કાફિર બની ગયો તો શયતાને તેને કહ્યું, હું તો તારાથી અલગ છું (તારા કુફ્રનો હું જોખમદાર નથી કેમકે) હું તો અલ્લાહથી ડરૂં છું જે આખા જગતનો પાલનહાર છે" [૨]

---

૧. સૂરએ- હશ્ર પારહ ૨૮ આયત ૧૧ ૨. સૂરએ-હશ્ર પા. ૨૮ આ. ૧૩

## પ્રકરણ ૮૧

# યહૂદીઓના મુનાફિક ધર્મગુરૂઓ

ખોવાયેલી ઊંટણી વિષે ઝેરીલો કટાક્ષ • મુનાફિકનું મરણ અને વંટોળિયાનું તોફાન • મસ્જિદમાંથી મુનાફિકોની હકાલપટ્ટી • પલીદ અને નાપાક મુનાફિક • મુનાફિકો વિષે એક સો જેટલી આયતો

**ખોવાયેલી ઊંટણી વિષે ઝેરીલો કટાક્ષ**————————ઇબ્ને ઇસ્હાક કહે છે : યહૂદીઓના આલિમો, પંડિતો અને ધર્મગુરૂઓમાંથી જેઓ જાહેરી રીતે ઇસ્લામ સ્વીકારીને બાતિનમાં મુનાફિક બની ગયા અને ઇસ્લામના વાઘા સજીને મુસલમાનોમાં ભળી ગયા તેઓના નામો તથા કરતૂતોની વિગત આ પ્રમાણે છે:

બનૂ કૈનુકાઅના યહુદી આલિમોમાંથી (૧) સઅદ બિન હુનૈફ (૨) ઝૈદ બિન લુસૈત (૩) નુઅમાન બિન અવફા બિન અમ્ર (૪) ઉસ્માન બિન અવફા.

એમાં ઝૈદ બિન લુસૈત ના શખ્સ છે જેણે બનૂ કૈનુકાઅના બજારમાં હઝરત ઉમર બિન ખત્તાબ સામે પડકાર ફેંકીને રમખાણ મચાવ્યું હતું. અને એજ તે શખ્સ છે જેણે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ઊંટણી ખોવાઇ ગઈ ત્યારે ઝેરીલો કટાક્ષ કર્યો હતો :

> "મુહંમદ દાવો તો કરે છે કે હું અલ્લાહનો પયગમ્બર છું અને મારી પાસે આકાશની
> ખબરો આવે છે પણ તેને આટલી ખબર નથી કે તેની ખોવાયેલી ઊંટણી ક્યાં
> છે?"

એ પછી અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તેના આ કટાક્ષની જાણ કરી દીધી તો આપે લોકોને ફરમાવ્યું :

| | |
|---|---|
| ઇન્ન કાઇલન કાલા | બેશક એક કહેનારે કહ્યું છે કે, |
| યઝઉમુ મુહમ્મદુન અન્નહુ | મુહંમદ દાવો તો કરે છે કે તેની પાસે, |
| યઅતીહિ ખબરુસ-સમાઅ. | આવતી રહે છે આકાશની ખબરો. |
| વલા યદરી ઐન નાકતુહૂ. | પણ તેને આટલી ખબર નથી કે તેની ઊંટણી ક્યાં છે ? |
| વઇન્ની વ વાલ્લાહિ મા અઅલમુ | અને બેશક અલ્લાહના સોગંદ ! હું નથી જાણતો; |
| ઇલ્લા મા અલ્લમ-નિયલ્લાહ. | પરંતુ તેજ વાતો જે અલ્લાહ મને બતાવે છે. |
| વકદ દલ્લ-નિયલ્લાહુ અલૈહા. | હવે અલ્લાહએ મને બાતમી આપી દીધી છે તે (ઊંટણી)ની. |
| ફ-હીયા ફી હાઝેહ-શિઅબિ | તો તે (ઊંટણી) ફલાણી ઘાટીમાં છે. |

| | |
|---|---|
| ફદ્અહ-બસત્હા શજરતુન | બેશક રોકી લીધી છે એક ઝાડે તેને |
| બિ-ઝિમામુહા. | તેની નાથ સાથે. |

એટલે મારી ઊંટણી ફલાણી ઘાટીમાં આવેલા એક ઝાડ સાથે, તેની નાથ ભેરવાઈ ગઈ હોવાથી ત્યાં જ અટકી પડી છે. એજ વેળા કેટલાક મુસલમાનો ત્યાં ગયા. જોયું તો ઊંટણી એજ ઘાટીમાં એક ઝાડ પાસે ઊભેલી હતી. તેની નાથ ઝાડની ડાળીમાં ભેરવાયેલી હતી, જેના ગૈબી સમાચાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ આપ્યા હતા. સહાબા ઝાડની ડાળીમાંથી તેની નાથ છોડાવીને તેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં લઈ આવ્યા.

**મુનાફિકનું મરણ અને વંટોળિયાનું તોફાન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : યહૂદીઓના ધર્મગુરૂઓમાંથી (૫) રાફિઅ બિન હુરૈમલા પણ મુનાફિક હતો. મને મળેલી જાણકારી મુજબ જયારે રાફિઅ બિન હુરૈમલા મરી ગયો તો એના વિષે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "મુનાફિકોના ટોચના મુખીઓમાંથી એક મોટો મુખી આજે મરી ગયો."

(૬) અને રિફાઅહ બિન ઝૈદ બિન તાબૂત પણ મુનાફિક હતો. આ તે શખ્સ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે બનૂ મુસ્તલિકના યુધ્ધથી મદીનાહ પાછા પધાર્યા તો એવું પ્રચંડ વાવાઝોડું ફૂંકાયું કે મુસલમાન લોકો ભયભિત થઈ ગયા. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું : "તમારે ડરવાની જરૂર નથી. આ વાવાઝોડું તો કાફિરોના મોટા ગુરૂઓમાંથી એક ગુરૂના મરણ માટે ફુંકાય રહ્યું છે."

પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે સફર કરીને મદીનહ પધાર્યા તો રિફાઅહ બિન ઝૈદ બિન તાબૂત વિષે માલૂમ પડયું કે જે દિવસે વાવાઝોડું ફૂંકાયું તેજ દિવસે એ મરી ગયો હતો.

(૭) અને સિલસિલા બિન બરહામ તથા (૮) કિનાનહ બિન સૂરીયા પણ મુનાફિક હતા. આ બંને મુનાફિકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં આવતા હતા. મુસલમાનોની વાતો સાંભળતા હતા. પીઠ પાછળ તેઓની ગીબતો અને મશ્કરીઓ કરતા હતા. અને ઇસ્લામનો ઠઠ્ઠો ઊડાવતા હતા.

**મસ્જિદમાંથી મુનાફિકોની હકાલપટ્ટી**————એક દિવસે મુનાફિકોની ટોળકીના કેટલાક સભ્યો મસ્જિદે નબવીમાં ટોળું વળીને બેસી ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પધાર્યા તો જોયું કે તેઓ એકમેકને વળગીને આપસમાં ગુસપુસ કરી રહ્યા છે. આપે તેઓને મસ્જિદમાંથી હાંકી કાઢવાનો હુકમ ફરમાવ્યો. તરત જ હઝરત અબૂ ઐયૂબ ખાલિદ બિન ઝૈદ અન્સારી ઝડપથી તેઓ તરફ ધસી ગયા અને બનૂ ગનમ બિન માલિક બિન નજજારવાળા મુનાફિક અમ્ર બિન કૈસના ટાંટિયા ઝાલીને તેને ઘસીટતા મસ્જિદની બહાર મૂકી આવ્યા અને મુનાફિક કહેતો જ રહી ગયો કે, "હે અબૂ ઐયૂબ ! શું તું મને બની સઅલબાનાં ઊંટ-બકરાં અને ઢોરાં બાંધવાની કોઢમાંથી કાઢી મૂકે છે ![1] "અમ્ર બિન કૈસ તે મુનાફિક હતો જે જાહિલિયતના જમાનામાં મુશરિકોની મૂર્તિઓની પૂજા કરતો હતો.

તેને ખદેડવા પછી હઝરત અબૂ ઐયૂબ ઝપાટાભેર પાછા આવ્યા ને બની નજજારવાળા રાફિઅ બિન વદીઅહ તરફ ધાયા. તેની ગળચી પર પડેલી ચાદરનો છેડો ઝાલીને તેને ખૂબ ઝંઝેડયો. એક તમાચો તેના ગાલ પર ચોઢયો અને મસ્જિદમાંથી તેને બહાર કાઢતાં બોલ્યા, હે ખબીસ મુનાફિક ! તુફ છે તુજ પર ! દૂર થા રસૂલુલ્લાહ

૧. એટલે મસ્જિદે-નબવીને એણે ઢોરો બાંધવાની કોઢ સાથે સરખાવી. "હ"

સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદથી અને પોતાનો રસ્તો માપ અહીંથી !''

બીજી તરફ હઝરત ઉમારહ બિન હઝમ નામના સહાબી ઝૈદ બિન અમ્ર નામે મુનાફિક પર ત્રાટકયા. ઝૈદ બિન અમ્ર લાંબી દાઢીવાળો મુનાફિક હતો. હઝરત ઉમારહએ તેને દાઢીથી પકડી લીધો અને જોરથી ઘસીટતા મસ્જિદથી બહાર લઈ ગયા અને એવો જોરદાર ઠોંસો તેને માર્યો કે તે ભોંય પર પછડાઈ પડયો. તે બોલ્યો, ''હે ઉમારહ ! તેં તો મને ખોખરો જ કરી નાખ્યો ! ''હઝરત ઉમારહએ તેને કહ્યું, ''હે મુનાફિક ! અલ્લાહ તને ગારત કરે ! તારા માટે અલ્લાહએ આખેરતમાં જે અઝાબ તૈયાર રાખ્યો છે તે આથી યે આકરો છે. ખબરદાર હવે પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં આવ્યો તો !''

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ નજ્જારના અબૂ મુહંમદ નામે એક બદ્રી સહાબી હતા. મૂળ નામ એમનું હઝરત મસઊદ બિન ઔસ હતું. તેઓ કૈસ બિન અમ્ર બિન સહલ નામે મુનાફિક તરફ ધસી ગયા. એ ઊગતી વયનો જુવાનિયો હતો. મુનાફિકોમાં એના સિવાય મારી જાણ મુજબ ઊગતી વયનો બીજો કોઇ છોકરો ન હતો. અબૂ મુહંમદે આ જુવાનિયાની ગળચી પકડી લીધી અને તેને હડસેલા મારતા મસ્જિદથી બહાર મૂકી આવ્યા.

**પલીદ અને નાપાક મુનાફિક**—————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે મુનાફિકોને મસ્જિદમાંથી બહાર કાઢવાનો હુકમ ફરમાવ્યો તો મશહૂર સહાબી હઝરત અબૂ સઇદ ખુદરીના ખુદરહ કબીલાના એક મુસલમાન જેમનું નામ હઝરત અબ્દુલ્લાહ બિન હારિસ હતું, તેઓ હારિસ બિન અમ્ર નામે મુનાફિક તરફ ધસી ગયા. એ લાંબા ઝુલફાંવાળો મુનાફિક હતો. હઝરત અબ્દુલ્લાહએ તેનાં પટિયાં પકડી લીધાં અને જમીન પર જોરથી ઘસીટતા તેને મસ્જિદથી બહાર મૂકી આવ્યા. તે ચિલ્લાતો રહી ગયો કે, ''હે અબ્દુલ્લાહ! આટલી બધી કરડાકી તો કંઇ હોય !''અબ્દુલ્લાહ બોલ્યા, ''હે અલ્લાહના દુશ્મન ! તું એજ લાયક છે, અલ્લાહએ તારા વિષે એવો જ હુકમ ઉતાર્યો છે. હવે પછી ખબરદાર મસ્જિદમાં આવવું નહિ. તું પલીદ અને નાપાક છે !''

બનૂ અમ્ર બિન ઔફના એક મુસલમાન ગૃહસ્થ પોતના ભાઇ ઝવી બિન હારિસ પર ઝપટયા. બળપૂર્વક તેનું બાવડું ઝાલીને તેને મસ્જિદથી બહાર કાઢયો અને તેના પ્રત્યે ધિક્કાર દર્શાવતાં બોલ્યા, ''તારા માથે શયતાન ચઢી બેઠો છે અને તું શયતાનનો ચેલો બની ગયો છે !''

સારાંશ કે તે દિવસે આટલા મુનાફિકો મસ્જિદમાં બેસીને ગપાટા મારતા હતા અને એક બીજાને વળગીને આપસમાં ગુસપુસ કરતા હતા. એ બધાને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મસ્જિદથી બહાર કાઢી મૂકવાનો હુકમ ફરમાવ્યો હતો.

**મુનાફિકો વિષે એક સો જેટલી આયતો**—————યહૂદી આલિમો અને ધર્મગુરૂઓ ઉપરાંત ઔસ તથા ખઝરજના મૂર્તિપૂજકોમાંથી જે લોકો જાહેરી રીતે ઇસ્લામ સ્વીકારીને મુનાફિક બની ગયા હતા, એ બધા માટે અલ્લાહ તઆલાએ કુર્આનની શરૂઆતની સૂરએ-બકરહમાં એકસો જેટલી આયતો નાઝિલ ફરમાવી છે.

(નોટ : અહીં અલ્લામા ઇબ્ને હિશામે મુનાફિકો વિષે ઊતરેલી એ બધી આયતો બહુ વિગતથી ટાંકેલી છે. એના ત્રણેક પ્રકરણોના પૂરા ૧૮ પાના અમે છોડી દીધાં છે વાંચકોને વિનંતી છે કે કુર્આને મજીદના પહેલા પારાની તફસીરમાં એની વિગતો જોઇ લે. ''હ'')

# પ્રકરણ ૮૨

# રસૂલુલ્લાહ (સલ.)ને યહૂદી પાદરીઓના સવાલો

યહૂદી પાદરીઓના ચાર સવાલો • પહેલો સવાલ : નર કેમ નારી કેમ ? • બીજો સવાલઃ આખેરી નબીની નિશાની • ત્રીજો સવાલ : યઅકૂબ પયગમ્બરના સોગંદ • ચોથો સવાલઃ રૂહ એટલે જિબ્રીલ વિષે • પયગમ્બર પર જાદૂગરનો આક્ષેપ.

**યહૂદી પાદરીઓના ચાર સવાલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાન બિન અબી હુસૈન મક્કીએ શહર બિન હવશબ અશઅરીના મુખે સાંભળેલી હદીસ કહી સંભળાવી કે. એક વેળા કેટલાક યહૂદી પાદરીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને બોલ્યા, ''હે મુહંમદ ! અમે તમને ચાર સવાલો પૂછીએ છીએ. ખરા જવાબો આપશો તો અમે તમને સાચા માની લઈશું અને કલિમો પઢીને મુસલમાન બની જઈશું.''

આપે ફરમાવ્યું, ''શું તમે અલ્લાહને વચન આપો છો કે હું ખરા જવાબો આપું તો તમે મને સાચો માની લેશો અને મુજ પર ઈમાન લઈ આવશો ?''

તેઓ બોલ્યા, ''હા બેશક જરૂર !''

આપે ફરમાવ્યું, ''ફસ્અલૂ અમ્મા બદા લકુમ.'' વારૂ તમને વાજબી લાગે તે વાત પૂછી લો.

**પહેલો સવાલ : નર કેમ નારી કેમ ?**————તેઓ બોલ્યા, ''ત્યારે બતાવો બાળક તેની માના જેવું શું કારણે જન્મે છે ? જયારે કે નુત્ફો તો બાપનો હોય છે.''

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્શુદુકુમ બિલ્લાહિ | હું તમને અલ્લાહના સોગંદ આપું છું |
| વ બિ-ઐયામિહી | અને તે નેઅમતોના સોગંદ આપું છું; |
| ઇન્દ બની ઇસરાઈલ. | જે તેણે બની ઇસરાઈલને આપી હતી. |

| | |
|---|---|
| હલ તઅ-લમૂન | શું તમને આ વાતનું જ્ઞાન છે કે |
| અન્ન નુત્ફતર રજુલિ | પુરૂષનું વીર્ય |
| બયદાઉ ગલીઝતુન | સફેદ તથા ઘટ્ટ હોય છે, |
| વ નુત્ફતલ-મરઅતિ | અને સ્ત્રીનું વીર્ય |
| સફરાઉ રકીકતુન. | પીળું તથા પાતળું હોય છે. |
| ફઅય-યતુહુમા ગલબત સાહિબતહા | એ બેમાંથી જે બીજા પર વર્ચસ મેળવી લે |
| કાના લહશ-શબહુ. | બાળક તેના જ જેવું રૂપ લઈ લે છે. |

પાદરીઓ બોલ્યા, "હે અલ્લાહ ! બિલકુલ સાચું છે !"

**બીજો સવાલ : આખેરી નબીની નિશાની**————પછી તેઓએ પૂછયું, "વારૂ તવરાતમાં જે પયગમ્બરની પધરામણીની આગાહી કરવામાં આવી છે તેની ખાસ નિશાની શું છે ?"

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્શુદુ-કુમ બિલ્લાહિ | હું તમને અલ્લાહના સોગંદ આપું છું |
| વ બિ-ઐયામિહી, | અને તે નેઅમતોના સોગંદ આપું છું જે તેણે |
| ઈન્દ બની ઈસરાઈલ. | બની ઈસરાઈલને આપી હતી. |
| હલ તઅ-લમૂન | શું તમને આ વાતની ખબર છે કે, |
| અન્ન નવમલ-લઝી | તે શખ્સની ઊંઘ———કે જેના વિષે |
| તઝઉમૂન અન્ની લસ્તુ બિહી | તમારી ધારણા છે કે તે હું નથી———એવી છે કે, |
| તનામુ અયનાહુ | તેની આંખો ઊંઘે છે |
| વ કલબુહૂ યકઝાનુ. | પણ તેનું દિલ જાગતું રહે છે. [1] |

યહૂદી પાદરીઓ બોલ્યા, "હે અલ્લાહ ! બિલકુલ સાચી વાત છે !"

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-કઝાલિક નવમી | ત્યારે મારી ઊંઘ પણ એવી જ છે——— |
| તનામુ અયની | ———મારી આંખો ઊંઘે છે. |
| વ કલ્બી યકઝાનુ. | પણ મારૂં દિલ જાગતું રહે છે. |

**ત્રીજો સવાલ : યઅકૂબ પયગમ્બરના સોગંદ**————તેઓએ ત્રીજો સવાલ કર્યો, "વારૂ અમને તે વસ્તુઓની બાતમી આપો જેને ઈસરાઈલે એટલે અલ્લાહના પયગમ્બર હઝરત યઅકૂબ અલૈહિસ-સલામએ

૧. યહૂદીઓની અકાશી કિતાબ તવરાતમાં આખેરી પયગમ્બરની એક નિશાની એવી પણ દર્શાવી છે કે, એ નબીની આંખો ઊંઘતી રહેશે પણ દિલ જાગતું રહેશે. યહૂદી ધર્મગુરૂઓને આ નિશાનીની ચોકકસ ખબર હતી જેથી તેઓએ આ સવાલ કર્યો અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેનો સાચો જવાબ પણ આપી દીધો. છતાં તેઓ એવો ડોળ કરતા રહ્યા કે તે આ પયગમ્બર નથી. "હ"

પોતાની જાત માટે હરામ કરાવી લીધી હતી !''

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્શુદુ-કુમ બિલ્લાહિ | હું તમને અલ્લાહના સોગંદ આપું છું |
| વ બિ-ઐયામિહી, | અને તે નેઅમતોના સોગંદ આપું છું જે તેણે |
| ઇન્દ બની ઇસરાઇલ. | બની ઇસરાઇલને આપી હતી. |
| હલ તઅ-લમૂન | શું તમે આ વાત જાણો છો કે |
| અન્નહુ કાના અહબ્બુત- | તેને (ઇસરાઇલને) સૌથી વધુ પસંદ |
| તઆમ વશ-શરાબ ઇલૈહિ | ખાણીપીણીની વસ્તુઓમાં |
| અલબાનુલ-ઇબિલિ વ લુહૂમુહા | ઊંટણીઓનું દૂધ અને તેનું માંસ હતું, |
| વ-અન્નહૂ ઇશ્તકય શકાઅ | અને તેઓ એક બીમારીમાં સપડાઇ ગયા |
| ફ-આફા-હુલ્લાહુ મિન્હા. | પછી અલ્લાહએ તેમાંથી તેમને સારા કરી દીધા. |
| ફ-હર્રમ અલા નફસિહી | તો હરામ કરી લીધી તેમણે પોતાની જાત માટે |
| અહબ્બુત-તઆમિ વશ્શરાબ ઇલૈહિ | ખાવાપીવાની ચીજોમાંથી સૌથી વધુ મન પસંદ ચીજો |
| શુક્રન લિલ્લાહિ. | અલ્લાહના આભાર તરીકે; |
| લુહૂમલ ઇબિલિ વ અલ્બાનિહા. | (એ ચીજો હતી) ઊંટણીનું માંસ અને દૂધ. [૧] |

યહૂદી પાદરીઓ બોલ્યા, ''હે અલ્લાહ ! બિલકુલ ખરો જવાબ છે !''

**ચોથો સવાલ : રૂહ એટલે જિબ્રીલ વિષે**————યહૂદી આલિમોએ ચોથો સવાલ કર્યો, ''વારૂ અમને રૂહ વિષે કંઇ માહિતી આપો.''જવાબમાં આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્શુદુ કુમ બિલ્લાહિ | હું તમને અલ્લાહના સોગંદ આપું છું |
| વ બિ-ઐયામિહી, | અને તે નેઅમતોના સોગંદ આપું છું જે તેણે |
| ઇન્દ બની ઇસરાઇલ. | બની ઇસરાઇલને આપી હતી. |
| હલ તઅ-લમૂનહૂ જિબ્રીલ. | તમે તેને જાણો છો કે તે જિબ્રીલ છે. |
| વ હુવલ-લઝી યઅતિ-યની | અને એજ તે ફરિશ્તો છે જે મારી પાસે આવે છે. |

યહૂદી પાદરીઓ બોલ્યા, ''હે અલ્લાહ ! બિલકુલ સાચો જવાબ છે પણ હે મુહંમદ ! એ જિબ્રીલ તો અમારો દુશ્મન છે. એજ તે ફરિશ્તો છે જે તરહ તરહના અઝાબો, આફતો અને ખૂનરેઝીઓ લાવતો રહે

૧. અલ્લાહના પયગમ્બર હઝરત યઅકૂબ અલૈહિસ-સલામનું બીજું નામ ઇસરાઇલ હતુ. યહૂદીઓ એમની જ અવલાદ હોવાથી બની ઇસરાઇલ એટલે ઇસરાઇલની અવલાદ કહેવાયા.એક વેળા હઝરત યઅકૂબ (અલૈ.) બીમાર પડયા તો માનતા લીધી કે અલ્લાહ મને આ બીમારીથી શિફા આપશે તો ખાણીપીણીમાંથી મારી મનપસંદ વાનગીઓનો ત્યાગ કરી દઇશ. અલ્લાહએ આપને શિફા આપી દીધી તો આપે ઊંટનું માંસ અને દૂધ છોડી દીધું. એજ આપની મનપસંદ વાનગી હતી. એનું બયાન ચોથા પારાની શરૂઆતની બીજી આયતમાં થયું છે :'' ઇલ્લા મા હર્રમ ઇસરાઇલ.... ''ह''

છે. આમ ન હોત તો જરૂર અમે તમારૂં અનુકરણ કરત !''

રાવી કહે છે : અલ્લાહ તઆલાએ એ યહૂદી ધર્મગુરૂઓના જવાબમાં આ આયતો ઉતારી : કુલ મન કાના અદુવ-વલ-લિ-જિબ્રીલ....

''કહી દો હે નબી ! જે માણસ જિબ્રીલનો દુશ્મન હોય (તો તેની એ ખોટી દુશ્મની છે) કેમકે તેણે જ ઉતાર્યું છે આ કુર્આન તમારા દિલ પર અલ્લાહના હુકમથી; જે સમર્થન કરનારૂં છે આથી પહેલાંની આકાશી કિતાબોનું, જેમાં હિદાયત અને વધામણી છે મુસલમાનો માટે.'' (બકરહ આયત ૯૭)

**પયગમ્બર પર જાદૂગરનો આક્ષેપ**————એજ આયતમાં આગળ જતાં અલ્લાહના પયગમ્બર હઝરત સુલૈમાન (અલૈ.)નું બયાન આવેલું છે. જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ યહૂદીઓ આગળ હઝરત સુલૈમાન (અલૈ.)નું વર્ણન કર્યું તો અમુક પાદરીઓ પોતાના સાથીઓને કહેવા લાગ્યા, ''શું તમને મુહંમદની વાતોથી તઅજ્જુબ નથી થતો ? એમનો તો દાવો છે કે સુલૈમાન બિન દાવૂદ પયગમ્બર હતા જયારે કે સુલૈમાન તો ફકત એ જાદૂગર હતો.'' જવાબમાં અલ્લાહ તઆલાએ આયત ઉતારી :

| | |
|---|---|
| વમા ક-ફ-ર સુલયમાનુ | અને સુલૈમાને કદી કુફ્રનું કામ નહિ કર્યું |
| વલાકિન-નશ-શયાતીન કફરૂ. | બલકે શયતાનો કુફ્રનું (જાદૂનું) કામ કરતા હતા |
| યુઅલ-લિમૂ-નન-નાસસ-સિહ્‌ર. | અને લોકોને પણ જાદૂ શીખાડતા હતા. |

# પ્રકરણ ૮૩

# યહૂદ અને નસારાના આપસના ઝગડા

ખૈબરના યહૂદીઓના નામે મુબારક કાગળ • ઇસ્લામના કટ્ટર દુશ્મનો • યહૂદના ધર્મગુરૂઓની ગુલાંટ • ઇમાનને બદલે કુફ્રની કમાણી • યહૂદી કૌમમાંથી કટ્ટર દુશ્મનો • યહૂદ અને નસારાનો ઝગડો • અલ્લાહની શાનમાં યહૂદીની ગુસ્તાખી • યહૂદી અને ખ્રિસ્તી બની જવાનું આમંત્રણ

## ખૈબરના યહૂદીઓના નામે મુબારક કાગળ

ઇબ્ને ઇસ્હાક કહે છે : આલે-ઝૈદ બિન સાબિતના આઝાદ ગુલામે ઇકરિમહ અથવા સઇદ બિન જુબૈરથી રિવાયત કરી અને તેમણે હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુના મુખેથી આ રિવાયત સાંભળી. હઝરત ઇબ્ને અબ્બાસનું બયાન છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખૈબરના યહૂદીઓના નામે એક કાગળ લખીને મોકલાવી આપ્યો. એમાં આપે યહૂદીઓનો લખી જણાવ્યું કે :

**બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ**

અલ્લાહના નામથી શરૂ જે રહમાન અને રહીમ છે

" આ કાગળ અલ્લાહના રસૂલ મુહમંદ તરફથી છે જેઓ મૂસાના દોસ્ત અને ભાઇ છે અને સમર્થન કરનારા છે તે કિતાબનું જેને મૂસા લઇને આવ્યા હતા.

હે અહલે-તવરાતની જમાઅત ! સાંભળી લો કે બેશક અલ્લાહ તઆલાએ તમને ફરમાવ્યું છે અને અલ્લાહ તઆલાની એ વાત તમારી તવરાતમાં પણ લખેલી છે કે : ''મુહંમદ અલ્લાહના રસૂલ છે અને જે લોકો મુહંમદની સાથે છે તેઓ કુફ્ફાર પર બહુ આકરા છે પરંતુ આપસમાં તેઓ એકબીજા પર માયાળુ, મમતાળુ, મહેરબાન છે. તમે તેઓને રૂકુઅ કરનારા અને સિજદા કરનારા જોશો. તમે તેઓને અલ્લાહની કૃપા યાચનારા અને અલ્લાહની રઝામંદી તલબ કરનારા જોશો. સિજદાઓની અસરથી તેઓની નિશાની તમે તેઓના ચહેરાઓ પર જોશો. [1]

''તેઓના આ દાખલો તવરાતમાં પણ લખેલો છે અને તેઓનો આ દાખલો ઇન્જીલમાં

---

**૧.** જે લોકો મુહંમદની સાથે છે.....એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના સહાબા. માનવંતા સહાબાની આ ખૂબીઓ અને સંસ્કારો સૂરએ-ફ્તહના છેલ્લા રૂકૂઅમાં દર્શાવવામાં આવી છે. ''હ''

પણ લખેલો છે. આ દાખલો એક ખેતી જેવો છે જેના દાણાએ ફણગો કાઢયો પછી તે ડૂંડું બનીને નક્કર થઇ ગયો પછી તે પોતાના મૂળિયાં પર ઊભો થઇને ટટાર થઇ ગયો. ખેડૂતોને એ હયરતમાં નાખી દે છે. (એજ મુજબ ઇસ્લામને અને મુસલમાનોને ધીરે ધીરે પ્રગતિને પંથે ચઢાવીને બળવાન બનાવી દીધા) કે જેથી કાફિરો પોતાનો જીવ બાળતા રહે અથવા ગુસ્સામાં વળ ખાતા રહે.

''આ અલ્લાહનું વચન છે ઇમાનવાળાઓ માટે અને જેઓએ નેક કામો કર્યા તેઓ માટે માફી છે, અજરે-અઝીમ છે.

''હે અહલે-તવરાતની જમાઅત ! હું તમને સોગંદ આપું છું અલ્લાહના અને તે કિતાબના જે તમારા માટે ઉતારવામાં આવી છે, અને હું તમને સોગંદ આપું છું તે અલ્લાહના જેણે ખવાડયા ''મન્ન'' અને ''સલવા'' તમારા તે કબીલાઓને જે તમારાથી પહેલાં થઇ ગયા છે, અને હું તમને સોગંદ આપું છું તે અલ્લાહના જેણે સૂકવી નાખ્યો સમુદ્રને તમારા પૂર્વજો માટે એટલી હદે કે, અલ્લાહએ તેઓને તેમાંથી પાર ઉતારી દીધા અને ફિરઔનના ત્રાસો તથા તેના કરતૂતોથી તેઓને છુટકારો અપાવી દીધો.

''હવે તમે મને ખબર આપો કે જે કિતાબ અલ્લાહએ તમારા માટે ઉતારી છે, શું તેમાં લખેલું નથી કે તમે મુહંમદ પર ઇમાન લઇ આવો ?

હવે જો તમે એમ કહો કે એ વાત અમારી કિતાબમાં લખેલી જોવામાં નથી આવતી, ત્યારે તો તમારી ઉપર કોઇ જાતનું દબાણ નથી કેમકે હિદાયતનો રસ્તો ગુમરાહીથી અલગ થઇ ચૂકયો છે. માટે હું તમને અલ્લાહ અને તેના રસૂલ તરફ વળી જવાનું આમંત્રણ આપું છું.''

**ઇસ્લામના કટ્ટર દુશ્મનો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : પવિત્ર કુર્આનની કેટલીક આયતો યહૂદીઓના એવા ધર્મગુરૂઓ અને કાફિરો વિષે ઉતારવામાં આવી જેઓ રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને જાતજાતના સવાલો એટલા માટે પૂછતા હતા કે આપના માર્ગમાં અડચણો ઊભી કરે અને સત્યને અસત્ય સાથે ભેળસેળ કરી દે અને આકાશી સચ્ચાઇને શંકાશીલ બનાવી દે. એવા મુનાફિકો અને કાફિરોમાંથી એક અબૂ યાસિર બિન અખ્તબ નામે યહૂદી ધર્મગુરૂ હતો.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ અને હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ બિન રુઆબની રિવાયત મુજબ મને એવી માહિતી મળી કે, એક વેળા અબૂ યાસિર બિન અખતબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પાસેથી પસાર થયો. તે વેળા આપ સૂરએ-બકરહની શરૂઆતની આયતો : ''અલિફ લામ મીમ ઝાલિકલ-કિતાબુ લા-રૈબ ફીહ''ની તિલાવત કરતા હતા. આ આયતો સાંભળીને અબૂ યાસિર પોતાના સાથીઓ સાથે પોતાના ભાઇ હુયય બિન અખ્તબ પાસે દોડી ગયો અને બોલ્યો, ''સાંભળો ભાઇ સાહેબ ! વલ્લાહ મેં મુહંમદને કુર્આનમાંથી, અલિફ લામ મીમ ઝાલિકલ-કિતાબનું વાચન કરતા સાંભળ્યા છે.''

તેણે પૂછયું, ''શું તેં પોતાના કાને સાંભળ્યું છે ?''

અબૂ યાસિર બોલ્યો, ''હા હું મારા કાને સાંભળીને આવ્યો છું.''

એજ વેળા હુય્ય બિન અખ્તબ પોતાની મિત્રમંડળી સાથે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની પાસે ગયો અને બોલ્યો, ''હે મુહંમદ ! અમે સાંભળ્યું છે કે તમે, તમારા ઉપર ઊતરેલા કુર્આનમાંથી અલિફ લામ મીમનું વાંચન કરો છો ?''

આપે ફરમાવ્યું, ''હા હું એનું વાંચન કરૂ છું.''

તે બોલ્યો, ''શું એને જિબ્રીલ અલ્લાહ પાસેથી તમારી પાસે લાવ્યા છે ?''

આપે ફરમાવ્યું, ''હા જિબ્રીલ લાવ્યા છે.''

તે બોલ્યો, ''હે મુહંમદ ! તમારાથી પહેલાં જેટલા પયગમ્બરો આવ્યા એ બધાએ આ જગત પર કેટલી મુદ્દત રાજ કર્યું અને તેઓ પછી તેઓના અનુયાયીઓએ કેટલી મુદ્દત રાજ ભોગવ્યું તેની તો અમને ખબર છે પણ તમે અને તમારા અનુયાયીઓ આ જગત પર કેટલી મુદ્દત રાજ ભોગવશો તેની અમને ખબર નથી.''

એ પછી હુય્ય બિન અખ્તબ પોતાના સાથીઓ તરફ મુખ કરીને કહેવા લાગ્યો, ''જુઓ, સાંભળો. અલિફની સંખ્યા એક, લામની સંખ્યા ૩૦, અને મીમની સંખ્યા ૪૦ છે. એનો સરવાળો ૭૧ વરસ થાય છે.'' આમ કહીને તેણે યહૂદીઓને પૂછયું, ''શું તમે લોકો એવા ધર્મમાં દાખલ થવાનું પસંદ કરશો જેની હુકૂમતની મુદ્દત ફક્ત ૭૧ વરસના ટૂંકાગાળા જેટલી હોય ?''

પછી તેણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પૂછયું, ''હે મુહંમદ ! શું અલિફ, લામ, મીમની સાથે બીજું પણ કંઈ છે ?''

આપે ફરમાવ્યું, ''હા અલિફ, લામ, મીમ, સ્વાદ છે.''

હુય્ય બોલ્યો, ''વલ્લાહ! એ તો બહુ ભારે અને લાબું છે. જુઓ, અલિફની સંખ્યા એક, લામની સંખ્યા ૩૦, મીમની સંખ્યા ૪૦ અને સ્વાદની સંખ્યા ૯૦ અને સરવાળો ૧૬૧ વરસ થયાં. હે મુહંમદ ! એની સાથે બીજું પણ કંઇ છે ?''

આપે ફરમાવ્યું, ''હા અલિફ, લામ, રા.''

હુય્ય બોલ્યો, ''લ્યો આ તો ઓર ભી ભારે અને લાંબુ છે. જુઓ અલિફના એક, લામના ૩૦ અને રા ના ૨૦૦ એનો સરવાળો થયો ૨૩૧ વરસ. વારૂ હે મુહંમદ ! એની સાથે બીજું પણ કંઇ છે ?''

આપે ફરમાવ્યું, ''હા અલિફ, લામ, મીમ, રા.''

હુય્ય બોલ્યો, ''એ તો તેથીયે વધુ ભારે અને લાંબુલચ છે. જુઓ, અલિફના એક, લામના ૩૦ મીમના ૪૦ અને રાના ૨૦૦ એનો સરવાળો ૨૭૧ વરસ. હે મુહંમદ ! હવે તો તમારો અને અમારો મામલો ગૂંચવાઇને એકદમ શંકાશીલ બની ગયો. પત્તો જ લાગતો નથી કે તમે કેટલી મુદ્દત રાજસત્તા ભોગવવાના છો ?''

આમ કહેતાં બધા યહૂદીઓ હડબડાટ કરતા ઊભા થઇ ગયા. જતાં જતાં અબૂ યાસિરે યહૂદીઓને કહ્યું, ''મારા ભાઇએ જે આંકડા ગણી બતાવ્યા એનો કુલ્લે સરવાળો ૭ સો ૩૪ વરસ થાય છે. તમને શું ખબર? કદાચ એ બધાં વરસો અલ્લાહએ મુંહમદના ખાતે જ જમા કરાવી દીધાં હોય ? પણ આટલું ચોક્કસ કે આપણા માટે એમનો મામલો શંકાશીલ બની ગયો છે.''

દીનના જાણકારોનું માનવું છે કે એજ યહૂદી આલિમોના મામલા અંગે આ આયતો ઉતારવામાં આવી છે : "મિન્હુ આયાતુમ મુહ-કમાતુન હુન્ન ઉમ્મુલ-કિતાબિ વ ઉખરુ મુતશા-બિહાત"....એટલે આ કિતાબની કેટલીક આયતો "મુહ-કમાત" છે અને એજ આયતો કિતાબનો પાયો કે તેના મૂળ છે અને બીજી આયતો "મુતશા-બિહાત" છે.[૧]

ઇબ્ને ઇસ્હાક કહે છે : દીનના જાણકારો તરફથી મને મળેલી માહિતી મુજબ આ આયત નજરાનના ખ્રિસ્તીઓ વિષે ઊતરેલી છે જેઓ હઝરત ઇસા (અલૈ.) સંબંધી સવાલ પૂછવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા હતા. પરંતુ મુહંમદ બિન અબૂ ઉમામહ નામે વિદ્વાને મને કહ્યું કે તેમના સાંભળવા મુજબ એ આયતો યહૂદીઓના જ એક જૂથ વિષે ઊતરેલી છે. એમાં ખરૂંખોટું શું તે અલ્લાહ બેહતર જાણે !

**યહૂદના ધર્મગુરૂઓની ગુલાંટ**————હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળવા પહેલાં, યહૂદીઓ ઔસ અને ખઝરજના મૂર્તિપૂજકો પર ફતેહ મેળવવા માટે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વસીલાથી, અલ્લાહના દરબારમાં દુઆઓ માગ્યા કરતા હતા. પરંતુ જ્યારે અલ્લાહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મક્કહમાં પોતાના પયગમ્બર તરીકે જાહેર કર્યા તો એજ યહૂદીઓએ ગુલાંટ મારીને કુફ્રનો રાહ ગ્રહણ કરી લીધો અને આપની પયગમ્બરીનો ઇન્કાર કરી બેઠા અને પોતાની વાતોથી પણ ફરી ગયા. ત્યારે હઝરત મુઆઝ બિન જબલે તથા હઝરત બિશ્ર બિન બરાઅ બિન મઅરૂરે તેઓને કહ્યું,

"હે યહૂદીઓ ! અલ્લાહથી ડરો અને ઇસ્લામ કબૂલ કરી લો, કેમકે અમે મૂર્તિપૂજક હતા ત્યારે તમે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વસીલાથી અમારી ઉપર ફતેહ મેળવવાની દુઆઓ માગતા હતા. તમે વારંવાર અમને કહેતા હતા કે આખેરી યુગના પયગમ્બરની પધરામણીનો સમય આવી લાગ્યો છે. સાથે-સાથે તમે એ પયગમ્બરના સંસ્કારો અને ખૂબીઓ પણ અમને દર્શાવતા હતા. હવે એ પયગમ્બર આવી ગયા તો તમે પોતાની વાતોથી ફરી કેમ ગયા ?"

જવાબમાં બનૂ નદીરવાળા સલ્લામ બિન મિશ્કમ નામે યહૂદી પાદરીએ કહ્યું, "મુહંમદ પાસે અમારી જાણકારી મુજબની કોઇ નિશાની છે જ નથી અને એ તે પયગમબર નથી જેનું વર્ણન અમે તમારી આગળ કરતા હતા." એમના વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| વ લમ્મા જાઅહુમ | અને જ્યારે આવી લાગી તેઓની પાસે; |
| કિતાબુમ મિન ઇન્દિલ-લાહિ | કિતાબ અલ્લાહ તરફથી; |
| મુસદ-દિકુલ-લિમા મઅહુમ | જે તેઓની પાસેની વસ્તુનું સમર્થન કરનારી છે. |
| વકાનૂ મિન કબ્લુ યસ-તફ-તિહૂન | અને આથી પહેલાં તેઓ ફતેહની દુઆઓ માગતા હતા |
| અલલ-લઝીન કફરૂ. | એવા લોકો પર જેઓ કાફિર હતા. |

---

૧. મુહ-કમાત : કુર્આનની એવી આયતો જેના શબ્દોનો અર્થ સ્પષ્ટ, નકકર અને સરળ હોય, જેનો ભાવાર્થ નકકી કરવામાં કોઇ દલીલ કે અર્થઘટનની જરૂર ન પડે. મુતશા-બિહાત : એવી આયતો જે વિશાળ અર્થી અને રહસ્યપૂર્ણ હોય. જેના ચોકકસ અર્થ કે ભાવાર્થ નકકી કરવાનું આસાન ન હોય, જેના રહસ્યોના ઉકેલ માટે કુર્આન અને હદીસની હદમાં રહીને તેનું અર્થઘટન કરવું પડે. અને તેના અર્થો કે રહસ્યો દીનના આલિમો, મુફતીઓ અને મોલવીઓ જ નક્કી કરી શકે. સામાન્ય માણસ નકકી કરશે તો પોતે ગુમરાહ થશે. બીજાઓને પણ ગુમરાહ કરશે. "હ"

| | |
|---|---|
| ફ-લમ્મા જાઅહુમ | પછી જ્યારે આવી લાગી તેઓની પાસે તે વસ્તુ; |
| મા અરફૂ કફરૂ બિહી | જેને તેઓ ઓળખી ગયા તો તેનો ઈન્કાર કરી બેઠા. |
| ફ-લઅનતુલ-લાહિ અલલ-કાફિરીન. | તો અલ્લાહની લઅનત હો કાફિરો પર ! [૧] |

અબૂ સલૂબા ફિત્યૂની નામના યહૂદીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું, "હે મુહંમદ! જેનું અમને જ્ઞાન હોય એવી કોઈ વસ્તુ લઈને તમે અમારી પાસે આવ્યા નથી. વળી અલ્લાહએ તમને કોઈ એવી નિશાની આપી નથી જેનું અમે અનુકરણ કરતે." એના બારામાં અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી:

| | |
|---|---|
| વ-લકદ અન્ઝલ્ના ઈલૈક | હે નબી ! બેશક અમે ઉતારી છે તમારી તરફ |
| આયાતિમ બૈયિનાત | ચોખ્ખી-ખુલ્લી નિશાનીઓ. |
| વમા યકફુરુ બિહા | અને તેનો ઈન્કાર નથી કરતા; |
| ઈલ્લલ ફાસિકૂન | મગર પાપીઓ જ. (તેનો ઈન્કાર કરે છે.) [૨] |

**ઈમાનને બદલે કુફ્રની કમાણી**————રાફિઅ બિન હુરૈમલા અને વહબ બિન ઝૈદ યહૂદીઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું, "હે મુહંમદ ! તમે અમારા માટે આકાશથી કોઈ એવી કિતાબ લાવો જેને અમે વાંચી શકીએ અને અમારા માટે ધરતી પર નહેરો ચાલુ કરાવો તો અમે તમારી ઉપર ઈમાન લઈ આવીએ અને તમારી પયગમ્બરીનું સમર્થન કરીએ." એના જવાબમાં આ આયત ઊતરી :

| | |
|---|---|
| અમ તુરીદુન અન તસ્અલૂ રસૂલ-કૂમ | શું તમે ચાહો છો કે તમારા રસૂલને તેવા જ સવાલો પૂછો |
| કમા સુઈલા મૂસા મિન કબ્લ. | જેવા તમે પૂછયા હતા આથી પહેલા મૂસાંને ? |
| વમંય યતબદ-દલિલ-કુફ્ર બિલ-ઈમાન | અને જોણે કુફ્ર સાથે ઈમાનને બદલી નાખ્યું |
| ફકદ દલ્લ સવાઅસ-સબીલ. | તો બેશક તે ભટકી ગયો સીધા રસ્તાથી. [૩] |

**યહૂદી કૌમમાંથી કટ્ટર દુશ્મનો**————જ્યારે અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી આપીને અરબના લોકો પર મહાન ઉપકાર કર્યો તો હસદખોર યહૂદીઓમાં હુચ્ચ બિન અખ્તબ અને તેનો ભાઈ અબૂ યાસિર સૌથી વધુ આકરા અને કટ્ટર હતા. લોકોને ઈસ્લામથી બહેકાવીને વટલાવી નાખવામાં બંને ભાઈઓ અગ્ર ભૂમિકા ભજવતા હતા. એમના વિષે આ આયત ઊતરી : વદ્દ કસીરુમ મિન અહલિલ-કિતાબિ લવ યરુદ-દૂનકુમ મિમ બઅદિ ઈમાનિકુમ....

"અહલે-કિતાબમાંથી ઘણા લોકો ઇચ્છા ધરાવતા હતા કે કાશ ! તમને પાછા ફેરવી નાખે ઈમાન લાવવા બાદ કુફ્ર તરફ, તેઓની અદેખાઈ કે હસદને કારણે, જ્યારે કે હક વાત તેઓની ઉપર જાહેર થઈ ચૂકી હતી. માટે એમને માફ કરી દો અને મુખ ફેરવી લો એમની તરફથી, ત્યાં સુધી કે અલ્લાહ પોતાના હુકમ મોકલી આપે. બેશક અલ્લાહ દરેક વસ્તુ પર કુદરત ધરાવનારો છે" [૪]

**યહૂદ અને નસારાનો ઝગડો**———— —ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે નજરાનના ખ્રિસ્તીઓનું મંડળ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયું તો યહૂદી ધર્મગુરૂઓ પણ ત્યાં પહોંચી ગયા

૧. સૂરએ-બકરહ પા. ૨૯ ૧ આયત ૮૯ ૨. સૂ-બકરહ પા. ૧ આ. ૯૯

૩. સુરએ-બકરહ પા. ૧ આયત ૧૦૮ ૪. સૂ.બરકહ પા. ૧ આ. ૧૦૯

અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે બંને પક્ષો ધર્મની બાબતમાં એકબીજા સાથે બાખડી પડ્યા. ત્યારે યહૂદી ધર્મગુરૂ રાફિઅ બિન હુરૈમલાએ ખ્રિસ્તીઓને કહ્યું, "તમે સાચા ધર્મ પર ચાલવાને બદલે ખોટા માર્ગે ભટકી ગયા છો." સાથે જ તેણે હઝરત ઈસા અલૈહિસ-સલામનો અને આકાશી કિતાબ ઇન્જીલનો ઇન્કાર કરી દીધો.

જવાબમાં નજરાનના ખ્રિસ્તીઓમાંથી એક પાદરીએ યહૂદીઓને કહ્યું, "તમે પોતે ઊલટા રસ્તે ચઢી ગયા છો."સાથે જ તેણે હઝરત મૂસા અલૈહિસ-સલામ અને આકાશી કિતાબ તવરાતનો ઇન્કાર કરી દીધો. અલ્લાહ તઆલાએ બંનેની બોલાબોલીની નકલ કરતાં કુર્આનમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| વ-કાલતિલ-યહૂદુ | અને યહૂદીઓ કહેવા લાગ્યા કે |
| લૈસતિન-નસારા અલા શૈઇંવ- | ખ્રિસ્તીઓ કોઇ સાચા ધર્મ પર નથી |
| -વ-કાલતિન-નસારા | ત્યારે ખ્રિસ્તીઓ બોલ્યા કે |
| લૈસતિલ-યહૂદુ અલા શૈઅ. | યહૂદીઓ કોઇ સત્ય માર્ગ પર નથી. |
| વહુમ યત્લૂ-નલ-કિતાબ. | હાલાં કે તેઓ (પોતપોતાની) કિતાબનું વાંચન કરે છે. |
| કઝાલિક કાલલ-લઝીન લા યઅ-લમૂન | એવી જ રીતે જે કાફિરો કંઇજ જાણતા નથી. તેઓ પણ |
| મિસ્લ કવલિ-હિમ. | એમના જ જેવી વાતો ઉચ્ચારવા લાગી ગયા. |
| ફલ્લાહુ યહકુમુ બૈનહુમ | ત્યારે અલ્લાહ ફેંસલો કરી દેશે એમની વચ્ચે |
| યવમલ-કિયામતિ | કિયામતને દિવસે (તે વાતનો) |
| ફીમા કાનૂ ફીહિ યખ-તલિફૂન. | જેમાં તેઓ પરસ્પર ઝગડતા હતા. [1] |

એટલે દરેક પક્ષ પોતાની આકાશી કિતાબમાં ઊતરેલા સત્યને જૂઠાડવા માટે એકબીજાના ટાંટિયા ખેંચતા હતા. યહૂદીઓ હઝરત ઈસા તથા ઇન્જીલને જૂઠાડતા હતા ત્યારે ખ્રિસ્તીઓ હઝરત મૂસા તથા તવરાતને જૂઠાડતા હતા. એમની દેખાદેખી પથ્થરની મૂર્તિઓની પૂજા કરનારા જાહિલ અરબો પણ એમના જ જેવી વાતો ઉચ્ચારવા લાગી ગયા કે યહૂદીઓ, ખ્રિસ્તીઓ, મુસલમાનો બધા જ જૂઠા છે ફકત અમે જ સાચા રાહ પર છીએ.

યહુદીઓની આકાશી કિતાબ તવરાતમાં હઝરત મૂસાએ યહૂદીઓ કનેથી લીધેલા આ વચનનો ઉલ્લેખ છે કે, "મારા પછી અલ્લાહના નબી ઈસા આવવાના છે. તેમને માનીને તેમની તાબેદારી કરશોને ?" તો યહૂદીઓએ હઝરત મૂસાને વચન આપ્યું હતું કે, "અમે જરૂર ઈસાને માનીને તેમની તાબેદારી કરીશું." આ વચન હઝરત મૂસાએ અલ્લાહના હુકમથી યહૂદીઓ કનેથી લીધું હતું જેનું બયાન તવરાતમાં મવજૂદ છે.

એવી જ રીતે હઝરત ઈસા (અલૈ.) પર ઊતરેલી ઇન્જીલમાં પણ તવરાતને સાચી માનવાનો અને યહૂદીઓએ હઝરત મૂસા (અલૈ.)ને આપેલા વચનનો ઉલ્લેખ છે. પરંતુ હવે બંને પક્ષો એકબીજા સાથે બાખડી પડીને એકબીજાની કિતાબનો ઇન્કાર કરતા હતા અને એકબીજાને જૂઠા ઠરાવી રહ્યા હતા.

અલ્લાહની શાનમાં યહૂદીની ગુસ્તાખી ————યહૂદી પાદરી રાફિઅ બિન હુરૈમલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું, "હે મુહમદ ! જો તમે તમારા દાવા મુજબ સાચા પયગમ્બર છો અને અલ્લાહએ જ તમને મોકલેલા છે તો, તમારા અલ્લાહને કહો કે અમારી આંખ સામે આવી જાય અને અમારી

૧. સૂ-બકરહ પા. ૧ આયત ૧૧૩

રૂબરૂમાં આવીને અમારી સાથે એવી રીતે વાતો કરે કે અમે પોતાના કાને તેને સાંભળી લઈએ અને પોતાની આંખે તેને જોઈ લઈએ.''

એના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી :

| | |
|---|---|
| વ કાલલ-લઝીન લા યઅ-લમૂન | અને કહ્યું એવા લોકોએ જેઓ કશું જ્ઞાન ધરાવતા નથી; |
| લવ લા યુકલ-લિમુ-નલ્લાહુ | કેમ વાતો કરતો નથી અમારી સાથે અલ્લાહ ? |
| અવ-તઅ-તીના આયતુન. | અથવા કેમ મોકલતો નથી અમારી પાસે કોઈ નિશાની ? |
| કઝાલિક કાલલ-લઝીન | એવી જ રીતે કહી દીધી હતી એમનાથી |
| મિન કબ-લિહિમ મિસ્લ કવલિ-હિમ | પહેલાંના લોકોએ પણ એવી વાતો. |
| તશા બહત કુલૂબુ હુમ. | એમના દિલો એકબીજાના જેવાં થઈ ગયાં છે. |
| કદ્ બય-યન-નલ આયાતિ | બેશક અમે તો જાહેર કરી દીધી છે ખુલ્લી નિશાનીઓ |
| લિ-કવમિંય-યૂકિનૂન. | એવા લોકો માટે જેઓ યકીન ધરાવનારા છે. |
| | (બકરહ આયાત ૧૧૮) |

**યહૂદી અને ખ્રિસ્તી બની જવાનું આમંત્રણ** ————અબ્દુલ્લાહ બિન સુરિયા અઅવર ફિત્યૂનીએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહ્યું, ''હે મુહંમદ ! સીધો રાહ તેજ છે જેની ઉપર અમે ચાલીએ છીએ. માટે તમે અમારૂં અનુકરણ કરો, અમારી પેઠે તમે પણ સીધો રાહ મેળવી લેશો.''

તેની વાત સાંભળીને ખ્રિસ્તીઓ બોલ્યા, ''હે મુહંમદ ! સીધો રાહ તે છે જેની ઉપર અમે ચાલીએ છીએ. માટે તમે અમારી પેરવી કરો તો યકીની રીતે સીધો રાહ મેળવી લેશો.''

યહૂદીઓ અને ઈસાઈઓના આ આમંત્રણ વિશે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| વ કાલૂ કૂનૂ હૂદન | અને તેઓ બોલ્યા, યહૂદી બની જાવ |
| અવ નસારા તહ-તદૂ | અથવા નસારા બની જાવ, સીધો રાહ મેળવી લેશો. |
| કુલ બલ મિલ્લત ઈબ્રાહીમ | કહી દો હે નબી ! અમે તો ઈબ્રાહીમના ધર્મ પર છીએ |
| હનીફા [1] | જેઓ જૂઠા ધર્મોને તરછોડનારા એકમાર્ગી હતા. |
| વમા કાના મિનલ-મુશરિકીન- | અને તેઓ મુશરિકોમાંથી નહિ હતા. (બકરહ આ. ૧૩૫) |

અલ્લાહ તઆલાએ આ બાબત અંગે પૂરી વિગત દર્શાવીને પછી ફરમાવી દીધું :

| | |
|---|---|
| તિલ્ક ઉમ્મુતન કદ્ ખલત | આ એક ઉમ્મત હતી જે પસાર થઈ ગઈ. |
| લહા મા કસૂબત . | તેઓ માટે તેઓની કરણી છે, |
| વ લકુમ મા કસબ-તુમ. | અને તમારા માટે તમારી કરણી છે. |
| વલા તુસ-અલૂન | અને તમને નહિ પૂછવામાં આવશે. |
| અમ્મા કાનૂ યઅ-મલૂન | જે કંઈ તેઓએ કરણી કીધી. (બકરહ આયત ૧૪૧) |

૧. હનીફ: જગતના તમામ ખોટા ધર્મોને ધિક્કારીને-તરછોડીને એક અલ્લાહનો બંદો બની જનારને હનીફ કહે છે. એ અરબીના ''હનફ''માંથી નીકળેલો શબ્દ છે જેના અર્થ ખોટા ધર્મને ધિક્કારીને અને તરછોડીને અલ્લાહ તરફ આવી જવું. હનફના મુકાબલામાં ''જનફ'' શબ્દ આવે છે. જેના અર્થ સાચો ધર્મ છોડીને અહીં તહીં ભટકી જવું, આડેઅવળે રસ્તે ચઢી જવું. (કામૂસુલ-કુર્આન પા.૧૯૭) ''હ''

## પ્રકરણ ૮૪

# કિબ્લહની ફેરબદલી અને યહૂદનું કમીનાપણું

યહૂદની હલકટ મનોદશા ● કિબ્લહની ફેરબદલીની તમન્ના ● યહૂદ તરફથી દઅવતે-હકનો જવાબ ● યહૂદની ગુસ્તાખી અને તુમાખી ● હઝરત ઇબ્રાહીમ ન યહૂદી ન ખ્રિસ્તી ● તલબીસુલ-હક્ક-બિલ-બાતિલ.



**યહૂદની હલકટ મનોદશા**————ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમની મદીનહની પધરામણીનો સત્તરમો મહિનો શરૂ થઇ ચૂક્યો હતો અને રજબનો મહિનો ચાલતો હતો ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને અલ્લાહ તરફથી કિબ્લહની ફેરબદલીનો હુકમ મળવા પામ્યો કે હવેથી બૈતુલ-મુકદ્દસને બદલે મક્કહના કઅબહ તરફ મુખ કરીને નમાઝ પઢયા કરો !

આ હુકમની યહૂદીઓને જાણ થતાં જ તેઓના ધર્મ ગુરૂઓ અને અગ્રેસરોમાંથી રિફાઅ બિન કૈસ, કરદુમ બિન અમ્ર, રાફિઅ બિન અબી રાફિઅ, કઅબ બિન અશરફ, એનો હલીફ હજ્જાજ બિન અમ્ર, રબીઅ બિન અબી હુકૈક, એનો ભાઇ કિનાનહ બિન રબીઅ બિન અબી હુકૈક રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને કહેવા લાગ્યા,

''હે મુહંમદ ! આથી પહેલાં તમે જે કિબ્લહ પર હતા તેનાથી ફરી કેમ ગયા ? તમારો તો દાવો છે કે તમે ઇબ્રાહીમી ધર્મને માનનારા છો. માટે તમે અગાઉ જે કિબ્લહ પર હતા તેને જ પાછા અપનાવી લો તો અમે તમારી પયગમ્બરીને માની લઇને તમારા અનુયાયી બની જવા તૈયાર છીએ.''

હકીકતમાં યહૂદીઓનો મકસદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સાચા ધર્મથી ફેરવી નાખવાનો હતો જેથી અલ્લાહ તઆલાએ તેઓની આ શરારત કે બદમાશી વિષે નીચેની આયતો ઉતારી : સ-યકૂલુસ-સુફહાઉ મિનન-નાસિ-મા-વલ્લાહુમ...

> ''લોકોમાંથી ટૂંકી બુધ્ધિના મૂર્ખાઓ જરૂર કહી દેશે કે મુસલમાનોને તેઓના કિબ્લહ———જેની તરફ મોં કરીને તેઓ નમાઝ પઢતા હતા———એટલે બૈતુલ-મુકદ્દસ તરફથી કઇ વસ્તુએ ફેરવી નાખ્યા છે. ?———કહી દો કે મશરિક અને મગરિબ એટલે પૂર્વ અને પશ્ચિમ તો અલ્લાહના જ છે ને ! અલ્લાહ ઇચ્છે તેને સીધા રસ્તાની દોરવણી આપે છે.'' (પારહ ૨ શરૂઆતની આયત)

યહૂદીઓની બંદગીનો કિબ્લો બૈતુલ-મુકદ્દસ તરફ હતો. ઈસ્લામની શરૂઆતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ અલ્લાહના હુકમ મુજબ એજ દિશાએ મુખ કરીને મુસલમાનો સાથે નમાઝ પઢતા

રહ્યા. યહૂદીઓ બહુ ખુશ હતા અને મનમાં મલકાતા હતા કે મઝહબ ભલે એમનો ઈસ્લામ રહ્યો, પણ નમાઝ તો તેઓ, અમારા જ કિબ્લહ તરફ મુખ કરીને પઢે છે. પછી જ્યારે કિબ્લહની ફેરબદલીનો હુકમ મળ્યો અને યહૂદીઓને તેની ખબર પડી તો તેઓ ખૂબ ગુસ્સે થઇ ગયા અને રાતાપીળા થઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ટીકાઓના તીરો વરસાવવા લાગ્યા. ટીકાખોરો બધા યહૂદીઓના મોટા-મોટા પાદરીઓ હતા. તેઓ માટે અલ્લાહ તઆલાએ ''સુ-ફ-હાઅ'' શબ્દ ફરમાવ્યો જે અરબીના ''સફીહ'' શબ્દનું બહુવચન છે. સફીહ શબ્દના અર્થ છે : બેવકૂફ, મૂરખ, નીચ, હલકટ, નાદાન વગેરે.

મતલબ આ કે જયારે બધી દિશાઓ અલ્લાહની જ પૈદા કરેલી છે અને પોતાના કોઇ હુકમમાં ફેરફાર કરવાનો અધિકાર પણ અલ્લાહના જ હાથમાં છે તો અલ્લાહના પયગમ્બર પર ટીકાઓ કરવાનો, યહૂદીઓને કયાંથી અધિકાર મળી ગયો ?———ત્યારે યહૂદીઓ જેવા મૂર્ખાઓ બીજા કોણ હોય શકે ? અસલમાં તેઓની આ એક શરારત કે ચાલબાજી હતી મુસલમાનોમાં ફાટફૂટ નાખવાની. આ કારણે તેઓએ મુસલમાન બની જવાની લાલચ આપી.

પછી એજ આયતમાં ફરમાવ્યું : ''કુલ-લિલ-લાહિલ-મશરિક વલ-મગરિબ.'' કહી દો હે નબી ! કે પૂર્વ અને પશ્ચિમ અલ્લાહના જ છે. એટલે કોઈ દિશાનું નક્કી કરવું તે કોઇ નેકી કે ઈબાદત નથી બલકે અસલ વસ્તુ અલ્લાહના હુકમ સામે માથું નમાવી દેવું અને પોતાની ઈચ્છાને જતી કરીને અલ્લાહની તાબેદારીનો સ્વીકાર કરી લેવો તે અસલ નેકી અને અસલ ઈબાદત છે.

(કિબ્લાની ફેરબદલીનો આ હુકમ સૂરએ-બકરહમાં નાઝિલ કરવામાં આવ્યો છે. એમાં આ બાબતની ચોખવટ કરી દેવામાં આવી છે કે અલ્લાહને કોઇ દિશા સાથે કંઇ લાગતું વળગતું નથી. તે કોઇ દિશા સાથે સંકળાયેલો નથી કે કોઈ દિશામાં બિરાજમાન નથી. તે તો સર્વવ્યાપિ, સર્વશકિતમાન, સર્વજ્ઞાતા તથા આરંભ અને અંતના બંધનથી મુકત છે. બધી દિશાઓ તેણે જ પેદા કરેલી છે. કુર્આનમાં છે : ''વ લિલ-લાહિલ-મશરિકુ વલ મગરિબુ ફ-ઐનમા તુવલ્લૂ ફ સમ્મ વજહુલ્લાહ.'' એટલે મશરિક અને મગરિબ અલ્લાહના જ છે, તો જે તરફ તમે મુખ કરો તેજ તરફ અલ્લાહનું મુખ છે. ''હ'')

ઇબ્ને ઈસ્હાક કહે છે : એ પછીની આયતમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : ''વમા જઅલ-નલ-કિબ્લતલ-લતી કુન્ત અલૈહા...''

> ''હે નબી ! આથી અગાઉ તમે જે કિબ્લહ પર હતા તે તમારા માટે અમે ફકત એટલા માટે મુકર્રર કર્યો હતો કે, પયગમ્બરની તાબેદારી કરનારાને, પયગમ્બરની તાબેદારી નહિ કરનારથી નોખા પાડી દે.''

એટલે ખાનએ-કઅબહ અસલથી જ તમારો કિબ્લહ હતો. બૈતુલ-મુકદ્દસને ટુંક મુદ્દત માટે કિબ્લહ બનાવ્યો તેમાં કસોટી હતી આ વાતની કે કોણ ઈસ્લામને વળગી રહે છે અને કોણ ઈસ્લામથી ફરી જાય છે! કિબ્લહની ફેરબદલીનો હુકમ મળતાં કેટલાક જાહેરી મુસલમાનો ઈસ્લામથી ફરીને પાછા યહૂદ બની ગયા આ રીતે તેઓએ પોતાનું જ નુકસાન કર્યું જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે મક્કમ રહેનારા મુસલમાનોએ કામયાબીના ઊંચા દરજ્જા મેળવી લીધા.

એ પછી અલ્લાહ તઆલા ફરમાવે છે : ''વ ઈન કાનત કબીરતન ઈલ્લા અલલ-લઝીન હદલ્લાહ...''

> ''બેશક કિબ્લહની આ ફેરબદલી બહુ ભારે વાત હતી પણ એવા લોકો માટે ભારે

વાત ન હતી જેઓને અલ્લાહએ સીધો માર્ગ દેખાડી દીધો છે. અને અલ્લાહ એવો નથી કે તમારૂં ઇમાન બરબાદ કરી નાખે. બેશક અલ્લાહ, લોકો પર બહુ માયાળુ અને મોટો દયાળુ છે.''

યહૂદીઓના બધા ધમપછાડા નકામા ગયા તો તેઓએ મુસલમાનોને કહેવા માંડયું કે, ''બૈતુલ-મુકદ્દસ તરફ મુખ કરીને નમાઝ પઢનારાઓમાંથી જેટલા મુસલમાનો વફાત પામી ગયા તેઓની બધી નમાઝો નકામી ગઇ છે.''આ વાત સહાબાએ આપને પૂછી, ''યા રસૂલુલ્લાહ ! જે લોકો વફાત પામી ગયા તેઓની નમાઝોનું શું ? એજ વેળા વહી આવી, ''વ મા કાનલ્લાહુ લિ-યુદીઅ ઇમાનકુમ.'' અલ્લાહ તમારી નમાઝો અને ઇમાનને કદી બરબાદ નહિ થવા દે !

**કિબ્લહની ફેરબદલીની તમન્ના**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હિજરત કરીને મદીનહ પધાર્યા તો સોળ મહિના સુધી અલ્લાહના હુકમ મુજબ બૈતુલ-મુકદ્દસ તરફ મુખ કરીને તમામ મુસલમાનો સાથે નમાઝ પઢતા રહ્યા. પરંતુ આપની દિલી તમન્ના હતી કે મક્કહમાં આવેલું અલ્લાહનું ઘર એટલે કઅબહ શરીફ અમારો કિબ્લહ બની જાય તો કેવું સારૂં ! આ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વારંવાર પોતાનું મુબારક સર આકાશ તરફ ઉઠાવીને એવી આશાએ જોયા કરતા કે, શાયદ અલ્લાહ તરફથી કિબ્લહની ફેરબદલીનો હુકમ મળી જવા પામે !

અલ્લાહ તઆલાએ પોતાના પ્યારા હબીબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ દિલી તમન્ના પૂરી કરી દીધી અને ફરમાવ્યું: ''કદ્ નરા તકલ-લુબ્ વજ્-હિક્ ફિસ-સમાઇ....''

''હે નબી ! અમે આપના મુખનું વારંવાર આકાશ તરફ ઊંચુ થવું જોઇ રહ્યા છીએ, તો આપ રાજી છો એ કિબ્લહ તરફ અમે આપનું મુખ ફેરવી દઇશું. તો હવે નમાઝમાં આપ પોતાનું મુખ મસ્જિદે-હરામ (એટલે કઅબહ) તરફ કરતા રહો. અને હે મુસલમાનો! તમે ગમે ત્યાં હો, તમારાં મુખો (દરેક નમાઝમાં) એજ તરફ કર્યા કરો.''[1]

**યહૂદ તરફથી દઅવતે-હકનો જવાબ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અહલે-કિતાબ યહૂદીઓને ઇસ્લામ-સ્વીકારનું નોતરૂં આપ્યું. સત્યના સ્વીકારની પ્રેરણા આપી. અને અલ્લાહના અઝાબથી ડરાવ્યા તો રાફિઅ બિન ખારિજહ અને માલિક બિન ઔફ કહેવા લાગ્યા, ''હે મુહંમદ ! અમે તમારી વાત માનવાના નથી. અમે તો તેજ ચીલે ચાલીશું જેની ઉપર અમારા બાપદાદા ચાલતા હતા. કેમકે તેઓ અમારા કરતાં વધારે જાણકાર અને અમારાથી વધુ શાણા હતા. અલ્લાહ તઆલાએ તેઓના બોલો આ આયતમાં ટાંકતા ફરમાવ્યું :

| | |
|---|---|
| વ ઇઝા કીલા લહુમુત-તબિઊ | અને જયારે કહેવામાં આવ્યું તેઓને કે અનુકરણ કરો |
| મા અન-ઝલલ-લાહુ | તે કલામનું જે અલ્લાહએ ઉતાર્યું છે. |
| કાલૂ બલ નત-તબિઉ | તેઓ બોલ્યા, ના બલકે અમે તો અનુકરણ કરીશું |
| મા અલફૈના અલૈહિ આબા-અના. | તે વાતોનું જેની ઉપર જોયા અમે અમારા બાપદાદાને. |
| અવલવ કાન આબાઉ-હુમ | ભલેને તેઓના બાપદાદા |
| લા યઅ-કિલૂન શયઅંવ | ન કંઇ અક્કલ ધરાવતા હોય, |
| વલા યહ-તદૂન. | અને ન હિદાયત પામેલા હોય. [2] |

૧. સૂરતુલ-બકરહ પારહ ૨ આયત ૧૪૪ ૨. સૂરતુલ-બકરહ પા. ૨ આ. ૧૭૦

**યહૂદની ગુસ્તાખી અને તુમાખી**————————જંગે-બદ્રમાં અલ્લાહ તઆલાએ મુસલમાનોને ફતેહમંદી આપી અને કુરૈશને માથે મુસીબતનો ડુંગર તૂટી પડ્યો તો લડાઈના મેદાનમાંથી મદીનહ આવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ યહૂદીઓને બનૂ કૈનુકાઅના બજારમાં ભેગા કરીને ફરમાવ્યું:

| | |
|---|---|
| યા મઅશર યહૂદ ! અસલિમૂ | હે યહૂદની જમાઅત ! મુસલમાન બની જાવ, |
| કબ્લ અંય-યુસીબ-કુમુલ્લાહુ | એથી પહેલાં કે અલ્લાહ તમને મુસીબતમાં નાખી દે; |
| બિ-મિસ્લિ મા અસાબ બિહી કુરૈશન. | જેવી મુસીબતમાં તેણે કુરૈશને નાખી દીધા. |

આ સાંભળીને યહૂદીઓએ પડકાર ફેંક્યો, "હે મુહંમદ ! એવી તુમાખીમાં ન રહેજો કે કુરૈશના અમુક માણસોને તમે મારી નાખ્યા તેથી અમે ડરી જઈશું ! કુરૈશ બિનઅનભુવી હતા. યુધ્ધની કળાથી અજ્ઞાત હતા. તેઓને તમે પછાડી નાખ્યા. વલ્લાહ ! અમારી સાથે જંગ કરશો તો ખબર પડી જશે કે જંગ કોને કહે છે. અમે તેઓથી નોખા અને પંકાયેલા યુધ્ધવીરો છીએ. ત્યારે તમે પણ કહી ઊઠશો કે લ્યો, આ તો માથાના મળ્યા !"

એના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "કુલ-લિલ-લઝીન કફરૂ સ-તુગ-લબૂન...."

"હે નબી ! કહી દો તે લોકોને જેઓએ કુફ્ર કર્યો કે, બહુ જ જલદી તમને પરાજિત કરી નાખવામાં આવશે અને ભેગા કરી દેવામાં આવશે જહન્નમ તરફ જે બહુ બુરૂં ઠેકાણું છે."[1]

**યહૂદ સાથે વિવાદ**————————એક દિવસ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ યહૂદીઓની દર્સગાહ (મદરસા)માં તશરીફ લઈ ગયા. આ તેઓની વિદ્યાપીઠ હતી જેમાં તવરાતનું શિક્ષણ આપવામાં આવતું હતું. શિક્ષકો ઉપરાંત કેટલાક યહુદી અગ્રેસરો પણ ત્યાં હાજર હતા. આપે તેઓને અલ્લાહના દીન તરફ આવવાનું આમંત્રણ આપ્યું તો નુઅમાન બિન અમ્ર અને હારિસ બિન ઝૈદે આપને સવાલ કર્યો, "હે મુહંમદ ! તમે કયા ધર્મ પર છો ?"

આપે ફરમાવ્યું, "અલા મિલ્લતે ઈબ્રાહીમ વ દીનિહી." હું ઈબ્રાહીમની મિલ્લત અને તેમના દીન પર છું."

તેઓ બોલ્યા, "ઈબ્રાહીમ તો યહુદી હતા.

આપે ફરમાવ્યું, "ફ-હલ્લમુ ઈલત-તવરાત ફ-હિય બૈનના વ બૈનકુમ." વારૂ ત્યારે લાવો તવરાત મારી સામે. તે અમારી અને તમારી વચ્ચે ફેસલો કરી દેશે.

તેઓએ તવરાત લાવવાનો ઈન્કાર કરી દીધો. અલ્લાહ તઆલાએ તેઓ વિષે આ આયત નાઝિલ કરી: "અલમ તર ઈલલ-લઝીન ઊતૂ નસીબમ મિનલ કિતાબ......"

"હે નબી ! શું તમે એ લોકોની હાલત નહિ જોઈ જેઓને કિતાબમાંથી અમુક ભાગ આપવામાં આવ્યો છે. તેઓને અલ્લાહની [illegible] તરફ બોલાવવામાં આવે [illegible] તેઓની વચ્ચે ફેસલો કરે દે. છતાં તેઓ [illegible] જુથ મોઢું ફેરવી [illegible] છે અને [illegible] મોઢું ફેરવી લેનારા."[2]

---

1. સૂરએ-આલે-ઈમ્રાન પા. ૩ રુ. ૧૨ 2. સૂરએ-આલે ઈમ્રાન પા. ૩ રુ. ૨૩

**હઝરત ઇબ્રાહીમ ન યહૂદી ન ખ્રિસ્તી** ―――――યહૂદના પાદરીઓ અને નજરાનના ખ્રિસ્તીઓ જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની રૂબરૂમાં હાજર થઈને આપસમાં ઝઘડવા લાગ્યા તો યહૂદી પાદરીઓ બોલ્યા, "ઇબ્રાહીમ તો યહૂદી હતા."

જવાબમાં નજરાનના ખ્રિસ્તીઓ બોલ્યા, "ના ઇબ્રાહીમ તો ખ્રિસ્તી હતા."

અલ્લાહ તઆલાએ એમના સંબંધી આ આયત ઉતારી : "કુલ યા અહલલ-કિતાબિ લિમ્ તુહાજ્જૂન ફી ઇબ્રાહીમ....."

> "હે નબી! કહી દો, હે અહલે-કિતાબ ! તમે ઇબ્રાહીમની બાબતમાં શું કામ ઝઘડો કરો છો; જો કે તવરાત અને ઇન્જીલ તો એ પછી ઉતારવામાં આવી છે. એમ છતાં તમે કંઈ અક્કલ ધરાવતા નથી." [1]

એ પછીની આયતમાં ફરમાવ્યું : મા કાન્ ઇબ્રાહીમુ યહૂદીય-યંવ વલા નસરા-નિય્યા.....

> "ઇબ્રાહીમ ન યહુદી હતા ન નસારા હતા બલકે તેઓ તો "હનીફ-મુસ્લિમ" હતા. (એટલે તમામ લેભાગુ ભગવાનોને તરછોડીને એક અલ્લાહની તાબેદારી કરનારા બંદા હતા.) અને તેઓ મુશરિકોમાંથી પણ ન હતા."

**તલબીસુલ-હક્ક બિલ-બાતિલ** ―――――એક વેળા અબ્દુલ્લાહ બિન સૈફ, અદી બિન ઝૈદ અને હારિસ બિન ઔફ આ ત્રણ યહૂદી પ્રપંચીઓએ આપસમાં સલાહ કરીને એવું ઠરાવ્યું કે, મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર અલ્લાહ તરફથી જે કંઈ ઊતરે છે, સવારે તેને માની લેવું અને સાંજે તેનો ઇન્કાર કરી દેવો! એટલે સવારે મુસલમાન બની જવું અને સાંજે છડેચોક તેનો ઇન્કાર કરીને કહી દેવું કે મુહંમદના મઝહબમાં મઝા જેવું કંઈ નથી.

આ નીતિ અપનાવવાથી તેઓનો હેતુ એવો હતો કે મુસલમાનોના દિલોમાં પણ કુર્આન અને ઇસ્લામ પ્રત્યે શંકા-કુશંકાઓ જન્મ પામતાં તેઓનું ઇમાન પણ ડગમગી જશે અને તેઓ પણ આપણી પેઠે ઇસ્લામથી ફરી જશે. એમના સંબંધી અલ્લાહ તઆલાએ આ આયતો ઉતારી : "યા અહલલ-કિતાબિ લિમ્ તલ-બિસૂનલ-હક્ક બિલ-બાતિલ...."

> "હે અહલે-કિતાબ ! તમે હક સાથે બાતિલને કેમ ભેળસેળ કરી દો છો ? તમે જાણીબૂઝીને સત્યને કેમ છુપાવો છો ? અને અહલે-કિતાબની એક ટોળીએ કહ્યું કે, જે લોકો ઇમાન લાવ્યા છે, તેઓ પર જે વસ્તુ ઉતારવામાં આવી છે, તેને દિવસના આગલા ભાગમાં માની લો અને દિવસના છેલ્લા ભાગમાં તેનો ઇન્કાર કરી દો; કદાચ તેઓ પણ પોતાના ઇસ્લામથી ફરી જાય !"

સૂરએ-આલે-ઇમ્રાન પારહ ૩ આયત ૭૧-૭૨)

---

૧. હવાલો ઉપર મુજબ આયત ૬૫

## પ્રકરણ ૮૫

# યહૂદીઓની ફિત્નાખોરી અને ફાટફૂટના કાવાદાવા

યહૂદ અને નસારાના શયતાની વસવસા • અન્સારમાં ફાટફૂટ નાખવાની કોશિશ • ઔસ અને ખઝરજનું રમખાણ • મુસલમાનો પર યહૂદના આક્ષેપો • યહૂદીઓ સાથે રાઝદારીની મનાઈ • ફખ્ખાસની ગુસ્તાખી અલ્લાહની શાનમાં • ફખ્ખાસની ગુસ્તાખીનો જવાબ • ફખ્ખાસની ફરિયાદ દરબારે-રસૂલમાં • કુર્આનની ગવાહી.

**યહૂદ અને નસારાના શયતાની વસવસા**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : યહૂદીઓના પાદરીઓ અને નજરાનના ખ્રિસ્તીઓ જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની રૂબરૂમાં હાજર થઈને આપસમાં ઝઘડવા લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બંને પક્ષના લોકોને ઇસ્લામ સ્વીકારી લેવાનું આમંત્રણ આપ્યું, જેને સાંભળીને અબૂ નાસિર કુરઝી નામનો યહૂદી પાદરી તડૂકી ઊઠયો, ''હે મુહંમદ ! તમે શું એમ ચાહો છો કે જેવી રીતે ખ્રિસ્તીઓ ઈસા બિન મરયમની પુજા કરે છે, અમે પણ તમારી પૂજા કરવા લાગીએ?''

આ સાંભળીને નજરાનનો રિબ્બીસ નામે [1] ખ્રિસ્તી બોલી ઊઠયો, ''હે મુહંમદ ! શું ખરેખર તમે એમ જ ચાહો છો ? શું અમે અલ્લાહને છોડીને તમારી પૂજા કરીએ ?''

જવાબમાં આપે બહુ ઠાવકાઈ અને ગંભીરતાથી ફરમાવ્યું :

| | |
|---|---|
| મઆઝલ-લાહિ | હું અલ્લાહની પનાહ માગું છું આ વાતથી કે |
| અન અઅબુદ ગયરલ-લાહિ | અલ્લાહને છોડીને કોઈ બીજાની પૂજા કરૂં |
| અવ અમુર બિ-ઇબાદતિ ગયરિહી. | અથવા તેના સિવાય કોઈ બીજાની પૂજાનો હુકમ આપું. |
| ફમા બિ-ઝાલિક બઅથ-નિયલ્લાહુ | ન અલ્લાહએ મને એનું શિક્ષણ આપીને મોકલ્યો છે. |
| વ લા અ-મ-ર-ની- | અને ન મને એનો હુકમ ફરમાવ્યો છે. |

અલ્લાહ તઆલાએ બંને પક્ષના આક્ષેપોની નોંધ લેતાં ફરમાવ્યું : મા કાન લિ-બશરિન અંય-યુઅતિ-યહુલ-લાહુલ-કિતાબ વલ-હુકમ વન-નુબુવ્વહ......

''કોઈ વાત કોઈ ઇન્સાનને છાજે નહિ કે અલ્લાહ તેને કિતાબ, હિકમત અને પયગમ્બરી આપે, પછી તે લોકોને આમ કહે કે અલ્લાહને છોડીને તમે મારા પૂજારી બની જાવ.....''[2]

---

૧. કેટલીક રિવાયતોમાં એનું નામ ''અર-રીસ''અને ''અર-રઈસ'' તરીકે આવ્યું છે.

૨. આલે-ઇમ્રાન પારા ૩ આયત ૭૯

એ પછીની આયતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :

| | |
|---|---|
| વલા યઅમુર્ કુમ અન તત-તખિઝૂલ | અને તે હુકમ નહિ આપશે તમને કે બનાવી લો, |
| મલાઇકતા વન-નબીય્યીન અરબાબા. | તમે ફરિશ્તાઓ અને નબીયોને પોતાના ભગવાન. |
| અયઅ-મુરુકુમ બિલ-કુફરિ | શું તે હુકમ આપશે તમને કુફ્રનો ? |
| બઅદ ઈઝ અન્તુમ મુસ્લિમૂન. | જ્યારે કે તમે બની ચૂક્યા છો મુસલમાન. |

(આલે-ઇમ્રાન પા. ૩ આ. ૮૦)

**અન્સારમાં ફાટફૂટ નાખવાની કોશિશ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : યહૂદીઓમાં શાસ બિન કૈસ નામે એક ખર્રાટ-ખખડધજ બુઢ્ઢો તમામ કાફિરો અને ફિતૂરીઓનો ઉસ્તાદ ગણાતો હતો. મુસલમાનો પ્રત્યે સખત કીનો, હસદ અને અદાવત ધરાવતો હતો. એક વેળા તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાની મજલિસ પાસેથી પસાર થયો. જોયું તો ઔસ અને ખઝરજના મુસલમાનો આપસમાં બેસીને પ્રેમથી વાતો કરી રહ્યા હતા. હાલાં કે ઇસ્લામ પૂર્વે જાહિલિયતના જમાનામાં તેઓ એકમેકના કટ્ટર દુશ્મન હતા. હવે ઇસ્લામની બરકતથી તેઓ વચ્ચે માયા, મહબ્બત અને પ્રેમના ખુશગવાર સંબંધો કાયમ થઇ ગયા હતા. તેઓ સાચા અર્થોમાં એકબીજાના ભાઇ-ભાઇ બની ગયા હતા. સંપ, સંગઠન અને પ્રેમનું આ દ્રશ્ય જોઇને મેલા મનનો બુઢ્ઢો માથાથી પગ સુધી સળગી ઊઠયો અને મનોમન બબડી ઊઠયો, ''બનૂ કીલહના સરદારો હવે આ શહેરમાં સંપથી હળીમળી ગયા છે. વલ્લાહ ! એમના સંપ અને સંગઠનથી મારા મનને કદી શાંતિ મળવાની નથી!''

એજ વેળા તેણે યહૂદીના એક ચબરાક જવાનને ઇશારાથી બોલાવ્યો અને તેને પાણી ચઢાવતાં દાંત કચકચાવીને કહ્યું, ''બેટા ! જો તો ખરો ત્યાં શું ચાલી રહ્યું છે. જરા ત્યાં જઇને તેઓની ખબર તો લઇ નાખ. સાંભળ, મજલિસમાં જઇને તેઓની સાથે ભળી જજે. તેઓની વાતચીતમાં ટાપસી પૂરજે. પછી ચાલાકીથી ''જંગે-બુઆસ''ની ચિણગારી ચાંપી દેજે અને શાઇરોએ એ યુધ્ધ વિષે રચેલાં કાવ્યો લલકારજે.''

જંગે-બુઆસ તે ભીષણ યુધ્ધ હતું જે થોડાં વરસો પૂર્વે ઔસ અને ખઝરજના કબીલાઓ વચ્ચે ખેલાયું હતું. આ ખૂંખાર યુધ્ધમાં ઔસના કબીલાએ ખઝરજ પર વિજય મેળવ્યો હતો. તે વેળા ઔસનો સરદાર અબૂ ઉસૈદ બિન હુદૈર બિન સમ્માક અશહલી હતો અને ખઝરજનો સરદાર અમ્ર બિન નુઅમાન બયાદી હતો. બંને નામચીન સરદારો આ યુધ્ધમાં માર્યા ગયા હતા.

**ઔસ અને ખઝરજનું રમખાણ**————ઇબ્ને ઇસ્હાક કહે છેઃ પેલા યહૂદી જવાને બુઢ્ઢા શાસના કહેવા મુજબ કર્યું. ચાલાકીથી મજલિસમાં ભળી જઇને જંગે-બુઆસની ચિણગારી ચાંપી દીધી. જોતજોતામાં ઔસ અને ખઝરજ વચ્ચે તુંતુંકાર થવા લાગ્યો. જીભાજોડીના ઘર્ષણથી શરૂઆત થઇ તો વંશ અને ખાનદાનના ગર્વની ચડસા-ચડસીનો સિલસિલો ચાલ્યો અને મામલો ત્યાં સુધી લંબાયો કે બંને કબીલામાંથી એકેક માણસ એકબીજા પર છલાંગ મારવા તૈયાર થયો.

ઔસના કબીલામાંથી બનૂ હારિસ બિન હારિસનો માણસ જેનું નામ ઔસ બિન કૈઝી હતું તથા ખઝરજમાંથી બનૂ સાલિમનો માણસ જબ્બાર બિન સખ્ર બંને એકબીજા સાથે બાખડી પડયા. એકે બીજાને પડકાર ફેંકયોઃ ''મર્દબચ્ચો હોય તો નીકળ મેદાનમાં ખાંડાના ખેલ માટે !''

સારાંશ કે બંને કબીલાના મુસલમાનો ગુસ્સાથી ગાંડાતૂર બનીને એકબીજા પર તૂટી પડવા તૈયાર થયા અને લલકારી ઊઠયાઃ ''ચાલો પેલી કાળી પથરાળી ભૂમિના મેદાનમાં, ત્યાં જઇને તલવારનું પાણી બતાવી દઇએ !''

પછી તો હથિયારો લાવો ! હથિયારો લાવો !ની બૂમાબૂમથી વાતાવરણ ગાજી રહ્યું અને બંને પક્ષોમાં કાળી ભૂમિના મેદાન તરફ જવાની નાસભાગ મચી રહી.

આ સમાચાર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને મળ્યા તો એજ પળે મુહાજિર સહાબાની એક જમાઅત સાથે આપ ત્યાં પધાર્યા અને તેઓને ઉદ્દેશીને આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| યા મઅશરલ-મુસ્લિમીન ! | હે મુસલમાનોની જમાઅત ! |
| અલ્લાહ ! અલ્લાહ ! | અલ્લાહથી ડરો અલ્લાહથી ડરો. |
| અ બિ-અદવલ-જાહિલિય્યહ. | શું જાહિલિયતના દાવા પર એકમેક સાથે બાખડો છો ? |
| વ અન્ બૈન અઝહુરિ-કુમ. | જો કે હું તમારી વચ્ચે મવજૂદ છું ; |
| બઅદ અન હદા-કુમુલ્લાહ | એ પછી કે હિદાયત આપી તમને અલ્લાહએ; |
| લિલ-ઇસ્લામ, | ઇસ્લામ કબૂલ કરી લેવાની ! |
| વ અકરમ્ કુમ બિહી, | અને પ્રતિષ્ઠા આપી તમને ઇસ્લામના પ્રતાપે ! |
| વ કતઅ બિહી અન્કુમ, | અને છોડાવી દીધી તમારાથી ઇસ્લામના પ્રતાપે ; |
| અમ્રલ-જાહિલિય્યહ. | જાહિલિયતની તમામ બુરાઇઓ ! |
| વ અસ્તન-ફઝકુમ બિહી મિનલ-કુફ્ર | અને મુકિત અપાવી કુફ્રથી ઇસ્લામના પ્રતાપે ! |
| વ અલ્લફ બિહી બૈનકુમ. | અને પ્રેમની લાગણી જન્માવી તમારામાં ઇસ્લામના પ્રતાપે ! |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મીઠા કપકાના આ નૂરાની બોલો સાંભળતાં જ તેઓની આંખો ખુલી ગઇ. તેઓના હોશ ઠેકાણે આવી ગયા અને તેઓ સમજી ગયા કે, આ એક શયતાની વસવસાનો વંટોળ હતો અને દુશ્મનની એક ચાલ હતી જેમાં અમે સપડાઇ ગયા. એજ વેળા તેઓ પોકેપોક રડી ઊઠયા અને એકબીજાને ગળે લાગી ગયા. આ રીતે ઔસ અને ખઝરજના લોકોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાનને માથે ચઢાવીને આપની સામે પોતાની ગરદનો ઝુકાવી દીધી અને આપના સંગાથે ત્યાંથી ચાલ્યા આવ્યા.

અલ્લાહના દુશ્મન શાસ બિન કૈસની નાપાક ચાલથી જે વંટોળ ઊઠયો હતો અને જે આગ ભડકી ઊઠી હતી, અલ્લાહ તઆલાએ પોતાની રહમતના પાણીથી તેને બુઝાવી દીધી અને તેની આ ચાલબાજી વિષે ફરમાવ્યુંઃ ''કુલ યા અહલલ કિતાબિ લિમા તકફુરૂન બિ-આયાતિલ્લાહ...''

''કહી દો હે નબી ! કે હે અહલે-કિતાબ ! અલ્લાહની આયતોનો તમે કેમ ઇન્કાર કરો છો ? હાલાં કે અલ્લાહ જોઇ રહ્યાં છે તે કામો જે તમે કરી રહ્યા છો. હે અહલે-કિતાબ ! જે લોકો ઇમાન લઇ આવ્યા છે તેઓને તમે અલ્લાહના રસ્તાથી કેમ ફેરવી રહ્યા છો ? તેઓને તમે ઉલટા માર્ગે ચલાવવા ચાહો છો જો કે તમે ગવાહ છો અને જે

કામો તમે કરી રહ્યા છો અલ્લાહ તેનાથી ગાફિલ નથી....[1]

ઔસ બિન કૈઝી, જબ્બાર બિન સખ્ર અને એમની ટોળકીના યહૂદી મુનાફિકોની શરારતખોરી તથા શાસ બિન કૈસ જેવા ફાંટાબાજ યહૂદી બુઢ્ઢાની ફિત્નાખોરી——જોગે જંગે બુઆસની જૂની વાતોની ચિનગારી ચાંપીને મુસલમાનોને આપસમાં લડાવી મારવાની નાપાક કોશિશ કરી હતી.——અંગે અલ્લાહ તઆલાએ આ આયતો નાઝિલ ફરમાવી : ''યા ઐયુહલ-લઝીન આમનૂ ઇન તુતીઊ ફરીકમ મિનલ-લઝીન ઊતુલ-કિતાબ.....''

''હે મુસલમાન બનેલા લોકો ! જે લોકોને કિતાબ આપવામાં આવી છે (એટલે યહૂદીઓ) માંથી જો તમે કોઇ ટોળકીની વાત માનશો તો તેઓ તમને તમારા ઇમાન પછી પાછા કુફ્રની હાલતમાં પલટાવી નાખશે અને તમે કુફ્ર કેવી રીતે ગ્રહણ કરી શકો છો જયારે કે તમારી સામે અલ્લાહની આયતો પઢવામાં આવે છે અને તમારામાં તેનો રસૂલ મવજૂદ છે ?......હે મુસલમાન બનેલા લોકો ! તમે અલ્લાહથી એવી રીતે ડરો જેવી રીતે તેનાથી ડરવાનો હક છે અને તમે મરણ પામો તો માત્ર મુસલમાન તરીકે જ મરણ પામજો.''

**મુસલમાનો પર યહૂદના આક્ષેપો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : યહૂદીઓના પંકાયેલા ધર્મગુરૂઓમાંથી હઝરત અબ્દુલ્લાહ બિન સલામ, હઝરત સઅલબા બિન સઇદ, એના ભાઇ હઝરત ઉસૈદ બિન સઇદ, હઝરત અસદ બિન ઉબૈદ અને એમના બીજા યહૂદી સાથીઓ ઇમાન લાવીને ઇસ્લામ પર મક્કમ બની ગયા તો યહૂદી ધર્મગુરૂઓમાંથી જે કટ્ટર કાફિરો હતા તેઓ કહેવા લાગ્યા કે, ''મુહંમદ પર ઇમાન લાવનારા આ માણસો અમારી કૌમના સૌથી હલકટ અને નીચ માણસો હતા. અગર તેઓ કોઇ આબરૂદાર કે ખાનદાની ગૃહસ્થ હોત તો કદી બાપદાદાનો ધર્મ છોડીને વટલાઇ નહિ જાત !'' અલ્લાહ તઆલાએ એમના આ કથન વિશે આ આયત ઉતારી : ''લયસૂ સવાઅમ મિન અહલિલ-કિતાબિ ઉમ્મતુન કાઇમહ....''

''બધાની હાલત એકસરખી નથી. અહલે-કિતાબનું એક જૂથ એવું પણ છે જે સીધા રસ્તા પર મક્કમ છે. એ લોકો અલ્લાહની આયતો રાતના સમયોમાં પઢતા રહે છે અને સિજદહ કરતા રહે છે અને અલ્લાહ પર તથા આખિરતના દિવસ પર ઇમાન ધરાવે છે અને નેક કામોનો હુકમ આપે છે અને બુરાં કામોથી અટકાવે છે અને નેકીના કામોમાં એકબીજાને ટપી જવાની કોશિશ કરે છે અને એજ લોકો નેક લોકોમાંથી છે ''[2]

**યહૂદીઓ સાથે રાઝદારીની મનાઇ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મદીનહમાં યહૂદીઓ અને મુસલમાનો વચ્ચે મેલજોલ હોવાથી બંનેના વહેવારૂ અને સામાજિક સંબંધો હતા. એકબીજાના પાડોશમાં વસેલા હોવાથી જહાલતકાળમાં તેઓ એકમેક સાથે કરારોથી પણ જોડાયેલા હતા. યહૂદીઓની દુશ્મની જાહેર થવા બાદ અલ્લાહ તઆલાએ તેઓની સાથે દોસ્તી નહિ રાખવાની અને તેઓની આગળ પોતાના ભેદો જાહેર નહિ કરવા ! ચેતવણી રૂપે આ આયત નાઝિલ કરી : યા ઐયુહલ-લઝીન આમનૂ લા તત-તખિઝૂ બિતા-નતમ મિન દૂનિકુમ....

---

૧. આલે-ઇમ્રાન પારહ ૩ આયત ૯૯ ૨. આલે-ઇમ્રાન પા. ૪ આ. ૧૧૩-૧૧૪

"હે મુસલમાનો ! તમે પોતાનાં લોકો સિવાય બીજાઓને રાઝદાર ન બનાવો. તેઓ તમારી તબાહીમાં કંઈ કચાશ રાખતા નથી. તમે દુખી થઈ જાવ એવું તેઓ ચાહે છે. તેઓની વાતોથી જ દુશ્મની જાહેર થઈ રહી છે......

"સાંભળો ! તમે લોકો તો તેઓને દોસ્ત ગણો છો પણ તેઓ તમને દોસ્ત ગણતા નથી. વળી તમે બધી જ આકાશી કિતાબોને માનો છો (પણ તેઓ તમારી કિતાબને માનતા નથી) અને એ લોકો જ્યારે તમને મળે છે તો કહે છે, અમે તો મુસલમાન છીએ. પણ જ્યારે એકાંતમાં હોય છે તો તમારા ઉપર ક્રોધથી પોતાના આંગળાં કરડે છે. કહી દો, હે નબી ! કે મરો તમે તમારા જ ક્રોધમાં!"[1]

**ફખ્ખાસની ગુસ્તાખી અલ્લાહની શાનમાં** ————ઈબ્ને ઈસ્હાક કહે છે : એક વેળા હઝરત અબૂબક્ર સિદ્દીક ઈસ્લામની તબલીગ માટે યહૂદીઓના મઝહબી મદરસામાં તશરીફ લઈ ગયા. આ મદરસો તેઓની મઝહબી તઅલીમનું મુખ્ય મરકઝ હતું. એમાં તેઓની આકાશી કિતાબ ઉપરાંત ધાર્મિક વિષયોનું શિક્ષણ આપવામાં આવતું હતું. હઝરત અબૂબક્રે જોયું કે કેટલાક પાદરીઓ અને યહુદી સમાજના અગ્રેસરો એક ધર્માત્માની તહેનાતમાં બા-અદબ બેઠેલા છે. આ ધર્માત્માનું નામ ફખ્ખાસ હતું. યહૂદી આલિમો, પંડિતો અને ધર્મજ્ઞાનીઓમાં આ ધર્માત્મા મોખરેનું સ્થાન ધરાવતા હતા અને આકાશી કિતાબ તવરાતના મહાજ્ઞાની તથા તેના રહસ્યોના પ્રખર અભ્યાસીઓમાંથી હતા. એમની જોડે અશયઅ નામના બીજા એક ધર્માત્મા પણ ત્યાં બિરાજમાન હતા.

હઝરત અબૂબક્રે વાતચીતનો આરંભ કરતાં મહાત્મા ફખ્ખાસને સંબોધીને ફરમાવ્યું, "હે ફખ્ખાસ ! તમે તવરાતના મોટા આલિમ છો. આકાશી ઉલૂમના નિષ્ણાતોમાંથી છો. યહૂદી ધર્મની પૂરી માહિતી ધરાવો છો. મારી વિનંતી છે કે તમે અલ્લાહથી ડરો અને તવરાતના હુકમ મુજબ ઈસ્લામ કબૂલ કરી લો. કેમકે તમે યકીની રીતે જાણો છો કે મુહંમદ અલ્લાહના રસૂલ છે અને અલ્લાહ તરફથી ઈસ્લામ નામે સત્યધર્મ લઈને પધારેલા છે જેનું બયાન તમે તવરાત અને ઈન્જીલમાં વાંચતા રહો છો."

પોતાના યહૂદી ધર્મને મુકાબલે ઈસ્લામનું નામ સાંભળીને ફખ્ખાસ મહાત્મા ચીડાઈ ગયા. ખિજાઈને આવેશથી બોલ્યા, "વલ્લાહ હે અબૂબક્ર ! સાચું કહી દઉં તમને ? સાંભળવું છે તમારે ? સાંભળો:

"અમે અલ્લાહના ગરજવાન નથી, અલ્લાહ અમારો ગરજવાન છે. અમે અલ્લાહને કરગરતા નથી, અલ્લાહ અમને કરગરે છે. અમે અલ્લાહની પરવા નથી કરતા નથી, અલ્લાહ અમારી પરવા કરે છે. જો અલ્લાહ અમારાથી બેપરવા હોત તો અમારા રૂપિયા-પૈસા અને અમારો માલ-સામાન કરજ તરીકે નહિ માગતે જેમકે તમારા દોસ્ત મુહંમદના કહેવા મુજબ અલ્લાહ આપણને તો વ્યાજ લેવાની ના પાડે છે પણ અલ્લાહ પોતે આપણને વ્યાજ આપવાનું વચન આપે છે. [2] જો અલ્લાહ બેપરવા હોત તો આપણને શા માટે વ્યાજ આપતે ? માલૂમ પડ્યું કે અલ્લાહ ફકીર છે અને આપણે ગની છીએ."

---

૧. આલે-ઇમ્રાન પારહ ૪ આયત ૧૧૮-૧૧૯

૨. ઇશારો છે આ આયત તરફ : મન ઝલ્લઝી યુક-રિદુલ્લાહ કર્દન હસના... કોણ છે જે અલ્લાહને કરઝે-હસના આપે? "હ"

**ફખ્ખાસની ગુસ્તાખીનો જવાબ**————રાવીનું બયાન છે : અલ્લાહ જલ્લે શાનુહુની શાને-આલીમાં ફખ્ખાસની આ ગુસ્તાખી ભરેલી વાતો સાંભળીને હઝરત અબૂબક્રને અલ્લાહ વાસ્તે ગુસ્સો આવી ગયો. કોઇથી ડર્યા નહિ અને તરત તેના મોઢા પર એક લપડાક લગાવી દીધી. અને ફરમાવ્યું, ''સોગંદ છે તે અલ્લાહના જેના હાથમાં મારી જાન છે, અગર તમારી યહૂદ કૌમ સાથે અમારા સુલેહશાંતિના કરાર ન હોત તો હે ફખ્ખાસ ! હે અલ્લાહના દુશ્મન ! હું અબઘડી તારૂં મસ્તક તારા ધડથી છૂટું કરી દેત !''

**ફખ્ખાસની ફરિયાદ દરબારે-રસૂલમાં**————રાવીનું બયાન છે : કરારનામાની રૂએ ત્યાં બેઠેલા ગૃહસ્થોમાંથી કોઇ કંઇ બોલ્યું નહિ. તઅજ્જુબથી બધા એકબીજાનું મોં જોતા રહી ગયા. જાણતા હતા મામલો આગળ વધે તો શું અંજામ આવશે ? ખુદ તેઓને પણ અલ્લાહની શાનમાં પોતાના માણસની આ ગુસ્તાખી ગમી ન હતી. આ જોઇને ફખ્ખાસ પાદરી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં દોડી ગયો અને ફરિયાદ રજૂ કરતાં બોલ્યો,

''હે મુહંમદ ! જુઓ, તમારા મિત્રે મને નાહક તમાચો મારી દીધો. હવે એનો ઇન્સાફ કરો,''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂબક્રને પૂછયું, ''મા હમલક અલા મા સનઅ-ત્ ?'' તમે જે પગલું લીધું તેનું કારણ શું બન્યું ?

''હે અલ્લાહના રસૂલ !'' હઝરત અબૂબક્રે અરજ કરી, ''અલ્લાહના આ દુશ્મને અલ્લાહ તઆલાની શાનમાં ગુસ્તાખી કીધી, તુમાખી ભર્યા શબ્દો ઉચ્ચાર્યા. અલ્લાહ જલ્લે શાનહૂની પવિત્ર જાતનું અપમાન કર્યું. એણે દાવો કર્યો કે એને અલ્લાહની કોઇ જરૂર નથી પણ અલ્લાહને એની જરૂર છે. એ અલ્લાહને કાલાવાલા કરતો નથી પણ અલ્લાહ એને કાલાવાલા કરે છે. અલ્લાહએ વ્યાજ હરામ કર્યું પણ અલ્લાહ પોતે એને વ્યાજ આપે છે. અલ્લાહને રૂપિયા પૈસાની જરૂર હોવાથી તે એની પાસેથી કરજ માગે છે. જેથી એનું કહેવું છેકે અલ્લાહ તો ફકીર છે અને એ પોતે ગની છે. એની આ ગુસ્તાખીથી યા રસૂલુલ્લાહ ! મને અલ્લાહને ખાતર ગુસ્સો આવી ગયો અને મેં એના મોં પર લપડાક મારી દીધી.''

આ સાંભળીને ફખ્ખાસ પોતાની વાતોથી ફરી ગયો અને ધરાર ઇન્કાર કરતાં બોલ્યો, ''હે મુહંમદ ! હું આવું કશું બોલ્યો જ નથી.''

**કુર્આનની ગવાહી**————ફખ્ખાસના ઇન્કારથી હઝરત અબૂબક્ર જૂઠા ઠરતા હતા. એજ વેળા આકાશથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર વહી ઊતરી અને અલ્લાહ તઆલાએ હઝરત અબૂબક્રની સચ્ચાઇનું સમર્થન કરીને ફખ્ખાસનું જૂઠાણું જાહેર કરી દેતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| લકદ્ સમિઅલ્લાહુ કવલલ-લઝીન | બેશક અલ્લાહએ સાંભળી લીધી વાત એવા લોકોની |
| કાલૂ ઇન્નલ્લાહ ફકીરુંવ | જેઓએ કહી દીધું કે અલ્લાહ તો ફકીર છે |
| વ નહનુ અગ-નિયાઅ. | અને અમે ગની છીએ. |
| સ-નકતુબુ મા કાલૂ.... | તેઓ જે કંઇ બોલ્યા તે અલ્લાહએ લખી લીધું. [1] |

આ મામલાની જે વાત પર હઝરત અબૂબક્રને ગુસ્સો આવી ગયો તેના સંબંધી ફરમાવ્યું : વ-લ-તસ-

૧. આલે-ઇમ્રાન પારહ ૪ આયત ૧૮૧

મઉન્ન મિનલ-લઝીન ઊતૂલ-કિતાબ મિન કબ્લિ-કુમ.....

> "તમારાથી પહેલાં જે લોકોને આકાશી કિતાબ આપવમાં આવી અને જે લોકોએ અલ્લાહ સાથે શિર્ક કર્યો, તેઓ તરફથી તમારે ઘણી કષ્ટદાયક વાતો સાંભળવી પડશે. અને જો તમે ધીરજ ધરો અને સાવચેતીથી કામ લો તો બેશક એ મહાન કાર્યોમાંથી છે."[1]

સારાંશ કે ફન્ખાસ, અશયઅ અને એમના જેવા સ્વાર્થી પાદરીઓ તથા દુનિયાના લોભી ધર્મગુરૂઓ ગુમરાહીના શયતાની કામોને સુંદર સ્વરૂપે, આકર્ષક શૈલીએ, દિલચસ્પ ઢબે લોકોની આગળ રજૂ કરતા હતા અને બદલામાં દુનિયાના લાભોની કમાણી કરી લેતા હતા. તેઓ ચાહતા હતા કે જે કામો તેઓએ નથી કર્યાં, દુનિયાના લોકો તેના પણ વખાણ કર્યા કરે અને જે આડાં-અવળાં કે ઊલટાં-સુલટાં કામો કર્યાં, લોકો તેને માની લઈને અપનાવતા રહે. દુનિયાના લોભી અને સ્વાર્થના પૂજારી જેવા આ યહૂદી ધર્મગુરૂઓએ ન તો લોકોની સાચી દોરવણી કરી, ન પોતે સચ્ચાઈના ધર્મ પર કાયમ રહ્યા.

આ રીતે પોતે તો જહન્નમના હકદાર ઠરી ગયા પણ પોતાની સાથે પોતાના અનુયાયીઓને પણ જહન્નમ તરફ ઘસડી ગયા અને ઉપરથી ચાહતા હતા કે લોકો તેમના કામોના વખાણ કરતા રહે કે વાહ કેટલું સુંદર કામ કરી ગયા !

---

૧. આલે-ઇમ્રાન પા. ૪ આ. ૧૮૬

## પ્રકરણ ૮૬

# ઈસ્લામ અને સચ્ચાઇના દુશ્મનો

મુસલમાનોને કંજૂસાઇની પ્રેરણા • બદઝબાની અને કાફિરી • પાદરીઓને ઇસ્લામનું આમંત્રણ • પાદરીઓને મુખે મૂર્તિપૂજાના વખાણ • કુર્આનનો ઇન્કાર કરનાર યહૂદ • પથ્થર ઝીંકવાનું કાવતરૂં • અલ્લાહના લાડીલા હોવાનો પોકળ દાવો • યહૂદીઓના પાખંડની પોલ • ઝિનાખોરીનો મુકદ્દમો • સંગસારની સજાનો અમલ • સંગસારને લગતી યહૂદી રિવાયત • લોહી દંડની ચુકવણીમાં ભેદભાવ

**મુસલમાનોને કંજૂસાઇની પ્રેરણા**————ઇબ્ને ઇસ્હાક કહે છે : યહૂદી અગ્રેસર કઅબ બિન અશરફનો હલીફ કરદમ બિન કૈસ, ઉસામહ બિન હબીબ, નાફિઅ બિન અબી નાફિઅહ, બહરી બિન અમ્ર, હુય્ય બિન અખ્તબ અને રિફાઅહ બિન ઝૈદ બિન તાબૂત જેવા યહૂદી મુનાફિકો તથા એમની ટોળકીના મૂર્તિપૂજક મુનાફિકો, મુસલમાન પાસે આવી-આવીને તેઓને બહેકાવ્યા કરતા અને તેઓના દિલોમાં એવા શયતાની વસવસા નાખતા કે :

"ભાઇઓ ! રૂપિયા-પૈસા અને માલ-દવલતના મામલામાં તમારે ખાસ સાવચેતીથી કામ લેવાની જરૂર છે. અમને તમારી લાગણી હોવાથી શિખામણ રૂપે આ વાત તમને કહીએ છીએ. યાદ રાખો, ધર્મોના કામોમાં આંખો બંધ કરીને ધન વાપરતા રહેશો તો કાલે ઊઠીને ભિખારી બની જશો. તમને શી ખબર કે આવતી કાલે શું થવાનું છે ? સંજોગોને બદલાતાં વાર નથી લાગતી. ઇસ્લામનું પણ કંઇ નકકી નથી. ઢચુપચુ કે ડગુમગુ જેવું ચાલી રહ્યું છે. નતીજો શું નીકળે અને અંજામ શું આવે તે કોણ કહી શકે ?"

આ મુનાફિકો કે બગલા ભગતો વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

| | |
|---|---|
| અલ્લઝીન યબ્ખલૂન | જે લોકો (પોતે) કંજૂસાઇ કરે છે |
| વ યઅમુરૂ-નન્નાસ બિલ-બુખ્લ | અને હુકમ કરે છે લોકોને પણ કંજૂસાઇનો, |
| વ યકતુમૂન મા આતા-હુમુલ્લાહુ | અને છુપાવે છે જે કંઇ અલ્લાહએ તેઓને આપ્યું; |
| મિન ફદ્લિહી. | પોતાની કૃપાથી [૧] |

**બદઝબાની અને કાફિરી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રિફાઅહ બિન ઝૈદ બિન તાબૂત યહૂદીઓના

૧. સૂરએ-નિસાઅ પારહ ૫ આયત ૩૭

અગ્રેસરોમાંથી હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં આવીને વાતો કરતો ત્યારે જીભને વળ દઇને કે અક્ષરોને મરોડીને શબ્દો એવી રીતે ઉચ્ચારતો કે શબ્દના અર્થ બદલાઇ જતા અને અર્થના અનર્થ થઇ જતા. તે કહેતો : "અર-ઇના સમઅક યા મુહંમદ ! હત્તા નુફ-હિમક." હે મુહંમદ ! અમારી તરફ ધ્યાન આપો કે જેથી અમે તમને સમજાવી દઇએ.

અસલ એમ છે કે હે મુહંમદ ! અમારી સાથે એવી રીતે વાતો કરો કે અમે તેને સમજી શકીએ પણ તે જીભને મરોડીને એવી રીતે બોલતો જેના અર્થ થતા : "અમે તમને સમજાવી દઇએ." એ પછી તે એવી જ કઢંગી શૈલીમાં ઇસ્લામની બદગોઇ અને વગોવણી શરૂ કરી દેતો. એના વિષે અને એના જેવા બીજાઓ વિષે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :

| | |
|---|---|
| મિનલ-લઝીન હાદૂ યુહર-રિફૂનલ | યહૂદીઓમાંથી કેટલાક એવા છે જેઓ બદલી નાખે છે |
| કલિમા અમ મવાદેહે-હી. | શબ્દોને તેના ઠેકાણાઓથી |
| વ યકૂલૂન સમિઅ-ના વ અસૈના | અને કહે છે : સમિઅ-ના વ અસૈના. |
| વસ્મઅ ગયરા મુસ્મઅ. | અને કહે છે : વસ્મઅ ગયરા મુસ્મઅ. |
| વ રાએના | અને કહે છે : રાએના, |
| લય્યમ બિ-અલ-સિનતિ-હિમ | પોતાની જીભને વળ આપીને, |
| વ તઅનન ફિદ-દીન. | ઇસ્લામને ઐબ કે કલંક લગાડવા ખાતર. |

એ પછી આગળ ફરમાવ્યું :

| | |
|---|---|
| વ લવ અન્નહુમ કાલૂ | અગર જો તેઓ આમ કહેતે કે, |
| સમિઅ-ના વ અતઅ-ના | સમિઅ-ના વ અતઅ-ના |
| વસ્મઅ વન્ઝુર-ના | વસ્મઅ વન્ઝુર-ના |
| લ કાના ખયરલ-લહુમ. | તો એ તેઓ માટે બેહતર થતે. |
| વ અક-વમ. | કેમકે બિલકુલ સીધી-દુરૂસ્ત વાત છે. |
| વ લાકિલ-લ-અ-ન હુમુલ્લાહુ | પરંતુ લઅનત કરી છે અલ્લાહએ તેઓની ઉપર |
| બિ-કુફરિ-હિમ. | તેઓના કુફ્રના કારણે [1] |

**સંપાદકની નોંધ**——યહૂદીઓની આકાશી કિતાબ તવરાતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીને લગતી જે આયતો હતી, યહૂદીઓ કીનાખોરીથી એ આયતોને તેના સ્થળેથી બદલી નાખતા હતા અથવા જીભની હેરાફેરી કે શબ્દોના મરોડથી તેની રૂપરેખા બગાડી નાખતા હતા અને જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ યહુદીઓને કોઇ હુકમ ફરમાવતા તો જવાબમાં તેઓ "સમિઅ-ના" શબ્દ કહી દેતા એટલે અમે સાંભળી લીધું પણ જીભને વળ દઇને-મરોડીને એવી રીતે બોલતા કે "સમિઅ-ના" શબ્દ "અસૈના" બની જતો. તેના અર્થ એવા થયા કે, "અમે તમારી વાત સાંભળી લીધી પણ તેને માનવાને બદલે ઠુકરાવી દીધી." અસૈના એટલે અમે નાફરમાની કીધી. આ શબ્દ "ઇસ્યાન"થી નીકળેલો છે જેના અર્થ નાફરમાની કરવી, હુકમ નહિ માનવો, આજ્ઞાનો અનાદર કરવો, ગુનાહના કામો કરવાં વગેરે થાય છે.

૧. સૂરએ-નિસાઅ આયત ૪૬ પારા ૫

યહૂદીઓની જીભથી નીકળતા બીજા શબ્દો——— જેને અલ્લાહ તઆલાએ ઉપરની આયતમાં ટાંક્યા છે———તે "વસ્મઅ ગયરા મુસ્મઅ" છે. એના એક અર્થ આ છે કે, હે મુહંમદ ! અમારી વાત સાંભળો, અલ્લાહ આપને કોઈ બુરી કે ભૂંડી વાત નહિ સંભળાવે, એના બીજા અર્થ આ છે કે, તમે બહેરા બનો, અમારી વાત સાંભળો ! અથવા હે બહેરા ! અમારી વાત સાંભળી લો.

એની સાથે જ યહૂદીઓ આપને સંબોધતી વેળા "રાએના" શબ્દ પણ ઉચ્ચારતા હતા જેના અર્થ છે : હે મુહંમદ ! અમારો ખ્યાલ રાખજો, અમારી તરફ ધ્યાન આપજો. પરંતુ તેઓ આ શબ્દ બોલતી વેળા "ઐન"અક્ષરને જીભથી મરોડીને એવી રીતે ખેંચતા કે "રાએના"ને બદલે "રાઈના"બની જતું જેના અર્થ અમારો ગોવાળિયો કે અમારો ભરવાડ થાય છે.

શરૂઆતમાં મુસલમાનો પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું ધ્યાન દોરવા માટે રાએના શબ્દનો ઉપયોગ કરતા હતા. એટલે પોતાના કોઈ કામ કે હાજતની દરખાસ્ત માટે આપનું ધ્યાન ખેંચવું હોય તો "રાએના યા રસૂલલ્લાહ !"કહેતા હતા. પરંતુ જ્યારે યહૂદીઓએ આ નાપાક રમત શરૂ કરી તો અલ્લાહ તઆલાએ મુસલમાનોને રાએના શબ્દ બોલવાની મનાઈ કરતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| યા ઐયુહલ-લઝીન આમનૂ | હે ઈમાનવાળાઓ ! |
| લા તકૂલૂ રાએના | (નબી સલ.)ને "રાએના"શબ્દ નહિ કહો |
| વ કૂલૂન-ઝુરના. | અને એની જગાએ "ઉન્ઝુર-ના"શબ્દ કહો. |

એટલે પોતાના કોઈ કામની દરખાસ્ત માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું ધ્યાન દોરવું હોય તો "રાએના" શબ્દને બદલે "ઉન્ઝુર-ના"શબ્દથી દરખાસ્ત કરો કે, "યા રસૂલુલ્લાહ ! કૃપા કરીને અમારો પણ ખ્યાલ રાખજો અને મહેરબાની કરીને અમારી તરફ પણ ધ્યાન આપજો. !"

ઉપરની આયતના છેલ્લા ભાગમાં અલ્લાહ તઆલાએ યહૂદીઓને નસીહત કરતાં ફરમાવ્યું કે અગર તેઓ અસૈના, રાએના જેવા શબ્દો બોલવાને બદલે આમ કહેતે કે : "સમિઅ-ના વ અતઅ-ના" એટલે હે મુહંમદ! અમે સાંભળી લીધું અને માની લીધું. અને "વસ્મઅ વન્ઝુરના"એટલે હે મુહંમદ ! સાંભળો અને અમારો ખ્યાલ રાખજો, તો એ તેઓ માટે બેહતર થતે. કેમકે આ શબ્દોમાં નમ્રતા છે. વિનય અને વિવેક છે. અદબ અને સભ્યતા છે. પણ યહૂદીઓની કૌમ માને એવી ક્યાં છે ? જેથી અલ્લાહ તઆલાએ તેઓના કુફ્રને કારણે તેઓની ઉપર લઅનત કરી છે. (સંપાદકની નોંધ પૂરી થઈ. "હ")

**પાદરીઓને ઈસ્લામનું આમંત્રણ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ યહુદી પાદરીઓના કેટલાક અગ્રેસરો સાથે વાતચીત કરી. તેઓમાં અબ્દુલ્લાહ સૂરી અઅવર તથા કઅબ બિન અસદ જેવા પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ હતા. આપે તેઓને ફરમાવ્યું :

| | |
|---|---|
| યા મઅશર યહૂદ ! | હે યહૂદની જમાઅત ! |
| ઈત-તકૂલ્લાહ વ અસ્લિમૂ. | અલ્લાહથી ડરો અને ઈસ્લામ સ્વીકારી લો. |
| ફ-વલ્લાહિ ઈન્નકુમ | અલ્લાહના સોગંદ ! બેશક તમે |
| લ-તઅ-લમૂન ઈન્નલ-લઝી | ચોક્કસ રીતે જાણો છો કે, જે વસ્તુ |
| જિઅતુકુમ બિહી લ-હક્કુન. | લઈને હું આવ્યો છું તમારી પાસે, તે બિલકુલ હક છે. |

જવાબમાં તેઓ બોલ્યા, ''મા નઅરિફુ ઝાલિક યા મુહંમદ ! ''હે મુહંમદ ! આ બાત અંગે અમે કશું જાણતા નથી. જો કે બધા યહૂદીઓ આકાશી સત્યને ચોક્કસ રીતે જાણી ગયા હતા. અને તેઓ આપને એવી જ રીતે ઓળખી ગયા હતા જેવી રીતે તેઓ પોતાના બાળકોને ઓળખતા હતા. પરંતુ અજાણ્યા બનીને પોતાની અજ્ઞાનતા જાહેર કરતા રહ્યા અને આપની પયગમ્બરી તથા કુર્આનનો ઈન્કાર કરીને પોતાના પૂર્વગ્રહ કે હઠાગ્રહને વળગી રહ્યા તો અલ્લાહ તઆલાએ તેઓ વિષે આ આયત ઉતારી : ''યા ઐયુહલ-લઝીન ઊતૂલ-કિતાબ આમિનૂ બિમા નઝ-ઝલ્ના....''

''હે તે લોકો જેઓને કિતાબ આપવામાં આવી ! તમે ઈમાન લાવો તે વસ્તુ પર જેને અમે ઉતારી છે. એ તમારી પાસેની વસ્તુ (તવરાત)નું પણ સમર્થન કરનારી છે. (એટલે કુર્આન પર ઈમાન લાવો કેમકે એ તવરાતની સચ્ચાઈને ટેકો આપે છે.)

''તમે ઈમાન લાવો એથી પહેલાં કે અલ્લાહ તમારા ચેહરાઓને બગાડી નાખે અને તમારા ચેહરાઓને તમારી પીઠોની પાછળ કરી દે અથવા તેઓની ઉપર અમે તેવી જ લઅનત ઉતારીએ જેવી લઅનત અમે ''અસ્હાબુસ-સબ્ત''ની ઉપર ઉતારી હતી. અને અલ્લાહનો હુકમ તો પૂરો થઈ ને જ રહે છે.'' [૧]

**પાદરીઓને મુખે મૂર્તિપૂજાના વખાણ**————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ મક્કહના કુરૈશમાંથી ગત્ફાન કબીલાના લોકોએ અને મદીનહના બનૂ કુરૈઝહના યહૂદીઓએ પોતાની નોખી ટોળીઓ બનાવી લીધી હતી. એક વેળા બનૂ કુરૈઝહમાંથી હુય્ય બિન અખ્તબ, અબૂ રાફિઅ સલ્લામ બિન અબીલ-હુકૈક, રબીઅ બિન અબીલ-હુકૈક, અબૂ અમ્માર, વહૂહ બિન આમિર અને હવઝહ બિન કૈસ આટલા ગૃહસ્થોનું એક મંડળ કુરૈશ પાસે જવા તૈયાર થયું. એમાંથી વહૂહ, અબૂ અમ્માર અને હવઝહ બનૂ વાઈલના કબીલામાંથી હતા. બાકીના બધા બનૂ નદીરમાંથી હતા.

આ લોકો પોતાના ધર્મનેતાઓ એટલે પાદરીઓ સાથે મક્કહ ગયા. કુરૈશના મોવડીઓએ મક્કહના લોકોને ભેગા કરીને કહ્યું, ''જુઓ ભાઈઓ ! આ યહૂદી ધર્મના ધુરંધર આલિમો અને પ્રખર પંડિતોનું મંડળ અહીં પધારેલું છે. એમને પૂછીને ખાતરી કરી લો કે તમારો મૂર્તિપૂજાનો ધર્મ ચઢિયાતો છે કે મુહંમદનો ઈસ્લામ ધર્મ ?

કુરૈશના લોકોએ સવાલ કર્યો, ''હે માનવંતા પાદરીઓ ! તમે આકાશી કિતાબ ધરાવો છો બતાવો. અમારો મૂર્તિપૂજાનો ધર્મ શ્રેષ્ઠ છે કે મુહંમદનો ઈસ્લામ ?''

જવાબમાં યહૂદી પાદરીઓ બોલ્યા, ''તમારો મૂર્તિપૂજાનો ધર્મ ઈસ્લામ કરતા ચઢિયાતો છે અને તમે લોકો, મુહંમદ તથા તેમના સાથીઓને મુકાબલે વધુ સાચા રસ્તે ચાલનારા છો.''

એમના વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

૧. સૂરએ-નિસાઅ આયત ૪૭ પારહ ૫. ''અસ્હાબુસ-સબ્ત'' એટલે શનિવારવાળા. આ તે યહુદીઓ છે જેઓ અલ્લાહની નાફરમાનીને કારણે અલ્લાહના અઝાબનો ભોગ બની ગયા હતા. અલ્લાહ તઆલાએ તેઓના ચેહરા બગાડી નાખ્યા હતા અને તેઓને વાંદરા તથા સુવ્વરના રૂપમાં ફેરવી નાખ્યા હતા. એનું બયાન સૂરએ-બકરહ પારહ ૧ની આયત ૬૫માં અને પારહ ૯ની સુરએ-અઅરાફમાં થયું છે. ''હ''

| | |
|---|---|
| અલમ તરા ઈલલ-લઝીન | શું તમે નહિ જોયા એવા લોકને જેઓને |
| ઊતૂ નસીબમ મિનલ-કિતાબ. | આપવામાં આવ્યો કિતાબનો અમુક ભાગ. |
| યુઅ-મિનૂન બિલ-જિબ્તે- | તેઓ ઈમાન ધરાવે છે જિબ્ત પર |
| વત-તાગૂત. | અને તાગૂત પર. [૧] |

ઈબ્ને હિશામ કહે છેઃ એક અલ્લાહને છોડીને જે ભગવાનોની પૂજા કરવામાં આવે, અરબના લોકો તેને "જિબ્ત"કહે છે અને જે વસ્તુ લોકોને સચ્ચાઈના રાહથી ગુમરાહ કરી નાખે તેને "તાગૂત" કહે છે. એમાં જિબ્તનું બહુવચન જુબૂત અને તાગૂતનું બહુવચન તવાગીત છે. મને અબૂ નુજૈહની રિવાયત મળી છે તે મુજબ જિબ્તના અર્થ જાદૂ, મૂર્તિ, કાહિન, લેભાગુ ભગવાન વગેરે છે અને તાગૂતના અર્થ શયતાન, દેવી-દેવતા, બનાવટી ભગવાન વગેરે છે.

**કુર્આનનો ઈન્કાર કરનારા યહૂદ**————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ એક વેળા સુકૈન અને અદી બિન ઝૈદ નામે યહૂદીઓ આપની તહેનાતમાં આવીને કહેવા લાગ્યા, "હે મુહંમદ ! તમે કહો છો કે અલ્લાહએ તમારી ઉપર કુર્આન ઉતાર્યું છે પણ મૂસા પયગમ્બર પછી અલ્લાહએ કોઈ ઈન્સાન પર કોઈ વસ્તુ ઉતારી હોય તેવું અમારી જાણમાં નથી."

એ પછી એમની જ ટોળીના કેટલાક યહૂદીઓ આપની તહેનાતમાં હાજર થયા તો આપે તેઓને ફરમાવ્યુંઃ

| | |
|---|---|
| અમા વલ્લાહિ ઈન્નકુમ | સાંભળો, અલ્લાહના સોગંદ, તમે લોકો |
| લ-તઅ-લમૂન ઈન્ની | ચોકકસ રીતે જાણો છો કે હું |
| રસૂલુન ઈલૈકુમ મિનલ્લાહ. | મોકલેલો (રસૂલ) છું તમારી તરફ અલ્લાહ તરફથી. |

તેઓ જવાબમાં તોછડાઈથી બોલ્યા, "તમારા મામલા અંગે અમે કશુ જાણતા નથી અને એને લગતી કોઈ સાક્ષી આપવા અમે તૈયાર નથી."

એમના આ કથન વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : લાકિનિલ-લાહુ યશહદુ બિમા અન્ઝલ ઈલૈક....

(ભલે તમે મારી પયગમ્બરીની ગવાહી ન આપો) "પણ અલ્લાહ ગવાહી આપે છે કે જે વસ્તુ તેણે તમારી તરફ ઉતારી છે તે તેણે પોતાના ઈલ્મથી ઉતારી છે અને ફરિશ્તા પણ ગવાહી આપે છે અને અલ્લાહની ગવાહી કાફી છે." [૨]

**પથ્થર ઝીંકવાનું કાવતરૂં**————હઝરત અમ્ર બિન ઉમૈયહ દમરીએ બનૂ આમિર કબીલાના બે માણસોને મારી નાખ્યા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓના લોહીદંડની ચૂકવણીની વાટાઘાટ માટે બનૂ નદીરના યહૂદીઓની વસતિમાં તશરીફ લઈ ગયા. આપની પધરામણીના સમાચાર મળતાં યહૂદી અગ્રેસરોએ આ તક ઝડપી લીધી અને યહૂદીઓને બોલાવીને છુપી મંત્રાણા કરી કે, "મુહંમદ દાવમાં આવેલા છે અને આવી તક ફરીવાર મળવાની નથી." હાજર યહૂદીઓને તેઓએ હાકલ કરી :

"છે કોઈ બહાદુર જે મોટો પથ્થર લઈને આ મકાનના મેડા પર ચઢી જાય અને મુહંમદના માથા પર

૧. સૂરએ-નિસાઅ પા. ૫ આયત ૫૧

૨. સુરએ-નિસાઅ પા.૬ આ. ૧૬૬

નિશાન તાકીને ઝીંકી મારે ! આમ બને અને એ મરે તો આપણને રાહત મળે !''

યહૂદીઓમાંથી અમ્ર બિન હજાશ બિન કઅબ નામના બહાદુરે આ બીડું ઝડપી લેતાં કહ્યું, ''હું જાનના જોખમે આ સાહસ ખેડવા તૈયાર છું.''

એજ પળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને આકાશી વહી મારફતે તેઓના કાવતરાની જાણ થઇ ગઇ. આપ એ મકાનની દીવાર પાસે બિરાજમાન હતા. અચાનક આપ ઊભા થઇ ગયા અને પોતાના સહાબા સાથે તેઓની વસતિમાંથી ચાલ્યા આવ્યા.

અલ્લાહ તઆલાએ અમ્ર બિન હજાશ બિન કઅબ અને તેની કૌમના આ નાપાક કાવતરાંની નોંધ લેતાં આ આયત નાઝિલ ફરમાવી:

| | |
|---|---|
| યા ઐયુહલ-લઝીન આમનૂઝ-કુરૂ | હે ઈમાન લાવનારાઓ ! યાદ કરો |
| નિઅ-મતલ્લાહિ અલૈકુમ | અલ્લાહની નેઅમતને જે તમારા પર થઇ; |
| ઈઝ હમ્મ કવમુન | જયારે કે ઈરાદો કર્યો હતો એક કૌમે |
| અંય-યબસુતૂ ઈલૈકુમ ઐદિય-હુમ | કે લાંબા કરે તમારી તરફ પોતાના હાથ, |
| ફ-કફ્ફ ઐદિય-હુમ અન્કુમ | તો રોકી લીધા તેણે તેઓના હાથ તમારાથી. |
| વત-તકુલ્લાહ | તો ડરતા રહો અલ્લાહથી |
| વ અલલ-લાહિ | અને અલ્લાહ પર જ |
| ફલ-યતવક-કલિલ-મુઅમિનૂન. | ભરોસો કરવો જોઇએ મુસલમાનોએ. |

**અલ્લાહના લાડીલા હોવાનો પોકળ દાવો**———યહૂદીઓમાંથી નુઅમાન બિન ઇંદાઅ, બહરી બિન અમ્ર અને શાસ બિન અદી નામના ગૃહસ્થો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો આપે તેઓને અલ્લાહથી ડરીને મુસલમાન બની જવાની હાકલ કરી. જવાબમાં તેઓએ ખ્રિસ્તીઓના અકીદાનું અનુકરણ કરતાં ગર્વથી કહ્યું, ''હે મુહંમદ ! તમે શું અમને અલ્લાહથી ડરાવો છો? શું તમને ખબર નથી ? વલ્લાહ, અમે તો અલ્લાહના પુત્રો અને તેના લાડીલા છીએ !'' અલ્લાહ તઆલાએ તેઓના આ દાવા વિષે આ આયત નાઝિલ કરી :

| | |
|---|---|
| વ કાલતિલ-યહૂદુ વન્નસારા | અને કહ્યું યહૂદ તથા નસારાએ, |
| નહનુ અબ્‌ના-ઉલ્લાહિ | અમે તો અલ્લાહના બેટાઓ |
| વ અહિબ્બા-ઉહૂ. | અને તેના લાડીલા છીએ. |
| કુલ ફલિમ઼ા યુઅઝ-ઝિબુકુમ | હે નબી ! કહી દો, એમ જ હોય તો શા માટે તે શિક્ષા આપે છે |
| બિ-ઝુનૂબિ-કુમ. | તમને તમારા પાપોની ? |
| બલ-અન્તુમ બ-શ-રૂમ મિમ્મન ખલક | બલકે તમે તો ઇન્સાન છો અલ્લાહના પેદા કરેલા. |
| યગફિરુ લિમંય યશાઉ | તે ચાહે તેને માફ કરી દે છે |
| વ યુઅઝ-ઝિબુ મંય-યશાઅ. | અને ચાહે તેને શિક્ષા આપે છે. [1] |

૧. સુરએ-માઇદહ પારહ ૬ આયત ૧૮

**યહૂદીઓના** પાખંડની પોલ —————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે યહૂદીઓને ઇસ્લામની દઅવત આપી અને અલ્લાહના અઝાબથી ડરાવ્યા તો તેઓએ આપની વાત માનવાનો ચોખ્ખો ઇન્કાર કરી દીધો ત્યારે હઝરત મુઆઝ બિન જબલ, હઝરત સઅદ બિન ઉબાદહ અને હઝરત ઉકબહ બિન વહબે તેઓને કહ્યું, ''હે યહૂદીઓ ! અલ્લાહથી ડરો. વલ્લાહ, તમે સારી રીતે જાણો છો કે મુહંમદ અલ્લાહના રસૂલ છે. અને આ વાત પણ તેટલી જ સાચી છે કે, મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરી પહેલાં તમે અમારી આગળ એમનું વર્ણન કરતા હતા અને એમની ખૂબીઓ તથા એમના સંસ્કારોનું બયાન કરતા હતા અને એમની મદદ મેળવીને અમને ઠેકાણે પાડી દેવાની ધમકીઓ ઉચ્ચરતા હતા. હવે તમે પોતાની વાતોથી ફરી કેમ ગયા?''

આ સાંભળીને રાફિઅ બિન હુરૈમલા અને વહબ બિન યહૂઝા બોલી ઊઠયા, ''બિલકુલ ખોટી વાત છે. અમે આવું કદી બોલ્યા જ નથી. અને સાંભળી લો, અલ્લાહએ મૂસા પછી ન કોઇ કિતાબ ઉતારી છે ન કોઇ ડરાવનાર કે વધામણી આપનારને મોકલાવ્યો છે.'' અલ્લાહ તઆલાએ એમના આ બોલો વિષે ફરમાવ્યું: ''યા અહલલ-કિતાબિ કદ જાઅકુમ રસૂલુના યુબય-યિનુ લકુમ અલા ફત-રતિમ મિનર-રુસુલિ.....''

> ''હે અહલ-કિતાબ ! તમારી પાસે અમારો રસૂલ આવી ગયો છે. એ રસૂલોના ''ફતરત''ના વચગાળામાં [1] તમારી આગળ અમારા હુકમોને જાહેર કરે છે કે જેથી તમે (બહાના કાઢીને) કહેવા ન લાગો કે અમારી પાસે ન તો કોઇ વધામણી આપનારો આવ્યો હતો ન કોઇ ડરાવનારો આવ્યો હતો. માટે હવે તમારી પાસે વધામણી આપનારો અને ડરાવનારો આવી ચૂકયો છે. અને અલ્લાહ દરેક વસ્તુ પર કુદ્રરત ધરાવનારો છે.''(સૂરએ-માઇદહ પા. ૬ આ. ૧૯)

**ઝિનાખોરી**નો મુકદ્દમો —————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને ઇબ્ને શિહાબ ઝુહરી તરફથી હઝરત અબૂ હુરૈરહ ની આ રિવાયત મળી છે : ''જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહ પધાર્યા તો યહૂદીઓમાંથી એક પરણેલા પુરૂષે એક પરણેલી યહૂદણ સાથે વ્યભિચારનું પાપ આચર્યું. (લોકોએ બંનેને કઢંગી હાલતમાં ઝડપી લીધા.) મુકદ્દમો યહૂદી ધર્મગુરૂઓની અદાલતમાં રજુ થયો. તેઓ એના ચુકાદા માટે પોતાની ધર્મ-કચેરીમાં ભેગા થયા. કેસની સુનાવણીને અંતે તેઓએ એકમતે ઠરાવ્યું કે બંનેને મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે મોકલાવીને ફેસલાનો અધિકાર તેમને સોંપી દેવામાં આવે. જોઇએ તો ખરા કે તેઓ આ મુકદ્દમાનો કેવો ચુકાદો આપે છે ! અગર તેઓ આપણા રિવાજ મુજબ બંનેને ''તજબીહ''ની [2] શિક્ષા ફટકારે તો સમજી લેવું કે તેઓ ફકત એક બાદશાહ છે, પયગમ્બર નથી. પણ જો તેઓ બંનને તવરાતના કાનૂન મુજબ ''સંગસાર''નો હુકમ [3] ફરમાવે તો માની લેવું કે તેઓ પયગમ્બર છે. પણ આપણે તેમને પયગમ્બર

---

૧. બે પયગમ્બરોના વચગાળાના જમાનાને ''ફતરત''કહે છે. ''હ''

૨. બદફેલી કરનાર સ્ત્રી-પુરૂષને ચાબુકના ફટકા મારવામાં આવે, પછી તેઓના મોઢાં કાળાં કરીને, ગધેડા પર ઊલટા મુખે બેસાડીને, શહેરમાં તેઓનું સરઘસ કાઢવામાં આવે એને તેઓ ''તજબીહ''કહેતા હતા એને તે વેળા યહૂદીઓમાં આ રિવાજ પ્રચલિત હતો. ''તજબીહ'' શબ્દના મૂળ અર્થ ખજૂરીની છાલનો ચાબુક બનાવીને તેની ઉપર દરિયાઇ બતકના તેલની માલિશ કરવી અને એ ચાબુકનો, વ્યભિચારીઓને ફટકા મારવામાં ઉપયોગ કરવો ''હ''

૩. વ્યભિચારી સ્ત્રી-પુરૂષને પથ્થરમારો કરીને મારી નાખવામાં આવે એને સંગસાર કહે છે યહૂદીઓની આકાશી કિતાબ તવરાતનો એજ હુકમ હતો.''હ''

માની લઈને મુસલમાન બની જવાની જરૂર નથી. કેમકે આમ કરવાથી પયગમ્બરી આપણા ખાનદાનમાંથી ચાલી જશે.''

એ પછી યહૂદી કર્મચારીઓ બંને બદકારોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં લઇ ગયા અને તેઓનો મુકદ્દમો આપની અદાલતમાં રજૂ કરતાં બોલ્યા, 'હે મુહંમદ ! આ એક પરણેલો પુરૂષ છે. એણે આ પરણેલી સ્ત્રી સાથે બદફેલી કરી છે. એમના કેસનો આપ ફેસલો કરી દો. એમના ફેસલાનો સંપૂર્ણ અધિકાર અમે આપને સોંપી દઇએ છીએ.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તેઓને લઇને યહૂદી ધર્મગુરૂઓની કચેરીમાં પધાર્યા અને તેઓને ફરમાવ્યું, ''યા મઅશર યહૂદ ! ઉખરિજુ ઇલય્ય ઉલમાઉ-કુમ.'' હે યહૂદીઓની જમાઅત ! તમે તમારા પાદરીઓને મારી પાસે લઇ આવો. તેઓએ અબ્દુલ્લાહ બિન સૂરી નામે પાદરીને આપની સામે હાજર કર્યો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ કુરૈઝહના યહુદીઓના કહેવા મુજબ તેઓએ અબ્દુલ્લાહ બિન સૂરી સાથે અબૂ યાસિર બિન અખ્તબ અને વહબ બિન યહૂઝાને પણ આપની તહેનાતમાં હાજર કર્યા. અને કહ્યું, ''આ અમારા ધર્મગુરૂઓ છે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને સવાલો પૂછવા માંડયા કે જેથી માલૂમ પડે કે તેઓમાં સૌથી મોટો એટલે વડો પાદરી કોણ છે ! છેવટે તેઓએ અબ્દુલ્લાહ બિન સૂરી વિષે કબૂલ કરી લીધું કે બેશક, અમારામાં એ તવરાતનો સૌથી મોટો આલિમ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબ્દુલ્લાહ બિન સૂરી સાથે એકાંતમાં વાતચીત કરી. એ બધા પાદરીઓમાં સૌથી નાની વયનો, નવજવાન, ચંચળ અને સમજબુધ્ધિ ધરાવનારો જવાન હતો. આપે કેસની ચકાસણીની શરૂઆત કરતાં ભારપૂર્વક તેને ફરમાવ્યું : ''હે સૂરીના બેટા ! હું તને અલ્લાહના સોગંદ આપું છું અને અલ્લાહએ યહૂદીઓ પર કરેલા ઉપકારોની તને યાદ અપાવું છું. મને સાચે સાચું કહેજે, શું અલ્લાહએ તવરાતમાં પરણેલા પુરૂષ અને પરણેલી સ્ત્રીની બદફેલી માટે સંગસારનો હુકમ નથી ફરમાવ્યો ?''

અથવા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| યબ્ન સૂરી ! હલ તઅલમુ | હે સૂરીના બેટા ! શું તું જાણે છે કે |
| અન્નલ્લાહ હુકમા | અલ્લાહએ હુકમ ફરમાવ્યો છે ; |
| ફીમન ઝના | એવા માણસ વિષે જેણે બદકારી કરી |
| બઅદા ઇહસાનિહી | શાદી કરવા પછી, |
| બિર-રજમે ફિત-તવરાત ? | સંગસારનો તવરાતમાં ? |

જવાબમાં ઇબ્ને સૂરી પોકારી ઊઠયો, ''હ અલ્લાહ ! બિલકુલ સાચી વાત છે''

પછી તે બોલ્યો, ''વલ્લાહ હે મુહંમદ ! તવરાતમાં અલ્લાહનો એજ હુકમ છે. વળી બધા યહૂદીઓ પાકી રીત જાણે છે કે આપ અલ્લાહના મોકલેલા સાચા નબી છો પણ હસદ અને અદેખાઇથી તેઓ એનો ઇન્કાર કરે છે.''

**સંગસારની સજાનો અમલ** ————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઊભા થયા અને આપને મળેલા અધિકાર મુજબ આપે તવરાતના હુકમ પ્રમાણે યહૂદી ગુનેહગારો માટે સંગસારનો

ફેસલો ફરમાવી દીધો. એ પછી આપ ત્યાંથી પોતાના મુકામે તશરીફ લઇ ગયા અને યહૂદીઓએ બંને બદકારોને, બનૂ ગનમ બિન માલિક બિન નજ્જારના મહોલ્લામાં આવેલી મસ્જિદ પાસે લઇ જઇને સંગસાર કરી દીધા.

રાવીનું કથન છે : બાદમાં અબ્દુલ્લાહ સૂરી પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીનો ઇન્કાર કરીને કાફિર બની ગયો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન તલહા બિન યઝીદ બિન રૂકાનહએ કહ્યું અને તેમણે ઇસ્માઇલ બિન ઇબ્રાહીમના મુખેથી સાંભળ્યું અને તેમણે હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુના મુખેથી સાંભળીને બયાન કર્યું કે, "જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તવરાતના હુકમ મુજબ યહૂદી બદકારો અંગે સંગસારની શિક્ષાનો ચુકાદો આપ્યો તો બંનેને મસ્જિદના આંગણે ઊભા રાખીને સંગસાર કરી દેવામાં આવ્યા. સંગસાર વેળા યહૂદી બદકારે ચોતરફથી પથરા ઊડતા જોયા તો પોતાની મુસીબત ભૂલીને પોતાની સાથી સ્ત્રી તરફ દોડી ગયો અને પોતાના બાહુઓથી તેને ઘેરી લીધી અને ઝૂકીઝૂકીને અને લળીલળીને તેને પથ્થરમારાથી બચાવતો રહ્યો.

રાવીનું કથન છે : બદફેલી કરનાર પાપીઓને સંગસાર કરવાનો આ એવો મામલો છે જેને અલ્લાહ તઆલાએ પોતાના નબીના હાથે નોખી રીતે જાહેર કરાવ્યો કે જેથી બંનેને શિક્ષા મળવા પામે અને તવરાતનો જે કાનૂન યહૂદીઓએ બદલી નાખ્યો હતો, તેના મૂળ સ્વરૂપે તેનો અમલ થવા પામે.

**સંગસારને લગતી યહૂદી રિવાયત** ——————ઇબ્ને ઇસ્હાક કહે છે: મને સાલિહ બિન કીસાને કહ્યું અને તેમણે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુના આઝાદ ગુલામ નાફિઅથી સાંભળ્યું અને નાફિઅએ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમરના મુખેથી સાંભળીને બયાન કર્યું કે, યહૂદી પાદરીઓએ જ્યારે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બદકારીના કેસના લવાદ બનાવ્યા તો આપે તેઓને તવરાત લઇને આવવાનું ફરમાવ્યું. જ્યારે તેઓ તવરાત લઇ આવ્યા તો આપે એક પાદરીને, તવરાતનું તે પાનું વાંચવાનો હુકમ ફરમાવ્યો જેમાં બદકારીની શિક્ષાની આયત લખેલી હતી.

પાદરીએ તવરાતનું પાનું ખોલીને વાંચવાનું શરૂ કર્યું અને જ્યારે સંગસારની આયત આવી તો તેણે ચાલાકીથી એ આયત પર હાથ મૂકીને આગળ વાંચવા માંડયું. તેવેળા યહૂદી ધર્મને ત્યાગીને મુસલમાન બનેલા યહૂદી આલિમ હઝરત અબ્દુલ્લાહ બિન સલામ પણ ત્યાં હાજર હતા. તેમણે ઝટ પેલા પાદરીના હાથ પર ઝાપટ મારતાં કહ્યું, "હે અલ્લાહના નબી ! આ રહી સંગસારની તે આયત જેને એ વાંચતો નથી, અને જેને હાથચાલાકીથી એ છુપાવે છે."

ત્યારે આપે યહુદીઓને સંબોધીને ફરમાવ્યું :

| | |
|---|---|
| વૈહકુમ યા મઅશર યહૂદ. | અફસોસ છે તમ પર હે યહૂદની જમાઅત ! |
| મા દઆકુમ | કઇ વસ્તુએ પ્રેરણા આપી તમને |
| ઇલા તર્કે હુકમિલ્લાહ: | અલ્લાહનો હુકમ તરછોડી કાઢવાની ? |
| વ હુવા બિ-અયદી કુમ. | જ્યારે કે એ તમારા હાથોમાં છે. |

બધા પાદરીઓ શરમાઇ ગયા. પછી ભોંઠપથી બોલ્યા, "સાંભળો હે મુહંમદ ! વલ્લાહ, આથી પહેલાં અમારામાં અલ્લાહના આ હુકમનું યોગ્ય રીતે પાલન કરવામાં આવતું હતું અને બદકારોને કાનૂન મુજબ શિક્ષા

કરવામાં આવતી હતી. પછી તે સમય આવ્યો જ્યારે અમારા યહૂદમાંથી બાદશાહી ખાનદાનના એક નબીરાએ લગ્ન કરવા બાદ વ્યભિચારનું પાપ આચર્યું. એ નબીરો બાદશાહનો માનીતો હતો. શાહી દરબારમાં માનમોભાનું ઊંચુ સ્થાન ધરાવતો હતો. ગુનાહની સાબિતી પછી યહૂદી આલિમોની અદાલતે તેને તવરાતના કાનૂન મુજબ સંગસારની શિક્ષા ફટકારી પણ બાદશાહ આડે આવી ગયો. તેણે તવરાતના કાનૂનનો અમલ નહિ થવા દીધો. આ રીતે શાહી ખાનદાનનો નબીરો ધરાર છૂટી ગયો એ પછી બીજા એક યહૂદીએ પરાઈ સ્ત્રી સાથે મોં કાળું કર્યું. બાદશાહે તેના સંગસારનો હુકમ ફરમાવ્યો તો યહૂદી અદાલતના આલિમો આડે આવી ગયા કે, જ્યાં સુધી પેલા શાહી ખાનદાનના નબીરાને સંગસાર નહિ કરો, એને પણ સંગસાર નહિ કરી શકાય.

લોકોમાં ચકચાર જાગી. અદાલતે સખત વાંધો લીધો, પણ બાદશાહની જોહુકમી આગળ કોઈનું કંઈ ચાલી શક્યું નહિ. ત્યારે યહૂદી આલિમો અને અગ્રેસરો આ મામલા પર ચર્ચા-વિચારણા માટે ભેગા થયા અને લાંબી લમણાંઝીંકને અંતે તવરાતનો સંગસારનો કાનૂન બદલીને તેની જગાએ "તજબીહ"નો કાનૂન અપનાવી લેવા પર સહમત થઈ ગયા. બસ અહીંથી જ તવરાતના સંગસારના હુકમનો સિલસિલો ખતમ થઈ ગયો."

રાવીનું કથન છે : યહૂદી ધર્મગુરૂઓની આ કથા સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| ફ-અના અવ્વલુ મન | ત્યારે હું પહેલો શખસ છું જેણે |
| અહયા અમ્રલ્લાહિ | સજીવન કર્યો અલ્લાહનો કાનૂન |
| વ અમલ બિહી. | અને તેની ઉપર અમલ કર્યો. |

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાને મળેલા અધિકાર મુજબ પેલા બંને બદકારો અંગે સંગસારનો હુકમ ફરમાવ્યો અને તેઓને બનૂ ગનમ બિન માલિક બિન નજ્જારના મહોલ્લામાં આવેલી મસ્જિદના આંગણે લઈ જવામાં આવ્યાં જ્યાં બંનેને સંગસાર કરી નાખવામાં આવ્યાં.

આ હદીસના રાવી હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે કે સંગસાર કરનારાઓમાં હું પોતે પણ શામિલ હતો.

**લોહીદંડની ચૂકવણીમાં ભેદભાવ** ————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને દાવૂદ બિન હુસૈનએ કહ્યું અને દાવૂદને ઈકરિમહએ કહ્યું અને ઈકરિમહને હઝરત ઈબ્ને અબ્બાસે આ હદીસ સંભળાવી કે સૂરએ-માઈદહમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે : "ફઈન જાઊકા ફહકુમ બૈનહુમ અવ અઅરિદ અન્હુમ વઈન તુઅરિદ અન્હુમ...."

> હે નબી ! અગર એ લોકો (એટલે યહૂદીઓ પોતાનો કોઈ મામલો લઈને) તમારી પાસે આવે તો (તમને અધિકાર છે કે ) તેઓના મામલાનો ફેસલો કરી દો અથવા તેઓને નાખાને ચાલતા કરી દો. અને જો તેઓને તમે ટાળી દો તોયે તેઓ તમારૂં કંઈ બગાડી શકતા નથી. અને જો તેઓ વચ્ચે તમે ફેસલો કરો તો ઈન્સાફપૂર્વક ફેસલો કરશો. બેશક અલ્લાહ ઈન્સાફ કરનારાઓને દોસ્ત રાખે છે.[1]

૧. સૂરએ-માઈદહ પારહ ૬ આયત ૪૨

આ આયતો યહૂદીઓના બનૂ નદીર અને બનૂ કુરૈઝહના બે કબીલાઓ વચ્ચે, લોહીદંડની રકમના મામલા અંગે ઊતરેલી છે. કારણ આ હતું કે બનૂ નદીર કબીલાના યહૂદ પોતાને ઊંચા ખાનદાનના ગણતા હતા. જ્યારે બનૂ કુરૈઝહ કબીલાના યહૂદને તેઓ પોતાની નીચા ખાનદાનના સમજતા હતા. બનૂ નદીરના હાથે બનૂ કુરૈઝહનો કોઈ માણસ માર્યો જતો તો આ લોકો તેઓને લોહીદંડની અર્ધી રકમ ચૂકવતા હતા. કેમકે તેઓ નીચા ખાનદાનના ગણાતા હતા. એથી વિરૂધ્ધ બનૂ કુરૈઝહના હાથે બનૂ નદીરનો કોઈ માણસ માર્યો જતો તો આ લોકોએ તેઓને લોહીદંડની આખી રકમ ચૂકવવી પડતી હતી કેમક તેઓ ઊંચા ખાનદાનના ગણાતા હતા.

આ બેઈન્સાફીનો ખટલો બનૂ કુરૈઝહના યહૂદીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની અદાલતમાં લઈ ગયા. આપે બંનેને ઈન્સાફનું મહત્વ સમજાવીને તેઓ વચ્ચે સમાન લોહીદંડની પ્રથા ચાલુ કરાવી દીધી. ઈબ્ને ઈસ્હાક કહે છે કે આ આયત ઉતારવાનું અસલ કારણ શું હતું તે અલ્લાહ બેહતર જાણે છે.

---

# પ્રકરણ ૮૭

# ચહૂદની વધુ શરારતો અને ફિત્નાખોરીઓ

રસૂલુલ્લાહ (સલ.)ને છેતરવાની કોશિશ • હઝરત મસીહની પયગમ્બરીનો ઇન્કાર • અમે જ ખરા, તમે ખોટા છો • અલ્લાહ વગર બીજા ભગવાન • ચહૂદ સાથે દોસ્તીની મનાઇ • કિયામત અંગે સવાલ • મુસલમાન નહિ બનવાના બહાના • કુર્આન તવરાત જેવી કિતાબ નથી • કુર્આન જેવી કિતાબ રચવાનો દાવો • ઝુલ-કરનૈન વિષે સવાલ • અલ્લાહ તઆલાને કોણે પૈદા કર્યા ? • મુસલમાનોને શિખામણ.

**રસૂલુલ્લાહ (સલ.)ને છેતરવાની કોશિશ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક વેળા કઅબ બિન અસદ, ઇબ્ને સલૂબા, અબ્દુલાહ બિન સૂરી અને શાસ બિન કૈસે આપસમાં મસલત કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને છેતરવાનું નક્કી કર્યું કે ચાલો, મુહંમદ પાસે જઇને તેમને ધોકો આપીએ. બનવા જોગ છે તેમને છેતરી જવામાં આપણે ફાવી જઇએ કેમકે તેઓ પણ આખર આપણા જેવા એક ઇન્સાન જ છે !

આમ ઠરાવીને બધા આપની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, ''સાંભળો હે મુહંમદ ! તમે જાણો છો તેમ અમે અમારી યહૂદી કૌમના વડા પાદરીઓ છીએ. યહૂદી સમાજમાં અમારા માનમોભાનું જે સ્થાન છે તે પણ તમે સારી રીતે જાણો છો. ચોખ્ખી વાત છે કે જો અમે મુસલમાન બની જઇએ તો અમારી પૂરી કૌમ પણ મુસલમાન બની જશે. હવે અમારી કૌમમાં એક નવો ઝગડો ઊભો થયો છે. તેના નિકાલની પૂરી સત્તા અમે તમને સોંપીએ છીએ. તમારે ફકત આટલું કરવાનું કે અમારો પક્ષ લઇને અમારી તરફેણમાં ચુકાદો આપી દેવો. અમે તમારી પયગમ્બરીની સચ્ચાઇનો સ્વીકાર કરી લઇશું અને તમારા પર ઇમાન લાવીને મુસલમાન બની જઇશું.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ આકાશી જ્ઞાનની રોશનીમાં તેઓની ફરેબી ચાલ પારખી ગયા અને તેઓના ધોકામાં નહિ આવ્યા અને તેઓની વાત માનવાનો આપે ધરાર ઇન્કાર ફરમાવી દીધો. તેઓ વિષે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી

| | |
|---|---|
| વલા તત-તબિઅ અહવા-અહુમ વહઝર હુમ. | અને હે નબી ! અનુકરણ ન કરો તેઓની મનેચ્છાઓનું અને તેઓથી ચેતીને રહો. |
| અંય-યફ-તિનૂક અમ-બઅદિ મા અન-ઝલલ-લાહુ ઇલૈક. | ન થાય કે તેઓ ફિત્નામાં નાખી દે તમને, અમુક તે અહકામથી જે અલ્લાહએ ઉતાર્યા છે તમારી તરફ. |

**હઝરત મસીહની પયગમ્બરીનો ઈન્કાર**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક વેળા કેટલાક યહૂદીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. એમાં અબૂ યાસિર બિન અખ્તબ, નાફિઅ બિન અબી નાફિઅ, આઝર બિન અબી આઝર, ખાલિદ, ઝૈદ, અઝાર બિન અઝાર તેમ અશયઅ જેવા પંકાયેલા યહૂદી ધર્માત્માઓ હતા. વાતની શરૂઆત કરતાં તેઓએ સવાલ કર્યો, ''હે મુહંમદ ! તમે પયગમ્બરોમાંથી કયા કયા પયગમ્બર પર ઈમાન ધરાવો છો ?''

જવાબમાં આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| નુઅમિનુ બિલ્લાહી | ઈમાન લાવ્યા અમે અલ્લાહ પર |
| વમા ઉનઝિલા ઈલૈના | અને તે વસ્તુ પર જે ઉતારવામાં આવી અમારી તરફ |
| વમા ઉનઝિલા ઈલા ઈબ્રાહીમ | અને તે વસ્તુ પર જે ઉતારવામાં આવી ઈબ્રાહીમ પર |
| વ ઈસ્માઈલ વ ઈસ્હાક વ યઅકૂબ | અને ઈસ્માઈલ પર અને ઈસ્હાક પર અને યઅકૂબ પર |
| વલ અસ્બાત | અને તેઓની અવલાદ પર |
| વમા ઊતીયા મૂસા વ ઈસા | અને તે વસ્તુ પર જે આપવામાં આવી મૂસા અને ઈસાને |
| વમા ઊતીયન-નબીય્યૂન | અને જે આપવામાં આવી બીજા પયગમ્બરોને |
| મિર-રબ્બિ હિમ. | તેઓના પાલનહાર તરફથી. |
| લા નુફર-રિકુ | અમે કોઈ ભેદભાવ ધરાવતા નથી |
| બૈન અહદિમ-મિન્હુમ. | તેઓમાંથી કોઈની વચ્ચે. |
| વ નહનુ લહૂ મુસ્લિમૂન. | અને અમે તેના આજ્ઞાપાલક છીએ. |

આપની વાતોમાં જયારે તેઓએ હઝરત ઈસા અલૈહિસ-સલામનું નામ સાંભળ્યું તો હઝરત ઈસાની પયગમ્બરીનો ઈન્કાર કરી દેતાં તેઓ બોલી ઊઠયા, ''હે મુહંમદ ! અમે ન ઈસા બિન મરયમને માનીએ છીએ અને ન ઈસા બિન મરયમને માનનારાઓને માનીએ છીએ.''

એના જવાબમાં અલ્લાહ તઆલા તરફથી આ આયત ઉતારવામાં આવી :''કુલ યા અહલલ-કિતાબે હલ તન-કિમૂન મિન્ના ઈલ્લા અન આમન્ના બિલ્લાહ......''

> ''હે નબી ! કહી દો કે હે અહલે-કિતાબ ! શું તમે અમારા પ્રત્યે એટલા માટે દુશ્મની ધરાવો છો કે અમે અલ્લાહ પર ઈમાન લઈ આવ્યા અને તે વસ્તુ પર ઈમાન લઈ આવ્યા જે અમારી તરફ ઉતારવામાં આવી છે ? અને તે વસ્તુ પર જે આથી પહેલાં ઉતારવામાં આવી ? અને ખરેખર તમારામાંના ઘણાખરા નાફરમાન છે.''

**અમે જ ખરા, તમે ખોટા છો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક વેળા રાફિઅ બિન હારિસહ, સલ્લામ બિન મિશ્કમ, માલિક બિન સૈફ અને રાફિઅ બિન હુરૈમલહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને બોલ્યા, ''હે મુહંમદ ! શું તમારો આ દાવો નથી કે તમે મિલ્લતે-ઈબ્રાહીમ અને દીને-ઈબ્રાહીમના અનુયાયી છો ? અને અમારી પાસે જે તવરાત છે તેને પણ માનો છો ? અને ગવાહી પણ આપો છો કે એ સાચી આકાશી કિતાબ છે ?''

જવાબમાં આપે ફરમાવ્યું, ''કેમ નહિ. બેશક મારો એજ દાવો છે પણ તવરાતમાં તમે નવી-નવી

વાતો ઘડીને ઘૂસાડી દીધી છે અને અલ્લાહએ તમારી પાસેથી લીધેલા વચનનો તમે ભંગ કર્યો છે અને જે વાતોને ખુલ્લી રીતે જાહેર કરવાનો તમને હુકમ ફરમાવ્યો હતો તેને તમે છુપાવી લીધી છે એટલે જ મેં પોતાને તમારી મનઘડત વાતોથી અલગ કરી લીધો છે.'' [૧]

આપની આ વાતોથી તેઓ ચીડાઈ ગયા અને બોલ્યા, ''હે મુંહમદ ! અગર એમ જ હોય તો અમે અમારી એજ વાતોને વળગી રહીશું. કેમકે અમારૂં મન કહે છે કે એજ વાતો સાચી છે અને અમે જ હક પર છીએ અને અમે જ સીધા રસ્તા પર ચાલનારા છીએ. તમને અમે કદી સાચા માનવાના નથી. કદી તમારી પયગમ્બરી પર ઈમાન લાવવાના નથી.''

એના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ ફરમાવી : ''કુલ યા અહલલ-કિતાબે લસ્તુમ અલા શૈઈન હત્તા તુકીમુત-તવરાત વલ ઈન્જીલ....''

હે નબી ! કહી દો એમને કે હે અહલે-કિતાબ ! તમે કોઈ સાચી વસ્તુ પર નથી જ ત્યાં સુધી કે તમે તવરાત અને ઈન્જીલ અને તે વસ્તુના પાબંદ ન બની જાવ જે તમારા પાલનહાર તરફથી તમારી તરફ ઉતારવામાં આવી છે.''

**અલ્લાહ વગર બીજા ભગવાન**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : એક વેળા નહહામ બિન ઝૈદ, કરદમ બિન કઅબ, બહરી બિન અમ્ર વગેરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા અને બોલ્યા, ''હે મુહંમદ ! શું તમે અલ્લાહ વગર કોઈ બીજાને પણ પોતાનો ભગવાન માનો છો ? અથવા શું તમને અલ્લાહની સાથે કોઈ બીજા ભગવાનની જાણકારી નથી ?''

આપે ફરમાવ્યું, ''જમીન અને આસમાનમાં એક અલ્લાહ વગર ન કોઈ ભગવાન છે, ન કોઈ મઅબૂદ છે, ન કોઈ બંદગીને પાત્ર છે : ''અલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હૂ બિ-ઝાલિક બુઅસ્તુ વ ઈલા ઝાલિક અદઊ. ''અલ્લાહ એક જ છે. તેના વગર કોઈ ભગવાન નથી. મને તેની જ બંદગી માટે મોકલવામાં આવ્યો છે અને હું તમને પણ તેની જ બંદગીનું આમંત્રણ આપું છું.''

એના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : ''કુલ ઈન્નમા હુવા ઈલાહુંવ-વાહિદ વ ઈન-નની બરીઉમ મિમ્મા તુશ-રિકૂન.''

''હે નબી ! કહી દો કે તે તો બસ એક જ મઅબૂદ છે અને જે ભગવાનોને તમે તેના ભાગીદાર ઠરાવો છો તેઓથી હું એકદમ અલાહેદા છું.''

**યહૂદ સાથે દોસ્તીની મનાઈ**——————રિફાઅહ બિન ઝૈદ બિન તાબૂત અને સુવૈદ બિન હારિસ પણ બીજા દગાબાજો પેઠે જાહેરમાં કલિમો પઢીને મુસલમાન બની ગયા હતા પણ અંદરખાને પાકા મુનાફિક બનેલા રહ્યા. મુસલમાનોનો એ બંને સાથે મેલજોલ હતો અને દોસ્તીભર્યા સંબંધો હતા. અલ્લાહ તઆલાએ એમની સાથે અને એમના ગોઠિયાઓ સાથે દોસ્તીની મનાઈ ફરમાવતાં આ આયત નાઝિલ ફરમાવી : ''યા ઐયુહલ-લઝીન આમનૂ લા તત-તખિઝુલ-લઝીનત-તખઝૂ દીનકુમ હુઝુવંવ-વ-લઈબા.....''

---

૧. એટલે અસલી આકાશી તવરાત પર મારૂં પાકું ઈમાન છે પણ તમે તેની આયતો બદલી નાખી. દીનમાં મનઘડત વાતો એટલે બિદઅતો ઘૂસાડી દીધી. મારી પયગમ્બરી પર ઈમાન લાવવાના વચનથી ફરી ગયા. અલ્લાહના હુકમોને છુપાવી લીધા. જેથી તમારી આ વાતોથી હું તમારાથી અલગ થઇ ગયો છું. ''હ''

"હે મુસલમાનો ! જેઓને તમારાથી પહેલાં કિતાબ આપવામાં આવી છે; તેઓમાં એવા લોકોને, જેઓએ તમારા દીનને હસીમજાક અને ખેલતમાશો બનાવી લીધો છે અને કાફિરોને દોસ્ત ન બનાવો અને અલ્લાહથી ડરો અગર તમે સાચા મુસલમાન હો !"

**કિયામત અંગે સવાલ**———————જબલ બિન અબી કુશૈર અને શમવીલ બિન ઝૈદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, "હે મુહંમદ ! અગર તમે અલ્લાહના પયગમ્બર છો જેમ કે તમે પયગમ્બર હોવાનો દાવો કરો છો તો બતાવો, કિયામત ક્યારે આવશે ?"

રાવીનું કથન છે કે જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી : "યસ્અલૂ-નકા અનિસ-સાઅતિ ઐયાના મુરસાહા....."

"હે નબી ! આ લોકો તમને કિયામત વિષે સવાલ કરે છે કે તે ક્યારે કાયમ થશે? તમે કહી દો કે તેનો ઈલ્મ તો મારા પાલનહારની જ પાસે છે. તે જ તેના સમયે તેને જાહેર ફરમાવી દેશે. આસમાનો અને જમીનમાં તે ભારે પડી જશે. અચાનક અને ઓચિંતી જ તે તમારી ઉપર આવી પડશે."

**મુસલમાન નહિ બનવાના બહાના**———————ઈબ્ને ઈસ્હાક કહે છે : એક વેળા સલ્લામ બિન મિશ્કમ, અબૂ યૂનુસ નુઅમાન બિન અવફા, મુહમ્મૂદ બિન દિહયા, શાસ બિન કૈસ અને માલિક બિન સૈફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં ઉપસ્થિત થયા અને બોલ્યા, "હે મુહંમદ ! તમે જ કહો કે અમે કેવી રીતે મુસલમાન બનીએ ? અને કેવી રીતે તમારી પેરવી કરીએ ? જ્યારે કે તમે અમારો કિબ્લો પણ છોડી બેઠા છો અને ઉપરથી ઉઝૈર પયગમ્બરને અલ્લાહનો બેટો પણ માનતા નથી ? અમારો તો અકીદો છે કે ઉઝૈર અલ્લાહનો બેટો છે."એના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી :

| | |
|---|---|
| વ કાલતિલ યહૂદુ | અને યહૂદીઓએ કહી દીધું કે |
| ઉઝૈરુ નિબ્નુલ્લાહ. | ઉઝૈર અલ્લાહનો બેટો છે. |
| વ કાલતિન-નસારલ- | અને નસારાએ કહી દીધું કે |
| મસીહુબ-નુલ્લાહ. | મસીહ અલ્લાહનો બેટો છે. |
| ઝાલિક કવલુહુમ-બિ-અફ્વા-હિહિમ | આ તેઓના મોઢાઓની વાતો છે. |

અને આયતની છેવટમાં ફરમાવ્યું : કાતલ-હુમુલ્લાહુ અન્ના યુઅ-ફકૂન. અલાહ એમને ગારત કરે, કેવી અક્કલ વગરની વાતો કરી રહ્યા છે ! . .

**કુર્આન તવરાત જેવી કિતાબ નથી**———————એક વેળા મહમૂદ બિન સૈહાન, નુઅમાન બિન ઇદાઅ, બહરી બિન અમ્ર, ઉઝૈર બિન અબી ઉઝૈર, સલ્લામ બિન મિશકમ, અબ્દુલ્લાહ બિન સૂરી, ઇબ્ને સલૂબા, કિનાનહ બિન રબીઅ, અમ્ર બિન ઉસૈદ, શમવીલ બિન ઝૈદ, જબલ બિન અમ્ર બિન સુકૈના વગેરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયા અને બોલ્યા, "હે મુહંમદ! જે કિતાબ તમારા ઉપર ઊતરી છે તે તમારા દાવા મુજબ અલ્લાહ તરફથી ઊતરેલી કિતાબ હોય તો શું કારણ છે કે તેની વાણી એટલી સુંદર, એટલી મધુર, એટલી આકર્ષક અને એટલી છટાદાર નથી જેટલી અમારી કિતાબ તવરાતની છે ?"

આપે તેઓને ફરમાવ્યું, "સાંભળો હે યહૂદીઓ ! વલ્લાહ, તમે લોકો નિશંક જાણો છો કે કુર્આન અલ્લાહ

તરફથી ઊતરેલું છે. આ વાત તમારી કિતાબમાં પણ લખેલી છે. અગર દુનિયાભરના ઇન્સાન અને જિન્નાત ભેગા મળીને એના જેવું કલામ રચવા માગે તો કદી તેઓ રચી શકતા નથી.''

આ સાંભળીને તેઓ કહેવા લાગ્યા, ''હે મુહંમદ ! ઇન્સાન અને જિન્નાતમાંથી તો કોઇ તમને કુર્આનનું શિક્ષણ નથી આપતો વારૂ ?''(અથવા જિન્નાત અને ઇન્સાનમાંથી તો કોઇ તમને ભણાવી નથી જતું ?)

આપે ફરમાવ્યું, ''સાંભળી લો, વલ્લાહ ! તમે ખાતરીપૂર્વક જાણો છો કે એ કિતાબ અલ્લાહ તરફથી ઊતરેલી છે અને બેશક હું અલ્લાહનો રસૂલ છું. આ વાતો તમારી કિતાબ તવરાતમાં લખેલી છે જેનું તમે વાંચન કરો છો.''

**કુર્આન જેવી કિતાબ રચવાનો દાવો**————તેઓ બોલ્યા, 'હે મુહંમદ ! અલ્લાહ તો પોતાના પયગમ્બર માટે દરેક બાબતની વ્યવસ્થા કરી આપે છે. પયગમ્બરની દરેક જરૂરતો અને ઇચ્છાઓ પૂરી કરે છે તેને દરેક પ્રકારની સત્તા આપે છે. અગર એવી સત્તા તમારી પાસે હોય તો તમે આસમાન પરથી કોઇ કિતાબ અમારા માટે ઉતારો જેને અમે વાંચી લઇએ અને પોતાની આંખે તેને આસમાન પરથી ઊતરેલી જોઇ લઇએ. આમ ન કરી શકો તો સાંભળી લો, તમારી પાસે જે કિતાબ છે તેવી કિતાબ તો અમે પોતે પણ બનાવી શકીએ છીએ.'' અલ્લાહ તઆલાએ એના જવાબમાં આ આયત ઉતારી :

| | |
|---|---|
| કુલ લઇનિજ-ત-મ-અતિલ-ઇન્સુ | કહી દો હે નબી ! અગર ભેગા થઇ જાય બધા ઇન્સાનો |
| વલ-જિન્નુ અલા અંય-યઅતૂ | અને જિન્નાત આ વાત પર કે તેઓ લઇ આવે |
| બિ-મિથ્લિ હાઝલ-કુર્આન. | આ કુર્આન જેવી કિતાબ; |
| લા યઅતૂન બિ-મિથ્લિહી | તો હરગિઝ તેઓ એના જેવી કિતાબ લાવી શકતા નથી. |
| વ લવ કાના બઅદુ-હુમ | ભલે તેઓ એકબીજાના |
| લિ-બઅદિન ઝહીરા. | મદદગાર કે સહકારી બની જાય ! |

**ઝુલ-કરનૈન વિષે સવાલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એક વેળા હુય્ય બિન અખ્તબ, કઅબ બિન અસદ, અબૂ નાફિઅ, અશયઅ, શમવીલ બિન ઝૈદ અને બીજા યહૂદી આગેવાનો, મુસલમાન બનેલા યહૂદી ધર્મગુરૂ હઝરત અબ્દુલ્લાહ બિન સલામ પાસે ગયા અને તેમને ઠપકો આપતાં બોલ્યા, ''શું જોઇને તું મુસલમાન બની ગયો ? અરબની કૌમમાં પયગમ્બરી જેવું કયાં છે ? પયગમ્બરી તો યહૂદી કૌમનો વારસો છે. તારો મિત્ર જેને તું પયગમ્બર માને છે તે પયગમ્બર નહિ, પણ બાદશાહ છે.''

એ પછી તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે ગયા અને બોલ્યા, ''હે મુહંમદ! તમે પયગમ્બર છો તો બતાવો, પેલો સહેલાણી કોણ હતો જે આખી ધરતીને ધમરોળી વળ્યો હતો ?'' આપે તેઓને તેજ જવાબ આપ્યો જે કુરૈશને આપ્યો હતો. એજ લોકોએ કુરૈશને આ સવાલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પૂછવાની સલાહ આપી હતી અને કહ્યું હતું કે, પયગમ્બર સિવાય કોઇ એનો જવાબ આપી શકે નહિ.

**અલ્લાહ તઆલાને કોણે પૈદા કર્યા ?**————ઇબ્ને હિશામ કહે છે : હઝરત સઇદ બિન જુબૈરની આ રિવાયત મારી આગળ બયાન કરવામાં આવી કે એક વેળા કેટલાક યહૂદીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં જઇને બોલ્યા, ''હે મુહંમદ ! આ જગત અલ્લાહએ પૈદા કર્યું તો બતાવો અલ્લાહને

કોણે પૈદા કર્યો ?''

રાવીનું કથન છે : આ સવાલ સાંભળતાં જ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પોતાના પાલનહાર ખાતર ગુસ્સો આવી ગયો. આપના નૂરાની ચેહરાનો રંગ બદલાય ગયો. આપ બેહદ ખફા થઈ ગયા. એજ વેળા હઝરત જિબ્રીલ આપની તહેનાતમાં પ્રગટ થયા અને આપને દિલાસો આપતાં બોલ્યા, ''યા રસૂલલ્લાહ! ગુસ્સો કરવાની કે ખફા થવાની જરૂર નથી. આપના પાલનહારે તેઓની ગુસ્તાખીના જવાબમાં આ આયતો મોકલી છે:

| | |
|---|---|
| કુલ હુ વલ્લાહુ અહદ. | હે નબી ! કહી દો કે તે અલ્લાહ એક છે. |
| અલ્લાહુસ-સમદ. | અલ્લાહ બે-નિયાઝ છે. |
| લમ યલિદ્ વ લમ યૂલદ્. | તેણે કોઈને જણ્યો નથી અને તેને કોઈએ જણ્યો નથી. |
| વલમ યકુલ્લહૂ કુફુવન અહદૂ. | અને કોઈ પણ તેનો સમોવડિયો નથી. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને આ આયતો પઢી સંભળાવી તો તેઓ બોલ્યા, ''હે મુહંમદ ! કહો તો ખરા અલ્લાહની શકલ-સુરત કેવી છે, તેના હાથો અને પગો કેવા છે. તેની આકૃતિ અને રૂપરેખા કેવી છે ?''

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ઓરભી ગુસ્સો આવી ગયો. આપે વધારે ખફા થઈને તેઓને ઠપકાર્યા તો ફરીવાર હઝરત જિબ્રીલ પ્રગટ થયા અને આપને તેજ વાતો કહી જે અગાઉ કહી હતી. પછી કહ્યું, ''યા રસૂલલ્લાહ ! એમના જવાબમાં અલ્લાહ તઆલાએ આ આયતો ઉતારી છે :

| | |
|---|---|
| વમા કદરુલ્લાહ હક્ક કદરિહી | અલ્લાહનો જે મરતબો છે, આ લોકોએ તેનો અંદાજો નથી કાઢયો. |
| વલ-અર્દુ જમીઅન કબ્દતહૂ | હાલાં કે પૂરી ધરતી તેની મુઠ્ઠીમાં હશે; |
| યવમલ-કિયામહ. | કિયામતના દિવસે. |
| વસ્સમાવાતુ મત્વીય્યાતુમ | અને બધા આકાશો લપેટાયેલા હશે |
| બિ-યમીનિહી. | તેના જમણા હાથમાં |

**મુસલમાનોને શિખામણ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે :મને બનૂ તમીમના આઝાદ ગુલામ ઉત્બહ બિન મુસ્લિમે કહ્યું. તેમણે અબૂ સલમહ બિન અબ્દુર્રહમાનથી સાંભળ્યું અને તેમણે હઝરત અબૂ હુરૈરહ રદિયલ્લાહુ અન્હુથી સાંભળ્યું હઝરત અબૂ હુરૈરહનું કથન છે કે, મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આમ ફરમાવતાં સાંભળ્યા છે :

''લોકો પોતાના પયગમ્બરને સવાલ પૂછવામાં એટલી હદે પહોંચી રહ્યા છે કે તેઓમાંથી એક પૂછનારો એમ પૂછવા લાગે કે, આ જગત અને તેની વસ્તુઓને તો અલ્લાહએ પૈદા કરી પણ અલ્લાહને કોણે પેદા કર્યો ? તો જ્યારે તે આમ પૂછે તો જવાબમાં તમે કહો કે:

| | |
|---|---|
| હુ વલ્લાહુ અહદ્. | તે અલ્લાહ એક છે. |
| અલ્લાહુસ-સમદ | અલ્લાહ બે નિયાઝ છે. |
| લમ યલિદ્ | તેણે કોઈને જણ્યો નથી. |
| વ લમ યૂલદ્ | અને તેને કોઈએ જણ્યો નથી. |

| | |
|---|---|
| વલમ યકુલ્લહૂ | અને કોઈ છે જ નથી તેના માટે |
| કુફુવન અહદ્. | તેનો કોઈ સમોવડિયો. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વધુમાં ફરમાવ્યું :

"અગર આ પ્રકારના શયતાની વસવસા આવે તો માણસને જોઈએ કે તે પોતાની ડાબી તરફ થૂથૂ કરીને ત્રણ વખત થૂંકી દે અને શયતાને-મરદૂદથી અલ્લાહની પનાહ માગે!"

ઇબ્ને હિશામ કહે છે : ઉપર દર્શાવેલી સૂરએ-ઇખ્લાસમાં "સમદ" શબ્દ આવેલો છે. સમદ તેને કહે છે કે જેના દરબારમાં દરેક કામની રજૂઆત કરવામાં આવે અને દરેકને તેની જરૂરત હોય પણ તેને કોઈની જરૂરત ન હોય. સમદ શબ્દ અલ્લાહ વહદહૂ લા શરીકનું એક સિફાતી એટલે ગુણવાચક નામ છે. આ સૂરતમાં બીજો શબ્દ "કુફુવન"આવેલો છે. કુફુવનનું મૂળ "કુફૂઅ" છે. એના અર્થ સમાન, સરખું, બરોબરિયું, સમોવડિયું, હરીફ, પ્રતિસ્પર્ધી વગેરે થાય છે. કુફૂઅનું બહુવચન "અકફાઅ"આવે છે.

---

# પ્રકરણ ૮૮

# નજરાનના ખ્રિસ્તીઓનું મંડળ

પ્રતિનિધિ મંડળના મોવડીઓ • દુનિયાવી માયાની ઝંજીર • પ્રાચીન ગ્રંથમાં આખેરી નબીની બશારત • નસારાનું મંડળ દરબારે-રસૂલમાં • મઝહબી અકીદાઓનો મતભેદ • હઝરત ઇસાના પિતા વિષે સવાલ • કુર્આન, તવરાત, ઇન્જીલ, કુર્કાન • હઝરત ઇસા મસીહની પૈદાઇશનું બયાન • ઇસા બિન મયરમના મુઅજિઝહ • ઇસા અને આદમનો દાખલો • ખ્રિસ્તીઓને મુબા-હલહનો પડકાર • નજરાનના પાદરીઓની સુલેહ • હઝરત અબૂ ઉબૈદહ નજરાનમાં

**પ્રતિનિધિ મંડળના મોવડીઓ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં નજરાનના નસારાઓનું મંડળ હાજર થયું. મંડળના આ કાફલાના ૬૦ સવારોમાં ૧૪ પાદરીઓ કે ધર્મગુરૂઓ હતા જેઓ તેઓના, આગળ પડતા અગ્રેસરો કે મુખીઓ હતા. અને એ ૧૪માંથી ત્રણ સંતપુરૂષો એટલા લોકલાડીલા અને માનીતા હતા કે તેઓની કૌમના કુલ્લે અધિકારો એમના કબજામાં હતા. વળી એ ત્રણમાં પણ અબ્દુલ-મસીહ નામે ધર્માત્મા એટલી બધી સત્તા ભોગવનારા ઢાંચના સુત્રધાર હતા કે એમનો મત છેવટનો મત અને એમનો ફેસલો આખેરી ફેસલો ગણાતો હતો. પછી એમના મત કે એમના ફેસલાનો વિરોધ કરવાની કોઇની પાસે સત્તા ન હતી. અબ્દુલ-મસીહનો લકબ ''અલ-આકિબ''હતો.

આ ત્રણ ધર્મનેતાઓમાંથી બીજા સંતગુરૂનું નામ ''અલ-ઐહમ'' હતું અને લકબ એમનો ''અસ-સૈયિદ'' હતો. એ પોતાની કૌમના કાફલાઓ, કાફલાના પ્રવાસી પડાવો, સામાજિક સભાઓ અને કૌમની દેખભાલ તથા વ્યવહારૂ મામલાઓના પ્રબંધક કે સૂત્રધાર હતા. ત્રીજા ધર્માત્માનું નામ અબૂ હારિસહ બિન અલકમહ હતું. એ બનૂબક્ર બિન વાઇલ કુટુંબના નબીરા, નસારાઓની કૌમના મઝહબી પેશવા, આકાશી કિતાબ ઇન્જીલના પ્રખર જ્ઞાની, તેઓના વડા ઇમામ અને તેઓની વિદ્યાપીઠોના ઉપરી અધિકારી હતા. આ અબૂ હારિસહએ ખ્રિસ્તી કૌમમાં અને પોતાના લોકોમાં માનમોભાનો ઊંચો મરતબો મેળવી લીધો હતો. મઝહબી કિતાબોનું શિક્ષણ આપવામાં ચોમેર પંકાયેલા હતા. મઝહબી ઉલૂમના મહાજ્ઞાની હોવાથી દૂરદૂર સુધી એમના નામ અને કામનો ડંકો બજતો હતો. એમની ઇલ્મી, મઝહબી અને રૂહાની કીર્તિ, નજરાનની ભૂમિ પાર કરી નીકળીને રોમના શાહી મહેલો સુધી પહોંચી ગઇ હતી. રોમના ખ્રિસ્તી શહેનશાહોને જ્યારે એમની ધર્મની મહારત કે જ્ઞાનપ્રતિભાના સમાચાર મળ્યા તો તેઓએ એમને માન-ઇકરામથી બિરદાવીને ધર્મના ઊંચા આસને બિરાજમાન કરી દીધા હતાં અને ધન દવલત તથા નોકર ચાકરોથી એમને ભારે દબદબાવાળા બનાવી દીધા હતા. એમના

માટે કેટલાંક નવાં દેવળો ઊભા કરાવી દીધાં હતાં અને તરહ-તરહના ભારેખમ ઈલકાબોથી એમને વધાવી લીધા હતા.

**દુનિયાવી માયાની ઝંજીર**——ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે ખ્રિસ્તી સમાજના આ કાફલાએ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારમાં હાજર થવા માટે નજરાનથી પ્રવાસનો આરંભ કર્યો તો અબૂ હારિસ઼હ મહાત્મા પોતાના ખચ્ચરની પીઠ પર સવાર થયા. એમના સંગાથે એમનો ભાઈ પણ હતો જેનું નામ કૂર બિન અલકમહ હતું.

ઈબ્ને હિશામ કહે છે : અબૂ હારિસ઼હના ભાઈનું નામ કેટલાકે કૂઝ અથવા કુર્ઝ બતાવ્યું છે. ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે કાફલાએ કૂચ આરંભી તો થોડે આગળ જતાં અબૂ હારિસ઼હના ખચ્ચરે ઓચિંતી ઠોકર ખાધી. અલ્લાહના વલી જેવા ભાઈને ભોંય પર પછડાયેલો જઈને તેના ભાઈ કુર્ઝની જીભથી આ શબ્દો સરી પડયાઃ ''નખ્ખોદ વળે પેલા દૂરવાળાનું !''

દૂરવાળાથી તેના ઈશારો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફ હતો. જવાબમાં અબૂ હારિસ઼હએ કહ્યું, ''તેનું નહિ, તારૂં નખ્ખોદ વળે !''

''ભાઈ સાહેબ ! આમ શા માટે ?'' કુર્ઝે નવાઈ પામીને પૂછયું.

''વલ્લાહ !''અબૂ હારિસ઼હ બોલ્યો, ''એજ તો તે પયગમ્બર છે જેની આપણે રાહ જોતા હતા અને જેની વધામણી ઈન્જીલે આપી છે.''

''ભાઈ સાહેબ !''કુર્ઝે ઠાવકા મુખે પૂછયું, ''જયારે આપને ખબર છે તો તે કઈ વસ્તુ છે જેણે આપને તેમની ઉપર ઈમાન લાવવાથી અટકાવી રાખ્યા છે ?''

''એના કારણની શું તને ખબર નથી ?'' અબૂ હારિસ઼હએ કહ્યું, ''સાંભળ, આપણી કૌમે આપણને શું-શું નથી આપ્યું ? ઊંચો મરતબો આપીને માનમરતબાવાળા બનાવ્યા, માલ આપીને માલવાળા કે માલદાર બનાવ્યા, ઈઝઝત આપીને ઈઝઝતવાળા બનાવ્યા. હવે હાલત એવી છે કે આપણી કૌમના આગેવાનોને તેના વિરોધ વગર બીજી કાંઈ વાત મંજૂર નથી. આપણા માટે પણ તેના વિરોધ વિના બીજો રસ્તો નથી. તારા કહેવા મુજબ કરીએ તો આ એશઆરામ, આ સુખચેન, આ ઠાઠમાઠની જેટલી વસ્તુઓ તું જુએ છે એને આંચકી લેતાં તેઓને કેટલીવાર લાગે ?''

કુર્ઝ બિન અલકમહનું બયાન છે કે મારા ભાઈ અબૂ હારિસ઼હના મુખેથી નીકળેલી આ બધી વાતો મેં બરાબર યાદ રાખી અને મારા મનમાં મેં તેને છુપાવી રાખી અને પછી જ્યારે મારા સંજોગો અનુકૂળ થઈ ગયા તો હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઈમાન લાવીને મુસલમાન બની ગયો અને મારી આ કથા રજૂ કરવાને શક્તિમાન બન્યો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : કુર્ઝ બિન અલકમહ અંગે મને જે માહિતી મળી તેમાંની એક આ છે કે મુસલમાન બનવા પછી કુર્ઝ પોતે, પોતાના ભાઈ અબૂ હારિસ઼હને લગતી આ વાતો, પોતાના મુખે લોકોની આગળ બયાન કરતા હતા.

**પ્રાચીન ગ્રંથમાં આખેરી નબીની બશારત**——ઈબ્ને હિશામ કહે છે : મને પ્રાચીન ઈતિહાસના

અભ્યાસીઓ તરફથી આ માહિતી મળી છે કે નજરાનના અમીરોમાંથી એક ધર્મપ્રેમી અમીર પાસે પુરાતન કાળનો એક જૂનો ગ્રંથ હતો. વંશપરંપરાથી આ ગ્રંથ તેના ખાનદાનમાં ઊતરી આવતો હતો. જ્યારે ખાનદાનનો વડીલ મરણ પામતો અને જાગીરનો વારસો તેના પાટવી કુંવરને મળતો તો તે આ સીલબંધ ગ્રંથને, અગાઉની સીલો તોડયા વિના, પોતાના નામનો સિક્કો મારીને તિજોરીમાં બંધ કરી દેતો. આ પ્રથા પ્રાચીન કાળથી તેના ખાનદાનમાં ઊતરી આવતી હતી. ખૂબીની વાત આ હતી કે ખાનદાનનો કોઈ માણસ સીલ તોડીને ગ્રંથને વાંચવાનું સાહસ કરતો ન હતો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની યુગમાં જે અમીર આ ખાનદાનનો વડીલ હતો તેણે જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પયગમ્બરીની કીર્તિ સાંભળી તો તે આપની મુલાકાત માટે મદીનહની સફર ખેડવા તૈયાર થયો. પણ જેવો જ તે પોતાના મહેલમાંથી નીકળ્યો, તેને એવી ઠોકર લાગી કે, તે ભોંય પર પછડાઈ પડયો. આ જોઈને તેનો કુંવર બોલી ઊઠયો, "ખરાબી હો મદીનહવાળા નબીની!"

તેના બાપે કહ્યું, "ખબરદાર બેટા ! આમ બોલવું નહિ. તે અલ્લાહના સાચા નબી છે. તેમનું નામ "વદાઇઅ" એટલે આપણા સુરક્ષિત ગ્રંથોમાં લખેલું મવજૂદ છે."

જ્યારે આ અમીર મરી ગયો અને એનો વારસો એના કુંવરને મળ્યો તો પ્રથા મુજબ તેણે પેલો પુરાતન ગ્રંથ, પોતાના નામની મહોર મારવા માટે તિજોરીમાંથી કાઢયો. પણ મહોર મારતી વેળા તેના મનમાં ગલીપચી થઈ કે, ગ્રંથને ખોલીને વાંચવું તો જોઈએ કે, એમાં લખેલું શું છે ?

તેણે મનને મજબૂત કરીને સીલબંધ મહોરો એક પછી એક તોડી નાખી અને ગ્રંથનું વાંચન કર્યું તો તેમાં આખેરી યુગના નબી હઝરત મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું મુબારક નામ, આપની પયગમ્બરી અને તેની નિશાનીઓ તથા આપના સંસ્કારોને લગતી માહિતીઓ પીરસેલી હતી. આ લખાણ વાંચીને તેના દિલની આંખો ખુલી ગઈ. તેણે અંતરનો નાદ ઝીલી-લીધો અને સાચા દિલથી કલિમા પઢીને મુસલમાન બની ગયો. અને છેવટ સુધી ઇસ્લામ પર મક્કમ રહીને હજ્જનું સદ્ભાગ્ય પણ મેળવી લીધું. આ શેઅર તેણે જ કહ્યો છે જે હજ્જના પ્રવાસને લગતો છે.

**ઈલૈકા તગદૂ કલેકન વદીનુહા • મુઅ-તરિદન ફી બત્નેહા જનીનુહા**

**મુખા-લફન દીનન-નસારા દીનુહા.**

(મારી આ ઊંટણી) તારી જ તરફ દોડી રહી છે એવી હાલતમાં કે તેનો કમરબંધ હરકત કરી રહ્યો છે અને તેના પેટમાં બચ્ચું આડે આવી રહ્યું છે અને હાલત આ છે કે ઊંટણીવાળાનો ધર્મ, નસારાના ધર્મથી અલગ છે.

ઇબ્ને હિશામ કહે છે : શેઅરમાં "વદીન" શબ્દ (ઝુવાદથી) આવેલો છે જેના અર્થ "હિઝામુન-નાકહ"એટલે ઊંટણીનો કમરબંદ કે કાઠીની દોરડી થાય છે અને હિશામ બિન ઉર્વાહનું કહેવું છે કે શેઅરની ત્રીજી કડી ઇસ્લામના કોઈ શાઈરે એમાં ઉમેરી દીધી છે.

**નસારાનું મંડળ દરબારે-રસૂલમાં**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે માહિતી આપી કે, નજરાનના નસારાઓનું મંડળ જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના

દરબારમાં હાજર થયું તો તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની મસ્જિદમાં બિરાજમાન હતા. આપ જ્યારે મુસલમાનોને અસરની નમાઝ પઢાવીને પરવારી ગયા તો મંડળના લોકો મસ્જિદમાં દાખલ થયા. તેઓનો જાહેરી ઠાઠમાઠ અને ઠસ્સો જોઈને મુસલમાન લોકો દંગ થઈ ગયા. બધાએ સુંદર કિમતી પોશાકો પરિધાન કરેલા હતા. લાંબા ઉજળા ઝબ્બા પહેરેલા હતા. ખભાઓ પર મૂલ્યવાન ચાદરો નાખેલી હતી. અરબના બનૂ હારિસ઼ બિન કઅબના બાંકા અમીરો પેઠે બેહદ જાજરમાન અને રૂઆબદાર લાગતા હતા.

રાવીનું કથન છે : રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબાએ એમને જોયા તો જોતા જ રહી ગયા.તેઓનું કહેવું છે કે આટલા સુંદર અને આટલા મૂલ્યવાન પોશાકોમાં સજ્જ થયેલું ઝાકઝમાળ કે ઠસ્સાદાર મંડળ એ પછી તેઓએ કદી જોયું નહિ.

અસરની નમાઝ બાદ મંડળના સભ્યો મસ્જિદમાં દાખલ થયા. તે વેળા તેઓની નમાઝનો વખત પણ થઈ ગયો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદમાં જ તેઓ પોતાની નમાઝ માટે ઊભા થઈ ગયા. આ જોઈને મુસલમાનોએ વાંધો લીધો તો આપે ફરમાવ્યું, "દઅ્-હુમ" છોડી દો એમને કે નમાઝ પઢી લે. તેઓએ મશરિક તરફ મુખ કરીને નમાઝ પઢી.

**મઝહબી અકીદાઓનો મતભેદ**————-ઈબ્ને ઈસ્હાક કહે છે : ખ્રિસ્તીઓના મંડળમાં તેઓની કૌમની નુમાઈન્દગી કરનારા તેઓના ૧૪ અગ્રેસરોના નામ આ છે.

(૧) અલ-આકિબ . મૂળ નામ અબ્દુલ-મસીહ (૨) અસ-સૈયિદ. અસલ નામ અલ-ઐહમ (૩) બનૂબક્ર બિન વાઈલવાળા અબૂ હારિસ઼હ બિન અલકમહ (૪) ઔસ (૫) અલ-હારિસ઼ (૬) ઝૈદ (૭) કૈસ (૮) યઝીદ (૯) નુબ્યહ (૧૦) ખુવૈલિદ (૧૧) અમ્ર (૧૨) ખાલિદ (૧૩) અબ્દુલ્લાહ (૧૪) યુહન્નસ.[1]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતચીત કે વાટાઘાટ કરનારાઓમાં પહેલાં નંબરે અબૂ હારિસ઼હ બિન અલકમહ, બીજા નંબરે અલ-આકિબ અબ્દુલ-મસીહ અને ત્રીજા નંબરે અસ-સૈયિદ અલ-ઐહમ મુખ્ય હતા. એ બધા શાહી દરબારના ખ્રિસ્તી કાનૂનને આધીન હતા. આમ છતાં પોતપોતાના અનુયાયીઓ સાથે ખ્રિસ્તી ધર્મના જુદા-જુદા મસ્લકો કે સંપ્રદાયોને અનુસરનારા હતા. આપસમાં તેઓ એકબીજા સાથે મઝહબી મતભેદ ધરાવતા હતા. એક પક્ષ અલ્લાહના નબી હઝરત ઈસા બિન મરયમને અલ્લાહ તરીકે માનતો હતો. બીજો પક્ષ હઝરત ઈસા બિન મરયમ વિષે અલ્લાહના બેટા હોવાનો અકીદો ધરાવતો હતો, જ્યારે ત્રીજો પક્ષ હઝરત ઈસાને "ત્રણમાંનો ત્રીજો" હોવાની માન્યતા ધરાવતો હતો.

સારાંશ કે નસારાઓમાં ઘણાં ફિરકા એટલે ફાંટા પડી ગયા હતા. એમાંથી એક પક્ષનો અકીદો હતો કે ઈસા બિન મરયમ પોતે અલ્લાહ છે. આ અકીદાવાળા દલીલ કરતા હતા કે ઈસા બિન મરયમ મુરદાંઓને સજીવન કરી દેતા હતા. રોગીઓને સાજાસમાં કરી દેતા હતા. ગૈબની વાતો બતાવી દેતા હતા. હાથથી મટોડાંના પક્ષીઓ બનાવીને છુકારાથી તેમાં જાન નાખી દેતા હતા. જો કે આ પ્રકારના અદ્દભુત ચમત્કારો તેઓ અલ્લાહના હુકમથી કરી દેખાડતા હતા કે જેથી લોકો માટે અલ્લાહની કુદરતની એક નિશાની બની જાય અને લોકો તેમને અલ્લાહના સાચા પયગમ્બર માનીને તેમની ઉપર ઈમાન લઈ આવે.

---

૧. યુહન્નસ, યુહન્ના - Johannes, John વગેરે એક જ નામના જુદા જુદા રૂપો છે.

એમાં જે લોકો હઝરત ઈસા બિન મરયમને અલ્લાહનો બેટો માનતા હતા તેઓ દલીલ કરતા હતા કે, ઈસા બિન મરયમ, વગર બાપે એટલે કોઈ પુરૂષના સ્પર્શ વિના કુંવારી મરયમની કૂખે પેદા થયા હતા અને પેદા થતાં જ પારણામાં લોકો સાથે વાતો કરવા લાગ્યા હતા. આ તેમનો એવો લાજવાબ ચમત્કાર છે કે દુનિયાની આંખે આથી પહેલાં આવો ચમત્કાર જોયો નથી.

હઝરત ઈસા બિન મરયમને ''ત્રણમાંના ત્રીજા''નો અકીદો ધરાવનાર લોકો, ખુદ અલ્લાહ તઆલાના આ શબ્દોને દલીલ રૂપે રજૂ કરતા હતા કે અલ્લાહએ પોતે ફરમાવ્યું છે કે, ''આ કામ અમે કર્યું ! આ હુકમ અમે આપ્યો ! આ બધું અમે પેદા કર્યું !''આ વાકયોમાં વારંવાર આવતો ''અમે'' શબ્દ ચોખ્ખી રીતે દર્શાવે છે કે અલ્લાહ ફકત એક જ નથી બલકે એકથી વધારે અલ્લાહ મવજૂદ છે. અગર ફકત એક જ અલ્લાહ હોત તો ''અમે''ને બદલે આમ કહેતે કે, ''આ કામ મેં કર્યું ! આ હુકમ મેં આપ્યો ! આ બધું મેં પેદા કર્યું! ''એટલે બહુવચનને બદલે એકવચનનો શબ્દપ્રયોગ કરતે. જયારે અલ્લાહએ બહુવચનનો શબ્દ ફરમાવ્યો તો એના આ અર્થ થયા કે, ''અલ્લાહ, ઈસા અને મરયમની ત્રીપુટીએ મળીને આ કામ કર્યું, આ હુકમ આપ્યો, આ બધું પેદા કર્યું !''

આ લોકોના પોકળ દાવા અને પોકળ દલીલોનો રદિયો આપતી ઘણી આયતો અલ્લાહ તઆલાએ કુર્આને-મજીદમાં નાઝિલ ફરમાવી છે.

(સંપાદકની નોંધ :- ખ્રિસ્તીઓના મઝહબી અકીદાઓના આ મતભેદો આજે પણ જગતભરના ખ્રિસ્તીઓમાં પ્રર્વતે છે. જે લોકોનો અકીદો છે કે હઝરત ઈસા અલૈહિસ-સલામ પોતે અલ્લાહ છે એની તહકીક માટે અલ્લાહ તઆલા કિયામતના દિવસે હઝરત ઈસા અલૈહિસ-સલામને સવાલ કરશે જેનું બયાન કુર્આનમાં આ પ્રમાણે છે :

| | |
|---|---|
| વઈઝ કાલલ્લાહુ યા ઈસબ્ન મયરમ | અને જયારે પૂછશે અલ્લાહ, હે ઈસા બિન મરયમ ! |
| અ-અન્ત કુલ્ત લિન્નાસિત- | શું તેં કહ્યું હતું લોકોને કે, |
| તખિઝૂની વ ઉમ્મીયા ઈલાહૈન | બનાવી લેજો મને અને મારી માતાને બે અલ્લાહ; |
| મિન દૂનિલ્લાહ. | એક અલ્લાહને છોડીને ? |

હઝરત ઈસાને અલ્લાહનો બેટો માનનારાઓ વિષે ફરમાવ્યું :

| | |
|---|---|
| વ કાલતિન-નસારલ | અને કહી દીધું નસારાએ કે |
| મસીહુબ-નુલ્લાહ. | મસીહ અલ્લાહનો બેટો છે. |

ત્રણમાંનો ત્રીજો માનનારાઓ વિષે કુર્આનમાં ''સાલિસુ સલાસહ'' શબ્દો આવેલા છે જેને ખ્રિસ્તીઓની મઝહબી ભાષામાં-TRINITY-કહે છે અને અરબીમાં ''તસલીસ'' કહે છે જેના અર્થ ત્રણ ભાગ પાડવા અથવા ત્રણ અલ્લાહ હોવાનો અકીદો રાખવો એટલે પિતા, પુત્ર અને હોલીઘોસ્ટ. ''હ'')

**હઝરત ઈસાના પિતા વિષે સવાલ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વાતચીત કરનારા ત્રણ મોટા પાદરીઓ હતા. એમાંના બે મુખ્ય પાદરીઓએ વાતચીત શરૂ કરી અને જયારે તેઓ વિવાદમાં ઊતરીને દલીલો કરવા લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ દલીલોના જવાબોને અંતે તેઓને ફરમાવ્યું, ''અસ્લિમા !''હવે તમે બંને ઈસ્લામ કબૂલ કરી લો.

તેઓ બોલ્યા, "અમે તો અગાઉથી જ ઈસ્લામ કબૂલ કરી ચૂકયા છીએ."

આપે ફરમાવ્યું, "ઈન્ન કુમા લમ તુસ્લિમા, ફસ્લિમા !"ના, બેશક તમે બંનેએ ઈસ્લામ કબૂલ નથી કર્યો, હવે ઈસ્લામ કબૂલ કરી લો.

બંનેએ જવાબ આપ્યો, "અમે તો તમારાથી પહેલાં ઈસ્લામ કબૂલ કરી લીધો છે."

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| કઝઝબ-તુમા | તમે બંને ખોટું બોલો છો, |
| યમ્નઅ-કુમા મિનલ-ઈસ્લામ | આડે આવી રહ્યો છે તમારા બંનેના ઈસ્લામને; |
| દુઆઉ-કુમા લિલ્લાહિ વલદન. | તમારો અલ્લાહના બેટાનો અકીદો. |
| વ ઈબાદતુ-કુમસ-સલીબુ | અને તમે પૂજા કરો છો સલીબ (એટલે ક્રોસ)ની. |
| વ અકલુ-કુમલ-ખિન્ઝીર. | અને તમે ખાઓ છો ડુક્કરનું માંસ તે. |

એટલે ત્રણ વાતો તમારા ઈસ્લામને આડે આવી રહી છે : અલ્લાહનો બેટો હોવાનો અકીદો, સલીબની પૂજા અને ડુક્કરનું માંસ. [૧]

આ સાંભળીને તેઓ બોલ્યા, "વારૂ હે મુહંમદ ! બતાવો ઈસા બિન મરયમનો બાપ કોણ હતો ?"

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખામોશ રહી ગયા. આપે તેઓને કોઈ જવાબ નહિ આપ્યો ત્યારે અલ્લાહ તઆલાએ તેઓની વાતો અને તેઓની દલીલોના જવાબમાં સૂરએ-આલે-ઈમ્રાન નાઝિલ ફરમાવી જેની શરૂઆતની ૮૦ જેટલી આયતોમાં તેઓની જૂદી જૂદી વાતો અને તેઓના અકીદાઓનું બયાન થયેલું છે જેમકે સૂરતની શરૂઆતમાં ફરમાવ્યું : "અલિફ લામ મીમ અલ્લાહુ લા ઈલાહ ઈલ્લા હુવલ-હય્યુલ-કય્યૂમ."

તરજુમો : અલિફ લામ મીમ. અલ્લાહ તો તે છે જેના સિવાય બીજો કોઈ મઅબૂદ નથી. તે જીવતો છે તે કાયમ છે. એટલે જમીન અને આસમાનોમાં તેના વગર બીજો કોઈ અલ્લાહ નથી. તે સર્વશકિતમાન છે. કુલ્લે સત્તાનો તે એકલો માલિક છે. તેની સત્તામાં અને તેની બંદગીમાં કોઈ તેનો ભાગીદાર નથી. તે એવો જીવતો છે કે કદી તેને મોત નહિ આવે.

(જો કે ખ્રિસ્તીઓના અકીદા મુજબ હઝરત ઈસા બિન મરયમ અલ્લાહ હોવા છતાં શૂળીએ પણ ચઢી ગયા અને મરી પણ ગયા. કુર્આનમાં છે : વમા ક-ત-લૂ-હુ વમા સ-લ-બૂ-હુ - યહૂદીઓએ ન તો તેમને કતલ કર્યા અને ન શૂળીએ ચઢાવ્યા. "હ")

અલ-કય્યૂમ એટલે કાઈમ-દાઈમ, નિગરાની કરનાર, દેખરેખ રાખનાર, જમીન આસમાન અને દરેક વસ્તુને તેના સ્થળે ટકાવી રાખનાર અને પોતે પણ કાયમ માટે ટકી રહેનાર. જયારે કે ખ્રિસ્તીઓના કહેવા પ્રમાણે ઈસા બિન મરયમ જયાં હતા તે સ્થળેથી હટી ગયા અને બીજા સ્થળે ચાલ્યા ગયા. અલ્લાહની પાક

૧. એટલે તમે લોકો હઝરત ઈસા અલૈહિસ-સલામને અલ્લાહનો બેટો માનો છો. સલીબની પૂજા કરો છો અને સુવ્વરનું ગોશ્ત ખાઓ છો છતાં દાવો કરો છો કે અમે મુસલમાન છીએ ! સલીબ ખ્રિસ્તીઓનું ધર્મચિહ્ન છે. તેઓની માન્યતા મુજબ ચોકડીઘાટનો તે વધસ્તંભ જેની સાથે બાંધીને અને ખીલા ઠોકીને યહૂદીઓએ હઝરત ઈસા મસીહને શૂળી આપી હતી. "હ"

જાત વગર કાયમ માટે ટકી રહેનાર કોઇ નથી.

**કુર્આન, તવરાત, ઇન્જીલ, ફુર્કાન**————એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "નઝઝલા અલૈકલ-કિતાબ બિલ-હક્કે." નાઝિલ કરી તેણે તમારી ઉપર કિતાબ હકની સાથે એટલે તેણે આ કુર્આન તમારી ઉપર ઉતાર્યું જે સચ્ચાઇઓથી ભરેલું છે.

પછી ફરમાવ્યું : "વ અન-ઝલત-તવરાત વલ-ઇન્જીલ." અને તેણે તવરાત તથા ઇન્જીલ પણ ઉતારી. તવરાત હઝરત મૂસા પર અને ઇન્જીલ હઝરત ઈસા પર.

પછી ફરમાવ્યું :"વ અન-ઝલલ-ફુર્કાન.

કુર્આનનું એક નામ ફુર્કાન પણ છે. ફુર્કાન એટલે હકને બાતિલથી અલગ કરનાર અથવા સત્યને અસત્યથી નોખું પાડનાર કિતાબ. ખરાની સાથે ખોટું કે સાચની સાથે જૂઠું ભેળસેળ થઇ ગયું હોય તો કુર્આન બંનેને એકબીજાથી છૂટું પાડી દે છે.

ખ્રિસ્તીઓ અને યહૂદીઓએ જે નવી નવી વાતો ઘડી કાઢીને કિતાબોમાં ઘૂસાડી દીધી હતી અને તરહ તરહની બિદઅતો ઉપજાવી કાઢીને દીનમાં દાખલ કરી દીધી હતી અને અલ્લાહના પયગમ્બરોના માથે જૂઠા આક્ષેપો થોપી દીધા હતા તેમાં સાચું શું અને જૂઠું શું ? તેને એકબીજાથી છૂટું પાડવા માટે અલ્લાહ તઆલાએ કુર્આન નાઝિલ કર્યું અને કુર્આને સાચનું સાચ અને જૂઠનું જૂઠ અલગ કરીને દેખાડી દીધું જેથી એને ફુર્કાન કહ્યું.

(સંપાદકની નોંધ :- અહીં અલ્લામા ઇબ્ને હિશામે સૂરએ-આલે-ઇમ્રાનની ઘણી આયતો ટાંકીને તેના તરજુમા અને તફસીરનું લંબાણ વિવેચન કર્યું છે. એના લગભગ પંદરેક પાનાંનો સાર, અમે પોતાના શબ્દોમાં, હઝરત ઈસા અલૈહિસ-સલામની પૈદાઇશના બયાન સાથે અહીં રજૂ કરીએ છીએ. "હ")

**હઝરત ઈસા મસીહની પૈદાઇશનું બયાન**————ખ્રિસ્તી મંડળના વડા પાદરીઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દલીલોનો જવાબ નહિ આપી શકયા તો તેઓએ ટીકારૂપે સવાલ કર્યો, "બતાવો હે મુહંમદ ! ઈસા બિન મરયમનો બાપ કોણ હતો ?"

જવાબમાં આપ ખામોશ રહ્યા તો અલ્લાહ તઆલાએ સુરએ-આલે-ઇમ્રાન નાઝિલ ફરમાવી. એમાં તેઓના ખોટા અકીદાઓ અને મનઘડત આક્ષેપોના જવાબની સાથે બીબી મરયમને બેટાની બશારત આપતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| વ ઈઝ કાલતિલ-મલા-ઇકતુ | અને તે સમયને યાદ કરો જયારે કહ્યું ફરિશ્તાઓએ, |
| યા મરયમુ ઇન્નલ્લાહ | હે મરયમ ! બેશક અલ્લાહ |
| યુબશ-શિરુકિ બિ-કલિ-મ-તિમ | ખુશખબર આપે છે તને એક કલિમાની જે [1] |
| મિન્હુસ-મુહુલ-મસીહુ | તેની તરફથી છે જેનું નામ મસીહ |
| ઈસબ્નુ મરયમ. | બિન મરયમ છે. |

૧. અહીં કલિમાના અર્થ અલ્લાહનું કથન, અલ્લાહનો હુકમ છે હઝરત ઈસા અલૈહિસ-સલામ, અલ્લાહના કથન "કુન"થી અને અલ્લાહના હુકમથી વગર બાપે પેદા થયા જેથી "કલિમતુલ્લાહ" કહેવાય છે. "હ"

અલ્લાહના જલીલુલ-કદ્ર પયગમ્બર હઝરત ઈસા મસીહ અલૈહિસ-સલામ, જેઓ "કલિમતુલ્લાહ" અને "રૂહુલ્લાહ" કહેવાય છે અને જેઓ કુદરતી નિયમથી હટીને, વગર બાપે અલ્લાહના "કુન" શબ્દથી પેદા થયા, એમની પૈદાઇશનું વર્ણન સુરએ-મયરમના બીજા રૂકૂઅમાં વિગતથી થયેલું છે અને તેની શરૂઆત આ પ્રમાણે થાય છે :

| | |
|---|---|
| વઝકુર ફીલ-કિતાબિ મરયમ | અને હે નબી ! વર્ણન કરો આ કિતાબમાં મરયમનું |
| ઈઝિન ત-બ-ઝત મિન અહલિહા | જયારે તે એકાંતમાં થઇ ગઇ પોતાના ઘરવાળાંઓથી |
| મકાનન શર-કિય્યહ. | પૂર્વ દિશાના એક મકાનમાં. |

આયતનો ખુલાસો આ છે : બીબી મરયમના પિતાનું નામ ઈમ્રાન અને માતાનું નામ હન્નહ હતું. બીબી મરયમ ગર્ભમાં હતાં, ત્યારે હન્નહએ મન્નત લીધી હતી કે અલ્લાહ મને બેટો આપશે તો તેને અલ્લાહની બંદગી માટે અલ્લાહના રાહમાં અર્પણ કરી દઇશ. પરંતુ બેટાને બદલે બેટીનો જન્મ થયો તો હતાશ થઇ ગયાં. પણ અલ્લાહ તઆલાએ બેટીને જ કબૂલ કરી લેવાની વધામણી આપી દીધી.

તે વેળા બૈતુલ-મુકદ્દસ મસ્જિદના મુતવલ્લી અને વડા ઈમામ અલ્લાહના પયગમ્બર હઝરત ઝકરીય્યા અલૈહિસ-સલામ હતા. જેઓ બીબી મરયમના સગા માસા હતા. મન્નત મુજબ બીબી મરયમને અલ્લાહના રાહમાં અર્પણ કરી દેવામાં આવ્યાં અને હઝરત ઝકરીય્યાની દેખરેખમાં ઉછેર પામવા લાગ્યાં. સમજુ વયે પહોંચ્યાં તો બીબી મરયમ પોતાનો પૂરો સમય મસ્જિદમાં અલ્લાહની બંદગીમાં લીન રહેવા લાગ્યાં અને જયારે જવાન વયે પહોંચીને બાલિગ થઇ ગયાં અને માસિક રૂતુનો સમય આવ્યો તો હવે મસ્જિદમાં રહી શકતાં ન હતાં. માબાપના ઘરમાં માસિક રૂતુના અટકાવ પછી ગુસલ કરીને પાકસાફ થવા માટે શર્મો-હયા આડે આવી ગયાં જેથી ઘરવાળાંઓથી અલગ થઇને, ગુસલ કરીને પાકસાફ થવા માટે બાજુના એકાંત મકાનમાં ચાલ્યાં ગયાં. આ મકાન બૈતુલ-મુકદ્દસની પૂર્વ દિશાએ આવેલું હતું. આગળ વાંચો:

| | |
|---|---|
| ફત-ત-ખ-ઝત | તો તેણે કરી લીધો અથવા સરકાવી લીધો |
| મિન દૂનિ-હિમ હિજાબન. | ઘરવાળાંઓની સામેથી પરદો. |

એટલે મકાનના ગુસલખાનામાં દાખલ થઇને પરદો સરકારવી લીધો. પછી ગુસલ કરીને, પાકસાફ થઇને સ્વચ્છ કપડાં પહેરી લીધાં આગળ વાંચો:

| | |
|---|---|
| ફ-અર-સલ્ના ઈલૈહા | ત્યારે મોકલ્યો અમે તેની તરફ |
| રૂ-હના | અમાર ફરિશ્તા જિબ્રીલને |
| ફ-તમસ્-સલા લહા | તો તેણે રૂપ ધારણ કરી લીધું તેની સામે |
| બ-શ-રન સવીય્યા. | એક મુકમ્મલ ઈન્સાનનું. |

એટલે જેવાં જ બીબી મરયમ સ્વચ્છ પોશાક સજીને સ્વસ્થ થયાં કે એજ પળે અને એજ સ્થળે અલ્લાહના સંદેશવાહક ફરિશ્તા હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામ ઈન્સાનનું રૂપ ધારણ કરીને તેમની સામે પ્રગટ થયા. તેઓ એક સ્વરૂપવાન, જાજરમાન, બેહદ હસીનો-જમીલ ગભરૂ જવાનના રૂપમાં આવેલા હતા. "બ-શ-રન સવીય્યા"ના એજ અર્થ છે : સુડોળ બાંધાનો, સપ્રમાણ અવયવોનો, ઘાટીલા શરીરનો દેખાવડો પુરૂષ.

એક દેખાવડા, અજાણ્યા, ગભરૂ જવાનને એકાંતમાં અચાનક પોતાની સામે ઊભેલો જોઇને બીબી મરયમ

ગભરાય ગયાં :

| | |
|---|---|
| કાલત ઈન્ની અઊઝુ | બોલ્યાં, હું પનાહ ચાહું છું |
| બિર-રહમાનિ મિન્ક | અલ્લાહની તારાથી |
| ઈન કુન્ત તકીય્યા. | અગર તું તકી છે. |

તકી એટલે નેક, સદાચારી, સંસ્કારી પુરૂષ. દરેક કામમાં અલ્લાહથી ડરનારો માણસ. ગભરાયને બીબી મરયમ બોલ્યાં, "હે જવાન ! હું તારી કનડગતથી અલ્લાહની પનાહ ચાહું છું.જો તારા દિલમાં અલ્લાહનો જરા પણ ડર હોય તો તું અહીંથી ચાલ્યો જા અને મને હાથ નહિ લગાડજે."

જવાબમાં હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામએ ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈન્નમા અના રસૂલુ રબ-બિકિ | હું તો મોકલાવેલો આવ્યો છું તારા પાલનહાર તરફથી |
| લિ-અ-હ-બ લકિ | કે જેથી આપી જાઉં તને |
| ગુલામન ઝકીય્યા. | એક પાકીઝહ છોકરો. |

એટલે હે નેક બીબી ! મારાથી ગભરાવાની મુદ્દલ જરૂર નથી. હું ઈન્સાન નથી, અલ્લાહનો ફરિશ્તો છું. તારા પાલનહારે મને તારી પાસે મોકલાવ્યો છે કે જેથી હું તને એક પાકીઝહ, સ્વચ્છ અને મુબારક છોકરો આપી દઉં.

છોકરાના જન્મની બશારત સાંભળીને બીબી મરયમ બેહદ નવાઈ પામી ગયાં. બોલ્યાં :

| | |
|---|---|
| અન્ના યકૂનુ લી ગુલામુંવ | મને કેવી રીતે થઈ શકે છોકરો ? |
| વલમ યમ-સસની બ-શ-રૂંવ | જ્યારે કે સ્પર્શી નથી મને કોઈ ઈન્સાને |
| વ લમ અકુ બગીય્યા. | અને ન હું બદકાર કે બદચલન છું. |

તઅજ્જુબથી બોલ્યાં, "હે અલ્લાહના ફરિશ્તા ! ન તો મારા નિકાહ થયા છે, ન મારો કોઈ ખાવિન્દ છે. ન કોઈ પુરૂષે મને હાથ લગાડયો છે. ન હું કોઈ બદકાર કે લંપટ સ્ત્રી છું. પછી મને બાળક કેવી રીતે જન્મી શકે ?"

અલ્લાહના હુકમ મુજબ જવાબમાં હઝરત જિબ્રીલે ફરમાવ્યું :

| | |
|---|---|
| કઝાલિકિ | એ તો એમ જ, એવી જ રીતે, બનવાનું જ છે. |
| કાલા રબ્બુકિ | (કેમકે) તારો પાલનહાર કહે છે કે |
| હુવા અલય્ય હૈયિન. | આ મામલો મારા માટે આસાન છે. |

કઝાલિક : એટલે એ તો એમ જ, એવી જ રીતે બનવાનું છે અને બનીને જ રહેશે કેમકે તારા પાલનહારનું કહેવું છે કે, આ કામ તેના માટે એકદમ આસાન બલકે છેક જ નજીવું છે. એનું કારણ દર્શાવતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| વ લિ-નજ-અ-લ-હૂ | અને આ એટલા માટે કે અમે બનાવીએ તેને (આ પુત્રને) |
| આ-ય-તલ-લિન્નાસિ | એક નિશાની લોકો માટે |
| વ રહ-મતમ મિન્ના. | અને રહમત અમારી તરફથી. |
| વ કાના અમ્રમ મક-દિય્યા. | અને આ તો નિર્ધારિત કે નક્કી થયેલો મામલો છે. |

અમ્રમ મક-દિય્યા : એવી વાત જેનો નિર્ણય લેવાય ગયો હોય, એવું કામ જેનો ફેસલો થઇ ચૂકયો હોય. એટલે તકદીરે-ઈલાહી મુજબ નક્કી થઇ ગયું છે કે હે મરયમ ! તારી કૂખથી પુરૂષના સ્પર્શ વિના એક બેટો જન્મે, જે અલ્લાહ તરફથી દુનિયાના લોકો માટે અલ્લાહની રહમત પુરવાર થાય અને લોકો માટે એક નિશાની એટલે કુદરતે-ઈલાહીનો એક જીવતો જાગતો નમૂનો બની રહે ! બચ્ચાંની પૈદાઇશ કુદરતના કાનૂન મુજબ સ્ત્રી-પુરૂષના નુત્ફાના મેળાપથી થાય છે, પણ વગર બાપે બાળકનો જન્મ ? એતો ખરેખર કુદરતે-ઈલાહીનો એક અજીબો-ગરીબ કરિશ્મો છે.

એ પછી અલ્લાહનો હુકમ થતાં હઝરત જિબ્રીલ અલૈહિસ-સલામએ બીબી મરયમના ગિરેબાનમાં ફૂંક મારી અને અલ્લાહની કુદરતથી બીબી મરયમને હમલ રહી ગયો.એ પછીની આયત આ પ્રમાણે છેઃ

| | |
|---|---|
| ફ હ-મ-લત્હુ | તો ઉપાડી લીધું તેણે તેને પેટમાં (ગર્ભ રહી ગયો.) |
| ફન- ત-બ-ઝત બિહી | ત્યારે તે અલગ થઇ ગઇ તેને લઇને |
| મકાનન કસીય્યા. | દૂરના સ્થળે . |

ગર્ભ ધારણ કરવા પછી બાળક હઝરત બીબી મરયમના પેટમાં પરવરિશ પામતું રહ્યું. પછી એક સમય આવ્યો જયારે બીબી મરયમ, લોકોની બીકથી અને બદનામીના ડરથી દૂરના જંગલના એકાંત તરફ ચાલ્યાં ગયા. આ સ્થળનું નામ ''બૈતુલ-લહમ''હતું જે બૈતુલ-મુકદ્દસથી દૂર આવેલું હતું. અહીં ન કોઇ વસતિ હતી ન કોઇ ઇન્સાનનો વસવાટ હતો. ચોતરફ ચુપકીદીનો સન્નાટો પ્રસરેલો હતો. બીબી મરયમ હતાં અને ખામોશી હતી. અલ્લાહની પાકઝાત વગર કોઇનો સહારો ન હતો. એકદમ એકલાં અટૂલાં હતાં. બેહદ ગમગીન અને ઉદાસ હતાં. પ્રસૂતિનું દર્દ રહીરહીને ઊઠતું હતું. ત્યાં એક ખજૂરીનું સૂક્કું ઝાડ ઊભેલું હતું. પ્રસૂતિના દર્દની એવી હાલતમાં ત્યાં ચાલ્યાં ગયાં અને સહારા માટે સૂકી ખજૂરીના થડને અઢેલીને બેસી ગયાં. દર્દની આકરી પીડા સાથે બદનામીનો ડર લાગેલો હતો કે લોકો શું કહેશે ? લોકોને મોં કેવી રીતે બતાવીશ ? આ વિચાર આવતાં જ બીબી મરયમની જીભથી આ શબ્દો સરી પડયા : ''રે ! આથી પહેલાં જ હું મરીખપીને દુનિયાથી નેસ્તો-નાબૂદ થઇ ગઇ હોત !''

છેક છેલ્લા દરજ્જાની લાચારી અને બે-બસી અને બે-કસીની હાલતમાં બીબી મરયમની જીભથી નીકળેલા આ દર્દનાક શબ્દો બારગાહે-ઈલાહીમાં મકબૂલ થઇ ગયા. એમના એજ શબ્દોનું બયાન સુરએ-મરયમમાં આ પ્રમાણે કર્યું :

| | |
|---|---|
| ફ-અજા-અહલ-મખાદુ | તો લઇ ગયું તેને પ્રસૂતિનું દર્દ |
| ઇલા જિઝઇન નખ્લહ. | ખજૂરીના થડ તરફ |
| કાલત યા લૈ ની | બોલી ઊઠી, ''ઐ કાશ ! |
| મિત્તુ કબ્લ હાઝા | મરી ગઇ હોત હું આથી પહેલાં ! |
| વ કુન્તુ નસ્યમ મન્સીય્યા. | અને હું બની ગઇ હોત ભૂલાયેલી - વિસારાયેલી !'' [૧] |

ખજૂરીના જે થડને અઢેલીને હઝરત બીબી મરયમ બેઠેલાં હતાં તે એક ટેકરો હતો. ઝાડ એ ટેકરા પર હતું અને સૂક્કુંસટ હતું. બીબી મરયમના દર્દનાક શબ્દો વાયુમાં વિલીન થાય તે પહેલાં, ટેકરાની નીચાણની

૧. એટલે કાશ ! હું મરીખપ જે દુનિયાથી નેસ્તો-નાબૂદ થઇ ગઇ હોત ! ''હ''

ભૂમિથી અચાનક એક ગૈબી અવાજ આવ્યો. અલ્લાહના ફરિશ્તાએ પોકારીને કહ્યું:

| | |
|---|---|
| ફ-નાદાહા મિન તહતિહા | ત્યારે તેણે તેને પોકારી, તેની નીચાણની ભૂમિથી, |
| અલ્લા તહ-ઝની | તું જરા પણ ગમગીન ના થા ! |
| કદ્-જઅલા રબ્બુકિ | બેશક બનાવી દીધું તારા પાલનહારે |
| તહ-તકિ સરીય્યા. | તારી નીચાણની જમીનમાં એક ઝરણું. |

હે મરયમ ! ગમગીન ના થા, ઉદાસ ન બન, ગમ ન ખા. જો, તારા પાલનહારે ટેકરાની નીચાણના ભાગમાં, તારા માટે સ્વચ્છ નીતરા પાણીનું એક ખડખડ વહેતું ઝરણું જારી કરી દીધું છે. પછી એજ પોકારમાં ફરિશ્તાએ પોતાની વાત ચાલુ રાખતાં કહ્યું :

| | |
|---|---|
| વ હુઝ-ઝી ઇલૈકિ | અને હલાવી દે તારી તરફ |
| બિ-જિઝઇન-નખ્લતિ | ખજૂરીના થડને |
| તુસા-કીત અલૈકિ | ખરી પડશે તારી તરફ |
| રુ-ત-બન જનીય્યા. | તાજી ખજૂર. |

રુતબ એટલે તાજી ખજૂર અને જનીય્યા એટલે ઝાડ પરથી ઉતારેલું તાજું-પાકું ફળ. હે મરયમ! એક તો તારા પાલનહારે જંગલની આ ખીણમાં મીઠા પાણીનું ઝરણું જારી કરી દીધું. બીજું તારા માથે ઊભેલા ખજૂરીના સૂકકા ઝાડને લીલુંછમ બનાવીને ફળદ્રુપ કરી દીધું છે. ફકત તારા હાથથી એના થડને હલાવવાની જરૂર છે. હલાવ્યું કે તુરંત ઉપરથી તાજી ખજૂરો ટપકી પડશે. એ પછી ફરિશ્તાએ કહ્યું:

| | |
|---|---|
| ફ-કુલી વશ્રબી | તો તું ખા અને તું પી |
| વ કર્રી ઐનન. | અને ઠંડી કર પોતાની આંખો. |

હે અલ્લાહની નેક બંદી ! એ તાજી-પાકી ખજૂરો ખા, નીતરૂં-મીઠું પાણી પી અને તારા કલેજાના કકડા અને ચાંદના ટુકડા જેવા બેટાને જોઇને પોતાની આંખો ઠંડી કર. [૧] અલ્લાહની આ નેઅમતોને ખાવાપીવાથી શરીરમાં આવેલી કમજોરી દૂર થઇ જશે. ગયેલી તાકત પાછી મળતાં હાથ પગમાં સ્ફૂર્તિ આવી જશે. અને જો, તારૂં બાળક કેટલું રૂડું રૂપાળું અને ગુલાબના ગોટા જેવું છે એને જોઇને તારી આંખો ઠંડી થઇ જશે. રહ્યો બદનામીનો ડર કે લોકો શું કહેશે ? તો એ વિચારથી તારે પરેશાન થવાની જરૂર નથી. તારા પાલનહારે એનો ઇલાજ પણ બતાવી દીધો છે. સાંભળ :

| | |
|---|---|
| ફ-ઇમ્મા ત-ર-યિન્ન | તો અગર તું જુએ |
| મિનલ બશરિ અહદન | ઇન્સાનમાંથી કોઇને |
| ફ-કૂલી ઇન્ની નઝર-તુ | તો તું કહી દેજે, "મેં મન્નત લીધી છે |
| લિર-રહમાનિ સવમન | અલ્લાહને માટે રોઝાની, (રોઝા રાખવાની માનતા) |
| ફલન ઉકલ-લિમલ | તો હું વાત કરવાની નથી |

૧. તફસીરમાં લખેલું છે કે અલ્લાહના હુકમથી કેટલાક ફરિશ્તાઓએ આવીને હઝરત બીબી મરયમ અલૈહિસ-સલામને ખજૂરો ખવાડી, પાણી પીવાડયું અને બાળકને એટલે હઝરત ઇસા મસીહ અલૈહિસ-સલામને નવડાવી ધોવડાવીને જન્નતના કપડાં પહેરાવ્યાં અને બીબી મરયમ અલૈહિસ-સલામના ખોળામાં આપીને, દિલાસો દઇને ચાલ્યા ગયા. "હ"

| | |
|---|---|
| યવમા ઈન્સીય્યા. | આજે કોઈ ઈન્સાનની સાથે !" |

એટલે રસ્તામાં કોઈ ઓળખીતો મળે કે વસતિમાં જવા પછી લોકો બાળક વિષે પૂછપરછ કરે તો કહી દેવું કે આજે મેં રોઝાની માનતા લીધી છે, જેથી હું કોઈની સાથે વાત કરવાની નથી. (હઝરત મૂસા અલૈહિસ-સલામની શરીઅતમાં રોઝાની હાલતમાં ચુપ રહેવું પણ જરૂરી હતું.) આ રીતે અલ્લાહ તઆલાએ પોતાની નેક બંદીને લોકોના સવાલ જવાબની પરેશાનીથી પણ બચાવી લીધી.

હઝરત બીબી મરયમ અલૈહસ-સલામ જેવાં જ પોતાની વસતિમાં દાખલ થયાં, ગોદમાં ઉપાડેલા બાળકને જોતાં જ લોકો ચમકી ઊઠયા. આંખના ઈશારા કરીને તઅજ્જુબથી આપસમાં ગુસપુસ કરવા લાગ્યા કે, મરયમ જેવી પાકબાઝ, નેકનામ, કુંવારી, ખાનદાની કન્યાએ આ કેવો ગજબ કરી નાખ્યો ! શાદી વગરનું એની ગોદમાં આ બાળક કેવું ? લોકોએ પૂછપરછ શરૂ કરી દીધી. એનું બયાન આ પ્રમાણે થયું છે :

| | |
|---|---|
| ફ-અતત બિહી કવમ-હા | તો આવી તે તેને લઈને પોતાની કૌમ પાસે |
| તહ-મિલુહૂ. | ઉપાડેલો હતો તેને તેણે (ગોદમાં) |
| કાલૂ યા મરયમુ લકદ્ જિઅ-તિ | લોકો બોલ્યા, હે મરયમ ! ખરેખર તું આવી છે |
| શૈઅન ફરીય્યા. | એક અજીબ વસ્તુ લઈને. |

"શૈઅન ફરીય્યા" એટલે જૂઠની વસ્તુ, તોહમત કે આરોપની વસ્તુ, એવી અજબ વસ્તુ જેને જોતાં જ લોકો પોકારી ઊઠે, "અરે આ શો ગજબ કર્યો ?" એ પછી લોકોએ બીબી મરયમને શરમમાં નાખતાં કહ્યું :

| | |
|---|---|
| યા ઉખ્ત હારૂન ! | હે હારૂનની બહેન ! [૧] |
| મા કાના અબૂકિમ-રઅ સવઈન | નહિ હતો તારો બાપ બુરો માણસ |
| વમા કાનત ઉમ્મુ-કિ બગીય્યા. | અને નહિ હતી તારી મા બદકાર સ્ત્રી. |

હે બીબી ! ન તો તારો બાપ કોઈ ખરાબ માણસ હતો, ન તારી મા બદકાર કે બદચલણ હતી અને તું તો પયગમ્બરોના ખાનદાનની શરીફ, સુશીલ, સંસ્કારી કન્યા છે. ન તારી મંગણી થઈ છે ન તારા લગ્ન લેવાયાં છે. પછી આ બાળક ક્યાંથી લઈ આવી ?

જવાબમાં બીબી મરયમે અલ્લાહના હુકમ મુજબ આંગળીથી બાળક તરફ ઈશારો કરી દીધો. ઈશારો અને તેના જવાબમાં લોકો શું બોલ્યા તેનું વર્ણન આ પ્રમાણે છે :

| | |
|---|---|
| ફ-અશારત ઈલૈહિ. | તો ઈશારો કરી દીધો તેણે તેની તરફ. |
| કાલૂ કયફ નુકલ-લિમુ મન | લોકો બોલ્યા, કેવી રીતે બોલી શકે જે |
| કાના ફીલ-મહદિ સબીય્યા. | હજુ પારણામાં બચ્ચું છે. |

ખાનાપીવાની સાથે ચુપનો પણ રોઝો હતો તેથી બીબી મરયમે ઈશારો કરી દીધો કે મારૂં આ બાળક તમારા સવાલનો જવાબ આપશે. જે કંઈ હકીકત બની તે એને જ પૂછી લો. લોકો ઓર ભી નવાઈ પામી ગયા.

---

૧. આયતની તફસીર મુજબ હારૂન બીબી મરયમના ભાઈનું નામ અથવા ખાનદાનના કોઈ વલીનું નામ અથવા હઝરત મૂસાના ભાઈ હઝરત હારૂન કે જેમની નસલમાંથી બીબી મરયમ હતાં. એમનું ખાનદાન પયગમ્બરોની નસલમાંથી ઊતરી આવતું હતું. "હ"

તઅજ્જુબથી બોલ્યા, "અરે વાહ ! પારણાનું ધાવણું બાળક કદી બોલ્યું છે કે એ બોલશે ! એ કેવી રીતે બોલી શકે ? એક તો શંકાશીલ બાળક અને ઉપરથી અમારી મશ્કરી કરે છે ?"

આ વાતચીત ચાલતી જ હતી ત્યાં તો પારણાનું ધાવણું બાળક પોકારી ઊઠયું :

| | |
|---|---|
| કાલા ઈન્ની અબ્દુલ્લાહ. | તેણે કહ્યું, હું અલ્લાહનો બંદો છું (બેટો નહિ.) |
| આતા નિયલ કિતાબ | આપી છે તેણે મને કિતાબ |
| વ જ-અ-લની નબીય્યા. | અને બનાવ્યો છે તેણે મને નબી |
| વ જ-અ-લ-ની મુબારકન. | અને બનાવ્યો તેણે મને બરકતવાળો |
| ઐન મા કુન્તુ | ભલે હું ગમે ત્યાં રહું ! |
| વ અવસાની બિસ-સલાતિ | અને તેણે મને તાકીદી હુકમ ફરમાવ્યો નમાઝનો |
| વઝ-ઝકાતિ મા દુમ્તુ હય્યા. | અને ઝકાતનો જ્યાં સુધી હું જીવું (હર હાલમાં) |
| વ બર્રમ બિ-વાલિદ્-તી | અને બનાવ્યો તેણે મને કહ્યાગરો મારી મા નો |
| વ લમ યજ-અલ્ની | અને નહિ બનાવ્યો તેણે મને |
| જબ્બારન શકીય્યા. | તુમાખીખોર, બદબખ્ત. |

જબ્બાર એટલે માથાફરેલ, ઉધ્ધત, નાલાયક, બળજબરી કરનારો અને શકી એટલે હતભાગી. બદનસીબ, બદબખ્ત.

ધાવણા બાળકે પોતાની વાત ચાલુ રાખતાં કહ્યું :

| | |
|---|---|
| વસ્સલામુ અલય્ય | અને સલામતી હો મુજ પર, |
| યવમા વુલિત-તુ | જે દિવસે મને જાણવામાં આવ્યો ! |
| વ યવમા અમૂતુ | અને જે દિવસે હું મરણ પામું ! |
| વ યવમા ઉબ્અસુ હય્યા. | અને જે દિવસે મને જીવતો ઊંચકી લેવામાં આવે ! |

એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "ઝાલિક ઈસબ્નુ મરયમ." આ છે મરયમનો બેટો ઈસા!

આ આયતોમાં પારણાના ધાવણા બાળકે એટલે બીબી મરયમના બેટા હઝરત ઈસાએ લોકોની આગળ પોતાની આઠ ખૂબીઓ ગણી બતાવી :

• ——હું અબ્દુલ્લાહ છું. એટલે અલ્લાહનો બંદો. (અલ્લાહનો બેટો નહિ.)

• ———આગળ જતાં અલ્લાહ મને કિતાબ આપશે. (ઈન્જીલ)

• ———અલ્લાહ મને પોતાનો પયગમ્બર બનાવશે.

• ———અલ્લાહએ મને મુબારક એટલે બરકતવાળો બનાવ્યો છે. તેણે મને વગર બાપે માતાની કૂખથી પેદા કરીને હક્ક જાતની ખૂબીઓ, ભલાઈઓ, નેઅમતો અને બરકત મારી જાતમાં ભરી દીધી છે.

• ——હું જીવું ત્યાં સુધી અલ્લાહએ મને નમાઝ પઢવાનો અને ઝકાત આપવાનો હુકમ ફરમાવ્યો છે.

• ———હું મારી મા સાથે ભલાઈનો વર્તાવ કરનારો બનીશ. હું મારી મા નો તાબેદાર કે કહ્યાગરો બેટો બનીને રહીશ.

•——અલ્લાહએ મને બળજબરી કરનારો, સરકશી કરનારો, બદબખ્ત કે હતભાગી નથી બનાવ્યો. (નાલાયક, નફફટ, ઉધ્ધત કે સંગદિલ નથી બનાવ્યો.)

•——જે દિવસે હું પેદા થયો, જે દિવસે હું મરણ પામીશ અને જે દિવસે મને જીવતો ઊંચકી લેવામાં આવશે, હર હાલમાં અલ્લાહ તરફથી મને સલામતી મળેલી છે.

**ઈસા બિન મરયમના મુઅજિઝહ**————અલ્લામા ઈબ્ને હિશામે હઝરત ઈસા બિન મરયમની પૈદાઈશના બયાન સાથે સૂરએ-આલે-ઈમ્રાનની તે આયતો પણ ટાંકેલી છે જેમાં હઝરત ઈસા અલૈહિસ-સલામના મુઅજિઝાઓનું બયાન થયેલું છે અને તે આયતો પણ ટાંકેલી છે જેમાં યહૂદીઓના દાવા મુજબ તેઓએ હઝરત ઈસા મસીહને ફાંસીએ લટકાવીને કે શૂળીએ ચઢાવીને મારી નાખ્યા હતા.

કુર્આને-કરીમના બયાન મુજબ અલ્લાહ તઆલાએ હઝરત ઈસા અલૈહિસ-સલામને તે યુગની દરેક કૌમ માટે નહિ, બલકે ખાસ યહૂદીઓની કૌમ માટે, યહૂદીઓની હિદાયત માટે, યહૂદીઓના પયગમ્બર બનાવીને મોકલ્યા હતા. જેમકે ફરમાવ્યું છે :

| | |
|---|---|
| વ ઈઝ કાલા ઈસબ્નુ મરયમ, | અને જ્યારે કહ્યું ઈસા બિન મરયમે |
| યા બની ઈસરાઈલ ! | હે બની ઈસરાઈલ ! (હે યહૂદીઓ !) |
| ઈન્ની રસૂલુલ્લાહિ ઈલૈકુમ. | હું અલ્લાહનો રસૂલ છું તમારી તરફ. |

બીજી આયતમાં ફરમાવ્યું :

| | |
|---|---|
| વ યુઅલ - લિમુહુલ - કિતાબ | અને અલ્લાહ શિક્ષણ આપશે તેને કિતાબનું |
| વલ હિકમત વત-તવરાત વલ-ઈન્જીલ | અને હિકમતનું અને તવરાતનું અને ઈન્જીલનું |
| વ રસૂલન ઈલા બની ઈસરાઈલ. | અને પયગમ્બર બનાવશે બની ઈસરાઈલ તરફ |

પછી જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત ઈસાને કિતાબનું, હિકમતનું, તવરાતનું, ઈન્જીલનું શિક્ષણ આપ્યું અને સાથે પયગમ્બરી સચ્ચાઈની અદ્દભુત નિશાનીઓ પણ આપી દીધી તો હઝરત ઈસા તબલીગ માટે યહૂદીઓ પાસે ગયા અને તેઓને ફરમાવ્યું :

| | |
|---|---|
| અન્ની કદ જિઅતુ કુમ | બેશક હું લઈને આવ્યો છું તમારી પાસે |
| બિ-આયતિમ મિર-રબ્બિકુમ. | ખુલ્લી નિશાની તમારા પાલનહાર તરફથી. |
| અન્ની અખ્લુકુ લકુમ મિનત-તીન | હું બનાવું છું તમારા માટે ભીનેલી માટીથી |
| ક-હૈઅતિત-તૈર | પક્ષીના આકાર જેવું. |
| ફ-અન-ફુખુ ફીહિ ફ-યકૂનુ | ફરી ફૂંક મારૂં છું તેમાં તો તે બની જાય છે |
| તયરમ બિ-ઈઝનિલ્લાહ. | ઊડનારૂં પક્ષી અલ્લાહના હુકમથી. |

સટોડાંમાં પાણી મેળવો તો તે કાદવ જેવું બની જાય છે. હઝરત ઈસાએ તેઓને ફરમાવ્યું, "હે યહૂદી આલિમો અને સજ્જનો ! અલ્લાહ તઆલાએ મને પોતાના પયગમ્બર બનાવીને તમારી હિદાયત માટે તમારી પાસે મોકલ્યો છે. અલ્લાહ તઆલાએ મને પયગમ્બરીની સચ્ચાઈની ખુલ્લી નિશાનીઓ પણ આપેલી છે જેને જોવાથી મારી પયગમ્બરીની તમે ખાતરી કરી શકો છો. એમાંની પહેલી નિશાની આ છે કે હું ભીનેલી માટીથી, ઊડનારાં પંખીનો આકાર બનાવીને તેમાં ફૂંક મારૂં છું તો તે અલ્લાહના હુકમથી જીવતું થઈને ઊડનારૂં પંખી

બની જાય છે.

એ પછી બીજી નિશાનીઓનું વર્ણન કરતાં યહૂદીઓને ફરમાવ્યું :

| | |
|---|---|
| વ ઉબ-રિઉલ-અક્મહા | અને હું સાજો કરી દઉં છું પૈદાઈશી આંધળાને |
| વલઅબ્-રસા | અને સાજો કરી દઉં છું કોઢીને (કોઢના રોગીને) |
| વ ઉહયિલ-મવતા | અને હું જીવતાં કરી દઉં છું મુરદાંઓને |
| બિ-ઈઝનિલ્લાહ | અલ્લાહના હુકમથી. |

મારી પયગમ્બરીની સચ્ચાઈની બીજી નિશાની આ છે કે હું માદરઝાદ એટલે માના પેટથી જન્મેલા આંધળાઓને પણ દેખતા કરી દઉં છું અને ત્રીજી નિશાની આ છે કે હું કોઢના રોગી પર હાથ ફેરવી દઉં તો તે તદ્દન સાજોસમો બની જાય છે અને ચોથી નિશાની આ છે કે મુરદાંઓને હું જોતજોતામાં જીવતાં કરી દઉં છું અને આ બધું હું અલ્લાહના હુકમથી કરી દેખાડું છું. એટલે એમાં મારો પોતાનો કોઈ કમાલ નથી બલકે અલ્લાહની કુદરતનો કમાલ છે.

એ પછી હઝરત ઈસા બિન મરયમે તેઓને ફરમાવ્યું :

| | |
|---|---|
| વ ઉનબ-બિઉકુમ | અને હું બતાવી દઉં છું તમને |
| બિમા તઅ-કુલૂન | તે વસ્તુઓ જે તમે ખાઓ છો |
| વ મા તદ-દખિરૂન | અને જે કંઈ તમે સંઘરો કરો છો |
| ફી બુયૂતિ કુમ. | પોતાના ઘરોમાં. |

એટલે હું તમને આ વાતના પણ ગૈબી સમાચાર આપી શકું છું કે તમે પોતાના ઘરમાંથી શું શું ખાયને આવો છો અને કઈ કઈ વસ્તુઓ તમે પોતાના ઘરોમાં સંઘરેલી છે.

હઝરત ઈસા અલૈહિસ-સલામના મુઅજિઝાઓનું વધુ બયાન, પારહ ૭ સૂરએ-માઈદહની આયત નંબર ૧૧૦માં આ પ્રમાણે થયું છે :

- "તે દિવસે અલ્લાહ ફરમાવશે, "હે મયરમના બેટા ઈસા ! મેં તુજ પર અને તારી મા પર જે ઈનામ-ઉપકાર કર્યા તેને યાદ કર.
- પછી જયારે આમ બન્યું હતું કે મેં જિબ્રીલથી તારી અને તારી માની મદદ કરી હતી અને તું લોકોની સાથે વાતો કરતો હતો પારણામાં પણ, અને મોટી ઉંમરે પહોંચવા પછી પણ.
- અને જયારે આમ બન્યું હતું કે મેં તને કિતાબ અને હિકમત અને તવરાત અને ઈન્જીલનું જ્ઞાન આપી દીધું હતું.
- અને જયારે આમ બન્યું હતું કે તું મારા હુકમથી લીલું મટોડું ઉપાડી લેતો હતો અને પક્ષી જેવો તેનો આકાર બનાવી લે[illegible]તો પછી તેમાં ફૂંક મારી દેતો હતો ત્યારે તે મારા હુકમથી જીવતું પક્ષી બનીને ઊડી જતું હતું.
- પછી જયારે આમ બન્યું હતું કે તું મારા હુકમથી જન્મજાત આંધળાઓને દેખતા કરી

દેતો હતો અને કોઢીઓને ભલાચંગા કરી દેતો હતો.

- અને જ્યારે આમ બન્યૂં હતું કે મેં બની ઇસરાઇલને રોકી રાખ્યા હતા તેઓની શરારતથી, જે તેઓ તારી વિરૂધ્ધ કર્યા કરતા હતા. (એટલે તને મારી નાખવાના યહૂદીઓના કાવાદાવાને હું દરેક વેળા નિષ્ફળ બનાવી દેતો હતો.)
- અને આ તે સમય હતો જ્યારે તું સચ્ચાઇની રોશન દલીલો લઇને તેઓની પાસે ગયો હતો અને તેઓમાંથી જે લોકોએ કુફ્રનો રાહ લીધો હતો તેઓ (આ રોશન દલીલો જોઇને) બોલી ઊઠયા હતાઃ "ઇન હાઝા ઇલ્લા સિહરુમ મુબીન." આ બીજું કંઇ જ નથી ફકત ખુલ્લો જાદૂ છે.

આ રોશન દલીલો કે મુઅજિઝા અલ્લાહ તઆલાએ હઝરત ઇસા અલૈહિસ-સલામને એટલા માટે આપ્યા હતા કે તેને જોઇને યહૂદીઓને યકીન આવી જાય કે હઝરત ઇસા ખરેખર અલ્લાહના સાચા નબી છે. પરંતુ યહુદી કાફિરો આ દલીલો કે નિશાનીઓ જોઇને કહી દેતા હતા કે આ માણસ જાદૂગર છે અને આપણને જાદૂગરીના ખેલતમાશા બતાવી રહ્યો છે.

સારાંશ યહૂદી કાફિરો હઝરત ઇસા અલૈહિસ-સલામની તબલીગથી છંછેડાઇ ગયા. આપને અલ્લાહના પયગમ્બર માનવાનો ઇન્કાર કરી બેઠા અને આપના મુઅજિઝાઓને જાદૂના ખેલતમાશામાં ખપાવીને આપના જાની દુશ્મન બની ગયા. તેઓના પાદરીઓ કે ધર્મગુરૂઓ આપની દુશ્મનીમાં સૌથી આગળ આગળ હતા. આપને મારી નાખવા માટે તેઓ જાતજાતના પેંતરા રચવા લાગ્યા. પરંતુ અલ્લાહની મદદ હઝરત ઇસાના શામિલે-હાલ હોવાથી પોતાના નાપાક ઇરાદામાં તેઓ નિષ્ફળ જતા હતા. જેનું બાયન ઉપરની આયતમાં થયું છે.

હઝરત ઇસા અલૈહિસ-સલામને કતલ કરી નાખવાની વાત યહૂદીઓ માટે કોઇ નવી વાત ન હતી કેમકે આથી પહેલાં તેઓ અલ્લાહના અનેક પયગમ્બરોને કતલ કરી ચૂકયા હતા. જેનું બયાન કુર્આનમાં મવજૂદ છેઃ "વ યક-તુલૂનલ-અમ-બિયાઅ બિ-ગયરિલ-હક્ક." એટલે તેઓ કતલ કરી નાખતા હતા પયગમ્બરોને નાહક. એજ કારણ છે કે અલ્લાહના પયગમ્બર હઝરત દાવૂદ અલૈહિસ-સલામની જીભે અને હઝરત ઇસા અલૈહિસ-સલામની જીભે યહૂદીઓ પર લઅનત વરસાવવામાં આવી છે જેનું બયાન આ આયતમાં છે : "લુઇનલ-લઝીન કફરૂ મિમ બની ઇસરાઇલ અલા લિસાનિ દાવૂદ વ ઇસબ્ન મયરમ."એટલે યહૂદીઓમાંથી જે લોકોએ કુફ્રનો રસ્તો લીધો તેઓની ઉપર દાવૂદ અને ઇસા બિન મરયમની જીભે લઅનત વરસાવવામાં આવી.

જ્યારે યહૂદીઓ પોતાના દરેક દાવમાં કે કાવાદાવામાં નાકામ નીવડયા તો છેવટે તેઓ પેલેસ્ટાઇનના ગવર્નર પાસે ગયા જેનું નામ પીલાતૂસ હતું. તે વેળા પેલેસ્ટાઇન, હેરોદોસ નામે રોમન બાદશાહના તાબામાં હતું. યહૂદીઓએ હઝરત ઇસા અલૈહિસ-સલામ પર બગાવતનો કે રાજદ્રોહનો આરોપ મૂકીને ગવર્નરના કાન ભંભેર્યા કે આ માણસ હુકૂમતનો બળવાખોર છે અને લોકોને ઉશ્કેરીને બળવાની તૈયારી કરી રહ્યો છે. ઉપરથી મીઠુંમરચું ભભરાવીને ગવર્નરને ઉસાવણમાં લાવી ગયા. તેણે ફોજી સિપાહીઓની એક ટૂકડી તેમની સાથે કરી દીધી.એ દરમિયાન યહૂદી ધર્મનેતાઓની મઝહબી અદાલતે હઝરત ઇસા અલૈહિસ-સલામ વિરૂધ્ધ ઇલ્હાદ કે કુફ્રનો ફત્વો ઘડીને તેની જાહેરાત પોકારાવી દીધી. આ તરફ હઝરત મસીહને તેઓના છુપા કાવતરાની ખબર પડી ગઇ. સાથીઓની સાથે મંત્રણાને અંતે એક સલામત સ્થળે આવેલા એક મકાનમાં જઇને આપ સંતાઇ

ગયા. ફોજી ટુકડી સાથે નીકળેલા યહૂદીઓને ખબર ન હતી કે હઝરત ઈસા કયાં છે ? એ બધા હઝરતના એક સાથી પાસે ગયા જેનું નામ યહૂદા હતું. હઝરત પર ઈમાન લાવીને મુસલમાન બનેલા સાથીઓને ''હવારી''કહે છે જેનું બહુવચન ''હવારીય્યૂન'' છે. એ બધા ગરીબ વર્ગના ધોબી, સુથાર, કડિયા વગેરે હતા જેઓની સંખ્યા બહુ જૂજ હતી.

યહૂદીઓએ હઝરતના હવારી યહૂદાને રૂપિયા-પૈસાની લાંચ આપીને હઝરતનો પતો મેળવવા રાજી કરી લીધો. તે બધાને તેજ મકાન પાસે લઈ ગયો જ્યાં હઝરત પોતાની જાન બચાવવા સંતાયેલા હતા. પ્રથમ તેઓએ યહૂદાને મકાનમાં મોકલ્યો કે જેથી ખાતરી કરી લે. બસ એજ તે કટોકટીની પળ હતી જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત ઈસા બિન મયરમ કલિમતુલ્લાહ, રૂહુલ્લાહને પોતાની તરફ આસમાન પર જીવંતા ઉઠાવી લીધા અને પેલા ગદ્દાર હવારી યહૂદાનો ચેહરો હઝરત ઈસા જેવો બનાવી દીધો. યહૂદા મકાનનો ખૂણેખૂણો ખૂંદી વળ્યો પણ હઝરતનો પતો નહિ લાગ્યો. નિરાશ થઈને પરેશાન ચેહરે જેવો જ બારણે દેખાયો કે યહૂદીઓએ તેને પકડી લીધો અને સમજ્યા કે એજ ઈસા છે અને છટકી જવા માગે છે. હઝરત ઈસાની રૂપરેખાવાળા એજ શખ્સને પકડીને તેઓએ શૂળી પર ચઢાવી દીધો.

દુનિયાભરના ખ્રિસ્તીઓનો પણ પરંપરાથી આ મઝહબી અકીદો છે કે યહૂદીઓએ છટકું ગોઠવીને હઝરત ઈસા અલૈહિસ-સલામને શૂળીને ચઢાવી દીધા છે પણ અલ્લાહનું કલામ કુર્આને-મજીદ કહે છે : વ મા ક-ત-લૂ-હુ.... યહૂદીઓએ હઝરત ઈસાને ન તો કતલ કર્યા છે : વમા સ-લ-બૂ-હુ... અને ન શૂળીએ ચઢાવ્યા છેઃ વલાકિન શુબ્બિહા લહુમ. પરંતુ તેઓને શંકામાં નાખી દેવામાં આવ્યા. એટલે તે વેળા અલ્લાહ તઆલાએ એવા સંજોગો જન્માવી દીધા કે બધા લોકો શંકામાં પડી ગયા કે, જે શખ્સને શૂળી આપી તે ઈસા છે તો પેલો યહૂદા કયાં ગયો ? જો એ યહૂદા છે તો ઈસા બિન મયરમ કયાં ગયા ?

એ પછી અલ્લાહ તઆલાએ ભારપૂર્વક ફરમાવ્યું : ''વમા-ક-ત-લૂ-હુ યકીનમ બર-ર-ફ-અ-હુલ્લાહુ ઈલૈહિ.'' એટલે યકીની રીતે યહૂદીઓએ ઈસાને કતલ નથી કર્યા બલકે અલ્લાહએ તેમને ''ઈલૈહિ''એટલે પોતાની તરફ આસમાન પર ઉઠાવી લીધા છે.

---

(નોટ : અહીંથી અલ્લામા ઇબ્ને હિશામ ફરીવાર નજરાની ખ્રિસ્તીઓના મંડળનું બયાન આગળ વધારે છે. પાદરીઓનો આ સવાલ હતો કે, ''હે મુહંમદ ! તમે અમારા પયગમ્બર પર આરોપ કેમ ચઢાવો છો ?''

આપે પૂછયું, '' તે કેવી રીતે ?''

તેઓ બોલ્યા, ''તમે કહો છો કે ઈસા ''અબ્દુલ્લાહ'' એટલે અલ્લાહના બંદા છે.''

આપે ફરમાવ્યું,''હા ખરેખર તે યકીની રીતે અલ્લાહના બંદા અને રસૂલ છે.''

આ જવાબ સાંભળીને તેઓ આવેશથી બોલ્યા, ''શું બાપ વગર કોઈ બાળકને તમે પેદા થતું જોયું છે ? તમે સાચા છો તો કોઈ દાખલો રજૂ કરો.''

જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખામોશ રહી ગયા તો અલ્લાહ

તઆલાએ સૂરએ-આલે-ઈમ્રાનની ૮૦ જેટલી આયતો નાઝિલ કરી. એજ આયતોમાં પાદરીઓના આ સવાલનો જવાબ પણ આપી દેવામાં આવ્યો જેનું બયાન અલ્લામા ઈબ્ને હિશામ આગળ વધારે છે: "હ")

**ઈસા અને આદમનો દાખલો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : ખ્રિસ્તી આલિમોના જવાબમાં જે આયતો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પર ઉતારવામાં આવી તેમાં એક આયત આ છે:

| | |
|---|---|
| ઈન્ન મ-સ-લ ઈસા ઈન્દલ-લાહિ | બેશક ઈસાનો દાખલો અલ્લાહ કને |
| ક-મ-સ-લિ આદમ. | આદમના દાખલા જેવો છે |
| ખ-લ-ક-હૂ મિન તુરાબિન. | પેદા કર્યો તેને મટોડીથી |
| સુમ્મ કાલા લહૂ કુન | પછી કહ્યું તેને "કુન" (એટલે બની જા) |
| ફ-યકૂન. | તો તે બની ગયો. (આદમનું સર્જન થઈ ગયું.) |

એટલે અલ્લાહ તઆલા જ્યારે કોઈ વસ્તુના સર્જન માટે "કુન' શબ્દ ફરમાવી દે, તો "ફ-યકૂન"એટલે તેજ પળે તે વસ્તુ અલ્લાહની ઈચ્છા મુજબનો આકાર લઈ લે છે. માટે હે નબી ! લોકો ભલે અર્થહીન સવાલો કરે કે ટીકાઓ કરે પણ તમારે ઈસા બિન મરયમની, બિનબાપની પૈદાઈશમાં શંકા કરવી નહિ. કેમકે મેં આદમને મટોડીથી પેદા કર્યો હતો. વગર બાપે અને વગર માએ પૈદા કર્યો હતો. તેને પણ ઈસા બિન મયરમ પેઠે માંસ, લોહી, વાળ, હાડકાં, ચામડીથી બનાવ્યો હતો. જેથી ઈસાની પૈદાઈશ પુરુષના સ્પર્શ વિના એ કોઈ નવાઈની કે અજાયબી ભરેલી વાત નથી. કેમકે અલ્લાહ સર્વ શકિતમાન છે.

**ખ્રિસ્તીઓને મુબા-હલહનો પડકાર**——————સારાંશ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને બહુ સમજાવ્યા, દાખલા દલીલો આપીને અલ્લાહની તવહીદના સ્વીકાર તથા મુસલમાન બની જવાની પ્રેરણા આપી પણ તેઓ કોઈ રીતે માન્યા નહિ, છેવટ સુધી પોતાની હઠ પર અણનમ રહ્યા. ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને "મુબા-હલહ" કરી લેવાની દઅવત આપી.[૧] એનું વર્ણન આ આયતમાં થયું છે:

| | |
|---|---|
| ફમન હાજજ્ક ફીહિ | તો હુજ્જત કરે જે માણસ તમારી સાથે આ બાબતમાં |
| મિમ બઅદિ મા જાઅક | એ પછી કે, આવી ચૂકયો છે તેની પાસે |
| મિનલ-ઈલ્મ. | ઈલ્મ (એટલે સચ્ચાઈની દલીલ) |
| ફ-કુલ તઆલવ | તો કહી દો તેને કે, "આવો, |
| નદ્-ઉ અબના-અના | અમે બોલાવીએ અમારા પુત્રોને |
| વ અબના-અકુમ | અને તમે બોલાવો તમારા પુત્રોને. |
| વ નિસા-અના | અને અમે બોલાવીએ અમારી સ્ત્રીઓને |
| વ નિસા-અકુમ | અને તમે બોલાવો તમારી સ્ત્રીઓને. |

૧. મુબા-હલહ એટલે કોઈ વાતના ફેસલામાં મતભેદ પડે અને સામો પક્ષ સત્યની દલીલોને સમજવા છતાં તેનો સ્વીકાર નહિ કરે તો તેના ઉકેલ માટે, બંને પક્ષો પોતપોતાના બાલબચ્ચાં સાથે મેદાનમાં નીકળે અને રડી-કરગરીને બારગાહે-ઈલાહીમાં એવી યાચના કરે કે. "અમારામાંથી જે પક્ષ જુઠો હોય તેની ઉપર અલ્લાહની લઅનત કે અલ્લાહનો અઝાબ તૂટી પડે! "કુર્આનની ભાષામાં એને "મુબાહલહ"કહે છે. "હ"

| | |
|---|---|
| વ અન-ફુ-સ્-ના | અને હાજર થઈએ અમે પોતે પણ. |
| વ અન-ફુ-સ્-કુમ | અને હાજર થાઓ તમે પોતે પણ. |
| સુમ્મા નબ તહિલ | પછી દુઆ માગીએ આપણે રડી કરગરીને. |
| ફ-નજઅલ-લઅ-નતલ્લાહિ | તો લઅનત કરીએ અલ્લાહની |
| અલલ-કાઝિબીન. | જૂઠાઓ પર ! |

ઈબ્ને હિશામ કહે છે : અબૂ ઉબૈદહના કહેવા મુજબ "નબ-તહિલ" નું મૂળ "ઈબ-તિહાલ"છે એમાંથી "મુબા-હલહ" શબ્દ નીકળેલો છે જેના અર્થ રડીકરગરીને કે દયા ઉપજાવે તેવી કાકલૂદીઓ કરીને લઅનતની દુઆ માગવી અને બારગાહે-ઈલાહીમાં એવી યાચના કરવી કે, "હે અલ્લાહ ! અમારામાંથી જે જૂઠો હોય તેની ઉપર આપની લઅનત ઊતરો ! અથવા અમારામાંથી જુઠા પર આપનો અઝાબ તૂટી પડો!"

ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને અલ્લાહની તવહીદના અકીદા પર સહમત થઈ જવાની હાકલ કરી. એટલે જેવી રીતે અમે મુસલમાન લોકો અલ્લાહને એક માનીએ છીએ અને કોઈ ભગવાન કે દેવીદેવતાને તેનો ભાગીદાર નથી ઠરાવતા અને એક અલ્લાહ સિવાય કોઈની બંદગી નથી કરતા તેવી જ રીતે તમે પણ ઈસા બિન મરયમ વિષે, ઉપજાવી કાઢેલા મૂર્તિપૂજકો જેવા અકીદાઓ અને ઘડી કાઢેલી બિદઅતોથી તોબા કરીને અલ્લાહના એક હોવાના અકીદા પર અમારી સાથે સંમત થઈ જાવ.

એનું વર્ણન આ આયતમાં થયું.

| | |
|---|---|
| કુલ યા અહલલ-કિતાબ ! | કહી દો હે નબી ! કે હે અહલે-કિતાબ ! |
| તઆલવ ઈલા કલિ-મતિન | આવો એક એવી વાત તરફ જે |
| સવાઈમ બૈનના વ બૈનકુમ. | સમાન છે અમારી વચ્ચે અને તમારી વચ્ચે. |
| અલ્લા નઅબુદા | તે આ કે આપણે બંદગી નહિ કરીએ કોઈની |
| ઈલ્લલ્લાહ. | અલ્લાહ સિવાય. |
| વલા નુશરિકા બિહી શયઆ. | અને ન ભાગીદાર બનાવીએ તેની સાથે કોઈને પણ. |
| વલા યત-તખિઝા બઅદુના બઅદન | અને ન ઠરાવે કોઈ આપણામાંથી કોઈને |
| અરબાબમ-મિન-દુનિલ્લાહ. | પોતાનો પાલનહાર અલ્લાહને છોડીને. |
| ફ ઈન તવલ-લવ | તો પછી જો મોઢું ફેરવી લે તેઓ |
| ફ-કૂલૂશ-હદૂ | તો કહી દો તેઓને કે, "તમે ગવાહ રહેજો |
| બિ-અન્ના મુસ્લિમૂન. | કે અમે તો મુસલમાન છીએ." |

એટલે જો તેઓ અલ્લાહની તવહીદના અકીદા પર તમારી સાથે સંમત ન થાય તો તેઓને કહી દો કે, હે અહલે-કિતાબ ! તમે નથી માનતા તો ગવાહ રહેજો કે અમે તો એક જ અલ્લાહને માનનારા છીએ. તેની જ તાબેદારી કરનારા છીએ. તેની જ બંદગી કરનારા છીએ.

**નજરાનના પાદરીઓની સુલેહ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે નજરાનના મંડળે ઈસ્લામ કબૂલ કરી લેવાની ના પાડી દીધી અને પોતાની વાતને વળગી રહ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને મુબા-હલહની દઅવત આપીને લાજવાબ કરી દીધા જે એક ભારોભાર ઈન્સાફની વાત હતી.

મુબા-હલહનો પડકાર સાંભળીને તેઓ બોલ્યા, "હે મુહંમદ ! આ મામલામાં જરા વિચાર કરી લેવાનો અમને સમય આપો. મુબા-હલહ કરવો કે ન કરવો તે અંગે મસલત કરીને અમે જવાબ આપીશું."

આપે ફરમાવ્યું, "કંઇ ઉતાવળ નથી. સારી રીતે સોચી વિચારીને પછી જવાબ આપજો."

એ પછી મંડળના બધા સભ્યો પોતાના ઉતારે ચાલ્યા ગયા. વિચારણા અને મંત્રણા માટે બધા માથાં જોડીને બેઠા. સમસ્યાના ઉકેલ માટે બધાએ અલ-આકિબ અબ્દુલ-મસીહની સેવામાં રજૂઆત કરી કેમકે એ તેઓમાં સાહિબે-રાય હતો. તેઓનો લાટ પાદરી હતો. તેનો મત છેવટનો મત અને તેનો ફેસલો આખેરી ફેસલો ગણાતો હતો. લોકોએ કહ્યું, "હે અબ્દુલ-મસીહ ! ફરમાવો, આ મામલામાં તમારો શો મત છે ? તમારો ફેસલો આખેરી ફેસલો હોય છે."

'હે નસારાની જમાઅત ! " અબ્દુલ-મસીહે ગંભીરતાથી કહ્યું, "તમે લોકો યકીની રીતે જાણો છો કે મુહંમદ અલ્લાહના સાચા નબી છે. ઈસા બિન મરયમ વિષે જે કંઇ તેમણે કહ્યું તે પણ સાચું છે. સાંભળી લો, તેમનો મુબા-હલહનો પડકાર ઝીલી લેવો તે અલ્લાહના અઝાબનો પડકાર ઝીલી લેવા સમાન છે. જે કૌમે પોતાના પયગમ્બર સાથે મુબા-હલહની ટક્કર લીધી તેનું નખ્ખોદ વળી ગયું. ન બુઢ્ઢા બાકી રહ્યા ન જવાનો જીવતા રહ્યા. તેઓમાંથી દરેકનું નામોનિશાન મૂળિયાં સહિત ઊખડી ગયું. માટે મુહંમદ સાથે મુબા-હલહ કરવો, પોતાના મૂળિયાં ઉખાડવા સમાન ગણાશે. અગર તમને પોતાનો જ મઝહબ વહાલો હોય તો મુહંમદ સાથે સુલેહ કરી લો અને શાંતિ તથા સલામતી સાથે પોતાના વતને સિધાવો."

લાટપાદરી અલ-આકિબ અબ્દુલ-મસીહની આ સલાહ સૌને ગમી ગઇ. તેનો ફેસલો દરેકને ગળે ઊતરી ગયો. બધા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, "હે અબુલ-કાસિમ ! તમારી સાથે મુબા-હલહ કરવાનું અમને વાજબી નથી લાગતું અને ઇસ્લામ કબૂલ કરવાનું પણ અમને મંજૂર નથી. તમે તમારા મઝહબ પર કાયમ રહો, અમે પણ અમારા વતને જઇને અમારા મઝહબ પર કાયમ રહીએ. હવે આટલું કરો કે તમે તમારા સહાબામાંથી કોઇ એવા ગૃહસ્થને અમારા સંગાથે કરી દો જે અમારા દેશના નાણા-ખાતાનો કુશળતાથી વહીવટ ચલાવી શકે અને નાણા-તંત્રને લગતા અમારા મતભેદોનો બાહોશીથી નિકાલ લાવતો રહે. કેમકે અમારી માન્યતમાં તમે અને તમારા લોકો અમારી મરજી મુજબના હોવાથી અમારી ઇચ્છાઓને માન આપનારા લોકો છો."

**હઝરત અબૂ ઉબેદહ નજરાનમાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફરે કહ્યું કે મંડળના લોકોની વિનંતી સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| ઇઅતૂ-નિલ અશિય્યહ. | તમે લોકો મારી પાસે આવજો સાંજે |
| અબ-અસુ મઅ-કુમુલ- | હું મોકલી આપીશ તમારા સંગાથે |
| કવીય્યુલ અમીન. | એક મજબૂત પ્રમાણિક ગૃહસ્થને |

રાવીનું કથન છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ વાત હઝરત ઉમર બિન ખત્તાબે સાંભળી તો હઝરત ઉમર લોકોને કહ્યા કરતા કે, "એ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વાત સાંભળીને, નજરાન દેશના નાણાખાતાના વહીવટી-તંત્રના ઝઘડાઓનો નિકાલ લાવનાર જજ બની જવાની જેટલી પ્રબળ તમન્ના મારા દિલમાં ઉત્પન્ન થઇ તેટલી, તે પછી ક્યારેય નહિ થઇ. ફક્ત આટલા કારણે કે

હું મજબૂત મનોબળ ધરાવતો હતો અને સાથે પ્રામાણિકપણાના તમામ ગુણો પણ ધરાવતો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મને નજરાન દેશના નાણા-ખાતાનો જજ બનાવી દે તેવી આશાએ અને ઉત્સાહે, હું ઝુહરની નમાઝના વખતે, ઊકળતા તાપમાં મસ્જિદે પહોંચી ગયો.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અમને ઝુહરની નમાઝ પઢાવી. અને જયારે નમાઝથી પરવારી ગયા તો આપે પોતાની ડાબી અને જમણી તરફ જોવાનું શરૂ કર્યું. હું ઊંચોનીચો થઇને પોતાને જાહેર કરવા લાગ્યો કે જેથી આપની નજર મુજ પર પડે તો મારા મનની મુરાદ બર આવે !

આપે જમણી-ડાબી પોતાની નજરથી તલાશ ચાલુ રાખી અને છેવટે અબૂ ઉબૈદહ બિન જર્રાહ પર આપની નજર ઠરી ગઇ. આપે તેમને પોતાની પાસે બોલાવ્યા અને ફરમાવ્યું :

| | |
|---|---|
| અખરુજ મઅહુમ. | જાવ પેલા લોકોના સંગાથે, |
| ફક-દિ બૈનહુમ બિલ-હક્ક. | ચુકાદા આપ્યા કરો તેઓની વચ્ચે ઇન્સાફથી, |
| ફીમખ-ત-લ-ફૂ ફીહ. | તેઓના ઇખ્તેલાફી મામલાઓમાં. |

હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ ફરમાવે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ અબૂ ઉબૈદહ બિન જર્રાહ નજરાનના અમીર કે જજ બનીને ખ્રિસ્તીઓના મંડળ સાથે નજરાન તરફ રવાના થઇ ગયા.

---

## પ્રકરણ ૮૯

# મદીનહના મુનાફિકો અને મદીનહની આબોહવા

મદીનહના મુનાફિકોનો સરદાર • મદીનહનો કટ્ટર કાફિર • મદીનહની બાદશાહીનો તાજ • કુફ્ર પર અબૂ આમિરની દ્રઢતા • અબૂ આમિરની હાજરી અને વાતચીત • અબૂ આમિરનો અંજામ • અબ્દુલ્લાહ બિન ઉબયની નાલાયકી • હક વાત કહી દેવાનો જુસ્સો • હઝરત સઅદે આપેલો દિલાસો • મદીનહની આબોહવા અને મરકીનો તાવ • હઝરત અબૂબક્રની હાલત • હઝરત આમિરની હાલત • હઝરત બિલાલની હાલત • મદીનહથી મરકીની હકાલપટ્ટી • બેસીને નમાઝ પઢવાનો મામલો • જિહાદની તૈયારી.

**મદીનહના મુનાફિકોનો સરદાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ જે રીતે વિગત કહી સંભળાવી તે આ પ્રમાણે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જયારે મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા તે સમયે મદીનહમાં વસનારા અરબ કબીલાઓનો સૌથી મોટો સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલ ઔફી નામે ગૃહસ્થ હતો. તે વેળા મદીનહમાં અરબોના બે મોટા કબીલા વસતા હતા. એકનું નામ કબીલએ-ઔફ હતું અને બીજાનું નામ કબીલએ-ખઝરજ હતું. બંને કબીલામાંથી બેશુમાર શાખાઓ કે ફાંટાઓ નીકળેલા હતા.

અબ્દુલ્લાહ બિન ઉબય, કબીલએ-ઔફની શાખ બનૂ હબલીની બિરાદરીમાંથી હતો. એ એટલો માનીતો અને લોકપ્રિય હતો કે એની નેતાગીરી કે સરદારી અંગે એની કૌમના બે માણસો વચ્ચે રતીભાર જેટલો પણ મતભેદ ન હતો. આથી પહેલા ઔસ અને ખઝરજના કબીલાઓમાંથી કોઈ એક ગૃહસ્થની નેતાગીરી પર બંને કબીલા કયારેય સંમત કે સંયુકત થયા ન હતા. પણ અબ્દુલ્લાહ બિન ઉબયની નેતાગીરી કે સરદારી પર બંને કબીલા સંયુકત રીતે સંમત થઈ ગયા હતા. તે એક અજોડ દાખલો હતો. આવો દાખલો મદીનહના ઈતિહાસમાં ન અગાઉ બન્યો છે ન એ પછી; ત્યાં સુધી કે મદીનહમાં ઈસ્લામનું આગમન થયું. [1]

**મદીનહનો કટ્ટર કાફિર**————અલબત્ત અબ્દુલ્લાહ બિન ઉબય ઉપરાંત એક ઓર શખ્સ પણ હતો જેને બંને કબીલાના લોકો પોતાનો ધર્મગુરૂ માનતા હતા. તેના આદેશો અને ઉપદેશોને માનપાનથી બિરદાવતા

૧. એનું કારણ ઔસ અને ખઝરજ વચ્ચે બાપદાદાથી ઊતરી આવતી દુશ્મની અને સેંકડો વરસથી આપસમાં ખેલાતાં યુદ્ધો હતાં. લડી-લડીને તેઓ થાકી ગયા હતા. જાનમાલની પારાવાર ખુવારીથી કંટાળી ગયા હતા. યહૂદીઓ પાસેથી લીધેલા નાણાંનું વ્યાજ ભરીને બેવડ વળી ગયા હતા. અરબોની વચ્ચે વસેલા યહૂદીઓ પોતાની હસ્તીને ટકાવી રાખવા, વ્યાજુ નાણાની સાથે હથિયારો પણ ધીરતા હતા. અરબોને અથડામણમાં રાખીને પોતે ચેનની વાંસળી વગાડતા હતા. હવે બંને કબીલા શાંતિનું જીવન જીવવા માગતા હતા. જેથી તેઓ અબ્દુલ્લાહ બિન ઉબયની નેતાગીરી કે બાદશાહી પર સંમત થઈ ગયા હતા. ''હ''

હતા. તેના દર્શન માટે લોકોની ઠઠ લાગતી હતી. અને તેના ચરણસ્પર્શ માટે પડાપડી થતી હતી.એ પણ ઔસ કબીલામાંથી હતો. એનું નામ અબૂ આમિર અબ્દે-અમ્ર સૈફી બિન નુઅમાન હતું. એ ઔસ કબીલાની શાખ .બનૂ સુબૈઅહ બિન ઝૈદની બિરાદરીમાંથી હતો.

અબૂ આમિરના એક જવાન બેટાનું નામ હન્ઝલહ હતું. હન્ઝલહ પોતાના બાપના મૂર્તિપૂજાનો ધર્મ ત્યાગીને ખરા દિલથી મુસલમાન બની ગયા હતા. બહુ પાકા મુસ્લિમ યુવક હતા. રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમના દિલોજાનથી આશિક હતા અને જ્યારે જંગે-ઉહુદમાં શહીદ થઇ ગયા તો અલ્લાહના ફરિશ્તાઓએ એક ખાસ કારણથી એમની લાશને વાયુમાં ઊંચકીને ગુસલ આપ્યો હતો. જેથી હઝરત હન્ઝલહનો લકબ ''ગસીલુલ-મલાઇકહ''થયો હતો. [૧]

હઝરત હન્ઝલહનો બાપ અબૂ આમિર અબ્દે-અમ્ર જાહિલિયતના જમાનામાં જ દુનિયાના ધંધા છોડીને સંસાર ત્યાગી સાધુ બની ગયો હતો. જાડાં વસ્ત્રોનો પોશાક સજીને પોતાને સંત સંન્યાસીઓમાં ખપાવતો હતો. એની કમનસીબી જુઓ, ઇસ્લામને અને અલ્લાહના નબી ને ધિક્કારતો હોવાથી ન આ દુનિયાનો રહ્યો ન તે દુનિયાનો રહ્યો. સંસાર ત્યાગને કારણે દુનિયાના લાભોથી પણ કમનસીબ રહ્યો અને ઇસ્લામી દ્રષ્ટિએ આખેરતથી પણ ગયો. (બીજી શબ્દોમાં ન ઇધર કે રહે ન ઉધર કે રહે. અથવા ધોબીનો કૂતરો ન ઘરનો ન ઘાટનો.)

**મદીનહની બાદશાહીનો તાજ** ————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન ઉબય માટે તો તેની કૌમે બાદશાહીનો તાજ તૈયાર કરી લીધો હતો. કે જેથી શુભ ચોઘડિયે આ તાજ તેના માથે મૂકીને તેને પોતાનો બાદશાહ બનાવી લે. પરંતુ એજ દરમિયાન અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને તેઓની પાસે મદીનહ મોકલાવી દીધા અને તેની બાદશાહીનો ખ્વાબ હવામાં ઓગળી ગયો.જ્યારે કૌમના બંને કબીલાએ અબ્દુલ્લાહ બિન ઉબયને પડતો મૂકીને ઇસ્લામ કબૂલ કરી લીધો તો તેના દિલમાં હસદ અને કીનાનો કાંટો ઊગી નીકળ્યો. તેને થઇ ગયું કે ઇસ્લામે આવીને મારી બાદશાહીનો ખ્વાબ ચકનાચૂર કરી નાખ્યો છે. તેણે જોયું કે મારી કૌમ ઇસ્લામ વગર કોઇ વાત માનતી જ નથી તો પોતે પણ નાછૂટકે ઇસ્લામના દાખલ થઇ ગયો. પણ મર્યો ત્યાં સુધી પોતાની કીનાખોરી પર મક્કમ રહ્યો અને અંદરખાને ઇસ્લામની જડ ખોદવાના કાવાદાવા કરતો રહ્યો.

**કુફ્ર પર અબૂ આમિરની દ્રઢતા** ————ઔસ અને ખઝરજનો બીજો માનીતો સરદાર અબૂ આમિર અબ્દે-અમ્ર પણ મર્યો ત્યાં સુધી પોતાના કુફ્ર પર દ્રઢતાથી કાયમ રહ્યો. એક કટ્ટર કાફિર તરીકે કુફ્ર સિવાય કોઇ વાત તેણે માની નહિ. જ્યારે તેની કૌમ ઇસ્લામ પર અડગ રહી તો તેણે પોતાની કૌમને પણ તરછોડી દીધી અને મદીનહને છેલ્લી સલામ કરીને પોતાના મૂર્તિપૂજક ભાઇબંધો પાસે મક્કહ ચાલ્યો ગયો. તે પોતાની સાથે પોતાના દસથી કંઇક વધુ ચેલાઓને પણ મક્કહ લઇ ગયો અને તેના આ ચેલાઓ પણ પોતાના ગુરૂ પેઠે ઇસ્લામને અંતઃકરણથી ધિક્કારનારા હતા. આ રીતે અબૂ આમિર અને તેના ચેલાઓ ઇસ્લામને તરછોડીને અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી વિખૂટા પડીને મક્કહ તરફ નીકળી ગયા. જેમકે મને મ્હંમદ બિન અબૂ ઉમામહએ અબૂ આમિરના બેટા હન્ઝલહના ઘરવાળાંઓ તરફથી મળેલી એક હદીસ કહી સંભળાવી

૧. હઝરત હન્ઝલહ કેવા સંજોગોમાં શહીદ થયા અને ફરિશ્તાઓએ કેમ એમની લાશને વાયુમાં ઊંચકીને ગુસલ આપ્યો હતો તેની વિગત જંગે-ઉહુદના પ્રકરણમાં આવશે. ''હ''

જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અબૂ આમિર વિષે ફરમાવ્યું છે :

| | |
|---|---|
| લા તકૂલુર-રાહિબ | ન કહો તેને રાહિબ |
| વલાકિન કૂલૂલ-ફાસિક. | પણ કહો તેને ફાસિક. |

રાહિબ એટલે સંસાર ત્યાગી સાધુ-સંન્યાસી અથવા અલ્લાહનો વલી અને અલ્લાહનો તાબેદાર બંદા અને ફાસિક એટલે બદકાર, નાફરમાન, પાપી, અલ્લાહના હુકમોનું અપમાન કરનાર. મદીનહના લોકો અબૂ આમિરને ''રાહિબ'' કહીને બોલાવતા હતા. પણ તે રાહિબ નહિ બલકે ''ફાસિક'' હતો. જેથી આપે લોકોને ફરમાવ્યું કે, તમે તેને રાહિબ ન કહો બલકે ફાસિક કહો.

**અબૂ આમિરની હાજરી અને વાતચીત** ————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને હઝરત જઅફર બિન અબ્દુલ્લાહ બિન અબીલ-હકમનાં મુખે આ હદીસ મળી છે. હઝરત જઅફર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હતા. આપની નૂરાની મજલીસોમાં હાજરી આપતા હતા. આપની હદીસો સાંભળતા હતા અને લોકોની આગળ તેની રિવાયતો બયાન કરતા હતા. તેમણે મને કહ્યું કે, અબૂ આમિર અબ્દે-અમ્ર મદીનહથી નીકળી જવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો અને બોલ્યો, 'હે મુહંમદ ! તમારા ધર્મની હકીકત શું છે જેનો તમે પ્રચાર કરો છો ?''

આપે ફરમાવ્યું, ''જિઅતુ બિલ-હનીફીય્યતે દીને-ઈબ્રાહીમ.'' હું બધા જૂઠા ધર્મો કે જૂઠા ભગવાનોને તરછોડીને માત્ર એક જ અલ્લાહનો બંદો બની જવાનો ઈબ્રાહીમી ધર્મ લઈને આવ્યો છું.

અબૂ આમિર બોલ્યો, ''ત્યારે તો હે મુહંમદ ! હું પોતે પણ એજ ધર્મનો અનુયાયી છું.''

આપે ફરમાવ્યું, ''અન્તા લસ્ત અલૈહા.'' તું એ ધર્મ પર નથી.

''કેમ નહિ ?'' અબૂ આમિર બોલ્યો, ''હું એજ ધર્મ પર છું પરંતુ હે મુહંમદ ! તમે એ હનીફી ધર્મમાં એવી-એવી વાતો ઘડીને ઘૂસાડી છે જે એમાં ન હતી.''

આપે ફરમાવ્યું, ''મા ફઅલ-તુ વલા કિન-નની જિઅતુ બિહા બયદાઅ નકીય-યતીન.'' એટલે મેં આમ નથી કર્યું બલકે મેં એ ધર્મને વધુ રોશન કરીને, વધારે પાકસાફ કરીને સ્વચ્છ સ્વરૂપે રજૂ કર્યો છે.

આ સાંભળીને તેનો પિત્તો ઊછળ્યો અને તે તડૂકયો, ''હે મુહંમદ ! આપણા બેમાંથી જે જૂઠો હોય, અલ્લાહ તેને તેના વતનથી હડસેલી કાઢે ને નિરાધાર હાલતના એકાંતમાં અલ્લાહ તેને મોત આપે!''

આ શ્રાપ કે બદ-દુઆના શબ્દો ઉચ્ચારીને તેણે માની લીધું કે, મેં મુહંમદ પર જબરજસ્ત કટાક્ષ કરી નાખ્યો છે. જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| અજલ ફમન કઝબ | હા, હા, જેણે જુઠું કહ્યું હોય અથવા જે જૂઠો હોય |
| ફઅલલ્લાહુ ઝાલિક બિહી. | અલ્લાહ તેની સાથે એવો જ વર્તાવ કરે ! |

**અબૂ આમિરનો અંજામ** ————સારાંશ : અલ્લાહના આ દુશ્મનની એના જ શબ્દો મુજબની દુર્દશા થવા પામી. પોતાના શ્રાપનો પોતે જ ભોગ બની ગયો. મદીનહ છોડીને મક્કહ ચાલ્યો ગયો જેના અર્થ વતનથી બેવતન થઈ ગયો. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે મક્કહ ફતેહ કર્યું તો અલ્લાહનો દુશ્મન અબૂ આમિર પોતાનો જીવ બચાવવા તાઈફ તરફ ફરાર થઈ ગયો અને જ્યારે તાઈફવાસીઓ

મુસલમાન બની ગયા તો એ સીરિયા તરફ નાઠો અને છેવટે સીરિયામાં જ બેવતની તથા નિરાધાર હાલતના એકાંતમાં મરી ગયો.

અબૂ આમિરની સાથે, અલ્કમા બિન ઉલાસ઼ા બિન ઔફ બિન અહવસ બિન જઅફ઼ર બિન કિલાબ તથા કિનાનહ બિન અબ્દે-યાલીલ બિન અમ્ર બિન ઉમૈર સ઼કફ઼ી નામે તેના આ બે ચેલાઓ પણ ભાગી ગયા હતા. અબૂ આમિરના મરણ બાદ તેના આ ચેલાઓએ તેના વારસાને લગતો કેસ, રોમના બાદશાહ કૈસરની અદાલતમાં રજૂ કર્યો તો કૈસરે ચુકાદો આપતાં કહ્યું :

"સંસ્કારી શહેરીઓના વારસદાર સંસ્કારી શહેરીઓ હોય છે અને ગામડિયા ગમારોનો વારસો ગામડિયા ગમારોને મળે છે."

આ કાનૂનને આધારે રોમના બાદશાહે, કિનાનહ બિન અબ્દે- યાલીલને અબૂ આમિરનો વારસદાર ઠરાવ્યો કેમકે એ ગામડિયો ગમાર હતો. અલ્કમા બિન ઉલાસ઼ા તેના વારસાથી વિમુખ રહી ગયો; એના શહેરી સંસ્કારોને કારણે. આ સમાચાર મદીનહ પહોંચતાં મુસલમાનોના મશહૂર શાઈર હઝરત કઅબ બિન માલિક રદિયલ્લાહુ અન્હુએ અબૂ આમિરની જંગલી અને અસંસ્કારી મનોદશાની ટીકા કરતાં કહ્યું:

**મઆઝલ-લાહિ મિન અ-મ-લિન ખબીસ઼િન, • ક-સઅયિકા ફ઼ીલ અશીરતે અબ્દ-અમ્રિન.**

હે અબ્દે-અમ્ર ! ભૂંડાં કૃત્યો કે ગમારો જેવી મનોદશાથી અમે અલ્લાહની પનાહ માગીએ છીએ. જેમકે તારૂં કૃત્ય હે અબ્દે-અમ્ર ! તારા ખાનદાનના કૃત્યોથી ઊલટું હતું.

**ફ-ઇમ્મા કુલ્ત લી શરફ઼ુંવ-વ-નખ્લુન. • ફ-ક઼િદ-મન બિઅતા ઇમાનમ બિ-કુફ઼રિન.**

જો તું આમ કહે કે હું તો શ્રેષ્ઠતા ભોગવીને ઊંચા આસને બિરાજમાન રહ્યો અને હું તો બાગબગીચાનો માલિક હતો તો સાંભળી લે, તેં તો લાંબા સમય પહેલાં તારા ઇમાનને કુફ઼ના બદલામાં વેચી માર્યું હતું.

ઇબ્ને ઇસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલ ઇસ્લામના આગમન બાદ અમુક સમય સુધી પોતાની કૌમમાં માનીતો રહીને, છુપચુ હાલતમાં અહીંતહીં ભટકતો રહ્યો. પછી જ્યારે તેણે જોયું કે ઇસ્લામ મદીનહ પર છવાઇ ગયો છે તો લાચારીએ તેણે પણ જાહેરી રીતે ઇસ્લામ કબૂલ કરી લીધો.

**અબ્દુલ્લાહ બિન ઉબયની નાલાયકી** ——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન મુસ્લિમ ઝુહરીએ કહ્યું અને તેમને ઉર્વહ બિન ઝુબૈરે કહ્યું અને ઉર્વહ બિન ઝુબૈરે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલા સહાબી હઝરત ઉસામહ બિન ઝૈદ બિન હારિસ઼હના મુખે સાંભળ્યું. હઝરત ઉસામહ બિન ઝૈદનું બયાન છે :

"એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના ગધેડાની સવારી પર બિરાજમાન થયા. ગધેડાની પીઠ પર ટાટની કાઠી પડેલી હતી અને તેના મોંમાં ખજૂરીની છાલની દોરડીની લગામ હતી. આપે મને સવારી પર પોતાની પાછળ બેસાડી લીધો. આપના માનવંતા સહાબી સઅદ બિન ઉબાદહ બીમાર હતા. આપ તેમની બીમાર-પુર્સી માટે રવાના થયા.

રસ્તામાં અમારી સવારી અબ્દુલ્લાહ બિન ઉબયના બંગલા પાસેથી પસાર થવા લાગી. તે પોતાના "મુઝાહમ" નામે બંગલાના આંગણામાં બેઠેલો હતો. તેની કૌમના ઘણા માણસો ટોળું વળીને તેની ચોગર્દમ

બેઠેલા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને જોયો તો ત્યાંથી સલામ-કલામ વગર એમ જ પસાર થઈ જવાનું આપને વાજબી નહિ લાગ્યું. આપ સવારી પરથી ઊતરી પડયા. તેની મજલિસમાં તશરીફ લઈ ગયા અને સલામ કરીને તેની પાસે બેસી ગયા. પછી આપે કુર્આનની કેટલીક આયતો પઢી સંભળાવી. લોકોને અલ્લાહના રસ્તે વળી જવાની અને અલ્લાહના આદેશો અપનાવી લેવાની નસીહતો ફરમાવી અને અલ્લાહથી ડરીને ચાલવાની પ્રેરણા આપીને જન્નતની નેઅમતોની બશારત સંભળાવી.''

હઝરત ઉસામહ ઝૈદનું બયાન છે : ''અબ્દુલ્લાહ બિન ઉબય ચૂપચાપ બધું સાંભળતો રહ્યો. વચ્ચે તેણે એક શબ્દ નહિ ઉચ્ચાર્યો. જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની વાતો ફરમાવી ચૂકયા તો તે બોલ્યો, ''જનાબ ! આપની વાતોથી ઉત્તમ બીજી કોઈ વાત નથી. પણ આપની એ બધી વાતો સાચી હોય તો પોતાના ઘરમાં બેસીને એવા લોકોને સંભળાવો જેઓ એને સાંભળવા માટે આવે. એવા લોકોને તમારે જે કહેવું હોય તે પોતાના ઘરમાં બેસીને કહેતા રહો. પણ જે લોકો તમારી પાસે નહિ આવે તેઓને આવી વાતો સાંભળવાની શા માટે તકલીફ આપો છો ? અમને તમારી વાતો ગમતી નથી પછી અમારી મજલિસમાં આવીને આવી વાતો કહેવાની શી જરૂર છે ?''

**હક વાત કહી દેવાનો જુસ્સો** ————હઝરત ઉસામહ બિન ઝૈદનું બયાન છે : ''અબ્દુલ્લાહ બિન ઉબયની મજલિસમાં હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા પણ પોતાના મુસલમાન સાથીઓ સાથે બેઠેલા હતા. એમને અબ્દુલ્લાહ બિન ઉબયની તોછડાઈ ભરેલી વાતો ગમી નહિ. તરત પોતાની જગાઓથી ઊભા થઈ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે આવીને ઈમાની જુસ્સાથી બોલ્યા, ''યા રસૂલલ્લાહ! અમારાં માબાપ આપની ઉપર કુરબાન ! આપ જરૂર અમારી મજલિસોમાં પધારતા રહો. અમારા મહોલ્લાઓમાં પધારતા રહો. અમારા ઘરોમાં પધારતા રહો. અમારા ઘરોમાં પધારીને આવી વાતો જરૂર ફરમાવતા રહો. આપની વાતો વલ્લાહ ! અમને બહુ ગમે છે. અમારાં ઘરવાળાંઓને આપની વાતો બેહદ પસંદ છે. અમે બધાં આપની વાતો સાંભળવા ઉત્સુક છીએ. આપની વાતો તે વાતો છે જેના પ્રતાપે અલ્લાહએ અમને હિદાયત આપી દીધી અને હિદાયત આપીને માનઆબરૂવાળા બનાવી દીધા.''

હઝરત અબ્દુલ્લાહની વાતો સાંભળીને અલ્લાહનો દુશ્મન અબ્દુલ્લાહ ભાંગી પડ્યો અને ભોંઠો પડીને ભોંય ખોતરવા લાગી ગયો. તેને થઈ ગયું કે હવે મુસલમાન બનવા વગર મારા માટે કોઈ રસ્તો રહ્યો નથી. પોતાની કૌમનો ખુલ્લેઆમ વિરોધ જોઈને તે બોલી ઊઠયો.

**મતા મા યકુન મવલાક ખસ્મુકા લા તઝલ, • તઝિલ્લુ વ યસ-રઅકલ-લઝીના તુસારિઉ.**

જ્યારે તારો મિત્ર જ તારો વિરોધી બની જાય તો તું સદા ઝલીલો-ખુવાર જ થતો રહેશે અને જેઓની સાથે તું બાખડતો રહે છે તેઓ તને પછાડી નાખશે.

**વહલ-યન-હદુલ-બાઝી બિ-ગયરે જનાહેહી, • વઈન જુઝઝા યવમન રીશુહૂ ફહ્વા વાકિઉ.**

શું બાજ પક્ષી તેની પાંખો ન હ રા છતાં ઊંચે જઈ શકે છે ? અગર કદી તેનાં પાંખો ઉખાડી નાખવામાં આવે તો જરૂર તે ભોંયે પટકાશે.

ઈબ્ને હિશામ કહે છે : બીજા શેઅરની રિવાયત ઈબ્ને ઈસ્હાકને બીજા જાણકારો તરફથી મળી છે.

**હઝરત સઅદે આપેલો દિલાસો** ————હઝરત ઉસામહ બિન ઝૈદનું બયાન છે : ''અબ્દુલ્લાહ

બિન ઉબયની વાતો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મજલિસમાંથી ઊભા થઇ ગયા. પોતાની સવારી પર બિરાજમાન થયા. મને પોતાની પાછળ સવારી પર બેસાડ્યો અને સઅદ બિન ઉબાદહના ઘર તરફ રવાના થયા. સઅદ આપના જાં-નિસાર સહાબી હતા અને બીમાર હતા. આપ તેમની બીમાર-પુર્સી માટે જતા હતા. આખા રસ્તે હાલત આ હતી કે, અબ્દુલ્લાહ બિન ઉબયની નાલાયકી ભરેલી તોછડી વાતોથી આપ ગમગીન હતા અને ઉદાસીની રેખાઓ આપના નૂરાની ચેહરા પર પ્રસરેલી સ્પષ્ટ રીતે દેખાતી હતી.

આપના નૂરાની ચેહરા પર નજર પડતાં જ સઅદ બિન ઉબાદહએ પૂછ્યું, ''યા રસૂલલ્લાહ ! મારાં માબાપ આપની ઉપર કુરબાન ! શું મામલો છે ? અત્યારે આપના ચેહરા પર હું કંઇક ફેરફાર જોઇ રહ્યો છું કંઇક અણગમતી વાતો આપે સાંભળેલી લાગે છે !''

''હા, સઅદ કંઇક એવું જ છે.'' આપે ફરમાવ્યું, એ પછી મજલિસમાં જે કંઇ બન્યું હતું અને જે વાતો અબ્દુલ્લાહ બિન ઉબયની સાંભળી હતી તેની વિગત દર્શાવી તો સઅદ બિન ઉબાદહએ આપને દિલાસો આપતાં કહ્યું, ''યા રસૂલલ્લાહ ! એ નાલાયકને જતો કરો. એની સાથે નરમીનો વર્તાવ કરો. કેમકે વલ્લાહ! આપની પધરામણી મદીનહમાં એવા સમયે થઇ અને અલ્લાહએ આપને એવા વખતે અમારી પાસે મોકલી આપ્યા જયારે અમે એના માટે બાદશાહીનો તાજ તૈયાર કરી ચૂકયા હતા. એને ઠસી ગયું છે કે આપે એની બાદશાહી પડાવી લીધી છે.''

**મદીનહની આબોહવા અને મરકીનો તાવ**———————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હિશામ બિન ઉર્વહ અને ઉમર બિન અબ્દુલ્લાહ બિન ઉર્વહએ કહ્યું અને તેઓએ ઉર્વહ બિન ઝુબૈરથી સાંભળ્યું અને ઉર્વહ બિન ઝુબૈરે હઝરત બીબી આઇશહના મુખથી સાંભળીને તેનું વર્ણન કર્યું.

મુસલમાનોના અમ્માંજી હઝરત બીબી આઇશહનું બયાન છે : ''જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અલ્લાહની ધરતી પર આવેલા મદીનહ શહેરમાં પધાર્યા તો અહીંની ધરતી ''વબાઇ બુખાર'' નો સૌથી વધુ ભોગ બનેલી હતી. [1] રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાથીઓ મદીનહ આવતાંની સાથે મરકીના તાવમાં પટકાઇ પડ્યા પણ અલ્લાહ તઆલાએ પોતાના નબી સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ બલાથી બચાવી લીધા.''

હઝરત આઇશહનું બયાન છે : ''મારા માનવંતા બાપાજી અબૂબક્ર સિદ્દીક અને અબૂબક્રના આઝાદ કરેલા ગુલામોમાંથી આમિર બિન ફુહૈરહ અને બિલાલ, અબૂબક્રની સાથે એક જ ઘરમાં માંદગીને બિછાને પ્રચંડ તાવમાં ફૂંકાઇ રહ્યા હતા. હું મારા બાપાજી અબૂબક્ર અને બીજા દરદીઓની ખબર લેવા ગઇ. તે વેળા સુધી પારકા પુરૂષોથી પરદો કરવાનો હુકમ ઊતર્યો ન હતો. મેં જોયું કે તાવની આકરી પીડાથી તેઓની હાલત એટલી કફોડી હતી જેને અલ્લાહ વગર કોઇ જાણી શકતું ન હતું.

હું મારા બાપુજી અબૂબક્ર પાસે ગઇ. મેં પૂછ્યું, ''અબ્બાજાન ! આપ પોતાને કેવાં હાલતમાં જુઓ છો ?'' જવાબ મળ્યો :

---

૧. એટલે ચારે તરફ મરકી, મહામારી કે ચેપી તાવનો રોગચાળો ફાટી નીકળેલો હતો. ''હ''

**કુલ્લુમ-રિઇમ મુસ્બહુન ફી અહલિહી, • વલ મવતુ અદના મિન શિરાકે નઅલિહી**

દરેક શખ્સ પોતાના ઘરવાળાંઓમાં અમન-ચમનથી દિવસ ગુજારૂ છે (ત્યારે અમે પોતાના વતનથી દૂર પડેલા છીએ.) જો કે મોત દરેક શખ્સની જૂતીની દોરીથી પણ વધારે નિકટ છે.

આ સાંભળીને હું મનમાં બોલી ઊઠી, ''વલ્લાહ ! બાબાજાનને હોશ નથી કે શું બોલી રહ્યા છે ! એટલે જ તો બહેકી-બહેકી વાતો કરે છે.''

**હઝરત આમિરની હાલત** ———એ પછી હું આમિર બિન ફુહૈરહની ખબર લેવા ગઇ. ''મેં પૂછયું, ''આમિર ! તમારી શું હાલત છે ?'' જવાબ મળ્યો :

**લકદ વજદ-તુલ મવત કબ્લ ઝવકિહી, • ઈન્નલ જબાન હત્ફહૂ મિન ફવકિહી.**

મેં તો મૃત્યુની મઝા, તેને ચાખવા પહેલાં ચાખી લીધી અને ડરપોકનું મોત તો બેઠાંબેઠ ઉપરથી તૂટી પડે છે એટલે રોગનો ભોગ બનીને મોતથી ડરનારા બીકણો, બહાદુરો પેઠે મરવા પામતા નથી.

**કુલ્લુમ-રિઇમ મુજાહિદુન બિ-તવકિહી, • કસ્સ-સવરે યહમા જિલ્દહૂ બિ-રવકિહી.**

દરેક માણસ પોતાની શકિત મુજબ પોતાના બચાવના પ્રયત્નો કરે છે જેવી રીતે બળદ પોતાની જાતનો, પોતાના શિંગડાંથી બચાવ કરતો રહે છે.

હું મનમાં બોલી ઊઠી, ''વલ્લાહ ! આમિર શું બોલે છે તેનું અને પોતાને ભાન નથી.''

**હઝરત બિલાલની હાલત** ———રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મસ્જિદના મુઅઝ-ઝિન બિલાલની આ હાલત હતી કે તાવ ઊતરી જતો ત્યારે ઘરના ચોકમાં લેટીને બુલંદ સ્વરે આ શેઅર લલકારતા:

**અલા લૈત શિઅરી હલ અબીતન્ન લૈલતન, • બિ-ફખ-ખિંવ વ હવલી ઇઝ-ખરુંવ-વ-જલીલુ.**

શું આમ નહિ બનશે ? કાશ ! મને ખબર હોત કે (મક્કહની બાજુમાં આવેલા) ફખ્ખ સ્થળે પણ કોઇ રાત હું એવી રીતે ગુજારી શકતે કે મારી આજુબાજુમાં ઈઝખર અને જલીલ (નામની જડીબુટ્ટીઓ) લહેરાતી હોત !

**વ હલ ઉરિદના યવમન મિયાહ મજન-નતિન, • વ હલ યબ્દૂન લી શામતુંવ વ તફીલુ**

અને શું હું કોઇ દિવસ ''મજન્નહ''ના ઝરણાઓ પાસે જઇ શકીશ ખરો કે ? અને શું ''શામહ'' તથા ''તફીલ''નામે પહાડોને પણ હું જોઇ શકીશ ખરો કે ?

**મદીનહથી મરકીની હકાલપટ્ટી** ———હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાનું બયાન છે : ''મેં આ લોકોના મુખેથી જે વાતો સાંભળી હતી તે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કહી સંભળાવી અને સાથે જ ઉમેર્યું, ''યા રસૂલલ્લાહ ! આ લોકો આવી બહેકી-બહેકી વાતો કરે છે અને તાવના ઉકળાટમાં જે કંઇ બોલે છે તેનું એમને પોતાને ભાન નથી.''

મારી વાત સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બારગાહે-ઈલાહીમાં દુઆ માંગી:

| | |
|---|---|
| અલ્લાહુમ્મ હબ-બિબ | હે અલ્લાહ ! મહબૂબ બનાવી દે |
| ઈલૈનલ-મદીનહ. | અમારા માટે મદીનહને. |

| | |
|---|---|
| કમા હબ-બ્તના ઈલૈના | જેવી રીતે મહબૂબ બનાવ્યું હતું તેં અમારા માટે |
| મક્કહ અવ અશદ્દ. | મક્કહને, બલકે તેથી વધારે (મહબૂબ બનાવી દે !) |
| વ બારિક લના | અને બરકત આપી દે અમારા માટે |
| ફી મુદ-દિહા વ સાએહા. | તેના મુદ્દમાં અને તેના સાઅમાં |
| વ અન્કુલ-વબાએહા | અને ચાલતો કરી દે તેના રોગચાળાને |
| ઈલા મહૈઅહ. | મહૈઅહ તરફ. |

(સંપાદકની નોંધ : સાઅ અને મુદ્દ અનાજના માપતોલના કાટલાં. સાઅ આશરે સાડા ત્રણ રતલ જેટલું અને મુદ્દ મદીનહના તોલ મુજબ માણસનો ખોબો ભરાય જાય તેટલું. મહૈઅહ મક્કહથી મદીનહને રસ્તે, આશરે પાંચેક માઈલના અંતરે, હુજફહ વસતિ પાસે આવેલું એક સ્થળ.

આ દુઆ બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ખ્વાબમાં જોયું કે, એક કાળાભમ્મર જેવા રંગની, બિહામણા ચહેરાની, વિખેરાયેલા વાળોવાળી, બિહામણી ડોશી મદીનહથી નીકળીને ''મહૈઅહ''ના ગાઢ જંગલ તરફ ફરાર થઈ ગઈ. (સીરતે અહમદે મુજતબા જિલ્દ ૨ પેજ ૧૩૧ - હવાલો : સહીહ બુખારી જિલ્દ ૩ પેજ ૭૨૨. હદીસ નંબર ૧૯૨૦. ''હ'')

**બેસીને નમાઝ પઢવાનો મામલો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને ઈબ્ને શિહાબ ઝુહરીએ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના વિદ્વાન સહાબી હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસે વર્ણવેલી આ હદીસ કહી સંભળાવી કે:

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અને આપના સહાબા હિજરત કરીને મદીનહ આવ્યા તો તેઓમાંના ઘણાખરા મદીનહના રોગચાળામાં એવા ઝીંકાયા કે તાવથી અકળાઈને મૂંઝાય ગયા. તેઓ માટે ઊભા રહીને નમાઝ પઢવાનું પણ ભારે થઈ પડ્યું. ત્યારે તેઓ લાચારીએ બેસીને નમાઝ પઢવા લાગ્યા. અલબત્ત આ બલાથી અલ્લાહ તઆલાએ પોતાના હબીબે-પાક સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને બચાવી લીધા.

જ્યારે આપે પોતાના બીમાર સહાબાને બેસીને નમાઝ પઢતા જોયા તો ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈઅલમૂ અન્ન સલાતલ-કાઈદ | જાણી લો તમે કે બેઠેલાની નમાઝ |
| અલન-નિસ્ફ મિન સલાતિલ-કાઈમ. | અરધી હોય છે ઊભેલાની નમાઝથી. |

રાવીનું કથન છે : **નમાઝની આ ફઝીલત** અને **નમાઝનું આ મૂલ્ય** સાંભળીને, બીમારી તથા કમજોરી હોવા છતાં, માનવંતા સહાબા ઊભા રહીને નમાઝની તકલીફ કરવા લાગ્યા.

**જિહાદની તૈયારી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જિહાદ એટલે ત્રાસવાદી દુશ્મનોના આતંકવાદ સામે ઝીંક ઝીલીને પોતાના બચાવ માટે લડાઈની તૈયારી કરવામાં લાગી ગયા. કેમકે અલ્લાહ તઆલાએ આપને ઈસ્લામના કટ્ટર અને ખૂંખાર ત્રાસવાદીઓ સાથે જિહાદ કરવાનો હુકમ ફરમાવી દીધો હતો. મદીનહ અને આજુબાજુમાં વસનારા દુશ્મનો, યહૂદીઓ, મુનાફિકો તથા મક્કહના કુરૈશી કાફિરો આપસમાં ગઠબંધન કરીને ઈસ્લામને જડમૂળથી ઉખાડી કાઢવાની તૈયારીઓ કરવા લાગી ગયા હતા. એ માટેના ચક્રો તેઓએ ગતિમાન કરી દીધા હતા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને તેની માહિતીઓ પોતાના જાસૂસો મારફતે મળી રહી હતી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળી તેના ૧૩ વરસ પછીનો આ બનાવ છે.

# પ્રકરણ ૯૦

# ગઝવાતની શરૂઆત

હિજરતની તારીખ • ગઝવએ-વુદ્દાન યા ગઝવએ-અબવાઅ • સરીય્યએ-ઉબૈદહ બિન હારિસ • હઝરત સઅદ વક્કાસના શેઅરો • સરીય્યએ-હમ્ઝહ • સૌથી પહેલો લશ્કરી ઝંડો

**હિજરતની તારીખ**————હિજરતની તારીખને લગતી સનદી રિવાયતોને આધારે અબ્દુલ-મલિક બિન હિશામ કહે છે : અમને ઝિયાદ બિન અબ્દુલ્લાહ બુક્કાઈએ મુહંમદ બિન ઈસ્હાક મુત્તલબીની રિવાયત કહી સંભળાવી. તેમણે કહ્યું :

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સોમવારના દિવસે, ખરા બપોરે જયારે કે સૂરજ માથે આવવાની તૈયારીમાં હતો, રબીઉલ અવ્વલની ૧૨ રાતો પસાર થઈ ચૂકી હતી. મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા.

ઈબ્ને હિશામ કહે છે : એજ હિજરતની ખરી તારીખ છે જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદીનહમાં પધરામણી થઈ.

ઈબ્ને ઈસ્હાક કહે છેઃ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તે વેળા ૫૩ વરસના હતા. આપને પયગમ્બરી મળી તેના ૧૩ વરસ પછીનો આ બનાવ છે. આપ રબીઉલ-અવ્વલના બાકીના દિવસો ઉપરાંત રબીઉલ-આખિર, જમાદિલ-અવ્વલ, જમાદિલ-આખિરહ, રજબ, શઅબાન, રમદાન, શવ્વાલ, ઝુલ-કઅદહ અને ઝુલ-હિજજહ સુધી મદીનહમાં બિરાજમાન રહ્યા.

ઝુલ-હિજજહનો મહિનો હજજનો મહિનો હતો. આ વરસના હજજની વ્યવસ્થાનો વહીવટ મક્કહના મૂર્તિપૂજક કુરૈશના હાથમાં રહ્યો. મુહર્રમનો મહિનો પણ પસાર થઈ ગયો. એ પછી મદીનહની પધરામણીના બારમા મહિનાની શરૂઆતે એટલે સફરના મહિનામાં આપ ગઝવાત માટે નીકળી પડયા.

ઈબ્ને **હિશામ** કહે છે : મદીનહથી ઊપડવા પહેલાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ **અલૈહિ વ સલ્લમ**એ પોતાની જગાએ પોતાના નાયબ કે મદીનહના ગવર્નર તરીકે સઅદ બિન ઉબાદહ રદિયલ્લાહુ અન્હુની નિમણુંક કરી.

ગઝવએ-વુદ્દાન યા ગઝવએ-અબવાઅ————ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈસ્લામમાં જિહાદનો આરંભ ગઝવએ-વુદ્દાનથી થવા પામ્યો. એજ ગઝવએ-વુદ્દાનનું બીજું નામ ગઝવએ-અબવાઅ છે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાની લશ્કરી ટુકડી સાથે મદીનહથી નીકળીને વુદ્દાન સ્થળે પહોંચી ગયા. અહીં કુરૈશ તથા બનૂ દમ્રહ બિન બક્ર બિન અબ્દે મનાત બિન કિનાનહ સાથે લડવાનો આપનો ઈરાદો

હતાં પણ બનૂ દમ્રહના કબીલાએ આપની સાથે સુલેહના કરાર કરી લીધા. સુલેહ કરનાર ગૃહસ્થનું નામ મખ્શી બિન અમ્ર દમરી હતું જે તે સમયે પોતના બનૂ દમ્રહ કબીલાનો સરદાર હતો.

બનૂ દમ્રહ કબીલા સાથે સુલેહના કરાર બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબાની લશ્કરી ટુકડી સાથે મદીનહ વાપસ પધાર્યા. એ પછી અમુક મુદ્દત સુધી કોઇની સાથે મુકાબલો નહિ થયો. સફર મહિનાના બાકીના દિવસો અને રબીઉલ-અવ્વલના શરૂઆતના દિવસો આપ મદીનહમાં જ બિરાજમાન રહ્યા.

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો આ સૌથી પહેલો ગઝવહ હતો.

**સંપાદકની નોંધ**—————ગઝવહ શબ્દ એકવચન છે. એનું બહુવચન ગઝવાત છે. ગઝવહ એવી લડાઇ કે લશ્કરી હિલચાલને કહે છે જેમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બ-નફસે-નફીસ એટલે જાતે ને પોતે ભાગ લીધો હોય અને જેમાં આપે પોતે ભાગ ન લીધો હોય તેવી લશ્કરી ટુકડીની હિલચાલને સરિય્યહ કહે છે જેનું બહુવચન સરાયા છે.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ કુરૈશથી પોતાની જાન બચાવીને, મક્કહથી હિજરત કરીને, પોતાના સાથીઓ સાથે સહીહ-સલામત મદીનહ આવી ગયા. મદીનહના અન્સારે દિલોજાનથી આપનો સત્કાર કરીને પોતાનું તન, મન, ધન બધું જ આપના ચરણોમાં ધરી દીધું. તે તરફ કુરૈશે જોયું કે ઇસ્લામને એક સલામત સ્થળ મળી ગયું છે જયાં તે બળ ભેગુ કરીને એક દિવસે મક્કહ પર ચઢી આવશે. બસ ત્યારથી જ તેઓની છાતી પર સાપ આળોટવા લાગી ગયો. તેઓની રાતોની ઊંઘ હરામ બની ગઇ. તેઓએ ઇસ્લામને જડમૂળથી ઉખાડી કાઢવાનો સંકલ્પ કરી લીધો. તેઓ જાણતા હતા કે મદીનહમાં ઇસ્લામી અભિયાન ચાલુ રહ્યું તો એક તરફ તેઓના બાપદાદાના ધર્મનો સફાયો બોલાય જશે. મંદિરો અને દેવસ્થાનોમાં કાગડા બોલતા થઇ જશે. ખાનએ-કઅબહમાં ગોઠવેલી ૩૬૦ મૂર્તિઓના ચરણોમાં ધરાતાં નજરાણાં અને માલમલીદાથી હાથ ધોવા પડશે. ખાનએ-કઅબહ એટલે અલ્લાહના ઘરને પ્રતાપે મળેલી પટેલાઇનો અંત આવી જશે. જેથી એક તરફ તેઓ પોતે મદીનહ પર ચઢાઇ કરવાની તૈયારી કરતા હતા. બીજી તરફ અરબભરના કબીલાઓને ઉશ્કેરવા લાગ્યા કે જો આ નવો ધર્મ બળ મેળવી લેશે તો તમારી આઝાદીનો મૃત્યુઘંટ બજી જશે. મુસલમાન લોકો તમને ગુલામીની સાંકળોમાં જકડી લેશે.

એજ દરમિયાન એટલે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદીનહ પધરામણીના થોડાક જ દિવસો પછી મક્કહના કુરૈશે, અન્સારના બંને કબીલાના બાદશાહ જેની તાજપોશીની શાહી તૈયારી થઇ ચૂકી હતી. તે અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલના નામે એક ધમકીભર્યો પત્ર લખ્યો જેનું લખાણ આ પ્રમાણે છે :

> ''તમે લોકોએ આસરો આપ્યો છે અમારા આદમીને તમારા શહેરમાં. અમે સોગંદ લઇએ છીએ અલ્લાહના કે, કાં તમે લોકો કતલ કરી નાખો તેને, અથવા હાંકી કાઢો તેને મદીનહથી. જો તમે લોકો આમ નહિ કરો તો, ચઢાઇ કરી દઇશું અમે બધા મળીને એકત્ર બળે તમારી ઉપર, અને ફના કરી નાખીશું તમને બધાને, અને અમે લોંડીઓ બનાવી

લઇશું તમારી સ્ત્રીઓને.''[1]

કુરૈશના આ પત્રની માહિતી મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અબ્દુલ્લાહ બિન ઉબય પાસે પધાર્યા અને તેને ફરમાવ્યું, ''શું તમે પોતાના જ બેટાઓ અને પોતાના જ ભાઇઓ પર ચઢાઇ કરી દેશો ?''

કેમકે એના જ ભાઇબંધો અને બેટાઓ મુસલમાન બની ગયા હતા. આપની વાતનો નુકતો તે સમજી ગયો અને કુરૈશના ધમકીભર્યા હુકમનો અમલ કરી શકયો નહિ. જંગે બદ્ર પછી કુરૈશે ફરીવાર એવો જ ધમકીભર્યો પત્ર લખી મોકલ્યો જેની વિગત આગળ જતાં આવશે.

આમ છતાં કુરૈશના કાવાદાવા અને બહેકાવાઓથી મદીનહના મુનાફિકો અને યહૂદીઓનું મગજ ચકડોળે ચઢી ગયું હતું. એજ દિવસોમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબી હઝરત સઅદ બિન ઉબાદહની બીમારીના સમાચાર મળતાં આપ તેમની ખબર લેવા ગયા. રસ્તામાં અબ્દુલ્લાહ બિન ઉબયની હવેલી પાસેથી પસાર થતાં આપે જોયું કે ત્યાં ઘણા માણસો બેઠેલા છે. મજલિસ પાસેથી સલામ-કલામ વગર પસાર થવાનું આપને વાજબી નહિ લાગ્યું આપ સાવારી પરથી ઊતરીને મજલિસમાં પધાર્યા. સલામ કરીને આપે નસીહતની થોડીક વાતો ફરમાવી. આપની વાતો સાંભળીને અબ્દુલ્લાહ બિન ઉબયે જે તુમાખીભર્યો વર્તાવ કર્યો તેની વિગત ઇબ્ને હિશામની આ કિતાબમાં આપણે વાંચી આવ્યા છીએ.

અલ્લામા શિબ્લી નુઅમાની પોતાની સીરતુન-નબીમાં લખે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ગધેડાની સવારી પરથી ઊતરીને મજલિસમાં પધાર્યા તો આપના ગધેડાના ચાલવાથી ધૂળ ઊડી તે જોઇને અબ્દુલ્લાહ બિન ઉબયે જલદીથી પોતાના મોં પર કપડું નાખી લીધું અને નફરતથી મોઢું ફેરવી લેતાં બોલ્યો, ''જોતા નથી ધૂળ ઊડે છે ?'' અને જયારે આપે સલામ કરીને કુર્આનની થોડકી આયતો સંભળાવી તો તે કહેવા લાગ્યો, ''જનાબ ! તમારી વાતો મને ગમતી નથી. એ સાચી હોય તો પણ અમારી મજલિસોમાં આવીને અમને સંભળાવવાની જરૂર નથી. પોતાના ઘરમાં બેસીને ત્યાં આવનારાઓને સંભળાવતા રહો !''

તેની આ તોછડાઇ ભરેલી વાતો સાંભળીને ત્યાં બેઠેલા મુસલમાનો છંછેડાઇ ગયા. અબ્દુલ્લાહના તરફદારો પણ તેનો પક્ષ લઇને મરવા મારવા તૈયાર થઇ ગયા. તલવારો મ્યાનમાંથી નીકળે તે પહેલાં આપે બંનેને સમજાવીને ઠંડા કર્યા. [2]

મતલબ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદીનહ પધરામણી પછી મુદ્દત સુધી હાલત આ રહી કે આપ જાગી-જાગીને રાતો પસાર કરતા હતા. બધા મુસલમાનોની પણ એજ હાલત હતી. આપે સખત ચોકી પહેરો રાખવાનો હુકમ ફરમાવ્યો હતો. સહીહ બુખારીના જિહાદ પ્રકરણમાં છે કે એક રાતે આપે ફરમાવ્યું, ''આજે કોઇ સારો માણસ પહેરો ભરે તો સારૂં ! '' આ સાંભળીને હઝરત સઅદ બિન વક્કાસે હથિયારો સજીને રાતભર પહેરો ભર્યો ત્યારે આપ આરામથી સૂઇ શકયા. એથી વધીને હાકિમની આ રિવાયત વાંચો :

''રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતા સાથીઓ સાથે મદીનહ પધાર્યા.

૧. અલ્લામા શિબ્લી નુઅમાની કૃત : સીરતુન-નબી જિ.૧ પા. ૩૦૫ હવાલો : અબૂ દાવૂદ શરીફ જિ. ૨ પા. ૬૭

૨. સીરતુન-નબી જિલ્દ ૧ પા. ૩૦૬

અન્સારે તેઓને આશરો આપ્યો તો આખું અરબ એકસાથે લડવા તૈયાર થઇ ગયું. તમામ સહાબા સવાર સુધી હથિયારો સજીને સાવચેતીથી સૂતા હતા.

મક્કહના કુરૈશ ખાનએ-કઅબહના મુતવલ્લી હોવાથી આખા અરબના ચૌધરી ગણાતા હતા. મક્કહથી મદીનહ સુધી ફેલાયેલા તમામ કબીલા એમના વર્ચસ હેઠળ હતા. બધા મૂર્તિપૂજાનો ધર્મ પાળતા હતા. કુરૈશે તેઓને ઠસાવી દીધું હતું કે ઇસ્લામના રૂપમાં આપણા માથે મોટું ધર્મસંકટ તૂટી પડ્યું છે બધા એ ભેગા મળીને એકત્ર બળે તેનો મુકાબલો કરવાનો છે.

સારાંશ કે આખા અરબને મુકાબલે મુસલમાનો મુઠ્ઠીભર સંખ્યામાં હતા. ચોતરફથી ખતરામાં ઘેરાયેલા હતા. ખુદ મદીનહમાં મુનાફિકો અને યહુદીઓ આસ્તીનના સાપ બનીને ડંખ મારવા તૈયાર હતા. જેથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહ પધારવા બાદ આ કટોકટીને પહોંચી વળવાના ઉપાય તરીકે સૌથી પહેલું જે કામ કર્યું તે સ્વબચાવનું હતું. એટલે પોતાના અને મુસલમાનોના બચાવ માટે પાણી પહેલા પાળ બાંધવાનું પગલું હતું. એ માટે આપે બે તદબીરો ગ્રહણ કરી. પહેલી તદબીર કુરૈશના વેપારી કાફલાઓનો તે રસ્તો બંધ કરી દેવો જયાંથી થઇને તેઓ શામ અને મિસર વેપાર માટે જતા હતા. કુરૈશની ખુશહાલી અને નવાબી ઝિન્દગીનો મોટો આધાર દેશપરદેશના વેપાર પર હતો જેની ઉપર તેઓ ખૂબ મગરૂર હતા. આ રસ્તો બંધ થતાં તેઓની મગરૂરી નીકળી જાય તો તેઓ સુલેહ કરવા પર લાચાર બને.

બીજી તદબીર તરીકે આપે નક્કી કર્યું કે મદીનહની આજુબાજુના પ્રદેશોમાં વસનારા કબીલાઓ સાથે સિફારતી સંબંધો કાયમ કરીને સુલેહશાંતિના કરારો કરી લેવામાં આવે કે જેથી, ''જીવો અને જીવવા દો'' ની નીતિ અમલમાં આવે તો ઇસ્લામી તબલીગનું કામ ગતિભેર આગળ વધી શકે. આ હેતુની સિધ્ધિ માટે આપે પોતાના સહાબાની નાની-નાની લશ્કરી ટુકડીઓને આજુબાજુના કબીલાઓ તરફ મોકલવાની યોજના ઘડી કાઢી અને તેના અમલીકરણ તરીકે સૌથી પહેલાં આપ પોતે પોતાના ૬૦ કે ૭૦ સહાબાની લશ્કરી ટુકડી સાથે વુદ્દાન નામના સ્થળે તશરીફ લઇ ગયા. જેનું બયાન ઇબ્ને હિશામની કિતાબમાં આપણે વાંચી આવ્યા છીએ. આ સ્થળ મદીનહથી મક્કહ જતાં ૮૦ માઇલના અંતરે આવેલું હતું. અહીં મદીનહની સરહદ ખતમ થઇને મક્કહની સરહદ શરૂ થતી હતી. વુદ્દાનની બાજુમાં જ ''અબવાઅ'' નામની વસતિ આવેલી હતી અને અબવાઅ તે વસ્તી છે જયાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા અમ્માંજી સાહેબા હઝરત બીબી આમિનહનો મઝાર આવેલો છે. અહીંનું મુખ્ય મથક ''ફરઅ''નામે શહેર છે જે આ ઇલાકાના જિલ્લા તરીકે જાણીતું છે. વુદ્દાન અને અબવાઅ સરહદી સ્થળ હોવાથી એનું મહત્વ આ છે કે કુરૈશના વેપારી કાફલાઓ અહીંથી જ થઇને શામ અને મિસર તરફ જતા હતા. આ વિસ્તારમાં બનૂ દમ્રહ નામનો મોટો કબીલો વસતો હતો જેના સરદારનું નામ મખ્શી બિન અમ્ર દમરી હતું. અહીં કોઇની સાથે મારામારી કે ઝપાઝપી નહિ થઇ આપનો એ મકસદ પણ ન હતો. આપનો મૂળ મકસદ સલામતી અને શાંતિના કરારો કરવાનો હતો જેમાં અલ્લાહ તઆલાએ આપને કામયાબીથી સરફરાઝ ફરમાવ્યા અને મખ્શી બિન અમ્રે આપની સાથે સુલેહના કરાર કરી લીધા, જેના ટુંક વિગત આ છે.

બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ

•———આ લખાણ અલ્લાહના રસૂલ મુહંમદ તરફથી બનૂ દમ્રહ માટે છે.

- આ લોકોના જાન અને માલ સલામત રહેશે.
- અગર કોઇ કબીલો બળ વાપરીને એમની ઉપર આક્રમણ કરશે તો તેના મુકાબલા માટે અલ્લાહના રસૂલ તરફથી એમની મદદ કરવામાં આવશે.
- આ લોકો માટે જરૂરી છે કે હમેશા તેઓ અલ્લાહના રસૂલની મદદ કરતા રહે અને જ્યારે મદદ માટે એમને બોલાવવામાં આવે તો એ લોકો મદદ માટે આવી જશે.
- અલબત્ત મઝહબી લડાઇઓમાં એકબીજાની મદદ કરવાનું જરૂરી નહિ હશે.
- આ લખાણ પર અલ્લાહ અને તેના રસૂલની ઝિમ્મેદારી છે. [૧]

સુલેહશાંતિના આ કરારની સિધ્ધિ માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ૧૫ દિવસ સુધી મદીનહથી બહાર તશરીફ લઇ ગયા હતા જેથી આપે પોતાની જગાએ મદીનહના અમીર તરીકે હઝરત સઅદ બિન ઉબાદહની નિમણૂંક કરી હતી. તમામ સીરત-લેખકો અને ઇતિહાસકારોએ ગઝવાતની શરૂઆત ઝવએ-વુદ્દાન કે ગઝવએ-અબવાઅથી જ કરી છે. સહીહ બુખારીમાં પણ એને જ "અવ્વલુલ-ગઝવાત" હોવાનું દર્શાવવામાં આવ્યું છે. (સંપાદકનું લખાણ પૂરૂં થયું. હવે અસલ કિતાબનું લખાણ વાંચો. "હ")

**સરિય્યએ-ઉબૈદહ બિન હારિસ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહની એજ પધરામણી દરમિયાન હઝરત ઉબૈદહ બિન હારિસ બિન મુત્તલિબ બિન અબ્દે મનાફ બિન કુસૈયને, ઇસ્લામનો સૌથી પહેલો વાવટો, પોતાના મુબારક હાથથી તૈયાર કરીને ઇનાયત કર્યો અને ૬૦ અથવા ૮૦ સવારોની ટુકડી સાથે રવાના કર્યા. આ લશ્કરી ટુકડીમાં બધા જ મક્કહના મુહાજિરો હતા. મદીનહના અનસારમાંથી એમાં કોઇ ન હતું. આ લોકો ચાલતાં-ચાલતાં "સનિય્યતુલ-મુર્રહ" નામે પહાડની તળેટીમાં આવેલા એક ઝરણા પાસે પહોંચી ગયા. આ સ્થળ હિજાઝના ઇલાકામાં આવેલું હતું. અહીં અચાનક કુરૈશના એક મોટા જૂથ સાથે ભેટો થઇ ગયો. પરંતુ બંને વચ્ચે કોઇ અથડામણ થવા પામી નહિ. અલબત્ત હઝરત સઅદ બિન અબી વક્કાસે કુરૈશના કાફલા તરફ એક તીર (ધાક બેસાડવા માટે) છોડયું. આ તીર ઇસ્લામી ઇતિહાસનું પહેલું તીર હતું જે મુસલમાન મુજાહિદો તરફથી દુશ્મન મુશરિકો તરફ છોડવામાં આવ્યું. સામેથી જવાબ નહિ મળતાં બંને જૂથો એકબીજાના મુકાબલાથી અલગ રહ્યાં અને બંને વચ્ચે કોઇ અથડામણ કે છમકલું નહિ થવા પામ્યું. મુસલમાનો પાસે કુમકનો પણ બંદોબસ્ત હતો.

આ પ્રસંગે એક અજીબ બનાવ બની ગયો. બન્યું એમ કે મુશરિક કુરૈશના કાફલામાંથી બે જવાનો સુસવાટાભેર દોડતા આવીને મુસલમાનોની લશ્કરી ટુકડીમાં શામિલ થઇ ગયા. બાબત એમ હતી કે મક્કહના આ બંને જવાનો છુપી રીતે મુસલમાન બની ગયા હતા. મુશરિકોની વચ્ચે રહેતા હોવાથી મક્કહથી નીકળી જવાની તક મળતી ન હતી જેથી કુરૈશના કાફલામાં શામિલ થઇને મોકાની તલાશ માટે આવ્યા હતા. એમાંના એક જવાનનું નામ હઝરત મિકદાદ બિન અમ્ર બહરાની હતું જેઓ બનૂ ઝુહરહના કરારી હતા. બીજા જવાનનું નામ હઝરત ઉત્બહ બિન ગઝવાન બિન જાબિર માઝની હતું જેઓ બનૂ નવફલ બિન અબ્દે મનાફના કરારી હતા. અહીં મોકો મળી જતાં કુરૈશના કાફલામાંથી તીર પેઠે નીકળ્યા અને નઅરએ-તકબીર પોકારતા વીજળી વેગે આવીને મુસલમાનો સાથે શામિલ થઇ ગયા.

૧. અલ્લામા શિબ્લી નુઅમાની : સીરતુન-નબી જિ. ૧ પા. ૩૧૧

કુરૈશના આ કાફલાનો કમાન્ડર અબૂ જાહલનો બેટો ઇકરિમહ બિન અબૂ જહલ હતો.

ઇબ્ને હિશામ કહે છે : મને ઇબ્ને અબી અમ્ર બિન અલાઅ તરફથી અબી અમ્ર મદનીની રિવાયત મળી કે કુરૈશના આ કાફલાનો કમાન્ડર મુકરિઝ બિન હફ્સ બિન અખીફ હતો જે મુઐદ બિન આમિર બિન લુઐય બિન ગાલિબ બિન ફિહરના ખાનદાનનો એક ગૃહસ્થ હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને જે માહિતી મળી છે તેના આધારે હઝરત ઉબૈદહ બિન હારિસ જે વાવટો લઇને ગયા હતા તે ઇસ્લામનો સૌથી પહેલો વાવટો હતો જેને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના મુસલમાન મુજાહિદો માટે તૈયાર કરીને ઇનાયત ફરમાવ્યો.

(નોટ : અહીં ઉપરના પ્રસંગને અનુસરતા, જુદા-જુદા શાઇરોએ રચેલા ૩૩ શેઅરોના ત્રણ કસીદા અમે જતા કર્યા છે. હઝરત સઅદ બિન અબી વક્કાસે મુશરિકો તરફ છોડેલા તીરને લગતા થોડાક શેઅરો અહીં રજૂ કરીએ છીએ. "હ")

**હઝરત સઅદ વક્કાસના શેઅરો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : કેટલાક જાણકારોના કહેવા મુજબ હઝરત સઅદ બિન અબી વક્કાસે મુશરિકોના જૂથ તરફ છોડેલા પેલા તીર વિશે કહ્યું છે :

**અલા હલ અતા રસૂલલ્લાહે અન્ની, • હમૈતુ સહાબતી બિ-સુદૂરે નબ્લી.**

અરે સાંભળ ! શું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે પણ આ ખબર પહોંચી છે કે મેં મારા તીરના આગલા ભાગની અણીથી મારા સાથીઓની સહાયતા કરી છે ?

**ફમા યઅ-તદ્દુ રામિન ફી અદુવ-બિન, • બિ સહમિન યા રસૂલલ્લાહિ કબ્લી.**

હે અલ્લાહના રસૂલ ! મુજથી પહેલાં કોઇ બાણવાળી (એટલે તીર ચલાવનાર વીર) પોતાના દુશ્મન માટે તીર તૈયાર રાખવાનો નથી.

**વ ઝાલિકા અન્ન દીનકા દીનુ સિદકિન, • વ ઝૂ હક-કિન અતૈતા બિહી વ અદલી.**

અને આ એટલા માટે યા રસૂલલ્લાહ ! કે આપનો દીન સાચો દીન છે અને આપે એ દીન મારફતે હકીકત અને ઇન્સાફની વાત રજૂ ફરમાવી છે.

**યુનજ-જલ મુઅ-મિનૂન બિહી વ યુખ્ઝા, • બિહિલ-કુફ્ફારુ ઇન્દ મકામે મહલી.**

એજ દીન મારફતે ઇમાનવાળાઓને નજાત મળશે અને કાફિર, ઢીલથી રહેવાના સ્થળે ફજેત થશે. (ઢીલથી રહેવાનું સ્થળ એટલે જહન્નમ જ્યાં અનંત કાળ સુધી રહેવાનું છે.)

**ફ મહલા કદ ગવૈતા ફલા તઅબેની, • ગવીય્યલ-હય્યા વૈહકા યબ્નુ જહલી.**

માટે હે અબૂ જહલના બેટા ! હે ગુમરાહ કબીલા ! તુજ પર અફસોસ છે ! તું તો ગુમરાહ થઇ ચૂક્યો છે જેથી મુજ પર ઐબ ન લગાડ અને જરા થોભી જા અને જો, કે તારો શું અંજામ આવે છે !

સરિય્યએ-હઝરત હમ્ઝહ——————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ગઝવએ-અબવાઅથી વાપસ પધાર્યા તા એજ દિવસોમાં આપે પોતાના કાકા હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમને ૩૦ મુહાજિર સવારોની લશ્કરી ટુકડી સાથે "ઇસ"તરફ રવાના કર્યા આ સ્થળ "સીફુલ-બહ્ર"

સ્થળની પાસે આવેલું છે. આ લશ્કરી ટુકડીમાં પણ બધા જ મક્કહના મુહાજિરો હતા અને અન્સારમાંથી કોઈ ન હતું.

હઝરત હમ્ઝહ જ્યારે પોતાની લશ્કરી ટુકડી સાથે "સીફુલ-બહ્ર" સ્થળે પહોંચ્યા તો અબૂ જહલ બિન હિશામ સાથે ભેટો થઈ ગયો. અબૂ જહલ પોતાના ૩૦૦ સવારોના વેપારી કાફલા સાથે સીરિયાથી પરત થઈને મક્કહ જતો હતો. કોઈ લડાઈ કે છમકલું થાય તે પહેલાં મજ્દી બિન અમ્ર જુહની નામે, તે ઈલાકાના જુહૈનહ કબીલાનો સરદાર, બંને જૂથોની આડે આવી ગયો. તેણે કુનેહબુધ્ધિથી કામ લઈને બંને જૂથો વચ્ચે સુલેહ કરાવી દીધી. તેને બંને સાથે સારા-સારી હોવાથી મામલો રફેદફે થઈ જતાં કોઈ રમખાણ નહિ થયું અને હઝરત હમ્ઝહ પોતાની ટુકડી સાથે પાછા આવી ગયા [1]

**સૌથી પહેલો લશ્કરી ઝંડો**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : કેટલાક જાણકારોના મત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સૌથી પહેલો વાવટો કોઈ મુસલમાન મુજાહિદ માટે બનાવી આપ્યો હોય તો તે હઝરત હમ્ઝહનો વાવટો હતો. મૂળ બાબત એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બંને લશ્કરી ટુકડીઓને એકીવેળા અલગ-અલગ દિશાએ રવાના કરી હતી. એમાંથી એક ટુકડીના અમીર હઝરત હમ્ઝહ હતા અને બીજી ટુકડીના અમીર હઝરત ઉબૈદહ બિન હારિસ હતા. આ કારણે સૌથી પહેલવહેલા ઈસ્લામી વાવટા અંગે લોકોમાં મતભેદ પડી ગયો.

કેટલાક જાણકારો એમ પણ કહે છે કે, સર્વપ્રથમ ઈસ્લામી વાવટાનું માન ખાટવા બદલ હઝરત હમ્ઝહએ એક કાવ્ય રચેલું છે જેમાં એવો ઉલ્લેખ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સૌથી પહેલો વાવટો બનાવીને મને ઈનાયત ફરમાવ્યો હતો. અગર એ કાવ્ય હઝરત હમ્ઝહનું જ રચેલું છે તો આ વાતમાં લેશ પણ શંકા નથી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સૌથી પહેલો વાવટો બનાવીને હઝરત હમ્ઝહને જ ઈનાયત ફરમાવ્યો હોય. કેમકે હઝરત હમ્ઝહ સત્ય વિના બીજું કંઈ ફરમાવે તેની કલ્પના પણ નહિ કરી શકાય. હવે એમાં કઈ રિવાયત સહીહ છે તે અલ્લાહ બેહતર જાણે ! પણ મને જાણકારો તરફથી મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સૌથી પહેલો વાવટો હઝરત ઉબૈદહ બિન હારિસને ઈનાયત ફરમાવ્યો હતો.

(નોટ : હઝરત હમ્ઝહ રદિયલ્લાહુ અન્હુનું રચેલું એ કાવ્ય ૧૪ શેઅરોનું છે. એના જવાબમાં અબૂ જહલનું રચેલું કાવ્ય ૧૫ શેઅરોનું છે. એ બંને કાવ્યો અમે જતાં કર્યા છે. ''હ'')

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મોકલેલી આ બંને ટુકડીઓની લશ્કરી હિલચાલ પૂરી રીતે કામયાબ નીવડી. આજુબાજુના કબીલાઓ અને મક્કહના કુરૈશને અંદાજો થઈ ગયો કે મદીનહના મુસલમાનો ગાફિલ નથી, પૂરી રીતે સાવચેત છે અને કોઈપણ કટોકટીને પહોંચી વળવાનું બળ ધરાવે છે અને પોતાના બચાવ માટે હર પળે તૈયાર છે. ટુકડીઓને મોકલવાનો હેતુ પણ એજ હતો કે ઈસ્લામના દુશ્મનોના દિલો પર મુસલમાનોની ધાક બેસી જાય. ''હ''

# પ્રકરણ ૯૧

# જંગે-બદ્રની પ્રસ્તાવના

ગઝવએ-બુવાત • ગઝવએ-ઉશૈરહ • હઝરત અલીનો લકબઃ અબૂ તુરાબ • અબૂ તુરાબ લકબની બીજી રિવાયત • સરિય્યએ-હઝરત સઅદ વક્કાસ • ગઝવએ-બદ્રે-ઊલા • સરિય્યએ-હઝરત અબ્દુલ્લાહ બિન જહશ • મુજાહિદોને નખ્લહ જવાનો હુકમ • કુરૈશી કાફલા સાથે ઝપાઝપી • રસૂલુલ્લાહ (સલ.)ની નારાજી • કુરૈશ અને યહૂદીઓના ઠપકા • અલ્લાહની રહમતના ઉમેદવાર • ગનીમતના માલની વહેંચણી • હઝરત અબ્દુલ્લાહના શેઅરો • કિબ્લહની ફેરબદલીનો હુકમ

**ગઝવએ-બુવાત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ રબીઉલ-અવ્વલ મહિનામાં કુરૈશના એક બહુ મોટા વેપારી કાફલાને અટકાવવાના ઇરાદે (૨૦૦ સહાબાની લશ્કરી ટુકડી લઇને) મદીનહથી રવાના થયા.

ઇબ્ને હિશામ કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહથી કૂચ કરવા પહેલાં પોતાની જગાએ પોતાના નાયબ કે મદીનહના અમીર તરીકે હઝરત સાઇબ બિન ઉસ્માન બિન મઝઊનની નિમણુંક કરી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની લશ્કરી ટુકડી સાથે મદીનહથી કૂચ કરીને રઝવી જિલ્લાના બુવાત સ્થળે પહોંચી ગયા. અહીં પણ કોઇ લડાઇ કે છમકલું નહિ થવા પામ્યું ત્યારે આપ પોતાની લશ્કરી ટુકડી સાથે ત્યાંથી વાપસ થઇને મદનીહ તશરીફ લઇ આવ્યા. રબીઉલ-આખિરના બાકીના દિવસો અને જમાદિલ-અવ્વલના અમુક દિવસો આપ મદીનહમાં બિરાજમાન રહ્યા.[૧]

**ગઝવએ-ઉશૈરહ**————એ પછી કુરૈશના બીજા એક વેપારી કાફલાને અટકાવવાના ઇરાદે આપ પોતાના દોઢ સો કે બસો સહાબાની લશ્કરી ટુકડી સાથે મદીનહથી રવાના થયા. મદીનહથી કૂચ કરવા પહેલાં આપે મદીનહમાં પોતાની જગાએ પોતાના નાયબ તરીકે હઝરત અબૂ સલમહ બિન અબ્દુલ-અસદની નિમણુંક કરી.

---

૧. આ ગઝવહનું નામ ગઝવએ-બુવાત છે. બુવાત જુહૈનહ કબીલાના વિસ્તારમાં આવેલા એક પહાડનું નામ છે અને એક ખીણનું પણ નામ છે. મદીનહથી ૪૮ માઇલના અંતરે છે. રઝવી જિલ્લાના પહાડી પ્રદેશથી કુરૈશનો એક બહુ મોટો વેપારી કાફલો પસાર થવાનો હતો. આપ એ કાફલાને અટકાવવા માગતા હતા પણ કુરૈશના જાસૂસો મારફતે આગોતરી બાતમી મળી જતાં કાફલાનો સાલાર ઉમૈયહ બિન ખલફ સરિયામ રસ્તો છોડીને ભાગંભાગ પલાયન થઇ ગયો. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા.૪૬)

મદીનહથી રવાના થઈને આપ બનૂ દીનારના પહાડોની વચ્ચે આવેલી ખીણમાં પધાર્યા અને ત્યાંથી કૂચ કરીને "અલ-ખુબાર"ના જંગલોને વટાવતા, ઈબ્ને અઝહર નામે પથરાળી ભૂમિમાં આવેલા "ઝાતુસ-સાક"નામે ઝાડના સાયા હેઠળ પધારીને બિરાજમાન થયા. અહીં આપે પોતાના સાથીઓ સાથે નમાઝ પઢી. આ સ્થળે હવે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની એક મસ્જિદ આવેલી છે. અહીં આપના માટે જમણ તૈયાર કરવામાં આવ્યું. આપે પોતાના સાથીઓ સાથે બેસીને જમણને ન્યાય આપ્યો. અહીંની જે જગાએ આગ જલાવીને હાંડીઓ ચઢાવવામાં આવી તે પણ હવે જાણીતું સ્થળ બની ગયું છે. અહીં "અલ-મશરબ" નામે એક ઝરણું વહેતું હતું તેમાંથી આપના માટે પાણી લાવવામાં આવ્યું. બધાએ સાથે મળીને પાણી પીધું અને અલ્લાહની નેઅમતોનો શુક્ર અદા કર્યો.

અહીંથી આપ પોતાના સાથીઓ સાથે કૂચ કરીને "અલ-ખલાક"સ્થળની ડાબી દિશાએથી એક પહાડી નદીના રસ્તેથી પસાર થયા જેનું નામ "શિઅબએ-અબ્દુલ્લાહ"હતું. આ સ્થળ આજે પણ (એટલે અલ્લામા ઈબ્ને હિશામના યુગમાં) એજ નામે પંકાયેલું છે. અહીંથી ડાબી દિશાની નીચાણ ભૂમિમાં કૂચ કરીને "યલયલ"સ્થળ વટાવતા "અઝ-ઝબૂઅહ"સ્થળના સંગમે પધાર્યા. અહીંની એક વાવડીમાંથી પાણી ભરીને એક હરિયાળી ભૂમિનો રસ્તો લીધો. આ રળિયામણી ભૂમિનું નામ "મલલ" હતું. અહીંથી આગળ વધીને આપ પોતાના સાથીઓ સાથે "સખીરાતુલ-યમામ" પાસેના સરિયામ રસ્તે આવી ગયા અને અહીંથી કૂચકદમ ચાલુ રાખીને "યમ્બૂઅ"ની ખીણમાં આવેલા "અલ-ઉશૈરહ" મુકામે પધાર્યા. અહીં પહોંચીને આપે પોતાના સાથીઓ સાથે પડાવ નાખી દીધો.

જમાદિલ-અવ્વલ અને જમાદિલ-આખિરની કેટલીક રાતો આપે પોતાના સાથીઓ સાથે આ જંગલમાં પસાર કરી. એ દરમિયાન આપે બનૂ મુદલિજ અને તેઓના સંધિ-કરારીઓ, બનૂ દમ્રહની શાખોના કબીલાઓ સાથે સુલેહના કરાર કરી લીધા. કરારનામાની વિધિથી પરવારીને આપ પોતાના સાથીઓ સાથે વાપસ મદીનહ તશરીફ લઈ ગયા. આ ગઝવહમાં કોઈ લડાઈ કે છમકલું થયું નહિ.

એજ ગઝવહ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલી બિન અબી તાલિબને એવા શબ્દોનો લકબ આપ્યો કે તેઓ આ લકબે પણ મશહૂર થઈ ગયા.

**હઝરત અલીનો લકબ : અબૂ તુરાબ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન મુહંમદ બિન ખુસૈમ મુહારિબી તરફથી રિવાયત મળી, તેમને મુહંમદ બિન કઅબ કુરઝી તરફથી, તેમને અબૂ યઝીદ મુહંમદ બિન ખુસૈસ તરફથી અને તેમને હઝરત અમ્માર બિન યાસિર તરફથી રિવાયત મળી.

હઝરત અમ્માર બિન યાસિરનું બયાન છે : "હું અને અલી બિન અબૂ તાલિબ ગઝવએ-ઉશૈરહમાં સાથે-સાથે હતા. અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે પ્રવાસ કરતા ઉશૈરહ મુકામે પહોંચી ગયા. અહીં પહોંચીને આપે પડાવ નાખી દીધો. આ સ્થળે અમે બનૂ મુદલિજ કબીલાના કેટલાક ખેડૂતોને ખજૂર-વાડીઓમાં જળસિંચન કરતા જોયા. અચાનક અલીએ મને પૂછ્યું, "હે અબૂ યકઝાન ! (હઝરત અમ્મારનું ઉપનામ ) શું ખેતીવાડીના ધંધા પ્રત્યે તમને કંઈ રસ છે ?"

મેં કહ્યું, "કેમ નહિ !"

બોલ્યા, "ચાલો ત્યારે, જોઈએ તો ખરા આ લોકો કેવી રીતે ખેતીનું કામકાજ કરે છે."

મેં કહ્યું, ''હા તમારી ઇચ્છા હોય તો ચાલો, હું તૈયાર છું.''

અમે ખેડૂતોની પાસે જઈને ઊભા થઈ ગયા અને થોડીવાર સુધી તેઓનું ખેતીનું કામકાજ જોતા રહ્યા. એટલામાં થાક અને ઉજાગરાને કારણે ઊંઘનું દબાણ થતાં અમે ત્યાંથી પાછા વળ્યા અને બાજુમાં જ ખજૂરીઓના નાના-નાના ઝાડોના સાયા હેઠળ નરમ જમીન પર પડતું મૂકીને મઝાથી ઊંઘી ગયા. પછી સોગંદ છે અલ્લાહના! અમને કોઈ વાતના હોશ ન રહ્યા. અને કોઈએ ત્યાં આવીને અમને નહિ જગાડયા, ત્યાં સુધીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતે ત્યાં પધારીને પોતાના પગરવથી અમને જગાડયા. ખેતરમાં સૂતેલા હોવાથી ત્યાંનું ધૂળ-મટોડું અમારા આખા શરીરે ચોંટી ગયું હતું.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલીને ધૂળ-મટોડાંમાં અટાયેલા જોઈને ફરમાવ્યું, ''મા લકા યા અબા તુરાબ !'' તારી આ શી દશા છે હે અબૂ તુરાબ ! (અબૂ તુરાબ એટલે મટોડાંનો બાપ)

એ પછી આપે ફરમાવ્યું, ''અલા ઉહદ-દિસુ-કુમા બિઅશ-કિન્નાસે રજુલૈન'' એટલે હે અલી ! શું હું તમને એવા બે માણસોને લગતી બાતમી નહિ આપું જેઓ જગતના તમામ લોકોમાં સૌથી વધુ બદબખ્ત કે હતભાગી હશે ?

મેં અરજ કરી, ''જરૂર ફરમાવો યા રસૂલલ્લાહ !

આપે ફરમાવ્યું, ''ઉહૈમિરુ, સમૂદલ-લઝી અકરન-નાકહ'' એમાંથી એક ઉહૈમિર નામે સમૂદી માણસ છે જેણે ઊંટાણીના પગોંની નસો કાપી નાખી હતી. [૧]

એ પછી આપે ફરમાવ્યું, ''વલ્લઝી યદરિબુકા યા અલીય્યુ ! અલા હાઝિહી.'' અને બીજો હતભાગી તે માણસ હે અલી ! જે તમારા આ ભાગે તલવારનો ફટકો મારશે. આમ ફરમાવીને આપે હઝરત અલીના માથાના ઉપલા ભાગે પોતાનો મુબારક હાથ મૂકયો. (એટલે દુશ્મન હઝરત અલીના માથાના આ ભાગે તલવારનો ઘા કરશે.)

એ પછી આપે ફરમાવ્યું, ''હત્તા યબુલ્લ મિન્હા હાઝિહી.''અહીં સુધી કે એ ફટકાથી માથાથી અહીં સુધીનો ભાગ લોહીથી તરબતર થઈ જશે. આમ ફરમાવીને આપે હઝરત અલીની દાઢી પર પોતાનો મુબારક હાથ મૂકયો. [૨]

**અબૂ તુરાબ લકબની બીજી રિવાયત**————ઇબ્ને ઈસ્હાક કહે છે : કેટલાક જાણકારો તરફથી બીજી આ રિવાયત મને મળી છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અલીને અબૂ તુરાબનો લકબ આપ્યો તેનું કારણ એમ બન્યું કે પોતાના ઘરમાં હઝરત અલી જયારેય પોતાના પાક બેગમ ખાતૂને-જન્નત બીબી ફાતિમહથી ખફા થઈ જતા તો કોઈ એવી વાત નહિ કહેતા જેનાથી બીબી ફાતિમહનું દિલ દુખાવા પામે. બસ ફકત પોતાની નારાજી જાહેર કરવા બીબી ફાતિમહ સાથે અબોલાં લઈ લેતા અને થોડીક માટી

---

૧. અલ્લાહના પયગમ્બર હઝરત સાલિહ અલૈહિસ-સલામની કૌમનું નામ સમૂદ હતું. સમૂદની કૌમમાં ઉહૈમિર નામે માણસ સૌથી મોટો બદબખ્ત હતો. આ હતભાગી માણસે, હઝરત સાલિહ અલૈહિસ-સલામની દુઆથી, [illegible]ડમાંથી પ્રગટેલી અલ્લાહની ઊંટણીના પગોની નસો કાપીને તેને મારી નાખી હતી. પરિણામે અલ્લાહનો અઝાબ તૂટી પડયો અને સમૂ[illegible] પૂરી કૌમ ધરતી પરથી નાબૂદ થઇ ગઇ. ''હ''

૨. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ પેશગોઇ મુજબ, સન ૪૦ હિજરીના રમઝાનની ૧૫ તારીખે, ફજરની નમાઝના સમયે, ઇબ્ને મુલજિમ નામના બદબખ્ત માણસે, કુફા શહેરની જામિઅ મસ્જિદમાં હઝરત અલી રદિયલ્લાહુ અન્હુના મુબારક માથાના એજ ભાગે તલવારનો ઘા કરીને આપને શહીદ કરી નાખ્યા.''હ''

ઉપાડીને પોતાના સર પર નાખી લેતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ જ્યારે હઝરત અલીના માથે ધૂળ-માટી જોતા તો સમજી જતા કે અલી આજે મારી બેટી ફાતિમહથી ખફા છે. ત્યારે ફરમાવતા, "મા લકા યા અબા તુરાબ !" આજે તમારી આ શી દશા છે હે અબૂ તુરાબ !" હવે એમાંથી કઇ રિવાયત સહીહ છે તે અલ્લાહ તઆલા બેહતર જાણે !

**સરિય્યએ-હઝરત સઅદ વક્કાસ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : એજ દરમિયાન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સઅદ બિન અબી વક્કાસને મક્કહના મુહાજિરીનમાંથી આઠ જવાનોની લશ્કરી ટુકડી આપીને રવાના કર્યા. હઝરત સઅદ પોતાના જવાનો સાથે મદીનહથી નીકળીને હિજાઝની ભૂમિમાં "ખર્રાર" નામના સ્થળે પહોંચી ગયા. દિવસે છુપાતા અને રાતે ચાલતા અહીં પહોંચવા પછી ખબર પડી કે કુરૈશનો કાફલો નીકળી ગયો છે અને કોઇ સામે નહિ આવ્યું તો જવાનોની આ ટુકડી મદીનહ વાપસ આવી ગઇ. જાણકારોના કહેવા મુજબ હઝરત સઅદની આ ટુકડીને હઝરત હમ્ઝહની ટુકડી પછી રવાના કરવામાં આવી હતી.

**ગઝવએ-બદ્રે-ઊલા**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : ગઝવએ-ઉશૈરહથી વાપસી બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પૂરી દસ રાતો પણ મદીનહમાં બિરાજમાન નહિ રહ્યા. ત્યાં તો મક્કહના કુર્ઝ બિન જાબિર ફિહરી નામના માણસે મદીનહની ચરાગાહ પર ચઢાઇ કરીને લૂંટમાર મચાવી દીધી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળતાં આપે તાબડતોડ તેની પૂઠે જવાની તૈયારી કરી. મદીનહથી ઊપડવા પહેલાં આપે પોતાની જગાએ મદીનહના અમીર તરીકે હઝરત ઝૈદ બિન હારિસહની નિમણુંક કરી જેઓ આપના આઝાદ કરેલા ગુલામ હતા.

એ પછી આપ પોતાના સહાબાની લશ્કરી ટુકડી લઇને પેલા આક્રમણખોરની પૂઠે રવાના થઇ ગયા. તેની શોધમાં ચાલતાં-ચાલતાં આપ બદ્રના ઇલાકાની તે ખીણ સુધી પહોંચી ગયા જેનું નામ સફવાન છે. (બદ્રનું મેદાન તે જગા છે જ્યાં કુરૈશ સાથે સૌથી પહેલું યુધ્ધ ખેલાયું હતું. જેનું નામ જંગે-બદ્ર છે.) અહીં પહોંચવા પછી પણ કુર્ઝ બિન જાબિર ફિહરીનો પતો લાગ્યો નહિ. તે જીવ બચાવીને છટકી જવામાં સફળ થઇ ગયો હતો. આપ પોતાના સહાબા સાથે બદ્રથી વાપસ થઇને મદીનહ તરફ રવાના થયા. [૧]

એજ તે ગઝવહ છે જેનું નામ ગઝવએ-બદ્રે-ઊલા છે. એટલે બદ્રની ભૂમિ પર નહિ ખેલાયેલું પ્રથમ યુધ્ધ. એ પછી જમાદિલ-આખિરના બાકીના દિવસો તથા રજબ અને શઅબાનના મહિનામાં આપ મદીનહમાં જ બિરાજમાન રહ્યા.

**સરિય્યએ હઝરત અબ્દુલ્લાહ બિન જહશ**——————ગઝવએ-બદ્રે-ઊલાથી વાપસી બાદ રજબના મહિનામાં આપે હઝરત અબ્દુલ્લાહ બિન જહશ બિન રિઆબ અસદીને મુહાજિરીનના આઠ લશ્કરી જવાનોની ટુકડી આપીને રવાના કર્યા. મદીનહના અન્સારમાંથી કોઇ આ ટુકડીમાં ન હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ

૧. કુર્ઝ બિન જાબિર ફિહરી મક્કહના આગેવાનોમાંથી હતો. મદીનહની ચરાગાહમાં ઘૂસીને, લૂંટફાટ કરીને ભાગી ગયો. બાદમાં કુર્ઝ બિન જાબિર મુસલમાન બનીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા આશિક બની ગયા. ફત્હે-મક્કહ વેળા શહીદ થયા. અલ્લાહ એમના થી રાજી હો !"હ"

વ સલ્લમએ એક કાગળ લખીને ટુકડીના અમીર હઝરત અબ્દુલ્લાહ બિન જહશને આપ્યો અને સાથે હુકમ આપતાં ફરમાવ્યું :

"બે દિવસ સુધી આ કાગળ ખોલ્યા વગર ચાલ્યા કરવું અને જ્યારે બે દિવસો વીતી જાય તો આ કાગળ ખોલીને એનું લખાણ વાંચવું અને એમાં જે હુકમ આપવામાં આવ્યો છે તેનું પાલન કરવું અને પોતાના સાથીઓમાંથી કોઇની ઉપર દબાણ નહિ કરવું."

હઝરત અબ્દુલ્લાહ બિન જહશના સાથીઓમાં નીચે મુજબ લશ્કરી જવાનો હતા :

૧———બની અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફમાંથી : હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સ અને એમના જ હલીફોમાંથી :

૨———હઝરત અબ્દુલ્લાહ બિન જહશ. જેઓ આ ટુકડીના અમીર હતા.

૩———હઝરત ઉકાશહ બિન મિહસન બિન હુરસાન.એ બની અસદ બિન ખુઝૈમહમાંથી હતા.

૪———બનૂ નવફલ બિન અબ્દે-મનાફમાંથી : હઝરત ઉત્બહ બિન ગઝવાન બિન જાબિર.

૫———બનૂ ઝુહરહ બિન કિલાબમાંથી : હઝરત સઅદ બિન અબી વક્કાસ.

૬———બનૂ અદી બિન કઅબમાંથી : હઝરત આમિર બિન રબીઅહ. એ બનૂ અદીની શાખ અન્ઝ બિન વાઇલમાંથી હતા.

૭———બનૂ તમીમમાંથી એમના હલીફ : હઝરત વાકિદ બિન અબ્દુલ્લાહ બિન અબ્દે-મનાફ બિન અરબદ બિન સુઅલબા બિન યરબૂઅ.

૮———બનૂ સઅદ બિન લૈસમાંથી : હઝરત ખાલિદ બિન બુકૈર.

૯———બનૂ હારિસ બિન ફિહરમાંથી : હઝરત સુહૈલ બિન બયદાઅ. (રદિયલ્લાહુ અન્હુમ.)

**મુજાહિદોને નખ્લહ જવાનો હુકમ** ——————જ્યારે સેનાપતિ હઝરત અબ્દુલ્લાહ બિન[1] જહશ પોતાના આઠ સૈનિકોની ટુકડી સાથે બે દિવસોની મંઝિલ કાપી ચૂકયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ તેમણે આપનો કાગળ ખોલીને વાંચ્યો. તેમાં લખ્યું હતું.

| | |
|---|---|
| ઇઝા નઝરતા ફી કિતાબિ હાઝા, | જ્યારે તમે વાંચો મારૂં આ લખાણ, |
| ફમદિ હત્તા તનઝ-ઝલ નખ્લતન. | તો ચાલતા રહો ત્યાં સુધી કે પહોંચી જાવ નખ્લહ સ્થળે; |
| બૈન મક્કતંવ વત-તાઇફ. | જે મક્કહ અને તાઇફ વચ્ચે આવેલું છે. |
| ફ-તરસ્સદ્ બિહા કુરૈશંવ | તો નિરીક્ષણ કરતા રહો કુરૈશની હિલચાલનું |
| વ તઅલમ્ લના | અને માહિતી પહોંચાડો અમને |
| મિન અખબારિ-હિમ. | તેઓની હિલચાલની. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું આ લખાણ વાંચીને સેનાપતિ પોકારી ઊઠયા, "સમ્અન વ તાઅતન." મેં સાંભળ્યું અને તેનું પાલન કર્યું. હું હરેક રીતે આજ્ઞાનો ગુલામ છું.

**૧.** હઝરત અબ્દુલ્લાહ બિન જહશ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઇ ભાઇ અને આપના પાક પત્ની હઝરત ઝૈનબ બિન્તે જહશના ભાઇ હતા. અને નંબર ૧ના હઝરત અબૂ હુઝૈફહ મક્કહના જાણીતા સરદાર ઉત્બહ બિન રબીઅહના નવજવાન પુત્ર હતા. "હ"

એ પછી હઝરત અબ્દુલ્લાહ બિન જહશે પોતાના સૈનિકોને કાગળના લખાણથી વાકિફ કરીને કહ્યું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને હુકમ ફરમાવ્યો છે કે, હું મક્કહ અને તાઈફ વચ્ચે આવેલા નખ્લહ મુકામે પહોંચું. ત્યાં થોભીને કુરૈશની હિલચાલનું નિરીક્ષણ કરતો રહું અને તેના સમાચારોથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને માહિતગાર કરૂં. મને તમારામાંથી કોઈની ઉપર દબાણ નહિ કરવાનો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી આદેશ મળ્યો છે. માટે તમારામાંથી જે શહીદ થવાની તમન્ના ધરાવે, જેને શહાદત પ્રત્યે પ્રેમ છે તે મારી સાથે આવે પણ જેને એ નાપસંદ હોય તે રાજીખુશીથી પરત થઈ જાય. હું તો આજ્ઞાનું પાલન કરનારાઓમાંથી છું અને અબઘડી ઊપડું છું."

આમ કહીને તેઓ ચાલી નીકળ્યા. બધા સાથીઓ પણ એમની પાછળ થઈ ગયા. એમાંથી કોઈએ પીછેહટ કરવાનું કે પાછા ફરવાનું પસંદ નહિ કર્યું. એ બધા હિજાઝના રસ્તે ઊપડયા. જ્યારે ફરઅ પ્રદેશની ફરઅ નામે ખાણ પાસે પહોંચ્યા જેને બહરાન પણ કહે છે તો સંજોગજોગે હઝરત સઅદ બિન અબી વક્કાસ અને હઝરત ઉત્બહ બિન ગઝવાનનાં તે ઊંટ ખોવાઈ ગયો જેને તેઓ પોતાની પાછળ દોરીને લાવતા હતા. બંને ગૃહસ્થો તેની તલાશમાં નીકળી પડયા અને સાથીઓથી વિખૂટા પડી ગયા.

સેનાપતિ હઝરત અબ્દુલ્લાહ બિન જહશે બાકીના સાથીઓ સાથે આગેકૂચ ચાલુ રાખી અને નખ્લહ મુકામે પહોંચીને પડાવ નાખી દીધો. એજ દરમિયાન એમની સામેથી કુરૈશનો એક કાફલો પસાર થયો જેમાં ઊંટોની પીઠ પર સૂકી દ્રાક્ષ, ચામડાં અને બીજો વેપારી માલ લાદેલો હતો. આ કાફલામાં અમ્ર બિન અલ-હદ્રમી નામનો ગૃહસ્થ પણ હતો. (આ તે શખ્સ છે જે જંગે-બદ્રની પ્રસ્તાવના બની ગયો અને જેના કારણે બદ્રનું સૌથી પહેલું યુધ્ધ ખેલાવા પામ્યું)

**કુરૈશી કાફલા સાથે ઝપાઝપી**————ઈબ્ને હિશામ કહે છે : આ અમ્ર બિન અલ-હદ્રમીનું નામ અબ્દુલ્લાહ બિન અબ્બાદ હતું. એ સદફની અવલાદમાંથી હતો. સદફનું નામ અમ્ર બિન માલિક હતું જે બની સકૂન બિન અશરસ બિન કિન્દહના કુટુંબમાંથી હતો. આ કારણે એને કિન્દી પણ કહેવામાં આવે છે.

ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશી કુફ્ફારના આ વેપારી કાફલામાં ઉસ્માન બિન અબ્દુલ્લાહ બિન મુગીરહ મખઝૂમી, એનો ભાઈ નવફલ બિન અબ્દુલ્લાહ મખઝૂમી તથા હિશામ બિન મુગીરહનો આઝાદ ગુલામ હકમ બિન કીસાન પણ હતો. મુસલમાનોની લશ્કરી ટુકડીને જોતાં જ કાફલાના લોકો હેબતાઈ ગયા. હઝરત ઉકાશહ બિન મિહસન કાફલાના લોકોની સામે જઈને ઊભા થઈ ગયા. એમણે માથું મૂંડાવેલું હતું. એ દેખીને કાફલાના લોકોને સંતોષ થઈ ગયો કે આ તો કઅબહનો ઉમ્રહ કરનારા મુસલમાનો છે. એમનાથી ડરવાની કોઈ જરૂર નથી.

આ તરફ મુસલમાનોએ મંત્રણા કરી કે આજે રજબ મહિનાનો છેલ્લો દિવસ છે. આજે રાતે એમને છોડી દઈએ તો એ લોકો હરમની હદમાં પ્રવેશીને સુરક્ષિત થઈ જશે. પછી આપણે એમની ઉપર હાથ નહિ ઉપાડી શકીએ. અને જો એમની સાથે લડાએ કે ખૂનરેજી કરીએ તો રજબના મહિનામાં લડવું કે ખૂનરેજી કરવી હરામ છે.

સારાંશ કે એક સમસ્યા હતી જેનો ઉકેલ મળતો ન હતો. છેવટે મુસલમાનોએ મનને મજબૂત કરીને ઈસ્લામના દુશ્મનો સાથે લડવાનું નક્કી કર્યું કે દાવમાં આવે તેને છોડવો નહિ અને ગનીમતનો જે માલ હાથ

લાગે તેને જતો કરવો નહિ.[૧]

બધાની સંમતિ મળતાં હઝરત વાકિદ બિન અબ્દુલ્લાહ તમીમીએ નિશાન તાકીને એક તીર અમ્ર બિન અલ-હદ્રમી પર એવું છોડયું કે તે ત્યાં જ તરફડિયાં ખાતો મરી ગયો. એ પછી મુસલમાનોએ ઉસ્માન બિન અબ્દુલ્લાહ અને હકમ બિન કીસાનને કેદ કરી લીધા અને નવફલ બિન અબ્દુલ્લાહ જાન બચાવીને નાસી જવામાં સફળ થઇ ગયો.

**રસૂલુલ્લાહ (સલ.)ની નારાજી**----------એ પછી હઝરત અબ્દુલ્લાહ બિન જહશ અને એમના જવાનો, બંને કેદીઓ તથા ગનીમતનો માલ લઇને મદીનહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થયા. રસ્તામાં હઝરત અબ્દુલ્લાહ બિન જહશે પોતાના સાથીઓને કહી દીધું હતું કે ગનીમતનો જે માલ હાથ લાગ્યો છે એનો પાંચમો ભાગ આપણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં ભેટ ધરીશું. (ગનીમતના માલની વહેંચણીનો કાનૂન અલ્લાહ તરફથી ઊતરે તે પહેલાંનો આ બનાવ છે.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે પાંચમો ભાગ અલગ કરીને બાકીનો માલ તેઓએ આપસમાં વહેંચી લીધો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે આ લોકો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા તો તેઓની કથા સાંભળીને આપને પારાવાર ખેદ થયો. આપે તેઓને ઠપકારૂપે ફરમાવ્યું : ''મા અમરતુ-કુમ બિ-કિતાલિન ફી અશ-હુરિલ-હરામ.'' મેં તમને હરામ મહિનાઓમાં લડાઇનો હુકમ તો આપ્યો ન હતો !

આપે કાફલાના ઊંટો અને ગનીમતનો બધો માલ એમ જ રહેવા દીધો. એનો પાંચમો ભાગ પણ આપે કબૂલ નહિ ફરમાવ્યો. આ નિર્ણય જોઇને હઝરત અબ્દુલ્લાહ અને એમના સાથીઓના હોશ ઊડી ગયા. પારાવાર આઘાત અને પસ્તાવાથી બધા સમસમી રહ્યા. તેઓને થયું કે આપણે તબાહ થઇ ગયા. બીજા મુસલમાનો પણ તેઓને ઠપકારતા હતા કે તમે લોકોએ આ શું કર્યું ?

**કુરૈશ અને યહૂદીઓના ઠપકા**----------મક્કહમાં આ સમાચાર પહોંચતા કુરૈશ કહેવા લાગ્યા કે મુહંમદ અને તેમના સાથીઓએ હરામ મહિનાને પણ હલાલ બનાવી લીધો.હરામ મહિનામાં ખૂનરેજી કરી. હરામ મહિનામાં માલ લૂંટયો. હરામ મહિનામાં લોકોને કેદ કર્યા. મક્કહમાં અટકી પડેલા મુસલમાનો પોતાના ભાઇઓના બચાવ તરીકે જવાબ આપતા હતા કે મુસલમાનોએ જે કંઇ કર્યું એ રજબના મહિનામાં નહિ, શઅબાનના મહિનામાં કર્યું. રજબમાં લડાઇ હરામ છે, શઅબાનમાં નહિ.

આ તરફ મદીનહના યહૂદીઓએ આ બનાવને એવો ઉછાળી મૂકયો કે તેઓએ એને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ વિરૂધ્ધ એક અપશુકનનું રૂપ આપી દીધું. તેઓ એવો પ્રચાર કરવા લાગ્યા કે વાકિદ બિન અબ્દુલ્લાહએ જેને કતલ કર્યા તેનું નામ અમ્ર બિન અલ-હદ્રમી હતું. અમ્રના અર્થ થાય છે: ''અમ્રતુલ-હર્બ''એટલે લડાઇ લાંબી ચાલશે અને અલ-હદ્રમીના અર્થ થાય છે : ''હદ્રતુલ-હર્બ''એટલે લડાઇ માથે આવી લાગી. અને જેણે એને કતલ કર્યો તેનું નામ વાકિદ છે. વાકિદના અર્થ ''વકદતુલ-હર્બ'' એટલે લડાઇનો શોઅલો

૧. લશ્કરી ટુકડીમાંથી કોઇએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે રજબનો મહિનો તો ખતમ થઇ ચૂકયો છે હવે શઅબાનનો મહિનો બેસી ગયો છે. રજબમાં લડાઇ કરવી હરામ છે શઅબાનમાં નહિ. માટે એમની સાથે લડી લેવામાં વાંધો નથી. (સીરતે-અહમદે-મુજતબ. જિ.૨ પા. ૨૦૦) ''હ''

ભટકી ઊઠ્યો.

જવાબમાં અલ્લાહ તઆલાએ તેઓના કટાક્ષો અને ટીકાઓની આફતનો ટોપલો તેઓના જ માથે ઠાલવી દેતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| યસ-અલૂનક્ અનિશ-શહરિલ-હરામ | હે નબી ! આ લોકો તમને પૂછે છે, હરામ મહિનામાં |
| કિતાલિન ફીહ. | લડવું કેવું છે ? |
| કુલ ક઼િતાલુન ફીહિ કબીર. | કહી દો કે એમાં લડવું મોટું પાપ છે. |
| વ સદ્-દુન અન સબી-લિલ્લાહિ | પરંતુ અલ્લાહના રાહથી લોકોને રોકવું, |
| વ કુફ્રુમ બિહિ | અને તેનો ઇન્કાર કરવો (લોકોને મુસલમાન ન બનવા દેવું), |
| વલ-મસ્જિદિલ-હરામં | અને મસ્જિદે-હરામમાં જવાથી અટકાવવું, |
| વ ઇખરાજુ અહલિહિ મિન્હુ | અને ત્યાંથી ત્યાંના વસનારાઓને હાંકી કાઢવા, |
| અકબરુ ઇન્દલ્લાહ. | અલ્લાહ કને તેનાથી યે મોટું પાપ છે. |
| વલ-ફ઼િત્નતુ અકબરુ મિનલ-કત્લ. | અને ફિત્નો જન્માવવો તો કતલથી પણ મોટું પાપ છે. |
| વલા યઝાલૂન યુકાતિલૂન-કુમ | અને આ લોકો તો હમેશા તમારી સાથે લડતા જ રહેશે, |
| હત્તા યરુદ્-દૂકુમ અન દીનકુમ | ત્યાં સુધી કે તમને ફેરવી નાખે તમારા ધર્મથી. |
| ઇનિસ-તતાઊ. (બકરહ આ. ૨૧૭) | અગર તેઓને એની તક મળી જાય તો ! |

એટલે હરામ મહિનામાં લડવું બેશક પાપ છે પણ લોકોને અલ્લાહના રસ્તા તરફ આવવાથી અટકાવવા, મસ્જિદમાં બંદગી માટે જવાથી અટકાવવા કે ત્યાંના વસનારાઓને હરમમાંથી હાંકી કાઢવા તે લડવાથી પણ મોટું પાપ છે. વળી છમકલાંઓ કરીને મુસલમાનોને ચેનથી બેસવા ન દેવા, મુસલમાનો વિરૂધ્ધ ખોટો પ્રચાર કરવો અને સતામણીના અવનવા ફિત્ના જન્માવીને શાંતિ-સલામતીનું વાતાવરણ કાયમ ન થવા દેવું તે તો કતલ કે ખૂન કરતાં પણ મોટું પાપ છે. બાબત એમ છે કે આ કટ્ટર કાફિરો ન પોતે ચેનથી બેસવાના છે ન તમને ચેનથી બેસવા દેવાના છે. એ કાયમ માટે તમારી સાથે લડતા જ રહેવાના છે. એમનો હેતુ જ આ છે કે કાં તમને મિટાવી દે કાં ઇસ્લામને ઊખેડી નાખે !

જ્યારે કુર્આનની આ આયતો અલ્લાહ તરફથી ઉતારવામાં આવી તો મુસલમાનોની ખુશીનો પાર નહિ રહ્યો. તેઓને આ વાતનો સંતોષ થઇ ગયો કે જે કંઇ તેઓએ કર્યું તે વાજબી જ હતું. દિલમાંથી ડર દૂર થઇ ગયો.મનમાંથી કાંટો નીકળી ગયો અને તેઓની તમામ શંકાઓનું સમાધાન થઇ ગયું ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ગનીમતના માલનો પાંચમો ભાગ સ્વીકારી લીધો અને કાફલાના ઊંટો તથા કેદીઓને પોતાના કબજામાં કરી લીધા.

એ પછી મક્કહના કુરૈશે પોતાના બંને કેદીઓને છોડાવવા માટે મુક્તિ-દંડની રકમ મોકલાવી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''તમારા કેદીઓને છોડી નહિ શકીએ જયાં સુધી કે અમારા બં સાથીઓ આવી નહિ જાય. (એટલે હઝરત સઅદ બિન અબી વક્કાસ અને હઝરત ઉત્બહ બિન ગઝવાન જેઓ પોતાના ખોવાયેલા ઊંટની શોધમાં નીકળીને રસ્તો ચૂકી ગયા હતા.) આ બંને વિષે અમને તમારા તરફથી શંકા છે. અગર તમે એ બંનેને કતલ કરી નાખ્યા તો અમે પણ તમારા બંને સાથીઓને કતલ કરી નાખીશું!''

એ પછી હઝરત સઅદ અને હઝરત ઉત્બહ પોતના ઊંટ સાથે હેમખેમ આવી લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પણ મુક્તિદંડ લઈને તેઓના બંને કેદીઓને આઝાદ કરી દીધા. આઝાદ થતાં જ એમાંથી હકમ બિન કીસાન મુસલમાન બની ગયા અને મક્કહને બદલે મદીનહમાં જ રહી ગયા. બીજો કેદી ઉસ્માન બિન અબ્દુલ્લાહ મક્કહ ઊપડી ગયો અને કુફ્રની જ હાલતમાં મરી ગયો.

**અલ્લાહની રહમતના ઉમેદવાર**-----------જયારે હઝરત અબ્દુલ્લાહ બિન જહશ અને તેમના સાથીઓના દિલોમાંથી કુર્આનની આયતો ઊતરવા બાદ ડર અને શંકાઓની લાગણી દૂર થઈ ગઈ તો તેઓએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પૂછયું, ''યા રસૂલલ્લાહ ! શું અમે આશા રાખીએ કે અમે જે કંઈ કર્યું તે જિહાદ જ હતો ? અને આ જિહાદનો અમને બીજા મુસલમાનોના જિહાદ જેટલો જ સવાબ પણ મળશે ?'' જવાબમાં અલ્લાહ તઆલા તરફથી આ આયત ઊતરી :

| | |
|---|---|
| ઈન્નલ-લઝીન આમનૂ વલ્લઝીન હાજરૂ | જે લોકો ઈમાન લાવ્યા અને જે લોકોએ હિજરત કરી |
| વ જાહદૂ ફી સબીલિલ્લાહ | અને જિહાદ કર્યો અલ્લાહના રાહમાં, |
| ઉલાઈક યરજૂન રહ-મતલ્લાહ | એજ લોકો આશાવાદી છે અલ્લાહની રહમતના. |
| વલ્લાહુ ગફૂરુર-રહીમ. | બેશક અલ્લાહ ક્ષમાદાતા અને મોટો દયાળુ છે. |

અલ્લાહ તઆલાએ એમને નિરાશ નહિ કરતાં પોતાની રહમતના આશાવાદી બનાવીને એમની ઉપર મોટો ઉપકાર કર્યો. આ હદીસની રિવાયત ઈમામ ઝુહરી અને યઝીદ બિન રૂમાનથી છે અને તેઓએ ઉર્વહ બિન ઝુબૈરના મુખે સાંભળી છે.

**ગનીમતના માલની વહેંચણી**----------ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન જહશના અમુક સ્નેહીઓના મંતવ્ય મુજબ અલ્લાહ તઆલાએ જયારે ગનીમતનો માલ હલાલ ઠરાવીને તેની વહેંચણી કરી તો ચાર ભાગ એમને અપાવ્યા અને પાંચમો ભાગ અલ્લાહ અને તેના રસૂલ માટે નક્કી કર્યો. આ રીતે અલ્લાહ તઆલાએ હઝરત અબ્દુલ્લાહ બિન જહશની વહેંચણીને માન્ય રાખીને ગનીમતના માલની વહેંચણીનો ફેસલો કરી દીધો.

ઈબ્ને ઈસ્હાક કહે છે : ઈસ્લામમાં આ સૌથી પહેલો ગનીમતનો માલ હતો જે મુસલમાનોએ અલ્લાહના દુશ્મનો પાસેથી મેળવ્યો. દુશ્મન પક્ષમાંથી અમ્ર બિન અલ-હઝ્રમી પહેલો શખ્સ હતો, જેને મુસલમાનોએ અલ્લાહના રાહમાં કતલ કર્યો. ઉસ્માન બિન અબ્દુલ્લાહ અને હકમ બિન કીસાન સૌથી પહેલા કેદી હતા જેઓને મુસલમાનોએ ગિરિફ્તાર કર્યા.

**હઝરત અબ્દુલ્લાહના શેઅરો**----------ઈબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન જહશના આ ગઝવહ અંગે જયારે કુરૈશના લોકોએ મુસલમાનો પર આરોપો મૂકયા કે ''મુહંમદ અને તેમના સાથીઓએ હરામ મહિનાને હલાલ બનાવી લીધો અને હરામ મહિનામાં ખૂનરેઝી કરી અને કાફલાનો માલ લૂંટી લીધો અને અમારા માણસોને કેદ કરી લીધા !'' તો આ આરોપોના જવાબમાં હઝરત અબૂબક્ર સિદ્દીકે એક કાવ્ય રચ્યું. કેટલાક લોકો કહે છે કે આ કાવ્ય હઝરત અબૂબક્ર સિદ્દીકે નહિ બલકે હઝરત અબ્દુલ્લાહ બિન જહશે પોતે રચેલું છે.

ઈબ્ને હિશામ કહે છે : આ કાવ્ય મારી તહકીક મુજબ હઝરત અબ્દુલ્લાહ બિન જહશે જ રચેલું છે

જે આ પ્રમાણે છે :

તઉદ-દુના કત્લન ફિલ હરામે અઝી-મતન, • વ અઅઝમુ મિન્હુ લવ યરર રૂશ્દા રાશિદુ.

તમે લોકો હરામ મહિનાની ખૂનરેઝીને મોટા પાપમાં ખપાવી રહ્યા છો જો કે કોઈ માણસ સીધો રાહ જોઈ લે અને તે સીધા રાહ પર ચાલવા માગે (અને બળજબરીથી તેને અટકાવવામાં આવે તો;-

સુદૂદુ-કુમ અમ્મા યકૂલુ મુહમ્મદુન, • વ કુફ્રુમ બિહી વલ્લાહુ રાઈન વ શાહિદુ.

તમે લોકો મુહંમદની વાતોનો વિરોધ કરો છો અને તમે લોકો મુહંમદની વાતોથી લોકોને અટકાવો છો તો એ તેનાથી પણ મોટું પાપ છે અને અલ્લાહ આ બધું જુએ છે અને અલ્લાહ એનો ગવાહ છે.

વ ઈખ્રાજુ કુમ મિમ મસ્જિદિલ્લાહે અહ-લહૂ, • લિ-અલ્લા યુરા લિલ્લાહે ફિલ-બયતે સાજિદુ

અને અલ્લાહની મસ્જિદમાંથી તેમાં રહેનારાઓને તમે એટલા માટે હાંકી કાઢો છો કે તેમાં અલ્લાહને સિજદો કરનારો કોઈ માણસ દેખાવા ન પામે. (તો એ પણ હરામ મહિનામાં ખૂનરેઝી કરવાથી મોટું પાપ છે.)

સકૈના બિનિબ-નિલ હદરમીય્ય રિમા-હિના, • બિ નખ્લત લમ્મા અવ-કદલ-હર્બ વાકિદુ.

અમે ઈબ્ને હદ્રમીના લોહીથી નખ્લહ મુકામે અમારા ભાલાઓની તરસ બુઝાવી જ્યારે કે વાકિદ બિન અબ્દુલ્લાહએ લડાઈની આગ ભડકાવી.

**કિબ્લહની ફેરબદલીનો હુકમ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ કિબ્લહને બદલી નાખવાનો હુકમ, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મદીનહ પધરામણીના અઢારમા મહિનાની શરૂઆતે, શઅબાનમાં મળવા પામ્યો. આથી પહેલાં આપ બૈતુલ-મુકદ્દસ તરફ મુખ કરીને નમાઝ પઢતા હતા. હવે કઅબહ તરફ મુખ કરીને નમાઝ પઢવા લાગ્યા.

# પ્રકરણ ૯૨

# આતિકહનો ખ્વાબ અને કુરૈશનો કાફલો

કુરૈશનો વેપારી કાફલો • બીબી આતિકહનો ખ્વાબ • મક્કહમાં જાગેલી ચકચાર • દમદમ ગિફારીનું મક્કહમાં આગમન • કુરૈશની તડામાર તૈયારી • બનૂબક્ર અને કુરૈશની લડાઇનો ફણગો • સુરાકહના રૂપમાં શયતાનનું આગમન • મદીનહથી રસૂલુલ્લાહ (સલ.)ની રવાનગી • બદ્ર સુધીના પ્રવાસની મંઝિલો • જંગ વિષે સહાબા સાથે મંત્રણા • હઝરત સઅદનું જોશીલું પ્રવચન • ઇસ્લામી લશ્કર બદ્રના મેદાન તરફ • વૃધ્ધ શેખ સાથે વાતચીત • કુરૈશી લશ્કરની સંખ્યા કેટલી? • મક્કહના જિગરના ટુકડા • અબૂ સુફયાનનો વેપારી કાફલો • કુરૈશના અંજામનો બીજો ખ્વાબ • અબૂ જહલની હેંકડાઇ • સમજુ લોકોની મક્કહ વાપસી.

**કુરૈશનો વેપારી કાફલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે મક્કહનો સરદાર અબૂ સુફયાન બિન હર્બ કુરૈશના એક જબ્બર વેપારી કાફલા સાથે સીરિયાથી આવી રહ્યો છે અને આ કાફલામાં કુરૈશનો લખલૂટ વેપારી માલ ઊંટોની પીઠો પર લદાયેલો છે જેના રક્ષણ માટે કુરૈશના ત્રીસથી ચાલીસ જવાનો કાફલાની સાથે છે જેમાં મખરિમહ બિન નવફલ બિન ઉહૈબ બિન અબ્દે-મનાફ બિન ઝુહરહ તથા અમ્ર બિન આસ બિન વાઇલ બિન હિશામ જેવા બહાદુર નવજવાનો પણ છે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન મુસ્લિમ ઝુહરી, આસિમ બિન ઉમર બિન કતાદહ, અબ્દુલ્લાહ બિન અબીબક્ર તેમ યઝીદ બિન રૂમાનએ, ઉર્વહ બિન ઝુબેર તથા બીજા અનેક જાણકારોને મુખેથી સાંભળેલી હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી.

હઝરત ઇબ્ને અબ્બાસનું બયાન છે : "જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અબૂ સુફયાનના વેપારી કાફલાના સમાચાર મળ્યા તો આપે મુસલમાનોને બોલાવીને એક સ્થળે ભેગા કર્યા અને તેઓને કાફલાનો રસ્તો રોકવાની પ્રેરણા આપતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| હાઝિહી ઇરુ કુરૈશિન | આ કુરૈશનો કાફલો છે |
| ફીહા અમ્વાલુ હુમ | એમાં તેઓના માલ છે |
| ફખ્રુજૂ ઇલૈહા લઅલ-લલ્લાહ | માટે બઢો તેની તરફ. કદાચ અલ્લાહ |

યુનફ-ફિલ-ફુમૂહા.[1] | અપાવી દે એમાંથી તમને કંઇક ગનીમતનો માલ.

લોકો આપની પ્રેરણાદાયી વાતોથી પ્રભાવિત થયા. કેટલાક એજ વેળા ઉત્સાહભેર તૈયાર થઇ ગયા. કેટલાકે આળસથી કામ લઇને ઢચુપચુની નીતિ અપનાવી. કારણ આ હતું કે તેઓની માન્યતામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમ નહિ ફરમાવ્યું હતું કે, યુધ્ધની કટોકટી સર્જાઇ છે માટે તરત તૈયારી કરો !

અબૂ સુફયાનનો વેપારી કાફલો મદીનહના સીમાડે પહોંચ્યો તો અબૂ સુફયાન રસ્તામાં મળનાર દરેક રાહગીર અને દરેક સવારને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને લગતા સમાચાર પૂછતો હતો કેમકે કોઇ અજાણ્યા ભયના વિચારે તેનું કાળજું થથરી રહ્યું હતું. એ દરમિયાન કેટલાક રાહગીરોએ તેને બાતમી આપી કે મુહંમદે તારા વેપારી કાફલાને ઝડપી લેવાની પોતાના સાથીઓને સૂચના આપી દીધી છે. આ સાંભળતાં જ તેણે સાવચેતીના પગલાં તરીકે દમદમ બિન અમ્ર ગિફારી નામે શખ્સને મહેનતાણું આપીને મક્કહ દોડાવી દીધો અને તેને હુકમ ફરમાવ્યો કે મક્કહ પહોંચીને કુરૈશને કટોકટીના સમાચાર આપે અને કાફલાના રક્ષણનો તત્કાળ પ્રબંધ કરે અને તેઓને આ ખબર સંભળાવી દે કે મુહંમદ કાફલાની આડે આવી ગયા છે.[2]

દમદમ બિન અમ્ર ગિફારી એજ પળે મારતી સાંઢણીએ મક્કહ તરફ ઊપડી ગયો.

**બીબી આતિકહનો ખ્વાબ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ઇકરિમહએ હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની રિવાયતથી અને યઝીદ બિન રૂમાને ઉર્વહ બિન ઝુબૈરની રિવાયતથી મને આ હદીસ સંભળાવી કે, દમદમ બિન અમ્ર ગિફારી, અબૂ સુફયાનનો સંદેશો લઇને મક્કહ પહોંચે તેની ત્રણ રાતો પહેલાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દાદા અબ્દુલ-મુત્તલિબની પુત્રી, બીબી આતિકહએ એક અજીબો-ગરીબ ખ્વાબ જોયો. આ ખ્વાબ એટલે દહેશતનાક હતો કે તેણે આતિકહની ઊંઘ ઉડાડી મૂકી. જ્યારે પરેશાની હદ વટાવી ગઇ અને ધીરજ ખૂટી ગઇ તો આતિકહએ પોતાના ભાઇ અબ્બાસ બિન અબ્દુલ મુત્તલિબને બોલાવ્યા અને કહ્યું,

"વલ્લાહ હે ભાઇ સાહેબ ! ગઇ રાતે મેં એક બિહામણો ખ્વાબ જોયો જેણે મને પરેશાન કરી નાખી છે. મને તો તમારી કૌમ પર કોઇ ભયંકર આફત તૂટી પડે તેવી ધાસ્તી લાગે છે. તમારી સામે હું એ ખ્વાબની વિગત રજૂ કરૂં છું પણ તમે એને ભેદ તરીકે પોતાના દિલમાં છુપાવી રાખજો."[3]

---

૧. યુનફ-ફિલનું મૂળ "અન્ફાલ" છે એનું એકવચન "નફલ" જેના અર્થ ગનીમતનો માલ થાય છે. એટલે એવો માલ જે કાફિરો સાથેની લડાઇમાં મુસલમાનોને હાથ લાગે. કાફિરોનો આ પ્રકારનો માલ મુજાહિદો માટે અલ્લાહ તરફથી એક ઇનામ કે બક્ષિસ હોય છે. આખેરતનું ઇનામ મુજાહિદો માટે અલગ હોય છે. આ દુનિયામાં પણ અલ્લાહ તેઓને પોતાના ફઝલો-કરમ કે કૃપાઓથી નવાઝતો રહે છે. કેટલાક આલિમોના મત મુજબ નફલ અને ગનીમતમાં થોડો ફરક છે. નફલ તે માલ જે લડાઇ વગર હાથ લાગે એનું બીજું નામ "ફૈઅ" અને ગનીમત તે માલ જે લડાઇમાં હાથ લાગે. (કામૂસુલ-કુર્આન પેજ ૮૦) "હ"

૨. હકીકત આ છે કે મક્કહના મુશરિકો ઇસ્લામ અને મુસલમાનોને જડમૂળથી ઉખેડી નાખવા માગતા હતા. મક્કહમાં તેઓને ચેનથી રહેવા ન દીધા. હબશહ હિજરત કરી ગયા ત્યાં પણ ચેનથી બેસવા ન દીધા. મક્કહ છોડીને મદીનહ ચાલ્યા ગયા ત્યાં પણ પીછો નહિ છોડયો. હવે વેપારના આ માલથી હથિયારો અને લડાયક સામગ્રી ખરીદીને તેઓ એકી વેળા મુસલમાનોનો સફાયો બોલાવી દેવા માગતા હતા. આ વેપારી કાફલામાં મક્કહના દરેક કબીલાના સ્ત્રી પુરુષો પોતાની મૂડી ઝોંકી દીધી હતી. સીરતકારોની તહકીક મુજબ આ વેપારી વણઝારમાં પચાસ હજાર સોનામહોરોનો માલ હતો. એને અટકાવવા માટે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી આ. પાણી પહેલાં પાળ બાંધવાનું એક સાવચેતીનું પગલું હતું. "હ"

3. બીબી આતિકહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ફોઇ હતાં. અબ્દુલ-મુત્તલિબના બેટી હતાં અબૂ તાલિબના સગી બહેન હતાં અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ બીબી ઉમ્મે સલમહના પિતાજી અબૂ ઉમૈયહ બિન મુગીરહના બેગમ હતાં. એમના ઇસ્લામ વિષે મતભેદ છે. બહુમતીના મત મુજબ ઇસ્લામ કબુલ કર્યો હતો. "હ"

અબ્બાસે પૂછયું, "બહેન કહો તો ખરાં તમે શું જોયું ?"

આતિકહએ કહયું, "ભાઇસાહેબ ! મેં એક સવારને જોયો, તે પોતાના ઊંટ પર બેસીને જઇ રહ્યો છે. ચાલતાં-ચાલતાં તે "અબતહ"ની ખીણમાં જઇને ઊભો થઇ ગયો.ત્યાંથી તે કર્કશ સ્વરે ઘાંટો પાડીને ચિલ્લાયો, "સાંભળો હે દ્રોહીઓ ! નીકળી પડો જંગ માટે અને ઊપડી જાવ પોતાની કતલગાહ તરફ ત્રણ દિવસની અંદર!"

"મેં જોયું, લોકો ટોળું વળીને તેની આસપાસ એકઠા થઇ ગયા છે. ઊંટસવાર ત્યાંથી આગળ બઢયો. લોકો પણ તેની પાછળ ચાલી નીકળ્યા. ઊંટ પોતના સવારને લઇને મસ્જિદે-હરામમાં દાખલ થઇ ગયો. લોકો પણ ચાલતાં-ચાલતાં ત્યાં આવી લાગ્યા. થોડીવારે શું જોઉં છું કે ઊંટ પોતાના સવારને લઇને ખાનએ-કઅબહની છત પર ઊભેલો છે. અહીંથી ફરીવાર તે બુલંદ સ્વરે ઘાંટો પાડીને ચિલ્લાયો, "હે ગદ્દારો ! સાંભળો, ત્રણ દિવસની અંદર ઊપડી જાવ પોતાની કતલગાહ તરફ જંગ માટે !"

"થોડીવારે ઊંટ પોતાના સવારને લઇને "અબૂ કુબૈસ" પહાડની ટોચે ઊભેલો મને દેખાયો. અહીંથી ફરીવાર ઊંટ સવારે ઉપર મુજબનો ઘાંટો ગજાવ્યો. પછી મેં જોયું કે તેણે પહાડની ટોચ પરથી એક પ્રચંડ ચટ્ટાણ ઉપાડી લીધી અને પૂરા બળથી તેને નીચે ગબડાવી દીધી. ચટાણ ગબડતી-ગબડતી નીચે આવી અને ભોંયે પછડાતાં જ તેના ભૂક્કા વેરાઇ ગયા. મક્કહના ઘરોમાંથી કોઇ ઘર એવું ન રહ્યું જેમાં ચટાણનો કોઇ ટુકડો ન પહોંચ્યો હોય. ઘરોના આંગણા અને વાડાઓમાં પણ ચટાણના ટુકડા વિખેરાઇ ગયા. મેં જોયું ચટાણના ઊડેલા ટુકડાઓના આઘાતથી મક્કહના ઘરેઘરમાં રડારોળની બૂમરાણ મચી રહી."

આતિકહનો બિહામણો ખ્વાબ સાંભળીને અબ્બાસે કહ્યું, "બહેન ખરેખર બહુ દહેશત ભર્યો ખ્વાબ છે. કોઇને કહેવા જેવો નથી. તમે પણ એને છુપાવી રાખજો."

એ પછી અબ્બાસ, બહેન આતિકહના ઘરમાંથી નીકળીને પોતાના મિત્ર વલીદ બિન ઉત્બહ બિન રબીઅહના ઘર તરફ ઊપડયા અને તેને આ ખ્વાબની વિગત કહી સંભળાવી અને તેને તાકીદ કરતાં બોલ્યા, "કોઇને કહેશો નહિ."

અબ્બાસના જવા બાદ વલીદે પોતાના પિતાજી ઉત્બહ બિન રબીઅહને ખ્વાબની વિગત કહી સંભળાવી અને પછી તો એની ચર્ચા મક્કહના ઘરેઘરમાં થવા લાગી.

**મક્કહમાં જાગેલી ચકચાર**————આતિકહના ખ્વાબે મક્કહના ઘરેઘરમાં એવી ચકચાર જગાડી કે જ્યાં બે માણસો ભેગા મળતા, એની ચર્ચા થવા લાગતી. લોકો ખ્વાબની વિગત સાંભળીને હયરતનું પૂતળું બની જતા.

અબ્બાસનું બયાન છે : "બીજા દિવસે વહેલી સવારે હું કઅબહના તવાફ માટે જવા લાગ્યો. મેં જોયું કે અબૂ જહલ બિન હિશામ કુરૈશની મજલિસમાં બેઠેલો છે. મારૂં માનવું છે કે મજલિસના લોકો ખ્વાબની જ ચર્ચા કરતા હતા. અબૂ જહલની મુજ પર નજર પડતાં જ તે કહેવા લાગ્યો, "હે અબુલ-ફઝલ ! તવાફથી પરવારીને જરા અહીં આવજો."

તવાફના સાત ફેરાઓ ખતમ કરીને હું સીધો અબૂજહલની પાસે મજલિસમાં જઇને બેસી ગયો. મારા બેસતાં જ તેણે કટાક્ષ ઉછાળ્યો, "હે અબ્દુલ-મુત્તલિબના કુટુંબીઓ ! તમારા ખાનદાનમાં એક સ્ત્રી ક્યારથી પયગમ્બર બની ગઇ ?"

"કેમ શું વાત છે ? " મેં પૂછયું.

"અરે પેલો જ આતિકહવાળો ખ્વાબ." તે બોલ્યો.

"કેવો ખ્વાબ ? આખર તેણે શું જોયું ? મેં પૂછયું.

તે આવેશથી તડૂકયો, "હે અબ્દુલ-મુત્તલિબની અવલાદ ! તમારા ખાનદાનમાં એક પુરૂષે પયગમ્બરીનો દાવો કર્યો તે શું તમારા માટે બસ ન હતું કે હવે તમારી સ્ત્રીઓ પણ પયગમ્બરીનો દાવો કરવા લાગી ગઈ? આતિકહનો આ કેવો ખ્વાબ ? જેના આધારે તે દાવો કરે છે કે ત્રણ દિવસની અંદર પોતાના કતલખાના તરફ જંગ માટે નીકળી પડો ! ભલે અમે ત્રણ દિવસ સુધી રાહ જોઈશું. ખ્વાબ સાચો ઠર્યો તો ઠીક, અમે તેને માની લઈશું. પણ જો જૂઠો ઠર્યો તો સાંભળી લો, અમે એક લખાણ લખીને કઅબહના દરવાજે લટકાવી દઈશું જેને આખા અરબના લોકો વાંચતા રહેશે."

"કેવું લખાણ ?" મેં પૂછયું.

તે બોલ્યો, "અબ્દુલ-મુત્તલિબનું ખાનદાન આખા અરબમાં સૌથી મોટું જૂઠું ખાનદાન છે !"

અબ્બાસનું કથન છે : "અબૂ જહલના બકવાટનો મેં કોઈ જવાબ નહિ આપ્યો, સિવાય કે ખ્વાબનો ઈન્કાર કરતાં મેં કહી દીધું, "આતિકહએ એવો કોઈ ખ્વાબ જોયો નથી."

એ પછી હું મજલિસમાંથી ઊઠીને મારા ઘર તરફ ઊપડી ગયો. પરતું સાંજ પડતાં જ મારા ખાનદાનની તમામ બેગમો મારા ઘરે આવી લાગી અને મને ઠપકો આપતાં કહેવા લાગી, "અબ્બાસ ! તમે પેલા બદકાર, નાલાયક, ખબીસ અબૂ જહલની વાતો ચુપચાપ કેમ સાંભળી લીધી ? તેના ઝેરીલા ટાણાનો જડબાંતોડ જવાબ કેમ નહિ આપ્યો ? તે નફફટ તમારા પુરૂષોની નુકતેચીની કરતો-કરતો હવે તમારી સ્ત્રીઓ પર ઊતરી પડયો છે. તમે એ બધું મૂંગે મોઢે કેમ ચલાવી લીધું ? તમારી ગયરતને શું થઈ ગયું હતું ?"

મેં કહ્યું, "વલ્લાહ, હે બેગમો ! તે વેળા તો હું કોઈ લાંબોચોડો જવાબ તેને આપી શકયો નહિ, પણ હવે જો તે કંઈ બોલ્યો તો હું તેને છોડવાનો નથી. એવો જડબેસલાક જવાબ આપીશ કે તેના દાંત ખાટા થઈ જશે અને અને પેલી નુકતેચીનીનો પણ બદલો વાળી લઈશ."

**દમદમ ગિફારીનું મક્કહમાં આગમન**————અબ્બાસનું બયાન છે : "આતિકહના ખ્વાબના ત્રીજા દિવસનું પ્રભાત થયું તો હું ગુસ્સામાં વળ ખાતો હતો અને મારી જાતને ઠપકો આપતો હતો કે, હાથ લાગેલી કેવી સુંદર તક મેં જતી કરી ! મારા જીવનની કેટલી મોટી ભૂલ મેં કરી નાખી ! રહીરહીને મનમાં ઊભરો આવતો હતો કે અબઘડી જઈને અબૂ જહલને તેની જહાલતની મઝા ચખાડી દઉં !

એજ તરંગોમાં ગોથાં ખાતો અને ગુસ્સામાં વળ ખાતો હું ખાનએ-કઅબહ તરફ ઊપડયો. તે વેળા મનમાં મેં ગાંઠી લીધું હતું કે જેવો જ અબૂ જહલ ગઈ કાલની વાતોમાંથી જરાક કંઈ બોલે કે હું તરત તેની ઉપર તૂટી પડું. કઅબહ પાસે જઈને મેં જોયું અબૂ જહલ તેના ગોઠિયાઓ સાથે મજલિસ જમાવીને બેઠેલો છે. અચાનક મને લાગ્યું કે હું ઝપાટાભેર ધસારો કરતો તેની તરફ જઈ રહ્યો છું. મારો ધસારો જોઈને તે પણ ચેતી ગયો હોય તેવું લાગ્યું. તે એક નબળો-પાતળો, દુબળી કાયાનો પણ આકરા મગજનો, તેજાબી જીભનો, ઝેરીલી નજરનો માણસ હતો.

મને ધસારાભેર પોતાની તરફ આવતો જોયો તો મજલિસમાંથી ઊઠીને તે મસ્જિદના દરવાજા તરફ નાઠો. મેં મનમાં કહ્યું, ''ફિટકાર હજો એની ઉપર અલ્લાહની ! શું એ મારાથી ડરીને નાઠો છે ? શું એ એટલા માટે નાઠો છે કે હું એના ઝેરીલા કટાક્ષોનો જડબાંતોડ જવાબ આપીશ ?''

પરંતુ તે વેળા મામલો કંઇ જુદો જ હતો. તેના નાસવાનું કારણ કંઇ ઓર જ હતું. મૂળ બાબત એમ હતી કે તે વેળા જે કંઇ તેણે સાંભળ્યું હતું તે મેં સાંભળ્યું ન હતું. તેના દોડવાનું કારણ અબૂ સુફયાનના દૂત દમદમ બિન અમ્ર ગિફારીનો ઘાંટો હતો.

**અબૂ સુફયાનનો દૂત મક્કહમાં**----------અબ્બાસનું બયાન છે : અબૂ સુફયાને વેપારી કાફલાને બચાવવા માટે દમદમ ગિફારીને મક્કહ દોડાવી દીધો હતો. તેનો ઘાંટો અબૂ જહલે સાંભળી લીધો હતો. હું ગુસ્સામાં હોવાથી તેનો ઘાંટો સાંભળી શકયો ન હતો.

દમદમ બિન અમ્ર ગિફારી એક ખીણમાં પોતાનો ઊંટ થોભાવીને બૂમરાણ મચાવી રહ્યો હતો. તેણે તે સમયના રિવાજ મુજબ ઊંટનું નાક ચીરી નાખ્યું હતું. ઊંટની પીઠ પરની કાઠી ઉલટાવી નાખી હતી. પોતાનું પહેરણ ફાડીને ચીંથરાં કર્યા હતાં અને ઘાંટો પાડીને ચિલ્લાતો હતો :

''હે કુરૈશના લોકો ! ફરિયાદ છે ફરિયાદ !

તમારા માલસામાનના ઊંટો ! તમારા માલસામાનના ઊંટો !

બચાવો તમારા ઊંટોને ! બચાવો તમારા માલને !

મુહંમદ અને તેના સાથીઓ તેની ઘાતમાં છે.

જલદી કરો, દોડો, અબૂ સુફયાનની વહારે ધાઓ, વિના વિલંબે પહોંચો !''

**કુરૈશની તડામાર તૈયારી**----------અબ્બાસનું બયાન છે : ''દમદમ ગિફારીની આ કારમી કિકિયારી અબૂ જહલે સાંભળી લીધી હતી, જેણે અબૂ જહલનું ધ્યાન મુજથી અને મારૂં ધ્યાન અબૂ જહલથી હટાવી દીધું હતું. દમદમ ગિફારીના ઓચિંતા ધડાકાથી મક્કહમાં ચોતરફ ખળભળાટ મચી રહ્યો. લોકો અહીંતહીં દોડાદોડી કરવા લાગ્યા. એજ પળે તેઓ ઝટપટ અને ઝપાટાભેર તૈયારી કરવા લાગ્યા. લોકો એકબીજાને કહેતા હતા, ''શું મુહંમદ અને તેના સાથીઓએ આપણા કાફલાને પણ ઇબ્ને હદ્રમીના કાફલા જેવો ધારી લીધો છે ? વલ્લાહ! બહુ જલદી તેઓને સમજાઇ જશે કે કુરૈશે ચૂડીઓ પહેરેલી નથી.

હવે કાફલાને બચાવવાના મામલામાં મક્કહવાસીઓની બે ટોળીઓ થઇ ગઇ. કેટલાક ઝટપટ તૈયારી કરીને વિના વિલંબે ઊપડી જવા માગતા હતા. કેટલાકે પોતે જવાને બદલે પોતાની જગાએ બીજાને મોકલવાની ખટપટ કરવા માંડી. કુરૈશ કબીલાના લગભગ બધા જ મોવડીઓ ઝટપટ પ્રબંધ કરીને વિના વિલંબે ઊપડવાની તૈયારીમાં પડ્યા. કોઇ કુરૈશી અગ્રેસર એવો ન રહ્યો જે ઉપડવાની ખટપટમાં ન પડયો હોય; સિવાય અબૂ લહબ બિન અબ્દુલ-મુત્તલિબના.

અબૂ લહબે કાફલાના બચાવ માટે જવાની હામ ભીડી નહિ. તેણે પોતાની જગાએ આસ બિન હિશામ બિન મુગીરહને જવા માટે તૈયાર કર્યો. આસ બિન હિશામ પર તેના ચાર હજાર દિરહમ બાકી હતા. અબૂ લહબ આથી પહેલાં પોતાના લેણાનાં તકાજાં કરી ચૂકયો હતો પણ આસ બિન હિશામે રકમ વાપરી નાખી

હતી અને અત્યારે તેની હાલત ફકીરની ફાટેલી ગોદડી જેવી હતી. આ લેણાના બદલામાં અબૂ લહબે તેને મોકલી આપ્યો અને પોતે નપુંસક પેઠે ઘરમાં ભરાય રહ્યો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન નુજૈહએ મને માહિતી આપી કે કુરૈશના ટોચના અગ્રણીઓમાં એક ઉમૈયહ બિન ખલફ પણ હતો. તેણે પણ નપુંસક પેઠે ઘરમાં જ ભરાય રહેવાનું નક્કી કરી લીધું હતું. આ બુઢ્ઢો શાનદાર ડીલડોલનો, લાંબોતડંગો અને ભારેભરખમ કાયાનો હતો. કાફલાના બચાવ માટે કૂચનો ઢંઢેરો પીટાયો ત્યારે એ બુઢ્ઢો, કઅબહમાં પોતાના માણસોની મજલિસ જમાવીને, એક અંગેઠીમાં અગરની સુંગધીની ધૂપ જલાવતો હતો. એટલામાં ઉકબા બિન અબી મુઐત તેની પાસે આવ્યો. જોયું તો ઉમૈયહ નિરાંતે બેસીને અંગેઠીમાં ધૂપ જલાવે છે. આ જોઇને ઉકબાનો મિજાજ ગયો.તેણે કટાક્ષ કર્યો, "હે અબૂ અલી ! તું બાયડીઓ પેઠે બેસીને ધૂપ જલાવ્યા કર કેમકે તું પણ બાયડીઓ જેવો જ છે. જંગ કે યુધ્ધ સાથે તને શું લાગે વળગે?

ઉમૈયહ તડૂકયો, "અલ્યા મૂરખ ! અલ્લાહ તારૂં નખ્ખોદ વાળે, શું બકવાસ કરે છે !"

છેવટે ઉકબાના કટાક્ષથી ઝંખવાણો થઇને ઉમૈયહએ પણ ઊપડવાની તૈયાર કરવા માંડી. [૧]

**બનૂબક્ર અને કુરૈશની લડાઇનો ફણગો**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : જ્યારે કુરૈશના લોકો કાફલાના બચાવની પૂરી તૈયારી કરીને જવા માટે તૈયાર થયા તો કૂચનું નગારૂં ગગડે તે પહેલાં, તેઓને તે યુધ્ધનું સ્મરણ થઇ આવ્યું જે આથી પહેલાં કુરૈશ અને બનૂબક્ર બિન અબ્દે મનાફ બિન કિનાનહ વચ્ચે ખેલાયું હતું. ઊપડવા પહેલાં કુરૈશના મોવડીઓને એવો વિચાર આવ્યો કે, એવું ન થાય કે, બનૂ બક્રના લોકો મક્કહને ખાલી જોઇને ચઢાઇ કરી દે અને પાછળથી આવીને આપણી પીઠ પર ઘા કરી દે ! જો આમ થાય તો આપણે ન આ તરફના રહીએ ન તે તરફના !

ઇબ્ને ઇસ્હાક કહે છે : મુહંમદ બિન સઇદ બિન મુસૈયબની રિવાયત મુજબ કુરૈશ અને બનૂબક્ર વચ્ચે જે સંગ્રામ ખેલાયો હતો તેનું કારણ હફ્સ બિન અખીફનો ફાંકડો છોકરો હતો. આ છોકરો બનૂ મુઐસ બિન આમિર બિન લુઐયના કુટુંબનો નબીરો હતો. બહુ ફાંકડો અને છેલછબીલો કિશોર હતો. માથે લાંબા ઝુલ્ફાં વાળ હતા. ઉજળો સ્વચ્છ પોશાક સજતો હતો. રંગે બહુ રૂડો અને દેખાવે બહુ રૂપાળો.

એક વેળા આ છેલછબીલો છોકરો પોતાની ખોવાયેલી ઊંટણીની શોધમાં જંગલના પહાડી પ્રદેશની ખીણ તરફ જઇ ચઢયો. આ સ્થળનું નામ "દજનાન" હતું. [૨] અહીં એક માણસ તેના જોવામાં આવ્યો જે પોતાના બીજા માણસો સાથે ત્યાં ઊભેલો હતો. એનું નામ આમિર બિન યઝીદ બિન આમિર બિન મુલ્લૂહ હતું. એ પોતના બનૂબક્ર કબીલાનો સરદાર હતો. આજુબાજુમાં જ એમની વસતિ આવેલી હતી. છોકરાની અનેરી સજધજ અને આકર્ષક રૂપરેખા જોઇને આમિર છક થઇ ગયો. તેણે પૂછયું, "હે કિશોર ! તું કોનો છોકરો છે, અહીં કેમ આવેલો છે ?"

---

૧. ઉમૈયહ બિન ખલફ : હઝરત બિલાલ રદિયલ્લાહુ અન્હુનો જૂનો શેઠ. મક્કહના ધખધખતા બપોરે હઝરત બિલાલને આગ જેવી ચટાણ પર ચત્તાપાટ સુવાડીને છાતી પર પથ્થર મૂકી દેતો હતો. ગળામાં દોરડું ભેરવીને આખા મક્કહમાં હઝરત બિલાલનું સરઘસ કાઢતો હતો. અને ઉકબા બિન અબી મુઐત તે મનહૂસ અને મરદૂદ શખ્સ છે જે રસૂલુલ્લાહ સલલલ્લાહુ અલૈહે વ સલ્લમના નૂરાની મુખડા પર થૂંકયો હતો. બંનેના કરૂણ અંજામની વિગત જંગે-બદ્રમાં આવશે. "હ"

૨. દજનાન : એક પહાડનું નામ. વાકિદીના બયાન મુજબ આ સ્થળ મક્કહથી ૨૫ માઇલના અંતરે આવેલું છે

તે બોલ્યો, "કાકા ! હું કુરૈશના હફ્સ બિન અખીફનો બેટો છું. મારી ઊંટણી ખોવાય ગઇ છે તેની શોધમાં આવેલો છું."આમ કહીને તે આગળ ચાલ્યો ગયો.

કુરૈશનો બોલ સાંભળીને આમિર ચમકી ગયો. તેણે પોતાના માણસોને તાજેતરનું યુધ્ધ યાદ દેવાડીને પૂછયું, "કુરૈશના સાથે તમારા કોઇ ખૂનનું લેણું તો નથી ?"

તેઓ બોલ્યા, "કેમ નહિ ? કુરૈશના માથે અમારા ઘણા માણસોના ખૂનનો બદલો બાકી છે.'

"ત્યારે વાર કોની જુઓ છો ?" આમિર બોલ્યો, "જુઓ આ તક ફરી મળવાની નથી. તમારામાંથી કોઇ માણસ આ છોકરાને મારી નાખે તો સમજી લેવું કે તેણે પોતાનો પૂરો બદલો વાળી લીધો."

આ સાંભળીને બનૂબક્રનો એક માણસ છોકરા તરફ દોડી ગયો અને તલવારના એક જ ઝાટકે તેનું ડોકું ઉરાડી મુકયું. અને સમજી લીધું કે કુરૈશ પર રહી ગયેલા ખૂનનો બદલો વાળી લીધો.

જયારે આ સમાચાર મક્કહ પહોંચ્યા તો કુરૈશના કેટલાક આગેવાનો બનૂબક્ર કબીલાના સરદાર આમિર બિન યઝીદ મુલ્લૂહ પાસે ગયા અને તેને પૂછયું, "તમે અમારા નિર્દોષ છોકરાનું નાહક લોહી રેડ્યું તેનું શું કારણ?"

આમિર બોલ્યો, "હે કુરૈશના લોકો ! તમારી તરફ અમારા ઘણા માણસોના ખૂનના લેણા નીકળે છે. આ તો અમે એકનો જ બદલો લીધો છે. હવે તમે અમારાં બધાં ખૂનોનો બદલો ચૂકવી આપો તો અમે પણ આ ખૂનનો બદલો ચૂકવવા તૈયાર છીએ. અથવા જે કંઇ બની ગયું તેને ભૂલી જાવ તો અમે પણ ગઇ ગુજરી ભૂલી જવા તૈયાર છીએ."

કુરૈશને થયું કે આ માણસે ખરેખર ઇન્સાફની વાત કરી છે. વળી તેઓની નજરમાં એક છોકરાનું ખૂન મામૂલી હોવાથી તેનું ખાસ મહત્વ ન હતું જેથી તેઓએ મામલો સંકેલી લેવાના વિચારે કહ્યું, "હા તો એમ કહોને કે ખૂનનો બદલો ખૂન !" આમ કહીને તેઓ આગળ વધી ગયા.

પછી સંજોગજોગે એવું બન્યું કે એક દિવસે મરનાર છોકરાનો ભાઇ જેનું નામ મુકરિઝ બિન હફ્ઝ બિન અખીફ હતું. મર્રુઝ-ઝહરાન સ્થળેથી પસાર થતો હતો. અચાનક તેની નજર બનૂબક્રના સરદાર આમિર બિન યઝીદ બિન મુલ્લૂહ પર પડી. તે પોતાના ઊંટ પર બેસીને જતો હતો. તેને જોતાં જ મુકરિઝની આંખોમાં લોહી ઊતરી આવ્યું. દોડીને તેના ઊંટની નાથ પકડી લીધી અને આમિર સ્વસ્થ થાય તે પહેલાં, તલવારના એક જ ઝાટકે તેનું ડોકું ઉરાડી મૂકયું. પછી તેની જ તલવારની અણી તેના પેટમાં ઘોંચીને ઘુમાડી દીધી અને તેનું કપાયેલું માથું તથા તલવાર ઉપાડીને મક્કહ લઇ ગયો અને રાતના અંધારામાં આ માથું તેણે કઅબાહના પર્દા સાથે લટકાવી દીધું.

સવારે કુરૈશ જાગ્યા અને રોજના નિયમ મુજબ કઅબહમાં ગયા. પર્દા સાથે લટકતું માથું અને તલવાર જોઇને તેઓ સ્તબ્ધ થઇ ગયા કે, "અરે ! આ તો આમિર બિન યઝીદ મુલ્લૂહનું માથું અને તેની જ તલવાર છે !" બાદમાં ખબર પડી કે મુકરિઝ તેનું ખૂન કરીને પોતાના ભાઇના ખૂનનું વેર વાળી લીધું છે

તો અબૂ સુફ્યાનના કાફલાની કટોકટી વેળા કુરૈશ તથા બનૂબક્ર વચ્ચે આ કટોકટીના સંજોગો હતા. ફરીવાર યુધ્ધનો દાવાનળ ક્યારે પ્રકટી ઊઠે તે કોઇ કહી શકતું ન હતું. એજ સળગતા સંજોગોમાં ઇસ્લામી સૂર્યનો ઉદય

થતાં તેના કિરણો ચોતરફ ફેલાવા લાગ્યાં. ઈસ્લામના દુશ્મનો આપસની જૂની દુશ્મની અને ગઈ ગુજરી બધું ભૂલીને સંગઠિત બળે ઈસ્લામની જડ ખોદવા પાછળ મંડી પડ્યા. ત્યાં સુધીકે અબૂ સુફયાનના વેપારી કાફલાને બચાવી લેવાની કટોકટીનો પ્રસંગ આવી લાગ્યો. દશા આ હતી કે મક્કહના લોકો પૂરી તૈયારી સાથે હથિયારો સજીને અબૂ સુફયાનના કાફલાને બચાવવા માટે બદ્ર તરફ જવા માટે થનગની રહ્યા હતા. બસ એજ સમયે તેઓને બનૂબક્રની એ જૂની દુશ્મનીનો પ્રસંગ સાંભરી આવ્યો કે, રખેને બનૂબક્રના દુશ્મનો અમારી ગેરહાજરીમાં મક્કહ પર ચઢાઈ કરી દે, કાં પાછળથી આવીને અમારી પીઠમાં ઘા કરી દે !

**સુરાકહના રૂપમાં શયતાનનું આગમન**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન રૂમાનએ ઉર્વહ બિન ઝુબૈરની રિવાયત કહી સંભળાવી. ઉર્વહ બિન ઝુબૈરનું બયાન છે : "જ્યારે કુરૈશના લોકો અબૂ સુફયાનના કાફલાને બચાવવા હથિયારો સજીને લશ્કરી ઢબે જવા તૈયાર થઈ ગયા તો એજ અણીને પ્રસંગે તેઓના મગજમાં બનૂબક્રની પુરાની અદાવતનો ચમકાર થઈ ગયો. એની સાથે જ તેઓના પગો ઢીલા પડી ગયા અને હિંમતની કેડ વાંકી વળી ગઈ. ઢચુપચુની દશામાં તેઓ જવાનું માંડી વાળવાની તૈયારીમાં જ હતા ત્યાં તો ઈબલીસે-લઈન એટલે શયતાને-મરદૂદની સવારી તેઓની પાસે આવી લાગી. તે બનૂ કિનાનહના સરદાર સુરાકહ બિન માલિક બિન જુઅશમ મુદલિજીનું રૂપ ધારણ કરીને કુરૈશની સામે આવ્યો હતો. તેણે પાણી ચઢાવતાં કુરૈશને પડકાર્યા, "હે કુરૈશી બહાદુરો ! કોઈથી ડરવાની જરૂર નથી. હિંમત રાખીને આગળ બઢો. બનૂબક્રની મજાલ નથી કે તમારી ગેરહાજરીમાં મક્કહ પર ચઢાઈ કરી દે, કે પીઠ પાછળ ઘા કરે. એની જોખમદારી હું ઉપાડું છું."

સુરાકહની લલકારથી કુરૈશની રગોમાં બહાદુરીનું લોહી ફરીવાર ગતિમાન થઈ ગયું. તેઓએ ભારોભાર સુરાકહ અને તેના કબીલાનો આભાર માન્યો અને કૂચનું નગારૂં ગગડતાં બધા નચિંતાઈથી બદ્રના મેદાન તરફ રવાના થઈ ગયા.

**મદીનહથી રસૂલુલ્લાહ (સલ.)ની રવાનગી**————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મદીનહમાં રમઝાનની થોડીક રાતો પસાર કરી. એ પછી આપ પોતાના કેટલાક સહાબા સાથે જવા માટે મદીનહથી નીકળ્યા.

ઈબ્ને હિશામ કહે છે : રમઝાનના આઠ દિવસો વીતી જવા પછી સોમવારના દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મદીનહથી રવાના થયા. મદીનહથી નીકળવા પહેલાં આપે પોતાની જગાએ મસ્જિદના ઈમામ તરીકે હઝરત અમ્ર બિન ઉમ્મે મકતૂમને મુકર્રર કર્યા. કહેવાય છે કે એમનું નામ અબ્દુલ્લાહ બિન ઉમ્મે મકતૂમ હતું અને તેઓ બનૂ આમિર બિન લુઐયમાંથી હતા.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે મદીનહથી નીકળીને જ્યારે "રવ્હાઅ" સ્થળે પહોંચ્યા તો અહીં આપે હઝરત અબૂ લુબાબહ બિન અબ્દુલ-મુનઝિરને મદીનહના ગવર્નર બનાવીને પોતાના નાયબ તરીકે મદીનહ રવાના કરી દીધા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત મુસઅબ બિન ઉમૈર બિન હાશિમ બિન અબ્દે મનાફને વાવટો ઈનાયત ફરમાવ્યો.

ઈબ્ને હિશામ કહે છે : આ વાવટાનો રંગ સફેદ હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સામે બીજા બે કાળા વાવટા પણ હતા. એમાંનો એક હઝરત અલી બિન અબી તાલિબ પાસે હતો જેનું નામ ''ઉકાબ''હતું બીજો વાવટો એક અન્સારી સહાબી પાસે હતો.

એ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સહાબા સાથે સિત્તેર ઊંટો હતાં અને તેઓ પોતપોતાની વારી પ્રમાણે તેની ઉપર સવારી કરતા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ, અને હઝરત અલી બિન અબી તાલિબ અને હઝરત મરસદ બિન અબી મરસદ ગનવી વચ્ચે એક ઊંટ હતો જેની ઉપર વારી મુજબ તેઓ સવારી કરતા હતા.

એક ઊંટ પર હઝરત હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામો હઝરત ઝૈદ બિન હારિસહ, હઝરત અબૂ કબશહ તથા હઝરત આનિસહ વારાફરતી બેસતા હતા. એક ઊંટ પર હઝરત અબૂબક્ર સિદ્દીક, હઝરત ઉમર ફારૂક તથા હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ પોતપોતાની વારી પ્રમાણે સવારી કરતા હતા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : લશ્કરના છેલ્લા ભાગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બનૂ માઝિન બિન નજ્જારવાળા હઝરત કૈસ બિન સઅ-સઆને મુકરર્ર કર્યા હતા. ઇબ્ને હિશામના કથન મુજબ અન્સારનો ઝંડો હઝરત સઅદ બિન મુઆઝના હાથમાં હતો.

**બદ્ર સુધીના પ્રવાસની મંઝિલો**----------રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે મદીનહથી નીકળીને મક્કહની દિશાએ રવાના થયા. મદીનહના પહાડોની ખીણમાંથી પસાર થઇને ''અકીક'' સ્થળે પધાર્યા. અકીકથી કૂચ ચાલુ રાખીને ''ઝુલ-હુલૈફહ''પહોંચ્યા. અહીંથી આગળ વધીને ''ઊલાતુલ-જૈશ''પધાર્યા. ઇબ્ને હિશામના કથન મુજબ આ સ્થળનું નામ ''ઝાતુલ-જૈશ''છે. અહીંથી આગળ વધીને ''તિરબાન''અને ત્યાંથી કૂચ કરીને ''મલલ'', ''ગમીસુલ-હમામ''અને ''સખીરાતુલ-યમામ'ની પથરાળી ભૂમિ તથા ''સૈયાલહ''સ્થળો વટાવતા ''ફજ્જુર-રવહાઅ''ની ધરતી પર પધાર્યા. અહીંથી આગળ વધીને ''શનૂકહ''ના સરિયામ રસ્તે પહોંચ્યા. આ સરિયામ રસ્તે થઇને આપ પોતના સહાબા સાથે ''અર્કુઝ-ઝબિય્યહ''સ્થળે જઇને બિરાજમાન થયા.

આ સ્થળે અરબનો એક ગમાર આપના જોવામાં આવ્યો. આપે તેને કુરૈશી લશ્કરના સમાચાર પૂછ્યા પણ એ વિષે તેને કશી ખબર ન હતી. સહાબાએ ગમારને કહ્યું, ''હે ભાઈ ! આ અલ્લાહના રસૂલ છે એમને સલામ કરો.''

તેણે આપને પૂછ્યું, ''શું તમે અલ્લાહના રસૂલ છો ?''

હકારમાં જવાબ મળતાં તેણે આપને સલામ કરી અને સાથે સવાલ કર્યો, ''અગર તમે અલ્લાહના રસૂલ છો તો બતાવો મારી ઊંટણીના પેટમાં શું છે ?''

સહાબાને તેનો આ સવાલ ગમ્યો નહિ. હઝરત સલમહ બિન સલામહ વકશીએ ગમારને કહ્યું, ''હે ભાઇ ! તારે આવો સવાલ અલ્લાહના રસૂલને પૂછવો નહિ. ચાલ મારી સાથે, હું તને એનો જવાબ આપું.''

હઝરત સલમહ બિન સલામહ તેને બાજુએ લઈ ગયા અને કહ્યું, ''સાંભળી લે, તું તારી ઊંટણીના સમાગમમાં આવ્યો તેનો હમલ તારી ઊંટણીના પેટમાં રહી ગયો છે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સલમહની આ વાત સાંભળી લીધી. આપે નારાજીથી ફરમાવ્યું, ''મહ અફ-હરત અલર રજુલૈ.''ખામોશ, તમે એને ગાળ આપી દીધી અથવા તમે એને બીભત્સ વાત કહી દીધી. આમ ફરમાવીને આપે હઝરત સલમહ તરફથી પોતાનો નૂરાની ચેહરો ફેરવી લીધો.

અહીંથી કૂચ ફરમાવીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ''સ-જ-જ'' સ્થળે બિરાજમાન થયા જેનું બીજું નામ ''બિઅરૂર-રવહાઅ'' છે. અહીંથી ઊપડીને આપ ''અલ-મુન્સરિફ''મુકામે પધાર્યા તો મક્કહનો રસ્તો ડાબા હાથે રાખીને, ''અન-નાઝિયાની'' જમણી દિશાએથી બદ્રના મેદાને પહોંચવાનો રસ્તો લીધો. આગળ જતાં એક ખીણ વટાવીને ''સુફરાઅ'' તથા ''અન-નાઝિયાની'' વચ્ચે આવેલી એક સાંકળી ખીણમાંથી થઈને સુફરાઅની ભાગોળે પહોંચી ગયા જેનું નામ ''હકાન'' હતું.

જયારે આપ સુફરાઅ મુકામની પાસે બિરાજમાન થયા તો અહીં આપે બનૂ સાઈદહના કરારી હઝરત બસબસ બિન અમ્ર જુહની તથા બનૂ નજજારના કરારી હઝરત અદી બિન અબી ઝગબાને બદ્ર તરફ રવાના કર્યા કે, ત્યાં જઈને અબૂ સુફયાનના કાફલાની બાતમી મેળવી લાવે . પોતે રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પણ બંનેની પાછળ કૂચ કરીને તેઓથી આગળ નીકળી ગયા અને બે પહાડોની ખીણમાં આવેલી સુફરાઅ નામે વસતિમાં પહોંચીને થોભી ગયા.

અહીં પધારીને આપે લોકોને પૂછયું, ''આ પહાડોના નામો શું છે ?''

લોકો બોલ્યા, ''આ તરફના પહાડનું નામ ''મુસલિહ''છે અને પેલી તરફના પહાડને ''મુખરી''કહે છે.'' [૧]

આપે પૂછયું. ''અહીં કોણ લોકો વસે છે ?''

લોકો બોલ્યા, ''બનૂ ગિફારના બે કબીલા અહીં વસેલા છે. એકનું નામ બનૂ નાર બીજાનું નામ બનૂ હુરાક. એ બંને બનૂ ગિફારની શાખો છે. [૨]

પહાડો અને કબીલાના મકરૂહ નામો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની વચ્ચેથી પસાર થવાને નાપસંદ ફરમાવ્યું જેથી બંને પહાડો અને સુફરાઅની વસતિને ડાબી દિશાએ છોડીને સીધી તરફ એક ખીણનો રસ્તો લીધો જેનું નામ ''ઝફિરાન'' હતું. ઝફિરાનની ખીણ વટાવીને થોડે આગળ વધ્યા અને ત્યાં જ આપ પોતાના સહાબા સાથે પધારીને બિરાજમાન થયા.

અહીં જ આપને સમાચાર મળી ગયા કે કુરૈશનું લશ્કર ધૂમધડાકાથી અબૂ સુફયાનના કાફલાને બચાવવા માટે મક્કહથી નીકળી ચૂકયું છે.

**જંગ વિષે સહાબા સાથે મંત્રણા**————કુરૈશી લશ્કરના સમાચાર મળતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ભેગા કર્યા અને ફરમાવ્યું, ''કુરૈશનું લશ્કર પોતાના કાફલાને બચાવવા મક્કહથી નીકળી ચૂકયું છે. મને સલાહ આપો, હવે આપણે શું કરવું ?'' આપના મુબારક શબ્દો આ છે:'

---

**૧.** મુસલિહ (અરબીના સીન અક્ષરથી : સિલહથી નીકળેલો શબ્દ છે જેના અર્થ હથિયાર વગેરે અને મુખરી, ખર્રર કે ખર્રરહથી નીકળેલો શબ્દ જેના અર્થ પવનનો સુસવાટો, પણીનો સપાટો વગેરે. ''હ''

**૨.** બનૂ ગિફારના કબીલા લૂંટફાટ અને ડાકુગરીનો ધંધો કરતા હતા. કબીલાના નામોમાં નાર અને હુરાકના શબ્દો આવેલા છે. નાર એટલે આગ અને હુરાક એટલે બેહદ ખારૂં. હુરાકથી હુરાકહ એટલે બળી ગયેલી વસ્તુ. ''હ''

આશીરૂ અલય્ય ઐયુહન-નાસુ !'' એટલે સલાહ આપો મને હે લોકો! [1]

આ સાંભળીને સૌથી પહેલા હઝરત અબૂબક્ર સિદ્દીક ઊભા થઇ ગયા. તેમાણે પૂરી વફાદારી અને સાબિત-કદમી સાથે આપના પડખે રહીને આપની ઉપર પોતાના પ્રાણ પાથરી દેવાનું જોશીલું પ્રવચન કર્યું અને બેસી ગયા. એ પછી હઝરત ઉમર બિન ખત્તાબ ઊભા થયા. એમાણે પાણ પૂરી વફાદારીથી આપની ઉપર પોતાની જાનાં કુરબાન કરી દેવાનું જોશીલું પ્રવચન કર્યું અને બેસી ગયા. હઝરત ઉમર પછી હઝરત મિકદાદ બિન અમ્ર ઊભા થયા અને જાન પાથરી દેવાના જુસ્સા સાથે બોલ્યા :

> ''યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા આપને જે તરફ રસ્તો દેખાડે, જે કામ માટે ફરમાવે તે તરફ ચાલો, અમે આપના સંગાતે છીએ, આપના પડખે છીએ.
>
> વલ્લાહ યા રસૂલલ્લાહ ! અમે આપને તે વાત નહિ કહીએ જે બની ઈસરાઈલે મૂસાને કહી હતી કે :
>
> | | |
> |---|---|
> | ઈઝહબ અન્ત વ રબ્બુક | તું અને તારો પાલનહાર ચાલ્યા જાવ, |
> | ફ-કાતિલા | તમે બંને જઇને લડી લો. |
> | ઈન્ના હાહુના કાઈદૂન. | અમે તો અહીં જ બેસી રહેવાના. |
>
> યા રસૂલલ્લાહ ! એને બદલે અમે તો એમ કહીશું, ''આપ અને આપનો પાલનહાર બંને ચાલો અને લડો. અમે પાણ આપના પડખે રહીને લડીશું.''
>
> યા રસૂલુલ્લાહ ! સોગંદ છે તે અલ્લાહના જેણે આપને સાચા પયગમ્બર બનાવીને મોકલ્યા છે અગર આપ અમને ''બર્કુલ-ગમાદ'' [2] સુધી દોરી જવા માગો તો અમે આજ્ઞાપાલન માટે તૈયાર છીએ !'' [3]

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનાં હઝરત મિકદાદના વખાણ કર્યા અને તેમના માટે દુઆ કરી પછી ફરમાવ્યું, ''અશીરૂ અલય્ય ઐયુહન-નાસ !'' હે લોકો ! આ બાબતે મને સલાહ આપો.

હમાણા સુધી જે લોકોએ તકરીર કરી એ મક્કહના મુહાજિર સહાબા હતા. હવે ઐયુહન-નાસથી આપનો

---

૧. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફકત અબૂ-સુફયાનના વેપારી કાફલાને અટકાવવાના ઇરાદે પધાર્યા હતા. આપનો ઇરાદો જાણીને જેટલા સહાબા આવીને ભેગા થઇ ગયા, તેઓને લઇને આપ નીકળી પડયા હતા. મદીનહથી નીકળતી વેળા મક્કહથી પણ કોઇ લશ્કર ઊપડયું ન હતું. જેથી કોઇ લશ્કરની સાથે લડી લેવાનો સવાલ જ ન હતો. અને હવે મદીનહથી ૮૦ માઇલ દૂર આવી જવા પછી આપે મોકલેલા જાસૂસો મારફતે અચાનક સમાચાર મળ્યા કે કુરૈશનું લશ્કર પૂરી તૈયારી સામે મક્કહથી નીકળી ચૂકયું છે. આપ લડાઇથી બચવા માગતા હતા જેથી સહાબાને સલાહ માટે ભેગા કર્યા કે. અહીંથી પાછા વળવું, આગળ વધવું કે શું કરવું ? સહાબાની સંખ્યા ૩૧૩ હતી. બે ઘોડા હતા, ૭૦ ઊંટો હતાં. રોજના હાથમાં રાખવાના હથિયારો હતાં. લડાઇની કોઇ તૈયારી ન હતી. ''હ''

૨. બર્કુલ-ગમાદ અથવા બિર્કુલ-ગમાદ : મુલ્કે-યમનના એક સ્થળનું નામ : કેટલાકના કથન મેજબ આ સ્થળ મુલકે-હબશહમાં આવેલું છે. મતલબ આ કે ગમે તેટલા દુરો-દરાઝ સ્થળે જવાનો હુકમ ફરમાવો, તેના પાલન માટે પણ દિલોજાનથી હાજર છીએ. ''હ''

3. સહીહ બુખારીમાં હઝરત મિકદાદની તકરીરના આ શબ્દો પણ દર્શાવેલા છે :

| | |
|---|---|
| વલાકિન્ના નુકાતિલુ અંય-યમીનિક | પરંતુ અમે લડીશું આપની જમણી બાજુથી |
| વઅન શિમાલિક | અને આપની ડાબી બાજુથી |
| વ બૈન યદૈક | અને આપની સામેથી |
| વ ખલ્ફક. | અને આપની પીઠ પાછળથી. |

હઝરત મિકદાદના શબ્દો સાંભળીને આપનો નૂરાની ચેહરો ખુશીથી તમતમી રહ્યો. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા.૬૧)''હ''

ઇશારો મદીનહના અન્સાર તરફ હતો. અન્સાર તરફ આપના ઇશારાનું કારણ આ હતું કે મક્કહમાં બૈઅતે-અકબા વેળા તેઓએ આપને એવું વચન આપ્યું હતું કે, ''યા રસૂલલ્લાહ ! અમે આપના રક્ષણની જવાબદારી ત્યારે જ ઉપાડી શકીએ જ્યારે કે આપ મદીનહ પધારો. મદીનહમાં અમે દુશ્મનોથી આપનું તેવું જ રક્ષણ કરીશું જેવું અમે અમારાં બાલબચ્ચાંઓનું કરીએ છીએ.''

આ કારણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અંદેશો એવો હતો કે, અન્સાર કદાચ એમ ન કહી દે કે, ''યા રસૂલલ્લાહ ! અમે આપની મદદ માટે ત્યારે જ બંધાયેલા છીએ જ્યારે કે બહારનો દુશ્મન મદીનહ પર ચઢી આવે. પણ મદીનહથી બહાર નીકળીને આપની મદદ માટે અમે બંધાયેલા નથી!''

**હઝરત સઅદનું જોશીલું પ્રવચન**————તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે ફરીવાર ''ઐયુહન-નાસ''ના શબ્દો ફરમાવ્યા તો અન્સારમાંથી હઝરત સઅદ બિન મુઆઝ ઊભા થયા અને બોલ્યા, ''વલ્લાહ યા રસૂલલ્લાહ ! મારું માનવું છે કે કદાચ આપ અમને ફરમાવી રહ્યા છો ?''

આપે ફરમાવ્યું, ''હા.'' હઝરત સઅદ બોલ્યા :

> ''યા રસૂલલ્લાહ ! અમે આપ પર ઇમાન લાવી ચૂક્યા. અમે આપની પયગમ્બરીનો ઇકરાર કરી લીધો. અમે આ વાતની સાક્ષી આપી દીધી કે આપે જે વસ્તુ અમારી સામે રજૂ કરી તે હક છે. એની ઉપર અમે આપને કોલ આપી ચૂક્યા અને આપની તાબેદારી તથા આજ્ઞાપાલનનું પુખ્તા વચન આપી દીધું.
>
> હે અલ્લાહના રસૂલ ! આપ મદીનહથી કોઈ જુદા વિચારે નીકળ્યા હતા, હવે અલ્લાહ તઆલાએ કંઈ જુદા જ સંજોગો જન્માવી દીધા છે. માટે આપની ઇચ્છા હોય ત્યાં અમને લઈને ચાલો, અમે આપના પડખે છીએ.
>
> યા રસૂલુલ્લાહ ! આપની ઇચ્છા હોય તેની સાથે સંબંધ કાયમ કરો, આપની ઇચ્છા હોય તેની સાથે સંબંધ કાપી નાખો. આપની ઇચ્છા હોય તેની સાથે સુલેહ કરો. આપની ઇચ્છા હોય તેની સાથે દુશ્મની કરો.
>
> અને હે અલ્લાહના રસૂલ ! આપ અમારા માલમાંથી જેટલું ચાહો તેટલું લઈ લો અને જેટલું ચાહો તેટલું અમને આપી દો. વલ્લાહ ! જેટલું આપ અમારા માલમાંથી લેશો તે અમને વધારે પ્યારું હશે તે માલથી જેને આપ અમારી પાસે રહેવા દેશો. આપ જે હુકમ ફરમાવશો તેની અમે તાબેદારી કરીશું અને જો આપ અમને બર્કુલ-ગમાદ સુધી લઈ જવા માગો તો અમે જરૂર આપના સંગાતે આવીશું.
>
> યા રસૂલુલ્લાહ ! અમે સોગંદ ખાયને કહીએ છીએ તે અલ્લાહના જોગે આપને સચ્ચાઈની સાથે મોકલ્યા છે, અગર આપ અમને સમુદ્રમાં ઝંપલાવવાનો હુકમ ફરમાવો તો અમે સમુદ્રમાં છલાંગ મારવા તૈયાર છીએ, અમારામાંથી કોઈ પાછળ રહેવાના નથી. દુશ્મનો સાથે લડવું અમારા માટે જરા પણ ભારરૂપ નથી. જંગ ખેલવામાં અમે શૂરા અને ટક્કર લેવામાં અમે મક્કમ છીએ.

હે અલ્લાહના રસૂલ ! આશા છે કે અલ્લાહ તઆલા અમારી તરફથી એવા પરાક્રમો આપને દેખાડશે જેનાથી આપની આંખો ઠંડી થશે. માટે અલ્લાહના ભરોસા પર આપ અમને પોતાની સાથે લઈને આગળ બઢો !''

હઝરત સઅદ બિન મુઆઝની આ તકરીર સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખુશ થઇ ગયા. તેમની વાતો આપના માટે અપૂર્વ આનંદનું કારણ બની ગઇ. આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| સીરૂ વ અબશિરૂ. | ચાલો અને ખુશખબરી સાંભળી લો. |
| ઇન્નલ-લાહ કદ્ વઅદની | બેશક અલ્લાહએ મને વાયદો આપી દીધો છે |
| ઇહદત-તાઇ-ફતૈન. | બંને જૂથોમાંથી એક જૂથનો. |
| વલ્લાહે લ-કઅન-નિયલ-આન | સોગંદ છે અલ્લાહના, બેશક અત્યારે જાણે |
| અન્ઝુરુ ઇલા | હું જોઇ રહ્યો છું |
| મસા-રિઇલ-કવમે. | કૌમના પછડાઇ પડવાના સ્થળોને. |

**સંપાદકની નોંધ**----------બંને જૂથોમાંથી એક જૂથ : એમાં એક જૂથ અબૂ સુફયાનના વેપારી કાફલાનું અને બીજું મક્કહથી ઊપડી ચૂકેલું કુરૈશી લશ્કરનું જૂથ. હઝરત સઅદ બિન મુઆઝનું તન,મન,ધન કુરબાન કરી દેવાનું પ્રવચન સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ખુશ થઇ ગયા અને સહાબાને ખુશખબર આપતાં આપે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ બંને જૂથોમાંથી એક જૂથ પર ફતેહમંદી આપવાનો મને વાયદો ફરમાવી દીધો છે. તે સમયે મુસલમાનોમાં ગરીબી, તંગી અને નાદારી હોવાથી આપની ઇચ્છા તો એજ હતી કે વેપારી કાફલા પર કાબૂ મળી જાય તો સારૂં. વળી આ કાફલો કુરૈશે એવા જ વિચારે તૈયાર કર્યો હતો કે તેના વેપારથી પૂરું બળ ભેગું કરીને મુસલમાનોને નાબૂદ કરી નાખવામાં આવે. પરંતુ અલ્લાહ તઆલાની ઇચ્છા કંઇ જુદી જ હતી જેમકે ફરમાવ્યું છે : " વઇઝ યઇદુ કુમુલ્લાહુ ઇંદત-તાઇ-ફતૈન....."

"અને તે સમયને યાદ કરો જ્યારે અલ્લાહ તમને વાયદો આપતો હતો કે બે જૂથોમાંથી એક જૂથને તમારે હવાલે કરી દેશે અને તમે ચાહતા હતા કે હથિયાર વગરનું જૂથ તમને મળી જાય અને અલ્લાહ એમ ચાહતો હતો કે હક વાતને પોતાના હુકમથી સાબિત કરી દે અને કાફિરોનું મુળ કાપી નાખે કે જેથી સત્યને સત્ય અને જૂઠને જૂઠ કરી દેખાડે, ભલે પાપીઓ તેનાથી નારાજ થાય." [૧]

એટલે વેપારી કાફલો તમારા હાથથી સલામત રીતે નીકળી જશે અને કુરૈશી લશ્કર સાથે જંગ થશે અને જંગમાં તમને ફતેહ મળશે અને જંગના મેદાનમાં કુરૈશનો કયો માણસ તમારા હાથથી કયા સ્થળે કતલ થશે તે પણ જંગ પહેલાં અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને દેખાડી દીધું જેથી આપે પોતાના સહાબાને ફરમાવ્યું, "અન્ઝુરુ ઇલા મસારિઇલ-કવમે." એટલે કૌમના પછડાઇ પડવાના સ્થળોને હું જોઇ રહ્યો છું. (સંપાદકની નોંધ પૂરી થઇ.)

**ઇસ્લામી લશ્કર બદ્રના મેદાન તરફ**----------ઇબ્ને ઇસ્હાક કહે છે : આ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ઝફિરાન સ્થળેથી કૂચ ફરમાવી અને પોતાના સહાબા સાથે "અલ-અસાફર"નામે પહાડોને

૧. સૂરએ-અન્ફાલ પારહ ૯ આયત ૭-૮

વટાવતા એક વસતિ તરફ પધાર્યા જેનું નામ "અદ-દુબ્બહ"હતું. અહીંથી "અલ-હનાન"નામે મોટા પહાડ જેવા ટેકરાને જમણી બાજુએ રાખીને બદ્રના મેદાન પાસે પધાર્યા. અહીં આપ પડાવ નાખીને બિરાજમાન થયા.

અહીં આપ પોતાના સહાબામાંથી એક ગૃહસ્થની સાથે સવારી પર બિરાજમાન થઈને અહીંની વસતિ તરફ જવા નીકળ્યા. ઈબ્ને હિશામ કહે છે : એ ગૃહસ્થ આપના સાથી હઝરત અબૂબક્ર સિદ્દીક હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને મુહંમદ બિન યહ્યા બિન હબ્બાને માહિતી આપી કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ હઝરત અબૂબક્ર સાથે સવારી પર બિરાજમાન થઈને આ વસતિના એક વૃધ્ધ અરબ શૈખના મકાને પધાર્યા.

**વૃધ્ધ શેખ સાથે વાતચીત**————આપે સલામ કરીને અરબના એ વૃધ્ધ શૈખને પૂછ્યું, "બડે મિયાં ! કુરૈશ, મુહંમદ અને મુસલમાનોના શું સમાચાર છે ? કંઈ જાણતા હો તો બતાવો !"

વૃધ્ધ શૈખે જવાબમાં કહ્યું, "પ્રથમ મને આ વાત બતાવો કે તમે કયા લોકોમાંથી છો ? જયાં સુધી તમે પોતે કોણ છો એ નહિ બતાવો, હું પણ કંઈ બતાવવાનો નથી."

આપે તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈઝા અખ-બ-ર-તના | જ્યારે તમે બતાવી દેશો અમને |
| અખ-બ-ર-નાકા | તો અમે પણ બતાવી દઈશું તમને. |

વૃધ્ધ શૈખ બોલ્યાં, "અરે વાહ ! હું બતાવું તો જ તમે બતાવશો ?"

આપે ફરમાવ્યું, "નઅમ !" હા.

"ત્યારે સાંભળો, " વૃધ્ધ શૈખે કહ્યું, "મને સમાચાર મળ્યા છે કે મુહંમદ અને તેના સાથીઓ ફલાણા દિવસે મદીનહથી નીકળ્યા છે. અને જુઓ, જે બાતમીદારે મને આ સમાચાર આપ્યા છે એ સાચા હોય તો મુહંમદ અને તેના સાથીદારો આજના દિવસે ફલાણા સ્થળે હોવા જોઈએ."

વૃધ્ધ શૈખે તેજ સ્થળનું નામ લીધું જયાં આપે પોતાના સાથીઓ સાથે પડાવ નાખ્યો હતો.

બડેમિયાંએ પોતાની વાત ચાલુ રાખતાં ઉમેર્યું, "મને એવી બાતમી પણ મળી છે કે કુરૈશના લોકો ફલાણા દિવસે મક્કહથી નીકળ્યા છે અને જુઓ, જે બાતમીદારે મને આ સમાચાર આપ્યા છે તે સાચા હોય તો કુરૈશના લોકો આજના દિવસે ફલાણા સ્થળે હોવા જોઈએ."

બડેમિયાંએ તેજ સ્થળનું નામ લીધું જયાં કુરૈશી લશ્કર પડાવ નાખીને થોભેલું હતું.

આ બાતમી આપીને બુઢ્ઢા શૈખે કહ્યું, "હવે તમે બતાવો કે તમે બંને કોણ છો અને કયા લોકોમાંથી છો?"

આપે ફરમાવ્યું, "નહનુ મિમ માઅ !" અર્થાત : અમે પાણીમાંથી છીએ. આમ ફરમાવીને આપ તુરંત પોતાના સાથી સાથે ત્યાંથી ચાલી નીકળ્યા. રાવીનું કથન છે : બડેમિયાં પૂછતા જ રહી ગયા, કે 'મિમ માઅ"ના શો અર્થ છે ? શું ઈરાકના પાણીથી ?"

ઇબ્ને હિશામ કહે છે : અરબના વૃધ્ધ શેખનું નામ સુફયાન દમરી હતું.[૧]

**કુરૈશી લશ્કરની સંખ્યા કેટલી ?**————ઇબ્ને ઇસ્હાક કહે છે : વૃધ્ધ શેખ સાથેની વાતચીત પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા તરફ તશરીફ લઇ ગયા. સાંજના સમયે આપે હઝરત અલી બિન અબી તાલિબ, હઝરત ઝુબૈર બિન અવ્વામ અને હઝરત સઅદ બિન અબી વક્કાસને સહાબાની એક ટુકડી સાથે બદ્રના ઝરાણા તરફ રવાના કર્યા કે, ત્યાં જઇને કુરૈશી લશ્કરની હિલચાલની બાતમી મેળવી લાવે. જયારે આ ગૃહસ્થો ત્યાં પહોંચ્યા તો ઝરાણાનું પાણી ભરનારા કેટલાક માણસો એમના જોવામાં આવ્યા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઝીદ બિન રૂમાને ઉર્વહ બિન ઝુબૈરની રિવાયતથી કહ્યું કે સહાબા જયારે ઝરાણાં પાસે પહોંચ્યા તો ઝરાણામાંથી પાણી ભરનારાઓની એક ટોળી તેઓના જોવામાં આવી. એમાંથી બે માણસોને સહાબાએ પકડી લીધા. એ બંને કુરૈશના ગુલામો હતા અને પાણી ભરવા આવ્યા હતા. એમાંથી એકનું નામ અસ્લમ હતું જે બનૂ હજ્જાજનો ગુલામ હતો. બીજાનું નામ અબૂ યસાર ઉરૈઝ હતું. એ બનૂ આસ બિન સઇદનો ગુલામ હતો.

માનવંતા સહાબા બંને ગુલામનોને પકડીને ઇસ્લામી સૈન્યની છાવણીમાં લઇ આવ્યા તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ નમાઝ પઢવામાં મશ્ગૂલ હતા. સહાબાએ તેઓને પૂછ્યું, ''તમે કોણ છો ?''

અમે કુરૈશના ગુલામ છીએ.'' બંને બોલ્યા, ''કુરૈશે અમને પાણી ભરવા મોકલ્યા હતા.''

સહાબાને એમની વાતનો વિશ્વાસ નહિ બેઠો. સાચી વાત મેળવવા તેઓએ એમની મારપીટ કરવા માંડી કેમકે તેઓનું માનવું હતું કે એ બંને અબૂ સુફયાનના નોકરો છે અને વેપારી કાફલામાંથી આવેલા છે. છેવટે મારપીટથી કંટાળીને બંનેએ કહી દીધું કે હા, અમે અબૂ સુફયાનના નોકરો છીએ. આ સાંભળીને સહાબાએ એમને રહેવા દીધા. એટલામાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નમાઝ પૂરી કરી અને ફરમાવ્યું:

| | |
|---|---|
| ઇઝા સ-દ-કા કુમ દરબ-તુમૂ-હુમા | જયારે બંને સાચુ બોલ્યા, તમે એમની મારપીટ કરી |
| વઇઝા ક-ઝ-બા કુમ તરક-તુમૂ-હુમા | અને જયારે બંને જૂઠું બોલ્યા, તમે એમને છોડી દીધા. |
| સ-દ-કા વલ્લાહિ | બંનેએ સાચું જ કહ્યું છે અલ્લાહના સોગંદ ! કે |
| ઇન્ના હુમા લિ-કુરૈશિન. | એ બંને કુરૈશના જ માણસો છે. |

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને સંબોધીને ફરમાવ્યું, ''અખબિરાની અન કુરૈશ.'' મને કુરૈશના સમાચાર આપો કે તેઓ કયાં છે ?

બંને બોલ્યા, ''તેઓ પેલા આઘે દેખાતા ટેકરાની પાછળ છે.''[૨]

આપે પૂછ્યું, ''તેઓ કેટલા છે ?

બંને બોલ્યા, ''તેઓ ઘણાબધા છે.''

---

૧. બડેમિયાંનો સવાલ હતો, ''મિમ્મન અન્તુમ ?''તમે કયાં લોકોમાંથી છો? તેના સવાલ મુજબ જવાબમાં આપે ફરમાવ્યું, ''નહનુ મિમ માઅ.'' અમે પાણીમાંથી છીએ. એટલે અમારી પૈદાઇશ પાણીથી થઇ છે. જેમકે કુર્આનમાં છેઃ ''વ જઅલ-ના મિનલ-માઅ કુલ્લ શૈઇન હય્ય.'' એટલે દરેક વસ્તુને અમે પાણીથી બનાવી છે અથવા પાણીથી જીવન આપ્યું છે ''હ''

૨. એ ટેકરાનું નામ ''અકન-કલ''હતું. એ બદ્રના મેદાનના દક્ષિણ ખૂણે આવેલો હતો. ત્યાંથી થઇને મક્કહ જવાતું હતું. કુર્આનમાં એજ ટેકરાની દિશાને ''ઉદ-વતુલ-કુસ્વા''એટલે દૂરનું નાકું કહેવામાં આવ્યું છે. સૂરએ-અન્ફાલમાં એનું વર્ણન થયું છે. ''હ''

આપે પૂછ્યું, "તેઓની સંખ્યા કેટલી છે ?"

બંને બોલ્યા, " અમને ખબર નથી."

આપે પૂછ્યું, "વારૂ રોજ તેઓ કેટલાં ઊંટો કાપે છે ?"

તેઓ બોલ્યા, "કોઇ દિવસે નવ કોઇ દિવસે દસ."

આપે ફરમાવ્યું, "માલૂમ પડયું તેઓની સંખ્યા નવ સોથી હજાર જેટલી છે."

**મક્કહના જિગરના ટુકડા**————એ પછી આપે ગુલામોને પૂછયું, "કુરૈશના આગેવાનોમાંથી કોણ-કોણ આવેલા છે ?"

તેઓ બોલ્યા, "ઉત્બહ બિન રબીઅહ, શૈબહ બિન રબીઅહ, અબુલ-બુખ્તરી બિન હિશામ, હકીમ બિન હિઝામ, નવફલ બિન ખુવૈલિદ, હારિસ બિન આમિર બિન નવફલ, તુઐમહ બિન અદી બિન નવફલ, નદ્ર બિન હારિસ, ઝમ્અહ બિન અસ્વદ, અબૂ જહલ બિન હિશામ, ઉમૈયહ બિન ખલફ, હજ્જાજના બે પુત્રોઃ નુબૈહ અને મુનબ્બહ, સુહૈલ બિન અમ્ર, અમ્ર બિ અબ્દે-વદ્દ....."

આ નામો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ સહાબાને સંબોધીને ફરમાવ્યું, "મક્કહએ તમારા મુકાબલા માટે પોતાના જિગરના ટુકડા તમારી સામે નાખી દીધા છે !"

**અબૂ સૂફયાનનો વેપારી કાફલો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સુફરાઅ સ્થળેથી હઝરત બસબસ બિન અમ્ર અને હઝરત અદી બિન અબી ઝગબાને કુરૈશી લશ્કરની બાતમી માટે રવાના કર્યા હતા. તેઓ ચાલતાં-ચાલતાં બદ્રના મેદાને પહોંચી ગયા. ત્યાં એક ટેકરા પાસે આવેલા ઝરણાને કિનારે તેઓએ પોતાના ઊંટોને બેસાડયા. ઊંટોની કાઠી પરથી મશકો ઉતારીને તેમાં પાણી ભરવા લાગ્યા. તે વેળા મજદી બિન અમ્ર જુહની નામે ગૃહસ્થ ત્યાં ઊભેલો હતો અને પાણી ભરનારી બે સ્ત્રીઓ પણ ઝરણા પાસે ઊભેલી હતી. હઝરત બસબસ અને હઝરત અદીએ બંને સ્ત્રીઓને આપસમાં જોરજોરથી વાતો કરતાં સાંભળી. કોઇ બાબત અંગે બંને આપસમાં રકઝક કરતી હતી. ધ્યાન દઇને સાંભળ્યું તો માલૂમ પડયું, બંને સ્ત્રીઓ કોઇ લેણાની રકમ બાબતે આપસમાં ઝગડી રહી છે.

હઝરત બસબસ અને હઝરત અદીએ સાંભળ્યું કે, એક સ્ત્રીએ બીજીને કહ્યું, "બહેન ! જરા ધીરજ રાખ, કાફલો આજકાલમાં આવી જશે. તેની મઝદૂરી કરીને હું તારૂં કરજ ચૂકવી આપીશ."

મજદી જુહનીએ આગળ વધીને એ સ્ત્રીની વાતને ટેકો આપતાં બીજીને કહ્યું, "બિલકુલ સાચી વાત છે અધીરાઇની જરૂર નથી. કાફલો આવવાની તૈયારીમાં છે." આમ કહીને મજદીએ બંનેનો ઝગડો પતાવી દીધો. હઝરત બસબસ અને હઝરત અદીએ આ વાતો સાંભળી લીધી. એજ વેળા તેઓ પોતાના ઊંટો પર સવાર થઇને ઊપડી ગયા. કુરૈશી કાફલાની બાતમી મળી ગઇ હતી. બંનેએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થઇને મળેલી બાતમીના સમાચાર આપી દીધા.

તે તરફ અબૂ સુફયાનને પણ પોતાનો કાફલો ખતરામાં હોવાના સમાચાર મળી ગયા હતા. બહુ સાવચેતીપૂર્વક તે કાફલા સાથે આગળ ધપતો હતો. બદ્ર નજીક પહોંચીને તેણે કાફલાને એક સલામત સ્થળે થોભાવી દીધો અને પોતે આગળ વધીને કંઇક નવાજૂની જાણવાના હેતુએ ટેકરાની પાછળ આવેલાં ઝરણા પાસે પહોંચી ગયો.

મજદી બિન અમ્ર જુહની ત્યાં ઊભેલો તેના જોવામાં આવ્યો, અબૂ સુફયાને તેની પાસે જઇને અધીરાઇથી પૂછ્યું, ''અહીં કોઇ માણસોને આવેલા તમે જોયા ?''

મજદી બોલ્યો, ''હા બે ઊંટસવારો સિવાય કોઇ અજાણ્યો માણસ અહીં નથી આવ્યો. બંનેએ પોતાના ઊંટો ટેકરા પાસે થોભાવ્યા અને મશકોમાં પાણી ભરીને ઊંટો દોડાવતા ચાલ્યા ગયા.''

અબૂ સુફયાન ઊંટસવારોનું સાંભળીને ચમકી ઊઠયો. ઝડપથી ચાલતો ટેકરા પાસે ગયો. ત્યાં પડેલી ઊંટની લીંડીઓ ઉપાડીને જોવા લાગ્યો. તોડીને જોયું તો તેમાં ખજૂરના ઠળિયા હતા. મનોમન બોલી ઊઠયો.''વલ્લાહ ! આ તો યસ્રિબનો ચારો છે !'' (યસ્રિબ મદીનહનું જૂનું નામ.)

એક પળના વિલંબ વિના ધસારાભેર દોડતો કાફલાના ઊંટો પાસે પહોંચ્યો અને ઊંટોના છોબડાંઓ પર થાબડા મારી-મારીને તેઓના મુખો સમુદ્ર તરફ ફેરવી દીધાં અને બદ્રથી મક્કહ જનારા સરિયામ રસ્તાને ડાબી બાજુએ મૂકીને ભાગંભાગ કાફલાને સમુદ્રકાંઠેના રસ્તાથી હંકારી ગયો.

**કુરૈશના અંજામનો બીજો ખ્વાબ**----------કુરૈશનું લશ્કર મક્કહથી કૂચકદમ કરતું જયારે જુહફહ સ્થળે પહોંચ્યું તો અહીં જ રાતવાસા માટે પડાવ નાખીને થોભી ગયું. પ્રભાત થતાં જ જુહૈમ બિન સલ્ત બિન મખરેમહ બિન મુત્તલિબ બિન અબ્દે મનાફ નામે ગૃહસ્થે પોકારીને કહ્યું :

> ''હે લોકો ! રાતે મેં એક ખ્વાબ જોયો છે. હું તે દુનિયામાં હતો જેમાં સૂતેલો માણસ કંઇ ન કંઇ જુએ છે. હું સૂવા અને જાગવાની હાલતમાં ઝોલાં ખાતો હતો. ખ્વાબમાં શું જોઉં છું કે એક માણસ આવી રહ્યો છે. તે પોતાના ઘોડાની પીઠ પર સવાર હતો. આવતાં જ તે મારી સામે ઊભો થઇ ગયો. તેની પાછળ તેનું એક ઊંટ પણ હતું. ઘોડો થોભાવતાં જ તેણે પોકાર પાડયો :
>
> ''ઉત્બહ બિન રબીઅહ માર્યો ગયો ! શૈબહ બિન રબીઅહ માર્યો ગયો ! અબુલ-હકમ બિન હિશામ (એટલે અબૂ જહલ) માર્યો ગયો ! ઉમૈયહ બિન ખલફ માર્યો ગયો! ફલાણો ફલાણો કતલ થઇ ગયો !''

તેણે એવા તમામ લોકોના નામો પોકાર પાડીને ગણી બતાવ્યાં જેઓ કુરૈશના ટોચના અગ્રેસરોમાંથી હતા અને જેઓ જંગે-બદ્રમાં કતલ થઇ ગયા.

''પછી મેં જોયું કે ઘોડેસવારે અચાનક પોતાના ઊંટની છાતીમાં ભાલો ઘોંચી દીધો. લોહીનો ફવ્વારો ઊડયો અને એજ હાલતમાં ઊંટને તેણે આપણા લશ્કરમાં દોડાવી દીધું. લશ્કરની છાવણીના તંબૂઓમાંથી કોઇ તંબૂ એવો ન રહ્યો જેને ઊંટે પોતાના લોહીથી ખરડયો ન હોય !''

રાવીનું કથન છે : આ સાંભળતાં જ અબૂ જહલનો પિત્તો ઊછળ્યો. આક્રોશથી બોલ્યો, ''લ્યો, બનૂ મુત્તલિબમાં બીજો પયગમ્બર ઊગી નીકળ્યો. કાલે જંગ જામતાં ખબર પડી જશે કે મેદાનમાં કોની લાશો પડે છે!''

**અબૂ જહલની હેંકડાઇ**----------ઇબ્ને ઇસ્હાક કહે છે : અબૂ સુફયાન પોતાના વેપારી કાફલાને સહીહ-સલામત બચાવીને છટકી જવામાં સફળ થઇ ગયો તો રસ્તામાંથી જ તેણે પોતાના માણસને દોડાવીને

કુરૈશને કહેણ મોકલાવી કે :

"હે કુરૈશ ! તમે તો ફક્ત તમારા કાફલાને, તમારા માલને, તમારા માણસોને બચાવવા નીકળ્યા હતા. અલ્લાહએ તેઓને બચાવી લીધા છે માટે તમે પાછા વળો મક્કહ તરફ."

આ કહેણ સાંભળીને અબૂ જહલ છંછેડાઈ ગયો. હેંકડાઈથી બોલ્યો, " શા માટે પાછા વળીએ ? અમે જરૂર બદ્રમાં જઈશું. ઊંટોની ગરદનો કાપીશું, શરાબની છોળો ઉડાવીશું. ગાનારીઓના ગાયનો સાંભળીશું, નાચમુજરા જોઈશું, રંગરાગની મહેફિલો જમાવીશું. ત્રણ રાત દિવસ ત્યાંના મેળામાં થોભીને મોજમજાની ઉજાણીઓ કરીશું. આખા અરબ પર આપણા દબદબાની હાક વાગી જશે. આપણી જાહોજલાલી જોઈને અરબના લોકો હેબતાઈ જશે. માટે બહાદુરો, આગળ બઢો !"

**સમજુ લોકોની મક્કહ વાપસી**————અખ્નસ બિન શરીક બિન અમ્ર બિન વહબ સ઼કફી કુરૈશના આગેવાનોમાંથી હતો. બનૂ ઝુહરહના કબીલા સાથે કરારોથી જોડાયેલો હતો અને બનૂ ઝુહરહનો સરદાર હતો. અબૂ જહલની ડંફાસ સાંભળીને તેણે હુજફહ સ્થળે પોતાની કૌમના લોકોને ભેગા કરીને કહ્યું, "હે બનૂ ઝુહરહ! અલ્લાહએ તમારો કાફલો બચાવી લીધો, તમારો માલ બચાવી લીધો અને તમારા દોસ્ત મખ્રમહ બિન નવફલને પણ બચાવી લીધો. તમે તો ફક્ત તમારા માલ અને તમારા દોસ્તને બચાવવા નીકળ્યા હતા. તમારૂં કામ થઈ ગયું હવે હાથે કરીને મુસીબતમાં પડવાની શી જરૂર ! અબૂ જહલને પડતો મૂકો, મક્કહ પાછા વળો. કોઈ બાયલાપણાનો ટાણો મારે તો હું હાજર છું !"

બનૂ ઝુહરહના તમામ લોકોએ અખ્નસ બિન શરીકની વાત માની લીધી. તે પોતાની કૌમનો માનીતો અને લાડીલો સરદાર હતો. લોકો દિલોજાનથી તેનો પડયો બોલ ઝીલી લેતા હતા. આ વેળા પણ તેની વજનદાર વાતો લોકોને ગળે ઊતરી ગઈ અને બધા મક્કહ પાછા વળી ગયા. બનૂ ઝુહરહના એક પણ માણસે જંગે-બદ્રમાં ભાગ નહિ લીધો.

કુરૈશ કબીલાની કોઈ શાખ એવી ન હતી જેમાંના અમુક લોકો આ લશ્કરમાં ન જોડાયા હોય. અલબત્ત બનૂ અદી બિન કઅબનો એક પણ માણસ આ લશ્કરમાં જોડાયો ન હતો. જેથી બનૂ ઝુહરહ અને બનૂ અદી બિન કઅબ આ બે કબીલામાથી એક પણ માણસ જંગે-બદ્રમાં હાજર રહ્યો નહિ.

એવી જ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બનૂ હાશિમ ખાનદાનમાંથી તાલિબ બિન અબૂ તાલિબ પણ પોતાના માણસો સાથે મક્કહ પાછો વળી ગયો. જતી વેળા કુરૈશના અમુક લોકોએ વાંધો લેતાં બંને પક્ષો વચ્ચે સવાલ-જવાબની ટપાટપી થવા પામી છતાં તાલિબ બિન અબૂ તાલિબે મચક નહિ આપતાં પોતાના માણસો સાથે મક્કહ તરફ હંકારી મૂકયું. ત્યારે કુરૈશે ટાણો માર્યો કે, "હે બનૂ હાશિમ! તમે ભલે અમારા સંગાતે આવી તો ગયા પણ દિલ તો તમારૂં મુહંમદની સાથે જ ચોંટેલું છે !"

---

# પ્રકરણ ૯૩

## ગઝવએ-બદ્ર

# ઇસ્લામ અને કુફ્રની પહેલી ટક્કર

કુરૈશી લશ્કરનો પડાવ • અલ્લાહની રહમતનો વરસાદ • રસૂલુલ્લાહ (સલ.) માટે છાપરૂં • કુરૈશી લશ્કર રણભુમિ તરફ • કુરૈશની તુમાખી • રસૂલે-રહમતની શાને-રહમત • કુરૈશને પાછા વળવાની નેક સલાહ • લડાઇને ટાળવાની બીજી કોશિશ • ઉત્બહની હાકલ :મક્કહ પાછા વળો ! • અબૂ જહલની ફિત્નાખોરી • આમિર અલ-હદ્રમીની બૂમરાણ • અબૂ જહલની જહાલતનો જવાબ • અસ્વદ મખ્ઝૂમીની પ્રતિજ્ઞા • હાથોહાથના યુધ્ધનો પડકાર • બે લશ્કરો સામસામે • ઇસ્લામી કતારોની દુરૂસ્તી • આશિકે-રસૂલની અજીબ હરકત • બારગાહે ઇલાહીમાં ગદ્‌ગદ દુઆઓ • જંગે-બદ્રના સૌથી પહેલા શહીદો • જિહાદનું પ્રેરક પ્રવચન • જિહાદનો જોશ, સહાબાની ફિદાકારી • અબૂ જહલનો શ્રાપ • દુશ્મન તરફ મુઠ્ઠીભર કાંકરી • હઝરત સઅદનો અણગમો • લાચારીએ લડવા આવેલા લોકો • હઝરત અબૂ હુઝૈફહની પશેમાની • અબુલ-બુખ્તરીની કમબખ્તી • હઝરત મુજઝ-ઝિરનું રણગીત.

**કુરૈશી લશ્કરનો પડાવ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બનૂ ઝુહરહ, બનૂ અદી બિન કઅબ અને તાલિબ બિન અબૂ તાલિબની મક્કહ વાપસી પછી, કુરૈશનું લશકર અબૂ જહલની આગેવાની હેઠળ, હુજફહ સ્થળેથી કૂચકદમ કરતું બદ્રના ''ઉદ-વતુલ-કુસ્વા'' માં પહોંચી ગયું. આ સ્થળ મક્કહની દિશાએ ''અકન-કલ'' નામે રેતીના ટેકરાની પાછળ અને ''યલયલ''નામની ખીણમાં આવેલું છે. એ બદ્રના મેદાનનો મક્કહ તરફ આવેલો દૂરનો છેડો હતો.[૧]

આ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના સહાબા સાથે બદ્રના મેદાનમાં પધાર્યા અને કુરૈશી લશ્કરની સામી દિશાએ આવેલા ''ઉદ-વતુદ-દુન્યા'' માં પધારીને આપે પોતાના સહાબા સાથે પડાવ નાખી દીધો. એ મદીનહની દિશાએ બદ્રના મેદાનનો નઝદીકનો છેડો હતો. બંને લશ્કરો વચ્ચે બદ્રનું મેદાન આવેલું હતું. બદ્રના કૂવા અથવા પાણીના ઝરા યલયલની ખીણમાં તે તરફ મદીનહની દિશાએ આવેલા હતા.[૨]

---

**૧.** કુર્આને-મજીદમાં કુરૈશી લશ્કરના પડાવના સ્થળ માટે 'ઉદવતુલ-કુસ્વા''શબ્દો આવેલા છે. ઉદવહ એટલે કિનારો, છેડો અને કુસ્વા એટલે બહુ દૂર. મતલબ બદ્રના મેદાનનો મક્કહ તરફ આવેલો દૂરનો કિનારો. ''હ''

**૨.** ઉદવતુદ-દુન્યા : બહુ જ પાસેનો કિનારો, નિકટતર છેડો-અરબીમાં ''દુન્યા''ના એક અર્થ સૌથી વધારે નઝદીકનો કિનારો. એના મુકાબલે ''કુસ્વા'' શબ્દ છે જેના અર્થ બહુ દૂરનો કિનારો. મતલબ એક લશ્કરે મક્કહ તરફના મેદાનના દૂરના કિનારે પડાવ નાખ્યો હતો. બીજા લશ્કરે મદીનહ તરફના મેદાનના નિકટના કિનારે પડાવ નાખ્યો હતો. બંનેની વચ્ચે બદ્રનું ખુલ્લું મેદાન હતું. સામેના પાનામાં ઉર્દૂ નકશામાં જોઇ શકાય છે. ''હ''

કુરૈશી લશ્કરે પેશકદમી કરેલી હોવાથી અનુકૂળ સ્થળો પર કબજો કરીને મોરચા માંડવાની તક ઝડપી લીધી હતી. મુસલમાનો બાદમાં પહોંચ્યા હતા. અહીં ન કૂવો હતો ન ઝરણા હતાં ન લશ્કર માટે અનુકૂળ જગા હતી. પડાવની જમીન પણ એટલી રેતાળ કે ઊંટોના પગો રેતીમાં ધસી ધસી જતા હતા. આ પરિસ્થિતિ જોઇને હઝરત હુબાબ બિન મુનઝિર બિન જમૂહ———મદીનહના એક અન્સારી સહાબી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! આપે પડાવ માટે આ સ્થળ પસંદ કર્યું. શું એ અલ્લાહનો હુકમ છે કે પછી જંગી ચાલને આધારે છે ? અગર અલ્લાહનો હુકમ છે તો એક ઇંચ આગળ-પાછળ થવાનો અમને અધિકાર નથી. પણ જો જંગી ચાલ હોય તો મારી એક સલાહ છે.''

આપે ફરમાવ્યું, ''બલ હુવર રઅયુ વલ-હર્બુલ-મકીદહ'' નહિ, અલ્લાહનો હુકમ નથી બલકે મારો અંગત મત છે અને એક જંગી ચાલને આધારે છે.

હઝરત હુબાબ બિન મુનઝિરે અરજ કરી, ''ત્યારે યા રસૂલલ્લાહ ! આ કોઇ અનુકૂળ જગા નથી. આપ અહીંથી આગળ પધારો. આપણે પેલા ઝરણા પાસે જઇને પડાવ નાખીએ જે કુરૈશથી બહુ નિકટ આવેલું છે એની પાછળ જેટલા ઝરા કે કૂવા છે તેને બેકાર બનાવી દઇએ. ત્યાં એક તલાવડી જેવો ખાડો ખોદીને તેને પાણીથી ભરી લઇએ. આ રીતે પાણીના પૂરવઠા પર કબજો કરીને જંગ કરીએ કે જેથી આપણને પાણી મળતું રહે અને દુશ્મનને નહિ મળે.''

આપે ફરમાવ્યું, ''લકદ અશરતા બિર રઅયે.'' તમે ખરેખર સાચી સલાહ આપી છે. [૧]

હઝરત હુબાબની સલાહ મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અહીંથી આગળ બઢયા અને કુરૈશી લશ્કરના પડાવથી સૌથી નઝદીક આવેલા ઝરણા પાસે પધારીને આપે પોતાના સહાબા સાથે પડાવ નાખી દીધાં. આપના હુકમથી અહીંના બધા કૂવા અને ઝરણા બેકાર બનાવી દેવામાં આવ્યાં, એ પછી છાગવીના ઝરણા પાસે તલાવડી જેવું બનાવીને તેને પાણીથી ભરી દેવામાં આવી કે જેથી વુઝૂ અને ગુસલ માટે આસાની રહે. પાણીના વાસણો પણ તલાવડીને કિનારે મૂકી દીધાં.

**અલ્લાહની રહમતનો વરસાદ**————અલ્લાહની કુદરતનો કરિશ્મો જુઓ, એજ સંજોગોમાં અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી વરસાદ વરસાવી દીધો.આ વરસાદથી મુસલમાનોને આ લાભ થયો કે રેતીની રજકાણો આપસમાં ગંઠાઇને જમીન સખત બની ગઇ. અને તેની ઉપર ચાલવા ફરવાનું સરલ બની ગયું. બીજી તરફ એજ વરસાદ કુરૈશ માટે રહમતને બદલે ઝહમત બની ગયો. તેઓ નીચાણમાં હોવાથી ત્યાંની જમીન કાદવ-કીચડવાળી બની ગઇ અને તેઓ માટે ચાલવા ફરવાનું મુસીબત બની ગયું.

મુસલમાનો માટે આ વરસાદ અલ્લાહની રહમત અને અલ્લાહના ઉપકાર સમાન હતો.એનું વર્ણન કુર્આને-કરીમમાં આ પ્રમાણે થયું છે :

| | |
|---|---|
| વ યુનઝ-ઝિલુ મિનસ-સમાઇ | અને વરસાવ્યુ તેણે આકાશથી |
| માઅલ-લિયુતહ-હિ-ર-કુમ બિહી, | પાણી, જેનાથી તે તમને પાક કરી દે |

૧. હઝરત હુબાબ બિન મુનઝિર બદ્રના મેદાનથી પૂરી રીતે માહિતગાર હતા. દર વરસે અહીં મોટો મેળો ભરાતો હતો. દૂર-દૂરથી અરબના લોકો મેળામાં આવતા હતા. મદીનહ અહીંથી ૮૦ માઇલ છેટુંહતું. હઝરત હુબાબ ઇસ્લામ પહેલાં મિત્રમંડળી સાથે અચૂક મેળામાં આવતા હતા. અહીંના કૂવાઓમાં મીઠું સ્વચ્છ પાણી હતું. (અસિહ-હુસ-સિયર પેજ ૧૨૮) ''હ''

| | |
|---|---|
| વ યુઝહિબા અન્કુમ | અને દૂર કરી દે તમારાથી |
| રિજ્ઝશ શયતાન. | શયતાનની ગંદકીને, |
| વ-લિયુર બિતા અલા કુલૂબિકુમ | અને જેથી મજબૂત કરી દે તમારા દિલોને, |
| વ યુસબ-બિતા બિહિલ અકદામ. | અને મક્કમ બનાવી દે તમારા કદમોને. |

**રસૂલુલ્લાહ (સલ.) માટે છાપરૂં**————હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રની રિવાયત પ્રમાણે હઝરત સઅદ બિન મુઆઝ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને ગદ્ગદ સ્વરે અદબથી કહેવા લાગ્યા :

"યા રસૂલલલ્લાહ ! આપની ઉપર મારાં માબાપ કુરબાન ! અમે આપના માટે એક છાપરૂં ઊભું કરી દઈએ કે જેથી આપ તેમાં બિરાજી શકો. ત્યાં આપના માટે સવારી પણ તૈયાર રાખીએ. પછી અમે રણભૂમિમાં દુશ્મનો સાથે જંગ કરીએ. જંગમાં અલ્લાહ તઆલા અમને ફતેહ આપે તો અમે પોતાના હેતુમાં કામયાબ થઈ ગયા. પણ જો મામલો ઊલટો બને તો આપ સવારી પર બિરાજીને મદીનહ પધારી જશો. ત્યાં અમારી કૌમના પાછળ રહી ગયેલા બધા જ લોકો એવા છે જેઓ આપના સાચા પ્રેમીઓ છે અને જેઓ આપને પ્રેમ કરવામાં અમારાથી પાછળ પડે એવા નથી. અગર તેઓને ખબર હોત કે દુશ્મનો સાથે આપને લડવું પડશે તો હરગિઝ તેઓ પાછળ નહિ પડત ! અલ્લાહ તેઓની મારફતે આપનું રક્ષણ કરશે. તેઓ આપના મદદગાર અને આપના ખેરખાહ બની રહેશે. તેઓ આપની ઉપર પોતાના પ્રાણ પાથરી દેશે. તેઓ આપના પડખે રહીને દુશ્મનો સાથે જિહાદ કરશે."

હઝરત સઅદ બિન મુઆઝ રદિયલ્લાહુ અન્હુની આ લાગણીભરી વાતો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ તેમના ભારોભાર વખાણ કર્યા અને તેમના માટે ભલાઈની દુઆ કરી.

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે છાવણીને છેડે એક છાપરૂં ઊભું કરી દેવામાં આવ્યું જેમાં પધારીને આપ બિરાજમાન થયા અને રાતભર આપે તેમાં આરામ ફરમાવ્યો.

**કુરૈશી લશ્કર રણભૂમિ તરફ**————ઇબ્ને ઈસ્હાક કહે છે : જ્યારે પ્રભાત થયું તો કુરૈશી લશ્કર પોતાની છાવણીમાંથી નીકળીને ઇસ્લામી લશ્કરની સામે જવા લાગ્યું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જ્યારે તેને "અકન-કલ"ની ટેકરીથી ઊતરીને ઇસ્લામી છાવણીની ખીણ તરફ આવતું જોયું તો આપે બારગાહે-ઇલાહીમાં ગદ્ગદ સ્વરે યાચના કરી :

| | |
|---|---|
| અલ્લાહુમ્મ હાઝિહી કુરૈશુન. | હે અલ્લાહ ! આ રહ્યા કુરૈશ ! |
| કદ અક-બલત બિ-ખુયલા-ઈહા | તેઓ આવી લાગ્યા છે પોતાના ઘમંડ સાથે, |
| વ ફખરિહા. | અને પોતાના અભિમાન સાથે. |

| | |
|---|---|
| તુહાદ-દુકા | તેઓ વિરોધ કરે છે તારો, |
| વ તુકઝ-ઝિબુ રસૂલકા. | અને જૂઠલાવે છે તારા પયગમ્બર ને [1] |
| અલ્લાહુમ્મ ફ-નસ-રકલ-લઝી | હે અલ્લાહ ! હું તલબગાર છું તારી તે મદદનો જેનો |
| વઅ-દ-ત્ની | તેં મને વાયદો આપ્યો છે. |
| અલ્લાહુમ્મ અહિન-હુમુલ-ગદાત. | હે અલ્લાહ ! વિનાશ બોલાવી દે એમનો આજે સવારે ! |

આ કુરૈશી લશ્કરમાંથી જ્યારે લશ્કરના સેનાપતિ ઉત્બહ બિન રબીઅહને, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક લાલ ઊંટ પર સવાર થઈને આવતો જોયો તો આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈંય-યકુન ફી અહદે મિનલ-કવમે ખૈરુન | આ લોકોમાંથી કોઈમાં જો કંઈ ભલાઈ હોય |
| ફ-ઈન્દ સાહિબલ-જમલિલ-અહમર. | તો તે આ લાલ ઊંટવાળા પાસે હશે. |
| ઈંય-યૂતીઊહુ યરશુદૂ. | જો લોકો એનું કહ્યું માની લે તો સીધા રસ્તે આવી જશે. |

**કુરૈશની તુમાખી**————જ્યારે કુરૈશી લશ્કર પોતાની છાવણીમાંથી નીકળીને ઈસ્લામી લશ્કરની છાવણી તરફ જવા લાગ્યું તો રસ્તામાં એક માણસ દોડતો એમની પાસે આવી લાગ્યો. એનું નામ ખુફાફ બિન ઐમાઅ બિન રહદા ગિફારી હતું. એનો બાપ ઐમાઅ બિન રહદા આ પ્રદેશના રાણવાસીઓનો સરદાર હતો. તેણે પોતાના બેટા ખુફાફને, થોડાંક કાપીને ખાવા જેવાં ઊંટો, કુરૈશ માટે ભેટ તરીકે આપીને કહેણ મોકલાવી હતી કે, "આ ઊંટો તમારા ખાવા માટે મોકલ્યાં છે. અગર કુરૈશની ઇચ્છા હોય તો હથિયારો અને માણસોથી પણ અમે મદદ કરવા તૈયાર છીએ !"

જવાબમાં કુરૈશે તેની શુભેચ્છાનો આભાર માનતાં તેના બેટા મારફતે કહેવડાવ્યું કે, "હે ભલા સરદાર! અમે તમારી ભલી લાગણીઓનો આભાર માનીએ છીએ. અલ્લાહ કરે કે આપણો આ પ્રેમસંબંધ કાયમ માટે ટકી રહે. તમે તમારી ફરજ યોગ્ય રીતે બજાવી છે. અમે મુસલમાનો સાથે જંગ ખેલવા નીકળ્યા છીએ. તમારે જાણવું જોઈએ કે જંગ ખેલવામાં અમે જરાપણ નબળા કે ડરપોક નથી. તેઓના મુકાબલે અમારામાં કોઈ તરહની કમજોરી નથી. પરંતુ એક વાત છે કે મુહંમદના દાવા મુજબ જો આ જંગ અલ્લાહ સાથે હોય તો અલ્લાહ સાથે કોણ ટક્કર લઈ શકે ? માટે અમને તમારા હથિયારો કે માણસોની મુદ્દલ જરૂર નથી."

**રસૂલે-રહમતની શાને-રહમત**————કુરૈશી લશ્કર જ્યારે લડાઈના મેદાનમાં ઈસ્લામી લશ્કરની સામે પહોંચી ગયું તો કુરૈશના કેટલાક માણસો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તલાવડી પાસે પાણી પીવા આવ્યા. તેઓમાં હકીમ બિન હિઝામ નામે ગૃહસ્થ પણ હતો. આ દેખીને સહાબાએ તેઓને અટકાવવાનો વિચાર કર્યો તો આપે ફરમાવ્યું, "કોઈને અટકાવો નહિ. દરેકને પાણી પીવાની છુટ આપી દો."

એ દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તલાવડીમાંથી જેટલા લોકોએ પાણી પીધું એ

૧. કુરૈશી લશ્કર અભિમાનથી ઇતરાતું, હેંકડાઈથી પોતાની જાહોજલાલીનું પ્રદર્શન કરતું. ઢોલતાંસાંના ધૂમધડાકા સાથે મક્કહથી નીકળ્યું હતું. એનું બયાન કુર્આનમાં આ રીતે થયું છે.

| | |
|---|---|
| વલા તકૂનૂ કલ-લઝીન | તમે એવા લોકો જેવા ન બનતા જેઓ |
| ખ-ર-જૂ મિન દિયારિ - હિમ | નીકળ્યા પોતાના ઘરોમાંથી |
| બ-ત-રંવ વ રિઆઅન-નાસ | અભિમાનથી ઇતરાતા અને લોકોને દેખાડતા |
| વ યસુદ-દૂન અન સબીલિલ્લાહ. | અને લોકોને અટકાવતા અલ્લાહના રસ્તાથી. |

બધા જંગે-બદ્રમાં માર્યા ગયા. અલબત્ત તેઓમાંથી હકીમ બિન હિઝામ કતલ થવાથી બચી ગયો. બાદમાં હકીમ બિન હિઝામ મુસલમાન બની ગયા અને એમનો ઇસ્લામ પણ છેવટ સુધી બહુ શાનદાર રહ્યો.હઝરત હકીમ બિન હિઝામ જયારેય કોઇ વાતના પાકા સોગંદ લેતા તો આ શબ્દો ઉચ્ચારતા, ''સોગંદ છે તે અલ્લાહના જોગે મને બદ્રના દિવસે કતલ થવાથી બચાવી લીધો !''

**કુરૈશને પાછા વળવાની નેક સલાહ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબૂ ઇસ્હાક બિન યસારે તેમ બીજા જાણકારોએ, અન્સારમાંથી પોતાના માનવંતા ઉસ્તાદોની રિવાયતથી આ માહિતી આપી કે, જયારે કુરૈશી લશ્કર લડાઇના મેદાનમાં આવીને ઠરીઠામ થયું તો આગેવાનોએ ઉમૈર બિન વહબ જુહની નામે લશ્કરી ઉપરીને ઇસ્લામી લશ્કરની જાસૂસી માટે મોકલ્યો કે, જઇને જોઇ આવે કે મુહંમદના સાથીઓની સંખ્યા કેટલી છે !

ઉમૈર બિન વહબ ઘોડા પર સવાર થઇને ઊપડયો. તેણે ઘોડો દોડાવીને ઇસ્લામી લશ્કરની ફરતે એક ચક્કર લગાવ્યો. મુસલમાનોની સંખ્યાની અવલોકન કર્યું અને પાછા આવીને કહ્યું,

''મુહંમદના સાથીઓ ત્રણ સો જેટલા લાગે છે. કદાચ એથી કંઇક વધુ હોય કે ઓછા હોય. પણ થોભો, હું ફરીવાર જોઇ આવું. તેઓની આજુબાજુમાં કુમક માટેની બીજી લશ્કરી ટુકડીઓ સંતાયેલી હોય તો નવાઇ જેવું નથી.''

આમ કહીને ઉમૈર બિન વહબે ફરીવાર પોતાનો ઘોડો મારી મૂકયો. તેણે ઇસ્લામી લશ્કરની ફરતે દૂરદૂરનો ચક્કર લઇને બારીક નજરે અવલોકન કર્યું. પણ તેને કુમક જેવી કોઇ લશ્કરી ટુકડી સંતાયેલી દેખાઇ નહિ ત્યારે તે પાછો આવી લાગ્યો અને કુરૈશને ચેતવણી આપતો હોય તેવા દર્દભર્યા સ્વરે બોલ્યો :

> ''પાસે કે આઘે કુમક જેવી કોઇ ટુકડી દેખાતી નથી પણ હે કુરૈશ ! મારી એક વાત સાંભળી લો. વલ્લાહ ! મેં જોયું છે કે બલાઓ અને આફતો મોતને ઉપાડીને તમારી તરફ ધસી રહી છે. મેં એવું પણ જોયું કે મૃત્યુનો રાક્ષસ યસ્રિબની ઊંટણીઓ પર સવાર થઇને આવી લાગ્યો છે.
>
> વલ્લાહ હે કુરૈશ ! મુસલમાનોને મેં એવી હાલતમાં જોયા છે કે તેઓની તલવારો સિવાય કોઇ તેઓને બચાવનારૂં નથી. તલવારો સિવાય તેઓની પાસે પોતાના બચાવનો ન કોઇ સામાન છે ન જીવ બચાવીને નાસવાનો કોઇ રસ્તો છે. તેઓ મરણિયા થઇને આવેલા લાગે છે. તમારામાંથી એકએકને માર્યા વગર મરવાના નથી. પછી જયારે પોતાની સંખ્યા પ્રમાણે તેઓ તમને મારી નાખશે તો બતાવો, જીવનના શો આનંદ? અને એવા જીવનના શો અર્થ ?
>
> હે કુરૈશ ! જે કંઇ મેં જોયું અને જાણ્યું તે મેં તમને બતાવી દીધું. હવે તમારે જે કરવું હોય તે કરો અને માનવું હોય તેમ માનો !''

**લડાઇને ટાળવાની બીજી કોશિશ**————હકીમ બિન હિઝામ કુરૈશી લશ્કરમાં એક ઠરેલ સ્વભાવનો સમજુ યુવક હતો. [૧] ઉમૈર બિન વહબની વાતો સાંભળીને તેણે લડાઇની બલાને ટાળવાનું નક્કી કર્યું. સૌથી પહેલાં તે લશ્કરના કમાન્ડર ઉત્બહ બિન રબીઅહ પાસે ગયો. અને મુદ્દાની રજૂઆત કરતાં બોલ્યો, ''હે અબા વલીદ ! તમે કુરૈશના અગ્રેસર અને લશ્કરના સેનાપતિ છો. બધા લોકો તમારા હુકમને માન આપે છે. શું તમારી એવી ઇચ્છા નથી કે લોકો કાયમ માટે તમને ભલાઇથી યાદ કરતા રહે ?''

''એ હકીમ ! તે શું વાત છે ?''ઉત્બહએ પૂછયું.

''લોકોને મક્કહ પાછા વાળો.'' હકીમે કહ્યું, ''લડાઇની બલાને ટાળો.

''તે કેવી રીતે ?''ઉત્બહએ પૂછયું.

હકીમે કહ્યું, ''મુસલમાનોના હાથે કતલ થનાર અમ્ર બિન અલ-હદ્રમી તમારો કરારી હતો. તેનો લોહીદંડ ચૂકવવાનું તમે માથે લઇ લો અને તેના વારસદારોને રાજી કરી લો.'' [૨]

''મને કબૂલ છે.''ઉત્બહએ કહ્યું, ''હું તેના ખૂનનો દંડ આપવા તૈયાર છું. એટલું જ નહિ, મુસલમાનોએ તેનો જે માલ લૂંટયો છે તે પણ હું મારા માલમાંથી આપવા તૈયાર છું. માટે એ હકીમ ! તમે એક કામ કરો. જલદી અબૂ જહલ પાસે જાવ અને કોઇ રીતે તેને રાજી કરો. લોકોને ઉશ્કેરનારો અને લોકોમાં ફાટફૂટ નાખનારો તેના વગર બીજો કોઇ નથી. તે રાજી નહિ થાય ત્યાં સુધી કોઇ મક્કહ જવાનું નથી.''

**ઉત્બહની હાકલ : ''મક્કહ પાછા વળો !''**————આમ કહીને એજ વેળા ઉત્બહ બિન રબીઅહ ઊભો થઇ ગયો. તેણે પ્રવચન કરતાં કુરૈશને હાકલ કરી :

> ''હે કુરૈશની જમાઅત ! વલ્લાહ, તમને મુહંમદ અને તેના સાથીઓ સાથે લડાઇ કરવાથી શું મળવાનું છે ?
>
> હા, આમ જરૂર બનશે કે તમારામાંથી કોઇ, સામા પક્ષે પોતાના માસીભાઇને મારી નાખશે, કોઇ પોતાના કાકાભાઇને કતલ કરશે તો કોઇ પોતાના સ્નેહીના લોહીથી પોતાના હાથ ખરડી લેશે. બદલામાં કાયમ માટે એકબીજાના દિલોમાં વેરનો કાંટો ખૂંપી જશે. તમે આપસમાં જ એકબીજાને નફરત કરતા થઇ જશો.
>
> હત્યારાનું મોઢું જોતાં જ તમને થઇ આવશે કે આ માણસ મારા મુસ્લિમ ભાઇનો ખૂની છે કે મારા કાકાભાઇનો ખૂની છે કે મારા ફલાણા સ્નેહીનો ખૂની છે ! આ રીતે તમે આપસમાં જ એકબીજાને ધિક્કારતા થઇ જશો.
>
> ''હે કુરૈશની જમાઅત ! મારૂં માનો તો મક્કહ પાછા વળો. મુહંમદને આખા અરબને હવાલે કરી દો. જો અરબના લોકો મુહંમદને પછાડી નાખે તો એથી રૂડું બીજું શું ? તમારા

---

૧. હકીમ બિન હિઝામ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ હઝરત ખદીજહ રદિયલ્લાહુ અન્હાના ભત્રીજા થતા હતા. ''હ''

૨. અમ્ર બિન અલ-હદ્રમીનું બયાન પ્રકરણ ૯૧ ''કુરૈશી કાફલા સાથે ઝપાઝપી''માં આવી ગયું છે નખ્લહ સ્થળે હઝરત વાકિદ બિન અબ્દુલ્લાહ રદિયલાહુ અન્હુએ તેને તીર છોડીને મારી નાખ્યો હતો. ''ક''

દિલની મુરાદ બર આવી જશે. પણ માની લો કે એથી ઊલટો મામલો બને તો મને યકીન છે કે, મુહંમદ કદી તમારી છેડતી નહિ કરે જ્યાં સુધી કે તમે તેની છેડતી નહિ કરો !" [1]

**અબૂ જહલની ફિત્નાખોરી**————હકીમ બિન હિઝામ કહે છે : ઉત્બહ બિન રબીઅહ પાસેથી ઊપડીને હું સીધો અબૂ જહલ પાસે પહોંચી ગયો. મેં જોયું કે તે પોતાનું બખતર પેટીમાંથી કાઢીને લડાઈની તૈયારી કરી રહ્યો છે. મેં તેને કહ્યું, "હે અબુલ-હકમ ! ઉત્બહએ મને આ સંદેશો આપીને તમારી પાસે મોકલ્યાં છે." (તેણે સંદેશાની વિગત કહી સંભળાવી.)

ઉત્બહનો સંદેશો સાંભળતા જ અબૂ જહલ સળગી ઊઠયો. ગુસ્સાથી વળ ખાતાં મોટેથી બોલ્યો, "ઉત્બહએ જ્યારથી મુહંમદ અને તેના સાથીઓને જોયા છે, તેનું ફેફસું ફૂલી ગયું છે. મુહંમદના ડરથી તેને પોતિયાં ઢીલાં થઈ ગયાં છે. વલ્લાહ ! આમ હરગિઝ બનવાનું નથી. જ્યાં સુધી કે અલ્લાહ આપણી વચ્ચે અને મુહંમદ વચ્ચે ફેસલો નહિ કરી દે, અમે પાછા વળવાના નથી. ઉત્બહએ આમ એટલા માટે કહ્યું છે કે તેનો છોકરો પણ મુહંમદના પક્ષે આવેલો છે. ઉત્બહને આ વાતનો ડર છે કે આપણે લડાઈના મેદાનમાં તેના છોકરાને પણ કાપીને ફેંકી દઈશું. [2] સાંભળો, મુહંમદ અને તેના સાથીઓની સંખ્યા માત્ર એક ઊંટનું માંસ ખાય શકે તેટલી જ છે. ઉત્બહ જાણે છે કે આપણે એ બધાને કાપીને ફેંકી દઈશું. એટલે જ તે મક્કહ પાછા વળવાની સલાહ આપે છે."

**આમિર અલ-હદ્રમીની બૂમરાણ**————અબૂ જહલે એજ ઉશ્કેરાટની હાલતમાં અમ્ર બિન અલ-હદ્રમીના ભાઈ આમિર બિન અલ-હદ્રમીને બોલાવીને કહ્યું, "અલ્યા જુએ છે શું ? મળેલી તક છટકી જવાની અણી પર છે. તારો કરારી ઉત્બહ બધાને મક્કહ પાછા વળવાની સલાહ આપે છે. જા, કુરૈશને તારા ભાઈનું ખૂન યાદ અપાવ અને મેદાનમાં નીકળીને વેરનો પડકાર ગજાવી દે !"

આમિર બિન અલ-હદ્રમી એજ વેળા કુરૈશની વચ્ચે ઊભો થઈ ગયો. તેણે પોતાનું પહેરણ ફાડી નાખ્યું. બનેલા બનાવની વિગત રજૂ કરી અને પછી ભાઈના છાજિયાં લેતાં પોક મૂકીને ચિલ્લાયો, "વા અમ્રહ ! વા અમ્રહ !"હાય અમ્ર ! હાય હાય રે અમ્ર !

એના પડઘા રૂપે લાગતો જ યુધ્ધનો દાવાનળ પ્રકટી ઊઠયો. ઉલઝેલા મામલાને સુલઝાવવાનું કોઈના કાબૂમાં ન રહ્યું. યુધ્ધે ચઢેલા યોધ્ધાઓ ખાંડાના ખેલ માટે થનગની રહ્યા. ઉત્બહ બિન રબીઅહએ સુલેહનો જે માર્ગ સૂચવ્યો હતો તેના ભૂક્કા વેરાય ગયા.

**અબૂ જહલની જહાલતનો જવાબ**————ઉત્બહ બિન રબીઅહને જ્યારે અબૂ જહલના આ ઝેરીલા ટાણાની ખબર પડી કે, ઉત્બહનું ફેફસું ફૂલી ગયું છે તો તે આવેશથી બોલી ઊઠયો, "એ બાયલાને

---

**૧.** ઉત્બહ બિન રબીઅહ કુરૈશના ટોચના અગ્રેસરોમાંથી બહુ શાણો, ઠરેલ સ્વાભાવનો ગૃહસ્થ હતો. એટલે જ રસૂલુલ્લાહ સલલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જયારે એને લાલ ઊંટ પર બેસીને મેદાનમાંથી નીકળતો જોયો તો ફરમાવ્યું હતું, "આ લોકોમાંથી કોઈના કંઈ ભલાઇ હોય તો તે આ લાલ ઊંટવાળા પાસે હશે." આજે લશ્કરની લગામ બેશક ઉત્બહના હાથમાં હતી પણ લશ્કરીઓની લગામ અબૂ જહલના હાથમાં હતી. ઉત્બહનું કંઈ ચાલી શકયું નહિ અને અબૂ જહલની જહાલતે કુરૈશી લશ્કરનું ધાણ કાઢી નાખ્યું. "હ"

**૨.** ઉત્બહ બિન રબીઅહના ફરઝંદ હઝરત અબૂ હુઝૈફહ બિન ઉત્બહ રદિયલ્લાહુ અન્હુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લશ્કરમાં બદ્રના મેદાનમાં હાજર હતા. એટલે જ અબૂ જહલે તેને બેટાનો ટાણો મારવાની તક ઝડપી લીધી. "હ"

જલદી ખબર પડી જશે કે ફેફસું કોનું ફૂલી ગયું; એનું કે મારું ?''

એજ વેળા ઉત્બહએ માથે મૂકવાના લોખંડી ટોપની માગણી કરી. એક પછી એક લોખંડી ટોપ લાવવામાં આવ્યો પણ ઉત્બહની ખોપરી મોટી હોવાથી કોઈના લોખંડી ટોપમાં તેનું માથું સમાયું નહિ ત્યારે તેણે એક ચાદર માથા ફરતે વીંટાળી લીધી.

**અસ્વદ મખ્ઝૂમીની પ્રતિજ્ઞા**——————ઈબ્ને ઈસ્હાક કહે છેઃ કુરૈશના લશ્કરમાં અસ્વદ બિન અબ્દુલ-અસદ અલ-મખ્ઝૂમી એક તુમાખીખોર, અવળચંડો અને કમજાત શખ્સ હતો. લશ્કરમાંથી નીકળીને ઊભો થઈ ગયો અને પ્રતિજ્ઞા લેતાં બોલ્યો, ''કાં હું મુહંમદની તલાવડીનું પાણી પીઈશ, કાં તેને તોડી નાખીશ, કાં તેના માટે મારા પ્રાણ આપી દઈશ !''

અલ્લાહના સોગંદપૂર્વકની પ્રતિજ્ઞા લઈને તે ઝપાટાભેર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તલાવડી તરફ ધસી ગયો. તેને ધસારાભેર આવતો જોઈને અલ્લાહના સિંહ હઝરત હમ્ઝહ તલવાર લઈને ઊભા થઈ ગયા અને તેને પડકારતાં બોલ્યા, ''ખબરદાર ! આગળ વધ્યો તો તારા બે ટુકડા કરી નાખીશ.''

આ ધમકીની દરકાર નહિ કરતાં તે હઝરત હમ્ઝહ સાથે બાખડી પડયો અને ઝપાઝપી કરવા લાગ્યો. ત્યારે હઝરત હમ્ઝહએ તેના પગ પર તલવારનો ફટકો માર્યો જેનાથી તેનો પગ પિંડલીની વચ્ચેથી કપાઈને ઊડી ગયો. આમ છતાં તે પોતાના ગુસ્સામાં તલાવડી તરફ બઢયે ગયો પણ ત્યાં પહોંચવા પહેલાં પીઠભેર ભોંયે પછડાયો. તેના કપાયેલા પગથી લોહીનો દદૂડો તેના સાથીઓ તરફ ઊડતો હતો. આ દશામાં પણ તે ભોંય પર ઢસડાતો તલાવડી તરફ બઢયે ગયો કે જેથી તેનું પાણી પીને કે તેને ગંદું કરીને પોતાની પ્રતિજ્ઞા પૂરી કરે. હઝરત હમ્ઝહ પણ તેની પૂઠે ગયા અને તલવારનો બીજો ફટકો મારીને તેને જહન્નમ રસીદ કરી દીધો.

**હાથોહાથના યુધ્ધનો પડકાર**——————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી કુરૈશી લશ્કરનો સિપહસાલાર ઉત્બહ બિન રબીઅહ લશ્કરમાંથી નીકળ્યો. તેણે પોતાના ભાઈ શૈબહ બિન રબીઅહ અને પોતાના પુત્ર વલીદ બિન ઉત્બહને સાથે લીધા અને લશ્કરમાંથી નીકળીને તલવારો ચમકાવતા મેદાનમાં આવીને ઊભા થઈ ગયા. ઉત્બહએ યુધ્ધની ગર્જના કરતાં હાથોહાથની લડાઈનો પડકાર ફેંકયો, ''હલ મિમ મુબારિઝ ?''છે કોઈ મર્દબચ્ચો મુકાબલે આવનારો ?

તેનો પડકાર ઝીલીને ઈસ્લામી લશ્કરમાંથી મદીનહના ત્રણ અન્સારી જવાનો નીકળી આવ્યા. એમાં હારિસ઼ના બે પુત્રો હઝરત ઔફ બિન હારિસ઼ અને હઝરત મુઅવ્વઝ બિન હારિસ઼ હતા. બંને જવાનોની અમ્માંજીનું નામ બીબી અફરાઅ હતું. ત્રીજા જવાન હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા હતા. [૧]

જયારે ત્રણે જવાનો મેદાનમાં સામે આવી ગયા તો ઉત્બહએ પૂછયું, ''મન અન્તુમ ?'' તમે કોણ છો?

૧. હઝરત ઔફ અને હઝરત મુઅવ્વઝના બાપાજીનું નામ હારિસ઼ હતું. અને માનું નામ અફરાઅ હતું. હારિસ઼થી ત્રણ બેટા થયા : ઔફ, મુઅવ્વઝ અને મુઆઝ. હારિસ઼ના મરણ બાદ બીબી અફરાઅ, બુકૈર બિન યાલીલના નિકાહમાં આવ્યાં. બુકૈરથી ચાર બેટા થયા : ઈયાસ, આકિલ, ખાલિદ અને આમિર. હઝરત બીબી અફરાઅની આ વિશેષતા છે કે અલ્લાહએ એમને સાત પુત્રો આપ્યા અને સાતે સાત પુત્રો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે જંગે-બદ્રમાં પધારેલા છે. અલ્લાહ એ સૌથી રાજી હો ! (કશ્ફુલ-બારી અમ્મા ફી સહીહિલ-બુખારી જિ.૨ પા. ૬૨) ''હ''

''રહતુમ મિનલ-અન્સાર.'' તેઓ બોલ્યા, ''અમે મદીનહના અન્સારની કૌમમાંથી છીએ.''

અન્સારનું નામ સાંભળીને ઉત્બહએ માથું ધૂણાવ્યું, ''મા લના બિકુમ હાજતુન.'' અમને તમારી જરૂર નથી, પાછા વળો.

એજ પળે ઉત્બહના સાથીઓમાંથી એક જણે ઘાંટો ગજાવીને કહ્યું, ''અખરિજ ઈલૈના યા મુહંમદ ! અકફા-અના મિન કવમિના.'' એટલે હે મુહંમદ ! આપણી કૌમના માણસો જેઓ અમારી જોડના હોય, એવાઓને અમારા મુકાબલે મોકલાવો.

આ સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

''હે ઉબૈદહ બિન હારિસ઼ ! તમે ઊભા થાવ.''

''હે હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ ! તમે ઊભા થાવ.''

''હે અલી બિન અબૂ તાલિબ ! તમે ઊભા થાવ.''

હુકમ મળતાં જ ત્રણે વીરનરો તલવારો ચમકાવતા મુકાબલા માટે મેદાનમાં પહોંચી ગયા. ત્રણેએ પોતાના ચેહરા પર નિકાબ નાખેલો હતો. ઉત્બહએ તેઓને ઓળખ્યા નહિ. પૂછયું, ''મન અન્તુમ ?''

ત્રણેએ પોતાનો પરિચય આપ્યો તો ઉત્બહએ કહ્યું, ''નઅમ અકફાઅ કિરામ.'' હા તમે અમારી જોડના આબરૂદાર લોકોમાંથી છો.

એમાં હઝરત ઉબૈદહ બિન હારિસ઼ ઊંમરમાં સૌથી મોટા હતા. તેઓ ઉત્બહ બિન રબીઅહના મુકાબલે આવ્યા. હઝરત હમ્ઝહ શૈબહની સામે થયા અને હઝરત અલીએ વલીદની સામે તલવાર તાણી લીધી. હાથોહાથનું યુધ્ધ જામ્યું. તલવારોની વીજળી ઝબૂકવા લાગી. હઝરત હમ્ઝહએ પળની ઢીલ આપ્યા વિના શૈબહ બિન રબીઅહને કાપીને ફેંકી દીધો. હઝરત અલીએ પણ પોતાના હરીફ વલીદ બિન ઉત્બહનું માથું આંખના પલકારામાં કાપીને ધૂળ ચાટતું કરી દીધું. હઝરત ઉબૈદહ અને ઉત્બહની તલવારો ટકરાવા લાગી. તેઓ પેંતરા બદલી-બદલીને એકબીજા પર વાર કરતા રહ્યા. છેવટે બંનેએ એકબીજાને ઘાયલ કરીને બેસાડી દીધા અને હલનચલનથી બંને લાચાર થઇ ગયા. હઝરત હમ્ઝહ અને હઝરત અલીએ આગળ વધીને ઉત્બહને કતલ કરી નાખ્યો અને પોતાના સાથીને ઉપાડીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં લઇ ગયા. [૧]

**બે લશ્કરો સામસામે**————એ પછી બંને લશ્કરો એકબીજાની સામે આવી ગયાં. આ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને તાકીદી હુકમ આપતાં ફરમાવ્યું : ''જયાં સુધી મારો હુકમ નહિ મળે, આક્રમણ કરવું નહિ !'' આપે એમ પણ ફરમાવ્યું:

| | |
|---|---|
| ઈન ઈક-ત-ન-ફ કુમુલ કવમુ | જો આ લોકો તમને ઘેરી લે |
| ફન-દહૂ-હુમ અન્કુમ બિન-નબ્લ. | તો બચાવ માટે તેઓ પર તીર વરસાવતા રહો. |

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝૂંપડીમાં હઝરત અબૂબક્ર સિદ્દીક સાથે બિરાજમાન હતા.

૧. એજ ઘવાયેલી હાલતમાં હઝરત ઉબૈદહ રદિયલ્લાહુ અન્હુએ આપના પવિત્ર ચરણો પર માથું નાખી દીધું અને પૂછયું, ''યા રસૂલુલ્લાહ! શું હું શહીદ નથી ?'' આપે ફરમાવ્યું, ''અશ્હદુ અન્નક શહીદુન.'' હું સાક્ષી આપું છું કે બેશક તમે શહીદ છો. એ પછી હઝરત ઉબૈદહ વફાત પામ્યા. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૭૬) ''ફ''

બદ્રનું યુધ્ધ શુક્રવારના દિવસે, રમઝાનની ૧૭ તારીખે ખેલાયું. એ અબૂ જઅફર મુહંમદ બિન અલી બિન હુસૈનની રિવાયત છે. [૧]

**ઇસ્લામી કતારોની દુરૂસ્તી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હબ્બાન બિન વાસિઅ બિન હબ્બાને પોતાની કૌમના ધર્મજ્ઞાનીઓની આ રિવાયત કહી સંભળાવી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બદ્રને દિવસે પોતાના સહાબાની સફો દુરૂસ્ત કીધી. આપના મુબારક હાથમાં એક તીર હતું જેનાથી આપ સહાબાની સફો સીધી ફરમાવતા હતા. સફો સીધી કરતી વેળા જ્યારે આપ, બનૂ અદી બિન નજ્જારના કરારી, હઝરત સવાદ બિન ગઝિય્યહ પાસેથી પસાર થયા તો આપે જોયું, તેઓ કતારમાંથી આગળ નીકળી આવેલા છે. આપે તેમના પેટમાં પેલું તીર અડાડીને ફરમાવ્યું, "હે સવાદ ! સફમાં સીધા ઊભા રહો !"

**આશિકે-રસૂલની અજીબ હરકત**————પેટ સાથે તીરનો સ્પર્શ થતાં જ હઝરત સવાદ બિન ગઝિય્યહ પોકારી ઊઠયા, "યા રસૂલલ્લાહ ! આપે પોતાના તીરથી મને તકલીફ પહોંચાડી દીધી, જ્યારે કે અલ્લાહએ તો આપને ન્યાય અને સત્ય સાથે મોકલ્યા છે. હવે મારે એનો બદલો લેવો છે."

આપે એજ વેળા પોતાના મુબારક પેટ પરથી પહેરાણ હટાવીને ફરમાવ્યું, "હા સવાદ ! લ્યો બદલો વાળી લો."

આ સાંભળતાં જ હઝરત સવાદ આગળ વધ્યા. માન અદબ અને પ્રેમના અપૂર્વ જુસ્સાથી આપના નૂરાની સીના સાથે વળગી પડયા. આપના મુબારક પેટ પર ચુંબનો આપ્યાં. પોતાની આંખો અને ચેહરો નૂરાની પેટ સાથે લગાડયો અને આંખો ઢાળીને એક તુચ્છ ગુલામ પેઠે ઊભા રહી ગયા.

"હે સવાદ !" આપે ફરમાવ્યું, "આ શી હરકત છે જે અત્યારે તારી તરફથી જાહેર થઇ ?"

"યા રસૂલલ્લાહ !" સવાદ ગદ્‌ગદ સ્વરે બા-અદબ બોલ્યા, "જે કટોકટી અત્યારે સર્જાયેલી છે તે આપણી આંખ સામે છે. મને થયું કે કટોકટીની આ પળોમાં, મારા મહબૂબ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરાની બદન સાથે, મુજ ગુલામના બદનનો સ્પર્શ થઇ જાય તો દીનો-દુનિયામાં મારો બેડો પાર થઇ જાય."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સવાદ માટે ભલાઇની દુઆ ફરમાવી.

ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારોએ આ સહાબીના નામનો સવાદને બદલે "સવ્વાદ" ઉચ્ચાર કર્યો છે કેમકે સવાદ નામે અન્સારમાંથી બીજા એક સહાબી હતા.

**બારગાહે-ઇલાહીમાં ગદ્‌ગદ દુઆઓ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઇસ્લામી લશ્કરની કતારો દુરૂસ્ત કરીને છાપરામાં તશરીફ લઇ ગયા. હઝરત અબૂબક્ર સિવાય આપની સાથે છાપરામાં કોઇ ન હતું. આપ પોતાના પાલનહારની બારગાહમાં, તેની મદદનો વાયદો પૂરો કરાવવાની દુઆઓમાં, એક ચિત્તે તન્મય બની ગયા. હવે આપ હતા અને આપનો પાલનહાર હતો. અબ્દ અને મઅબૂદ વચ્ચે રાઝો-નિયાઝની વાતો થવા લાગી. આપ પોતાના પાલનહારને કસમો પર કસમો આપીને દુઆઓ માગવા લાગ્યા. આ પ્રસંગના જે દુઆઓ હદીસોમાં લખેલી છે તેમાં આ શબ્દો પણ હતા :

---

૧. જંગે-બદ્રની તારીખ : ૧૭ રમઝાન હિજરી સન ૨. ઇસ્વી સન ૬૨૫ માર્ચ.

| | |
|---|---|
| અલ્લાહુમ્મ અનજિઝ-લી | હે અલ્લાહ ! પૂરો કર તે વાયદો |
| મા વઅદ-તની. | જેને પૂરો કરવાનું તેં મને વચન આપ્યું છે. |
| અલ્લાહુમ્મ ઇન તહલિક | હે અલ્લાહ ! અગર હલાક થઇ ગઇ |
| હાઝિહિલ-ઇસાબહ, | આ નાનકડી જમાઅત |
| મિન અહલિલ-ઇસ્લામ, | મુસલમાનોમાંથી, તો |
| લા તઅબુદ ફીલ-અર્દ. | તારી પૂજા થવાની નથી ધરતી પર. |

આપ બેહદ ગદ્‌ગદ સ્વરે પૂરી તન્મયતા સાથે દુઆઓ માગવામાં તલ્લીન હતા. દયા ઉપજાવે તેવી કરૂણા અને સંવેદના આપના નૂરાની મુખડા પર છવાયેલી હતી. પછી જ્યારે આપની કાકલૂદીઓ છેક દયાજનક અને રોમાંચક બની ગઇ તો હઝરત અબૂબક્રને આપની દયા આવી ગઇ. તેમણે રડમશ સ્વરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! બસ કરો. દુઆઓમાં કમી કરો. અલ્લાહએ આપની દુઆઓ સાંભળી લીધી છે અને જે કંઇ વાયદો અલ્લાએ આપને ફરમાવ્યો છે, અલ્લાહ જરૂર તેને પૂરો કરશે. અલ્લાહએ જે કંઇ વાયદો આપને ફરમાવ્યો છે, અલ્લાહ જરૂર તેને પૂરો કરશે."

દુઆઓની એજ એકાગ્રતા અને તલ્લીનતામાં થોડીક પળો માટે આપની ઉપર તંદ્રાની કૈફીયત છવાઇ ગઇ. પછી જાણે ચોંકીને અચાનક જાગી ગયા હોય તેમ આપનું મુબારક સર હાલી ઊઠયું. એ પછી આપ પૂરી રીતે તંદ્રામાંથી જાગી ગયા અને જાગતાં જ ફરમાવ્યું :

| | |
|---|---|
| અબ્શિર યા અબાબક્ર ! | ખુશખબર હો હે અબૂબક્ર ! |
| અતાક નસરુલ-લાહિ. | આવી લાગી તમારી પાસે અલ્લાહની મદદ, |
| હાઝા જિબ્રીલ | આ રહ્યા જિબ્રીલ ! |
| આખિઝમ બિ-ઇનાને ફરસિન | આવેલા છે પોતાના ઘોડાની લગામ પકડીને, |
| યકૂદુહુ અલા સનાયા-હુન-નકઉ. | ઘોડાના સામેના દાંતો પર ધૂળ ચોંટેલી છે. |

એટલે મેદાનમાં જે ઘમસાણનું યુધ્ધ ચાલી રહ્યું છે તેમાંથી ઊડનારી ધૂળ હઝરત જિબ્રીલના ઘોડાના આગલા દાંતો પર ચોંટેલી છે.

**જંગે-બદ્રના સૌથી પહેલા શહીદો**-----------ઇબ્ને ઇસ્હાક કહે છે: તે વેળા યુધ્ધની પરિસ્થિતિ એવી હતી કે તલવારોની ખટાખટ સાથે તીરો પણ સનસનાટ કરતાં આવી રહ્યાં હતાં. અચાનક એક તીર સનસનાટ કરતું દુશ્મન તરફથી આવીને હઝરત ઉમર બિન ખત્તાબના આઝાદ ગુલામ હઝરત મિહજઅને એવું ભોંકાયું કે તેઓ પોતાની જગાએ જ શહીદ થઇ ગયા. હઝરત મિહજઅ મુસલમાનોને પક્ષે જંગે-બદ્રના પહેલા શહીદ હતા. અલ્લાહ એમનાથી રાજી હો !

એ પછી બનૂ અદી બિન નજ્જારવાળા હઝરત હારિસહ બિન સુરાકહ નામે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના એક અન્સારી સહાબી તરફ એક તીર સનસનાટ કરતું આવી લાગ્યું. તેઓ ઇસ્લામી લશ્કરની તલાવડીમાંથી પાણી પી રહ્યા હતા. દુશ્મન તરફથી આવેલા તીરે હઝરત હારિસહનું ગળું છેદી નાખ્યું અને તેઓ પણ ત્યાં જ શહીદ થઇ ગયા. અલ્લાહ રાજી હો એમનાથી !

**જિહાદનું પ્રેરક પ્રવચન**-----------ઇબ્ને ઇસ્હાક કહે છે: અલ્લાહ તઆલા તરફથી વિજયની વધામણી

મળી ગઇ હતી. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝૂંપડીમાંથી નીકળીને મુસલમાનો તરફ પધાર્યા. મુજાહિદોને જિહાદની પ્રેરણા આપતાં આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| વલ્લઝી નફ્સુ મુહમ્મદિમ-બિ-યદિહી | સોગંદ છે તેના, જેના અધિકારમાં મુહંમદના પ્રાણ છે. |
| લા યુકાતિલુ-હુમુલ-યવમ રજુલુન | જંગ કરશે દુશ્મન સાથે આજે જે કોઇ માણસ, |
| ફ - યુક-તલુ સાબિરન | પછી માર્યો જશે મક્કમ રહીને, |
| મુહ-તસિબન | નેકી કે સવાબનું કામ સમજીને, |
| મુક-બિલન | આગળ ધસી-ધસીને, |
| ગૈર મુદ-બિરિન | પૂઠ ફેરવ્યા વગર, |
| ઇલ્લદ્-ખ-લ્-હુલ્લાહુ-જન્નહ | તો દાખલ કરશે અલ્લાહ તેને જન્નતમાં.[૧] |

**જિહાદનો જોશ, સહાબાની ફિદાકારી**————બનૂ સલમહ વાળા હઝરત ઉમૈર બિન હુમામના હાથમાં થોડીક ખજૂરો હતી, જેને તેઓ ખાય રહ્યા હતા. રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના શબ્દો સાંભળતાં જ બોલી ઊઠયા, ''અહાહા ! શું મારી વચ્ચે અને જન્નત વચ્ચે આટલું જ અંતર છે કે હું કાફિરોના હાથે શહીદ થઇ જાઉં ?''

લાગલી જ તેમણે ખજૂરો હાથમાંથી ફગોટી દીધી. હાથમાં તલવાર પકડી લીધી. દુશ્મનો પર તૂટી પડયા. અહીં સુધી લડયા કે અનેકને કતલ કરીને પોતે પણ શહીદ થઇ ગયા.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને આસિમ બિન ઉમર બિન કતાદહએ કહ્યું કે, હઝરત ઔફ બિન હારિસ, જેમના અમ્માંજીનું નામ બીબી અફરાઅ હતું, તેમણે આપને પૂછયું, ''યા રસૂલલ્લાહ ! બંદાની કઇ વાત અલ્લાહને ખુશ કરી દે છે ?'

આપે ફરમાવ્યું, ''જયારે તે બખતર વગરનો હોવા છતાં પોતાના હાથ દુશ્મનના લોહીમાં ડુબાડી દે!''

એજ વેળા બીબી અફરાઅના લાડીલાએ પહેરેલું બખતર કાઢીને ફેંકી દીધું. તલવાર હાથમાં લીધી. દુશ્મનો પર ત્રાટકી પડયા અને ત્યાં સુધી લડયા કે પોતે શહીદ થઇ ગયા.

**અબૂ જહલનો શ્રાપ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન મુસ્લિમ બિન શિહાબ ઝુહરીએ બનૂ ઝુહરહના હલીફ અબ્દુલ્લાહ બિન સઅલબા બિન સુઐર અઝરીની આ રિવાયત સંભળાવી. તેમણે કહ્યું, 'જયારે બંને લશ્કરો એકબીજાના મુકાબલા માટે સામસામે આવી ગયાં તો અબૂ જહલ આગળ વધ્યો. લશ્કરની સામે મેદાનમાં આવ્યો. તેણે પોતાના બંને હાથ ઊંચા કર્યા અને બારગાહે-ઇલાહીમાં દુઆ માગતાં ઊંચા સાદે કહ્યું :

> ''હે અલ્લાહ ! અમારામાંથી જે માણસ સગાઇ-સંબંધને તોડી નાખનારો હોય અને બાપદાદાએ નહિ સાંભળી હોય તેવી વાતો રજૂ કરનારો હોય, આજની લડાઇમાં તેનો વિનાશ બોલાવી દેજે !''

૧. એટલે મારા સહાબામાંથી આજે જે કોઇ વીરનર મક્કમ પગલે, આગળ ધસીધસીને અને મરણિયો થઇને અને જિહાદને....અલ્લાહની ઇબાદત સમજીને, પૂઠ ફેરવ્યા વગર દુશ્મન સાથે લડશે અને શહીદ થઇ જશે તો અલ્લાહ તેને જન્નતમાં દાખલ કરશે. ''ह''

રાવીનું કથન છે : આ શ્રાપ કે બદ-દુઆ માગીને અબૂ જહલે, પોતાની અને પોતાના લશ્કરની બરબાદીનો દરવાજો પોતે ખોલી નાખ્યો. બારગાહે-ઇલાહીમાં તેની આ દુઆ કબૂલ થઇ ગઇ. તે પોતે બરબાદ થયો અને તેનું લશ્કર પણ આ લડાઇમાં બરબાદ થયું. [૧]

**દુશ્મન તરફ મુઠ્ઠીભર કાંકરી**—————ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જમીન પરથી મુઠ્ઠીભર કાંકરીઓ ઉપાડી લીધી અને કુરૈશી લશ્કર તરફ મુખ કરીને ફરમાવ્યું:

'શાહતિલ-વુજૂહ ! ''ચેહરાઓ કાળા પડો ! મોઢાંઓ વિકૃત બનો !

આમ ફરમાવીને કાંકરીઓ આપે દુશ્મન તરફ ઉછાળી મૂકી અને પોતાના સહાબાને ફરમાવ્યું ''દુશ્મનો પર તૂટી પડો !''

આપનો હુકમ મળતાં જ સહાબા દુશ્મનો પર તૂટી પડયા. મારતા-મારતા આગળ બઢયે ગયા અને કુરૈશી લશ્કરનો પરાજય થઇ ગયો. અલ્લાહ તઆલાએ તેઓના અનેક નામચીન સૂરમાઓને કતલ કરાવી નાખ્યા અને તેઓના ઘણાખરા ટોચના સરદારોને કેદ કરાવ્યા.

જયારે મુસલમાન મુજાહિદો કુરૈશને કેદ કરવા લાગ્યા તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝૂંપડીમાં બિરાજમાન હતા. હઝરત સઅદ બિન મુઆઝ ઉઘાડી તલવારે ઝૂંપડીના દરવાજે પહેરો ભરતા હતા. તેમની સાથે કેટલાક અન્સાર જવાનો, અંગરક્ષકો તરીકે ખુલ્લી તલવારે ઊભેલા હતા કે, રખેને દુશ્મન આપની ઉપર હુમલો ન કરી દે !

**સંપાદકની નોંધ** : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કુરૈશી લશ્કર તરફ ઉછાળેલી મુઠ્ઠીભર કાંકરીઓનું બયાન કુર્આન-મજીદમાં આ રીતે થયું છે :

| | |
|---|---|
| વમા રમૈત | હે નબી ! એ કાંકરી તમે નહિ ફેંકી, |
| ઇઝ રમૈત. | જયારે કે એ કાંકરી ફેંકવામાં આવી. |
| વલા કિન્નલ્લાહ રમા. | બલકે અલ્લાહએ એ કાંકરી ફેંકી. |

કુરૈશના એક હજારના દૂર સુધી ફેલાયેલા લશ્કરમાં કોઇ દુશ્મન સિપાહી એવો ન રહ્યો જેની આંખ કે નાક-કાનમાં કાંકરીની રજકણો ન પહોંચી ગઇ હોય. જાહેરમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથથી કાંકરી ફેંકવામાં આવી પણ એક હજારના લશ્કરમાં દરેકની આંખમાં કાંકરીનું પહોંચવું તે આપનું કામ નહિ બલકે અલ્લાહનું કામ હતું. અને ખરેખર એ અલ્લાહની કુદરતનો એક અદના કરિશ્મો હતો કે, કાંકરી આંખોમાં પડતાં જ દુશ્મનના હાંજા ગગડી ગયા, હિંમતો પડી ભાંગી, પગો ઊખડી ગયા, તેઓમાં નાસભાગ મચી રહી.

સહીહ બુખારીમાં છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુઠ્ઠીભર કાંકરી ઉપાડી તે વેળા આપની મુબારક જીભ પર આ આયત હતી :

| | |
|---|---|
| સયુહ-ઝમુલ-જમ્ઉ | બહુ જ જલદી કાફિરોનું લશ્કર શિકસ્ત પામશે |
| વ યુવલ્લૂ-નદ-દુબુર. | અને પૂઠ ફેરવીને ભાગી ઊઠશે. |

---

૧. જેનો અગેવાન આંધળો તેનું કટક કૂવામાં. કટક એટલે લશ્કર. અથવા તેના અનુયાયીઓ કે તેના પગલે ચાલનાર અંધશ્રદ્ધાળુઓ. ''હ''

કુરૈશના લશ્કરમાં સઈદ બિન આસનો જવાન પઠ્ઠો ઉબૈદહ બિન સઈદ પણ મુસલમાનો સાથે લડવા આવ્યો હતો. ઈસ્લામનો કટ્ટર દુશ્મન હતો. માથાથી પગ સુધી લોખંડમાં ડૂબેલો હતો. બખતરમાંથી આંખો સિવાય તેના બદનનો કોઈ ભાગ દેખાતો ન હતો. ઉત્બહ, શૈબહ અને વલીદ જેવા નામચીન સરદારોના માર્યા જવાથી તેની આંખોમાં ખૂન ઊતરી આવ્યું. ઝનૂનમાં આવીને મેદાનમાં દોડી ગયો અને પડકાર્યો, "હું અબૂ કિર્શ છું !" ૧

તેનો પડકાર ઝીલીને હઝરત ઝુબૈર મેદાનમાં પહોંચી ગયા. જોયું તો તે માથાથી પગ સુધી લોખંડી પોશાકમાં ગરકાવ હતો. માત્ર લોખંડી ટોપમાંથી તેની આંખો દેખાતી હતી. હઝરત ઝુબૈરે નિશાન તાકીને પોતાની બરછી તેની આંખોમાં એવી સિફતથી મારી કે બરછીનું ફળ તેની આંખોની આરપાર નીકળી ગયું. લાગલો જ ઢગલો થઈને તે ભોંય પર ઢળી પડયો. હઝરત ઝુબૈરને બરછી કાઢવા માટે તેની ખોપરી પર પગ મૂકવો પડયો ત્યારે જેમતેમ કરીને તે નીકળી શકી.

આ બરછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એક યાદગાર તરીકે હઝરત ઝુબૈર પાસેથી માગી લીધી. આપની વફાત બાદ હઝરત અબૂબક્ર પાસે રહી. પછી હઝરત ઉમર પાસે, પછી હઝરત ઉસ્માન પાસે, પછી હઝરત અલી પાસેથી થઈને છેવટે હઝરત ઝુબૈરના ફરઝંદ હઝરત અબ્દુલ્લાહ પાસે પહોંચી ગઈ. (સીરતુલ-મુસ્તફા જિ.૨ પા. ૯૯ હવાલો સહીહ બુખારી. સંપાદકની નોંધ પૂરી થઈ. "હ")

**હઝરત સઅદનો અણગમો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશી લશ્કરની નાસભાગ વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઝૂંપડીમાં બિરાજમાન હતા. મુસલમાન લોકો નાસતા દુશ્મનને કેદ પકડતા હતા. હઝરત સઅદ બિન મુઆઝ ઉઘાડી તલવારે પહેરો ભરતા હતા તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત સઅદના ચેહરા પર નાગવારી કે અણગમાની રેખાઓ પ્રસરેલી જોઈ તો આપે પૂછયું, "સઅદ ! શું કેદીઓ પકડાઈ તે તમને પસંદ નથી ?"

હઝરત સઅદે બાઅદબ અરજ કરી, "જી હા યા રસૂલલ્લાહ ! મુશરિકો માટે આ પહેલી આફત છે જે તેઓની ઉપર તૂટી પડી અને મુસલમાનો માટે આ પહેલો પ્રસંગ છે જેમાં અલ્લાહએ તેઓને ફતેહ આપી. મુશરિકો અલ્લાહ અને તેના રસૂલ સાથે લડવા આવ્યા હતા. મને તો એજ પસંદ હતું કે તેઓને જીવતા છોડવાને બદલે ખૂબ કતલ કરતે !"

**લાચારીએ લડવા આવેલા લોકો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : અબ્બાસ બિન અબ્દુલ્લાહ બિન મઅબદે પોતાના ઘરવાળાંઓથી અને તેઓએ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત મને સંભળાવી કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બદ્રને દિવસે પોતાના સહાબાને ફરમાવી દીધું હતું :

"મને સમાચાર મળ્યા છે તે મુજબ બનૂ હાશિમ અને કુરૈશના બીજા કેટલાક લોકોને બળજબરીથી જંગ માટે હાંકી લાવવામાં આવ્યા છે તેઓને આપણી સાથેની લડાઈ સિવ કંઈ લાગેવળગે નહિ. માટે બનૂ હાશિમમાંથી કોઈ માણસ તમારી દોટે ચઢે તો તેને કતલ

૧. અબૂ કિર્શ : સામેવાળાને કીડીઓ પેઠે પગની એડી હેઠળ કચડી નાખનારનો બાપ. "હ"

કરવો નહિ.

"અને અબુલ-બુખ્તરી બિન હિશામ બિન હારિસ બિન અસદ તમારામાંથી કોઇની સામે આવે તો તેને કતલ કરવો નહિ.

"અને રસૂલુલ્લાહના કાકા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ તમારામાંથી કોઇની સામે આવે તો તેમને કતલ કરવા નહિ. કેમકે એ બધાને પરાણે હાંકીને અહીં લાવવામાં આવ્યા છે."

**હઝરત અબૂ હુઝૈફહની પશેમાની**——————આ સાંભળીને ઉત્બહના ફરઝંદ હઝરત અબૂ હુઝૈફહ (જિહાદના જુસ્સામાં) બોલી ઊઠયા, "વાહ ! અમે અમારા બાપ, દાદા, પુત્રો, પૌત્રો, ભાઇઓ અને અમારા ખાનદાનના લોકોને કતલ કરીએ અને અબ્બાસને છોડી દઇએ ? વલ્લાહ, અબ્બાસ જો મારી દોટે ચઢી જશે તો જરૂર હું તેને મારી તલવારનો કોળિયો બનાવી લઇશ !"

આ વાતની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમને ખબર પહોંચી તો આપે ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુને ફરમાવ્યું :

| | |
|---|---|
| યા અબા હફસ ! અ યુદ-રબુ<br>વજહુ અમ્મે રસૂલિલ્લાહિ<br>બિસ-સૈફ ? | હે અબૂ હફસ ! શું ફટકો મારવામાં આવશે.<br>રસૂલુલ્લાહના કાકાના ચહેરા પર<br>તલવારથી ? |

હઝરત ઉમરનું કથન છે : આ પહેલો પ્રસંગ હતો કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મને "અબૂ હફસ"ના ઉપનામે સંબોધન કર્યું.

જવાબમાં હઝરત ઉમરે અરજ કરી, "યા રસૂલલ્લાહ ! મને પરવાનગી આપો કે તેની ગરદન તલવારથી ઉડાવી દઉં. કેમકે વલ્લાહ ! અબૂ હુઝૈફહ મુનાફિક બની ગયો છે."

બાદમાં હઝરત અબૂ હુઝૈફહ રદિયલ્લાહુ અન્હુ કહ્યા કરતા, "તે દિવસે જે શબ્દો (જિહાદના જોશમાં) અનાયાસે મારી જીભથી સરી પડયા, આજે પણ તેના ભયથી હું થથરી ઊઠું છું. ખરેખર મારી એ ગંભીર ભૂલ હતી. આ ભૂલ મારા દિલની ધડકન બની ગઇ છે. સમજાતું નથી એનો બદલો કેવી રીતે વાળું ? હા, અલ્લાહના રાહમાં શહીદ થઇ જાઉં તો કદાચ એનો બદલો વળી શકે !"

હઝરત અબૂ હુઝૈફહ પોતાના જીવનમાં આ ભૂલનો સતત પસ્તાવો કરતા રહ્યા ત્યાં સુધી કે જંગે-યમામહમાં શહીદ થઇ ગયા.[૧]

**અબુલ-બુખ્તરીની કમબખ્તી**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબુલ-બુખ્તરીને કતલ કરવાની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ આ કારણે મના ફરમાવી હતી કે, એ ઠરેલ પ્રકૃતિનો, શરીફ તબીઅતનો, સમજબુદ્ધિ ધરાવનારો માણસ હતો. આપ મક્કહમાં હતા ત્યારે હમેશા આપનો પક્ષ લેતો હતો. આપને નાપસંદ હોય તેવી દરેક વાતથી કુરૈશને અટકાવતો હતો. પોતાની જાતથી અબુલ-બુખ્તરીએ કદી આ

૧. બદ્રના દિવસે શરૂઆતમાં હાથોહાથની લડાઇમાં હઝરત અબૂ હુઝૈફહ રદિયલ્લાહુ અન્હુનો બાપ, કાકો અને ભાઇ માર્યા ગયા હતા એટલે ઉત્બહ, શૈબહ અને વલીદ. આ શબ્દો જિહાદના જુસ્સામાં અનાયાસે તેમના મુખેથી સરી પડયા હતા. "હ"

કોઈ તકલીફ પહોંચાડી ન હતી. મક્કહમાં બનૂ હાશિમ અને બનૂ મુત્તલિબ વિરૂધ્ધના બહિષ્કારી ઘેરા વેળા કુરૈશે જે અન્યાયી દસ્તાવેજ લખ્યો હતો તેને તોડવામાં આ ભલા માણસે અગ્ર ભાગ ભજવ્યો હતો.

બદ્રના મેદાનમાં ઘમસાણનું યુધ્ધ મચેલું હતું ત્યારે અબુલ-બુખ્તરી અચાનક હઝરત મુજઝ-ઝિર બિન ઝિયાદ બલવીના મુકાબલે આવી ગયો. હઝરત મુજઝ-ઝિર બલવીએ તેને સંબોધીને ફરમાવ્યું, "હે અબુલ-બુખ્તરી ! રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તને કતલ કરવાની અમને મના ફરમાવી છે."

અબુલ-બુખ્તરીની સાથે તેનો એક મિત્ર પણ હતો જેનું નામ જુનાદહ બિન મુલૈહા બિન્તે જુહૈર બિન હારિસ બિન અસદ હતું જે બનૂ લૈસના કબીલામાંથી હતો. બંને જિગરજાન મિત્રો હતા. મક્કહથી સાથે આવેલા હતા બંનેની સવારીઓ પણ સાથે-સાથે હતી.

જવાબમાં અબુલ-બુખ્તરી બોલ્યો, "વારૂ તો મારા આ સાથીને પણ તું કતલ નહિ કરશેને ?"

"નહિ વલ્લાહ ! અમે તારા સાથીને નહિ છોડીએ." હઝરત મુજઝ-ઝિરે કહ્યું, "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફક્ત તને કતલ નહિ કરવાનો અમને હુકમ ફરમાવ્યો છે."

"ત્યારે તો વલ્લાહ !" અબુલ-બુખ્તરી બોલ્યો, "એ હરગિઝ નહિ બની શકે. કાં અમે બંને સાથે જીવીશું કાં અમે બંને સંગાતે મરીશું. મક્કહની બેગમોનો આ ટાણો હું સહન કરી શકું નહિ કે, અબુલ બુખ્તરીએ પોતાની જાન બચાવવા પોતાના સાથીનો સંગાત છોડી દીધો !"

લાચારીએ હઝરત મુજઝ-ઝિરે તેને યુધ્ધનો પડકાર ફેંક્યો. અબુલ-બુખ્તરીએ જોયું કે હવે જંગ વિના બીજો રસ્તો નથી. તેણે પણ તલવાર તાણી લીધી અને આ રણગીત લલકારતો આગળ આવી ગયો :

**લંચ યુસ્લે-મબ્નુ હુર-રતિન ઝમીલહૂ,[1] • હત્તા યમૂત્ અવ યરા સબીલહૂ.**

કુળવાન નારીનો જણેલો નર પોતાના સાથીને કદી છોડી શકતો નથી ; ત્યાં સુધી કે પોતે કપાઈ મરે કાં પોતાના સાથીના બચાવનો કોઈ રસ્તો કાઢે.

**હઝરત મુજઝ-ઝિરનું રણગીત**————સારાંશ કે હઝરત મુજઝ-ઝિરની કોઈ વાત તેણે માની નહિ. છેવટે બંને વચ્ચે મુકાબલો થયો અને હઝરત મુજઝ-ઝિરે તેને કતલ કરી નાખ્યો.

અબુલ-બુખ્તરી સાથે જંગ કરતી વેળા હઝરત મુજઝ-ઝિર આ રણગીત લલકારતા હતા :

**ઇમ્મા જહિલ્તા અવ નસીતા નસબી, • ફઅસ-બિતિન નસબતા અન્ની મિમ બલી.**

કાં તો તું મારા નસબ એટલે વંશને ભૂલી ગયો છે અથવા તેનાથી તું અજ્ઞાત છે. પોતાના મગજમાં સારી રીતે ઠસાવી લે કે હું બનૂ બલીના વંશમાંથી છું.

**અત-તાઈનીન બિ-રિમાહિલ-યઝની, • વદ-દારેબી-નલ કબ્શ હત્તા યન્હની.**

આ તે વંશ છે જેના વીરનરો ભાલાઓથી જંગ ખેલતા રહે છે અને કબીલાના આગેવાન પર ને નમે નહિ ત્યાં સુધી વાર કરતા રહે છે.

**બશ-શર બીતુમ મિન અબીહિલ-બુખ્તરી, • અવ બશ-શિર્ન બિ-મિસ્લેહા મિન્ની બની.**

૧. ઝમીલ : એવો સાથી જે સવારીની પાછળ બેઠેલો હોય અથવા જેની સવારી જોડેજોડ હોય. એવા સાથીને ઉર્દૂમાં "હમ-રિકાબ" કહે છે. "હ"

અબુલ-બુખ્તરીને તેના બાપથી વિખૂટા પડવાની વધામણી આપી દો અથવા તમે બંને મારાં બાળકોને એવી જ ખુશખબરી સંભળાવી દો !

**અનલ લઝી યુકાલુ અસ્લી મિમ બલી, • અ-તઅનુ બિસ-સઅદતે હત્તા તન્સની.**

હું જ તે છું જેના વિશે કહેવાય છે કે મારૂં કુળ બનૂ બલી છે.હું ભાલાનું ફળ વાંકું નહિ વળી જાય ત્યાં સુધી વાર કરતો રહું છું.

**વઅ-બિતુલ-કિર્ન બિ અદબિન મશરેકી, • અરઝિમુ લિલ-મવતે ક-ઇરઝાલિમ મરી.**

**ફલા તરા મુજઝ-ઝિરન યફરી ફરી.**

મારા હરીફને હું મશરિકી તલવારથી કતલ કરૂં છું. મોત માટે હું તે ઊંટણી પેઠે બરાડું છું જેનું દૂધ તેના થાનમાં અટકી ગયું હોય. મુજઝ-ઝિરને તું વિચિત્ર વાતો કરતાં નહિ જુએ ! (હું જે કહું છું તે કરીને દેખાડું છું.)

ઇબ્ને હિશામ કહે છે : છેલ્લા શેઅરની બીજી કડીમાં ''અલ-મરી''શબ્દ આવેલો છે એની રિવાયત ઇબ્ને ઇસ્હાકને બદલે બીજા જાણકારોથી મને મળી છે અને ''અલ-મરી''ના અર્થ એવી ઊંટણી જેનું દુધ મહામુશ્કેલીએ દોહી શકાતું હોય.

ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી હઝરત મુજઝ-ઝિર બિન ઝિયાદ બલવી [૧] રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! તે અલ્લાહના સોગંદ જેણે આપને સચ્ચાઇની સાથે પોતાના પયગમ્બર બનાવીને મોકલ્યા છે, મેં અબુલ-બુખ્તરીને આપના ફરમાન મુજબ બચાવી લેવાની પૂરી કોશિશ કરી કે, તેને જીવતો પકડીને આપની તહેનાતમાં હાજર કરૂં. પણ જંગ વિના મારી કોઇ વાત તેણે માની નહિ. જયારે મેં જોયું કે જંગ વિના બીજો રસ્તો નથી તો લાચારીએ મારે તેની સાથે લડવું પડયું અને મેં તેને મારી નાખ્યો.''

ઇબ્ને હિશામ કહે છે : અબુલ-બુખ્તરીનું અસલી નામ આસ બિન હિશામ બિન હારિસ બિન અસદ હતું.

---

૧. મુજઝ-ઝરના અર્થ : નાના કદનો, મજબૂત હાથપગનો, ગંઠાયેલા શરીરનો આદમી. એવું ઊંટ જેના હાડકાં અને સાંધાઓ પર ખૂબ માંસ ચઢેલું હોય. (બયાનુલ-લિસાન પેજ ૬૯૪) ''હ''

## પ્રકરણ ૯૪

# ગઝવએ-બદ્રમાં અલ્લાહની ગૈબી મદદ

ઉમૈયહ બિન ખલફનો અંજામ ● આજે એ નહિ કે હું નહિ ! ● જંગે-બદ્રમાં ફરિશ્તાઓની હાજરી ● અબૂ જહલનું રણગીત ● લશ્કરનો સંકેત શબ્દ ● અબૂ જહલનો અંજામ ● હઝરત મુઆઝ બિન અમ્રની જવાંમર્દી ● અબૂ જહલની છેલ્લી પળો ● અબૂ જહલની આપવડાઈ ● અબૂ જહલનું માથું ● આસ બિન હિશામની કતલ ● લાકડાની તલવાર ખરેખરી તલવાર ● હઝરત ઉક્કાશહને જન્નતની બશારત ● લડાઈમાં બાપ-બેટાનો સામનો ● મુશરિકોના મુરદાઓને સંબોધન ● હઝરત હસ્સાનના શેરો ● મુસ્લિમ બેટાના ઈમાનની શાન ● કુરૈશ પક્ષે માર્યા ગયેલા મુસ્લિમ જવાનો.

**ઉમૈયહ બિન ખલફનો અંજામ**————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યહ્યા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે પોતાના પિતાજીની રિવાયત કહી સંભળાવી. એજ રિવાયત અબ્દુલ્લાહ બિન અબીબકે પણ બયાન કરી અને આ બંને ગૃહસ્થો ઉપરાંત બીજા માહિતગારોએ પણ હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ રદિયલ્લાહુ અન્હુની એજ રિવાયત મને કહી સંભળાવી.

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફનું બયાન છે : "મક્કહમાં ઉમૈયહ બિન ખલફ નામે કુરૈશી અગ્રેસર મારો દોસ્ત હતો. હું મુસલમાન બન્યો તે પહેલાં મારૂં નામ અબ્દે-અમ્ર હતું. મુસલમાન બનવા પછી મેં મારૂં નામ અબ્દુર્રહમાન રાખી લીધું. તે સમયે અમે બધા મક્કહમાં જ રહેતા હતા.

એક દિવસે મારા દોસ્ત ઉમૈયહ બિન ખલફે મને કહ્યું, "ભલા માણસ ! તારા બાપે તારૂં નામ અબ્દે-અમ્ર રાખ્યું હતું. એ કેટલું રૂડું રૂપાળું નામ છે ! શું તને પોતાના એ નામથી નફરત છે કે તેં પોતાનું અબ્દુર્રહમાન નામ રાખી લીધું ?"

મેં કહ્યું, "હા મને એ નામથી નફરત છે."

ઉમૈયહ બોલ્યો, "એટલે જ તો જ્યારે હું તને જૂના નામે બોલાવું છું તો તું જવાબ નથી આપતો. હવે પોતાનું કોઈ એવું નામ બતાવ કે તેજ નામે હું તને બોલાવ્યા કરૂં !"

મેં કહ્યું, "મારૂં નવું નામ અબ્દુર્રહમાન છે. એ નામે મને બોલાવ્યા કર."

તે બોલ્યો, "નહિજી બિલકુલ નહિ. કેમકે રહમાન કોણ વ્યક્તિ છે તે અમે નથી જાણતા. તારૂં આ

ઇસ્લામી નામ મને બહુ વિચિત્ર લાગે છે."

મેં કહ્યું, "હે અબૂ અલી ! એમ જ હોય તો તું પોતે મારૂં કોઇ નામ રાખી લે." [૧]

ઉમૈયહ બોલ્યો, "વારૂ તો હું તારૂં નામ અબ્દુલ-ઇલાહ રાખું છું આજથી એજ નામે હું તને બોલાવ્યા કરીશ. બોલ કબૂલ છે ?"

મેં કહ્યું, "એ તો બહુ જ સુંદર અને પ્યારૂં નામ છે. મને કબૂલ છે."

એ પછી ઉમૈયહ બિન ખલફ એજ નામે મને હાંક મારતો તો હું તરત જવાબ આપી દેતો. પણ જ્યારે અબ્દે-અમ્રના જૂના નામે બોલાવતો તો સાંભળવા છતાં હું જવાબ નહિ આપતો.

એ પછી જ્યારે બદ્રનો દિવસ આવ્યો અને લડાઇમાં કુરૈશનો પરાજય થયો તો નાસતા દુશ્મનના ઘણા બખતરો લૂંટમાં મારે હાથ લાગ્યાં. હું એ બખતરો ઉપાડીને જઇ રહ્યો હતો ત્યાં તો અચાનક ઉમૈયહ બિન ખલફ પર મારી નજર પડી. તે પોતાના જવાન બેટા અલીનો હાથ ઝાલીને પરેશાન દશાએ મેદાનમાં ઊભેલો હતો. મને જોતાં જ તે પોકાર્યો , "હે અબ્દે-અમ્ર !"

મેં સાંભળવા છતાં જવાબ નહિ આપ્યો ત્યારે તે પોકાર્યો, "હે અબ્દે-ઇલાહ !"

મેં કહ્યું, "હા હાજર છું, બોલ શું કહેવું છે ?"

તે બોલ્યો, "ભલા માણસ ! મારો જુનો દોસ્ત હોવા છતાં તને મારી કંઇ લાગણી નથી ?"

મેં કહ્યું, "કેમ નહિ, બોલ શું કહેવું છે ?"

તે બોલ્યો, "સાંભળ આ તારી પાસે જેટલા બખતરો છે એના કરતાં , મારી અને મારા બેટાની તને વધારે કિંમત મળશે."

મેં કહ્યું, "વાહ એ તો બહુ મજાની વાત છે." આમ કહીને મેં બખતરો ફેંકી દીધાં અને ઉમૈયહ તથા તેના બેટાનો હાથ ઝાલીને આગળ વધ્યો. ચાલતાં-ચાલતાં તેણે કહ્યું, "હે દોસ્ત ! આજના જેવો આકરો દિવસ મારા જીવનમાં મેં કદી જોયો નથી. બોલ, શું તને દૂધની જરૂર નથી ?"

ઇબ્ને હિશામ કહે છે : દૂધથી તેની આ મતલબ હતી કે જે માણસ તેને કેદ કરીને લઇ જશે તો છૂટકારાના દંડ તરીકે તેને ઘણીબધી દૂધાળી ઊંટણીઓ મળવા પામશે.

**આજે એ નહિ કે હું નહિ**————હઝરત અબ્દુર્રહમાન બિન ઔફનું બયાન છે : "જ્યારે હું ઉમૈયહ અને તેના બેટા અલીનો હાથ ઝાલીને આગળ જવા લાગ્યો, એવી હાલતમાં કે બાપ-બેટા મારી ડાબી જમણી ચાલતા હતા અને હું વચ્ચે હતો, તો અચાનક ઉમૈયહએ એક શખ્સ તરફ આંગળી ચીંધીને મને પૂછ્યું, "હે અબ્દુલ-ઇલાહ ! પેલો બાંકો જવાન કોણ છે જેના સીના પર શાહમૃગના પીંછાં શોભી રહ્યાં છે ?"

મેં કહ્યું, "એ હમ્ઝહ બિન અબ્દુલ-મુત્તલિબ છે."

ઉમૈયહ બોલ્યો, "એજ તે માણસ છે જેણે આજે અમને બહુ મોટું નુકસાન પહોંચાડ્યું છે."

બાપબેટાના હાથ ઝાલીને હું મેદાનમાં આગળ જવા લાગ્યો ત્યાં જ અચાનક બિલાલની નજર ઉમૈયહ

૧. અબૂ અલી : ઉમૈયહ બિન ખલફનું ઉપનામ : આ માણસ હઝરત બિલાલ રદિયલ્લાહુ અન્હુનો મક્કહનો જૂનો શેઠ હતો. "હ"

પર પડી ગઈ. ઉમૈયહને જોતાં જ બિલાલ ચમકીને ઉભા રહી ગયા કેમકે મક્કહમાં બિલાલ એજ ઉમૈયહના ગુલામ રહી ચૂકયા હતા. મુસલમાન બનતાં જ ઉમૈયહએ બિલાલ પર કાળો કહેર વર્તાવી દીધો હતો. ઇસ્લામ છોડી દેવા માટે બિલાલ પર તરહ-તરહના અત્યાચાર ગુજાર્યા હતા. આગ જેવી ધખધખતી રેતી પર ચત્તાપાટ સુવાડી દેતો, પછી બિલાલની છાતી પર ગરમ ચટાણ મૂકી દેતો અને પછી કહેતો, ''એજ દશામાં પડયો રહેશે કે મુહંમદનો ધર્મ છોડી દેશે ?''

જવાબમાં બિલાલ અહદ ! અહદ ! પોકાર્યા કરતા એટલે અલ્લાહ એક છે. અલ્લાહ એક છે.

હવે જયારે બિલાલે ઉમૈયહને જોઇ લીધો તો ત્યાંથી જ ચિલ્લાયા, ''અરે આ તો અલ્લાહનો દુશ્મન છે ! કાફિરોનો સરદાર ઉમૈયહ બિન ખલફ છે ! આજે એ નહિ કે હું નહિ !''

''હે બિલાલ ! ''મેં ઊંચા સાદે કહ્યું, ''ખામોશ રહો. એ મારા કેદીઓ છે. તમારે મારા કેદીઓ વિષે આમ બોલવું નહિ !''

બિલાલ ફરીવાર ચિલ્લાયા, ''આજે એ જીવતો રહ્યો તો હું જીવતો નહિ રહું. એ બચી ગયો તો હું નહિ બચું !''

એની સાથે જ બિલાલ જોરથી ચિલ્લાયા, ''યા અન્સારલ્લાહ ! એટલે હે અલ્લાહના અન્સાર ! આ રહ્યો કાફિરોનો સરદાર! આ રહ્યો ઉમૈયહ બિન ખલફ ! જલદી દોડો, આજે એ નહિ કે હું નહિ !''

હઝરત અબ્દુર્રહમાન બિન ઔફનું બયાન છે :''બિલાલનો ઘાંટો સાંભળીને લોકો ચારે તરફથી દોડી પડયા. તેઓએ અમને કંગન પેઠે ઘેરી લીધા. હું મારા બંને હાથો અને પૂરા શરીરથી બંનેને બચાવવાની કોશિશ કરતો રહ્યો. તલાવરો અહીં તહીં વીંઝાતી હતી. એક અનસારીએ તેના બેટા અલીના પગ પર તલવારનો ફટકો માર્યો અને તે ભોંય પર પછડાઈને તરફડિયાં ખાવા લાગ્યો. જુવાનજોધ બેટાને ખાકો-ખૂનમાં તડપતો જોઈને ઉમૈયહએ દહેશતથી એવી તો ભયંકર ચીસ પાડી કે તેવી ચીસ મેં મારા જીવનમાં સાંભળી નથી.''

''હે ઉમૈયહ ! તારા દીકરાને રહેવા દે'' મેં તેને કહ્યું, ''તું પોતાના બચાવની ફિકર કર. જીવ લઇને ગબડી મારી દે. વલ્લાહ ! હવે હું તને બચાવી શકતો નથી.''

હાલત આ હતી કે અમે અલ્લાહના અન્સારની ભીંસમાં હતા. હું મારા હાથો અને શરીરથી તેનો બચાવ કરતો હતો પણ કયાં સુધી ? અંતે અનસારે કાબૂ મેળવી લીધો અને જોતજોતામાં તલવારોથી બંનેના ટુકડા કરી નાખ્યા.

બાદમાં અબ્દુર્રહમાન કહ્યા કરતા : ''બિલાલ પર અલ્લાહ રહમ કરે ! મારાં બખતરો પણ ગયાં અને મારા બંને કેદીઓ પણ હાથથી ગયા.''

**જંગે-બદ્રમાં ફરિશતાઓની હાજરી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રે હઝરત ઇબ્ને અબ્બાસની આ રિવાયત કહી સંભળાવી કે બનૂ ગિફાર કબીલાના એક શખ્સે પોતે અનુભવેલો બનાવ ટાંકતાં મને કહ્યું : ''બદ્રના દિવસે હું અને મારો કાકાભાઇ લડાઇનો તમાશો જોવા એક ઊંચા ટેકરા પર ચઢી ગયા. ત્યાંથી લડાઇનું દ્રશ્ય અમે સ્પષ્ટ રીતે જોઇ શકતા હતા. તે વેળા સુધી અમે મુસલમાન બન્યા ન હતા. અમે જોવા માગતા હતા કે, કોણ જીતે છે કોણ હારે છે અને લડાઈની આફત કોની ઉપર તૂટી

પડે છે ? પછી હારેલા લશ્કરનો માલ લૂંટવામાં અમે પણ ભાગીદાર બની જઇએ.

"અમે જોયું કે લડાઇની શરૂઆત થઇ ગઇ. બંને લશ્કરો એકબીજા સાથે આથડી પડયાં. ઘમસાણનું યુધ્ધ જામી ગયું. અમે પહાડી ટેકરા પરથી લડાઇનું ખૂંખાર દ્રશ્ય જોવામાં તલ્લીન હતા એટલામાં શું જોઇએ છીએ કે કાળાં વાદળનો એક ટુકડો અમારા માથેથી થોડે ઊંચે આવીને થંભી ગયો. અમે હયરત પામી ગયા કે વાદળનો આ કેવો ટુકડો ! એટલામાં અચાનક વાદળમાંથી ઘોડાઓના હણહણાટના અવાજો આવવા લાગ્યા. પછી લાગલો જ વાદળમાંથી બીજો કડાકો સંભળાયો. કોઇએ કાનફાડ સ્વરે પોતાના સાથીને કહ્યું, "એ હયઝૂમ! આગળ બઢ!" [૧]

વીજળીના કડાકા જેવો આ અવાજ સાંભળતાં જ મારા કાકાભાઇના દિલનો પર્દો ફાટી ગયો અને ત્યાં જ બેઠોબેઠો તે મરી ગયો. હું પોતે પણ મરવાની અણીએ પહોંચી ગયેલો પણ નસીબ પાધરૂં હોવાથી બચી ગયો અને મોડે સુધી દિલ થામીને બેસી રહ્યો. "

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્રે બનૂ સાઇદહના કેટલાક ગૃહસ્થોથી સાંભળેલી, હઝરત અબૂ ઉસૈદ માલિક બિન રબીઅહ રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી. હઝરત અબૂ ઉસૈદ બદ્રની લડાઇમાં હાજર હતા. બાદમાં એમની આંખોની રોશની ચાલી ગઇ હતી. હઝરત અબૂ ઉસૈદ કહ્યા કરતાઃ "જો આજે હું બદ્રના મેદાનમાં હોત અને તમે મારી જોડે હોત તો હું તમને તે ઘાટી દેખાડતે જ્યાંથી થઇને ફરિશ્તાઓ બદ્રના મેદાનમાં હાજર થયા હતા. જાત અનુભવના મામલામાં શંકાને સ્થાન જ કયાં છે ?"

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને અબૂ ઈસ્હાકે કહ્યું અને તેમણે બનૂ માઝિન બિન નજ્જારના લોકોથી સાંભળ્યું અને તેઓએ હઝરત અબૂ દાવૂદ માઝની રદિયલ્લાહુ અન્હુથી સાંભળ્યું અને હઝરત અબૂ દાવૂદ માઝની બદ્રની લડાઇમાં હાજર હતા. તેમનું બયાન છે : "તે દિવસે હું એક મુશરિકની પાછળ દોડયો કે તેને ઝડપી લઇને કતલ કરી નાખું. તે મારા દાવમાં આવી ગયો પણ મારી તલવાર તેનું ડોકું કાપે તે પહેલાં તેનું ડોકું કપાઇને જમીન પર આવી રહ્યું. હું નવાઇ પામી ગયો કે એને કોણે કતલ કર્યો ? મારી તલવારે તો એનું ડોકું કાપ્યું ન હતું. છેવટે મેં જાણી લીધું કે મારા વગર બીજા કોઇની તલવારે તેને કતલ કર્યો છે."

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે, બદ્રને દિવસે ફરિશ્તાઓનું નિશાન સફેદ પાઘડીઓ હતી. આ પાઘડીઓના છેડા તેઓએ પોતાની પીઠ પાછળ લટકાવેલા હતા. અલબત્ત જંગે-હુનૈનમાં મુસલમાનોની મદદે આવેલા ફરિશ્તાઓની પાઘડીઓ લાલ રંગની હતી.

ઇબ્ને હિશામ કહે છે : કેટલાક વિદ્વાન આલિમોએ મને હઝરત અલી રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત કહી સંભળાવી. હઝરત અલીએ કહ્યું : "પાઘડી અરબના લોકોના માથાનો તાજ છે. બદ્રના દિવસે અલ્લાહના ફરિશ્તાઓનો તાજ તેઓની સફેદ પાઘડીઓ હતી. આ પાઘડીઓના છેડા તેઓએ પોતાની પીઠ પાછળ લટકાવેલા હતા. અલબત્ત હઝરત જિબ્રીલે એ દિવસે પોતાને માથે પીળી પાઘડી સજેલી હતી."

ઇબ્ને ઈસ્હાક કહે છે : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે : "અલ્લાહના ફરિશ્તાઓએ જંગે-બદ્ર સિવાય બીજી કોઇ લડાઇમાં ખૂનરેજી નહિ કરી. બીજી બધી લડાઇઓમાં તેઓ

૧. હયઝૂમ : હઝરત જિબ્રીલના ઘોડાનું નામ.

મુસલમાનોની સંખ્યા વધારવાના હેતુએ, તેઓના મદદગાર તરીકે આવતા હતા. બદ્ર સિવાયની બધી લડાઇઓમાં તેઓ કોઇ કાફિરને કતલ કરતા ન હતા.

**અબૂ જહલનું રણગીત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બદ્રને દિવસે અબૂ જહલ લડતી વેળા આ રણગીત લલકારતો હતો :

મા તન-કિમુલ-હરબુલ-અવાનુ મિન્ની • બાઝિલુ આમૈને હદીસુ સિન્ની.

લિ-મિસ્લે હાઝા વલ્-દત્ની ઉમ્મી.

જે યુધ્ધોમાં વારંવાર ઘમસાણો થતાં રહે છે તેવાં ખૂંખાર યુધ્ધો પણ મુજથી વેર લેવાનું બળ ધરાવતાં નથી. હું તો ઊંટાગીના બે વરસના તીવ્ર દાંતોવાળા આખલા જેવો છું. મારી માએ એવા જ પરાક્રમો માટે મને જણેલો છે.

**લશ્કરનો સંકેત શબ્દ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : બદ્રના યુધ્ધ પ્રસંગે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાના લશ્કરને અહદ ! અહદ ! નો "શિઆર" એટલે સંકેત શબ્દ આપેલો હતો.

(**સંપાદકની નોંધ** : શિઆર એટલે યુધ્ધ પ્રસંગે કે દુશ્મન પર અચાનક છાપો મારતી વેળા વપરાતો એવો ભેદી શબ્દ જેનાથી પોતીકા અને પારકાને ઓળખી શકાય અને આપસમાં કપાઇ મરવાની ધાસ્તી ન રહે. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નિયમ હતો કે દરેક યુધ્ધ પ્રસંગે આપ પોતાના સહાબાના લશ્કરને એક સંકેત શબ્દ બનાવી દેતા હતા જેના આધારે તેઓ ઓળખી લેતા કે સામેવાળો દોસ્ત છે કે દુશ્મન! આ ભેદી શબ્દ બતાવ્યા વિના કોઇ શખ્સ ન લશ્કરમાંથી નીકળી શકતો ન અંદર પ્રવેશી શકતો. આજે પણ લશ્કરોમાં આ નિયમ ચાલુ છે. અંગ્રેજીમાં એને કોડવર્ડ કે પાસવર્ડ કહે છે. "હ")

**અબૂ જહલનો અંજામ**————દુશ્મન સાથેના યુધ્ધથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને અબૂ જહલ વિષે હુકમ ફરમાવ્યો કે, મૃતદેહો પાસે જઇને તેને શોધી કાઢવામાં આવે.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને સૌર બિન ઝૈદે કહ્યું અને તેને ઇકરિમહએ કહ્યું અને ઇકરિમહએ હઝરત ઇબ્ને અબ્બાસ રદિયલ્લાહુ અન્હુની રિવાયત બયાન કરી અને હઝરત અબ્દુલ્લાહ બિન અબીબક્રે મને એવી જ રિવાયત સંભળાવી દીધી. તેઓનું બયાન છે કે, "પહેલવહેલાં જે ગૃહસ્થે અબૂ જહલ સાથે મુકાબલો કર્યો તે બનૂ સલિમહવાળા હઝરત મુઆઝ બિન અમ્ર બિન જમૂહ હતા. તેમણે લોકોના મુખે સાંભળેલું કે, અબૂ જહલ ઝાડોના ઝુંડ સાથે લપટાયેલા ઝાડ જેવો છે : " ફી મિસ્લિલ-હરજહ."એટલે લોકોના ટોળાંની વચ્ચોવચ્ચ.

ઇબ્ને હિશામ કહે છે : અલ-હરજહ અથવા અલ-હરિજહના અર્થ એવું ઝાડ જે ઝાડોના ઝુંડ સાથે વીંટળાયેલું હોય છે. હદીસમાં હઝરત ઉમર બિન ખત્તાબ રદિયલ્લાહુ અન્હુની રિવાયતમાં છે કે, એક વેળા આપે એક ગામડાના રહીશને "અલ-હરજહ"ના અર્થ પૂછયા તો તેણે કહ્યું, "આ શબ્દ એવા ઝાડ માટે બોલાય છે જે ઝાડોના ઝુંડની વચ્ચે વીંટાળાઇને ઊભેલું હોય અને તેની પાસે પહોંચવાનું શક્ય ન હોય."

**હઝરત મુઆઝ બિન અમ્રની જવાંમર્દી**————હઝરત મુઆઝ બિન અમ્ર બિન જમૂહનું બયાન

છે : "મેં લોકોના મુખે સાંભળેલું કે અબૂ જહલ સુધી કોઇ પહોંચી શકતું નથી. આ શબ્દો સાંભળીને મેં અબૂ જહલને જ નિશાનો બનાવવાનો નિર્ધાર કરી લીધો. સાહસ ખેડીને કે મરણિયો બનીને છેવટે હું તેની પાસે પહોંચી ગયો. પછી લાગ મળતાં જ હું તેની ઉપર તૂટી પડયો. નિશાન તાકીને મેં તલવારનો એવો ફટકો માર્યો કે તેની ટાંગ અર્ધી પિંડલીથી કપાઇને ઊડી ગઇ. વલ્લાહ ! જયારે તેની ટાંગ ઊડી તો મને એવું લાગ્યું જાણે પથ્થર પર પડેલો ખજૂરનો ઠળિયો પથ્થરના પ્રહારથી ઊડી ગયો.

પરંતુ બીજી જ પળે તેના બેટા ઇકરિમહએ મારા ખભા પર પાછળથી તલવારનો વાર કર્યો જેનાથી મારો હાથ ખભાથી કપાઇને ખભા પાછળની ચામડી સાથે લટકી પડયો. હવે લટકેલા હાથ સાથે લડવાનું મારા માટે મુસીબત બની ગયું. છતાં લટકેલા હાથ સાથે જ મોડે સુધી હું લડતો રહ્યો અને લટકેલા હાથને પણ સંભાળતો રહ્યો. પછી જયારે લટકેલો હાથ હદથી વધુ પીડાદાયક બની ગયો તો મેં તેની ઉપર પગ મૂકીને એક જ ઝાટકે તોડીને ફગોટી દીધો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : હઝરત મુઆઝ બિન અમ્ર બિન જમૂહ એ પછી લાંબી મુદ્દત સુધી હયાત રહ્યા અને હઝરત ઉસ્માનના ખિલાફતકાળમાં પણ તેઓ હયાત હતા.

**અબૂ જહલની છેલ્લી પળો**——————કપાયેલા પગને કારણે અબૂ જહલ લંગડો થઇને ભોંય પર પડેલો હતો. એટલામાં હઝરત મુઅવ્વઝ બિન અફરાઅ ત્યાંથી પસાર થયા. એમણે પણ તલવારના થોડાક વારોથી તેને અધમૂવો બનાવીને ભોંયભેગો કરી દીધો અને પોતે આગળ નીકળી ગયા. આમ છતાં તેનામાં કંઇક જીવ બાકી હતો અને તેનો શ્વાસ ચાલતો હતો. હઝરત મુઅવ્વઝ આગળ જઇને લડતાં-લડતાં શહીદ થઇ ગયા. એટલામાં હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ અબૂ જહલ પાસેથી ત્યારે પસાર થયા જયારે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને મૃતદેહોમાંથી શોધી કાઢવાનો હુકમ ફરમાવ્યો હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું હતું :

> "અગર મૃતદેહોમાં તમે અબૂ જહલને ઓળખી ન શકો તો તેના ઘૂંટણ પર પડેલા જખમનું એક નિશાન જુઓ. કેમકે મક્કહમાં એક દિવસે અબ્દુલ્લાહ બિન જુદઆનની દઅવતમાં અબૂ જહલ સાથે મારી ટપાટપી થઇ ગઇ હતી. તે વેળા અમે બંને કુમળી વયના હતા. તેના મુકાબલે હું કંઇક કમજોર કે નબળો જ હતો છતાં મેં તેને હડસેલો માર્યો તો તે ઘૂંટણભેર ભોંયે પછડાયો અને તેના એક ઘૂંટણ પર ઉઝરડો પડી ગયો જેનું નિશાન આજ સુધી તેના ઘૂંટણ પર યાદગાર રહી ગયેલું છે."

**અબૂ જહલની આપવડાઇ**——————હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદનું બયાન છે : "મેં જોયું કે અબૂ જહલ જીવન-મરણ વચ્ચે ઝોલાં ખાતો છેલ્લા શ્વાસો લઇ રહ્યો છે. મેં તરત તેને ઓળખી લીધો અને તેની ગરદન પર મારો પગ મૂકી દીધો. એણે મને પણ મક્કહમાં એકવાર બળજબરીથી પકડી લઇને ખૂબ ઇજાઓ આપી હતી અને મુક્કાઓથી મારી મારપીટ કરી હતી. મેં તેને કહ્યું, "હે અલ્લાહના દુશ્મન ! શું અલ્લાહએ તારો ફજેતો નહિ બોલાવી દીધો ?"

તે બોલ્યો, "એમાં ફજેતા જેવું શું છે અને કઇ વાતે મારો ફજેતો બોલાવ્યો ? શું તેં મારાથી મહાન

કોઈ માણસને પણ કદી કતલ કર્યો છે ? વારૂ બતાવ આજે લડાઈનું પલ્લું કોના પક્ષે નમેલું છે ?''

મેં કહ્યું, ''અલ્લાહ અને તેના રસૂલના પક્ષે.''

**અબૂ જહલનું માથું**————બનૂ મખ્ઝૂમના કહેવા મુજબ હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ કહ્યા કરતા : ''અબૂ જહલના જીવનની આ છેલ્લી પળોમાં જ્યારે મેં તેની ગરદને પગ મૂકયો તો તેણે મને કહ્યું, ''હે બકરાં ચરાવનાર નીચ ભરવાડ ! તું બહુ ઊંચી જગાએ ચઢી ગયો છે !''

પછી મેં તેનું માથું કાપી લીધું અને તેને લઈને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયો. મેં અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આ રહ્યું અલ્લાહના દુશ્મન અબૂ જહલનું માથું !''

આમ કહીને મેં એ માથું આપની સામે નાખી દીધું. અબૂ જહલનું માથું જોઈને આપે અલ્લાહનો આભાર માનતાં ફરમાવ્યું : ''અલ્લાહુલ-લઝી લા ઈલાહ ગયરહ.'' હે લોકો ! અલ્લાહની જ તે જાત છે જેના વગર કોઈ મઅબૂદ નથી.

**આસ બિન હિશામની કતલ**————ઈબ્ને હિશામ કહે છે : મને અબૂ ઉબૈદહ અને યુદ્ધના બીજા જાણકાર આલિમોએ પણ આ માહિતી આપી કે એક વેળા હઝરત ઉમર બિન ખત્તાબ પાસેથી હઝરત સઈદ બિન આસ પસાર થયા, તો હઝરત ઉમરે તેમને કહ્યું, ''હે સઈદ ! હું જોઈ રહ્યો છું કે તમારા દિલમાં મારી તરફથી કંઈક કાંટો છે. શું તમારૂં માનવું છે કે તમારા બાપને મેં કતલ કર્યો છે ? જો ખરેખર મેં જ તેને કતલ કર્યો હોત તોયે મારે તમારી માફી માગવાની જરૂર નથી. હા, મેં મારા મામા આસ બિન હિશામ બિન મુગીરહને જરૂર કતલ કર્યો છે. તમારા બાપ પાસેથી તો હું ત્યારે પસાર થયો જ્યારે તે, પેલા શિંગડાથી ભોંય ખોતરનારા સાંઢ પેઠે ભોંય ખોતરી રહ્યો હતો. હું તેનાથી આડકતરો સરકી ગયો. પછી તેના પિતરાઈ અલીએ આગળ વધીને તેને કતલ કરી નાખ્યો.

**લાકડાની તલવાર ખરેખરી તલવાર**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બનૂ અબ્દે શમ્સ બિન અબ્દે મનાફના કરારી હઝરત ઉક્કાશહ બિન મુહસિન બિન હરસાન અસદી, બદ્રના સંગ્રામમાં એટલી બહાદુરીથી લડ્યા કે અનેક કાફિરોને કતલ કરતાં-કરતાં તેમની તલવાર તૂટી ગઈ. તૂટેલી તલવાર લઈને તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા, ''યા રસૂલલ્લાહ ! મારી તલવાર તૂટી ગઈ !''

આપે જલાવવાની લાકડીઓમાંથી એક લાકડી ઉપાડી લીધી અને તેમના હાથમાં આપતાં ફરમાવ્યું, ''કાતિલ બિ-હાઝા યા ઉક્કાશહ !''તમે એનાથી લડો હે ઉક્કાશહ !

જ્યારે હઝરત ઉક્કાશહએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક હાથમાંથી આ લાકડી લીધી અને તેને હલાવી તો તે નક્કર મૂઠની, ચમકારા મારતી, લોખંડની લાંબી તલવાર બની ગઈ. આ ચમત્કારી તલવાર લઈને તેઓ ફરીવાર શત્રુના સૈન્ય પર તૂટી પડ્યા અને ત્યાં સુધી લડ્યા કે અલ્લાહ તઆલાએ મુસલમાનોને ફતમંદીથી પાવન કર્યા.

હઝરત ઉક્કાશહની આ તલવારનું નામ ''અલ-ઔન''હતું. આ તલાવરને હર પળે તેઓ પોતાની સાથે રાખતા અને એજ તલવાર લઈને તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સાથે લડાઈઓમાં ભાગ લેતા. પછી તે સમય આવ્યો જ્યારે મુરતદો સાથેના સંગ્રામમાં તેઓ શહીદ થઈ ગયા. તે વેળા આ તલવાર [illegible] તુલૈહા બિન ખુવૈલિદ અસદી નામના શખ્સે એમને શહીદ કર્યા.

**હઝરત ઉક્કાશહને જન્નતની બશારત**————ઈબ્ને ઈસ્હાક કહે છે : આ ઉક્કાશહ બિન મુહસિન તે જ ગૃહસ્થ છે કે જયારે રસૂલુલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું હતું :

| | |
|---|---|
| યદ-ખુલુલ-જન્નત | દાખલ થશે જન્નતમાં |
| સબઊન અલ્ફમ મિન ઉમ્મતી | સિત્તેર હજાર લોકો મારી ઉમ્મતમાં |
| અલા સૂરતિલ-કમરે લૈલતલ-બદરે. | ચઉદમી રાતના ચાંદ જેવા ચેહરાવાળા. |

આ સાંભળતાં જ હઝરત ઉક્કાશહએ વિનંતી કરી હતી, "યા રસૂલલ્લાહ ! દુઆ કરો કે અલ્લાહ મને પણ તેઓમાંથી બનાવી દે."

આપે ફરમાવ્યું, "ઈન્નક મિન્હુમ." બેશક તમે તેઓમાંથી છો.

અથવા આપે એમ ફરમાવ્યું, "અલ્લા-હુમ્મજ-અલ્હુ મિન્હુમ." હે અલ્લાહ ! એને પણ તેઓ માંથી બનાવી દે !

આ સાંભળીને એક ગૃહસ્થ અન્સારમાંથી ઊભા થઈ ગયા અને બોલ્યા, "યા રસૂલુલ્લાહ ! દુઆ કરો કે અલ્લાહ મને પણ તેઓમાંથી બનાવી દે !"

આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| સ-બ-ક-કા બિહા ઉક્કાશતુ | ઉક્કાશહ તને ટપી ગયો |
| વ બ-ર-દ-તિદ-દઅવતુ. | અને દુઆ ઠંડી થઈ ગઈ. |

ઈબ્ને ઈસ્હાક કહે છે : જે માહિતી મને હઝરત ઉક્કાશહના ઘરવાળાંઓ તરફથી મળી તેના આધારે એક વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, "મિન્ના ખયરુ ફારિસિન ફીલ અરબ." એટલે અરબનો સૌથી ફાંકડો ઘોડેસવાર આપણામાંથી છે.

લોકોએ પૂછ્યું, "તે કોણ યા રસૂલલ્લાહ ?"

આપે ફરમાવ્યું, "ઉક્કાશહ બિન મુહસિન."

લોકો બોલ્યા, "દિરાર બિન અઝવર અસદી પણ ફાંકડો ઘોડે સવાર છે. તે શું આપણામાંથી નથી યા રસૂલલ્લાહ ?"

આપે ફરમાવ્યું, "લયસા મિન્કુમ વલા કિન્નહુ મિન્ના લિલ-હિલ્ફે." તે તમારામાંથી નથી પણ કરારી હોવાને કારણે આપણામાંથી ગણાય છે.

**લડાઈમાં બાપ-બેટાનો સામનો**————ઘમસાણનું યુધ્ધ જામેલું હતું ત્યારે હઝરત અબૂબક્ર સિદ્દીકે પોતાના બેટા અબ્દુર્રહમાનને જોઈ લીધો. તે કુરૈશને પડખે રહીને મુસલમાનો સાથે લડવા આવ્યો હતો. હઝરત અબૂબક્રે તેને જોતાં જ પડકાર્યો, "હે ખબીસ ! મારો માલ કયાં છે ?"

જવાબમાં અબ્દુર્રહમાન આ શેઅર લલકાર્યો :

લમ યબ્ક ગયરુ શિક-કતિંવ વ યઅબૂબુ, • વ સારિમિન યકતુલુ દુલ્લા-લશ-શયબુ.

હથિયારો, પવનવેગી ઘોડાઓ અને અવળે રસ્તે ભટકી ગયેલા ડોસાઓને કતલ કરનારી તલવાર સિવાય

કશું રહેવા પામ્યું નથી.

**મુશરિકોના મુરદાંઓને સંબોધન**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યઝીદ બિન રૂમાને કહ્યું, તેમને ઉર્વહ બિન ઝુબૈરે કહ્યું અને ઉર્વહ બિન ઝુબૈરે મુસલમાનોના અમ્માંજી હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાના મુખેથી સાંભળ્યું.

હઝરત આઇશહ રદિયલ્લાહુ અન્હાનું બયાન છે : ''રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમના ફરમાન મુજબ મુશરિકોના મુરદાંઓને ખાડામાં નાખી દેવામાં આવ્યાં; સિવાય ઉમૈયહ બિન ખલફના મુરદાંને——તેની લાશ બખતરમાં ફૂલી ગઇ હતી. જ્યારે લોકો તેને ઉપાડવા ગયા તો તેનો સાંધેસાંધો અલગ હતો. તેને એમ જ રહેવા દઇને, ઉપરથી માટી પથરા નાખીને છુપાવી દેવામાં આવી.

મુશરિકોના મુરદાંઓને ખાડામાં નાખી દેવા બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ત્યાં પધાર્યા. આપે મુરદાંઓને સંબોધીને ફરમાવ્યું :

| | |
|---|---|
| યા અહલલ કલીબ [1] | હે ખાડાવાળાઓ ! |
| હલ વજદ-તુમ | શું તમે સાચો જોયો કે નહિ તે વાયદો |
| મા વઅદ રબ્બુકુમ હક્કા. | જે તમારા પાલનહારે તમને આપ્યો હતો ? |
| ફ ઇન્ની કદ વજત્તુ | મેં તો બેશક સાચો જોઇ લીધો તે વાયદો |
| મા વઅદની રબ્બી હક્કા. | જે મારા પાલનહારે મને આપ્યો હતો. |

હઝરત આઇશહ ફરમાવે છે : ''મુરદાંઓને આમ ફરમાવતાં સાંભળીને આપના તમામ સહાબા બેહદ તઅજ્જુબ પામી ગયા. અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! શું આપ મુરદાંઓ સાથે વાતો કરો છો?''

આપે ફરમાવ્યું : ''લકદ અલિમૂ અન્ન મા વઅદ્-હુમ રબ્બુહુમ હકકુન.'' આ લોકોએ હવે ચોક્કસ રીતે જાણી લીધું કે એમના પાલનહારે જે કંઇ વાયદો એમને આપ્યો હતો એ સાચો જ છે.

હઝરત બીબી આઇશહ ફરમાવે છે : ''લોકોનું આમ કહેવું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુરદાંઓ વિશે આ શબ્દો ફરમાવ્યા : ''લકદ્ સમિઊ મા કુલ્તુ લહુમ.'' એટલે જે કંઇ મેં કહ્યું તે આ લોકોએ સાંભળી લીધું. જો કે સાચી વાત આ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ''લકદ્ સમિઊ'' નહિ બલકે ''લકદ્ અલિમૂ''શબ્દો ફરમાવ્યા એટલે આ લોકોએ જાણી લીધું.

ઇબ્ને ઇસ્હાક કહે છેઃ મને હમીદુત-તવીલે હઝરત અનસ બિન માલિક રદિયલ્લાહુ અન્હુની આ રિવાયત સંભળાવી કે, જ્યારે રાતનો વચલો પ્રહર થયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુશરિક મુરદાંઓના ખાડા પાસે પધાર્યા અને મુસલમાનોએ આપને આમ ફરમાવતાં સાંભળ્યા :

| | |
|---|---|
| યા અહલલ-કલીબ ! | હે ખાડાવાળાઓ ! |
| યા ઉત્બતુબ્નું રબીઅહ ! | હે ઉત્બહ બિન રબીઅહ ! |
| વ યા શૈબતબ્ન રબીઅહ ! | અને હે શૈબહ બિન રબીઅહ ! |
| વ યા ઉમૈયતબ્ન ખલફિન ! | અને હે ઉમૈયહ બિન ખલફ ! |

૧. જૂના પુરાના કાચા કૂવાને પણ કલીબ કહે છે. ''હ''

| | |
|---|---|
| વ યા અબા જહલિબ્ને હિશામિન ! | અને હે અબૂ જહલ બિન હિશામ ! |

અને એ ખાડામાં પડેલા કુરૈશી સરદારોના નામો ગણી બતાવ્યાં અને પછી ફરમાવ્યું :

| | |
|---|---|
| હલ વજત-તુમ મા વઅદ-કુમ | શું તમે સાચો જોયો કે નહિ તે વાયદો |
| રબ્બુકુમ હકકન. | જે તમારા પાલનહારે તમને આપ્યો હતો ? |
| ફ-ઇન્ની કદ વજદ-તુ | હા બેશક મેં તો સાચો જોઇ લીધો તે વાયદો |
| વઅદની રબ્બી હકકન. | જે મારા પાલનહારે મને આપ્યો હતો. |

આ સાંભળીને મુસલમાનોએ કહ્યું, "યા રસૂલલ્લાહ ! શું આપ એવા લોકોને પોકારો છો જેઓ મરી-ખપીને સડી ગયા છે ? " આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| મા અન્તુમ બિ-અસ્મઅ | તમે તેઓથી વધારે સાંભળનારા નથી |
| લિમા અકૂલુ મિન્હુમ. | જે કંઇ હું તેઓને કહી રહ્યો છું. |
| વલાકિન્ન હુમ લા યસ-તતી-ઊના | પરંતુ તેઓ તાકત ધરાવતા નથી આ વાતની |
| અંય યુજીબૂની. | કે મને જવાબ આપી શકે. |

એટલે જેટલું તમે સાંભળો છો તેટલું એ લોકો પણ સાંભળે છે. મારી વાત એ લોકોએ સાંભળી લીધી પણ જવાબ આપવાનું એ લોકોમાં બળ કે ચૈતન્ય નથી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : પાકી માહિતી ધરાવનારા કેટલાક આલિમોએ મારી આગળ બયાન કર્યું કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ, એ દિવસે જે કંઇ ફરમાવ્યું તે આ હતું :

| | |
|---|---|
| યા અહલલ-કલીબ ! | હે ખાડાવાળાઓ ! |
| બિઅસા અશી-રતુન નબીય્યે અન્તુમ | તમે નઠારા લોકો હતા તમારા નબીની કૌમમાંથી, |
| લિ-નબીય-યિકુમ. | તમારા નબી માટે. |
| કઝઝબ-તુમૂની | તમે મને જૂઠાડયો |
| વ સદ્દક-નીન-નાસ. | ત્યારે બીજાઓએ મને સાચો માન્યો. |
| વ અખ્રજ-તુમૂની | તમે મને કાઢી મૂકયો |
| વ આવાનીન-નાસ. | અને બીજા લોકોએ મને આસરો આપ્યો. |
| વ કાતલ-તુમૂની | તમે મારી સાથે લડાઇ કરી |
| વ ન-સ-ર નીન-નાસ. | અને બીજા લોકોએ મારી મદદ કરી. |
| હલ વજત-તુમ મા વઅદ કુમ | શું તમે સાચો જોયો તે વાયદો |
| રબ્બુકુમ હક્કન | જે તમારા પાલનહારે તમને આપ્યો હતો ? |

હઝરત હસ્સાનના શેઅરો————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ પ્રસંગે દરબારે નબવીના શાઇર હઝરત હસ્સાન બિન સાબિતે આ શેઅરો કહ્યા : (૨૮ શેઅરોના કલામાંથી થોડાક શેઅરો રજૂ કરી રહ્યા છીએ.)

ફ-લાકૈના - હુમ મિન્ના બિ-જમ્ઇન, • ક-અસ્દીલ - ગાબે મુર-દાનિન વ શૈબે.

તો અમે અમારી જમાઅત સાથે જઇને તેઓનો (કુરૈશી લશ્કરનો) મુકાબલો કર્યો. અમારી એવી જમાઅત

જેના બુઢ્ઢા અને જવાન બધા જ સિંહો જેવા હતા.

અમામા મુહમ્મદિન કદ વાઝરૂ - હુ, • અલલ - અઅદાએ ફી લફહિલ - હુરૂબે.

અમારા લોકોએ લડાઇની સળગી ઊઠેલી અગ્નિ-જવાળાઓમાં મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું રક્ષણ કર્યું.

ફગા-દરના અબા જહલિન સરીઅન, • વ ઉત્બત્ કદ તરક-ના બિલ જુબૂબે.

ત્યારે અબૂ જહલને અમે પછડાયેલી દશામાં અને ઉત્બહને નક્કર જમીન પર પછડાયેલો છોડી દીધો.

વ શૈબત્ કદ તરક-ના ફી રિજાલિન, • ઝવી હસબિન ઇઝા નુસિબૂ હસીબે.

અને શૈબહને એવા લોકોમાં છોડયો કે જેઓની ખાનદાની બતાવવામાં આવે તો ઊંચા-ઊંચા ખાનદાનવાળા નીકળે. (પણ તેઓ એવા પછડાઇ પડયા છે કે તેઓની ખાનદાનીને પૂછનારૂં છે કોણ?)

યુનાદી હિમ રસૂલુલ્લાહિ લમ્મા, • કઝફ-ના હુમ કબાકેબા ફીલ કલીબે.

જયારે અમે તેઓના જથ્થાના જથ્થા ખાડામાં નાખ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ તેઓને સંબોધીને ફરમાવતા હતા :

અલમ તજિદૂ કલામી કાના હક્કન, • વ અમ્રુલ-લાહે યઅખુઝુ બિલ-કુલૂબે.

શું તમે જાણી નહિ લીધું કે મારી વાત સાચી હતી ? અને અલ્લાહનો હુકમ દિલોને પણ પકડી લે છે ?

ફમા નતકૂ વલવ નતકૂ લ-કાલૂ, • સદક-તા વ કુન્ત ઝા -રઅયિન મુસીબે.

તેઓએ જવાબમાં કોઇ વાત નહિ કરી અને જો તેઓ વાત કરત તો કહી દેત, "હે મુહંમદ ! તમે સાચું કહ્યું હતું અને સાચો મત તમારો જ હતો !"

**મુસ્લિમ બેટાના ઇમાનની શાન**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુશરિકોના મૃતદેહોને ખાડામાં નાખી દેવાનો હુકમ ફરમાવ્યો તો ઉત્બહ બિન રબીઅહની લાશને ઘસેડીને લાવવામાં આવી. તે વેળા ઉત્બહના મુસલમાન બેટા હઝરત અબૂ હુઝૈફહ ત્યાં હાજર હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ હુઝૈફહ તરફ જોયું તો તેમના ચેહરાનો રંગ બદાલયેલો હતો. તેઓ બેહદ ગમગીન અને ઉદાસ દેખાયા.

આપે ફરમાવ્યું, "અબૂ હુઝૈફહ ! તમારા બાપની દશા જોવાથી કદાચ તમારા દિલમાં કોઇ વાત ખૂંપી ગઇ છે, નહિ વારૂ ?"

"નહિ યા રસૂલલ્લાહ ! "તેઓ અદબથી બોલ્યા, "મારા બાપના કુફ્ર વિષે કે મારા બાપના માર્યા જવા વિષે મારા દિલમાં કોઇ શંકા ન હતી પણ મારા બાપને હું સારી રીતે જાણતો હતો. તેઓ ઘણા બુધ્ધિશાળી, સહનશીલ અને ઉચ્ચ સંસ્કારો ધરાવનારા ગૃહસ્થ હતા. હું સદા આશાવાદી રહ્યો કે આ સંસ્કારો અને આ ખૂબીઓ તેમને ઇસ્લામ તરફ આકર્ષી લેશે, પરંતુ મેં જોયું કે તેઓ આફતો અને સંકટોનો ભોગ બનીને કુફ્રની હાલતમાં મરી ગયા તો, મારી આશા પૂરી નહિ થવાનો મને ખેદ થયો છે."

રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ હઝરત અબૂ હુઝૈફહના વખાણ કર્યા અને તેમને ભલાઇની દુઆઓ આપી.

**કુરૈશ પક્ષે માર્યા ગયેલા મુસ્લિમ જવાનો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મળેલી માહિતી મુજબ કુર્આનની "ઝાલિમી અન્ફુસિ-હિમ"વાળી આયત મક્કહના કેટલાક મુસલમાન જવાનો વિષે ઊતરેલી છે જેઓ કુરૈશી લશ્કરની સાથે આવ્યા અને બદ્રની લડાઇમાં મુસલમાનોના હાથે માર્યા ગયા. પૂરી આયત આ છે : "ઇન્નલ-લઝીન તવફ્-ફા હુમુલ-મલાઇકતુ ઝાલિમી અન્ફુસિ-હિમ....."

"જે લોકોને ફરિશ્તાઓએ એવી હાલતમાં મૃત્યુ આપ્યું કે તેઓ પોતાની જાનો પર ઝુલ્મ કરનારા હતા તો ફરિશ્તાઓએ તેઓને પૂછયું, "તમે શી દશામાં હતા?"

તેઓ બોલ્યા, "અમે ધરતી પર તદ્દન લાચાર હતા."

ફરિશ્તાઓએ કહ્યું, "શું અલ્લાહની ધરતી વિશાળ ન હતી કે તમે ત્યાંથી બીજા સ્થળે ચાલ્યા જતે ?"

તો એજ તે લોકો છે જેઓનું ઠેકાણું જહન્નમ છે અને તે બહુ બુરૂં ઠેકાણું છે."[1]

એ કેટલાક મુસલમાન નવયુવકો હતા. જેઓના નામ આ છે.

૧———બનૂ જમૂહમાંથી : અલી બિન ઉમૈયહ બિન ખલફ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ. (બદ્રના મેદાનમાં હઝરત બિલાલના કહેવાથી પોતાના બાપ સાથે માર્યો ગયો.)

૨———બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન કુસૈયમાંથી : હારિસ બિન ઝમઅહ બિન અસ્વદ બિન અબ્દુલ-મુત્તલિબ.

૩———બનૂ મખ્ઝૂમમાંથી : અબૂ કૈસ બિન ફાકિહા બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ.

૪———અને અબૂ કૈસ બિન વલીદ બિન મુગીરહ.

૫———બનૂ સહમમાંથી : આસ બિન મુનબ્બેહ બિન હજ્જાજ બિન આમિર બિન હુઝૈફહ બિન સઅદ.

આ નવયુવકોનો બનાવ એમ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ મક્કહમાં હતા ત્યારે એ બધા મુસલમાન બની ગયા હતા. પછી જ્યારે આપ હિજરત કરીને મદીનહ પધાર્યા તો તેઓના બાપદાદા તથા કુટુંબીજનોએ તેઓને કેદ કરી લીધા. ઈસ્લામથી વટલાવવા માટે કાફિરોએ એમની ઉપર અત્યાચાર ગુજાર્યો અને બળજબરી કરી તો એ બધા ઇસ્લામ ત્યાગીને મુર્તદ બની ગયા અને ધર્મસંકટમાં પડી ગયા. એ પછી કુરૈશી લશ્કરમાં શામિલ થઇને મુસલમાનો સાથે લડવા માટે બદ્રમાં આવ્યા અને લડાઇમાં મુસલમાનોના હાથે બધા જ માર્યા ગયા.

---

૧. સૂરએ-નિસાઅ પારહ ૫ આયત ૯૭

## પ્રકરણ ૯૫

# ગનીમતનો માલ અને બદ્રના કેદીઓ

ગનીમતના માલ અંગે મતભેદ • દુશ્મનની મર્ઝુબાન તલવાર • મદીનહમાં વિજયની ખુશખબરી • બદ્રથી મદીનહ તરફ પધરામણી • ફતેહની મુબારકબાદી • નદ્ર અને ઉકબાના માથાં કપાયાં • રસૂલુલ્લાહ (સલ.)ના હજ્જામની હાજરી • મુશરિકોના કેદીઓ મદીનહમાં • કેદીઓ સાથે ભલાઈથી વર્તવાની તાકીદ • શિકસ્તના સમાચાર મક્કહમાં • અબ્બાસના ગુલામની કથા • અબૂ લહબનો અંજામ • મક્કહના ઘરઘરમાં માતમ • અસ્વદ બિન મુત્તલિબનું વિલાપગીત • તવંગર બેટો બાપને છોડાવે છે • મક્કહનો જાણીતો શાઇર સુહૈલ બિન અમ્ર • ઇસ્લામમાં મુસ્લહની મનાઇ • ચમડી સાથે દમડી નહિ જાય • અબૂ સુફયાનના બેટાનો છુટકારો • રસૂલુલ્લાહ (સલ.)ના દામાદનો મામલો • રસૂલુલ્લાહ (સલ.)ના બીજા દામાદ • અબુલ-આસને કુરૈશની પેશકશ • ઉત્બહને કુરૈશની પેશકશ • બીબી ઝૈનબનો યાદગાર હાર.

**ગનીમતના માલ અંગે મતભેદ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : લડાઇના મામલાથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને હુકમ ફરમાવ્યો કે, મેદાનમાં જઇને દુશ્મનના લશ્કરનો ગનીમતનો માલ એક સ્થળે ભેગો કરવામાં આવે ! એજ વેળા આપના હુકમનું પાલન થયું. મુસલમાન લોકો મેદાનમાં જઇને દુશ્મનનો માલ એકઠો કરવા લાગ્યા. પરંતુ માલ એકઠો કરતી વેળા તેઓમાં મતભેદ પડી ગયો અને તેઓ આપસમાં રકઝક કરવા લાગી ગયા.

જે લોકો મેદાનમાં દુશ્મનનો માલ ભેગો કરતા હતા તેઓનું કહેવું હતું કે વલ્લાહ ! આ માલ અમારો છે. કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી અમે એને ભેગો કર્યો છે.

ત્યારે દુશ્મનની સાથે લડનારા અને નાસતા દુશ્મનની પરપકડ માટે તેઓની પૂઠે જનારા લડવૈયા કહેતા હતા કે વલ્લાહ ! માલ અમારો છે કેમકે લડાઇ અમે કરી છે. અગર અમે મુકાબલો ન કરતે અને જનના લોગે દુશ્મનને મારી ન હઠાવતે તો માલ ભેગો કરવાની તમને ક્યાંથી તક મળતે ?

ત્રીજી તરફ અંગ રક્ષકો તરીકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો પહેરો ભરનારા લોકો કહેતા કે, વલ્લાહ ! માલ અમારો છે. અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનાં રક્ષણ માટે પહેરો ભરવામાં લાગેલા હતા. અમે ખડે પગે ચાંપતી નજર રાખી હતી કે દુશ્મન છટકબારી શોધીને કે પલટીને આપની ઉપર

ઓચિંતો હુમલો ન કરી દે. અલ્લાહએ દુશ્મનને અનેક વાર અમારા કબજામાં આપી દીધા હતા. અમે દોડીને તેઓએ કતલ કરી શકતા હતાં. માલ લૂંટવાના પણ એવા મોકા મળ્યા કે અમને કોઇ રોકી શકતું ન હતું. પણ અમને રસૂલુલ્લાહ પર દુશ્મનના હુમલાની ધાસ્તી હોવાથી અમે પહેરો ભરવામાં લાગેલા રહ્યા જેથી વલ્લાહ! માલના અમે વધારે હકદાર છીએ.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુર્રહમાન બિન હારિસ વગેરેએ સુલૈમાન બિન મૂસાની રિવાયત કહી સંભળાવી અને સુલૈમાન બિન મૂસાએ મકહૂલના મુખેથી સાંભળેલી અને મકહૂલે અબૂ ઉમામહ બાહિલીની રિવાયત બયાન કરી. ઇબ્ને હિશામ કહે છે : અબૂ ઉમામહ બાહિલીનું નામ સુદૈય બિન ઇજલાન હતું.

અબૂ ઉમામહ બાહિલી કહે છે કે મેં હઝરત અબ્દુલ્લાહ બિન સામિતને કુર્આનની સૂરએ-અન્ફાલ વિષે પૂછ્યું તો તેમણે કહ્યું કે, કુર્આનની સૂરએ-અન્ફાલ અમારા બદ્રવાળા લોકોની શાનમાં અલ્લાહ તઆલાએ ઉતારેલી છે. બાબત એમ બની કે બદ્રની લડાઇ પછી, દુશ્મનના માલના મામલામાં અમારી વચ્ચે ઉગ્ર મતભેદ ઊભો થઇ ગયો અને માલના લોભમાં અમારી મનોદશા પલટાવા લાગી તો અલ્લાહ તઆલાએ માલનો મામલો અમારા હાથમાંથી લઇ લીધો અને પોતાના પયગમ્બરના અધિકારમાં આપી દીધો ત્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુસલમાનો વચ્ચે માલની સરખી રીતે વહેંચણી કરી દીધી. આ વહેંચણીનું નામ ''બવાઅ'' હતું. અને ''અન-બવાઅ''એટલે ''અલસ-સવાઅ''એટલે સમાનતા ભરેલી સરખી વહેંચણી.

**દુશ્મનની મર્ઝુબાન તલવાર**---------ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબદુલ્લાહ બિન બક્રે અને તેમને બનૂ સાઇદહના કેટલાક ગૃહસ્થોએ કહ્યું કે બદ્રની લડાઇમાં હઝરત અબૂ ઉસૈદ સાઇદી પણ હતા જેમનું મૂળ નામ માલિક બિન રબીઅહ હતું. એમનું કથન છે કે, બદ્રની લડાઇમાં બનૂ આઇઝ મખ્ઝૂમીઓની એક તલવાર મને મળી આવી. એ તલવારનું નામ મર્ઝુબાન અથવા મિર્ઝબાન હતું. જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ હુકમ ફરમાવ્યો કે જેની પાસે ગનીમતનો જે માલ હોય તે આ ઢગલામાં લાવીને નાખી દે ! તો મેં પણ આપના હુકમ મુજબ એ તલવાર લાવીને માલના એ ઢગલામાં નાખી દીધી.

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનો નિયમ હતો કે કોઇ માણસ કોઇ વસ્તુની માગણી કરતો તો આપ તરત તે વસ્તુ તેને ઇનાયત ફરમાવી દેતા. હઝરત અરકમ બિન અબી અરકમે આપનો આ નિયમ પારખી લીધો અને વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ ! પેલી તલવાર મને ઇનાયત ફરમાવી દો !'' આપે તેમની વિનંતીનો સ્વીકાર કર્યો અને પેલી તલવાર તેમને ઇનાયત ફરમાવી દીધી.

**મદીનહમાં વિજયની ખુશખબરી**---------ઇબ્ને ઇસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જંગે-બદ્રમાં મળેલા વિજયની ખુશખબર આપવા માટે બે દૂતોને મદીનહ રવાના કર્યા. એમાંના એક હઝરત અબ્દુલ્લાહ બિન રવાહા હતા અને બીજા હઝરત ઝૈદ બિન હારિસહ હતા. ''અલ આલિયહ'' એટલે મદીનહના ઊંચાણના વિભાગે હઝરત અબ્દુલ્લાહ બિન રવાહાને અને ''અસ-સાફિલહ'' એટલે મદીનહના નીચાણના વિભાગે હઝરત ઝૈદ બિન હારિસહને ફતેહની ખુશખબર આપવા રવાના કર્યા; જે ફતેહ કે અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને જંગે-બદ્રમાં આપી હતી.

હઝરત ઝૈદ બિન હારિસહના ફરઝંદ હઝરત ઉસામહ બિન ઝૈદ કહે છેઃ ''મદીનહમાં ફતેહની ખુશખબર અમને ત્યારે મળી જ્યારે અમે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલાં બેટી હઝરત બીબી રૂકૈયહ

(રદિયલ્લાહુ અન્હા)ને કબ્રસ્તાનમાં દફન કરીને કબરનું મટોડું સરખું કરી દીધું હતું. હઝરત બીબી રૂકૈયહ હઝરત ઉસ્માન બિન અફ્ફાનના નિકાહમાં હતાં અને ગંભીર રીતે બીમાર હતાં. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ બદ્ર તરફ ઊપડવા પહેલાં હઝરત ઉસ્માનની સાથે મને પણ હઝરત બીબી રૂકૈયહની સારવાર માટે મદીનહમાં રહેવાનો હુકમ ફરમાવ્યો હતો.

પછી જ્યારે અમને સમાચાર મળ્યા કે મારા બાપા ઝૈદ બિન હારિસહ બદ્રથી આવ્યા છે તો હું પણ તેમની પાસે દોડી ગયો. તેઓ મસ્જિદે-નબવીમાં ઊભેલા હતા. લોકોએ તેમને ઘેરી લીધા હતા. અને તેઓ કહી રહ્યા હતા:

> "ઉત્બહ બિન રબીઅહ, શૈબહ બિન રબીઅહ, અબૂ જહલ બિન હિશામ, ઝમ્અહ બિન અસ્વદ, અબુલ-બુખ્તરી આસ બિન હિશામ, ઉમૈયહ બિન ખલફ, હજ્જાજના બંને પુત્રો નુબૈહ અને મુનબ્બેહ બધા જ બદ્રમાં માર્યા ગયા."

મેં પૂછયું, "અબ્બાજાન ! શું એ સાચું છે ?"

તેઓ બોલ્યા, "હા બેટા ! વલ્લાહ, બિલકુલ સાચું છે."

**બદ્રથી મદીનહ તરફ પધરામણી**————પછી બદ્રથી મદીનહ તરફ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પધરામણી એવી રીતે થઈ કે આપની સાથે મુશરિકોના હારેલા લશ્કરના કેદીઓ પણ હતા. એમાં ઉકબા બિન અબી મુઐત અને નઝ્ર બિન હારિસ જેવા ઇસ્લામના કટ્ટર દુશ્મનો પણ હતા. અને મુશરિકોથી મળેલો ગનીમતનો માલ પણ સાથે હતો. આ માલની નિગરાની કે સાચવણી માટે આપે હઝરત અબ્દુલ્લાહ બિન કઅબ બિન અમ્ર બિન અવફ બિન મબઝૂલ બિન અમ્ર બિન ગનમ બિન માઝિન બિન નજ્જારની નિમણુંક કરી હતી. તે વેળા મુસલમાનોના શૌર્યગાન લલકારનારા શાઇરે કહ્યું : (ઇબ્ને હિશામે શાઇરનું નામ હઝરત અદી બિન અબી ઝગબા દર્શાવ્યું છે.)

**અકિમ લહા સુદૂરહા યા બિસબિસુ, • લૈસા બિઝિત-તલહિ લહા મુઅર-રસુ.**

હે બિસબિસ ! "ઝિત-તલહ" સ્થળે રાત ગુજારવાનો કોઈ ઉતારો નથી માટે ઊંટોને કૂચકદમ માટે તૈયાર રાખ!

**વલા બિ સહરાઇ ગમીરિન મહબસુ, • ઇન્ન મતાયલ-કવમિ લા યહબિસુ.**

અને "ગમીર"ના અરણ્યમાં પણ થોભવાનું કોઈ સ્થળ નથી અને એવા (આબરૂદાર) લોકોની સવારીઓને અયોગ્ય સ્થળે થોભાવીને તેઓનું અપમાન કરી શકાય નહિ.

**ફ હમ્લહા અલત-તરીકે અકૈસુ, • કદ નસરલ્લાહ વ ફર્રલ-અખનસુ.**

માટે આ ઊંટોને લઈને રસ્તા પર ચાલતા રહેવામાં જ શાણપણ છે. અલ્લાહ તઆલાએ પોતાની મદદ તો મોકલાવી જ દીધી છે. અને અખ્નસ બિન શરીક તો ફરાર થઈ જ ગયો.

**ફતેહની મુબારકબાદી**————બદ્રથી કૂચ કરીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઇસ્લામી લશ્કર સાથે સુફરાઅ સ્થળની ઘાટીથી પસાર થયા તો એ ઘાટી અને "અન-નાઝિયહ" વચ્ચે આવેલા "સૈર" નામે ટેકરા પર એક મોટા ઝાડ હેઠળ પડાવ નાખ્યો. અહીં જ આપે ગનીમતના માલની સમાનતા ભરેલી

વહેંચણી કરી દીધી. આ તે માલ હતો જેને અલ્લાહ તઆલાએ બદ્રના યુધ્ધમાં મુશરિકો કનેથી લઈને મુસલમાનોને અપાવી દીધો હતો. એ પછી અહીંથી કૂચ કરીને આપ "રવહા" સ્થળે પધાર્યા તો જોયું, મદીનહના મુસલમાનો મોટી સંખ્યામાં આપને સત્કારવા અને જંગમાં મળેલી જીતની મુબારકબાદી પાઠવવા ઊમટી આવ્યા હતા. આ મુબારકબાદી તે જીતની હતી જે અલ્લાહ તઆલાએ આપને અને આપના સાથી મુસલમાનોને પોતાની કૃપાથી આપી હતી.

આસિમ બિન ઉમર બિન કતાદહ અને યઝીદ બિન રૂમાનના કહેવા મુજબ જ્યારે મદીનહના મુસલમાનોએ અલ્લાહુ અકબરના નઅરા સાથે વિજયના ધન્યવાદ ગજાવ્યા તો હઝરત સલમહ બિન સલામહ નામના સહાબીએ તેઓને કહ્યું, "તમે કઈ વાતની અમને મુબારકબાદી આપો છો ? અમારા મુકાબલે તો માત્ર ગંજા બુઢ્ઢાઓ હતા. તેઓના પગો કુરબાનીના ઊંટો પેઠે જકડાયેલા હતા. અમે જોતજોતામાં તેઓની કુરબાની કરી નાખી!"[1]

હઝરત સલમહ બિન સલામહના, "કુરબાની કરી નાખી"શબ્દો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મુસ્કુરાય પડયા અને પછી આપે તેમને ફરમાવ્યું "એ ઇબ્ને અખી ! ઉલા-ઇકલ-મલાઅ." હે ભત્રીજા ! એજ લોકો તો તેઓના આગેવાનો, નેતાઓ કે લીડરો હતા.

ઇબ્ને હિશામ કહે છે : "અલ-મલઅ"શબ્દના અર્થ માનવંતા મોવડીઓ, પ્રતિષ્ઠિત આગેવાનો કે મોભાદાર લીડરો થાય છે. એટલે ખખડી ગયેલા જેવા લાગતા એજ બુઢ્ઢાઓ તો કુરૈશી મુશરિકોના બળવાન નેતાઓ કે બહાદુર આગેવાનો હતા. જેઓની તમે કુરબાની કરી નાખી.

**નદ્ર અને ઉકબાના માથાં કપાયાં**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સુફરાઅ સ્થળે પધાર્યા હતા તો અહીં જ આપે કુરૈશના શયતાન નદ્ર બિન હારિસને કતલ કરવાનો હુકમ ફરમાવ્યો હતો.

મક્કહના કેટલાક જાણકારોએ મને માહિતી આપી કે નદ્ર બિન હારિસને હઝરત અલી બિન અબી તાલિબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી કતલ કર્યો. અહીંથી ઊપડીને જયારે આપ "અર્કુઝ-ઝબ્યહ" સ્થળે પધાર્યા તો અહીં આપના હુકમથી ઉકબા બિન અબી મુઐતને કતલ કરવામાં આવ્યો. કુરૈશના આ શયતાનને બનૂ ઇજલાનવાળા હઝરત અબ્દુલ્લાહ બિન સલિમહએ કેદ કર્યો હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી એને હઝરત આસિમ બિન સાબિત બિન અબી અફલહ અનસારીએ કતલ કર્યો જેમકે મને અબૂ ઉબૈદહ બિન મુહંમદ બિન અમ્માર બિન યાસિરે એની માહિતી આપી.

ઇબ્ને હિશામ કહે છે : અમુક માહિતગારોના મંતવ્ય મુજબ ઉકબા બિન અબી મુઐતને પણ હઝરત અલી બિન અબી તાલિબે કતલ કર્યો. આ માહિતી મને ઇબ્ને શિહાબ ઝુહરી વગેરે જાણકારો તરફથી મળવા પામી.

**રસૂલુલ્લાહ (સલ.)ના હજ્જામની હાજરી**————ઇબ્ને ઇસ્હાક કહે છે : એજ સ્થળે હઝરત

---

૧. આ શબ્દોથી હઝરત સલમહ બિન સલામહનો હેતુ આ હતો કે, યુધ્ધમાં જે વિજય અમને મળ્યો તે અમારી હિંમત, અમારી બહાદુરી કે અમારા લશ્કરી [illegible] પ્રતાપે નહિ બલકે ફકત અલ્લાહની કૃપા અને અલ્લાહની મદદથી મળ્યો છે. અલ્લાહએ કાફિરોના દિલો પર એવી [illegible] અને એવો રૂ[illegible] નાખી દીધો કે તેઓ [illegible] ગયેલા બુઢ્ઢાઓ પેઠે અમારા ચરણોમાં આવી પડયા અને અમે તેઓને ઘાસ પેઠે કાપીને ફેંકી દીધા. જેમકે કુરઆનમાં છે : "સઉલ્કી ફી કુલૂબિલ-લઝીન કફરુર-રુઅબા...." એટલે હે મુસલમાનો! હું બહુ જ જલ્દી કાફિરોના [illegible] તમારો [illegible] નાખી દઇશ. "[illegible]"

અબૂ હિન્દ નામે એક સહાબી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા. આ ગૃહસ્થ ફર્વહ બિન અમ્ર અલ-બયાદીના આઝાદ કરેલા ગુલામ હતા. તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે એક નાનકડી મશક જેવા થેલામાં "હૈસ" ભરીને લાવ્યા હતા. (પનીર, ખજૂર અને ઘીના મિશ્રણથી બનાવેલી એક પ્રકારની વાનગીને હૈસ કહે છે.)

આ અબૂ હિન્દ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હજ્જામ હતા. જંગે-બદ્રમાં શરીક થઈ શકયા ન હતા. એ સિવાયની તમામ જંગોમાં આપના સંગાતે રહ્યા હતા. જરૂર પડતી ત્યારે આપને શિંગીનું નિશ્તર પણ લગાવ્યા કરતા હતા. [૧] આપે એજ અબૂ હિન્દ વિષે ફરમાવ્યું હતું :

| | |
|---|---|
| ઈન્નમા અબૂ હિન્દ | બેશક અબૂ હિન્દ |
| ઈમ્રઉમ-મિનલ-અન્સાર | એક ગૃહસ્થ છે અનસારમાંથી. |
| ફન-કિહૂ-હુ | લગ્ન-સંબંધ કાયમ કરો એમની સાથે |
| વન-કિહૂ ઈલૈહિ. | અને લગ્નની પરસ્પર લેવડ-દેવડ કરો. |

એમની સાથે લગ્ન-સંબંધ કાયમ કરો એટલે એમની બેટી લાવો અને એમને બેટી આપો. તમામ મુસલમાનોએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આ આદેશનું યોગ્ય રીતે પાલન કર્યું. [૨]

**મુશરિકોના કેદીઓ મદીનહમાં**————ઈબ્ને ઈસ્હાક કહે છે : એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સફરાઅ સ્થળેથી રવાના થયા અને મુશરિકોના જંગી કેદીઓ મદીનહ પહોંચે તેના એક દિવસ પહેલાં મદીનહ પહોંચી ગયા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્રે યહ્યા બિન અબ્દુલ્લાહ બિન અબ્દુર્રહમાનની રિવાયત કહી સંભળાવી. એ રિવાયત મુજબ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના પાક બેગમ———મુસલમાનોના માનવંતા માતાજી હઝરત બીબી સવદહ બિન્તે ઝમ્અહનું બયાન છે કે :

"જયારે મુશરિકોના જંગી કેદીઓને મદીનહ લાવવામાં આવ્યા તે વેળા હું બીબી અફરાઅના ઘરમાં બેઠેલી હતી. બીબી અફરાઅના બે જવાન પુત્રો———ઔફ અને મુઅવ્વઝ બદ્રની લડાઈમાં શહીદ થઈ ગયા હતા. તેમના બીજા સ્નેહીઓ સાથે હું બીબી અફરાઅને દિલાસો આપવા ગઈ હતી. તે વેળા સુધી મુસલમાન મહિલાઓ પર પર્દો ફર્ઝ થયો ન હતો."

હઝરત બીબી સવદહ ફરમાવે છે : "હું અફરાઅના ઘરમાં હતી. ત્યાં જ મને સમાચાર મળ્યા કે મુશરિકોના કેદીઓ મદીનહ આવી ગયા છે. હું તરત ત્યાંથી ઊઠીને મારે ઘેર પહોંચી ગઈ. જોયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ઘરમાં બિરાજમાન હતા. મેં જોયું કે મુશરિકોના કેદીઓમાં અબૂ યઝીદ સુહૈલ બિન અમ્ર

૧. શિંગડાંની ભેલી બાજુ શરીર સાથે અડાડીને શ્વાસ વાટે ખરાબ લોહી કે બદનની ગરમી ચૂસી લેવાની પ્રક્રિયાને સિંગી કે શિંગી કહે છે. "હ"

૨. સામાન્ય રીતે હજ્જામ, મોચી, પિંજારા વગેરે જાતમહેનતની કમાણી કરનારાઓને કેટલાક લોકો હલકી જાતિના ગણીને તેઓ સાથે રોટી-બેટીનો વહેવાર રાખતા નથી. પરંતુ ઇસ્લામી નજરે ધંધા કે પેશાને કારણે કોઇ માણસ હલકી જાતિનો બની જતો નથી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ વંશ, ખાનદાન, માલદારી વગેરેનું અભિમાન ઊખેડી કાઢ્યું હોવાથી ઇસ્લામમાં ઊંચનીચની માન્યતાને મુદ્દલ સ્થાન નથી. આપે એક હજ્જામ સાથે રોટી-બેટીના વહેવારનો પોતાના સહાબાને આદેશ આપ્યો અને માનવંતા સહાબાએ તેનો અમલ કરીને દેખાડી દીધો. ઇસ્લામ વગર જગતનો બીજો કોઇ ધર્મ માનવતાની સમાનતાનો આ દાખલો રજૂ કરી શકે એમ નથી. "હ"

ઓરડીના એક ખૂણામાં બેઠેલા છે અને તેના બંને હાથો દોરડીથી ગરદન સાથે જકડાયેલા છે. અબૂ યઝીદને આ દશામાં જોઇને હું મારા મન પર કાબૂ રાખી શકી નહિ. મેં તેને આવેશથી કહી દીધું, ''હે અબૂ યઝીદ! તમે લોકોએ આ રીતે કેદ થવાનું કબૂલ કરી લીધું ? મર્દાનગીથી લડીને આબરૂભેર મરી ન ગયા ?''

મારા આ શબ્દો સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું, ''હે સવદહ ! શું અલ્લાહ અને તેના રસૂલના મુકાબલામાં એની ઉશ્કેરણી કરો છો ?''

મેં કહ્યું, ''નહિ યા રસૂલલ્લાહ ! સોગંદ છે તે અલ્લાહના જેણે આપને સાચા પયગમ્બર બનાવ્યા છે. અબૂ યઝીદને આ દશામાં જોઇને હું મારા મન પર કાબૂ રાખી શકી નહિ અને નિરંકુશ રીતે આ શબ્દો મારી જીભેથી સરી પડયા.''

બાદમાં હઝરત બીબી સવદહ (રદિયલ્લાહુ અન્હા)ને આ શબ્દોનો બહુ પસ્તાવો થયો.

**કેદીઓ સાથે ભલાઇથી વર્તવાની તાકીદ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે મુશરિકોના કેદીઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર કરવામાં આવ્યા તો આપે પોતાના સહાબામાં એ કેદીઓની વહેંચણી કરી દીધી અને સહાબાને હુકમ આપતાં ફરમાવ્યું, ''આ કેદીઓ સાથે ભલાઇ અને સમાનતાનો વર્તાવ કરવાની મારી વસિયત યાદ રાખજો !''

હઝરત મુસઅબ બિન ઉમૈરનો સગો ભાઇ અબૂ અઝીઝ બિન ઉમૈર બિન હાશિમ પણ આ કેદીઓમાં હતો. અબૂ અઝીઝનું કથન છે, ''મારો સગો ભાઇ મુસઅબ બિન ઉમૈર અને અન્સારનો અબૂ યુસ્ર નામે એક જવાન મને કેદ કરવા આવ્યા. મારા ભાઇએ એ અન્સારી જવાનને કહ્યું, ''તમે એને કેદ કરીને મજબૂતીથી એનો હાથ ઝાલી રાખો. એ છટકવા નહિ પામે. એની મા મક્કહની માલદાર ઓરત છે. તે મોંમાગી રકમ દંડ તરીકે આપીને એને છોડાવી લેશે.''

આ સાંભળીને મેં મુસઅબને કહ્યું, ''હે ભાઇ સાહેબ ! શું હું તમારો સગો ભાઇ નથી ? શું તમે જોતા નથી કે તમારો સગો ભાઇ કેદ થાય છે ?''

તેઓ બેપરવાઇથી બોલ્યા, ''નહિજી ! તું મારો ભાઇ નથી. મારો ભાઇ તો તને કેદ કરનાર આ અન્સારી જવાન છે.'' [૧]

અબૂ અઝીઝનું બયાન છે : ''જયારે હું બદ્રથી કેદી અવસ્થામાં રવાના થયો તો અન્સારી મુસલમાનોની એક ટુકડીએ અમને પોતાના ઘરોમાં અને પહેરામાં રાખ્યા હતા. ખાવાનો સમય થતો ત્યારે રોટી તેઓ અમને આપી દેતા અને પોતે ખજૂર-પાણી પર ગુજારો કરી લેતા. તેઓમાંથી કોઇને રોટલીનો કકડો સરખો હાથ લાગતો કે તરત તેઓ અમને આપી દેતા. તેઓ પોતે ખજૂર ખાય અને અમે રોટલી ખાઇએ તે વાત અમને બહુ નામોશી ભરેલી લાગતી. આ કારણે રોટલી અમે તેઓને પાછી આપી દેતા પણ તેઓ રોટલીને હાથ સુધ્ધાં અડાડતા

૧. એટલે તું મારો ભાઇ ભલે રહ્યા પણ મુસલમાન બને નહિ ... સુધી તું મારો ભાઇ કહેવડાવાને લાયક નથી. ત્યારે આ અન્સારી ભલે મારો સગો નથી પણ મુસલમાન છે એટલે મારા સગા ભાઇ જેવા છે. હઝરત મુસઅબ અને અબૂ અઝીઝ મક્કહના માલેતુજાર કુટુંબના નબીરા હતા. શાહઝાદાઓ જેવા ઠાઠથી રહેતા હતા. હઝરત મુસઅબ બિન ઉમૈરે ઇસ્લામ ખાતર અમીરી છોડીને ફકીરી ગ્રહણ કરી લીધી, અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સાચા આશિક અને ગુલામ બની ગયા. એમના જ પ્રયત્નોથી મદીનહના ઘેરઘરમાં ઇસ્લામની રોશની ફેલાઇ હતી. ''હ''

નહિ, ત્યારે એજ રોટલી અમારે ખાવી પડતી." [૧]

ઇબ્ને હિશામ કહે છે : બદ્રના યુધ્ધમાં એજ અબૂ અઝીઝ બિન ઉમૈર, કુરૈશી લશ્કરનો ઝંડાધારી હતો. એનાથી પહેલાં કુરૈશનો ઝંડાધારી નદ્ર બિન હારિસ હતો. જ્યારે અબૂ અઝીઝની માતાને એના કેદ પકડાયાના સમાચાર મળ્યા તો તેણે લોકોને પૂછ્યું,

"કેદીના મુકિતદંડની વધુથી વધુ કેટલી રકમ આપવી પડે ?"

જવાબ મળ્યો, " ચાર હજાર દિરહમ"

તેણે મુકિતદંડના ચાર હજાર દિરહમ મોકલાવીને પોતાના પુત્ર અબૂ અઝીઝને મુસલમાનોની કેદમાંથી છોડાવી લીધો.

**શિકસ્તના સમાચાર મક્કહમાં**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : બદ્રના દિવસે કુરૈશના સંકટગ્રસ્ત લશ્કરમાંથી છટકીને જે ગૃહસ્થ સૌથી પહેલાં મક્કહમાં દાખલ થયો તે હૈસમાન બિન અબ્દુલ્લાહ ખુઝાઇ હતો. આ તરફ મક્કહના લોકો બદ્રના સમાચાર જાણવા આતુર હતા. અને ફતેહની ખુશખબર સાંભળવા થનગની રહ્યા હતા. તેઓને ખાતરી હતી કે અમારા બહાદુરો મુઠ્ઠીભર મુસલમાનોને આંખના પલકારામાં કાપીને ફેંકી દેશે. હૈસમાનને જોતાં જ લોકોએ તેને અધીરાઈથી પૂછ્યું, "હૈસમાન ભાઇ ! તમને અલ્લાહના સોગંદ છે. જલદી કહો ને બદ્રના શું સમાચાર છે ?"

તે ભાનભૂલી દશામાં બોલ્યો, "ઉત્બહ બિન રબીઅહ, શૈબહ બિન રબીઅહ, વલીદ બિન ઉત્બહ અબુલ-હકમ બિન હિશામ, એટલે અબૂ જહલ, ઉમૈયહ બિન ખલફ, ઝમ્અહ બિન અસ્વદ, હજ્જાજના બંને પુત્રો નુબૈહ અને મુનબ્બેહ, અબુલ-બુખ્તરી બિન હિશામ.... બધા જ માર્યા ગયા."

હાંફળો-ફાંફળો હૈસમાન કુરૈશી સરદારોના નામો ગણાવવા લાગ્યો તે વેળા સફવાન બિન ઉમૈયહ નામનો કુરૈશી અગ્રેસર કઅબહના હતીમ સ્થળે બેઠેલો હતો. હૈસમાનની વાત સાંભળીને તે બોલી ઊઠયો, "વલ્લાહ! આ માણસનું મગજ ઠેકાણે લાગતું નથી જેથી પાગલો જેવો લવારો કરે છે. એની અક્કલ ઠેકાણે હોય તો એને પૂછો કે હું કોણ છું ?"

લોકોએ તેને પૂછ્યું, "હે હૈસમાન ! તે જુઓ પેલો કોણ માણસ છે અને તે કયાં બેઠેલો છે?"

હૈસમાન બિન અબ્દુલ્લાહ બોલ્યો, "એ સફવાન બિન ઉમૈયહ છે અને કઅબહના હતીમમાં બેઠેલો છે. વલ્લાહ ! એનો બાપ અને ભાઇ બંને માર્યા ગયા. એ બંનેને બદ્રમાં કતલ થતાં મેં મારી આંખે જોયા છે." (એટલે ઉમૈયહ બિન ખલફ અને તેનો બેટો અલી.)

**અબ્બાસના ગુલામની કથા**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને હુસૈન બિન અબ્દુલ્લાહ બિન ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન અબ્બાસે, હઝરત ઇબ્ને અબ્બાસના આઝાદ કરેલા ગુલામ હઝરત ઇકરિમહની રિવાયત કહી સંભળાવી ને ઇકરિમહને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના આઝાદ કરેલા ગુલામ

૧. કેદ પકડાઇને મદીનહ આવેલા મુશરિકો ઇસ્લામ અને મુસલમાનોના કટ્ટર દુશ્મનો હતા. આમ છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એમની સાથે ઇન્સાનિયતને છાજે તેવો વર્તાવ કરવાનો પોતાના સહાબાને હુકમ ફરમાવી દીધો. સહાબા પણ પોતાના આકાના હુકમને માથે ચડાવીને અગાઉની તમામ દુશ્મની ભૂલી ગયા અને કેદીઓ સાથે એવો ઉત્તમ અને ઉદાર વર્તાવ કર્યો કે મુશરિકોના ઘણાખરા કેદીઓ એજ અવસ્થામાં મુસલમાન બની ગયા. "હ"

હઝરત અબૂ રાફિઅએ પોતાની વીતક કથા કહી સંભળાવી. હઝરત અબૂ રાફિઅ પોતાની કથા ટાંકતા કહે છેઃ

"હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબનો ગુલામ હતો. અને મક્કહમાં અબ્બાસના ઘરમાં જ રહેતો હતો. ઈસ્લામ અમારા ઘરમાં પ્રવેશી ચૂક્યો હતો. અબ્બાસ અને એમના બેગમ બીબી ઉમ્મે-ફઝલ અને હું પોતે અમે ત્રણે છુપી રીતે મુસલમાન બની ગયા હતા. અબ્બાસ પોતાની કુરૈશ કૌમથી ડરતા હોવાને કારણે પોતાના ઈસ્લામને છુપાવતા હતા. અબ્બાસ મક્કહના મોટા માલદાર ગૃહસ્થ હતા. એમના રૂપિયા-પૈસાની મક્કહના લોકોમાં હેરાફેરી થયા કરતી. (એટલે તેઓ વ્યાજનો ધંધો કરતા હતા.) અબ્બાસનો ભાઈ જેનું નામ અબૂ લહબ હતું તે બદ્રની લડાઈમાં ગયો ન હતો. પોતાની જગાએ અબૂ લહબે આસ બિન હિશામ બિન મુગીરહ નામના શખ્સને બદ્રમાં મોકલાવ્યો હતો. મક્કહમાં એવા બીજા લોકો પણ હતા જેઓ પોતે ગયા ન હતા, બીજાઓને (પૈસા આપીને) પોતાની જગાએ મોકલાવી આપ્યા હતા. જ્યારે બદ્રની આફત મક્કહ પર તૂટી પડી તો તેના સમાચાર સાંભળીને અબૂ લહબના આઘાતનો પાર ન રહ્યો. અલ્લાહએ એને ઝલીલો-ખ્વાર કરીને પછાડી નાખ્યો અને અમારા આનંદનો પાર ન રહ્યો. અમારૂં બળ અને મનોબળ વધી ગયું. અમારા ઉત્સાહ અને માનઆબરૂમાં વધારો થયો હોય તેવો અમને એહસાસ થવા લાગ્યો. "

હઝરત અબૂ રાફિઅએ પોતાની કથા ચાલુ રાખતાં ઉમેર્યું, "હું એક ગરીબ માણસ હતો. શરીરે પણ નિર્બળ કે નબળો હતો. તીરો બનાવવાનો ધંધો કરતો હતો. ઝમઝમના કૂવા પાસે આવેલા તંબૂમાં તીરોને છોલી-છોલીને ભેગાં કરતો હતો. વલ્લાહ ! એ દિવસે પણ નિયમ મુજબ તંબૂમાં બેસીને હું તીરો બનાવવાના કામમાં લાગેલો હતો. અબ્બાસના બેગમ બીબી ઉમ્મે-ફઝલ મારી પાસે બેઠેલાં હતાં. બદ્રના મળેલા સમાચારથી અમારો આનંદ અને ઉત્સાહ માતો ન હતો. એટલામાં અચાનક અબૂ લહબ કઢંગી રીતે પડતો આખડતો આવી લાગ્યો અને તંબૂ પાસે આવીને જાણે ભોંય પર ફસકાઈ પડયો. તે અમારી તરફ પૂઠ ફેરવીને ત્યાં જ બેસી ગયો. તેના બેસતાં જ લોકોએ પોકાર પાડયો, "લ્યો આ રહ્યો અબૂ સુફ્યાન બિન હારિસ઼ બિન અબ્દુલ-મુત્તલિબ ! એ પણ બદ્રથી આવી લાગ્યો."

ઈબ્ને હિશામ કહે છે : આ અબૂ સૂફ્યાન બિન હારિસ઼ બિન અબ્દુલ-મુત્તલિબનું મુળ નામ મુગીરહ બિન હારિસ઼ હતું અને હારિસ઼ રસૂલુલ્લાહનો કાકા હતો.

**અબૂ લહબનો અંજામ**————અબૂ લહબે તેને હાંક મારી, "હે અબૂ સુફ્યાન ! જરાં અહીં મારી પાસે આવજે. લડાઈની સાચી માહિતી તું જ આપી શકે છે. જરા વિગતથી કહે કે ત્યાં બદ્રમાં શું બન્યું?"

અબૂ સૂફ્યાન તેના હુકમને માન આપીને આગળ વધ્યો અને તેની પાસે જઈને બેસી ગયો. લોકોનું ટોળું અમારી આજુબાજુમાં આવીને ઊભું થઇ ગયું. અબૂ લહબે તેને પૂછ્યું, "અબૂ સુફ્યાન ! લડાઈમાં તેઓની શી દશા હતી ? જરા વિગતથી બતાવ કે મામલો શું બન્યો ?"

તેણે કહ્યું, "વલ્લાહ ! મામલો આટલો જ બન્યો કે અમે તેઓને મુકાબલે મેદાનમાં નીકળીને અમારા ખભા અને અમારી ગરદનો તેઓને હવાલે કરી દીધી. તેઓ પોતાની મરજી મુજબ અમને કતલ કરતા રહ્યા. અને પોતાની મરજી મુજબ અમને કેદ કરતા રહ્યા. જાણે અમે પોતાના જ હાથે પોતાના હાથપગ બાંધીને તેઓને શરણે ચાલ્યા ગયા. આમ છતાં અમે પોતાની જાતને કોઈ ઠપકો નહિ આપ્યો કેમકે ત્યાં એક નવો

જ તમાશો અમારા જોવામાં આવ્યો. બાબત એમ બની કે મેદાનમાં મુસલમાનો ઉપરાંત બીજું એક લશ્કર હતું જેમાં ગોરા રંગના ફોજીઓ, કાબર-ચીતરા ઘોડાઓ પર બેઠેલા, જમીન આસમાનની વચ્ચે અધ્ધર દેખાતા હતા. તેઓ કોઈને છોડતા ન હતા અને કોઈ તેઓની સામે ટકી શકતું ન હતું.''

હઝરત અબૂ રાફિઅ કહે છે : આ સાંભળીને મારાથી રહેવાયું નહિ. હું બોલી ઊઠયો, ''અલ્લાહના સોગંદ ! એ તો ફરિશ્તાઓની ફોજ હતી.''

આ સાંભળતાં જ અબૂ લહબનો મિજાજ ગયો. તેણે હાથ લાંબો કરીને જોરથી એક લપડાક મારા ચેહરા પર મારી દીધી. મેં પણ તેને થાપડ મારીને બદલો લઈ લીધો. તેણે મને હાથોમાં ઉપાડીને ભોંય પર પટકી માર્યો અને પછી મારી છાતી પર ચઢીને મને મારવા લાગ્યો. આ જોઈને બીબી ઉમ્મે-ફઝલ તંબૂનો એક ખૂંટો ઉખેડી લાવ્યાં અને તેના માથા પર એવો ફટકો માર્યો કે તેની ખોપરી ફાટી ગઈ. પછી બોલ્યાં, ''શું સમજે છે તું તારા મનમાં ? એનો શેઠ અહીં નથી એટલે તેં એને નબળો ધારી લીધો છે !''

આ અપમાન ખમીને અબૂ લહબ ભોંઠો પડી ગયો અને હડધૂત થઈને ત્યાંથી ચાલ્યો ગયો. પરંતુ એ પછી અલ્લાહના આ દુશ્મનને સાત દિવસથી વધુ જીવવાનુ નસીબ થયું નહિ. એને ''અદસહ''નો ચેપી રોગ લાગી ગયો જેણે એના પ્રાણ હરી લીધા. [૧]

**મક્કહમાં ઘરઘરમાં માતમ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે પોતાના બાપ અબ્બાદની રિવાયત કહી સંભળાવી કે, શિકસ્તના સમાચારથી પ્રથમ તો મક્કહના લોકોએ પોતાના મરનારાઓનો ખૂબ વિલાપ કર્યો. રૂદન, આક્રંદ અને રડારોળથી વાતાવરણ ગજાવી દીધું. પણ પછી ઢંઢેરો પીટાવી દીધો કે, કોઈએ પોતાના મરનારનો વિલાપ કરવો નહિ. કેમકે મુહંમદ અને તેમના સાથીઓ સાંભળશે તો ઘણા ખુશ થશે વળી કોઈએ પોતાના કેદીને છોડાવવા માટે દંડની રકમ પણ મોકલવી નહિ. કેમકે આપણી અધીરાઈ અને ઉતાવળ જોઈને તેઓ દંડની રકમ વધારી દેશે. માટે થોડા દિવસ રાહ જુઓ.

**અસ્વદ બિન મુત્તલિબનું વિલાપગીત**————અસ્વદ બિન મુત્તલિબની અવલાદમાંથી ત્રણ શખ્સો, ઝમ્અહ બિન અસ્વદ, અકીલ બિન અસ્વદ અને હારિસ બિન ઝમ્અહ આ લડાઈની આફતમાં માર્યા ગયા હતા. અસ્વદ એમની ઉપર પોક મૂકીને રડવા માગતો હતો. પરંતુ ઢંઢેરો પીટાવાથી તે ગડમથલની દશામાં હતો. એટલામાં એક રાતે અચાનક કોઈના મોટેથી રડવાનો અવાજ તેના કાને પડયો. અસ્વદની આંખની રોશની ચાલી ગઈ હતી. પોતાના ગુલામને તેણે કહ્યું, ''અલ્યા! બહાર જઈને તપાસ કરી આવ, શું મોટેથી રડવાની પરવાનગી મળી ગઈ છે ? શું કુરૈશ પોતાના મરનારાઓને રડે છે ? હું પણ મારા પુત્રો પર પોક મૂકીને રડવા માગું છું કેમકે મારા તનબદનમાં આગ લાગેલી છે.''

ગુલામે પાછા આવીને સમાચાર આપતાં કહ્યું, ''સાહેબ ! એક સ્ત્રીનું ઊંટ ખોવાય ગયું છે અને એ સ્ત્રી પોતાના ઊંટને રડે છે.'' આ સાંભળતા જ અસ્વદ લલકાર્યો :

---

૧. અદસહ : શીતળાના પ્રકારનો એક ચેપી રોગ જેમાં મસૂરના દાણા જેવા લાલ ફોલ્લા શરીરે ફૂટી નીકળે છે. કહેવાય છે કે એ જીવલેણ હોય છે.''હ''

**અ-તબ્કી અંય-યદિલ્લ-લહા બઈરુન. • વ યમ-નઉહા-મિનન-નવમિસ-સુહૂદુ.**

શું તે પોતાના એક ઊંટના ખોવાય જવા પર રડે છે ? અને ઉજાગરો તેને ઊંઘથી અટકાવી રહ્યો છે?

**ફલા તબ્કી અલા બકરિંવ - વલાકિન, • અલા બદરિન તકાસર-તિલ જુદૂદુ.**

હે સ્ત્રી ! પોતાના જવાન ઊંટના ખોવાય જવા પર ન રડ ! બલકે બદ્રની બનેલી ઘટના પર રડ ! જે દિવસે કે નસીબ ફૂટી ગયું.

**અલા બદરિન સરાતિન બની હુસૈસિન, • વ મખ્ઝૂમિન વ રહતિ અબીલ-વલીદિ.**

અરે ! બદ્ર પર રડ ! બની હુસૈસના સુપુત્રો પર રડ ! બની મખ્ઝૂમ પર રડ ! અને અબૂ વલીદના ખાનદાન પર રડ!

**વ બકકી ઇન બકૈતિ અલા અકીલિન, • વ બક્કી હારિસૂન અસદલ- ઉસૂદિ.**

અને જો તારે રડવું જ હોય તો અકીલ પર રડ ! અને હારિસ પર રડ જે સિંહોના સિંહ હતા.

**અલા કદ સાર બઅદ-હુમ રિજાલન, • વ લવલા યવમુ બદરિલ લમ યસૂદુ.**

સાંભળી લો, એમના પછી એવા લોકો સરદાર બની ગયા કે અગર બદ્રનો સંગ્રામ ન જામતે તો એ લોકો કદી સરદાર બની શકતે નહિ.

**તવંગર બેટો બાપને છોડાવે છે**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : બદ્રના કેદીઓમાં અબૂ વદાઅહ બિન દબીરહ સહમી નામે એક ગૃહસ્થ પણ હતો. એનો મુત્તલિબ નામે બેટો મક્કહનો મોટો વેપારી હતો. એના વિષે રસૂલુલ્લાહ-સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું :

| | |
|---|---|
| ઈન્ન લહૂ બિ-મક્કત ઇબ્નન કૈસન | એનો એક ચંચળ બેટો મક્કહમાં છે, |
| તાજિરન ઝા-માલિન. | તે વેપારી અને માલદાર છે. |
| વ કઅન્નકુમ બિહી કદ જાઅકુમ | જાણે કે તે આવી લાગ્યો છે તમારી પાસે |
| ફી તલબિ ફિદાઇ અબીહિ. | દંડની રકમ લઇને પોતાના બાપને છોડાવવા. |

કુરૈશે જયારે મક્કહમાં જાહેરાત કરાવી હતી કે પોતાના કેદીઓને છોડાવવા માટે ઉતાવળ કરવી નહિ નકર તેઓ દંડની મોટી રકમની માગણી કરશે. તે વેળા અબૂ વદાઅહના પુત્ર મુત્તલિબે આ જાહરોતને ટેકો આપતાં કહ્યું હતું કે, બિલકુલ સાચી વાત છે. ઉતાવળ કરવાની મુદ્દલ જરૂર નથી. પરંતુ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પેશીનગોઇ મુજબ મુત્તલિબ પોતે રાતના સમયે છુપી રીતે મક્કહથી નીકળીને મદીનહ પહોંચી ગયો અને દંડની રકમ ચાર હજાર દિરહમ ચૂકવીને પોતાના બાપને છોડાવીને લઇ ગયો.

**મક્કહનોજાણીતો શાઇર સુહૈલ બિન અમ્ર**——————એ પછી કુરૈશે પણ પોતપોતાના કેદીઓને છોડાવવા માટે દંડની રકમો મોકલવાનું શરૂ કર્યું. મુકરિઝ બિન હફ્સ બિન અલ-અખીફ નામે એક ચાલાક આદમી દંડની રકમ ન હતા છતાં પોતાના સ્નેહી સુહૈલ બિન અમ્રને છોડવવા મદીનહ પહોંચી ગયો. બનૂ સાલિમ બિન ઔફવાળા હઝરત માલિક બિન દખ્શમે સુહૈલ બિન અમ્રને કેદ કર્યો હતો. કેદ કરતી વેળા હઝરત માલિક બિન દખ્શમે આ શૌર્યગીત લલકાર્યું હતું :

અસરતુ સુહૈલન ફલા અબ્તગી • અસીરમ બિહી મિન જમીઇલ ઉમમ.

સુહૈલને મેં કેદ પકડ્યો છે. એના બદલામાં દુનિયાની તમામ પ્રજાઓમાંથી કોઈને પણ કેદ કરવાનું હું પસંદ કરી શકું નહિ.

વ ખિન્દફૂ તઅલમુ અન્નલ ફતા • ફતાહા સુહૈલુન ઇઝા યુઝલમ.

અને બનૂ ખિન્દફના લોકો જાણે છે કે, ઝુલ્મનો બદલો લેવાનો પ્રસંગ આવી પડે તો, કબીલામાં કોઈ જવાંમર્દ કે વીરનર હોય તો તે સુહૈલ બિન અમ્ર જ છે.

દરબ્તુ બિહિશ - શફરિ હત્તન - સનય • વ અક-રહતુ નફસી અલા ઝિલ-અલમ.

મેં સુહૈલ પર તલવારના વાર કર્યા ત્યાં સુધી કે તે નમી પડ્યો. એના જેવા કપાયેલા હોઠવાળા સરદાર સાથે લડવા માટે મેં પોતાના જીવને મજબૂર કર્યો. (સુહૈલ બિન અમ્રનો નીચલો હોઠ કપાયેલો હતો.)

**ઇસ્લામમાં મુસ્લહની મનાઇ**——ઇબ્ને ઇસ્હાક કહે છે : મને બનૂ આમિર બિન લુઐયવાળા મુહંમદ બિન અમ્ર બિન અતાએ માહિતી આપી કે જ્યારે મુકરિઝ બિન હફ્સ દંડની રકમ લઇને સુહૈલ બિન અમ્રને છોડાવવા આવ્યો તો હઝરત ઉમર બિન ખત્તાબે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને વિનંતી કરી, ''યા રસૂલલ્લાહ ! મને પરવાનગી આપો કે સુહૈલ બિન અમ્રના બે ઉપલા દાંતો અને બે નીચલા દાંતો તોડી નાખું કે જેથી એની જીભ લથડિયાં લેતી થઇ જાય અને પછી કોઇ સભા કે જલસામાં એ આપની વિરૂધ્ધ ઉશ્કેરણીભર્યું ભાષણ ન કરી શકે !''

હઝરત ઉમરની વિનંતીના જવાબમાં આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| લા અમ્સુલુ બિહી | નહિ, હું એનો મુસ્લહ નહિ કરૂં, |
| ફયુમ-સિલલ્લાહુ બી | કેમકે અલ્લાહ મારો પણ મુસ્લહ કરી નાખશે. |
| વઇન કુન્ત નબિય્યન. | ભલે હું પયગમ્બર છું.[૧] |

આમ ફરમાવીને આપે હઝરત ઉમર બિન ખત્તાબને ફરમાવ્યું, ''હે ઉમર ! સાંભળો :

| | |
|---|---|
| ઇન્નહુ અસા | બેશક બહુ જ જલદી એક સમય આવશે |
| અંય યકૂમા મુકામન | જ્યારે એ એવા સ્થળે બિરાજશે કે |
| લા તઝુમ-મુહૂ. | તમે એને ટપકો આપી શકશો નહિ. |

ઇબ્ને હિશામ કહે છે : અલ્લાહ તઆલાએ ચાહ્યું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની આ હદીસ એટલે સુહૈલ બિન અમ્ર વિષે ઉચ્ચારેલી આપની પેશીનગોઇનું વિવેચન હું તેના યોગ્ય પ્રસંગે કરીશ.[૨]

૧. મુસ્લહ : નાક-કાન કાપી નાખવા, દાંત તોડવા કે શરીરના કોઇ અવયવને વિકૃત કરી નાખવાને અરબી ભાષામાં મુસ્લહ કહે છે. ''

૨. સુહૈલ બિન અમ્ર મક્કહનો સરદાર, લોકલાડીલો શાઇર અને વાણીશૂરો સાહિત્યકાર હતો. સભાઓમાં ભાષણ કરતો ત્યારે પોતાની ગઝરતી વાણીથી સભાજનોમાં આગ ચાંપી દેતો. મેહફિલો અને મુશાયરામાં કવિતાનો જાદૂ પાડીને અને છટાદાર વચન કરીને ઇસ્લામની જડ ખોદયા કરતો. હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુની વિનંતીના જવાબમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એજ સુહૈલ બિન અમ્ર વિષે પેશીનગોઇ ઉચ્ચારી કે, એક સમય આવશે જયારે એજ સુહૈલ ઇસ્લામના બચાવ માટે ઢાલ બનીને ઇસ્લામને બચાવી લેશે. આ પેશીનગોઇ મુજબ ફત્હે-મક્કહ પછી સુહૈલ બિન અમ્ર મુસલમાન બની ગયા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની વફાત પછી અરબના કેટલાક કબીલા મુર્તદ બની ગયા અને એનો ચેપ મક્કહ સુધી ફેલાયો ત્યારે એજ સુહૈલ બિન અમ્ર, કવિતાનો જાદૂ અને વાણીની તલવાર સાથે લોખંડી તલવાર લઇને મેદાને પડયા અને એવો જિહાદ કર્યો કે આ નાપાક ચેપના મૂળિયાં ઉખેળીને ફેંકી દીધાં. મક્કહના લોકો મુર્તદ થવાથી બચી ગયા. વધુ વિગત ફત્હે-મક્કહ પછીના પ્રકરણમાં આવશે. ''

**સુહૈલની મુકિત માટે મુકરિઝની યુકિત**——————સુહૈલ બિન અમ્રને છોડાવવા માટે તેનો મિત્ર મુકરિઝ બિન હફ્સ મદીનહ પહોંચ્યો. તેણે મુસલમાનો સાથે વાટાઘાટ કરીને સુહૈલની મુકિત માટે તેઓને રાજી કરી લીધા ત્યારે મુસલમાનોએ તેને કહ્યું, ''વારૂ દંડની જે કંઇ રકમ લાવ્યો હોય તે આપી દે અને સુહૈલને લઇ જા.''

મુકરિઝ બોલ્યો, ''સાચું કહું તો દંડની રકમ મારી પાસે નથી. પણ એની ટાંગને બદલે મારી ટાંગ પકડી લો અને એને છોડી મુકો કે જેથી એ મક્કહ જઇને દંડની રકમનો બંદોબસ્ત કરે.''

મુસલમાનોએ સુહૈલ બિન અમ્રને છોડી મૂકયો અને તેની ટાંગના બદલામાં મુકરિઝની ટાંગ પકડી લીધી. એટલે સુહૈલને આઝાદ કરીને તેના મિત્ર મુકરિઝને બાનમાં કેદ કરી લીધો. તે વેળા મુકરિઝ આ શેઅરો લલકારવા લાગ્યો.

**ફદૈતુ બિ-અઝ-વાદિન સમાનિન સબા ફતન, • યનાલુસ-સમીમા અઝમુહા લલ-મવાલિયા.**

મેં આઠ મૂલ્યવાન ઊંટો આ નવજવાનને છોડાવવા માટે આપી દીધાં. એની ચૂકવણી નાદાન ગુલામો નહિ, શરીફ કે ખાનદાની લોકો જ કરી શકે છે.

**રહન્તુ યદી વલ માલુ ઐસરુ મિન યદી, • અલય્યા વલાકિન્ની ખશીતુલ ખાઝિયા.**

મેં મારા હાથને ગીરો મૂકી દીધો જો કે હાથને બદલે માલને ગીરો મૂકવાનું આસાન હતું પણ હું બદનામીથી ડરી ગયો.

**વ કુલ્ના સુહૈલુન ખયરુના ફઝ-હબૂ બિહી, • લિ- અબ્ના-અના હત્તા નુદીરલ અમાનિયા.**

અને અમે કહી દીધું કે, સુહૈલ અમારામાંથી સૌથી શ્રેષ્ઠ ગૃહસ્થ છે. જેથી અમારાં બાળકોને બદલે એને જ લઇ જાવ કે જેથી અમારી આશાઓમાં અમે સફળતાનું માન ખાટી શકીએ.

ઇબ્ને હિશામ કહે છે : કાવ્ય કળાના કેટલા જ્ઞાનીઓ, આ શેઅરો મુકરિઝના હોવાનો ઇન્કાર કરે છે.

**ચમડી સાથે દમડી નહિ જાય**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબકે કહ્યું કે બદ્રના કેદીઓમાં કુરૈશના ટોચના અગ્રેસર અબૂ સુફયાન બિન હર્બનો જવાન બેટો અમ્ર બિન અબૂ સુફયાન પણ હતો. એ કુરૈશના કટ્ટર કાફિર અને શયતાન જેવા આગેવાન ઉકબા બિન અબી મુઐતનો નવાસો થતો હતો એટલે તેની બેટીનો બેટો હતો.[1]

ઇબ્ને હિશામ કહે છે : અબૂ સુફયાનના પુત્ર અમ્રની મા અબૂઅમ્રની બેટી હતી જે અબૂ મુઐત બિન અમ્રની બહેન હતી અને અબૂ સુફયાનના બેટા અમ્રને હઝરત અલી બિન અબી તાલિબે બદ્રના મેદાનમાંથી પકડીને કેદ કર્યો હતો.

ઇબ્ને ઇસ્હાક કહે છે : અબ્દુલ્લાહ બિન અબીબકના બયાન મુજબ કુરૈશના લોકોએ અબૂ સુફયાનને કહ્યું ''હે અમારા સરદાર ! પણ મદીનહ જા અને દંડની રકમ ચૂકવીને તારા બેટા અમ્રને છોડાવી લાવ.''

આ સાંભળતાં જ અબૂ સુફયાન તડૂકયો, ''વાહ રે મારૂ લોહી પણ વહે અને પૈસા પણ જાય ! (એટલે

૧. ઉકબા બિન અબી મુઐત કુરૈશના શયતાનોમાંથી હતો. બદ્રની લડાઇમાં કેદ પકડાયો. મદીનહ પાછા ફરતાં ''અર્કુઝ-ઝબિયહ''સ્થળે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના હુકમથી હઝરત અલીએ એનો કતલ કર્યો. ''હ''

ચમડી પણ જાય અને દમડી પણ જાય !) સાંભળો, મારા બીજા બેટા હન્ઝલહને તો તેઓએ લડાઈમાં મારી જ નાખ્યો છે હવે અમ્રના દંડની રકમ શા માટે મોકલાવું ? ભલે તેઓ એને પણ મારી નાખતા હોય કે મરજી પડે ત્યાં સુધી કેદમાં પૂરી રાખતા હોય !''

**અબૂ સુફયાનના બેટાનો છુટકારો**————અબૂ સુફયાનનો બેટો અમ્ર બિન અબૂ સુફયાન મદીનહમાં મુસલમાનોની કેદમાં હતો. એ દરમિયાન મદીનહના એક મુસ્લિમ ગૃહસ્થ ખાનએ-કઅબહના ઉમ્રહ માટે મદીનહથી મક્કહ ગયા. એમનું નામ હઝરત સઅદ બિન નુઅમાન બિન અક્કાલ હતું. એ બનૂ અમ્ર બિન ઔફની શાખ બનૂ મુઆવિયહમાંથી હતા. પોતે મોટી વયના ગૃહસ્થ હતા અને એમની સાથે એમના જવાન બેગમ પણ હતાં. બંને મિયાંબીબી મદીનહથી બહાર આવેલા એમના ''નકીઅ''નામના સ્થળે પોતાના ઘેટાં-બકરાં સાથે વસવાટ કરતાં હતાં અને ત્યાંથી જ બારોબાર ઉમ્રહ માટે મક્કહ ચાલ્યા ગયાં હતાં. પોતાના યુવાન બેગમ સાથે મક્કહમાં દાખલ થતાં જ કુરૈશના લોકોએ બંને મિયાંબીબીને કેદ કરી લીધાં.

હઝરત સઅદ બિન નુઅમાનના ખ્વાબો-ખ્યાલમાં પણ ન હતું કે કુરૈશના લોકો એમને કેદ કરી લેશે કેમકે આથી પહેલાં કુરૈશ સાથે કરાર થયા હતા કે મદીનહથી હજ્જ યા ઉમ્રહ માટે મક્કહ આવનારને તેઓ અટકાવશે નહિ અને ભલાઈ સિવાય બીજો કોઈ વર્તાવ તેની સાથે કરશે નહિ. મતલબ કે અબૂ સુફયાન બિન હર્બે કરારભંગ કરીને મક્કહમાં તેઓને કેદ કરી લીધાં અને મિયાંબીબી સાથે દાબદબાણનો તોછડાઈ ભરેલો વર્તાવ કર્યો.

જ્યારે મદીનહમાં હઝરત સઅદ બિન નુઅમાનના કુટુંબીજનોને આ સમાચાર મળ્યા તો તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયાં અને દરખાસ્ત રજુ કરતાં બોલ્યા, ''યા રસૂલલ્લાહ! અબૂ સુફયાને મક્કહમાં અમારા માણસોને કેદ કરી લીધા છે. આપ તેના બેટા અમ્રને તેને હવાલે કરી દો કે જેથી અમે તેના બદલામાં અમારા માણસોને છોડાવી લાવીએ.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓની દરખાસ્ત મંજૂર ફરમાવી લીધી. આપે અબૂ સુફયાનના બેટા અમ્રને આઝાદ કરીને એમના હવાલે કર્યો. આ લોકોએ અમ્રને અબૂ સુફયાન પાસે મોકલાવી દીધો. બદલામાં અબૂ સુફયાને હઝરત સઅદ તથા તેમના બેગમને આઝાદ કરી દીધાં.

**રસૂલુલ્લાહ (સલ.)ના દામાદનો મામલો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બદ્રના કેદીઓમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના જમાઈ અબુલ-આસ બિન રબીઅહ બિન અબ્દુલ-ઉઝ્ઝા બિન અબ્દે-શમ્સ પણ કેદ પકડાઈને આવ્યા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા સાહબઝાદી હઝરત બીબી ઝૈનબ રદિયલ્લાહુ અન્હા અબુલ-આસના નિકાહમાં હતાં.

ઈબ્ને હિશામ કહે છે : અબુલ-આસને ખિરાશ બિન સિમ્મહ બિન હરામના એક મુજાહિદે બદ્રમાં ગિરિફતાર કર્યા હતા.

ઈબ્ને ઈસ્હાક કહે છે : અબુલ-આસનો શુમાર મક્કહના એવા આબરૂદાર લોકોમાં થતા હતો જેઓ પોતાની પ્રામાણિકતા, બહોળા વેપાર અને માલદારીમાં નેકનામી સાથે પંકાયેલા હતા. અબુલ-આસની માતાનું નામ હાલહ બિન્તે ખુવૈલિદ હતું. તેઓ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના માનવંતા બેગમ હઝરત બીબી ખદીજહ (રદિયલ્લાહુ અન્હા)ના હકીકી બહેન હતા. બીબી ખદીજહના કહેવાથી જ આપે અબુલઆસ

સાથે બીબી ઝેનબના નિકાહ કરાવ્યા હતા. કેમકે આપ પોતાના બેગમ હઝરત બીબી ખદીજહની કોઇ વાતનો વિરોધ કરતા ન હતા.

નિકાહનો આ બનાવ આપને પયગમ્બરી મળી તે પહેલાંનો છે. અબુલ-આસને હઝરત બીબી ખદીજહ પોતાના સગા પુત્ર પેઠે ચાહતાં હતાં. અલ્લાહ તઆલાએ જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરીની પદવિથી સરફરાઝ કર્યા તો બીબી ખદીજહએ આપની પયગમ્બરીનું સમર્થન કર્યું. આપની ઉપર ઇમાન લાવ્યાં અને મુસલમાન બની ગયાં. આપના તમામ માનવંતા બેટીઓ પણ મુસલમાન બની ગયાં. દરેકે આપની પયગમ્બરીનું સમર્થન કર્યું અને આ વાતની સાક્ષી આપી કે જે વસ્તુ લઇને આપ પધાર્યા છે તે સાચી જ છે. પરંતુ આપના જમાઇ અબુલ-આસ પોતે મુસલમાન નહિ બન્યા અને પોતાના મૂર્તિપૂજાના ધર્મને વળગી રહ્યાં.

**રસૂલુલ્લાહ (સલ.)ના બીજા દામાદ**————તે વેળા હઝરત બીબી ખદીજહથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બીજી બે સાહબઝાદીઓ પણ હતાં, હઝરત બીબી રૂકૈયહ અને હઝરત બીબી ઉમ્મે-કુલસૂમ. એમાંથી બીબી રૂકૈયહ અથવા બીબી ઉમ્મે-કુલસૂમના નિકાહ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના કાકા અબૂ લહબના પુત્ર ઉત્બહ સાથે કરાવી દીધા હતા. ૧

એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળી તો આપે અલ્લાહના હુકમ મુજબ મક્કહમાં તવહીદનો નાદ ગજાવ્યો અને મૂર્તિપૂજાનો વિરોધ કર્યો આ કારણે કુરૈશના લોકો આપના દુશ્મન બની ગયા અને કમર કસીને મેદાને નીકળી આવ્યા. ત્યારે તેઓએ આપસમાં મંત્રણા કરી કે જુઓ, મુહંમદ કેટલી નચિંતાઇ અને બેફિકરીથી પોતાનું કામ કરી રહ્યા છે ! એમની શાંતિનું નખ્ખોદ વાળવાનો આસાન રસ્તો આ છે કે એમની બેટીઓને તલાક અપાવી દેવાની કોશિશ કરવી જોઇએ. બેટીઓને જો તલાક મળી જાય તો મુહંમદના દિલને એવો ઊંડો ઘા લાગશે કે તેઓ શાંતિથી પોતાનું કામ કરી શકશે નહિ અને બેટીઓની ચિંતામાં પડી જશે.

**અબુલ-આસને કુરૈશની પેશકશ**————આમ ઠરાવીને કુરૈશના મોવડીઓ પ્રથમ અબુલ-આસ પાસે ગયા અને બોલ્યા, ''હે અબુલ-આસ ! તેં મુહંમદને બિલકુલ નચિંત બનાવી દીધા છે જેથી તેઓ શાંતિથી પોતાનું કામ કરી રહ્યા છે. માટે તું મુહંમદની બેટીને તલાક આપી દે અને કુરૈશના કોઇ પણ ખાનદાનની રૂપવાન કન્યાનું નામ બતાવી દે. અમે તેની સાથે તારા લગ્ન કરાવી દઇશું.''

જવાબમાં અબુલ-આસે પરખાવી દીધું, ''નહિ વલ્લાહ ! હું હરગિઝ આમ નહિ કરૂં. ન હું મારી બીબીને તલાક આપીશ ન બીજાં લગ્ન કરીશ. કુરૈશની કોઇ કન્યાને હું પસંદ કરતો નથી.''

ઇબ્ને હિશામ કહે છે : મને જાણવા મળ્યું છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અબુલ-આસના એ જવાબની ખબર પડી તોઆપ બેહદ ખુશ થયા અને અબુલ-આસની દામાદીના આપે ઘણા વખાણ કર્યા.

---

૧. સહીહ રિવાયત મુજબ અબૂ લહબના પુત્ર ઉત્બહ સાથે બીબી રૂકૈયહ (રદિયલ્લાહુ અન્હા)ના નિકાહ થયા હતા અને અબૂ લહબના બીજા પુત્ર ઉતૈબહ સાથે બીબી ઉમ્મે-કુલસૂમના નિકાહ થયા હતા. મગર શાદી પછી હજુ સુધી કોઇ સાહબઝાદીની રૂખ્સતી થવા પામી ન હતી. ''હ''

**ઉત્બહને કુરૈશની પેશકશ**———અબુલ-આસથી નિરાશ થઈને કુરૈશના લોકો રસૂલુલ્લાહના કાકા અબૂ લહબના બેટા ઉત્બહ પાસે ગયા અને બોલ્યા, ''મુહંમદની બેટીને તલાક આપી દે અને કુરૈશની કોઈ મનપસંદ કન્યાનું નામ બતાવી દે. તેની સાથે અમે તારા લગ્ન કરાવી દઈશું.''

ઉત્બહ હરખભેર બોલ્યો, ''મને કબૂલ છે. તમે અબાન બિન સઈદ બિન આસની કન્યા અથવા સઈદ બિન આસની કન્યા જોડે મારી શાદી કરાવી દો. હું મુહંમદની બેટીને તલાક આપી દઈશ.''

કુરૈશના લોકોએ તાબડતોડ બંદોબસ્ત કરીને (ઝટ મંગની પટ બિયાહ પેઠે) સઈદ બિન આસની બેટી સાથે ઉત્બહના નિકાહ કરાવી દીધા. અને તેણે મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બેટીને તલાક આપી દીધી. જો કે નિકાહ પછી હજુ સુધી રૂખ્સતી થવા પામી ન હતી. આ રીતે અલ્લાહ તઆલાએ પોતાના હબીબ અને લાડલા પયગમ્બરની લાડલી બેટીને, નાલાયક બાપના નાલાયક બેટાના કબજામાંથી છોડાવી લીધી અને નૂરના ટુકડા જેવી બેટીની આબરૂ પણ બચાવી લીધી. અને ઉત્બહને હડધૂત કરીને ઝલીલો-ખ્વાર બનાવી દીધો. એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના આ માસૂમ બેટીના નિકાહ હઝરત ઉસ્માન બિન અફ્ફાન સાથે થયા. [૧]

તે વેળાના મક્કહના જીવનમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને પયગમ્બરી મળવા પહેલાં નિકાહ કે લગ્ન-સંબંધ વિષે અલ્લાહ તરફથી કોઈ ખાસ આદેશો મળેલા ન હતા. ખાનદાનના રિવાજ મુજબ રસૂલુલ્લાહ સલ્લલાહુ અલૈહિ વ સલ્લમએ બેટીઓના નિકાહ કરાવ્યા હતા. પછી જ્યારે ઈસ્લામ આવ્યો અને આપના બેટી બીબી ઝૈનબ મુસલમાન બની ગયાં અને એમના પતિ અબુલ-આસ મુસલમાન નહિ બન્યા તો હવે ઈસ્લામે બંને વચ્ચે છૂટાછેડા તો કરાવી દીધા. પરંતુ મક્કહમાં તે વેળા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સંજોગો એવા ન હતા કે મિયાંબીબીને એકબીજાથી અલગ કરાવી દેતે. કુરૈશથી આપ દબાયેલા હોવાથી આ પ્રકારની કોઈ સત્તા કે અધિકાર ધરાવતા ન હતા. આ કારણે મુસલમાન બની જવા પછી પણ હઝરત બીબી ઝૈનબ પોતાના મૂર્તિપૂજક પતિ અબુલ-આસની સાથે જ રહ્યાં.

એ પછી આપ મક્કહથી હિજરત કરીને મદીનહ પધાર્યા અને જ્યારે જંગે-બદ્રનો પ્રસંગ સર્જાયો તો અબુલ-આસ પણ કુરૈશના લશ્કર સાથે મુસલમાનોના મુકાબલા માટે બદ્રમાં આવ્યા અને કુરૈશના બીજા કેદીઓ પેઠે પોતે પણ પકડાઈ ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહ અલૈહિ વ સલ્લમના એક કેદી તરીકે મદીનહમાં હાજર થયા.

**બીબી ઝૈનબનો યાદગાર હાર**———ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યહયા બિન અબ્બાદ બિન અબ્દુલ્લાહ બિન ઝુબૈરે તેમના પિતાજી અબ્બાદને મુખે સાંભળેલી હઝરત બીબી આઈશહની આ રિવાયત

---

૧. અબૂ લહ[illegible]ના એક બેટાનું નામ ઉતૈબહ હતું. એની શાદી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના નૂરે-નઝર, લખ્તે-જિગર હઝરત બીબી ઉમ્મે-[illegible]સૂમ સાથે થઇ હતી. ઉતૈબહએ પણ કુરૈશના કહેવાથી હઝરત બીબી ઉમ્મે-કુલસૂમને તલાક આપી દીધી. તલાક આપતી વેળા તેણે ક[illegible] ''હે મુહંમદ [illegible] તમારા કુર્આનની આયતોનો ઈન્કાર કરૂં છું અને તમારી પયગમ્બરીને ધિક્કારૂં છું.'' આમ કહીને તે નફરતથી રસૂ[illegible]લાહ સલ્લલ[illegible] અલૈહિ વ સલ્લમના [illegible]રાની મુખડા તરફ થૂંક્યો. આપે દુઆ માગી, ''હે અલ્લાહ ! તારા કૂતરાઓમાંથી કોઇ કૂતરાને [illegible] ઉપર નિર્માણ કરી દે !''

એ પછી ઉતૈબહ પોતાના બાપ સાથે વેપાર અર્થે સીરિયા ઊપડયો. રાત પડતાં કાફલાએ જંગલમાં પડાવ નાખ્યો અને ખાયપીને બધા ભરઊંઘ[illegible] પડયા: જંગલમાંથી એક સિંહ નીકળી આવ્યો. બધાને છોડીને તેણે ઉતૈબહને ઝડપી લીધો અને તેને ચીરીફાડીને પોતાને રસ્તે પડી ગ[illegible] (સીરતે-સરવરે આલમ જિ. ૨ પા. ૫૦૧) ''હ''

બયાન કરી. બીબી આઇશહ રદિયલ્લાહુ અન્હા ફરમાવે છે :

"મક્કહના લોકોએ જ્યારે પોતાના કેદીઓને છોડાવવા માટે મુકિતદંડની રકમ મોકલવા માંડી તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના લાડલાં બેટી બીબી ઝૈનબે પણ પોતાના પતિ અબુલ-આસના છુટકારા માટે કંઇક માલ મોકલ્યો તો તેમાં એક હાર પણ હતો. આ તે હાર હતો જે એમના લગ્ન પ્રસંગે એમના માનવંતા માતાજી બીબી ખદીજહએ શાદીની ભેટ તરીકે આપ્યો હતો અને એજ હાર પોતાની બેટીના ગળામાં પહેરાવીને બેટીને અબુલ-આસના ઘરે રૂખ્સત કર્યા હતાં."

હઝરત બીબી આઇશહ ફરમાવે છે : "જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એ હાર જોયો તો આપનું હૈયું ભરાઇ આવ્યું. આપની આંખોમાં આંસુ આવી ગયાં. આપે ગદ્ગદ સ્વરે પોતાના સહાબાને ફરમાવ્યું :

| | |
|---|---|
| ઇન રએૈતુમ | અગર તમને વાજબી લાગે |
| અન તત્લેકૂ લહા અસીરહા. | કે તમે છોડી મૂકો તેના કેદીને. |
| વ તરૂદ-દૂ અલૈહા માલહા | અને પાછો આપી દો તેના માલને. |
| ફફઅલૂ. | તો તમે એમ જ કરો ! |

જવાબમાં સહાબા બોલી ઊઠયા, "કેમ નહિ યા રસૂલલ્લાહ ! અમારાં માબાપ, અમારાં બાલબચ્ચાં અમારાં જાનમાલ બધું આપની ઉપર કુરબાન !"

એજ વેળા સહાબાએ અબુલ-આસને છોડી મૂકયા. તેમના બીજા માલ સાથે પેલો હાર પણ પાછો આપી દીધો જેને લઇને અબુલ-આસ મક્કહ તરફ ઊપડી ગયા."

---

**ગુજરાતી સંપાદકનો વધારો**———જંગે-બદ્રમાં પકડાયેલા કેદીઓમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના કાકા અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ પણ હતા. મુસલમાનોએ બીજા કેદીઓ પેઠે એમને પણ દોરડીથી બાંધેલા હતા. દોરડીની ગાંઠો કંઇક વધુ કસીને બાંધેલી હોવાથી તેની પીડાથી તેઓ વારંવાર ઊંહકારા નાખતા હતા. એમનાં દર્દીલા ઊંહકારા સાંભળીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બેચેન થઇ ગયા આપની ઊંઘ ઊડી ગઇ. એજ વેળા આપે સહાબાને હુકમ ફરમાવ્યો કે અબ્બાસની દોરડીની ગાંઠો ઢીલી કરી દેવામાં આવે. સહાબાએ દોરડીના બંધનો ઢીલાં કરી દીધાં. અબ્બાસની પીડા મટી ગઇ ત્યારે આપ આરામથી સૂઇ શકયા.

અબ્બાસે પોતાના બદન પર જે પહેરણ પહેરેલું હતું તે ફાટીને ચીંથરાં જેવું થઇ ગયું હતું પોતે મજબૂત કાયાના ઊંચા કદના ગૃહસ્થ હોવાથી સહાબામાંથી કોઇનું પહેરાણ એમના શરીરે ફિટ થતું ન હતું. ત્યારે મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય બિન સલૂલનું પહેરણ માગી લેવામાં આવ્યું કેમકે તે પણ એમના જ જેવો ઊંચા કદનો પુરૂષ હતો. તેણે રાજીખુશીથી પોતાનું પહેરણ આપી દીધું જે અબ્બાસના શરીરે ફીટ થઇ ગયું. અબ્દુલ્લાહ બિન ઉબયના આ એહસાનના બદલામાં જ્યારે એ મરી ગયો તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાનું મુબારક પહેરણ એના કફન માટે ઇનાયત ફરમાવી દીધું હતું. આ રીતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ

અલૈહિ વ સલ્લમએ પોતાના કાકા તરફથી મુનાફિકોના સરદારના એહસાનનો બદલો વાળી દીધો હતો.

મુક્તિદંડની સૌથી વધુ રકમ અબ્બાસ પાસેથી વસૂલ કરવામાં આવી કેમકે એ મક્કહના એક તાલેવંત અને માલેતુજ્જાર ગૃહસ્થ હતા. અન્સાર સહાબાએ વિનંતી કરી હતી, ''યા રસૂલલ્લાહ ! આપની પરવાનગી હોય તો અબ્બાસના દંડની રકમ અમે ચૂકવી આપીએ કેમકે એ આપના કાકા છે અને અમારા ભાણેજ થાય છે.''

આપે ફરમાવ્યું, એમની પાસેથી એક દિરહમ પણ જતો ના કરો.''

એ પછી આપે અબ્બાસ પાસેથી દંડની રકમની માગણી કરી. તમેણે પોતાની નાદારી જાહેર કરતાં કહ્યું, ''દંડની રકમ કયાંથી લાવું ? હે ભત્રીજા ! શું તમે એમ ચાહો છો કે હું કુરૈશ પાસે ભીખ માંગતો કરૂં ?''

આપે ફરમાવ્યું, ''ચચાજાન ! પેલા સોનાના દલ્લાનું શું થયું જે તમે તમારા બેગમ ઉમ્મે-ફઝલને આપીને ચૂપકેથી કહ્યું હતું કે લડાઇથી જીવતો પાછો ન ફરૂં તો આ દલ્લો તમારા અને બચ્ચાંઓના કામમાં આવશે !''

આ સાંભળીને અબ્બાસ દંગ થઇ ગયા અને બોલ્યા, ''હે મુહંમદ ! બેશક તમે અલ્લાહના રસૂલ છો. મારા અને ઉમ્મે-ફઝલ વગર આ ભેદની કોઇને ખબર ન હતી.''

એ પછી અબ્બાસ પાસેથી દંડની રકમ સો ઊકિયા વસૂલ કરવામાં આવી. એક ઊકિયા ચાલીસ દિરહમનો થાય છે. બદ્રના કેદીઓમાં જેઓ નાદાર અને ગરીબ હતા. તેઓને દંડ લીધા વિના છોડી મૂકવામાં આવ્યા અને જેઓ લખવા વાંચવાનું જાણતા હતા તેઓને કહેવામાં આવ્યું કે, દસ-દસ માણસોને લખવા-વાંચવાનું શીખવી દો તો તમે આઝાદ છો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દત્તક અને આઝાદ ગુલામ હઝરત ઝૈદ બિન હારિસહ રદિયલ્લાહુ અન્હુ બદ્રના એજ કેદીઓ પાસેથી લખવા વાંચવાનું શીખ્યા હતા.

---

## પ્રકરણ ૯૬

# અબુલ-આસનો ઇસ્લામ-સ્વીકાર

બીબી ઝૈનબનો મદીનહ પ્રવાસ ● રવાનગી અને રૂકાવટ ● કુરૈશની પાયમાલીનો ચિતાર ● હઝરત ખૈ-સમહના શેઅરો ● હબ્બારને આગમાં ફૂંકી નાખવાનું ફરમાન ● અબુલ-આસનો વેપારી માલ ● બીબી ઝૈનબ તરફથી રક્ષાણની જાહેરાત ● અબુલ-આસના માલની વાપસી ● અબુલ-આસનાં ઇસ્લામની જાહેરાત ● વિના દંડે છોડી મૂકાયેલા કેદીઓ ● અબૂ અઝઝાની શાઇરી ● ઉમૈર બિન વહબનો ખૂની ઇરાદો ● ઉમૈર મદીનહ તરફ ● ખાનગી મંત્રણાનો ભેદ ● ઉમૈર મુસલમાન બને છે ● કુરૈશ સાથે ઇબલીસની દગાબાજી ● હઝરત હસ્સાનનો કસીદો ● હજ્જ પ્રસંગે જમણ પીરસનારા અગ્રેસરો ● બદ્રમાં મુસલમાનોના ઘોડા.

**બીબી ઝૈનબનો મદીનહ પ્રવાસ**——————ઇબ્ને ઇસ્હાક કહે છે : અબુલ આસ મુસલમાનોની કેદમાંથી છૂટીને મક્કહ જવા લાગ્યા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેમની પાસેથી કબૂલાત લીધી હતી અથવા તેમણે પોતે વચન આપી દીધું હતું કે મક્કહ પહોંચીને તેઓ પોતાના બેગમ બીબી ઝૈનબને મદીનહ આવવાની પરવાનગી આપી દેશે. આ વાત તેમના છુટકારાની શરતોમાંથી એક શરત હતી કે કેમ, તે ચોક્કસ રીતે જાણી શકાયું નથી, ન રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી ન અબુલ-આસ તરફથી. એમાં હકીકત શું છે તે અલ્લાહ બેહતર જાણે.

જ્યારે અબૂલ-આસને છોડી મૂકવામાં આવ્યા અને તેઓ મક્કહ પહોંચી ગયા તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ હઝરત ઝૈદ બિન હારિસ઼ અને અન્સારમાંથી એક ગૃહસ્થને એજ વેળા મક્કહ રવાના કરતાં ફરમાવ્યું :

| | |
|---|---|
| કૂના બિ-બત્ને-યઅજજ. | તમે બંને યઅ-જજની ખીણમાં જઇને થોભી જાવ. [1] |
| હત્તા તુમુર્રે બિકુમા ઝૈનબ | પછી જ્યારે પસાર થાય તમારી પાસેથી ઝૈનબ, |
| ફ-તુસ-હબાહા | તો તેમના સંગાથે થઇ જાવ, |
| હત્તા તઅ-તિયાની બિહા. | ત્યાં સુધી કે લઇ આવો મારી પાસે તેમને. |

બંને ગૃહસ્થો એજ વેળા મક્કહ તરફ ઊપડી ગયા. આ બનાવ જંગે-બદ્રના આસરે એક મહિના પછીનો

૧. યઅજજ : મક્કહથી મદીનાહ જતાં તન્ઇમના રસ્તે મક્કહથી ચારપાંચ માઇલ દૂર આવેલું એક સ્થળ.

છે. અબુલ-આસ જ્યારે મક્કહ પહોંચી ગયા તો વચન મુજબ તેમણે બીબી ઝૈનબને તેમના માનવંતા પિતાજી પાસે જવાની પરવાનગી આપી દીધી અને બીબી ઝૈનબ મદીનહ જવાની તૈયારી કરવા લાગ્યાં.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબકે, બીબી ઝૈનબ રદિયલ્લાહુ અન્હાની આ કથા સંભળાવી જેમાં હઝરત ઝૈનબ પોતે ફરમાવે છે કે,

''અબુલ-આસના કહેવાથી હું મારા પિતાજી પાસે જવાની, મક્કહમાં તૈયારી કરતી હતી એટલામાં ઉત્બહ બિન રબીઅહની બેટી હિન્દ મારી પાસે આવી અને બોલી, ''હે મુહંમદની બેટી ! શું તું એમ ધારે છે કે, તું તારા પિતાજી પાસે જવાની તૈયારી કરે છે તેની મને ખબર નથી ?''

મેં કહ્યું, ''ના રે બહેન મારો એવો કોઇ વિચાર નથી.''

તે બોલી, ''હે મારા કાકાની બેટી ! શું કામ તું આમ બોલે છે ? મારાથી વાત છુપાવવાની જરૂર નથી. આ હું તને એટલા માટે કહું છું કે મુસાફરીમાં પૈસા કે બીજી કોઇ વસ્તુની જરૂર હોય તો મને કહે, હું તને મદદ કરવા તૈયાર છું. મારી પાસેથી માગી લેવામાં કંજૂસી કે નામોશી કેવી ? બદ્રમાં જે સંગ્રામ ખેલાયો તે પુરૂષોનો મામલો હતો. એના એવો અર્થ નથી કે આપણે સ્ત્રીઓ પણ આપસના સંબંધો બગાડી નાખીએ!''[1]

હઝરત બીબી ઝૈનબ ફરમાવે છે : '' ઉત્બહની બેટી હિન્દે જે કંઇ કહ્યું તેને તે કરીને દેખાડી દેતે તેની મને ખાતરી હતી. તેમ છતાં તેની તરફથી એક જાતનો વસવસો મારા દિલમાં આવી ગયો જેથી મેં મારો ભેદ છુપાવી રાખ્યો અને મદીનહ જવાની તૈયારી કરી નાખી.

**રવાનગી અને રૂકાવટ**————જ્યારે મુહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બેટી બીબી ઝૈનબ પ્રવાસની તૈયારી કરી ચૂકયાં તો તેમનો દેવર કિનાનહ બિન રબીઅ ઊંટ લઇને આવી લાગ્યો.તે તીર કામઠાંથી પૂરી રીતે સજ્જ હતો. હઝરત ઝૈનબ ઊંટની કાઠી પર બેસી ગયાં. કિનાનહ ઊંટને નાથથી દોરીને લઇ જવા લાગ્યો. મક્કહના બજારમાંથી પસાર થતાં લોકોએ જોયું કે ઝૈનબ ઊંટની કાઠી પર બેસીને જઇ રહ્યાં છે. ઊંટ પસાર થઇ ગયું પણ કુરૈશના લોકોમાં એની ચર્ચા થવા લાગી અને સમાચાર શહેરમાં ફેલાઇ ગયા.

કુરૈશના કેટલાક લોકો બીબી ઝૈનબની તલાશ માટે પૂઠે પડયા અને છેવટે ઝીતુવા સ્થળે પહોંચીને તેઓને ઝડપી લીધા.[2] સૌથી પહેલો જે શખ્સ બીબી ઝૈનબ પાસે પહોંચ્યો તે હબ્બાર બિન અસ્વદ બિન મુત્તલિબ બિન અસદ બિન અબ્દુલ-ઉઝ્ઝા ફિહરી હતો. હઝરત ઝૈનબ ઊંટની કાઠી પર બેઠેલાં હતાં. હબ્બારે પોતાનો ભાલો બીબી ઝૈનબ પર એવી રીતે ઘૂમાવવા માંડયો જાણે હમણા ઘોંચી દેશે ને અબઘડી ઘોંચી દેશે. બીબી ઝૈનબ ખૂબ ડરી ગયાં અને તે વેળા હમલથી હતાં. હબ્બારના ભાલાના ભયથી થથરી ઊઠયાં અને તેના આઘાતથી તેમનો હમલ પડી ગયો.

જોતજોતામાં આ કરૂણ ઘટના સર્જાઇ ગઇ. હઝરત ઝૈનબનો દેવર કિનાનહ અચાનક જમીન સાથે લાગી ગયો અને કામઠાં સાથે તીર જોડીને લલકાર્યો,'' ખબરદાર ! કોઇ આગળ વધ્યો તો આ તીરથી તેને વીંધી

---

૧. હિન્દ બિન્તે ઉત્બહ : બદ્રમાં કતલ થનાર કુરૈશી કમાન્ડર ઉત્બહ બિન રબીઅહની બેટી, કુરૈશી આગેવાન અબૂ સૂફયાનની બેગમ અને હઝરત અમીર મુઆવિયહની માનું નામ. ઇસ્લામની કટ્ટર દુશ્મન હતી. જંગે-ઉહુદમાં હઝરત હમ્ઝહ શહીદ થયા તો તેમનું કાળજું કાઢીને ચાવીને ફેંકી દીધું હતું. ફત્હે-મક્કહ વેળા બંને મિયાંબીબી મુસલમાન બન્યાં. અલ્લાહ એમનાથી રાજી હો ! ''હ''

૨. ઝી-તુવા : મક્કહથી મદીનહ જતાં, મક્કહથી ચાર પાંચ માઇલના અંતરે આવેલું સ્થળ.

નાખીશ!''

પૂઠે આવેલાં લોકોમાંથી કોઇએ આગળ વધવાનું સાહસ નહિ કર્યું અને તેઓ ત્યાંથી ભાગી ગયા. એટલામાં અબૂ સુફયાન કુરૈશના કેટલાક મોવડીઓને લઇને ત્યાં આવી ગયો. તેણે કિનાનહને કહ્યું, ''હે ભાઇ ! કામઠામાંથી તીર કાઢી નાખ, અમે તારી સાથે કંઇક વાતચીત કરવા માગીએ છીએ.''

**કુરૈશની પાયમાલીનો ચિતાર**————રાવીનું કથન છે : કિનાનહએ તીરકામઠું સંકેલી લીધું તો અબૂ સુફયાન આગેવાનો સાથે આગળ વધ્યો અને તેની પાસે આવીને ઊભો થઇ ગયો અને કુરૈશની વર્તમાન હાલહવાલીનો ચિતાર દર્શાવતાં બોલ્યો,

''હે યુવક ! તેં સીધો રસ્તો નથી લીધો. તારૂં આ પગલું વાજબીસરનું નથી. ભરંબજારે લોકોના દેખતાં તું આ સ્ત્રીને લઇને નીકળ્યો છે. શું તને આપણી મુસીબત, આપણી નામોશી, આપણી પાયમાલીની ખબર નથી ? મુહંમદ તરફથી જે બરબાદી, જે આફત કુરૈશ પર તૂટી પડી તેનું તને ભાન નથી ? હવે મુહંમદની બેટીને તું ખુલ્લી રીતે ભરબજારે અહીંથી લઇ જશે તો જરા વિચાર કર કે, અરબના લોકો આપણા વિષે શું ધારશે ?——એજ ધારશે ને કે બદ્રના બનાવે કુરૈશના હોશ ખાટા કરી દીધા અને તેઓ એટલા ઢીલા થઇ ગયા કે મુહંમદની બેટીને પણ અટકાવી શકયા નહિ. એ પણ આપણી કમજોરી, નામોશી અને લાચારીની નિશાની છે જેના કારણે આ બધું બની ગયું.

''સાંભળ હે જવાન ! હું મારા જીવનના સોગંદ ખાયને કહું છું કે આ સ્ત્રીને તેના બાપ પાસે જવાથી અટકાવવાની અમને કોઇ જરૂર નથી, ન અમે આ સ્ત્રી પાસેથી કોઇ વેર લેવા માગીએ છીએ. માટે અત્યારે તું એને લઇને મક્કહ પાછો વળી જા અને ધીરજથી કામ લે. પછી જ્યારે શોરબકોર શમી જાય, ઉશ્કેરાટ અને આક્રોશ નરમ પડે અને લોકો છાતી ઠોકીને કહે કે, હા અમે રાજીખુશીથી મુહંમદની બેટીને જવાની પરવાનગી આપી છે ત્યારે તું ચૂપકેથી એને લઇને નીકળી જજે અને એના બાપ પાસે એને પહોંચાડી આવજે. !''

રાવીનું કથન છે : અબૂ સુફયાનની આ સૂફિયાણી વાતો કિનાનહને ગળે ઊતરી ગઇ. તેણે એમ જ કર્યું. હઝરત ઝૈનબને લઇને મક્કહ પાછો વળી ગયો અને જ્યારે ઊહાપોહ કે શોરબકોર શમી ગયો તો રાતની વેળા ચૂપકેથી હઝરત ઝૈનબને લઇને મક્કહથી નીકળ્યો અને હઝરત ઝૈદ બિન હારિસહ તથા તેમના સાથીને હવાલે કરી આવ્યો.

આ બંને ગૃહસ્થો મક્કહથી ચાર પાંચ માઇલના અંતરે આવેલા યઅજજ સ્થળે હઝરત ઝૈનબની પધરામણીની રાહ જોતા હતા. તેઓ હઝરત ઝૈનબને લઇને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની સેવામાં હાજર થઇ ગયા.

**હઝરત ખૈસમહના શેઅરો**————ઇબ્ને હિશામ કહે છે : હઝરત ઝૈનબ રદિયલ્લાહુ અન્હા સાથે મક્કહમાં જે કમનસીબ બનાવ બન્યો તેના વિષે બનૂ સાલિમ બિન ઔફવાળા હઝરત અબૂ ખૈસમહએ ૧૩ શેઅરોનું કાવ્ય રચ્યું જેના કેટલાક શેઅરો આ છે :

અતાનીલ-લઝી લા યક્-દિરૂન-નાસુ કદ-રહૂ. • લિ-ઝૈનબ્ ફીહિમ મિન ઉકૂકિંવ-વ-માસમે.

મને તે બનાવના સમાચાર મળ્યા જેનો સંબંધ હઝરત ઝૈનબ રદિયલ્લાહુ અન્હાની સાથે છે. હઝરત ઝૈનબ સાથે હદ ઉપરાંત ગુનાહિત કે જંગલી વર્તાવ કરવામાં આવ્યો કે જેની કલ્પના પણ લોકો કરી શકે નહિ.

**વ યન્દમુ કવમુન લમ તુતીઊ મુહમ્મદન, • અલા અમ્રે-હિમ વ એયુ હીનિન તન્દુમે.**

તે કૌમ પોતાના કરેલા પર પસ્તાશે જેણે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમનું કહ્યું નહિ માન્યું અને ક્યારે પસ્તાશે ? જ્યારે કે પસ્તાવો કરવાથી કશું પાકવાનું નથી.

**ફ-અબશિર બિ-ખિઝયે ફીલ હયાતે મુઅજ-જલિન, • વ સિરબાલુ નારિન ખાલિદન ફી જહન્નમે.**

તેને વધામણી આપી દે કે આ જીવનમાં જ તત્કાળ મળનારી ખુવારી અને રૂસ્વાઈ તારા ભાગે આવશે અને જહન્નમની આગનો પોશાક તેને પહેરાવવામાં આવશે.

ઈબ્ને ઈસ્હાક કહે છે : કિનાનહ બિન રબીઅએ જ્યારે હઝરત ઝૈનબને પેલાં બંને ગૃહસ્થોને હવાલે કર્યાં તો ઝૈનબ વિષે તેણે કહ્યું :

**અજિબ-તુ લિ-હબ્બારિન વ અવબાશે કવમેહી, • યુરીદૂના ઈખ્ફારી બિ-બિન્તે મુહમ્મદિ.**

હું હબ્બાર અને તેની કૌમના બદમાશો કે ગુંડાઓ કે ત્રાસવાદીઓથી હયરાન છું. તેઓ ચાહે છે કે મુહંમદ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની બેટી સાથે મારા જે કરાર છે તેને તોડી નાખવામાં આવે.

**વ લસ્તુ અબાલી મા હયીતુ અદીદુ હુમ, • વમસ-તજ-મઅત કબઝત યદી બિલ મુહન્નદિ.**

અને જ્યાં સુધી હું જીવતો છું, મને તેઓની વિરાટ સંખ્યાની કોઈ પરવા નથી; જ્યાં સુધી કે મારો હાથ હિન્દી તલવાર પર મજબૂતીથી કાયમ છે.

**હબ્બારને આગમાં ફૂંકવાનું ફરમાન** ————ઈબ્ને ઈસ્હાક કહે છે : મને યઝીદ બિન અબી હબીબે, તેમને બુકૈર બિન અબ્દુલ્લાહ બિન અશજજે, તેમને સુલૈમાન બિન યસારે અને તેમણે અબૂ ઈસ્હાક દવસીના મુખે સાંભળેલી હઝરત અબૂ હુરૈરહની આ રિવાયત બયાન કરી. હઝરત અબૂ હુરૈરહ ફરમાવે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ સહાબાની એક ટુકડી રવાના કરી. આ ટુકડીમાં હું પણ શામિલ હતો. આપે અમને હુકમ ફરમાવ્યો:

| | |
|---|---|
| ઈન ઝફિર તુમ | અગર તમે કાબૂ મેળવી લો |
| બિ-હબ્બારિબ-નિલ-અસ્વદ | હબ્બાર બિન અસ્વદ પર |
| અવ રજુલિલ-આખિરિલ-લઝી | અથવા પેલા બીજા માણસ પર જે |
| સ-બ-ક મઅહૂ ઈલા ઝયનબ | ધસ્યો હતો તેની સાથે ઝૈનબ તરફ |
| ફ-હર-રિકૂ હુમા બિન્નાર. | તો એ બંનેને ફૂંકી નાખશો આગમાં. |

ઈબ્ને હિશામ કહે છે : ઈબ્ને ઈસ્હાકે હબ્બાર સાથેના આ બીજા માણસનું નામ નાફિઅ બિન અબ્દે-કૈસ બનાવ્યું છે. હબ્બાર સાથે એને પણ આગમાં ફૂંકી નાખવાનું ફરમાન હતું.

હઝરત અબૂ હુરૈરહનું બયાન છે : ફરમાન મળતાં અમે હબ્બાર બિન અસ્વદ અને નાફિઅ બિન અબ્દે કૈસની શોધમાં રવાના થઈ ગયા. જ્યારે બીજો દિવસ થયો તો અમને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ તરફથી આ સંદેશો મળ્યો :

| | |
|---|---|
| ઈન્ની કદ કુન્તુ અમર-તુકુમ | બેશક મેં હુકમ ફરમાવ્યો હતો તમને, |
| બિ-તહરીકે હાઝૈનિર-રજુલૈન | આગમાં ફૂંકી મારવાનો આ બંને માણસોને; |

| | |
|---|---|
| ઇન અખઝ-તુમૂ-હુમા. | જ્યારે કે તમે ગિરિફ્તાર કરી લો એ બંનેને. |
| સુમ્મ રઐતુ અન્નહૂ | હવે હું એવા મત પર આવ્યો છું કે બેશક, આ વાત |
| લા યમ્બગી લિ-અહદિન | કોઇ બીજાને શોભે નહિ કે તે કોઇને |
| અંય યુઅઝ-ઝિબુ બિન્નાર. | શિક્ષા આપે આગમાં બાળી નાખવાની |
| ઇલ-લલ્લાહ. | અલ્લાહ સિવાય. ૧ |
| ફઇન ઝફિરતુમ બિહિમા | માટે જો તમે કાબૂ મેળવી લો એ બંને પર |
| ફકતુલૂ હુમા. | તો તેઓને કતલ કરી નાખજો. |

**અબુલ-આસનો વેપારી માલ**————ઇબ્ને ઇસ્હાક કહે છે : આ બનાવ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જમાઇ અબુલ-આસ એક મુદ્દત સુધી મક્કહમાં રહ્યા અને એમના બેગમ હઝરત ઝૈનબ મદીનહમાં રહ્યાં. ઇસ્લામે બંને મિયાંબીબી વચ્ચે છૂટાછેડા કરાવી દીધા હતા.

એ પછી સંજોગજોગે એવું બન્યું કે, ફત્હે-મક્કહના થોડા દિવસ પહેલાં અબુલ-આસ વેપાર અર્થે પોતાનો અને કુરૈશના બીજા લોકોને માલ લઇને સીરિયા તરફ ઊપડી ગયા. પોતે ઇમાનદારીમાં પંકાયેલા હોવાથી મક્કહના લોકો પોતાનો માલ વેપાર માટે એમને આપતા હતા. આ વેળા પણ ઘણા લોકોએ પોતાનો માલ એમને આપ્યો હતો. વેપારથી પરવારીને અબુલ-આસનો કાફલો સીરિયાથી પાછા ફર્યો તો રસ્તામાં, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મોકલેલી એક લશ્કરી ટુકડીની દોટે ચઢી ગયા. તેઓએ કાફલાનો બધો વેપારી માલ આંચકી લીધો પણ અબુલઆસ પોતે તેઓના હાથથી છટકી જવામાં સફળ થઇ ગયા. મુસલમાનો તેમને પકડી શક્યા નહિ.

લશ્કરી ટુકડીના માણસો કાફલાનો બધો માલ લઇને મદીનહ ચાલ્યા ગયા અને અબુલ-આસ રાતના અંધારામાં લપાતા છુપાતા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના બેટી હઝરત બીબી ઝૈનબ પાસે પહોંચી ગયા. તેમણે પોતાને રક્ષણ આપવાની બીબી ઝૈનબને વિનંતી કરી. બીબી ઝૈનબે અબુલ-આસને રક્ષણ આપી દીધું. અબુલ-આસ પોતાના કાફલાનો માલ લેવાના હેતુએ આવ્યા હતા.

પ્રભાત થયું તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ ફજરની નમાઝ માટે ઘરમાંથી નીકળીને મસ્જિદમાં પધાર્યા. નમાઝની તૈયારી હતી. તકબીરનો પોકાર થતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ અલ્લાહુ અકબર કહીને નમાઝ શરૂ કરી. તમામ મુસલમાનો પણ અલ્લાહુ અકબર કહીને આપની ઇમામતમાં નમાઝ પઢવા લાગ્યા.

**બીબી ઝૈનબ તરફથી રક્ષણની જાહેરાત**————એજ વેળા બીબી ઝૈનબે સ્ત્રીઓના ચબૂતરા પરથી બુલંદ અવાજે જાહેરાત પોકારી, "હે લોકો ! સાંભળી લો, મેં અબુલ-આસ બિન રબીઅને રક્ષણ આપ્યું છે !"

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ નમાઝનું સલામ ફેરવીને લોકો તરફ જોયું અને ફરમાવ્યું, "હે લોકો ! જે અવાજ મેં સાંભળ્યો, શું તમે પણ સાંભળ્યો છે ?"

---

**૧.** એટલે આગમાં બાળવાની શિક્ષા આપવાનો હક ફકત અલ્લાહને જ છે. ઇસ્લામી કાનૂન મુજબ કોઇ ઇન્સાનને આ હક નથી કે તે કોઇ ગુનેહગારને આગમાં બાળવાની શિક્ષા આપી શકે. "૬"

"હા, યા રસૂલુલ્લાહ ! અમે પણ સાંભળ્યો છે." લોકો બોલ્યા. ત્યારે આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| અમા વલ્લઝી | સાંભળી લો, તે જાતના સોગંદ |
| નફ્સુ મુહમ્મદિમ બિ-યદિહી | જેના અધિકારમાં મુહંમદના પ્રાણ છે. |
| મા અલિમ્તુ બિ-શૈઇમ મિન ઝાલિક. | હું કશું જાણતો ન હતો આ બાબત અંગે. |
| હત્તા સમિઅ-તુ મા સમિઅ-તુમ. | પછી જે અવાજ મેં સાંભળ્યો તે તમે સાંભળ્યો. |
| ઇન્નહૂ યુજીરુ | બાબત આ છે કે આસરો આપવાનો અધિકાર |
| અલલ-મુસ્લિમીન અદના-હુમ. | મુસલમાનો તરફથી અદના માણસ પણ ધરાવે છે. |

**અબુલ-આસના માલની વાપસી**————નમાઝથી પરવારીને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાના બેટી હઝરત ઝૈનબ પાસે પધાર્યા અને તેમને ફરમાવ્યું :

| | |
|---|---|
| અય બુનૈયહ ! અકરિમી મસ્વાહુ | ઐ બેટી ! એમની ખાતરદારી કરજો |
| વલા યખ્લુ-સન્ન ઇલૈકે | અને એમને તમારા એકાંતમાં ન આવવા દેજો |
| ફ-ઇન્નકે લા તહિલ્લીન લહૂ. | કેમકે તમે એમના માટે હલાલ નથી. |

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબ્દુલ્લાહ બિન અબીબક્રે કહ્યું કે, જે લશ્કરી ટુકડીના માણસો અબુલ-આસનો માલ આંચકી લાવ્યા હતા, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેઓને કહેણ મોકલાવી કેઃ

> "અબુલ-આસ અમારી સાથે જે સંબંધ ધરાવે છે તે તો તમે જાણો જ છો. હવે તમે એનો માલ લઇ લીધો છે. અગર તમે એની સાથે ભલાઇનો વર્તાવ કરો અને એનો માલ એને પાછો આપી દો તો એ વાત અમને પસંદ છે. પણ જો તમે ઇન્કાર કરી દો તો એ માલના તમે વધારે હકદાર છો. કેમકે એ માલ અલ્લાહના રસ્તામાં આવેલો છે જેને અલ્લાહએ તમને ગનીમતના માલ તરીકે આપ્યો છે."

આ સંદેશો મળતાં જ તેઓ બોલી ઊઠયા, "યા રસૂલલ્લાહ ! આપનો હુકમ સર આંખો પર. એ બધો માલ અમે રાજીખુશીથી અબુલ-આસને પાછો આપી દઇએ છીએ."

આમ કહીને તેઓએ કાફલાનો ચૂકતે માલ પાછો લોટાવી દીધો. જેમકે કોઇ લોટો લાવતો હતો, કોઇ ડોલ લાવતો હતો, કોઇ મશક લાવતો હતો, એટલે સુધી કે ગાંસડીઓ અને પોટલાં ઉપાડવાના વાંકાચૂકા વાંસળા સુધ્ધાં લાવીને હાજર કરી દીધા. કાફલાની કોઇ નજીવી કે મામૂલી વસ્તુ પણ રહેવા દીધી નહિ અને કોઇ ચીજ ગેરવલ્લે પડી નહિ. અબુલ-આસ ઢગલાનો આ બધો માલ સમેટી-સમેટાવીને હરખભેર મક્કહ તરફ ઊપડી ગયા અને કુરૈશના જે જે સ્ત્રી પુરૂષની વેપારમાં ભાગીદારી હતી, પૂરી ઇમાનદારી સાથે દરેકને તેનો માલ પહોંચતો કરી દીધો.

**અબુલ-આસના ઇસ્લામની જાહેરાત**————દરેક ભાગીદારને તેના ભાગનો માલ આપી દેવા પછી અબુલ-આસે પોકારીને કહ્યું. "હે કુરૈશના લોકો ! શું તમારામાંથી કોઇનો કંઇ માલ મારી પાસે રહી ગયો છે ?"

લોકો બોલ્યા, " અમારો કોઇ માલ તમારી પાસે રહ્યો નથી. અમારો ભાગ અમને મળી ગયો છે."

"હે કુરૈશ ! શું તમારૂં કોઈ લેણું મુજ પર નીકળે છે ?" અબુલ-આસે પૂછયું.

"ના અમારૂં કોઈ લેણુ નીકળતું નથી." કુરૈશ બોલ્યા, "અલ્લાહ તમને તમારી પ્રામાણિકતાનો ઉત્તમ બદલો આપે. ખરેખર તમે એક પ્રામાણિક, સંનિષ્ઠ અને સજ્જન પુરૂષ છો."

"ત્યારે સાંભળો," અબુલ આસ બોલ્યા, "હુ સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ પૂજ્ય નથી અને હું સાક્ષી આપું છું કે મુહંમદ અલ્લાહના બંદા અને તેના રસૂલ છે. સાંભળો હે કુરૈશ ! વલ્લાહ, હું તો મદીનહમાં જ મુસલમાન બની જવા માગતો હતો પણ આ વિચારે હું અટકી ગયો કે, તમે એમ ન કહી દો કે, આ માણસ અમારો માલ હજમ કરી જવા માટે મુસલમાન બની ગયો છે. હવે તમારામાંથી દરેકનો માલ ઈમાનદારીથી આપી દેવાનો સંતોષ અનુભવીને હું મારા ઈસ્લામની જાહેરાત કરૂં છું."

એ પછી હઝરત અબુલ-આસ રદિયલ્લાહુ અન્હુ મક્કહ છોડીને મદીનહ ચાલ્યા ગયા અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની તહેનાતમાં હાજર થઈને મુસલમાન બની ગયા.

ઇબ્ને ઈસ્હાક કહે છે : મને દાવૂદ બિન હુસૈને કહ્યું અને તેમને ઈકરિમહએ કહ્યું અને ઈકરિમહએ હઝરત ઇબ્ને અબ્બાસના મુખેથી સાંભળ્યું. હઝરત ઇબ્ને અબ્બાસનું બયાન છે : "રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ પોતાના પ્યારી બેટી બીબી ઝૈનબને ૬ વરસ પછી પહેલા નિકાહને આધારે જ હઝરત અબુલ-આસને હવાલે કરી દીધાં અને બીજીવાર નિકાહ પઢાવ્યા નહિ."

**એવા ઈસ્લામનું શું મૂલ્ય ?**—— ——ઇબ્ને હિશામ કહે છે : મને હઝરત અબૂ ઉબૈદહએ આ માહિતી આપી કે અબુલ-આસ બિન રબીઅ જયારે સીરિયાથી કુરૈશી મુશરિકોની ભાગીદારીનો માલ લઈને આવ્યા અને સહાબાની લશ્કરી ટુકડીએ તેમના વેપારી કાફલાને ઝડપી લીધો તો મુસલમાનોએ તેને કહ્યું, "અબુલ-આસ ! અમારી એક શર્ત કબૂલ કરો તો બધો માલ તમને પાછો આપી દઈએ."

"કેવી શર્ત ?" અબુલ-આસે પૂછયું.

"મુસલમાન બની જાવ." સહાબાએ કહ્યું, 'શર્ત મંજૂર હોય તો મુશરિકોની ભાગીદારીના બધા માલના પણ તમને માલિક બનાવી દઈએ."(કેમકે એ મૂર્તિપૂજક દુશ્મનોનો માલ છે અને જિહાદમાં ઈસ્લામના દુશ્મનો તરફથી મળેલો માલ ગનીમત કહેવાય છે જેને અલ્લાહ તઆલાએ મુસલમાનો માટે હલાલ બનાવી દીધો છે.)

જવાબમાં અબુલ-આસે કહ્યું, "બેઈમાની કે વિશ્વાસઘાતથી જ હું મારા ઈસ્લામની શરૂઆત કરૂં તો એવા ઈસ્લામની શી કિંમત ?"

ઇબ્ને હિશામ કહે છે : ઉપરની રિવાયત મને અબૂ ઉબૈદહ તરફથી મળી છે. એવી જ રિવાયત મને અબ્દુલ-વારિસ બિન સઈદ તન્નૂરીએ કહી સંભળાવી અને અબ્દુલ-વારિસે દાવૂદ બિન અબૂ હિન્દથી સાંભળી અને દાવૂદે આમિર બિન શુઐબીના મુખે સાંભળી

**વિના દંડે છોડી મૂકાયેલા કેદીઓ**– —— – -ઇબ્ને ઈસ્હાક કહે છે : કુરૈશના જે કેદીઓને ફિદયો એટલે મુક્તિદંડ લીધા વગર ઉપકાર તરીકે છોડી મૂકવામાં આવ્યા તેઓના નામોની ટીપ, મને મળેલી માહિતી મજુબ આ છે :

૧———બનૂ અબ્દે-શમ્સ બિન મનાફમાંથી : અબુલ-આસ બિન રબીઅ બિન અબ્દુલ-ઉઝઝા બિન અબ્દે-

શમ્સ બિન અબ્દ-મનાફ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના બેટી બીબી ઝૈનબે મક્કહથી એમના મુક્તિદંડ તરીકે કંઇક માલ અને ગળાંનો એક હાર મોકલ્યો હતો પરંતુ આપે સહાબાની સંમતિથી ઉપકાર તરીકે એમને છોડી મૂકયા અને માલ તથા હાર પણ પાછો આપી દીધો. બાદમાં મુસલમાન બની ગયા.

૨———બનૂ મખ્ઝૂમ બિન યકઝહમાંથી : મુત્તલિબ બિન હુનૈતિબ બિન હારિસ બિન ઉબૈદ બિન ઉમર બિન મખ્ઝૂમ. એને બનૂ હારિસ ખઝરજના એક મુસલમાન ગૃહસ્થે ગિરિફતાર કર્યો હતો અને તેમના જ કેદી તરીકે તેમને આપી દેવામાં આવ્યો હતો. તેમણે એને દંડની રકમ લીધા વિના આઝાદ કરી દીધો અને તે મક્કહ ચાલ્યો ગયો.

ઇબ્ને હિશામ કહે છે : મુત્તલિબ બિન હુનૈતિબને બનૂ નજ્જારવાળા હઝરત ખાલિદ બિન ઝૈદે એટલે હઝરત અબૂ ઐયૂબ અન્સારીએ કેદ કર્યો હતો અને દંડ વિના છોડી મૂકયો હતો.

૩———ઇબ્ને ઇસ્હાક કહે છે : સૈફી બિન અબી રિફાઅહ બિન આઇઝ બિન અબ્દુલ્લાહ બિન ઉમર બિન મખ્ઝૂમ. જે લોકોએ એને કેદ કર્યો હતો. તેઓને જ હવાલે કરી દેવામાં આવ્યો. જ્યારે મક્કહથી દંડની રકમ લઇને કોઇ એને છોડાવવા નહિ આવ્યું તો એણે વચન આપ્યું કે મક્કહ જઇને દંડની રકમ મોકલાવી આપીશ. લોકોએ એને છોડી મૂકયો પણ દંડની રકમ એણે મોકલાવી નહિ. છૂટવા માટે જૂઠનો આસરો લીધો. હઝરત હસ્સાન બિન સાબિતે એના વિષે કહ્યું.

**વમા કાના સૈફી લયૂફી અમાનતન——— • કફા સઅ-લબિન અઅબા બિ-બઅદિલ-મવારિદિ.**

સૈફી અમાનત અદા કરે તેવો માણસ હતો જ નહિ, તે તો શિયાળની ડોકી જેવો હતો જે પાણી પીવાની કોઇ જગાએ થાકી ગઇ હોય.

ઇબ્ને હિશામ કહે છે : આ શેઅર હઝરત હસ્સાનની કવિતામાંથી લીધેલો એક શેઅર છે.

૪———અબૂ અઝઝા બિન અબ્દુલ્લાહ બિન ઉસમાન બિન ઉહૈબ બિન હુઝાફહ બિન જુમહ. મક્કહનો પંકાયેલો શાઇર હતો પણ બહુ ગરીબ અને છેક કંગાલ માણસ હતો. ઘરમાં છોકરીઓની લંગાર લાગેલી હતી. એણે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અરજ કરી, "હે મુહંમદ ! તમે જાણો છો હું છેક ગરીબ અને કંગાલ માણસ છું. ઘરમાં ખાવાના વાખા છે. ઉપરથી બાલબચરવાળ છું. મુજ પર દયા કરો, ઉપકાર કરો, મને છોડી મુકો."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ એની ઉપર ઉપકાર કર્યો અને દયાભાવથી કામ લઇને એને આઝાદ કરી દીધો પણ એની પાસેથી કબૂલાત લીધી કે મુસલમાનો વિરૂધ્ધ દુશ્મનની મદદ નહિ કરશે. એણે પણ તેવી પાકી કબૂલાત આપી દીધી. એ પછી તે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના ભારોભાર વખાણ કરતો રહ્યો.

**અબૂ અઝઝાની શાઇરી**———–અબૂ અઝઝા એક જાણીતો, માનીતો, નામીયો શાઇર હતો. આઝાદી બાદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના ઉપકારભર્યા વર્તાવના વખાણ કરતો રહ્યો. આપની શાનમાં તેણે એક પ્રશંસા-કાવ્ય રચ્યું જેમાં તે આપની શરાફત, આપના સંસ્કાર, આપની ખૂબીઓનું વર્ણન કરતાં કહે છે :

મમ મુબ-લિગુન અન્નીર રસૂલ મુહમ્મદન, • બિ-અન્નક હક્કુંપ વલ મલીકુ હમીદુ.

કોણ છે જે મારા તરફથી અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને આ સંદેશો પહોંચાડી દે કે આપ અલ્લાહના સાચા રસૂલ છે અને બધા વખાણ તો સાચા બાદશાહ અલ્લાહને જ શોભે છે.

વ અન્તમ-રઉન તદઊ ઇલલ હક્કે વલ હુદા. • અલૈક મિનલ-લાહિલ અઝીમે શહીદુ.

અને આપ એવા ગૃહસ્થ છે કે આપે અમારામાં ઊંચું સ્થાન મેળવી લીધું છે; એવું સ્થાન કે તેના પગથિયાં પર ચઢવું એક રીતે છેક આસાન અને એક રીતે બહુ અઘરૂં છે.

ફ ઇન્નક મન હારબ-તહૂ લ-મુહારબુન, • શકીય્યુન વ મન સાલમ-તહૂ લ-સઇદુ.

અને આપની હાલત આ છે કે જેની સાથે આપની લડાઇ થાય તે કમનસીબ દુશ્મન છે અને જેની સાથે આપની સુલેહ થાય તે ખુશનસીબ ઇન્સાન છે.

વલાકિન ઇઝા ઝુક-કરતુ બદરંવ વ અહ-લહૂ, • તઅવ-વબા મા બી હસ-રતુંવ વ કઊદુ.

પરંતુ જ્યારે મને બદ્ર અને બદ્રવાળાઓની યાદ આવી જાય છે તો પસ્તાવો અને નાહિંમતી, જે મુજમાં રહેલી છે, ઘેરી વળે છે.

ઇબ્ને હિશામ કહે છે : તે દિવસે બદ્રમાં કેદ પકડાયેલા કુરૈશી મુશરિકોના મુકિતદંડની રકમ ચાર હજાર દિરહમથી લઇને એક હજાર દિરહમ સુધી હતી. પરંતુ જે કેદી પાસે કંઇ ન હતું, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેની ઉપર ઉપકાર કર્યો.

**ઉમૈર બિન વહબનો ખૂની ઇરાદો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : મને મુહંમદ બિન જઅફર બિન ઝુબૈરે ઉર્વહ બિન ઝુબૈરની રિવાયત બયાન કરી કે જંગે-બદ્રમાં કુરૈશ પર જે આફત તૂટી પડી તેના થોડાક જ દિવસો પછીનો આ બનાવ છે. મક્કહમાં ઉમૈર બિન વહબ જુમહી અને સફવાન બિન ઉમૈયહ બે મિત્રો હતા. એક દિવસે બંને ખાનએ-કઅબહના હિજ્ર નામે સ્થળના એકાંતમાં બેસીને છુપી મંત્રણા કરવા લાગ્યા.[1]

ઉમૈર બિન વહબ કુરૈશના શયતાનોમાંથી એક શયતાન હતો. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ મક્કહમાં હતા ત્યારે આપને અને આપના સાથીઓને ખૂબ ત્રાસ આપતો હતો. આપ મક્કહમાં રહ્યા ત્યાં સુધી સતામણીની કોઇ તક તેણે જતી કરી ન હતી. એનો જવાન બેટો વહબ બિન ઉમૈર બદ્રમાં કેદ પકડાયો હતો અને મદીનહમાં મુસલમાનોની કેદમાં હતો. ઇબ્ને હિશામ કહે છે : ઉમૈરના બેટા વહબને બનૂ ઝુબૈરવાળા હઝરત રિફાઅહ બિન રાફિઅએ કેદ કર્યો હતો.

ઉમૈર બિન વહબ અને સફવાન બિન ઉમૈયહ ખાનએ-કઅબહના એકાંત સ્થળે બેસીને ખાનગી મંત્રણા કરવા લાગ્યા. વાતની શરૂઆત કરતાં સફવાન દુઃખી સ્વરે બોલ્યો, ''આહ ! આપણા કેવા-કેવા બહાદુર યોદ્ધાઓ માર્યા ગયા ! મુસલમાનોએ તેઓને તલવારોથી કાપીને બદ્રના ખાડામાં ફગોટી દીધા. બતાવો, એમના પછી જીવીને શું કરવું ? અને એવા જીવનની શી મઝા ?''

'' વલ્લાહ હે સફવાન !'' ઉમૈર બિન વહબ બોલ્યો, ''બિલકુલ સાચી વાત છે જીવન છેક ફિક્કું

૧. સફવાન બિન ઉમૈયહ : એનો બાપ ઉમૈયહ બિન ખલફ અને એનો ભાઇ અલી બદ્રમાં હઝરત બિલાલના કહેવાથી માર્યા ગયા હતા.
''હ''

અને રસ વગરનું થઈ પડ્યું છે. અગર મુજ પર બાલબચ્ચાંનો બોજ અને કરજનો ભાર ન હોત તો વલ્લાહ ! ઊંટ પર બેસીને મદીનહ ઊપડી જાત અને મુહંમદને કતલ કરીને દિલની આગ ઠંડી કરત ! મદીનહ જવાનું પણ મારી પાસે કારણ છે. મારો બેટો તેઓની કેદમાં છે. તેઓ એમ જ સમજશે કે પોતાના બેટાને છોડાવવા આવ્યો છે. પણ બાલબચ્ચાંની ફિકર અને કરજની ચિન્તા મને અટકાવે છે. મુહંમદના બદલામાં તેઓ મને મારી નાખશે પછી મારાં બાલબચ્ચાં રખડી જશે અને કરજ પણ માથે ઊભેલું રહેશે.''

રાવીનું કથન છે : ઉમૈરની વાત સાંભળીને સફવાન મનમાં ખુશ થયો. તેને થયું, એણે મારા મનની વાત કરી છે. તક ઝડપી લેતાં તે બોલ્યો, ''વલ્લાહ હે દોસ્ત ! હું જીવતો બેઠેલો છું. તારે તારાં બાલબચ્ચાં અને કરજની ફિકર કરવાની જરૂર નથી. સાંભળ, તારૂં કરજ હું મારા માલમાંથી ચૂકવી આપીશ અને તારાં બાલબચ્ચાં મારા ઘરમાં મારાં બાલબચ્ચાં સાથે રહેશે. તેઓ જીવશે ત્યાં સુધી હું તેઓની મદદ કરતો રહીશ અને કોઈ વસ્તુ માટે તેઓને સેંકવા નહિ દઈશ.''

આ સાંભળીને ઉમૈર પણ સંતોષ પામ્યો. તેણે કહ્યું, 'વારૂ તો મારી અને તારી આ વાતચીતને ખાનગીમાં રાખજે.'' સફવાને કબુલાત આપી દીધી.

**ઉમૈર મદીનહ તરફ**————એ પછી ઉમૈરે પોતાની તલવાર તેજ કરવા માટે આપી અને તલવારને તેજ કરાવીને તેને ઝહેરમાં પણ બુઝાવવામાં આવી. એજ ઝેરીલી અને તેજધાર તલવાર લઈને તે ઊંટ પર સવાર થયો અને મારતી સવારીએ મદીનહ તરફ ઊપડી ગયો.

ઉમૈરની સવારી મદીનહ પહોંચી તે વેળા હઝરત ઉમર બિન ખત્તાબ પોતાના મિત્રોની મેહફિલમાં બેસીને જંગે-બદ્રને જ લગતી વાતો કરી રહ્યા હતા. વિષય આ હતો કે અલ્લાહ તઆલાએ મુસલમાનોની નાનકડી જમાઅતને ફતેહમંદીથી બા-મુરાદ બનાવી દીધી અને દુશ્મનની મોટી જમાઅતને શિકસ્તથી ના-મુરાદ કરી દીધી. અચાનક હઝરત ઉમરની નજર ઉમૈર પર પડી ગઈ. તે પોતાના ઊંટને મસ્જિદના આંગણે બેસાડી રહ્યો હતો અને તેણે ગળે તલવાર પણ ભેરવેલી હતી.

હઝરત ઉમર બોલી ઊઠ્યા, ''આ કૂતરો, અલ્લાહનો દુશ્મન જરૂર કોઈ બુરા ઈરાદે આવેલો લાગે છે. એજ તે માણસ છે જેણે આપણી વચ્ચે લડાઈની આગ ભડકાવી હતી અને એજ તે માણસ છે જેણે બદ્રના મેદાનમાં આપણી સંખ્યાના અંદાજની કુરૈશને બાતમી આપી હતી.''

એજ વેળા હઝરત ઉમર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર થયા અને બોલ્યા, ''યા રસૂલલ્લાહ ! અલ્લાહનો દુશ્મન ઉમૈર બિન વહબ ગળે તલવાર ભેરવીને આવેલો છે.''

આપે ફરમાવ્યું, ''ફ઼દખલહુ અલય્ય.'' તેને અહીં મારી પાસે લઈ આવો.

રાવીનું કથન છે : હઝરત ઉમર તેની પાસે પહોંચી ગયા. તેની તલવારને તેની જ ગરદનમાં તેની ગળચી સાથે દબાવીને પકડી લીધી અને પોતાના સાથીઓને બોલ્યા, ''એને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પાસે અંદર ખેંચી લાવો અને આપની તહેનાતમાં લઈ જઈને બેસાડી દો. પણ આ દગાબાજ ખબીસ વિષે સાવચેત રહેજો કેમકે એ ભરોસાને લાયક નથી.

આ રીતે ઉમૈર બિન વહબને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની તહેનાતમાં હાજર કરવામાં

આવ્યાં.

**ખાનગી મંત્રણાનો ભેદ**————રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ જોયું કે ઉમર તેની ગળચી દબાવીને ઊભેલા છે તો ફરમાવ્યું, "અરસિલ્હુ યા ઉમર ! ઉદનુ યા ઉમૈર !"હે ઉમર ! એને છોડી દો. હે ઉમૈર ! મારી પાસે આવો.

ઉમૈર આપની પાસે પહોંચી ગયો અને તેણે "અન્ઈમૂ સબાહન !" કહીને આપને સલામ કરી એટલે હે મુહંમદ ! તમારો દિવસ શાંતિથી પસાર હો ! આ ઈસ્લામ પૂર્વેના જાહિલિયત યુગની સલામ હતી. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ તેને ફરમાવ્યું :

| | |
|---|---|
| કદ અકરમ-નલ્લાહુ | બેશક અલ્લાહએ અમને માનપાનથી વધાવી લીધા છે. |
| બિ તહિય-યતિન ખૈરિમ | એક એવી દુઆથી જે બેહતર છે |
| મિન-તહિય-યતિકા યા ઉમૈર ! | તારી દુઆથી હે ઉમૈર ! |
| બિસ-સલામે | આ એક એવી સલામ છે |
| તહિય-યતે અહલિલ-જન્નહ. | જે જન્નતવાસીઓની દુઆ છે.[1] |

તે બોલ્યો, "સાંભળો હે મુહંમદ ! વલ્લાહ આ તો તમારી ઉપજાવી કાઢેલી વાતો છે. અમને એવી વાતોની બહુ ઓછી જાણકારી છે."

આપે ફરમાવ્યું, "હે ઉમૈર ! કઇ વસ્તુ તને અહીં ખેંચી લાવી છે ?"

તે બોલ્યો, "હું પેલા કેદી માટે આવ્યો છું જે તમારી કેદમાં પડેલો છે. તેના વિષે મારી ઉપર ઉપકાર કરો હે મુહંમદ !"

"ત્યારે તારા ગળે આ તલવાર કેવી ?" આપે ફરમાવ્યું.

તે બોલ્યો, "અલ્લાહ આ તલવારોનું નખ્ખોદ વાળે. એ અમારા શા કામમાં આવી ?"

"સાચેસાચું બોલી દે હે ઉમૈર ! "આપે ફરમાવ્યું, શું કામે તું અહીં આવ્યો છે ?"

તે બોલ્યો, "કહી ચૂકયો છું. મારા બેટાને છોડાવવા સિવાય બીજા કોઇ કામે હું આવ્યો નથી."

આ સાંભળીને આપે ફરમાવ્યું :

| | |
|---|---|
| બલ કઅદ્તા અન્ત વ | કેમ નહિ ! તું બેઠો અને |
| સફવાનુબ્નુ ઉમૈયતા ફીલ-હિજ્ર. | સફવાન બિન ઉમૈયહ બેઠો કઅબહના હિજ્ર સ્થળે. |
| ફ-ઝકર-તુમા | પછી તમે બંનેએ મળીને ચર્ચા કરી |
| અસ્હાબલ-કલીબે મિન કુરૈશિન. | કુરૈશના ખાડાવાળાઓ વિષે. |
| સુમ્મ કુલ્તા લવ લા દૈનુન | પછી તું બોલ્યો, "જો કરજ ના હોત |
| અલૈ વ ઈયાલુન ઇન્દી | મુજ પર અને મારાં બાલબચ્ચાં ન હોત તો |

૧. એટલે અસ્સલામુ અલૈકુમ. મુલાકાત વેળા એક મુસલમાન બીજા મુસલમાનને આ રીતે સલામ કરે છે. એ જન્નતીઓની સલામ છે. અલ્લાહ તઆલા તરફથી પણ જન્નતીઓને આ સલામ પહોંચાડવામાં આવશે. સૂરએ-યાસીનમાં છે : "સલામુન કવલમ મિર-રબ્બિર-રહીમ." "૯"

| | |
|---|---|
| લ-ખરજા-તુ હત્તા | ઊપડી જતે હું કે જેથી |
| અકતુલુ મુહમ્મદન. | કતલ કરી નાખું મુહંમદને.'' |

આપે પોતાની વાત ચાલુ રાખતાં ફરમાવ્યું, ''એ પછી સફવાન બિન ઉમૈયહએ તને વચન આપ્યું કે, તારૂં કરજ અને તારા બાલબચ્ચાંનો બોજ હું ઉપાડી લઇશ એવી શરતે કે તું મુહંમદને કતલ કરી નાખે. પણ તેં આટલો વિચાર નહિ કર્યો કે અલ્લાહ મારી અને તારી વચ્ચે હાજર છે અને તું કદી પોતાના હેતુમાં સફળ થઇ શકતો નથી.''

**ઉમૈર મુસલમાન બને છે**————આ સાંભળતાં જ ઉમૈર બિન વહબ નિરંકુશ રીતે બોલી ઊઠયો:

| | |
|---|---|
| અશ્હદુ અન્નક રસૂલલ-લાહિ. | હું સાક્ષી આપું છું કે બેશક આપ અલ્લાહના પૈગંબર છો. |
| અન્ન હાઝલ હદીસ઼ કાના | નિશંક આ વાતચીત જે થઇ હતી, |
| બૈની વ બૈન સફ્વાન ફિલ-હિજ્ર. | મારી અને સફવાનની વચ્ચે હિજ્ર સ્થળે, |
| લમ યત-તલિઉ અલૈહિ અહદુન | ખબર ન હતી એની કોઇને, |
| ગયરિ વ ગયરિહી | મારા અને તેના સિવાય. |
| ફ-અખ્બર-કલ્લાહુ બિહી. | તો એના સમાચાર આપી દીધા અલ્લાહએ આપને. |
| ફ-આમન્તુ બિલ્લાહી વ રસૂલિહી. | જેથી હું ઇમાન લાવું છું અલ્લાહ પર અને તેના રસૂલ પર. |

ઉમૈરે પોતાની વાત ચાલુ રાખી, ''યા રસૂલલ્લાહ ! હું કબૂલ કરૂં છું કે, આકાશની જે ગૈબી ખબરો આપ અમને બતાવતા હતા તેને માનવાને બદલે અમે આપને જૂઠલાવતા હતા. હવે જે ભેદની વાત આપે બતાવી દીધી, એને મારા અને સફવાન સિવાય કોઇ જાણતું ન હતું. કેમકે અમારા બે વિના ત્રીજું ત્યાં કોઇ ન હતું. મારૂં ઇમાન છે કે આ ભેદના સમાચાર અલ્લાહ સિવાય કોઇએ આપને આપ્યા નથી. બધા વખાણ તે અલ્લાહને શોભે છે જે મને ઇસ્લામનો રાહ દેખાડવા અહીં હાંકી લાવ્યો છે.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ પોતાના સહાબાને ફરમાવ્યું :

| | |
|---|---|
| ફક-કિહૂ અખાકુમ ફી દીનિહી | પોતાના ભાઇને દીનનું શિક્ષણ આપો. |
| વકરિઊ-હુલ કુર્આન | અને એને કુર્આન પઢવાનું શીખવો. |
| વત-લિકૂ લહૂ અસીરહૂ. | અને એના ખાતર એના કેદીને છોડી મૂકો. |

ઉમૈર બિન વહબે અરજ કરી, ''યા રસૂલલ્લાહ ! આજથી પહેલાં હું અલ્લાહના નૂરને બુઝાવવામાં રાતદિન પ્રચૂર હતો. મુસલમાન બનનારાઓ પર ત્રાસ ગુજારવામાં બેહદ શૂરો હતો. હવે મારી ઇચ્છા છે કે, આપ મને પરવાનગી આપો કે મક્કહ જાઉં, ત્યાં જઇને લોકોને અલ્લાહના રસ્તા તરફ બોલાવું. અને તેઓ નહિ માને, તો જેનો ઉપર મારૂં જોર ચાલે, તેને એવી જ રીતે ત્રાસ આપું જેવી રીતે આપના મુસલમાન બનનારા સાથીઓને આપતો હતો.''

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ઉમૈરને ઇસ્લામની તબલીગના નિયમો સમજાવીને મક્કહ જવાની પરવાનગી આપી દીધી અને તેઓ મક્કહ ચાલ્યા ગયા. બીજી તરફ જયારે ઉમૈર બિન વહબ મક્કહથી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને કતલ કરવા રવાના થયા હતા તો સફવાન બિન ઉમૈયહએ લોકોને કહેવા માંડયું હતું, ''હે લોકો ! ખુશ થઇ જાવ. ટૂંકમાં જ તમને એવી ખુશખબર મળશે કે તમે બદ્રના બનાવને

ભુલી જશો!''

હવે સફવાન મદીનહ તરફથી આવનારા દરેક કાફલાને ઉમૈર વિષે પૂછપરછ કર્યા કરતો. છેવટે એક ઊંટસવાર આવ્યો. સફવાને તેને ઉમૈર વિષે પૂછ્યું તો તેણે સમાચાર કહ્યા કે, ઉમૈર તો મુસલમાન બની ગયો છે. આ સાંભળતાં જ તે ઢીલોઢફ થઈ ગયો અને મનમાં સમસમી રહ્યો. તેણે સોગંદ લીધા કે, આજ પછી ન તો ઉમૈર સાથે બોલીશ ન તેને લાભ પહોંચે તેવું કોઈ કામ કરીશ !

ઇબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની પરવાનગી મેળવીને હઝરત ઉમૈર બિન વહબ મક્કહ ચાલ્યા ગયા અને લોકોને મુસલમાન બનાવવા માટે ત્યાં જ રહેવા લાગ્યા. પૂરા ખંત અને ઉત્સાહથી ઈસ્લામ પ્રસારની સેવા બજાવતા રહ્યા. સામનો કરનારને ડહાપણ કે દાબદબાણથી કામ લઈને મુસલમાન બનાવી લેતા. એમના પ્રયત્નોથી મક્કહના ઘણા લોકોને હિદાયત મળી અને તેઓ મુસલમાન બની ગયા.

**કુરૈશ સાથે ઈબલીસની દગાબાજી**——————ઇબ્ને ઈસ્હાક કહે છે : ઉમૈર બિન વહબ અથવા હારિસ બિન હિશામ [1] આ બે ગૃહસ્થોમાંથી કોઈએ બદ્રના યુધ્ધમાં પોતાની આંખે જોયું કે શયતાન ઊભી પૂછડીએ નાસી રહ્યો છે. એ દિવસે શયતાન સુરાકહ બિન માલિક બિન જુઅશમનું રૂપ ધારણ કરીને કુરૈશને પાણી ચઢાવવા તેઓના સંગાથે થઈ ગયો હતો. પરંતુ જ્યારે બંને લશ્કરો સામસામે થયાં તો એ દુમ દબાવીને ભાગી ઊઠયો. ત્યારે બંને ગૃહસ્થોમાંથી કોઈએ એને લલકાર્યો, ''હે સુરાકહ ! ભાગીને ક્યાં જઈ રહ્યો છે ?''

પરંતુ તે તો ઠેકડા મારતો અને કારણ દર્શાવતો ભાગતો જ ચાલ્યો ગયો. માલૂમ પડયું કુરૈશને પાણી ચઢાવવા સુરાકહ બિન માલિકનું રૂપ ધારણ કરીને આવ્યો હતો અને કુરૈશને લડાઈની આગમાં ઝોંકીને આણીને પ્રસંગે દગો આપી ગયો. અલ્લાહ તઆલાએ કુર્આનમાં એની દગાબાજીનું વર્ણન કર્યું છે :

| | |
|---|---|
| વઈઝ-ઝય્યન લહુમુશ- | અને તે સમયને યાદ કરો જ્યારે સુંદર સ્વરૂપે દેખાડયાં |
| શયતાનુ અઅમાલ-હુમ. | શયતાને તેઓને તેઓના કામો. |
| વ કાલ લા ગાલિબ લકુમુલ- | અને કહ્યું, તમારી ઉપર કોઈ ફાવી શકે તેમ નથી, |
| યવમ મિનન-નાસ. | આજના દિવસે લોકોમાંથી. |
| વ ઈન્ની જારુલ-લકુમ- | અને હું ખરેખર તમારો મદદગાર છું. |

આ રીતે શયતાને સુરાકહનો સ્વાંગ સજીને તેઓને ધોકો આપી દીધો; તે એવી રીતે કે કુરૈશ જ્યારે હથિયારો સજીને બદ્ર જવા તૈયાર થયા હતા, તો તેઓને બનૂબક્ર બિન કિનાનહ સાથે તાજેતરનું ખેલાયેલું યુધ્ધ યાદ આવી ગયું હતું. ત્યારે તેઓ ઢચુપચુ થઈ ગયા હતા. એજ પળે શયતાન બનૂબક્ર બિન કિનાનહના સરદાર સુરાકહ બિન માલિકનું રૂપ ધારણ કરીને આવી લાગ્યો અને બોલ્યો, ''હે કુરૈશ ! તમારે કોઈથી ડરવાની જરૂર નથી. તમારી પેઠે અમે પણ મુસલમાનોના દુશ્મન છીએ. તમે હિંમતથી આગળ વધો. અમે તમારી સાથે છીએ. [2] આ રીતે પાણી ચઢાવીને શયતાન તેઓને બદ્રના મેદાન સુધી લઈ ગયો. એ પછી કુર્આનમાં છે :

| | |
|---|---|
| ફલમ્મા તરા-અતિલ-ફિઅતાન | પછી જ્યારે બંને લશ્કરો સામસામે થયાં. |
| ન-કસ્સ અલા અકિબૈહ. | તો શયતાન પાછલા પગે નાઠો |

૧. હારિસ બિન હિશામ : અબૂ જહલના ભાઈનું નામ :

[illegible] આ પ્રકરણની શરૂઆતમાં આવી ગયું છે. ''હ''

વકાલ ઈન્ની બરીઉમ મિન્કુમ. | અને બોલ્યો, મારો તમારી સાથે કોઈ સંબંધ નથી.

કારણ આ હતું કે યુધ્ધની શરૂઆત થતાં જ શયતાને પોતાની આંખે જોયું કે મુસલમાનોની મદદ માટે આકાશ પરથી ફરિશ્તાઓનું લશ્કર ઊતરી આવ્યું છે. અલ્લાહની આ ગૈબી મદદ જોતાં જ તે દુમ દબાવીને નાસવા લાગ્યો ત્યારે હારિસ બિન હિશામ કે ઉમૈર બિન વહબે તેને પૂછયું, ''હે સુરાકહ ! નાસે છે કેમ ?''શયતાને જે જવાબ આપ્યો તેનું બયાન કુર્આનમાં આ રીતે થયું છે :

| | |
|---|---|
| ઈન્ની અરા | ખરેખર જે કંઈ હું જોઈ રહ્યો છું, |
| મા લા તરૌન. | તમે તેને જોઈ શકતા નથી. |
| ઈન્ની અખાફુલ-લાહ | બેશક હું તો અલ્લાહથી ડરૂં છું |
| વલ્લાહુ શદીદુલ-ઈકાબ. | અને અલ્લાહ આકરી શિક્ષા આપનારો છે. |

સારાંશ કે કુરૈશી લશ્કર શયતાનને સુરાકહના રૂપમાં દરેક મંઝિલે જોતું રહ્યું અને શયતાન વિષે તેઓના દિલોમાં કોઈ તરહની શંકા નહિ જન્મી, ત્યાં સુધી કે, તેઓને ધોખામાં રાખીને બદ્રના મેદાન સુધી ખેંચી ગયો. અને પછી જયારે બંને લશ્કરો આપસમાં ટકરાયાં તો પોતે ગબડી મારતો પાછલા પગે ત્યાંથી ભાગી છૂટયો. આ રીતે વિશ્વાસઘાત કરીને કુરૈશને નિરાધાર દશામાં ઝોંકી ગયો.

**હઝરત હસ્સાનનો કસીદો**—————ઈબ્ને ઈસ્હાક કહે છે : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના દરબારી શાઈર હઝરત હસ્સાન બિન સાબિત (રદિયલ્લાહુ અન્હુ) એ બદ્રના પ્રસંગોને અનુસરીને એક કસીદો રચ્યો છે જેમાં તેઓ કહે છે :

**કવમીલ-લઝીન હુમ આવવ નબીય-ય હુમ, • વ સદ-દકૂહુ વ અહલલ-અર્દિ કુફ્ફારુ.**

મારી કૌમના લોકો એવા છે જેઓએ પોતાના નબીને રક્ષણ આપ્યું અને તેમનું સમર્થન એવા સંજોગોમાં કર્યું, જયારે ધરતી પર વસનારા લોકો કાફિર હતા.

**ઈલ્લા ખસાઈસ અકવામિન હુમ સલફુન, • લિસ-સાલિહીન મઅલ-અન્સારે અન્સારુ**

આ લોકોના સંસ્કારો પોતાના પૂર્વગામી પૂર્વજો જેવા નથી. [1] આ લોકો સદાચારીઓના મદદગારોની સાથે થઈને મદદ કરનારા છે.

**મુસ્તબ શિરીન બિ-કસ-મિલ્લાહિ કવલુ-હુમ, • લમ્મા અતાહુમ કરીમુલ-અસ્લે મુખ્તારુ.**

જયારે ઊંચા કુળના ચુનંદા નબી એમની પાસે પધાર્યા તો એઓ અલ્લાહની વહેંચણી પર ખુશ થઈ ગયા (કે એમને આ સદ્ભાગ્ય મળવા પામ્યું.)

**અહલંવ વ સહલન ફફી અમ્ને વફી સઅતિન • નિઅમન-નબીય્યુ વ નિઅમલ-કસ્મુ વલ-જારુ.**

તેઓનો નઅરો ''અહલંવ-વ-સહલન !'' હતો (એટલે ભલે પધાર્યા હે નબી !) અર્થાત : આપના માટે અમારા મસ્તકો શોભીતો તથા આરામદાયક હતો. આપ તેઓના સંગાથે શાંતિ અને કુળશતાથી રહેશો. અમારૂં નસીબ પણ સારૂં છે અને પાડોશ પણ ઉત્તમ છે.

---

૧. કેમકે મુસલમાન બનેલા લોકોના પૂર્વજો મૂર્તિપૂજક હતા જેથી તેઓના સંસ્કારો પણ મૂર્તિપૂજકો જેવા હતા. ''હ''

ફઅન-ઝલૂહુ બિ-દારિન લા યખાફુ બિહા • મન કાના જાર-હુમ દારન હિયદ-દારુ.

તેઓએ આપને એવા સ્થળે ઉતાર્યા જ્યાં કોઈ તરહનો ભય કે ખતરો ન હતો. જો ગૃહસ્થ એવા લોકોનો પાડોશી હોય તો એવા જ ઘરને સાચા અર્થમાં ઘર કહી શકાય.

વ કાસિમુ હુમ બિહલ-અમ્વાલ ઇઝ કદિમૂ, • મુહાજિરીન વ કસ્મુલ-જાહિદિ - નારુ.

જ્યારે તે લોકો હિજરત કરીને આવ્યા તો આ લોકોએ તેઓને પોતાના પાડોશી-ભાગીદાર બનાવી લીધા અને (સચ્ચાઈના)ઈન્કારીઓના નસીબમાં તો આગ જ છે.

સિરના વ સારૂ ઇલા બદરિન લહી-નિહિમ, • લવ યઅ-લમૂન યકીનલ ઇલ્મે લા સારૂ.

અમે પણ ઊપડયા અને તેઓ પણ બદ્ર તરફ પોતાના મૃત્યુને આવકારવા હાલી નીકળ્યા. અગર તેઓને મૃત્યુની પાકી ખાતરી હોત તો બદ્ર તરફ કદી નહિ ઊપડતે !

દલ્લા હુમ બિ-ગુરૂરિ સુમ્મ અસ્લમ હુમ, • ઇન્નલ-ખબીસા લિમન વાલાહુ ગવ્વારુ.

તેઓને, એ શયતાન અભિમાનપૂર્વક નઝદીકથી રસ્તો દેખાડતો લઈ આવ્યો અને પછી તેણે દોસ્તી ફગોટી દીધી. એ નાપાકની દશા જ એવી છે કે જો માણસ એની સાથે દોસ્તી ગાંઠે તેને તે ધોકો આપી દે છે.

વ કાલા ઇન્ની લકુમ જારુન ફ અવરદ હુમ, • શર્રલ મવારિદિ ફીહિલ ખિઝયિ વલ આરુ.

અને તેણે કહ્યું, ''હું તમારો મદદગાર-ટેકેદાર છું અને પછી તેઓને એવા ઓવારે લઈ જઈને ઉતારો આપ્યો જે સૌથી ભૂંડો હતો. જેમાં નામોશી અને ફજેતો જ હતો.

સુમ્મલ-તકૈના ફવલ-લવ અન સરાતિ-હિમ, • મિમ-મુન-જિદીના વ મિન્હુમ ફિર્કતુન ગારૂ.

પછી જ્યારે અમે આપસમાં ટકરાય ગયા તો તે પોતાના સર્વોત્તમ સરદારોને છોડીને-પૂઠ ફેરવીને ભાગી ગયા. એમાંના કેટલાક તો ઊંચા સ્થળોએ ચાલ્યા ગયા અને કેટલાકે નીચાણની ધરતીમાં આસરો લીધો.

**હજ્જ પ્રસંગે જમણ પીરસનારા અગ્રેસરો**————ઈબ્ને ઈસ્હાક કહે છે : બદ્રના યુધ્ધમાં ભાગ લેનારા કુરૈશના જે અગ્રેસરો હજ્જના દિવસોમાં બહારથી આવનારા હાજીઓને જમણ પીરસવાની માનદ સેવા બજાવતા હતા તેઓના નામો આ છે :

•———બનૂ હાશિમ બિન અબ્દે-મનાફમાંથી : અબ્બાસ બિન અબ્દુલ-મુત્તલિબ બિન હાશિમ.

•———બનૂ અબ્દે-શમ્સ બિન અબ્દે-મનાફમાંથી : ઉત્બહ બિન રબીઅહ બિન અબ્દે-શમ્સ.

•———બનૂ નવફલ બિન અબ્દે-મનાફમાંથી : હારિસ બિન આમિર બિન નવફલ અને તુઐમહ બિન અદી બિન નવફલ. બંને વારા મુજબ આ સેવા બજાવતા હતા.

•———બનૂ અસદ બિન અબ્દુલ-ઉઝઝામાંથી : અબુલ-બુખ્તરી બિન હિશામ બિન હારિસ બિન અસદ અને હકીમ બિન હિઝામ બિન ખુવૈલિદ બિન અસદ. બંને વારા મુજબ

•———બનૂ અબ્દુદ-દાર બિન કુસૈયમાંથી : નદ્ર બિન હારિસ બિન કલ્દહ બિન અલ્કમહ બિન અબ્દે-મનાફ બિન અબ્દુદ-દાર.

•———બનૂ મખ્ઝૂમ બિન યકઝહમાંથી : અબૂ જહલ બિન હિશામ બિન મુગીરહ બિન અબ્દુલ્લાહ બિન

ઉમર બિન મખ્ઝૂમ.

•———બનૂ જુમહમાંથી : ઉમૈયહ બિન ખલફ બિન વહબ બિન હુઝાફહ બિન જુમહ.

•———બનૂ સહમ બિન અમ્રમાંથી : અલ-હજ્જાજ બિન આમિર બિન હુઝૈફહ બિન સઅદ બિન સહમના બંને પુત્રો નુબૈહ અને મુનબ્બેહ. બંને વારા ફરતી.

•———બનૂ આમિર બિન લુઐયમાંથી : સુહેલ બિન અમ્ર બિન અબ્દે-શમ્સ બિન અબ્દે-વુદ્દ બિન નસર બિન માલિક બિન હસલ બિન આમિર.

**બદ્રમાં મુસલમાનોના ઘોડા**————ઇબ્ને હિશામ કહે છે : કેટલાક જાણકારોએ મને માહિતી આપી કે બદ્રને દિવસે મુસલમાનો પાસે ત્રણ ઘોડા હતા. એમાં હઝરત મરસદ બિન અબી ગન્વી (રદિયલ્લાહુ અન્હુ)નો ઘોડો પણ હતો જેનું નામ ''અસ-સૈલ''હતું (એટલે પાણીનો રેલો.)

એમાં હઝરત મિકદાદ બિન અમ્ર બહરાની (રદિયલ્લાહુ અન્હુ)નો ઘોડો પણ હતો જેનું નામ ''બઅ-ઝજા''હતું. અમુકના કથન મુજબ એનું નામ ''સુબ્હા''હતું (એટલે માળાનો મણકો.)

એમાં હઝરત ઝુબૈર બિન અવ્વામ (રદિયલ્લાહુ અન્હુ)નો ઘોડો પણ હતો જેનું નામ ''યઅસૂબ'' હતું (એટલે શહદની મખ્ખીઓનો બાદશાહ અથવા રાણી.)

ઇબ્ને હિશામ કહે છે : જંગે-બદ્રમાં કુરૈશી મુશરિકોના લશ્કરમાં એક સો ઘોડા હતા.

---

# પ્રકરણ ૯૭

# જંગે-બદ્રનું બયાન કુર્આનમાં

સૂરએ-અન્ફાલની આયતો • સૂરએ-અન્ફાલની શરૂઆત • મદીનહથી રવાનગીનું કારણ • કુરૈશ સાથે ટકરાવી દેવાનું કારણ • અલ્લાહની મદદનો વાયદો • અલ્લાહની ગૈબી મદદ ફરિશ્તાઓના રૂપમાં • અલ્લાહની ગૈબી મદદ ઊંઘના રૂપમાં • અલ્લાહની ગૈબી મદદ વરસાદના રૂપમાં • લડાઇથી નાસવું જહન્નમમાં પડવું • કઅબહમાં ઇન્સાફની દુઆ • શત્રુના સૈન્ય પર ફેંકેલી કાંકરી • મુસલમાનોની બેહતરીન પરીક્ષા • અબૂ જહલના કથનનો જવાબ • અલ્લાહ અને રસૂલની ઇતાઅત.

**સૂરએ-અન્ફાલની આયતો**————ઇબ્ને ઇસ્હાક કહે છે : જયારે જંગે-બદ્રની ઘટના સર્જાઇ ચૂકી અને ગનીમતના માલ અંગે મુસલમાનોમાં મતભેદ ઊભો થયો તો અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર પર કુર્આને-મજીદની પૂરી સૂરએ-અન્ફાલ નાઝિલ ફરમાવી.

(સંપાદકની નોંધ : સુરએ-અન્ફાલ કુર્આને-કરીમના નવમા પારહમાં પોણા ભાગથી શરૂ થઇને દસમા પારહના પા ભાગમાં ખતમ થાય છે. આ સૂરત મદીનહમાં ઊતરેલી છે. એમાં ૭૫ આયતો અને ૧૦ રૂકૂઅ છે. ઇબ્ને હિશામની સીરતુન-નબીમાં જંગે-બદ્રને લગતી પૂરી આયતો ટાંકીને તેનું લંબાણ વિવેચન કરવામાં આવ્યું છે. અમે ટૂંકાણના હેતુએ પૂરી આયત લખવાને બદલે, તેના શરૂઆતના શબ્દો લખીને પૂરી આયતનો તરજુમો લખી દીધો છે. "હ")

**સૂરએ-અન્ફાલની શરૂઆત**————ઇબ્ને ઇસ્હાક કહે છે : ગનીમતના માલ વિષે સુરએ-અન્ફાલની શરૂઆત આ રીતે થાય છે. અલ્લાહ તઆલા ફરમાવે છે : "યસ-અલૂનક્ અનિલ-અન્ફાલ...."

"હે નબી ! આ લોકો આપને અન્ફાલ એટલે ગનીમતના માલ વિષે પૂછે છે તો કહી દો કે, ગનીમતનો માલ અલ્લાહ અને તેના રસૂલનો છે. માટે તમે અલ્લાહથી ડરો અને પોતાના આપસના સંબંધો દુરૂસ્ત રાખો અને અલ્લાહ તથા તેના રસૂલની તાબેદારી કરતા રહો અગર તમે સાચા મુસલમાન છો."

હઝરત ઉબાદહ બિન સામિત રદિયલ્લાહુ અન્હુને સૂરએ-અન્ફાલની આ આયત વિશે પૂછવામાં આવતું તો જવાબમાં તેઓ ફરમાવતા હતા :

"આ આયત અમ બદ્રવાળાઓની જમાઅત અંગે ઊતરેલી છે. બન્યું એમ કે ફતેહ પછી ગનીમતના માલની વહેંચણીમાં અમારી વચ્ચે વિખવાદ થયો અને અમારા દિલોમાં માલની માયા જાગી તો અલ્લાહ તઆલાએ એનો અધિકાર અમારી પાસેથી લઈને પોતાના રસૂલના હાથમાં આપી દીધો અને અલ્લાહના રસૂલે અમારી વચ્ચે એ માલની "અલસ-સવાઅ"એટલે સરખી રીતે વહેંચણી કરી દીધી. આ રીતે અમારી વચ્ચે જન્મેલા ઝગડા કે વિખવાદનો અંત આવી ગયો અને ખરૂં પૂછાવો તો એમાં જ અલ્લાહનો ડર અને અલ્લાહના આદેશોનું પાલન અને અલ્લાહના રસૂલની તાબેદારી અને અમારા આપસના સંબંધોની દુરૂસ્તી હતી."

**મદીનહથી રવાનગીનો હેતુ**————એ પછી અલ્લાહ તઆલાએ સૂરએ-અન્ફાલમાં તે પ્રસંગનું વર્ણન દર્શાવ્યું જ્યારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને સમાચાર મળ્યા કે, કુરૈશનું લશ્કર અબુ સુફયાનના વેપારી કાફલાને બચાવવા મક્કહથી ઊપડી ચૂક્યું છે તો આપ પણ મુસલમાનોને લઈને મદીનહથી નીકળ્યા. જો કે આપ મુસલમાનોને લઈને લડવાના હેતુએ નહિ નીકળ્યા હતા બલકે કાફલાને અટકાવીને ગનીમતના માલની આશાએ નીકળ્યા હતા. જેમકે સુરએ-અન્ફાલમાં છે :"કમા અખ-રજક રબ્બુક મિમ બૈતિક બિલ-હક્ક...."

"જેવી રીતે તમારા પાલનહારે તમને તમારા ઘરમાંથી હિકમતની સાથે (બદ્ર તરફ) રવાના કર્યા પણ તમારામાંથી મુસલમાનોનું એક જૂથ એને નાપસંદ કરતું હતું. સત્ય જાહેર થઈ જવા પછી પણ તેઓ (આ મામલા અંગે) આપની સાથે ઝગડતા હતા. જાણે કે તેઓને દેખીતી આંખે મૃત્યુ તરફ હંકારવામાં આવી રહ્યા છે."

સત્ય જાહેર થવાના અર્થ અહીં "જિહાદ" થાય છે. મક્કહમાં કુરૈશના ઝુલ્મો-સિતમ છતાં જિહાદ ફર્ઝ થયો ન હતો. મક્કહથી ઘરબાર અને વતન છોડીને મદીનહ આવી જવા પછી પણ કુરૈશે મુસલમાનોને નાબૂદ કરવાના કાવાદાવા ચાલુ રાખ્યા ત્યારે જિહાદ ફર્ઝ કરવામાં આવ્યો. આમ છતાં મદીનહથી નીકળેલા મુસલમાનોમાંથી એક પક્ષ, દુશ્મનનો મુકાબલો થઈ જાય તો લડવું પડશે તેવી ધાસ્તીથી ઢચુપચુ હતો અને મુકાબલો કરવાનું નાપસંદ કરતો હતો. આ પક્ષનો હેતુ ફક્ત વેપારી કાફલાને અટકાવવાનો હતો. કેમકે કાફલામાં માત્ર ૪૦ જેટલા માણસો હતા જ્યારે કુરૈશનું લશ્કર એક હજારનું હતું અને મુસલમાનો ૩૧૩ની સંખ્યામાં હતા. આ કારણે આ પક્ષને આટલા મોટા લશ્કર સાથે લડવું તે દેખીતી આંખે મૃત્યુના મોંમાં હોમાઈ જવા જેવું લાગતું હતું.

**કુરૈશ સાથે ટકરાવી દેવાનું કારણ**————બસ એજ કારણે મુસલમાનોનો આ પક્ષ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સાથે વિવાદ કરતો હતો. પરંતુ અલ્લાહ તઆલાને એ મંજૂર ન હતું જેથી ફરમાવ્યું:

''વ ઇઝ યઇદુ-કુમુલ્લાહુ ઇહ-દત-તાઇ-ફતૈન.....''

''અને યાદ કરો તે સમયને જયારે અલ્લાહ તમને વાયદો આપતો હતો કે બે સમૂહોમાંથી એક સમૂહ જરૂર તમારે હાથ લાગશે, જયારે કે તમે એમ ચાહતા હતા કે હથિયાર અથવા લશ્કરી બળ વગરનો કાફલો તમારા હાથે ચઢી જાય (એટલે ગનીમતનો માલ મળી જાય અને કુરૈશી લશ્કર સાથે ટક્કર ન થાય.) અને અલ્લાહ ચાહતો હતો કે પોતાના ફરમાનો મારફતે સત્યનો વાયદો સાચો કરી દેખાડે અને કાફિરોની જડ કાપી નાખે કે જેથી હકને હક અને જૂઠને જૂઠ પુરવાર કરી બતાવે. ભલેને પાપીઓને ખોટું લાગે.''

એટલે તેઓ વેપારી કાફલાનો માલ ચાહતા હતા અને અલ્લાહ ચાહતો હતો કે બંને સમૂહોને બદ્રના મેદાનમાં પહોંચાડી દે અને એક સમૂહને બીજા સમૂહની સાથે ટકરાવી દે કે જેથી સાચનું સાચ ને જૂઠનું જૂઠ અલગ પડી જાય. આ કારણે અલ્લાહ તઆલાએ કાફલાને છટકાવી દીધો અને લશ્કરની સાથે મુસલમાનોને ટકરાવી દીધા કે જેથી કુરૈશના સુરમાઓ અને બડેખાંઓના મગજમાં ભરાયેલો અભિમાનનો ધુમાડો કાઢી નાખે.

**અલ્લાહની મદદનો વાયદો**————મુસલમાનોએ બદ્રના મેદાનમાં પહોંચીને જોયું કેકુરૈશી લશ્કરની સંખ્યા તો બહુ મોટી છે અને તેઓને મુકાબલે અમારી સંખ્યા છેક નજીવી છે તો તેઓ બારગાહે-ઇલાહીમાં નમી પડ્યા અને રડી કરગરીને દુઆ કરવા લાગ્યા જેમકે ફરમાવ્યું ''ઇઝ તસ-તગીસૂન રબ્બકુમ ફસ-તજાબ લકુમ.....''

''તે સમયને યાદ કરો જયારે તમે પોતાના પાલનહાર પાસે મદદની દુઆ માગતા હતા તો તેણે તમારી દુઆ કબૂલ કરી લીધી કે, જરૂર હું લગાતાર આવનારા એક હજાર ફરિશ્તાઓથી તમારી મદદ કરીશ.''

અલ્લાહ તઆલાએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની દુઆની બરકતથી મુસલમાનોની દુઆ કબૂલ કરી લીધી. કેમકે એક તરફ છાપરાંમાં આપ પણ સિજદામાં પડીને દયાભાવે અને ગદ્‌ગદ સ્વરે દુઆ માગતા હતા અને તમામ મુસલમાનો પણ દુઆમાં તન્મય હતા.

**અલ્લાહની ગૈબી મદદ ફરિશ્તાઓના રૂપમાં** ————અલ્લાહ તઆલાએ પોતાના વાયદા મુજબ લગાતાર આવનારા એક હજાર ફરિશ્તાઓને બદ્રના મેદાનમાં મોકલાવી દીધા અને સાથે જ ફરિશ્તાઓને હુકમ ફરમાવ્યો કે, લડાઇમાં તમે મુસલમાનોના કદમોને મક્કમ રાખજો, હું બહુ જ જલદી કાફરોના દિલો પર મુસલમાનોની ધાક બેસાડી દઇશ તો તમે તેઓની ગરદનો પર મારજો અને તેઓની આંગળીઓના સાંધેસાંધા કાપજો. જેમકે ફરમાવ્યું છે : ''ઇઝ યૂહી રબ્બુક ઇલલ-મલા-ઇકતિ અન્ની મઅકુમ....''

''તે સમયને યાદ કરો જયારે તમારો પાલનહાર ફરિશ્તાઓને હુકમ ફરમાવતો હતો કે, હું તમારી સાથે છું માટે તમે મુસલમાનોના કદમોને મજબૂત રાખજો. હું બહુ જ જલદી કાફરોના દિલોમાં ધાક નાખી દઇશ તો તમે તેઓની ગરદનો પર મારજો અને તેઓની

આંગળીઓના સાંધા કાપજો.''

આસમાન પરથી લગાતાર ઊતરનારા ફરિશ્તાઓ લડાઈના મેદાનમાં પહોંચી ગયા અને અલ્લાહના હુકમ મુજબ તેઓએ મુસલમાનોના કદમ મજબુતીથી જમાવી દીધા અને બહુ જ જલદી અલ્લાહ તઆલાએ કાફિરોના દિલો પર મુસલમાનોની ધાક બેસાડી દીધી જેની દહેશતથી તેઓના હોંશ ઊડી ગયા, ટાંટિયા ઢીલા થઈ ગયા, કાળજાં કાંપી ઊઠયાં, હિંમતો પડી ભાંગી અને મેદાનથી તેઓના પગ ઊખડી ગયા. ફરિશ્તા અને ધાકની ગૈબી મદદથી મુસલમાનોએ ઘણા દુશ્મનોને ગાજરમૂળા પેઠે કાપીને ફેંકી દીધા.

**અલ્લાહની ગૈબી મદદ ઊંઘના રૂપમાં**————મુસલમાનોને એક ગૈબી મદદ અલ્લાહ તઆલા તરફથી આ રીતે પણ મળી કે લડાઈના મોદનમાં અલ્લાહ તઆલા તરફથી મુસલમાનોની આંખોમાં ઊંઘ કે ઊંઘનું ઝોકું નાખી દેવામાં આવ્યું અને જયારે તેઓ જાગ્યા તો જાગતાં જ તેઓને થયું કે અમે તો બિલકુલ તરોતાઝા, ફુલગુલાબી તબીઅતના, જોમજુસ્સાથી ભરેલા છીએ. પોતાની સંખ્યા થોડી હોવાનો ખોફ તેઓના દિલોમાંથી નીકળી ગયો. અને તેઓના હોસલા બુલંદ થઈ ગયા. આ ઊંઘ તેઓની શાંતિ માટે નાખવામાં આવી હતી. જેમકે ફરમાવ્યું છે : ''ઇઝ યુગશ્શી કુમુ-નુઆસ અ-મ-ન- તમ મિન્હુ.'' એટલે તે સમયને યાદ કરો જયારે તેણે ઓઢાડી હતી ઊંઘની ચાદર તમારી ઉપર તમારી શાંતિ માટે.

જોમ, જુસ્સા અને ઉત્સાહને છલકાવી નાખે તેવી મીઠી નિંદરનું એક ઝોકું હતું. જાગતાં જ તેઓ આનંદથી પ્રફુલ્લી રહ્યા. દિલોમાંથી દરેક પ્રકારની દહેશત નીકળી ગઈ. શયતાની વસવસા દૂર થઈ ગયા. શાંતિ અને આત્મ-વિશ્વાસ અનુભવીને તમામ ખતરાઓથી નિર્ભય બની ગયા. બદ્રમાં એ પણ મુસલમાનો પર અલ્લાહનું બહુ મોટું ઇનામ હતું.

**અલ્લાહની ગૈબી મદદ વરસાદના રૂપમાં**————એની સાથે જ અલ્લાહ તઆલાએ બીજા એક ઇનામનું પણ વર્ણન કર્યું અને એ છે વરસાદના રૂપમાં આસમાનથી ઊતરેલી અલ્લાહની ગૈબી મદદ જેમકે ફરમાવ્યું છે : ''વ યુનઝ-ઝિલુ અલૈકુમ મિનસ-સમાઇ મા અન......''

> ''અને યાદ કરો તે સમયને જયારે અલ્લાહ પાણી વરસાવતો હતો આકાશથી તમારી ઉપર કે જેથી તમને પાકસાફ કરી દે અને તમારાથી શયતાનની ગંદકી એટલે વસવસા દુર કરી દે અને એટલા માટે કે તમારા દિલોને મજબૂત કરી દે અને તેના વડે તમારા કદમને જમાવી દે.''

અલ્લાહ તઆલાએ આ વરસાદ એજ રાતે વરસાવી દીધો જેનાથી મેદાનની રેતી કઠણ બની ગઈ. ચાલવા ફરવાનું આસાન બની ગયું. આથી પહેલાં પગો રેતીમાં ખસી જતા હતા. તેઓએ આગળ વધીને જગ્યાઓ પર કબજો કરી લીધો. બીજી તરફ એજ વરસાદ કુરૈશી લશ્કર માટે રેહમતને બદલે ઝેહમત બની ગયો. કાદવ-કીચડને કારણે ચાલવા ફરવાનું તેઓ માટે મુસીબત બની ગયું. જયા હતા ત્યાં જ પડાવ નાખીને પડયા રહ્યા.

**લડાઇથી નાસવું જહન્નમમાં પડવું**————એ પછી અલ્લાહ તઆલાએ મુસલમાનોને મેદાને-જંગમાં મક્કમ કે મજબૂત કે સાબિત -કદમ રહેવાનો આદેશ આપતાં ફરમાવ્યું :'' યા ઐયુહલ-લઝીન આમનૂ ઇઝા લકી-તુમુલ-લઝીન કફરૂ ઝહફન......''

''હે મુસલમાનો ! જયારે કાફિરો સાથે (મેદાને-જંગમાં) તમારી ટક્કર લાગી જાય તો તેઓથી પૂઠ ન ફેરવો અને જે કોઇ એ દિવસે પૂઠ ફેરવીને ભાગશે———સિવાય કે લડાઇના પેંતરા માટે પૂઠ ફેરવે અથવા પોતાના લશ્કરમાં ભળી જવા માટે પાછળ હટે! (આ બે વાતો સિવાય પૂઠ ફેરવે) તો તે અલ્લાહના ક્રોધને પાત્ર ઠરી ગયો અને તેનું ઠેકાણું જહન્નમ છે અને તે બહુ બુરૂં ઠેકાણું છે.''

એટલે કાફિરો સાથેની લડાઇમાં મેદાનથી પૂઠ ફેરવનારા બે મુજાહિદો ન અલ્લાહના ક્રોધને પાત્ર ઠરે છે ન પૂઠ ફેરવવાથી જહન્નમને પાત્ર ઠરે છે. એક તે મુજાહિદ જે લડતાં-લડતાં જંગી ચાલને આધારે, દુશ્મનને ધોકો આપવા માટે, અચાનક પૂઠ ફેરવીને ગબડી મારી દે અને દુશ્મન તેની પૂઠે આવી લાગે તો ઓચિંતો પલટીને તલવારથી તેને જહન્નમ ભેગો કરી દે. બીજો તે મુજાહિદ જે પોતાના લશ્કરથી આગળ નીકળીને ધસી-ધસીને લડતો હોય પરંતુ દુશ્મનના પ્રચંડ ધસારાને કારણે ખુદ એના લશ્કરને એની વધારે જરૂરત હોય તો એવા સંજોગોમાં આ મુજાહિદનું પોતાના લશ્કરમાં આવી જવા માટે પૂઠ ફેરવવું અલ્લાહના ક્રોધને પાત્ર ઠરતું નથી.

**કઅબહમાં ઇન્સાફની દુઆ**————મક્કહથી ઊપડવા પહેલાં કુરૈશના લોકો ખાનએ-કઅબહમાં ગયા હતા અને ત્યાં તેઓએ પોતાની જહાલત, પોતાની નાદાની, પોતાની કમનસીબીથી ખુદ પોતાની જ વિરૂધ્ધ ઇન્સાફી ફેસલાની દુઆ માગી હતી તેનું વર્ણન કરતા ફરમાવ્યું :

| | |
|---|---|
| વ ઇઝ કાલૂલ્લા-હુમ્મ | અને યાદ કરો તે સમયને જયારે તેઓ બોલ્યા, ''યા અલ્લાહ! |
| ઇન કાના હાઝા હુવલ-હક્કુ | અગર આ કુર્આન સાચું જ હોય |
| મિન ઇન-દિકા | તારી જ તરફથી ઊતરેલું હોય |
| ફ અમ-તિર અલૈના | તો વરસાવી દે અમારી ઉપર |
| હિજાર-રતમ મિનસ-સમાઅ. | પથ્થર આસમાનથી. |
| અવિઅ-તિના | અથવા લઇ આવ અમારી ઉપર |
| બિ-અઝાબિન અલીમ. | દર્દનાક અઝાબ. |

કુરૈશ અને અબૂ જહલે કઅબહમાં જઇને માગેલી આ દુઆ બારગાહે ઇલાહીમાં મકબૂલ થઇ ગઇ. બદ્રમાં જઇને અબૂ જહલ પોતે પણ ખુવાર થયો અને પોતાની જહાલતથી લશ્કરની પણ ખુવારી બોલાવી દીધી. આસમાનથી પથ્થર તો નહિ વરસ્યા પણ મુઠીભર કાંકરી જરૂર વરસી જે આસમાની પથ્થરના નમૂના જેવી જ હતી.

**શત્રુના સૈન્ય પર ફેકેલી કાંકરી**————એ પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ મુઠ્ઠીભર કાંકરીઓ પોતાના મુબારક હાથમાં ઉપાડીને દુશ્મનના લશ્કર તરફ ઉછાળી મૂકી હતી તેનું વર્ણન કરતાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ''વમા રમૈત ઇઝ રમૈત વલા કિન્નલ-લાહ રમા......''

''અને હે નબી ! જયારે તમે કાંકરીઓ ફેંકી તો એ તમે નહિ ફેંકી હતી બલકે અલ્લાહએ ફેંકી મારી હતી.''

એટલે કાંકરીઓ ફેંકી મારવામાં અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરની જે મદદ કરી, એ મદદ અલ્લાહ તઆલા નહિ કરતે અને કાંકરીઓમાં જે તાસીર અલ્લાહ તઆલાએ જન્માવી એ તાસીર, અલ્લાહ તઆલા નહિ જન્માવતે અને દુશ્મનને શિકસ્ત આપતી વેળા જે દહેશત, અલ્લાહ તઆલાએ દુશ્મનના દિલમાં નાખી એ દહેશત અલ્લાહ તઆલા દુશ્મનના દિલમાં નહિ નાખતે તો કાંકરીઓનો જે ચમત્કાર આપના મુબારક હાથથી જાહેર થયો તે જાહેર નહિ થવા પામતે !

**મુસલમાનોની બેહતરીન પરીક્ષા**————એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું: ''વ લિયુબ-તલિયલ-મુઅમિનીન મિન્હુ બલાઅન હસના.''

''અને એટલા માટે કે મુસલમાનોને પોતાની તરફથી બેહતરીન આઝમાઇશમાં નાખે (કે જેથી દુશ્મનને પણ એનો અનુભવ થઇ જાય.)

એટલે દુશ્મનનું લશ્કર સંખ્યામાં બહુ મોટું હતું તેના મુકાબલે મુસલમાનો નજીવી સંખ્યામાં હતા. તેમ છતાં અલ્લાહ તઆલાએ નજીવી સંખ્યાના લશ્કરને વિરાટ સંખ્યાના લશ્કર સાથે અથડાવી માર્યું એ અલ્લાહ તરફથી મુસલમાનોની એક બેહતરીન કસોટી હતી. મુસલમાનો આ કસોટીમાં તોળાઇને કુશળતાથી પાર ઊતરી ગયા. અલ્લાહની મદદને ભરોસે તેઓ ન તો દુશ્મનની પ્રચંડ બહુમતીથી ડર્યા ન હથિયારોથી કે લશ્કરી ધૂમધડાકાથી ડર્યા. તેઓ પર એવી બહાદુરીથી તૂટી પડયા જેમ સિંહ બકરાં પર તૂટી પડે છે અથવા ગરૂડ ગગનનાં ઊડનારાં ચકલાં પર તૂટી પરે છે. આ રીતે કુફ્રો-શિર્કના ટાંટિયા ઢીલા થઇ ગયા અને ઇસ્લામનો પાયો દુનિયામાં મજબૂત થઇ ગયો. આ ઉત્તમ પરીક્ષા અલ્લાહ તઆલાએ થોડી સંખ્યાના લશ્કરને વિરાટ સંખ્યાના લશ્કર પર વિજયી બનાવીને મુસલમાનો પર મહાન ઉપકાર કર્યો કે જેથી તેઓ તેના ઉપકારનો આભાર માને અને તેની નિઅમતોની કદર કરે અને યકીન રાખે કે હારજીતનો આધાર હથિયારોની વિપુલતા કે લશ્કરની બહુમતી પર નથી.

**અબૂ જહલના કથનનો જવાબ**————એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ''ઇન તસ-તફ-તિહૂ ફકદ જાઅકુમુલ-ફત્હુ.....''

''અગર તમે ઇન્સાફની જીત ચાહો છો તો એ જીત તો તમારી પાસે આવી ગઇ (અને હે કુરૈશ!) અગર તમે અટકી જાવ તો એ તમારા માટે બેહતર છે અને જો તમે ફરીવાર એમ જ કર્યું તો અમે પણ ફરીથી એમ જ કરીશું.''

અબૂ જહલે બદ્રની લડાઇ વેળા ઊંચા સાદે દુઆ માગી હતી કે, ''હે અલ્લાહ અમારામાંથી જે માણસ

સગાઈના સંબંધ તોડનારા હોય, આજની લડાઈમાં તેનો વિનાશ બોલાવી દે !" તેની આ બદ-દુઆ કે શ્રાપ અલ્લાહનો અઝાબ બનીને તેની જ ઉપર તૂટી પડયો અને પોતાની બદ-દુઆનો પોતે જ ભોગ બની ગયો અને અલ્લાહ તઆલાએ બદ્રની લડાઈમાં તેનો વિનાશ બોલાવી દીધો અને મુસલમાનોને ફરમાવી દીધું કે દુશ્મનના મુકાબલામાં તમે ઈન્સાફની ફેંસલની દુઆ માગતા હતા તે કબૂલ કરી લેવામાં આવી છે અને કુરૈશને ફરમાવી દીધું કે બસ આટલેથી જ અટકી જાવ. અગર નહિ અટકયા અને બીજીવાર એમ જ કર્યું તો અમે પણ ફરીવાર એમ જ કરીશું. એટલે બદ્રમાં જે આફત તમારી ઉપર ઉતારી તેવી જ આફત ફરીવાર ઉતારીશું.

**અલ્લાહ અને રસૂલની ઇતાઅત**——————એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું "યા ઐયુહલ-લઝીન આમનૂ અતીઉલ્લાહ વ રસૂલહૂ....."

> "હે મુસલમાનો ! અલ્લાહ અને તેના રસૂલની તાબેદારી કરો અને તેનાથી મોઢું ન ફેરવો. જો કે તમે તેમની વાતો સાંભળો છો અને એવા લોકો જેવા ન બનજો જેઓએ કહી દીધું કે અમે સાંભળી લીધું જો કે તેઓ કોઈ વાત સાંભળતા નથી."

એટલે અલ્લાહ અને તેના રસૂલની વાતો સાંભળીને તેનો અમલ કરો અને મુનાફિકો જેવા ન બનો જેઓ રૂબરૂમાં તો કહી દે છે કે અમે જરૂર એનું પાલન કરીશું પણ પીઠ પાછળ જઈને તેનો વિરોધ કરે છે. એટલે તેઓનું સાંભળવું ન સાંભળવું સરખું છે. એજ લોકો અલ્લાહની મખ્લૂકમાં બદતરીન લોકો છે. અને બિલકુલ જાનવરો જેવા છે. ન હક વાત બોલે છે ન હક વાત સાંભળે છે ન હક વાત કબૂલ કરે છે ન ખરા-ખોટાને પારખવાની બુદ્ધિ ધરાવે છે.

એ પછી આગળ જતાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "વઝકુરૂ ઇઝ અન્તુમ કલીલુમ......."

> "અને યાદ કરો તે સમયને જયારે તમે થોડા હતા અને (મક્કહની) ભૂમિમાં કમજોર હતા. અને ડરતા હતા કે લોકો તમને ખતમ ન કરી નાખે તો તેણે તમને ઠેકાણું આપ્યું અને પોતાની મદદથી તમને ટેકો આપ્યો અને પાકીઝા વસ્તુઓની તમને રોજી આપી કે જેથી તમે તેનો શુક્ર અદા કરો.

(નોટ : આ પ્રકરણના લખાણને કાટી છાંટીને ટૂંકાણમાં તેનો ખુલાસો ગુજરાતીમાં રજૂ કર્યો છે. "હ")

---

## પ્રકરણ ૯૮

# અલ્લાહની ગૈબી મદદના બીજા બનાવો

દુશ્મનો સાથે જંગનો મૂળ હેતુ • ગનીમતના માલની વહેંચણી • બદ્રની લડાઇનો નકશો • રસૂલુલ્લાહ (સલ.)નો ખ્વાબ • મેદાને-જંગમાં મક્કમ રહેવાનો હુકમ • અભિમાન અને આડંબરની મનાઇ • યુદ્ધ માટે તૈયારીનો હુકમ • મુસલમાનોની બહાદુરીની શાન • બહાદુરીનો ઓછામાં ઓછો દરજ્જો • અલ્લાહના પાંચ વિશેષ ઇનામો • દુનિયા નહિ, આખેરત.

**દુશ્મનો સાથે જંગનો મૂળ હેતુ**————એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : "વકાતિલૂ હુમ હત્તા લા તકૂન ફિત્નહ....."

> "અને હે મુસલમાનો ! તમે તેઓની સાથે ત્યાં સુધી લડતા રહો કે (કુફ્ર-શિર્કનો) કોઇ ફિત્નો બાકી ન રહે (એટલે મૂર્તિપૂજા છોડીને મુસલમાન બનનારા લોકો કાફિરોના ત્રાસોથી સુરક્ષિત થઇ જાય) અને દીન પૂરેપૂરો અલ્લાહનો જ થઇ જાય. પછી જો તેઓ (પોતાના કુફ્રથી અને જોરજુલ્મ કરવાથી) અટકી જાય તો બેશક અલ્લાહ તેઓના કામોને જોઇ રહ્યો છે. પણ જો તેઓ મોઢું ફેરવી લે તો જાણી લો કે અલ્લાહ તમારો હિમાયતી છે. અલ્લાહ કેવો સારો હિમાયતી અને કેવો સારો મદદગાર છે."

એટલે ઇસ્લામના કટ્ટર દુશ્મનો સાથે ત્યાં સુધી લડો કે તેઓનું બળ તૂટી જાય અને તેઓ એટલા ઢીલા થઇ જાય કે લોકોને મુસલમાન બનવાથી અટકાવવાનું કે ઇસ્લામનો નાશ કરવાની ધમકીઓ આપવાનું સાહસ ન કરે. એટલું જ નહિ, તેઓની સાથે ત્યાં સુધી લડો કે કુફ્રો-શિર્કનો દબદબો તૂટી જાય, મૂર્તિપૂજાનું પોકળ અને લેભાગુ ભગવાનોની પોલ ખુલી જાય. જગતના બધા બાતિલ ધર્મો પર ઇસ્લામની હાક વાગવા લાગે ને દુનિયામાં ફકત અલ્લાહની જ સત્તા અને અલ્લાહનો જ હુકમ ચાલવા લાગે.

**ગનીમતના માલની વહેંચણી**————એ પછી અલ્લાહ તઆલાએ સૂરએ-અન્ફાલમાં ગનીમતના માલની વહેંચણીના નિયમો દર્શાવતાં ફરમાવ્યું : "વઅ-લમૂ અન્નમા ગનિમ તુમ મિન શૈઇન......"

> "અને જાણી લો કે (કાફિરોથી લડતાં) ગનીમતનો જે માલ તમે મેળવ્યો તેમાંથી પાંચમો ભાગ અલ્લાહનો છે, અને તેના રસૂલનો છે, અને તેમના કુટુંબીજનોનો છે, અને

યતીમોનો છે અને મુહતાજોનો છે અને મુસાફિરોનો છે અગર તમે ઈમાન ધરાવતા હો અલ્લાહ પર અને તે વસ્તુ પર જેને અમે ઉતારી છે અમારા બંદા મુહંમદ પર ફેસલાના દિવસે તે દિવસે જયારે કે બે લશ્કરો સામસામે ટકરાય ગયાં હતાં અને અલ્લાહ દરેક વસ્તુ પર કુદરત ધરાવનારો છે.''

ફેસલાના દિવસ માટે ઉપરની આયતમાં ''યવમલ-ફુર્કાન''ના શબ્દો આવ્યા છે જેના અર્થ જંગે-બદ્રનો દિવસ થાય છે. ફુર્કાન એટલે નોખા પાડવું, અલગ-અલગ કરવું, હકને બાતિલથી નોખા પાડવું, સત્યને અસત્યથી અલગ કરવું, ખરા અને ખોટા વચ્ચે ફેસલો કરવો....... મતલબ આ છે કે બદ્રને દિવસે ઈસ્લામ અને કુફ્ર વચ્ચે ટક્કર જામતાં અલ્લાહ તઆલાએ હકને બાતિલથી અલગ કરીને કે સત્યને અસત્યથી નોખું કરીને ચોખ્ખો ફેસલો કરી દીધો હતો. અને આ તે દિવસ હતો જયારે કે મુસલમાનોનું ટચૂકડું લશ્કર અને કુરૈશી કુફ્ફારનું વિરાટ લશ્કર બદ્રના મેદાનમાં આવીને એકબીજાની સામે પડાવ નાખીને પડેલું હતું.

**બદ્રની લડાઇનો નકશો**————ઈસ્લામી લશ્કરે અને કુરૈશી લશ્કરે બદ્રના મેદાનમાં આવીને કયા સ્થળે પડાવ નાખેલો હતો તેનો નકશો દર્શાવતાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ''ઈઝ અન્તુમ બિલ-ઉદ-વતિદ-દુન્યા વ હુમ બિલ ઉદ-વતિલ-કુસ્વા.......''

''જયારે કે તમે મેદાનને આ કિનારે હતા અને તેઓ મેદાનને પેલે કિનારે હતા અને કાફલો તમારાથી નીચાણની ભૂમિમાં હતો. અગર તમે આપસમાં લડાઈનો વાયદો કરી લીધો હોત તોય તમે એકી સાથે વાયદા મુજબ સમયસર પહોંચી ન શકતે. તમારામાં કંઈ ન કંઈ મતભેદ પડી જતે.''

એટલે તમે અબૂ સુફયાનના કાફલાને અટકાવવાને ઈરાદે નીકળ્યા હતા અને કુરૈશ અબૂ સુફયાનના કાફલાને બચાવવાને ઈરાદે નીકળ્યા હતા. એ માટે ન તમારા તરફથી કોઈ સ્થળ નક્કી કરવામાં આવ્યું હતું ન તેઓ તરફથી કોઈ સ્થળ નક્કી કરવામાં આવ્યું હતું. અગર વાયદાને આધારે બંને તરફથી કોઈ સમય અને સ્થળ નક્કી કરવામાં આવ્યાં હોત તો તેઓની સંખ્યા અને તેઓનું લશ્કરી બળ જોઈને તમે કદી લડવાનું પસંદ નહિ કરતે.

એ પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું : ''વલાકિલ-લિયક-દિયલ્લાહુ અમ્રન કાના મફઊલા.......''

''પરંતુ આ બધું એટલા માટે બન્યું (એટલે ઓચિંતા તમને એટલા માટે લડાવ્યા) કે જે કામ નિર્માણ થઈ ચૂકયું હતું તેને અલ્લાહ પૂરૂં જ કરી નાખે કે જેથી જેને મરવું હોય તે દલીલ કાયમ થવા પછી મરે અને જેને જીવવું હોય તે દલીલ કાયમ થવા પછી જીવે.''

બંને લશ્કરો અને કાફલાનો વ્યૂહ એવો હતો કે ઈસ્લામી લશ્કર મદીનહ તરફના મેદાનને છેડે હતું અને કુરૈશી લશ્કર મક્કહ તરફના મેદાનને છેડે હતું અને અબૂ સુફયાનનો કાફલો મેદાનની નીચાણની બાજુમાંથી સમુદ્રના કાંઠાની દિશાએ પસાર થઈ રહ્યો હતો. હવે નકશો એવો બન્યો કે ઈસ્લામી લશ્કર આ તરફ હતું. અબૂ સુફયાનનો કાફલો તે તરફ હતો. વચ્ચે કુરૈશી લશ્કર પડાવ નાખીને પડેલું હતું. કુરૈશ પોતાના કાફલાને બચાવવા આવ્યા હતા. તમે એ કાફલાને અટકાવવા આવ્યા હતા પણ કાફલો નીચાણની ખીણમાંથી કૂચકદમ

કરતાં સમુદ્ર કાંઠા તરફ સરકી ગયો. તે વેળા બંને લશ્કરો એક જ મેદાનને બે છેડે પડાવ નાખીને પડેલા હતાં. અગાઉથી કોઈને એકબીજાની ખબર ન હતી. સાબિત થઈ ગયું કે અલ્લાહ તઆલાએ જ પોતાની કુદરત અને હિકમતથી તમને ત્યાં પહોંચાડી દીધા અને પછી અણધારેલી રીતે બંને લશ્કરો વચ્ચે યુધ્ધના સંજોગો સર્જાવી દીધા કે જેથી જાહેર થઈ જાય કે સત્ય શું છે અને બાતિલ શું છે ? અથવા ખરાને ખોટાથી અલગ કરીને દેખાડી દે. અથવા જેને મરવું હોય તે દલીલપૂર્વક મરે અને જેને જીવવું હોય તે દલીલપૂર્વક જીવે !

**રસૂલુલ્લાહ (સલ.)નો ખ્વાબ**————એ પછી અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી ઈનામ રૂપે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને એક ખ્વાબ દેખાડયો જેનું વર્ણન કરતાં ફરમાવ્યું : ''ઈઝ યુરીકહુ-મુલ્લાહુ ફી મનામિક કલીલા......''

> ''હે નબી ! યાદ કરો તે સમયને જયારે અલ્લાહએ તમને ખ્વાબમાં તે લોકોને ઓછા કરીને દેખાડી દીધા. અગર અમે તેઓને મોટી સંખ્યામાં તમને દેખાડતે તો (હે મુસલમાનો!) તમે હિંમત હારી જતે અને જંગ વિષે ઝગડવા લાગી જતે. પણ અલ્લાહએ તમને બચાવી લીધા. બેશક અલ્લાહ દિલોના ભેદોને ખૂબ જાણનારો છે.''

બદ્રનું યુધ્ધ ખેલાયું તેની વીતેલી રાતે અલ્લાહ તઆલાએ રસૂલુલાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને ખ્વાબમાં કુરૈશી સૈન્યની સંખ્યાને ઓછી કરીને દેખાડી દીધી. એ પણ મુસલમાનો પર અલ્લાહનું મોટું ઈનામ અને તેની ગૈબી મદદ હતી. એનાથી મુસલમનોનોં ઉત્સાહ વધી ગયો.દુશ્મનનો ડર તેઓના દિલોમાંથી નીકળી ગયો. તેઓ જોશ અને જુસ્સામાં આવી ગયા. અને શૂરા બનીને દુશ્મન પર એવી રીતે તૂટી પડયા જેમ શેરે-બબર બકરાં પર તૂટી પડે છે.

એનાં પછીની આયતમાં અલ્લાહ તઆલા ફરમાવે છે : ''વ ઈઝ યૂરીકુમૂ-હુમ ઈઝિલ-તકૈતુમ.....''

> ''અને યાદ કરો તે સમયને જયારે તમે તેઓને મુકાબલે પડયા તો અલ્લાહે તેઓને તમારી આંખોમાં થોડા કરીને દેખાડી દીધા અને તેઓની આંખોમાં તમને થોડા કરીને દેખાડી દીધા કે જેથી જે કામ નિર્માણ થઈ ચૂકયું હતું, અલ્લાહ તેનો ફેસલો કરી નાખે.''

મુસલમાનોના મુકાબલામાં કુરૈશી સૈન્યની સંખ્યા ત્રણ ગણી હતી પણ લડાઈના મેદાનમાં મુસલમાનોને તેઓ છેક નજીવી સંખ્યામાં દેખાતા હતા. એનું રહસ્ય આ છે કે બદ્રમાં કુફ્રની હાલતમાં માર્યા જનારા કાફિરો ફકત ૭૫ હતા. જેઓ જીવતા બચી ગયા તેઓનો મોટો ભાગ આગળ જતાં મુસલમાન બની ગયો. આ મુસલમાન બનનારાઓને મુસલમાનોની નજરથી ઓઝલ રાખવામાં આવ્યા. મુશરિકોની આંખોમાં મુસલમાનો ઓછા દેખાયા તે લડાઈની શરૂઆતમાં હતું. બાદમાં મદદ માટે એક હજાર ફરિશ્તાઓનું લશ્કર આવી ગયું ત્યારે મુસલમાનો તેઓને મોટી સંખ્યામાં દેખાવા લાગ્યા.

બંને લશ્કરોને એકબીજાની નજરમાં ઓછાં કરીને દેખાડ્યાં તેનું રહસ્ય આ હતું કે બંને લશ્કરો એકબીજાને નજીવી સંખ્યામાં જોઈને આપસમાં ટકરાઈ જાય. અલ્લાહની ઈચ્છા એવી હતી કે પોતાના દુશ્મનના અભિમાનનું માથું તોડીને તેને કમજોર બનાવી દે અને પોતાના પયગમ્બરની મદદ કરીને તેમને બળવાન તથા આબરૂદાર બનાવી દે. એ પણ મુસલમાનો પર અલ્લાહના ઈનામોમાંથી એક મોટું ઈનામ હતું. આ ઈનામથી મુસલમાનોના હોંસલા બુલંદ થઈ ગયા. પોતે થોડા છે, નિર્બળ છે, હથિયાર વગરના છે તેવો અહેસાસ તેઓના દિલોમાંથી

નીકળી ગયા અને તેઓ શૂરા બનીને દુશ્મન સાથે ટકરાઈ ગયા.

(નોટ : બદ્રના યુધ્ધમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ બ-ઝાતે-ખુદ શામિલ હતા. લશ્કરની સંખ્યા૩૧૩ હતી. જેમાં ૭૭ મક્કહના મુહાજિર સહાબા અને ૨૩૬ મદીનહના અન્સાર સહાબા હતા. ૭૦ ઊંટો, બે અથવા ત્રણ ઘોડા, ૬ બખ્તરો અને ૮ તલવારો હતી. સામા પક્ષે એક હજાર લડવૈયા, ૭૦૦ ઊંટો, ૧૦૦ ઘોડા અને પૂરતાં હથિયારો હતાં. યુધ્ધ જામતાં અલ્લાહની ગેબી મદદ આવી લાગી. તો દુશ્મનના હાંજા ગગડી ગયા. તેઓમાં નાસભાગ મચી રહી. કેટલાક કતલ થયા, કેટલાક કેદ પકડાયા, કેટલાક જીવ બચાવવામાં સફળ થયા. સારાંશ કે પૂરી સાધન સામગ્રીવાળા બળવાન લશ્કરની હાર અને હરેક રીતે નબળી સ્થિતિના મુસલમાનોની જીત આંખોવાળાઓ માટે ઇબ્રતપાત્ર ઘટના છે. હારજીતનો આધાર સંખ્યા અને બળ પર નહિ, અલ્લાહની ઇચ્છા અને મદદ પર રહેલો છે. રશિયા જેવા સુપર પાવરનો તાજો દાખલો દુનિયાની આંખ સામે મવજૂદ છે. "હ")

**મેદાને-જંગમાં મક્કમ રહેવાનો હુકમ**————એ પછી અલ્લાહ તઆલાએ મુસલમાનોને મેદાને-જંગમાં સ઼ાબિત-કદમ એટલે અડગ અને મક્કમ રહેવાનો હુકમ આપતાં ફરમાવ્યું : "યા ઐયુહલ-લઝીન આમનૂ ઇઝા લકીતુમ ફિઅતન ફસ઼્બુતૂ....."

> "હે મુસલમાનો ! જ્યારે કોઇ લશ્કર સાથે તમારો મુકાબલો થાય તો સ઼ાબિત કદમ રહો અને અલ્લાહને ખૂબ યાદ કરતા રહો કે જેથી તમે સફળતા મેળવી લો. અને અલ્લાહ તથા તેના રસૂલનો હુકમ માનો અને આપસમાં ઝગડો નહિ કરો, નહિ તો તમે બુઝદિલ બની જશો અને તમારી હવા ઊખડી જશે અને ધીરજ ધરો બેશક અલ્લાહ ધીરજવાનોની સાથે છે."

"ફસ઼્બુતૂ" એટલે સાબિત-કદમ રહો. કાફિરના મુકાબલામાં અડગ, અચળ અને દ્રઢ રહો. તમારા કદમ ડગમગાવા નહિ પામે. એની સાથે આ શર્ત પણ છે કે, "વઝ-કુરુલ્લાહ કસ઼ીરા." એટલે સાથે-સાથે અલ્લાહને પણ યાદ કરતા રહો. અલ્લાહના પવિત્ર નામની માળા જપતા રહો. તેની બારગાહમાં દુઆ માગતા રહો. તેની પ્યારો મદદની યાચના કરતા રહો. એનાથી ઇમાન તાજું રહે છે. દિલને શાંતિ મળે છે. મન પ્રફુલ્લ રહે છે. જિહાદનો જોશ અને જુસ્સો કાયમ રહે છે. અને "હિંમતે-મર્દાં તો મદદે-અલ્લાહ"નો વાયદો પૂરો થાય છે. અલ્લાહની યાદ અને દુઆ એજ મુસલમાનોનું સૌથી મોટું હથિયાર હોય છે.

એ પછી ફરમાવ્યું કે આપસના ઝગડા અને વિખવાદથી દૂર રહો. પરસ્પરની લડઝગડથી તમે બુઝદિલ બની જશો. તમારી હિંમતો પડી ભાંગશે. તમારા હોસલા પસ્ત થઇ જશે. દુશ્મનોના દિલો પર તમારી જે ધાક બેઠેલી છે તેની હવા ઊખડી જશે. અગર તમે સંપથી રહેશો અને ધીરજથી કામ લેશો તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે હું ધીરજવાનોની સાથે છું.

**અભિમાન અને આડંબરની મનાઇ**————તે પછી અલ્લાહ તઆલાએ મુસલમાનોને અભિમાન, અહંકાર, સેંકડાઇ, તુમાખી તેમ ડોળદંભ અને જાહેરી ભપકા કે ધૂમધડાકાથી અલગ રહેવાની નસીહત ફરમાવી અને ફરમાવ્યું : "વલા તકૂનૂ કલ્લઝીન ખરજૂ મિન દિયારિ હિમ બ-ત-રવ-ન-રિઆઅન-નાસ......"

> "અને તમે તે લોકોના જેવા ના બનજો જેઓ પોતાના ઘરોમાંથી ઇતરાતા-અકડાતા અને લોકોને (પોતાની જાહોજલાલીનો ભપકો) દેખાડતા નીકળ્યા. અને તેઓ લોકોને અટકાવતા હતા અલ્લાહના માર્ગથી અને અલ્લાહ તેઓના તમામ કામોને

ઘેરી વળેલા છે.''

આયતમાં ''બતર'' શબ્દ (તોયથી) આવેલો છે. જેના અર્થ ઇતરાવું, અકડવું, મોટાઇ મારવી, ભપકો દેખાડવો વગેરે થાય છે. મક્કહના કુરૈશ પોતાના કાફલાને બચાવવા એવી હેંકડાઇ, એવી શાનો-શવકત, એવા ધૂમધડાકાથી ઇતરાતા-મલકાતા નીકળ્યા હતા જાણે તેઓનો લશ્કરી ભપકો કે દબદબો જોતાં જ મુસલમાનોના છક્કા છુટી જશે અને તેઓ મેદાન મૂકીને ભાગતા નજર આવશે. અબૂ જહલ આ જાહેરી ભપકા કે લશ્કરી દબદબાથી મુસલમાનો ઉપરાંત આખા અરબખંડ પર પોતાની ધાક બેસાડવા માગતો હતો એટલે જ તેણે મક્કહ પાછા વળવાની કોઇની સલાહ માની ન હતી.

કુરૈશની હેંકડાઇ અને જાહેરી ભપકાના મુકાબલામાં અલ્લાહ તઆલાએ મુસલમાનોને નસીહત ફરમાવી કે તમારે કાફિરો જેવા બનવું નહિ. કોઇ કામ પર ઇતરાવું કે અકડાવું નહિ. કોઇ વાતની બડાશ મારવી નહિ. દંભ, દેખાવ, આડંબર અને અભિમાનથી અલગ રહેવું અને તમારૂં દરેક કામ માત્ર અલ્લાહની રઝામંદી તથા આખેરતની કામયાબી માટે હોવું જોઇએ.

**યુદ્ધ માટે તૈયારીનો હુકમ**————એ પછી અલ્લાહ તઆલાએ મુસલમાનોને દુશ્મનો તરફથી સાવધ રહીને તેઓના મુકાબલા માટે દરેક પ્રકારના લડાયક શસ્ત્રો તૈયાર રાખવાનો હુકમ આપતાં ફરમાવ્યું: ''વ અઇદ્દૂ લહુમ મસ-તતઅ-તુમ મિન કુવ્વતિંવ-વમિર રિબાતિલ-ખૈલ......''

> ''અને હે મુસલમાનો ! તમે તેઓના મુકાબલા માટે તમારાથી બને તેટલું બળ અને કેળવેલા ઘોડાઓથી તૈયારી રાખો કે તેના વડે તમે અલ્લાહના દુશ્મનો અને તમારા પોતાના દુશ્મનો અને તેઓ વગર બીજા દુશ્મનો પર તમારી ધાક બેસાડતા રહો......
>
> ''અને જે કંઇ તમે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરશો તેનું પૂરેપૂરૂં વળતર તમને આપી દેવામાં આવશે અને તમારી સાથે જરાયે અન્યાય નહિ કરવામાં આવશે.''

ઇસ્લામના દુશ્મનો છેલ્લા દરજ્જાના કાવતરાંબાજ, કરારભંગી, વિશ્વાસઘાતી અને ખંધા હોય છે ક્યારે દગો આપીને ઓચિંતા તૂટી પડે તે કહી શકાય નહિ. જેથી તેઓ તરફથી સાવધ રહીને તેઓના મુકાબલા માટે હથિયારો તેમ હરેક પ્રકારની સાધનસામગ્રીથી હર પળે તૈયાર રહેવાનો હુકમ ફરમાવી દીધો. આ લડાયક તૈયારી પાછળ મુસલમાનો જે કંઇ ખર્ચ કરશે તેનું પૂરેપુરૂં વળતર આપી દેવાનું અલ્લાહ તઆલાએ તેઓને વચન આપી દીધું છે એટલે આખેરતમાં જન્નત રૂપે જે બદલો મળશે તે અલગ, અહીં દુનિયામાં પણ પૂરૂં વળતર આપી દેવાનું ફરમાવ્યું છે.

એ પછીની આયતમાં સુલેહનું બયાન થયેલું છે જેમકે ફરમાવ્યું છે : ''વ ઇન જ-ન-હૂ લિસ-સલ્મે ફજ-નહ લહા વ તવક્કલ અલલ્લાહ... ''

> ''અને જો તેઓ સુલેહ તરફ ઝુકે તો તમે પણ તે તરફ ઝુકી જાવ અને અલ્લાહ પર ભરોસો કરો. બેશક અલ્લાહ સાંભળનારો, જાણનારો છે.
>
> ''અને જો તેઓ તમને ધોકો આપવાના વિચારે સુલેહ કરે તો અલ્લાહ તમારા માટે કાફી છે......''

દગાબાજ દુશ્મન ક્યારે ધોકો આપી દે તે કહી શકાય નહિ અને દિલોનો ભેદ અલ્લાહ વગર કોઇ જાણતું નથી. જાનના ખોફથી દુશ્મન સુલેહ તરફ ઝુકી જાય તો તમારે પણ ખાતરી કર્યા પછી તેઓ સાથે સુલેહ કરી લેવી જોઇએ. અને અલ્લાહ પર ભરોસો કરવો જોઇએ, પણ તેઓના ધોકા તરફથી પણ સજાગ રહેવું જોઇએ. કદાચ તેઓ ધોકો આપી જ દે તો અલ્લાહ તમારી મદદ માટે કાફી છે. કેમકે તેઓની છુપી તદબીરો પેઠે અલ્લાહની પણ છુપી તદબીરો હોય છે.

**મુસલમાનોની બહાદુરીની શાન**————કાફિર દુશ્મન સાથે જિહાદ કરનારા મુસલમાનો કેટલા બહાદુર હોય શકે અને તેઓની બહાદુરીની કેવી શાન છે તેનું ધોરણ દર્શાવતાં અલ્લાહ તઆલા ફરમાવે છેઃ ''યા ઐયુહન-નબીય્યુ હર-રિદિલ-મુઅમિનીન અલલ-કિતાલ....''

> ''હે નબી ! મુસલમાનોને ઉત્સાહી બનાવો જિહાદ માટે. અગર તમારામાં દ્રઢ કે અડગ રહેનારા વીસ મુજાહિદો હશે તો તેઓ બસો દુશ્મનો પર ફતેહ મેળવશે અને જો તમારામાંથી એક સો એવા હશે તો એવા હજાર કાફિરો પર વર્ચસશાળી રહેશે. કારણ કે કાફિરો સમજબુધ્ધિ ધરાવનાર કૌમમાંથી નથી.''

એટલે ઇસ્લામના દુશ્મનો અલ્લાહ અને આખેરતને માનતા નથી. નેકી અને બદીનો ભેદ જાણતા નથી. મરણ પછીના જીવનમાં કરણીના ફળનો અકીદો ધરાવતા નથી. અલ્લાહને છોડીને તેણે પેદા કરેલી વસ્તુઓની પૂજા કરતા હોવાથી તેઓનો કોઇ બેલી હોતો નથી. મરણ પામીને માટીમાં મળી જવાની માન્યતા ધરાવતા હોવાથી માત્ર દુનિયાના સ્વાર્થની સિધ્ધિ ખાતર લડતા હોય છે. જેથી તેઓ ટૂંકી બુધ્ધિના અને સંકુચિત મનોદશાના હોય છે. એથી વિરૂધ્ધ મુસલમાનોની જ્ઞાનબુધ્ધિ આ દુનિયાથી લઇને તે દુનિયા સુધી વિકસેલી હોય છે. તેઓ અલ્લાહનો બોલ બાલા કરવા ખાતર લડતા હોય છે. જાનનો ખતરો ઊભો થતાં કાફિરો દુમ દબાવીને ભાગી ઊઠે છે. જ્યારે મુસલમાનો માટે જાનના ખતરા જેવી કોઇ બીક હોતી નથી કેમકે માર્યા ગયા તો શહીદ અને જીવતા રહ્યા તો ગાઝી. દુનિયાની પણ કામયાબી આખેરતની પણ કામયાબી. મુસલમાનોના જાન-માલ તો અલ્લાહએ અગાઉથી જ જન્નતના બદલામાં ખરીદી લીધેલા હોય છે જેથી તેઓ આ પાર કે પેલે પારનો નિર્ણય કરીને લડતા હોય છે. અને અલ્લાહ તરફથી તેઓને ગૈબી મદદ પણ મળે છે.

**બહાદુરીનો ઓછામાં ઓછો દરજો**————એ પછી અલ્લાહએ મુસલમાનો માટે વધારે આસાની કરીને બહાદુરીનું પ્રમાણ ઘટાડી દેતાં ફરમાવ્યું : અલઆન ખફ-ફફલ-લાહુ અન્કુમ વ અલિમા અન્ન ફીકુમ દઅફન.......''

> ''હવે અલ્લાહએ બોજો હળવો કરી દીધો તમારાથી અને જાણી લીધું કે તમારામાં કંઇક નબળાઇ છે તો , હવે જો તમારામાં દ્રઢ રહેનારા એક સો માણસો હશે તો તેઓ બસો પર ગાલિબ આવી જશે અને જો તમારામાંથી એક હજાર એવા હશે તો બે હજાર પર તેઓ જીત મેળવી લેશે અલ્લાહના હુકમથી.....''

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદિયલ્લાહુ અન્હુથી રિવાયત છે કે જ્યારે, દસના મુકાબલામાં સો કાફિરો અને સો ના મુકાબલામાં એક હજાર કાફિરો સાથે લડવાની આયત ઊતરી તો અમુક મુસલમાનોને બહુ બોજ જેવું લાગ્યું ત્યારે અલ્લાહ તઆલાએ મુસલમાનો પર દયા કરીને ઓરબી આસાની કરી દીધી અને બહાદુરીનું

પ્રમાણ ઘટાડીને, બસોને મુકાબલે એક સો તથા બે હજારને મુકાબલે એક હજાર કરી દીધું.

આમ છતાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના મુબારક જમાનામાં એક હજાર મુસલમાનો એંસી હજાર કાફિરો સાથે લડયા છે અને ''જંગે-મૂતહ''માં તો ફક્ત ત્રણ હજાર મુસલમાનો બે લાખ કાફિરોને મુકાબલે મક્કમ રહીને વીરતાથી લડયા છે અને આવા તો અનેક દાખલા ઇસ્લામી ઇતિહાસને પાને નોંધાયેલા છે.

**અલ્લાહના પાંચ વિશેષ ઇનામો**————એ પછી મુસલમાનોએ કુરૈશને કેદ પકડયા અને ગનીમતનો માલ હાથ કીધો તે પ્રત્યે અલ્લાહ તઆલાએ પોતાની નારાજી જાહેર કરી કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમથી પહેલાંના પયગમ્બરોમાંથી કોઇ પયગમ્બરે દુશ્મનો પાસેથી ગનીમતનો માલ હાથ કરીને ખાધો નથી.

ઇબ્ને ઇસ્હાક કહે છે : મને અબૂ જઅફર મુહંમદ બિન અલી બિન હુસૈન કહ્યું કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ ફરમાવ્યું :

| | |
|---|---|
| નુસરિતુ બિર-રૂઅબે. | મારી મદદ કરવામાં આવી રૂઆબથી |
| વ જુઇલત લિયલ-અર્દુ, | અને બનાવી દેવામાં આવી મારા માટે જમીનને |
| મસ્જિદંવ-વ-તહૂરા. | મસ્જિદ તથા પાક સ્થળ. |
| વ ઉઅતીતુ જવામિઅલ-કલિમ. | અને ઇનામ આપવામાં આવ્યું મને ''જવામિઉલ-કલિમ''નું. |
| વ ઉહિલ્લત લિયલ-મગાનિમુ, | અને હલાલ કરવામાં આવ્યો મારા માટે ગનીમતનો માલ; |
| વલમ તુહલલ લિ-નબીય્યીન, | જેને હલાલ નહિ કરવામાં આવ્યો કોઇ નબી માટે |
| કાના કબ્લી. | મારાથી પહેલાં. |
| વ ઉઅતી-તુશ-શફાઅત. | અને અર્પણ કરવામાં આવી મને શફાઅત. |
| ખમ્સુન લમ તુઅ-તહુન્ન | આ પાંચ વસ્તુઓ નહિ આપવામાં આવી |
| નબીય્યુન કબ્લી. | મારાથી પહેલાંના કોઇ નબીને. |

ગુજરાતી સંપાદકની નોંધ :- રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમને અલ્લાહ તઆલા તરફથી ખાસ પાંચ વસ્તુઓનું એવું ઇનામ મળ્યું જે આપથી પહેલાંના કોઇ નબીને નહિ મળ્યું :

•———પહેલી વસ્તુ રૂઆબ એટલે ધાક અને દબદબો. એવી ધાક, એવો દબદબો કે જેનાથી દુશ્મનો થથરી ઊઠે, તેઓના હાંજા ગગડી જાય, કાળજાં તાળવે આવી લાગે.

•———બીજી વસ્તુ મસ્જિદ એટલે આખી ધરતીને આપના માટે મસ્જિદ બનાવી દેવામાં આવી. ફક્ત મસ્જિદમાં જ નહિ, ધરતીના કોઇ પણ ભાગમાં નમાઝ પઢી શકાય છે અને તે જગા મસ્જિદ જેવી જ પાક હોય છે. આપથી પહેલાં કોઇ નબી માટે આખા જગતની જમીનને મસ્જિદ નહિ બનાવવામાં આવી.

•———ત્રીજી વસ્તુ ''જવામિઉલ-કલિમ''———એમાં ''જવામિઅ''શબ્દ ''જામિઅ'' શબ્દનું બહુવચન છે અને જામિઅ એટલે જમા કરનાર, ભેગું કરનાર વગેરે. એવી જ રીતે ''કલિમ'' શબ્દ ''કલિમહ''નું બહુવચન છે માણસના મુખેથી નીકળતી વાતો, શબ્દો કે બોલોને કલિમા કહે છે. મતલબ આ કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમની મુબારક જીભથી જે કલિમહ કે બોલો નીકળતા તેના શબ્દો થોડા પણ અર્થો બેહદ વિશાળ અને રહસ્યો તથા મર્મોથી ભરેલા હોતા. આપ સાચા અર્થોમાં વાણીપ્રતિભા, વાકચાતુર્ય અને ભાષાવિજ્ઞાનના

ભંડાર હતા. અલ્લાહ તઆલાએ આપને "અલ-કલામુલ-જામિઅ" બનાવ્યા હતા. એટલે જેના શબ્દો થોડા અને અર્થો વિશાળ હોય.

●———ચોથી વસ્તુ "મગાનિમ" જે મગ્નમ શબદનું બહુવચન છે જેના અર્થ લૂંટનો માલ થાય છે. ઇસ્લામમાં મગાનિમ તે માલને કહે છે જે કાફિર દુશ્મનો સાથેની લડાઇમાં મુસલમાનોને મળવા પામે. આ માલ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ માટે હલાલ કરી દેવામાં આવ્યો. આપથી પહેલાંના કોઇ પયગમ્બર માટે હલાલ નહિ હતો.

●———પાંચની વસ્તુ શફાઅત જેના અર્થ સિફારિશ કે ભલામણ થાય છે. કિયામતને દિવસે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ પોતાની ઉમ્મતના ગુનેહગાર લોકો માટે અલ્લાહના દરબારમાં માફીની ભલામણ કરશે અને તેઓને જહન્નમથી છોડાવીને જન્નતમાં લઇ જશે. અલ્લાહના આ પાંચ ઇનામો છે જે આપને ખૂસૂસી રીતે ઇનાયત કરવામાં આવ્યાં. (સંપાદકની નોંધ પૂરી થઇ. "હ")

**દુનિયા નહિ, આખેરત**————ઇબ્નેઇસ્હાક કહે છે : એ પછી મુસલમાનોએ બદ્રમાં પકડાયેલા કેદીઓ પાસેથી દંડની રકમ લઇને, બદલામાં તેઓને છોડી મૂકયા તે વાત અલ્લાહ તઆલાને ગમી નહિ જેથી પોતાની નારાજી દર્શાવતાં ફરમાવ્યું : "મા કાના લિ-નબીય-યિન અંય-યકૂન લહૂ અસ્રા હત્તા યુસ્-ખિના ફિલ-અર્દ......."

> "કોઇ નબીની શાનને લાયક નથી કે તેની પાસે કેદીઓ બાકી રહે; ત્યાં સુધી કે જમીનમાં સારી રીતે ખૂનરેજી નહિ કરી લે.
>
> (હે મુસલમાનો !) "તમે દુનિયાનો માલસામાન ચાહો છો અને અલ્લાહ તમારા માટે આખેરતની ભલાઇ ચાહે છે......અગર અલ્લાહનું લખાણ અગાઉથી નિર્માણ ન થઇ ચૂકયું હોત તો જે માલ તમે લીધા તેના બદલામાં તમારી ઉપર મોટો અઝાબ આવી લાગતે."

જંગે-બદ્રમાં કુરૈશના ૭૦ માણસો કેદ થયા હતા. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમએ કેદીઓના મામલામાં પોતાના સહાબાની સલાહ માગી તો હઝરત અબૂબક્ર સિદ્દીકે પોતાનો મત રજૂ કરતાં અરજ કરી, "યા રસૂલુલ્લાહ ! આ બધા કેદીઓ આપણા જ સગાંસ્નેહીઓ છે. એમને દંડ લઇને છોડી મૂકો. કદાચ આગળ જતાં એ લોકો મુસલમાન બની જાય તો અલ્લાહ તઆલા એ બધાને જહન્નમની આગથી બચાવી લેશે."

હઝરત ઉમર ફારૂકે પોતાનો અભિપ્રાય રજૂ કરતાં અરજ કરી, "યા રસૂલલ્લાહ ! આ બધા કેદીઓ અલ્લાહ અને તેના રસૂલના દુશ્મન છે. એ લોકોએ આપને જૂઠલાવ્યા છે. આપની સાથે લડાઇ કરી છે. આપને આપના વતનથી હાંકી કાઢયા છે. એ બધા કુફ્ર-શિર્કના ચાલતા ફરતા પૂતળાં છે. એ બધાને કતલ કરાવી નાખો કે જેથી ઇસ્લામને સરબુલંદી મળે અને કુફ્રનું મોં કાળું થાય."

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ સમગ્ર જગતના લોકો માટે દયાના ભંડાર બનીને પધાર્યા હતા. આપે હઝરત અબૂબકર્ની સલાહ વધાવી લીધી. મુસલમાનોની બહુમતીનું વલણ પણ એજ તરફ હતું જેથી આપે દંડની રકમ લઇને બધા કેદીઓને આઝાદ કરી દેવાનો હુકમ ફરમાવી દીધો.